: પ્રકાશક :
વકીલ ચીમનલાલ અમૃતલાલ શાહ
બાબુલાલ જેશિંગલાલ મહેતા
ઓનરરી સેક્રેટરીઓ.
શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા
અને
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા
[સદ્‌ગત શેઠ શ્રી વેણીચંદ સુરચંદ સંસ્થાપિત]



—: પ્રાપ્તિસ્થાનો :—

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ
મહેસાણા [ઉ. ગુજરાત]

卐

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ
પાલીતાણા [સૌરાષ્ટ્ર]

વીર સં. ૨૪૯૭
વિ. સં. ૨૦૨૭

મૂલ્ય—સદુપયોગ

સને ૧૯૭૧
પ્રત ૧૦૦૦

: મુદ્રક :
ભાનુચંદ્ર નાનચંદ મહેતા
શ્રી બહાદુરસિંહજી પ્રી. પ્રેસ
પાલીતાણા.

# સંપાદકીય નિવેદન

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

વર્તમાનકાળમાં જૈન શ્વેતામ્બર સંપ્રદાયમાં કર્મવાદને લગતા જે આગમો અને જે ગ્રન્થો મળે છે તેમાં પ્રસ્તુતગ્રન્થનું મુખ્ય સ્થાન છે એ હકીકત કર્મસિદ્ધાન્તના જાણનારાઓથી અજાણ નથી.

ભારતીય દરેક દર્શનમાં કોઇ ને કોઇ રીતે ઓછા કે વધુ પ્રમાણમા કર્મવાદનું સ્થાન ગોઠવાયેલું છે પરંતુ જૈનદર્શનમાં જેમ સ્યાદ્વાદ અહિંસાવાદ આદિનું જેટલું વિસ્તૃત અને વ્યવસ્થિત સ્વરૂપ છે તેવું જ વિસ્તૃત અને વ્યાપક પ્રમાણમાં કર્મવાદનું સ્થાન રહેલું છે. તેવું કર્મવાદનું સ્થાન અન્ય કોઇ દર્શનમાં જોવા મળતું નથી. આ હકીકત નક્કર હોવા છતાં જૈનદર્શન કેવલ કર્મવાદને જ માને છે એ માન્યતા ભૂલ ભરેલી છે. કેમકે કર્મવાદની જેમ આ દર્શન કાળ, સ્વભાવ, નિયતિ અને પુરુષાર્થ આ ચાર વાદોને પણ તેટલું જ મહત્ત્વ આપે છે અને ભિન્ન ભિન્ન કાર્યોમાં તેઓમાંના કોઈ એકને મુખ્ય રાખી બાકીનાઓને ગૌણ તરીકે સ્વીકારે છે.

જૈનદર્શનમા ઘણા ખરા આગમોમાં છુટક છુટક કર્મને લગતી વિચારણાઓ જોવા મળે છે પરંતુ હાલમાં જેનો વિચ્છેદ છે તે દૃષ્ટિવાદ નામના બારમા અંગમાં કર્મપ્રવાદ નામના સંપૂર્ણ પૂર્વમાં અને અગ્રાયણીય નામના પૂર્વના કેટલાય ભાગોમાં સાંગોપાંગ સવિસ્તૃત વિચારણાઓ કરવામાં આવેલ છે અને તે જ પૂર્વશ્રુતના આધારે પૂજ્ય ચન્દ્રર્ષિ મહત્તરાચાર્યે ૯૯૧ ગાથા પ્રમાણ આ પંચસંગ્રહ મૂળ ગ્રન્થની અને તેના ઉપર લગભગ નવથી દશહજાર શ્લોક પ્રમાણ સ્વોપજ્ઞ ટીકાની રચના કરેલી છે અને પૂજ્ય આચાર્ય મલયગિરિજી મહારાજ સાહેબે અઢાર હજાર શ્લોક પ્રમાણ ટીકા રચેલ છે.

પ્રસ્તુત ગ્રન્થના કર્તા આચાર્ય શ્રી ચન્દ્રમહત્તરાચાર્ય ક્યારે થયા ? અને તેઓશ્રીએ બીજા કોઇ ગ્રન્થો રચેલ છે કે નહી તે બાબત ખાસ કોઇ સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી માત્ર સ્વોપજ્ઞ ટીકાના અંતે પ્રશસ્તિમાં પોતે 'પાર્શ્વર્ષિના શિષ્ય ચન્દ્રર્ષિ નામના સાધુ વડે' આટલો ઉલ્લેખ મળે છે પણ તેઓશ્રી મહત્તરપદથી વિભૂષિત હતા એમ કેટલાય સ્થળે જોવામાં આવે છે અને મહત્તર શબ્દ વીરની નવમી દશમી સદીમા વધારે પ્રચલિત હતો તેથી તેઓશ્રી નવમી તથા દશમી સદીમાં થયેલ હશે અને મહત્તર પદથી વિભૂષિત હશે એમ અનુમાન કરી શકાય છે. ટીકાકાર પૂજ્ય આચાર્ય મલયગિરિજી મહારાજ સાહેબનું પણ સ્પષ્ટ જીવનચરિત્ર ક્યાંય જોવામાં આવતું નથી પણ આ આચાર્ય મહારાજ કલિકાલસર્વજ્ઞ પૂજ્ય આ૦ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજના સમકાલીન હતા અને તેઓશ્રીએ સરસ્વતીદેવીની આરાધના કરી આગમો તથા પ્રકરણાદિ ઉપર ટીકા રચવાનું વરદાન

પ્રાપ્ત કરેલ તેથી તેઓશ્રીએ ઘણા આગમો તથા પ્રકરણાદિ ઉપર સરળ અને સુંદર કરેલ ટીકાઓ આજે પણ પ્રાપ્ત થાય છે.

પૂજ્ય પ્રેરકશ્રીના દાદાગુરુ પૂજ્યપાદ સ્વ૦ આચાર્ય વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સાહેબને પણ આ વિષયમાં ખૂબ જ રસ અને તત્ત્વસ્પર્શી-બોધ હતો તેથી મહેસાણામા તેઓશ્રી જ્યારે જ્યારે પધારતા ત્યારે ત્યારે મને ઉપાશ્રયે બોલાવતા અને હંમેશા કલાકો સુધી આઠ કરણો અને તેમાં આવતા ઉપશમનાકરણ, ક્ષપકશ્રેણિ આદિ વિષયોની ઘણી જ ઊંડાણપૂર્વક વિચારણાઓ કરવાનો અને તેઓશ્રીની પાસેથી મને નવું નવું જાણવાનો લાભ મળતો હતો. તેમજ તેઓશ્રીના શિષ્યરત્ન સ્વ૦ પરમપૂજ્ય પંન્યાસશ્રી કનકવિજયજી મહારાજ સાહેબને પણ આ વિષયનો એટલો જ રસ હતો અને તેથી જ તેઓશ્રીના શિષ્યરત્ન અને પ્રસ્તુત ગ્રન્થના પ્રેરક પરમ પૂજ્ય મુનિશ્રી રુચકવિજયજી મહારાજ સાહેબે પણ મહેસાણામાં ચાતુર્માસ દરમ્યાન અપ્રમત્ત ભાવે છ માસ સુધી સતત અથાગ પ્રયત્ન કરી કર્મપ્રકૃતિ આદિ ગ્રન્થોનો તત્ત્વસ્પર્શી મનનપૂર્વક સુંદર અભ્યાસ કર્યો ત્યારથી જ આ વિષય ઉપર તેઓશ્રીનું ચિંતન સતત ચાલુ જ રહ્યું અને અવસર પ્રાપ્ત થતા પંચસંગ્રહ ગ્રન્થનું કેટલાક સુધારા વધારા સાથે પુનઃ અનુવાદ કરવાનુ કાર્ય ભાઈશ્રી વસંતલાલ મફતલાલ દ્વારા મને સુપ્રત કરવામાં આવ્યું અને મારી ચક્ષુવિકલતા આદિના કારણે પરાધીનતા હોવા છતા આ કાર્ય કરવામાં મને પણ ઘણું નવીન વિચારવા અને જાણવા મળશે એમ માની મેં સહર્ષ તેનો સ્વીકાર કર્યો.

આ વિષય એટલો બધો ગહન હોવાથી અનેક વર્ષો સુધી તેના ઉપર ચિંતન મનન કરવા છતાં તેનો વિશાળ બોધ અશક્ય નહી તો દુઃશક્ય તો માની શકાય. તેથી તે વિષયનો મને ખાસ બોધ ન હતો છતાં ત્રીશ વર્ષ પહેલાં આ સંસ્થાના માનદ મંત્રી ડોક્ટર મગનલાલ લીલાચંદભાઈએ અને ભૂતપૂર્વ મેનેજર અને મારા વિદ્યાગુરુ પૂજ્ય મુરબ્બી શ્રી પ્રભુદાસ બેચરદાસભાઈએ અથાગ પ્રયત્ન દ્વારા આ વિષયના નિષ્ણાત સીનોર નિવાસી પંડિત શ્રીયુત્ ચંદુલાલ નાનચંદભાઈની સંસ્થામા ખાસ નીમણુંક કરી તેઓશ્રીના પાસે મને તથા મારા સહાધ્યાયી બાબુલાલ સવચંદભાઈને આ વિષયનો શક્ય તેટલો સારા અને સચોટ બોધ કરાવવા કમ્મપયડી આદિ ગ્રન્થોનો મનનપૂર્વક અભ્યાસ કરાવેલ અને છેલ્લા દશેક વર્ષથી સિદ્ધાન્તમહોદધિ સ્વર્ગસ્થ આચાર્યદેવ ૧૦૦૮ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબની અને તેઓશ્રીની નિશ્રામાં કર્મસિદ્ધાન્તોનો અતિ ઊંડાણ પૂર્વક અભ્યાસ કરી સંશોધન કરવા પૂર્વક કર્મસાહિત્યને લગતા અનેક નવીન ગ્રન્થોના નિર્માતા પ૦ પૂ૦ મુનિરાજ શ્રી જયઘોષવિજયજી મ૦ સા૦ ધર્માનંદવિજયજી મ૦ સા૦ વીરશેખરવિજયજી મ૦ સા૦ અને જગચ્ચન્દ્રવિજયજી મ૦ સા૦ આદિ અનેક મુનિ ભગવંતોની અત્યન્ત કૃપાદૃષ્ટિથી મને તે નવા ગ્રન્થો વાચવા અને મનન આદિ કરવાનો તેમજ પ્રસંગોપાત્ત થયેલ શંકાઓનું સમાધાન આદિ મેળવવાનો અપૂર્વ લાભ મળતો હતો અને આ ગ્રન્થમાં પણ સારસંગ્રહ, પ્રશ્નોત્તરી તેમજ ટીપ્પણો આદિ લખવામા તેઓશ્રીએ બનાવેલ ઉત્તરપયડીબંધો આદિ અનેક ગ્રન્થોમાથી વિશેષ માર્ગદર્શન મળ્યું અને તદુપરાત તેઓશ્રીએ જાતે પણ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી કેટલાક માર્મિક વિષયોના આગમપાઠો આદિ બતાવી સુંદર ખુલાસાઓ આપેલ. આમ આ વિષયનો મને કંઈક બોધ થવાથી આ ગ્રન્થ સંપૂર્ણ તૈયાર કરી શક્યો છું

તેથી માતૃસંસ્થા શ્રીમદ્ યશોવિજયજી પાઠશાળાનો, પૂજ્ય વિદ્યાગુરુઓનો અને સ્વર્ગત પરમપૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબ આદિનો હું અત્યન્ત ઋણી છુ અને તે સર્વનો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે.

સારસંગ્રહ આદિનું સંપૂર્ણ મેટર પ્રથમ દ્વારનું પરમપૂજ્ય મુનિરાજ શ્રી જગચ્ચન્દ્રવિ૦ મ૦ સા૦ દ્વિતીય દ્વારનું પંડિતશ્રી ધીરજલાલ ડાહ્યાલાલે, તૃતીય દ્વારનું મુનિરાજ શ્રી મહાભદ્રવિજયજી મ સા. જયઘોષવિજયજી મ૦ સા૦ વીરશેખરવિજયજી મ૦ સા૦ અને પંડિત શ્રી છબીલદાસ કેશરીચંદભાઇએ અને એકથી પાંચે દ્વારનું મેટર પંડિત શ્રી અમૃતલાલ મુળચંદભાઈએ તેમજ પંચમ દ્વારનું મેટર પ૦ પૂ૦ જયઘોષ વિ૦ મ૦ સા૦ તથા વીરશેખર વિ૦ મહારાજ સાહેબે તથા પૂ. મુનિરાજ શ્રી કુંદકુંદવિજયજી મ૦ સાહેબે ખૂબ જ કાળજીપૂર્વક તપાસી આપેલ અને તેઓશ્રીની સૂચનાથી યોગ્ય સુધારાઓ પણ કરેલ છે. ભાઈ પુનમચંદ કેવળચંદ તથા પંડિત શ્રી બાબુલાલ સવચંદભાઇનું પણ કેટલુંક માર્ગદર્શન મળેલ તેથી આ સ્થળે તે સર્વનો હું ખૂબ ખૂબ આભાર માનું છું. તથા શુદ્ધિપત્રક બનાવવા આદિ આ ગ્રન્થના સંપૂર્ણ કાર્યમાં સંસ્થાના ભૂતપૂર્વ અધ્યાપક ભાઇ શ્રી રતિલાલ ચીમનલાલે સંપૂર્ણ સહકાર આપેલ અને પ્રેસકોપી આદિના કાર્યમાં ગૃહપતિ શાન્તિલાલ સોમચંદભાઈ તથા અધ્યાપક વસંતલાલ નરોત્તમદાસનો પણ સહકાર મળેલ છે.

સારસંગ્રહાદિક તૈયાર કરવામાં શક્ય તેટલી કાળજી રાખવા છતાં છદ્મસ્થતા દોષ તથા પ્રેસદોષ આદિના કારણે કંઈપણ સ્ખલના રહી ગઈ હોય અને કોઈપણ સ્થળે કંઇ પણ આગમવિરુદ્ધ લખાયું હોય તે બદલ સરળ ભાવે મિથ્યાદુષ્કૃત માગું છું અને આ વિષયના નિષ્ણાત સુજ્ઞ મહાશયોને જે કંઇ ક્ષતિઓ જણાય તે જણાવવા નમ્રભાવે વિજ્ઞપ્તિ કરવા પૂર્વક વિરમું છું.

વીર સંવત ૨૪૯૭
વિક્રમ સંવત ૨૦૨૭
વૈશાખ વદ ૭ સોમવાર
તારીખ ૧૭-૫-૧૯૭૧

લિ૦
વડગામ (રાજસ્થાન) નિવાસી
પુખરાજ અમીચંદજી કોઠારી
શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા
મહેસાણા (ઉ૦ ગુ૦)



# ઉ પો દ્ ઘા ત

## ॐ ह्रीं अर्हं नमः

આસ્તિક ગણાતા દરેક દર્શનો આત્માને માને છે. આત્મા માનવો એ એક વાત છે અને તે કેવો છે? એ જાણવું એ બીજી વાત છે. આત્માનો સ્વીકાર કર્યા છતાં તેનું યથાર્થ સ્વરૂપ સમજવામાં ભલભલા થાપ ખાઈ ગયા છે. ને તે કારણે આત્માને માનવા છતાં ખરેખર ન માનવા જેવી સ્થિતિમાં મૂકાઇ ગયા છે. જૈનદર્શન આત્માનું જે સ્વરૂપ સમજાવે છે, તે શ્રદ્ધા અને આગમગમ્ય છે. છતાં આત્મા અંગે ઉત્પન્ન થતાં તે તે અનેક પ્રશ્નોનું સુન્દર સમાધાન તેમા મળે છે.

જૈનદર્શન અનુસાર આત્મા છે આત્મા અનંત છે. આત્માના પ્રદેશો અસંખ્યાત છે. દરેક આત્માનું સ્વરૂપ સમાન છે. નિગોદ એ આત્માની અનાદિકાલીન સ્થિતિ છે. ભવિતવ્યતાના બળે આત્મા નિગોદમાંથી નીકળે છે અને ઉત્તરોત્તર આગળ વધે છે. ભવ્ય હોય તો છેવટે મોક્ષ પામે છે. અભવ્ય આત્મા નવ ગ્રૈવેયકની ઉપરની દેવગતિ પણ પામી શકતો નથી. અભવ્ય આત્માનો સંસાર અનાદિ અનંત છે. ભવ્ય આત્મા જે વ્યવહારમાં આવેલો છે તેનો સંસાર અનાદિ સાન્ત છે સંસારનો અંત થયા પછી ફરી સંસારમાં આવવાપણું રહેતું નથી. આત્મપ્રદેશો પ્રકાશની જેમ થોડા ક્ષેત્રમાં રહી શકે છે અને પ્રસરી પણ શકે છે. અંગુલના અસંખ્યાતમા ભાગથી લઇને સાધિક હજાર યોજનના મૂળભૂત શરીરમાં તે રહે છે. ઉત્તર વૈક્રિય શરીરની અપેક્ષાએ સાધિક લાખ યોજનના શરીરમાં તે રહે છે. સમુદ્ઘાતની વિચારણાએ ચૌદરાજ-લોકક્ષેત્રવ્યાપી પણ બને છે. સામાન્ય રીતે સંસારી આત્મા સ્વશરીરવ્યાપી છે અને સિદ્ધ આત્મા છેવટે જે શરીર છોડે છે તેનાં ૨/૩ ભાગ ઘનસ્વરૂપે સદાકાળ રહે છે. આત્માના દરેક પ્રદેશો વિશુદ્ધ છતાં અનાદિસિદ્ધ વિભાવ-સ્વભાવને કારણે આઠ પ્રદેશ સિવાય પ્રત્યેક પ્રદેશ અવરાએલા રહે છે. જ્યાસુધી જીવ સંસારમાં છે, ત્યાંસુધી એ આવરણ રહ્યા જ કરે છે. જીવ ઉપર આવરણ કરનાર જે દ્રવ્ય છે-તે કર્મ છે. કર્મ એ અજીવ છે. પુદ્ગલસ્વરૂપ છે. સૂક્ષ્મ છે. ઉપયોગમાં આવતા પુદ્ગલસ્કન્ધોમાં સર્વથી સૂક્ષ્મ આ કર્મ છે. કર્મને સ્વીકાર્યા વગર વિશ્વતંત્રની વ્યવસ્થા કોઇ રીતે સંગત થઇ શકતી નથી.

દરેક દર્શનમાં કર્મ-અથવા કર્મને અનુરૂપ કોઇપણ તત્ત્વ સ્વીકારાયું છે. તે તે તત્ત્વને માન્યા પછી પણ તેની વિચારણામાં થોડે જઇને દરેક દર્શનો અટકી પડ્યા છે. જ્યારે જૈનદર્શન આ વિષયમાં આજે પણ ખૂબ આગળ છે. કર્મવિષયક અધ્યયન કરનારને જૈનદર્શનનું કર્મસાહિત્ય સાંગોપાંગ વાંચવું હોય તો પણ વર્ષો જોઇએ

કર્મનુ સ્વરૂપ સમજવા માટે કેટલીક વાતો ખ્યાલમાં રાખવા જેવી છે

કર્મના પુદ્ગલો છે, વિભાવદશામાં વર્તતો આત્મા તે પુદ્ગલો ગ્રહણ કરે છે. આત્મા સાથે તે પુદ્ગલો એકમેક થઇ જાય છે આ સર્વ સ્વભાવસિદ્ધ છે. અગ્નિ આકાશને બાળી શકતો નથી અને ચંદન આકાશને ઠંડક આપતું નથી એવું આ વિષયમાં નથી. મદિરા બુદ્ધિને બગાડે છે અને બ્રાહ્મી બુદ્ધિને સ્ફૂર્તિ આપે છે. એટલે તર્કથી પર વિષયોમાં પદાર્થને અસંગત કરતા તર્ક આગળ કરીને વિચારણા કરનાર જીવ ભૂલ કરે છે.

બંધાએલા કર્મ આત્માના ગુણને દબાવે છે. એ જે જે ગુણને દબાવે છે તેને અનુરૂપ કર્મના નામ છે. આ કારણે કર્મના મૂળ આઠ પ્રકાર પડ્યા છે. દરેક કર્મના ઉત્તર વિભાગ છે. આ ઉત્તર પ્રકૃતિઓ સુધીનું સ્વરૂપ વિસ્તારથી મળે છે. પણ તેની અવાન્તર પ્રકૃતિઓ, તેમાં પણ ભેદો વગેરે વિચારણાઓ પણ છૂટી છવાઇ થયેલી છે. વિશ્વમાં જણાતો જીવનો કોઇ પણ ભાવ એવો નથી કે જેમાં કર્મ ભાગ ન ભજવતું હોય. કર્મ કેમ બંધાય છે? કર્મબંધના કારણ કયા છે? ઇત્યાદિ વિચારો વ્યવસ્થિત કરવાથી કર્મનું સ્વરૂપ યથાવત્ સમજાય છે. કારણ દૂર કરવાથી તેને લીધે આવતા કર્મો બંધ થાય છે. પછી કર્મ બંધાતું હોય તો પણ આત્માના તે તે ગુણને તે કર્મ ઢાંકી શકતું નથી.

બાંધેલું કર્મ અવશ્ય ભોગવવું પડે છે. એ ભોગ રસથી અને પ્રદેશથી એમ બે પ્રકારનો છે. પ્રદેશથી દરેક કર્મ વેદવું જ પડે. રસથી વેદાય પણ ખરૂં અને ન પણ વેદાય. રસથી વેદાતું જ કર્મ વેદાય છે એવું સમજાય છે.

કર્મમાં પરિવર્તન એટલે ફેરફાર થઈ શકે છે. મૂળ સ્વભાવ કાયમ રહે છે પણ અવાન્તર પરાવર્તન થાય છે. અવાન્તર પરાવર્તનમાં પણ કોનું થાય કોનું ન થાય ઇત્યાદિ સ્વરૂપ સમજવા જેવું છે. બંધાએલું કર્મ જીવ ધારે તો જલદી પણ વેદી શકે છે. કર્મમાં આ સર્વ કાર્ય કરનાર જે પ્રક્રિયા તે કરણ કહેવાય છે. એ કરણો આઠ છે. ૧ બંધન, ૨ સંક્રમ, ૩ ઉદ્વર્તના, ૪ અપવર્તના, ૫ ઉદીરણા, ૬ ઉપશમના ૭ નિધત્તિ અને ૮ નિકાચના. આ કરણોની વિચારણા કરવાથી કર્મ અંગે જીવ શું કરી શકે છે? એનું ભાન સ્પષ્ટ થાય છે. વિશ્વતંત્રનું નિયમન કરનારા પાંચમાં કર્મ પણ છે. કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ એ પાંચ છે. એ પાંચ મળ્યા સિવાય કોઇપણ કાર્ય થતું નથી એ નિયમ છે. છતાં પણ કાર્યવિશેષે એક-બીજાનો પ્રધાન-ગૌણભાવ અવશ્ય રહે છે. કાળ-સ્વભાવ ને નિયતિની વિવક્ષા ગૌણ કરીને આગમોમાં કર્મ અને પુરુષાર્થ અંગે કેટલીક વિશિષ્ટ વિચારણાઓ બલાબલ અંગે કરી છે. કર્મ બળવત્ છે કે પુરુષાર્થ બળવાન્ છે? એ પ્રશ્ન અડીખમ સદાને માટે ખડો જ રહ્યા કરે એવો છે. કારણ કે વિશ્વમાં બન્ને રીતે બનતું આવ્યું છે, બને છે અને બન્યા કરશે. ક્યારેક કર્મ આત્મા ઉપર જોર કરી જાય છે તો ક્યારેક આત્મા કર્મ ઉપર જોર કરી જાય છે. શ્રી ભગવતીજી સૂત્રમાં પણ એ હકીકત સ્પષ્ટ કહી છે. "कत्थवि कम्माइं बलियाइं, कत्थवि अप्पा बलिओ"

આત્માને સ્વાધીન પુરુષાર્થ છે. ભવ્ય પુરુષાર્થ કેળવીને કર્મબન્ધનમાંથી સદા માટે મુક્ત બનવું એ પરમધ્યેય છે. એ ધ્યેયની સિદ્ધિ અનંતા આત્માઓએ કરી છે. એટલે જીવે કર્મ સામે સતત ઝઝૂમવાનું ચાલુ જ રાખવું એ કર્તવ્ય છે.

'ભાગ્યમાં નથી, કર્મ આડું આવે છે. કર્મ કાઠું છે' ઇત્યાદિ વિચારો આગળ કરીને

જીવને પુરુષાર્થમાં નિર્બળ બનાવનારા આગળ વધી શકતા નથી કર્મ દ્રવ્યો આપે છે, દ્રવ્યથી દૂર રાખી શકે છે, કર્મ ક્ષેત્ર-કાળનું નિયમન કરી શકે છે. કર્મ જીવને વિભાવ-દશામાં મૂકી શકે છે. પણ કર્મ આત્માના મૂળભૂળ ગુણોને આપી શકતું નથી. તે તો તે દૂર થાય ત્યારે જ પ્રકટ થાય છે.

દરેક જીવને સ્વકૃત કર્મ જ ભોગવવાનું હોય છે. તેમાં બીજા સહાયરૂપ-નિમિત્ત બને છે, પણ અન્યનું કર્મ અન્યને ઉપયોગી થતું નથી. નિશ્ચિતપણે આ નિયમ છે. છતાં વ્યવહારમાં આ અંગે ચાર પ્રકાર છે.

૧ 'પોતાનું કરેલું કર્મ પોતેજ ભોગવે'—આ હકીકત તો પ્રસિદ્ધ છે. આ અંગે ઉદાહરણો શોધવા જવા પડે એવું નથી. ૨. 'પોતાનું કરેલું કર્મ બીજા ભોગવે-બીજાને લાભ આપે.' આ વાત મૂળભૂત નિયમથી વિરુદ્ધ જેવી લાગે, પણ વાસ્તવમાં એવું નથી. આ બીજા પ્રકારને કારણે જ જીવ એક બીજા ઉપર ઉપકાર કરી શકે છે. "परस्परोपग्रहो जीवानाम्" એ તત્ત્વાર્થ સૂત્રનું પણ એ રહસ્ય છે. એટલે કેટલાક કર્મ એવા હોય છે કે જેનો સીધો ઉપયોગ પોતાને કશો ન હોય ને તે બીજાને સારું યા માઠું ફળ આપતું હોય. જેમ વિશલ્યાને હાથે અપાએલી ઔષધિ લક્ષ્મણને શલ્ય રહિત કરવા સમર્થ બની. એમાં વિશલ્યાને એવા કર્મનો ઉદય હતો કે તેને હાથે જ શલ્ય મટે, પોતાને એ કર્મનું કાંઇ સીધું ફળ નથી તેનો લાભ તો બીજાને મળે છે. કર્મસિદ્ધાંત અંગે ઉપર ઉપરથી જણાતો આ વિરોધ ખરેખર વિરોધ નથી. એક યશ: આદિ નામકર્મ વેદે છે. જ્યારે બીજાને સાત વેદનીય આદિ કર્મ વેદાય છે. આમ એક-બીજાને સારા કર્મ ઉદયમા લાવવામાં નિમિત્ત બને છે. ૩ 'પોતાનું કરેલું કર્મ પોતે તથા બીજા એમ ઉભય ભોગવે છે.' આ પ્રકાર પણ ઉપરના જેવો જ છે ફેર એટલો છે કે કર્મનું ફળ પોતાને પણ લાભ-દેખીતો લાભ આપે છે. એવા કેટલાક પુણ્ય અને પાપના ઉદયો છે કે જે પુણ્ય-પાપના ઉદય-વાળો જીવ પોતે અને તેની સાથે સંકળાએલા સુખી-દુ:ખી થતા હોય છે વિશ્વમાં આ પ્રકાર પણ સુલભ રીતે જોવામાં આવે છે. આનું સમાધાન પણ બીજા પ્રકારની જેમ સમજી શકાય એવું છે. ૪. 'પોતાનું કર્મ નથી પોતાને ઉપયોગી કે નથી બીજાને.' આ પ્રકારમાં કેટલાક તુચ્છ કર્મો આવે છે. બીજી રીતે જે કર્મ પ્રદેશમાત્રથી ભોગવાઇ જાય છે તે કર્મ દેખીતી રીતે કશા ઉપયોગમાં આવેલું ગણાતું નથી પ્રથમ રીતે વન્ય કુસુમ જેવું એ છે. બીજી રીતે વગર વરસે વીખરાઇ ગએલા વાદળ જેવું એ છે.

કર્મ ભોગવવામાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ પ્રધાન ભાગ ભજવે છે. આ પાંચના સંગમ સિવાય કર્મનો ભોગ થઇ શકતો નથી.

કર્મનું અધ્યયન કરવા માટે ગ્રન્થો ઘણાં છે. તેનું ક્રમસર અધ્યયન પરંપરાગત ચાલ્યું આવે છે. પ્રાથમિક ગ્રન્થોથી લઇને ટોચ સુધીના ગ્રન્થો છે. વ્યાકરણના અધ્યયનની જેમ આ અધ્યયન બે વિભાગમાં વહેંચાએલું છે, એક પ્રક્રિયા અનુસારી અને બીજું તર્કાનુસારી. જેમ વ્યાકરણમાં કેટલાક રૂપ-સાધનિકા આદિમાં કુશળ હોય છે તો કેટલા-એકને એ વિષયમાં કચાશ હોય છે પણ તેઓ વ્યાકરણના ઊંડા વિચારો કરી શકે છે, તે અંગેની ચર્ચા શાસ્ત્રાર્થ કરવામાં તેમને મજા આવે છે. એ પ્રમાણે કેટલાક કર્મની પ્રકૃતિઓ, તેના ગુણસ્થાનક આશ્રયી બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા માર્ગણા અનુસાર

ગુણસ્થાનકો અને બન્ધાદિ. એમ સૂક્ષ્માતિ સૂક્ષ્મ ભેદ-પ્રભેદોની વિચારણામાં સારો રસ ધરાવતા હોય છે. પણ તેઓ એના હેતુઓ વિચારવામાં ગુંચવાઇ જાય છે. બીજી બાજુ કેટલાકને હેતુઓની વિચારણા સારી ફાવે છે તેઓને પ્રકૃતિઓ આદિની ગણનામાં રસ ઉપજતો નથી શ્રાવકોમાં પૂર્વે કર્મ સંબંધી અધ્યયનનો રસ વિશિષ્ટ ક્ષેત્રોમાં સારો જોવામાં આવતો હતો. આજે પણ છે પણ પૂર્વ જેવો જોવાતો નથી. અર્થલક્ષી અધ્યયન વધવાને કારણે એમાં ઓટ આવી છે એ એક પ્રધાન કારણ છે. આ અધ્યયન જીવને કર્મ એ છા કરવામાં અત્યન્ત ઉપયોગી છે એવું સમજાય તો આ વિષયમાં રસ વિશેષ વધે જેમાં રસ વધે છે તે વિષય સહેલો લાગે છે. એ વિષય પછી છોડવો ગમતો નથી. કર્મગ્રન્થ વિષયક અધ્યયન વધે એ અંગે એવા એવા ઉપાયો યોજવા જોઇએ કે જેથી એ અધ્યયન કરનારાઓની પ્રતિષ્ઠા-ગૌરવ વધે.

કર્મસંબંધી વિચારણા આગમમૂલક છે. વર્તમાનમાં વિદ્યમાન અગીયાર અંગ આદિ ૪૫ આગમો છે. તેમાં જુદે જુદે સ્થળે કર્મસંબંધી અનેક વિચારો છે. પણ કેટલાક ભાવો એવા છે કે જે આગમમાં વર્તમાનમાં ઉપલબ્ધ થતા નથી. મૂળ તો આ વિષયને સવિસ્તર સાંગોપાંગ સમજાવતું કર્મપ્રવાદ નામનું આઠમુ પૂર્વ હતું. બારમું દૃષ્ટિવાદ અંગવિચ્છેદ પામતા એ પૂર્વ પણ વિચ્છેદ પામ્યું.

આર્ય સ્થૂલભદ્રજી સુધી ૧૪ પૂર્વો હતાં. ત્યારપછી આર્ય વજ્રસ્વામીજી સુધી દશ પૂર્વો હતાં. એ પછી ઘટતાં ઘટતાં પૂર્વજ્ઞાન વિચ્છેદ પામ્યું. સૂરિપુરન્દર હરિભદ્રસૂરિજી મહારાજના સમયમાં જોકે પૂર્વો વિચ્છેદ પામી ગયા હતાં પણ કેટલાક પૂર્વના છૂટક છૂટક પ્રવાહો વહેતા હતા એ પ્રવાહોમાં અવગાહન કરવું અતિકઠિન હતું. કોઈ વિરલાને જ એ શકય હતું. શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે એ પ્રવાહોમાં અવગાહન કરીને તે તે ભાવો જળવાઇ રહે, ભાવિ ભવ્યોને ઉપકારક બને તે માટે પૂર્વાનુસારિ કેટલાક પ્રકરણાદિ ગ્રન્થો ગુંથ્યા જેમાંના વર્તમાનમાં પણ કેટલાક વિદ્યમાન છે

ચન્દ્રર્ષિમહત્તર પણ એવાજ મહાપુરુષ હતા. તેઓશ્રીએ આ પંચસંગ્રહ ગ્રન્થ ગુંથ્યો, જેમાં પૂર્વગત વિષયોનું સંકલન કર્યું છે. એથી આ ગ્રન્થનું મહત્ત્વ વિશેષ છે. શ્વેતામ્બર જૈનશાસનમાં આ ગ્રન્થની પ્રતિષ્ઠા વિશિષ્ટ છે. આ ગ્રન્થનું અધ્યયન કરવું કરાવવું એ એક ખુમારી છે. આ અધ્યયન કરનાર-કરાવનાર ક્ષણભર વિશ્વનું ભાન ભૂલી જાય છે. એવા પ્રકારની તલ્લીનતા કેળવ્યા સિવાય આ ગ્રન્થનો રસાસ્વાદ માણી શકાતો નથી. કર્મસંબંધી વિચારણામાં સ્પર્ધા કરે એવું દિગમ્બરોનું સાહિત્ય છે કર્મસાહિત્ય અંગે દિગમ્બરો પણ ખુબખુબ ગૌરવ લે છે. શ્વેતામ્બર દર્શનના ઉલ્લેખ પ્રમાણે મુળભૂત પ્રવાહમાંથી દિગમ્બરો શ્રી વીરનિર્વાણ બાદ સાતમા સૈકામાં છુટા પડયા, શિવભૂતિથી આ મત પ્રવર્ત્યો. જૈનશાસનમાં સાત નિહ્નવો ગણાવ્યા છે. ને દિગમ્બરોને આઠમા સર્વ નિહ્નવ સ્વરૂપે કહ્યા છે. દિગમ્બરો કેવલીને કવલાહાર અને સ્ત્રીને મોક્ષ માનતા નથી આ મુખ્ય બે વિચારોના અનુસન્ધાનમાં બીજી ઘણી વિચારણાઓથી દિગમ્બરો છુટા પડી ગયા છે. દિગમ્બરો ગણધરરચિત્ત આગમો સર્વ વિચ્છેદ પામ્યા છે, તેમની પાસે જે કાંઇ સાહિત્ય છે તે વિશિષ્ટ મુનિઓનું રચેલું છે એમ તેઓ માને છે. આમ તો સામાન્ય રીતે એમ મનાય છે કે મૂળભૂત વિષયોમાં દિગમ્બર-શ્વેતામ્બર વચ્ચે મતભેદ નથી. પણ એ માન્યતા બાહુ

વજૂદવાળી નથી. સૂક્ષ્મરીતે વિચારતા એ મૂળભૂત તત્ત્વોમાં પણ ફેર પડે છે. આ સર્વ આગળ વધતાં વર્તમાનમાં દિગમ્બરોમા એક એવી વૃત્તિ ઘર કરી ગઇ છે કે શ્વેતામ્બરોનાં કેટલાક વિશિષ્ટ ગ્રન્થો દિગમ્બર ગ્રન્થોને આધારે રચાયા છે. છેલ્લા સૈકામાં દિગમ્બર પંડિતોએ આ વાતને પણ ઠીકઠીક બહેલાવી છે. પ્રાચીનોમાં આ વૃત્તિ ન હતી અને તે કયારથી અને કેમ શરૂ થઈ એની શોધ કરવી એ ખાસ અગત્યનું નથી. અગત્યનું તો એ છે કે એ વૃત્તિથી સારા સારા તત્ત્વોને હાનિ થાય છે. પંચસંગ્રહ ગ્રન્થ વિષે પણ એવુ બન્યું છે. ગ્રન્થના નામ માત્ર સામ્યથી કે તેમાં આવતા વિષયો માત્રથી 'આને આધારે આ અને તેને આધારે તે' એવી ચર્ચા ચર્ચવી વ્યર્થ છે જૈનદર્શનની મૂળભૂત માન્યતા અનુસાર અર્થથી સર્વ આગમોનું સ્વત્વ તીર્થંકર પરમાત્મામાં છે. સૂત્રથી સ્વત્વ ગણધર ભગવંતોમાં છે. ત્યારપછી તો જે કાઇ સ્વત્વ છે તે સર્વ ઓપચારિક છે. આવા ઓપચારિક સ્વત્વને આગળ કરીને ગ્રન્થના ગૌરવને ઘટાડવા પ્રયત્નો કરવા એ હકીકતમાં પોતાને પણ હિતાવહ નથી. મિથ્યાગૌરવમાં રાચતા જીવો ક્ષણમાત્ર આવી ચર્ચાઓ કરીને રાજી થાય પણ પરિણામે કાંઈ હાથમાં આવતું નથી. કર્મસાહિત્ય અંગે બન્ને તરફના ગૌરવપૂર્ણ ગ્રન્થો એક-બીજાના પોષક બને એ કર્તવ્ય છે, દિગમ્બર માન્ય ગ્રન્થોમા સ્ત્રીમોક્ષના વિચારો મળે છે. તેનો અપલાપ કરવા માત્રથી વાસ્તવ વાત ટાળી શકાતી નથી.

કર્મસાહિત્યના શિખરરૂપ આ ગ્રન્થનું આ પ્રકાશન તે વિષયોનો સૂક્ષ્મબોધ કરાવવા પૂર્વક ભવ્યાત્માઓના કર્મબન્ધનો તોડવા સહાયભૂત બનો એજ ભાવના.

લિ૦

વિજયધર્મધુરન્ધરસૂરિ
ફાગણ વદિ ૨ રવિવાર
તા ૧૪-૩-૧૯૭૧

શ્રી કેસરિયાજીનગર
શ્રી અમૃતપુણ્યોદય જ્ઞાનશાળા
પાલિતાણા (સૌરાષ્ટ્ર)



પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સાહેબની

# જી....વ....ન....જ્યો....તિ

જે પ્રદેશમાં કલિકાલ કલ્પતરુ મનોવાંછિત પૂરક શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના ચમત્કારોથી પૂર્ણ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ તીર્થ આવેલું છે. તે ઉત્તર ગુજરાતના વઢિયાર પ્રદેશમાં 'સમી' નામે ગામ છે. ગામ સોહામણું છતાં નાનું અને નાનુ હોવા છતાં રળિયામણું છે. તથા ચરમતીર્થપતિ પ્રભુ મહાવીરનું દેવવિમાન સમ મનોહર જિનાલય સુંદર ઉપાશ્રય, જ્ઞાનમંદિર, પાંજરાપોળ આદિ ધર્મસ્થાનોથી શોભતું છે.

શાસન પ્રત્યે અવિહડ શ્રદ્ધાવાન્ લક્ષ્મીદેવીની કૃપાવાળા શેઠશ્રી વસ્તાચંદ પ્રાગજીભાઇ ત્યાંના મુખ્ય આગેવાન છે. તેમની પત્નીનું નામ હસ્તુબાઇ છે.

સં. ૧૯૨૯ના આશ્વીન શુક્લા અષ્ટમીના દિવસે માતુશ્રી હસ્તુબાઇએ કુક્ષિને દીપાવનાર પુણ્યશાળી તથા પ્રભાવશાળી પુત્રનો જન્મ આપ્યો.

બાળકનો જન્મદિવસ એ શ્રી નવપદજીની શાશ્વતી ઓળીની આરાધનાનો દિવસ હતો તેથી આ દિવસ જ બાળકની ભવ્યતા તથા ઉત્તમતાને સૂચવતો હતો, તેમ જ લાડકવાયો આ બાળક માતા તથા પિતાના ચિત્તને પોતાના અદ્ભુત ગુણોથી મોહ પમાડતો હોવાથી જાણે બાળકનું 'મોહન' એવું નામ રાખવામાં આવ્યું.

ઉપયોગી વ્યાવહારિક કેળવણી સાથે રુચિપૂર્વક સુંદર ધાર્મિક જ્ઞાન પણ પ્રાપ્ત કરી આ બાળક ધર્મક્રિયાઓમાં વધુ ને વધુ ઉત્સાહિત બનવા લાગ્યો. નાના મોટા અનેકને પોતાની સાથે ધર્મક્રિયામાં જોડવા લાગ્યો અને લોકો પણ ધર્મક્રિયામાં તેની હાજરી જોઇને આનંદ સાથે ઉત્સાહ અનુભવવા લાગ્યા.

યુવાની આવવા સાથે તેના હૈયામાં સંસારત્યાગની ભાવના રમવા લાગી. સદ્ગુરુઓના સમાગમથી સંસારની અસારતા હૈયામાં લાગી. તેમ જ સદ્ગુરુઓ તરફથી પ્રાપ્ત થતા ધર્મોપદેશે સંસાર ત્યજવા મન મજબૂત બનાવ્યું. તેમાં પણ પૂ૦ આ. શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ. સા. ના પરિચયથી તો તેમને ક્ષણ ક્ષણની મહત્તા સમજાવા લાગી. પોતાનું જીવન-નાવ ધર્મના આચરણોમાં અર્પણ કરવા ઉત્સુક બન્યા.

પોતાની આ ભાવના સંઘ સમક્ષ વ્યક્ત કરતાં પૂ૦ આ. ૧૦૦૮ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ. સા. ને 'સમી' પધારવા વિનંતિ કરી અને અતિ ઉત્સાહ સાથે તેઓશ્રીએ સમીમાં મંગળ પ્રવેશ કર્યો.

મોહનભાઈના મનમાં ઉલ્લાસ માતો ન હતો. અંતર હિલોળે હિંચતું હતું. સંવત ૧૯૫૯ ના મહા માસની કૃષ્ણ દશમીના દિવસે માતા-પિતા વિગેરેની મમતા મોડી સંસારના સર્વ બંધનોનો ત્યાગ કરી સ્વજીવન પૂજ્ય તારકશ્રીને અર્પણ કરી સંયમરાગી-બન્યા. 'મોહનલાલ' મટી 'મોહત્યાગી' બન્યા અને ગુરુદેવે પણ તેઓના ગુણ પ્રમાણે 'ભક્તિવિજય' નામ અર્પણ કર્યું.

સિંહસમ સાત્ત્વિકવૃત્તિએ સ્વીકારેલ સંયમજીવનને સફળ કરવા શાસ્ત્રાભ્યાસ શરૂ કર્યો. ગુરુકુળવાસમાં રહી ન્યાય વ્યાકરણ તથા સાહિત્યનો સુંદર અભ્યાસ કર્યો. જ્ઞાનાવરણીયના પ્રબળ ક્ષયોપશમે આગમોના ગંભીરતમ રહસ્યોના જ્ઞાતા બન્યા. મોહનીયકર્મના તીવ્ર ક્ષયોપશમે અહંકારને ઓગાળી નાખ્યો. સમતા અને સરળતા સુસાધ્ય બનાવી ઉત્તમતા અને ઉદારતાનું ઉદાહરણ બન્યા.

અલ્પ સમયમાં યોગ્ય જાણી શ્રી ભગવતીજીના યોગ કરાવી શ્રી સંઘની વિનંતીથી આ. દેવ ૧૦૦૮ શ્રી વિજયવીરસૂરીશ્વરજી મ. સાહેબે કપડવંજમાં મહોત્સવપૂર્વક સં. ૧૯૭૫ ના અષાડ સુદ બીજના દિવસે પૂજ્યશ્રીને ગણિપદ અર્પણ કરી, સુદ પાંચમના શુભ દિવસે પંન્યાસપદે વિભૂષિત કર્યા.

શ્રી વર્ધમાનતપની ઓળી પ્રત્યેના તેઓશ્રીના ઉત્કટ અનુરાગે અનેક સ્થળે તેઓશ્રીના સદુપદેશથી શ્રી વર્ધમાનતપ આયંબીલ ખાતાની સ્થાપના થઈ. તેમ જ પૂજ્યશ્રીની છત્રછાયામાં અનેક છ'રી પાળતા સંઘો ઉપધાન અને ઉદ્યાપન મહોત્સવો, શ્રી શાન્તિસ્નાત્ર, અષ્ટોત્તરી સ્નાત્ર, પ્રતારોપણ વિધિ, પ્રતિષ્ઠાવિધિ આદિ અનેક પ્રકારની ધર્મક્રિયાઓ અનેકશઃ થઇ.

પૂજ્યશ્રીએ જીવનને તપોમય બનાવી દીધું. પંન્યાસ પદવી પછી લાગલાગટ ૨૦ વર્ષ સુધી ઓછામાં ઓછા એકાસણા સુધીનો તપ કર્યો અને ત્યારપછી પણ જીવનના છેલ્લા શ્વાસ સુધી ઓછામાં ઓછા બીઆસણા સુધીનો તપ કરી દેહનું દમન કરી આત્માને તપતેજથી ઓજસ્વી બનાવ્યો.

તેઓશ્રીના વૈરાગ્યતેજથી આકર્ષાયેલ અનેક ગામોના સંઘોએ તેઓશ્રીને આચાર્યપદ સ્વીકારવા આગ્રહપૂર્વક વિનંતિઓ કરી, પરંતુ મહત્તાના મયૂરાસને બેસવા તેમનું મન કદાપિ તત્પર બનતું નહી. તેઓશ્રીનો જવાબ માત્ર એક જ હતો કે "આ પદ માટે તો શાસનના મહાપ્રભાવક અને શાસનના સંરક્ષક મહામના મહાત્માઓ જ યોગ્ય છે. હું એ પદ માટે યોગ્ય નથી." પણ તેઓશ્રીની નિરાશંસતાએ જ શ્રીસંઘમાં તેઓશ્રીની પદવી માટે અતિ આગ્રહ ઉભો કર્યો. અંતે શ્રીસંઘની ઇચ્છાને આધીન બનવું પડયું.

પૂ૦ આગમોદ્ધારક આ. ૧૦૦૮ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મ. સાહેબે પાવન શત્રુંજય તીર્થની પુણ્યછાયામાં સં. ૧૯૯૨ ના વૈ. સુ. ૪ શનિવારના શુભ દિવસે શ્રી ચતુર્વિધ સંઘ સમક્ષ પૂજ્યશ્રીને પરમેષ્ઠિના મધ્યપદે પ્રસ્થાપિત કર્યા.

દીર્ઘકાલીન સંયમધર્મના પરિપાલનથી ઉત્કટ બનેલ વૈરાગ્યભાવથી ભવસાગરમાં ભૂલા પડેલ ભવ્યાત્માઓને મોક્ષમાર્ગ બતાવવા જીવનના અર્કસમ "વૈરાગ્ય ભાવના" નામે સુંદર પુસ્તકનું સર્જન કર્યું.



સ્વ. પરમ પૂજ્ય આચાર્યદેવ

શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સાહેબ

પૂ૦ આ. શ્રીના સંસારી ભાઇ સોભાગચંદભાઈએ પણ સંયમ ગ્રહણ કરી મુનિ સિંહવિજય નામ સ્વીકાર્યું.

પૂજ્યશ્રીનો વૃદ્ધદેહ હવે અશક્ત બની ગયો હતો. દેહ કૃશ બનવા છતાં ય સંયમ આરાધના તો વધુ ને વધુ દૃઢપણે થતી રહી. અજાણ વ્યક્તિ પણ આત્મસાક્ષીએ કબૂલ કરતી કે આ કોઇ ચોથા આરાની પુણ્યવિભૂતિ છે. તેઓશ્રીની જિહ્વાએ વચનસિદ્ધિએ વાસ કર્યો હતો.

પૂજ્યશ્રીની સેવાનો લાભ ઉઠાવવા પૂ૦ પં. શ્રી પ્રેમવિજયજી મ. સા. તથા પૂ૦ પં. શ્રી સુબોધવિજયજી મ સા. આદિ મુંબઇથી ઉગ્ર વિહાર કરી સમી પધારી સેવામાં ઉપસ્થિત થયા.

તેઓશ્રીને પ્રગટપ્રભાવી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુના દર્શન કરવાની તીવ્ર ઉત્કણ્ઠા જાગૃત થતા સં. ૨૦૧૫ ના માગશર વદ ૨ ના દિવસે શ્રી શંખેશ્વર તીર્થ પધાર્યા.

શ્રી પાર્શ્વપ્રભુના જન્મકલ્યાણક પર્વની ચાર એકાશનથી આરાધના કરી ચતુર્દશીનો ચતુર્થ ભક્ત કર્યો. લગાતાર ૧૫ દિન સુધી નિયમિત કલાકો સુધી બે વખત દર્શન સ્થિરચિત્તે ભક્તિપૂર્ણ ભાવપૂજા કરવી આ તેઓશ્રીનો નિત્ય કાર્યક્રમ હતો.

પોષ શુક્લ તૃતીયાનો એ દિવસ હતો, મધ્યાહ્નકાળે બાર વાગે શ્રી નમસ્કાર મહામન્ત્રના જાપ અર્થે બાંધી નવકારવાળી ગણવાનો આરંભ કર્યો, માળા પૂરી થવાની તૈયારી હતી પણ માળાના મણકા બાકી જ રહ્યા, અનંતકાળને માટે બાકી હતા માત્ર પાચ જ મણકા.

સમીપવર્તી મુનિવર્યો સાવધ બન્યા. જાણ્યું કે સ્થિતિ ગંભીર છે, દ્રવ્યૌષધ કારગત ન નિવડયું ભાવ ઔષધ શરૂ થઈ ગયું સર્વ નવકાર મન્ત્રનું સ્મરણ કરવા લાગ્યા.

જે સમાધિની હમેશાં પ્રભુ પાસે યાચના કરવામાં આવે છે તે સમાધિ મહાદુર્લભ છે. સંયમી આત્માઓ માટે પણ દુષ્પ્રાપ્ય છે તે સમાધિ દીર્ઘકાળના વૈરાગ્યપૂર્ણ સંયમજીવનના સુપ્રતાપે પૂજ્યશ્રીએ સુસાધ્ય બનાવી.

શિષ્યગણ જ્યારે રડતો હતો, ભક્તગણ અશ્રુપૂર્ણ નેત્રે જોઇ રહ્યો હતો, સંઘ શોકમગ્ન હતો, બધાની નજર પૂજ્યશ્રી તરફ ઢળી હતી. પણ તેઓશ્રી તો બરાબર ૧૨–૪૦ મીનીટે નશ્વર દેહનો ત્યાગ કરી સ્વર્ગસ્થ થયા. શોકનું વાતાવરણ સ્થપાઈ ગયું. દીપક બૂઝાઇ ગયો. પ્રકાશ સુકતો ગયો, પુષ્પ કરમાઇ ગયું, સુગંધ મહેંકતી રહી.

પોષ સુદ ૪ ના મંગળવારે ૧૧ વાગે ભવ્ય સ્મશાનયાત્રા નીકળી. પૂજ્યશ્રીના દેહને જરિયન પાલખીમાં પધરાવ્યો. જય જય નંદા, જય જય ભદ્દાના સુઘોષ સાથે પાલખી વહન કરી ગામ બહાર પેઢીના બગીચામાં પધરાવી. ચન્દન કાષ્ઠની ચિતામાં પૂજ્યશ્રીના દેહને પધરાવ્યો. સમીના શ્રી મફતલાલ ન્યાલચંદ વારૈયાએ ઉછામણી બોલી અગ્નિસંસ્કારનો લાભ લીધો.

જે સ્થળે પૂજ્યશ્રીનો અગ્નિસંસ્કાર થયો તે સ્થળે એક સુંદર અને આકર્ષક દેરી

બનાવવામાં આવી અને તેમાં પૂજ્યશ્રીનાં પગલાંની સ્થાપના કરવામાં આવી. જેનાં અત્યારે પણ અનેક ભાવુકો દર્શન કરીને પાવન થાય છે.

આ છે પૂજ્યશ્રીના જીવનનો આછો આછો ખ્યાલ.

આ છે પૂજ્યશ્રીના ૫૮ વર્ષના સંયમજીવનનો ઇતિહાસ.

આમાં જ છે સંયમની સુવાસ અને જીવનની ફુમાશ.

ભૂલવા માગીએ છતાં ન ભૂલી શકીએ તેવી છે આ મીઠાશ.

ધન્ય હો મહામના આ આત્માને !

અનુમોદના હો એમના આયુષ્ય-જીવનપંથની !

વંદના હો શાસનસુભટ શ્રીમદ્ વિજયભક્તિસૂરીશ્વરજીને !

લિ૦ મુનિ રુચકવિજય



પૂ૦ પં૦ શ્રી કનકવિજયજી મહારાજ સાહેબની

# જીવન સૌરભ

ઉત્તર ગુજરાતના એક ભાગમાં આવેલ રળિયામણું અને સુંદર સાલડી નામે ગામ આ મહાપુરુષનું જન્મસ્થળ હતું. ગામના શોભાસ્પદ જિનમંદિર, ઉપાશ્રય આદિ ધર્મ-સ્થાનોથી આ નાનકડું ગામ શોભી રહ્યું હતું. સંવત ૧૯૬૧ ના ચૈત્ર સુદિ સાતમના મંગળ દિવસે આ મહાત્માનો બાળ સ્વરૂપે જન્મ થયો.

બાળકનું શુભ નામ કંકુચંદભાઈ રાખવામાં આવ્યું. વયની વૃદ્ધિ સાથે સંસ્કારોની પણ વૃદ્ધિ થવા લાગી. માતપિતાએ કરેલ સુસંસ્કારના સિંચનથી બાલ્યાવસ્થાથી જ તેઓ પ્રભુપૂજા, સામાયિક, પ્રતિક્રમણ, પર્વતિથિએ પૌષધવ્રત, અવસરે દેવ, ગુરુ તથા સાધર્મિક ભક્તિ રસપૂર્વક કરતા અને વ્યાવહારિક ગુજરાતી સાત ધોરણ સાથે સુંદર અને સુદૃઢ ધાર્મિક જ્ઞાન પણ સંપાદન કર્યું.

યોગ્ય વયે વડિલોના આગ્રહથી પરિણીત થયા. પત્નીનું નામ મણીબહેન હતું. સંસારના સંબંધથી જોડાવા છતાં પૂર્વજન્મના સુસંસ્કારોથી તેમનું મન વૈરાગ્ય તરફ જ ઢળતું રહ્યું. જેથી તેમના વ્રત પ્રત્યાખ્યાન તપ જપ આદિ અનુષ્ઠાનો નિયમિત રીતે ચાલુ જ રહેલ.

ઋણાનુબંધે પત્ની પણ ગુણવતી તથા શીલવતી તેમ જ પતિચર્યામાં પરાયણ હોવાથી ધર્મકાર્યોમાં તેમના તરફથી પણ સારો સહયોગ પ્રાપ્ત થતો હતો, પરંતુ આકસ્મિક બિમારીથી તેમનાં ધર્મપત્ની સ્વર્ગવાસી બન્યાં. વૈરાગી કંકુચંદભાઈના વૈરાગ્યના સંસ્કારો વધુ જાગૃત બન્યા.

સં. ૧૯૮૬ માં સંયમજીવનના આસ્વાદ સરખા ઉપધાનતપની સુંદર આરાધના કરી. સં. ૧૯૮૭ માં પાંત્રીશું તથા અઠ્ઠાવીશું પણ હર્ષપૂર્વક કર્યું.

પૂ૦ આ. શ્રી વિજયભક્તિસૂરીશ્વરજીના દીર્ઘપરિચયે તેમના અંતરમાં ત્યાગમાર્ગનો પ્રકાશ કર્યો. તેઓશ્રીના અંતર આશિષોએ વૈરાગ્યસ્નેહનું સિંચન કર્યું. પૂ૦ આચાર્યદેવ શ્રી સાલડી ગામે પધાર્યા. હર્ષથી નાચી ઉઠેલ કંકુચંદભાઈએ પોતાને પ્રવ્રજ્યા આપવા પૂજ્યશ્રીને પ્રાર્થના કરી.

પૂજ્યશ્રીએ પણ તેમના ત્યાગના રાગને નિહાળી સં. ૧૯૮૮ ના માઘ શુકલ છઠ્ઠના દિવસે મહોત્સવપૂર્વક અતિઆનંદોલ્લાસે ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરાવી. કનકના રાગનો વિજય પ્રાપ્ત કરાવી તેઓશ્રીને મુનિ કનકવિજયજી તરીકે જાહેર કર્યા.

પૂ૦ આચાર્યશ્રીના શુભાશિષોથી તેઓશ્રીએ આગમોનું તલસ્પર્શી જ્ઞાન પ્રાપ્ત કર્યું બીજા પણ ઘણા ગ્રન્થોનું ઊંડું અવલોકન કર્યું અને શ્રમણજીવનનો બહુલતમ ભાગ ગુરુનિશ્રામાં જ ગાળ્યો.

તેઓશ્રીના અનેક ગુણોમાં વૈયાવચ્ચ ગુણ મુખ્ય હતો. કોઇ પણ સાધુ બાળ હોય

કે વૃદ્ધ હોય અશક્ત હોય કે બિમાર હોય તેમની હરેક પ્રકારની સેવાભક્તિમાં તે ગૌરવ અનુભવતા.

તેઓશ્રીને સુજશવિજયજી તથા રુચકવિજયજી નામે બે શિષ્યો થયાં જેઓનું સંસારી વતન સાલડી જ હતું.

યોગ્યતા ચકાસી પૂ૦ આચાર્યદેવશ્રીએ સં. ૨૦૦૮ ના માગશર સુદિ ત્રીજના દિવસે આ મહાત્માને પાટણ શહેરમાં સંઘ સમક્ષ ગણિપદવી અર્પણ કરી. સં. ૨૦૧૦ ના માગશર શુક્લા પંચમીના દિવસે પંન્યાસપદે આરૂઢ કર્યા.

સદા જ્ઞાન-ધ્યાનમાં મગ્ન એવા આ મહાત્માને પૂર્વના અશુભ કર્મોદયે બીહામણી બિમારી આવી પડી. શરીર બિમાર પડયું પણ તેઓશ્રીનો સમતાભાવ તો નિશ્ચલ જ રહ્યો. હઠીલો રોગ ઘણી વખત આરાધનામાં અંતરાયભૂત થતો. સં. ૨૦૧૧ માં મુંબઇમાં નિષ્ણાત ડોકટરોની સારવાર લેવામાં આવી પણ હઠીલું દર્દ હઠયું નહી. તેઓશ્રીએ તો દ્રવ્યરોગને દૂર કરવા તરફ દૃષ્ટિ ન રાખતાં અનાદિના ભાવરોગોને ભગાડવા તરફ જ ધ્યાન આપ્યું.

સ્વગુરુબંધુ શાન્તમૂર્તિ પૂ૦ આચાર્યદેવશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબના સ્નેહના કારણે અને પોતાની તબિયતના કારણે તેમણે આચાર્યદેવશ્રી સાથે જ રહેવા નિર્ણય કર્યો. આચાર્યદેવશ્રી પણ તેમની પૂરતી કાળજી રાખતા.

સં. ૨૦૨૨ નું ચાતુર્માસ માટુંગામાં થયું. ભાદ્રપદના કૃષ્ણપક્ષમાં હૃદયરોગનો હુમલો થયો, સાથે બીજી પણ બિમારીઓ આવી પડી, કરવામાં આવેલ અનેક ઉપચારો નિરર્થક બન્યા.

પૂ૦ આ દેવશ્રી તથા સ્વશિષ્ય મુનિશ્રી રુચકવિજયજીએ તથા અન્ય મુનિગણે પણ નિજામણા કરાવવાપૂર્વક ખૂબ સુંદર સેવા કરી, ત્યાંના સંઘે તેમ જ અન્ય શ્રાવકોએ પણ રાત-દિવસ નવકાર મન્ત્રના જાપપૂર્વક ખૂબ ભક્તિ કરી પણ રોગે મચક ન આપી.

દેહ રોગથી ઘેરાઇ ગયો હતો પણ આત્મા અત્યંત સ્વસ્થ હતો. દ્રવ્યરોગના દસમીઓએ પોતાની અશક્તિ જાહેર કરી. વેદનાને સમભાવે સહન કરતાં આસો સુદિ સાતમના પ્રથમ પ્રહરે નવ વાગે પૂજ્ય ગુરુદેવે નશ્વર દેહનો સંગ છોડયો. પૂજ્યશ્રીનો આત્મા સ્વર્ગગામી બન્યો.

મહાત્મા ચાલ્યા ગયા પણ જીવનના ચારિત્રધર્મની સુવાસ પ્રસરાવતા ગયા, દેહ ચાલ્યો ગયો, આત્મા અમર રહ્યો.

જે મહાપુરુષે શાશ્વતી અષ્ટાહ્નિકાના મંગળ પ્રારંભના પ્રથમ દિવસે બાળસ્વરૂપને ધારણ કર્યું તે મહાપુરુષે તેના જ પ્રથમ દિવસે ૬૩ા વર્ષની વયે જીવન સંકેલી ચિરવિદાય લીધી. વિધિના સંકેતો પણ કેવા અગમ્ય હોય છે?

માનવમનોને રડતાં મુકી પૂજ્યશ્રી સ્વર્ગપંથે સંચર્યા.

ધન્ય હો આત્મકલ્યાણકામી એ મહાત્માને!

નમસ્કાર હો સમતાભાવે વેદના સહતા એ મહાત્માને!

વંદન હો વિશ્વવંદનીય પ્રભુપંથગામી એ મહાત્માને!

લિ૦ મુનિ રુચકવિજય

## પ્રેરકશ્રી રુચકવિજયજી મહારાજ સાહેબની

# ટુંક જીવનરેખા

મહેસાણા પાસે આવેલ સાંલઠી ગામ નિવાસી શ્રીયુત્ મણીલાલભાઈના બાબુલાલ ઉર્ફે રમણિકલાલ નામે સુપુત્ર હતા. બાબુભાઇ લઘુવયમા પ. પૂં૦ આ. શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સાહેબ તથા પ. પૂ૦ પં. શ્રી કનકવિજયજી મહારાજ સાહેબના આગમનથી અને વૈરાગ્યમય સદુપદેશથી સંસાર પ્રત્યે વિરક્તભાવવાળા બન્યા. તેમને સંસારના ક્ષણિક સુખો દુઃખરૂપે દેખાવા લાગ્યાં. તેથી પારમેશ્વરી પ્રવ્રજ્યા અંગીકાર કરવાની તમન્ના જાગી અને એ વાત પોતાના કુટુમ્બીજનોને જણાવતાં તેઓએ પણ બાબુભાઈની સંયમ પ્રત્યેની ઉત્સુકતા અને અવિહડ વૈરાગ્યમય દઢ ભાવના જોઇને તે માર્ગમાં જવા માટે સહર્ષ રજા આપી અને સમી મુકામે બિરાજમાન બન્ને મહાપુરુષોને સાલઠી ગામે પધારી પોતાના સુપુત્રને દીક્ષા આપવા વિનંતિ કરી. તે વિનંતિનો સ્વીકાર કરી પ. પૂ૦ આચાર્ય મ. સાહેબ પોતાના વિશાળ પરિવાર સાથે સમીથી વિહાર કરી વિ. સં. ૨૦૦૩ના વૈશાખ સુદિ ૧ના દિવસે સાલઠી ગામે પધાર્યા અને મહોત્સવપૂર્વક સંયમાભિલાષી બાબુભાઇને વૈ. સુ. ૧૦ના દિવસે દીક્ષા આપી, પ. પૂ૦ પં. શ્રી કનકવિજયજી મ. સાહેબના શિષ્ય રુચકવિજયજી તરીકે જાહેર કર્યા.

મુનિરાજશ્રી રુચકવિજયજી મહારાજ સાહેબે ગુરુની નિશ્રામાં રહીને આજ સુધીના પોતાના ૨૪ વર્ષના દીક્ષાપર્યાયમાં કર્મગ્રન્થો, પંચસંગ્રહ, કમ્મપયડી આદિ અનેક પ્રકરણોનું, કેટલાય આગમ ગ્રન્થોનું અને સંસ્કૃત-પ્રાકૃત વિગેરેનું આત્મસ્પર્શી સુંદર અધ્યયન કર્યું અને સાથોસાથ ગુરુ મહારાજના જીવનપર્યંત તેમની સાથે જ રહી તેઓશ્રીની દરેક પ્રકારની વૈયાવચ્ચમાં તત્પર રહ્યા અને મુંબઈમાં ગુરુ મહારાજનો સ્વર્ગવાસ થયા બાદ પ. પૂ૦ આ. વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબની નિશ્રામાં જ લગભગ ૪ વર્ષ સુધી મુંબઇમાં જુદા જુદા સ્થળે રહી અનેક શાસનપ્રભાવનાનાં કાર્યો કર્યાં તેમ જ સંવત ૨૦૨૪ના મહા વદ ૬ના દિવસે તખતગઢ નિવાસી ભભૂતમલભાઈએ પૂજ્યશ્રીની પાસે દીક્ષા સ્વીકારી, પૂ૦ મુનિરાજશ્રી રુચકવિજયજી મહારાજ સાહેબના શિષ્ય ભદ્રવિજયજી તરીકે જાહેર થયા.

આજે પણ અપ્રમત્તભાવે રત્નત્રયીની સુંદર આરાધના કરી ઉચ્ચકોટિનું ચારિત્રજીવન જીવી રહ્યા છે. તે પ્રસ્તુત ગ્રન્થના પ્રેરક મુનિભગવંત શ્રી રુચકવિજયજી મહારાજ સાહેબને અમારા કોટિ કોટિ વંદન.



# દ્રવ્ય સહાયકોની શુભ નામાવલી

| | |
|---|---|
| ૨૦૦૦) શ્રી જૈન સંઘની સુધારાખાતાની પેઢી જ્ઞાનખાતામાંથી | મહેસાણા |
| ૧૦૦૦) ,, જૈન સંઘ જ્ઞાનખાતામાંથી | ઊંઝા |
| ૧૦૦૦) ,, જૈન સંઘ જવાહરનગર જ્ઞાનખાતામાંથી | ગોરેગાંવ (મુંબઇ) |
| ૨૦૦૦) ,, આદીશ્વર જૈન ધર્મશાળા જ્ઞાનખાતામાંથી | મુંબઈ |
| ૫૦૧) શેઠ મંછાલાલ ભગવાનદાસ | ,, |
| ૨૫૧) અ. સૌ. સવિતાબહેન શાંતિલાલ વાડીલાલ | ખંભાત |
| ૨૫૧) શેઠ માણેકલાલ ધરમચંદ | જગુદન |
| ૨૫૧) ,, ખૂબચંદ રતનચંદ | મુંબઈ |
| ૨૫૧) ગં. સ્વ. પાનીબહેન ગણેશમલજી | ખીવાનદી |
| ૨૫૧) શેઠ છગનજી છોગમલજી | મુંબઈ |
| ૨૫૧) અ. સૌ. કમળાબહેન શાંતિલાલ કપાસી | વાલકેશ્વર |
| ૨૫૧) ,, પ્રેમકોરબહેન કસ્તુરચંદ | છઠીયારડા |
| ૨૫૧) ભરૂચ વેજલપુર મારવાડી જૈન સંઘ જ્ઞાનખાતામાંથી | વેજલપુર |
| ૧૫૧) શેઠ રસિકલાલ ડાહ્યાભાઈ | લીંબોદરા |
| ૧૫૧) ,, મનસુખલાલ કસ્તુરચંદ | ડાંગરવા |
| ૧૫૧) ,, જગરૂપજી નેમિચંદજી | મુંબઇ |
| ૨૦૧) ,, સૌભાગ્યચંદ દીપચંદજી મુંડારાવાલા | મુંબઈ |
| ૧૦૧) ,, પુરૂષોત્તમદાસ ખેમચંદ | કંડ |
| ૧૦૧) ,, મંગળદાસ મોહનલાલ | ભાયખાલા |
| ૧૦૧) ,, કેશવલાલ દલસુખભાઈ | સાંગલપુર |
| ૧૦૦) ,, ખાંતિલાલભાઈ | મુંબઇ |
| ૧૦૦) ગં. સ્વ. સંતોકબહેન | ,, |
| ૧૦૦) શેઠ મનસુખલાલ મગનલાલ | પાલીતાણા |
| ૧૦૦) શ્રી અલકાબહેન શાંતિલાલ મણીલાલ | સાલડી |
| ૧૦૧) શેઠ મણિલાલ જીવાભાઈ | મુંબઇ |
| ૧૦૧) શેઠ પોપટલાલ ચીમનલાલ | ,, |
| ૧૦૧) અ. સૌ. કંચનબહેન મણિલાલ | ,, |
| ૧૦૧) શ્રી ગોડીજી જૈન ઉપાશ્રયની બહેનો તરફથી | ,, |

| | |
|---|---|
| ૧૦૧) શ્રી શાહ ખાતે | મુંબઈ |
| ૧૦૧) સરદારમલ માણેકચંદની કુાં. હા. જસરાજભાઈ | ,, |
| ૧૦૧) શેઠ મહેન્દ્રકુમાર ખીમચંદભાઈ | ,, |
| ૧૦૧) શેઠ રસીકલાલ હીરાલાલ ઝવેરી | ,, |
| ૧૦૧) ગં. સ્વ. મુળીબહેન અંબાલાલ હા. પુંડરીકભાઈ | ખંભાત |
| ૧૦૧) શ્રી માનકોરબહેન | વાલકેશ્વર |
| ૧૦૧) શ્રી અશોકકુમારના શ્રેયાર્થે હા. ચંદનમલ | મુંબઈ |
| ૧૦૧) શેઠ બાબુલાલ નરસીંગજી | તખતગઢ |
| ૧૦૧) શ્રી શાહ ખાતે | અમદાવાદ |
| ૧૦૧) શેઠ ઉમેદમલજી લુમચંદજી | મુંબઈ |
| ૧૦૧) ,, મેઘાજી હીરાચંદજી | ,, |
| ૧૦૧) ,, નવીનચંદ્ર ભગવાનદાસ | ,, |
| ૧૦૧) ,, તારાચંદ ફોજમલ | ,, |
| ૧૦૧) ઝવેરી હીરાચંદ સૌભાગ્યચંદ એન્ડ બ્રધર્સ | ,, |
| ૧૦૧) પુનમચંદ મેઘાજીની કુાં. | ,, |
| ૧૦૧) શ્રી રાજમલ સુભાષચંદ્ર એન્ડ કુાં. | ,, |
| ૧૦૧) શેઠ મગનલાલજી | ,, |
| ૧૦૨) શ્રી હીરાબહેન તથા ચંદનબહેન | ,, |
| ૧૦૧) ગં. સ્વ. મંગુબહેન ટોકરસીભાઈ | છઠીઆરડા |

તદુપરાંત જુદા જુદા જ્ઞાનખાતાઓમાંથી રૂપિયા પાંચ હજાર સહાય તરીકે મળ્યા છે.



# પ્રકાશકીય નિવેદન

विश्वोपकारि-श्रुतज्ञानाय नमः

કર્મસિદ્ધાન્ત અને તદન્તર્ગત આ પંચસંગ્રહનું પઠનપાઠન કરનારા સુજ્ઞ મહાશયો આ ગ્રંથની મહત્તા અને વિશેષતા કેટલી છે તે સારી રીતે જાણે છે અને આ ગ્રન્થનું અધ્યયન અને અધ્યાપન અનેક વર્ષોથી જિજ્ઞાસુ આત્માઓ કરી રહ્યા છે, એટલે આ વિષયમાં વધુ કંઈ લખવાની આવશ્યકતા અમને જણાતી નથી.

પરંતુ સંસ્કૃત ભાષાના અજાણ એવા પણ તત્ત્વજિજ્ઞાસુ વર્ગને આ વિષયનું જ્ઞાન સુલભ થાય તેથી વઢવાણનિવાસી સ્વ. પંડિતશ્રી હીરાલાલ દેવચંદભાઈએ આ ગ્રન્થના પ્રથમ ભાગની મહોપકારી પૂજ્ય મલયગિરિજી મહારાજ કૃત ટીકાનો ગુજરાતી અનુવાદ તૈયાર કરી વિ. સંવત્ ૧૯૮૧ માં પોતે જ તેનું પ્રથમ પ્રકાશન કરેલ.

પણ છેલ્લાં કેટલાક વર્ષોથી તે પુસ્તક દુર્લભ્ય થવા લાગ્યું તેથી આ વિષયના અભ્યાસકોની જરૂરીયાત પૂરી પાડવા સ્વ. પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય ૧૦૦૮ શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજ સાહેબના સ્વ. શિષ્યરત્ન પંન્યાસપ્રવર પરમપૂજ્ય ૧૦૦૮ શ્રી કનકવિજયજી મહારાજ સાહેબના શિષ્યરત્ન પરમપૂજ્ય મુનિશ્રી રુચકવિજયજી મહારાજ સાહેબને આ ગ્રન્થનું પુનઃ પ્રકાશન કરાવવાની તીવ્ર ઉત્કણ્ઠા થઈ અને આ હકીકત આ સંસ્થાના ભૂતપૂર્વ વિદ્યાર્થી અને મુંબઈ ગોઠીજીમાં ચાલતી પરમપૂજ્ય જગદ્ગુરુ વિજયહીરસૂરીશ્વરજી પાઠશાળાના પંડિત શ્રી વસંતલાલ મફતલાલને જણાવી અને તેઓનો પણ આ કાર્યમાં સહકાર મળતાં પૂજ્યશ્રીની ઉત્કણ્ઠા સક્રિય બની અને સ્વ. પંડિતશ્રી હીરાલાલ દેવચંદભાઈના લઘુભ્રાતા શ્રીયુત્ સુખલાલ દેવચંદભાઈને આ ઇચ્છા જણાવતાં તેઓશ્રીએ પણ આ ગ્રન્થનું પુનઃ પ્રકાશન કરવા સહર્ષ મંજૂરી આપી.

ત્યારબાદ પૂજ્યશ્રીએ યોગ્ય ફેરફાર સાથે આ ગ્રન્થનું સંપાદન કરવાનું કાર્ય સંસ્થાના અધ્યાપક પુખરાજજી અમીચંદજીને જણાવેલ અને તેઓશ્રીએ અવિરતપણે બે વર્ષ સુધી પ્રયત્ન કરી આ ગ્રન્થનો મૂળ અનુવાદ કાયમ રાખી ફૂટનોટો આદિમાં યોગ્ય ફેરફારો કરવા સાથે અભ્યાસકોની સરળતા માટે દરેક દ્વારના અંતે મૂળ ગ્રન્થના સારરૂપે છતાં ગહન વિષયને સરળ કરવાપૂર્વક અને કેટલાક નવીન ગહન પદાર્થોનું પણ જ્ઞાન થઈ શકે તે રીતે સારસંગ્રહ તથા પ્રશ્નોત્તરી જાતે તૈયાર કરેલ છે.

તેથી પ્રસ્તુત ગ્રન્થના અભ્યાસકોને આ વિષયના જ્ઞાનમાં ઉત્સાહપૂર્વક વધુ પ્રેરણા મળે તેમ પૂરતી કાળજી રાખી તૈયાર કરી પરમપૂજ્ય રુચકવિજયજી મહારાજ સાહેબની સત્પ્રેરણાથી પ્રકાશનનું કાર્ય આ સંસ્થાને સોંપવામાં આવેલ અને તેઓશ્રીએ પ્રેરણા દ્વારા પુસ્તક માટેની તમામ નાણાંકીય સહાય જે સદ્ગૃહસ્થો મારફત કરાવેલ છે. તે સર્વની શુભ નામાવલી આ જ ગ્રન્થમાં અન્યત્ર આપવામાં આવેલ છે.

પરમપૂજ્ય આચાર્યદેવ ૧૦૦૮ શ્રી વિજયઅમૃતસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્ય-રત્ન આચાર્યદેવ ૧૦૦૮ શ્રી વિજયધર્મધુરંધરસૂરીશ્વરજી મહારાજ સાહેબે અમારી વિનંતિનો સ્વીકાર કરી આ ગ્રન્થની પ્રસ્તાવના લખી આપેલ છે.

આ ગ્રન્થ અંગેની સંપૂર્ણ વ્યવસ્થા પંડિતશ્રી વસંતલાલ મફતલાલે તથા પૂજ્યશ્રીના સંસારી બન્ધુ સાલડી નિવાસી શ્રીયુત્ શાન્તિલાલ મણીલાલ શાહે અને કાગળો આદિ મેળવી આપવાનું કાર્ય શેઠશ્રી રાયચંદ મગનલાલે અને પ્રુફ સુધારવા આદિનું કાર્ય સરસ્વતી સૂક્ષ્મ તત્ત્વબોધ પાઠશાળાના અધ્યાપક શ્રી કપૂરચંદ રણછોડદાસ વારૈયાએ કાળજીપૂર્વક કરેલ છે. તેથી આ સંસ્થા તરફથી લગભગ ૯૦૦ થી પણ વધુ પેજ પ્રમાણ દળદાર એવા આ ગ્રન્થનું પ્રકાશન કરવાનો અપૂર્વ લાભ અમોને પ્રાપ્ત થતાં ગૌરવપૂર્વક વધુ આનંદ અનુભવીએ છીએ અને તે બદલ પ. પૂ૦ આ. શ્રી વિજયધર્મધુરંધરસૂરીશ્વરજી મહારાજ સાહેબ વિગેરેનો તથા ઉપર જણાવેલ બન્ધુઓનો આભાર માનીએ છીએ.

આવા મહાકાય ગ્રંથને ટુંક સમયમાં છાપી આપવા બદલ શ્રી બહાદુરસિંહજી પ્રિ. પ્રેસના સંચાલક શ્રી ભાનુચંદ નાનચંદ મહેતાના સૌજન્યને કેમ ભૂલી શકીએ?

તદુપરાંત સંપાદકના નિવેદનમાં નામપૂર્વક નિર્દેશ કરાયેલ તે તે વિષયના નિષ્ણાત પૂ૦ મુનિભગવંતોએ તેમ જ પંડિત મહાશયોએ સંપાદકને સ્વયં તૈયાર કરેલ સારસંગ્રહ, પ્રશ્નોત્તરી તથા ફુટનોટો વિગેરેમાં યોગ્ય માર્ગદર્શન આપેલ તે સર્વનો પણ અમો આ સ્થળે આભાર માનીએ છીએ.

ગ્રન્થનું સંપાદન તથા પ્રકાશન યથાશક્તિ કાળજીપૂર્વક કરવામાં આવેલ છે, છતાં પ્રેસદોષ તથા છદ્મસ્થતા આદિના કારણે જે કંઈ સ્ખલનાઓ રહેવા પામી હોય તે જણાવવા સુજ્ઞ મહાશયોને અમારી નમ્ર વિનંતિ છે કે જેથી દ્વિતીય આવૃત્તિમાં સુધારો કરી શકાય.

મહેસાણા
વીર સંવત્ ૨૪૯૭
વિક્રમ સંવત્ ૨૦૨૭
અક્ષય તૃતીયા
તા. ૨૭-૪-૧૯૭૧

લિ૦ શ્રી સંઘસેવકો,
ચીમનલાલ અમૃતલાલ શાહ
બાબુલાલ જેશિંગલાલ મહેતા
ઓ. સેક્રેટરીઓ
શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા
અને
શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણા



# પ્રેરકશ્રીનું નિવેદન

ગિરિરાજના ઉન્નત શિખરો ઉપર આરૂઢ થવા સોપાન પંક્તિનું અવલંબન આવશ્યક છે. ઇષ્ટસ્થાનને શીઘ્ર પ્રાપ્ત કરવા શીઘ્રગામી વાહનોનું અવલંબન અતિ આવશ્યક છે. તેમ આત્મોન્નતિના શિખરોને સર કરવા અનુયોગરૂપ આલંબનની અતિ આવશ્યકતા છે.

તે અનુયોગ ભિન્ન-ભિન્ન જીવોની ભિન્ન-ભિન્ન પ્રકારની રુચિ જોઇ જ્ઞાની મહાત્માઓએ ચાર વિભાગમાં ગોઠવી દીધો છે.

(૧) ધર્મકથાનુયોગ—જેમા આત્મોન્નતિ માટે પ્રબલ પુરુષાર્થ કરનાર મહાત્માઓનાં દૃષ્ટાન્તો આવે છે.

(૨) ગણિતાનુયોગ—ચિત્તની વિકલતાને દૂર કરવામાં અતિ સહાયક પૃથ્વી અને ગગન આદિનું ગણિત જેમાં આવે છે.

(૩) ચરણ-કરણાનુયોગ—જેમાં શુદ્ધ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવા કેવા કેવા પુરુષાર્થો આવશ્યક છે, તેનું વર્ણન આવે છે.

(૪) દ્રવ્યાનુયોગ—જેમાં આત્મા આદિ નવતત્ત્વ અને ષડ્દ્રવ્યનું વાસ્તવિક સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે.

આ દરેક અનુયોગો શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવામાં સદા સહાયક થાય છે. છતાં ય દ્રવ્યાનુયોગ આત્મસ્વરૂપની વિશદ રીતે ઝાંખી કરાવતો હોઇ તેનું મહત્ત્વ સર્વકાળે વિશેષ અંકાયેલું છે.

એથી જ પૂ૦ ગુરુદેવોની નિશ્રામાં નવતત્ત્વ અને કર્મગ્રંથાદિનો અભ્યાસ કરી સં. ૨૦૧૫ માં મહેસાણામાં શ્રી યશોવિજયજી જૈન પાઠશાળામાં કર્મપ્રકૃતિ ગ્રંથનું અધ્યયન કર્યું. તેના અધ્યયનથી દ્રવ્યાનુયોગને લગતા અન્ય વિશિષ્ટ ગ્રંથોનું રુચિપૂર્વક ચિંતન-મનન કર્યું.

સં. ૨૦૨૧ નું ચાતુર્માસ મુંબઇ-ગોડીજીના ઉપાશ્રયે થયું. દ્રવ્યાનુયોગના વર્ણન પ્રસંગે દ્રવ્યાનુયોગનો કોઈપણ અપ્રાપ્ય-દુષ્પ્રાપ્ય ગ્રંથ પ્રગટ થાય એવી અંતરમાં ભાવના પ્રગટી. મુંબઈ ક્ષેત્રની ઉદારતાએ એ ભાવના સાકાર બની.

તે વખતે ત્યાં શ્રી વિજયહીરસૂરીશ્વરજી પાઠશાળાના અધ્યાપક વસંતભાઇ આદિએ મને કહ્યું છે-અત્યારે પંચસંગ્રહ ગ્રંથ દુષ્પ્રાપ્ય છે, તો જો એ ગ્રંથ પ્રગટ થાય તો દ્રવ્યાનુયોગની રુચિવાળા જીવોને એનું અધ્યયન બહુ સુગમ બની જાય.

સુંદર સૂચન શક્ય હોય તો સર્વત્ર ગ્રાહ્ય બને છે. મને પણ એ સૂચન ગમ્યું અને તે માટે મહેસાણા શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના પ્રાધ્યાપક પં. શ્રી પુખરાજજીભાઇ કે જેમને આ વિષયનું અતિ સુંદર જ્ઞાન છે, તેમને આ ગ્રંથનું સંપાદન કાર્ય કરી આપવા ભલામણ કરી.

દ્રવ્યાનુયોગ પ્રત્યેની વિશિષ્ટ રુચિના કારણે તેમણે તે વાત સહર્ષ સ્વીકારી. જેના પરિણામે આ ગ્રંથ પ્રકાશિત થઇ રહ્યો છે.

દ્રવ્યાનુયોગના અર્થી ભાગ્યશાળી આત્માઓ ગ્રંથનું સુંદર અધ્યયન કરી આત્મોન્નતિ પ્રાપ્ત કરે, એ જ મંગળ કામના.

—મુનિ રુચકવિજય

# બે બોલ

કર્મસાહિત્યના અભ્યાસકોની વિશેષ જિજ્ઞાસાને સંતોષનાર અને કર્મસંબંધી અનેક વિષયોનું સુંદર રીતે પ્રતિપાદન કરનાર 'પંચસંગ્રહ' નામક ગ્રંથ જૈનદર્શનના અનેક પ્રસિદ્ધ ગ્રન્થોમાંનો એક છે.

પંચસંગ્રહ ભા. ૧ અને ભા. ૨ એમ બે વિભાગમાં ગુજરાતી ભાષાન્તર સ્વ. પં. શ્રી હીરાલાલભાઇ દેવચંદ દ્વારા લગભગ ૩૬ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયેલ. પણ હાલમાં તેની નકલો અપ્રાપ્ય હોવાથી કર્મગ્રંથોના અભ્યાસ પછી વિશેષ અભ્યાસીઓને અભ્યાસ કરવામાં મુશ્કેલી રહેતી હતી, આ હેતુથી 'પંચસંગ્રહ' ગ્રંથનું ગુજરાતી ભાષામાં પુનઃ પ્રકાશન થાય તેની ઘણા સમયથી જરૂર હતી આથી પંચસંગ્રહ ભા. ૧ નું ગુજરાતી પ્રકાશન જે થઈ રહ્યું છે, તે ખરેખર પ્રશંસનીય છે.

આ પ્રકાશન સંબંધમાં સ્વ. પ. પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મહારાજશ્રીના શિષ્યરત્ન પ. પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ. શ્રીએ શુભ આશીર્વાદથી તથા સ્વ. આચાર્યદેવશ્રીના શિષ્યરત્ન સ્વ. પ. પૂ૦ પં. શ્રી કનકવિજયજી મ. શ્રીના શિષ્યરત્ન પ. પૂ૦ મુનિરાજશ્રી રુચકવિજયજી મહારાજ સાહેબ કે જેઓશ્રીને પૂર્વાચાર્યોના ગ્રન્થ-પ્રકાશનમાં અનેરો રસ છે. તેઓશ્રીની સત્પ્રેરણાથી આ ગ્રંથનું પુનઃ પ્રકાશન થઇ રહ્યું છે તે ખરેખર અવસરોચિત છે.

શ્રી યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળા મહેસાણાના અધ્યાપક, કર્મશાસ્ત્રના સારા અનુભવી પં. શ્રી પુખરાજજી અમીચંદજીએ દરેક દ્વારની પાછળ પ્રશ્નોત્તરી અને સાર-સંગ્રહ મૂકી તેમ જ જરૂરી યંત્રો તૈયાર કરાવી યોગ્ય સ્થળે મૂકી કર્મગ્રંથના અભ્યાસીઓની અનેક મુશ્કેલીઓ દૂર કરી આ પ્રકાશનનું સુંદર સંપાદન કરેલ છે, જે અત્યંત અનુમોદનીય છે.

પંચસંગ્રહ ભા. ૨ જો અથવા કમ્મપયડી ગ્રંથનું પણ આ રીતે સુંદર પ્રકાશન થાય, જેથી કર્મશાસ્ત્રના અભ્યાસીઓને વિશેષ સુગમતા થાય તે માટે યોગ્ય પ્રયત્નો કરવા પૂ૦ મહારાજશ્રીને નમ્રપણે વિનંતિ કરું છું.

અંતમાં અભ્યાસીવર્ગ આ પ્રકાશનનો સારી રીતે ઉપયોગ કરી પ્રેરકશ્રી તથા સંપાદકના પ્રયત્નને વિશેષ સાર્થક બનાવી સ્વ-પર કલ્યાણ સાધે એવી અંતઃકરણથી આશા રાખું છું.

ઠે. ગોડીજી જૈન મંદિર,
પાયધુની, મુંબઈ-૩
સં. ૨૦૨૭ જેઠ સુદ ૩
તા. ૨૭-૫-૭૧ ગુરુવાર

લિ૦
વસંતલાલ એમ. દોશી
અધ્યાપક-શ્રી હીરસૂરીશ્વરજી જૈન સંસ્કૃત પાઠશાળા

## 卐 સમર્પણ 卐



મારા પરમપૂજ્ય પરમોપકારી પ્રાતઃસ્મરણીય પૂ૦ ગુરુભગવંતોએ
જે પ્રભુના શાસનની વફાદારીના પાઠો મને શિખવ્યા.
જે પ્રભુના શાસનના મહાપવિત્ર આગમ-સૂત્રોએ
મને જડ—ચેતનનો ભેદ દર્શાવ્યો.
જે પ્રભુશાસનના દ્રવ્યાનુયોગે
આત્મસ્વરૂપની મને ઝાંખી કરાવી.
તે પરમોપકારી ચરમતીર્થપતિ ભગવાન
શ્રી મહાવીર પરમાત્માને ત્રિવિધ-ત્રિવિધ
વંદના કરી દ્રવ્યાનુયોગના સ્વરૂપને
જણાવતો આ પંચસંગ્રહ ગ્રંથ
તે ભગવંતના શાસનને સમર્પણ
કરી કૃતકૃત્યતા અનુભવું છું.

—મુનિ રુચકવિજય.

# વિષયાનુક્રમ

## અનુવાદકારની પ્રથમાવૃત્તિની

# પ્રસ્તાવના

કર્મગ્રંથના જ્ઞાનનો વધારે પ્રમાણમાં ફેલાવો થાય તે ઉદ્દેશથી આ ગ્રંથનું ભાષાંતર કરવાની શરૂઆત લગભગ બે વરસ પહેલા કરી હતી. આ ગ્રંથના કર્તા શ્રીમાન્ ચંદ્ર-મહત્તરાચાર્ય છે અને ટીકાકાર શ્રીમાન્ આચાર્ય મલયગિરિજી મહારાજ છે. એ બંને આચાર્યો પ્રખર વિદ્વાન હતા તેઓ ક્યારે થયા, ક્યાં થયા અને તેઓએ કયા કયા ગ્રંથોની રચના કરી વિગેરે સંબંધે મને વિશેષ માહિતિ નથી તેમ જ તે વિષયનો મને અભ્યાસ પણ નથી તે બાબત તે વિષયના અભ્યાસી વિદ્વાનોને સોંપી દઉં છું. આ ગ્રંથમાં લગભગ એક હજાર ગાથા છે, જેની અંદર છએ કર્મગ્રંથનું આઠ કરણનું તથા તેને લગતી બીજી ઘણી બાબતોનુ બહુ વિસ્તારથી નિરૂપણ કરવામાં આવેલું છે. તેમાંનો પહેલો ભાગ આપની સમક્ષ રજુ થાય છે. આ ભાગમાં પાંચ દ્વાર છે. તેમાંના પહેલા દ્વારમાં યોગ ઉપયોગ અને ગુણસ્થાનકોનુ વિસ્તારપૂર્વક વર્ણન છે, બીજે દ્વારમાં સત્પદ પ્રરૂપણાદિ નવ દ્વારોનું વર્ણન છે. ત્રીજા દ્વારમાં બાંધવા યોગ્ય આઠ કર્મનું વર્ણન છે, ચોથા દ્વારમાં સત્તાવન બંધહેતુનું વર્ણન છે અને પાંચમાં દ્વારમાં પ્રકૃતિબંધાદિ ચાર તથા ઉદય અને સત્તાનું સવિસ્તર વર્ણન કરેલું છે.

આ વિષયને વિશેષ સ્પષ્ટ અને સરલ કરવા માટે જ્યાં જ્યાં ઉપયોગિતા જણાઈ ત્યાં ત્યાં ટીપ્પણો આપવામાં આવ્યા છે. મલયગિરિ મહારાજે ટીકામાં આ વિષયને બહુ જ સ્પષ્ટ કરેલો હોવાથી તેમની જ ટીકાનું ભાષાંતર કર્મગ્રંથના અભ્યાસીઓને બહુ ઉપયોગી થશે એમ મારૂં નમ્ર માનવું છે. આ પુસ્તક લખવામાં પ્રથમ પ્રેરણા અને ઉત્સાહ આપનાર શ્રીમાન્ આચાર્ય વિજયનીતિસૂરિજી છે. તથા કર્મગ્રંથના અભ્યાસમાં પ્રેરણા કરનાર મેસાણા યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળાના સ્થાપક શ્રીમાન્ શેઠ વેણીચંદભાઈ તથા

માસ્તર વલ્લભદાસ હાવાભાઈ છે કે જેમની નીચે રહી મેસાણા યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાળામાં તથા ભરૂચ નિવાસી શેઠ અનુપચંદભાઈ મલુકચંદ પાસે કર્મગ્રંથનો અભ્યાસ કર્યો હતો જેને લીધે આ પુસ્તક હું તૈયાર કરી શક્યો છું. માટે તે બધાની કૃતજ્ઞતાપૂર્વક અહિં હું નોંધ લઉં છું. તે સિવાય કર્મપ્રકૃતિનો અભ્યાસ તે વિષયના ખાસ અભ્યાસી શ્રીમાન્ આચાર્ય વિજયદાનસૂરિજીના શિષ્ય શ્રીમાન્ આચાર્ય વિજયપ્રેમસૂરિજી પાસે તેમ જ પ્રસંગે ઉપસ્થિત થયેલી શંકાઓના ખુલાસા પણ તેમની પાસેથી મેળવ્યા હતા. માટે તેમના ઉપકારની નોંધ લીધા વિના રહી શકતો નથી. તથા બીજાઓએ જેમણે મને પ્રત્યક્ષ કે પરોક્ષ સહાય આપી હોય તેમનો પણ ઉપકાર માનુ છું. તથા તૈયાર ફરમાઓ વાચી આપવામાં ભાવનગર નિવાસી શેઠ કુંવરજીભાઈનો તથા મારા વડીલબંધુ સમાન અને પ્રસંગે પ્રસંગે અનેક પ્રકારની કિંમતી સલાહ આપનાર પંડિત ભગવાનદાસભાઈનો પણ આભાર માનું છું. આચાર્ય મહારાજ શ્રીમાન્ વિજયનીતિસૂરિજી મહારાજનો આ સ્થળે ફરી આભાર માનું છું કે જેમની પ્રેરણા અને પ્રોત્સાહન સિવાય આ ગ્રંથ તયાર કરી શક્યો ન હોત. આ વિષય ઘણો ગહન હોઈ ભૂલો થવાનો સંભવ છે. વિદ્વાન પુરુષો મારા પર કૃપા કરી સઘળી ભૂલો સુધારશે અને મને જણાવી અનુગૃહીત કરશે. છેવટે મારાથી પરમાત્મા મહાવીરના સિદ્ધાંત વિરુદ્ધ જે કંઈ લખાયું હોય તે માટે મિથ્યા-દુષ્કૃત દઈ વિરમું છું.

લિ૦ નમ્ર સેવક,
હીરાલાલ દેવચંદ



नमोत्थु णं समणस्स भगवओ महावीरस्स।

શ્રીમાન્ ચન્દ્રર્ષિ મહત્તરાચાર્ય વિરચિત

# પંચસંગ્રહ

શ્રીમદાચાર્ય મલયગિરિ કૃત ટીકાના અનુવાદ સહિત.

ટીકાકારકૃત મંગલ—



સઘળા કર્મરૂપ વૃક્ષોને બાળવામાં દાવાનળ સમાન, જેઓએ જગતનું સંપૂર્ણ સ્વરૂપ જાણ્યું છે અને જેઓએ સઘળા કુતીર્થિકોના અભિમાનનો નાશ કર્યો છે એવા પરમાત્મા વર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને સંસારરૂપી કુવામાં ડુબેલા પ્રાણીઓનાં સમૂહનો ઉદ્ધાર કરવામાં હાથના જેવા, જેણે બાકીના બધા શાસ્ત્રોને ગૌણ કર્યાં છે, અને જેમાં સંપૂર્ણ યથાર્થવાદ—યથાવસ્થિત વસ્તુનું કથન છે એવા જૈનાગમનું અવલંબન કરીને અલ્પબુદ્ધિવાળો છતાં પણ, અતિનિપુણ અને ગંભીર એવા પંચસંગ્રહ નામના ગ્રંથનું અન્ય શાસ્ત્રોની ટીકાઓને તથા ગુરુમહારાજના ઉપદેશને અનુસરીને સુખપૂર્વક બોધ થાય તેમ વિવરણ કરું છું. આ જગતમાં શિષ્ટપુરુષો કોઇપણ ઇષ્ટ કાર્યમાં પ્રવૃત્તિ કરતાં ઇષ્ટ દેવને નમસ્કારપૂર્વક જ પ્રવૃત્તિ કરે છે. આ ગ્રન્થકર્તા આચાર્ય શિષ્ટ નથી તેમ નથી, તેથી શિષ્ટના સિદ્ધાંતનું પરિપાલન કરવા માટે, તથા શ્રેય કાર્યો બહુ વિઘ્નવાળા હોય છે. કહ્યું છે કે—"મહાન્ પુરુષોને પણ શ્રેય કાર્યો ઘણા વિઘ્નવાળાં હોય છે, અશ્રેયસ્ કાર્યોમાં પ્રવૃત્તિ કરનારાઓનાં વિઘ્નો ક્યાંય ચાલ્યાં જાય છે" આ પ્રકરણ સમ્યગ્ જ્ઞાનનું કારણ હોવાથી કલ્યાણકારક છે, તેથી અહિં વિઘ્ન ન થાય એ હેતુથી વિઘ્નની શાંતિમાટે ઇષ્ટ દેવને નમસ્કાર, તથા બુદ્ધિમાન માણસ પ્રયોજનાદિના અભાવમાં પ્રવૃત્તિ કરતા નથી, માટે બુદ્ધિમાન પુરુષોની પ્રવૃત્તિ અર્થે પ્રયોજનાદિનું પ્રતિપાદન કરવાની ઇચ્છાવાળા આચાર્ય શરૂઆતમાં આ ગાથા કહે છે—

**नमिऊण जिणं वीरं सम्मं दुट्ठट्ठकम्मनिट्ठवगं ।**
**वोच्छामि पंचसंगहमेयमहत्थं जहत्थं च ॥१॥**

नत्वा जिनं वीरं सम्यग् दुष्टाष्टकर्मनिष्ठापकम् ।
वक्ष्ये पञ्चसंग्रहमेतं महार्थं यथार्थं च ॥ १ ॥

અર્થ—દુષ્ટ આઠ કર્મનો નાશ કરનાર જિનેશ્વર પરમાત્મા મહાવીરને સમ્યક્—ત્રિકરણ-યોગે નમસ્કાર કરીને મહાન્ અર્થવાળા પંચસંગ્રહ નામના આ ગ્રંથને યથાર્થરૂપે કહીશ.

ટીકાનુવાદ—શૂર્, અને વીર્, ધાતુ પરાક્રમ કરવાના અર્થમાં છે. वीरयति स्म એટલે કષાય, ઉપસર્ગ, પરિષહ અને ઇન્દ્રિયાદિ અંતરંગ શત્રુસમૂહને જિતવામાં જેણે પરાક્રમ કર્યું છે તે વીર કહેવાય, અથવા 'ईर् गतिप्रेरणयोः' विशेपेण ईरयति गमयति स्फेटयति कर्म, प्रापयति वा शिवं, प्रेरयति शिवाभिमुखमिति वा वीरः, ઇર્ ધાતુ ગતિ કરવી અને પ્રેરણા કરવી એ અર્થમાં છે-એટલે વિશેષ પ્રકારે જેઓ કર્મને દૂર કરે, [1]અન્ય ભવ્ય આત્માઓને જેઓ મોક્ષપ્રાપ્તિ કરાવી આપે અથવા જેઓ મોક્ષ સન્મુખ પ્રેરણા કરે તે વીર કહેવાય, અથવા 'ईरि' गतौ, विशेपेण अपुनर्भावेन ईर्त्तेस्म-यातिस्म शिवमिति वीरः ઇર્ ધાતુ જવું એ અર્થમાં છે. ફરીવાર સંસારમાં ન આવવું પડે તેવી રીતે જેઓ મોક્ષમાં ગયા તે વીર કહેવાય. તે વીરને પ્રણામ કરીને, તે વીર કોઇક નામથી પણ હોય એટલે કે કોઇનું નામ પણ વીર હોય, તેવા વીરનો નિષેધ કરવા માટે વિશેષણ કહે છે—'जिनं रागादिशत्रुजेतृत्वाज्जिनस्तं' રાગાદિ અંતરંગ શત્રુને જિતનાર હોવાથી જિન કહેવાય છે, જિન એવા વીરને નમસ્કાર કરીને, તે જિન શ્રુતકેવલી, અવધિજ્ઞાની આદિ પણ સંભવે છે, કારણ કે તેઓએ પણ યથાસંભવ રાગાદિ શત્રુઓને જિતેલા હોય છે, માટે તેઓનો નિષેધ કરવા માટે બીજું વિશેષણ કહે છે—'दुष्टाष्टकर्मनिष्ठापकं' દુષ્ટ એવા આઠ કર્મનો નાશ કરનારા કેવલ-જ્ઞાની વીર જિનને નમસ્કાર કરીને એટલે દુષ્ટ આઠ કર્મનો નાશ કરનાર ગુણસંપન્ન કેવલજ્ઞાની જિનેશ્વર પરમા-ત્મા મહાવીરને નમસ્કાર કરીને. અહિં શંકા કરે છે કે- 'दुष्टाष्टकर्मनिष्ठापकं' દુષ્ટ આઠ કર્મનો નાશ કરનારા એટલું જ વિશેષણ પુષ્ટ-સમર્થ હોવાથી હોવુ જોઇએ, 'જિન' એ વિશેષણ ગ્રહણ કરવાનું કંઈ પ્રયોજન નથી, કારણ કે દુષ્ટ આઠ કર્મના જે વિનાશક હોય છે તે જિન હોય છે જ. તેના ઉત્તરમાં કહે છે કે—સંસારમોચક આદિ કેટલાક પરમતાવલંબીઓ હિંસા અને મૈથુનાદિ રાગદ્વેષને વધારનારાં પાપ કાર્યોથી દુષ્ટ આઠ કર્મનો નાશ થાય એમ માને છે, કારણ કે 'સંસારમોચકને પણ હિંસા એ મુક્તિનું સાધન છે.' —એવું વચન છે. માટે સંસારમોચકાદિનો નિષેધ કરવા માટે જિન એ વિશેષણ ગ્રહણ કર્યું છે એટલે જિન—રાગદ્વેષ અને અજ્ઞાનાદિ શત્રુને જિતનાર જ જે દુષ્ટ આઠ કર્મનો નાશ કરનાર છે તેવા પરમાત્મા મહાવીરને નમસ્કાર કરીને પ્રથમ આ—એટલે અંતઃકરણમાં તત્ત્વરૂપે ઉત્પન્ન થયેલ પંચસંગ્રહ નામના ગ્રંથને કહીશ. ૧ શતક, ૨ સપ્તતિકા, ૩ કષાયપ્રાભૃત, ૪ સત્કર્મ, અને ૫ કર્મપ્રકૃતિ એ પાંચ ગ્રંથોનો સંગ્રહ, અથવા ૧ યોગોપયોગવિષયમાર્ગણા, ૨ બંધક, ૩ બંધવ્ય, ૪ બંધહેતુ અને ૫ બંધવિધિ એ પાંચ દ્વારોનો સંગ્રહ હોવાથી પંચસંગ્રહ કહેવાય છે, વળી 'महार्थम्' ગંભીર અર્થવાળો, અને યથાર્થ-પ્રવચનથી અવિરોધી અર્થ જેમાં છે એવો, અથવા પ્રવચનમાં કહેલા અર્થને અનુસરીને પંચસંગ્રહ કહીશ, પણ પોતાની બુદ્ધિથી નહિં કહું. અહિં પંચસંગ્રહ એ વિષય છે. તેનું જ્ઞાન શ્રોતાનું અનન્તર-નજીકનું પ્રયોજન છે અને કર્ત્તાનું પરોપકાર એ અનન્તર પ્રયોજન છે. પરંપર પ્રયોજન તો

૧ દરેક ગત્યર્થક ધાતુઓ પ્રાપ્તિ અર્થમાં પણ વપરાય છે-માટે ટીકાકારે આ અર્થ કરેલ છે.

કર્તા અને શ્રોતા એ બંનેને કર્મનું સ્વરૂપ સમજી કર્મનો ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કરવો એ છે. સંબંધ ઉપાયોપેયરૂપ છે. વચનરૂપ પ્રકરણ એ ઉપાય છે અને તેનું જ્ઞાન એ ઉપેય છે.

હવે આ પ્રકરણનું યથાર્થ નામ જણાવે છે—

सयगाइ पंच गंथा जहारिहं जेण एत्थ संखित्ता ।
दाराणि पंच अहवा तेण जहत्थाभिहाणमिणं ॥२॥

शतकादयः पञ्च ग्रन्था यथार्हं येनात्र संक्षिप्ताः ।
द्वाराणि पञ्च अथवा तेन यथार्थाभिधानमिदम् ॥२॥

અર્થ—જે કારણ માટે પહેલી ગાથાની ટીકામાં જણાવેલા શતકાદિ પાંચ ગ્રંથો અથવા જેનું સ્વરૂપ હવે પછીની ગાથામાં કહેવામાં આવશે તે યોગોપયોગવિષયમાર્ગણા આદિ પાંચ દ્વારો યથાયોગ્ય રીતે આ પ્રકરણમાં સંક્ષિપ્ત સ્વરૂપે કહેવામાં આવેલા છે, તેથી આ પ્રકરણનું પંચસંગ્રહ એ નામ સાર્થક અર્થવાળું છે. ૨

જેનો પૂર્વની ગાથામાં નામ નિર્દેશ કર્યો છે તે પાંચ દ્વારો બતાવે છે—

इत्थ य जोगुवयोगाण मग्गणा बंधगा य वत्तव्वा ।
तह बंधियव्व य बंधहेयवो बंधविहिणो य ॥३॥

अत्र च योगोपयोगानां मार्गणा बन्धकाश्च वक्तव्याः ।
तथा बन्द्धव्यं च बन्धहेतवो बन्धविधयश्च ॥ ३ ॥

અર્થ—આ પ્રકરણમાં ૧ યોગોપયોગ માર્ગણા, ૨ બન્ધક, ૩ બન્ધવ્ય- બાંધવા લાયક આઠ કર્મનું સ્વરૂપ, ૪ બન્ધહેતુ અને ૫ બંધવિધિ એ પાંચ દ્વારનું કથન છે.

ટીકાનુ૦—આ પંચસંગ્રહ પ્રકરણમાં યોગ અને ઉપયોગ સંબંધે વિચાર, બાંધનાર કયા જીવો છે તેનો વિચાર, બાંધવા લાયક શું છે તેનો વિચાર, બાંધવા યોગ્ય કર્મોના બંધ હેતુઓનો વિચાર, તથા તે બંધના પ્રકૃતિબંધાદિ પ્રકારોનો વિચાર કરવામાં આવનાર છે. હવે તે દરેક દ્વારોના સ્વરૂપને પ્રકટ કરતા પ્રથમ યોગ શબ્દનો અર્થ કરે છે-યોગ એટલે વ્યાપાર, જીવનું વીર્ય, પરિસ્પંદ, અથવા જે વડે દોડવું કુદવું આદિ અનેક ક્રિયાઓમાં જીવ જોડાય—પ્રવૃત્તિ કરે તે યોગ કહેવાય. તે યોગ અનેક ભેદવાળા મન વચન અને કાયાના સહકારી કારણના ભેદથી પંદર પ્રકારનો છે, જેનું સ્વરૂપ હવે પછીની ગાથામાં કહેવાશે. ઉપયોગ=જાણવું, જીવની ચેતના શક્તિનો વ્યાપાર, અથવા જેનાથી આત્મા વસ્તુઓને જાણવા પ્રત્યે પ્રવૃત્તિ કરે એવો બોધસ્વરૂપ જીવના સ્વરૂપભૂત ચેતના શક્તિનો જે વ્યાપાર તે ઉપયોગ કહેવાય છે. તેના બાર ભેદ છે. જેનું સ્વરૂપ આગળ કહેવાશે, તે યોગ અને ઉપયોગની માર્ગણા—વિચારણા, જીવસ્થાન, માર્ગણાસ્થાન, અને ગુણસ્થાનકમાં

કરવાની છે તે અર્થાત્ જાણવું. ગાથામાં કહેલ 'ચ' શબ્દથી માર્ગણાસ્થાનોમાં જીવસ્થાનક અને ગુણસ્થાનકમાં પણ વિચાર કરવાનો છે, આ પ્રમાણે પહેલું દ્વાર કહ્યું. તથા જેઓ પોતાના આત્મપ્રદેશો સાથે આઠ પ્રકારના કર્મો જોડે તે બંધક કહેવાય. કર્મ બાંધનારા જીવોનો વિચાર બીજા દ્વારમાં કરવામાં આવશે. આ રીતે બંધક નામનું બીજું દ્વાર છે, તથા બાંધવા લાયક આંઠ કર્મના સ્વરૂપનો વિચાર ત્રીજા દ્વારમાં કરશે તે બંધવ્ય નામનું ત્રીજું દ્વાર. તથા કર્મ પરમાણુઓ સાથે આત્મપ્રદેશોનો અગ્નિ અને લોહાના પિંડના જેવો પરસ્પર એકાકાર સંબંધ તે બંધ કહેવાય, તે બંધના મિથ્યાત્વાદિ જે હેતુઓ તેઓનો સવિસ્તર વિચાર ચોથા દ્વારમાં કરશે, તે બંધહેતુ નામનું ચોથું દ્વાર. તથા ઉક્ત સ્વરૂપવાળા બંધના પ્રકૃતિબંધાદિ પ્રકારોનો વિચાર પાંચમા દ્વારમાં કરશે, આ બંધવિધિ નામનુ પાચમું દ્વાર. આ પ્રમાણે પાંચ દ્વારનું સ્વરૂપ કહ્યું. ૩

હવે [૧]ઉદ્દેશના ક્રમને અનુસરી [૨]નિર્દેશ—પ્રતિપાદન થાય છે–એવો ન્યાય હોવાથી પહેલા યોગોપયોગમાર્ગણાનો વિચાર કરવા ઇચ્છતા શરૂઆતમાં યોગોનું સ્વરૂપ કહે છે—

**सच्चमसच्चं उभयं असच्चमोसं मणोवई अट्ठ ।**
**वेउव्वाहारोरालमिस्ससुद्धाणि कम्मयगं ॥४॥**

सत्यमसत्यमुभयमसत्यामृषं मनो—वचांस्यष्टौ ।
वैक्रियाहारोरालमिश्रशुद्धानि कर्म्मजकम् ॥ ४ ॥

અર્થ—સત્ય, અસત્ય, ઉભય—મિશ્ર અને અસત્યામૃષા એમ મન અને વચન ચાર પ્રકારે હોવાથી કુલ આઠ, તથા વૈક્રિય, આહારક અને ઔદારિક એ ત્રણ મિશ્ર અને શુદ્ધ તથા કાર્મણ એ પ્રમાણે કાયયોગના સાતમળી કુલ યોગના પંદર ભેદ થાય છે.

ટીકાનુ૦—જો કે મન વચન અને કાયાના પુદ્ગલોના અવલંબનથી ઉત્પન્ન થયેલો જે વીર્ય વ્યાપાર તે યોગ કહેવાય છે, છતા અહિં જે પુદ્ગલો વીર્ય વ્યાપારમાં કારણ છે તે મન વચન અને કાયાના પુદ્ગલોમાં જ કાર્યનો આરોપ કરીને તે પુદ્ગલોને યોગ શબ્દથી વિવક્ષ્યા છે. તેમાં સત્ય, અસત્ય, સત્યાસત્ય, અને અસત્યામૃષા એમ મન ચાર પ્રકારે છે.

તેમાં સત્ય શબ્દનો અર્થ આ પ્રમાણે 'सन्तो मुनयः पदार्था वा तेषु—सत्सु साधु सत्यं' સત્ એટલે મુનિ અથવા પદાર્થ. તે મુનિ અને પદાર્થને સાધુ—હિતકર તે સત્ય મન કહેવાય. કારણ કે તે મુનિઓને મુક્તિ પ્રાપ્ત કરાવનાર અને પદાર્થના યથાર્થ સ્વરૂપનું ચિન્તન કરનાર છે. જેમકે—જીવ છે, તે દ્રવ્યરૂપે સત્ અને પર્યાયરૂપે અસત્ છે અને પોતપોતાના શરીરપ્રમાણ છે ઇત્યાદિરૂપે જે પ્રકારે વસ્તુ સ્વરૂપ છે તેજ પ્રકારે તેનો વિચાર કરવામાં તત્પર મન તે સત્યમન છે. સત્યથી વિપરીત તે અસત્ય, જેમકે જીવ નથી, અથવા એકાંત નિત્ય કે

---

૧ નામમાત્રથી પદાર્થનું નિરૂપણ કરવુ તે ઉદ્દેશ.
૨ લક્ષણ, ભેદ તથા પર્યાયદ્વારા પદાર્થનું વિસ્તારથી નિરૂપણ કરવું તે નિર્દેશ.

એકાંત અનિત્યરૂપ છે ઇત્યાદિ જે પ્રકારે વસ્તુ સ્વરૂપ નથી તે પ્રકારે તેનો વિચાર કરવામાં તત્પર મન તે અસત્ય મન કહેવાય. સત્યાસત્ય એટલે કંઈક સત્ય કંઈક અસત્ય, મિશ્રિત થયેલ હોય તે. જેમકે ધવ, ખેર અને પલાશાદિવડે મિશ્ર ઘણા અશોક વૃક્ષવાળા વનને, આ અશોકવન જ છે' એવો વિકલ્પ કરવામાં તત્પર તે સત્યાસત્ય-મિશ્ર મન કહેવાય. અહિં ઘણાં અશોક વૃક્ષો હોવાથી સત્ય છે અને ધવાદિ બીજા વૃક્ષો હોવાથી અસત્ય છે. આ પ્રમાણે કંઈક સત્ય અને કંઈક અસત્ય હોવાથી મિશ્ર મનોયોગ કહેવાય છે. વ્યવહાર નયના મતની અપેક્ષાએ આ પ્રમાણે બોલાય છે, વાસ્તવિક રીતે (નિશ્ચયનયથી) તો અસત્યમાં જ તેનો અંતર્ભાવ થાય છે, કારણ કે જે સ્વરૂપે વસ્તુનો વિચાર કર્યો છે તે પ્રકારે તે વસ્તુ નથી. તથા જે મન સત્ય રૂપ નથી તેમજ અસત્યરૂપ પણ નથી. તે અસત્યામૃષા મન કહેવાય છે. એટલે કે જ્યારે મન દ્વારા જે વિચાર થાય છે તે સત્યરૂપ ન હોય તેમજ અસત્યરૂપ પણ ન હોય ત્યારે તે અસત્ય-અમૃષા કહેવાય છે. અહિં સત્ય અને અસત્યનું સ્વરૂપ કહે છે—જ્યારે વિપ્રતિપત્તિ-વિવાદ ઉપસ્થિત થાય ત્યારે પદાર્થને સ્થાપન કરવાની બુદ્ધિથી સર્વજ્ઞના મતને અનુસરીને જે વિકલ્પ-વિચાર કરવામાં આવે, જેમકે—જીવ છે અને તે દ્રવ્યરૂપે સત્ અને પર્યાયરૂપે અસત્ છે તે સત્ય કહેવાય. કારણ કે આ પ્રમાણે નિર્ણય કરવામાં આરાધક ભાવ છે. અને જ્યારે વિવાદ થાય ત્યારે પોતાના મત પ્રમાણે વસ્તુનું સ્થાપન કરવાની બુદ્ધિથી સર્વજ્ઞના મતથી વિપરીત વિકલ્પ-વિચાર કરવામાં આવે, જેમકે—જીવ નથી, અથવા એકાંત નિત્ય છે, તે અસત્ય છે, કારણ કે આવો વિકલ્પ કરવામાં વિરાધક ભાવ છે. આવા સ્વરૂપવાળું સત્ય કે અસત્ય બંને જેની અંદર ન હોય, પરંતુ જે વિકલ્પ પદાર્થનું સ્થાપન કે ઉત્થાપનની બુદ્ધિ વિનાજ માત્ર સ્વરૂપનોજ વિચાર કરવામાં પ્રવર્ત્તે, જેમકે હે દેવદત્ત 'તું ઘડો લાવ', અને 'ગાય આપ' ઇત્યાદિ તે અસત્ય-અમૃષા મન કહેવાય. કારણ કે આવા વિકલ્પ દ્વારા માત્ર સ્વરૂપનોજ વિચાર થતો હોવાથી યથોક્ત લક્ષણ સત્ય કે અસત્ય નથી. આ પણ વ્યવહાર નયના મતની અપેક્ષાએ જાણવું, નહિ તો વિપ્રતારણ-છેતરવું આદિ દુષ્ટ—મલિન આશયપૂર્વક જે વિચાર કરવામાં આવે તેનો અસત્યમાં અંતર્ભાવ થાય અને શુદ્ધ આશયથી જે વિચાર કરવામાં આવે તેનો સત્યમાં અંતર્ભાવ થાય છે. આ પ્રમાણે મનના—મનોયોગના ચાર ભેદ કહ્યા. જેમ મનના સત્યઆદિ ચાર ભેદ અને સ્વરૂપ કહ્યું તેમજ વચનના પણ સત્ય આદિ ચાર ભેદ અને તેનું સ્વરૂપ સમજવું. એ રીતે આઠ યોગ થયા. હવે કાયયોગના ભેદ કહે છે— 'वेउव्वाहारोरालमिस्ससुद्धाणि' મિશ્રશબ્દનો દરેકની સાથે સંબંધ હોવાથી ૧ વૈક્રિયમિશ્ર, ૨ આહારકમિશ્ર અને ૩ ઔદારિકમિશ્ર—એ ત્રણ મિશ્રના ભેદ અને મિશ્ર શબ્દ જોડ્યા વિનાના વૈક્રિય, આહારક અને ઔદારિક એ ત્રણ શુદ્ધના ભેદ છે. તેમાં શુદ્ધની વ્યાખ્યા કર્યા સિવાય બીજાની વ્યાખ્યા કરવાનું બની શકે તેમ નહિ હોવાથી પહેલા શુદ્ધ ભેદોની વ્યાખ્યા કરે છે. કારણ કે શુદ્ધ વૈક્રિયાદિ યોગો સમજ્યાવિના મિશ્રયોગો સમજી શકાતા નથી. તેથી પહેલાં શુદ્ધની અને પછીથી મિશ્રની વ્યાખ્યા કરે છે. ગાથામાં પ્રથમ મિશ્રનો નિર્દેશ કરવાનું કારણ જે ક્રમે તે યોગો થાય છે તે ક્રમ સૂચવવા માટે છે. તે આ પ્રકારે—જેમકે પહેલાં વૈક્રિયમિશ્ર થાય છે અને પછી વૈક્રિય થાય છે, હવે તે દરેકનો અર્થ કહે છે—અનેક પ્રકારની અથવા વિશિષ્ટ ક્રિયા કરનારું જે શરીર તે વૈક્રિય. તે આ પ્રમાણે-તે શરીર

એક થઈને અનેક થાય છે, અનેક થઈને એક થાય છે. નાનું થઈને મોટું થાય છે. મોટું થઈને નાનું થાય છે, આકાશગામી થઈને જમીન પર ચાલે છે, જમીનપર ચાલનાર થઈને આકાશમાં ચાલનાર પણ થાય છે, દૃશ્ય થઈને અદૃશ્ય થાય છે, તેમજ અદૃશ્ય થઈને દૃશ્ય થઈ શકે છે; આ પ્રમાણે અનેક પ્રકારની ક્રિયા આ શરીરદ્વારા થતી હોવાથી વૈક્રિય કહેવાય છે. તેના ઔપપાતિક અને લબ્ધિપ્રત્યય એમ બે પ્રકાર છે. તેમાં ઉપપાત—દેવ નારકોનો જન્મ, જેની અંદર કારણ છે તે ઔપપાતિક કહેવાય છે. તે દેવ-નારકોને હોય છે. અને લબ્ધિ—શક્તિ, તદનુકુળ વીર્યાંતરાય કર્મનો ક્ષયોપશમ જેમાં પ્રત્યય-કારણ છે તે લબ્ધિપ્રત્યય કહેવાય છે. તે તિર્યંચ તથા મનુષ્યોને હોય છે. વૈક્રિયમિશ્ર દેવ નારકોને અપર્યાપ્તાવસ્થામાં હોય છે અને મનુષ્ય-તિર્યંચોને જ્યારે વૈક્રિય શરીર વિકુર્વે ત્યારે તેના આરંભકાળે તથા ત્યાગકાળે હોય છે. તે પણ ક્વચિત્ જ હોય છે. કારણ કે બધા મનુષ્ય—તિર્યંચોને વૈક્રિયલબ્ધિ હોતી નથી.

હવે આહારક કાયયોગનું સ્વરૂપ કહે છે—જ્યારે તીર્થંકર ભગવાનની ઋદ્ધિનું દર્શન અથવા એવાજ પ્રકારનું કોઈ વિશિષ્ટ પ્રયોજન ઉત્પન્ન થાય ત્યારે વિશિષ્ટ લબ્ધિના વશથી ચૌદ પૂર્વધરવડે આહારક વર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરી જે બનાવાય તે આહારક શરીર કહેવાય છે. કહ્યું છે કે—'કોઈ વિશિષ્ટ કાર્ય પ્રાપ્ત થાય ત્યારે વિશિષ્ટ લબ્ધિવાળા શ્રુતકેવલી વડે જે બનાવાય-કરાય તેને આહારક શરીર કહે છે.' कृद्बहुलम् એ સૂત્રથી કર્મમાં वुन् પ્રત્યય લાગી 'पादहारकः' શબ્દની જેમ 'આહારક' શબ્દ બનેલ છે. નીચે જણાવેલ કાર્ય પ્રાપ્ત થાય ત્યારે શ્રુતકેવલી આહારક શરીર કરે છે, તે કાર્ય આ છે-પ્રાણીઓની દયાવાળા પરમાત્માની ઋદ્ધિનું દર્શન, *સૂક્ષ્મ પદાર્થનું જ્ઞાન અને સંશયનો નાશ કરવા માટે શ્રુતકેવલીઓનું આહારક શરીરદ્વારા પરમાત્માના ચરણકમલમાં ગમન થાય છે.' આ આહારક શરીર વૈક્રિયશરીરની અપેક્ષાએ અત્યન્ત પ્રશસ્ત છે અને સ્ફટિકની શીલાની જેમ અત્યન્ત નિર્મળ પુદ્ગલના સમૂહથી બનેલું છે. આહારકમિશ્ર આહારકના પ્રારંભકાળે અથવા ત્યાગકાળે હોય છે, તે પણ ક્વચિત્ હોય છે, કારણ કે બધા શ્રુતકેવલીઓને આહારકલબ્ધિ હોતી નથી કેટલાકને હોય તે પણ ઉપરોક્ત કારણો છતાં લબ્ધિનો ઉપયોગ કરે ત્યારે કરતાં અને છોડતાં આહારકમિશ્ર હોય છે. હવે ઔદારિક કાયયોગ કહે છે—ઉદાર એટલે પ્રધાન શ્રેષ્ઠ જે શરીર તે ઔદારિક. ઉદાર શબ્દ विनयादि ગણપાઠમાં હોવાથી इकण् પ્રત્યય લાગી ઔદારિક શબ્દ બનેલ છે. બીજા શરીરો કરતાં આ શરીરનું પ્રાધાન્ય-શ્રેષ્ઠત્વ તીર્થંકર અને ગણધરના શરીરની અપેક્ષાએ સમજવાનું છે, કારણ કે તીર્થંકર અને ગણધરના શરીરની અપેક્ષાએ અનુત્તર દેવતાનું શરીર પણ-જો કે દેવોનું શરીર અત્યન્ત કાન્તિવાળું અને પ્રશસ્ત છે તેમાં પણ અનુત્તર સુરનું શરીર તો અત્યન્ત વધારે કાન્તિવાળું અને પ્રશસ્ત છે છતાં-અનંતગુણહીન છે. અથવા ઉદાર-મોટું જે શરીર તે ઔદારિક, કારણ કે તે કંઈક અધિક એક [1]હજાર

*જાણેલ પદાર્થને વિશેષરૂપે જાણવું તે સૂક્ષ્મ પદાર્થનું જ્ઞાન—અને જાણેલ હકીકત આજ રીતે છે કે અન્યથા તેવી જે શંકા તે સંશય.

૧ પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર કંઇક અધિક એક હજાર યોજનનું છે.

ચોજન પ્રમાણુ મોટામાં મોટું હોઇ શકે છે. તેથી તે શેષ શરીરની અપેક્ષાએ બૃહત્ પ્રમાણુવાળું. છે વૈક્રિય શરીરથી આ શરીરની મોટાઈ [1]ભવધારણીય સહજ શરીરની અપેક્ષાએ જાણવી. નહિતો [2]ઉત્તર વૈક્રિય એક લક્ષયોજન પ્રમાણુ પણુ હોય છે. આ પ્રમાણે ઔદારિક શરીરનું સ્વરૂપ કહ્યું. ઔદારિકમિશ્ર મનુષ્ય અને તિર્યંચોને અપર્યાપ્તાવસ્થામાં હોય છે, અને કેવલિસમુદ્ઘાતાવસ્થામાં પણુ બીજા છઠ્ઠા અને સાતમા સમયે હોય છે. તથા 'कम्मयगंति' હવે કાર્મણુ શરીરનું સ્વરૂપ કહે છે- કર્મથી ઉત્પન્ન થયેલ કર્મરૂપ જે શરીર એટલે કે આઠે કર્મની અનંતાનંત વર્ગણાઓ જે આત્માની સાથે પાણી અને દૂધની જેમ એકાકાર થયેલી છે તેનો જે પિંડ તે કાર્મણુશરીર છે. કાર્મણુશરીર તે અવયવી છે અને કર્મની દરેક ઉત્તર પ્રકુતિઓ અવયવો છે, કાર્મણુશરીર અને ઉત્તર પ્રકુતિઓનો અવયવ-અવયવીભાવ સંબંધ છે. શાસ્ત્રમાં પણુ કહ્યું છે કે—'કર્મનો વિકાર, આઠ પ્રકારના વિચિત્ર કર્મનુ બનેલું'. અને સઘળાં શરીરોનું કારણુભૂત જે શરીર તે કાર્મણુશરીર જાણુવું. આ કાર્મણુશરીર ઔદારિકાદિ સઘળાં શરીરોનું કારણુભૂત-બીજભૂત છે. કારણુ કે ભવપ્રપંચની વૃદ્ધિ થવામાં બીજભૂત કાર્મણુશરીરનો જ્યારે મૂળથી નાશ થાય ત્યારે બાકીનાં શરીરોની ઉત્પત્તિનો સંભવજ નથી, કાર્મણુશરીર છે ત્યાં સુધીજ શેષ શરીર અને સંસાર છે. આ કાર્મણુશરીર એક ગતિમાંથી બીજી ગતિમાં જવા માટે ઉત્કૃષ્ટ સાધન છે. કહ્યું છે કે—કાર્મણુશરીરથીજ યુક્ત આત્મા મરણુ દેશને છોડી ઉત્પત્તિ સ્થાન તરફ જાય છે.

પ્ર૦—જ્યારે કાર્મણુશરીર યુક્ત આત્મા એક ગતિમાંથી બીજી ગતિમાં જાય છે ત્યારે જતા આવતા કેમ દૃષ્ટિપથમાં આવતો નથી—દેખાતો નથી? ઉ૦—કર્મપુદ્ગલો અત્યન્ત સૂક્ષ્મ હોવાથી તે ચક્ષુ આદિ ઇન્દ્રિયોના વિષયભૂત થતા નથી. બીજાઓએ પણુ કહ્યું છે કે—'એક ભવમાંથી બીજા ભવમાં જતાં વચ્ચે ભવશરીર-ભવની સાથે સંબંધવાળું શરીર છતાં પણુ નીકળતાં અને પ્રવેશ કરતાં સૂક્ષ્મ હોવાથી દેખાતું નથી. પરંતુ નહિ દેખાવાથી તેનો અભાવ ન સમજવો.' આ પ્રમાણે ચાર પ્રકારે મનોયોગ, ચાર પ્રકારે વચનયોગ અને સાત પ્રકારે કાયયોગ એમ પંદર યોગો કહ્યા. અહિં કોઇ શંકા કરે કે તૈજસશરીર પણુ છે કે જે ખાધેલા આહારના પાકનું કારણુ છે, અને જે વડે વિશિષ્ટ તપ વિશેષથી ઉત્પન્ન થયેલ તેજોલેશ્યાલબ્ધિવાળા પુરુષની તેજોલેશ્યાનું નીકળવું થાય છે. તો શા માટે તે કહ્યું નહિ? એટલે કે તૈજસયોગ જુદો કેમ ન કહ્યો? તેના જવાબમાં કહે છે કે-તૈજસ શરીર હમેશાં કાર્મણુ સાથે અવ્યાભિચારી—નિયત સંબંધવાળું હોવાથી તે કાર્મણુના ગ્રહણુ કરવા વડે તેનું પણુ ગ્રહણુ કર્યું છે એમ સમજવું. આ પ્રમાણે યોગોનું સ્વરૂપ કહ્યું.

યોગોનું સ્વરૂપ કહીને હવે ઉપયોગો કહે છે—

---

૧ જન્મથી મરણુ પર્યંત જે રહે તે ભવધારણીય શરીર કહેવાય. ૨ પોતાના મૂળશરીરથી અન્ય જે શરીર કરવામાં આવે તે ઉત્તર વૈક્રિય કહેવાય. ઉત્તર એટલે બીજું. આ શરીર એક સાથે એક અને તેથી વધારે પણુ કરી શકાય છે.

अन्नाणतिगं नाणाणि पंच इइ अट्ठहा उ सागारो ।
अचक्खुदंसणाइ चउहुवओगो अणागारो ॥५॥

अज्ञानत्रिकं ज्ञानानि पञ्च इत्यष्टधा तु साकारः ।
अचक्षुर्दर्शनादिकः चतुर्धोपयोगोऽनाकारः ॥ ५ ॥

અર્થ—ત્રણ અજ્ઞાન અને પાંચ જ્ઞાન એમ આઠ પ્રકારે સાકાર ઉપયોગ છે, અને અચક્ષુર્દર્શનાદિ ચાર પ્રકારે નિરાકાર ઉપયોગ છે.

ટીકાનુ૦—જે જાણી શકાય તે જ્ઞાન. સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારે વસ્તુનું સ્વરૂપ છે, તેમાં જે વડે વિશેષ-નામ જાતિ ગુણ અને લિંગાદિ યુક્ત વિશેષરૂપ બોધ થાય તે જ્ઞાન કહેવાય. અ-વિપરીત જ્ઞાન તે અજ્ઞાન. અજ્ઞાન શબ્દની અંદરનો 'અ' મિથ્યા-વિપરીત અર્થનો વાચક હોવાથી મિથ્યા-વિપરીત જે જ્ઞાન તે અજ્ઞાન એ અર્થ થાય છે. તેના ત્રણ ભેદ છે-૧ મતિઅજ્ઞાન. ૨ શ્રુતઅજ્ઞાન અને ૩ વિભંગજ્ઞાન. તેઓનું સ્વરૂપ આગળ કહેવાશે. વસ્તુના યથાર્થ બોધને જ્ઞાન કહે છે. તેના ૧ મતિજ્ઞાન' ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન અને ૫ કેવળજ્ઞાન-એમ પાંચ ભેદ છે. તેમાં પ્રથમ મતિજ્ઞાનનો અર્થ કહે છે-મન્ ધાતુ જાણવાના અર્થમાં છે. મનન કરવું-જાણવું તે મતિ. અથવા પાંચ ઇન્દ્રિય અને મનદ્વારા જે વડે નિયત વસ્તુનો બોધ થાય તે મતિ. એટલે કે જે સ્થળે રહેલા વિષયને ઇન્દ્રિયો જાણી શકે તે સ્થળે રહેલા વિષયનો પાંચ ઇન્દ્રિય અને મનરૂપ સાધનદ્વારા જે બોધ થાય તે મતિજ્ઞાન. 'श्रवणं श्रुतम्,' શ્રવણ કરવું તે શ્રુત. વાચ્યવાચકભાવના સંબંધપૂર્વક શબ્દ સંબંધી અર્થને જાણવામાં હેતુભૂત જ્ઞાનવિશેષ શ્રુતજ્ઞાન કહેવાય છે. જળધારણ આદિ અર્થક્રિયા કરવામાં સમર્થ અમુક પ્રકારની આકૃતિવાળી વસ્તુ એ ઘટ શબ્દ વડે વાચ્ય છે -ઇત્યાદિ સ્વરૂપે જેમાં સમાન પરિણામ પ્રધાનરૂપે છે એવો શબ્દ અને અર્થની વિચારણાને અનુસરીને થયેલો ઇન્દ્રિય અને મનનિમિત્તક બોધ તે શ્રુતજ્ઞાન.[1] 'अधोऽधो विस्तृतं वस्तु धीयते परिछिद्यते अनेन' નીચે નીચે વિસ્તાર વાળી વસ્તુ ઇન્દ્રિય અને મનની સહાયતા વિના જે જ્ઞાનદ્વારા જાણી શકાય તે [2]અવધિજ્ઞાન અથવા અવધિ એટલે મર્યાદા. રૂપી દ્રવ્યોનેજ જાણવા રૂપ મર્યાદાવાળું આત્માને પ્રત્યક્ષ જે જ્ઞાન તે અવધિજ્ઞાન. આજ ત્રણ જ્ઞાનો જ્યારે મિથ્યાત્વમોહના ઉદયથી કલુષિત થાય છે ત્યારે વસ્તુ સ્વરૂપને યથાર્થરૂપે જાણતા નહિ હોવાથી તેઓ અનુક્રમે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાનરૂપે કહેવાય છે. કહ્યું છે કે-'આદિના

---

૧ પ્રથમ શ્રોતા ઘટ શબ્દ સાંભળે છે ત્યાર પછી ઘટ શબ્દ દ્વારા વાચ્ય ઘટ શબ્દ અર્થનું સ્મરણ થાય છે, અહિં સુધીના જ્ઞાન ને મતિજ્ઞાન કહેવાય છે. પછી વાચ્ય વાચક સંબંધ વડે આવા પ્રકારનો ઘટ તે ઘટ શબ્દ વાચ્ય અર્થ છે એ પ્રમાણે વાચ્યવાચકભાવના સંબંધ પૂર્વક જે તાત્પર્ય બોધ થાય છે તેને શ્રુતજ્ઞાન કહેવામાં આવે છે.

૨ આ અર્થ વૈમાનિક દેવની અપેક્ષાએ છે, કારણ કે તેઓ નીચે નીચે વધારે જાણે છે, ઉપર તો પોતાના વિમાનની ધજા સુધીજ જાણે છે,

ત્રણ જ્ઞાન મિથ્યાત્વના સંયોગથી થાય છે.' વિભંગ-અહિં 'વિ' શબ્દ વિપરીત અર્થનો વાચક છે. જે વડે રૂપિ દ્રવ્યોનો વિપરીત ભંગ-બોધ થાય તે વિભંગજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન અવધિજ્ઞાનથી ઉલટું છે. તથા 'પરિ' સર્વથા અર્થમાં છે, अवनं अवः,-જાણવું, मनसि मनसो वा पर्यवः मनःपर्यवः-મનના ભાવોનું સર્વથા પણે જે જ્ઞાન થાય તે મનઃપર્યવજ્ઞાન એટલે કે જે દ્વારા અઢીદ્વીપમાં રહેલ સંજ્ઞી પંચેન્દ્રિયોના મનોગત ભાવો-વિચારો જાણી શકાય તે મનઃપર્યવજ્ઞાન અથવા મનઃપર્યયજ્ઞાન કહેવાય છે. અથવા સંપૂર્ણપણે મનને જે જાણે તે મનઃપર્યાયજ્ઞાન. અથવા મનના પર્યાયો-એટલે ધર્મો, બાહ્ય વસ્તુને ચિન્તન કરવાના પ્રકારો-પદાર્થનો વિચાર કરતાં મનોવર્ગણા વિશિષ્ટ આકારરૂપે પરિણમે છે તેનું જે જ્ઞાન તે [1]મનઃપર્યાયજ્ઞાન. તથા કેવળ એટલે એક. એક જે જ્ઞાન તે કેવળજ્ઞાન, એક હોવાનું કારણ આ જ્ઞાન મત્યાદિજ્ઞાન નિરપેક્ષ છે. શાસ્ત્રમા કહ્યું છે કે-'છાદ્મસ્થિક મત્યાદિ ચાર જ્ઞાન નષ્ટ થાય ત્યારે કેવળજ્ઞાન થાય છે.' અથવા કેવલ એટલે શુદ્ધ પૂર્ણ જ્ઞાનને આવરનાર કર્મમલરૂપ કલંકનો સર્વથા નાશ થવાથી શુદ્ધ જે જ્ઞાન તે કેવળજ્ઞાન. અથવા કેવલ એટલે સંપૂર્ણ. પ્રથમથી જ સર્વથા કેવલજ્ઞાનાવરણીયનો ક્ષય થવાથી સંપૂર્ણપણે જે ઉત્પન્ન થાય તે કેવળજ્ઞાન, અથવા કેવલ એટલે અસાધારણ. તેના જેવું બીજું જ્ઞાન ન હોવાથી અસાધારણ જે જ્ઞાન તે કેવળજ્ઞાન. અથવા કેવળ એટલે અનંત, અનંત જ્ઞેય વસ્તુને જાણતું હોવાથી અનંત જે જ્ઞાન તે કેવળજ્ઞાન. આવી રીતે પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન એમ આઠ પ્રકારે સાકારોપયોગ છે, પ્રતિ વસ્તુના નિર્ણયરૂપ જે વિશેષ જ્ઞાન તે આકાર, અને આકારયુક્ત જે જ્ઞાન તે સાકાર કહેવાય. 'આકાર એટલે વિશેષ-એવું શાસ્ત્રવચન છે.' અહિં પહેલાં જે અજ્ઞાનનો નિર્દેશ કર્યો છે તે સઘળા જીવોને પહેલાં અજ્ઞાન હોય છે. અને પછી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે જ્ઞાન થાય છે એ જણાવવા માટે છે તથા ૧ ચક્ષુદર્શન,-૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન અને કેવળદર્શન-એમ ચાર પ્રકારે અનાકાર ઉપયોગ છે. પૂર્વોક્ત સ્વરૂપવાળો આકાર-વિશેષ રહિત ઉપયોગ તે [2]અનાકાર ઉપયોગ કહેવાય છે. તેમાં ચક્ષુદ્વારા રૂપ વિષયનું જે સામાન્ય

---

૧ સંજ્ઞી જીવ કોઇ પણ પદાર્થનો વિચાર કરવાનો હોય ત્યારે કાયયોગ વડે મનોવર્ગણા ગ્રહણ કરે છે. અને જે જે પ્રકારે ચિન્તન કરે છે તે તે રૂપ મનોવર્ગણાનો પરિણામ થાય છે તેને દ્રવ્ય મન કહે છે, તે મનોવર્ગણાના પરિણામને મનઃપર્યવજ્ઞાની પ્રત્યક્ષ જાણે છે, અને ચિંતનીય વસ્તુને અનુમાનથી જાણે છે, મનોવર્ગણાનો અમુક જાતનો આકાર છે, માટે 'આ ક્ષેત્રમાં રહેલા આ જીવે આ પદાર્થનો આવો વિચાર કર્યો છે, આ જ્ઞાન અઢી દ્વીપ અને બે સમુદ્રમા રહેલા સંજ્ઞિના મનોગત ભાવ વિષયક હોય છે.

૨ શંકા-સંક્ષેપથી ઇન્દ્રિય અને મનવડે થતા પદાર્થના સામાન્ય બોધને ઇન્દ્રિયદર્શન કહી અવધિ તથા કેવળદર્શન એમ દર્શનરૂપ અનાકાર ઉપયોગના ત્રણ ભેદ બતાવવા જોઇએ અથવા વિસ્તારપૂર્વક સમજાવવા સ્પર્શનાદિ ઇન્દ્રિયો અને મન દ્વારા થતા સામાન્ય બોધને સ્પર્શનદર્શન, રસનદર્શન, ઘ્રાણદર્શન, ચક્ષુદર્શન, શ્રોત્રદર્શન તથા મનદર્શન તરીકે કહી અવધિ તથા કેવળ દર્શન સહિત દર્શનના આઠ ભેદ જણાવવા જોઇએ તેને બદલે અહિં ચાર જ ભેદ કેમ જણાવ્યા ?

સમાધાનઃ—લોક વ્યવહારમાં ચક્ષુની પ્રધાનતા હોવાથી તેના દ્વારા થતા સામાન્ય બોધને ચક્ષુદર્શન કહી શેષ ઇન્દ્રિયો તથા મન દ્વારા થતા સામાન્ય બોધને વિસ્તારના ભયથી ભિન્ન-ભિન્ન દર્શન રૂપે ન બતાવતાં લાઘવ માટે અચક્ષુદર્શનમાં સમાવેશ કરેલ છે, તેથી ચાર ભેદ જ યોગ્ય છે. આ હકીકત પ્રથમ કર્મગ્રંથ ગા. ૧૦ના મૂળ ટબામાં જણાવેલ છે.

જ્ઞાન તે [1]ચક્ષુદર્શન. ચક્ષુ સિવાય બાકીની ઇન્દ્રિયો અને મનથી પોતપોતાના વિષયનું જે સામાન્ય જ્ઞાન તે અચક્ષુદર્શન. પાંચ ઇન્દ્રિય અને મનની સહાય વિના મર્યાદામાં રહેલા રૂપી પદાર્થનું જે સામાન્ય જ્ઞાન તે અવધિદર્શન. જગતમાં રહેલા રૂપી અરૂપી સઘળા પદાર્થનું જે સામાન્ય જ્ઞાન તે કેવળદર્શન. નામ જાતિ લિંગ આદિ વિના જે સામાન્ય જ્ઞાન થાય છે, તે દર્શન કહેવાય છે. આ પ્રમાણે ઉપયોગોનું સ્વરૂપ કહ્યું.

હવે આ યોગ અને ઉપયોગોનો જીવસ્થાનકોમાં વિચાર કરવો જોઇએ-કયા જીવોને કેટલા યોગ અને કેટલા ઉપયોગ હોય તે કહેવું જોઈએ તે કહેવાની શરૂઆત કરે છે, ત્યાં પ્રથમ જીવસ્થાનકની સંખ્યા કહે છે. જીવો ચૌદ પ્રકારે છે. તે આ પ્રમાણે-સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, બેઇંદ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિય-એ સાતે અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ જીવોના ચૌદ ભેદ થાય છે. જો કે આ જીવસ્થાનકોની સંખ્યા આચાર્ય પોતાની મેળેજ આગળ ઉપર કહેશે તો પણ અહીં જ તેનું કથન વધારે ઉપયોગી હોવાથી તેઓનું વ્યાખ્યાન કરે છે. તે આ પ્રમાણે—સ્પર્શનરૂપ એક ઇન્દ્રિય જેઓને હોય તે પૃથ્વી, અપ્, તેઉ, વાયુ, અને વનસ્પતિ જીવો એકેન્દ્રિય કહેવાય છે. તે દરેક સૂક્ષ્મ અને બાદર એમ બે પ્રકારે છે. તેમાં જેઓ સૂક્ષ્મનામકર્મના ઉદયથી [2]સૂક્ષ્મ પરિણામવાળા અને લોકના સંપૂર્ણ ભાગમાં વ્યાપીને રહેનારા છે તેઓ સૂક્ષ્મ કહેવાય છે. અને જેઓ બાદરનામકર્મના ઉદયથી બાદર પરિણામવાળા અને લોકના અમુક-નિશ્ચિત સ્થાનકોમાં છે તેઓ બાદર કહેવાય છે. તથા સ્પર્શન અને રસનરૂપ બે ઇન્દ્રિયો જેઓને હોય તે શંખ, છીપ, ચંદનક, કોડા, જળો, નાના મોટા કરમીયા, અને પૂરા આદિ બેઇન્દ્રિય કહેવાય છે. તથા સ્પર્શન, રસન અને નાસિકારૂપ ત્રણ ઇન્દ્રિયો જેઓને હોય તે જૂ, માંકડ, ગદ્ધઈયા, કુંથુઆ, મક્કોડા, કીડીઓ, ઉધઇ, કર્પાસ, અસ્થિક, ત્રપુસ, બીજક અને તુંબરૂક આદિ તેઇન્દ્રિયો કહેવાય છે. સ્પર્શન, રસન, નાસિકા અને ચક્ષુરૂપ ચાર ઇન્દ્રિયો જેઓને હોય છે તે ભ્રમર માંખ, ડાંસ, મચ્છર, વીંછી, કીડા. અને પતંગીયા ચૌરિન્દ્રિય કહેવાય છે. સ્પર્શન, રસન, નાસિકા, ચક્ષુ અને શ્રોત્રરૂપ પાંચે ઇન્દ્રિયો જેઓને હોય છે તે મત્સ્ય, મગર મનુષ્ય આદિ પંચેન્દ્રિય જીવો બે પ્રકારે છે-સંજ્ઞી અને અસંજ્ઞી તેમાં ભૂત, વર્તમાન અને ભાવી પદાર્થોના સ્વભાવનો જે વિચાર કરવો તે સંજ્ઞા. અને સંજ્ઞાવાળા હોય તે સંજ્ઞી કહેવાય છે એટલે કે વિશિષ્ટ સ્મરણ આદિરૂપ મનોવિજ્ઞાનવાળા સંજ્ઞી કહેવાય છે. અને એવા પ્રકારના મનોવિજ્ઞાન વિનાના અસંજ્ઞી કહેવાય. આ સઘળા જીવો અપર્યાપ્તા અને પર્યાપ્તા એમ બે પ્રકારે છે. તેમાં ગ્રહણ અને પરિણમનના કારણભૂત આત્માની જે શક્તિ વિશેષ તે [3]પર્યાપ્તિ. અને તે પુદ્ગલોના

---

૧ અનાદિકાળથી સર્વજીવોને નિગોદાવસ્થામાં અચક્ષુદર્શન હોય છે માટે ગાથામાં પ્રથમ તેનો નિર્દેશ કર્યો છે. પરંતુ ચક્ષુદર્શનની પ્રધાનતા હોવાથી ટીકાકારે પ્રથમ તેની વ્યાખ્યા કરી પછી અચક્ષુદર્શન બતાવેલ છે.

૨ જેઓના ગમે તેટલા શરીર એકત્ર થાય છતાં ચર્મચક્ષુથી ન દેખાય તે સૂક્ષ્મ કહેવાય. જેઓના અનેક શરીરનો સમૂહ પણ દેખાઇ શકતો હોય તે બાદર કહેવાય.

૩ પર્યાપ્તિ. ક્રિયાપરિસમાપ્તિરાત્મનઃ વિવક્ષિત આહારગ્રહણ, શરીરનિર્વર્તનાદિ ક્રિયા કરવામાં સમર્થ કરણની નિષ્પત્તિ તે પર્યાપ્તિ, તે પુદ્ગલ રૂપ છે અને તે તે ક્રિયાના કર્તા આત્માનું કરણવિશેષ

ઉપચયથી થાય છે. તાત્પર્ય એ છે કે-ઉત્પત્તિસ્થાને આવેલા જીવે જે પુદ્ગલો ગ્રહણ કરેલાં છે અને પ્રતિસમય બીજા પણ પુદ્ગલો ગ્રહણ કરાય છે કે જે પુદ્ગલો પ્રથમ ગ્રહણ કરેલા પુદ્ગલોના સંબંધથી તે રૂપે પરિણત થતા જાય છે તેઓની આહારાદિ પુદ્ગલોને ખલ અને રસાદિરૂપે પરિણમનના કારણભૂત જે શક્તિ- વિશેષ તે પર્યાપ્તિ કહેવાય છે, જેમ ઉદરની અંદર રહેલા પુદ્ગલ વિશેષની આહારના પુદ્ગલોને ખલ અને રસરૂપે પરિણમન કરવામાં કારણભૂત શક્તિ વિશેષ હોય છે. તે પર્યાપ્તિઓ છ પ્રકારે છે, તે આ પ્રમાણે-૧ આહારપર્યાપ્તિ, ૨ શરીરપર્યાપ્તિ, ૩ ઇન્દ્રિયપર્યાપ્તિ, ૪ પ્રાણાપાનપર્યાપ્તિ, ૫ ભાષાપર્યાપ્તિ, ૬ અને મનઃપર્યાપ્તિ. તેમાં જે શક્તિ વડે બાહ્ય આહાર ગ્રહણ કરીને ખલ-વિષ્ટા, મૂત્ર અને રસ-સાર પદાર્થરૂપે પરિણમાવે તે આહારપ-

---

છે. જે કરણવિશેષથી આત્મામા આહારાદિ ગ્રહણ કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય તે કરણ જે પુદ્ગલોથી નીપજે તેવા પ્રકારના પરિણામવાળા, આત્માએ ગ્રહણ કરેલા પુદ્ગલો પર્યાપ્તિ શબ્દથી વ્યવહારાય છે. જેમ કે-આહારગ્રહણ કરવામા સમર્થ કરણની ઉત્પત્તિ તે આહારપર્યાપ્તિ, શરીરના કરણની નિષ્પત્તિ તે શરીરપર્યાપ્તિ, ઇન્દ્રિયના કરણની ઉત્પત્તિ તે ઇન્દ્રિયપર્યાપ્તિ, ઉચ્છ્વાસ અને નિઃશ્વાસને યોગ્ય કરણની ઉત્પત્તિ તે પ્રાણાપાનપર્યાપ્તિ. ભાષા યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવામાં અને છોડવામાં સમર્થ કરણની ઉત્પત્તિ તે ભાષાપર્યાપ્તિ. કહ્યુ છે કે-"આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનની ઉત્પત્તિ જે પુદ્ગલોથી થાય છે તેના પ્રતિ જે કરણ તે પર્યાપ્તિ. (સિદ્ધાન્તમાં છ પર્યાપ્તિઓ પ્રસિદ્ધ છે તો અહીં પાચ પર્યાપ્તિઓ કેમ કહી? તેનો ઉત્તર એ છે કે અહીં ઇન્દ્રિય પર્યાપ્તિના ગ્રહણથી મન પર્યાપ્તિનું ગ્રહણ કરેલું છે, માટે પાંચ પર્યાપ્તિઓ કહી છે. (પ્ર૦—) શાસ્ત્રકારે મનને અનિન્દ્રિય કહ્યું છે. તો ઇન્દ્રિયના ગ્રહણથી મનનું ગ્રહણ કેમ થાય? (ઉ૦—) જેમ શબ્દાદિ વિષયને ગ્રહણ કરનાર સાક્ષાત્ ચક્ષુ આદિ છે, તેવું મન નથી, અને સુખાદિને સાક્ષાત્ ગ્રહણ કરનાર મન છે, માટે સંપૂર્ણ ઇન્દ્રિય નથી, પણ ઇન્દ્ર-આત્માનું લિંગ હોવાથી ઇન્દ્રિય પણ છે અહીં પાંચ જ પર્યાપ્તિઓ કહી છે તે બાહ્ય કરણની અપેક્ષાએ જાણવી, પણ અન્તઃકરણ છે માટે મન:પર્યાપ્તિ જુદી કહી છે, તેમાં કંઇપણ દોષ નથી. બન્ને પ્રકારે મનઃપર્યાપ્તિનો સંભવ છે, અહી તૈજસ અને કાર્મણ શરીર સહિત જ આત્માની વિવક્ષિત ક્રિયાની પરિસમાપ્તિ એટલે વિવક્ષિત ક્રિયા કરવામાં સમર્થ કરણની ઉત્પત્તિ તે પર્યાપ્તિ. ઔદારિકાદિ શરીરની પ્રથમ ઉત્પત્તિમાં જ આ પર્યાપ્તિઓનો વિચાર કર્યો છે.) આ છ એ પર્યાપ્તિઓનો આરંભ એક સાથે થાય છે અને અનુક્રમે પૂરી થાય છે પણ સાથે પૂરી થતી નથી. કારણ કે ઉત્તરોત્તર પર્યાપ્તિઓ અધિક અધિક કાળે સમાપ્ત થાય છે. તેમાં આહાર પર્યાપ્તિનું સ્વરૂપ ભાષ્યકાર કહે છે-" શરીરેન્દ્રિય-વાઙ્-મનઃ-પ્રાણાપાનયોગ્યદલિકદ્રવ્યાહરણક્રિયાપરિસમાપ્તિરાહારપર્યાપ્તિઃ" શરીર, ઇન્દ્રિય, ભાષા, મન અને પ્રાણાપાન-શ્વાસોચ્છ્વાસને યોગ્ય દલિક-પુદ્ગલોની આહરણ-ગ્રહણ ક્રિયાની પરિસમાપ્તિ તે આહારપર્યાપ્તિ કરણવિશેષ છે. અહીં મનના ગ્રહણ કરવાથી સ્પષ્ટ રીતે ઇન્દ્રિય પર્યાપ્તિના ગ્રહણથી મનઃપર્યાપ્તિનું ગ્રહણ કર્યું છે. 'ગૃહીતસ્ય શરીરતયા સંસ્થાપનક્રિયા-પરિસમાપ્તિઃ શરીરપર્યાપ્તિઃ' સામાન્યરૂપે ગ્રહણ કરેલા પુદ્ગલોને શરીરરૂપે સંસ્થાપન-રચના ક્રિયાની પરિસમાપ્તિ તે શરીરપર્યાપ્તિ.

અહીં પ્રજ્ઞાપના સૂત્રના ટીકાકારે પર્યાપ્તિની વ્યાખ્યામાં ઉત્પત્તિસ્થાને આવીને જીવ જે પુદ્ગલો ગ્રહણ કરે છે અને પછી પ્રતિસમય જે પુદ્ગલો ગ્રહણ કરાય છે-એમ સામાન્યરૂપે કહ્યું છે, પણ ક્યાં પુદ્ગલો કરે છે-એમ સ્પષ્ટ કહ્યું નથી, પરન્તુ તત્ત્વાર્થકારે આહારપર્યાપ્તિની વ્યાખ્યામાં વિશેષપણે

ર્યાપ્તિ. જે શક્તિવડે રસરૂપ આહારને રસ, લોહી, માંસ ચરબી, હાડકાં, મજ્જા (હાડકાની અંદર રહેલ ચીકણો માંસ પદાર્થ) અને વીર્ય એ સાત ધાતુરૂપે પરિણમાવે તે શરીરપર્યાપ્તિ. જે શક્તિવડે ધાતુરૂપે પરિણામ પામેલા આહારને ઇન્દ્રિયોરૂપે પરિણમાવે તે ઇન્દ્રિયપર્યાપ્તિ. જે શક્તિવડે ઉચ્છ્વાસયોગ્ય વર્ગણામાંથી દલિકો ગ્રહણ કરી ઉચ્છ્વાસ રૂપે પરિણમાવી તેનું અવલંબન લઇ છોડે-મૂકે તે ઉચ્છ્વાસ પર્યાપ્તિ. જે શક્તિવડે ભાષા યોગ્ય વર્ગણામાંથી દલિકો ગ્રહણ કરી ભાષાપણે પરિણમાવી તેનું અવલંબન લઇ મૂકે તે ભાષાપર્યાપ્તિ. તથા

---

શરીર, ઇન્દ્રિય, ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરવાનાં કહ્યા છે. પ્રથમ સમયે ગ્રહણ કરેલાં તેમજ પ્રતિસમય ગ્રહણ કરાતાં એવાં તે પુદ્ગલોથીજ કરણની નિષ્પત્તિ થાય છે તે પર્યાપ્તિશબ્દવાચ્ય છે. તેથી એમ પણ જણાય છે કે શરીરને યોગ્ય પુદ્ગલોથી શરીરપર્યાપ્તિ, ઇન્દ્રિયને યોગ્ય પુદ્ગલોથી ઇન્દ્રિયપર્યાપ્તિ, ભાષાને યોગ્ય પુદ્ગલોથી ભાષાપર્યાપ્તિ, શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલોથી શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ અને મનને યોગ્ય પુદ્ગલોથી મનઃપર્યાપ્તિની નિષ્પત્તિ સંભવે છે. 'ત્વગાદીન્દ્રિયનિર્વર્તનક્રિયાપરિસમાપ્તિરિન્દ્રિયપર્યાપ્તિ.' ત્વક્-સ્પર્શનેન્દ્રિય અને આદિ શબ્દથી, રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર અને મન; તેઓના સ્વરૂપને ઉત્પન્ન કરવાની ક્રિયાની પરિસમાપ્તિ તે ઇન્દ્રિયપર્યાપ્તિ. 'પ્રાણાપાનક્રિયાયોગ્યદ્રવ્યગ્રહણ-નિસર્ગશક્તિનિર્વર્તનક્રિયાપરિસમાપ્તિઃ પ્રાણાપાનપર્યાપ્તિઃ' ઉચ્છ્વાસ અને નિઃશ્વાસની ક્રિયાને યોગ્ય શ્વાસોચ્છ્વાસ વર્ગણાના દ્રવ્યને ગ્રહણ કરવાની અને મૂકવાની શક્તિ-સામર્થ્યને ઉત્પન્ન કરવાની ક્રિયાની પરિસમાપ્તિ તે શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ. 'ભાષાયોગ્યદ્રવ્યગ્રહણનિસર્ગશક્તિનિર્વર્તનક્રિયાપરિસમાપ્તિર્ભાષાપર્યાપ્તિઃ', ભાષાને યોગ્ય ભાષાવર્ગણાના દ્રવ્યને ગ્રહણ કરવા અને મૂકવાની શક્તિ-સામર્થ્યને ઉત્પન્ન કરવાની ક્રિયાની પરિસમાપ્તિ તે ભાષાપર્યાપ્તિ. 'મનસ્ત્વ-યોગ્યદ્રવ્યગ્રહણ-નિસર્ગશક્તિનિર્વર્તનક્રિયાપરિસમાપ્તિર્મનઃપર્યાપ્તિરિત્યેકે', મનરૂપે પરિણામને યોગ્ય મનોવર્ગણા દ્રવ્યને ગ્રહણ કરવા અને મૂકવાના સામર્થ્યને ઉત્પન્ન કરવાની ક્રિયાની પરિસમાપ્તિ તે મનઃપર્યાપ્તિ એમ કોઇ આચાર્ય ઇન્દ્રિય પર્યાપ્તિથી જુદી મનઃપર્યાપ્તિ માને છે, અને ઇન્દ્રિય પર્યાપ્તિના ગ્રહણવડે મનઃપર્યાપ્તિનું ગ્રહણ કરતા નથી પણ મનઃપર્યાપ્તિને કોઇ માને છે અને કોઇ માનતા નથી—એમ સમજવાનુ નથી. આસાં યુગપદારબ્ધાનામપિ ક્રમેણ સમાપ્તિઃ, ઉત્તરોત્તરસૂક્ષ્મતરત્વાત્, સૂત્રદાર્વાદિકર્તન-ઘટનવત્, આ છ એ પર્યાપ્તિઓનો એક સાથે આરંભ થાય છે, પણ અનુક્રમે સમાપ્તિ થાય છે. અનુક્રમે સમાપ્તિ થવાનુ કારણ જણાવે છે-'ઉત્તરોત્તર સૂક્ષ્મ હોવાથી.' જેમકે આહારપર્યાપ્તિથી શરીર-પર્યાપ્તિ સૂક્ષ્મ છે, કારણ કે તે ઘણાં સૂક્ષ્મ દ્રવ્યના સમૂહથી બનેલી છે. તેથી ઇન્દ્રિયપર્યાપ્તિ વધારે સૂક્ષ્મ છે, તેનાથી પણ શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ સૂક્ષ્મ છે. તેથી ભાષાપર્યાપ્તિ સૂક્ષ્મ છે અને તેથી મન-પર્યાપ્તિ વધારે સૂક્ષ્મ છે તેની ઉત્તરોત્તર સૂક્ષ્મતા દૃષ્ટાન્તથી બતાવે છે-સૂતર કાંતવા અને કાષ્ઠ વગેરે ઘડવાની પેઠે, જાડું સૂતર કાતનારી અને ઝીણું સૂતર કાંતનારી કાંતવાનો એક સાથે આરંભ કરે. તેમાં જાડું સૂતર કાતનારી જલદી કોકડું પૂરું કરે અને ઝીણુ સૂતર કાંતનારી લાંબા કાળે પૂરું કરે. કાષ્ઠ ઘડવામા પણ આજ ક્રમ છે. થાભલા વગેરેનું ચોરસ વગેરે મોટી કારીગરીનું કામ થોડા કાળમાં થાય છે. અને તેજ થાંભલો પત્રરચના અને પુતળીઓ વગેરે સહિત કરવામા આવે તો લાંબા કાળે તૈયાર થાય છે. જુઓ-તત્ત્વાર્થટીકા (અ ૮ સૂ૦ ૧૨.) પ્રજ્ઞાપના અનુવાદ પ. ૭૧

ઔદારિકશરીરિને પહેલી પર્યાપ્તિ પહેલેજ સમયે પૂર્ણ થાય છે. અને ત્યાર પછી અંતર્ અંત-ર્મુહૂર્તે અન્ય અન્ય પર્યાપ્તિઓ પૂર્ણ થાય છે. અને વૈક્રિય તથા આહાર શરીરિને પહેલી પર્યાપ્તિ પહેલા સમયે, ત્યારપછી અંતર્મુહૂર્તે બીજી અને ત્યારપછી સમયે સમયે અનુક્રમે ત્રીજી, ચોથી આદિ પર્યાપ્તિઓ પૂર્ણ થાય છે. સઘળી પર્યાપ્તિઓનો પૂર્ણ થવાનો કાળ અંતર્મુહૂર્ત છે.

જે શક્તિવડે મનોયોગ્ય વર્ગણાના દલિકો ગ્રહણ કરી મનપણે પરિણમાવી તેનું અવલંબન લઈ છોડે તે મનઃપર્યાપ્તિ. આ પર્યાપ્તિઓ એકેન્દ્રિય બેઇન્દ્રિયાદિ-અસંજ્ઞી પંચેન્દ્રિય પર્યન્ત અને સંજ્ઞિ પંચેન્દ્રિયને અનુક્રમે ચાર, પાંચ અને છ હોય છે. ઉત્પત્તિના પહેલેજ સમયે સઘળા જીવો પોતપોતાની યોગ્યતા પ્રમાણે સઘળી પર્યાપ્તિઓને એક સાથેજ ઉત્પન્ન કરવાની શરૂઆત કરે છે અને અનુક્રમે પૂર્ણ કરે છે. તેમાં પહેલી આહારપર્યાપ્તિ કરે છે, ત્યારબાદ શરીરપર્યાપ્તિ, પછીથી ઇન્દ્રિયપર્યાપ્તિ એ પ્રમાણે અનુક્રમે ચોથી, પાંચમી અને છઠ્ઠી પર્યાપ્તિ પૂર્ણ કરે છે. આહારપર્યાપ્તિ ઉત્પત્તિના પ્રથમ સમયેજ પૂર્ણ થાય છે. અને શેષ પર્યાપ્તિઓ અનુક્રમે અંતર્મુહૂર્ત્ત કાલે પૂર્ણ થાય છે.

પ્ર૦—આહારપર્યાપ્તિ પહેલેજ સમયેજ પૂર્ણ થાય છે એ શી રીતે જાણી શકાય ?

ઉ૦—આ વિષયમાં ભગવાન્ આર્ય શ્યામાચાર્યે પન્નવણાસૂત્રમાં બીજા ઉદ્દેશકમાં આ સૂત્ર કહ્યું છે 'आहारपज्जत्तिए अपज्जत्तणं भंते किमाहारए, अणाहारए ? गोयमा ! नो आहारए अणाहारए इति.' હે ભગવન્ ! આહારપર્યાપ્તિવડે અપર્યાપ્તા શું આહારી હોય કે અણાહારી હોય ? તે પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ મહાવીર ગૌતમસ્વામિને કહે છે કે-હે ગૌતમ ! આહારપર્યાપ્તિવડે અપર્યાપ્ત જીવો આહારી હોતા નથી, પરંતુ અણાહારી હોય છે. તેથી આહારપર્યાપ્તિવડે અપર્યાપ્ત વિગ્રહગતિમાંજ સંભવે છે, ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત થયેલા આહારપર્યાપ્તિવડે અપર્યાપ્ત સંભવતા નથી. કારણ કે ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત થનાર પહેલેજ સમયે આહાર કરે છે, તેથી એમ જણાય છે કે આહારપર્યાપ્તિની પૂર્ણતા ઉત્પત્તિના પહેલેજ સમયે થાય છે જો કદાચ ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત થયેલો પણ આહારપર્યાપ્તિવડે અપર્યાપ્ત હોય તો ઉત્તર સૂત્રને આ પ્રમાણે કહેવું જોઈએ-'सिय आहारए सिय अणाहारए' આહારપર્યાપ્તિએ અપર્યાપ્તા કદાચ આહારી પણ હોય, કદાચ અણાહારી પણ હોય. જેમ શરીરાદિપર્યાપ્તિના સંબંધમાં કદાચ આહારી હોય કદાચ અણાહારી પણ હોય તેમ કહ્યું છે. આહારપર્યાપ્તિએ અપર્યાપ્તા વિગ્રહ ગતિમાં અણાહારી હોય અને ઉત્પત્તિસ્થાનમાં આવી આહાર કરે ત્યારે આહારી હોય. આ પ્રમાણે ત્યારેજ બને કે જે સમયે ઉત્પત્તિસ્થાનમાં આવી ઉત્પન્ન થાય છે તે સમયે જો આહારપર્યાપ્તિ પૂર્ણ ન થાય. પરંતુ તેજ સમયે આહારપર્યાપ્તિ પૂર્ણ થાય છે માટે આહારપર્યાપ્તિવડે અપર્યાપ્તા તો વિગ્રહગતિમાંજ હોય છે, અને તે વખતે અણાહારી હોય છે. તેથીજ આહારપર્યાપ્તિવડે અપર્યાપ્તાનું અણાહારીપણું વિગ્રહગતિમાંજ સંભવે છે અને શરીરાદિપર્યાપ્તિવડે અપર્યાપ્તા વિગ્રહગતિમાં અણાહારી હોય છે, અને ઉત્પત્તિસ્થાને ઉત્પન્ન થયા બાદ જ્યાંસુધી શરીરાદિ પર્યાપ્તિઓ પૂર્ણ ન કરે ત્યાં સુધી તે તે પર્યાપ્તિવડે અપર્યાપ્તા આહારી હોય છે. એટલે શરીરાદિ પર્યાપ્તિવડે અપર્યાપ્તા અણાહારી અને આહારી એમ બંને પ્રકારે હોય છે. તથા સઘળી પર્યાપ્તિઓનો પૂર્ણ કરવાનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. જેઓ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરે તેઓ પર્યાપ્તા કહેવાય છે, અને સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ નહિ કરનારા આત્માઓ અપર્યાપ્તા કહેવાય છે. તે અપર્યાપ્તા લબ્ધિ અને કરણથી એમ બે પ્રકારે છે. તેમાં જેઓ અપર્યાપ્તા છતા જ મરે, પરંતુ સ્વયોગ્ય સઘળી પર્યાપ્તિઓ પૂર્ણ નજ કરે તે લબ્ધિ અપર્યાપ્તા કહે-

વાય, અને જેઓએ શરીર અને ઇન્દ્રિયાદિ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી પરંતુ અવશ્ય પૂર્ણ કરશે તે કરણ [1]અપર્યાપ્તા કહેવાય છે.

ઉદ્દેશ ક્રમ પ્રમાણે નિર્દેશ થાય છે-એટલે જે ક્રમથી કહેવાની શરૂઆત કરી હોય તે ક્રમથી કહેવું જોઇએ એ ન્યાયે પ્રથમ ઉપરોક્ત જીવસ્થાનોમાં યોગોને કહેવા ઇચ્છતા આચાર્ય આ ગાથા કહે છે—

**विगलासन्निपज्जत्तएसु लब्भंति कायवइजोगा ।**
**सव्वे वि सन्निपज्जत्तएसु सेसेसु काओगो ॥ ६ ॥**

विकलासंज्ञिपर्याप्तेषु लभ्येते कायवाग्योगौ ।
सर्वेऽपि संज्ञिपर्याप्तेषु शेषेषु काययोगः ॥६॥

અર્થ—વિકલેન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્તામાં કાયયોગ અને વચનયોગ એ બે યોગ હોય છે સંજ્ઞિપર્યાપ્તામાં સઘળા યોગો હોય છે. અને શેષ જીવસ્થાનોમાં કાયયોગ જ હોય છે.

ટીકાનુ૦-પદનો એક દેશ હોવાથી આખું પદ લેવું જોઈએ-એ ન્યાયે ગાથામાં કહેલ વિકલ શબ્દથી વિકલેન્દ્રિય એ આખું પદ લેવું, અને આ પ્રમાણે અન્યત્ર પણ યથાયોગ્ય રીતે સમજવું. પર્યાપ્તા વિકલેન્દ્રિય-પર્યાપ્તા બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પર્યાપ્તા અસંજ્ઞિપંચેન્દ્રિય જીવોમાં કાયયોગ અને વચનયોગ એમ બે યોગ હોય છે. તેમાં કાયયોગ ઔદારિક શરીરરૂપ, અને 'વિકલેન્દ્રિયોમાં અસત્યઅમૃષારૂપજ વચનયોગ હોય છે' એ શાસ્ત્ર

---

૧ ઉપર જેમ અપર્યાપ્તાના બે ભેદ કહ્યા તેમ પર્યાપ્તાના પણ લબ્ધિ અને કરણ એમ બે પ્રકાર છે. લબ્ધિપર્યાપ્તા તેને કહેવાય કે જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરી હોય અગર અવશ્ય કરવાના હોય અર્થાત્ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરીને જ મરવાના હોય એવી લબ્ધિ=શક્તિવાળા જીવો. કરણપર્યાપ્તા તેને કહેવાય કે જેઓએ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરી લીધી છે. અહિં કરણઅપર્યાપ્તા અને લબ્ધિપર્યાપ્તાનો અર્થ લગભગ સરખો જણાય છે તેથી ઘણા શંકામાં પડે છે. તે સંબંધમાં એ સમજવાનું કે-કર્મના બે પ્રકાર છે ૧ પર્યાપ્તનામકર્મ ૨ અપર્યાપ્તનામકર્મ. જે કર્મના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ થાય તે પર્યાપ્ત નામકર્મ. જે કર્મના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન જ થાય તે અપર્યાપ્ત નામકર્મ. લબ્ધિ એટલે શક્તિ વડે કરીને પર્યાપ્તા તે લબ્ધિપર્યાપ્તા, તે પર્યાપ્તનામકર્મના ઉદયવાળા આત્માઓ. અને શક્તિવડે અપર્યાપ્તા તે લબ્ધિઅપર્યાપ્તા, તે અપર્યાપ્ત નામકર્મના ઉદયવાળા આત્માઓ. તાત્પર્ય એ કે પર્યાપ્ત અને અપર્યાપ્ત નામકર્મના ઉદયવાળા આત્માઓ જ ક્રમે લબ્ધિપર્યાપ્તા અને લબ્ધિઅપર્યાપ્તા કહેવાય છે. અને કરણઅપર્યાપ્તા તથા કરણપર્યાપ્તા તો પર્યાપ્ત-નામકર્મનો ઉદય થયા બાદ આત્માની અમુક અવસ્થાને ઓળખવા માટે જ શાસ્ત્રકારે રાખેલાં નામ માત્ર છે. જેમકે લબ્ધિપર્યાપ્તા-પર્યાપ્ત નામકર્મવાળા આત્માઓ જ્યાં સુધી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ ન કરે ત્યાં સુધીની તેઓની અવસ્થાને કરણઅપર્યાપ્તાવસ્થા કહેવી અને સ્વયોગ્યપર્યાપ્તિઓ પૂર્ણ કર્યો પછીની અવસ્થાને કરણપર્યાપ્તાવસ્થા કહેવી. આ રીતે લબ્ધિપર્યાપ્ત અને લબ્ધિઅપર્યાપ્ત જ્યારે કર્મરૂપ છે ત્યારે કરણઅપર્યાપ્ત અને કરણપર્યાપ્ત કર્મરૂપ નથી એ સ્પષ્ટ ભેદ છે.

-કથનને અનુસરી અસત્યઅમૃષારૂપ વચનયોગ હોય છે. પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયમાં મન, વચન અને કાયાના સઘળા યોગો હોય છે એટલે કે પંદરે યોગો હોય છે. તેમાં કાર્મણ અને ઔદારિકમિશ્રકાયયોગ કેવલિસમુદ્ઘાતાવસ્થામાં હોય છે. કહ્યું છે કે—'આઠ સમયનો કેવલિસમુદ્ઘાત કરતાં ઔદારિકમિશ્રકાયયોગ બીજે છઠ્ઠે અને સાતમે સમયે હોય છે.' આહારક અને આહારકમિશ્રકાયયોગ લબ્ધિસંપન્ન શ્રુતકેવલી તે લબ્ધિનો ઉપયોગ કરે ત્યારે હોય છે. તેમજ વૈક્રિયલબ્ધિસંપન્ન મનુષ્ય તિર્યંચ લબ્ધિ ફોરવે ત્યારે વૈક્રિયકાયયોગ હોય છે, દેવતા નારકોને પર્યાપ્તાવસ્થામાં વૈક્રિયકાયયોગ હોય છે. મનયોગના ચાર ભેદ અને વચનયોગના ચાર ભેદ ચારે ગતિના સંજ્ઞિપર્યાપ્તાને હોય છે, અને ઔદારિકકાયયોગ પર્યાપ્ત મનુષ્ય તિર્યંચોને હોય છે. તથા શેષ સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિય, અપર્યાપ્તા બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય એ નવ જીવભેદોમાં એકલો કાયયોગજ હોય છે. તે પણ [1]ઔદારિકમિશ્રકાયયોગજ હોય છે. અહિં લબ્ધિ અપર્યાપ્તાની વિવક્ષા છે. જો કરણઅપર્યાપ્તાની વિવક્ષા હોત તો અપર્યાપ્ત દેવ નારકનો વૈક્રિયમિશ્રકાયયોગ પણ લીધો હોત પરંતુ તે લીધો નથી તેથીજ અહિં લબ્ધિ અપર્યાપ્તાની વિવક્ષા છે એમ સમજાય છે. ૬

તેજ હકીકતને સ્પષ્ટ કરતા કહે છે.

लद्धीए करणेहि य ओरालियमीसगो अपज्जत्ते ।
पज्जत्ते ओरालो वेउव्विय मीसगो वावि ॥७॥

लब्ध्या करणैश्चौदारिकमिश्रकोऽपर्याप्ते ।
पर्याप्ते उरालो वैक्रियमिश्रको वाऽपि ॥७॥

અર્થ—લબ્ધિ અને કરણથી અપર્યાપ્તામાં ઔદારિકમિશ્રકાયયોગ હોય છે. અને પર્યાપ્તામાં ઔદારિકકાયયોગ અથવા વૈક્રિયમિશ્રકાયયોગ પણ હોય છે.

ટીકાનુ૦—લબ્ધિ અને કરણ એ બંને વિશેષણવાળા અપર્યાપ્તા જીવોમાં ઔદારિકમિશ્રકાયયોગ એકજ હોય છે. આ હકીકત તિર્યંચ અને મનુષ્ય આશ્રયી કહી છે એમ સમજવું. કારણ તેઓમાં જ લબ્ધિ અને કરણ એ બન્ને વિશેષણો સંભવે છે. પરંતુ દેવ નારકોમાં સંભવતાં નથી. કારણ કે તેઓ કરણ અપર્યાપ્તજ સંભવે છે. લબ્ધિઅપર્યાપ્ત નહિ, તેઓને અપર્યાપ્તાવસ્થામાં વૈક્રિયમિશ્રકાયયોગ જાણવો. તથા સાતે અપર્યાપ્ત જીવસ્થાનોને વિગ્રહગતિમાં અને ઉત્પત્તિના પ્રથમ સમયે કાર્મણકાયયોગ હોય છે અને પર્યાપ્ત જીવોને ઔદારિક, વૈક્રિય અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગો હોય છે. તેમાં તિર્યંચ-તથા મનુષ્યોને ઔદારિક, દેવ—નારકોને

---

૧ અહિં નવે જીવભેદમાં ઔદારિકમિશ્ર કાયયોગ જ હોય એમ કહ્યું, પરંતુ સાતે અપર્યાપ્ત જીવસ્થાનોમાં વિગ્રહગતિમા તથા ઉત્પત્તિના પ્રથમ સમયે કાર્મણ કાયયોગ હોય પછીની ગાથાની ટીકામાં આ હકીકત જણાવી છે પણ અહિં તેની અવિવક્ષા કરી હોય તેમ લાગે છે.

વૈક્રિય અને વૈક્રિયલબ્ધિવાળા પર્યાપ્ત બાદરવાયુકાય, પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્યોને વૈક્રિયકાયયોગ અને વૈક્રિયમિશ્રકાયયોગ હોય છે. તથા ગાથાને અંતે મૂકેલા અપિ શબ્દથી લબ્ધિસંપન્ન ચૌદ પૂર્વધરને આહારકકાયયોગ અને આહારકમિશ્રકાયયોગ પણ હોય છે. ૭.

અહિં કેટલાક આચાર્યો શરીરપર્યાપ્તિ પૂર્ણ થતાં પહેલાં મનુષ્ય તિર્યંચોને ઔદારિકમિશ્ર અને દેવ-નારકોને વૈક્રિયમિશ્ર તથા શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ શેષ પર્યાપ્તિવડે અપર્યાપ્તા મનુષ્ય-તિર્યંચોને ઔદારિક અને દેવ-નારકોને વૈક્રિયકાયયોગ માને છે તેમના મતને જણાવ-નારી અન્યકર્તૃક ગાથા કહે છે—

कम्मुरलदुगमपज्जे वेउव्विदुगं च सन्निलद्धिल्ले ।
पज्जेसु उरलोच्चिय वाए वेउव्वियदुगं च ॥

कार्मणौदारिकद्विकमपर्याप्ते वैक्रियद्विकं च संज्ञिनि लब्धिमति ।
पर्याप्तेषु उरल एव वाते वैक्रियद्विकं च ॥

અર્થ—અપર્યાપ્તામાં કાર્મણ અને ઔદારિકદ્વિક એ ત્રણ યોગો હોય છે, અને લબ્ધિવાળા સંજ્ઞી દેવાદિમાં વૈક્રિયદ્વિક હોય છે તથા પર્યાપ્તામાં ઔદારિકકાયયોગ અને વાયુકાયમાં વૈક્રિય-દ્વિક હોય છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત સૂક્ષ્મએકેન્દ્રિયાદિ જીવભેદોમાં કાર્મણ, ઔદારિકમિશ્ર અને ઔદારિક એ ત્રણ યોગો હોય છે. અપર્યાપ્તાવસ્થામાં કાર્મણ અને ઔદારિકમિશ્રયોગ હોય છે. પરન્તુ ઔદારિકકાયયોગ ગાથાની ઉપર લખેલ અવતરણ પ્રમાણે શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી શેષપર્યાપ્તિવડે અપર્યાપ્તાને અન્ય આચાર્યને મતે છે એમ સમજવું. એજ પ્રમાણે દેવ-નારકોને અપર્યાપ્તાવસ્થામાં કાર્મણ વૈક્રિયમિશ્ર અને વૈક્રિયકાયયોગ હોય છે. સ્વમતે તો સ્વયોગ્ય સઘળી પર્યા-પ્તિવડે પર્યાપ્તાને ઔદારિક કે વૈક્રિય કાયયોગ હોય છે. જ્યાં સુધી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન કરી હોય ત્યાં સુધી મનુષ્ય-તિર્યંચને કાર્મણ અને ઔદારિકમિશ્ર, દેવ-નારકોને કાર્મણ અને વૈક્રિયમિશ્રયોગ હોય છે. તથા પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ તિર્યંચોમાં અને પર્યાપ્ત મનુષ્યોમાં ઔદારિક કાયયોગ હોય છે, અને દેવ-નારકોમાં વૈક્રિયયોગ હોય છે. પર્યાપ્ત વાયુકા-યમાં વૈક્રિય, વૈક્રિયમિશ્ર, અને ગાથાને અંતે મુકેલ 'ચ' શબ્દ અનુક્તનો સમુચ્ચાયક હોવાથી ઔદારિક એમ ત્રણ યોગ હોય છે. વૈક્રિયદ્વિક કેટલાક વાયુકાય જીવોને હોય છે, સઘળાને નહિ. પન્નવણા સૂત્રની ચૂર્ણિમાં કહ્યું છે કે-'तिण्हं ताव रासीणं वेउव्वियलद्धी चेव नत्थि बायरपज्ज-त्ताणं पि संखेज्जइभागस्सत्ति' ત્રણ રાશિ-સૂક્ષ્મ એકેન્દ્રિય અપર્યાપ્ત પર્યાપ્ત અને બાદરએકેન્દ્રિય અપર્યાપ્ત-એ ત્રણ રાશિના જીવોને વૈક્રિયલબ્ધિ હોતીજ નથી. બાદર પર્યાપ્ત વાયુકાયમાંથી તેના સંખ્યાતમા ભાગના જીવોનેજ વૈક્રિયલબ્ધિ હોય છે.

હવે જીવસ્થાનોમાં ઉપયોગો કહે છે—

**मइसुयअन्नाण अचक्खु दंसणेक्कारसेसु ठाणेसु ।**
**पज्जत्त-चउपणिंदिसु सचक्खु सन्नीसु बारसवि ॥८॥**

मतिश्रुताज्ञानाचक्षुर्दर्शनान्येकादशसु स्थानेषु ।
पर्याप्तचतुःपञ्चेन्द्रियेषु सचक्षूंषि संज्ञिषु द्वादशापि ॥८॥

અર્થ–અગિયાર જીવસ્થાનોમાં મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને અચક્ષુદર્શન એ ત્રણ ઉપયોગો હોય છે. પર્યાપ્ત ચઉરિન્દ્રિય અને પર્યાપ્ત પંચેન્દ્રિયમાં ચક્ષુદર્શન સહિત ચાર ઉપયોગ હોય છે અને સંજ્ઞિમાં બારે ઉપયોગ હોય છે.

ટીકાનુ૦—પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, અપર્યાપ્ત ચઉરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય અને સંજ્ઞિ પંચેન્દ્રિય એ અગિયાર જીવસ્થાનોમાં મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને અચક્ષુદર્શન એ ત્રણ ઉપયોગો હોય છે અહિં અપર્યાપ્તા તે લબ્ધિ અપર્યાપ્તા સમજવા, અન્યથા કરણ અપર્યાપ્ત ચઉરિન્દ્રિયાદિમાં ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ચક્ષુદર્શન પણ હોય છે. કારણ કે મૂળટીકામાં-[1]સ્વોપજ્ઞટીકામાં આચાર્ય મહારાજે સ્વીકાર્યું છે. કરણ-અપર્યાપ્ત સંજ્ઞિને તો મતિ, શ્રુત, અવધિજ્ઞાન, અવધિદર્શન અને વિભંગજ્ઞાન પણ હોય છે. તથા પર્યાપ્ત ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિયમાં ચક્ષુદર્શન સાથે પૂર્વોક્ત ત્રણ મળી મતિ શ્રુત અજ્ઞાન અને ચક્ષુ અચક્ષુદર્શન એમ ચાર ઉપયોગ હોય છે અને સંજ્ઞિ પર્યાપ્તામાં બારે ઉપયોગો હોય છે. તેમાં દેવગતિઆદિ ત્રણ ગતિમાં કેવળજ્ઞાન કેવળદર્શન અને મનઃપર્યવજ્ઞાન વિના નવ ઉપયોગ હોય છે. માત્ર મનુષ્યગતિમાંજ બારે ઉપયોગો હોય છે. ૮

આ પ્રમાણે જીવસ્થાનોમાં યોગ અને ઉપયોગો વિચાર્યા. હવે માર્ગણાસ્થાનોમાં તેઓને વિચારવા જોઇએ, તે માર્ગણાસ્થાનો આ પ્રમાણે છે, તે કહે છે—

गइइंदिए अ काए जोए वेए कसायनाणे य ।
संजमदंसणलेसा भवसम्मे सन्नि आहारे ॥२१॥

આ ગાથા આચાર્ય મહારાજ સ્વયમેવ આગળ ઉપર કહેશે પરંતુ અહિં જો તેનું વ્યાખ્યાન કરવામાં આવ્યું હોય તો ઉપકારક થાય તેમ હોવાથી તેનું અહિં વ્યાખ્યાન કરે છે–કર્મપ્રધાન જીવવડે જે પ્રાપ્ત કરાય તે એટલે કે નરક દેવ આદિ પર્યાયરૂપે આત્માનો જે પરિણામ તે ગતિ તે ચાર પ્રકારે છે–નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિ. તથા 'इदु परमैश्वर्ये इन्दनादिन्द्रः' इन्द् ધાતુ પરમ ઐશ્વર્યવાળા હોવું એ અર્થમાં છે. પરમ ઐશ્વર્ય જેનામાં હોય તે ઇંદ્ર કહેવાય, આત્મામાં જ ઉત્કૃષ્ટ જ્ઞાન અને ઉત્કૃષ્ટ સામર્થ્યનો યોગ હોવાથી તેજ ઇન્દ્ર છે. તેનું જે ચિન્હ તે ઇન્દ્રિય કહેવાય છે. તે સ્પર્શન. રસન, નાસિકા, ચક્ષુ. અને શ્રોત્ર એમ પાંચ પ્રકારે છે. ઇન્દ્રિયના ગ્રહણવડે ઇન્દ્રિયોવાળા એકેન્દ્રિ-

[1] करणापर्याप्तकेष्विन्द्रियपर्याप्तौ सत्यां तेषां चक्षुर्दर्शनं भवति કરણ અપર્યાપ્તાઓને ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયા પછી ચક્ષુદર્શન હોય છે.

યાદિ જીવો ગ્રહણ કરવાના છે, કારણ કે ઇન્દ્રિય કોઇ સ્વતન્ત્ર વસ્તુ નથી. વળી આગળ ઇન્દ્રિયવાન્ આત્માઓમાં જ યોગાદિનો વિચાર કરવામાં આવશે. 'चीयते इति कायः' પુદ્ગલના મળવા વિખરવા વડે જે ચય અપચય ધર્મને પ્રાપ્ત કરે તે કાય. તે છ પ્રકારે છે–પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, અને ત્રસકાય. તથા જેનો અર્થ અને જેના પંદર ભેદનું સ્વરૂપ પહેલાં સવિસ્તર કહેવાઈ ગયું છે તે યોગના સામાન્યથી ત્રણ ભેદ છે. મનોયોગ, વચનયોગ, અને કાયયોગ. 'वेद्यते इति वेदः' જે અનુભવાય તે વેદ. એ અભિલાષારૂપ છે. તે ત્રણ પ્રકારે છે સ્ત્રીવેદ, પુરુષવેદ, અને નપુંસકવેદ. સ્ત્રીનો પુરુષના વિષયમાં જે અભિલાષ તે સ્ત્રીવેદ, પુરુષનો સ્ત્રીના વિષયમાં જે અભિલાષ તે પુરુષવેદ, અને નપુંસકનો સ્ત્રી પુરુષ બંનેના વિષયમાં જે અભિલાષ તે નપુંસકવેદ. 'कष्यन्ते हिंस्यन्ते परस्परमस्मिन् प्राणिन इति कषः संसारः तमयन्ते एभिरिति कषायः', જેની અંદર પ્રાણિઓ પરસ્પર દંડાય–દુઃખી થાય તે સંસાર. તે સંસારને જે વડે આત્માઓ પ્રાપ્ત કરે–જે વડે સંસારમાં રખડે, દુઃખી થાય તે કષાય. તે ક્રોધ માન માયા અને લોભ એમ ચાર પ્રકારે છે. તથા પહેલાં જેના શબ્દાર્થનું નિરૂપણ કર્યું છે તે જ્ઞાન કહેવાય છે. જ્ઞાનના ગ્રહણ વડે તેના પ્રતિપક્ષભૂત અજ્ઞાનનું પણ [1]ગ્રહણ છે. તે જ્ઞાનના પાંચ ભેદ અને અજ્ઞાનના ત્રણ ભેદ એમ આઠે ભેદનું સ્વરૂપ પહેલાં વિસ્તારપૂર્વક કહ્યું છે. તથા 'संयमनं संयमः सम्यगुपरमः चारित्रमित्यर्थः' સંયમ એટલે ત્યાગ. સમ્યગ્ પ્રકારે વિરમવું–શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક સર્વથા પાપવ્યાપારનો ત્યાગ કરવો તે સંયમ અથવા ચારિત્ર કહેવાય છે. તે પાંચ પ્રકારે છે, તે આ પ્રમાણે–૧ સામાયિકચારિત્ર, ૨ છેદોપસ્થાપનીય ચારિત્ર ૩ પરિહાર વિશુદ્ધિક ચારિત્ર, ૪ સૂક્ષ્મસંપરાય ચારિત્ર, અને ૫ યથાખ્યાત ચારિત્ર, સંયમના ગ્રહણથી તેના પ્રતિપક્ષભૂત [2]દેશસંયમ અને [3]અસંયમનું પણ ગ્રહણ છે. તેમાં સમાય એટલે રાગ અને દ્વેષના રહિતપણાવડે આત્મસ્વરૂપમાં પ્રવૃત્તિ કરવી-વિભાવદશામાંથી સ્વભાવમાં આવવું–અંતર્મુખ દૃષ્ટિ થવી તે. આ સમાય અન્ય સાધુઓની ક્રિયાઓનું પણ ઉપલક્ષણ છે એટલે કે આ સમાય દ્વારા અન્ય સાધુઓની ક્રિયાઓ પણ લેવાની છે. કારણ કે સાધુઓની સઘળી ક્રિયાઓ રાગ–દ્વેષના અભાવરૂપ છે. અહિં સાધુની સઘળી ક્રિયાઓ રાગ-દ્વેષના અભાવમાં કારણ હોવાથી કારણમાં કાર્યનો આરોપ કરીને સાધુઓની સઘળી ક્રિયાઓનેજ રાગ–દ્વેષના અભાવરૂપ કહી છે. સમાયવડે–રાગદ્વેષના રહિતપણાવડે થયેલું અથવા સમાય છતા થયેલું જે ચારિત્ર તે સામાયિક છે. અથવા સમ્

---

૧ જ્ઞાન, ચારિત્ર, સમ્યક્ત્વ વિગેરે માર્ગણાઓમા તેના પ્રતિપક્ષ અજ્ઞાનાદિ પણ અહિં લેવાના છે. કારણ કે ચૌદ માર્ગણા માહેની કોઇ પણ માર્ગણા દ્વારા સઘળા સંસારી જીવોનો વિચાર કરવાનો હોય છે. જો અહિં પ્રતિપક્ષ ભેદ ન લેવામાં આવે તો તે જ્ઞાનાદિમાં અમુક જીવોનો જ વિચાર થાય અને ઘણો ભાગ રહી જાય તેથી જ અહિં પ્રતિપક્ષ ભેદનું પણ ગ્રહણ થાય છે.

૨ દેશથી=સર્વાંશે નહિ પણ અલ્પ અંશે પાપવ્યાપારનો ત્યાગ જે ચારિત્રમાં હોય તે દેશસંયમ અથવા સંયમાસંયમ પણ કહેવાય છે.

૩ જેમાં અલ્પાંશે પણ પાપવ્યાપારનો ત્યાગ ન હોય તે અસંયમ અથવા અવિરતિ ચારિત્ર કહેવાય છે.

એટલે સમ્યગ્જ્ઞાન દર્શન અને ચારિત્રનો આય એટલે જે લાભ તે સમાય, અને તેજ સામાયિક છે. જેટલે જેટલે અંશે આત્મામાં સમ્યગ્જ્ઞાન દર્શન અને ચારિત્ર પ્રાપ્ત થતું જાય છે, તે સામાયિક ચારિત્ર સર્વથા પાપવ્યાપારના ત્યાગરૂપ છે.

પ્રશ્ન—સામાન્ય રીતે સઘળાં ચારિત્રો સામાયિક છે, કારણ કે તે સઘળાં પાપવ્યાપારના ત્યાગરૂપ છે તો પછી છેદોપસ્થાપનીયાદિ ભેદ શા માટે?

ઉત્તર—જો કે સઘળાં ચારિત્રો સર્વથા પાપવાળા વ્યાપારના ત્યાગરૂપ હોવાથી સામાયિક-રૂપજ છે, તો પણ પૂર્વ પર્યાયના છેદાદિરૂપ જે વિશેષ છે, તેને લઇનેજ છેદોપસ્થાપનીયાદિ ચારિત્રો પહેલા સામાયિક ચારિત્રથી શબ્દ અને અર્થથી જુદા પડે છે. અને પહેલામાં પૂર્વ-પર્યાયનો છેદ વિગેરે કોઈપણ પ્રકારનો વિશેષ નહિ હોવાથી તે 'સામાયિક' એવા સામાન્ય શબ્દમાં જ રહે છે. એટલે કે પહેલા ચારિત્રનું સામાયિક એવું સામાન્ય નામજ રહે છે. તે બે પ્રકારે છે- ૧ ઇત્વર, ૨ યાવત્કથિક. તેમાં ભરત અને ઐરવતક્ષેત્રમાં પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં જેઓને પાંચ મહાવ્રતોનો ઉચ્ચાર કરાવ્યો નથી તેવા નવદીક્ષિત શિષ્યનું અલ્પકાળ માટેનું જે ચારિત્ર તે ઇત્વર. અને દીક્ષાના સ્વીકારકાળથી આરંભી મરણ પર્યંતનું જે ચારિત્ર તે યાવત્કથિક. તે ભરત અને ઐરવતક્ષેત્રના વચલા બાવીસ તીર્થંકરના તીર્થમાં રહેલા સાધુઓનું, અને મહાવિદેહક્ષેત્રના તીર્થંકરોના તીર્થમા રહેલા સાધુઓનું સમજવું. કારણ કે તેઓના ચારિત્રની ઉત્થાપના થતી નથી એટલે કે તેઓને વડી દીક્ષા આપવામાં આવતી નથી, શરૂઆતથીજ તેઓને ચાર મહાવ્રતો ઉચ્ચરાવવામાં આવે છે, અને યાવજ્જીવ પર્યંત નિરતિચાર પણે તેનું પાલન કરે છે. શાસ્ત્રમા કહ્યું છે કે-'સામાન્યથી સઘળાં ચારિત્રો સામાયિકરૂપજ છે, પરંતુ છેદ આદિ વિશિષ્ટ ક્રિયાઓ વડે અર્થ અને નામથી જુદા પડે છે. અને કોઇપણ જાતની વિશેષતા વિનાનું પહેલું ચારિત્ર સામાયિક એવી સામાન્ય સંજ્ઞામાંજ રહે છે. ૧ સર્વથા પાપવ્યાપારના ત્યાગરૂપ સામાયિક ચારિત્ર છે તે બે પ્રકારે છે-૧ ઇત્વર, ૨ યાવત્કથિક. તેમાં પહેલા અને છેલ્લા તીર્થંકરોના તીર્થમાં મહાવ્રતોનું આરોપણ કર્યા વિનાના નવદીક્ષિત શિષ્યને વડી દીક્ષા આપતાં પહેલાં અલ્પકાળ માટે જે આપવામાં આવે તે પહેલું ઇત્વર સામાયિક ચારિત્ર. અને વચલા બાવીસ તીર્થંકર અને મહાવિદેહક્ષેત્રના તીર્થંકરોના તીર્થના સાધુઓને દીક્ષાની શરૂઆતથી તે મરણ પર્યંતનું જે ચારિત્ર આપવામાં આવે તે યાવત્કથિક સામાયિક ચારિત્ર છે.' ૨-૩'

પ્રશ્ન—ચારિત્ર ગ્રહણ કરનારાએ ઇત્વર સામાયિક પણ 'હે ભગવન્! હું યાવજ્જીવપર્યંત સામાયિક કરૂ છુ' એ પ્રમાણે જેટલું પોતાનુ આયુષ છે તેટલા કાળમાટે ગ્રહણ કર્યું છે, તો વડીદીક્ષા લેતા પૂર્વનું સામાયિકચારિત્ર છોડતાં પોતે જે યાવજ્જીવપર્યંતની પ્રતિજ્ઞા કરી છે તેનો લોપ કેમ ન થાય?

ઉત્તર—પહેલાં જ અમે કહ્યું છે કે સઘળાં ચારિત્રો સામાન્ય સ્વરૂપે તો સામાયિકરૂપજ છે, કારણ કે દરેક ચારિત્રમાં સંપૂર્ણ પાપવ્યાપારના ત્યાગનો સદ્ભાવ છે. માત્ર છેદ આદિ વિશુદ્ધિ વિશેષવડે જ વિશેષતાને પ્રાપ્ત થતું શબ્દ અને અર્થવડે ભિન્નતા ધારણ કરે છે. તેથી જેમ

યાવત્કથિક સામાયિક અથવા છેદોપસ્થાપનીયચારિત્ર ઉત્કૃષ્ટ વિશુદ્ધિ વિશેષરૂપ સૂક્ષ્મસંપરાયાદિ ચારિત્ર પ્રાપ્ત થતાં ભાંગતા નથી, તેમ ઇત્વર સામાયિક પણ વિશુદ્ધિ વિશેષરૂપ છેદોપસ્થાપનીયચારિત્ર પ્રાપ્ત થતાં ભાંગતું નથી. જો દીક્ષા છોડી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે તોજ ભંગ થાય છે. પરંતુ સામાયિક ચારિત્રની જ વિશેષ વિશુદ્ધિરૂપ છેદોપસ્થાપનીય ચારિત્ર પ્રાપ્ત થતાં ભાંગતું નથી. કહ્યું છે કે—' વ્રતોને છોડી દેતાં ચારિત્રનો ભંગ થાય છે, પરંતુ જે ચારિત્ર પહેલાનાં ચારિત્રને વિશેષ શુદ્ધ કરે છે. નામમાત્રથી જ જુદું છે, તેનાથી ભંગ કેમ થાય ? અર્થાત્ સૂક્ષ્મસંપરાયાદિ પ્રાપ્ત થતાં જેમ છેદોપસ્થાપનીયાદિનો ભંગ થતો નથી તેમ છેદોપસ્થાપનીય પ્રાપ્ત થતાં ઇત્વર સામાયિક ચારિત્રનો પણ ભંગ ન થાય.' તથા જે ચારિત્રમાં પૂર્વ પર્યાયનો છેદ અને મહાવ્રતોમાં સ્થાપન કરવાનુ હોય તે છેદોપસ્થાપનીય ચારિત્ર. ગુરુ જ્યારે નાની દીક્ષા આપે છે ત્યારે માત્ર કરેમિભંતે ઉચ્ચરાવે છે, ત્યારપછી યોગોદ્વહન કર્યા બાદ વડી દીક્ષા આપે છે; અને તે વખતે પાંચ મહાવ્રતો ઉચ્ચરાવે છે. જે દિવસે વડી દીક્ષા લે છે, તે દિવસથી દીક્ષાના વરસની શરૂઆત થાય છે, અને પૂર્વનો દીક્ષાપર્યાય કપાઈ જાય છે. આ વડી દીક્ષા છેદોપસ્થાપનીય ચારિત્ર કહેવાય છે. તે બે પ્રકારે છે–૧ સાતિચાર, ૨ અને નિરતિચાર. તેમાં ઇત્વર સામાયિકવાળા નવદીક્ષિત શિષ્યને જે પાંચ મહાવ્રતોનુ આરોપણ થાય છે–જે વડી દીક્ષા અપાય છે તે, અથવા એક તીર્થંકરના તીર્થમાથી અન્ય તીર્થંકરના તીર્થમાં જતા જેમકે-પાર્શ્વનાથ ભગવાનના તીર્થમાંથી વર્દ્ધમાનસ્વામિના તીર્થમાં જતા સાધુઓ ચાર મહાવ્રત છોડી પાંચ મહાવ્રતરૂપ ધર્મનો સ્વીકાર કરે તે નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર. અને મૂળ ગુણનો ઘાત કરનાર સાધુને ફરી જે વ્રતો ઉચ્ચરાવવાં તે સાતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર. શાસ્ત્રમાં કહ્યું છે કે-' નવદીક્ષિત શિષ્યને અથવા એક તીર્થમાથી બીજા તીર્થમાં જતા સાધુઓને નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે, અને મૂળ ગુણનો ઘાત કરનારને સાતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. બને સ્થિત કલ્પમાં હોય છે' જે તીર્થંકરના તીર્થમાં ચાતુર્માસ અને પ્રતિક્રમણાદિ આચારો નિશ્ચિતરૂપે હોય એવો જે પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થનો કલ્પ તે સ્થિતકલ્પ કહેવાય છે. તથા પરિહાર એટલે તપવિશેષ, તપવિશેષવડે ચારિત્રને આવરનારા કર્મની શુદ્ધિ જે ચારિત્રમાં થાય તે પરિહારવિશુદ્ધિચારિત્ર કહેવાય છે. તે બે ભેદે છે-૧ નિર્વિશમાનક, ૨ અને નિર્વિષ્ટકાયિક. વિવક્ષિત ચારિત્રને તપસ્યાદિ કરવાવડે સેવનારા જેઓ હોય તે નિર્વિશમાનક કહેવાય છે, અને જે મુનિવરો તે ચારિત્રનુ પાલન કરે છે તેઓના જેઓ પરિચારકો હોય તેઓ નિર્વિષ્ટકાયિક કહેવાય છે. આ પરિહારવિશુદ્ધિચારિત્ર પાલક અને પરિચારક વિના ગ્રહણ કરી શકાતું નહિ હોવાથી ઉપરોક્ત નામે ઓળખાય છે. આ ચારિત્ર ગ્રહણ કરનારનો નવ નવનો સમૂહ હોય છે. તેમાંના ચાર તપસ્યાદિ કરવાવડે ચારિત્રનુ પાલન કરનારા, ચાર પરિચારક–વેયાવચ્ચ કરનારા, અને એક વાચનાચાર્ય થાય છે. જો કે આ ચારિત્રને ગ્રહણ કરનારા સઘળા શ્રુતાતિશયસંપન્ન હોય છે તો પણ તેઓનો આચાર હોવાથી એકને વાચનાચાર્ય તરીકે સ્થાપે છે. હવે નિર્વિશમાનકની તપસ્યાનો ક્રમ અન્ય શાસ્ત્રની ગાથાઓ દ્વારા બતાવે છે, તે આ પ્રમાણે-' જ્ઞાની મહારાજે શીયાળો, ઉનાળો અને ચોમાસુ એ ત્રણે ઋતુમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ

ત્રણ ભેદે પરિહારવિશુદ્ધિચારિત્રનો તપ કહ્યો છે. ૧ ઉનાળામાં જઘન્ય એક, મધ્યમ બે, અને ઉત્કૃષ્ટ ત્રણ ઉપવાસ કરવાના કહ્યા છે. ૨ શિયાળામાં જઘન્ય બે, મધ્યમ ત્રણ, અને ઉત્કૃષ્ટ ચાર ઉપવાસ અને ચોમાસામાં જઘન્ય ત્રણ, મધ્યમ ચાર, અને ઉત્કૃષ્ટ પાંચ ઉપવાસ કરવાના કહ્યા છે. પારણે આયંબિલ કરવાનું કહ્યું છે. અને ભિક્ષાના સાત પ્રકારમાંથી પાંચ પ્રકારે ભિક્ષાનું ગ્રહણ હોય છે, અને તેમાંના બે પ્રકારમાં અભિગ્રહ ધારણ કરવાનો હોય છે. તથા વાચનાચાર્ય અને પરિચારકો હમેશાં આયંબિલ કરે છે.' અહિં 'पंचसु गहो दोसु अभिग्गहो' એ પદથી સામાન્યતઃ સાધુઓની આહારની એષણા એટલે આહાર ગ્રહણ કરવાના પ્રકાર [1]સાત છે એમ જણાવ્યું છે. તે આ પ્રમાણે–સંસૃષ્ટ, અસંસૃષ્ટ, ઉધ્ધૃત, અલ્પલેપિકા, અવગૃહીત, પ્રગૃહીત, અને સાતમી ઉજ્જિતધર્મા. એ સાત પ્રકારમાંથી પહેલા બે પ્રકારે ગચ્છનિર્ગત સાધુને આહારનું ગ્રહણ થતું નથી, પાંચ પ્રકારે થાય છે. તે પાંચમાંથી પણ એકવડે આહાર અને એકવડે પાણી એ પ્રમાણે બેમાં અભિગ્રહ હોય છે. 'આ પ્રમાણે છ માસ પર્યંત તપ કરીને નિર્વિશમાનક–તપ કરનારા અનુચર થાય છે, અને અનુચર તપ કરનાર થાય છે. એટલે કે અત્યાર સુધી જે મુનિ વેયાવચ્ચ કરતા હતા તેઓ હવે ઉપર કહ્યા પ્રમાણે તપસ્યા કરે છે, અને તપસ્યા કરનાર અનુચર થાય છે. આ અનુચર તથા વાચનાચાર્ય આયંબિલ કરે છે. આ પ્રમાણે વળી છમાસ તપ કરીને ત્યાર પછી વાચનાચાર્ય તપસ્યા કરે છે. આઠમાંથી, એક વાચનાચાર્ય થાય છે, અને સાત વેયાવચ્ચ કરનારા થાય છે. આ પ્રમાણે આ પરિહારવિશુદ્ધિક કલ્પ અઢાર માસ પ્રમાણ કહ્યો છે. (આ અઢાર માસમાંથી દરેકને એક વરસના આયંબિલ અને છમાસ ઉપવાસને આંતરે આયંબિલ કરવાનું આવે છે.) આ પ્રમાણે અહિં સંક્ષેપમાં આ કલ્પનું વર્ણન કર્યું છે, વિશેષ વર્ણન પ્રજ્ઞાપનાદિ મોટા સૂત્રથી જાણવું. આ અઢાર માસ પ્રમાણ કલ્પ પૂર્ણ કરીને ફરી પણ આજ પરિહાર-વિશુદ્ધિકલ્પનો સ્વીકાર કરે, અથવા જિનકલ્પનો સ્વીકાર કરે, અથવા ગચ્છમાં આવી શકે

---

જુઓ પ્રવચન સારોદ્ધાર પૃષ્ઠ ૨૧૫ ગા. ૭૩૯

૧ છાશ કે ઘી આદિ ચીકણા પદાર્થવડે હાથ કે પાત્ર ખરડાયેલા હોય તે ખરડાયેલા હાથ કે પાત્રવડે જે ભિક્ષા ગ્રહણ કરવી તે સસંસૃષ્ટ ભિક્ષા ૨. છાશ કે ઘી આદિ ચીકણા પદાર્થવડે નહિ ખરડાયેલા હાથ કે પાત્રવડે જે ભિક્ષા ગ્રહણ કરવી તે અસંસૃષ્ટ ભિક્ષા. ૩. તપેલી વિગેરે મૂળ પાત્ર–માંથી થાળી વિગેરે બીજા પાત્રમાં કાઢેલું ભોજન ગ્રહણ કરવું તે ઉદ્ધૃત ભિક્ષા. ૪ લેપ એટલે ચીકાશ જેની અંદર નથી એવા નિરસ વાલ ચણા વિગેરેને ગ્રહણ કરવા તે અથવા જે ગ્રહણ કરતાં પશ્ચાત્-કર્મ આદિથી ઉત્પન્ન થયેલો કર્મનો બંધ અલ્પ થાય તે અલ્પલેપિકા ભિક્ષા. ૫. ભોજનકાળે થાળી વિગેરે પાત્રમાં કૂર આદિ જે ભોજન ભોજન કરનારને પીરસ્યું હોય, તે પીરસેલા ભોજનમાંથી જે ગ્રહણ કરવું તે અવગૃહીતભિક્ષા. ૬ ભોજનકાળે ભોજન કરવા ઇચ્છતા પુરુષને પીરસવા ઇચ્છતા કોઇ રસોઇયા વિગેરેએ ચમચા વિગેરેથી તપેલી વિગેરે પાત્રમાથી ભોજન કાઢવું હોય પરંતુ પીરસ્યુ ન હોય તેને જે ગ્રહણ કરવું અથવા ખાનારાએ પોતેજ પોતાના હાથવડે પાત્રમાંથી ચમચા વિગેરેથી કાઢેલા ભોજનને જે ગ્રહણ કરવું તે પ્રગૃહીત ભિક્ષા. ૭ જે ભોજન ખરાબ આદિ હોવાને કારણે નાખી દેવા યોગ્ય હોય અને જે ભોજનને બ્રાહ્મણાદિ પણ લેવા ન ઇચ્છતા હોય તે ભોજનને અથવા અર્ધાં છોડેલા ભોજનને ગ્રહણ કરવું તે ઉજ્જિતધર્મા ભિક્ષા.

છે. આ ચારિત્રને સ્વીકાર કરનારા તીર્થંકર પાસે સ્વીકારે અથવા તીર્થંકર પરમાત્મા પાસે જેમણે આ ચારિત્રનો સ્વીકાર કર્યો છે તેઓની પાસે સ્વીકારે છે, પરંતુ અન્યની પાસે સ્વીકારે નહિ. એઓનું જે ચારિત્ર તે પરિહારવિશુદ્ધિ ચારિત્ર કહેવાય છે.' તથા કિટ્ટિરૂપે કરાયેલ સૂક્ષ્મ લોભ કષાયનો ઉદય જેની અંદર હોય તે સૂક્ષ્મ સંપરાય ચારિત્ર. આ ચારિત્ર દશમે ગુણસ્થાનકે હોય છે. અહિં કિટ્ટિરૂપે કરાયેલ લોભનો જે અવશેષ ભાગ રહેલો છે, તેનો ઉદય હોય છે. તે વિશુધ્યમાનક અને સંક્લિશ્યમાનક એમ બે ભેદે છે. તેમાં ક્ષપકશ્રેણિ અથવા ઉપશમશ્રેણિ ઉપર ચઢતા વિશુધ્યમાનક હોય છે, કારણ કે ચઢતા પરિણામવાળા હોય છે, અને ઉપશમશ્રેણિથી પડતા સંક્લિશ્યમાનક હોય છે, કારણ કે પડતા પરિણામવાળા થાય છે. તથા અથાખ્યાત-અહિં અથ શબ્દ યથાર્થ અર્થમાં અને આઙ્ અભિવિધિ-મર્યાદા અર્થમાં છે. યથાર્થપણે મર્યાદાપૂર્વક જે ખ્યાત એટલે અકષાયરૂપ ચારિત્ર કહ્યું છે, તે અથાખ્યાત કહેવાય છે. કહ્યું છે કે-'અથ શબ્દ યથાર્થ અર્થમાં અને આઙ્ અભિવિધિના અર્થમાં કહ્યો છે. આવા પ્રકારનું અકષાયરૂપ જે ચારિત્ર તે અથાખ્યાત અથવા યથાખ્યાત ચારિત્ર કહ્યું છે.' અહિં યથાખ્યાત એ બીજું નામ છે, તેનો અન્વર્થ આ પ્રમાણે છે-જેમ સર્વ જીવલોકમાં અકષાય ચારિત્ર પ્રસિદ્ધ છે તે પ્રમાણે જે ચારિત્ર તે યથાખ્યાત. કષાયના ઉદય વિનાનું જે ચારિત્ર તે યથાખ્યાત કહેવાય છે. તે ચારિત્ર બે ભેદે છે—૧ છાદ્મસ્થિક, અને ૨ કૈવલિક. છાદ્મસ્થિક પણ બે પ્રકારે છે—૧ ક્ષાયિક, ૨ ઔપશમિક. તેમાં ચારિત્ર મોહનીયના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થયેલું ક્ષાયિક યથાખ્યાત બારમે ગુણસ્થાને. અને ચારિત્ર મોહના સર્વથા ઉપશમથી થયેલું ઔપશમિક યથાખ્યાત અગીઆરમા ગુણસ્થાને હોય છે. તથા કૈવલિક યથાખ્યાત પણ બે ભેદે છે-૧ સયોગીકેવલી સંબંધી, ૨ અયોગિકેવલી સંબંધી. કહ્યું છે કે-' છાદ્મસ્થિક અને કૈવલિક એમ બે ભેદે યથાખ્યાત કહ્યું છે. તે દરેકના બબ્બે ભેદ છે-તેમાં ક્ષયથી થયેલ, અને ઉપશમથી થયેલ એમ બે ભેદ પહેલા છાદ્મસ્થિકના છે, તથા સયોગિકેવળીનું અને અયોગિકેવળિનું એમ બે ભેદ કૈવલિક યથાખ્યાતના છે.' આ આ પ્રમાણે સંક્ષેપે ચારિત્રનું સ્વરૂપ કહ્યું. તથા દેખવું તે દર્શન અથવા સામાન્ય અને વિશેષ સ્વરૂપવાળી વસ્તુના વિષયમાં જાતિ ગુણ લિંગ ક્રિયા સિવાય સામાન્ય માત્ર જે જ્ઞાન તે દર્શન. તે ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે-૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન, અને ૪ કેવળદર્શન. આ ચારેનું સ્વરૂપ ઉપયોગના અધિકારમાં પહેલાં જણાવ્યું છે ત્યાંથી જાણી લેવું. તથા, 'लिश्यते श्लिष्यते आत्मा कर्मणा सह अनयेति लेश्या.' જે વડે આત્મા કર્મની સાથે લેપાય તે લેશ્યા કહેવાય. યોગાન્તર્ગત કૃષ્ણાદિ દ્રવ્યની મુખ્યતાવડે કૃષ્ણાદિ દ્રવ્યના યોગે થયેલ આત્માના જે શુભાશુભ પરિણામવિશેષ તે લેશ્યા કહેવાય છે. કહ્યું છે કે-'કૃષ્ણાદિ દ્રવ્યોના પ્રધાનપણાવડે સ્ફટિક સરખા આત્માનો જે શુભાશુભ પરિણામ તેમાં આ લેશ્યા શબ્દ પ્રવર્તે છે. એટલે કે કૃષ્ણાદિ દ્રવ્યોના યોગે થયેલા શુભાશુભ પરિણામને લેશ્યા કહે છે.' તે છ પ્રકારે છે-૧ કૃષ્ણલેશ્યા, ૨ નીલલેશ્યા, ૩ કાપોતલેશ્યા, ૪ તેજોલેશ્યા, ૫ પદ્મલેશ્યા, ૬ અને શુક્લલેશ્યા. કૃષ્ણાદિક લેશ્યાઓની યોગાન્તર્ગત-મન વચન અને કાયાની વર્ગણાઓની અન્તર્ગત અનંતી વર્ગણાઓ રહેલી છે, એમ જાણવું. કારણ કે યોગ સાથે

તેઓનો અન્વય વ્યતિરેક સંબંધ જણાય છે, તે આ પ્રમાણે-જ્યાં સુધી યોગ છે ત્યાં સુધીજ લેશ્યા છે, અને યોગના અભાવે અયોગિ અવસ્થામાં હોતી નથી. આ પ્રમાણે લેશ્યાઓનો અન્વય વ્યતિરેક સંબંધ યોગની સાથે હોવાથી લેશ્યાઓ યોગાન્તર્ગત દ્રવ્યો છે એમ સમજવું. તથા તથાપ્રકારના અનાદિ પારિણામિક ભાવવડે મોક્ષગમનયોગ્ય જે આત્મા તે ભવ્ય. અને તથાપ્રકારના પારિણામિક ભાવવડે મોક્ષગમનને જે અયોગ્ય તે અભવ્ય. તે અહિં ભવ્યના ગ્રહણથી તેના પ્રતિપક્ષભૂત અભવ્યનું પણ ગ્રહણ કરવાનું છે. સમ્યક્ શબ્દ પ્રશંસા અથવા અવિરુદ્ધ અર્થમાં છે. સમ્યગ્ જીવનો ભાવ-પરિણામ તે સમ્યક્ત્વ. એટલે પ્રશસ્ત અથવા મોક્ષને અવિરોધી જે આત્માનો પરિણામવિશેષ તે સમ્યક્ત્વ કહેવાય છે.

પ્ર૦—સમ્યક્ત્વ કે જે આત્માનું સ્વરૂપ છે તે કોઇ હેતુવડે પ્રાપ્ત થાય છે, કે હેતુ સિવાય પ્રાપ્ત થાય છે? હેતુનો વિચાર કરતા કોઇ હેતુ ઘટી શકતો નથી. તે આ પ્રમાણે-સમ્યક્ત્વનો કયો હેતુ છે? ૧ શું અરિહંત ભગવાનના બિંબની પૂજા દર્શનાદિ હેતુ છે? ૨ અથવા સિદ્ધાતના અર્થનુ શ્રવણ કરવું એ હેતુ છે? ૩ કે આ બે સિવાય અન્ય હતુ છે? અહિં આ પ્રમાણે ત્રણ પક્ષ થઈ શકે છે. તેમાં પ્રથમ ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ સમ્યક્ત્વનાં હેતુ નથી, કારણ કે અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ કરવા છતાં પણ સમ્યક્ત્વની ઉત્પત્તિ થતી નથી. તે આ પ્રમાણે ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ કરવા છતાં પણ અભવ્યોને સમ્યક્ત્વ ઉત્પત્તિ થતી નથી. માટે તે સમ્યક્ત્વનું કારણ નથી. જે છતાં જે ન થાય તે તેનું કારણ છે એમ બુદ્ધિમાન પુરુષો કહી શકે નહિ, કારણ કે કારણના અભાવમાં કાર્યની ઉત્પત્તિરૂપ અતિપ્રસંગ દોષની પ્રાપ્તિ થાય. વળી કદાચ એમ કહો કે ઉખર દેશમાં-ખારવાળી જમીનમાં નાખેલુ બીજ જેમ શુદ્ધ ભૂમિનો અભાવ હોવાથી અંકુર ઉત્પન્ન કરતું નથી એટલા માત્રથી કંઇ બીજ અંકુરોત્પત્તિનું કારણ નથી એમ કહેવાતું નથી, કારણ કે અન્યત્ર શુદ્ધ ભૂમિમાં નાખેલું એજ બીજ અંકુરોત્પત્તિનું કારણ થાય છે તેમ અભવ્યો પણ સમ્યક્ત્વરૂપ અંકુરની ઉત્પત્તિ પ્રત્યે ઉખરદેશ જેવા હોવાથી તેઓને ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા નથી, છતાં પણ ભગવાન્ અરિહંતની પૂજા દર્શનાદિ એ સમ્યક્ત્વની ઉત્પત્તિમાં હેતુ નથી એમ નથી, કારણ કે શુદ્ધભૂમિ જેવા બીજા ભવ્ય આત્માઓમાં સમ્યક્ત્વના હેતુરૂપે સ્પષ્ટપણે જણાય છે માટે અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ એ સમ્યક્ત્વનો હેતુ છે, તેમાં કાંઇ દોષ નથી એ તમારૂં કથન અસત્ય છે. કારણ કે કેટલાક દીર્ઘ સંસારી ભવ્ય આત્માઓને અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ કરવા છતાં પણ સમ્યક્ત્વની ઉત્પત્તિ થતી નથી. માટે અરિહંત બિંબની પૂજા દર્શનાદિ સમ્યક્ત્વનું કારણ નથી. હવે બીજો પક્ષ પ્રવચનાર્થનું શ્રવણ એ સમ્યક્ત્વની ઉત્પત્તિમાં કારણ છે એમ કહો તો તે પણ અસત્ય છે, કારણ કે અનંતવાર પ્રવચનના અર્થનું શ્રવણ કરવા છતાં પણ સમ્યક્ત્વની ઉત્પત્તિ થતી નથી. તે આ પ્રમાણે-[1]સર્વજીવો અનંતીવાર ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયા છે એમ ભગવંતે જણાવ્યું છે. આ પ્રમાણે ગ્રૈવેયકમાં

૧ અહિં સર્વજીવો અનંતીવાર ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયા છે; એમ ભગવંતે જણાવ્યું છે એ કથન ત્રસપણું પામી અનંતકાળ સુધી સંસારમાં રહેલા જીવોની અપેક્ષાએ સમજવું.

અનંતીવાર ઉત્પત્તિ રજોહરણાદિ સાધુનું લિંગ ધારણ કર્યા વિના સંભવતી નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે-'અત્યંત ઉત્કૃષ્ટ જિનપ્રણીત દ્રવ્ય સંજમવડે ગ્રૈવેયકમાં ઉત્પત્તિ થાય છે.' રજોહરણ આદિ સાધુનું લિંગ જ્યારે ધારણ કરે ત્યારે યથાયોગ્ય રીતે સિદ્ધાંતોના અર્થનું શ્રવણ અને તેનું જ્ઞાન અવશ્ય હોય છે. જે માટે કહ્યું છે કે-'જ્યારે સાધુનું લિંગ ધારણ કરે ત્યારે યથાયોગ્ય રીતે સૂત્રપોરિસી, અર્થપોરિસી આદિ શ્રુતધર્મ હોય છે. એટલે કે અમુક સમયે મૂળ સૂત્રનોજ પાઠ કરવો, અમુક સમયે અર્થનો વિચાર કરવો, એ રૂપ શાસ્ત્રાધ્યયન અવશ્ય હોય છે. કારણ કે વીતરાગ દેવે તે તેઓનું નિત્યકર્મ કહ્યું છે' આ ગાથામાં 'ઘ્રમો' એ પદથી શ્રુતધર્મ લેવાનો છે, અને તે પણ જેમણે સઘળા દોષોનો નાશ કર્યો છે એવા વીતરાગના વચનરૂપ છે. આ પ્રમાણે અનંતવાર પ્રવચનના અર્થનું શ્રવણ કરવા છતાં પણ કેટલાક આત્માઓને સમ્યક્ત્વની ઉત્પત્તિ થતી નથી, કારણ કે જ્યારે સમ્યક્ત્વ થાય ત્યારે કંઈક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત્તજ સંસાર બાકી રહે છે, હવે જો પ્રવચનાર્થના શ્રવણથીજ સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તો [1]સઘળા જીવોને અર્ધપુદ્ગલ પરાવર્ત્તન સંસાર બાકી રહે, પણ સઘળા જીવોનો એટલો સંસાર ઘટી શકતો નથી. કહ્યું છે કે-'સમ્યક્ત્વ જ્યારે ઉત્પન્ન થાય ત્યારે અવશ્ય કંઈક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત્તન સંસાર શેષ રહે છે. સઘળા જીવોને કંઇ એટલો સંસાર શેષ હોતો નથી.' માટે પ્રવચનાર્થનું શ્રવણ સમ્યક્ત્વ ઉત્પત્તિમાં હેતુ નથી. હવે ત્રીજો પક્ષ કહે છે-આ બે હેતુથી કોઇ અન્ય હેતુ સમ્યક્ત્વમાં કારણ છે એમ કહો તો તે પણ અસત્ય છે, કારણ કે તે હેતુઓ સંસારમાં અનંતી વાર પ્રાપ્ત થયા છતા સમ્યક્ત્વ ઉત્પન્ન થયું નથી. કહ્યું છે કે-'અન્ય કોઇ એવો હેતુ નથી કે જે હેતુને પૂર્વે પ્રાપ્ત ન કર્યો હોય. કારણ કે અનાદિ સંસારમાં ભ્રમણ કરતાં કયા હેતુ સાથે યોગ થયો નથી ? અર્થાત્ દરેક હેતુ સાથે યોગ થયો છે. છતાં સમ્યક્ત્વ ઉત્પન્ન થયું નથી, માટે એવો કોઈ પણ અન્ય હેતુ નથી કે જે સમ્યક્ત્વની ઉત્પત્તિમાં કારણ હોય.' હવે અહેતુક-હેતુ સિવાયજ સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે એ પક્ષનો સ્વીકાર કરવામાં આવે તો તે પણ અયુક્ત છે. કેમકે હેતુના અસ્વીકારમાં સર્વકાળે સર્વ સ્થળે અને સર્વ જીવોને સમ્યક્ત્વની ઉત્પત્તિનો પ્રસંગ આવે. કારણ કે જેની ઉત્પત્તિમાં કોઇ કારણ નથી તે અમુક ક્ષેત્રમાં અમુક કાળમાં કે અમુક પુરુષને થાય એ નિયમજ હોતો નથી, પરંતુ ગમે તે કાળમાં ગમે તે ક્ષેત્રમાં કે ગમે તેવા આત્માને થાય એમ પ્રાપ્ત થાય છે. કારણ કે જે દેશ કાલાદિ નિમિત્ત રૂપે નથી તે નિયત થવા માટે એટલે કે અમુક દેશમાં કે અમુક કાળમાં જ થાય તેમ નિશ્ચિતરૂપે થવા માટે યોગ્ય પણ નથી, કારણ કે જો તે દેશકાલાદિમાં નિયતરૂપે થાય તો તેજ દેશકાળાદિ હેતુરૂપે થવાનો પ્રસંગ આવે. માટે અહેતુક પક્ષ ઘટી શકતો નથી. આ રીતે સમ્યક્ત્વની ઉત્પત્તિમાં હેતુરૂપે એક પણ પક્ષ ટકી શકતો નથી.

ઉ૦-તમે જે સહેતુક-સમ્યક્ત્વની ઉત્પત્તિમાં કોઇ હેતુ છે કે અહેતુક-સમ્યક્ત્વની ઉત્પત્તિમાં કોઇ હેતુ નથી ? એવા મુખ્ય જે બે પક્ષો કહ્યા તેમાંથી અહેતુક પક્ષને તો અમે સ્વીકારતાજ નહિ હોવાથી અમને કાંઇ ક્ષતિ-દોષ કરતો નથી. સહેતુક પક્ષનો તો અમે સ્વીકાર કરીએ

1 આ કથન પણ ત્રસપણું પામી અનંતકાળ સુધી સંસારમાં રહેલ જીવોની અપેક્ષાએ છે.

છીએજ. સહેતુક પક્ષ સંબંધે પણ સમ્યક્ત્વનો કયો હેતુ છે ? શું ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ હેતુ છે, અથવા પ્રવચનાર્થનું શ્રવણ હેતુ છે ઈત્યાદિ તમે જે કહ્યું તે પણ અભિપ્રાય નહિ સમજતા હોવાથી અયુક્ત છે. કારણ કે જિનેશ્વરોના વચનોના રહસ્યને સમજનાર 'માત્ર ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિકજ સમ્યક્ત્વનું નિમિત્ત છે' એમ કહેતા નથી, પરંતુ સમ્યક્ત્વની ઉત્પત્તિનું પારમાર્થિક કારણ તથાભવ્યત્વરૂપ અનાદિ પારિણામિક ભાવ કે જે જીવનો સ્વભાવવિશેષ છે તે છે. અને બાકીના ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ તે તો સહકારિકારણ છે. માટે અહિં કંઇ દોષ નથી. તે આ પ્રમાણે– એવાજ પ્રકારનો તે તે આત્માનો [1]તથાભવ્યત્વરૂપ અનાદિ પારિણામિક સ્વભાવવિશેષ છે કે જેવડે તે તે વિવક્ષિત ક્ષેત્રમાં તે તે વિવક્ષિત કાળમાં અને તે તે પ્રતિનિયત ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ [2]સહકારીકારણદ્વારા સમ્યક્ત્વનો લાભ થાય છે. કેટલાકને તથાપ્રકારના અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ નિમિત્ત વિના પણ સમ્યક્ત્વનો લાભ થાય છે. તથાભવ્યત્વ એ સાધ્યવ્યાધિ સમાન છે. જેમ કોઇ એક સાધ્યવ્યાધિ પોતાની મેળે જ શાંત થાય છે, અને કોઈ એક જ્યાં સુધી વૈદ્યના કહેવા પ્રમાણે ઉપચાર કરવામાં ન આવે ત્યાં સુધી શાંત થતો નથી, ઉપચાર કર્યા બાદ શાંત થાય છે, અથવા લાંબા કાળે સ્વયમેવ દૂર થાય છે. તેમ આ તથાભવ્યત્વ પણ કોઇક તો પોતાની મેળેજ પરિપક્વ થાય છે. જેવડે અરિહંતના બિંબની પૂજા દર્શનાદિક બાહ્ય નિમિત્તની અપેક્ષા સિવાયજ આત્માને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે. અને કોઇક તો અરિહંતના બિંબની પૂજા, દર્શન; વિશિષ્ટ તપોલક્ષ્મીવાળા સાધુઓનું દર્શન, અથવા પ્રભુના વચનના શ્રવણરૂપ નિમિત્તોની અપેક્ષાએ પરિપક્વ થાય છે, અથવા ઘણે કાળે નિમિત્તવિનાજ પરિપક્વ થાય છે. આજ હેતુથી હરિભદ્રસૂરિ મહારાજે ધર્મસાર પ્રકરણમાં કહ્યું છે કે–'આ તથાભવ્યત્વ સાધ્ય વ્યાધિ સમાન છે' તેથી તથાપ્રકારના અરિહંતના બિંબની પૂજા દર્શનાદિક તથાભવ્યત્વના પરિપાકમાં હેતુરૂપે થઇને સમ્યક્ત્વનું પણ કારણ થાય છે. ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શન અને પ્રવચનાર્થનું શ્રવણ તથાભવ્યત્વના પરિપાકમાં હેતુ થાય છે, અને તથાભવ્યત્વનો પરિપાક થયા બાદ તેજ પૂજા દર્શનાદિ સમ્યક્ત્વનું પણ કારણ થાય છે. વળી પૂર્વપક્ષીએ 'પૂજા દર્શનાદિ સામગ્રી છતાં પણ સમ્યક્ત્વ ઉત્પન્ન થતું નથી માટે તે સમ્યક્ત્વનું કારણ નથી' એ જે કહ્યું છે તે પણ અયોગ્ય છે. કારણ કે જેના ભવ્યત્વનો પરિપાક થયો છે તેનેજ અરિહંતના બિંબની પૂજા દર્શનાદિ સમ્યક્ત્વના હેતુરૂપે થાય છે, એમ શાસ્ત્રમાં સ્વીકારેલ છે. પરંતુ જ્યાં સુધી તથાભવ્યત્વનો પરિપાક થયો હોતો નથી ત્યાં સુધી તે દર્શનાદિ સમ્યક્ત્વના હેતુરૂપે સ્વીકાર્યાં નથી. તથાભવ્યત્વનો એવાજ પ્રકારનો અનાદિ પારિણામિક સ્વભાવ છે કે જેવડે વિવિક્ષિત ક્ષેત્ર અને કાળનો સદ્ભાવ થાય ત્યારે ભગવાન અરિહંતના બિંબની પૂજા દર્શનાદિની અપેક્ષાએ તે તથાભવ્યત્વનો પરિપાક થાય છે અને સમ્યક્ત્વની ઉત્પત્તિમાં હેતુ થાય છે. આ રીતે તથાભવ્યત્વનો પરિપાક સમ્યક્ત્વની ઉત્પત્તિમાં મૂળ કારણ છે અને

૧ પ્રત્યેક ભવ્યનું તે તે વિશેષ પ્રકારનું જે ભવ્યત્વ તેને તથાભવ્યત્વ કહેવામાં આવે છે.
૨ સાથે રહી જે કાર્ય ઉત્પન્ન કરે તે સહકારિ કારણ કહેવાય છે

પૂજા દર્શનાદિ સહકારિ કારણ છે. તેથી અહિં કઇ દોષ નથી. એટલું જ કહેવું બસ છે. તે [1]સમ્યક્ત્વ ત્રણ પ્રકારે છે, તે આ પ્રમાણે-૧ ક્ષાયિક, ૨ ક્ષાયોપશમિક, ૩ ઔપશમિક. તેમાં ત્રણ પ્રકારના દર્શનમોહનીયના સર્વથા ક્ષયથી જે ઉત્પન્ન થાય તે ક્ષાયિક, દર્શન-મોહનીયનો ક્ષય અનંતાનુબંધીના ક્ષય થયા વિના થતો નથી માટે તે અનંતાનુબંધીનો ક્ષય પણ અહિં લેવાનો છે. તથા ઉદયપ્રાપ્ત મિથ્યાત્વના ક્ષયથી અને ઉદય અપ્રાપ્તના ઉપશમથી એટલે કે સમ્યક્ત્વ સ્વરૂપપણાની પ્રાપ્તિરૂપ રોકાયેલ (મિથ્યાત્વ)ના ઉદયિત્વ સ્વરૂપથી થયેલ જે તત્વરુચિ તે [2]ક્ષાયોપશમિક સમ્યક્ત્વ. તથા ઉદયમાં આવેલા મિથ્યાત્વના ક્ષયથી અને ઉદયમાં નહિ આવેલા મિથ્યાત્વના રસોદય અને પ્રદેશોદય સ્વરૂપ બંને પ્રકારના ઉદયના રોકવાથી થયેલ જે તત્ત્વરુચિ તે ઔપશમિક સમ્યક્ત્વ. સમ્યક્ત્વના ગ્રહણથી તેના પ્રાતપક્ષભૂત મિથ્યાત્વ, સાસ્વાદન અને મિશ્રનું પણ ગ્રહણ કર્યું છે, તેઓનું સ્વરૂપ ગુણસ્થાનકના સ્વરૂપના કથન પ્રસંગે વર્ણવશે આ પ્રમાણે સમ્યક્ત્વ માર્ગણાનું સ્વરૂપ કહ્યું. તથા જે દ્વારા પૂર્વાપરનો વિચાર કરી શકાય તે સંજ્ઞા-મનવાળા આત્માઓ સંજ્ઞી, અને તેના પ્રતિપક્ષ-મનવિનાના સઘળા એકેન્દ્રિયાદિ જીવો અસંજ્ઞી સંજ્ઞીના ગ્રહણથી તત્પ્રતિપક્ષ અસંજ્ઞીનું પણ ગ્રહણ કર્યું છે. તથા ઓજાહાર, લોમાહાર, અને કવલાહાર આ ત્રણમાંથી કોઇપણ જાતનો આહાર કરે તે આહારી, અને આ ત્રણમાથી એક પણ જાતનો આહાર ન કરે તે અણાહારી કહેવાય છે. આહારીના ગ્રહણથી તત્પ્રતિપક્ષ અણાહારી પણ ગ્રહણ કરાયા છે.

આ પ્રમાણે ચૌદ માર્ગણાસ્થાનનું સ્વરૂપ કહ્યું. હવે તેઓમાં કોઈ સ્થળે નિષેધદ્વારા, અને કોઈ સ્થળે વિધાનદ્વારા યોગો કહેવા ઇચ્છતા નીચેની ગાથા કહે છે—

**इगिविगलथावरेसु न मणो दो भेय केवलदुगंमि ।**
**इगिथावरे न वाया विगलेसु असच्चमोसेव ॥९॥**

**एक [एकेन्द्रिय] विकलस्थावरेषु न मनः द्वौ भेदौ केवलद्विके ।**
**एकस्थावरे न वचः विकलेष्वसत्यामृषैव ॥९॥**

અર્થ—એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને સ્થાવરમાં મનોયોગ હોતો નથી. કેવળદ્વિક માર્ગણામાં મનોયોગના બે ભેદ હોતા નથી. એકેન્દ્રિય અને સ્થાવરમાં વચનયોગ હોતો નથી. અને વિકલેન્દ્રિયમાં અસત્ય અમૃષા વચનયોગજ હોય છે.

---

૧ ત્રણે પ્રકારના સમ્યક્ત્વનું વિશેષ સ્વરૂપ ઉપશમના કરણમાં આવશે ત્યાથી જોઇ લેવું.

૨ જો અનંતાનુબંધિ ચાર સત્તામાં ન હોય તો મિથ્યાત્વ અને મિશ્ર મોહનીય એ બેના અને જો અનંતાનુબધિ ચાર સત્તામા હોય તો તે ચાર સહિત મિથ્યાત્વ તથા મિશ્ર મોહનીય એમ છના પ્રદેશોદયથી તથા ઉપશમ સમ્યક્ત્વરૂપ વિશુદ્ધિવડે શુદ્ધ કરાયેલ મિથ્યાત્વ મોહનીયના દલિકરૂપ સમ્યક્ત્વ મોહનીયના રસોદયથી થયેલ જે તત્ત્વરુચિ તે ક્ષાયોપમિક સમ્યક્ત્વ કહેવાય છે.

ટીકાનુ૦-ઇન્દ્રિયદ્વારમાં એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય માર્ગણામાં, કાયદ્વારમાં પૃથ્વી, અપ્, તેઉ, વાયુ, અને વનસ્પતિ કાયમાર્ગણામાં અને ઉપલક્ષણથી અસંજ્ઞી તથા અનાહારક માર્ગણામાં પણ મનોયોગના ચાર ભેદમાંથી એકપણ ભેદ હોતો નથી. તથા જ્ઞાન અને દર્શનદ્વારમાંથી કેવળજ્ઞાન અને કેવળદર્શન માર્ગણામાં મનોયોગના અસત્ય અને સત્યાસત્ય એ બે ભેદ હોતા નથી, પરંતુ સત્યમનોયોગ અને અસત્યામૃષા મનોયોગ એ બે ભેદ હોય છે. તથા ઇન્દ્રિયદ્વારમાં એકેન્દ્રિયમાર્ગણામાં, કાયદ્વારમાં પૃથિવીકાયાદિ પાંચે સ્થાવરમાર્ગણામાં, અને ઉપલક્ષણથી અણાહારિમાર્ગણામાં વચનયોગના ચારે ભેદો હોતા નથી. તથા વિકલેન્દ્રિયોમાં અને ઉપલક્ષણથી અસંજ્ઞિમાર્ગણામાં અસત્યઅમૃષા વચનયોગ હોય છે, શેષ ભેદો હોતા નથી. ૯

**सच्चा असच्चमोसा दो दोसुवि केवलेसु भासाओ ।**
**अंतरगइ केवलिएसु कम्मयन्नत्थ तं विवक्खाए ॥१०॥**

सत्याऽसत्याऽमृषे द्वे द्वयोरपि केवलयोर्भाषे ।
अन्तरगतौ कैवलिके कार्मणमन्यत्र तत् विवक्षया ॥१०॥

અર્થ—કેવળદ્વિકમાર્ગણામાં સત્ય અને અસત્યઅમૃષા એ બે ભાષા હોય છે. વિગ્રહગતિ અને કેવલિસમુદ્ઘાતમાં કાર્મણયોગ હોય છે, અન્યત્ર તે વિવક્ષાએ હોય છે.

ટીકાનુ૦—કેવળજ્ઞાન અને કેવળદર્શન એ બે માર્ગણામાં સત્ય અને અસત્યામૃષા એ બે વચનયોગ હોય છે, અને શેષ સંજ્ઞી આદિ માર્ગણાસ્થાનોમાં મનોયોગના ચારે ભેદ તથા વચનયોગના ચારે ભેદ હોય છે. તથા વિગ્રહગતિમાં, ઉત્પત્તિના પ્રથમસમયે, અને કેવલીસમુદ્ઘાતમાં ત્રીજે ચોથે અને પાંચમે સમયે કાર્મણકાયયોગ હોય છે. અન્યકાળે વિવક્ષાએ હોય છે. એટલે કે જો સત્તારૂપે વિવક્ષા કરવામાં આવે તો હોય છે, યોગરૂપે વિવક્ષા કરવામાં આવે તો હોતો નથી. કારણ કે ઉપર કહ્યું તે સિવાયના કાળમાં મિશ્ર કે ઔદારિકાદિયોગો હોય છે, પરંતુ કેવળ કાર્મણકાયયોગ હોતો નથી. ૧૦

**मणनाणविभंगेसु मीसं उरलंपि नारयसुरेसु ।**
**केवलथावरविगले वेउव्विदुगं न संभवइ ॥११॥**

मनोज्ञानविभङ्गयोः मिश्रमुरलमपि नारकसुरेषु ।
केवलस्थावरविकले वैक्रियद्विकं न संभवति ॥११॥

અર્થ—મનઃપર્યવજ્ઞાન અને વિભંગજ્ઞાનમાં ઔદારિકમિશ્રયોગ સંભવતો નથી. નારકી અને દેવોમાં ઔદારિકયોગ પણ હોતો નથી. કેવલદ્વિક, સ્થાવર, અને વિકલેન્દ્રિયમાં વૈક્રિયદ્વિક સંભવતું નથી.

ટીકાનુ૦—મનઃપર્યવજ્ઞાન અને વિભંગજ્ઞાનમાર્ગણામાં ઔદારિકમિશ્ર કાયયોગ હોતો નથી.

કારણ કે ઔદારિકમિશ્ર મનુષ્ય તિર્યંચોને અપર્યાપ્તાવસ્થામાં હોય છે, ત્યાં તે બંને જ્ઞાનો હોતા નથી. તેમાં મનઃપર્યવજ્ઞાન દ્રવ્ય અને ભાવથી સંયમી આત્માઓનેજ થાય છે તે તો પર્યાપ્તોજ હોય છે. અને વિભંગજ્ઞાન મનુષ્ય તિર્યંચને અપર્યાપ્તાવસ્થામાં ઉત્પન્ન થતું નથી. તથા નારકી અને દેવોમાં ઔદારિકમિશ્ર અને ઔદારિક એ બંને યોગો તેઓનું ભવધારણીય શરીર વૈક્રિય હોવાથી હોતા નથી. ગાથાના બીજા પાદમાં મૂકેલ અપિ શબ્દ બહુલ અર્થવાળો હોવાથી ચક્ષુદર્શન અને અણાહારિમાર્ગણામાં ઔદારિકમિશ્ર વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્ર હોતા નથી, એમ સમજવું. તથા કેવળજ્ઞાન, કેવળદર્શન, ઉપલક્ષણથી યથાખ્યાત ચારિત્ર. વાયુવર્જિત પૃથિવીકાયાદિ સ્થાવર અને બેઇન્દ્રિય, તેઇન્દ્રિય તથા ચઉરિન્દ્રિય એ દશ માર્ગણામા વૈક્રિય અને વૈક્રિયમિશ્રયોગો હોતા નથી. લબ્ધિનો પ્રયોગ કરવામાં પ્રમાદ છે તેથી સાતમા ગુણસ્થાનથી આગળ કોઈપણ ગુણસ્થાનકે કોઈપણ લબ્ધિ ફોરવતા નથી તેથીજ કેવળદ્વિક અને યથાખ્યાત ચારિત્રમાર્ગણામાં વૈક્રિયદ્વિક હોતું નથી અને સ્થાવરાદિમાં તો લબ્ધિજ હોતી નથી તેથી વૈક્રિયદ્વિક હોતું નથી. વાયુકાયમાં વૈક્રિયદ્વિક હોય છે માટે વાયુનું વર્જન કર્યું છે. ૧૧

**आहारदुगं जायइ चोद्दसपुव्विस्स इइ विसेसणओ ।**
**मणुयगइपंचेंदियमाइएसु समईए जोएज्जा ॥१२॥**

आहारकद्विकं जायते चतुर्दशपूर्विण इति विशेषणतः ।
मनुष्यगति–पञ्चेन्द्रियादिकेषु स्वमत्या योजयेत् ॥१२॥

અર્થ—આહારકદ્વિક ચૌદપૂર્વિનેજ હોય છે. એ વિશેષણવડે, મનુષ્યગતિ અને પચેંદ્રિયાદિ માર્ગણામાં જ્યાં ચૌદ પૂર્વધર સંભવી શકે ત્યાં સ્વમતિથી તેની યોજના કરવી.

ટીકાનુ૦—આહારક અને આહારકમિશ્રકાયયોગ લબ્ધિસંપન્ન ચૌદપૂર્વધરમુનિનેજ હોય છે, બીજા કોઇને હોતા નથી. એવું વિશેષણ હોવાથી મનુષ્યગતિ પંચેન્દ્રિયજાતિ ઇત્યાદિ માર્ગણાસ્થાનોમાંથી કઈ કઇ માર્ગણામાં ઘટી શકે છે તેની યોજના પોતાની બુદ્ધિથી કરી લેવી. એટલે કે જે જે માર્ગણાસ્થાનોમાં ચૌદપૂર્વના અભ્યાસનો સંભવ હોય ત્યાં ત્યાં યોગનો નિર્ણય કરવો, બાકીના સ્થાનોમાં નહિ. જેમકે—ઉપરની બે ઉપરાત ત્રસકાય, પુરુષ, નપુંસક એ બે વેદ વિગેરે. આ પ્રમાણે કેટલીક માર્ગણાઓમા અમુક યોગો નથી હોતા એમ કહ્યું. અને કેટલીએક માર્ગણાઓમાં અમુક અમુક યોગોનું વિધાન કર્યું. પરંતુ કઇ માર્ગણાએ બધા મળી કેટલા યોગો હોય એ મંદમતિવાળાઓથી સમજી શકાય તેમ નહિ હોવાથી તેઓના બોધ માટે કઇ માર્ગણામાં કેટલા યોગો હોય તે કહે છે—દેવગતિ અને નરકગતિમાં ઔદારિકદ્વિક અને આહારકદ્વિકવિના શેષ અગીઆર યોગો હોય છે. તેમા ચૌદપૂર્વના અધ્યયનનો અભાવ હોવાથી આહારકદ્વિક અને ભવધારણીય વૈક્રિયશરીર હોવાથી ઔદારિકદ્વિક હોતા નથી. આ પ્રમાણે અન્યત્ર પણ હેતુઓની સંકલના કરી લેવી. તિર્યંચ-

ગતિ, સ્રીવેદ, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, [1]વિભંગજ્ઞાન, અવિરતિ, સાસ્વાદન, અભવ્ય; મિથ્યાત્વ, [2]ઔપશમિકસમ્યક્ત્વ, એ દશ માર્ગણામાં આહારકદ્વિકહીન શેષ તેર યોગો હોય [3]છે. અહિં પણ આહારકદ્વિકના અભાવનો વિચાર ઉપર કહ્યા પ્રમાણેજ સમજવો.

પ્રશ્ન—તિર્યંચગતિથી મિથ્યાત્વ સુધીની નવ માર્ગણામાં તો ચૌદપૂર્વના અધ્યયનનો અભાવ હોવાથી આહારકદ્વિક ન હોય તે બરાબર છે પરંતુ ઔપશમિકસમ્યક્ત્વ કે જે ચોથાથી અગીઆરમા સુધીમાં હોય છે ત્યાં કેમ ન હોય?

ઉત્તર—અનાદિમિથ્યાત્વી કે જેઓ પહેલે ગુણઠાણે ત્રણ કરણ કરી ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તેઓને તો ચૌદપૂર્વનો અભ્યાસજ હોતો નથી તેથી, અને ચારિત્રમોહનીયની ઉપશમના કરવા માટે શ્રમણપણામાં જેઓ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તેઓ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા બાદ તરતજ ચારિત્રમોહનીયની ઉપશમનાનો પ્રયત્ન કરે છે તેથી કોઇપણ લબ્ધિ કદાચ હોય તો પણ ફોરવતા નથી, માટે તેઓને આહારકદ્વિક હોતું નથી તથા મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસકાય, કાયયોગ, પુરુષવેદ, નપુંસકવેદ, ક્રોધ, માન, માયા, લોભ, એ કષાયચતુષ્ટય, મતિ, શ્રુત, અવધિજ્ઞાન, અવધિદર્શન, અચક્ષુદર્શન, છ લેશ્યા, ક્ષાયોપશમિકસમ્યક્ત્વ, ક્ષાયિકસમ્યક્ત્વ, ભવ્ય, સંજ્ઞિ અને આહારક એ છવ્વીસમાર્ગણામાં પંદરે યોગો હોય છે. એકેન્દ્રિયમાર્ગણામાં મનોયોગ અને વચનયોગના ચાર ચાર ભેદ, તથા આહારક અને આહારકમિશ્ર સિવાયના ઔદારકિ ઔદારિકમિશ્ર, કાર્મણ, વૈક્રિય અને વૈક્રિયમિશ્ર એ પાંચ યોગો હોય છે- તેમાં પૃથ્વી, અપ, તેઉ, અને વનસ્પતિકાયમાર્ગણામાં વૈક્રિયદ્વિકસિવાય ત્રણ

---

૧ અગીઆરમી ગાથામાં વિભંગજ્ઞાને ઔદારિકમિશ્રનો નિષેધ કર્યો છે ત્યારે બારમી ગાથાની ટીકામાં તેર યોગમાં ઔદારિકમિશ્ર યોગ ગ્રહણ કર્યો છે. ચતુર્થ કર્મગ્રંથની ૨૬મી ગાથામાં પણ વિભંગે તેર યોગ લીધા છે. તેનું કારણ એમ જણાય છે કે અપર્યાપ્તાવસ્થામાં વિભંગજ્ઞાન ઉત્પન્ન ન થાય માટે ૧૧મી ગાથામાં વિભંગજ્ઞાને ઔદારિકમિશ્રયોગનો નિષેધ કર્યો છે, અને દેવગતિમાંથી લઇને આવે તો મનુષ્યગતિમાં સંભવી શકે માટે ૧૨મી ગાથાની ટીકા વિગેરેમાં ઔદારિકમિશ્ર યોગ ગ્રહણ કર્યો છે.

૨ ઉપશમસમ્યક્ત્વે ઔદારિકમિશ્ર વૈક્રિયમિશ્ર અને કાર્મણ યોગો કેમ હોય તેનો વિચાર આજ દ્વારની પચીસમી ગાથામાં અને તેનાજ ટીપ્પનમાં કર્યો છે ત્યાથી જોઇ લેવું.

૩ સઘળા યોગો છઠ્ઠા ગુણઠાણા સુધીમાં ઘટી શકે છે અને ઉપરોક્ત બધા ભાવો છઠ્ઠા અને તે કરતા પણ ઉપરના ગુણઠાણે હોય છે તેથી ઉપરોક્ત સઘળી માર્ગણાઓમાં પંદરે યોગો સંભવે છે. કદાચ એમ શંકા થાય કે ક્ષાયિક ક્ષાયોપશમિક સમ્યક્ત્વમાર્ગણાએ ઔદારિકમિશ્ર અને કાર્મણયોગ શી રીતે ઘટી શકે? તેના ઉત્તરમાં સમજવું કે નવું સમ્યક્ત્વ જો કે કોઇને અપર્યાપ્તાવસ્થામાં ઉત્પન્ન થાય નહિ, પરંતુ પૂર્વ ભવનું કરણ અપર્યાપ્તાવસ્થામાં હોઇ શકે છે. ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સાથે નરક સિવાય ત્રણ ગતિમા અને ક્ષાયિક સાથે અસંખ્યાત વર્ષના આયુવાળા મનુષ્ય તિર્યંચ ત્રણ નરક અને વૈમાનિક દેવ એમ ચારે ગતિમાં જઇ શકે છે. તેથી તે માર્ગણામાં અપર્યાપ્તાવસ્થાભાવિ ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર, અને કાર્મણયોગો ઘટી શકે છે. તથા આહારિમાર્ગણામા કાર્મણ કાયયોગ ઉત્પત્તિના પ્રથમ સમયે ઘટે છે કેમકે તે વખતે જીવ આહારિ હોય છે.

યોગો હોય છે. વિકલેન્દ્રિયમાં ઉપરોક્ત ત્રણ યોગમાં અસત્યઅમૃષાવચનયોગ જોડતાં ચાર યોગ હોય છે. વાયુકાય માર્ગણામાં ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક અને કાર્મણ એ પાંચ યોગો હોય છે. કારણકે બાદરપર્યાપ્ત વાયુકાયમાંના કેટલાકને વૈક્રિયલબ્ધિ હોય છે. મનોયોગ, વચનયોગ, મનઃપર્યવજ્ઞાન, સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્ર, એ પાંચ માર્ગણામાં ઔદારિકમિશ્ર અને કાર્મણવિના તેર યોગો હોય છે. કારણ કે કાર્મણયોગ વિગ્રહગતિમાં તથા ઉત્પત્તિના પ્રથમ સમયે અને ઔદારિકમિશ્ર અપર્યાપ્તાવસ્થામાં હોય છે, તે વખતે મનોયોગાદિનો અભાવ છે, માટે તે બે યોગો હોતા નથી. [1]ચક્ષુદર્શનમાર્ગણાએ કાર્મણ ઔદારિકમિશ્ર વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્ર સિવાયના અગીઆર યોગો હોય છે. પરિહારવિશુદ્ધિક અને સૂક્ષ્મસંપરાયચારિત્ર એ બે માર્ગણામાં મનોયોગ અને વચનયોગના ચાર ચાર ભેદ તથા ઔદારિકકાયયોગ એ નવ યોગો હોય છે. ચારિત્ર પર્યાપ્તાવસ્થામાંજ હોય છે તેથી તથા કોઈ લબ્ધિ હોય તો પણ તેનો પ્રયોગ આ ચારિત્રવાળા કરતા નહિ હોવાથી અન્ય-યોગો હોતા નથી ઉપરોક્ત નવમાં વૈક્રિયકાયયોગ મેળવીએ એટલે સમ્યગ્મિથ્યાદૃષ્ટિમાર્ગ-ણાએ દશ યોગ હોય છે. મિશ્રસમ્યક્ત્વ પર્યાપ્તાવસ્થામાંજ હોય છે તેથી પર્યાપ્તાવસ્થા-ભાવિ યોગોજ આ માર્ગણાએ હોય છે. ઉપરોક્ત નવ યોગમાં વૈક્રિયદ્વિક મેળવતાં અગિ-આર યોગ દેશવિરતિમાર્ગણાએ હોય છે. અહિં વૈક્રિયલબ્ધિનો પણ સંભવ છે, તેથી તે યોગો લીધા છે. યથાખ્યાત ચારિત્રમાર્ગણાએ ઉપરોક્ત નવમાં ઔદારિકમિશ્ર અને કાર્મણ કાયયોગ મેળવતા અગીઆર યોગો હોય છે. કારણ કે કેવળિ સમુદ્ઘાતમાં ઔદારિકમિશ્ર અને કાર્મણકાયયોગ એ બે યોગો હોય છે. ૧ [2]કેવળજ્ઞાન અને કેવળદર્શન માર્ગણાએ સત્ય મનોયોગ અને અસત્યઅમૃષા મનોયોગ, સત્ય વચનયોગ અને અસત્યઅમૃષા વચન-યોગ, ઔદારિક, ઔદારિકમિશ્ર, અને કાર્મણ કાયયોગ એમ સાત યોગો હોય છે, અસં-જ્ઞિમાર્ગણાએ ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક, કાર્મણ અને અસત્યઅમૃષા વચનયોગ એ છ યોગો હોય છે અને અણાહારિ માર્ગણાએ એક કાર્મણ કાયયોગજ હોય છે. આ પ્રમાણે બાસઠ માર્ગણામાં યોગો કહ્યા. ૧૨

આ પ્રમાણે માર્ગણામાં યોગો કહીને હવે ઉપયોગો ઘટાવે છે—

**मणुयगईए बारस मणकेवलवज्जिया नवन्नासु ।**
**इगिथावरेसु तिन्नि उ चउ विकले बार तससकले ॥१३॥**

૧ આ માર્ગણામાં ચોથા કર્મગ્રંથ ગા ૨૮માં કાર્મણ અને ઔદારિકમિશ્ર વિના તેર યોગો કહ્યા છે, વૈક્રિય અને આહારકમિશ્રનો નિષેધ કર્યો નથી. કારણ કે લબ્ધિઓ ફેરવનાર મનુષ્ય પર્યાપ્તોજ હોય છે. અહિં આહારકમિશ્ર અને વૈક્રિયમિશ્રનો પણ નિષેધ કર્યો છે. કારણ કે એ મિશ્ર યોગ હોય ત્યાં સુધી તે શરીરમાં ચક્ષુદર્શન હોતું નથી. વિવક્ષાભેદ છે.

૨ કેવળજ્ઞાન તેરમે ગુણઠાણે હોય છે, ત્યાં કેવળિભગવાનને મનોયોગ અન્ય ક્ષેત્રમાં રહેલા અવધિ કે મનઃપર્યવજ્ઞાનીઓ મનદ્વારા પ્રશ્ન પૂછે તેનો ઉત્તર મનદ્વારા આપે ત્યારે હોય છે. વચનયોગ ઉપદેશ આપે ત્યારે હોય છે. ઔદારિકકાયયોગ વિહારાદિ કાળે હોય છે. ઔદારિકમિશ્ર અને કાર્મણ કાયયોગ કેવળિસમુદ્ઘાતમાં હોય છે.

मनुजगतौ द्वादश मनोज्ञानकेवलवर्जिता नवान्यासु ।
एकेन्द्रियस्थावरेषु त्रीणि तु चत्वारो विकले द्वादश त्रससकले ॥१३॥

અર્થ—મનુષ્યગતિમાં બાર, મનઃપર્યવજ્ઞાન અને કેવલદ્વિક વર્જી શેષ અન્યગતિમાં, એકેન્દ્રિય અને સ્થાવરમાં ત્રણ, વિકલેન્દ્રિયમાં ચાર, તથા ત્રસ અને પંચેન્દ્રિયમાં બારે ઉપયોગો હોય છે.

ટીકાનુ૦—મનુષ્યગતિમાં બારે ઉપયોગો ઘટે છે. નરકગતિ, તિર્યંચગતિ, અને દેવગતિમાં મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન અને કેવળદર્શન વિના નવ ઉપયોગો હોય છે. એકેન્દ્રિયમાર્ગણા, ઉપલક્ષણથી બેઇન્દ્રિય અને તેઇન્દ્રિયમાર્ગણા, તથા પૃથ્વી અપ્ તેઉ વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવરકાય માર્ગણા એ આઠ માર્ગણામાં મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને અચક્ષુદર્શન એ ત્રણ ઉપયોગો હોય છે. ગાથામાં મૂકેલો ‘ तु ’ શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી દેશવિરતિમાર્ગણામાં મતિ, શ્રુત, અવધિજ્ઞાન, ચક્ષુ, અચક્ષુ, અને અવધિદર્શન. એ છ ઉપયોગો હોય છે. તથા અજ્ઞાનવડે મિશ્ર ઉપરોક્ત ત્રણ જ્ઞાન અને ત્રણ દર્શન મિશ્રસમ્યક્ત્વમાર્ગણાએ હોય છે. અસંયતમાર્ગણામાં આદિના ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન અને ત્રણ દર્શન એ નવ ઉપયોગ હોય છે. વિકલેન્દ્રિયમાં ચઉરિન્દ્રિયમાર્ગણાએ મતિ શ્રુત અજ્ઞાન અને ચક્ષુ અચક્ષુદર્શન એ ચાર ઉપયોગો હોય છે. ઉપલક્ષણથી અસંજ્ઞિમાર્ગણામાં પણ એજ ચાર ઉપયોગો હોય છે. તથા ત્રસકાય અને પંચેન્દ્રિયમાર્ગણામાં બારે ઉપયોગો સંભવે છે. ૧૩

जोए वेए सन्नी आहारगभव्वसुक्कलेसासु ।
बारस संजमसम्मे नव दस लेसाकसाएसु ॥१४॥

योगे वेदे संज्ञिनि आहारकभव्यशुक्ललेश्यासु ।
द्वादश संयमसम्यक्त्वे नव दश लेश्याकषायेषु ॥१४॥

અર્થ૦—યોગ, વેદ, સંજ્ઞિ, આહારક, ભવ્ય, અને શુકલ લેશ્યામાર્ગણામાં બારે ઉપયોગો હોય છે. સંયમ અને સમ્યક્ત્વમાર્ગણામાં નવ અને લેશ્યા તથા કષાયમાર્ગણામાં દશ ઉપયોગો હોય છે.

ટીકાનુ૦—મનોયોગ વચનયોગ અને કાયયોગ એ યોગમાર્ગણા, પુરુષ સ્ત્રી અને નપુંસકવેદ એ વેદમાર્ગણા, સંજ્ઞિમાર્ગણા, આહારક, ભવ્ય, અને શુકલલેશ્યામાર્ગણા, એ દશ માર્ગણામાં બારે ઉપયોગો હોય છે. અહિં વેદમાં કેવળજ્ઞાન અને કેવળદર્શન એ બે ઉપયોગો કહ્યા છે તે દ્રવ્યવેદની અપેક્ષાએ સમજવા, કારણ કે અભિલાષારૂપ ભાવવેદ તો નવમા ગુણઠાણા સુધીજ હોય છે. તથા યથાખ્યાતચારિત્ર અને ક્ષાયિકસમ્યક્ત્વમાર્ગણામાં અજ્ઞાનત્રિક વિના નવ ઉપયોગો હોય છે. તથા કૃષ્ણ નીલ કાપોત તેજો અને પદ્મ એ પાંચ લેશ્યામાર્ગણા, ક્રોધ માન માયા અને લોભ રૂપ ચાર કષાયમાર્ગણા એ નવ માર્ગણામાં

કેવળદ્વિક હીન દશ ઉપયોગો હોય છે. કૃષ્ણાદિલેશ્યાઓ તથા ક્રોધાદિ છતાં કેવળદ્વિક થતું નથી માટે તે ઉપયોગો હોતા નથી. ૧૪

હવે અહિં જે ઉપયોગો સાથે હોતા નથી અને જેઓ સાથે હોય છે તે બતાવતા આ ગાથા કહે છે—

सम्मत्तकारणेहिं मिच्छनिमित्ता न होंति उवओगा ।
केवलदुगेण सेसा संतेव अचक्खुचक्खुसु ॥१५॥

सम्यक्त्वकारणैर्मिथ्यात्वनिमित्ता न भवन्त्युपयोगाः ।
केवलद्विकेन शेषाः सन्त्येवाचक्षुश्चक्षुर्म्याम् ॥१५॥

અર્થ—સમ્યક્ત્વનિમિત્તક ઉપયોગો સાથે મિથ્યાત્વનિમિત્તક ઉપયોગો હોતા નથી. કેવલદ્વિક સાથે અન્ય કોઇ ઉપયોગો હોતા નથી. તથા અચક્ષુદર્શન અને ચક્ષુદર્શન સાથે મિથ્યાત્વનિમિત્તક અને સમ્યક્ત્વનિમિત્તક એમ બંને પ્રકારના ઉપયોગો હોય છે.

ટીકાનુ૦—સમ્યક્ત્વ જેઓનું કારણ છે એવા મતિજ્ઞાનાદિ ઉપયોગો સાથે મિથ્યાત્વ જેનું નિમિત્ત છે એવા મતિઅજ્ઞાનાદિ ઉપયોગો હોતા નથી. કારણ કે પરસ્પર વિરુદ્ધ છે. તથા કેવલજ્ઞાન અને કેવળદર્શન સાથે છાદ્મસ્થિક મતિજ્ઞાનાદિ કોઇ પણ ઉપયોગો હોતા નથી. કારણ કે દેશજ્ઞાન તથા દેશદર્શનનો વિચ્છેદ થવાથીજ પૂર્ણ કેવળજ્ઞાન અને કેવળ-દર્શન ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે—'છાદ્મસ્થિકજ્ઞાનો જ્યારે નષ્ટ થાય ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે.'

પ્રશ્ન—મતિજ્ઞાનાદિ જ્ઞાનો અને ચક્ષુદર્શનાદિ દર્શનો પોતપોતાના આવરણોનો યથા-યોગ્ય રીતે ક્ષયોપશમ થવાથી ઉત્પન્ન થાય છે, તો જ્યારે સંપૂર્ણપણે પોત-પોતાના આવ-રણોનો ક્ષય થાય ત્યારે ચારિત્ર પરિણામની જેમ તેઓ પૂર્ણરૂપે થવાં જોઇએ. તો પછી કેવળજ્ઞાન, કેવળદર્શન થાય ત્યારે મતિજ્ઞાનાદિનો અભાવ કેમ થાય ? જેમ ચારિત્રાવર-ણીયનો ક્ષયોપશમ થવાથી સામાયિકાદિ ચારિત્રો ઉત્પન્ન થાય છે, અને જ્યારે ચારિત્રાવર-ણીય કર્મનો સર્વથા ક્ષય થાય છે ત્યારે યથાખ્યાત ચારિત્ર ઉત્પન્ન થાય છે, પરંતુ તેની ઉત્પત્તિમાં સામાયિકાદિ ચારિત્રનો નાશ થતો નથી, તેમ કેવળજ્ઞાનની ઉત્પત્તિમાં મતિજ્ઞાના-દિનો નાશ ન થવો જોઇએ. કહ્યું છે કે—આવરણોનો દેશથી નાશ થવાથી જે મતિ શ્રુતાદિ જ્ઞાનો હોય છે, તે આવરણનો સર્વથા નાશ થવાથી જીવને કેમ હોતા નથી ?

ઉત્તર—જેમ સૂર્યની આડે ગાઢ વાદળાંનો સમૂહ આવ્યો હોય છતાં દિવસ-રાત્રિનો સ્પષ્ટ વિભાગ માલૂમ પડે તેટલો પ્રકાશ ઉઘાડો રહે છે, વળી તે પ્રકાશની આડે સાદડીની ઝુંપડી હોય તેના કાણામાંથી કાણાને અનુસરીને આવેલો પ્રકાશ તે ઝુંપડીમાં રહેલી ઘટ પટાદિ વસ્તુને જણાવે છે, તે સાદડીની ઝુંપડીમાં આવેલો પ્રકાશ તે ઝુંપડીનો સ્વતન્ત્ર નથી પરંતુ બહારથી આવેલો સૂર્યનો છે, હવે તે ઝુંપડીનો નાશ થાય, અને વાદળાં દૂર ખસી

જાય ત્યારે પૂર્ણ સૂર્યનો પ્રકાશ ઉઘાડો થાય છે, તેમ ગાઢ કેવળજ્ઞાનાવરણીયથી કેવળજ્ઞાન દબાવા છતાં પણ જડ અને ચૈતન્યનો સ્પષ્ટ વિભાગ માલૂમ પડે તેવો જ્ઞાનનો પ્રકાશ ખુલ્લો રહે છે. તે પ્રકાશને મતિજ્ઞાનાવરણાદિ આવરણો દબાવે છે તેના ક્ષયોપશમરૂપ વિવર-કાણામાંથી નીકળેલો પ્રકાશ જીવાદિ પદાર્થોને યથાયોગ્ય રીતે જણાવે છે, અને ક્ષયોપશ-મને અનુરૂપ મતિજ્ઞાન આદિ નામ ધારણ કરે છે. અહિં સાદડીની ઝુંપડીમાંથી આવેલા પ્રકાશની જેમ મતિજ્ઞાનાવરણાદિના ક્ષયોપશમરૂપ વિવરમાંથી જે પ્રકાશ આવ્યો તે પ્રકાશ કેવળજ્ઞાનનોજ છે. હવે તે મતિજ્ઞાનાવરણાદિ આવરણો અને કેવળજ્ઞાનાવરણનો સર્વથા નાશ થાય ત્યારે પૂર્ણ સૂર્યના પ્રકાશની જેમ પૂર્ણ કેવળજ્ઞાનનોજ પ્રકાશ ઉઘાડો થાય છે, મતિજ્ઞાનદિ સંજ્ઞિત કેવળજ્ઞાનનો પ્રકાશ હોતો નથી, પરંતુ સંપૂર્ણપણે દરેક વસ્તુના યથાર્થ સ્વરૂપને જાણતો અત્યંત સ્ફૂટ પૂર્ણ પ્રકાશ હોય છે. કારણ કે ક્ષયોપશમને અનુરૂપ જે પ્રકાશનું મતિજ્ઞાન આદિ નામ આપતા હતા તે કેવળજ્ઞાનનોજ પ્રકાશ હતો. કેવળજ્ઞાનાવરણીય કર્મનો ઉદય અને મતિજ્ઞાનાવરણાદિનો ક્ષયોપશમ હતો ત્યારે જે અપૂર્ણ પ્રકાશ હતો તે આવરણોના સર્વથા દૂર થવાથી થયેલા પૂર્ણપ્રકાશમાં મળી ગયો, એટલે મતિજ્ઞાનાદિ નામો પણ નષ્ટ થયા, તેથીજ મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનો નષ્ટ થાય ત્યારે કેવળ-જ્ઞાન થાય એ કથન કર્યું છે. કહ્યું છે કે-ઝુંપડીના છિદ્રદ્વારા આવેલા મેઘની આંતરે રહેલા સૂર્યના કિરણો ઝુંપડી અને મેઘના અભાવમાં હોતા નથી, તેમ આ ચાર જ્ઞાનો પણ હોતા નથી,' અન્ય આચાર્યો આ વિષયમાં આ પ્રમાણે કહે છે-સયોગિ કેવળિઆદિ ગુણસ્થાને પણ મતિજ્ઞાનાદિ જ્ઞાનો હોય છે. પરંતુ નિષ્ફળ હોવાથી તેની વિવક્ષા કરતા નથી. જેમ સૂર્યો-દય થાય ત્યારે ગ્રહ નક્ષત્રાદિ સઘળા હોય છે છતાં નિષ્ફળ હોવાથી તેની વિવક્ષા કરતા નથી. કહ્યું છે કે-' જેમ સૂર્યોદય કાળે નક્ષત્રાદિ હોય છે છતાં નિષ્ફળ હોવાથી વિવક્ષા કરતા નથી તેમ જિનેશ્વરોને આભિનિબોધિક જ્ઞાનાદિ જ્ઞાનો હોય છે છતાં નિષ્ફળ હોવાથી [1]વિવક્ષા કરતા નથી. તથા અચક્ષુદર્શન ચક્ષુદર્શન અને બહુવચનના નિર્દેશ વડે અવધિ-દર્શન સાથે સમ્યક્ત્વનિમિત્તક અને મિથ્યાત્વનિમિત્તક બંને પ્રકારના ઉપયોગો હોય છે. કારણ કે એ ત્રણે દર્શનો પહેલા ગુણસ્થાનકથી બારમા ગુણસ્થાનક પર્યંત હોય છે, તેથી મતિ શ્રુત અવધિ અને મનઃપર્યવજ્ઞાન, સામાયિક છેદોપસ્થાપનીય પરિહારવિશુદ્ધિક અને સૂક્ષ્મસંપરાયચારિત્ર, ક્ષાયોપશમિક અને ઔપશમિકસમ્યક્ત્વ એ દશ માર્ગણામા કેવળ-દ્વિક અને અજ્ઞાનત્રિકહીન શેષ સાત ઉપયોગો હોય છે, તથા અજ્ઞાનત્રિક, અભવ્ય, સાસ્વા-દન અને મિથ્યાત્વ એ છ માર્ગણામાં કેવળદ્વિક અને મતિજ્ઞાનાદિ ચાર જ્ઞાનહીન ત્રણ

૧ અહિં વિવક્ષા નહિ કરવાનું કારણ પૂર્ણ જ્ઞાન જ્યારે હોય ત્યારે અપૂર્ણજ્ઞાનો નકામા છે તે છે. આ આચાર્ય મહારાજ દરેક જ્ઞાન અને તેના આવરણો જુદા જુદા માને તોજ જ્ઞાનાવરણનો સર્વથા નાશ થવાથી મતિજ્ઞાનાદિ જ્ઞાનો છે એમ કહી શકે-જ્ઞાનાનો સદ્ભાવ બતાવી શકે. પૂર્વની જેમ મતિજ્ઞાનાદિનુ કારણ કેવળજ્ઞાનાવરણીય માને અને કેવળજ્ઞાનનો પ્રકાશ માને તો ન કહી શકે. કારણ કે જો મતિજ્ઞાનાદિનું કારણ કેવળજ્ઞાનાવરણીય માને તો તે કારણના નષ્ટ થવાથી ખુલ્લા થયેલા પ્રકાશમાં પેલો પ્રકાશ સમાઇ જાય એટલે મતિજ્ઞાનાદિ જ્ઞાનો સંભવિ શકેજ નહિ. તેથી અન્ય આચાર્ય મહારાજના મતે પાંચે જ્ઞાનો અને તેનો આવરણો ભિન્ન ભિન્ન છે એમ સમજવું.

અજ્ઞાન અને આદિના ત્રણ દર્શન એ છ ઉપયોગો હોય છે, કેવળજ્ઞાન અને કેવળદર્શન-માર્ગણામાં એજ બે ઉપયોગ હોય છે, ચક્ષુ અચક્ષુ અને અવધિદર્શન એ ત્રણ માર્ગણામાં કેવળદ્વિકહીન શેષ દશ ઉપયોગો હોય છે, અને અણાહારિમાર્ગણામાં મનઃપર્યવજ્ઞાન અને ચક્ષુદર્શન સિવાયના દશ ઉપયોગો હોય છે. અણાહારિપણું વિગ્રહગતિમાં તથા કેવળિ-સમુદ્ઘાતમા ત્રીજે ચોથે અને પાચમે સમયે હોય છે. તેમાં વિગ્રહગતિમાં ત્રણ અજ્ઞાન આદિના ત્રણ જ્ઞાન અચક્ષુદર્શન અને અવધિદર્શન એ આઠ ઉપયોગો સંભવે છે, કેવળિસમુદ્ઘાતમાં કેવળજ્ઞાન અને કેવળદર્શન ઘટે છે. આ પ્રમાણે માર્ગણામાં ઉપયોગો કહ્યા.

આ પ્રમાણે માર્ગણામાં યોગ અને ઉપયોગોનો વિચાર કર્યો, હવે ગુણસ્થાનોમાં વિચાર કરવો જોઇએ. તેમાં પણ પહેલા ગુણસ્થાનકનું સ્વરૂપ કહી તેની અંદર યોગ ઉપયોગની ઘટના કરવી જોઇએ. તેથી ગુણસ્થાનકનું સવિસ્તર સ્વરૂપ કહે છે. તેમાં ગુણસ્થાનકો આ પ્રમાણે છે-૧ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક, ૨ સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક, ૩ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક, ૪ અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક, ૫ દેશવિરતિ ગુણસ્થાનક, ૬ પ્રમત્ત-સંયત ગુણસ્થાનક, ૭ અપ્રમત્તસંયત ગુણસ્થાનક, ૮ અપૂર્વકરણ ગુણસ્થાનક, ૯ અનિ-વૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક, ૧૦ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક, ૧૧ ઉપશાંતકષાય વીત-રાગ છદ્મસ્થ ગુણસ્થાનક, ૧૨ ક્ષીણકષાય વીતરાગછદ્મસ્થ ગુણસ્થાનક, ૧૩ સયોગીકેવલિ ગુણસ્થાનક અને ૧૪ અયોગીકેવલિ ગુણસ્થાનક. તેમાં ગુણસ્થાનનો સામાન્ય અર્થ આ પ્રમાણે છે-જ્ઞાન દર્શન અને ચારિત્ર એ આત્માના સ્વાભાવિક ગુણો છે. તે ગુણો આવા-રક કર્મોથી દબાયેલા છે. તે કર્મોના વત્તા કે ઓછા અંશે દૂર થવાથી પ્રગટ થયેલા જ્ઞાનાદિગુણોના સ્થાન-ભેદ-સ્વરૂપ વિશેષને ગુણસ્થાન કહે છે. પહેલે ગુણઠાણે આવારકકર્મો વધારે પ્રમાણમાં હોવાથી અશુદ્ધિ વિશેષ હોય છે, ત્યારે જ્ઞાનાદિ ગુણો અલ્પપ્રમાણમા પ્રગટ થયેલા હોય છે, અને ઉપર ઉપરના ગુણસ્થાનકે પૂર્વ પૂર્વ ગુણસ્થાનકની અપેક્ષાએ શુદ્ધિ વધારે વધારે હોવાથી જ્ઞાનાદિ ગુણો વધારે પ્રમાણમાં પ્રગટ થયેલા હોય છે. આ પ્રમાણે પ્રગટ થયેલા ગુણોના સ્વરૂપની વિશેષતાને ગુણસ્થાન કહેવામાં આવે છે. જો કે આ પ્રમાણે જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપની વિશેષતા અસંખ્ય પ્રકારની હોય છે તેથી ગુણસ્થાનો પણ અસંખ્ય થાય છે, છતાં તે વિશેષતાઓ સામાન્ય મનુષ્યના ખ્યાલમા ન આવે તેથી ખાસ વિશેષતા બતાવવા અસંખ્ય અસંખ્ય જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપ વિશેષને એક એકમાં સમાવી સ્થુલ-દૃષ્ટિથી ચૌદ ગુણસ્થાનકજ કહેવામાં આવ્યા છે, આ પ્રમાણે ગુણસ્થાનકનો સામાન્ય અર્થ કહી હવે પ્રત્યેક ગુણસ્થાનકનું સ્વરૂપ કહે છે.

૧ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક-જીવ અને અજીવ આદિ તત્ત્વોની મિથ્યા-વિપરીત છે દૃષ્ટિ-શ્રદ્ધા જેને તે આત્મા મિથ્યાદૃષ્ટિ કહેવાય છે કોઇ પુરુષે ધત્તુરો ખાધો હોય તેને જેમ ધોળામાં પીળાની પ્રતીતિ થાય છે, તેમ મિથ્યાત્વમોહનીયના ઉદયથી આત્માને જીવ અને અજીવના સ્વરૂપની યથાર્થ પ્રતીતિ થતી નથી તે આત્મા મિથ્યાદૃષ્ટિ કહેવાય છે. તેના જ્ઞાનાદિગુણોના સ્વરૂપ વિશેષને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક કહેવાય છે. અહિં ઉપરના ગુણસ્થા-

નની અપેક્ષાએ અશુદ્ધિ વધારે હોવાથી અને શુદ્ધિ અલ્પ હોવાથી ગુણો અલ્પ પ્રમાણુમાં ઉઘાડા થયેલા હોય છે.

પ્રશ્ન—જો આત્મા મિથ્યાદષ્ટિ છે, તો તેને ગુણસ્થાનકનો સંભવ કેમ હોઇ શકે? કારણ કે ગુણો તો જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ છે, તે ગુણો જ્યારે વિપરીત પ્રતીતિ–શ્રદ્ધા હોય ત્યારે કેમ હોય? તાત્પર્ય એ કે જ્ઞાનાદિ ગુણો જ્યારે મિથ્યાત્વમોહના ઉદયથી દૂષિત થયેલા હોય ત્યારે તે દૂષિત ગુણોને ગુણસ્થાન કેમ કહેવાય?

ઉત્તર—જો કે તત્ત્વાર્થની શ્રદ્ધારૂપ આત્માના ગુણને સર્વથા દબાવનાર પ્રબળ મિથ્યાત્વમોહનીયના વિપાકોદયવડે જીવ અને અજીવ આદિ વસ્તુની પ્રતીતિરૂપ તાત્ત્વિક શ્રદ્ધા પ્રાણિઓને વિપરીત હોય છે, તો પણ દરેક પ્રાણિઓમા આ મનુષ્ય છે, આ પશુ છે, ઇત્યાદિ વિષયની પણ કાંઇક પ્રતીતિ હોય છે. છેવટે નિગોદ અવસ્થામાં પણ તથા પ્રકારની આ ઉષ્ણ છે, આ શીત છે, એ પ્રકારની સ્પર્શનેન્દ્રિયના વિષયની પ્રતિપત્તિ–જ્ઞાન અવિપરીત હોય છે જેમ અતિ ગાઢ વાદળાઓથી ચન્દ્ર અને સૂર્યની પ્રભા દબાયા છતા પણ સંપૂર્ણપણે તેની પ્રભાનો નાશ થતો નથી પરતુ કઇક અશ ઉઘાડો રહે છે, જો તે અંશ ઉઘાડો ન રહે તો દરેક પ્રાણિઓમા પ્રસિદ્ધ દિવસ રાત્રિનો ભેદ દૂર થાય 'કહ્યું છે કે–ગાઢ વાદળાઓ છતાં પણ ચન્દ્ર અને સૂર્યની પ્રભા ઉઘાડી હોય છે.' તેમ અહિં પણ પ્રબળ મિથ્યાત્વમોહના ઉદયથી સમ્યક્ત્વરૂપ આત્માનું સ્વરૂપ દબાવા છતાં પણ તેનો અંશ ઉઘાડો રહે છે, કે જે વડે મનુષ્ય અને પશુ આદિ અતાત્ત્વિક વિષયની અવિપરીત પ્રતીતિ દરેક આત્માઓને થાય છે. માત્ર તાત્ત્વિક વિષયની યથાર્થ શ્રદ્ધા હોતી નથી. તે અંશ ગુણની અપેક્ષાએ મિથ્યાદષ્ટિને પણ ગુણસ્થાનકનો સંભવ છે.

પ્રશ્ન—અંશ ગુણની અપેક્ષાએ મિથ્યાદષ્ટિને જ્યારે તમે ગુણસ્થાનક માનો છો, ત્યારે તેને મિથ્યાદષ્ટિ કેમ કહો છો? કારણ કે મનુષ્ય પશુ આદિ વિષયની પ્રતિપત્તિ–શ્રદ્ધાની અપેક્ષાએ અને છેવટે નિગોદ અવસ્થામાં પણ તથા પ્રકારની સ્પર્શની અવ્યક્ત પ્રતીતિની અપેક્ષાએ દરેક આત્માઓમાં સમ્યગ્દષ્ટિ પણું ઘટી શકે છે. તાત્પર્ય એ કે અંશ ગુણની અપેક્ષાએ દરેક આત્માઓને સમ્યક્ત્વી કહેવા જોઇએ, મિથ્યાદષ્ટિ નહિ, તો મિથ્યાદષ્ટિ કેમ કહ્યા?

ઉત્તર—ઉપરોક્ત તમારો દોષ ઘટી શકતો નથી. કારણ કે ભગવાન અરિહંતે કહેલ સંપૂર્ણ પ્રવચનના અર્થને માનવા છતાં પણ તેની અંદરનો એક પણ અક્ષર ન માને તો તે સર્વજ્ઞ પ્રભુ પર વિશ્વાસ ન હોવાને લીધે મિથ્યાદષ્ટિજ કહેવાય છે કહ્યું છે કે–સૂત્રમાં કહેલ એક પણ અક્ષરની અશ્રદ્ધાથી આત્મા મિથ્યાદષ્ટિ થાય છે.' હવે જો સૂત્રજ તેને પ્રમાણ નથી, તો ભગવાન અરિહતે કહેલ જીવ અજીવાદિ વસ્તુ વિષયક યથાર્થ તત્ત્વનિર્ણય ક્યાંથી હોય?

પ્રશ્ન—ઉપર કહ્યું કે ભગવાન અરિહંતે કહેલ સિદ્ધાંતના સંપૂર્ણ અર્થને માનવા છતાં પણ તેની અંદરના એક પણ અક્ષરને ન માને તો તે મિથ્યાદષ્ટિ છે. પરંતુ ન્યાયની રીતે

તો તે મિશ્રદૃષ્ટિ છે, કારણ કે ભગવાન અરિહંતે કહેલા સિદ્ધાંતના સઘળા અર્થને માને છે, માત્ર કેટલાક અર્થોનેજ માનતો નથી. અહિં કેટલાક અર્થોની શ્રદ્ધા, કેટલાક અર્થોની અશ્રદ્ધા એમ શ્રદ્ધા અશ્રદ્ધાનું મિશ્રપણું હોવાથી મિશ્રદૃષ્ટિ કહેવાવો જોઇએ, મિથ્યાદૃષ્ટિ કેમ કહેવાય?

ઉત્તર—શ્રદ્ધા-અશ્રદ્ધાનું મિશ્રપણું હોવાથી મિશ્રદૃષ્ટિ કહેવાવો જોઇએ, મિથ્યાદૃષ્ટિ નહિ. એ જે કહ્યું તે વસ્તુ સ્વરૂપનું અજ્ઞાન હોવાથી અસત્ છે અહિં વસ્તુસ્વરૂપ આ છે- જ્યારે વીતરાગે કહેલ જીવ અજીવ આદિ સઘળા પદાર્થોને તે જિનપ્રણીત છે, માટે યથાર્થ રૂપે સદ્દહે ત્યારે તે સમ્યગ્દૃષ્ટિ છે, જ્યારે જીવ અજીવાદિ સઘળા પદાર્થોને અથવા તેના અમુક અંશને પણ અયથાર્થ રૂપે સદ્દહે ત્યારે તે મિથ્યાદૃષ્ટિ છે, અને જ્યારે એક પણ દ્રવ્ય કે પર્યાયના વિષયમાં બુદ્ધિની મદતાવડે સમ્યગ્જ્ઞાન અથવા મિથ્યાજ્ઞાનનો અભાવ હોવાથી ન તો એકાંતે યથાર્થ શ્રદ્ધા હોય, કે નતો એકાંતે અશ્રદ્ધા હોય, ત્યારે તે મિશ્રદૃષ્ટિ કહેવાય છે. શતકની બૃહચ્ચૂર્ણિમાં કહ્યું છે કે—'નાળિયેર દ્વીપમાં વસનાર ભુખથી પીડિત કોઇ એક પુરુષની આગળ ઓદન આદિ અનેક જાતનો આહાર મૂકીએ, પરંતુ તેને તે આહાર ઉપર નથી તો રુચિ હોતી નથી તો અરુચિ હોતી, કારણ કે તે ઓદનાદિ આહાર પહેલાં કોઇ દિવસ તેણે દેખ્યો નથી, તેમ તે કેવો હોય તે સાંભળ્યો નથી. એજ પ્રમાણે મિશ્ર-દૃષ્ટિને પણ જીવાદિ પદાર્થ ઉપર રુચિ કે અરુચિ હોતી નથી' આ રીતે શ્રદ્ધા અશ્રદ્ધા બંને ન હોય ત્યારે તે મિશ્રદૃષ્ટિ કહેવાય છે. પરંતુ જ્યારે એક પણ વસ્તુ કે પર્યાયના વિષયમાં એકાંતે અશ્રદ્ધા હોય ત્યારે તે મિથ્યાદૃષ્ટિ૪ કહેવાય છે. માટે અહિં કંઇ દોષ નથી. તે મિથ્યાત્વ પાંચ પ્રકારે છે તેનું સ્વરૂપ આગળ ચોથા દ્વારમાં કહેવાશે.

૨. સાસ્વાદન ગુણસ્થાનકઃ—આય-ઉપશમસમ્યક્ત્વના લાભનો જે નાશ કરે તે આય-સાદન કહેવાય અહિં 'पृषोदरादयः' એ સૂત્ર વડે य અક્ષરનો લોપ થવાથી આસાદન શબ્દ બને છે. અનંતાનુબંધિ કષાયનો ઉદય ઉપશમસમ્યક્ત્વનો નાશ કરતો હોવાથી તે અનંતા-નુબંધિકષાયના ઉદયનેજ આસાદન કહેવામાં આવે છે. કારણ કે જ્યારે અનંતાનુબંધિકષાયનો ઉદય થાય છે ત્યારે પરમ આનંદ સ્વરૂપ અનંતસુખરૂપ ફળને આપનાર મોક્ષવૃક્ષના બીજ-ભૂત ઉપશમસમ્યક્ત્વનો લાભ અંતરકરણનો ઓછામાં ઓછો એક સમય વધારેમાં વધારે છ આવલિકાકાળ બાકી રહે ત્યારે દૂર થાય છે. આ આસાદન-અનંતાનુબંધિ કષાયના ઉદય સહિત જે વર્ત્તે-હોય તે સાસાદન કહેવાય. તથા સમ્યક્-અવિપરીત દૃષ્ટિ-જીવ અજીવાદિ વસ્તુની શ્રદ્ધા છે જેને તે સમ્યગ્દૃષ્ટિ, સાસાદન એવો જે સમ્યગ્દૃષ્ટિ તે સાસાદન સમ્યગ્દૃષ્ટિ, એટલે કે અનંતાનુબંધિ કષાયના ઉદયવાળો સમ્યગ્દૃષ્ટિ આત્મા તે સાસાદન સમ્યગ્દૃષ્ટિ, તેનું જે ગુણસ્થાન તે સાસાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહેવાય છે. અથવા સાસ્વાદન સમ્ય-ગ્દૃષ્ટિ ગુણસ્થાન એવો પણ પાઠ છે. તેનો અર્થ આ પ્રમાણે છે-સમ્યક્ત્વરૂપ રસનો આસ્વાદ કરે તે સાસ્વાદન કહેવાય. જેમ કોઇ માણસે ખીર ખાધી હોય તે વિશે સૂગ ચડવાથી વમન કરે તે વખતે તે ખીરના રસનો આસ્વાદ લે છે, તેમ આ ઉપશમસમ્યગ્દૃષ્ટિ પણ અંત-રકરણનો ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે છ આવલિકાકાળ બાકી રહે

ત્યારે અનંતાનુબંધિ કષાયનો ઉદય થવાથી સમ્યક્ત્વ ઉપર અરુચિવાળો થયો થકો સમ્યક્ત્વને વમતો આત્મા સમ્યક્ત્વ રસનો આસ્વાદ કરે છે. તેના જ્ઞાનાદિ ગુણના સ્વરૂપ વિશેષને સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહેવાય છે. તેની ઉત્પત્તિનો ક્રમ આ પ્રમાણે છે-ગંભીર અને અપાર સંસાર સમુદ્રની મધ્યમાં રહેલો આત્મા મિથ્યા દર્શનમોહનીયાદિ હેતુથી અનન્તપુદ્ગલ પરાવર્ત્ત પર્યંત અનેક પ્રકારના શારીરિક તથા માનસિક દુઃખોને અનુભવીને કથમપિ-મહામુશ્કેલીથી તથાભવ્યત્વનો પરિપાક થવા વડે પર્વતની નદીના પત્થરના ગોળ થવાના ન્યાયે-પર્વતની નદીનો પત્થર જેમ અથડાતા પીટાતાં એની મેળે ગોળ થાય તેમ-અનાભોગે-ઉપયોગ વિના શુભ પરિણામ રૂપ યથાપ્રવૃત્તિકરણ થાય છે. અહિં કરણ એટલે આત્માનો શુભ પરિણામ એ અર્થ છે. તે પરિણામ વડે આયુકર્મ વિના જ્ઞાનાવરણીયાદિ સાત કર્મની સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ કરે છે. અહિં સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા જતા વચમાં જીવને કર્મપરિણામજન્ય તીવ્ર રાગદ્વેષના પરિણામ રૂપ કર્કશ ગાઢ લાંબા કાળથી રૂઢ થયેલ ગુપ્ત ગાંઠના જેવી જેને પૂર્વે ભેદી નથી એવી દુર્ભેદ્ય ગ્રન્થિ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે-'ત્યાં વચમાં જીવને પૂર્વે જેને ભેદી નથી એવી ગ્રન્થિ પ્રાપ્ત થાય છે, એમ જિનેશ્વરો કહે છે.' ગ્રન્થિ એટલે શું ? તેનો અર્થ કરતાં કહ્યું છે કે-'કર્મથી ઉત્પન્ન થયેલ તીવ્ર રાગદ્વેષરૂપ જે આત્મપરિણામ તે ગ્રન્થિ છે, અને તે ગ્રન્થિ કર્કશ ગાઢ લાંબા કાળથી રૂઢ થયેલ ગુપ્ત ગાંઠના જેવી છે.' આ ગ્રન્થિ પર્યંત અભવ્યો પણ યથાપ્રવૃત્તિકરણ વડે કર્મ ખપાવીને અનંતિવાર આવે છે. પરંતુ ગ્રન્થિભેદ એટલે કે જે રાગદ્વેષ આત્માને સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં અટકાવે છે તેનો ભેદ કરી શકતા નથી. આવશ્યક ટીકામાં કહ્યું છે કે-'કેટલાક [1]અભવ્યો પણ યથાપ્રવૃત્તિકરણ દ્વારા કર્મ ખપાવીને ગ્રન્થિદેશ પર્યંત આવે છે. અને અરિહંતાદિની વિભૂતિને જોવાથી એવાજ પ્રકારની વિભૂતિ પ્રાપ્ત થાય એ હેતુથી કે કોઇ અન્ય હેતુથી ધર્મક્રિયામાં પ્રવૃત્તિ કરતા તેને શ્રુત સામાયિકનો લાભ થાય છે, અને કંઇક અધિક નવપૂર્વ સુધી અભ્યાસ કરે છે. પરંતુ સર્વવિરતિ (દેશવિરતિ કે સમ્યક્ત્વ રૂપ) સામાયિક કે અન્ય કોઇ આત્મિક લાભ થતો નથી. યથાપ્રવૃત્તિકરણ થયા પછી જેને મોક્ષનું સુખ નજીકમાં છે, અને ઉત્પન્ન થયેલો જેના વીર્યનો તીવ્ર વેગ ન રોકી શકાય તેવો છે, એવો કોઇ મહાત્મા તીક્ષ્ણ કુહાડાની ધાર જેવા અપૂર્વકરણરૂપ પરમ વિશુદ્ધિવડે ઉપરોક્ત સ્વરૂપવાળી ગ્રન્થિનો ભેદ કરીને અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ ગયા પછી એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે ઉદયસમયથી આરંભી તે સંખ્યાતમા ભાગ જેવડી અંતર્મુહૂર્ત્તપ્રમાણ સ્થિતિને છોડીને ઉપર અન્તર્મુહૂર્ત્તકાળ પ્રમાણ અન્તરકરણ કરે છે. અન્તરકરણ એટલે અન્તર્મુહૂર્ત્તકાળમાં વેદવાયોગ્ય મિથ્યાત્વમોહનીયકર્મના પુદ્ગલોને અભાવ કરવા રૂપ ક્રિયા. અંતરકરણ કરે ત્યારે મિથ્યાત્વમોહનીયકર્મની સ્થિતિના બે વિભાગ થાય છે. અંતરકરણની નીચેની અંતર્મુહૂર્ત્તપ્રમાણ પ્રથમ સ્થિતિ, અને અંતરકરણની ઉપરની

૧ અભવ્યોને અરિહંતાદિની વિભૂતિ જોવાથી તેવી પૌદ્ગલિક સંપત્તિની ઇચ્છા થાય, પરંતુ અરિહંતની આત્મસંપત્તિની જેવી આત્મસંપત્તિની ઇચ્છા ન થાય, કારણ તેઓ અભવ્ય છે.

મોટી બીજી સ્થિતિ. અંતરકરણમાંના મિથ્યાત્વના પુદ્ગલોને પહેલી અને બીજી સ્થિતિમાં નાખી દૂર કરે છે અને તેટલી ભૂમિ તદ્દન શુદ્ધ કરે છે, એટલે કે અંતર્મુહૂર્ત્તમાં ભોગવવા યોગ્ય મિથ્યાત્વમોહના દલિકોને દૂર કરે છે. હવે જ્યાં સુધી આત્મા પહેલી નાની સ્થિતિને અનુભવે છે ત્યાં સુધી તે મિથ્યાદષ્ટિ કહેવાય છે. તે નાની સ્થિતિ દૂર થઈ જાય ત્યારે અંતરકરણમાં-શુદ્ધ ભૂમિમાં પ્રવેશ કરે છે અને ત્યાં મિથ્યાત્વનો રસ કે પ્રદેશ વડે ઉદય નહિ હોવાથી ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. કહ્યું છે કે-'જેમ દાવાનળ ઉખર ભૂમિ કે બળેલા લાકડાને પ્રાપ્ત કરી શાન્ત થાય છે, તેમ મિથ્યાત્વના ઉદયરૂપ દાવાગ્નિ અન્તરકરણરૂપ ઉખરભૂમિને પ્રાપ્ત કરી શાન્ત થાય છે અને આત્મા ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.' ત્રણે કરણોનો ક્રમ શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યો છે-'ગ્રન્થિ પર્યંત પહેલું યથાપ્રવૃત્તિકરણ હોય છે, આ કરણે ગ્રન્થિનો ભેદ થતો નથી. ગ્રન્થિ ભેદતાં બીજું અપૂર્વકરણ હોય છે, આ કરણે ગ્રન્થિનો ભેદ થાય છે. અને સમ્યક્ત્વની પ્રાપ્તિ જેને નજીક છે એવા આત્માને ત્રીજું અનિવૃત્તિકરણ થાય છે. અનિવૃત્તિકરણમાં અંતરકરણ કરી પહેલી સ્થિતિ ભોગવી લીધા બાદ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.' [1]પરમનિધિના લાભ સમાન તે ઉપશમસમ્યક્ત્વનો જઘન્યથી એક સમય ઉત્કૃષ્ટથી છ આવલિકા કાળ શેષ રહે ત્યારે મહાન ભયના ઉત્પન્ન થવા રૂપ અનંતાનુબંધિકષાયનો ઉદય થાય છે. તેના ઉદયથી ઉપશમસમ્યક્ત્વથી પડી સાસ્વાદન ગુણસ્થાનકે જાય છે. અથવા ઉપશમશ્રેણીથી પડતા પણ કેટલાએક સાસ્વાદને આવે છે. અંતરકરણનો જેટલો કાળ શેષ હોય અને સાસ્વાદને આવે તેટલો કાળ ત્યાં રહી ત્યાર પછી મિથ્યાત્વમોહનો ઉદય થવાથી અવશ્ય મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય છે.

૩. મિશ્રદષ્ટિ ગુણસ્થાન-સમ્યગ્-યથાર્થ મિથ્યા-અયથાર્થ દૃષ્ટિ-શ્રદ્ધા છે જેને તે સમ્યગ્મિથ્યાદષ્ટિ, તેના જ્ઞાનાદિ ગુણોના સ્વરૂપ વિશેષને સમ્યગ્મિથ્યાદષ્ટિ ગુણસ્થાન કહેવાય છે. હમણાંજ કહેલ ત્રણ કરણદ્વારા પ્રાપ્ત થયેલ ઉપશમસમ્યક્ત્વરૂપ વિશિષ્ટ ઔષધિ સમાન આત્મપરિણામ વડે મદનકોદરા સરખા મિથ્યાત્વમોહનીય કર્મને શુદ્ધ કરી તેને ત્રણ વિભાગમાં વહેંચી નાખે છે. ૧ શુદ્ધપુંજ, ૨ અર્ધવિશુદ્ધપુંજ, ૩ અશુદ્ધપુંજ, મિથ્યાત્વમોહનીયના એક સ્થાનક અને મંદ બે સ્થાનક રસવાળા પુદ્ગલોને સમ્યક્ત્વમોહનીય કહે છે, તેના ઉદયથી જિનેશ્વરોના વચનપર શ્રદ્ધા થાય છે, તે વખતે આત્મા ક્ષાયોપશમિકસમ્યક્ત્વી હોય છે. મધ્યમ બે સ્થાનક રસવાળા મિથ્યાત્વના પુદ્ગલોને મિશ્રમોહનીય કહેવામાં આવે છે. તેના ઉદયથી જિનપ્રણીત તત્ત્વપર શ્રદ્ધા કે અશ્રદ્ધા હોતી નથી. અને તીવ્ર બે સ્થાનક

---

૧ કર્મગ્રંથકારોના અભિપ્રાયે અનાદિ મિથ્યાદષ્ટિ આ રીતે ઉપશમ સમ્યક્ત્વ પામે છે. પરંતુ સિદ્ધાન્તકારોના અભિપ્રાયે અનાદિ મિથ્યાદષ્ટિ યથાપ્રવૃત્તકરણ કરી તથાપ્રકારના વિશુદ્ધ અધ્યવસાય રૂપ અપૂર્વકરણ દ્વારા જ મિથ્યાત્વના ત્રણ પૂંજ કરી ઉપશમ સમ્યક્ત્વ પામ્યા વિના જ પ્રથમથી શુદ્ધપુંજને અનુભવતો ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે છે. અને બૃહત્કલ્પભાષ્યકારાદિના અભિપ્રાયે તો અનાદિ મિથ્યાદષ્ટિ યથાપ્રવૃતાદિ ત્રણ કરણ કરી અંતરકરણમાં ત્રણ પુંજ કર્યા વિના જ ઉપશમ સમ્યક્ત્વ પામે છે. તેમજ તે જીવને અર્ધવિશુદ્ધ અને શુદ્ધપુંજ સત્તામાં ન હોવાથી અંતરકરણના અંતે મિથ્યાત્વનો ઉદય થવાથી ફરીથી મિથ્યાત્વે જ જાય છે. જુઓ વિશેષાવશ્યક ગાથા ૫૩૦ની ટીકા.

-ત્રણ અને ચાર સ્થાનક રસવાળા પુદ્ગલો મિથ્યાત્વમોહનીય કહેવાય છે, તેના ઉદયથી જિન-પ્રણીત તત્ત્વ પ્રત્યે અરુચિજ થાય છે ઉપરોક્ત ત્રણ પુંજમાંથી જ્યારે અર્ધવિશુદ્ધપુંજનો ઉદય થાય ત્યારે તેના ઉદયથી જીવને અરિહંતે કહેલ તત્ત્વની અર્ધવિશુદ્ધ શ્રદ્ધા થાય છે. અર્થાત્ જિનપ્રણીત તત્ત્વપ્રત્યે રુચિ કે [1]અરુચિ હોતી નથી, ત્યારે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણ-સ્થાન પ્રાપ્ત થાય છે. તેનો કાળ ( જઘન્યથી અને ઉત્કૃષ્ટથી ) અંતર્મુહૂર્ત પ્રમાણ છે. ત્યાર-પછી ત્યાંથી પરિણામને અનુસરી પહેલે કે ચોથે ગુણસ્થાનકે જાય છે.

૪. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન. સંપૂર્ણપણે પાપવ્યાપારથી જેઓ વિરમ્યા હોય તે વિરત કે વિરતિ કહેવાય છે, અને જેઓ પાપવ્યાપારથી બિલકુલ વિરમ્યા નથી તે અવિરત કે અવિરતિ કહેવાય છે. પાપવ્યાપરથી સર્વથા નહિ વિરમેલા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અવિ-રતિ સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. આ સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અવિરતિ નિમિત્તે થતાં દુરંત નર-કાદિ દુઃખ જેનું ફળ છે એવા કર્મબંધને જાણવા છતાં, અને પરમ મુનીશ્વરોએ પ્રરૂપેલ સિદ્ધિરૂપ મહેલમાં ચડવાની નિસરણી સમાન વિરતિ છે એમ જાણવા છતાં પણ તેનો સ્વી-કાર કરી શકતા નથી, તેમ તેના પાલન માટે પ્રયત્ન પણ કરી શકતા નથી.[1] કારણ કે અપ્રત્યાખ્યાનાવરણ કષાયોદયથી દબાયલા છે. તે કષાયો અલ્પ પણ પચ્ચક્ખાણને રોકે છે. કહ્યું છે કે-' જે કારણ માટે અલ્પ પણ પચ્ચક્ખાણ-વિરતિને રોકે તેથી તે અપ્રત્યાખ્યા-

---

૧ મિશ્રગુણસ્થાને પહેલે અને ચોથે એ બને ગુણસ્થાનેથી આવે છે. પહેલેથી આવનારને જે અરુચિ હતી તે હઠી જાય છે રુચિ તો હતીજ નહિ. ચોથેથી આવનારને રુચિ હતી તે દૂર થાય છે, અરુચિ તો હતી જ નહિ. એટલે જ ત્રીજે ગુણસ્થાને રુચિ કે અરુચિ નથી હોતી તેમ કહેવાય છે. તેનું નામજ અર્ધવિશુદ્ધ શ્રદ્ધા છે

૧ જેઓ ૧ વિરતિના સ્વરૂપને યથાર્થ જાણતા નથી ૨ સ્વીકાર કરતા નથી અને ૩ તેનું પાલન કરતા નથી એ ત્રણ પદોના આઠ ભાંગા થાય છે.

૧ જેઓ વિરતિના સ્વરૂપને યથાર્થ સમજતા નથી, સ્વીકાર કરતા નથી, અને પાલન કરતા નથી તે સામાન્યથી સઘળા જીવો.

૨ જેઓ જાણતા નથી, સ્વીકારતા નથી, પણ પાલન કરે છે તે અજ્ઞાન તપસ્વી.

૩ જેઓ જાણતા નથી, સ્વીકારે છે. પણ પાલન કરતા નથી તે સર્વ પાર્શ્વસ્થ આદિ.

૪ જે જાણતા નથી, પરંતુ સ્વીકાર કરે છે અને પાલન પણ કરે છે. તે ગીતાર્થ અનિશ્રિત અગીતાર્થ મુનિ.

૫ જેઓ જાણે છે, પરંતુ સ્વીકાર અને પાલન કરતા નથી તે શ્રેણિકાદિ.

૬ જેઓ જાણે છે, સ્વીકારતા નથી, પણ પાલન કરે છે તે અનુત્તરવાસી દેવ.

૭ જેઓ જાણે છે, સ્વીકારે છે, પણ પાલન કરતા નથી તે સંવિગ્નપાક્ષિકમુનિ.

૮ જે જાણે છે, સ્વીકારે છે, અને પાલે છે તે દેશવિરતિ અને સર્વવિરતિ યુક્ત આત્મા. આ આઠ ભાંગામાથી પ્રથમના ચાર ભાંગે વર્તતા મિથ્યાદૃષ્ટિ હોય છે, કારણ કે તેઓ સમ્યગ્જ્ઞાન રહિત છે. પછીના ત્રણ ભાગે વર્તતા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ હોય છે, કારણ કે તેઓ સમ્યગ્જ્ઞાન સહિત છે અને આઠમે ભાગે વર્તતા આત્માઓ દેશવિરતિ અને સર્વવિરતિ યુક્ત હોય છે. કારણ કે તેઓ સમ્યગ્જ્ઞાન સહિત વિરતિનો સ્વીકાર કરે છે અને પાલન કરે છે.

નાવરણ કહેવાય છે. અહિં 'અ' એ અલ્પ અર્થનો વાચક છે. ૧ તથા-'અવિરતિ નિમિત્તક કર્મબંધને અને રાગદ્વેષજન્ય દુઃખને જાણવા છતા તેમજ વિરતિથી થતા સુખને ઈચ્છતા છતાં પણ વિરતિ ધારણ કરવા માટે અસમર્થ થાય છે. ૨ પોતાના પાપકર્મને નિંદતો જેણે જીવ અજીવનું સ્વરૂપ જાણ્યું છે, જેની શ્રદ્ધા અચલ છે, અને જેણે મોહને ચલિત કર્યો છે એવો આ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્મા હોય છે,' ૩ આ અવિરતિ આત્માનું સમ્યગ્દૃષ્ટિપણું પૂર્વે જેનું વર્ણન કર્યું છે તે અંતરકરણકાળમાં જેનો સંભવ છે તે ઉપશમસમ્યક્ત્વ, અથવા વિશુદ્ધ દર્શનમોહ-સમ્યક્ત્વમોહનો ઉદય છતાં જેનો સંભવ છે તે ક્ષાયોપશમિક-સમ્યક્ત્વ, અથવા દર્શનમોહનીયનો સર્વથા ક્ષય થવાથી ઉત્પન્ન થયેલ ક્ષાયિકસમ્યક્ત્વ આ ત્રણ સમ્યક્ત્વમાંથી કોઈપણ સમ્યક્ત્વ છતાં હોય છે, એટલે કે આ ગુણઠાણે દરેક આત્માઓને આ ત્રણ સમ્યક્ત્વમાંથી કોઈપણ સમ્યક્ત્વ હોય છે. આ ગુણના પ્રભાવથી આત્મા સ્વપરની વહેંચણ કરી શકે છે અને સંસાર તરફનો તીવ્ર આસક્તિભાવ ઓછો થાય છે. પૂર્વના અશુભ કર્મના ઉદયથી કદાચ પાપક્રિયામાં પ્રવર્તે તો પણ પશ્ચાત્તાપપૂર્ણ હૃદયે પ્રવર્તે છે. અને આત્માને હિતકારી પ્રવૃત્તિમાં ઉલ્લાસપૂર્ણ હૃદયે પ્રવર્તે છે. તેના ગુણોના સ્વરૂપ ભેદને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહે છે. નીચેના ગુણસ્થાનની અપેક્ષાએ અહિં અનંતગુણ વિશુદ્ધિ હોય છે, અને પાંચમા ગુણસ્થાનકની અપેક્ષાએ અનંતગુણ હીન વિશુદ્ધિ હોય છે.

૫. દેશવિરતિ ગુણસ્થાન—જે સમ્યગ્દૃષ્ટિ આત્મા સર્વવિરતિની ઈચ્છા છતાં પણ પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી હિંસાદિ પાપવાળી ક્રિયાઓનો સર્વથા ત્યાગ કરી શકતો નથી, પરંતુ દેશથી-અંશતઃ ત્યાગ કરી શકે છે તે દેશવિરતિ કહેવાય છે. તેમાં કોઈ એક વ્રતવિષયક સ્થૂલથી સાવદ્યયોગનો ત્યાગ કરે છે, કોઈ બે વ્રત સંબંધી, યાવત્ કોઈ સર્વ-વ્રત વિષયક અનુમતિ વર્જીને સાવદ્યયોગનો ત્યાગ કરે છે. અહિં અનુમતિ ત્રણ પ્રકારે છે-૧ પ્રતિસેવનાનુમતિ, ૨ પ્રતિશ્રવણાનુમતિ, ૩ સંવાસાનુમતિ, તેમાં જે કોઈ પોતે કરેલા કે બીજાએ કરેલા પાપકાર્યને વખાણે તથા સાવદ્યારંભથી તૈયાર કરેલા ભોજનને ખાય ત્યારે તેને પ્રતિસેવનાનુમતિ દોષ લાગે છે. તથા પુત્રાદિએ કરેલા હિંસાદિ સાવદ્ય કાર્યને સાંભળે તેને સંમત થાય પણ તેનો નિષેધ કરે ત્યારે પ્રતિશ્રવણાનુમતિ દોષ લાગે છે. અને હિંસાદિ સાવદ્ય કાર્યમાં પ્રવૃત્ત થયેલા પુત્રાદિકમાં માત્ર મમત્વ રાખે પરંતુ તેના પાપ કાર્યને સાંભળે નહિ વખાણે પણ નહિ ત્યારે તેને સંવાસાનુમતિ દોષ લાગે છે. તેમાં જે સંવાસાનુમતિ સિવાય સર્વ પાપવ્યાપારનો ત્યાગ કરે તે ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક કહેવાય છે. અને સંવાસાનુમતિનો પણ જ્યારે ત્યાગ કરે ત્યારે તે યતિ-સર્વથા પાપવ્યાપારથી વિરમેલો સાધુ કહેવાય છે. કહ્યું છે કે-"સમ્યગ્દર્શન સહિત પોતાની શક્તિના પ્રમાણમાં વિરતિને ગ્રહણ કરતો એક વ્રતથી માંડી છેવટે સંવાસાનુમતિ સિવાય સર્વ પાપવ્યાપારનો ત્યાગી દેશવિરતિ કહેવાય છે. ૧ તે દેશવિરતિ આત્મા પરિમિત વસ્તુનો ઉપયોગ કરતો, અપરિમિત અનંત વસ્તુનો ત્યાગ કરતો પરલોકને વિષે અપરિમિત અનંત સુખ પામે છે, ૨ આ દેશવિરતિપણું અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ક્ષયોપશમ થવાથી પ્રાપ્ત થાય છે. આ ગુણસ્થાનકે અવિરતિ

સમ્યગ્દષ્ટિની અપેક્ષાએ અનંતગુણી વિશુદ્ધિ હોય છે. અને તેના જઘન્યથી માંડી ક્રમશઃ ચડતાં પડતા અસંખ્યાતા સ્થાનકો છે. કહ્યું છે કે—'તે અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ઉત્તરોત્તર વધતી વિશુદ્ધિને પ્રાપ્ત કરતો પૂર્વક્રમે વિશુદ્ધિના અનેક સ્થાનો પર આરૂઢ થાય છે—ચડે છે. અને અપ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ક્ષયોપશમ કરે છે, તેથી તેને અલ્પ અલ્પ પાપવ્યાપારનો ત્યાગ કરવાની બુદ્ધિ થાય છે.' ૨. અહિં પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ઉદય હોવાથી સર્વથા પાપવ્યાપારનો ત્યાગ હોતો નથી. કહ્યું છે કે—'સર્વ પ્રકારે પાપવ્યાપારનો ત્યાગ કરવાની ઇચ્છા છતાં પણ તેને દબાવે છે તેથી પ્રત્યાખ્યાનાવરણીય કહેવાય છે.' દેશવિરતિના સ્વરૂપ વિશેષને દેશવિરતિ ગુણસ્થાન કહે છે.

૬. પ્રમત્ત સંયત ગુણસ્થાન—સર્વથા પાપવ્યાપારથી જેઓ વિરમ્યા, પૂર્વોક્ત સંવાસાનુમતિથી પણ જેઓ વિરમ્યા, તે સંયત અથવા સર્વવિરતિ સાધુ કહેવાય છે, તેનું સંયતપણું પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ક્ષયોપશમ થવાથી–પ્રાયઃ સામાયિક ચારિત્ર પ્રાપ્ત થવા વડે અથવા છેદોપસ્થાપનીય ચારિત્ર પ્રાપ્ત થવા વડે હોય છે એમ સમજવુ. જે માટે કહ્યું છે–'તે સંયત આત્મા પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ક્ષયોપશમ થવાથી સામાયિક ચારિત્ર અથવા છેદોપસ્થાપનીય ચારિત્ર પ્રાપ્ત કરે છે.' જો કે સંયતને ત્રીજું [1]પરિહારવિશુદ્ધિક ચારિત્ર પણ અન્યત્ર કહ્યું છે, પરંતુ તે કોઈક વખતેજ હોય છે, વળી વિશિષ્ટ દેશકાળ સંઘયણ અને શ્રુતાદિની અપેક્ષા રાખનારૂં છે માટે અહિં તેની વિવક્ષા કરી નથી. તથા મન વચન અને કાયા વડે કોઈ પણ પ્રકારની પાપક્રિયા કરવી નહિ, કરાવવી નહિ. અને કરતાને સારો માનવો નહિં, આ પ્રમાણે ત્રિકરણયોગે પાપવ્યાપારના ત્યાગી મુનિ પણ મોહનીયાદિ કર્મના ઉદયના સામર્થ્યથી તીવ્ર સંજ્વલન કષાય અને નિદ્રા આદિ કોઈ પણ પ્રમાદના યોગે ચારિત્રમાં સીદાય–કિલષ્ટપરિણામ વાળો થાય એવો પ્રમાદ યુક્ત જે મુનિ તે પ્રમત્ત કહેવાય છે. આવા પ્રમાદયુક્ત સંયતનું જે ગુણસ્થાન એટલે કે વિશુદ્ધિ અવિશુદ્ધિની તીવ્રતા અને મંદતા વડે થયેલો જે સ્વરૂપનો ભેદ તે પ્રમત્તસંયત ગુણસ્થાન કહેવાય છે. અહિં દેશવિરતિ ગુણસ્થાનની અપેક્ષાએ અનંતગુણ વિશુદ્ધિ હોવાથી વિશુદ્ધિનો પ્રકર્ષ અને અવિશુદ્ધિનો અપકર્ષ છે, અને અપ્રમત્ત ગુણસ્થાનની અપેક્ષાએ અનંતગુણહીન વિશુદ્ધિ હોવાથી વિશુદ્ધિનો અપકર્ષ અને અવિશુદ્ધિનો પ્રકર્ષ છે. આ પ્રમાણે અન્ય ગુણસ્થાનોમાં પણ પૂર્વ ઉત્તર ગુણસ્થાનની અપેક્ષાએ વિશુદ્ધિ અવિશુદ્ધિના પ્રકર્ષ અપકર્ષની યોજના કરી લેવી.

૭. અપ્રમત્ત સંયત ગુણસ્થાન—મન્દ સંજ્વલન કષાયનો ઉદય હોવાથી નિદ્રા વિકથા આદિ પ્રમાદવિનાનો મુનિ અપ્રમત્ત સંયત કહેવાય છે. પ્રમત્તસંયતની અપેક્ષાએ અપ્રમત્તસંયત અનંતગુણ વિશુદ્ધ પરિણામવાળો હોય છે. આ અપ્રમત્તસંયતના ત્રણે કાળની અપે-

[1] આ ચારિત્રનું ગ્રહણ પ્રભુ પાસે અગર જેમણે આ ચારિત્રનું ગ્રહણ પ્રભુ પાસે કર્યું છે, તેઓની પાસેજ થાય છે વળી ચોથા આરાના ઉત્પન્ન થયેલા પ્રથમ સંઘયણી અને લગભગ સાડાનવ પૂર્વના જ્ઞાનીને આ ચારિત્ર હોય છે, બીજાને હોતું નથી. તેથી અલ્પકાળ અને અલ્પ ગ્રહણ કરનારા હોવાથી છઠે સાતમે ગુણઠાણે આ ચારિત્ર હોય છે છતાં વિવક્ષા કરી નથી.

શાઓ ક્રમશઃ ચડતા ચડતા અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ વિશુદ્ધિસ્થાનો હોય છે. કહ્યું છે કે-'અપ્રમત્તયતિના તરતમભાવે-ક્રમશઃ ચડતા ચડતા અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ વિશુદ્ધિસ્થાનો જ્ઞાની મહારાજે જાણેલા છે, કે જેના ઉપર રહેતો-તે અધ્યવસાયે વર્તતો મુનિ અપ્રમત્ત કહેવાય છે.' આ ભગવાન અપ્રમત્તસંયતને વિશિષ્ઠ તપ અને ધર્મધ્યાનાદિના યોગે કર્મો ખપાવતા, અને તેથી કરીને અપૂર્વ અપૂર્વ વિશુદ્ધિસ્થાનો ઉપર ચડતા મનઃપર્યવજ્ઞાન આદિ અનેક ઋદ્ધિઓ ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે—'તે અપ્રમત્તસંયત મહાત્મા તીવ્ર વિશુદ્ધિના યોગે કર્મ ખપાવતાં શ્રુતસમુદ્રને અવગાહે છે, અવધિજ્ઞાન પ્રાપ્ત કરે છે, તથા મનઃપર્યવજ્ઞાન અને કોષ્ઠાદિ બુદ્ધિઓ પણ પ્રાપ્ત કરે છે, ૧ તથા તે ચારિત્રરૂપ ગુણના પ્રભાવથી જંઘાચારણલબ્ધિ, વિદ્યાચારણ લબ્ધિ, અને સર્વૌષધિ આદિ અનેક લબ્ધિઓ, તેમજ અક્ષીણમહાનસ આદિ બળો ઉત્પન્ન થાય છે. ૨' તેનું જે ગુણસ્થાન તે અપ્રમત્તસંયત ગુણસ્થાન કહેવાય છે. આ પ્રમત્ત અપ્રમત્ત બંને ગુણસ્થાનક અંતર્મુહૂર્તે અંતર્મુહૂર્તે પરિવર્ત્તન પામ્યા કરે છે.

૮. અપૂર્વકરણ ગુણસ્થાન—અપૂર્વ-પૂર્વે નહિ થયેલા, અથવા અન્ય ગુણસ્થાનકો સાથે ન સરખાવી શકીએ તેવા. અને કરણ-સ્થિતિઘાતાદિ ક્રિયા અથવા પરિણામ. તાત્પર્ય એ કે પૂર્વે નહિ થયેલા, અથવા અન્ય ગુણસ્થાનકો સાથે જેને ન સરખાવી શકીએ એવા સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમણ, અને અપૂર્વસ્થિતિબંધ, એ પાંચે પદાર્થો જેની અંદર થાય, અથવા પૂર્વે નહિ થયેલા અપૂર્વ પરિણામ જેની અંદર હોય તે અપૂર્વકરણ કહેવાય. હવે સ્થિતિઘાતાદિનું સ્વરૂપ કહે છે—

૧ જ્ઞાનાવરણીયાદિ કર્મની દીર્ઘસ્થિતિને અપવર્ત્તના કરણવડે ઘટાડી અલ્પ કરવી તે સ્થિતિઘાત.

૨ રસઘાત-સત્તામાં રહેલ જ્ઞાનાવરણીયાદિ અશુભપ્રકૃતિઓના તીવ્ર રસને અપવર્ત્તના-કરણવડે ઘટાડી અલ્પ કરવો તે રસઘાત. આ બંનેને પૂર્વગુણસ્થાનોમા રહેલા આત્માઓ વિશુદ્ધિ અલ્પ હોવાથી અલ્પ પ્રમાણમાં કરતા હતા, અહિં વિશુદ્ધિ તીવ્ર હોવાથી મોટા પ્રમાણમાં કરે છે. પૂર્વગુણસ્થાનોમાં વધારે કાળમાં અલ્પ સ્થિતિ અને રસ દૂર થતો હતો, અહિં વિશુદ્ધિ તીવ્ર હોવાથી થોડા કાળમાં ઘણી સ્થિતિ અને ઘણો રસ દૂર કરે છે.

૩ ગુણશ્રેણિ-અત્યન્ત વિશુદ્ધ અધ્યવસાયવડે અપવર્ત્તના કરણથી ઉપરની સ્થિતિમાંથી ઉતારેલાં દલિકોને શીઘ્ર ખપાવવા માટે ઉદય સમયથી આરંભી અન્તર્મુહૂર્ત્તના સમયપ્રમાણ સ્થાનકોની અંદર પૂર્વ પૂર્વ સ્થાનકથી ઉત્તર ઉત્તર સ્થાનોમાં અસંખ્ય અસંખ્યગુણાકારે દલિકોને જે ગોઠવવા તે ગુણશ્રેણિ ઉપરની સ્થિતિમાંથી પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્યગુણ દલિકો ઉતારે છે, અને તેને ઉદયસમયથી આરંભી અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થાનકોમાં અસંખ્યાતગુણ વૃદ્ધિએ ગોઠવે છે. જેમકે પહેલે સમયે જે દલિકો ઉતાર્યા તેમાંથી ઉદયસમયમાં થોડા, તેનાથી પછીના સ્થિતિસ્થાનમાં અસંખ્યાતગુણા, તેનાથી પછીના સ્થિતિસ્થાનમાં અસંખ્યાતગુણ એમ પૂર્વ પૂર્વ સ્થાનથી ઉત્તર ઉત્તરસ્થાનમાં અસંખ્યાતગુણ

વૃદ્ધિએ અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થાનોમાં ગોઠવે છે. બીજા સમયે પૂર્વ સમયથી અસંખ્યગુણા વધારે ઉતારે છે, તેને પણ એજ ક્રમે અસંખ્યાતગુણ વૃદ્ધિએ ગોઠવે છે. આ પ્રમાણે ત્રીજા આદિ સમયો માટે પણ સમજવું. પૂર્વ ગુણસ્થાનોમાં મંદ વિશુદ્ધિ હોવાથી અપવર્ત્તના કરણ વડે ઉપરના સ્થાનોમાંથી અલ્પ પ્રમાણમાં દલિક ઉતારતો હતો, અને તેની વધારે કાળમાં થોડા દલિક ભોગવાય તે પ્રમાણે રચના કરતો હતો. અહિં તીવ્ર વિશુદ્ધિ હોવાથી [1]અપવર્ત્તના કરણ વડે ઉપરના સ્થાનોમાંથી વધારે પ્રમાણમાં દલિકો ઉતારે છે, અને થોડા કાળમાં ઘણા દૂર થાય એ પ્રમાણે તેની રચના કરે છે.

૪ ગુણસંક્રમ—સત્તામાં રહેલા અબધ્યમાન અશુભ પ્રકૃતિઓના દલિકોને બધ્યમાન શુભ પ્રકૃતિમાં પૂર્વ પૂર્વ સમય કરતાં ઉત્તરોત્તર સમયે અસંખ્યગુણ વૃદ્ધિએ સંક્રમાવવા-બધાતી પ્રકૃતિરૂપે કરવા, તે, ગુણસંક્રમ. તે પણ અહિં અપૂર્વ કરે છે.

૫ અપૂર્વસ્થિતિબંધ—પૂર્વે અશુદ્ધ પરિણામ હોવાથી કર્મોની દીર્ઘસ્થિતિ બાંધતો હતો, આ ગુણસ્થાનકે તીવ્ર વિશુદ્ધિ હોવાથી અલ્પ અલ્પ સ્થિતિબંધ કરે છે. અને તે પણ પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર-પછી પછીનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે હીન કરે છે અપૂર્વકરણના પહેલે સમયે જે સ્થિતિબંધ કરે છે, તેનાથી અનુક્રમે ઘટતા ઘટતા ત્યારપછીનો સ્થિતિબંધ પલ્યોપમના અસખ્યાતમાભાગે હીન કરે છે. એ પ્રમાણે દરેક સ્થિતિબંધ બદલાય છે. આ પ્રમાણે અપૂર્વકરણમાં પાંચે પદાર્થો પ્રવર્ત્તે છે. આ અપૂર્વકરણ બે પ્રકારે છે–૧ ક્ષપક, ૨ ઉપશમક. ચારિત્રમોહનીય કર્મનો ક્ષય અને ઉપશમ કરવાને યોગ્ય હોવાથી રાજ્ય યોગ્ય કુંવરને રાજાની જેમ તે ક્ષપક અને ઉપશમક કહેવાય છે. કેમકે અહિં ચારિત્રમોહનીયની એક પણ પ્રકૃતિનો સર્વથા ક્ષય કે ઉપશમ કરતો નથી. તેનું જે ગુણસ્થાન તે અપૂર્વકરણ ગુણસ્થાન કહેવાય છે. આ ગુણસ્થાનકે ત્રિકાળવર્ત્તી અનેક જીવોની અપેક્ષાએ સમયે સમયે અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયસ્થાનો હોય છે, અને તે પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે વધતા વધતા હોય છે. તે આ પ્રમાણે–જેઓએ ભૂતકાળમાં આ ગુણસ્થાનના પ્રથમ સમયને પ્રાપ્ત કર્યો હતો, વર્ત્તમાનમાં પ્રાપ્ત કરે છે અને ભવિષ્યમાં પ્રાપ્ત કરશે તે સઘળા જીવોની અપેક્ષાએ જઘન્યથી આરંભી ઉત્કૃષ્ટ પર્યંત અનુક્રમે ચઢતા ચઢતા અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ અધ્યવસાયના સ્થાનકો હોય છે. કારણ કે એકી સાથે આ ગુણસ્થાને ચડેલા પ્રથમ સમયવર્ત્તી કેટલાએક જીવોના અધ્યવસાયોમાં તરતમતાનો પણ સંભવ છે. અને તરતમતાની સંખ્યા કેવળજ્ઞાની મહારાજે એટલીજ દેખેલી છે. આ કારણથી અહિં એમ પણ નજ કહી શકાય કે–આ ગુણસ્થાનકના પ્રથમ સમયને પ્રાપ્ત કરનારા ત્રિકાળવર્ત્તી જીવો અનંત હોવાથી, તથા પરસ્પર અધ્યવસાયનું તારતમ્ય હોવાથી, અધ્યવસાયો અનંતા હોય છે. કેમકે જીવો પ્રાયઃ સમાન અધ્યવસાયવાળા હોવાથી જીવોની સંખ્યા અનંત હોવા છતાં પણ અધ્યવસાયની સંખ્યા તો અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણજ

૧ અપવર્ત્તના કરણવડે ઉપરના સ્થાનોમાંથી ઉતારેલા દલિકોને અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થાનોમાં ગોઠવે છે. ઉપરના ગુણસ્થાનોમાં આ અન્તર્મુહૂર્ત મ્હોટું હતું, આ ગુણસ્થાનકે તે નાનું છે એટલે થોડા કાળમા ઘણા દલિકોને દૂર કરે છે

છે. તથા પ્રથમ સમયે જે સ્વરૂપવાળા અને જેટલા અધ્યવસાયો હોય છે, તેનાથી દ્વિતીય સમયે અન્ય અને સંખ્યામાં વધારે અધ્યવસાયો હોય છે. બીજે સમયે જે અધ્યવસાયો હોય છે, તેનાથી અન્ય અને અધિક ત્રીજે સમયે હોય છે. ત્રીજે સમયે જે અને જેટલા અધ્યવસાયો છે, તેનાથી અન્ય અને વધારે ચોથે સમયે હોય છે. આ પ્રમાણે અપૂર્વકરણના ચરમસમય પર્યંત કહી જવું. ઉપરોક્ત અધ્યવસાયોની સ્થાપના કરવામાં આવે એટલે કે અનુક્રમે નીચે નીચે તેની સંખ્યા મૂકવામાં આવે તો સમાન સંખ્યા નહિ હોવાથી વિષમ ચતુરસ્ર ક્ષેત્ર રોકે છે.

પ્રશ્ન—આ ગુણસ્થાનમાં પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અધ્યવસાયો વધે છે, તેનું શું કારણ ?

ઉત્તર—જીવ સ્વભાવજ કારણ છે. આ ગુણસ્થાનકને પ્રાપ્ત કરનારા આત્માઓ પ્રત્યેક સમયે ક્ષયોપશમની વિચિત્રતાને લઇને વિશુદ્ધિના પ્રકર્ષને પ્રાપ્ત કરતા જીવ સ્વભાવેજ ભિન્ન ભિન્ન અધ્યવસાયોમાં વર્તે છે. અને તેથીજ પહેલે સમયે સાથે ચડેલા જીવોમાં જે અધ્યવસાયની ભિન્નતા છે, તે કરતાં બીજા સમયે વધારે ભિન્નતા જણાય છે. આ ગુણસ્થાનના પ્રથમ સમયના જઘન્ય અધ્યવસાયથી પ્રથમ સમયનું ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ વિશુદ્ધ છે. અહિં જઘન્ય અધ્યવસાય આ ગુણસ્થાનકની અપેક્ષાએ સમજવું. કારણ કે અપ્રમત્ત ગુણસ્થાનના ઉત્કૃષ્ટ અધ્યવસાયથી આ ગુણસ્થાનનું જઘન્ય અધ્યવસાય પણ અનંતગુણ વિશુદ્ધ હોય છે. પહેલા સમયના ઉત્કૃષ્ટ અધ્યવસાયથી બીજા સમયનુ જઘન્ય અધ્યવસાય પણ અનં-તગુણવિશુદ્ધ છે. ઉપર પહેલા સમયના અધ્યવસાયોથી બીજા સમયના અધ્યવસાયો જુદા છે એમ જે કહ્યું, તેનું કારણ આ જ છે. કારણ કે પહેલા સમયના ઉત્કૃષ્ટ અધ્યવસાયથી બીજા સમયનું જઘન્ય અધ્યવસાય ત્યારેજ અનંતગુણ હોઇ શકે કે જ્યારે પહેલા સમયના અધ્ય-વસાયોથી બીજા સમયના અધ્યવસાયો જુદા જ હોય. તેનાથી તે જ સમયનું ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ વિશુદ્ધ છે, એ પ્રમાણે કહેતાં ત્યાં સુધી જવું કે દ્વિચરમ સમયના ઉત્કૃષ્ટ અધ્યવસાયથી ચરમ સમયનું જઘન્ય અનંતગુણ વિશુદ્ધ છે, તેનાથી તેજ ચરમ સમયનું ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ વિશુદ્ધ છે. આ રીતે એકજસમયના અધ્યવસાયો પણ પરસ્પર અનંતભાગ વૃદ્ધ, અસંખ્યાતભાગ વૃદ્ધ, સંખ્યાતભાગ વૃદ્ધ, સંખ્યાતગુણ વૃદ્ધ, અસંખ્યાત ગુણવૃદ્ધ અને અનંતગુણવૃદ્ધ એમ છ સ્થાન યુક્ત હોય છે. એટલે કે વિશુદ્ધિની અપેક્ષાએ જઘન્ય અધ્યવસાયથી કેટલાક અધ્યવસાયો અનતભાગ અધિક વિશુદ્ધ, કેટલાક અસંખ્યાત ભાગ અધિક વિશુદ્ધ, કેટલાક સંખ્યાત ભાગ અધિક વિશુદ્ધ એમ કેટલાક સંખ્યાતગુણ અસંખ્યાતગુણ અને અનંતગુણ અધિક વિશુદ્ધ હોય છે. આ પ્રમાણે આ ગુણસ્થાનના કોઇ પણ સમયમાં રહેલા અધ્યવસાયો ષટ્સ્થાન પતિત હોય છે. આ રીતે આ ગુણસ્થાનકે એક સાથે ચડેલા જીવોના અધ્યવસાયોમાં પરસ્પર વિશુદ્ધિનુ તારતમ્ય હોવાથી આ ગુણસ્થાનનું બીજું નામ નિવૃત્તિ પણ કહેવાય છે.

૯. અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક—જેની અંદર એક સાથે ચડેલા જીવોના અ-

ધ્યવસાયમાં પરસ્પર તારતમ્ય ન હોય તે અનિવૃત્તિ. જે ગુણસ્થાનકમાં એક સાથે ચડેલા જીવોના અધ્યવસાયમાં પરસ્પર તારતમ્ય હોય તે નિવૃત્તિ કહેવાય છે, અને જે ગુણસ્થાનમાં સાથે ચડેલા જીવોના અધ્યવસાયમાં પરસ્પર તારતમ્ય ન હોય, પરંતુ એકનું જે અધ્યવસાય તેજ બીજાનું, તેજ ત્રીજાનું, એમ અનંતજીવોનું પણ એક સરખું હોય, તે અનિવૃત્તિ ગુણસ્થાનક કહેવાય છે. આજ આઠમા અને નવમા ગુણસ્થાન વચ્ચે તફાવત છે. તથા જે વડે સંસારમાં રખડે તે સંપરાય એટલે કષાયોદય. જેની અંદર કિટ્ટિરૂપે કરાયેલ સૂક્ષ્મ લોભની અપેક્ષાએ સ્થૂલ કષાયોદય હોય તે બાદર સંપરાય કહેવાય છે. તાત્પર્ય એ કે જેની અંદર સાથે ચડેલા જીવોના અધ્યવસાયમાં પરસ્પર તારતમ્ય ન હોય અને બાદર કષાયનો ઉદય હોય તે અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક કહેવાય છે. આ ગુણસ્થાનકનો કાળ અંતર્મુહૂર્તનો છે. અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ આ ગુણસ્થાનકના કાળમાં પ્રથમ સમયથી આરંભી ઉત્તરોત્તર અનંતગુણ વિશુદ્ધ અધ્યવસાય હોય છે. એટલે કે પહેલે સમયે જે અધ્યવસાય હોય તેનાથી બીજે સમયે અનંતગુણ વિશુદ્ધ હોય છે, તેનાથી અનંતગુણ વિશુદ્ધ ત્રીજે સમયે હોય છે, આ પ્રમાણે ચરમ સમય પર્યંત 'જાણવું'. તેથી અન્તર્મુહૂર્ત્તના જેટલા સમયો તેટલાજ અધ્યવસાયો આ ગુણસ્થાનકમાં પ્રવેશ કરનારાઓના હોય છે, અધિક હોતા નથી. અહિં પણ આઠમા ગુણસ્થાનકની જેમ સ્થિતિઘાતાદિ પાંચે પદાર્થો પ્રવર્ત્તે છે. આ અનિવૃત્તિ બાદર સંજ્વલન લોભ સિવાય ચારિત્ર મોહનીયની વીશ પ્રકૃતિનો સર્વથા ક્ષય અને ઉપશમ કરતો હોવાથી ક્ષપક અને ઉપશમક એમ બે ભેદે છે.

૧૦ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન–કિટ્ટિરૂપે કરાયેલ સૂક્ષ્મ લોભ કષાયનો ઉદય જેની અંદર હોય તે સૂક્ષ્મ સંપરાય કહેવાય છે. તેના પણ ક્ષપક અને ઉપશમક એવા બે ભેદ છે. કારણ કે અહિં શેષ રહેલ એક સંજ્વલન લોભનો સર્વથા ક્ષય કે ઉપશમ કરે છે. ઉપશમ શ્રેણીવાળો ઉપશમાવે છે, અને ક્ષપક શ્રેણિવાળો ક્ષય કરે છે તેના જ્ઞાનાદિ ગુણના સ્વરૂપ વિશેષને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાન કહે છે.

૧૧ ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક–આત્માના જ્ઞાનાદિ ગુણોને જે દબાવે તે છદ્મ એટલે જ્ઞાનાવરણાદિ ઘાતિકર્મનો ઉદય, અને તે ઘાતિકર્મના ઉદયવાળા આત્માઓ છદ્મસ્થ કહેવાય છે. દશમા ગુણસ્થાન સુધીના છદ્મસ્થો રાગી પણ હોય છે, તેનાથી પૃથક્ કરવા માટે વીતરાગ પદનુ ગ્રહણ કર્યું છે. માયા અને લોભ કષાયના ઉદયરૂપ રાગ, અને ઉપલક્ષણથી ક્રોધ અને માનના ઉદયરૂપ દ્વેષ પણ જેઓના દૂર થયેલ છે તે વીતરાગ કહેવાય છે. અહિં વીતરાગ છદ્મસ્થ લેવાના છે, પરંતુ દશમા ગુણસ્થાનક સુધીના રાગી છદ્મસ્થ નહિ

૧ અહિં વિશુદ્ધિનો વિચાર બે રીતે થાય છે. ૧ તિર્યગ્મુખી વિશુદ્ધિ, અને ઉર્ધ્વમુખી વિશુદ્ધિ, એક સાથે ચડેલા જીવોના અધ્યવસાયોમાં પરસ્પર તારતમ્યનો જે વિચાર તે તિર્યગ્મુખી વિશુદ્ધિ, અને પૂર્વપૂર્વ સમય કરતાં ઉત્તરોત્તર સમયની વિશુદ્ધિનો જે વિચાર તે ઉર્ધ્વમુખી વિશુદ્ધિ કહેવાય છે, અપૂર્વકરણ નામના કરણે અગર તે નામના ગુણસ્થાને બંને પ્રકારે વિચાર થઇ શકે છે. અને અનિવૃત્તિ નામના કરણે અગર તે નામના ગુણસ્થાને ફક્ત ઉર્ધ્વમુખી વિશુદ્ધિ હોય છે.

આ વીતરાગ છદ્મસ્થ બારમા ગુણસ્થાનવાળા આત્માઓ પણ હોય છે, તેનાથી પૃથક્ કરવા માટે ઉપશાંતકષાય વિશેષણ મૂકયું છે. ઉપશાંતકષાય-જેઓએ કષાયોને સર્વથા ઉપશમાવ્યા છે, એટલે કે કષાયો સત્તામાં હોવા છતાં તેઓને એવી સ્થિતિમાં મૂકી દીધા છે કે જેની અંદર સંક્રમણ અને ઉદ્વર્તન આદિ કરણો, તેમજ વિપાકોદય કે પ્રદેશોદય કંઈપણ પ્રવર્તતું નથી, મોહનીયકર્મનો જેઓએ સર્વથા ઉપશમ કર્યો છે એવા વીતરાગનું અહિં ગ્રહણ હોવાથી, બારમા ગુણસ્થાનવાળા જુદા પડે છે. કારણ કે તેઓએ તો મોહનો સર્વથા ક્ષય કર્યો છે. ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ આત્માનું જે ગુણસ્થાન તે ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાન કહેવાય છે. આ ગુણસ્થાનકનું સ્વરૂપ ઉપશમશ્રેણિના સ્વરૂપને સમજ્યા વિના બરાબર સમજી શકાય તેમ નથી. ઉપશમશ્રેણિનું સ્વરૂપ આચાર્ય મહારાજ પોતેજ વિસ્તારથી ઉપશમના કરણના અધિકારમાં કહેશે. છતાં અહિં આ ગુણસ્થાનનું સ્વરૂપ કંઈક સમજાય માટે સંક્ષેપમાં કહે છે-જે દ્વારા આત્મા મોહનીયકર્મને સર્વથા શાંત કરે એવી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી પરિણામની ધારાને ઉપશમશ્રેણિ કહેવાય છે. આ ઉપ-શમશ્રેણિનો પ્રારંભક અપ્રમત્ત સંયતજ હોય છે. અને ઉપશમશ્રેણિથી પડતા અપ્રમત્ત, પ્રમત્ત, દેશવિરતિ, કે અવિરતિમાંનો કોઇપણ હોય છે, એટલે કે પડતાં અનુક્રમે ચોથા સુધી આવે છે અને ત્યાંથી પડે તો બીજે અને ત્યાંથી પહેલે ગુણઠાણે પણ જાય છે. ભાષ્યકાર ભગવાન્ કહે છે કે-' ઉપશમશ્રેણિનો પ્રસ્થાપક અપ્રમત્ત સંયત હોય છે, અને અન્તે અપ્રમત્ત, પ્રમત્ત, અથવા અવિરતિ પણ થાય છે.' શ્રેણિના બે અંશ છે-૧ ઉપશમભાવનું સમ્યક્ત્વ, ૨ ઉપ-શમભાવનું ચારિત્ર. તેમાં ચારિત્ર મોહનીયની ઉપશમના કરતા પહેલા ઉપશમભાવનું સમ્ય-ક્ત્વ સાતમે ગુણઠાણેજ પ્રાપ્ત થાય છે, કેમકે દર્શનમોહનીયની સાતે પ્રકૃતિઓ સાતમેજ ઉપશમાવે છે, માટે ઉપશમશ્રેણિનો પ્રસ્થાપક અપ્રમત્ત સંયતજ છે એમ કહે છે. કેટલાક અન્ય આચાર્યો આ પ્રમાણે કહે છે-અવિરતિસમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, કે અપ્રમત્ત, ગુણસ્થાનમાંનો કોઇપણ અનંતાનુબંધિ કષાયને ઉપશમાવે છે, અને દર્શનત્રિકાદિને તો સંયમમાં વર્તતોજ ઉપશમાવે છે. આ અભિપ્રાયે ચોથા ગુણસ્થાનકથી ઉપશમશ્રેણિના પ્રારં-ભક કહી શકાય છે. તેમાં પહેલાં અનંતાનુબંધિ [1]ઉપશમાવે છે, ત્યાર પછી અંતર્મુહૂર્ત્ત રહી દર્શનત્રિક ઉપશમાવે છે. દર્શનત્રિકની ઉપશમના થયા બાદ પ્રમત્ત અપ્રમત્ત ગુણઠાણે સેંકડો વાર પરાવર્ત્તન કરીને-ગમનાગમન કરીને અપૂર્વકરણ ગુણસ્થાનકે જાય છે. ત્યાં અંતર્મુહૂર્ત્તપર્યંત સ્થિતિઘાતાદિ વડે ઘણી સ્થિતિ અને ઘણો રસ ઓછો કરી અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે જાય છે, અહિં પણ સ્થિતિઘાતાદિ વડે ઘણી સ્થિતિ અને રસ ઓછો કરે છે આ ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે ત્યારે ચારિત્ર મોહનીયની એકવીશ પ્રકૃતિનું [2]અંતરકરણ કરે છે. ત્યારપછી પહેલાં નપુંસ-કવેદ ઉપશમાવે છે, ત્યાર પછી સ્ત્રીવેદ, ત્યાર પછી એક સાથે હાસ્ય રતિ અરતિ ભય શોક

---

૧ અહિં અનંતાનુબંધિની વિસંયોજના કર્યા વિના ઉપશમશ્રેણિ શરૂ કરે નહિ, એમ કેટલાક આચાર્ય કહે છે. તેની વિસંયોજના ચોથાથી સાતમા સુધી થાય છે. ત્યારપછી દર્શનત્રિકની ઉપશમના સંયમમાં વર્તતાં થાય છે. ૨ અંતરકરણનું સ્વરૂપ ઉપશમના કરણમાંથી જોઇ લેવું.

અને જુગુપ્સારૂપ હાસ્યષટ્ક, ત્યાર પછી પુરુષવેદ, ત્યાર પછી એક સાથે અપ્રત્યાખ્યાનાવ-રણ અને પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, ત્યારપછી સંજ્વલનક્રોધ, ત્યારપછી એક સાથે અપ્રત્યા-ખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ માન, ત્યારપછી સંજ્વલન માન, ત્યારપછી એક સાથે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ માયા, ત્યારપછી સંજ્વલનમાયા ઉપશમાવે છે, જે સમયે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ માયા ઉપશમે છે, તેજ સમયે સંજ્વલન-માયાના બંધ ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ થાય છે. ત્યારપછીના સમયથી લોભનો વેદક થાય છે. અહિંથી લોભના ઉદયનો જેટલો કાળ છે, તેના [1]ત્રણ વિભાગ થાય છે, તે આ પ્રમાણે-૧ અશ્વકર્ણકરણાદ્ધા, ૨ કિટ્ટિકરણાદ્ધા, ૩ કિટ્ટિવેદનાદ્ધા. તેમાં જે કાળમાં સત્તામાં રહેલા રસસ્પર્દ્ધકો ક્રમશઃ ચડતા ચડતા રસાણુવાળા પરમાણુઓનો ક્રમ તોડયા સિવાય અત્યંત ઓછા રસવાળા થાય તે અશ્વકર્ણકરણાદ્ધા. આ અશ્વકર્ણકરણકાળમાં વર્તમાન આત્મા અપૂર્વ સ્પર્દ્ધકો કરે છે. સ્પર્દ્ધક એટલે શું ? તે કહે છે—આ સંસારમાં ભ્રમણ કરતા આત્માઓ અનંતાનંત પરમાણુઓથી બનેલા અનંતા સ્કંધોને પ્રતિસમય કર્મરૂપે ગ્રહણ કરે છે. તેની અંદર એક એક સ્કંધમાં ઓછામાં ઓછા રસવાળો જે પરમાણુ છે, તે પરમાણુમાંના રસના કેવળી મહારાજના જ્ઞાનરૂપ શસ્ત્રવડે એકના બે ભાગ ન થાય તેવા સર્વ જીવોથી અનંતગુણા રસાવિભાગ- રસાણુઓ થાય છે. આવા સમાન રસાણુઓવાળા પર-માણુઓનો જે સમૂહ તે પહેલી વર્ગણા, એક અધિક રસાણુવાળા પરમાણુઓનો જે સમુદાય તે બીજી વર્ગણા, બે અધિક રસાણુવાળા પરમાણુઓનો જે સમુદાય તે ત્રીજી વર્ગણા, એમ અનુક્રમે એક એક અધિક રસાણુવાળા પરસ્પર સરખા પરમાણુના સમુદાયવાળી અભવ્યથી અનંતગુણ અથવા સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ અનંત વર્ગણા થાય છે. એ અનંત-વર્ગણાના સમૂહને સ્પર્દ્ધક કહેવાય છે. પહેલા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણામાંહેના કોઈપણ પરમાણુમાં જે રસ છે તેનાથી એક અધિક રસાણુવાળા કોઇ પરમાણુ નથી, બે અધિક રસાણુવાળા કોઇ પરમાણુ નથી, તેમ સંખ્યાતા અસંખ્યાતા કે અનંતા અધિક રસાણુવાળા પણ કોઇ પરમાણુ નથી. પરંતુ સર્વ જીવોથી અનંતગુણ અધિક રસાણુવાળા પરમાણુઓ હોય છે. તેવા સમાન રસાણુવાળા પરમાણુના સમૂહને બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા કહેવામાં આવે છે. તેનાથી એક અધિક રસાણુવાળા પરમાણુના સમુદાયની બીજી વર્ગણા, એ પ્રમાણે એક એક અધિક રસાણુવાળા સમાન સમાન પરમાણુઓની અભવ્યથી અનંત-ગુણ વર્ગણાઓ થાય છે, તેના સમૂહનું બીજુ સ્પર્દ્ધક થાય છે. એ રીતે અનંતા સ્પર્દ્ધકો થાય છે. આ સઘળાં પૂર્વ સ્પર્દ્ધકો કહેવાય છે, કારણ કે સંસારમાં પરિભ્રમણ કરતા આત્માઓ આવા સ્પર્દ્ધકો તો બાંધે છે. આ સ્પર્દ્ધકોમાંથી પ્રથમ દ્વિતીયાદિ વર્ગણાઓ ગ્રહણ કરી તેને તીવ્ર વિશુદ્ધિ વડે ચડતા ચડતા રસાણુવાળા પરમાણુઓનો ક્રમ તોડયા

---

૧ જે સમયથી લોભનો ઉદય થાય છે તે સમયથી હવે નવમા ગુણસ્થાનકનો જેટલો કાળ છે તેના બે ભાગ થાય છે એક ભાગમા અપૂર્વસ્પર્દ્ધક થાય છે, એક ભાગમા કિટ્ટિઓ થાય છે. એ બે ભાગ પૂરા કરી દશમે ગુણઠાણે જાય છે તે ભાગમા કિટ્ટિઓ વેદે છે. એ પ્રમાણે લોભના વેદનના ત્રણ ભાગ થાય છે, એમ કહ્યું છે.

સિવાય અનંતગુણહીન રસવાળી કરીને પૂર્વની જેમ સ્પર્દ્ધકો કરે છે. આવા પ્રકારના અલ્પરસવાળા સ્પર્દ્ધકો પહેલા કોઇ વખત કર્યા ન હતા, માટે તે અપૂર્વસ્પર્દ્ધક કહેવાય છે. આ પ્રમાણે અશ્વકર્ણકરણાદ્ધાના અંતર્મુહૂર્ત્તમાં સમયે સમયે પૂર્વ સ્પર્દ્ધકમાંની વર્ગણાઓને અનંતગુણહીન રસવાળી કરીને તેના અપૂર્વસ્પર્દ્ધકો કરે છે. અહિં એટલું સમજવાનું કે સત્તામાં જે પૂર્વસ્પર્દ્ધકો રહેલા છે તે સઘળા અપૂર્વ સ્પર્દ્ધક રૂપે થતાં નથી, પરંતુ કેટલાંક પૂર્વસ્પર્દ્ધકરૂપે પણ રહે છે. સંજ્વલનમાયાના બંધાદિના વિચ્છેદ થયા પછી સમયન્યૂન બે આવલિકાકાળે સંજ્વલનમાયાને ઉપશમાવે છે. આ પ્રમાણે અશ્વકર્ણકરણાદ્ધા પૂર્ણ થયા બાદ કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશ કરે છે. તે કાળમાં લોભની કિટ્ટિઓ કરે છે. હવે કિટ્ટિ એટલે શું ? તે કહે છે,-પૂર્વસ્પર્દ્ધકોમાંથી અને અપૂર્વસ્પર્દ્ધકોમાંથી પ્રથમ દ્વિતીયાદિ વર્ગણાઓ ગ્રહણ કરીને તેઓને તીવ્ર વિશુદ્ધિના બળથી અનંતગુણ હીન રસવાળી કરીને, તે વર્ગ-ણાઓમાંના એક અધિક બે અધિક ઇત્યાદિ ચડતા ચડતા રસાણુના ક્રમને તોડીને વર્ગણા વર્ગણાઓની વચ્ચે મોટું અંતર પાડી દેવું, જેમકે-જે વર્ગણામાં અસત્કલ્પનાએ સો, એકસો એક, એકસો બે, ઈત્યાદિ રસાણુઓ હતા, તેમાથી વિશુદ્ધિના બળથી રસ ઘટાડીને દશ પંદર કે, પચીસ રસાણુઓ રાખવા તે કિટ્ટિ કહેવાય છે. અપૂર્વસ્પર્દ્ધકકાળે જે રસ હતો, તેનાથી પણ અહિ અનંતગુણહીન રસ કરે છે, અને ચડતા ચડતા રસાણુનો ક્રમ તોડે છે, એ બંને વસ્તુ અહિં થાય છે. આ કિટ્ટિકરણકાળમાં પૂર્વ તેમજ અપૂર્વસ્પર્દ્ધકની અનંતી કિટ્ટિઓ થાય છે, છતાં સત્તામાં પૂર્વસ્પર્દ્ધકો તેમ અપૂર્વ સ્પર્દ્ધકો પણ રહે છે, સઘળા પૂર્વ અપૂર્વ સ્પર્દ્ધકની કિટ્ટિઓ થતી નથી. કિટ્ટિકરણ કાળના ચરમ સમયે એટલે કે નવમા ગુણસ્થાનકના ચરમસમયે યુગપત્ અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ લોભ ઉપશમાવે છે, સંજ્વલનલોભનો બંધવિચ્છેદ અને બાદર લોભનો ઉદયવિચ્છેદ થાય છે ત્યાર પછી આત્મા દશમા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે. અહિં પ્રતિસમય કેટલીક કિટ્ટિઓને ઉદય ઉદીરણાથી ભોગવે છે, અને દ્વિતીય સ્થિતિમાંની કેટલીક કિટ્ટિઓને ઉપ-શમાવે છે, તથા સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલા લોભના દલિકોને તેટલાજ કાળે શાંત કરે છે. આ પ્રમાણે પ્રતિસમય ઉદય ઉદીરણાથી ભોગવતો તેમજ ઉપશમાવતો ત્યાં સુધી જાય કે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકનો ચરમસમય આવે, તે ચરમસમયે સંજ્વલન લોભ સર્વથા શાંત થાય છે. ત્યાર પછીના સમયે આત્મા ઉપશાંતમોહ ગુણસ્થાનમાં પ્રવેશ કરે છે.

પ્રશ્ન—અપ્રમત્ત સંયતજ ઉપશમશ્રેણિનો આરંભ કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—'ઉપશ મશ્રેણિનો પ્રારંભક અપ્રમત્તવિરત સાધુ હોય છે. અને અપ્રમત્ત સંયતપણું તો અનંતાનુ-બંધિ, અપ્રત્યાખ્યાનાવરણીય, અને મિથ્યાત્વમોહનીયનો ઉપશમ થવાથીજ પ્રાપ્ત થાય છે, અન્યથા થતું નથી. કારણ કે જો તેઓનો ઉદય હોય તો સમ્યક્ત્વાદિગુણોનો લાભજ થતો નથી. કહ્યું છે કે,-'પહેલાં અનંતાનુબંધિ કષાયનો જ્યાં સુધી ઉદય હોય, ત્યાં સુધી ભવ્ય-સિદ્ધિક આત્માઓ પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી શકતા નથી. અપ્રત્યાખ્યાનાવરણનામના બીજા કષાયનો ઉદય થતાં સમ્યક્ત્વનો લાભ થાય છે, પરંતુ દેશવિરતિ પણું પ્રાપ્ત થતું નથી. ૨ ત્રીજા પ્રત્યાખ્યાનાવરણીયકષાયનો જ્યાં સુધી ઉદય હોય ત્યાં સુધી સર્વવિરતિચારિત્ર

પ્રાપ્ત કરી શકતા નથી. જો કે સમ્યક્ત્વ અને દેશવિરતિપણું તો પ્રાપ્ત કરે છે, ૩ આ પ્રમાણે મિથ્યાત્વ અને બાર કષાયોનો ઉપશમ થવાથી જ્યારે સર્વવિરતિપણું પ્રાપ્ત થાય છે. ત્યારે શ્રેણિમાં તેઓનો ઉપશમ કરે છે, એમ શી રીતે કહો છો ? કેમકે ઉપશમ તો થયેલો જ છે, ઉપશમનો વળી ઉપશમ શું ?

ઉત્તર—તમે જે કહ્યું, તે સિદ્ધાંતનું સમ્યગ્જ્ઞાન નહિ હોવાથી અસત્ છે. કારણ કે શ્રેણિપર ચડતાં પહેલાં તે કર્મપ્રકૃતિઓનો ઉપશમ ન હતો પરંતુ ક્ષયોપશમજ હતો. ઉપશમ તો શ્રેણિમાંજ થાય છે. કદાચ તમે એમ કહો કે જ્યારે ક્ષયોપશમ થાય, ત્યારે ઉદયમાં આવેલા કર્મનો ક્ષય થાય છે, અને ઉદયમાં નહિ આવેલા કર્મનો ઉપશમ થાય છે. અને જ્યારે ઉપશમ થાય છે, ત્યારે પણ ઉદયમા આવેલાનો ક્ષય, અને ઉદયમાં નહિ આવેલાનો ઉપશમ થાય છે. આ રીતે તો બને સરખાજ છે. તો પછી આ બંને વચ્ચે શું વિશેષ છે ? કે જેથી કરીને પહેલા ક્ષયોપશમ હતો. ઉપશમ ન હોતો એમ કહો છો ? તેના ઉત્તરમાં સમજવું કે જ્યારે ક્ષયોપશમ થાય છે, ત્યારે જેનો જેનો ક્ષયોપશમ થાય છે તેનો તેનો પ્રદેશોદય હોય છે. ઉપશમમાં તે હોતો નથી. એજ એ બંનેમાં વિશેષ છે શ્રેણિ પ્રાપ્ત કરતા પહેલાં ઉપરોક્ત પ્રકૃતિઓનો પ્રદેશોદય હતો તે પ્રદેશોદયને પણ ઉપશમશ્રેણિમાં શાંત કરે છે. ભાષ્યકાર જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજ આ સંબંધમાં આ પ્રમાણે કહે છે—,મિથ્યાત્વમોહનીય અને પ્રથમના બાર કષાયનો જ્યારે ક્ષયોપશમ થાય છે ત્યારે રસોદયને અનુભવતા નથી, પ્રદેશોદયને અનુભવે છે. પરંતુ જેણે તેનો સર્વથા ઉપશમ કર્યો છે તે પ્રદેશોદયને પણ અનુભવતો નથી.

વળી અહિ એમ શંકા થાય કે ક્ષયોપશમ થવા છતાં પણ જો મિથ્યાત્વ અને અનંતાનુબંધિ આદિ બાર કષાયોનો પ્રદેશોદય હોય છે, તો તે પ્રદેશોદયવડે સમ્યક્ત્વાદિ ગુણનો વિઘાત કેમ ન થાય ? જેમ અનંતાનુબંધિનો ઉદય થવાથી સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિને ઉપશમ સમ્યક્ત્વ દૂર થાય તેમ મિથ્યાત્વાદિનો ઉદય થવાથી સમ્યક્ત્વાદિ પ્રાપ્ત થયા હોય તો પણ તે અવશ્ય દૂર થાય છે. તેના સમાધાનમાં સમજવું કે પ્રદેશોદય અત્યન્ત મન્દ શક્તિવાળો હોવાથી ઉપરોક્ત દોષ પ્રાપ્ત થતો નથી. કારણ કે મન્દ શક્તિવાળો ઉદય સ્વાવાર્ય ગુણનો ઘાત કરવા માટે સમર્થ થતો નથી. જેમ ચાર જ્ઞાન ધારણ કરનારાઓને મતિજ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિઓનો વિપાકોદય પણ તેઓના જ્ઞાનને દબાવવા સમર્થ થતો નથી એજ હકીકતને વધારે સ્પષ્ટ કરે છે-મતિજ્ઞાનાવરણાદિ કર્મપ્રકૃતિઓ ધ્રુવોદયી છે, અને ધ્રુવોદયી હોવાથી તેઓનો અવશ્ય રસોદય હોય છે. કેમકે કર્મપ્રકૃતિઓના ધ્રુવોદય અધ્રુવોદયપણાની વિવક્ષા રસોદયની અપેક્ષાએજ છે. પરંતુ તે રસોદય મંદ શક્તિવાળો હોવાથી મતિજ્ઞાનાદિને ઘાત કરનાર થતા નથી. હવે જો રસોદય દ્વારા અનુભવાતા તે મતિજ્ઞાનાવરણાદિ કર્મો તેઓનો ઉદય મંદ શક્તિવાળો હોવાથી સ્વાવાર્ય-પોતાને દબાવવા યોગ્ય ગુણને દબાવવા સમર્થ થતા નથી, તો પછી પ્રદેશોદયવડે અનુભવાતા અનંતાનુબંધિ આદિ તો સ્વાવાર્ય ગુણને દબાવવા અત્યંત સમર્થ નહિ થાય, કારણ કે રસોદયથી પ્રદેશોદય તો અત્યંત મંદ સામર્થ્યવાળો છે. ભાષ્યકાર મહારાજ કહે છે કે—'અનંતાનુબંધિ આદિને વેદતા દર્શનાદિનો ઘાત કેમ ન

થાય? ઉત્તરમાં કહે છે-કે મન્દ પ્રભાવવાળો છે માટે. જેમ કોઇ સ્થળે રસોદય છતાં પણ ગુણનો ઘાત થતો નથી તેમ. ૧ જેમ સંપૂર્ણ ચાર જ્ઞાનીને મતિજ્ઞાનાવરણાદિનો નિત્ય ઉદય-ધ્રુવોદય છે, છતાં પણ તે ઉદય મન્દ હોવાથી વિઘાત કરનાર થતો નથી, તેમ પ્રદેશોદય પણ વિઘાત કરનાર થતો નથી, એમ જાણવું. ૨ ' ઉપશાંત કષાય વીતરાગ છદ્મસ્થગુણસ્થાનકે આત્મા જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત માત્ર રહે છે. ત્યાંથી અવશ્ય પડે છે. પ્રતિપાત બે રીતે થાય છે-૧ ભવક્ષયવડે, ૨ અદ્ધાક્ષયવડે એટલે આયુ પૂર્ણ થવાથી પ્રતિપાત થાય છે. જેમ કોઇ ઉપશાંતમોહ ગુણસ્થાનકને સમયમાત્ર સ્પર્શી આયુ પૂર્ણ થવાથી કાળધર્મ પામી અનુત્તરવિમાનમાં દેવપણે ઉત્પન્ન થાય છે. મનુષ્યાયુના ચરમસમયપર્યંત અગિયારમું ગુણસ્થાનક હોય છે, અને દેવાયુના પ્રથમ સમયથી ચોથું. ગુણસ્થાન પ્રાપ્ત કરનારા આશ્રયિનેજ જઘન્ય સમય પ્રમાણ કાળ ઘટે છે. અદ્ધાક્ષયવડે એટલે ગુણસ્થાનકનો કાળ પૂર્ણ થવાથી પડે તે જો કાળધર્મ ન પામે તો આ ગુણઠાણે અંતર્મુહૂર્તકાળ રહીને જે ક્રમે ચડયો હતો તેજ ક્રમે પડે છે, પડતાં અનુક્રમે સાતમા અને છઠ્ઠા સુધી તો આવેજ છે. ત્યાં જો સ્થિર ન થાય, તો કોઇ પાંચમે અને કોઇ ચોથે આવે છે. કોઇ ત્રીજેથી પડી પહેલે અને કોઇ બીજે થઈ પહેલે ગુણઠાણે જાય છે, અગીઆરમાથી ક્રમશઃ પડતા આ રીતે પહેલા ગુણસ્થાનક સુધી પણ પહોંચી જાય છે. વધારેમાં વધારે એક ભવમાં બે વાર ઉપશમશ્રેણિ પ્રાપ્ત થાય છે. જે આત્મા એક ભવમાં બે વાર ઉપશમશ્રેણિ કરે તે તે ભવમાં ક્ષયકશ્રેણિ પ્રાપ્ત કરી શકતો નથી, અને જે એક વાર ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરે તેને તે ભવમાં ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થઇ પણ શકે છે આ પ્રમાણે એક ભવમાં ઉપશમ અને ક્ષપક બંને શ્રેણિ પ્રાપ્ત થઇ શકે એવો કાર્મગ્રથિકોનો અભિપ્રાય છે. એક ભવમાં બેમાથી એકજ શ્રેણિ પ્રાપ્ત થઇ શકે એવો સિદ્ધાંતકારનો અભિપ્રાય છે. કલ્પાધ્યયનમાં કહ્યું છે કે—'સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી પલ્યોપમ પૃથક્ત્વ સ્થિતિ ઓછી કરે ત્યારે દેશવિરતિ પ્રાપ્ત થાય છે, સર્વવિરતિ ચારિત્ર, ઉપશમશ્રેણિ, અને ક્ષપકશ્રેણિ અનુક્રમે સંખ્યાતા સાગરોપમ સ્થિતિ ઓછી કરે ત્યારે પ્રાપ્ત થાય છે. ૧ આ પ્રમાણે દેવ કે મનુષ્ય જન્મમાં સમ્યક્ત્વથી ન પડે તો બેમાંથી એક શ્રેણિ વિના એક ભવમા યથાયોગ્ય રીતે સઘળુ પ્રાપ્ત કરી શકે છે. ૨ અન્યત્ર પણ કહ્યું છે—'મોહનો સર્વોપશમ એક ભવમાં બે વાર થાય છે. પરંતુ જે ભવમાં મોહનો સર્વોપશમ થાય તે ભવમાં મોહનો સર્વથા ક્ષય થતો નથી.' આ પ્રમાણે સંક્ષેપમાં ઉપશમશ્રેણિનું સ્વરૂપ કહ્યું. વિસ્તારથી ઉપશમનાકરણમાંથી જોઇ લેવું.

૧૨ ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક-સર્વથા પ્રકારે નષ્ટ થયેલા છે કષાયો જેઓના તે ક્ષીણકષાય કહેવાય. અન્ય ગુણસ્થાનોમાં પણ આગળ ઉપર કહેવાશે તે યુક્તિથી કેટલાક કષાયોના ક્ષયનો સંભવ હોવાથી અન્ય ગુણસ્થાનકોનો પણ ક્ષીણકષાય એવો વ્યપદેશ સંભવે છે, તે હેતુથી તે ગુણસ્થાનકોથી પૃથક્ કરવા માટે 'વીતરાગ' વિશેષણ ગ્રહણ કર્યું છે. ક્ષીણકષાય વીતરાગ તો કેવળી મહારાજ પણ છે, તેઓથી પૃથક્ કરવા માટે 'છદ્મસ્થ' વિશેષણ ગ્રહણ કર્યું છે. હવે ક્ષીણકષાય છદ્મસ્થ એટલું જ ગ્રહણ કરવામાં આવે તો નવમા દશમા ગુણસ્થાનવાળાઓએ પણ કેટલાક કષાયોનો ક્ષય કરેલો હોવાથી તેઓને

પણ એ નામ લાગુ પડે, તેથી પૃથક્ કરવા માટે વીતરાગ વિશેષણ મૂકેલું છે. વીતરાગ છદ્મસ્થ એટલુંજ ગ્રહણ કરવામાં આવે તો અગીઆરમા ગુણસ્થાનનો પણ તેમાં સમાવેશ થાય, તેથી ક્ષીણકષાય વિશેષણ મૂકયું છે. ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ આત્માનું જે ગુણ-સ્થાનક તે ક્ષીણ કષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાન કહેવાય છે. આ ગુણસ્થાનક જે ક્રમથી આત્મા પ્રાપ્ત કરે છે, તે ક્રમ શરૂઆતથી જણાવે છે-ક્રમશઃ ચડતાં જે અધ્યવસાય દ્વારા આત્મા દર્શનમોહનીયનો અને ત્યારપછી ચારિત્રમોહનીયનો સર્વથા ક્ષય કરે તે ક્ષપક-શ્રેણિ કહેવાય છે. તેના બે અંશ છે. ૧ ક્ષાયિકભાવનું સમ્યક્ત્વ, ૨ ક્ષાયિકભાવનું ચારિત્ર, તેમાંનો પ્રથમ અંશ કયાં? અને કોણ પ્રાપ્ત કરે? તે કહે છે-ક્ષપકશ્રેણિનો આરંભ કરનાર મનુષ્યજ હોય છે. અને તે આઠ વરસથી અધિક આયુવાળો, પ્રથમ સંઘયણી, શુદ્ધ ધ્યાન યુક્ત મનવાળો અવિરતિસમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ પ્રમત્ત કે અપ્રમત્તમાથી કોઇપણ ગુણ-સ્થાનકે વર્ત્તમાન અને ક્ષાયોપશમસમ્યક્ત્વી હોય છે. કહ્યું છે કે—'અવિરતિસમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, કે અપ્રમત્ત સંયત ગુણસ્થાનકમાંના કોઇપણ ગુણસ્થાનકે વર્ત્તમાન નિર્મળ ધ્યાન યુક્ત ચિત્તવાળો આત્મા ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે છે.' ૧ (ક્ષપકશ્રેણિનો પ્રારંભક જો અપ્રમત્ત હોય અને તે પૂર્વધર હોય તો શુક્લધ્યાન યુક્ત હોય છે, અને પૂર્વધર ન હોય તો ધર્મધ્યાન યુક્ત હોય છે.) ક્ષપકશ્રેણિ પર ચડતો ઉપરોક્ત ચારમાથી કોઇપણ ગુણસ્થા-નકે વર્ત્તમાન આત્મા યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણ વડે પહેલા અનંતાનુબંધિ કષાયનો નાશ કરે છે. ત્યારપછી અનુક્રમે મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, અને સમ્યક્ત્વમોહનીયનો ક્ષય કરે છે. અનંતાનુબંધિની વિસંયોજના, અને દર્શનત્રિકની ક્ષપણાનું વિસ્તૃત સ્વરૂપ ઉપશમના કરણમાં આચાર્ય પોતાની મેળેજ કહેશે, માટે અહિં તેનો વિસ્તાર કરવામાં આવ્યો નથી ત્યાંથી જોઈ લેવું. ક્ષપકશ્રેણિનો પ્રારંભ કરનારા બદ્ધાયુ અને અબદ્ધાયુ એમ બે પ્રકારે છે. તેમાં જો બદ્ધાયુ ક્ષપકશ્રેણિનો આરંભ કરે, અને અનંતાનુબંધિનો ક્ષય કર્યા પછી મરણનો સંભવ [1]હોવાથી વિરામ પામે તો, તે આત્મા કદાચિત્ મિથ્યાત્વમોહનીયનો ઉદય થવાથી ફરી પણ અનંતાનુબંધિ બાંધે છે. કારણ કે તેના બીજ રૂપ મિથ્યાત્વમોહનીયનો નાશ કર્યો નથી. પરંતુ અનંતાનુબંધિનો ક્ષય કર્યા પછી ચડતા પરિણામે જેણે મિથ્યાત્વમોહનીયનો પણ ક્ષય કર્યો છે, તે તેના બીજભૂત મિથ્યાત્વનો નાશ થયેલો હોવાથી ફરીવાર અનંતાનુબંધિ બાંધતો નથી. દર્શનસપ્તકનો ક્ષય કર્યા બાદ જો મરણ પામે તો અપતિત પરિણામે અવ-શ્ય વૈમાનિક દેવમાં ઉત્પન્ન થાય છે, અને પતિત પરિણામને અનુસરી ચારે ગતિમાં જાય છે. કહ્યું છે કે-'બદ્ધાયુષ્ક ક્ષાયિકસમ્યક્ત્વ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે અને પહેલા કષાયનો

---

૧ અનંતાનુબંધિનો ક્ષય કર્યા પછી બધા મરણ પામે છે એમ નથી. તેમજ સઘળા મિથ્યાત્વમો-હનીયનો ક્ષય કરે છે એમ પણ નથી. આયુ પૂર્ણ થયું હો તો મરણ પામે છે. મરણ પ્રાપ્ત ન કરે અને ચડતા પરિણામવાળા હોય તો મિથ્યાત્વનો ક્ષય કરે છે. અનંતાનુબંધિનો ક્ષય કર્યા બાદ આયુ પૂર્ણ થાય અને મરણ પામે તો અવશ્ય વૈમાનિક દેવમાં જાય છે. પતિત પરિણામે ગમે તે ગતિમાં જાય છે. આયુ પૂર્ણ ન થયું હોય અને ચડતા પરિણામવાળો ન હોય તો મિથ્યાત્વમોહનીયનો ક્ષય કરવા પ્રયત્ન કરતો નથી.

ક્ષય કરી જો મરણ પામે, તો કદાચિત્ મિથ્યાત્વનો ઉદય થવાથી ફરી તેને બાંધે છે, પરંતુ મિથ્યાત્વનો પણ જેણે ક્ષય કર્યો હોય તે ફરી અનંતાનુબંધિ બાંધતા નથી. ૧ અનંતાનુબંધિનો ક્ષય કર્યા બાદ અથવા દર્શન સપ્તકનો ક્ષય કર્યા બાદ અપતિત પરિણામે મૃત્યુ પામે તો અવશ્ય દેવલોકમાં જાય છે. અને પતિત પરિણામે મરણ પામે તો પરિણામને અનુસરી ચારમાંથી ગમે તે ગતિમાં જાય છે. ૨. બદ્ધાયુષ્ક હોવા છતાં પણ દર્શનસપ્તક ક્ષય કર્યા પછી મરણ ન પામે તો અવશ્ય વિરામ પામે છે, પરંતુ ચારિત્રમોહનીયની ક્ષપણા માટે ઉદ્યમ કરતો નથી. કહ્યું છે કે-બદ્ધાયુષ્ક ક્ષપકશ્રેણિનો સ્વીકાર કરે તો દર્શન સપ્તક ક્ષય થયે અવશ્ય સ્થિર થાય છે-વિરામ પામે છે પરંતુ ચારિત્રમોહનીયનો ક્ષય કરવા ઉદ્યમ કરતો નથી. અહિં પૂર્વપક્ષીય શંકા કરે છે કે-દર્શનત્રિકનો પણ જો ક્ષય થયો તો આત્મા શું સમ્યગ્દૃષ્ટિ કહેવાય? કે અસમ્યગ્દૃષ્ટિ? આ શંકા થવાનું કારણ સમ્યક્ત્વ મિશ્ર અને મિથ્યાત્વ એ ત્રણેનો ક્ષય કર્યો છે. સમ્યક્ત્વનો ક્ષય થયેલો હોવાથી સમ્યગ્દૃષ્ટિ ન કહેવાય, તેમ મિથ્યાત્વ અને મિશ્રનો ક્ષય થયેલો હોવાથી અસમ્યગ્દૃષ્ટિ પણ ન કહેવાય? તેના ઉત્તરમાં કહે છે કે-દર્શનત્રિકનો ક્ષય થયો એટલે આત્મા વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ કહેવાય.

વળી અહિં શંકા થાય કે સમ્યગ્દર્શનનો અભાવ થવાથી સમ્યગ્દૃષ્ટિપણું કેમ ઘટી શકે? તેના ઉત્તરમાં સમજવું કે-મીણો-કેફ ન ઉત્પન્ન કરે એવા કરાયેલા કોદરા જેવા કે જેની અંદરથી મિથ્યાત્વભાવ નષ્ટ થયો છે એવા જે મિથ્યાત્વના પુદ્ગલો કે જે પુદ્ગલો તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ જીવસ્વભાવને આવરતા નહિ હોવાથી ઉપચારથી સમ્યગ્દર્શન કહેવાય છે, તેનોજ ક્ષય થાય છે. પરંતુ તત્ત્વાર્થની શ્રદ્ધારૂપ જે આત્મપરિણામ તે રૂપ જે સમ્યગ્દર્શન તેનો ક્ષય થતો નથી તે તો મનુષ્યની આખ આડે આવેલ શુદ્ધ અબરખ દૂર થવાથી જેમ તે આંખ શુદ્ધ સ્વરૂપે પ્રકાશે છે, તેમ સ્વચ્છ અબરખ સમાન સમ્યક્ત્વમોહનીયના પુદ્ગલોનો ક્ષય થવાથી શુદ્ધ સ્વરૂપે પ્રકાશે છે. વિશેષાવશ્યકભાષ્ય ગા. ૧૩૧ માં કહ્યું છે કે-મિથ્યાત્વાદિ દર્શનત્રિકનો ક્ષય થયે છતે ત્રણે દર્શનથી રહિત થયેલો આત્મા સમ્યગ્દૃષ્ટિ કહેવાય કે અસમ્યગ્દૃષ્ટિ? ઉત્તરમાં કહે છે કે-સમ્યગ્દૃષ્ટિ કહેવાય. વળી પ્રશ્ન કરે છે કે સમ્યક્ત્વનો ક્ષય થયે છતે સમ્યક્ત્વ કયાથી હોય? કે તે સમ્યગ્દૃષ્ટિ કહેવાય? તેનો ઉત્તર આપતાં કહે છે કે-મીણા-કેફ રહિત થયેલા મદન કોદરારૂપ હીન રસવાળું જે મિથ્યાત્વ છે તેજ અહિં સમ્યક્ત્વ રૂપે કહેવામાં આવ્યુ છે. તે દર્શનમોહનીયનોજ ક્ષય કર્યો છે, પરંતુ સમ્યગ્ દર્શન-શ્રદ્ધારૂપ આત્માના ગુણનો ક્ષય કર્યો નથી તે શ્રદ્ધારૂપ ભાવતો નિર્મળ અબરખ જવાથી મનુષ્યની દૃષ્ટિની જેમ સમ્યક્ત્વ મોહનીયના પુદ્ગલોનો ક્ષય થવાથી અત્યંત શુદ્ધ થાય છે.' ૩ માટેજ દર્શનમોહનીયનો ક્ષય થવાથી આત્મા સમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. તથા જેણે આવતા ભવનું આયુ નથી બાંધ્યું એવો કોઇ આત્મા ક્ષપકશ્રેણિ માંડે તો દર્શન સપ્તક ક્ષય થયા પછી પરિણામથી પતિત થયા વિનાજ ચારિત્રમોહનીય ખપાવવા માટે પ્રયત્ન કરે છે. કહ્યું છે કે-'અબદ્ધાયુ આત્મા દર્શનસપ્તકનો ક્ષય થયા પછી અનુપરત-ચડતા પરિણામે ક્ષપકશ્રેણિ પૂર્ણ કરે છે.' ચારિત્રમોહનીયનો ક્ષય કરવા માટે પ્રયત્ન કરતો આત્મા યથાપ્રવૃત્તિકરણાદિ ત્રણ કરણ કરે છે. તે આ પ્રમાણે-૧યથાપ્રવૃત્તકરણ, ૨ અપૂર્વકરણ, ૩ અને અનિ-

વૃત્તિકરણ. આ ત્રણે કરણનું સ્વરૂપ આચાર્યશ્રી આગળ ઉપર કહેશે. માટે અહિં તેનો વિચાર કરવામાં આવ્યો નથી માત્ર અહિં અપ્રમત્ત ગુણસ્થાનકમાં યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ ગુણસ્થાનકમાં અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ ગુણસ્થાનકમાં અનિવૃત્તિકરણ કરે છે એમ [1]સમજવું. તેમાં અપૂર્વકરણે સ્થિતિઘાતાદિવડે ક્ષય કરતાં કરતાં અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ એ આઠે કષાયનો એવી રીતે ક્ષય કરે કે અનિવૃત્તિકરણના પહેલે સમયે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ રહે. અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ જાય ત્યારે સ્ત્યાનર્દ્ધિત્રિક, નરકદ્વિક, તિર્યગ્દ્વિક, એકેન્દ્રિયાદિ જાતિ ચતુષ્ક, સ્થાવરનામ, આતપનામ, ઉદ્યોતનામ, સૂક્ષ્મનામ, અને સાધારણનામ, એ સોળે પ્રકૃતિઓને પણ ઉદ્વલના સંક્રમવડે ખપાવતાં ખપાવતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ થાય. ત્યાર પછી તેઓને સમયે સમયે ગુણસંક્રમવડે બધ્યમાન પ્રકૃતિમાં સંક્રમાવતાં સંક્રમાવતા સંપૂર્ણપણે ક્ષય થાય જો કે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ કષાયાષ્ટકને ક્ષય કરવાની શરૂઆત પહેલાંજ કરી હતી, પરંતુ તેનો હજી સુધી ક્ષય થયો નથી. વચમાંજ પૂર્વોક્ત સોળ પ્રકૃતિઓને ખપાવી નાખે છે ત્યારપછી અંતર્મુહૂર્ત્તકાળે કષાયાષ્ટકને પણ (સંપૂર્ણપણે) ખપાવે છે. આ સૂત્રાદેશ એટલે ગ્રંથકારનો અભિપ્રાય છે. અન્ય આચાર્યો આ પ્રમાણે કહે છે–પૂર્વોક્ત સોળ પ્રકૃતિઓનેજ અપૂર્વકરણે સ્થિતિઘાતાદિ વડે ઘાત કરતાં કરતાં, એવી રીતે ઘાત કરે કે અનિવૃત્તિકરણના પહેલા સમયે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ રહે. આઠ કષાયોને ઉદ્વલના સંક્રમવડે ખપાવતાં ખપાવતાં, અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ જાય ત્યારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ થાય. ત્યારપછી તેઓને સમયે સમયે ગુણસંક્રમ વડે બધ્યમાન પ્રકૃતિમાં સંક્રમાવતાં સંક્રમાવતાં સંપૂર્ણપણે ક્ષય થાય, ત્યારપછી અંતર્મુહૂર્ત્તકાળે સોળ પ્રકૃતિઓનો ક્ષય થાય છે. આઠ કષાય અને સોળ પ્રકૃતિઓનો ક્ષય કર્યા પછી અંતર્મુહૂર્ત્તકાળે નવ નોકષાય અને સંજ્વલન ચતુષ્ક એ તેર પ્રકૃતિઓનું અંતરકરણ કરે છે. અંતરકરણનો વિધિ આગળ કહેશે. અંતરકરણ કરી દ્વિતીય સ્થિતિમાં રહેલાં નપુંસકવેદના દલિકને ઉદ્વલના સંક્રમવડે એવી રીતે ઉવેલે કે અંતર્મુહૂર્ત્તકાળે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ શેષ રહે, ત્યારપછી તેને ગુણસંક્રમવડે બધ્યમાન પ્રકૃતિમાં સંક્રમાવતાં [2]સંક્રમાવતાં અંતર્મુહૂર્ત્તકાળે સંપૂર્ણપણે ક્ષય થાય. પ્રથમ સ્થિતિમાં રહેલા

---

૧ ક્ષપક શ્રેણિનું વિસ્તૃત સ્વરૂપ ઉપશમના કરણને અંતે કહેવાશે ત્યાંથી જોઇ લેવું.

૨ અહિં નપુંસકવેદના દલિકને ઉદ્વલના સંક્રમવડે એવી રીતે ઉવેલે, કે અંતર્મુહૂર્ત્તકાળે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ શેષ રહે. ત્યારપછી તેને ગુણસંક્રમવડે બધ્યમાન પ્રકૃતિમાં સંક્રમાવતાં અંતર્મુહૂર્ત્તકાળે ક્ષય થાય. એમ ઉપર લખ્યું છે. તેમાં ઉદ્વલનાકાળે ગુણસંક્રમ પ્રવર્ત્તતો નથી છેલ્લા પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જ પ્રવર્ત્તે છે એમ સમજવાનું નથી. કારણ કે અબધ્યમાન દરેક અશુભ પ્રકૃતિઓનો ગુણસંક્રમ તો અપૂર્વકરણના પ્રથમ સમયથી જ શરૂ થાય છે. એટલે ઉદ્વલનાકાળે પણ ગુણસંક્રમ પ્રવર્ત્તે છે. પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ તો છેલ્લો ખંડ છે, એટલે તે છેલ્લા ખંડનું દલિક ગુણસંક્રમવડેજ પરમાં સંક્રમાવે છે. એક સ્થિતિઘાતનો કાળ અંતર્મુહૂર્ત્તનો છે માટે અંતર્મુહૂર્ત્તકાળે સંક્રમાવે છે એમ કહ્યું છે.

દલિકને જો નપુંસકવેદે શ્રેણિ માંડી હોય તો ભોગવતાં ભોગવતાં ક્ષય કરે છે, અને જો નપુંસકવેદે ન માંડી હોય તો આવલિકામાત્ર પ્રથમ સ્થિતિને વેદ્યમાન પ્રકૃતિમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી દૂર કરે છે. આ પ્રમાણે નપુંસકવેદનો સત્તામાંથી નાશ કરે છે. ત્યારપછી આજ ક્રમે સ્ત્રીવેદને અંતર્મુહૂર્ત્તકાળે ખપાવે છે. ત્યારપછી છ નોકષાયને એકી સાથે ખપાવવાનો આરંભ કરે છે. જે સમયે છ નોકષાયને નિર્મૂળ કરવાનો [1]આરંભ કરે છે. તે સમયથી આરંભી તેઓના દ્વિતીય સ્થિતિના દલિકને પુરુષવેદમાં સંક્રમાવતો નથી, પરંતુ સંજ્વલન ક્રોધમાં સંક્રમાવે છે. છ નોકષાયોનો પણ પૂર્વોક્ત વિધિએ ક્ષય થતા થતા અંતર્મુહૂર્ત્તકાળે સર્વથા ક્ષય થાય છે. જે સમયે હાસ્યષટ્કનો ક્ષય થાય, તેજ સમયે પુરુષવેદના બંધ, ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ થાય છે, અને સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલ દલિક છોડી શેષ સંપૂર્ણ દલિકનો પણ ક્ષય થાય છે. પુરુષવેદનો ઉદય વિચ્છેદ થયા પછી આત્મા અવેદી-વેદના ઉદય વિનાનો થાય છે. આ પ્રમાણે પુરુષવેદના ઉદયે શ્રેણિ આરંભનાર આશ્રયિ સમજવું. જ્યારે નપુંસકવેદના ઉદયે ક્ષપકશ્રેણિનો સ્વીકાર કરે, ત્યારે પહેલા સ્ત્રીવેદ અને નપુંસકવેદને એક સાથે ખપાવે છે. સ્ત્રીવેદ અને નપુંસક-વેદના ક્ષય થતાની સાથેજ પુરુષવેદનો બંધ વિચ્છેદ થાય છે. ત્યારપછી અંતર્મુહૂર્ત્તકાળે પુરુષવેદ અને હાસ્યાદિષટ્કનો પણ એક સાથેજ ક્ષય થાય છે. જ્યારે સ્ત્રીવેદના ઉદયે શ્રેણિ આરંભે, ત્યારે પહેલાં નપુંસકવેદનો ક્ષય કરે, ત્યારપછી સ્ત્રીવેદનો ક્ષય કરે સ્ત્રીવેદના ક્ષય સાથેજ પુરુષવેદનો બંધવિચ્છેદ થાય, પછી અવેદક છતો પુરુષવેદ અને હાસ્યાદિષટ્કનો એક સાથેજ ક્ષય કરે છે. ત્યારપછી ક્રોધાદિનો ક્ષય કરવાનો પ્રયત્ન કરે છે. હવે અહિં પુરુષવેદે ક્ષપકશ્રેણિ માંડનાર આશ્રયિ પ્રસંગાગત હકીકત કહે છે-ક્રોધને વેદતા જે સમયે પુરુષવેદનો ઉદયવિચ્છેદ થાય ત્યાંથી જેટલો કાળ ક્રોધનો ઉદય રહેવાનો છે, તેટલા કાળના ત્રણ વિભાગ કરે છે. તે આ પ્રમાણે-૧ અશ્વકર્ણકરણાદ્ધા. જેની અંદર અપૂર્વ સ્પર્દ્ધક થવાની ક્રિયા થાય છે. ૨ કિટ્ટિકરણાદ્ધા. જેની અંદર કિટ્ટિઓ થાય છે. કિટ્ટિવેદનાદ્ધા. જે કાળમાં કરેલી કિટ્ટિઓ વેદાય છે. અશ્વકર્ણકરણાદ્ધામાં વર્ત્તમાન આત્મા સંજ્વલન ક્રોધાદિ ચારેની અંતરકરણ ઉપરની મોટી સ્થિતિમાં અનંતા અપૂર્વ સ્પર્દ્ધકો કરે છે આ કાળમાં વર્ત્તમાન પુરુષવેદને પણ સમયન્યૂન બે આવલિકા કાળે ગુણસંક્રમવડે ક્રોધમાં સંક્રમાવતા સંક્રમાવતા ચરમસમયે સર્વસંક્રમવડે સંક્રમાવી તેની સત્તા રહિત થાય છે. અશ્વકર્ણકરણાદ્ધા

---

૧ અન્તરકરણ કર્યા પછીજ ક્ષય કરવાનો આરંભ કરે છે, પરંતુ પહેલા કરતો નથી, એમ અહિં સમજવાનું નથી, અપૂર્વકરણના પ્રથમ સમયથી આરંભી સ્થિતિઘાતાદિ પ્રવર્ત્તે છે. અને સ્થિતિ, અને દલિક ઓછા થતાજ જાય છે. ગુણસંક્રમવડે અબધ્યમાન તમામ પ્રકૃતિઓના દલિક બધ્યમાન પ્રકૃતિમાં સંક્રમ્યે જાય છે. વધારામા નવમે ગુણસ્થાને જેટલી પ્રકૃતિઓનો સર્વથા ક્ષય થાય છે, તેઓનો ઉદ્વલના સંક્રમ પણ થાય છે. તાત્પર્ય એ કે બધાનો ક્ષય તો થતોજ જાય છે. અંતકરણ કર્યા પછી આરંભ કરે છે એ લખવાનું તાત્પર્ય એટલુંજ કે અત્યાર સુધી સામાન્ય ક્રિયા થતી હતી, તે જે જે પ્રકૃતિઓ પહેલાં પહેલાં નિર્મૂળ થવાની હોય તેની તેની અંદર વિશેષ-મુખ્ય ક્રિયા થાય છે. ઉદ્વલના સંક્રમનું સ્વરૂપ સંક્રમકરણમાંથી જોઈ લેવું.

પૂર્ણ થયા પછી કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશ કરે છે. તે કાળમાં વર્ત્તતો આત્મા સંજ્વલન ચારે કષાયોની દ્વિતીય સ્થિતિમાં રહેલા દલિકોની કિટ્ટિઓ કરે છે. અપૂર્વ સ્પર્દ્ધક અને કિટ્ટિનું સ્વરૂપ પહેલાં આપ્યું છે તે પ્રમાણે સમજવું. જે કિટ્ટિઓ થાય છે. તે પરમાર્થથી તો અનંત છે, તો પણ દરેક કષાયની ત્રણ ત્રણ કલ્પીને સ્થૂલ જાતિભેદની અપેક્ષાએ બાર કિટ્ટિઓ કલ્પી છે.[૧] ક્રોધના ઉદયે શ્રેણિના આરંભનાર આશ્રયિ આ પ્રમાણે સમજવું. જ્યારે માનના ઉદયે શ્રેણિનો આરંભ કરે ત્યારે સ્ત્રીવેદ કે નપુંસકવેદને ઉદયે શ્રેણિ આરભનાર જે રીતે પુરૂષવેદનો ક્ષય કરે, તે રીતે ઉદ્વલન વિધિથી ક્રોધનો ક્ષય કરે છે. ક્રોધનો ક્ષય થયો એટલે શેષ માનાદિ ત્રણની પૂર્વક્રમે નવ કિટ્ટિઓ કરે છે. માયાના ઉદયે શ્રેણિ સ્વીકારે તો ક્રોધ અને માનનો ઉદ્વલન વિધિથી ક્ષય કરે, એટલે શેષ માયા અને લોભની પૂર્વક્રમે છ કિટ્ટિઓ કરે, અને જો લોભના ઉદયે શ્રેણિનો સ્વીકાર કરે તો ક્રોધાદિ ત્રણેને ઉદ્વલન વિધિથી ક્ષય કરે, એટલે માત્ર લોભનીજ ત્રણ કિટ્ટિ કરે છે. આ પ્રમાણે કિટ્ટિઓ કરવાનો વિધિ છે. કિટ્ટિ કરવાનો કાળ પૂર્ણ થાય ત્યારે ક્રોધના ઉદયે જો શ્રેણિનો સ્વીકાર કર્યો હોય તો ક્રોધની દ્વિતીય સ્થિતિમાં રહેલ પ્રથમ કિટ્ટિના દલિકને ખેંચીને તેની પ્રથમ સ્થિતિ કરે, અને તેને ત્યાં સુધી વેદે કે તેની સમયાધિક આવલિકા શેષ રહે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ બીજી કિટ્ટિના દલિકોને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તે પણ તેની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી વેદે. પ્રથમ કિટ્ટિની જે એક આવલિકા શેષ રહી છે, તેને બીજી કિટ્ટિના વેદાતા દલિકો સાથે સ્તિબુક સંક્રમવડે સંક્રમાવી અનુભવે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ ત્રીજી કિટ્ટિના દલિકોને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને તે કિટ્ટિઓનો અનુભવ કરે. તેને પણ પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી વેદે. પહેલી અને બીજી કિટ્ટિની જે એક એક આવલિકા શેષ રહે છે તે અનુક્રમે બીજી અને ત્રીજી કિટ્ટિના વેદાતા દલિકોમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમી ભોગવાઇ જાય છે, અને ત્રીજી કિટ્ટિની જે એક આવલિકા શેષ રહી તે માનની પ્રથમ કિટ્ટિ સાથે સ્તિબુક સંક્રમવડે અનુભવાય છે. આ ત્રણે કિટ્ટિઓને જેટલો કાળ વેદે છે, તેટલા કાળમાં બીજી સ્થિતિમાં રહેલ દલિકને ગુણસંક્રમવડે સમયે સમયે અસંખ્ય ગુણવૃદ્ધિએ સંજ્વલન માનમાં સંક્રમાવે છે. ત્રીજી કિટ્ટિ વેદવાનો જેટલો કાળ છે તેના ચરમ સમયે સંજ્વલન ક્રોધના બંધ ઉદય અને ઉદીરણા એ ત્રણેનો એક સાથે વિચ્છેદ થાય છે. સત્તામાં પણ સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલું જ શેષ રહે છે બીજું રહેતું નથી કારણ કે સઘળું માનમાં સંક્રમાવી ખલાસ કર્યું છે. જે સમયે ક્રોધના બંધ ઉદયનો

---

૧ ક્રોધાદિ દરેકની અનંતી કિટ્ટિઓ છતાં એક એકની ત્રણ ત્રણ કલ્પી અહિં બાર કિટ્ટિઓ કલ્પી છે. તે એવી રીતે કે જઘન્ય રસવાળી કિટ્ટિથી ચડતા ચડતા રસવાળી કેટલીક કિટ્ટિઓનો પહેલીમાં, ત્યાંથી ચડતા ચડતા રસવાળી કેટલીક બીજીમાં, ત્યાંથી છેલ્લી કિટ્ટિ સુધીની કિટ્ટિઓ ત્રીજીમાં, આ પ્રમાણે બધી કિટ્ટિઓને ત્રણ વિભાગમાં વહેંચી નાંખે છે. વધારે રસવાળી કિટ્ટિઓનો વિભાગ પહેલો ઉદયમાં આવે. અલ્પ અલ્પ રસવાળી કિટ્ટિઓનો વિભાગ પછી પછી ઉદયમાં આવે કારણ કે ઉત્તરોત્તર આત્મા વિશુદ્ધ પરિણામી હોય છે એમ લાગે છે.

વિચ્છેદ થયો તે પછીના સમયે માનની બીજી સ્થિતિમાં રહેલા પ્રથમ કિટ્ટિના દલિકને ખેંચીને તેની પ્રથમ સ્થિતિ કરે અને તેને અંતર્મુહૂર્ત પર્યંત વેદે. તે વેદતા સમયન્યૂન બે આવલિકા કાળમા બંધાયેલું ક્રોધનું જે દલિક સત્તામાં શેષ રહેલું છે, તેને તેટલાજ કાળે ગુણસંક્રમવડે સંક્રમાવતા સંક્રમાવતા ચરમ સમયે સંપૂર્ણપણે સંક્રમાવી તેની સત્તા રહિત થાય, અને માનનું પણ પ્રથમસ્થિતિ રૂપે કરાયેલું પ્રથમ કિટ્ટિનું દળ ભોગવતા ભોગવતા સમયાધિક આવલિકા કાળમાં ભોગવાય તેટલું શેષ રહે. ત્યારપછીના સમયે માનની બીજી સ્થિતિમાં રહેલા બીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને અનુભવે તેને પણ પ્રથમસ્થિતિની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી અનુભવે. ત્યાર-પછીના સમયે બીજી સ્થિતિમાં રહેલા ત્રીજી કિટ્ટિના દલિકને પ્રથમ સ્થિતિરૂપે કરે અને અનુભવે તેને પણ તેની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી અનુભવે. અને તેજ સમયે માનના બંધ ઉદય અને ઉદીરણાનો યુગપત્ વિચ્છેદ થાય. સત્તામાં પણ સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલા દલિકજ શેષ રહે. કારણ કે શેષ સઘળા દલિકને ગુણસ-ક્રમવડે માયામાં સંક્રમાવી દીધું છે. માનની પ્રથમ કિટ્ટિની જે આવલિકા શેષ રહે છે તે બીજી કિટ્ટિમા, બીજી કિટ્ટિની જે આવલિકા શેષ રહે તે ત્રીજી કિટ્ટિમાં અને ત્રીજી કિટ્ટિની જે આવલિકા શેષ રહે તે માયામાં સ્તિબુક સંક્રમવડે સંક્રમી ભોગવાઈ જાય છે. આ પ્રમાણે દરેક કિટ્ટિઓની શેષ રહેલી આવલિકા માટે સમજવું. જે સમયે માનના બંધ ઉદયનો વિચ્છેદ થયો, ત્યારપછીના સમયે માયાની બીજી સ્થિતિમાં રહેલ પહેલી કિટ્ટિના દલિકને ખેચી તેની પ્રથમ સ્થિતિ કરે અને અંતર્મુહૂર્ત પર્યંત અનુભવે સંજ્વલનમાનના બંધનો વિચ્છેદ થયા પછી સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલા બીજી સ્થિતિમાં રહેલા દલિકને ગુણસંક્રમવડે માયામાં સંક્રમાવતાં સંક્રમાવતાં ચરમ સમયે સઘળું સંક્રમાવી સત્તા રહિત થાય, અને માયાનું પણ પ્રથમ સ્થિતિરૂપે કરાયેલું પહેલી કિટ્ટિનું દળ ભોગવતા ભોગવતા સમયાધિક આવલિકામાં ભોગવાય તેટલું શેષ રહે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલા બીજી કિટ્ટિના દલિકને ખેંચી પ્રથમ સ્થિતિ કરે અને તેની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી અનુભવે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલા ત્રીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા બાકી રહે ત્યાં સુધી અનુભવે. જે સમયે માયાની પ્રથમ સ્થિતિરૂપે કરાયેલ ત્રીજી કિટ્ટિની સમયાધિક આવલિકા શેષ રહે તેજ સમયે માયાના બંધ ઉદય અને ઉદીરણાનો એક સાથે વિચ્છેદ થાય. તેની સત્તાપણ સમયન્યૂન બે આવલિકા કાળમાં જે બંધાયેલ છે તેજ છે. કારણ કે શેષ સઘળા દલિકોને ભોગવી અને ગુણસંક્રમવડે લોભમાં સંક્રમાવી દૂર કરેલ છે. દરેક કિટ્ટિની પહેલી સ્થિતિની એક એક આવલિકા જે શેષ રહે છે તેની વ્યવસ્થા પહેલા કહ્યા પ્રમાણે સમજવી. જે સમયે માયાના બંધ ઉદયનો વિચ્છેદ થાય ત્યારપછીના સમયે લોભની બીજી સ્થિતિમાં રહેલા પહેલી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે છે, અને તેને અંતર્મુહૂર્ત સુધી અનુભવે છે. સંજ્વલન માયાના બંધાદિનો વિચ્છેદ થયા પછી સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલું તેનું જે દળ સત્તામાં હતું, તેને તેટલાજ

કાળે ગુણસંક્રમવડે લોભમાં સંક્રમાવી તેની સત્તા રહિત થાય છે, અને લોભનું પણ પ્રથમ સ્થિતિરૂપે કરાયેલુ પહેલી કિટ્ટિનું દળ ભોગવતાં સમયાધિક આવલિકામાં ભોગવાય તેટલું શેષ રહે છે. ત્યારપછીના સમયે લોભની બીજી સ્થિતિમા રહેલા બીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને તેને અનુભવે. તેને અનુભવતો લોભની બીજી સ્થિતિમાં રહેલા ત્રીજી કિટ્ટિના દલિકને અત્યાર સુધી જે કિટ્ટિઓના દલિકો અનુભવ્યા તેની અપેક્ષાએ અત્યન્ત હીન રસવાળી કરી સૂક્ષ્મ કિટ્ટિઓ કરે. તે સૂક્ષ્મ કિટ્ટિઓ પણ ત્યાં સુધી કરે કે પ્રથમ સ્થિતિરૂપ કરાયેલ દ્વિતીય કિટ્ટિના દલિકને ભોગવતા ભોગવતા સમયાધિક આવલિકા પ્રમાણ શેષ રહે. તેજ સમયે સંજ્વલન લોભના બંધનો, બાદરકષાયની ઉદય-ઉદીરણાનો, અને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના કાળનો એક સાથેજ વિચ્છેદ થાય છે. જે સમયે લોભનો બંધવિચ્છેદ થયો ત્યારપછીના સમયે બીજી સ્થિતિમા રહેલ સૂક્ષ્મ કિટ્ટિના દલિકને ખેચી તેની પ્રથમ સ્થિતિ કરી તેને અનુભવે છે. તે સમયે સૂક્ષ્મ કિટ્ટિઓને અનુભવતો હોવાથી આત્મા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનવર્ત્તી કહેવાય છે બીજી કિટ્ટિની જે એક આવલિકા શેષ રહી તે સ્તિબુક સંક્રમવડે સૂક્ષ્મ કિટ્ટિમાં સંક્રમી સૂક્ષ્મકિટ્ટિઓ સાથેજ ભોગવાઈ જાય છે. સૂક્ષ્મસંપરાય ગુણઠાણે લોભની સૂક્ષ્મકિટ્ટિઓને ઉદય ઉદીરણા વડે વેદતો, બીજી સ્થિતિમા રહેલા સૂક્ષ્મ કિટ્ટિઓના દલિકને, અને સમયન્યૂન બે આવલિકા-કાળમાં બંધાયેલા દલિકને સ્થિતિઘાતાદિ વડે ક્ષય કરતો કરતો ત્યાં સુધી જાય, કે સૂક્ષ્મ-સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે તે સંખ્યાતમા ભાગમાં સંજ્વલન [1]લોભને સર્વાપવર્ત્તનાવડે અપવર્તીને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકની સમાન કરે. સર્વાપવર્ત્તનાવડે સ્થિતિની અપવર્ત્તના થયા પછી પણ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્તકાળ બાકી છે. અહિંથી આરંભી મોહનીયકર્મમાં [2]સ્થિતિઘાતાદિ થતા નથી બીજા કર્મમાં તો થાય છે. લોભની અપવર્ત્તિત સ્થિતિને ઉદય ઉદીરણાવડે ભોગવતો ત્યાં સુધી જાય કે દશમા ગુણસ્થાનકનો સમયાધિક આવલિકાકાળ બાકી રહે, ત્યારપછીના સમયથી ઉદીરણા પણ ન થાય. માત્ર ઉદય વડેજ તેને ચરમસમય પર્યંત અનુભવે. ચરમ સમયે જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણચતુષ્ક, યશઃકીર્તિ, ઉચ્ચૈર્ગોત્ર, અને અંતરાયપંચકરૂપ સોળ કર્મપ્રકૃતિઓનો બંધવિચ્છેદ થાય, અને મોહનીયની ઉદય અને સત્તાનો વિચ્છેદ થાય. ત્યારપછીના સમયે આત્મા ક્ષીણકષાય થાય છે એટલે કે ક્ષીણમોહ ગુણસ્થાનકે જાય છે. તે ગુણસ્થાનકે બાકીના કર્મમાં પૂર્વની જેમ સ્થિતિઘાતાદિ ત્યાં સુધી પ્રવર્ત્તે કે તે ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે. તે એક ભાગ બાકી રહે ત્યારે જ્ઞાનાવરણપંચક, અંતરાયપચક, દર્શનાવરણચતુષ્ક, અને નિદ્રાદ્વિકરૂપ સોળ કર્મપ્રકૃતિઓની સત્તાગત સ્થિતિને સર્વાપર્ત્તનાવડે અપવર્ત્તીને, હવે જેટલો ક્ષીણમોહગુણસ્થાનકનો કાળ શેષ છે, તેટલી રાખે છે. માત્ર નિદ્રાદ્વિકની સ્થિતિ સ્વસ્વરૂપની અપેક્ષાએ સમયન્યૂન

---

૧ જે વીર્યપ્રવૃત્તિદ્વારા એકદમ સ્થિતિ ઘટી હવે જેટલો ગુણસ્થાનકનો કાળ હોય, તેટલીજ બાકી રહે તે સર્વાપવર્ત્તના કહેવાય.

૨ આદિ શબ્દથી રસઘાત અને ગુણશ્રેણિ ગ્રહણ કરવા એમ લાગે છે.

રાખે છે, સામાન્યથી કર્મસ્વરૂપે તો તુલ્ય છે. કારણ કે દ્વિચરમ સમયે તેની સ્વરૂપસત્તાનો નાશ થાય છે, પરંતુ જેની અંદર સ્તિબુક સંક્રમવડે સંક્રમે છે તે રૂપે છેલ્લે સમયે તેની સત્તા હોય છે. ક્ષીણકષાય ગુણસ્થાનકનો કાળ હજી પણ અંતર્મુહૂર્ત બાકી છે. અહિંથી આરંભી પૂર્વોક્ત ઘાતિકર્મની પ્રકૃતિઓમાં સ્થિતિઘાતાદિ થતા નથી, શેષ કર્મોમાં થાય છે. નિદ્રાદ્વિક હીન તે સોળ કર્મ પ્રકૃતિઓને ઉદય-ઉદીરણાવડે ભોગવતો ભોગવતો ત્યાં સુધી જાય કે તેઓની માત્ર સમયાધિક પ્રમાણ સ્થિતિ શેષ રહે. ત્યારપછીના સમયે ઉદીરણા પણ બંધ થાય, માત્ર ઉદયાવલિકાજ શેષ રહે. તેને ઉદય વડેજ અનુભવતો ક્ષીણમોહ ગુણસ્થાનકના દ્વિચરમ સમય પર્યંત જાય. દ્વિચરમ સમયે નિદ્રાદ્વિકનો સ્વરૂપ સત્તાની અપેક્ષાએ ક્ષય થાય, અને ચૌદ પ્રકૃતિઓનો ચરમ સમયે ક્ષય થાય. ત્યારપછીના સમયે ચારે ઘાતિ કર્મનો સર્વથા ક્ષય થયો હોવાથી કેવલી થાય.

સયોગિ કેવળિગુણસ્થાનક-યોગ વીર્યપરિસ્પંદ એ પર્યાયવાચક શબ્દો છે. મન વચન અને કાયા વડે જેઓના વીર્યની પ્રવૃત્તિ થતી હોય તેઓ સયોગી કહેવાય છે. આ ગુણસ્થાનકે ઘાતિકર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાન અને કેવળદર્શન હોય છે, પરંતુ તેઓને મન વચન અને કાયાવડે વીર્ય પ્રવૃત્તિ હોવાથી તેઓ સયોગી કેવળી કહેવાય છે. તેમાં તે ભગવાનને કાયયોગ વિહાર અને નિમેષ-ઉન્મેષાદિમાં પ્રવર્તે છે, વચનયોગ દેશનાદિ કાળે પ્રવર્તે છે, અને મનોયોગ મનઃપર્યવજ્ઞાની અથવા અનુત્તરસુરાદિવડે મનદ્વારાજ પૂછાયેલા પ્રશ્નોનો જ્યારે મનવડેજ ઉત્તર આપે ત્યારે પ્રવર્તે છે. અન્યક્ષેત્રમાં રહેલા મનઃપર્યવજ્ઞાની અથવા અનુત્તર સુરાદિ જ્યારે મનદ્વારા પ્રશ્ન કરે ત્યારે પ્રભુ તે પ્રશ્નને કેવળજ્ઞાનદ્વારા જાણી તેનો જે જવાબ આપવાનો હોય, તેને અનુરૂપ મનોવર્ગણા પરિણમાવે છે. પરિણામ પામેલી તે મનોવર્ગણાઓને મનઃપર્યવજ્ઞાની અથવા અવધિજ્ઞાની પોતાના જ્ઞાનવડે જુએ છે. જોઇને તે [1]મનોવર્ગણાના આકારદ્વારા અનુમાનવડે અલોક સ્વરૂપ અથવા લોકસ્વરૂપ આદિ પૂછેલ બાહ્ય અર્થને જાણે છે. કહ્યું છે કે-'બાહ્ય અર્થને અનુમાનદ્વારા જાણે છે,' આ પ્રમાણે યોગવાળા કેવળજ્ઞાની મહારાજનું જે ગુણસ્થાન, તે સયોગી કેવળિ ગુણસ્થાન કહેવાય છે. અંતર્મુહૂર્ત આયુ બાકી રહે ત્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન કરી મોક્ષમાં જાય, તેઓ આશ્રયી સયોગિ કેવળિગુણસ્થાનકનો જઘન્યકાળ અંતર્મુહૂર્ત છે, અને પૂર્વકોડી વર્ષના આયુવાળા ગર્ભમાં સાત માસ રહી જન્મ થયા થયા પછી આઠ વરસની ઉમર થયા બાદ કેવળજ્ઞાન કેવળદર્શન ઉત્પન્ન કરે તેઓ આશ્રયિ દેશોન પૂર્વકોટી પ્રમાણ ઉત્કૃષ્ટ કાળ છે. તથા સઘળા સયોગિ કેવળિઓ સમુદ્ઘાત કરતાં પહેલાં આયોજિકાકરણનો આરંભ કરે છે. તેથી કેવળિસમુદ્ઘાતની પ્રક્રિયા કહેવા ઇચ્છતા સમુદ્ઘાત શબ્દની વ્યાખ્યા કહેવા પૂર્વક આયોજિકાકરણનો અર્થ કહે છે 'તેમાં

---

૧ ભિન્ન ભિન્ન પદાર્થોનો વિચાર કરતી વખતે મનોવર્ગણાના ભિન્ન ભિન્ન આકારો રચાય છે. મનઃપર્યવજ્ઞાનીઓને તે આકારોનું નિશ્ચિત જ્ઞાન હોય છે. એટલે કેવળી મહારાજની પરિણામ પામેલી મનોવર્ગણાદ્વારા એવું અનુમાન કરે કે મનોવર્ગણાનો અમુક જાતનો આકાર થયો છે માટે પ્રભુએ મને અમુક ઉત્તર આપ્યો છે. આ પ્રમાણે અનુમાનદ્વારા બાહ્યઅર્થને જાણે છે. અનુમાન કરવાનું કારણ મનઃપર્યવજ્ઞાની માત્ર મનોવર્ગણાનો સાક્ષાત્કાર કરે છે, ચિંતનીય વિષયનો સાક્ષાત્કાર કરતો નથી.

પોતાનું જેટલું આયુ અવશેષ છે, તેનાથી અધિક સ્થિતિવાળું જ નથી; કેમકે આયુને સમ કરવાનો આત્માનો જે પ્રયત્ન તે સમુદ્ઘાત કહેવાય છે. તે કરવાની ઇચ્છાવાળા સઘળા કેવળિઓ પહેલા આયોજિકાકરણ કરે છે.' હવે આયોજિકાકરણનો શબ્દાર્થ શું છે? તે કહે છે-આ=મર્યાદા. યોજિકા=વ્યાપાર. કરણ-ક્રિયા. એટલે કે કેવળિની દૃષ્ટિરૂપ મર્યાદાવડે અત્યંત પ્રશસ્ત મન વચન અને કાયાનો વ્યાપાર તે આયોજિકાકરણ કહેવાય છે. જો કે કેવળિમહારાજના યોગનો વ્યાપાર પ્રશસ્તજ હોય છે, છતાં અહિં એવી વિશિષ્ટ યોગપ્રવૃત્તિ થાય છે, કે જેની પછી સમુદ્ઘાત અથવા યોગના નિરોધ રૂપ ક્રિયાઓ થાય છે. કેટલાએક આચાર્યો આવર્જિતકરણ એવું નામ કહે છે, તેનો અર્થ આ પ્રમાણે છે-તથાભવ્યત્વરૂપ પરિણામવડે મોક્ષગમન પ્રત્યે સન્મુખ કરાયેલ આત્માનો અત્યન્ત પ્રશસ્ત જે યોગવ્યાપાર તે આવર્જિતકરણ કહેવાય છે. બીજા કેટલાએક આચાર્યો આવશ્યકકરણ એવુ નામ કહે છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છે-જે ક્રિયા અવશ્ય કરવા યોગ્ય હોય તે આવશ્યકકરણ કહેવાય છે. અત્યંત પ્રશસ્ત મન વચન અને કાયાના વ્યાપારરૂપ ક્રિયા અવશ્ય કરવા યોગ્ય છે, માટે તે આવશ્યકકરણ કહેવાય છે. તે આ પ્રમાણે-સમુદ્ઘાત કંઈ સઘળાં કેવળીઓ કરતા નથી, કેટલાએક કરે છે, અને કેટલાએક નથી પણ કરતા. પરંતુ આ આવશ્યકકરણ તો સઘળા કેવળિઓ કરે જ છે. આ પ્રમાણે આયોજિકાકરણ કર્યા પછી જે કેવળિમહારાજને પોતાનું આયુ જેટલું બાકી છે, તેનાથી વેદનીયાદિ કર્મો દીર્ઘ સ્થિતિવાળા હોય તે કર્મોને સમ કરવા માટે સમુદ્ઘાત કરે છે. પરંતુ જે કેવળિમહારાજને આયુ સાથેજ પૂર્ણ થઈ જાય એવા અન્ય કર્મો હોય તો તેઓ સમુદ્ઘાત કરતા નથી. કહ્યું છે કે-'સ્થિતિના વત્તા ઓછાપણાને લઇને આયુ પૂર્ણ થતાં જો શેષ કર્મોની સંપૂર્ણતા ન થાય તો સમુદ્ઘાત કરે છે. ૧ અંતર્મુહૂર્ત્ત આયુ બાકી હોય ત્યારે સ્થિતિ અને કર્માણુવડે અધિક વેદનીયાદિ કર્મોને સમ કરવા માટે સમુદ્ઘાત કરે છે' ૨ સમુદ્ઘાતમાં વેદનીયાદિ કર્મોની વધારાની સ્થિતિ અને પરમાણુઓનો નાશ કરી અવશિષ્ટ આયુ સાથેજ તેઓ ભોગવાઇ જાય એમ કરે છે. આ સમુદ્ઘાત અંતર્મુહૂર્ત્ત આયુ બાકી હોય ત્યારેજ થાય છે.

પ્ર૦—દીર્ઘ સ્થિતિવાળા વેદનીયાદિ કર્મોને આયુ સાથે સમ કરવા માટે સમુદ્ઘાતનો આરંભ યુક્તિ યુક્ત નથી. કારણ કે [1]કૃતનાશાદિ દોષનો પ્રસંગ આવે છે. કઇ રીતે કૃતનાશાદિ દોષનો પ્રસંગ આવે તે કહે છે-ઘણા કાળ સુધી ભોગવાઈ શકે એવા વેદનીયાદિ કર્મોને એકદમ નાશ કરવાથી કૃતનાશ દોષ આવે છે. કારણ કે કર્મબંધ કરતી વખતે અમુક વખત સુધી ફળ આપે એ રીતે જે નિયત કરેલ છે, તે ફળને કર્મનો એકદમ નાશ કરવાથી અનુભવતો નથી. અને તેથી કરેલા કર્મના ફળનો પોતેજ નાશ કરે છે, માટે કૃતનાશ દોષ પ્રાપ્ત થાય છે. અને જો એમ થાય તો પોતે જે કર્મનો સર્વથા ક્ષય કર્યો છે તેના નાશનો પણ સંભવ થાય-ફરી કર્મબંધ થાય, અને તેથી મોક્ષમાં પણ અવિશ્વાસનો પ્રસંગ પ્રાપ્ત થાય.

---

૧ કરેલા કર્મનો ફળ આપ્યા સિવાય નાશ થવો તે કૃતનાશદોષ કહેવાય છે.

ઉત્તર—આમાન્યથી કર્મસ્વરૂપ ખોટું છે, કારણ કે કૃતનાશ આદિ દોષનો પ્રસંગજ પ્રાપ્ત થતો નથી તે આ પ્રમાણે-જેમ કોઈએ હંમેશા એક સેતિકા-( માપ વિશેષ ) પ્રમાણ આહારને ખાવાના હિસાબે સો વરસમાં ખાવા માટે નિશ્ચિત કરેલા આહારને [1]ભસ્મકવ્યાધિના સામર્થ્યથી થોડાજ દિવસોમાં સંપૂર્ણપણે ખાઈ જવાથી કૃતનાશ દોષ પ્રાપ્ત થતો નથી. કારણ કે ખાવા માટે એ આહારને નિશ્ચિત કરેલો છે, તે ખાઈ જાય છે. જો કે વધારે વખતમાં ખાઈ શકાય એ રીતે નિશ્ચિત કરેલા આહારને થોડા વખતમાં ખાય છે એ વાત ખરી છે, પરંતુ ખાય છે તો ખરોજ, ખાધા વિના ફેંકી દેતો નથી એટલે કૃતનાશ દોષ ન આવે. ખાધા વિનાજ ફેંકી દેતો હોય તો કૃતનાશ દોષ આવે. તેમ ઘણા કાળ સુધી ફળ આપે એ રીતે નિશ્ચિત કરેલા વેદનીયાદિ કર્મને પણ તથાપ્રકારના વિશુદ્ધ અધ્યવસાય રૂપ ઉપક્રમવડે-કર્મક્ષયના હેતુવડે સંપૂર્ણપણે જલદીથી ભોગવી લેવાથી કૃતનાશ દોષ પ્રાપ્ત થતો નથી. કર્મને ભોગવ્યા વિનાજ નાશ કરે તો કૃતનાશ દોષ આવે, પરંતુ અહિં તો જલદીથી ભોગવીનેજ દૂર કરે છે માટેજ કૃતનાશ દોષ આવતો નથી. કર્મનો અનુભવ બે રીતે થાય છે. [2]પ્રદેશોદયવડે, [3]રસોદયવડે, તેમાં પ્રદેશોદયવડે સંપૂર્ણ કર્મ-સઘળા કર્મો અનુભવાય છે. એવું કોઈ કર્મ નથી, કે જે પ્રદેશોદયવડે અનુભવાયા છતાં ક્ષય ન થાય. જો પ્રદેશોદયવડે ભોગવાઈને પણ કર્મનો ક્ષય થાય છે, તો કૃતનાશ દોષ કઈ રીતે પ્રાપ્ત થાય ? વિપાકોદયવડે તો કોઈ કર્મ અનુભવાય છે અને કોઈ નથી પણ અનુભવાતું. વિપાકોદયવડે અનુભવવાથીજ જો કર્મનો ક્ષય થતો હોય તો મોક્ષના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય-કોઈ મોક્ષમાંજ ન જાય. કારણ કે જો રસોદયવડે અનુભવવાથીજ સઘળા કર્મોનો ક્ષય થાય, એવો નિયમ હોય તો અસંખ્યાતા ભવોમાં તથાપ્રકારના વિચિત્ર અધ્યવસાયો-વડે નરકગતિ આદિ અનેક ગતિઓનાં જે કર્મો ઉપાર્જન કર્યાં છે, તે સઘળાનો કોઈ એક મનુષ્ય આદિ ભવમાંજ અનુભવ થઈ શકે નહિ. કારણ કે બાંધેલી તે તે ગતિઓનો વિપાકોદય પોતપોતાના ભવને અધીન છે, એટલે કે જે જે ગતિલાયક કર્મો બાંધ્યા હોય તે તે ગતિમાં આત્મા જાય ત્યારેજ તેનો વિપાકોદય થાય છે, અન્યથા થતો નથી. હવે જે જે ભવ યોગ્ય કર્મો ઉપાર્જન કર્યાં છે, તે તે ભવમાં અનુક્રમે જવાવડે તે તે ભવ યોગ્ય કર્મનો અનુભવ થાય તો કોઈ નરકાદિ યોગ્ય કર્મ બાંધી નરકમાં જાય, ત્યાં ચારિત્રનો અભાવ હોવાથી ઘણા કર્મો બાંધે, તેઓને વળી જે ભવયોગ્ય બાંધ્યા હોય ત્યા જઈ અનુભવે, વળી ત્યાં કોઈને કોઈ ગતિ યોગ્ય બાંધે, તેને તે તે ગતિમાં જઈ અનુભવે, આ પ્રમાણે તે તે ગતિમાં અનુભવ થવાથી કોઈ પણ આત્માનો મોક્ષ કયાંથી થાય ? કોઈ પણ

---

૧ ઘણું ખાવા છતાં તૃપ્તિ ન થાય એ જાતના એક વ્યાધિનું નામ ભસ્મક વ્યાધિ છે. જેમ ભસ્મક વ્યાધિથી જલદી અન્ન ખાઈ જાય છે તેમ વિશુદ્ધ અધ્યવસાયરૂપ ભસ્મકવ્યાધિથી કર્મોને એકદમ ભોગવી ખાલી કરે છે, ભોગવ્યા વિના ખાલી કરતો નથી.

૨ પરરૂપે જે અનુભવ કરવો તે પ્રદેશોદય કહેવાય છે. સ્તિબુકસંક્રમ અને પ્રદેશોદય એ બંને એકજ અર્થ વાળા છે.

૩ સ્વસ્વરૂપે જે અનુભવ કરવો તે રસોદય કહેવાય છે.

ભવમાં કોઈ પણ ભવ યોગ્ય કર્મ ન બાંધે એમ તો બનતુંજ નથી; કેમકે આઠમા ગુણ-સ્થાનકના છઠ્ઠા ભાગ સુધીમાં દરેક આત્માઓ પ્રતિસમય કોઇ ને કોઇ ગતિયોગ્ય કર્મ બાંધેજ છે, માટે રસોદય દ્વારાજ સઘળા કર્મો અનુભવવા જોઇએ એવો નિયમ ન સમજવો. અને પ્રદેશોદય દ્વારા અવશ્ય અનુભવવા યોગ્ય છે એમ સ્વીકારવું જોઈએ. આ પ્રમાણે સ્વીકાર કરતાં કોઈ દોષ પ્રાપ્ત થતો નથી.

પ્ર૦—દીર્ઘકાળ સુધી ફળ આપે એવી રીતે બાંધેલા કર્મને વિશિષ્ટ અધ્યવસાયરૂપ ઉપક્રમ વડે શીઘ્ર અનુભવતાં કૃતનાશ દોષ આવતો નથી–એમ જે ઉપર કહ્યું, તે બરાબર નથી. કારણ કે જે વેદનીયાદિ કર્મ બાંધ્યુ છે, તે તો દીર્ઘકાળ પર્યંત ફળ આપે એ રીતે બાંધ્યુ છે, તેને વિશિષ્ટ પરિણામ રૂપ [1]ઉપક્રમવડે શીઘ્ર અનુભવે છે, તો તે રીતે અનુભવતાં કૃતનાશ દોષ કેમ ન આવે ? જેટલી સ્થિતિવાળું બાંધ્યુ છે ત્યાં સુધી તો અનુભવતો નથી.

ઉત્તર—તમે જે દોષ આપ્યો તે પણ અસત છે. કારણ કે તથાપ્રકારના વિશિષ્ટ અધ્યવસાયના વશથી ઉપક્રમ લાગી શકે એજ પ્રકારે બંધ સમયે કર્મ બાંધ્યુ છે, એટલેજ શીઘ્ર અનુભવતાં કૃતનાશ દોષ આવતો નથી. વળી જિનવચનોને પ્રમાણભૂત માનીને પણ વેદનીયાદિ કર્મોનો ઉપક્રમ માનવો જોઇએ. ભાષ્યકાર ભગવાન્ કહે છે કે–' જેમ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભવ અને ભાવરૂપ હેતુઓને આશ્રયિને કર્મનો ઉદય ક્ષય ક્ષયોપશમ ઉપશમ વિગેરે થાય છે એમ માનીએ છીએ, તેમ તેજ હેતુઓને આશ્રયિ કર્મમાં ઉપક્રમ પણ સ્વીકારવો જોઈએ, એ યુક્ત છે.' આ પ્રમાણે કર્મના નાશના જેમ હેતુઓ છે, તેમ મોક્ષના નાશના કોઈ હેતુઓ નથી, જેથી મોક્ષમાં અનાશ્વાસ-અવિશ્વાસનો પ્રસંગ આવે. કારણ કે મોક્ષમાં જનારા આત્માઓએ મોક્ષનો અભાવ થવાના રાગદ્વેષાદિ હેતુઓનોજ સર્વથા નાશ કર્યો છે. તેથી તમે વેદનીયાદિ કર્મની જેમ કરેલા કર્મક્ષયનો પણ નાશ થાય ઇત્યાદિ જે કહ્યું તે અયોગ્ય છે એમ નિશ્ચિત થયું.

પ્ર૦—એવો શું નિયમ છે કે આયુકર્મથી વેદનીય નામ અને ગોત્ર કર્મજ વધારે સ્થિતિવાળા હોય છે ? પરંતુ કોઈ કાળે વેદનીયાદિથી આયુ વધારે સ્થિતિવાળું ન હોય ?

ઉત્તર—જીવસ્વભાવ એજ અહિં કારણ છે. આવા પ્રકારનોજ આત્માનો પરિણામ છે, કે જે વડે વેદનીયાદિ કર્મની સમાન અથવા ન્યૂનજ આયુ હોય છે, પરંતુ કોઇ કાળે વેદનીયાદિ કર્મથી વધારે હોતું નથી. જેમ આયુકર્મના અધ્રુવ બંધમાં જીવસ્વભાવ કારણ છે. આયુકર્મ વિના જ્ઞાનાવરણીયાદિ સાતે કર્મો સમયે સમયે બંધાયા કરે છે, આયુષ તો પોતાના ભવના આયુના ત્રીજે ભાગે નવમે ભાગે આદિ નિશ્ચિત કાલેજ બંધાય છે, પરંતુ સમયે સમયે બંધાતુ નથી. આ પ્રમાણે બંધની વિચિત્રતાના નિયમમાં જેમ સ્વભાવ સિવાય કોઈ હેતુ નથી. તેમ વેદનીયાદિ કર્મની ન્યૂન કે સમાન આયુ હોવામાં જીવસ્વભાવ વિશેષજ કારણ છે. સિવાય કોઈ હેતુ નથી. ભાષ્યકાર મહારાજ કહે છે કે–' અસમાન

---

૧ ઉપક્રમ–નાશ, નાશનો હેતુ.

સ્થિતિવાળા કર્મોમાં એવો શું નિયમ છે કે આયુજ થોડું હોય ? પરંતુ આયુકર્મથી બીજા કર્મ અલ્પ સ્થિતિવાળા ન હોય ? ઉત્તરમાં કહે છે કે-જેમ તે કર્મનો અધ્રુવબંધ થવામાં જીવસ્વભાવ કારણ છે, તેમ આયુની સ્થિતિ અલ્પ હોવામાં જીવ સ્વભાવજ કારણ છે.'

આયોજિકાકરણ કર્યા પછી જે કેવળિ મહારાજને આઉખાથી વધારે સ્થિતિ વાળા વેદનીયાદિ કર્મો હોય, તેને સમ કરવા સમુદ્‌ઘાત કરે છે. ત્યારે સમુદ્‌ઘાત એટલે શું ? તેના ઉત્તરમાં કહે કે-'सम्‌-अपुनर्भावेन' ફરીવાર ઘાત ન કરવો પડે તેવી રીતે 'उत्‌-उत्प्राबल्येन' અધિકતાયે ઘાતઃ वेदनीयादिकर्म्मणां विनाशः यस्मिन्‌ क्रियाविशेषे स समुद्‌घातः' વેદનીયાદિ કર્મોનો વિનાશ જે ક્રિયાવિશેષમાં થાય તે ક્રિયાવિશેષને સમુદ્‌ઘાત કહેવાય. એટલે કે ફરીવાર ઘાત ન કરવો પડે તેવી રીતે ઘણા કાળ પર્યંત ભોગવવા યોગ્ય વેદનીયાદિ કર્મોનો શીઘ્ર વિનાશ જે ક્રિયામાં થાય તે ક્રિયાવિશેષને સમુદ્‌ઘાત કહેવાય છે. તે સમુદ્‌ઘાત કરતો આત્મા પહેલા સમયે જાડાઇવડે પોતાના શરીર પ્રમાણ અને ઉર્ધ્વ અધો લોકાંત પ્રમાણ પોતાના આત્મપ્રદેશનો દંડ કરે છે-બનાવે છે, બીજે સમયે પોતાના પ્રદેશોને પૂર્વ પશ્ચિમ અથવા દક્ષિણ ઉત્તરમાં કપાટરૂપે કરે છે, ત્રીજે સમયે મંથન-રવઇયારૂપે કરે છે, ચોથે સમયે જે આંતરાઓ રહ્યા હોય, તે સંપૂર્ણ ચૌદરાજલોક વ્યાપી આત્મા થાય છે, પાંચમે આંતરાનો સંહાર કરે છે. છઠે સમયે મંથાનનો સંહાર કરે છે, સાતમે સમયે કપાટનો સંહાર કરે છે, અને આઠમે સમયે દંડનો સંહાર કરી આત્મા શરીરસ્થ થાય છે. આ પ્રમાણે આઠ સમય પ્રમાણ [1]કેવળી સમુદ્‌ઘાત કરે છે. તેમાં દંડ સમય પહેલા વેદનીય, નામ અને ગોત્રકર્મની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જે સ્થિતિ હતી, તેના બુદ્ધિવડે અસંખ્યાતા ભાગ કરી, તેમાંનો એક અસંખ્યાતમો ભાગ બાકી રાખી બાકીના અસંખ્યાતા ભાગ પ્રમાણ સ્થિતિનો દંડ સમયે આત્મપ્રદેશને દંડરૂપે કરતો આત્મા એક સાથે હણે છે, અને પહેલા ત્રણે કર્મનો જે રસ હતો, તેના અનંતા ભાગ કરવા તેમાંથી દંડસમયે અસાતવેદનીય, પ્રથમ વર્જ સંસ્થાનપંચક, પ્રથમ વર્જ સંઘયણપંચક, અપ્રશસ્ત વર્ણાદિ ચતુષ્ક, ઉપઘાત, અપ્રશસ્ત વિહાયોગતિ, અપર્યાપ્ત, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશઃકીર્તિ, અને નીચૈર્ગોત્રરૂપ પચીસ અશુભ પ્રકૃતિઓના અનંતા ભાગ પ્રમાણ રસને હણે છે, અને એક અનંતમો ભાગ શેષ રાખે છે. તેજ સમયે સાતાવેદનીય, દેવદ્વિક, મનુષ્યદ્વિક, પંચેન્દ્રિયજાતિ. શરીર પંચક, અંગોપાંગત્રય, પ્રથમ સંઘયણ, પ્રથમ સંસ્થાન, પ્રશસ્ત વર્ણાદિચતુષ્ક, અગુરુલઘુ. પરાઘાત,

---

૧ કેવળી સમુદ્‌ઘાત કરતો આત્મા પહેલા સમયે જાડો પહોળો શરીર પ્રમાણ અને ઉંચો ઉર્ધ્વલોકથી અધોલોક પર્યંત આત્મપ્રદેશનો દંડ કરે છે. બીજા સમયે આખા દંડમાંથી પૂર્વ પશ્ચિમ અથવા ઉત્તર દક્ષિણ લોકના છેડા સુધી આત્મ પ્રદેશને ફેલાવી કપાટ રૂપે કરે છે, ત્રીજે સમયે બીજે સમયે પૂર્વ પશ્ચિમ ફેલાયા હોય તો ઉત્તર દક્ષિણ. અને બીજે સમયે ઉત્તર દક્ષિણ ફેલાયા હોય તો પૂર્વ પશ્ચિમ લોક પર્યંત આખા કપાટમાંથી આત્મપ્રદેશ ફેલાવી મંથાન રૂપે કરે છે ચોથે સમયે જે લોકનો માત્ર અસંખ્યાતમો ભાગ આત્મપ્રદેશ વિનાનો રહ્યો છે, તેમાં આત્મ પ્રદેશ ફેલાવી, આંતરાનો ભાગ પૂર્ણ કરી, ચૌદ રાજલોક વ્યાપી થાય છે.

ઉચ્છ્વાસ, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, આતપ, [1]ઉદ્યોત, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્તિ, નિર્માણ, તીર્થંકર, અને ઉચ્ચૈર્ગોત્રરૂપ ઓગણચાળીસ પ્રકૃતિઓના રસને પાપ પ્રકૃતિઓના રસમાં પ્રવેશ કરાવવાવડે-સંક્રમાવવાવડે [2]નાશ કરે છે. આ પ્રમાણે પુણ્યના રસનો પાપરૂપે પરિણામ સમુદ્ઘાતના માહાત્મ્ય-સામર્થ્યથી થાય છે. તથા પહેલા સમયે જે અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિ અને અનંતમા ભાગ પ્રમાણ રસ શેષ હતો, તેના બુદ્ધિ વડે અનુક્રમે અસંખ્યાતા અને અનંતા ભાગ કરવા. તેમાંથી એક એક ભાગ શેષ રાખી, બાકીના સ્થિતિના અસંખ્યાતા ભાગોને, અને રસના અનંતા ભાગોને બીજા કપાટ સમયે એક સાથે હણે છે, અહિં પણ પ્રથમ સમયની જેમ અપ્રશસ્ત પ્રકૃતિઓના રસમાં પ્રવેશ કરાવવાવડે- સંક્રમાવવાવડે પ્રશસ્ત પ્રકૃતિઓના રસનો ક્ષય કરે છે. તથા બીજે સમયે ક્ષય થતા બાકી રહેલી સ્થિતિના અને અવશિષ્ટ રસના વળી બુદ્ધિવડે અનુક્રમે અસંખ્યાતા અને અનંતા ભાગ કરવા, તેમાંથી એક એક ભાગ રાખી બાકીના સ્થિતિના અસંખ્યાતા ભાગોને અને રસના અનંતા ભાગોને, ત્રીજા મંથાન સમયે એક સાથે હણે છે. અહિં પણ પુન્ય પ્રકૃતિઓના રસને પાપપ્રકૃતિઓના રસમાં સંક્રમાવી ક્ષય કરે છે. તથા ત્રીજે સમયે અવશિષ્ટ સ્થિતિના અસંખ્યાતમા ભાગના અને રસના અનંતમા ભાગના બુદ્ધિવડે અનુક્રમે અસંખ્યાતા અને અનંતા ભાગ કરવા. તેમાંથી ચોથે સમયે સ્થિતિના અસંખ્યાતા ભાગ હણે છે, એક ભાગ બાકી રાખે છે. રસના અનંતા ભાગ હણે છે, એક બાકી રાખે છે. પુન્ય પ્રકૃતિઓના રસનો ક્ષય પણ પૂર્વની જેમજ થાય છે. આ પ્રમાણે પ્રતિસમય સ્થિતિ-ઘાતાદિ કરતા ચોથે સમયે પોતાના પ્રદેશવડે જેમણે સંપૂર્ણ લોક પૂર્ણ કર્યો છે, એવા કેવળિ ભગવાનને વેદનીયાદિ ત્રણ કર્મની સ્થિતિ પોતાના આયુથી સંખ્યાતગુણી થઈ, અને રસ તો હજી પણ અનંતગુણજ છે. હવે ચોથે સમયે ક્ષય થતા અવશિષ્ટ સ્થિતિ, અને

---

૧ કર્મગ્રંથના મતે આતપ અને ઉદ્યોત નવમા ગુણસ્થાનકના બીજા ભાગે સત્તામાંથી જાય છે, છતાં અહિં પ્રશસ્ત ૩૯ પ્રકૃતિઓમાં તે બંનેયનું ગ્રહણ આવશ્યક નિર્યુક્તિકારાદિના અભિપ્રાયે કરેલ છે. તેઓના મતે આ બંને પ્રકૃતિઓ અયોગિના દ્વિચરમ સમયે સત્તામાંથી જાય છે તેમજ આવશ્યક નિર્યુક્તિકારાદિના અભિપ્રાયે અપ્રશસ્ત વિહાયોગતિ અને અપર્યાપ્ત નામકર્મ નવમા ગુણસ્થાનકના બીજા ભાગે સત્તામાંથી જાય છે છતાં અપ્રશસ્ત પચીશ પ્રકૃતિઓમાં તે બંનેયનું ગ્રહણ કર્મગ્રંથના અભિપ્રાયે કરેલ છે. કર્મગ્રંથના મતે આ બંને પ્રકૃતિઓ અયોગિના દ્વિચરમ સમયે સત્તામાથી જાય છે.

આ સમુદ્ઘાતનું સ્વરૂપ ટીકાકાર મલયગિરિજી મહારાજાએ આવશ્યક ચૂર્ણિને અનુસરીને કહ્યું છે, અને આવશ્યક ચૂર્ણિમાં એક સ્થળે આતપ-ઉદ્યોતના ગ્રહણથી અને અન્ય સ્થળે અપ્રશસ્ત વિહાયોગતિ તથા અપર્યાપ્ત નામકર્મના ગ્રહણથી આવશ્યક ચૂર્ણિકાર મહર્ષિએ બંને મતો જણાવ્યા હોય તેમ લાગે છે તત્ત્વ કેવલિગમ્ય.

૨ અહિં પુન્ય પ્રકૃતિઓના રસને પાપપ્રકૃતિઓના રસમાં સંક્રમાવી ક્ષય કરે છે, એ વાત કહી છે. અને તેની અંદર કારણ સમુદ્ઘાતનું માહાત્મ્ય-સમુદ્ઘાતનું સામર્થ્ય બતાવ્યું છે એટલે સમુદ્ઘાતના સામર્થ્યથી પુન્યનો રસ પાપરૂપે પરિણામ પામે છે, અને કોઈપણ પતદ્ગ્રહ વિના પ્રકૃતિઓનાં દલિકો પાપ પ્રકૃતિઓમાં સંક્રમે છે. કારણ કે એકલો રસ તો ગુણરૂપ હોવાથી સંક્રમી શકે નહિ, એટલે રસ યુક્ત દલિકોજ સંક્રમે છે.

અવશિષ્ટ રસના બુદ્ધિવડે અનુક્રમે સંખ્યાતા, અને અનંતા ભાગ કરવા. તેમાંથી એક એક ભાગ શેષ રાખી બાકીના સ્થિતિના સંખ્યાતા ભાગોને અને રસના અનંતા ભાગોને પાંચમા આંતરાના સંહાર સમયે હણે છે. આ પ્રમાણે સમુદ્દ્ઘાતના પહેલા ચાર સમય પર્યંત પ્રતિસમય જેટલી સ્થિતિ અને જેટલો રસ હોય, તેના અનુક્રમે અસંખ્યાતા અને અનંતા ભાગ કરી, એક એક ભાગ રાખી, બાકીના અસંખ્યાતા અને અનંતા ભાગોને હણે છે, અને ચોથા સમયે જે સ્થિતિ અને જે રસ સત્તામાં હોય, તેના સંખ્યાતા અને અનંતા ભાગ કરી, એક ભાગ રાખી, શેષ અસંખ્યાતા અને અનંતા ભાગોનો પાંચમા સમયે ઘાત કરે છે. અહિંથી આગળ છઠ્ઠા સમયથી આરંભી સ્થિતિકંડક અને રસકંડકનો [1]અંતર્મુહૂર્ત્તકાળે નાશ કરે છે, એટલે કે પાંચમા સમયે ક્ષય થયા બાદ જે સ્થિતિ અને જે રસની સત્તા શેષ હોય તેના અનુક્રમે સંખ્યાતા અને અનંતા ભાગ કરી, પ્રત્યેકનો એક એક ભાગ રાખી, બાકીના સ્થિતિના અસંખ્યાતા અને રસના અનંતા ભાગોને ક્ષય કરવાનો પ્રયત્ન કરે, કેટલોક ભાગ છઠ્ઠા સમયે, કેટલોક ભાગ સાતમા સમયે, એમ સમયે સમયે ક્ષય કરતાં, અંતર્મુહૂર્ત્તકાળે સઘળા અસંખ્યાતા અને અનંતા ભાગોને હણે છે. વળી જે સ્થિતિ અને રસ રહે, તેના સંખ્યાતા અને અનંતા ભાગ કરી, એક ભાગ રાખી, બાકીના સંખ્યાતા અને અનંતા ભાગોને અંતર્મુહૂર્ત કાળે ક્ષય કરે છે. આ પ્રમાણે અંતર્મુહૂર્ત અંતર્મુહૂર્ત કાળે સ્થિતિઘાત અને રસઘાત કરતો કરતો ત્યાં સુધી જાય કે સયોગિ કેવળિ ગુણસ્થાનનો ચરમ સમય આવે. સમુદ્દ્ઘાતના છઠ્ઠા સમયથી સયોગિ કેવળિ ગુણસ્થાનના ચરમ સમય સુધીના કાળમાં અંતર્મુહૂર્ત્તકાળવાળા અસંખ્યાતા સ્થિતિઘાત અને રસઘાત થાય છે અને વેદનીયાદિ ત્રણ કર્મની સ્થિતિ પણ આયુની સમાન થાય છે, એમ સમજવું. આ સમુદ્દ્ઘાતનો વિધિ આવશ્યક ચૂર્ણિને અનુસરીને કહ્યો છે. જે કેવળિ મહારાજને વેદનીયાદિ ત્રણ કર્મ આયુની સમાન સ્થિતિવાળા હોય, તે સમુદ્દ્ઘાત કરતા નથી. ભગવાન આર્યશ્યામ મહારાજે પન્નવણા સૂત્રમાં કહ્યું છે કે—'જે કેવળિ મહારાજને પ્રદેશ અને સ્થિતિવડે આયુની તુલ્ય ભવોપગ્રાહિ વેદનીયાદિ ત્રણ કર્મો હોય, તે કેવળીઓ સમુદ્દ્ઘાત કરતા નથી. સમુદ્દ્ઘાત કર્યા વિના અનંતા કેવળિ જિનેશ્વરો જરા અને મરણથી રહિત થઇને, શ્રેષ્ઠ મોક્ષગતિમાં ગયા છે.' સમુદ્દ્ઘાત કરીને, અથવા કર્યા વિના, લેશ્યાના નિરોધ માટે, અને યોગ નિમિત્તે થતા બંધનો નાશ કરવા માટે યોગનો રોધ અવશ્ય કરે છે. કહ્યું છે કે—'લેશ્યાના નિરોધને અને યોગ નિમિત્તે થતા સમય સ્થિતિ પ્રમાણ બંધના નિરોધને ઇચ્છતા કેવળિ મહારાજા યોગનો રોધ કરે છે. ૧ જો સમયે સમયે કર્મનું ગ્રહણ કરે તો બંધની પરંપરા ચાલુ રહેવાથી કોઇનો મોક્ષ ન થાય. જો કે પૂર્વે બાંધેલા કર્મોની સ્થિતિનો નાશ થવાથી તેનાથી તો છુટો થાય છે. ૨ નોકર્મરૂપ યોગ દ્રવ્ય વડે-મન વચન અને કાયાના પુદ્ગલોવડે જીવનો વીર્ય વ્યાપાર

---

૧ અત્યાર પહેલાં એક એક સ્થિતિઘાત અને એક એક રસઘાત કરતા અંતર્મુહૂર્ત ટાઇમ થતો હતો, અહિં સમુદ્ઘાતના માહાત્મ્યથી પહેલા પાંચ સમય પર્યંત જેટલી સ્થિતિ અને જેટલા રસનો ઘાત થાય છે તેને એક એક સમયજ થાય છે. છઠ્ઠા સમયથી થતા સ્થિતિઘાત અને રસઘાતને અંતર્મુહૂર્ત ટાઇમ થાય છે.

થાય છે. જ્યાં સુધી તે યોગદ્રવ્યની હયાતિ છે, ત્યાં સુધી સમય સ્થિતિ પ્રમાણ કર્મનો બંધ પણ સિદ્ધ છે.' ૩ આ શ્લોકમાં બંધની જે સમય માત્ર સ્થિતિ કહી છે, તે બંધ સમય છોડીને [1]કહી છે એમ સમજવું. યોગનિરોધ કરતો-વીર્ય વ્યાપારનો બંધ કરતો આત્મા પહેલા બાદર કાયયોગના બળથી અંતર્મુહૂર્તમાત્ર કાળે બાદર વચનયોગનો રોધ કરે છે. તેનો રોધ કર્યા પછી અંતર્મુહૂર્ત તેજ અવસ્થામાં રહીને બાદર કાયયોગના અવલંબનથી બાદર મનોયોગનો અંતર્મુહૂર્ત કાળે રોધ કરે છે. કહ્યું છે કે—'પહેલા બાદર કાયયોગ વડે બાદર વચનયોગ અને બાદર મનોયોગને અનુક્રમે રોકે છે. અહિં વચનયોગ અને મનયોગને રોકતા બાદર કાયયોગ એ અવલંબન માટે વીર્યવાન આત્માનું કરણ-ઉત્કૃષ્ટ સાધન મનાયું છે. એટલે કે વચન મન અને કાયા દ્વારા વીર્યવ્યાપારનો રોધ કરવા માટે અવલંબનની જરૂર છે. અહિં કાયયોગ એ અવલંબન છે. કાય દ્વારા થતા વીર્યવ્યાપાર વડે પહેલા બાદર વચનયોગ, ત્યાર પછી બાદર મનોયોગનો રોધ કરે છે. બાદર મનોયોગનો રોધ કર્યા પછી અંતર્મુહૂર્ત એજ સ્થિતિમાં રહીને ઉચ્છ્વાસ નિશ્વાસને અંતર્મુહૂર્તકાળે રોકે છે. ત્યાર-પછી અંતર્મુહૂર્ત એજ સ્થિતિમાં રહીને સૂક્ષ્મ કાયયોગના બળથી બાદર કાયયોગનો રોધ કરે છે. કારણ કે જ્યાં સુધી બાદર યોગ હોય ત્યાં સુધી સૂક્ષ્મ યોગો રોકી શકાતા નથી, સઘળા બાદર યોગનો રોધ કર્યા પછીજ સૂક્ષ્મ યોગોનો રોધ થાય છે. કહ્યું છે કે—સૂક્ષ્મ કાયયોગ વડે બાદર કાયયોગનો પણ રોધ કરે છે. કારણ કે બાદર યોગો છતાં સૂક્ષ્મ યોગો રોકાતા નથી.' અહિં કેટલાએક આચાર્યો એમ કહે છે કે-બાદર કાયયોગના બળથીજ બાદર કાયયોગ રોકે છે. તેઓ અહિં આ પ્રમાણે યુક્તિ બતાવે છે-જેમ કારપત્રિક-કરવતથી કાપ-નાર કરવતીયો સ્તંભ ઉપર બેસીનેજ સ્તંભને કાપે છે, તેમ બાદર કાયયોગના અવલંબનથી બાદર કાયયોગને રોકે છે. અહિં તત્ત્વ કેવળી મહારાજ જાણે બાદર કાયયોગને રોકતો પૂર્વસ્પર્ધકોની નીચે અપૂર્વ સ્પર્દ્ધકો કરે, એટલે કે પહેલા વધારે વધારે વીર્યવ્યાપારવાળા સ્પર્દ્ધકો કરતો હતો, અહિં અત્યન્ત અલ્પ વીર્યવ્યાપારવાળા [2]અપૂર્વ સ્પર્દ્ધકો કરે છે યોગ-સ્થાનકનું સ્વરૂપ કહેવાના પ્રસંગે સ્પર્દ્ધકનું સ્વરૂપ આચાર્ય મહારાજ પોતાની મેળે જ બંધનકરણમાં કહેશે. અત્યાર પહેલા પર્યાપ્તિ પર્યાય વડે પરિણત આત્માએ કાયાદિવ્યાપારને કરવા માટે જે સ્પર્દ્ધકો કર્યા હતાં, તે પૂર્વસ્પર્દ્ધકો કહેવાય છે, અને તે સ્થૂલ છે. જે સ્પર્દ્ધ-કોને હમણાં કરવાનો આરંભ કરે છે, તે સૂક્ષ્મ છે. કારણ કે આવા પ્રકારના અત્યન્ત હીન વીર્યાણુવાળા સ્પર્દ્ધકો પૂર્વે અનાદિ સંસારમાં કોઈ કાળે કર્યા ન હતા, માટે અપૂર્વ કહેવાય

---

૧ અગીઆરમા બારમા અને તેરમા ગુણસ્થાનકે માત્ર યોગનિમિત્તે જે સ્થિતિનો બંધ થાય છે, તે પૂર્વના સમયે બંધાય, અને પછીના સમયે ભોગવાય, અને ત્યારપછીના સમયે સત્તા રહિત થાય છે. એટલે કે જે સમયે બંધાય છે, ત્યારથી ત્રીજા સમયે સત્તા રહિત થાય છે. એટલે અકાષાયિક સ્થિતિનો બંધ બે સમય પ્રમાણ ગણાય છે. છતાં અહિં એક સમય કહ્યો, તે બંધ સમય છોડીને કહ્યો છે.માત્ર ભોગ્ય સમયજ લીધો છે.

૨ ચડતા ચડતા વીર્યાણુવાળી વર્ગણા અને સ્પર્દ્ધકોનો જે ક્રમ છે, તે કાયમ રાખી વીર્યવ્યાપાર અત્યંત અલ્પ કરવો તે અપૂર્વસ્પર્દ્ધક કહેવાય છે.

છે. તેમાં પૂર્વસ્પર્દ્ધકોમાંની નીચલી જે પહેલી બીજી આદિ વર્ગણાઓ છે, તેઓમાં જે વીર્યઅવિભાગ પલિચ્છેદ-વીર્યાણુઓ હોય છે, તેઓના અસંખ્યાતા ભાગો ખેંચે છે, અને એક અસંખ્યાતમો ભાગ શેષ રાખે છે. અને જે જીવપ્રદેશો છે, તેનો એક અસંખ્યાતમો ભાગ ખેંચે છે, શેષ સઘળા ભાગો રાખે છે. એટલે કે આટલી સંખ્યાવાળા જીવપ્રદેશમાંથી પૂર્વોક્ત વીર્યવ્યાપાર રોકે છે. આ પ્રમાણે બાદર કાયયોગનો રોધ કરતા પહેલા સમયે ક્રિયા થાય છે. કર્મપ્રકૃતિ પ્રાભૃતમાં કહ્યું છે કે—'પહેલે સમયે અપૂર્વ સ્પર્દ્ધકો કરે છે. પૂર્વસ્પર્દ્ધકમાંની નીચેની પહેલી આદિ વર્ગણાઓમાં જે વીર્યાણુઓ હોય છે, તેના અસંખ્યાતા ભાગને ખેંચે છે, એટલે કે અસંખ્યાતા ભાગોમાં રહેલ વીર્યાણુ પ્રમાણ વીર્યવ્યાપાર રોકે છે, અને જીવપ્રદેશોનો અસંખ્યાતમો ભાગ ખેંચે છે, એટલે કે પહેલા સમયે એટલા પ્રદેશમાંથી વીર્યવ્યાપર ઓછો કરે છે.' ત્યારપછી બીજા સમયે પહેલે સમયે ખેંચેલા અસંખ્યાતમા ભાગ પ્રમાણ જીવપ્રદેશોથી અસંખ્યાત ગુણ જીવપ્રદેશો ખેંચે છે. એટલે કે પહેલે સમયે એક ભાગ ખેંચ્યો હતો બીજા સમયે અસંખ્યાતા ભાગો ખેંચે છે. એટલા બધા પ્રદેશોમાંથી વીર્યવ્યાપાર રોકે છે. તથા પહેલા સમયે જે વીર્યાણુઓ ખેંચ્યા હતા તેનાથી અસંખ્યેયગુણહીન એટલે કે અસંખ્યાતમા ભાગ પ્રમાણ વીર્યાણુઓને ખેંચે છે. તાત્પર્ય એ કે પહેલા સમયની અપેક્ષાએ અસંખ્યાતમા ભાગ પ્રમાણ વીર્યવ્યાપાર રોકે છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ આત્મપ્રદેશોમાંથી પહેલા સમયે જે વીર્યવ્યપાર રોકાય છે, તેનાથી પછી પછીના સમયે અસંખ્યાતગુણહીન અસંખ્યાતગુણહીન વીર્યવ્યાપાર રોકતો, ત્યાં સુધી જાય કે અપૂર્વસ્પર્દ્ધક કરવાના અંતર્મુહૂર્તનો ચરમ સમય આવે, આ અંતર્મુહૂર્તકાળમાં અત્યન્ત અલ્પ વીર્ય વ્યાપારવાળા સૂચિશ્રેણિના વર્ગમૂળના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અપૂર્વસ્પર્દ્ધકો થાય છે. અને તે અપૂર્વસ્પર્દ્ધકો પૂર્વસ્પર્દ્ધકોનો તો અસંખ્યાતમો ભાગમાત્ર છે બાકીનાં પૂર્વસ્પર્દ્ધકરૂપેજ રહે છે. સઘળા પૂર્વસ્પર્દ્ધકો અપૂર્વસ્પર્દ્ધકરૂપે થતાં નથી. અપૂર્વસ્પર્દ્ધક કરવાના અન્તર્મુહૂર્તના પછીના સમયે કિટ્ટિ કરવાની શરૂઆત કરે છે, અને તે અંતર્મુહૂર્ત પર્યંત કરે છે. કહ્યું છે કે—'તે કેવળી ભગવાન્ અપૂર્વસ્પર્દ્ધક કરીને સ્થુલ કાયયોગનો નાશ કરે છે, અને શેષ કાયયોગની કિટ્ટિ કરે છે' હવે કિટ્ટિ એટલે શું ? તે કહે છે—એક એક વીર્યાણુની વૃદ્ધિનો નાશ કરીને એટલે કે એક એક ચડતા ચડતા વીર્યાણુવાળી વર્ગણાઓના ક્રમનો નાશ કરીને [1]અનંતગુણહીન વીર્યાણુવાળી એક એક વર્ગણાને રાખવાવડે યોગને અલ્પ કરવો. તે કિટ્ટિ

---

૧ યોગસ્થાનમાં અનંતભાગહીન કે અનંતગુણહીન કે એ બે હાનિ, અથવા અનંતભાગ અધિક કે અનંતગુણઅધિક એ બે વૃદ્ધિ કહી નથી. પરંતુ વચલી ચાર હાનિ કે વૃદ્ધિ થાય છે એમ કહ્યું છે. આત્માનું વીર્ય અનંત છે, પરંતુ યોગ-વીર્યવ્યાપાર અનંત નથી, અસંખ્યાત પ્રમાણજ છે કેમકે ઉત્કૃષ્ટ જેટલો વીર્યવ્યાપાર છે, તેના સૂક્ષ્મ અંશો કરવામાં આવે તો પણ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણજ થાય છે, અનંત પ્રમાણ થતા નથી. અહિં યોગનો રોધ કરતા કિટ્ટિ કરવાના અવસરે જે 'अनन्तगुणहीनैकैकवर्गणास्थापनेन योगस्याल्पीकरणम्' 'અનંતગુણહીન એક એક વર્ગણાને રાખવાવડે યોગને અલ્પ કરવો તે કિટ્ટિ કહેવાય છે' એમ જે લખે છે તેમાં અનંતગુણહીન કરવાનું જે કહે છે તે સમજાતું નથી. અસંખ્યેય ગુણહીન જોઇએ એમ લાગે છે. તત્ત્વ કેવળી મહારાજ જાણે.

કહેવાય છે. તેમાં કિટ્ટિ કરવાના પ્રથમ સમયે પૂર્વસ્પર્દ્ધકોની અને અપૂર્વસ્પર્દ્ધકોની જે પહેલી આદિ વર્ગણાઓ છે, તેઓના જે અવિભાગ પરિચ્છેદો એટલે વીર્યાણુઓ છે, તેઓના અસખ્યાતમા ભાગોને ખેંચે છે, એક અસંખ્યાતમો ભાગ શેષ રાખે છે જીવપ્રદેશોનો પણ એક અસંખ્યાતમો ભાગ ખેંચે છે, શેષ સઘળા ભાગોને રાખે છે. અહિં તાત્પર્ય એ કે જેટલા જીવ પ્રદેશોને ખેંચે છે, તેટલા જીવપ્રદેશોમાંથી જેટલા વીર્યાણુ ખેંચે છે, તેટલા વીર્યાણુપ્રમાણ વીર્યવ્યાપર રોકે છે. આ કિટ્ટિકરણના પહેલા સમયની ક્રિયા છે. બીજે સમયે પહેલાં ખેંચેલા વીર્યાવિભાગ પરિચ્છેદ–વીર્યાણુના ભાગથી અસખ્યેયગુણહીન વીર્યાણુ–ઓના ભાગને ખેંચે છે. અને જીવપ્રદેશોના પહેલે સમયે ખેંચેલા જીવપ્રદેશના અસંખ્યા–તમા ભાગથી અસંખ્યાતગુણ ભાગોને એટલે કે અસંખ્યાતા ભાગોને ખેંચે છે. આ પ્રમાણે કિટ્ટિઓ કરતો ત્યાં સુધી જાય કે અંતર્મુહૂર્ત્તનો ચરમ સમય આવે. પહેલા સમયે કરા–યેલ કિટ્ટિઓથી બીજે સમયે કરાયેલ કિટ્ટિઓ અસંખ્યેય [1]ગુણહીન છે એ પ્રમાણે શેષ સઘળા સમયોમાં જાણવું અહિં ગુણકાર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. કર્મપ્રકૃતિ પ્રાભૃતમાં કહ્યું છે કે–'આ પ્રમાણે અંતર્મુહૂર્ત્ત પર્યંત પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યેયગુણહીન શ્રેણિએ કિટ્ટિઓ કરે, અને અસંખ્યાતગુણ શ્રેણિએ જીવપ્રદેશો ખેંચે. કિટ્ટિઓનો ગુણકાર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે.' પહેલા સમયે કરાયેલ કુલ કિટ્ટિઓ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. એ પ્રમાણે બીજા આદિ દરેક સમ–યોમાં પણ સમજવું. માત્ર સૂચિશ્રેણિનો અસંખ્યાતમો ભાગ નાનો નાનો લેવો. સઘળી કિટ્ટિઓનો સરવાળો પણ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ થાય છે. આ સઘળી કિટ્ટિઓ પૂર્વસ્પર્દ્ધક અને અપૂર્વસ્પર્દ્ધકનો સંખ્યાતમો ભાગ માત્ર છે કિટ્ટિઓ કરવાની ક્રિયા પૂર્ણ થવા છતાં પણ પૂર્વસ્પર્દ્ધકો અને અપૂર્વસ્પર્દ્ધકો રહે છે, સઘળાંની કિટ્ટિઓ થતી નથી. કિટ્ટિ કરવાની ક્રિયા પૂર્ણ થયા પછી પૂર્વસ્પર્દ્ધક અને અપૂર્વસ્પર્દ્ધકનો નાશ કરે છે જે સમયે તેઓનો નાશ થયો, તે સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત પર્યંત આત્મા કિટ્ટિગત-યોગ–કિટ્ટિરૂપ યોગવાળો હોય છે. કર્મપ્રકૃતિ પ્રાભૃતમાં કહ્યું છે કે–'કિટ્ટિ કરવાની ક્રિયા પૂર્ણ થયા બાદ પૂર્વસ્પર્દ્ધક અને અપૂર્વસ્પર્દ્ધકનો નાશ કરે, ત્યારપછી અંતર્મુહૂર્ત્ત પર્યંત કિટ્ટિરૂપ યોગવાળો હોય છે.' તે અંતર્મુહૂર્ત્તમાં કંઇપણ ક્રિયા કરે નહિ. પરંતુ એજ સ્થિતિમાં રહે.ત્યાર પછીના સમયે સૂક્ષ્મ કાયયોગના અવલંબનથી અંતર્મુહૂર્ત્તકાળે સૂક્ષ્મ વચનયોગનો રોધ કરે છે. સૂક્ષ્મ વચનયોગનો રોધ કર્યા પછી અંતર્મુહૂર્ત્ત પર્યંત તેજ અવસ્થામાં રહે છે. કોઈપણ અન્ય સૂક્ષ્મયોગને રોકવાનો પ્રયત્ન કરતો નથી. ત્યારપછીના

---

૧ પહેલા-સમયે અસખ્યાતી કિટ્ટિઓ કરે, બીજે સમયે અસખ્યાતગુણહીન કરે, એટલે કે પહેલે સમયે એક એક અધિક વીર્યાણુવાળી જેટલી વર્ગણાનો ક્રમ તોડે તેટલી તે સમયે કિટ્ટિઓ થાય છે. પહેલા સમયે અસંખ્યાતી વર્ગણાઓમાંથી ઉપરોક્ત ક્રમ તોડે છે, માટે અસંખ્યાતી કિટ્ટિઓ થાય છે. તેનાથી અસંખ્યાત ગુણહીન વર્ગણામાં બીજે સમયે ક્રમ તોડે છે, એમ ચરમ સમયપર્યંત થાય છે. તેથી પહેલા સમયની કિટ્ટિઓથી પછી પછીના સમયની કિટ્ટિઓ અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ માત્ર છે એમ કહ્યું છે.

સમયે સૂક્ષ્મકાયયોગના અવલંબનથી સૂક્ષ્મમનોયોગને અંતર્મુહૂર્તકાળે રોકે છે. ત્યારપછી પણ અંતર્મુહૂર્ત તદવસ્થ રહે છે. ત્યાર પછી સૂક્ષ્મકાયયોગને અંતર્મુહૂર્તકાળે રોકે છે. તે સૂક્ષ્મકાયયોગને રોકવાની ક્રિયા કરતો સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ નામના શુક્લધ્યાનના ત્રીજા ભેદ ઉપર આરૂઢ થાય છે. આ ધ્યાનના બળથી વદન અને ઉદરઆદિના પોલાણ ભાગ પૂરાઇ જાય છે, અને શરીરના [1]એક તૃતીયાંશ ભાગમાંથી આત્મપ્રદેશો સંકોચાઇ શરીરના બે તૃતીયાંશ ભાગમાં જેના પ્રદેશો રહ્યા છે એવો આત્મા થાય છે. કહ્યું છે કે-'સૂક્ષ્મ-કાયયોગવડે અનુક્રમે સૂક્ષ્મવચનયોગ અને સૂક્ષ્મમનોયોગને રોકે છે. ત્યારપછી કિટ્ટિરૂપ યોગવાળો આ આત્મા સૂક્ષ્મ ક્રિયાવાળો હોય છે. ૧ તે સૂક્ષ્મ કાયયોગનો રોધ કરતા સર્વપર્યાયાનુગત સૂક્ષ્મક્રિય અપ્રતિપાતિ નામના નિર્મળ ધ્યાનપર આરૂઢ થાય છે.' ૨ સૂક્ષ્મકાયયોગને રોકતો પહેલે સમયે કિટ્ટિઓના અસંખ્યાતા ભાગોનો નાશ કરે છે, એક ભાગ રાખે છે. શેષ રહેલા એક ભાગના અસંખ્યાતા ભાગ કરી, એક ભાગ રાખી, બાકી સઘળા ભાગોનો બીજે સમયે નાશ કરે છે. આ પ્રમાણે સમયે સમયે કિટ્ટિઓનો નાશ કરતો, સયોગિ કેવળિગુણસ્થાનકના ચરમ સમય પર્યંત જાય છે ચરમ સમયે જેટલી કિટ્ટિઓ રહી હોય તેનો નાશ કરી આત્મા અયોગિ કેવળિ ગુણસ્થાનકે જાય છે. સયોગિ-કેવળિના ચરમ સમયે સઘળાં કર્મો અયોગિકેવળિ ગુણસ્થાનકનો જેટલો કાળ છે તેટ-લીજ સ્થિતિવાળા રહે છે. માત્ર જે કર્મપ્રકૃતિઓનો અયોગિ ગુણઠાણે ઉદય નથી; તેઓની સ્થિતિ સ્વરૂપ સત્તા આશ્રયિ સમયન્યૂન રાખે છે. સત્તાકાળ આશ્રયિ સામાન્ય રીતે દરેક પ્રકૃતિઓનો સત્તાકાળ અયોગિ ગુણસ્થાનકની સમાન હોય છે. સયોગિ ગુણસ્થા-નકના ચરમ સમયે સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતિ ધ્યાન, સઘળી કિટ્ટિઓ, સાતવેદનીયનો બંધ, નામ અને ગોત્ર કર્મની ઉદીરણા, યોગ, શુક્લલેશ્યા સ્થિતિ અને રસનો ઘાત, એ સાત પદાર્થોનો એક સાથે નાશ થાય છે. ત્યારપછીના સમયે આત્મા અયોગિકેવળી થાય છે.

૧૪. અયોગિકેવળિ ગુણસ્થાનક-પૂર્વે જેનું વર્ણન કર્યું છે તેવા સૂક્ષ્મ કે બાદર કોઇપણ પ્રકારના યોગ વિનાના કેવળિ મહારાજનું જે ગુણસ્થાનક તે અયોગિકેવળિ ગુણ-સ્થાનક કહેવાય છે. તે ગુણસ્થાનકે વર્તમાન આત્મા કર્મોનો ક્ષય કરવા માટે વ્યુપરતક્રિયા અનિવૃત્તિ નામના શુક્લધ્યાનના ચોથા પાયાપર આરૂઢ થાય છે. કહ્યું છે કે-' તે કેવળિ ભગવાન ત્રણ શરીરથી છુટા થવા માટે સર્વવસ્તુગત સમુચ્છિન્નક્રિય અનિવૃત્તિ નામના નિર્મળ ધ્યાન પર આરૂઢ થાય છે. ૧ આ પ્રમાણે સ્થિતિઘાત, રસઘાત, ઉદીરણા આદિ કોઇપણ પ્રયત્ન વિનાના અયોગિ કેવળિ ભગવાન જે કર્મોનો અહિં ઉદય છે તેઓને ભોગવવાવડે

૧ આપણું શરીરના ત્રણ ભાગમાંથી એક ભાગમાં પોલાણ છે. તે પોલાણમાં આત્મ પ્રદેશો હોતા નથી. બાકીના શરીરના સઘળા ભાગમાં હોય છે. જ્યારે શુક્લધ્યાનના ત્રીજા પાયાપર આરૂઢ થાય છે. ત્યારે આત્મપ્રદેશો ખેંચાઇ પોલાણના ભાગ પૂરાઇ જાય છે. અને શરીરના ત્રણ ભાગમાંથી બે ભાગમાં આત્મા આવી જાય છે. એટલે જ મોક્ષમાં બે ભાગ જેટલી અવગાહના હોય છે, અને આકૃતિ અનિ-ર્વચનીય હોય છે.

ક્ષય કરે છે, અને જે કર્મોનો અહિં ઉદય નથી તેઓને વેદ્યમાન પ્રકૃતિમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમાવતા, અથવા સ્તિબુકસંક્રમવડે વેદ્યમાન પ્રકૃતિરૂપે અનુભવતા ત્યાં સુધી જાય કે અયોગિ અવસ્થાનો દ્વિચરસમય આવે. તે દ્વિચરમ સમયે દેવદ્વિક, શરીરપંચક, બંધનપંચક, સંઘાતનપંચક, છ સંસ્થાન, ત્રણ અંગોપાંગ, છ સંઘયણ, વર્ણાદિ વીશ, પરાઘાત, ઉપઘાત, અગુરૂલઘુ, ઉચ્છ્વાસ, પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુસ્વર, દુઃસ્વર, દુર્ભગ, અનાદેય, અયશઃકીર્તિ, પ્રત્યેક, નિર્માણ, અપર્યાપ્ત, નીચૈર્ગોત્ર, સાતા અસાતાએ બેમાંથી જેનો ઉદય ન હોય તે એક વેદનીય એ પ્રમાણે બોંતેર પ્રકૃતિઓનો સ્વરૂપસત્તા આશ્રયિ નાશ થાય છે. કારણ કે ચરમ સમયે અનુભવાતી પ્રકૃતિઓમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમી જાય છે. અહિં સ્તિબુક સંક્રમ મૂળ કર્મથી અભિન્ન પર પ્રકૃતિઓમાં થાય છે, એમ સમજવું. કહ્યુ છે કે–'મૂળપ્રકૃતિથી અભિન્ન ઉત્તર પ્રકૃતિઓ પરસ્પર સંક્રમે છે.' તથા જેનો ઉદય હોય તે એક વેદનીય, મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, મનુષ્યાયુઃ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, સુભગ, આદેય, યશઃકીર્ત્તિ, પર્યાપ્ત, બાદર, તીર્થંકરનામ, ઉચ્ચૈર્ગોત્ર, એ તેર પ્રકૃતિઓની સત્તાનો વિચ્છેદ ચરમ સમયે થાય છે. બીજા આચાર્યો આ પ્રમાણે કહે છે—ચરમ સમયે ઉદય નહિ હોવાથી મનુષ્યાનુપૂર્વીનો દ્વિચરમ સમયે નાશ થાય છે. કારણ કે જે પ્રકૃતિઓનો ઉદય હોય તેઓનો સ્તિબુક સંક્રમ થતો નથી, તેથી તેઓનાં દલિક ચરમ સમયે સ્વસ્વરૂપે સત્તામાં દેખાય છે. તેથી ચરમ સમયે તેઓની સત્તાનો વિચ્છેદ થાય તે યુક્ત છે. પરંતુ જે પ્રકૃતિનો ચરમ સમયે ઉદય ન હોય, તેના દલિક ચરમ સમયે સ્વસ્વરૂપે સત્તામાં કઇ રીતે હોઈ શકે! ચાર આનુપૂર્વી ક્ષેત્રવિપાકી હોવાથી વિગ્રહગતિમાંજ તેઓનો ઉદય હોય છે, ભવસ્થને તેના ઉદયનો સંભવ નથી. અને ભવસ્થને તેનો ઉદય નહિ હોવાથી અયોગિના દ્વિચરમ સમયેજ મનુષ્યાનુપૂર્વીની સ્વરૂપ સત્તાનો નાશ થાય છે. તેમના મતે દ્વિચરમ સમયે તહોંતેર પ્રકૃતિઓની, અને ચરમ સમયે બાર પ્રકૃતિઓની સત્તાનો નાશ [1]થાય છે. ત્યાર પછીના સમયે લિંગના બંધમાંથી છુટા થવા રૂપ સહકારી કારણથી ઉત્પન્ન થયેલ સ્વભાવ વિશેષથી જેમ એરંડી ઉંચે જાય છે, તેમ ભગવાન પણ કર્મના સંબંધથી છૂટા થવારૂપ સહકારિકારણથી ઉત્પન્ન થયેલ સ્વભાવ વિશેષથી ઉંચે લોકના અંતે જાય છે. અને તે ઋજુશ્રેણિવડે ઉંચે જતો આત્મા જેટલા આકાશપ્રદેશને અહિં અવગાહીને રહ્યો છે તેટલાજ આકાશપ્રદેશને ઉંચે જતા પણ અવગાહતો, અને વિવક્ષિત સમયથી અન્ય સમયને નહિ સ્પર્શતો ચૌદમા ગુણસ્થાન-

---

૧ મનુષ્યાનુપૂર્વીનો દ્વિચરમ સમયેજ સત્તામાથી નાશ થાય, એજ મત વધારે સંગત જણાય છે. કારણ કે જેનો રસોદય હોય છે, તેઓને તો ચરમ પર્યંત ભોગવીને ખપાવે છે. પરંતુ જેઓને પ્રદેશોદય એટલે સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી દૂર કરવાની હોય છે, તેની સ્વરૂપ સત્તાનો એક સમય પહેલાજ નાશ થાય છે. જેમ સત્તામાંથી નિદ્રાદ્વિકનો બારમાના દ્વિચરમસમયે નાશ થાય છે. સ્તિબુકસંક્રમવડે સમાન સમયનું દલિક સમાન સમયમાં સંક્રમી શકતું નથી. તેથી સ્તિબુકસંક્રમવડે સંક્રમતી પ્રકૃતિ રસોદયવતી પ્રકૃતિની એક સમય પહેલાંજ સત્તામાંથી જાય છે. જો સમાન સમયનું સમાન સમયમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમી શકતું હોય તો બોંતેર પ્રકૃતિઓનું દલિક પણ ચરમ સમયેજ સત્તામાંથી કેમ ન જાય ?

કના ચરમસમય પછીનાજ સમયે લોકના અંતે જાય છે. આવશ્યકચૂર્ણિમાં કહ્યું છે કે-'આત્મા જેટલા આકાશપ્રદેશને અહિં અવગાહીને રહ્યો છે, તેટલાજ આકાશપ્રદેશને અવગાહતો, ઋજુશ્રેણિવડે સિદ્ધાવસ્થાના પહેલેજ સમયે લોકના અંતે જાય છે. વાંકો જતો નથી, તેમ બીજા સમયને પણ સ્પર્શતો નથી.' ત્યાં ગયેલા ભગવાન્ શાશ્વતકાળ પર્યંત એજ સ્થિતિમાં રહે છે. ફરી કોઇપણ કાળે સંસારમાં આવતા નથી, કે જન્મ ધારણ કરતા નથી ત્યાં ગયેલા ભગવાન અનંતકાળપર્યંત તેજ સ્થિતિમાં રહે છે એ કેવી રીતે જાણી શકાય ? તેના ઉત્તરમાં સમજવું કે સંસારના બીજભૂત રાગ અને દ્વેષાદિ મુક્તિ-સિદ્ધપર્યાયનો નાશ કરવા સમર્થ છે, તેઓનો તો સર્વથા નાશ કર્યો છે. સર્વથા નષ્ટ થયેલા તે રાગ દ્વેષ ફરીવાર ઉત્પન્ન થતા નથી, કારણકે રાગ-દ્વેષનું કારણ જે મોહનીય કર્મનાં પુદ્ગલો છે. તેજ સત્તામાં નથી, દશમા ગુણસ્થાનકના અંતે સર્વથા વિચ્છિન્ન થયેલા છે ફરીવાર તે બંધાતાં પણ નથી, કારણ કે સંક્લેશ વિના તેનો બંધ થતો નથી. સિદ્ધના જીવોમાં ફરી સંક્લેશની ઉત્પત્તિજ થતી નથી, કારણકે તેઓ રાગાદિ ક્લેશથી સર્વથા મુક્ત છે. તેથીજ મોક્ષમાં ગયેલા તે પરમાત્મા અનંતકાળ પર્યંત તેજ સ્થિતિમાં રહે છે. આ પ્રમાણે ચૌદ ગુણસ્થાનકનું સ્વરૂપ કહ્યું કયા ગુણસ્થાનકનો કેટલો કાળ છે તે બીજા દ્વારમાં આવશે. ૧૫

આ પ્રમાણે ગુણસ્થાનકોનુ સ્વરૂપ કહ્યું. હવે ગુણસ્થાનકમાં યોગો કહેવા ઇચ્છતા કહે છે—

**जोगाहारदुगूणा मिच्छे सासायणे अविरए य ।**
**अपुव्वाइसु पंचसु नव ओरालो मणवई य ॥१६॥**

योगा आहारकद्विकोना मिथ्यात्वे सासादने अविरते च ।
अपूर्वादिषु पञ्चसु नव औदारिकं मनो वाक् च ॥१६॥

અર્થ—મિથ્યાત્વ, સાસાદન, અને અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણઠાણે આહારકદ્વિક ન્યૂન તેર યોગો હોય છે. અપૂર્વકરણાદિક પાંચ ગુણઠાણે મનના ચાર, વચનના ચાર અને ઔદારિક એમ નવ યોગો હોય છે.

ટીકાનુ૦—મિથ્યાત્વ સાસ્વાદન અને અવિરતિસમ્યગ્દષ્ટિ એ ત્રણ ગુણઠાણે આહારક અને આહારકમિશ્રવિના શેષ તેર યોગો હોય છે. ચૌદપૂર્વના જ્ઞાનનો અભાવ હોવાથી આહારકદ્વિક એ ત્રણ ગુણસ્થાનકે હોતું નથી અપૂર્વકરણ, અનિવૃત્તિબાદર સંપરાય, સૂક્ષ્મસંપરાય, ઉપશાંતમોહ અને ક્ષીણમોહ એ પાંચ ગુણઠાણે મનોયોગના ચાર ભેદ, વચન યોગના ૪ ભેદ અને ઔદારિક કાયયોગ એ નવ યોગોજ હોય છે. અન્ય કોઈ પણ યોગોનો સંભવ નથી. કારણ કે કદાચ કોઇ લબ્ધિસંપન્ન આ ગુણસ્થાનકને પ્રાપ્ત કરે છતાં અહિં તેનો ઉપયોગજ કરતા નથી. ઔદારિકમિશ્ર અને કાર્મણ તો અનુક્રમે અપર્યાપ્તાવસ્થામાં અને વિગ્રહગતિમાં હોય છે, તેથી તે પણ હોતા નથી. ૧૬

**वेउव्विणा जुया ते मीसे साहारगेण अपमत्ते ।**
**देसे दुविउव्विजुया आहारदुगेण य पमत्ते ॥१७॥**

वैक्रियेण युक्तास्ते मिश्रे साहारकेणाप्रमत्ते ।
देशे द्विवैक्रिययुक्ता आहारकद्विकेन च प्रमत्ते ॥१७॥

અર્થ—વૈક્રિયયોગ સહિત દશ મીશ્રે, આહારક સહિત અગીઆર અપ્રમત્તે, વૈક્રિયદ્વિક સહિત અગીઆર દેશવિરતે, અને આહારકદ્વિક સહિત તેર યોગ પ્રમત્તે હોય છે.

ટીકાનુ૦—પૂર્વોક્ત ઔદારિક કાયયોગ આદિ નવ યોગ સાથે વૈક્રિયકાયયોગ મેળવતાં દશ યોગ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણઠાણે હોય છે ત્રીજું ગુણસ્થાનક હમેશાં પર્યાપ્તાવસ્થામાંજ હોય છે, તેથી અપર્યાપ્તાવસ્થાભાવિ ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર અને કાર્મણયોગ હોતા નથી. આહારકદ્વિક તો લબ્ધિસંપન્ન ચૌદપૂર્વીનેજ હોય છે, તેથી તે પણ અહિં હોતું નથી. માટે શેષ દશ યોગજ અહિં સંભવે છે. અહિં એમ શંકા થાય, કે અપર્યાપ્તાવસ્થાભાવિ દેવ નારકી સંબંધી વૈક્રિયમિશ્ર તો ભલે અહિં ન હોય, પરંતુ વૈક્રિય લબ્ધિવાળા પર્યાપ્તા મનુષ્ય તિર્યંચોને મિશ્રદૃષ્ટિ છતા વૈક્રિયશરીર કરવાનો સંભવ છે, તેથી તેનો જ્યારે આરંભ કરે ત્યારે વૈક્રિયમિશ્ર ઘટે છે, તો તે અહિં શા માટે ન કહ્યું ? તેના ઉત્તરમાં સમજવાનું કે—આ ગુણઠાણાવાળા વૈક્રિયલબ્ધિ નહિ ફેરવતા હોય તે કારણે, અથવા ગમે તે અન્ય કારણે ગ્રન્થકર્તા આચાર્ય મહારાજે અને અન્ય આચાર્ય મહારાજોએ અહિં વૈક્રિયમિશ્ર માન્યું નથી. તેનું વાસ્તવિક કારણ તથાપ્રકારના સંપ્રદાયનો અભાવ હોવાથી અમે જાણી શકતા નથી. તથા ઉપર કહેલા નવ યોગ સાથે વૈક્રિયકાયયોગ અને આહારકકાયયોગ સહિત કરતાં અગીઆર યોગ અપ્રમત્ત ગુણસ્થાનકે હોય છે. અપ્રમત્ત ગુણસ્થાનકે કોઇપણ લબ્ધિનો પ્રયોગ કરતા નથી, પરંતુ છઠે વૈક્રિય કે આહારક લબ્ધિ ફેરવી અપ્રમત્તે જાય, તો બંનેનાં શુદ્ધ-યોગનો સંભવ છે, મિશ્રનો નહિ. લબ્ધિ કરતી અને છોડતી વખતે પ્રમત્ત હોય છે, કે જે વખતે મિશ્રયોગનો સંભવ છે. તથા તે પૂર્વોક્ત નવ યોગ સાથે વૈક્રિય વૈક્રિયમિશ્ર સહિત કરતાં અગીઆર યોગ દેશવિરતિ ગુણઠાણે હોય છે. વૈક્રિયલબ્ધિ સંપન્ન મનુષ્ય તિર્યંચને તે બંને યોગો ઘટે છે. તે પાંચમે ગુણઠાણે કહેલા અગીઆર યોગ સાથે આહારક આહારક-મિશ્ર યોગ જોડતાં તેર યોગ પ્રમત્ત ગુણઠાણે હોય છે. અહિં વૈક્રિય અને આહારકલબ્ધિ-સંપન્ન મુનિઓને વૈક્રિયદ્વિક અને આહારકદ્વિક સંભવે છે. ૧૭

**अज्जोगो अज्जोगी सत्त सजोगंमि होंति जोगा उ ।**
**दो दो मणवइजोगा उरालदुगं सकम्मइगं ॥१८॥**

अयोगो अयोगी सप्त सयोगिनि भवन्ति योगास्तु ।
द्वौ द्वौ मनोवाग्योगावौदारिकद्विकं सकार्मणम् ॥१८॥

અર્થ—અયોગિ ભગવાન યોગ રહિત છે. સયોગિ ગુણઠાણે બે મનના, બે વચનના, ઔદારિકદ્વિક, અને કાર્મણ એમ સાત યોગ હોય છે.

વિવેચન—અયોગિકેવલિ ગુણસ્થાનકે સૂક્ષ્મ કે બાદર કોઇપણ યોગ હોતા નથી, કેમકે

અયોગિ અવસ્થાનું કારણ યોગનો અભાવજ છે. તથા સયોગિ કેવળિ ગુણસ્થાનકે સત્યમનો-યોગ, અસત્યઅમૃષામનોયોગ, સત્યવચનયોગ, અસત્યઅમૃષાવચનયોગ, ઔદારિકકાયયોગ, ઔદારિકમિશ્ર કાયયોગ, અને કાર્મણકાયયોગ એ સાત યોગો હોય છે. તેમાં ઔદારિકમિશ્ર સમુદ્દ્ઘાતમાં બીજે છઠ્ઠે અને સાતમે સમયે, અને કાર્મણ ત્રીજે ચોથે અને પાંચમે સમયે હોય છે, બાકીના યોગો માટે ગુણસ્થાનકના સ્વરૂપમાં કહ્યું છે, તે પ્રમાણે સમજી લેવું. ૧૮

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં યોગો ઘટાવી હવે ઉપયોગો ઘટાવે છે.—

**अचक्खुचक्खुदंसणमन्नाणतिगं च मिच्छसासाणे ।**
**विरयाविरए सम्मे नाणतिगं दंसणतिगं च ॥१९॥**

अचक्षुश्चक्षुर्दर्शने अज्ञानत्रिकं च मिथ्यादृष्टिसास्वादने ।
विरताविरतौ सम्यग्दृष्टौ ज्ञानत्रिकं दर्शनत्रिकं च ॥१९॥

અર્થ—મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદને અજ્ઞાનત્રિક, ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એ પાંચ ઉપયોગો હોય છે. સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિગુણઠાણે ત્રણજ્ઞાન અને ત્રણદર્શન એ છ ઉપ-યોગો હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન એ બે ગુણઠાણે મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અને વિભંગજ્ઞાન એ ત્રણ અજ્ઞાન, ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એ બે દર્શન, એમ પાંચ ઉપયોગો હોય છે. જેમ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકતા અવધિજ્ઞાનીને પ્રથમ સામાન્યજ્ઞાન રૂપ અવ-ધિદર્શન થાય છે, તેમ વિભંગજ્ઞાનનો ઉપયોગ મૂકતા વિભંગજ્ઞાનીને પણ પ્રથમ અવધિદર્શન થાય છે, એમ સિદ્ધાંતમાં કહ્યું છે. પરંતુ ગમે તે કોઈ અભિપ્રાયથી અહિં અવધિદર્શન માન્યું નથી. કેમકે પહેલા બે ગુણઠાણે માત્ર બેજ દર્શન કહ્યાં છે, અવધિદર્શન કહ્યું નથી. ટીકાકાર મહારાજ કહે છે કે તેનો યથાર્થ અભિપ્રાય અમે સમજી શકતા નથી. ભગવતી-સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! અવધિદર્શની અનાકાર ઉપયોગી જ્ઞાની હોય છે, કે અજ્ઞાની ? આ પ્રમાણે ગૌતમ મહારાજના પ્રશ્નના ઉત્તરમા પરમાત્મા મહાવીર કહે છે કે-જ્ઞાની પણ હોય છે, અજ્ઞાની પણ હોય છે. જો જ્ઞાની હોય તો કેટલાક ત્રણ જ્ઞાની, અને કેટલાક ચાર જ્ઞાની હોય છે. જે ત્રણ જ્ઞાની હોય છે, તે મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની અને અવધિજ્ઞાની હોય છે. જે ચાર જ્ઞાની હોય છે, તે મતિ, શ્રુત, અવધિ, અને મનઃપર્યવજ્ઞાની હોય છે. જે અજ્ઞાની હોય છે, તે મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની, અને વિભંગજ્ઞાની હોય છે.' આ સૂત્રમા મિથ્યાદૃષ્ટિ વિભંગજ્ઞાનીઓને પણ અવધિદર્શન સ્પષ્ટપણે જણાવ્યુ છે, કારણકે જે અજ્ઞાની હોય છે, તે મિથ્યાદૃષ્ટિજ હોય છે. જ્યારે અવધિજ્ઞાની સાસ્વાદનભાવને કે મિશ્રભાવને પ્રાપ્ત કરે, ત્યારે ત્યાં પણ અવધિદર્શન હોય છે. આ રીતે પહેલા ત્રણ ગુણઠાણે અવધિદર્શન પણ હોય છે, એમ સિદ્ધાંતમાં કહ્યું છે. તથા અવિરતિસમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ ગુણસ્થાનકે મતિ શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન ચક્ષુ, અચક્ષુ, અને અવધિ એ ત્રણ દર્શન એમ છ ઉપયોગો હોય છે. ૧૯

**मिस्संमि वामिस्सं मणनाणजुयं पमत्तपुव्वाणं।**
**केवलियनाणदंसण उवओग अजोगिजोगीसु॥२०॥**

मिश्रे व्यामिश्रं मनःपर्यवज्ञानयुक्तं प्रमत्तपूर्वाणाम्।
कैवलिकज्ञानदर्शनोपयोगावयोगियोगिनोः ॥२०॥

અર્થ—પૂર્વોક્ત ત્રણ ઉપયોગ મિશ્રે મિશ્ર હોય છે. પ્રમત્તાદિને મનઃપર્યવજ્ઞાન યુક્ત સાત ઉપયોગ હોય છે. અયોગિ તથા સયોગિ ગુણઠાણે કેવળજ્ઞાન અને કેવળદર્શન હોય છે.

ટીકાનુ૦—સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે પૂર્વે કહેલા ત્રણ જ્ઞાન અને ત્રણ દર્શન અજ્ઞાનવડે મિશ્ર હોય છે. મતિજ્ઞાન મતિઅજ્ઞાનવડે. શ્રુતજ્ઞાન શ્રુતઅજ્ઞાનવડે, અને અવધિજ્ઞાન વિભંગજ્ઞાનવડે મિશ્ર હોય છે. આ ગુણસ્થાનકે સમ્યક્ત્વ અને મિથ્યાત્વ બંનેનો અંશ હોય છે. તેમાં કોઈ વખત સમ્યક્ત્વાંશનુ બાહુલ્ય હોય છે, તો કોઈ વખત મિથ્યાત્વાંશનુ બાહુલ્ય હોય છે. કોઈ વખત બંને સમાન હોય છે. જ્યારે સમ્યક્ત્વાંશનું બાહુલ્ય હોય, ત્યારે જ્ઞાનનો અંશ વધારે, અજ્ઞાનનો અંશ ઓછો હોય છે. જ્યારે મિથ્યાત્વાંશનુ બાહુલ્ય હોય ત્યારે અજ્ઞાનનો અંશ વધારે, જ્ઞાનનો અંશ અલ્પ હોય છે. બંને અંશો સરખા હોય ત્યાર જ્ઞાન અને અજ્ઞાન બંને સમપ્રમાણમાં હોય છે. તથા પ્રમત્ત ગુણસ્થાનકથી આરંભી બારમા ક્ષીણમોહ ગુણસ્થાનક પર્યંત પૂર્વોક્ત ત્રણ જ્ઞાન અને ત્રણ દર્શન એ છ ઉપયોગ સાથે મનઃપર્યવજ્ઞાન જોડતાં સાત ઉપયોગો હોય છે. તથા સયોગિ કેવળિ અને અયોગિ કેવળિ એમ બે ગુણસ્થાનકે કેવળજ્ઞાન અને કેવળદર્શન એમ બે ઉપયોગો હોય છે. અન્ય કોઈ ઉપયોગો હોતા નથી. ૨૦

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં ઉપયોગો કહીને, હવે માર્ગણાસ્થાનોમાં જીવસ્થાનાદિને કહેવા ઇચ્છતા પ્રથમ માર્ગણાસ્થાનો કહે છે—

**गइ इंदिए य काए जोए वेए कसायनाणे य।**
**संजमदंसणलेसा भवसन्निसम्मआहारे ॥२१॥**

गतीन्द्रिये च काये योगे वेदे कषायज्ञानेषु च।
संयमदर्शनलेश्यायां भव्यसंज्ञिसम्यगाहारे ॥२१॥

અર્થ—ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્ય, સંજ્ઞિ, સમ્યક્ત્વ અને આહારમાર્ગણા એમ ચૌદ મૂળ માર્ગણા છે. અને તેના બાસઠ ઉત્તર ભેદ છે. તે દરેકનું સવિસ્તૃત વર્ણન પહેલા અપાયું છે, ત્યાંથી જોઈ લેવું. ૨૧

હવે એ માર્ગણાસ્થાનોમાં જીવસ્થાનકોનો વિચાર કરે છે—

तिरियगइए चोद्दस नारयसुरनरगईसु दोठाणा ।
एगिंदिएसु चउरो विगल पणिंदिसु छच्चउरो ॥२२॥

तिर्यग्गतौ चतुर्दश नारकसुरनरगतिषु द्वे स्थाने ।
एकेन्द्रियेषु चत्वारि विकलपञ्चेन्द्रियेषु षट् चत्वारि ॥२२॥

અર્થ—તિર્યંચગતિમાં ચૌદે જીવસ્થાનકો હોય છે, નરક દેવ અને મનુષ્યગતિમાં બે જીવસ્થાનકો હોય છે, એકેન્દ્રિયમાં ચાર, વિકલેન્દ્રિયમાં છ, અને પંચેન્દ્રિયમાં ચાર જીવસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—તિર્યંચગતિમાં ચૌદે જીવસ્થાનકો ઘટે છે, કેમકે એકેન્દ્રિયાદિ સઘળા ભેદવાળા જીવોનો તેમાં સંભવ છે. તથા નારક, દેવ, અને મનુષ્યગતિમાં પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયરૂપ બબ્બે જીવસ્થાનક હોય છે. અહિં નારક અને દેવના સાહચર્યથી મનુષ્યો કરણ અપર્યાપ્તાજ અને સમનસ્ક-મનવાળા વિવક્ષ્યા છે, તેથીજ તેમાં પૂર્વોક્ત બે જીવસ્થાનક ઘટે છે. જો સામાન્યપણેજ મનુષ્યોની વિવક્ષા કરીએ તો અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયરૂપ ત્રીજું જીવસ્થાનક પણ સંભવે છે. કેમકે ઉલટી પિત્ત આદિ ચૌદસ્થાનકમાં ઉત્પન્ન થતા સંમૂર્ચ્છિમ મનુષ્યો અસંજ્ઞિ અને લબ્ધિ અપર્યાપ્તા હોય છે. ભગવતિસૂત્રમાં કહ્યું છે કે 'હે પ્રભો! સંમૂર્ચ્છિમ મનુષ્યો કયાં ઉત્પન્ન થાય છે? હે ગૌતમ! પીસ્તાલીસ લાખ યોજન પ્રમાણ મનુષ્યક્ષેત્રમાં અઢીદ્વિપ અને બે સમુદ્રમાં રહેલા પંદર કર્મભૂમિ, ત્રીસ અકર્મભૂમિ અને છપ્પન અંતરદ્વિપરૂપ એકસો એક ક્ષેત્રમાં ઉત્પન્ન થતા ગર્ભજ મનુષ્યોની વિષ્ટામાં, મૂત્રમાં, કફમાં, નાકના મેલમાં, ઉલટીમાં, પિત્તમાં, વીર્યમાં, પરૂમાં, રૂધિરમાં, વીર્ય પુદ્ગલોના પરિત્યાગમાં, જીવવિનાના કલેવરમાં, નગરની ખાળમાં, સઘળા અશુચિના સ્થાનકોમાં, અને સ્ત્રીપુરુષના સંયોગમાં આ ચૌદે સ્થાનકોમાં સમૂર્ચ્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય છે, અને તેઓ અંગુલના અસંખ્યાતમા ભાગની અવગાહનાવાળા, અસંજ્ઞિ, મિથ્યાદૃષ્ટિ, અજ્ઞાની, અને સઘળી પર્યાપ્તિએ અપર્યાપ્તા હોય છે, તથા અંતર્મુહૂર્ત્તના આઉખે કાળ કરે છે. તથા એકેન્દ્રિયમાર્ગણામાં પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ બાદર એકેન્દ્રિયરૂપ ચાર જીવસ્થાનકો હોય છે. વિકલેન્દ્રિયમાર્ગણામાં પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયરૂપ છ જીવભેદો હોય છે. અને પંચેન્દ્રિયમાર્ગણામાં પર્યાપ્ત અપર્યાપ્તસંજ્ઞિ અસંજ્ઞિરૂપ ચાર જીવસ્થાનકો હોય છે. ૨૨

दस तसकाए चउ चउ थावरकाएसु जीवठाणाई ।
चत्तारि अट्ठ दोन्नि य कायवईमाणसेसु कमा ॥२३॥

दश त्रसकाये चत्वारि चत्वारि स्थावरकायेषु जीवस्थानानि ।
चत्वार्यष्ट द्वे च कायवाग्मानसेषु क्रमात् ॥ २३ ॥

અર્થ—ત્રસકાયમાં દશ, સ્થાવરકાયમાં ચાર ચાર, તથા કાયયોગ વચનયોગ અને મનોયોગમાં અનુક્રમે ચાર આઠ અને બે જીવસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—ત્રસકાયમાં અપર્યાપ્ત પર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિયરૂપ દશ જીવસ્થાનકો હોય છે. તથા સ્થાવરકાય—પૃથ્વી અપ્ તેઉ વાયુ અને વનસ્પતિકાય એ દરેકમાં પર્યાપ્ત સૂક્ષ્મ બાદર એકેન્દ્રિયરૂપ ચાર ચાર જીવસ્થાનકો હોય છે. આ જ ચાર જીવસ્થાનકો વચનયોગ અને મનોયોગ વિનાના કેવળ કાયયોગિમાં હોય છે. કેવળ કાયયોગિ એકલા એકેન્દ્રિયોજ છે, અને તેના ચાર ભેદ પૂર્વે કહ્યા છે. મનોયોગ વિનાના વચનયોગિમાં પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ આઠ જીવભેદો હોય છે. તથા મનોયોગિમાં સંજ્ઞિપચેન્દ્રિય પર્યાપ્ત અપર્યાપ્ત એ [1]બે જીવસ્થાનકો હોય છે. ૨૩

चउ चउ पुमित्थिवेए सव्वाणि नपुंससंपराएसु ।
किण्हाइतिगाहारगभव्वाभव्वे य मिच्छे य ॥२४॥

चत्वारि चत्वारि पुंस्त्रीवेदे सर्वाणि नपुंसकसंपरायेषु ।
कृष्णादित्रिकाहारकभव्याभव्ये च मिथ्यादृष्टौ च ॥२४॥

---

૧ સામાન્યથી મનોયોગવાળા જીવોને વચનયોગ તથા કાયયોગ અને વચનયોગવાળા જીવોને કાયયોગ હોય છે. એટલે કાયયોગમાં ચૌદ, વચનયોગમાં એકેન્દ્રિયના ચાર ભેદ વિના શેષ દશ અને મનોયોગમાં સંજ્ઞિપર્યાપ્ત-અપર્યાપ્ત એમ બે જીવભેદો હોય છે, પરંતુ અહિં મનોયોગવાળાઓને વચનયોગ અને કાયયોગની તેમજ વચનયોગવાળાને કાયયોગની ગૌણતા ગણી તેની વિવક્ષા કરી નથી, માટે આ ગાથામાં જણાવ્યા મુજબ મનોયોગમાં બે, વચનયોગમા આઠ અને કાયયોગમાં ચાર જીવસ્થાનકો હોય છે.

પ્રશ્ન—આજ ગ્રંથમાં ગાથા છઠ્ઠીમાં પર્યાપ્ત વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય એમ ચાર જીવસ્થાનકોમાં કાયયોગ તથા વચનયોગ, સંજ્ઞિ-પર્યાપ્ત એક જીવસ્થાનકમાં સર્વયોગ અને શેષ નવ જીવસ્થાનકમાં કેવળ કાયયોગ બતાવેલ છે તો પૂર્વાપર વિરોધ કેમ નહિં આવે ?

ઉત્તર— છઠ્ઠી ગાથામાં લબ્ધિ-અપર્યાપ્તની વિવક્ષા હોવાથી અને તેમને ક્રિયાનો સમાપ્તિકાલ ન હોવાથી તેની ગૌણતા માની લબ્ધિ-અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિ ચાર ભેદમાં વચનયોગ અને સંજ્ઞિઅ-પર્યાપ્તમાં મનોયોગની વિવક્ષા કરી નથી. જ્યારે અહિ લબ્ધિ-પર્યાપ્તની વિવક્ષા હોવાથી કરણ-અપર્યાપ્ત અવસ્થામાં તે લબ્ધિ-પર્યાપ્ત જીવોને કરણ-પર્યાપ્ત જીવોની જેમ ક્રિયાના પ્રારંભકાલ અને સમાપ્તિ કાલ એક માની અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિક ચારમા પણ વચનયોગ અને સંજ્ઞિ-અપર્યાપ્તમાં મનોયોગ કહ્યો છે. જુઓ. સ્વો૦ ટીકા૦ ગા૦ ૨૩

અને આ ગાથામાં દર્શાવ્યા મુજબ મનોયોગની પ્રધાનતાવાળા જીવોને વચનયોગ તથા કાયયોગ તેમજ વચનયોગની પ્રધાનતાવાળાને કાયયોગની ગૌણતા માની છઠ્ઠી ગાથામા જણાવ્યા મુજબ લબ્ધિ-અપર્યાપ્તની વિવક્ષા કરીએ અને ત્યાં જણાવ્યા મુજબ યોગો ઘટાવીએ તો માત્ર સંજ્ઞિ-પર્યાપ્ત રૂપ એક-જીવભેદમાં મનોયોગ, પર્યાપ્ત અસંજ્ઞિ-પંચેન્દ્રિય અને પર્યાપ્ત વિકલેન્દ્રિય એ ચારમાં વચનયોગ અને શેષ નવ જીવભેદમાં કાયયોગ હોય એમ સમજવું.

અર્થ—પુરુષ અને સ્ત્રીવેદમાં ચાર ચાર; નપુંસકવેદ, કષાય, કૃષ્ણાદિ ત્રણ લેશ્યા, આહારક, ભવ્ય, અભવ્ય, અને મિથ્યાત્વમાં સઘળા જીવસ્થાનો ઘટે છે.

ટીકાનુ૦—પુરુષવેદ અને સ્ત્રીવેદમાં અપર્યાપ્ત પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિયરૂપ ચાર ચાર જીવભેદો હોય છે. જો કે અસંજ્ઞિપર્યાપ્ત અપર્યાપ્ત એ બંને જીવોમાં માત્ર નપુંસક વેદજ કહ્યો છે. ભગવતિજીમાં કહ્યું છે કે—'હે પ્રભો ! અસંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચો શું સ્ત્રીવેદી છે ? પુરુષવેદી છે ? કે નપુંસકવેદી છે ? હે ગૌતમ ! સ્ત્રીવેદી નથી, પુરુષવેદી નથી પરંતુ અવશ્ય નપુંસકવેદી છે. છતાં અહિં પુરુષવેદ અને સ્ત્રીવેદ જે કહ્યા છે, તે તેઓમાં માત્ર સ્ત્રી અને પુરુષનો આકાર હોય છે, તે આશ્રયિ કહ્યા છે. ભાવથી તો નપુંસકવેદ એકજ હોય છે. મૂળ ટીકામાં કહ્યું છે કે 'જો કે અસંજ્ઞિ પર્યાપ્ત અપર્યાપ્ત નપુંસકવેદી છે, છતાં માત્ર સ્ત્રી પુરુષલિંગના આકાર આશ્રયિને સ્ત્રીવેદી પુરુષવેદી કહ્યા છે.' તથા નપુંસકવેદ, ક્રોધ માન માયા અને લોભરૂપ કષાય, કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, આહારક, ભવ્ય, અભવ્ય, ચ શબ્દથી અસંયમ અને મિથ્યાદૃષ્ટિ એ તેર માર્ગણામાં સઘળા જીવસ્થાનો ઘટે છે. કારણ કે સઘળા જીવોમાં આ સઘળા ભાવોનો સંભવ છે. ૨૪

**तेउलेसाइसु दोन्नि संजमे एक्कमट्ठमणहारे ।**
**सन्नो सम्मंमि य दोन्नि सेसयाइं असंनिम्मि ॥२५॥**

**तेजोलेश्यादिषु द्वे संयमे एकमष्टावनाहारे ।**
**संज्ञिनि सम्यग्दृष्टौ च द्वे शेषकाण्यसंज्ञिनि ॥२५॥**

અર્થ—તેજો આદિ ત્રણ લેશ્યામાં બે, સંયમમાં એક, અણાહારિમાં આઠ. સંજ્ઞિ અને સમ્યક્ત્વમાં બે અને અસંજ્ઞિમાં બાકીના જીવસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—તેજો પદ્મ અને શુક્લલેશ્યામાં અપર્યાપ્ત પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયરૂપ બે જીવસ્થાનકો હોય છે. અહિં અપર્યાપ્તા કરણથી લેવાના છે. કારણ કે લબ્ધિ અપર્યાપ્તાને તો કૃષ્ણ આદિ ત્રણ લેશ્યાજ હોય છે. તથા ગાથાના ઉત્તરાર્ધમાં મૂકેલ 'ચ' શબ્દ એ નહિ કહેલ અર્થનો સમુચ્ચાયક હોવાથી તેજોલેશ્યા માર્ગણામાં કરણ અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયો પણ ગ્રહણ કરવા. કારણ કે ભવનપતિ વ્યંતર જ્યોતિષ્ક સૌધર્મ અને ઇશાન દેવલોકના દેવો બાદર પર્યાપ્ત પૃથ્વી અપ્ અને પ્રત્યેક વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે, તે સઘળા દેવોને તેજોલેશ્યા હોય છે. દેવો જે લેશ્યાના પરિણામે મરણ પામે છે તે લેશ્યાના પરિણામે આગલી ગતિમાં ઉત્પન્ન થાય છે, એટલે કે ભવાંતરમાં પોતાના ભવની લેશ્યા સાથે લઇ જાય છે. કહ્યું છે કે—'જે લેશ્યાએ મરણ પામે છે તે લેશ્યાએજ ભવાંતરમાં ઉત્પન્ન થાય છે.' તેથી બાદર એકેન્દ્રિય પૃથ્વી અપ્ અને પ્રત્યેક વનસ્પતિના જીવોને અપર્યાપ્તાવસ્થામાં કેટલોક કાળ તેજોલેશ્યા હોય છે. તથા સામાયિકાદિ પાંચ ચારિત્રમાર્ગણા અને દેશવિરતિમાર્ગણામાં પર્યાપ્તસંજ્ઞિપંચેન્દ્રિયરૂપ એકજ જીવભેદ ઘટે છે. તથા અણાહારિમાર્ગણામાં સાતે અપર્યાપ્તા અને આઠમો સંજ્ઞિપર્યાપ્તો એમ આઠ જીવભેદો ઘટે છે. સાતે અપર્યાપ્તાને વિગ્રહગતિમાં અણાહારિપણું

સંભવે છે, અને સંજ્ઞિ પર્યાપ્તાને કેવળસમુદ્ઘાતાવસ્થામાં ત્રીજે ચોથે અને પાંચમે સમયે અણાહારિપણું હોય છે. તથા સંજ્ઞિમાર્ગણા અને ક્ષાયિક ક્ષાયોપશમિક અને ઔપશમિક એ ત્રણ સમ્યક્ત્વમાર્ગણામાં પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયરૂપ બે જીવભેદો હોય છે.

પ્રશ્ન—ક્ષાયિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ લઇ ભવાંતરમાં જતો હોવાથી એ બે સમ્યક્ત્વમાં તો સંજ્ઞિ અપર્યાપ્તો એ જીવભેદ ઘટે છે. પરંતુ ઔપશમિક સમ્યક્ત્વમાં સંજ્ઞિ અપર્યાપ્ત જીવભેદ શી રીતે ઘટે ! કારણ કે અપર્યાપ્તાવસ્થામાં તદ્યોગ્ય અધ્યવસાયનો અભાવ હોવાથી કોઇપણ નવું સમ્યક્ત્વ ઉત્પન્ન થતું નથી. કદાચ એમ કહેવામાં આવે કે અપર્યાપ્તાવસ્થામા નવું ભલે ઉત્પન્ન ન થાય, પરંતુ ક્ષાયિક ક્ષાયોપશમિકની જેમ પરભવનું લાવેલું અપર્યાપ્તાવસ્થામાં હોય, તેનો કોણ નિષેધ કરી શકે છે ? આ કથન પણ અયોગ્ય છે, કારણ કે જે મિથ્યાદૃષ્ટિ મિથ્યાત્વગુણઠાણે ત્રણ કરણ કરી ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તે જ્યાં સુધી હોય ત્યાં સુધી કોઈ જીવ કાળ કરતો નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે— 'ઔપશમિકસમ્યગ્દૃષ્ટિ અનંતાનુબંધિનો બંધ, તેનો ઉદય આયુનો બંધ અને મરણ એ ચારમાંથી એક વાનું પણ કરતો નથી. કદાચ એમ કહેવામાં આવે કે- ઉપશમશ્રેણિનું ઉપશમ સમ્યક્ત્વ અપર્યાપ્તાવસ્થામાં હોય છે, તે પણ અયોગ્ય છે. કારણ કે ઉપશમશ્રેણિપર ચડેલો જે આત્મા ત્યાં મરણ પામી અનુત્તરવિમાનમાં ઉત્પન્ન થાય છે, તેને દેવાયુના પહેલેજ સમયે સમ્યક્ત્વમોહનીયનાં પુદ્ગલોનો ઉદય થવાથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોય છે, ઔપશમિક સમ્યક્ત્વ હોતું નથી. શતકની બૃહચ્ચૂર્ણિમાં કહ્યું છે કે—'જે ઉપશમ સમ્યગ્દૃષ્ટિ ઉપશમશ્રેણિમાં મરણ પામે છે, તે દેવાયુના પહેલાજ સમયે સમ્યક્ત્વમોહનીયના દલિકોને ઉદયાવલિકામાં નાખીને વેદે છે, તેથી ઉપશમ સમ્યગ્દૃષ્ટિ અપર્યાપ્તો હોતો નથી, આ પ્રમાણે ઉપશમસમ્યક્ત્વમાર્ગણામાં સંજ્ઞિપર્યાપ્તો એકજ જીવભેદ ઘટે, પરંતુ અપર્યાપ્તો ઘટી શકે નહિ.

ઉત્તર—ઉપરોક્ત કોઇ દોષ ઘટતો નથી. કારણ કે સપ્તતિકાની ચૂર્ણિમાં ગુણસ્થાનકમાં જ્યાં નામકર્મના બંધ અને ઉદયસ્થાનકનો વિચાર કર્યો છે, ત્યાં ચોથાગુણસ્થાનકના ઉદયસ્થાનોના વિચાર પ્રસંગે પચીસ અને સત્તાવીસ પ્રકૃતિનો ઉદય દેવ અને નારકી આશ્રયિ કહ્યો છે. તેમાં નારકીઓ ક્ષાયિક અને વેદકસમ્યક્ત્વી કહ્યા છે, અને દેવો ત્રણે પ્રકારના સમ્યક્ત્વી કહ્યા છે. તે ગ્રંથના પાઠનો અર્થ આ પ્રમાણે—'પચીસ અને સત્તાવીશનો ઉદય દેવતા અને નારકી આશ્રયિ હોય છે. તેમાં નારકી ક્ષાયિક અને વેદક સમ્યક્ત્વી હોય છે, અને દેવો ત્રણે સમ્યક્ત્વી હોય છે. તેમાં પચીસનો ઉદય શરીરપર્યાપ્તિ કરતો હોય છે, અને સત્તાવીસનો ઉદય શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા અને શેષ પર્યાપ્તિએ અપર્યાપ્તાને હોય છે. આ પ્રમાણે આ બંને ઉદયસ્થાનકો અપર્યાપ્તાવસ્થામાં હોવાથી આ ગ્રંથમાં અપર્યાપ્તાવસ્થામા પણ ઔપશમિક સમ્યક્ત્વ ગ્રહણ કર્યું' છે. આ રીતે શતકચૂર્ણિમાં ઉપશમ સમ્યક્ત્વે સંજ્ઞિપર્યાપ્ત એકજ જીવભેદ કહ્યો, અને સપ્તતિકાની ચૂર્ણિમાં ઉપશમશ્રેણિનું ઉપશમસમ્યક્ત્વ લઇ અનુત્તર વિમાનમાં જાય એ અપેક્ષાએ સંજ્ઞિપર્યાપ્ત અપર્યાપ્ત બે જીવ-

ભેદ કહ્યા. આ પ્રમાણે બે મત છે. તત્ત્વ કેવળિમહારાજ જાણે. તથા પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિ સિવાય શેષ સઘળા જીવસ્થાનો અસંજ્ઞિમાર્ગણામાં હોય છે. ૨૫

હવે સામાન્યપણે જ્ઞાનાદિમાર્ગણામાં જેટલા જીવસ્થાનકો ઘટે છે, તેનું પ્રતિપાદન કરે છે—

**दुसु नाण-दंसणाइं सव्वे अन्नाणिणो य विन्नेया ।**
**सन्निम्मि अयोगि अवेइ एवमाइ मुणेयव्वं ॥२६॥**

द्वयोर्ज्ञानदर्शनानि सर्व्वेऽप्यज्ञानिनश्च विज्ञेयाः ।
संज्ञिन्ययोग्यवेद्येवमादि मन्तव्यम् ॥२६॥

અર્થ—જ્ઞાન અને દર્શન બે જીવભેદમાં હોય છે. અજ્ઞાનિ સઘળા જીવભેદો જાણવા. અયોગિ અવેદિ આદિ ભાવો સંજ્ઞિમાંજ જાણવા.

ટીકાનુ૦—સંજ્ઞિપંચેદ્રિય પર્યાપ્ત અને અપર્યાપ્ત એ બે જીવભેદોમાં સામાન્ય રીતે જ્ઞાન દર્શન સંભવે છે, બીજા ભેદોમાં સંભવતાં નથી. અને સામાન્ય રીતે સઘળા જીવભેદો અજ્ઞાની સંભવે છે, એટલે કે ચૌદે જીવસ્થાનો અજ્ઞાની હોઇ શકે છે. અયોગિપણું, અવેદિપણું, આદિ શબ્દથી અલેશ્યાપણું, અકષાયિપણું અનિન્દ્રિયપણું માત્ર સંજ્ઞિપર્યાપ્તામાં જ તેમાં પણ મનુષ્યગતિમાંજ ઘટે છે, અન્યત્ર સંભવતું નથી. અહિં અયોગિપણું સંજ્ઞિપર્યાપ્તામાં કહ્યું છે, તેથી એમ શંકા થાય કે સૂક્ષ્મ બાદર યોગ વિનાના [1]અયોગિપણામાં સંજ્ઞિપણું કેમ ઘટે? તેના ઉત્તરમાં સમજવું કે દ્રવ્યમનનો સંબંધ હોવાથી સંજ્ઞિપણું ઘટે છે દ્રવ્યમનના સંબંધથી સંજ્ઞિપણાનો વ્યપદેશ થાય છે, જેમ સયોગિ કેવળિમાં વ્યપદેશ થાય છે. કહ્યું છે કે મન કરણ-દ્રવ્યમન કેવળિ મહારાજને છે, તેથી તેઓ સંજ્ઞિ કહેવાય છે.' ૨૬

પૂર્વની ગાથાના વિષયનેજ વિશેષતઃ વિચારે છે—

**दो मइसुयओहिदुगे एक्कं मणनाणकेवलविभंगे ।**
**छ तिगं व चक्खुदंसण चउदस ठाणाणि सेसतिगे ॥**

द्वे मतिश्रुतावधिद्विके एकं मनोज्ञानकेवलविभङ्गे ।
षट् त्रिकं वा चक्षुर्दर्शने चतुर्दश स्थानानि शेषत्रिके ॥

---

૧ અયોગીપણામા દ્રવ્ય મનનો સંબંધ હોવાથી સંજ્ઞિપણું ઘટે છે એમ ઉપર કહ્યું, પરંતુ કોઇ પણ જાતના યોગ વિનાના તે આત્માને કયા મન.પ્રાયોગ્યવર્ગણાનું ગ્રહણ કે પરિણમન કરવાનું છે કે દ્રવ્યમનનો સબંધ છે એમ કહી શકાય? આવી શંકા કરનારાએ સમજવું કે નજીકના ભૂતકાળમાં હોય તો તેનો વર્તમાનમાં આરોપ થઇ શકે છે અયોગિપણાની નજીકના સયોગિપણામાં મન પ્રાયોગ્ય વર્ગણાનું ગ્રહણ પરિણમન હતું, તેથી અયોગિપણામાં તે વખતે ભલે મનઃપ્રાયોગ્ય વર્ગણાનું ગ્રહણ ન હોય તો પણ સંજ્ઞિપણાનો આરોપ થઇ શકે છે.

અર્થ—મતિ શ્રુત અને અવધિજ્ઞાને બે, મનઃપર્યવજ્ઞાન કેવળજ્ઞાન અને વિભંગજ્ઞાને એક, છ અથવા ત્રણ ચક્ષુર્દર્શને, અને શેષ ત્રણ અજ્ઞાને ચૌદે જીવસ્થાનો હોય છે.

ટીકાનુ—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અને અવધિદર્શનમાર્ગણામાં પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયરૂપ બે જીવસ્થાનક હોય છે. તથા મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, કેવળદર્શન અને વિભંગજ્ઞાનમાર્ગણામાં પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય રૂપ એકજ જીવસ્થાન હોય છે. અહિં વિભંગજ્ઞાનમાં જે પર્યાપ્તસંજ્ઞિરૂપ એકજ જીવસ્થાનક કહ્યું, તે તિર્યંચ, મનુષ્ય, અને અસંજ્ઞિનારકની અપેક્ષાએ સમજવું. કારણ કે સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યોને અપર્યાપ્તાવસ્થામાં વિભંગજ્ઞાન ઉત્પન્ન થતું નથી, તથા અસંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચમાંથી જેઓ રત્નપ્રભા નારકીમાં ઉત્પન્ન થાય છે, તેઓનો અસંજ્ઞિનારક એવે નામે વ્યવહાર થાય છે, તેઓને પણ અપર્યાપ્તાવસ્થામાં વિભંગજ્ઞાન ઉત્પન્ન થતું નથી, પરંતુ સઘળી પર્યાપ્તિઓ સંપૂર્ણ થયા બાદ ઉત્પન્ન થાય છે. તે અપેક્ષાએ વિભંગજ્ઞાનમાં સંજ્ઞિપર્યાપ્તરૂપ એકજ જીવસ્થાન કહ્યું છે. સામાન્ય રીતે વિચારતાં વિભંગજ્ઞાન માર્ગણાએ સંજ્ઞિપર્યાપ્ત અપર્યાપ્ત એ બંને જીવસ્થાનક હોય છે. કારણ કે સંજ્ઞિ તિર્યંચ મનુષ્યમાંથી ઉત્પન્ન થતા નારક દેવોને અપર્યાપ્તાવસ્થામાં પણ વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય છે. તથા ચક્ષુર્દર્શનમાર્ગણામાં પર્યાપ્ત અપર્યાપ્ત ચતુરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય, અને સંજ્ઞિપંચેન્દ્રિય એમ છ જીવસ્થાનકો ઘટે છે. અપર્યાપ્તાવસ્થામાં પણ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થયા પછી શેષ પર્યાપ્તિએ અપર્યાપ્તાને કેટલાએક ચક્ષુર્દર્શનોપયોગ માને છે. કેટલાક નથી પણ માનતા. તેમના મતની અપેક્ષાએ પર્યાપ્ત ચઉરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય એમ ત્રણ જીવભેદો ચક્ષુર્દર્શનમાર્ગણાએ હોય છે. શેષ મતિ અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અને અચક્ષુર્દર્શન એમ ત્રણ ઉપયોગે ચૌદે જીવસ્થાનકો ઘટે છે. તથા સાસ્વાદને સૂક્ષ્મ અપર્યાપ્તા વિના કરણ અપર્યાપ્તા છ જીવભેદ અને સાતમો સંજ્ઞિપર્યાપ્તો એ સાત જીવભેદ હોય છે. મિશ્રે એક સંજ્ઞિપર્યાપ્તજ હોય છે.

આ પ્રમાણે માર્ગણાસ્થાનકોમાં જીવસ્થાનકો કહ્યા હવે ગુણસ્થાનકો ઘટાવે છે.

**सुरनारएसु चत्तारि पंच तिरिएसु चोद्दस मणूसे ।**
**इगि विगलेसु जुयलं सव्वाणि पणिंदिसु हवंति ॥२७॥**

सुरनारकयोश्चत्वारि पञ्च तिर्यक्षु चतुर्दश मनुष्ये ।
एकविकलेन्द्रियेषु युगलं सर्वाणि पञ्चेन्द्रियेषु भवन्ति ॥२७॥

અર્થ—દેવતા અને નારકીમાં ચાર, તિર્યંચમા પાંચ, મનુષ્યમાં ચૌદ, એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયમાં બે, અને પંચેન્દ્રિયમાં સઘળાં ગુણસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—દેવગતિ અને નરકગતિ માર્ગણામાં મિથ્યાદષ્ટિથી આરંભી અવિરતિસમ્યગ્દષ્ટિ સુધીના ચાર ગુણસ્થાનકો હોય છે. તીવ્ર અપ્રત્યાખ્યાનાવરણીકષાયનો ઉદય હોવાથી એ બે ગતિમાં વિરતિ પરિણામ થતાજ નથી. દેશવિરતિ સુધીના પાંચ ગુણસ્થાનકો તિર્યંચ—

ગતિમાં હોય છે. ગર્ભજતિર્યંચોને સમ્યક્ત્વ અને દેશવિરતિ યોગ્ય પરિણામ થઈ શકે છે. તેમાં યુગલિયા તિર્યંચોને ચારજ ગુણસ્થાનક હોય છે, અને સમ્યક્ત્વ ત્રણમાંથી કોઈપણ પ્રકારનું સંભવે છે. અને સંખ્યાતા વર્ષના આયુવાળા સંજ્ઞિ તિર્યંચમાં ક્ષાયિક સિવાય બે સમ્યક્ત્વ, અને દેશવિરતિ સુધીના પાંચ ગુણસ્થાનકો સંભવે છે. મનુષ્યગતિમાં ચૌદે ગુણસ્થાનક ઘટે છે. તેમાં મિથ્યાત્વથી આરંભી અયોગિ સુધીના સર્વ ભાવોનો સંભવ છે. તથા એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયમાં મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન એ બે ગુણસ્થાનક હોય છે. તેમાં સાસ્વાદનપણું પર્યાપ્તનામકર્મના ઉદયવાળા કરણઅપર્યાપ્તાઓને અપર્યાપ્તાવસ્થામાં જાણવું. તથા પંચેન્દ્રિય માર્ગણામાં સઘળાં ચૌદે ગુણસ્થાનકો સંભવે છે. કારણ કે મનુષ્યગતિમાં સઘળા ભાવો ઘટે છે. ૨૭

सव्वेसुवि मिच्छो वाउतेउसुहुमतिगं पमोत्तुण ।
सासायणो उ सम्मो सन्निदुगे सेस सन्निम्मि ॥२८॥

सर्वेष्वपि मिथ्यादृष्टिर्वायुतेजःसूक्ष्मत्रिकं प्रमुच्य ।
सास्वादनस्तु सम्यग्दृष्टिः संज्ञिद्विके शेषाणि संज्ञिनि ॥२८॥

અર્થ—મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક સર્વજીવોમાં, સાસ્વાદન ગુણસ્થાનક વાયુ તેઉ અને સૂક્ષ્મત્રિક વર્જીને શેષ સઘળા જીવોમાં, અવિરત સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક સંજ્ઞિદ્વિકમાં, અને શેષ ગુણસ્થાનકો સંજ્ઞિમાં હોય છે.

ટીકાનુ૦—સામાન્ય રીતે ત્રસ અને સ્થાવર સઘળા જીવોમાં મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક હોય છે. તથા અગ્નિકાય, વાઉકાય, અને સૂક્ષ્માદિ ત્રણ-સૂક્ષ્મનામકર્મના ઉદયવાળા, અપર્યાપ્ત નામકર્મના ઉદયવાળા, અને સાધારણ નામકર્મના ઉદયવાળા જીવોને છોડી શેષ લબ્ધિ-પર્યાપ્તા અને કરણ અપર્યાપ્તા સઘળા જીવસ્થાનોમાં અને સંજ્ઞિપર્યાપ્તામાં સાસ્વાદન સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક હોય છે. તથા સંજ્ઞિપર્યાપ્તા અને સંજ્ઞિ અપર્યાપ્તા જીવોમાં અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક હોય છે. શેષ મિશ્રદષ્ટિ અને દેશવિરતિ આદિ અગીઆર ગુણસ્થાનકો પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાંજ હોય છે. ૨૮

जा बायरो ता वेएसु तिसु वि तह तिसु य संपराएसु ।
लोभंमि जाव सुहुमो छ लेसा जाव सम्मोत्ति ॥२९॥

यावद्बादरस्तावद् वेदेषु त्रिष्वपि तथा त्रिषु च संपरायेषु ।
लोभे यावत्सूक्ष्मः षट्लेश्यासु यावत्सम्यग्दृष्टिरिति ॥२९॥

અર્થ—ત્રણ વેદ[1] તથા ત્રણ કષાયમાં બાદર સંપરાય સુધીના ગુણસ્થાનકો હોય છે.

---

૧ અહિં વેદમાં જે નવ ગુણસ્થાનકો કહ્યા તે દ્રવ્યવેદ આશ્રયી કહ્યા છે ? કે ભાવવેદ આશ્રયી ? દ્રવ્યવેદ આશ્રયી તો કહ્યા જણાતા નથી. કારણ કે તે તો ઉપરના ગુણસ્થાનકે પણ હોય છે. ભાવવેદે

લોભમાં સૂક્ષ્મસંપરાય સુધીના, અને છ લેશ્યામાં ચતુર્થગુણસ્થાનક સુધીના ગુણસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—ત્રણ વેદમાર્ગણામાં અને ક્રોધ માન અને માયા એ ત્રણ કષાયમાર્ગણામાં મિથ્યાદૃષ્ટિથી આરંભી અનિવૃત્તિ બાદર સંપરાય સુધીનાં નવ ગુણસ્થાનકો હોય છે.

તથા લોભમાર્ગણામાં મિથ્યાદૃષ્ટિથી આરંભી સૂક્ષ્મસંપરાય સુધીનાં દશ ગુણસ્થાનકો હોય છે. અને છ લેશ્યા માર્ગણામાં પ્રથમ ગુણસ્થાનકથી આરંભી અવિરતિસમ્યગ્દૃષ્ટિ સુધીના ચાર ગુણસ્થાનકો હોય છે. ૨૯

**अपुव्वाइसु सुक्का नत्थि अजोगिम्मि तिन्नि सेसाणं।**
**मीसो एगो चउरो असंजया संजया सेसा ॥ ३० ॥**

**अपूर्वादिषु शुक्ला नास्त्ययोगिनि तिस्रः शेषाणाम् ।**
**मिश्र एकश्चत्वारोऽसंयताः संयताः शेषाः ॥ ३० ॥**

અર્થ—અપૂર્વકરણાદિમાં શુકલલેશ્યા હોય છે, અયોગિમાં એક પણ લેશ્યા હોતી નથી, અને શેષ ગુણસ્થાનકોમા ત્રણ લેશ્યા હોય છે. તથા મિશ્રે એક, અને અસંયતે ચાર ગુણસ્થાનકો હોય છે. તથા શેષ ગુણસ્થાનકો સંયતને હોય છે.

ટીકાનુ૦—અપૂર્વકરણથી આરંભી સયોગિ ગુણસ્થાનક સુધીના સઘળા ગુણસ્થાનકોમાં એક શુકલલેશ્યાજ હોય છે, અન્ય કોઈ લેશ્યા હોતી નથી. અયોગિ કેવળિ ગુણસ્થાનકે કોઈ પણ લેશ્યા હોતી નથી, કારણ કે ત્યાં યોગનો અભાવ છે. જ્યાં સુધી યોગ છે, ત્યાં સુધીજ લેશ્યા હોય છે. બાકીના દેશવિરતિ પ્રમત્ત અને અપ્રમત્ત સંયતને તેજો પદ્મ અને શુકલ એ ત્રણ શુભલેશ્યા હોય છે. દેશવિરતાદિને આ ત્રણ શુભ લેશ્યાઓ દેશવિરતિ આદિ પ્રાપ્ત કરતાં હોય છે એમ સમજવું. અન્યથા છએ લેશ્યાઓ હોય છે. કહ્યું છે કે 'સમ્યક્ત્વ, દેશવિરતિ અને [1]સર્વવિરતિની પ્રાપ્તિકાળે ત્રણ શુભલેશ્યાજ હોય છે, અને પ્રાપ્ત થયા પછી

---

કહ્યા હોય તો ભાવવેદ છતા ચારિત્ર કેમ હોઇ શકે? નવમા ગુણસ્થાનક સુધી વેદો કહ્યા તે ઉપરથી ઉપરોક્ત શંકા થઇ શકે છે. તેના ઉત્તરમાં સમજવાનું કે અહિં નવ ગુણસ્થાનકો ભાવવેદ આશ્રયી કહ્યા છે. વેદ એ દેશઘાતિ છે, અને સર્વઘાતિકષાયોના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલા ગુણને હણતા નથી. પરંતુ સર્વઘાતિ કષાયોના ઉદય યુક્ત તેનો ઉદય ચારિત્રને હણે છે. વેદના તીવ્ર મંદાદિ અસંખ્ય ભેદો થાય છે તેમાંના કેટલાક મંદ ભેદો ઉપરના ગુણસ્થાનકે પણ પ્રતીયમાન થાય છે. અને તે અત્યન્ત મંદ હોવાથી ગુણને બાધક થતા નથી જેમ પિતાદિ દોષો સઘળા જીવોને હોય છે, પરંતુ જો તે ઉત્કટ ન હોય તો બાધક થતા નથી, તેમ ઉપર ઉપરના ગુણસ્થાને અત્યંત મંદતાને પ્રાપ્ત થયેલા તે વેદો બાધક થતા નથી. જુઓ મૂળટીકા ગા. ૨૯

૧ સર્વવિરતિ પ્રાપ્ત થયા પછી સઘળી લેશ્યાઓ હોય છે, એમ ઉપર કહ્યું, તેમાં સર્વવિરતિ પ્રમત્ત ગુણસ્થાનક ગ્રહણ કરવુ, અપ્રમત્તે તો હંમેશા શુભ લેશ્યાજ હોય છે. આ રીતે છ લેશ્યા માર્ગણાએ છ ગુણસ્થાનક સંભવે છે.

સઘળી લેશ્યાઓ પરાવર્ત્તન પામે છે.' તથા મનોયોગ વચનયોગ માર્ગણાએ અયોગિકેવળિ વર્જીને શેષ તેર ગુણસ્થાનકો હોય છે. તથા મતિ શ્રુત અવધિજ્ઞાન માર્ગણામાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી ક્ષીણમોહ સુધીના નવ ગુણસ્થાનકો હોય છે. મનઃપર્યવજ્ઞાનમાર્ગણામાં પ્રમત્તસંયતથી આરંભી ક્ષીણમોહ સુધીના સાત ગુણસ્થાનકો હોય છે. કેવળજ્ઞાન કેવળદર્શનમાર્ગણામાં સયોગિ અને અયોગિ કેવળિ એ બે ગુણસ્થાનક હોય છે. મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાનમાર્ગણામાં પહેલાં ત્રણ ગુણસ્થાનકો હોય છે. ચક્ષુ અચક્ષુ અને [1]અવધિદર્શનમાર્ગણામાં પહેલા ગુણસ્થાનકથી આરંભી ક્ષીણમોહ સુધીના બાર ગુણસ્થાનકો હોય છે. મિશ્રસમ્યક્ત્વમાર્ગણામાં એક મિશ્રગુણસ્થાનક હોય છે. દેશવિરતિ ચારિત્રમાર્ગણામાં દેશવિરતિ ગુણસ્થાનક હોય છે. અવિરતિમાર્ગણામાં પહેલા ચાર ગુણસ્થાનકો હોય છે. સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્રમાર્ગણામા પ્રમત્ત સંયતથી આરંભી નવમા સુધીના ચાર ગુણસ્થાનકો હોય છે. પરિહારવિશુદ્ધિ ચારિત્રમાર્ગણામાં છઠ્ઠું અને સાતમું એ બે ગુણસ્થાનક હોય છે. સૂક્ષ્મસંપરાય ચારિત્રમાર્ગણામાં એક સૂક્ષ્મસંપરાયજ હોય છે. અને યથાખ્યાત ચારિત્રમાર્ગણામાં છેલ્લા ચાર ગુણસ્થાનકો હોય છે.

**अभव्विएसु पढमं सव्वाणियरेसु दो असन्निसु ।**
**सन्निसु बार केवलि नो सन्नी नो असन्नीवि ॥३१॥**

अभव्येषु प्रथमं सर्वाणीतरेषु द्वे असंज्ञिषु ।
संज्ञिषु द्वादश केवलिनौ न संज्ञिनौ नासंज्ञिनावपि ॥३१॥

અર્થ—અભવ્યમાં પહેલું એક, ભવ્યમાં સઘળા, અસંજ્ઞિમાં બે, અને સંજ્ઞિમાં બાર ગુણસ્થાનકો હોય છે. કેવળિ ભગવાન્ સંજ્ઞિ કે અસંજ્ઞિ કંઈ પણ હોતા નથી.

ટીકાનુ૦—અભવ્ય જીવોમાં પહેલું મિથ્યાદૃષ્ટિ એકજ ગુણસ્થાનક હોય છે. ભવ્યોમાં મિથ્યાદૃષ્ટિથી આરંભી અયોગિકેવળિ સુધીના સઘળા ગુણસ્થાનકો સંભવે છે. અસંજ્ઞિમાર્ગણામાં મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન એ બે ગુણસ્થાનક હોય છે. તેમાં સાસ્વાદન ગુણસ્થાનક લબ્ધિ પર્યાપ્તા તેઓને કરણ અપર્યાપ્તાવસ્થામાં જાણવું. સંજ્ઞિમાં છેલ્લા બે સિવાય બાર ગુણસ્થાનક હોય છે સયોગિકેવળિ અને અયોગિકેવળિ એ બે ગુણસ્થાનક તેની અંદર સંભવતા નથી. કારણ કે મનોવિજ્ઞાનનો અભાવ હોવાથી સયોગિ અને અયોગિકેવળિ સંજ્ઞિ કહેવાતા નથી. તેમ દ્રવ્યમનનો સંબંધ છે માટે અસંજ્ઞિપણ કહેવાતા નથી. તેથીજ ગાથામાં કહ્યું છે કે—કેવળિભગવાન્ મનોવિજ્ઞાનનો અભાવ હોવાથી સંજ્ઞિ કહેવાતા નથી તેમ દ્રવ્ય મનનો સંબંધ હોવાથી અસંજ્ઞિ [2]પણ કહેવાતા નથી. સપ્તતિકાચૂર્ણિમાં કહ્યું છે કે—

૧ અહિં અવધિદર્શનમાં ૧ થી ૧૨ ગુણસ્થાનક કહ્યા છે તે સ્વમતે નહિ પણ ભગવતીજી સૂત્ર આદિના અભિપ્રાયે સમજવું. કારણ કે પ્રથમ ગાથા ૧૯ની ટીકામાં ગુણસ્થાનકમાં યોગ દર્શાવતાં પહેલા બીજા ગુણઠાણે અવધિદર્શન કહ્યું નથી. જુઓ ગાથા ૧૯નું વિવેચન.

૨ મનોવર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરી તે દ્વારા વિચાર કરતા આત્માઓ સંજ્ઞિ કહેવાય છે. તેરમે ચૌદમે ગુણસ્થાનકે કેવળજ્ઞાન હોવાથી મનોવર્ગણાદ્વારા વિચાર કરવા પણું નથી. પરંતુ કેવળ-

'મનકરણ-દ્રવ્યમન કેવળિ મહારાજને છે તેથી સંજ્ઞિ કહેવાય છે, મનોવિજ્ઞાન આશ્રયિ તેઓ સંજ્ઞિ નથી'

**अपमत्तुवसन्तअजोगि जाव सव्वेवि अविरयाईया ।**
**वेयगउवसमखाइयदिट्ठी कमसो मुणेयव्वा ॥३२॥**

अप्रमत्तोपशान्तायोगिनः यावत्सर्वेऽप्यविरताद्याः ।
वेदकोपशमक्षायिकसम्यग्दृष्टयः क्रमशः मन्तव्याः ॥३२॥

અર્થ—અવિરતિથી આરંભી અપ્રમત્ત ઉપશાન્તમોહ અને અયોગિકેવળિ સુધીના ગુણસ્થાનકો અનુક્રમે વેદક ઉપશમ અને ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ માર્ગણામાં જાણવા.

ટીકાનુ-અહિ પદનો સંબંધ અનુક્રમે કરવો તે આ પ્રમાણે–અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપ્રમત્ત સુધીના ચાર ગુણસ્થાનકો વેદકસમ્યક્ત્વમાર્ગણામાં હોય છે, અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી ઉપશાન્તમોહ સુધીનાં આઠ ગુણસ્થાનકો ઉપશમસમ્યક્ત્વમાર્ગણામાં હોય છે. અને અવિરતિસમ્યગ્દૃષ્ટિથી આરંભી અયોગિકેવળિ સુધીના અગીઆર ગુણસ્થાનકો ક્ષાયિક સમ્યક્ત્વમાર્ગણામા હોય છે. મિથ્યાદૃષ્ટિ સાસ્વાન અને મિશ્રસમ્યક્ત્વ માર્ગણામાં પોતાપોતાના નામવાળું એક એક ગુણસ્થાનક ગાથામાં નથી કહ્યું છતા જાણી લેવું. ૩૨

**आहारगेसु तेरस पंच अणाहारगेसु वि भवंति ।**
**भणिया जोगुवयोगाण मग्गणा बंधगे भणिमो ॥३३॥**

आहारकेषु त्रयोदश पञ्चानाहारकेष्वपि भवन्ति ।
भणिता योगोपयोगानां मार्गणा बन्धकान् भणामः ॥३३॥

અર્થ—આહારકમાં તેર અને અણાહારકમાં પાંચ ગુણસ્થાનક હોય છે. આ પ્રમાણે યોગોપયોગમાર્ગણા કહી હવે બન્ધકનું વર્ણન કરીશ-

ટીકાનુ૦ પ્રથમ ગુણસ્થાનકથી આરંભી સયોગિ કેવળિ સુધીના તેર ગુણસ્થાનકો આહારકમાર્ગણામાં હોય છે. અનાહારકમાર્ગણામાં પહેલાં બે ગુણસ્થાનક, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક. અને છેલ્લા બે સયોગિ કેવળિ અને અયોગિ કેવળિ એમ પાંચ ગુણસ્થાનક હોય છે. તેમાં પહેલા બીજા અને ચોથા ગુણસ્થાનકે વિગ્રહગતિમાં અણાહારિપણુ છે. તેરમે સમુદ્ઘાતાવસ્થામાં ત્રીજે ચોથે અને પાંચમે સમયે અણાહારિપણું છે. અને ચૌદમા ગુણસ્થાનકવાળા આત્માઓ શરીરનો અભાવ હોવાથી અણાહારીજ હોય છે. આ પ્રમાણે યોગોપયોગમાર્ગણાનામનું પહેલું દ્વાર પૂર્ણ થયુ. હવે બન્ધકનામના બીજા દ્વારનું પ્રતિપાદન કરીશું. ૩૩

---

સ્થાનદ્વારા પદાર્થો જાણીને અન્ય ક્ષેત્રમા રહેલા મન.પર્યવજ્ઞાની કે અનુત્તર વિમાનના દેવોને ઉત્તર આપવા મનોવર્ગણાં ગ્રહણું કરે છે. એટલે કેવળિમહારાજને માત્ર વર્ગણાનું ગ્રહણ છે, તે દ્વારા મનન કરવાપણું નથી. એટલે કે દ્રવ્ય મન છે, પણ ભાવમન નથી. ભાવમન નહિ હોવાથી સંજ્ઞિ ન કહેવાય, દ્રવ્યમન હોવાથી સંજ્ઞિ પણ કહેવાય. અને બારમા ગુણસ્થાનક સુધી વર્ગણાનું ગ્રહણ તેમ તે દ્વારા મનન પરિણામ પણ થાય છે, તેથી તેઓ સંજ્ઞિ કહેવાય છે.



अर्हद्भ्यो नमोनमः

# પંચસંગ્રહ–પ્રથમદ્વાર–સારસંગ્રહ

આ સંપૂર્ણ ગ્રંથમાં શતક, સત્કર્મ, કષાયપ્રાભૃત, કર્મપ્રકૃતિ અને સપ્તતિકા આ પાંચ ગ્રંથોનો સંગ્રહ હોવાથી અથવા આના પ્રથમભાગમાં યોગ–ઉપયોગ માર્ગણા, બંધક, બંદ્ધવ્ય, બંધહેતુ અને બંધવિધિ એ પાંચ દ્વારોનો સંગ્રહ હોવાથી આ ગ્રંથનું નામ પંચ સંગ્રહ છે.

પ્રથમદ્વારમાં પ્રથમ ચૌદ જીવસ્થાનકોમાં ગાથા ૬ થી ૮ માં યોગો અને ઉપયોગો, પછી બાસઠ માર્ગણાઓમાં ગા૦ ૯થી૧૫માં યોગો તેમજ ઉપયોગો, ત્યારબાદ ચૌદ ગુણસ્થાનકોમાં ગા૦ ૧૬થી ૨૦માં યોગો તથા ઉપયોગોનો વિચાર કરી બાસઠ માર્ગણાઓનાં ગા૦ ૨૧થી ૩૩માં ચૌદ જીવસ્થાનક તથા ગુણસ્થાનકોનો વિચાર કરવામાં આવ્યો છે.

## યોગો

યોગ=મન–વચન–કાયાના ટેકા દ્વારા આત્મપ્રદેશોમાં થતું જે સ્ફુરણ અર્થાત્ આત્મપ્રદેશોની સકમ્પ અવસ્થા, એટલે કે જે આત્મશક્તિદ્વારા જીવ દોડવું, વળગવું, વિચારવું, બોલવું વગેરે ક્રિયાઓમાં જોડાય તે યોગ કહેવાય છે. તે શક્તિ, ઉત્સાહ, ચેષ્ટા, પરાક્રમ, સામર્થ્ય વગેરે નામોથી પણ ઓળખાવાય છે.

આ યોગ એક હોવા છતાં કારણમાં કાર્યનો ઉપચાર કરી કારણના ભેદથી તે યોગના મન–વચન તથા કાયા રૂપ ત્રણ ભેદો છે.

[૧] મનદ્વારા આત્મપ્રદેશોમાં થતું સ્ફુરણ તે મનોયોગ, તેનાં (૧) સત્ય (૨) અસત્ય (૩) સત્યાસત્ય અને (૪) અસત્યામૃષા એમ ચાર પ્રકાર છે.

(૧) જેનાવડે મુનિઓ અથવા પદાર્થોનું હિત થાય એવી વિચારણા તે સત્યમનોયોગ. જેમકે–જીવ નિત્યાનિત્ય સ્વરૂપ છે.

(૨) જેનાવડે મુનિઓ કે પદાર્થોના અહિતની વિચારણા થાય તે અસત્ય મનોયોગ, જેમકે–જીવ એકાંતે નિત્ય જ છે અથવા અનિત્ય જ છે.

(૩) જેનાવડે કંઇક અંશે સત્ય અને કંઇક અંશે અસત્ય પદાર્થની વિચારણા થાય તે સત્યાસત્ય મનોયોગ જેમકે–અનેક પ્રકારનાં વૃક્ષો હોવા છતાં આંબાનાં વૃક્ષો વધારે પ્રમાણમાં હોવાથી આ આમ્રવન છે.

(૪) જેનાવડે પદાર્થના સત્ય કે અસત્ય એવા કોઇ વાસ્તવિક સ્વરૂપની વિચારણા જ ન

થાય, કેવળ લોકોના પરસ્પરના વ્યવહાર માટે જે વિચારણા કરવામાં આવે તે અસત્યામૃષા મનોયોગ. જેમકે-હું સવારમાં વહેલો ઉઠીશ અને પહેલાં આ કાર્ય કરીશ.

સત્યાસત્ય અને અસત્યામૃષા આ બે ભેદો વ્યવહાર નયથી છે. નિશ્ચયનયથી તો સત્યાસત્યનો અસત્યમાં અને અસત્યામૃષાનો સત્ય કે અસત્યમાં અંતર્ભાવ થાય છે આ જ રીતે વચનયોગના આ બે ભેદો માટે પણ આ જ પ્રમાણે સમજવું.

[૨] વચનદ્વારા આત્મપ્રદેશોમાં થતું જે સ્ફુરણ તે વચનયોગ. તેના પણ સત્ય, અસત્ય, સત્યાસત્ય અને અસત્યામૃષા-આ ચાર પ્રકાર છે.

આ ચારે ભેદોનું સ્વરૂપ મનોયોગના ભેદોની જેમજ સમજવાનું છે માત્ર મનોયોગમાં ચિંતન અથવા વિચારણા છે ત્યારે વચનયોગમાં કહેવું-એમ સમજવું.

[૩] શરીરદ્વારા આત્મપ્રદેશોમાં થતું જે સ્ફુરણ તે કાયયોગ. તેના ૧. ઔદારિક, ૨. ઔદારિકમિશ્ર ૩ વૈક્રિય, ૪વૈક્રિયમિશ્ર, ૫. આહારક, ૬ આહારક મિશ્ર અને ૭ કાર્મણ એમ સાત પ્રકાર છે.

ઔદારિકશરીરદ્વારા આત્મપ્રદેશોમાં જે હલન-ચલન થાય તે ઔદારિક કાયયોગ, એમ કાયયોગના સાતે ભેદોમાં સમજવું.

ત્યાં સ્વયોગ્ય સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત અને અન્ય આચાર્યોના મતે શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત મનુષ્ય-તિર્યંચોને સામાન્યથી જીવનપર્યન્ત ઔદારિક અને ઉત્પત્તિના બીજા સમયથી સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ થાય ત્યાં સુધી અને અન્યમતે શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય ત્યાં સુધી મનુષ્ય-તિર્યંચોને અને કેવલિ સમુદ્ઘાતમાં બીજે છઠ્ઠે તથા સાતમા સમયે તેમજ સિદ્ધાન્તના મતે લબ્ધિસંપન્નજીવોને વૈક્રિય તથા આહારકના પ્રારંભકાળે ઔદારિક મિશ્ર હોય છે.

સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત અને અન્યમતે શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત દેવ-નારકોને જીવન પર્યન્ત અને લબ્ધિસંપન્ન મનુષ્ય-તિર્યંચોને વૈક્રિયશરીરની સંપૂર્ણ રચના થયા બાદ તેનો ત્યાગ ન કરે ત્યાં સુધી વૈક્રિય હોય છે અને ઉત્પત્તિના બીજા સમયથી સર્વપર્યાપ્તિ અથવા શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય ત્યાં સુધી દેવ-નારકોને તેમજ લબ્ધિ-સંપન્ન મનુષ્ય-તિર્યંચોને વૈક્રિયશરીરના પ્રારંભ તથા ત્યાગકાળે અને સિદ્ધાન્તના મતે માત્ર ત્યાગકાળે વૈક્રિયમિશ્ર હોય છે.

ચૌદ પૂર્વધર આહારકાદિ લબ્ધિધર મુનિઓ તીર્થંકરદેવની ઋદ્ધિ આદિના દર્શનનિમિત્તે જે શરીર બનાવે છે તેની સંપૂર્ણ રચના થયા બાદ તેનો ત્યાગ ન કરે ત્યાં સુધી આહારક અને એ જ શરીરના પ્રારંભ તથા ત્યાગકાળે તેમજ સિદ્ધાન્તના મતે માત્ર ત્યાગ-કાળે આહારકમિશ્ર હોય છે.

દરેક જીવોને વિગ્રહગતિમાં, ઉત્પત્તિના પ્રથમ સમયે અને કેવલિ-ભગવંતોને કેવલિ સમુદ્ઘાતમાં ત્રીજા-ચોથા તથા પાંચમા સમયે કાર્મણ હોય છે. અન્યકાળે પણ કાર્મણ શરીર હોય છે, પરંતુ તેની અપ્રધાનતા હોવાથી વિવક્ષા કરવામાં આવી નથી, આ શરીર હોય તો

જ બીજા શરીરો ઉત્પન્ન થાય છે માટે જ આ શરીર સર્વ શરીરોનું અને ભવનું પણ મૂળ કારણ છે. એક ભવથી બીજા ભવમાં જતાં પણ આ શરીર હોય છે, પરંતુ તે અતિસૂક્ષ્મ હોવાથી ચર્મચક્ષુથી જોઇ શકાતું નથી.

અન્યત્ર તૈજસ શરીર પણ આવે છે પરંતુ તે અનાદિકાળથી કાર્મણશરીરની સાથે જ હોય છે માટે તેની જુદી વિવક્ષા કરવામાં આવી નથી.

ઉપર જણાવેલ મુખ્ય ત્રણે યોગોમાંથી જે જીવોને જેટલા યોગો હોય તે યોગોમાંથી અંતર્મુહૂર્તે અવશ્ય પરાવર્ત્તન થાય છે અને કેવળ કાયયોગવાળા જીવોને જીવનપર્યન્ત કેવળ કાયયોગ હોય છે.

## ઉપયોગો

જે શક્તિવડે જીવ પદાર્થ જાણવામાં પ્રવૃત્તિ કરે તે ઉપયોગ. તેના (૧) સાકાર અને (૨) નિરાકાર એમ બે મૂખ્ય ભેદ છે.

(૧) જે શક્તિવડે જીવ સામાન્ય અને વિશેષ સ્વરૂપવાળા પદાર્થને વિશેષ સ્વરૂપે જાણે એટલે કે આકાર—જાતિ આદિ વિશિષ્ટ સ્વરૂપે જાણે તે સાકારોપયોગ તેને જ્ઞાનોપયોગ અથવા વિશેષોપયોગ પણ કહેવામાં આવે છે, તેના (૧) મતિ (૨) શ્રુત (૩) અવધિ (૪) મનઃપર્યવ અને (૫) કેવળજ્ઞાન તેમજ (૬) મતિ—અજ્ઞાન (૭) શ્રુત અજ્ઞાન અને (૮) વિભંગજ્ઞાન એમ આઠ પ્રકાર છે.

(૧) મનન કરવું તે મતિ અથવા જે શક્તિવડે યોગ્યદેશમાં રહેલ પદાર્થને પાંચ ઇન્દ્રિયો અને મનદ્વારા વિશેષ સ્વરૂપે જાણે તે મતિજ્ઞાન. તેનું આભિનિબોધિક એવું બીજું પણ નામ છે.

(૨) જેનાવડે સંભળાય અથવા જે સંભળાય તે શ્રુત જ્ઞાન, અથવા જેનાવડે શ્રુતાનુસારી શબ્દ ઉપરથી અર્થનો અથવા અર્થ ઉપરથી શબ્દોનો બોધ થાય તે શ્રુતજ્ઞાન.

(૩) જેનાવડે ઇન્દ્રિય નિરપેક્ષપણે નીચે નીચે વિસ્તારવાળી વસ્તુ જણાય અથવા જેનાવડે રૂપી પદાર્થને જાણવા રૂપ મર્યાદાવાળું જ્ઞાન થાય તે અવધિજ્ઞાન.

(૪) જેનાવડે અઢીદ્વીપમાં રહેલ સંજ્ઞિ-પંચેન્દ્રિયજીવોના મનને સર્વ બાજુથી જાણે અથવા મનપણે પરિણામ પામેલ મનોવર્ગણાને જાણી અનુમાનદ્વારા વિચારેલ પદાર્થને જાણે તે મનઃપર્યવ, મનઃપર્યય કે મનઃપર્યાય જ્ઞાન કહેવાય છે.

(૫) જેનાવડે સમયે સમયે લોક—અલોકવર્તિ સર્વ પદાર્થનો વિશેષ પ્રકારે બોધ થાય તે કેવળજ્ઞાન તેના એક, અસાધારણ, નિર્વ્યાઘાત, અનંત, શુદ્ધ, સકલ વગેરે પણ નામો છે.

(૬-૭-૮) મિથ્યાત્વથી કલુષિત એવાં જે પ્રથમનાં ત્રણ જ્ઞાનો તે જ અનુક્રમે મતિ-અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન કહેવાય છે. અહિં અજ્ઞાનનો જ્ઞાનનો અભાવ એવો અર્થ નથી, પરંતુ વિપરીત જ્ઞાન તે અજ્ઞાન એવો અર્થ છે.

(૨) જેનાવડે સામાન્ય વિશેષ સ્વરૂપવાળા પદાર્થને સામાન્ય સ્વરૂપે જાણે એટલે આકાર જાતિ આદિ વિશેષ સ્વરૂપે ન જાણે તે નિરાકારોપયોગ તેને દર્શનોપયોગ અથવા સામાન્યોપયોગ પણ કહેવાય છે. તેના (૧) ચક્ષુદર્શન, (૨) અચક્ષુદર્શન, (૩) અવધિદર્શન અને કેવળદર્શન એમ ચાર પ્રકાર છે.

(૧) ચક્ષુવડે પદાર્થનો સામાન્ય બોધ તે ચક્ષુદર્શન.

(૨) ચક્ષુ સિવાયની ચાર ઇંદ્રિયો અને મનદ્વારા પદાર્થનો સામાન્ય બોધ તે અચક્ષુદર્શન.

(૩) રૂપી પદાર્થોની મર્યાદાવાળો આત્મ–સાક્ષાત્‌પણે પદાર્થનો સામાન્ય બોધ તે અવધિદર્શન.

(૪) સમયે સમયે લોક–અલોકમાં રહેલ સર્વપદાર્થનો સામાન્ય બોધ તે કેવળદર્શન.

છદ્મસ્થજીવોને પ્રથમ નિરાકારોપયોગ અને પછી સાકારોપયોગ એમ અંતર્મુહૂર્તે અંતર્મુહૂર્તે ઉપયોગ બદલાય છે, જ્યારે કેવલિ ભગવંતોને પ્રથમ સાકારોપયોગ અને પછી નિરાકારોપયોગ એમ સમયે સમયે બદલાય છે.

## ચૌદ જીવસ્થાનકો

(૧) સૂક્ષ્મ એકેન્દ્રિય, (૨) બાદર એકેન્દ્રિય, (૩) બેઇન્દ્રિય, (૪) તેઇન્દ્રિય (૫) ચઉરિન્દ્રિય (૬) અસંજ્ઞિ પંચેન્દ્રિય અને (૭) સંજ્ઞિપંચેન્દ્રિય એ સાતે પર્યાપ્ત અને સાતે અપર્યાપ્ત એમ કુલ ચૌદ જીવસ્થાનક એટલે કે સંસારી જીવોના પ્રસિદ્ધ ભેદો છે.

(૧) અસંખ્ય શરીરો એકઠા થવા છતાં ચર્મચક્ષુથી જે જોઈ ન શકાય તેમ જે શસ્ત્રાદિથી છેદાય–ભેદાય નહિ તેવા સૂક્ષ્મ નામકર્મના ઉદયવાળા જે જીવો તે સૂક્ષ્મ એકેન્દ્રિય, તે ચૌદ રાજલોકમાં ઠાંસી ઠાંસીને ભરેલા છે.

(૨) એક અથવા અસંખ્ય શરીરો ભેગાં થાય ત્યારે જે ચર્મચક્ષુથી દેખી શકાય, શસ્ત્રાદિથી છેદી-ભેદી શકાય તેવા બાદર નામકર્મના ઉદયવાળા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તે બાદર એકેન્દ્રિય, તે લોકના અમુક અમુક નિયત સ્થાનોમાં રહેલા છે.

(૩) સ્પર્શન અને રસન એ બે ઇન્દ્રિયવાળા શંખ, કોડ, ગંડોળા, વગેરે જે જીવો તે બેઇન્દ્રિય.

(૪) સ્પર્શન, રસન અને ઘ્રાણરૂપ ત્રણ ઈન્દ્રિયવાળા કાનખજુરા, માંકડ વગેરે જે જીવો તે તેઇન્દ્રિય.

(૫) ઉપર જણાવેલ ત્રણ ઉપરાંત ચક્ષુઇન્દ્રિય જેને હોય તે માખી વીંછી વગેરે જીવો તે ચઉરિન્દ્રિય. પાંચે ઈન્દ્રિયવાળા જીવો તે પંચેન્દ્રિય.

(૬) દીર્ઘકાલિકી સંજ્ઞાવિનાના જે પંચેન્દ્રિય તે અસંજ્ઞિપંચેન્દ્રિય.

(૭) દીર્ઘકાલિકી સંજ્ઞા જેને હોય તે સંજ્ઞિ પંચેન્દ્રિય.

પુદ્ગલના સમૂહથી ઉત્પન્ન થયેલ, સંસારી જીવને શરીર ધારણ કરી જીવવાની જે શક્તિ તે પર્યાપ્તિ. તે આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનના ભેદથી છ પ્રકારે છે.

એકેન્દ્રિયોને પ્રથમની ચાર, વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિયને પાંચ અને સંજ્ઞિ પંચેન્દ્રિય જીવોને છ એ પર્યાપ્તિઓ હોય છે.

સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કરીને જ જે જીવો મૃત્યુ પામે તે પર્યાપ્ત, અને સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના જ જે મૃત્યુ પામે તે અપર્યાપ્ત, વળી તે દરેકના લબ્ધિ અને કરણ એમ બે બે પ્રકાર છે.

(૧) સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી હોય કે ન કરી હોય પરંતુ જે અવશ્ય કરીને જ મૃત્યુ પામે તે લબ્ધિ પર્યાપ્ત.

(૨) જે જીવો સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના જ મૃત્યુ પામે તે લબ્ધિઅપર્યાપ્ત.

(૩) જેણે સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કરી હોય તે કરણ પર્યાપ્ત.

(૪) જેણે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન કરી હોય પરંતુ અવશ્ય પૂર્ણ કરશે તે કરણ અપર્યાપ્ત, આ અર્થ ટીકામાં બતાવેલો છે. પરંતુ કેટલેક સ્થળે સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન કરી હોય તે કરણ અપર્યાપ્ત-આવો પણ અર્થ છે.

## માર્ગણાઓ

અમુક પ્રકારે શોધવું અથવા વિચારવું તે માર્ગણા, તેના મૂળ ભેદ ચૌદ અને ઉત્તરભેદ બાસઠ છે.

(૧) નરકત્વ વગેરે પર્યાયની પ્રાપ્તિ તે ગતિ-એ નરક-તિર્યંચ-મનુષ્ય અને દેવના ભેદે ચાર પ્રકારે છે.

(૨) આત્માને ઓળખવાની નિશાની તે ઇન્દ્રિય અને તેના ઉપલક્ષણથી એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય તથા પંચેન્દ્રિય એ પાંચ પ્રકારે ઇન્દ્રિય માર્ગણા છે.

(૩) ચય-અપચયપણાને પામે તે કાય. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તેમજ ત્રસ એમ છ પ્રકારે છે.

(૪) મૂળભેદની અપેક્ષાએ મન-વચન અને કાય એમ ત્રણ પ્રકારે યોગ છે.

(૫) પુરુષાદિ પ્રત્યેનો જે અભિલાષ તે વેદ સ્ત્રી-પુરુષ અને નપુંસકના ભેદથી ત્રણ પ્રકારે છે.

(૬) જેનાથી સંસાર વૃદ્ધિ પામે તે કષાય. ક્રોધ, માન, માયા તથા લોભના ભેદથી ચાર પ્રકારે છે.

(૭) પૂર્વ જણાવેલ આઠ ભેદે જ્ઞાનમાર્ગણા છે.

(૮) જેમાં સમ્યગ્ એટલે શ્રદ્ધા તથા જ્ઞાનપૂર્વક સર્વથા પાપવ્યાપારના ત્યાગ હોય તે

સંયમ, તેના સામાયિક, છેદોપસ્થાપનીય પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત એમ મુખ્યત્વે પાંચ ભેદ છે, પરંતુ માર્ગણાની દૃષ્ટિએ દેશવિરતિ તથા અવિરતિ સહિત સાત ભેદ છે.

(૧) સમતા અથવા જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ ગુણો જેમાં હોય તે સામાયિક ચારિત્ર. ઇત્વરિક અને યાવત્કથિક એમ બે પ્રકારે છે. (૧) પહેલા-છેલ્લા તીર્થંકરના તીર્થમાં પ્રથમ જે લઘુદીક્ષા અપાય છે ત્યાંથી વડી દીક્ષા સુધી ઇત્વરિક સામાયિક ચારિત્ર અને (૨) ભરત-ઐરવતક્ષેત્રમાં મધ્યના બાવીશ તીર્થંકરોના તીર્થમાં તથા મહાવિદેહક્ષેત્રમાં પ્રથમથી જ મહાવ્રતોનું આરોપણ કરાવવામાં આવતું હોવાથી દીક્ષાના સમયથી જીવનપર્યન્તનુ જે ચારિત્ર તે યાવત્કથિક.

(૨) જેમાં પૂર્વના ચારિત્ર પર્યાયનો છેદ કરી મહાવ્રતોનું આરોપણ કરવામાં આવે તે છેદોપસ્થાપનીય (૧) સાતિચાર તથા (૨) નિરતિચાર એમ બે પ્રકારે છે. (૧) મહાવ્રતાદિકનો ઘાત થવાથી પૂર્વપર્યાયનો છેદ કરી ફરીથી મહાવ્રતોનું આરોપણ કરવામા આવે તે સાતિચાર અને (૨) વડીદીક્ષા વખતે પૂર્વના પર્યાયનો જે છેદ કરવામાં આવે તેમજ ભરત-ઐરવત ક્ષેત્રમાં પ્રથમ તીર્થંકરના સાધુ ભગવંતો બીજા તીર્થંકરના તીર્થમાં પ્રવેશ કરે તે સમયે પાંચમાંથી ચાર મહાવ્રતો સ્વીકારે ત્યારે અને ત્રેવીશમા તીર્થંકરના તીર્થમાંથી ચોવીશમા તીર્થંકરના તીર્થમાં પ્રવેશ કરતાં ચારમાંથી પાંચ મહાવ્રતોનો સ્વીકાર કરે ત્યારે નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્ર હોય છે. આ ચારિત્ર મહાવિદેહ ક્ષેત્રમાં સર્વથા હોતું નથી.

(૩) જેમાં વિશિષ્ટ પ્રકારના તપવડે ચારિત્રની શુદ્ધિ કરવામાં આવે તે પરિહારવિશુદ્ધિ, આ ચારિત્રનો સ્વીકાર કરનાર નવ નવનો સમૂહ હોય છે. તે નવમાંથી ચાર ચારિત્રનું પાલન કરનારા, ચાર વૈયાવચ્ચ કરનારા અને એક વાચનાચાર્ય થાય છે. એમ યથાસંભવ છ-છ માસ વારા ફરતી કરી અઢાર માસ પૂર્ણ કરે છે.

આ ચારિત્રનો સ્વીકાર કરનાર પ્રથમ સંઘયણી અને કંઈક ન્યૂન નવ પૂર્વના અભ્યાસી હોય છે. આ ચારિત્ર શ્રી તીર્થંકરદેવ પાસે અગર જેણે પૂર્વે આ ચારિત્રનું પાલન કર્યું હોય તેમની પાસે જ ગ્રહણ કરી શકાય છે. કાળ પૂર્ણ થયે છતે ફરીથી આ જ ચારિત્રનો અગર જિનકલ્પનો સ્વીકાર કરે અથવા ગચ્છમાં જાય.

(૪) જેમાં કિટ્ટિરૂપે કરાયેલ માત્ર લોભ કષાયનો ઉદય હોય તે સૂક્ષ્મ સંપરાય ચારિત્ર, તે (૧) વિશુધ્યમાન અને (૨) સંક્લિશ્યમાન એમ બે પ્રકારે છે. (૧) ક્ષપક અથવા ઉપશમ શ્રેણિએ ચડતાં દશમા ગુણસ્થાનકે વિશુધ્યમાન અને (૨) ઉપશમશ્રેણિથી પડતા દશમા ગુણસ્થાનકે સંક્લિશ્યમાન હોય છે.

(૫) સર્વ જીવલોકમાં પ્રસિદ્ધ, કષાય રહિત, અત્યંત નિરતિચાર જે ચારિત્ર તે યથાખ્યાત અથવા અથાખ્યાત ચારિત્ર છે. તે અગિયારમાથી ચૌદમા-એમ ચાર ગુણસ્થાનકે હોય છે. તેના (૧) છાદ્મસ્થિક અને (૨) કૈવલિક એમ બે પ્રકાર છે. વળી છાદ્મસ્થિક યથાખ્યાતના ઉપશાન્ત

અને ક્ષાયિક એમ બે પ્રકાર છે અને તે અનુક્રમે અગિયારમે તથા બારમે ગુણસ્થાનકે હોય છે, તેમજ કવલિક યથાખ્યાત પણ (૧) સયોગી અને (૨) અયોગિના ભેદથી બે પ્રકારે છે તે અનુક્રમે તેરમે તથા ચૌદમે ગુણસ્થાનકે હોય છે.

(૬) જેમાં અલ્પાંશે પાપવ્યાપારનો પચ્ચક્ખાણ પૂર્વક ત્યાગ હોય તે દેશવિરતિ.

(૭) જેમાં અલ્પ પણ પાપવ્યાપારનો ત્યાગ ન હોય તે અવિરતિ.

દેશવિરતિમાં અલ્પાંશે ચારિત્ર હોવાથી અને અવિરતિમાં અલ્પ પણ ચારિત્ર ન હોવાથી મુખ્યત્વે ચારિત્રના પાંચ જ પ્રકાર છે. પરંતુ કોઈ પણ એક મૂલ માર્ગણામાં સર્વ સંસારી જીવોનો સમાવેશ કરવાનો હોવાથી તે બંનેની પણ ગણના કરી ચારિત્રના સાત પ્રકાર ગણાવવામાં આવ્યા છે એ જ પ્રમાણે ભવ્ય માર્ગણામાં અભવ્યનું, અને સમ્યક્ત્વ માર્ગણામાં મિથ્યાત્વાદિકનું ગ્રહણ કર્યું છે. એમ સમજી લેવું.

(૯) પૂર્વે જણાવેલ ચારભેદે દર્શન માર્ગણા છે.

(૧૦) જેનાવડે આત્મા કર્મ સાથે લેપાય તે લેશ્યા. કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુકલ એમ છ ભેદે છે. પ્રથમની ત્રણ લેશ્યા અશુભ અને અંતિમ ત્રણ લેશ્યા શુભ છે. વળી દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યા એમ પણ લેશ્યાના બે પ્રકારો છે. યોગાન્તર્ગત કૃષ્ણવર્ણાદિ વર્ણ ચતુષ્ક વાળાં જે પુદ્ગલો તે દ્રવ્યલેશ્યા અને તેનાથી થતો શુભાશુભ આત્મપરિણામ તે ભાવલેશ્યા.

દેવ અને નારકોને ભવપર્યન્ત દ્રવ્યલેશ્યા અવસ્થિત એક જ હોય છે. માત્ર ભાવલેશ્યાઓનું પરાવર્તન થાય છે. ત્યારે શેષજીવોમાં પ્રત્યેક અંતર્મુહૂર્તે દ્રવ્ય અને ભાવ બંને પ્રકારે લેશ્યાનું પરાવર્તન થાય છે.

(૧૧) અનાદિ પારિણામિક ભાવવડે મોક્ષગમન યોગ્ય આત્મા તે-ભવ્ય. તેનાથી વિપરીત તે અભવ્ય.

(૧૨) પ્રશંસનીય અથવા મોક્ષ માટે અવિરોધી એવો જે જીવનો પરિણામ તે સમ્યક્ત્વ. તે (૧) ક્ષાયિક (૨) ક્ષાયોપશમિક (૩) ઔપશમિક (૪) મિશ્ર (૫) સાસ્વાદન અને (૬) મિથ્યાત્વ એમ છ પ્રકારે છે.

સમ્યક્ત્વ નિમિત્ત વિના ઉત્પન્ન થતું નથી, પરંતુ નિમિત્ત પ્રાપ્ત કરી ઉત્પન્ન થાય છે. તેમાં પણ જીવના તથાભવ્યત્વની પરિપક્વતા એ મુખ્ય કારણ છે અને અરિહંત પરમાત્માના બિંબનાં દર્શનાદિક તથા વ્યાખ્યાનશ્રવણાદિ ધર્માનુષ્ઠાનો સહકારી કારણો બને છે.

તથાભવ્યત્વની પરિપક્વતા સાધ્ય વ્યાધિ સમાન છે, જેમ-કેટલાક જીવને સાધ્ય વ્યાધિ બાહ્ય ઉપચારની અપેક્ષા વિના જ શાન્ત થાય છે, અને કેટલાક જીવોને બાહ્ય ઔષધાદિના ઉપચારથી જ શાન્ત થાય છે, એમ કેટલાક જીવોને બાહ્ય નિમિત્તો વિના જ તથાભવ્યત્વની

પરિપક્વતા થવાથી સમ્યક્ત્વાદિક ઉત્પન્ન થાય છે જ્યારે કેટલાકને બાહ્ય નિમિત્તોથી જ તથા-ભવ્યત્વની પરિપક્વતા થાય છે અને સમ્યક્ત્વાદિક પ્રગટ થાય છે.

(૧) ચાર અનંતાનુબંધિ અને ત્રણ દર્શન મોહનીયને દર્શનસપ્તક કહેવામાં આવે છે. એ સાતેનો સંપૂર્ણ ક્ષય થવાથી ઉત્પન્ન થયેલ સમ્યક્ત્વ તે ક્ષાયિક.

(૨) ઉપરોક્ત સાતમાંથી સમ્યક્ત્વ મોહનીયના ઉદયથી અને શેષ છ ના ઉપશમથી ઉત્પન્ન થયેલ સમ્યક્ત્વ તે ક્ષાયોપશમિક.

(૩) પૂર્વોક્ત સાતેને સંપૂર્ણપણે દબાવવાથી પ્રગટ થયેલ જે સમ્યક્ત્વ તે ઔપશમિક.

(૪-૫-૬) શેષ ત્રણે સુગમ છે.

(૧૩) જેને દીર્ઘકાલિકી સંજ્ઞા હોય તે સંજ્ઞી તેનાથી વિપરીત તે અસંજ્ઞી.

(૧૪) ઓજ, લોમ અને કવલ એમ ત્રણમાંથી કોઇ પણ પ્રકારનો આહાર જીવ જ્યારે કરે ત્યારે આહારી, તેનાથી વિપરીત તે અણાહારી.

વિગ્રહગતિમાં તેમજ કેવલિ સમુદ્ઘાતમાં ત્રીજા, ચોથા-પાંચમા સમયે અને ચૌદમા ગુણસ્થાનકે જીવો અણાહારી હોય છે અને શેષ સઘળા સંસારી જીવો હંમેશા આહારી હોય છે.

## ચૌદ જીવસ્થાનક

જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરે જે આત્માના સ્વાભાવિક ગુણ છે, તેઓને ઓછા કે વધુ પ્રમાણમાં રહેવાનું જે સ્થાન તે ગુણસ્થાન.

સૂક્ષ્મતાની દૃષ્ટિએ દરેક આત્માઓમા જ્ઞાનાદિક ગુણોનું ભિન્ન સ્વરૂપ હોવાથી વાસ્ત-વિક રીતે અનંત અથવા અસંખ્યાત ગુણસ્થાનકો કહી શકાય. પરંતુ સ્થૂલદૃષ્ટિએ શાસ્ત્રકારોએ ચૌદ ગુણસ્થાનકો બતાવેલ છે.

(૧) મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક-સર્વજ્ઞ પરમાત્માએ કહેલ જીવાદિક તત્ત્વોમાં મિથ્યા= વિપરીત, દૃષ્ટિ=માન્યતા જેઓને હોય તે મિથ્યાદૃષ્ટિ, તેવા જીવોના જ્ઞાનાદિ ગુણોને રહેવાનું સ્થાન તે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક.

જો કે અહિં સર્વજ્ઞ પરમાત્માએ કહેલ જીવ-અજીવાદિ પદાર્થોમાં વિપરીત માન્યતા છે છતાં આ મનુષ્ય છે, પશુ છે, એમ યાવત્ નિગોદાવસ્થામાં પણ અવ્યક્ત સ્પર્શવિષયક યથાર્થ જ્ઞાન હોય છે તેથી મિથ્યાદૃષ્ટિને પણ ગુણસ્થાનક કહેવાય છે.

શંકાઃ—સર્વજ્ઞ પરમાત્માએ કહેલ જીવાદિક તત્ત્વોમાં વિપરીત દૃષ્ટિ હોવાથી મિથ્યા-દૃષ્ટિ કહો છો તો લૌકિકદૃષ્ટિએ અવિપરીત માન્યતા હોવાથી સમ્યગ્દૃષ્ટિ શા માટે નહિ ?

સમાધાનઃ-સર્વજ્ઞકથિત સંપૂર્ણ દ્વાદશાંગીને માનવા છતાં તેના એક પણ પદાર્થને ન

માનનારને સર્વજ્ઞના વચનો પ્રત્યે વિશ્વાસનો અભાવ હોવાથી મિથ્યાદૃષ્ટિ કહેવામાં આવે છે, તો સર્વજ્ઞ પ્રભુના વચનો ઉપર લેશ માત્ર પણ શ્રદ્ધા ન હોય તેઓને તો સમ્યગ્દૃષ્ટિ ન જ કહેવાય, મિથ્યાદૃષ્ટિ જ કહેવાય.

તે મિથ્યાત્વ અભિગ્રહાદિક પાંચ પ્રકારે છે.

(૨) સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકઃ—જેમ ક્ષીરાદિકનું ભોજન કર્યા પછી તેના પ્રત્યે અરુચિ થવાથી તેનું વમન કરતા જીવને ક્ષીરાદિકનો સ્વાદ આવે છે, તેમ ઉપશમ સમ્યક્ત્વમાં વર્તતા જીવને અનંતાનુબંધિનો ઉદય થવાથી સમ્યક્ત્વ પ્રત્યે અરુચિ થવાથી સમ્યક્ત્વરૂપી ગુણથી પડતાં તે ગુણનો જે આસ્વાદ આવે તે આસ્વાદન, અને તેવા આસ્વાદ યુક્ત જીવનું જે ગુણસ્થાનક તે સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક અથવા સમ્યક્ત્વના લાભનો સાદન–નાશ કરેલ જીવનું જે ગુણસ્થાનક તે સાસાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક એમ પણ કહેવાય છે. આ ગુણસ્થાનક ઉપશમ સમ્યક્ત્વથી જ પડતાં આવે છે.

## ઉપશમ સમ્યક્ત્વનું સ્વરૂપ

અનાદિ સંસારમાં મિથ્યાત્વાદિકના નિમિત્તથી અનંત કાળથી શારીરિક, માનસિક આદિ દુઃખોને અનુભવતો કોઈ જીવ ભવપરિપાકના વશથી ઘૂણાક્ષર ન્યાયે અથવા ગિરિ-નદી-ઘોલ-ગોળ ન્યાયે યથાપ્રવૃત્તિકરણ કરે છે.

ઉપયોગવિના જેમ તેમ પ્રવર્તેલ આત્માનો જે વિશુદ્ધ પરિણામ તે યથા-પ્રવૃત્તિકરણ, તે વડે આયુ સિવાય સાતે કર્મની સત્તામાં રહેલ સ્થિતિ ઘટાડીને કંઈક ન્યૂન અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ કરે છે. આ કરણ ભવ્યો તથા અભવ્યો પણ અનંતીવાર કરે છે.

અહિં જેનો મોક્ષ નજીકમાં છે એવો ભવ્ય આત્મા અનાદિકાળથી પુષ્ટ કરાયેલ પૂર્વે ક્યારેય ન ભેદાયેલી રાગ-દ્વેષની ગાંઠને જે અપૂર્વ એવા વિશુદ્ધ અધ્યવસાયોવડે ભેદે અર્થાત્ રાગ-દ્વેષને અલ્પ રસવાળા કરે તે અથવા પૂર્વે કોઈવાર નહિ કરેલ સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ અને અપૂર્વ સ્થિતિબંધ એ ચાર પદાર્થો કરે તે અપૂર્વકરણ. ત્યારબાદ આત્મા અનિવૃત્તિકરણ કરે છે.

જ્યાં એક સાથે પ્રવેશ કરેલ આત્માઓને પરસ્પર અધ્યવસાયોમાં અંશમાત્ર ફેરફાર ન હોય તે અનિવૃત્તિકરણ. અહિં પણ સ્થિતિઘાતાદિ પૂર્વવત્ પ્રવર્તે છે.

આ અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ જાય અને એક સંખ્યાતમો ભાગ પ્રમાણ કાળ બાકી રહે ત્યારે સત્તામાં રહેલ મિથ્યાત્વની સ્થિતિમાંથી નીચે અંતર્મુહૂર્ત પ્રમાણ એટલે કે અનિવૃત્તિના બાકી રહેલ સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિને રાખી તેની પછી અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થિતિમાંથી મિથ્યાત્વના દલિક ખાલી કરવા રૂપ અંતરકરણની ક્રિયા શરૂ કરે છે, આ ક્રિયાવડે મિથ્યાત્વની સ્થિતિના બે ભાગ થઈ વચ્ચે અંતર્મુહૂર્ત પ્રમાણ ખાલી જગ્યા

રૂપ અંતર થાય છે. તેને અંતરકરણ કહેવાય છે આ અનિવૃત્તિકરણ પૂર્ણ થાય ત્યાં સુધીમાં મિથ્યાત્વની પ્રથમસ્થિતિને અનુભવવા દ્વારા સંપૂર્ણ ક્ષય કરે છે એટલે ત્યાં સુધી આત્મા મિથ્યાદૃષ્ટિ હોય છે અને ત્યારપછીના તરતના જ સમયે આત્મા અંતરકરણ રૂપ ખાલી જગ્યામાં પ્રવેશ કરે છે.

જેમ ઉખર ભૂમિ પ્રાપ્ત કરી દાવાનલ ઓલવાઈ જાય છે, તેમ અંતરકરણ રૂપી ઉખર ભૂમિ પ્રાપ્ત કરી આત્માનો અનાદિકાલીન મિથ્યાત્વ રૂપી દાવાનલ પણ મિથ્યાત્વના દલિકનો અભાવ હોવાથી બુઝાઈ જાય છે. તેથી અંતરકરણના પ્રથમ સમયે જ જીવ મોક્ષરૂપી વૃક્ષના બીજ સમાન પૂર્વે કોઈવાર નહિ પ્રાપ્ત કરેલ પરમાનંદ સ્વરૂપ ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે.

અંતરકરણના પ્રથમ સમયે જ સત્તામાં રહેલ મિથ્યાત્વનાં દલિકોના ઉપશમ સમ્યક્ત્વ રૂપ આત્મવિશુદ્ધિ દ્વારા શુદ્ધ-અર્ધશુદ્ધ અને અશુદ્ધ એમ ત્રણ વિભાગ કરે છે. આ અંતર-કરણનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકા બાકી રહે ત્યારે કોઈ જીવને અનંતાનુબંધિનો ઉદય થાય તેથી સાસ્વાદન ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. વળી ઉપશમ શ્રેણિથી પડતાં પણ કોઈ જીવ સાસ્વાદને આવે છે અને આ ગુણઠાણેથી પડી મિથ્યાત્વે જ જાય છે.

અંતરકરણમાં રહેલ કોઈ જીવ દેશવિરતિ અથવા સર્વવિરતિ ભાવ પણ પામે છે અને અંતરકરણના અંતે જો શુદ્ધપુંજનો ઉદય થાય તો ક્ષયોપશમ સમ્યક્ત્વી, અર્ધશુદ્ધ પુંજનો ઉદય થાય તો મિશ્રદૃષ્ટિ તથા અશુદ્ધ પુંજનો ઉદય થાય તો મિથ્યાદૃષ્ટિ થાય છે.

(૩) સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકઃ—અહિં રહેલ આત્માને જૈનધર્મ ઉપર રાગ કે દ્વેષ હોતો નથી તેથી સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક કહેવાય છે.

આ ગુણસ્થાનક ચોથાથી પડતાં અને પહેલાથી ચડતાં પણ આવે છે. અહિં પૂર્વે અંત-રકરણમાં કરેલ અર્ધવિશુદ્ધ પુંજ રૂપ મિશ્ર મોહનીયનાં પુદ્ગલોનો ઉદય હોય છે.

(૪) અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકઃ—સર્વજ્ઞ પરમાત્માએ કહેલ જીવાદિક નવતત્ત્વોમાં હેય-ઉપાદેયપણાવડે કરીને સંપૂર્ણ શ્રદ્ધા હોવા છતાં અપ્રત્યાખ્યાનીય કષાયના ઉદયથી પાપ-વ્યાપારના ત્યાગ રૂપ અંશમાત્ર પણ વિરતિ સ્વીકારી શકે નહિ તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ. એવા જીવોનું જે ગુણસ્થાનક તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક. અહિંથી સાતમા ગુણસ્થાનક સુધી ક્ષાયિક, ઔપશમિક અને ક્ષાયોપશમિક એ ત્રણમાંથી કોઈ પણ પ્રકારનું સમ્યક્ત્વ હોય છે.

(૫) દેશવિરતિ ગુણસ્થાનકઃ—જ્યાં સ્થૂલપ્રાણાતિપાત વિરમણ આદિ એક વ્રતથી આરંભી યાવત્ સંવાસાનુમતિ સિવાય પાપ-વ્યાપારનો ત્યાગ હોય તે દેશવિરતિ ગુણસ્થાનક.

અહિં તરતમભાવે અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાય સ્થાનો હોય છે. તેમજ ચતુર્થ ગુણસ્થાનક કરતાં અહિં ગુણનો પ્રકર્ષ અને દોષનો અપકર્ષ તથા છઠ્ઠા ગુણસ્થાનકની

અપેક્ષાએ ગુણનો અપકર્ષ અને દોષનો પ્રકર્ષ હોય છે, એમ અન્ય ગુણસ્થાનકોમાં પૂર્વ અને ઉત્તર ગુણસ્થાનકોની અપેક્ષાએ ગુણ અને દોષના પ્રકર્ષ-અપકર્ષની વિચારણા સમજી લેવી.

આ ગુણસ્થાનકે રહેલ આત્મા સર્વવિરતિ ચારિત્રને ગ્રહણ કરવાની પૂર્ણ ઇચ્છાવાળો હોવા છતાં પ્રત્યાખ્યાનીય કષાયના ઉદયથી ગ્રહણ કરી શકતો નથી.

(૬) પ્રમત્ત સંયત ગુણસ્થાનક. સાચી શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક સંપૂર્ણ પાપ-વ્યાપારનો ત્યાગ કરેલ આત્મા તે સંયત, અને સંયત હોવા છતાં પાંચ પ્રકારના પ્રમાદમાંથી યથાસંભવ એકાદ પ્રમાદ જેને હોય તેવા આત્માનું જે ગુણસ્થાનક તે-પ્રમત્તસંયત ગુણસ્થાનક.

(૭) અપ્રમત્તસંયત ગુણસ્થાનકઃ પ્રમાદરહિત સંયતનું જે ગુણસ્થાનક તે અપ્રમત્તસંયત ગુણસ્થાનક. જો કે અહિં પણ મંદ પ્રકારના સંજ્વલન કષાયો. નવ નોકષાયો તેમજ નિદ્રા, પ્રચલા આદિનો ઉદય સંભવે છે તેથી સર્વથા અપ્રમત્તપણું તો નથી જ, પરંતુ તે અત્યંત અલ્પ પ્રમાણમાં હોવાથી તેની વિવક્ષા કરી નથી.

છઠ્ઠું-સાતમું આ બંને ગુણસ્થાનકો પ્રત્યેક અંતર્મુહૂર્તે ફર્યા કરે છે.

આ ગુણસ્થાને અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ વિશુદ્ધિસ્થાનો હોય છે અને ઉત્તરોત્તર નવા નવા વિશુદ્ધ અધ્યવસાયોને પ્રાપ્ત કરતા મુનિરાજો અનેક પ્રકારની લબ્ધિઓ, કોષ્ઠાદિક બુદ્ધિઓ અને શ્રુતજ્ઞાન રૂપી સમુદ્રનો પાર પામે છે.

(૮) અપૂર્વકરણ ગુણસ્થાનકઃ—સ્થિતિઘાતાદિક પાંચ પદાર્થો જ્યાં અપૂર્વ પણે કરે તે અપૂર્વકરણ ગુણસ્થાનક. અહિં સમકાળે પ્રવેશ કરેલ જીવોને એક સમયમાં પણ પરસ્પર અધ્યવસાયોનો તફાવત હોય છે તેથી નિવૃત્તિકરણ એવું પણ નામ છે.

આ ગુણસ્થાનક સંસારચક્રમાં કેવળ શ્રેણી ચઢવાની અપેક્ષાએ પાંચ વાર અને પતનની પણ અપેક્ષા લઈએ તો ઉત્કૃષ્ટથી નવવાર પ્રાપ્ત થાય છે. એટલે સ્થિતિઘાતાદિક પાંચે પદાર્થો સર્વથા અપૂર્વ કરે છે એમ કહી શકાય નહિ પરંતુ કોઈક વાર અથવા બહુ અલ્પવાર પ્રાપ્ત થનાર વસ્તુને જેમ અપૂર્વ કહેવાય છે તેમ અહિં પણ સમજવું.

(૧) અપવર્ત્તના કરણ દ્વારા અંતર્મુહૂર્ત કાળમાં સ્થિતિના અગ્રભાગથી જઘન્યથી પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ અને ઉત્કૃષ્ટથી સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિનો નાશ કરવો તે સ્થિતિઘાત.

(૨) અપવર્ત્તના કરણ દ્વારા રસનું જે અલ્પ કરવું તે રસઘાત.

આ અપૂર્વકરણમાં હજારો સ્થિતિઘાત અને એકેક સ્થિતિઘાતમાં હજારો રસઘાત થાય છે.

(૩) ઉપરથી ઉતારેલ સ્થિતિમાંથી જલદી ક્ષય કરવા માટે ઉદય સમયથી અસંખ્યાત ગુણાકારે અંતર્મુહૂર્ત કાળ પ્રમાણ સમયોમાં જે દલિકોની રચના કરવી તે ગુણશ્રેણિ.

(૪) અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનાં દલિકને સમયે સમયે બધ્યમાન શુભ પ્રકૃતિઓમાં અસંખ્યાત ગુણાકારે સંક્રમાવવાં તે ગુણસંક્રમ.

(૫) પૂર્વ-પૂર્વનો સ્થિતિબંધ પૂર્ણ થયે છતે ઉત્તરોત્તર સ્થિતિબંધ પલ્યોપમના (અ) સંખ્યાતમાભાગે ન્યૂન-ન્યૂન કરવો તે-અપૂર્વસ્થિતિબંધ.

અહિં ત્રિકાળવર્તી જીવોની અપેક્ષાએ પ્રથમ સમયથી છેલ્લા સમય સુધી દરેક સમયે અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો હોય છે, અને પૂર્વ-પૂર્વના સમયની અપેક્ષાએ પછી-પછીના સમયે તે વિશેષ વિશેષ-અધિક હોય છે માટે અહિં તિર્યગ્મુખી અને ઊર્ધ્વ-મુખી એમ બે પ્રકારની વિશુદ્ધિ હોય છે.

વિવક્ષિત એક જ સમયવર્તી જીવોની વિશુદ્ધિનો વિચાર તે તિર્યગ્મુખી વિશુદ્ધિ અને તેથી મૂળમાં બતાવ્યા મુજબ અનંતભાગાદિક છ પ્રકારની વૃદ્ધિ-હાનિ ઘટે છે.

પૂર્વ-પૂર્વના સમયની અપેક્ષાએ ઉત્તર-ઉત્તર સમયની વિશુદ્ધિનો વિચાર તે ઊર્ધ્વમુખી વિશુદ્ધિ.

આ ગુણસ્થાનકે મોહનીયકર્મની એક પણ પ્રકૃતિનો સંપૂર્ણ ક્ષય કે ઉપશમ કરતો નથી પરંતુ તદ્યોગ્ય લાયકાત હોવાથી આ ગુણસ્થાનકના ક્ષપક અને ઉપશમક એમ ભેદ પડે છે.

(૯) અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકઃ—એક સાથે પ્રવેશ કરેલા જીવોને કોઇ પણ વિવક્ષિત સમયે પરસ્પર જ્યાં અધ્યવસાયોમાં તરતમતા ન હોય, પરંતુ એક જ પ્રકારનો અધ્યવસાય હોય અને દશમા ગુણસ્થાનકની અપેક્ષાએ બાદર=સ્થૂલ, સંપરાય=કષાયનો ઉદય જ્યાં હોય તે અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક.

આ ગુણસ્થાનકે લોભ સિવાય શેષ ચારિત્ર મોહનીયની ૨૦ પ્રકૃતિઓનો સંપૂર્ણ પણે ક્ષય અથવા ઉપશમ કરે છે. માટે આ ગુણસ્થાનકના ક્ષપક અને ઉપશમક એમ બે પ્રકાર છે.

(૧૦) સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકઃ—સૂક્ષ્મ=કિટ્ટિ રૂપે કરાયેલ લોભ કષાયનો જ્યાં ઉદય હોય તે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક, આ ગુણસ્થાનકના પણ ક્ષપક અને ઉપશમક એમ બે ભેદ છે. અહિં માત્ર એક લોભનો જ સંપૂર્ણપણે ક્ષય કે ઉપશમ કરે છે.

(૧૧) ઉપશાન્ત કષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનકઃ—જેણે કષાયો સંપૂર્ણપણે ઉપશાન્ત કર્યા છે અને જેને રાગ-દ્વેષનો અભાવ છે છતાં મોહનીય સિવાય શેષ ત્રણ ઘાતિકર્મનો ઉદય વર્તે છે એવા આત્માનું જે ગુણસ્થાનક તે ઉપશાન્ત કષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક.

આ ગુણસ્થાનક ઉપશમશ્રેણિએ ચઢતાં જ પ્રાપ્ત થાય છે-તે ઉપશમશ્રેણિનું સ્વરૂપ આ મુજબ છે.

મોહનીય કર્મને સર્વથા ઉપશમાવવા માટે ઉત્તરોત્તર વધતી જે શુદ્ધ અધ્યવસાયોની ધારા તે ઉપશમશ્રેણિ, આ શ્રેણિનો પ્રારંભક અપ્રમત્ત સંયત જ હોય છે અને અન્ય આચાર્યોના મતે અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી માંડીને અપ્રમત્ત સંયત સુધીના કોઇ પણ ચાર ગુણસ્થાનકમાંનો હોય છે.

દર્શનમોહનીયની ઉપશમના અને ચારિત્રમોહનીયની ઉપશમના રૂપ શ્રેણિના બે અંશો છે. ત્યાં સ્વમતે અપ્રમત્તસંયત અને અન્યમતે ચોથાથી સાતમા ગુણસ્થાનકમાં રહેલો કોઇ પણ આત્મા પ્રથમ ચાર અનંતાનુબંધિનો સમકાળે ઉપશમ કરે છે અને કેટલાક આચાર્યોના મતે અનંતાનુબંધિનો ક્ષય જ કરે છે. ત્યારબાદ સંયમમાં વર્તતો આત્મા સમકાળે દર્શન-ત્રિકનો ઉપશમ કરી પ્રમત્ત-અપ્રમત્ત ગુણઠાણે હજારોવાર પરિભ્રમણ કરી અંતર્મુહૂર્ત પ્રમાણ આઠમા ગુણસ્થાનકમાં સ્થિતિઘાતાદિથી કર્મોની સ્થિતિ ઓછી કરી કુલ નિદ્રાદિ છત્રીસ પ્રકૃતિઓનો બંધવિચ્છેદ કરી અનિવૃત્તિકરણ ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે.

અહિં અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ ગયા પછી એક સંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ બાકી રહે ત્યારે અનંતાનુબંધિ વિના ચારિત્રમોહનીયની શેષ ૨૧ પ્રકૃતિઓનું અંતરકરણ કરે છે. ત્યારબાદ પ્રથમ નપુંસકવેદ, પછી સ્ત્રીવેદ, ત્યારબાદ હાસ્યષટ્ક અને તે પછી પુરુષ-વેદને સંપૂર્ણપણે ઉપશમાવે છે. ત્યારબાદ સમકાળે અપ્રત્યાખ્યાનીય પ્રત્યાખ્યાનીય ક્રોધને ઉપ-શમાવે, અને તે જ સમયે સંજ્વલન ક્રોધના બંધ-ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ થાય-તે પછી સમયન્યૂન બે આવલિકા કાળે સંજ્વલન ક્રોધનો ઉપશમ થાય, ત્યારબાદ અંતર્મુહૂર્તે સમકાળે અપ્રત્યાખ્યાનીય પ્રત્યાખ્યાનીય માનનો ઉપશમ થાય અને તે જ સમયે સંજ્વલન માનના બંધ ઉદય-ઉદીરણાનો વિચ્છેદ થાય, ત્યારબાદ સંજ્વલન માનનો અને ત્યારબાદ સમકાળે અપ્ર-ત્યાખ્યાનીય-પ્રત્યાખ્યાનીય માયાનો ઉપશમ થાય અને તે જ સમયે સંજ્વલન માયાના બંધ-ઉદય-ઉદીરણા વિચ્છેદ થાય, ત્યારબાદ સમયન્યૂન બે આવલિકાકાળે સંજ્વલન માયાનો પણ ઉપશમ થાય. જે સમયે સંજ્વલન માયાના બંધ-ઉદય-ઉદીરણા વિચ્છેદ પામે તે સમયે સંજ્વલન લોભનો ઉદય થાય અને તે લોભનો ઉદય હવે જેટલો સમય રહેવાનો છે તેના ઉદયકાળની અપેક્ષાએ અશ્વકર્ણકરણાદ્ધા, કિટ્ટિકરણાદ્ધા અને કિટ્ટિવેદનાદ્ધા એમ ત્રણ વિભાગ કરે.

(૧) અશ્વકર્ણકરણાદ્ધામાં વર્ત્તમાન આત્મા અનંતા પૂર્વસ્પર્દ્ધકોમાંથી અપૂર્વસ્પર્દ્ધકો કરે, એટલે કે અનાદિસંસારમાં પરિભ્રમણ કરતી પૂર્વે કોઇપણ વાર ન કર્યાં હોય તેવાં અનંતગુણહીન રસવાળાં સ્પર્દ્ધકો અધ્યવસાયની વિશુદ્ધિના વશથી અહિં નવીન બનાવે છે, તે અશ્વકર્ણકરણાદ્ધા સમાપ્ત થયે છતે કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશ કરે.

(૨) કિટ્ટિકરણાદ્ધામાં વર્ત્તતો આત્મા પ્રતિસમયે પૂર્વ અને અપૂર્વસ્પર્દ્ધકોમાંથી પ્રથમાદિક વર્ગણાઓનાં દલિકને ગ્રહણ કરી એકોત્તરવૃદ્ધિનો ત્યાગ કરવા પૂર્વક અનંતગુણહીન રસવાળાં કરે તે કિટ્ટિઓ કહેવાય છે. આવી અનંતી કિટ્ટિઓ કરે છે. ત્યારબાદ એટલે આ ગુણસ્થાનકના ચરમસમયે સમકાળે અપ્રત્યાખ્યાનીય-પ્રત્યાખ્યાનીય લોભનો સંપૂર્ણપણે ઉપશમ થાય છે અને તેજ સમયે સંજ્વલન લોભનો બંધ બાદર લોભનો ઉદય તથા ઉદીરણા વિચ્છેદ પામે વળી તે સાથે જ કિટ્ટિકરણાદ્ધા તથા આ ગુણસ્થાનકની પણ સમાપ્તિ થાય છે.

(૩) ત્યારબાદ લોભ વેદવાના કાળના છેલ્લા-ત્રીજા ભાગમાં પ્રવેશ કરે છે. અને તેને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક કહેવાય છે. અહિં રહેલ આત્મા પ્રતિસમય કેટલીક કિટ્ટિઓને

ઉદય-ઉદીરણા દ્વારા ભોગવે છે અને દ્વિતીય સ્થિતિગત કેટલીક કિટ્ટિઓનો ઉપશમ કરે છે એમ આ ગુણસ્થાનકના ચરમ સમય સુધીમાં સંપૂર્ણ લોભનો પણ ઉપશમ કરી અગિયારમા ગુણસ્થાનકને પ્રાપ્ત કરે છે.

પ્રશ્નઃ-અનંતાનુબંધિ અપ્રત્યાખ્યાનીય અને પ્રત્યાખ્યાનીય કષાયોનો ઉદય હોય ત્યાં સુધી અનુક્રમે સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત થઈ શકે નહિ તો સાતમા ગુણસ્થાનકથી ઉપશમ કેમ કહો છો?

ઉત્તરઃ-પ્રથમ તેનો ક્ષયોપશમ હતો હવે ઉપશમ કરે છે.

પ્રશ્નઃ-એ બન્નેમાં તફાવત શું છે?

ઉત્તરઃ-કર્મનો ઉદય રસથી અને પ્રદેશથી એમ બે પ્રકારે છે. ત્યાં ક્ષયોપશમમાં અનંતાનુબંધિ આદિનો પ્રદેશોદય હોય છે અને રસોદય હોતો નથી જ્યારે ઉપશમમાં પ્રદેશોદય પણ હોતો નથી આ વિશેષતા છે.

પ્રશ્નઃ-અનંતાનુબંધિ આદિ કષાયો સર્વઘાતી હોવાથી તેનો પ્રદેશોદય પણ સ્વાવાર્ય સમ્યક્ત્વાદિ ગુણનો ઘાત કેમ ન કરે?

ઉત્તરઃ-તે પ્રદેશોદય તદ્દન મંદશક્તિવાળો હોય છે, જેથી તે સ્વાવાર્ય ગુણનો અલ્પ પણ ઘાત કરી શકતો નથી.

આ ઉપશમશ્રેણિ એક ભવમાં બે વાર અને ભવચક્રમાં ઉત્કૃષ્ટથી એક જીવ ચાર વાર કરી શકે છે, તેથી જે ભવમાં ઉપશમ શ્રેણિ કરે તે ભવમાં ક્ષપકશ્રેણિ પણ કરી શકે, પરંતુ સિદ્ધાન્તના મતે એક ભવમાં ક્ષપક અને ઉપશમ એ બેમાંથી એક જ શ્રેણિ કરી શકે.

આ અગિયારમા ગુણસ્થાનકથી ગુણસ્થાનકનો કાળ પૂર્ણ થયે પડે તો જે ક્રમે ચડે તે જ ક્રમે પડતાં સાતમા-છઠ્ઠા ગુણસ્થાનક સુધી આવીને રહે છે અને કોઈક જીવ અનુક્રમે પાંચમે અથવા ચોથે આવીને રહે છે-જ્યારે કોઈ સાસ્વાદને આવી મિથ્યાત્વે પણ જાય છે. અને જો ભવક્ષયે એટલે આયુ પૂર્ણ થયે કાળ કરે તો અનુત્તર વિમાનમાં જાય અને ત્યાં પ્રથમ સમયે જ ચોથા ગુણસ્થાનકે આવે.

(૧૨) ક્ષીણમોહ વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનકઃ—

જેણે મોહનીય કર્મનો સંપૂર્ણ ક્ષય કરેલ છે અને જેને સર્વથા રાગ-દ્વેષનો પણ અભાવ છે છતાં જ્ઞાનાવરણીય વગેરે શેષ ત્રણ ઘાતિકર્મનો ઉદયછે તેવા આત્માનુ જે ગુણસ્થાનક તે ક્ષીણમોહવીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક.

આ ગુણસ્થાનક ક્ષપકશ્રેણિ દ્વારા જ પ્રાપ્ત થાય છે.

મોહનીય કર્મનો સંપૂર્ણ ક્ષય કરવા યોગ્ય ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી વિશુદ્ધ પરિણામની ધારા તે ક્ષપકશ્રેણિ.

આ શ્રેણિના પણ દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીયના ક્ષય કરવા રૂપ બે વિભાગ છે અને તેથી દર્શન મોહનીયના ક્ષયની અપેક્ષાએ ચતુર્થ ગુણસ્થાનકથી ક્ષપકશ્રેણિનો પ્રારંભક પણ કહી શકાય છે.

ચોથાથી સાતમા સુધીનાં ચાર ગુણસ્થાનકમાંથી કોઈ પણ ગુણસ્થાનકે વર્ત્તતો પ્રથમ સંઘયણી, ઓછામાં ઓછી આઠ વર્ષની વયવાળો, ક્ષયોપશમ સમ્યક્ત્વી, શુદ્ધ ધ્યાન યુક્ત મનવાળો, મનુષ્ય જ આ શ્રેણિનો આરંભ કરી શકે છે. અને તેમાં પણ જો અપ્રમત્ત અને પૂર્વધર મહાત્મા આ શ્રેણિનો આરંભ કરે તો શુક્લધ્યાન યુક્ત હોય છે અન્યથા ધર્મધ્યાન યુક્ત હોય છે.

ચારમાંથી કોઇ પણ ગુણસ્થાનકે વર્ત્તતાં પ્રથમ યથાપ્રવૃત્તિકરણ વગેરે ત્રણ કરણો દ્વારા અનંતાનુબંધિનો સંપૂર્ણ ક્ષય કરે છે. ત્યારબાદ અનુક્રમે મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કરે છે.

અહિં જો બદ્ધાયુ શ્રેણિનો આરંભ કરે અને ચાર અનંતાનુબંધિનો ક્ષય થયા બાદ તથાવિધ સામગ્રીના અભાવે અટકી જાય અને મિથ્યાત્વ આદિનો ક્ષય ન કરે તો અનંતાનુબંધિના બીજભૂત મિથ્યાત્વનો ફરીથી ઉદય થવાનો સંભવ હોવાથી મિથ્યાત્વ ગુણસ્થાનકે આવી ફરી પણ મિથ્યાત્વનો બંધ કરે અને જો ચડતા પરિણામવાળો હોય તો દર્શનત્રિકનો અવશ્ય ક્ષય કરે જ છે. અહિં જો બદ્ધાયુ હોય તો સાતના ક્ષયે અવશ્ય અટકે તે વખતે મૃત્યુ પામે અને અપતિત પરિણામવાળો હોય તો દેવગતિમાં અન્યથા પરિણામને અનુસારે અન્ય ગતિમાં પણ જાય.

દેવ-નરકાયુનો બંધ કર્યા પછી સાતનો ક્ષય કરે તો ત્રીજા ભવે અને કવચિત્ પાંચમા ભવે તેમજ યુગલિક મનુષ્ય-તિર્યંચાયુ બાંધ્યા પછી જો સાતપ્રકૃતિનો ક્ષય કરે તો ચોથા ભવે મુક્તિએ જાય, પરંતુ તે ભવમાં તો ચારિત્ર મોહનીયનો ક્ષય ન જ કરે.

પ્રશ્ન:—અહિં ત્રણે દર્શન મોહનીયનો ક્ષય કર્યો હોવાથી એ સમ્યગ્દૃષ્ટિ કહેવાય કે અસમ્યગ્દૃષ્ટિ ?

ઉત્તર:—સમ્યગ્દૃષ્ટિ કહેવાય.

પ્રશ્ન:—સમ્યક્ત્વ મોહનીયરૂપ સમ્યક્ત્વનો ક્ષય કર્યો હોવાથી સમ્યગ્દૃષ્ટિ કેમ કહેવાય ?

ઉત્તર:—મિથ્યાત્વના જ શુદ્ધ પુંજને ઉપચારથી સમ્યક્ત્વ કહેવાય છે-તેનો નાશ થયો છે પરંતુ તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન જે આત્માનો ગુણ છે તેનો નાશ થયો નથી બલકે તે તો વધુ નિર્મળ થયેલ છે. માટે સમ્યગ્દૃષ્ટિ જ કહેવાય.

જો અબદ્ધાયુ હોય તો આ સાતનો ક્ષય કર્યા પછી ચારિત્ર મોહનીયનો ક્ષય કરવા અવશ્ય યથાપ્રવૃત્તિ આદિ ત્રણ કરણો અપ્રમત્તાદિ ત્રણ ગુણસ્થાને અનુક્રમે કરે. ત્યાં અપૂર્વકરણ ગુણસ્થાનકે આયુવિના દરેક કર્મોનો સ્થિતિઘાતાદિવડે ઘાત કરે છે, પરંતુ મધ્યમ આઠ કષા-

યોનો એવી રીતે ઘાત કરે છે કે નવમા ગુણસ્થાનકના પ્રથમ સમયે માત્ર પલ્યોપમના અસં-ખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ રહે.

ત્યારબાદ તે આઠ કષાયનો ક્ષય કરતાં કરતાં અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ ગયા પછી એકેન્દ્રિય જાતિ વગેરે સોલ પ્રકૃતિઓનો પ્રથમ ઉદ્વલના સંક્રમથી અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારથી ગુણસંક્રમવડે સંપૂર્ણ પણે નાશ કરી બાકી રહેલ આઠ કષાયોનો નાશ કરે, પરંતુ અન્ય આચાર્યોના મતે પ્રથમ સોળ પ્રકૃતિઓનો ક્ષય કરતાં કરતાં વચમાં મધ્યમ આઠ કષાયોનો ક્ષય કરી શેષ સોલ પ્રકૃતિઓનો સંપૂર્ણ ક્ષય કરે, ત્યારબાદ અંતર્મુહૂર્ત્ત કાળે નવ નોકષાય અને ચાર સંજ્વલનનુ અંતરકરણ કરે અને તે પછી પુરુષવેદે શ્રેણિનો આરંભ કરનાર પ્રથમ દ્વિતીય સ્થિતિમાં રહેલ નપુંસકવેદને ઉદ્વલનાદ્વારા અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગની સ્થિતિ થયા બાદ ગુણસંક્રમદ્વારા અંત-ર્મુહૂર્ત્તમાં સપૂર્ણ ક્ષય કરે છે. એ જ પ્રમાણે અંતર્મુહૂર્ત્તમાં સ્ત્રીવેદનો અને ત્યારબાદ હાસ્ય-ષટ્કનો ક્ષય કરે છે વળી તેના ક્ષયની સાથે જ પુરુષવેદના બંધ ઉદય–ઉદીરણા વિચ્છેદ થાય છે. ત્યારબાદ અવેદક એવો તે સમયન્યૂન બે આવલિકાકાળે પુરુષવેદનો પણ સંપૂર્ણ ક્ષય કરે છે.

સ્ત્રીવેદે શ્રેણિ માડનાર પહેલાની જેમ પ્રથમ અંતર્મુહૂર્ત્તમાં સ્ત્રીવેદનો ક્ષય કરે છે તેમજ તે જ સમયે પુરુષવેદનો બંધ અટકે છે ત્યાર બાદ અવેદક એવો તે હાસ્યષટ્ક અને પુરુષ-વેદ એ સાતનો સમકાળે ક્ષય કરે છે. અને નપુંસકવેદે શ્રેણિમાડનાર પ્રથમ કહેલ રીતે જ પ્રથમ નપુંસક અને સ્ત્રીવેદનો એકીસાથે જ ક્ષય કરે છે તથા તે જ સમયે પુરુષવેદનો બંધ-વિચ્છેદ કરી અવેદક એવો તે ત્યારબાદ હાસ્યષટ્ક અને પુરુષવેદનો સમકાળે ક્ષય કરે છે. અહિં ત્રણે વેદનાં પ્રથમ સ્થિતિમાં રહેલ દલિકને જે વેદનો ઉદય હોય તેને ભોગવીને અને અન્ય બે વેદનાં આવલિકા માત્ર દલિક હોય તેનો સ્તિબૂક સંક્રમથી ક્ષય કરે છે.

હવે પુરુષવેદે શ્રેણિનો આરંભ કરનાર આત્મા જે સમયે અવેદક થાય તે જ સમયથી સંજ્વલન ક્રોધ જેટલો કાળ ઉદયમાં રહેવાનો છે તેટલા કાળના અશ્વકર્ણકરણાદ્ધા, કિટ્ટિ-કરણાદ્ધા અને કિટ્ટિવેદનાદ્ધા એમ ત્રણ વિભાગ કરે છે.

ત્યાં અશ્વકર્ણકરણાદ્ધામાં ઉપરની સ્થિતિમાં રહેલ ચારે સંજ્વલનનાં અનંતા અપૂર્વ સ્પર્દ્ધકો કરે છે. અને કિટ્ટિકરણાદ્ધામાં વાસ્તવિકરીતે અનંતી છતાં સ્થૂલજાતિની અપેક્ષાએ એકેક સંજ્વલનની ત્રણ ત્રણ એમ બાર કિટ્ટિઓ કરે છે. જો માનના ઉદયે શ્રેણિનો આરંભક હોય તો સંજ્વલન ક્રોધનો નપુંસકવેદની જેમ ક્ષય કરી શેષ માન આદિની નવ અને જો માયાએ શ્રેણિનો પ્રારંભક હોય તો નપુંસકવેદની જેમ સંજ્વલન ક્રોધ, માનનો ક્ષય કરી માત્ર માયા તથા લોભની છ અને જો લોભે શ્રેણિનો આરંભક હોય તો નપુંસકવેદની જેમ ક્રોધાદિ ત્રણનો ક્ષય કરી માત્ર લોભની ત્રણ કિટ્ટિઓ કરે છે. ત્યારબાદ—

કિટ્ટિવેદનાદ્ધામાં વર્તતો ક્રોધોદયવાળો આત્મા ક્રોધનાં દ્વિતીય સ્થિતિમાં રહેલ ત્રણે કિટ્ટિઓનાં દલિકને અનુક્રમે આકર્ષી પ્રથમ સ્થિતિ કરે અને સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી અનુભવે. તેમજ દ્વિતીય સ્થિતિમાં રહેલ દલિકને પ્રતિસમયે ગુણસંક્રમવડે માનમાં

સંક્રમાવે, પ્રથમ અને દ્વિતીય કિટ્ટિની શેષ રહેલ આવલિકા અનુક્રમે દ્વિતીય અને તૃતીય કિટ્ટિની પ્રથમ સ્થિતિની પ્રથમ આવલિકા સાથે સ્તિબૂક સંક્રમદ્વારા ભોગવે છે. અને તૃતીય કિટ્ટિની પ્રથમ સ્થિતિની આવલિકાને માનની પ્રથમ સ્થિતિમાં રહેલ પ્રથમ કિટ્ટિના દલિક સાથે સ્તિબૂક સંક્રમથી વેદે છે. અને તૃતીય કિટ્ટિની સમયાધિક આવલિકા શેષ રહે તે જ વખતે સંજ્વલન ક્રોધના બંધ-ઉદય-ઉદીરણાનો વિચ્છેદ થાય છે. ત્યારબાદ સમયન્યૂન બે આવલિકાકાળે સંજ્વલન ક્રોધનો સંપૂર્ણ ક્ષય થાય છે. આ જ પ્રમાણે માન, માયા તથા લોભની પ્રથમ કિટ્ટિ સુધી સમજવું.

ત્યારબાદ લોભનાં દ્વિતીય સ્થિતિમાં રહેલ દ્વિતીય કિટ્ટિનાં દલિક ખેંચી પ્રથમસ્થિતિ કરે અને સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી વેદે તે દ્વિતીય કિટ્ટિને વેદતો લોભના દ્વિતીય સ્થિતિમાં રહેલ તૃતીય કિટ્ટિના દલિકની સૂક્ષ્મ કિટ્ટિઓ કરે. લોભની દ્વિતીય કિટ્ટિની પ્રથમ સ્થિતિ સમયાધિક આવલિકા શેષ રહે તે જ સમયે સંજ્વલન લોભના બંધનો તથા બાદર સંજ્વલન લોભના ઉદય-ઉદીરણાનો વિચ્છેદ થાય તેમજ આ ગુણસ્થાનકની પણ સમાપ્તિ થાય છે.

સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકમાં વર્ત્તતો આત્મા પ્રથમ સમયથી જ દ્વિતીય સ્થિતિમાં રહેલ લોભનાં સૂક્ષ્મ કિટ્ટિકૃત દલિકોને આકર્ષી પ્રથમ સ્થિતિ બનાવે અને વેદે એમ યાવત્ આ ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને તે વખતે દ્વિતીય સ્થિતિમાં રહેલા લોભની કિટ્ટિઓને સર્વાપવર્ત્તના કરણદ્વારા ઘટાડી સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના બાકી રહેલ અંતર્મુહૂર્ત્ત કાળ પ્રમાણ કરે, ત્યારબાદ મોહનીય કર્મના સ્થિતિઘાતાદિ ન થાય, એમ સમયાધિક આવલિકા આ ગુણસ્થાનકની બાકી હોય ત્યાં સુધી ઉદય-ઉદીરણાથી અને ચરમાવલિકામાં માત્ર ઉદયદ્વારા સંજ્વલન લોભને વેદી આ ગુણસ્થાનકના ચરમ સમયે મોહનીય કર્મનો સંપૂર્ણ ક્ષય તેમજ પાંચ જ્ઞાનાવરણીય, ચાર દર્શનાવરણીય, પાંચ અંતરાય, યશઃકીર્ત્તિ અને ઉચ્ચગોત્ર એ સોળ પ્રકૃતિનો બંધ વિચ્છેદ કરી બારમું ગુણસ્થાનક પ્રાપ્ત કરે.

આ ગુણસ્થાનકે જ્ઞાનાવરણીય વગેરે શેષ ત્રણ ઘાતિકર્મનો સ્થિતિઘાતાદિકથી નાશ કરતો કરતો આ ગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે સર્વાપવર્ત્તના કરણદ્વારા સ્થિતિને ઘટાડી પાંચ જ્ઞાનાવરણીય, ચાર દર્શનાવરણીય અને પાંચ અંતરાય એ ચૌદ પ્રકૃતિઓની સ્થિતિ આ ગુણસ્થાનકના શેષ રહેલ કાળ સમાન અને નિદ્રાદ્વિકની સ્થિતિ સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમયન્યૂન અને કર્મસત્તાની અપેક્ષાએ ચૌદની સમાન રાખે છે. ત્યારબાદ આ ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી ઉપરોક્ત ચૌદ પ્રકૃતિઓને ઉદય-ઉદીરણાથી અને ચરમાવલિકામાં ઉદયથી ભોગવે છે. સ્વરૂપસત્તાની અપેક્ષાએ આ ગુણસ્થાનકના દ્વિચરમસમયે અન્યથા ચરમ સમયે નિદ્રાદ્વિકની સત્તાનો અને શેષ ચૌદ પ્રકૃતિઓની સત્તાનો ચરમસમયે વિચ્છેદ થાય છે.

(૧૩) સયોગિ કેવલી ગુણસ્થાનક:— પૂર્વે રહેલ મન-વચન તથા કાયયોગ હોવા છતાં

જેમને ચારે ઘાતિકર્મના ક્ષયથી નિર્મળ એવું કેવળજ્ઞાન-કેવળદર્શન પ્રગટ થયું છે એવાં આત્માઓનું જે ગુણસ્થાનક તે સયોગિ કેવલી ગુણસ્થાનક.

અહિં કાયયોગ દ્વારા આહાર-નિહાર, વચનયોગદ્વારા દેશના અને મનોયોગદ્વારા અન્ય-ક્ષેત્રમાં રહેલ અવધિજ્ઞાની તથા મનઃપર્યવજ્ઞાનીઓએ પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપે છે.

અંતર્મુહૂર્ત્ત આયુ બાકી રહે છતે કેવળજ્ઞાન પ્રાપ્ત કરનારને આશ્રયી આ ગુણસ્થાન-કનો જઘન્ય કાળ અંતર્મુહૂર્ત્ત છે. અને આઠ વર્ષની વયે કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર પૂર્વક્રોડ વર્ષના આયુવાળાઓને આશ્રયી ઉત્કૃષ્ટકાળ દેશોન પૂર્વક્રોડ વર્ષ પ્રમાણ છે.

આ ગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્તકાળ શેષ રહે ત્યારે કેવલિસમુદ્‌ઘાત કર્યા પહેલાં દરેક કેવલિઓ આયોજિકાકરણ કરે છે. તેને આવર્જિતકરણ અથવા આવશ્યક કરણ પણ કહેવાય છે.

જે કેવલિ ભગવંતને આયુષ્ય કરતાં શેષ વેદનીયાદિ ત્રણ કર્મો અધિક હોય તે કેવલિ સમુદ્‌ઘાત કરે છે. બીજાઓ કરતા નથી.

બાંધતી વખતે જ ઉપક્રમને યોગ્ય એવાં વેદનીયાદિ કર્મો બાંધેલાં હોય છે કે તેનો ભોગવ્યા વિના જ નાશ કરવા છતાં કૃતનાશ, અકૃતાભ્યાગમ કે મુક્તિમાં અનાશ્વાસનો કોઇ પ્રસંગ આવતો નથી.

આયુકર્મ આખા ભવમાં એક જ વાર બંધાય છે. અને બીજા કર્મો સમયે સમયે બંધાય છે તેથી અથવા તથાસ્વભાવે જ વેદનીયાદિ કર્મો આયુની સમાન અથવા તેથી અધિક હોય છે પણ આયુષ્યથી ન્યૂન હોતાં જ નથી.

દરેક કર્મ પ્રદેશોદયથી ભોગવીને ક્ષય કરાય છે પણ રસોદયથી ભોગવીને નહિ, જો રસોદયથી ભોગવીને જ ક્ષય થાય તો જીવ ક્યારે પણ મોક્ષે જઇ શકે નહિ. ✓

જે ક્રિયામાં ફરીથી ઉત્પન્ન ન થાય તેવી રીતે વિશેષપણે વેદનીયાદિ ત્રણ કર્મનો ઘાત કરવામાં આવે તે કેવલિ સમુદ્‌ઘાત કહેવાય છે. ✓

કેવલિ સમુદ્‌ઘાત કરતો આત્મા પ્રથમ સમયે પોતાના શરીરમાંથી કેટલાક આત્મપ્રદેશો બહાર કાઢી જાડાઇ તથા પહોળાઈથી શરીર પ્રમાણ અને લંબાઇથી ચૌદ રજ્જુ પ્રમાણ દંડ, બીજા સમયે પૂર્વ-પશ્ચિમ અથવા દક્ષિણ-ઉત્તર કપાટ, ત્રીજા સમયે બાકી રહેલ દિશામાં બીજું કપાટ બનાવી મંથન કરે છે. અને ચોથા સમયે, મંથાનના આંતરા પૂરી લોક વ્યાપી થાય છે. ત્યારબાદ પાંચમા સમયે મન્થાનનો, છઠ્ઠા સમયે કપાટનો સાતમા સમયે દંડ રૂપે કરેલ આત્મપ્રદેશોનો સંકોચ કરી આઠમા સમયે સ્વશરીરસ્થ થાય છે.

પ્રથમના પાંચ સમય સુધી સમુદ્‌ઘાતના માહાત્મ્યથી સમયે સમયે સ્થિતિઘાત અને રસઘાત કરે છે અને છઠ્ઠા સમયથી આ ગુણસ્થાનકના ચરમ સમય સુધી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અનેક સ્થિતિઘાતો તથા રસઘાતો કરે છે.

આ સમુદ્દઘાતમાં ૩૯ પ્રશસ્ત પ્રકૃતિઓના રસનો અપ્રશસ્ત પ્રકૃતિઓમાં નાખી ઘાત કરે છે. આ ગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્ત કાળ બાકી રહ્યે છતે કેવલિ સમુદ્દઘાત કરીને અથવા કર્યા વિના પણ સર્વ કેવલિઓ લેશ્યાના નિરોધ માટે તથા સમયે સમયે થતા યોગનિમિત્તક સમય પ્રમાણ સાતાવેદનીયના બંધને અટકાવવા માટે યોગનિરોધ કરે છે.

ત્યાં પ્રથમ અંતર્મુહૂર્ત્તમાં બાદર કાયયોગથી બાદર મનોયોગ રોકી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્વભાવસ્થ રહી પુનઃ તે જ બાદર કાયયોગના બલથી અંતર્મુહૂર્ત્તમાં બાદર વચનયોગને રોકી વળી અંતર્મુહૂર્ત્ત સ્વભાવસ્થ રહી અંતર્મુહૂર્ત્તમાં ઉચ્છ્વાસ-નિઃશ્વાસને રોકે છે. ત્યારબાદ અંતર્મુહૂર્ત્ત તદવસ્થ રહી અંતર્મુહૂર્ત્તમાં સૂક્ષ્મ કાયયોગના બળથી અને કેટલાક આચાર્યોના મતે બાદર કાયયોગના બળથી બાદર કાયયોગને રોકે છે.

તે બાદર કાયયોગને રોકતાં પૂર્વસ્પર્દ્ધકોની નીચે અંતર્મુહૂર્ત્ત કાળ સુધી દરેક સમયે અનાદિ સંસારમાં પ્રથમ કોઇવાર ન કર્યાં હોય તેવી રીતે અત્યંત અલ્પ યોગ કરવા રૂપ અપૂર્વ સ્પર્દ્ધકો કરે છે. તે અપૂર્વ સ્પર્દ્ધકો પૂર્વ સ્પર્દ્ધકોના અસંખ્યાતમા ભાગ જેટલાં જ કરે છે.

ત્યારબાદ પૂર્વ અને અપૂર્વ સ્પર્દ્ધકોમાંથી વીર્ય વ્યાપારની પ્રથમાદિ વર્ગણાઓ ગ્રહણ કરી એકોત્તર વૃદ્ધિનો ત્યાગ કરવા પૂર્વક પુનઃ અત્યંત અલ્પયોગ કરવા રૂપ કિટ્ટિઓ અંતર્મુહૂર્ત્ત કાળમાં સમયે સમયે અને કુલ પણ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કરે છે.

યોગકિટ્ટિઓ કર્યા બાદ પૂર્વ-અપૂર્વ સ્પર્દ્ધકોનો નાશ કરે છે, ત્યારબાદ અંતર્મુહૂર્ત્ત કાળસુધી સૂક્ષ્મ કિટ્ટિગત યોગવાળો થાય છે.

અંતર્મુહૂર્ત્ત કાળ બાદ સૂક્ષ્મ કાયયોગના બળથી અંતર્મુહૂર્ત્તમાં સૂક્ષ્મ મનોયોગને રોકી અંતર્મુહૂર્ત્ત સ્વભાવસ્થ રહી પુનઃ અંતર્મુહૂર્ત્તમાં તે જ સૂક્ષ્મ કાયયોગથી સૂક્ષ્મ વચનયોગને રોકી ફરીથી અંતર્મુહૂર્ત્ત પર્યન્ત તદવસ્થ રહે છે.

સૂક્ષ્મ કાયયોગથી જ અંતર્મુહૂર્ત્તકાળમાં સૂક્ષ્મ કાયયોગને રોકતાં સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી નામે શુક્લધ્યાનમાં આરૂઢ થઇ સમયે સમયે કિટ્ટિઓનો નાશ કરે છે. આ ધ્યાનના સામર્થ્યથી આત્મા આત્મપ્રદેશોથી વદન-ઉદરાદિ શરીરના પોલાણભાગોને પૂરી પોતાના એક તૃતીયાંશ ભાગ પ્રમાણ આત્મપ્રદેશોનો સંકોચ કરી સ્વશરીરના બેતૃતીયાંશ ભાગ પ્રમાણ અવગાહના રાખે છે.

આ અંતર્મુહૂર્ત્તના અંતે એટલે આ ગુણસ્થાનકના અન્ત્ય સમયે (૧) સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી ધ્યાન (૨) સઘળી કિટ્ટિઓ (૩) સાતાનો બંધ (૪) નામ-ગોત્રની ઉદીરણા (૫) યોગ (૬) શુક્લલેશ્યા (૭) સ્થિતિઘાત તથા રસઘાત આ સાતે ભાવો એકી સાથે વિચ્છેદ પામે છે અને તે સમયે સત્તાગત સર્વ કર્મો અયોગિ ગુણસ્થાનકના કાળ સમાન સ્થિતિવાળાં રહે છે. વળી સત્તા હોવા છતાં અયોગિ ગુણસ્થાનકે જેઓનો ઉદય નથી તે પ્રકૃતિઓ સ્વરૂપ સત્તાની અપેક્ષાએ અયોગિ ગુણસ્થાનકના કાળથી એક સમય ન્યૂન સ્થિતિવાળાં રહે છે, ત્યારબાદ આત્મા અયોગિકેવલી થાય છે.

(૧૪) અયોગિકેવલી ગુણસ્થાનકઃ—પૂર્વે કહેલ યોગો ન હોય એવા કેવલજ્ઞાનિઓનું જે ગુણસ્થાનક તે અયોગિકેવલિ ગુણસ્થાનક.

આ ગુણસ્થાનકે વર્ત્તમાન આત્મા કર્મોનો ક્ષય કરવા 'વ્યુપરતક્રિયા અનિવૃત્તિ નામે શુકલધ્યાનના ચોથા પાયા પર આરૂઢ થાય છે અને સ્થિતિઘાત, રસઘાત આદિ કોઇપણ વિશિષ્ટ પ્રકારના પ્રયત્ન વિના ભગવંત અહિં જે પ્રકૃતિઓનો ઉદય છે તેને અનુભવવા દ્વારા ક્ષય કરે છે અને જે પ્રકૃતિઓનો ઉદય નથી તેઓને વેદ્યમાન પ્રકૃતિઓમાં સ્તિબૂક સંક્રમદ્વારા સંક્રમાવે એમ અયોગિ અવસ્થાના દ્વિચરમ સમય સુધી જાય. ત્યાં દ્વિચરમ સમયે જેનો ઉદય નથી એવી (૭૨) બોતેર પ્રકૃતિઓનો સ્વરૂપ સત્તાની અપેક્ષાએ વિચ્છેદ થાય છે અને મનુષ્યગતિ વગેરે ઉદયવાળી (૧૩) તેર પ્રકૃતિઓનો સત્તામાંથી ચરમ સમયે નાશ થાય છે. અન્ય આચાર્યોના મતે મનુષ્યાનુપૂર્વીનો ઉદય ન હોવાથી દ્વિચરમ સમયે તેના સહિત (૭૩) તોત્તેર પ્રકૃતિઓ અને ચરમ સમયે બાકીની બાર પ્રકૃતિઓ સત્તામાંથી નષ્ટ થાય છે.

· સ્તિબૂક સંક્રમ પોતાની મૂળકર્મની ઉદયવાળી ઉત્તરપ્રકૃતિઓમાં જ થાય છે, એને પ્રદેશોદય પણ કહેવામાં આવે છે.

આ પ્રમાણે ચૌદ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ કરી પછીના સમયે કર્મસંબંધથી મુક્ત થવા રૂપ સહકારી કારણથી ઉત્પન્ન થયેલ સ્વભાવ વિશેષથી શિંગના બંધમાંથી છુટા થયેલ એરંડાની જેમ અહિં જેટલા પ્રદેશને અવગાહી રહેલ છે ઉપર પણ તેટલા જ પ્રદેશોને અવગાહન કરતા કેવલિ ભગવંત ઋજુશ્રેણીએ તે જ સમયે લોકના અંતે જઈ શાશ્વતકાળ પર્યન્ત રહે છે, પરંતુ સંસારના બીજભૂત રાગ-દ્વેષનો સર્વથા અભાવ હોવાથી પુનઃ કર્મબંધના અભાવે ફરી સંસારમાં આવતા નથી.

## ચૌદ ગુણસ્થાનકનો કાળ

પ્રથમ ગુણસ્થાનકઃ—અભવ્યને અનાદિ અનંત કાળ, ભવ્યને અનાદિ સાન્ત અને સમ્યક્ત્વથી પતિતને સાદિ સાન્ત=જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી-દેશોનપુદ્‌ગલપરાવર્ત્ત કાળ છે.

સાસ્વાદન-જઘન્યથી ૧ સમય, ઉત્કૃષ્ટથી ૬ આવલિકા.

મિશ્ર, ક્ષીણમોહ, અને અયોગિ કેવલી—આ ત્રણેનો જઘન્ય-ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્ત્ત છે. એટલું વિશેષ કે-અયોગિ ગુણસ્થાનકનો કાળ પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચાર પ્રમાણ અંતર્મુહૂર્ત્ત છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ-જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી સાધિક તેત્રીશ સાગરોપમ.

દેશવિરતિ તથા સયોગિકેવલી=જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષ.

છટ્ઠાથી અગિયારમા સુધીનાં છ ગુણસ્થાનકનો જઘન્યથી મરણની અપેક્ષાએ એક સમય અન્યથા જઘન્ય-ઉત્કૃષ્ટ બંને પ્રકારે અંતર્મુહૂર્ત્ત.



## ॥ चतुर्दशजीवस्थानेषु योगानां यन्त्रकम् ॥

| જીવસ્થાનો | સત્ય મનોયોગ | અસત્ય મનોયોગ | સત્યાસત્ય મનોયોગ | અસત્યામૃષા મનોયોગ | સત્ય વચનયોગ | અસત્ય વચનયોગ | સત્યાસત્ય વચનયોગ | અસત્યામૃષા વચનયોગ | વૈક્રિયમિશ્ર કાયયોગ | વૈક્રિય કાયયોગ | આહારક મિશ્ર કાયયોગ | આહારક કાયયોગ | ઔદારિક મિશ્ર કાયયોગ | ઔદારિક કાયયોગ | કાર્મણ કાયયોગ | કુલ યોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એકેન્દ્રિયસૂક્ષ્મ અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૨/૩ |
| એકેન્દ્રિયસૂક્ષ્મ પર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| એકેન્દ્રિયબાદર અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૨/૩ |
| એકેન્દ્રિયબાદર પર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૩ |
| બેઇન્દ્રિય અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૨/૩ |
| બેઇન્દ્રિય પર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૨ |
| તેઇન્દ્રિય અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૨/૩ |
| તેઇન્દ્રિય પર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૨ |
| ચઉરિન્દ્રિય અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૨/૩ |
| ચઉરિન્દ્રિય પર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૨ |
| અસંજ્ઞિ પંચેન્દ્રિય અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૨/૩ |
| અસંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૨ |
| સંજ્ઞિ પંચેન્દ્રિય અપર્યાપ્ત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૦ | ૦ | ૧ | ૦/૧ | ૧ | ૩/૫ |
| સંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્ત | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧[illegible] |
| કુલ જીવસ્થાનક | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૫ | ૩ | ૨/૩ | ૧ | ૧ | ૮ | ૭/૧૪ | ૮ | |

## ॥ चतुर्दशजीवस्थानकेषु उपयोगानां यन्त्रकम् ॥

| ઉપયોગ | મતિઅજ્ઞાન | શ્રુત અજ્ઞાન | વિભંગજ્ઞાન | મતિજ્ઞાન | શ્રુતજ્ઞાન | અવધિજ્ઞાન | મન પર્યવજ્ઞાન | કેવળજ્ઞાન | ચક્ષુદર્શન | અચક્ષુદર્શન | અવધિદર્શન | કેવળદર્શન | કુલ ઉપયોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એકેન્દ્રિય સૂક્ષ્મ અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| એકેન્દ્રિય સૂક્ષ્મ પર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| એકેન્દ્રિય બાદર અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| એકેન્દ્રિય બાદર પર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| બેઇન્દ્રિય અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| બેઇન્દ્રિય પર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| તેઇન્દ્રિય અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| તેઇન્દ્રિય પર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| ચઉરિન્દ્રિય અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| ચઉરિન્દ્રિય પર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| અસંજ્ઞિ પંચે૦ અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| અસંજ્ઞિ પંચે૦ પર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૪ |
| સંજ્ઞિ પંચે૦ અપર્યાપ્ત | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| સંજ્ઞિ પંચે૦ પર્યાપ્ત | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| કુલ જીવસ્થાન | ૧૪ | ૧૪ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૩ | ૧૪ | ૧ | ૧ | |

## ॥ द्वाषष्टिमार्गणासु योगानां यन्त्रम्

| —માર્ગણાઓ— / —યોગો— | સત્ય મનોયોગ | અસત્ય મનોયોગ | સત્યાસત્ય મનોયોગ | અસત્યામૃષ મનોયોગ | સત્ય-વચનયોગ | અસત્ય વચનયોગ | સત્યાસત્ય વચનયોગ | અસત્યામૃષ વચનયોગ | વૈક્રિયમિશ્ર કાયયોગ | વૈક્રિય-કાયયોગ | આહારક મિશ્ર કાયયોગ | આહારક કાયયોગ | ઔદારિક મિશ્ર કાયયોગ | ઔદારિક કાયયોગ | કાર્મણ કાયયોગ | કુલ યોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નરકગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૧ |
| તિર્યંચગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| મનુષ્યગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| દેવગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૧ |
| એકેન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૫ |
| દ્વીન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૪ |
| ત્રીન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૪ |
| ચતુરિન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૪ |
| પંચેન્દ્રિય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| પૃથ્વીકાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ |
| અપકાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ |
| તેઉકાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ |
| વાયુકાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૫ |
| વનસ્પતિકાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ |
| ત્રસકાય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| મનોયોગ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૩ |
| વચનયોગ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૩ |
| કાયયોગ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| સ્ત્રીવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| પુરુષવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| નપુંસકવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| ક્રોધ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| માન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| માયા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| લોભ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| મતિઅજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| શ્રુતઅજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| વિભંગજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| મતિજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| શ્રુતજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| અવધિજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| મનઃપર્યવજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૩ |
| કેવલજ્ઞાન | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૭ |
| સામાયિક ચારિત્ર | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૩ |
| છેદોપસ્થાપનીય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૩ |
| પરિહારવિશુદ્ધિક | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |

| -માર્ગણાઓ- | -યોગો- | સત્ય-મનોયોગ | અસત્ય મનોયોગ | સત્યાસત્ય મનોયોગ | અસત્યામૃષા મનોયોગ | સત્ય-વચનયોગ | અસત્ય-વચનયોગ | સત્યાસત્ય-વચનયોગ | અસત્યામૃષા વચનયોગ | વૈક્રિયમિશ્ર-કાયયોગ | વૈક્રિય કાયયોગ | આહારકમિશ્ર-કાયયોગ | આહારક કાયયોગ | ઔદારિકમિશ્ર કાયયોગ | ઔદારિક કાયયોગ | કાર્મણ કાયયોગ | કુલ યોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂક્ષ્મ સંપરાય | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |
| યથાખ્યાત | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૧ |
| દેશવિરતિ | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૧ |
| અવિરતિ | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| ચક્ષુદર્શન | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૧ |
| અચક્ષુદર્શન | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| અવધિદર્શન | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| કેવલદર્શન | | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૭ |
| કૃષ્ણ લેશ્યા | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| નીલ લેશ્યા | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| કાપોત લેશ્યા | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| તેજો લેશ્યા | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| પદ્મલેશ્યા | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| શુક્લ લેશ્યા | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| ભવ્ય | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| અભવ્ય | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| ક્ષાયિક | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| ક્ષાયોપશમિક | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| ઔપશમિક | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| મિશ્ર | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૦ |
| સાસ્વાદન | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| મિથ્યાત્વ | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| સંજ્ઞિ | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| અસંજ્ઞિ | | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૬ |
| આહારી | | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૫ |
| અણાહારી | | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| કુલ માર્ગણાઓ | | ૫૧ | ૪૯ | ૪૯ | ૫૧ | ૫૧ | ૪૯ | ૪૯ | ૫૫ | ૪૭ | ૪૯ | ૩૧ | ૩૨ | [illegible] | ૫૯ | ૫૨ | |

## ॥ द्वाषष्टिमार्गणासु उपयोगानां यन्त्रकम् ॥

| માર્ગણાઓ / ઉપયોગ— | મતિ અજ્ઞાન | શ્રુત અજ્ઞાન | વિભંગજ્ઞાન | મતિજ્ઞાન | શ્રુતજ્ઞાન | અવધિજ્ઞાન | મનઃપર્યવજ્ઞાન | કેવળજ્ઞાન | ચક્ષુદર્શન | અચક્ષુદર્શન | અવધિદર્શન | કેવળદર્શન | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નરકગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૯ |
| તિર્યંચગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૯ |
| મનુષ્યગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| દેવગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૯ |
| એકેન્દ્રિય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| દ્વીન્દ્રિય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| ત્રીન્દ્રિય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| ચતુરિન્દ્રિય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૪ |
| પંચેન્દ્રિય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| પૃથ્વીકાય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| અપ્કાય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| તેઉકાય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| વાયુકાય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| વનસ્પતિકાય | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ |
| ત્રસકાય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| મનોયોગ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| વચનયોગ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| કાયયોગ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| સ્ત્રીવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| પુરુષવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| નપુંસકવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| ક્રોધ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| માન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| માયા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| લોભ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| મતિઅજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦/૧ | ૦ | ૫/૬ |
| શ્રુતઅજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦/૧ | ૦ | ૫/૬ |
| વિભંગજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦/૧ | ૦ | ૫/૬ |
| મતિજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| શ્રુતજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| અવધિજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| મનઃપર્યવજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| કેવલજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ |
| સામાયિક ચારિત્ર | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| છેદોપસ્થાપનીય | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| પરિહાર વિશુદ્ધિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| સૂક્ષ્મસંપરાય | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |

| માર્ગણાઓ / ઉપયોગ— | મતિ અજ્ઞાન | શ્રુત અજ્ઞાન | વિભંગજ્ઞાન | મતિજ્ઞાન | શ્રુતજ્ઞાન | અવધિજ્ઞાન | મનઃપર્યવજ્ઞાન | કેવળજ્ઞાન | ચક્ષુદર્શન | અચક્ષુદર્શન | અવધિદર્શન | કેવળદર્શન | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| યથાખ્યાત | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૯ |
| દેશવિરતિ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૬ |
| અવિરતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૯ |
| ચક્ષુદર્શન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| અચક્ષુદર્શન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| અવધિદર્શન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| કેવલદર્શન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ |
| કૃષ્ણ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| નીલ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| કાપોત લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| તેજો લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| પદ્મલેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૦ |
| શુક્લ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| ભવ્ય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| અભવ્ય | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧/૦ | ૦ | ૧/૫ |
| ક્ષાયિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૯ |
| ક્ષાયોપશમિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| ઔપશમિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| મિશ્ર | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૯ |
| સાસ્વાદન | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧/૦/૦ | ૦ | [illegible] |
| મિથ્યાત્વ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |  | ૦ |  |
| સંજ્ઞિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| અસંજ્ઞિ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૪ |
| આહારી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૨ |
| અણાહારી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | .૧ | ૧ | ૧૦ |
| કુલ માર્ગણા | ૪૭ | ૪૭ | ૩૭ | ૪૪ | ૪૪ | ૪૪ | ૩૭ | ૧૮ | ૫૧ | ૬૦ | ૫૦/૪૪ | ૧૮ |  |

## ॥ चतुर्दशगुणस्थानेषु योगानां यन्त्रकम् ॥

| —ગુણસ્થાનકો— / —યોગો— | સત્ય મનોયોગ | અસત્ય મનોયોગ | સત્યાસત્ય મનોયોગ | અસત્યામૃષા મનોયોગ | સત્ય વચનયોગ | અસત્ય વચનયોગ | સત્યાસત્ય વચનયોગ | અસત્યામૃષા વચનયોગ | વૈક્રિયમિશ્ર કાયયોગ | વૈક્રિય કાયયોગ | આહારકમિશ્ર કાયયોગ | આહારક કાયયોગ | ઔદારિકમિશ્ર કાયયોગ | ઔદારિક કાયયોગ | કાર્મણ કાયયોગ | કુલ યોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| સાસ્વાદન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (મિશ્ર) | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૦ |
| અવિરતિ સમ્યગ્દૃષ્ટિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧૩ |
| દેશવિરતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૧ |
| પ્રમત્તસંયત | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૩ |
| અપ્રમત્તસંયત | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૧ |
| અપૂર્વકરણ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |
| અનિવૃત્તિબાદર સંપરાય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |
| સૂક્ષ્મ સંપરાય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |
| ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |
| ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૯ |
| સયોગી કેવલિ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૭ |
| અયોગી કેવલિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | |
| કુલ માર્ગણાઓ | ૧૩ | ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૨ | ૧૨ | ૧૩ | ૫ | ૭ | ૧ | ૨ | ૪ | ૧૩ | ૪ | |



## ॥ चतुर्दशगुणस्थानकेषु उपयोगानां यन्त्रकम् ॥

| ઉપયોગ / ગુણસ્થાનકો | મતિઅજ્ઞાન | શ્રુત અજ્ઞાન | વિભંગજ્ઞાન | મતિજ્ઞાન | શ્રુતજ્ઞાન | અવધિજ્ઞાન | મનઃપર્યવજ્ઞાન | કેવળજ્ઞાન | ચક્ષુદર્શન | અચક્ષુદર્શન | અવધિદર્શન | કેવળદર્શન | કુલ ઉપયોગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મિથ્યાદષ્ટિ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૫ |
| સાસ્વાદન | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૫ |
| મિશ્ર | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૯ |
| અવિરતિ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૬ |
| દેશવિરતિ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૬ |
| પ્રમત્તસંયત | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| અપ્રમત્તસંયત | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| અપૂર્વકરણ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| અનિવૃત્તિબાદર સંપરાય | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| સૂક્ષ્મ સંપરાય | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| ઉપશાંત મોહ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| ક્ષીણમોહ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૭ |
| સયોગી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ |
| અયોગી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૨ |
| કુલ ગુણસ્થાન | ૩ | ૩ | ૩ | ૧૦ | ૧૦ | ૧૦ | ૭ | ૨ | ૧૨ | ૧૨ | ૧૦ | ૨ | |



## ॥ द्वाषष्टिमार्गणासु जीवस्थानानां यन्त्रम् ॥

| —માર્ગણાઓ— / —જીવસ્થાનો— | એકેન્દ્રિય સૂક્ષ્મ અપર્યાપ્ત | એકેન્દ્રિય સૂક્ષ્મ પર્યાપ્ત | એકેન્દ્રિય બાદર અપર્યાપ્ત | એકેન્દ્રિય બાદર પર્યાપ્ત | દ્વીન્દ્રિય અપર્યાપ્ત | દ્વીન્દ્રિય પર્યાપ્ત | ત્રીન્દ્રિય અપર્યાપ્ત | ત્રીન્દ્રિય પર્યાપ્ત | ચતુરિન્દ્રિય અપર્યાપ્ત | ચતુરિન્દ્રિય પર્યાપ્ત | અસં. પંચેન્દ્રિય અપર્યાપ્ત | અસં. પંચેન્દ્રિય પર્યાપ્ત | સં. પંચેન્દ્રિય અપર્યાપ્ત | સં. પંચેન્દ્રિય પર્યાપ્ત | કુલ જીવસ્થાનો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નરકગતિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| તિર્યંચગતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| મનુષ્યગતિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦/દ | ૦ | ૧ | ૧ | ૩/દ |
| દેવગતિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| એકેન્દ્રિય | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| દ્વીન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| ત્રીન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| ચતુરિન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| પંચેન્દ્રિય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૪ |
| પૃથ્વીકાય | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| અપ્કાય | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| તેઉકાય | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| વાયુકાય | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| વનસ્પતિકાય | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| ત્રસકાય | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૦ |
| મનોયોગ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ ૦/દ | ૧/દ | ૨/દ |
| વચનયોગ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ ૦/દ | ૧ ૧/દ | ૧ ૦/દ | ૧ ૧/દ | ૧ ૦/દ | ૧ ૧/દ | ૧ ૦/દ | ૧ ૧/દ | ૦ ૦/દ | ૦ ૧/દ | ૮ ૫/૧૦ |
| કાયયોગ | ૧/દ | ૧/દ | ૧/દ | ૧/દ | ૦ ૧/દ | ૦/દ | ૦ ૧/દ | ૦/દ | ૦ ૧/દ | ૦/દ | ૦ ૧/દ | ૦/દ | ૦ ૧/દ | ૦/દ | ૪/૧૪ |
| સ્ત્રીવેદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૪ |
| પુરુષવેદ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૪ |
| નપુંસકવેદ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| ક્રોધ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| માન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| માયા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| લોભ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| મતિઅજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| શ્રુતઅજ્ઞાન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| વિભંગજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦/દ | ૧/દ | ૧/દ |
| મતિજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| શ્રુતજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| અવધિજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |

| —માર્ગણાઓ— / —જીવસ્થાનો— | અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય | પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય | અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય | પર્યાપ્ત બાદર એકેન્દ્રિય | અપર્યાપ્ત બેઇન્દ્રિય | પર્યાપ્ત બેઇન્દ્રિય | અપર્યાપ્ત તેઇન્દ્રિય | પર્યાપ્ત તેઇન્દ્રિય | અપર્યાપ્ત ચઉરિન્દ્રિય | પર્યાપ્ત ચઉરિન્દ્રિય | અપર્યાપ્ત અસં. પંચેન્દ્રિય | પર્યાપ્ત અસં. પંચેન્દ્રિય | અપર્યાપ્ત સં. પંચેન્દ્રિય | પર્યાપ્ત સં. પંચેન્દ્રિય | કુલ જીવસ્થાનો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મનઃપર્યવજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| કેવલજ્ઞાન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| સામાયિક ચારિત્ર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| છેદોપસ્થાપનીય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| પરિહારવિશુદ્ધિક | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| સૂક્ષ્મસંપરાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| યથાખ્યાત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| દેશવિરતિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| અવિરતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| ચક્ષુદર્શન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦/૧ | ૧/૧ | ૦/૧ | ૧/૧ | ૦/૧ | ૧/૧ | ૩/૬ |
| અચક્ષુદર્શન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| અવધિદર્શન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| કેવલદર્શન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| કૃષ્ણ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| નીલ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| કાપોત લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| તેજો લેશ્યા | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૩ |
| પદ્મલેશ્યા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| શુક્લ લેશ્યા | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| ભવ્ય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| અભવ્ય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| ક્ષાયિક | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| ક્ષાયોપશમિક | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| ઔપશમિક | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| મિશ્ર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| સાસ્વાદન | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૭ |
| મિથ્યાત્વ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| સંજ્ઞિ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| અસંજ્ઞિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૨ |
| આહારી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| અણાહારી | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૮ |
| કુલ માર્ગણાઓ | ૨૬ | ૨૫ | ૨૮ | ૨૫ | ૨૩/૨૬/૨૪ | ૨૧/૨૨ | ૨૩/૨૬/૨૪ | ૨૧/૨૨ | ૨૩/૨૫ | ૨૨/૨૪ | ૨૫/૨૭/૨૮ | ૨૪/૨૫ | ૩૮/૩૦/૪૨ | ૫૦/૫૨ | |

## ॥ मार्गणास्थानकेषु गुणस्थानकानां यन्त्रयम् ॥

| —માર્ગણાઓ— / —ગુણસ્થાનકો— | (મિથ્યાત્વ) ગુણસ્થાન | સાસ્વાદન | સમ્યગ્મિથ્યાદૃષ્ટિ (મિશ્ર) | અવિરતિ સમ્યગ્દૃષ્ટિ | દેશવિરતિ | પ્રમત્તસંયત | અપ્રમત્તસંયત | અપૂર્વકરણ | અનિવૃત્તિબાદર સંપરાય | સૂક્ષ્મ સંપરાય | ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ | ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ | સયોગી કેવલી | અયોગી કેવલી | કુલ ગુણસ્થાનો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નરકગતિ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ४ |
| તિર્યંચગતિ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ५ |
| મનુષ્યગતિ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १४ |
| દેવગાત | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ४ |
| એકેન્દ્રિય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| દ્વીન્દ્રિય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| ત્રીન્દ્રિય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| ચતુરિન્દ્રિય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| પંચેન્દ્રિય | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १४ |
| પૃથ્વીકાય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| અપ્કાય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| તેઉકાય | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | १ |
| વાયુકાય | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | १ |
| વનસ્પતિકાય | १ | १ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २ |
| ત્રસકાય | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १४ |
| મનોયોગ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | १३ |
| વચનયોગ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | १३ |
| કાયયોગ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | १३ |
| સ્ત્રીવેદ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ९ |
| પુરુષવેદ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ९ |
| નપુંસકવેદ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ९ |
| ક્રોધ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ९ |
| માન | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ९ |
| માયા | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ९ |
| લોભ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ० | ० | १० |
| મતિઅજ્ઞાન | १ | १ | ०/१ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २/३ |
| શ્રુતઅજ્ઞાન | १ | १ | ०/१ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २/३ |
| વિભંગજ્ઞાન | १ | १ | ०/१ | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | २/३ |
| મતિજ્ઞાન | ० | ० | ०/१ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ९/१० |
| શ્રુતજ્ઞાન | ० | ० | ०/१ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ९/१० |
| અવધિજ્ઞાન | ० | ० | ०/१ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ९/१० |
| મનઃપર્યવજ્ઞાન | ० | ० | ० | ० | ० | १ | १ | १ | १ | १ | १ | १ | ० | ० | ७ |
| કેવલજ્ઞાન | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | ० | १ | १ | २ |
| સામાયિક ચારિત્ર | ० | ० | ० | ० | ० | १ | १ | १ | १ | ० | ० | ० | ० | ० | ४ |

| માર્ગણાઓ —ગુણસ્થાનકો— | મિથ્યાદૃષ્ટિ ગુ૦ | સાસ્વાદન | સમ્યગ્મિથ્યાદૃષ્ટિ | અવિરતિ–સમ્યગ્દૃષ્ટિ | દેશવિરતિ | પ્રમત્ત સંયત | અપ્રમત્ત સંયત | અપૂર્વકરણ | અનિવૃત્તિબાદર સંપરાય | સૂક્ષ્મ સંપરાય | ઉપશાંત મોહ વીતરાગ છદ્મસ્થ | ક્ષીણમોહ વીતરાગ છદ્મસ્થ | સયોગી કેવલી | અયોગી કેવલી | કુલ ગુણસ્થાનકો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| છેદોપસ્થાપનીય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| પરિહાર વિશુદ્ધિક | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| સૂક્ષ્મસંપરાય | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| યથાખ્યાત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૪ |
| દેશવિરતિ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| અવિરતિ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| ચક્ષુદર્શન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૨ |
| અચક્ષુદર્શન | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૨ |
| અવધિદર્શન | ૦/૧ | ૦/૧ | ૦/૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૯/૧૨ |
| કેવલદર્શન | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૨ |
| કૃષ્ણલેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૦/૧ | ૦/૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪/૬ |
| નીલલેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૦/૧ | ૦/૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪/૬ |
| કાપોતલેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૦/૧ | ૦/૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪/૬ |
| તેજો લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ |
| પદ્મ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૭ |
| શુક્લ લેશ્યા | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૩ |
| ભવ્ય | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ |
| અભવ્ય | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ક્ષાયિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૧ |
| ક્ષાયોપશમિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| ઔપશમિક | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૮ |
| મિશ્ર | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| સાસ્વાદન | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| મિથ્યાત્વ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| સંજ્ઞિ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૨ |
| અસંજ્ઞિ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| આહારી | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૦ | ૧૩ |
| અણાહારી | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૫ |
| કુલ માર્ગણાઓ | ૪૪/૪૫ | ૪૧/૪૨ | ૩૩/૩૨ | ૩૬ | ૩૦/૩૩ | ૩૨/૩૫ | ૩૨ | ૨૮ | ૨૮ | ૨૧ | ૨૦ | ૧૯ | ૧૪ | ૯ | |

# પ્રશ્નોત્તરી

પ્ર-૧ પંચસંગ્રહ નામ કેમ રાખ્યું છે?

ઉ० શતક, સપ્તતિકા, કષાયપ્રાભૃત, સત્કર્મ અને કર્મપ્રકૃતિ આ પાંચ ગ્રંથનો અથવા યોગોપયોગ માર્ગણા, બંધક, બંધવ્ય, બંધહેતુ અને બંધવિધિ એ પાંચ વિષયોનો સંગ્રહ હોવાથી પંચસંગ્રહ નામ છે.

પ્ર-૨ આ ગ્રંથના મૂળકર્ત્તા કોણ? વર્ત્તમાનમાં આની ઉપર કઈ કઈ ટીકાઓ મળે છે?

ઉ० આ મૂળગ્રંથના કર્તા ચન્દ્રર્ષિ મહત્તરાચાર્ય છે, આની ઉપર સ્વોપજ્ઞટીકા તથા પૂ० શ્રી મલયગિરિજી મહારાજાએ બનાવેલ એમ બે ટીકા મળે છે.

પ્ર-૩ વીર્ય અને યોગમાં શું તફાવત છે?

ઉ० વીર્યાન્તરાય કર્મના સંપૂર્ણ ક્ષયથી કે ક્ષયોપશમથી પ્રગટ થયેલ જે વીર્યલબ્ધિ તેને વીર્ય કહેવાય છે. અને મન, વચન, કાયાના અવલંબનદ્વારા જે વીર્યનો વપરાશ એટલે કે આત્મપ્રદેશોનું સ્ફુરણ તે યોગ, અર્થાત સકરણવીર્ય તે યોગ, તે તેરમા ગુણસ્થાનક સુધીના આત્માઓને જ હોય છે. પરંતુ સિદ્ધ પરમાત્માઓ કે અયોગિ મહાત્માઓને અનન્તવીર્ય હોવા છતાં સકરણવીર્યનો અભાવ હોવાથી તે વીર્યને યોગ કહી શકાય નહિ.

પ્ર-૪ જ્ઞાન અને અજ્ઞાનમાં શું તફાવત છે?

ઉ० આત્મવિકાસમાં ઉપયોગી, વિરતિ પ્રાપ્ત કરાવનાર, અલ્પ કે વિશેષ પ્રમાણમાં જે બોધ તે જ્ઞાન અને તેનાથી વિપરીત અર્થાત્ આત્મવિકાસને રોકનાર, યથેચ્છ બોધ કરાવનાર, સંસારવૃદ્ધિ કરાવનાર જે જ્ઞાન તે અજ્ઞાન.

પ્ર-૫ સામાન્યથી દર્શન અને જ્ઞાન બન્નેમાં બોધ છે તો તે બન્નેમાં શું વિશેષતા છે?

ઉ० કોઈપણ પદાર્થનો જાતિ, લિંગ, આકૃતિ આદિ વિશેષ ધર્મો વિના માત્ર સામાન્યપણે થતો જે બોધ તે દર્શન અને તે પદાર્થનો જાત્યાદિ અનેક ધર્મ વિશિષ્ટ જે બોધ તે જ્ઞાન.

પ્ર-૬ લબ્ધિ અપર્યાપ્ત અને કરણ અપર્યાપ્તમાં શું વિશેષતા છે?

ઉ० જે જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના જ મરે તે લબ્ધિ અપર્યાપ્ત કહેવાય અને જે જીવે હજુ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી નથી તેમજ ભવિષ્યમાં કરે અથવા ન પણ કરે તે કરણ અપર્યાપ્ત.

પ્ર-૭ કરણ અપર્યાપ્ત જીવ લબ્ધિ પર્યાપ્ત હોય કે લબ્ધિ અપર્યાપ્ત?

ઉ૦ વર્તમાનમાં કરણ અપર્યાપ્ત હોવા છતાં ભવિષ્યમાં સ્વયોગ્ય પર્યાપ્તિઓ અવશ્ય પૂર્ણ કરવાનો જ હોય તો તે લબ્ધિ પર્યાપ્ત, અને સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન જ કરવાનો હોય તો તે લબ્ધિ અપર્યાપ્ત, અર્થાત્ કરણ અપર્યાપ્ત લબ્ધિ પર્યાપ્ત પણ હોય અને લબ્ધિ અપર્યાપ્ત પણ હોય.

પ્ર-૮ લબ્ધિ અપર્યાપ્ત જીવ કરણ અપર્યાપ્ત જ હોય કે કરણ પર્યાપ્ત પણ હોય?

ઉ૦ લબ્ધિ અપર્યાપ્ત કરણ અપર્યાપ્ત જ હોય પરંતુ કરણપર્યાપ્ત ન હોય, અપેક્ષા વિશેષે હોય પણ ખરો, તે માટે શ્રી જૈન શ્રેયસ્કર મંડળ-મહેસાણાથી પ્રકાશિત થયેલ નવતત્ત્વ ગાથા ૬ નું વિવેચન જુઓ.

પ્ર-૯ લબ્ધિ પર્યાપ્ત જીવ કરણ અપર્યાપ્ત હોય કે કરણ પર્યાપ્ત?

ઉ૦ લબ્ધિ પર્યાપ્ત સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન થાય ત્યાં સુધી કરણ અપર્યાપ્ત હોય અને પૂર્ણ થયા બાદ કરણ પર્યાપ્ત હોય.

પ્ર-૧૦ કરણ પર્યાપ્ત જીવ લબ્ધિ પર્યાપ્ત હોય કે લબ્ધિ અપર્યાપ્ત?

ઉ૦ કરણ પર્યાપ્ત જીવ લબ્ધિ પર્યાપ્ત જ હોય પણ લબ્ધિ અપર્યાપ્ત ન હોય, અપેક્ષા-વિશેષ માટે ઉપરોક્ત નવતત્ત્વ ગાથા ૬ નું વિવેચન જુઓ.

પ્ર-૧૧ અસંજ્ઞી અને સંમૂર્છિમમાં શું તફાવત છે?

ઉ૦ બંનેના શબ્દાર્થ જુદા છે. પરંતુ ભાવ એક જ છે. અર્થાત્ દીર્ઘકાલિકી સંજ્ઞા વિનાના જીવોને અસંજ્ઞી કહેવાય છે અને માતા-પિતાના સંયોગ વિના તેમજ દેવશય્યા તથા કુંભીમાં ઉત્પન્ન થયેલ જીવો સિવાયના જીવોને સંમૂર્છિમ કહેવાય છે. અર્થાત્ દેવ, નરક અને ગર્ભજ તિર્યંચ-મનુષ્યો સિવાયના સઘળા સંસારી જીવો અસંજ્ઞી અથવા સંમૂર્છિમ કહેવાય છે.

પ્ર-૧૨ સંજ્ઞી જીવો ગર્ભજ જ હોય?

ઉ૦ દેવો અને નારકો ગર્ભજ ન હોવા છતાં સંજ્ઞી છે એટલે ગર્ભજ હોય તે સંજ્ઞી જ હોય પરંતુ સંજ્ઞી હોય તે ગર્ભજ હોય પણ ખરા અને ન પણ હોય.

પ્ર-૧૩ અસંજ્ઞિ-પંચેન્દ્રિયમાં અને અસંજ્ઞિ-માર્ગણામાં કેટલા અને કયાં કયાં જીવભેદો હોય?

ઉ૦ અસંજ્ઞિ-પંચેન્દ્રિયમાં પોતાના પર્યાપ્ત-અપર્યાપ્ત રૂપ બે અને અસંજ્ઞિ-માર્ગણામાં સંજ્ઞિ-પર્યાપ્ત-અપર્યાપ્ત વર્જિત શેષ બાર જીવભેદો હોય.

પ્ર-૧૪ જ્ઞાન, ચારિત્ર તેમજ ભવ્યાદિક માર્ગણાઓમાં અજ્ઞાન, અવિરતિ અને અભવ્યાદિકનું ગ્રહણ શા માટે?

ઉ૦ જ્ઞાનાદિ ઉપરોકત એકેક મૂળમાર્ગણાઓમાં સર્વ સંસારી જીવોનો સમાવેશ કરવાનો હોવાથી તેના પ્રતિપક્ષભુત અજ્ઞાનાદિ ભેદો પણ ગ્રહણ કરેલ છે.

પ્ર-૧૫ અઢી દ્વીપની બહાર રહેલ જીવોના તેમજ દેવાદિકના મનના ભાવોને મનઃપર્યવજ્ઞાની જાણી શકે કે નહિ ?

ઉ૦ તિર્યક્ અઢીદ્વીપ પ્રમાણ મનુષ્ય ક્ષેત્રમાં, ઉપર જ્યોતિષચક્રના ઉપરના તળ ભાગ સુધી અને નીચે અધોગ્રામ સુધીના ક્ષેત્રમાં રહેલ અગર બહારથી ઉપરોક્ત ક્ષેત્રમાં આવેલ સંજ્ઞિ-પંચેન્દ્રિયના મનના ભાવોને મનઃપર્યવજ્ઞાની જાણી શકે પણ ઉપરોકત ક્ષેત્રની બહાર રહેલ જીવોના નહિ.

પ્ર-૧૬ કેવલજ્ઞાનીને માત્ર કેવલજ્ઞાન જ હોય કે પાંચે જ્ઞાન હોય ?

ઉ૦ કેટલાક આચાર્યોના મતે માત્ર કેવળજ્ઞાન જ હોય જ્યારે કેટલાક આચાર્યોના મતે પાંચે જ્ઞાનો હોય છે.

પ્ર-૧૭ ચક્ષુ અને અચક્ષુદર્શન માર્ગણામાં પ્રથમના બાર ગુણસ્થાનક જણાવેલ છે તો શું કેવલી ભગવંતો ચક્ષુ આદિથી જોઇ કે સાંભળી વગેરે ન શકે ?

ઉ૦ કેવળજ્ઞાન-દર્શનથી સમસ્ત ભાવો જાણતા જ હોય છે-માટે તેઓને કંઇ જોવા કે સાંભળવા જેવું રહેતું નથી એટલે કે તેના કાર્યનો અભાવ હોવાથી ચક્ષુદર્શનાદિ હોવા છતાં તેની વિવક્ષા કરી નથી.

પ્ર-૧૮ એક જ જીવને આખાય સંસારચક્રમાં ચૌદ ગુણસ્થાનકમાંથી કયા કયા ગુણસ્થાનકો ઉત્કૃષ્ટથી કેટલીવાર પ્રાપ્ત થઇ શકે ?

ઉ૦ બારમું, તેરમું, ચૌદમું ગુણસ્થાનક એક જ વાર, આઠમું, નવમું, દશમું, ગુણસ્થાનક ચઢવાની અપેક્ષાએ પાંચ વાર અને ઉપશમશ્રેણિથી પડવાની અપેક્ષાએ પણ ગણીએ તો કુલ નવ વાર, અગિયારમું ગુણસ્થાન ચાર વાર, બીજું ગુણસ્થાનક પાંચ વાર છઠ્ઠું સાતમું સંખ્યાતી વાર, પાંચમું, ચોથું. ત્રીજું અને પહેલું અસંખ્યાતીવાર પ્રાપ્ત થાય, પરંતુ ત્રીજા ગુણસ્થાનક માટે સ્પષ્ટ ઉલ્લેખ કયાંય જોવામાં આવ્યો નથી.

પ્ર-૧૯ જીવ કયા ગુણસ્થાનકે મરી શકે અને કયા ગુણસ્થાનકે મરી ન શકે-તેમજ કયા કયા ગુણસ્થાનકો પરભવમાં સાથે લઈ જઇ શકે ?

ઉ૦ મિશ્ર સિવાય એકથી અગિયાર એમ દશ ગુણસ્થાનકે મરી શકે અને ચૌદમા ગુણ સ્થાનકે પણ મરી શકે પરતુ તે મરણને નિર્વાણ કહેવાય છે ત્રીજે, બારમે અને તેરમે મરતો જ નથી, અને પહેલું, બીજુ, ચોથું ગુણસ્થાનક લઇ પરભવમાં જઇ શકે છે.

પ્ર-૨૦ સિદ્ધાત્માઓને કયું ગુણસ્થાનક હોય ?

ઉ૦ સિદ્ધ પરમાત્માઓને સર્વોત્તમ ગુણસ્થાનક હોય છે. પરંતુ અહિં સંસારસ્થ જીવોની અપેક્ષાએજ ચૌદ ગુણસ્થાનકો બતાવવામાં આવ્યાં છે અને તેથી જ સિદ્ધોને ગુણ-સ્થાનક બતાવેલ નથી.

પ્ર-૨૧ વર્તમાનકાળે ભરતક્ષેત્રમાં કેટલાં ગુણસ્થાનક હોય ?

ઉ૦ અહિં જન્મેલાની અપેક્ષાએ ૧ થી ૭ અને અન્યસ્થાને જન્મેલાની અપેક્ષાએ ચૌદે ચૌદ ગુણસ્થાનકો પણ હોઇ શકે.

પ્ર-૨૨ અહિં પાંચમા આરામાં કેટલાં ગુણસ્થાનક હોય?

ઉ૦ ચૌદ ચૌદ ગુણસ્થાનકો હોઇ શકે.

પ્ર-૨૩ અસંજ્ઞિ-નારકો કોને કહેવાય? વળી આ જ રીતે અસંજ્ઞિ-દેવો કહેવાય કે નહિ?

ઉ૦ જે અસંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્ત તિર્યંચો કાળ કરીને નરકમાં ગયેલા છે તેઓને વ્યવહારથી અસંજ્ઞિ-નરકો કહેવાય છે પરંતુ વાસ્તવિક રીતે નહિ, એ જ પ્રમાણે અસંજ્ઞીમાંથી કાળ કરી દેવ થયેલ વ્યંતર સુધીના દેવોને અસંજ્ઞિ-દેવો પણ કહી શકાય એમ લાગે છે.

પ્ર-૨૪ અવધિજ્ઞાની મનના ભાવો જાણી શકે કે નહિ?

ઉ૦ અમુક વિશિષ્ટ પ્રકારના અવધિજ્ઞાનીઓ મનના ભાવ જાણી શકે.

પ્ર-૨૫ અવધિજ્ઞાની અને મનઃપર્યવજ્ઞાની એમ બન્ને મનના ભાવો જાણી શકે તો તે બન્નેમાં વિશેષતા શું?

ઉ૦ અવધિજ્ઞાની મનના ભાવો જેટલા અને જે સ્વરૂપમાં જાણે તેનાં કરતાં મનઃપર્યવજ્ઞાની વધારે પ્રમાણમાં અને વધુ સ્પષ્ટ જાણી શકે, તેમજ દરેક મનઃપર્યવજ્ઞાની મનના ભાવો જાણે પણ દરેક અવધિજ્ઞાની મનના ભાવો જાણી શકે નહિ.

પ્ર-૨૬ અવધિ અને મનઃપર્યવ એ બંને જ્ઞાનનો વિષય રૂપી પદાર્થને જ જાણવાનો છે તો તે જ્ઞાનોથી અરૂપી એવા મનના ભાવો શી રીતે જાણી શકાય?

ઉ૦ આ બન્ને જ્ઞાનોથી આત્મા સંજ્ઞિ-પંચેન્દ્રિય જીવોએ મનપણે પરિણમાવેલ મનોવર્ગણાનાં પુદ્ગલોને સાક્ષાત જુએ અને તેના આકારાદિથી ચિંતન કરાયેલ પદાર્થોને અનુમાનથી જાણી શકે.

પ્ર-૨૭ આ દ્વારમાં કયા કયા મતાન્તરો આવેલ છે?

ઉ૦ (૧) ગ્રંથકાર ઉત્પત્તિના બીજા સમયથી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ ન થાય ત્યાં સુધી મિશ્ર કાયયોગ માને છે જ્યારે અન્ય આચાર્યો શરીરપર્યાપ્તિ પૂર્ણ થાય ત્યાં સુધી મિશ્ર અને પછી શુદ્ધ કાયયોગ માને છે.

(૨) ગ્રંથકાર ચઉરિન્દ્રિય અપર્યાપ્ત વગેરે ત્રણ જીવસ્થાનોમાં ચક્ષુદર્શન માનતા નથી જ્યારે કેટલાક આચાર્યો તેમને પણ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થયા પછી ચક્ષુદર્શન માને છે.

(૩) ગાથા ૧૧ માં વિભંગજ્ઞાનમાં ઔદારિકમિશ્ર હોય નહિ એમ કહેલ છે જ્યારે ગાથા ૧૨ મીની ટીકામાં વિભંગજ્ઞાનમાં ઔદારિકમિશ્ર હોય તેમ જણાવેલ છે.

(૪) આ ગ્રંથની ટીકામાં ચક્ષુદર્શન માર્ગણામાં વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્રનો નિષેધ કર્યો છે જ્યારે ચતુર્થ કર્મગ્રંથમાં તેનો નિષેધ કરેલ નથી.

(૫) આ ગ્રંથમાં જીવસ્થાનકોમાં યોગ બતાવતાં મનોયોગ સંજ્ઞિ-પંચેન્દ્રિય પર્યાપ્તાને અને વચનયોગ પર્યાપ્ત બેઇન્દ્રિયાદિક પાંચ જીવસ્થાનકોમાં અને કાયયોગ સર્વ જીવસ્થાનકોમાં બતાવેલ છે ત્યારે માર્ગણા-સ્થાનકોમાં જીવસ્થાનો બતાવતાં મનોયોગમાં સંજ્ઞિ-પર્યાપ્ત, અપર્યાપ્ત બે, વચનયોગમાં પર્યાપ્ત-અપર્યાપ્ત વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય એમ આઠ અને કાયયોગમાં એકેન્દ્રિયના માત્ર ચાર જીવસ્થાનક બતાવેલ છે. જ્યારે ચતુર્થ કર્મગ્રંથમાં વચનયોગમાં પર્યાપ્ત બેઇન્દ્રિયાદિ માત્ર પાંચ જીવસ્થાનો બતાવેલ છે.

(૬) ભગવતીજી આદિ સૂત્રમાં અવધિદર્શનમાં ૧ થી ૧૨, કર્મગ્રંથાદિકમાં ૪ થી ૧૨ અને આ જ ગ્રંથમાં ગાથા ૨૦ માં ૩ થી ૧૨ અને ગાથા ૩૦ની ટીકામાં ૧ થી ૧૨ ગુણસ્થાનક કહ્યા છે.

(૭) અહિં વિભંગજ્ઞાનમાં સંજ્ઞી-પર્યાપ્ત એક અને ચતુર્થ કર્મગ્રંથમાં સંજ્ઞિ-પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે જીવભેદ કહ્યા છે.

(૮) ઉપશમ સમ્યક્ત્વમાં શતકબૃહચ્ચૂર્ણી આદિના મતે સંજ્ઞિ-પર્યાપ્ત એક અને સપ્તતિકા ચૂર્ણીકારાદિના મતે સંજ્ઞિ-અપર્યાપ્ત-પર્યાપ્ત એમ બે જીવભેદ હોય છે.

(૯) અહિં તેમજ કર્મગ્રંથાદિકમાં ક્ષપકશ્રેણિમાં આતપ અને ઉદ્યોતનો ક્ષય નવમા ગુણસ્થાનકે અને અપર્યાપ્ત તથા અપ્રશસ્ત વિહાયોગતિનો ચૌદમાના દ્વિચરમ સમયે ક્ષય કહ્યો છે. જ્યારે આવશ્યક ચૂર્ણીકારે નવમા ગુણસ્થાનકે અપર્યાપ્ત તથા અપ્રશસ્ત વિહાયોગતિનો અને ચૌદમાના દ્વિચરમ સમયે આતપ-ઉદ્યોતનો ક્ષય કહ્યો છે.

(૧૦) કેટલાક આચાર્યો ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાનકે અપ્રત્યાખ્યાનીય વગેરે આઠ કષાયોની વચ્ચે થીણદ્ધિત્રિકાદિ સોળ પ્રકૃતિઓનો અને કેટલાક આચાર્યો થીણદ્ધિત્રિકાદિ સોળ પ્રકૃતિઓની વચ્ચે આઠ કષાયોનો ક્ષય માને છે.

(૧૧) ગ્રંથકાર વગેરે ઉપશમશ્રેણિના આરંભક અપ્રમત્ત સંયત જ કહે છે ત્યારે કેટલાક આચાર્યો ચોથાથી સાતમા ગુણસ્થાનકવર્તી જીવો કહે છે.

(૧૨) અહિં તેમજ અન્ય કેટલાક ગ્રંથોમાં અનંતાનુબંધિનો ઉપશમ કરીને પણ ઉપશમશ્રેણિ કરે છે એમ કહ્યું છે ત્યારે કેટલાક ગ્રંથોમાં અનંતાનુબંધિનો ક્ષય કરીને જ ઉપશમશ્રેણિ માંડે છે એમ કહ્યું છે.

(૧૩) કર્મગ્રંથાદિકના મતે ઉપશમ અને ક્ષપક એમ બંને શ્રેણિઓ એક જ ભવમાં કરી શકાય જ્યારે સિદ્ધાન્તના મતે એક ભવમાં બેમાંથી એક જ શ્રેણી કરી શકાય છે.

(૧૪) કેટલાક આચાર્યોના મતે કેવલી ભગવંતને મત્યાદિ ચાર જ્ઞાનો નહિ માત્ર કેવળજ્ઞાન જ હોય જ્યારે કેટલાક આચાર્યોના મતે પાંચે જ્ઞાનો હોય છે.

(૧૫) અહિં સ્ત્રીવેદ અને પુરુષવેદમાં પર્યાપ્ત-અપર્યાપ્ત અસંજ્ઞિ અને સંજ્ઞિ પંચેન્દ્રિય એમ ચાર જીવભેદ કહ્યા છે. અને ભગવતીજી સૂત્ર વગેરેમાં અસંજ્ઞીનાં બંને જીવસ્થાનોમાં નપુંસકવેદ જ કહ્યો છે.

પ્ર-૨૮ મિશ્ર ગુણસ્થાનકે જ્ઞાન હોય કે અજ્ઞાન ?

ઉ૦ જો આ ગુણસ્થાનકે સમ્યક્ત્વમોહનીયનો ભાગ ઉદયમાં વધુ હોય તો મુખ્યત્વે જ્ઞાન અને જો મિથ્યાત્વ મોહનીયનો ભાગ વધારે ઉદયમાં હોય તો મુખ્યત્વે અજ્ઞાન, અને જો બંનેનો સરખો ભાગ ઉદયમાં હોય તો અજ્ઞાનમિશ્રિત જ્ઞાન હોય છે. જુઓ આ ગ્રંથની ગા-૨૦ તેમજ તૃતીય કર્મગ્રંથ ગા૦ ૧૯ની ટીકા. અને તેથી જ અમોએ કોષ્ટકમાં આ ગુણસ્થાનકે નવ ઉપયોગ જણાવ્યા છે.

પ્ર-૨૯ વર્તમાનમાં ભરતક્ષેત્રમાં જન્મેલાને કેટલા ચારિત્ર હોય ?

ઉ૦ ઈત્વરિક સામાયિક ચારિત્ર તથા બંને પ્રકારનું છેદોપસ્થાપનીય ચારિત્ર હોય.

પ્ર-૩૦ દરેક કેવલિઓ કેવલિ સમુદ્ઘાત કરે જ ?

ઉ૦ જે કેવલિ ભગવતોને આયુષ્ય કરતાં શેષ ત્રણ અઘાતી કર્મોની સ્થિતિસત્તા વધારે હોય તેઓ કરે, બીજાઓ ન કરે.

પ્ર-૩૧ આયોજિકાકરણ એટલે શું ? તેનાં બીજા કયા નામો છે ?

ઉ૦ કેવલીની દૃષ્ટિરૂપ મર્યાદાવડે અત્યંત પ્રશસ્ત મન-વચન-કાયાનો વ્યાપાર તે આયોજિકાકરણ, એનાં આવશ્યકકરણ અને આવર્જિતકરણ એમ બે બીજા નામો છે.

પ્ર-૩૨ અપૂર્વ સ્પર્દ્ધક એટલે શું ?

ઉ૦ અનાદિ સંસારમાં પરિભ્રમણ કરતા જીવે બંધ દ્વારા કોઈપણ વાર ન કર્યા હોય તેવાં સત્તામાં રહેલ કર્મપુદ્ગલોને રસાંશની એકોત્તર વૃદ્ધિનો ત્યાગ કર્યા વિના અત્યંત હીનરસવાળાં કરવાં તે અપૂર્વસ્પર્દ્ધક.

પ્ર-૩૩ સંમૂર્છિમ મનુષ્યો કયાં ઉત્પન્ન થાય ?

ઉ૦ ગર્ભજ મનુષ્યોના ચૌદ અશુચિસ્થાનોમાં.

પ્ર-૩૪ અપૂર્વકરણ ગુણસ્થાનકમાં 'ષટ્સ્થાનપતિત'માં સંખ્યાતગુણહીન વગેરે આવે છે તે તે શી રીતે હોય ? તે દૃષ્ટાન્ત સાથે સમજાવો.

ઉ૦ જેટલી સંખ્યા હોય તેમાંથી માત્ર સંખ્યાતમા ભાગ અસંખ્યાતમા ભાગ અને અનંતમા ભાગ પ્રમાણ માત્ર સંખ્યા રહે તેને જ શાસ્ત્રીય પરિભાષામાં સંખ્યાતગુણહીન વગેરે અનુક્રમે કહેવાય છે, જેમ-અસલી મૂળ સંખ્યા એક લાખની હોય અને અસત્કલ્પનાએ દશની સંખ્યાને સંખ્યાત, સોની સંખ્યાને અસંખ્યાત અને હજારની સંખ્યાને અનંત કલ્પીએ તો લાખને દશ રૂપ સંખ્યાતી સંખ્યાએ ભાગતાં, દશહજાર આવે, તે લાખની અપેક્ષાએ સંખ્યાતમો ભાગ છે અને તેજ સંખ્યાતગુણ હીન કહેવાય, એ જ પ્રમાણે લાખને સો રૂપ અસંખ્યાતી સંખ્યાએ

ભાગતાં એક હજાર આવે તે લાખની અપેક્ષાએ અસંખ્યાતમો ભાગ છે તેમજ અસંખ્યાતગુણહીન કહેવાય અને તે જ લાખની સંખ્યાને હજાર રૂપ અનંત સંખ્યાએ ભાગતાં સો આવે તે લાખની અપેક્ષાએ અનંતભાગ છે તેને જ અનંતગુણહીન કહેવાય.

પ્ર-૩૫ કોઇક વ્યક્તિએ 'ગાય' શબ્દ સાંભળ્યો અને કોઇક વ્યક્તિએ 'ઘટ' પદાર્થ જોયો અહિં આ બંને વ્યક્તિઓને કયું જ્ઞાન થયું કહેવાય?

ઉ૦ 'ગાય' શબ્દ સાંભળવા છતાં અને 'ઘટ' પદાર્થ જોવા છતાં અનુક્રમે 'ગાય' શબ્દ થી અમુક પ્રકારનો 'ગાય' પદાર્થ વાચ્ય છે અને 'ઘટ' પદાર્થથી એનો વાચક અમુક શબ્દ છે આવો બોધ ન થાય ત્યાં સુધી મતિજ્ઞાન અને ઉપરોક્ત બોધ થાય ત્યારે શ્રુતજ્ઞાન થયું કહેવાય.

પ્ર-૩૬ યથાપ્રવૃત્તાદિક ત્રણ કરણમાંથી અભવ્ય જીવ કેટલાં કરણ કરે?

ઉ૦ અભવ્યજીવો માત્ર યથાપ્રવૃત્તકરણ કરે.

પ્ર-૩૭ સામાયિક કેટલા પ્રકારનાં છે?

ઉ૦ શ્રુત, સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ એમ ચાર પ્રકારે છે.

પ્ર-૩૮ અભવ્યજીવો ચારમાંથી કયું સામાયિક પામે, તેનાથી તેમને શું લાભ થાય?

ઉ૦ અભવ્યો ચારમાંથી માત્ર શ્રુત સામાયિક પ્રાપ્ત કરે, તેનાથી સાડા નવ પૂર્વસુધીનો અભ્યાસ કરી શકે.

પ્ર-૩૯ અભવ્યો નવે તત્ત્વો માને કે નહિ?

ઉ૦ અભવ્યો મોક્ષ સિવાય વધુમાં વધુ આઠ તત્ત્વો માને.

પ્ર-૪૦ અભવ્ય જીવો જો મોક્ષને ન માને તો પછી ચારિત્ર શા માટે સ્વીકારે? અને તેથી શું લાભ થાય?

ઉ૦ અભવ્યો તીર્થંકર પરમાત્માની ઋદ્ધિ તેમજ તેઓશ્રી પાસે આવતા મહર્દ્ધિક દેવો તેમજ ઇન્દ્રાદિકને જોઇને શ્રી તીર્થંકર પરમાત્માની ઋદ્ધિ અથવા દેવ-ઇન્દ્રાદિક પણું પ્રાપ્ત કરવા દ્રવ્ય ચારિત્રનો સ્વીકાર કરે છે,પણ ભાવચારિત્રનો નહિ, અને તેથી નવ ગ્રૈવેયક સુધીનાં સુખો મેળવી શકે છે.

પ્ર-૪૧ બંધાયેલ બધાં જ કર્મ ભોગવવાં પડે કે ભોગવ્યા વિના પણ ક્ષય થાય?

ઉ૦ બંધાયેલ બધાં જ કર્મ પ્રદેશથી અવશ્ય ભોગવવાં જ પડે પણ રસથી ભોગવે પણ ખરા અને ભોગવ્યા વિના પણ ક્ષય થાય.

પ્ર-૪૨ એવું કયું કર્મ છે કે જે આખા ભવમાં એક જ વાર બંધાય?

ઉ૦ આયુષ્ય કર્મ.

પ્ર-૪૩ સ્તિબુકસંક્રમ અને પ્રદેશોદયમાં શું ફેર છે?

ઉ૦ કંઈ પણ ફેર નથી, બને એક જ છે.

પ્ર-૪૪ મહાવિદેહ ક્ષેત્રમાં પાંચમાંથી કેટલાં અને કયા કયા ચારિત્ર હોય.

ઉ૦ યાવત્કથિક સામાયિક, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ ત્રણ ચારિત્ર હોય.

## ૨ જું બંધક દ્વાર

**चोद्दसविहावि जीवा विबंधगा तेसिमंतिमो भेओ ।**
**चोद्दसहा सव्वे हु किमाइसंताइपयनेया ॥१॥**

चतुर्दशविधा अपि जीवा विबन्धकास्तेषामन्तिमो भेदः ।
चतुर्दशधा सर्व्वेऽपि हु किमादिसदादिपदज्ञेयाः ॥१॥

અર્થ—ચૌદે પ્રકારના જીવો કર્મના બંધક છે. તેમાંનો અંતિમ ભેદ ચૌદ પ્રકારે છે. સઘળા જીવભેદો કિમ્ આદિ, અને સત્ આદિ પદોથી જાણવા યોગ્ય છે.

ટીકાનુ૦—જેનું સ્વરૂપ પહેલા દ્વારની પાંચમી ગાથાની ટીકામાં કહ્યું છે, તેવા અપર્યાપ્ત પર્યાપ્ત સૂક્ષ્મ બાદર એકેન્દ્રિયાદિ ચૌદે પ્રકારના જીવો જ્ઞાનાવરણીયાદિ આઠે પ્રકારના કર્મના બંધક-બાંધનારા છે. તે ચૌદ પ્રકારના જીવોમાંનો અંતિમ ભેદ જે પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય છે, તે મિથ્યાદષ્ટિ આદિ ગુણસ્થાનકના ભેદે ચૌદ પ્રકારે છે તથા પૂર્વોક્ત સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ ચૌદે પ્રકારના જીવો, તેમજ ગુણસ્થાનકના ભેદે મિથ્યાદષ્ટિ આદિ જીવો 'કિમ્' આદિ અને 'સત્પદપ્રરૂપણા' આદિ [1]દ્વારો વડે યથાર્થ સ્વરૂપે સમજવા યોગ્ય છે, તે હવે પછી સમજાવે છે. ૧

જે ક્રમથી વર્ણન કરવા પ્રતિજ્ઞા કરી હોય તે ક્રમથી વર્ણન કરવું જોઈએ. એ ન્યાયે પહેલા 'કિમ્' આદિ પદોવડે જીવની પ્રરૂપણા કરે છે—

**किं जीवा ? उवसममाइएहिं भावेहिं संजुयं दव्वं ।**
**कस्स ? सरूवस्स पहू केणन्ति ? न केवइ कया उ ॥२॥**

किं जीवाः ? उपशमादिभिर्भावैः संयुतं द्रव्यम् ।
कस्य ? स्वरूपस्य प्रभुः केनेति ? न केनापि कृतास्तु ॥२॥

અર્થ—જીવ એ શું છે ? ઉપશમાદિ ભાવો વડે સંયુક્ત દ્રવ્ય તે જીવ છે. કોનો પ્રભુ છે ? સ્વરૂપનો પ્રભુ છે. કોણે બનાવ્યો છે ? કોઈએ બનાવ્યો નથી.

ટીકાનુ૦—કિમ્ આદિ પ્રશ્નો દ્વારા જીવના સ્વરૂપને જણાવે છે તેમાં પહેલો પ્રશ્ન પૂછે છે કે—

---

૧ દ્વાર એટલે જીવરૂપ વસ્તુને સમજવાના પ્રકાર. જીવનું સંપૂર્ણ સ્વરૂપ સમજવા માટે આવા આવા અનેક પ્રકારોની પૂર્વાચાર્યોએ ગોઠવણ કરી છે, તેમાંથી અહિં કિમ્ આદિ અને સત્પદપ્રરૂપણા આદિ પ્રકારો વડે જીવનું સ્વરૂપ સમજાવે છે.

પ્રશ્ન—જીવ એ શું છે-જીવનું શું સ્વરૂપ છે?

ઉત્તર—ઔપશમિક, ઔદયિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, અને પારિણામિક ભાવો વડે યુક્ત જે દ્રવ્ય તે જીવ કહેવાય છે. એટલે કે આ ભાવોમાંથી બે ત્રણ ચાર કે પાંચ ભાવો જેની અંદર હોય છે, તે જીવ કે આત્મા કહેવાય છે.

શંકા-ઔદયિકભાવ નિગોદથી માંડી સઘળાં સંસારી જીવોને હોય છે, અને ઔપશમિક તો કેટલાકનેજ હોય છે, તો પછી ગાથાની શરૂઆતમાં ઔદયિક ભાવને છોડી શા માટે ઔપશમિકભાવનું ગ્રહણ કર્યું છે?

ઉત્તર-જીવનું સ્વરૂપ જણાવતાં તેનું એવું સ્વરૂપ જણાવવું જોઈએ કે જે [1]અસાધારણ હોય. કારણ કે એ પ્રમાણે અસાધારણ સ્વરૂપ જણાવે તોજ અન્ય પદાર્થોથી જીવ ભિન્ન છે એવું સમજાય, અન્યથા ન સમજાય. આ હેતુથી ઔદયિકાદિ ગ્રહણ ન કરતાં ઔપશમિકાદિ ભાવોનું ગ્રહણ કર્યું છે.

એજ હકીકત સ્પષ્ટ કરે છે-ઔદયિક અને પારિણામિક એ બે ભાવ તો અજીવદ્રવ્યમાં પણ ઘટે છે, માટે તે ભાવો શરૂઆતમાં ગ્રહણ કર્યા નથી. ક્ષાયિકભાવ ઔપશમિક ભાવપૂર્વકજ થાય છે, કારણકે કોઈ પણ જીવ ઉપશમભાવ પામ્યા વિના ક્ષાયિકભાવ પ્રાપ્ત કરતોજ નથી. કેમકે અનાદિ મિથ્યાત્વી પહેલીવાર ઉપશમ સમ્યક્ત્વજ પ્રાપ્ત કરે છે; માટે તેને પણ શરૂઆતમાં ન મૂક્યો. ક્ષાયોપશમિકભાવ ઔપશમિકભાવથી અત્યંત ભિન્ન નથી, તેથી શરૂઆતમાં ઔપશમિક ભાવનું ગ્રહણ કર્યું છે.

પ્રશ્ન ૨-જીવો કોના પ્રભુ-સ્વામિ છે?

ઉત્તર—જીવો પોતાના સ્વરૂપનાજ પોતે સ્વામિ છે. આ નિશ્ચયનયનો અભિપ્રાય છે. કારણ કે કર્મોથી છુટા થયેલા આત્માઓ કોઈ કોઈના સ્વામિ નથી, પરંતુ તથાસ્વભાવે પોતાના સ્વરૂપનાજ પોતે સ્વામિ છે. સંસારમાં જે સ્વામિ-સેવકભાવ જણાય છે, તે કર્મરૂપ ઉપાધિથી ઉત્પન્ન થયેલો હોવાથી ઔપાધિક છે, વાસ્તવિક નથી.

પ્રશ્ન ૩—જીવોને કોણે બનાવ્યા છે?

ઉત્તર—જીવોને કોઈએ બનાવ્યાજ નથી, પરંતુ આકાશની જેમ અકૃત્રિમ છે. હમેશાં એક નિયમ છે કે ઉત્પન્ન થયેલી વસ્તુનો જરૂર નાશ થાય. જો જીવ ઉત્પન્ન થયેલો હોય તો તેનો પણ નાશ થાય. પરંતુ તેનો કોઈકાળે નાશ થતો નહિ હોવાથી અકૃત્રિમ છે.

---

[1] જે વસ્તુનું જે સ્વરૂપ એટલે કે જે ગુણ અથવા ધર્મ બતાવવામાં આવે તે સ્વરૂપ તે જાતની દરેક વસ્તુમાં હોય અને તે સિવાયની વસ્તુમાં ન જ હોય તો તે અસાધારણ સ્વરૂપ કહેવાય, જેમ-ઉપયોગ એ જીવનું સ્વરૂપ છે, તો સઘળા જીવોમાં અધિક વા ન્યૂન પ્રમાણમાં કોઈને કોઈ ઉપયોગ અવશ્ય હોય છે અને જીવ સિવાયની વસ્તુમાં ઉપયોગ હોતો જ નથી, માટે ઉપયોગ એ જીવનું અસાધારણ સ્વરૂપ કહેવાય.

ટીકાકાર મહારાજ લખે છે કે-જીવો અકૃત્રિમ છે તેનું યુક્તિપૂર્વક સવિસ્તૃત સ્વરૂપ ધર્મસંગ્રહણિની ટીકામાં કહ્યું છે, ત્યાંથી જોઈ લેવું. અહિં ગ્રંથગૌરવના ભયથી કહેવામાં આવ્યું નથી. ૨

**कत्थ सरीरे लोए व हुंति केवचिर सव्वकालं तु ।**
**कइ भावजुया जीवा दुगतिगचउपंचमीसेहिं ॥३॥**

कुत्र? शरीरे लोके वा भवन्ति कियच्चिरं? सर्वकालं तु ।
कतिभावयुता जीवाः? द्विकत्रिकचतुष्पञ्चमिश्रैः ॥३॥

અર્થ—જીવ ક્યાં રહે છે? શરીર અથવા લોકમાં રહે છે. કેટલો કાળ જીવ રહેવાનો છે? ? સર્વકાળ રહેવાનો છે. કેટલા ભાવ યુક્ત જીવો હોય છે? બે ત્રણ ચાર કે પાંચ ભાવ યુક્ત જીવો હોય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં જીવનું સ્વરૂપ સમજવા ત્રણ પ્રશ્નો કરી તેના ઉત્તર આપ્યા છે. આ ગાથામાં બીજા ત્રણ પ્રશ્નો કરી તેના ઉત્તર આપે છે.

પ્રશ્ન ૪-જીવો ક્યાં રહે છે?

ઉત્તર—જીવો પોત-પોતાના શરીરમાં રહે છે, અથવા લોકમાં રહે છે. તેમાં સામાન્ય વિચાર કરતાં જીવો લોકમાં રહે છે, અલોકમાં નહિ. કારણ કે તથાસ્વભાવે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવ અને પુદ્‌ગલોનો અલોકમાં અભાવ છે. વિશેષ વિચાર કરતાં પોત-પોતાનો જીવ પોતપોતાના શરીરમાં રહે છે, પોતાના શરીરથી બહાર રહેતો નથી. કારણકે શરીરના પરમાણુઓ સાથે આત્મપ્રદેશોનો પાણી અને દૂધની જેમ પરસ્પર એકાકાર સંબંધ છે.

કહ્યું છે કે-'જીવ અને પુદ્‌ગલ પરસ્પર એકાકારરૂપે રહેલા છે, તેમાં આ જીવ છે અને આ શરીર છે એવો વિભાગ થઇ શકતો નથી. જેમ પાણી અને દૂધ એકાકારરૂપે રહેલા છે તેમાં આ પાણી અને આ દૂધ એવો વિભાગ થઇ શકતો નથી.

પ્રશ્ન ૫—જીવો કેટલાકાળ પર્યંત જીવરૂપે રહેશે? તેનો નાશ ક્યારે થશે?

ઉત્તર-સર્વદા જીવો જીવરૂપે રહેશે, કોઈ કાળે તેઓનો નાશ થશે નહિ. અહિં ત્રીજા પ્રશ્નના ઉત્તરવડે જીવો અનાદિકાળથી છે એમ કહ્યું. અને આ પ્રશ્નના ઉત્તરવડે અનંતકાળપર્યંત જીવો જીવરૂપે રહેવાના છે એ કહ્યું. તાત્પર્ય એ કે જીવોને કોઇએ બનાવ્યા નથી તેથી અનાદિ કાળથી છે, અને અનંતકાળ પર્યંત રહેવાના છે. એટલે કે અનાદિ અનંત છે, એમ સમજવું.

જ્યારે એમ છે ત્યારે મુક્ત અવસ્થાને પ્રાપ્ત થયેલા આત્માઓ પણ પોતાની એ સ્થિતિમાંથી કોઇ કાળે નષ્ટ થશે નહિ, પરંતુ હંમેશ માટે જ્ઞાન દર્શન આદિ પોતાના સ્વરૂપ-

માંજ રહેશે, એમ માનવું જોઈએ. આ કહેવાવડે કેટલાક બૌદ્ધાદિ અન્ય દર્શનીઓનું ખંડન કર્યું છે, એમ સમજવું.

તેઓ આ પ્રમાણે કહે છે-'ઓલવાઇ ગયેલો દીવો પૃથ્વીમાં નીચે જતો નથી, આકાશમાં ઉંચે જતો નથી, પરંતુ ત્યાંજ રહ્યો છતો સ્નેહ-તેલના ક્ષય થવાથી ઓલવાઈ જાય છે. તેમ સ્નેહ-રાગદ્વેષના ક્ષય થવાથી નિવૃત્તિ-મોક્ષને પ્રાપ્ત થયેલો આત્મા પણ પૃથ્વીમાં નીચે જતો નથી, આકાશમાં ઉંચો જતો નથી, તેમ કોઇ દિશા કે વિદિશામાં પણ જતો નથી, પરંતુ ત્યાંજ રહ્યો છતો દીવાની જેમ ઓલવાઇ જાય છે, અર્થાત્ તેનો નાશ થાય છે.' તથા 'અરિહંતના મરણોન્મુખ ચિત્તનું પ્રતિસંધિ-અનુસંધાન હોતું નથી, પરંતુ દીવાનો જેમ નિર્વાણ-નાશ થાય છે, તેમ ચિત્ત-આત્માનો મોક્ષ થાય છે.

આ મતવાળાઓ તેલ થઇ રહેવાથી ઓલવાઇ ગયેલા દીવાની જેમ આત્માનો મોક્ષ માને છે. આ મત પ્રમાણે આત્માનો મોક્ષ થયા પછી આત્મા જેવી વસ્તુ રહેતી નથી. આ કથનનું 'આત્મા અનાદિ અનંત છે' એમ કહેવાવડે ખંડન કર્યું છે. કારણ કે જે વસ્તુ સત્ છે તેનો કોઈ કાળે નાશ થતો નથી. પર્યાય-અવસ્થાઓ ભલે બદલાયા કરે પરંતુ મૂળ દ્રવ્ય કાયમ રહે છે.

પ્રશ્ન—જીવો ઉપશમાદિ કેટલા ભાવોવડે યુક્ત હોય છે?

ઉત્તર—કેટલાક જીવો બે ભાવ યુક્ત, તેમ કેટલાક ત્રણ અને ચારે ભાવ યુક્ત હોય છે, અને કેટલાક પાંચે ભાવ યુક્ત પણ હોય છે.

પ્રશ્ન—ઉપશમાદિ કેટલા ભાવો છે? તેનું શું સ્વરૂપ છે? અને તેનો દ્વિક-ત્રિકાદિ યોગ શી રીતે થાય છે.?

ઉત્તર—ઉપશમાદિ છ ભાવો છે. તે આ પ્રમાણે—ઔદયિક, ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, પારિણામિક અને સાન્નિપાતિક, હવે તેનું સ્વરૂપ કહે છે, તે આ પ્રમાણે-

૧ ઔદયિકભાવ-કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલો જે જીવસ્વભાવ. જેમ ક્રોધના ઉદયથી આત્મા ક્રોધી, રાગના ઉદયથી રાગી વિગેરે. તે બે ભેદે છે. ૧ ઉદય, ૨ ઉદયનિષ્પન્ન તેમાં ઉદય એટલે પોતપોતાની શક્તિ પ્રમાણે ફળ આપવા માટે સન્મુખ થયેલા કર્મોના ફળનો તે તે રૂપે અનુભવ કરવો તે. અહિં ઉદય શબ્દથી સ્વાર્થમાં ઇકણ્ પ્રત્યય કરી ઔદયિક શબ્દ બનાવેલ છે. અને કર્મોના ઉદયવડે ઉત્પન્ન થયેલો જે જીવસ્વભાવ તે ઉદયનિષ્પન્ન. અહિં તેન નિર્વૃત્ત ઇકણ્ પ્રત્યય કરી ઔદયિક શબ્દ બનાવ્યો છે, એમ સર્વત્ર સમજવું. ઉદયનિષ્પન્ન બે ભેદે છે.-૧જીવવિષયક, ૨ અજીવવિષયક. તેમાં નરકગતિ આદિકર્મના ઉદયથી ઉત્પન્ન થયેલ નારકત્વ આદિ પર્યાયના પરિણામરૂપ જીવવિષયક ઔદયિક ભાવ છે. કારણ કે નારકત્વાદિ જીવના ભાવો-પર્યાયો નરકગતિ આદિ કર્મોના ઉદયથી ઉત્પન્ન થયેલા છે, તેથી વૈભાવિક છે, સ્વાભાવિક નથી.

આર્ષ ગ્રંથોમાં કહ્યું છે કે-'ઔદયિક ભાવનું શું સ્વરૂપ છે? ઔદયિકભાવ બે ભેદે કહ્યો છે. તે આ પ્રમાણે-૧ ઉદય, ૨ ઉદયનિષ્પન્ન. ઉદય એટલે શું? આઠ પ્રકારની કર્મ પ્રકૃતિઓના ફળનો અનુભવ કરવો તે ઉદયરૂપ ઔદાયક ભાવ છે. ઉદયનિષ્પન્ન બે ભેદે કહ્યો છે. ૧ જીવવિષયક ઉદયનિષ્પન્ન, ૨ અજીવવિષયક ઉદયનિષ્પન્ન. જીવોદયનિષ્પન્ન ઔદયિક એટલે શું? જીવોદયનિષ્પન્ન ઔદયિકભાવ અનેક ભેદે જણાવેલ છે, તે આ પ્રમાણે-નારકપણું, તિર્યંચપણું, મનુષ્યપણું, દેવપણું, પૃથ્વીકાયપણું, અપ્કાયપણું, તેઉકાયપણું, વાયુકાયપણું, વનસ્પતિકાયપણું, ત્રસકાયપણું, ક્રોધકષાયિ, માનકષાયિ, માયાકષાયિ, લોભકષાયિ, સ્ત્રીવેદી, પુરુષવેદિ, નપુંસકવેદિ, કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા, શુક્લ લેશ્યા, મિથ્યાદૃષ્ટિપણું, અવિરતિપણું, અજ્ઞાનિપણું, આહારકપણું, છદ્મસ્થપણું, સયોગિપણું, સંસારાવસ્થા અને અસિદ્ધાવસ્થા. આ બધા ભાવો જીવને કર્મોના ઉદયથી ઉત્પન્ન થયેલા છે, તેથી તે જીવોદય નિષ્પન્ન કહેવાય છે. અજીવોદયનિષ્પન્ન એટલે જીવે ગ્રહણ કરેલા ઔદારિકાદિ શરીરમાં કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલ જે વર્ણાદિ પરિણામ. તે આ પ્રમાણે-ઔદારિકાદિ શરીર યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ, તે પુદ્ગલોનો તે તે શરીરરૂપે પરિણામ, તથા શરીરમાં વર્ણ ગંધ રસ અને સ્પર્શરૂપ પરિણામ, આ સઘળું કર્મના ઉદય સિવાય થતું નથી, તેથી તે અજીવોદયનિષ્પન્ન ઔદયિકભાવ કહેવાય છે.

૨. ઔપશમિકભાવ બે ભેદે છે. ૧ ઉપશમ, ૨ ઉપશમનિષ્પન્ન. તેમાં રાખથી ઢંકાયેલા અગ્નિની જેમ કર્મની સર્વથા અનુદયાવસ્થા, પ્રદેશથી પણ ઉદયનો જે અભાવ તે ઉપશમ, એટલે કે કર્મને એવી સ્થિતિમાં મૂકી દેવા કે રસથી કે પ્રદેશથી ફળ ન આપે તે ઉપશમ. આવા પ્રકારના ઉપશમને સર્વોપશમ કહેવામાં આવે છે, અને તે મોહનીયકર્મનોજ થાય છે. બીજા કોઇ કર્મનો થતો નથી. કહ્યું છે કે-'સર્વોપશમ મોહનીયનોજ થાય છે.' અહિં ઉપશમ શબ્દને સ્વાર્થમાં ઇકણ્ પ્રત્યય કરવાથી ઔપશમિક શબ્દ બને છે. કર્મના સર્વથા ઉપશમ થવા વડે ઉત્પન્ન થયેલ જે જીવસ્વભાવ તે ઉપશમનિષ્પન્ન. અને તે ક્રોધાદિ કષાયોના ઉદયનો સર્વથા અભાવ થવાથી તેના ફળરૂપે ઉત્પન્ન થયેલ પરમ શાંત અવસ્થારૂપ જીવનો પરિણામ વિશેષ છે. અહિં ઉપશમ શબ્દથી તેન નિર્વૃત્ત અર્થમાં ઇકણ્ પ્રત્યય થઇ ઔપશમિક શબ્દ બન્યો છે. તે ઔપશમિકભાવ અનેક પ્રકારે છે. તે આ પ્રમાણે-ઉપશાંત વેદ, ઉપશાંત ક્રોધ, ઉપશાંતમાન, ઉપશાંતમાયા, ઉપશાંતલોભ, ઉપશાંત દર્શનમોહનીય, ઉપશાંતચારિત્ર મોહનીય. અહિં વેદ અને ક્રોધાદિ ચારિત્રમોહનીયનો સર્વથા ઉપશમ થવાથી ઉપશમભાવનું યથાખ્યાત ચારિત્ર, અને દર્શનમોહનીયનો સર્વથા ઉપશમ થવાથી ઉપશમભાવનું સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે.

૩. ક્ષાયિક ભાવ પણ બે ભેદે છે. ૧ ક્ષય, ૨ અને ક્ષયનિષ્પન્ન. તેમાં ક્ષય એટલે કર્મોનો સર્વથા અભાવ. ક્ષય એજ ક્ષાયિકભાવ. અને કર્મોનો સર્વથા અભાવ થવાથી તેના ફળરૂપે ઉત્પન્ન થયેલ જીવનો જે વિચિત્ર પરિણામ વિશેષ તે ક્ષયનિષ્પન્ન. તે આ પ્રમાણે-કેવળજ્ઞાનાવરણીય કર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાનિત્વ એ પ્રમાણે કેવળદર્શનિત્વ, ક્ષીણમતિજ્ઞાનાવરણત્વ, ક્ષીણશ્રુતજ્ઞાનાવરણત્વ, ક્ષીણઅવધિજ્ઞાનાવરણત્વ, ક્ષીણમનઃપર્યવજ્ઞાનાવરણત્વ

યાવત્ ક્ષીણવીર્યાંતરાત્વ, અને મુક્તત્વ, આ સઘળા ભાવો કર્મનો સર્વથા નાશ થવાથી તેના ફળરૂપે ઉત્પન્ન થયેલા છે તેથી તે ક્ષયનિષ્પન્ન કહેવાય છે. અહિં ક્ષયથી ઉત્પન્ન થવા વડે થયેલો જે જીવ સ્વભાવ તે ક્ષાયિકભાવ એવો વ્યુત્પત્ત્યર્થ થાય છે.

૪ ક્ષાયોપશમિકભાવ પણ બે પ્રકારે છે. તે આ પ્રમાણે ૧ ક્ષયોપશમ, ૨ અને ક્ષયોપશમનિષ્પન્ન. તેમાં ઉદયમાં આવેલા કર્માંશનો ક્ષય અને ઉદયમાં નહિ આવેલા કર્માંશનો વિપાક આશ્રયિ જે ઉપશમ તે [1]ક્ષયોપશમ. અને તે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અને અંતરાય એ ચાર ઘાતિકર્મનોજ થાય છે, અન્ય કર્મનો થતો નથી. ક્ષયોપશમ એજ ક્ષાયોપશમિક, સ્વાર્થમાં ઇકણ્ પ્રત્યય કરવાથી થાય છે. તથા ઘાતિકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ મતિજ્ઞાનાદિ લબ્ધિરૂપ આત્માનો જે પરિણામવિશેષ તે ક્ષયોપશમનિષ્પન્ન કહેવાય છે.

સિદ્ધાંતમાં કહ્યું છે કે-'ક્ષયોપશમનિષ્પન્ન એ શું છે ? ક્ષયોપશમનિષ્પન્ન અનેક પ્રકારે કહેલ છે. તે આ પ્રમાણે-ક્ષાયોપશમિક આભિનિબોધિકજ્ઞાનલબ્ધિ, એ પ્રમાણે શ્રુતજ્ઞાનલબ્ધિ, અવધિજ્ઞાનલબ્ધિ, મનઃપર્યવજ્ઞાનલબ્ધિ, ક્ષાયોપશમિક મતિઅજ્ઞાનલબ્ધિ, ક્ષાયોપશમિક શ્રુતઅજ્ઞાનલબ્ધિ, ક્ષાયોપશમિક વિભંગજ્ઞાન લબ્ધિ, ક્ષાયોપશમિક સમ્યગ્દર્શનલબ્ધિ, ક્ષાયોપશમિક સમ્યગ્મિથ્યાદર્શન[2]લબ્ધિ, ક્ષાયોપશમિક સામાયિકલબ્ધિ, ક્ષાયોપશમિક છેદોપસ્થાપનીયલબ્ધિ, ક્ષાયોપશમિક પરિહારવિશુદ્ધિકલબ્ધિ, ક્ષાયોપશમિક સૂક્ષ્મસંપરાયલબ્ધિ, ક્ષાયોપશમિક દેશવિરતિલબ્ધિ, ક્ષાયોપશમિક દાનલબ્ધિ, ક્ષાયોપશમિક લાભલબ્ધિ, ક્ષાયોપશમિક ભોગલબ્ધિ,

---

૧ ઉદયમાં આવેલા કર્મનો ક્ષય અને ઉદયમાં નહિ આવેલાનો ઉપશમ તે ક્ષયોપશમ કહેવાય. અહિં ઉપશમ શબ્દના બે અર્થ કરવા જોઇએ. (૧) ઉપશમ એટલે ઉદયપ્રાપ્ત કર્મનો ક્ષય અને સત્તામાં રહેલા કર્મને પરિણામને અનુસરી હીન શક્તિવાળા કરી એવી સ્થિતિમાં મૂકવા કે સ્વરૂપે ફળ ન આપે. આ અર્થ મોહનીય કર્મમા લાગુ પડે છે. મિથ્યાત્વ અને અનંતાનુબંધિ આદિ બાર કષાયોનો ક્ષયોપશમ થાય છે, ત્યારે તેઓના ઉદય પ્રાપ્ત અંશને પરિણામને અનુસરી હીન શક્તિવાળા કરી એવી સ્થિતિમાં મૂકે છે કે સ્વરૂપતઃ ફળ ન આપે ત્યારેજ સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્રરૂપ ગુણો ઉત્પન્ન થાય છે.

ઉપશમનો બીજો (૨) અર્થ-ઉદયપ્રાપ્ત અંશનો ક્ષય અને ઉદય અપ્રાપ્ત અંશને પરિણામને અનુસરી માત્ર હીન શક્તિવાળા કરવા. આ અર્થ શેષ ત્રણ ઘાતિ કર્મને લાગુ પડે છે. તેઓના ઉદય પ્રાપ્ત અંશનો ક્ષય કરે છે, અને ઉદય અપ્રાપ્ત અંશને પરિણામાનુસાર હીન શક્તિવાળા કરે છે, તેઓને સ્વરૂપતઃ ફળ ન આપી શકે તેવી સ્થિતિમાં મૂકેલા નહિ હોવાથી તેઓને રસોદય પણ હોય છે, છતા શક્તિ ઓછી કરેલી હોવાથી ગુણના વિઘાતક થતા નથી. જેટલા પ્રમાણમાં તેઓની શક્તિ ઓછી કરી છે, તેટલા પ્રમાણમાં મતિજ્ઞાનાદિ ગુણો પ્રગટ થાય છે, એટલા માટે આ ત્રણ કર્મનો ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમ કહેવાય છે. ક્ષયોપશમ ઘાતિકર્મનોજ થાય, અઘાતિનો નહિ. કારણ કે ઘાતિ કર્મનો ક્ષયોપશમ થાય તો ગુણો ઉઘાડા થાય છે. અઘાતિ કર્મ કોઇ ગુણને દબાવતા નથી જેથી તેના ક્ષયોપશમની જરૂર હોય ? તેઓ તો વધારે સ્થિતિ કે વધારે રસવાળા હોય તોજ પોતાને કરવા યોગ્ય કાર્ય કરી શકે છે, માટે અઘાતિ કર્મનો ક્ષયોપશમ હોઇ શકતો નથી.

૨ મિથ્યાત્વનો ઉદય નહિ હોવાથી સમ્યગ્મિથ્યાદર્શન લબ્ધિને અહિં ગણેલ છે.

ક્ષાયોપશમિક ઉપભોગલબ્ધિ, ક્ષાયોપશમિક વીર્યલબ્ધિ, ક્ષાયોપશમિક પંડિતવીર્યલબ્ધિ,[1] એ પ્રમાણે બાલ વીર્યલબ્ધિ, બાલપંડિતવીર્યલબ્ધિ, ક્ષાયોપશમિક શ્રોત્રેન્દ્રિયલબ્ધિ,[2] એ પ્રમાણે ચક્ષુઈન્દ્રિયલબ્ધિ, ઘ્રાણેન્દ્રિયલબ્ધિ, જિંહ્વાઇન્દ્રિયલબ્ધિ, સ્પર્શનેન્દ્રિયલબ્ધિ ઇત્યાદિ. આ બધા ભાવો ઘાતિકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલા હોવાથી ક્ષયોપશમનિષ્પન્ન કહેવાય છે.

૫. પરિણમવું-અવસ્થિત વસ્તુનું પૂર્વ અવસ્થાના ત્યાગ કરવાવડે ઉત્તરાવસ્થાને કથંચિત્ પ્રાપ્ત થવું તે, એટલે કે પોતાના મૂળ સ્વરૂપને છોડયા વિના પૂર્વ અવસ્થાના ત્યાગ પૂર્વક ઉત્તર અવસ્થાને પ્રાપ્ત કરવી તે પરિણામ કહેવાય છે.

કહ્યું છે કે-'પોતાના મૂળ સ્વરૂપને છોડયા વિના અર્થાંતર-અન્ય સ્વરૂપને પ્રાપ્ત થવું તે પરિણામ કહેવાય. સર્વથા એકજ અવસ્થામાં રહેવું, અથવા સર્વથા અન્ય સ્વરૂપને પ્રાપ્ત થવું, તે રૂપ પરિણામ અહિં જ્ઞાનિઓને ઇષ્ટ નથી.'

પરિણામ શબ્દને સ્વાર્થમાં ઈકણ્ પ્રત્યય કરવાથી પરિણામ એજ પારિણામિક ભાવ કહેવાય છે. તેના સાદિ અને અનાદિ એવા બે ભેદ છે. તેમાં ઘી ગોળ ચોખા આસવો અને ઘટાદિ પદાર્થોની નવા જુનાપણા આદિ અવસ્થાઓ, તથા વર્ષધર પર્વત, ભવન, વિમાન, કૂટ, અને રત્નપ્રભા આદિ પૃથ્વીઓની પુદ્ગલોના મળવા વિખરવાવડે થયેલી અવસ્થાઓ, તથા ગંધર્વનગર- આકાશમાં થતી ભિન્ન ભિન્ન આકૃતિઓ, સંધ્યારાગ, ઉલ્કાપાત, ગર્જના, મહિકા-ધુમસ, દિગ્દાહ-દિશામાં દેખાતો અગ્નિ, વિજળી, ચંદ્રપરિવેષ-ચંદ્ર ફરતુ જે ગોળ કુંડાળુ થાય છે તે, સૂર્ય પરિવેષ, ચંદ્ર-સૂર્ય-ગ્રહણ, ઇન્દ્રધનુષ્ય ઇત્યાદિ અનેક અવસ્થાઓ આદિ પારિણામિક ભાવે છે. કેમકે તે તે જાતના પરિણામો અમુક અમુક વખતે થાય છે વળી તેનો નાશ થાય છે. અથવા તેમાં પુદ્ગલોના મળવા વિખરવાવડે ઓછાવત્તાપણુ-ફેરફારો થયા કરે છે. તથા લોકસ્થિતિ, અલોકસ્થિતિ, ભવ્યત્વ, અભવ્યત્વ, જીવત્વ, ધર્માસ્તિકાયત્વ ઇત્યાદિરૂપ જે ભાવો છે તે અનાદિ પારિણામિકભાવે છે. કારણ કે તેના સ્વરૂપમાં કોઇ જાતનો ફેરફાર થતો નથી. પોતપોતાના સ્વરૂપમાંજ રહે છે.

૬ સન્નિપાત એટલે અનેક ભાવોનું મળવું, તે વડે થયેલ તે સાન્નિપાતિક છઠ્ઠો ભાવ છે. તાત્પર્ય એ કે ઔદયિકાદિ ભાવોના [1]બે આદિના સંયોગથી ઉત્પન્ન થયેલ જે અવસ્થા વિશેષ તે સાન્નિપાતિક કહેવાય છે. કોઈપણ જીવમાં એક ભાવ હોતો જ નથી, પરંતુ બે ત્રણ ચાર કે પાંચ ભાવો હોય છે.

---

૧ મિથ્યાત્વી જીવના વીર્યવ્યાપારને બાલવીર્ય કહેવામા આવે છે. સમ્યક્ત્વી અને દેશવિરતિના વીર્યવ્યાપારને બાલપંડિત, અને સર્વવિરતિ મુનિના વીર્યવ્યાપારને પંડિતવીર્ય લબ્ધિ કહેવામાં આવે છે. આ સઘળી લબ્ધિનો સામાન્ય વીર્યલબ્ધિમાં સમાવેશ થાય છે, પરંતુ સ્પષ્ટતા ખાતર ભિન્ન ગણાવેલ છે.

૨ આ લબ્ધિનો મતિજ્ઞાન લબ્ધિમાં સમાવેશ થઇ જાય છે, કારણ કે આ સઘળી લબ્ધિઓ મતિજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી થાય છે. પરંતુ વિશેષ સ્પષ્ટતા ખાતર જુદી ગણાવેલ છે.

૧ જ્યારે વિવક્ષિત પદાર્થના અનેક ભેદો હોય છે અને તે ભેદોમાંના ક્યારેક કોઇ પણ એક, ક્યારેક કોઇ પણ બે. એમ યાવત્ ક્યારેક દરેક ભેદોનો વિચાર કરવાનો હોય છે ત્યારે તે વિવક્ષિત

આ પાંચે ભાવોના સામાન્યથી દ્વિકાદિ સંયોગે છવ્વીસ ભાંગા થાય છે. તે આ પ્રમાણે- બેના સંયોગે દશ, ત્રણના સંયોગે દશ, ચારના સંયોગે પાંચ, અને પાંચના સંયોગે એક.

બેના સંયોગે થતા દશ ભાંગા આ પ્રમાણે-૧ ઔદયિક ઔપશમિક, ૨ ઔદયિક ક્ષાયિક, ૩ ઔદયિક ક્ષાયોપશમિક ૪ ઔદયિક પારિણામિક, ૫ ઔપશમિક ક્ષાયિક, ૬ ઔપશમિક ક્ષાયોપશમિક, ૭ ઔપશમિક પારિણામિક, ૮ ક્ષાયિક ક્ષાયોપશમિક, ૯ ક્ષાયિક પારિણામિક, ૧૦ ક્ષાયોપશમિક પારિણામિક.

ત્રણના સંયોગવાળા દશ ભાંગા આ પ્રમાણે-૧ ઔદયિક ક્ષાયોપશમિક ક્ષાયિક, ૨ ઔદયિક ઔપશમિક, ક્ષાયોપશમિક, ૩ ઔદયિક ઔપશમિક પારિણામિક, ૪ ઔદયિક ક્ષાયિક ક્ષાયોપશમિક, ૫ ઔદયિક ક્ષાયિક પારિણામિક, ૬ ઔદયિક ક્ષાયોપશમિક પારિણામિક, ૭ ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક, ૮ ઔપશમિક ક્ષાયિક પારિણામિક, ૯ ઔપશમિક ક્ષાયોપશમિક પારિણામિક, ૧૦ ક્ષાયિક ક્ષાયોપશમિક પારિણામિક.

ચારના સંયોગથી થતા પાંચ ભાંગા તે આ—૧ ઔદયિક ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક, ૨ ઔદયિક ઔપશમિક ક્ષાયિક પારિણામિક, ૩ ઔદયિક ઔપશમિક ક્ષાયોપશમિક પારિણામિક ૪ ઔદયિક ક્ષાયિક ક્ષાયોપશમિક પારિણામિક, ૫ ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક પારિણામિક. સરવાળે પચ્ચીસ.

---

પદાર્થના એક એક ભેદ આશ્રયી, બેબે ભેદના, ત્રણ ત્રણ ભેદના એમ યાવત્ તે પદાર્થના જેટલા ભેદો હોય છે ત્યાં સુધીના ભેદોના ભાંગાઓ બનાવવામાં આવે છે, આવા ભાગાઓ અનુક્રમે એક સંયોગી દ્વિસંયોગી, ત્રિસયોગી ઇત્યાદિ નામથી ઓળખાય છે.

તે એક સંયોગી આદિ ભાંગા કેટલા થાય તે જાણવા નીચે લખેલ પદ્ધત્તિ ઘણી ઉપયોગી છે.

જે વિવક્ષિત પદાર્થના એક-દ્વિસંયોગી આદિ ભાંગા બનાવવા હોય તે પદાર્થના ભેદોની સંખ્યા પ્રમાણે એકથી આરંભી ક્રમશઃ અંક સ્થાપના કરવી. તે અંકોની બરાબર નીચે ઉલટાક્રમે (પશ્ચાનુપૂર્વીએ) અંકોની સ્થાપના કરવી, નીચેના અંકમાં જે સર્વથી પ્રથમ અંક છે તેની સંખ્યા પ્રમાણ એક સંયોગી ભાંગા થાય, હવે તે જ સંખ્યાને તેની પછી સ્થાપન કરેલ અંક વડે ગુણી તેની સમશ્રેણિએ રહેલ ઉપરની સંખ્યાવડે ભાગતાં જે સંખ્યા આવે તે દ્વિસંયોગી ભાગાની સંખ્યા જાણવી, તે દ્વિસયોગી ભાંગાની સંખ્યાને તેની પછી સ્થાપન કરેલ સંખ્યાવડે ગુણી તેની સમશ્રેણિએ રહેલ ઉપરની સંખ્યા વડે ભાગતાં ત્રિસંયોગી ભાગા આવે આ રીતે પછી પછી સ્થાપન કરેલ સંખ્યાવડે ગુણાકાર કરી તેની તેની સમશ્રેણિએ રહેલ ઉપરની સંખ્યાવડે ભાગતાં ચતુઃસંયોગી આદિ ભાંગા આવે.

જેમ 'ભાવ'ના સંબંધમાં વિચાર કરતાં 'ભાવો' પાંચ છે તેથી અનુક્રમે એકથી પાંચ સુધીના અંકોની સ્થાપના કરવી. જેમકે—૧ ૨ ૩ ૪ ૫. આ અંકોની બરાબર નીચે ઉલટાક્રમે તે જ અંકો મુકવા. જેમકે ૧૨૩૪૫/૫૪૩૨૧, નીચેના અંકોમા સર્વ પ્રથમ ૫ નો અંક છે માટે એક સંયોગી ભાંગા ૫ થાય, તે ૫ના અંકને તેની પછી સ્થાપન કરેલ અંક ૪ છે તેથી તેના વડે ગુણતાં ૫×૪=૨૦ થાય હવે તે ૨૦ ને તે ચારની સમશ્રેણિએ ઉપર રહેલ સંખ્યા ૨ વડે ભાગતાં ૧૦×૩=૩૦÷૩=૧૦ એટલે ત્રિસંયોગી ભાંગા ૧૦ થાય, એ ૧૦×૨=૨૦÷૪=૫, ચતુઃસંયોગી ભાંગા ૫ થાય, ૫×૧=૫÷૫=૧ પંચસંયોગી ભાગો ૧ થાય, આ રીતે વિવક્ષિત પદાર્થમાં એક દ્વિસંયોગી આદિ ભાંગાઓ જાણી શકાય.

તથા પાંચે ભાવોના સંયોગથી થતો એક ભંગ કુલ છવ્વીસ ભાંગા થાય છે.

આ ભાંગામાંથી દ્વિક સંયોગિ એક, ત્રિક સંયોગિ બે, ચતુઃ સંયોગિ બે, અને પંચ સંયોગિ એક એમ છ ભાંગાજ ઘટે છે, બીજા ઘટતા નથી. માત્ર ભંગ રચના આશ્રયિને જ બતાવ્યા છે. ઘટતા ભાંગાના જ્ઞાન માટે પણ તે રચના ઉપયોગિ છે.

હવે કયો ભંગ કોને ઘટે છે તે બતાવે છે—દ્વિક સંયોગિ ભાંગામાંથી ક્ષાયિક પારિણામિક એ નવમો ભાંગો સિદ્ધો આશ્રયી ઘટે છે. ચારિત્ર, દાનાદિ લબ્ધિ, ક્ષાયિકસમ્યક્ત્વ, સિદ્ધોને કેવળજ્ઞાન દર્શન, ક્ષાયિક ભાવે છે, અને જીવત્વ પારિણામિક ભાવે છે.

ત્રિકસંયોગિ ભાંગામાંનો ઔદયિક ક્ષાયિક પારિણામિક એ પાંચમો ભંગ તથા ઔદયિક ક્ષાયોપશમિક પારિણામિક એ છઠ્ઠો ભંગ એમ બે ભાંગા સંભવે છે. તેમાં પાંચમો ભંગ કેવળિ આશ્રયિ જાણવો. તેઓને મનુષ્યગતિ આદિ ઔદયિક ભાવે, જ્ઞાન દર્શન આદિ ક્ષાયિકભાવે, અને જીવત્વ ભવ્યત્વ એ પારિણામિક ભાવે છે તથા છઠ્ઠો ભંગ ચારે ગતિના સંસારિ જીવ આશ્રયિ જાણવો. તેઓને નારકત્વાદિ પર્યાય ઔદયિકભાવે, ઇન્દ્રિય મતિજ્ઞાનાદિ ક્ષાયોપશમિકભાવે, અને જીવત્વ ભવ્યત્વ કે અભવ્યત્વ પારિણામિકભાવે હોય છે. આ કારણથી આ ભંગ ગતિના ભેદે ચાર પ્રકારે થાય છે. તે આ પ્રમાણે—નરકગતિમાં ઔદયિકભાવે નારકીપણું, ક્ષાયોપશમિક ભાવે ઇન્દ્રિયાદિ અને પારિણામિકભાવે જીવત્વ ભવ્યત્વ અથવા જીવત્વ અભવ્યત્વ હોય છે. તિર્યંચગતિમાં ઔદયિકભાવે તિર્યગ્યોનિત્વ, ક્ષાયોપશમિકભાવે ઇન્દ્રિયાદિ, અને પારિણામિક ભાવે જીવત્વાદિ ઘટે છે. આ પ્રમાણે દેવ અને મનુષ્ય ગતિ આશ્રયી પણ વિચાર કરી લેવો.

આજ ત્રણ ભાંગામાં ચોથો ક્ષાયિકભાવ જોડીએ ત્યારે ચતુઃસંયોગ ભંગ થાય છે. તે આ–ઔદયિક ક્ષાયિક ક્ષાયોપશમિક અને પારિણામિક. આ ચતુઃસંયોગે થતા છ ભાંગામાંનો ચોથો ભંગ છે.

આ ભાંગો પણ પૂર્વોક્ત ત્રિક સંયોગિ ભાંગાની જેમ ગતિના ભેદે ચાર પ્રકારે થાય છે. તેમાં ઔદયિકભાવે મનુષ્યત્વાદિ ક્ષાયિકભાવે સમ્યક્ત્વ, ક્ષાયોપશમિકભાવે મતિજ્ઞાનાદિ અને પારિણામિકભાવે જીવત્વ અને ભવ્યત્વ હોય છે.

પૂર્વોક્ત ત્રિક સંયોગિ ભાંગા સાથે ઔપશમિકભાવ જોડીયે ત્યારે પણ ચતુઃસંયોગિ ભંગ થાય છે, અને તે આ—ક્ષાયોપશમિક ઔપશમિક ઔદયિક પારિણામિક. આ ચતુઃસંયોગિ ભાંગામાંનો ત્રીજો ભંગ છે.

આ ભંગ પણ પૂર્વોક્ત ભાંગાની જેમ ગતિના ભેદે ચાર પ્રકારે થાય છે. માત્ર એટલું વિશેષ છે કે-ક્ષાયિક સમ્યક્ત્વના સ્થાને ઉપશમસમ્યક્ત્વ જાણવું.

પંચસંયોગિ ભાંગો ક્ષાયિકસમ્યક્ત્વે ઉપશમશ્રેણિ માંડનારનેજ ઘટે છે અન્યત્ર ઘટતો નથી. તે ભાંગો આ પ્રમાણે-ઔદયિક ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક અને પારિણામિક.

તેમાં ઔદયિકભાવે મનુષ્યગતિ આદિ, ઔપશમિકભાવે ચારિત્ર. ક્ષાયિકભાવે સમ્યક્ત્વ, ક્ષાયોપશમિકભાવે મતિજ્ઞાનાદિ, અને પારિણામિકભાવે જીવત્વ અને ભવ્યત્વ હોય છે.

આ પ્રમાણે અવાંતર ભાંગાના ભેદોની અપેક્ષાએ કુલ પંદર ભંગ ઘટે છે.

કહ્યું છે કે—'ઔદયિક ક્ષાયોપશમિક અને પારિણામિક એ એક ભંગ ચાર ગતિના ભેદે ચાર પ્રકારે છે. એ ત્રણની સાથે ક્ષાયિક જોડતાં ચતુઃસંયોગિ ભંગના પણ ચાર ભેદ થાય છે. અથવા ક્ષાયિકને સ્થાને ઉપશમ જોડતાં પણ ચાર ગતિના ભેદે ચાર ભેદ થાય છે. ૧ આ પ્રમાણે બાર તથા ઉપશમશ્રેણિનો પંચસંયોગિ એક ભંગ, કેવળિ મહારાજનો ત્રિક સંયોગિ એક ભંગ, અને સિદ્ધનો દ્વિક સંયોગિ એક ભંગ, આ પ્રમાણે સાન્નિપાતિકભાવના પંદર ભેદ ઘટે છે.' ૨.

આ પ્રમાણે પંદર ભંગની અપેક્ષાએ દ્વિક ત્રિક ચતુષ્ક અને પંચકરૂપ સાન્નિપાતિકભાવયુક્ત જીવો હોય છે. ગાથામાં એજ હકીકત કહી છે. 'दुगतिगचउपंचमीसेहिं' એ ત્રણ ચાર અને પાંચ ભાવવડે યુક્ત જીવો હોય છે.

આ પ્રમાણે ભાવોનું સ્વરૂપ, તેના દ્વિક સંયોગે થતા ભાંગા, તથા કયા કયા ભાંગાઓ કેવી રીતે ઘટે છે તે કહ્યું. હવે ત્રીજી ગાથામાં જીવો ક્યાં રહે છે? એ પ્રશ્નના ઉત્તરમાં જીવો શરીરમાં રહે છે એમ કહ્યું છે. એ પ્રસંગથી જે જીવો જેટલા શરીરમાં સંભવે છે તેનું પ્રતિપાદન કરે છે—

**सुरनेरइया तिसु तिसु वाउपणिंदितिरिक्ख चउ चउसु ।**
**मणुया पंचसु सेसा तिसु तणुसु अविग्गहा सिद्धा ॥४॥**

सुरनारकास्त्रिषु त्रिषु वायुपञ्चेन्द्रियतिर्यञ्चः चतुर्षु चतुर्षु ।
मनुजाः पञ्चसु शेषास्त्रिषु तनुष्वविग्रहाः सिद्धाः ॥ ४ ॥

અર્થ—દેવો અને નારકો ત્રણ ત્રણ શરીરમાં હોય છે. વાયુ અને પંચેન્દ્રિયતિર્યંચો ચાર ચાર શરીરમાં હોય છે. મનુષ્યો પાંચ શરીરમાં અને શેષ જીવો ત્રણ શરીરમાં હોય છે. સિદ્ધ ભગવાન અશરીરી છે.

ટીકાનુ૦—દેવો અને નારકીઓ ત્રણ ત્રણ શરીરમાં હોય છે, અર્થાત્ તેઓને ત્રણ ત્રણ શરીર હોય છે. તે ત્રણ શરીરો આ—તૈજસ, કાર્મણ અને વૈક્રિય.

વાયુકાયના જીવોને અને ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચોને ચાર ચાર શરીર હોય છે. તેમાં ત્રણ શરીર પૂર્વે કહ્યાં તે અને ચોથું ઔદારિક શરીર હોય છે. અહિં વૈક્રિય શરીર વૈક્રિયલબ્ધિ સંપન્ન વાયુકાય અને ગર્ભજ તિર્યંચોને હોય છે, બધાને હોતું નથી.

મનુષ્યોને પાંચે શરીર હોય છે. તેમાં વૈક્રિયશરીર વૈક્રિયલબ્ધિવાળાને, અને આહારક-

શરીર આહારકલબ્ધિ સંપન્ન ચૌદપૂર્વધરને હોય છે. ઔદારિક તૈજસ કાર્મણ એ ત્રણ શરીર તો સામાન્યતઃ સઘળા તિર્યંચ અને મનુષ્યોને હોય છે.

શેષ એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચ અને અસંજ્ઞિ મનુષ્યોને ઔદારિક તૈજસ અને કાર્મણ એમ ત્રણ ત્રણ શરીર હોય છે.

તથા નષ્ટ થયા છે સઘળા કર્મમલરૂપ કલંક જેઓને એવા સિદ્ધોને એક પણ શરીર હોતું નથી. ૪

આ પ્રમાણે કિમ્ આદિ પદોવડે પ્રરૂપણા કરી. હવે સત્પદાદિ પદોવડે પ્રરૂપણા કરે છે. સત્પદાદિ નવ પદો આ પ્રમાણે છે. ૧ સત્પદપ્રરૂપણા, ૨ દ્રવ્યપ્રમાણ, ૩ ક્ષેત્ર, ૪ સ્પર્શના, ૫ કાળ, ૬ અંતર, ૭ ભાગ, ૮ ભાવ, અને ૮ અલ્પબહુત્વ, તેમાં પહેલાં સત્પદપ્રરૂપણા કરે છે—

पुढवाइ चउ चउहा साहारणवणंपि संतयं सययं ।
पत्तेयपज्जपज्जा दुविहा सेसाउ उववन्ना ॥ ५ ॥

पृथिव्यादयश्चत्वारश्चतुर्द्धा साधारणवनमपि सन्तः सततम् ।
प्रत्येकपर्याप्तकापर्याप्तका द्विविधाः शेषास्तूपपन्नाः ॥ ५ ॥

અર્થ—પૃથિવીકાયાદિ ચાર ચાર પ્રકારે, સાધારણ વનસ્પતિકાય પણ ચાર પ્રકારે, પ્રત્યેક વનસ્પતિકાય પર્યાપ્ત અપર્યાપ્ત એમ બે પ્રકારે નિરંતર વિદ્યમાન હોય છે. અને શેષ જીવો પહેલાંના ઉત્પન્ન થયેલા હોય છે, ઉપજતાની ભજના સમજવી.

ટીકાનુ૦—જીવસ્થાનકોમાં જીવોની વિદ્યમાનતાનો જે વિચાર તે સત્પદપ્રરૂપણા કહેવાય છે.

તેમાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, અને વાયુકાય એ દરેક સૂક્ષ્મ અને બાદર તથા પર્યાપ્તા અને અપર્યાપ્તાના ભેદે ચાર ચાર પ્રકારે છે, કુલ સોળ ભેદ થાય છે તથા સાધારણ વનસ્પતિકાય પણ સૂક્ષ્મ અને બાદર તથા પર્યાપ્તા અને અપર્યાપ્તાના ભેદે ચાર પ્રકારે છે. તથા પ્રત્યેક વનસ્પતિકાય પર્યાપ્તા અપર્યાપ્તા એમ બે ભેદે છે. કુલ એકેન્દ્રિયના બાવીસ ભેદ થાય છે.

તે દરેક ભેદ પૂર્વે ઉત્પન્ન થયેલા, અને ઉત્પન્ન થતા એમ બબ્બે પ્રકારે છે. અહિં આ બાવીશે ભેદવાળા જીવો પૂર્વે ઉત્પન્ન થયેલા અને વર્તમાનકાળે ઉત્પન્ન થતા નિરંતર હોય છે, તેનો વિરહકાળ નથી.

અહિં પૂર્વે ઉત્પન્ન થયેલા અને ઉત્પન્ન થતા એમ જે કહે છે, તે જે વખતે શિષ્ય ગુરુ મહારાજને પ્રશ્ન પૂછે અને તેનો ગુરુ મહારાજ ઉત્તર આપે તે અપેક્ષાએ સમજવું.

શેષ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ દરેક પર્યાપ્ત અને

અપર્યાપ્ત તથા સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્ત એ સર્વ પ્રકારના જીવો પૂર્વે ઉત્પન્ન થયેલા નિરંતર વિદ્યમાન હોય છે. પરંતુ ઉત્પન્ન થતા હોય છે, તેમ નથી પણ હોતા.

ગાથામાંનો 'તુ' શબ્દ અનેકાર્થક હોવાથી સંજ્ઞિ લબ્ધિ અપર્યાપ્તા પૂર્વે ઉત્પન્ન થયેલા તથા ઉત્પન્ન થતા એમ બંને પ્રકારે ભજનીય છે એટલે કે ઉત્પન્ન થયેલા હોય છે તેમ નથી પણ હોતા.

પ્રશ્ન—ઉત્પન્ન થતા હોય છે તેમ નથી પણ હોતા, એમ શી રીતે જાણી શકાય? ઉત્તર—લબ્ધિ અપર્યાપ્ત સંજ્ઞિનો સ્થિતિકાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે, કારણ કે તેઓનું આયુ તેટલુંજ હોય છે. અને તેઓનો ઉત્પત્તિ આશ્રયિ વિરહકાળ બાર મુહૂર્તનો છે. હવે ઉત્પન્ન થયા પછી વિરહકાળ પડે, અને ઉત્પન્ન થયેલા પોતાનું આયુ પૂર્ણ કરી મરણ પામે તો કંઇક અધિક અગીઆર મુહૂર્ત પર્યંત એક પણ લબ્ધિ અપર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય પૂર્વે ઉત્પન્ન થયેલો કે ઉત્પન્ન થતો હોઈ શકે નહિ. તેથીજ પૂર્વે ઉત્પન્ન થયેલાની પણ ભજના જણાવી છે.

શંકા—બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય લબ્ધિ અપર્યાપ્ત પણ અંતર્મુહૂર્તના આયુવાળા છે, અને વિરહ પણ અંતર્મુહૂર્તનો અન્યત્ર કહેવાય છે. તો તેઓ પણ પૂર્વે ઉત્પન્ન થયેલા ભજનાએ કેમ ન હોય? એટલે કે લબ્ધિ અપર્યાપ્ત સંજ્ઞિની જેમ તેઓ પૂર્વે ઉત્પન્ન થયેલા હોય કે ન પણ હોય એમ કેમ ન બને?

ઉત્તર—અહિં કંઇ દોષ નથી. કારણ કે વિરહકાળથી તેઓના આયુનું અંતર્મુહૂર્ત મોટું છે. એટલે વિરહકાળ પૂર્ણ થવા છતાં પણ પૂર્વના ઉત્પન્ન થયેલા જીવો વિદ્યમાન હોય છે, તેથીજ પૂર્વે ઉત્પન્ન થયેલા જીવો આશ્રયી ભજના કહી નથી.

પ્રશ્ન—વિરહકાળથી આયુનું અંતર્મુહૂર્ત મોટું છે એ શી રીતે જાણી શકાય?

ઉત્તર—અન્ય ગ્રંથોમાં કઇ કઇ રાશિઓ નિત્ય છે, એનો જ્યાં વિચાર ચાલ્યો છે, ત્યાં જે નિત્યરાશિઓ ગણાવી છે, તેની સાથે લબ્ધિ અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિની પણ ગણના કરી છે. અને એ ગણના ત્યારેજ થઈ શકે કે વિરહકાળથી આયુનું અંતર્મુહૂર્ત મોટું હોય. ૫

આ પ્રમાણે જીવના ચૌદે ભેદોનો સત્પદપ્રરૂપણા વડે વિચાર કરીને હવે તે ચૌદ ભેદમાંના છેલ્લા ભેદનો ચૌદ ગુણસ્થાનકના ભેદે ચૌદ પ્રકારે સત્પદપ્રરૂપણા દ્વારા વિચાર કરવો જોઇએ તેથી ગુણસ્થાનકોનેજ સત્પદપ્રરૂપણાવડે વિચારે છે—

**मिच्छा अविरय देसा पमत्तअपमत्तया सजोगि य।**
**सव्वद्धं इयरगुणा नाणाजीवेसु वि न होंति ॥ ६ ॥**

मिथ्यादृष्टयोऽविरतदेशविरताः प्रमत्ताप्रमत्तकाः सयोगी च।
सर्वाद्धामितरगुणा नानाजीवेष्वपि न भवन्ति ॥ ६ ॥

અર્થ—મિથ્યાદૃષ્ટિ અવિરતિ દેશવિરતિ પ્રમત્ત અપ્રમત્ત અને સયોગિ કેવળિ ગુણસ્થાનકો સર્વકાળ હોય છે. ઇતર ગુણસ્થાનકો નાના જીવોમાં પણ સર્વદા હોતા નથી. ૬

ટીકાનુ૦—[1]મિથ્યાદૃષ્ટિ, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અને સયોગિ કેવળિ આ છ ગુણસ્થાન સર્વકાળ હોય છે. આ છ ગુણસ્થાનકવર્તી જીવો નિરંતર હોય છે.

શેષ સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ, મિશ્ર, અપૂર્વકરણ, અનિવૃત્તિ બાદર સંપરાય, સૂક્ષ્મસંપરાય, ઉપશાંતમોહ, ક્ષીણમોહ, અને અયોગિ કેવળિ એ આઠ ગુણસ્થાનકો એક જીવમાં તો દૂર રહો પરંતુ અનેક જીવોમાં પણ સર્વકાળ હોતા નથી.

આ આઠ ગુણસ્થાનવર્તી જીવો સર્વકાળ વિદ્યમાન હોતા નથી. જો કોઇ વખતે હોય છે તો આઠમાંથી કોઇપણ એક ગુણસ્થાનકે હોય છે, કોઇ વખતે કોઇપણ બે, કોઇ વખતે કોઇ પણ ત્રણ ગુણસ્થાનકે હોય છે, એમ યાવત્ આઠે ગુણસ્થાનક પર પણ કોઇ વખતે જીવો હોય છે. વળી તેઓમાં કોઇ વખત એક જીવ હોય છે, કોઇ વખત અનેક જીવો હોય છે. અનેક એટલે કેટલા તેની નિશ્ચિત સંખ્યા આગળ ઉપર કહેશે. કોઇ વખત ન હોય તો આઠમાંના કોઇપણ ગુણસ્થાનકે કોઇપણ જીવ હોતો નથી. કોઇપણ ગુણસ્થાનકપર જીવો ન હોય તો કેટલો કાળ ન હોય તે આગળ ઉપર વિરહકાળમાં કહેશે. ૬

હવે એ આઠ ગુણસ્થાનકના એક-દ્વિકાદિના સંયોગે સરવાળે જેટલા ભેદો થાય છે, તે ભેદો બતાવવા કરણ-ગાથા કહે છે—

**इगदुग जोगाइणं ठवियमहो एगणेग इइ जुयलं ।**
**इगि जोगाउ दुदु गुणा गुणियविमिस्सा भवे भंगा ॥७॥**

एकद्विकयोगादीनां स्थापयित्वाऽधः एकबहुत्वमिति युगलम् ।
एकयोगात् द्विद्विगुणं गुणितविमिश्रा भवेयुर्भङ्गाः ॥ ७ ॥

અર્થ—એક દ્વિક આદિ સંયોગિ ભાંગાની નીચે એક અનેકનું યુગલ સ્થાપવું. પછી એક સંયોગથી આરંભી બમણા કરી બે મેળવવા. ત્યારપછી તેમાં જેની સાથે ગુણાકાર કર્યો છે, તે સંખ્યા મેળવવી એટલે કુલ ભાગા થાય.

ટીકાનુ૦—એક બે ત્રણ આદિ દરેક સયોગની નીચે એક અને અનેકરૂપ યુગલ મૂકવું. ત્યારપછી જે પદના સંયોગની ભંગ સંખ્યા કાઢવી હોય તે પદના સંયોગની નીચે રહેલ યુગલ બગડાનો તેની પૂર્વના પદના સંયોગની ભંગ સંખ્યાસાથે ગુણકાર કરવો, તેમાં બે મેળવવા, અને જેની સાથે ગુણકાર કર્યો છે, તે ભંગ સંખ્યા આવે.

---

૧ મિથ્યાદૃષ્ટિ જીવો પૂર્વે ઉત્પન્ન થયેલા અને ઉત્પન્ન થતા નિરંતર હોય છે. શેષ પાંચ ગુણસ્થાનકવાળા જીવો પૂર્વે ઉત્પન્ન થયેલા નિરંતર હોય છે, પરંતુ ઉત્પન્ન થતા હોય છે, તેમ નથી પણ હોતા. કારણ કે તેનો વિરહકાળ હોય છે. વિરહકાળ આગળ ઉપર કહેશે.

તેનો વિશેષ વિચાર આ પ્રમાણે છે—જેટલા ગુણસ્થાનકો વિકલ્પે હોય છે, કે જેના એક અનેકના ભેદની સંખ્યા જાણવા ઇચ્છીએ છીએ, તેટલા અસત્ કલ્પનાએ બિંદુઓ મૂકવા. અહિં બીજું, ત્રીજું, આઠમાંથી બાર સુધીના પાંચ, અને ચૌદમું કુલ આઠ ગુણસ્થાનકો વિકલ્પે હોય છે, માટે આઠ બિંદુઓ સ્થાપવા, અને તે દરેક બિંદુની નીચે બેનો આંક મૂકવો. તે આ પ્રમાણે—

| ૨ | ૮ | ૨૬ | ૮૦ | ૨૪૨ | ૭૨૮ | ૨૧૮૬ | ૬૫૬૦ | તેમાં એક એક પદના બે ભાંગા થાય છે. તે આ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | પ્રમાણે-એક, અને અનેક, તે બે ભાંગા પેલ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | બિંદુ ઉપર મૂકવા. |

બે પદના આઠ ભાંગા થાય છે. તે આ પ્રમાણે-ઉપર કહ્યું છે કે જે પદની ભંગ સંખ્ય કાઢવા ઇચ્છયુ હોય, તેના પહેલાંના પદની જે ભંગ સંખ્યા હોય તેની સાથે ગુણવા, તેમ બે મેળવવા, અને જેની સાથે ગુણાકાર કર્યો છે, તે સંખ્યા મેળવવી, એટલે કુલ ભાંગ થાય. અહિં બે પદની ભંગ સંખ્યા કાઢવી છે, માટે તેની પૂર્વના એક પદના બબ્બે ભંગ થતા હોવાથી તે બે સાથે બેનો ગુણાકાર કરવો એટલે ચાર થાય, તેમાં બે મેળવવા, અને બેની સાથે ગુણાકાર કર્યો છે માટે તે સંખ્યા મેળવવી એટલે બે પદના આઠ ભાંગા થાય એ આઠ ભંગ બીજા બિંદુ ઉપર મૂકવા.

પ્રશ્ન-બે પદના તો ચાર જ ભાંગા થાય, તે આ પ્રમાણે-જ્યારે બીજે અને ત્રીજે ગુણસ્થાનકે જીવો હોય ત્યારે કોઇ વખતે એક એક જીવ હોય, કોઈ વખત બીજા ઉપર એક અને ત્રીજા ઉપર અનેક હોય, કોઇ વખત બીજા ઉપર અનેક અને ત્રીજા ઉપર એક હોય, કોઇ વખતે બીજા અને ત્રીજા બંને ઉપર અનેક હોય આ પ્રમાણે વિચારતાં બે પદના ચારજ વિકલ્પ થાય છે, અધિક એક પણ થતો નથી, તો પછી કેમ કહો છો કે બે પદના આઠ ભાંગા થાય છે?

ઉત્તર-તમારી શંકા અમારો અભિપ્રાય નહિ સમજતા હોવાથી અયુક્ત છે. અમારો અભિપ્રાય આ પ્રમાણે છે.

સાસ્વાદન અને મિશ્ર એ બંને હમેશાં અવસ્થિત હોય, અને ભજના માત્ર અનેકપણાને આશ્રયિનેજ હોય તો તમારા કહેવા પ્રમાણે બે પદના ચાર ભાંગા થાય. પરંતુ જ્યારે સાસ્વાદન અને મિશ્ર એ સ્વરૂપેજ વિકલ્પે હોય, જેમકે-કોઇ વખતે સાસ્વાદન હોય, કોઈ વખતે મિશ્ર હોય, કોઇ વખતે બંને હોય. તેમાં કેવળ સાસ્વાદન હોય તેના એક અનેક આશ્રયી બે, એમ મિશ્રના પણ બે, અને બંને યુગપત્ હોય ત્યારે તમારા કહેવા પ્રમાણે ચાર આ પ્રમાણે બે પદના આઠ ભાંગા થાય છે.

એ પ્રમાણે ત્રણ પદના ભાંગાનો વિચાર કરીએ ત્યારે ત્રણનાં સંયોગના તો આઠ ભાંગા લેવા જોઇએ, પરંતુ તેની અંતર્ગત એક એક પદના અને બબ્બે પદના પણ લેવા જોઇએ, તેથી ત્રણ પદનાં છવ્વીસ ભાંગા થાય છે.

આ પ્રમાણે આગળ ઉપર પણ ભાંગાનો વિચાર કરી લેવો. [1]અહિં પદના ભાંગા લીધા છે, તેથી બે પદના ભાંગા લઈએ ત્યારે એક એક પદના પણ ભાંગા હોય છે, માટે બે પદના આઠ, અને ત્રણ પદના ભાંગા લઈએ ત્યારે એક એક પદના, અને બબ્બે પદના પણ લેવાના હોય છે, માટે ત્રણ પદના છવ્વીસ ભાંગા થાય છે.

હવે ત્રણ પદના છવ્વીસ ભંગ થાય તે આ પ્રમાણે-ત્રણ પદની પહેલાના બે પદના આઠ ભંગ હોવાથી આઠને બેએ ગુણવા, તેમાં બે મેળવવા, અને આઠની સાથે ગુણાકાર કરેલો હોવાથી તે આઠ મેળવવા એટલે ત્રણ પદના કુલ છવ્વીસ ભાંગા થાય. આ છવ્વીસ ભાંગા ત્રીજા બિંદુ ઉપર મૂકવા.

અહિં ટીકામાં બિંદુ ઉપર બે અને ત્રણ આદિના સંયોગે થતા ચાર અને આઠ આદિ ભાંગાઓ મૂકવાનું કહ્યું છે. અહિં બે ત્રણ આદિ પદના આઠ અને છવ્વીસ આદિ ભાંગા મૂક્યા છે. કારણ કે પાછલી સંખ્યા સાથે ગુણવાનું સુગમ પડે.

---

૧ એક અનેકના વિકલ્પો સમજવા માટે જેટલા ગુણસ્થાનકો વિકલ્પે હોય છે તેના ભાંગાઓ સમજવા જોઈએ.

જ્યારે આઠમાંનું કોઇ પણ એક ગુણસ્થનક હોય ત્યારે તેના આઠ વિકલ્પ થાય.

જ્યારે આઠમાંના કોઇ પણ બે હોય, જેમકે-કોઇ વખત બીજું ત્રીજું હોય, કોઈ વખત બીજું આઠમું હોય, એમ જુદા જુદા બે ગુણસ્થાનકના સંયોગે અઠ્ઠાવીસ ભંગ થાય.

એમ ત્રિકસંયોગે છપ્પન્ન, ચતુઃસયોગે સીત્તેર, પંચસંયોગે છપ્પન્ન, ષટ્સંયોગે અઠ્ઠાવીસ, સપ્ત સંયોગે આઠ, અને જ્યારે આઠે ગુણસ્થાનકે જીવો હોય ત્યારે અષ્ટ સંયોગે એક ભંગ થાય આ પ્રમાણે ગુણસ્થાનકના ભાંગા થાય.

હવે તે તે ભાંગાઓમાં કોઇ વખત એક જીવ હોય, કોઇ વખત અનેક જીવો હોય, તે એક અનેકના પણ ઘણા વિકલ્પો થાય, જેમકે આઠમાંનું કોઇ પણ એક ગુણસ્થાનક હોય ત્યારે તેમાં કોઇ વખત એક જીવ હોય, કોઈ વખત અનેક જીવ હોય, એટલે એક એક ગુણસ્થાનક હોય ત્યારે અનેકના ભેદે બબ્બે વિકલ્પ થાય, એટલે આઠ ગુણસ્થાનકના સોળ વિકલ્પ થાય.

જ્યારે કોઇ પણ બે ગુણસ્થાનક હોય, જેમકે બીજું અને ત્રીજું ગુણસ્થાનક હોય, ત્યારે કોઇ વખત એ બંને ગુણસ્થાનકપર એક એક જીવ હોય, કોઇ વખત બીજા ઉપર એક ત્રીજા ઉપર અનેક જીવો હોય, કોઇ વખત ત્રીજા ઉપર એક બીજા ઉપર અનેક જીવો હોય, કોઇ વખત બીજા ત્રીજા એમ બન્ને ઉપર અનેક હોય. આ પ્રમાણે જ્યારે કોઇ પણ બે ગુણસ્થાનક હોય, ત્યારે તેના એક અનેક જીવો આશ્રયિ ચાર વિકલ્પ થાય. દ્વિક સંયોગિ અઠ્ઠાવીસ ભાંગા છે તેને ચારે ગુણતા કુલ એકસો બાર ભંગ એક અનેકના થાય.

એ રીતે ત્રિકસંયોગે ગુણસ્થાનકના છપ્પન્ન ભંગ થાય તેના એક એક ત્રિકસંયોગે એક અનેકના આઠ આઠ ભંગ થાય એટલે કુલ ચારસો અડતાલીસ ભંગ થાય.

ચતુઃસંયોગે ગુણસ્થાનકના સિત્તેર ભંગ થાય તેમાંના એક એક ચતુઃસયોગે એક અનેક જીવો આશ્રયિ સોળ સોળ વિકલ્પ થાય, તેથી સિત્તેરને સોળે ગુણતા એક અનેકના કુલ અગીઆરસો વીસ વિકલ્પ થાય.

હવે ચાર પદની ભંગ સંખ્યા કહે છે-પૂર્વની ત્રણ પદની ભંગ સંખ્યા છવ્વીસ સાથે બેનો ગુણાકાર કરવો એટલે બાવન થાય, તેમાં બે મેળવવા, અને તેમાં પાછળના છવ્વીસ ભંગ મેળવવા એટલે એંશી થાય. તે ચાર પદના ભાંગાઓ સમજવા, તે ચોથા બિંદુ ઉપર મૂકવા.

હવે પાંચ પદના ભાંગા કહે છે-પૂર્વના ચાર પદના એંશી ભાંગાને બેએ ગુણવા, તેમાં બે મેળવવા, અને એંશી સહિત કરવા, એટલે કુલ પાંચ પદના બસો બેંતાલીસ ભાગા થાય છે. તે પાંચમાં બિંદુ ઉપર મૂકવા.

છ પદના ભાંગા કહે છે-પાંચ પદની બસો બેતાલીસ ભંગ સંખ્યાને નીચેના બગડાએ ગુણવા, તેમાં બે મેળવવા અને જેની સાથે બેએ ગુણ્યા છે તે બસો બેતાલીસ મેળવવા એટલે છ પદની કુલ ભંગ સંખ્યા સાતસો અઠ્ઠાવીશ થાય. તે છઠ્ઠા બિંદુ ઉપર મૂકવા.

હવે સાત પદની ભંગ સંખ્યા કહે છે-પૂર્વોક્ત સાતસો અઠ્ઠાવીશને બેએ ગુણવા, તેમાં બે મેળવવા, પૂર્વોક્ત ભંગસંખ્યા સાતસો અઠ્ઠાવીશ મેળવવી એટલે સાત પદની કુલ ભંગ સંખ્યા એકવીસસો છયાસી થાય. તેને સાતમા બિંદુ ઉપર મૂકવા.

હવે આઠ પદની ભંગ સંખ્યા કહે છે-પૂર્વોક્ત એકવીસસો છયાસીને બેએ ગુણવા, તેમાં બે મેળવવા, અને તેમાં સાત પદની ભંગ સંખ્યા એકવીસસો છયાસી ઉમેરવી એટલે આઠ પદની કુલ સંખ્યા પાંસઠસો અને સાઠ થાય છે. ૭

---

પંચ સંયોગે ગુણસ્થાનકના છપ્પન્ન ભાંગા થાય અને એક એક ભંગમાં એક અનેક જીવો આશ્રયિ બત્રીસ બત્રીસ વિકલ્પ થાય. તેથી બત્રીસે ગુણતા એક અનેકના કુલ સત્તરસો બાણુ ભંગ થાય.

ષટ્સંયોગે ગુણસ્થાનકના અઠ્ઠાવીસ ભંગ થાય. એક અનેકના ચોસઠ વિકલ્પ થાય તેથી ચોસઠે ગુણતાં ષટ્સંયોગે એક અનેક જીવો આશ્રયિ કુલ સત્તરસો બાણુ ભંગ થાય.

સપ્તસંયોગે ગુણસ્થાનકના આઠ ભગ થાય, તેમાંના દરેક ભંગમાં એક અનેક જીવો આશ્રયિ વિકલ્પ કરીએ તો એકસો અઠ્ઠાવીસ ભંગ થાય તેના આઠ સાથે ગુણાકાર કરતા કુલ એક હજાર ચોવીસો ભંગ થાય.

અષ્ટ સંયોગે ગુણસ્થાનકનો એક જ ભંગ છે, તેમાં એક અનેકના વિકલ્પ બસો છપ્પન્ન થાય. તેને એકે ગુણતા કુલ ભંગ પણ તેટલાજ થાય. કુલ પાંસઠસો અને સાઠ ભાંગા થાય છે.

ચતુર્થ કર્મગ્રંથમાં દ્વિકાદિ સંયોગના એક અનેકના આ પ્રમાણે ભાંગા કહ્યા છે. આ ગ્રંથમાં એક બે ત્રણ આદિ પદના ભાંગા લીધા છે. જ્યાં પદના ભાંગા લેવાના હોય ત્યાં જે પદના લેવાના હોય તેની અંતર્ગતના દરેકના ભાંગા લેવાના હોય છે. જેમકે-ત્રણ પદના એક-અનેકના ભાંગા લેવાના હોય તેમાં એક પદના અને બબ્બે પદના પણ લેવાના હોય છે. દાખલા તરીકે ત્રણ પદના લેવાના હોય, ત્યારે ત્રણ પદમાં એક એક પદ ત્રણ હોવાથી અને તે એક એક પદના બબ્બે ભંગ થતા હોવાથી છ, બબ્બે પદના ત્રણ વિકલ્પ થતા હોવાથી અને બબ્બે પદમાંના એક એક વિકલ્પના એક અનેકના ચાર ચાર વિકલ્પ થતા હોવાથી બાર. અને ત્રણે પદના એક અનેકના આઠ, કુલ છવ્વીસ ભંગ થાય છે. બબ્બે પદના ત્રણ વિકલ્પ આ પ્રમાણે થાય છે—૨—૩—૮ આ પ્રમાણે ત્રિક સંયોગી ભંગ હોય તો તેમાં ૨—૩. ૨—૮. ૩—૮. એ પ્રમાણે ત્રણ થાય છે. એ રીતે ચાર આદિ પદના પણ વિકલ્પો સમજવા.

હવે આજ ભાંગાઓને ગણવાની બીજી રીત કહે છે—

अहवा एक्कपईया दो भंगा इगि बहुत्तसन्ना जे ।
एए च्चिय पयवुड्ढीए तिगुणा दुगसंजुया भंगा ॥८॥

अथवैकपदिकौ द्वौ भङ्गौ एक-बहुत्वसंज्ञौ यौ ।
तावेव पदवृद्धौ त्रिगुणौ द्विकसंयुतौ भङ्गाः ॥८॥

અર્થ—અથવા એકત્વ અને બહુત્વ સંજ્ઞાવાળા એક એક પદના જે બબ્બે ભાંગા થાય છે તેનેજ પદની વૃદ્ધિમાં ત્રણ ગુણા કરતાં અને તેમાં બે ઉમેરતાં કુલ ભાંગા થાય છે.

ટીકાનુ૦—ગાથામાં મૂકેલ 'અથવા એ પદ અન્ય પ્રકાર સૂચવવા માટે છે. પૂર્વની ગાથામા બતાવેલ પ્રકારથી બીજો પ્રકાર અહિં બતાવે છે.

જ્યારે આઠમાનું કોઇપણ એક ગુણસ્થાનક હોય ત્યારે તેના એક અને અનેકના ભેદે બબ્બે ભંગ થાય છે. જેમકે—જ્યારે એક સાસ્વાદને જ જીવ હોય અન્યત્ર સાત ગુણસ્થાનકે ન હોય, અને તેમાં પણ કોઇ વખત એક હોય, કોઇ વખત અનેક હોય એમ એક અનેકના ભેદે બે ભંગ થાય, એ પ્રમાણે એક એક પદના બબ્બે ભંગ થાય.

હવે બે ત્રણ આદિ પદના એક અનેકના કેટલા ભંગ થાય તે કહે છે—જેટલા પદના એક અનેકના ભંગ જાણવા ઇચ્છા હોય, તેની પહેલાંના પદની ભંગ સંખ્યાને ત્રણ ગુણી કરવી, તેમાં બે ઉમેરવા, એટલે જેટલા પદની ભંગસંખ્યા જાણવા ઇચ્છયું છે તે સંખ્યા આવે. જેમકે બે પદની ભગ સંખ્યા કાઢવી હોય, ત્યારે તેની પૂર્વની ભંગસંખ્યા જે બે છે, તેને ત્રણ ગુણા કરી બે ઉમેરીએ એટલે બે પદના ભંગની આઠ સંખ્યા આવે.

એ પ્રમાણે ત્રણ પદની ભંગસંખ્યા જાણવી હોય, ત્યારે તેની પૂર્વના આઠ ભાંગાને ત્રણ ગુણા કરી તેમાં બે ઉમેરીએ એટલે ત્રણ પદના એક અનેકની ભંગ સંખ્યા છવ્વીસ આવે.

છવ્વીસને ત્રણ ગુણા કરી તેમાં બે ઉમેરીએ એટલે ચાર પદના એંસી ભાંગા થાય.

એ પ્રમાણે પાંચ પદના બસો બેતાલીસ, છ પદના સાતસો અઠ્ઠાવીસ, સાત પદના એકવીસસો છવ્વીસ, અને આઠ પદના પાંસઠસો સાઠ ભાંગા થાય છે. ૮

આ પ્રમાણે સત્પદપ્રરૂપણા કરી. હવે દ્રવ્ય પ્રમાણ–ચૌદ સ્થાનકમાંના દરેક જીવસ્થાનકની તથા ગુણસ્થાનકવર્તી જીવોની સંખ્યા કેટલી છે, તે કહે છે—

साहारणाण भेया चउरो अणंता असंखया सेसा ।
मिच्छा णंता चउरो पलियासंखंस सेस संखेज्जा ॥ ९ ॥

साधारणानां चत्वारो भेदा अनन्ता असंख्यकाः शेषाः ।
मिथ्यादृष्टयोऽनन्ताश्चत्वारः पल्यासंख्यांशः शेषाः संख्येयाः ॥९॥

અર્થ—સાધારણના ચારે ભેદો અનંત છે, શેષ ભેદો અસંખ્ય છે. મિથ્યાદૃષ્ટિ અનંત છે, પછીના ચાર ગુણસ્થાનકવાળા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે, અને શેષ ગુણસ્થાનકવાળા જીવો સંખ્યાતા છે.

ટીકાનુ૦—સાધારણ વનસ્પતિકાયના સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત એ ચારે ભેદો અનંત સંખ્યા પ્રમાણ છે, કારણકે તે દરેક જીવો અનંત લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે.

શેષ પૃથ્વી અપ્ તેઉ અને વાયુ તે દરેક ભેદ સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત અપર્યાપ્ત એમ ચાર ચાર પ્રકારે, પ્રત્યેક બાદર વનસ્પતિકાય પર્યાપ્ત, અપર્યાપ્ત એ બે પ્રકારે, તથા બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય તે દરેક પર્યાપ્ત અપર્યાપ્ત એમ બબ્બે પ્રકારે કુલ અઠ્ઠાવીસે પ્રકારના જીવોની સંખ્યા અસંખ્યાત પ્રમાણ છે, કારણકે તે દરેક ભેદવાળા જીવો અસંખ્યાતા છે.

શંકા—અપર્યાપ્ત સંજ્ઞિ જીવો અસંખ્યાતા કઈ રીતે કહેવાય ? કારણકે તેઓ હમેશાં હોતા નથી. કેમકે તેઓનું આયુ અંતર્મુહૂર્ત્ત છે, અને વિરહકાળ બાર મુહૂર્ત્ત છે, એટલે કંઇક અધિક અગીઆર મુહૂર્ત્ત સુધી તો એક પણ અપર્યાપ્ત સંજ્ઞિ જીવ હોતોજ નથી, તો પછી અસંખ્યાતા કઇ રીતે ઘટી શકે ?

ઉત્તર—ઉપરોક્ત દોષ ઘટતો નથી. કારણ કે જો કે તેઓ હમેશાં હોતા નથી તોપણ જ્યારે હોય છે, ત્યારે જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા હોય છે. જ્યારે હોય ત્યારે ઉપરોક્ત સંખ્યાનો સદ્ભાવ છે, માટે અસંખ્યાતા કહેવામાં કોઇપણ વિરોધ નથી.

કહ્યું છે કે—'એક સમયમાં એક બે ત્રણ સંખ્યાતા અથવા અસંખ્યાતા ઉત્પન્ન થાય છે.' આ પ્રમાણે જીવભેદ આશ્રયી સંખ્યા કહી.

હવે ગુણસ્થાનક આશ્રયી જીવોની સંખ્યા કહે છે—મિથ્યાદૃષ્ટિ આત્માઓ અનંત છે. કારણકે તેઓ અનંત લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. નિગોદીયા સઘળા જીવો મિથ્યાત્વી છે. અનંત સંખ્યાને પૂરનાર તેજ જીવો છે.

સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ, અવિરતિસમ્યગ્દૃષ્ટિ, અને દેશવિરતિ ગુણસ્થાનકવાળા જીવો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. અહિં પલ્યોપમ એ ક્ષેત્ર પલ્યોપમ સમજવું, તેથી તે ચાર ગુણઠાણાવાળા જીવો ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

અહિં સાસ્વાદન અને મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકવાળા જીવો હમેશાં હોતા નથી, કેમકે તે બન્ને ગુણસ્થાનકો અધ્રુવ છે. પરંતુ જ્યારે હોય છે ત્યારે જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ હોય છે.

અવિરતિસમ્યગ્દૃષ્ટિ અને દેશવિરત આત્માઓ હમેશાં હોય છે. કેમકે તે બંને ગુણસ્થાનકો ધ્રુવ છે. માત્ર કોઇ વખતે ઓછા હોય છે, તો કોઇ વખતે વધારે હોય છે. તે બંને ગુણસ્થાનકવાળા જીવો જઘન્યથી પણ ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ છે, ઉત્કૃષ્ટથી પણ એટલા જ છે. પરંતુ અસંખ્યાતાના અસંખ્યાતા ભેદ હોવાથી જઘન્યથી પલ્યોપમના અસંખ્યાત ભાગથી ઉત્કૃષ્ટથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અસંખ્યાત ગુણ મોટો સમજવો. અને દેશવિરતિથી અવિરતિસમ્યગ્દૃષ્ટિ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી ઘણા વધારે સમજવા. કારણકે અવિરતિસમ્યગ્દૃષ્ટિ ચારે ગતિમાં હોય છે, અને દેશવિરતિ માત્ર મનુષ્ય, તિર્યંચગતિમાં જ હોય છે.

બાકીના પ્રમત્તાદિ દરેક ગુણસ્થાનકના જીવો અમુક નિશ્ચિત સંખ્યાવાળા જ છે. તે દરેકની નિશ્ચિત સંખ્યા કેટલી છે તે ગ્રન્થકાર પોતેજ આગળ ઉપર કહેશે. ૯

આ પ્રમાણે સામાન્યથી દ્રવ્ય પ્રમાણ કહ્યું. હવે વિશેષથી કહેવા ઇચ્છતા કહે છે—

**पत्तेयपज्जवणकाइयाउ पयरं हरंति लोगस्स।**
**अंगुलअसंखभागेण भाइयं भूदगतणू य ॥१०॥**

प्रत्येकपर्याप्तवनस्पतिकायिकास्तु प्रतरं हरन्ति लोकस्य।
अङ्गुलासंख्येयभागेन भाजितं भूदकतनवश्च ॥१०॥

અર્થ—પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય, પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, અને પર્યાપ્તબાદર અપ્કાયના જીવો અંગુલના અસંખ્યાતમા ભાગવડે ભંગાયેલ લોક સંબંધી પ્રતરનો અપહાર કરે છે.

ટીકાનુ૦—પર્યાપ્ત પ્રત્યેક બાદર વનસ્પતિકાય, પર્યાપ્ત બાદર અપ્કાય અને પર્યાપ્ત બાદર પૃથ્વીકાય એ દરેક ભેદવાળા જીવો સાત રાજપ્રમાણ ઘનીકૃત લોકના ઉપલા નીચલા પ્રદેશરહિત એક એક પ્રદેશની જાડાઇરૂપ માંડાના આકારવાળા પ્રતરને [1]અંગુલમાત્ર ક્ષેત્રના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશવડે ભાંગતા અપહાર કરે છે.

એનું તાત્પર્ય આ પ્રમાણે—સઘળા પર્યાપ્ત પ્રત્યેક બાદર વનસ્પતિકાયના જીવ એકી વખતે સંપૂર્ણ પ્રતરનો અપહાર કરવા ઉદ્યમવંત થાય અને જો એક સાથે એક એક જીવ અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ એક એક ખંડનો અપહાર કરે—ગ્રહણ કરે તો એક જ સમયમાં તે સઘળા જીવો તે સંપૂર્ણ પ્રતરનો અપહાર કરે છે-ગ્રહણ કરે છે.

તેથી આ અર્થ ફલિત થાય છે કે-ઘનીકૃત લોકના એક પ્રતરમાં અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ જેટલા ખંડો થાય તેટલા પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય છે.

---

૧ ચૌદરાજ પ્રમાણ લોકને બુદ્ધિવડે સાત રાજ લાંબો પહોળો અને સાત રાજ જાડો કરવો તે ઘનીકૃત કહેવાય છે. તેની એક એક પ્રદેશ જાડી પહોળી અને સાત રાજ ઉંચી આકાશપ્રદેશની જે પંક્તિ તે સૂચિશ્રેણિ કહેવાય. સૂચિશ્રેણિના વર્ગને પ્રતર કહેવાય. એટલે કે સાત રાજ લાંબો પહોળો અને એક પ્રદેશ જાડો આકાશપ્રદેશના વિસ્તારરૂપ માંડાના આકારવાળો જે ભાગ તે પ્રતર કહેવાય છે.

આ પ્રમાણેજ પર્યાપ્ત બાદર અપ્કાય અને પર્યાપ્ત બાદર પૃથ્વીકાયના સંબંધમાં પણ સમજી લેવું.

આ રીતે જોતાં જો કે આ ત્રણેનું સરખાપણું જણાય છે, તોપણ અંગુલના અસંખ્યાતમા ભાગના અસંખ્યાતા ભેદ થતા હોવાથી ત્રણેનું પરસ્પર આ પ્રમાણે અલ્પબહુત્વ સમજવું-પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય જીવો થોડા [1]છે, તેનાથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણ છે, તેનાથી બાદર પર્યાપ્ત અપ્કાય અસંખ્યાતગુણા છે. ૧૦

**आवलिवग्गो ऊणावलीए गुणिओ हु बायरा तेऊ।**
**वाऊ य लोगसंखं सेसतिगमसंखिया लोगा ॥११॥**

आवलिकावर्गऊनावलिकया गुणितो हु बादरस्तेजः।
वायवश्च लोकसंख्याः शेषत्रिकमसंख्या लोकाः ॥११॥

અર્થ—આવલિકાના વર્ગને કંઇક ન્યૂન આવલિકાના સમયવડે ગુણતાં જે આવે તેટલા બાદર તેઉકાયના જીવો છે. લોકના સંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશ તેટલા બાદર વાયુકાયના જીવો છે. અને શેષ ત્રણ અસંખ્યાતા લોકાકાશપ્રદેશ પ્રમાણ છે.

ટીકાનુ૦—આવલિકાના વર્ગને કંઇક ન્યૂન આવલિકાના સમયવડે ગુણતાં જે સંખ્યા આવે તેટલા બાદર પર્યાપ્ત તેઉકાયના જીવો છે.

આવલિકાના અસંખ્યાતા સમયો છે, છતાં અસત્કલ્પનાએ તેના દશ સમય કલ્પી તેનો વર્ગ કરવો. તેટલાને તેટલાએ ગુણતાં જે આવે તે વર્ગ કહેવાય છે. એટલે દશને દશે ગુણતાં સો થાય. તેને કેટલાક ઓછા આવલિકાના સમયવડે ગુણવા. અહિં કેટલાક ઓછામાં બે સમય લઇ આવલિકાના કુલ દશ સમયમાંથી તે બે ઓછા કરી આઠ સમયવડે ગુણતાં આઠસો થાય. તેટલા બાદર તેઉકાયના જીવો છે.

વાસ્તવિકરીતે આવલિકાના સમયો ચોથા અસંખ્યાતા જેટલા હોવાથી ચોથા અસંખ્યાતાની સંખ્યાને તેજ સંખ્યાએ ગુણતાં જે આવે તેને કંઇક ઓછી ચોથા અસંખ્યાતાની સંખ્યાએ ગુણાકાર કરવો. ગુણતાં જે સંખ્યા આવે તેટલા બાદર તેઉકાયના જીવો છે.

---

૧ પ્રત્યેક વનસ્પતિકાયના જીવો અલ્પ છે, અને પૃથ્વીકાય અસંખ્યાતગુણા છે. તેનું કારણ વનસ્પતિકાયથી પૃથ્વીકાયનું શરીર સૂક્ષ્મ છે, અને ઉત્પત્તિસ્થાનનું ક્ષેત્ર વિશાળ છે. વનસ્પતિકાય માત્ર રત્નપ્રભાના ઉપરના તલમાં રહેલ પૃથ્વી નદી સમુદ્ર અને ઉપવન આદિમાં ઉત્પન્ન થાય છે, અને પૃથ્વીકાય તો નારકીઓના અસંખ્ય યોજન પ્રમાણે લાંબા પહોળા પૃથ્વીપિંડો, દેવલોકનાં મોટા મોટા વિમાન વિગેરે સ્થળે ઉત્પન્ન થાય છે. તેનાથી અપ્કાયનું શરીર સૂક્ષ્મ અને તેનું ઉત્પત્તિસ્થાન વિશાળ હોવાથી તે પૃથ્વીથી પણ અસંખ્યાત ગુણા છે. તેઓ અસંખ્યાતા સમુદ્રો દ્રહો, અને ઘનોદધિના પિંડોમાં ઉત્પન્ન થાય છે. સૌથી બાદર પર્યાપ્ત તેઉકાય અલ્પ હોવાનું કારણ તેનો સદ્ભાવ માત્ર અઢીદ્વિપમાં જ છે. અને સૌથી વાઉકાય વધારે હોવાનું કારણ ક્ષેત્રની વિપુલતા છે. લોકના સઘળા પોલાણના ભાગમાં વાયુકાયના જીવો છે.

પર્યાપ્ત બાદર વાયુકાય લોકના સંખ્યાતમા ભાગ પ્રમાણ છે. એટલે કે ઘનીકૃતલોકના અસંખ્યાતા પ્રતરના સંખ્યાતમા ભાગમા રહેલ પ્રતરના આકાશપ્રદેશ પ્રમાણ બાદર પર્યાપ્ત વાયુકાય જીવો છે.

બાદર પર્યાપ્ત પૃથ્વી અપ્ તેઉ વાયુ અને વનસ્પતિનું પરસ્પર અલ્પબહુત્વ આ પ્રમાણે છે—સર્વથી અલ્પ બાદર પર્યાપ્ત તેઉકાય છે, તેઓથી પર્યાપ્ત પ્રત્યેક બાદર વનસ્પતિકાય અસંખ્યાતગુણા છે, તેઓથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણા છે, તેઓથી પર્યાપ્ત બાદર અપ્કાય અસંખ્યાત ગુણા છે, અને તેઓથી પર્યાપ્ત બાદર વાયુકાય અસંખ્યાતગુણા છે. તથા શેષ ત્રિક અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ છે.

અહિં શેષ ત્રિકમાં અપર્યાપ્ત બાદર અને અપર્યાપ્ત પર્યાપ્ત સૂક્ષ્મ એ ત્રણ લેવાના છે. એટલે કે અપર્યાપ્ત બાદર પૃથ્વી અપ્ તેઉ અને વાયુ તથા પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વી અપ્ તેઉ અને વાયુ તે દરેક પ્રકારના જીવો અસંખ્યાતા લોકાકાશમાં જેટલા આકાશપ્રદેશ હોય તેટલા છે. આ પ્રમાણે પૂર્વોક્ત ત્રણે રાશિનું સામાન્ય સ્વરૂપે અલ્પબહુત્વ કહ્યું.

વિશેષતઃ વિચાર કરતાં ત્રણે રાશિનું સ્વસ્થાને અલ્પબહુત્વ આ પ્રમાણે છે—અપર્યાપ્ત બાદર સૌથી અલ્પ છે, તેનાથી અપર્યાપ્ત સૂક્ષ્મ અસંખ્યાતગુણા છે. તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ સંખ્યાતગુણા છે. શેષ ત્રિકનું ગ્રહણ એ ઉપલક્ષણ-સૂચક છે, તેવડે અપર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય પણ અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે એમ સમજવું.

સાધારણ વનસ્પતિકાય સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત એ ચારે ભેદના જીવો સામાન્યતઃ અનંતલોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. એ પહેલાં કહ્યું છે. વિશેષતઃ વિચાર કરતાં તેઓનું અલ્પબહુત્વ આ પ્રમાણે છે-બાદર પર્યાપ્ત સાધારણ જીવો થોડા, તેઓથી બાદર અપર્યાપ્ત સાધારણ અસંખ્યાત ગુણા, અને તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ સાધારણ સંખ્યાત ગુણા છે. ૧૧

હવે વિકલેન્દ્રિય અને અસંજ્ઞિની સંખ્યા કહે છે—

पज्जत्तापज्जत्ता बितिचउअसन्निणो अवहरंति ।
अंगुलसंखासंखप्पएसभईयं पुढो पयरं ॥१२॥

पर्याप्ताऽपर्याप्ता द्वित्रिचतुरिन्द्रियासञ्ज्ञिनोऽपहरन्ति ।
अङ्गुलसंख्येयासंख्येयप्रदेशभक्तं पृथक् प्रतरम् ॥१२॥

અર્થ—પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ પ્રત્યેક જીવો અનુક્રમે અંગુલના સંખ્યાતમા અને અસંખ્યાતમા ભાગવડે ભંગાયેલ પ્રતરનો અપહાર કરે છે.

ટીકાનુ૦—બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ દરેક પ્રકારના પર્યાપ્તા

અને અપર્યાપ્તા જીવો અનુક્રમે અંગુલના સંખ્યાતમા અને અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ પ્રદેશવડે ભાગતા સંપૂર્ણ પ્રતરનો અપહાર કરે છે. તેની ભાવના-વિશેષ વિચાર આ પ્રમાણે છે.

સઘળા પર્યાપ્તા બેઇન્દ્રિય જીવો એક સાથે જો અંગુલમાત્ર ક્ષેત્રના સંખ્યાતમા ભાગ પ્રમાણ પ્રતરના ખંડનો અપહાર કરે તો તે સઘળા બેઇન્દ્રિય જીવો એકજ સમયે સંપૂર્ણ પ્રતરનો અપહાર કરે છે.

તાત્પર્ય એ કે-સાત રાજ પ્રમાણ ઘનીકૃત લોકના એક પ્રતરના અંગુલના સંખ્યાતમા ભાગ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા પર્યાપ્ત બેઇન્દ્રિય જીવો છે.

એજ પ્રમાણે પર્યાપ્ત તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય માટે પણ સમજવું.

એક પ્રતરના અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા અપર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિયો સમજવા. એટલે કે એક પ્રતરના આકાશપ્રદેશને અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ વડે ભાગતા જે આવે તેટલા અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિ દરેક પ્રકારના જીવો છે એમ સમજવું.

જો કે તે સઘળા પર્યાપ્ત અને અપર્યાપ્તા બેઇન્દ્રિયાદિ સામાન્ય સ્વરૂપે સમાન પ્રમાણવાળા કહ્યા છે તોપણ અંગુલનો સંખ્યાતમો અને અસંખ્યાતમો ભાગ નાનો મોટો હોવાનો હોવાથી વિશેષ સ્વરૂપે તેઓનું અલ્પબહુત્વ આ પ્રમાણે સમજવું.

પર્યાપ્ત ચૌરિન્દ્રિય સૌથી અલ્પ, તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિય વિશેષાધિક છે, તેઓથી પર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે, તેનાથી પર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે, તેનાથી અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય અસંખ્યાત ગુણા છે, તેનાથી અપર્યાપ્ત ચૌરિન્દ્રિય વિશેષાધિક છે, તેનાથી અપર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે, અને તેનાથી અપર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે. ૧૨

આ પ્રમાણે અસંજ્ઞિ પંચેંદ્રિય સુધીના સઘળા જીવોની સંખ્યા કહી. હવે સંજ્ઞિની પ્રરૂપણા માટે કહે છે—

सन्निचउसु गइसु पढमाए असंख सेढि नेरइया ।
सेढिअसंखेज्जंसो सेसासु जहोत्तरं तह य ॥ १३ ॥

संज्ञिनश्चतसृषु गतिषु प्रथमायामसंख्येयाः श्रेणयो नारकाः ।
श्रेण्यसंख्येयांशः शेषासु यथोत्तरं तथा च ॥१३॥

અર્થ—સંજ્ઞિ ચારે ગતિમાં હોય છે. પહેલી નરકપૃથ્વીમાં અસંખ્યાતી સૂચિશ્રેણિ પ્રમાણ નારકો છે. અને શેષ પૃથ્વીમાં શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ નારકો છે. અને તે ઉત્તરોત્તર અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગપ્રમાણ છે.

ટીકાનુ૦—સંજ્ઞિજીવો ચારે ગતિમાં હોય છે, તેથી ચારે ગતિ આશ્રયિ સંખ્યાનો વિચાર કરવો જોઇએ. તેમાં પહેલાં નરકગતિ આશ્રયી વિચાર કરે છે-

પહેલી રત્નપ્રભા નરક પૃથ્વીમાં સાતરાજ પ્રમાણ ઘનીકૃત લોકની એક પ્રાદેશિકી અસંખ્યાતી સૂચિશ્રેણિ પ્રમાણ નારકો છે. એટલે કે અસંખ્યાતી સૂચિશ્રેણિના જેટલા આકાશપ્રદેશ થાય, તેટલા પહેલી નારકીમાં નારક જીવો છે.

ગાથાના અંતમાં રહેલ 'ચ' એ ગાથામાં નહિ કહેલ વસ્તુને ગ્રહણ કરવાનું સૂચવતો હોવાથી ભવનપતિ દેવતાઓ પણ તેટલીજ સૂચિશ્રેણિ પ્રમાણ છે. આ હકીકત ગાથામાં સાક્ષાત્ કહી નથી છતાં 'ચ' શબ્દથી ગ્રહણ કરવાની છે એમ સમજવું. શેષ બીજી આદિ નરકપૃથ્વીમાં સૂચિશ્રેણિના અસંખ્યાતમા પરંતુ ઉત્તરોત્તર પૂર્વ પૂર્વ પૃથ્વીમાં રહેલ નારકોની અપેક્ષાએ અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગ પ્રમાણ જાણવા. તે આ પ્રમાણે.

બીજી નરકપૃથ્વીમાં રહેલ નારકજીવોની અપેક્ષાએ ત્રીજી પૃથ્વીમાં અસંખ્યાતમા ભાગપ્રમાણ નારકો છે. ત્રીજી નરકપૃથ્વીના નારકીઓની અપેક્ષાએ ચોથી પૃથ્વીમા અસંખ્યાતમા ભાગ પ્રમાણ નારકીઓ છે આ પ્રમાણે સાતે નરકપૃથ્વીમાં સમજવું.

શ્રેણિનો અસંખ્યાતમો ભાગ ઉત્તરોત્તર ન્હાનો ન્હાનો લેવાનો 'હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વ ઘટે છે.

પ્રશ્ન—બીજી નારકીથી આરંભી ઉત્તરોત્તર અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગ પ્રમાણ નારકીઓ છે એ શી રીતે સમજી શકાય ?

ઉત્તર-યુક્તિના વશથી સમજી શકાય છે. તે યુક્તિ આ પ્રમાણે છે.

સાતમી નરકપૃથ્વીમાં પૂર્વ પશ્ચિમ અને ઉત્તર દિશામાં રહેલા નારકીઓ અલ્પ છે, તેઓથી તેજ સાતમી નારકીમાં દક્ષિણ દિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાત ગુણા છે.

પ્રશ્ન-દક્ષિણ દિશામાં અસંખ્યાત ગુણ શા માટે છે ?

ઉત્તર-જગતમાં બે પ્રકારના આત્માઓ છે. ૧ શુક્લપાક્ષિક, ૨. કૃષ્ણપાક્ષિક. તેઓનું લક્ષણ આ પ્રમાણે છે-જે જીવોને કંઇક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત્તન માત્ર સંસાર જ શેષ હોય છે તે શુક્લપાક્ષિક કહેવાય છે. અને તેથી વધારે કાળ જેઓનો બાકી છે તે આત્માઓ કૃષ્ણપાક્ષિક કહેવાય છે.

કહ્યું છે કે-જેઓનો કંઇક ન્યૂન અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્તન સંસાર શેષ હોય તે અવશ્ય શુક્લપાક્ષિક કહેવાય છે. અને અર્દ્ધપુદ્ગલ પરાવર્ત્તનથી વધારે સંસાર જેઓનો શેષ હોય તે કૃષ્ણપાક્ષિક કહેવાય છે.'

આટલા ન્યૂન સંસારવાળા જીવ અલ્પ હોવાથી શુક્લપાક્ષિક જીવો થોડા છે, અને કૃષ્ણપાક્ષિક વધારે છે.

કૃષ્ણપાક્ષિક જીવો તથાસ્વભાવે દક્ષિણદિશામાં વધારે ઉત્પન્ન થાય છે, પરંતુ શેષ ત્રણ

દિશામાં વધારે ઉત્પન્ન થતા નથી દક્ષિણ દિશામાં કૃષ્ણપાક્ષિક જીવોનું વધારે સંખ્યામાં ઉત્પન્ન થવાનું કારણ તથાસ્વભાવ છે.

તે તથાસ્વભાવને પૂર્વાચાર્યોએ યુક્તિ વડે આ પ્રમાણે ઘટાવ્યો છે-કૃષ્ણપાક્ષિક આત્માઓ દીર્ઘકાળ પર્યંત સંસારમાં રખડનારા કહેવાય છે. દીર્ઘકાળ પર્યંત સંસારમાં રખડનારાઓ ઘણા પાપના ઉદયવાળા છે, પાપના ઉદયવિના સંસારમાં રખડે નહિ માટે. બહુ પાપના ઉદયવાળા ક્રૂર કર્મી હોય છે. ક્રૂરકર્મી વિના બહુ પાપ બાંધે નહિ માટે. અને તે ક્રૂરકર્મીઓ પ્રાયઃ ભવ્યો હોવા છતાં પણ તથાસ્વભાવે-જીવસ્વભાવે દક્ષિણ દિશામાં વધારે ઉત્પન્ન થાય છે. પરંતુ શેષ ત્રણ દિશિમાં વધારે પ્રમાણમાં ઉત્પન્ન થતા નથી.

કહ્યું છે કે-' કૃષ્ણપાક્ષિક આત્માઓ ક્રૂરકર્મી હોય છે અને તેથી નારકી મનુષ્ય તિર્યંચ અને દેવગતિ આદિ સ્થાનોમાં ભવ્યો હોવા છતાં પણ પ્રાયઃ દક્ષિણદિશામાં ઉત્પન્ન થાય છે.' આ પ્રમાણે દક્ષિણદિશિમાં ઘણા કૃષ્ણપાક્ષિકજીવોની ઉત્પત્તિનો સંભવ હોવાથી પૂર્વ ઉત્તર અને પશ્ચિમથી દક્ષિણદિશાના અસંખ્યાત ગુણા સંભવે છે.

સાતમી નરકપૃથ્વીના દક્ષિણદિશિના નારકીઓથી છઠ્ઠી તમઃ પ્રભા નરકપૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશિમાં ઉત્પન્ન થયેલા નારકીઓ અસંખ્યાતગુણા છે. અસંખ્યાતગુણા કેમ હોઇ શકે? એમ પૂછતા હો તો સાંભળો-સર્વોત્કૃષ્ટ પાપ કરનાર સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો સાતમી નરક પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે. અને કંઇક ન્યૂન ન્યૂન પાપ કરનારા છઠ્ઠી આદિ નરક પૃથ્વીમાં ઉત્પન્ન થાય છે. સર્વોત્કૃષ્ટ પાપકરનારા સૌથી અલ્પ હોય છે, અને અનુક્રમે કંઇક ઓછું ઓછું પાપ કરનારા વધારે વધારે હોય છે. તે હેતુથી સાતમી નરકપૃથ્વીના દક્ષિણદિશિના નારક જીવોની અપેક્ષાએ છઠ્ઠી નરકપૃથ્વીમાં પૂર્વ ઉત્તર પશ્ચિમદિશિના નારકીઓનું અસંખ્યાતગુણપણું ઘટે છે. આ પ્રમાણે ઉત્તરોત્તર નરકપૃથ્વી આશ્રયી પણ જાણી લેવું.

તેઓથી તેજ છઠ્ઠી પૃથ્વીમાં દક્ષિણદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે. અસંખ્યાતગુણ હોવાનું કારણ પૂર્વે કહ્યું છે તેજ સમજવું. તેઓથી પાંચમી ધુમપ્રભા પૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશિના નારકી અસંખ્યાતગુણા છે, તેનાથી તેજ પાંચમી નરક-પૃથ્વીમાં દક્ષિણદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે, તેઓથી ચોથી પંકપ્રભા પૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે, તેનાથી તેજ નરકપૃથ્વીમાં દક્ષિણદિશિના નારકીઓ અસંખ્યાતગુણા છે, તેનાથી ત્રીજી વાલુકાપ્રભાપૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશામાં રહેલા નારકીઓ અસંખ્યાત ગુણા છે, તેનાથી તેજ નરક-પૃથ્વીમાં દક્ષિણદિશિના નારકીઓ અસંખ્યાત ગુણા છે, તેનાથી બીજી શર્કરાપ્રભા પૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશિના નારકીઓ અસંખ્યાતગુણા છે, તેનાથી તેજ નરકપૃથ્વીમાં દક્ષિણદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે તેનાથી પહેલી રત્નપ્રભા નરકપૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે, અને તેઓથી તેજ રત્નપ્રભા નારકીમાં દક્ષિણદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે—'દિશાને અનુસરીને નીચે સાતમી નરકપૃથ્વીના નારકીઓ પૂર્વ પશ્ચિમ અને ઉત્તરદિશામાં સૌથી અલ્પ છે, તેનાથી દક્ષિણદિશિમાં અસંખ્યાતગુણ છે. સાતમી નરકપૃથ્વીના દક્ષિણદિશિના નારકીઓથી છઠ્ઠી તમ.પ્રભા પૃથ્વીમાં પૂર્વ પશ્ચિમ અને ઉત્તર દિશિના નારકીઓ અસંખ્યાતગુણ છે. તેનાથી દક્ષિણદિશિમાં અસંખ્યાતગુણા છે. તમઃપ્રભા પૃથ્વીના દક્ષિણદિશિના નારકોથી પાંચમી ધુમપ્રભા નરકપૃથ્વીમાં પૂર્વ ઉત્તર અને પશ્ચિમદિશિમાં અસંખ્યાતગુણા નારકીઓ છે, તેનાથી દક્ષિણદિશિમાં અસંખ્યાતગુણા છે. ધુમપ્રભા પૃથ્વીના દક્ષિણદિશિના નારકોથી ચોથી પંકપ્રભામાં પૂર્વ, પશ્ચિમ અને ઉત્તરદિશિમાં નારકીઓ અસંખ્યાતગુણા છે, તેનાથી દક્ષિણદિશિમાં અસંખ્યાતગુણા છે. પંકપ્રભા પૃથ્વીના દક્ષિણદિશિના નારકોથી ત્રીજી વાલુકાપ્રભા પૃથ્વીમાં પૂર્વ પશ્ચિમ અને ઉત્તરદિશિના નારકીઓ અસંખ્યાતગુણા છે, તેનાથી દક્ષિણદિશિમાં અસંખ્યાતગુણા છે. વાલુકાપ્રભા પૃથ્વીના દક્ષિણદિશિના નારકીઓથી બીજી શર્કરાપ્રભા પૃથ્વીમાં પૂર્વ પશ્ચિમ અને ઉત્તરદિશિના નારકીઓ અસંખ્યાતગુણા છે, તેનાથી દક્ષિણદિશિમાં અસંખ્યાતગુણા છે. શર્કરાપ્રભા પૃથ્વીના દક્ષિણદિશિના નારકોથી પહેલી રત્નપ્રભા નરકપૃથ્વીમાં પૂર્વ પશ્ચિમ અને ઉત્તર દિશામાં રહેલા નારકજીવો અસંખ્યાતગુણા છે, તેનાથી તેજ નરકપૃથ્વીમાં દક્ષિણદિશિમાં રહેલા નારકીઓ અસંખ્યાતગુણા છે.'

જે નારકીના જીવો જેનાથી અસંખ્યાતગુણ હોય છે, તેઓના અસંખ્યાતમે ભાગે તેઓ હોય છે. જેમકે ત્રીજી નારકીના જીવોથી બીજી નારકીના જીવો અસંખ્યાતગુણ છે, તેથી ત્રીજી નારકીના જીવો બીજી નારકીના જીવોના અસંખ્યાતમે ભાગે વર્તે છે. તેથીજ રત્નપ્રભા પૃથ્વીના પૂર્વ ઉત્તર અને પશ્ચિમ દિશિમાં રહેલા નારકોના અસંખ્યાતમા ભાગે શર્કરાપ્રભા પૃથ્વીના નારકો છે. જ્યારે એમ છે ત્યારે પહેલી નારકીના સઘળા નારકોના અસંખ્યાતમા ભાગે બીજી નારકીના નારકો તો હોય જ. આ પ્રમાણે નીચલી નરકપૃથ્વી માટે પણ વિચારી લેવું.

હવે વ્યંતરોનુ પ્રમાણ કહે છે—

**[1]संखेज्ज जोयणाणं सूइपएसेहिं भाइओ पयरो ।**
**वंतरसुरेहिं हीरइ एवं एक्केक्कभेएणं ॥ १४ ॥**

संख्येययोजनानां सूचिप्रदेशैर्भाजितः प्रतरः ।
व्यन्तरसुरैर्ह्रियते एवमेकैकभेदेन ॥ १४ ॥

અર્થ—સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિ શ્રેણિના આકાશ પ્રદેશવડે ભંગાયેલ પ્રતર વ્યન્તર દેવોવડે અપહરાય છે. આ પ્રમાણે પ્રત્યેક વ્યન્તર નિકાય માટે સમજવું.

ટીકાનુ૦—સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિ શ્રેણિમાં રહેલા આકાશપ્રદેશવડે એક પ્રતરના

૧ અહિં વ્યંતરોની સંખ્યા આ પ્રમાણે જણાવી. પરંતુ અનુયોગ દ્વાર સૂત્ર તથા પ્રજ્ઞાપના સૂત્રમાં આ પ્રમાણે છે, કંઇક ન્યૂન સંખ્યાતા સો યોજન સૂચિશ્રેણિના પ્રદેશોનો વર્ગ કરવો અને તેમાં કુલ જેટલા પ્રદેશો આવે તેટલા પ્રદેશો પ્રમાણ ઘનીકૃત લોકના એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા કુલ વ્યંતરો છે. આ અભિપ્રાયે પ્રથમની સંખ્યા કરતા ઘણી ઓછી સંખ્યા આવે.

આકાશપ્રદેશને ભાગતાં જે આવે તેટલા વ્યંતરદેવો છે. એટલે કે સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિ શ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા વ્યંતરદેવો છે. અથવા આ પ્રમાણે પણ કલ્પના થઈ શકે-સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિશ્રેણિ જેવડા પ્રતરના એક એક ખંડને દરેક વ્યંતરો એક સાથે ગ્રહણ કરે તો તે સઘળા વ્યંતરદેવો એકજ સમયે તે સંપૂર્ણ પ્રતરને ગ્રહણ કરી શકે છે. ભાવાર્થ એકજ છે.

આ પ્રમાણે દરેક વ્યન્તર નિકાયના પ્રમાણ માટે પણ સમજવું. તાત્પર્ય એ છે કે જે રીતે સઘળા વ્યન્તર દેવોનુ પ્રમાણ કહ્યું તે પ્રમાણે એક એક વ્યન્તરનિકાયનુ પ્રમાણ પણ સમજવું.

આ પ્રમાણે લેતાં સઘળા વ્યન્તરદેવોના સમૂહની પ્રમાણભૂત સંખ્યા સાથે વિરોધ નહિ આવે, કારણ કે પ્રતરના આકાશપ્રદેશને ભાગનાર જે સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિશ્રેણિના આકાશપ્રદેશ લેવાનું કહ્યું છે, તે સંખ્યાતુ નાનું મોટું લેવાનું છે. જ્યાં એક એક વ્યન્તરની સંખ્યા કાઢવી હોય ત્યાં મોટા સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિશ્રેણિના આકાશપ્રદેશવડે ભાગવા, જેથી જવાબની સંખ્યા નાની આવે. અને સર્વ સમૂહની સંખ્યા કાઢવી હોય ત્યાં નાના સંખ્યાતા યોજન પ્રમાણ સૂચિશ્રેણિના આકાશપ્રદેશવડે પ્રતરના આકાશપ્રદેશને ભાગવા, જેથી બધા વ્યંતરોના સરવાળા જેટલીજ સંખ્યા આવે. તેથી અહિં કંઈ વિરોધ નથી. ૧૪

હવે જ્યોતિષ દેવોનું પ્રમાણ કહે છે—

[1]छप्पन्न दोसयंगुल सूइपएसेहिं भाइओ पयरो ।
जोइसिएहिं हीरइ सट्ठाणे त्थीय संखगुणा ॥१५॥

षट्पञ्चाशतद्शतद्वयांगुलानां सूचिप्रदेशैर्भाजितः प्रतरः ।
ज्योतिष्कैर्ह्रियते स्वस्थाने स्त्रियः संख्येयगुणाः ॥१५॥

અર્થ—બસો છપ્પન્ન અંગુલ પ્રમાણ સૂચિ પ્રદેશવડે ભંગાયેલ પ્રતર જ્યોતિષ દેવોવડે અપહરાય છે સ્વસ્થાને દેવીઓ સંખ્યાતગુણી છે.

ટીકાનુ૦—બસો[1] છપ્પન અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશ વડે પ્રતરના આકાશ પ્રદેશને ભાગતાં જે આવે તેટલા જ્યોતિષ દેવો છે. અથવા બસો છપ્પન અંગુલપ્રમાણ સૂચિશ્રેણિ જેવડા પ્રતરના જેટલા ખંડો થાય તેટલા જ્યોતિષ દેવો છે. અથવા બસો છપ્પન્ન અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક એક ખંડને એક સાથે સઘળા જ્યોતિષ દેવો અપહાર કરે તો એકજ સમયમાં તે સઘળા દેવો સંપૂર્ણ પ્રતરનો અપહાર કરે છે. ત્રણેમાં તાત્પર્ય એકજ છે.

૧ અહિં જ્યોતિષીદેવોની સંખ્યા જે રીતે બતાવી છે તેથી અનુયોગદ્વાર તથા પ્રજ્ઞાપના સૂત્રમાં કંઇક જુદી રીતે બતાવી છે, તે આ પ્રમાણે-બસો છપ્પન અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિમાં જેટલા આકાશ પ્રદેશો હોય તેનો વર્ગ કરતા જે સંખ્યા આવે તેટલા પ્રદેશો પ્રમાણ ઘનીકૃત લોકના એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા કુલ જ્યોતિષીઓ છે. આ મત મુજબ પ્રથમ કરતાં ઘણી જ ઓછી સંખ્યા આવે

તથા ચારે દેવનિકાયમાં પોતપોતાની નિકાયમાં રહેલા દેવોની અપેક્ષાએ દેવીઓ સંખ્યાતગુણી છે. પન્નવણાના મહાદંડકમાં તેવો પાઠ છે માટે. મહાદંડક આગળ બતાવશે.

વૈમાનિક દેવોનું પ્રમાણ કહે છે—

असंखसेढिखपएसतुल्लया पढमदुइयकप्पेसु ।
सेढि असंखंससमा उवरिं तु जहोत्तरं तह य ॥१६॥

असंख्येयश्रेण्याकाशप्रदेशतुल्याः प्रथमद्वितीयकल्पयोः ।
श्रेण्यसंख्येयांशसमा उपरि तु यथोत्तरं तथा च ॥१६॥

અર્થ—અસંખ્યાતી શ્રેણિના આકાશપ્રદેશ તુલ્ય પહેલા અને બીજા દેવલોકના દેવો છે. ઉપરના દેવલોકના દેવો શ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ છે. જેમ જેમ ઉપરના દેવો તેમ તેમ પૂર્વ પૂર્વથી અસંખ્યાતમા ભાગે છે.

ટીકાનુ૦—ઘનીકૃતલોકની સાતરાજ પ્રમાણ લાંબી અને એક પ્રદેશપ્રમાણ જાડી પહોળી અસંખ્યાતી સૂચિશ્રેણિમાં જેટલા આકાશપ્રદેશ હોય છે, તેટલા પહેલા સૌધર્મ દેવલોકમાં અને બીજા ઈશાન દેવલોકમાં એક એકમાં દેવો છે.

માત્ર સૌધર્મ દેવલોકના દેવોની અપેક્ષાએ ઈશાન દેવલોકના દેવો સંખ્યાતમા ભાગે છે. કારણકે પન્નવણાસૂત્રના મહાદંડકમાં ઈશાન દેવલોકના દેવોથી સૌધર્મ દેવલોકના દેવો સંખ્યાત ગુણા કહ્યા છે.

તથા ઉપરના સનત્કુમાર માહેન્દ્ર બ્રહ્મ લાંતક મહાશુક્ર અને સહસ્રાર એ દરેક દેવલોકમાં સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ દેવો રહેલા છે.

અહિં એટલું સમજવાનું કે સૂચિશ્રેણિનો અસંખ્યાતમો ભાગ અનુક્રમે નાનો લેવાનો હોવાથી અનુક્રમે ઉપર ઉપરના દેવલોકના દેવતાઓ પૂર્વ પૂર્વના દેવલોકના દેવોની અપેક્ષાએ અસંખ્યાતમા ભાગે છે.

તાત્પર્ય એ કે જેટલા સનત્કુમારકલ્પના દેવો છે, તેની અપેક્ષાએ માહેન્દ્ર દેવલોકમાં દેવો અસંખ્યાતમા ભાગે છે, અને માહેન્દ્ર દેવલોકના દેવોથી સનત્કુમારના દેવો અસંખ્યાતગુણા છે. એ પ્રમાણે માહેન્દ્ર દેવલોકના દેવોની અપેક્ષાએ બ્રહ્મ દેવલોકના દેવો અસંખ્યાતમા ભાગે છે. આ રીતે લાંતક મહાશુક્ર અને સહસ્રાર દેવલોકમાં પણ જાણી લેવું.

ગાથાના અંતમાં રહેલ 'ચ' શબ્દ એ ગાથામાં નહિ કહેલ વસ્તુનો સમુચ્ચય કરતો હોવાથી આનત પ્રાણત આરણ અને અચ્યુત દેવલોકમાં, નીચલી, મધ્યમ અને ઉપરની ત્રણ ત્રણ ગ્રૈવેયકમાં, અને અનુત્તરવિમાનમાં, એ દરેકમાં ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ દેવો જાણવા.

અહિં એટલું વિશેષ સમજવાનું કે પૂર્વ પૂર્વ દેવોની અપેક્ષાએ ઉત્તરોત્તર દેવો સંખ્યાતગુણહીન જાણવા, પ્રજ્ઞાપનાના મહાદંડકમાં તેવો પાઠ છે માટે.

પ્રજ્ઞાપનામાં કહેલું મહાદંડક-મોટું અલ્પબહુત્વ આ પ્રમાણે છે-હે પ્રભો ! હવે સર્વ જીવોના અલ્પબહુત્વનું સૂચક મહાદંડક વર્ણવીશ.

૧ ગર્ભમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો સૌથી અલ્પ છે, ૨ તેથી મનુષ્ય સ્ત્રીઓ સંખ્યાતગુણી છે, ૩ તેથી પર્યાપ્ત બાદર તેઉકાય અસંખ્યાતગુણા છે, ૪ તેથી અનુત્તર વિમાનના દેવો અસંખ્યાતગુણા છે. ૫ તેથી ઉપરના ત્રણ ગ્રૈવેયકના દેવો અસંખ્યાતગુણા છે. ૬ તેથી મધ્યમ ત્રણ ગ્રૈવેયકના દેવો સંખ્યાતગુણા છે, ૭ તેથી નીચલી ત્રણ ગ્રૈવેયકના દેવો સંખ્યાતગુણા છે, ૮ તેથી અચ્યુત દેવલોકમાં દેવો સંખ્યાતગુણા છે, ૯ તેથી આરણ દેવલોકના દેવો સંખ્યાતગુણા છે, તેથી પ્રાણત દેવલોકના દેવો સંખ્યાતગુણા છે, ૧૧ તેથી આનત દેવલોકના દેવો સંખ્યાતગુણા છે, ૧૨ તેથી સાતમી નરકપૃથ્વીની નારકીઓ અસંખ્યાતગુણા છે, ૧૩ તેથી છઠ્ઠી તમઃપ્રભાપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે, ૧૪ તેથી સહસ્રાર દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૧૫ તેથી મહાશુક્ર દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૧૬ તેથી પાંચમી ધૂમપ્રભા પૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે, ૧૭ તેથી લાંતક દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૧૮ તેથી ચોથી પંકપ્રભા પૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે, ૧૯ તેથી બ્રહ્મદેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૨૦ તેથી ત્રીજી વાલુકાપ્રભા પૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે, ૨૧ તેથી માહેન્દ્ર દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૨૨ તેથી સનત્કુમાર દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૨૩ તેથી બીજી શર્કરાપ્રભા નરકપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે, ૨૪ તેથી સંમૂર્ચ્છિમ મનુષ્યો અસંખ્યાતગુણા છે, ૨૫ તેથી ઇશાનદેવલોકના દેવો અસંખ્યાતગુણા છે, ૨૬ તેથી ઇશાન કલ્પની દેવીઓ સંખ્યાતગુણી છે, ૨૭ તેથી સૌધર્મ દેવલોકના દેવો સંખ્યાતગુણા છે, ૨૮ તેથી સૌધર્મકલ્પની દેવીઓ સંખ્યાતગુણી છે, ૨૯ તેથી ભવનવાસી દેવો અસંખ્યાતગુણા છે, ૩૦ તેથી ભવનવાસી દેવી સંખ્યાતગુણી છે, ૩૧ તેથી રત્નપ્રભાપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે, ૩૨ તેથી ખેચર પંચેન્દ્રિય તિર્યંચ પુરૂષો અસંખ્યાતગુણા છે, ૩૩ તેથી ખેચર પંચેન્દ્રિય તિર્યંચ સ્રીઓ સંખ્યાતગુણી છે. ૩૪ તેથી સ્થલચર પંચેન્દ્રિય તિર્યંચપુરૂષો સંખ્યાતગુણા છે, ૩૫ તેથી સ્થલચર પંચેન્દ્રિય તિર્યંચ સ્રીઓ સંખ્યાતગુણી છે, તેથી જલચર પંચેન્દ્રિય તિર્યંચ પુરૂષો સંખ્યાતગુણા છે. ૩૭ તેથી જલચર પંચેન્દ્રિય તિર્યંચ સ્રીઓ સંખ્યાતગુણી છે, ૩૮ તેથી વાણવ્યંતર દેવો સંખ્યાતગુણા છે, ૩૯ તેથી વાણવ્યંતરી દેવી સંખ્યાતગુણી છે, ૪૦ તેથી જ્યોતિષીદેવો સંખ્યાતગુણા છે, ૪૧ તેથી જ્યોતિષી દેવી સંખ્યાતગુણી છે, ૪૨ તેથી ખેચર પંચેન્દ્રિય તિર્યંચ નપુંસકો સંખ્યાતગુણા છે, ૪૪ તેથી જળચર પંચેન્દ્રિય તિર્યંચ નપુંસક સંખ્યાતગુણા છે, ૪૫ તેથી ચૌરિન્દ્રિય પર્યાપ્ત સંખ્યાતગુણા છે, ૪૬ તેથી પર્યાપ્ત પંચેન્દ્રિય વિશેષાધિક છે, ૪૭ તેથી પર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે, ૪૮ તેથી પર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે, ૪૯ તેથી અપર્યાપ્ત પંચેન્દ્રિય અસંખ્યાતગુણા છે, ૫૦ તેથી અપર્યાપ્ત ચૌરિન્દ્રિય વિશેષાધિક છે, ૫૧ તેથી અપર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે, ૫૨ તેથી અપર્યાપ્ત

એકેન્દ્રિય વિશેષાધિક છે, ૫૩ તેથી પર્યાપ્ત પ્રત્યેક બાદર વનસ્પતિકાય અસંખ્યાતગુણા છે, ૫૪ તેથી પર્યાપ્ત બાદર નિગોદ અસંખ્યાતગુણા છે. ૫૫ તેથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણા છે, ૫૬ તેથી પર્યાપ્ત બાદર અપ્કાય અસંખ્યાતગુણા છે. ૫૭ તેથી પર્યાપ્ત બાદર વાયુકાય અસંખ્યાતગુણા છે, ૫૮ તેથી અપર્યાપ્ત બાદર તેઉકાય અસંખ્યાતગુણા છે, ૫૯ તેથી અપર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય અસંખ્યાતગુણા છે, ૬૦ તેથી અપર્યાપ્ત બાદર નિગોદ અસંખ્યાતગુણી છે, ૬૧ તેથી અપર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણા છે ૬૨ તેથી અપર્યાપ્ત બાદર અપ્કાય અસંખ્યાતગુણા છે, ૬૩ તેથી અપર્યાપ્ત બાદર વાઉકાય અસંખ્યાતગુણા છે, ૬૪ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય અસંખ્યાતગુણા છે, ૬૫ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય વિશેષાધિક છે, ૬૬ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ અપ્કાય વિશેષાધિક છે, ૬૭ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ વાઉકાય વિશેષાધિક છે, ૬૮ તેથી પર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય સંખ્યાતગુણા છે, ૬૯ તેથી પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય વિશેષાધિક છે, ૭૦ તેથી પર્યાપ્ત સૂક્ષ્મ અપ્કાય વિશેષાધિક છે, ૭૧ તેથી પર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય વિશેષાધિક છે, ૭૨ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ અસંખ્યાતગુણી છે, ૭૩ તેથી પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ સંખ્યાતગુણી છે, ૭૪ તેથી અભવ્યસિદ્ધિઆ અનંતગુણા છે, ૭૫ તેથી સમ્યક્ત્વથી પડેલા અનંતગુણા છે, ૭૬ તેથી સિદ્ધો અનંતગુણા છે, ૭૭ તેથી પર્યાપ્ત બાદર વનસ્પતિકાય જીવો અનંતગુણા છે. ૭૮ તેથી પર્યાપ્ત બાદર જીવો વિશેષાધિક છે, ૭૯ તેથી અપર્યાપ્ત બાદર વનસ્પતિકાય અસંખ્યાતગુણા છે, ૮૦ તેથી અપર્યાપ્ત બાદર જીવો વિશેષાધિક છે, ૮૧ તેથી બાદર જીવો વિશેષાધિક છે, ૮૨ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિકાય અસંખ્યાત ગુણા છે, ૮૩ તેથી અપર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે, ૮૪ તેથી પર્યાપ્ત સૂક્ષ્મવનસ્પતિકાય સંખ્યાત ગુણા છે, ૮૫ તેથી પર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે, ૮૬ તેથી સામાન્યથી સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે, ૮૭ તેથી ભવ્યસિદ્ધિઆ જીવો વિશેષાધિક છે, ૮૮ તેથી નિગોદ જીવો વિશેષાધિક છે, ૮૯ તેથી વનસ્પતિ જીવો વિશેષાધિક છે, ૯૦ તેથી એકેન્દ્રિય જીવો વિશેષાધિક છે, ૯૧ તેથી સામાન્યથી તિર્યંચ જીવો વિશેષાધિક છે, ૯૨ તેથી મિથ્યાદૃષ્ટિ વિશેષાધિક છે, ૯૩ તેથી અવિરતિ જીવો વિશેષાધિક છે, ૯૪ તેથી સકષાયી જીવો વિશેષાધિક છે, ૯૫ તેથી છદ્મસ્થ જીવો વિશેષાધિક છે, ૯૬ તેથી સયોગી આત્માઓ વિશેષાધિક છે, ૯૭ તેથી સંસારસ્થ જીવો વિશેષાધિક છે, ૯૮ અને તેથી સઘળા જીવો વિશેષાધિક છે.

આ પ્રમાણે પ્રજ્ઞાપના સૂત્રમાં કહેલું મોટું અલ્પબહુત્વ સમજવું. ૧૬

અહિં પહેલાં રત્નપ્રભા પૃથ્વીના નારકીઓની તથા ભવનપતિ અને સૌધર્મદેવલોકના દેવોની સંખ્યા અસંખ્યાતી સૂચિશ્રેણિ પ્રમાણ સામાન્યથી કહી છે. તેમાં અસંખ્યાતનું પ્રમાણ કંઇ કહ્યું નથી, તેવી આ ત્રણમાં કોણ ઓછા અને કોણ વધારે તે સમજી શકાતું નથી, એટલે અહિં ત્રણેની અસંખ્યાતરૂપ સંખ્યાના નિર્ણય માટે કહે છે—

सेढी एक्केक्कपएसरइयसूईणमंगुलप्पमियं ।
घम्माए भवणसोहम्मयाण माणं इमं होइ ॥१७॥

श्रेण्येकैकप्रदेशरचितसूचीनामङ्गुलप्रमितम् ।
घर्मायां भवनसौधर्माणां मानमिदम् भवति ॥१७॥

અર્થ—શ્રેણિના એકેક આકાશ પ્રદેશવડે રચાયેલી સૂચિના અંગુલ પ્રમાણ ક્ષેત્રમાંથી પ્રાપ્ત થયેલ ઘર્મા, ભવનપતિ અને સૌધર્મદેવલોકનું નીચલી ગાથામાં કહેવાશે તે પ્રમાણ થાય છે.

ટીકાનું૦—ઘર્મા નામની પહેલી નરકપૃથ્વીના નારકોના તથા ભવનપતિ અને સૌધર્મ દેવલોકના દેવોના પ્રમાણના નિર્ણય માટે પહેલાં જેટલી શ્રેણિઓ કહી છે, તેટલા શ્રેણિ વ્યતિરિક્ત-સિવાયના આકાશપ્રદેશ ગ્રહણ કરીને તેની સૂચિશ્રેણિ કરવી, તેમાંથી સૂચિશ્રેણિનો અંગુલ પ્રમાણ ભાગ ગ્રહણ કરવો. ત્યારપછી શું કરવું તે હવે પછીની ગાથામાં કહે છે. ૧૭

તેજ દેખાડે છે—

[1]छप्पन्नदोसयंगुल भूओ भूओ विगब्भ मूलतिगं ।
गुणिया जहुत्तरत्था रासीओ कमेण सूईओ ॥१८॥

षट्पञ्चाशदधिकशतद्वयाङ्गुलस्य भूयो भूयो विगृह्य मूलत्रिकम् ।
गुणिता यथोत्तरस्था राशयः क्रमेण सूचयः ॥ १८ ॥

અર્થ—[1]અસત્ કલ્પનાયે અંગુલમાત્ર ક્ષેત્રમાં રહેલ બસો છપ્પન આકાશપ્રદેશનું વારંવાર વર્ગમૂળ કાઢીને ત્રણ મૂળ લેવાં, અને ઉપર ઉપરની રાશિનો નીચે નીચેની રાશિ સાથે ગુણાકાર કરવો, જે સંખ્યા આવે તેટલી તેટલી સૂચિશ્રેણિ પ્રમાણ ઘર્મામા નારકીઓ, અને ભવનપતિ તથા સૌધર્મ દેવલોકમાં દેવો છે.

ટીકાનુ૦—પૂર્વે કહેલ અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિમાં રહેલા આકાશપ્રદેશનું વર્ગમૂળ કાઢવાની રીતિએ મૂળ કાઢીને તેમાંથી ત્રણ મૂળ લેવા, અને તેને તથા અંગુલમાત્ર સૂચિશ્રેણિના પ્રદેશની સંખ્યાને અનુક્રમે સ્થાપવી.

પછી અંગુલમાત્ર સૂચિશ્રેણિની પ્રદેશસંખ્યાને મૂળ સાથે ગુણતા આકાશપ્રદેશની જેટલી સંખ્યા આવે તેટલી સંખ્યા પ્રમાણ આખી સૂચિશ્રેણિના જેટલા આકાશપ્રદેશ થાય તેટલી રત્નપ્રભા પૃથ્વીના નારક જીવોની સંખ્યા છે.

---

૧ અહિં પ્રથમ નારક તથા ભવનપતિઓના પ્રમાણ માટે જે અસંખ્યાત શ્રેણિઓનું પ્રમાણ બતાવ્યું છે તેના કરતાં ભિન્ન ભિન્ન સૂત્રોમાં ભિન્ન ભિન્ન રીતે જોવા મળે છે તે આ પ્રમાણે—

અનુયોગદ્વાર સૂત્ર તથા જીવસમાસ ગ્રંથના અભિપ્રાયે-અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં જે આકાશ પ્રદેશો છે તેના પહેલા અને બીજા વર્ગમૂળનો ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તેટલી સંખ્યા પ્રમાણ સાત રાજની સૂચિશ્રેણિઓ નારકોના પ્રમાણ માટે છે, જેમ-અંગુલમાત્ર ક્ષેત્રમા અસત્કલ્પનાએ બસો છપ્પન આકાશ પ્રદેશો છે, તેનું પહેલું વર્ગમૂળ સોળ અને બીજું વર્ગમૂળ ચાર હોવાથી તેનો ગુણાકાર ૧૬ × ૪ = ૬૪ થાય એટલે નરકના જીવોના પ્રમાણ માટે અસત્કલ્પનાએ ચોસઠ શ્રેણિઓ આવે,

પેલા અને બીજા મૂળનો ગુણાકાર કરતાં જેટલા આકાશપ્રદેશ આવે તેટલી આખી સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ ભવનપતિના દેવો છે.

બીજા અને ત્રીજા મૂળનો ગુણાકાર કરતાં જેટલા આકાશપ્રદેશ આવે તેટલી આખી સૂચિશ્રેણિપ્રમાણ સૌધર્મદેવલોકના દેવતાઓ છે.

અંગુલપ્રમાણ સૂચિશ્રેણિમાં જો કે અસંખ્યાતા આકાશપ્રદેશ છે, છતા અસતકલ્પનાયે બસો છપ્પન કલ્પવા. તેને વર્ગમૂળ કાઢવાની રીતએ ત્રણવાર મૂળ કાઢવું. બસો છપ્પનનું પહેલું મૂળ સોળ, બીજું મૂળ ચાર અને ત્રીજું મૂળ બે.

હવે આ ત્રણે મૂળ અને બસો છપ્પન એ ચારે રાશિઓને મોટી નાની સંખ્યાના ક્રમ પ્રમાણે ઉપર નીચે સ્થાપવી. જેમકે ૨૫૬-૧૬-૪-૨. ત્યારપછી ઉપર ઉપરની રાશિને નીચે નીચેની રાશિ સાથે ગુણાકાર કરવો. જેમકે બસો છપ્પનને પહેલુ મૂળ સોળ સાથે ગુણાકાર કરવો ગુણતાં ચાર હજાર છન્નુ થાય.

---

તાત્પર્ય:- આ ગ્રંથમાં ભવનપતિઓના પ્રમાણ માટે જેટલી શ્રેણિઓની સંખ્યા બતાવી છે તેટલી સંખ્યા નારકો માટે અનુયોગ દ્વાર તથા જીવસમાસમા બતાવી છે, જો કે સૂત્રમાં સામાન્યથી નારકોની સંખ્યા બતાવી છે–પરંતુ શેષ ૭ નારકીના નારકો પ્રથમ નરકના નારકોથી અસંખ્યાતમા ભાગ જેટલા જ હોવાથી પ્રથમ નરકના નરકો માટે પણ ઉપરોક્ત પ્રમાણ માનવામાં કંઇ બાધ નથી.

આ ગ્રંથમાં અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશોના પ્રથમ અને દ્વિતીય વર્ગમૂળનો ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તેટલી=અસંખ્યાતી શ્રેણિઓ ભવનપતિઓના પ્રમાણ માટે બતાવી છે, પરંતુ જીવસમાસ ગ્રંથમાં અંગુલમાત્ર સૂચિશ્રેણિમા જે આકાશપ્રદેશો છે તે જ સંખ્યાને પોતાના પ્રથમ વર્ગમૂળ સાથે ગુણતાં જે સંખ્યા આવે તેટલી–અસંખ્યાતી શ્રેણિઓ ભવનપતિઓના પ્રમાણ માટે લેવાનું કહ્યું છે. અંગુલ માત્ર સૂચિશ્રેણિમાં અસત્કલ્પનાએ બસો છપ્પન આકાશપ્રદેશ અને તેનું પ્રથમ વર્ગમૂળ સોલ હોવાથી ૨૫૬ × ૧૬ = ૪૦૯૬ થાય અને અસત્કલ્પનાએ તેટલી શ્રેણિઓ ભવનપતિઓના પ્રમાણ માટે સમજવી. તાત્પર્ય એ છે કે–આ ગ્રંથમાં પ્રથમ નરકના જીવોના પ્રમાણ માટે જેટલી અસંખ્યાતી શ્રેણિઓ બતાવી છે તેટલી જ શ્રેણિઓ જીવસમાસમાં ભવનપતિના પ્રમાણ માટે બતાવી છે. વળી પ્રજ્ઞાપનાસૂત્રમાં–અંગુલમાત્ર સૂચિશ્રેણિમા જેટલા આકાશ પ્રદેશો છે તેના પ્રથમ વર્ગમૂળના સંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશો આવે તેનાથી સંખ્યાતગુણ શ્રેણિઓ ભવનપતિઓના પ્રમાણ માટે લેવાનું જણાવ્યુ છે. અસત્યકલ્પનાએ અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં ૬૫૫૩૬ આકાશ પ્રદેશો માનીએ તો તેનું પ્રથમ વર્ગમૂળ ૨૫૬, તેના અસંખ્યાતમો ભાગ ૪, તેને અસંખ્યાતગુણા કરીએ એટલે કે દશે ગુણીએ તો ૪૦ આવે, અને અસત્કલ્પનાએ તેટલી શ્રેણિઓ ભવનપતિના પ્રમાણ માટે જાણવી, વળી અનુયોગદ્વાર સૂત્રના અભિપ્રાયે અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશોના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગથી સંખ્યાતગુણ કરતાં જેટલી શ્રેણિઓ આવે તેટલી શ્રેણિઓ ભવનપતિના પ્રમાણ માટે જાણવી, જેમ અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં અસત્કલ્પનાએ ૬૫૫૩૬ આકાશપ્રદેશ માનીએ, તેનુ પ્રથમ વર્ગમૂળ ૨૫૬, તેનો અસંખ્યાતમો ભાગ અસત્કલ્પનાએ ૨, અને તેને સંખ્યાતગુણ કરવાથી એટલે કે દશે ગુણવાથી વીશ થાય, આટલી શ્રેણિઓ ભવનપતિઓના પ્રમાણ માટે સમજવી, એમ ભવનપતિઓના પ્રમાણ માટે કુલ ચાર મતો જોવા મળે છે. વિશેષાર્થીઓએ તે તે ગ્રંથ જોવા.

રત્નપ્રભા પૃથ્વીના નારકોના પ્રમાણરૂપે આટલી શ્રેણિઓ સમજવી. એટલે કે ચાર હજાર છન્નુ સૂચિશ્રેણિમાં જેટલા આકાશપ્રદેશ હોય તેટલા રત્નપ્રભા પૃથ્વીના નારકીઓ છે.

બીજા વર્ગમૂળ ચાર સાથે પહેલા મૂળ સોળનો ગુણાકાર કરવો, ગુણતાં ચોસઠ આવે, તેટલી સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ ભવનપતિ દેવતાઓ છે.

તથા ત્રીજા મૂળ બે સાથે બીજા મૂળ ચારનો ગુણાકાર કરવો, ગુણતા આઠ આવે, તેટલી સંપૂર્ણ સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ સૌધર્મ દેવલોકના દેવતાઓ છે.

આ ઉપરથી કોણ કોનાથી વધારે છે તે સહજમાં જણાઈ આવશે. ૧૮

રત્નપ્રભા નારકાદિનાજ વિષયમાં પ્રકારાંતરે શ્રેણિનું પ્રમાણ કહે છે—

**अहवंगुलप्पएसा समूलगुणिया उ नेरइयसूई ।**
**पढमदुइयापयाइं समूलगुणियाइं इयराणं ॥१९॥**

अथवाङ्गुलप्रदेशाः स्वमूलगुणितास्तु नैरयिकसूचिः ।
प्रथमद्वितीयपदौ स्वमूलगुणिताविरतयोः ॥१९॥

અર્થ—અથવા અંગુલક્ષેત્રમાં રહેલા પ્રદેશોને પોતાના મૂળ સાથે ગુણતાં જે આવે તેટલી શ્રેણિઓ રત્નપ્રભા નારકીના પ્રમાણરૂપે સમજવી એજ પ્રમાણે પહેલા અને બીજા મૂળને પોતપોતાના મૂળ સાથે ગુણતાં જે આવે તેટલી શ્રેણિઓ અનુક્રમે ભવનપતિ અને સૌધર્મના પ્રમાણરૂપે સમજવી.

વિવેચન—'અથવા એ પદ અન્ય પ્રકાર સૂચવવા માટે મૂકેલું છે. તે અન્ય પ્રકાર તે આ.

પૂર્વની ગાથામાં અંગુલમાત્ર ક્ષેત્રમાં રહેલા પ્રદેશરાશિની બસો છપ્પનની કલ્પના કરી હતી, અહિં તે પ્રમાણે કરવાની નથી. પરંતુ વાસ્તવિક જેટલી સંખ્યા છે તેનીજ વિવક્ષા છે.

એક અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિમાં રહેલા આકાશપ્રદેશને પોતાના મૂળ સાથે ગુણાકાર કરવો, ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તેટલી સૂચિશ્રેણિમાં રહેલા આકાશપ્રદેશ પ્રમાણ રત્નપ્રભા પૃથ્વીના નારકો છે

અંગુલપ્રમાણ ક્ષેત્રમાં રહેલા આકાશપ્રદેશના પહેલા મૂળને પોતાના મૂળ સાથે ગુણતાં જે સંખ્યા આવે તેટલી સૂચિશ્રેણિઓ ભવનપતિદેવોના પ્રમાણના નિર્ણય માટે સમજવી. એટલે એટલી સૂચિશ્રેણિમાં જેટલા આકાશપ્રદેશ હોય તેટલા ભવનપતિ દેવો જાણવા.

અંગુલપ્રમાણ ક્ષેત્રમાં રહેલા આકાશપ્રદેશના બીજા મૂળને પોતાના મૂળ સાથે ગુણતાં જે પ્રદેશરાશિ આવે તેટલી સૂચિશ્રેણિમાં રહેલા આકાશપ્રદેશપ્રમાણ સૌધર્મદેવલોકના દેવતાઓ છે. ૧૯

હવે ઉત્તરવૈક્રિયશરીરવાળા તિર્યંચપંચેન્દ્રિય જીવોના પ્રમાણના નિર્ણય માટે કહે છે—

अंगुलमूलासंखियभागप्पमिया उ होंति सेढीओ।
उत्तरवेउव्वियाणं तिरियाण य सन्निपज्जाणं ॥२०॥

अङ्गुलमूलासंख्येयभागप्रमितास्तु भवन्ति श्रेण्यः।
उत्तरवैक्रियाणां तिरश्चां च संज्ञिपर्याप्तानाम् ॥२०॥

અર્થ—ઉત્તરવૈક્રિયશરીરી સંજ્ઞિપર્યાપ્ત તિર્યંચના પ્રમાણરૂપે એક અંગુલ પ્રમાણક્ષેત્રમાં રહેલ આકાશપ્રદેશના મૂળના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ સૂચિશ્રેણિઓ છે.

વિવેચન—એક અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલ આકાશપ્રદેશનું જે પહેલું વર્ગમૂળ તેના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ સૂચિશ્રેણિઓ ઉત્તરવૈક્રિયશરીરી સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચોના પ્રમાણના નિશ્ચય માટે જાણવી.

તાત્પર્ય એ કે સૂચિશ્રેણિના એક અંગુલપ્રમાણ ક્ષેત્રમાં જેટલા આકાશપ્રદેશો હોય, તેનું જે પહેલું વર્ગમૂળ તેના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો આવે, તેટલી ઉત્તર વૈક્રિયલબ્ધિસંપન્ન પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચોની સંખ્યા જાણવી

શાસ્ત્રમાં કહ્યું છે કે—'પંચેન્દ્રિય તિર્યંચોમાં કેટલા વૈક્રિયશરીરી કહ્યા છે? હે ગૌતમ! અસંખ્યાતા કહ્યા છે. કાલઆશ્રયી અસંખ્યાતી ઉત્સર્પિણી અવર્પિણીના સમયપ્રમાણ કહ્યા છે. ક્ષેત્ર આશ્રયી વિચારતાં પ્રતરના અસંખ્યાતમા ભાગમાં અસંખ્યાતી સૂચિશ્રેણિઓ છે તેવી અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ પ્રદેશ પ્રમાણ સૂચિશ્રેણિ પ્રમાણ કહ્યા છે.'

ઉત્તરવૈક્રિયશરીર લબ્ધિસંપન્ન પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચો અસંખ્યાતા દ્વીપ સમુદ્રમાં રહેલા હાથી મત્સ્ય અને હંસાદિ જીવો જાણવા. ૨૦

હવે મનુષ્યના પ્રમાણ માટે કહે છે—

उक्कोसपए मणुया सेढिं रूवाहिया अवहरंति।
तइयमूलाहएहिं अंगुलमूलप्पएसेहिं ॥२१॥

उत्कृष्टपदे मनुजाः श्रेणीं रूपाधिका अपहरन्ति।
तृतीयमूलाहतैरङ्गुलमूलप्रदेशैः ॥२१॥

અર્થ—ઉત્કૃષ્ટપદે મનુષ્યો ત્રીજા વર્ગમૂળવડે ગુણાયેલા અંગુલપ્રમાણ ક્ષેત્રમાં રહેલ પ્રદેશના પહેલા મૂળના પ્રદેશોથી એક રૂપ વધારે હોય તો સંપૂર્ણ સૂચિશ્રેણિનો અપહાર થઈ શકે.

ટીકાનુ૦—આ જગતમાં બે પ્રકારના મનુષ્યો છે ૧ ગર્ભજ, ૨ સંમૂચ્છિંમ. તેમાં ગર્ભજો પર્યાપ્તા અને અપર્યાપ્તા એ બે ભેદે છે. અને અંતર્મુહૂર્ત્ત આયુવાળા સંમૂચ્છિંમો તો

અપર્યાપ્તાવસ્થામાંજ મરણ પામે છે. આ હકીકત પહેલા દ્વારમાં કહી છે, તેથી તે પર્યાપ્તા હોતા નથી.

તેમાં જે ગર્ભજ પર્યાપ્તા મનુષ્યો છે, તે ધ્રુવ હોવાથી હંમેશાં હોય છે, અને તે સંખ્યાતાજ છે. તેઓની જઘન્ય સંખ્યા પણ પાંચમા અને છઠ્ઠા વર્ગનો ગુણાકાર કરતાં જે આવે તે છે.

શંકા:—વર્ગ એટલે શું ? પાંચમા વર્ગનું સ્વરૂપ શું ? છઠ્ઠા વર્ગનું સ્વરૂપ શું ? પાંચમા અને છઠ્ઠા વર્ગનો ગુણાકાર કેટલો થાય ?

સમાધાન-કોઇએક વિવક્ષિત રાશિને વિવક્ષિત રાશિસાથે ગુણતાં જે આવે તે વર્ગ કહેવાય છે. એકનો વર્ગ એકજ થાય માટે વૃદ્ધિ રહિત હોવાથી તે વર્ગમાંજ ગણાતો નથી. બેને બેએ ગુણતાં બેનો વર્ગ ચાર (૪) થાય, આ પહેલો વર્ગ. ચારનો વર્ગ સોળ (૧૬) થાય, એ બીજો વર્ગ. સોળનો વર્ગ બસો છપ્પન (૨૫૬) થાય. એ ત્રીજો વર્ગ. બસો છપ્પનનો વર્ગ પાંસઠ હજાર પાંચસો છત્રીસ (૬૫૫૩૬) થાય, એ ચોથો વર્ગ. પાંસઠ હજાર પાંચસો છત્રીસનો વર્ગ ચારસો ઓગણત્રીસ ક્રોડ ઓગણપચાસ લાખ સડસઠ હજાર બસો છન્નુ (૪૨૯૪૯૬૭૨૯૬) થાય, એ પાંચમો વર્ગ.

હવે તેના વર્ગને ત્રણ ગાથા વડે પ્રતિપાદન કરે છે-એક લાખ ચોરાશી હજાર ચારસો સડસઠ ક્રોડાક્રોડ ચુમાલીસ લાખ સાત હજાર ત્રણસો સિત્તેર ક્રોડ પંચાણુ લાખ એકાવન હજાર છસો અને સોળ (૧૮૪૪૬૭૪૪૦૭૩૭૦૯૫૫૧૬૧૬) થાય, એ છઠ્ઠો વર્ગ.

આ પ્રમાણે છ વર્ગ થાય છે. તેમાંના છઠ્ઠા વર્ગનો પાંચમા વર્ગ સાથે ગુણાકાર કરવો, ગુણાકાર કરતા જેટલો પ્રદેશરાશિ થાય, તેટલા જઘન્યથી પણ ગર્ભજ પર્યાપ્ત મનુષ્યો હોય છે.

છઠ્ઠા અને પાંચમા વર્ગના ગુણાકારના ઓગણત્રીસ આંકડા થાય છે. તે આંકડા કોડા કોડી આદિ શબ્દદ્વારા બોલી શકાય તેમ નહિ હોવાથી, તે સંખ્યાના આંક આપ્યા છે. અને તે આ-૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬.

આ સંખ્યાને પૂર્વાચાર્યો ત્રીજા યમલપદ ઉપરની અને ચોથા યમલપદ નીચેની કહે છે.

યમલ એટલે બબ્બે વર્ગનો સમૂહ. એક એક યમલમાં બબ્બે વર્ગ આવે છે.

અનુયોગદ્વારની ચૂર્ણિમાં કહ્યું છે કે-'બબ્બે વર્ગના સમૂહને યમલ કહે છે.'

તેથી પૂર્વોક્ત છ વર્ગના સમૂહના ત્રણ યમલ થાય.

મનુષ્ય પ્રમાણના હેતુભૂત રાશિને ત્રીજા યમલપદથી ઉપરની કહેવાનું કારણ પાંચમા અને છઠ્ઠા વર્ગનો ગુણાકાર છે. પાંચમો અને છઠ્ઠો વર્ગ ત્રીજા યમલમાં આવે છે, સાતમો અને આ આઠમો વર્ગ ચોથા યમલમાં આવે છે. મનુષ્યપ્રમાણની હેતુભૂત સંખ્યા છઠ્ઠા વર્ગથી વધારે છે, કારણ કે છઠ્ઠા અને પાંચમા વર્ગના ગુણાકાર જેટલી છે. અને તેથીજ સાતમા વર્ગથી પણ ઓછી છે. માટે મનુષ્ય સંખ્યાના પ્રમાણભૂત રાશિને ત્રીજા યમલપદથી વધારે, અને ચોથા યમલપદથી ઓછો કહ્યો છે.

અથવા આ પૂર્વોક્ત રાશિના છન્નુ છેદનક થાય છે. છેદનક એટલે અર્ધો અર્ધો કરવા તે. એટલે કે ઓગણત્રીસ અંકપ્રમાણ રાશિનું પહેલીવાર અર્ધ કરીએ, બીજી વાર તેનું અર્ધ કરીએ, ત્રીજી વાર તેનું અર્ધ કરીએ, એમ અર્ધ અર્ધ છન્નુવાર કરીએ ત્યારે છન્નુમી વારે એકડો આવે.

એને ઉંધી રીતે કહીએ તો છન્નુ વાર ઠાણુ બમણુ કરવા. જેમકે–એકને એક બે, બેને બે ચાર, ચારને ચાર આઠ, એમ છન્નુ વાર બમણા બમણા કરતા છન્નુમી વારે પૂર્વોક્ત રાશિ આવે.

છન્નુ છેદનક કેમ થાય તે કહે છે–પહેલા વર્ગના બે છેદનક થાય, પહેલું છેદનક બે, બીજું છેદનક એક. બીજા વર્ગના ચાર છેદનક થાય. એટલે કે બીજા વર્ગની સંખ્યાના અર્ધ અર્ધ ભાગ ચારવાર થાય. જેમકે–પહેલું છેદનક આઠ, બીજું છેદનક ચાર, ત્રીજું છેદનક બે, ચોથું છેદનક એક. આજ રીતે ત્રીજા વર્ગના આઠ છેદનક, ચોથા વર્ગનાં સોળ છેદનક, પાંચમા વર્ગના બત્રીસ છેદનક, અને છઠાવર્ગનાં ચોસઠ છેદનક થાય. ગર્ભજ મનુષ્યની સંખ્યા પાંચમા અને છઠ્ઠા વર્ગના ગુણાકાર જેટલી હોવાથી તે સંખ્યામાં પાંચમા અને છઠ્ઠા એ બંને વર્ગના છેદનકો આવે. પાંચમા વર્ગનાં બત્રીસ અને છઠ્ઠા વર્ગનાં ચોસઠ હોવાથી બંનેનો સરવાળો કરતાં છન્નુ છેદનકો પૂર્વોક્ત રાશિમાં થાય.

આ કઇ રીતે જાણી શકાય ? એમ પૂછતા હો તો કહીએ છીએ–જે જે વર્ગનો જે જે વર્ગ સાથે ગુણાકાર કરીએ અને ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તેમાં તે બંને વર્ગનાં છેદનકો ઘટે છે. જેમ પેલા વર્ગને બીજા વર્ગ સાથે ગુણતા જે સંખ્યા આવે તેમાં પેલા વર્ગના બે અને બીજાના ચાર કુલ છ છેદનકો સંભવે છે. તે આ પ્રમાણે–

પેલા અને બીજો વર્ગનો ગુણાકાર ચોસઠ થાય છે. તેનું પેલું છેદનક બત્રીસ, બીજું સોળ, ત્રીજું આઠ, ચોથું ચાર, પાંચમું બે, અને છઠું એક, એમ છ છેદનકો થાય છે. એમ અન્યત્ર પણ જાણવું. એજ પ્રમાણે પાંચમા અને છઠ્ઠા વર્ગના ગુણાકારમાં પાંચમા વર્ગના બત્રીસ અને છઠ્ઠા વર્ગનાં ચોસઠ બંને મળી છન્નુ છેદનકો આવે છે.

આ પ્રમાણે એકજ રાશિને શિષ્યની બુદ્ધિનો પ્રકર્ષ થાય માટે ત્રણ રીતે પરમગુરુ-મહારાજે ઉપદેશ્યો છે.

અનુયોગદ્વારસૂત્રમાં કહ્યું છે કે–'જઘન્યપદે મનુષ્યો સંખ્યાતા ક્રોડ છે. ત્રીજા યમલપદથી ઉપર અને ચોથા યમલપદની નીચે છે. અથવા છઠ્ઠા વર્ગને પાંચમાં વર્ગવડે ગુણતાં જે આવે તેટલા છે. અથવા છન્નુ છેદનક આપનાર એ રાશિ છે.'

હવે જે ગર્ભજ અને સંમૂર્છિમ અપર્યાપ્ત જીવો છે તે બંને કોઇ વખત હોય છે, કોઇ વખત નથી પણ હોતા. કારણકે ગર્ભજ અપર્યાપ્તાનું જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત અંતર છે, અને સંમૂર્છિમ અપર્યાપ્તનું જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત અંતર છે. અપર્યાપ્તા અંતર્મુહૂર્તના આયુવાળા હોય છે. તેથી અંતર્મુહૂર્ત પછી

સઘળા નિર્લેપ થાય છે-નાશ પામે છે. એટલે કંઇક અધિક અગીઆર મુહૂર્ત ગર્ભજ અ-પર્યાપ્તા, અને કંઇક અધિક ત્રેવીસ મુહૂર્ત સંમૂર્ચ્છિમ અપર્યાપ્તા હોતા નથી. તેથીજ ઉપર કહ્યું છે કે ગર્ભજ અપર્યાપ્તા મનુષ્ય અને સંમૂર્ચ્છિમ મનુષ્ય કોઈ વખત હોય છે, અને કોઇ વખત હોતા નથી.

જ્યારે ગર્ભજ પર્યાપ્તા અપર્યાપ્તા અને સંમૂર્ચ્છિમ અપર્યાપ્તા એ સઘળા મળી વધારેમાં વધારે હોય ત્યારે તેઓનું પ્રમાણ આ પ્રમાણે છે-ઉત્કૃષ્ટપદે ગર્ભજ અને સંમૂર્ચ્છિમ મનુષ્યની સર્વોત્કૃષ્ટ સંખ્યા હોય ત્યારે જેટલી સંખ્યા થાય તેનાથી જો કે વાસ્તવિક રીતે નથી, છતાં અસ-ત્કલ્પનાયે એક મનુષ્ય વધારે હોય તો સૂચિશ્રેણિના એક અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલા આકાશપ્રદેશના પેલા મૂળને ત્રીજા મૂળ સાથે ગુણતાં જેટલા આકાશ પ્રદેશ આવે તેટલા આકાશપ્રદેશવડે ભાગતાં-અસત્કલ્પનાયે સૂચિશ્રેણિના એક અંગુલક્ષેત્રના બસો છપ્પન્ન આ-કાશપ્રદેશ કલ્પીએ તેનું પહેલું મૂળ સોળ, બીજું મૂળ ચાર, ત્રીજું મૂળ બે, પહેલા મૂળને ત્રીજા મૂળ વડે ગુણતાં બત્રીસ આવે તેટલા આકાશ પ્રદેશવડે ભાગતાં-સંપૂર્ણ એક સૂચિ-શ્રેણિનો અપહાર થાત.

તાત્પર્ય એ છે કે-સૂચિશ્રેણિના અંગુલમાત્ર ક્ષેત્રમાં જેટલા આકાશપ્રદેશો છે, તેના પહેલા વર્ગમૂળને ત્રીજા વર્ગમૂળવડે ગુણતાં જેટલા આકાશપ્રદેશ થાય તેટલા તેટલા પ્રમાણવાળા એક એક ખંડને પર્યાપ્ત અપર્યાપ્ત ગર્ભજ અને સંમૂર્ચ્છિમ એક એક મનુષ્ય ગ્રહણ કરે, અને કુલ મનુષ્યની સંખ્યા છે તેનાથી એક વધારે હોય તો સંપૂર્ણ શ્રેણિને એકજ સમયે અપહાર કરી શકાય. પરંતુ એક મનુષ્ય ઓછો છે એટલે એક ખંડ વધે છે.

બીજી આ રીતે પણ કહી શકાય-સૂચિશ્રેણિના અંગુલમાત્ર ક્ષેત્રમાં રહેલા આકાશપ્રદેશના પહેલા વર્ગમૂળને ત્રીજા વર્ગમૂળ સાથે ગુણતાં જેટલા આકાશપ્રદેશ આવે, તેટલા આકાશ-પ્રદેશવડે આખી સૂચિશ્રેણિના આકાશપ્રદેશને ભાગતાં જે જવાબ આવે તેમાંથી એકરૂપ ઓછું કરવું, તેટલી સંમૂર્ચ્છિમ અને ગર્ભજ મનુષ્યની સર્વોત્કૃષ્ટ સંખ્યા છે. કેવળજ્ઞાની મહારાજે તેઓની તેટલી જ સંખ્યા જોઈ છે.

અનુયોગદ્વાર ચૂર્ણિમાં કહ્યું છે કે-'ઉત્કૃષ્ટપદે જે મનુષ્યો છે, તેમાં એક મનુષ્ય નાખ્યે છતે તે મનુષ્યો વડે સંપૂર્ણ સૂચિશ્રેણિનો અપહાર થાય.

તે શ્રેણિનો કાલ અને ક્ષેત્ર વડે અપહારનો વિચાર કરે છે. કાલથી અસંખ્યાતી ઉત્સ-ર્પિણી અવસર્પિણીના સમય પ્રમાણ છે. અને ક્ષેત્રથી સૂચિશ્રેણિના અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલ આકાશપ્રદેશના પ્રથમ વર્ગમૂળને ત્રીજા વર્ગમૂળવડે ગુણવા.

આ પંક્તિમાં શું કહ્યું ? તો કહે છે-તે શ્રેણિના અંગુલપ્રમાણ ક્ષેત્રમાં જે પ્રદેશરાશિ છે, તેના પહેલા વર્ગમૂળમાં જે પ્રદેશરાશિ આવે, તેને ત્રીજા વર્ગમૂળમાં આવેલા પ્રદેશરાશિ-વડે ગુણાકાર કરવો. ગુણાકાર કર્યે છતે જે પ્રદેશરાશિ થાય, એવડા એવડા એક એક ખંડને અપહાર કરે, બીજી બાજુ એક એક મનુષ્યનો અપહાર કરે એટલે કે એવડા એવડા સૂચિ-

શ્રેણિના એક એક ખંડને એક એક મનુષ્ય ગ્રહણ કરે, જો એક મનુષ્ય વધારે હોય તો સંપૂર્ણ શ્રેણિને ગ્રહણ કરી શકે. એક બાજુ અસંખ્યાતી ઉત્પસર્પિણી અવસર્પિણીના જેટલા સમય થાય તેટલા ઉત્કૃષ્ટપદે મનુષ્યો કહ્યા. બીજી બાજુ અંગુલપ્રમાણ ક્ષેત્રના પેલા મૂળના ત્રીજા મૂળ સાથે ગુણતાં આવેલા આકાશપ્રદેશપ્રમાણ-સૂચિશ્રેણિના જેટલા ખંડો થાય, તેમાંથી એક ન્યૂન કરીએ તેટલા કહ્યા.

તેથી અહિં શંકા કરે છે કે-આવડા આવડા ખંડોવડે એક શ્રેણિનો અપહાર કરીએ તો તેનો અપહાર કરતાં અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાલ કેમ જાય? આચાર્ય મહારાજ ઉત્તર આપે છે કે-ક્ષેત્ર અત્યંત સૂક્ષ્મ હોવાથી. સૂત્રમાં પણ કહ્યું છે-'કાલ અત્યંત સૂક્ષ્મ છે, તેનાથી પણ અત્યંત સૂક્ષ્મ આકાશપ્રદેશરૂપ ક્ષેત્ર છે. એક અંગુલપ્રમાણ ક્ષેત્રમાં એટલા બધા આકાશ પ્રદેશો રહ્યા છે, કે તેમાંથી પ્રતિસમય એક એક આકાશપ્રદેશ લેવામાં આવે, તો અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ જાય.' માટે કાલથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણીના સમયપ્રમાણ મનુષ્યો છે.

ક્ષેત્રથી સૂચિશ્રેણિના એક અંગુલ પ્રમાણ ક્ષેત્રના પ્રદેશના પહેલા વર્ગમૂળને ત્રીજા વર્ગમૂળવડે ગુણતા જેટલા પ્રદેશો થાય તેટલા પ્રમાણવાળા સૂચિશ્રેણિના જેટલા ખંડો થાય તેમાંથી એક ઓછો કરીએ તેટલા ઉત્કૃષ્ટપદે મનુષ્યો છે. ૨૧

આ પ્રમાણે અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ ભેદે ચૌદે જીવભેદોનું પ્રમાણ કહ્યું. હવે ગુણસ્થાનકના ભેદે ચૌદ ભેદનું પ્રમાણ કહે છે-

**सासायणाइ चउरो असंखा अणंतया मिच्छा ।**
**कोडिसहस्सपुहुत्तं पमत्त इयरे उ थोवयरा ॥२२॥**

सास्वादनादिश्चत्वारोऽसंख्या अनन्ता मिथ्यादृष्टयः ।
कोटिसहस्रपृथक्त्वं प्रमत्ता इतरे तु स्तोकतराः ॥२२॥

અર્થ—સાસ્વાદનાદિ ચાર અસંખ્યાતા છે, મિથ્યાદૃષ્ટિ અનંત છે, હજારક્રોડ પૃથકત્વ પ્રમત્ત સંયત છે, અને અપ્રમત્ત સંયત તેનાથી અલ્પ છે.

ટીકાનુ૦—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ. અવિરતસમ્યગ્દૃષ્ટિ, અને દેશવિરતિ એ ચારે ગુણસ્થાનકે વર્તતા જીવો અસંખ્યાતા અસંખ્યાતા છે. કારણ કે એ પ્રત્યેક ગુણસ્થાનવર્તિ જીવો વધારેમા વધારે ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશ રશિપ્રમાણ છે.

મિથ્યાદૃષ્ટિ જીવો અનંત છે, કેમકે તેઓ અનંત લોકાકાશ પ્રદેશપ્રમાણ છે.

તથા પ્રમત્ત સંયત જઘન્યથી પણ ક્રોડ સહસ્ર પૃથક્ત્વ પ્રમાણ અને ઉત્કૃષ્ટથી પણ ક્રોડ સહસ્ર પૃથક્ત્વ પ્રમાણ છે.

બેથી નવ સુધીની સંખ્યાને પૃથકત્વ કહે છે. એ જૈન સિદ્ધાંતનો પારિભાષિક શબ્દ છે.

તેથી પંદર કર્મભૂમિમાં પ્રમત્તસંયત મુનિઓ જઘન્યથી પણ બે હજાર ક્રોડથી અધિક હોય છે, અને ઉત્કૃષ્ટથી નવહજાર ક્રોડ હોય છે. તથા અપ્રમત્ત સંયત મુનિઓ પ્રમત્ત સંયતથી અત્યંત અલ્પ છે. ૨૨

**एगाइ चउप्पण्णा समगं उवसामगा य उवसंता ।**
**अद्धं पडुच्च सेढीए होंति सव्वेवि संखेज्जा ॥२३॥**

एकात् चतुःपञ्चाशत् समकमुपशमकाश्चोपशान्ताः ।
अद्धां प्रतीत्य श्रेण्याः भवन्ति सर्व्वेऽपि संख्येयाः ॥२३॥

અર્થ—એકથી આરંભી ચોપન પર્યંત એક સાથે ઉપશમક અને ઉપશાંતમોહી જીવો હોય છે, અને શ્રેણિના કાલ આશ્રયી સઘળા મળીને પણ સંખ્યાતાજ હોય છે.

ટીકાનુ૦—ઉપશમક એટલે ઉપશમ ક્રિયા કરનારા આઠમા નવમા અને દશમા ગુણસ્થાનકવર્ત્તિ જીવો, અને ઉપશાંત એટલે જેઓએ મોહને સર્વથા શાંત કર્યો છે, તે ઉપશાંતમોહ ગુણસ્થાનકવર્ત્તિ જીવો. આ બંને પ્રકારના જીવો કોઇ વખતે હોય છે, કોઇ વખતે નથી પણ હોતા. કારણ કે ઉપશમશ્રેણિનું અંતર પડે છે. કેટલું અંતર પડે છે તે આગળ ઉપર અંતરદ્વારમાં કહેશે. તેથી ઉપશમક-અપૂર્વકરણ અનિવૃત્તિબાદરસંપરાયવર્ત્તિ જીવો તથા ઉપશાંત-ઉપશાંતમોહ ગુણસ્થાનકવર્ત્તિ જીવો જ્યારે હોય છે, ત્યારે જઘન્યથી એક બે કે ત્રણ હોય છે, અને ઉત્કૃષ્ટથી ચોપન જીવો હોય છે.

આ પ્રમાણ પ્રવેશ કરનાર આશ્રયી કહ્યું છે. એટલે કે આટલા જીવો એક સમયે એક સાથે ઉપશમ શ્રેણિમાં અપૂર્વકરણાદિ ગુણસ્થાનકોની અંદર પ્રવેશ કરતા હોય છે.

ઉપશમશ્રેણિના સંપૂર્ણ કાલ આશ્રયિ વિચારીએ તો સઘળા મળીને પણ સંખ્યાતા જીવોજ હોય છે.

તાત્પર્ય એ કે-ઉપશમશ્રેણિનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. તે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ ઉપશમશ્રેણિના સઘળા કાળમાં ઉત્તરોત્તર સમયે અન્ય અન્ય જીવો પ્રવેશ કરે તો પણ સંખ્યાતા જીવોજ હોય છે.

પ્રશ્ન—ઉપશમશ્રેણિના અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કાળના અસંખ્યાતા સમય થાય છે. તે કાળમાં એક એક સમયે એક એક જીવ પ્રવેશ કરે તો પણ શ્રેણિના સંપૂર્ણ કાળમાં અસંખ્યાતા જીવો સંભવે છે, તો પછી બે ત્રણથી આરંભી ઉત્કૃષ્ટથી ચોપન સુધીની સંખ્યા પ્રવેશ કરે તો અસંખ્યાતા કેમ ન થાય? થાય જ. પછી એમ કેમ કહો છો કે ઉપશમ શ્રેણિના સઘળા કાળ આશ્રયી પણ સંખ્યાતાજ જીવો હોય છે?

ઉત્તર—તમારી આ કલ્પના ત્યારેજ થાય કે જ્યારે શ્રેણિના અંતર્મુહૂર્ત્ત કાળમાં દરેક સમયે જીવો પ્રવેશ કરતા હોય. પરંતુ પ્રત્યેક સમયે જીવો પ્રવેશ જ કરતા નથી પરંતુ કેટલાક સમયોમાં જ કરે છે, તેથી જ ઉપરોક્ત સંખ્યા ઘટી શકે છે.

પ્રશ્ન—અંતર્મુહૂર્ત્ત પ્રમાણ શ્રેણિના કાળના કેટલાક સમયોમાંજ જીવો પ્રવેશ કરે છે, પરંતુ સઘળા સમયોમાં પ્રવેશ કરતા નથી એ શી રીતે જણાય ?

ઉત્તર—ઉપશમશ્રેણિમાં પર્યાપ્તા ગર્ભજ મનુષ્યો જ પ્રવેશ કરી શકે છે, અન્ય જીવો નહિ. તે પણ ચારિત્રસંપન્ન આત્માઓજ, જેવા તેવા નહિ. ચારિત્રસંપન્ન મહાત્માઓ વધારેમાં વધારે બે હજાર ક્રોડથી નવ હજાર ક્રોડ જ હોય છે. તે પણ કંઇ સઘળા શ્રેણિ સ્વીકારી શકતા નથી, પણ કેટલાક જ સ્વીકારી શકે છે.

તેથી જાણી શકાય છે કે-ઉપશમશ્રેણિના સઘળા સમયોમા જીવોનો પ્રવેશ થતો નથી, પરંતુ કેટલાએક સમયોમાં જ થાય છે. તેમાં પણ કોઇ કાળે પંદરે કર્મભૂમિ આશ્રયી વધારેમાં વધારે ચોપન જીવોજ એક સાથે પ્રવેશ કરતા હોય છે, વધારે નહિ. અને સઘળા શ્રેણિના કાળમાં સંખ્યાતાજ જીવો હોય છે. અસંખ્યાતા નહિ. તે સંખ્યાતા પણ સેંકડો પ્રમાણ [1]જાણવા, હજારોની સંખ્યામાં નહિ. પૂર્વાચાર્ય મહારાજોએ એમજ જણાવેલું છે.

**खवगा खीणा जोगी एगाइ जाव होंति अट्ठसयं ।**
**अद्धाए सयपुहुत्तं कोडिपुहुत्तं सजोगीओ ॥२४॥**

क्षपकाः क्षीणा अयोगिनः एकात् यावत् भवन्त्यष्टशतम् ।
अद्धायां शतपृथक्त्वं कोटिपृथक्त्वं सयोगिनः ॥२४॥

અર્થ—ક્ષપક, ક્ષીણમોહી અને અયોગિ એકથી આરંભી યાવત્ એકસો આઠ પર્યંત હોય છે, અને સંપૂર્ણ શ્રેણિના કાળમાં શતપૃથક્ત્વ હોય છે. તથા સયોગિ કેવળિ ક્રોડ પૃથક્ત્વ હોય છે.

ટીકાનુ૦—ક્ષપક એટલે ચારિત્રમોહનીયની ક્ષપણા કરનારા આઠમા નવમા અને દશમા ગુણસ્થાનકવર્ત્તિ આત્માઓ, ક્ષીણમોહ ગુણસ્થાનકવર્ત્તિ જીવો અને અયોગિ કેવળિ આત્માઓ આ સઘળા કોઇ વખતે હોય છે, અને કોઇ વખત હોતા નથી. કેમકે ક્ષપકશ્રેણિ અને અયોગિકેવળિ ગુણસ્થાનકનું અંતર પડે છે.

જ્યારે ક્ષપક-અપૂર્વકરણ અનિવૃત્તિ બાદર સંપરાય અને સૂક્ષ્મ સંપરાય તથા ક્ષીણમોહ અને અયોગિકેવળિ ગુણસ્થાનકે જીવો હોય ત્યારે જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી એકસો આઠ હોય છે. આ પ્રમાણ પણ પ્રવેશ કરનાર આશ્રયી કહ્યું છે. આટલા જીવો વધારેમાં વધારે એક સમયે એક સાથે ક્ષપકશ્રેણિમાં, ક્ષીણમોહ ગુણસ્થાનકે, અને અયોગિકેવળિ ગુણસ્થાનકે પ્રવેશ કરે છે.

ક્ષપકશ્રેણિ તથા ક્ષીણમોહ ગુણસ્થાનકનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે, અને અયોગિકેવળિનો કાળ પાંચ હ્રસ્વાક્ષર જેટલો છે. આ ક્ષપકશ્રેણિના સંપૂર્ણ કાળમાં અને અયોગિ

[1] અહિં સેંકડો પ્રમાણ સંખ્યા નવસો સુધીની હોય તેમ લાગે છે. પછી જ્ઞાની જાણે.

ગુણસ્થાનકના કાળમાં અન્ય અન્ય જીવો પ્રવેશ કરે તો પણ તે સઘળા મળી શતપૃથક્ત્વ જ હોય છે.

તાત્પર્ય એ કે-અંતર્મુહૂર્ત્ત પ્રમાણ ક્ષપકશ્રેણિના સઘળા કાળમાં પંદરે કર્મભૂમિની અંદર અન્ય અન્ય જીવો પ્રવેશ કરે તો [1]શતપૃથક્ત્વ જીવોજ પ્રવેશ કરે છે, અધિક પ્રવેશ કરતા નથી.

અયોગિ કેવળિ આશ્રયી પણ આજ પ્રમાણે સમજવું. ક્ષીણમોહને ક્ષપક સાથેજ લેવા.

શતપૃથક્ત્વ સંખ્યા જ કેમ, વધારે કેમ નહિ? એ શંકાનું સમાધાન ઉપશમશ્રેણિ પ્રમાણે જાણવું.

તથા સયોગિ કેવળિ ગુણસ્થાનકવર્તિ જીવો કોડપૃથક્ત્વ હોય છે. સયોગિ કેવળિ હંમેશા હોય છે, કારણ કે તે નિત્ય ગુણસ્થાનક છે. આ ગુણસ્થાનકે જઘન્યથી પણ કોટિપૃથક્ત્વ અને ઉત્કૃષ્ટથી પણ કોટિપૃથક્ત્વ જીવો [2]હોય છે. જઘન્યથી ઉત્કૃષ્ટ વધારે હોય છે. ૨૪

આ પ્રમાણે દ્રવ્યપ્રમાણ દ્વાર કહ્યું. હવે ક્ષેત્રપ્રમાણ દ્વાર કહે છે—

**अपज्जत्ता दोन्निवि सुहुमा एगिंदिया जए सव्वे ।**
**सेसा य असंखेज्जा बायर पवणा असंखेसु ॥२५॥**

अपर्याप्तौ द्वावपि सूक्ष्मा एकेन्द्रिया जगति सर्व्वस्मिन् ।
शेषाश्च असंख्येयतमे बादरपवनाः असंख्येयेषु ॥२५॥

અર્થ—બંને પ્રકારના અપર્યાપ્તા અને પર્યાપ્તા સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સઘળા લોકમાં છે. શેષ જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં છે, અને બાદર વાયુકાય લોકના અસંખ્યાતા ભાગમાં રહેલા છે.

ટીકાનુ૦—બંને પ્રકારના અપર્યાપ્તા-લબ્ધિ અપર્યાપ્તા અને કરણ અપર્યાપ્તા તથા ગાથામાં કહેલ અપિ શબ્દ અનુક્તનો સમુચ્ચાયક હોવાથી પર્યાપ્તા સૂક્ષ્મ એકેન્દ્રિય પૃથ્વી અપ્ તેઉ વાયુ અને વનસ્પતિ એ દરેક પ્રકારના જીવો સંપૂર્ણ લોકમાં રહેલા છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે-'સૂક્ષ્મ જીવો લોકના સઘળા ભાગમાં રહ્યા છે.'

પ્રશ્ન—પર્યાપ્તાદિ સઘળા ભેદવાળા પૃથ્વીકાયાદિ સર્વે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સંપૂર્ણ લોકમાં વ્યાપી રહ્યા છે, એટલું કહેવાથી સઘળા ભેદવાળા સૂક્ષ્મ જીવો સંપૂર્ણ લોકમાં છે એ ઇષ્ટ અર્થ સિદ્ધ થાય છે, તો શા માટે મુખ્ય પણે અપર્યાપ્તાનું ગ્રહણ કર્યું, અને અપિ શબ્દથી પર્યાપ્તાનુ ગ્રહણ કર્યુ ?

---

૧ અહિં શતપૃથક્ત્વ પણ વધારેમાં વધારે નવસો જ સંભવે છે.

૨ જગચિંતામણિના ચૈત્યવંદનમાં કેવળજ્ઞાનીની જઘન્ય સંખ્યા બે ક્રોડ અને ઉત્કૃષ્ટ સંખ્યા નવ ક્રોડ કહી છે. એટલે જઘન્ય સંખ્યામા બે ક્રોડ અને ઉત્કૃષ્ટ સંખ્યામાં નવ ક્રોડ સમજવા.

ઉત્તર—સૂક્ષ્મ જીવોમાં પર્યાપ્તાની અપેક્ષાએ અપર્યાપ્તા અલ્પ છે, છતાં અપર્યાપ્ત જીવો ઘણા છે એ જણાવવા માટે મુખ્યવૃત્ત્યા અપર્યાપ્તાનું ગ્રહણ કર્યું છે. તે આ પ્રમાણે.

જો કે પર્યાપ્તાથી અપર્યાપ્તા સંખ્યેયગુણહીન છે તો પણ તે જગતના સંપૂર્ણ ભાગમાં કહ્યા છે, એમ કહી અવશ્ય તેઓ ઘણા છે એમ સ્પષ્ટપણે જણાવ્યું છે.

પર્યાપ્તાની અપેક્ષાએ અપર્યાપ્તા સંખ્યાતગુણહીન કેમ હોઇ શકે? અપર્યાપ્તા તો વધારે હોવા જોઇએ.

ઉત્તરઃ—પ્રજ્ઞાપનામાં અપર્યાપ્તાની અપેક્ષાએ પર્યાપ્તા સંખ્યાતગુણા કહ્યા છે. તેનો પાઠ આ પ્રમાણે—

'સૂક્ષ્મ અપર્યાપ્ત અલ્પ છે, પર્યાપ્તા સંખ્યાતગુણા છે.'

અન્યત્ર પણ કહ્યું છે કે-બાદર જીવોમાં અપર્યાપ્તા વધારે અને સૂક્ષ્મમાં પર્યાપ્તા વધારે જાણવા. એમ સામાન્યથી કેવળી ભગવંતોએ કહ્યું છે.

સૂક્ષ્મ સિવાયના પર્યાપ્ત બાદર એકેન્દ્રિય—પૃથ્વી અપ્ તેઉ વનસ્પતિ અને બેઇન્દ્રિયાદિ સઘળા જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં રહ્યા છે.

બાદર વાયુકાય પર્યાપ્ત અપર્યાપ્ત લોકના અસંખ્યાતા ભાગોમાં રહેલા છે. લોકનો જે કંઇપણ પોલાણનો ભાગ છે, તે સઘળા ભાગમા વાયુ વાય છે. મેરૂ પર્વતના મધ્યભાગાદિ કે તેના જેવા બીજા ભાગો કે જે અતિનિબિડ અને નિચિત-ઠાંસેલા અવયવોવાળા છે. ત્યાં બાદર વાયુના જીવ હોતા નથી. કેમકે તેમા પોલાણ હોતું નથી. એવો ઠાંસેલો ભાગ સંપૂર્ણ લોકનો અસંખ્યાતમો ભાગ જ છે, તેથી એક અસંખ્યાતમો ભાગ છોડીને શેષ સઘળા અસંખ્યાતા ભાગોમાં બાદર વાયુકાયના જીવો કહ્યા છે. ૨૫

હવે ગુણસ્થાનક આશ્રયી ક્ષેત્રપ્રમાણ કહે છે—

**सासायणाइ सव्वे लोयस्य असंखयंमि भागंमि।**
**मिच्छा उ सव्वलोए होइ सजोगीवि समुग्घाए॥२६॥**

सास्वादनादयः सर्वे लोकस्यासंख्येयतमे भागे।
मिथ्यादृष्टयस्तु सर्वलोके भवन्ति सयोग्यपि समुद्घाते ॥२६॥

અર્થ—સાસ્વાદનાદિ સઘળા ગુણસ્થાનકવાળા જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં રહ્યા છે, મિથ્યાદૃષ્ટિ સંપૂર્ણ લોકમાં છે, અને સમુદ્ઘાતમાં સયોગિ કેવળિ પણ સંપૂર્ણ લોકમાં હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ અને સયોગિકેવળિ વિના સામ્યગ્દૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ આદિ સઘળા ગુણસ્થાનકવર્તિ જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં રહ્યા છે. કારણ કે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ આદિ ગુણસ્થાનકો સંજ્ઞિ પંચેન્દ્રિયમાંજ હોય છે.

સાસ્વાદન ગુણસ્થાનક અતિ અલ્પ કેટલાક કરણ અપર્યાપ્ત બાદર પૃથ્વી અપ વનસ્પતિ વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિયમાં પણ હોય છે, પરંતુ તેઓ તેમજ ત્રીજા આદિ ગુણસ્થાનકવાળા સંજ્ઞિપંચેન્દ્રિયો અતિ અલ્પ હોવાથી લોકના અસંખ્યાતમા ભાગમાંજ હોય છે, એ હેતુથી તેઓનું ક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગ કહ્યું છે.

મિથ્યાદૃષ્ટિ જીવો સંપૂર્ણ લોકમાં હોય છે. કેમકે સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સકળ લોકવ્યાપિ છે, અને તે સઘળા મિથ્યાદૃષ્ટિ છે.

તથા સમુદ્ઘાતમાં સયોગિ કેવળિ પણ સકળ લોકવ્યાપિ હોય છે. સમુદ્ઘાત કરતો આત્મા પહેલા દંડ સમયે અને બીજા કપાટ સમયે લોકના અસંખ્યાતમા ભાગમાં વર્ત્તે છે, ત્રીજા મંથાન સમયે લોકના અસંખ્યાતા ભાગોમાં વર્ત્તે છે, અને ચોથા સમયે સંપૂર્ણ લોકવ્યાપિ થાય છે.

શાસ્ત્રમાં કહ્યું છે કે-'ચોથે સમયે પોતાના આત્મપ્રદેશવડે સંપૂર્ણ લોક પૂરે છે, આઠમે સમયે શરીરસ્થ થાય છે.' ૨૬

સમુદ્ઘાતમાં સયોગિકેવળિ પણ સંપૂર્ણ લોકવ્યાપિ હોય છે એમ કહ્યું, તેથી સમુદ્ઘાતના પ્રસંગે સમુદ્ઘાતોની પ્રરૂપણા કરે છે—

**वेयणकसायमारणवेउव्वियतेउहारकेवलिया ।**
**सग पण चउ तिन्नि कमा मणुसुरनेरइयतिरियाणं ॥२७॥**

वेदनाकषायमारणवैक्रियतेजआहारकैवलिकाः ।
सप्त पञ्च चत्वारस्त्रयः क्रमेण मनुजसुरनैरयिकतिरश्चाम् ॥२७॥

અર્થ—વેદના, કષાય, મારણ, વૈક્રિય, તૈજસ, આહારક, અને કેવલિ એ સાત સમુદ્ઘાતો છે. તે મનુષ્ય દેવ નારકી અને તિર્યંચોમાં અનુક્રમે સાત પાંચ ચાર અને ત્રણ હોય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં અથવા હવે પછીની ગાથામાં મૂકેલ સમુદ્ઘાત શબ્દને વેદના આદિ શબ્દ સાથે જોડી તેનો આ પ્રમાણે ઉચ્ચાર કરવો. જેમકે-વેદના સમુદ્ઘાત, કષાયસમુદ્ઘાત વગેરે.

તેમાં વેદના વડે જે સમુદ્ઘાત થાય તે વેદના સમુદ્ઘાત, અને તે અશાતાવેદનીયકર્મથી ઉત્પન્ન થયેલો છે.

કષાયના ઉદયવડે થયેલો સમુદ્ઘાત તે કષાયસમુદ્ઘાત, અને તે ચારિત્રમોહનીયકર્મજન્ય છે.

મરણકાળે થનારો જે સમુદ્ઘાત તે મારણ કે મારણાતિક સમુદ્ઘાત, અને તે આયુકર્મ વિષયક છે. આ સમુદ્ઘાત અંતર્મુહૂર્ત્ત શેષ આયુ હોય ત્યારે જ થાય છે

વૈક્રિયશરીરનો આરંભ કરતા થનારો સમુદ્ઘાત તે વૈક્રિય સમુદ્ઘાત, તે વૈક્રિયશરીર નામકર્મ વિષયક છે.

તૈજસ શરીર જેનો વિષય છે એવો જે સમુદ્ઘાત તે તૈજસ સમુદ્ઘાત, તે તેજોલેશ્યા જ્યારે મૂકવી હોય ત્યારે થાય છે, અને તે તૈજસશરીરનામકર્મજન્ય છે.

આહારક શરીરનો આરંભ કરતાં થનારો જે સમુદ્ઘાત તે આહારક સમુદ્ઘાત, તે આહારકશરીરનામકર્મવિષયક છે.

અંતર્મુહૂર્ત્તમાં જ જેઓ મોક્ષમાં જવાના છે એવા કેવળિ મહારાજને થનારો જે સમુદ્ઘાત તે કૈવલિક સમુદ્ઘાત કહેવાય છે.

હવે સમુદ્ઘાત શબ્દનો શું અર્થ છે? તે કહે છે–सम्–તન્મય થવું, उत्–અધિકતાયે–ઘણા, ઘાત–ક્ષય, તન્મય થવા વડે કાલાંતરે ભોગવવા યોગ્ય ઘણા કર્માંશનો જેની અંદર ક્ષય થાય તે સમુદ્ઘાત.

અહિં એમ પ્રશ્ન થાય કે–તન્મયતા કોની સાથે? તો કહે છે કે–વેદનાદિ સાથે. તે આ પ્રમાણે–

જ્યારે આત્મા વેદનાદિ સમુદ્ઘાતને પ્રાપ્ત થયેલો હોય છે, ત્યારે વેદનાદિના અનુભવ જ્ઞાનમાંજ પરિણત થાય છે, એટલે કે તેનાજ ઉપયોગવાળો હોય છે, અન્ય જ્ઞાનમાં પરિણત હોતો નથી.

પ્રબળતાએ–અધિકતાયે કર્માંશનો ક્ષય શી રીતે થાય? તેના ઉત્તરમાં કહે છે કે–વેદનાદિના અનુભવ જ્ઞાનમાં પરિણત આત્મા કાલાંતરે અનુભવવા યોગ્ય ઘણા વેદનીયાદિના કર્મપ્રદેશોને ઉદીરણા કરણવડે ખેંચી ઉદયાવલિકામાં નાંખી ભોગવી ક્ષય કરે છે, આત્મપ્રદેશો સાથે એકાકાર થયેલા કર્માણુનો નાશ કરે છે.

સામાન્યતઃ સમુદ્ઘાતનું સ્વરૂપ કહી હવે પ્રત્યેક સમુદ્ઘાત માટે કહે છે–

જ્યારે આત્મા વેદના સમુદ્ઘાતને પ્રાપ્ત થયેલો હોય છે ત્યારે અશાતા વેદનીયકર્મના પુદ્ગલોનો ક્ષય કરે છે. એજ હકીકત સ્પષ્ટ કરે છે–

વેદનાવડે વિહ્વળ થયેલો આત્મા અનંતાનંત કર્મસ્કંધોથી વિંટાયેલા પોતાના આત્મપ્રદેશોને શરીરથી બહાર પણ કાઢે છે. શરીરના ત્રણ ભાગ કરીએ તેમાં એક ભાગ પોલાણનો છે, જેમાં આત્મપ્રદેશ હોતા નથી, બે ભાગમાં હોય છે. જ્યારે સમુદ્ઘાત થાય છે, ત્યારે આત્મપ્રદેશ એકદમ ચળ થાય છે, અને તે સ્વસ્થાનથી બહાર નીકળે છે. અને નીકળેલા તે પ્રદેશોવડે મુખ જઠર વિગેરેના પોલાણોને અને કાન તથા ખભા આદિની વચ્ચેના ભાગને પૂરીને લંબાઇ પહોળાઈ વડે શરીર પ્રમાણ ક્ષેત્ર વ્યાપીને અંતર્મુહૂર્ત્તકાળપર્યંત રહે છે, અને તેટલા કાળમાં ઘણા અશાતા વેદનીયકર્મનો ક્ષય કરે છે.

કષાય સમુદ્ઘાતને કરતો આત્મા કષાય ચારિત્રમોહનીયના કર્મપુદ્ગલોનો ક્ષય કરે છે. તે આ પ્રમાણે–કષાયોના ઉદય વડે સમાકુળ–વિહ્વળ આત્મા પોતાના પ્રદેશોને બહાર કાઢીને તે પ્રદેશોવડે મુખ અને હોજરી આદિના પોલાણને પૂરીને અને કાન તથા ખભા આદિના અંતરભાગને પણ પૂરીને લંબાઈ–પહોળાઈવડે શરીર પ્રમાણ ક્ષેત્ર વ્યાપીને અંતર્મુહૂર્ત્ત પર્યંત રહે છે, અને તેટલા કાળમાં ઘણાં કષાયમોહનીયના કર્મપુદ્ગલોનો ક્ષય કરે છે.

એ પ્રમાણે મરણ સમુદ્ઘાતને પ્રાપ્ત થયેલો આત્મા આયુકર્મના પુદ્ગલોનો ક્ષય કરે છે.

વૈક્રિય સમુદ્ઘાત કરતો આત્મા પોતાના પ્રદેશોને શરીરથી બહાર કાઢીને તે પ્રદેશોનો જાડાઇ-પહોળાઈ વડે પોતાના શરીર પ્રમાણ અને લંબાઇ વડે સંખ્યાતા યોજન પ્રમાણ દંડ કરે છે. દંડ કરીને વૈક્રિય શરીરનામકર્મનાં પુદ્ગલોનો પહેલાની જેમ ક્ષય કરે છે.

કહ્યું છે કે-'વૈક્રિય સમુદ્ઘાત કરે છે, કરીને સંખ્યાતા યોજન પ્રમાણ આત્મપ્રદેશનો દંડ રચે છે, રચીને સ્થૂલ પુદ્ગલોનો નાશ કરે છે.'

તૈજસ અને આહારક સમુદ્ઘાત વૈક્રિય સમુદ્ઘાતની જેમ સમજવા. એટલું વિશેષ કે તૈજસ સમુદ્ઘાત કરતો આત્મા તૈજસનામકર્મના પુદ્ગલનો ક્ષય કરે છે, અને આહારક સમુદ્ઘાતમાં આહારક શરીર નામકર્મનાં પુદ્ગલોનો ક્ષય કરે છે.

વૈક્રિય અને આહારક એ બંને સમુદ્ઘાત તે તે શરીર વિકુર્વે ત્યારે હોય છે, અને તેજોલેશ્યા સમુદ્ઘાત કોઇ જીવ પર તેજોલેશ્યા મૂકે ત્યારે હોય છે.

કેવળિસમુદ્ઘાત કરતા કેવળિ ભગવાન્ શાતા અશાતાવેદનીય, શુભ અશુભ નામકર્મ અને ઉચ્ચ નીચ ગોત્રકર્મનાં પુદ્ગલોનો ક્ષય કરે છે. કેવળિ સમુદ્ઘાત સિવાય શેષ સઘળા સમુદ્ઘાતોનો અંતર્મુહૂર્ત્તકાળ. માત્ર કેવળિસમુદ્ઘાતનો આઠ સમય કાળ છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો! વેદના સમુદ્ઘાત કેટલા સમય પ્રમાણ કહ્યો છે? હે ગૌતમ! અસંખ્યાતા સમયપ્રમાણ અંતર્મુહૂર્ત્તનો કહ્યો છે. એ પ્રમાણે આહારક સમુદ્ઘાત પર્યંત સમજવું. હે પ્રભો! કેવળિસમુદ્ઘાત[1] કેટલા સમયપ્રમાણ કહ્યો છે? હે ગૌતમ! આઠ સમય પ્રમાણ કહ્યો છે.'

હવે આ સમુદ્ઘાતોનો ચારે ગતિમાં વિચાર કરે છે.

મનુષ્યગતિમાં સાતે સમુદ્ઘાતો હોય છે. કેમ કે મનુષ્યમાં સઘળા ભાવોનો સંભવ છે. દેવગતિમાં શરૂઆતના પાંચ સમુદ્ઘાતો હોય છે. આહારક અને કેવળિ સમુદ્ઘાત હોતા નથી. કેમકે દેવગતિમાં ચૌદ પૂર્વનું અધ્યયન અને ક્ષાયિકભાવનું જ્ઞાન દર્શન અને ચારિત્ર હોતાં નથી. નરકગતિમાં આદિના ચાર હોય છે. તેજોલેશ્યા લબ્ધિ ન હોવાને કારણે તૈજસ સમુદ્ઘાત પણ તે ગતિમાં હોતો નથી. તિર્યંચગતિમાં વૈક્રિયલબ્ધિવાળા સંજ્ઞિપંચેન્દ્રિય અને વાયુકાયને છોડીને શેષ જીવોને આદિના ત્રણ સમુદ્ઘાતો હોય છે, તેઓને વૈક્રિય લબ્ધિ પણ હોતી નથી તેથી. ૨૭

વૈક્રિયલબ્ધિવાળા સંજ્ઞિ પંચેન્દ્રિય અને વાયુકાયના સંબંધમાં વિશેષ કહે છે—

**पंचिंदियतिरियाणं देवाण व होंति पंच सन्नीणं।**
**वेउव्वियवाऊणं पढमा चउरो समुग्घाया ॥२८॥**

---

૧ સમુદ્ઘાતનું વિશેષ સ્વરૂપ પ્રજ્ઞાપના સૂત્રના સમુદ્ઘાત પદમાંથી અને લોકપ્રકાશના ત્રીજા સર્ગમાંથી જોઇ લેવું.

पञ्चेन्द्रियतिरश्चां देवानामिव भवन्ति पञ्च सञ्ज्ञिनाम् ।
वैक्रियवायूनां प्रथमाश्चत्वारः समुद्घाताः ॥२८॥

અર્થ—સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચોમાં દેવોની જેમ પાંચ સમુદ્ઘાતો હોય છે. કારણ કે કેટલાએક સંજ્ઞિ તિર્યંચોમાં વૈક્રિયલબ્ધિ અને તેજોલેશ્યાલબ્ધિ પણ હોય છે. વૈક્રિયલબ્ધિવાળા વાયુકાય જીવોને પહેલાં વેદના કષાય મારણ અને વૈક્રિય એ ચાર સમુદ્ઘાતો હોય છે. ૨૮

આ પ્રમાણે ક્ષેત્રદ્વાર કહ્યું હવે સ્પર્શનાદ્વાર કહે છે—

चउदसविहावि जीवा समुग्घाएणं फुसंति सव्वजगं ।
रिउसेढीए व केई एवं मिच्छा सजोगी य ॥२९॥

चतुर्दशविधा अपि जीवाः समुद्घातेन स्पृशन्ति सर्वं जगत् ।
ऋजुश्रेण्यां वा केऽपि एवं मिथ्यादृष्टयः सयोगिनश्च ॥२९॥

અર્થ—ચૌદે પ્રકારના જીવો સમુદ્ઘાતવડે સર્વ જગત્નો સ્પર્શ કરે છે. અથવા કેટલાક જીવો ઋજુશ્રેણિવડે સર્વ જગતનો સ્પર્શ કરે છે. એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ અને સયોગિકેવળિ સમુદ્ઘાતવડે સર્વ જગત્ને સ્પર્શે છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત અને પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ ભેદે ચૌદે પ્રકારના જીવો મારણ સમુદ્ઘાતવડે સંપૂર્ણ જગત્નો સ્પર્શ કરે છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છે—

પર્યાપ્તા અને અપર્યાપ્તા એ બંને પ્રકારના સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સંપૂર્ણ લોકમાં રહેલા છે, તેથી તેઓ સ્વસ્થાન આશ્રયિને પણ સંપૂર્ણ લોકને સ્પર્શ કરતા ઉત્પન્ન થાય છે. સ્વસ્થાન આશ્રયિને એટલે સૂક્ષ્મ એકેન્દ્રિય સૂક્ષ્મ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તો તેઓ સંપૂર્ણ લોકવર્ત્તિ હોવાથી સમુદ્ઘાત વિના પણ સંપૂર્ણ જગત્ને સ્પર્શ કરતા ઉત્પન્ન થાય છે. હવે જો સ્વસ્થાન આશ્રયિ સર્વ જગત્નો સ્પર્શ કરતાં ઉત્પન્ન થાય તો પછી મારણાન્તિક સમુદ્ઘાત વડે સર્વ જગત્ને સ્પર્શ કરતાં કેમ ઉત્પન્ન ન થાય? અર્થાત્ઉત્પન્ન થાય જ. કેમકે કેટલાએક જીવો અધોલોકમાંથી ઉર્ધ્વલોકમાં ઉત્પન્ન થાય તેઓને ચૌદે રાજની સ્પર્શના સંભવે છે.

સૂક્ષ્મ એકેન્દ્રિય વિના બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયાદિ સઘળા જીવો સ્વસ્થાન આશ્રયિ લોકના અસંખ્યાતમાં ભાગમાં જ રહેલા છે, તેથી તેઓ સ્વસ્થાન આશ્રયિ સર્વ જગત્નો સ્પર્શ કરતા નથી, પરંતુ સમુદ્ઘાતવડે સર્વ જગત્નો સ્પર્શ કરે છે. તે આ પ્રમાણે—અહિં જે સમુદ્ઘાત લેવા સૂચવ્યું છે, તે મારણ સમુદ્ઘાત લેવાનો છે. મારણાન્તિક સમુદ્ઘાત કરતો આત્મા જાડાઇ અને પહોળાઇ વડે પોતાના શરીરપ્રમાણ અને લંબાઇ વડે જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા યોજન પ્રમાણ પોતાના પ્રદેશનો

દંડ કરે છે, અને કરીને જે સ્થાને આગળના ભવમાં ઉત્પન્ન થશે, તે સ્થાનમાં પોતાના પ્રદેશના દંડનો પ્રક્ષેપ કરે છે. તે ઉત્પત્તિસ્થાનને જો તે સમશ્રેણિમાં હોય તો મારણાંતિક સમુદ્‌ઘાત વડે એક સમયમાં જ પ્રાપ્ત કરે છે, અને વિષમ શ્રેણિમાં હોય તો ઉત્કૃષ્ટથી ચોથે સમયે પ્રાપ્ત કરે છે. આ રીતે અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયાદિ બારે પ્રકારના જીવો મારણાંતિક સમુદ્‌ઘાત વડે સર્વ જગત્‌નો સ્પર્શ કરી શકે છે. તે પણ અનેક જીવોની અપેક્ષાએ ઘટે છે. એજ સ્પષ્ટ કરે છે.—

સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો ચૌદે રાજલોકમાં વ્યાપ્ત હોવાથી તેની અંદરનો એક જીવ પણ મારણ સમુદ્‌ઘાત વડે અથવા ઋજુશ્રેણિ વડે ચૌદે રાજનો સ્પર્શ કરી શકે છે. પરંતુ બાદર એકેન્દ્રિયાદિ બારે પ્રકારના જીવો સંપૂર્ણ લોકવ્યાપિ નહિ હોવાથી તેમાંનો કોઈ એક જીવ [1]ઉપરના કોઈ સ્વયોગ્ય સ્થાનમાં ઉત્પન્ન થાય, અન્ય જીવ નીચે સ્વયોગ્ય સ્થાનમાં ઉત્પન્ન થાય, એમ અનેક જીવોની અપેક્ષાએ મારણ સમુદ્‌ઘાતવડે તેઓમાં ચૌદે રાજલોકની સ્પર્શના ઘટી શકે છે.

તથા કેટલાએક સૂક્ષ્મ એકેન્દ્રિયરૂપ જીવો [2]ઋજુશ્રેણિવડે પણ સર્વ જગત્‌ને સ્પર્શે છે. અહિં 'વ' એ શબ્દ-પક્ષાંતરનો સૂચક છે. એટલે કેવળિ સમુદ્‌ઘાતવડે જ સ્પર્શ કરે છે એમ નથી, પરંતુ ઋજુશ્રેણિવડે પણ સ્પર્શ કરે છે, એમ સૂચવે છે.

ઋજુશ્રેણિવડે કઇ રીતે સ્પર્શ કરે છે તે કહે છે.

અધોલોકમાંથી ઉર્ધ્વલોકને અંતે ઉત્પન્ન થતા સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો ચૌદે રાજનો સ્પર્શ કરે છે. એ પ્રમાણે સઘળી દિશામાં જાણી લેવું. તેથી એક અનેક જીવોની અપેક્ષાએ ઋજુશ્રેણિવડે પણ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો સંપૂર્ણ લોકનો સ્પર્શ કરે છે.

હવે ગુણસ્થાન આશ્રયી સ્પર્શનાનો વિચાર કરે છે-મિથ્યાદૃષ્ટિ જીવો સર્વ જગત્‌નો સ્પર્શ કરે છે. અહિં સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ જીવો મિથ્યાદૃષ્ટિ હોય છે, અને સૂક્ષ્મ એકેન્દ્રિયો સંપૂર્ણ લોકનો સ્પર્શ કરે છે.

સયોગિ કેવળિ કેવળિસમુદ્‌ઘાતમાં ચોથે સમયે સંપૂર્ણ લોકનો સ્પર્શ કરે છે. એ એ પહેલાંજ કહ્યું છે. ૨૯

હવે શેષ ગુણસ્થાનકોમાં સ્પર્શના કહે છે—

---

૧ અહિં ઉપર અનુત્તર વિમાનના પૃથ્વીપિંડમાં કે સિદ્ધશિલામા એકેન્દ્રિયપણે ઉત્પત્તિનો સંભવ છે, અને નીચે સાતમી નારકીના પાથડાના પૃથ્વીપિંડાદિમા ઉત્પત્તિનો સંભવ છે.

૨ ઋજુગતિવડે પણ સર્વ જગત્‌નો સ્પર્શ કરે છે એમ અહિં કહેવાનુ કારણ એ છે કે સઘળા જીવો મારણ સમુદ્‌ઘાત કરે જ છે એમ નથી. કેટલાક કરે છે, કેટલાક નથી પણ કરતા. જે નથી કરતા તે ઋજુગતિવડે પણ ચૌદરાજની સ્પર્શના કરી શકે છે.

**मीसा अजया अड अड बारस सासायणा छ देसजई ।**
**सग सेसा उ फुसंति रज्जू खोणा असंखंसं ॥३०॥**

मिश्रा अयता अष्टावष्टौ द्वादश सास्वादनाः षड् देशयतयः ।
सप्त शेषास्तु स्पृशन्ति रज्जूः क्षीणा असंख्येयांशम् ॥३०॥

અર્થ—મિશ્રદૃષ્ટિ અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવો આઠ આઠ રાજને સ્પર્શે છે સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ બાર રાજને, દેશવિરતિ છ રાજને, ક્ષીણમોહને છોડીને શેષ ગુણસ્થાનકવાળા સાત સાત રાજને, અને ક્ષીણમોહ ગુણસ્થાનકવાળા રાજના અસંખ્યાતમાં ભાગને સ્પર્શે છે. ૩૦

ઉપરની ગાથામાં કહેલ સ્પર્શનાનો આચાર્ય મહારાજ સ્વયમેવ હવે પછીની ગાથાઓમાં વિચાર કરે છે. તેમા આ ગાથામાં ત્રીજા અને ચોથા ગુણસ્થાનકની સ્પર્શના કહે છે—

**सहसारंतिय देवा नारयनेहेण जंति तइयभुवं ।**
**निज्जंति अच्चुयं जा अच्चुयदेवेण इयरसुरा ॥३१॥**

सहस्रारान्तिकदेवा नारकस्नेहेन यान्ति तृतीयभुवम् ।
नीयन्तेऽच्युतं यावदच्युतदेवेनेतरसुराः ॥३१॥

અર્થ—સહસ્રાર સુધીના દેવો નારકી ઉપરના સ્નેહવડે ત્રીજી નરકપૃથ્વી સુધી જાય છે, તથા ઈતર દેવોને અચ્યુત દેવલોકનો દેવતા અચ્યુત દેવલોક પર્યંત લઈ જાય છે, તેથી તેઓને આઠ આઠ રાજની સ્પર્શના ઘટે છે.

ટીકાનુ૦—મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકવાળા મરણ પામતા નહિ હોવાથી અહિં ભવસ્થ મિશ્રદૃષ્ટિનું જ ગ્રહણ છે.

સહસ્રાર દેવલોક સુધીના દેવો પૂર્વજન્મના મિત્ર નારકી ઉપરના સ્નેહવડે તેની વેદના શાંત કરવા માટે અથવા ઉપલક્ષણથી પૂર્વજન્મના વૈરિ નારકીની વેદના વધારવા માટે ત્રીજી નરકપૃથ્વી પર્યંત જાય છે. સહસ્રાર દેવલોક સુધીના દેવો પોતાના જ્ઞાનવડે જોઈને મિત્ર નારકીની વેદના શાંત કરવા અને શત્રુ નારકીની વેદના ઉદીરવા ત્રીજી* નરકપૃથ્વી પર્યંત જઈ શકે છે. આનતાદિ દેવોની જવાની શક્તિ છે, છતાં અલ્પ સ્નેહાદિવાળા હોવાથી સ્નેહાદિ પ્રયોજનવડે પણ નરકમાં જતા નથી. તેથી સહસ્રાર સુધીના દેવોનું ગ્રહણ કર્યું છે.

---

*જોકે સીતાનો જીવ અચ્યુતેન્દ્ર નરકમાં રહેલ લક્ષ્મણજીને-પૂર્વના સ્નેહથી મળવા માટે ચોથી નરકે ગયેલ અને ત્યાં રાવણને પણ બોધ કરેલ એ હકીકત જૈન રામાયણ (સાતમા પર્વ)ના દશમા સર્ગમાં છે પરંતુ તે કવચિત્ હોવાથી તેની વિવક્ષા કરવામાં આવી નથી. માટે જ અહિં અચ્યુતદેવલોક સુધીના દેવોને ગ્રહણ ન કરતાં સહસ્રાર સુધીના દેવો તથા ચોથી નરક પર્યન્ત નહિ પણ ત્રીજી નરક સુધી જાય એમ ગ્રહણ કરેલ છે.

તથા અચ્યુતદેવલોકનો દેવતા જન્માંતરના સ્નેહથી અથવા એજ ભવના સ્નેહથી અન્ય દેવોને અચ્યુતદેવલોક પર્યંત લઇ જાય છે.

મિશ્રદૃષ્ટિ અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ એ દરેકને આઠ આઠ રાજની સ્પર્શના ઘટે છે. તેની ભાવના આ પ્રમાણે—

જ્યારે મિશ્રદૃષ્ટિ ભવનપતિ આદિ દેવને પૂર્વજન્મનો અથવા આ જન્મનો મિત્ર અચ્યુત દેવલોકનો દેવતા સ્નેહથી અચ્યુતદેવલોકમાં લઇ જાય ત્યારે તેને છ રાજની સ્પર્શના ઘટે છે. કારણ કે તિર્છાલોકથી અચ્યુતદેવલોક પર્યંત છ રાજ થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે- અચ્યુત દેવલોક પર્યંત છ [1]રાજ થાય છે.'

તથા કોઇક સહસ્રાર કલ્પવાસિ મિશ્રદૃષ્ટિ દેવતા પૂર્વજન્મના મિત્ર નારકીની વેદના

---

૧ સાતે નારકીઓ પ્રત્યેક એક એક રાજ ઉંચી હોવાથી અધોલોકના સાત રાજમાં મતભેદ નથી. ઉર્ધ્વલોકના સાતરાજમાં મતભેદ છે, બૃહત્સંગ્રહણિ આદિના અભિપ્રાયે—પહેલી નારકીના ઉપરના તળથી સૌધર્મ દેવલોક પર્યંત એક રાજ, ત્યાંથી માહેન્દ્રપર્યંત બીજો રાજ, ત્યાથી લાતક પર્યંત ત્રીજો રાજ, ત્યાથી સહસ્રાર સુધી ચોથો રાજ, ત્યાંથી અચ્યુત સુધી પાંચમો રાજ, ત્યાથી ગ્રૈવેયક પર્યંત છઠ્ઠો અને ત્યાથી લોકાંત પર્યંત સાતમો રાજ થાય છે. અહિં તિર્છાલોકના મધ્ય ભાગમાંથી અચ્યુત પર્યંત પાંચ રાજ થાય એમ કહ્યું. જીવસમાસાદિના મતે તો છ રાજ થાય છે. તે આ પ્રમાણે—

ईसाणंमि दिवड्ढा अड्ढाइज्जा य रज्जुमाहिंदे ।
पंचेव सहसारे छ अच्चुए सत्त लोगंते ॥१९१॥

અર્થ—તિર્છાલોકના મધ્ય ભાગથી ઈશાન પર્યંત દોઢરાજ, માહેન્દ્ર પર્યંત અઢીરાજ, સહસ્રાર પર્યંત પાંચ રાજ, અચ્યુત પર્યંત છ રાજ, અને લોકાંત પર્યંત સાત રાજ થાય છે. પંચસંગ્રહમાં 'छ अच्चुए' એ જે પાઠ મૂક્યો છે, તે આ ગાથાનું ચોથું પદ છે. તિર્છા લોકના મધ્યભાગથી અચ્યુત પર્યંત છ રાજ થાય છે. એમ જે કહ્યું છે તે આ પાઠને અનુસરીને કહ્યું છે. અને તેને અનુસરીને જ અચ્યુત પર્યંત છ રાજની સ્પર્શના ઘટે છે. આ પંચસંગ્રહમાં જીવસમાસના અભિપ્રાયે સ્પર્શના કહી છે

- ૧ અહિં અવિરતિ સમ્યગ્દૃષ્ટિની સ્પર્શના મિશ્ર દૃષ્ટિની જેમ આઠ રાજની કહી છે. મિશ્રદૃષ્ટિ મરણ પામતો નહિ હોવાથી જેમ ભવસ્થ ગ્રહણ કર્યો છે, તેમ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ મરણ પામે છે, છતાં ભવસ્થ વિવક્ષ્યો હોય એમ લાગે છે તેથીજ મિશ્રદૃષ્ટિ જેમ અવિરતિની આઠ રાજની સ્પર્શના કહી છે.

જો એમ વિવક્ષા ન હોય તો અવિરતિ સમ્યગ્દૃષ્ટિને નવ રાજની સ્પર્શના થાય છે. તે આ પ્રમાણે.

અનુત્તર વિમાનમાંથી ચ્યવી મનુષ્ય ગતિમાં આવતા સાત રાજની સ્પર્શના થાય છે, તથા સહસ્રારાદિ કોઇ સમ્યગ્દૃષ્ટિ દેવ નારકીની વેદના વધારવા કે શાંત કરવા ત્રીજી નરક પર્યંત જાય તેથી પહેલી અને બીજી નારકીનો એક એક રાજ સ્પર્શે એમ બે રાજ થાય, તે ઉપરોક્ત સાત રાજમાં મેળવતા નવરાજની સ્પર્શના થાય. પરંતુ તે કહી નથી, અહિં તો આઠ રાજની જ સ્પર્શના કહી છે. તેથી જ મિશ્રદૃષ્ટિની જેમ અવિરતિ પણ ભવસ્થ જ વિવક્ષ્યો હોય તેમ લાગે છે. જીવ સમાસની ટીકા પૃષ્ઠ ૧૯૨માં પણ કહ્યું છે કે—'अविरतिसम्यग्दृष्टयोऽप्यष्ट रज्जूः स्पृशन्ति भावना त्विह सम्यग्मिथ्यादृष्टिवदेवेति प्रस्तुतगाथाभिप्रायो लक्ष्यते. चिरन्तनटीकाकृतापीत्थम् तदेश एव दत्तः भावनिका तु तथाविधा न काचित् कृता.'

શાંત કરવા તેમજ પૂર્વના વરિ નારકીની વેદના ઉદીરવા વાલુકાપ્રભા નામની ત્રીજી નરકપૃથ્વી પર્યંત જાય ત્યારે ભવનપતિના નિવાસની નીચેના બે રાજ વધે છે તેથી પૂર્વોક્ત છ રાજ બે રાજ સહિત આઠ રાજ થાય. આ પ્રમાણે અનેક જીવોની અપેક્ષાએ મિશ્રદૃષ્ટિ આત્માઓને તિરછો લોકથી અચ્યુત સુધીના છ રાજ અને પેલી અને બીજી નારકીનો એક એક રાજ કુલ આઠ રાજની સ્પર્શના થાય છે.

અથવા કોઈક મિશ્રદૃષ્ટિ સહસ્રાર કલ્પવાસિ દેવ પૂર્વોક્ત કારણે ત્રીજી નરકપૃથ્વીમાં જતો સાત રાજ સ્પર્શે છે, અને તે જ સહસ્રાર દેવને કોઈક અચ્યુતનો દેવતા સ્નેહવડે અચ્યુત-દેવલોકમાં લઈ જાય ત્યારે સહસ્રારથી અચ્યુત સુધીના એક રાજને વધારે સ્પર્શે છે, આ પ્રમાણે એકજ દેવ આશ્રયિ પણ આઠ રાજની સ્પર્શના ઘટે છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિને પણ-મિશ્રદૃષ્ટિની જેમ આઠ રાજની સ્પર્શના સમજવી.

પ્રશ્ન—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્માઓ તેજ ભાવમાં—સમ્યક્ત્વમાં વર્તતા છતા કાળ પણ કરે છે, અને સમ્યક્ત્વ લઈ અન્ય ગતિમાં પણ જાય છે, તેથી તેઓની બીજી રીતે પણ વિચારણા કેમ કરતા નથી? મિશ્રદૃષ્ટિની જેમ ભવસ્થ સમ્યક્ત્વી આશ્રયીજ કેમ વિચાર કરો છો?

ઉત્તર—બીજી રીતે તેઓને આઠ રાજની સ્પર્શનાનો અસંભવ છે તે અસંભવ જ બતાવે છે-સમ્યક્ત્વ સહિત તિર્યંચ અથવા મનુષ્ય કાળધર્મ પામી બીજી આદિ નરકપૃથ્વીમાં જતો નથી, તેમજ બીજી આદિ નારકીમાંથી સમ્યક્ત્વ સહિત તિર્યંચ કે મનુષ્યમાં આવતો નથી, એટલે કાળધર્મ આશ્રયી અધોલોકની સ્પર્શના વધતી નથી. તેથી જ કાળધર્મ પામી સમ્યક્ત્વ સહિત અનુત્તર વિમાનવાસી દેવમા જતાં અથવા ત્યાંથી ચ્યવીને મનુષ્યભવમાં આવતા સર્વોત્કૃષ્ટ સાતરાજની સ્પર્શના સંભવે છે, કોઈ રીતે વધારે સંભવતી નથી. આ પ્રમાણે કાળધર્મ પામી સમ્યક્ત્વ સહિત અન્ય ગતિમાં જતાં તેમજ આવતા સાતરાજની સ્પર્શના સામાન્ય રીતે અવિરતિ સમ્યગ્દૃષ્ટિને પણ મિશ્રદૃષ્ટિની જેમ સમજવી, અન્ય પ્રકારે નહિ.

---

અર્થ—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવો પણ આઠ રાજ સ્પર્શે છે. તેની ભાવના મિશ્રદૃષ્ટિની જેમજ કરવાની છે, એમ પ્રસ્તુત ગાથાનો અભિપ્રાય જણાય છે. પ્રાચીન ટીકાકારોએ પણ અવિરતિને મિશ્રદૃષ્ટિની જેમ આઠ રાજની સ્પર્શના કહી છે તથા પ્રકારનો બીજો કોઈ વિચાર કર્યો નથી.

આ ઉપરથી પણ અવિરતિ ભવસ્થ વિવક્ષ્યો હોય એમ જણાય છે. અહિં ત્રીજી નારકીમાં જાય છે, છતાં પહેલી બે નારકીની સ્પર્શના લીધી છે. ત્રીજીની લીધી નથી. કારણ પહેલી બે નારકી પછી તરત જ ત્રીજી નારકીનો એક લાખ અઠાવીશ હજારનો પિંડ આવે છે તેમાં નવ પાથડા છે, તે પાથડામાં નારકીના જીવો છે. તે પિંડપર્યંત જ ઉપરોક્ત દેવો નારકીની વેદના ઉદીરવા કે શાંત કરવા જાય છે. પિંડ પૂર્ણ થયા પછી અસંખ્યાત યોજન પ્રમાણ ત્રીજી નારકીનો ભાગ રહી જાય છે તે અસંખ્યાતાની આગળ પૂર્વોક્ત પિંડ અત્યંત અલ્પ હોવાથી તેની સ્પર્શના થાય છે છતાં વિવક્ષી નથી.

જો કે મતાંતરે અવિરતિ સમ્યગ્દૃષ્ટિની નવ તેમજ બાર રાજની સ્પર્શના પણ કહી છે. તેમાં નવ રાજની સ્પર્શના કર્મગ્રંથના મતે દરેક રીતે ઠીક સંગત થાય છે. મિશ્રદૃષ્ટિની જેમ વિચાર કરવામાં આવે કે મરણનો સંભવ હોવાથી તેમ વિચાર કરવામાં આવે બંને રીતે સંગત થાય છે. પછી જ્ઞાની કહે તે પ્રમાણ.

અન્ય કેટલાએક આચાર્યો આ પ્રમાણે કહે છે—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્માઓને ઉત્કૃષ્ટથી નવરાજની સ્પર્શના ઘટે છે.

કઈ રીતે નવ રાજની સ્પર્શના ઘટે છે ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે-આ આચાર્ય મહારાજાઓના મતે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ આત્માઓ ક્ષાયિક સમ્યક્ત્વ લઇને ત્રીજી નરકપૃથ્વીમાં પણ જાય છે. તેથી અનુત્તર વિમાનવાસિ દેવભવમાં જતાં અથવા ત્યાંથી ચ્યવી મનુષ્યભવમાં આવતાં સાત રાજની સ્પર્શના થાય છે, અને ત્રીજી નરકપૃથ્વીમાં ઉત્પન્ન થતાં અથવા ત્યાંથી ચ્યવી મનુષ્યભવમા આવતાં બે રાજની સ્પર્શના થાય છે, આ પ્રમાણે સામાન્યરીતે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્માઓને નવ રાજની સ્પર્શના સંભવે છે.

ભગવતિજી આદિ સૂત્રોના અભિપ્રાયે તો ચતુર્થ ગુણસ્થાનકવાળાઓને બાર રાજની સ્પર્શના પણ સંભવે છે તે આ પ્રમાણે-અનુત્તર દેવભવમાં જતાં અથવા ત્યાંથી ચ્યવીને મનુષ્યભવમાં આવતાં સાતરાજની સ્પર્શના થાય છે. તથા ભગવતીજી આદિના અભિપ્રાયે પૂર્વબદ્ધાયુ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ તિર્યંચ અથવા મનુષ્ય ક્ષાયોપશમિક સમ્યકત્વ લઇ છઠ્ઠી નરકપૃથ્વીમાં પણ નરકપણે ઉત્પન્ન થાય છે. અથવા ક્ષાયોપશમિક સમ્યક્ત્વયુક્ત નારકી ત્યાંથી ચ્યવીને મનુષ્યભવમાં ઉત્પન્ન થાય છે. તે હેતુથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ છઠ્ઠી નરકપૃથ્વીમાં જતા અથવા ત્યાંથી આવતાં પાંચ રાજને સ્પર્શે છે. માટે સર્વ મળી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્માઓને સામાન્યતઃ બાર રાજની સ્પર્શના થાય છે.

સમ્યક્ત્વ સહિત સાતમી નરકપૃથ્વીમાં ગમનાગમન ભગવતીજીમાં પણ નિષેધેલું છે, માટે અહિં છઠ્ઠી નરકપૃથ્વીનું ગ્રહણ કર્યું છે. ૩૧

હવે સાસ્વાદન ગુણસ્થાનકવાળાઓને બાર રાજની સ્પર્શનાનો વિચાર કરે છે-

**छट्ठीए नेरइओ सासणभावेण एइ तिरिमणुए ।**
**लोगंतनिक्कुडेसु जंतिऽन्ने सासणगुणत्था ॥३२॥**

षष्ठ्यां नारकः सासादनभावेनैति तिर्यग्मनुजयोः ।
लोकान्तनिष्कुटेषु यान्त्यन्ये सासादनगुणस्थाः ॥३२॥

અર્થ—છઠ્ઠી નરકપૃથ્વીમાં વર્તમાન નારકી સાસ્વાદનભાવ સાથે તિર્યંચ અથવા મનુષ્યમાં ઉત્પન્ન થાય છે, એટલે પાંચરાજની સ્પર્શના થાય છે. તથા સાસ્વાદન ગુણસ્થાનકે રહેલા અન્ય કેટલાક જીવો લોકાંત નિષ્કુટોમાં ઉત્પન્ન થાય છે, તેથી સાત રાજની સ્પર્શના ઘટે છે. આ રીતે કુલ બાર રાજની સ્પર્શના થાય છે.

ટીકાનુ૰—છઠ્ઠી નરકપૃથ્વીમાં વર્તમાન કોઇ એક નારકી પોતાના ભવના અંતે ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ત્યાંથી પડી સાસ્વાદન ભાવને પ્રાપ્ત થયો છતો કાલ કરે, અને કાલ કરીને તિર્યંચ અથવા મનુષ્યભવમાં ઉત્પન્ન થાય, એટલે તેને પાંચરાજની સ્પર્શના થાય.

સાતમી નરકપૃથ્વીનો નારકી સાસ્વાદન ગુણસ્થાનકને છોડીને જ તિર્યંચમાં ઉત્પન્ન થાય છે, માટે છઠ્ઠી નરકપૃથ્વીનું ગ્રહણ કર્યું છે.

તથા સાસ્વાદનગુણસ્થાનકે વર્તતા કેટલાએક તિર્યંચો અથવા મનુષ્યો તિર્છાલોકમાંથી ઉપર લોકાંત નિષ્કુટોમાં-ત્રસનાડીના છેડે રહેલા લોકાંત પ્રદેશોમાં ઉત્પન્ન થાય છે, એટલે તેઓને સાત રાજની સ્પર્શના થાય છે. આ પ્રમાણે સરવાળે સાસ્વાદન ગુણસ્થાનકવર્ત્તિ આત્માઓને સામાન્યથી બાર રાજની સ્પર્શના સંભવે છે.

અહિં એક જીવ આશ્રયિ સ્પર્શનાનો વિચાર કરતા નથી, પરંતુ એક ગુણસ્થાનક આશ્રયિ વિચારે છે. તેથી અનેક જીવ આશ્રયિ બાર રાજની સ્પર્શના થાય છે, માટે અહિં કોઇ દોષ નથી.

અહિં પ્રાયઃ સાસ્વાદનભાવને પ્રાપ્ત થયેલા આત્માઓની અધોગતિ થતી નથી, એટલે કે સાસ્વાદન ગુણસ્થાનક લઇને પ્રાયઃ કોઇ જીવો અધોગતિમાં જતા નથી, માટે બાર રાજની સ્પર્શનાનું પ્રતિપાદન કર્યું છે.

કદાચ જો સાસ્વાદન ગુણસ્થાનકવાળાઓની અધોગતિ પણ થાય તો અધોલોકના નિષ્કુટાદિમાં પણ તેઓની ઉત્પત્તિનો સંભવ હોવાથી ચૌદરાજની સ્પર્શના સંભવે. પણ તેમ થતું નહિ હોવાથી બારરાજની જ સ્પર્શના કહી છે. ૩૨

હવે અપૂર્વકરણાદિની સ્પર્શનાને કહેવા ઇચ્છતા કહે છે—

**उवसामय उवसंता सव्वट्ठे अप्पमत्तविरया य ।**
**गच्छन्ति रिउगईए पुंदेसजया उ बारसमे ॥३३॥**

उपशमका उपशान्ताः सर्वार्थे अप्रमत्तविरताश्च ।
गच्छन्ति ऋजुगत्या पुंदेशयतास्तु द्वादशमे ॥३३॥

અર્થ—ઉપશમક, ઉપશાંત અને અપ્રમત્ત તથા પ્રમત્ત વિરત આત્માઓ ઋજુગતિવડે સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં ઉત્પન્ન થાય છે, તેઓ આશ્રયિ સાતરાજની સ્પર્શના સંભવે છે. તથા મનુષ્યરૂપ દેશવિરતિ જીવો બારમા દેવલોકમાં ઉત્પન્ન થાય છે, તેઓ આશ્રયી છ રાજની સ્પર્શના થાય છે. ૩૩

ટીકાનુ૦—ઉપશમ એટલે ઉપશમશ્રેણિપર આરૂઢ થયેલા અપૂર્વકરણ, અનિવૃત્તિબાદરસંપરાય, અને સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્માઓ, ઉપશાંત એટલે ઉપશાંતમોહ ગુણસ્થાનકવર્ત્તિ આત્માઓ, અપ્રમત્ત સંયત સાધુઓ, અને બીજા પાદના અંતે ગ્રહણ કરેલ 'ચ' શબ્દથી અપ્રમત્તભાવાભિમુખ પ્રમત્ત સંયત સાધુઓ આ સઘળાઓને ઋજુગતિવડે સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં ઉત્પન્ન થતાં સાત રાજની સ્પર્શના સંભવે છે.

ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલા અપૂર્વકરણાદિ ગુણસ્થાનકવર્ત્તિ આત્માઓ મરણ પામતા

નથી, તેમજ મારણ સમુદ્ઘાતનો પણ આરંભ કરતા નથી, તેથી તેઓને લોકનો અસંખ્યાતમો ભાગ માત્ર સ્પર્શના ઘટે છે, અધિક ઘટતી નથી. આ જ કારણથી ક્ષીણમોહની માત્ર લોકના અસંખ્યાતમા ભાગની સ્પર્શના પહેલા કહી છે.

પ્રશ્ન—જ્યારે મનુષ્યભવના આયુનો ક્ષય થાય અને પરભવાયુનો ઉદય થાય ત્યારે પરલોકગમન સંભવે છે. તે વખતે તો અવિરતિપણું હોય છે, ઉપશમપણું આદિ ભાવો હોતા નથી. કારણ કે પ્રમત્તાદિ ભાવો મનુષ્યભવના અંત સમય સુધી જ હોય છે. પરભવાયુના પ્રથમ સમયે તો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક હોય છે. માટે સર્વાર્થસિદ્ધ મહાવિમાને જતાં ચતુર્થ ગુણસ્થાનકની સાત રાજની સ્પર્શના સંભવે છે, અપૂર્વકરણાદિની સંભવતી નથી. તો પછી અહિં અપૂર્વકરણાદિની સાત રાજની સ્પર્શના શી રીતે કહેવામાં આવે છે?

ઉત્તર—અહિં કંઈ દોષ નથી. પરભવમાં જતાં ગતિ બે પ્રકારે થાય છે. ૧ કંદુકગતિ, ૨ ઇલિકાગતિ.

તેમાં કંદુકની જેમ જે ગતિ થાય તે કંદુકગતિ. એટલે કે જેમ કંદુક-દડો પોતાના સઘળા પ્રદેશનો પિંડ કરીને પૂર્વના સ્થળ સાથે સંબંધ રાખ્યા વિના ઉંચે જાય છે, તેમ કોઇક જીવ પણ પરભવાયુનો જ્યારે ઉદય થાય ત્યારે પરલોકમાં જતા પોતાના પ્રદેશોને એકત્ર કરીને પૂર્વના સ્થળ સાથે સંબંધ રાખ્યા વિના ઉત્પત્તિસ્થાનકે ચાલ્યો જાય છે.

કંદુકગતિ કરનાર આત્માને પોતાના ચરમ સમય પર્યંત મનુષ્યભવનો સંબંધ હોય છે, અને પરભવાયુના પ્રથમ સમયે દેવભવનો સંબંધ છે, તેથી કંદુકગતિ કરનાર આશ્રયી પ્રમત્તાદિ ગુણસ્થાનકવાળાઓને સાત રાજની સ્પર્શના ઘટતી નથી.

તથા બીજી ઇયળની જેમ જે ગતિ થાય તે ઇલિકાગતિ. જેમ ઇયળ પૂચ્છ એટલે પાછળનો ભાગ જે સ્થળ હોય છે, તે સ્થળને નહિ છોડતી મુખ એટલે આગળના ભાગવડે આગળના સ્થાનને પોતાનું શરીર પસારી સ્પર્શ કરે છે, અને ત્યારપછી પૂચ્છને સંહરી લે છે. એટલે કે જેમ ઇયળ પાછલા ભાગ વડે પૂર્વસ્થાનનો સંબંધ છોડયા વિના આગલા સ્થાનનો સંબંધ કરે છે, અને આગલા ભાગ સાથે સંબંધ કરી પછીથી પાછલા સ્થાનનો સંબંધ છોડે છે, તેમ કોઇક જીવ પણ પોતાના ભવનાં અંતકાળે પોતાના પ્રદેશોથી ઋજુગતિવડે ઉત્પત્તિ સ્થાનનો સ્પર્શ કરીને પરભવાયુના પ્રથમ સમયે પૂર્વના શરીરનો ત્યાગ કરે છે. આ રીતે પોતાના ભવના અંત સમયે-કે જે સમયે પ્રમત્તાદિ ભાવો હોય છે-પોતાના આત્મપ્રદેશોવડે સર્વાર્થસિદ્ધ મહાવિમાનરૂપ પોતાના ઉત્પત્તિ સ્થાનને સ્પર્શ કરતો હોવાથી ઇલિકાગતિ આશ્રયી પ્રમત્ત તેમજ ઉપશમકાદિને સાત રાજની સ્પર્શના કોઇ પણ રીતે વિરોધિ નથી.

આ પ્રમાણે ઋજુગતિવડે જતાં પ્રમત્તાદિને સાત રાજની સ્પર્શના સંભવે છે. વક્રગતિવડે જતાં નહિ. કારણ કે ઋજુગતિથી જતાં પોતાના આયુના છેલ્લા સમયે પોતાના પ્રદેશોવડે ઉત્પત્તિસ્થાનનો સ્પર્શ કરે છે, એટલે તે છેલ્લા સમયે પ્રમત્તાદિ ગુણસ્થાનક અને સાત રાજની સ્પર્શના એ બંને સંભવે છે.

વક્રગતિવડે જતાં બીજા સમયે ઉત્પત્તિસ્થાનનો સ્પર્શ કરે છે, કે જે સમયે પરભવાયુનો ઉદય થાય છે. પહેલે સમયે વચમાં રહે છે, કે જે સમય પૂર્વભવાયુનો છેલ્લો સમય છે. આ પ્રમાણે પૂર્વભવના છેલ્લા સમયે વચમાં અને પરભવાયુના પહેલા સમયે ઉત્પત્તિસ્થાને જાય છે. પરભવાયુના પહેલા સમયે ઉત્પત્તિસ્થાને જતો હોવાથી અને તે સમયે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક હોવાથી વક્રગતિવડે જતાં પ્રમત્તાદિને સાત રાજની સ્પર્શના સંભવતી નથી.

[1]તથા 'पुंदेसजया' એ પદમાં 'पुं' પદવડે સામાન્યથી મનુષ્યનું ગ્રહણ છે. એટલે સામાન્યથી મનુષ્યરૂપ દેશવિરત આત્માઓ ઋજુગતિવડે જ્યારે બારમા અચ્યુત દેવલોકમાં ઉત્પન્ન થાય, ત્યારે તેઓને છ રાજની સ્પર્શના ઘટે છે. તિર્યંચો સહસ્રાર નામના આઠમા દેવલોક સુધીજ જાય છે, માટે મનુષ્યનું ગ્રહણ કર્યું છે.

દેશવિરતિ આદિ ગુણસ્થાનકો પોતાના ભવના અંત સમય પર્યંત જ હોય છે માટે પૂર્વે કહેલ યુક્તિથી ઋજુગતિથીજ જતા છ રાજની સ્પર્શના દેશવિરત આત્માને સંભવે છે. તિર્ચ્છાલોકના મધ્ય ભાગથી અચ્યુત દેવલોક પર્યંત છ રાજ થાય છે, માટે છ રાજની સ્પર્શના કહી છે. ૩૩

એ પ્રમાણે સ્પર્શના દ્વાર કહ્યું. હવે કાળદ્વાર કહે છે.

કાળ ત્રણ પ્રકારે છે–૧ ભવસ્થિતિકાળ, ૨ કાયસ્થિતિકાળ, અને દરેક ગુણસ્થાનક આશ્રયિ કાળ.

તેમાં ભવસ્થિતિ કાળ એટલે એક ભવનું આયુ.

કાયસ્થિતિ એટલે પૃથ્વીકાયાદિમાંથી કોઇપણ મરણ પામીને તેનું વારંવાર ત્યાં જ ઉત્પન્ન થવું તે, તેનો જે કાળ તે કાયસ્થિતિકાળ. જેમકે પૃથ્વીકાયનો જીવ મરણ પામી પૃથ્વીકાય થાય, વળી મરણ પામી પૃથ્વીકાય, એમ ઉપરાઉપરી જેટલો કાળ પૃથ્વીકાય થાય તે કાળ કાયસ્થિતિકાળ કહેવાય. એમ અન્યત્ર પણ સમજવું.

તથા દરેક ગુણસ્થાન એક એક આત્મામાં કેટલો કેટલો કાળ રહે તેનો જે નિશ્ચિત સમય તે ગુણસ્થાનક વિભાગકાળ કહેવાય. તેમાં પહેલાં ભવસ્થિતિ કહે છે—

---

૧ દેશવિરતિની સ્પર્શના માટે જીવસમાસ પાના ૧૯૨માં નીચે પ્રમાણે કહ્યું છે 'દેશવિરતિ મનુષ્ય અહિંથી મરીને અચ્યુત દેવલોકમાં ઉત્પન્ન થતાં છ રાજને સ્પર્શે છે. અહિં એમ ન કહેવું કે–દેવલોકમાં ઉત્પન્ન થતો તે આત્મા દેવ હોવાથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ છે, પરંતુ દેશવિરતિ નથી. કારણ કે જે દેશવિરતિ આત્મા ઋજુગતિવડે એક સમયે દેવમાં ઉત્પન્ન થાય છે, તેને પૂર્વભવનું આયુ ક્ષય થયું નથી, તેમજ પૂર્વભવના શરીરનો સંબંધ પણ છૂટ્યો નથી. માટે ઋજુગતિમાં પૂર્વભવના આયુનો અને પૂર્વ જન્મના શરીરનો સંબંધ હોવાથી તે આત્મા દેશવિરતિજ છે, તેથીજ ઋજુગતિવડે જતાં છ રાજની સ્પર્શના કહી છે. માટે અહિં કંઇ દોષ નથી' ઇલિકાગતિવડે જતાં આ સ્પર્શના સંભવે છે.

सत्तण्हमपज्जाणं अंतमुहुत्तं दुहावि सुहुमाण ।
सेसाणंपि जहन्ना भवठिई होइ एमेव ॥३४॥

सप्तानामपर्याप्तानामन्तर्मुहूर्त्तं द्विधापि सूक्ष्माणाम् ।
शेषाणामपि जघन्या भवस्थितिर्भवति एवमेव ॥३४॥

અર્થ—સાતે અપર્યાપ્તા અને સૂક્ષ્મ પર્યાપ્તાનું બંને પ્રકારે અંતર્મુહૂર્ત આયુ છે. શેષ જીવોનું પણ જઘન્ય આયુ એ પ્રમાણે જ છે.

ટીકાનુ૰—સૂક્ષ્મ બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અને અસંજ્ઞિ સંજ્ઞિ પંચેન્દ્રિય એ સાતે લબ્ધિ અપર્યાપ્તાના અને સૂક્ષ્મ એકેન્દ્રિય પર્યાપ્તાના જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બંને પ્રકારે એક ભવના આયુનુ પ્રમાણ અંતર્મુહૂર્ત છે. તેઓ અંતર્મુહૂર્તમાત્ર જીવે છે.

એટલું વિશેષ છે કે-જઘન્યથી ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત મોટું છે.

શેષ બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અસંજ્ઞિ પંચેન્દ્રિય અને સંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્તાનું જઘન્ય આયુ અંતર્મુહૂર્ત પ્રમાણ હોય છે, અને તે બસો છપ્પન્ન આવલિકાથી વધારેજ હોય છે. ૩૪

હવે એકેન્દ્રિયાદિના ઉત્કૃષ્ટ આયુનું પ્રમાણ કહે છે—

बावीससहस्साइं बारस वासाइं अउणपन्नदिणा ।
छम्मास पुव्वकोडी तेत्तीसयराइं उक्कोसा ॥३५॥

द्वाविंशति(वर्ष)सहस्राणि द्वादश वर्षाणि एकोनपञ्चाशत् दिनानि ।
षड्मासाः पूर्व्वकोटिः त्रयस्त्रिंशत् अतराणि उत्कृष्टा ॥३५॥

અર્થ—પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનું આયુ બાવીસ હજાર વર્ષ, બેઇન્દ્રિયાદિનું ક્રમે બાર વર્ષ, ઓગણપચાસ દિવસ, અને છમાસ, અસંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચનું પૂર્વક્રોડ વર્ષ, અને સંજ્ઞિનું ઉત્કૃષ્ટ આયુ તેત્રીસ સાગરોપમ પ્રમાણ છે.

ટીકાનુ૰—અહિં પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનો બાવીસ હજાર આદિ પદો સાથે અનુક્રમે સંબંધ કરવાનો છે. તે આ પ્રમાણે-

પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનું ઉત્કૃષ્ટ આયુ બાવીશહજાર વરસનું છે. અને તે આયુ પર્યાપ્ત બાદર પૃથ્વીકાય એકેન્દ્રિયની અપેક્ષાએ જાણવું. શેષ એકેન્દ્રિયની અપેક્ષાએ નહિ. કારણકે શેષ એકેન્દ્રિયનું એટલું મોટું આયુ હોતું નથી. તે પ્રમાણે-

---

૧ ઓછામાં ઓછું બસો છપ્પન આવલિકા પ્રમાણ આયુ હોય છે, અને તે ઓછામાં ઓછું જીવનારા લબ્ધિ અપર્યાપ્તાનું હોય છે. પર્યાપ્તાનું આયુ બસો છપ્પન આવલિકાથી વધારે જ હોય છે.

બાદર પર્યાપ્ત પૃથ્વીકાયનું ઉત્કૃષ્ટ આયુ બાવીસ, હજાર વરસ, બાદર પર્યાપ્ત અપ્કાયનું સાત હજાર વરસ; બાદર પર્યાપ્ત તેઉકાયનું ત્રણ અહોરાત્ર, પર્યાપ્ત બાદર વાયુકાયનું ત્રણ હજાર વર્ષ, પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાયનું ઉત્કૃષ્ટ આયુ દશ હજાર વર્ષ પ્રમાણ છે.

કહ્યું છે કે—' બાવીસ હજાર, સાત હજાર, ત્રણ હજાર અને દશ હજાર વરસનું ઉત્કૃષ્ટ આયુ અનુક્રમે, પૃથ્વી અપ વાયુ અને પ્રત્યેક વનસ્પતિકાયનું છે. અને તેઉકાયનું ત્રણ રાત્રિ દિવસ એટલે કે બોહોંતેર કલાકનું છે '

તે હેતુથી પર્યાપ્ત બાદર એકેન્દ્રિયોનું બાવીસ હજાર વર્ષનું ઉત્કૃષ્ટ આયુ બાદર પર્યાપ્ત પૃથ્વીકાયની અપેક્ષાએ જ ઘટે છે, બીજા એકેન્દ્રિયની અપેક્ષાએ નહિ.

પર્યાપ્ત બેઇન્દ્રિયનું ઉત્કૃષ્ટ આયુ બાર વર્ષનું છે. પર્યાપ્ત તેઇન્દ્રિયનું ઓગણપચાસ દિવસનું અને પર્યાપ્ત ચૌરિન્દ્રિયનુ ઉત્કૃષ્ટ આયુ છ માસનુ છે.

પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનુ ઉત્કૃષ્ટ આયુ પૂર્વ ક્રોડ વર્ષ પ્રમાણ છે. આ પૂર્વકોટિ વર્ષનું આયુ પર્યાપ્ત સંમૂર્ચ્છિમ જલચરની અપેક્ષાએ જાણવું. પરંતુ સંમૂર્ચ્છિમ સ્થલચરાદિની અપેક્ષાએ નહિ. કારણ કે તેઓનુ ઉત્કૃષ્ટ આયુ એટલું હોતું નથી. તે આ પ્રમાણે—

પર્યાપ્ત સંમૂર્ચ્છિમ જળચરનું ઉત્કૃષ્ટ આયુ ક્રોડ પૂર્વ વરસનું. પર્યાપ્ત સંમૂર્ચ્છિમ ચતુષ્પદ સ્થલચરનું ચોરાશિ હજાર વર્ષનું, પર્યાપ્ત સંમૂર્ચ્છિમ ઉરપરિસર્પનું ત્રેપન હજાર વર્ષનું, પર્યાપ્ત સંમૂર્ચ્છિમ ભૂજપરિસર્પનું બેંતાલીસ હજાર વર્ષનું, અને પર્યાપ્ત સંમૂર્ચ્છિમ ખેચરનું બહોંતેર હજાર વર્ષનું ઉત્કૃષ્ટ આયુ છે.

કહ્યું છે કે—' પૂર્વકોટિ, ચોરાશિ હજાર, ત્રેપન હજાર, બેંતાલીસ હજાર અને બહોંતેર હજાર વર્ષનું ઉત્કૃષ્ટ આયુ અનુક્રમે સંમૂર્ચ્છિમ પર્યાપ્ત જળચરાદિનું હોય છે. '

તે હેતુથી સંમૂર્ચ્છિમ પર્યાપ્ત જળચરની અપેક્ષાએ જ પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનું પૂર્વ-કોટિ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુ ઘટે છે. અન્ય સંમૂર્ચ્છિમ સ્થળચરાદિની અપેક્ષાએ નહિ.

તથા પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ તેત્રીસ સાગરોપમ છે, અને તે અનુત્તર વિમાનવાસી દેવ અથવા સાતમી નારકીના નારકજીવોની અપેક્ષાએ જાણવી, અન્ય સંજ્ઞિ જીવોની અપેક્ષાએ નહિ. કારણ કે અન્ય સંજ્ઞિજીવોની એટલી ભવસ્થિતિ ઘટતી નથી. તે આ પ્રમાણે—

સંજ્ઞિ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ.

નારકી સાત નરક પૃથ્વીના ભેદે સાત પ્રકારે છે. તેમાં રત્નપ્રભા નારકીનું જઘન્ય આયુ દશ હજાર વર્ષ, ઉત્કૃષ્ટ એક સાગરોપમ. શર્કરાપ્રભા નારકીનું જઘન્ય આયુ એક સાગરોપમ, ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમ. વાલુકાપ્રભા નારકીનું જઘન્ય આયુ ત્રણ સાગરોપમ, ઉત્કૃષ્ટ સાત સાગરોપમ. પંકપ્રભા નારકીનું જઘન્ય આયુ સાત સાગરોપમ, ઉત્કૃષ્ટ દશ સાગરોપમ. ધૂમપ્રભા નારકીનું જઘન્ય આયુ દશ સાગરોપમ, ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમ, તમઃપ્રભા નાર-

કીનું જઘન્ય આયુ સત્તર સાગરોપમ, ઉત્કૃષ્ટ આયુ બાવીસ સાગરોપમ. અને મહાતમઃપ્રભા નારકીનું જઘન્ય આયુ બાવીસ સાગરોપમ અને ઉત્કૃષ્ટ આયુ તેત્રીસ સાગરોપમ પ્રમાણ છે.

સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચના પાંચ ભેદ છે. તે આ પ્રમાણે-જળચર, ચતુષ્પદ, ઉરઃપરિસર્પ ભૂજપરિસર્પ, અને ખેચર. તેમાં જળચરનું ઉત્કૃષ્ટ આયુ ક્રોડ પૂર્વ વર્ષ, ચતુષ્પદ સ્થળચરનું ત્રણ પલ્યોપમ, ઉરઃપરિસર્પ સ્થળચરનું પૂર્વક્રોડ વર્ષ, ભૂજપરિસર્પ સ્થળચરનું પૂર્વક્રોડ વર્ષ, અને ખેચરનું ઉત્કૃષ્ટ આયુ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે.

કહ્યું છે કે-'ગર્ભજ જળચરનું ઉત્કૃષ્ટ આયુ પૂર્વકોટિ, ચતુષ્પદનું ત્રણ પલ્યોપમ, ઉરઃપરિસર્પનું પૂર્વક્રોડ અને ભૂજપરિસર્પનું પૂર્વક્રોડ, અને ખેચરનું ઉત્કૃષ્ટ આયુ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.'

સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્ત મનુષ્યની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ ત્રણ પલ્યોપમ પ્રમાણ છે.

તથા દેવો ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ અને વૈમાનિક.

તેમાં ભવનપતિ દશ પ્રકારે છે. તે આ પ્રમાણે-અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુવર્ણકુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર, અને દિક્કુમાર. એ દશે ભવનપતિ બબે પ્રકારે છે. ૧ મેરૂપર્વતના દક્ષિણ અર્ધ ભાગમાં રહેનાર, ૨ મેરૂ પર્વતના ઉત્તર અર્ધ ભાગમાં રહેનારા અસુરકુમારનું ઉત્કૃષ્ટ આયુ એક સાગરોપમ, અને ઉત્તરાર્ધ ભાગમાં રહેનારનું કંઇક અધિક એક સાગરોપમ ઉત્કૃષ્ટ આયુ છે. તથા દક્ષિણાર્ધમાં રહેનાર નાગકુમારાદિ નવેનુ ઉત્કૃષ્ટ આયુ દોઢ પલ્યોપમ અને ઉત્તરાર્ધમાં રહેનારા નવેનું ઉત્કૃષ્ટ આયુ [1]દેશોન બે પલ્યોપમ છે. તથા દક્ષિણાર્ધવર્તિ અસુરકુમારના સ્વામિ ચમરેન્દ્રની દેવીનું ઉત્કૃષ્ટ આયુ સાડા ત્રણ પલ્યોપમ અને ઉત્તરાર્ધવર્તિ અસુરકુમારના સ્વામિ બલેન્દ્રની દેવીનુ ઉત્કૃષ્ટ આયુ સાડા ચાર પલ્યોપમ છે. તથા દક્ષિણ દિગ્વર્ત્તિ નાગકુમારાદિ નવે નિકાયની દેવીનું ઉત્કૃષ્ટ આયુ દોઢ પલ્યોપમ, અને ઉત્તરદિગ્વર્ત્તિ નવે નિકાયની દેવીનું ઉત્કૃષ્ટ આયુ દેશોન બે પલ્યોપમ છે. ઈન્દ્ર-ઈન્દ્રાણીનુ જે ઉત્કૃષ્ટ આયુ કહ્યું હોય તે સઘળા દેવ-દેવી માટે પણ ઘટે છે. તથા સઘળા ભવનપતિ દેવ-દેવીનુ જઘન્ય આયુ દશ હજાર વર્ષ પ્રમાણ છે.

વ્યંતર આઠ પ્રકારે છે. તે આ પ્રમાણે-પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિંનર, કિંપુરૂષ, મહોરગ, અને ગંધર્વ. એ આઠે પ્રકારના વ્યંતરનું ઉત્કૃષ્ટ આયુ એક પલ્યોપમ અને જઘન્ય આયુ દશ હજાર વર્ષ પ્રમાણ છે. તથા વ્યંતરીનું જઘન્ય આયુ દશ હજાર વર્ષ, અને ઉત્કૃષ્ટ આયુ અર્દ્ધ પલ્યોપમ પ્રમાણ છે.

---

૧ શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર અ. ૪ સૂત્ર ૩૧ માં પોણા બે પલ્યોપમ કહેલ છે.

૨ બૃહત્સંગ્રહણી ગાથા ૪ માં દક્ષિણદિગ્વર્તી નાગકુમારાદિ નવ નિકાયની દેવીઓનં ઉત્કૃષ્ટ આયુ અર્ધ પલ્યોપમ અને ઉત્તરદિગ્વર્તી નવે નિકાયની દેવીઓનું ઉત્કૃષ્ટ આયુ દેશોન એક પલ્યોપમ કહેલ છે.

જ્યોતિષ પાંચ ભેદે છે. તે આ પ્રમાણે-ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા. ચન્દ્ર વિમાનવાસિ દેવનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ એક લાખ વર્ષ અધિક એક પલ્યોપમ. ચંદ્રવિમાનવાસિ દેવીનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ પચાસહજાર વર્ષ અધિક અર્ધપલ્યોપમ. સૂર્ય વિમાનવાસિ દેવનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ એક હજાર વર્ષ અધિક એક પલ્યોપમ. સૂર્ય વિમાનવાસિ દેવીનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ પાંચસો વર્ષ અધિક અર્ધ પલ્યોપમ. ગ્રહ વિમાનવાસિ દેવનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ એક પલ્યોપમ. ગ્રહવિમાનવાસિ દેવીનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ અર્ધ પલ્યોપમ નક્ષત્રવિમાનવાસિ દેવનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ અર્ધપલ્યોપમ. નક્ષત્રવિમાનવાસિ દેવીનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ, ઉત્કૃષ્ટ આયુ કંઈક અધિક પલ્યોપમનો ચોથો ભાગ. તારાના વિમાનવાસિ દેવનું જઘન્ય આયુ પલ્યોપમનો આઠમો ભાગ, ઉત્કૃષ્ટ આયુ પલ્યોપમનો ચોથો ભાગ. તારાના વિમાનવાસિ દેવીનું જઘન્ય આયુ પલ્યોપમનો આઠમો ભાગ, ઉત્કૃષ્ટ સાધિક પલ્યોપમનો આઠમો ભાગ છે.

કહ્યું છે કે-'ચંદ્ર, સૂર્ય ગ્રહ, અને નક્ષત્ર વિમાનવાસિ દેવ તથા દેવી એ આઠેનું જઘન્ય આયુ પલ્યોપમનો ચોથો ભાગ છે. ૧ તારાની દેવ દેવીનું જઘન્ય આયુ પલ્યોપમનો આઠમો ભાગ છે. હવે ઉત્કૃષ્ટ આયુ કહીશ. ૨ ચદ્રનું લાખ વર્ષ અધિક એક પલ્યોપમ, સૂર્યનું એક હજાર વરસ અધિક એક પલ્યોપમ, ગ્રહનું એક પલ્યોપમ, ૩ નક્ષત્રનુ અર્ધ પલ્યોપમ અને તારાના દેવનુ પલ્યોપમનો ચોથો ભાગ ઉત્કૃષ્ટ આયુ છે. ચદ્રની દેવીનું ઉત્કૃષ્ટ આયુ પચાસ હજાર વર્ષ અધિક અર્ધપલ્યોપમ, સૂર્યની દેવીનુ પાંચસો વરસ અધિક અર્ધપલ્યોપમ પ્રમાણ આયુ છે. ૪-૫ ગ્રહની દેવીનું અર્ધપલ્યોપમ, નક્ષત્રની દેવીનું કંઇક અધિક પલ્યોપમનો ચોથો ભાગ, અને તારાની દેવીનુ ઉત્કૃષ્ટ આયુ સાધિક પલ્યોપમના આઠમા ભાગપ્રમાણ કહ્યું છે. ૬-૭.

તથા વૈમાનિક દેવો બે પ્રકારે છે. તે આ પ્રમાણે-૧ કલ્પોપપન્ન, ૨ અને કલ્પાતીત

તેમાં બાર દેવલોકમાં ઉત્પન્ન થયેલા સ્વામિ-સેવકની મર્યાદાવાળા જે દેવો તે કલ્પોપપન્ન અને સ્વામિ સેવકની મર્યાદા વિનાના ગ્રૈવેયક અને અનુત્તરવિમાનના જે દેવો તે કલ્પાતીત.

તેમાં સૌધર્મ દેવલોકમાં દેવોનુ જઘન્ય આયુ એક પલ્યોપમ, ઉત્કૃષ્ટ બે સાગરોપમ. પરિગૃહીત-કોઇ પણ એક દેવવડે ગ્રહણ કરાયેલી દેવીનુ જઘન્ય પલ્યોપમ. ઉત્કૃષ્ટ સાત પલ્યોપમ. અપરિગૃહીત-કોઇ પણ દેવે નહિ ગ્રહણ કરેલી દેવીનું જઘન્ય પલ્યોપમ, ઉત્કૃષ્ટ પચાસ પલ્યોપમ. ઇશાન દેવલોકમાં દેવોનું જઘન્ય આયુ સાધિક એક પલ્યોપમ, અને ઉત્કૃષ્ટ આયુ સાધિક બે સાગરોપમ. પરિગૃહીત દેવીનું જઘન્ય આયુ સાધિક પલ્યોપમ, ઉત્કૃષ્ટ નવ પલ્યોપમ. અપરિગૃહીત દેવીનું જઘન્ય આયુ સાધિક પલ્યોપમ, ઉત્કૃષ્ટ આયુ પંચાવન પલ્યોપમ, સનત્કુમાર દેવલોકમાં જઘન્ય આયુ બે સાગરોપમ, ઉત્કૃષ્ટ આયુ સાત સાગરોપમ, માહેન્દ્ર દેવલોકમાં જઘન્ય આયુ સાધિક બે સાગરોપમ, ઉત્કૃષ્ટ આયુ સાધિક સાત સાગરોપમ, બ્રહ્મ

દેવલોકમાં જઘન્ય આયુ સાત સાગરોપમ, ઉત્કૃષ્ટ આયુ દશ સાગરોપમ, લાંતક દેવલોકમાં જઘન્ય આયુ દશ સાગરોપમ, ઉત્કૃષ્ટ આયુ ચૌદ સાગરોપમ, મહાશુક્ર દેવલોકમાં જઘન્ય આયુ ચૌદ સાગરોપમ, ઉત્કૃષ્ટ આયુ સત્તર સાગરોપમ, સહસ્રાર દેવલોકમાં જઘન્ય આયુ સત્તર સાગરોપમ ઉત્કૃષ્ટ આયુ અઢાર સાગરોપમ, આનત દેવલોકમાં જઘન્ય આયુ અઢાર સાગરોપમ ઉત્કૃષ્ટ ઓગણીશ સાગરોપમ, પ્રાણત દેવલોકમાં જઘન્ય આયુ ઓગણીશ સાગરોપમ, ઉત્કૃષ્ટ વીશ સાગરોપમ. આરણ દેવલોકમાં જઘન્ય આયુ વીશ સાગરોપમ, ઉત્કૃષ્ટ એકવીશ સાગરોપમ. અચ્યુત દેવલોકમાં જઘન્ય આયુ એકવીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ બાવીસ સાગરોપમ.

કલ્પાતીત દેવોમાં અધસ્તન અધસ્તન ગ્રૈવેયકના વિમાનોના દેવોનું જઘન્ય આયુ બાવીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ ત્રેવીસ સાગરોપમ. અધસ્તન મધ્યમ ગ્રૈવેયકમાં જઘન્ય ત્રેવીસ સાગરોપમ. ઉત્કૃષ્ટ ચોવીસ સાગરોપમ. અધસ્તન ઉપરિતન ગ્રૈવેયકના દેવોનું જઘન્ય આયુ ચોવીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ પચીસ સાગરોપમ. મધ્યમ અધસ્તન ગ્રૈવેયકમાં જઘન્ય પચીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ છવ્વીસ સાગરોપમ. મધ્યમ મધ્યમ ગ્રૈવેયકમાં જઘન્ય છવ્વીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ સત્તાવીસ સાગરોપમ. મધ્યમ ઉપરિતન ગ્રૈવેયકમાં જઘન્ય આયુ સત્તાવીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ અઠ્ઠાવીસ સાગરોપમ, ઉપરિતન અધસ્તન ગ્રૈવેયકમાં જઘન્ય અઠ્ઠાવીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ ઓગણત્રીસ સાગરોપમ. ઉપરિતન મધ્યમ ગ્રૈવેયકમાં જઘન્ય ઓગણત્રીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ ત્રીસ સાગરોપમ. ઉપરિતન ઉપરિતન ગ્રૈવેયકમાં જઘન્ય ત્રીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ એકત્રીસ સાગરોપમ. વિજય વિજયંત જયંત અને અપરાજિત એ ચાર અનુત્તર વિમાનના દેવોનું જઘન્ય આયુ એકત્રીસ સાગરોપમ, ઉત્કૃષ્ટ [1]તેત્રીસ સાગરોપમ. અને સર્વાર્થસિદ્ધ મહાવિમાનના દેવોનું અજઘન્યોત્કૃષ્ટ આયુ તેત્રીસ સાગરોપમ પ્રમાણ છે. અજઘન્યોત્કૃષ્ટ એટલે જઘન્ય અને ઉત્કૃષ્ટ એવા ભેદ વિનાનું. સર્વાર્થસિદ્ધ મહાવિમાનના સઘળા દેવોનું એક સરખુ તેત્રીસ સાગરોપમ આયુ છે.

આ પ્રમાણે સાતમી નરકપૃથ્વીના નારકીઓ અને અનુત્તર વિમાનવાસિ દેવોને છોડીને અન્યત્ર તેત્રીસ સાગરોપમ પ્રમાણ આયુ હોતું નથી. તેથી તેઓને આશ્રયીને જ સંજ્ઞિઓની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ તેત્રીસ સાગરોપમ પ્રમાણ કહી છે, એમ સમજવું. ૩૫

આ પ્રમાણે ભવસ્થિતિ કાળ કહ્યો. હવે એક એક જીવ દરેક ગુણસ્થાનકમાં કેટલો કાળ રહી શકે તે કહે છે—

**होइ अणाइअणंतो अणाइसंतो य साइसंतो य ।**
**देसूणपोग्गलद्धं अंतमुहुत्तं चरिममिच्छो ॥३६॥**

---

૧ શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર અધ્યાય. ૪ સૂત્ર ૩૮ મા તથા તેના ભાષ્યમાં વિજયાદિ ચારનું ઉત્કૃષ્ટ આયુ ૩૨ સાગરોપમ કહેલ છે.

भवति, अनाद्यनन्तोऽनादिसान्तश्च सादिसान्तश्च ।
देशोनपुद्गलार्द्धं अन्तर्मुहूर्त्तं चरिमो मिथ्यादृष्टिः ॥३६॥

અર્થ—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકનો અનાદિ અનંત, અનાદિસાંત, અને સાદિસાંત એમ ત્રણ પ્રકારનો સ્થિતિકાળ છે. છેલ્લો સાદિ સાંત કાળવાળો મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટથી દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્ત્તન, અને જઘન્યથી અંતર્મુહૂર્ત્ત હોય છે.

ટીકાનુ૦—કાળ આશ્રયિ વિચારતાં મિથ્યાદૃષ્ટિ ત્રણ પ્રકારે હોય છે. તે આ પ્રમાણે—અનાદિ અનંત, અનાદિ સાંત અને સાદિ સાંત.

તેમાં અભવ્ય આશ્રયી અને જેઓ કોઇ દિવસ મોક્ષમાં જવાના નથી એવા ભવ્ય આશ્રયિ અનાદિ અનંત સ્થિતિકાળ છે. કારણ કે તેઓ અનાદિ કાળથી આરંભી આગામિ સંપૂર્ણકાળ પર્યંત મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જ રહેશે, આગળ વધશે નહિ.

જે ભવ્ય અનાદિકાળથી મિથ્યાદૃષ્ટિ છે, પરંતુ ભવિષ્યમાં અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરશે તે મિથ્યાદૃષ્ટિ આશ્રયી અનાદિ સાંત કાળ છે.

તથા જે જીવ તથાભવ્યત્વના પરિપાકના વશથી સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને કોઇ કારણ વડે સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વને અનુભવે છે, તે કાળાંતરે અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરશે, તેથી તેવા મિથ્યાદૃષ્ટિ આશ્રયી સાદિસાંત કાળ ઘટે છે. કેમકે ઉપરોક્ત આત્માએ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી ત્યાંથી પડી મિથ્યાત્વ ગુણસ્થાનક પ્રાપ્ત કર્યું માટે સાદિ, વળી કાળાંતરે અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરશે ત્યારે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકનો અંત થશે માટે સાંત.

સાદિસાંત કાળવાળો આ મિથ્યાદષ્ટિ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત હોય છે. કારણ કે સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે આવી ફરી અંતર્મુહૂર્ત્ત કાળેજ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી શકે છે. અને ઉત્કૃષ્ટથી કિંચિત ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત્તન કાળ પર્યંત હોય છે. કારણ કે સમ્યક્ત્વથી પડેલો આત્મા વધારેનાં વધારે દેશોન અર્ધપુદ્ગલ પરાવર્ત્તનના અંતે અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

આ કારણથીજ મિથ્યાદૃષ્ટિનો સાદિઅનંતકાળ હોતો નથી. કારણકે મિથ્યાત્વ ગુણસ્થાનકનું જ્યારે સાદિપણું થાય, ત્યારે ઉત્કૃષ્ટથી કિંચિદ્ ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત્તનના અંતે અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરી મિથ્યાત્વનો અંત કરે છે, અનંતકાળ પર્યંત મિથ્યાત્વમાં રહેતો નથી. ૩૬

ઉપરોક્ત ગાથામાં દેશોનપુદ્ગલપરાવર્તાર્દ્ધ કહ્યું છે તેથી અહિં શંકા થાય કે પુદ્ગલપરાવર્ત્તન એટલે શું ? એ શંકા દૂર કરવા પુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ કહે છે—

पोग्गलपरियट्टो इह दव्वाइ चउव्विहो मुणेयव्वो ।
एक्केक्को पुण दुविहो बायरसुहुमत्तभेएणं ॥३७॥

पुद्गलपरावर्त्त इह द्रव्यादेश्चतुर्विधो ज्ञातव्यः ।
एकैकः पुनः द्विविधः बादरसूक्ष्मत्वभेदेन ॥३७॥

અર્થ—અહિં પુદ્ગલપરાવર્ત્તન દ્રવ્યાદિ ભેદે ચાર પ્રકારે જાણવો તથા એક એક બાદર અને સૂક્ષ્મના ભેદે બબ્બે પ્રકારે જાણવો.

ટીકાનુ૦—નિર્ગ્રંથ પ્રવચનમાં પુદ્ગલપરાવર્ત્તન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવના ભેદે ચાર પ્રકારે કહેલ છે. તે આ પ્રમાણે-૧ દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત્તન, ૨ ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તન, ૩ કાળ પુદ્ગલપરાવર્ત્તન, ૪ અને ભાવ પુદ્ગલપરાવર્ત્તન.

વળી દરેકના બાદર અને સૂક્ષ્મ એવા બબ્બે પ્રકાર છે. જેમકે-સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલપરાવર્ત્તન, અને બાદર દ્રવ્યપુદ્ગલપરાવર્ત્તન. એ પ્રમાણે દરેકના ભેદો સમજવા. ૩૭

હવે બાદર અને સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ કહે છે—

संसारंमि अडंतो जाव य कालेण फुसिय सव्वाणू ।
इगु जीवु मुयइ बायर अन्नयरतणुट्ठिओ सुहुमो ॥३८॥

संसारे अटन् यावता च कालेन स्पृष्ट्वा सर्वाणून् ।
एको जीवो मुञ्चति बादरोऽन्यतरतनुस्थितः सूक्ष्मः ॥३८॥

અર્થ—સંસારમાં પરિભ્રમણ કરતો કોઇએક આત્મા સઘળા અણુઓને જેટલા કાળે ઔદારિકાદિરૂપે સ્પર્શ કરીને મૂકે તેટલા કાળને દ્રવ્યપુદ્ગલ પરાવર્ત્તન કહે છે. અને કોઇપણ એક શરીરમાં રહ્યો છતો સઘળા અણુને જેટલા કાળે સ્પર્શે તે કાળને સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલ-પરાવર્ત્તન કહે છે.

ટીકાનુ૦—કર્મવશ આત્માઓ જેની અંદર રખડે તે ચૌદ રાજલોક પ્રમાણ ક્ષેત્ર સંસાર કહેવાય છે. તે સંસારમાં પરિભ્રમણ કરતો કોઇએક આત્મા સંપૂર્ણ ચૌદ રાજલોકમાં જે કોઇ પરમાણુઓ હોય તેને જેટલા કાળે સ્પર્શ કરીને મૂકે એટલે કે ઔદારિકાદિરૂપે પરિણમાવી પરિણમાવી છોડે તેટલા કાળ વિશેષને બાદર દ્રવ્યપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

તાત્પર્યાર્થ એ કે-જેટલા કાળે એક જીવ જગત્‌માં રહેલા સઘળા પરમાણુઓને યથાયોગ્ય રીતે ઔદારિક, વૈક્રિય, તૈજસ, ભાષા, શ્વાસોચ્છ્વાસ, મન, અને કાર્મણ એ સાતે રૂપે આડી અવળી રીતે પરિણમાવી પરિણમાવી છોડે તેટલા કાળ વિશેષને બાદર દ્રવ્યપુદ્ગલ-પરાવર્ત્તન કહે છે.

હવે સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલપરાવર્ત્ત કહે છે-ઔદારિકાદિ શરીરમાંના કોઇપણ એક શરીરમાં રહેલો સંસારમાં પરિભ્રમણ કરતો આત્મા જેટલા કાળે જગદ્વર્ત્તિ સઘળા પરમાણુઓને સ્પર્શ કરીને મૂકે તેટલા કાળવિશેષને સૂક્ષ્મ દ્રવ્યપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

તાત્પર્ય એ કે–જેટલા કાળે લોકાકાશમાં રહેલા સઘળા પરમાણુઓને ઔદારિકાદિમાંથી વિવક્ષિત કોઈપણ એક શરીરરૂપે પરિણમાવીને મૂકતાં જેટલો કાળ થાય તેટલા કાળને સૂક્ષ્મદ્રવ્યપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

અહિં બાદર અને સૂક્ષ્મમાં એટલો વિશેષ છે કે બાદરમાં ઔદારિક વૈક્રિયાદિ જે જે રૂપે જગદ્વર્તિ સઘળા પરમાણુઓને પરિણમાવે તે સઘળાનો પરિણામ ગણાય છે, અને સૂક્ષ્મમાં ઔદારિકરૂપે પરિણમાવતાં વચમાં વૈક્રિયપણે પરિણમાવે તો તેઓનો તે રૂપે પરિણામ ગણાતો નથી, કાળ તો ગણાય જ છે. બાદરમાં આડા અવળા પણ સાતેપણે જગત્વર્ત્તિ સઘળા પરમાણુઓને પરિણમાવવાના હોય છે, સૂક્ષ્મમાં કોઈપણ એક રૂપે પરિણમાવવાના હોય છે.

અહિં પુદ્ગલપરાવર્ત્તન એ સાર્થક નામ છે, આત્મા ઔદારિકાદિરૂપે અથવા વિવક્ષિત કોઈપણ એક શરીરરૂપે જગત્વર્ત્તિ સઘળા પરમાણુઓને જેટલા કાળે પરિણમાવીને મૂકે તેટલા કાળને પુદ્ગલપરાવર્ત્તન કહે છે.

આ શબ્દનું [1]વ્યુત્પત્તિ નિમિત્ત છે. આ વ્યુત્પત્તિનિમિત્ત વડે પોતાના એક અર્થમાં સમવાયસંબંધે રહેનાર પ્રવૃત્તિનિમિત્તરૂપ અનંતઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ સમજવો. તેથી ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તનાદિમાં પુદ્ગલોના પરાવર્ત્તનનો અભાવ હોવા છતાં પણ તેનુ પ્રવૃત્તિનિમિત્ત જે અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ વિદ્યમાન હોવાથી પુદ્ગલપરાવર્ત્તન શબ્દ ક્ષેત્રાદિમાં પણ પ્રવર્તે તો કોઈ પણ જાતનો વિરોધ [2]નથી.

જેમ ગો શબ્દ જે જાય તે ગાય એ અર્થમા ગમ્ ધાતુ ઉપરથી ઉત્પન્ન થયેલો છે. આ તેનું વ્યુત્પત્તિનિમિત્ત છે. પણ એ અર્થમાં તે શબ્દ પ્રવર્ત્તતો નથી. કારણ કે ગતિ કરનારા સઘળા ગાય કહેવાતા નથી પરંતુ ગમનરૂપ વ્યુત્પત્તિનિમિત્ત સાથે એકજ અર્થમાં સમવાય સંબંધે રહેનાર એટલે કે જેની અંદર વ્યુત્પત્તિનિમિત્ત રહે છે તેનીજ અંદર સમવાય સંબંધ રહેનાર ખરી, ખુંધ, પુછડું અને ગળાની ગોદડીરૂપ પ્રવૃત્તિનિમિત્ત જણાય તે એટલે કે ખરી ગળકંબલ આદિ જેની અંદર હોય તે ગાય કહેવાય છે. તેથી જવાની ક્રિયા ન કરતી હોય છતાં ગાયના પિંડમાં પ્રવૃત્તિનિમિત્તનો સદ્ભાવ હોવાથી ગાય એ શબ્દ પ્રવર્ત્તે છે. આ પ્રમાણે ક્ષેત્રાદિ પુદ્ગલ-પરાવર્ત્તન માટે પણ સમજવું.

---

૧ વ્યુત્પત્તિ નિમિત્ત એટલે શબ્દ ઉપરથી નીકળતો અર્થ.

પુદ્ગલપરાવર્ત્તનનો પુદ્ગલ–પુદ્ગલોને ગ્રહણ કરી ઔદારિકાદિપણે પરાવર્ત્તન–પરિણમાવી પરિણમાવી જેની અંદર મૂકે તે પુદ્ગલપરાવર્ત્તન એ શબ્દ ઉપરથી નીકળતો અર્થ છે. આ અર્થ દ્રવ્યપુદ્ગલપરાવર્ત્તનમાં ઘટે છે, પરંતુ ક્ષેત્રાદિ પુદ્ગલપરાવર્ત્તનોમાં ઘટતો નથી. કારણ તેમાં પુદ્ગલોને ગ્રહણ કરવાનાં નથી. ત્યારે ત્યાં તેનું પ્રવૃત્તિનિમિત્ત જે કાળ તે ઘટે છે.

શબ્દ ઉપરથી ગમે તે અર્થ નીકળે છતાં જે અર્થમાં તે પ્રવર્ત્તે તે તેનું પ્રવૃત્તિનિમિત્ત કહેવાય છે જેમકે પંકમાંથી ઉત્પન્ન થાય તે પંકજ આવો શબ્દનો અર્થ છતાં તેની કમળ અર્થમાંજ પ્રવૃત્તિ થાય છે. તેમ અહિં પુદ્ગલપરાવર્ત્તનનો શબ્દાર્થ ગમે તે થાય પરતુ તે અનંત ઉત્સર્પિણી અવસર્પિણી જે કાળ તે અર્થમાં એ ઘટે છે. એટલે ક્ષેત્રાદિમાં પુદ્ગલનું ગ્રહણ નહિ હોવા છતાં પણ પુદ્ગલ પરાવર્ત્તન શબ્દની પ્રવૃત્તિમાં કોઇ વિરોધ આવતો નથી.

આ સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલપરાવર્ત્તનમાં વિવક્ષિત એક શરીર સિવાય અન્ય શરીરરૂપે પરિણમાવી- પરિણમાવી જે [1]પુદ્ગલોને છોડે તે ગણાય નહિ. પરંતુ ઘણા કાળે પણ વિવક્ષિત એક શરીર રૂપે જ્યારે જગદ્વર્ત્તિ પરમાણુઓને પરિણમાવે ત્યારે તેનો પરિણામ ગણાય છે. કાળ તો, શરૂઆતથી છેવટ સુધીનો ગણાય જ છે. ૩૮

આ પ્રમાણે બાદર અને સૂક્ષ્મ એમ બે ભેદે દ્રવ્ય પુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ કહ્યું, હવે બાદર અને સૂક્ષ્મ એમ બે ભેદે ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ કહે છે—

**लोगस्स पएसेसु अणंतरपरंपराविभत्तीहिं ।**
**खेत्तंमि बायरो सो सुहुमो उ अणंतरमयस्स ॥३९॥**

लोकस्य प्रदेशेषु अनन्तरपरम्परा विभक्तिभ्याम् ।
क्षेत्रे बादरः स सूक्ष्मस्तु अनन्तरमृतस्य ॥ ३९ ॥

અર્થ—અનંતર પ્રકારે કે પરંપર પ્રકારે લોકાકાશના પ્રદેશોમાં મરણ પામતા આત્માને જેટલો કાળ થાય તે બાદર ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તન કહેવાય, અને અનંતર પ્રકારે મરતા આત્માને જેટલો કાળ થાય તે સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તન કહેવાય.

ટીકાનુ૦—ચૌદરાજ પ્રમાણ લોકાકાશના પ્રદેશોમાં અનંતર પ્રકારે એટલે કે ક્રમપૂર્વક-એક પછી એક આકાશપ્રદેશમાં મરણ પામતા અથવા પરંપરપ્રકારે ક્રમ સિવાય આકાશ પ્રદેશને સ્પર્શી મરણ પામતા એક આત્માને જેટલો કાળ થાય તેટલા કાળને ક્ષેત્રથી બાદર પુદ્ગલપરાવર્ત્તન કહેવામાં આવે છે.

તાત્પર્ય એ કે-જેટલા કાળે એક આત્મા લોકાકાશના સઘળા આકાશપ્રદેશોને ક્રમવડે કે ક્રમ સિવાય મરણવડે સ્પર્શ કરે તેટલા કાળને ક્ષેત્રથી બાદર પુદ્ગલપરાવર્ત્તન કહેવામાં આવે છે.

હવે ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્ગલપરાવર્ત્તન કહે છે-ચૌદરાજ પ્રમાણ લોકના સઘળા પ્રદેશોમાં ક્રમપૂર્વક-એક પછી એક આકાશપ્રદેશને સ્પર્શી મરણ પામતાં જેટલો કાળ થાય તેટલા કાળને સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તન કહે છે.

અહિં ભાવના આ પ્રમાણે છે-જો કે જીવની જઘન્ય અવગાહના પણ અસંખ્ય આકાશ-પ્રદેશપ્રમાણ હોય છે, તેથી એક આકાશપ્રદેશને સ્પર્શીને મરણ પામે તે સમયે તે ક્ષેત્રના કોઇ પણ એક આકાશપ્રદેશની સ્પર્શનાની વિવક્ષા કરી તેને અવધિરૂપે ગણવો. ત્યારપછી તે આકાશપ્રદેશથી અન્ય ભાગમાં રહેલા આકાશ પ્રદેશોને મરણવડે સ્પર્શ કરે તો તે ગણાય

---

૧ જે પુદ્ગલોને એક વાર ગ્રહણ કરી મૂકેલા હોય તેને ફરી ગ્રહણ કરે અગર મિશ્ર ગ્રહણ કરે તો તેની સ્પર્શના ગણાતી નથી. પરંતુ જેને નથી ગ્રહણ કર્યાં તેને ગ્રહણ કરી પરિણમાવી મૂકે તો તેની સ્પર્શના ગણાય છે.

નહિ. પરંતુ અનંતકાળે તે મર્યાદારૂપ એક આકાશપ્રદેશની નજીકના બીજા આકાશપ્રદેશને મરણ વડે કરીને જ્યારે સ્પર્શે ત્યારે તે સ્પર્શના ગણાય. વળી તેની નજીકના ત્રીજા આકાશ-પ્રદેશને સ્પર્શીને જેટલે કાળે મરણ પામે તે ગણાય એમ ક્રમપૂર્વક લોકાકાશના સઘળા આકાશ પ્રદેશોને મરણવડે સ્પર્શ કરતા જેટલો કાળ થાય, તેને ક્ષેત્રથી સૂક્ષ્મપુદ્ગલપરાવર્ત્તન કહે છે. ૩૯

બાદર અને સૂક્ષ્મ એમ બે ભેદે ક્ષેત્રપુદ્ગલપરાવર્ત્તન કહ્યો. હવે બાદર અને સૂક્ષ્મ કાળ પુદ્ગલ પરાવર્ત્તન કહે છે—

उस्सप्पिणि समएसु अणंतरपरंपराविभत्तिहिं ।
कालम्मि बायरो सो सुहुमो उ अणंतरमयस्स ॥४०॥

उत्सर्पिणिसमयेषु अनन्तरपरम्पराविभक्तिभ्याम् ।
काले बादरः स सूक्ष्मस्तु अनन्तरमृतस्य ॥४०॥

અર્થ—અનંતર પ્રકારે કે પરંપર પ્રકારે ઉત્સર્પિણી અને અવસર્પિણીના સમયોને મરણવડે સ્પર્શ કરતાં જેટલો સમય થાય તેને બાદર કાળ પુદ્ગલપરાવર્ત્તન કહે છે. અને અનંતર પ્રકારે–એક પછી એક સમયોને મરણવડે સ્પર્શ કરતાં જેટલો કાળ થાય તેને સૂક્ષ્મ કાળ પુદ્ગલપરાવર્ત્તન કહે છે.

ટીકાનુ૦—અહિં ઉત્સર્પિણીના ગ્રહણથી અવસર્પિણીનું ગ્રહણ પણ ઉપલક્ષણથી કરવાનું છે. તેથી તેનો અર્થ આ થાય છે—

ઉત્સર્પિણી અને અવસર્પિણીના સઘળા સમયોમાં અનંતર પ્રકારે અને પરંપર પ્રકારે મરણ પામતા આત્માને જેટલો કાળ થાય તેટલા કાળને બાદર કાળ પુદ્ગપરાવર્ત્તન કહેવાય છે.

તાત્પર્ય એ કે–જેટલા કાળે એક જીવ ઉત્સર્પિણી અને અવસર્પિણીના સઘળા સમયોને ક્રમવડે કે ક્રમ સિવાય મરણવડે સ્પર્શ કરે એટલે આડા અવળા પણ સઘળા સમયોમાં મરણ પામે તેટલા કાળને બાદર કાળ પુદ્ગલપરાવર્ત્તન કહે છે.

હવે સૂક્ષ્મ કાળ પુદ્ગલપરાવર્ત્તન કહે છે-ઉત્સર્પિણી અને અવસર્પિણીના સઘળા સમયોમાં ઉત્સર્પિણીના પ્રથમ સમયથી આરંભી ત્યારપછી ક્રમપૂર્વક મરણ પામતા જેટલો કાળ જાય તેને સૂક્ષ્મ કાળપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

અહિં પણ એનો વિશેષ વિચાર આ પ્રમાણે છે–કોઈ જીવ ઉત્સર્પિણીના પ્રથમ સમયે મરણ પામ્યો, ત્યારપછી તે જીવ સમયન્યૂન વીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ કાળ ગયા પછી જો ઉત્સર્પિણીના બીજા સમયે મરણ પામે, તો તે બીજો સમય મરણથી સ્પર્શાયેલો ગણાય. જો કે ઉત્સર્પિણીના અન્ય અન્ય સમયોને મરણ કરવા વડે સ્પર્શ્યો છે છતાં

ક્રમપૂર્વક તેઓને સ્પર્શ કરવાના હોવાથી તેઓની સ્પર્શના ગણાય નહિ. હવે જો કદાચ તે આત્મા તે ઉત્સર્પિણીના બીજા સમયે મરણ ન પામે પરંતુ અન્ય સમયે મરણ પામે તો તે પણ ન ગણાય પરંતુ અનંત ઉત્સર્પિણી અવસર્પિણી ગયે છતે જ્યારે ઉત્સર્પિણીના બીજા સમયે મરણ પામે ત્યારે જ તે સમય ગણાય. આ પ્રમાણે ક્રમ પૂર્વક ઉત્સર્પિણીના સઘળા સમયોને અને ત્યારપછી અવસર્પિણીના સઘળા સમયોને મરણવડે સ્પર્શ કરતાં જેટલો કાળ થાય તેને કાળથી સૂક્ષ્મ પુદ્ગલ પરાવર્ત્તન કહેવામાં આવે છે.

ઉત્સર્પિણીના પહેલા સમયે મરણ પામનાર ત્યારપછીની અવસર્પિણી ગયા પછી આવતી ઉત્સર્પિણીના બીજા સમયે મરણ પામે તો તે ગણાય. જો તે ઉત્સર્પિણીના બીજા સમયે મરણ ન પામે તો તે ઉત્સર્પિણી અને ત્યારપછીની અવસર્પિણી ગયા પછીની ઉત્સર્પિણીના બીજા સમયે મરણ પામે તો ગણાય. આ પ્રમાણે ક્રમપૂર્વક ઉત્સર્પિણીના સમયોમાં મરણ પામતાં જેટલો કાળ થાય તેને સૂક્ષ્મ કાળ પુદ્ગલપરાવર્ત્તન કહેવાય છે. ૪૦

સૂક્ષ્મ બાદર એમ બે ભેદે કાળ પુદ્ગલપરાવર્ત્તન કહ્યો. હવે સૂક્ષ્મ બાદર એમ બે ભેદે ભાવ પુદ્ગલપરાવર્ત્તન કહે છે—

अणुभागठाणेसुं अणंतरपरंपराविभत्तीहिं ।
भावंमि बायरो सो सुहुमो सव्वेसुणुक्कमसो ॥४१॥

अनुभागस्थानेषु अनन्तरपरम्पराविभक्तिभ्याम् ।
भावे बादरः स सूक्ष्मः सर्व्वेष्वनुक्रमशः ॥४१॥

અર્થ—અનંતર અને પરંપરાવડે અનુભાગસ્થાનોમાં મરણ પામતાં જેટલો કાળ થાય તેને ભાવથી બાદર પુદ્ગલપરાવર્ત્તન કહે છે. અને અનુક્રમે સઘળા અધ્યવસાયોમાં મરણ પામતાં જેટલો કાળ જાય તેને સૂક્ષ્મ ભાવપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

ટીકાનુ—અનુભાગસ્થાનકોનું સવિસ્તૃત સ્વરૂપ કર્મપ્રકૃતિ સંગ્રહમાં બંધન કરણની અંદર રસબંધનુ સ્વરૂપ કહેવાના પ્રસંગે 'एकज्झवसायसमज्जियस्स दलियस्स किं रसो तुल्लो' આ ગ્રંથવડે કરીને કહેશે. તે અનુભાગ સ્થાનકો અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે.

રસસ્થાનકોના બંધમાં હેતુભૂત કષાયોદયજન્ય જે અધ્યવસાયો તે પણ કારણમાં કાર્યનો આરોપ કરવાથી અનુભાગસ્થાનકો જ કહેવાય છે.

રસબંધમાં હેતુભૂત તે અધ્યવસાયો પણ અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ છે.

હવે ગાથાનો અર્થ કહે છે—રસબંધમાં હેતુભૂત અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ અધ્યવસાયોમાં જેટલા કાળે એક આત્મા અનંતર પરંપરાવડે મરણ પામે તેટલા કાળને બાદર ભાવપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

તાત્પર્યાર્થ એ કે—જેટલા કાળે એક આત્મા ક્રમવડે કે ક્રમસિવાય રસબંધના સઘળા

અધ્યવસાયોમાં મરણ પામે એટલે કે દરેક અધ્યવસાયને ક્રમ સિવાય મરણવડે સ્પર્શે તેટલા કાળને બાદર ભાવપુદ્ગલ પરાવર્ત્તન કહે છે.

હવે સૂક્ષ્મ ભાવપુદ્ગલ પરાવર્ત્તન કહે છે–રસબંધના હેતુભૂત સઘળા અધ્યવસાયોમાં ક્રમપૂર્વક મરણ પામતાં જેટલો કાળ થાય તેને સૂક્ષ્મ ભાવપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

એની ભાવના–વિશેષ વિચાર આ પ્રમાણે–કોઈક આત્મા જઘન્ય કષાયના ઉદયથી ઉત્પન્ન થયેલા અધ્યવસાયે મરણ પામ્યો, ત્યારપછી તે આત્મા અનંતકાળે પણ પહેલાની નજીકના બીજા અધ્યવસાયે મરણ પામે તે મરણ ગણાય, પરંતુ અન્ય અન્ય અધ્યવસાયે થયેલાં મરણો ન ગણાય. ત્યારપછી વળી કાળાંતરે બીજાની નજીકના ત્રીજા અધ્યવસાયે મરણ પામે–આયુ પૂર્ણ કરે તે મરણ ગણાય, વચમાં વચમાં અન્ય અન્ય અધ્યવસાયોને સ્પર્શીને થયેલાં અનંતા મરણો પણ ગણાય નહિ, એટલે કે ઉત્ક્રમવડે મરણો દ્વારા થયેલી અધ્યવસાયની સ્પર્શના ગણાય નહિ, કાળ તો ગણાયજ. આ રીતે અનુક્રમે રસબંધના સઘળા અધ્યવસાયસ્થાનોને જેટલા કાળે મરણવડે સ્પર્શે તેટલા કાળને સૂક્ષ્મભાવપુદ્ગલપરાવર્ત્તન કહે છે.

અહિં બાદર પુદ્ગલપરાવર્ત્તનની સઘળી પ્રરૂપણા શિષ્યોને સૂક્ષ્મ પુદ્ગલપરાવર્ત્તનનું સ્પષ્ટ જ્ઞાન થાય એટલા માટે કરેલી છે સિદ્ધાંતમાં કોઈપણ સ્થળે કોઈપણ પ્રકારનું બાદર પુદ્ગલપરાવર્ત્તન ઉપયોગી જણાયુ નથી. માત્ર તેનું સ્વરૂપ બતાવ્યા પછી સૂક્ષ્મ પુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ બતાવે તો તેને શિષ્યો સુખપૂર્વક સમજી શકે તે માટે જ તેનું સ્વરૂપ કહ્યું છે.

અહિં જો કે ચારે સૂક્ષ્મપુદ્ગલપરાવર્ત્તનોમાં પરમાર્થથી-વાસ્તવિક રીતે કોઇ વિશેષ નથી તોપણ જીવાભિગમાદિ સૂત્રોમાં ક્ષેત્ર આશ્રયી જ્યાં જ્યાં વિચાર કર્યો છે, ત્યાં ત્યાં ઘણા ભાગે ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તનનું ગ્રહણ કર્યું છે.

સૂત્રમાં કહ્યું છે કે–'જે મિથ્યાદૃષ્ટિ કાળ આશ્રયી સાદિ સપર્યવસિત છે, તે જઘન્યથી અંતર્મુહૂર્ત્ત હોય છે, અને ઉત્કૃષ્ટથી અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ અનંત કાળ હોય છે, અને ક્ષેત્ર આશ્રયી વિચારતાં દેશોન અર્ધપુદ્ગલપરાવર્ત્તન કાળ હોય છે.'

અહિં પુદ્ગલપરાવર્ત્તન એ ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તન સમજવું. આ પ્રમાણે પ્રસંગને અનુસરી ચાર પ્રકારના પુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ કહ્યું. ૪૧

આ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકનો જઘન્યોત્કૃષ્ટ કાળ કહ્યો હવે સાસ્વાદન અને મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકનો તથા ઔપશમિક સમ્યક્ત્વ અને ક્ષાયિક સમ્યક્ત્વનો કાળ કહે છે—

**आवलियाणं छक्कं समयादारब्भ सासणो होइ ।**
**मीसुवसम अंतमुहु खाइयदिट्ठि अणंतद्धा ॥४२॥**

आवलिकानां षट्कं समयादारभ्य सास्वादनो भवति ।
मीश्रोपशमावन्तर्मुहूर्त्तं क्षायिकदृष्टिरनन्ताद्धा ॥४२॥

અર્થ—સાસ્વાદન ગુણસ્થાનક સમયથી આરંભી છ આવલિકાપર્યંત હોય છે, મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનક અને ઔપશમિક સમ્યક્ત્વ અંતમુહૂર્ત્તપર્યંત હોય છે, અને ક્ષાયિક સમ્યક્ત્વ અનંતકાળપર્યંત હોય છે.

ટીકાનુ૦—એક સમયથી આરંભી છ આવલિકાપર્યંત સાસ્વાદન ગુણસ્થાનક હોય છે, આ સંબંધમાં વિશેષ વિચાર આ પ્રમાણે—

પહેલા દ્વારમાં ગુણસ્થાનકના સ્વરૂપમાં બતાવેલા ક્રમે જેણે સાસ્વાદનપણું પ્રાપ્ત કર્યું છે એવો કોઇ આત્મા સાસ્વાદન ગુણસ્થાનકે એક સમય રહે છે, અન્ય કોઇ બે સમય રહે છે, અન્ય કોઇ ત્રણ સમય રહે છે, એમ યાવત્ કોઇક છ આવલિકાપર્યંત રહે છે, ત્યારપછી અવશ્ય મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય છે. તેથી એક જીવ આશ્રયી સાસ્વાદન ગુણસ્થાનકનો કાળ જઘન્યથી એક સમય હોય છે, ઉત્કૃષ્ટથી છ આવલિકા હોય છે.

તથા મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનક અને ઉપશમસમ્યક્ત્વ જઘન્ય અને ઉત્કૃષ્ટથી અંતમુહૂર્ત્તપર્યંત રહે છે. તે આ પ્રમાણે-મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકનો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અંતમુહૂર્ત્તકાળ પ્રસિદ્ધ છે.

કહ્યું છે કે—'સમ્યગ્મિથ્યાદૃષ્ટિનો કાળ અંતમુહૂર્ત્ત છે.'

માત્ર જઘન્યપદે અંતમુહૂર્ત્ત નાનું હોય છે, ઉત્કૃષ્ટપદે મોટું હોય છે.

તથા ઔપશમિક સમ્યક્ત્વ કે જે-મિથ્યાત્વ ગુણઠાણે ત્રણ કરણ કરીને પ્રાપ્ત કરે છે તે અથવા ઉપશમશ્રેણિનું જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અંતમુહૂર્ત્તજ હોય છે. એટલે કે એ બંને પ્રકારના ઉપશમસમ્યક્ત્વનો કાળ અંતમુહૂર્ત્તનો છે.

તેમાં પ્રથમ ઉપશમસમ્યક્ત્વનો અંતમુહૂર્ત્તકાળ પ્રસિદ્ધ છે. તે આ પ્રમાણે-મિથ્યાત્વ ગુણસ્થાનકે ત્રણ કરણ કરી ઉપશમસમ્યક્ત્વ સહિત દેશવિરતિ આદિ ગુણસ્થાનકે પણ જાય તોપણ તેનો અંતમુહૂર્ત્તજ સ્થિતિકાળ છે. કારણકે ત્યારપછી ક્ષાયોપશમિકસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

અહિં સમ્યક્ત્વનો કાળ બતાવવો છે, ગુણસ્થાનકનો નહિ ઉપશમસમ્યક્ત્વ અંતમુહૂર્ત્તથી વધારે કાળ ન રહે, એટલે દેશવિરતિ આદિ ગુણઠાણે વધારે કાળ રહેવાનો હોય તો ક્ષયોપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી લ્યે છે તથા દેશવિરતિ આદિ પ્રાપ્ત ન કરે માત્ર સમ્યક્ત્વજ પ્રાપ્ત કરે તો અંતમુહૂર્ત્ત પછી પડી કોઇ સાસ્વાદને જાય છે, અને કોઇક ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

તથા ઉપશમશ્રેણિનો કાળ અંતમુહૂર્ત્તનો હોવાથી શ્રેણિના ઉપશમસમ્યક્ત્વનો જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતમુહૂર્ત્તનોજ કાળ ઘટે છે. માત્ર જઘન્યથી ઉત્કૃષ્ટ વધારે હોય છે.

ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ અનંતકાળ પર્યંત હોય છે. કારણ કે ક્ષાયિક સમ્યક્ત્વ એ દર્શનમોહનીયના સંપૂર્ણ નાશથી ઉત્પન્ન થયેલું જીવનું શુદ્ધ સ્વરૂપ હોવાથી પ્રાપ્ત થયા પછી કોઇ દિવસ નાશ પામતું નથી. તેથીજ ક્ષાયિક સમ્યક્ત્વનો સાદિ અનંતકાળ છે. ૪૨

હવે અવિરતિ સમ્યગ્દષ્ટિ તથા દેશવિરતિ ગુણસ્થાનકનો કાળ કહે છે—

वेयग अविरयसम्मो तेत्तीसयराइं साइरेगाइं ।
अंतमुहुत्ताओ पुव्वकोडी देसो उ देसूणा ॥४३॥

वेदकाविरतसम्यग्दृष्टिः त्रयस्त्रिंशदतराणि सातिरेकाणि ।
अन्तर्मुहूर्त्तात् पूर्वकोटिः देशस्तु देशोना ॥४३॥

અર્થ—વેદક અવિરત સમ્યગ્દષ્ટિ આત્મા અંતર્મુહૂર્ત્તથી આરંભી કંઇક અધિક તેત્રીસ સાગરોપમ પર્યંત હોય છે. અને દેશવિરતિ દેશોન પૂર્વકોટિ પર્યંત હોય છે.

ટીકાનુ૦—ક્ષાયોપશમિક સમ્યક્ત્વ યુક્ત અવિરતિ સમ્યગ્દષ્ટિ આત્મા જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પર્યંત હોય છે. અને ત્યારપછી અંતર્મુહૂર્ત્તથી આરંભી ત્યાં સુધી હોય છે કે ઉત્કૃષ્ટથી કંઇક અધિક તેત્રીસ સાગરોપમ કાળ થાય. એટલે કે ઉત્કૃષ્ટથી કંઇક અધિક તેત્રીસ સાગરોપમ પર્યંત હોય છે, તેથી ચોથા ગુણસ્થાનકનો તેટલો કાળ ઘટે છે.

કંઇક અધિક તેત્રીસ સાગરોપમ પર્યંત ક્ષાયોપશમિક સમ્યક્ત્વ યુક્ત અવિરતિ સમ્યગ્દષ્ટિ કેવી રીતે હોય ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે-કોઈએક પ્રથમ સંઘયણી આત્મા અતિ સુંદર ચારિત્રનું પાલન કરી ઉત્કૃષ્ટ સ્થિતિવાળા અનુત્તરવિમાનમાં ઉત્પન્ન થાય, ત્યાં તેનો અવિરતિ સમ્યગ્દષ્ટિપણામાં તેત્રીસ સાગરોપમ પ્રમાણ કાળ જાય, ત્યારપછી ત્યાંથી ચ્યવી મનુષ્યભવમાં આવી જ્યાં સુધી સર્વવિરતિ આદિ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી અવિરતિપણામાં જ રહે, તેથી આવા સ્વરૂપવાળા કોઇક વેદક અવિરતિ સમ્યગ્દષ્ટિ આત્માને મનુષ્યભવના કેટલાક વર્ષ અધિક તેત્રીસ સાગરોપમનો કાળ ઘટે છે.

દેશવિરતિ આત્મા જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વકોટી પર્યંત હોય છે, તેથી પાંચમા ગુણસ્થાનકનો તેટલો કાળ છે.

તેમાં અંતર્મુહૂર્ત્તની ભાવના આ પ્રમાણે-કોઈ એક અવિરતાદિ આત્મા અંતર્મુહૂર્ત્ત પર્યંત દેશવિરતિ ગુણસ્થાનકે રહી અવિરતિ આદિને પ્રાપ્ત કરે અગર પ્રમત્તાદિ ગુણસ્થાનકે જાય તેને આશ્રયી અંતર્મુહૂર્ત્તકાળ ઘટે છે. જઘન્યથી પણ તેટલો કાળ રહી અવિરતિપણાને કે સર્વવિરતિ ભાવને પ્રાપ્ત કરે છે, તે પહેલાં નહિ.

દેશોન પૂર્વકોટિની ભાવના આ પ્રમાણે છે-કોઈક પૂર્વકોટિ વરસના આયુવાળો આત્મા ગર્ભમાં કંઇક અધિક નવ માસ રહે. ત્યારબાદ પ્રસવ થયા પછી પણ આઠ વરસ પર્યંત દેશવિરતિ અથવા સર્વવિરતિને પ્રાપ્ત કરી શકતો નથી, કારણ કે જીવસ્વભાવે આઠ વરસથી નીચેની વયવાળાને દેશવિરતિ અગર સર્વવિરતિને યોગ્ય પરિણામ થતા નથી. તેથી તેટલા કાળપર્યંત કોઇપણ જાતનું ચારિત્ર પ્રાપ્ત થતું નથી, એટલે તેટલું આયુ વીત્યા બાદ જેઓ દેશવિરતિ પ્રાપ્ત કરે તેઓ આશ્રયી દેશવિરતિ ગુણસ્થાનકનો દેશોન પૂર્વકોટિ કાળ ઘટે છે,

અધિક ઘટતો નથી. કારણ કે પૂર્વકોટિથી અધિક આયુવાળા યુગલિયા હોય છે, તેઓને તો વિરતિના પરિણામ જ થતા નથી, તેઓને માત્ર ચારજ ગુણસ્થાનક હોય છે.

ઉપર કહ્યું કે પ્રસવ થયા પછી આઠ વર્ષ પર્યંત જીવસ્વભાવે દેશથી અથવા સર્વથી વિરતિ પરિણામ થતા નથી. ત્યારપછી જ થાય છે, તેથી ભગવાન વજ્રસ્વામિના વિષયમાં દોષનો પ્રસંગ આવશે. કારણ કે ભગવાન વજ્રસ્વામિએ છ માસની ઉંમરમાંજ ભાવથી સર્વસાવદ્યવિરતિ પ્રાપ્ત કરી છે, એમ શાસ્ત્રમાં સંભળાય છે. સૂત્રમાં કહ્યું છે કે-

'છ માસની ઉંમરવાળા ષડ્ જીવનિકાયમાં પ્રયત્નવાળા, માતાસહિત ભગવાન વજ્રસ્વામિને હું વાંદુ છું.'

આ પ્રમાણે હોવાથી પૂર્વોક્ત નિયમમાં આવેલા વિરોધના જવાબમાં કહે છે કે-તમે જે કહ્યું તે સત્ય છે. પરંતુ ભગવાન વજ્રસ્વામિને બાલ્યાવસ્થામાં પણ ભાવથી ચારિત્રની પ્રાપ્તિ આશ્ચર્યરૂપ છે, અને આવી રીતે ચારિત્રની પ્રાપ્તિ કાદાચિત્કી-કોઈ વખતેજ થનારી હોય છે માટે અહિં કોઈ દોષ નથી.

વળી શંકા કરે છે કે-ભગવાન્ વજ્રસ્વામિને બાલ્યાવસ્થામાં પણ ભાવથી ચારિત્રની પ્રાપ્તિ થઈ તેવી ચારિત્રની પ્રાપ્તિ કોઈક વખતજ થનારી હોય છે એમ તમે શી રીતે જાણ્યું છે ? તેના ઉત્તરમાં કહે છે-પૂર્વાચાર્ય મહારાજના વ્યાખ્યાન અમે જાણીએ છીએ કે ભગવાન્ વજ્રસ્વામિને ચારિત્રની પ્રાપ્તિ આશ્ચર્યભૂત છે.

પંચવસ્તુ ગ્રંથમાં જ્યાં પ્રવ્રજ્યાની પ્રાપ્તિ કાળના નિયમનો વિચાર કર્યો છે ત્યાં કહ્યું છે કે-" तयहो परिहवखेत्तं, न चरणभावोवि पायमेएसिं। आहच्च भावकहगं सुत्तं पुण होइ नायव्वं ॥१॥ એ ગાથાની વ્યાખ્યા-

આઠ વરસની નીચેની ઉમરવાળા મનુષ્યો પરિભવનું ક્ષેત્ર હોય છે. બાલ્યાવસ્થા હોવાથી જે તે વડે પરિભવને પ્રાપ્ત થાય છે-જે તે વડે દબાઈ જાય છે. તથા ચારિત્રનો પરિણામ પણ આઠ વરસથી નીચેની ઉમરવાળાને પ્રાયઃ થતો નથી.

વળી छम्मासियं छसु जयं माउए समन्नियं वंदे' એ પ્રકારનું શાસ્ત્રમાં જે સૂત્ર કહ્યું છે તે તો કોઇ કાળેજ થનાર ભાવોને કથન કરનારૂં છે. તે હેતુથી આઠ વરસની નીચેની ઉંમરવાળાને તેઓ પરિભવનું સ્થાન હોવાથી તથા તેઓને ચારિત્ર પરિણામ થતો નહિ હોવાથી દીક્ષા અપાતી નથી." ૪૩

હવે પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાનકનો એક જીવ આશ્રયી કાળ કહે છે—

**समयाओ अंतमुहू पमत्त अपमत्तयं भयंति मुणी।**
**देसूण पुव्वकोडिं अन्नोन्नं चिट्ठहि भयंता ॥४४॥**

समयादन्तर्मुहूर्त्तं प्रमत्ततामप्रमत्ततां भजन्ते मुनयः।
देशोनां पूर्व्वकोटिमन्योन्यं तिष्ठन्ति भजन्तः ॥४४॥

અર્થ—સમયથી આરંભી અંતર્મુહૂર્ત પર્યંત પ્રમત્તપણાને અથવા અપ્રમત્તપણાને મુનિઓ સેવે છે. અને પરસ્પર એ બંને ગુણસ્થાનકને દેશોનપૂર્વ કોટિ પર્યંત સેવે છે.

ટીકાનુ૰—મુનિનો પ્રમત્તપણામાં અથવા અપ્રમત્તપણામાં સમયથી આરંભી અંતર્મુહૂર્ત પર્યંત રહે છે, ત્યારપછી પ્રમત્ત હોય તે અવશ્ય અપ્રમત્તે જાય અને અપ્રમત્ત હોય તે પ્રમત્તે જાય છે. તેથી પ્રમત્ત અને અપ્રમત્ત એ એક એકનો જઘન્યથી સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત કાળ છે. એને જ વિચારે છે.

પ્રમત્તમુનિઓ અથવા અપ્રમત્તમુનિઓ જઘન્યથી તે તે અવસ્થામાં એક સમય રહે છે. ત્યારપછી મરણનો સંભવ હોવાથી અવિરતિપણામાં જાય છે. અહિં જઘન્યથી સમયનો કાળ મરનાર આશ્રયીને જ ઘટે છે. મરણ ન પામે તો અંતર્મુહૂર્તનો જ કાળ હોય છે. તથા ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત કાળ છે. ત્યારપછી અવશ્ય પ્રમત્તને અપ્રમત્તપણું દેશવિરતિપણું અથવા મરણ થાય છે. અને અપ્રમત્તને પ્રમત્તપણું કોઇ પણ શ્રેણિ અથવા દેશવિરતિ આદિ પ્રાપ્ત થાય છે.

હવે અહિં શંકા થાય કે–અંતર્મુહૂર્ત પછી પ્રમત્ત ગુણસ્થાનકેથી અપ્રમત્ત ગુણસ્થાનકે જાય અને અપ્રમત્ત ગુણસ્થાનકેથી પ્રમત્ત ગુણસ્થાનકે જાય એ કેમ જાણી શકાય? શા માટે દેશવિરતિ આદિની જેમ દીર્ઘકાળ પર્યંત એ બે ગુણસ્થાનક ન હોય?

એ શંકાનો ઉત્તર આપતાં જણાવે છે કે–જે સંક્લેશ સ્થાનકોમાં વર્ત્તતો મુનિ પ્રમત્ત હોય છે, અને જે વિશુદ્ધિ સ્થાનકોમાં વર્ત્તતો મુનિ અપ્રમત્ત હોય છે, તે સંક્લેશ અને વિશુદ્ધિનાં સ્થાનકો પ્રત્યેક અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. યથાર્થ મુનિપણામાં વર્ત્તતો મુનિ જ્યાં સુધી ઉપશમશ્રેણિ અથવા ક્ષપકશ્રેણિ પર ન ચડે ત્યાં સુધી જીવ સ્વભાવે સંક્લેશ સ્થાનોમાં અંતર્મુહૂર્ત રહી વિશુદ્ધિસ્થાનકોમાં જાય, અને વિશુદ્ધિસ્થાનકોમાં અંતર્મુહૂર્ત રહી સંક્લેશસ્થાનકોમાં જાય છે. તથાસ્વભાવે દીર્ઘકાળ પર્યંત સંક્લેશસ્થાનકોમાં રહેતો નથી, તેમ દીર્ઘકાળ પર્યંત વિશુદ્ધિસ્થાનકોમાં પણ રહી શકતો નથી. તેથી પ્રમત્તપણામાં અને અપ્રમત્તપણામાં દેશોનપૂર્વ કોટિ પર્યંત પરાવર્ત્તન કર્યા કરે છે. તે હેતુથી પ્રમત્ત ભાવ અથવા અપ્રમત્ત ભાવ એ પ્રત્યેક અંતર્મુહૂર્ત કાળ પર્યંતજ હોય છે, વધારે કાળ હોતા નથી

શતકની બૃહચ્ચૂર્ણિમાં કહ્યું છે કે–'આ પ્રમાણે સંક્લિષ્ટ પરિણામવાળો કે વિશુદ્ધ પરિણામવાળો મુનિ અંતર્મુહૂર્તકાળ સુધી જ હોય છે, વધારે કાળ હોતો નથી. તેથી સંક્લિષ્ટ પરિણામવાળો પ્રમત્ત મુનિ સંક્લેશસ્થાનકોમાં અંતર્મુહૂર્ત પર્યન્ત હોય છે, અને વિશુદ્ધ પરિણામવાળો અપ્રમત્ત મુનિ વિશુદ્ધિસ્થાનકોમાં અંતર્મુહૂર્ત પર્યંત હોય છે.'

પ્રશ્ન—આ પ્રમાણે પ્રમત્તપણામાં અને અપ્રમત્તપણામાં કેટલો કાળ પરાવર્ત્તન કરે?

ઉત્તરઃ—પ્રમત્ત તેમ અપ્રમત્તપણામાં દેશોન પૂર્વકોટિ પર્યંત પરાવર્ત્તન કરે છે. પ્રમત્તે

---

૧ અહિં જે સંક્લેશ સ્થાનકો કહ્યાં તે અપ્રમત્તની અપેક્ષાએ સમજવાં, દેશવિરતિની અપેક્ષાએ તો તે સઘળા વિશુદ્ધિસ્થાનકો જ છે.

અંતર્મુહૂર્ત રહી અપ્રમત્ત, અપ્રમત્તે અંતર્મુહૂર્ત રહી પ્રમત્તે એમ ક્રમશઃ દેશોન પૂર્વ કોટિ પર્યન્ત ફર્યા કરે છે.

અહિં ગર્ભના કંઇક અધિક નવમાસ અને પ્રસવ થયા પછી આઠ વર્ષ જીવસ્વભાવે વિરતિ પરિણામ થતા નહિ હોવાથી અને તેટલો કાળ પૂર્વકોટિ આયુમાંથી ઓછો કરવાનો હોવાથી દેશોન પૂર્વકોટિ કાળ કહ્યો છે.

હવે બાકીનાં ગુણસ્થાનકોનો એક જીવ આશ્રયી કાળ કહે છે—

**समयाओ अंतमुहू अपुव्वकरणा उ जाव उवसंतो ।**
**खीणाजोगीणंतो देसस्सव जोगिणो कालो ॥४५॥**

**समयादन्तर्मुहूर्त्तं अपूर्वकरणात्तु यावदुपशान्तः ।**
**क्षीणायोगिनोरन्तर्मुहूर्त्तं देशस्येव योगिनः कालः ॥४५॥**

અર્થ—અપૂર્વકરણથી ઉપશાંતમોહ સુધીના ગુણસ્થાનકો સમયથી આરંભી અંતર્મુહૂર્ત-પર્યંત હોય છે, અને દેશવિરતિની જેમ સયોગિ કેવળી અંતર્મુહૂર્ત પર્યંત હોય છે, અને દેશવિરતિની જેમ સયોગિ ગુણસ્થાનકનો કાળ છે.

ટીકાનુ૦—અપૂર્વકરણ, અનિવૃત્તિબાદરસંપરાય, સૂક્ષ્મસંપરાય, અને ઉપશાંતમોહ એ દરેક ગુણસ્થાનક સમયથી આરંભી અંતર્મુહૂર્ત પર્યંત હોય છે, તેથી તે દરેક ગુણસ્થાનકનો જઘન્ય સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત કાળ છે.

તેમાં પ્રથમ સમય પ્રમાણ કાળ કઇ રીતે હોય તેનો વિચાર કરે છે–કોઇ એક આત્મા ઉપશમશ્રેણિમાં એક સમય માત્ર અપૂર્વકરણપણાને અનુભવી, અને કોઇ અનિવૃત્તિકરણે આવી તેને સમય માત્ર અનુભવી, અન્ય કોઇ સૂક્ષ્મ સંપરાયે આવી તેને સમયમાત્ર સ્પર્શી અન્ય કોઈ ઉપશાંતમોહ ગુણસ્થાનકને પ્રાપ્ત કરી તેને સમયમાત્ર અનુભવી કાળધર્મ પામી બીજે સમયે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે, તેઓને મનુષ્યાયુના ચરમ સમય પર્યંત અપૂર્વકરણાદિ ગુણસ્થાનકો હોય છે, અને દેવપણામાં ઉત્પન્ન થયેલા તેઓને પહેલે સમયે જ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ઉપરોક્ત ચાર ગુણસ્થાનકમાંથી કોઇપણ ગુણસ્થાનકમાં સમયમાત્ર રહી કાળધર્મ પામે તો તે અપેક્ષાએ તે તે ગુણસ્થાનકનો સમય માત્ર કાળ સંભવે છે.

અંતર્મુહૂર્તકાળ કઇ રીતે હોય તેનો વિચાર તો સુગમ છે. કારણ કે અપૂર્વકરણાદિ સઘળાં ગુણસ્થાનકોનો અંતર્મુહૂર્તનો કાળ હોવાથી અંતર્મુહૂર્ત પછી અન્ય ગુણસ્થાનકે જાય તેથી અથવા મરણ પ્રાપ્ત કરે તેથી તેઓનો ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્ત ઘટે છે.

ક્ષપકશ્રેણિમાં અપૂર્વકરણાદિ દરેક ગુણસ્થાનકોનો એક સરખો અંતર્મુહૂર્તનોજ કાળ છે. કારણકે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલા આત્માઓ સઘળાં કર્મનો ક્ષય કર્યા વિના મરણ પામતા નથી.

ક્ષીણમોહ ગુણસ્થાનકનો અને ભવસ્થ અયોગિ કેવળિનો અજઘન્યોત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત કાળ છે. તેમાં ક્ષીણમોહિનું મરણ થતું નથી તેથી તે ગુણસ્થાનકે અંતર્મુહૂર્ત્ત રહી જ્ઞાનાવરણીયાદિ ત્રણ ઘાતિ કર્મનો ક્ષય કરી સયોગિ કેવળી ગુણસ્થાનકે જાય છે. તેથી તેનો કાળ એક સરખો અંતર્મુહૂર્ત્ત પ્રમાણજ છે. અને ભવસ્થ અયોગિ કેવળી પાંચ હ્રસ્વાક્ષર ઉચ્ચારતાં જેટલો કાળ થાય તેટલો કાળ ત્યાં રહી સઘળા અઘાતિ કર્મનો ક્ષય કરી મોક્ષમાં જાય છે. તેથી તેનો કાળ પાંચ હ્રસ્વાક્ષર ઉચ્ચારતાં જેટલો કાળ થાય તેટલો છે.

સયોગિ કેવળિનો દેશવિરતિ ગુણસ્થાનકના જેટલો કાળ છે જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વકોટિ તેમા અંતગડ કેવળિ આશ્રયી અંતર્મુહૂર્ત્તનો કાળ છે.

મરૂદેવા માતાની જેમ છેલ્લા અંતર્મુહૂર્ત્તમાંજ ક્ષપકશ્રેણિ માંડી ઘાતિ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષમાં જનાર અંતગડ કેવળિ કહેવાય છે

હવે દેશોન પૂર્વકોટિ શી રીતે હોય ? તે કહે છે—[1]પૂર્વકોટિ વરસના આયુવાળો કોઇ આત્મા સાત માસ ગર્ભમાં રહી પ્રસવ થાય બાદ આઠ વર્ષ પછી ચારિત્ર પ્રાપ્ત કરી શીઘ્ર કેવળજ્ઞાન ઉત્પન્ન કરે, એવા પૂર્વકોટિ વર્ષના આયુવાળાની અપેક્ષાએ તેરમા ગુણસ્થાનકનો દેશોન પૂર્વકોટિ કાળ સંભવે છે. ૪૫

આ પ્રમાણે દરેક ગુણસ્થાનકોનો એક જીવ આશ્રયિ કાળ કહ્યો. હવે કાયસ્થિતિનું પ્રમાણ કહે છે—

**एगिंदियाणणंता दोण्णि सहस्सा तसाण कायठिई।**
**अयराण इग पणिंदिसु नरतिरियाणं सगट्ठ भवा ॥४६॥**

एकेन्द्रियाणामनन्ता द्वौ सहस्रौ त्रसानां कायस्थितिः।
अतराणामेकः पञ्चेन्द्रियेषु नरतिरश्चां सप्ताष्टभवाः ॥४६॥

અર્થ—એકેન્દ્રિયોની કાયસ્થિતિ અનન્તા હજાર સાગરોપમ, ત્રસની બે હજાર સાગરોપમ, પંચેન્દ્રિયની એક હજાર સાગરોપમ અને મનુષ્ય તિર્યંચની કાયસ્થિતિ સાત આઠ ભવ છે.

ટીકાનુ૦—વારંવાર તેજ એકેન્દ્રિયાદિ ભવોમાં ઉત્પન્ન થવું, જેમકે એકેન્દ્રિયમાં મરી ફરી ફરી એકેન્દ્રિય થવું, બેઇન્દ્રિયમાં મરી ફરી ફરી બેઇન્દ્રિય થવું, તે કાયસ્થિતિ કહેવાય છે.

---

૧ જે સમયે પૂર્વજન્મનું આયુ પૂર્ણ થાય તે પછીના સમયથી જ પછીના જન્મનું આયુ શરૂ થાય છે. વિગ્રહગતિમાં કે ગર્ભમાં જે કાળ ગુમાવે છે, તે પછીના જન્મનોજ ગુમાવે છે. એટલે અહિં સાત માસ કે નવમાસ ગર્ભના અને પ્રસવ થયા પછીના જે આઠ વર્ષ કહ્યા તે પૂર્વકોટી અંતર્ગતજ સમજવા. ગાથા ૪૩ ની ટીકામાં ગર્ભના નવ માસ લખ્યા અને આ ગાથાની ટીકામાં સાત માસ લખ્યા. પણ સાત માસ લેવાથી ગુણસ્થાનકનો કાળ બે માસ વધારે આવે છતા ગર્ભના નવમાસ લખ્યા તે બહુલતાની દૃષ્ટિએ લાગે છે.

એકેન્દ્રિયની કાયસ્થિતિ અનંતા હજાર સાગરોપમ એટલે કે અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! એકેન્દ્રિયો એકેન્દ્રિયરૂપે કાળથી કેટલો કાળ હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત હોય, ઉત્કૃષ્ટથી અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ અનંતકાળ હોય, ક્ષેત્રથી અનંત લોક પ્રમાણ, આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલા અસંખ્યાતા સમય પ્રમાણ અસંખ્યાતા ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત્તન જેટલી હોય છે.'

અનંતા હજાર સાગરોપમ પ્રમાણ એકેન્દ્રિયોની આ કાયસ્થિતિ વનસ્પતિની અપેક્ષાએ જાણવી, શેષ પૃથ્વીકાયાદિની અપેક્ષાએ નહિ. કારણ કે વનસ્પતિ સિવાય પૃથ્વીકાયાદિ સઘળાની કાયસ્થિતિ અસંખ્ય કાળ પ્રમાણ જ છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! પૃથ્વીકાય જીવનો પૃથ્વીકાયપણામાં કેટલો કાળ જાય ? હે ગૌતમ ! કાળ આશ્રયિ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ અસંખ્યાતો કાળ જાય. ક્ષેત્રથી અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ કાળ જાય એ પ્રમાણે અપ્કાય, તેઉકાય અને વાઉકાય માટે પણ સમજવું.

હે પ્રભો ! વનસ્પતિકાયનો વનસ્પતિકાયપણામાં કાળ આશ્રયિ કેટલો કાળ જાય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત ઉત્કૃષ્ટથી અનંત ઉત્સર્પિણી અવસર્પિણીરૂપ અનતો કાળ જાય. ક્ષેત્રથી અનંત લોકાકાશ પ્રદેશ પ્રમાણ, અથવા અસંખ્યાતા ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ કાળ જાય. અહિં અસંખ્યાતુ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ લેવાનું છે.'

અહિં સૂત્રના પાઠમાં જે ક્ષેત્રથી અસંખ્યાતા લોક કહેલા છે, તેનો અર્થ આ પ્રમાણે છે-અસંખ્યાતા લોકાકાશમાં રહેલા પ્રદેશોમાંથી એક એક સમયે એક એક આકાશપ્રદેશનો અપહાર કરતાં જેટલી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી થાય, તેટલી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ પૃથ્વીકાયરૂપે રહે છે.

આ જ પ્રમાણે વનસ્પતિકાયની કાયસ્થિતિનો વિચાર કરતાં ક્ષેત્રથી જે અનંતલોક કહ્યા છે, તે સંબંધમાં પણ સમજવું. એટલે કે અનંતલોકાકાશમાં રહેલા આકાશપ્રદેશોમાંથી સમયે સમયે એક એકનો અપહાર કરતાં જેટલી અનંત ઉત્સર્પિણી અવસર્પિણી કાળ જાય, તેટલી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ વનસ્પતિકાયનો વનસ્પતિકાયરૂપે રહેવાનો સમજવો.

તથા વારંવાર ત્રસકાય-બેઇન્દ્રિયાદિરૂપે ઉત્પન્ન થતા ત્રસોની કાયસ્થિતિ બે હજાર સાગરોપમ પ્રમાણ છે. માત્ર કેટલાક વર્ષ વધારે સમજવા.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! ત્રસકાય જીવો ત્રસકાયપણે કેટલો કાળ હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા વર્ષ અધિક બે હજાર સાગરોપમ હોય.'

તથા પંચેન્દ્રિયજીવોની કાયસ્થિતિ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, અને ઉત્કૃષ્ટથી કેટલાક વર્ષ અધિક એક હજાર સાગરોપમ પ્રમાણ છે.

. પ્રજ્ઞાપના સૂત્રમાં તેટલીજ કહી છે. તે ગ્રંથના પાઠનો અર્થ આ-'હે પ્રભો ! પંચેન્દ્રિય-જીવો પંચેન્દ્રિયપણામાં કેટલો કાળ હોય=રહે ? હે ગૌતમ ! જઘન્યથી-અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી કેટલાક વર્ષ અધિક એક હજાર સાગરોપમ હોય છે.

તથા પર્યાપ્તનામકર્મના ઉદયવાળા સંજ્ઞિ પંચેન્દ્રિય મનુષ્ય અને તિર્યંચની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ સાત અથવા આઠ ભવની છે. તેમાં ઉપરા ઉપરી મનુષ્યના અથવા તિર્યંચના ભવ થાય તો સાત ભવ સંખ્યાત [1]વર્ષના આયુવાળા થાય, અને આઠમો ભવ અસંખ્ય વર્ષના આયુવાળા યુગલિયાનોજ થાય.

તે આ પ્રમાણે-પર્યાપ્ત મનુષ્યો અથવા પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચો નિરંતર અનુક્રમે પર્યાપ્ત મનુષ્યના અથવા પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચના સાત ભવ અનુભવી, આઠમા ભવમાં જો તે પર્યાપ્ત મનુષ્ય કે પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચ થાય તો અનુક્રમે અવશ્ય અસંખ્ય વર્ષના આયુવાળા યુગલિક મનુષ્ય અથવા યુગલિક તિર્યંચ થાય. પરંતુ સંખ્યાતાવર્ષના આયુવાળા ન થાય. અસંખ્યાતા વર્ષના આયુવાળા યુગલિકો મરણ પામી દેવલોકમાં જ ઉત્પન્ન થતા હોવાથી નવમો ભવ પર્યાપ્ત મનુષ્યનો કે પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચનો ન જ થાય આ હેતુથી પાછળના સાત ભવો નિરંતર થાય તો સંખ્યાતા વર્ષના આયુવાળાજ થાય. વચમાં અસંખ્ય વર્ષના આયુવાળો એક પણ ભવ ન થાય. કારણ કે અસંખ્ય વર્ષના આયુવાળા ભવની પછી તરત જ મનુષ્ય ભવનો કે તિર્યંચભવનો અસંભવ છે, આ પ્રમાણે જેઓ ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ પૂર્ણ કરે તેઓ આશ્રયી સમજવું. ૪૬

હવે ઉપર જે મનુષ્ય અને તિર્યંચના સાત આઠ ભવો કહ્યા, તેનું ઉત્કૃષ્ટથી કાળનું પ્રમાણ કહે છે—

**पुव्वकोडिपुहुत्तं पल्लतियं तिरिनराण कालेणं ।**
**नाणाइगपज्जत्त मणुणपल्लसंखंस अंतमुहू ॥४७॥**

पूर्वकोटिपृथक्त्वं पल्यत्रिकं तिर्यग्नराणां कालेन ।
नानाएकापर्याप्तकमनुष्याणां पल्यासंख्यांशोऽन्तर्मुहूर्तम् ॥४७॥

અર્થ—તિર્યંચ અને મનુષ્યની સ્વકાયસ્થિતિનો કાળ પૂર્વકોટિ પૃથકત્વ અધિક ત્રણ પલ્યોપમ છે અનેક અને એક અપર્યાપ્ત મનુષ્યનો કાળ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અને અંતર્મુહૂર્ત્ત છે.

ટીકાનુ૦—પર્યાપ્ત મનુષ્યો અને પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચોના દરેકના આઠે ભવોનો સઘળો મળી ઉત્કૃષ્ટ કાયસ્થિતિ કાળ પૂર્વકોટિ પૃથક્ત્વ અને ત્રણ પલ્યોપમ થાય છે, તે આ પ્રમાણે—

[1] ઉત્કૃષ્ટથી પૂર્વકોટિ વર્ષના આયુવાળા સંખ્યાત વર્ષના આયુવાળા ગણાય છે અને તેનાથી સમય પણ અધિક આયુવાળા અસંખ્ય વર્ષના આયુવાળા ગણાય છે. આ આયુ માટે પરિભાષા છે.

જ્યારે પર્યાપ્ત મનુષ્યો અથવા પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચો પૂર્વના સાતે ભવોમાં પૂર્વકોટિ વર્ષના આયુવાળા થાય, અને આઠમા ભવમાં ત્રણ પલ્યોપમના આયુવાળા થાય, ત્યારે તેઓને સાત ક્રોડ પૂર્વ વર્ષ અધિક ત્રણ પલ્યોપમ ઉત્કૃષ્ટ કાયસ્થિતિ કાળ થાય છે.

હવે અપર્યાપ્ત મનુષ્યો અપર્યાપ્ત મનુષ્યપણે ઉપરા ઉપરી ઉત્પન્ન થાય તો કેટલો કાળ ઉત્પન્ન થાય તે કહે છે-અપર્યાપ્ત અનેક મનુષ્યો અપર્યાપ્ત મનુષ્યપણે નિરંતર ઉત્પન્ન થાય તો તેઓનો નિરંતર ઉત્પન્ન થવાનો કાળ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે, એટલે કે એટલા કાળ પર્યંત તેઓ નિરંતર ઉત્પન્ન થઇ શકે છે, ત્યારપછી અંતર પડે છે.

તથા વારંવાર ઉત્પન્ન થતા એક અપર્યાપ્તા મનુષ્યનો કાળ જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત છે એટલે કે કોઇપણ એક અપર્યાપ્ત મનુષ્ય ઉપરા ઉપરી અપર્યાપ્ત મનુષ્ય થયા કરે તો તેનો જઘન્ય કાળ પણ અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ કાળ પણ અંતર્મુહૂર્ત્ત છે. તેઓ નિરંતર જેટલા ભવ કરે તેનો સઘળો મળી અંતર્મુહૂર્ત્ત જ કાળ થાય છે. ૪૭

હવે પુરુષવેદાદિની કાયસ્થિતિ કહે છે—

पुरिसत्तं सन्नित्तं सयपुहुत्तं तु होइ अयराणं ।
थी पलियसयपुहुत्तं नपुंसगत्तं अणंतद्धा ॥४८॥

पुरुषत्वं सञ्ज्ञित्वं शतपृथक्त्वं तु भवत्यतराणाम् ।
स्त्रीत्वं पल्यशतपृथक्त्वं नपुंसकत्वमनन्ताद्धा ॥४८॥

અર્થ—પુરુષપણાનો અને સંજ્ઞિપણાનો શતપૃથક્ત્વ સાગરોપમ કાળ છે. સ્ત્રીપણાનો શતપૃથક્ત્વ પલ્યોપમ, અને નપુંસકપણાનો અનંત કાળ છે.

ટીકાનુ૦—વચમાં અલ્પ પણ અંતર પડ્યા વિના નિરંતર પુરુષપણું પ્રાપ્ત થાય તો જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી શતપૃથક્ત્વ સાગરોપમ પર્યંત પ્રાપ્ત થાય છે, ત્યાર પછી અવશ્ય વેદાંતર થાય છે. ગાથામાં મૂકેલ 'તુ' શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી કેટલાક વર્ષ અધિક શતપૃથક્ત્વ સાગરોપમ સમજવા.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! પુરુષવેદનો પુરુષવેદપણામાં કેટલો કાળ જાય ? હે ગૌતમ ! જઘન્યથી [1]અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી કંઇક અધિક શતપૃથક્ત્વ સાગરોપમ કાળ જાય'

૧ સ્ત્રીવેદનો જઘન્ય સમય કહ્યો તેમ પુરુષવેદનો કાળ ઘટે નહિ. કારણ કે અહિં પુરુષ છે અને શ્રેણિમાં મરણ પામી અનુત્તર વિમાનમાં જાય ત્યાં પણ પુરુષ જ થવાનો છે. અંતર્મુહૂર્ત્ત એવી રીતે ઘટે કે કોઇ અન્યવેદિ પુરુષવેદમા આવી અંતર્મુહૂર્ત્ત રહી મરી અન્ય વેદે જાય. અંતર્મુહૂર્ત્તથી આયુ અલ્પ ન હોય તેથી તેનો જઘન્ય અંતર્મુહૂર્ત્ત જ કાળ હોય છે. જો કે વેદની સ્વકાયસ્થિતિમાં દ્રવ્યની વિવક્ષા છે. ભાવની નથી કારણ કે ભાવવેદ અંતર્મુહૂર્ત્તે પરાવર્તન પામે છે. છતા સ્ત્રીવેદનો જઘન્ય સ્વકાય સ્થિતિ કાળ બતાવતા ભાવવેદ લીધો હોય તેમ લાગે છે. કારણકે તે સિવાય સમયકાળ ઘટતો નથી.

તથા સંજ્ઞિપણાનો–સમનસ્કપણાનો નિરંતર કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી શતપૃથક્ત્વ સાગરોપમ છે. અસંજ્ઞિમાં ન જાય અને ઉપરાઉપરી સંજ્ઞિજ થાય તો ઉત્કૃષ્ટ તેટલો કાળ થાય છે. તેટલો કાળ ગયા પછી અવશ્ય અસંજ્ઞિપણું પ્રાપ્ત થાય છે.

અહિં પણ શતપૃથક્ત્વ સાગરોપમ સાતિરેક સમજવું. પ્રજ્ઞાપનામાં તે પ્રમાણેજ કહ્યું છે. તે આ પ્રમાણે–

'હે પ્રભો ? સંજ્ઞિ પંચેન્દ્રિયપણામાં કાળથી કેટલો કાળ જાય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી સાતિરેક શતપૃથક્ત્વ સાગરોપમ પ્રમાણ કાળ જાય.'

તથા સ્ત્રીવેદ નિરંતર પ્રાપ્ત થાય તો જઘન્યથી એક સમય, અને ઉત્કૃષ્ટથી પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક સો પલ્યોપમ પર્યંત પ્રાપ્ત થાય છે. આત્મા ઉપરા ઉપરી [2]સ્ત્રીવેદી જ થાય તો જઘન્ય ઉત્કૃષ્ટથી ઉપરોક્ત કાળ સંભવે છે, ત્યાર પછી અવશ્ય વેદાંતર થાય છે.

તેમાં જઘન્યથી સમય કાળ શી રીતે સંભવે તેનો વિચાર કરે છે.–કોઇ એક સ્ત્રી ઉપશમશ્રેણિમાં ત્રણે વેદના ઉપશમવડે અવેદિપણું અનુભવી શ્રેણિથી પડતાં એક સમયમાત્ર સ્ત્રીવેદનો અનુભવ કરી બીજે સમયે કાળ કરી દેવલોકમાં ઉત્પન્ન થાય. શ્રેણીમાં કાળધર્મ પામી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થતા હોવાથી અને ત્યાં પુરુષપણું જ પ્રાપ્ત થતું હોવાથી તે આશ્રયી સ્ત્રીવેદનો જઘન્ય એક સમય કાળ ઘટે છે.

સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ વિષયમાં ભગવાન્ આર્યશ્યામ મહારાજે પૂર્વ પૂર્વ આચાર્યોના મતભેદને બતાવતા પાંચ આદેશો જણાવ્યા છે. તે આ પ્રમાણે–

'હે પ્રભો ! સ્ત્રીવેદનો સ્ત્રીવેદપણામાં નિરંતર કેટલો કાળ હોય ? એક આદેશે–મતે જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટથી પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક એકસો દશ પલ્યોપમ.

એક આદેશે જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ પૂર્વકોટિ અધિક અઢાર પલ્યોપમ.

એક આદેશે જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક ચૌદ પલ્યોપમ.

એક આદેશે જઘન્ય એક સમય, અને ઉત્કૃષ્ટ પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક સો પલ્યોપમ.

એક આદેશે જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ પૂર્વકોડપૃથક્ત્વ અધિક પલ્યોપમ પૃથક્ત્વ હોય છે.

આ પ્રમાણે સ્ત્રીવેદના વિષયમાં પૂર્વાચાર્યોના પાંચ મતો છે. તે મતોનો અભિપ્રાય આ પ્રમાણે છે.

---

૨ અહિં પુરુષપણું સ્ત્રીપણું અને નપુંસકપણું દ્રવ્ય આશ્રયી લેવાનું છે એટલે કે પુરૂષાદિનો આકાર નિરંતર એટલો કાળ પ્રાપ્ત થાય છે. પછી આકાર અવશ્ય ફરી જાય છે. કદાચ એમ કહેવામાં આવે કે એક ભવથી બીજા ભવમાં જતાં તો કોઇ આકાર હોતો નથી તો પછી ઉપરોક્ત કાળ કેમ ઘટે ? તેના ઉત્તરમાં સમજવું કે શરીર થયા પછી અવશ્ય થવાનો છે માટે भाविनीभूतवदुपचारः એ ન્યાયે ત્યાં પણ લેવાનો છે. જુઓ મૂળ ટીકા ગા. ૮૨

કોઇ આત્મા પૂર્વકોટિવર્ષના આયુવાળી મનુષ્યની સ્ત્રી કે તિર્યંચની સ્ત્રીમાં પાંચ છ ભવો સ્ત્રીપણે અનુભવી ઇશાનદેવલોકમાં પંચાવન પલ્યોપમપ્રમાણ ઉત્કૃષ્ટ આયુવાળી અપરિગૃહીતા દેવીમાં દેવીપણે ઉત્પન્ન થાય, ત્યાંથી આયુઃ ક્ષયે મરી ફરી પૂર્વકોટિવર્ષના આયુવાળી નારી કે તિર્યંચણીમાં સ્ત્રીપણે ઉત્પન્ન થાય. ત્યાંથી બીજીવાર ઇશાન દેવલોકમાં પંચાવન પલ્યોપમના આયુવાળી અપરિગૃહીતા દેવીમાં દેવીપણે ઉત્પન્ન થાય, ત્યારપછી અવશ્ય અન્ય વેદને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સ્રીપણું પ્રાપ્ત કરનાર જીવ આશ્રયી પૂર્વકોટિપૃથક્ત્વ અધિક એક સો દશ પલ્યોપમની કાયસ્થિતિ સંભવે છે.

શંકા—જો દેવકુરુ કે ઉત્તરકુરુમાં ત્રણ પલ્યોપમના આયુવાળી સ્ત્રીમાં ઉત્પન્ન થાય તો પૂર્વોક્ત કાળથી અધિક કાયસ્થિતિ પણ સંભવે છે, તો શા માટે આટલીજ કહી ?

ઉત્તર-તમે જે કહ્યું તે અમારો અભિપ્રાય નહિ સમજતા હોવાથી અયુક્ત છે. કારણ કે દેવીમાંથી ચ્યવીને અસંખ્યવર્ષના આયુવાળી સ્ત્રીમાં સ્ત્રીપણે ઉત્પન્ન થાયજ નહિ. કેમકે દેવયોનિમાંથી ચ્યવેલાનો અસંખ્યવર્ષના આયુવાળામાં ઉત્પત્તિનો નિષેધ છે.

કદાચ એમ કહેવામાં આવે કે અસંખ્યવર્ષના આયુવાળી સ્ત્રી ઇશાન દેવલોકમાં ઉત્કૃષ્ટ આયુવાળી સ્ત્રીમાં ઉત્પન્ન થાય, તો તે પણ અયુક્ત છે. ઉત્કૃષ્ટ આયુવાળી યુગલિક સ્ત્રી ઉત્કૃષ્ટ આયુવાળી દેવીમાં ઉત્પન્ન ન થાય. કેમકે યુગલિયા અહિં જેટલું આયુ હોય તેટલા અગર તેથી ન્યૂન આઉખેજ દેવગતિમાં ઉત્પન્ન થાય પણ અધિક આઉખે ઉત્પન્ન થાય નહિ. તેથી ઉપર કહ્યા પ્રમાણે કોઈ જીવ ભ્રમણ કરે તોજ સ્ત્રીવેદનો તેટલો કાળ સંભવે છે.

પ્રજ્ઞાપના ટીકાકાર મહારાજે પણ કહ્યું છે કે–'અસંખ્યવર્ષના આયુવાળી યુગલિક સ્ત્રી દેવગતિમાં ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરે નહિ.'

દ્વિતીય આદેશવાદિ આ પ્રમાણે કહે છે-પૂર્વકોટિ વર્ષના આયુવાળી નારી કે તિર્યંચણીમાં પાંચ છ ભવો સ્ત્રીવેદપણે અનુભવી પૂર્વોક્ત પ્રકારે ઇશાન દેવલોકમાં બે વાર ઉત્કૃષ્ટસ્થિતિવાળી દેવીમાં ઉત્પન્ન થાય, તો અવશ્ય પરિગૃહીતા દેવીમાંજ ઉત્પન્ન થાય, પરંતુ અપરિગૃહીતા દેવીમાં ઉત્પન્ન ન થાય. તેમના મતે સ્ત્રીવેદનો ઉત્કૃષ્ટ કાયસ્થિતિકાળ પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક અઢાર પલ્યોપમ હોય છે. પરિગૃહીતાનું ઉત્કૃષ્ટ આયુ નવ પલ્યોપમ હોવાથી બે ભવના અઢાર પલ્યોપમ થાય છે.

ત્રીજા આદેશવાદિના મતે બે વાર ઉત્કૃષ્ટ સ્થિતિવાળી દેવીમાં ઉત્પન્ન થાય તો સૌધર્મ દેવલોકમાં સાત પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુવાળી પરિગૃહીતા દેવીમાંજ ઉત્પન્ન થાય. તેથી તેમના મતે પૂર્વ કોટિ પૃથક્ત્વ અધિક ચૌદ પલ્યોપમ સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ છે.

ચોથા આદેશવાદિના મતે પચાસ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુવાળી સૌધર્મ દેવલોકની અપરિગૃહીતા દેવીમાં પૂર્વોક્ત પ્રકાર બે વાર દેવીપણે ઉત્પન્ન થાય. તેથી તેમના અભિપ્રાયે પૂર્વ કોટિ પૃથક્ત્વ અધિક સો પલ્યોપમ સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ ઘટે છે. આ ચોથો આદેશ જ ગ્રંથકાર મહારાજે ગ્રહણ કર્યો છે, કારણ કે પ્રાયઃ ઘણા આચાર્યોએ આજ આદેશને માન્ય રાખ્યો છે.

હવે પાંચમા આદેશવાદિ આ પ્રમાણે કહે છે-અનેક ભવમાં ભ્રમણ કરવાવડે જો સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ કાયસ્થિતિનો વિચાર કરીએ તો પૂર્વ કોટિ પૃથક્ત્વ અધિક પલ્યોપમ પૃથક્ત્વજ સંભવે છે, અધિક નહિ. તે આ પ્રમાણે-પૂર્વ કોટિ વરસના આયુવાળી નારી કે તિર્યંચણીમાં સાત ભવપર્યંત સ્ત્રીપણું અનુભવી આઠમા ભવમાં દેવકુરુ કે ઉત્તરકુરુમાં ત્રણ પલ્યોપમના આયુવાળી સ્ત્રીમાં ઉત્પન્ન થાય ત્યાંથી મરી સૌધર્મ કે ઇશાન દેવલોકમાં જઘન્ય આયુવાળી દેવીમાં દેવીપણે ઉત્પન્ન થાય, ત્યારપછી અવશ્ય અન્ય વેદે ઉત્પન્ન થાય. આ રીતે પૂર્વ કોટિ પૃથક્ત્વ અધિક પલ્યોપમ પૃથક્ત્વ પ્રમાણ સ્ત્રીવેદની કાયસ્થિતિ સંભવે છે.

આ પ્રમાણે પાંચે આદેશોના અભિપ્રાયો કહ્યા. આ પાંચ આદેશોમાંના કોઇ પણ આદેશના સત્યાસત્યનો નિર્ણય તો અતિશય જ્ઞાની અગર તો સર્વોત્કૃષ્ટ શ્રુતલબ્ધિસંપન્ન જ કરી શકે.

આ આદેશો ભગવાન આર્યશ્યામ મહારાજના જ્ઞાનમાં ન હતા, માત્ર તે તે કાળની અપેક્ષાએ પૂર્વ પૂર્વના આચાર્ય મહારાજાઓએ તે તે કાળમાં થયેલા ગ્રંથોના પૂર્વાપરનો વિચાર કરી પોતાની બુદ્ધિને અનુસરી સ્ત્રીવેદની કાયસ્થિતિની પ્રરૂપણા કરી, તેથી તેઓના કોઇપણ મતને અસત્ય માનવો એ શક્ય નથી. તે હેતુથી તે સઘળા સૈદ્ધાંતિક આચાર્ય મહારાજાઓના મતોને ભગવાન્ આર્યશ્યામ મહારાજે ઉપદેશ્યા-સંગ્રહ્યા.

શંકા—સૂત્રમાં ગૌતમ મહારાજ પરમાત્મા મહાવીરને પૂછે છે કે-હે પ્રભો! સ્ત્રીવેદનો સ્ત્રીવેદપણામાં નિરંતર કેટલો કાળ જાય? ત્યારે પ્રભુ કહે છે કે-હે ગૌતમ! એક આદેશે પૂર્વ કોટિ પૃથક્ત્વ અધિક એકસો દશ પલ્યોપમ કાળ જાય એમ કહી પાંચ આદેશો જણાવે છે. પરંતુ પરમાત્મા મહાવીર જ્યારે ઉત્તર આપતા હોય ત્યારે તેવા અનેક આદેશો ઘટી જ કેમ શકે? કારણ કે તેઓ સર્વજ્ઞ છે.

ઉત્તર-પ્રવચનને જાણનારા તે આચાર્યોએ પોતાના મતવડે સૂત્રને કહેતા છતા એટલે કે સૂત્રમાં પોતાનો મત કહેતા હોય છતાં પણ ગૌતમ ભગવાન પ્રશ્ન પૂછે છે, અને તેનો પરમાત્મા મહાવીર ઉત્તર આપે છે એ રૂપે કહ્યા છે. તેઓએ સૂત્રની એ શૈલી રાખી છે. આર્યશ્યામ મહારાજે પૂર્વની જે પ્રકારે સૂત્રરચના હતી તે કાયમ રાખીને તેજ પ્રકારે અહિં સૂત્રો લખ્યા છે. જો એમ ન હોય તો સાક્ષાત્ ભગવાન જ્યારે ગૌતમ મહારાજને ઉત્તર આપે ત્યારે કોઇપણ પ્રકારના સંશયપૂર્વક કથન ઘટી શકેજ નહિ, કારણ કે ભગવાન સર્વજ્ઞ હોવાથી સઘળા સંશયથી રહિત છે. માટે 'एगेणं आएसेणं' એ વચન ભગવાન આર્યશ્યામ મહારાજનુ સમજવું, પરંતુ ભગવાન મહાવીરનુ નહિ.

તથા નપુંસકપણાનો નિરંતર કાળ જઘન્ય એક સમય, અને ઉત્કૃષ્ટ અનંતકાળ છે. જઘન્ય એક સમયનો કાળ સ્ત્રીવેદની જેમ સમજવો અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા પુદ્ગલ પરાવર્તન પ્રમાણ અનંતોકાળ સાંવ્યવહારિક જીવો આશ્રયી સમજવો. પ્રજ્ઞાપનામાં કહ્યું છે કે-હે પ્રભો! નપુંસકવેદમાં નપુંસકવેદપણે કેટલો કાળ જાય? હે ગૌતમ! જઘન્ય એક સમય, અને ઉત્કૃષ્ટ અનંતકાળ. તેમાં કાળ આશ્રયી અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ અને ક્ષેત્ર

આશ્રયી અનંતલોક, અથવા આવલિકાનાં અસંખ્યાતમા ભાગ પ્રમાણ અસંખ્ય પુદ્ગલપરાવર્ત્તન પ્રમાણ કાળ જાય.'

નપુંસકવેદનો આ કાયસ્થિતિકાળ [1]સાંવ્યવહારિક જીવો આશ્રયી કહ્યો છે. કારણ કે અનાદિ નિગોદમાંથી સાંવ્યવહારિક જીવોમાં આવી ફરીથી નિગોદમાં જાય તો તેઓ તેની અંદર અસંખ્ય પુદ્ગલપરાવર્ત્તન જ રહે છે. અસાંવ્યવહારિક જીવો આશ્રયી અનંતકાળ બે પ્રકારે છે. તે આ પ્રમાણે-જેઓ અસાંવ્યવહારિક રાશિમાંથી નીકળી કોઈ કાળે સાંવ્યવહારિકરાશિમાં આવવાના જ નથી તેવા કેટલાક જીવો આશ્રયી અનાદિ અનંત કાળ છે. એવા પણ અનંતા સૂક્ષ્મનિગોદ જીવો છે, કે જેઓ ત્યાંથી નીકળ્યા નથી, તેમ નીકળશે પણ નહિ. તથા જેઓ અસાંવ્યવહારિક રાશિમાંથી નીકળી સાંવ્યવહારિક રાશિમાં આવશે તેવા કેટલાક જીવો આશ્રયી અનાદિ સાંત કાળ છે. અહિં આવશે એમ જે કહ્યું તે પ્રજ્ઞાપક કાળભાવિ સાંવ્યવહારિકરાશિમાં વર્ત્તમાન જીવો આશ્રયી કહ્યું છે. અન્યથા જેઓ અસાંવ્યવહારિકરાશિમાંથી નીકળી સાંવ્યવહારિકરાશિમાં આવ્યા, આવે છે અને આવશે તે સઘળાના નપુંસકવેદનો કાળ અનાદિસાંત હોય છે.

હવે અહિં શંકા કરે છે કે-જીવો અસાંવ્યવહારિકરાશિમાંથી નીકળી શું સાંવ્યવહારિકરાશિમાં આવે છે કે જેથી આ પ્રમાણે પ્રરૂપણા કરો છો ?

ઉત્તર—અસાંવ્યવહારિક રાશિમાંથી નીકળી જીવો સાંવ્યવહારિકરાશિમાં આવે છે.

પ્રશ્નઃ-આ શા આધારે જાણી શકાય ?

ઉત્તર—પૂર્વાચાર્યોના વચનથી.

દુઃષમકાળ રૂપ અંધકારમાં નિમગ્ન જિનપ્રવચનનો પ્રકાશ કરવામાં દીવા સમાન ભગવાન્ શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજ વિશેષણવતી ગ્રંથમા કહે છે કે-'સાંવ્યવહારિક રાશિમાંથી જેટલા જીવો મોક્ષમાં જાય છે તેટલા જીવો અનાદિ વનસ્પતિ રાશિમાંથી-સૂક્ષ્મનિગોદમાંથી સાંવ્યવહારિકરાશિમાં આવે છે.' ટીકાકાર મલયગિરિજી મહારાજ કહે છે છે-આ સંબંધમાં વિશેષ વિચાર પન્નવણાની ટીકામાં કર્યો છે. માટે અહિં તેનો વિસ્તાર કર્યો નથી. ૪૮

હવે બાદર પર્યાપ્ત એકેન્દ્રિયાદિની કાયસ્થિતિ કહે છે—

**बायरपज्जेगिंदिय विगलाण य वाससहस्स संखेज्जा ।**
**अपज्जंतसुहुमसाहारणाण पत्तेगमंतमुहु ॥४९॥**

---

૧ જેઓ અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમાં રહેલા છે. કદિપણ તેમાંથી બહાર નીકળ્યા નથી, તેઓ અવ્યવહારરાશિના જીવો કહેવાય છે. તે સિવાયના બીજા જીવો તથા જેઓ સૂક્ષ્મ નિગોદમાંથી બહાર નીકળી ફરી સૂક્ષ્મ નિગોદમાં ગયા હોય તેઓ પણ વ્યવહાર રાશિના કહેવાય છે. જુઓ સપ્તતત્વ પ્રકરણ પૃ ૨૨

बादरपर्याप्तैकेन्द्रियविकलानां च वर्षसहस्राणि संख्येयानि।
अपर्याप्तसूक्ष्मसाधारणानां प्रत्येकमन्तर्मुहूर्त्तम् ॥४९॥

અર્થ—બાદર પર્યાપ્ત એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયની કાયસ્થિતિ સંખ્યાતા હજાર વર્ષની છે. અપર્યાપ્ત, સૂક્ષ્મ, અને સાધારણ એ દરેકની કાયસ્થિતિ અંતર્મુહૂર્ત્તની છે.

ટીકાનુ૦—વારંવાર પર્યાપ્ત બાદર એકેન્દ્રિયપણે ઉત્પન્ન થતા પર્યાપ્ત બાદર એકેન્દ્રિયની કાયસ્થિતિ જઘન્યથી અંતર્મુહૂર્ત્તની છે, અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજાર વર્ષની છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે–'હે પ્રભો ! વારંવાર બાદર પર્યાપ્ત એકેન્દ્રિય પણે ઉત્પન્ન થતા બાદર પર્યાપ્ત એકેન્દ્રિયનો કાયસ્થિતિકાળ કેટલો હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજાર વર્ષનો હોય.'

આ બાદર પર્યાપ્ત એકેન્દ્રિયની કાયસ્થિતિનો વિચાર સામાન્ય બાદર પર્યાપ્ત એકેન્દ્રિય જીવો આશ્રયી કર્યો છે જો બાદર પર્યાપ્ત પૃથ્વીકાય એકેન્દ્રિય, બાદર પર્યાપ્ત અપ્કાય એકેન્દ્રિય એમ એક એક આશ્રયી વિચાર કરીએ તો તેઓની કાયસ્થિતિ આ પ્રમાણે જાણવી

કોઇ જીવ વારંવાર પર્યાપ્ત બાદર પૃથ્વીકાય થાય તો તે રૂપે ઉત્પન્ન થતાં પર્યાપ્ત બાદર પૃથ્વીકાયની કાયસ્થિતિ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજારવર્ષની છે.

આ પ્રમાણે બાદર પર્યાપ્ત અપ્કાય, બાદર પર્યાપ્ત વાયુકાય, અને પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાયની પણ સ્વકાય સ્થિતિ જાણવી.

તથા બાદર પર્યાપ્ત તેઉકાયની જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા રાત્રિ દિવસની જાણવી.

પન્નવણા સૂત્રમાં કહ્યું છે કે–'હે પ્રભો ! બાદર પર્યાપ્ત પૃથ્વીકાયનો કાયસ્થિતિ કાળ કેટલો હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજાર વર્ષનો હોય છે.

એ પ્રમાણે અપ્કાયના વિષયમાં પણ સમજવું.

હે પ્રભો ! બાદર પર્યાપ્ત તેઉકાયનો કાળ કેટલો હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, ઉત્કૃષ્ટથી સંખ્યાતા રાત્રિ-દિવસનો હોય છે.

બાદર પર્યાપ્ત વાયુકાય, અને પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાયનો કાયસ્થિતિ કાળ કેટલો ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજાર વર્ષ પ્રમાણ હોય છે.'

તથા વિકલેન્દ્રિય–બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય એ દરેકનો કાયસ્થિતિકાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત, અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજાર વર્ષનો છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે–'હે પ્રભો ! વારંવાર બેઇન્દ્રિયપણે ઉત્પન્ન થતા બેઇન્દ્રિયનો કાયસ્થિતિકાળ કેટલો ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતો કાળ છે. એ પ્રમાણે તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયનો પણ કાળ સમજવો.'

આ સામાન્ય વિકલેન્દ્રિયનો સ્વકાયસ્થિતિકાળ સમજવો. જો પર્યાપ્ત બેઇન્દ્રિયાદિનો વિચાર કરીએ તો તેઓનો કાયસ્થિતિ કાળ આ પ્રમાણે સમજવો.

વારંવાર પર્યાપ્ત બેઇન્દ્રિયપણે ઉત્પન્ન થતા પર્યાપ્ત બેઇન્દ્રિયનો કાયસ્થિતિકાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા વર્ષનો છે.

પર્યાપ્ત તેઇન્દ્રિયનો જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા રાત્રિ દિવસનો છે.

પર્યાપ્ત ચૌરિન્દ્રિયનો જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા માસનો છે.

કહ્યું છે કે-હે પ્રભો ! પર્યાપ્ત બેઇન્દ્રિયપણે ઉત્પન્ન થતા પર્યાપ્ત બેઇન્દ્રિયનો કાયસ્થિતિ કાળ કેટલો હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા વર્ષનો હોય છે.

હે પ્રભો ! પર્યાપ્ત તેઇન્દ્રિયપણે ઉત્પન્ન થતા તેઇન્દ્રિયનો કાયસ્થિતિ કાળ કેટલો ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા રાત્રિ દિવસનો છે.

હે પ્રભો ! પર્યાપ્ત ચૌરિન્દ્રિયપણે ઉત્પન્ન થતા ચૌરિન્દ્રિયનો કાયસ્થિતિ કાળ કેટલો ? જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા માસનો છે.'

સૂક્ષ્મ એકેન્દ્રિયથી આરંભી સંજ્ઞિ પંચેન્દ્રિય સુધીના સઘળા અપર્યાપ્તાનો દરેકનો કાયસ્થિતિકાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત છે.

કહ્યું છે કે-હે પ્રભો ! અપર્યાપ્તપણે ઉત્પન્ન થતા અપર્યાપ્તાનો કેટલો કાળ છે ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત છે.'

તથા સામાન્યથી સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ, સાધારણ-પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ અને પર્યાપ્ત અપર્યાપ્ત બાદર નિગોદ એ દરેક ભેદનો કાયસ્થિતિકાળ જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! સૂક્ષ્મ અપર્યાપ્તપણે ઉત્પન્ન થતા સૂક્ષ્મ અપર્યાપ્તાનો કાયસ્થિતિકાળ કેટલો છે ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત છે.

આ પ્રમાણે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, અને વનસ્પતિકાયનો પણ કાયસ્થિતિકાળ સમજવો.

'દરેક પર્યાપ્તાનો પણ એટલો જ સમજવો.

હે પ્રભો ! બાદર પર્યાપ્ત નિગોદપણે અને બાદર અપર્યાપ્ત નિગોદપણે ઉત્પન્ન થતા બાદર પર્યાપ્ત નિગોદનો અને બાદર અપર્યાપ્ત નિગોદનો કાયસ્થિતિ કાળ કેટલો ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત છે.'

જો પર્યાપ્ત અપર્યાપ્તરૂપ વિશેષણની અપેક્ષા કર્યા વિના સામાન્યથી સૂક્ષ્મનો કાયસ્થિતિ કાળ વિચારીએ તો આ પ્રમાણે જાણવો-વારંવાર સૂક્ષ્મપૃથ્વીકાયપણે ઉત્પન્ન થતા સૂક્ષ્મ-

પૃથ્વીકાયનો કાયસ્થિતિ કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી જાણવો.

એ પ્રમાણે સૂક્ષ્મ અપ્કાય, સૂક્ષ્મ તેઉકાય, સૂક્ષ્મ વાયુકાય, અને સૂક્ષ્મ વનસ્પતિકાયનો પણ સમજવો.

કહ્યું છે કે-'હે પ્રભો ! સૂક્ષ્મ પૃથ્વીકાયપણે ઉત્પન્ન થતા સૂક્ષ્મ પૃથ્વીકાયનો કાયસ્થિતિ કાળ કેટલો ? હે ગૌતમ ! જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી કાળ આશ્રયી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી અને ક્ષેત્રથી અસંખ્યાતા લોક પ્રમાણ કાળ જાણવો.

એ પ્રમાણે સૂક્ષ્મ અપ્કાય, સૂક્ષ્મ તેઉકાય, સૂક્ષ્મ વાયુકાય, અને સૂક્ષ્મ વનસ્પતિકાયનો પણ જાણવો.' ૪૮

હવે પ્રત્યેક અને બાદરાદિની સ્વકાયસ્થિતિ કહે છે—

पत्तेय बादरस्स उ परमा हरियस्स होइ कायट्ठिई ।
ओसप्पिणी असंखा साहारत्तं रिउगइयत्तं ॥५०॥

प्रत्येकं बादरस्य तु परमा हरितस्य भवति कायस्थितिः ।
उत्सर्पिण्योऽसंख्येयाः साहारत्वं ऋजुगतित्वम् ॥५०॥

અર્થ—બાદરની અને બાદર વનસ્પતિકાયની એ દરેકની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી છે આહારીપણું અને ઋજુગતિપણું પણ એટલોજ કાળ હોય છે.

ટીકાનુ૦—આ ગાથામાં પ્રત્યેક[1] એ જુદું પદ છે, સમસ્તપદ નથી. સમસ્ત-સમાસાન્ત પદ હોય તો વનસ્પતિકાયનું વિશેષણ થાય અને તેથી પ્રત્યેક વનસ્પતિકાયની સ્વકાયસ્થિતિનો પ્રસંગ આવે. આ ગાથામા પ્રત્યેક વનસ્પતિકાય આશ્રયી સ્વકાયસ્થિતિ કહી નથી, પરંતુ સામાન્યથી બાદર અને બાદર વનસ્પતિકાય આશ્રયી સ્વકાયસ્થિતિ કહી છે.

---

૧ મૂળ ટીકામા પ્રત્યેક અને બંને બાદર એ વનસ્પતિકાયના વિશેષણ લીધા છે. તેમાં એમ જણાવ્યુ છે કે-પર્યાપ્ત અપર્યાપ્ત વિશેષણરહિત પ્રત્યેક બાદર વનસ્પતિકાયની સ્વકાયસ્થિતિ અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ છે. આટલોજ કાળ આહારિપણાનો અને ઋજુગતિપણાનો પણ છે. આહારિપણાનો અને ઋજુગતિપણાનો આટલો કાળ છે,. એવું કઇ રીતે અનુમાન કરે છો ? તેના ઉત્તરમા જણાવે છે કે-ગાથામાં અક્ષરો અધિક હોવાથી અર્થ પણ અધિક થાય છે. પ્રત્યેક વનસ્પતિકાય સૂક્ષ્મ નહિ હોવાથી તેનું બાદરપણું તો સિદ્ધ જ છે. સિદ્ધ છતાં પણ જે બાદરનું ગ્રહણ કર્યું છે તે ઉપરોક્ત અર્થને જણાવવા માટેજ ગ્રહણ કર્યું છે.

મલયગિરિજી મહારાજે પ્રજ્ઞાપના સૂત્રને અનુસરી બાદર અને વનસ્પતિકાય ભિન્ન ભિન્ન લીધા છે, અને બાદર વનસ્પતિકાયમાં સાધારણ અને પ્રત્યેક એ બંનેનું ગ્રહણ કર્યું છે. तथाव्याख्यानतो विशेषप्रतिपत्ति. એ ન્યાયે આહારિપણાનો અને ઋજુગતિપણાનો જઘન્ય ઉત્કૃષ્ટ કાળ કહ્યો છે.

આગમમાં પણ એજ પ્રમાણે કહી છે. તેથી તેનો અર્થ આ પ્રમાણે થાય છે—સામાન્યથી બાદરકાયની તથા બાદરનો સંબંધ વનસ્પતિ સાથે પણ હોવાથી બાદર વનસ્પતિની—સામાન્યથી વનસ્પતિકાયની કાયસ્થિતિ પહેલા ૪૬ મી ગાથામાં કહી છે-ઉત્કૃષ્ટ કાયસ્થિતિ અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી છે. જઘન્ય એ બંનેની અંતર્મુહૂર્ત્ત છે. એટલે કે કોઇ જીવ ઉપરાઉપરી બાદરના ભવો કરે સૂક્ષ્મ ન થાય તો તેની અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાયસ્થિતિ સમજવી એ પ્રમાણે કોઇ જીવ બાદર વનસ્પતિકાય થયા કરે તો તેની પણ અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જાણવી, અને જઘન્ય અંતર્મુહૂર્ત્ત સમજવી.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! વારંવાર બાદરપણે ઉત્પન્ન થતા બાદર જીવોનો કાયસ્થિતિકાળ કેટલો છે ? હે ગૌતમ ! કાલથી-કાળ આશ્રયી જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ અસંખ્યાતો કાળ છે. ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે

હે પ્રભો ! બાદર વનસ્પતિકાયપણે ઉત્પન્ન થતા બાદર વનસ્પતિ જીવોનો કાયસ્થિતિકાળ કેટલો છે ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ છે. ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ છે.'

આ પાઠમાં જે અંગુલનો અસંખ્યાતમો ભાગ કહ્યો છે, એનું તાત્પર્ય આ પ્રમાણે-અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ક્ષેત્રમાં જેટલા આકાશપ્રદેશો છે, તેમાંથી સમયે સમયે એક એકનો અપહાર કરતા જેટલી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ થાય તેટલો કાળ અહિં લેવો.

તથા આહારિપણું નિરંતર પ્રાપ્ત થાય તો જઘન્યથી બે [1]સમયન્યૂન એક ક્ષુલ્લકભવ પ્રમાણ, અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ કે-ઉપરાઉપરી ઋજુગતિ થાય વક્રગતિ ન થાય-ઋજુગતિમાં આત્મા આહારીજ હોય છે-તો આહારિપણાનો ઉપરોક્ત કાળ ઘટે છે.

કહ્યું છે કે-'પ્રભો ! કાળથી આહારિપણું કેટલો કાળ હોય ? હે ગૌતમ ! આહારિપણું બે પ્રકારે કહેલ છે, તે આ પ્રમાણે-૧ છદ્મસ્થ આહારિપણું, અને ૨ કેવળિઆહારિપણું. હે

---

[1] અહિં આહારિપણાનો જઘન્ય કાળ બે સમયન્યૂન બસોછપ્પન આવલિકા કહ્યો છે. ઓછામા ઓછું બસોં છપ્પન આવલિકા આયુ હોય છે, એટલે તેટલો કાળ લીધો છે, તેમાં પણ બે સમયન્યૂન લેવાનો છે. એક ભવમાંથી બીજા ભવમાં જતો આત્મા વિગ્રહગતિમાંજ અણાહારિ હોય છે. વિગ્રહગતિએ પરભવમાં જતાં બે સમય કે ત્રણ સમય થાય છે. તેમાં શરૂઆતના એક કે બે સમય અણાહારિપણું હોય છે. અહિં જઘન્ય આહારિપણાનો કાળ કહેવાનો છે, માટે તે બે સમયન્યૂન બસો છપ્પન આવલિકાકાળ કહ્યો છે. જો કે વિગ્રહગતિમા ચાર કે પાચ સમય પણ થાય છે, અને તેથી અણાહારિના સમય વધારે હોય છે. પરંતુ તે ક્વચિતજ, બહુલતાએ નહિ માટે તેની વિવક્ષા કરી નથી. જુઓ પ્રજ્ઞાપના સૂત્ર પાનું ૩૯૩

પ્રભો ! છદ્મસ્થ આહારિપણાનો કેટલો કાળ છે ? હે ગૌતમ ! જઘન્યથી બે સમયન્યૂન ક્ષુલ્લકભવ અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણીરૂપ અસંખ્યાતો કાળ છે, અને ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળ છે'

આટલો કાળ નિરંતર આહારિપણું ઋજુગતિએ પરભવમાં જતા હોય છે, વિગ્રહગતિએ જતાં હોતો નથી. કારણ કે વિગ્રહગતિમાં અણાહારિપણું હોય છે. એટલાજ માટે ઋજુગતિપણાનો પણ ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ ઘટે છે. વક્રગતિ ન થાય અને ઉપરાઉપરી ઋજુગતિજ થાય તો અસંખ્યાતિ ઉત્સર્પિણી અવસર્પિણી પર્યંત થાય છે. ૫૦

હવે બાદર એકેન્દ્રિયાદિની કાયસ્થિતિ કહે છે—

मोहट्टिई वायराणं सुहुमाण असंखया भवे लोका।
साहारणेसु दोसड्ढपुग्गला निव्विसेसाणं ॥५१॥

मोहस्थितिर्बादराणां सूक्ष्माणामसङ्ख्येया भवेल्लोकाः।
साधारणानां द्वौ सार्धपुद्गलौ निर्विशेषाणाम् ॥५१॥

અર્થ—સામાન્યથી બાદર પૃથ્વીકાયાદિની મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ, સૂક્ષ્મની અસંખ્યાતા લોક પ્રમાણ, અને સાધારણની અઢી પુદ્ગલપરાવર્ત્તન પ્રમાણ ઉત્કૃષ્ટ કાયસ્થિતિ છે.

ટીકાનુ૦—ગાથામાં મૂકેલ મોહ શબ્દથી દર્શનમોહનીય કર્મની વિવક્ષા છે. તથા ગાથામાં જે કે પદ સામાન્યતઃ કહ્યું છે તો પણ બાદર પૃથ્વી, અપ, તેઉ, વાઉ, પ્રત્યેક અને સાધારણ વનસ્પતિ આશ્રયી કહ્યું છે એમ સમજવું. સામાન્યથી બાદર આશ્રયી કે બાદર વનસ્પતિકાય આશ્રયી સમજવું નહિ. કારણકે તે બંનેની કાયસ્થિતિ પહેલાં પચાસમી ગાથામાં કહી છે. તેથી ગાથાનો અક્ષરાર્થ આ પ્રમાણે છે.

પર્યાપ્ત અપર્યાપ્ત વિશેષણ રહિત બાદર પૃથ્વી, અપ, તેઉ, વાઉ, પ્રત્યેક અને સાધારણ વનસ્પતિ કાયની જઘન્ય કાયસ્થિતિ અંતર્મુહૂર્ત્ત છે, અને ઉત્કૃષ્ટથી મિથ્યાત્વ મોહનીયકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ કાયસ્થિતિ છે.

'પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! બાદર પૃથ્વીકાયપણામાં બાદર પૃથ્વીકાયનો સ્વકાયસ્થિતિ કાળ કેટલો હોય ! હે ગૌતમ ! જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સિત્તેર કોડાકોડી સાગરોપમપ્રમાણ હોય છે.

એ પ્રમાણે બાદર અપ્કાય, બાદર તેઉકાય, અને બાદર વાયુકાય આશ્રયી પણ જાણવો.

હે પ્રભો ! પ્રત્યેક વનસ્પતિકાયનો પ્રત્યેક વનસ્પતિકાયપણામાં કાયસ્થતિકાળ કેટલો હોય હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોય છે.

હે પ્રભો ! બાદર નિગોદપણામાં બાદર નિગોદનો કાળ કેટલો હોય ! હે ગૌતમ ! જઘ-ન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી સિત્તેર કોડાકોડી સાગરોપમપ્રમાણ હોય છે.

તથા વારંવાર સૂક્ષ્મપણે ઉત્પન્ન થતા પર્યાપ્ત અપર્યાપ્ત વિશેષણ વિનાના સૂક્ષ્મ પૃથ્વી-કાયાદિનો કાયસ્થિતિ કાળ જઘન્ય અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા લોકાકાશમાં રહેલા આકાશ પ્રદેશોમાંથી સમયે સમયે એકનો અપહાર કરતાં જેટલી ઉત્સર્પિણી અવસર્પિણી થાય તેટલો છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! સૂક્ષ્મપણે ઉત્પન્ન થતા સૂક્ષ્મનો કાયસ્થિતિકાળ કેટલો હોય ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ હોય છે, અને ક્ષેત્રથી અસંખ્યાતા લોક પ્રમાણ કાળ હોય છે. પર્યાપ્ત વિશેષણ યુક્ત પૃથ્વીકાયાદિની સ્વકાયસ્થિતિ પહેલાં ૪૯મી ગાથામાં કહી છે, એટલે અહિં સામાન્ય-થીજ લેવાની છે.

તથા સૂક્ષ્મ બાદર પર્યાપ્ત કે અપર્યાપ્ત એ કોઇપણ વિશેષણ વિનાના સાધારણની કાયસ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી અઢી પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ છે.

કહ્યું છે કે-'હે પ્રભો ! કોઈપણ જીવ વારંવાર નિગોદમાં ઉત્પન્ન થાય તો તેની કાય-સ્થિતિ કેટલી ? હે ગૌતમ ! જઘન્યથી અંતર્મુહૂર્ત, અને ઉત્કૃષ્ટથી કાળ આશ્રયી અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ અનંતકાળ, અને ક્ષેત્રથી અઢી પુદ્ગલ પરાવર્ત્તન કાળ છે.'

આ નિગોદની જે કાયસ્થિતિ કહી તે સાંવ્યવહારિક જીવો આશ્રયી કહી છે. કારણ કે વારંવાર નિગોદપણે ઉત્પન્ન થતા અસાંવ્યવહારિક જીવોની કાયસ્થિતિ તો અનાદિની છે.

વિશેષણવતી ગ્રંથમાં કહ્યું છે કે-'એવા અનંત જીવો છે કે જેઓએ ત્રસાદિ પરિણામ પ્રાપ્ત કર્યો નથી, અનંતાનંત તે જીવો નિગોદાવસ્થામાંજ રહે છે.'

જ્યારે સામાન્યથી સૂક્ષ્મ નિગોદ આશ્રયી કાયસ્થિતિનો વિચાર કરીએ ત્યારે અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ કાળ છે. જ્યારે સામાન્યપણે બાદર નિગોદ આશ્રયી વિચારીએ ત્યારે સિત્તેર કોડાકોડી સાગરોપમ કાયસ્થિતિ છે જ્યારે પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ આશ્રયી અથવા અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ આશ્રયી એમ ભિન્નભિન્ન વિચારીએ ત્યારે જઘન્યથી પણ અંતર્મુ-હૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત કાયસ્થિતિ છે. એ પ્રમાણે બાદર નિગોદ માટે પણ સમજવું.

તથા વનસ્પતિ આશ્રયી સામાન્યથી વિચાર કરીએ તો તેની અસંખ્યાત પુદ્ગલપરાવર્ત્તન પ્રમાણ કાયસ્થિતિ છે. એ પહેલાં કહ્યું છે.

અહિં ટીકાકાર મહારાજ લખે છે કે-મૂળટીકામાં અને અન્ય ગ્રંથોમાં આગમ વિરોધ બીજી બીજી રીતે કાયસ્થિતિ જણાય છે, પરંતુ તેની ઉપેક્ષા કરીને પન્નવણા સૂત્રને અનુસરી ગાથાની વ્યાખ્યા કરી છે. અને એજ હેતુથી ગ્રંથગૌરવનો અનાદર કરીને દરેક સ્થલે તે સૂત્રનો પાઠ બતાવ્યો છે. ૫૧

આ પ્રમાણે કાયસ્થિતિ કાળ કહ્યો પહેલા ગુણસ્થાનક આશ્રયી જે કાલ કહ્યો છે, તે એક જીવ આશ્રયી કહ્યો છે, હવે અનેક જીવો આશ્રયી કહે છે.–

सासण मीसाओ हवंति सन्तया पलियसंखइगकाला ।
उवसामग उवसंता समयाओ अंतरमुहुत्तं ॥५२॥

सास्वादनमिश्रा भवन्ति सन्तताः पल्यसंख्यैककालाः ।
उपशमका उपशान्ताः समयादन्तर्मुहूर्त्तम् ॥५२॥

અર્થ—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ નિરંતર ઉત્કૃષ્ટ અને જઘન્યથી અનુક્રમે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ, અને એક જીવના કાળ પ્રમાણ કાળપર્યંત હોય છે. ઉપશમક અને ઉપશાંતમોહ સમયથી અંતર્મુહૂર્ત્ત કાળ પર્યંત હોય છે.

ટીકાનુ૦—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ એ દરેક ગુણસ્થાનક નિરંતર ઉત્કૃષ્ટથી ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળપર્યંત હોય છે. અને જઘન્યથી એક જીવ આશ્રયી સાસ્વાદનનો એક સમય અને મિશ્રગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્ત જે જઘન્ય કાળ કહ્યો છે તેટલો કાળ અનેક જીવ આશ્રયી પણ હોય છે.

તાત્પર્યાર્થ આ પ્રમાણે-અનેક જીવો સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકને પ્રાપ્ત કરે તો તેનો જઘન્ય કાળ એક સમય છે. ઉપશમ સમ્યક્ત્વનો જઘન્ય એક સમય કાળ શેષ રહે ત્યારે અનંતાનુબંધિ કષાયના ઉદયથી ત્યાંથી પડી તે એક સમય સાસ્વાદન ગુણસ્થાનકે રહી મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય અને બીજા સમયે કોઇ પણ જીવો સાસ્વાદન ગુણસ્થાનકે ન આવે તો તે આશ્રયી જઘન્ય એક સમયકાળ ઘટે છે. અને નિરંતર અન્ય અન્ય જીવો સાસ્વાદન ગુણસ્થાનકને પ્રાપ્ત કરે તો ઉત્કૃષ્ટથી ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જે આકાશપ્રદેશો છે, તેનો સમયે સમયે અપહાર કરતાં જેટલો કાળ થાય, તેટલો કાળ એટલે કે અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ ઘટે છે. ત્યાર પછી અવશ્ય અંતર પડે છે.

એ પ્રમાણે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકનો અનેક જીવો આશ્રયિ નિરંતર કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત છે. એટલે કે અનેક જીવો નિરંતર તૃતીય ગુણસ્થાનકને પ્રાપ્ત કરે તો તેનો જઘન્ય કાળ અંતર્મુહૂર્ત્તનો છે. કારણ કે તે ગુણસ્થાનકનો જઘન્યથી પણ તેટલોજ કાળ છે. અને ઉત્કૃષ્ટથી ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશોને સમયે સમયે અપહાર કરતાં જેટલો કાળ થાય તેટલો કાળ ઘટે છે. અન્ય અન્ય જીવો તે ગુણસ્થાનકને પ્રાપ્ત કરે તો તેટલો કાળ કરે છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે.

ઉપશમક-ઉપશમ શ્રેણિની અંતર્ગત અપૂર્વકરણ, અનિવૃત્તિ બાદર સંપરાય, અને સૂક્ષ્મ સંપરાય એ ત્રણ ગુણસ્થાનકો તથા ઉપશાંત-ઉપશાંતમોહ એ દરેકનો નિરંતર કાળ જઘન્ય એક સમય હોય છે. એક કે અનેક જીવો અપૂર્વકરણાદિ ગુણસ્થાનકે આવી તે તે ગુણસ્થાનકને

સમયમાત્ર સ્પર્શી, મરણ-પામે અને અન્ય જીવો તેમાં પ્રવેશ ન કરે તો જઘન્ય એક સમય કાળ ઘટે છે. તથા નિરંતર અન્ય અન્ય જીવો તે તે ગુણસ્થાનકોને પ્રાપ્ત કરે તો પણ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત કાળ પર્યંત જ પ્રાપ્ત કરે છે. ત્યારપછી અવશ્ય અંતર પડે છે. ૫૨

હવે ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિનો નિરંતર કાળ કહે છે—

**खवगा खीणाजोगी होंति अणिच्चावि अंतरमुहुत्तं ।**
**नाणाजीवे तं चिय सत्तहिं समयेहिं अब्भहियं ॥५३॥**

क्षपकाः क्षीणायोगिनो भवन्त्यनित्या अपि अंतर्मुहूर्त्तम् ।
नानाजीवान् तदेव सप्तभिः समयैरभ्यधिकम् ॥५३॥

અર્થ—ક્ષપક ક્ષીણમોહી અને અયોગિ કેવળિઓ સઘળા અનિત્ય હોય છે, છતાં પણ હોય ત્યારે અંતર્મુહૂર્તકાળ હોય છે. અને અનેક જીવ આશ્રયી સાત સમય અધિક અંતર્મુહૂર્ત કાળ હોય છે.

ટીકાનુ૦—ક્ષપક—ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણ, અનિવૃત્તિ બાદર સંપરાય, તથા ક્ષીણમોહી અને ભવસ્થ અયોગિ કેવળી આત્માઓ અનિત્ય છે. હોય છે, તેમ નથી પણ હોતા. પરંતુ જ્યારે હોય છે, ત્યારે જઘન્યથી પણ અંતર્મુહૂર્તકાળ તો હોય છે જ, કેમકે તે તે ગુણસ્થાનકનો તેટલો કાળ છે. કારણ કે ક્ષપકશ્રેણિમાં તેમજ ક્ષીણમોહ ગુણસ્થાનકે કોઇપણ જીવો મરણ પામતા નથી અને ચૌદમે ગુણસ્થાનકે અંતર્મુહૂર્ત રહી અઘાતિકર્મ ખપાવી મોક્ષમાં જાય છે. એટલે ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિની જેમ ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિનો જઘન્ય સમય કાળ નથી.

અનેક જીવો આશ્રયિ પણ ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિ ગુણસ્થાનકો નિરંતર હોય તો અંતર્મુહૂર્ત કાળ પર્યંતજ હોય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે. કારણ કે સંપૂર્ણ ક્ષપકશ્રેણિનો નિરંતરકાળ અંતર્મુહૂર્ત જ છે.

અહિં એટલું વિશેષ છે કે એક જીવાશ્રિત અંતર્મુહૂર્તથી અનેક જીવાશ્રિત અંતર્મુહૂર્ત સાત સમય અધિક જાણવું.

ગાથામાં 'नाणाजीवे' એ પદથી એક જીવાશ્રિત અંતર્મુહૂર્તથી અનેક જીવાશ્રિત અંતર્મુહૂર્ત સાત સમય અધિક કહ્યું છે.

અહિં ક્ષપકશ્રેણિના અપૂર્વકરણાદિ ગુણસ્થાનકોનો એક જીવાશ્રિત કાળથી અનેક જીવાશ્રિત કાળ માત્ર સાત સમય વધારે કહ્યો છે, તેનુ શું કારણ ? એ શંકા થાય છે. તેના ઉત્તરમાં ટીકાકાર મહારાજ જણાવે છે કે-એ વચન સૂત્રકારના વચન ઉપરની શ્રદ્ધાથીજ માનવું જોઇએ. આ વિષયમાં અમે અવ્યાહત કોઇ પણ યુક્તિ જોતા નથી તેમ કોઇ અન્ય ગ્રંથમાં આ વિષયમાં કંઈ પણ શંકા સમાધાન નથી.

તથા મિથ્યાદષ્ટિ, અવિરતિસમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અને સયોગિકેવળિ એ છ ગુણસ્થાનકો અનેક જીવો આશ્રયી હમેશાં હોય છેજ, તેનો કોઇપણ કાળે વિરહ નથી.

કહ્યું છે કે-'મિથ્યાદષ્ટિ, અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત. અને સયોગિ કેવળિ એ છ ગુણસ્થાનકો નાના જીવો આશ્રયી સર્વકાળ હોય છે. તેથી અનેક જીવો આશ્રયી તે છ ગુણસ્થાનકનું કાળમાન ગ્રંથકારે કહ્યું નથી. કારણ કે તે સુપ્રતીત છે. એક જીવ આશ્રયી તો પહેલાં કહ્યું છે જ. ૫૩

આ પ્રમાણે ભવસ્થિતિ, કાયસ્થિતિ, તથા ગુણસ્થાનકોમાં એક જીવનો અને અનેક જીવનો અવસ્થાન કાળ કહીને હવે એકેન્દ્રિયાદિ જીવોમાં અનેક જીવોની અપેક્ષાએ નિરંતર ઉત્પત્તિનું કાળમાન કહે છે—

**एगिंदित्तं समयं तसत्तणं सम्मदेसचारित्तं ।**
**आवलियासंखंसं अडसमय चरित्त सिद्धी य ॥५४॥**

एकेन्द्रियत्वं सततं त्रसत्वं सम्यग्देशचारित्वम् ।
आवलिकासंख्येयांशं अष्टौ समयाः चारित्रं सिद्धत्वं च ॥५४॥

અર્થ—એકેન્દ્રિયપણું નિરંતર હોય છે. ત્રસપણું, સમ્યક્ત્વ, દેશવિરતિ ચારિત્ર આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ પર્યંત હોય છે. તથા સર્વવિરતિ ચારિત્ર અને સિદ્ધપણું નિરંતર આઠ સમયપર્યંત હોય છે.

ટીકાનુ૦—અનેક જીવો આશ્રયી એકેન્દ્રિયપણે ઉત્પત્તિ નિરંતર હોય છે. એટલે કે એકેન્દ્રિયપણે ઉત્પન્ન થતા આત્માઓ હમેશાં હોય છે, તેનો વિરહ નથી.

આ હકીકતને જ વધારે સ્ફુટ કરે છે, તે આ પ્રમાણે-એકેન્દ્રિયો પાંચ પ્રકારે છે. તે આ પ્રમાણે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, અને વનસ્પતિકાય. આ પૃથ્વીકાય આદિ એક એક ભેદમાં જીવો સર્વદા ઉત્પન્ન થતા હોય છે, તો પછી સામાન્યતઃ એકેન્દ્રિય જીવોમાં નિરંતર ઉત્પન્ન થાય એ હકીકત ઘટી જ શકે છે.

પૃથ્વીકાયાદિ દરેક હમેશાં ઉત્પન્ન થતા હોય છે એ શી રીતે જાણવું ? એના ઉત્તરમાં જણાવે છે કે-સૂત્રના વચનથી જાણવું. તે સૂત્ર આ પ્રમાણે—

'હે પ્રભો ! પૃથ્વીકાયના જીવો વિરહ વિના કેટલો કાળ ઉત્પન્ન થાય ? હે ગૌતમ ! વિરહ વિના દરેક સમયે ઉત્પન્ન થાય છે એ પ્રમાણે અપ્કાય તેઉકાય વાયુકાય અને વનસ્પતિકાય પણ દરેક સમયે વિરહ વિના ઉત્પન્ન થાય છે.'

વળી શંકા કરે છે કે-પૃથ્વીકાયાદિ પ્રત્યેક સમયે ઉત્પન્ન થાય તો પ્રતિસમય કેટલા ઉત્પન્ન થાય ? તેના ઉત્તરમાં જણાવે છે કે-પૃથ્વી અપ્ તેઉ અને વાયુ એ દરેક સમયે સમયે અસંખ્યાતા લોકાકાશ પ્રદેશરાશિ પ્રમાણ ઉત્પન્ન થાય છે, અને વનસ્પતિકાય અનંત લોકાકાશ

પ્રદેશરાશિ પ્રમાણ ઉત્પન્ન થાય છે. તેમાં પ્રત્યેક વનસ્પતિકાય અસંખ્યાતા લોકાકાશ પ્રદેશરાશિ પ્રમાણ, અને સાધારણ વનસ્પતિકાય અનંત લોકાકાશ પ્રદેશરાશિ પ્રમાણ ઉત્પન્ન થાય છે, એમ સમજવું.

કહ્યું છે કે-'એકેન્દ્રિયોમાં વિરહ વિના જ પ્રતિસમય મરણ અને જન્મ થાય છે. તેમાં વનસ્પતિકાય અનંત લોકપ્રમાણ અને શેષ ચાર કાયો અસંખ્ય લોકપ્રમાણ જન્મે છે અને મરે છે.'

પન્નવણા સૂત્રમાં પણ કહ્યું છે કે-'હે પ્રભો! પૃથ્વીકાયના જીવો એક સમયમાં કેટલા ઉત્પન્ન થાય છે? હે ગૌતમ! વિરહ સિવાય સમયે સમયે અસંખ્યાતા ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે વાયુકાય પર્યંત સમજવું.

હે પ્રભો! વનસ્પતિકાયના જીવો વિરહ સિવાય સમયે સમયે કેટલા ઉત્પન્ન થાય છે? હે ગૌતમ! સ્વસ્થાન ઉપપાત આશ્રયી અનંતા અને પરસ્થાન ઉપપાત આશ્રયી અસંખ્યાતા ઉત્પન્ન થાય છે.'

અહિં સ્વસ્થાન પરસ્થાનનું તાત્પર્ય એ છે કે-સાધારણ વનસ્પતિના જીવો સાધારણ વનસ્પતિમાં ઉત્પન્ન થાય તો સમયે સમયે અનંતા ઉત્પન્ન થાય છે. અને નિગોદ સિવાય શેષ જીવોમાંથી સાધારણ વનસ્પતિમાં ઉત્પન્ન થાય તો અસંખ્યાતા ઉત્પન્ન થાય છે. કારણકે નિગોદ સિવાય કોઇપણ ભેદવાળા જીવોની સંખ્યા અનંત પ્રમાણ નથી. માત્ર સાધારણ વનસ્પતિ જીવોની સંખ્યા જ અનંતપ્રમાણ છે.

તથા ત્રસપણે નિરંતર ઉત્પન્ન થાય તો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ કાળ પર્યંત ઉત્પન્ન થાય છે. ત્યાર પછી અવશ્ય અંતર પડે છે. એટલે કે તેટલો કાળ ગયા પછી કોઇપણ જીવ અમુક કાળપર્યંત ત્રસપણે ઉત્પન્ન થતો નથી.

સામાન્યતઃ ત્રસપણાનો તો ઉપરોક્ત કાળ ઘટે છે. પરંતુ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, સંમૂચ્છિમ મનુષ્ય, અપ્રતિષ્ઠાન નરકાવાસના નારકીઓને છોડી શેષ દરેક નારકીઓ, અનુત્તર દેવ વર્જીને શેષ સઘળા દેવો, એ દરેક નિરંતર ઉત્પન્ન થાય તો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ કાળ પર્યંત ઉત્પન્ન થાય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે.

તથા સમ્યક્ત્વ અને દેશવિરતિ ચારિત્રને અનેક જીવો નિરંતર પ્રાપ્ત કરે તો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળ પર્યંત પ્રાપ્ત કરે છે, ત્યારપછી અમુક સમયનું અવશ્ય અંતર પડે છે.

તથા સર્વથા પાપવ્યાપારના ત્યાગરૂપ જે આત્મપરિણામ તે રૂપ જે ચારિત્ર કે જે મૂળ ગુણ અને ઉત્તરગુણના આસેવન રૂપ લિંગવડે ગમ્ય છે તેને, તથા સઘળા કર્મનો નાશ થવાથી પ્રાપ્ત થયેલા યથાસ્થિત આત્મસ્વરૂપ રૂપ જે સિદ્ધત્વ તેને અનેક જીવો પ્રાપ્ત કરે

તો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ આઠ સમયપર્યંત પ્રાપ્ત કરે છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે. ૫૪

હવે ઉપશમશ્રેણિ આદિ નિરંતર કેટલા સમયપર્યંત પ્રાપ્ત થાય તે કહે છે—

उवसमसेढी उवसंतया य मणुयत्तणुत्तरसुरत्तं ।
पडिवज्जंते समया संखेया खवगसेढी य ॥५५॥

उपशमश्रेणिमुपशान्ततां च मनुष्यत्वमनुत्तरसुरत्वम् ।
प्रतिपद्यन्ते समयान् संख्येयान् क्षपकश्रेणिं च ॥५५॥

અર્થ—ઉપશમશ્રેણિ, ઉપશાંતપણું, મનુષ્યપણું, અનુત્તરસુરપણું, અને ક્ષપકશ્રેણિ આ સઘળા ભાવોને સંખ્યાતા સમયપર્યંત પ્રાપ્ત કરે છે.

ટીકાનુ૦—ઉપશમશ્રેણિ. ઉપશાંતપણું–ઉપશાંતમોહ ગુણસ્થાનક, પંચેન્દ્રિયગર્ભજ મનુષ્યત્વ અનુત્તરસુરત્વ, ઉપલક્ષણથી અપ્રતિષ્ઠાન–સાતમી નારકીના ઈંદ્રક નરકાવાસમાં નારકીપણું, તથા ક્ષપકશ્રેણિ આ સઘળા ભાવોને અનેક જીવો નિરંતર પ્રાપ્ત કરે તો જઘન્યથી સમયમાત્ર પ્રાપ્ત કરે છે. એક કે અનેક જીવો તે તે ભાવોને પ્રાપ્ત કરી બીજે સમયે કોઇપણ જીવ તે તે ભાવોને પ્રાપ્ત ન કરે તે આશ્રયી જઘન્ય સમયકાળ ઘટે છે. અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા સમય પર્યંત પ્રાપ્ત કરે છે. ત્યાર પછી અવશ્ય અંતર પડે છે.

કારણ કે આ સઘળા ભાવોને પ્રાપ્ત કરનાર ગર્ભજ મનુષ્યોજ છે, અને તે સંખ્યાતાજ છે.

જો કે અપ્રતિષ્ઠાન નરકાવાસમાં તિર્યંચો પણ જાય છે પરંતુ તે નરકાવાસો માત્ર લાખ યોજનનો જ હોવાથી તેમાં સંખ્યાતાજ નારકીઓ હોય છે, એટલે તિર્યંચ મનુષ્યોમાંથી જનારા પણ સંખ્યાતા જ હોય છે. તેમજ ત્યા જવાનો નિરંતર કાળ ઉત્કૃષ્ટથી સંખ્યાતા સમયનો જ કહ્યો છે.

તથા ગર્ભજ મનુષ્યમા પણ જો કે ગમે તે ગતિમાંથી આવી શકે છે, પરંતુ ગર્ભજ મનુષ્યની સખ્યા સખ્યાત પ્રમાણ હોવાથી આવનાર જીવો પણ સખ્યાતા જ સમજવા.

ચોપનમી ગાથામા અપ્રતિષ્ઠાન નરકાવાસ અને અનુત્તર સુર માટે કહ્યું ન હતું તે આ ગાથામાં કહ્યું છે. ૫૫

પહેલા નિરંતર આઠ સમયપર્યંત સિદ્ધત્વ પ્રાપ્ત કરે છે, એ કહ્યું છે. તેમાં આઠ સમય-પર્યંત કેટલા મોક્ષમાં જાય ? તેમ સાત છ વિગેરે સમયપર્યંત કેટલા મોક્ષમાં જાય ? એ શિષ્યની શંકા દૂર કરવા અને વિશેષ નિર્ણય કરવા કહે છે—

बत्तीसा अडयाला सट्ठी बावत्तरी य चुलसीई ।
छन्नउइ दुअट्ठसयं एगाए जहुत्तरे समए ॥५६॥

द्वात्रिंशत् अष्टचत्वारिंशत् षष्टिः द्वासप्ततिश्च चतुरशीतिः ।
षण्णवतिः द्विअष्टोत्तरशतं एकादीन् यथोत्तरान् समयान् ॥५६॥

અર્થ—બત્રીસ, અડતાલીસ, સાઠ, બહોંતેર, ચોરાશી, છન્નુ, એકસો બે, અને એકસો આઠ સુધીની સંખ્યા પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે એકથી આઠ સમય પર્યંત મોક્ષમાં જાય છે.

ટીકાનુ૦—એકથી બત્રીસ સુધીની સંખ્યા નિરંતર આઠ સમયપર્યંત મોક્ષમાં જાય છે.

એટલે કે પહેલે સમયે જઘન્ય એક બે મોક્ષમાં જાય ઉત્કૃષ્ટ બત્રીસ મોક્ષમાં જાય, બીજે સમયે જઘન્યથી એક બે મોક્ષમાં જાય ઉત્કૃષ્ટથી બત્રીસ મોક્ષમાં જાય, એ પ્રમાણે ત્રીજે ચોથે યાવત્ આઠમે સમયે પણ જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી બત્રીસ મોક્ષમાં જાય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે. નવમે સમયે કોઈપણ મોક્ષમાં જતો નથી.

એ પ્રમાણે તેત્રીસથી અડતાલીસ સુધીની કોઈપણ સંખ્યા નિરંતર ઉત્કૃષ્ટથી સાત સમય-સુધી મોક્ષમાં જાય છે, ત્યાર પછી અવશ્ય અંતર પડે છે.

ઓગણપચાસથી સાઠ સુધીની કોઈપણ સંખ્યા નિરંતર ઉત્કૃષ્ટથી છ સમયપર્યંત મોક્ષમાં જાય છે, ત્યારપછી અંતર પડે છે.

એકસઠથી બહોંતેર સુધીની કોઈપણ સંખ્યા નિરંતર ઉત્કૃષ્ટથી પાંચ સમયપર્યંત મોક્ષમાં જાય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે.

તહોંતેરથી ચોરાશી સુધીની સંખ્યા નિરંતર ઉત્કૃષ્ટથી ચાર સમયપર્યંત મોક્ષમાં જાય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે.

પંચાશીથી છન્નુ સુધીની સંખ્યા ઉત્કૃષ્ટથી નિરંતર ત્રણ સમયપર્યંત મોક્ષમાં જાય છે, ત્યાર પછી અવશ્ય અંતર પડે છે.

સત્તાણુથી એકસો બે સુધીની સંખ્યા ઉત્કૃષ્ટથી નિરંતર બે સમયપર્યંત મોક્ષમાં જાય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે.

એકસો ત્રણથી એકસો આઠ સુધીની કોઈપણ સંખ્યા ઉત્કૃષ્ટથી નિરંતર એક સમયપર્યંતજ મોક્ષમાં જાય છે, પછી અવશ્ય અંતર પડે છે.

ગાથામાં એકથી અનુક્રમે આઠ સમયપર્યંત જે સંખ્યાનું પ્રતિપાદન કર્યું છે તે પશ્ચાનુ-પૂર્વિએ સમયની સંખ્યા લેવા સૂચવ્યું છે. એટલે એનો અર્થ આ પ્રમાણે થાય છે. એકસો ત્રણથી એકસો આઠ સુધીની કોઈપણ સંખ્યા એક સમયપર્યંતજ મોક્ષમાં જાય છે. સત્તાણુથી એકસો બે સુધીની કોઈપણ સંખ્યા ઉત્કૃષ્ટથી નિરંતર બે સમય પર્યંતજ મોક્ષમાં જાય છે. એમ યાવત્ એકથી બત્રીસ સુધીની કોઈપણ સંખ્યા ઉત્કૃષ્ટથી નિરંતર આઠ સમયપર્યંત મોક્ષમાં જાય છે, ત્યારપછી અવશ્ય અંતર પડે છે જઘન્યથી દરેક સંખ્યા એક સમય-પર્યંત મોક્ષમાં જાય છે. ૫૬

આ પ્રમાણે સવિસ્તર કાળદ્વાર કહ્યું છે, હવે અંતરદ્વાર કહે છે—

गब्भयतिरिमणुसुरनारयाण विरहो मुहुत्त बारसगं ।
मुच्छिमनराण चउवीस विगल अमणाण अंतमुहू ॥५७॥

गर्भजतिर्यग्मनुष्यसुरनारकाणां विरहो मुहूर्त्तानि द्वादश ।
संमूर्च्छिमनराणां चतुर्विंशतिः विकलामनस्कानामन्तर्मुहूर्त्तम् ॥५७॥

અર્થ—ગર્ભજ તિર્યંચ મનુષ્ય દેવ અને નારકીનો વિરહકાળ બાર મુહૂર્ત્ત, સંમૂચ્છિમ મનુષ્યનો ચોવીસ મુહૂર્ત્ત, અને વિકલેન્દ્રિય તથા અસંજ્ઞિપંચેન્દ્રિયનો વિરહ અંતર્મુહૂર્ત્તનો છે.

ટીકાનુ૦—નિરંતર ઉત્પન્ન થતા ગર્ભજ તિર્યંચ, ગર્ભજ મનુષ્ય, દેવતા અને નારકીનો ઉત્પાદ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહકાળ બાર મુહૂર્ત્તનો છે. એટલે કે ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યમાં ગર્ભજતિર્યંચ અને મનુષ્યરૂપે કોઇપણ જીવ ઉત્પન્ન ન થાય તો તેનો વિરહકાળ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત છે, ત્યારપછી તેઓમાં કોઇ ને કોઇ જીવ અવશ્ય ઉત્પન્ન થાય જ છે.

કહ્યું છે કે-'હે પ્રભો ! ગર્ભજતિર્યંચ પંચેન્દ્રિયનો ઉત્પાદ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત કહ્યો છે.

એ પ્રમાણે ગર્ભજ મનુષ્યના સંબંધમાં પ્રશ્નનો ઉત્તર આપેલ છે. હે ગૌતમ ! જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.'

ભવનપતિ આદિની વિવક્ષા કર્યા વિના સામાન્યતઃ દેવગતિમાં ઉત્પન્ન થતા દેવોના ઉત્પાદ આશ્રયી જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત વિરહકાળ છે.

કહ્યું છે કે-'હે પ્રભો ! દેવગતિમાં ઉત્પાદ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.'

દેવગતિમાં કોઇ પણ જીવ ઉત્પન્ન ન થાય તો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બારમુહૂર્ત્ત પર્યંત ઉત્પન્ન ન થાય, ત્યારપછી ભવનપતિ આદિ કોઇ ભેદમાં કોઇ ને કોઇ જીવ આવી ઉત્પન્ન થાય જ.

હવે જો દેવગતિમાં અસુરકુમારાદિ જુદા જુદા ભેદ આશ્રયી વિચાર કરીએ તો ઉત્પત્તિ આશ્રયી અંતર આ પ્રમાણે જાણવું—

અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુત્કુમાર, વાયુકુમાર, અગ્નિકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વિપકુમાર દિક્કુમાર, એમ પ્રત્યેક ભવનપતિ, દરેક ભેદવાળા વ્યંતરો દરેક ભેદવાળા જ્યોતિષ્ક, સૌધર્મ અને ઇશાન એ સઘળા ભેદવાળા દેવોમાં ઉત્પન્ન થતા દેવો આશ્રયી જઘન્ય એક સમય, અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ છે.

સનત્કુમાર દેવોમાં જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ નવ રાત્રિ દિવસ અને વીસ મુહૂર્ત્ત વિરહકાળ છે.

એ પ્રમાણે માહેન્દ્ર દેવલોકમાં જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ બાર રાત્રિદિવસ અને દશ મુહૂર્ત્ત, બ્રહ્મ દેવલોકમાં સાડી બાવીસ દિવસ, લાંતક દેવલોકમાં પીસ્તાલીસ રાત્રિદિવસ, મહાશુક્ર દેવલોકમાં એંશી રાત્રિદિવસ, સહસ્રાર દેવલોકમાં સો રાત્રિ દિવસ, આનત દેવલોકમાં સંખ્યાતા માસ, પ્રાણત દેવલોકમાં સંખ્યાતા માસ, માત્ર આનત દેવલોકની અપેક્ષાએ વધારે જાણવા. આરણ દેવલોકમાં સંખ્યાતા વર્ષ, અચ્યુત દેવલોકમાં પણ સંખ્યાતા વર્ષ, માત્ર આરણ કલ્પના દેવની અપેક્ષાએ વધારે જાણવા. અધસ્તન ત્રણ ગ્રૈવેયક દેવોમાં સંખ્યાતા સો વર્ષ, મધ્યમ ત્રણ ગ્રૈવેયક દેવોમાં સંખ્યાતા હજાર વર્ષ, ઉપરના ત્રણ ગ્રૈવેયક દેવોમાં સંખ્યાતા લાખ વર્ષ, વિજય વિજયંત જયંત અને અપરાજિત અનુત્તર દેવોમાં અસંખ્યાતો કાળ, અને સર્વાર્થસિદ્ધ મહાવિમાનવાસિ દેવોમાં પલ્યોપમના સંખ્યાતમા ભાગરૂપ ઉત્પાદ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહકાળ છે.

જઘન્ય વિરહ દરેક સ્થળે એક સમયનો છે.

કહ્યું છે કે—'હે પ્રભો ! અસુરકુમાર દેવોનો ઉત્પાદ આશ્રયી કેટલો વિરહ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત કહ્યો છે.

હે પ્રભો ! નાગકુમાર દેવોમાં ઉત્પત્તિ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત કહ્યો છે.

એ પ્રમાણે સુવર્ણકુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, દ્વિપકકુમાર, ઉદધિકુમાર, દિક્કુમાર અને સ્તનિતકુમાર દેવોમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

વ્યંતર દેવોના વિષયમાં પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

જ્યોતિષ્ક દેવો સંબંધે પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

હે પ્રભો ! સૌધર્મ કલ્પના દેવોમાં ઉત્પાદ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

ઇશાન દેવલોકના દેવોના વિષયમાં પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

સનત્કુમાર દેવોના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ નવ રાત્રિદિવસ અને વીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

માહેન્દ્રદેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર રાત્રિદિવસ અને દશ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

બ્રહ્મ દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સાડી બાવીસ દિવસ, લાંતક દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ પીસ્તાલીશ રાત્રિદિવસ, મહાશુક્ર દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ એંશી રાત્રિદિવસ, સહસ્રાર દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ સો રાત્રિદિવસ, આનત દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા માસ, પ્રાણત દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા માસ, આરણ દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા વર્ષ, અચ્યુત દેવલોકના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા વર્ષ, નીચલી ત્રણ ગ્રૈવેયક દેવના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા સો વર્ષ, મધ્યમ ત્રણ ગ્રૈવેયક દેવના પ્રશ્નના ઉત્તરમાં હે હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા હજાર વર્ષ, ઉપરની ત્રણ ગ્રૈવેયકના દેવના પ્રશ્નના ઉત્તરમાં હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સંખ્યાતા સો હજાર વર્ષ, વિજય વૈજયંત જયંત અને અપરાજિત અનુત્તર દેવના પ્રશ્નના ઉત્તરમાં જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાતો ઉત્પાદ આશ્રયી વિરહકાળ કહ્યો છે.

હે પ્રભો ! સર્વાર્થસિદ્ધ દેવો આશ્રયી કેટલો ઉત્પાદ વિરહ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ વિરહકાળ કહ્યો છે.'

તથા સામાન્યતઃ નરકગતિમાં નિરંતર ઉત્પન્ન થતા નારકી જીવોનો ઉત્પાદ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ! હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત કહ્યો છે.

કહ્યું છે કે-'હે પ્રભો ! નરકગતિમાં ઉત્પાદ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બાર મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.

નરકગતિમાં ઉત્પત્તિ આશ્રયી આ વિરહકાળ કોઇપણ નારકીની વિવક્ષા કર્યા વિના સામાન્યથી જ કહ્યો છે.

જો રત્નપ્રભા આદિ નારકીની અપેક્ષાએ વિશેષ વિચાર કરીએ તો વિરહકાળ આ પ્રમાણે છે-રત્નપ્રભા નારકીમાં ઉત્પત્તિ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહ ચોવીસ મુહૂર્ત્ત, શર્કરાપ્રભા નારકીમાં સાત રાત્રિદિવસ, વાલુકાપ્રભા નારકીમાં પંદર દિવસ, પંકપ્રભા નારકીમાં એક માસ, ધુમપ્રભા નારકીમાં બે માસ, તમઃપ્રભા નારકીમાં ચાર માસ, અને તમસ્તમપ્રભા નારકીમાં ઉત્કૃષ્ટ વિરહ છ માસ છે. જઘન્ય દરેક નારકીમાં એક સમય છે.

કહ્યું છે કે-હે પ્રભો ! રત્નપ્રભા પૃથ્વીના નારકીઓનો ઉત્પાદ આશ્રયી કેટલો વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત કહ્યો છે. હે પ્રભો ! શર્કરાપ્રભા પૃથ્વીના નારકીઓમાં કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ સાત રાત્રિદિવસ કહ્યો છે. હે પ્રભો ! વાલુકાપ્રભા પૃથ્વીના નારકીઓમાં કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અર્ધમાસ કહ્યો છે.

હે પ્રભો ! પંકપ્રભા પૃથ્વીના નારકીઓમાં કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ એક માસ કહ્યો છે. હે પ્રભો ! ધુમપ્રભા પૃથ્વીના નારકીઓમાં કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ બે માસ કહ્યો છે. હે પ્રભો ! તમઃપ્રભા પૃથ્વીના નારકીઓમાં કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચાર માસ કહ્યા છે. હે પ્રભો ! નીચે સાતમી તમસ્તમપ્રભા પૃથ્વીના નારકીઓમાં કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ માસ વિરહકાળ કહ્યો છે.'

સંપૂર્ણ મનુષ્ય ક્ષેત્રમાં નિરંતર ઉત્પન્ન થતા સંમૂર્ચ્છિમ મનુષ્યોના ઉત્પાદ આશ્રયી જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ છે. સંમૂર્ચ્છિમ મનુષ્યપણે કોઈપણ જીવ આવી ઉત્પન્ન ન થાય તો ઉક્તકાળ પર્યંત ઉત્પન્ન થતા નથી, ત્યારપછી અવશ્ય ઉત્પન્ન થાય છે.

કહ્યું છે કે-'હે પ્રભો ! સંમૂર્ચ્છિમ મનુષ્યોનો કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ચોવીસ મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.'

તથા નિરંતર ઉત્પન્ન થતા વિકલેન્દ્રિય-બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય તથા સંમૂર્ચ્છિમ તિર્યંક્ પંચેન્દ્રિય એ દરેકનો ઉત્પાદ આશ્રયી જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત વિરહકાળ છે.

ભગવાન્ આર્યશ્યામ મહારાજ પન્નવણા સૂત્રમાં કહે છે કે-'હે પ્રભો ! બેઇન્દ્રિયનો કેટલો ઉત્પાદ વિરહકાળ કહ્યો છે ? હે ગૌતમ ! જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત કહ્યો છે. એ પ્રમાણે તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિય તિર્યંચ એ દરેકનો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત વિરહકાળ કહ્યો છે.' ૫૭

આ પ્રમાણે જીવસ્થાનકોમાં અનેક જીવાશ્રિત ઉત્પત્તિ આશ્રયિ અંતર કહ્યું. હવે તેજ જીવસ્થાનકોમાં એક જીવાશ્રયી અંતરનુ પ્રતિપાદન કરવા ઇચ્છતા કહે છે—

**तसबायरसाहारणअसन्निअपुमाण जो ठिईकालो ।**
**सो इयराण विरहो एवं हरियेयराणं च ॥५८॥**

**त्रसबादरसाधारणासंज्ञ्यपुंसां (नपुंसकानां)यः स्थितिकालः ।**
**स इतरेषां विरह एवं हरितेतरेषां च ॥५८॥**

અર્થ—ત્રસ, બાદર, સાધારણ, અસંજ્ઞિ અને નપુંસકનો જે સ્થિતિકાળ તે ઇતર-સ્થાવરાદિનો વિરહકાળ સમજવો. એ રીતે હરિત અને અહરિતના સંબંધમાં સમજવું.

ટીકાનુ૦—પૂર્વની ગાથાઓમાં અનેક જીવાશ્રયી અંતર કહ્યું છે. જેમકે દેવ અગર નરકગતિમાં ભવાંતરમાંથી કોઈ પણ જીવ આવી દેવ કે નરકરૂપે ઉત્પન્ન ન થાય તો કેટલો કાળ ઉત્પન્ન ન થાય ?

હવે પછી એક જીવાશ્રયી અંતર કહે છે. જેમકે–કોઇ એક જીવ ત્રસ કે બાદર છે, તે વધારે કેટલા કાળે સ્થાવરપણું કે સૂક્ષ્મપણું પ્રાપ્ત કરે ?

અહિં એનું સામાન્ય સ્વરૂપ એ છે કે એક ભેદનો જેટલો સ્થિતિકાળ હોય, તેટલો તેનો વિરૂદ્ધ ભેદનો વિરહકાળ હોય છે. જેમકે–સ્થાવર કે સૂક્ષ્મપણાનો વિરહકાળ કેટલો ? એટલે કે કોઇ એક જીવ કેટલાકાળે સ્થાવરપણું કે સૂક્ષ્મપણું પ્રાપ્ત કરે એનો નિર્ણય કરવો હોય ત્યારે તેના વિરૂદ્ધ ભેદ ત્રસ અને બાદરપણે ઉત્કૃષ્ટથી તે જીવ કેટલો કાળ રહે એ વિચારી નિર્ણય કરવો જોઇએ. એક જીવ વધારેમાં વધારે ત્રસપણામાં અને બાદરપણામાં જેટલો કાળ રહે, તેટલો સ્થાવર અને સૂક્ષ્મપણાનો અંતર કાળ ગણાય. આજ હકીકત વિસ્તારથી કહે છે–

ત્રસ બાદર સાધારણ અસંજ્ઞિ અને નપુંસક એ દરેકનો જેટલો સ્થિતિકાળ છે તેટલો અનુક્રમે તેઓના પ્રતિપક્ષ સ્થાવર સૂક્ષ્મ પ્રત્યેકશરીર સંજ્ઞિ અને સ્ત્રી-પુરુષવેદનો ઉત્કૃષ્ટથી વિરહકાળ સમજવો

જેમકે–સ્થાવરપણું છોડીને સ્થાવરપણું પ્રાપ્ત કરતાં કેટલો કાળ જાય ? તો કહે છે કે જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ ત્રસકાયનો કાયસ્થિતિકાળ કેટલાક વર્ષ અધિક બે હજાર સાગરોપમ પ્રમાણ કાળ જાય.

જઘન્યથી અંતર્મુહૂર્ત્તની ભાવના આ પ્રમાણે–કોઇ એક જીવ સ્થાવરપણું છોડી અંતર્મુહૂર્ત્ત આયુવાળા ત્રસમાં આવી સ્થાવરમાં જાય તે આશ્રયી જઘન્ય અંતર્મુહૂર્ત્તકાળ ઘટે છે.

કોઇ જીવ ઉપરોક્ત કંઇક અધિક બે હજાર સાગરોપમ ત્રસમાં રહી મોક્ષમાં ન જાય તો પછી અવશ્ય સ્થાવરમાં જાય એ રીતે ઉત્કૃષ્ટ અંતરકાળ ઘટે છે.

એ રીતે સૂક્ષ્મપણું પ્રાપ્ત કરતાં જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ [1]બાદરનો સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ કાયસ્થિતિકાળ અંતર છે.

તથા પ્રત્યેક શરીરપણાને છોડી સાધારણ શરીરમાં ઉત્પન્ન થઇ ફરી કાળાંતરે પ્રત્યેક શરીરપણું પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સાધારણનો અઢી પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ કાયસ્થિતિકાળ અંતર છે.

તથા સંજ્ઞિપણું છોડી અસંજ્ઞિમાં ઉત્પન્ન થઇ ફરી સંજ્ઞિપણું પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ અસંજ્ઞિનો અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન કાયસ્થિતિ પ્રમાણ અંતરકાળ છે.

---

[1] અહિં સૂક્ષ્મપણાનું ઉત્કૃષ્ટ અંતર સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ જણાવ્યું, પરંતુ સામાન્ય સૂક્ષ્મની અપેક્ષાએ તેટલું અંતર ઘટી શકતું નથી. આગળ આજ દ્વારની ગા૦ ૫૦ અને તેની ટીકામાં સામાન્ય બાદરની ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ બતાવી છે. એટલે સૂક્ષ્મનું ઉત્કૃષ્ટ અંતર પણ અસંખ્ય ઉત્સર્પિણી–અવસર્પિણી પ્રમાણ સંભવે, તેથી પૃથ્વીકાયાદિ કોઇપણ વિવક્ષિત એક કાયમાં જ સૂક્ષ્મ પૃથ્વીકાયાદિકનું અંતર વિચારીએ તો સૂક્ષ્મ પૃથ્વીકાય જીવ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ બાદર પૃથ્વીકાય જીવની સ્વકાયસ્થિતિ પૂર્ણ કરી પુનઃ સૂક્ષ્મ પૃથ્વીકાયમાં આવે એ અપેક્ષાએ ઉક્ત અંતર ઘટી શકે. તત્ત્વ કેવલિગમ્ય.

અહિં અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ અસંજ્ઞિનો જે કાયસ્થિતિકાળ લીધો છે, તે વનસ્પતિ આશ્રયી લીધો છે. કારણ કે સંજ્ઞિ સિવાયના એકેન્દ્રિયાદિ સઘળા અસંજ્ઞિ જ કહેવાય છે, તેથી તેનો ઉપરોક્ત વિરહકાળ ઘટી શકે છે.

તથા પુરુષવેદ અથવા સ્ત્રીવેદને પ્રાપ્ત કરતાં જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ તે બંનેનું નપુંસકવેદનો અસંખ્ય પુદ્ગલપરાવર્ત્તન પ્રમાણ કાયસ્થિતિકાળ અંતર છે.

અહિં એટલું વિશેષ સમજવું કે પુરુષવેદના વિરહકાળનો વિચાર કરતાં સ્ત્રીવેદનો કાયસ્થિતિકાળ અધિક લેવો, અને સ્ત્રીવેદના વિરહકાળનો વિચાર કરતાં પુરુષવેદનો કાયસ્થિતિકાળ અધિક ગ્રહણ કરવો. અલ્પ હોવાથી ગાથામાં કહ્યો નથી. કારણ કે નપુંસકવેદના કાયસ્થિતિકાળની અપેક્ષાએ સ્ત્રીવેદનો પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક સો પલ્યોપમ પ્રમાણ, અથવા પુરુષવેદનો કેટલાક વર્ષ અધિક શત પૃથક્ત્વ સાગરોપમ પ્રમાણ કાયસ્થિતિકાળ અલ્પ જ છે. અથવા ગાથાના અંતે મૂકેલ ચ શબ્દ અનુક્તનો સમુચ્ચાયક હોવાથીજ ઉપરોક્ત અધિક કાળ ગ્રહણ કર્યો છે એમ સમજવું.

આ પ્રમાણે સ્થાવર સૂક્ષ્મ પ્રત્યેકશરીરી સંજ્ઞિ અને સ્ત્રી-પુરુષવેદનું અંતર કહ્યું. હવે ત્રસ, બાદર, સાધારણ, અસંજ્ઞિ અને નપુંસકવેદનુ અંતર આ જ ગાથાના ત્રણ પદથી કહે છે-સ્થાવર, સૂક્ષ્મ, પ્રત્યેકશરીરી. સંજ્ઞિ અને સ્ત્રી-પુરુષવેદ એ દરેકનો જે કાયસ્થિતિ કાળ છે તે અનુક્રમે ત્રસ બાદર સાધારણ અસંજ્ઞિ અને નપુંસકનો વિરહકાળ સમજવો.

જેમકે ત્રસપણું છોડી સ્થાવરમાં ઉત્પન્ન થઇ ફરી ત્રસપણું પ્રાપ્ત કરતાં જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સ્થાવરનો આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયરાશિ પ્રમાણ અસંખ્ય-પુદ્ગલ પરાવર્ત્તનરૂપ કાયસ્થિતિ વિરહકાળ જાણવો.

તથા બાદરભાવને છોડી સૂક્ષ્મ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થઇ ફરી બાદરભાવને પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સૂક્ષ્મનો અસંખ્યાતા લોકાકાશના પ્રદેશોને પ્રતિસમય અપહાર કરવા વડે ઉત્પન્ન થયેલ અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાયસ્થિતિ વિરહકાળ સમજવો.

નિગોદપણાને છોડી પ્રત્યેક શરીરીમાં ઉત્પન્ન થઇ ફરી કાળાંતરે નિગોદમાં ઉત્પન્ન થતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ પ્રત્યેક શરીરિનો અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાયસ્થિતિ વિરહકાળ સમજવો.

અસંજ્ઞિપણાને છોડી સંજ્ઞિમાં ઉત્પન્ન થઇ ફરી અસંજ્ઞિપણું પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સંજ્ઞિપણાનો કેટલાક વર્ષ અધિક શત પૃથક્ત્વ સાગરોપમ કાયસ્થિતિ પ્રમાણ અંતરકાળ છે.

નપુંસકપણાનો ત્યાગ કરી પુરુષ કે સ્ત્રીવેદિમાં ઉત્પન્ન થઈ ફરી નપુંસકવેદને પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સ્ત્રીવેદ અને પુરુષવેદનો કાયસ્થિતિ પ્રમાણ અંતરકાળ

છે. તેમાં સ્ત્રીવેદનો ઉત્કૃષ્ટ કાયસ્થિતિકાળ પૂર્વકોટિ પૃથક્ત્વ અધિક સો પલ્યોપમ પ્રમાણે, અને પુરૂષવેદનો કાયસ્થિતિકાળ કંઈક અધિક શત પૃથક્ત્વ સાગરોપમ પ્રમાણે સમજવો.

આ પ્રમાણે વનસ્પતિ અને અવનસ્પતિપણાનો પણ અંતરકાળ સમજવો જેમકે-વનસ્પતિપણું છોડી અન્ય અવનસ્પતિ-પૃથિવી આદિમાં ઉત્પન્ન થઇ ફરી વનસ્પતિપણું પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ અવનસ્પતિપણાનો અસંખ્યાતિ ઉત્સર્પિણી પ્રમાણ કાયસ્થિતિરૂપ અંતરકાળ સમજવો.

તથા અવનસ્પતિપણાનો ત્યાગ કરી વનસ્પતિમાં ઉત્પન્ન થઇ ફરી અવનસ્પતિપણું પ્રાપ્ત કરતા જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ વનસ્પતિકાયનો અસંખ્યાતા પુદ્ગલ પરાવર્ત્તનરૂપ કાયસ્થિતિ અંતરકાળ સમજવો.

ગાથામાનો ચ શબ્દ નહિ વસ્તુનો સમુચ્ચય કરતો હોવાથી જઘન્ય અંતર અંત-મુહૂર્ત્ત સમજવું.

આ પ્રમાણે પંચેન્દ્રિયનો અંતરકાળ અપંચેન્દ્રિયના કાયસ્થિતિકાળ પમાણ અને અપંચેન્દ્રિયનો અંતરકાળ પંચેન્દ્રિયના કાયસ્થિતિકાળ પ્રમાણ સમજવો.

તથા મનુષ્યનો અમનુષ્ય કાયસ્થિતિ કાળ પ્રમાણ અને અમનુષ્યનો મનુષ્ય કાયસ્થિતિ કાળ પ્રમાણ ઉત્કૃષ્ટ અંતર કાળ સમજવો.

આ પ્રમાણે ગ્રંથના પૂર્વાપરનો વિચાર કરી પોતાની મેળેજ અંતરકાળ કહેવો. જઘન્ય સર્વત્ર અંતર્મુહૂર્ત્ત વિરહકાળ સમજવો. ૫૮

આ રીતે મનુષ્ય સંબંધે એક જીવાશ્રિત અંતર કહીને હવે દેવગતિમાં અંતરકાળ કહે છે-

**आईसाणं अमरस्स अंतरं हीणयं मुहुत्तंतो ।**
**आसहसारे अच्चुयणुत्तर दिण मास वास नव ॥५९॥**

आईशानात् अमरस्यान्तरं हीनं मुहूर्त्तान्तः ।
आसहस्रारात् आच्युतात् आनुत्तरान् दिनानि मासान् वर्षाणि नव ॥

અર્થ—ઇશાન દેવલોક સુધીના દેવોનું જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્ત છે. સહસ્રારસુધીના, અચ્યુતસુધીના અને અનુત્તરસુધીના દેવોનું અનુક્રમે નવ દિવસ, નવમાસ અને નવવર્ષનું અંતર છે.

ટીકાનુ૦—આ ગાથામાં ભવનપતિ આદિ દેવોમાંથી ચ્યવી જઘન્ય અને ઉત્કૃષ્ટ કેટલા કાળે ફરી ભવનપતિ આદિ દેવમાં ઉત્પન્ન થાય, તે કહે છે.

ભવનપતિથી આરંભી ઇશાન દેવલોક સુધીનો કોઈ પણ દેવ પોતાની દેવનિકાયમાંથી ચ્યવી ફરી તે ભવનપતિ આદિમાં ઉત્પન્ન થાય તો તેનું જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્ત છે.

આટલું જઘન્ય અંતર શી રીતે ઘટે ? તે સંબંધમાં કહે છે-ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક, સૌધર્મ અથવા ઈશાન કલ્પમાંથી કોઇ પણ દેવતા મરણ પામી ગર્ભજ મત્સ્યાદિમાં ઉત્પન્ન થઇને સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો થયા પછી ત્યાં તીવ્ર ક્ષયોપશમના વશથી ઉત્પન્ન થયેલા જાતિસ્મરણાદિવડે પૂર્વભવને અનુભવતો અથવા એવા જ પ્રકારના અન્ય કોઇ કારણવડે-કારણ કે જીવની શક્તિ અચિંત્ય છે-ધર્મના સંબંધવાળી શુભ ભાવના ભાવતો ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્ત્ત કાળે મરણ પામી ફરી તેજ પોતાની દેવનિકાયમાં ઉત્પન્ન થાય છે. આવા કોઇ જીવ આશ્રયી જઘન્ય અંતર્મુહૂર્ત્ત અંતરકાળ ઘટે છે.

કોઈ આત્મા અપર્યાપ્તાવસ્થામાં દેવગતિ યોગ્ય કર્મબંધ કરતો નથી. માટે પર્યાપ્તો ગ્રહણ કર્યો છે. પર્યાપ્તો થયા પછી એવાજ પ્રકારના ઉત્તમ નિમિત્તો મળ્યે શુભ ભાવના વશથી અંતર્મુહૂર્ત્તમાંજ દેવગતિ યોગ્ય કર્મ બાંધી મરણ પામી ઇશાન દેવલોક પર્યંત ઉત્પન્ન થઇ શકે છે.

ઉત્કૃષ્ટ અંતર ભવનપતિ આદિમાંથી ચ્યવી વનસ્પતિઆદિમાં ભ્રમણ કરતાં આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ અસંખ્ય પુદ્ગલપરાવર્ત્તનકાળ છે. ગ્રૈવેયક સુધીના ઉત્કૃષ્ટ અંતરનો વિચાર હવે પછીની ગાથામાં આચાર્ય મહારાજ સ્વયમેવ કહેશે, અહિં તો પ્રસંગથીજ કહ્યો છે.

હવે સનત્કુમારાદિનું જઘન્ય અંતર કહે છે—સનત્કુમાર દેવલોકથી આરંભી સહસ્રાર દેવલોક સુધીના કોઈપણ દેવલોકમાંથી ચ્યવી ફરી પોતાના તે જ દેવલોકમાં ઉત્પન્ન થતા દેવોનું જઘન્ય અંતર નવ દિવસનું છે.

ઇશાન દેવલોક સુધીમાં જવા યોગ્ય પરિણામ અંતર્મુહૂર્ત્ત આયુવાળાને પણ થઇ શકે છે. પરંતુ સનત્કુમારથી સહસ્રાર સુધીમાં જવા યોગ્ય પરિણામ ઓછામાં ઓછા નવ દિવસના આયુવાળાનેજ થઇ શકે છે. કેમકે ઉપરના દેવલોકમાં જવાનો આધાર અનુક્રમે વિશુદ્ધ વિશુદ્ધ પરિણામ ઉપર છે. ચડતા ચડતા પરિણામનો આધાર વધારે વધારે મનની મજબુતાઇ ઉપર છે, અને મનની મજબુતાઇનો આધાર અનુક્રમે ઉમરના વધવા ઉપર છે. એટલે અમુક ઉમરવાળાનેજ અમુક હદ સુધીના વિશુદ્ધ પરિણામ થઈ શકે છે, અને તે દ્વારા તે તે યોગ્ય કર્મ બાંધી અમુક દેવલોકપર્યંત જઇ શકે છે. સનત્કુમારથી સહસ્રાર દેવલોક સુધીમાં ઉત્પન્ન થવા યોગ્ય વિશુદ્ધ પરિણામ નવ દિવસના આયુવાળાને થઇ શકે છે, કેમકે એટલા દિવસે તેનું મન એટલું મજબૂત થાય છે. તેથીજ નવ દિવસના આયુવાળા અતિ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિનું સહસ્રાર દેવલોકપર્યંત ગમન સંભવે છે.

આનત કલ્પથી આરંભી અચ્યુત દેવલોક સુધીના દેવોમાંથી ચ્યવી મનુષ્યમાં ઉત્પન્ન થઇ ફરી આનતાદિ દેવલોકમાં ઉત્પન્ન થવાનો જઘન્ય અંતરકાળ નવ માસ છે. આનત દેવલોકથી અચ્યુત દેવલોક સુધીમાં ઉત્પન્ન થવા યોગ્ય વિશિષ્ટ વિશિષ્ટતર પરિણામનો નવ માસના આયુવાળાને સંભવ છે. તેથીજ ઓછામાં ઓછા તેટલા આયુવાળો વિશિષ્ટ વિશિષ્ટતર પરિણામને યોગે આનતથી અચ્યુત દેવલોક સુધીમાં જવા યોગ્ય કર્મ ઉપાર્જન કરી ત્યાં જાય છે.

તથા પ્રથમ ગ્રૈવેયકથી આરંભી સર્વાર્થસિદ્ધ મહાવિમાન વર્જી શેષ ચાર અનુત્તર દેવ સુધીના દેવોમાંથી ચ્યવી મનુષ્ય થઈ ફરી પોતાના તે જ દેવલોકમાં ઉત્પન્ન થવાનું જઘન્ય અંતર નવ વર્ષ છે. પ્રકૃષ્ટ દ્રવ્ય અને ભાવ ચારિત્રની પ્રાપ્તિનો નવ વર્ષના આયુવાળાને સંભવ છે, તેથીજ તેવા આત્માનું અનુત્તરસુર પર્યંત ગમન સંભવે છે.

સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાંથી ચ્યવી મનુષ્ય થઇ ફરી સર્વાર્થસિદ્ધમાં કોઈ જતા જ નથી પરંતુ મોક્ષમાંજ જાય છે, તેથી તેનું વર્જન કર્યું છે. ૫૯

હવે પૂર્વોક્ત સ્થાનોનું ઉત્કૃષ્ટ અંતર કહે છે—

**थावरकालुक्कोसो सव्वट्ठे बीयओ न उववाओ।**
**दो अयरा विजयाइसु नरएसु वियाणुमाणेणं ॥६०॥**

स्थावरकाल उत्कृष्टः सर्वार्थे द्वितीयो नोपपातः ।
द्वे अतरे विजयादिषु नरकेषु विजानीहि अनुमानेन ॥६०॥

અર્થ—નવમ ગ્રૈવેયક સુધીના સઘળા દેવોનું ઉત્કૃષ્ટ અંતર સ્થાવરનો કાળ સમજવો. સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં બીજીવાર ઉપપાત થતો નથી. વિજયાદિ ચારમાં બે સાગરોપમ અંતરકાળ છે. અને નરકોમાં આ જ અનુમાનવડે અંતરકાળ સમજવો.

ટીકાનુ૦—ભવનપતિથી આરંભી નવમ ગ્રૈવેયક સુધીના સઘળા દેવોમાંથી ચ્યવી ફરી પોતાની તેજ દેવનિકાયમાં ઉત્પત્તિનું ઉત્કૃષ્ટ અંતર સ્થાવરની સ્વકાયસ્થિતિ આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયરાશિપ્રમાણ અસંખ્યેય પુદ્ગલપરાવર્તનરૂપ કાળ સમજવો.

સર્વાર્થસિદ્ધ મહાવિમાનના દેવો ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ તેજ ભવમાં મોક્ષમાં જાય છે. કારણકે તેઓ સઘળા એકાવતારી છે. તેથી તેઓ ફરી તેમાં ઉત્પન્ન થતા નથી. એટલે તેઓમાં જઘન્ય કે ઉત્કૃષ્ટ કંઇપણ અંતર નથી માટે કહ્યું નથી.

તથા વિજય વૈજયંત જયંત અને અપરાજિત એ ચાર અનુત્તર દેવોમાંથી ચ્યવી મનુષ્ય થઇ વિજયાદિ દેવોમાં ઉત્પત્તિનું ઉત્કૃષ્ટ અંતર બે સાગરોપમ છે. વિજયાદિમાંથી ચ્યવી ફરી વિજયાદિમાં ઉત્પન્ન થાય તો મનુષ્ય અને સૌધર્માદિ દેવભવોમાં ઉત્કૃષ્ટ બે સાગરોપમ કાળ નિર્ગમન કરી ઉત્પન્ન[1] થાય છે

જીવાભિગમ સૂત્રમાં તો ભવનપતિથી આરંભી સહસ્રાર દેવલોક સુધીના દેવોમાં જઘન્ય અંતર અંતર્મુહૂર્ત કહ્યું છે અને આનતકલ્પથી આરંભી સર્વાર્થસિદ્ધ મહાવિમાન વર્જી શેષ

---

૧ વિજયાદિમાથી ચ્યવેલો આત્મા નરક કે તિર્યંચમા ઉત્પન્ન થતો નથી. વધારેમાં વધારે બે સાગરોપમ કાળ મનુષ્ય અને સૌધર્માદિ દેવ ભવોમાં ગુમાવી વિજયાદિમાં ઉત્પન્ન થઇ મોક્ષમાં જાય છે. વિજયાદિમાં ગયેલો ફરી વિજયાદિમાં જાયજ એવો કંઇ નિયમ નથી. મોક્ષમાં ન જાય અને વિજયાદિમાં જાય તો ઉપરોક્ત ઉત્કૃષ્ટ અંતર સંભવે છે.

વિજયાદિ ચાર વિમાન સુધીના દેવોમાં વર્ષપૃથક્ત્વ કહ્યું છે. તથા ઉત્કૃષ્ટ અંતર ગ્રૈવેયક સુધીના દેવોમાં વનસ્પતિનો અસંખ્યપુદ્ગલ પરાવર્ત્તનરૂપ કાળ અને વિજયાદિ ચારમાં સંખ્યાતા સાગરોપમ પ્રમાણ કાળ કહ્યો છે.

તે ગ્રંથના પાઠનો અર્થ આ પ્રમાણે-'ભવનપતિથી આરંભી સહસ્રાર સુધીના દેવપુરૂષોનું જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્ત છે, ઉત્કૃષ્ટ અંતર વનસ્પતિનો કાયસ્થિતિકાળ છે. હે પ્રભો! આનતદેવ પુરુષોમાં કેટલું અંતર છે? હે ગૌતમ! જઘન્ય વર્ષપૃથક્ત્વ, અને ઉત્કૃષ્ટ વનસ્પતિનો કાયસ્થિતિકાળ છે. એ પ્રમાણે ગ્રૈવેયક દેવોમાં પણ છે. અનુત્તરૌપપાતિક દેવોમાં જઘન્ય અંતર વર્ષ પૃથક્ત્વ, અને ઉત્કૃષ્ટ સંખ્યાતા સાગરોપમ છે' તત્ત્વ કેવળી મહારાજ જાણે.

નરકોમાં પણ આજ અનુમાન વડે જઘન્ય અને ઉત્કૃષ્ટ અંતર સમજવું. એટલે કે કોઇ પણ નરકમાંથી ચ્યવી ફરી તે તે નરકમાં ઉત્પત્તિનું જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્ત છે. અંતર્મુહૂર્ત્તના આયુવાળો કોઇ સંક્લિષ્ટ પરિણામને યોગે નરકયોગ્ય કર્મ ઉપાર્જન કરી નરકમાં જાય છે. જેમ અંતર્મુહૂર્ત્તના આયુવાળો તંદુલીયોમચ્છ સાતમી નરકમાં જાય છે. ઉત્કૃષ્ટ અંતર સ્થાવરનો અસંખ્યાતા પુદ્ગલ પરાવર્ત્તનરૂપ કાયસ્થિતિકાળ છે. ઉત્કૃષ્ટથી એટલો કાળ વનસ્પતિ આદિમાં રખડી તે તે નરકમાં જઇ શકે છે. ૬૦

હવે ગુણસ્થાનકોમાં એક જીવાશ્રિત અંતરનો વિચાર કરે છે—

**पलियासंखो सासायणंतरं सेसयाण अंतमुहू ।**
**मिच्छस्स वे छसट्ठी इयराणं पोग्गलद्धंतो ॥६१॥**

**पल्यासंख्यः सासादनस्यान्तरं शेषकानामन्तर्मुहूर्त्तम् ।**
**मिथ्यात्वस्य द्वे षट्षष्टी इतरेषां पुद्गलार्द्धान्तः ॥६१॥**

અર્થ—સાસ્વાદનનું જઘન્ય અંતર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ, અને શેષ ગુણસ્થાનકોનું અંતર્મુહૂર્ત્ત કાળ છે. તથા મિથ્યાત્વનું ઉત્કૃષ્ટ અંતર બે છાસઠ સાગરોપમ, અને શેષ ગુણસ્થાનકોનું કંઇક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત્તન કાળ છે.

ટીકાનુ૦—કોઇપણ ગુણસ્થાનકેથી પડી ફરી તે તે ગુણસ્થાનક ઓછામાં ઓછા કે વધારેમાં વધારે કેટલા કાળે પ્રાપ્ત કરે તે કહે છે.

સાસ્વાદનભાવનું જઘન્ય અંતર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. એટલે કે કોઇ આત્મા સાસ્વાદનભાવને અનુભવી ત્યાંથી પડી ફરી સાસ્વાદનભાવને પ્રાપ્ત કરે તો અવશ્ય જઘન્યથી પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ ગયે છતેજ પ્રાપ્ત કરે છે, પહેલા નહિ.

આ પ્રમાણે કેમ જાણી શકાય? એમ પૂછતા હો તો કહે છે-ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ત્યાંથી અનંતાનુબંધિ કષાયના ઉદયથી પડીનેજ સાસ્વાદનભાવને પ્રાપ્ત કરે છે, ઉપશમ-

સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા વિના કોઈ જીવ સાસ્વાદને જઇ શકતો નથી. સાસ્વાદનેથી પડી મિથ્યાત્વે જઇ ફરીવાર ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્તિ થાય તો મોહનીયની છવ્વીસ પ્રકૃતિની સત્તા થયા પછી યથાપ્રવૃત્તિ આદિ ત્રણ કરણ કરવા પૂર્વક પ્રાપ્ત થાય છે. મોહનીયની છવ્વીસની સત્તા મિશ્ર અને સમ્યક્ત્વપુંજ ઉવેલે ત્યારે થાય છે. અને તે બંનેની ઉદ્વલના પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળે થાય છે. તેથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે સમ્યક્ત્વ અને મિશ્રમોહનીય ઉવેલી છવ્વીસની સત્તાવાળો થઇ તરતજ ત્રણ કરણ કરવા પૂર્વક ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે અને ત્યાંથી પડી સાસ્વાદને આવે તો તે આશ્રયી સાસ્વાદનનું જઘન્ય અંતર [1]પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઘટે છે

શેષ મિથ્યાદૃષ્ટિ, સમ્યગ્મિથ્યાદૃષ્ટિ, અવિરતિસમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, ઉપશમશ્રેણિ સંબંધી અપૂર્વકરણ, અનિવૃત્તિ બાદરસંપરાય, સૂક્ષ્મસંપરાય, અને ઉપશાંતમોહ એ ગુણસ્થાનકોનું જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્ત છે. તે આ પ્રમાણે–

મિથ્યાદૃષ્ટિ આદિ પોતપોતાના તે તે ગુણસ્થાનકને છોડી અન્ય ગુણસ્થાનકે જઇ ફરી પોતપોતાના તે તે ગુણસ્થાનકને[2] જઘન્યથી અંતર્મુહૂર્ત્ત કાળ ગયા પછી પ્રાપ્ત કરી શકે છે.

પ્રશ્ન–ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિનો માત્ર અંતર્મુહૂર્ત્ત અંતરકાળ શી રીતે? કારણ કે દરેક ગુણસ્થાનકનો અંતર્–અંતર્મુહૂર્ત્તનો કાળ છે. આઠમેથી દરેક ગુણસ્થાનકે અંતર્ અંતર્મુહૂર્ત્ત રહી અગીયારમે જાય ત્યા પણ અંતર્મુહૂર્ત્ત રહે, ત્યાંથી પડી અનુક્રમે સાતમે છઠે આવી અંતર્મુહૂર્ત્ત પછી શ્રેણિપર આરૂઢ થાય ત્યારે અપૂર્વકરણાદિને સ્પર્શે છે, એટલે કાળ વધારે થાય, અંતર્મુહૂર્ત્ત કેમ?

ઉત્તર–ઉપશમશ્રેણિનો સંપૂર્ણ કાળ પણ અંતર્મુહૂર્ત્ત છે. ઉપશમશ્રેણિથી પડ્યા બાદ કોઇક આત્મા ફરી પણ અંતર્મુહૂર્ત્ત પછી ઉપશમશ્રેણિને પ્રાપ્ત કરી શકે છે, અને અપૂર્વકરણાદિ ગુણસ્થાનકને સ્પર્શે છે. તેથી જઘન્ય અંતર્મુહૂર્ત્ત અંતર ઘટે છે. આ અંતર્મુહૂર્ત્તના અસંખ્યાતા ભેદ છે. તેથી અપૂર્વકરણાદિ ગુણસ્થાનકાદિની પછી અનિવૃત્તિબાદર અને સૂક્ષ્મસંપરાયાદિ દરેક ગુણસ્થાનકોમાં અંતર્ અંતર્મુહૂર્ત્ત રહેવા છતાં, અને શ્રેણિપરથી પડ્યા પછી અંતર્મુહૂર્ત્ત જવા બાદ અંતર્ અંતર્મુહૂર્ત્તકાળ પ્રમાણ ત્રણ કરણ કરીને

---

૧ કોઇ આત્માએ મિથ્યાત્વે ત્રણ કરણ કરી ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી. પડી, સાસ્વાદનને સ્પર્શી, પહેલે આવે. ત્યાં અંતર્મુહૂર્ત્ત રહી, ક્ષયોપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી, ઉપરના ગુણસ્થાનકે જઇ અંતર્મુહૂર્ત્તમાંજ શ્રેણિનુ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી ઉપશમશ્રેણિપર આરૂઢ થાય. ત્યારપછી શ્રેણિથી પડી અંતર્મુહૂર્ત્તમાંજ સાસ્વાદને સ્પર્શી શકે છે, અને આ રીતે સાસ્વાદનની સ્પર્શનાનુ જઘન્ય અંતર અંતર્મુહૂર્ત્ત પણ સંભવે છે, તો પછી તે અહિં કેમ ન કહ્યું ? એ શંકા થઇ શકે તેમ છે તેના ઉત્તરમાં સમજવુ કે બહુજ અલ્પ સંખ્યાને તેમ થતું હોવાથી તેટલું અંતર સંભવે છે, છતાં વિવક્ષ્યું નથી.

૨ પહેલે ગુણસ્થાનકેથી ચોથે પાંચમે જઈ પડી પહેલે આવી વળી અંતર્મુહૂર્ત્ત કાળે ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ચોથે પાંચમે જઇ શકે છે, અને છઠુ સાતમું તો પ્રત્યેક અંતર્મુહૂર્ત્તે બદલાયા જ કરે છે, એટલે તેઓનું પણ અંતર્મુહૂર્ત્ત અંતર સંભવે છે.

વિવક્ષિત અપૂર્વકરણાદિ ગુણસ્થાનકને સ્પર્શ કરવા છતાં અંતર વિચારીએ તો અંતર્મુહૂર્તજ થાય છે, અધિક નહિ. કેમકે ગુણસ્થાનકનું અંતર્મુહૂર્ત નાનું છે, અને અંતરકાળનું મોટું છે એટલે કંઈ વિરોધ નથી.

શંકા—અંતરકાળ કહેવાના પ્રસંગે ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિની વિવક્ષા કેમ કરી ? ક્ષપકશ્રેણિના પણ કેમ ન લીધા ?

ઉત્તર—ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિ ગુણસ્થાનકેથી પડવાનો અભાવ હોવાથી ફરી તે ગુણસ્થાનકો પ્રાપ્ત થતા નથી, માટે ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિ ગુણસ્થાનકોના અંતરનો અભાવ છે. અને આ જ હેતુથી ક્ષીણમોહ સયોગિકેવળિ અને અયોગિકેવળિ ગુણસ્થાનના અંતરનો પણ વિચાર કર્યો નથી. કેમકે તે દરેક ગુણસ્થાનક એકવારજ પ્રાપ્ત થાય છે.

વળી અહિં એમ પણ પ્રશ્ન થાય કે—અંતરકાળમાં બે વાર ઉપશમશ્રેણિ કેમ લીધી ? ત્યારે કહે છે કે—એક વાર ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરી તેજ ભવમાં બીજી વાર ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરતો નથી. કારણ કે એક ભવમાં સૂત્રના અભિપ્રાયે બંને શ્રેણિની પ્રાપ્તિનો અસંભવ છે.

કલ્પભાષ્યમાં કહ્યું છે કે—'બે શ્રેણિમાંથી એક વિના એક ભવમાં દેશવિરતિ સર્વવિરતિ આદિ સઘળા ભાવો પ્રાપ્ત થાય છે. શ્રેણિ બેમાંથી એકજ કાં તો ઉપશમશ્રેણિ કાં તો ક્ષપકશ્રેણિ પ્રાપ્ત થાય છે.'[1] માટે બંને વાર અપૂર્વકરણાદિ ગુણસ્થાનકો ઉપશમશ્રેણિ અંતર્ગત વિવક્ષ્યા છે.

હવે ઉત્કૃષ્ટ અંતરકાળ કહે છે—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકેથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ગુણસ્થાનકે જઇ ત્યાંથી પડી ફરી મિથ્યાત્વ ગુણસ્થાનકને પ્રાપ્ત કરે તો તેનું ઉત્કૃષ્ટ અંતર એકસો બત્રીસ સાગરોપમ છે.

એકસો બત્રીસ સાગરોપમ અંતર શી રીતે થાય ? તેના ઉત્તરમાં કહે છે કે—કોઇ એક મિથ્યાદૃષ્ટિ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી છાસઠ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વ યુક્ત રહી શકે છે. ત્યારપછી વચમાં અંતર્મુહૂર્ત કાળ મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકને સ્પર્શી ફરી ક્ષાયોપશમિકસમ્યક્ત્વ પ્રાપ્ત કરી છાસઠ સાગરોપમ પર્યંત તેનો અનુભવ કરે છે. આ પ્રમાણે એક સો બત્રીસ સાગરોપમ પછી કોઇક મહાત્મા મોક્ષસ્થાન પ્રાપ્ત કરે છે, અથવા અધન્ય કોઇ આત્મા મિથ્યાત્વ પ્રાપ્ત કરે છે. તેમાં જે મિથ્યાત્વ પ્રાપ્ત કરે છે, તેને મિથ્યાત્વથી ઉપરના ગુણસ્થાનકે થઇ ફરી મિથ્યાત્વ ગુણસ્થાનકને પ્રાપ્ત કરતા ઉપરોક્ત ઉત્કૃષ્ટ અંતરકાળ ઘટે છે.

---

૧ ઉપરોક્ત અભિપ્રાય સૂત્રકારનો છે, કર્મગ્રંથકારનો નહિ કર્મગ્રંથકારના મતે તો એક ભવમાં ઉપશમ અને ક્ષપક એમ બે શ્રેણિ પ્રાપ્ત થઈ શકે છે. એટલે ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરી ત્યાંથી પડી અંતર્મુહૂર્તકાળે ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે અને અપૂર્વકરણાદિ ગુણસ્થાનકોને સ્પર્શે તો પણ અંતર્મુહૂર્ત પ્રમાણ વિરહકાળને વાધો આવતો નથી.

અહિં સઘળો મળી અંતર્મુહૂર્ત્ત અધિક એકસો બત્રીસ સાગરોપમ વિરહકાળ થાય છે, તો ગાથામાં પરિપૂર્ણ એકસો બત્રીસ સાગરોપમ કેમ લીધા[2] ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે અંતર્મુહૂર્ત્ત એ અલ્પ કાળ હોવાથી વિવક્ષા કરી નથી, માટે, કંઇ દોષ નથી.

તથા ઇતર સાસ્વાદન ગુણસ્થાનકથી આરંભી ઉપશાંતમોહ સુધીના દરેક ગુણસ્થાનકને ફરી પ્રાપ્ત કરવાનો ઉત્કૃષ્ટ કાળ કંઇક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત્તન છે. કારણ કે સાસ્વાદનાદિ કોઇપણ ગુણસ્થાનકેથી પડી પહેલે ગુણસ્થાનકે આવનાર આત્મા ત્યા વધારેમાં વધારે કંઇક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત્તન પર્યંત રહે છે ત્યાર પછી અવશ્ય ઉપરના ગુણસ્થાનકે જાય છે, તેથી તેટલુંજ ઉત્કૃષ્ટ અંતર છે ૬૧

આ પ્રમાણે એક જીવાશ્રિત ગુણસ્થાનકોમા અંતરકાળ કહ્યો. હવે અનેક જીવાશ્રિત કહે છે—

**वासपुहुत्तं उवसामगाण विरहो छमास खवगाणं ।**
**नाणाजीएसु सासाणमीसाणं पल्लसंखंसो ॥ ६२ ॥**

वर्षपृथक्त्वं उपशमकानां विरहः षड् मासाः क्षपकानाम् ।
नानाजीवेषु सासादनमिश्रयोः पल्यासंख्यांशः ॥६२॥

અર્થ—ઉપશમક-અપૂર્વકરણાદિ ગુણસ્થાનકોનું અનેક જીવને આશ્રયી ઉત્કૃષ્ટ અંતર વર્ષ પૃથક્ત્વ, ક્ષપક અપૂર્વકરણાદિનું છ માસ, અને સાસ્વાદન તથા મિશ્રનું પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે.

ટીકાનુ૦—ઉપરની ગાથામાં એક જીવાશ્રિત ગુણસ્થાનકનો અંતરકાળ કહ્યો છે, આ ગાથામા અનેક જીવાશ્રિત કહે છે. એટલે કે અયોગિ આદિ ગુણસ્થાનકને કોઇપણ જીવ પ્રાપ્ત ન કરે તો કેટલો કાળ પ્રાપ્ત ન કરે તે કહે છે—

ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણથી આરંભી ઉપશાંતમોહ સુધીનાં કોઇપણ ગુણ-સ્થાનકનું અનેક જીવો આશ્રયી ઉત્કૃષ્ટ અંતર વર્ષ પૃથક્ત્વ છે. તાત્પર્ય એ છે કે-આ જગતમાં ઉપરોક્ત ચાર ગુણસ્થાનકમાં કોઇપણ જીવો સર્વથા ન હોય તો વર્ષ પૃથક્ત્વ પર્યંત હોતા નથી ત્યારપછી કોઇને કોઇ જીવ તે ગુણસ્થાનકને અવશ્ય પ્રાપ્ત કરે છે

૨ અહિં ત્રીજા ગુણસ્થાનકના અંતર્મુહૂર્ત્ત માટે શંકા કરી પરંતુ પહેલી વારનો છાસઠ સાગરોપમ-કાળ પૂરવા બાવીસ બાવીસ સાગરોપમના આઉખે ત્રણવાર અચ્યુત દેવલોકમા જાય. અને બીજી વારનો છાસઠ સાગરોપમ કાળ પૂર્ણ કરવા તેત્રીસ તેત્રીસ સાગરોપમને આઉખે બે વાર વિજયાદિમાં જાય, તેમાં અચ્યુત અને વિજયાદિમા જતા આવતા વચલા મનુષ્ય ભવના આયુષ્યના કાળમાટે કેમ શંકા ન કરી એવો પ્રશ્ન થાય તેના જવાબમાં પણ એમજ લાગે છે કે તે તે ભવના આયુના કાળની પણ વિવક્ષા કરી નથી, એકસો બત્રીસ સાગરોપમ ઉપરનો એ બધોકાળ લેવાનોજ છે, કારણ કે ક્ષાયોપ-શમિક સમ્યક્ત્વનો એકસો બત્રીસ સાગરોપમ કાળ બતાવતાં વચમાં થતા મનુષ્યભવનો કાળ લીધોજ છે, તેથી અહિં અંતરકાળમા પણ તે કાળ લેવો જોઇએ, એમ લાગે છે.

ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણથી આરંભી ક્ષીણમોહ સુધીના કોઇ પણ ગુણસ્થાનકને અને ઉપલક્ષણથી અયોગિકેવળિ ગુણસ્થાનકને કોઇપણ જીવો પ્રાપ્ત ન કરે તો છ માસ પર્યંત પ્રાપ્ત કરતા નથી, ત્યારપછી કોઇ ને કોઇ જીવ અવશ્ય પ્રાપ્ત કરે છે. વધારેમાં વધારે છ માસ પર્યંતજ સંપૂર્ણ જીવલોકની અંદર ઉપરોક્ત ગુણસ્થાનકોમાં કોઈ પણ જીવ હોતો નથી.

સાસ્વાદન અને મિશ્ર એ દરેક ગુણસ્થાનકનું ઉત્કૃષ્ટ અંતર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. કોઇ કાળે સંપૂર્ણ લોકમાં પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ પર્યંત સાસ્વાદન અને મિશ્ર એ ગુણસ્થાનકે કોઇ પણ જીવો હોતા નથી, ત્યારપછી અવશ્ય તે ગુણસ્થાનકે આવે છે.

મિથ્યાદષ્ટિ, અવિરતિસમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અને સયોગિકેવળિ એ છ ગુણસ્થાનકે હમેશાં જીવો હોય છે તેથી તેનું અંતર નથી, માટે કહ્યું નથી. ૬૨

હવે ચતુર્થાદિ ગુણસ્થાનકોને ઉત્કૃષ્ટથી કેટલે અંતરે પ્રાપ્ત કરે તે કહે છે—

**सम्माई तिन्नि गुणा कमसो सगचोद्दपन्नरदिणाणि ।**
**छम्मास अजोगित्तं न कोवि पडिवज्जए सययं ॥६३॥**

सम्यक्त्वादीनि त्रीणि गुणानि क्रमशः सप्तचतुर्दशपंचदशदिनानि ।
षण्मासमयोगित्वं न कोऽपि प्रतिपद्यते सततम् ॥६३॥

અર્થ—સમ્યક્ત્વાદિ ત્રણ ગુણસ્થાનકને અનુક્રમે સાત ચૌદ અને પંદર દિવસ પર્યંત, અને અયોગિપણાને છમાસ પર્યંત ઉત્કૃષ્ટથી કોઇ પ્રાપ્ત કરતા નથી.

ટીકાનુ૦—અવિરતિ સમ્યગ્દષ્ટિ આદિ ત્રણ ગુણસ્થાનકે જીવો નિરંતર હોય છે, એટલે

---

૧ અહિં ગાથામાં 'તિન્નિ' પદથી ત્રણ ગુણસ્થાનક લીધાં છે, પરંતુ સર્વવિરતિમાં છઠ્ઠા સાતમા એ બંનેનો સમાવેશ થઇ જાય છે, એટલે ચાર લેવામાં પણ હરકત નથી. સયોગિકેવળિ માટે કેમ ન કહ્યું ? એમ શંકા થાય પણ ક્ષપકશ્રેણિનો વિરહકાળ છ માસનો કહ્યો છે, છ માસ પછી તો અવશ્ય ક્ષપક શ્રેણિમાં કોઇ ને કોઇ જીવ હોય જ. ક્ષપકશ્રેણિનો કાળ અંતર્મુહૂર્તનો હોવાથી ત્યારપછી તેઓ તેરમે જવાનાજ. એટલે તેરમા ગુણસ્થાનકને કોઇ પ્રાપ્ત ન કરે તો છ માસ પર્યંત પ્રાપ્ત કરતા નથી ત્યારપછી અવશ્ય પ્રાપ્ત કરે છે, તે અર્થાત્ લબ્ધ થાય છે. તથા પહેલા ગુણસ્થાનકનું ઉત્કૃષ્ટ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અંતર છે, કારણ કે સાસ્વાદનેથી પડી અવશ્ય મિથ્યાત્વે જાય છે, અને સાસ્વાદનનું ઉત્કૃષ્ટ તેટલુંજ અંતર છે. મૂળટીકામાં આ પ્રમાણે કહ્યું છે, પરંતુ ત્રીજા ગુણસ્થાનક-આદિથી પણ મિથ્યાત્વે જાય છે તેમજ અન્યત્ર મિથ્યાત્વના અવક્તવ્યબંધનું ઉત્કૃષ્ટ અંતર સાત દિવસ કહ્યું છે એટલે મિથ્યાત્વ ગુણસ્થાનકનું ઉત્કૃષ્ટ અંતર સાત દિવસનું આવે, માટે વિચારણીય છે. દરેક ગુણસ્થાનકનું જઘન્ય અંતર એક સમય છે, એક સમય બાદ કોઇને કોઈ જીવ તે તે ગુણસ્થાનકને પ્રાપ્ત કરી શકે છે.

તેનો અંતર કાળ કહ્યો નથી. પરંતુ અન્ય જીવો તે ગુણસ્થાનકને પ્રાપ્ત ન કરે તો વધારેમાં વધારે કેટલો કાળ પ્રાપ્ત ન કરે તે કહે છે—

કોઇ કાળે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિ એ ત્રણ ગુણસ્થાનકને અનુક્રમે સાત ચૌદ અને પંદર દિવસ પર્યંત નિરંતર કોઇપણ જીવો પ્રાપ્ત કરતા નથી. એટલે કે-કોઇ કાળે એવું બને કે સંપૂર્ણ જીવલોકમાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકને કોઈ પણ જીવો પ્રાપ્ત ન કરે તો ઉત્કૃષ્ટથી સાત દિવસ પર્યંત પ્રાપ્ત કરતા નથી. ત્યાર-પછી અવશ્ય કોઇને કોઈ જીવ પ્રાપ્ત કરે છે.

એ રીતે દેશવિરતિ ગુણસ્થાનકને ચૌદ દિવસ પર્યંત, અને સર્વવિરતિ ગુણસ્થાનકને પંદર દિવસ પર્યંત પ્રાપ્ત કરતા નથી. અયોગિકેવળિ ગુણસ્થાનકને છમાસ પર્યંત કોઇપણ જીવ પ્રાપ્ત કરતા નથી ત્યારપછી અવશ્ય પ્રાપ્ત કરે છે. ૬૩

આ રીતે અંતરદ્વાર કહ્યું. હવે ભાગદ્વાર કહેવાનો અવસર છે. તે દ્વાર અલ્પબહુત્વ-દ્વારની અંદર સમાઇ જાય છે. કારણ કે અમુક જીવો અમુક કરતાં સંખ્યાત અસંખ્યાત કે અનંતગુણા કહે ત્યારે પૂર્વના જીવો સંખ્યાતમા અસંખ્યાતમા કે અનંતમા ભાગે ઘટે છે, એટલે જુદું કહ્યું નથી. હવે ભાવદ્વાર કહે છે—

**सम्माइ चउसु तिय चउ उवसमगुवसंतयाण चउ पंच।**
**चउ खीणाअपुव्वाणं तिन्नि उ भावावसेसाणं ॥६४॥**

**सम्यक्त्वादिषु चतुर्षु त्रयश्चत्वारः उपशमकोपशान्तानां चत्वारः पञ्च।**
**चत्वारः क्षीणापूर्वयोः त्रयस्तु भावा अवशेषाणाम् ॥६४॥**

અર્થ—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ચાર ગુણસ્થાનકોમાં ત્રણ અથવા ચાર ભાવો હોય છે, ઉપશમક અને ઉપશાંતમોહમાં ચાર અથવા પાંચ ભાવો, ક્ષીણમોહ અને અપૂર્વકરણે ચાર, અને શેષ ગુણસ્થાનકોમાં ત્રણ ભાવો હોય છે.

ટીકાનુ૦—અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપ્રમત્તસુધીના ચાર ગુણસ્થાનકોમાં ત્રણ અથવા ચાર ભાવો હોય છે. તેમાં ત્રણ હોય તો ઔદયિક, ક્ષાયોપશમિક અને પારિણામિક એ ત્રણ હોય છે. અને ચાર હોય તો પૂર્વોક્ત ત્રણ સાથે ક્ષાયિક અથવા ઔપશમિક જોડતાં ચાર ભાવો થાય છે.

તેમાં મનુષ્યગતિ આદિ ગતિ, વેદ, કષાય, આહારકત્વ, અવિરતિત્વ, લેશ્યા ઇત્યાદિ ઔદયિક ભાવે હોય છે, ભવ્યત્વ અને જીવત્વ પારિણામિક ભાવે હોય છે, મતિજ્ઞાનાદિ જ્ઞાન, ચક્ષુર્દર્શનાદિ દર્શન, ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અને દાનાદિ લબ્ધિ પંચક ઇત્યાદિ ક્ષાયોપશ-મિકભાવે હોય છે. ક્ષાયિક સમ્યક્ત્વ ક્ષાયિકભાવે, અને ઔપશમિક સમ્યક્ત્વ ઉપશમભાવે હોય છે.

અહિં એટલું સમજવું કે જ્યારે ત્રણ ભાવો વિવક્ષીએ ત્યારે સમ્યક્ત્વ ક્ષાયોપશમિક લેવું, અને ક્ષાયિક અથવા ઔપશમિક સહિત ચાર ભાવ વિવક્ષીએ ત્યારે સમ્યક્ત્વ ક્ષાયિક અથવા ઔપશમિક લેવું.

ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણ અનિવૃત્તિબાદર સંપરાય અને સૂક્ષ્મસંપરાય તથા ઉપશાંતમોહ એ ચાર ગુણસ્થાનકે ચાર અથવા પાંચ ભાવો હોય છે. તેમા ચાર હોય ત્યારે ઔદયિક ઔપશમિક પારિણામિક અને ક્ષાયોપશમિક એ ચાર હોય છે.

તેમાં મનુષ્યગતિ વેદ કષાય લેશ્યા આદિ ઔદયિકભાવે, જીવત્વ ભવ્યત્વ પારિણામિકભાવે, ઉપશમ સમ્યક્ત્વ ઉપશમભાવે, અને જ્ઞાન દર્શન અને દાનાદિ લબ્ધિ આદિ ક્ષાયોપશમિક ભાવે હોય છે.

માત્ર દશમા અને અગીઆરમા ગુણસ્થાનકે ઔદયિકભાવે વેદ અને કષાયો ન કહેવા. કારણ કે નવમા ગુણસ્થાનકે ઉપશમી ગયેલા હોવાથી ઉદયમાં હોતા નથી. ક્ષાયોપશમિક ભાવે વેદક સમ્યક્ત્વ ન કહેવું, કારણ કે તે ચોથાથી સાતમા સુધીજ હોય છે. અને ઉપશમભાવે ઉપશમ ચારિત્ર [1]વધારે કહેવું.

જ્યારે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ ઉપશમશ્રેણિ પર આરૂઢ થાય ત્યારે ક્ષાયિક ભાવે ક્ષાયિક સમ્યક્ત્વ અને ઉપશમભાવે ઉપશમ ભાવનુ ચારિત્ર હોય છે, અને શેષ ત્રણ ભાવે ઉપર કહ્યા પ્રમાણે હોય છે

તથા ક્ષપકશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણ, અનિવૃત્તિબાદરસંપરાય, સૂક્ષ્મસંપરાય, અને ક્ષીણમોહ એ ગુણસ્થાનકે ચારજ ભાવો હોય છે, કારણ કે ક્ષપકશ્રેણિમાં ઔપશમિકભાવનો અભાવ છે.

શેષ મિથ્યાદૃષ્ટિ. સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ, સમ્યગ્મિથ્યાદૃષ્ટિ, સયોગિ કેવળિ, અને અયોગિ કેવળિ, એ ગુણસ્થાનકોમાં ત્રણ ભાવોજ હોય છે.

મિથ્યાદૃષ્ટિ સાસાદન અને મિશ્રદૃષ્ટિને આ પ્રમાણે ત્રણ ભાવો હોય છે—ઔદયિક પારિણામિક અને ક્ષાયોપશમિક. તેમાં ગતિ જાતિ લેશ્યા વેદ કષાય વિગેરે ઔદયિક ભાવે હોય છે. જીવત્વ અને ભવ્યત્વ એ પારિણામિક ભાવે હોય છે, અને કેટલાક મિથ્યાદૃષ્ટિ જીવોને જીવત્વ અને અભવ્યત્વ પારિણામિક ભાવે હોય છે અને મતિ અજ્ઞાન આદિ ત્રણ અજ્ઞાન ચક્ષુદર્શનાદિ ત્રણ દર્શન અને દાનાદિ પાંચ લબ્ધિ ક્ષાયોપશમિક ભાવે હોય છે.

સયોગિ કેવળિ અને અયોગિકેવળિમાં આ પ્રમાણે ત્રણ ભાવો હોય છે—ઔદયિક

---

૧ અગિયારમે ગુણસ્થાનકે ચારિત્ર મોહનીયની દરેક પ્રકૃતિઓ પૂર્ણ પણે ઉપશમી ગયેલ હોવાથી ઉપશમ ભાવનુ ચારિત્ર હોય છે, પરંતુ દશમા ગુણસ્થાનકે સૂક્ષ્મ લોભનો ઉદય હોવાથી ઉપશમ ભાવનું ચારિત્ર હોતું નથી પરંતું ક્ષયોપશમભાવનુ હોય છે, છતા અહિં ઉપશમભાવનુ લીધુ છે તે અપૂર્ણને પૂર્ણ માની લીધુ છે. કારણકે ચારિત્ર મોહનીયની વીશ પ્રકૃતિઓ ઉપશમી ગયેલી છે. લોભનો પણ ઘણો ભાગ ઉપશમી ગયેલો છે, માત્ર અલ્પ અંશજ બાકી છે. એટલે તેને પૂર્ણ માની લેવામા કંઇ હરકત નથી.

પારિણામિક અને ક્ષાયિક. તેમાં મનુષ્યગતિ આદિ ઔદાયિક ભાવે, ભવ્યત્વ અને જીવત્વ પારિણામિક ભાવે, કેવળજ્ઞાન કેવળદર્શન ક્ષાયિક સમ્યક્ત્વ ચારિત્ર અને પૂર્ણ દાનાદિ પાંચ લબ્ધિ એ સર્વ ક્ષાયિકભાવે હોય છે.

સિદ્ધ ભગવાનને ક્ષાયિક અને પારિણામિક એ બેજ જીવના સ્વરૂપ રૂપ ભાવો હોય છે. તેમાં કેવળજ્ઞાનાદિ ક્ષાયિકભાવે અને જીવત્વ પારિણામિક ભાવે હોય છે, એ પણ સમજી લેવું.

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં ભાવો વિચાર્યા. તેને અનુસરી જીવસ્થાનકોમાં પણ પોતાની મેળે વિચારી લેવા.

તેમાં શરૂઆતના બાર જીવસ્થાનકોમાં ઔદયિક ક્ષાયોપશમિક અને પારિણામિક એ ત્રણ ભાવો હોય છે. આ સઘળા જીવસ્થાનકોમાં પહેલુંજ ગુણસ્થાનક હોય છે. માત્ર કરણ અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચતુરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિયમાંથી કેટલાકને સાસ્વાદન હોય છે, તેથી, તેમાં પહેલા અને બીજા ગુણસ્થાનકમાં જે રીતે ભાવો કહ્યા હોય તે રીતે સમજવા.

લબ્ધિ અપર્યાપ્ત સંજ્ઞિમાં પણ પૂર્વોક્ત જ ત્રણ ભાવો સમજવા. કારણ અપર્યાપ્ત સંજ્ઞિમાં ચોથા ગુણસ્થાનકનો પણ સંભવ હોવાથી જેઓએ દર્શન સપ્તકનો ક્ષય કર્યો હોય તેઓને ક્ષાયિક સમ્યક્ત્વ, અને જેઓ ઉપશમશ્રેણિમાંથી કાળધર્મ પામી અનુત્તર વિમાનમાં ગયેલા હોય તે દેવોને ઉપશમ સમ્યક્ત્વ પણ હોઇ શકે છે. માટે ઔદયિક ક્ષાયિક ક્ષાયોપશમિક અને પારિણામિક અથવા ઔપશમિક ઔદયિક ક્ષાયોપશમિક અને પારિણામિક એમ ચાર ચાર ભાવો પણ હોય છે. ઉપરોક્ત બે સમ્યક્ત્વમાંથી કોઇ પણ સમ્યક્ત્વ ન હોય તો પૂર્વોક્ત ત્રણ ભાવો હોય છે. માત્ર સમ્યક્ત્વ ક્ષાયોપશમિક હોય છે.

પર્યાપ્ત સંજ્ઞિ જીવોમાં તો ગુણસ્થાનકના ક્રમે જે પ્રમાણે ભાવો કહ્યા છે તે પ્રમાણે તે સઘળા હોય છે, કારણ કે સંજ્ઞિમાં ચૌદે ગુણસ્થાનકનો સંભવ છે. ૬૪

આ પ્રમાણે ભાવદ્વાર કહ્યું. હવે અલ્પબહુત્વદ્વાર કહે છે—

**थोवा गब्भयमणुया तत्तो इत्थीओ तिघणगुणियाओ ।**
**बायर तेउक्काया तासिमसंखेज्ज पज्जत्ता ॥६५॥**

स्तोका गर्भजमनुजाः ततः स्त्रियः त्रिघनगुणिताः ।
बादरतेजस्कायाः ताभ्योऽसंख्येयगुणाः पर्याप्ताः ॥६५॥

અર્થ—ગર્ભજ મનુષ્યો થોડા છે, તેનાથી સ્ત્રીઓ ત્રણનો જેટલો ઘન થાય તેટલા ગુણી છે, અને તેનાથી બાદર પર્યાપ્ત તેઉકાયના જીવો અસંખ્યાત ગુણા છે.

ટીકાનુ૦—પુરૂષરૂપ ગર્ભજ મનુષ્યો થોડા છે, કારણ કે તેઓ માત્ર સંખ્યાતા કોડાકોડ પ્રમાણ છે.

અહિં સ્ત્રી સંબંધે નીચે કહેવાનું હોવાથી પુરૂષોજ ગ્રહણ કર્યા છે.

પુરૂષરૂપ ગર્ભજ મનુષ્યોથી તેની સ્ત્રીઓ ત્રણનો ઘન જેટલો થાય તેટલા ગુણી એટલે કે સત્તાવીશ ગુણી છે. માત્ર સત્તાવીસ વધારે છે એમ સમજવું.

વૃદ્ધ આચાર્યોએ કહ્યું છે-કે 'તિર્યંચ પુરૂષોથી તિર્યંચ સ્ત્રીઓ ત્રણ ગુણી અને ત્રણ વધારે છે, મનુષ્ય પુરૂષોથી મનુષ્ય સ્ત્રીઓ સત્તાવીસ ગુણી અને સત્તાવીસ વધારે હોય છે. અને દેવ પુરૂષોથી દેવીઓ બત્રીસગુણી અને બત્રીસ વધારે હોય છે. એમ જેઓએ રાગ-દ્વેષનો જય કર્યો છે એવા વીતરાગોએ કહ્યું છે.'

મનુષ્યરૂપ સ્ત્રીઓથી પર્યાપ્ત બાદર તેઉકાયના જીવો અસંખ્યાતગુણા છે. કારણ કે તેઓ કેટલાક વર્ગ ન્યૂન આવલિકાના ઘનના જેટલા સમયો થાય તેટલા છે. તેનું પ્રમાણ દ્રવ્ય-પ્રમાણ દ્વારમાં કહ્યું છે.

હવે અનુત્તર દેવાદિ સંબંધે કહે છે—

**तत्तोणुत्तरदेवा तत्तो संखेज्ज जाणओ कप्पो।**
**तत्तो अस्संखगुणिया सत्तम छट्ठी सहस्सारो ॥६६॥**

ततोनुत्तरदेवाः ततः संख्येयगुणः यावदानतः कल्पः।
ततोऽसंख्येयगुणाः सप्तम्यां षष्ठ्यां सहस्रारः ॥६६॥

અર્થ—તેનાથી અનુત્તરદેવો અસંખ્યાત ગુણા છે, તેનાથી આનત કલ્પ સુધીના દેવો અનુક્રમે સંખ્યાતગુણા છે, તેનાથી અનુક્રમે સાતમી અને છઠ્ઠી નારકીઓના નારકીઓ, તથા સહસ્રાર દેવો અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—બાદર પર્યાપ્ત તેઉકાયથી અનુત્તર વિમાનવાસિ દેવો અસંખ્યાત ગુણા છે, કારણ કે તેઓ ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ છે.

તે અનુત્તરવિમાનવાસિ દેવોથી આનત કલ્પ સુધીના દેવો અનુક્રમે સંખ્યાતગુણા છે. તે આ પ્રમાણે—

અનુત્તર વિમાનવાસિ દેવોથી ઉપરની ગ્રૈવેયકના પ્રતરના દેવો સંખ્યાતગુણ છે, કારણ કે તેઓ ક્ષેત્રપલ્યોપમના મોટા અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ છે.

આ કઇ રીતે જાણવું? એના ઉત્તરમાં કહે છે કે-વિમાનો ઘણા છે માટે. તે આ પ્રમાણે-અનુત્તર દેવોના પાંચજ વિમાનો છે, અને ગ્રૈવેયકના ઉપરના પ્રસ્તટ-પ્રતરમાં સો વિમાનો છે. અને પ્રત્યેક વિમાનમાં અસંખ્યાતા દેવો રહેલા છે. જેમ જેમ નીચે નીચેના વિમાનવાસિ દેવોનો વિચાર કરીએ તેમ તેમ તેની અંદર વધારે દેવો હોય છે. તેથી જણાય છે કે અનુત્તર વિમાનવાસિ દેવોની અપેક્ષાએ ક્ષેત્રપલ્યોપમના મોટા અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ ગ્રૈવેયકના ઉપરના પ્રતરના દેવો છે.

પન્નવણાના મહાદંડકમાં પણ તેમ જ કહ્યું છે. આગળ પણ મહાદંડકને અનુસરીને જ વિચાર કરી લેવો.

ગ્રૈવેયકના ઉપરના પ્રતરના દેવોથી ગ્રૈવેયકના મધ્યમ પ્રતરના દેવો અસંખ્યાતગુણા છે. તેનાથી ગ્રૈવેયકના નીચેના પ્રતરના દેવો સંખ્યાતગુણા છે. તેનાથી પણ અચ્યુત દેવો સંખ્યાતગુણા છે.

જો કે આરણ અને અચ્યુત સમશ્રેણિમાં છે, તેમજ સરખી વિમાનની સંખ્યાવાળા છે, તો પણ અચ્યુતદેવોથી આરણકલ્પના દેવો સંખ્યાતગુણા છે. કારણ કે આરણકલ્પ દક્ષિણ દિશામાં છે, અચ્યુતકલ્પ ઉત્તરદિશિમાં છે. દક્ષિણદિશિમાં તથાસ્વભાવે કૃષ્ણપાક્ષિક જીવો ઘણા ઉત્પન્ન થાય છે. કૃષ્ણપાક્ષિક જીવો ઘણા છે અને શુકલપાક્ષિક થોડા હોય છે. તેથીજ અચ્યુત કલ્પની અપેક્ષાએ આરણ કલ્પમાં દેવોનું સંખ્યાતગુણાપણું સંભવે છે. આ વિચાર આનત અને પ્રાણતના સંબંધમાં પણ જાણી લેવો.

આરણકલ્પવાસિ દેવોથી પ્રાણતકલ્પના દેવો સંખ્યાતગુણા છે. તેનાથી આનત કલ્પના દેવો સંખ્યાતગુણા છે. અહિં પણ આનતકલ્પ દક્ષિણમાં અને પ્રાણતકલ્પ ઉત્તરમાં છે.

અનુત્તર વિમાનવાસિ દેવોથી આરંભી આનતકલ્પવાસિ દેવો સુધીના સઘળા દેવો દરેક ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશરાશિ પ્રમાણ છે.

કહ્યું છે કે-' આનત પ્રાણતાદિ ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગે છે. '

માત્ર ક્ષેત્રપલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અનુક્રમે મોટો મોટો લેવાનો છે.

આનતકલ્પવાસિ દેવોથી સાતમી નરકપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે. કેમકે તેઓ ઘનીકૃત લોકની એક પ્રાદેશિક-સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ છે.

તેઓથી છઠ્ઠી નરકપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણ છે. મહાદંડકમાં સાતમી નરકપૃથ્વીના નારકીઓ છઠ્ઠી નરકપૃથ્વીના નારકીઓના અસંખ્યાતમા ભાગે કહ્યા છે, એટલે અહિં સાતમીથી છઠ્ઠીના અસંખ્યાતગુણા કહ્યા તે બરાબર છે.

તેઓથી પણ સહસ્રારકલ્પવાસિ દેવો અસંખ્યાતગુણા છે. છઠ્ઠી નરકપૃથ્વીના નારકીઓના પ્રમાણના હેતુભૂત જે શ્રેણિનો અસંખ્યાતમો ભાગ કહ્યો છે, તેની અપેક્ષાએ સહસ્રારકલ્પવાસિ દેવોના પ્રમાણમાં હેતુભૂત શ્રેણિનો અસંખ્યાતમો ભાગ અસંખ્યતાગુણ મોટો હોવાથી સહસ્રાર કલ્પવાસિ દેવો અસંખ્યાતગુણા છે. ૬૬

હવે શુક્ર આદિના સંબંધમાં કહે છે—

सुक्कंमि पंचमाए लंतय चोत्थीए बंभ तच्चाए ।
माहिंद सणंकुमारे दोच्चाए मुच्छिमा मणुया ॥६७॥

शुक्रे पञ्चम्यां लान्तके चतुर्थ्यां ब्रह्मे तृतीयस्याम् ।
माहेन्द्रे सनत्कुमारे द्वितीयस्यां संमूर्च्छिमा मनुजाः ॥६७॥

અર્થ—શુક્રમાં, પાંચમી નારકીમાં, લાંતકમાં, ચોથી નારકીમાં, બ્રહ્મદેવલોકમાં, ત્રીજી નારકીમાં, માહેન્દ્ર દેવલોકમાં, સનત્કુમાર દેવલોકમાં, અને બીજી નારકીમાં ઉત્તરોત્તર અનુક્રમે અસંખ્યાતગુણ જીવો છે. તેનાથી સંમૂર્ચ્છિમ મનુષ્યો અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—સહસ્રાર દેવોથી મહાશુક્રકલ્પના દેવો અસંખ્યાતગુણા છે, કારણ કે વિમાનો ઘણા છે. તે આ પ્રમાણે-સહસ્રાર દેવલોકમાં છ હજાર વિમાનો છે, અને મહાશુક્રકલ્પમાં ચાળીસ હજાર વિમાનો છે. તથા નીચે નીચેના વિમાનવાસિ દેવો વધારે વધારે હોય છે, અને ઉપર ઉપરના વિમાનવાસિ દેવો અલ્પ અલ્પ હોય છે.

ઉપર ઉપરના વિમાનવાસિ દેવો અલ્પ અલ્પ હોય છે એ કઇ રીતે સમજી શકાય? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે-ઉપર ઉપરના વિમાનવાસિ દેવોની સંપત્તિ ઉત્તરોત્તર ગુણ-પ્રકર્ષના યોગે અધિક અધિક પુન્યવાન આત્માઓ પ્રાપ્ત કરી શકે છે, અને નીચે નીચેના વિમાનની સંપત્તિ અનુક્રમે હીન હીન ગુણના યોગે અલ્પ અલ્પ પુણ્યવાન આત્માઓ પ્રાપ્ત કરી શકે છે. ઉત્તરોત્તર અધિક અધિક ગુણપ્રકર્ષવાળા પુન્યવાન આત્માઓ સ્વભાવથીજ અલ્પ અલ્પ હોય છે, અને હીન હીન ગુણયુક્ત અલ્પ પુન્યવાન આત્માઓ વધારે હોય છે, તેથીજ ઉપર ઉપરના વિમાનોમાં દેવોની સંખ્યા અલ્પ અલ્પ હોય છે, અને નીચે નીચેના વિમાનોમાં વધારે વધારે હોય છે. માટે જ સહસ્રાર કલ્પના દેવોથી મહાશુક્ર કલ્પના દેવો અસંખ્યાત ગુણા ઘટે છે.

તેઓથી પાંચમી નરક પૃથ્વીના નારકીઓ અસંખ્યાત ગુણા છે. કારણ કે તેઓ શ્રેણિના મોટા અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશરાશિ પ્રમાણ છે.

તેઓથી પણ લાંતક કલ્પમાં દેવો અસંખ્યાત ગુણા છે. શ્રેણિના અતિ મોટા અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશરાશિ પ્રમાણ છે માટે.

તેઓથી પણ ચોથી પંકપ્રભા પૃથ્વીમાં નારકો અસંખ્યાતગુણા છે. લાંતક દેવોના પ્રમાણમાં હેતુભૂત શ્રેણિના અસંખ્યાતમા ભાગની અપેક્ષાએ ચોથી નારકીના નારકીઓના પ્રમાણમાં હેતુભૂત શ્રેણિનો અસંખ્યાતમો ભાગ અસંખ્યાત ગુણ મોટો છે માટે.

તેઓથી પણ બ્રહ્મ દેવલોકમાં દેવો અસંખ્યાતગુણા છે. અસંખ્યાતગુણા શી રીતે હોય? તેનો વિચાર મહાશુક્ર દેવલોકની સંખ્યા કહેવાના પ્રસંગે કહ્યો છે તે પ્રમાણે સમજી લેવો.

તેઓથી પણ ત્રીજી નરકપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે. અહિં પણ યુક્તિ પહેલાની જેમજ સમજવી.

તેઓથી પણ માહેન્દ્ર કલ્પમાં દેવો અસંખ્યાતગુણા છે.

તેઓથી પણ સનત્કુમાર કલ્પમાં દેવો વિમાનો ઘણા હોવાથી અસંખ્યાતગુણા છે. તે

આ પ્રમાણે-સનત્કુમાર કલ્પમાં બાર લાખ વિમાનો છે, અને માહેન્દ્રકલ્પમાં આઠ લાખ વિમાનો છે. વળી સનત્કુમાર કલ્પ દક્ષિણ દિશિમાં છે અને માહેન્દ્ર કલ્પ ઉત્તરદિશિમાં છે. તથાસ્વભાવે કૃષ્ણપાક્ષિક જીવો દક્ષિણ દિશામાં વધારે ઉત્પન્ન થાય છે, અને શુક્લપાક્ષિક જીવો ઉત્તરદિશામાં વધારે ઉત્પન્ન થાય છે સ્વભાવથી જ કૃષ્ણપાક્ષિક જીવો ઘણા છે, અને શુક્લપાક્ષિક જીવો થોડા હોય છે. તેથી માહેન્દ્રકલ્પના દેવોની અપેક્ષાએ સનત્કુમાર કલ્પના દેવો અસંખ્યાતગુણા ઘટે છે.

તેઓથી પણ બીજી નરકપૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે. અતિ મોટા શ્રેણિના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે માટે.

સાતમી નરકપૃથ્વીથી આરંભી બીજી નરકપૃથ્વી પર્યંત દરેકની સ્વસ્થાને સંખ્યા સૂચિ-શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશરાશિ પ્રમાણ છે. માત્ર પૂર્વ પૂર્વ સૂચિ-શ્રેણિના અસંખ્યાતમા ભાગની અપેક્ષાએ ઉત્તરોત્તર સૂચિશ્રેણિનો અસંખ્યાતમો ભાગ મોટો મોટો લેવાનો છે. એટલે ઉપરોક્ત અલ્પબહુત્વ ઘટી શકે છે.

તથા બીજી નરકપૃથ્વીના નારકોથી સંમૂર્ચ્છિમ મનુષ્યો અસંખ્યાત ગુણા છે. કારણ કે તેઓ અંગુલમાત્ર ક્ષેત્રમાં રહેલા આકાશ પ્રદેશના ત્રીજા મૂળ સાથે પહેલા મૂળનો ગુણાકાર કરતાં જેટલો પ્રદેશરાશિ આવે તેટલા તેટલા પ્રમાણવાળા એક પ્રાદેશિકી એક સૂચિશ્રેણિમાં જેટલા ખંડો થાય તેમાંથી કેટલાક કોડાકોડી પ્રમાણ ગર્ભજ મનુષ્યો ઓછા કરીએ તેટલા છે. તેથી અસંખ્યાતગુણા ઘટે છે. ૬૭

હવે ઇશાનાદિના સંબંધમાં અલ્પબહુત્વ કહે છે—

> ईसाणे सव्वत्थवि बत्तीसगुणाओ होंति देवीओ।
> संखेज्जा सोहम्मे तओ असंखा भवणवासी ॥६८॥

> ईशाने सर्वत्रापि द्वात्रिंशद्गुणा भवन्ति देव्यः।
> संख्येयगुणाः सौधर्मे ततोऽसंख्येयगुणा भवनवासिनः ॥६८॥

અર્થ—તેઓથી ઇશાન દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે. સર્વત્ર દેવીઓ બત્રીસગુણી હોય છે. તેઓથી સંખ્યાતગુણા સૌધર્મ કલ્પવાસિ દેવો છે. તેઓથી ભવનપતિ અસંખ્યાત-ગુણા છે.

ટીકાનુ૦—સંમૂર્ચ્છિમ મનુષ્યોથી ઇશાન દેવલોકના દેવો અસંખ્યાતગુણા છે. કારણ કે એક અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલ આકાશપ્રદેશરાશિના બીજા વર્ગમૂળને ત્રીજા વર્ગમૂળ સાથે ગુણતાં જે સંખ્યા આવે તેટલી ઘનીકૃત લોકની એક પ્રાદેશિકી સૂચિશ્રેણિમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા ઇશાનકલ્પમાં દેવ-દેવીઓનો સમૂહ છે.

કુલ દેવ-દેવીની જે સંખ્યા કહી તેને બત્રીસે ભાગતાં જે આવે તેમાંથી એક રૂપ ન્યૂન

કરતાં જે આવે તેટલા ઇશાન કલ્પના દેવો છે. માટે જ સંમૂર્ચ્છિમ મનુષ્યોથી ઈશાન કલ્પના દેવો અસંખ્યાતગુણા કહ્યા છે.

ઇશાન કલ્પના દેવોથી તેની દેવીઓ સંખ્યાતગુણી છે, કેમકે બત્રીસ ગુણી અને બત્રીસ અધિક છે માટે. તેજ કહે છે.

સૌધર્મ કલ્પ અને જ્યોતિષ્ક આદિ દેવોના દરેક ભેદમાં દેવોથી દેવીઓ બત્રીસગુણી હોય છે. ગાથાનાં મૂકેલ તુ શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી બત્રીસ વધારે લેવાની છે.

જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે કે—

'તિર્યંચ પુરૂષોથી તિર્યંચ સ્ત્રીઓ ત્રણ ગુણી અને ત્રણ વધારે છે, મનુષ્ય પુરૂષોથી મનુષ્ય સ્ત્રીઓ સત્તાવીસ ગુણી અને સત્તાવીસ વધારે છે, અને દેવપુરૂષોથી દેવ સ્ત્રીઓ બત્રીસગુણી અને બત્રીસ વધારે છે.'

તથા ઈશાન કલ્પની દેવીઓથી સૌધર્મકલ્પના દેવો વિમાન ઘણા હોવાથી સંખ્યાતગુણા છે. તે આ પ્રમાણે—

ઇશાન દેવલોકમાં અઠાવીસ લાખ વિમાનો છે, અને સૌધર્મ દેવલોકમાં બત્રીસ લાખ વિમાનો છે. વળી સૌધર્મકલ્પ દક્ષિણદિશામાં છે, અને ઈશાન કલ્પ ઉત્તર દિશામાં છે. દક્ષિણદિશામાં કૃષ્ણપાક્ષિક જીવો વધારે ઉત્પન્ન થતા હોવાથી અને જીવસ્વભાવે કૃષ્ણપાક્ષિક જીવોની સંખ્યા વધારે હોવોથી ઇશાનકલ્પના દેવીથી સૌધર્મકલ્પના દેવો સંખ્યાતગુણા છે.

શંકા—દક્ષિણ દિશિમાં કૃષ્ણપાક્ષિક જીવો વધારે ઉત્પન્ન થાય છે માટે સૌધર્મકલ્પના દેવો સંખ્યાતગુણા છે એમ કહ્યું, આ યુક્તિ પ્રમાણે માહેન્દ્ર દેવલોકની અપેક્ષાએ સનત્કુમાર કલ્પના દેવો પણ સંખ્યાતગુણા કહેવા જોઈએ, કેમકે બંનેમાં યુક્તિનું સામ્ય છે. તો માહે-ન્દ્રકલ્પના દેવોથી સનત્કુમારના દેવો અસંખ્યાતગુણા કેમ કહ્યા? અને અહિં સૌધર્મના સંખ્યાતગુણા કેમ કહ્યા?

ઉત્તર—પન્નવણા સૂત્રના મહાદંડકમાં તેમજ કહ્યું છે માટે અહિં પણ તેમજ કહેવામાં આવ્યુ છે. તે મહાદંડક-મોટું અલ્પબહુત્વ પહેલા કહ્યું છે.

તથા સૌધર્મકલ્પના દેવોથી તેની દેવીઓ બત્રીસગુણી અને બત્રીસ વધારે છે.

સૌધર્મકલ્પની દેવીઓથી ભવનવાસિ દેવો અસંખ્યાતગુણા છે. તે પ્રમાણે-

અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલ આકાશપ્રદેશના પહેલા વર્ગમૂળને બીજા વર્ગમૂળ સાથે ગુણતાં આકાશ પ્રદેશની જે સંખ્યા થાય તેટલી ઘનીકૃત લોકની એક પ્રાદેશિકી સૂચિશ્રેણિમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા ભવનપતિ દેવ-દેવીઓની સંખ્યા છે. અને તેના બત્રીસમા ભાગમાંથી એક રૂપ ન્યૂન ભવનપતિ દેવો છે. તેથી સૌધર્મ દેવીથી ભવનપતિ દેવો અસં-ખ્યાતગુણા છે.

ભવનવાસિ દેવોથી તેની દેવીઓ બત્રીસગુણી અને બત્રીસ વધારે છે. ૯૮

હવે રત્નપ્રભાદિના સંબંધમાં કહે છે—

**रयणप्पभिया खहयरपणिंदि संखेज्ज तत्तिरिक्खीओ ।**
**सव्वत्थ तओ थलयर जलयर वण जोइसा चेवं ॥६९॥**

रत्नप्रभिकाः खचरपञ्चेन्द्रियाः संख्येयगुणास्तत्तिरश्च्यः ।
सर्वत्र ततः स्थलचरा जलचरा व्यन्तरा ज्योतिष्काश्चैवम् ॥६९॥

અર્થ—તેઓથી રત્નપ્રભાના નારકી અને ખેચર પંચેન્દ્રિય પુરૂષો ઉત્તરોત્તર અસંખ્યાતગુણા છે. તેની સ્ત્રી સંખ્યાતગુણી છે. તેનાથી સ્થળચર, જળચર, વ્યંતર અને જ્યોતિષ્ક ઉત્તરોત્તર સંખ્યાત સંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—ભવનવાસિ દેવીથી રત્નપ્રભા પૃથ્વીના નારકીઓ અસંખ્યાતગુણા છે. કારણ કે અંગુલ પમાણુ ક્ષેત્રના પ્રદેશરાશિ સાથે તેના પહેલા વર્ગમૂળને ગુણતાં જે પ્રદેશસંખ્યા આવે તેટલી સૂચિશ્રેણિના આકાશપ્રદેશ પ્રમાણુ તેઓ છે.

તેઓથી પણુ ખેચર પંચેન્દ્રિય તિર્યંચ પુરૂષો અસંખ્યાતગુણા છે. કારણુ કે તેઓ પ્રતરના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય સૂચિશ્રેણિના આકાશપ્રદેશ પ્રમાણુ છે.

પહેલી નારકીના પ્રમાણુમાં હેતુભૂત સૂચિશ્રેણિથી ખેચર પંચેન્દ્રિય પુરૂષોના પ્રમાણુભૂત સૂચિશ્રેણિ અસંખ્યાતગુણી હોવાથી અસંખ્યાતગુણા છે.

તેનાથી ખેચર પંચેન્દ્રિય તિર્યંચ યુવતિઓ સંખ્યાતગુણી છે. કારણુ કે તેઓ ત્રણુગુણી અને ત્રણુ વધારે છે.

આ પ્રમાણે તિર્યંચોમાં સર્વત્ર પોતપોતાની જાતિમાં પુરૂષની અપેક્ષાએ સ્ત્રીઓ સંખ્યાતગુણી એટલે ત્રણુ ગુણી અને ત્રણુ વધારે કહેવી, દરેક સ્થળે એમજ કહેવાશે.

ખેચર પંચેન્દ્રિય તિર્યંચ સ્ત્રીઓથી સ્થલચર પુરૂષો સંખ્યાત ગુણા છે, કારણુ કે પ્રતરના મોટા અસંખ્યાતમા ભાગમા રહેલ અસંખ્યાતિ સૂચિશ્રેણિના પ્રદેશરાશિ પ્રમાણુ તેઓ છે.

તેઓથી પણુ તેની સ્ત્રીઓ ત્રણુ ગુણી અને ત્રણુ વધારે છે.

તેઓથી પણુ મત્સ્ય મગર આદિ જળચર પુરૂષો સંખ્યાતગુણા છે, કારણુ કે તેઓ પ્રતરના અતિમોટા અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્યાતિ સૂચિશ્રેણિના આકાશપ્રદેશપ્રમાણુ છે.

તેઓથી તેની સ્ત્રીઓ ત્રણુગુણી અને ત્રણુ વધારે છે,

તેઓથી પણુ વ્યન્તર પુરૂષો સંખ્યાતગુણા છે, કારણુ કે તેઓ સંખ્યાતા કોડાકોડી યોજન પ્રમાણુ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા સામાન્યતઃ-પુરૂષ અને સ્ત્રી બંને મળીને વ્યંતરો છે. અહિં તો કેવળ પુરૂષની જ વિવક્ષા હોવાથી તેઓ સંપૂર્ણ સમૂહની અપેક્ષાએ બત્રીસમાં ભાગથી એકરૂપ હીન છે. તેથી જળચર સ્ત્રીઓથી વ્યંતર પુરૂષો સંખ્યાતગુણા ઘટે છે.

તેઓથી પણ વ્યન્તરીઓ બત્રીસ ગુણી અને બત્રીસ વધારે છે.

તેઓથી પણ જ્યોતિષ્ક પુરૂષ દેવો સંખ્યાતગુણા છે. સામાન્યતઃ જ્યોતિષ્ક દેવો બસો છપ્પન અંગુલપ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા છે. માત્ર અહિં પુરૂષ દેવની વિવક્ષા હોવાથી તેઓ પોતાના સંપૂર્ણ સમૂહની સંખ્યાની અપેક્ષાએ બત્રીસમા ભાગથી એકરૂપ ન્યૂન છે. તેથી વ્યંતરીઓથી જ્યોતિષ્ક પુરૂષ દેવો સંખ્યાતગુણા ઘટે છે.

જ્યોતિષ્ક પુરૂષદેવોથી તેની દેવીઓ બત્રીસગુણી અને બત્રીસ વધારે છે. કહ્યું છે કે-'દેવોમાં સર્વત્ર બત્રીસગુણી અને બત્રીસ દેવીઓ હોય છે.' ૬૯

હવે નપુંસક ખેચર આદિના સંબંધમાં કહે છે—

**तत्तो नपुंसखहयर संखेज्जा थलयर जलयर नपुंसा।**
**चउरिंदि तओ पणबिति इंदिय पज्जत्त किंचिहिया ॥७०॥**

ततो नपुंसकखेचराः संख्येयगुणाः स्थलचरा जलचरा नपुंसकाः।
चतुरिन्द्रियाः ततः पञ्चद्वित्रीन्द्रियाः पर्याप्ताः किञ्चिदधिकाः ॥७०॥

અર્થ—તેઓથી નપુંસક ખેચર સંખ્યાતગુણા છે. તેઓથી અનુક્રમે નપુંસક સ્થળચર અને જળચર ઉત્તરોત્તર સંખ્યાતગુણા છે, તેઓથી ચૌરિન્દ્રિય સંખ્યાતગુણા છે, તેઓથી પર્યાપ્ત પચેન્દ્રિય બેઇન્દ્રિય અને તેઇન્દ્રિય ઉત્તરોત્તર અધિક અધિક છે.

ટીકાનુ૦—જ્યોતિષ્ક દેવીઓથી ખેચર પંચેન્દ્રિય તિર્યંચ નપુંસકો સંખ્યાતગુણા છે. કોઈ સ્થળે 'तत्तो य संख' એવો પાઠ છે તેમાં 'ય' શબ્દ સમુચ્ચયાર્થ સમજવો.

જેઓ 'तत्तो असंख' એવો પાઠ લઇ જ્યોતિષ્ક દેવીઓથી ખેચર નપુંસકો અસંખ્યાતગુણા છે એવું વ્યાખ્યાન કરે છે; તેઓ એ પ્રમાણે કેમ વ્યાખ્યાન કરે છે તે અમે સમજી શકતા નથી. કારણ કે અહિંથી આગળ પર્યાપ્ત ચૌરિન્દ્રિયો આશ્રયી જે કહેવાશે, તે પણ જ્યોતિષ્ક દેવની અપેક્ષાએ સંખ્યાત ગુણા જ ઘટે છે.

સંખ્યાત ગુણા શી રીતે ઘટે? તો કહે છે-બસો છપ્પન્ન અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા જ્યોતિષ્ક દેવો છે, આ હકીકત પહેલાં દ્રવ્ય પ્રમાણ દ્વારની પંદરમી ગાથામાં કહી છે, તે આ પ્રમાણે-'બસો છપ્પન્ન અંગુલ પ્રમાણ સૂચિશ્રેણિના પ્રદેશવડે ભંગાયેલો પ્રતર જ્યોતિષ્ક દેવોવડે અપહરાય છે.' તથા અંગુલના સંખ્યાતમા ભાગ પ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા પર્યાપ્ત ચૌરિન્દ્રિય છે.

પહેલા દ્રવ્યપ્રમાણ દ્વારની બારમી ગાથામાં કહ્યું છે કે-'પર્યાપ્ત અને અપર્યાપ્ત બેઇ-

૧ મૂળ ટીકામા આ પાઠ છે. તેમા 'तत्तो असख खहयर' એમ પાઠ છે

ન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિયો અનુક્રમે અંગુલના સંખ્યાતમા અને અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશવડે ભંગાયેલ પ્રતરનો અપહાર કરે છે.

અહિં અંગુલના સંખ્યાતમા ભાગની અપેક્ષાએ બસો છપ્પન અંગુલ સંખ્યાતગુણ જ થાય છે. આ પ્રમાણે વિચારતા જ્યોતિષ્ક દેવોની અપેક્ષાએ જ્યારે પર્યાપ્ત ચૌરિન્દ્રિયો પણ સંખ્યાતગુણા જ ઘટે છે, તો પછી પર્યાપ્ત ચૌરિન્દ્રિયની અપેક્ષાએ સંખ્યાતમા ભાગ પ્રમાણ ખેચર પંચેન્દ્રિય નપુંસકો માટે તો શું કહેવું? અર્થાત્ તે પણ સંખ્યાતગુણા જ ઘટે અસંખ્યાતગુણા નહિ.

કદાચ અહિં એમ કહેવામાં આવે કે–દેવ–દેવીની વિવક્ષા વિનાજ સામાન્યતઃ જ્યોતિષ્કની અપેક્ષાએ વિચારીએ તો ખેચર પંચેન્દ્રિય નપુંસકો સંખ્યાતગુણા ઘટે છે, પરંતુ જ્યોતિષ્ક દેવીની અપેક્ષાએ તો અસંખ્યાતગુણા જ ઘટે છે.

એ પ્રમાણે કહેવું તે પણ યોગ્ય નથી, કારણ કે તે તો શૂન્ય પ્રલાપ માત્રજ છે, તે આ પ્રમાણે–જો દેવ પુરૂષોની અપેક્ષાએ દેવીઓ અસંખ્યાતગુણી હોય તો કુલ દેવની સંખ્યામાંથી દેવ પુરૂષની સંખ્યા બાદ કરતાં કેવળ દેવીની અપેક્ષાએ ખેચરપંચેન્દ્રિય નપુંસકો અસંખ્યાતગુણા ઘટી શકે. પરંતુ તેમ નથી. કારણ કે દેવીની અપેક્ષાએ દેવો બત્રીસમા ભાગે જ છે. એટલે દેવની કુલ સંખ્યામાંથી દેવપુરૂષની સંખ્યા બાદ કરવા છતા પણ જ્યોતિષ્ક દેવીથી ખેચર નપુંસકો સંખ્યાતગુણા જ થાય, અસંખ્યાતગુણા નહિ.

તથા ખેચરપંચેન્દ્રિય નપુંસકોથી સ્થળચર પંચેન્દ્રિય નપુંસકો સંખ્યાતગુણા છે. તેઓથી પર્યાપ્ત ચૌરિન્દ્રિય સંખ્યાતગુણા છે. તેઓથી પર્યાપ્ત સંજ્ઞિ અસંજ્ઞિરૂપ બંને ભેદવાળા પંચેન્દ્રિયો વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે.

જો કે પર્યાપ્ત ચૌરિન્દ્રિયથી આરંભી પર્યાપ્ત બેઇન્દ્રિય સુધીના દરેક ભેદો અંગુલના સંખ્યાતમા ભાગપ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા સામાન્યથી કહ્યા છે. તો પણ અંગુલનો સંખ્યાતમો ભાગ સંખ્યાતા ભેદવાળો હોવાથી અને તે અનુક્રમે મોટો મોટો લેવાનો હોવાથી ઉપર જે અલ્પબહુત્વ કહ્યું છે, તે વિરૂદ્ધ નથી. ૭૦

હવે અપર્યાપ્ત પંચેન્દ્રિયાદિના સંબંધમાં અલ્પબહુત્વ કહે છે—

**असंखा पण किंचिहिय सेस कमसो अपज्ज ओभयओ ।**
**पंचेंदिय विसेसहिया चउतियबेइंदिया तत्तो ॥७१॥**

असंख्येया पञ्चेन्द्रियाः किञ्चिदधिकाः शेषाः क्रमशोऽपर्याप्ता उभये ।
पंचेन्द्रिया विशेषाधिकाश्चतुस्त्रिद्वीन्द्रियास्ततः ॥७१॥

અર્થ—તેઓથી અપર્યાપ્ત પંચેન્દ્રિય અસંખ્યાતગુણા છે, તેઓથી અનુક્રમે અપર્યાપ્ત

ચૌરિન્દ્રિયાદિ વિશેષાધિક વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત અપર્યાપ્ત પંચેન્દ્રિય વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત અપર્યાપ્ત ચૌરિન્દ્રિય તેઇન્દ્રિય અને બેઇન્દ્રિય ઉત્તરોત્તર વિશેષાધિક છે.

ટીકાનુ૦—પર્યાપ્ત તેઇન્દ્રિયથી અપર્યાપ્ત પંચેન્દ્રિય અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત ચૌરિન્દ્રિય વિશેષાધિક છે. તેઓથી અપર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે. તેઓથી અપર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે.

જો કે અપર્યાપ્ત પંચેન્દ્રિયથી આરંભી અપર્યાપ્ત બેઇન્દ્રિય સુધીના દરેક ભેદો અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા સામાન્યથી કહ્યા છે, તો પણ અંગુલનો અસંખ્યાતમો ભાગ નાનો મોટો લેવાનો હોવાથી આ પ્રમાણે જે અલ્પબહુત્વ કહ્યું છે, તે કોઇ પણ રીતે વિરોધને પ્રાપ્ત થતું નથી.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે પ્રભો ! સામાન્યતઃ ઇન્દ્રિયવાળા તેમજ એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય પર્યાપ્તા અપર્યાપ્તામાંથી કોણ કોની તુલ્ય અલ્પ બહુ કે વિશેષાધિક છે ? હે ગૌતમ ! સૌથી અલ્પ પર્યાપ્ત ચૌરિન્દ્રિય છે, પર્યાપ્ત પંચેન્દ્રિય વિશેષાધિક છે, પર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે, પર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે, તેનાથી અપર્યાપ્ત પંચેન્દ્રિય અસંખ્યાતગુણા છે, અપર્યાપ્ત ચૌરિન્દ્રિય વિશેષાધિક છે, અપર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે, અને તેઓથી અપર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે.' ઇત્યાદિ.

અપર્યાપ્ત બેઇન્દ્રિયથી પર્યાપ્ત અપર્યાપ્ત રૂપ પંચેન્દ્રિયો વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત અપર્યાપ્ત ચૌરિન્દ્રિય વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત અપર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે. તેઓથી પણ પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક છે.

પર્યાપ્ત અપર્યાપ્ત પંચેન્દ્રિયાદિના અલ્પબહુત્વ કહેવાના પ્રસંગે કહ્યું છે કે-'પંચેન્દ્રિયો થોડા છે અને વિપરીતપણે ચૌરિન્દ્રિયથી બેઇન્દ્રિય પર્યંત વિકલેન્દ્રિયો વિશેષાધિક છે.' ૭૧

હવે પર્યાપ્ત બાદર વનસ્પતિકાયાદિના સંબંધમાં અલ્પબહુત્વ કહે છે—

**पज्जत्त वायर पत्तेयतरू असंखेज्ज इति निगोयाओ ।**
**पुढवी आउ वाउ वायरअपज्जत्ततेउ तओ ॥७२॥**

पर्याप्तबादरप्रत्येकतरवोऽसंख्येयगुणा इति निगोदाः ।
पृथिव्य आपो वायवो बादरापर्याप्ततेजांसि ततः ॥७२॥

અર્થ—તેઓથી પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિ અસંખ્યાતગુણા, તેઓથી બાદર પર્યાપ્ત નિગોદો અસંખ્યાતગુણા, તેઓથી પર્યાપ્ત બાદર પૃથ્વી અપ્ અને વાઉ ઉત્તરોત્તર અનુક્રમે અસંખ્યાતગુણા છે. અને તેઓથી બાદર અપર્યાપ્ત તેઉ અસંખ્યાત ગુણા છે.

ટીકાનુ૦—પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિયોથી પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય જીવો અસંખ્યાતગુણા છે.

જો કે પહેલા અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિની જેમ બાદર પ્રત્યેક વનસ્પતિકાય જીવો પણ અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સૂચિશ્રેણિ જેવડા એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા કહ્યા છે, તોપણ અંગુલના અસંખ્યાતમા ભાગના અસંખ્યાતા ભેદ થતા હોવાથી બાદર પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાયના પરિમાણના પ્રસંગે અંગુલનો અસંખ્યાતમો ભાગ બેઇન્દ્રિયના અંગુલના અસંખ્યાતમા ભાગથી અસંખ્યેય ગુણહીન લેવો. કેમકે ભાગનાર અંગુલનો અસં-ખ્યાતમો ભાગ ઘણો નાનો લેવામાં આવે તોજ જવાબ મોટો આવે. માટે અહિં કોઈ વિરોધ નથી.

વળી આ હકીકત આ પ્રમાણે જ સ્વીકારવી જોઇએ. કારણ કે પ્રજ્ઞાપના સૂત્રના મહાદંડકમાં અપર્યાપ્ત બેઇન્દ્રિય પછી તરતજ બાદરપર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિ અસંખ્યાતગુણ કહેલી છે.

શંકા—મહાદંડકમાં અપર્યાપ્ત બેઇન્દ્રિય પછી તરતજ બાદર પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિના સંબંધમાં કહેલું હોવાથી અસંખ્યાતગુણપણું ઘટી શકે, એ બરાબર છે. પરંતુ અહિં તો અપર્યાપ્ત બેઇન્દ્રિય પછી પર્યાપ્ત અપર્યાપ્ત પંચેન્દ્રિયો કહ્યા, ત્યારપછી અનુક્રમે ચૌરિન્દ્રિય તેઇન્દ્રિય અને બેઇન્દ્રિયના સંબંધમાં કહ્યું છે, અને તેની પછી પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિ માટે કહ્યુ છે. તેથી તેઓ અસંખ્યાતગુણા કઈ રીતે ઘટી શકે? વચમાં ઘણાના સંબંધમાં કહ્યા પછી વનસ્પતિના સંબંધમાં કહ્યું હોવાથી અપર્યાપ્ત બેઇન્દ્રિયથી વિશેષા-ધિકપણું જ ઘટે.

ઉત્તર–અહિં કંઇ દોષ નથી. કારણ કે જો કે વચમાં પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિના સંબંધમાં કહ્યું છે છતાં તેઓ સઘળા પૂર્વ પૂર્વથી વિશેષાધિક વિશેષાધિક જ કહ્યાં છે. વિશેષાધિક એટલે પૂર્વની સંખ્યાથી થોડા વધારે, પરંતુ સંખ્યાતગુણા અધિક નહિ તેથી અપર્યાપ્ત બેઇન્દ્રિયની અપેક્ષાએ બાદર પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિ અસંખ્યાતગુણ કહ્યા છે છતાં પણ મહાદંડકમાં પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિયની અપેક્ષાએ અસંખ્યાતગુણાજ કહ્યા છે એમ સમજવું.

તેઓથી પણ બાદર પર્યાપ્ત નિગોદો–અનંતકાયના શરીરો અસંખ્યાતગુણા છે. તેઓથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણા છે, તેઓથી પર્યાપ્ત બાદર અપ્કાય અસંખ્યાતગુણ છે.

અહિં જો કે પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિ, પૃથ્વીકાય અને અપ્કાયના જીવો અંગુ-લના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સૂચિશ્રેણિરૂપ ખંડો એક પ્રતરમાં જેટલા થાય તેટલા સામાન્યથી કહ્યા છે, તો પણ અંગુલના અસંખ્યાતમા ભાગના અસંખ્ય ભેદ છે તેથી અંગુ-લનો અસંખ્યાતમો ભાગ અનુક્રમે અસંખ્યેયગુણ હીન હીન ગ્રહણ કરવાનો હોવાથી આ પ્રમાણે અસંખ્યેયગુણ અસંખ્યેયગુણ કહેતા કોઇ દોષ આવતો નથી. આ રીતે પણ દોષ નથી. કેમકે મહાદંડકમાં પણ અસંખ્યેયગુણા કહ્યા છે. મહાદંડક પહેલા કહી ગયા છે.

તથા બાદર પર્યાપ્ત અપ્કાયથી બાદર પર્યાપ્ત વાયુકાય અસંખ્યાતગુણા છે. ઘનીકૃતલોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય પ્રતરના આકાશ પ્રદેશ પ્રમાણ તેઓ છે. તેઓથી

પણ અપર્યાપ્ત બાદર તેઉકાય અસંખ્યાતગુણા છે. તેઓ અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે, માટે. ૭૨

હવે અપર્યાપ્ત બાદર વનસ્પતિ આદિના સંબંધમાં કહે છે.

वादर तरू निगोया पुढवीजलवाउतेउ तो सुहुमा ।
तत्तो विसेसअहिया पुढवी जल पवण काया उ ॥७३॥

बादरतरुनिगोदाः पृथ्वीजलवायुतेजांसि ततः सूक्ष्माः ।
ततः विशेषाधिकाः पृथ्वीजलपवनकायास्तु ॥७३॥

અર્થ—તેઓથી બાદર અપર્યાપ્ત વનસ્પતિકાય અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત-બાદર નિગોદો અસંખ્યાતગુણા, તેઓથી અપર્યાપ્ત બાદર પૃથ્વી, અપ અને વાઉ ઉત્તરોત્તર અસંખ્યાતગુણા, તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય અસંખ્યાતગુણા છે, અને તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વી, જળ અને વાયુકાય ઉત્તરોત્તર વિશેષાધિક છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત પદની પૂર્વ ગાથામાંથી અનુવૃત્તિ લેવાની છે.

તેથી અપર્યાપ્ત બાદર તેઉકાયના જીવોથી અપર્યાપ્ત પ્રત્યેક બાદર વનસ્પતિકાય અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત બાદર નિગોદ અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત બાદર અપ્કાય અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત બાદર વાયુકાય અસંખ્યાતગુણા છે તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય અસંખ્યાતગુણા છે. તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય વિશેષાધિક છે, તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ અપ્કાય વિશેષાધિક છે. અને તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય વિશેષાધિક છે. ૭૩

હવે પર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાયાદિના સંબંધે અલ્પબહુત્વ કહે છે.

संखेज्ज सुहुम पज्जत्त तेउ किंचिहिय भुजलसमीरा ।
तत्तो असंखगुणिया सुहुमनिगोया अपज्जत्ता ॥७४॥

संख्येयाः सूक्ष्माः पर्याप्ताः तेजांसि किञ्चिदधिकाः भूजलसमीराः ।
ततोऽसंख्येयगुणाः सूक्ष्मनिगोदा अपर्याप्ताः ॥७४॥

અર્થ—તેઓથી સૂક્ષ્મ પર્યાપ્ત તેઉકાય સંખ્યાતગુણા, તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વી જળ અને વાયુ અનુક્રમે વિશેષાધિક વિશેષાધિક છે. તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદો અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય જીવોથી પર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય સંખ્યાતગુણા છે. કારણ કે અપર્યાપ્ત સૂક્ષ્મ જીવોથી પર્યાપ્ત સૂક્ષ્મ જીવો હંમેશાં ઘણા હોય છે.

તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ અપ્કાય વિશેષાધિક છે. તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાય વિશેષાધિક છે. તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ અસંખ્યાતગુણા છે. ૭૪

હવે પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદાદિના સંબંધમાં કહે છે—

संखेज्जगुणा तत्तो पज्जत्ताणंतया तओ भव्वा ।
पडिवडियसम्मसिद्धा वण बायर जीव पज्जत्ता ॥७५॥

संख्येयगुणाः ततः पर्याप्ताः अनन्ताः ततोऽभव्याः ।
प्रतिपतितसम्यक्त्वाः सिद्धाः वनस्पतयः बादराः जीवाः पर्याप्ताः ॥७५॥

અર્થ—તેઓથી પર્યાપ્ત અનંતકાય સંખ્યાતગુણા, તેઓથી અભવ્ય અનંતગુણા, તેઓથી પ્રતિપતિત સમ્યક્ત્વી અનંતગુણા, તેઓથી સિદ્ધો અનંતગુણા અને તેઓથી પર્યાપ્ત બાદર વનસ્પતિ જીવો અનંતગુણા છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદોથી પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદો સંખ્યાતગુણા છે.

જો કે અહિં અપર્યાપ્ત તેઉકાયથી આરંભી પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદપર્યંત સામાન્ય રીતે અન્યત્ર અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ કહેવાય છે. તોપણ અસંખ્યાતાના અસંખ્ય ભેદ હોવાથી અને ઉત્તરોત્તર મોટું મોટું અસંખ્યાતું લેવાનું હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વ કોઈપણ રીતે વિરૂદ્ધ નથી. તેમજ મહાદંડકમાં પણ તેવો જ પાઠ છે.

પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદોથી અભવ્યો અનંતગુણા છે. કેમકે તેઓ જઘન્યયુક્ત અનંત પ્રમાણ છે. અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે-

'ઉત્કૃષ્ટ પરિત્ત અનંતામાં એક રૂપ નાંખીએ એટલે જઘન્ય યુક્ત અનંતુ થાય. અભવ્ય જીવો તેટલા જ છે.'

તેઓથી પણ સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વ ગુણસ્થાનકે ગયેલા અનંતગુણા છે. તેઓથી સિદ્ધના જીવો અનંતગુણા છે. અને તેઓથી પર્યાપ્ત બાદર વનસ્પતિકાયના જીવો અનંતગુણા છે. ૭૫

હવે સામાન્ય પર્યાપ્ત બાદરાદિના સંબંધમાં કહે છે—

किंचिहिया सामन्ना एए उ असंख वण अपज्जत्ता ।
एए सामन्नेणं विसेसअहिया अपज्जत्ता ॥ ७६ ॥

किञ्चिदधिकाः सामान्या एते तु असंख्येयगुणा वना अपर्याप्ताः ।
एते सामान्येन विशेषाधिका अपर्याप्ताः ॥७६॥

અર્થ—તેઓથી સામાન્યપણે પર્યાપ્ત બાદર એકેન્દ્રિયો વિશેષાધિક, તેઓથી અપર્યાપ્ત બાદર વનસ્પતિકાય અસંખ્યાતગુણા, અને તેઓથી સામાન્ય અપર્યાપ્ત બાદર વિશેષાધિક છે.

ટીકાનુ૦—પર્યાપ્ત બાદર વનસ્પતિ જીવોથી સામાન્યપણે પર્યાપ્ત બાદર એકેન્દ્રિયજીવો વિશેષાધિક છે. કારણ કે પર્યાપ્ત બાદર પૃથ્વીકાયાદિ જીવોનો પણ તેમાં સમાવેશ થાય છે.

તેઓથી અપર્યાપ્ત બાદર વનસ્પતિજીવો અસંખ્યાતગુણા છે, અને તેઓથી વનસ્પતિ આદિ વિશેષણ વિનાના બાદર અપર્યાપ્ત એકેન્દ્રિય જીવો સામાન્યપણે વિશેષાધિક છે. ૭૬

હવે સૂક્ષ્મ અપર્યાપ્ત વનસ્પતિ આદિ સંબંધે કહે છે—

**सुहुमा वणा असंखा विसेसहिया इमे उ सामन्ना ।**
**सुहुमवणा संखेज्जा पज्जत्ता सव्व किंचिहिया ॥७७॥**

सूक्ष्माः वनाः असंख्येयगुणाः विशेषाधिकाः इमे तु सामान्याः ।
सूक्ष्माः वनाः संख्येयाः पर्याप्ताः सर्व्वे किञ्चिदधिकाः ॥७७॥

અર્થ—તેઓથી અપર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિ જીવો અસંખ્યાતગુણા, તેઓથી સામાન્ય અપર્યાપ્ત સૂક્ષ્મ વિશેષાધિક, તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિ સંખ્યેયગુણા, તેઓથી સઘળા સૂક્ષ્મ પર્યાપ્ત વિશેષાધિક છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય જીવોથી સૂક્ષ્મ અપર્યાપ્ત વનસ્પતિજીવો અસંખ્યાતગુણા છે. તેઓથી સામાન્ય-વનસ્પતિ આદિ વિશેષણ વિનાના અપર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે. કારણ કે અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ જીવોનો પણ તેમાં સમાવેશ થાય છે.

તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિ જીવો સંખ્યાતગુણા છે, કારણ કે અપર્યાપ્ત સૂક્ષ્મ જીવોથી પર્યાપ્ત સૂક્ષ્મ જીવો તથાસ્વભાવે હંમેશા સંખ્યાતગુણા જ હોય છે. કેવળજ્ઞાની મહારાજે તેમજ દેખેલું છે માટે.

તેઓથી સઘળા પર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે. પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયાદિનો પણ તેમાં સમાવેશ થાય છે માટે.

શંકા-પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિ જીવોથી સઘળા પર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક કેમ કહ્યા ? અસંખ્યાતગુણા કેમ ન કહ્યા ? કારણ કે ઘણી મોટી સંખ્યાવાળા સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ જીવોનો તેમાં સમાવેશ થાય છે.

ઉત્તર -પર્યાપ્ત સૂક્ષ્મ જીવો પૂર્વોક્ત સંખ્યાથી કોઇ રીતે અસંખ્યાતગુણા થતા નથી. કારણ કે પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિ જીવોની અપેક્ષાએ પર્યાપ્ત પૃથ્વીકાયાદિ સઘળા સૂક્ષ્મ જીવો પણ બહુ અલ્પ સંખ્યાવાળા છે. કેમકે પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિ જીવો અનંત લોકાકાશ પ્રદેશરાશિ પ્રમાણ છે, અને પૃથ્વીકાયાદિ સઘળા સૂક્ષ્મ પર્યાપ્ત જીવો પણ અસંખ્યાતા લોકાકાશપ્રદેશ પ્રમાણ જ છે. ૭૭

હવે પર્યાપ્તાપર્યાપ્ત સૂક્ષ્માદિના સંબંધમાં કહે છે—

पज्जत्तापज्जत्ता सुहुमा किंचिहिया भव्वसिद्धिया ।
तत्तो बायर सुहुमा निगोय वणस्सइजिया तत्तो॥७८॥

पर्याप्तापर्याप्ताः सूक्ष्माः किञ्चिदधिकाः भव्यसिद्धिकाः ।
ततो बादरसूक्ष्माः निगोदाः वनस्पतिजीवास्ततः ॥७८॥

અર્થ—તેઓથી પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે. તેઓથી ભવ્યસિદ્ધિક જીવો વિશેષાધિક, તેઓથી બાદર સૂક્ષ્મ નિગોદો વિશેષાધિક, અને તેઓથી સઘળા વનસ્પતિ જીવો વિશેષાધિક છે.

ટીકાનુ૦—સઘળા પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય જીવોથી સઘળા પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો વિશેષાધિક છે. તેઓથી ભવ્યસિદ્ધિઆ જીવો વિશેષાધિક છે. કારણ કે સર્વ જીવોની સંખ્યામાંથી જઘન્યયુક્ત અનંત પ્રમાણ અભવ્યની સંખ્યા કાઢી નાખતાં શેષ સઘળા જીવો ભવ્ય છે, માટે પૂર્વોક્ત સંખ્યાથી ભવ્ય જીવો વિશેષાધિક કહ્યા છે.

તેઓથી પણ બાદર અને સૂક્ષ્મ બંને મળી નિગોદ જીવો વિશેષાધિક છે. કેમકે તેમાં કેટલાક અભવ્ય જીવોની સંખ્યાનો પણ સમાવેશ થાય છે માટે.

પ્રશ્ન— ભવ્ય જીવોથી બાદર અને સૂક્ષ્મ નિગોદ જીવો વિશેષાધિક કેમ કહ્યા ? સંખ્યાત કે અસંખ્યાતગુણા કેમ નહિ ? કેમકે નિગોદમાં ભવ્ય અભવ્ય બંને પ્રકારના જીવો છે, અને ભવ્ય જીવો નિગોદ સિવાયના જીવભેદોમાં પણ છે. એટલે નિગોદ અને તે સિવાયના જીવભેદોમાં રહેલા ભવ્ય જીવોથી માત્ર નિગોદના જીવો કે જેમાં અનંત અભવ્યો પણ રહેલા છે તે વિશેષાધિક કેમ ?

ઉત્તર—ભવ્ય જીવોથી બાદર અને સૂક્ષ્મ નિગોદ જીવો સંખ્યાત કે અસંખ્યાતગુણા કોઈ પણ રીતે ઘટી શકતા નથી, કેમકે અહિં અભવ્ય સિવાયના ભવ્યોનો વિચાર કર્યો છે. અભવ્યો યુક્ત અનંત સંખ્યા પ્રમાણ છે, અને બાદર સૂક્ષ્મ નિગોદ વિનાના શેષ સઘળા જીવોનો સરવાળો અસંખ્ય લોકાકાશપ્રદેશરાશિ પ્રમાણ જ છે. તેથી અભવ્યો અને ભવ્યોની મોટી સંખ્યા તો બાદર નિગોદમાં જ રહેલી છે અન્યત્ર નહિ તથા ભવ્યની અપેક્ષાએ અભવ્યો ઘણા જ અલ્પ છે-અનંતમો ભાગ માત્ર છે-એટલે અભવ્ય અનંત જીવો સૂક્ષ્મ બાદર નિગોદમાં રહેલા છે છતાં પણ કુલ ભવ્ય જીવોથી બાદર સૂક્ષ્મ નિગોદજીવોની કુલ સંખ્યા વિશેષાધિક જ થાય છે.

સૂક્ષ્મ બાદર નિગોદ જીવોથી સામાન્યથી વનસ્પતિ જીવો વિશેષાધિક છે. કારણ કે પ્રત્યેક શરીરિ વનસ્પતિકાયના જીવોનો પણ તેમાં સમાવેશ થાય છે માટે ૭૮

હવે સામાન્ય એકેન્દ્રિયાદિ માટે કહે છે—

एगिंदिया तिरिक्खा चउगइमिच्छा य अविरइजुया य।
सकसाया छउमत्था सजोग संसारि सव्वे वि ॥ ७९॥

एकेन्द्रियाः तिर्यञ्चः चातुर्गतिकमिथ्यादृष्टयश्चाविरतियुताश्च।
सकषायाश्छद्मस्थाः सयोगाः संसारिणः सर्व्वेऽपि ॥७९॥

અર્થ—તેઓથી એકેન્દ્રિયો, તિર્યંચો ચારે ગતિના મિથ્યાત્વીઓ, અવિરતિ, સકષાયી, છદ્મસ્થો, યોગવાળા, સંસારી, અને સર્વ જીવો ઉત્તરોત્તર વિશેષાધિક છે.

ટીકાનુ૦—સઘળા વનસ્પતિજીવોથી સામાન્યતઃ એકેન્દ્રિયો વિશેષાધિક છે. કેમકે બાદર અને સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ જીવોની સંખ્યાનો તેમાં સમાવેશ થાય છે માટે.

તેઓથી સામાન્યતઃ તિર્યંચો વિશેષાધિક છે, કેમકે પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિ જીવોની સંખ્યાનો તેમાં સમાવેશ થાય છે માટે

તેઓથી ચારેગતિના મિથ્યાદૃષ્ટિ જીવો વિશેષાધિક છે, કેમકે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ગુણસ્થાનકવાળા કેટલાક સંજ્ઞિ પંચેન્દ્રિય વિનાના સઘળા તિર્યંચો મિથ્યાદૃષ્ટિ છે, તેઓનો તથા અસંખ્યાતા મિથ્યાદૃષ્ટિ નારક દેવ અને મનુષ્ય જીવોનો તેમાં સમાવેશ થાય છે, માટે તિર્યંચ જીવોની અપેક્ષાએ ચારે ગતિના મિથ્યાદૃષ્ટિઓ વિશેષાધિક કહ્યા છે.

તેઓથી અવિરતિ યુક્ત-વિરતિવિનાના જીવો વિશેષાધિક છે, કેમકે કેટલાક અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્માઓનો તેમાં સમાવેશ થાય છે માટે

તેઓથી કષાય યુક્ત આત્માઓ વિશેષાધિક છે, કેમકે દેશવિરતિથી આરંભી સૂક્ષ્મસંપરાય સુધીના ગુણસ્થાનકોમાં રહેલા કેટલાક જીવોનો તેમાં સમાવેશ થાય છે માટે.

તેઓથી છદ્મસ્થો વિશેષાધિક છે, કેમકે તેમાં ઉપશાંતમોહી તેમ જ ક્ષીણમોહી જીવોનો સમાવેશ થાય છે માટે.

તેઓથી યોગવાળા આત્માઓ વિશેષાધિક છે, સયોગિ કેવળિ જીવોનો તેમાં સમાવેશ થાય છે માટે.

તેઓથી સંસારી જીવો વિશેષાધિક છે, અયોગિ કેવળિનો સમાવેશ થાય છે માટે.

તેઓથી સઘળા જીવો વિશેષાધિક છે, કારણ કે સિદ્ધના જીવોનો તેમાં સમાવેશ થાય છે માટે. ૭૯

આ પ્રમાણે સામાન્યતઃ સર્વજીવો આશ્રયી અલ્પબહુત્વ કહ્યું. હવે ગુણસ્થાનક આશ્રયી કહે છે—

उवसंत खवग जोगी अपमत्त पमत्त देस सासाणा ।
मीसाविरया चउ चउ जहुत्तरं संखसंखगुणा ॥८०॥

उपशान्तात् क्षपकाः योगिनः अप्रमत्ताः प्रमत्ताः देशाः सासादनाः ।
मिश्रा अविरताः चत्वारः चत्वारः यथोत्तरं संख्येयासंख्येयगुणाः ॥८०॥

અર્થ—ઉપશામક અને ઉપશાંતમોહિથી અનુક્રમે ક્ષપક સયોગિ અપ્રમત્ત અને પ્રમત્ત એ ચાર ઉત્તરોત્તર સંખ્યાત સંખ્યાત ગુણા છે. અને તેઓથી દેશવિરતિ સાસ્વાદન મિશ્ર અને અવિરતિ એ ચારે ઉત્તરોત્તર અસંખ્યાત અસંખ્યાત ગુણા છે.

ટીકાનુ૦—ગાથામાં ગ્રહણ કરેલ 'उवसंत' એ પદથી ચારિત્ર મોહનીયની ઉપશમના કરનારા આઠમા નવમા અને દશમાગુણસ્થાનકવાળા તથા જેણે ચારિત્રમોહનીયની સર્વથા ઉપશમના કરી છે તે અગીઆરમા ગુણસ્થાનકવાળા એમ બંને ગ્રહણ કરવાના છે.

એજ પ્રમાણે ગાથામાં ગ્રહણ કરેલ 'खवग' પદથી ચારિત્ર મોહની ક્ષપણા કરનારા આઠમાથી દશમા ગુણસ્થાનક સુધીના અને ક્ષીણમોહ બારમા ગુણસ્થાનકવાળા એમ બંને લેવાના છે.

ઉપશાંતથી પછીના ચાર ઉત્તરોત્તર સંખ્યાતગુણા છે, અને તેઓથી પછીના ચાર ઉત્તરોત્તર અસંખ્યાત ગુણા છે. તે આ પ્રમાણે—

ઉપશમક આઠમાથી દશમા ગુણસ્થાનક સુધીના આત્માઓ અને ઉપશાંતમોહિ આત્માઓ સૌથી અલ્પ છે. કેમકે શ્રેણિના સંપૂર્ણ કાળ આશ્રયી વિચારતાં પણ વધારેમાં વધારે તેઓની એક બે કે ત્રણ આદિ નિયત સંખ્યા પ્રમાણ છે માટે.

તેઓથી ક્ષપક અને ક્ષીણમોહિ આત્માઓ સંખ્યાતગુણા છે. કારણ કે તેઓની શ્રેણિના સંપૂર્ણ કાળ આશ્રયિ પણ ઉત્કૃષ્ટ સંખ્યા શત પૃથક્ત્વ પ્રમાણ છે માટે.

ઉપશમ અને ક્ષપક શ્રેણિમાં કહેલું ઉપરોક્ત અલ્પબહુત્વ તે બંને શ્રેણિમાં જ્યારે વધારે જીવો હોય ત્યારે ઘટે છે. કારણ કે કેટલીક વખત આ બંને શ્રેણિમાં કોઇ પણ જીવો હોતાજ નથી, કોઇ વખત બંનેમાં હોય છે, અને સરખાજ હોય છે, કોઈ વખત ઉપશમક થોડા અને ક્ષપક જીવો વધારે હોય છે, કોઇ વખત ક્ષપક થોડા અને ઉપશમક વધારે હોય છે, એમ અનિયતપણે હોય છે.

ક્ષપક જીવોથી સયોગિ કેવળિઓ સંખ્યાતગુણા હોય છે, કેમકે તેઓ ઓછામાં ઓછા પણ કોટિ પૃથક્ત્વ હોય છે માટે.

તેઓથી અપ્રમત્તયતિ સંખ્યાતગુણા હોય છે, કેમકે તેઓ બે હજાર ક્રોડ પ્રમાણ હોઈ શકે છે માટે.

તેઓથી પ્રમત્તયતિઓ સંખ્યાતગુણા છે, કેમકે તેઓ કોટિ સહસ્ર પૃથક્ત્વ હોય છે માટે.

તેઓથી પણ દેશવિરતિ અસંખ્યાતગુણા છે, અસંખ્યાતા તિર્યંચોનો દેશવિરતિ ગુણસ્થાનકે સંભવ છે માટે.

અહિં અસંખ્યાતાનું કેટલુ પ્રમાણ લેવું તેના જવાબમાં કહે છે કે-ક્ષેત્રપલ્યોપમનો અસંખ્યાતમો ભાગ લેવો.

તેઓથી પણ સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અસંખ્યાતગુણા છે, આ ગુણસ્થાનક અનિત્ય હોવાથી જ્યારે તેમાં ઉત્કૃષ્ટ સંખ્યા હોય ત્યારે આ અલ્પબહુત્વ ઘટે છે. કારણ કે કોઈ વખત તેઓ સર્વથા હોતા નથી. કોઈ વખત હોય છે ત્યારે જઘન્યથી એક બે પણ હોય છે અને ઉત્કૃષ્ટથી દેશવિરતિના પ્રમાણના હેતુભૂત ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગની અપેક્ષાએ અસંખ્યાતગુણ મોટા ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ હોય છે.

તેઓથી મિશ્રદૃષ્ટિજીવો અસંખ્યાતગુણા છે. તેઓ સાસ્વાદનના પ્રમાણમાં હેતુભૂત ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગની અપેક્ષાએ અસંખ્યાતગુણા મોટા ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ છે માટે.

આ ગુણસ્થાનક પણ અનિત્ય હોવાથી જ્યારે તેમાં ઉત્કૃષ્ટ સંખ્યા હોય ત્યારેજ આ અલ્પબહુત્વ ઘટે છે. નહિ તો કોઇ વખત હોય છે કોઇ વખત નથી પણ હોતાં, હોય ત્યારે જઘન્યથી એક બે હોય છે અને ઉત્કૃષ્ટથી ઉપરોક્ત સંખ્યા હોય છે.

તેઓથી પણ અવિરત સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અસંખ્યાતગુણા છે. કારણ કે તેઓ મિશ્રદૃષ્ટિની અપેક્ષાએ અસંખ્યાતગુણા મોટા ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ છે, માટે. ૮૦

હવે શેષ ગુણસ્થાનક આશ્રયી કહે છે—

**उक्कोसपए संता मिच्छा तिसु गईसु होंतसंखगुणा।**
**तिरिएसणंतगुणिया सन्निसु मणुएसु संखगुणा ॥८१॥**

**उत्कृष्टपदे सन्तः मिथ्यादृष्टयः तिसृषु गतिषु भवन्त्यसंख्येयगुणाः।**
**तिर्यक्षु तेऽनन्तगुणाः संज्ञिषु मनुजेषु संख्येयगुणाः ॥८१॥**

અર્થ—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવોથી તિર્યંચ સિવાય ત્રણ ગતિમાં ઉત્કૃષ્ટપદે વર્ત્તતા મિથ્યાદૃષ્ટિ જીવો અસંખ્યાત ગુણા છે, તેઓથી તિર્યંચ ગતિમાં મિથ્યાદૃષ્ટિઓ અનંતગુણા છે. તથા સ્વજાતીય અવિરતિ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યોથી મિથ્યાદૃષ્ટિ મનુષ્યો સંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવોથી નારક મનુષ્ય અને દેવ એ ત્રણ ગતિમાં ઉત્કૃષ્ટ પદે વર્ત્તતા મિથ્યાદૃષ્ટિ જીવો અસંખ્યાતગુણા છે. તેઓથી પણ તિર્યંચગતિમાં વર્ત્તતા મિથ્યાદૃષ્ટિ જીવો સઘળા નિગોદ જીવો મિથ્યાત્વી હોવાથી અનંતગુણા છે.

ગર્ભજ મનુષ્યોમાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકવાળા મનુષ્યોથી મિથ્યાદૃષ્ટિ મનુષ્યો સંખ્યાતગુણાજ છે. કેમકે તેઓ સઘળા મળી સંખ્યાતાજ છે.

તથા જે ભવસ્થ અયોગિ કેવળિ જીવો છે તે ક્ષપક તુલ્ય હોય છે. કેમકે તેઓની સંખ્યા પણ વધારેમાં વધારે શતપૃથક્ત્વજ હોય છે.

અભવસ્થ અયોગિકેવળિ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવોથી અનંતગુણા છે, સિદ્ધો અનંતા છે અને તે સઘળા અયોગિ છે માટે. ૮૧

આ રીતે અલ્પબહુત્વ કહ્યું અને તે કહેવાથી સત્પદાદિ પ્રરૂપણા સંપૂર્ણ કરી. આ સત્પદાદિ પ્રરૂપણા અતીવ ગહન છે છતાં પણ પ્રજ્ઞાપના સૂત્રની કૃપાથી તેનું મેં અલ્પમાત્ર વર્ણન કર્યું છે. અલ્પબુદ્ધિવાળા મેં જિનેશ્વરોના આગમથી જે કંઇ વિરૂદ્ધ કહ્યું હોય તેને તત્ત્વજ્ઞ વિદ્વાનોએ મારા પર કૃપા કરી શોધી લેવું. હવે પૂર્વે જીવોના ચૌદ ભેદો વર્ણવ્યા છે તે ચૌદ ભેદો કહે છે—

**एगिंदिय सुहुमियरा सन्नियर पणिंदिया सबितिचउ ।**
**पज्जत्तापज्जत्ताभेएणं चोद्दसग्गामा ॥८२॥**

एकेन्द्रियाः सूक्ष्मेतराः सञ्ज्ञीतराः पञ्चेन्द्रियाः सद्वित्रिचतुरिन्द्रियाः ।
पर्याप्तापर्याप्तभेदेन चतुर्दशग्रामाः ॥८२॥

અર્થ—સૂક્ષ્મ અને બાદર એકેન્દ્રિય સંજ્ઞી અને અને અસંજ્ઞી પંચેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય એ સાતે પર્યાપ્તા અપર્યાપ્તાના ભેદે જીવોના ચૌદ પ્રકાર છે.

ટીકાનુ૦—સૂક્ષ્મ નામકર્મના ઉદયવાળા સૂક્ષ્મ, અને બાદર નામકર્મના ઉદયવાળા બાદર એમ એકેન્દ્રિયો બે પ્રકારે છે. તથા સંજ્ઞિ અને અસંજ્ઞિ એમ પંચેન્દ્રિય જીવો બે ભેદે છે. તે ચાર ભેદ તથા બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય એમ જીવોના સાત ભેદો થાય છે. તે દરેક પર્યાપ્ત અને અપર્યાપ્તના ભેદે જીવોના કુલ ચૌદ ભેદો થાય છે. આ ચૌદે ભેદોનું પૂર્વે સવિસ્તર વર્ણન કર્યું છે એટલે અહિં તેનું વર્ણન કરતા નથી. ૮૨

હવે છેલ્લો સંજ્ઞિપર્યાપ્ત ભેદ ગુણસ્થાનકના ભેદે ચૌદ પ્રકારે છે તે ચૌદ ભેદો કહે છે.

**मिच्छा सासणमिस्सा अविरयदेसा पमत्त अपमत्ता ।**
**अपुव्व बायर सुहुमोवसंतखीणा सजोगियरा ॥८३॥**

मिथ्यादृष्टिः सासादनमिश्रौ अविरतदेशौ प्रमत्ताप्रमत्तौ ।
अपूर्वबादरसूक्ष्मोपशान्तक्षीणाः सयोगीतरौ ॥८३॥

અર્થ—મિથ્યાદષ્ટિ, સાસાદન સમ્યગ્દષ્ટિ, મિશ્રદષ્ટિ, અવિરત સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત સંયત, અપ્રમત્ત સંયત, અપૂર્વકરણ, અનિવૃત્તિ બાદર સંપરાય, સૂક્ષ્મ સંપરાય, ઉપશાંતમોહ, ક્ષીણમોહ, સયોગિ, અને અયોગિકેવળિ એ ચૌદ ગુણસ્થાનકો છે. તેનું સ્વરૂપ પહેલા દ્વારમાં વિસ્તારથી કહ્યું છે તેથી અહિં ફરી તેનું વ્યાખ્યાન કરતા નથી. ૮૩

આ ગુણસ્થાનકોમાં વર્ત્તતા જે જીવો કર્મનો બંધ કરે છે તે કહે છે—

**तेरस विबंधगा ते अट्ठविहं बंधियव्वयं कम्मं ।**
**मूलुत्तरभेयं ते साहिमो ते निसामेह ॥८४॥**

त्रयोदश विबन्धकास्ते अष्टविधं बन्धव्यं कर्म्म ।
मूलोत्तरभेदं तान् कथयामः तान् निशमयत ॥८४॥

અર્થ—તેર ગુણસ્થાનકવર્તી તે જીવો મૂળ અને ઉત્તર ભેદવાળા બાંધવા યોગ્ય આઠ પ્રકારના કર્મને બાંધે છે. તે અમે કહીએ છીએ, તેને તમે સાંભળો.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિથી આરંભી સયોગિકેવળિ સુધીના તેરે ગુણસ્થાનકમાં વર્ત્તતા જીવો યથાયોગ્ય રીતે પ્રતિસમય આઠ સાત છ કે એક કર્મને બાંધે છે. અયોગિકેવળિ ભગવાન હેતુનો અભાવ હોવાથી એક પણ કર્મનો બંધ કરતા નથી.

બાંધવા યોગ્ય વસ્તુ વિના કોઇ પણ રીતે બંધક હોતા નથી, માટે બાંધવા યોગ્ય વસ્તુ કહે છે—

બાંધવા યોગ્ય જેનુ સ્વરૂપ ત્રીજા દ્વારમાં કહેશે તે મૂળ અને ઉત્તર ભેદવાળા કર્મો છે. તેમાં મૂળ ભેદે કર્મ આઠ પ્રકારે છે, અને ઉત્તર ભેદે એકસો અઠ્ઠાવન પ્રકારે છે, તે મૂળ અને ઉત્તર ભેદોને અમે વિસ્તારપૂર્વક કહીએ છીએ, સાવધાન થઇને સાંભળો. ૮૪

આ પ્રમાણે બંધક નામનું બીજું દ્વાર પૂર્ણ થયું.

બીજું દ્વાર સમાપ્ત.



# દ્વિતીયદ્વાર સારસંગ્રહ

પ્રથમદ્વારમાં બતાવેલ પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય વગેરે ચૌદે પ્રકારના જીવો કર્મના બાંધનારા છે, તેમાં પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય રૂપ જે ચૌદમો ભેદ છે તે મિથ્યાત્વાદિ ગુણસ્થાનકોના ભેદથી ચૌદ પ્રકારે છે. તે સર્વ કિમાદિ અને સત્પદાદિ એમ મુખ્યપણે બે પ્રકારના દ્વારોથી જાણવા યોગ્ય છે.

કિલ્લાવાળા નગરમાં પ્રવેશ કરવા માટે જો દ્વાર જ ન હોય તો તેમાં કોઇ રહી જ ન શકે અને એક બે યાવત્ જેમ અધિક દ્વારો હોય તેમ તે નગરમાં આસાનીથી પ્રવેશાદિ કરી શકાય, એ જ રીતે શાસ્ત્રરૂપી મહાનગરમાં પ્રવેશ કરવા માટે ભિન્ન ભિન્ન રીતે પ્રશ્નો કરી ઉત્તરો મેળવવા રૂપ દ્વારો હોય તો અતિ કઠિન શાસ્ત્રોમાં પણ સુખપૂર્વક પ્રવેશ કરી શકાય અર્થાત્ તેનો બોધ સહેલાઇથી થઇ શકે.

કિમ્ ? આદિ પ્રશ્નોદ્વારા જે ઉત્તરો મેળવવા તે કિમાદિ દ્વાર કહેવાય છે તે છ છે.

સત્પદ પ્રરુપણા આદિનો જે વિચાર કરવો તે સત્પદપ્રરુપણાદિ દ્વાર. તે નવ છે. આને અનુયોગદ્વારો પણ કહેવામાં આવે છે.

## – કિમાદિ છ દ્વારો –

(૧) જીવ શું છે ? ઔપશમિકાદિ ભાવોથી યુક્ત દ્રવ્ય તે જીવ છે.

ઔપશમિકાદિ ભાવો પાંચ છે. તેમાં ઔદયિક અને પારિણામિક ભાવ અન્ય દ્રવ્યમાં પણ હોય છે, ક્ષાયિકભાવ ઉપશમપૂર્વક જ હોય છે. ક્ષાયોપશમિક ભાવ ઔપશમિકથી અત્યંત ભિન્ન નથી માટે ગાથામાં મુખ્યત્વે અન્યભાવો ગ્રહણ ન કરતાં ઔપશમિક ભાવને ગ્રહણ કરેલ છે.

(૨) જીવ કોના સ્વામી છે ? જીવ નિશ્ચયનયથી પોતાના સ્વરૂપનો જ સ્વામી છે. કારણ કે સ્વામી-સેવક આદિ સંસારી ભાવ કર્મોપાધિજન્ય હોવાથી વાસ્તવિક નથી.

(૩) જીવ કોણે બનાવેલ છે ? અનાદિકાળથી હોવાથી જીવ કોઇએ બનાવેલ નથી.

(૪) જીવ ક્યાં રહે છે ? લોકમાં અથવા શરીરમાં, શરીરની અપેક્ષાએ દેવો અને નારકો વૈક્રિય, તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીરમાં, લબ્ધિસંપન્ન પર્યાપ્ત બાદર વાયુકાય અને પર્યાપ્ત સંજ્ઞિ-તિર્યંચો ઔદારિક સહિત ચારમાં, મનુષ્યો આહારક સહિત પાંચે શરીરમાં

અને શેષ સર્વ સંસારી જીવો ઔદારિક, તૈજસ, તથા કાર્મણ એ ત્રણ શરીરમાં રહે છે. જ્યારે સિદ્ધો અશરીરી છે.

(૫) જીવ કેટલા કાળ સુધી રહેવાના છે ? જીવો અનંતકાળ સુધી રહેવાના છે, કદાપિ નાશ પામવાના નથી.

(૬) જીવ કેટલા ભાવોથી યુક્ત હોય ? જીવ બે, ત્રણ, ચાર અને પાંચ ભાવોથી યુક્ત હોય છે. તેનું વિશેષ સ્વરૂપ આ પ્રમાણે-

(૧) ઔપશમિક, (૨) ક્ષાયિક, (૩) ક્ષાયોપશમિક, (૪) ઔદયિક અને (૫) પારિણામિક આ પાંચ ભાવો છે, બે ત્રણ આદિ ભાવોનું મળવું તે છઠ્ઠો સાન્નિપાતિક ભાવ છે.

(૧) મોહનીયકર્મનો સર્વથા ઉપશમ થવાથી પ્રગટ થયેલ જીવનો સ્વભાવ તે ઔપશમિક, તેના (૧) ઉપશમ તથા (૨) ઉપશમનિષ્પન્ન એમ બે ભેદ છે, (૧) મોહનીય કર્મનો સર્વથા ઉપશમ થવો તે ઉપશમ, (૨) તેથી ઉત્પન્ન થયેલ જે આત્મસ્વભાવ તે ઉપશમનિષ્પન્ન, તેના ઉપશમ સમ્યક્ત્વ અને ઉપશમચારિત્ર એમ બે પ્રકાર છે.

(૨) કર્મનો સર્વથા ક્ષય થવાથી પ્રગટ થયેલ જે જીવસ્વભાવ તે ક્ષાયિકભાવ. ક્ષય અને ક્ષયનિષ્પન્ન એમ બે પ્રકારે છે, (૧) કર્મનો ક્ષય થવો તે ક્ષય અને (૨) કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ જે સ્વાભાવિક આત્મ સ્વભાવ તે ક્ષયનિષ્પન્ન, તેના કેવલજ્ઞાન, કેવલદર્શન, દાનાદિક પાંચ લબ્ધિ, ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્ર એમ નવ પ્રકાર છે.

(૩) ઉદયમાં આવેલ અંશનો ક્ષય અને ઉદયમા નહિ આવેલ કર્મદલિકનો વિપાકોદય અટકાવવો અથવા તો મંદશક્તિવાળાં કરીને સ્વરૂપે ઉદયમાં લાવવાં તે ક્ષાયોપશમિક, તે (૧) ક્ષયોપશમ અને (૨) ક્ષયોપશમનિષ્પન્ન એમ બે પ્રકારે છે. (૧) ચાર ઘાતિકર્મના ઉદિત અંશનો ક્ષય અને અનુદિત કર્માંશનો વિપાકોદયની અપેક્ષાએ ઉપશમ અથવા અત્યંત અલ્પશક્તિવાળાં કરવા રૂપ ઉપશમ તે ક્ષયોપશમ, (૨) ચારે ઘાતિકર્મના ક્ષયોપશમથી પ્રગટ થયેલ જે જીવસ્વભાવ તે ક્ષયોપશમનિષ્પન્ન. તેના મત્યાદિ ચાર જ્ઞાન, ચક્ષુ આદિ ત્રણ દર્શન, ત્રણ અજ્ઞાન, દાનાદિ પાંચ લબ્ધિ, ક્ષયોપશમ સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ એમ અઢાર ભેદ છે.

(૪) કર્મના ઉદયથી પ્રગટ થયેલ જે જીવસ્વભાવ તે ઔદયિક, તેના પણ બે ભેદ છે, (૧) ઉદય (૨) ઉદયનિષ્પન્ન. ત્યાં તે તે કર્મનો વિપાકથી અનુભવ કરવો અર્થાત્ વેદવું તે ઉદય અને (૨) કર્મના ઉદયથી પ્રગટ થયેલ જીવનો જે વૈભાવિક સ્વભાવ તે ઉદયનિષ્પન્ન. તેના (૧) જીવવિષયક અને (૨) અજીવવિષયક એમ બે પ્રકાર છે.

(૧) કર્મના ઉદયથી જીવને જે નરકત્વાદિ પર્યાયની પ્રાપ્તિ અથવા જીવની ક્રોધી, અજ્ઞાની આદિ સંસારી અવસ્થાઓ તે જીવવિષયક ઉદયનિષ્પન્ન, તેના વાસ્તવિક રીતે અસંયમી, ક્રોધી, પુરુષવેદી, ત્રસ, સૂક્ષ્મ આદિ અસંખ્યાત અથવા અનંત ભેદો પણ કહી શકાય, પરંતુ

શાસ્ત્રોમાં મુખ્યપણે પ્રસિદ્ધ અજ્ઞાન, સંસારી, અસંયમ, છ લેશ્યા, ચાર ગતિ, ચાર કષાય, ત્રણ વેદ અને મિથ્યાત્વ એમ એકવીશ ભેદો છે.

(૨) કર્મના ઉદયથી જીવે ગ્રહણ કરેલ ઔદારિકાદિ શરીર પુદ્ગલોમાં વર્ણાદિકની પ્રાપ્તિ તથા આકાર આદિની પ્રાપ્તિ તે અજીવવિષયક ઉદયનિષ્પન્ન.

(૫) પોતાની મૂળ અવસ્થાનો ત્યાગ કર્યાવિના કથંચિત્ ઉત્તર અવસ્થાને પ્રાપ્ત કરવી તે પારિણામિક ભાવ. તેના (૧) સાદિ અને (૨) અનાદિ એમ બે ભેદ છે. (૧) ઘી, ગોળ આદિ પદાર્થોની પૂર્વાપર આદિ અવસ્થાઓ તેમજ જીવના યોગ-ઉપયોગ આદિનું પરાવર્ત્તન તે સાદિપારિણામિક. (૨) જીવત્વ, ભવ્યત્વ, ધર્માસ્તિકાયત્વ આદિ અનાદિ પારિણામિક ભાવ છે. પારિણામિક ભાવના અનેક ભેદો કહી શકાય પરંતુ અહિં જીવમાં જ ઘટે એવા જીવત્વ, ભવ્યત્વ અને અભવ્યત્વં એમ ત્રણ જીવના અનાદિ પારિણામિક ભાવના ભેદો છે.

આ પાંચ મૂળ ભાવોમાંથી કદાપિ જીવ કોઇપણ એક ભાવ યુક્ત હોતો નથી, પરંતુ બેથી આરંભી પાંચ સુધીના ભાવોથી યુક્ત હોય છે અને તેથી જ 'બેથી પાંચ સુધીના ભાવોનું મળવું' તે સાન્નિપાતિક ભાવ કહેવાય છે.

આ સાન્નિપાતિક ભાવના દ્વિસંયોગી દશ, ત્રિસંયોગી દશ. ચતુઃસંયોગી પાંચ અને પંચસંયોગી એક એમ કુલ છવ્વીસ ભેદો થાય છે. પણ તે બધા જ જીવમાં ઘટી શકતા નથી એથી પ્રરૂપણામાત્રની દૃષ્ટિએ છવ્વીસ ભેદો છે.

સિદ્ધના જીવોમાં ક્ષાયિક અને પારિણામિક એ રૂપ એક દ્વિસંયોગી ભંગ ઘટે છે, કેમકે સિદ્ધોને ક્ષાયિકભાવે જ્ઞાનાદિક અને પારિણામિક ભાવે જીવત્વ હોય છે.

ભવસ્થ કેવલિ-ભગવંતોને ક્ષાયિક ભાવે જ્ઞાનાદિ, ઔદયિક ભાવે મનુષ્યગતિ, શુક્લલેશ્યાદિ અને પારિણામિક ભાવે જીવત્વ ભવ્યત્વ હોવાથી ક્ષાયિક, ઔદયિક અને પારિણામિક રૂપ ત્રિસંયોગી ભંગ ઘટે છે.

ઉપશમશ્રેણિમાં રહેલ ક્ષાયિક સમ્યક્ત્વીને પંચસંયોગી ભંગ ઘટે છે. તેઓને ઉપશમભાવે ચારિત્ર, ક્ષાયિકભાવે સમ્યક્ત્વ, ક્ષાયોપશમિકભાવે મત્યાદિ જ્ઞાન વગેરે, ઔદયિકભાવે મનુષ્યગતિ આદિ પારિણામિકભાવે જીવત્વ, ભવ્યત્વ હોય છે.

એકથી સાત ગુણસ્થાનક સુધી સર્વ સંસારી જીવોને ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક રૂપ ત્રિસંયોગી ભંગ ઘટે છે. ત્યાં ક્ષાયોપશમિક ભાવે ઇન્દ્રિયો તેમજ મતિજ્ઞાનાદિ, અથવા મતિઅજ્ઞાનાદિ, ઔદયિકભાવે નરકાદિ ગતિ, કષાયો વગેરે અને પારિણામિક ભાવે જીવત્વ, તથા ભવ્યત્વ અગર અભવ્યત્વ હોય છે.

ઔપશમિક સમ્યક્ત્વી ચારે ગતિના જીવોને ઉપશમસહિત ચતુઃસંયોગી ભંગ અને ક્ષાયિક સમ્યક્ત્વી ચતુર્ગતિક જીવોને ક્ષાયિક સહિત ચતુઃસંયોગી ભંગ એમ આ ત્રણ ભંગ ચારે ગતિમાં ઘટતા હોવાથી ગતિ આશ્રયી એકેકના ચાર ભેદ થવાથી ૩×૪=૧૨ અને પ્રથમના

ત્રણ મળી કુલ ૧૨+૩=૧૫ અને મૂલભેદની અપેક્ષાએ છ સાન્નિપાતિક ભેદો જીવોમાં ઘટે છે, શેષ વીશ ભેદ ઘટતા નથી.

## – સત્પદાદિ દ્વારો –

(૧) સત્પદપ્રરૂપણા, (૨) દ્રવ્ય પ્રમાણ, (૩) ક્ષેત્ર, (૪) સ્પર્શના, (૫) કાલ, (૬) અંતર, (૭) ભાગ, (૮) ભાવ અને (૯) અલ્પબહુત્વ પ્રરૂપણા આ સત્પદાદિ નવ દ્વારો અનુયોગ-દ્વારો પણ કહેવાય છે.

(૧) વિદ્યમાન પદોનો જે વિચાર તે સત્પદ પ્રરૂપણા.

સૂક્ષ્મ પર્યાપ્ત, અપર્યાપ્ત તથા બાદર પર્યાપ્ત, અપર્યાપ્ત એમ ચાર પ્રકારે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય તેમજ સાધારણ વનસ્પતિકાય એમ વીશ તેમજ બાદર પર્યાપ્ત, અપર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય એમ કુલ બાવીશે પ્રકારના જીવો ઉત્પન્ન થયેલા અને ઉત્પન્ન થતા નિરંતર હોય છે.

પર્યાપ્ત, અપર્યાપ્ત, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિ પંચેન્દ્રિય અને પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય આ નવ પ્રકારના જીવો ઉત્પન્ન થયેલા નિરંતર હોય છે. પરંતુ વિવક્ષિત સમયે ઉત્પન્ન થતા ક્યારેક હોય છે અને ક્યારેક નથી પણ હોતા

પ્રશ્નઃ- અપર્યાપ્ત વિકલેન્દ્રિય અને અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય અન્તર્મુહૂર્તના જ આયુષ્યવાળા છે અને તેઓનો ઉત્પત્તિ આશ્રયી વિરહકાળ પણ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે તો તે નિરંતર ઉત્પન્ન થયેલા હોય જ, એમ કેમ કહી શકાય ?

ઉત્તરઃ- વિરહકાળના અંતર્મુહૂર્ત કરતાં તેઓના આયુષ્યનું અંતર્મુહૂર્ત મોટું હોવાથી એમ કહી શકાય છે.

પ્રશ્ન—પરંતુ એમ શી રીતે સમજી શકાય ?

ઉત્તર—અન્ય ગ્રંથોમાં આ જીવોને પણ નિત્યરાશિ રૂપે ગણાવ્યા છે માટે વિરહકાળના અંતર્મુહૂર્તથી આયુષ્યનું અંતર્મુહૂર્ત મોટું છે એમ સમજી શકાય છે.

લબ્ધિ અપર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિયો ઉત્પન્ન થયેલા અને ઉત્પન્ન થતા ક્યારેક હોય છે અને ક્યારેક નથી હોતા, કારણકે એ જીવોનો ઉત્પત્તિ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહકાળ બાર મુહૂર્ત પ્રમાણ છે, જ્યારે આયુષ્ય માત્ર અંતર્મુહૂર્તનું છે, માટે સાધિક અગિયાર મુહૂર્ત સુધી કોઈ વખતે ઉત્પન્ન થયેલા ન હોય એમ પણ બને છે.

મિથ્યાદૃષ્ટિ, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્તસંયત, અપ્રમત્ત સંયત અને સયોગિ-કેવલી આ છ ગુણસ્થાનકો અનેક જીવો આશ્રયી સામાન્યથી સર્વ ક્ષેત્રોની અપેક્ષાએ હંમેશાં હોય છે.

શેષ સાસ્વાદનાદિ આઠ ગુણસ્થાનકોમાંનું એક પણ ગુણસ્થાનક આખાય જગતમાં કોઈ-

વખતે કોઇ પણ જીવોને ન હોય એવું પણ બને છે. કોઇક વખતે આઠમાંથી એક હોય શેષ સાત ન હોય એમ કયારેક બે હોય, ત્રણ હોય, ચાર, પાંચ, છ કે સાત હોય અને કયારેક આઠે આઠ ગુણસ્થાનક પણ હોય છે.

તેમાં પણ જ્યારે એકાદિ ગુણસ્થાનકે જ જીવો હોય ત્યારે પણ ત્યાં કોઈ વખત એક જીવ હોય, કોઇ વખત અનેક હોય, એથી જ્યારે આઠમાંથી જેટલાં ગુણસ્થાનક હોય ત્યારે તેટલા ગુણસ્થાનકના એક-અનેક જીવ આશ્રયી ભાંગાઓ થાય છે.

તેની રીત આ મુજબ છે—પ્રથમ વિકલ્પવાળાં ગુણસ્થાનકો આઠ છે માટે આઠ બિંદુઓ સ્થાપવાં દરેક બિંદુની નીચે એક-અનેકની સંજ્ઞા રૂપે ૨ નો અંક સ્થાપવો, ત્યાર બાદ જે પદના સંયોગની ભંગ સંખ્યા કાઢવી હોય તેની પૂર્વના પદના સંયોગની ભંગ સંખ્યાને બે બે ગુણવા અને તેમાં બે ઉમેરવા, ત્યારબાદ જેની સાથે ગુણાકાર કરેલ છે તે સંખ્યા ઉમેરવાથી ઇચ્છિત પદના સંયોગી ભાંગાઓ આવે.

જેમકેઃ-એક સંયોગી ૨ ભાંગા, તેને બેએ ગુણતાં ૨×૨=૪ તેમાં ૨ ઉમેરતાં ૪+૨=૬ અને બેની સાથે ગુણાકાર કરેલ હોવાથી પુનઃ ૨ ઉમેરતાં બે પદના સંયોગી ભાંગા ૬+૨=૮ થાય. એ જ રીતે ત્રિસંયોગી ૨૬, ચતુઃસંયોગી ૮૦, પંચસંયોગી ૨૪૨, ષટ્ સંયોગી ૭૨૮, સપ્તસંયોગી ૨૧૮૬ અને અષ્ટસંયોગી ૬૫૬૦ ભાંગા થાય છે.

અથવા એક પદના એક અને અનેક જીવ આશ્રયી જે બે ભાંગા છે તે પ્રત્યેક પદના ભાંગાને ત્રણ ગુણા કરી તે બે ઉમેરવાથી પછી પછીના પદની ભંગ સંખ્યા આવે. જેમ-એક પદના બે ભાંગા છે તેને ત્રણ ગુણા કરી બે ઉમેરવાથી ૨×૩=૬+૨=૮ આઠ, તે આઠને ત્રણે ગુણી બે ઉમેરવાથી ત્રણ પદના ૮×૩=૨૪+૨=૨૬ છવ્વીસ. ઇત્યાદિ.

(૨) વિવક્ષિત સ્થાનોમાં જીવ દ્રવ્યની સંખ્યા કેટલી છે? અર્થાત્ કેટલા જીવો છે તેની વિચારણા તે દ્રવ્ય પ્રમાણ પ્રરૂપણા.

પર્યાપ્ત-અપર્યાપ્ત સૂક્ષ્મ તથા બાદર એમ ચારે પ્રકારના સાધારણ જીવો અનંત લોકાકાશના પ્રદેશરાશિ પ્રમાણ છે, છતાં તેમાં પર્યાપ્ત બાદર સર્વથી અલ્પ, તેથી અપર્યાપ્ત બાદર અસંખ્યાતગુણા. તે થકી અપર્યાપ્ત સૂક્ષ્મ અસંખ્યાતગુણા અને તેનાથી પણ પર્યાપ્ત સૂક્ષ્મ સંખ્યાતગુણા છે.

ઘનીકૃત લોકના એક પ્રતરના અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય જીવો છે.

પર્યાપ્ત બાદર પૃથ્વીકાય તથા પર્યાપ્ત બાદર અપ્કાયનું પ્રમાણ પણ તેટલું જ છે પરંતુ એક એકથી અનુક્રમે અસંખ્યાતગુણ છે.

અંગુલના અસંખ્યાતમા ભાગના અસંખ્યાત ભેદ હોવાથી તેમ માનવામાં કંઇ વિરોધ નથી.

આવલિકાના સમયપ્રમાણ સંખ્યાનો વર્ગ કરી તેને કંઇક ન્યૂન આવલિકાના સમય પ્રમાણ સંખ્યા સાથે ગુણતાં જેટલી સંખ્યા આવે તેટલા પર્યાપ્ત બાદર તેઉકાય જીવો છે.

ઘનીકૃતલોકના સંખ્યાતમા ભાગમાં રહેલ પ્રતરના પ્રદેશરાશિ પ્રમાણ પર્યાપ્ત બાદર વાયુકાય જીવો છે.

પૃથ્વીકાયાદિ આ ચારેના શેષ ત્રણ ત્રણ પ્રકારના જીવભેદો અને અપર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય-જીવો અસંખ્ય લોકાકાશ પ્રદેશરાશિ પ્રમાણ=અસંખ્યાતા છે.

તેમાં પણ વિશેષથી વિચારીએ તો પૂર્વે કહેલ પ્રમાણવાળા હોવાથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાય પોતાના શેષ ત્રણ ભેદોની અપેક્ષાએ અલ્પ તે થકી અપર્યાપ્ત બાદર પૃથ્વીકાય અસંખ્યાતગુણ. તે થકી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય અસંખ્યાતગુણ અને તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય સંખ્યાતગુણ છે. એજ રીતે અપ્કાય, તેઉકાય, વાયુકાય તથા પ્રત્યેક વનસ્પતિકાયમાં પણ સમજી લેવું.

અંગુલના સંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશોવડે ભાગતાં ઘનીકૃત લોકના એક પ્રતરના જેટલા ખંડો થાય તેટલા પર્યાપ્ત બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિ-પંચેન્દ્રિય એ પ્રત્યેક જીવો છે. છતાં અંગુલનો સંખ્યાતમો ભાગ સંખ્યાત ભેદવાળો હોવાથી તેઓનું પરસ્પર અલ્પબહુત્વ આ પ્રમાણે છે—

પર્યાપ્ત ચઉરિન્દ્રિય સર્વથી અલ્પ, તેથકી પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય વિશેષાધિક, તેથકી પર્યાપ્ત બેઇન્દ્રિય વિશેષાધિક અને તે થકી પર્યાપ્ત તેઇન્દ્રિય વિશેષાધિક છે.

અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિવડે ઘનીકૃત લોકના એક પ્રતરને ભાગતાં જેટલા ખંડો થાય તેટલા અપર્યાપ્ત વિકલેન્દ્રિય અને અપર્યાપ્ત અસંજ્ઞિ-પંચેન્દ્રિય જીવો છે, છતાં અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયથી અપર્યાપ્ત ચઉરિન્દ્રિય, તેઇન્દ્રિય અને બેઇન્દ્રિય જીવો અનુક્રમે વિશેષાધિક છે.

અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં રહેલ આકાશ પ્રદેશોની સંખ્યાને પોતાના વર્ગમૂળ સાથે ગુણતાં જે અસંખ્યાત સંખ્યા આવે તે અસંખ્યાતી શ્રેણિઓના કુલ જેટલા આકાશ પ્રદેશો છે તેટલા પ્રથમ નરકના નારકો છે.

બીજીથી સાતમી સુધીના દરેક નરકના નારકો એક ઘન રજ્જુ પ્રમાણ શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશો છે તેટલા હોય છે. પરંતુ બીજીથી પછી પછીની નરકમાં શ્રેણિનો અસંખ્યાતમો ભાગ અસંખ્યગુણ હીન સમજવો. કારણ કે—અત્યંત ઉત્કટ પાપ કરનારા ક્રૂરકર્મી સાતમી નરકમાં જાય છે અને તેવા જીવો થોડા જ હોય છે, માટે સાતમી નરકમા જીવો સર્વથી થોડા છે. તેનાથી હીન હીન પાપ કરનારા અનુક્રમે છઠ્ઠી આદિ નરકમાં જાય છે અને તેવા જીવોની સંખ્યા અસંખ્યાતગુણ કહી છે-માટે સાતમીથી પ્રથમ નરક સુધીના જીવો અનુક્રમે એકેકથી અસંખ્યાતગુણા છે.

અત્યંત ક્રૂરકર્મી પાપી જીવો કૃષ્ણપાક્ષિક કહેવાય છે, તેઓનો દેશોનાર્ધપુદ્ગલપરાવર્ત્તનથી અધિક સંસાર બાકી હોય છે. તેવા જીવો ઘણા છે અને તેઓ તથાસ્વભાવે જ ગમે તે ગતિમાં દક્ષિણદિશામાં વધારે ઉત્પન્ન થાય છે. અને જેઓને દેશોનાર્ધપુદ્ગલપરાવર્ત્તન

અગર તેથી ન્યૂન સંસાર શેષ હોય તે જીવો શુક્લપાક્ષિક કહેવાય છે. તેવા જીવો થોડા જ હોય છે અને તે જીવો તથાસ્વભાવે જ કોઇપણ ગતિમાં પ્રાયઃ પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં જ ઉત્પન્ન થાય છે માટે દરેક નરકમાં આ ત્રણે દિશાના નારકો કરતાં એક દક્ષિણ-દિશાના નારકો અસંખ્યાતગુણ હોય છે.

અંગુલપ્રમાણ સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશોના પહેલા અને બીજા વર્ગમૂળનો ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તે અસંખ્ય સંખ્યા પ્રમાણ સાતરાજની શ્રેણિઓના જેટલા આકાશપ્રદેશો છે તેટલા કુલ ભવનપતિ દેવો છે, વળી અસુરકુમારાદિ દશે નિકાયના દેવો પણ તેટલા જ છે. પરંતુ તે કુલ ભવનપતિઓની સંખ્યાથી સંખ્યાતગુણ હીન છે.

ઘનીકૃતલોકના એક પ્રતરના સંખ્યાત યોજન સૂચિશ્રેણિ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા સર્વ વ્યંતરો અને વ્યંતરના એકેક નિકાયના દેવો છે પરંતુ સર્વ વ્યંતરો કરતા તે સંખ્યાતગુણ હીન છે.

ઘનીકૃતલોકના એક પ્રતરના બસો છપ્પન અંગુલ સૂચિશ્રેણિ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા કુલ જ્યોતિષ દેવો છે.

દરેક નિકાયમાં દેવો કરતાં દેવીઓ બત્રીશગુણી અને બત્રીશ અધિક છે.

અંગુલપ્રમાણ સૂચિશ્રેણિમાં રહેલ આકાશપ્રદેશોના બીજા અને ત્રીજા વર્ગ મૂળનો ગુણાકાર કરવાથી જે અસંખ્યાત સંખ્યા આવે તે અસંખ્ય સંખ્યા પ્રમાણ સાતરાજની સૂચિ શ્રેણિઓના આકાશપ્રદેશ પ્રમાણ પહેલા-બીજા દેવલોકના દેવો છે. ત્યાં બીજા દેવલોકના દેવોથી પહેલા દેવલોકના દેવો સંખ્યાતગુણા છે.

સનત્કુમારથી સહસ્રાર સુધીના દરેક કલ્પના દેવો સાતરાજની એક શ્રેણિના અસંખ્યાતમા ભાગે રહેલ આકાશપ્રદેશ પ્રમાણ અસંખ્ય છે. પણ ત્રીજાથી ઉપર ઉપરના કલ્પમા દેવો અનુક્રમે અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

આનતકલ્પથી અનુત્તર સુધીના દરેક દેવો ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય આકાશપ્રદેશ પ્રમાણ છે અને ઉપર-ઉપરના અનુક્રમે સંખ્યાતગુણ હીન-હીન છે, પરંતુ સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં સંખ્યાતા જ હોય છે.

ઉપર-ઉપરના કલ્પોમાં વિમાનોની સંખ્યા ન્યૂન ન્યૂન હોવાથી અને અધિકાધિક દાનાદિક પુણ્ય કરનારા જીવો જગતમાં અલ્પ હોવાથી અને તેવા જીવો ઉત્તરોત્તર ઉપર-ઉપરના દેવોમાં ઉત્પન્ન થતા હોવાથી ઉપર-ઉપરના દેવો હીન-હીન હોય છે.

અંગુલપ્રમાણ સૂચિશ્રેણિમાં રહેલ પ્રદેશરાશિના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગમાં જે સંખ્યા આવે તે સંખ્યા પ્રમાણ અસંખ્યાતી સાતરાજની શ્રેણિઓના જેટલા આકાશપ્રદેશો છે તેટલા વૈક્રિયલબ્ધિસંપન્ન પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય તિર્યંચો છે.

ગર્ભજ અને સંમૂર્છિમ એમ મનુષ્યો બે પ્રકારે છે. વળી પર્યાપ્ત. અને અપર્યાપ્તના

ભેદથી ગર્ભજ મનુષ્ય બે પ્રકારે છે. ત્યાં અપર્યાપ્ત ગર્ભજ અને અપર્યાપ્ત સંમૂર્ચ્છિમ મનુષ્યો કયારેક જગતમાં હોય છે અને કયારેક નથી પણ હોતા. તેથી તે બંને પ્રકારના મનુષ્યો જ્યારે ન હોય ત્યારે પણ જઘન્યથી પર્યાપ્ત ગર્ભજ મનુષ્યો પાંચમા અને છઠ્ઠા વર્ગનો ગુણાકાર કરવાથી જે સંખ્યા આવે તેટલા અર્થાત્ ૨૯ અંક પ્રમાણ છે. અથવા ત્રીજા યમલપદથી ઉપરની અને ચોથા યમલપદની નીચેની સંખ્યા પ્રમાણે છે, અથવા એકની સંખ્યાને અનુક્રમે છન્નુવાર દ્વિગુણ દ્વિગુણ કરતાં જે સંખ્યા આવે તેટલા છે, એટલે કે મનુષ્યોની ૨૯ અંકની જે જઘન્ય સંખ્યા છે તેને છન્નુવાર અર્ધી અર્ધી કરતાં એકની સંખ્યા આવે.

વિવક્ષિત સંખ્યાને તેજ સંખ્યા સાથે ગુણતાં જે સંખ્યા આવે તે વર્ગ કહેવાય છે, એકને એકે ગુણતાં એક જ આવે માટે તેને વર્ગ કહેવાય નહિ, બેને બેએ ગુણતાં ચાર થાય માટે ચાર એ પ્રથમ વર્ગ કહેવાય.

બે બે વર્ગની સંખ્યાને એક યમલપદ કહેવાય છે. તેથી છ વર્ગની સંખ્યા ત્રણ યમલપદવાળી અને આઠ વર્ગની સંખ્યા ચાર યમલપદવાળી કહેવાય, પણ અહિં છઠ્ઠા વર્ગનો પાંચમા વર્ગ સાથે ગુણાકાર કરેલ હોવાથી ત્રણ યમલપદ ઉપરની સંખ્યા કહી છે.

જે વર્ગનો જે વર્ગ સાથે ગુણાકાર કરીએ અને તેથી જે સંખ્યા આવે તેમાં તે બન્ને વર્ગના છેદનકો આવે છે, છઠ્ઠા વર્ગમાં ૬૪, અને પાંચમા વર્ગમાં ૩૨ છેદનકો હોવાથી કુલ ૯૬ છેદનક પ્રમાણ આ સંખ્યા કહેવાય છે. છેદનક એટલે વિવક્ષિત સંખ્યાને અર્ધી અર્ધી કરવી તે.

ઉપર જણાવેલ ત્રણે પ્રકારના મનુષ્યો જગતમાં જ્યારે વધારેમાં વધારે હોય ત્યારે કાળથી અસંખ્યાતી ઉત્સર્પિણી-અવસર્પિણીના સમયો પ્રમાણ અને ક્ષેત્રથી અંગુલમાત્ર સૂચિશ્રેણિમાં રહેલ પ્રદેશરાશિના પહેલા અને ત્રીજા વર્ગમૂળનો ગુણાકાર કરતાં જેટલા પ્રદેશો આવે તેટલા તેટલા પ્રદેશ પ્રમાણ સાત રાજની એક શ્રેણિના જેટલા ખંડ થાય તેથી એક મનુષ્ય ઓછો છે.

મિથ્યાદૃષ્ટિઓ અનંત લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. સાસ્વાદનાદિ ચાર ગુણસ્થાનકવાળા જીવો પ્રત્યેક ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ. અસંખ્યાતા છે, તેમાં સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનકે કોઇ વખત જીવો નથી પણ હોતા, જ્યારે હોય છે ત્યારે જઘન્યથી એક, બે યાવત્ ઉત્કૃષ્ટથી કહેલ સંખ્યા પ્રમાણ હોય છે.

ચોથા, પાંચમા ગુણસ્થાનકવાળા જીવો કાયમ હોય છે. વળી જઘન્યથી તેમજ ઉત્કૃષ્ટથી પણ કહેલ સંખ્યા પ્રમાણ જ હોય છે. છતાં જઘન્યથી ઉત્કૃષ્ટ અસંખ્ય ગુણ છે.

અહિં સામાન્યથી ચારેનું પ્રમાણ સમાન બતાવેલ હોવા છતાં જ્યારે દરેક ગુણસ્થાનકે ઉત્કૃષ્ટપણે જીવો હોય ત્યારે પાંચમા ગુણસ્થાનકવાળા થોડા અને તેથી બીજા, ત્રીજા તથા ચોથા ગુણસ્થાનકવાળા જીવો અનુક્રમે અસંખ્યાતગુણ હોય છે.

પ્રમત્તસંયત જઘન્યથી અને ઉત્કૃષ્ટથી બે હજારથી નવહજાર ક્રોડ અને અપ્રમત્તસંયતો તેથી ઘણી જ ઓછી સંખ્યામાં હોય છે.

ઉપશમશ્રેણિ સંબંધી આઠ નવ, દશ એ ત્રણ તેમજ ઉપશાન્તમોહ આ ચારમાં કોઈ પણ ગુણસ્થાનકે એક સમયમાં એક સાથે પ્રવેશ કરનાર જીવો વધુમાં વધુ ચોપ્પન અને આગળ-પાછળ પ્રવેશ કરેલ ઉપશમશ્રેણિમાં વર્ત્તનાર કુલ જીવો સંખ્યાતા હોય છે.

પ્રશ્ન :- અંતર્મુહૂર્ત્તમાં અસંખ્યાતા સમયો થાય છે, તો અંતર્મુહૂર્ત્તના કાળ પ્રમાણ ઉપશમશ્રેણિમાં પ્રતિ સમયે એકેક જીવ પ્રવેશ કરે તો પણ અસંખ્યાતા જીવો હોઈ શકે તો અહિં સંખ્યાતા જ કેમ કહ્યા ?

ઉત્તર :- ઉપશમશ્રેણિમાં પ્રતિસમયે જીવો પ્રવેશ કરતા નથી, કોઇ કોઇ સમયે જ પ્રવેશ કરે છે માટે સંખ્યાતા જ જીવો હોય

પ્રશ્ન :- પ્રતિસમયે પ્રવેશ કરતા નથી પણ કોઇ કોઈ સમયે જ કરે છે એ કેમ જાણી શકય ?

ઉત્તર :- પર્યાપ્ત ગર્ભજ મનુષ્યો જ સંખ્યાતા છે વળી તેમાં સંયતો તો કોટિસહસ્રપૃથક્ત્વ જ હોય છે અને તે કંઇ બધા ઉપશમશ્રેણિ કરતા નથી. માટે જ પ્રતિસમયે પ્રવેશ કરતા નથી એમ સમજાય છે. આગળ ક્ષપકશ્રેણિમા પણ આ પ્રમાણે જ સમજવું.

ક્ષપકશ્રેણિગત આઠ, નવ, દશ તથા ક્ષીણમોહ અને અયોગી આ પાંચમાંથી કોઇપણ એક ગુણસ્થાનકે એક સમયે પ્રવેશ કરનારા જીવો એકથી માંડી એકસો આઠ સુધી હોય છે અને આગળ-પાછળ પ્રવેશ કરેલ સંપૂર્ણ ક્ષપકશ્રેણિમાં અને અયોગિ-ગુણસ્થાનકે વિવક્ષિત સમયે સંખ્યાતા જ હોય છે.

સયોગિ-કેવલી જઘન્યથી બે ક્રોડ અને ઉત્કૃષ્ટથી નવક્રોડ હોય છે.

(૩) જેટલી જગ્યાને વ્યાપ્ત કરી જે જીવો રહ્યા હોય તેટલી જગ્યા તે જીવોનું ક્ષેત્ર કહેવાય.

સર્વ અપર્યાપ્ત અને પર્યાપ્ત પૃથ્વીકાય વગેરે પાંચ સૂક્ષ્મ એકેન્દ્રિયો સંપૂર્ણ લોકમાં અને અપર્યાપ્ત-પર્યાપ્ત બાદર વાયુકાય મેરુપર્વતના મધ્યભાગ જેવા અત્યંત ગીચ અવયવવાળા લોકના અસંખ્યાતમા ભાગને છોડી લોકના અસંખ્યાતા ભાગોમાં તેમજ બાકી રહેલ અપર્યાપ્ત-પર્યાપ્ત બાદર એકેન્દ્રિય વગેરે બારે પ્રકારના જીવો લોકના અમુક નિયતસ્થાને જ હોવાથી લોકના અસંખ્યાતમા ભાગમાં છે.

અહિં ગાથામાં માત્ર સૂક્ષ્મ એકેન્દ્રિયો સર્વ લોકમાં છે એમ ન કહેતાં અપર્યાપ્ત સૂક્ષ્મ અને અપિ શબ્દથી પર્યાપ્ત સૂક્ષ્મ ગ્રહણ કરેલ છે, તેનું કારણ પર્યાપ્ત સૂક્ષ્મ જીવોની અપેક્ષાએ અપર્યાપ્ત સૂક્ષ્મ સંખ્યાતગુણ હીન હોવા છતાં સંપૂર્ણ લોકમાં રહેલ છે તે અર્થ જણાવવા માટે છે.

મિથ્યાદષ્ટિઓ સંપૂર્ણ લોકમાં, કેવલિ-સમુદ્ઘાતમાં ચોથા સમયે સયોગિ-કેવલીઓ સંપૂર્ણલોકમાં અને સાસ્વાદનાદિ શેષ બાર ગુણસ્થાનકવાળા જીવો લોકના અસંખ્યાતમા

ભાગમાં છે, કારણકે મિશ્ર વગેરે અગિયાર ગુણસ્થાનકો સંજ્ઞિમાં જ હોય છે અને સાસ્વાદન ગુણસ્થાનક અપર્યાપ્ત બાદર કેટલાક એકેન્દ્રિય વગેરેને પણ હોય છે છતાં તે જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં જ હોવાથી સાસ્વાદનાદિ લોકના અસંખ્યાતમા ભાગમાં જ છે.

અહિં કેવલિ-સમુદ્ઘાતમાં ચોથા સમયે સયોગિ કેવલિઓ સંપૂર્ણ લોકવ્યાપી હોય છે એમ કહ્યું, તેથી સમુદ્ઘાતના પ્રસંગથી તેનું સ્વરૂપ કહે છે.

વેદનાદિ સાથે તન્મય થવા પૂર્વક કાલાન્તરે ભોગવવા યોગ્ય ઘણાં કર્મોને ઉદયાવલિકામાં લાવી ક્ષય કરવો તે સમુદ્ઘાત, તે (૧) વેદના, (૨) કષાય, (૩) મારણ, (૪) વૈક્રિય, (૫) તૈજસ, (૬) આહારક અને (૭) કેવલિ એમ સાત પ્રકારે છે.

(૧) જેમાં વેદનાથી વ્યાકૂળ થયેલ જીવ પોતાના કેટલાક આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી વદન, ઉદર વગેરેના પોલાણ ભાગોને અને સ્કન્ધ આદિના આંતરાઓને પૂરી લંબાઈ-પહોળાઈથી સ્વશરીર પ્રમાણ ક્ષેત્રને વ્યાપ્ત કરી અંતર્મુહૂર્તકાળમાં કાલાન્તરે ભોગવવા યોગ્ય ઘણાં અસાતવેદનીય કર્મપુદ્ગલોનો નાશ કરે તે વેદના સમુદ્ઘાત.

(૨) એજ રીતે જેમાં ઘણાં ચારિત્ર મોહનીય કર્મનાં પુદ્ગલોનો ક્ષય કરે તે કષાય સમુદ્ઘાત.

(૩) જેમાં અંતર્મુહૂર્ત આયુ શેષ રહે છતે શરીરમાંથી પોતાના આત્મપ્રદેશોને બહાર કાઢી જાડાઇ-પહોળાઇથી સ્વ-શરીર પ્રમાણ અને લંબાઈથી ઉત્પત્તિક્ષેત્ર સુધી તેનો દંડ બનાવી અંતર્મુહૂર્તકાળમાં આયુષ્યકર્મનાં ઘણાં પુદ્ગલોનો નાશ કરે તે-મારણ સમુદ્ઘાત.

(૪) જેમાં વૈક્રિયશરીરના પ્રારંભકાળે પોતાના કેટલાક આત્મપ્રદેશોને શરીરમાંથી બહાર કાઢી જાડાઈ-પહોળાઇથી સ્વશરીર પ્રમાણ અને લંબાઇથી સંખ્યાત યોજન પ્રમાણ જીવપ્રદેશોનો દંડ બનાવી પૂર્વે ઉપાર્જન કરેલ વૈક્રિય શરીરનામકર્મનાં ઘણાં કર્મપુદ્ગલોનો નાશ કરે તે-વૈક્રિય સમુદ્ઘાત.

(૫) તે જ પ્રમાણે જેમાં નિગ્રહ અને અનુગ્રહ હેતુથી અનુક્રમે તેજોલેશ્યા અને શીતલેશ્યા મુકવા માટે પૂર્વે ઉપાર્જન કરેલ ઘણાં તૈજસ નામકર્મના પુદ્ગલોનો ક્ષય કરે તે-તૈજસ સમુદ્ઘાત.

(૬) એજ પ્રમાણે જેમાં આહારકના પ્રારંભકાળે પૂર્વે ઉપાર્જન કરેલ આહારક શરીર નામકર્મનાં ઘણાં પુદ્ગલોનો ક્ષય કરે તે-આહારક સમુદ્ઘાત.

(૭) આયુષ્ય કરતાં અધિક હોય તેવાં વેદનીયાદિ કર્મોને આયુષ્યની સમાન કરવા માટે અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે છતે સયોગી કેવલિ ભગવંત જે સમુદ્ઘાત કરે તે કેવલિ સમુદ્ઘાત

કેવલિ સમુદ્ઘાતનો કાળ આઠ સમયનો છે. શેષ છએ સમુદ્ઘાતનો પ્રત્યેકનો કાળ અન્તર્મુહૂર્ત છે.

પ્રથમના ત્રણ સમુદ્‌ઘાતો ઉપયોગ વિના અને શેષ ચાર સમુદ્‌ઘાતો ઉપયોગ પૂર્વક થાય છે.

મનુષ્યોમાં સાત, દેવોમાં તથા વૈક્રિય અને તેજોલેશ્યાલબ્ધિસંપન્ન સંજ્ઞિ-પંચેન્દ્રિય તિર્યંચોને પહેલા પાંચ, વૈક્રિયલબ્ધિ સંપન્ન વાયુકાય તથા નારકમાં પહેલા ચાર અને શેષ તિર્યંચોમાં પ્રથમના ત્રણ સમુદ્‌ઘાત હોય છે.

(૪) જીવ જેટલા ક્ષેત્રનો સ્પર્શ કરે તે સ્પર્શના.

સર્વ અપર્યાપ્ત તથા પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયજીવો સંપૂર્ણ લોકમાં રહેલ હોવાથી તેઓને સ્વાભાવિક ચૌદરાજની સ્પર્શના હોય છે.

શેષ બાર પ્રકારના જીવો લોકના અસંખ્યાતમા ભાગમાં જ રહેલ હોવાથી તેઓને મરણ સમુદ્‌ઘાતવડે અને તેમાંના કેટલાક જીવોને પરભવમાં જતાં ઋજુશ્રેણિવડે પણ ચૌદરાજ રૂપ સંપૂર્ણ જગતની સ્પર્શના હોય છે.

મિથ્યાદૃષ્ટિઓને તેમજ કેવલિ સમુદ્‌ઘાતમાં ચોથા સમયે સયોગિકેવલિઓને ચૌદરાજની, મિશ્રદૃષ્ટિ તથા અવિરતિ સમ્યગ્‌દૃષ્ટિને આઠ રાજની, સાસ્વાદન સમ્યગ્‌દૃષ્ટિને બાર રાજની, દેશવિરતિને છ રાજની, પ્રમત્ત, અપ્રમત્ત, ઉપશમશ્રેણિ-અંતર્ગત અપૂર્વકરણાદિ ત્રણ તથા ઉપશાન્ત મોહ તેમજ અયોગિકેવલિ ગુણસ્થાનકવાળાઓને સાત રાજની સ્પર્શના હોય છે. ક્ષપકશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ તથા ક્ષીણમોહ ગુણસ્થાનકવાળાઓને એક રાજના અસંખ્યાતમા ભાગની સ્પર્શના હોય છે.

મિશ્રદૃષ્ટિ અથવા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ સહસ્રાર કલ્પવાસી કોઈપણ દેવ અવધિજ્ઞાનથી જાણીને પૂર્વભવના સ્નેહથી યા વૈરથી ત્રીજી નરક સુધી જાય ત્યારે સાતરાજની સ્પર્શના થાય અને તે જ સમયે પૂર્વના સ્નેહથી ભવનપતિથી સહસ્રાર સુધીના ઉપરોક્ત ગુણસ્થાનકે વર્ત્તતા કોઈ દેવને અચ્યુતદેવ પોતાના દેવલોકમા લઈ જાય ત્યારે ઉપર એક રાજ વધે માટે કુલ આઠ રાજની સ્પર્શના થાય. અથવા અચ્યુત દેવલોકનો દેવ ભવનપતિને બારમા દેવલોકમાં લઈ જાય ત્યારે છ રાજની અને તે જ સમયે અન્ય કોઈ સહસ્રારનો દેવ ત્રીજી નરકમાં જાય ત્યારે નીચે બે રાજ અધિક થાય એમ આઠ રાજની સ્પર્શના થાય.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ પોતાનું ગુણસ્થાનક લઈ નીચે નરકમાં જતા ન હોવાથી મરણની અપેક્ષાએ તિર્છાલોકમાંથી અનુત્તરવિમાનમાં જતાં અથવા ત્યાંથી મનુષ્યમાં આવતાં સાત-રાજની જ સ્પર્શના થાય છે.

કર્મગ્રંથના મતે ક્ષાયિક સમ્યક્ત્વ સહિત જીવ ત્રીજી નરકપૃથ્વીમાં ઉત્પન્ન થાય છે માટે તિર્છાલોકમાંથી ત્રીજી નરકમાં જતાં અગર ત્યાંથી તિર્છાલોકમા આવતાં બે રાજ અને મનુષ્યમાંથી અનુત્તરમાં જતાં-આવતાં સાતરાજ એમ મતાન્તરે કુલ નવરાજની સ્પર્શના હોય છે.

ભગવતીજી આદિ સૂત્રના અભિપ્રાયે ક્ષયોપશમ સમ્યક્ત્વ સહિત જીવ છઠ્ઠી નરકમાં ઉત્પન્ન થાય છે તેથી તિર્છાલોકમાંથી છઠ્ઠી નરકમાં જતાં અગર ત્યાંથી આવતા પાંચ રાજ અને તિર્છાલોકમાંથી અનુત્તરવિમાનમાં જતાં અગર આવતાં સાત રાજ એમ અવિરતિ સમ્યગ્દષ્ટિને બાર રાજની પણ સ્પર્શના ઘટે છે.

છઠ્ઠી નરકમાંથી સાસ્વાદન ગુણસ્થાનક લઈને તિર્છાલોકમાં મનુષ્ય કે તિર્યંચપણે ઉત્પન્ન થતાં પાંચ રાજ અને તે જ સમયે સાસ્વાદન ગુણસ્થાનકે રહેલ કોઈ પણ જીવ ઉર્ધ્વલોકના અંતે નિષ્કુટોમાં ઉત્પન્ન થાય તેથી સાત રાજ એમ સાસ્વાદન ગુણસ્થાનકવાળાઓને બાર રાજની સ્પર્શના હોય છે. ઘણું કરીને સાસ્વાદન ગુણસ્થાનક લઈ જીવો ઉપર જ જાય છે પરંતુ નીચે જતા નથી માટે બાર રાજથી અધિક સ્પર્શના થતી નથી.

ઉપશમશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ ગુણસ્થાનકવાળા તેમજ ઉપશાંતમોહ અપ્રમત્ત તથા અપ્રમત્તાભિમુખ પ્રમત્તને મારણાન્તિક સમુદ્ઘાતવડે અથવા મૃત્યુસમયે ઇલિકાગતિએ ઋજુશ્રેણિવડે સર્વાર્થસિદ્ધ વિમાનમાં જતાં સાતરાજની સ્પર્શના હોય છે.

મરણસમયે કંદુકગતિ અને ઇલિકાગતિ એમ બે પ્રકારે ગતિ હોય છે. તેમાં ઋજુશ્રેણિમાં ઇલિકાગતિ જ હોય છે.

દેશવિરતિ મનુષ્યને મારણાન્તિક સમુદ્ઘાતવડે અથવા મરણાન્ત સમયે ઋજુશ્રેણિવડે બારમા દેવલોકે જતાં છ રાજની સ્પર્શના હોય છે.

(૫) કાળ ત્રણ પ્રકારે (૧) એક ભવનું આયુષ્ય તે ભવસ્થિતિકાળ (૨) મરીને વારંવાર પૃથ્વીકાયાદિ વિવક્ષિત તેની તે જ કાયમાં ઉત્પન્ન થતાં જે કાળ થાય તે કાયસ્થિતિકાળ, અને (૩) કોઈપણ વિવક્ષિત ગુણસ્થાને એક જીવ જેટલો સમય રહે તે ગુણસ્થાનક કાળ.

(૧) સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ સાતે અપર્યાપ્ત તેમજ પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય એ આઠ પ્રકારના જીવોનો જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ એ બન્ને પ્રકારે ભવસ્થિતિકાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. પરંતુ જઘન્ય કાળ કરતાં ઉત્કૃષ્ટકાળ વધુ સમજવો.

પર્યાપ્ત બાદર એકેન્દ્રિય વગેરે શેષ છ પ્રકારના જીવોનો જઘન્ય ભવસ્થિતિકાળ અંતર્મુહૂર્ત છે અને ઉત્કૃષ્ટથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાયનો બાવીશ હજાર વર્ષ, અપ્કાયનો સાત હજાર વર્ષ, તેઉકાયનો ત્રણ અહોરાત્ર, વાયુકાયનો ત્રણ હજાર વર્ષ, પ્રત્યેક વનસ્પતિકાયનો દશ હજાર વર્ષ અને સાધારણ વનસ્પતિકાયનો અંતર્મુહૂર્ત તથા સામાન્યથી પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનો પૃથ્વીકાયની અપેક્ષાએ બાવીશ હજાર વર્ષ ભવસ્થિતિકાળ છે.

પર્યાપ્ત બેઇન્દ્રિયનો બાર વર્ષ, તેઇન્દ્રિયનો ઓગણપચાશ દિવસ, ચઉરિન્દ્રિયનો છ માસ, પર્યાપ્ત અસંજ્ઞિ-પંચેન્દ્રિય સ્થલચરનો ચોરાશી હજાર વર્ષ, ખેચરનો બોત્તેર હજાર વર્ષ, ઉરપરિસર્પનો ત્રેપન હજાર વર્ષ, ભૂજપરિસર્પનો બેતાલીસ હજાર વર્ષ અને જલચરનો પૂર્વ ક્રોડ વર્ષ ઉત્કૃષ્ટથી ભવસ્થિતિકાળ છે.

પર્યાપ્ત ગર્ભજ જલચર, ઉરપરિસર્પ અને ભૂજપરિસર્પનો પૂર્વક્રોડ વર્ષ, ખેચરનો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ તેમજ ચતુષ્પદ તિર્યંચનો તથા ગર્ભજ મનુષ્યનો ત્રણ પલ્યોપમ ઉત્કૃષ્ટથી ભવસ્થિતિ કાળ છે.

સાતે નરકના નારકોનો જઘન્યથી અનુક્રમે દશ હજાર વર્ષ, એક સાગરોપમ, ત્રણ, સાત, દશ, સત્તર અને બાવીશ સાગરોપમ અને ઉત્કૃષ્ટથી અનુક્રમે એક, ત્રણ, સાત, દશ સત્તર, બાવીશ અને તેત્રીસ સાગરોપમ ભવસ્થિતિકાળ છે.

અસુરકુમારનો જઘન્ય દશ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટ સાધિક સાગરોપમ, નાગકુમારાદિ શેષ નવ ભવનપતિદેવોનો જઘન્યથી દશ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટથી દેશોન બે પલ્યોપમ, વ્યંતર અને વાણવ્યંતરનો જઘન્યથી દશ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટથી એક પલ્યોપમ ભવસ્થિતિકાળ છે.

ચન્દ્રાદિ પ્રથમના ચાર જ્યોતિષનો જઘન્ય પલ્યોપમનો ચોથો ભાગ અને ઉત્કૃષ્ટથી અનુક્રમે એક લાખ વર્ષ અધિક એક પલ્યોપમ, એક હજાર વર્ષ અધિક એક પલ્યોપમ, એક પલ્યોપમ, અર્ધપલ્યોપમ અને તારાઓનો જઘન્યથી પલ્યોપમનો આઠમો ભાગ અને ઉત્કૃષ્ટથી પલ્યોપમનો ચોથો ભાગ ભવસ્થિતિકાળ છે.

સૌધર્મમાં જઘન્ય એક પલ્યોપમ અને ઉત્કૃષ્ટ બે સાગરોપમ, ઇશાનમાં જઘન્ય સાધિક પલ્યોપમ અને ઉત્કૃષ્ટ સાધિક બે સાગરોપમ, સનત્કુમારમાં જઘન્ય બે અને ઉત્કૃષ્ટ સાત સાગરોપમ, માહેન્દ્રમાં જઘન્ય સાધિક બે અને ઉત્કૃષ્ટ સાત સાગરોપમ, બ્રહ્મલોકમાં જઘન્ય સાત અને ઉત્કૃષ્ટ દશ સાગરોપમ, લાન્તકમાં જઘન્ય દશ અને ઉત્કૃષ્ટ ચૌદ સાગરોપમ, મહાશુક્રમાં જઘન્ય ચૌદ અને ઉત્કૃષ્ટ સત્તર સાગરોપમ, સહસ્રારમાં જઘન્ય સત્તર અને ઉત્કૃષ્ટ અઢાર સાગરોપમ ભવસ્થિતિકાળ છે.

આનતાદિ ચાર દેવલોકમાં અને નવ ગ્રૈવેયકમાં અનુક્રમે એક એક સાગરોપમની વૃદ્ધિ છે, એટલે નવમી ગ્રૈવેયકમાં જઘન્ય ત્રીશ અને ઉત્કૃષ્ટ એકત્રીશ સાગરોપમ ભવસ્થિતિકાળ છે.

વિજયાદિ ચાર અનુત્તરમાં જઘન્ય એકત્રીશ અને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમ તેમજ સર્વાર્થસિદ્ધમાં અજઘન્યોત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમ ભવસ્થિતિકાળ છે.

### એક જીવ આશ્રયી ગુણસ્થાનક કાળ:—

મિથ્યાત્વ ગુણસ્થાનકનો અભવ્ય તથા જાતિભવ્યની અપેક્ષાએ અનાદિ અનંત, મોક્ષગામી ભવ્યજીવોની અપેક્ષાએ અનાદિસાંત અને સમ્યક્ત્વથી પતિતની અપેક્ષાએ સાદિ સાંત એમ ત્રણ પ્રકારે કાળ છે. ત્યાં સાદિ–સાન્ત મિથ્યાદૃષ્ટિનો જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોનાર્ધ પુદ્ગલપરાવર્ત્તન કાળ છે.

અહિં પ્રસંગથી પુદ્ગલપરાવર્ત્તનનું સ્વરૂપ કહે છે.

પુદ્ગલપરાવર્ત્તન (૧) દ્રવ્ય (૨) ક્ષેત્ર (૩) કાળ તથા (૪) ભાવના ભેદથી ચાર પ્રકારે છે. વળી તે દરેકના (૧) સૂક્ષ્મ અને (૨) બાદર એમ બે બે પ્રકાર છે.

(૧) ઔદારિકાદિ કોઈપણ શરીરમાં રહેલો જીવ સંસારમાં પરિભ્રમણ કરતાં જેટલા કાળે જગતમાં રહેલ સર્વ પુદ્ગલોને આહારક વિના ઔદારિકાદિ સાત પણે પરિણમાવીને છોડે તેટલા કાળ પ્રમાણ બાદર દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત્તન છે અને કોઈ એક જીવ જગતમાં રહેલ સર્વ પુદ્ગલોને જેટલા કાળે આહારક વિના ઔદારિકાદિ સાતમાંથી કોઈ એક પણે પરિણમાવીને છોડે તેટલા કાળ પ્રમાણ સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત્તન છે.

(૨) એક જીવ ચૌદ રાજલોકના સર્વ પ્રદેશોને જેટલા કાળે જેમ તેમ મરણવડે સ્પર્શ કરે તેટલા કાળ પ્રમાણ બાદર ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત્તન અને જેટલા કાળે સર્વ લોક પ્રદેશોને ક્રમશઃ મરણવડે સ્પર્શ કરે તેટલા કાળ પ્રમાણ સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત્તન.

જો કે જીવની અવગાહના જઘન્યથી પણ અસંખ્ય આકાશ પ્રદેશ પ્રમાણ છે તેથી એક પ્રદેશમાં મરણ સંભવતું નથી છતાં મૃત્યુ પામનાર જીવવડે સ્પર્શ કરાયેલ પ્રથમ આકાશ-પ્રદેશની મર્યાદા કરી એક એક આકાશપ્રદેશ કહેલ છે એથી કોઈ વિરોધ નથી.

(૩) એક જીવ ઉત્સર્પિણી અને અવસર્પિણીકાળના સર્વ સમયોને જેટલા કાળે જેમ તેમ મરણવડે સ્પર્શે તેટલા કાળ પ્રમાણ બાદર કાળ પુદ્ગલ પરાવર્ત્તન અને તે જ બન્ને કાળના સર્વ સમયોને જેટલા કાળે ક્રમશઃ મરણવડે સ્પર્શે તેટલા કાળ પ્રમાણ સૂક્ષ્મ કાળ પુદ્ગલ પરાવર્ત્તન.

(૪) અનુભાગ બંધના કારણભૂત જઘન્યથી ઉત્કૃષ્ટ સુધીના તરતમતાવાળા અસંખ્ય લોક પ્રમાણ અધ્યવસાયો છે-તે સર્વ રસબંધના અધ્યવસાયોને સંસારમાં પરિભ્રમણ કરતો કોઈ પણ એક જીવ જેમ તેમ મરણવડે જેટલા કાળે સ્પર્શ કરે તેટલા કાળ પ્રમાણ બાદર ભાવ પુદ્ગલ પરાવર્ત્ત અને તે જ રસબંધના અધ્યવસાયોને ક્રમશઃ મરણવડે જેટલા કાળે સ્પર્શ કરે તેટલા કાળ પ્રમાણ સૂક્ષ્મ ભાવ પુદ્ગલપરાવર્ત્તન કાળ છે.

ક્ષેત્રાદિ ત્રણ પ્રકારના પુદ્ગલનુ પરાવર્ત્તન ન હોવા છતાં દ્રવ્ય પુદ્ગલ પરાવર્ત્તનની જેમ આ ત્રણ પુદ્ગલપરાવર્ત્તનોમાં પણ અનંત ઉત્સર્પિણી-અવસર્પિણી રૂપ કાળ ઘટે છે માટે પ્રવૃત્તિનિમિત્તથી 'ગો' આદિ શબ્દોની જેમ આ ક્ષેત્રાદિ ત્રણને પુદ્ગલ પરાવર્ત્તન કહેવાય છે. તેમજ દ્રવ્યાદિ ચારે પ્રકારનાં બાદર પુદ્ગલ પરાવર્ત્તનો કોઈ પણ ઉપયોગમાં આવતાં નથી છતાં તેનું સ્વરૂપ સમજવાથી સૂક્ષ્મનુ સ્વરૂપ સારી રીતે સમજી શકાય માટે જ બાદરની પ્રરૂપણા કરી છે.

સાસ્વાદન ગુણસ્થાનકનો જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકા કાળ છે.

મિશ્ર તથા ઉપશમ સમ્યક્ત્વનો કાળ જઘન્ય તથા ઉત્કૃષ્ટથી એમ બન્ને પ્રકારે અંતર્મુહૂર્ત્ત કાળ છે, પરંતુ જઘન્યથી ઉત્કૃષ્ટનું અંતર્મુહૂર્ત્ત મોટું જાણવું.

ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિનો કાળ સાદિ અનંત છે, ક્ષયોપશમ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકનો કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સાધિક તેત્રીસ સાગરોપમ છે.

દેશવિરતિ ગુણસ્થાનકનો કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી સાધિક આઠવર્ષ ન્યૂન પૂર્વક્રોડ વર્ષ છે.

આ ગુણસ્થાનક પ્રાપ્ત કર્યા પછી અહિં જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત રહીને જ અન્ય ગુણસ્થાનકે જઇ શકે છે માટે તેથી ઓછો કાળ સંભવી શકતો નથી.

પૂર્વક્રોડથી અધિક આયુવાળા જીવો તથાસ્વભાવે જ દેશવિરતિ કે સર્વવિરતિ પ્રાપ્ત કરી શકતા નથી. માટે પૂર્વક્રોડ વર્ષના આયુવાળો કોઇ મનુષ્ય સાધિક સાત માસ ગર્ભમાં રહી જન્મ્યા પછી આઠવર્ષે દેશવિરતિ અથવા સર્વવિરતિ ગ્રહણ કરી શકે પણ તે પહેલાં નહિ, માટે ઉત્કૃષ્ટથી તેટલો કાળ કહ્યો છે.

જો કે સૂત્રમાં વજસ્વામિએ ભાવચારિત્ર સ્વીકાર્યાની હકીકત મળે છે પણ તે ક્વચિત્ હોવાથી અથવા આશ્ચર્યરૂપ હોવાથી અહિં કોઇ વિરોધ નથી.

પ્રમત્ત, અપ્રમત્ત તેમજ ઉપશમશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ અને ઉપશાન્તમોહ ગુણસ્થાનકનો જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કાળ છે. આ છએ ગુણસ્થાનકનો એક સમય પ્રમાણ જઘન્ય કાળ મરણની અપેક્ષાએ જ ઘટે છે. મરણવિના આ કોઇપણ ગુણસ્થાને અંતર્મુહૂર્ત્ત રહીને જ પછી અન્ય ગુણસ્થાનકે જાય.

પ્રમત્ત અને અપ્રમત્ત આ બન્ને ગુણસ્થાનકનો સાથે મળી જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશવિરતિની જેમ દેશોન પૂર્વક્રોડવર્ષ પ્રમાણ કાળ છે.

ક્ષપકશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ ગુણસ્થાનક તેમજ ક્ષીણમોહ ગુણસ્થાનકનો અજઘન્યોત્કૃષ્ટ એટલે કે એક સરખો જ અંતર્મુહૂર્ત્ત કાળ છે અને અયોગિ ગુણસ્થાનકનો પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચાર પ્રમાણ અજઘન્યોત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત કાળ છે.

સયોગિકેવલિ ગુણસ્થાનકનો દેશવિરતિની જેમ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોનપૂર્વક્રોડવર્ષ પ્રમાણ કાળ છે.

અંતર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી હોય ત્યારે જે કેવળજ્ઞાન પામે તે અન્તકૃત્ કેવલી કહેવાય છે.

## સ્વકાયસ્થિતિકાળ

પર્યાપ્ત-અપર્યાપ્ત તેમજ પૃથ્વીકાયાદિની વિવક્ષા વિના એકેન્દ્રિયોની સ્વકાયસ્થિતિ કાળથી અનંતા હજારો સાગરોપમ પ્રમાણ અને ક્ષેત્રથી આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમય તુલ્ય અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ છે.

સામાન્યથી પૃથ્વીકાયની સ્વકાયસ્થિતિ અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ અને ક્ષેત્રથી અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે.

અપ્કાય, તેઉકાય, વાયુકાય અને પ્રત્યેક વનસ્પતિકાયની સ્વકાયસ્થિતિ પણ પૃથ્વીકાયની સ્વકાયસ્થિતિ પ્રમાણ છે.

વનસ્પતિકાયની કાયસ્થિતિ અનંત ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રમાણ અને ક્ષેત્રથી આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયો પ્રમાણ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તનની છે.

ત્રસકાયની સ્વકાયસ્થિતિ કેટલાંક વર્ષો અધિક બે હજાર સાગરોપમ પ્રમાણ અને પંચેન્દ્રિયની કેટલાક વર્ષો અધિક એક હજાર સાગરોપમ પ્રમાણ છે.

પર્યાપ્ત મનુષ્યો અને પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચોની સ્વકાયસ્થિતિ સંખ્યાત વર્ષના આયુની અપેક્ષાએ સાત ભવ પ્રમાણ અને યુગલિકમાં જવાની અપેક્ષાએ આઠભવ પ્રમાણ છે. તે આઠે ભવનો કાળ સાત પૂર્વક્રોડ અને ત્રણ પલ્યોપમ છે.

લબ્ધિ અપર્યાપ્ત મનુષ્યો કાયમ માટે જગતમાં હોતા નથી અર્થાત્ કોઇ વખત નથી પણ હોતા. જ્યારે સતત વિરહવિના હોય છે ત્યારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ સુધી હોય છે, પછી અવશ્ય વિરહ પડે છે.

એક અપર્યાપ્ત મનુષ્યની સ્વકાયસ્થિતિ ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત છે.

ઉપર જણાવેલ દરેક જીવોની જઘન્ય સ્વકાયસ્થિતિ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

પુરુષની અને સંજ્ઞિની જઘન્ય સ્વકાયસ્થિતિ અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ કેટલાક વર્ષો સહિત સાગરોપમ શતપૃથક્ત્વ પ્રમાણ છે.

સ્રીવેદની અને નપુંસકવેદની જઘન્ય સ્વકાયસ્થિતિ એક સમયની છે અને તે ભાવવેદની અપેક્ષાએ સંભવે છે.

સ્રીવેદે અગર નપુંસકવેદે ઉપશમશ્રેણિ માંડનાર કોઇ પણ જીવ અવેદક થઇ અગિયારમાથી પડતાં નવમા ગુણસ્થાનકે પુનઃ સ્રીવેદ કે નપુંસકવેદનો એક સમય પ્રમાણ અનુભવ કરી આયુષ્ય ક્ષયે અનુત્તર વિમાનમાં જ જાય, ત્યાં પુરુષવેદનો જ ઉદય હોય છે તેથી જઘન્યકાળ એક સમય ઘટે છે, પણ પુરુષવેદને આ રીતે એક સમય ઘટતો નથી.

ત્રણે વેદોની ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિમાં દ્રવ્યવેદની અપેક્ષા છે.

સ્રીવેદની ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ પ્રથમ મતે પૂર્વક્રોડ પૃથક્ત્વ અધિક એકસો દશ પલ્યોપમ, બીજા મતે પૂર્વક્રોડ પૃથક્ત્વ અધિક અઢાર પલ્યોપમ, ત્રીજા મતે પૂર્વક્રોડ પૃથક્ત્વ અધિક ચૌદ પલ્યોપમ, ચોથા મતે પૂર્વક્રોડ પૃથક્ત્વ અધિક સો પલ્યોપમ, પાંચમા મતે પૂર્વક્રોઠ પૃથક્ત્વ અધિક પલ્યોપમ પૃથક્ત્વ પ્રમાણ છે.

ઘણા આચાર્ય ભગવંતોએ આમાંના ચોથા મતનો સ્વીકાર કરેલ હોવાથી આ ગ્રંથમાં પણ મૂળકારે તે ગ્રહણ કરેલ છે.

પૂર્વક્રોઠ વર્ષથી એક સમય પણ અધિક આયુષ્ય હોયતો તે આયુષ્ય અસંખ્યાત વર્ષનું

ગણાય અને તે અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા યુગલિકો કાળ કરીને પોતાના આયુષ્ય સમાન આયુષ્યવાળા અગર તેથી ન્યૂન આયુષ્યવાળા દેવમાં જ જાય છે, પરંતુ પોતાના આયુષ્યથી અધિક આયુષ્યવાળા દેવોમાં જતા નથી.

દેવો કાળ કરી સંખ્યાતવર્ષના આયુષ્યવાળામાં જ જાય છે, પણ યુગલિકમાં જતા નથી.

નપુંસકવેદની ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ કાળથી અનંતી ઉત્સર્પિણી–અવસર્પિણી અને ક્ષેત્રથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તનની છે.

આ નપુંસકવેદની સ્વકાયસ્થિતિ સાંવ્યવહારિક જીવોની અપેક્ષાએ છે. અસાંવ્યવહારિક જીવો આશ્રયી કેટલાકની અનાદિ અનંત અને કેટલાકની અનાદિસાન્ત હોય છે.

અનાદિ સૂક્ષ્મ નિગોદમાંથી જે જીવો હજુ બહાર આવ્યા જ નથી તે અસાંવ્યહારિક અને જે જીવો અનાદિ સૂક્ષ્મ નિગોદમાંથી નીકળી પૃથ્વીકાયાદિ અન્ય સ્થાનોમાં ઉત્પન્ન થયા હોય તે ફરીથી સૂક્ષ્મનિગોદમાં જાય તો પણ સાંવ્યવહારિક જીવો કહેવાય છે.

સાંવ્યવહારિક જીવરાશિમાથી જ્યારે જેટલા જીવો મોક્ષમાં જાય ત્યારે ત્યારે તેટલા જીવો અસાંવ્યવહારિક રાશિમાથી સાંવ્યવહારિક રાશિમાં આવે છે.

સામાન્યથી પર્યાપ્ત બાદર એકેન્દ્રિય, પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, પર્યાપ્ત બાદર અપ્કાય, પર્યાપ્ત બાદર વાયુકાય અને પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય એ દરેકની જુદી જુદી સ્વ-કાયસ્થિતિ ઉત્કૃષ્ટથી સંખ્યાતા હજાર વર્ષ પ્રમાણ અને પર્યાપ્ત બાદર તેઉકાયની સંખ્યાતા રાત્રિ–દિવસ પ્રમાણ છે–અને જઘન્યથી દરેકની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

સામાન્યથી બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય એ ત્રણેની જુદી જુદી ઉત્કૃષ્ટ સ્વકાય-સ્થિતિ સંખ્યાતા હજાર વર્ષ, પર્યાપ્ત બેઇન્દ્રિયની સંખ્યાતા વર્ષ, પર્યાપ્ત તેઇન્દ્રિયની સંખ્યાતા દિવસ અને પર્યાપ્ત ચઉરિન્દ્રિયની સંખ્યાતા માસ પ્રમાણ છે. આ દરેકની જઘન્ય સ્વકાય-સ્થિતિ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

સર્વ અપર્યાપ્ત, પર્યાપ્ત–અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ ચાર તથા પર્યાપ્ત–અપર્યાપ્ત સૂક્ષ્મ–બાદર સાધારણ વનસ્પતિકાય એ દરેકની અલગ અલગ સ્વકાયસ્થિતિ જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એમ બન્ને રીતે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે, પરંતુ જઘન્યથી ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત મોટું સમજવું.

સામાન્યથી સર્વ બાદરની તેમજ સર્વ બાદર વનસ્પતિકાયની સ્વકાયસ્થિતિ ઉત્કૃષ્ટથી અસંખ્યાતી ઉત્સર્પિણી–અવસર્પિણી પ્રમાણ અને ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય આકાશ પ્રદેશ તુલ્ય સમય પ્રમાણ અને જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

આહારીપણાની નિરંતર પ્રાપ્તિ જઘન્યથી વિગ્રહગતિ સંબંધી અણાહારીપણાના બે સમય ન્યૂન ક્ષુલ્લકભવ પ્રમાણ છે, ક્વચિત્ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લકભવ પ્રમાણ પણ હોય–પણ તેની અહિં અવિવક્ષા લાગે છે, તેમજ ઉત્કૃષ્ટથી કાળથકી અસંખ્યાતી ઉત્સર્પિણી–અવસર્પિણી અને ક્ષેત્રથી અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમય પ્રમાણ છે. વળી પરભવમાં જતાં ઋજુ-શ્રેણિની નિરંતર પ્રાપ્તિ પણ ઉત્કૃષ્ટથી તેટલા જ કાળ સુધી હોય છે.

સામાન્યથી બાદર પૃથ્વીકાય, બાદર અપ્કાય, બાદર તેઉકાય, બાદર વાયુકાય, બાદર પ્રત્યેક વનસ્પતિકાય તથા બાદર સાધારણ વનસ્પતિકાયની પ્રત્યેકની અલગ અલગ ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ અને જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ ચારની અને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયની દરેકની જુદી જુદી સ્વકાયસ્થિતિ ઉત્કૃષ્ટથી અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી અને જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

સામાન્યથી સાધારણ વનસ્પતિકાય માત્રની ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ અઢી પુદ્ગલપરાવર્ત્તન કાળ પ્રમાણ અને જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

## સાસ્વાદનાદિ અધ્રુવ ગુણસ્થાનકોનો નિરંતરકાળ.

આ અધ્રુવ આઠ ગુણસ્થાનકો અનેક જીવોને આશ્રયીને પણ જગતમાં કાયમ માટે હોતા નથી એ વાત પ્રથમ આવી ગઇ છે, એટલે એ આઠે ગુણસ્થાનકો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અનેક જીવાશ્રયી નિરંતર જગતમાં કેટલા કાળ સુધી હોય તેનો અહિં વિચાર કરે છે.

સાસ્વાદન અને મિશ્ર આ બે ગુણસ્થાનકો અનેક જીવાશ્રયી ઉત્કૃષ્ટથી જગતમાં ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશ રાશિ સમાન સમય પ્રમાણ એટલે કે અસંખ્યાતી ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રમાણ કાળ સુધી નિરંતર હોય છે-અને જઘન્યથી સાસ્વાદન એક સમય અને મિશ્ર અંતર્મુહૂર્ત્ત કાળ સુધી હોય છે.

ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિ ત્રણ અને ઉપશાન્તમોહ ગુણસ્થાનકનો અનેક જીવાશ્રયી નિરંતરકાળ જગતમાં જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત છે પછી અવશ્ય અંતર પડે છે.

ક્ષપકશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ, ક્ષીણમોહ તથા અયોગિ-ગુણસ્થાનકનો અનેકજીવાશ્રયી નિરંતરકાળ જઘન્યથી તેનો એક જીવાશ્રયી અજઘન્યોત્કૃષ્ટ જે અંતર્મુહૂર્ત્ત કાળ છે તેટલો છે અને ઉત્કૃષ્ટથી તેમાં સાત સમય અધિક છે. પછી અવશ્ય અંતર પડે છે.

અહિં કોઇ યુક્તિ જાણવામાં આવતી નથી. માત્ર જિનવચન જ પ્રમાણ ભૂત છે.

## અનેક જીવાશ્રયી નિરંતર ઉત્પત્તિકાળ

પૃથ્વીકાયાદિ ચાર, પ્રત્યેક વનસ્પતિકાય તથા સાધારણ વનસ્પતિકાય જીવો નિરંતર પ્રતિસમયે ઉત્પન્ન થાય છે. અંતર છે જ નહિ.

સાધારણ વનસ્પતિકાય સિવાય પૃથ્વીકાયાદિ દરેક પ્રતિસમયે અસંખ્ય ઉત્પન્ન થાય છે. વળી પૃથ્વીકાયાદિમાંથી સાધારણ વનસ્પતિકાયપણે ઉત્પન્ન થતા જીવો પણ પ્રતિસમયે અસંખ્ય જ હોય છે, પરંતુ સાધારણ વનસ્પતિકાયમાંથી સાધારણ વનસ્પતિકાય સ્વરૂપે ઉત્પન્ન થતા જીવો પ્રતિસમય અનંતા હોય છે.

સામાન્યથી ત્રસકાયજીવો અને વિશેષથી બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિ-પંચેન્દ્રિય તિર્યંચો, ગર્ભજ તિર્યંચો, અપ્રતિષ્ઠાન નરકાવાસ સિવાયના સાતે નરકના નારકો, સંમૂર્છિમ મનુષ્યો, અનુત્તર સિવાયના દરેક પ્રકારના દેવો, સમ્યક્ત્વ અને દેશવિરતિ ચારિત્ર જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી આવાલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય સમય સુધી નિરંતર ઉત્પન્ન થાય છે, પછી અવશ્ય અંતર પડે છે. આ દરેક જીવો તથા સમ્યક્ત્વ વગેરે વિવક્ષિત એક સમયમાં જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા ઉત્પન્ન થાય છે.

સર્વવિરતિ ચારિત્ર તથા મોક્ષ જીવો જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી આઠ સમય સુધી નિરંતર પ્રાપ્ત કરે છે. વિવક્ષિત સમયે જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા જીવો જ પામે છે.

ઉપશામક અપૂર્વકરણાદિક ત્રણ, ઉપશાન્ત મોહ, ગર્ભજ મનુષ્યપણું, અપ્રતિષ્ઠાન નર-કાવાસ, અનુત્તર સુરપણું તથા ક્ષપકશ્રેણિ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા સમય સુધી નિરંતર પ્રાપ્ત થાય છે. વિવક્ષિત સમયે જઘન્યથી એક અને ઉત્કૃષ્ટથી સંખ્યાતા જીવો પ્રાપ્ત કરે છે. કારણ કે આ સર્વ ભાવો પ્રાપ્ત કરનાર ગર્ભજ મનુષ્યો જ હોય છે અને તે ઉત્કૃષ્ટથી પણ સંખ્યાતા જ હોય છે. જો કે ગર્ભજ મનુષ્યપણું ચારે ગતિના જીવો અને અપ્રતિષ્ઠાન નરકાવાસપણું ગર્ભજ તિર્યંચો પણ પ્રાપ્ત કરે છે છતાં તે બન્નેમાં સંખ્યાતા જીવો જ હોય છે તેથી તેમાં ઉત્પન્ન થનાર જીવો પણ વિવક્ષિત સમયે સંખ્યાતા જ હોય છે.

પૂર્વે ઉત્કૃષ્ટથી આઠ સમય સુધી મોક્ષપ્રાપ્તિ નિરંતર કહી, ત્યાં પણ આ પ્રમાણે વિશેષતા જાણવી.

એકથી બત્રીશ સુધીની સંખ્યા જ નિરંતર આઠ સમય સુધી મોક્ષ પ્રાપ્ત કરી શકે, પરંતુ જો તેત્રીસથી અડતાલીશ, ઓગણપચાશથી સાઠ, એકસઠથી બહોત્તેર, તોત્તેરથી ચોરાશી, પંચાશીથી છન્નુ અને સત્તાણુંથી એકસો બે સુધીની સંખ્યા જો નિરંતર મોક્ષ પ્રાપ્ત કરે તો ઉત્કૃષ્ટથી પણ અનુક્રમે સાત, છ, પાંચ, ચાર, ત્રણ અને બે સમય સુધી જ પ્રાપ્ત કરે, પછી અવશ્ય અંતર પડે. જો એકસો ત્રણથી એકસો આઠ સુધીની સંખ્યા કોઇ પણ એક સમયે મોક્ષ પ્રાપ્ત કરે તો બીજા સમયે અવશ્ય અંતર પડે. તે મોક્ષનું અંતર જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી છ માસનું હોય છે.

## (૬) અન્તરદ્વાર

વિવક્ષિત ભાવની પ્રાપ્તિ પછી ફરીથી તે જ ભાવ જેટલા કાળ સુધી પ્રાપ્ત ન થાય તેટલો કાળ અહિં 'અંતર' તરીકે કહેવાય છે.

તે અન્તર એક જીવ આશ્રયી તેમજ અનેક જીવાશ્રયી પણ હોય છે. ત્યાં પ્રથમ ઉત્પત્તિ આશ્રયી અંતર=વિરહ કહે છે.

સંપૂર્ણ સાતે નરકમાં કોઇ પણ જીવ ઉત્પન્ન ન થાય તો જઘન્યથી એક સમય અને

ઉત્કૃષ્ટથી બાર મુહૂર્ત્ત સુધી ન થાય માટે જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી બાર મુહૂર્ત પ્રમાણ ઉત્પત્તિ આશ્રયી વિરહકાળ છે.

રત્નપ્રભા આદિ પ્રત્યેક નરકમાં ઉત્પત્તિ આશ્રયી અનુક્રમે ચોવીશ મુહૂર્ત્ત, સાત દિવસ, પંદર દિવસ, એક માસ, બે માસ, ચાર માસ અને છ માસ ઉત્કૃષ્ટ વિરહકાળ છે.

વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ-પંચેન્દ્રિય તિર્યંચમાં અંતર્મુહૂર્ત્ત અને ગર્ભજ તિર્યંચમાં બાર મુહૂર્ત્ત પ્રમાણ ઉત્કૃષ્ટ વિરહકાળ છે.

ગર્ભજ મનુષ્યોમાં બાર મુહૂર્ત્ત અને સંમૂર્ચ્છિમ મનુષ્યોમાં ચોવીશ મુહૂર્ત પ્રમાણ ઉત્કૃષ્ટ વિરહકાળ છે.

સામાન્યથી સર્વ દેવોમાં ઉત્પત્તિ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહકાળ બાર મુહૂર્ત્ત પ્રમાણ છે. દશે પ્રકારના ભવનપતિ, આઠે પ્રકારના વ્યંતર તથા વાણવ્યંતર, પાંચે પ્રકારના જ્યોતિષીઓ, સૌધર્મ તથા ઈશાન દેવલોકમાં પ્રત્યેકનો જુદો જુદો ઉત્કૃષ્ટથી વિરહકાળ ચોવીશ મુહૂર્ત પ્રમાણ છે.

સનત્કુમારમાં નવ દિવસ વીશ મુહૂર્ત્ત, માહેન્દ્રમાં બાર દિવસ દશ મુહૂર્ત્ત, બ્રહ્મકલ્પમાં સાડા બાવીશ દિવસ, લાન્તકમાં પીસ્તાલીશ, મહાશુક્રમાં એંશી અને સહસ્રારમાં સો દિવસનો ઉત્કૃષ્ટ વિરહકાળ છે.

આનત-પ્રાણતમાં વર્ષથી ન્યૂન એવા સંખ્યાત માસ અને આરણ-અચ્યૂતમાં સોથી ન્યૂન એવા સંખ્યાત વર્ષ પ્રમાણ ઉત્કૃષ્ટ વિરહકાળ છે, પરંતુ આનત કરતાં પ્રાણતમાં અને આરણ કરતાં અચ્યૂતમાં વિરહકાળ વધારે સમજવો.

પ્રથમની ત્રણ ગ્રૈવેયકમાં હજારથી ઓછાં એવા સંખ્યાતા સો વર્ષ, મધ્યમની ત્રણ ગ્રૈવેયકમાં લાખથી ન્યૂન એવાં સંખ્યાતાં હજાર વર્ષ અને ઉપરની ત્રણ ગ્રૈવેયકમાં ક્રોડથી ઓછાં એવાં સંખ્યાતાં લાખ વર્ષ પ્રમાણ ઉત્કૃષ્ટ વિરહ કાળ છે.

વિજયાદિ ચાર અનુત્તરમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અને સર્વાર્થસિદ્ધ વિમાનમાં સંખ્યાતમો ભાગ પ્રમાણ ઉત્કૃષ્ટ વિરહ કાળ છે.

ઉપરોક્ત સર્વ જીવોમાં ઉત્પત્તિ આશ્રયી જઘન્ય વિરહકાળ એક સમય છે શેષ જીવોમાં ઉત્પત્તિ આશ્રયી વિરહકાળ નથી.

હવે એક જીવ આશ્રયી અન્તર કહે છે.

કોઇ પણ એક જીવ ત્રસપણાનો ત્યાગ કરી જ્યાં સુધી ફરીથી ત્રસપણું પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધીનો કાળ ત્રસનુ અન્તર કહેવાય.

અહિં ત્રસાદિ ભાવના પ્રતિપક્ષી સ્થાવરાદિ ભાવની જેટલી સ્વકાયસ્થિતિ હોય તેટલા કાળ પ્રમાણ ત્રસાદિ ભાવનું અન્તર થાય.

ત્રસનું ઉત્કૃષ્ટ અન્તર આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમય પ્રમાણ અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન રૂપ સ્થાવરની સ્વકાયસ્થિતિ સમાન છે.

સ્થાવરનું ઉત્કૃષ્ટ અન્તર ત્રસની સ્વકાયસ્થિતિ તુલ્ય કેટલાક વર્ષો અધિક બે હજાર સાગરોપમ છે.

બાદરનું અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રમાણ અને સૂક્ષ્મનું સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ અન્તર છે.

સાધારણનું અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રમાણ અને અસાધારણ=પ્રત્યેકનું સાધારણની સ્વકાયસ્થિતિ તુલ્ય અઢીપુદ્‌ગલપરાવર્ત્તન અંતર છે.

અસંજ્ઞિનું સંજ્ઞિના કાળ સમાન કેટલાંક વર્ષો અધિક સાગરોપમ શતપૃથકત્વ પ્રમાણ અને સંજ્ઞિનું આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયરાશિ પ્રમાણ અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન ઉત્કૃષ્ટ અન્તર છે.

નપુંસકવેદનું પૂર્વક્રોડ પૃથકત્વ અધિક સો પલ્યોપમ સહિત કેટલાંક વર્ષો અધિક સાગરોપમ શત પૃથકત્વ, સ્ત્રીવેદનું કેટલાંક વર્ષો યુક્ત સાગરોપમ શત પૃથકત્વ અધિક અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન અને પુરુષવેદનું પૂર્વક્રોડ પૃથકત્વ અધિક શત પલ્યોપમ સહિત અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન ઉત્કૃષ્ટ અન્તર છે.

વનસ્પતિનું અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી અને અવનસ્પતિનું અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન ઉત્કૃષ્ટ અન્તર છે.

પંચેન્દ્રિયનું અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન યુક્ત વિકલેન્દ્રિયના સ્વકાયસ્થિતિ કાળ તુલ્ય અને અપંચેન્દ્રિયનું કેટલાંક વર્ષો અધિક એક હજાર સાગરોપમ ઉત્કૃષ્ટ અન્તર છે.

મનુષ્યનું સાધિક અસંખ્ય પુદ્‌ગલ પરાવર્ત્તન અને અમનુષ્યનું પૂર્વક્રોડ પૃથક્ત્વ અધિક ત્રણ પલ્યોપમ ઉત્કૃષ્ટ અન્તર છે.

આ સર્વ ભાવોનું જઘન્ય અન્તર અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

ઈશાન સુધીનો કોઈપણ દેવ કાળ કરી ગર્ભજ મનુષ્ય આદિમાં ઉત્પન્ન થઈ સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કરી જાતિ સ્મરણ જ્ઞાનાદિ કોઈ વિશિષ્ટ કારણથી દેવાયુનો બંધ કરી અંતર્મુહૂર્ત્તમાં કાળ કરી ઇશાન દેવલોક સુધીના કોઇ પણ દેવમાં ઉત્પન્ન થઇ શકે છે માટે આ દેવોનું જઘન્ય અન્તર અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

ક્રમશઃ ઉપર-ઉપરના દેવોમાં જવા માટે અધિક-અધિક વિશુદ્ધ અધ્યવસાયની આવશ્યકતા રહે છે અને વિશુદ્ધ અધ્યવસાયનો આધાર મનની દઢતા ઉપર હોય છે, સામાન્યથી ઉમ્મરની વૃદ્ધિ સાથે મનની દઢતા વધે છે. તેથી સનત્કુમારથી સહસાર સુધીના દેવોનું નવ દિવસ, આરણથી અચ્યુત સુધીના દેવોનું નવમાસ જઘન્ય અંતર છે.

પ્રકૃષ્ટ ચારિત્રની પ્રાપ્તિ વિના ગ્રૈવેયકાદિમાં જઈ શકાતું નથી અને પ્રકૃષ્ટ ચારિત્રની પ્રાપ્તિ જઘન્યથી પણ નવ વર્ષની ઉમ્મરવાળાને જ થાય છે, તેથી નવ ગ્રૈવેયક તથા વિજયાદિ ચારનું જઘન્ય અંતર નવ વર્ષનું છે. સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવી મનુષ્યમાં આવી તે જ ભવે મોક્ષે જતા હોવાથી ત્યાં અન્તર પ્રરૂપણા નથી.

જીવાભિગમસૂત્રના મતે સહસ્રાર સુધીના દેવોનું જઘન્ય અન્તર અંતર્મુહૂર્ત્ત અને સર્વાર્થસિદ્ધ વર્જિત આનતાદિ સર્વ દેવોનું જઘન્ય અન્તર વર્ષ પૃથક્ત્વ છે.

ગ્રૈવેયક સુધીના સર્વદેવોનું ઉત્કૃષ્ટ અન્તર આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય સમયરાશિ તુલ્ય અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ છે. વિજયાદિ ચાર અનુત્તર દેવો મનુષ્ય અને દેવમાં જ જતા હોવાથી ઉત્કૃષ્ટ અન્તર બે સાગરોપમ પ્રમાણ છે અને જીવાભિગમ સૂત્રના મતે સંખ્યાતા સાગરોપમ પ્રમાણ છે.

સાતમાંથી કોઇ પણ નરકનો જીવ કાળ કરી તિર્યંચ મનુષ્યમાં ઉત્પન્ન થઇ સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત થઇ તંદુલિયા મત્સ્ય આદિની જેમ સંકિલષ્ટ અધ્યવસાયથી નરકાયુનો બંધ કરી અંતર્મુહૂર્ત્ત કાળમાં જ પુનઃ નરકમાં જઈ શકે છે માટે જઘન્ય અન્તર અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અને ઉત્કૃષ્ટ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ છે.

## ગુણસ્થાનકોમાં એકજીવ આશ્રયી અન્તર

સાસ્વાદન ગુણસ્થાનક ઉપશમ સમ્યક્ત્વથી પડતાં જ આવે છે અને સાસ્વાદનથી નિયમા મિથ્યાત્વે જ જાય છે, વળી તે મિથ્યાદૃષ્ટિ ફરીથી ઉપશમ સમ્યક્ત્વ પામે તો જ સાસ્વાદન પામે, શાસ્ત્રમાં નિયમ છે કે-મિથ્યાદૃષ્ટિ મોહનીયની છવ્વીશની સત્તાવાળો હોય તો જ ઉપશમ સમ્યક્ત્વ પામે, તેમજ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ત્રણ કરણ કરી ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ જીવને મોહનીયની અઠ્ઠાવીશની જ સત્તા હોય છે, વળી તે ઉપશમ સમ્યક્ત્વી સાસ્વાદને થઇ જે સમયે મિથ્યાત્વે આવે છે તે જ સમયથી સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીયની ઉદ્વલના શરૂ કરે છે. ઉદ્વલના દ્વારા તે બન્નેનો ક્ષય કરતાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ થાય છે, ત્યારબાદ ફરીથી ઉપશમ સમ્યક્ત્વ પામી પડતાં સાસ્વાદને આવે, આથી સાસ્વાદન ગુણસ્થાનકનો ત્યાગ કરી તે જીવ ફરીથી સાસ્વાદન ગુણસ્થાનક જઘન્યથી પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પછી જ પામી શકે, માટે સાસ્વાદનનું જઘન્ય અન્તર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

મિથ્યાદૃષ્ટિ અને મિશ્રથી ઉપશાન્ત મોહ સુધીનાં દરેક ગુણસ્થાનકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત છે, કેમકે વિવક્ષિત ગુણસ્થાનકનો ત્યાગ કરી અન્યગુણસ્થાનકે અન્તર્મુહૂર્ત્ત રહી ફરીથી વિવક્ષિત ગુણસ્થાનકે આવી શકે છે માટે આ દશે ગુણસ્થાનકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત છે.

મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકનું ઉત્કૃષ્ટ અન્તર છ પૂર્વક્રોડ વર્ષ અધિક એકસો બત્રીશ સાગરોપમ છે. જો કે ટીકામાં છ પૂર્વક્રોડ વર્ષ અધિક લખેલ નથી. પરંતુ એકસો બત્રીશ સાગ-

શેષમની દૃષ્ટિએ તે તદ્દન અલ્પ હોવાથી તેની અવિવક્ષા કરી હોય એમ લાગે છે. છતાં અન્યસ્થળે જણાવેલ હોવાથી અમે અહિં આ પ્રમાણે જણાવેલ છે.

સાસ્વાદનાદિ શેષ દશ ગુણસ્થાનકનું ઉત્કૃષ્ટ અન્તર દેશોનાર્ધ પુદ્ગલ પરાવર્ત્તન કાળ પ્રમાણ છે. કારણ કે ઉપશાન્તમોહ સુધી ગયેલ જીવ વિવક્ષિત ગુણસ્થાનકથી પડી વધુમાં વધુ દેશોનાર્ધ પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ કાળ સુધી સંસારમાં રખડે છે, પછી અવશ્ય મોક્ષે જાય છે, તેથી તેટલા કાળે ફરીથી આ બધાં ગુણસ્થાનકનો સંભવ હોવાથી વિવક્ષિત ગુણસ્થાનકોનો સંભવ હોવાથી વિવક્ષિત ગુણસ્થાનકની પ્રાપ્તિની અપેક્ષાએ ઉત્કૃષ્ટથી આટલું અન્તર ઘટી શકે છે.

ક્ષીણમોહ આદિ ત્રણ ગુણસ્થાનકો ભવચક્રમાં એક જ વાર પ્રાપ્ત થતાં હોવાથી તેનું અન્તર નથી.

## અનેક જીવાશ્રિત ગુણસ્થાનકોમાં અન્તર

સાસ્વાદનાદિ આઠ ગુણસ્થાનકો જગતમાં અનેક જીવાશ્રયી કયારેક હોય છે અને કયારેક નથી હોતાં, એ વાત પૂર્વે કહેવાઇ ગયેલ છે. હવે જો તે ગુણસ્થાનકો જગતમાં કોઈ પણ જીવને ન હોય તો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી કેટલા કાળ સુધી ન હોય તેનો અહિં વિચાર કરે છે.

સાસ્વાદનાદિ આઠે ગુણસ્થાનકનું જઘન્ય અન્તર એક સમય છે અને ઉત્કૃષ્ટ અન્તર સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનકનુ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ, ઉપશમશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ તથા ઉપશાન્ત મોહ એ ચારનું વર્ષ પૃથક્ત્વ, ક્ષપકશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ, ક્ષીણમોહ અને અયોગિ–ગુણસ્થાનકનું છ માસ પ્રમાણ છે.

કોઈ વખત સંપૂર્ણ જગતમાં કોઇ પણ જીવ નવીન સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ આ ત્રણ ગુણો જો પ્રાપ્ત ન કરે તો ઉત્કૃષ્ટથી અનુક્રમે સાત, ચૌદ અને પંદર દિવસ સુધી ન કરે, પછી તો અવશ્ય પ્રાપ્ત કરેજ. આથી આ ત્રણ ગુણોનું ઉત્કૃષ્ટ અન્તર સાત, ચૌદ અને પંદર દિવસનું કહેલ છે. દરેકનું જઘન્ય અન્તર એક સમયનું છે. એ જ પ્રમાણે સયોગિ–ગુણસ્થાનકનું જઘન્ય એક સમયનું અને ઉત્કૃષ્ટ છ માસ પ્રમાણ અન્તર છે.

## (૭) ભાગદ્વાર

આ દ્વારનો અલ્પબહુત્વ દ્વારમાં સમાવેશ થઇ જતો હોવાથી અહિં જુદું બતાવેલ નથી.

## (૮) ભાવદ્વાર

પર્યાપ્ત–અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય સિવાય શેષ બાર જીવસ્થાનકમાં ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક આ ત્રણ ભાવો હોય છે, કારણ કે ઔપશમિક અને ક્ષાયિક ભાવ ચોથા ગુણસ્થાનકથી જ સંભવે છે. જયારે અહિં તો માત્ર મિથ્યાત્વ તથા કેટલાંક લબ્ધિ

પર્યાપ્ત એકેન્દ્રિયાદિને કરણ-અપર્યાપ્ત અવસ્થામાં સાસ્વાદન ગુણસ્થાનક હોય છે, પરંતુ અવિરતિ સમ્યગ્દષ્ટિ આદિ ગુણસ્થાનકો હોતા નથી તેથી તે બે ભાવો સંભવતા નથી.

અપર્યાપ્ત સંજ્ઞિમાં પૂર્વોક્ત ત્રણ તેમજ લબ્ધિ પર્યાપ્ત કોઇકને કરણ-અપર્યાપ્તાવસ્થામાં ક્ષાયિક સમ્યક્ત્વ પણ હોય છે અને સપ્તતિકા ચૂર્ણિના મતે ઉપશમ સમ્યક્ત્વી ઉપશમ-શ્રેણિમાં કાળ કરી ઉપશમસમ્યક્ત્વ સહિત અનુત્તર વિમાને જાય છે તેથી તે મતે કોઇકને ઉપશમ સમ્યક્ત્વ પણ હોય છે તેથી અનેક જીવાશ્રયી પાંચે ભાવો પણ ઘટે છે.

પર્યાપ્તસંજ્ઞિમાં સામાન્યથી પાંચે ભાવો ઘટી શકે છે.

ત્યાં એક અથવા અનેક જીવાશ્રયી મિથ્યાત્વાદિ પ્રથમનાં ત્રણ ગુણસ્થાનકે ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક એ ત્રણ અને સયોગી-તથા અયોગિ-કેવળી ગુણસ્થાનકે ઔદયિક, ક્ષાયિક અને પારિણામિક એ ત્રણ ભાવો હોય છે.

ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિ જીવને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ચાર ગુણસ્થાનકે ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક એ ત્રણ અને ક્ષાયિક કે ઔપશમિક સમ્યક્ત્વી જીવને ક્ષાયિક કે ઔપશમિક સમ્યક્ત્વ સહિત ચાર ભાવો અને ત્રણે પ્રકારના સમ્યક્ત્વી જીવોને આશ્રયી પાંચે ભાવો હોય છે.

ઉપશમશ્રેણિગત અપૂર્વકરણાદિ ચાર ગુણસ્થાનકોમાં એક અથવા અનેક જીવ આશ્રયી ઉપશમ સમ્યક્ત્વીને ક્ષાયિક વિના ચાર અને ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને પાંચે ભાવો હોય છે.

ક્ષપકશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ તથા ક્ષીણમોહ આ ચાર ગુણસ્થાનકે ઉપશમવિના ચાર ભાવો હોય છે.

## (૯) અલ્પબહુત્વ

કયા જીવોથી કયા જીવો કેટલા અલ્પ અથવા અધિક છે તેનો વિચાર જેમાં હોય તે અલ્પબહુત્વ.

પુરુષ રૂપ ગર્ભજ મનુષ્યો સર્વથી અલ્પ છે અને સંખ્યાતા જ છે તે થકી ગર્ભજ માનવસ્ત્રીઓ સત્તાવીસ અધિક છે. તેથી પર્યાપ્ત બાદર તેઉકાય જીવો અસંખ્યાતગુણા છે, તેથી અનુત્તર દેવો અસંખ્યાતગુણા છે, તેથકી ઉપરના ત્રણ, મધ્યમ ત્રણ અને નીચેના ત્રણ ગ્રૈવેયક દેવો, તે થકી અચ્યુત, આરણ, પ્રાણત અને આનત કલ્પના દેવો અનુક્રમે એકેકથી સંખ્યાત ગુણ છે.

શાસ્ત્રમાં આ સર્વ દેવોને ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ કહ્યા છે, તો પણ અસંખ્યાતમો ભાગ ઉત્તરોત્તર સંખ્યાત ગુણો મોટો લેવાનો હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વમાં દોષ નથી.

ઉપર-ઉપર કરતાં નીચે-નીચેના ગ્રૈવેયકોમાં અને દેવલોકોમાં વિમાનો અધિક-અધિક હોવાથી તેમજ વધુ વધુ પુણ્ય અને ગુણના પ્રકર્ષવાળા જીવો ઉપર-ઉપર ઉત્પન્ન થાય છે

અને ઉત્તરોત્તર હીન હીન પુણ્ય અને ગુણવાળા જીવો નીચે–નીચે ઉત્પન્ન થાય છે: જગતમાં ઉત્તરોત્તર હીન પુણ્ય અને હીન ગુણ વાળા જીવો અધિક–અધિક હોય છે તેથી ઉપર–ઉપરના દેવોથી નીચે–નીચેના દેવો અધિક–અધિક હોય છે. આ યુક્તિ સૌધર્મદેવ સુધી સમજવી.

બારમા–અગિયારમા તેમજ દશમા–નવમા દેવલોકમાં વિમાનોની સંખ્યા સમાન છે છતાં બારમો અને દશમો દેવલોક ઉત્તર દિશામાં તથા અગિયારમો તેમજ નવમો દેવલોક દક્ષિણ દિશામાં આવેલ છે. અને તથાસ્વભાવે જ કૃષ્ણપાક્ષિક જીવો મોટા ભાગે દક્ષિણમાં અને શુક્લપાક્ષિક જીવો મોટા ભાગે ઉત્તરદિશામાં ઉત્પન્ન થાય છે. વળી શુક્લપાક્ષિક જીવો કરતાં કૃષ્ણપાક્ષિક જીવોની સંખ્યા ઘણીજ વધારે છે. માટે વિમાનોની સંખ્યા સમાન હોવા છતાં બારમાથી અગિયારમામાં અને દશમાથી નવમામાં દેવ સંખ્યાતગુણ કહ્યા છે.

આ જ યુક્તિ માહેન્દ્ર અને સનત્કુમાર કલ્પના દેવો માટે તથા ઇશાન અને સૌધર્મ કલ્પના દેવો માટે પણ સમજવી.

આનત કલ્પના દેવોથી સાતમી તથા છઠ્ઠી નરકના નારકો, સહસ્રાર કલ્પના દેવો, મહાશુક્ર કલ્પના દેવો, પાંચમી નરકના નારકો, લાન્તકના દેવો, ચોથી નરકના નરકો, બ્રહ્મલોકના દેવો, ત્રીજી નરકના નારકો, માહેન્દ્ર અને સનત્કુમાર કલ્પના દેવો, તથા બીજી નારકના નારકો એમ અનુક્રમે એક એકથી અસંખ્યાત ગુણા છે.

સહસ્રાર કલ્પથી પ્રારભી બીજી નરકના નારકો સુધીના પ્રત્યેક દેવો તથા પ્રત્યેક નારકો સપ્તરજ્જુ પ્રમાણ શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય પ્રદેશરાશિ પ્રમાણ છે, છતાં ઉત્તરોત્તર શ્રેણિનો અસંખ્યાતમો ભાગ અસંખ્યાતગણો મોટો લેવાનો હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વ સંગત છે.

તેથકી સંમૂર્ચ્છિમ મનુષ્યો અસંખ્યાતગુણા છે, તેથકી ઇશાન કલ્પના દેવો અસંખ્યાતગુણ છે, તેમનાથી તેમની દેવીઓ બત્રીશ ગણી અને બત્રીશ અધિક છે. તે દેવીઓથી સૌધર્મવાસી દેવો સંખ્યાતગુણા અને તેનાથી તે જ કલ્પની દેવીઓ બત્રીશગણી અને બત્રીશ અધિક છે. તેનાથી ભવનપતિદેવો અસંખ્ય ગુણા છે, તેનાથી તેની દેવીઓ બત્રીશગુણી અને બત્રીશ અધિક છે.

ભવનપતિની દેવીઓથી પ્રથમ પૃથ્વીના નારકો અસંખ્યાતગુણ છે. તેથકી ખેચર પંચેન્દ્રિય તિર્યંચ પુરુષો અસંખ્યાતગુણા છે, તેથકી તેમની સ્ત્રીઓ ત્રણ ગુણી અને ત્રણ અધિક છે. ખેચર પંચેન્દ્રિય તિર્યંચણીઓથી સ્થલચર તિર્યંચ પુરુષો અને તિર્યંચણીઓ, જલચર તિર્યંચ પુરુષો અને તેમની સ્ત્રીઓ, વ્યંતરદેવો અને વ્યંતરીઓ, જ્યોતિષદેવો અને તેમની દેવીઓ એમ એકેકથી અનુક્રમે સંખ્યાતગુણ છે.

ખેચર તિર્યંચ પુરુષોથી જ્યોતિષ દેવીઓ સુધીના દરેક જીવો ઘનીકૃતલોકના એક પ્રતરના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્યાતી શ્રેણિઓના પ્રદેશરાશિ પ્રમાણ અસંખ્યાતા છે.

પરંતુ ઉત્તરોત્તર જીવોના પ્રમાણભૂત પ્રતરનો અસંખ્યાતમો ભાગ સંખ્યાતગુણો મોટો હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વ બરાબર છે.

પોતપોતાની જાતિમાં તિર્યંચમાં સર્વત્ર પુરુષો કરતાં સ્ત્રીઓ સંખ્યાતગુણ એટલે ત્રણ-ગણી અને ત્રણ અધિક લેવી, જ્યારે દેવોમાં બત્રીશ ગુણી અને બત્રીશ જ અધિક સમજવી.

જ્યોતિષ્ક દેવીઓથી ખેચર, સ્થલચર અને જલચર નપુંસક તિર્યંચો તેમજ પર્યાપ્ત ચઉરિન્દ્રિયો અનુક્રમે એક એકથી સંખ્યાતગુણા છે, પર્યાપ્ત ચઉરિન્દ્રિયથી પર્યાપ્ત પંચેન્દ્રિય પર્યાપ્ત બેઇન્દ્રિય અને પર્યાપ્ત તેઇન્દ્રિય અનુક્રમે એક-એકથી વિશેષાધિક છે.

પર્યાપ્ત તેઇન્દ્રિયોથી અપર્યાપ્ત પંચેન્દ્રિયો અસંખ્યાતગુણ છે, તેથકી અપર્યાપ્ત ચઉરિન્દ્રિય, તેઇન્દ્રિય અને બેઇન્દ્રિયો અનુક્રમે એક એકથી વિશેષાધિક છે અપર્યાપ્ત બેઇન્દ્રિયથી પર્યાપ્ત-અપર્યાપ્ત એમ ઉભય પંચેન્દ્રિયો, ચઉરિન્દ્રિયો, તેઇન્દ્રિયો અને બેઇન્દ્રિયો ઉત્તરોત્તર વિશેષાધિક છે.

અપર્યાપ્ત પંચેન્દ્રિયથી પર્યાપ્ત-અપર્યાપ્ત ઉભય બેઇન્દ્રિય સુધીના દરેક જીવો સામાન્યથી એક પ્રતરના અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા કહ્યા છે, છતાં અંગુલનો અસંખ્યાતમો ભાગ મોટો નાનો લેવાનો હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વમાં વિરોધ નથી. એજ પ્રમાણે હવે પછી પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાયથી પર્યાપ્ત બાદર અપ્કાય સુધીના દરેક જીવો પણ એક પ્રતરના અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જેટલા ખંડો થાય તેટલા સામાન્યથી કહ્યા છે તો પણ અંગુલનો અસંખ્યાતમો ભાગ અનુક્રમે અસંખ્યાતગુણ નાનો-નાનો સમજવો, તેથી અસંખ્યગુણ અલ્પબહુત્વ કહેવામાં કોઈ દોષ નથી.

પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિયથી પર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય, તેથકી પર્યાપ્ત બાદર નિગોદો અર્થાત્ બાદર સાધારણ વનસ્પતિકાયનાં ઔદારિક શરીરો, તેથી પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, બાદર અપ્કાય, ઉત્તરોત્તર એક એકથી અસંખ્યાતગુણ છે. તેથકી પર્યાપ્ત બાદર વાયુકાય અને તેથકી અપર્યાપ્ત બાદર તેઉકાય અનુક્રમે અસંખ્યાત ગુણ છે.

અપર્યાપ્ત બાદર તેઉકાયથી અપર્યાપ્ત બાદર પ્રત્યેક વનસ્પતિકાય, તેથકી અપર્યાપ્ત બાદર નિગોદો, અપર્યાપ્ત બાદર પૃથ્વીકાય, અપ્કાય અને વાયુકાય અનુક્રમે એક-એકથી અસંખ્યગુણ છે, અપર્યાપ્ત બાદર વાયુકાયથી અપર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય અસંખ્યાતગુણ છે. તેથકી અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય, અપ્કાય અને વાયુકાય ઉત્તરોત્તર વિશેષાધિક છે.

અપર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાયથી પર્યાપ્ત સૂક્ષ્મ તેઉકાય અસંખ્યાતગુણ છે. તેથકી પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય, અપ્કાય અને વાયુકાય અનુક્રમે એક-એકથી વિશેષાધિક છે. પર્યાપ્ત સૂક્ષ્મ વાયુકાયથી અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદો અર્થાત્ અપર્યાપ્ત સૂક્ષ્મ સાધારણ વનસ્પતિકાયનાં ઔદારિક શરીરો અસંખ્યગુણ છે.

અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદથી પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદો સંખ્યાતગુણ છે.

અપર્યાપ્ત બાદર તેઉકાયથી પર્યાપ્ત સૂક્ષ્મનિગોદ સુધીના દરેક સામાન્યથી અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ કહેલ છે તો પણ અસંખ્યના અસંખ્ય પ્રકારો હોવાથી ઉપર બતાવ્યા મુજબ અસંખ્યાતગુણ, વિશેષાધિક કે સંખ્યાતગુણ વગેરે રૂપ અલ્પબહુત્વ કહેવામાં કોઈ દોષ નથી.

પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદોથી અભવ્યો, સમ્યક્ત્વથી પતિત મિથ્યાત્વીઓ, સિદ્ધો અને પર્યાપ્ત બાદર વનસ્પતિકાય જીવો ઉત્તરોત્તર અનંતગુણ છે, તેથકી પર્યાપ્ત બાદર એકેન્દ્રિયો વિશેષાધિક છે. તેઓથી અપર્યાપ્ત બાદર વનસ્પતિકાય જીવો અસંખ્યગુણ છે. તેથકી સઘળા અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયો વિશેષાધિક છે.

અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયોથી અપર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિજીવો અસંખ્યગુણ છે, તેથકી અપર્યાપ્ત સર્વ સૂક્ષ્મ જીવો વિશેષાધિક, તેઓથી પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિકાય જીવો સંખ્યાતગુણ અને તેથકી પર્યાપ્ત સર્વ સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે.

જો કે પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ જીવો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે, પરંતુ તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિકાયજીવો અનંતગુણ હોવાથી પર્યાપ્ત સૂક્ષ્મ વનસ્પતિકાય કરતાં શેષ સૂક્ષ્મ જીવો અનંતમા ભાગ જેટલા જ છે તેથી તેના કરતાં પર્યાપ્ત સર્વ સૂક્ષ્મ જીવો વિશેષાધિક જ થાય છે.

પર્યાપ્ત સૂક્ષ્મથી પર્યાપ્ત-અપર્યાપ્ત સૂક્ષ્મ જીવો વિશેષાધિક છે. તેથકી ભવ્યજીવો. બાદર સૂક્ષ્મ નિગોદના જીવો અને સર્વ વનસ્પતિ જીવો ઉત્તરોત્તર વિશેષાધિક છે.

પ્રશ્નઃ-બાદર-સૂક્ષ્મ નિગોદમાં અનંતા અભવ્યજીવો પણ છે અને સૂક્ષ્મ-બાદર નિગોદની બહાર રહેલ ભવ્ય જીવો પણ અસંખ્યાતા છે છતાં ભવ્ય જીવો કરતાં બાદર સૂક્ષ્મ નિગોદના જીવો સંખ્યાત કે અસંખ્યાતગુણ ન કહેતાં વિશેષાધિક જ કેમ કહ્યા ?

ઉત્તરઃ—બાદર-સૂક્ષ્મ નિગોદમાં ભવ્ય જીવો કરતાં અનંતા અભવ્યો વધુ હોવા છતાં તેમજ ભવ્યજીવોમાંથી નિગોદ બહાર રહેલ અસંખ્ય ભવ્યજીવો ઓછા થવા છતાંય નિગોદમાં રહેલ ભવ્ય જીવો કરતાં શેષ સર્વ ભવ્યજીવો અને અભવ્યો અનંતમા ભાગ સમાન જ હોવાથી ભવ્ય જીવો કરતાં બાદર-સૂક્ષ્મ નિગોદના જીવો વિશેષાધિક જ થાય સંખ્યાત ગુણાદિ ન જ થાય.

સર્વ વનસ્પતિ જીવોથી એકેન્દ્રિયો. તિર્યંચો. ચારેગતિના મિથ્યાદૃષ્ટિઓ, અવિરતિ જીવો, સકષાયી, છદ્મસ્થો, યોગવાળા જીવો, સંસારી જીવો અને સર્વ જીવો અનુક્રમે વિશેષાધિક વિશેષાધિક છે.

## ગુણસ્થાનક આશ્રયી અલ્પબહુત્વ

ઉપશમશ્રેણિગત અપૂર્વકરણાદિ ચાર ગુણસ્થાનકવાળા જીવો ઉત્કૃષ્ટ પદે પણ [illegible] ગુણસ્થાનકે રહેલ ઉત્કૃષ્ટ સંખ્યાવાળા જીવોની અપેક્ષાએ [illegible]

સ્થાનકે જીવો પરસ્પર સમાન હોય છે. તેથકી ક્ષપક અપૂર્વકરણાદિ ત્રણ ક્ષીણમોહ તથા ભવસ્થ અયોગિ ગુણસ્થાનકે ઉત્કૃષ્ટપદે રહેલ જીવો શતપૃથક્ત્વ પ્રમાણ હોવાથી સંખ્યાત છે અને આ પાંચે ગુણસ્થાનકોમાં પરસ્પર સમાન હોય છે.

તેથકી સયોગિ-કેવલિઓ સંખ્યાતગુણા છે કેમકે તેઓ જઘન્યથી પણ બે ક્રોડ હોય છે. તેઓથી અપ્રમત્ત અને પ્રમત્ત ગુણસ્થાનકવાળા જીવો અનુક્રમે સંખ્યાતગુણ છે કારણ કે ઉત્કૃષ્ટપદે તેઓ અનુક્રમે બે હજારક્રોડ અને કોટિસહસ્ર પૃથક્ત્વ પ્રમાણ હોય છે.

પ્રમત્ત સંયતો થકી ઉત્કૃષ્ટપદે વર્તતા દેશવિરતિ, સાસ્વાદની, મિશ્રદૃષ્ટિ અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવો ક્રમશઃ એક એકથી અસંખ્યાતગુણા છે અને તેથકી સિદ્ધો અનંતગુણ છે.

આ અલ્પબહુત્વ જ્યારે દરેક ગુણસ્થાનકે જીવો ઉત્કૃષ્ટપદે હોય ત્યારેજ સમજવું, પણ હંમેશ નહિ, કારણ કે પ્રથમ જણાવેલ સાસ્વાદનાદિ આઠ ગુણસ્થાનકે જીવો કયારેક નથી પણ હોતા. કયારેક એક-બે આદિ હોય, એટલે તે અપેક્ષાએ અનિયત ગુણસ્થાનકોમાં જીવો ન પણ હોય અને કેટલીકવાર જણાવેલ સંખ્યાથી વિપરીત પણ હોય, પરંતુ જ્યારે દરેક ગુણસ્થાનકે ઉત્કૃષ્ટ સંખ્યા હોય ત્યારે જણાવ્યા મુજબ અલ્પબહુત્વ હોય છે.

જો કે દેશવિરતિ આદિ ચારે ગુણસ્થાનકવાળા જીવો સામાન્યથી ક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ કહ્યા છે, તો પણ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અનુક્રમે અસંખ્યગુણ મોટો મોટો લેવાનો છે એથી અસંખ્યાતગુણ કહેવામાં વિરોધ આવતો નથી.

સર્વ અવિરતિ સમ્યગ્દૃષ્ટિજીવોથી તિર્યંચ સિવાય ત્રણ ગતિમાં રહેલ મિથ્યાદૃષ્ટિઓ અસંખ્યગુણ છે, તેથકી તિર્યંચગતિમાં મિથ્યાદૃષ્ટિઓ અનંતગુણ છે.

મનુષ્યગતિમાં રહેલ ચોથા ગુણસ્થાનકવાળા જીવોની અપેક્ષાએ ગર્ભજ મિથ્યાદૃષ્ટિ મનુષ્યો સંખ્યાતગુણ છે.

અપર્યાપ્ત સૂક્ષ્મ આદિ ચૌદ પ્રકારના જીવભેદો અને મિથ્યાદૃષ્ટિ આદિ ચૌદ ગુણસ્થાનકોનું સ્વરૂપ પ્રથમદ્વારથી જોઇ લેવું.

અયોગિ-ગુણસ્થાનક સિવાયના તેર ગુણસ્થાનકે રહેલ જીવો યથાસંભવ આઠ, સાત છ અને એક કર્મના વિશેષપ્રકારે બંધ કરનારા છે તેથી કર્મ તે બંધવ્ય છે માટે હવે ત્રીજા દ્વારમાં બાંધવાયોગ્ય તે કર્મના મૂળ અને ઉત્તરભેદો કહેશે.

ઇતિ દ્વિતીયદ્વાર સારસંગ્રહ

# પ્રશ્નોત્તરી

પ્ર-૧ અનુયોગદ્વાર એટલે શું ? અને તે કેટલાં છે ?

ઉ૦ શાસ્ત્રના બોધ માટે જે અનુકૂલ વ્યાપાર તે અનુયોગ, અને શાસ્ત્રમાં પ્રવેશ કરવા માટે અનુકૂલ વ્યાપાર રૂપ દરવાજા તે અનુયોગદ્વાર અને તે શાસ્ત્રપ્રસિદ્ધ સત્પદપ્રરૂપણા આદિ નવ અનુયોગ દ્વારો છે.

પ્ર-૨ જીવ શું પદાર્થ છે ?

ઉ૦ ઔપશમિકાદિ ભાવોથી યુક્ત એવું જે દ્રવ્ય તે જીવ.

પ્ર-૩ ક્ષાયિક, ઔદયિકાદિ પ્રસિદ્ધ ભાવોને છોડી ઔપશમિકાદિ ભાવ યુક્ત દ્રવ્યને જીવ કહેવાનું શું કારણ ?

ઉ૦ ઔદયિક અને પારિણામિક ભાવ જીવ સિવાય અન્ય દ્રવ્યમાં પણ હોય છે અને ક્ષાયિક ભાવ ઉપશમ પૂર્વક જ થાય છે. તેમજ ક્ષયોપશમભાવ ઔપશમિક ભાવથી તદ્દન ભિન્ન ન હોવાથી અન્ય ભાવોને ગ્રહણ ન કરતાં મૂળમાં ઔપશમિકાદિ ભાવ-યુક્ત દ્રવ્યને જીવ કહેલ છે.

પ્ર-૪ બૌદ્ધો મોક્ષનું સ્વરુપ કેવું માને છે ?

ઉ૦ બૌદ્ધોના મતે દરેક પદાર્થો ક્ષણધ્વંસી હોવાથી ક્ષણસંતાનનો નાશ થાય એટલે મોક્ષ થાય એમ માને છે. તેમનું કહેવું છે કે તેલ આદિ ખલાસ થવાથી જેમ દીપક ઓલવાઇ જાય એટલે તે કયાંય દિશા કે વિદિશાઓમાં જતો નથી પણ ત્યાંજ નાશ પામે છે એટલે કે તેનું અસ્તિત્વ રહેતું નથી. તેમ રાગાદિનો ક્ષય થવાથી આત્મા પણ કયાંય દિશા કે વિદિશાઓમાં જતો નથી પણ ત્યાંજ નાશ પામે છે એટલે તેનું ક્ષણ સંતાનરૂપ અસ્તિત્વ પણ રહેતું નથી. અને તે જ મોક્ષ છે.

પ્ર-૫ જીવ કોના સ્વામી છે ?

ઉ૦ જીવ નિશ્ચયથી સ્વ-સ્વરૂપના સ્વામી છે. વ્યવહારથી સ્વામિ-સેવકાદિ ભાવો કર્મ-જનિત ઉપાધિ રૂપ હોવાથી તે વાસ્તવિક નથી.

પ્ર-૬ સાન્નિપાતિક ભાવો એટલે શું ? અને તે કેટલા છે ?

ઉ૦ પાંચ મૂળભાવોમાંથી મૂળ બેથી પાંચ ભાવોનું જે મીલન તે સાન્નિપાતિક ભાવ, અને તે કુલ છવ્વીસ છે.

પ્ર-૭ ઔદયિક ભાવના ગ્રંથમાં બતાવેલ ૨૧ જ ભેદો કહી શકાય કે તેથી વધારે પણ કહેવાય ?

ઉ૦ ઔદયિક ભાવના સંખ્યાત અથવા અસંખ્યાત ભેદો કહી શકાય પરંતુ સ્થૂલદૃષ્ટિએ જગત્પ્રસિદ્ધ એવા એકવીશ ભેદો જ કહ્યા છે. તેના ઉપલક્ષણથી ત્રસપણું સ્થાવરપણું ઇત્યાદિ અનેક ભેદો કહી શકાય.

પ્ર-૮ આકાશ અને સાકર કયા ભાવે છે?

ઉ૦ આકાશ એ અનાદિ પારિણામિક ભાવે અને સાકર એ સાદિ પારિણામિક ભાવે છે. તેમજ ઔદયિક ભાવે પણ છે.

પ્ર-૯ ક્ષાયિક, ક્ષાયોપશમિક અને પારિણામિક આ ત્રિસંયોગી ભાંગો જીવોમાં કેમ ન ઘટે?

ઉ૦ ક્ષાયોપશમિક ભાવ બારમા ગુણસ્થાનક સુધીના જીવોમાં જ હોય છે અને તે જીવોમાં મનુષ્યગતિ, શુક્લલેશ્યાદિક ભાવો અવશ્ય ઔદયિક ભાવે હોય છે. માટે ઔદયિક ભાવ વિના ક્ષાયોપશમિક ભાવ સંભવતો ન હોવાથી આ ભાંગો ન ઘટે.

પ્ર-૧૦ ઉત્પદ્યમાન અને ઉત્પન્ન એ બંને પ્રકારના જીવો ક્યારેક જગતમાં ન હોય એવા કયા જીવો છે.

ઉ૦ સંમૂર્ચ્છિમ મનુષ્યો.

પ્ર-૧૧ અઢીદ્વીપની બહાર રહેલ જીવોમાં કેટલાં ગુણઠાણાં હોય?

ઉ૦ અઢીદ્વીપની બહાર જન્મેલ જીવોને પ્રથમનાં પાંચ ગુણઠાણાં હોય અને અહિંથી ગયેલાઓની અપેક્ષાએ સાત ગુણઠાણાં હોય.

પ્ર-૧૨ કાયમ વિદ્યમાન હોય તેવાં ગુણસ્થાનકો કેટલાં અને કયાં કયાં?

ઉ૦ પહેલું, તેરમું અને ચારથી સાત એમ કુલ છ ગુણસ્થાનકો કાયમ વિદ્યમાન હોય.

પ્ર-૧૩ કયા કયા ગુણસ્થાનકે કેટલા કેટલા જીવો હોય?

ઉ૦ પહેલે અનંતા, ચોથે અને પાંચમે અસંખ્યાતા, બીજે અને ત્રીજે અસંખ્યાતા હોઇ શકે અને શેષ સર્વ ગુણસ્થાનકે ઉત્કૃષ્ટથી પણ સંખ્યાતા જ હોય.

પ્ર-૧૪ એવાં કયાં ગુણસ્થાનકો છે કે જ્યાં જીવો ન પણ હોય અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા પણ હોય.

ઉ૦ સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનક.

પ્ર-૧૫ એક બટાટામાં કેટલાં શરીરો હોય?

ઉ૦ એક બટાટામાં ઔદારિક શરીરો અસંખ્યાતાં અને તૈજસ કાર્મણ અનંતા હોય છે.

પ્ર-૧૬ અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશોની સંખ્યા અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણીના સમયો પ્રમાણ કેમ થાય?

ઉ૦ વિશેષાવશ્યક ભાષ્યમાં કહ્યું છે કે કાળ સૂક્ષ્મ છે અને ક્ષેત્ર તેથી પણ અત્યંત સૂક્ષ્મ

છે માટે અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ક્ષેત્રમાં અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણીના સમયો પ્રમાણ પ્રદેશો હોઇ શકે છે.

પ્ર-૧૭ બાદર પર્યાપ્ત પૃથ્વીકાયાદિ જીવોની અપેક્ષાએ બાદર પર્યાપ્ત તેઉકાય જીવો તદ્દન અલ્પ કેમ ?

ઉ૦ બાદર પર્યાપ્ત તેઉકાય જીવો માત્ર અઢીદ્વીપમાં જ હોય છે જ્યારે બાદર પર્યાપ્ત પૃથ્વીકાયાદિક તેથી બહાર પણ આખા લોકમાં અમુક અમુક સ્થાનોએ હોય છે માટે બાદર પર્યાપ્ત પૃથ્વીકાયાદિકથી તે અત્યંત અલ્પ છે.

પ્ર-૧૮ ચાર નિકાયના દેવોનું પરસ્પર અલ્પબહુત્વ જણાવો !

ઉ૦ વૈમાનિકદેવો સર્વથી અલ્પ, તેથકી ભવનપતિ અને વ્યંતર અનુક્રમે અસંખ્યાત ગુણ, તેથકી જ્યોતિષીઓ સંખ્યાતગુણ છે.

પ્ર-૧૯ ત્રણ પ્રકારના મનુષ્યોમાંથી જગતમાં કયા પ્રકારના મનુષ્યો હંમેશા હોય ?

ઉ૦ ગર્ભજ પર્યાપ્ત મનુષ્યો હંમેશ હોય, શેષ બંને અપર્યાપ્તા અનિયત હોય.

પ્ર-૨૦ બંને પ્રકારના અપર્યાપ્ત મનુષ્યો કાયમ ન હોય તેમ શી રીતે સમજી શકાય ? અને તે કેટલા કાળ સુધી ન હોય ?

ઉ૦ બંને પ્રકારના અપર્યાપ્ત મનુષ્યોનું ઉત્કૃષ્ટ આયુષ્ય પણ અંતર્મુહૂર્તનું હોય છે અને ગર્ભજ મનુષ્યોનો તેમજ સંમૂર્છિમ મનુષ્યોનો ઉત્પત્તિ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહકાળ અનુક્રમે બાર અને ચોવિશ મુહૂર્ત પ્રમાણ છે એટલે જ્યારે ઉત્પત્તિ આશ્રયી ઉત્કૃષ્ટ વિરહ પડે ત્યારે વિરહના પૂર્વ સમયે ઉત્પન્ન થયેલ બંને પ્રકારના અપર્યાપ્ત મનુષ્યો અંતર્મુહૂર્ત પછી ન હોય તેથી ગર્ભજ અપર્યાપ્ત મનુષ્યો સાધિક અગિયાર મુહૂર્ત અને સંમૂર્છિમ મનુષ્યો સાધિક ત્રેવીશ મુહૂર્ત સુધી સંપૂર્ણ જગતમાં ન હોય એવું પણ બને છે.

પ્ર-૨૧ ક્ષેત્ર અને સ્પર્શનામાં શું વિશેષતા છે ?

ઉ૦ જે જીવો જેટલા ક્ષેત્રમાં રહ્યા હોય તે તેઓનું ક્ષેત્ર કહેવાય અને સ્પર્શનામાં જેમાં રહેલ હોય તે ક્ષેત્ર તથા ઉપર નીચે અને ચારે તરફ સ્પર્શ કરાયેલું ક્ષેત્ર પણ આવે તેથી ક્ષેત્ર કરતાં સ્પર્શના અધિક થાય.

પ્ર-૨૨ કયા સમુદ્ઘાતમાં તેજ નિમિત્તે અધિક નવીન કર્મોનું અવશ્ય ગ્રહણ થાય ?

ઉ૦ કષાય સમુદ્ઘાતમાં.

પ્ર-૨૩ કેવલિ સમુદ્ઘાતમાં કેવલિભગવંત પોતાના આત્મપ્રદેશોથી કયા સમયે કેટલા ક્ષેત્રમાં વ્યાપ્ત હોય ?

ઉ૦ પહેલા, બીજા, છઠ્ઠા, સાતમા અને આઠમા સમયે લોકના અસંખ્યાતમા ભાગમાં,

ત્રીજા અને પાંચમા સમયે લોકના અસંખ્યાતા ભાગોમાં, તેમજ ચોથા સમયે સંપૂર્ણ લોકમાં વ્યાપ્ત હોય.

પ્ર-૨૪ અવિરતિ સમ્યગ્દષ્ટિને સ્પર્શના કયા કયા મતે કેટલા રાજની હોય ?

ઉ૦ મૂળ મતે આઠ રાજ, ક્ષાયિક સમ્યક્ત્વ સહિત ત્રીજી નરકે જાય તે મતે નવરાજ, અને ક્ષયોપશમ સમ્યક્ત્વ લઇ છઠ્ઠી નરકે જાય તે મતે બાર રાજની સ્પર્શના હોય.

પ્ર-૨૫ અહિંથી સામાન્યથી ત્રીજી નરકે ત્રણ રાજ અને છઠ્ઠી નરકમાં જતાં પાંચ રાજની સ્પર્શના કેમ કહી ?

ઉ૦ ત્રીજી અને છઠ્ઠી નરકના નીચેના અંત ભાગ સુધી એટલે ચોથી અને સાતમી નરકના ઉપરના ભાગ સુધી ત્રણ અને છ રાજ થાય એ વાત બરાબર છે પરંતુ નરક પૃથ્વી ત્રીજા તથા છઠ્ઠા રાજમાં શરૂઆતના એક લાખ અઠ્ઠાવીસ હજાર, અને એક લાખ સોળ હજાર યોજન પ્રમાણ ભાગમાં છે અને તે રાજની અપેક્ષાએ તદ્દન અલ્પ હોવાથી તેની અવિવક્ષા કરી અનુક્રમે બે રાજ અને પાંચ રાજ કહ્યા છે.

પ્ર-૨૬ ઉપરના સાત રાજની ગણતરીમાં શું મતાન્તર છે ?

ઉ૦ જીવસમાસાદિના મતે તિર્ચ્છાલોકના મધ્યભાગથી ઇશાને દોઢ, માહેન્દ્રે અઢી, સહસ્રારે પાંચ, અચ્યુતે છ અને લોકાન્તે સાત રાજ થાય છે. અહિં આ મત ગ્રહણ કરેલ છે. પરંતુ બૃહત્સંગ્રહણી આદિના મતે સૌધર્મે એક, માહેન્દ્રે બે, લાન્તકે ત્રણ, સહસ્રારે ચાર, અચ્યુતે પાંચ, ગ્રૈવેયકે છ અને લોકાન્તે સાત રાજ થાય છે.

પ્ર-૨૭ ક્યાં સુધીના દેવો ગમનાગમન કરે ?

ઉ૦ બાર દેવલોક સુધીના.

પ્ર-૨૮ સાસ્વાદન ગુણસ્થાનક લઇને કોઇ જીવ અધોલોકમાં જાય કે ન જાય ?

ઉ૦ સાસ્વાદન ગુણસ્થાનક લઇને ઘણું કરી અધોલોકમાં ન જાય પણ ઊર્ધ્વલોકમાં જાય,

પ્ર-૨૯ એવા કયા જીવો છે કે જેનું જઘન્ય-ઉત્કૃષ્ટ બન્ને પ્રકારનું આયુ અન્તર્મુહૂર્ત હોય પણ તેથી અધિક ન હોય ?

ઉ૦ સૂક્ષ્માદિક સાતે અપર્યાપ્ત.

પ્ર-૩૦ એવા કયા દેવો છે કે જેનું ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુ તુલ્ય હોય.

ઉ૦ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવો.

પ્ર-૩૧ ચાર નિકાયના દેવોમાંથી કઇ નિકાયના દેવોનું જઘન્ય આયુ દશ હજાર વર્ષ હોય ?

ઉ૦ ભવનપતિ અને વ્યંતર.

પ્ર-૩૨ સાદિ સપર્યવસિત મિથ્યાત્વ ગુણસ્થાનકનો જઘન્ય-ઉત્કૃષ્ટ કાળ કેટલો ?

ઉ૦ જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્ત્તન.

પ્ર–૩૩ છ માસની ઉંમરે ભાવ ચારિત્રનો સ્વીકાર કોણે કર્યો ?

ઉ૦ શ્રી વજ્રસ્વામિએ.

પ્ર–૩૪ અન્તકૃત કેવલી એટલે શું ?

ઉ૦ અંતર્મુહૂર્ત આયુ બાકી હોતે છતે જેઓને કેવલજ્ઞાન થાય તે અન્તકૃત કેવલી કહેવાય.

પ્ર–૩૫ છઠ્ઠા આદિ ગુણસ્થાનકે એક સમય રહી જીવ સાતમા આદિ ગુણસ્થાનકે જાય કે નહિ ?

ઉ૦ ન જ જાય.

પ્ર–૩૬ જો ન જાય તો તેમનો એક સમય જઘન્ય કાળ કેમ ઘટે ?

ઉ૦ વિવક્ષિત ગુણસ્થાનકે એક સમય રહી કાળ કરી અવિરતિપણાને જ પામે, તેથી જ એક સમય કાળ ઘટે અન્યથા નહિ.

પ્ર–૩૭ અસાંવ્યવહારિક રાશિમાંથી જીવો સાંવ્યવહારિક રાશિમાં ક્યારે આવે ? અને કેટલા આવે ?

ઉ૦ જે સમયે જેટલા જીવો મોક્ષમાં જાય તે સમયે તેટલા જીવો અસાંવ્યવહારિક રાશિમાંથી સાંવ્યવહારિક રાશિમાં આવે.

પ્ર–૩૮ જગતમાં કોઇપણ વિવક્ષિત જીવ સતત કેટલો કાળ પુરુષવેદપણામાં રહી શકે ?

ઉ૦ કેટલાંક વર્ષો અધિક સાગરોપમ શતપૃથક્ત્વ.

પ્ર–૩૯ ભાવવેદ પ્રાંત અંતર્મુહૂર્તે બદલાય છે અને ભવાન્તરમાં જતાં આકૃતિરૂપ દ્રવ્યવેદ હોતો નથી તો પુરુષવેદપણે આટલો દીર્ઘ કાળ કેમ ઘટે ?

ઉ૦ આગામીભવમાં જે વેદ થવાનો હોય તે વેદ ભવાંતરમાં જતાં ન હોવા છતાં તેની વિવક્ષા કરી દ્રવ્યવેદની અપેક્ષાએ તેટલો કાળ કહ્યો છે. નપુંસક અને સ્ત્રીવેદ માટે પણ આ પ્રમાણે સમજવાનું છે.

પ્ર–૪૦ જીવ નિરંતર શ્રોત્રેન્દ્રિયપણું કેટલા સમય સુધી પ્રાપ્ત કરે ?

ઉ૦ કેટલાંક વર્ષ અધિક એક હજાર સાગરોપમ.

પ્ર–૪૧ જીવ નિરંતર રસનેન્દ્રિયપણું કેટલો કાળ પ્રાપ્ત કરે ?

ઉ૦ કેટલાંક વર્ષ અધિક બે હજાર સાગરોપમ.

પ્ર–૪૨ સામાન્યથી નિગોદની તેમજ બાદર સૂક્ષ્મ, પર્યાપ્ત, અપર્યાપ્ત નિગોદની સ્વકાયસ્થિતિ ઉત્કૃષ્ટથી કેટલી હોય ?

ઉ૦ સામાન્યથી નિગોદની અઢી પુદ્ગલ પરાવર્તન, બાદર નિગોદની સીત્તેર કોડા–કોડી સાગરોપમ, સૂક્ષ્મ નિગોદની અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી, પર્યાપ્ત તથા અપર્યાપ્ત નિગોદની સ્વકાયસ્થિતિ ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત પ્રમાણ છે.

પ્ર-૪૩ સાસ્વાદનાદિ આઠ અનિત્ય ગુણસ્થાનકો અનેક જીવ આશ્રયી જગતમાં ઉત્કૃષ્ટથી કેટલા સમય સુધી સતત હોય?

ઉ૦ સાસ્વાદન અને મિશ્ર અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી સુધી અને શેષ છ ગુણસ્થાનકો અંતર્મુહૂર્ત કાળ સુધી સતત હોય છે.

પ્ર-૪૪ ઉપરોક્ત આઠ ગુણસ્થાનકો સંપૂર્ણ જગતમાં કોઈ પણ જીવને ઉત્કૃષ્ટથી કેટલા કાળ સુધી ન હોય?

ઉ૦ સાસ્વાદન અને મિશ્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધી, ઉપશમશ્રેણિ અંતર્ગત અપૂર્વકરણાદિ ચાર વર્ષ પૃથક્ત્વ અને ક્ષપકશ્રેણિગત અપૂર્વકરણાદિ ત્રણ, ક્ષીણમોહ અને અયોગિ છ માસ સુધી ન હોય.

પ્ર-૪૫ ઉત્કૃષ્ટથી આઠ સમય સુધી સતત કયા કયા ભાવો પ્રાપ્ત થાય?

ઉ૦ સર્વવિરતિ ચારિત્ર અને સિદ્ધપણું.

પ્ર-૪૬ નિરંતર પ્રતિસમયે અનંતા ઉત્પન્ન થાય એવા જીવો કયા કયા?

ઉ૦ એકેન્દ્રિય, વનસ્પતિ અને સાધારણ વનસ્પતિકાયના જીવો.

પ્ર-૪૭ જીવ એકેન્દ્રિયપણાનો ત્યાગ કરી પુનઃ ઉત્કૃષ્ટથી કેટલા કાળે એકેન્દ્રિય થાય?

ઉ૦ કેટલાંક વર્ષ અધિક બે હજાર સાગરોપમ કાળે.

પ્ર-૪૮ જગતમાં મુનિઓ સર્વદા હોય છે, વળી તે પ્રતિ અંતર્મુહૂર્તે છઠેથી સાતમે અને સાતમાથી છઠે ગુણસ્થાનકે જાય છે તો ગાથા ૬૩માં સર્વવિરતિ અન્તર્ગત પ્રમત્ત અને અપ્રમત્તનો અનેક જીવાશ્રયી ઉત્કૃષ્ટ વિરહકાળ પંદર દિવસનો કેમ કહ્યો?

ઉ૦ અવિરતિ કે દેશવિરતિમાંથી પ્રમત્તે કે અપ્રમત્તે જાય તે અપેક્ષાએ તે ગાથામાં ઉત્કૃષ્ટ વિરહ પંદરદિવસનો કહ્યો છે, પરંતુ છટ્ઠે સાતમે પરાવર્ત્તન કરતા મુનિઓની અપેક્ષાએ નહિ.

પ્ર-૪૯ જૈન-આગમો અને પંચસંગ્રહાદિ ગ્રંથો સર્વજ્ઞમૂળક કહેવાય છે તો તેમાં મતાન્તર કેવી રીતે હોઈ શકે?

ઉ૦ વાત સત્ય છે, પરંતુ પૂર્વે આગમો મુનિભગવંતો કંઠસ્થ રાખતા હતા, તે પછી કેટલાક કાળે મોટા મોટા દુષ્કાળો પડવાથી અને સ્મરણશક્તિ આદિ ઘટી જવાથી આગમો બરાબર કંઠસ્થ રહ્યા નહિ, ત્યારબાદ જે આગમો જે મુનિઓને જે રીતે કંઠસ્થ હતાં તે રીતે તપાસી વાચનાદ્વારા વ્યવસ્થિત કર્યાં છતાં કેટલાંક મુનિઓને ભિન્ન-ભિન્ન રીતે યાદ રહેલ પાઠોનો સમન્વય ન થવાથી તેમાં કયા પાઠો સત્ય છે કે અસત્ય? તેનો નિર્ણય તે કાળના અતિશયશ્રુતસંપન્ન આચાર્યો પણ ન કરી શકવાથી તે પાઠો આગમો પુસ્તકારૂઢ કરતી વખતે મતાન્તર રૂપે લેવામાં આવ્યા, તેમજ તે પછી પણ લહીયા વગેરેના લેખનદોષના કારણે પણ પાઠો ભિન્ન-ભિન્ન રૂપે થયા એથી સર્વજ્ઞમૂળક આગમોમાં મતાન્તરો જણાય છે.

પ્ર-૫૦ મતાન્તર એટલે જણાવેલ મતથી ભિન્નમત એટલે કે અન્યમત, તો તે મૂળમતથી સર્વથા ભિન્ન જ હોય કે અપેક્ષાએ તેનો સમન્વય પણ થઇ શકે ?

ઉ૦ જે અપેક્ષામાત્રથી ભિન્ન રીતે બતાવેલ હોય પણ બીજી કોઇ અપેક્ષાએ સમન્વય થઇ શકે તેને મતાન્તર કહેવાય નહિ, કારણ કે જુદા જુદા ગ્રંથોમાં અથવા એક જ ગ્રંથમાં જુદા જુદા મતો હોય અને જેનો કોઇ અપેક્ષાએ તેઓએ તે અથવા અન્યગ્રંથમાં સમન્વય ન કર્યો હોય તે જ મતાન્તર કહેવાય.

કયારેક કેટલાક ભિન્ન-ભિન્ન ગ્રંથોમાં ભિન્ન-ભિન્ન મતોનો તે તે ગ્રંથના ટીકા આદિ કરનાર અન્ય આચાર્યો પોતાની બુદ્ધિને અનુસારે સમન્વય કરતા જણાય છે પણ તે સમન્વય મૂળ ગ્રંથકારના આશયને અનુરૂપ જ થાય છે ? અગર અન્ય રીતે થાય છે ? તે અતિશય જ્ઞાનીઓ વિના અન્ય કોઇથી કહી શકાય નહિ, તેથી જ કેટલાંક સ્થળોએ તેવા સમન્વયો કરી 'तत्त्वं तु केवलिनो विदन्ति' ઇત્યાદિ લખેલું જોવા મળે છે.

પ્ર-૫૧ પંચેન્દ્રિય તિર્યંચોમાં ત્રણે વેદવાળાઓનું અલ્પબહુત્વ શી રીતે છે ?

ઉ૦ પુરુષવેદી સર્વથી થોડા, તેથકી સ્ત્રીવેદી અને નપુંસકવેદી અનુક્રમે સંખ્યાતગુણ છે.

પ્ર-૫૨ અભવ્યો વધારે કે સમ્યક્ત્વથી પતિત મિથ્યાદૃષ્ટિઓ વધારે ?

ઉ૦ અભવ્યો કરતાં સમ્યક્ત્વથી પતિત મિથ્યાત્વીઓ અનંતગુણ છે.

પ્ર-૫૩ અભવ્યો અને સિદ્ધો બન્ને અનંતા છે તો તેમાં ઓછું કોણ અને વધારે કોણ ?

ઉ૦ અભવ્યો ચોથા અનંતે અને સિદ્ધો પાંચમા અનંતે છે, દિગંબરીય ગ્રંથોમાં તથા આપણામાં પણ કોઇ કોઇ સ્થળે આઠમા અનંતે સિદ્ધો કહ્યા છે. તેથી અભવ્યો કરતાં સિદ્ધો અનંતગુણ છે.

પ્ર-૫૪ ઉપશમશ્રેણિમાં સમ્યક્ત્વ કયા ભાવે હોય ? તેમજ ક્ષપકશ્રેણિમાં દશમા ગુણસ્થાનક સુધી કયા ભાવનુ ચારિત્ર હોય ?

ઉ૦ ઉપશમશ્રેણિમાં સમ્યક્ત્વ ઔપશમિક અથવા ક્ષાયિક ભાવે હોય અને ક્ષપકશ્રેણિમાં દશમા ગુણસ્થાનક સુધી ચારિત્ર ક્ષયોપશમ ભાવનું હોય.

પ્ર-૫૫ કયા અપર્યાપ્ત જીવોમાં પાંચે ભાવો ઘટી શકે ?

ઉ૦ સંજ્ઞિ-અપર્યાપ્ત જીવોમાં.



## ત્રીજું બંધવ્ય દ્વાર

આ પ્રમાણે બંધક પ્રરૂપણા નામનું બીજું દ્વાર કહ્યું, હવે બંધવ્ય પ્રરૂપણા નામનું ત્રીજું દ્વાર કહે છે.

બાંધનાર ચૌદ ભેદવાળા જીવોને બાંધવા યોગ્ય શું છે? કોનો બંધ કરે છે? તેનો વિચાર આ દ્વારમાં કરશે. બાંધવા યોગ્ય-કર્મના મૂળ અને ઉત્તર ભેદો કહેવાનો આરંભ કરતાં પહેલાં મૂળ ભેદો બતાવે છે. કેમકે મૂળ ભેદોનું યથાર્થ જ્ઞાન થાય તો ઉત્તર ભેદો સુખપૂર્વક જાણી શકાય છે. તે મૂળ ભેદો આ પ્રમાણે—

**नाणस्स दंसणस्स य आवरणं वेयणीय मोहणीयं।**
**आउ य नामं गोयं तहंतरायं च पयडीओ ॥१॥**

ज्ञानस्य दर्शनस्य चावरणं वेदनीयं मोहनीयम्।
आयुश्च नाम गोत्रं तथान्तरायं च प्रकृतयः ॥१॥

અર્થ—જ્ઞાન અને દર્શનનું આવરણ-જ્ઞાનાવરણ દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર, તથા અંતરાય એ આઠ કર્મના મૂળ ભેદો છે.

ટીકાનુ૦—જે વડે વસ્તુનું જ્ઞાન થાય એટલે કે નામ જાતિ ગુણ ક્રિયા આદિ સહિત વિશેષ બોધ જે વડે થાય તે જ્ઞાન.

જે વડે દેખાય એટલે કે નામ જાતિ આદિ વિના સામાન્ય બોધ જે વડે થાય તે દર્શન. કહ્યું છે કે—

'નામ જાતિ આદિરૂપ જે આકાર-વિશેષ બોધ તે વિના પદાર્થોનું જે સામાન્ય જ્ઞાન થાય તેને સિદ્ધાંતમાં દર્શન કહ્યું છે.'

જે વડે આચ્છાદન થાય-દબાય તે આવરણ કહેવાય છે, એટલે કે-મિથ્યાત્વાદિ હેતુઓનું જેમાં પ્રાધાન્ય છે એવા જીવવ્યાપાર દ્વારા ગ્રહણ કરાયેલી કાર્મણ વર્ગણાની અંદરનો જે વિશિષ્ટ પુદ્ગલ સમુહ તે આવરણ કહેવાય છે. તેમાં જ્ઞાનને આચ્છાદન કરનાર જે પુદ્ગલ સમૂહ તે જ્ઞાનાવરણ, અને દર્શનને આચ્છાદન કરનાર જે પુદ્ગલ સમૂહ તે દર્શનાવરણ કહેવાય છે.

સુખ અને દુઃખરૂપે જે અનુભવાય તે વેદનીય કહેવાય છે, જો કે સઘળાં કર્મોનો

અનુભવ થાય છે છતાં પણ વેદનીય શબ્દ પંકજ આદિ શબ્દોની જેમ રૂઢ અર્થવાળો હોવાથી સાતા અને અસાતારૂપે જે અનુભવાય તેજ વેદનીય કહેવાય છે, શેષ કર્મો કહેવાતાં નથી.

જે કર્મ આત્માને સદ્ અસદ્રૂપ વિવેકથી રહિત કરે, હું કોણ? મારૂં શું? પર કોણ? અને પરાયું શું? એવું ભેદ જ્ઞાન ન થવા દે મોહનીય કહેવાય.

જે વડે અમુક અમુક ગતિમાં અમુક કાળ પર્યંત આત્મા ટકી શકે, પોતે કરેલાં કર્મો વડે પ્રાપ્ત થયેલી નરકાદિ દુર્ગતિમાંથી નીકળવાની ઇચ્છા છતાં પણ જે અટકાવે, પ્રતિબંધકપણાને પ્રાપ્ત થાય તે આયુઃ. અથવા એક ભવમાંથી બીજા ભવમાં જતાં આત્માઓને જેનો અવશ્ય ઉદય થાય તે આયુઃ.

જે કર્મ ગતિ જાતિ આદિ અનેક પર્યાયોનો આત્માને અનુભવ કરાવે તે નામકર્મ.

ઉચ્ચ અને નીચ શબ્દોવડે જે બોલાવાય એવો જે ઉચ્ચ અને નીચ કુળમાં ઉત્પન્ન થવા રૂપ આત્માનો પર્યાય વિશેષ તે ગોત્ર. તે પર્યાય પ્રાપ્ત થવામાં હેતુભૂત કર્મ પણ કારણમાં કાર્યનો આરોપ થવાથી ગોત્ર કહેવાય છે. અથવા જેનો ઉદય થવાથી આત્માનો ઉચ્ચ અને નીચ શબ્દો વડે વ્યવહાર થાય તે ગોત્ર કહેવાય છે.

જીવ અને દાનાદિકનું વ્યવધાન=અંતર કરવા જે કર્મ પ્રાપ્ત થાય, એટલે કે જેના ઉદયથી જીવો દાનાદિ ન કરી શકે તે અંતરાય કહેવાય છે.

આજ આઠ મૂળ પ્રકૃતિઓ છે. અહિં પ્રકૃતિ શબ્દનો અર્થ ભેદ થાય છે. ભાષ્યકાર ભગવાન્ કહે છે કે-'અથવા પ્રકૃતિ એટલે ભેદ' એટલે કર્મ આઠ ભેદે છે એ અર્થ થાય છે.

પ્રશ્ન—જ્ઞાનાવરણાદિ કર્મને આ ક્રમથી કહેવામાં કંઇ પ્રયોજન છે? અથવા પ્રયોજન સિવાય જ આ ક્રમ પ્રવર્ત્તેલો છે?

ઉત્તર—જે ક્રમપૂર્વક જ્ઞાનાવરણાદિ આઠ કર્મો પૂર્વે કહ્યાં છે તે ક્રમપૂર્વક કહેવામાં પ્રયોજન છે, તે અમે કહીએ છીએ-તે આ પ્રમાણે—

અહિં જ્ઞાન અને દર્શન એ જીવનું સ્વરૂપ છે. કારણ કે જ્ઞાન અને દર્શનના અભાવે જીવત્વ હોઇ શકતું જ નથી. કેમકે ચેતના એ જીવનું સ્વરૂપ છે. જો જીવમાં તે જ્ઞાન અને દર્શનનો જ અભાવ હોય તો તે જીવ કઇ રીતે હોઇ શકે? માટે જીવમાં તેના સ્વરૂપ રૂપ ચેતના-જ્ઞાન દર્શન હોવીજ જોઈએ. જ્ઞાન અને દર્શનમાં પણ જ્ઞાન એ મુખ્ય છે. કારણ કે સઘળાં શાસ્ત્રાદિ સંબંધી વિચાર જ્ઞાનદ્વારા જ થઈ શકે છે. વળી જંઘાચારણાદિ સઘળી લબ્ધિઓ જ્ઞાનોપયોગમાં વર્ત્તમાન આત્માને જ થાય છે. દર્શનોપયોગમાં વર્તમાન આત્માને થતી નથી. કહ્યું છે કે—

'સાકારોપયોગિ આત્માને સઘળી લબ્ધિઓ થાય છે, અનાકારોપયોગિ આત્માને થતી નથી.'

તથા જે સમયે આત્મા સઘળાં કર્મ રહિત થાય[1] છે, તે સમયે જ્ઞાનોપયોગી જ હોય છે પરંતુ દર્શનોપયોગી હોતા નથી. કેમકે દર્શનોપયોગ બીજે સમયે હોય છે. તે હેતુથી જ્ઞાન એ પ્રધાન છે. તેને આવરનારૂં જ્ઞાનાવરણીય કર્મ હોવાથી તેને પહેલું કહ્યું છે, અને ત્યારપછી દર્શનને આવરનારૂં દર્શનાવરણીય કર્મ કહ્યું છે. કારણ કે જ્ઞાનોપયોગથી ચ્યુત આત્માની દર્શનોપયોગમાં સ્થિરતા થાય છે.

આ જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ પોતાના વિપાકને બતાવતાં યથાયોગ્ય રીતે અવશ્ય સુખ અને દુઃખરૂપ વેદનીય કર્મના ઉદયમાં હેતુ થાય છે. તે આ પ્રમાણે—

અતિ ગાઢ જ્ઞાનાવરણીય કર્મના રસોદય વડે સૂક્ષ્મ અને અતિસૂક્ષ્મ પદાર્થોનો વિચાર કરવામાં અસમર્થ પોતાને જાણતા ઘણા આત્માઓ અત્યંત ખેદ પામે છે–અત્યંત દુઃખનો અનુભવ કરે છે. અને જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ પટુતા યુક્ત આત્મા સૂક્ષ્મ સૂક્ષ્મતર પદાર્થોને પોતાની બુદ્ધિવડે ભેદતો–જાણતો અને ઘણાઓથી પોતાને ચડીઆતો જોતો અત્યંત આનંદનો–સુખનો અનુભવ કરે છે. આ પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય અને ક્ષયોપશમ અનુક્રમે દુઃખ અને સુખરૂપ વેદનીય કર્મના ઉદયમાં નિમિત્ત થાય છે.

ગાઢ દર્શનાવરણીય કર્મના વિપાકોદય વડે જન્માંધ આદિ થવાથી ઘણા માણસો અતિ અદ્ભુત દુઃખનો અનુભવ કરે છે; અને દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમવડે ઉત્પન્ન થયેલી કુશળતા દ્વારા સ્પષ્ટ ચક્ષુ આદિ ઇન્દ્રિયો યુક્ત થઇને યથાર્થપણે વસ્તુને જોતો અત્યંત આનંદનો અનુભવ કરે છે. આ રીતે દર્શનાવરણીય કર્મ દુઃખ અને સુખરૂપ વેદનીય કર્મના ઉદયમાં નિમિત્તરૂપ થાય છે.

આ પ્રમાણે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ વેદનીય કર્મના ઉદયમાં હેતુ થાય છે એ અર્થ જણાવવા ત્રીજું વેદનીય કર્મ કહ્યું છે.

વેદનીય કર્મ ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુના સંયોગે સુખ કે દુઃખ ઉત્પન્ન કરે છે. ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુના સંયોગે સંસારિ આત્માઓને અવશ્ય રાગ અને દ્વેષ થાય છે. ઇષ્ટ વસ્તુનો સંયોગ થવાથી સારૂં થયું, મને આ વસ્તુ મળી, એવો ભાવ થાય છે, અને અનિષ્ટ વસ્તુનો સંયોગ થવાથી મને આ વસ્તુ ક્યાંથી મળી ? ક્યારે એ દૂર થાય ? એવો ભાવ થાય છે. એજ રાગ અને દ્વેષરૂપ છે. રાગ અને દ્વેષ મોહનીય કર્મરૂપ જ છે. આ રીતે વેદનીયકર્મ મોહનીયના ઉદયમાં કારણ છે, એ અર્થ જણાવવા માટે વેદનીય પછી ચોથું મોહનીય કર્મ કહ્યું છે.

મોહમૂઢ આત્માઓ બહુ આરંભ અને પરિગ્રહઆદિ કાર્યોમાં આસક્ત થઇને નરકાદિ આયુષ્ય બાંધે છે. આ રીતે મોહનીય કર્મ આયુકર્મના બંધમાં હેતુ છે એ જણાવવા મોહનીય પછી આયુકર્મ કહ્યું છે.

---

1 તેરમા ગુણસ્થાનકના પહેલે સમયે, ચૌદમા ગુણસ્થાનકના પહેલા સમયે, અને સિદ્ધ અવસ્થાના પ્રથમ સમયે આત્મા જ્ઞાનના ઉપયોગમાં જ વર્તતો હોય છે.

નરકાયુ આદિ કોઇપણ આયુનો જ્યારે ઉદય થાય ત્યારે અવશ્ય નરકગતિ પંચેન્દ્રિય જાતિ આદિ નામકર્મનો ઉદય થાય છે. માટે આયુ પછી નામકર્મ કહ્યું છે.

નામકર્મનો જ્યારે ઉદય થાય ત્યારે અવશ્ય ઉચ્ચ કે નીચ ગોત્રમાંથી કોઇ પણ ગોત્ર કર્મનો ઉદય થાય છે. એ જણાવવા નામકર્મ પછી ગોત્રકર્મ કહ્યું છે.

ગોત્રકર્મનો જ્યારે ઉદય થાય ત્યારે ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલાને પ્રાયઃ દાનાંતરાય લાભાંતરાયાદિકર્મનો ક્ષયોપશમ હોય છે, કેમકે રાજા વગેરે ઘણું દાન આપે છે ઘણો લાભ પણ મેળવે છે એમ દેખાય છે. અને નીચકુળમાં ઉત્પન્ન થયેલાને પ્રાયઃ દાનાંતરાય લાભાંતરાયાદિકર્મનો ઉદય હોય છે. અંત્યજાદિ હલકા વર્ણોમાં દાન આદિ જણાતું નથી. આ પ્રમાણે ઉચ્ચ નીચ ગોત્રનો ઉદય અંતરાયના ઉદયમાં હેતુ છે એ અર્થના જ્ઞાન માટે ગોત્ર પછી અંતરાય કર્મ કહ્યું છે. ૧

આ પ્રમાણે મૂળ પ્રકૃતિઓ કહી, હવે ઉત્તર પ્રકૃતિઓને સંખ્યા બતાવવા દ્વારા કહે છે—

**पंच नव दोन्नि अट्ठावीसा चउरो तहेव बायाला ।**
**दोन्नि य पंच य भणिया पयडीओ उत्तरा चेव ॥२॥**

पञ्च नव द्वे अष्टाविंशतिः चतस्रः तथैव द्वाचत्वारिंशत् ।
द्वे च पञ्च च भणिताः प्रकृतय उत्तराश्चैव ॥२॥

અર્થ—પાંચ, નવ, બે, અઠ્ઠાવીસ. ચાર, તેમજ બેતાલીસ, બે, અને પાંચ એ આઠ કર્મની ઉત્તર પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—અહિં અનુક્રમે જ્ઞાનાવરણીયાદિ આઠકર્મની ઉત્તરપ્રકૃતિઓની સંખ્યા કહી છે, તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીયની પાંચ ઉત્તર પ્રકૃતિઓ છે, એ પ્રમાણે દર્શનાવરણીયની નવ, વેદનીયની બે, મોહનીયની અઠ્ઠાવીસ, આયુની ચાર, તેમજ નામકર્મની બેતાલીસ, ગોત્રની બે અને અંતરાયની પાંચ ઉત્તરપ્રકૃતિઓ પૂર્વાચાર્ય મહારાજાઓએ કહી છે. ૨

જે ક્રમપૂર્વક કહેવાની પ્રતિજ્ઞા કરી હોય તે ક્રમપૂર્વક કથન કરવું જોઇએ, એવો ન્યાય હોવાથી પહેલાં જ્ઞાનાવરણીય કર્મની ઉત્તર પ્રકૃતિઓનું વ્યાખ્યાન કરે છે—

**मइसुयओहिमणकेवलाण आवरणं भवे पढमं ॥**

मतिश्रुतावधिमनःकेवलानामावरणं भवेत् प्रथमम् ।

અર્થ—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ, અને કેવળજ્ઞાનનું જે આવરણ તે પહેલું જ્ઞાનાવરણ કર્મ છે.

ટીકાનુ૦—પહેલું જ્ઞાનાવરણીય કર્મ પાંચ પ્રકારે છે. તે આ પ્રમાણે—મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યાયજ્ઞાનાવરણ, અને કેવળ જ્ઞાનાવરણ.

મતિ-શ્રુતાદિ જ્ઞાનનું સ્વરૂપ પહેલા દ્વારમાં વિસ્તારપૂર્વક કહ્યું છે એટલે ફરી અહિં કહેતા નથી.

મતિજ્ઞાન અને તેના પેટા ભેદોને આવરનારૂં જે કર્મ તે મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાન અને તેના પેટા ભેદોને આવરનારૂં શ્રુતજ્ઞાનાવરણ, આ રીતે પાંચે આવરણો સમજવા.

જ્ઞાનાવરણીયકર્મ આત્માના જ્ઞાન ગુણને દબાવે છે.

આ પ્રમાણે જ્ઞાનાવરણીયની ઉત્તરપ્રકૃતિઓ કહી હવે તેના સરખાજ ભેદવાળી અને સમાન સ્થિતિવાળી અંતરાય કર્મની ઉત્તરપ્રકૃતિઓ કહે છે—

## दाणलाभभोगोवभोगविरयंतराययं चरिमं ॥३॥

### दानलाभभोगोपभोगवीर्यांतरायकं चरिमम् ॥३॥

અર્થ—દાન, લાભ, ભોગ, ઉપભોગ, અને વીર્યને દબાવનારૂં છેલ્લું અંતરાય કર્મ છે.

ટીકાનુ૦—દાનાદિ ગુણોને દબાવનારૂં દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, અને વીર્યાંતરાયના ભેદે છેલ્લું અંતરાયકર્મ પાંચ પ્રકારે છે.

તેમાં પોતાનું સ્વત્વ ઉઠાવી અન્યને અધીન કરવું તે દાન કહેવાય. જે કર્મના ઉદયથી તેવા પ્રકારના દાનની ઇચ્છા ન થાય, પોતાના ઘરમાં વૈભવ છતાં ગુણવાન પાત્ર મળવા છતાં આ મહાત્માને દેવાથી મહાન્ ફળની પ્રાપ્તિ થાય તેમ જાણવા છતાં દેવાનો ઉત્સાહ ન થાય તે દાનાંતરાય કર્મ કહેવાય છે.

લાભ એટલે વસ્તુની પ્રાપ્તિ, જે કર્મના ઉદયથી વસ્તુને પ્રાપ્ત ન કરી શકે, દાન ગુણ વડે પ્રસિદ્ધ દાતારના ઘરમાં દેવાયોગ્ય વસ્તુ હોવા છતાં પણ તે વસ્તુને ભિક્ષા માગવામાં કુશળ અને ગુણવાન યાચક હોવા છતાં પણ પ્રાપ્ત ન કરી શકે તે લાભાંતરાયકર્મ કહેવાય.

જે કર્મના ઉદયથી વિશિષ્ટ આહારાદિ વસ્તુની સામગ્રી મળવા છતાં પણ અને પ્રત્યાખ્યાન-ત્યાગનો પરિણામ અથવા વૈરાગ્ય ન હોવા છતાં પણ માત્ર કૃપણતાથી તે વસ્તુઓને ભોગવવા સમર્થ ન થાય તે ભોગાંતરાયકર્મ કહેવાય છે.

એ પ્રમાણે ઉપભોગાંતરાય કર્મ પણ સમજવું ભોગ અને ઉપભોગ એટલે લાભાંતરાય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત સામગ્રીનો ઉપયોગ કરવો તે. પરંતુ તે બંનેમાં આ વિશેષ છે જે એક વાર ભોગવાય તે ભોગ, અને વારંવાર ભોગવાય તે ઉપભોગ કહેવાય છે. એક વાર ભોગવવા યોગ્ય વસ્તુ જેના ઉદયથી ન ભોગવી શકે તે ભોગાંતરાય, અને વારંવાર ભોગવવા યોગ્ય વસ્તુ જેના ઉદયથી ન ભોગવી શકે તે ઉપભોગાંતરાય કહેવાય છે, કહ્યું છે કે—

એક વાર જે ભોગવાય તે આહાર અને પુષ્પ આદિ ભોગ, અને વારંવાર જે ભોગવાય તે વસ્ત્ર અને સ્ત્રી આદિ ઉપભોગ કહેવાય છે.'

વીર્ય એટલે આત્માની અનંતશક્તિ, તેને આવરનારૂં જે કર્મ તે વીર્યાંતરાય. જે કર્મના ઉદયથી શરીર રોગ રહિત હોવા છતાં અને યુવાવસ્થામાં વર્ત્તતા છતાં પણ અલ્પબળવાળો થાય, અથવા શરીર બળવાન હોવા છતાં કોઇ સિદ્ધ કરવાલાયક કાર્ય આવી પડવા વડે હીન સત્વપણાને લઇ તે કાર્ય સિદ્ધ કરવા પ્રવૃત્તિ કરી શકે નહિ, તે વીર્યાંતરાય કર્મ કહેવાય છે. ૩

આ પ્રમાણે અંતરાય કર્મની ઉત્તરપ્રકૃતિઓ કહી. હવે સમાન સ્થિતિવાળી હોવાથી અને ઘાતિ કર્મ હોવાથી જ્ઞાનાવરણીયની નજીકની બીજા દર્શનાવરણીય કર્મની ઉત્તરપ્રકૃતિઓ કહે છે—

नयणेयरोहिकेवल दंसणआवरणयं भवे चउहा ।
निद्दापयलाहिं छहा निद्दाइदुरुत्तथीणद्धी ॥ ४ ॥

नयनेतरावधिकेवल–दर्शनावरणं भवेचतुर्द्धा ।
निद्राप्रचलाभ्यां षोढा निद्रादिद्विरुक्तस्त्यानर्द्धिभिः ॥ ४ ॥

અર્થ—ચક્ષુ, અચક્ષુ, અવધિ, અને કેવળદર્શન વિષયક દર્શનાવરણીય કર્મ ચાર ભેદે છે. નિદ્રા અને પ્રચલા સાથે છ ભેદે છે અને બેવાર બોલાયેલ નિદ્રા અને પ્રચલા તથા થીણદ્ધિ સાથે નવ ભેદો થાય છે.

ટીકાનુ૦—અહિં દર્શનાવરણીય કર્મ બંધ ઉદય અને સત્તામાં કોઇ વખતે ચાર પ્રકારે કોઇ વખત છ પ્રકારે, અને કોઇ વખતે નવ પ્રકારે એમ ત્રણ રીતે સંભવે છે. તે ચાર છ અને નવ પ્રકારે કઈ રીતે સંભવે તેને બતાવતાં પહેલા ચાર પ્રકાર બતાવે છે.

ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શન વિષયક દર્શનાવરણીય કર્મ ચાર ભેદે છે. તાત્પર્ય એ કે-જ્યારે દર્શનાવરણીય કર્મના બંધ ઉદય અને સત્તામાં ચાર ભેદની વિવક્ષા કરવામાં આવે ત્યારે તે ચાર ભેદ આ પ્રમાણે સમજવા-ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, અને કેવળદર્શન.

તેમાં ચક્ષુદ્વારા ચક્ષુના વિષયનું જે સામાન્ય જ્ઞાન તે ચક્ષુદર્શન, અને તેને આવરનારૂં જે કર્મ તે ચક્ષુદર્શનાવરણીય કર્મ.

ચક્ષુ વિના શેષ સ્પર્શનાદિ ચાર ઇન્દ્રિય અને મનવડે તે તે ઇન્દ્રિયના વિષયનુ જે સામાન્ય જ્ઞાન તે અચક્ષુદર્શન, અને તેને આવરનારૂં જે કર્મ તે [1]અચક્ષુદર્શનાવરણીય કર્મ.

૧ અહિં ચક્ષુ-અચક્ષુદર્શનાવરણ ન કહેતા સામાન્ય માત્ર ઇન્દ્રિયાવરણ કહેવામાં આવે તો બધા આવરણોનો સમાવેશ થાય છે. પરંતુ લોકમાં આ વસ્તુ મેં જોઇ હું આ દેખું છું એવો વ્યવહાર ચક્ષુના સંબંધમાં જ થાય છે. તેથી તથા વિગ્રહગતિમાં કોઇપણ દર્શન ન હોય ત્યારે અચક્ષુદર્શન તો હોય છે જ તે જણાવવા ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન અલગ અલગ કહ્યા છે.

અચક્ષુદર્શનાવરણીયમાં સ્પર્શનાદિ ચાર ઇન્દ્રિયાવરણ અને મનનોઇન્દ્રિયાવરણ એમ પાંચ આવરણોનો સમાવેશ થાય છે.

ઇન્દ્રિય અને મનની સહાય વિના મર્યાદામાં રહેલા રૂપી પદાર્થનું જે સામાન્ય જ્ઞાન તે અવધિદર્શન અને તેને આવરનારૂં જે કર્મ તે અવધિદર્શનાવરણીય કર્મ.

રૂપિ અરૂપિ દરેક પદાર્થનુ જે સામાન્ય જ્ઞાન તે કેવળદર્શન, અને તેને આવરનારૂં જે કર્મ તે કેવળદર્શનાવરણીય કર્મ કહેવાય છે.

તેજ દર્શનાવરણીયનુ ચતુષ્ક નિદ્રા પ્રચલા સાથે ગણુતાં છ ભેદે થાય છે. નિદ્રા એ સર્વ-ઘાતિની પ્રકૃતિ છે. આત્માની ચૈતન્યશક્તિને દબાવી શરીર ઉપર પણ અસર કરે છે કે જેને લઇ આંખોનુ ઘેરાવું, ઝોલાં આવવા, શરીર ભારે થવું, ઇત્યાદિ ચિન્હો થાય છે.

હવે નિદ્રાનો શબ્દાર્થ કહે છે–જે અવસ્થામાં ચૈતન્ય અવશ્ય અસ્પષ્ટ થાય તે નિદ્રા કહેવાય. જ્યારે નિદ્રા આવે છે ત્યારે કોઇપણ ઇન્દ્રિયના વિષયનું કે અન્ય કોઇપણ પ્રકારનું જ્ઞાન થતું નથી. તે નિદ્રાના તીવ્ર મંદાદિ ભેદે પાંચ પ્રકાર થાય છે. તે આ પ્રમાણે-નિદ્રા, નિદ્રાનિદ્રા,પ્રચલા, પ્રચલાપ્રચલા, અને થિણદ્ધિ.

તેમાં એવા પ્રકારની મન્દ નિદ્રા આવે કે જેની અંદર નખચ્છોટિકા–ચપટી વગાડવી, એકાદ શબ્દ કરવો એ આદિ દ્વારા સુખપૂર્વક જાગ્રત થાય તે નિદ્રા. એવા પ્રકારની નિદ્રા ઉંઘ આવવામાં હેતુભૂત જે કર્મ તે પણ કારણમાં કાર્યનો આરોપ કરી નિદ્રા કહેવાય છે. નિદ્રા દર્શનાવરણીયકર્મ એ ઉંઘ આવવામાં કારણ છે, અને ઉંઘ એ કાર્ય છે.

જે નિદ્રાવસ્થામા બેઠેલો અથવા ઉભો રહેલો ડોલાં ખાધા કરે, એટલે કે જેની અંદર બેઠાં બેઠાં કે ઉભાં ઉભાં ઉંઘ આવે તે પ્રચલા. એવા પ્રકારના વિપાકનો અનુભવ કરાવનારી કર્મપ્રકૃતિ પણ પ્રચલા કહેવાય છે.

થીણદ્ધિ ત્રિકની અપેક્ષાએ આ બે નિદ્રાઓ મંદ છે. દર્શનાવરણીયનું ષટ્ક જ્યાં ગ્રહણ કરવામાં આવે ત્યાં દરેક સ્થળે ઉપરોક્ત છ પ્રકૃતિઓ ગ્રહણ કરવી.

આ દર્શનાવરણ ષટ્કને બેવાર બોલાયેલ નિદ્રા અને પ્રચલા એટલે નિદ્રાનિદ્રા અને પ્રચલાપ્રચલા તથા થીણદ્ધિ સાથે ગણતાં દર્શનાવરણીય નવ પ્રકારે થાય છે.

તેમાં નિદ્રાથી ચડીયાતી જે નિદ્રા તે નિદ્રાનિદ્રા. તેની અંદર ચૈતન્ય અત્યંત અસ્ફુટ થયેલું હોવાથી ઘણું ઢંઢોળવું, ઘણા સાદ પાડવા ઇત્યાદિ પ્રકારો વડે પ્રબોધ થાય છે. આ હેતુથી સુખપૂર્વક પ્રબોધ થવામાં હેતુભૂત નિદ્રા કર્મપ્રકૃતિની અપેક્ષાએ આ નિદ્રાનું ચડીયાતાપણું છે. તાત્પર્ય એ કે જેના ઉદયથી એવી ગાઢ ઉંઘ આવે કે ઘણા સાદ પાડવાથી કે ઘણું ઢંઢોળવાથી દુઃખપૂર્વક જાગ્રત થવાય તે નિદ્રાનિદ્રા કહેવાય છે. એવા પ્રકારની નિદ્રામાં હેતુભૂત કર્મપ્રકૃતિ પણ નિદ્રાનિદ્રા કહેવાય છે.

પ્રચલાથી ચડીયાતી જે નિદ્રા ત પ્રચલાપ્રચલા. આ નિદ્રા ચાલતાં ચાલતાં પણ પ્રાપ્ત

ઓાય છે. એટલે કે જે કર્મના ઉદયથી ચાલતાં ચાલતાં ઉંઘ આવે તે પ્રચલાપ્રચલા કહેવાય છે. અને તેથી એક સ્થળે બેઠા કે ઉભા રહેલાને પ્રાપ્ત થતી પ્રચલાની અપેક્ષાએ આ નિદ્રાનું ચઢીયાતાપણું છે.

પિંડરૂપે થયેલી છે આત્મશક્તિ અથવા વાસના જે સ્વાપાવસ્થામાં તે સ્ત્યાનર્દ્ધિ અથવા [1]સ્ત્યાનગૃદ્ધિ કહેવાય છે. કારણ કે જ્યારે આ નિદ્રા આવે છે ત્યારે પ્રથમ સંઘયણી જે વાસુદેવ તેના અર્ધ બળ સમાન બળ ઉત્પન્ન થાય છે.

જેમ કોઇ માણસને રોગના જોરથી બળ ઉત્પન્ન થાય છે, તેમજ અતૃપ્ત વાસનાને રાત્રિમાં ઉંઘમાં જ ઉઠી પૂર્ણ કરી આવે છે.

શાસ્ત્રમાં આ સંબંધે એક ઉદાહરણ આપ્યું છે તે આ પ્રમાણે—કોઇ એક સ્થળે થીણદ્ધિ નિદ્રાના ઉદયવાળો સાધુ રહેતો હતો. તેને દિવસે કોઇ એક સ્થળે જતાં રસ્તામાં હાથીએ સ્ખલના કરી તે હાથી ઉપર તે સાધુને ઘણો ગુસ્સો થયો, અને વેર લેવાની ઇચ્છા થઇ. તે રાત્રે તેને થીણદ્ધિ નિદ્રા આવી, નિદ્રામાં જ ઉઠીને જ્યા હાથી હતો ત્યાં જઇ તેના બે દાંત ઉખાડી પોતાના ઉપાશ્રયના બારણામાં ફેંકી સૂઇ ગયો. આ નિદ્રાના બળથી સાધુને હાથીના દંતુશળ ખેંચવા જેટલી શક્તિ ઉત્પન્ન થઇ અને વૈર લીધું.

વિશેષાવશ્યક ભાષ્યાદિ શાસ્ત્રોમાં બીજા પણ અનેક દાખલાઓ આપ્યા છે.

નિદ્રાઓનો અર્થ કરતાં પ્રાચીન કર્મગ્રંથમાં કહ્યું છે કે—જેની અંદર સુખપૂર્વક પ્રબોધ -જાગ્રત થાય તે નિદ્રા. દુઃખપૂર્વક જેની અંદર પ્રબોધ થાય તે નિદ્રાનિદ્રા. બેઠેલા અને ઉભા રહેલાને નિદ્રા આવે તે પ્રચલા અને ચક્રમણ કરતાં -ચાલતાં ચાલતાં જે ઉંઘ આવે તે પ્રચલા પ્રચલા કહેવાય છે. અતિ સંક્લિષ્ટ કર્મનો અનુભવ કરતાં થીણદ્ધિ નિદ્રા પ્રાપ્ત થાય

---

૧ થીણદ્ધિનિદ્રા માટે લોકપ્રકાશ સર્ગ દશમાના શ્લોક ૧૪૯ માં નીચે પ્રમાણે લખ્યુ છે—

'स्त्यानर्द्धिर्वासुदेवार्धवलार्हैर्श्चितितार्थकृत् ॥ स्त्याना संघातीभूता गृद्धिर्दिनचिन्तितार्थविषयातिकांक्षा यस्यां सा स्त्यानगृद्धिः इति तु कर्मग्रन्थावचूर्णौ । आद्यसंहननापेक्षमिदमस्या बलं मतम् । अन्यथा तु वर्तमानयुवभ्योऽष्टगुणं भवेत् ॥

अयं कर्मग्रन्थवृत्त्याद्यभिप्रायः । जीतकल्पवृत्तौ तु-यदुदये अतिसंक्लिष्टपरिणामात् दिनदृष्टमर्थमुत्थाय प्रसाधयति केशवार्धवलश्च जायते तदनुदयेऽपि च स शेपपुरुषेभ्यस्त्रिचतुर्गुणो भवति, इयं च प्रथमसंहनिन एव भवति ।

પ્રથમ સંઘયણી સ્ત્યાનર્દ્ધિ નિદ્રાવાળાને વાસુદેવનુ અર્ધબળ ઉત્પન્ન થાય છે, અને શેષ સંઘયણવાળાને વર્તમાન યુવાનોથી આઠગણું બળ ઉત્પન્ન થાય છે એ કર્મગ્રંથની ટીકા આદિમાં કહ્યું છે.

અને જીતકલ્પવૃત્તિમાં તો થીણદ્ધિનિદ્રા પ્રથમ સંઘયણિને જ હોય, અને તેને જ્યારે તે નિદ્રા આવે ત્યારે વાસુદેવનું અર્ધબળ અને નિદ્રા ન આવેલી હોય ત્યારે પણ શેષ પુરૂષોથી ત્રણ ચારગણું બળ હોય એમ કહ્યુ છે.

થીણદ્ધિ નિદ્રાવાળો નિદ્રામાં જ દિવસ કે રાત્રિમાં ચિંતવેલ કાર્યને-અતૃપ્ત વાસનાને નિદ્રામાં જ ઉઠી ઉત્પન્ન થયેલા બળવડે કરી આવે છે અને પાછો સૂઇ જાય છે, પ્રાતઃકાળે જાગ્રત થાય ત્યારે તેને મને આવુ સ્વપ્ન આવ્યું એમ થાય છે. જો કે તે તો સાક્ષાત્ કાર્ય કરી આવ્યો છે.

છે. તે મહા આકરી નિદ્રા છે અને તે પ્રાયઃ દિવસમાં કે રાત્રિમાં ચિંતવેલ અર્થને સાધનારી છે.' થીણદ્ધિના વિપાકને અનુભવ કરાવનારી કર્મપ્રકૃતિ પણ કારણમાં કાર્યનો આરોપ કરી થીણદ્ધિ કહેવાય છે.

ચક્ષુદર્શનાવરણીયાદિ ચાર કર્મપ્રકૃતિઓ મૂળથી દર્શનલબ્ધિનો ઘાત કરે છે એટલે તેના ઉદયથી ચક્ષુદર્શનાદિ પ્રાપ્ત જ થતા નથી. અથવા તેઓના ક્ષયોપશમને અનુસરીને થાય છે. અને નિદ્રાઓ તો દર્શનાવરણીયના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલી દર્શનલબ્ધિને દબાવે છે.

નિદ્રાઓને દર્શનાવરણીયમાં ગણવાનુ કારણ નિદ્રાઓ છદ્મસ્થને જ હોય છે, છદ્મસ્થને પહેલાં દર્શન અને પછી જ જ્ઞાન થાય છે, એટલે નિદ્રાના ઉદયથી જ્યારે દર્શનલબ્ધિ દબાય એટલે જ્ઞાન તો દબાયુ જ. તેથી જ તેને જ્ઞાનાવરણીયમાં ન ગણતાં દર્શનાવરણીયમાં ગણેલી છે. ૪

આ પ્રમાણે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયકર્મની ઉત્તરપ્રકૃતિઓનું વર્ણન કર્યું. જ્ઞાનાવરણાદિ ત્રણે ઘાતિકર્મ છે, તેથી ઘાતિકર્મના પ્રસંગથી હવે મોહનીય કર્મની ઉત્તરપ્રકૃતિઓ વર્ણવે છે—

**सोलस कसाय नव नोकसाय दंसणतिगं च मोहणीयं ।**
**सुरनरतिरिनिरयाऊ सायासायं च नीउच्चं ॥५॥**

षोडश कषाया नव नोकषाया दर्शनत्रिकं च मोहनीयम् ।
सुरनरतिर्यग्निरयायूंषि सातासातं च नीचोच्चम् ॥ ५ ॥

અર્થ—સોળ કષાય. નવ નોકષાય, અને દર્શનત્રિક એમ અઠ્ઠાવીસ ભેદે મોહનીય કર્મ છે. દેવાયુ, મનુષ્યાયુ, તિર્યંગાયુ. અને નરકાયુ એમ ચાર પ્રકારે આયુ કર્મ છે. સાતવેદનીય, અને અસાત વેદનીય એમ બે ભેદે વેદનીય કર્મ છે અને નીચગોત્ર-ઉચ્ચગોત્ર એમ બે પ્રકારે ગોત્રકર્મ છે.

વિવેચન—મોહનીય કર્મ બે પ્રકારે છે—૧ [1]દર્શનમોહનીય; ૨ [2]ચારિત્રમોહનીય. તેમાં

---

૧ દર્શન એટલે સમ્યક્ત્વ, શ્રદ્ધા, રૂચિ, વસ્તુસ્વરૂપનું-આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન. એ આત્માનો મહાન્ ગુણ છે જેને લઇ અઢારદોષ રહિત શુદ્ધ દેવ. પંચમહાવ્રતધારી શુદ્ધ સાધુ, અને દયામૂળ ધર્મ પર રૂચિ થાય છે. આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય છે, અને અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર યુક્ત આત્મા તે હું અને જ્ઞાનાદિ ગુણો તે મારા. શરીર તે હું નહિ અને દ્રવ્યાદિ વસ્તુઓ તે મારી નહિ, એ પ્રમાણે ભેદ જ્ઞાન થાય છે. તથા આત્માને હિતકારી કાર્યમા રૂચિપૂર્વક પ્રવૃત્તિ થાય છે અને અહિતકારી કાર્યમાં પૂર્વકર્મના ઉદયથી કદાચ પ્રવૃત્તિ થાય તો પણ પશ્ચાત્તાપપૂર્ણ હૃદયે પ્રવૃત્તિ થાય છે. તેને આવરનાર દર્શન મોહનીય કર્મ છે, તેના અનંતાનુબંધી અને મિથ્યાત્વ મોહનીય એ બે ભેદ છે. તેમા અનંતાનુબંધિ સંસાર તરફ તીવ્ર આસક્તિ ઉત્પન્ન કરે છે અને મિથ્યાત્વ મોહનીય આત્માના સ્વરૂપના યથાર્થ ભાનથી વિકલ કરે છે.

૨ સર્વજ્ઞ પરમાત્મા મહાવીરના વચનપર યથાર્થ શ્રદ્ધા રાખી તે વચનોને બરાબર સમજી તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી, વિભાવ દશામાથી છૂટી સ્વભાવ-સ્વરૂપમા આવવું, તે ચારિત્ર કહેવાય છે તેને

ચારિત્રમોહનીયની વધારે પ્રકૃતિઓ હોવાથી અને તેના સંબંધમાં ઘણું કહેવાનું હોવાથી પહેલાં તેનું સ્વરૂપ બતાવે છે—સોળ કષાય અને નવ નોકષાય એમ બે ભેદે ચારિત્ર મોહનીય કર્મ છે.

તેમાં જેને લઈ આત્માઓ સંસારમાં રખડે તે કષાય. તેના [1]ક્રોધ, માન માયા અને લોભ એમ ચાર ભેદ છે. વળી તે દરેકના તીવ્ર મંદાદિ ભેદે અનંતાનુબંધિ, અપ્રત્યાખ્યાનાવરણીય, પ્રત્યાખ્યાનાવરણીય, અને સંજ્વલન એમ ચાર ચાર ભેદ થાય છે. અનંતાનુબંધિ કષાય એ અતિ તીવ્ર છે અને અન્ય કષાયો અનુક્રમે મંદ મંદ છે.

તેમાં અનંત સંસારની પરંપરા વધારનારા જે કષાયો તે અનંતાનુબંધિ કષાય કહેવાય છે. તીવ્ર રાગ દ્વેષથી-ક્રોધાદિથી આત્મા અનંત સંસારમાં રખડે છે. તેથી આદિના કષાયોની અનંતાનુબંધિ એવી સંજ્ઞા યોજેલી છે.'

આજ કષાયોનું સંયોજના એવું બીજું નામ છે. તેનો અન્વર્થ આ પ્રમાણે-જે વડે આત્માઓ અનંત ભવો-જન્મો સાથે જોડાય એટલે કે જેને લઈ જીવો અનંત જન્મપર્યંત રખડે તે સંયોજના કહેવાય છે. કહ્યું છે કે-'જે કષાયો જીવને અનંત સંખ્યાવાળા ભવો સાથે જોડે તે સંયોજના, અનંતાનુબંધિ પણ તે જ કહેવાય છે.' આ કષાયનો ઉદય હોય ત્યાં સુધી સમ્યક્ત્વ પ્રાપ્ત થતું નથી.

જે કર્મના ઉદયથી અલ્પ પણ પ્રત્યાખ્યાન-ત્યાગ દશા પ્રાપ્ત ન થાય, પૌદ્ગલિક પદાર્થોપરનો મોહ ઓછો કરી શકે નહિ તે અપ્રત્યાખ્યાનાવરણીય કષાય છે. કહ્યું છે કે-'જે કર્મના ઉદયથી અલ્પ પણ પચ્ચક્ખાણ કરવાના ઉત્સાહવાળો ન થાય, એ અપ્રત્યાખ્યાનાવરણીય સંજ્ઞા અનંતાનુબંધિથી ઉતરતા બીજા કષાયોમાં યોજેલી છે.'

અપ્રત્યાખ્યાનાવરણીય કષાયના ઉદયથી અલ્પ પણ [2]વિરતિના પરિણામ થતા નથી. જો કે સમ્યક્ત્વ પ્રાપ્તિ થાય છે. તે સમ્યક્ત્વી આત્માઓને પાપવ્યાપારોથી છૂટવાની ઇચ્છા જરૂર હોય છે પરંતુ છોડી શકતા નથી અને તેમાં પ્રવૃત્તિ કરે છે તો પણ પશ્ચાત્તાપ પૂર્ણ હૃદયે પ્રવૃત્તિ કરે છે.

---

આવરનારું ચારિત્ર મોહનીય કર્મ છે. તેનાથી આત્માની સ્વરૂપાનુયાયી દશા થતી નથી. મોહનીયકર્મ આત્માના શ્રદ્ધા અને ચારિત્ર એ બે મહાન્ ગુણને રોકે છે. અહિં એટલું સમજવાનું કે જ્ઞાન ગુણ દ્વારા જાણપણું થાય છે પરંતુ તેમાં યથાર્થતા-યથાર્થ જ્ઞાન તો સમ્યક્ત્વ હોય તો જ આવે છે.

૧ ક્રોધ, અરૂચિ, દ્વેષ અને ક્ષમાનો અભાવ એ ક્રોધના પર્યાયો છે. માન, મદ, અભિમાન. અને નમ્રતાનો અભાવ એ માનના પર્યાયો છે. માયા, કપટ, બહાર અને અંદરની ભિન્નતા અને અસરળતા એ માયાના પર્યાયો છે, તથા લોભ, તૃષ્ણા, ગૃદ્ધિ, આસક્તિ અને અસંતોષ એ લોભના પર્યાયો છે.

૨ વિરતિ એટલે વિરમવું-પાછા હઠવું, બહિરાત્મભાનથી છૂટી આત્માના સ્વરૂપમાં સ્થિર થવું તે છે. જ્યાં સુધી સર્વથા પાપવ્યાપારથી છૂટતો નથી, જ્યાં સુધી પૌદ્ગલિકભાવ રહે છે ત્યાં સુધી આત્મા સ્વરૂપમા સ્થિરતા પ્રાપ્ત કરી શકતો નથી સ્વરૂપમાં સ્થિરતા પ્રાપ્ત કર્યા વિના કોઇપણ આત્મા સંપૂર્ણ કર્મનો ક્ષય કરી મોક્ષમાં જઇ શકતો નથી. તેથી જ મોક્ષ પ્રાપ્ત કરવા માટે વિરતિ-સંપૂર્ણ ત્યાગ આવશ્યક છે.

સર્વથા પ્રકારે પાપવ્યાપારના ત્યાગરૂપ સર્વવિરતિ ચારિત્ર વડે અવરાય-દબાય એટલે કે જેના ઉદયથી સંપૂર્ણ પાપવ્યાપારનો સર્વથા ત્યાગ ન કરી શકે તે પ્રત્યાખ્યાનાવરણીય કષાય કહેવાય છે. કહ્યું છે કે-'સર્વથા પાપવ્યાપારથી જે વિરતિ, તેને અહિં પ્રત્યાખ્યાન કહ્યું છે. તેને આવરનાર અપ્રત્યાખ્યાનાવરણીય કષાયોથી મંદ જે ત્રીજા કષાયો તેમાં પ્રત્યાખ્યાનાવરણીય સંજ્ઞા યોજેલી છે.

આ કષાયના ઉદયથી આત્મા સર્વથાપ્રકારે પાપવ્યાપારનો ત્યાગ કરી શકતો નથી, દેશથી ત્યાગ કરી શકે છે. એટલે શ્રાવકપણું પ્રાપ્ત થાય છે, પરન્તુ સાધુપણું પ્રાપ્ત થતું નથી.

પરિષહ ઉપસર્ગ આદિ પ્રાપ્ત થયે છતે સર્વથા પ્રકારે પાપવ્યાપારના ત્યાગી ચારિત્રવાન સાધુ મહારાજને પણ જે કષાયો કંઇક જાજ્વલ્યમાન કરે-કષાય યુક્ત કરે તે સંજ્વલન કષાય કહેવાય છે. કહ્યું છે કે-'જે કારણ માટે સર્વથા પાપવ્યાપારના ત્યાગી [1]સંવિગ્ન યતિને પણ કંઇક-અલ્પ કષાયાન્વિત કરે છે તેથી તે અલ્પ પ્રમાણમાં પ્રશમનો અભાવ કરનારા સંજ્વલન કહેવાય છે.' અન્યત્ર પણ કહ્યું છે—'જે કારણથી શબ્દાદિ વિષયોને પ્રાપ્ત કરી વારંવાર જાજ્વલ્યમાન થાય છે તેથી ચોથા કષાયોને સંજ્વલન કહેવાય છે.'

સંજ્વલન કષાયના ઉદયવાળો આત્મા સંપૂર્ણ પાપવ્યાપારોને છોડી સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત કરે છે, પરંતુ આત્માના પૂર્ણ સ્વભાવરૂપ યથાખ્યાત ચારિત્રને પ્રાપ્ત કરી શકતો નથી.

કષાયોનું કાર્ય આત્માને બહિરાત્મભાવમાં રોકી અંતરાત્મદશામાં સ્થિર ન થવા દેવો એ છે. જેમ જેમ કષાયનું બળ ઓછું થતું જાય તેમ તેમ આત્મા બહિરાત્મભાવ-પૌદ્ગલિક ભાવથી છૂટી અંતરાત્મભાવમાં સ્થિર થતો જાય છે.

---

અહિં વિરતિ કોને કહેવી તે સમજવું આવશ્યક છે-વિરતિ એટલે જે પદાર્થનો પોતે ત્યાગ કર્યો છે તેના રસનો પણ ત્યાગ થવો તે. જેમકે-ઉપવાસ જ્યારે કરીએ ત્યારે જો કે બાહ્યથી આહારનો ત્યાગ કર્યો છે, પરંતુ ઉંડા ઉતરીને આપણે વિચારીએ તો જણાશે કે જે આહારનો ત્યાગ કર્યો છે તેનો રસ તો કાયમ છે. રસનો ત્યાગ થયો હોતો નથી. જ્યારે એ રસનો પણ ત્યાગ થાય ત્યારે યથાર્થ ઉપવાસ થાય છે. તેમ જેની જેની જેટલા પ્રમાણમાં વિરતિ પ્રાપ્ત થાય તેના તેના તેટલા તેટલા પ્રમાણમાં રસનો પણ ત્યાગ થાય ત્યારે યથાર્થ વિરતિ પ્રાપ્ત થાય છે.

પૌદ્ગલિક પદાર્થો પરના રસનો ત્યાગ ન થવા દેવો તે કષાયોનું કાર્ય છે. અપ્રત્યાખ્યાનાવરણાદિ કષાયોનો જેમ જેમ ક્ષયોપશમ થતો જાય તેમ તેમ રસનો ત્યાગ થતો જાય છે. રસ એટલે બહારથી વસ્તુનો ત્યાગ કર્યો હોય છતાં અંતરંગ તેની ઇચ્છા કાયમ રહેવી. તે દેશવિરતિ કે સર્વવિરતિ મહાત્માઓને જેટલા જેટલા પ્રમાણમાં વિરતિ પ્રાપ્ત થાય છે તેટલા તેટલા પ્રમાણમાં પૌદ્ગલિક પદાર્થોની અંતરંગ ઇચ્છા નષ્ટ થતી જાય છે. જેટલે જેટલે અંશે અંતરંગ ઇચ્છા નષ્ટ થાય તેટલે તેટલે અંશે આત્મા વિભાવમાંથી સ્વભાવમાં આવતો જાય છે. સર્વવિરતિસંપન્ન મુનિરાજોને પૌદ્ગલિક પદાર્થોની અંતરંગ ઇચ્છા નષ્ટ થયેલી હોવાથી અનુત્તર વિમાનનાં પૌદ્ગલિક સુખો પણ તુચ્છ લાગે છે.

૧ ઉદ્યતવિહારી છઠ્ઠા સાતમા ગુણસ્થાનકે રહેલા મુનિ સંવિગ્ન યતિ કહેવાય છે.

હવે નોકષાયોનું સ્વરૂપ કહે છે—નો શબ્દ અહિં સાહચર્યવાચક અથવા દેશ નિષેધવાચક છે. એટલે કે જેઓ કષાયના સહચારી હોય, સાથે રહી કષાયોને જેઓ ઉદ્દીપન કરે અથવા જેઓ કષાયોનું સંપૂર્ણ કાર્ય કરવા અસમર્થ હોય તે નોકષાયો કહેવાય છે.

કયા કષાયોના સહચારી છે? તેના ઉત્તરમાં કહે છે કે—આદિના બાર કષાયોના સહચારી છે. તે આ પ્રમાણે—આદિના બાર કષાયોનો ક્ષય થયા પછી નોકષાયો ટકી શકતા નથી. કારણ કે બાર કષાયોનો ક્ષય કર્યા બાદ તરતજ ક્ષપક આત્મા નોકષાયોનો ક્ષય કરવાની પ્રવૃત્તિ કરે છે. અથવા ઉદય પ્રાપ્ત નોકષાયો અવશ્ય કષાયોને ઉદ્દીપન કરે છે. જેમકે રતિ અરતિ ક્રમશઃ લોભ કે ક્રોધને ઉદ્દીપન કરે છે. તેથીજ તેઓ કષાયના પ્રેરક કહેવાય છે. કહ્યું છે કે—કષાયના સહવર્તિ હોવાથી અને કષાયના પ્રેરક હોવાથી હાસ્યાદિ નવને નોકષાય કષાય કહ્યા છે'

તે નોકષાયો નવ છે. તે આ પ્રમાણે—ત્રણ વેદ અને હાસ્યષટ્ક. સ્ત્રીવેદ પુરુષવેદ, અને નપુંસકવેદ[1] એમ વેદ ત્રણ પ્રકારે છે.

જેના ઉદયથી સ્ત્રીને પુરુષોપભોગની ઇચ્છા થાય, જેમ પિત્તનો વધારો થવાથી મધુર-ગળ્યા પદાર્થો ખાવાની ઇચ્છા થાય તે સ્ત્રીવેદ.

જેના ઉદયથી પુરુષને સ્ત્રીના ઉપભોગની ઇચ્છા થાય, જેમ કફનો વધારો થવાથી ખાટા પદાર્થો ખાવાની ઇચ્છા થાય તે પુરુષવેદ.

જેના ઉદયથી સ્ત્રી અને પુરુષ બંનેના ઉપભોગની ઇચ્છા થાય જેમ પિત્ત અને કફ બંનેનો વધારો થવાથી મજ્જિકા—જેની અંદર ખટાશ અને ગળપણ બંને હોય તેવી રાબ ખાવાની ઇચ્છા થાય તે નપુંસક વેદ કહેવાય છે.

તથા હાસ્ય. રતિ. અરતિ, શોક, ભય અને જુગુપ્સા એ હાસ્ય ષટ્કમોહનીય કર્મ છે.

તેમાં જેના ઉદયથી નિમિત્ત મળવાવડે અથવા નિમિત્ત વિના જ હસવું આવે અથવા મ્હોં મલકાવે તે હાસ્યમોહનીય કર્મ.

જે કર્મના ઉદયથી બાહ્ય કે અભ્યંતર વસ્તુના વિષયમાં હર્ષ ધારણ કરે, ઇષ્ટ સંયોગ મળવાથી સારૂં થયું આ ઇષ્ટ વસ્તુ મળી એવો આનંદ થાય તે રતિ મોહનીય.

જે કર્મના ઉદયથી બાહ્ય કે અભ્યંતર વસ્તુના વિષયમાં અપ્રીતિ ધારણ કરે, અનિષ્ટ સંયોગ મળવાથી ક્યાંથી આવી વસ્તુનો મને સંયોગ થયો તેનો વિયોગ થાય તો ઠીક એ પ્રમાણે ખેદ થાય તે અરતિમોહનીય.

---

[1] વેદ મોહનીયના ઉદયથી આત્માને ઇન્દ્રિયોના વિષયો ભોગવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. તે ઇચ્છા મંદ મધ્યમ અને તીવ્ર એમ ત્રણ પ્રકારે છે. મંદ લાલસા પુરુષવેદના ઉદયવાળાને અને મધ્યમ અને તીવ્ર અનુક્રમે સ્ત્રીવેદ અને નપુંસકવેદના ઉદયવાળાને હોય છે. આ રીતે કોઈ પણ આત્માને લાલસાના ભેદે ત્રણે વેદનો ઉદય હોઇ શકે છે.

જે કર્મના ઉદયથી પ્રિય વસ્તુના વિયોગાદિ કારણે છાતી કૂટવી, આક્રંદ કરવો, જમીન પર આળોટવું, દીર્ઘ નિઃશ્વાસ લેવા વગેરેરૂપ દિલગીરી થાય તે શોકમોહનીય. છાતી કૂટવી વિગેરે દિલગીરીના સૂચક છે.

જે કર્મના ઉદયથી [1]સનિમિત્ત કે નિમિત્ત વિના સંકલ્પમાત્રથી જ ભય પામે તે ભયમોહનીય.

જે કર્મના ઉદયથી શુભ કે અશુભ વસ્તુના સંબંધમાં જુગુપ્સા ધારણ કરે-ઘૃણા થાય તે જુગુપ્સામોહનીય.

આ પ્રમાણે ચારિત્રમોહનીયની પચીસ પ્રકૃતિઓ કહી. હવે દર્શનમોહનીય કહે છે. તે ત્રણ ભેદે છે. તે આ પ્રમાણે-૧ મિથ્યાત્વમોહનીય ૨ મિશ્રમોહનીય ૩ સમ્યક્ત્વમોહનીય.

જે કર્મના ઉદયથી જિનેશ્વરોએ કહેલ તત્વો પર અશ્રદ્ધા થાય, આત્માના સ્વરૂપનું યથાર્થ ભાન ન થાય. તે મિથ્યાત્વમોહનીય.

જે કર્મના ઉદયથી જિનેશ્વરોએ કહેલ તત્ત્વની યથાર્થ શ્રદ્ધા ન થાય તેમ અશ્રદ્ધા પણ ન થાય, રૂચિ કે અરૂચિ એમાંથી એક પણ ન હોય તે મિશ્રમોહનીય.

જે કર્મના ઉદયથી જિનપ્રણીત તત્ત્વની સમ્યક્ શ્રદ્ધા થાય, યથાર્થ રૂચિ ઉત્પન્ન થાય તે સમ્યક્ત્વમોહનીય.

આ પ્રમાણે મોહનીયકર્મની ઉત્તર પ્રકૃતિઓનું સ્વરૂપ કહ્યું. હવે મૂળ કર્મના ક્રમ પ્રમાણે આયુકર્મની ઉત્તરપ્રકૃતિઓ બતાવે છે.

આયુકર્મની ચાર ઉત્તર પ્રકૃતિઓ છે. તે આ પ્રમાણે—દેવાયુ, મનુષ્યાયુ, તિર્યગાયુ અને નરકાયુ.

જે કર્મના ઉદયથી આત્માનો દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકપર્યાય અમુક નિયત કાલ-પર્યંત ટકી શકે તે દેવાયુ, મનુષ્યાયુ, તિર્યગાયુ અને નરકાયુ કર્મ કહેવાય છે.

આયુકર્મ અમુક ગતિમાં અમુક કાલપર્યંત આત્માની સ્થિતિ થવામાં તેમજ તે તે ગતિને અનુરૂપ કર્મોનો ઉપભોગ થવામાં હેતુ છે. આ પ્રમાણે આયુકર્મના ઉત્તર ભેદો કહ્યા. હવે અલ્પ વક્તવ્ય હોવાથી વેદનીય અને ગોત્રકર્મની ઉત્તર પ્રકૃતિઓ કહે છે.

વેદનીયકર્મની બે ઉત્તર પ્રકૃતિઓ છે તે આ પ્રમાણે-૧ સાત વેદનીય અને ૨ અસાત વેદનીય.

જે કર્મના ઉદયથી આરોગ્ય અને વિષયોપભોગાદિ ઇષ્ટ સાધનો દ્વારા ઉત્પન્ન થયેલ આહ્લાદરૂપ સુખનો અનુભવ કરે તે સાતવેદનીય.

---

૧ સનિમિત્તમાં બાહ્ય નિમિત્તો લેવાના છે અને અનિમિત્તમાં સ્મરણ રૂપ અભ્યંતર નિમિત્ત લેવાના છે. જેમકે કોઇ હસાવે અને હસીએ કે એવું જ કંઇક દેખવામાં આવે અને હસીએ તે બાહ્ય નિમિત્ત અને પૂર્વાનુભૂત હસવાના કારણો યાદ આવે અને હસીએ તે અભ્યંતર નિમિત્ત કહેવાય એમ સમજવું.

જે કર્મના ઉદયથી માંદગી આદિ અનિષ્ટ સાધનો દ્વારા ઉત્પન્ન થયેલ ખેદરૂપ દુઃખનો અનુભવ કરે તે અસાતવેદનીય.

ગોત્રકર્મની પણ બે ઉત્તર પ્રકૃતિઓ છે તે આ-૧ ઉચ્ચૈર્ગોત્ર અને ૨ નીચૈર્ગોત્ર.

તેમાં જે કર્મના ઉદયથી ઉત્તમ જાતિ, કુળ, બળ, તપ, ઐશ્વર્ય, શ્રુત, સત્કાર, અભ્યુ-ત્થાન-સામું જવું, આસનપ્રદાન, અંજલિ પ્રગ્રહ-હાથ જોડવા આદિનો સંભવ હોય તે ઉચ્ચગોત્ર.

જે કર્મના ઉદયથી જ્ઞાનાદિ યુક્ત હોવા છતા પણ નિંદા પ્રાપ્ત કરે અને હીન જાતિ, કુળ આદિનો સંભવ હોય તે નીચ ગોત્ર કહેવાય છે

ઉંચગોત્રના ઉદયથી ઉંચ કુળ ઉંચ જાતિમાં જન્મ ધારણ કરે છે તેને લઇ તપ ઐશ્વર્ય આદિ પ્રાયઃ સુલભ થાય છે અને નીચગોત્રના ઉદયથી નીચ કુળ નીચ જાતિમાં જન્મ ધારણ કરે છે. જેને લઇ તપ ઐશ્વર્ય આદિ લગભગ દુર્લભ થાય છે. આ પ્રમાણે વેદનીય અને ગોત્રકર્મની ઉત્તર પ્રકૃતિઓ કહી. ૫

હવે ગોત્રકર્મની સમાન સ્થિતિવાળુ હોવાથી તેની પછી નામકર્મની પ્રકૃતિઓનું નિરૂ-પણ કરે છે. તે બે ભેદે છે. ૧ પિંડપ્રકૃતિ અને ૨ પ્રત્યેકપ્રકૃતિ. તેમાં પહેલાં પિંડપ્રકૃતિઓ બતાવે છે.

**गइजाइसरीरंगं बंधण संघायणं च संघयणं ।**
**संठाणवन्नगंधरसफासअणुपुव्विविहगगई ॥६॥**

गतिजातिशरीराङ्गोपाङ्गं बन्धनं संघातनं च संहननम् ।
संस्थानवर्णगंधरसस्पर्शानुपूर्वीविहायोगतयः ॥६॥

અર્થ—ગતિ, જાતિ, શરીર, અંગોપાંગ, બંધન, સંઘાતન, સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગંધ રસ, સ્પર્શ, આનુપૂર્વી, અને વિહાયોગતિ, એ ચૌદ પિંડપ્રકૃતિઓ છે.

વિવેચન—આ ગાથામાં ચૌદ પિંડપ્રકૃતિઓ બતાવે છે. જેના અનેક ભેદો થઇ શકતા હોય તે પિંડપ્રકૃતિ કહેવાય છે. તે આ પ્રમાણે—

તથા પ્રકારના કર્મપ્રધાન જીવવડે જે પ્રાપ્ત થાય, અર્થાત્ તથાપ્રકારના કર્મવડે જીવ જેને પ્રાપ્ત કરે તે [1]ગતિ. જોકે શરીર સંઘયણાદિ સર્વ કર્મોવડે પ્રાપ્ત થાય છે, છતાં ગતિ એ રૂઢ અર્થવાળી હોવાથી આત્માનો નારકત્વ આદિ જે પર્યાય થાય છે એજ અર્થમાં ગતિશબ્દ વપરાય છે. તે ચાર પ્રકારે છે—૧ નરકગતિ, ૨ તિર્યંગ્ગતિ, ૩ મનુષ્યગતિ, અને ૪ દેવગતિ.

---

૧ જે કર્મના ઉદયથી જીવ એક ભવમાંથી બીજા ભવમાં જાય તે ગતિ નામકર્મ એમ સર્વાર્થ-સિદ્ધિકાર કહે છે.

મનુષ્યત્વ દેવત્વાદિ તે તે પર્યાય થવામાં હેતુભૂત જે કર્મ તેને ગતિનામકર્મ કહે છે. જેમકે જે કર્મના ઉદયથી આત્માનો દેવપર્યાય થાય તે દેવગતિ નામકર્મ, એ પ્રમાણે મનુષ્યગતિ આદિ માટે પણ સમજવું.

હવે જાતિનામકર્મ કહે છે—અનેક ભેદ પ્રભેદવાળા એકેન્દ્રિયાદિ જીવોનો એકેન્દ્રિયત્વાદિરૂપ જે સમાન-એકસરખો પરિણામ કે જેને લઇ અનેક પ્રકારના એકેન્દ્રિયાદિ જીવોનો એકેન્દ્રિયાદિરૂપે વ્યવહાર થાય એવું જે સામાન્ય તે જાતિ, અને તેના કારણભૂત જે કર્મ તે જાતિનામકર્મ.

અહિં તાત્પર્ય આ પ્રમાણે છે-દ્રવ્યરૂપ બાહ્ય અને અભ્યંતર નાસિકા અને કર્ણાદિ ઇન્દ્રિયો અંગોપાંગ નામકર્મ અને ઇન્દ્રિયપર્યાપ્તિ નામકર્મના સામર્થ્યથી સિદ્ધ છે, અને ભાવેન્દ્રિયો સ્પર્શનાદિ ઇન્દ્રિયાવરણ કર્મના ક્ષયોપશમથી સિદ્ધ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—'ઇન્દ્રિયાવરણીય કર્મના ક્ષયોપશમથી ભાવેન્દ્રિયો ઉત્પન્ન થાય છે.'

પરંતુ આ એકેન્દ્રિય છે, આ બે ઇન્દ્રિય છે, એવા શબ્દ વ્યવહારમાં કારણ તથાપ્રકારના સમાન પરિણામરૂપ જે સામાન્ય તે અન્યથી અસાધ્ય હોવાથી તેનું કારણ જાતિ નામકર્મ છે. કહ્યું છે કે—'અવ્યભિચારિ-નિર્દોષ સરખાપણાવડે એક કરાયેલ જે વસ્તુ સ્વરૂપ તે જાતિ' તેના નિમિત્તભૂત જે કર્મ તે જાતિનામકર્મ.

તે પાંચ પ્રકારે છે—૧ એકેન્દ્રિય જાતિનામકર્મ, ૨ બેઇન્દ્રિય જાતિનામકર્મ, ૩ તેઇન્દ્રિય જાતિનામકર્મ, ૪ ચૌરિન્દ્રિય જાતિનામકર્મ, અને ૫ પંચેન્દ્રિય જાતિનામકર્મ.

જે કર્મના ઉદયથી અનેક ભેદ પ્રભેદવાળા એકેન્દ્રિય જીવોમાં એવો સમાન પરિણામ થાય કે જેને લઈ તે સઘળાનો આ એકેન્દ્રિય છે એવા સામાન્ય નામથી વ્યવહાર થાય તે એકેન્દ્રિય જાતિનામકર્મ.

જે કર્મના ઉદયથી અનેક ભેદવાળા બેઇન્દ્રિય જીવોમાં એવો કોઈ સમાન બાહ્ય આકાર થાય કે જેને લઇ તે સઘળાનો બેઇન્દ્રિય એવા સામાન્ય નામથી વ્યવહાર થાય તે બેઇન્દ્રિય જાતિનામકર્મ.

એ પ્રમાણે તેઇન્દ્રિયાદિ [1]જાતિનામકર્મનો પણ અર્થ સમજવો.

---

૧ જાતિ નામકર્મ એ દ્રવ્યેન્દ્રિય કે ભાવેન્દ્રિય થવામા હેતુ નથી કારણ કે દ્રવ્યેન્દ્રિયો અંગોપાંગ નામકર્મ અને ઇન્દ્રિય પર્યાપ્તિ વડે થાય છે, અને ભાવેન્દ્રિયો મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ વડે થાય છે. પરંતુ અનેક ભેદ પ્રભેદ વાળા પૃથ્વીકાય અપ્કાયાદિ એકેન્દ્રિય જીવોમાં સમાન આકાર-પરિણામ પ્રાપ્ત થવામાં, તેમજ એકેન્દ્રિયની ચેતના શક્તિ બેઇન્દ્રિયથી અધિક ન હોય, બેઇન્દ્રિયની ચેતના તેઇન્દ્રિયથી અધિક ન હોય, એ પ્રમાણે ચેતના શક્તિની વ્યવસ્થા થવામાં જાતિ નામકર્મ કારણ છે.

ઉપાધ્યાયજી મહારાજે કર્મપ્રકૃતિમાં જાતિ નામકર્મ સંબંધમાં આ પ્રમાણે જણાવ્યું છે—એકેન્દ્રિયાદિ જીવોમાં એકેન્દ્રિયાદિ શબ્દ વ્યવહારનું કારણ તથાપ્રકારના સમાન પરિણામ રૂપ જે સામાન્ય તે જાતિ, તેના કારણભૂત જે કર્મ તે જાતિ નામકર્મ.

જે જીવું થાય સુખદુઃખના ઉપભોગનુ જે સાધન હોય તે શરીર. તેના પાંચ ભેદ છે. તે આ પ્રમાણે–ઔદારિક શરીર, વૈક્રિય શરીર, આહારક શરીર, તૈજસ શરીર અને કાર્મણ શરીર.

શરીરોનો વિસ્તૃત અર્થ પહેલા દ્વારમાં કર્યો છે. તે શરીર પ્રાપ્ત થવામાં હેતુભૂત જે કર્મ તે શરીર નામકર્મ. તે પણ પાંચ ભેદે છે.

તેમાં જે કર્મના ઉદયથી ઔદારિક શરીર યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી ઔદારિક શરીર પણે પરિણમાવે, અને [1]પરિણમાવીને જીવપ્રદેશો સાથે પરસ્પર એકાકાર રૂપે જે જોડે તે ઔદારિક શરીર નામકર્મ. આ રીતે શેષ શરીર નામકર્મની પણ વ્યાખ્યા કરી લેવી. ઔદારિકાદિ શરીરો પ્રાપ્ત થવામાં ઔદારિક નામકર્મ કારણ છે

ગાથામાં ગ્રહણ કરેલ અંગ શબ્દથી અંગોપાંગ લેવાનું છે. તેમાં મસ્તક આદિ આઠ અંગ છે. કહ્યું છે કે—મસ્તક, છાતી પેટ, પીઠ, બે બાહુ, અને બે જંઘા એ આઠ અંગ

આ વિષયમાં પૂર્વાચાર્યનો અભિપ્રાય પણ આ પ્રમાણે છે–દ્રવ્યરૂપ ઇન્દ્રિયો અંગોપાગ નામકર્મ અને ઇન્દ્રિય પર્યાપ્ત નામકર્મથી ઉત્પન્ન થાય છે, અને ભાવરૂપ ઇન્દ્રિયો સ્પર્શનાદિ ઇન્દ્રિયાવરણ (મતિજ્ઞાનાવરણ) કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે. 'ઇન્દ્રિયો ક્ષયોપશમજન્ય છે એવું આગમનું વચન છે' પરંતુ આ એકેન્દ્રિય છે, બેઇન્દ્રિય છે ઇત્યાદિ શબ્દવ્યવહારમાં નિમિત્ત જે સામાન્ય તે અન્યવડે અસાધ્ય હોવાથી જાતિનામકર્મજન્ય છે.

અહિં કોઇ શંકા કરે કે શબ્દવ્યવહારના કારણ માત્રથી જાતિની સિદ્ધિ નહિ થાય જો એમ થાય તો હરિ–સિંહ આદિ શબ્દવ્યવહારમાં કારણરૂપે હરિત્વાદિ જાતિની પણ સિદ્ધિ થાય અને એમ થાય તો જાતિનો કોઇ પાર ન રહે માટે એકેન્દ્રિયાદિ પદનો વ્યવહાર ઔપાધિક છે, જાતિ નામકર્મ માનવાનું કોઇ કારણ નથી. વળી જો એકેન્દ્રિયત્વાદિ જાતિનો સ્વીકાર કરશો તો નારકત્વાદિકને પણ તે નારકત્વ નારકાદિ વ્યવહારનુ કારણ હોવાથી તેને પંચેન્દ્રિયની અવાન્તર જાતિ તરીકે માનવી પડશે, અને પછી ગતિ નામકર્મ માનવાની જરૂર પડશે નહિ

આ પ્રશ્નનો અમે અહિં આ પ્રમાણે ઉત્તર આપીએ છીએ—અપકૃષ્ટ ચૈતન્યાદિના નિયામક તરીકે એકેન્દ્રિયત્વાદિ જાતિની સિદ્ધિ થાય છે. એટલે કે પંચેન્દ્રિયથી ચૌરિન્દ્રિયનું ચૈતન્ય અલ્પ, (અલ્પ-ચૈતન્ય એટલે અલ્પ ક્ષયોપશમ લેવાનો છે) ચૌરિન્દ્રિયથી તેઇન્દ્રિયનું અલ્પ, આ પ્રમાણે ચૈતન્યની વ્યવસ્થા થવામા એકેન્દ્રિયત્વાદિ જાતિ હેતુ છે, તેમજ શબ્દવ્યવહારનું કારણ પણ તે જાતિ જ છે. તેથી તેના કારણરૂપે જાતિ નામકર્મ સિદ્ધ છે. નારકત્વાદિ જાતિ નથી, કેમકે તિર્યક્ત્વનું પંચેન્દ્રિયત્વ સાથેનું સાંકર્ય બાધક છે (ભિન્ન ભિન્ન અધિકરણમાં રહેનાર ધર્મનો એકમાં જે સમાવેશ થાય તે સંકર કહેવાય છે.) નારકત્વાદિ જે ગતિ છે તે અમુક પ્રકારના સુખદુઃખના ઉપયોગમાં નિયામક છે, અને તેના કારણરૂપે ગતિ નામકર્મ પણ સિદ્ધ છે.

તાત્પર્ય એ કે ગતિ નામકર્મ સુખદુઃખના ઉપભોગમાં નિયામક છે અને જાતિ નામકર્મ ચૈતન્ય વિકાસમાં નિયામક છે.

૧ જે જે શરીર નામકર્મનો ઉદય થાય તે તે શરીર યોગ્ય લોકમાં રહેલા પુદ્ગલો ગ્રહણ કરી તેને તે તે શરીર રૂપે પરિણમાવવા તે શરીર નામકર્મનું કાર્ય છે. જેમ કે ઔદારિક નામકર્મનો ઉદય થાય ત્યારે ઔદારિક વર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરી તેને ઔદારિકપણે પરિણમાવે છે. કર્મ એ કારણ છે, અને શરીર એ કાર્ય છે. કર્મ એ કાર્મણ વર્ગણાનો પરિણામ છે, અને ઔદારિકાદિ શરીર એ ઔદારિકાદિ વર્ગણાઓનો પરિણામ છે.

છે.' તેના અવયવરૂપ આંગળી, નાક, કાન આદિ ઉપાંગ છે. અને તેના અવયવરૂપ નખ, વાળ, પાંપણ, રેખા વગેરે અંગોપાંગ કહેવાય છે. અંગ અને ઉપાંગની સંધિ અંગોપાંગ થાય, તેનો અને અંગોપાગ શબ્દનો સમાસ થવાથી વ્યાકરણના નિયમ પ્રમાણે એક અંગો-પાંગ શબ્દનો લોપ થઇ અંગોપાંગ શબ્દ સિદ્ધ થાય છે. તે ત્રણ પ્રકારે છે, તે આ પ્રમાણે-ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ અને આહારક અંગોપાંગ.

તેમાં જે કર્મના ઉદયથી ઔદારિક શરીરપણે પરિણામ પામેલા પુદ્ગલોનો ઔદારિક શરીરને યોગ્ય અંગ ઉપાંગ અને અંગોપાંગના સ્પષ્ટ વિભાગરૂપે પરિણામ થાય તે ઔદા-રિક અગોપાંગ નામકર્મ. અગોપાંગ નામકર્મનું કાર્ય શરીરપણે પરિણામ પામેલા પુદ્ગલોનો અંગ ઉપાંગ અને અંગોપાંગ રૂપે સ્પષ્ટ વિભાગ કરી આપવો તે છે.

એ પ્રમાણે વૈક્રિય અને આહારક અંગોપાંગ નામકર્મનું સ્વરૂપ સમજવું.

તૈજસ અને કાર્મણશરીર જીવની આકૃતિને અનુસરતા હોવાથી તેને અગોપાંગનો સંભવ નથી. ઔદારિકાદિ ત્રણ શરીરની આકૃતિને આત્મા અનુસરતો હોવાથી તેને અંગોપાંગ ઘટી શકે છે.

જે વડે બંધાય-જોડાય તે બંધન. જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરાયેલ અને ગ્રહણ કરાતા આદારિકાદિ પુદ્ગલોનો પરસ્પર સંબંધ થાય તે બંધન નામકર્મ. પ્રજ્ઞાપના સૂત્રના મૂળ ટીકાકાર મહારાજ કહે છે કે—'એવું એક કર્મ છે કે જેના નિમિત્તે બે આદિનો સંયોગ થાય છે. જેમ બે કાષ્ઠને એકાકાર કરવામાં રાળ કારણ છે' તે પાંચ પ્રકારે છે, તેનું સ્વરૂપ આગળ કહેશે. બંધન નામકર્મ આત્મા અને પુદ્ગલો અગર પરસ્પર પુદ્ગલોનો એકા-કાર સંબંધ થવામાં કારણ છે.

---

ઔદારિક, વૈક્રિય, આહારક અને તૈજસ નામકર્મનો ઉદય થાય ત્યારે ઔદારિક વૈક્રિય આહારક અને તૈજસ વર્ગણામાથી પુદ્ગલો ગ્રહણ કરી તેનું તે તે શરીર બનાવે છે. એ પ્રમાણે કાર્મણ શરીર નામકર્મ વડે કાર્મણ વર્ગણામાથી પુદ્ગલો ગ્રહણ કરે છે, અને તેને કર્મ રૂપે પરિણમાવે છે.

કાર્મણ શરીર નામકર્મ એ પણ કમ્મ વર્ગણાનો પરિણામ છે અને કાર્મણ શરીર પણ કાર્મણ વર્ગણાનુંજ બનેલું છે. આમ હોવાથી બને એક જેવા જણાય છે પરંતુ તેમ નથી. બને ભિન્ન ભિન્ન છે. કાર્મણ શરીર નામકર્મ નામકર્મની એક ઉત્તરપ્રકૃતિ છે, અને કાર્મણ વર્ગણાના પુદ્ગલોના ગ્રહ-ણમાં હેતુ છે. જ્યાં સુધી કાર્મણ શરીર નામકર્મનો ઉદય છે ત્યાં સુધી જ કામણ વર્ગણામાથી કમ્મ-યોગ્ય પુદ્ગલો આત્માની સાથે એકાકાર થયેલ આઠે કમ્મની અનંતવર્ગણાના પિંડનું નામ કાર્મણ શરીર છે. કાર્મણ શરીર એ અવયવી છે અને કર્મની દરેક ઉત્તરપ્રકૃતિઓ તેના અવયવો છે. કાર્મણ શરીર નામકર્મ બંધમાંથી આઠમાના છઠ્ઠા ભાગે, ઉદયમાંથી તેરમા ગુણઠાણે અને સત્તામાંથી ચૌદમાના દ્વિચરમ સમયે જાય છે. જ્યારે કાર્મણ શરીરનો સંબંધ ચૌદમાના ચરમ સમયપર્યંત છે. કાર્મણ શરીર નામકર્મનો ઉદય તેરમા ગુણસ્થાનક સુધીજ હોય છે માટે ત્યાં સુધીજ કર્મ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ થાય છે, ચૌદમે થતું નથી. કાર્મણ નામકર્મનું કાર્ય કાર્મણ શરીર ચૌદમાના ચરમ સમય-પર્યંત હોય છે.

જે વડે ઔદારિકાદિ પુદ્ગલો પિંડરૂપે કરાય તે સંઘાતન. એટલે કે જે કર્મના ઉદયથી ઔદારિકાદિ પુદ્ગલો ઔદારિકાદિ શરીરની રચનાને અનુસરી પિંડરૂપે થાય તે સંઘાતન નામકર્મ. તે પાંચ પ્રકારે છે, તેનું સ્વરૂપ આગળ ઉપર કહેશે.

અસ્થિની રચના વિશેષને સંઘયણ કહે છે, અને તે ઔદારિક શરીરમાંજ હોય છે. અન્ય શરીરોમાં હોતું નથી. કારણ કે ઔદારિક સિવાય કોઇપણ શરીરમાં અસ્થિ-હાડકાં હોતાં નથી. તે છ પ્રકારે છે. તે આ પ્રમાણે વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા, અને સેવાર્ત-છેવટ્ઠું.

તેમાં વજ્ર શબ્દનો અર્થ ખીલી, ઋષભનો અર્થ હાડકાને વીંટાનાર પાટો અને નારાચનો અર્થ મર્કટબંધ થાય છે. મર્કટબંધ એક પ્રકારના મજબૂત બંધનું નામ છે. હવે દરેક સંઘયણનો અર્થ કહે છે.

જેની અંદર બે હાડકા બંને બાજુ મર્કટબંધ વડે બંધાયલા હોય, અને તે પાટાની આકૃતિવાળા ત્રીજા હાડકા વડે વીંટળાયેલા હોય, અને તેના ઉપર તે ત્રણ હાડકાને ભેદનાર ખીલીરૂપ હાડકું હોય આવા પ્રકારના મજબૂત બંધને વજ્રઋષભનારાચ કહે છે. તેવો મજબૂત બંધ થવામાં હેતુભૂત જે કર્મ તેને વજ્રઋષભનારાચ સંઘયણ નામકર્મ કહેવાય છે.

તથા જે સંઘયણ ખીલીસરખા હાડકા રહિત છે, મર્કટબંધ અને પાટો જેની અંદર હોય છે તે ઋષભનારાચ, તેના હેતુભૂત કર્મને ઋષભનારાચ સંઘયણ નામકર્મ કહે છે.

જેની અંદર બે હાડકા માત્ર મર્કટબંધથીજ બંધાયલા હોય તે નારાચ, તેના હેતુભૂત જે કર્મ તે નારાચ સંઘયણ નામકર્મ.

જેની અંદર એક બાજુ મર્કટબંધ હોય અને બીજી બાજુ હાડકારૂપ ખીલીનો બંધ હોય તે અર્ધનારાચ સંઘયણ, તેના હેતુભૂત જે કર્મ તે અર્ધનારાચ સંઘયણ નામકર્મ.

જેની અંદર હાડકાઓ માત્ર કીલિકા—ખીલીથી બંધાયેલા હોય તે કીલિકા, તેના હેતુભૂત જે કર્મ તે કીલિકા સંઘયણ નામકર્મ.

જેની અંદર હાડકાના છેડાઓ પરસ્પર સ્પર્શીનેજ રહેલા હોય અને જે હંમેશા તૈલાદિનું મર્દન, ચંપી આદિની અપેક્ષા રાખે તે સેવાર્ત્ત સંઘયણ, તેના હેતુભૂત કર્મને સેવાર્ત્ત સંઘયણ નામકર્મ કહે છે.

આ પ્રમાણે છ પ્રકારે સંઘયણ નામકર્મ કહ્યું. હાડકાનો મજબૂત કે શિથિલ બંધ થવામાં સંઘયણ નામકર્મ કારણ છે.

સંસ્થાન એટલે આકાર વિશેષ. ગ્રહણ કરાયેલ શરીરની રચનાને અનુસરી ગોઠવાયેલા, અને પરસ્પર સંબંધ થયેલા ઔદારિકાદિ પુદ્ગલોમાં સંસ્થાન નામકર્મ. શરીરમાં આકાર-વિશેષ જે કર્મના ઉદયથી ઉત્પન્ન થાય તે સંસ્થાન નામકર્મ. શરીરમાં અમુક અમુક જાતનો

આકાર થવામાં સંસ્થાન નામકર્મ કારણ છે. તે છ પ્રકારે છે. આ પ્રમાણે-સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડલ, સાદિ, કુબ્જ, વામન, અને હુંડક.

તેમાં સામુદ્રિક શાસ્ત્રમાં કહેલ લક્ષણ અને પ્રમાણને અવિસંવાદિ-મળતા ચાર ખુણા ચાર દિગ્વિભાગ વડે ઉપલક્ષિત-ઓળખાતા શરીરના અવયવો જેની અંદર હોય તે સમચતુરસ્ર. એટલે કે જેની અંદર સામુદ્રિક શાસ્ત્રમાં જે પ્રમાણે શરીરનું પ્રમાણ અને લક્ષણ કહ્યું છે તે પ્રમાણે શરીરનું પ્રમાણ અને લક્ષણ થાય, તથા જેની અંદર જમણો ઢીંચણ અને ડાબો ખભો, ડાબો ઢીંચણ અને જમણો ખભો, બંને ઢીંચણ, તથા મસ્તક અને પલાંઠી, એ ચારે ખુણાનું અંતર સરખું હોય તે સમચતુરસ્ર સંસ્થાન તેના હેતુભૂત જે કર્મ તે સમચતુરસ્ર સંસ્થાન નામકર્મ.

ન્યગ્રોધ-વડના જેવો પરિમંડલ-આકાર જેની અંદર હોય તે ન્યગ્રોધપરિમંડલ. જેમ વડનો ઉપરનો ભાગ શાખા પ્રશાખા અને પાંદડાંઓથી સંપૂર્ણ પ્રમાણવાળો સુશોભિત હોય છે અને નીચેનો ભાગ હીન-સુશોભિત હોતો નથી, તેમ જેની અંદર નાભિની ઉપરના અવયવો સંપૂર્ણ લક્ષણ અને પ્રમાણ યુક્ત હોય અને નાભિની નીચેના લક્ષણ અને પ્રમાણયુક્ત ન હોય તે ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન, તેના હેતુભૂત જે કર્મ તે ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન નામકર્મ.

અહિં આદિ શબ્દથી ઉત્સેધ જેની સંજ્ઞા છે એવો નાભિની નીચેનો શરીર ભાગ ગ્રહણ કરવાનો છે. તેથી આદિ-નાભિની નીચેના દેહભાગ યુક્ત જે હોય તે સાદિ કહેવાય; જો કે નાભિની નીચેના દેહભાગ યુક્ત તો સંપૂર્ણ શરીર છે, અને તેનો આકાર તો સમચતુરસ્ર સંસ્થાનમાં આવી જાય છે, તેથી આ રીતે અહિં સાદિત્વ વિશેષણ નહિ ઘટતું હોવાથી આદિ શબ્દ વડે પ્રમાણ અને લક્ષણ યુક્ત વિશિષ્ટ—નાભિની નીચેનો શરીરભાગજ ગ્રહણ કરવો. એટલે કે જેની અંદર નાભિની નીચેના શરીરના અવયવો સંપૂર્ણ અને લક્ષણ યુક્ત હોય અને નાભિની ઉપરના અવયવો પ્રમાણ અને લક્ષણ યુક્ત ન હોય તે સાદિ સંસ્થાન.

અન્ય આચાર્યો સાદિ શબ્દને બદલે સાચી એવું નામ બોલે છે. સાચી એટલે શાલ્મલીવૃક્ષ એમ સિદ્ધાંતના રહસ્યને જાણનારાઓ કહે છે. સાચીના જેવું જે સંસ્થાન તે સાચી સંસ્થાન. જેમ શાલ્મલીવૃક્ષનો સ્કંધભાગ અતિપુષ્ટ અને સુંદર હોય છે, અને ઉપરના ભાગમાં તેને અનુરૂપ મહાન વિશાળતા હોતી નથી, તેમ જે સંસ્થાનમાં શરીરનો અધોભાગ પરિપૂર્ણ હોય ઉપરનો ભાગ તથા પ્રકારનો ન હોય તે સાદિ સંસ્થાન, તેના હેતુભૂત જે કર્મ તે સાદિસંસ્થાન નામકર્મ.

જેની અંદર મસ્તક ગ્રીવા અને હસ્તપાદાદિ અવયવો પ્રમાણ અને લક્ષણ યુક્ત હોય અને છાતી ઉદર-પેટ આદિ અવયવો પ્રમાણ અને લક્ષણ યુક્ત ન હોય તે કુબ્જસંસ્થાન, તેનું હેતુભૂત કર્મ તે [1]કુબ્જસંસ્થાન નામકર્મ.

---

૧ અહિં પહેલાં કુબ્જ પછી વામન કહ્યું છે બૃહત્સંગ્રહણીમા પહેલા વામન પછી કુબ્જ કહ્યું છે. એટલે લક્ષણ સ્થિતિ વિગેરે અહિં જે કુબ્જનું તે ત્યા વામનનું અને અહિં જે વામનનું તે ત્યા કુબ્જનું એમ મતાંતર સમજવો.

જેની અંદર છાતી અને ઉદરાદિ અવયવો પ્રમાણ અને લક્ષણયુક્ત હોય અને હસ્તપાદાદિ અવયવો હીન હોય તે વામનસંસ્થાન, તે સંસ્થાન થવામાં હેતુભૂત જે કર્મ તે વામનસંસ્થાન નામકર્મ.

જેની અંદર શરીરના સઘળા અવયવો પ્રમાણ અને લક્ષણહીન હોય તે હુંડસંસ્થાન. તેનું હેતુભૂત જે કર્મ તે હુંડસંસ્થાન નામકર્મ કહેવાય છે.

જે કર્મના ઉદયથી શરીર શોભાયુક્ત થાય તે વર્ણ. તે પાંચ પ્રકારે છે. તે આ પ્રમાણે શ્વેત, પીળો, લાલ, લીલો, અને કાળો. તે તે પ્રકારના શરીરનો વર્ણ થવામાં હેતુભૂત કર્મ પણ પાંચ પ્રકારે છે.

તેમાં જેના ઉદયથી જીવોના શરીરોમાં બગલા વિગેરે જેવો શ્વેતવર્ણ થાય તે શ્વેતવર્ણ નામકર્મ એ રીતે અન્ય વર્ણનામકર્મનો પણ અર્થ સમજી લેવો શરીરમાં અમુક અમુક જાતનો વર્ણ–રંગ થવામાં વર્ણ નામકર્મ કારણ છે.

જે નાસિકાનો વિષય હોય, જે સુંઘી શકાય તે ગંધ. તેના બે ભેદ છે—૧ સુરભિગંધ ૨ દુરભિગંધ.

જે કર્મના ઉદયથી શતપત્ર અને માલતીઆદિના પુષ્પોની જેમ જીવોના શરીરનો સુંદર ગંધ થાય તે સુરભિગંધ નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવોના શરીરમાં લસણ અને હિંગના જેવી ખરાબ ગંધ ઉત્પન્ન થાય તે દુરભિગંધ નામકર્મ. સારો કે ખરાબ ગંધ થવામાં ગંધનામકર્મ કારણ છે.

જેનો આસ્વાદ લઇ શકાય તે રસ. તે પાંચ પ્રકારે છે. [1]તિક્ત–તીખો, કટુ–કડવો, કષાયેલ–કટાઇ ગયેલા જેવો, આમ્લ–ખાટો, અને મધુર. શરીરનો તેવો રસ–સ્વાદ થવામાં હેતુભૂત જે કર્મ તે પાંચ પ્રકારે છે.

તેમાં જે કર્મના ઉદયથી જીવોના શરીરોમાં મરિચાદિની–મરિઆદિના જેવો તિક્ત રસ થાય તે તિક્તરસનામકર્મ. એ પ્રમાણે અન્ય રસ નામકર્મનો અર્થ પણ સમજી લેવો. શરીરમાં તે તે પ્રકારનો રસ થવામાં રસ નામકર્મ કારણ છે

જે સ્પર્શનેન્દ્રિયનો વિષય હોય, જેનો સ્પર્શ થઇ શકે તે સ્પર્શ, તે આઠ પ્રકારે છે–કર્કશ–કઠોર, મૃદુ–સુંવાળો, લઘુ–હલકો, ગુરુ–ભારે, સ્નિગ્ધ–ચીકણો, રૂક્ષ–લુખો, શીત અને ઉષ્ણ, તેના હેતુભૂત જે કર્મ તે સ્પર્શનામકર્મ.

તેમાં જે કર્મના ઉદયથી જીવોના શરીરોમાં પત્થર આદિના જેવો કઠોર સ્પર્શ, થાય તે કર્કશસ્પર્શનામ કર્મ.

---

૧ પ્રથમ કર્મગ્રંથ ગાથા ૪૦ની ટીકામાં તિક્ત અને કટુનો અર્થ આનાથી વિપરીત કરેલ છે. અર્થાત્ નિંબ આદિના રસ જેવો તિક્ત રસ અને મરી, સુંઠ આદિના રસ જેવો કટુ રસ કહેલ છે.

એ પ્રમાણે શેષ સઘળા સ્પર્શનામકર્મનો અર્થ પણ સમજી લેવો. શરીરમાં તે તે પ્રકારનો સ્પર્શ થવામાં [1]સ્પર્શનામકર્મ કારણ છે.

તથા કૂર્પર, લાંગલ, અને ગોમુત્રિકાનાં આકારે અનુક્રમે બે ત્રણ અને ચાર સમયપ્રમાણ વિગ્રહ વડે એક એક ભવમાંથી બીજા ભવમાં જતાં જીવની આકાશપ્રદેશની શ્રેણિને અનુસરી જે ગતિ થાય તે આનુપૂર્વિ. તેવા વિપાકવડે વેદ્ય એટલે તે પ્રકારના ફળને અનુભવ કરાવનારી જે કર્મપ્રકૃતિ તે [2]આનુપૂર્વિનામકર્મ. તે ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે-નરકગત્યાનુપૂર્વિ, તિર્યંગ્ગત્યાનુપૂર્વિ, મનુષ્યગત્યાનુપૂર્વિ, અને દેવગત્યાનુપૂર્વિ.

તેમાં જે કર્મના ઉદયથી વક્રગતિવડે નરકમાં જતાં જીવની આકાશપ્રદેશની શ્રેણિને અનુસરી ગતિ થાય તે નરકાનુપૂર્વિનામકર્મ. એમ શેષ ત્રણ આનુપૂર્વિનામકર્મનો અર્થ સમજવો. વિગ્રહગતિ સિવાય જીવ ગમે તેમ જઇ શકે છે, પરંતુ વિગ્રહગતિમાં આકાશપ્રદેશની શ્રેણિને અનુસરીનેજ જીવની ગતિ થાય છે, અને તેમાં આનુપૂર્વિનામકર્મ કારણ છે.

તથા વિહાયસ્—આકાશવડે જે ગતિ તે વિહાયોગતિ.

પ્રશ્ન—આકાશ સર્વવ્યાપક હોવાથી આકાશ સિવાય ગતિનો સંભવજ નથી તો પછી વિહાયસ્ એ વિશેષણ શા માટે ગ્રહણ કર્યું ? કારણ કે વ્યવચ્છેદ્ય-પૃથક્ કરવા લાયક વસ્તુનો અભાવ છે. વિશેષણ લગભગ એક વસ્તુથી બીજી વસ્તુને જુદી પાડવી હોય ત્યાં મૂકાય છે. આકાશ વિના ગતિનો સંભવજ નહિ હોવાથી અહિ કોઈ વ્યવચ્છેદ્ય નથી, તેથી વિહાયસ્ એ વિશેષણ નકામું છે.

ઉત્તર—અહિં વિહાયસ્ એ વિશેષણ નામકર્મની પ્રથમ પ્રકૃતિ જ ગતિનામકર્મ છે તેનાથી પૃથક્ કરવા માટે મૂકયું છે. કારણ કે અહિં માત્ર ગતિનામકર્મ એટલુંજ કહેવામાં આવે તો પહેલું ગતિનામકર્મ તો આવી ગયું છે ફરી શામાટે મૂકયું એવી શંકા થાય, તે શંકા ન થાય માટે વિહાયસ્ એ વિશેષણ સાર્થક છે. તેથી આપણે જે ચાલીએ છીએ તે ગતિમાં વિહાયોગતિનામકર્મ હેતુ છે, પરંતુ નારકત્વાદિપર્યાય થવામાં હેતુ નથી.

તે બે પ્રકારે છે—૧ શુભવિહાયોગતિ, ૨ અશુભવિહાયોગતિ.

જે કર્મના ઉદયથી હંસ હાથી અને બળદના જેવી સુંદર ગતિ—ચાલ પ્રાપ્ત થાય તે શુભવિહાયોગતિનામકર્મ.

---

૧ વર્ણ ગંધ રસ અને સ્પર્શ નામકર્મની પ્રકૃતિઓ દરેક જીવને દરેક સમયે ઉદયમાં હોય છે, કેમકે ધ્રુવોદયી છે. તેથી એમ શંકા થાય કે શ્વેત અને કૃષ્ણ એવી પરસ્પર વિરોધિ પ્રકૃતિઓનો એક સાથે ઉદય કેમ હોઈ શકે ? એના ઉત્તરમા સમજવાનું કે આ સઘળી પ્રકૃતિઓ શરીરના અમુક અમુક ભાગમાં પોતપોતાનુ કાર્ય કરી કૃતાર્થ થાય છે. જેમ કે વાળનો વર્ણ કૃષ્ણ, લોહીનો લાલ, દાંત હાડકા વિગેરેમાં શ્વેત. પિત્તમાં પીળો કે લીલો વર્ણ હોય છે. એ પ્રમાણે ગંધ આદિ માટે પણ સમજવું. એટલે અહિં કોઈ જાતનો વિરોધ નથી.

૨ તત્ત્વાર્થભાષ્ય સૂત્ર ૮-૧૨મા જેના ઉદયથી નિર્માણ નામકર્મ વડે બનાવાયેલ ભુજા વગેરે અંગો તથા આંગળી વગેરે ઉપાંગો યોગ્યસ્થાને ગોઠવાય તે આનુપૂર્વી નામકર્મ એ પ્રમાણે જણાવેલ છે.

જે કર્મના ઉદયથી ગધેડું, ઉંટ, પાડો અને કાગડાના જેવી અશુભગતિ પ્રાપ્ત થાય તે અશુભવિહાયોગતિ નામકર્મ. ૬

આ પ્રમાણે ચૌદ પિંડપ્રકૃતિઓનું સ્વરૂપ કહ્યું. જેના અવાંતર ભેદો થઇ શકતા હોય તેનું નામ પિંડપ્રકૃતિ. આ ચૌદે પિંડપ્રકૃતિઓના અવાંતર પાંસઠ ભેદો થાય છે.

હવે પ્રત્યેક પ્રકૃતિઓ કહે છે, તેના બે ભેદ છે, ૧ સપ્રતિપક્ષ, ૨ અપ્રતિપક્ષ.

જેની વિરોધિની પ્રકૃતિઓ હોય પરંતુ અવાંતર ભેદો થઇ શકતા ન હોય તે સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ. જેમકે—ત્રસ, સ્થાવર વિગેરે.

જેની વિરોધિની પ્રકૃતિઓ ન હોય તેમ અવાંતર ભેદો પણ ન થઇ શકતા તે હોય તે અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ. જેમ કે અગુરૂલઘુ આદિ. તેમાં અલ્પ વક્તવ્ય હોવાથી પહેલાં અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓનુ સ્વરૂપ કહે છે.

**अगुरुलघु उवघायं परघाउस्सासआयवुज्जोयं।**
**निम्माणतित्थनामं च चोद्दस अड पिंडपत्तेया ॥७॥**

अगुरुलघूपघातं पराघातोच्छ्वासातपोद्योतम्।
निर्म्माणं तीर्थनाम च चतुर्दशाष्टौ पिण्डाः प्रत्येकाः ॥७॥

અર્થ—અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, નિર્મ્માણ. અને તીર્થંકરનામ એ આઠ પ્રત્યેક પ્રકૃતિઓ છે, અને પૂર્વ ગાથામાં કહેલ ચૌદ પિંડપ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—જે કર્મના ઉદયથી જીવોનું શરીર ન ભારે ન લઘુ કે ન ગુરુલઘુ થાય પરંતુ અગુરુલઘુ પરિણામ પરિણત થાય તે 'અગુરુલઘુનામકર્મ.[1]

જે કર્મના ઉદયથી શરીરની અંદર વધેલા પ્રતિજિહ્વા-જીભ ઉપર થયેલી બીજી જીભ, અલંબૂંદલક-રસોળી, અને ચોરદંત-દાંતની પાસે ધારવાળા નીકળેલા બીજા દાંત એ આદિ પોતાનાજ અવયવડે હણાય-દુઃખી થાય અથવા પોતે કરેલ ઉદ્બંધન-ઝાડ ઉપર ફાંસે માથે લટકવું, ભૈરવપ્રપાત-પર્વત ઉપરથી ઝંપાપાત કરવો એ આદિવડે હણાય તે ઉપઘાત નામકર્મ.[2]

---

૧ અગુરૂલઘુ નામકર્મનો સંપૂર્ણ શરીરાશ્રિત વિપાક છે. તેના ઉદયથી સંપૂર્ણ શરીર લોઢાના ગોળા જેવું ભારે નહિ, ર જેવુ હલકું નહિ, અગર શરીરનો અમુક ભાગ ગુરૂ કે અમુક ભાગ લઘુ એમ પણ નહિ પરંતુ નહિ ભારે નહિ હળવું એવા અગુરૂલઘુ પરિણામવાળું થાય છે સ્પર્શનામકર્મમાં ગુરૂ અને લઘુ એ બે સ્પર્શ કહ્યા છે. પરંતુ તેઓ શરીરના અમુક અમુક અવયવમાંજ પોતાની શક્તિ બતાવે છે. જેમ તે હાડકાં વિગેરેમાં ગુરૂતા, વાળ વિગેરેમાં લઘુતા થાય છે તે બેનો વિપાક આખા શરીરાશ્રિત નથી એ તફાવત છે.

૨ કહેવાયેલ સ્વરૂપવાળા અંગો અને ઉપાંગો જે કર્મના ઉદયથી બીજા વડે હણાય તે ઉપઘાત નામકર્મ. આ પ્રમાણે તત્ત્વાર્થવૃત્તિમાં કહેલ છે, જયારે તત્ત્વાર્થ ભાષ્યમાં—પોતાનાં પરાક્રમ તથા વિજય

જે કર્મના ઉદયથી ઓજસ્વી-પ્રતાપી આત્મા પોતાના દર્શન માત્રથી તેમજ વાણીની પટુતાવડે મહારાજાઓની સભામાં જવા છતાં પણ તે સભાના સભ્યોને ત્રાસ ઉત્પન્ન કરે-ક્ષોભ પેદા કરે અને પ્રતિવાદિ-સામાપક્ષની પ્રતિભાને દબાવે તે [1]પરાઘાતનામકર્મ.

જે કર્મના ઉદયથી ઉચ્છ્વાસ-નિચ્છ્વાસલબ્ધિ ઉત્પન્ન થાય તે ઉચ્છ્વાસ-નિચ્છ્વાસ નામકર્મ.[2]

જે કર્મના ઉદયથી જીવોના શરીરો સ્વરૂપે ઉષ્ણ નહિ છતાં ઉષ્ણપ્રકાશરૂપ આતપ કરે તે આતપ નામકર્મ. તેનો ઉદય સૂર્યના વિમાનની નીચે રહેલા બાદર પૃથ્વીકાયના જીવોને જ હોય છે, [3]અગ્નિકાય જીવોને હોતો નથી. કારણ કે સિદ્ધાન્તમાં તેનો ઉદય નિષેધ્યો છે તે જીવોના શરીરમાં જે ઉષ્ણતા છે તે ઉષ્ણ સ્પર્શ નામકર્મના ઉદયથી ઉત્પન્ન થયેલી છે, અને જે પ્રકાશકત્વ છે તે ઉત્કટ રક્તવર્ણ નામકર્મના ઉદયથી ઉત્પન્ન થયેલું છે.

જે કર્મના ઉદયથી જંતુઓના શરીરો શીત પ્રકાશરૂપ ઉદ્યોત કરે તે ઉદ્યોતનામકર્મ. તેનો ઉદય યતિ અને દેવતાના ઉત્તરવૈક્રિય શરીરમાં, ચંદ્ર ગ્રહ નક્ષત્ર અને તારાના વિમાનની નીચે રહેલા પૃથ્વીકાયના શરીરમાં, તેમજ કેટલીક વનસ્પતિ વગેરેમાં હોય છે.

---

વગેરેનો નાશ કરનાર જે કર્મ તે ઉપઘાત નામકર્મ એમ જણાવેલ છે. તથા વિજય પામવા છતાં અન્યસ્થાને વિજય નથી પામ્યો ઇત્યાદિ કથન જે કર્મના ઉદયથી થાય તે ઉપઘાત નામકર્મ, એ પ્રમાણે પણ અન્ય આચાર્યો કહે છે

૧ જે કર્મના ઉદયથી અન્યને હણે તે પરાઘાત નામકર્મ એ પ્રમાણે શતકચૂર્ણિમાં જણાવેલ છે અને રાજવાર્તિકકાર કહે છે કે જે કર્મના ઉદયથી ઢાલ આદિનું આવરણ નજીકમાં હોવા છતાં પણ અન્યવડે કરાયેલ શસ્ત્રાદિનો આઘાત થાય તે પરાઘાત નામકર્મ.

૨ અહિં એમ શંકા થાય કે સઘળી લબ્ધિઓ ક્ષાયોપશમિક ભાવે એટલે કે વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમ થવાથી કહી છે, તો શ્વાસોચ્છ્વાસ લબ્ધિમાં શ્વાસોચ્છ્વાસ નામકર્મનો ઉદય માનવાનું શું પ્રયોજન ? તેના ઉત્તરમાં સમજવું કે-કેટલીક લબ્ધિઓમાં કે જેની અંદર લોકમાં રહેલા પુદ્ગલો ગ્રહણ કરવાના હોય અને ગ્રહણ કરી શ્વાસોચ્છ્વાસાદિ રૂપે પરિણમાવવાનાં હોય ત્યાં કર્મનો ઉદય પણ માનવો પડે છે કારણ કે કર્મના ઉદય વિના લોકમાં રહેલા પુદ્ગલો ગ્રહણ કરી પરિણમાવી શકાતાં નથી. જેમ કે-આહારક લબ્ધિ જેને થઇ હોય તેને જ્યારે આહારક કરવુ હોય ત્યારે લોકમાં રહેલી આહારકવર્ગણામાંથી પુદ્ગલો ગ્રહણ કરી તેને આહારકપણે પરિણમાવે છે. આ ગ્રહણ અને પરિણામ કર્મના ઉદય વિના થતો નથી જો કે તદનુકૂળ વીર્યાંતરાયકર્મનો ક્ષયોપશમ તો થવો જ જોઇએ. જો તે ન હોય તો લબ્ધિ ફોરવી શકે જ નહિ. જેમ કે વૈક્રિય શરીર નામકર્મની લગભગ દરેક સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચમનુષ્યોને સત્તા હોય છે, છતાં સઘળા મનુષ્ય તિર્યંચ વૈક્રિય શરીર કરી શકતા નથી. પરંતુ જેને તદનુકૂળ ક્ષયોપશમ થયો હોય તેજ કરી શકે છે. તેમ અહિ પણ શ્વાસોચ્છ્વાસ પુદ્ગલોનું ગ્રહણ તેમજ પરિણમન કરવાનું હોવાથી શ્વાસોચ્છ્વાસ નામકર્મ માનવાની આવશ્યકતા રહે છે.

૩ આતપનું લક્ષણ અગ્નિમાં ઘટતું નહિ હોવાથી પણ તેને આતપનો ઉદય હોતો નથી આતપનું-લક્ષણ-પોતે અનુષ્ણ હોઇ દૂર રહેલી વસ્તુ ઉપર ઉષ્ણ પ્રકાશ કરે એ છે. જ્યારે અગ્નિ સ્વયં ઉષ્ણ છે, અને માત્ર થોડે દૂર રહેલ વસ્તુપરજ ઉષ્ણ પ્રકાશ કરી શકે છે.

જે કર્મના ઉદયથી જંતુઓના શરીરોમાં પોતપોતાની જાતિને અનુસારે અંગ પ્રત્યંગની નિયતસ્થાનવર્ત્તિતા-વ્યવસ્થા જે સ્થળે જે અંગ ઉપાંગ કે અંગોપાંગ જોઇએ તેની ત્યાં ગોઠવણ થાય તે [1]નિર્માણનામકર્મ. આ કર્મ સુતાર જેવું છે. જેમ સુતાર પુતળી વિગેરેમાં હાથ વિગેરે અવયવોની વ્યવસ્થા કરે છે જો આ કર્મ ન હોય તો તેના નોકર જેવા અંગોપાંગ નામકર્મ આદિ વડે થયેલા મસ્તક અને ઉદરાદિ અવયવોની નિયતસ્થળે રચના થવામાં કોઇ નિયમ ન રહે, તેથી નિયત સ્થળે રચના થવામાં નિર્માણનામકર્મ કારણ છે

જે કર્મના ઉદયથી અષ્ટ મહાપ્રાતિહાર્ય આદિ ચોત્રીશ અતિશયો ઉત્પન્ન થાય તે તીર્થંકર નામકર્મ.

ગાથામાં ચોદસ અઙ એમ બે સંખ્યા લખી છે તે ક્રમપૂર્વક આ પ્રમાણે લેવાની છે: પૂર્વોક્ત ગાથામાં ચૌદ પિંડપ્રકૃતિઓ કહી છે, અને આ ગાથામાં આઠ પ્રત્યેક પ્રકૃતિઓ કહી છે. આ પ્રમાણે અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ કહી હવે સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ કહે છે.

तसबायरपज्जत्तं पत्तेय थिरं सुभं च नायव्वं ।
सुस्सरसुभगाइज्जं जसकित्ती सेयरा वीसं ॥८॥

त्रसबादरपर्याप्तकं प्रत्येकं स्थिरं शुभं च ज्ञातव्यम् ।
सुस्वरसुभगादेयं यशःकीर्तिः सेतरा विंशतिः ॥८॥

અર્થ—ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર, સુભગ, આદેય, અને યશઃકીર્તિ એ ઇતર ભેદ-સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુઃસ્વર, દુર્ભગ, અનાદેય, અને અયશઃકીર્તિ સાથે સપ્રતિપક્ષ વીશ પ્રકૃતિઓ જાણવી.

ટીકાનુ૦—તાપ આદિથી પીડિત થયા છતા જે સ્થાને રહ્યા છે તે સ્થાનથી ઉદ્વેગ પામે અને છાયા આદિના સેવન માટે અન્ય સ્થળે જાય તે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય ત્રસ કહેવાય છે. તેના હેતુભૂત જે કર્મ તે ત્રસનામકર્મ.

તેનાથી વિપરીત સ્થાવરનામકર્મ. ઉષ્ણતા આદિથી તપ્ત થવા છતા પણ તે સ્થાનનો ત્યાગ કરવા માટે જેઓ અસમર્થ છે તે પૃથ્વી અપ તેઉ વાઉ અને વનસ્પતિ સ્થાવર કહેવાય છે. તેના હેતુભૂત જે કર્મ તે સ્થાવર નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવો બાદર થાય તે બાદર નામકર્મ. બાદરપણું તે એક પ્રકારનો પરિણામ વિશેષ છે, કે જેના વશથી પૃથ્વીકાયાદિ એક એક જીવનું શરીર ચક્ષુદ્વારા ગ્રહણ

[1] જેના ઉદયથી અંગોપાગોની સમાપ્તિ થાય અર્થાત્ જેનો ઉદય જાતિનામકર્મને અનુસારે તે તે સ્થળે તે તે પ્રમાણવાળાં ચક્ષુ આદિ બનાવે તે નિર્માણ નામકર્મ એમ રાજવાર્તિકકાર કહે છે.

થતું નથી છતાં પણ ઘણા જીવોના શરીરનો જ્યારે સમૂહ થાય ત્યારે તે ચક્ષુદ્વારા ગ્રહણ થાય છે. તેના હેતુભૂત જે કર્મ તે [1]બાદર નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવનો સૂક્ષ્મ પરિણામ થાય કે જેને લઈ ગમે તેટલા શરીરોનો પિંડ એકઠો થાય છતાં દેખાઈ શકે નહિ તે સૂક્ષ્મનામકર્મ.

જે કર્મના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરવામાં સમર્થ થાય તે પર્યાપ્ત નામકર્મ.

જે કર્મના ઉદયથી સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરવામાં સમર્થ ન થાય, અધુરી પર્યાપ્તિએ જ મરણ પામે તે અપર્યાપ્તનામકર્મ. પર્યાપ્તિનું સ્વરૂપ પહેલા દ્વારમાંથી જોઇ લેવું.

જે કર્મના ઉદયથી એક એક જીવને ભિન્ન ભિન્ન શરીર પ્રાપ્ત થાય તે પ્રત્યેક નામકર્મ, તે કર્મનો ઉદય પ્રત્યેક શરીરી જીવોને હોય છે. નારક, દેવ, મનુષ્ય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય પૃથ્વી, અપ તેઉ વાઉ અને કોઠ આમ્ર વિગેરે પ્રત્યેક વનસ્પતિ. એ પ્રત્યેક શરીરિ જીવો છે. તે સઘળાને પ્રત્યેક નામકર્મનો ઉદય હોય છે.

પ્રશ્ન—જો કોઠ અને આમ્ર આદિ વૃક્ષોમાં પ્રત્યેક નામકર્મનો ઉદય માનીએ તો તેઓમાં એક એક જીવને ભિન્ન ભિન્ન શરીર હોવું જોઇએ, તે તો હોતું નથી. કારણ કે કોઠ પીપળો પીલુ અને સેલુ આદિ વૃક્ષોના મૂળ સ્કંધ છાલ મોટી ડાળીઓ વિગેરે દરેક અવયવો અસંખ્ય જીવવાળા માનવામાં આવેલા છે. પ્રજ્ઞાપના સૂત્રમાં એકાસ્થિક-એક બીજવાળા અને બહુ બીજવાળા વૃક્ષની પ્રરૂપણાના પ્રસંગે કહ્યું છે કે-' તે વૃક્ષોના મૂળ અસંખ્ય જીવોવાળા છે. એટલે કે મૂળમાં અસંખ્ય જીવો હોય છે. એ પ્રમાણે કંદ[2] પણ, સ્કંધ પણ, છાલ પણ, મોટી ડાળીઓ પણ, અને પ્રવાલ પણ અસંખ્ય જીવવાળા છે પાંદડાં એક એક જીવવાળા છે. ઇત્યાદિ' મૂળથી આરંભી ફળ સુધીના સઘળા અવયવો દેવદત્તના શરીરની જેમ એક

---

૧ બાદર નામકર્મ એ જીવવિપાકી પ્રકૃતિ છે. એટલે જીવનો કંઇક બાદર પરિણામ ઉત્પન્ન કરી પુદ્ગલ ઉપર અસર કરે છે. જેને લઇ એક અથવા અસંખ્ય શરીરનો પિંડ ચક્ષુનો વિષય થાય છે. જીવવિપાકી પ્રકૃતિ પુદ્ગલ ઉપર પણ જરૂર અસર કરે છે. જેમ ક્રોધ નિદ્રા વિગેરે જીવવિપાકી છતાં તેની અસર પુદ્ગલ પર થાય છે. તેમ બાદર અને સૂક્ષ્મ જીવવિપાકી છતાં પુદ્ગલ પર અસર થાય છે. એમ ન હોય તો બાદરનું પણ ઔદારિક શરીર છે, સૂક્ષ્મનું પણ ઔદારિક શરીર છે. બંનેના શરીર અનંતાનંત વર્ગણાના બનેલા છે છતા ગમે તેટલા સૂક્ષ્મ જીવોના શરીરો એકઠા થવા છતા તે દેખાય જ નહિ અને બાદર જીવોના એક અથવા અસંખ્ય શરીરનો પિંડ દેખાય તેનું કારણ શું ? કારણ એજ કે બાદર અને સૂક્ષ્મનામકર્મ જીવપર પોતાની અસર ઉત્પન્ન કરી પુદ્ગલપર અસર કરે છે. તેથીજ એવો અર્થ કરવામા આવ્યો છે કે—

જે કર્મના ઉદયથી ચક્ષુથી દેખી શકાય એવા સ્થૂળ શરીરની પ્રાપ્તિ થાય તે બાદર નામકર્મ, અને તેનાથી વિપરીત સૂક્ષ્મનામકર્મ. બાદર નામકર્મ જો જીવવિપાકી ન હોત તો ચૌદમે ગુણસ્થાનકે તેનો ઉદય હોઇ શકે-જ નહિ કેમકે ચૌદમે ગુણસ્થાનકે માત્ર જીવવિપાકી પ્રકૃતિઓનોજ ઉદય હોય છે.

૨ મૂળીયા ઉપર જમીનમાં રહેલા ભાગને કંદ કહે છે, અને જમીન બહાર નીકળેલા ભાગને સ્કંધ કહે છે.

શરીરાકાર જણાય છે. જેમ દેવદત્ત નામના કોઈ પુરૂષનું શરીર અખંડ એક સ્વરૂપવાળું જણાય છે. તેમ, મૂળ-આદિ સઘળા પણ અખંડ એક એક સ્વરૂપે જણાય છે. માટે કોઠ વૃક્ષાદિ તે વૃક્ષો અખંડ એક શરીરવાળા છે, અને અસંખ્ય જીવોવાળા છે, એટલે તે કોઠ વગેરેનું શરીર એક છે, અને તેમાં જીવો અસંખ્ય છે. તાત્પર્ય એ કે એક શરીરમાં અસંખ્ય જીવો હોય છે, એક નહિં. આ પ્રમાણે હોવાથી તે પ્રત્યેક શરીરી કેમ કહી શકાય ? કેમકે એક શરીરમાં એક જીવ નથી પરંતુ એક શરીરમાં અસંખ્યાતા જીવો છે.

ઉત્તર—મૂળ કંદ આદિ સઘળા પ્રત્યેક શરીરીજ છે, કારણ કે મૂળ આદિમાં જે અસંખ્ય જીવો શાસ્ત્રમાં કહ્યા છે, તે સઘળાના શરીરો ભિન્ન ભિન્ન છે.

પ્રશ્ન—જ્યારે મૂલાદિ સઘળા ભિન્ન ભિન્ન શરીરવાળા છે ત્યારે તેઓ એકાકાર કેમ જણાય છે ?

ઉત્તર—શ્લેષદ્રવ્ય-જોડનાર દ્રવ્યથી મિશ્રિત એકાકાર થયેલ સરસવની વાટની જેમ કોઈ એવાજ પ્રકારના પ્રબળ રાગ-દ્વેષરૂપ હેતુ વડે બાંધેલા તથાપ્રકારના પ્રત્યેક નામકર્મના પુદ્ગલોના ઉદયથી તે સઘળા જીવોનું શરીર ભિન્ન ભિન્ન હોય છે છતાં પરસ્પર વિમિશ્ર-એકાકાર શરીરવાળા થાય છે. પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે—શ્લેષ દ્રવ્યથી મિશ્ર થયેલા ઘણા સરસવોની બનાવેલી વાટ જેમ એકાકાર જણાય છે તેમ પ્રત્યેક શરીરી જીવોના શરીરનો સંઘાત એકાકાર જણાય છે. અથવા ઘણા તલમાં તેને મિશ્ર કરનાર ગોળ વિગેરે નાખી તેની તલપાપડી કરવામાં આવે તે જેમ એકાકાર-દરેક તલ તેમાં ભિન્ન હોવા છતાં એક પિંડરૂપ જણાય છે તેમ વિચિત્ર પ્રત્યેક નામકર્મના ઉદયથી મૂળ આદિ દરેકને ભિન્ન ભિન્ન શરીર હોવા છતાં એકાકાર જણાય છે. તેમાંની બંને ગાથાનો અક્ષરાર્થ આ પ્રમાણે છે-જેમ કોઈ સંયોજક દ્રવ્યથી ઘણા સરસવોની વાળેલી વર્ત્તિ-વાટ, અથવા સંયોજક દ્રવ્યથી ઘણા તલવડે વિમિશ્ર થયેલી જેમ તલપાપડી થાય છે તેમ પ્રત્યેક શરીરી જીવોનાં શરીર-સંઘાત-શરીરના પિંડો થાય છે.

તાત્પર્યાર્થ આ પ્રમાણે—જેમ તે વર્તિ-વાટમાં સઘળા સરસવો પરસ્પર ભિન્ન છે, એકાકાર નથી. કેમકે તેઓ સઘળા આપણને ભિન્ન ભિન્ન જણાય છે, એકાકાર જણાતાજ નથી. અહિં ઘણા સરસવો ગ્રહણ કરવાનું એજ કારણ છે કે તેઓ પરસ્પર એકાકાર નથી એમ સ્પષ્ટપણે જણાય. એ પ્રમાણે વૃક્ષાદિમાં પણ મૂળ આદિ દરેક અવયવોમાં અસંખ્યાતા જીવો હોય છે છતાં તે સઘળા પરસ્પર ભિન્ન ભિન્ન શરીરવાળા છે. અસંખ્યાતા જીવ વચ્ચે એક શરીરવાળા છે એમ નથી અને જેમ તે સરસવો સંયોજક દ્રવ્યના સંબંધના માહાત્મ્યથી પરસ્પર મિશ્ર થયેલા છે, તેમ મૂળ આદિમાં રહેલા પ્રત્યેક શરીરી જીવો પણ તથા પ્રકારના પ્રત્યેક નામકર્મના ઉદયથી પરસ્પર સંહત-એકાકારરૂપે થયેલા છે.

જે કર્મના ઉદયથી અનંત જીવો વચ્ચે એક શરીર પ્રાપ્ત થાય તે સાધારણ નામકર્મ.

પ્રશ્ન—અનંત જીવો વચ્ચે એક શરીર કેમ ઉત્પન્ન થાય ? ન થવું જોઈએ. કારણ કે-જે જીવ પહેલો ઉત્પન્ન થયો તેણે તે શરીર બનાવ્યું, અને તેની સાથે પરસ્પર જોડાવા વડે

સંપૂર્ણપણે પોતાનું કર્યું. તેથી તે શરીરમાં પ્રથમ ઉત્પન્ન થયેલા જીવનો જ અવકાશ હોવો જોઈએ, અન્ય જીવોનો અવકાશ કેમ હોઇ શકે ? દેવદત્તના શરીરમાં જેમ દેવદત્તનો જીવ પોતાના સંપૂર્ણ શરીર સાથે સંબંધ ધરાવે છે તેમ બીજા જીવો તેના સંપૂર્ણ શરીર સાથે કંઇ સંબંધ ધરાવતા ઉત્પન્ન થતા નથી, કારણ કે તેમ દેખાતું નથી. વળી કદાચ અન્ય જીવોને ઉત્પન્ન થવાનો અવકાશ હોય છતાં પણ જે જીવે તે શરીર ઉત્પન્ન કરીને પરસ્પર જોડાવા વડે પોતાનું કર્યું તે જીવજ તે શરીરમાં મુખ્ય છે, માટે તેના સંબંધેજ પર્યાપ્ત અપર્યાપ્ત વ્યવસ્થા, પ્રાણાપાનાદિ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ વગેરે હોવું જોઇએ, પરંતુ અન્ય જીવોના સંબંધે તે કંઇ હોવું જોઇએ નહિ. સાધારણમાં તો તેમ નથી. કારણ કે તેમાં પ્રાણાપાનાદિ વ્યવસ્થા જે એકની તે અનંતાની અને જે અનંતાની તે એકની હોય છે. તો તે કઇ રીતે હોઇ શકે ?

ઉત્તર-ઉપર જે કહ્યું તે જિનવચનના જ્ઞાનનો અભાવ હોવાથી યોગ્ય નથી. કારણ કે સાધારણ નામકર્મના ઉદયવાળા અનંતા જીવો તથાપ્રકારના કર્મોદયના સામર્થ્યથી એક સાથેજ ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત થાય છે, એક સાથેજ તે શરીરનો આશ્રય લઈ પર્યાપ્તિઓ કરવાનો આરંભ કરે છે, એક સાથેજ પર્યાપ્તા થાય છે, એક સાથેજ પ્રાણાપાનાદિ યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે. એકનો જે આહાર તે બીજા અનંતાનો, અને અનંતાનો જે આહાર તે વિવક્ષિત એક જીવનો હોય છે. શરીરને લગતી સઘળી ક્રિયા જે એક જીવની તે અનંતાની અને અનંતાની જે ક્રિયા તે એક જીવની એ પ્રમાણે સમાન જ હોય છે. તેથી અહિં કોઇ અસંગતિ નથી.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-એક સાથે અનંતા જીવો ઉત્પન્ન થાય છે, એક સાથે તેઓના શરીરની નિષ્પત્તિ થાય છે, એક સાથે શ્વાસોચ્છવાસાદિ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ થાય છે, અને એક સાથે શ્વાસોચ્છ્વાસ લેવાની ક્રિયા પણ કરે છે. એક જીવનું જે ગ્રહણ તે અનંતાનું સાધારણ હોય છે, અનંતા જીવોનું જે ગ્રહણ તે એકનું પણ હોય છે. આહાર, શ્વાસોચ્છ્વાસ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ એ વગેરે શરીરને લગતી સઘળી ક્રિયા સાધારણ એટલે અનંતા જીવની તે એક જીવની અને એક જીવની તે અનંતા જીવની હોય છે. સાધારણ જીવોનું એ [1]લક્ષણ છે.

તથા જે કર્મના ઉદયથી મસ્તક, હાડકાં, અને દાંત આદિ શરીરના અવયવોમાં સ્થિરતા-નક્કરપણું થાય તે [2]સ્થિર નામકર્મ.

---

૧ જો કે શરીરને લગતી સઘળી ક્રિયા સમાન હોય છે, પરંતુ કર્મનો બંધ, ઉદય, આયુનું પ્રમાણ એ કંઇ સઘળા સાથે ઉત્પન્ન થયેલાને સરખાજ હોય છે એમ નથી. સરખાએ હોય તેમ ઓછા વત્તા પણ હોય છે.

૨ દુષ્કર ઉપવાસાદિ તપ કરવા છતાં પણ જેના ઉદયથી અંગોપાંગોનું સ્થિરપણું થાય તે સ્થિર નામકર્મ અને જેના ઉદયથી અલ્પ ઉપવાસાદિ કરવાથી અગર સ્વલ્પ શીત કે ઉષ્ણાદિના સંબંધથી અંગોપાંગ કૃશ થાય તે અસ્થિર નામકર્મ એમ રાજવાર્તિકકાર કહે છે.

તેનાથી વિપરીત અસ્થિર નામકર્મ. જે કર્મના ઉદયથી જિહ્વા આદિ શરીરના અવયવોનાં અસ્થિરતા થાય તે અસ્થિર નામકર્મ.

જે કર્મના ઉદયથી નાભિની ઉપરના અવયવો શુભ થાય તે [1]શુભ નામકર્મ.

તેનાથી વિપરીત અશુભ નામકર્મ. જે કર્મના ઉદયથી નાભિની નીચેના શરીરના અવયવો અશુભ થાય તે. તે આ પ્રમાણે–મસ્તક વડે કોઈને સ્પર્શ કરીએ તો તે સંતોષ પામે છે, કેમકે તે શુભ છે. પગથી અડકીએ તો ગુસ્સે થાય છે, કેમકે તે અશુભ છે.

કદાચ અહિં એમ કહેવામાં આવે કે–સ્ત્રીના પગવડે પણ સ્પર્શ કરાયેલો પુરૂષ સંતુષ્ટ થાય છે માટે ઉપરના લક્ષણમાં દોષ આવે છે. તેના ઉત્તરમાં કહે છે–તે સંતોષમાં તો મોહ કારણ છે. અહિં તો વસ્તુ સ્થિતિનો વિચાર થાય છે, માટે કોઈ દોષ નથી.

જે કર્મના ઉદયથી જીવનો સ્વર કર્ણપ્રિય થાય, શ્રોતાનો પ્રીતિના હેતુભૂત થાય તે સુસ્વર નામકર્મ.

તેનાથી વિપરીત દુસ્વર નામકર્મ. જે કર્મના ઉદયથી જીવનો સ્વર કર્ણકટુક થાય, શ્રોતાને અપ્રીતિનું કારણ થાય તે.

જે કર્મના ઉદયથી ઉપકાર નહિ કરવા છતાં પણ સઘળાના મનને પ્રિય થાય તે સુભગ નામકર્મ.

તેનાથી વિપરીત જે કર્મના ઉદયથી ઉપકાર કરવા છતાં પણ જીવોને અપ્રિય થાય તે દુર્ભગ નામકર્મ. શાસ્ત્રમાં કહ્યું છે કે–' જે જીવ ઉપકાર નહિ કરવા છતાં પણ ઘણાને પ્રિય થાય તેને સૌભાગ્યનો ઉદય હોય છે, અને ઉપકાર કરવા છતાં પણ અપ્રિય થાય તેને દૌર્ભાગ્યનો ઉદય છે.

સૌભાગ્ય નામકર્મના ઉદયવાળો પણ કોઈ જીવ જો કે કોઈને આશ્રયી અપ્રિય થાય તો તે તેના દોષે થાય છે. જેમ અભવ્યને તીર્થંકર અપ્રિય થાય છે. તેમાં સૌભાગ્યના ઉદયવાળાનો કંઈ દોષ નથી.'

જે કર્મના ઉદયથી જે પ્રવૃત્તિ કરે જે બોલે તે સર્વને લોકો પ્રમાણ કરે, અને દેખવા પછી તરતજ અભ્યુત્થાન–સામે જવું આદિ સત્કાર કરે તે [2]આદેય નામકર્મ.

તેનાથી વિપરીત અનાદેય નામકર્મ. જે કર્મના ઉદયથી યુક્તિયુક્ત બોલવા છતાં પણ લોકો તેનું વચન માન્ય કરે નહિ, તેમજ ઉપકાર કરવા છતાં પણ અભ્યુત્થાનાદિ આચરે નહિ તે.

---

1 જે કર્મના ઉદયથી વ્યક્તિ જોનાર અથવા સાંભળનારને રમણીય થાય તે શુભનામકર્મ અને અરમણીય થાય તે અશુભ નામકર્મ એમ રાજવાર્તિકકાર કહે છે.

2 જેના દર્શનમાત્રથી શ્રદ્ધેયપણું થાય એવો શરીરનો ગુણ=પ્રભાવ જે કર્મના ઉદયથી થાય તે આદેય નામકર્મ એમ તત્ત્વાર્થવૃત્તિમાં કહેલ છે જ્યારે ' જે કર્મના ઉદયથી પ્રતિભાયુક્ત શરીર મળે તે આદેય નામકર્મ અને પ્રતિભા રહિત શરીર મળે તે અનાદેય નામકર્મ એમ રાજવાર્તિકકાર કહે છે.

તપ, શૌર્ય અને ત્યાગાદિથી ઉપાર્જિત યશવડે લોકોમાં જે પ્રશંસા થવી-વાહવાહ બોલાવી તે યશઃકીર્તિ અથવા યશ એટલે સામાન્યથી ખ્યાતિ, અને કીર્તિ એટલે ગુણના વર્ણનરૂપ પ્રશંસા અથવા સર્વ દિશામાં પ્રસરનાર, પરાક્રમથી ઉત્પન્ન થયેલી અને સર્વ મનુષ્યો વડે પ્રશંસનીય જે કીર્ત્તિ તે યશ, અને એક દિશામાં પ્રસરનારી, દાન પુન્યથી થયેલી જે પ્રશંસા તે કીર્ત્તિ. તે યશ અને કીર્ત્તિ જે કર્મના ઉદયથી ઉત્પન્ન થાય તે યશઃકીર્ત્તિ નામકર્મ.

તેનાથી વિપરીત અયશઃકીર્તિ નામકર્મ. જે કર્મના ઉદયથી મધ્યસ્થ મનુષ્યોને પણ અપ્રશંસનીય થાય તે.

આ રીતે સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ કહી. આ સપ્રતિપક્ષ ત્રસાદિ પ્રકૃતિઓનું આ ક્રમથી જે કથન કર્યું છે, તે આ પ્રકૃતિઓના સંજ્ઞાદિ દ્વિક જણાવે છે. તે આ પ્રમાણે-

ત્રસાદિ દશ પ્રકૃતિઓ ત્રસાદિ દશક કહેવાય, સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ સ્થાવરાદિ દશક કહેવાય. તેમ અન્યત્ર જ્યાં ત્રસાદિનું ગ્રહણ કર્યું હોય ત્યાં આ જ ત્રસાદિ દશ પ્રકૃતિઓ સમજવી અને સ્થાવરાદિ દશનું જ્યાં ગ્રહણ કર્યું હોય ત્યાં ત્રસાદિની પ્રતિપક્ષ સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ સમજવી.

તથા ત્રસાદિ દશ અને સ્થાવરાદિ દશ પ્રકૃતિઓ બંને ક્રમપૂર્વક પરસ્પર વિરોધી છે. જેમકે—ત્રસ વિરૂદ્ધ સ્થાવર, બાદર વિરૂદ્ધ સૂક્ષ્મ. તથા ત્રસચતુષ્ક, સ્થાવરચતુષ્ક, સ્થિરષટ્ક, અસ્થિરષટ્ક, આદિ સંજ્ઞામાં કહેલી પ્રકૃતિઓ આજ ગાથામાંથી લેવાની છે. ૮

આ પ્રમાણે નામકર્મની ઉત્તર પ્રકૃતિઓનું સ્વરૂપ કહ્યું. હવે પૂર્વોક્ત ગતિ આદિ ચૌદ પિંડ પ્રકૃતિઓમાં જેના જેટલા પેટા ભેદો થાય છે, અને સરવાળે જેટલા ભેદો થાય છે તેનું પ્રતિપાદન કરે છે—

**गईयाईयाण भेया चउ पण पण ति पण पंच छ छक्कं ।**
**पण दुग पणट्ठ चउदुग पिंडुत्तरभेय पणसट्ठी ॥९॥**

गत्यादीनां भेदाश्चत्वारः पञ्च पञ्च त्रयः पञ्च पञ्च षट् षट् ।
पञ्च द्वौ पञ्च अष्टौ चत्वारः द्वौ पिण्डोत्तरभेदाः पञ्चषष्टिः ॥९॥

અર્થ—ગતિ આદિ ચૌદ પિંડ પ્રકૃતિઓના ઉત્તરભેદો અનુક્રમે ચાર, પાંચ, પાંચ, ત્રણ, પાંચ, પાંચ, છ, છ, પાંચ, બે, પાંચ, આઠ, ચાર અને બે, સરવાળે પાંસઠ થાય છે.

ટીકાનુ૦—ગતિ, જાતિ આદિ ચૌદ પિંડ પ્રકૃતિઓના અનુક્રમે ચારથી બે પર્યંત ઉત્તરભેદો થાય છે તે આ પ્રમાણે-ગતિના ચાર ભેદ, જાતિ નામના પાંચ, શરીર નામના પાંચ, અંગોપાંગ નામના ત્રણ, બંધન નામના પાંચ, સંઘાતન નામના પાંચ, સંઘયણ નામના છ, સંસ્થાન નામના છ, વર્ણ નામના પાંચ, ગંધ નામના બે, રસ નામના પાંચ, સ્પર્શ નામના આઠ, આનુપૂર્વિ નામના ચાર, અને વિહાયોગતિ નામના બે.

આ ગતિ આદિ પિંડપ્રકૃતિઓના સઘળા ઉત્તર ભેદો પહેલા ગતિ આદિના સ્વરૂપને કહેવાના અવસરે ક્રમપૂર્વક વિસ્તારથી કહ્યા છે, માટે અહિં ફરીથી કહેતા નથી.

સઘળા મળી ચૌદ પિંડ પ્રકૃતિઓના પાંસઠ ઉત્તર ભેદો થાય છે. અને પ્રત્યેક પ્રકૃતિઓ સઘળી મળી અઠાવીસ થાય છે. તે બંનેનો સરવાળો કરતાં નામકર્મની ત્રાણું ઉત્તર પ્રકૃતિઓ થાય છે. આ આચાર્ય મહારાજ બંધન નામકર્મના પાંચ ભેદોજ માને છે, એટલે ઉક્ત સંખ્યા જ થાય છે

અહિં બંધમાં એકસો વીશ ઉત્તર પ્રકૃતિઓનો અધિકાર છે, ઉદયમાં એકસો બાવીશ, અને સત્તામાં એકસો અડતાલીસ, અથવા એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓનો અધિકાર છે. તેથી જે વિવક્ષાએ કે કારણે બંધાદિમાં આવું વૈચિત્ર્ય જણાય છે તેના પ્રતિપાદન માટે કહે છે—

**ससरीरंतरभूया बंधण संघायणा उ बंधुदए।**
**वण्णाइ विगप्पावि हु बंधे नो सम्ममीसाइं ॥१०॥**

**स्वशरीरान्तर्भूतानि बन्धनसंघातनानि तु बन्धोदये।**
**वर्णादिविकल्पा अपि हु बन्धे नो सम्यक्त्वमिश्रे ॥१०॥**

અર્થ—બંધ અને ઉદયમાં બંધન અને સંઘાતનને પોતાના શરીરની અંતર્ગત વિવક્ષ્યા છે, અને વર્ણાદિના ઉત્તર ભેદો પણ બંધ અને ઉદયમાં વિવક્ષ્યા નથી તથા સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીય બંધમાં હોતી જ નથી.

ટીકાનુ૦—બંધ અને ઉદયનો જ્યારે વિચાર કરવામાં આવે ત્યારે બંધન નામના પાંચ ભેદની અને સંઘાતન નામના પાચ ભેદની પોતપોતાના શરીરની અંતર્ગત વિવક્ષા કરી છે એમ સમજવું.

જો કે પાંચે બંધન અને સંઘાતનનો બંધ છે અને ઉદય પણ છે છતાં જે શરીર નામકર્મનો બંધ કે ઉદય હોય તે સાથે તે શરીર યોગ્ય બંધન અને સંઘાતનનો અવશ્ય બંધ અને ઉદય હોય જ છે તેથી બંધ અને ઉદયમા જુદા વિવક્ષ્યા નથી.

સત્તામાં જુદાજુદા બતાવ્યા છે, અને તે બતાવવા જ જોઈએ. જો સત્તામાં પણ ન બતાવવામાં આવે તો મૂળ વસ્તુજ ઉડી જાય, બંધન અને સંઘાતન નામનું કોઈ કર્મજ નથી એમ થાય, એટલે સત્તામાં બતાવ્યા છે.

કયા કયા બંધન અને સંઘાતનની કયા કયા શરીરની અંતર્ગત વિવક્ષા કરી છે તે કહે છે—ઔદારિક બંધન અને સંઘાતન નામકર્મની ઔદારિક શરીર નામકર્મની અંતર્ગત, વૈક્રિય બંધન અને સંઘાતન નામકર્મની વૈક્રિય શરીર નામકર્મની અંતર્ગત, આહારકબંધન અને સંઘાતન નામની આહારક શરીર નામની અંતર્ગત, તૈજસ બંધન અને સંઘાતન તૈજસ શરીર નામની અતર્ગત, અને કાર્મણ બંધન અને કાર્મણ સંઘાતન નામકર્મની કાર્મણ શરીર નામકર્મની અંતર્ગત વિવક્ષા કરી છે.

જે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ નામકર્મના અનુક્રમે પાંચ, બે, પાંચ અને આઠ ઉત્તર-ભેદો થાય છે, તેની બંધ અને ઉદયમાં વિવક્ષા કરી નથી પરંતુ સામાન્યતઃ વર્ણાદિ ચારજ ગણ્યા છે. કારણ કે વીસેનો સાથેજ બંધ અને ઉદય હોય છે. એક પણ પ્રકૃતિ પહેલાં કે પછી બંધ કે ઉદયમાંથી ઓછી થતી નથી, તેથી એમ વિવક્ષા કરી છે.

તથા દર્શન મોહનીયની બે ઉત્તર પ્રકૃતિ-સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીયને બંધમાં ગ્રહણ કરતા નથી, કારણ કે તેનો બંધજ સંભવતો નથી તેનેજ સ્પષ્ટપણે બતાવે છે-જેમ કોઇ છાશ આદિ ઔષધિ વિશેષવડે મદનકોદરા શુદ્ધ કરે છે, તેમ આત્મા મદન-કોદરા જેવા મિથ્યાત્વ મોહનીય કર્મને ઔષધિસમાન સમ્યક્ત્વને અનુરૂપ વિશુદ્ધિ વિશેષ વડે શુદ્ધ કરે છે, અને તેને ત્રણ ભાગમાં વહેંચી નાંખે છે. તે આ પ્રમાણે-૧ શુદ્ધ, ૨ અર્ધવિશુદ્ધ અને ૩ અશુદ્ધ.

તેમાં અત્યંત શુદ્ધ કરાએલા કે જે સમ્યક્ત્વ સ્વરૂપને પ્રાપ્ત થયેલા છે, એટલે કે જે સમ્યક્ત્વ પ્રાપ્ત થવામાં વિઘાતક થતા નથી તે પુદ્ગલો શુદ્ધ કહેવાય છે. અને તેનો સમ્ય-ક્ત્વ મોહનીય એ નામે વ્યવહાર થાય છે.

જે અલ્પ શુદ્ધિને પ્રાપ્ત થયેલા છે તે અર્ધ વિશુદ્ધ અને તેનો મિશ્ર મોહનીય એ નામે વ્યવહાર થાય છે.

જેઓ અલ્પ પણ શુદ્ધિને પ્રાપ્ત થયેલા નથી, પરંતુ મિથ્યાત્વ મોહનીય સ્વરૂપેજ રહેલ છે, તે અશુદ્ધ કહેવાય છે. કહ્યું છે કે—

જેમ છાણાદિ વડે મદનકોદરા શુદ્ધ કરાય છે, તેમ સમ્યક્ત્વરૂપ ગુણવડે તે ભવ્ય આત્મા મિથ્યાત્વ મોહનીય કર્મને શુદ્ધ કરે છે જે સર્વથા શુદ્ધ કરાય છે તે સમ્યક્ત્વ મોહનીય કર્મ, જે અલ્પ વિશુદ્ધ કરાય છે તે મિશ્ર મોહનીય કર્મ, અને જે શુદ્ધ કરાતા જ નથી જેવા હોય તેવા જ રહે છે તે મિથ્યાત્વ મોહનીય કર્મ છે.'

આ રીતે સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય સમ્યક્ત્વ ગુણ વડે સત્તામાજ શુદ્ધ થયેલા મિથ્યાત્વ મોહનીય કર્મના પુદ્ગલો હોવાથી તેઓનો બંધ થતો નથી, પરંતુ મિથ્યાત્વ મોહનીયનોજ બંધ થાય છે.

તેથી બંધના વિચાર પ્રસંગે સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય વિના મોહનીય કર્મની છવ્વીસ, અને બંધન પાંચ, સંઘાતન પાચ અને વર્ણાદિ સોળ વિના નામકર્મની સડસઠ પ્રકૃતિઓ ગ્રહણ કરાય છે. શેષ કર્મની પ્રકૃતિઓની સંખ્યામાં વધઘટ નથી એટલે સર્વ પ્રકૃતિઓની સંખ્યાનો સરવાળો કરતા બંધમાં એકસો વીશ ઉત્તર પ્રકૃતિઓ થાય છે.

ઉદયના વિચાર પ્રસંગે સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીયનો પણ ઉદય થતો હોવાથી તેની વૃદ્ધિ કરતાં એકસો બાવીસ ઉત્તર પ્રકૃતિઓ થાય છે,

સત્તામાં બંધ ઉદયમાં નહિ વિવક્ષેલ પાંચ બંધન, પાંચ સંઘાતન અને વર્ણાદિ સોળનું પણ ગ્રહણ થતું હોવાથી સરવાળે એકસો અડતાલીસ ઉત્તર પ્રકૃતિઓ થાય છે.

કર્મસ્તવમાં કહ્યું છે કે—' જે પરમાત્માએ સત્તામાંથી એકસો અડતાલીસ પ્રકૃતિઓ ખપાવી તે પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.

જ્યારે શ્રીમાન્ ગર્ગર્ષિ અને શ્રી શિવશર્માચાર્યાદિ અન્ય આચાર્ય મહારાજાઓના મતે સત્તામાં એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓ ગણવામાં આવે ત્યારે બંધનો પંદર વિવક્ષાય છે—ગણવામાં આવે છે. તેથી એકસો અડતાલીસ પ્રકૃતિઓમાં પાંચ બંધન તો ગણાયાંજ છે અને વધારાના દશ બંધન અધિક કરીએ એટલે એકસો અઠ્ઠાવન ઉત્તર પ્રકૃતિઓ થાય છે. ૧૦

હવે પંદર બંધન શી રીતે થાય છે એવી શિષ્યની શંકા કરીને તેના ઉત્તરમાં પંદર બંધનની પ્રરૂપણા અર્થે કહે છે—

**वेउव्वाहारोरालियाण सगतेयकम्मजुत्ताणं ।**
**नव बंधणाणि इयरदुजुत्ताणं तिन्नि तेसिं च ॥११॥**

**वैक्रियाहारकौदारिकाणां स्वकतैजसकार्मणयुक्तानाम् ।**
**नव बन्धनानि इतरद्वियुक्तानां त्रीणि तयोश्च ॥११॥**

અર્થ—પોતાનાજ નામ સાથે, તૈજસ સાથે, અને કાર્મણ સાથે જોડાતાં વૈક્રિય આહારક અને ઔદારિકના નવ બંધન થાય છે. તૈજસ કાર્મણ બંને સાથે યુક્ત કરતાં ત્રણ બંધન થાય છે, અને તૈજસ કાર્મણ એ બે શરીરના ત્રણ બંધન થાય છે કુલ પંદર બંધન થાય છે.

ટીકાનુ૦—પોતના નામ સાથે તૈજસ સાથે અને કાર્મણ સાથે વૈક્રિય આહાર અને ઔદારિકને જોડતા નવ બંધન થાય છે. તે આ પ્રમાણે—

વૈક્રિય વૈક્રિય બંધન, વૈક્રિય તૈજસ બંધન, વૈક્રિય કાર્મણ બંધન, આહારક આહારક બંધન, આહારક તૈજસ બંધન, આહારક કાર્મણ બંધન, ઔદારિક ઔદારિક બંધન, ઔદારિક તૈજસ બંધન, ઔદારિક કાર્મણ બંધન

તેમાં પૂર્વે ગ્રહણ કરાયેલા વૈક્રિય પુદ્ગલોનો ગ્રહણ કરાતા વૈક્રિય પુદ્ગલો સાથે જે સબંધ તે વૈક્રિય વૈક્રિય બંધન, અને એવા પ્રકારનો સંબંધ થવામા હેતુભૂત જે કર્મ તે વૈક્રિય વૈક્રિય બંધન નામકર્મ. એ પ્રમાણ દરેક બંધન નામકર્મ માટે સમજવું.

પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં વૈક્રિય પુદ્ગલોનો ગ્રહણ કરાયેલા અને ગ્રહણ કરાતાં તૈજસ પુદ્ગલો સાથે જે સબંધ તે વૈક્રિય તૈજસ બંધન.

પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતાં વૈક્રિય પુદ્ગલોનો ગ્રહણ કરાયેલાં અને ગ્રહણ કરાતા કાર્મણ પુદ્ગલો સાથે જે સંબંધ તે વૈક્રિયકાર્મણબંધન.

પૂર્વે ગ્રહણ કરેલાં આહારક પુદ્ગલોનો ગ્રહણ કરાતાં આહાર પુદ્ગલો સાથે જે સંબંધ તે આહારક આહારક બંધન.

પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં આહારક પુદ્ગલો સાથે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં તૈજસ પુદ્ગલોનો જે સંબંધ તે આહારક તૈજસ બંધન.

પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં આહારક પુદ્ગલોનો પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતા કાર્મણ પુદ્ગલો સાથે જે સંબંધ તે આહારક કાર્મણબંધન

પૂર્વે ગ્રહણ કરેલાં ઔદારિક પુદ્ગલોનો ગ્રહણ કરાતાં ઔદારિક પુદ્ગલો સાથે જે સંબંધ તે ઔદારિક ઔદારિક બંધન.

પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં તે જ ઔદારિક પુદ્ગલોનો પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં તૈજસ પુદ્ગલો સાથે જે સંબંધ તે ઔદારિક તૈજસ બંધન.

પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં ઔદારિક પુદ્ગલોનો પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં કાર્મણ પુદ્ગલો સાથે જે સંબંધ તે ઔદારિક કાર્મણ બંધન.

તથા ઇતર—તૈજસ અને કાર્મણ બંનેના સમૂહ સાથે જોડાયેલા તે ત્રણ શરીરના ત્રણ બંધન થાય છે તે આ પ્રમાણે-વૈક્રિય તૈજસ કાર્મણ બંધન, આહારક તૈજસ કાર્મણ બંધન, અને ઔદારિક તૈજસ કામર્ણ બંધન.

તેમાં પૂર્વે ગ્રહણ કરેલા અને ગ્રહણ કરાતા વૈક્રિયતૈજસ અને કાર્મણ એ ત્રણેના પુદ્ગલોનો પરસ્પર જે સંબંધ તે વૈક્રિયતૈજસકાર્મણબંધન એ પ્રમાણે આહારક તૈજસ કાર્મણ બંધન અને ઔદારિક તૈજસકાર્મણબધન પણ સમજવા.

પૂર્વોક્ત નવ બંધન સાથે આ ત્રણ બંધન જોડતાં કુલ બાર થાય છે.

તથા તૈજસ અને કાર્મણના પરસ્પર જોડવાથી ત્રણ બંધન થાય છે. તે આ પ્રમાણે-તૈજસતૈજસબંધન, તૈજસકાર્મણબંધન, અને કાર્મણકાર્મણબંધન.

તેમાં પૂર્વે ગ્રહણ કરેલાં તૈજસ પુદ્ગલોનો ગ્રહણ કરાતાં તૈજસ પુદ્ગલો સાથે પરસ્પર જે સંબંધ તે તૈજસતૈજસબંધન.

પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતા તૈજસ પુદ્ગલોનો પૂર્વે ગ્રહણ કરેલ અને ગ્રહણ કરાતાં કાર્મણ પુદ્ગલો સાથે જે સંબંધ તે તૈજસકાર્મણબંધન.

પૂર્વે ગ્રહણ કરેલ કાર્મણ પુદ્ગલોનો ગ્રહણ કરતાં કાર્મણ પુદ્ગલો સાથે પરસ્પર જે સંબંધ તે કાર્મણ કાર્મણબંધન.

પૂર્વોક્ત બાર બંધનો સાથે આ ત્રણ બંધન જોડતાં કુલ પંદર બંધન થાય છે. તે તે બંધનોના હેતુભૂત કર્મના પણ પંદર ભેદો થાય છે. આ પ્રમાણે જેઓ પંદર બંધન માને છે તેમને મતે પંદર બંધનનું સ્વરૂપ કહ્યું. ૧૧

હવે જે આચાર્યો પંદર બંધનની વિવક્ષા કરતા નથી પરંતુ પાંચ જ માને છે તેમના મતે પાંચ બંધન અને તેના સમાન વક્તવ્ય હોવાથી પાચ સંઘાતનનું વ્યાખ્યાન કરે છે—

# ओरालियाइयाणं संघाया बंधणाणि य सजोगे ।

## औदारिकादीनां संघाताः बन्धनानि च स्वयोगे ।

અર્થ—ઔદારિકાદિ શરીરના સંઘાતનો અને બંધનો પોત-પોતાના યોગ્ય પુદ્ગલોના યોગે થાય છે.

ટીકાનુ૦—ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ શરીરોનો પોતપોતાના યોગ્ય પુદ્ગલો સાથે યોગ થાય ત્યારે તેનો સંઘાત અને બંધન થાય છે. પર પુદ્ગલો સાથે યોગ છતાં તેની વિવક્ષા થતી નહિ હોવાથી સંઘાત કે બંધન થતા નથી.

તાત્પર્યાર્થ આ પ્રમાણે—જો કે ઔદારિકાદિ પુદ્ગલોનો પર-તૈજસાદિ પુદ્ગલો સાથે સંયોગ થાય છે, અને સયોગ એજ અહિં બંધન કહેવાય છે. બંધન સંઘાત સિવાય થતું નથી. 'અસંહત પુદ્ગલોનો બંધ થતો નથી' એવો ન્યાય છે માટે તો પણ પર પુદ્ગલો સાથે થતા સંયોગની અહિં વિવક્ષા કરતા નથી માટે પાંચ જ બંધન અને પાંચ જ સંઘાતન થાય છે.

ઔદારિકાદિ પુદ્ગલોનો સ્વપુદ્ગલો સાથે જેમ યોગ થાય છે તેમ બીજા તૈજસાદિ પુદ્ગલો સાથે પણ યોગ થાય છે. તે યોગની વિવક્ષા કરી શિવશર્મસૂરિઆદિ આચાર્યોએ પંદર બંધન માન્યા છે. અને તે યોગની અવિવક્ષા કરી માત્ર સ્વ સ્વ યોગ્ય પુદ્ગલો સાથેના યોગની જ વિવક્ષા કરી આ આચાર્ય મહારાજે પાંચ બંધન માન્યા છે.

પ્રશ્ન—જેઓ પંદર બંધન માને છે તેમના મતે 'અસંહત પુદ્ગલોનો બંધ થતો નથી.' એવો ન્યાય હોવાથી સંઘાતનો પણ પંદર હોવાં જોઇએ, કેમકે જેવા જેવા પ્રકારનો પુદ્ગલોનો પિંડ થાય તે પ્રમાણે તેનું બંધન થાય. હવે પંદર માનવામાં આવે તો પૂર્વાપર વિરોધ કેમ ન આવે? કેમકે સંઘાતનો તો કોઇ પંદર માનતા જ નથી. સઘળા આચાર્યો પાંચ જ માને છે.

ઉત્તર—ઉપરોક્ત દોષ ઘટતો નથી કારણ કે તેઓએ સંઘાતનનું લક્ષણ જ બીજું કર્યું છે. સંઘાતન નામકર્મના લક્ષણનું તેઓ આ પ્રમાણે વર્ણન કરે છે—

માત્ર પુદ્ગલોની સંહતિ-સમૂહ થવામાં સંઘાતન નામકર્મ હેતુ નથી, કારણ કે સમૂહ તો ગ્રહણ માત્રથી જ સિદ્ધ છે, તેથી માત્ર સંહતિમાં હેતુભૂત સંઘાત નામકર્મ માનવાની આવશ્યકતા નથી, પરંતુ ઔદારિકાદિ શરીરની રચનાને અનુસરી સંઘાત વિશેષ-પિંડ વિશેષ તે તે પુદ્ગલોની રચના વિશેષ થવામાં સંઘાત નામકર્મ નિમિત્ત છે. અને રચના તો ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અથવા કાર્મણ વર્ગણાના પુદ્ગલોની જ થાય છે. કારણ કે જગતમાં ઔદારિકાદિ શરીર યોગ્ય પુદ્ગલો છે, અને તેના હેતુભૂત ઔદારિકાદિ નામકર્મો છે. ઔદારિક તૈજસ વર્ગણા, કે ઔદારિક કાર્મણ વર્ગણાદિ નથી તેમ જ તેના હેતુભૂત ઔદારિક તૈજસ નામકર્મ આદિ કર્મ પણ નથી, જેથી તેવા પ્રકારની વર્ગણા ગ્રહણ કરી

રચના થાય. પરંતુ ઔદારિક વર્ગણા છે, અને તેના હેતુભૂત ઔદારિક નામકર્મ છે. ઔદારિક નામકર્મના ઉદયથી શરીર યોગ્ય વર્ગણાનું ગ્રહણ અને ઔદારિક સંઘાતન નામકર્મના ઉદયથી ઔદારિક શરીરને યોગ્ય રચના થાય છે. અને ઔદારિકાદિ બંધન નામકર્મના ઉદયથી તેના ઔદારિકાદિ શરીર સાથે સંબંધ થાય છે. એટલે જે શરીર નામકર્મના ઉદયથી જે પુદ્ગલો ગ્રહણ કરે તે પુદ્ગલોની રચના તે શરીરને અનુસરીનેજ થાય છે. પછી સંબંધ ભલે ગમે તેની સાથે થાય, તેથી [1]સંઘાત નામકર્મ તો પાંચ પ્રકારે જ અને જુદા જુદા શરીરો સાથે સંબધ થતો હોવાથી બંધન પંદર પ્રકારે છે.

જેઓ પાંચ બંધન અને પાંચ સઘાતન માને છે તેઓના મતે તો ઉપરોક્ત શંકાને અવકાશજ નથી. તે સંઘાતન નામ પાંચ પ્રકારે છે-૧ ઔદારિક સંઘાતન નામ, ૨ વૈક્રિય સંઘાતન નામ. ૩ આહારક સંઘાતન નામ, ૪ તૈજસ સંઘાતન નામ, ૫ અને કાર્મણ સંઘાતન નામ. તેમાં ઔદારિક શરીરની રચનાને અનુસરી ઔદારિક પુદ્ગલોની સંહતિ-રચના થવામાં નિમિત્તભૂત જે કર્મ તે આદારિક સઘાતન નામકર્મ. એમ શેષ ચાર સંઘાતન કર્મોને અર્થ જાણી લેવો. આ લક્ષણ ઘટતું હોવાથી કોઇ દોષ પ્રાપ્ત થતો નથી.

આ પ્રમાણે નામકર્મના સંબંધમાં કહેવા યોગ્ય કહીને હવે તેનો ઉપસંહાર કરે છે—

**बंधसुभ संतउदया आसज्ज अणेगहा नामं ॥१२॥**

**बन्धशुभसत्तोदयानासाद्यानेकधा नाम ॥१२॥**

અર્થ—બંધ, શુભ, સત્તા. અને ઉદયને આશ્રયી નામકર્મ અનેક પ્રકારે થાય છે

ટીકાનુ૦-જેનું સ્વરૂપ દશમી ગાથામાં કહ્યું છે તે બંધ. શુભાશુભપણું, સત્તા અને ઉદયને આશ્રયિ પૃથક્ પૃથક્ ભાવને પ્રાપ્ત થતું નામકર્મ અનેક પ્રકારે થાય છે. તે આ પ્રમાણે-

---

૧ આ સંબધે ઉપાધ્યાયજી મહારાજ આ પ્રમાણે લખે છે—

પ્રશ્ન—સંઘાતન નામકર્મ માનવાનું શુ પ્રયોજન છે? માત્ર પુદ્ગલોનો સમૂહ કરવો તેની અંદર તે કર્મ કારણ છે એવો ઉત્તર આપતા હો તો તે યોગ્ય નથી. કેમકે પુદ્ગલોનો સમૂહ તો ઔદારિક નામકર્મના ઉદયથી જે પુદ્ગલો ગ્રહણ કરે છે તે ગ્રહણ કરવા માત્રથીજ સિદ્ધ છે. તેમા તો સઘાત નામકર્મનો કંઇ ઉપયોગ નથી તથા ઔદારિકાદિ શરીરની રચના પ્રમાણે સંઘાત-સમૂહ વિશેષ કરવો તેમાં સંઘાતન નામકર્મ કારણ છે. આવો પૂર્વાચાર્યનો અભિપ્રાય પણ યુક્ત નથી. કારણ કે જેમ તન્તુનો સમૂહ પટ પ્રત્યે કારણ છે, તેમ ઔદારિકાદિ પુદ્ગલોનો સમૂહ ઔદારિકાદિ શરીરોનું કારણ છે, અને સમૂહ તો ગ્રહણ માત્રથી સિદ્ધ છે. તેમા સંઘાતનને વિશેષ કારણરૂપે માનવાની શી આવશ્યકતા છે?

ઉત્તર—અમુક પ્રમાણમાંજ લંબાઇ જાડાઇ નિશ્ચિત પ્રમાણુવાળા ઔદારિકાદિ શરીરની રચના માટે સમૂહ વિશેષની-ઔદારિકાદિ શરીરને અનુસરતી રચનાની આવશ્યકતા છે અને તેથી જ શરીરનુ તારતમ્ય થાય છે. માટે સમૂહ વિશેષના કારણરૂપે સંઘાતન નામકર્મ અવશ્ય માનવું જોઇએ, એ રીતે પૂર્વાચાર્યોનો અભિપ્રાય જ યુક્ત છે. તાત્પર્ય એ કે-ઔદારિકાદિ નામકર્મના ઉદયથી જે ઔદારિકાદિ પુદ્ગલો ગ્રહણ કરે તેની નિયત પ્રમાણુવાળી રચના થવામા સંઘાતન નામકર્મ હેતુ છે.

બંધ અને ઉદય આશ્રયિ ત્રાણુમાંથી વર્ણાદિ સોળ, બંધન પંચક, સંઘાતન પંચક, એ છવ્વીસ પ્રકૃતિ ઓછી કરતાં સડસઠ ઉત્તર પ્રકૃતિઓવાળું થાય છે.

શુભ, અને અશુભપણાનો વિચાર કરતા વર્ણાદિ ચતુષ્ક બે પ્રકારે ઘટે છે. ૧ શુભ, ૨ અશુભ. તેથી શુભ અને અશુભ કોઇ પણ પ્રકૃતિઓની સંખ્યામાં વર્ણાદિ ચતુષ્ક ઉમેરાય છે. માટે સઘળી શુભ અને અશુભ પ્રકૃતિઓ મળી એકોત્તેર થાય છે.

સત્તાનો જ્યારે વિચાર કરવામાં આવે ત્યારે વર્ણાદિ વીશ, બંધન પંચક, સંઘાતન પંચક એ સઘળી પ્રકૃતિઓનુ ગ્રહણ થતું હોવાથી ત્રાણું પ્રકૃતિઓ ગણાય છે. આ પ્રમાણે સંખ્યાના ભેદ આશ્રયી અનેક પ્રકારે નામકર્મ થાય છે. ૧૨

અહિં વર્ણાદિ ચતુષ્ક શુભ-પુણ્ય પ્રકૃતિઓ અને અશુભ-પાપ પ્રકૃતિઓ એ બંનેમાં આવે છે. એ પૂર્વની ગાથામાં કહ્યું છે જે સ્વરૂપે વર્ણાદિ ચતુષ્ક પુણ્ય હોય તેજ સ્વરૂપે તે પાપ હોય એમ હોવું યોગ્ય નથી, કેમકે પરસ્પર વિરોધ છે માટે પરંતુ ઉત્તર પ્રકૃતિઓના વિભાગની અપેક્ષાએ શુભાશુભપણું ઘટે છે, તે માટે વિભાગ આશ્રયી ઉત્તર પ્રકૃતિઓની પ્રરૂપણા કરે છે—

नीलकसीणं दुगंधं तित्तं कडुअं गुरुं खरं रुक्खं।
सीयं च असुभनवगं एगारसगं सुभं सेसं ॥१३॥

नीलं कृष्णं दुर्गन्धं तिक्तं कटुकं गुरु खरं रूक्षं।
सीतं चाशुभनवकं एकादशकं शुभं शेषम् ॥१३॥

અર્થ—નીલ, કૃષ્ણ એ બે વર્ણ, દુરભિગન્ધ. તિકત, કટુક, એ બે રસો; ગુરુ, ખર, રૂક્ષ અને શીત એ ચાર સ્પર્શ કુલ નવ અશુભ-પાપ છે, શેષ અગીઆર શુભ-પુણ્ય છે.

ટીકાનુ૦—વર્ણનામકર્મમાં નીલ અને કૃષ્ણવર્ણ નામકર્મ, ગંધ નામકર્મમાં દુરભિગંધ નામકર્મ, રસ નામકર્મમાં તિક્ત અને કટુક રસ નામકર્મ, સ્પર્શ નામકર્મમાં ગુરુ, ખર, રૂક્ષ અને શીત સ્પર્શ નામકર્મ એ નવ પ્રકૃતિઓ અશુભ છે. અને શેષ શુક્લ, પીત અને રક્તવર્ણ નામકર્મ, સુરભિગંધ નામકર્મ, મધુર, અમ્લ-ખાટો અને કષાય-તૂરો રસ નામકર્મ અને લઘુ, મૃદુ, સ્નિગ્ધ અને ઉષ્ણ સ્પર્શ નામકર્મ એ વર્ણાદિ અગીઆર પ્રકૃતિઓ શુભ છે. ૧૩

આ પ્રમાણે સઘળા કર્મની ઉત્તર પ્રકૃતિઓ કહી. હવે તે પ્રકૃતિઓના ધ્રુવબંધિત્વ, અધ્રુવબંધિત્વાદિ વિભાગનું પ્રતિપાદન કરવા માટે દ્વાર ગાથા કહે છે—

धुवबंधि धुवोदय सव्वघाइ परियत्तमाणअसुभाओ।
पंच य सपडिवक्खा पगई य विवागओ चउहा ॥१४॥

ध्रुवबन्धिध्रुवोदयसर्वघातिपरावर्त्तमानाशुभाः ।
पञ्च च सप्रतिपक्षाः प्रकृतयश्च विपाकतश्चतुर्द्धा ॥१४॥

અર્થ—કર્મપ્રકૃતિઓ ધ્રુવબન્ધિની, ધ્રુવોદયી, સર્વઘાતિની, પરાવર્ત્તમાન અને અશુભ એ પાંચ પ્રતિપક્ષ સહિત કરતાં દશ ભેદે થાય છે, અને વિપાક આશ્રયી ચાર ભેદે થાય છે.

ટીકાનુ૦—અહિં સામાન્યથી ભેદની સંખ્યાનો વિચાર કરતાં પ્રકૃતિઓ દશ પ્રકારે થાય છે. તે આ પ્રમાણે—ધ્રુવબન્ધિની, ધ્રુવોદયી, સર્વઘાતિની, પરાવર્ત્તમાન, અને અશુભ એ પાંચેને અધ્રુવબંધિ આદિ પ્રતિપક્ષ પ્રકૃતિ સહિત કરતાં દશ ભેદ થાય છે.

અહિં पञ्च च એ પદમાં મૂકેલ च શબ્દવડે સપ્રતિપક્ષ ધ્રુવસત્તા પ્રકૃતિઓ પણ સમજવી.

તેમાં બંધવિચ્છેદ કાળપર્યંત દરેક સમયે દરેક જીવોને જેઓનો બંધ હોય તે ધ્રુવબંધિની. બંધ વિચ્છેદ કાળ સુધીમાં પણ કદાચિત્ જેઓનો બંધ ન હોય તે અધ્રુવબંધિની.

ઉદયવિચ્છેદ કાળ પર્યંત દરેક સમયે જીવોને જે જે પ્રકૃતિઓનો વિપાકોદય હોય તે ધ્રુવોદયી. અને ઉદયવિચ્છેદ કાળ સુધીમાં પણ જેઓના ઉદયનો નિયમ ન હોય તે અધ્રુવોદયી.

પોતાના વડે હણી શકાય એવા જ્ઞાનાદિ ગુણોનો જે સર્વથા ઘાત કરે તે સર્વઘાતિની. અને જ્ઞાનાદિ ગુણોનો જે ઘાત ન કરે તે અઘાતિની. અથવા સર્વઘાતિપ્રતિભાગા-સર્વઘાતિ સરખી. અહિં સર્વઘાતિની પ્રતિપક્ષ પ્રકૃતિમાં દેશઘાતિ અને અઘાતિ એ બંનેનું ગ્રહણ છે. તેમાં પોતાના વડે હણી શકાય એવા જ્ઞાનાદિ ગુણોના એક દેશને જેઓ હણે તે દેશઘાતિની. અને સર્વઘાતિ પ્રકૃતિઓના સંસર્ગથી સર્વઘાતિપ્રકૃતિઓનું સાદૃશ્ય જે પ્રકૃતિઓમાં હોય તે સર્વઘાતિપ્રતિભાગા. તાત્પર્ય એ કે-સ્વરૂપે અઘાતિ હોવા છતાં પોતાનામાં જ્ઞાનાદિ ગુણને દબાવવાની શક્તિ નહિ હોવા છતાં જેઓ સર્વઘાતિ પ્રકૃતિઓના સંસર્ગથી પોતાનો અતિદારૂણ વિપાક બતાવે છે, તેઓ સર્વઘાતિ પ્રકૃતિઓ સાથે વેદાતા દારૂણવિપાક બતાવતી હોવાથી તેઓના સાદૃશ્યને પ્રાપ્ત કરે છે માટે સર્વઘાતિ પ્રતિભાગા કહેવાય છે.

જે પ્રકૃતિઓનો બંધ અથવા ઉદય બીજી કોઈ બંધાતી અથવા વેદાતી પ્રકૃતિવડે પ્રકાશવડે જેમ અંધકાર રોકાય તેમ રૂંધાય-રોકાય તે પરાવર્ત્તમાન કહેવાય. એટલે કે જે જે કાળે પ્રતિપક્ષ પ્રકૃતિઓના બંધ અને ઉદયનો સંભવ હોય તે તે કાળે બંધ અને ઉદય આશ્રયી જેઓ પરાવર્ત્તન ભાવ પામે, અને ફરી યથાયોગ્ય રીતે પોતાના બંધ અને ઉદયના હેતુઓ મળવાથી બંધ અને ઉદયમાં પ્રાપ્ત થાય, આ પ્રમાણે બંધ અને ઉદયથી પરાવર્ત્તન થતું હોવાથી તેઓ પરાવર્ત્તમાન કહેવાય છે. તથા જેઓનો બંધ અથવા ઉદય અન્ય વેદાતી કે બંધાતી પ્રકૃતિઓવડે પ્રતિપક્ષ પ્રકૃતિઓ નહિ હોવાથી રોકાતો નથી તે અપરાવર્ત્તમાન કહેવાય છે.

જે પ્રકૃતિનો વિપાક-ફળ શુભ ન હોય તે અશુભ—પાપ અને જેઓનો વિપાક શુભ હોય તે શુભ-પુણ્ય કહેવાય છે.

તથા વિચ્છેદ કાળ પહેલાં જે પ્રકૃતિઓની દરેક સમયે દરેક જીવને સત્તા હોય તે ધ્રુવ-

સત્તાક, અને વિચ્છેદ કાળ પહેલાં પણ જેઓની સત્તાનો નિયમ ન હોય તે અધ્રુવસત્તાક પ્રકૃતિઓ કહેવાય છે.

ધ્રુવબંધિની આદિ કઈ કઈ પ્રકૃતિઓ છે તે હવે પછી કહેવામાં આવશે.

વિપાક આશ્રયીને પ્રકૃતિઓ ચાર પ્રકારે છે તે આ પ્રમાણે-પુદ્ગલવિપાકિની, ભવવિપાકિની, ક્ષેત્રવિપાકિની અને જીવવિપાકિની.

વિપાક એટલે કર્મ પ્રકૃતિઓના ફળનો અનુભવ કરવો તે. પુદ્ગલ, ભવ, ક્ષેત્ર, અને જીવદ્વારા પ્રકૃતિઓના ફળનો અનુભવ થતો હોવાથી તેઓ પુદ્ગલવિપાકાદિ કહેવાય છે. ૧૪

હવે ધ્રુવબંધિની આદિ પ્રકૃતિઓને કહેવા ઇચ્છતા પહેલા ધ્રુવબંધિની પ્રકૃતિઓ કહે છે-

**नाणंतरायदंसण धुवबंधि कसायमिच्छभयकुच्छा ।**
**अगुरुलघु निमिण तेयं उवघायं वण्णचउकम्मं ॥१५॥**

ज्ञानान्तरायदर्शनानि ध्रुवबन्धिन्यः कषायमिथ्यात्वभयजुगुप्साः ।
अगुरुलघु निर्माणं तैजसमुपघातं वर्णचतुःकार्मणम् ॥१५॥

અર્થ—જ્ઞાનાવરણીય, અંતરાય, દર્શનાવરણીય, કષાય, મિથ્યાત્વ, ભય, જુગુપ્સા, અગુરુલઘુ, નિર્માણ, તૈજસ, ઉપઘાત, વર્ણચતુષ્ક, અને કાર્મણ એ ધ્રુવબંધિની પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—જેનો શબ્દાર્થ ઉપર કહી આવ્યા તે ધ્રુવબંધિની પ્રકૃતિઓ સુડતાલીસ છે. તે આ પ્રમાણે—

ગાથામાં જ્ઞાનાવરણીયનો સામાન્યથીજ નિર્દેશ કરેલો હોવાથી તેના પાંચે ભેદો લેવાના છે. એ પ્રમાણે અંતરાય અને દર્શનાવરણીય માટે પણ સમજવું એટલે જ્ઞાનાવરણીય પાચ, અંતરાય પાચ, દર્શનાવરણીય નવ, કષાય સોળ, મિથ્યાત્વમોહનીય, ભય અને જુગુપ્સા એ આડત્રીસ ઘાતિકર્મની ધ્રુવબંધિની પ્રકૃતિઓ છે.

હવે નામકર્મની ધ્રુવબંધિની પ્રકૃતિઓ કહે છે-અગુરુલઘુ, નિર્માણ, તૈજસ, ઉપઘાત, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શરૂપ વર્ણાદિચતુષ્ક, અને કાર્મણ એમ નવ છે.

આ પ્રકૃતિઓનો પૃથક્ નિર્દેશ જ્યાં નામકર્મની ધ્રુવબંધિની પ્રકૃતિઓ લેવાનું કહેવામાં આવે ત્યાં આ પ્રકૃતિઓ સુખપૂર્વક લઇ શકાય એ માટે છે. સઘળી મળી સુડતાલીસ પ્રકૃતિઓ ધ્રુવબંધિની છે.

હવે કઈ પ્રકૃતિઓ કયા ગુણસ્થાન સુધી નિરંતર બંધાય છે, તે કહે છે—

મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક પર્યંત મિથ્યાત્વમોહનીય નિરંતર બંધાય છે. ત્યાર પછી મિથ્યાત્વના ઉદય રૂપ હેતુનો અભાવ હોવાથી બંધાતી નથી. મિથ્યાત્વ મોહનીય જ્યાં સુધી વેદાય છે ત્યાં સુધી બંધાય છે. કહ્યું છે કે-' જ્યા સુધી વેદાય છે ત્યાં સુધી બંધાય

છે ' મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આગળના કોઈ પણ ગુણઠાણે મિથ્યાત્વનો ઉદય નથી માટે ઉપરના ગુણઠાણે તેનો બંધ પણ નથી.

અનંતાનુબંધિચતુષ્ક, અને સ્ત્યાનર્ધિત્રિક સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક સુધી બંધાય છે. આ ઉપર અનંતાનુબંધીના ઉદયરૂપ હેતુનો અભાવ હોવાથી તે બંધાતી નથી. એ પ્રકૃતિઓના બંધમાં અનંતાનુબંધિ કષાયના ઉદયજન્ય આત્મપરિણામ હેતુ છે.

અપ્રત્યાખ્યાનાવરણીય કષાય અવિરતિ સમ્યગ્દૃષ્ટિપર્યંત બંધાય છે. આગળ ઉપર તેઓના ઉદયનો અભાવ હોવાથી બંધાતા નથી. આદિના બાર કષાયનો તેઓનો જ્યાં સુધી ઉદય હોય ત્યાં સુધીજ તજ્જન્ય આત્મપરિણામવડે બંધ થાય છે. એ પ્રમાણે પ્રત્યાખ્યાનાવરણીય દેશવિરતિ પર્યંત બંધાય છે.

નિદ્રા અને પ્રચલા અપૂર્વકરણના પ્રથમ ભાગ સુધી બંધાય છે. આગળ ઉપર તેના બંધયોગ્ય પરિણામનો અસંભવ હોવાથી બંધાતી નથી.

એ પ્રમાણે અગુરુલઘુ આદિ નામકર્મની ધ્રુવબંધિની નવ પ્રકૃતિઓ અપૂર્વકરણના [1]ચરમસમય પર્યંત બંધાય છે. સંજ્વલન ક્રોધ માન માયા અને લોભ અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનક પર્યંત બંધાય છે. આગળ ઉપર બાદર કષાયના ઉદયનો અભાવ હોવાથી બંધાતી નથી. કેમકે તેઓના બંધમાં બાદર કષાયનો ઉદય હેતુ છે.

જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, અને અંતરાય પાંચ એ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમય પર્યંત બંધાય છે. આગળ ઉપર તેના બંધમાં હેતુભૂત કષાયનો ઉદય નહિ હોવાથી બંધાતી નથી.

શેષ ગતિચતુષ્ક, આનુપુર્વી ચતુષ્ક, જાતિપંચક, વિહાયોગતિદ્વિક, સંસ્થાનષટ્ક, સંઘયણષટ્ક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, ઔદારિકદ્વિક, ત્રસદશક, સ્થાવરદશક, તીર્થંકરનામ, આતપ, ઉદ્યોત, પરાઘાત, ઉચ્છ્વાસ, સાત અસાતવેદનીય, ઉચ્ચ નીચ ગોત્ર, હાસ્ય, રતિ, શોક, અરતિ, એ હાસ્યચતુષ્ક, ત્રણ વેદ, અને ચાર આયુ એ તહોંતેર પ્રકૃતિઓ અધ્રુવબંધિની છે. કારણ કે તે તે પ્રકૃતિઓના સામાન્ય બંધહેતુઓ છતાં પણ પરસ્પર વિરોધિ હોવાથી દરેક સમયે બંધાતી નથી પણ અમુક અમુક ભવાદિ યોગ્ય પ્રકૃતિઓ બંધાતાં બંધાય છે. ૧૫

આ પ્રમાણે સપ્રતિપક્ષ ધ્રુવબંધી પ્રકૃતિઓ કહી. હવે ધ્રુવોદયી કહે છે—

**निम्माणथिराथिरतेयकम्मवण्णाइअगुरुसुहमसुहं ।**
**नाणंतरायदसगं दंसणचउमिच्छ निच्चुदया ॥१६॥**

---

૧ નામકર્મની ધ્રુવબંધિની નવ પ્રકૃતિઓ અપૂર્વકરણના છઠ્ઠા ભાગ પર્યંત બંધાય છે. જુઓ બીજો કર્મગ્રંથ ગાથા ૯-૧૦ અહિં ટીકામાં ચરમ સમય પર્યંત બંધાય છે એમ કહ્યું છે, અને ભય જુગુપ્સા આઠમાના અંતસમય સુધી બંધાય છે એ હકીકત કહી નથી. કારણ બહુશ્રુત જાણે.

निर्माणस्थिरास्थिरतैजसकार्मणवर्णाद्यगुरुलघुशुभाशुभम् ।
ज्ञानान्तरायदशकं दर्शनचतुःमिथ्यात्वं नित्योदयाः ॥१६॥

અર્થ—નિર્માણ સ્થિર, અસ્થિર, તૈજસ, કાર્મણ, વર્ણાદિચાર, અગુરુલઘુ, શુભ, અશુભ, જ્ઞાનાવરણીય અને અંતરાયની દશ, દર્શનાવરણીય ચાર અને મિથ્યાત્વ એ ધ્રુવોદયી પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—ઉદયવિચ્છેદ કાળ પહેલાં જે પ્રકૃતિઓનો હમેશા ઉદય હોય તે ધ્રુવોદયિ કહેવાય છે. તે પ્રકૃતિઓ તે આ-નિર્માણ, સ્થિર, અસ્થિર, તૈજસ, કાર્મણ, વર્ણ ગંધ રસ અને સ્પર્શ એ વર્ણચતુષ્ક, અગુરૂલઘુ, શુભ અને અશુભ એ બાર નામકર્મની ધ્રુવોદયિ પ્રકૃતિઓ છે. એનો પૃથક્ નિર્દેશ અભિપ્રાય પૂર્વક છે. અને તે એ કે સામાન્યથી જ્યાં નામકર્મની ધ્રુવોદયી પ્રકૃતિઓ લેવાનું કહે ત્યાં આ બાર પ્રકૃતિઓ લેવી. હવે ઘાતિકર્મની ધ્રુવોદયિ પ્રકૃતિઓ કહે છે—જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, ચક્ષુ અચક્ષુ અવધિ અને કેવલદર્શનાવરણીય એ દર્શનાવરણીય ચાર અને મિથ્યાત્વમોહનીય એ પંદર ઘાતિ પ્રકૃતિઓ ધ્રુવોદયી છે. કુલ સત્તાવીશ થાય છે.

હવે કઈ પ્રકૃતિઓનો કયા ગુણસ્થાનક પર્યંત નિરંતર ઉદય હોય છે, તે કહે છે- અગુરુલઘુ આદિ નામકર્મની ધ્રુવોદયિ પ્રકૃતિઓ તેરમા ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત, મિથ્યાત્વ મોહનીય પ્રથમ ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત, અને શેષ ઘાતિ પ્રકૃતિઓ બારમા ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત નિરંતર ઉદયમાં હોય છે, તેથી તે ધ્રુવોદયિ કહેવાય છે.

શેષ પંચાણું પ્રકૃતિઓ અધ્રુવોદયી છે, અધ્રુવોદયી હોવાનું કારણ ગતિનામાદિ ઘણી પ્રકૃતિઓ પરસ્પર વિરોધી છે અને તીર્થંકર આદિ કેટલીક પ્રકૃતિઓનો સર્વ કાળે ઉદય હોતો નથી તે છે. પંચાણું પ્રકૃતિઓનાં નામો સુગમ હોવાથી અહિં બતાવ્યા નથી. ૧૬

હવે સર્વઘાતી પ્રકૃતીઓ બતાવે છે—

केवलियनाणदंसणआवरणं बारसाइमकसाया ।
मिच्छत्तं निद्दाओ इय वीसं सव्वघाईओ ॥१७॥

केवलिकज्ञानदर्शनावरणं द्वादशाद्यकषायाः ।
मिथ्यात्वं निद्रा इति विंशतिः सर्वघातिन्यः ॥१७॥

અર્થ—કેવળજ્ઞાનાવરણ, કેવળદર્શનાવરણ, આદિના બાર કષાય, મિથ્યાત્વ, અને નિદ્રા એ વીશ સર્વઘાતિની પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—જેનો શબ્દાર્થ પહેલાં કરી આવ્યા તે સર્વઘાતિની પ્રકૃતિઓ વીશ છે. તે આ પ્રમાણે-કેવળજ્ઞાનાવરણ, કેવળદર્શનાવરણ, અનંતાનુબંધિ, અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એ બાર કષાય, મિથ્યાત્વમોહનીય અને પાંચ નિદ્રા.

ઘાતિ પ્રકૃતિઓની અંદરની મતિજ્ઞાનાવરણાદિ શેષ પચીસ પ્રકૃતિઓ દેશઘાતિ છે.

વેદનીય, નામ, ગોત્ર અને આયુની સઘળી પ્રકૃતિઓ અઘાતિ છે.[1]

હવે ઉપરોક્ત પ્રકૃતિઓમાં સર્વઘાતિપણું શા હેતુથી છે? એ પ્રશ્નનો અવકાશ જાણીને તેની પ્રરૂપણામાટે કહે છે—

**सम्मत्तनाणदंसणचरित्तघाइत्तणाउ घाईओ ।**
**तस्सेस देसघाइत्तणाउ पुण देसघाइओ ॥१८॥**

सम्यक्त्वज्ञानदर्शनचारित्रघातित्वात् घातिन्यः ।
तच्छेषाः देशघातित्वात् पुनः देशघातिन्यः ॥१८॥

અર્થ—સમ્યક્ત્વ, જ્ઞાન, દર્શન, અને ચારિત્રનો સર્વથા ઘાત કરતી હોવાથી કેવળજ્ઞાનાવરણીયાદિ વીશ પ્રકૃતિઓ સર્વઘાતિ છે, અને શેષ પ્રકૃતિઓ જ્ઞાનાદિગુણના દેશનો ઘાત કરતી હોવાથી દેશઘાતિ છે.

ટીકાનુ૰—ઉક્ત સ્વરૂપવાળી કેવળજ્ઞાનાવરણીયાદિ વીશ પ્રકૃતિઓ યથાયોગ્ય રીતે પોતાનાથી જે ગુણનો ઘાત થઇ શકે તે જ્ઞાન, દર્શન, સમ્યક્ત્વ અને ચારિત્ર ગુણનો સંપૂર્ણપણે ઘાત કરે છે. તે આ પ્રમાણે—

મિથ્યાત્વ અને અનંતાનુબંધિ સમ્યક્ત્વનો સર્વથા ઘાત કરે છે. કારણ કે તેનો જ્યાં સુધી ઉદય હોય ત્યાં સુધી કોઇ સમ્યક્ત્વ પ્રાપ્ત થતું નથી. કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીય અનુક્રમે કેવળજ્ઞાન અને કેવળદર્શનને સંપૂર્ણપણે દબાવે છે, પાંચે નિદ્રાઓ, દર્શનાવરણીયકર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત દર્શનલબ્ધિને સર્વથા દબાવે છે અપ્રત્યાખ્યાનાવરણીય અને પ્રત્યાખ્યાનાવરણીય કષાયો અનુક્રમે દેશવિરતિ અને સર્વવિરતિ રૂપ ચારિત્રનો સર્વથા ઘાત કરે છે. આ પ્રમાણે આ સઘળી પ્રકૃતિઓ સમ્યક્ત્વાદિ ગુણોનો સર્વથા ઘાત કરતી હોવાથી સર્વઘાતિ કહેવાય છે.

ઉક્ત સર્વઘાતિ વીશ પ્રકૃતિઓ સિવાયની ચાર ઘાતિકર્મની મતિજ્ઞાનાવરણીયાદિ પચીસ પ્રકૃતિઓ જ્ઞાનાદિગુણના એક દેશને ઘાત કરતી હોવાથી દેશઘાતિ કહેવાય છે. ઉપર જે કહ્યું તેનું તાત્પર્ય આ પ્રમાણે-

અહિં જો કે કેવળજ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનસ્વરૂપ આત્મગુણને સંપૂર્ણપણે દબાવવાની પ્રવૃત્તિ કરે છે તો પણ જીવસ્વભાવને સંપૂર્ણપણે દબાવવા તે સમર્થ થતું નથી. જો

---

૧ અહિં દેશઘાતિ આદિનો બંધની અપેક્ષાએ વિચાર કર્યો છે, એટલે કુલ એકસો વીશ પ્રકૃતિઓ થાય છે. ઉદયની અપેક્ષાએ વિચારીએ તો સમ્યક્ત્વ, મિશ્રમોહનીય સાથે ઘાતિકર્મની સુડતાલીસ પ્રકૃતિઓ લેવી. તેમાં સમ્યક્ત્વ મોહનીયનો દેશઘાતિમાં અને મિશ્રમોહનીયનો સર્વઘાતિમા સમાવેશ થાય છે. સરવાળે ઉદયની અપેક્ષાએ એકસો બાવીશ પ્રકૃતિઓ થાય છે.

સંપૂર્ણપણે દબાવે તો જીવ અજીવ થઇ જાય, અને જડ અને ચૈતન્ય વચ્ચેના ભેદનો અભાવ થાય. જેમ અતિગાઢ વાદળાના સમૂહવડે સૂર્ય-ચંદ્રના કીરણોનો સમૂહ દબાવા છતાં પણ સર્વથા તેનો પ્રકાશ અવરાઇ શકતો નથી જો સર્વથા અવરાઇ જાય તો પ્રતિપ્રાણિ પ્રસિદ્ધ દિવસ-રાત્રિના વિભાગના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય કહ્યું છે કે-ગાઢ મેઘનો ઉદય થવા છતાં પણ ચંદ્ર સૂર્યનો કંઇક પ્રકાશ હોય છે, તેમ કેવળજ્ઞાનાવરણીય કર્મવડે સંપૂર્ણપણે કેવળજ્ઞાન અવરાવા છતાં પણ જે કંઇ તત્સંબંધિ મંદ તીવ્ર અતિતીવ્ર પ્રકાશરૂપ જ્ઞાનનો એક દેશ ઉઘાડો રહે છે જેને મતિજ્ઞાનાદિ સંજ્ઞા પ્રાપ્ત થાય છે, તે એક દેશને યથાયોગ્ય રીતે મતિ શ્રુત અવધિ અને મનઃપર્યાયજ્ઞાનાવરણીયકર્મ દબાવતું હોવાથી તે દેશઘાતિ કહેવાય છે.

એ પ્રમાણે કેવળદર્શનાવરણીય કર્મવડે સંપૂર્ણપણે કેવળદર્શન અવરાવા છતાં પણ તત્સંબંધિ મંદ અતિમંદ કે વિશિષ્ટાદિરૂપ જે પ્રભા કે જેની ચક્ષુદર્શનાદિ સંજ્ઞા છે, તે પ્રભાને યથાયોગ્ય રીતે ચક્ષુ અચક્ષુ અને અવધિદર્શનાવરણીય કર્મ દબાવે છે, તેથી તે પણ દર્શનના એક દેશને દબાવતા હોવાથી દેશઘાતિ કહેવાય છે.

જો કે નિદ્રા આદિ પાંચ પ્રકૃતિઓ કેવળદર્શનાવરણવડે અનાવૃત કેવળદર્શન સંબંધી પ્રભારૂપ માત્ર દર્શનના એક દેશને જ ઘાત કરે છે, તો પણ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ દર્શનલબ્ધિને સંપૂર્ણપણે દબાવતી હોવાથી તેઓને સર્વઘાતિ કહી છે.

સંજ્વલન કષાય અને નોકષાયો આદિના બાર કષાયના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલી ચારિત્રલબ્ધિને દેશથી દબાવે છે. કારણ કે તેઓ માત્ર અતિચાર ઉત્પન્ન કરે છે. જે કષાયો અનાચાર ઉત્પન્ન કરે એટલે કે જેઓનો ઉદય સમ્યક્ત્વાદિ ગુણોનો વિનાશ કરે તે સર્વઘાતિ કહેવાય, અને જે કષાયો માત્ર અતિચાર ઉત્પન્ન કરે તે દેશઘાતિ કહેવાય છે. કહ્યું છે કે-સઘળા અતિચારો સંજ્વલન કષાયના ઉદયથી ઉત્પન્ન થાય છે, અને આદ્ય બાર કષાયના ઉદયથી મૂળથી નાશ થાય છે, એટલે કે તે તે વ્રતોથી પતિત થાય છે.' તેથી તે પણ દેશઘાતિ છે.

ગ્રહણ ધારણ યોગ્ય જે વસ્તુને જીવ આપી શકતો નથી, પ્રાપ્ત કરી શકતો નથી, કે ભોગોપભોગ કરી શકતો નથી તે દાનાંતરાયાદિ કર્મનો વિષય છે. અને તે ગ્રહણ ધારણ યોગ્ય વસ્તુ જગતમાં રહેલ સર્વ દ્રવ્યોનો અનંતમો ભાગ માત્ર જ છે. તેથી તથારૂપ સર્વદ્રવ્યોનો જે એક દેશ તદ્વિષયક દાનાદિનો વિઘાત કરતી હોવાથી દાનાંતરાયાદિ દેશઘાતી કર્મ છે. જેમ જ્ઞાનના એક દેશને દબાવતી હોવાથી મતિજ્ઞાનાવરણાદિ દેશઘાતિ છે તેમ સર્વદ્રવ્યના એક દેશ વિષયક દાનાદિનો વિઘાત કરતી હોવાથી દાનાંતરાયાદિ દેશઘાતિ છે.

ગાથામા ગ્રહણ કરેલ 'તુ' શબ્દ એ અધિક અર્થને સૂચવતો હોવાથી નામ, ગોત્ર, વેદનીય અને આયુકર્મની અંતર્ગત સઘળી પ્રકૃતિઓ પોતાને હણવા લાયક કોઇ ગુણ નહિ હોવાથી કોઇ પણ ગુણને હણતી નથી. તેથી તે અઘાતિ છે. એમ સમજવું. ૧૮.

હવે દેશઘાતિ પ્રકૃતિઓનાં નામ કહે છે—

**नाणावरणचउक्कं दंसणतिग नोकसाय विग्घपणं।**
**संजलण देसघाई तइयविगप्पो इमो अन्नो ॥१९॥**

ज्ञानावरणचतुष्कं दर्शनत्रिकं नोकषायाः विघ्नपञ्चकम् ।
सञ्ज्वलनाः देशघातिन्यः तृतीयविकल्पोऽयमन्यः ॥१९॥

અર્થ—જ્ઞાનાવરણ ચતુષ્ક, દર્શનાવરણત્રિક, નોકષાય, વિઘ્નપંચક અને સંજ્વલનચતુષ્ક એ દેશઘાતિ છે. આ ઘાતિ પ્રકૃતિઓમાં ત્રીજો વિકલ્પ છે.

ટીકાનુ૦—મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણ એ જ્ઞાનાવરણ ચતુષ્ક. ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ અને અવધિદર્શનાવરણ એ દર્શનાવરણત્રિક ત્રણવેદ અને હાસ્યાદિષટ્ક એ નવ નોકષાય. દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય એ વિઘ્નપંચક તથા સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભ એ સંજ્વલન ચતુષ્ક સઘળી મળી પચીસ પ્રકૃતિઓ દેશઘાતિ છે.

દેશઘાતિ હોવાનું કારણ પૂર્વની ગાથામાં વિચારી ગયા છે. સર્વઘાતિ અને અઘાતિ પ્રકૃતિઓમાં આ દેશઘાતિરૂપ ત્રીજો પ્રકાર છે. મૂળદ્વારમાં તો માત્ર સર્વઘાતિ અને દેશઘાતિ એ બે જ ભેદ કહ્યા છે, તેથી આને ત્રીજો પ્રકાર કહે છે. ૧૯

આ પ્રમાણે સર્વઘાતિ દ્વાર કહ્યું. હવે પરાવર્તમાનદ્વાર કહે છે—

**नाणंतरायदंसणचउक्कं परघायतित्थउस्सासं ।**
**मिच्छभयकुच्छ धुवबंधिणीउ नामस्स अपरियत्ता ॥२०॥**

ज्ञानान्तरायदर्शनचतुष्कं पराघाततीर्थोच्छ्वासम् ।
मिथ्यात्वभयजुगुप्साः ध्रुवबन्धिन्यस्तु नाम्नोऽपरावर्त्ताः ॥ २० ॥

અર્થ—જ્ઞાનાવરણીય, અંતરાય, દર્શનાવરણીય ચતુષ્ક, પરાઘાત, તીર્થંકર, ઉચ્છ્વાસ, મિથ્યાત્વ, ભય, અને નામકર્મની ધ્રુવબંધિની પ્રકૃતિઓ એ અપરાવર્ત્તમાન છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, દર્શનાવરણીય ચાર, પરાઘાતનામ, તીર્થંકરનામ, ઉચ્છ્વાસનામ, મિથ્યાત્વમોહનીય, ભય, જુગુપ્સા મોહનીય, અગુરુલઘુ, નિર્માણ, તૈજસ, ઉપઘાત વર્ણચતુષ્ક અને કાર્મણ એ નામકર્મની નવ ધ્રુવબંધિની પ્રકૃતિઓ, સઘળી મળીને ઓગણત્રીસ પ્રકૃતિઓ બંધ અને ઉદય આશ્રયીને અપરાવર્ત્તમાન છે.

કારણ કે આ પ્રકૃતિઓના બંધ ઉદય અથવા તે બંનેને બંધાતી કે ઉદય પ્રાપ્ત કોઈ પ્રકૃતિઓ રોકી શકતી નથી તેથી કોઇપણ પ્રકૃતિઓ વડે બંધ ઉદય રોકાયા વિના પોતાનો બંધ ઉદય બતાવે છે માટે તે અપરાવર્ત્તમાન છે.

શેષ બંધ આશ્રયી ગણીએ તો એકાણું અને ઉદય આશ્રયી ગણીએ તો સમ્યક્ત્વ, મિશ્રમોહનીય સહિત ત્રાણું પ્રકૃતિઓ પરાવર્ત્તમાન છે. કારણ કે તેઓમાંથી કેટલીકનો બંધ કેટલીકનો ઉદય અને કેટલીકના બંને બંધાતી કે અનુભવાતી અન્ય પ્રકૃતિઓ વડે રોકાય છે. ૨૦

પરાવર્ત્તમાન દ્વાર કહ્યું હવે શુભ અશુભ દ્વાર આશ્રયી કહે છે—

मणुयतिगं देवतिगं तिरियाऊसासअट्ठतणुयंगं ।
विहगइवण्णाइसुभं तसाइदसतित्थनिम्माणं ॥२१॥

चउरंसउसभआयव पराघाय पणिंदि अगुरुसाउच्चं ।
उज्जोयं च पसत्था सेसा बासीइ अपसत्था ॥२२॥

मनुष्यत्रिकं देवत्रिकं तिर्यगायुरुच्छ्वासाष्टतन्वङ्गम् ।
विहायोगतिवर्णादिशुभं त्रसादिदशतीर्थनिर्माणम् ॥२१॥

चतुरस्रर्षभातपपराघातपञ्चेन्द्रियागुरुलघुसातोच्चम् ।
उद्योतं च प्रशस्ताः शेषा द्व्यशीतिरप्रशस्ताः ॥२२॥

અર્થ—અને ટીકાનુ૦—મનુષ્યત્રિક-મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વી અને મનુષ્યાયુરૂપ. દેવત્રિક-દેવગતિ દેવાનુપૂર્વી અને દેવાયુરૂપ, તિર્યંચાયુ, ઉચ્છ્વાસ નામ, શરીર અને અંગોપાંગનું અષ્ટક-ઔદારિકાદિશરીર પંચક અને ઔદારિક અંગોપાંગાદિ ત્રણ અંગોપાંગ, શુભ વિહાયોગતિ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શરૂપ શુભ વર્ણાદિ ચતુષ્ક. ત્રસાદિ દશક-ત્રસ બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય અને યશઃકીર્તિરૂપ. તીર્થંકર, નિર્માણ, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, આતપ, પરાઘાત, પંચેન્દ્રિયજાતિ, અગુરુલઘુ, સાતવેદનીય, ઉચ્ચગોત્ર, ઉદ્યોતનામકર્મ એ બેંતાલીસ પ્રકૃતિઓ પ્રશસ્ત-સંજ્ઞાવાળી છે.

વર્ણાદિચતુષ્ક શુભપ્રકૃતિઓની સંખ્યામાં અને અશુભપ્રકૃતિઓની સંખ્યામાં એમ બંનેમાં ગણાય છે. કારણ કે તેનો બંને પ્રકારે સંભવ છે.

શેષ બાશી પ્રકૃતિઓ અશુભ છે. જે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય કર્મ છે, તે માત્ર ઉદય આશ્રયીને અશુભમાં ગણાય છે, બંધ આશ્રયી નહિ. કેમકે તે બંનેના બંધનો અસંભવ છે. તેથી તે બંને પ્રકૃતિઓ આગળ કર્મપ્રકૃતિસંગ્રહના અધિકારમાં અનુભાગની ઉદીરણાને કહેવાના પ્રસંગે જુદી જ કહેવાશે. ૨૧, ૨૨.

આ પ્રમાણે શુભ અશુભદ્વાર કહ્યું. હવે વિપાક ચાર પ્રકારે છે, એમ પહેલાં કહ્યું છે, તેનું વિવરણ કરવા ઇચ્છતા પ્રથમ પુદ્ગલવિપાકિની પ્રકૃતિઓ કહે છે—

**आयावं संठाणं संघयणसरीरअंगउज्जोयं ।**
**नामधुवोदयउवपरघायं पत्तेयसाहारं ॥२३॥**
**उदइयभावा पोग्गलविवागिणो ।**

आतपं संस्थानानि संहननशरीराङ्गोद्योतम् ।
नामध्रुवोदयोपघातपराघातं प्रत्येकसाधारणम् ॥२३॥
औदयिकभावाः पुद्गलविपाकिन्यः ।

અર્થ—આતપ, સંસ્થાન, સંઘયણ, શરીર, અંગોપાંગ, ઉદ્યોત, નામધ્રુવોદયી, ઉપઘાત, પરાઘાત, પ્રત્યેક અને સાધારણ એ ઔદયિકભાવવાળી અને પુદ્ગલવિપાકિની પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—વિપાક આશ્રયી પ્રકૃતિઓ ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે—પુદ્ગલવિપાકિ, ભવવિપાકિ, ક્ષેત્રવિપાકિ અને જીવવિપાકિ એ પહેલાં કહ્યું છે.

જે કર્મપ્રકૃતિઓ પુદ્ગલના વિષયમાં ફળ આપવાને સન્મુખ હોય તે પુદ્ગલવિપાકી, એટલે કે જે પ્રકૃતિઓના ફળને આત્મા પુદ્ગલ દ્વારા અનુભવે, ઔદારિકાદિ નામકર્મના ઉદયથી ગ્રહણ કરેલા પુદ્ગલોમાં જે કર્મપ્રકૃતિઓ પોતાની શક્તિ બતાવે તે પુદ્ગલવિપાકિ કહેવાય છે. તે છત્રીશ છે. તે આ પ્રમાણે—આતપનામ, છ સંસ્થાન, છ સંઘયણ, તૈજસ, કાર્મણ વર્જીને શેષ ત્રણ શરીર, તૈજસ અને કાર્મણ નામધ્રુવોદયીના ગ્રહણ વડે ગ્રહણ કરાશે માટે શરીરનું ગ્રહણ કરવા છતાં તેઓનું વર્જન કર્યું છે. તથા ત્રણ અંગોપાગ, ઉદ્યોત, નિર્માણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ ,તૈજસ, કાર્મણ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને અગુરૂ લઘુ એ બાર નામ ધ્રુવોદયી, ઉપઘાત, પરાઘાત, પ્રત્યેક અને સાધારણ એ છત્રીસ પ્રકૃતિઓ પુદ્ગલવિપાકિ છે.

આ સઘળી પ્રકૃતિઓ પોતપોતાનો વિપાક-ફળ-શક્તિનો અનુભવ ઔદારિકાદિ નામ કર્મના ઉદયથી ગ્રહણ કરેલા પુદ્ગલોમાં બતાવે છે. કેમકે તેવા પ્રકારનો તેનો વિપાક સ્પષ્ટપણે જણાય છે, આ હેતુથી તે સઘળી પ્રકૃતિઓ પુદ્ગલવિપાકિ છે.

ભાવ આશ્રયી વિચાર કરતાં ઉપરોક્ત સઘળી પ્રકૃતિઓ ઔદયિક ભાવે છે. ઉદય એ જ ઔદયિક, તે છે સ્વભાવ જેઓનો તે પ્રકૃતિઓ ઔદયિક ભાવે કહેવાય છે. તાત્પર્ય એ કે ફળનો અનુભવ કરાવવા રૂપ સ્વભાવ જેઓનો હોય તે પ્રકૃતિઓ ઔદયિક ભાવે કહેવાય.

જો કે સઘળી પ્રકૃતિઓ પોતાના ફળનો અનુભવ કરાવે જ છે. કારણ કે વિપાકનો જ્યાં વિચાર કરવામાં આવે ત્યાં ઔદયિકભાવ જ ઉપયોગી છે. કેમકે ઉદય સિવાય વિપાક સંભવતો જ નથી. વિપાકનો અર્થ જ ફળનો અનુભવ છે. તેથી અહિં આ સઘળી પ્રકૃતિઓ ઔદયિક ભાવે છે એવું જે ગાથામાં વિશેષણ મૂક્યું છે તે માત્ર પ્રકૃતિઓનું સ્વરૂપ છે તેને [illegible]ના પુરતું જ છે. વ્યવચ્છેદક-પૃથક્ કરનાર નથી.

વળી આ વિશેષણ એવો નિર્ણય કરતું નથી કે આ પુદ્ગલવિપાક પ્રકૃતિઓ ઔદયિક ભાવે જ છે, અન્ય ભાવે નથી. કારણ કે આગળ ઉપર તેમાં ક્ષાયિક અને પારિણામિક એ બે ભાવ પણ કહેવાશે. ૨૩

પુદ્ગલવિપાકિ પ્રકૃતિઓ કહી હવે ભવવિપાકિ કર્મપ્રકૃતિઓ કહે છે.

**आउ भवविवागीणि ।**

आयूंषि भवविपाकीनि ।

અર્થ—ચાર આયુ ભવવિપાકિ છે.

ટીકાનુ૦—ચારે ગતિના આયુ ભવવિપાકિ છે.

જે કર્મપ્રકૃતિઓ નારકાદિરૂપ પોતપોતાને યોગ્ય ભવમાં ફળનો અનુભવ કરાવતી હોય તે કર્મપ્રકૃતિઓ ભવવિપાકિ કહેવાય.

કારણ કે બે ભાગ આદિ ગયા પછી ત્રીજા આદિ ભાગે આયુ બંધાવા છતાં પણ જ્યાં સુધી પૂર્વભવનો ક્ષય થવા વડે ઉત્તર સ્વયોગ્ય ભવ પ્રાપ્ત થયો હોતો નથી ત્યાં સુધી તે ઉદયમાં આવતું નથી. માટે તે ભવવિપાકિ છે.

હવે ક્ષેત્રવિપાકિ પ્રકૃતિઓ કહે છે.

**खेत्तविवागणुपुव्वी ।**

क्षेत्रविपाकिन्य आनुपूर्व्यः ।

અર્થ–ચાર આનુપૂર્વી ક્ષેત્રવિપાકિ છે.

ટીકાનુ૦–નરકાનુપૂર્વી આદિ ચારે આનુપૂર્વીઓ ક્ષેત્રવિપાકિ છે.

એક ગતિમાંથી બીજી ગતિમાં જવામાં હેતુભૂત આકાશ માર્ગ રૂપ ક્ષેત્રમાં જે કર્મ-પ્રકૃતિઓ પોતાના ફળનો અનુભવ કરાવતી હોય તે ક્ષેત્રવિપાકી કહેવાય.

આ ચારે પ્રકૃતિઓ પૂર્વ ગતિમાંથી નીકળી અન્ય ગતિમાં જતાં વચમાંજ ઉદયમાં આવે છે, શેષ કાલે બિલકુલ ઉદયમાં આવતી નથી, માટે તે ક્ષેત્રવિપાકિ છે. અહિં ક્ષેત્ર એક ભવમાંથી બીજા ભવમાં જતા આકાશપ્રદેશની શ્રેણિરૂપ જ લેવાનું છે.

હવે જીવવિપાકિ પ્રકૃતિઓ કહે છે–

**जीवविवागा उ सेसाओ ।**

जीवविपाकिन्यस्तु शेषाः ॥२४॥

અર્થ—શેષ પ્રકૃતિઓ જીવવિપાકિ છે.

ટીકાનુ૦—એકસો વીશ પ્રકૃતિઓ આશ્રયી બાકી રહેલી છોતેર કર્મપ્રકૃતિઓ જીવ-વિપાકી છે.

જીવનાં જ્ઞાનાદિ રૂપ સ્વરૂપને ઉપઘાતાદિ કરવા રૂપ વિપાક જેઓનો હોય તે જીવ-વિપાકિ. એટલે કે જે પ્રકૃતિઓ પોતાના ફળનો અનુભવ જીવના જ્ઞાનાદિ ગુણને ઉપઘાતાદિ કરવા સાક્ષાત્ જીવનેજ કરાવતી હોય; પછી શરીર હોય કે ન હોય, તેમજ ભવ કે ક્ષેત્ર ગમે તે હોય, તે જીવવિપાકિ કહેવાય છે.

જેમકે જ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિઓ જ્ઞાનાદિ આત્માના ગુણને દબાવવારૂપ ફળનો અનુભવ શરીર હોય કે ન હોય તેમજ ભવ કે ક્ષેત્ર ગમે તે હોય સઘળે સ્થળે કરાવે છે. તે પ્રકૃતિઓ આ પ્રમાણે છે—

જ્ઞાનાવરણ પંચક, દર્શનાવરણ નવક, સાત અસાત વેદનીય, સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય સિવાયની શેષ મોહનીયની છવ્વીસ, અંતરાય પંચક, નરકગતિ આદિ ચાર ગતિ, એકેન્દ્રિય જાતિ આદિ પાંચ જાતિ, બે વિહાયોગતિ, ત્રસ બાદર પર્યાપ્ત એ ત્રસત્રિક તેનાથી વિપરીત સ્થાવર સૂક્ષ્મ અને અપર્યાપ્ત એ સ્થાવરત્રિક, સુસ્વર, સૌભાગ્ય, આદેય, અનાદેય, યશ:કીર્તિ, અયશ:-કીર્ત્તિ, તીર્થંકરનામ, ઉચ્છવાસનામ, નીચગોત્ર અને ઉચ્ચગોત્ર આ સઘળી પ્રકૃતિઓ પોતાની શક્તિનો અનુભવ સાક્ષાત્ જીવનેજ કરાવે છે તે આ પ્રમાણે-

જ્ઞાનાવરણ પંચક જીવના જ્ઞાનગુણને હણે છે, એ પ્રમાણે દર્શનાવરણ નવક દર્શનગુણને, મિથ્યાત્વમોહનીય સમ્યક્ત્વને, ચારિત્રમોહનીય ચારિત્રગુણને, દાનાંતરાયાદિ પાંચ પ્રકૃતિઓ દાનાદિ લબ્ધિઓને હણે છે. સાત અસાત વેદનીય સુખ દુ:ખ ઉત્પન્ન કરે છે, જેને લઈ આત્મા સુખી કે દુ:ખી કહેવાય છે, અને ગતિચતુષ્કાદિ પ્રકૃતિઓ જીવનો ગતિ જાતિ આદિ પર્યાય ઉત્પન્ન કરે છે એટલે સઘળી જીવવિપાકિ કહેવાય છે.

શંકા-ભવવિપાકાદિ સઘળી પ્રકૃતિઓ પણ પરમાર્થથી વિચારતાં જીવવિપાકિજ છે. કારણ કે ચારે આયુ પોતપોતાને યોગ્ય ભવમાં તે તે ભવધારણ કરવારૂપ વિપાક દેખાડે છે, અને તે તે ભવમાં ધારણ જીવનું જ થાય છે, અન્ય કોઇનું નહિ આનુપૂર્વીઓ પણ વિગ્રહગતિરૂપ ક્ષેત્રમાં વિપાક બતાવતી આકાશપ્રદેશની શ્રેણિને અનુસરીને ગમન કરવા રૂપ સ્વભાવ જીવનોજ કરે છે, ઉદયપ્રાપ્ત આતપનામ અને સંસ્થાન નામકર્માદિ પુદ્ગલવિપાકિ પ્રકૃતિઓ પણ તે તે પ્રકારની શક્તિ જીવમાંજ ઉત્પન્ન કરે છે કે જે વડે જીવ તેવાજ પ્રકારના પુદ્ગલો ગ્રહણ કરે છે, અને ગ્રહણ કરાયેલાં પુદ્ગલોની તે તે પ્રકારની રચના કરે છે. માટે સઘળી જીવવિપાકિજ છે, તો પછી અન્ય અન્ય વિપાકી શા માટે કહી?

ઉત્તર-એ સત્ય છે સઘળી પ્રકૃતિઓ જીવવિપાકિ જ છે જીવ વિના વિપાક-ફળનો અનુભવ હોતોજ નથી અહિં માત્ર ભવાદિના પ્રાધાન્યની વિવક્ષાએ ભવવિપાકિ આદિ વ્યપદેશ થાય

છે. એટલે કે ભવાદિ દ્વારા તે તે પ્રકૃતિઓના ફળને જીવ અનુભવે છે માટે ભવાદિની મુખ્યતા હોવાથી તે તે પ્રકૃતિઓની તે તે પ્રકારની સંજ્ઞા થાય છે, તેથી અહિં કંઈ દોષ નથી. ૨૪

અહિં પુદ્‌ગલવિપાકિની પ્રકૃતિઓ ઔદયિકભાવે છે એ કહ્યું છે તે પ્રસંગને અનુસરી શેષ પ્રકૃતિઓમાં પણ સંભવતા ભાવો કહે છે—

**मोहस्सेव उवसमो खाओवसमो चउण्ह घाईणं ।**
**खयपरिणामियउदया अट्टण्हवि होंति कम्माणं ॥२५॥**

मोहस्यैवोपशमः क्षयोपशमश्चतुर्णां घातिनाम् ।
क्षयपारिणामिकोदया अष्टानामपि भवन्ति कर्म्मणाम् ॥२५॥

અર્થ—ઉપશમ મોહનીયકર્મનોજ થાય છે, ક્ષયોપશમ ચાર ઘાતિકર્મનો થાય છે, અને ક્ષાયિક પારિણામિક અને ઔદાયિકભાવો આઠે કર્મોમાં હોય છે.

ટીકાનુ૦—વિપાક અને પ્રદેશ એ બને પ્રકારે ઉદયના રોકાવા રૂપ ઉપશમ આઠ કર્મમાંથી માત્ર મોહનીયકર્મનોજ થાય છે, બીજા કોઈ પણ કર્મોનો થતો નથી. કારણ કે જેમ મોહનીય કર્મનો સર્વથા ઉપશમ થવાથી ઉપશમભાવનું સમ્યક્ત્વ અને ઉપશમભાવનું યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય છે, તેમ જ્ઞાનાવરણાદિ કર્મનો સર્વથા ઉપશમ થવાથી કેવળજ્ઞાનાદિ ગુણો તથાસ્વભાવે ઉત્પન્ન થતાજ નથી.

. અહિં ઉપશમ શબ્દથી સર્વોપશમ વિવક્ષ્યો છે, પરંતુ દેશોપશમ વિવક્ષ્યો નથી. કેમકે દેશોપશમ તો આઠે કર્મોનો થાય છે.

ઉદયાવલિકામાં પ્રવિષ્ટ કર્માંશના ક્ષયવડે અને ઉદયાવલિકામાં અપ્રવિષ્ટ અંશના વિપાકોદયના રોકાવારૂપ ઉપશમવડે થયેલો જે જીવસ્વભાવ તે ક્ષાયોપશમિક ભાવ. તે જ્ઞાનાવરણીય દર્શનાવરણીય મોહનીય અને અંતરાય એ ચાર ઘાતિકર્મોમાજ પ્રવર્ત્તે છે, શેષ અઘાતી કર્મોમાં પ્રવર્તતો નથી. અને તે પણ કેવળજ્ઞાનાવરણ, કેવળદર્શનાવરણના રસોદયના રોકાવાનો અભાવ હોવાથી તે બે પ્રકૃતિ વિના શેષ ચાર ઘાતિકર્મની પ્રકૃતિઓમાંજ પ્રવર્ત્તે છે. ઘાતિકર્મ આત્માના જ્ઞાનાદિ ગુણને રોકે છે એટલે તેનો યથાયોગ્યરીતે સર્વોપશમ કે ક્ષયોપશમ થવાથી જ્ઞાનાદિ ગુણો પ્રગટ થાય છે. અઘાતિ કર્મો કોઇ આત્માના ગુણને રોકતા નથી તેથી તેનો સર્વોપશમ કે ક્ષયોપશમ થતો નથી.

ક્ષાયિક, પારિણામિક અને ઔદયિક એ ત્રણ ભાવો આઠે કર્મોમાં પ્રવર્ત્તે છે. તેમાં ક્ષય એટલે સર્વથા નાશ થવો તે, ક્ષય એજ ક્ષાયિકભાવ કહેવાય છે. મોહનીયયકર્મનો સર્વથા નાશ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે થાય છે, શેષ ત્રણ ઘાતિકર્મનો ક્ષીણ કષાય ગુણસ્થાનકના ચરમ સમયે, અને અઘાતિકર્મનો અયોગિકેવળિ ગુણસ્થાનકના ચરમ સમયે આત્યંતિક ઉચ્છેદ–સર્વથા નાશ થાય છે.

પરિણમવું–પોતાના મૂળ સ્વરૂપને છોડયા સિવાય અન્યસ્વરૂપને પ્રાપ્ત થવું તે પરિણામ,

અને તેજ પારિણામિક ભાવ. તાત્પર્ય એ કે-જીવપ્રદેશો સાથે જોડાઈને પોતાના સ્વરૂપને છોડયા વિના પાણી અને દૂધની જેમ મિશ્ર થવું-એકાકાર થવું તે પારિણામિકભાવ. અથવા તે તે પ્રકારના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને અધ્યવસાયની અપેક્ષાએ તે તે પ્રકારે સંક્રમાદિરૂપે જે પરિણમવું-પરિણામ થવો તે પારિણામિકભાવ કહેવાય છે અને તે આઠે કર્મોમાં હોય છે. કેમકે આઠે કર્મો આત્મપ્રદેશ સાથે પાણી અને દૂધની એકાકાર થયેલા છે.

ઉદય તો પ્રતીત જ છે. કારણ કે સઘળા સંસારિ જીવોને આઠે કર્મનો ઉદય દેખાય છે.

આ રીતે મોહનીય કર્મમાં ક્ષાયિક ક્ષાયોપશમિક ઔપશમિક ઔદયિક અને પારિણામિક એ પાંચે ભાવો સંભવે છે, જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાયકર્મમાં ઔપશમિક ભાવ સિવાયના ચાર ભાવ, અને નામ ગોત્ર વેદનીય અને આયુ એ ચાર કર્મમાં ક્ષાયિક ઔદયિક અને પારિણામિક એ ત્રણ ભાવો જ સંભવે છે. ૨૫

હવે જે ભાવ છતા જે ગુણો ઉત્પન્ન થાય છે તે કહે છે-

**सम्मत्ताइ उवसमे खाओवसमे गुणा चरित्ताई ।**
**खइए केवलमाई तव्ववएसो उ उदईए ॥२६॥**

सम्यक्त्वाद्युपशमे क्षयोपशमे गुणाश्चारित्रादयः ।
क्षायिके केवलादयस्तद्व्यपदेशस्त्वौदयिके ॥२६॥

અર્થ-ઉપશમ થવાથી સમ્યક્ત્વ આદિ ગુણો પ્રગટ થાય છે, ક્ષયોપશમ થવાથી ચારિત્ર આદિ ગુણો. અને ક્ષય થવાથી કેવળજ્ઞાનાદિ ગુણો પ્રગટ થાય છે. તથા ઉદય થવાથી તે તે ઔદયિકભાવે વ્યપદેશ થાય છે.

ટીકાનુ૦—મોહનીયકર્મનો જ્યારે સર્વથા ઉપશમ થાય ત્યારે ઔપશમિક ભાવનું સમ્યક્ત્વ, અને ઔપશમિક ભાવનું પૂર્ણ યથાખ્યાત ચારિત્ર એ બે ગુણ પ્રગટ થાય છે.

ચાર ઘાતિ કર્મનો જ્યારે ક્ષયોપશમ થાય ત્યારે કેવળજ્ઞાન ક્ષાયિકભાવે હોવાથી તે સિવાયના મતિ શ્રુત અવધિ અને મનઃપર્યવ એ ચાર જ્ઞાન તથા, મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન એ ત્રણ અજ્ઞાન, કેવળદર્શન ક્ષાયિક ભાવે હોવાથી તે વિના ચક્ષુ અચક્ષુ અને અવધિ એ ત્રણ દર્શન, દાન લાભ ભોગ ઉપભોગ અને વીર્ય એ પાંચ લબ્ધિ, ક્ષાયોપશમિક સમ્યક્ત્વ, દેશવિરતિ ચારિત્ર અને સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ અને સૂક્ષ્મસંપરાયરૂપ સર્વવિરતિ ચારિત્ર એ અઢાર ગુણો પ્રગટ થાય છે.

અહિં શંકા થાય કે-જ્ઞાન એ આત્માનો મૂળગુણ હોવાથી ગાથામાં જ્ઞાનાદિ ગુણો છોડીને 'गुणा चरित्ताइ' ચારિત્રાદિ ગુણો એમ કેમ કહ્યું ? તેના ઉત્તરમાં જણાવે છે કે-ચારિત્રગુણ જ્યારે પ્રગટ થાય છે ત્યારે જ્ઞાન અને દર્શન અવશ્ય હોય જ છે એ જણાવવા ગાથામાં

ક્ષાયિક ભાવ જ્યારે પ્રવર્ત્તે ત્યારે કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયિક સમ્યક્ત્વ, યથાખ્યાત ચારિત્ર, અને દાનાદિ પાંચ લબ્ધિ, એ [1]નવ ગુણો ઉત્પન્ન થાય છે. તેમાં જ્ઞાનાવરણીયનો સર્વથા ક્ષય થવાથી કેવળજ્ઞાન, દર્શનાવરણીયનો ક્ષય થવાથી કેવળદર્શન, મોહનીય કર્મનો ક્ષય થવાથી ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્ર, અને અંતરાયકર્મનો ક્ષય થવાથી પૂર્ણ દાનાદિ પાંચ લબ્ધિ પ્રગટ થાય છે. તેમજ સઘળા કર્મનો ક્ષય થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

ઔદાયિકભાવ જ્યારે પ્રવર્ત્તે ત્યારે તે તે કર્મના ઉદયને અનુસરીને આત્માનો વ્યપદેશ થાય છે. જેમકે-પ્રબળ જ્ઞાનાવરણીયના ઉદયે અજ્ઞાની, પ્રબળ દર્શનાવરણીયના ઉદયે અંધ બધિર-બહેરો બોબડો એમ કોઇપણ એક અંગની ચેતના રહિત ઇત્યાદિ, વેદનીયના ઉદયે સુખી દુઃખી, ક્રોધાદિના ઉદયે ક્રોધી, માની, માયી, લોભી ઇત્યાદિ, નામકર્મના ઉદયે મનુષ્ય દેવ એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય પંચેન્દ્રિય ત્રસ બાદર પર્યાપ્ત ઇત્યાદિ, ઉચ્ચ-ગોત્રના ઉદયે આ ક્ષત્રિયનો પુત્ર છે એ શેઠનો છોકરો છે એ પ્રકારે પ્રશંસાગર્ભ વ્યપદેશ,

---

[1] ક્ષાયિક ભાવના નવ ભેદોમાથી સિદ્ધના જીવોને ફક્ત કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ભેદ હોય છે. બાકીના ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયિક ચારિત્ર અને દાનાદિ લબ્ધિઓ એ સાત ભેદ હોતા નથી. દર્શનમોહનીયત્રિક અને અનન્તાનુબન્ધીચતુષ્કના ક્ષય રૂપ નિમિત્તથી પ્રાપ્ત થએલી તત્ત્વરૂચિ તે ક્ષાયિક સમ્યગ્દર્શન કહેવાય છે, અને તે રૂચિ મતિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પ્રગટ થયેલ મતિ-જ્ઞાનના અપાય રૂપ છે. મતિજ્ઞાનના અપાયાંશરૂપ રૂચિ કેવલજ્ઞાની કે સિદ્ધને હોતી નથી, માટે તેમને ક્ષાયિક સમ્યક્ત્વ નથી પરન્તુ દર્શનમોહનીય અને અનંતાનુબંધી કષાયના ક્ષયથી જે આત્મિક ગુણ રૂપ ક્ષાયિક સમ્યગ્દર્શન પ્રગટ થાય છે તે કેવળજ્ઞાની કે સિદ્ધને હોય છે. ક્ષાયિક ચારિત્ર સિદ્ધાત્મા-ઓને હોતું નથી, કારણ કે હિંસાદિ સાવદ્યયોગનો ત્યાગ કરી અહિંસાદિ નિરવદ્ય યોગનું સેવન કરવું તેને ચારિત્ર કહે છે, અને સિદ્ધના જીવો યોગ રહિત હોવાથી તેને યોગની પ્રવૃત્તિરૂપ ચારિત્ર નથી. પરન્તુ મોહનીયકર્મના ક્ષયથી પ્રગટ થયેલ સ્વરૂપમાં રમણતા રૂપ જે ક્ષાયિકચારિત્ર તે સિદ્ધને વિષે અવશ્ય હોય છે. વળી સિદ્ધોને વિષે પ્રવૃત્તિરૂપ દાનાદિક નથી, પણ લબ્ધિરૂપે તો હોય છે. કારણ કે અન્તરાય કર્મના ક્ષયથી આત્મિકગુણરૂપ દાનાદિક લબ્ધિઓ ક્ષાયિક ભાવે પ્રકટ થાય છે, અને તે સિદ્ધોને અવશ્ય હોય છે.

પ્રશ્ન—હે ભગવન્! સિદ્ધના જીવોને અન્તરાય કર્મના ક્ષયથી દાનાદિક લબ્ધિઓ પ્રગટ થાય છે, પરન્તુ તેઓની દાનાદિને વિષે પ્રવૃત્તિ હોતી નથી, તો શું દાનાદિક લબ્ધિઓ નિષ્ફળ છે?

ઉત્તર-બાપુ! તારી શંકા ઉચિત છે. સિદ્ધને વિષે દાનાદિક લબ્ધિઓ હોય છે, પરન્તુ તેઓની વ્યાવ-હારિક દાનાદિકને વિષે પ્રવૃત્તિ નથી પણ તેઓને નૈશ્ચયિક દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યલબ્ધિ હોય છે. તેઓમાં પરભાવ-પૌદ્ગલિક ભાવના ત્યાગ રૂપ દાન, આત્મિક શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિરૂપ લાભ, આત્મિક શુદ્ધ સ્વરૂપના અનુભવવારૂપ ભોગ-ઉપભોગ અને સ્વભાવમાં પ્રવૃત્તિ રૂપ વીર્ય હોય છે. પોતાની વસ્તુને આપવી, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવી, ભોગ્ય અને ઉપભોગ્ય વસ્તુનો ઉપયોગ કરવો, અને પોતાની શક્તિનો ઉપયોગ કરવો તે ક્ષાયોપશમિક અને વ્યાવહારિક દાનાદિક કહેવાય છે. અને તે સિદ્ધના જીવોને હોતા નથી, પણ ક્ષાયિક અને નૈશ્ચયિક દાનાદિ સિદ્ધાત્મામાં હોય છે, માટે દાનાદિ લબ્ધિઓ નિષ્ફળ નથી. જુઓ પંડિત ભગવાનદાસભાઇએ લખેલ નવતત્વવિવરણ પાનું ૧૫૬.

અને નીચગોત્રના ઉદયે આ વેશ્યાપુત્ર છે આ ચાંડાલ છે ઇત્યાદિરૂપે નિંદાગર્ભ વ્યપદેશ, અને અંતરાયના ઉદયે અદાતા અલાભિ અભોગિ ઇત્યાદિ અનેકરૂપે આત્માનો વ્યપદેશ થાય છે. એટલે કે જેવા જેવા પ્રકારના કર્મનો ઉદય હોય તેને અનુસરી આત્માનો વ્યપદેશ થાય થાય છે.

હવે પારિણામિક ભાવના સંબંધમાં વિશેષ પ્રતિપાદન કરવા માટે કહે છે—

**नाणंतरायदंसणवेयणियाणं तु भंगया दोन्नि ।**
**साइसपज्जवसाणोवि होइ सेसाण परिणामो ॥२७॥**

ज्ञानान्तरायदर्शनवेदनीयानां तु भङ्गकौ द्वौ ।
सादिसपर्यवसानोऽपि भवति शेषाणां पारिणामिकः ॥२७॥

અર્થ—જ્ઞાનાવરણીય અંતરાય દર્શનાવરણીય અને વેદનીય કર્મમાં બે ભાંગા હોય છે, અને શેષ કર્મમાં સાદિ સપર્યવસાન ભંગ પણ હોય છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય અંતરાય દર્શનાવરણીય અને વેદનીય કર્મમાં પ્રવાહની અપેક્ષાએ સામાન્યરૂપે પારિણામિક ભાવનો વિચાર કરતાં બે ભાંગા ઘટે છે. તે આ પ્રમાણે-અનાદિ અનંત, અને અનાદિસાંત, તેમાં ભવ્ય આશ્રયી અનાદિ સાંત, તે આ પ્રમાણે-જીવ અને કર્મનો પ્રવાહની અપેક્ષાએ અનાદિ કાળથી સંબંધ છે માટે આદિનો અભાવ હોવાથી અનાદિ, અને મુક્તિગમન સમયે કર્મના સંબંધનો નાશ થતો હોવાથી સાંત, આ રીતે ભવ્યને અનાદિ સાંત ભાંગો ઘટે છે. અભવ્ય આશ્રયી અનાદિ અનંત. તેમાં અનાદિ સંબંધે ભવ્ય આશ્રયી જેમ વિચાર કર્યો છે તેમ અહિં પણ સમજી લેવું. અને કોઇ કાળે કર્મના સંબંધનો નાશ થવાનો નહિ હોવાથી અનંત એ પ્રમાણે અભવ્ય આશ્રયી અનાદિ અનંત ભાંગો ઘટે છે. ઉપરોક્ત ચાર કર્મમાં સાદિ સાંત ભંગ ઘટતો નથી, કારણ કે એ ચાર કર્મમાંહેના કોઇ પણ કર્મની કે તેની ઉત્તર પ્રકૃતિની સત્તાનો નાશ થયા પછી ફરી સત્તા થતી નથી.

શેષ મોહનીય આયુ નામ અને ગોત્રનો પરિણામ સાદિ સાંત પણ હોય છે. 'અપિ' શબ્દથી અનાદિ અનંત અને અનાદિ સાંત એ બે ભંગ પણ ઘટે છે. ગાથાના પૂર્વાર્ધમાં ગ્રહણ કરેલ 'તુ' શબ્દ ભિન્ન ક્રમવાળો હોવાથી ઉત્તરાર્ધમાં 'સેસાણ' એ પદની પછી તેની યોજના કરવી. તે તુ શબ્દ વિશેષ અર્થનો સૂચક હોવાથી આ પ્રમાણે વિશેષ અર્થ જણાવે છે-મોહનીય આયુ નામ અને ગોત્રકર્મની કેટલીક ઉત્તર પ્રકૃતિઓ આશ્રયીનેજ સાદિસાંતરૂપ ત્રીજો ભંગ ઘટે છે. અને કેટલીક ઉત્તર પ્રકૃતિઓ આશ્રયી તો પૂર્વોક્ત અનાદિઅનંત અને અનાદિસાંત એ બે ભંગજ ઘટે છે. તેમાં પ્રકૃતિઓની સત્તા જ ન હોય અને સત્તામાં પ્રાપ્ત થાય, અગર જે પ્રકૃતિઓ સત્તાનો નાશ થયા પછી ફરી તેઓની સત્તા થાય તેમાંજ સાદિ સાંતરૂપ ત્રીજો ભંગ ઘટે છે. તે સિવાયની અન્ય પ્રકૃતિઓમાં અનાદિઅનંત

અને અનાદિસાંત એ બે ભંગ ઘટે છે, અને તે બે ભંગ પૂર્વે અભવ્ય અને ભવ્ય આશ્રયી કહ્યા તે પ્રમાણે સમજવા.

હવે કઇ પ્રકૃતિઓ આશ્રયી સાદિસાંત ભંગ ઘટે છે તે કહે છે—ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ જ્યારે થાય ત્યારે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયની સત્તાનો સંભવ છે. એ રીતે પંચેન્દ્રિયપણું જ્યારે પ્રાપ્ત થાય ત્યારે વૈક્રિયષટ્કની, સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે તીર્થંકર નામકર્મની, અને સંયમ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે આહારકદ્વિકની સત્તાનો સંભવ છે, માટે તે પ્રકૃતિઓમાં સાદિસાંત એ ભંગ ઘટે છે. તથા અનંતાનુબંધિ, મનુષ્યદ્વિક, ઉચ્ચગોત્ર આદિ ઉદ્વલનયોગ્ય પ્રકૃતિઓની ઉદ્વલના થયા પછી ફરી પણ બંધનો સંભવ હોવાથી તે પ્રકૃતિઓ સત્તામાં આવે છે, માટે તેમાં સાદિસાંત ભંગ ઘટે છે. આયુ કર્મની પ્રકૃતિઓમાં તે તે પ્રકૃતિઓ અનુક્રમે સત્તામાં સત્તામાં પ્રાપ્ત થતી હોવાથી સાદિસાંત ભંગ સ્પષ્ટજ છે. આ પ્રમાણે ઉપર કહી તેટલી પ્રકૃતિઓમાંજ સાદિસાંત ભંગ ઘટે છે.

અપ્રત્યાખ્યાન ક્રોધાદિ, ઔદારિકશરીરાદિ, અને નીચગોત્ર રૂપ પ્રકૃતિઓ કે જેની સત્તાનો નાશ થયા પછી ફરી સત્તામાં આવતી નથી તે પ્રકૃતિઓ આશ્રયી ભવ્યોને અનાદિસાંત અને અભવ્યને અનાદઅનંત એ બેજ ભંગ ઘટે છે. ઉત્તરપ્રકૃતિઓ આશ્રયી તો આ પ્રમાણે સમજવું. અને જ્યારે મૂળ કર્મ આશ્રયી દરેકનો વિચાર કરીએ ત્યારે તો અનાદિ અનંત અને અનાદિસાંત એ બેજ ભંગજ ઘટે છે, કારણ કે મૂળકર્મની સત્તાનો નાશ થયા પછી ફરી તેઓ સત્તામાં આવતાજ નથી. ૨૭

પ્રશ્ન—કર્મોનો ક્ષયોપશમ તેઓનો ઉદય હોય ત્યારે થાય છે? કે ઉદય ન હોય ત્યારે? ઉદય હોય ત્યારે છે એમ કહેતા હો તો એ યુક્ત નથી, કેમકે વિરોધ આવે છે. તે આ પ્રમાણે-ક્ષાયોપશમિકભાવ ઉદયાવલિકામાં પ્રવિષ્ટ અંશનો ક્ષય થવાથી અને ઉદય અપ્રાપ્ત અંશનો વિપાકોદયના રોકાવારૂપ ઉપશમ થવાથી ઉત્પન્ન થાય છે, અન્યથા થતો નથી. જો ઉદય હોય તો ક્ષયોપશમ કેમ હોઇ શકે? અને જો ક્ષયોપશમ હોય તો ઉદય કેમ હોઇ શકે? હવે અનુદય એટલે કર્મનો ઉદય ન હોય ત્યારે ક્ષયોપશમ થાય છે, એમ કહેતા હો તો તે પણ અયુક્ત છે. કારણ કે ઉદયનો અભાવ હોવાથીજ જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત થવા રૂપ ઇષ્ટ ફળ સિદ્ધ થાય છે. કેમકે ઉદયપ્રાપ્ત કર્મો જ આત્માના ગુણોને દબાવે છે, પણ જેનો ઉદય નથી એ કંઇ ગુણના રોધક થતા નથી. તો પછી ક્ષયોપશમ થવાથી વિશેષ શું? મતિજ્ઞાનાવરણીયાદિ કર્મનો ઉદય નહિ હોવાથી જ મતિજ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત થશે તો પછી ક્ષાયોપશમિક ભાવની કલ્પના શા માટે કરવી? ક્ષાયોપશમિક ભાવની કલ્પના નકામી છે.

ઉત્તર—ઉદય હોય ત્યારે ક્ષાયોપશમિક ભાવ થાય છે, તેમાં કંઇજ વિરોધ નથી. જે માટે કહ્યું છે—'ઉદય છતાં અનેક ભેદે ક્ષયોપશમ થાય છે. તેમાં કંઇ વિરોધ નથી. જો ઉદય છતાં ક્ષાયોપશમિક ભાવ પ્રવર્ત્તે તો ત્રણ કર્મમાંજ પ્રવર્ત્તે છે, અને મોહનીયકર્મમાં પ્રદેશોદય છતાંજ ક્ષાયોપશમિકભાવ પ્રવર્ત્તે છે.' અહિં જ્ઞાનાવરણીયાદિ કર્મોનો જ્યાં સુધી ક્ષય ન થાય ત્યાં સુધી તેઓ ધ્રુવોદયિ છે. તેથી તેઓનો ઉદય છતાંજ ક્ષયોપશમ ઘટે છે, પરંતુ

અનુદયે નહિ. કારણ કે ઉદય ન હોય ત્યારે તે જ્ઞાનાવરણીયાદિ કર્મોનોજ સંભવ નથી. માટે ઉદય છતાંજ ક્ષાયોપશમિકભાવ હોય તેમાં કંઈ વિરોધ નથી.

વળી 'જો ઉદય હોય તો ક્ષયોપશમ કેમ હોઈ શકે?' એ પ્રકારે જે વિરોધ ઉપસ્થિત કર્યો તે પણ અયોગ્ય છે. કારણ કે દેશઘાતિ સ્પર્દ્ધકોનો ઉદય છતાં પણ કેટલાક દેશઘાતિ સ્પર્દ્ધકની અપેક્ષાએ ક્ષયોપશમ થવામાં કોઇ પણ પ્રકારે વિરોધ નથી. તે ક્ષયોપશમ તેવા તેવા પ્રકારના દ્રવ્ય ક્ષેત્ર અને કાળાદિ સામગ્રીના વશથી વિચિત્રતાનો સંભવ હોવાથી અનેક પ્રકારે છે. તથા ઉદય છતાંજ જો ક્ષાયોપશમિકભાવ થાય તો સઘળાં કર્મોનો થતો નથી પરંતુ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ કર્મોનોજ થાય છે.

જો એમ છે તો મોહનીયકર્મનો ક્ષયોપશમ શી રીતે થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે-મોહનીયકર્મનો ક્ષયોપશમ પ્રદેશોદય હોય ત્યારેજ થાય છે, રસોદય હોય ત્યારે નહિ. કારણ કે અનંતાનુબંધિઆદિ કર્મપ્રકૃતિઓ સર્વઘાતિ છે. સર્વઘાતિ પ્રકૃતિઓના સઘળાં રસસ્પર્દ્ધકો સર્વઘાતિજ હોય છે, દેશઘાતિ હોતા નથી. સર્વઘાતિ રસસ્પર્દ્ધકો સ્વઘાત્ય ગુણને સંપૂર્ણપણે હણે છે દેશથી નહિ તેથી તેઓનો વિપાકોદય છતાં ક્ષયોપશમનો સંભવ નથી, પરંતુ પ્રદેશોદય છતાં ક્ષયોપશમનો સંભવ છે.

વળી અહિં એમ શંકા થાય કે-પ્રદેશોદય છતાં પણ ક્ષયોપશમભાવનો સંભવ કેમ હોઇ શકે? કારણ કે સર્વઘાતિસ્પર્દ્ધકોના દલિકો સર્વપ્રકારે સ્વઘાત્યગુણને ઘાત કરવાના સ્વભાવવાળાં હોય છે. તેના ઉત્તરમાં કહે છે કે-વસ્તુ સ્વરૂપના જ્ઞાનનો અભાવ હોવાથી ઉપરોક્ત શંકા અયોગ્ય છે. કેમકે તે સર્વઘાતિસ્પર્દ્ધકના દલિકોને તથાપ્રકારના શુદ્ધ અધ્યવસાયના બળથી કંઇક અલ્પ શક્તિવાળા કરીને તે સ્પર્દ્ધકો વિરલ વિરલપણે અનુભવતા દેશઘાતિ રસસ્પર્દ્ધકોમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમતા હોવાથી જેટલી તેઓમાં ફળ આપવાની શક્તિ છે તે પ્રકટ કરવા સમર્થ થતા નથી, રસોદય હોય અને જેટલું ફળ આપી શકે તેટલું ફળ આપવા સમર્થ થતા નથી. તેથી તે સ્પર્દ્ધકો ક્ષયોપશમને હણનાર થતા નથી. માટે મોહનીયકર્મનો પ્રદેશોદય છતાં ક્ષયોપશમભાવ વિરોધી નથી.

'अणेगभेदोत्ति' એ પદના અંતે મૂકેલ ઇતિ શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી આ પ્રમાણે વિશેષ સમજવું-આદિના બાર કષાય અને મિથ્યાત્વમોહનીય રહિત શેષ મોહનીય પ્રકૃતિઓનો પ્રદેશોદય હોય અથવા વિપાકોદય હોય છતાં ક્ષયોપશમ થાય છે એમાં કંઈ વિરોધ નથી. કારણ કે સંજ્વલન આદિ મોહનીયની પ્રકૃતિઓ દેશઘાતિ છે. તેમાં પણ આ વિશેષ છે-સર્વઘાતિ પ્રકૃતિઓ સિવાયની શેષમોહનીયકર્મની પ્રકૃતિઓ અધ્રુવોદયિ છે. તેથી વિપાકોદયના અભાવમાં ક્ષયોપશમિક ભાવ હોવા છતાં અને પ્રદેશોદયનો સંભવ છતાં પણ તે પ્રકૃતિઓ અલ્પ પણ દેશઘાતિ થતી નથી. જ્યારે વિપાકોદય હોય ત્યારે ક્ષાયોપશમિકભાવ છતાં કંઇક મલિનતા કરતી હોવાથી દેશઘાતિ થાય છે. એટલે ગુણના દેશને હણનારી થાય છે.

તાત્પર્ય એ કે દેશઘાતિની પ્રકૃતિઓનો ઉદય છતાં ક્ષયોપશમ થઈ શકે છે, અને સર્વ-

ઘાતિની પ્રકૃતિઓનો ઉદય છતાં ક્ષયોપશમ થઇ શકતો નથી પરંતુ પ્રદેશોદય છતાં [1]ક્ષયોપશમ થઇ શકે છે. તેમાં કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીયનો તો ક્ષયોપશમ થતો જ નથી, કારણ કે તે ક્ષાયિકભાવની છે.

તથા દેશઘાતિની પ્રકૃતિઓનો રસોદય હોય ત્યારેજ તે ગુણને દબાવનારી થાય છે, પ્રદેશોદય હોય ત્યારે નહિ અને સર્વઘાતિની પ્રકૃતિઓનો પ્રદેશોદય પણ કંઇક અંશે વિઘાત કરનાર થાય છે. ૨૭

અહિં પ્રકૃતિઓમાં ઔદયિકભાવ બે પ્રકારે થાય છે. તે આ પ્રમાણે-શુદ્ધ, અને ક્ષાયોપશમિકભાવયુક્ત એના સ્વરૂપને સ્પષ્ટ કરવા માટે પહેલાં સ્પર્દ્ધકની પ્રરૂપણા કરે છે—

**चउतिट्ठाणरसाइं सव्वघाईणि होंति फड्डाइं।**
**दुट्ठाणियाणि मीसाणि देसघाईणि सेसाणि ॥२८॥**

**चतुस्त्रिस्थानरसानि सर्वघातीनि भवन्ति स्पर्द्धकानि।**
**द्विस्थानकानि मिश्राणि देशघातीनि शेषाणि ॥२८॥**

અર્થ—ચાર સ્થાનક અને ત્રણ સ્થાનક રસવાળા સઘળા સ્પર્દ્ધકો સર્વઘાતિ છે, બે સ્થાનક રસવાળાં મિશ્ર છે, અને શેષસ્પર્દ્ધકો દેશઘાતિ છે.

ટીકાનુ૦—રસસ્પર્દ્ધકનું સ્વરૂપ કર્મપ્રકૃતિ સંગ્રહમાં બંધન કરણના અધિકારમાં અનુ-

---

૧ ક્ષયોપશમનો અર્થ ઉદયપ્રાપ્ત કર્મપુદ્ગલોનો ક્ષય કરવો અને ઉદય અપ્રાપ્ત પુદ્ગલોને ઉપશમાવવા. અહિં ઉપશમના બે અર્થ થઇ શકે ૧ ઉપશમ એટલે ઉદય પ્રાપ્ત કર્મપુદ્ગલોનો ક્ષય કરવો અને સત્તાગત દલિકોને અધ્યવસાયને અનુસરી હીન શક્તિવાળા કરવા. ૨ ઉદય પ્રાપ્ત કર્મપુદ્ગલોનો ક્ષય કરવો અને સત્તાગત દલિકોને અધ્યવસાયાનુસાર હીનશક્તિવાળા કરી સ્વરૂપે ફળ ન આપે એવી સ્થિતિમાં મૂકવા. પહેલો અર્થ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ કર્મમાં લાગુ થાય છે. તેઓના ઉદયપ્રાપ્ત દલિકોને ક્ષય કરે છે અને સત્તાગત દલિકોને પરિણામાનુસાર હીનશક્તિવાળા કરી તેનો સ્વરૂપે અનુભવ કરે છે સ્વરૂપે અનુભવ કરવા છતાં પણ તે ગુણના વિઘાતક થતા નથી, કારણ કે તેમાથી શક્તિ ઓછી કરેલી છે. તેથી હવે તે પુદ્ગલોમા જેટલા પ્રમાણમાં શક્તિ છે તે પ્રમાણમા ગુણને દબાવે છે. અને જેટલા પ્રમાણમા શક્તિ ઓછી કરી તેટલા પ્રમાણમાં ગુણ પ્રકટ થાય છે. મોહનીયકર્મમા બીજો અર્થ લાગુ પડે છે, તેના ઉદયપ્રાપ્ત દલિકોનો ક્ષય કરી સત્તાગત દલિકોમાથી પરિણામાનુસાર હીનશક્તિવાળા કરી એવી સ્થિતિમા મૂકે છે કે તેનો સ્વરૂપે ઉદય ન થાય, જેમ કે મિથ્યાત્વ અને અનંતાનુબંધિ આદિ બાર કષાયોના ઉદયપ્રાપ્ત દલિકોનો ક્ષય કરી સત્તાગત દલિકોને હીનશક્તિવાળા કરી એવી સ્થિતિમાં મૂકે છે કે તેનો સ્વરૂપે ઉદય ન થાય ત્યારે સમ્યક્ત્વાદિ ગુણો પ્રગટ થાય છે. જયા સુધી આ પ્રકૃતિઓનો રસોદય હોય ત્યા સુધી સ્વાવાર્ય ગુણને પ્રગટ થવા દેતા નથી કેમકે તે સઘળી પ્રકૃતિઓ સર્વઘાતિની છે. મોહનીયકર્મની દેશઘાતિની પ્રકૃતિઓમાં પહેલો અર્થ જ લાગુ થાય છે.

ભાગબંધનું સ્વરૂપ કહેવાના પ્રસંગે કહેશે. તે સ્પર્દ્ધકો તીવ્રમંદાદિ રસના ભેદે ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—એકસ્થાનક, દ્વિસ્થાનક ત્રિસ્થાનક અને ચતુઃસ્થાનક.

રસમાં એકસ્થાનકપણું, બેસ્થાનકપણું એ શું છે? તે પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે-શુભ પ્રકૃતિઓનો ખીર અને ખાંડના રસની ઉપમાવાળો મિષ્ટ રસ છે, અને અશુભપ્રકૃતિઓનો લીંબડો અને કડવા પટોળના રસની ઉપમાવાળો કડવો રસ છે. આગળ ઉપર આજ હકીકત કહેશે કે-' કડવા તુરીયા અને લીંબડાની ઉપમાવાળો અશુભપ્રકૃતિઓનો તથા ખીર અને ખાંડની ઉપમાવાળો શુભ પ્રકૃતિઓનો રસ છે

ખીર આદિનો સ્વાભાવિક-જેવો હોય તેવો ને તેવોજ રસ તે એકસ્થાનક-મંદ કહેવાય છે. બે ભાગને ઉકાળતાં એક ભાગ બાકી રહે તે બેસ્થાનક-તીવ્રરસ કહેવાય છે. ત્રણ ભાગને ઉકાળતાં એક ભાગ બાકી રહે તેને ત્રણસ્થાનક-તીવ્રતર રસ કહેવાય છે. અને ચાર ભાગને ઉકાળતા એક ભાગ બાકી રહે તેને ચારસ્થાનક-તીવ્રરસ કહેવાય છે

એકસ્થાનક રસના પણ બિંદુ, ચળુ, પસલી, અંજલિ, કરક, ઘડો, અને દ્રોણાદિ પ્રમાણ પાણિ નાખવાથી મંદ અતિમંદ આદિ અનેક ભેદો થાય છે. એ પ્રમાણે બેસ્થાનક આદિના પણ અનેક ભેદો થાય છે. આ દૃષ્ટાંતે કર્મમાં પણ ચતુઃસ્થાનકાદિ રસ અને તે દરેકના અનંતભેદો સમજી લેવા [1]

તથા એકસ્થાનક રસથી બે સ્થાનક રસ અનંતગુણ છે. તેનાથી ત્રણ સ્થાનક રસ અનંતગુણ છે. અને તેનાથી ચારસ્થાનક રસ અનંતગુણ[2] તીવ્ર છે. આગળ ઉપર કહેશે કે-'એકસ્થાનક રસથી દ્વિસ્થાનકાદિ રસ અનુક્રમે અનંત અનંત ગુણ તીવ્ર છે.'

તેમાં સર્વઘાતિ પ્રકૃતિઓના ચતુઃસ્થાનક રસ સ્પર્દ્ધકો ત્રિસ્થાનક રસસ્પર્દ્ધકો અને બે સ્થાનક રસ સ્પર્દ્ધકો સર્વઘાતિજ છે, અને દેશઘાતિ પ્રકૃતિઓનાં મિશ્ર છે. એટલે કે કેટલાક સર્વઘાતિ છે. કેટલાક દેશઘાતિ છે. અને એકસ્થાનક રસસ્પર્દ્ધકો સઘળા દેશઘાતિ જ છે. એકસ્થાનક રસસ્પર્દ્ધકો દેશઘાતિ પ્રકૃતિઓનાંજ સંભવે છે, સર્વઘાતિ પ્રકૃતિઓના સંભવતાં નથી. ૨૮

---

૧ અતિમંદ રસથી આરંભી ક્રમશઃ ચડતા ચડતા રસના અનંત ભેદો થાય છે. તેને જ્ઞાની મહારાજે ચાર ભેદમાં વહેંચી નાખ્યા છે. અતિમંદથી અમુક હદ સુધીના અનંતભેદો એક સ્થાનકમાં, ત્યાર પછીના ક્રમશઃ ચડતા ચડતા અનંતભેદો બે સ્થાનકમા, ત્યાર પછીના અનંતભેદો ત્રિસ્થાનકમાં, અને ત્યાર પછીના અનંતભેદો ચતુઃસ્થાનકમા સમાવ્યા છે. એટલે રસના એકસ્થાનકાદિ ચાર ભેદો કહ્યા છે. પાંચ સ્થાનકાદિ ભેદ ન કરતા ચારમાજ સમાવેશ કર્યો તેનું કારણ કષાય ચાર છે એ છે. રસબંધમાં કારણ કષાયો છે. કષાય ચાર છે એટલે રસના અનંતભેદોનો ચારમાં સમાવેશ કર્યો છે.

૨ કર્મવર્ગણાઓમા કષાયોદયજન્ય અધ્યવસાયવડે ઉત્પન્ન થયેલી જ્ઞાનાદિ ગુણોને આવરવાની અને સુખદુઃખાદિ ઉત્પન્ન કરવાની શક્તિને રસ કહે છે. ઓછામા ઓછા કષાયોદયથી આરંભી વધારેમાં વધારે કષાયોદયથી ઉત્પન્ન થયેલ રસને ચાર ભાગમા વહેંચી નાખ્યો છે. ૧ મંદ ૨ તીવ્ર ૩ તીવ્રતર ૪ તીવ્રતમ તેનેજ એક સ્થાનકાદિ સંજ્ઞા આપી છે. તે દરેકના મંદ તીવ્ર આદિ અનંતભેદ થાય છે.

આ પ્રમાણે સ્પર્દ્ધકોનો વિચાર કર્યો હવે જેવી રીતે ઔદયિકભાવ શુદ્ધ હોય છે, અને જે રીતે ક્ષયોપશમભાવ યુક્ત હોય છે, તે દેખાડે છે—

निहएसु सव्वघाइरसेसु फड्डेसु देसघाईणं।
जीवस्स गुणा जायंति ओहिमणचक्खुमाईया ॥२९॥

निहतेषु सर्व्वघातिरसेषु स्पर्द्धकेषु देशघातिनाम्।
जीवस्य गुणा जायन्ते अवधिमनश्चक्षुरादयः ॥२९॥

અર્થ—દેશઘાતિ પ્રકૃતિઓનાં સર્વઘાતિ રસસ્પર્દ્ધકો નિહત થાય ત્યારે જીવને અવધિ અને મનઃપર્યવ જ્ઞાનાદિ ગુણો ઉત્પન્ન થાય છે.

ટીકાનુ૦—અવધિજ્ઞાનાવરણાદિ દેશઘાતિ કર્મપ્રકૃતિઓના સર્વઘાતિ રસસ્પર્દ્ધકો તથા પ્રકારના વિશુદ્ધ અધ્યવસાયના બળ વડે નિહત—દેશઘાતિરૂપે પરિણામ પામે ત્યારે અને અતિસ્નિગ્ધ રસવાળાં દેશઘાતિ રસસ્પર્દ્ધકો પણ અલ્પરસવાળાં કરાય ત્યારે તેમાંના ઉદયાવલિકામાં પ્રવિષ્ટ કેટલાક રસસ્પર્દ્ધકનો ક્ષય થયે છતે અને શેષસ્પર્દ્ધકોનો વિપાકોદયના રોકાવારૂપ ઉપશમ થયે છતે જીવને અવધિજ્ઞાન મનઃપર્યવજ્ઞાન અને ચક્ષુદર્શનાદિ ક્ષયોપશમભાવના ગુણો ઉત્પન્ન થાય છે

તાત્પર્ય એ કે—અવધિજ્ઞાનાવરણાદિ દેશઘાતિ કર્મપ્રકૃતિઓનાં સર્વઘાતિ રસસ્પર્દ્ધકોનો જ્યારે રસોદય હોય ત્યારે તો કેવળ ઔદયિકભાવજ હોય છે, ક્ષયોપશમભાવ હોતો નથી. કારણ કે સર્વઘાતિ સ્પર્દ્ધકો સ્વાવાર્ય ગુણને સર્વથા દબાવે છે. પરંતુ જ્યારે દેશઘાતિ રસસ્પર્દ્ધકનો ઉદય હોય ત્યારે તે દેશઘાતિ સ્પર્દ્ધકોનો ઉદય હોવાથી ઔદયિકભાવ, અને કેટલાક દેશઘાતિ રસસ્પર્દ્ધક સંબંધી ઉદયાવલિકામાં પ્રવિષ્ટ અંશનો ક્ષય થયે છતે અને અનુદિત અંશનો ઉપશમ થયે છતે ક્ષાયોપશમિક એમ બને ભાવ હોવાથી ક્ષાયોપશમિકાનુવિદ્ધ—ક્ષાયોપશમિકભાવ યુક્ત ઔદયિકભાવ હોય છે.

મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ અચક્ષુદર્શનાવરણ અને અંતરાય એટલી કર્મપ્રકૃતિઓનો તો હંમેશાં દેશઘાતિ રસસ્પર્દ્ધકોનો ઉદય હોય છે. સર્વઘાતિ રસસ્પર્દ્ધકોનો ઉદય હોતો નથી તેથી તે કર્મપ્રકૃતિઓનો હંમેશાં ઔદયિક [1]ક્ષાયોપશમિક એમ મિશ્રભાવ હોય છે, કેવળ ઔદયિકભાવ હોતો નથી. ૨૯

૧ દેશઘાતિની સઘળી કર્મપ્રકૃતિઓ બંધાતી વખતે સર્વઘાતિ રસેજ બંધાય છે અને ઉદયમાં મતિ-શ્રુત જ્ઞાનાવરણ અચક્ષુદર્શનાવરણ અને અંતરાય એટલી પ્રકૃતિઓનો હંમેશાં દેશઘાતિરસજ હોય છે, અને શેષ પ્રકૃતિઓનો સર્વઘાતિ રસ પણ ઉદયમાં હોય છે, દેશઘાતિ પણ હોય છે. જ્યારે જ્યારે સર્વઘાતિ રસ ઉદયમા હોય ત્યારે ત્યારે તે રસ સ્વાવાર્ય ગુણને સર્વથા દબાવતો હોવાથી ચક્ષુદર્શન, અવધિજ્ઞાનાદિ ગુણો ખુલ્લા હોતા નથી, દેશઘાતિ રસસ્પર્દ્ધકનો ઉદય હોય ત્યારેજ ગુણો ઉઘાડા થાય છે. તેથી જ્યારે સર્વઘાતિ રસસ્પર્દ્ધકનો ઉદય હોય ત્યારે કેવળ ઔદયિકભાવજ પ્રવર્ત્તે છે. તથા સર્વ-

અહિં પહેલાં રસના ચતુઃસ્થાનકાદિ ભેદો કહ્યા. હવે તે પ્રસંગને અનુસરી જે પ્રકૃતિઓના બંધ આશ્રયી જેટલા પ્રકારના રસસ્પર્દ્ધકો સંભવે છે, તે કહે છે—

**आवरणमसव्वग्घं पुंसंजलणंतरायपयडीओ ।**
**चउट्ठाणपरिणयाओ दुतिचउठाणाओ सेसाओ ॥३०॥**

आवरणमसर्वघ्नं पुंसंज्वलनान्तरायप्रकृतयः ।
चतुःस्थानपरिणता द्वित्रिचतुःस्थानाः शेषाः ॥३०॥

અર્થ—સર્વઘાતિ સિવાયની જ્ઞાનાવરણ અને દર્શનાવરણની પ્રકૃતિઓ, પુરુષવેદ, સંજ્વલન કષાય, અને અંતરાય એટલી કર્મપ્રકૃતિઓ ચતુઃસ્થાન પરિણત છે. અને શેષ સઘળી કર્મપ્રકૃતિઓ બે ત્રણ અને ચાર એમ ત્રણ સ્થાન પરિણત છે.

ટીકાનુ૦—સર્વથા પ્રકારે જ્ઞાન અને દર્શનને દબાવનાર કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીયને છોડી શેષ મતિ શ્રુતિ અવધિ અને મનઃપર્યવજ્ઞાનાવરણ એ ચાર જ્ઞાનાવરણ ચક્ષુ અચક્ષુ અને અવધિદર્શનાવરણ એ ત્રણ દર્શનાવરણ, પુરુષવેદ, સંજ્વલન ક્રોધાદિ ચાર, અને દાનાંતરાયાદિ પાંચ અંતરાય એ સત્તર પ્રકૃતિઓ ચતુઃસ્થાન પરિણત છે. એટલે કે તેઓના રસબંધ આશ્રયી એકસ્થાનક દ્વિસ્થાનક ત્રિસ્થાનક અને ચતુઃસ્થાનક એમ ચારે પ્રકારો હોય છે.

તેમાં જ્યાં સુધી જીવો શ્રેણિપર આરૂઢ થયા હોતા નથી. ત્યાં સુધી આ સત્તર પ્રકૃતિઓનો અધ્યવસાયને અનુસરી બેસ્થાનક ત્રણસ્થાનક અથવા ચારસ્થાનક રસ બંધાય છે. અને શ્રેણ્યારૂઢ આત્માઓ અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ ગયા પછી અત્યન્ત વિશુદ્ધ અધ્યવસાયના યોગે એકસ્થાનક રસ બાંધે છે. તેથી તે સત્તર પ્રકૃતિઓ બંધ આશ્રયી ચતુઃસ્થાન રસ પરિણત સંભવે છે.

સત્તર સિવાયની શેષ શુભ અથવા અશુભ દરેક પ્રકૃતિઓ બંધ આશ્રયી બે ત્રણ અથવા ચારસ્થાનક રસવાળી છે. કોઇપણ કાળે એકસ્થાનક રસવાળી હોતી નથી. એટલે કે સત્તર સિવાયની સઘળી પ્રકૃતિઓનો અધ્યવસાયને અનુસરી બેસ્થાનક ત્રણસ્થાનક અથવા ચારસ્થાનક રસ બંધાય છે, કોઇપણ કાળે એકસ્થાનક રસ બંધાતો નથી

એકસ્થાનક રસ કેમ બંધાતો નથી ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે–અહિં પ્રકૃતિઓ બે પ્રકારની છે. ૧ શુભ, ૨ અશુભ. તેમાં અશુભપ્રકૃતિઓના એકસ્થાનક રસબંધનો સંભવ અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ ગયા પછી છે, તે પહેલાં નહિ. કારણ

ઘાતિ રસસ્પર્દ્ધકોને અધ્યવસાયવડે દેશઘાતિ રૂપે કરી અને તેને પણ હીન શક્તિવાળા કરે અને તેનો અનુભવ કરે ત્યારે ઔદયિક અને ક્ષયોપશમ એ બંને ભાવો પ્રવર્ત્તે છે માટે ઉદયાનુવિદ્ધ ક્ષયોપશમભાવ પ્રવર્ત્તે છે એમ કહેવાય છે.

બંધ અનુક્રમે પત્થર, ભૂમિ, રેતિ અને જળમાં કરેલી રેખા સમાન કષાયો વડે બંધાય છે. એટલે કે-પત્થરમાં કરેલી રેખા સરખા અનંતાનુબંધિ કષાયના ઉદય વડે સઘળી અશુભ પ્રકૃતિઓનો ચોઠાણીયો રસબંધ થાય છે. સૂર્યના તાપ વડે સુકાયેલા તળાવમાં પડેલી રેખા સરખા અપ્રત્યાખ્યાનાવરણીય કષાયવડે ત્રણઠાણીયો રસબંધ થાય છે રેતિના સમૂહમાં પડેલી રેખા સરખા પ્રત્યાખ્યાનાવરણીય કષાયવડે બેઠાણીયો રસબંધ થાય છે. અને પાણીમાં કરેલી રેખા સરખા સંજ્વલન કષાયવડે એક સ્થાનક રસબંધ થાય છે

ચોથા પદમાંનો તુ શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી પૂર્વોક્ત સત્તર પ્રકૃતિઓનોજ એકસ્થાનક રસબંધ થાય છે, સઘળી અશુભ પ્રકૃતિઓનો થતો નથી, એટલું વિશેષ સમજવું.

તથા શેષ શુભ પ્રકૃતિઓનો રસબંધ વિપરીત જાણવો. તે આ પ્રમાણે-પત્થરમાં કરેલી રેખા સમાન કષાયના ઉદય વડે પુન્ય પ્રકૃતિઓનો બેઠાણીયો રસબંધ, સૂર્યના તાપથી સૂકાયેલ તળાવમાં પડેલી રેખા સરખા કષાયવડે ત્રણ ઠાણીયો અને રેતીમાં કરેલી સરખા તથા પાણીમાં કરેલી રેખા સરખા કષાયો વડે ચોઠાણીયો રસબંધ થાય છે. એટલું વિશેષ છે કે સંજ્વલન કષાયો વડે તીવ્ર ચોઠાણીયો રસ બંધાય છે.

રસબંધનો આધાર કષાય પર છે. જેમ જેમ કષાયની તીવ્રતા તેમ તેમ પાપપ્રકૃતિઓમાં રસબંધની તીવ્રતા અને પુન્યપ્રકૃતિઓના રસબંધની મંદતા તથા જેમ જેમ કષાયની મંદતા તેમ તેમ પાપપ્રકૃતિઓના રસબંધમાં મંદતા અને પુન્યપ્રકૃતિઓના રસબંધમાં તીવ્રતા થાય છે. ગમે તેવા સંક્લિષ્ટ પરિણામ થવા છતાં જીવસ્વભાવે પુન્ય પ્રકૃતિઓનો બેઠાણીયો રસબંધજ થાય છે, એકઠાણીયો રસબંધ થતો જ નથી. આત્મા સ્વભાવે નિર્મળ છે. સંક્લિષ્ટ પરિણામની તેના ઉપર ગમે તેટલી અસર થાય છતાં એટલી નિર્મળતા રહે છે કે જે વડે પુન્ય પ્રકૃતિઓ ઓછામાં ઓછી બેઠાણીયા રસેજ બંધાય છે. ૩૧

હવે શુભાશુભ પ્રકૃતિઓના રસના સ્વરૂપને જ ઉપમાદ્વારા પ્રરૂપે છે—

**घोसाडइ निंबुवमो असुभाण सुभाण खीरखंडुवमो ।**
**एगट्ठाणो उ रसो अणंतगुणिया कमेणियरे ॥३२॥**

घोषातकीनिम्बोपमोऽशुभानां शुभानां क्षीरखण्डोपमः ।
एकस्थानस्तु रसोऽनन्तगुणिताः क्रमेणेतरे ॥३२॥

અર્થ—અશુભ પ્રકૃતિઓનો એકઠાણીયો રસ ઘોષાતકી અને લીંબડાની ઉપમાવાળો છે અને શુભ પ્રકૃતિઓનો ખીર અને ખાંડની ઉપમાવાળો છે. તે એકસ્થાનક રસથી ઇતર દ્વિસ્થાનકાદિ રસ અનુક્રમે અનંતગુણ સમજવા.

ટીકાનુ૦—અશુભ પ્રકૃતિઓનો એકઠાણીયો રસ ઘોષાતકી-કડવા તુરીયા અને લિંબડાના રસની ઉપમાવાળો અને વિપાકમાં અતિ કડવો હોય છે. તથા શુભ પ્રકૃતિઓનો એકસ્થા-

નક રસના જેવો શરૂઆતનો બેઠાણીયો રસ ખીર અને ખાંડના રસની ઉપમાવાળો, ચિત્તની અત્યંત પ્રસન્નતાનું કારણ અને વિપાકમાં મિષ્ટ હોય છે

શુભ પ્રકૃતિઓનો એક સ્થાનક રસ હોતો નથી એ પહેલાંજ કહ્યું છે. એ હેતુથી જો કે ગાથામાં શુભ અશુભ બંનેમાં એકસ્થાનક રસ એ પ્રમાણે સામાન્યતઃ કહ્યું છે, છતાં શુભ પ્રકૃતિઓમાં એકસ્થાનક રસની તુલ્ય પ્રાથમિક બેઠાણીયો રસ એકસ્થાનક શબ્દથી કહેલો છે એમ સમજવું.

તથા તે એકસ્થાનક રસથી ઈતર દ્વિસ્થાનકાદિ રસ અનુક્રમે અનંતગુણા સમજવા. તે આ પ્રમાણે-એકસ્થાનક રસથી દ્વિસ્થાનકરસ અનંતગુણ તીવ્ર સમજવો. તેનાથી ત્રિસ્થાનક રસ અનંતગુણ તીવ્ર સમજવો. અને તેનાથી ચતુઃસ્થાનક રસ અનંતગુણ તીવ્ર સમજવો. તાત્પર્ય એ કે—એકસ્થાનક રસના પણ મંદ અતિમંદાદિ અનંત ભેદ થાય છે. એમ દ્વિસ્થાનકાદિ દરેકના પણ અનંત ભેદ થાય છે એ પહેલા સવિસ્તર કહ્યું છે.

તેમાં અશુભ પ્રકૃતિઓનો જે સર્વજઘન્ય એક સ્થાનક રસ છે તે લીંબડો અને ઘોષાતકીના સ્વાભાવિક રસની ઉપમાવાળો છે, અને જે શુભ પ્રકૃતિઓનો સર્વજઘન્ય બેઠાણીયો રસ છે તે ખીર અને ખાંડના સ્વાભાવિક રસની ઉપમાવાળો છે. શેષ અશુભ પ્રકૃતિઓના એકસ્થાનક રસયુક્ત જે સ્પર્દ્ધકો છે અને શુભ પ્રકૃતિઓના દ્વિસ્થાનક રસયુક્ત જે સ્પર્દ્ધકો છે તે અનુક્રમે અનંતગુણ શક્તિવાળાં છે એમ સમજવું. તેનાથી પણ અશુભપ્રકૃતિઓના દ્વિસ્થાન ત્રિસ્થાન અને ચતુઃસ્થાનક રસવાળા સ્પર્દ્ધકો, અને શુભ પ્રકૃતિઓના ત્રણ અને ચાર સ્થાનક રસવાળાં સ્પર્દ્ધકો અનુક્રમે અનંતગુણા સમજવા.

આ પ્રમાણે પ્રસંગાનુપ્રસંગથી સઘળુ કહ્યું. હવે દ્વારગાથાના च શબ્દથી સૂચિત પ્રકૃઓની ધ્રુવાધ્રુવ સત્તા કહે છે—

उच्चं तित्थं सम्मं मीसं वेउव्विछक्कमाऊणि ।
मणुदुग आहारदुगं अट्ठारस अधुवसत्ताओ ॥२३॥

उच्चं तीर्थं सम्यक्त्वं मिश्रं वैक्रियषट्कमायूंषि ।
मनुजद्विकाहारकद्विकमष्टादशाध्रुवसत्यः ॥२३॥

અર્થ—ઉચ્ચગોત્ર તીર્થંકરનામ, સમ્યક્ત્વ મિશ્રમોહનીય, વૈક્રિયષટ્ક, ચાર આયુ, મનુષ્યદ્વિક, અને આહારકદ્વિક એ અઢાર પ્રકૃતિઓ અધ્રુવસત્તાવાળી છે.

ટીકાનુ૦—ઉચ્ચગોત્ર, તીર્થંકરનામ, સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય. દેવગતિ દેવાનુપૂર્વિ નરકગતિ નરકાનુપૂર્વિ વૈક્રિયશરીર અને વૈક્રિય અંગોપાંગરૂપ વૈક્રિયષટ્ક, નરકાયુ આદિ ચાર આયુ. મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વિરૂપ મનુષ્યદ્વિક અને આહારક શરીર આહારક અંગોપાંગરૂપ આહારકદ્વિક, એ અઢાર પ્રકૃતિઓ કોઇ વખતે સત્તામાં હોય છે કોઇ વખતે નથી હોતી માટે અનિયત સત્તાવાળી છે. તે આ પ્રમાણે-

ઉચ્ચગોત્ર અને વૈક્રિયષટ્ક એ સાત પ્રકૃતિઓ જ્યાં સુધી જીવોએ ત્રસપણું પ્રાપ્ત કરેલું હોતું નથી, ત્યાં સુધી સત્તામાં હોતી નથી. ત્રસપણું પ્રાપ્ત થયા પછી બાંધે એટલે સત્તામાં હોય છે. આ પ્રમાણે સઘળા જીવોને સત્તામાં નહિ હોવાથી તેઓની અધ્રુવસત્તા કહેવાય છે. અથવા ત્રસ અવસ્થામાં બંધવડે સત્તામાં પ્રાપ્ત થવા છતાં પણ સ્થાવરભાવને પ્રાપ્ત થએલો આત્મા અવસ્થા વિશેષને પ્રાપ્ત કરી ઉવેલે છે, માટે તેઓની અધ્રુવસત્તા છે. તથા સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીય જ્યાં સુધી તથાભવ્યત્વનો પરિપાક થયો હોતો નથી અને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું હોતું નથી ત્યાં સુધી સત્તામાં પ્રાપ્ત થતી નથી. તથાભવ્યત્વનો પરિપાક થાય અને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે સત્તામાં આવે છે. અથવા સત્તામાં પ્રાપ્ત થવા છતાં પણ મિથ્યાત્વે ગયેલો આત્મા ઉવેલે છે; અને અભવ્યને તો સર્વથા સત્તા હોતી નથી, માટે તેઓની પણ અધ્રુવસત્તા છે.

તીર્થંકરનામકર્મ તથાપ્રકારની વિશિષ્ટ વિશુદ્ધિ યુક્ત સમ્યક્ત્વ હોય ત્યારેજ સત્તામાં પ્રાપ્ત થાય છે.

આહારકદ્વિક પણ તથારૂપ સંયમ છતાં બંધાય છે, સંયમના અભાવે બંધાતુ નથી વળી બંધાવા છતાં પણ અવિરતિરૂપ નિમિત્તથી ઉવેલાય છે.

મનુષ્યદ્વિકને પણ તેઉકાય અને વાઉકાયમાં ગયેલો આત્મા ઉવેલે છે. માટે તીર્થંકરનામાદિ પ્રકૃતિઓની અધ્રુવસત્તા છે.

તથા દેવભવમાં નારકાયુની, નરકભવે દેવાયુની, આનતાદિ દેવોને તિર્યંચાયુની, તેઉકાય વાઉકાય અને સાતમી નરકપૃથ્વીના નારકીઓને મનુષ્યાયુની સત્તા હોતી નથી માટે ચારે આયુની અધ્રુવ સત્તા છે.

શેષ [1]એકસો ત્રીસ કર્મપ્રકૃતિઓની ધ્રુવસત્તા છે.

શંકા—અનંતાનુબંધી કષાયની ઉદ્વલનાનો સંભવ હોવાથી તેની સત્તાનો નાશ થયા પછી મિથ્યાત્વ નિમિત્તે ફરી બંધાય છે, અને સત્તામાં આવે છે, તેથી તેની અધ્રુવસત્તાજ હોવી જોઇએ. ધ્રુવસત્તા કેમ કહી ?

ઉત્તર—અભિપ્રાયનું જ્ઞાન નહિ હોવાથી ઉપરોક્ત શંકા અયોગ્ય છે. કારણ કે જે કર્મપ્રકૃતિઓ કોઇ નિયત અવસ્થાને આશ્રયીનેજ બંધાય છે, પરંતુ સર્વકાળ બંધાતી નથી અને

૧ અહિં એકસો અઠ્ઠાવનના હિસાબે એકસો ત્રીસ પ્રકૃતિઓ લીધી છે. જો પાંચજ બંધન ગ્રહણ કરે તો એકસો છત્રીસ પ્રકૃતિઓ થાય. મૂળ ટીકામાં અધ્રુવ સત્તામાં અઢાર, અને ધ્રુવસત્તામાં એકસો ચાર લીધી છે. અહિં ઉદયની વિવક્ષા છે. મૂળ ટીકાના સત્તાના હિસાબે ગણીએ તો અધ્રુવસત્તામા બાવીસ અને ધ્રુવસત્તામાં એકસો છત્રીસ થાય છે. પૂર્વોક્ત અઢારમાં આહારકબંધન, સંઘાતન, અને વૈક્રિયબંધન, સંઘાતન એ ચાર મેળવતાં બાવીસ થાય. શેષ એકસો છત્રીસ ધ્રુવસત્તાએ હોય છે. પંદર બંધનના હિસાબે પૂર્વોક્ત અઢાર આહારકના ચાર બંધન, એક સંઘાતન અને વૈક્રિયના ચાર બંધન અને એક સંઘાતન મેળવતા અઠ્ઠાવીશ અધ્રુવસત્તામા અને શેષ એકસોત્રીસ ધ્રુવસત્તાએ હોય છે.

સમ્યક્ત્વાદિ વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ વિના તથા પ્રકારના ભવપ્રત્યાદિ કારણ યોગે ઉદ્વલન યોગ્ય થાય છે, તેને અધ્રુવસત્તાવાળી માની છે. પરંતુ જે કર્મપ્રકૃતિઓ સર્વદા સર્વ જીવને બંધાય છે, અને વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ પૂર્વક ઉદ્વલન યોગ્ય થાય છે તેને અધ્રુવ સત્તાવાળી માની નથી. કેમ કે તેના ઉદ્વલનમાં વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ હેતુ છે. અને વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ વડે સઘળા કર્મની સત્તાનો નાશ થાય છે. અહિં અનંતાનુબંધિની સત્તા સમ્યક્ત્વાદિ વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ વિના તો સર્વ જીવોને સર્વકાળ હોય છે, તેની ઉદ્વલનામાં સમ્યક્ત્વાદિ ગુણની પ્રાપ્તિ હેતુ છે. પરંતુ સામાન્યથી ભવાદિ હેતુ નથી. માટે તેની અધ્રુવસત્તા નથી પરંતુ ધ્રુવસત્તા જ છે.

તથા ઉચ્ચગોત્રાદિ કર્મપ્રકૃતિઓ વિશિષ્ટ અવસ્થાની જ્યારે પ્રાપ્તિ થાય ત્યારે બંધાય છે, અને તથાવિધ વિશિષ્ટ ગુણની પ્રાપ્તિ વિના જ ઉદ્વલન યોગ્ય થાય છે, માટે તે અધ્રુવ સત્તાવાળી છે. ૩૩

ઉપરોક્ત ગાથામાં ઉદ્વલન યોગ્ય પ્રકૃતિઓનાં નામ માત્ર કહ્યા. તે પ્રસંગને અનુસરી કઈ પ્રકૃતિઓ શ્રેણિ પર ચડયા વિના ઉદ્વલન યોગ્ય છે, તેનું પરિમાણ કહે છે—

**पढमकसायसमेया एयाओ आउतित्थवज्जाओ ।**
**सत्तरसुव्वलणाओ तिगेसु गइआणुपुव्वाऊ ॥३४॥**

प्रथमकषायसमेता एता आयुस्तीर्थवर्जाः ।
सप्तदशोद्वर्तिन्यस्त्रिकेषु गत्यानुपूर्व्यायूंषि ॥३४॥

અર્થ—આયુ અને તીર્થંકરનામ વર્જીને પ્રથમ કષાય યુક્ત એ સત્તર પ્રકૃતિઓ ઉદ્વલન યોગ્ય છે. જ્યાં ત્રિકનું ગ્રહણ કરે ત્યાં ગતિ, આનુપૂર્વિ અને આયુ એ ત્રણ ગ્રહણ કરવા.

ટીકાનુ૦—તેત્રીસમી ગાથામાં જે અધ્રુવસત્તાવાળી અઢાર પ્રકૃતિઓ કહી તેમાંથી ચાર આયુ અને તીર્થંકરનામકર્મ એ પાંચ પ્રકૃતિઓ કાઢી નાખતાં અને અનંતાનુબંધિ કષાયની ચાર પ્રકૃતિઓ મેળવતાં કુલ સત્તર પ્રકૃતિઓ શ્રેણિપર ચડયા પહેલાં ઉદ્વલન યોગ્ય છે એમ સમજવું. તેમાં અનંતાનુબંધિ અને આહારક સિવાયની સઘળી પ્રકૃતિની ઉદ્વલના પહેલે ગુણઠાણે થાય છે. અનંતાનુબંધી કષાયની ઉદ્વલના ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધીમાં અને આહારકની અવિરતિપણામાં થાય છે.

તથા શેષ [1]છત્રીસ પ્રકૃતિઓ જે ઉદ્વલન યોગ્ય છે, તે શ્રેણિ ઉપર આરૂઢ થાય ત્યારેજ છે અન્યત્ર નહિ. તેથી તે પ્રકૃતિઓને અહિં કહી નથી. પરંતુ આગળ પ્રદેશસંક્રમના અધિકારમાં કહેશે.

૧ શ્રેણિમા ઉદ્વલન યોગ્ય છત્રીસ પ્રકૃતિઓ જે નવમે ગુણઠાણે ઉવેલાય છે તે આ છે—અનંતાનુબંધિ ચતુષ્ક અને સંજ્વલન લોભવિના અગીઆર કષાય, નવનોકષાય, થીણદ્ધિત્રિક, સ્થાવરદ્વિક, તિર્યંગદ્વિક, નરકદ્વિક, આતપદ્વિક, એકેન્દ્રિયાદિ ચાર જાતિ અને સાધારણ નામકર્મ.

જે કોઇ સ્થળે દેવત્રિક, મનુષ્યત્રિક એમ ત્રિકનું ગ્રહણ કરવામાં આવે ત્યાં તેની ગતિ તેની આનુપૂર્વિ અને તેનું આયુ એ પ્રમાણે ત્રણ સમજવી. ૩૪

આ પ્રમાણે સપ્રતિપક્ષ ધ્રુવસત્તાક પ્રકૃતિઓ કહી. હવે દ્વારગાથામાં કહેલ ધ્રુવબંધિ આદિ પદોના અર્થને સ્પષ્ટ કરતા કહે છે—

**नियहेउसंभवेत्रि हु भयणिज्जो जाण होइ पयडोण ।**
**बंधो ता अधुवाओ धुवा अभयणिज्जबंधाओ ॥३५॥**

निजहेतुसंभवेऽपि हु भजनीयो यासां भवति प्रकृतीनाम् ।
बन्धस्ता अध्रुवाः ध्रुवा अभजनीयबन्धाः ॥३५॥

અર્થ—પોતાના બંધહેતુનો સંભવ છતાં જે પ્રકૃતિઓનો બંધ ભજનાએ છે તે અધ્રુવબંધિ, અને જેઓનો બધ નિશ્ચિત છે તે ધ્રુવબંધિની કહેવાય છે.

ટીકાનુ૦—જે પ્રકૃતિઓનો બંધ પોતાના મિથ્યાત્વાદિ સામાન્ય બંધહેતુઓનો સંભવ છતાં પણ ભજનીય છે, એટલે કે કોઇ વખતે બંધાય અને કોઇ વખતે ન પણ બંધાય તે અધ્રુવબંધિ કહેવાય છે. તે પ્રકૃતિઓ આ પ્રમાણે છે-ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક ગતિ ચતુષ્ક, જાતિપંચક, વિહાયોગતિદ્વિક, આનુપૂર્વિ ચતુષ્ક, સંસ્થાનષટ્ક, સંઘયણષટ્ક ત્રસાદિ વીશ–ત્રસદશક અને સ્થાવરદશક, ઉચ્છ્વાસનામ, તીર્થંકરનામ, આતપ, ઉદ્યોત, પરાઘાત, સાત અસાત વેદનીય, ચાર આયુ, ઉચ્ચ નીચ ગોત્ર, હાસ્ય રતિ, શોક અરતિ અને ત્રણ વેદ આ તહોંતેર પ્રકૃતિઓ પોતાના સામાન્ય બંધ હેતુઓ મળવા છતા પણ અવશ્ય બંધાય છે એમ નહિ હોવાથી અધ્રુવબંધિ છે. એજ બતાવે છે—

પરાઘાત અને ઉચ્છ્વાસનામકર્મના અવિરતિઆદિ પોતાના બંધહેતુ છતાં પણ જ્યારે પર્યાપ્તનામકર્મ યોગ્ય કર્મ બંધાય ત્યારેજ તે બંધાય છે, અપર્યાપ્તયોગ્ય કર્મ બંધાતાં તે પ્રકૃતિઓ બંધાતી નથી. આતપનામ એકેન્દ્રિયયોગ્ય પ્રકૃતિબંધ થતો હોય ત્યારેજ બંધાય છે, શેષકાળે બંધાતી નથી. તીર્થંકર અને આહારકદ્વિકના અનુક્રમે સમ્યક્ત્વ અને સંયમરૂપ પોતપોતાના સામાન્ય બંધહેતુ હોવા છતાં પણ કોઇ વખતે જ તે પ્રકૃતિઓ બંધાય છે. અને ઔદારિકદ્વિકાદિ શેષ સડસઠ પ્રકૃતિઓના પોતાના સામાન્ય બંધહેતુનો સદ્ભાવ છતાં પણ પરસ્પર વિરોધિ હોવાથી નિરંતર બંધાતી નથી, માટે એ સઘળી પ્રકૃતિઓ અધ્રુવબંધિની છે.

જે પોતાના સામાન્ય બંધહેતુ છતાં અવશ્ય બંધાય છે તે મતિજ્ઞાનાવરણાદિ સુડતાલીસ પ્રકૃતિઓ [1]ધ્રુવબંધિની કહેવાય છે, અને તે પ્રકૃતિઓ પહેલા બતાવી છે.

૧ જે પ્રકૃતિઓના જે જે ખાસ બંધહેતુ હોય છે તે તે હેતુઓ જ્યારે જ્યારે મળે ત્યારે ત્યારે તે તે પ્રકૃતિઓનો બંધ અવશ્ય થાય છે. પછી ભલે અધ્રુવબંધિની હોય. તેથી અહિં ધ્રુવબંધિ અધ્રુવબંધિપણામાં સામાન્ય બંધહેતુની વિવક્ષા છે. એટલે પોતાના સામાન્ય બંધ હેતુ છતા જે પ્રકૃતિઓ બંધાય કે ન બંધાય તે અધ્રુવબંધિ અને અવશ્ય બંધાય તે ધ્રુવબંધિ કહેવાય છે.

હવે ધ્રુવોદયિ પ્રકૃતિઓના અર્થને કહેવા ઈચ્છતા પહેલા ઉદયહેતુઓ બતાવે છે—

**दव्वं खेत्तं कालो भवो य भावो य हेयवो पंच ।**
**हेउ समासेणुदओ जायइ सव्वाण पगईणं ॥३६॥**

द्रव्यं क्षेत्रं कालो भवश्च भावश्च हेतवः पञ्च ।
हेतुसमासेनोदयो जायते सर्वासां प्रकृतीनाम् ॥३६॥

અર્થ—દ્રવ્ય ક્ષેત્ર કાળ ભવ અને ભાવ એ પાંચ હેતુઓ છે આ હેતુના સમુદાયવડે સઘળી કર્મપ્રકૃતિઓનો ઉદય થાય છે.

ટીકાનુ૦—અહિં સામાન્યથી સઘળી કર્મપ્રકૃતિઓના પાંચ ઉદયહેતુઓ છે. તે આ—પ્રમાણે–દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ, અને ભાવ. તેમા કર્મના પુદ્ગલોરૂપ દ્રવ્ય છે. અથવા તથા—પ્રકારનું કોઈપણ બાહ્ય કારણ કે જે ઉદય થવામાં હેતુ હોય જેમ કે શ્રવણને પ્રાપ્ત થતા ગાળ વિગેરે ભાષાવર્ગણાના પુદ્ગલો ક્રોધના ઉદયનુ કારણ થાય છે. તેમ એવાજ પ્રકારના કોઈ પુદ્ગલદ્રવ્યો હોય કે જે કર્મનો ઉદય થવામા હેતુ હોય તે દ્રવ્ય કહેવાય. એ પ્રમાણે આકાશપ્રદેશરૂપ ક્ષેત્ર, સમયાદિરૂપ કાળ મનુષ્યભવાદિરૂપ ભવ, અને જીવના પરિણામ વિશેષરૂપ ભાવ, આ સઘળા હેતુઓ પ્રકૃતિઓના ઉદયમાં કારણ છે. તેમાં પણ એક એક ઉદયનું કારણ નથી પરંતુ [1]પાંચેનો સમૂહ કારણ છે. એજ કહે છે—

જેનુ સ્વરૂપ ઉપર કહ્યું તે દ્રવ્યાદિ પાંચે હેતુના સમૂહવડે સઘળી કર્મપ્રકૃતિઓનો ઉદય થાય છે. એકજ પ્રકારના દ્રવ્યાદિ હેતુઓ સઘળા કર્મપ્રકૃતિઓના ઉદયમાં કારણ રૂપ થતા નથી પરંતુ ભિન્ન ભિન્ન પ્રકારના દ્રવ્યાદિ હેતુઓ કારણ રૂપે થાય છે. કોઈક દ્રવ્યાદિ સામગ્રી કોઈ પ્રકૃતિના ઉદયમા હેતુરૂપે થાય છે, કોઈ સામગ્રી કોઈના ઉદયના હેતુરૂપે થાય છે, તેથી હેતુપણામાં કોઈ દોષ નથી. ૩૬

આ પ્રમાણે ઉદયહેતુઓ કહ્યા, હવે ઉદય આશ્રયી ધ્રુવાધ્રુવપણાનો વિચાર કરતા કહે છે—

**अव्वोच्छिन्नो उदओ जाणं पगईण ता धुवोदइया ।**
**वोच्छिन्नो वि हु संभवइ जाण अधुवोदया ताओ ॥३७॥**

अव्यवच्छिन्न उदयो यासां प्रकृतीनां ता ध्रुवोदयाः ।
व्यवच्छिन्नोऽपि हु सम्भवति यासामध्रुवोदयास्ताः ॥३७॥

---

૧ જેમ ભાષાદિ દ્રવ્ય ક્રોધના ઉદયમાં, અયોગ્ય આહાર અસાતાના ઉદયમા હેતુ થાય છે, તેમ ક્ષેત્ર કાળાદિ પણ ઉદયમાં હેતુ થાય છે. અમુક વખતે અમુક દ્રવ્યના યોગે અમુક ક્ષેત્રમા અમુક કાળે અમુક ભવમાં અમુક પ્રકારની અધ્યવસાયની સામગ્રીના યોગે તે તે યોગ્ય પ્રકૃતિઓનો ઉદય થાય તેમ નિયત થાય છે, એટલે તેવા પ્રકારની દ્રવ્યાદિ સામગ્રીના યોગે તે તે પ્રકૃતિઓનો ઉદય થાય છે.

અર્થ—જે પ્રકૃતિઓનો ઉદય અવ્યવચ્છિન્ન હોય તે ધ્રુવોદયિ કહેવાય છે. અને વિચ્છિન્ન થવા છતાં પણ જે પ્રકૃતિઓના ઉદયનો સંભવ છે તે અધ્રુવોદયિ છે.

ટીકાનુ૦—જે કર્મપ્રકૃતિઓનો પોતાના ઉદયવિચ્છેદ કાળ પર્યંત નિરંતર ઉદય હોય તે મતિજ્ઞાનાવરણીયાદિ સત્તાવીશ પ્રકૃતિઓ ધ્રુવોદયિ છે. અને ઉદયવિચ્છેદ કાળ સુધીમાં ઉદયનો નાશ થવા છતા પણ ફરી તથાપ્રકારની દ્રવ્યાદિ સામગ્રીરૂપ હેતુને પ્રાપ્ત કરી જે પ્રકૃતિઓનો ઉદય થાય તે સાતવેદનીયાદિ પંચાણુ પ્રકૃતિઓ અધ્રુવોદયિ કહેવાય છે. ૩૭

હવે સર્વઘાતિ, દેશઘાતિ, શુભ અને અશુભનું લક્ષણ કહે છે—

**असुभसुभत्तणघाइत्तणाइं रसभेयओ मुणिज्जाहि ।**
**सविसयघायभेएण वावि घाइत्तणं नेयं ॥३८॥**

अशुभशुभत्वघातित्वानि रसभेदतो मन्वीथाः ।
स्वविषयघातनभेदेन वापि घातित्वं ज्ञेयम् ॥३८॥

અર્થ—અશુભપણું, શુભપણું, અને ઘાતિપણું, રસના ભેદે તુ જાણ. અથવા પોતાના વિષયને ઘાત કરવાના ભેદે ઘાતિપણું જાણવું.

ટીકાનુ૦—કર્મપ્રકૃતિઓમાં અશુભપણું, શુભપણું, તથા સર્વ અને દેશના ભેદે ઘાતિપણું રસના ભેદે છે, એમ તું સમજ. એટલે કે સર્વઘાતિપણું, દેશઘાતિપણું, અને શુભાશુભપણું એ અધ્યવસાયને અનુસરી કર્મપ્રકૃતિઓમા પહેલા રસને આશ્રયી છે એમ તું સમજ. તે આ પ્રકારે-જે કર્મપ્રકૃતિઓ વિપાકમાં અત્યંત કટુક રસવાળી હોય તે અશુભ કહેવાય, અને જે પ્રકૃતિઓ જીવને પ્રમોદ-આનંદ થવામાં હેતુભૂત રસવાળી હોય તે પ્રકૃતિઓ શુભ કહેવાય, તથા જે કર્મપ્રકૃતિઓ સર્વઘાતિ રસસ્પર્દ્ધક યુક્ત હોય તે સર્વઘાતિ કહેવાય, અને જે કર્મપ્રકૃતિઓ દેશઘાતિ રસસ્પર્દ્ધકયુક્ત હોય તે દેશઘાતિ કહેવાય.

હવે પ્રકારાંતરે સર્વઘાતિપણું અને દેશઘાતિપણુ બતાવે છે-જે કર્મ આત્માના જે ગુણને દબાવે તે તેનો વિષય કહેવાય જે કર્મપ્રકૃતિઓ જ્ઞાનાદિરૂપ પોતાના વિષયને સર્વથા પ્રકારે ઘાત કરે તે સર્વઘાતિ, અને જે પ્રકૃતિઓ પોતાના વિષયના એક દેશને ઘાત કરે તે દેશઘાતિ કહેવાય છે, આ સંબંધમા પહેલાં વિચાર કરી ગયા છે, માટે અહિં ફરી વિચાર કરતા નથી. ૩૮

પૂર્વની ગાથામાં રસના ભેદે સર્વ દેશઘાતિ પ્રકૃતિઓ કહી. આ ગાથામાં સર્વઘાતિ અને દેશઘાતિ રસનું સ્વરૂપ કહે છે—

**जो घाएइ सविसयं सयलं सो होइ सव्वघाइरसो ।**
**सो निच्छिद्दो निद्धो तणुओ फलिहब्भहरविमलो ॥३९॥**

यो घातयति स्वविषयं सकलं स भवति सर्वघातिरसः ।
स निश्छिद्रः स्निग्धस्तनुकः स्फटिकाभ्रहरविमलः ॥३९॥

અર્થ—જે રસ પોતાના વિષયને સંપૂર્ણપણે હણે તે રસ સર્વઘાતિ કહેવાય અને તે રસ છિદ્ર વિનાનો, સ્નિગ્ધ, તનુક, અને સ્ફટિક તથા અભ્રકના ઘરના જેવો નિર્મલ છે.

ટીકાનુ૦—જે રસ પોતાના જ્ઞાનાદિ વિષયને મેઘના દૃષ્ટાંતે સંપૂર્ણ પણે હણે, જ્ઞાનાદિ ગુણના જાણવા આદિરૂપ પોતાના કાર્યને સિદ્ધ કરવા અસમર્થ કરે એટલે કે જેને લઇ જ્ઞાનાદિગુણ જાણવા આદિરૂપ પોતાનું કાર્ય સિદ્ધ ન કરી શકે તે રસ સર્વઘાતિ કહેવાય છે.

હવે તે રસ કેવો છે તે કહે છે-તાંબાના[1] પાત્રની જેમ છિદ્ર વિનાનો, ઘી આદિની જેમ સ્નિગ્ધ, દ્રાક્ષા આદિની જેમ અલ્પ પ્રદેશથી બનેલ અને સ્ફટિક તથા અભ્રકના ઘરની જેમ નિર્મળ હોય છે. રસ એ ગુણ હોવાથી કેવળ રસ ન સમજવો, પરંતુ રસસ્પર્દ્ધકનો સમૂહ આવા સ્વરૂપવાળો છે એમ સમજવું ૩૯

આ ગાથામાં દેશઘાતિ રસનું સ્વરૂપ કહે છે—

देसविघाइत्तणओ इयरो कडकंबलंसुसंकासो ।
विविहबहुछिद्दभरिओ अप्पसिणेहो अविमलो य ॥४०॥

देशविघातित्वादितरः कटकम्बलांशुकसङ्काशः ।
विविधबहुच्छिद्रभृतोऽल्पस्नेहोऽविमलश्च ॥४०॥

---

૧ અહિં રસનું સ્વરૂપ કહ્યું છે. અહિ કેવળ રસ હોતો નથી, પરંતુ રસસ્પર્દ્ધકો હોય છે. કારણ કે રસ ગુણ છે. તે ગુણિ પરમાણુ વિના રહી શકે નહિ, માટે રસ કહેવાથી તેવા રસયુક્ત સ્પર્દ્ધકો લેવા. તેમા સર્વઘાતિ રસ સ્પર્દ્ધકો તાંબાના પાત્રની જેમ છિદ્ર વિનાના હોય છે એટલે જેમ ત્રાંબાના પાત્રમા છિદ્ર નથી હોતા અને પ્રકાશક વસ્તુની પાછળ તે મૂકયું હોય તો તેનો પ્રકાશ બહાર આવે છે તેમ સર્વઘાતિ રસસ્પર્દ્ધકોમા ક્ષયોપશમરૂપ છિદ્રો હોતા નથી પરંતુ તેને ભેદીને પ્રકાશ બહાર આવે છે. તથા ઘૃતાદિ જેમ સ્નિગ્ધ હોય છે, તેમ સર્વઘાતિ રસ પણ અત્યંત ચીકાશયુક્ત હોવાથી અલ્પ પણ ઘણું કામ કરી શકે છે. તથા જેમ દ્રાક્ષા અલ્પ પ્રદેશથી બનેલી છતા તૃપ્તિરૂપ કાર્ય કરવા સમર્થ છે તેમ સર્વઘાતિ કર્મપ્રકૃતિઓના ભાગમા અલ્પદલિકો આવવા છતા તેઓ તેવા પ્રકારના તીવ્ર રસવાળા હોવાથી જ્ઞાનાદિ ગુણને દબાવવા રૂપ કાર્ય કરવા સમર્થ થાય છે તથા સ્ફટિક જેવા નિર્મળ કહેવાનું કારણ કોઇ વસ્તુની આડે સ્ફટિક રહેલું હોય છતા તેની આરપાર જેમ તે વસ્તુનો પ્રકાશ આવે છે તેમ સર્વઘાતિ રસસ્પર્દ્ધકને ભેદી જડ ચૈતન્યનો સ્પષ્ટ વિભાગ માલૂમ પડે તેવો પ્રકાશ બહાર આવે છે. દેશઘાતિ રસ તેવો હોતો નથી. તેમા ક્ષયોપશમરૂપ છિદ્રની જરૂર હોય છે. ક્ષયોપશમરૂપ છિદ્ર જો ન હોય તો તે કર્મ ભેદી તેનો પ્રકાશ બહાર ન આવે, એટલા માટે અનેક પ્રકારના છિદ્રથી ભરેલો કહ્યો છે. તેમજ તેને અલ્પસ્નેહવાળો કહ્યો છે કારણ કે તેમા સર્વઘાતિ રસ જેટલી શક્તિ નથી હોતી તેથી તેના ભાગમા વધારે પુદ્ગલો આવે છે તેથી તે રસ અને પુદ્ગલો બંને મળી કાર્ય કરે છે. તેમજ તેને અનિર્મલ કહ્યો છે કારણ કે તેને ભેદીને પ્રકાશ બહાર આવી શકતો નથી.

અર્થ—ઇતર-દેશઘાતિરસ દેશઘાતિ હોવાથી કટ, કંબળ, અને વસ્ત્રના જેવા અનેક છિદ્રથી ભરેલો, અલ્પ સ્નેહયુક્ત અને અનિર્મળ છે.

ટીકાનુ૦—ઇતર-દેશઘાતિરસ પોતાના વિષયના એક દેશને ઘાત કરતો હોવાથી તે દેશઘાતિ છે. અને તે ક્ષયોપશમરૂપ અનેક પ્રકારનાં છિદ્રથી ભરેલો છે. તે આ પ્રકારે—

કોઇક વાંશના પત્રની બનાવેલી સાદડીની જેમ અતિસ્થૂલ સેંકડો છિદ્રયુક્ત હોય [1] છે, કોઇક કંબલની જેમ મધ્યમ સેંકડો છિદ્ર યુક્ત હોય છે, અને કોઇક તથાપ્રકારના મસૃણ-સુંવાળા કોમળ વસ્ત્રની જેમ અત્યંત બારીક-સૂક્ષ્મ છિદ્ર યુક્ત હોય છે. તથા અલ્પ સ્નેહા-વિભાગના સમુદાયરૂપ અને નિર્મળતા રહિત હોય છે.

હવે અઘાતિ રસનું સ્વરૂપ કહે છે—

**जाण न विसओ घाइत्तणंमि ताणंपि सव्वघाइरसो ।**
**जायइ घाइसगासेण चोरया वेहचोराणं ॥४१॥**

यासां न विषयो घातित्वे तासामपि सर्वघातिरसः ।
जायते घातिसकाशात् चौरता वेहाचौराणाम् ॥४१॥

અર્થ—જે પ્રકૃતિઓનો ઘાતિપણાને આશ્રયી કોઇ વિષય નથી તેઓનો પણ સર્વઘાતિ-કર્મપ્રકૃતિઓના સંસર્ગથી સર્વઘાતિ રસ થાય છે જેમ ચોર નહિ છતાં ચોરના સંસર્ગથી ચોરપણું થાય છે તેમ.

ટીકાનુ૦—જે કર્મપ્રકૃતિઓનો ઘાતિપણાને આશ્રયી કોઇ પણ વિષય નથી એટલે કે જે કર્મપ્રકૃતિઓ જ્ઞાનાદિ કોઇ પણ ગુણનો ઘાત કરતી નથી તે પ્રકૃતિઓનો પણ સર્વઘાતિ પ્રકૃતિઓના સંસર્ગથી સર્વઘાતિ રસ થાય છે. જેમ બળવાનની સાથે રહેલો નબળો પણ સ્વયં પોતામાં જોર નહિ છતાં જોર કરે છે, તેમ અઘાતિ કર્મની પ્રકૃતિઓ પણ સર્વઘાતિના સંસર્ગથી તેના જેવી થઇ અનુભવાય છે.

અહિં દ્રષ્ટાંત કહે છે-જેમ પોતે ચોર નહિ છતાં ચોરના સંસર્ગથી ચોરપણું પ્રાપ્ત થાય છે, તેમ સ્વયં અઘાતિ છતાં ઘાતિના સંબંધથી ઘાતિપણાને પ્રાપ્ત થાય છે. ઘાતિકર્મના સંબંધ વિનાની અઘાતિ કર્મપ્રકૃતિઓ આત્માના કોઇ ગુણને હણતી નથી. ૪૧

હવે સંજ્વલન અને નોકષાયના દેશઘાતિપણાનો વિચાર કરતા કહે છે—

---

૧ અહિં મતિજ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયોપશમને વાંસના પત્રની બનાવેલી સાદડીના છિદ્રની ઉપમા આપી છે. જેમ તેમા મોટાં મધ્યમ અને સૂક્ષ્મ અનેક છિદ્રો હોય છે, તેમ કોઇકમા તીવ્ર ક્ષયોપશમ, કોઇકમાં મધ્યમ અને કોઇકમાં અલ્પ ક્ષયોપશમરૂપ વિવર હોય છે. એટલે તે ઉપમા ઘટી શકે છે.

घाइखओवसमेणं सम्मचरित्ताइं जाइं जीवस्स।
ताणं हणंति देसं संजलणा नोकसाया य ॥४२॥

घातिक्षयोपशमेन सम्यक्त्वचारित्रे ये जीवस्य ।
तयोर्घ्नन्ति देशं संज्वलना नोकषायाश्च ॥४२॥

અર્થ—સર્વઘાતિ મોહનીય કર્મના ક્ષયોપશમ વડે જીવને જે સમ્યક્ત્વ અને ચારિત્ર પ્રાપ્ત થાય છે તેના એક દેશને સંજ્વલન અને નોકષાયો હણે છે.

ટીકાનુ૦—મિથ્યાત્વ અને અનંતાનુબંધિ આદિ સર્વઘાતિ બાર કષાયના ક્ષયોપશમ વડે જીવને જે સમ્યક્ત્વ અને ચારિત્ર ગુણ પ્રાપ્ત થાય છે. તેના એક દેશને વિપાકોદયને પ્રાપ્ત થયેલા સંજ્વલન અને હાસ્યાદિ નોકષાયો હણે છે, એટલે કે તે ગુણમાં અતિચાર ઉત્પન્ન કરવા રૂપ માત્ર મલિનતા ઉત્પન્ન કરે છે સર્વથા ગુણનો નાશ કરતા નથી તે સંજ્વલન અને નોકષાયો દેશઘાતિ છે. એ પ્રમાણે જ્ઞાન દર્શન અને દાનાદિ લબ્ધિના એક દેશને હણતા મતિજ્ઞાનાવરણીયાદિ પણ દેશઘાતિ[1] છે એમ સમજવું. ૪૨

હવે પરાવર્તમાન પ્રકૃતિઓનું સ્વરૂપ કહે છે—

विणिवारिय जा गच्छइ बंधं उदयं व अन्नपगईए।
सा हु परियत्तमाणी अणिवारेंति अपरियत्ता ॥४३॥

विनिवार्य या गच्छति बन्धमुदयं वान्यप्रकृतेः।
सा हु परावर्त्तमाना अनिवारयन्ती अपरावर्त्ता ॥४३॥

અર્થ—અન્ય પ્રકૃતિઓના બંધ અથવા ઉદયને નિવારી જેઓ બંધ અથવા ઉદયને પ્રાપ્ત થાય છે તે પરાવર્તમાન કહેવાય છે, અને જેઓ નિવારતી નથી તે અપરાવર્ત્તમાન કહેવાય છે.

ટીકાનુ૦—જે પ્રકૃતિ અન્ય પ્રકૃતિના બંધ અથવા ઉદયને નિવારીને પોતે બંધ અથવા ઉદયને પ્રાપ્ત થાય તે પરાવર્ત્તમાન કહેવાય છે. સઘળી મળી તે એકાણું પ્રકૃતિઓ છે. તે આ પ્રમાણે-નિદ્રાપંચક, સાતઅસાતવેદનીય, સોળ કષાય, ત્રણ વેદ, હાસ્ય રતિ, અરતિ શોક, ચાર આયુ, ચાર ગતિ, પાંચ જાતિ, ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, છ સંઘયણ, છ સંસ્થાન, ચાર આનુપૂર્વિ, બે વિહાયોગતિ, આતપનામ, ઉદ્યોતનામ, ત્રસદશક, સ્થાવર દશક, ઉચ્ચ ગોત્ર, અને નીચ ગોત્ર.

---

1 જેનો ઉદય છતાં ક્ષયોપશમ થઇ શકતો હોય તે દેશઘાતિ અને જેનો ઉદય ક્ષયોપશમને વિરોધિ હોય તે સર્વઘાતિ કહેવાય છે સર્વઘાતિ પ્રકૃતિઓનો ઉદય ગુણને સર્વથા રોકે છે અનાચાર ઉત્પન્ન કરે છે ત્યારે દેશઘાતિ પ્રકૃતિઓ ગુણના એક દેશને રોકે છે, અતિચાર માત્ર ઉત્પન્ન કરે છે.

આ સઘળી પ્રકૃતિઓ પરાવર્ત્તમાન શા માટે છે? એમ જો પ્રશ્ન કરતા હો તો કહે છે-અહિં જો કે સોળ કષાયો અને પાંચ નિદ્રા એ એકવીસ પ્રકૃતિઓ ધ્રુવબંધિ હોવાથી સાથેજ બંધાય છે પરસ્પર સ્વજાતીય પ્રકૃતિઓના બંધને રોકીને બંધાતી નથી તો પણ જ્યારે તેઓનો ઉદય થાય છે ત્યારે સ્વજાતીય અન્યપ્રકૃતિના ઉદયને નિવારીનેજ થાય છે, તે સિવાય થતો નથી માટે તે એકવીશે પ્રકૃતિઓ ઉદય આશ્રયી પરાવર્ત્તમાન છે. તથા સ્થિર, શુભ, અસ્થિર અને અશુભ એ ચારે પ્રકૃતિઓ એક સાથેજ ઉદયમાં આવે છે, ઉદયમાં વિરોધિ નથી પરંતુ સ્થિર અને શુભ અસ્થિર અને અશુભના બંધને રોકીને, અસ્થિર અને અશુભ સ્થિર અને શુભના બંધ રોકીને બંધાય છે. માટે તે ચારે પ્રકૃતિઓ બંધ આશ્રયી પરાવર્ત્તમાન છે. અને શેષ ગતિ આદિ પ્રકૃતિઓ બંધ અને ઉદય એ બંનેમાં પરસ્પર વિરોધિ હોવાથી સ્વજાતીય પ્રકૃતિના બંધ અને ઉદય એ બંનેને રોકીને બંધ અને ઉદયને પ્રાપ્ત થાય છે માટે બંધ ઉદય બંનેમાં પરાવર્ત્તમાન છે.

હવે વિપાકને આશ્રયી પ્રકૃતિઓ ચાર પ્રકારે છે એમ જે કહ્યું, તેનું વ્યાખ્યાન કરતાં કહે છે-

दुविहा विवागओ पुण हेउविवागाओ रसविवागाओ।
एक्केकाविय चउहा जओ च सद्दो विगप्पेणं ॥४४॥

द्विविधा विपाकतः पुनः हेतुविपाकाः रसविपाकाः।
एकैकाऽपि च चतुर्द्धा यतश्च शब्दो विकल्पेन ॥४४॥

અર્થ—વિપાકને આશ્રયી પ્રકૃતિઓ બે પ્રકારે છે ૧ હેતુવિપાકા, ૨ રસવિપાકા અને એક એક ચાર પ્રકારે છે. જો કે વિપાકને આશ્રયી પ્રકૃતિઓ બે પ્રકારે છે એમ દ્વાર ગાથામાં કહ્યું નથી તો પછી અહિં કયાંથી કહ્યું? તેના ઉત્તરમાં કહે છે કે દ્વારગાથામાં અંતે ગ્રહણ કરેલ ચ શબ્દ વિકલ્પ અર્થવાળો હોવાથી કહ્યું છે.

ટીકાનુ૦—વિપાકને આશ્રયી પ્રકૃતિઓ બે પ્રકારે છે. ૧ હેતુવિપાકા ૨ અને રસવિપાકા. તેમાં પુદ્ગલાદિ રૂપ હેતુને આશ્રયી જે પ્રકૃતિઓનો વિપાક-ફળાનુભવ થતો હોય તે પ્રકૃતિઓ હેતુવિપાકા કહેવાય તથા રસને આશ્રયીને એટલે રસની મુખ્યતાએ નિર્દિશ્યમાન વિપાક જે પ્રકૃતિઓનો હોય તે પ્રકૃતિઓ રસવિપાકા કહેવાય.

વળી તે એક એક ચાર પ્રકારે છે. તેમાં પુદ્ગલ, ક્ષેત્ર, ભવ, અને જીવરૂપ હેતુના ભેદે ચાર પ્રકારે હેતુવિપાકા છે. તે આ પ્રમાણે-પુદ્ગલવિપાકા, ક્ષેત્રવિપાકા, ભવવિપાકા, અને જીવવિપાકા. તે ચારેનું સ્વરૂપ તથા પ્રકૃતિઓ પહેલાં કહી ગયા છે.

તથા ચાર ત્રણ બે અને એકસ્થાનક રસના ભેદે ચાર પ્રકારે રસવિપાકા પ્રકૃતિઓ છે. તે આ પ્રમાણે-ચારસ્થાનક રસવાળી, ત્રણસ્થાનક રસવાળી. બેસ્થાનક રસવાળી, અને એક-

સ્થાનક રસવાળી એકસ્થાનકાદિ રસના ભેદનું સ્વરૂપ તથા કઇ પ્રકૃતિઓનો કેટલો કેટલો રસ બંધાય છે તે પહેલા કહેવાઈ ગયુ છે.

અહિં શંકા કરે છે કે વિપાકને આશ્રયી પ્રકૃતિઓ બે પ્રકારે છે એ હકીકત દ્વારગાથામાં તો કહી નથી તો પછી અહિં કેમ તેનુ વર્ણન કરો છો? તેના ઉત્તરમાં કહે છે કે—ઉપ-રોક્ત શંકા અયોગ્ય છે. કારણ કે નથી કહી એ જ અસિદ્ધ છે એ જ અસિદ્ધપણું બતાવે છે—દ્વારગાથા ચૌદમીમા પ્રકૃતિ શબ્દ પછી જે ચ શબ્દ કહ્યો છે તે વિકલ્પ અર્થવાળો છે. તેથી તેનો અર્થ આ પ્રમાણે થાય છે—વિપાક આશ્રયી પ્રકૃતિઓ ચાર પ્રકારે છે અથવા અન્યથા-અન્ય પ્રકારે પણ છે એ અન્ય પ્રકારે કહેવાથી જ હેતુ અને રસના ભેદે બે પ્રકારે છે એમ જાણવું ૪૦

હવે હેતુવિપાકપણાને આશ્રયી વિચાર કરતાં કહે છે.

जा जं समेच्च हेउं विवागउदयं उवेंति पगईओ ।
ता तव्विवागसन्ना सेसभिहाणाइं सुगमाइं ॥४५॥

या यं समेत्य हेतुं विपाकोदयमुपयान्ति प्रकृतयः ।
तास्तद्विपाकसंज्ञाः शेषाभिधानानि सुगमानि ॥४५॥

અર્થ—જે પ્રકૃતિઓ જે હેતુને પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય તે પ્રકૃતિઓ તે વિપાક સંજ્ઞાવાળી થાય છે. શેષ નામો તો સુગમ છે.

ટીકાનુ૦—જે સંસ્થાન, સંઘયણ નામકર્માદિ પ્રકૃતિઓ પુદ્ગલાદિરૂપ જે કારણને પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય છે. તે પ્રકૃતિઓ તે વિપાક સંજ્ઞાવાળી એટલે કે પુદ્ગલવિપાક ભવવિપાક આદિ નામવાળી થાય છે જેમ સંસ્થાન નામકર્માદિ પ્રકૃતિઓ ઔદારિકાદિ પુદ્-ગલને પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય છે. માટે તે પ્રકૃતિઓ પુદ્ગલવિપાકિ કહેવાય છે. ચાર આનુપૂર્વિઓ વિગ્રહગતિરૂપ ક્ષેત્રને આશ્રયી ઉદયમાં આવે છે, માટે તે ક્ષેત્રવિપાકિ કહેવાય છે. ઇત્યાદિ.

શેષ ધ્રુવ સત્કર્મ અધ્રુવ સત્કર્મ ઉદ્વલના આદિના નામો તો સુગમ છે માટે તેનો વિશેષ વિચાર કરતા નથી. તે દરેકના નામોના અર્થો પહેલા આવી ગયા છે માત્ર ઉદ્વલનાનો અર્થ આવ્યો નથી તેનુ સ્વરૂપ પ્રદેશસંક્રમના અધિકારમા આવશે. ૪૫

આ પ્રમાણે જ્યારે કહ્યું ત્યારે પુદ્ગલવિપાકિપણાને આશ્રયી પરનુ વક્તવ્ય જણાવી તેમાં દોષ આપે છે—

अरइरईणं उदओ किन्न भवे पोग्गलाणि संपप्प ।
अप्पुट्ठेहिवि किन्नो एवं कोहाइयाणंपि ॥४६॥

अरतिरत्योरुदयः किं न भवेत् पुद्गलान् सम्प्राप्य ।
अस्पृष्टैरपि किं नो एवं क्रोधादीनामपि ॥४६॥

અર્થ—અરતિ અને રતિમોહનીયનો ઉદય શું પુદ્ગલને આશ્રયીને થતો નથી ? ઉત્તરમાં કહે છે કે પુદ્ગલના સ્પર્શ વિના પણ શું તે બન્નેનો ઉદય થતો નથી ? ક્રોધાદિનું પણ એ પ્રમાણે સમજવું.

ટીકાનુ૦—જે પ્રકૃતિઓ પુદ્ગલ રૂપ હેતુને પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય તે પુદ્ગલ વિપાકી એમ ઉપરની ગાથામાં કહ્યું તે સંબંધમાં પ્રશ્નકાર પ્રશ્ન પૂછે છે કે-રતિમોહનીય અને અરતિ મોહનીયનો ઉદય શું પુદ્ગલરૂપ હેતુને આશ્રયીને થતો નથી ? અર્થાત્ તે બંનેનો ઉદય પણ પુદ્ગલોને પ્રાપ્ત કરીને જ થાય છે. તે આ પ્રમાણે—કંટકાદિ ખરાબ પુદ્ગલના સંસર્ગથી અરતિનો વિપાકોદય થાય છે, અને પુષ્પની માળા અને ચંદનાદિના સંબંધથી રતિમોહનીયનો ઉદય થાય છે. આ પ્રમાણે પુદ્ગલને પ્રાપ્ત કરી તે બંનેનો ઉદય થતો હોવાથી તે બંને પુદ્ગલવિપાકિ કહેવી યોગ્ય છે. જીવવિપાકી કહેવી યોગ્ય નથી અને કહી છે તો જીવવિપાકિ.

તેના ઉત્તરમાં કહે છે કે—પુદ્ગલના સંબંધ વિના શું રતિ અરતિ મોહનીયનો ઉદય થતો નથી ? અર્થાત્ પુદ્ગલના સંબંધ વિના પણ થાય છે. તે આ પ્રમાણે-કંટકાદિના સંબંધ વિના પણ પ્રિય અપ્રિય વસ્તુના દર્શન અને તેના સ્મરણાદિ વડે રતિ અરતિનો વિપાકોદય જણાય છે પુદ્ગલવિપાકિ તો એને કહેવાય જેનો ઉદય પુદ્ગલના સંબંધ વિના થાય જ નહિ. રતિ, અરતિ તો એવી નથી. પુદ્ગલના સંસર્ગથી થાય છે તેમ તેના સંસર્ગ વિના પણ થાય છે માટે પુદ્ગલની સાથે વ્યભિચારિ હોવાથી તે પુદ્ગલવિપાકિ નથી; પરંતુ જીવવિપાકિ જ છે

આ પ્રમાણે ક્રોધાદિના સંબંધમાં પણ પૂર્વ પક્ષનો તિરસ્કાર કરી તેનું જીવવિપાકિપણું સિદ્ધ કરવું. તે આ પ્રમાણે-કોઈના તિરસ્કાર કરનારા શબ્દો સાંભળી ક્રોધનો ઉદય થાય છે, શબ્દ એ પુદ્ગલ થાય છે, એટલે કોઈ શંકા કરે કે ક્રોધનો ઉદય પણ પુદ્ગલને આશ્રયીને થાય છે માટે તે પુદ્ગલવિપાકિ છે. સ્મરણાદિ વડે પુદ્ગલના સંબંધ વિના પણ કયાં નથી થતો ? એમ ઉત્તર આપી તે જીવવિપાકિ છે એમ સિદ્ધ કરવું. એમ અન્યત્ર પણ સમજવું ૪૬

હવે ભવવિપાકિ પ્રકૃતિને આશ્રયી પ્રશ્ન કરનાર પૂછે છે કે—જેમ આયુકર્મનો જે ભવનું આયુ બાંધ્યુ હોય તે પોતપોતાના ભવમાં જ વિપાકોદય થાય છે, અન્યત્ર થતો નથી; તેમ ગતિનામકર્મનો પણ પોતપોતાના ભવમા જ વિપાકોદય થાય છે પોતપોતાના ભવ સિવાય અન્યત્ર થતો નથી. આ વસ્તુ જિન પ્રવચનના રહસ્યને સમજનારને પ્રતીત જ છે. માટે ગતિ પણ આયુની જેમ ભવવિપાકિ કેમ કહેવાતી નથી ? શા માટે જીવવિપાકિ કહેવાય છે ? એમ અન્યે કહ્યે છતે આચાર્ય મહારાજ તેનો અનુવાદ કરી ખંડન કરે છે—

आउव्व भवविवागा गई न आउस्स परभवे जम्हा ।
नो सव्वहावि उदओ गईण पुण संकमेणत्थि ॥४७॥

आयुरिव भवविपाकाः गतयः नायुषः परभवे यस्मात् ।
नो सर्वथाप्युदयो गतीनां पुनः संक्रमेणास्ति ॥४७॥

અર્થ—આયુની જેમ ગતિઓ ભવવિપાકી નથી કારણ કે આયુનો પરભવમાં કોઈપણ રીતે ઉદય હોતો નથી. ગતિનો તો સંક્રમવડે ઉદય હોય છે.

ટીકાનુ૦—આયુની જેમ ગતિઓ ભવવિપાકિ નથી કારણ કે આયુનો જે ભવનું આયુ બાંધ્યુ હોય તે સિવાય અન્ય કોઈપણ ભવમાં વિપાકોદયવડે ઉદય થતો નથી પરંતુ સંક્રમ વડે—સ્તિબુકસંક્રમ વડે પણ ઉદય થતો નથી. જે ગતિનું આયુ બાંધ્યું હોય ત્યાં જ તેનો ઉદય થાય છે, તેથી સર્વથા પોતાના ભવ સાથે અવ્યભિચારી હોવાથી આયુ ભવવિપાકિ કહેવાય છે. પરતુ ગતિઓનો તો પોતાના ભવવિના અન્યત્ર પણ સંક્રમ-સ્તિબુકસંક્રમ વડે ઉદય થાય છે તેથી પોતાના ભવ સાથે વ્યભિચારી હોવાથી તે ભવવિપાકિ નથી.

તાત્પર્ય એ કે આયુનો સ્વભવમાં જ ઉદય થાય છે માટે તે ભવવિપાકિ છે, અને ગતિઓનો પોતાના ભવમાં વિપાકોદય વડે અને પરભવમાં સ્તિબુકસંક્રમવડે એમ પોતાના અને પર બને ભવમાં ઉદય થતો હોવાથી તે ભવવિપાકિ નથી. ૪૭

હવે ક્ષેત્રવિપાકિ આશ્રયી પર પ્રશ્નને દૂર કરવા કહે છે—

अणुपुव्वीणं उदओ किं संकमणेण नत्थि संतेवि ।
जह खेत्तहेउणो ताण न तह अन्नाण सविवागो ॥४८॥

आनुपूर्वीणामुदयः किं संक्रमणेन नास्ति सत्यपि ।
यथा क्षेत्रहेतुकः तासां न तथाऽन्यासां स्वविपाकः ॥४८॥

અર્થ—શું આનુપૂર્વિનો ઉદય સંક્રમવડે થતો નથી? સંક્રમવડે ઉદય થાય છે છતાં પણ જે રીતે ક્ષેત્રહેતુક તેઓનો વિપાક છે તે રીતે અન્ય પ્રકૃતિઓનો નથી માટે આનુપૂર્વિઓ ક્ષેત્રવિપાકિ છે.

ટીકાનુ૦—ઉપરોક્ત ગાથામા ગતિનામકર્મને જીવવિપાકિ કહી છે એમ આનુપૂર્વિ નામકર્મ પણ કેમ જીવવિપાકિ નથી? એ સંબધમાં પૂર્વપક્ષીય શંકા કરે છે—જેમ ગતિનામ કર્મનો પોતપોતાના ભવ સિવાય અન્ય ભવમાં સંક્રમ વડે ઉદય થાય છે તેથી પોતાના ભવ સાથે વ્યભિચારી છે માટે તેઓ ભવવિપાકિ કહેવાતી નથી પરંતુ જીવવિપાકિ કહેવાય છે. તેમ આનુપૂર્વિનામકર્મનો સ્વયોગ્ય ક્ષેત્ર સિવાય અન્યત્ર સ્તિબુકસંક્રમવડે શું ઉદય થતો નથી કે જેથી તે પ્રકૃતિઓ અવશ્ય ક્ષેત્રવિપાકિ કહેવાય છે? સ્વયોગ્ય ક્ષેત્ર સિવાય અન્યત્ર પણ

સંક્રમવડે ઉદય થાય છે. માટે સ્વક્ષેત્ર સાથે વ્યભિચારિ હોવાથી આનુપૂર્વિઓને ક્ષેત્રવિપાકિ કહેવી યોગ્ય નથી. પરંતુ જીવવિપાકિ જ કહેવી જોઇએ. એ પ્રશ્ન કરનારનો અભિપ્રાય છે.

તેનો આચાર્ય મહારાજ ઉત્તર આપે છે—

આનુપૂર્વિઓનો સ્વયોગ્ય ક્ષેત્ર સિવાય અન્યત્ર સંક્રમવડે ઉદય હોય છે છતાં પણ જેવી રીતે તે પ્રકૃતિઓનો આકાશ પ્રદેશરૂપ ક્ષેત્ર નિમિત્ત રસોદય થાય છે તેમ અન્ય કોઈપણ પ્રકૃતિઓનો થતો નથી તેથી આનુપૂર્વિઓના રસોદયમાં આકાશ પ્રદેશરૂપ ક્ષેત્ર અસાધારણ હેતુ છે એ જણાવવા માટે તેઓને ક્ષેત્રવિપાકિ કહી છે ૪૮

હવે જીવવિપાકિ આશ્રયી પરપ્રશ્નને દૂર કરવા કહે છે—

संपप्प जीयकाले उदयं काओ न जंति पगईओ ।
एवमिणमोहहेउ आसज्ज विसेसयं नत्थि ॥४९॥

सम्प्राप्य जीवकालौ उदयं काः न यान्ति प्रकृतयः ।
एवमेतदोघहेतुमाश्रित्य विशेषितं नास्ति ॥४९॥

અર્થ—જીવ અને કાળરૂપ હેતુને પ્રાપ્ત કરી કઈ પ્રકૃતિઓ ઉદયમાં આવતી નથી ? અર્થાત્ સઘળી આવે છે, માટે બધી પ્રકૃતિઓ જીવવિપાકિ છે. એના ઉત્તરમાં કહે છે—ઓઘ હેતુને આશ્રયી તો એમ જ છે વિશેષ હેતુને આશ્રયી એમ નથી.

ટીકાનુ૦—કઈ એવી પ્રકૃતિઓ છે કે જે પ્રકૃતિઓ જીવ અને કાળરૂપ હેતુને આશ્રયી ઉદયમાં આવતી નથી ? અર્થાત્ સઘળી પ્રકૃતિઓ જીવ અને કાળરૂપ હેતુને આશ્રયી ઉદયમાં આવે છે. કારણ કે જીવ અને કાળ વિના ઉદયનો જ અસંભવ છે. માટે સઘળી પ્રકૃતિઓ જીવવિપાકિ છે, એવો પ્રશ્નકારનો આશય છે.

અહિં આચાર્ય મહારાજ ઉત્તર આપે છે કે-સામાન્ય હેતુને આશ્રયી તો તેં જેમ કહ્યું તેમજ છે. એટલે જીવ અને કાળને આશ્રયી સઘળી પ્રકૃતિઓનો ઉદય થતો હોવાથી સઘળી પ્રકૃતિઓ જીવવિપાકિ છે. પરંતુ અસાધારણ-વિશેષ હેતુને આશ્રયી એમ નથી. કારણ કે જીવ અથવા કાળ સઘળી પ્રકૃતિઓના ઉદય પ્રત્યે સાધારણ હેતુ છે. તેની અપેક્ષાએ જો વિચાર કરીએ તો સઘળી પ્રકૃતિઓ જીવવિપાકિ જ છે, એમાં કોઇ સંદેહ નથી પરતુ કેટલીક પ્રકૃતિઓના ઉદય પ્રત્યે ક્ષેત્રાદિ પણ અસાધારણ કારણ છે માટે તેની અપેક્ષાએ ક્ષેત્રવિપાકિ આદિ વ્યવહાર થાય છે. તેથી અહિં કઇ દોષ નથી. ૪૯

હવે રસઆશ્રયી અન્ય પ્રશ્ન કરે છે—

केवलदुगस्स सुहुमो हासाइसु कह न कुणइ अपुव्वो ।
सुभगाईणं मिच्छो किलिट्ठओ एगठाणिरसं ॥५०॥

केवलद्विकस्य सूक्ष्मः हास्यादिषु कथं न करोत्यपूर्व्वः ।
सुभगादीनां मिथ्यादृष्टिः क्लिष्ट एकस्थानिकरसम् ॥५०॥

અર્થ—સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકે વર્ત્તમાન આત્મા કેવળદ્વિકનો એકઠાણિયો રસ કેમ ન બાંધે ? હાસ્યાદિકનો અપૂર્વકરણવાળો કેમ ન બાંધે ? અને ક્લિષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિ સુભગાદિનો કેમ ન બાંધે ?

ટીકાનુ૦—જેમ શ્રેણિપર આરૂઢ થયેલો આત્મા અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ ગયા પછી અતિ વિશુદ્ધ પરિણામના યોગે મતિજ્ઞાનાવરણીયાદિ અશુભ પ્રકૃતિઓનો એકઠાણિયો રસ બાંધે છે, તેમ ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલો આત્મા સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના છેલ્લા કે ઉપાન્ત્યાદિ સમયોમાં વર્ત્તતા અતિવિશુદ્ધ પરિણામને યોગે કેવળજ્ઞાનાવરણીય અને કેવળ દર્શનાવરણીયનો એક ઠાણિયો રસ કેમ ન બાંધે ? કેવળદ્વિક એ અશુભ પ્રકૃતિ છે. તેના બાંધનારાઓમાં ક્ષપકશ્રેણિ પર ચડેલ સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકવાળા આત્માઓ અતિવિશુદ્ધ પરિણામવાળા છે. માટે મતિજ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિઓની જેમ કેવળદ્વિકના પણ એક સ્થાનક રસબંધનો સંભવ છે. તો પછી કેમ ન કહ્યો ? શા માટે તેનો ઓછામાં ઓછો પણ બેઠાણિયો રસ બંધાય છે એમ કહ્યું ? એમ પ્રશ્નકારનો આશય છે.

હાસ્ય રતિ ભય અને જુગુપ્સા એ પાપ પ્રકૃતિ હોવાથી તેનો અતિવિશુદ્ધિના પ્રકર્ષને પ્રાપ્ત થયેલો અપૂર્વકરણ ગુણસ્થાનકવાળો આત્મા એક સ્થાનક રસ કેમ ન બાંધે ? કારણ કે તેના બંધમાં તે જ અતિવિશુદ્ધ અધ્યવસાયવાળો છે.

સુભગ આદિ પુન્ય પ્રકૃતિઓનો અતિ સંક્લિષ્ટ પરિણામવાળો મિથ્યાદૃષ્ટિ એક સ્થાનક રસ કેમ ન બાંધે ? કારણ કે અતિ સંક્લિષ્ટ પરિણામનો સંભવ છતાં પુન્ય પ્રકૃતિઓના પણ એકસ્થાનક રસબંધનો સંભવ છે. શા માટે પહેલાં એમ કહ્યું કે સત્તર પ્રકૃતિઓ જ એક બે ત્રણ અને ચાર ઠાણીયા રસે બંધાય છે ? અને અન્ય સઘળી પ્રકૃતિઓ બે ત્રણ કે ચાર ઠાણિઆ રસે બંધાય છે ? ૫૦

ઉપર પ્રમાણે પ્રશ્નકારના આશયને ધ્યાનમાં રાખી આચાર્ય મહારાજ ઉત્તર આપે છે—

जलरेहसमकसाएवि एगठाणी न केवलदुगस्स ।
जं तणुयंपि हु भणियं आवरणं सव्वघाई से ॥५१॥

जलरेखासमकषायैरप्येकस्थानिको न केवलद्विकस्य ।
यतस्तनुकमपि हु भणितमावरणं सर्व्वघाति तयोः ॥५१॥

અર્થ—જળરેખા સમાન કષાયવડે પણ કેવળદ્વિકનો એકઠાણીયો રસબંધ થતો નથી. કારણ કે તે બંનેનું અલ્પ પણ આવરણ સર્વઘાતિ કહ્યું છે.

ટીકાનુ૦—જળરેખા સમાન સંજ્વલન કષાયનો ઉદય છતાં પણ કેવળજ્ઞાનાવરણીય અને

કેવળદર્શનાવરણીય કર્મનો એકઠાણીયો રસબંધ થતો નથી. કારણ કે તે બંનેનું રસરૂપ અલ્પ પણ આવરણ તીર્થંકરો અને ગણધરોએ સર્વઘાતિ કહ્યું છે. એટલે કે તેઓનો સર્વ જઘન્ય રસ પણ સર્વઘાતિ કહ્યો છે. અને સર્વઘાતિ રસ જઘન્યપદે પણ બેઠાણીયો જ બંધાય છે, એકઠાણીયો બંધાતો જ નથી. તે હેતુથી કેવળજ્ઞાનાવરણીય અને કેવળદર્શનાવરણીયનો એકઠાણીયો રસબંધ થતો નથી ૫૧

હવે હાસ્યાદિ પ્રકૃતિ આશ્રયી ઉત્તર કહે છે—

**सेसासुभाण वि न जं खवगियराणं न तारिसा सुद्धि ।**
**न सुभाणंपि हु जम्हा ताणं बंधो विसुज्झंति ॥५२॥**

शेषाशुभानामपि न यत् क्षपकेतराणां न तादृक् शुद्धिः ।
न शुभानामपि हु यस्मात् तासां बन्धः विशुद्धयमाने ॥५२॥

અર્થ—શેષ અશુભપ્રકૃતિઓનો પણ એક સ્થાનક રસ બંધ થતો નથી. કારણ ક્ષપક અને ઇતર ગુણસ્થાનકવાળાને તેવા પ્રકારની શુદ્ધિ હોતી નથી. શુભ પ્રકૃતિઓનો સંકિલષ્ટ મિથ્યાદૃષ્ટિને પણ એક સ્થાનક રસબંધ થતો નથી, કારણ કે તેઓનો બંધ પણ કંઇક વિશુદ્ધ પરિણામ છતાં થાય છે.

ટીકાનુ૦—પૂર્વે કહેલ મતિજ્ઞાનાવરણીયાદિ સત્તર પ્રકૃતિ સિવાય શેષ અશુભ પ્રકૃતિઓનો પણ એક સ્થાનક રસબંધનો સંભવ નથી. કારણ કે ક્ષપક—અપૂર્વકરણ ગુણસ્થાનકમાં અને ઇતર—પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકમાં તેવા પ્રકારની વિશુદ્ધિ હોતી નથી જેથી એક સ્થાનક રસનો બંધ થાય. જ્યારે એક સ્થાનક રસબંધ યોગ્ય પરમ પ્રકર્ષને પ્રાપ્ત થયેલ વિશુદ્ધિ અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ ગયા પછી થાય છે. ત્યારે સત્તર સિવાય કોઇપણ અશુભપ્રકૃતિઓનો બંધ થતો નથી. તેથી સત્તર સિવાય કોઇપણ અશુભ પ્રકૃતિઓનો એક સ્થાનક રસબંધ થતો નથી. ગાથામાં કહેલ ક્ષપક શબ્દથી અપૂર્વકરણ ગુણસ્થાનક લેવાનુ છે.

શુભપ્રકૃતિઓનો મિથ્યાદૃષ્ટિ સંકિલષ્ટ પરિણામિ આત્મા પણ એક સ્થાનક રસ બાંધતો જ નથી. કારણ કે શુભપ્રકૃતિઓનો અતિસંકિલષ્ટ મિથ્યાદૃષ્ટિ છતાં બંધ થતો નથી, પરંતુ કંઇક વિશુદ્ધ પરિણામ છતાં બંધ થાય છે. ઉત્કૃષ્ટ સંક્લેશ છતાં શુભપ્રકૃતિઓના એક સ્થાનક રસબંધનો સંભવ છે, પરંતુ ઉત્કૃષ્ટ સંક્લેશના અભાવે નહિ. તેથી શુભપ્રકૃતિઓનો પણ ઓછામાં ઓછો બેસ્થાનક રસનો જ બંધ થાય છે. એક સ્થાનક રસનો બંધ થતો નથી.

અહિં એમ શંકા થાય કે સાતમી નરક પ્રાયોગ્ય બાંધતા અતિસંકિલષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિને પણ વૈક્રિયદ્વિક તૈજસ આદિ શુભપ્રકૃતિઓ બંધાય છે તે સમયે તેનો એકઠાણીયો રસ કેમ ન બંધાય ? તેના ઉત્તરમાં કહે છે કે—નરકપ્રાયોગ્ય બાંધતાં વૈક્રિય તૈજસ આદિ

જે શુભ પ્રકૃતિઓ બંધાય છે તેઓનો પણ તથાસ્વભાવે ઓછામાં ઓછો પણ બેઠાણીયો રસ જ બંધાય છે એકઠાણીયો બંધાતો જ નથી એમાં કારણ જીવસ્વભાવ છે. ૫૨

આ વિષયમાં પ્રાશ્નિક પ્રશ્ન કરે છે—

**उक्कोसठिइअज्झवसाणेहिं एगठाणिओ होही ।**
**सुभियाण तन्न जं ठिइ असंखगुणिया उ अणुभागा ॥५३॥**

**उत्कृष्टस्थित्यध्यवसायैः एकस्थानिको भविष्यति ।**
**शुभानां तन्न यतः स्थित्यसंख्येयगुणास्तु अनुभागाः ॥५३॥**

અર્થ—ઉત્કૃષ્ટ સ્થિતિબંધને યોગ્ય અધ્યવસાયો વડે શુભ પ્રકૃતિઓનો એકસ્થાનક રસ બંધ થશે, એમ પ્રશ્ન કરનારનો અભિપ્રાય છે. આચાર્ય મહારાજ કહે છે કે—શુભ પ્રકૃતિઓનું તેમ નથી. કારણ કે સ્થિતિબંધ યોગ્ય અધ્યવસાયોથી રસબંધ યોગ્ય અધ્યવસાયો અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—નરકાયુ સિવાય ત્રણ આયુ વિના શુભ અથવા અશુભ સઘળી કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ઉત્કૃષ્ટ સંક્લેશ વર્ત્તતાં થાય છે. ઉત્કૃષ્ટ સંક્લેશ વિના થતો નથી. કહ્યું છે કે—'સઘળી સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ઉત્કૃષ્ટ સંક્લેશ વડે થાય છે.' તેથી જે અધ્યવસાયો વડે શુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થશે તે જ અધ્યવસાયો વડે તેઓનો એક સ્થાનક રસબંધ થશે. તો પછી એમ કેમ કહો છો કે શુભ પ્રકૃતિઓનો એક સ્થાનક રસબંધ થતો નથી ?

આ પ્રશ્ન કરનારના આશયને ધ્યાનમાં રાખી આચાર્ય મહારાજ ઉત્તર આપે છે—

તેં જે કહ્યું તે બરાબર નથી. કારણ કે સ્થિતિબંધ યોગ્ય અધ્યવસાયોથી રસબંધ યોગ્ય અધ્યવસાયો અસંખ્યાતગુણા છે. તાત્પર્ય એ છે કે—

પ્રથમ સ્થિતિસ્થાનકથી આરંભી સમય સમય વધતા સરવાળે અસંખ્યાત સ્થિતિવિશેષો-સ્થિતિસ્થાનકો થાય છે. એક એક સ્થિતિમા અસંખ્યાતા રસસ્પર્ધકો હોય[1] છે. તેથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જ્યારે થાય ત્યારે દરેક સ્થિતિમાં-દરેક સ્થિતિસ્થાનકમાં જે અસંખ્યાતા રસસ્પર્ધકના સમૂહવિશેષ હોય છે, તે સઘળા બે સ્થાનક રસના જ ઘટે છે, એક સ્થાનક રસના નહિ. તેથી જ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ યોગ્ય અધ્યવસાયો વડે પણ શુભ પ્રકૃતિઓનો રસબંધ જીવસ્વભાવે બેઠાણીયો જ થાય છે; એક ઠાણીયો થતો નથી. ૫૩

---

૧ કોઇ પણ એક સ્થિતિબંધ અસંખ્યાત સમય પ્રમાણ બંધાય છે, તેમ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પણ અસંખ્યાત સમય પ્રમાણ જ થાય છે. પ્રત્યેક સ્થિતિસ્થાનમાં અસંખ્ય સ્પર્દ્ધકો હોય છે. એટલે જ ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલા સમય પ્રમાણ બંધાય છે તેનાથી સ્પર્દ્ધકસંધાતો અસંખ્યગુણ થાય છે.

હવે સત્તા સંબંધે પર પ્રશ્નને દૂર કરવા કહે છે—

दुविहमिह संतकम्मं धुवाधुवं सूइयं च सद्देण ।
धुवसंतं चिय पढमा जओ न नियमा विसंजोगो ॥५४॥

द्विविधमिह सत्कर्म ध्रुवाध्रुवं सूचितं च शब्देन ।
ध्रुवसन्त एव प्रथमाः यतो न नियमात् विसंयोगः ॥५४॥

અર્થ—ધ્રુવ અને અધ્રુવ એમ બંને પ્રકારની સત્તા દ્વારગાથામાં ચ શબ્દ વડે સૂચવી છે, તેમાં પહેલા અનંતાનુબંધિ કષાયોની અવશ્ય ધ્રુવસત્તા જ છે, કારણ કે ગુણપ્રાપ્તિ વિના તેની વિસંયોજના થતી નથી.

ટીકાનુ૦—દ્વારગાથામાં કહેલ ચ શબ્દ વડે સત્તા બે પ્રકારે સૂચવી છે. તે આ પ્રમાણે-ધ્રુવસત્તા અને અધ્રુવસત્તા.

તેમાં જેઓને સમ્યક્ત્વાદિ ઉત્તર ગુણોની પ્રાપ્તિ થઇ નથી તેવા સઘળા સંસારીજીવોને જે પ્રકૃતિઓની નિરંતર સત્તા હોય તે ધ્રુવસત્તા એ પહેલાં જ કહ્યું છે. તે ધ્રુવસત્તા પ્રકૃતિઓ એકસો ચાર છે. તે આ પ્રમાણે-જ્ઞાનાવરણીયપંચક, દર્શનાવરણની નવ, સાત અસાત વેદનીય, મિથ્યાત્વ, સોળ કષાય, નવ નોકષાય, તિર્યગ્દ્વિક, જાતિપંચક, ઔદારિકદ્વિક, તૈજસ, કાર્મણ, સંસ્થાનષટ્ક, સંઘયણષટ્ક, વર્ણાદિ ચાર, વિહાયોગતિદ્વિક, પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, અગુરુલઘુ, નિર્માણ, ઉપઘાત, ત્રસદશક, સ્થાવરદશક, નીચગોત્ર અને અંતરાયપંચક. અહિં વર્ણાદિ ચાર જ વિવક્ષ્યા છે અને બંધન સંઘાતન વિવક્ષ્યા નથી માટે એકસો ચાર થાય છે.

તથા સમ્યક્ત્વાદિ ઉત્તર ગુણોની જેઓને પ્રાપ્તિ થઈ નથી તેવા આત્માઓને પણ જે પ્રકૃતિઓની સત્તા કોઇ વખતે હોય અને કોઈ વખતે ન હોય તે અધ્રુવસત્તા કહેવાય.

આ પ્રમાણે હોવાથી કોઇ શંકા કરે કે-અનંતાનુબંધિકષાયની ઉદ્વલના થાય છે એટલે તેની સત્તાનો નાશ થાય છે વળી મિથ્યાત્વના યોગે ફરી સત્તામાં આવે છે તો તેની અધ્રુવસત્તા કેમ ન કહેવાય? તેનું ખંડન કર્યું છે એમ સમજવું. કારણ કે અનંતાનુબંધિ કષાયની વિસંયોજના સમ્યક્ત્વાદિગુણની પ્રાપ્તિ વિના તો થતી જ નથી પરંતુ ગુણની પ્રાપ્તિના વશથી થાય છે. ઉત્તરગુણની પ્રાપ્તિ વડે જે સત્તાનો નાશ થાય છે. તે પ્રકૃતિઓની અધ્રુવસત્તાના વ્યપદેશનો હેતુ નથી. ઉત્તર ગુણની પ્રાપ્તિ વડે થતો સત્તાનો નાશ એ અધ્રુવસત્તાના વ્યપદેશનો હેતુ હોય તો સઘળી કર્મપ્રકૃતિઓ અધ્રુવસત્તાના વ્યપદેશને યોગ્ય થાય. કારણ કે ઉત્તરગુણના યોગે સઘળી કર્મપ્રકૃતિઓની સત્તાનો નાશ થાય છે. પરંતુ તેમ નથી. ધ્રુવસત્તાના લક્ષણમાં જ કહ્યું છે કે ઉત્તરગુણની પ્રાપ્તિ પહેલાં જે પ્રકૃતિઓની દરેક જીવને દરેક સમયે સત્તા હોય તે ધ્રુવસત્તા. ઉત્તરગુણની પ્રાપ્તિ પહેલાં તો દરેક જીવને દરેક સમયે અનંતાનુબંધિ અવશ્ય સત્તામાં હોય છે. માટે અનંતાનુબંધિ કષાયની ધ્રુવસત્તા જ છે.

સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, તીર્થંકર નામ અને આહારકદ્વિક એ પ્રકૃતિઓ ઉત્તર ગુણની પ્રાપ્તિ થયા પછી જ સત્તામાં આવે છે માટે તે પ્રકૃતિઓની અધ્રુવ સત્તા પ્રતીત જ છે અને શેષ વૈક્રિયષટ્કાદિ પ્રકૃતિઓ ઉત્તર ગુણની પ્રાપ્તિ થયા પહેલાં પણ નિરંતર સત્તામાં હોય એ કંઇ નિયમ નથી. માટે તેઓની પણ અધ્રુવ સત્તા છે. ૫૪

અહિં જે પ્રકૃતિઓનું સ્વરૂપ હવે પછી કહેવાશે તેનું પ્રતિપાદન કરનારી અન્યની બનાવેલી બે દ્વાર ગાથા છે. તે મંદમતિજીવોને સુખપૂર્વક જ્ઞાન થવામાં કારણ હોવાથી તે બે ગાથા પણ અહિં લખે છે—

[1]अणुदयउदओभयबंधणीउ उभबंधउदयवोच्छेया ।
संतरउभयनिरंतरबंधा उदसंकमुक्कोसा ॥१॥

अणुदयसंकमजेट्ठा उदएणुदए य बंधउक्कोसा ।
उदयाणुदयवईओ तितितिचउदुहा उ सव्वाओ ॥२॥

અર્થ—અનુદયબંધિ, ઉદયબંધિ અને ઉભયબંધિ સમક, ક્રમપૂર્વક અને ઉત્ક્રમથી બંધોદય જેઓનો વિચ્છેદ થાય છે તે. સાંતર, ઉભય અને નિરંતરબંધિ. ઉદય સંક્રમોત્કૃષ્ટ, અનુદય સંક્રમોત્કૃષ્ટ, ઉદય બંધોત્કૃષ્ટ અને અનુદયબંધોત્કૃષ્ટ અને અનુદયવતી એમ સઘળી પ્રકૃતિઓ અનુક્રમે ત્રણ, ત્રણ, ત્રણ, ચાર અને બે પ્રકારે છે.

ટીકાનુ૦—કર્મપ્રકૃતિઓ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે–સ્વાનુદયબંધિ, સ્વોદયબંધિ અને ઉભયબંધિ. તેમાં પોતાનો ઉદય ન હોય ત્યારે જ જેઓનો બંધ થતો હોય તે સ્વાનુદયબંધિ, પોતાનો ઉદય છતાં જ જેઓનો બંધ થતો હોય તે સ્વોદયબંધિ અને પોતાનો ઉદય હોય કે ન હોય છતાં જે પ્રકૃતિઓ બંધાતી હોય તે ઉભયબંધિ કહેવાય.

વળી પણ કર્મપ્રકૃતિઓ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—સમકવ્યવચ્છિદ્યમાનબંધોદયા, ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા અને ઉત્ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા. તેમાં જે કર્મપ્રકૃતિઓનો બંધ અને ઉદય સાથે જ જતો હોય તેઓ સમકવ્યવચ્છિદ્યમાનબંધોદયા, પહેલા બન્ધ અને પછી ઉદય એમ ક્રમપૂર્વક જેઓનો બંધ ઉદય વિચ્છિન્ન થતો હોય તે ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા અને પહેલા ઉદય અને પછી બંધ એ પ્રમાણે ઉત્ક્રમથી જેઓનો બંધ ઉદય જતો હોય તે ઉત્ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા કહેવાય. આ ત્રણે પ્રકારની પ્રકૃતિઓને ગાથામાં મૂકેલ ઉભ, બંધ અને ઉદય એ શબ્દ વડે ક્રમપૂર્વક ગ્રહણ કરેલ છે.

---

१ अनुदयोदयोभयबन्धिन्यः उभयबन्धोदयव्युच्छेदाः ।
सान्तरोभयनिरन्तरबन्धिन्य उदयसंक्रमोत्कृष्टाः ॥ १ ॥

अनुदयसंक्रमज्येष्ठा उदयानुदययोश्च बन्धोत्कृष्टाः ।
उदयानुदयवत्यः तिस्रः तिस्रः तिस्रः चतस्रः द्विविधाश्च सर्वाः ॥ २ ॥

આ રીતે પણ પ્રકૃતિઓ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—સાંતરબંધિ, ઉભયબંધિ અને નિરન્તરબંધિ. એ ત્રણેનું સ્વરૂપ આચાર્ય મહારાજ આગળ કહેશે.

તથા પ્રકૃતિઓ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—ઉદયસંક્રમોત્કૃષ્ટ. અનુદયસંક્રમોત્કૃષ્ટ, ઉદય બંધોત્કૃષ્ટ અને અનુદય બંધોત્કૃષ્ટ.

તથા પ્રકૃતિઓ બે પ્રકારે છે. તે આ પ્રમાણે—ઉદયવતી અને અનુદયવતી. ઉપરોક્ત ચાર તથા બે ભેદ એ દરેકનું સ્વરૂપ સ્વયમેવ આચાર્ય મહારાજ આગળ કહેશે.

આ સઘળી પ્રકૃતિઓ અનુક્રમે ત્રણ ત્રણ ત્રણ ચાર અને બે ભેદે છે તેઓને તે પ્રકારે ઉપર કહી ગયા છે. ૧-૨

હવે આ સઘળા ભેદવાળી પ્રકૃતિઓને અનુક્રમે કહેવી જોઇએ. તેમાં પહેલા સ્વાનુદયબંધિ આદિ ત્રણ ભેદને કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**देवनिरयाउवेउव्विछक्कआहारजुयलतित्थाणं ।**
**बंधो अणुदयकाले धुवोदयाणं तु उदयम्मि ॥५५॥**

देवनरकायुर्वैक्रियषट्काहारयुगलतीर्थानाम् ।
बन्धोऽनुदयकाले ध्रुवोदयानां तूदये ॥ ५५ ॥

અર્થ—દેવાયુ, નરકાયુ, વૈક્રિયષટ્ક, આહારકદ્વિક અને તીર્થંકર નામકર્મ એટલી પ્રકૃતિઓ પોતાનો ઉદય ન હોય તે કાળે બંધાય છે અને ધ્રુવોદયિ પ્રકૃતિઓનો પોતાનો ઉદય છતાં બંધ થાય છે.

ટીકાનુ૦—દેવાયુ, નરકાયુ, દેવગતિ દેવાનુપૂર્વિ નરકગતિ નરકાનુપૂર્વિ વૈક્રિયશરીર વૈક્રિય [1]અંગોપાંગ એ છ પ્રકૃતિરૂપ વૈક્રિયષટ્ક, આહારક શરીર આહારક અંગોપાંગરૂપ આહારકદ્વિક અને તીર્થંકરનામકર્મ એ અગીઆર પ્રકૃતિઓનો બંધ પોતાનો ઉદય ન હોય તે કાળે જ થાય છે તે આ પ્રમાણે—

દેવત્રિકનો ઉદય દેવગતિમાં, નરકત્રિકનો ઉદય નરકગતિમાં, અને વૈક્રિયદ્વિકનો ઉદય તે બંને ગતિમાં હોય છે. દેવો અને નારકીઓ ભવ સ્વભાવે જ એ આઠ પ્રકૃતિઓ બાંધતા નથી.

તીર્થંકરનામકર્મનો ઉદય કેવળજ્ઞાન થાય ત્યારે હોય છે તે વખતે તે કર્મપ્રકૃતિનો બંધ થતો નથી. કારણ કે અપૂર્વકરણ ગુણઠાણે જ તેનો બંધવિચ્છેદ થાય છે.

આહારક શરીર કરવામાં પ્રવૃત્ત થયેલો આત્મા લબ્ધિ ફોરવવાના કાર્યમાં વ્યગ્ર થયેલો

---

૧ વૈક્રિય શરીર અને વૈક્રિય અંગોપાગ પોતાનો ઉદય ન હોય ત્યારે બંધાય છે એમ જે કહ્યું તે ભવપ્રત્યયિક વિવક્ષા કરીને કહ્યું હોય એમ લાગે છે. કારણ કે વૈક્રિય શરીરિ મનુષ્ય તિર્યંચ દેવ પ્રાયોગ્ય [illegible] બાંધતા વૈક્રિય[illegible] બાંધે છે.

હોવાથી પ્રમત્ત હોય છે તેથી અને ત્યારપછીના કાળમાં તથાપ્રકારની વિશુદ્ધિનો અભાવ હોવાથી મંદસંયમસ્થાનમાં વર્ત્તે છે માટે [1]આહારક શરીરિ આહારકદ્વિકનો બંધ કરતો નથી. માટે એ સઘળી પ્રકૃતિઓ સ્વાનુદયબંધિ કહેવાય છે.

તથા ધ્રુવોદયિ—જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણ ચતુષ્ક, અંતરાય પંચક, મિથ્યાત્વમોહનીય નિર્માણ, તૈજસ, કાર્મણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ અને વર્ણચતુષ્ક, એ સત્તાવીસ પ્રકૃતિઓનો ઉદય છતાં જ બંધ થાય છે. કારણ કે એ સઘળી પ્રકૃતિઓ ધ્રુવોદયિ હોવાથી તેઓનો સર્વદા ઉદય છે.

શેષ નિદ્રાપંચક, જાતિપંચક, સંસ્થાનકષટ્ક, સંઘયણષટ્ક, સોળ કષાય, નવ નોકષાય, પરાઘાત, ઉપઘાત, આતપ, ઉદ્યોત, ઉચ્છ્વાસ. સાત અસાત વેદનીય, ઉચ્ચગોત્ર, મનુષ્યત્રિક, તિર્યંચત્રિક, ઔદારિકદ્વિક, શુભ અશુભ વિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત. સાધારણ, સુસ્વર, સુભગ, આદેય, યશકીર્તિ, દુઃસ્વર, દુર્ભગ, અનાદેય, અને અપયશકીર્તિ એ બાશી પ્રકૃતિઓ સ્વોદયાનુદયબંધિ છે. કારણ કે એ સઘળી પ્રકૃતિઓ મનુષ્ય તિર્યંચોને[2] ઉદય હોય કે ન હોય ત્યારે બંધાય છે. માટે સ્વોદયાનુબંધિ કહેવાય છે. ૫૫

હવે જે પ્રકૃતિઓનો સાથે જ બંધ અને ઉદયનો વિચ્છેદ થાય છે, તે પ્રકૃતિઓ કહે છે—

---

૧ આહારક શરીર અને આહારક અંગોપાંગ પણ પોતાનો ઉદય ન હોવ ત્યારે બંધાય છે એમ ઉપર કહ્યું છે પરંતુ સપ્તતિકા ભાષ્યમાં એકત્રીશના બંધે બે ઉદયસ્થાનક લીધા છે. તે આ પ્રમાણે— ૨૯–૩૦. તેમા ૨૯ નો ઉદય પ્રમત્તપણામાં આહારક અથવા વૈક્રિય શરીર કરીને અપ્રમત્ત ગુણસ્થાનકને પ્રાપ્ત કરનાર ઉદ્યોતના ઉદય વિનાના સંયતને કહ્યો છે, અને ત્રીશનો ઉદય ઉદ્યોતના વેદક વૈક્રિય અથવા આહારક શરીરિને અથવા સ્વભાવસ્થ સંયતને કહ્યો છે. અહિં એકત્રીશનો બંધ આહારકદ્વિક સહિત છે અને તેના બંધક સામાન્ય રીતે ૨૯ અને ૩૦ એ બંને ઉદયવાળા આહારક અને વૈક્રિય શરીરિ લીધા છે. આહારક શરીરિ માટે કંઇ જુદું કહ્યું નથી. આહારક શરીરિને આહારકનો ઉદય હોય જ એટલે અહિં આહારક શરીરિને પણ આહારદ્વિકનો બંધ લીધો છે જુઓ સપ્તતિકાભાષ્ય પાનુ ૮૭ ગાથા ૧૨૫. તથા પા. ૧૦૯ ગા. ૧૬૪ મા અપ્રમત્ત સંયતને ૨૮–૨૯–૩૦–૩૧ એ ચાર બંધસ્થાનક કહ્યા છે અને ૨૯–૩૦ બે ઉદયસ્થાનક કહ્યા છે. તેમાં પહેલુ ઉદયસ્થાન વૈક્રિય અને આહારક સંયતને કહ્યું છે. બીજું વૈક્રિય આહારક સંયતને અથવા સ્વભાવસ્થ સંયતને કહ્યું છે. તેમા અપ્રમત્ત સંયતને ૨૯–૩૦ એ બને ઉદયસ્થાનકમા ૨૮ ના બંધે ૮૮ નુ સત્તાસ્થાન, ૨૯ ના બધે ૮૯ નું, ૩૦ ના બધે ૯૨નુ અને ૩૧ ના બધે ત્રાણુંનું સત્તાસ્થાન કહ્યું છે. અહિં આહારકશરીરિ એકત્રીસ ન બાધે એમ કહ્યું નથી. અહિં અલ્પ હોવાને લીધે વિવક્ષા ન કરી હોય તો સંભવે છે. તત્ત્વ જ્ઞાની મહારાજ જાણે.

૨ અહિં મનુષ્ય તિર્યંચોને ઉદય હોય કે ન હોય ત્યારે બંધાય છે એમ કહેવાનું કારણ ઉક્ત પ્રકૃતિઓમાંથી લગભગ સઘળી પ્રકૃતિઓ તેઓ બાધે છે તે છે. દેવ નારકીઓ પણ ઉક્ત પ્રકૃતિઓમાંથી તેને જેનો ઉદય સંભવી શકે છે, તેનો ઉદય હોય કે ન હોય છતાં ઉક્ત પ્રકૃતિઓમાંથી સ્વયોગ્ય પ્રકૃતિઓ બાધે છે.

गयचरिमलोभधुवबंधि मोहहासरइमणुयपुव्वीणं ।
सुहुमतिगआयवाणं सपुरिसवेयाण बंधुदया ॥ ५६ ॥

वोच्छिज्जंति समं चिय कमसो सेसाण उक्कमेणं तु ।
अट्ठण्हमजससुरतिगवेउव्वाहारजुयलाणं ॥ ५७ ॥

गतचरमलोभध्रुवबन्धिमोहहास्यरतिमनुजानुपूर्वीणाम् ।
सूक्ष्मत्रिकातपानां सपुरुषवेदानां बन्धोदयौ ॥ ५६ ॥

व्यवच्छिद्येते सममेव क्रमशः शेषाणामुत्क्रमेण तु ।
अष्टानामयशःसुरत्रिकवैक्रियाहारयुगलानाम् ॥ ५७ ॥

અર્થ—સંજવલન લોભ વિના મોહનીયકર્મની ધ્રુવબંધિની પ્રકૃતિઓ, હાસ્ય રતિ, મનુષ્યાનુપૂર્વિ, સૂક્ષ્મત્રિક. આતપ અને પુરૂષવેદ એટલી પ્રકૃતિઓનો બંધ અને ઉદય સાથે જ વિચ્છેદ થાય છે. શેષ પ્રકૃતિઓનો ક્રમપૂર્વક વિચ્છેદ થાય છે અને અયશકીર્તિ, સુરત્રિક, વૈક્રિયદ્વિક અને આહારાદ્વક, એ પ્રકૃતિઓનો ઉત્ક્રમે બંધ ઉદયનો વિચ્છેદ થાય છે. ૫૬-૫૭

ટીકાનુ૦—સંજવલન લોભ સિવાયની મોહનીયકર્મની ધ્રુવબંધિની પંદર કષાય, મિથ્યાત્વ ભય અને જુગુપ્સા એ અઢાર કર્મ પ્રકૃતિઓ. હાસ્ય, રતિ. મનુષ્યાનુપૂર્વિ, સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણરૂપ સૂક્ષ્મત્રિક, આતપનામ અને પુરૂષવેદ એ સઘળી મળી છવ્વીસ પ્રકૃતિનો બંધ અને ઉદય સાથે જ વિચ્છેદ થાય છે. એટલે કે એ પ્રકૃતિઓનો જે ગુણસ્થાને બંધ વિચ્છેદ થાય છે તે જ ગુણસ્થાનકે ઉદય વિચ્છેદ પણ થાય છે. તે આ પ્રમાણે—

સૂક્ષ્મત્રિક આતપ અને મિથ્યાત્વ મોહનીયનો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે, અનંતાનુબંધિનો સાસ્વાદને, મનુજાનુપૂર્વિ અને અપ્રત્યાખ્યાનાવરણીય કષાયનો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે, પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો દેશવિરતિ ગુણઠાણે હાસ્ય રતિ ભય અને જુગુપ્સાનો અપૂર્વકરણે, સંજવલન ક્રોધ, માન, માયા અને પુરૂષવેદનો અનિવૃત્તિ બાદર સંપરાય ગુણઠાણે સાથે જ બંધ અને ઉદયનો વિચ્છેદ થાય છે તેથી તે સમક વ્યવચ્છિદ્યમાન બંધોદયા કહેવાય છે.

તથા આ છવ્વીસ અને હવે પછી અયશઃકીર્તિ આદિ જે આઠ કહેશે તે સિવાય શેષ છયાસી પ્રકૃતિઓનો બંધ અને ઉદય ક્રમપૂર્વક એટલે કે પહેલા બંધનો. ત્યારપછી ઉદયનો વિચ્છેદ થાય છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીય પંચક, અંતરાય પંચક અને દર્શનાવરણ ચતુષ્ક એ ચૌદ પ્રકૃતિઓનો સૂક્ષ્મ સંપરાયના ચરમ સમયે બંધ વિચ્છેદ અને ક્ષીણ કષાયના ચરમ સમયે ઉદય વિચ્છેદ થાય છે. નિદ્રા અને પ્રચલાનો અપૂર્વકરણના પહેલા ભાગે બંધ વિચ્છેદ અને ક્ષીણ કષાયના

દ્વિચરમ સમયે ઉદય વિચ્છેદ, અસાત વેદનીયનો પ્રમત્તે અને સાત વેદનીયનો સયોગિના ચરમ સમયે બંધ વિચ્છેદ અને એ બંનેનો સયોગિ કેવળીના ચરમ સમયે ઉદય વિચ્છેદ, છેલ્લા સંસ્થાનનો મિથ્યાદષ્ટિ ગુણઠાણે, વચલા ચાર સંસ્થાન, અપ્રશસ્ત વિહાયોગતિ અને દુઃસ્વરનો સાસ્વાદને, ઔદારિકદ્વિક અને પ્રથમ સંઘયણનો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે, અસ્થિર અને અશુભનો પ્રમત્ત સંયતે, તૈજસ, કાર્મણ, સમચતુરસ્ર સંસ્થાન, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ ચતુષ્ક, પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર અને નિર્માણનો અપૂર્વકરણના છઠ્ઠા ભાગે બંધ વિચ્છેદ થાય છે. અને છેલ્લા સંસ્થાનથી આરંભી નિર્માણ સુધીની અઠાવીસે પ્રકૃતિઓનો સયોગિ કેવળીના ચરમ સમયે ઉદય વિચ્છેદ થાય છે. તથા મનુષ્યત્રિકનો[1] અવિરતિ ગુણઠાણે પંચેન્દ્રિય જાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, તીર્થંકર એટલી પ્રકૃતિઓનો અપૂર્વકરણના છઠ્ઠા ભાગે અને યશઃકીર્તિ તથા ઉચ્ચગોત્રનો સૂક્ષ્મ સંપરાયના ચરમસમયે બંધવિચ્છેદ થાય છે અને આ બારે પ્રકૃતિઓનો અયોગિ કેવળીના ચરમ સમયે ઉદય-વિચ્છેદ થાય છે, તથા સ્થાવરનામ, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય જાતિ નામનો, તથા નરકત્રિકનો અને છેલ્લા સંઘયણનો, તથા નપુંસકવેદનો મિથ્યાદષ્ટિ ગુણઠાણે બંધવિચ્છેદ થાય છે. અને ઉદયવિચ્છેદ અનુક્રમે સાસ્વાદને, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે, અપ્રમત્ત સંયતે અને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણઠાણે થાય છે. તથા સ્ત્રીવેદનો બંધ-વિચ્છેદ સાસ્વાદને અને ઉદયવિચ્છેદ નવમે ગુણઠાણે થાય છે. તથા તિર્યંચાનુપૂર્વિ, દુર્ભગ અને અનાદેયનો તથા તિર્યંચગતિ, તિર્યંચાયુ, ઉદ્યોત અને નીચગોત્રનો તથા સ્ત્યાનર્દ્ધિત્રિકનો તથા ચોથા પાંચમા સંઘયણનો તથા બીજા ત્રીજા સંઘયણનો ઉપરોક્ત સઘળી પ્રકૃતિઓનો બંધ વિચ્છેદ સાસ્વાદન ગુણઠાણે થાય છે અને ઉદય વિચ્છેદ અનુક્રમે અવિરતિ ગુણઠાણે દેશવિરતિ ગુણઠાણે, પ્રમત્તે, અપ્રમત્તે અને ઉપશાંતમોહ ગુણઠાણે થાય છે. તથા અરતિશોકનો બંધવિચ્છેદ પ્રમત્ત સંયતે અને ઉદયવિચ્છેદ અપૂર્વકરણે થાય છે. સંજ્વલન લોભનો બંધ વિચ્છેદ નવમા ગુણસ્થાનકના ચરમસમયે અને ઉદય વિચ્છેદ સૂક્ષ્મસંપરાયના ચરમસમયે થાય છે. તે હેતુથી આ છયાસી પ્રકૃતિઓ ક્રમવ્યવચ્છિદ્યમાન બંધોદયા કહેવાય છે.

તથા અયશઃકીર્તિ, સુરત્રિક, વૈક્રિયદ્વિક, અને આહારકદ્વિક, એ આઠ પ્રકૃતિઓનો પહેલા ઉદય અને પછી બંધવિચ્છેદ થતો હોવાથી ઉત્ક્રમ વ્યવચ્છિદ્યમાન બંધોદયા કહેવાય છે. તે આ પ્રમાણે—

અયશઃ-કીર્તિનો પ્રમત્તે, દેવાયુનો અપ્રમત્તે, દેવદ્વિક અને વૈક્રિયદ્વિકનો અપૂર્વકરણે બંધ વિચ્છેદ થાય છે અને એ છએ પ્રકૃતિઓનો ઉદય વિચ્છેદ ચોથે ગુણઠાણે થાય છે. તથા

---

૧ અહિં મનુષ્યત્રિકમાં મનુષ્યાનુપૂર્વિ લીધી છે અને તેનો ઉદય વિચ્છેદ અયોગિના ચરમ સમયે થાય છે એમ કહ્યું છે, એ વિચારણીય છે. કારણ કે કોઇપણ આનુપૂર્વિનો ઉદય પહેલા બીજા અને ચોથા એ ત્રણ ગુણસ્થાનકે જ હોય છે. અન્યત્ર હોતો નથી. કદાચ પ્રદેશોદયની અપેક્ષાએ કહેવામાં આવે તો તે પણ યોગ્ય નથી કારણ કે પ્રદેશોદયે તો સંઘયણ, સંસ્થાન નામકર્માદિ તદ્ન્તર પ્રકૃતિઓ પણ હોય છે. એટલે બંધ અને ઉદયમાં ચોથે જ જતી હોવાથી તેને સમકવ્યવચ્છિદ્યમાન બંધોદયમાં ગ્રહણ કરવી જોઇએ એમ લાગે છે પછી જ્ઞાની મહારાજ જાણે.

આહારદ્વિકનો અપૂર્વકરણે બંધવિચ્છેદ અને અપ્રમત્ત સંયતે ઉદયવિચ્છેદ થાય છે, માટે તે આઠે ઉત્ક્રમવ્યવચ્છિદ્યમાન બંધોદયા કહેવાય છે. ૫૬-૫૭

હવે સાંતરાદિ પ્રકૃતિઓ કહે છે—

**धुवबंधिणी तित्थगरनाम आउयचउक्क बावन्ना ।**
**एया निरंतराओ सगवीसुभ संतरा सेसा ॥ ५८ ॥**

ध्रुवबन्धिन्यः तीर्थकरनाम आयुश्चतुष्कं द्वापञ्चाशत् ।
एता निरन्तराः सप्तविंशतिरुभयाः सान्तराः शेषाः ॥५८॥

અર્થ—ધ્રુવબન્ધિની પ્રકૃતિઓ, તીર્થંકરનામ, આયુઃચતુષ્ક એ બાવન પ્રકૃતિઓ નિરંતરા છે, હવે કહેવાશે તે સત્તાવીશ ઉભયા અને શેષ પ્રકૃતિઓ સાન્તરા છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણ પંચક, અંતરાય પંચક, દર્શનાવરણ નવક, સોળ કષાય, મિથ્યાત્વ, ભય, જુગુપ્સા, અગુરૂલઘુ, નિર્માણ, તૈજસ, કાર્મણ, ઉપઘાત અને વર્ણચતુષ્ક એ સુડતાલીસ ધ્રુવબંધિની પ્રકૃતિઓ તથા તીર્થંકર નામ અને આયુઃચતુષ્ક એ બાવન પ્રકૃતિઓ નિરંતરા છે.

નિરંતરાનું સ્વરૂપ સાઠમી ગાથામાં કહેશે. તથા હવે પછીની ગાથામાં કહેવાશે તે સત્તાવીશ પ્રકૃતિઓ સાન્તરનિરન્તરા છે અને શેષ એકતાલીસ પ્રકૃતિઓ સાન્તરા છે. ૫૮

હવે સાન્તરનિરન્તરા સત્તાવીસ પ્રકૃતિઓના નામ કહે છે—

**चउरंसउसभपरघाउसासपुंसगलसायसुभखगई ।**
**वेउव्विउरलसुरनरतिरिगोयदुसुसरतसतिचऊ ॥५९॥**

चतुरस्रर्षभपराघातोच्छ्वासपुंसकलसातशुभखगतयः ।
वैक्रियौदारिकसुरनरतिर्यग्गोत्रद्विकसुस्वरत्रसत्रिकचतुः ॥५९॥

અર્થ તથા ટીકાનુ૦—સમચતુરસ્ર સંસ્થાન, વજ્રર્ષભનારાચસંઘયણ, પરાઘાત, ઉચ્છ્વાસ, પુરૂષવેદ, પંચેન્દ્રિય જાતિ, સાતાવેદનીય, શુભવિહાયોગતિ, વૈક્રિયદ્વિક, ઔદારિકદ્વિક, સુરદ્વિક, મનુષ્યદ્વિક, તિર્યંચદ્વિક, ગોત્રદ્વિક—ઉચ્ચગોત્ર નીચગોત્ર, સુસ્વરત્રિક—સુસ્વર સુભગ અને આદેય, ત્રસચતુષ્ક—ત્રસ બાદર પર્યાપ્ત અને પ્રત્યેક; એ સત્તાવીસ પ્રકૃતિઓ ઉભયા—સાન્તર નિરન્તરા છે. ૫૯

હવે સાન્તર નિરન્તરાદિનો અર્થ કહે છે—

**समयाओ अंतमुहू उक्कोसा जाण संतरा ताओ ।**
**बंधेहियंमि उभया निरंतरा तम्मि उ जहन्ने ॥६०॥**

समयादन्तर्मुहूर्त्तमुत्कृष्टो यासां सान्तरास्ताः ।
बन्धेऽधिके उभयाः निरन्तरास्तस्मिंस्तु जघन्यः ॥६०॥

અર્થ—જે કર્મપ્રકૃતિઓનો સમયથી આરંભી ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત પર્યંત બંધ થતો હોય તે સાંતરા કહેવાય છે તથા જે પ્રકૃતિઓનો સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત અને તેથી પણ અધિક બંધ થતો હોય તે સાંતરનિરંતરા કહેવાય છે અને જે પ્રકૃતિઓનો જઘન્ય પણ અંતર્મુહૂર્ત્ત બન્ધ થતો હોય તે નિરન્તરા કહેવાય છે.

ટીકાનુ૦—જે કર્મપ્રકૃતિઓનો જઘન્ય સમયમાત્ર બંધ થતો હોય અને ઉત્કૃષ્ટ સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત પર્યંત બંધ થતો હોય, તેથી વધારે કાળ ન થતો હોય તે સાન્તરા પ્રકૃતિઓ છે. કેમકે અંતર્મુહૂર્ત્તમા પણ બધ આશ્રયી વ્યવધાન પડે છે, અંતર્મુહૂર્ત્તકાળ પણ નિરંતર થતો નથી તેથી તે સાન્તરા કહેવાય છે. તે પ્રકૃતિઓ આ પ્રમાણે—અસાતવેદનીય, સ્ત્રીવેદ, નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, શોક, નરકદ્વિક, આહારકદ્વિક, પહેલા વિના પાંચ સસ્થાન, પહેલા વિના પાંચ સઘયણ, આદિની ચાર એકેન્દ્રિયાદિ જાતિ, આતપ, ઉદ્યોત; અપ્રશસ્ત વિહાયોગતિ, સ્થિર, શુભ, યશઃકીર્ત્તિ, અને સ્થાવરદશક. આ સઘળી પ્રકૃતિઓ જઘન્યથી એક સમય બંધાય છે અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત પર્યંત બંધાય છે. ત્યાર પછી પોતાના સામાન્ય બંધ હેતુનો સદ્ભાવ છતાં પણ તથાસ્વભાવે તે પ્રકૃતિઓના બંધ યોગ્ય અધ્યવસાયોનું પરાવર્ત્તન થતું હોવાથી અવશ્ય બંધાતી નથી પરંતુ તેની પ્રતિપક્ષ પ્રકૃતિઓ બંધાય છે માટે સાન્તરા કહેવાય છે.

જે પ્રકૃતિઓનો જઘન્યથી સમયમાત્ર બંધ થતો હોય અને ઉત્કૃષ્ટથી સમયથી આરંભી નિરન્તર અંતર્મુહૂર્ત્તની ઉપર અસખ્ય કાળ પર્યંત બંધ થતો હોય તે સાન્તરનિરન્તરા કહેવાય છે. કારણ કે અંતર્મુહૂર્ત્તમાં બંધ આશ્રયી અંતર પડે છે અને અસંખ્ય કાળ પર્યંત નિરન્તર પણ બંધાય છે. તે પૂર્વે કહેલી સમચતુરસ્રાદિ સત્તાવીસ પ્રકૃતિઓ છે. તે પ્રકૃતિઓ જઘન્ય સમયમાત્ર બંધાય છે માટે સાંતરા છે અને ઉત્કૃષ્ટથી અનુત્તરાદિ દેવો અસંખ્યકાળ પર્યંત પણ નિરંતર બાંધે છે, માટે અતર્મુહૂર્ત્તમાં બધનું અંતર નહિ હોવાથી નિરન્તરા કહેવાય છે.

તથા જે પ્રકૃતિઓનો જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત પર્યંત બંધ થતો હોય અંતર્મુહૂર્ત્તમાં બંધનું અંતર ન જ પડતું હોય તે નિરન્તરા કહેવાય છે અને તે પહેલાં કહેલી ધ્રુવબન્ધિ આદિ બાવન પ્રકૃતિઓ છે. એ પ્રકૃતિઓ જઘન્યથી પણઅંતર્મુહૂર્ત્તપર્યંત નિરન્તર બંધાય છે.

તાત્પર્ય એ કે જે પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્ત પર્યંત નિરન્તર બંધાતી હોય તેટલા કાળમાં અંતર ન જ પડતું હોય તે નિરન્તરા. અંતર્મુહૂર્ત્ત કાળમાં પણ અંતર પડતું હોય તે સાન્તરા અને જે પ્રકૃતિઓનું અંતર્મુહૂર્ત્ત કાળમાં બંધ આશ્રયી અંતર પડતું પણ હોય અને અંતર્મુહૂર્ત્ત પર્યંત અને તેથી વધારે અસંખ્યકાળ પણ નિરંતર બંધાતી હોય તે સાન્તર નિરન્તરા કહેવાય છે. ૬૦

આ પ્રમાણે નિરન્તરાદિ પ્રકૃતિઓ કહી. હવે ઉદયબંધોત્કૃષ્ટાદિ પ્રકૃતિઓને કહેવા ઇચ્છતા પહેલા તેનુ સ્વરૂપ કહે છે—

उदए व अणुदए वा बंधाओ अन्नसंकमाओ वा ।
ठितिसंतं जाण भवे उक्कोसं ता तयक्खाओ ॥६१॥

उदये वा अनुदये वा बन्धादन्यसंक्रमाद्वा ।
स्थितिसत्कर्म यासां भवेदुत्कृष्टं तास्तदाख्याः ॥६१॥

અર્થ—બંધ વડે અથવા અન્યના સંક્રમવડે ઉદય હોય અથવા ન હોય છતાં જે કર્મ-પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા થાય તે પ્રકૃતિઓ તે સંજ્ઞાવાળી સમજવી.

ટીકાનુ૦—જે કર્મ પ્રકૃતિઓનો ઉદય હોય અથવા ન હોય છતાં બંધ વડે કે અન્ય પ્રકૃતિઓના દલિકોના સંક્રમ વડે ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા થાય તે પ્રકૃતિઓ તેને અનુરૂપ સંજ્ઞાવાળી સમજવી. તે આ પ્રમાણે—

જે કર્મ પ્રકૃતિઓની વિપાકોદય હોય ત્યારે બંધ વડે મૂળકર્મની જેટલી સ્થિતિ છે તેટલી સ્થિતિ બંધાય તે ઉદય બંધોત્કૃષ્ટ એટલે મૂળકર્મનો જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે, તેટલો સ્થિતિબંધ જે ઉત્તર પ્રકૃતિઓનો બંધાતી વખતે થતો હોય તે હવે જે જે પ્રકૃઓનો ઉદય હોય ત્યારે જ ઉત્કૃષ્ટ બંધ થતો હોય તે ઉદય બંધોત્કૃષ્ટ. જેમકે—મતિજ્ઞાનાવરણીય કર્મ.

જેઓનો ઉદય ન હોય ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતો હોય તે અનુદય બંધોત્કૃષ્ટ. જેમકે પાંચ નિદ્રા.

તથા પોતાના મૂળકર્મનો જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય તેટલો સ્થિતિબંધ જે કર્મ-પ્રકૃતિઓનો બંધાતી વખતે ન થતો હોય પરંતુ સ્વજાતીય પ્રકૃતિઓના દલિકોના સંક્રમવડે થતો હોય તે સંક્રમોત્કૃષ્ટ કહેવાય. તેમાં જ્યારે ઉદય હોય ત્યારે જે પ્રકૃતિઓને અન્ય સ્વ-જાતીય દલિકોના સંક્રમવડે ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય તે ઉદય સંક્રમોત્કૃષ્ટ જેમકે-સાતવેદનીય.

ઉદય ન હોય ત્યારે સંક્રમવડે ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય તે અનુદયસંક્રમોત્કૃષ્ટ કહેવાય. જેમકે—દેવગતિ નામકર્મ. ૬૧

તેમાં [1]અનાનુપૂર્વિએ પણ કહી શકાય છે, એ જણાવવા પહેલાં ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહે છે—

---

૧ શાસ્ત્રોમાં (૧) પૂર્વાનુપૂર્વી, (૨) પશ્ચાનુપૂર્વી અને (૩) અનાનુપૂર્વી એમ ત્રણ પ્રકારે પદાર્થોનું વર્ણન આવે છે.

(૧) જે પદાર્થનું જે ક્રમે નિરુપણ કરવામાં આવ્યુ હોય તે જ ક્રમે એકેક પદાર્થનુ સ્વરૂપ બતાવવુ તે પૂર્વાનુપૂર્વી. (૨) જે પદાર્થનું જે ક્રમે નિરુપણ કરવામાં આવ્યું હોય તેથી તદ્દન ઉલટા ક્રમે

मणुगइ सायं सम्मं थिरहासाइछवेयसुभखगई ।
रिसह चउरंसगाईपणुच्च उदसंकमुक्कोसा ॥६२॥

मनुष्यगतिः सातं सम्यक्त्वं स्थिरहास्यादिषट्कवेदशुभखगतयः ।
ऋषभचतुरस्रादिपञ्चोच्चं उदयसंक्रमोत्कृष्टाः ॥६२॥

અર્થ—મનુષ્યગતિ, સાતવેદનીય, સમ્યક્ત્વમોહનીય, સ્થિર ષટ્ક, હાસ્યાદિ ષટ્ક, ત્રણ વેદ, શુભ વિહાયોગતિ, વજ્રઋષભનારાચાદિ પાંચ સંઘયણ, સમચતુરસ્રાદિ પાંચ સંસ્થાન, અને ઉચ્ચ ગોત્ર એ ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—મનુષ્યગતિ, સાતવેદનીય, સમ્યક્ત્વમોહનીય, સ્થિરાદિ ષટ્ક-સ્થિર શુભ સૌભાગ્ય સુસ્વર આદેય અને યશઃકીર્ત્તિ, હાસ્યાદિ ષટ્ક-હાસ્ય રતિ અરતિ શોક ભય અને જુગુપ્સા વેદત્રિક-સ્ત્રીવેદ પુરૂષવેદ અને નપુંસકવેદ, શુભ વિહાયોગતિ, વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ અને કીલિકા એ પાંચ સંઘયણ, સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડલ, સાદિ, વામન અને કુબ્જ એ પાંચ સંસ્થાન, અને ઉચ્ચગોત્ર એ ત્રીશ કર્મપ્રકૃતિઓ ઉદય સંક્રમોત્કૃષ્ટ છે.

આ પ્રકૃતિઓનો જ્યારે ઉદય હોય ત્યારે તેની વિપક્ષભૂત સ્વજાતીય નરકગતિ, અસાત વેદનીય અને મિથ્યાત્વમોહનીયાદિ કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને તેની બંધાવલિકા વીત્યા બાદ ઉદય પ્રાપ્ત ઉપરોક્ત મનુષ્યગતિ આદિ પ્રકૃતિઓનો બંધ શરૂ કરે. એટલે પ્રાપ્ત અને બંધાતી તે મનુષ્યગત્યાદિમાં નરકગત્યાદિ વિપક્ષ પ્રકૃતિના દલિકોને સંક્રમાવે એટલે સંક્રમથી ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય. બંધાવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી તેમાં કોઇ પણ કરણ લાગે નહિ માટે બંધાવલિકા જવી જોઇએ. અને જેમાં સંક્રમ થવાનો છે તેનો બંધ શરૂ થાય એટલે જ તેમાં સંક્રમ થાય. કારણ બંધાતી પ્રકૃતિજ પતદ્ગ્રહ થાય છે. અને પતદ્ગ્રહ સિવાય કોઇ પ્રકૃતિઓ સંક્રમેજ નહિ માટે મનુષ્યગત્યાદિનો બંધ થવો જોઇએ એમ કહ્યું છે.

દાખલા તરીકે મનુષ્યગતિનો જ્યારે ઉદય હોય ત્યારે નરકગતિની વીશકોડાકોડીની સ્થિતિ બાંધે તેની બંધાવલિકા વીત્યા બાદ મનુષ્યગતિનો બંધ શરૂ કરે તેમાં ઉદયાવલિકા ઉપરના નરકગતિના દલિકો સંક્રમાવે ત્યારે મનુષ્યગતિમાં ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય.

એ પ્રમાણે સાતવેદનીયાદિ માટે પણ સમજવું. સંક્રમવડે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થવાનું

એટલે કે છેલ્લેથી પહેલા સુધી એકેક પદાર્થનું સ્વરૂપ બતાવવું તે પશ્ચાનુપૂર્વી. (૩) જે પદાર્થનું જે ક્રમે નિરૂપણ કરવામાં આવ્યું હોય તે પદાર્થનું ઉપર જણાવેલ બંને ક્રમો વિના આડું અવળું સ્વરૂપ બતાવવું તે અનાનુપૂર્વી કહેવાય છે.

અહિં મૂળ ગાથામાં જણાવેલ ચાર પદાર્થોમાંથી પ્રથમ ત્રીજાનું પછી ચોથાનું, બીજાનું અને પહેલાનું વર્ણન કરવામા આવ્યુ છે માટે આ વર્ણન અનાનુપૂર્વીએ કર્યું છે તેમ કહેવાય છે.

કારણ શુભ પ્રકૃતિઓનો સ્થિતિબંધ અલ્પ થાય છે; અશુભનો ઉત્કૃષ્ટ થાય છે. એટલે અશુભ પ્રકૃતિઓના દલિકોના સંક્રમવડેજ શુભ પ્રકૃતિઓમાં ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય, અન્યથા નહિ. માટે તેઓ ઉદય સંક્રમોત્કૃષ્ટ કહેવાય છે.

હવે અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહે છે—

मणुयाणुपुव्विमीसगआहारगदेवजुगलविगलाणि ।
सुहुमाइतिगं तित्थं अणुदयसंकमण उक्कोसा ॥६३॥

मनुजानुपूर्व्विमिश्रकाहारकदेवयुगलविकलानि ।
सूक्ष्मादित्रिकं तीर्थमनुदयसंक्रमोत्कृष्टाः ॥६३॥

અર્થ—મનુષ્યાનુપૂર્વિ, મીશ્રમોહનીય, આહારકદ્વિક, દેવદ્વિક, વિકલત્રિક, સૂક્ષ્મત્રિક, અને તીર્થંકરનામકર્મ એ અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—મનુષ્યાનુપૂર્વિ, મિશ્રમોહનીય, આહારકશરીર અને આહારક અંગોપાંગ, દેવદ્વિક-દેવગતિ દેવાનુપૂર્વિ, બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ એ વિકલત્રિક, સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણ એ સૂક્ષ્મત્રિક, અને તીર્થંકરનામકર્મ એ તેર પ્રકૃતિઓ અનુદયસંક્રમોત્કૃષ્ટ છે. કારણ કે આ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ પોતાના બંધવડે થતો નથી કેમકે તેઓની સ્થિતિ પોતાના મૂળ કર્મ જેટલી બંધ સમયે બંધાતીજ નથી, પરંતુ સ્વજાતીય પ્રતિપક્ષ પ્રકૃતિઓના સંક્રમવડેજ ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય છે. તે આ પ્રમાણે—

જ્યારે પ્રકૃતિઓની પ્રતિપક્ષ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી તેની બંધાવલિકા જે સમયે પૂર્ણ થાય તે પછીના સમયે ઉપરોક્ત પ્રકૃતિઓના બંધનો આરંભ કરે, બંધાતી તે પ્રકૃતિઓમાં પૂર્વે બંધાયલી તેની પ્રતિપક્ષ નરકાનુપૂર્વિ આદિના દલિકો સંક્રમાવે એટલે સંક્રમવડે તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થાય છે. તે પણ તેઓનો ઉદય ન હોય ત્યારેજ. કારણ કે જ્યારે ઉપરોક્ત પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે તેની વિપક્ષ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધજ થતો નથી. જેમ કે મનુજાનુપૂર્વિનો ઉદય વિગ્રહગતિમાં હોય છે, વિકલત્રિક અને સૂક્ષ્મત્રિકનો ઉદય વિકલેન્દ્રિય અને સૂક્ષ્માદિ જીવોમાં હોય છે. આહારકનો ઉદય આહારક શરીરીને હોય છે, મીશ્રમોહનીયનો ઉદય ત્રીજે ગુણઠાણે હોય છે, અને તીર્થંકરનામનો ઉદય તેરમે ગુણઠાણે હોય છે, ત્યાં તેની વિપક્ષપ્રકૃતિના ઉત્કૃષ્ટ સ્થિતિબંધને યોગ્ય અધ્યવસાયોજ હોતા નથી અને દેવદ્વિકનો ઉદય દેવગતિમાં હોય છે પરંતુ ત્યાં તેનો બંધ નથી. માટે તે પ્રકૃતિઓ અનુદય સંક્રમોત્કૃષ્ટ છે. ૬૩

હવે અનુદય બંધોત્કૃષ્ટ અને ઉદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહે છે—

नारयतिरिउरलदुगं छेवट्ठेगिंदिथावरायावं ।
निद्दा अणुदयजेट्ठा उदउक्कोसा पराणाऊ ॥६४॥

नारकतिर्यगौदारिकद्विकानि सेवार्त्तैकेन्द्रियस्थावरातपानि।
निद्रा अनुदयज्येष्ठाः उदयोत्कृष्टाः परे अनायुषः ॥६४॥

અર્થ—નરકદ્વિક, તિર્યંચદ્વિક, ઔદારિકદ્વિક, સેવાર્ત્તસંઘયણ, એકેન્દ્રિય, સ્થાવર, આતપ અને પાંચ નિદ્રા એ અનુદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓ છે, અને આયુકર્મવિના શેષ પ્રકૃતિઓ ઉદયબંધોત્કૃષ્ટ છે.

ટીકાનુ૦—નરકદ્વિક, તિર્યગ્દ્વિક, ઔદારિકદ્વિક, છેવટ્ઠુસંઘયણ, એકેન્દ્રિયજાતિ, સ્થાવર-નામ, આતપનામ, અને પાચ નિદ્રા એ પંદર કર્મપ્રકૃતિઓ અનુદયબંધોત્કૃષ્ટ છે. આ સઘળી કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પોતાના મૂળકર્મના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જેટલોજ થાય છે, પરન્તુ તેઓનો ઉદય ન હોય ત્યારે થાય છે.

નરકદ્વિકાદિ ઉપરોક્ત પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિના બંધાધિકારી કોણ છે તેનો વિચાર કરતા જણાશે કે આ—પ્રકૃતિઓનો જ્યાં ઉદય છે ત્યાં તેનો ઉત્કૃષ્ટસ્થિતિબંધ થઈ શકતોજ નથી. તેમજ નિદ્રાનો જ્યારે ઉદય હોય છે ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધને યોગ્ય ક્લિષ્ટ પરિણામ થતા નથી. અને જ્યારે તેવા પ્રકારના ક્લિષ્ટ પરિણામ હોય છે ત્યારે નિદ્રાનો ઉદય હોતો નથી. કારણ કે નિદ્રામાં કષાયાદિ વૃત્તિઓ ઉલટી શાંત થાય છે. માટે તેનો ઉદય હોય ત્યારે તેનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતો નથી.

ચાર આયુ વિના શેષ સાઠ કર્મપ્રકૃતિઓ ઉદય બંધોત્કૃષ્ટ છે. તે આ પ્રમાણે-પંચેન્દ્રિય-જાતિ, વૈક્રિયદ્વિક,[1] હુંડસ્થાન, પરાઘાત, ઉચ્છ્વાસ. ઉદ્યોત, અશુભવિહાયોગતિ, અગુરુલઘુ, તૈજસ, કાર્મણ, નિર્માણ, ઉપઘાત, વર્ણાદિચતુષ્ક, સ્થિરાદિષટ્ક, ત્રસાદિચતુષ્ક, અસાતવેદનીય, નીચગોત્ર, સોળકષાય, મિથ્યાત્વમોહનીય, જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, અને દર્શનાવર-ણચતુષ્ક આ પ્રકૃતિઓનો જ્યારે ઉદય હોય ત્યારે તેઓનો પોતાના મૂળકર્મના જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે, માટે તે પ્રકૃતિઓ ઉદય બંધોત્કૃષ્ટ છે.

આયુકર્મમાં તો પરસ્પર સંક્રમ થતો નથી તેમજ બંધાતા આયુકર્મના દલિકો પૂર્વબદ્ધ આયુના ઉપચય માટે થતા નથી. પૂર્વબદ્ધઆયુ સ્વતન્ત્ર રહે છે, અને બદ્ધઆયુ પણ સ્વત-ન્ત્રજ રહે છે. તેથી ચાર પ્રકારમાંથી એક પણ પ્રકારવડે તિર્યંચ મનુષ્યાયુની ઉત્કૃષ્ટ સ્થિતિનો લાભ થતો નથી. માટે અનુદય બંધોત્કૃષ્ટાદિ ચારમાંની કોઈપણ સંજ્ઞા રહિત છે.

જો કે દેવનારકાયુ[2] પરમાર્થથી અનુદયબંધોત્કૃષ્ટ છે. કારણ કે એનો ઉદય ન હોય

---

૧ અહિં વૈક્રિયદ્વિકને ઉદયબંધોત્કૃષ્ટમા ગણ્યુ છે. જો કે તેનો ઉદય દેવ નારકીને ભવ પ્રત્યયિક છે ત્યાં તો તેનો બંધ નથી. પરંતુ ઉત્તરવૈક્રિયશરીરધારી મનુષ્યતિર્યંચો ક્લિષ્ટ પરિણામને યોગે તે બે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતબંધ કરે છે તેથી ઉદયબંધોત્કૃષ્ટમાં ગણેલ છે.

૨ દેવ નારકાયુને એક પણ સંજ્ઞામાં નહિ ગણવાનું કારણ એમ પણ હોય કે જ્યારે ઉદય બંધો-ત્કૃષ્ટાદિ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સત્તાનો વિચાર કરે ત્યારે ઉદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની પૂર્ણ સત્તા હોય છે અને અનુદય બંધોત્કૃષ્ટની એક સમય ન્યૂન હોય છે. હવે ઉપરોક્ત બે આયુને અનુદય બંધોત્કૃષ્ટમાં

ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. તો પણ પ્રયોજનના અભાવે પૂર્વાચાર્યોએ ચારમાંની કોઇ પણ સંજ્ઞામાં વિવક્ષી નથી માટે ચારમાંની એકપણ સંજ્ઞામાં ગણેલ નથી. ૬૪

હવે ઉદયવતી અને અનુદયવતીનું સ્વરૂપ કહે છે—

चरिमसमयंमि दलियं जासिं अन्नत्थ संकमे ताओ ।
अणुदयवइ इयरीओ उदयवई होंति पगईओ ॥६५॥

चरमसमये दलिकं यासामन्यत्र संक्रमयेत् ताः ।
अनुदयवत्यः इतराः उदयवत्यः भवन्ति प्रकृतयः ॥६५॥

અર્થ—જે કર્મપ્રકૃતિઓના દલિક અન્ત્ય સમયે અન્યત્ર સંક્રમે તે પ્રકૃતિઓ અનુદયવતી છે, અને ઇતર પ્રકૃતિઓ ઉદયવતી છે.

ટીકાનુ૦—જે કર્મપ્રકૃતિઓના દલિક અન્ત્ય સમયે એટલે કે તે તે પ્રકૃતિઓની સ્વરૂપ સત્તાનો નાશ જે સમયે થાય તે સમયે અન્ય પ્રકૃતિઓમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમે, અને સંક્રમીને અન્ય પ્રકૃતિરૂપે અનુભવાય તે પ્રકૃતિઓ અનુદયવતી સંજ્ઞાવાળી છે. અને જે પ્રકૃતિઓનાં દલિકો પોતાની સત્તાનો જે સમયે નાશ થાય તે સમયે સ્વસ્વરૂપે અનુભવાય તે પ્રકૃતિઓ ઉદયવતી સંજ્ઞાવાળી છે ૬૫

હવે તેજ ઉદયવતી પ્રકૃતિઓ કહે છે—

नाणंतरायआउदंसणचउवेयणीयमपुमित्थी ।
चरिमुदयउच्चवेयग उदयवई चरिमलोभो य ॥६६॥

ज्ञानान्तरायायुष्कदर्शनचतुर्वेदनीयापुंस्त्रियः ।
चरमोदयोच्चवेदका उदयवत्यश्चरमलोभश्च ॥६६॥

અર્થ—જ્ઞાનાવરણીય, અન્તરાય, આયુ, દર્શનાવરણ ચતુષ્ક, વેદનીય, નપુંસકવેદ, સ્ત્રીવેદ, અયોગિના ચરમસમયે ઉદયવતી નામકર્મની નવ પ્રકૃતિઓ, ઉચ્ચ ગોત્ર, વેદકસમ્યક્ત્વ, અને સંજ્વલન લોભ એટલી પ્રકૃતિઓ ઉદયવતી છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય પાંચ, અન્તરાય પાંચ, ચાર આયુ. દર્શનાવરણીયની ચક્ષુદર્શનાવરણીયાદિ ચાર સાત, અસાતવેદનીય, સ્ત્રીવેદ, નપુંસકવેદ, અયોગિના ચરમ સમયે નામકર્મની જે પ્રકૃતિઓનો રસોદય છે તે નવ પ્રકૃતિઓ તે આ-મનુષ્યગતિ પંચેન્દ્રિયજાતિ ત્રસ

---

ગણે તો તેની ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા પણ એક સમય ન્યૂન કેમ ન હોય? એ શંકા થાય એટલે એ શંકા જ ઉપસ્થિત ન થાય માટે પણ કોઇ સંજ્ઞામા ન ગણી હોય. કેમકે આયુની પૂર્ણ સત્તા જ હોય છે, ન્યૂન હોતી નથી.

બાદર પર્યાપ્ત સૌભાગ્ય આદેય યશઃકીર્તિ અને તીર્થંકર, ઉચ્ચગોત્ર, સમ્યક્ત્વમોહનીય, અને સંજ્વલન લોભ આ ચોત્રીશ પ્રકૃતિઓ ઉદયવતી છે, કારણ કે તેઓનો ઉદય અને સત્તાનો એક સમયેજ નાશ થાય છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણ પાંચ, અંતરાય પાંચ, અને દર્શનાવરણ ચાર એ ચૌદ પ્રકૃતિઓ ક્ષીણકષાય ગુણસ્થાનકના ચરમ સમયે કે જે સમયે તેઓની સત્તાનો નાશ થાય છે તે સમયે સ્વસ્વ-રૂપે અનુભવાય છે, માટે તે ઉદયવતી છે. એ પ્રમાણે ચરમોદયવતી નામકર્મની મનુષ્યગતિ આદિ નવ પ્રકૃતિઓ સાત અસાત વેદનીય અને ઉચ્ચગોત્ર સઘળી મળી બાર પ્રકૃતિઓનો અયોગિ કેવળિ ગુણસ્થાનકના અન્ત્ય સમયે, સંજ્વલન લોભનો ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મ સંપ-રાયના અન્ત્ય સમયે, સમ્યક્ત્વમોહનીયનો ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા પોતાના ક્ષયના ચરમ સમયે, સ્રીવેદ અને નપુંસકવેદનો તે તે વેદના ઉદયે શ્રેણિ આરંભનારને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાત ભાગ ગયા પછી તે તે વેદના ઉદયના અન્ત્ય સમયે, ચાર આયુનો પોતપોતાના ભવના ચરમ સમયે સ્વસ્વરૂપે અનુભવ થાય છે માટે તે સઘળી પ્રકૃતિઓ ઉદયવતી કહેવાય છે.

જો કે સાત અસાત વેદનીય અને સ્રી નપુંસકવેદમાં અનુદયવતીપણું પણ સંભવે છે. કારણ કે ચૌદમા ગુણસ્થાનકે એક જીવને સાતા અસાતા બેમાંથી એકનોજ ઉદય હોય છે. જેનો ઉદય હોય તે ઉદયવતી, અને જેનો ઉદય ન હોય તે અનુદયવતી. એ પ્રમાણે જે વેદના ઉદયે શ્રેણિ આરંભી હોય તે વેદ ઉદયવતી સંજ્ઞક, અને બીજો અનુદયવતી સંજ્ઞક કહેવાય. આ પ્રમાણે ઉક્ત ચાર પ્રકૃતિઓ અનુદયવતીપણું પણ સંભવે છે છતાં મુખ્ય ગુણને અવલંબીનેજ સત્પુરૂષો કર્મપ્રકૃતિઓનું નામ આપે છે. એક જીવ આશ્રયી ભલે એક પ્રકૃતિ ઉદયવતી સંજ્ઞક અને અન્ય પ્રકૃતિ અનુદયવતી સંજ્ઞક હોય પરંતુ ભિન્ન ભિન્ન જીવોની અપે-ક્ષાએ એ ચારે પ્રકૃતિઓ ઉદયવતી હોય છે, એ ધ્યાનમાં રાખીને પુર્વ પુરૂષોએ ઉદયવતી કહી છે.

શેષ એકસો ચૌદ પ્રકૃતિઓ અનુદયવતી છે. કારણ કે તે પ્રકૃતિઓનાં દલિકો ચરમ સમયે અન્યત્ર સંક્રમતા હોવાથી પોતાના રસોદયનો અભાવ છે. તે આ પ્રમાણે—

ચરમોદય સંજ્ઞાવાળી મનુષ્યગતિ આદિ નામકર્મની નવ પ્રકૃતિઓ, નરકદ્વિક, તિર્યંગ્-દ્વિક, એકેન્દ્રિય બેઇંદ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, આતપ અને અને ઉદ્યોત એ બાવીસ પ્રકૃતિઓ વર્જીને નામ કર્મની શેષ એકોત્તેર પ્રકૃતિઓ સ્તિબુક-સંક્રમવડે સંક્રમાવી ચરમ સમયે પરપ્રકૃતિના વ્યપદેશે ભગવાન અયોગિકેવળી અનુભવે છે. એ પ્રમાણે નિદ્રા અને પ્રચલાને ક્ષીણકષાય ગુણસ્થાનકવાળો અનુભવે છે. તથા મિથ્યાત્વમોહ-નીય અને મિશ્રમોહનીયને સપ્તકક્ષય કાળે સમ્યક્ત્વમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી પરવ્યપ-દેશે અનુભવે છે. અનંતાનુબંધિના ક્ષયકાળે તેના દલિકોને બધ્યમાન ચારિત્રમોહનીયમાં ગુણસંક્રમવડે સંક્રમાવી અને ઉદયાવલિકાના દલિકોને ઉદયવતી પ્રકૃતિઓમાં સ્તિબુકસંક્રમ-વડે સંક્રમાવી પરવ્યપદેશે અનુભવે છે. તથા સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, આતપ, ઉદ્યોત, એકે-

ન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, નરકદ્વિક અને તિર્યંચદ્વિક એ નામકર્મની તેર પ્રકૃતિઓ બધ્યમાન યશઃકીર્તિમાં ગુણસંક્રમવડે સંક્રમાવી ઉદયાવલિકાના દલિકોને ઉદયપ્રાપ્ત નામકર્મની પ્રકૃતિઓમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી પરરૂપે અનુભવે છે. તથા સ્ત્યાનર્દ્ધિત્રિકને પણ પહેલાં તો બધ્યમાન દર્શનાવરણીય ચતુષ્કમાં ગુણસંક્રમવડે સંક્રમાવે છે, ત્યારપછી ઉદયાવલિકાના દલિકોને સ્તિબુક સંક્રમવડે સંક્રમાવી અન્યવ્યપદેશે અનુભવે છે. એ પ્રમાણે આઠ કષાય, હાસ્યષટ્ક, પુરુષવેદ, અને સંજ્વલન ક્રોધ માન અને માયા, એ પ્રકૃતિઓને યથાયોગ્ય રીતે પુરુષવેદાદિ ઉત્તરોત્તર પ્રકૃતિઓમાં નાખે છે અને પરરૂપે અનુભવે છે. માટે ઉપરોક્ત એકસો ચાર પ્રકૃતિઓ અનુદયવતી સંજ્ઞાવાળી છે. ૬૭

ત્રીજું બંધવ્ય દ્વાર સમાપ્ત

# તૃતીયદ્વાર સારસંગ્રહ

હવે આ દ્વારમાં બાંધવા યોગ્ય આઠ પ્રકારના કર્મનો વિચાર કરેલ છે તેથી આ દ્વારનું 'બંધવ્ય' નામ રાખેલ છે.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ મૂળ કર્મપ્રકૃતિઓ છે.

સામાન્ય-વિશેષ એમ ઉભય ધર્મવાળી વસ્તુમાં રહેલ વિશેષ ધર્મને જાણવાની જે આત્મામાં રહેલ શક્તિ તે જ્ઞાન, તેને રોકનાર અર્થાત્ તેને ઢાંકનાર જેમાં મિથ્યાત્વાદિ હેતુઓની પ્રધાનતા છે એવા જીવના વ્યાપારથી ગ્રહણ કરાયેલ કાર્મણવર્ગણા અન્તર્ગત જે પુદ્ગલ સ્કંધોનો સમૂહ તે જ્ઞાનાવરણીય કર્મ.

સામાન્ય-વિશેષ એમ ઉભયધર્મવાળી વસ્તુને સામાન્ય સ્વરૂપે જાણવાની આત્મામાં રહેલી શક્તિ તે દર્શન અને તેને રોકનાર જે કર્મ તે દર્શનાવરણીય કર્મ.

જે સુખ-દુઃખ રૂપે અનુભવાય તે વેદનીય, જો કે દરેક કર્મ કોઇને કોઈ સ્વરૂપે અનુભવાય જ છે તો પણ કાદવમાં ઉત્પન્ન થયેલ દરેક પદાર્થોને પંકજ કહેવાતાં નથી પરંતુ રૂઢી વિશેષથી કમળને જ પંકજ કહેવાય છે તેમ જે સુખ-દુ.ખ રૂપે અનુભવાય તેને જ વેદનીય કર્મ કહેવાય છે.

જે કર્મના ઉદયથી જીવ આત્મિકદૃષ્ટિએ સાર-અસાર-અર્થાત્ હેય ઉપાદેય આદિના વિવેક વિનાનો થાય તે મોહનીય.

એક ભવથી બીજા ભવમાં જતાં સર્વ બાજુથી જીવને જે ઉદયમાં આવે તે અથવા કરેલ પોતપોતાના કર્મના ફળને અનુસારે પ્રાપ્ત થયેલ નરકાદિ ગતિમાંથી નીકળવાની ઇચ્છાવાળા પ્રાણીને રોકી રાખે તે આયુષ્ય.

જે કર્મ જીવને નરકત્વાદિ પર્યાયો ભોગવવા તરફ નમાવે અર્થાત્ લઈ જાય તે નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવ ઉચ્ચ-નીચ શબ્દો વડે બોલાવાય અથવા ઉચ્ચ-નીચ કુળમાં ઉત્પન્ન થવા રૂપ આત્માનો પર્યાય વિશેષ થાય તે ગોત્ર.

જે કર્મના ઉદયથી અનંત શક્તિવાળો જીવ દાનાદિકના અંતર-વ્યવધાનને પામે તે અંતરાય અથવા વિઘ્ન કર્મ છે.

અહિં પ્રકૃતિ શબ્દના જુદા જુદા ત્રણ અર્થો છે. પ્રકૃતિ=સ્વભાવ, અથવા સ્થિતિ, રસ

અને પ્રદેશનો સમુદાય તે પ્રકૃતિ, અથવા પ્રકૃતિ-ભેદ. અહિં ટીકાકારે વિશેષાવશ્યકભાષ્યના અનુસારે પ્રકૃતિ-ભેદ એ અર્થ ગ્રહણ કરેલ છે. તે મૂળકર્મના આ આઠ જ ભેદ છે.

અહિં જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મ જે ક્રમપૂર્વક કહ્યાં છે તેમાં આ કારણ છે.

જ્ઞાન-દર્શન રૂપ ચેતના એ જીવનો સ્વતત્ત્વ રૂપ સ્વભાવ-લક્ષણ છે, તેથી ચેતના વિના જીવ-અજીવમાં કોઈ ભેદ રહેતો નથી, તે બે પ્રકારની ચેતનામાં પણ જ્ઞાનની પ્રધાનતા છે કારણ કે જ્ઞાનથી જ સર્વ શાસ્ત્રોના વિષયોનો વાસ્તવિક બોધ થઈ શકે છે અને સર્વ લબ્ધિઓ પણ સાકારોપયોગ યુક્ત એટલે કે જ્ઞાનોપયોગ યુક્ત જીવને જ પ્રાપ્ત થાય છે, વળી કેવળજ્ઞાનની પ્રાપ્તિ વખતે તેમજ મોક્ષની પ્રાપ્તિ સમયે પ્રથમ જ્ઞાનોપયોગ જ હોય છે. તેથી સર્વથી પ્રથમ તેને આવરનાર જ્ઞાનાવરણીય કર્મ કહેલ છે.

જ્ઞાનોપયોગથી ચ્યુત થયેલાઓને બીજા સમયે દર્શનોપયોગ જ હોય છે માટે તેની પછી દર્શનાવરણીય કર્મ કહેલ છે.

આ બે કર્મના તીવ્રતર કે તીવ્રતમ વિપાકોદયવાળો જીવ બુદ્ધિની મંદતા અને ઇન્દ્રિયોની હીનતા આદિ દ્વારા નિત્યાન્ધતા, બધિરતા વગેરે પ્રાપ્ત કરી અન્યજીવો કરતાં પોતાને અલ્પશક્તિવાળો માની અત્યંત દુઃખનો અનુભવ કરે છે અને આ બે કર્મના તીવ્રતર તીવ્રતમ આદિ ક્ષયોપશમ પ્રાપ્ત કરેલ જીવ બુદ્ધિની કુશળતા અને ઇન્દ્રિયોની સુંદરતા આદિ પ્રાપ્ત કરી બીજાઓ કરતાં પોતાને સૂક્ષ્મ-સૂક્ષ્મતર વસ્તુઓના જ્ઞાનવાળો માનતો અત્યંત સુખનો અનુભવ કરે છે તેથી આ બે કર્મ પછી વેદનીય કર્મ કહ્યું છે.

સુખ-દુઃખનો અનુભવ કરતા સંસારી આત્માને સુખ તથા સુખના સાધનો ઉપર રાગ અને દુઃખ તથા દુઃખનાં સાધનો ઉપર દ્વેષ અવશ્ય થાય છે માટે વેદનીય પછી મોહનીય કર્મ જણાવેલ છે.

મોહમાં મૂઢ થયેલ જીવ અનેક પ્રકારનાં આરંભ-પરિગ્રહાદિક પાપો દ્વારા નરકાદિ આયુષ્ય ઉપાર્જન કરે છે એથી મોહનીય પછી આયુષ્ય કર્મ જણાવેલ છે.

નરકાદિ આયુષ્યના ઉદયને અનુસારે નરકગતિ, પંચેન્દ્રિયજાતિ ત્રસાદિ નામકર્મની પ્રકૃતિઓ ઉદયમાં આવે છે તેથી આયુષ્ય પછી નામકર્મ કહેલ છે.

નરકાદિ ગતિમાં ઉત્પન્ન થયેલ જીવ અવશ્ય ઉચ્ચ-નીચ પર્યાય વિશેષને પામે છે એ અર્થ જણાવવા માટે નામ પછી ગોત્ર કર્મ કહેલ છે.

ઉચ્ચકૂળમાં ઉત્પન્ન થયેલ જીવને ઘણું કરીને દાનાદિ પાંચે લબ્ધિઓ સુલભ અથવા વધુ પ્રમાણમાં હોય છે ત્યારે નીચકૂળમાં ઉત્પન્ન થયેલ જીવને ઘણું કરીને આ પાંચે લબ્ધિઓ દુર્લભ અથવા ઘણા ઓછા પ્રમાણમાં હોય છે એ અર્થ જણાવવા ગોત્ર પછી અંતરાય કર્મ બતાવેલ છે.

ત્યાં જ્ઞાનાવરણીય આદિ આઠે કર્મના અનુક્રમે પાંચ-નવ-બે-અઠ્ઠાવીસ-ચાર-બેતાલીસ-બે અને પાંચ ઉત્તર ભેદો છે.

પ્રથમ દ્વારમાં જેનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે તે મતિ વગેરે પાંચ જ્ઞાનોને રોકનાર અનુક્રમે મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યવજ્ઞાનાવરણીય અને કેવળજ્ઞાનાવરણીય એમ પાંચ પ્રકારે જ્ઞાનાવરણીય કર્મ છે.

અંતરાયકર્મની પ્રકૃતિઓ જ્ઞાનાવરણીયની તુલ્ય હોવાથી ક્રમપ્રાપ્ત દર્શનાવરણીય કર્મ છોડી અંતરાયકર્મની પાંચ પ્રકૃતિઓ જણાવેલ છે. ત્યારબાદ ક્રમપ્રાપ્ત દર્શનાવરણીયનુ વર્ણન કરી વેદનીયનુ વર્ણન ન કરતા ઘાતીપણાના સામ્યથી મોહનીયનું વર્ણન કરેલ છે. ત્યારબાદ ક્રમપ્રાપ્ત આયુકર્મની પ્રકૃતિઓ બતાવેલ છે જો કે તેના પછી નામકર્મનું સ્વરૂપ બતાવવું જોઇએ પરંતુ નામકર્મમાં ઘણું કહેવાનું હોવાથી અને વેદનીય તથા ગોત્રમાં અલ્પ કહેવાનુ હોવાથી આયુષ્ય પછી વેદનીય અને ગોત્રકર્મ કહી અન્તે નામકર્મનું સ્વરૂપ જણાવેલ છે.

જે કર્મના ઉદયથી દાન યાચવામા કુશળ ગુણવાન યાચક મળ્યો હોય, દાતા પાસે આપવા યોગ્ય પદાર્થ પણ હોય, દાનનું મહાન્ ફળ જાણતો હોય છતાં ય દાતા દાન ન આપી શકે તે દાનાન્તરાય.

જે કર્મના ઉદયથી દાનગુણ વડે પ્રસિદ્ધ દાતા મળ્યો હોય, તેની પાસે આપવા યોગ્ય પદાર્થો હાજર હોય, યાચક ગુણવાન હોય અને યાચના કરવામાં કુશળ હોય છતા ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત ન કરી શકે તે લાભાન્તરાય.

જે કર્મના ઉદયથી વિવક્ષિત પદાર્થનું પચ્ચક્ખાણ ન હોવા છતાં અને ઉદાસીનતા ન ન હોવા છતાં ઇષ્ટ આહારાદિક તથા વસ્ત્રાદિ પદાર્થો મળવા છતાં કેવળ કૃપણતા અથવા તબિયતાદિના કારણે ભોગવી ન શકે તે અનુક્રમે ભોગાન્તરાય અને ઉપભોગાન્તરાય કર્મ છે.

આહારાદિક જે એકવાર ભોગવાય તે ભોગ અને વસ્ત્ર, આભૂષણ, સ્ત્રી આદિ જે વારંવાર ભોગવી શકાય તે ઉપભોગ.

જે કર્મના ઉદયથી શક્તિશાળી હોવા છતા અલ્પબળવાળો થાય અથવા બળવાન હોવા છતાં કોઈપણ કાર્ય સિદ્ધ કરવામાં પ્રવૃત્તિ ન કરી શકે અથવા ઉત્સાહ વિનાનો થાય તે વીર્યાન્તરાય.

પ્રથમ દ્વારમાં જણાવેલ ચક્ષુદર્શનાદિ ચારે દર્શનોને જે રોકે તે અનુક્રમે ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ, અવધિદર્શનાવરણ અને કેવલદર્શનાવરણ છે.

દર્શનાવરણીય કર્મની બંધ, ઉદય અને સત્તામાં જ્યાં ચાર પ્રકૃતિઓ જણાવી હોય ત્યાં આ ચાર સમજવી અને જ્યાં છ બતાવી હોય ત્યાં આ ચાર અને નિદ્રા-પ્રચલા અને જ્યાં નવ પ્રકૃતિઓ બતાવી હોય ત્યાં આ છ ઉપરાંત નિદ્રાનિદ્રા-પ્રચલાપ્રચલા અને થીણદ્ધી સમજવી.

જે કર્મના ઉદયથી જે અવસ્થામાં જીવનું ચૈતન્ય અવશ્ય અસ્પષ્ટપણાને પામે તે નિદ્રા તે પાંચ પ્રકારે છે.

જે નિદ્રા-અવસ્થામાં સહેલાઇથી જાગૃત થઈ શકાય તે નિદ્રા.

જેમાં ઘણા મોટા અવાજો કરવાથી કે હાથ-પગાદિ પકડીને હલાવવા દ્વારા જાગૃત કરી શકાય તે નિદ્રા-નિદ્રા.

બેઠાં બેઠાં અથવા ઉભાં ઉભાં ઉંઘે તે પ્રચલા અને ચાલતાં ચાલતાં કે કંઈ કામકાજ કરતાં ઉંઘે તે પ્રચલા-પ્રચલા.

જાગૃત અવસ્થામાં ચિંતવેલ કાર્યને જે નિદ્રાવસ્થામાં કરે તે થીણદ્ધી. આ નિદ્રાના ઉદય-કાળે પ્રથમ સંઘયણીને અર્ધવાસુદેવ જેટલું અને અન્ય સંઘયણવાળાને પોતાના સ્વાભાવિક બળથી આઠગણું અથવા બે-ત્રણ ગણું બળ પ્રાપ્ત થાય છે.

અહિં કારણમાં કાર્યનો ઉપચાર કરી તે તે વિપાકને બતાવનારી કર્મપ્રકૃતિઓને પણ નિદ્રા વિગેરે શબ્દથી કહેલ છે.

દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય એમ મોહનીય કર્મના મુખ્ય બે પ્રકાર છે.

જે કર્મના ઉદયથી જીવાદિક નવતત્ત્વો ઉપર હેય ઉપાદેય રૂપે યથાર્થશ્રદ્ધા ન થાય અથવા શંકાદિનો સંભવ રહે તે દર્શન મોહનીય, તેના (૧) મિથ્યાત્વ (૨) મિશ્ર અને (૩) સમ્યક્ત્વ મોહનીય એમ ત્રણ પ્રકાર છે.

(૧) જે કર્મના ઉદયથી સર્વજ્ઞકથિત જીવાદિતત્ત્વોમાં હેય-ઉપાદેય આદિ સ્વરૂપે યથાર્થ શ્રદ્ધા ન થાય તે મિથ્યાત્વ મોહનીય.

(૨) જે કર્મના ઉદયથી સર્વજ્ઞકથિત જીવાદિતત્ત્વો ઉપર રાગ અને દ્વેષ પણ ન હોય તે મિશ્રમોહનીય.

(૩) સર્વજ્ઞકથિત તત્ત્વો પ્રતિ થયેલ યથાર્થ શ્રદ્ધામાં જે કર્મના ઉદયથી શંકાદિ અતિ-ચારોનો સંભવ થાય તે સમ્યક્ત્વ મોહનીય.

જે કર્મના ઉદયથી સર્વજ્ઞકથિત જીવાદિતત્ત્વોની હેય—ઉપાદેય આદિ સ્વરૂપે યથાર્થ શ્રદ્ધા હોવા છતાં હેય-ઉપાદેયાદિ રૂપે આચરણ ન કરી શકે તે ચારિત્રમોહનીય, તેના કષાય અને નોકષાય મોહનીય એમ મુખ્ય બે પ્રકાર છે.

જેની અંદર પ્રાણીઓ પરસ્પર પીડાય તે કષ=સંસાર. અને જીવ જેનાવડે તે સંસારને પામે તે કષાય. તેના (૧) અનંતાનુબંધી (૨) અપ્રત્યાખ્યાનીય (૩) પ્રત્યાખ્યાનીય અને (૪) સંજ્વલન એ ચાર ભેદ છે અને તે દરેકના (૧) ક્રોધ (૨) માન (૩) માયા અને (૪) લોભ એમ ચાર-ચાર ભેદ હોવાથી કુલ સોળ ભેદો છે.

જીવ જેના વડે અનંત સંસારને પ્રાપ્ત કરે તે અનંતાનુબંધી, આનું બીજું નામ 'સંયો-જના' છે. ત્યાં જીવને અનંત ભવો સાથે જોડે તે સંયોજના એવો અર્થ છે. આ કષાયના ઉદયથી સમ્યગ્દર્શન પ્રાપ્ત થતું નથી, સમ્યગ્દષ્ટિને આ કષાયનો ઉદય થાય તો પ્રાપ્ત થયેલ સમ્યગ્દર્શન ચાલ્યું જાય છે માટે આ કષાયો ચારિત્ર મોહનીયનો ભેદ હોવા છતાં યથાર્થ

શ્રદ્ધાનો પણ ઘાત કરનાર હોવથી આ ચાર કષાયો અને દર્શનત્રિક આ સાતને દર્શન સપ્તક કહેવામાં આવે છે.

જે કર્મના ઉદયથી જીવ દેશવિરતિના પરિણામ રૂપ અલ્પ પણ પ્રત્યાખ્યાન ન કરી શકે તે અપ્રત્યાખ્યાનીય અથવા અપ્રત્યાખ્યાનાવરણીય, જ્યાં સુધી આ કષાયોનો ઉદય હોય ત્યાં સુધી આત્મા દેશવિરતિ પામી શકતો નથી.

જેના ઉદયથી જીવ ભાવચારિત્ર રૂપ સર્વવિરતિનો સ્વીકાર ન કરી શકે અથવા જેનો ઉદય થવાથી પ્રાપ્ત થયેલ ભાવચરિત્રનો પણ નાશ થાય તે પ્રત્યાખ્યાનીય અથવા પ્રત્યાખ્યાનાવરણ.

જેના ઉદયથી ઉપસર્ગો અને પરિષહો પ્રાપ્ત થયે છતે અથવા ઇષ્ટ કે અનિષ્ટ શબ્દાદિક વિષયોની પ્રાપ્તિમા ત્યાગી મુનિ પણ રાગ-દ્વેષના પરિણામવાળા થાય તે સંજ્વલન કષાય કહેવાય છે.

પ્રથમના બાર કષાયો સમ્યક્ત્વાદિ મૂળ ગુણનો ઘાત કરનારા છે અને સંજ્વલન કષાયો સંયમમા અતિચાર માત્ર લગાડનારા એટલે કે યથાખ્યાત ચારિત્રનો ઘાત કરનારા છે.

જેના ઉદયથી જીવ ઈર્ષ્યા, અસૂયા, ગુસ્સા આદિની લાગણી વાળો થાય તે ક્રોધ.

જેના ઉદયથી જીવ ગર્વ, અભિમાન, અક્કડતા, મદ આદિની લાગણી વાળો થાય તે માન.

જેના ઉદયથી જીવ કપટ, દંભ, વક્રતા માયા આદિની લાગણીવાળો થાય તે માયા.

જેના ઉદયથી જીવ આસક્તિ, ઈચ્છા, આશા, આકર્ષણ, તૃષ્ણા આદિની લાગણીવાળો થાય તે લોભ.

જેન ઉદયથી જીવને કષાયોની ઉત્પત્તિમાં પ્રેરણા મળે અર્થાત્ પોતે સંપૂર્ણ કષાય સ્વરૂપ ન હોવા છતા કષાયોને પ્રગટ થવામા નિમિત્તભૂત અને તે નોકષાય અથવા પ્રથમના બાર કષાયોના સહચારી હોવાથી નોકષાયો કહેવાય છે તે હાસ્ય વગેરે ભેદથી નવ પ્રકારે છે.

(૧) જેના ઉદયથી જીવને બાહ્ય નિમિત્તોથી અગર નિમિત્તવિના હાસ્ય થાય તે હાસ્યમોહનીય.

(૨) જેના ઉદયથી જીવને બાહ્ય નિમિત્તથી અથવા નિમિત્ત વગર આનંદ થાય તે રતિ-મોહનીય, અણગમો થાય તે અરતિમોહનીય, શોક થાય તે શોકમોહનીય, બીક લાગે તે ભય-મોહનીય, ઘણા થાય તે જુગુપ્સા મોહનીય કહેવાય છે.

જેના ઉદયથી સ્ત્રી પ્રત્યે અભિલાષા જાગે તે પુરૂષવેદ, પુરૂષ પ્રત્યે અભિલાષા જાગે તે સ્રીવેદ અને સ્રી-પુરૂષ ઉભય પ્રત્યે અભિલાષા જાગે તે નપુંસકવેદ કહેવાય છે. આ ત્રણે વેદ અનુક્રમે તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ અભિલાષ રૂપ હોય છે.

જે કર્મના ઉદયથી જીવ અમુક નિયત કાળ સુધી દેવભવમાં ટકી રહે તે દેવાયુ, મનુષ્યભવમાં ટકી રહે તે મનુષ્યાયુ, તિર્યંચભવમાં ટકી રહે તે તિર્યંચાયુ અને નરકભવમાં ટકી રહે તે નરકાયુ.

જેના ઉદયથી જીવને આરોગ્ય અને વિષયોપભોગાદિ ઇષ્ટસાધનો દ્વારા જે આહ્લાદ ઉત્પન્ન થાય તે સાતાવેદનીય, જેના ઉદયથી જીવને માંદગી આદિ અનિષ્ટ સાધનો દ્વારા જે ખેદરૂપ દુઃખ ઉત્પન્ન થાય તે અસાતાવેદનીય.

જેના ઉદયથી ઉત્તમકુલ આદિની પ્રાપ્તિ થાય તે ઉચ્ચગોત્ર અને જેના ઉદયથી નિંદનીયકુલ-આદિની પ્રાપ્તિ થાય તે નીચગોત્ર.

નામકર્મની પ્રકૃતિઓના મુખ્ય બે પ્રકાર છે, જેના અવાન્તર ભેદો હોય તે પિંડપ્રકૃતિ. પિંડ એટલે કે એકથી વધારે પેટા ભેદોનો સમુદાય તે પિંડપ્રકૃતિઓ ચૌદ છે, જેના અવાન્તરભેદો ન હોય પણ વ્યક્તિગત પોતે એક જ પ્રકૃતિ હોય તે પ્રત્યેક પ્રકૃતિ.

તે પ્રત્યેક પ્રકૃતિઓના અપ્રતિપક્ષી અને સપ્રતિપક્ષી એમ બે પ્રકાર છે.

અગુરુલઘુ આદિ પ્રકૃતિઓને વિરુદ્ધ પ્રકૃતિઓ ન હોવાથી તે અપ્રતિપક્ષી પ્રકૃતિઓ છે અને ત્રસાદિ પ્રકૃતિઓને સ્થાવરાદિ વિરોધી પ્રકૃતિઓ હોવાથી તે સપ્રતિપક્ષી પ્રકૃતિઓ કહેવાય છે.

ગતિ, જાતિ, શરીર, અંગોપાંગ, બંધન, સંઘાતન. સંઘયણ, સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આનુપૂર્વી અને વિહાયોગતિ એ ચૌદ પિંડપ્રકૃતિઓ છે.

અગુરૂલઘુ. ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, નિર્માણ અને તીર્થંકરનામકર્મ એ આઠ અપ્રતિપક્ષી અને ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર, સૌભાગ્ય, આદેય અને યશઃકીર્તિ આ ત્રસાદિ દશ તથા સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુઃસ્વર, દૌર્ભાગ્ય, અનાદેય અને અયશઃકીર્તિ એ સ્થાવરાદિ દશ એ વીશ સપ્રતિપક્ષી એમ કુલ અઠ્ઠાવીશ પ્રત્યેક પ્રકૃતિઓ તથા પ્રથમ જણાવેલ ચૌદપિંડ પ્રકૃતિઓ એમ મૂળ ગાથામાં જણાવેલ નામકર્મની કુલ ૪૨ પ્રકૃતિઓ છે.

આ સંખ્યા માત્ર કહેવા પૂરતી જ ઉપયોગી છે એમ નથી, પરંતુ બંધાદિકમાં પ્રાપ્ત થતા દલિકોના આ ૪૨ રીતે મુખ્યપણે ભેદ પડે છે પછી શરીર, વર્ણ વગેરે કેટલી પ્રકૃતિમાં પેટા ભેદ પડે છે, વળી શતકચૂર્ણિ આદિ ગ્રંથોમાં આ બેતાલીસને ય પિંડપ્રકૃતિ કહી છે.

જે કર્મના ઉદયથી જીવ નરકત્વ, તિર્યક્ત્વ, મનુષ્યત્વ અને દેવત્વ પર્યાયને પ્રાપ્ત કરે તે અનુક્રમે નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિ નામકર્મ છે.

જે કર્મના ઉદયથી અનેક ભેદ-પ્રભેદવાળા એકેન્દ્રિયાદિ જીવોને એકેન્દ્રિયત્વાદિ રૂપ જે સમાન=એકસરખો પરિણામ થાય કે જેને લઇ અનેક પ્રકારના એકેન્દ્રિયાદિ જીવોનો એકેન્દ્રિયાદિ રૂપે વ્યવહાર થાય તે જાતિનામકર્મ.

જે કર્મના ઉદયથી અનેક ભેદ-પ્રભેદવાળા એકેન્દ્રિયજીવોમાં એવો સમાન પરિણામ થાય કે જેને લઇને તે સઘળાનો આ એકેન્દ્રિય છે એવા સામાન્ય નામથી વ્યવહાર થાય તે એકેન્દ્રિય જાતિનામકર્મ.

જે કર્મના ઉદયથી અનેક ભેદવાળા બેઇન્દ્રિય આદિ જીવોમાં એવો કોઈ સમાન બાહ્ય આકાર થાય કે જેને લઈને તે સઘળાનો આ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય કે પંચેન્દ્રિય છે એવા સામાન્ય નામથી વ્યવહાર થાય તે અનુક્રમે બેઇન્દ્રિય-તેઇન્દ્રિય-ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જાતિનામકર્મ કહેવાય છે.

અહિં તાત્પર્ય એ છે કે બાહ્ય અને અભ્યંતર નિવૃત્તિ આદિ દ્રવ્યેન્દ્રિયો ઇન્દ્રિયપર્યાપ્તિ, અંગોપાંગનામકર્મ તથા નિર્માણનામકર્મથી પ્રાપ્ત થાય છે અને લબ્ધિ ઉપયોગ રૂપ ભાવેન્દ્રિયો મતિજ્ઞાનાવરણીય અને ચક્ષુ-અચક્ષુદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થાય છે. પરંતુ અનેક આકારવાળા હોવા છતાં આ સર્વે એકેન્દ્રિય છે, બેઇન્દ્રિય છે ઇત્યાદિ એક સ્વરૂપ શબ્દ વ્યવહાર બીજા કોઈ કર્મથી સિદ્ધ ન હોવાથી તેવા એકેન્દ્રિયાદિક શબ્દવ્યવહારનું અમુક હદ સુધીના ચૈતન્યના નિયામકનું કારણ જાતિનામકર્મ માનવું પડે છે.

જે કર્મના ઉદયથી જીવ જેમાં વિસ્તાર પામે એવું અથવા જે ઉપભોગના સાધનરૂપ અને જીર્ણાદિક સ્વભાવવાળું શરીર પ્રાપ્ત થાય તે શરીરનામકર્મ. તે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ એમ પાંચ પ્રકારે છે.

જે કર્મના ઉદયથી જીવ ઔદારિક-વૈક્રિય-આહારક-આદિ પાંચે શરીરયોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી ઔદારિકાદિ શરીરરૂપે પરિણમાવી આત્મપ્રદેશો સાથે પાણી અને દૂધની જેમ અભેદસ્વરૂપ સંબંધ કરે તે અનુક્રમે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ શરીરનામકર્મ કહેવાય છે.

મસ્તક, પીઠ, છાતી, પેટ, બે ભુજાઓ અને બે સાથળો એ આઠ અંગો, અને મુખ, નાક, નાભિ, આંગળીઓ વગેરે ઉપાંગો તથા દાંત, નખ, પર્વ, રેખાઓ વગેરે અંગોપાંગો કહેવાય છે, જે કર્મના ઉદયથી શરીરપણે પરિણામ પામેલાં પુદ્ગલોનો અંગ-ઉપાંગ અને અંગોપાંગ રૂપ સ્પષ્ટ વિભાગ સ્વરૂપે વિભાગ થાય તે અંગોપાંગનામકર્મ.

જે કર્મના ઉદયથી ઔદારિક, વૈક્રિય કે આહારક શરીર સ્વરૂપ પરિણામ પામેલા પુદ્ગલોનો તે તે શરીરના અંગ-ઉપાંગ અને અંગોપાંગ રૂપે સ્પષ્ટ વિભાગ સ્વરૂપે પરિણામ થાય તે અનુક્રમે ઔદારિક-વૈક્રિય અને આહારક અંગોપાંગનામકર્મ કહેવાય છે.

તૈજસ અને કાર્મણશરીર જીવના સંસ્થાન સ્વરૂપ હોવાથી આ બંને શરીરને અંગોપાંગ હોતાં નથી.

જે કર્મના ઉદયથી આત્મપ્રદેશો અને ગ્રહણ કરાતાં ઔદારિકાદિ પુદ્ગલોનો અથવા પૂર્વે ગ્રહણ કરાયેલાં અને નવાં ગ્રહણ કરાતાં ઔદારિકાદિ પુદ્ગલોનો પરસ્પર એકાકાર સંબંધ થાય તે બંધન નામકર્મ પાંચ પ્રકારે છે.

જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ પુદ્ગલોનો પરસ્પર પોત-પોતાની સાથે એકાકાર સંબંધ થાય તે અનુક્રમે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ બંધન નામકર્મ કહેવાય છે.

જે કર્મના ઉદયથી ઔદારિકાદિ સ્વજાતીય પુદ્ગલો એકઠા કરાય તે સંઘાતન નામકર્મ પાંચ પ્રકારે છે.

જે કર્મના ઉદયથી ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ શરીર યોગ્ય પુદ્ગલો સમૂહ રૂપે થાય તે અનુક્રમે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ સંઘાતન નામકર્મ છે,

જે કર્મના ઉદયથી ઔદારિક શરીરમાં હાડકાઓની અમુક ભિન્ન ભિન્ન રીતે રચના થાય તે સંઘયણ નામકર્મ-છ પ્રકારે છે.

બન્ને બાજુ મર્કટબંધની જેમ બે હાડકાંઓના છેડા એક બીજામાં મેળવેલા હોય તે નારાચ, અને તે બન્ને હાડકાંઓ ઉપર પાટાના આકારવાળું ત્રીજું હાડકું વીંટળાયેલું હોય તે ઋષભ, તેની ઉપર તે ત્રણેને ભેદનાર ખીલી રૂપ હાડકું બેસાડેલું હોય અને જેવી મજબુતાઇ થાય તેવો મજબૂત હાડકાંનો બાંધો જે કર્મના ઉદયથી થાય તે વજ્રઋષભનારાચ સંઘયણ નામકર્મ.

જે કર્મના ઉદયથી ત્રણ હાડકાંને ભેદનાર ખીલી વિના પૂર્વે કહેલ હાડકાંની જેવી મજબુતાઈ થાય તેવો હાડકાંનો બાંધો થાય તે ઋષભનારાચ સંઘયણ નામકર્મ.

જે કર્મના ઉદયથી માત્ર બે બાજુ મર્કટબંધ કરેલ હાડકાંની મજબુતાઇ જેવી હાડકાંઓની રચના વિશેષ થાય તે નારાચ સંઘયણ નામકર્મ.

જે કર્મના ઉદયથી એકબાજુ મર્કટબંધ અને એકબાજુ માત્ર ખીલી મારેલ હાડકાની મજબુતાઈ જેવી હાડકાંઓની રચના વિશેષ થાય તે અર્ધનારાચ સંઘયણ નામકર્મ.

જે કર્મના ઉદયથી માત્ર ખીલી મારેલ હાડકાંની મજબુતાઈ જેવી હાડકાંની રચના થાય તે કીલિકા.

જે કર્મના ઉદયથી હાડકાંના પર્યન્ત ભાગ માત્ર સ્પર્શીને જ રહેલાં હોય અથવા જે તૈલાદિના મર્દન વગેરેની અપેક્ષા રાખે તેવી હાડકાંઓની રચના વિશેષ થાય તે છેદસ્પૃષ્ટ અથવા સેવાર્ત્ત સંઘયણ નામકર્મ કહેવાય છે.

જે કર્મના ઉદયથી ઔદારિકાદિ શરીરમાં જુદા જુદા પ્રકારના વિશેષ આકારો થાય તે સંસ્થાન નામકર્મ છ પ્રકારે છે.

જે કર્મના ઉદયથી શરીરના સર્વ અવયવો અથવા ચારે ખુણાના વિભાગો સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા સંપૂર્ણ લક્ષણોથી યુક્ત પ્રાપ્ત થાય તે સમચતુરસ્રસંસ્થાન નામકર્મ.

જે કર્મના ઉદયથી નાભિથી મસ્તક સુધીના સર્વ અવયવો વટવૃક્ષની જેમ વિશાળ એટલે સામુદ્રિકશાસ્ત્રમાં કહેલ સર્વ લક્ષણોથી યુક્ત થાય અને નાભિથી નીચેના અવયવો તેવા ન થાય તે ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન નામકર્મ છે.

જે કર્મના ઉદયથી પગથી નાભી સુધીના અવયવો સામુદ્રિક શાસ્ત્રમાં કહેલ સર્વ લક્ષણોથી યુક્ત પ્રાપ્ત થાય પણ નાભિની ઉપરના અવયવો તેવા ન થાય તે સાદિ અથવા સાચી સંસ્થાન નામકર્મ.

જે કર્મના ઉદયથી મસ્તક, ગ્રીવા તથા હસ્ત-પાદાદિ અવયવો પ્રમાણયુક્ત થાય અને છાતી વગેરે શેષ અવયવો તેવા ન થાય તે કુબ્જ સંસ્થાન નામકર્મ.

જે કર્મના ઉદયથી છાતી-ઉદર આદિ અવયવો પ્રમાણ અને લક્ષણ યુક્ત હોય અને મસ્તકાદિ અવયવો તેવા ન થાય તે વામન સંસ્થાન.

અહિં કેટલાક આચાર્યો કુબ્જ અને વામનની વ્યાખ્યા ઉલટા-સુલટી કરે છે.

જે કર્મના ઉદયથી શરીરના સર્વ અવયવો પ્રમાણ અને લક્ષણોથી રહિત પ્રાપ્ત થાય તે હુંડક સંસ્થાન નામકર્મ.

જેના ઉદયથી જીવનું શરીર શોભા યુક્ત થાય તે વર્ણનામકર્મ-પાંચ પ્રકારે છે.

જે કર્મના ઉદયથી શરીરને વિષે સફેદ, પીળો, લાલ, લીલો અને કાળો વર્ણ થાય તે અનુક્રમે શ્વેત-પીત-રક્ત-નીલ તથા કૃષ્ણ વર્ણ નામકર્મ છે. ન્યાયદર્શનમાં ચિત્ર=રંગબેરંગી અને કપીશ=કાબરચીતરો એ બે વર્ણ વધુ બતાવેલ છે પરંતુ અહિં બતાવેલ પાંચ વર્ણોની યથાયોગ્ય મેળવણીથી જ આ બે તેમજ બીજા પણ અનેક રંગો થાય છે, માટે આ પાંચ જ બતાવેલ છે, બીજા બતાવેલ નથી.

જે કર્મના ઉદયથી શરીર ગંધયુક્ત થાય તે ગન્ધનામકર્મ, તે બે પ્રકારે છે.

જેના ઉદયથી શરીર કસ્તુરી જેવું સુગંધી પ્રાપ્ત થાય તે સુરભિગંધ અને લસણ આદિ જેવું દુર્ગંધવાળું પ્રાપ્ત થાય તે દુરભિગંધ નામકર્મ.

જે કર્મના ઉદયથી શરીર આસ્વાદવાળું થાય તે રસનામકર્મ પાંચ પ્રકારે છે.

જે કર્મના ઉદયથી જીવનું શરીર તીખાશ, કડવાશ, તુરાશ, ખટાશ અને મીઠાશવાળું થાય તે અનુક્રમે તિક્ત, કટુ, કષાય, આમ્લ અને મધુરરસ નામકર્મ છે.

ન્યાયદર્શનમાં છઠ્ઠો ખારોરસ બતાવેલ છે, પરંતુ તે સર્વરસોમાં અંતર્ગત હોવાથી અહિં ભિન્ન બતાવેલ નથી.

જે કર્મના ઉદયથી જીવનું શરીર કઠોર-ભારે આદિ સ્પર્શવાળું થાય તે સ્પર્શનામકર્મ આઠ પ્રકારે છે.

જેના ઉદયથી જીવનું શરીર કઠોર, સુંવાળું, હલકું, ભારે, ચીકાશવાળું, લુખું, શીત અને ઉષ્ણ સ્પર્શવાળું થાય તે અનુક્રમે કર્કશ, મૃદુ, લઘુ, ગુરુ, સ્નિગ્ધ, રુક્ષ, શીત અને ઉષ્ણસ્પર્શ નામકર્મ છે.

જે કર્મના ઉદયથી જીવને પરભવમાં જતાં આકાશપ્રદેશની શ્રેણિને અનુસારે કોણી, હળ અને ગોમૂત્રિકાના આકારે અનુક્રમે બે ત્રણ અને ચાર સમય પ્રમાણ વળાંકવાળી ગતિ થાય તે આનુપૂર્વી નામકર્મ ચાર પ્રકારે છે.

જે કર્મના ઉદયથી નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવભવમાં જતાં આકાશપ્રદેશની શ્રેણિને અનુસારે વક્રતાવાળી જે ગતિ થાય તે અનુક્રમે નરકાનુપૂર્વી, તિર્યંગાનુપૂર્વી, મનુષ્યાનુપૂર્વી અને દેવાનુપૂર્વી નામકર્મ છે.

જે કર્મના ઉદયથી આકાશ વડે જે ગતિ થાય તે વિહાયોગતિ નામકર્મ બે પ્રકારે છે, જો કે આકાશ સર્વત્ર વ્યાપ્ત હોવાથી આકાશ સિવાય ગતિનો સંભવ જ નથી. માટે વિહાયસ્-વિશેષણની જરૂર નથી, પરંતુ પિંડ પ્રકૃતિમાં પહેલી પ્રકૃતિ પણ ગતિનામકર્મ હોવાથી તેનાથી ભિન્નતા બતાવવા માટે વિહાયસ્ વિશેષણ આવશ્યક છે.

જે કર્મના ઉદયથી હાથી, બળદ અને હંસાદિ જેવી સુંદર ચાલ પ્રાપ્ત થાય તે શુભ-વિહાયોગતિ અને ઊંટ, ગધેડા અને પાડા આદિ જેવી ખરાબ ચાલ પ્રાપ્ત થાય તે અશુભ-વિહાયોગતિ નામકર્મ છે.

આ પ્રમાણે ચૌદ પિંડ પ્રકૃતિઓના કુલ પેટા ભેદો પાંસઠ થાય છે.

જે કર્મના ઉદયથી જીવનું શરીર ભારે, હલકું કે ભારે-હલકું ન થાય પરંતુ ભારે પણ નહિં અને હલકું પણ નહિં એવું અગુરુલઘુ પરિણામયુક્ત થાય છે તે અગુરુલઘુ નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવ પોતાના જ શરીરમાં થયેલ રસોલી, ચોરદંત, પ્રતિજિહ્વા આદિ અવયવો વડે દુઃખી થાય અથવા હાથે જ કરેલા બંધનાદિથી કે પર્વત પરથી પડવા આદિથી હણાય તે ઉપઘાત નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવ પોતાના દર્શન કે વાણી આદિ દ્વારા બળવાન એવા બીજાઓને ક્ષોભ પમાડે અર્થાત્ તેઓની પ્રતિભાને હણી નાખે તે પરાઘાત નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવ શ્વાસોચ્છ્વાસ લબ્ધિથી યુક્ત થાય તે શ્વાસોચ્છ્વાસ નામકર્મ.

જે કર્મના ઉદયથી જીવનું પોતાનું શરીર ઉષ્ણ ન હોવા છતાં બીજાઓને તાપયુક્ત લાગે તે આતપ નામકર્મ છે. તેનો ઉદય માત્ર સૂર્યના વિમાનમાં રહેલ બાદર, પૃથ્વીકાય જીવોને જ હોય છે, પરંતુ અગ્નિકાય જીવોને નહિ. અગ્નિના જીવોને તો ઉત્કટ રક્તવર્ણ નામકર્મ અને ઉષ્ણસ્પર્શનામકર્મનો ઉદય હોય છે.

જે કર્મના ઉદયથી જીવનું શરીર શીત પ્રકાશ રૂપ ઉદ્યોતયુક્ત થાય તે ઉદ્યોત નામકર્મ તેનો ઉદય સૂર્ય સિવાયના જ્યોતિષ વિમાનોમાં રહેલ બાદર પૃથ્વીકાયના જીવોને, મુનિના ઉત્તરવૈક્રિયમાં તથા આહારક શરીરમાં, દેવોના ઉત્તરવૈક્રિયમાં, આગીઆ જીવો તથા ચન્દ્રકાંત રત્નો અને ઔષધિઓ વગેરેને હોય છે.

જે કર્મના ઉદયથી અંગો ઉપાંગો અને અંગોપાંગો જીવોને પોતપોતાની જાતિને અનુસારે નિયતસ્થાને ગોઠવાય તે નિર્માણનામકર્મ.

જે કર્મના ઉદયથી ત્રણે જગતને પૂજ્ય થાય અર્થાત્ અષ્ટપ્રાતિહાર્ય અને ચોત્રીશ અતિશયો આદિથી યુક્ત થઇ કૃતાર્થ હોવા છતાં તીર્થની સ્થાપના કરે તે તીર્થંકરનામકર્મ.

જે કર્મના ઉદયથી જીવ ઇચ્છાનુસાર ગતિ કરી શકે તે ત્રસનામકર્મ.

જેના ઉદયથી એક જીવનું એક કે છેવટે અસંખ્યા શરીરો ભેગાં થાય ત્યારે દૃષ્ટિગોચર થઇ શકે એવા સ્થૂલ પરિણામવાળા જીવ થાય તે બાદરનામકર્મ.

જેના ઉદયથી જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂરી કરીને જ મરે તે પર્યાપ્તનામકર્મ. .

જેના ઉદયથી એક એક જીવને ભિન્ન ભિન્ન શરીર મળે તે પ્રત્યેકનામકર્મ.

પ્રશ્નઃ કોઠ-પીંપળો-પીલુ આદિ વૃક્ષોના મૂળ, સ્કંધ, છાલ. મોટી ડાળીઓ વગેરે હરેક અવયવો અસંખ્ય જીવવાળા કહ્યા છે અને શાસ્ત્રમા તેને પ્રત્યેક શરીરવાળા કહ્યા છે અને તે કોઠ આદિ વ્યવહારથી દેવદત્તની જેમ અખંડ એક શરીર લાગે છે તો એક શરીરમાં અસંખ્ય જીવો હોવા છતા તે પ્રત્યેક કેમ કહેવાય ?

ઉત્તરઃ-ઉપરોક્ત મૂળાદિ હરેક અવયવોમાં અસંખ્યજીવો કહ્યા છે પરંતુ તે હરેકનું શરીર ભિન્ન ભિન્ન હોય છ. છતા તેવા પ્રકારના વિચિત્ર રાગદ્વેષના પરિણામથી બંધાયેલ પ્રત્યેક નામકર્મના ઉદયથી તે બધા શરીરો એવી રીતે પરસ્પર એકાકાર શરીરવાળા બની ગયાં હોય છે કે જેથી તે એક અખંડ શરીર રૂપે લાગે છે. પરંતુ વાસ્તવિક રીતે તે હરેક જીવોનું શરીર ભિન્ન ભિન્ન હોય છે અને તેથી જ તે પ્રત્યેક શરીર નામકર્મના ઉદયવાળા જ શાસ્ત્રમા કહ્યા છે.

જેના ઉદયથી દાંત-હાડકાં આદિ અવયવોમાં સ્થિરતા થાય તે સ્થિરનામકર્મ.

જેના ઉદયથી નાભિની ઉપરના અવયવો શુભ થાય તે શુભનામકર્મ

જેના ઉદયથી જીવનો સ્વર મધુર અને સાંભળનારને પ્રીતિનું કારણ બને તે સુસ્વરનામકર્મ.

જેના ઉદયથી જીવ સર્વને પ્રિય લાગે તે સૌભાગ્યનામકર્મ.

જેના ઉદયથી વ્યક્તિનું વચન આદર કરવા યોગ્ય થાય તે આદેયનામકર્મ.

જેના ઉદયથી જીવ યશઃ અને કીર્તિ પામે અથવા યશઃ વડે જે ખ્યાતિ મેળવે તે યશઃ કીર્તિનામકર્મ.

સર્વ દિશાઓમાં પ્રસરનાર પરાક્રમથી ઉત્પન્ન થયેલ અને સર્વ મનુષ્યો વડે પ્રશંસનીય જે ખ્યાતિ તે યશઃ-એક દિશામાં પ્રસરનારી, દાન-પુણ્યથી ઉત્પન્ન થયેલ જે ખ્યાતિ તે કીર્તિ કહેવાય છે

જેના ઉદયથી જીવ ઇચ્છાનુસાર ગતિ ન કરી શકે અથવા ગતિજ ન કરી શકે તે સ્થાવર નામકર્મ.

જેના ઉદયથી જીવનો તેવો સૂક્ષ્મ પરિણામ થાય કે અસંખ્યશરીરો એકત્ર થવા છતાં દૃષ્ટિગોચર ન થઇ શકે તે સૂક્ષ્મનામકર્મ

જેના ઉદયથી જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના જ મરે તે અપર્યાપ્ત નામકર્મ.

જેના ઉદયથી અનંતજીવો વચ્ચે એક જ ઔદારિકશરીર મળે અને આહાર-શ્વાસોચ્છ્વાસ આદિ સઘળા જીવોને સાધારણ-સમાન હોય તે સાધારણ નામકર્મ.

પ્રશ્ન: પ્રથમ ઉત્પન્ન થયેલ જીવ પોતાના સંપૂર્ણ શરીરમાં વ્યાપ્ત થઇને રહે છે તેથી પછી તેમાં બીજા અનંત જીવો કેમ રહી શકે? અને બીજા અનંત જીવો કદાચ રહી શકે એમ માની લઇએ તોપણ જે જીવે પ્રથમ તે શરીર ઉત્પન્ન કરીને પરસ્પર જોડાવા વડે પોતાનું કર્યું છે તે જીવ જ તે શરીરમાં મુખ્ય છે માટે તેના સંબંધે જ પર્યાપ્ત અવસ્થા, પ્રાણાપાનાદિ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ વગેરે હોઇ શકે પરંતુ અન્ય જીવોના સંબંધે તે હોઇ શકે નહિ અને સાધારણમાં તો અનંતા જીવોની પ્રાણાપાનાદિ વ્યવસ્થા એક જ પ્રકારે હોય છે તો અનંતા જીવોને એક શરીર શી રીતે હોય?

ઉત્તર: તથાપ્રકારના સાધારણ નામકર્મના ઉદયથી અનંતા જીવો એક સાથે જ ઉત્પન્ન થાય છે અને તે જ શરીરમા રહીને પર્યાપ્તિઓ કરવાનો આરંભ, આહાર અને પ્રાણાપાનાદિ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ આદિ શરીર સંબંધી સર્વ ક્રિયાઓ એક જ સાથે કરે છે, માટે કોઇ દોષ નથી.

જેના ઉદયથી જિહ્વા આદિ શરીરના અવયવો અસ્થિર થાય તે અસ્થિર નામકર્મ.

જેના ઉદયથી નાભિની નીચેના અવયવો અશુભ થાય તે અશુભનામકર્મ, જેમ કોઇ માણસને પગ આદિ અડે તો તેને ક્રોધ થાય, જો કે કામી પુરૂષને સ્ત્રીના પગાદિ અવયવો અડવાથી ક્રોધને બદલે આનંદ થાય છે પરંતુ ત્યાં આનંદ થવાનું કારણ મોહ છે. જ્યારે અહિં વસ્તુસ્થિતિની વિચારણા છે

જેના ઉદયથી જીવોનો સ્વર કર્ણકટુક થાય અને સાંભળનારને અપ્રીતિનું કારણ બને તે દુઃસ્વર નામકર્મ.

જેના ઉદયથી જીવ સર્વને અપ્રિય થાય તે દૌર્ભાગ્ય નામકર્મ, સૌભાગ્ય નામકર્મના ઉદયવાળા તીર્થંકર પરમાત્મા જેવા મહાત્માઓ પણ કોઇ અભવ્ય આદિ જીવને અપ્રિય થાય છે પરંતુ ત્યાં અભવ્યમાં પોતામાં રહેલ દોષ જ અપ્રીતિનું કારણ છે પરંતુ તીર્થંકર પરમાત્મા આદિને તો સૌભાગ્ય નામકર્મનો જ ઉદય હોય છે.

જેના ઉદયથી વ્યક્તિ અથવા તેનું વચન સર્વત્ર તિરસ્કાર પામે પણ આદરણીય ન થાય તે અનાદેય નામકર્મ.

જેના ઉદયથી એક અથવા સર્વદિશાઓમાં અપયશને પામે તે અયશઃકીર્તિ.

આ પ્રમાણે આઠ અપ્રતિપક્ષ પ્રત્યેક અને વીશ સપ્રતિપક્ષ પ્રત્યેક એમ અઠ્ઠાવીસ પ્રત્યેક પ્રકૃતિઓ અને ચૌદ પિંડપ્રકૃતિઓના ૬૫ અવાન્તર ભેદ મેળવતાં નામકર્મની ૯૩ પ્રકૃતિઓ થાય છે અને કેટલાક આચાર્યના મતે બંધન પાંચને બદલે પંદર ગણતાં નામકર્મની ૧૦૩ પ્રકૃતિઓ થાય છે.

આ ત્રાણું અથવા એકસોત્રણ પ્રકૃતિઓ માત્ર સત્તામાં ગણાય છે પરંતુ બંધ-ઉદય અને ઉદીરણામાં સડસઠ જ ગણાય છે, કારણકે પોતપોતાના શરીરમાં બંધન અને સંઘાતનોના સ્વશરીર સાથે જ બંધાદિ થતા હોવાથી તેઓની તેમાં ભિન્ન વિવક્ષા કરી નથી અને વર્ણાદિકના સર્વે અવાન્તર ભેદો પણ સર્વ જીવોને સાથે જ બંધ ઉદય-ઉદીરણામાં પ્રાપ્ત થતા હોવાથી તેના અવાન્તર ભેદોની બંધાદિમાં વિવક્ષા કરી નથી માટે પૂર્વોક્ત પિંડપ્રકૃતિઓના ૬૫ ભેદમાંથી વર્ણચતુષ્કના કુલ વીશ ભેદોને બદલે માત્ર સામાન્યથી વર્ણ ચતુષ્ક ગણવાથી તેના સોળ ભેદો અને પાંચ બંધન અને પાંચ સંઘાતન એમ છવ્વીસ ભેદો ઓછા કરવાથી ૩૯ પિંડપ્રકૃતિઓ અને ૨૮ પ્રત્યેક પ્રકૃતિઓ મળી નામકર્મની ૬૭ પ્રકૃતિઓ ગણાય છે.

પ્રશ્નઃ-બંધાદિકમાં કયાય પણ બંધનો અને સંઘાતનો શરીરથી જુદાં હોતાં નથી અને વર્ણ ચતુષ્કના પેટા ભેદો પણ સર્વત્ર સાથે જ હોય છે માટે જુદા ગણેલ નથી તો સત્તામાં આ દરેકની જુદી વિવક્ષા શા માટે કરી છે ?

ઉત્તરઃ-બંધન સંઘાતન અને વર્ણ ચતુષ્કના પેટાભેદો વાસ્તવિક રીતે અલગ તો છે જ પરંતુ જેમ બંધાદિકમા બધાં સાથે જ આવતા હોવાથી જુદી વિવક્ષા કરી નથી એમ સત્તામાં પણ તેની જુદી વિવક્ષા કરવામા ન આવે તો તેનું અસ્તિત્વ પણ ન રહે-અર્થાત્ બંધનાદિ છે કે નહિં ? અને તેનું શું કાર્ય છે ? વગેરે તેનું સ્વરૂપ જ ન રહે અને તેથી જ સત્તામાં જુદી વિવક્ષા કરી છે.

ઉદય-ઉદીરણા અને સત્તામા મોહનીય કર્મની અઠ્ઠાવીસ પ્રકૃતિઓ હોવા છતાં સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીયનો બંધ ન હોવાથી બંધમાં મોહનીયકર્મની છવ્વીશ પ્રકૃતિઓ ગણાય છે.

પ્રશ્નઃ-બંધ વિના મિશ્રમોહનીય અને સમ્યક્ત્વ મોહનીય ઉદયાદિમાં શી રીતે હોઇ શકે ?

ઉત્તર-ઉપશમ સમ્યક્ત્વ રૂપ ઔષધિ વિશેષ સ્વરૂપ વિશુદ્ધ અધ્યવસાય દ્વારા અશુદ્ધ એવા મિથ્યાત્વ મોહનીયના પુદ્ગલોને જ ઓછા રસવાળા કરીને અર્ધશુદ્ધ અને વિશુદ્ધ એમ બે નવા પુંજ રૂપે બનાવે છે અરે તે જ મિશ્રમોહનીય અને સમ્યક્ત્વ મોહનીય કહેવાય છે. તેથી સ્વસ્વરૂપે બંધ ન હોવા છતા પણ આ બે પ્રકૃતિઓ ઉદયાદિમા હોઇ શકે છે.

એમ આઠે કર્મની બંધમાં ૧૨૦, ઉદય તથા ઉદીરણામાં મોહનીયની બે પ્રકૃતિઓ વધવાથી ૧૨૨ અને સત્તામાં ઉપરોક્ત બે ઉપરાંત નામકર્મની ૬૭ને બદલે ૯૩ પ્રકૃતિઓ લેવાથી ૧૪૮ અને નામકર્મની ૧૦૩ લેવાથી ૧૫૮ પ્રકૃતિઓ હોય છે.

જે શ્રીમાન્ ગર્ગર્ષિ તથા અન્ય શિવશર્મસૂરિ આદિ મહર્ષિઓ પાંચને બદલે પંદર બંધન માની સત્તામાં એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓ માને છે. તેઓના મતે પંદર બંધનના નામ આ પ્રમાણે છે.

(૧) ઔદારિક-ઔદારિક બંધન, (૨) વૈક્રિય-વૈક્રિય બંધન, (૩) આહારક-આહારક

બંધન, (૪) તૈજસ-તૈજસ બંધન, (૫) કાર્મણ-કાર્મણ બંધન, (૬) ઔદારિક-તૈજસ બંધન, (૭) વૈક્રિય-તૈજસબંધન, (૮) આહારક-તૈજસબંધન, (૯) ઔદારિક-કાર્મણબંધન, (૧૦) વૈક્રિય-કાર્મણબંધન, (૧૧) આહારક-કાર્મણબંધન, (૧૨) તૈજસ-કાર્મણબંધન, (૧૩) ઔદારિક-તૈજસ-કાર્મણ બંધન, (૧૪) વૈક્રિય-તૈજસ-કાર્મણ બંધન, (૧૫) આહારક-તૈજસ-કાર્મણ બંધન

જેના ઉદયથી પૂર્વે ગ્રહણ કરાયેલ અને નવીન ગ્રહણ કરાતાં ઔદારિક પુદ્ગલોનો પરસ્પર એકાકાર રૂપે સંબંધ થાય તે ઔદારિક-ઔદારિક બંધન. એ પ્રમાણે દરેકની વ્યાખ્યા સમજવી.

પ્રશ્ન—જેના ઉદયથી ઔદારિક પુદ્ગલો સમૂહ રૂપે થાય તે સંઘાતન નામકર્મ અને પૂર્વે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં ઔદારિકાદિ પુદ્ગલો પરસ્પર જોડાય તે બંધન નામકર્મ એમ પ્રથમ કહ્યું છે તો પુદ્ગલ સમૂહરૂપ થયા વિના બંધનનો સંભવ ન હોવાથી જે આચાર્યો બંધન પંદર માને છે તેઓના મતે સંઘાતન પણ પંદર હોવાં જોઈએ? પાંચ જ કેમ કહ્યાં છે?

ઉત્તર—જેઓ બંધન પંદર માને છે તેઓ સંઘાતન નામકર્મની વ્યાખ્યા ઔદારિકાદિ પુદ્ગલોને એકઠાં કરવાં એવી નથી કરતા, કેમકે તેઓનું કહેવું છે કે ગ્રહણ માત્રથી જ ઔદારિકાદિ પુદ્ગલો સમૂહ રૂપે થઈ જ જાય એટલે સમૂહરૂપ થવામાં સંઘાતન નામકર્મ માનવાની જરૂર નથી. પરંતુ જેના ઉદયથી ઔદારિકાદિ શરીરની રચનાને અનુકૂલ પુદ્ગલોની રચના વિશેષ થાય તે સંઘાતન નામકર્મ એમ માને છે તેથી ઔદારિકાદિ શરીર પાંચ જ હોવાથી બંધન પંદર હોવા છતાં સંઘાતનો પાંચ જ થાય છે, પરંતુ પંદર નથી.

પ્રશ્ન—વર્ણ ચતુષ્ક શુભ અને અશુભ એમ બન્ને પ્રકારની પ્રકૃતિઓમાં ગણાવેલ હોવાથી પરસ્પર વિરોધ કેમ ન આવે?

ઉત્તર—વર્ણચતુષ્કના વીશ ભેદમાંથી નીલ-કૃષ્ણ એ બે વર્ણ, દુરભિગંધ, તિક્ત અને કટુરસ, કર્કશ, ગુરુ, રુક્ષ, પીત એ ચાર સ્પર્શ એમ નવ ભેદ અશુભ અને શેષ અગિયાર પેટા ભેદો શુભ છે તેથી બન્નેમાં ગણાવેલ છે

આ પ્રમાણે કર્મની સર્વ ઉત્તર પ્રકૃતિઓ કહી હવે તેઓની ઉપર ધ્રુવબંધી આદિ પ્રતિપક્ષ સહિત પાંચ અને ચ શબ્દથી પ્રતિપક્ષ સહિત ધ્રુવસત્તા અને વિપાક આશ્રયી ચાર પ્રકારનાં દ્વારો એમ કુલ સોળ દ્વારોની વ્યાખ્યા-સ્વરૂપ આ પ્રમાણે છે

(૧) પોતપોતાના સામાન્ય બંધ હેતુઓ વિદ્યમાન હોતે છતે જે પ્રકૃતિઓ અવશ્ય બંધાય તે ધ્રુવબંધી કુલ ૪૭ પ્રકૃતિઓ છે.

મિથ્યાત્વ પ્રથમ ગુણસ્થાનક સુધી. થીણદ્ધીત્રિક અને અનંતાનુબંધી દ્વિતીય ગુણસ્થાનક સુધી, અપ્રત્યાખ્યાનીય કષાય ચતુર્થ ગુણસ્થાનક સુધી, પ્રત્યાખ્યાનાવરણ કષાય પાંચમા ગુણ-

સ્થાનક સુધી, નિદ્રાદ્વિક આઠમા ગુણસ્થાનકના પ્રથમ ભાગ સુધી વર્ણ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, તૈજસ તથા કાર્મણ આ નવ પ્રકૃતિઓ આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધી, ભય અને જુગુપ્સા આઠમા ગુણસ્થાનકના ચરમ સમય સુધી અને સંજ્વલન ચતુષ્ક નવમા ગુણસ્થાનકના અનુક્રમે બીજાથી પાચમા ભાગના ચરમ સમય સુધી, પાંચ જ્ઞાનાવરણીય ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદ પ્રકૃતિઓ દશમા ગુણસ્થાનક સુધી સર્વ જીવો અવશ્ય બાંધે છે માટે આ સર્વ ધ્રુવબંધી છે. જ્યાં નામકર્મની ધ્રુવબંધી પ્રકૃતિઓ લખી હોય ત્યાં આ વર્ણચતુષ્કાદિ નવ પ્રકૃતિઓ જ સમજવી.

(૨) પોતપોતાના સામાન્ય બંધ હેતુઓ વિદ્યમાન હોતે છતે જે પ્રકૃતિઓ બંધાય અથવા ન પણ બંધાય તે અધ્રુવબંધી પ્રકૃતિઓ ૭૩ છે.

ચતુર્થ આદિ ગુણસ્થાનકોમાં [1]સમ્યક્ત્વરૂપ સામાન્ય બંધહેતુ હોવા છતાં જિનનામ-કર્મ કોઈકને જ બંધાય છે, સાતમાદિ ગુણસ્થાનકે અપ્રમત્ત ચારિત્રરૂપ સામાન્ય બંધહેતુ હોવા છતાં આહારકદ્વિક કોઈક જ બાંધે છે, કષાયરૂપ સામાન્ય બંધહેતુ હોવા છતા આઠમા ગુણસ્થાનક સુધી પરાઘાત અને ઉચ્છ્વાસ નામકર્મ પર્યાપ્ત નામકર્મ સાથે જ બંધાય પણ અપર્યાપ્ત નામકર્મ સાથે ન બંધાય, અવિરતિરૂપ સામાન્ય બંધહેતુ હોવા છતાં ઉદ્યોત નામકર્મ બીજા ગુણસ્થાનક સુધી તિર્યંચગતિ નામકર્મ સાથે જ બંધાય પણ અન્ય ગતિઓ સાથે ન બંધાય.

પ્રથમ ગુણસ્થાનકે મિથ્યાત્વ રૂપ સામાન્ય બંધહેતુ હોવા છતાં આતપ નામકર્મ એકે-ન્દ્રિય જાતિ નામકર્મ સાથે બંધાય પણ દ્વીન્દ્રિયાદિ જાતિ સાથે ન બંધાય માટે આ સાત પ્રકૃતિઓ અધ્રુવબંધી છે અને શેષ છાસઠ પ્રકૃતિઓ પરસ્પર વિરોધી હોવાથી સમકાલે સર્વ બંધાતી નથી માટે અધ્રુવબંધી છે.

સામાન્યથી સર્વ કર્મપ્રકૃતિઓના ઉદય, ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમ આદિમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવ એમ સમુદાયપણે પાંચ હેતુઓ હોય છે, જેમ—ચંદનાદિના વિલે-પનથી અને પુષ્પમાળાદિના સ્પર્શથી સાતાનો, સર્પ, કંટક આદિના સ્પર્શથી અસાતાનો ઉદય

---

૧ અહિં જિનનામ તથા આહારકદ્વિકના અનુક્રમે સમ્યક્ત્વ તથા ચારિત્ર બંધ હેતુ કહેલ છે. તે આ પ્રમાણે—જ્યારે સમ્યક્ત્વ હોય છે ત્યારે જ જિનનામનો બંધ થાય છે તેથી મિથ્યાત્વાદિ ગુણ-સ્થાને સમ્યક્ત્વનો અભાવ હોવાથી જિનનામનો બંધ થતો નથી. એ જ રીતે અપ્રમત્ત ચારિત્ર હોય તો જ આહારકદ્વિકનો બંધ થાય, તેથી પ્રમત્ત સુધી અપ્રમત્ત ચારિત્ર ન હોવાથી આહારકદ્વિકનો બંધ પણ નથી આ પ્રમાણે શતકચૂર્ણિમાં ખુલાસો કરેલ છે. આ ત્રણે પ્રકૃતિઓ અધ્રુવબંધી હોવાથી બંધ હેતુ હોય ત્યારે બંધ થાય જ એવો નિયમ નથી. તેથી નવમા આદિ ગુણસ્થાનકે સમ્યક્ત્વ અને ચારિત્ર રૂપ બંધ હેતુ હોવા છતાં આ પ્રકૃતિઓ બંધાતી નથી.

અથવા ત્રણે પ્રકૃતિઓના બંધના જે સમ્યક્ત્વ અને ચારિત્ર હેતુ કહેલ છે તે સહકારી હેતુ તરીકે સમજવાના છે અને સમ્યક્ત્વ તથા ચારિત્ર વિશિષ્ટ તથા તથા પ્રકારનો કષાયોદય એ મુખ્ય હેતુ છે એમ સમજવાનુ છે.

થાય છે એ જ પ્રમાણે ક્ષેત્ર આશ્રયી-શરદીવાળી વ્યક્તિને આબુ, સીમલા આદિ ઠંડા ક્ષેત્રમાં અસાતાનો, બેઝવાડા, મદ્રાસ આદિ ઉષ્ણ ક્ષેત્રમાં સાતાનો ઉદય, એ જ પ્રમાણે કાળ આશ્રયી એ જીવને ઉનાળામાં સાતાનો અને શિયાળામાં અસાતાનો ઉદય થાય છે તેમજ ભવઆશ્રયી દેવાદિમાં સાતાનો અને નરકાદિ ભવમાં અસાતાનો ઉદય થાય છે અને ભાવઆશ્રયી વૃદ્ધાવસ્થામાં ઘણું કરીને અસાતાનો અને યુવાવસ્થામાં ઘણું કરીને સાતાનો ઉદય થાય છે. એ જ પ્રમાણે અન્ય પ્રકૃતિઓના ઉદયમાં અને સર્વપ્રકૃતિઓના ક્ષયાદિમાં કારણો સ્વયં વિચારવાં, ગ્રંથવિસ્તારના ભયથી અહિં બતાવેલ નથી.

જે પ્રકૃતિઓનો જે ગુણસ્થાનક સુધી ઉદય બતાવેલ છે તે તે પ્રકૃતિઓનો તે તે ગુણસ્થાનક સુધી સર્વ જીવોને નિરંતર ઉદય હોય તે ધ્રુવોદયી ૨૭ પ્રકૃતિઓ છે.

ત્યાં મિથ્યાત્વ મોહનીય મિથ્યાત્વ ગુણઠાણે, પાંચ જ્ઞાનાવરણીય, ચાર દર્શનાવરણીય અને પાંચ અંતરાય એ ચૌદનો બારમા ગુણસ્થાનક સુધી, નિર્માણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ, તૈજસ, કાર્મણ અને વર્ણચતુષ્ક નામકર્મની આ બાર પ્રકૃતિઓનો તેરમા ગુણસ્થાનક સુધી સર્વ જીવોને હંમેશાં ઉદય હોય છે માટે ધ્રુવોદયી છે. જ્યાં જ્યાં નામકર્મની ધ્રુવોદયી પ્રકૃતિઓ લખી હોય ત્યાં આ બાર જ સમજવી.

જે પ્રકૃતિઓનો જે ગુણસ્થાનક સુધી ઉદય કહેલ છે તે તે પ્રકૃતિઓ તે તે ગુણસ્થાનક સુધી કોઈ જીવને ઉદય હોય અને કોઈક જીવને ઉદય ન હોય અથવા એક જ જીવને અમુક કાળે ઉદયમાં હોય અને અમુક કાળે ઉદયમાં ન હોય તે અધ્રુવોદયી પંચાણુ પ્રકૃતિઓ છે, જેમ દેવને દેવગતિનો ઉદય હોય છે પણ મનુષ્યને તેનો ઉદય નથી હોતો માટે દેવગત્યાદિ કેટલીક પ્રકૃતિઓ એવી છે કે અમુક જીવને ઉદયમાં હોય છ અને અમુક જીવને ઉદયમાં નથી હોતી ત્યારે સાતાવેદનીયાદિક કેટલીક પ્રકૃતિઓ એવી છે કે એક જ જીવને અમુક કાળે ઉદયમાં હોય છે અને અમુક કાળે ઉદયમાં નથી હોતી માટે આ સઘળી પ્રકૃતિઓ અધ્રુવોદયી કહેવાય છે.

પોતાથી ઢાંકવા લાયક જે ગુણ જેટલો હોય તે ગુણને સર્વથા જ ઢાંકે તે સર્વઘાતી ૨૦ પ્રકૃતિઓ છે અને ઉદયની અપેક્ષાએ ગણીએ તો મિશ્રમોહનીય સહિત ૨૧ છે તે આ પ્રમાણે-કેવલજ્ઞાનાવરણીય, કેવલદર્શનાવરણીય, પ્રથમના બાર કષાય, મિથ્યાત્વમોહનીય, પાંચ નિદ્રા અને મિશ્રમોહનીય.

કેવલજ્ઞાનાવરણીય અને કેવલદર્શનાવરણીય પોતાથી ઢાંકવા લાયક અનુક્રમે જે કેવલજ્ઞાન-ગુણ છે તેને સર્વથા જ ઢાંકે છે.

અનંતાનુબંધી તથા મિથ્યાત્વ અને મિશ્રમોહનીય પોતાથી ઢાંકવા લાયક સમ્યક્ત્વગુણને, અપ્રત્યાખ્યાનીય કષાય અને પ્રત્યાખ્યાનાવરણ કષાય પોતાથી ઢાંકવા લાયક અનુક્રમે દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ચારિત્રગુણને સર્વથા જ ઢાંકે છે માટે આ સઘળી પ્રકૃતિઓ સર્વઘાતી છે.

જો કે નિદ્રાપંચક સંપૂર્ણ દર્શન લબ્ધિના એક દેશ રૂપ દર્શનગુણ કે જે ચક્ષુ-અચક્ષુ

દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ છે તેને જ રોકે છે, પરંતુ પોતાથી આવરવા લાયક પૂર્વોક્ત બે આવરણના ક્ષયોપશમથી પ્રગટ થયેલ એક દેશ રૂપ દર્શનલબ્ધિને સર્વથા હણે છે માટે તે પાંચ નિદ્રાઓ પણ સર્વઘાતી છે.

પોતાથી આવરવા લાયક જે અને જેટલો ગુણ હોય તેના એક દેશને અને કોઈક વાર તેને સંપૂર્ણપણે હણે તે દેશઘાતી, આવી પ્રકૃતિઓ ચાર ઘાતીકર્મ અન્તર્ગત મતિજ્ઞાનાવરણીયાદિ ચાર જ્ઞાનાવરણ, ચક્ષુદર્શનાવરણાદિ ત્રણ દર્શનાવરણ, ચાર સંજ્વલન કષાય અને નવ નોકષાય અને પાંચ અંતરાય એ પચીશ તથા ઉદયની અપેક્ષાએ સમ્યક્ત્વ મોહનીય સહિત છવ્વીસ પ્રકૃતિઓ છે, તેમાં મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ અને પાંચ અંતરાય આ આઠ પ્રકૃતિઓ પોતાથી હણવા લાયક જે ગુણ છે તેને હંમેશાં દેશથી જ હણે છે પરંતુ કોઈ પણ કાળે સર્વથા હણતી જ નથી એ જ પ્રમાણે ચાર સંજ્વલન અને નવ નોકષાયો અન્ય કષાયોના ઉદયના અભાવમાં કેવળ પોતાથી આવરવા લાયક નિરતિચાર ચારિત્રમાં અતિચાર માત્ર લગાડનાર હોવાથી દેશથી જ ઘાત કરે છે માટે દેશઘાતી છે અને સમ્યક્ત્વ મોહનીય પણ નિર્મળ સમ્યગ્દર્શન ગુણમાં માત્ર અતિચાર લગાડવા દ્વારા સમ્યગ્દર્શનના દેશનો જ ઘાત કરે છે માટે દેશઘાતી છે.

અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યવજ્ઞાનાવરણ, ચક્ષુદર્શનાવરણ અને અવધિદર્શનાવરણ આ ચાર પ્રકૃતિઓ પોતાથી આવરવા લાયક જે ગુણ જેટલો હોય છે તેને કોઈકવાર દેશથી હણે છે અને કોઈકવાર સર્વથી હણે છે. જેમ-અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, ચક્ષુદર્શની અને અવધિદર્શનીને આ પ્રકૃતિઓ અવધિજ્ઞાનાદિનો દેશથી જ ઘાત કરે છે, જ્યારે ઉપરોક્ત ગુણ વિનાના જીવોને તે તે ગુણનો સર્વથા ઘાત કરે છે માટે આ બધી પ્રકૃતિઓ દેશઘાતી છે.

દાનાદિ લબ્ધિઓનો વિષય ગ્રહણ ધારણાદિ યોગ્ય દ્રવ્ય પૂરતો જ છે એટલે જીવ દાનાન્તરાયાદિ કર્મના ઉદયથી જે આપી શકતો નથી, પ્રાપ્ત કરી શકતો નથી, ભોગ કે ઉપભોગ કરી શકતો નથી અને જેના માટે વીર્ય ફોરવી શકતો નથી, તે વસ્તુ સર્વ દ્રવ્યના અનંતમા ભાગ પ્રમાણ જ છે માટે દાનાન્તરાયાદિનો પણ તેટલો જ વિષય હોવાથી દેશઘાતી કહેવાય, અથવા તીવ્ર દાનાન્તરાયાદિનો ઉદય પણ જીવની દાનાદિ લબ્ધિઓને સર્વથા ઘાત કરી શકતો નથી માટે પણ દાનાન્તરાયાદિ દેશઘાતી છે તે આ પ્રમાણે—અત્યંત ગાઢ દાનાન્તરાયાદિના ઉદયવાળા નિગોદીયા જીવોને પણ બીજાઓને ખોરાક રૂપે બનવાથી દાન, પોતે આહારાદિ પ્રાપ્ત કરતા હોવાથી લાભ, આહારાદિનો ભોગ-ઉપભોગ કરતા હોવાથી ભોગ-ઉપભોગ તેમજ આહાર અને પ્રાણાપાનાદિ યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવામા વીર્યનો વ્યાપાર કરતા હોવાથી વીર્ય, એમ યત્કિંચિત્ સ્વરૂપમાં પણ દાનાદિક પાંચ લબ્ધિઓ હોય જ છે એમ લાગે છે.

આ દ્વાર ગાથામાં બતાવેલ સર્વઘાતી અને અઘાતી પ્રકૃતિ રૂપ બે વિકલ્પથી અન્ય એવો આ દેશઘાતી રૂપ ત્રીજો વિકલ્પ છે.

જે રસ પોતાના જ્ઞાનાદિ વિષયને સંપૂર્ણપણે હણે તે સર્વઘાતી રસ, તાંબાના પાત્રની

જેમ છિદ્ર વિનાનો, ઘૃત આદિની જેમ સ્નિગ્ધ, દ્રાક્ષાદિની જેમ અલ્પ પ્રદેશવાળો, અને સ્ફટિક તથા અભ્રખના ઘરની જેમ નિર્મલ છે.

જે રસ પોતાના વિષયભૂત જ્ઞાનાદિ ગુણનો દેશથી ઘાત કરે તે દેશઘાતી રસમાંનો કોઈક રસ વાંશના પત્રની બનાવેલી સાદડીની જેમ અતિસ્થૂલ, કોઈક કંબલની જેમ મધ્યમ અને અને કોઈક સુંવાળા કોમળ વસ્ત્રની જેમ અત્યંત સૂક્ષ્મ સેંકડો છિદ્રયુક્ત હોય છે તેમ જ તે રસ અલ્પ સ્નેહાવિભાગના સમુદાય રૂપ અને નિર્મળતા રહિત હોય છે.

અહિં કેવલ રસ હોતો નથી માટે રસસ્પર્દ્ધકોનો સમુદાય આવા સ્વરૂપવાળો સમજવો.

જે પ્રકૃતિઓ આત્માના જ્ઞાનાદિ ગુણને હણતી નથી તે અઘાતી કહેવાય છે. 'પોતે ચોર ન હોવા છતાં ચોરની સાથે રહેવાથી જેમ ચોરપણું પ્રાપ્ત થાય' તેમ આ પ્રકૃતિઓ અઘાતી હોવા છતાં ઘાતી પ્રકૃતિઓના સંસર્ગથી ઘાત કરનારી થાય છે. તેથી તેમને સર્વ-ઘાતી-પ્રતિભાગા પણ કહેવાય છે, તે અઘાતી પ્રકૃતિઓ પંચોતેર છે.

જે પ્રકૃતિઓ અન્ય પ્રકૃતિઓના બંધ અને ઉદયને રોકયા વિના જ પોતાનો બંધ ઉદય બતાવે તે અપરાવર્ત્તમાન પ્રકૃતિઓ ૨૯ છે.

જે પ્રકૃતિઓ અન્ય પ્રકૃતિઓના બંધ-ઉદય અથવા બંધોદય એ બન્ને રોકી પોતાનો બંધ-ઉદય અથવા બંધોદય બતાવે તે પરાવર્ત્તમાન પ્રકૃતિઓ ૯૧ છે.

અહિં સ્થિર-અસ્થિર, શુભ અને અશુભ આ ચાર પ્રકૃતિઓ ધ્રુવોદયી હોવાથી કેવલ બંધે પરાવર્ત્તમાન છે, પાંચ નિદ્રા અને સોલ કષાયો ધ્રુવબંધી હોવાથી કેવળ ઉદયે પરાવ-ર્ત્તમાન છે અને સાતાવેદનીયાદિ શેષ ૬૬ પ્રકૃતિઓ ઉભય પરાવર્ત્તમાન છે. આ ૬૬ માં સ્થિર, અસ્થિર, શુભ, અશુભ એ ચાર ઉમેરતા ૭૦ પ્રકૃતિઓ બંધે પરાવર્ત્તમાન થાય છે અને આ જ છાસઠમાં પાંચ નિદ્રા અને સોળ કષાયો ઉમેરતાં ઉદયે પરાવર્ત્તમાન કુલ ૮૭ પ્રકૃતિઓ છે. બંધ ન હોવાથી કેવળ ઉદયની અપેક્ષાએ ગણીએ તો મિશ્રમોહનીય અને સમ્યક્ત્વ મોહનીય પણ પરાવર્ત્તમાન છે.

જે પ્રકૃતિઓ જીવને આનંદ-પ્રમોદ થવામાં હેતુભૂત રસવાળી હોય તે પુણ્ય અથવા શુભ પ્રકૃતિઓ ૪૨ છે જે પ્રકૃતિઓ જીવને શોક-દુઃખ થવામાં હેતુભૂત રસવાળી હોય તે પાપ અથવા અશુભ પ્રકૃતિઓ ૮૨ છે.

દ્વાર ગાથામાં બતાવેલ પંચ ય પદમાં રહેલ ચ શબ્દથી સૂચિત પ્રતિપક્ષ સહિત ધ્રુવસત્તા જણાવેલ છે.

જે પ્રકૃતિઓ સર્વ મિથ્યાદૃષ્ટિ જીવોને હંમેશા સત્તામાં હોય તે ધ્રુવસત્તા પ્રકૃતિઓ ૧૩૦ છે.

જે પ્રકૃતિઓ મિથ્યાદૃષ્ટિ જીવોને સત્તામાં હોય પણ ખરી અને ન પણ હોય તે અધ્રુ-સત્તા પ્રકૃતિઓ ૨૮ છે.

ઉચ્ચગોત્ર તથા વૈક્રિય એકાદશની ત્રસપણું ન પામેલા જીવોને તેમજ ત્રસપણું પામીને બંધદ્વારા પ્રાપ્ત કરેલ સત્તાવાળા જીવોને પણ સ્થાવરમાં જઈને અવસ્થાવિશેષને પામી ઉદ્વલના કર્યા પછી સત્તા હોતી નથી અને શેષ જીવોને હોય છે.

મનુષ્યદ્વિકની તેઉકાય વાયુકાયમાં જઈને ઉદ્વલના કર્યાબાદ ત્યાં તેમજ ત્યાંથી નીકળી અન્ય તિર્યંચમાં પણ જ્યાંસુધી બંધદ્વારા સત્તા પ્રાપ્ત ન કરે ત્યાં સુધી સત્તા હોતી નથી અને અન્યને હોય છે.

જે જીવે સમ્યક્ત્વાદિ વિશિષ્ટ નિમિત્તથી જિનનામ બંધદ્વારા સત્તામાં પ્રાપ્ત કરેલ હોય તેવા જીવને મિથ્યાત્વે અને ચતુર્થાદિ ગુણસ્થાનકોમાં જિનનામની સત્તા હોય અને ન બાંધ્યું હોય તેમને ન હોય.

જે જીવોએ અપ્રમત્તાદિ બે ગુણસ્થાનકે બંધદ્વારા આહારકદ્વિકની સત્તા પ્રાપ્ત કરી હોય તેવા જીવોને ઉદ્વલના ન કરે ત્યાંસુધી આહારક સપ્તકની સત્તા હોય અને ઉદ્વલના કર્યા બાદ અથવા બાંધ્યું જ ન હોય તેઓને સત્તામાં ન હોય.

ત્રણ પુંજ કરવા દ્વારા સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીયની સત્તા પ્રાપ્ત કરેલ જીવોને જ્યાંસુધી આ બેનો ક્ષય કે ઉદ્વલના ન થાય ત્યાંસુધી તે બેની સત્તા હોય અને અન્ય જીવોને ન હોય.

સર્વ સ્થાવરોને દેવ-નરકાયુની, તેઉકાય-વાયુકાય તથા સાતમીનારકના જીવોને મનુષ્યાયુષની સર્વ નારકોને દેવાયુષની, સર્વ દેવોને નરકાયુની તેમજ આનતાદિ દેવોને તિર્યંચાયુની સત્તા હોતી નથી. અન્ય જીવોને યથાયોગ્ય ચારે આયુની સત્તા હોય છે.

એમ આ અઠ્ઠાવીસે પ્રકૃતિઓ સત્તામાં કોઈકને હોય છે અને કોઈકને હોતી નથી માટે અધ્રુવસત્તાક છે.

જો કે અનંતાનુબંધિકષાયની પણ ચતુર્થાદિ ગુણસ્થાનકે ઉદ્વલના કરનાર જીવોને મિશ્રાદિ ગુણસ્થાનકે સત્તા હોતી નથી અને અન્ય જીવોને હોય છે છતાં મિથ્યાદૃષ્ટિ દરેક જીવોને સર્વકાળે તેની સત્તા હોય છે માટે અનંતાનુબંધિ ધ્રુવસત્તાક છે.

જિનનામ અને ચાર આયુ સિવાય શેષ અધ્રુવસત્તાવાળી ૨૩ પ્રકૃતિઓ અને ચાર અનંતાનુબંધીકષાય આ ૨૭ પ્રકૃતિઓની શ્રેણિ વિના પણ ઉદ્વલના થાય છે

ક્ષપકશ્રેણિમાં અન્ય ૩૬ પ્રકૃતિઓની ઉદ્વલના થાય છે.

જ્યાં ત્રિક હોય ત્યાં ગતિ, આનુપૂર્વી અને આયુષ એ ત્રણ પ્રકૃતિઓ અને જ્યાં દ્વિક હોય ત્યાં ગતિ અને આનુપૂર્વી એમ બે પ્રકૃતિઓ સમજવી.

વિપાક આશ્રયી હેતુવિપાકી અને રસવિપાકી એમ બે પ્રકારે પ્રકૃતિઓ છે આ બે પ્રકાર દ્વારગાથામાં સાક્ષાત્ બતાવ્યા નથી પરંતુ ગાથામાં 'पगई य' એ પદમાં રહેલ य શબ્દથી જણાવેલ છે.

જે પ્રકૃતિઓ હેતુને પ્રાપ્ત કરી વિપાકોદયને પ્રાપ્ત થાય છે તે પ્રકૃતિઓ હેતુવિપાકી કહેવાય છે. તે પુદ્ગલવિપાકી, ભવવિપાકી, ક્ષેત્રવિપાકી અને જીવવિપાકી એમ ચાર પ્રકારે છે.

જે પ્રકૃતિઓ પુદ્ગલરૂપ હેતુને પ્રાપ્ત કરી વિપાકને બતાવે છે તે પુદ્ગલવિપાકી છત્રીસ પ્રકૃતિઓ છે. જેમ શરીરનામકર્મ અને સંસ્થાનનામકર્માદિ પ્રકૃતિઓ ઔદારિકાદિ પુદ્ગલોને પ્રાપ્ત કરી તેમાં તેવા તેવા પરિણામ અને આકૃતિઓ આદિ કરવા દ્વારા વિપાકોદયમાં આવે છે તેથી તે સઘળી પ્રકૃતિઓ પુદ્ગલવિપાકી છે.

જે પ્રકૃતિઓ દેવભવ આદિ હેતુને પ્રાપ્ત કરી પોતાના વિપાકને બતાવે તે ચાર આયુષ્ય ભવવિપાકી કહેવાય છે.

જે પ્રકૃતિઓ વિગ્રહગતિરૂપ ક્ષેત્રહેતુને પ્રાપ્ત કરી પોતાના વિપાકને બતાવે તે ચાર આનુપૂર્વીઓ ક્ષેત્રવિપાકી છે.

જે પ્રકૃતિઓ જ્ઞાનાદિગુણોને ઉપઘાતાદિ કરવા દ્વારા સાક્ષાત્ જીવને જ પોતાનો વિપાક દેખાડે તે મતિજ્ઞાનાવરણીયાદિ ૭૬ અને ઉદયની અપેક્ષાએ સમ્યક્ત્વમોહનીય તથા મિશ્ર-મોહનીય સહિત ૭૮ પ્રકૃતિઓ જીવવિપાકી છે. જેમ-જ્ઞાનાવરણીય જ્ઞાનગુણનો ઘાત કરવા દ્વારા, સાતા-અસાતાવેદનીય સુખ-દુઃખ ઉત્પન્ન કરવા દ્વારા અને દેવગતિનામકર્મ દેવત્વ પર્યાય પ્રાપ્ત કરવા દ્વારા અને દાનાન્તરાયાદિ દાનાદિ લબ્ધિને હણવાદ્વારા સાક્ષાત્ જીવને જ પોતાનો વિપાક બતાવે છે માટે આ પ્રકૃતિઓ જીવવિપાકી જ છે.

પ્રશ્ન—રતિ-અરતિ મોહનીય જીવવિપાકી કહી હોવા છતા ફુલની માળા અને ચંદનાદિના વિલેપન દ્વારા રતિમોહનીયનો અને કંટક તથા અગ્નિ સ્પર્શ આદિથી અરતિ મોહનીયનો પણ ઉદય થાય છે, તે જ પ્રમાણે કર્કશ અને કઠોર શબ્દ રૂપ ભાષાના પુદ્ગલોને પામી ક્રોધ મોહનીયનો, વાઘ આદિ શિકારી પશુઓને જોઇ ભય મોહનીયાદિનો પણ ઉદય થાય છે તેથી આ રતિ મોહનીયાદિ પ્રકૃતિઓ પણ પુદ્ગલવિપાકી કેમ ન કહેવાય ?

ઉત્તર—રતિમોહનીયાદિ પ્રકૃતિઓ તમોએ કહ્યા મુજબ પુદ્ગલને પ્રાપ્ત કરી પોતાનો વિપાક બતાવે છે એ વાત ખરી છે, પરંતુ પુદ્ગલ રૂપ નિમિત્ત વિના પણ માત્ર પ્રિય-અપ્રિયના દર્શન-સ્મરણ શ્રવણાદિ દ્વારા રતિ અને અરતિ મોહનીયનો અને તે જ પ્રમાણે પોતાની તરફના પહેલાંના પ્રતિકૂળ વર્ત્તનાદિના સ્મરણથી ક્રોધનો અને કેવળ મનની કલ્પનાથી પણ ભયમોહનીયનો ઉદય થાય છે, માટે પુદ્ગલ રૂપ હેતુને પામીને જ પોતાનો વિપાક બતાવે છે એવો નિયમ ન હોવાથી રતિ મોહનીય વગેરે પ્રકૃતિઓ જીવવિપાકી છે પણ પુદ્ગલવિપાકી નથી.

પ્રશ્ન—દેવાયુષ વગેરે ચાર પ્રકૃતિઓ દેવાદિ ભવ હેતુને પ્રાપ્ત કરી પોતાના વિપાકને બતાવે છે માટે ચાર આયુષ્ય જેમ ભવવિપાકી છે તેમ દેવગતિ આદિ ચાર પ્રકૃતિઓ દેવાદિ ભવ રૂપ હેતુને પામીને જ પોતાના વિપાકને બતાવે છે માટે આયુષ્યની જેમ દેવગતિ આદિ ચાર પ્રકૃતિઓ ભવવિપાકી કેમ નહિ?

ઉત્તર—દેવાદિ આયુષનો રસોદય અને પ્રદેશોદય એમ બંને પ્રકારનો ઉદય તે તે ભવમાં જ હોય છે, પરંતુ અન્ય ભવમાં નહિ, ત્યારે દેવગતિ નામકર્મનો પ્રદેશોદય અન્ય ભવમાં પણ હોય છે તેથી આયુષ્ય ભવવિપાકી હોવા છતાં ગતિઓ ભવવિપાકી નથી પરંતુ જીવવિપાકી છે.

પ્રશ્ન—જેમ દેવગતિનો પ્રદેશોદય અન્ય ભવમાં હોય છે તેમ દેવાદિ આનુપૂર્વી નામકર્મનો પ્રદેશોદય પણ વિગ્રહગતિ રૂપ ક્ષેત્ર સિવાય અન્ય સ્થળે હોય છે માટે ગતિઓની જેમ ચાર આનુપૂર્વીઓ પણ જીવવિપાકી કેમ નહિ?

ઉત્તર—જેમ ચાર આનુપૂર્વીઓનો વિપાકોદય બતાવવામાં વિગ્રહગતિ રૂપ ક્ષેત્ર મુખ્ય કારણ છે તેમ ગતિઓનો વિપાક બતાવવામાં નથી માટે ચાર આનુપૂર્વીઓ ગતિઓની જેમ જીવવિપાકી નથી પરંતુ ક્ષેત્રવિપાકી છે.

પ્રશ્ન—સામાન્યથી સઘળી પ્રકૃતિઓ જીવ રૂપ હેતુને પ્રાપ્ત કરી જીવને જ વિપાક બતાવે છે પરંતુ બીજા કોઇને નહિ. માટે સર્વ પ્રકૃતિઓ જીવવિપાકી જ માનીએ અને પુદ્ગલાદિ વિપાક ન માનીએ તો શું દોષ આવે?

ઉત્તર—સામાન્યથી સર્વ પ્રકૃતિઓ તમારા કહેવા મુજબ જીવવિપાકી જ છે અને તેમ માનવામાં કોઈ દોષ નથી પરંતુ પુદ્ગલાદિ હેતુની મુખ્યતા માનીને અહિં પુદ્ગલવિપાકી આદિ ચાર પ્રકારે પ્રકૃતિઓ કહી છે.

અહિં પુદ્ગલવિપાકીપ્રકૃતિઓ ઔદયિકભાવે બતાવી તેથી પુદ્ગલવિપાકી પ્રકૃતિઓ જ ઔદયિકભાવે છે અને અન્યપ્રકૃતિઓ નથી એમ સમજવાનું નથી કેમકે સઘળી પ્રકૃતિઓ ઔદયિક ભાવે હોય છે તેમજ આ પ્રકૃતિઓનો ઔદયિકભાવ જ હોય છે એમ પણ સમજવાનું નથી કારણકે આ પ્રકૃતિઓ આગળ ઉપર ક્ષાયિક અને પારિણામિકભાવે પણ બતાવશે એટલે અહિં ઔદયિક ભાવે છે એ વિશેષણ સામાન્યથી પુદ્ગલવિપાકી પ્રકૃતિઓનું સ્વરૂપ બતાવવા માટે જ ગ્રહણ કરેલ છે પણ બીજા કોઈ હેતુથી ગ્રહણ કરેલ નથી.

અહિં પ્રસંગથી કુલ ભાવો કેટલા છે અને કયા ભાવથી કયા કયા ગુણ પ્રગટ થાય તેમજ કયા કયા કર્મમા કેટલા ભાવો હોય તે કહે છે.

બીજા દ્વારના આરંભમાં જણાવ્યા મુજબ કુલ પાંચ ભાવો છે.

ઉપશમભાવથી સમ્યક્ત્વ અને ચારિત્ર એ બે ગુણો પ્રગટ થાય છે, ક્ષયોપશમભાવથી

ચારિત્ર અને આદિ શબ્દથી મત્યાદિજ્ઞાનો, સમ્યક્ત્વ, ચક્ષુઆદિ દર્શનો અને દાનાદિ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે.

અહિં પ્રથમ આત્માના મુખ્યગુણ જ્ઞાનાદિનું ગ્રહણ ન કરતાં ચારિત્રાદિ ગુણોનું ગ્રહણ કર્યું છે તે ચારિત્રગુણની હાજરીમાં જ્ઞાનાદિગુણો અવશ્ય હોય તેમ જણાવવા માટે છે.

ક્ષાયિકભાવથી કેવલજ્ઞાનાદિ નવગુણો પ્રગટ થાય છે.

પ્રશ્નઃ-સિદ્ધોમાં કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ગુણો તો હોય પણ સમ્યક્ત્વાદિ સાત ગુણો શી રીતે હોય ?

ઉત્તરઃ-સિદ્ધોને પોતે જ જિન હોવાથી જિનોક્તતત્ત્વની રુચિ રૂપ સમ્યગ્દર્શન હોતું નથી, પરંતુ દર્શન સપ્તકના ક્ષયથી પ્રગટ આત્મિકગુણ રૂપ સમ્યગ્દર્શન અને યોગોનો અભાવ હોવાથી શુભયોગોની પ્રવૃત્તિ અને અશુભયોગોની નિવૃત્તિરૂપ ચારિત્ર હોતું નથી પરંતુ સંપૂર્ણ મોહનીયકર્મના ક્ષયથી પ્રગટ થયેલ આત્મગુણોમાં રમણતા અને સ્થિરતા રૂપ ક્ષાયિક યથાખ્યાત ચારિત્ર હોય છે તે જ પ્રમાણે તેઓને શરીર અને કર્મબંધાદિના અભાવે વ્યવહારિક દાનાદિને વિષે પ્રવૃત્તિ હોતી નથી પરંતુ પરભાવ રૂપ પુદ્ગલદાનના ત્યાગ સ્વરૂપ અને રાગદ્વેષાદિક ભાવના ત્યાગ-સ્વરૂપ દાન, આત્મિક શુદ્ધ સ્વરૂપ-જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ રૂપ લાભ, આત્માના સ્વાભાવિક સુખ અને જ્ઞાનાદિગુણોના અનુભવરૂપ ભોગ-ઉપભોગ અને સ્વભાવમાં પ્રવૃત્તિ રૂપ વીર્ય એમ નૈશ્ચયિક દાનાદિ પાંચ લબ્ધિઓ અવશ્ય હોય છે. આ રીતે સમ્યક્ત્વાદિ સાત ગુણ પણ ઘટી શકે છે અન્યથા તેમાંના કેટલાક ઘટે છે, કેટલાક નથી પણ ઘટતા, અપેક્ષા વિશેષ માટે જુઓ શ્રી જૈન શ્રેયસ્કાર મંડળ-મહેસાણા પ્રકાશિત નવતત્ત્વ પ્રકરણ ગા. ૪૯ પૃ૦ ૧૭૨-૧૭૩

ઔદયિકભાવથી અજ્ઞાની, સંસારી આદિ તે તે ભાવોનો વ્યપદેશ થાય છે.

પારિણામિકભાવથી કર્મપરમાણુઓ આત્મપ્રદેશો સાથે પાણી અને દૂધની જેમ મિશ્રિત થાય છે અથવા કર્મસ્વરૂપે રહેવા છતાં સ્થિતિ ક્ષયાદિથી અથવા સંક્રમાદિ દ્વારા અન્ય સ્વરૂપે થાય છે.

ઉપશમભાવ મોહનીય કર્મનો જ થાય છે, ક્ષયોપશમભાવ ચાર ઘાતિકર્મનો જ અને શેષ ત્રણ ભાવો આઠે કર્મના થાય છે એટલે કે મોહનીયમાં પાંચ અને શેષ ત્રણ ઘાતીકર્મમાં ઉપશમ વિના ચાર અને ચાર અઘાતીકર્મમાં ક્ષાયિક-ઔદયિક અને પારિણામિક આ ત્રણ ભાવો હોય છે.

અહિં ઉપશમથી સર્વોપશમ સમજવાનો છે.

આઠે મૂળ કર્મમાં તથા અનંતાનુબંધિ વિના ધ્રુવસત્તાવાળી ૧૨૬ ઉત્તર પ્રકૃતિઓમાં અભવ્ય તથા જાતિભવ્ય જીવો આશ્રયી અનાદિ અનંત અને ભવ્યજીવો આશ્રયી અનાદિ સાન્ત આ બે પારિણામિક ભાવના ભાંગા ઘટે છે અને અનંતાનુબંધિમાં ઉપરોક્ત બે ભાંગા

-ઉપરાંત ઉદ્વલના કરી બંધ દ્વારા ફરીથી સત્તા પ્રાપ્ત કરનાર જીવોને સાદિ સાન્ત એમ કુલ ત્રણ -અને અધ્રુવસત્તાવાળી અઠ્ઠાવીશે પ્રકૃતિઓમાં માત્ર સાદિ સાન્ત રૂપ એક જ પારિણામિક ભાંગો -ઘટે છે.

પ્રશ્ન—તમોએ પ્રથમ ચાર ઘાતિકર્મનો ક્ષયોપશમ કહ્યો, પરંતુ તે ક્ષયોપશમ કર્મનો (૧) ઉદય હોય ત્યારે હોય કે (૨) ઉદય ન હોય ત્યારે હોય? તે આ બેમાંથી એક પણ -રીતે ઘટી શકતો નથી, કારણ કે ક્ષયોપશમભાવ ઉદયાવલિકામાં પ્રાપ્ત દલિકનો ક્ષય થવાથી અને શેષ દલિકના વિપાકોદયને રોકવા રૂપ ઉપશમથી થાય છે અને કર્મનો ઉદય વિપા-કોદય હોય તો જ કહેવાય માટે ઉદય હોય ત્યારે ક્ષયોપશમ અને ક્ષયોપશમ હોય ત્યારે ઉદય ન જ હોય, વળી બીજી રીતે માનીએ તો કર્મના અનુદયથી જ તે તે જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત થઇ જાય છે માટે અનુદય અવસ્થામા પણ ક્ષયોપશમ માનવો યોગ્ય નથી.

ઉત્તરઃ—અહિં ક્ષયોપશમ એટલે ઉદયાવલિકામાં પ્રાપ્ત કર્મદલિકનો ક્ષય અને શેષ કર્મ -દલિકોને અધ્યવસાયાનુસાર હીન રસવાળા કરી સ્વસ્વરૂપે અનુભવ કરવો તે અથવા ઉદયાવ-લિકામાં પ્રાપ્ત કર્મદલિકનો ક્ષય અને શેષ કર્મદલિકોને અત્યંત નિરસ કરી સ્વજાતીય અન્ય કર્મસ્વરૂપે એટલે કે પ્રદેશોદય રૂપે જ અનુભવ કરવો તે એમ ક્ષયોપશમના બે અર્થ છે.

તેમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણકર્મની દેશઘાતી પ્રકૃતિઓમાં પ્રથમનો અર્થ ઘટે છે ત્યારે મિથ્યાત્વમોહનીય અને અનંતાનુબંધી આદિ બાર કષાયોમાં -બીજો અર્થ ઘટે છે તથા મોહનીયની શેષ સંજ્વલનાદિ તેર પ્રકૃતિઓમાં બન્ને અર્થ ઘટે છે અર્થાત્ રસોદય હોય ત્યારે પણ ક્ષયોપશમ હોય છે અને પ્રદેશોદય હોય ત્યારે પણ ક્ષયોપ--શમ હોય છે પરંતુ રસોદય સાથે ક્ષયોશપમ હોય ત્યારે દેશઘાતી થાય છે અને જ્યારે રસો--દયના અભાવમાં ક્ષયોપશમ હોય છે ત્યારે તે પ્રકૃતિઓ દેશઘાતી થતી નથી.

પ્રશ્નઃ—મિથ્યાત્વમોહનીય અને અનંતાનુબંધી આદિ કષાયોનો પ્રદેશોદય છતાં પણ ક્ષયો-પશમભાવ શીરીતે હોય? કારણકે સર્વઘાતી સ્પર્દ્ધકોનાં દલિકો સ્વઘાત્યગુણને સર્વપ્રકારે જ -ઘાત કરવાના સ્વભાવવાળાં હોય છે.

ઉત્તરઃ—તથાપ્રકારના શુદ્ધ અધ્યવસાયના બળથી સર્વઘાતી સ્પર્દ્ધકોનાં દલિકોને કંઇક અલ્પશક્તિવાળાં કરી દેશઘાતી રસસ્પર્દ્ધકોમાં સ્તિબૂકસંક્રમ વડે સંક્રમાવેલ હોવાથી તે સ્પર્દ્ધ-કોમાં જેટલી ફળ આપવાની શક્તિ છે તેટલું ફળ આપવા સમર્થ થતાં નથી તેથી સ્પર્દ્ધકો -સ્વાવાર્ય ગુણને હણતાં નથી માટે પ્રદેશોદય છતાં ક્ષયોપશમભાવ ઘટી શકે છે.

ક્ષયોપશમ અને રસોદય એકી સાથે હોય તે ક્ષયોપશમાનુવિદ્ધ અને ક્ષયોપશમના અભાવ--કાળે જે રસોદય હોય તે શુદ્ધ એમ ઔદયિકભાવ બે પ્રકારે છે.

ત્યાં મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અચક્ષુદર્શનાવરણીય અને પાંચ અંતરાય એ

આઠ પ્રકૃતિઓનો ક્ષયોપશમાનુવિદ્ધ ઔદયિકભાવ જ હોય છે, પણ શુદ્ધ ઔદયિકભાવ હોતો નથી, જ્યારે તે તે ગુણવાળા આત્માઓને તે તે અવધિજ્ઞાનાદિ ગુણને આવરનાર અવધિજ્ઞાનાવરણીય વગેરે શેષ દેશઘાતી પ્રકૃતિઓનો ક્ષયોપશમાનુવિદ્ધ ઔદયિક અને તે તે ગુણના અભાવવાળા જીવોને કેવળ શુદ્ધ ઔદયિકભાવ જ હોય છે

સર્વઘાતી પ્રકૃતિઓનાં એક સ્થાનક રસસ્પર્દ્ધકો હોતાં જ નથી તેમજ દ્વિસ્થાનકાદિ સઘળાં રસસ્પર્ધકો સર્વઘાતી જ હોય છે અને દેશઘાતી પ્રકૃતિઓનાં એક સ્થાનક રસસ્પર્દ્ધકો દેશઘાતી દ્વિસ્થાનક રસસ્પર્દ્ધકો મિશ્ર અને ત્રિસ્થાનક, ચતુઃસ્થાનક સઘળાં રસસ્પર્દ્ધકો સર્વઘાતી જ હોય છે.

તથાપ્રકારના વિશુદ્ધ અધ્યવસાયના પ્રભાવથી દેશઘાતી પ્રકૃતિઓનાં જે સર્વઘાતી રસસ્પર્ધકો હણાયાં છે અને અતિસ્નિગ્ધ એવાં દેશઘાતી સ્પર્ધકો અલ્પ રસવાળાં કરાયાં છે તે સ્પર્ધકોનો ઉદય થાય ત્યારે જીવને અવધિ આદિ ગુણો પ્રગટ થાય છે.

## —: રસસ્પર્દ્ધકોનું સ્વરૂપ :—

અહિં કાષાયિક અધ્યવસાય દ્વારા ગ્રહણ કરાતા કર્મસ્કંધના પરમાણુઓમાં શુભાશુભ ફળ આપવાની જે શક્તિ ઉત્પન્ન થાય તે રસ કહેવાય છે.

તે રસનાં સ્પર્દ્ધકો એકસ્થાનક, દ્વિસ્થાનક, ત્રિસ્થાનક અને ચતુઃસ્થાનક એમ ચાર પ્રકારે હોય છે. ત્યાં શુભ પ્રકૃતિઓનો રસ શેલડી જેવો મધુર અને અશુભ પ્રકૃતિઓનો રસ કડવાં તુંબડા જેવો હોય છે ત્યાં શેલડી અને કડવા તુંબડાનો જે સહજ-સ્વાભાવિક રસ તે એકસ્થાનક રસ. તે એક સ્થાનકરસ પણ તેમાં ઓછા-વધતા પ્રમાણમાં પાણી નાખવાથી અનેક પ્રકારે થાય છે. ઉપરોક્ત બન્ને પ્રકારના રસોને ઉકાળી અર્ધ બાળી નાખવાથી જેવો મધુર અગર કટુરસ થાય તે દ્વિસ્થાનકરસ, એ જ પ્રમાણે ઉકાળી બે ભાગ બાળી એક ભાગ રાખવાથી તેમજ ઉકાળી ત્રણ ભાગ બાળી એક રાખવાથી જેવો રસ થાય તે અનુક્રમે ત્રિસ્થાનક અને ચતુઃ સ્થાનક રસ કહેવાય છે.

એકસ્થાનકની જેમ દ્વિસ્થાનકાદિ રસના પણ અનેક ભેદો હોય છે, પરંતુ મુખ્ય દૃષ્ટિએ એકસ્થાનકાદિ ચાર વિભાગ બતાવવામાં આવ્યા છે.

એ જ પ્રમાણે કર્મસ્કંધોમાં પણ એકસ્થાનકાદિ ચાર પ્રકારનો રસ હોય છે અને તે દરેકના અનંતા ભેદો હોય છે.

એક સ્થાનકથી દ્વિસ્થાનકાદિ રસ અનુક્રમે અનંતગુણ હોય છે.

ત્યાં બંધ આશ્રયી ચાર જ્ઞાનાવરણ, ત્રણ દર્શનાવરણ, પાંચ અંતરાય, પુરૂષવેદ અને ચાર સંજ્વલન આ સત્તર પ્રકૃતિઓનો એકસ્થાનકાદિ ચાર પ્રકારનો અને શેષ ૧૦૩ પ્રકૃતિઓનો દ્વિસ્થાનકાદિ ત્રણ પ્રકારનો રસ હોય છે.

વળી અશુભ પ્રકૃતિઓનો અનંતાનુબંધિ કષાયથી ચતુઃસ્થાનક, અપ્રત્યાખ્યાનીય કષાયથી ત્રિસ્થાનક તેમજ પ્રત્યાખ્યાનીય કષાયથી દ્વિસ્થાનક તેમજ સંજ્વલન કષાયથી પૂર્વોક્ત સત્તર અશુભ પ્રકૃતિઓનો દ્વિસ્થાનક અને એક સ્થાનક અને શેષ અશુભ પ્રકૃતિઓનો દ્વિસ્થાનક રસ બંધાય છે.

શુભ પ્રકૃતિઓનો અનંતાનુબંધિથી દ્વિસ્થાનક, અપ્રત્યાખ્યાનીયથી ત્રિસ્થાનક તેમજ પ્રત્યાખ્યાનીય તથા સંજ્વલન કષાયથી ચતુઃસ્થાનકરસ બંધાય છે.

અશુભ પ્રકૃતિઓના એકસ્થાનક રસ બંધયોગ્ય વિશુદ્ધ અધ્યવસાયો અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગો જાય અને એક સખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે જ આવે છે અને તે વખતે ઉપર જણાવેલ સત્તર તથા કેવલઆવરણદ્વિક એ ઓગણીસ સિવાય કોઈ અશુભ પ્રકૃતિઓ બંધાતી જ નથી અને કેવલ આવરણદ્વિક સર્વઘાતી હોવાથી તથાસ્વભાવે જ તે વખતે તેમજ ક્ષપક-સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે પણ જઘન્યથી દ્વિસ્થાનક રસ યુક્ત જ બંધાય છે તેથી બંધ આશ્રયી આ સત્તર અશુભ પ્રકૃતિઓનો જ એકસ્થાનક રસ હોય છે.

મિથ્યાત્વાદિ અવસ્થામાં પણ સામાન્યથી અતિસંક્લિષ્ટ પરિણામે પ્રાયઃ શુભ પ્રકૃતિઓ બંધાતી નથી પરંતુ કંઈક વિશુદ્ધ પરિણામ હોય ત્યારે જ શુભ પ્રકૃતિઓ બંધાય છે માટે શુભ પ્રકૃતિઓનો એક સ્થાનક રસ બંધાતો નથી પરંતુ જઘન્યથી પણ દ્વિસ્થાનક જ બંધાય છે અને અતિસંક્લિષ્ટ પરિણામે નરકગતિ વગેરે અશુભ પ્રકૃતિઓ સાથે ત્રસચતુષ્ક, તૈજસ-કાર્મણાદિ જે શુભ પ્રકૃતિઓ બંધાય છે તેઓનો પણ તથા સ્વભાવે જઘન્યથી દ્વિસ્થાનક રસ જ બંધાય છે, મૂળમા શુભ પ્રકૃતિઓનો અનંતાનુબંધી કષાયથી એક સ્થાનક રસ બંધાય છે એમ કહ્યું છે, ત્યાં એકસ્થાનક રસ જેવો પ્રાથમિક દ્વિસ્થાનક રસ સમજવો.

પ્રશ્નઃ-જે અધ્યવસાયો દ્વારા શુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે તે જ અધ્યવસાયોથી તે પ્રકૃતિઓમાં એક સ્થાનક રસબંધ કેમ ન થાય?

ઉત્તરઃ-જઘન્યથિતિસ્થાનકથી માંડી ઉત્કૃષ્ટસ્થિતિ સુધી સમયસમયની વૃદ્ધિએ અસંખ્યાતા સ્થિતિસ્થાનો હોય છે અને તે દરેક સ્થિતિસ્થાનોમાં અસંખ્ય રસ સ્પર્દ્ધકો હોય છે તેથી ઉત્કૃષ્ટસ્થિતિબંધ થાય ત્યારે દરેક સ્થિતિમાં અસંખ્ય રસસ્પર્દ્ધકો બધાય છે અને તે સઘળા રસસ્પર્દ્ધકો દ્વિસ્થાનક રસનાં જ હોય છે, માટે જ ઉત્કૃષ્ટસ્થિતિબંધ યોગ્ય અધ્યવસાયોથી પણ શુભ પ્રકૃતિઓમાં એક સ્થાનક રસ ન જ બંધાય.



## —: ઉપયોગી—અન્યદ્વારો :—

સ્વોદયબંધી, સ્વાનુદયબંધી અને ઉભયબંધી એમ પ્રકૃતિઓ ત્રણ પ્રકારે છે.

જે પ્રકૃતિઓ પોતાનો ઉદય હોય ત્યારે જ બંધાય તે મતિજ્ઞાનાવરણીય વગેરે ધ્રુવોદયી સત્તાવીશ પ્રકૃતિઓ સ્વોદયબંધી છે, જે પ્રકૃતિઓ પોતાનો ઉદય ન હોય ત્યારે જ બંધાય તે દેવ-ત્રિકાદિ અગિયાર પ્રકૃતિઓ સ્વાનુદયબંધી છે અને જે પ્રકૃતિઓ પોતાનો ઉદય હોય કે ન હોય ત્યારે અર્થાત્ બન્ને રીતે બંધાય તે નિદ્રાઆદિ ૮૨ પ્રકૃતિઓ ઉભયબંધી છે.

સમકવ્યવચ્છિદ્યમાનબંધોદયા, ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા અને ઉત્ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા એમ પણ પ્રકૃતિઓ ત્રણ પ્રકારે છે.

જે પ્રકૃતિઓનો બંધ અને ઉદય એકીસાથે એક જ ગુણસ્થાનકે વિચ્છેદ થાય છે તે મિથ્યાત્વમોહનીય વગેરે છવ્વીસ પ્રકૃતિઓ સમકવ્યવચ્છિદ્યમાનબંધોદયા છે. જે પ્રકૃતિઓનો પહેલાં બંધ અને પછી ઉદયવિચ્છેદ થાય તે મતિજ્ઞાનાવરણાદિ છયાસી પ્રકૃતિઓ ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા છે. અને જે પ્રકૃતિઓનો પ્રથમ ઉદય અને પછી બંધ વિચ્છેદ થાય તે દેવત્રિકાદિ આઠ પ્રકૃતિઓ ઉત્ક્રમવ્યવચ્છિદ્યમાનબંધોદયા છે.

સાન્તરા, નિરન્તરા અને સાન્તરા-નિરન્તરા એમ અન્ય રીતે પણ ત્રણ પ્રકારે પ્રકૃતિઓ છે-

જે પ્રકૃતિઓનો જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત સુધી બંધ હોય એટલે કે બંધ આશ્રયી અંતર્મુહૂર્તમાં પણ જે પ્રકૃતિઓ અંતરવાળી હોય તે અસાતાવેદનીયાદિ ૪૧ પ્રકૃતિઓ સાન્તરા છે. જે પ્રકૃતિઓ જઘન્યથી પણ અંતર્મુહૂર્ત સુધી અવશ્ય બંધાય અર્થાત્ બંધ આશ્રયી અંતર્મુહૂર્તમાં જેઓનું અંતર ન હોય તે ૪૭ ધ્રુવબંધી, ચાર આયુષ્ય અને જિનનામ એમ ૫૨ પ્રકૃતિઓ નિરંતરા છે. જે પ્રકૃતિઓ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્તથી અધિક સંખ્યાત અથવા અસંખ્યાત કાળ સુધી બંધાય અર્થાત્ બંધ આશ્રયી અંતર્મુહૂર્તમાં પણ જેઓનું અંતર હોય અને અંતર્મુહૂર્તથી અધિક કાળ સુધી પણ નિરંતર બંધાય તે સાતાવેદનીય વગેરે સત્તાવીશ પ્રકૃતિઓ સાન્તરા-નિરન્તરા છે.

ઉદયબંધોત્કૃષ્ટા, અનુદયબંધોત્કૃષ્ટા, ઉદયસંક્રમોત્કૃષ્ટા અને અનુદયસંક્રમોત્કૃષ્ટા એમ પ્રકૃતિઓ ચાર પ્રકારે છે.

પોતાનો ઉદય હોય ત્યારે જ બંધથી જે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય તે ઉદય-

બંધોત્કૃષ્ટા પ્રકૃતિઓ સાઠ છે. જેમ મતિજ્ઞાનાવરણીય વગેરે કર્મપ્રકૃતિઓ પોતાનો ઉદય હોય ત્યારે જ ઉત્કૃષ્ટસ્થિતિસત્તાવાળી થાય છે. માટે તે પ્રકૃતિઓ ઉદયબંધોત્કૃષ્ટા છે.

પોતાનો ઉદય ન હોય ત્યારે જ બંધથી જે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય તે નરકગતિ આદિ પંદર પ્રકૃતિઓ અનુદયબંધોત્કૃષ્ટા છે.

નરકદ્વિકનો ઉદય નારકને જ હોય છે અને નારકો નરકદ્વિક બાંધતા જ નથી.

તિર્યંચદ્વિકનો ઉદય તિર્યંચને, ઔદારિકદ્વિક તથા છેવટ્ઠા સંઘયણનો ઉદય યથાયોગ્ય મનુષ્ય તિર્યંચોને હોય છે ત્યારે આ પાંચે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટસ્થિતિબંધ દેવ અને નારકો કરે છે.

એકેન્દ્રિય-સ્થાવર અને આતપ નામકર્મનો ઉદય એકેન્દ્રિયોને હોય છે અને આ ત્રણ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટસ્થિતિબંધ ઈશાન સુધીના દેવો કરે છે.

ઉત્કૃષ્ટસ્થિતિબંધ અતિસંક્લિષ્ટ પરિણામે થાય છે અને નિદ્રોદય અવસ્થામાં અતિ સંક્લિષ્ટ પરિણામ હોતા નથી તેથી નિદ્રાનો ઉદય ન હોય ત્યારે પાંચે નિદ્રાઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે માટે આ પંદરે પ્રકૃતિઓ અનુદયબંધોત્કૃષ્ટા છે.

પોતાનો ઉદય હોય ત્યારે પોતાની સ્વજાતીય અન્ય પ્રકૃતિઓના સંક્રમથી જે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય તે મનુષ્યગતિ વગેરે ત્રીશ પ્રકૃતિઓ ઉદય સંક્રમોત્કૃષ્ટા છે.

સમ્યક્ત્વ મોહનીય સિવાયની આ સઘળી પ્રકૃતિઓની પોતપોતાના મૂળકર્મની સ્થિતિથી ઓછી જ સ્થિતિ બધાય છે. તેથી મનુષ્યગતિ વગેરેની પ્રતિપક્ષી જે નરકગતિ વગેરે પોત પોતાના મૂળકર્મ જેટલી સ્થિતિવાળી બધાય છે. તેઓનો ઉત્કૃષ્ટસ્થિતિબંધ કરી ઉદયપ્રાપ્ત મનુષ્યગતિ વગેરેનો બંધ શરૂ કરી પૂર્વબદ્ધ નરકગત્યાદિકની બંધાવલિકા વ્યતીત થયા બાદ તુરત જ ઉદયાવલિકા ઉપરની એટલે બંધાવલિકા અને ઉદયાવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિવાળી નરકગતિ આદિને બંધાતી મનુષ્યગતિ આદિની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે છે માટે મનુષ્ય ગત્યાદિ પ્રકૃતિઓની ઉદય હોય ત્યારે સંક્રમથી ઉત્કૃષ્ટસ્થિતિસત્તા થાય છે એ જ રીતે સાતાવેદનીયના ઉદયવાળો કોઈક જીવ અસાતાવેદનીયનો ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી તરત જ સાતાનો બંધ શરૂ કરી પૂર્વે બધાયેલ અસાતાવેદનીયને બંધાવલિકા વીત્યાબાદ ઉદયાવલિકા ઉપરની બે આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિવાળી અસાતાને સાતાવેદનીયની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે ત્યારે સાતાવેદનીયની સંક્રમ દ્વારા આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ થાય.

દર્શનત્રિકની સત્તાવાળો કોઈ મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાત્વ મોહનીયનો સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી અંતર્મુહૂર્ત મિથ્યાત્વે જ રહી તરત જ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે તે જ સમયે પૂર્વે બંધાયેલ અંતર્મુહૂર્ત ન્યૂન ઉદયાવલિકા ઉપરની સીત્તેર

કોડાકોડી સાગરોપમ પ્રમાણ મિથ્યાત્વ મોહનીયને સમ્યક્ત્વ મોહનીયની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે ત્યારે સમ્યક્ત્વ મોહનીયની સંક્રમ દ્વારા અંતર્મુહૂર્ત ન્યૂન સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય ઈત્યાદિ.

પોતાનો ઉદય ન હોય ત્યારે પોતાની સ્વજાતીય અન્ય પ્રકૃતિઓના સંક્રમથી જેઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય તે મનુષ્યાનુપૂર્વી વગેરે તેર પ્રકૃતિઓ અનુદયસંક્રમોત્કૃષ્ટા છે, મિશ્રમોહનીય સિવાય આ બારે પ્રકૃતિઓનો પોતાના મૂળકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલો કોઈનો સ્થિતિબંધ થતો નથી, પરંતુ મનુષ્યાનુપૂર્વી પંદર કોડાકોડી સાગરોપમ, તીર્થંકર નામકર્મ અને આહારકદ્વિક અંતઃકોડાકોડી સાગરોપમ, દેવદ્વિક દસ કોડાકોડી સાગરોપમ, સૂક્ષ્મત્રિક અને વિકલત્રિક અઢાર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટથી બંધાય છે.

તેથી મનુષ્યાનુપૂર્વી આદિની ઉત્કૃષ્ટ સ્થિતિવાળી પ્રતિપક્ષ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટબંધ કરી ઉદયમાં નહિ આવેલ એવી આ મનુષ્યાનુપૂર્વી આદિનો બંધ શરૂ કરે અને બંધાવલિકા વ્યતીત થયા બાદ ઉદયાવલિકા ઉપરની અર્થાત્ બંધાવલિકા અને ઉદયાવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ પૂર્વે બંધાયેલ નરકાનુપૂર્વી આદિ પ્રકૃતિઓને બંધાતી મનુષ્યાનુપૂર્વી આદિની ઉદયાવલિકા ઉપર સંક્રમાવવાથી મનુષ્યાનુપૂર્વી, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક અને દેવદ્વિકની સમયાધિક આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય, આજ રીતે જિનનામ અને આહારકદ્વિકની અન્ય પ્રકૃતિઓના સંક્રમથી અન્તઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય

દર્શનત્રિકની સત્તાવાળો કોઈક જીવ મિથ્યાત્વમોહનીયનો સીત્તર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી મિથ્યાત્વે જ અંતર્મુહૂર્તકાળ પ્રમાણ રહી તરત ક્ષયોપશમ સમ્યક્ત્વ પામી અન્તર્મુહૂર્ત ન્યૂન ઉદયાવલિકા ઉપરની સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ મિથ્યાત્વમોહનીયને અનુદિત એવી મિશ્રમોહનીયમાં ઉદયાવલિકા ઉપર સંક્રમાવે ત્યારે મિશ્રમોહનીયની સમયાધિક અન્તર્મુહૂર્ત ન્યૂન સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિસત્તા થાય.

આ રીતે આ સઘળી પ્રકૃતિઓ, અનુદયકાળે સંક્રમથી ઉત્કૃષ્ટસ્થિતિસત્તાવાળી થતી હોવાથી અનુદયસંક્રમોત્કૃષ્ટા છે.

આયુષ્યનો પરસ્પર સંક્રમ ન હોવાથી મનુષ્ય-તિર્યંચાયુની મૂળકર્મ જેટલી ઉત્કૃષ્ટસ્થિતિસત્તા થતી નથી અને દેવ-નરકાયુષની પોતાનો ઉદય ન હોય ત્યારે બંધથી મૂળકર્મ જેટલી તેત્રીસ સાગરોપમ પ્રમાણ સ્થિતિ બંધાય છે. તેથી આ બે આયુષ્ય અનુદય બંધોત્કૃષ્ટા કહી શકાય, પરંતુ અહિં કોઈ પ્રયોજન ન હોવાથી ચાર આયુષને આમાંની કોઈ સંજ્ઞા આપેલ નથી.

જે પ્રકૃતિઓ પોતાની સત્તાના ચરમ સમય સુધી સ્વસ્વરૂપે ભોગવાય તે ઉદયવતી ચોત્રીશ પ્રકૃતિઓ છે તે આ પ્રમાણે-પાંચ જ્ઞાનાવરણીય, ચાર દર્શનાવરણીય, પાંચ અંતરાય

આ ચૌદ પ્રકૃતિઓનો બારમા ગુણઠાણાના ચરમ સમય સુધી, ચાર આયુષનો પોતપોતાના ભવના ચરમ સમય સુધી બન્ને વેદનીય, ઉચ્ચગોત્ર, ત્રસત્રિક, મનુષ્યગતિ, પંચેન્દ્રિય જાતિ, સૌભાગ્ય, આદેયદ્વિક અને જિનનામ આ બારનો અયોગિના ચરમ સમય સુધી, સંજ્વલન લોભનો સૂક્ષ્મસંપરાયના ચરમ સમય સુધી, સમ્યક્ત્વ મોહનીયનો પોતાના ક્ષયના ચરમ સમય સુધી, સ્ત્રી અને નપુંસકવેદે શ્રેણિ માંડનારને પોતપોતાના ઉદયના ચરમ સમય સુધી અનુક્રમે સ્ત્રીવેદ અને નપુંસકવેદનો સ્વરૂપે ઉદય અને સત્તા હોય છે.

પોતાની સ્વરૂપસત્તાના નાશના સમયે જે પ્રકૃતિઓ સ્તિબૂકસંક્રમ દ્વારા સ્વજાતીય અન્ય પ્રકૃતિઓમાં સંક્રમ પામી પછીના સમયે અન્ય પ્રકૃતિ રૂપે અનુભવાય તે નિદ્રાદિ શેષ અઠ્ઠાસી પ્રકૃતિઓ અનુદયવતી છે.

ચૌદમા ગુણસ્થાનકે એક જીવને બે વેદનીયમાંથી એકનો ઉદય હોય છે અને એકનો ઉદય હોતો નથી તેમજ પોતાથી ઇતર વેદોદયે શ્રેણિ માંડનારને નપુંસકવેદ અને સ્ત્રીવેદનો ઉદય નથી હોતો માટે આ ચારે પ્રકૃતિઓ અનુદયવતી પણ સંભવે છે, પરંતુ ભિન્ન ભિન્ન જીવોને આશ્રયીને ઉદયવતી પણ છે માટે મુખ્ય ગુણનું અવલંબન કરી મહાપુરુષોએ ઉદયવતી કહેલ છે.

ધ્રુવબંધી આદિ દરેક દ્વારમાં કેટલી અને કઇ કઇ પ્રકૃતિઓ હોય છે તે કોષ્ઠકમાંથી જોઇ લેવી.



| અનુક્રમ | પ્રકૃતિઓ / દ્વારોનાં નામ— | ધ્રુવબંધી | અધ્રુવબંધી | ધ્રુવોદયી | અધ્રુવોદયી | ધ્રુવસત્તા | અધ્રુવસત્તા | સર્વઘાતી | દેશઘાતી | અઘાતી | પુણ્ય | પાપ | પરાવર્તમાન | અપરાવર્તમાન | જીવવિપાકી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મતિજ્ઞાનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૨ | શ્રુતજ્ઞાનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૩ | અવધિજ્ઞાનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૪ | મનઃપર્યવજ્ઞાનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૫ | કેવળજ્ઞાનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૬ | ચક્ષુદર્શનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૭ | અચક્ષુદર્શનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૮ | અવધિદર્શનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૯ | કેવળદર્શનાવરણીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૧૦ | નિદ્રા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૧ | નિદ્રા—નિદ્રા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૨ | પ્રચલા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૩ | પ્રચલા—પ્રચલા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૪ | થીણદ્ધિ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૫ | સાતાવેદનીય | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૧૬ | અસાતાવેદનીય | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૭ | સમ્યક્ત્વમોહનીય | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૮ | મિશ્રમોહનીય | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૧૯ | મિથ્યાત્વ મોહનીય | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૨૦ | અનંતાનુબંધીય ક્રોધ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૧ | ,, માન | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૨ | ,, માયા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૩ | ,, લોભ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૪ | અપ્રત્યાખ્યાન ક્રોધ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૫ | ,, માન | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૬ | ,, માયા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૭ | ,, લોભ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૮ | પ્રત્યાખ્યાનીય ક્રોધ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૯ | ,, માન | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૦ | ,, માયા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૧ | ,, લોભ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૨ | સંજ્વલન ક્રોધ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૩ | ,, માન | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૪ | ,, માયા | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૫ | ,, લોભ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૬ | હાસ્ય નોકષાય | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૭ | રતિ ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૮ | અરતિ ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૩૯ | શોક ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૪૦ | ભય ,, | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૪૧ | જુગુપ્સા ,, | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ |

| પુદ્ગલવિપાકી | ભવવિપાકી | ક્ષેત્રવિપાકી | સ્વોદયબંધી | સ્વાનુદયબંધી | ઉભયબંધી | સમક. વ્ય. બંધોદયા | ક્રમ વ્ય બંધોદયા | ઉત્ક્રમ. વ્ય. બંધોદયા | સાન્તરા | નિરન્તરા | સાન્તર-નિરન્તરા | ઉદય-બંધોત્કૃષ્ટા | અનુદય-બંધોત્કૃષ્ટા | ઉદય-સંક્રમોત્કૃષ્ટા | અનુદય-સંક્રમોત્કૃષ્ટા | ઉદયવતી | અનુદયવતી | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૮ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૮ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | [illegible] | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |

| અનુક્રમ | પ્રકૃતિઓ / દ્વારોનાં નામ— | ધ્રુવબંધી | અધ્રુવબંધી | ધ્રુવોદયી | અધ્રુવોદયી | ધ્રુવસત્તા | અધ્રુવસત્તા | સર્વઘાતી | દેશઘાતી | અઘાતી | પુણ્ય | પાપ | પરાવર્તમાન | અપરાવર્તમાન | જીવવિપાકી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૨ | પુરુષવેદ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૪૩ | સ્ત્રીવેદ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૪૪ | નપુંસકવેદ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૪૫ | દેવાયુઃ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૪૬ | મનુષ્યાયુઃ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૪૭ | તિર્યંચાયુઃ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૪૮ | નરકાયુઃ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૪૯ | મનુષ્યગતિ નામકર્મ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૫૦ | તિર્યંચગતિ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૫૧ | દેવગતિ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૫૨ | નરકગતિ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૫૩ | એકેન્દ્રિય જાતિ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૫૪ | બેઇન્દ્રિય ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૫૫ | તેઇન્દ્રિય ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૫૬ | ચઉરિન્દ્રિય ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ |
| ૫૭ | પંચેન્દ્રિય ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૫૮ | ઔદારિક શરીર ષટ્ક | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૫૯ | વૈક્રિય શરીર ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૬૦ | આહારક શરીર ,, | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૬૧ | તૈજસ શરીર ૪ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૬૨ | કાર્મણ શરીર ૩ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૬૩ | ઔદારિક અંગોપાંગ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૬૪ | વૈક્રિય અંગોપાગ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૬૫ | આહારક અંગોપાંગ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૬૬ | વજ્રઋષભનારાચ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૬૭ | ઋષભનારાચ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૬૮ | નારાચ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૬૯ | અર્ધનારાચ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૦ | કીલિકા | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૧ | છેવટું | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૨ | સમચતુરસ્ર સંસ્થાન | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૭૩ | ન્યગ્રોધ પરિમંડળ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૪ | સાદિ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૫ | વામન | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૬ | કુબ્જ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૭ | હુંડક | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૭૮ | વર્ણ પાંચ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૭૯ | ગંધ બે | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૮૦ | રસ પાંચ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૮૧ | સ્પર્શ આઠ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૦ |
| ૮૨ | નરકાનુપૂર્વી | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |
| ૮૩ | તિર્યંચાનુપૂર્વી | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ |

| પ્રત્યેકવિપાકી | ભવવિપાકી | ક્ષેત્રવિપાકી | સ્વોદયબંધી | સ્વાનુદયબંધી | ઉભયબંધી | સમક ૦ બંધોદયા | ક્રમ વ્ય. બંધોદયા | ઉત્ક્રમ. વ્ય. બંધોદયા | સાન્તરા | નિરન્તરા | સાન્તર-નિરન્તરા | ઉદય-બન્ધોત્કૃષ્ટા | અનુદય-બન્ધોત્કૃષ્ટા | ઉદય-સંક્રમોત્કૃષ્ટા | અનુદય-સંક્રમોત્કૃષ્ટા | ઉદયવતી | અનુદયવતી | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧૨ |
| ૩૬ | ૪ | ૪ | ૨૭ | ૧૧ | ૮૨ | ૨૬ | ૮૬ | ૮ | ૪૧ | ૫૨ | ૭૭ | ૬૦ | ૧૫ | ૪૦ | ૧૩ | ૩૪ | ૮૮ | |

# પંચસંગ્રહ–તૃતીયદ્વાર પ્રશ્નોત્તરી

પ્ર–૧ 'પ્રકૃતિ' શબ્દનો શું અર્થ છે?

ઉ૦ અહિં ભાષ્યકારને અનુસારે 'ભેદ' નવતત્ત્વમાં 'સ્વભાવ' અને પંચસંગ્રહ બંધનકરણ ગા. ૪૦ માં 'સ્થિતિ આદિ ત્રણનો સમુદાય' એમ પ્રકૃતિ શબ્દના ત્રણ અર્થ છે.

પ્ર–૨ નામકર્મની પ્રકૃતિઓની સંખ્યા કેટલી રીતે છે? તેમજ કઇ કઇ સંખ્યા ક્યાં ક્યાં ઉપયોગી છે?

ઉ૦ નામકર્મની પ્રકૃતિઓની સંખ્યા ૪૨, ૬૭, ૯૩ અને ૧૦૩ એમ ચાર પ્રકારે જણાવેલ છે. તેમાં ૪૨ માત્ર મૂળ ભેદ અથવા દલિક વહેંચણીમાં ૬૭–બંધ–ઉદય–ઉદીરણામાં અને ૯૩ અથવા ૧૦૩ની સંખ્યા સત્તામા ઉપયોગી છે.

પ્ર–૩ એવી કઇ પ્રકૃતિઓ છે કે જે બંધ વિના પણ ઉદય–ઉદીરણા અને સત્તામાં હોય?

ઉ૦ સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય.

પ્ર–૪ જેની એક પણ ઉત્તરપ્રકૃતિ સર્વઘાતી નથી એવું કયુ ઘાતી કર્મ છે?

ઉ૦ અંતરાય કર્મ.

પ્ર–૫ પોતાથી બળવાન એવા પણ અન્યપુરુષોને ભય લાગે છે ત્યાં ભય પામનાર અને ભય પમાડનારને કયા કર્મનો ઉદય કહેવાય?

ઉ૦ ભય પામનારને ભય મોહનીય અને ભય પમાડનારને પરાઘાત નામકર્મનો ઉદય કહેવાય.

પ્ર–૬ કયા કર્મના ઉદયથી જીવોને અંગ આદિ અવયવો પોતપોતાની જાતિને અનુસારે યોગ્યસ્થાને ગોઠવાય?

ઉ૦ નિર્માણ નામકર્મના ઉદયથી.

પ્ર–૭ નીચેના વિષયમાં કયા કર્મનો ઉદય હોય?

(૧) બહેરાશ (૨) સાંસારિક પદાર્થો મેળવવાની ઇચ્છા (૩) પોતાનુ શરીર પોતાને ભારે કે હલકું ન લાગે પણ બરાબર=સમતોલ લાગે. (૪) જાતે જ ફાંસો ખાવા આદિથી મરે. (૫) શરીરની અંદર રુધિર આદિનુ સ્ફુરણ. (૬) જોવા માત્રથી પણ જે લોકોના સત્કાર–સન્માનાદિ પામે. (૭) મોદક આદિ મળવા છતાં અને ઇચ્છા હોવા છતાં પોતે ખાઇ ન શકે.

ઉ૦ (૧) બહેરાશમાં-ચક્ષુદર્શનાવરણીય. (૨) સાંસારિક પદાર્થો મેળવવાની ઇચ્છામાં-લોભ મોહનીય. (૩) પોતાનુ શરીર પોતાને ભારે-હલકું ન લાગવામાં અગુરુલઘુ નામકર્મ. (૪) જાતે જ ફાંસો ખાવા આદિથી મરવામા-ઉપઘાત નામ. (૫) શરીરની અંદર રુધિર આદિનું સ્ફુરણ થવામાં અસ્થિર નામ. (૬) લોકોના સત્કાર-સન્માન આદિ પામવામાં આદેય નામ અને (૭) મોદક આદિ ખાઈ ન શકવામાં ભોગાન્તરાય કર્મનો ઉદય હોય છે

પ્ર-૮ એવું કયુ કર્મ છે કે-જે બંધાયા પછીના તરતના ભવમાં જ ઉદયમાં આવે પણ જે ભવમાં બાંધ્યુ તે જ ભવમા કે તે પછીના તરતના ભવને મુકીને પછીના ભવોમાં ઉદયમાં ન જ આવે ? તેમજ જીવનના ૨/૩ ભાગ પહેલાં ન જ બંધાય ?

ઉ૦ આયુષ્ય કર્મ.

પ્ર-૯ પોતપોતાના હેતુઓ વિદ્યમાન હોય ત્યાંસુધી જે પ્રકૃતિઓ અવશ્ય બંધાય તે ધ્રુવ બંધી કહેલ છે તો આગળ ચોથાદ્વારમા અનંતાનુબંધી આદિ પાત્રીસ પ્રકૃતિઓનો મુખ્યત્વે અવિરતિ બંધહેતુ કહેશે અને થીણદ્ધિત્રિક તથા અનંતાનુબંધી પ્રકૃતિઓ તમે ધ્રુવબંધી ગણાવી છે. તેથી આ સાતે પ્રકૃતિઓનો ચોથા ગુણસ્થાનક સુધી બંધ હોવો જોઇએ. પરંતુ એઓનો બંધ બીજા ગુણસ્થાનક સુધી જ છે. તે જ પ્રમાણે નિદ્રા-પ્રચલા તથા નામકર્મની નવ ધ્રુવબંધી વગેરે પ્રકૃતિઓનો બંધહેતુ કષાય છે છતાં તે પ્રકૃતિઓ પણ કષાય છે ત્યા સુધી બંધાતી નથી પરંતુ અપૂર્વકરણ ગુણ-સ્થાનકના પ્રથમાદિ ભાગ સુધી જ બંધાય છે તો આ બધી પ્રકૃતિઓ ધ્રુવબંધી કેમ કહેવાય ?

ઉ૦ અનંતાનુબંધી આદિ પાંત્રીસ પ્રકૃતિઓનો 'અવિરતિ' બંધહેતુ સામાન્યથી કહેલ છે, કેમકે બીજે ગુણસ્થાનકે બંધવિચ્છેદ થનાર અનંતાનુબંધી આદિ પચીશ પ્રકૃતિઓનો કેવળ અવિરતિ બંધહેતુ નથી પણ અનંતાનુબંધી ઉદયવિશિષ્ઠ અવિરતિ બંધહેતુ છે, અનંતાનુબંધિનો ઉદય બે ગુણસ્થાનક સુધી જ છે માટે થીણદ્ધિત્રિકાદિ સાત પ્રકૃતિઓ ધ્રુવબંધી હોવાછતા બે ગુણસ્થાનક સુધી જ બંધાય છે. પણ ચોથા ગુણસ્થાનક સુધી બંધાતી નથી. એ જ પ્રમાણે નિદ્રા-પ્રચલા આદિ પ્રકૃતિઓનો 'કષાય' સામાન્યથી બંધહેતુ કહેલ છે, પરંતુ કેવળ કષાય બંધહેતુ નથી, 'તે તે પ્રકૃતિ બંધ યોગ્ય અધ્યવસાય વિશિષ્ઠ તથા તથા પ્રકારનો કષાયોદય" તે તે પ્રકૃતિના બંધમાં હેતુ હોવાથી બંધવિચ્છેદ પછીના સ્થાનોમા સામાન્ય કષાય હોવા છતાં તે તે પ્રકૃતિબંધ યોગ્ય અધ્યવસાય વિશિષ્ઠ તથા તથા પ્રકારનો કષાયોદય નહિ હોવાથી અપૂર્વકરણના બીજા આદિ ભાગોમાં તેમજ અનિવૃત્તિકરણ વગેરે ગુણસ્થાનકે નિદ્રા-પ્રચલાદિ ધ્રુવબંધી પ્રકૃતિઓ બંધાતી નથી એટલે કે પોતપોતાના વિશિષ્ઠ હેતુઓ હોય ત્યા સુધી થીણદ્ધિત્રિકાદિ અવશ્ય બંધાય છે તેથી આ પ્રકૃતિઓ ધ્રુવબંધી કહેવાય છે.

પ્ર-૧૦ જો અનંતાનુબંધી આદિ પચીશ પ્રકૃતિઓનો અનંતાનુબંધી વિશિષ્ઠ અવિરતિ બંધ-

હેતુ છે તો સર્વવિરતિધર પીઠ-મહાપીઠ સાધુ મહારાજાને તે હેતુના અભાવમાં સ્ત્રીવેદનો બંધ શી રીતે થયો ?

ઉ૦ પીઠ-મહાપીઠ મુનિરાજ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જ હતા એવો નિશ્ચય ન હોવાથી આકર્ષનો સંભવ હોવાથી સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે ગયેલા એવા તેઓને સ્ત્રીવેદનો બંધ ઘટી શકે. અથવા ગુરુ મહારાજે બાહુ-સુબાહુ મુનિઓની કરેલ ગુણપ્રશંસાથી ઉત્પન્ન થયેલ ઈર્ષ્યા રૂપ સંકિલષ્ટ તીવ્રતમ કૃષ્ણલેશ્યાને ગોપવતાં તીવ્ર સંજ્વલન માયાના પરિણામથી પૂર્વે બંધાયેલ સ્ત્રીવેદની સ્થિતિ અને રસ વધારી બંધ વિના પણ તેને નિકાચિત કરેલ તેથી તેના જ ફળ સ્વરૂપે બન્ને મુનિઓ બ્રાહ્મી અને સુંદરી રૂપે થયા માટે અહિં દોષ નથી. જુઓ આ જ દ્વારની મૂળટીકા ગા૦ ૩૬.

પ્ર-૧૧ સર્વ જીવોને ત્રીજા ગુણઠાણે હમેશાં મિશ્ર મોહનીયનો ઉદય હોય છે, છતાં મિશ્ર મોહનીયને ધ્રુવોદયી ન માનતાં અધ્રુવોદયી કેમ કહી ?

ઉ૦ ઉદયવિચ્છેદ કાળ સુધી જે નિરંતર ઉદયમાં હોય તે ધ્રુવોદયી કહેવાય છે. પરંતુ મિશ્ર મોહનીયનો ત્રીજા ગુણસ્થાનક સુધી નિરંતર ઉદય નથી. કારણકે પહેલા-બીજા ગુણસ્થાનકે તેના ઉદયનો અભાવ છે. તેથી ઉદયવિચ્છેદ કાળસુધી ઉદય અને ઉદયનો અભાવ એમ બન્ને હોવાથી તે અધ્રુવોદયી છે.

પ્ર-૧૨ નિર્માણ આદિ નામકર્મની બાર પ્રકૃતિઓ ધ્રુવોદયી કહેલ છે તેથી તેરમા ગુણસ્થાનક સુધી સર્વ જીવોને હંમેશા આ પ્રકૃતિઓનો ઉદય હોય એટલે કે વિગ્રહગતિમાં પણ તેઓનો ઉદય હોય, ત્યારે વિગ્રહગતિમા જીવ તૈજસ-કાર્મણ શરીર યુક્ત હોય છે અને તે બંને શરીરો પૌદ્ગલિક હોવાથી વર્ણાદિ સહિત જ હોય છે તેથી ત્યા (વિગ્રહગતિમાં) તૈજસ. કાર્મણ તથા વર્ણચતુષ્કનો ઉદય ઘટી શકે, પરંતુ તે વખતે ઔદારિકાદિ ત્રણમાંથી એક પણ શરીર ન હોવાથી તે હોય ત્યારે જ જેનો ઉદય હોઈ શકે એવી નિર્માણ નામકર્મ વગેરે છ પ્રકૃતિઓનો ઉદય કેમ ઘટી શકે ?

ઉ૦ જેમ સુષુપ્ત અવસ્થામાં અથવા એકાન્ત પ્રદેશમાં કેટલીકવાર કષાયોદય જીવને સ્પષ્ટ વિપાક બતાવી શકતો નથી છતાં નવમા ગુણસ્થાનક સુધી દરેક જીવોને કોઈ ને કોઈ બાદર કષાયનો ઉદય અવશ્ય હોય જ છે તેમ વિગ્રહગતિમાં નિર્માણ નામકર્મ આદિ ધ્રુવોદયી પ્રકૃતિઓનો ઉદય અવશ્ય હોય છે પરંતુ ઔદારિકાદિ પુદ્ગલ રૂપ નિમિત્તના અભાવે તે પ્રકૃતિઓ પોતાનો સ્પષ્ટ વિપાક બતાવી શકતી નથી. પણ ઉત્પત્તિસ્થાને ઔદારિકાદિ શરીરની રચના થતાં જ પોતાનું ફળ અવશ્ય બતાવે જ છે.

પ્ર-૧૩ કોઈપણ પ્રકૃતિઓના ઉદયાદિ થવામાં દ્રવ્યાદિ પાંચ હેતુઓ કેવી રીતે ઘટે છે તે કોઈ પણ એક પ્રકૃતિના દૃષ્ટાન્તદ્વારા સમજાવો.

ઉ૦ દ્રવ્યથી-દહિં, અડદ, ભેંસનું દૂધ તથા મદિરા આદિ દ્રવ્યો વાપરવાથી, ક્ષેત્રથી-અનાર્યદેશ આદિ અયોગ્ય સ્થાનોમાં રહેવાથી. કાળથી-મધ્યાહ્ન આદિ અયોગ્યકાળે અધ્ય-

યન કરવાથી, ભવથી-તિર્યંચાદિ ભવથી અને ભાવથી-રોગાદિ, અસ્થિર ચિત્ત અથવા અત્યંત વૃદ્ધત્વાદિની પ્રાપ્તિથી મતિ-શ્રુતજ્ઞાનાવરણીયાદિ કર્મનો તીવ્ર ઉદય થાય છે. તે જ પ્રમાણે બ્રાહ્મી, સારસ્વત ચૂર્ણ, બદામ વગેરેના સેવન રૂપ દ્રવ્ય હેતુથી, કાશી સિદ્ધાચલજી આદિ રૂપ ક્ષેત્રહેતુથી, પ્રાતઃકાળ વગેરે રૂપ કાળહેતુથી, મનુષ્યભવ વગેરે-રૂપ ભવ અને આરોગ્ય, સ્થિરચિત્ત, બાલ્ય અથવા તરુણત્વાદિ અવસ્થા રૂપ ભાવહેતુથી તે બન્ને કર્મનો ક્ષયોપશમ થતો પણ જણાય છે.

આ જ પ્રમાણે દરેક પ્રકૃતિઓના ઉદય-ક્ષય-ક્ષયોપશમ-ઉપશમ વગેરેમાં પણ દ્રવ્યાદિ પાંચે હેતુઓ યથાયોગ્ય રીતે સ્વયં વિચારવા.

પ્ર-૧૪ નિદ્રા આદિ પાંચે પ્રકૃતિઓનો ઉદય જેમ પ્રાપ્ત દર્શન લબ્ધિને હણે છે તેમ પ્રાપ્ત જ્ઞાનગુણને પણ હણે છે છતાં તેને જ્ઞાનાવરણીયમાં ન ગણતાં દર્શનાવરણીયમાં કેમ ગણેલ છે ?

ઉ૦ વાસ્તવિકરીતે નિદ્રાદિ પાચે પ્રકૃતિઓનો ઉદય ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ દર્શન અને જ્ઞાન એ બન્ને લબ્ધિઓને હણે છે, પરંતુ છદ્મસ્થ જીવોને પ્રથમ દર્શન લબ્ધિનો અને પછી જ જ્ઞાનલબ્ધિનો ઉપયોગ પ્રવર્તે છે, તેથી દર્શનલબ્ધિનો ઘાત કરનાર દર્શનાવરણીયમાં ગણવાથી દર્શનની પ્રાપ્તિ વિના જ્ઞાનની પ્રાપ્તિ થતી ન હોવાથી જ્ઞાનનો પણ ઘાત કરનાર છે જ એમ સહેલાઈથી સમજી શકાય છે. પરંતુ જ્ઞાનાવ-રણીયમાં કહે તો જેમ જ્ઞાનગુણનો ઘાત કરે તેમ દર્શનગુણનો ઘાત કરે કે નહિ ? તે સ્પષ્ટ સમજી શકાય નહિ માટે નિદ્રાપંચકને જ્ઞાનાવરણીયમાં ન ગણતાં દર્શનાવ-રણીયમાં ગણેલ છે.

પ્ર-૧૫ મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય અને ચક્ષુ-અચક્ષુ દર્શનાવરણીય વગેરે પ્રકૃતિઓ ધ્રુવોદયી ગણેલ છે અને દરેક જીવોને બારમા ગુણસ્થાનક સુધી તે પ્રકૃતિઓનો ઉદય માનેલ છે તો ઉત્કૃષ્ટ લબ્ધિ સંપન્ન સંપૂર્ણ ચૌદ પૂર્વધર તથા સર્વઇન્દ્રિયોની સંપૂર્ણ શક્તિવાળા મુનિરાજોને ઉપરોક્ત મતિજ્ઞાનાવરણીય વગેરેનો ઉદય કેમ હોય ?

ઉ૦ જેમ વિષ મરણ પ્રાપ્ત કરાવનાર છે છતાં પ્રયોગવિશેષથી અત્યંત અલ્પપ્રમાણમાં અપા-યેલ તે જ વિષ કોઇપણ જાતનું નુકશાન કરતું નથી તેમ ઉત્કૃષ્ટ લબ્ધિસંપન્ન સંપૂર્ણ ચૌદ પૂર્વધર તથા સર્વઇન્દ્રિયોની સંપૂર્ણ શક્તિવાળા મુનિરાજોને અધ્યવસાય વિશે ષથી એકસ્થાનક રસ સ્પર્દ્ધક રૂપે કરાયેલ મતિજ્ઞાનાવરણીયાદિ કર્મનો ઉદય હોય છે અને તેથી તે સ્વાવાર્ય ગુણને રોકવા સમર્થ થતાં નથી.

પ્ર-૧૬ પ્રતિપક્ષી એવાં સ્થિર-અસ્થિર અને શુભ-અશુભ નામકર્મનો ઉદય એકીસાથે શી રીતે હોઇ શકે ?

ઉ૦ એક જ શરીરમાં દાંત અસ્થિ વગેરે અવયવો સ્થિર હોય છે. ત્યારે ભ્રૂ જિહ્વા રુધિર આદિ અસ્થિર હોય છે તે જ પ્રમાણે એ જ શરીરમાં નાભિથી મસ્તક સુધીના અવ-

થવે શુભ અને નાભિની નીચેના અવયવો અશુભ હોય છે, આ રીતે પ્રતિપક્ષી સ્થિરાદિ ચારે પ્રકૃતિનો ઉદય એક સાથે હોઇ શકે છે.

પ્ર-૧૭ પ્રકૃતિઓનો હંમેશાં ક્ષયોપશમાનુવિદ્ધ ઔદયિક ભાવ જ હોય, અને તે કઇ રીતે માની શકાય ?

ઉ૦ મતિ-શ્રુતજ્ઞાનાવરણીય, અચક્ષુ દર્શનાવરણીય તથા દાનાન્તરાયાદિ પાંચ અંતરાય એ આઠ પ્રકૃતિઓનો હંમેશાં ક્ષયોપશમાનુવિદ્ધ ઔદયિક ભાવ જ હોય છે. અને એ વાત દરેક જીવોને ન્યૂનાધિક પ્રમાણમાં મતિજ્ઞાનાદિ આઠે લબ્ધિઓ અવશ્ય પ્રગટ હોય જ છે તેથી સહેલાઇથી સમજી શકાય છે.

પ્ર-૧૮ ચક્ષુદર્શનાવરણીય, અવધિદ્વિકાવરણ, અને મનઃપર્યવજ્ઞાનાવરણ દેશઘાતી કહેલ છે, પરંતુ તેઇન્દ્રિય સુધીના જીવોને ચક્ષુદર્શનાવરણ, અને અવધિ તથા મનઃપર્યવજ્ઞાન વિનાના જીવોને શેષ ત્રણ આવરણો સ્વાવાર્ય ગુણનો સર્વથા ઘાત કરે છે તો આ ચારે પ્રકૃતિઓ દેશઘાતી કેમ કહેવાય ?

ઉ૦ જે પ્રકૃતિઓ પોતાનો ઉદય હોય ત્યાંસુધી સર્વજીવોને હંમેશા સ્વાવાર્યગુણનો સર્વથા જ ઘાત કરે તે જ સર્વઘાતી કહેવાય છે પરંતુ જે પ્રકૃતિઓ પોતાના ઉદય કાળ સુધી કોઇક જીવોને સર્વથા અને કોઇક જીવોને દેશથી અથવા એક જ જીવને અમુક કાળે દેશથી પણ સ્વાવાર્ય ગુણનો ઘાત કરે છે તે દેશઘાતી કહેવાય છે. આ ચાર પ્રકૃતિઓ પણ આવી હોવાથી દેશઘાતી કહેલ છે.

પ્ર-૧૯ ઉપરોક્ત ચારે પ્રકૃતિઓ દેશઘાતી હોવા છતાં ય અમુક જીવોના સ્વાવાર્ય ગુણોને સર્વથા કેમ હણે છે ?

ઉ૦ દેશઘાતી પ્રકૃતિઓનાં સ્પર્ધકો સર્વઘાતી અને દેશઘાતી એમ બે પ્રકારે કહેલ છે તેથી જ્યારે આ પ્રકૃતિઓનાં સર્વઘાતી રસસ્પર્ધકો ઉદયમા આવે છે ત્યારે સ્વાવાર્ય ગુણને સર્વથા હણે છે અને જ્યારે અલ્પ રસવાળાં દેશઘાતી સ્પર્ધકો ઉદયમા આવે છે ત્યારે દેશથી હણે છે.

પ્ર-૨૦ દેશઘાતી પ્રકૃતિઓનાં પણ સ્પર્દ્ધકો સર્વઘાતી છે તો સર્વઘાતી અને દેશઘાતી પ્રકૃતિઓમાં તફાવત શું ?

ઉ૦ દેશઘાતી પ્રકૃતિઓનાં એક સ્થાનિક રસસ્પર્દ્ધકો દેશઘાતી જ હોય છે અને દ્વિસ્થાનિક રસ સ્પર્ધકો મિશ્ર હોય છે. અને શેષ સર્વઘાતી જ હોય છે. છતાં આ પ્રકૃતિઓનાં સર્વઘાતી સ્પર્ધકો પણ અપવર્ત્તનાદિદ્વારા હણાવાથી દેશઘાતી થાય છે. જ્યારે સર્વ-ઘાતી પ્રકૃતિઓમાં એકસ્થાનિક રસસ્પર્ધકો સર્વથા હોતાં જ નથી અને દ્વિસ્થા-નિકાદિ સર્વસ્પર્દ્ધકો સર્વઘાતી જ હોય છે. અપવર્ત્તનાદિદ્વારા હણાઇને જઘન્યથી દ્વિસ્થાનિક રસવાળાં જે સ્પર્ધકો બને છે તે પણ સર્વઘાતી જ રહે છે પણ દેશઘાતી થતાં નથી દેશઘાતી અને સર્વઘાતી પ્રકૃતિઓમાં આ જ તફાવત છે.

પ્ર-૨૧ ચક્ષુ-અચક્ષુ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી સંપૂર્ણ દર્શન લબ્ધિની અપેક્ષાએ જે એક દેશરૂપ દર્શન ગુણ પ્રાપ્ત થાય છે તેને જ પાંચ નિદ્રાનો ઉદય હણે છે, તો તે નિદ્રાઓ સર્વઘાતી કેમ કહેવાય ?

ઉ૦ જો કે ચક્ષુદર્શનાવરણીયાદિના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ દર્શનલબ્ધિ-સંપૂર્ણ દર્શન લબ્ધિના એક દેશ રૂપ છે પરંતુ નિદ્રાપંચક તેને સંપૂર્ણ પણે જ હણે છે. અથવા સત્તામાં નિદ્રાપંચકના સર્વઘાતી જ રસ સ્પર્દ્ધકો હોય છે. માટે તે સર્વઘાતી કહેલ છે.

પ્ર-૨૨ ક્ષયોપશમાનુવિદ્ધ અને શુદ્ધ એમ બન્ને પ્રકારના ઔદયિકભાવ કેટલી અને કઈ પ્રકૃતિમા ઘટી શકે ?

ઉ૦ અવધિ તથા મનઃપર્યવ જ્ઞાનાવરણ, ચક્ષુ તથા અવધિદર્શનાવરણ, ચાર સંજ્વલન અને નવ નોકષાય આ સત્તર પ્રકૃતિઓમાં બન્ને પ્રકારનો ઔદયિક ભાવ ઘટી શકે છે.

પ્ર-૨૩ ઘાતીકર્મોમાં એવી કઇ ઉત્તરપ્રકૃતિઓ છે કે જેનો ક્ષયોપશમ થઇ શકે જ નહિ ?

ઉ૦ કેવળજ્ઞાનાવરણીય, કેવળદર્શનાવરણીય અને પાંચ નિદ્રા આ સાત પ્રકૃતિઓનો ક્ષયોપશમ થઈ શકે જ નહિ.

પ્ર-૨૪ સર્વઘાતી અને દેશઘાતી પ્રકૃતિઓના ક્ષયોપશમમાં શું વિશેષતા છે ?

ઉ૦ સર્વઘાતી પ્રકૃતિઓનો ક્ષયોપશમ પોતાના રસોદય સાથે હોતો નથી, પરંતુ પ્રદેશોદય સાથે જ હોય છે. ત્યારે દેશઘાતી પ્રકૃતિઓનો ક્ષયોપશમ રસોદય સાથે હોય છે. એ વિશેષતા છે.

પ્ર-૨૫ ઉદયબંધોત્કૃષ્ટા પ્રકૃતિઓમાં અસાતાવેદનીય વગેરે કેટલીક એવી પ્રકૃતિઓ છે કે જેઓનો ઉદય ન હોય ત્યારે પણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે, માટે અસાતાવેદનીય વગેરે પ્રકૃતિઓને અનુદયબંધોત્કૃષ્ટા પણ કેમ ન કહેવાય ? એ જ પ્રમાણે સમ્યક્ત્વ મોહનીય સિવાયની ઉદયસંક્રમોત્કૃષ્ટા મનુષ્યગતિ વગેરે પ્રકૃતિઓમા પણ પોતાનો ઉદય ન હોય ત્યારે પોતાની સ્વજાતીય અન્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ થાય છે, માટે મનુષ્યગતિ વગેરે અનુદયસંક્રમોત્કૃષ્ટા પણ કેમ ન કહેવાય ?

ઉ૦ જેનો ઉદય ન હોય તે અનુદયવતી પ્રકૃતિઓનુ પ્રથમની ઉદયસ્થિતિમા રહેલુ દલિક તેના અનંતર પૂર્વ સમયે જ સ્વજાતીય ઉદયવતી પ્રકૃતિઓમા સ્તિબુક સંક્રમ દ્વારા સંક્રમી જાય છે, ત્યારે ઉદયવતી પ્રકૃતિઓનુ પ્રથમસ્થિતિનુ દલિક સ્વ સ્વરૂપે હાજર હોય છે તેથી ઉદય વખતે બંધ અથવા અન્ય પ્રકૃતિઓના સંક્રમથી જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે તેના કરતાં તેનો ઉદય ન હોય ત્યારે પોતાના બંધથી અથવા અન્યપ્રકૃતિના સંક્રમથી પણ એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા પ્રાપ્ત થાય છે. તેથી અસાતા વેદનીય વગેરે અનુદય બંધોત્કૃષ્ટા અને મનુષ્યગતિ વગેરે અનુદય સંક્રમોત્કૃષ્ટા ન જ કહી શકાય. પરંતુ ઉદયબંધોત્કૃષ્ટા અને ઉદયસંક્રમોત્કૃષ્ટા જ કહેવાય.

પ્ર-૨૬ કઇ કર્મપ્રકૃતિ એવી છે કે જેનો વિપાક એકાન્તે શુભફળ જ આપનાર છે ?

ઉ૦ તીર્થંકર નામકર્મ.

પ્ર-૨૭ હાસ્ય, રતિ, પુરુષવેદ અને સમ્યક્ત્વ મોહનીય આ ચાર પ્રકૃતિઓને અહિં તેમજ નવતત્ત્વ વગેરેમાં અશુભ ગણાવી છે ત્યારે તત્ત્વાર્થાધિગમ સૂત્ર અ૦ ૮ સૂત્ર ૨૬ માં શુભ ગણાવી છે, તો તેનું શું કારણ ?

ઉ૦ આ હાસ્યાદિ પ્રકૃતિઓનો વિપાક પૌદ્‌ગલિક દૃષ્ટિએ જીવને આનંદદાયક હોવાથી તત્ત્વાર્થાધિગમસૂત્રમાં તે શુભ તરીકે ગણાવેલ હોય તેમ લાગે છે. પરંતુ તેઓનો વિપાક પૌદ્‌ગલિક દૃષ્ટિએ આનંદદાયક હોવા છતાં આત્માના ચારિત્ર અને સમ્યક્ત્વરૂપ ગુણનો ઘાત કરનાર હોવાથી અહિં તેમજ નવતત્ત્વાદિમાં તે અશુભ તરીકે ગણાવેલ લાગે છે.

પ્ર-૨૮ એવી કઇ પ્રકૃતિઓ છે કે જે ઉદયવતી અને અનુદયવતી એમ બન્નેમાં આવવા છતાં પ્રધાનગુણની વિવક્ષા કરી તેને ઉદયવતીમાં ગણાવી છે ?

ઉ૦ સ્રીવેદ, નપુંસકવેદ, સાતા-અસાતાવેદનીય, આ ચાર પ્રકૃતિઓ બન્નેમાં આવવા છતાં ઉદયવતીમા જ ગણાવેલ છે.

પ્ર-૨૯ એવી કઇ પ્રકૃતિઓ છે જેમાં સત્તા આશ્રયી સાદિ અનંત સિવાય પારિણામિક ભાવના ત્રણ ભાંગા ઘટી શકે ?

ઉ૦ માત્ર ચાર અનંતાનુબંધી કષાયમાં જ સાદિ અનંત સિવાયના પારિણામિક ભાવના ત્રણભાંગા ઘટી શકે છે.

પ્ર-૩૦ કોઇકને અલંકારો મળતા નથી, કોઇકને મળે છે તો વાપરતાં બીજા અટકાવે છે. જ્યારે કોઇકને મળે છે, બીજાઓ વાપરવા પ્રેરણા કરે છે, વાપરવાનો શોખ પણ છે, છતાં તે વાપરી શકતા નથી, અહિં તે તે જીવોને કયા કર્મનો ઉદય કહેવાય ?

ઉ૦ જેઓને અલંકારો મળતા નથી તેઓને લાભાન્તરાય, જેમને મળે છે છતાં વાપરતાં બીજાઓ અટકાવે છે તેને ઉપભોગાન્તરાય અને જે સ્વયં વાપરી શકતા નથી તેઓને ઉપભોગાન્તરાય સહિત લોભ અને ભયમોહનીયનો ઉદય હોય છે.

પ્ર-૩૧ અતિસંકિલષ્ટ મિથ્યાદૃષ્ટિને કેટલી અને કઈ કઈ શુભપ્રકૃતિઓ બંધમાં આવી શકે ?

ઉ૦ ૨૧, તે આ-પંચેન્દ્રિય જાતિ, આહારક સિવાયનાં ચાર શરીર અને બે અંગોપાંગ, શુભવર્ણચતુષ્ક, પરાઘાત, ઉચ્છ્‌વાસ, આતપ, ઉદ્યોત, નિર્માણ, અગુરુલઘુ તથા ત્રસ-ચતુષ્ક તેમાં પણ આતપ, ઉદ્યોત અને ઔદારિક દ્વિક તિર્યંચગતિ સાથે જ, વૈક્રિયદ્વિક નરકગતિ સાથે જ અને શેષ પંદર પ્રકૃતિઓ બન્ને ગતિ સાથે બંધમાં આવી શકે છે.

પ્ર-૩૨ અંતર્મુહૂર્ત્તથી ઓછો બંધ કાળ જ ન હોય તેવી પ્રકૃતિઓ કેટલી અને કઇ કઇ ?

ઉ૦ ૪૭ ધ્રુવબંધી, ચાર આયુષ્ય અને જિનનામ. કુલ બાવન, (૫૨)

પ્ર-૩૩ જેનો જઘન્યથી એક સમય બંધ હોય તેવી પ્રકૃતિઓ કેટલી અને કઇ કઇ ?

ઉ૦ ચાર આયુષ્ય અને જિનનામ સિવાય શેષ અધ્રુવબંધી અડસઠ (૬૮)

પ્ર-૩૪ અધ્રુવબંધી હોવા છતાં જે જઘન્યથી પણ સતત અંતર્મુહૂર્ત બંધાય જ એવી પ્રકૃતિઓ કેટલી અને કઇ કઇ?

ઉ૦ ચાર આયુષ્ય અને જિનનામ. કુલ પાંચ. (૫)

પ્ર-૩૫ ક્ષપક સૂક્ષ્મસંપરાયને પણ જઘન્યથી જેનો દ્વિસ્થાનિક રસ બંધાય તેવી પ્રકૃતિઓ કઇ કઇ?

ઉ૦ કેવળજ્ઞાનાવરણ અને કેવળદર્શનાવરણ.

પ્ર-૩૬ જે અંતર્મુહૂર્ત્તથી વધારે કાળ સતત ન જ બંધાય એવી પ્રકૃતિઓ કેટલી અને કઇ કઇ?

ઉ૦ પીસ્તાલીશ, તે આ—અશુભવિહાયોગતિ, એકેન્દ્રિયાદિ ચાર જાતિ. અન્તિમ પાંચ સંઘયણ અને પાંચ સંસ્થાન. આહારકદ્વિક, નરકદ્વિક, આતપ, ઉદ્યોત, સ્થિર, શુભ, યશ, હાસ્ય, રતિ, શોક, અરતિ, સ્રીવેદ, નપુંસકવેદ, અસાતાવેદનીય, સ્થાવરદશક અને ચાર આયુષ.

પ્ર-૩૭ કેટલી અને કઇ કઇ પ્રકૃતિઓ એવી છે કે—જે સંપૂર્ણ ક્ષય થયા પછી ફરીથી બંધ અને સત્તામાં ન આવે?

ઉ૦ અનંતાનુબંધી વિના ધ્રુવસત્તાવાળી એકસો છવીશ પ્રકૃતિઓ.

પ્ર-૩૮ પ્રાયઃ સર્વ લબ્ધિઓ ક્ષયોપશમ કે ક્ષાયિકભાવથી પ્રાપ્ત થાય છે. છતાં કઇ લબ્ધિઓ એવી છે કે જે ઔદયિક ભાવે પ્રાપ્ત થાય છે? તેમજ તેનુ કારણ શું?

ઉ૦ જે લબ્ધિઓમાં નવીન પુદ્ગલાદિને ગ્રહણકરવાની જરૂર ન હોય તેવી કેવળજ્ઞાન, અવધિજ્ઞાનાદિ સર્વ લબ્ધિઓ યથાસંભવ ક્ષાયિક કે ક્ષયોપશમ ભાવે પ્રાપ્ત થાય છે. પરંતુ જે લબ્ધિઓ ફોરવવામાં નવીન પુદ્ગલોનુ ગ્રહણ વગેરે જરૂરી હોય તે લબ્ધિઓ બે પ્રકારે છે. તેમાંની એક મુખ્યત્વે ક્ષયોપશમભાવે અને ગૌણપણે ઔદયિક ભાવે હોય છે. જ્યારે બીજી મુખ્યત્વે ઔદયિક ભાવે અને ગૌણપણે ક્ષયોપશમ ભાવે હોય છે, વૈક્રિય, આહારક, તેજોલેશ્યા, શ્વાસોચ્છ્વાસ આદિ લબ્ધિઓ પ્રથમ પ્રકારમાં આવે છે અને ચક્રવર્ત્તિત્વ, વાસુદેવત્વ, પ્રતિવાસુદેવત્વ આદિ લબ્ધિઓ બીજા પ્રકારમાં આવે છે, તે તે લબ્ધિઓમાં તે તે પ્રકારનાં પુદ્ગલોનું ગ્રહણ વગેરે જરૂરી હોવાથી ઔદયિક ભાવ વિના આ લબ્ધિઓ ફોરવી શકાતી નથી, વળી એની સાથે લાભાન્તરાય, વીર્યાન્તરાય આદિ કર્મનો ક્ષયોપશમ પણ અવશ્ય હોય જ છે. તે ક્ષયોપશમ ચાર ઘાતીકર્મનો જ થાય છે.

પ્ર-૩૯ કયા કર્મના ઉદયથી ક્ષુધાનો અનુભવ થાય? દૂધપાક આદિ સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છા થાય અને સ્રી આદિ વિજાતીય વ્યક્તિઓનું આકર્ષણ થાય?

ઉ૦ અસાતા વેદનીયકર્મના ઉદયથી ક્ષુધાનો અનુભવ થાય. લોભના ઉદયથી દૂધપાક આદિ

સ્વાદિષ્ટ ભોજનની ઇચ્છા થાય અને વેદમોહનીયના ઉદયથી વિજાતીય વ્યક્તિઓનું આકર્ષણ થાય.

પ્ર-૪૦ ક્ષુધા આદિ ત્રણે પ્રસંગો અસાતા વેદનીયાદિ કર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે, અને આહારાદિ વાપરવાથી તે તે કર્મ ભોગવાઇ ક્ષય પામતાં જણાય છે તો ઉદયમાં આવેલ તે તે કર્મનો ક્ષય કરવા માટે આહાર, સ્વાદિષ્ટ ભોજન અને સ્ત્રી વગેરેનુ સેવન અત્યંત આવશ્યક ગણાય અને જો તેમ હોય તો, જેમ બને તેમ ભોજનાદિની ઇચ્છાઓને પૂર્ણ કરવા કરતાં નાબૂદ કરવી તેમજ ઇચ્છાઓ કદાચ નાબૂદ ન કરી શકાય તો પણ તે તે પ્રસંગોથી અવશ્ય દૂર રહેવું જોઈએ એમ અનેક શાસ્ત્રોમાં જણાવેલ છે તેનું શું?

ઉ૦ અસાતા વેદનીયાદિ કર્મના ઉદયથી ઉપરના પ્રસંગો પ્રાપ્ત થાય છે અને તે તે રીતે આહાર, સ્વાદિષ્ટ ભોજન તેમજ વિષયસેવનથી તે કાળે ઉદયમાં આવેલ કર્મનો ક્ષય જરૂર થાય છે, પરંતુ સામાન્ય કોટિના સંસારી જીવો રાગ-દ્વેષયુક્ત હોવાથી આ પ્રસંગોમાં આસક્તિભાવ આવ્યા વિના રહેતો જ નથી, અને વિષયસેવનમાં તો આસક્તિભાવ ઉપરાંત અનેક જીવોની હિંસા પણ થાય છે.

તેથી તે કાળે ઉદયમાં આવેલ કર્મના ભોગવટાથી તે કર્મ જેટલું નષ્ટ થાય છે તેના કરતાં તેના નિમિત્તે પ્રદેશ તથા સ્થિતિની અપેક્ષાએ અસંખ્યાત ગુણ અને રસની અપેક્ષાએ ઘણું વધારે નવીનકર્મ અવશ્ય બંધાય છે. માટે જ શાસ્ત્રમાં તેવી ઇચ્છા વગેરેને નાબૂદ કરવા અને તે શક્ય ન હોય તો પણ છેવટે તે પદાર્થોના ભોગવટાથી દૂર રહેવા જણાવેલ છે અને તે બરાબર જ છે.

પ્ર-૪૧ બાંધેલ કર્મ ભોગવ્યા વિના દૂર થાય નહિ અને ઇચ્છાઓને નાબૂદ કરવાથી તથા ઇચ્છાઓ નાબૂદ ન થાય તો પણ તેવા પ્રસંગોથી દૂર રહેવાથી તે તે કર્મ ભોગવાઇને ક્ષય પામે નહિ પણ એમને એમ રહી જાય, તો શું કરવું ?

ઉ૦ કર્મ નિકાચિત અને અનિકાચિત એમ બે પ્રકારે હોય છે. ત્યાં અનિકાચિત તથા અલ્પનિકાચિત સઘળાં કર્મ વિપાકોદયથી અવશ્ય ભોગવવાં જ પડે એવો નિયમ નથી, પરંતુ બાર પ્રકારના તપ રૂપ નિર્જરાના પરિણામથી અથવા તેવા પ્રકારના કોઇ વિશુદ્ધ અધ્યવસાયો દ્વારા તે તે કર્મનો ભોગવ્યા વિના પણ ક્ષય થઇ શકે છે. અને જે કર્મ ગાઢ નિકાચિત હોય છે, તે અવશ્ય વિપાકોદયથી ભોગવવું જ પડે છે. અને તેથી જ સ્વયંજ્ઞાની તથા અનાસક્ત હોવા છતાં તીર્થંકરાદિ જેવા મહાપુરુષોને પણ કર્મને વશ થવું પડે છે, પણ ત્રિજ્ઞાની તથા નિરાસક્તભાવવાળા હોવાથી તેવા મહાપુરુષોની વાત નિરાળી છે. જ્યારે આપણે તેવા જ્ઞાની કે નિરાસક્ત ભાવવાળા નથી એટલે નિકાચિત કર્મ જાણી શકતા નથી અને રાગ-દ્વેષ પામ્યા વિના પણ રહી શકતા નથી, માટે આપણે તેવા તેવા પ્રસંગોથી દૂર રહેવું અને તેવી ઇચ્છાઓને નાબૂદ કરવી એ જ શ્રેષ્ઠ ઉપાય છે.

પ્ર-૪૨ એક જીવને એક ભવમાં વધારેમાં વધારે કેટલા આયુષની સત્તા હોય?

ઉ૦ જ્યાંસુધી પરભવનું આયુષ્ય ન બાંધે ત્યાંસુધી એક અને અન્યગતિનું આયુષ્ય બાંધનારને આયુષ્યબંધના પ્રથમ સમયથી તે ભવ પર્યન્ત બે આયુષ્યની જ સત્તા હોય છે.

પ્ર-૪૩ એવા કયા જીવો છે કે જેઓને આખા ભવ સુધી એક જ આયુષ્યની સત્તા હોય?

ઉ૦ સઘળા તેઉકાય, વાઉકાય તેમજ આવતા ભવનું આયુષ્ય પણ વર્ત્તમાન ગતિનું જ જેઓએ બાંધ્યું હોય તેવા મનુષ્ય તથા તિર્યંચો.

પ્ર-૪૪ એક ભવમાં આયુષ્ય એક જ વાર બંધાય કે તેમાં કંઇ અપવાદ છે?

ઉ૦ પ્રજ્ઞાપના સૂત્રમાં પોતાના આયુષ્યના બે ભાગ ગયા પછી જે આયુષ્યનો બંધ થયો તેનું તે આયુષ્ય તે ભવના બાકીના કાળમાં અનેકવાર બંધાય એમ બતાવી તેને આકર્ષો કહ્યા છે. પરંતુ કર્મગ્રંથાદિક ચાલુ ગ્રંથોમાં આખા ભવમાં આયુષ્ય એક જ વાર બંધાય એ હકીકત પ્રસિદ્ધ હોવાથી આઠમા પ્રશ્નના ઉત્તરમાં આયુષ્ય એક ભવમાં એક જ વાર બંધાય એમ બતાવેલ છે.



अर्हम् ।



## ચોથું બંધહેતુદ્વાર

આ પ્રમાણે બંધવ્યદ્વાર કહ્યું. હવે બંધહેતુરૂપ ચોથા દ્વારને કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**बंधस्स मिच्छअविरइकसायजोगा य हेयवो भणिया ।**
**ते पंच दुवालस पन्नवीस पन्नरस भेइल्ला ॥ १ ॥**

बन्धस्य मिथ्यात्वाविरतिकषाययोगाश्च हेतवो भणिताः ।
ते पञ्च द्वादशपञ्चविंशतिपञ्चदशभेदवन्तः ॥ १ ॥

અર્થ—કર્મબંધના મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ એ ચાર હેતુઓ કહ્યા છે. અને તે અનુક્રમે પાચ, બાર, પચીસ, અને પંદર ભેદવાળા છે.

ટીકાનુ૦—કર્મ અને આત્માનો પાણી અને દૂધના જેવો કે અગ્નિ અને લોહના જેવો જે સંબંધ તે બંધ તેના સામાન્યથી તીર્થંકરો અને ગણધરોએ ચાર હેતુઓ કહ્યા છે. તે આ પ્રમાણે મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગ, 'जोगा' શબ્દ પછી મૂકેલ 'च' એ 'पडिणीयमन्तराइय' પ્રત્યનિકપણું અન્તરાય એ આદિ એક એક કર્મના વિશેષ હેતુનો સૂચક છે.

તે મિથ્યાત્વાદિ ચાર હેતુઓના અનુક્રમે પાંચ, બાર, પચીસ, અને પંદર અવાંતર ભેદો થાય છે. તે આ પ્રમાણે મિથ્યાત્વ પાંચ ભેદે, અવિરતિ બાર ભેદે, કષાયો પચીસ ભેદે, અને યોગો પંદર ભેદે છે.

'भेइल्ला' એ પદમાં इल्ल પ્રત્યય પ્રાકૃત ભાષામાં મતુ અર્થમાં થયો છે. પ્રાકૃતમાં મતુ અર્થમાં आल इल्ल અને मण એ ત્રણ પ્રત્યય થાય છે. સંસ્કૃતમાં વાળા અર્થમાં મતુ પ્રત્યય થાય છે જેમ કે-બુદ્ધિમત્ એટલે બુદ્ધિવાળો. એ પ્રમાણે અહિં સમજવું. ૧

હવે પહેલા મિથ્યાત્વના પાંચ ભેદોને કહેવા ઈચ્છતા કહે છે—

**अभिग्गहियमणाभिग्गहियं च अभिनिवेसियं चेव ।**
**संसइयमणाभोगं मिच्छत्तं पंचहा होइ ॥ २ ॥**

अभिगृहीतमनभिगृहीतं चाभिनिवेशिकं चैव ।
सांशयिकमनाभोगं मिथ्यात्वं पञ्चधा भवति ॥ ४ ॥

અર્થ—આભિગ્રહિક, અનાભિગ્રહિક, આભિનિવેશિક, સાંશયિક, અને અનાભોગ એમ મિથ્યાત્વ પાંચ પ્રકારે છે.

ટીકાનુ૦—તત્ત્વભૂત જીવાદિપદાર્થોની અશ્રદ્ધા રૂપ એટલે કે આત્માના સ્વરૂપના અયથાર્થ જ્ઞાનરૂપ મિથ્યાત્વ પાંચ પ્રકારે છે. તે આ પ્રમાણે-આભિગ્રહિક, અનાભિગ્રહિક, આભિનિવેશિક, સાંશયિક અને અનાભોગ.

વંશપરંપરાથી પોતે જે ધર્મ માનતો આવ્યો છે તેજ ધર્મ સાચો છે બીજા સાચા નથી એ પ્રમાણે બુદ્ધ શૈવ આદિ અસત્ય ધર્મોમાંથી કોઇ પણ એક ધર્મને તત્ત્વબુદ્ધિએ ગ્રહણ કરવા વડે થયેલું જે મિથ્યાત્વ તે આભિગ્રહિક. આ મિથ્યાત્વના વશથી બોટિકાદિ-દિગંબરાદિ અસત્ય ધર્મોમાંથી કોઇપણ એક ધર્મ ગ્રહણ કરે છે, અને એનેજ સત્ય માને છે. સત્યાસત્યની પરીક્ષા કરી શકતો નથી.

તેનાથી વિપરીત જે મિથ્યાત્વ તે અનાભિગ્રહિક. એટલે કે યથોક્ત સ્વરૂપવાળો અભિગ્રહ—કોઇ પણ એક ધર્મનું ગ્રહણ જેની અંદર ન હોય તે. આ મિથ્યાત્વના વશથી સઘળા ધર્મો સારા છે કોઈ ખરાબ નથી, આ પ્રમાણે સાચા ખોટાની પરીક્ષા વિના કાચ અને મણિમાં ભેદ નહિ સમજનારની જેમ કંઇક[1] માધ્યસ્થવૃત્તિને ધારણ કરે છે.

સર્વજ્ઞ પ્રભુ શ્રી મહાવીરે કહેલ પદાર્થોને ઉખાડી નાખવારૂપ અભિનિવેશવડે થયેલું જે મિથ્યાત્વ તે આભિનિવેશિક. આ મિથ્યાત્વના વશથી ગોષ્ઠામાહિલ આદિની જેમ સર્વજ્ઞે કહેલ પદાર્થોને ઉખાડી પોતાના માનેલા અર્થોને સ્થાપન કરે છે.

સંશયવડે થયેલું જે મિથ્યાત્વ તે સાંશયિક, જેના વશથી ભગવાન અરિહંતે કહેલ જીવાદિ તત્ત્વોમાં સંશય થાય છે. જેમ કે-હું નથી સમજી શકતો કે ભગવાન અરિહંતે કહેલ ધર્માસ્તિકાયાદિ સત્ય છે કે નહિ.

જેની અંદર વિશિષ્ટ વિચાર શક્તિના અભાવે સત્યાસત્યનો વિચારજ ન હોય તે અનાભોગ મિથ્યાત્વ. અને તે એકેન્દ્રિયાદિ[2] જીવોને હોય છે. આ પ્રમાણે પાંચ મિથ્યાત્વનું સ્વરૂપ કહ્યું. ૨

૧ અહિં કંઇક માધ્યસ્થવૃત્તિ ધારણ કરે છે એમા કંઈક મૂકવાનું કારણ એ કે વાસ્તવિક રીતે આ માધ્યસ્થવૃત્તિ જ નથી. સાચા ખોટાની પરીક્ષા કરી સાચાનો સ્વીકાર કરી ખોટા અન્ય ધર્મો પર દ્વેષ ન રાખવો તે વાસ્તવિક માધ્યસ્થવૃત્તિ છે. અહિં તો બધા ધર્મો સરખા માન્યા એટલે ઉપરથી માધ્યસ્થતા દેખાઈ એટલું જ માત્ર. ગોળ અને ખોળ સરખા માનવાથી કંઇ માધ્યસ્થતા કહેવાતી નથી.

૨ અહિં એકેન્દ્રિયાદિને અનાભોગ મિથ્યાત્વ કહ્યું છે. પરંતુ આ જ દ્વારની આ ગાથાની તથા પાંચમી ગાથાની સ્વોપજ્ઞ ટીકામાં સંજ્ઞિ-પંચેન્દ્રિય પર્યાપ્ત સિવાયના જીવોને અનાભિગ્રહિક મિથ્યાત્વ કહેલ છે અને આ જ ગાથાની સ્વોપજ્ઞ ટીકામાં "આગમનો અભ્યાસ ન કરવો એટલે કે અજ્ઞાન જ સારું છે." એવો અનાભોગ મિથ્યાત્વનો અર્થ કરેલ છે,

હવે અવિરતિઆદિના બાર વગેરે ભેદો કહે છે—

**छक्कायवहो मणइंदियाण अजमो असंजमो भणिओ ।**
**इइ बारसहा सुगमा कसायजोगा य पुव्वुत्ता ॥ ३ ॥**

षट्कायवधो मनइन्द्रियाणामयमोऽसंयमो भणितः ।
इति द्वादशधा सुगमाः कषाययोगास्तु पूर्वोक्ताः ॥ ३ ॥

અર્થ—છકાયનો વધ અને મન તથા પાંચ ઇન્દ્રિયોનો અસંયમ એમ બાર પ્રકારે અવિરતિ કહી છે. અને પૂર્વે કહેલા કષાય તથા યોગો સુગમ છે.

ટીકાનુ૦—પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ અને ત્રસ એ પ્રકારે છ કાયની હિંસા કરવી તથા પોતપોતાના વિષયમાં યથેચ્છપણે પ્રવર્ત્તતી મન અને શ્રોત્ર આદિ પાંચ ઇન્દ્રિયોને કાબુમાં ન રાખવી. એ પ્રમાણે તીર્થંકરો અને ગણધરોએ બાર પ્રકારે અવિરતિ કહી છે. એમ કહીને કર્ત્તા જણાવે છે કે અમે અમારી બુદ્ધિથી કહી નથી. તે બારે પ્રકારે અસંયમ સુગમ છે, એક એક પદની વ્યાખ્યા ન કરવામાં આવે તો પણ સુખપૂર્વક સમજી શકાય તેમ છે, માટે એક એક પદની વ્યાખ્યા કરી નથી.

કષાયના પચીસ ભેદોનું તથા યોગના પંદર ભેદોનું સવિસ્તર વર્ણન પહેલા કર્યું છે, માટે ફરી અહિં કહેતા નથી. ત્યાંથી જ જોઈ લેવું. ૩

આ પ્રમાણે મિથ્યાત્વાદિના અવાંતર ભેદો કહ્યા. હવે મિથ્યાત્વાદિ મૂળ ભેદોને ગુણસ્થાનકોમાં કહેવા ઇચ્છતા કહે છે—

**चउपच्चइओ मिच्छे तिपच्चओ मीससासणाविरए ।**
**दुगपच्चओ पमत्ता उवसंता जोगपच्चइओ ॥ ४ ॥**

चतुष्प्रत्ययको मिथ्यात्वे त्रिकप्रत्ययको मिश्रसासादनाविरते ।
द्विकप्रत्ययकः प्रमत्तात् उपशान्तात् योगप्रत्ययकः ॥ ४ ॥

અર્થ—મિથ્યાત્વે ચારે હેતુવાળો મિશ્ર, સાસાદન, અવિરતિમાં ત્રણ હેતુવાળો, પ્રમત્ત ગુણસ્થાનથી બે હેતુવાળો અને ઉપશાંતમોહ ગુણસ્થાનકથી માત્ર યોગ નિમિત્તક બંધ થાય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ ચારે હેતુ વડે કર્મનો બંધ થાય છે. કારણ કે મિથ્યાત્વ ગુણઠાણે ચારે બંધહેતુઓ છે.

સાસાદન, મિશ્ર અને અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે અવિરતિ, કષાય અને યોગરૂપ ત્રણ હેતુ વડે બંધ થાય છે. આ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વ બંધહેતુ રૂપે નથી. કારણ કે મિથ્યાત્વનો ઉદય પહેલે જ ગુણઠાણે છે.

દેશવિરતિ ગુણઠાણે કંઇક ન્યૂન ત્રણ હેતુદ્વારા કર્મબંધ થાય છે. કારણ કે અહિં ત્રસની અવિરતિ હોતી નથી. જો કે સર્વથા ત્રસકાયની અવિરતિથી શ્રાવક વિરમ્યો નથી છતાં હિંસા ન થાય તેમ ઉપયોગપૂર્વક પ્રવર્ત્તતો હોવાથી છે છતાં વિવક્ષી નથી. આ ગુણસ્થાનકે કંઇક ન્યૂન ત્રણ હેતુવડે કર્મબંધ થાય છે તે ગાથામાં કહ્યું નથી, છતાં સામર્થ્યથી જ જણાય છે. કારણ કે પૂરા ત્રણ હેતુ ન કહ્યા તેમ બે હેતુ પણ ન કહ્યા એટલે સમજાય છે કે ત્રણથી ન્યૂન અને બેથી વધારે બંધહેતુઓ છે.

પ્રમત્ત ગુણસ્થાનકથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત કષાય અને યોગ એ બે હેતુઓ વડે કર્મબંધ થાય છે. કારણ કે પ્રમત્તાદિ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વ અને અવિરતિનો અભાવ છે.

તથા ઉપશાંતમોહ ગુણસ્થાનકથી આરંભી સયોગિ કેવળી ગુણસ્થાનક સુધીમાં કેવળ યોગનિમિત્તે જ બંધ થાય છે. કેમકે ઉપશાંતમોહાદિ ગુણસ્થાનકોમાં કષાયો પણ હોતા નથી.

અયોગિ ભગવાન કોઇપણ બંધહેતુના અભાવે કોઇપણ કર્મનો બંધ કરતા નથી. ૪

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં મિથ્યાત્વાદિ મૂળ હેતુઓ કહ્યા. હવે તે મૂળ હેતુઓમાંના કેટલાક અવાંતર ભેદો સંભવે છે તે કહે છે—

પણપન્ન પન્ન તિયછહિયચત્ત ગુણચત્ત છક્કચઉસહિયા ।
દુજુયા ય વીસ સોલસ દસ નવ નવ સત્ત હેઊ ય ॥ ૫ ॥

पञ्चपञ्चाशत् पञ्चाशत् त्रिकषट्काधिकचत्वारिंशत् एकोनचत्वारिंशत् षट्कचतुःसहिता ।
द्वियुता च विंशतिः षोडश दश नव नव सप्त हेतवश्च ॥ ५ ॥

અર્થ—પંચાવન, પચાસ, ત્રણ અને છ અધિક ચાળીશ, ઓગણચાળીસ, છ ચાર અને બે સહિત વીશ, સોળ દશ નવ નવ અને સાત એ પ્રમાણે અવાંતર ભેદો અનુક્રમે મિથ્યાત્વાદિ તેર ગુણસ્થાનકોમાં હોય છે.

ટીકાનુ૦—મિથ્યાત્વાદિ ચાર મૂળ બંધહેતુઓના ઉત્તરભેદોનો સરવાળો કરતાં કુલ સત્તાવન થાય છે.

તેમાં મિથ્યાદૃષ્ટિ ગુણઠાણે આહારક અને આહારકમિશ્ર એ બે કાયયોગ વિના પંચાવન બંધહેતુઓ હોય છે. આહારકદ્વિકનો અહિં અભાવ છે. કારણ કે આહારકદ્વિક આહારક લબ્ધિસંપન્ન ચૌદપૂર્વધર મુનિઓનેજ હોય છે. પહેલે ગુણઠાણે તેઓનો અભાવ હોવાથી તે બે યોગો હોતા નથી.

સાસ્વાદન ગુણઠાણે પાંચે પ્રકારના મિથ્યાત્વનો અભાવ હોવાથી તેને દૂર કરતાં પચાસ બંધ હેતુઓ છે.

મિશ્રદૃષ્ટિ ગુણઠાણે તેતાલીસ બંધહેતુઓ હોય છે. કારણ કે 'સમ્યગ્મિથ્યાદૃષ્ટિ કાળ કરતો નથી' એવું શાસ્ત્રનું વચન હોવાથી મિશ્રગુણઠાણું લઇ પરલોકમાં જતો નથી. તેથી

અપર્યાપ્તાવસ્થામાં જેનો સંભવ છે, તે કાર્મણ ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગ ઘટતા નથી. તથા અહિં અનંતાનુબંધિ કષાયનો પણ ઉદય હોતો નથી, પહેલા બે ગુણઠાણા સુધીજ તેનો ઉદય હોય છે. માટે અનંતાનુબંધિ ચાર કષાય, કાર્મણ, ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્ર એ સાત હેતુઓ પૂર્વોક્ત પચાસમાંથી દૂર કરતાં શેષ તેતાલીસ બંધહેતુઓ હોય છે.

અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે છેતાલીસ હેતુઓ હોય છે. કારણ કે આ ગુણસ્થાનકે મરણનો સંભવ હોવાથી તેને સાથે લઇ પરલોકગમન પણ થાય છે. તેથી પૂર્વે દૂર કરેલા અને અપર્યાપ્તાવસ્થામાં સંભવતા કાર્મણ, વૈક્રિયમિશ્ર અને ઔદારિકમિશ્ર એ ત્રણ યોગોનો અહિં સંભવ હોવાથી એ ત્રણ મેળવતાં છેતાલીસ બંધહેતુઓ થાય છે.

દેશવિરતિ ગુણઠાણે ઓગણચાળીસ બંધહેતુઓ હોય છે. કારણ કે અહિં અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ઉદય હોતો નથી ત્રસકાયની અવિરતિ હોતી નથી, અને આ ગુણસ્થાનકે મરણનો અસંભવ હોવાથી વિગ્રહગતિમાં અને અપર્યાપ્તાવસ્થામાં સંભવતા કાર્મણ અને ઔદારિકમિશ્ર એ બે યોગો પણ હોતા નથી. તેથી પૂર્વોક્ત છેતાલીસમાંથી અપ્રત્યાખ્યાનાવરણ કષાય, ત્રસકાયની અવિરતિ, ઔદારિકમિશ્ર અને કાર્મણ એ સાત હેતુઓ દૂર કરતાં ઓગણચાલીસ બંધહેતુઓ હોય છે.

શંકાઃ—દેશવિરતિ શ્રાવક માત્ર સંકલ્પથી ઉત્પન્ન થયેલ ત્રસની અવિરતિથીજ નિવર્ત્યો છે, પરંતુ આરંભથી ઉત્પન્ન થયેલી અવિરતિથી વિરમ્યો નથી. આરંભથી ઉત્પન્ન થયેલ ત્રસની અવિરતિ તો શ્રાવકને કાયમ છે તો બંધહેતુમાંથી ત્રસની અવિરતિ કેમ દૂર કરો છો ?

ઉત્તરઃ—અહિં ઉપરોક્ત દોષ ઘટતો નથી કારણ કે શ્રાવક યતનાવડે પ્રવૃત્તિ કરતો હોવાથી આરંભથી ઉત્પન્ન થયેલ ત્રસની અવિરતિ હોવા છતાં પણ તેની વિવક્ષા કરી નથી.

પ્રમત્ત સંયત ગુણસ્થાનકે છવ્વીસ બંધહેતુઓ હોય છે. છવ્વીસ શી રીતે હોઇ શકે ? તો કહે છે—આ ગુણસ્થાનકે અવિરતિ સર્વથા હોતી નથી અને પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્કનો પણ ઉદય હોતો નથી. તથા લબ્ધિસંપન્ન ચૌદ પૂર્વધર મુનિઓને આહારકદ્વિકનો સંભવ છે, માટે તે બે યોગો હોય છે. તેથી અવિરતિના અગીઆર ભેદ અને પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક એ પંદર બંધહેતુઓ પૂર્વોક્ત ઓગણચાળીસમાંથી કહાઢતાં અને આહારક તથા આહારકમિશ્ર એ બે યોગ મેળવતાં છવ્વીસ બંધહેતુ થાય છે.

અપ્રમત્ત મુનિઓ લબ્ધિ ફોરવતા નહિ હોવાથી આહારકશરીર કે વૈક્રિયશરીરનો આરંભ કરતા નથી માટે તેઓને આહારકમિશ્ર કે વૈક્રિયમિશ્ર એ બે યોગ ઘટતા નથી. તેથી પૂર્વોક્ત છવ્વીસમાંથી વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્ર એ બે યોગ દૂર કરતાં ચોવીશ[1] બંધહેતુઓ અપ્રમત્ત ગુણઠાણે હોય છે.

---

૧ અહિં તેમ જ કર્મગ્રંથાદિમાં અપ્રમત્ત ગુણસ્થાનકે આહારકની જેમ વૈક્રિય કાયયોગ કહ્યો છે. પરંતુ તત્ત્વાર્થ સૂત્ર અ. ૨ સૂત્ર ૪૪ ની સિદ્ધર્ષિગણિ ટીકામાં વૈક્રિય શરીર બનાવીને ઉત્તરકાળમાં પણ અપ્રમત્ત ગુણસ્થાનકે ન જાય એમ કહ્યું છે. તેથી એ અપેક્ષાએ અપ્રમત્ત ગુણસ્થાનકે વૈક્રિય કાયયોગ પણ ન ઘટે. પછી તો જ્ઞાની જાણે.

અપૂર્વકરણ ગુણઠાણે આહારક કાયયોગ અને વૈક્રિયકાયયોગ એ બે યોગ પણ હોતા નથી. માટે બાવીસજ બંધહેતુ હોય છે.

હાસ્યાદિ ષટ્કનો અપૂર્વકરણેજ ઉદયવિચ્છેદ થતો હોવાથી અનિવૃત્તિબાદર સંપરાયે સોળ બંધહેતુઓ જ હોય છે.

અનિવૃત્તિબાદર સંપરાયે ત્રણ વેદ તથા સંજ્વલન ત્રિકનો ઉદયવિચ્છેદ થતો હોવાથી સૂક્ષ્મસંપરાયે દશ બંધહેતુઓ ઘટે છે.

સંજ્વલન લોભનો સૂક્ષ્મસંપરાયે ઉદયવિચ્છેદ થાય છે માટે ઉપશાંતમોહ ગુણઠાણે યોગરૂપ નવ બંધહેતુઓ હોય છે. એજ નવ હેતુઓ ક્ષીણમોહ ગુણઠાણે પણ હોય છે.

સત્યમનોયોગ, અસત્યઅમૃષા મનોયોગ, સત્યવચનયોગ, અસત્ય અમૃષા વચનયોગ, કાર્મણકાયયોગ, ઔદારિક કાયયોગ અને ઔદારિકમિશ્ર કાયયોગ એ સાત બંધહેતુઓ સયોગિકેવળી ગુણસ્થાનકે હોય છે. તેમાં કેવળિ સમુદ્ઘાતમાં બીજે છઠ્ઠે અને સાતમે સમયે ઔદારિકમિશ્ર અને ત્રીજે ચોથે તથા પાંચમે સમયે કાર્મણ કાયયોગ હોય છે, અને તે સિવાયના કાળમાં ઔદારિકકાયયોગ હોય છે. વચનયોગ ઉપદેશ આપતી વખતે અને મનોયોગ અનુત્તર વિમાનવાસી આદિ દેવો અને અન્યક્ષેત્રમાં રહેલા મુનિઓ મનથી પ્રશ્ન પૂછે ત્યારે મન વડે ઉત્તર આપતાં હોય છે.

અયોગિકેવળી ભગવાન શરીરમાં રહેવા છતાં પણ સર્વથા મનોયોગ, વચનયોગ અને કાયયોગનો રોધ કરેલો હોવાથી તેઓને એક પણ બંધહેતુ હોતો નથી. ૫

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં સત્તામાત્રથી સંભવતા મિથ્યાત્વાદિ હેતુઓના પંચાવન આદિ અવાંતર ભેદો કહ્યા. હવે એક સમયે એક જીવને જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટથી જે ગુણસ્થાકે જેટલા હેતુઓ હોઈ શકે છે, તે કહે છે—

**दस दस नव नव अड पंच जइतिगे दुदुग सेसयाणेगो ।**
**अडसत्तसत्तसत्तगछदोदोदोइगिजुया वा ॥ ६ ॥**

दश दश नव नवाऽष्टौ पञ्च यतित्रिके द्विद्विकं शेषकाणामेकः ।
अष्टसप्त सप्तसप्तकषड्द्विद्विद्विएकयुता वा ॥ ६ ॥

અર્થ—પહેલા ગુણસ્થાનકથી આરંભી તેરમા ગુણસ્થાનક સુધીમાં એક સમયે એક જીવને ઓછામાં ઓછા અનુક્રમે દશ, દશ, નવ, નવ, આઠ, યતિત્રિકે પાંચ પાંચ, નવમે બે, દશમે બે, અને શેષ ગુણસ્થાનકે એક એક હેતુ હોય છે. અને વધારેમાં વધારે ઉપરોક્ત સંખ્યામાં અનુક્રમે આઠ, સાત, સાત, સાત, છ, યતિત્રિકે બબ્બે, અને નવમે એક હેતુ મેળવતાં કુલ જેટલા થાય તેટલા હોય છે. ૬

ટીકાનુ૦—ગાથામાં પૂર્વાર્દ્ધવડે મિથ્યાદૃષ્ટિ આદિ ગુણસ્થાનકોમાં અનુક્રમે ઓછામાં ઓછા

એક સમયે એક જીવને કેટલા હેતુઓ હોય તે કહ્યું છે. અને ઉત્તરાર્ધવડે ઉત્કૃષ્ટ પદની પૂર્તિ માટે મેળવવા યોગ્ય હેતુઓની સંખ્યા કહી છે. તેથી તેનો સંક્ષેપે અર્થ આ પ્રમાણે થાય છે.

મિથ્યાદષ્ટિ આદિ ગુણસ્થાનકોમાં જઘન્યથી દશ આદિ બંધ હેતુઓ હોય છે, અને ઉત્કૃષ્ટથી આઠ આદિ સંખ્યા મેળવતાં અઢાર આદિ બંધહેતુઓ હોય છે. તાત્પર્યાર્થ આ પ્રમાણે— મિથ્યાદષ્ટિ ગુણઠાણે જઘન્યપદે એક સમયે એક સાથે દશ બંધહેતુઓ, ઉત્કૃષ્ટપદે અઢાર બંધહેતુઓ, અને મધ્યમ અગીઆર આદિ બંધહેતુઓ હોય છે.

આ પ્રમાણે મધ્યમનો વિચાર પોતાની મેળેજ કરી લેવો.

સાસ્વાદને જઘન્યથી દશ ઉત્કૃષ્ટથી સત્તર, મિશ્રગુણસ્થાનકે જઘન્ય નવ ઉત્કૃષ્ટ સોળ, એ પ્રમાણે અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણઠાણે જઘન્ય નવ ઉત્કૃષ્ટ સોળ, દેશવિરતિ ગુણઠાણે જઘન્ય આઠ ઉત્કૃષ્ટ ચૌદ, યતિત્રિક-પ્રમત્ત, અપ્રમત્ત અને અપૂર્વકરણ ગુણસ્થાનકે જઘન્ય પાંચ પાંચ ઉત્કૃષ્ટ સાત સાત, અનિવૃત્તિબાદરે જઘન્ય બે, ઉત્કૃષ્ટ ત્રણ, સૂક્ષ્મસંપરાયે જઘન્ય અને ઉત્કૃષ્ટથી બેજ, શેષ ઉપશાંતમોહ, ક્ષીણમોહ, અને સયોગિકેવળિ ગુણઠાણે અજઘન્યોત્કૃષ્ટ એકજ બંધહેતુ હોય છે.

સૂક્ષ્મસંપરાયાદિમાં તેને યોગ્ય મેળવવાની સંખ્યા નહિ હોવાથી કહી નથી, માટે ગાથાના પૂર્વાર્દ્ધમાં કહેલી બંધહેતુની સંખ્યાજ સમજવી. ૬

હવે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે જઘન્યપદે જે દશ બંધહેતુઓ કહ્યા તે બતાવે છે.

मिच्छत्त एक्ककायादिघाय अन्नयरअक्खजुयलुदओ ।
वेयस्स कसायाण य जोगस्सण भयदुगंछा वा ॥ ७ ॥

मिथ्यात्वमेककायादिघातोऽन्यतराक्षयुगलोदयः ।
वेदस्य कषायाणां च योगस्य अनन्तानुबन्धि भयजुगुप्सा वा ॥ ७ ॥

અર્થ—પાંચમાંથી એક મિથ્યાત્વ, એક કાયાદિનો ઘાત, અન્યતર ઇન્દ્રિયનો અસંયમ, બેમાંથી એક યુગલ, અન્યતર વેદ, અન્યતર ક્રોધાદિ ચાર કષાય, અને દશ યોગમાંથી એક યોગ એ પ્રમાણે જઘન્ય દશ બંધહેતુઓ હોય છે, અને અનંતાનુબંધિ, ભય, અને જુગુપ્સા એ કોઈ વખતે ઉદયમાં હોય છે કોઈ વખતે નથી હોતા.

ટીકાનુવા૦—એક સમયે એક સાથે ઓછામાં ઓછા કેટલા બંધહેતુઓ હોય તે કહે છે.

મિથ્યાત્વના પાંચ ભેદોમાંથી કોઈ પણ એક મિથ્યાત્વ,

છ કાયમાંથી એક બે આદિ કાયની હિંસાના ભેદે કાયની હિંસાના ૭ ભેદ થાય છે. તે આ પ્રમાણે—છ કાયમાંથી જ્યારે બુદ્ધિપૂર્વક એક કાયની હિંસા કરે ત્યારે એક કાયઘાતક

૧ છકાયના દ્વિકસંયોગાદિના પંદર વગેરે ભાંગાઓ જાણવાની રીત પૃષ્ઠ ૧૨૯-૧૩૦ ની ટીપ્પણીમાં જણાવેલ છે. ત્યાંથી જોઇ લેવી.

કહેવાય; જ્યારે છ કાયમાંથી કોઈ પણ બે કાયની હિંસા કરે, ત્યારે બે કાયનો ઘાતક કહેવાય, જ્યારે છ કાયમાથી કોઈ પણ ત્રણ કાયની હિંસા કરે, ત્યારે ત્રણ કાયનો ઘાતક કહેવાય, એ પ્રમાણે છ કાયમાંથી કોઈ પણ ચાર કે પાંચ કાયની હિંસા કરે, ત્યારે અનુક્રમે ચાર અને પાંચ કાયનો ઘાતક, અને છએ કાયની એક સાથે હિંસા કરે, ત્યારે ષટકાયઘાતક કહેવાય. આ પ્રમાણે બુદ્ધિપૂર્વક એકાદિ કાયની હિંસા થઈ શકે છે, સંજ્ઞિ કરી શકે છે, માટે કાયઘાતના ભેદે છ ભેદો થાય છે.

વળી પ્રત્યેક કાયઘાતના આ પ્રમાણે ભેદો થાય છે, જ્યારે કોઈ પણ એક કાયની હિંસા કરે ત્યારે કાયો છ હોવાથી છ ભેદ થાય. છમાંથી કોઈ પણ બે કાયની હિંસા કરે ત્યારે દ્વિકસંયોગે પંદર ભેદ થાય, એ પ્રમાણે ત્રિક સંયોગે વીશ ભેદ, ચતુષ્ક સંયોગે પંદર, પંચ સંયોગે છ, અને છના સંયોગે એક ભંગ થાય છે. કાયની હિંસાના સ્થાને એ ભેદો ગ્રહણ કરવા.

શ્રોત્રાદિ પાંચ[1] ઇન્દ્રિયોમાંથી કોઈ પણ એક ઇન્દ્રિયનો અસંયમ, હાસ્ય રતિ કે શોક અરતિ એ બેમાથી કોઈ પણ એક યુગલ, અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન એ ત્રણ કષાયમાંથી કોઈ પણ ક્રોધાદિ ત્રણ કષાયનો ઉદય.

કષાયોમાથી ક્રોધ માન માયા અને લોભ એક સાથે ઉદયમાં આવતા નથી પરંતુ અનુક્રમે ઉદયમા આવે છે. એટલે કે જ્યારે ક્રોધ ઉદયમાં આવે ત્યારે માન, માયા કે લોભ કોઈ પણ ઉદયમાં આવતા નથી. માનનો જ્યારે ઉદય હોય ત્યારે ક્રોધ માયા કે લોભ કોઈપણ ઉદયમાં હોતા નથી એ પ્રમાણે માયા લોભ માટે પણ સમજવું. પરંતુ જ્યારે અપ્રત્યાખ્યાનાદિ ક્રોધ ઉદયમાં આવે ત્યારે તેની નીચેના પ્રત્યાખ્યાનાદિ ક્રોધનો પણ ઉદય થાય છે, અપ્રત્યાખ્યાનાવરણ માનનો ઉદય છતાં પ્રત્યાખ્યાનાવરણાદિ માનનો પણ ઉદય થાય છે. એ પ્રમાણે માયા લોભ માટે પણ સમજવું.

અહિં એવો નિયમ છે કે ઉપર ઉપરના ક્રોધાદિનો ઉદય છતાં નીચે નીચેના ક્રોધાદિનો ઉદય જરૂર થાય છે. તેથી અહિં અપ્રત્યાખ્યાનાવરણાદિ કષાયોમાંથી ક્રોધાદિ ત્રિકનું ગ્રહણ કર્યું છે.

તથા દશ યોગમાંથી કોઈ પણ એક યોગ. આ પ્રમાણે એક સાથે દશ બંધહેતુઓ હોય છે.

પ્રશ્ન—યોગો પંદર છે, એ પહેલાં અનેકવાર કહ્યું છે. માટે અહિં પંદર યોગમાંથી એક યોગ હોય એમ કહેવું જોઈએ, તો પછી શામાટે દશમાંથી એક યોગ હોય એમ કહ્યું ?

ઉત્તર—મિથ્યાદષ્ટિ ગુણઠાણે આહારકદ્વિક હીન શેષ તેર યોગો સંભવે છે. 'આહારક અને આહારકમિશ્ર એ બે કાયયોગ લબ્ધિસંપન્ન ચૌદપૂર્વિને આહારક શરીર કરે ત્યારે હોય છે' એવું શાસ્ત્રવચન હોવાથી તેનો મિથ્યાદષ્ટિને અસંભવ છે એ પહેલાં કહ્યું છે તેમાં પણ જ્યારે અનંતાનુબંધિ કષાયનો ઉદય ન હોય ત્યારે દશયોગજ સંભવે છે.

---

૧ અહિં મનનો અસંયમ-અલગ હોવા છતાં ઇન્દ્રિયના અસંયમની જેમ જુદો બતાવેલ નથી તેનું કારણ મનના અસંયમથી જ ઇન્દ્રિયનો અસંયમ થાય છે. માટે ઇન્દ્રિયોના અસંયમથી મનના અસંયમને અલગ ન ગણતાં ઇન્દ્રિયના અસંયમમાં અંતર્ગત ગણેલ છે.

વળી અહિં એમ શંકા થાય કે અનંતાનુબંધિના ઉદયનો અભાવ મિથ્યાદૃષ્ટિને કેમ સંભવે ? તેના ઉત્તરમાં કહે છે કે—કોઇ એક જીવે સમ્યગ્દૃષ્ટિ છતાં પહેલાં અનંતાનુબંધિની વિસંયોજના કરી[1] માત્ર એટલું કરીનેજ વિરમ્યો પરંતુ તથા પ્રકારના વિશુદ્ધ અધ્યવસાયરૂપ સામગ્રીના અભાવે મિથ્યાત્વાદિના ક્ષય માટે પ્રયત્ન કર્યો નહિ, ત્યારપછી કાળાન્તરે મિથ્યાત્વ-મોહના ઉદયથી મિથ્યાત્વગુણસ્થાનકે જાય છે અને ત્યાં જઇને મિથ્યાત્વરૂપ હેતુવડે અનંતાનુબંધિ બાંધે છે, અને બંધાતા તે અનંતાનુબંધિમાં પ્રતિસમય શેષ ચારિત્રમોહનીયના દલિકો સંક્રમાવે છે, સંક્રમાવીને અનંતાનુબંધીરૂપે પરિણમાવે છે તેથી જ્યાં સુધી સંક્રમાવલિકા[2] પૂર્ણ ન થાય ત્યાં સુધી મિથ્યાદૃષ્ટિ છતાં પણ અનંતાનુબંધિનો ઉદય હોતો નથી.

આ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ છતાં અને અનંતાનુબંધિ બાંધ્યા છતાં એક આવલિકાકાળ તેનો ઉદય હોતા નથી. તેના ઉદયનો અભાવ હોવાથી મરણ થતું નથી. કારણકે અનંતાનુબંધિ કષાયના ઉદય વિનાના મિથ્યાદૃષ્ટિને સત્કર્મ આદિ ગ્રંથોમાં મરણનો નિષેધ કર્યો છે. તેથી ભવાંતરમાં જતાં જેનો સંભવ છે તેવા વૈક્રિયમિશ્ર, ઔદારિકમિશ્ર અને કાર્મણ એ ત્રણ યોગો પણ હોતા નથી, માટે દશ યોગમાંથી કોઈપણ યોગ હોય એમ કહ્યું છે.

તથા અનંતાનુબંધિ, ભય અને જુગુપ્સાનો ઉદય વિકલ્પે હોય છે—કોઇ વખતે હોય છે, કોઇ વખતે નથી હોતો. જ્યારે તેઓનો ઉદય નથી હોતો ત્યારે જઘન્યપદે પૂર્વોક્ત દશ બંધ હેતુઓ હોય છે અને તેમાં અનંતાનુબંધિ, ભય, જુગુપ્સા અને કાયનો વધ ભળે ત્યારે અગીઆરથી આરંભી અઢાર હેતુઓ થાય છે. ૭

આ પ્રમાણે જઘન્યપદ ભાવિ દશ બંધહેતુઓ કહ્યા, તેઓના મિથ્યાત્વ અને કાયઘાતાદિને ફેરવતાં ઘણા ભાંગાઓ થાય છે તે ભાંગાઓના જ્ઞાન માટે ઉપાય કહે છે—

**इच्चेसिमेगगहणे तस्संखा भंगया उ कायाणं ।**
**जुयलस्स जुयं चउरो सया ठवेज्जा कसायाणं ॥८॥**

---

૧ અનંતાનુબંધિની વિસંયોજના કરી મિથ્યાત્વે આવનાર જે સમયે મિથ્યાત્વે આવે તેજ સમયે અનંતાનુબંધિની અંતઃકોડાકોડી પ્રમાણ સ્થિતિ બાંધે છે, તેનો અબાધાકાળ અંતર્મુહૂર્તનો છે એટલે તેટલો કાળ તેનો પ્રદેશ કે રસથી ઉદય થતો નથી. પરંતુ જેનો અબાધાકાળ વીતી ગયો છે અને જેનો રસોદય ચાલુ છે તેવા અપ્રત્યાખ્યાનાવરણાદિકના દલિકો બંધાતા અનંતાનુબંધિમા સંક્રમાવે છે. સંક્રમેલા તે દલિકો એક આવલિકા ગયા બાદ ઉદયમાં આવે છે માટે મિથ્યાત્વ ગુણઠાણે પણ એક આવલિકા અનંતાનુબંધિનો ઉદય હોતો નથી.

૨ જેમ બંધાવલિકા સકલ કરણને અયોગ્ય છે તેમ જે સમયે દલિકો અન્ય પ્રકૃતિમાં સંક્રમે તે સમયથી આરંભી એક આવલિકા તે દલિકોમાં પણ કોઇ કરણ લાગતું નથી માટે સંક્રમાવલિકા પણ સકલ કરણને અયોગ્ય છે. જે સમયે અનંતાનુબંધિ બાંધે તેજ સમયે અપ્રત્યાખ્યાનાવરણાદિના દલિકો સંક્રમાવે છે તેથી બંધ અને સંક્રમનો સમય એક જ છે એટલે ક્રમમા ક્રમ એક આવલિકા અનંતાનુબંધિનો ઉદય ન હોય તેમ કહ્યું છે.

इत्येषामेकग्रहणे तत्संख्या भङ्गकास्तु कायानाम् ।
युगलस्य युगं चत्वारः सदा स्थापयेत् कषायाणाम् ॥ ८ ॥

અર્થ—એક સમયે અનેક જીવ આશ્રયી ભાંગાની સંખ્યા લાવવા માટે તે મિથ્યાત્વાદિના એક એક ભેદનું ગ્રહણ કરતા તેના ભેદની સંખ્યા મૂકવી, કાયના ભાંગાઓ મૂકવા, યુગલના સ્થાને બે મૂકવા, અને કષાયના સ્થાને ચારની સંખ્યા મૂકવી.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં કહ્યું એ રીતે એક સમયે એક જીવને મિથ્યાત્વાદિના-મિથ્યાત્વ, કાયનો ઘાત, ઇન્દ્રિયનો અસંયમ, યુગલ, વેદ, કષાય અને યોગોના એક એક ભેદને ગ્રહણ કરતાં દશ બંધહેતુઓ થાય તે આ પ્રમાણે—

પાંચ મિથ્યાત્વમાંથી કોઇપણ એક મિથ્યાત્વ, છ કાયમાંથી કોઇપણ એક કાયનો ઘાત, પાંચ ઇન્દ્રિયના અસયમમાંથી કોઇપણ એક ઇન્દ્રિયનો અસંયમ, બે યુગલમાથી કોઇપણ એક યુગલ, ત્રણ વેદમાંથી કોઇપણ એક વેદ, ક્રોધાદિ ચાર કષાયમાંથી કોઇપણ એક ક્રોધાદિ કષાય, અને દશ યોગમાંથી કોઇપણ એક યોગ. આ પ્રમાણે મિથ્યાત્વાદિનો એક એક ભેદ ગ્રહણ કરતાં ઓછામાં ઓછા દશ હેતુઓ એક સમયે એક જીવને હોય છે.

હવે એક સમયે અનેક જીવ આશ્રયી ભાંગાની સંખ્યા લાવવી હોય ત્યારે મિથ્યાત્વાદિના ભેદની સંખ્યા મૂકવી. કારણકે એક સાથે એક જીવને મિથ્યાત્વના સઘળા ભેદનો ઉદય હોતો નથી, કોઇને કોઈ હોય છે, તો કોઇ જીવને કોઇ હોય છે. તથા ઉપયોગ પૂર્વક જે ઇન્દ્રિયની અવિરતિમાં પ્રવર્ત્તે તે લેવાની હોવાથી કોઇ જીવને કોઈ ઇન્દ્રિયનો અસંયમ હોય, કોઇ જીવને કોઇ હોય, એ પ્રમાણે કોઇને કોઇ કાયનો ઘાત, અને વેદ આદિ હોય કોઇને કોઇ હોય માટે મિથ્યાત્વ આદિના સ્થાને તેના ભેદની સંખ્યા મૂકવી. તે આ પ્રમાણે—

મિથ્યાત્વ પાંચ પ્રકારે છે માટે પહેલાં તેના સ્થાને પાંચનો અંક મૂકવો. તેની પછી પૃથ્વીકાયાદિના ઘાતને આશ્રયી એકદ્વિકાદિના સંયોગથી ઉત્પન્ન થતા ભાંગાની પૂર્વે કહેલી સંખ્યા મૂકવી. ત્યારપછી ઇન્દ્રિયના અસંયમના પાંચ ભેદ છે માટે તેના સ્થાને પાચ મૂકવા.

અહિં એમ શંકા થાય કે પાંચ ઇન્દ્રિય અને મન એમ છ ઇન્દ્રિયનો અસંયમ હોવાથી ઇન્દ્રિય-મનના સ્થાને છની સંખ્યા મૂકવી જોઇએ, પાંચની કેમ મૂકો છો? તેના ઉત્તરમાં કહે છે કે મનની અવિરતિ છે છતાં વિવક્ષી નથી. કારણકે પાંચ ઇન્દ્રિયની અવિરતિની અંતર્ગતજ મનની અવિરતિની વિવક્ષા કરી છે. પાંચ ઇન્દ્રિયની પ્રવૃત્તિ છતાં મન દરેકમાં પ્રવર્ત્તે છે માટે.

તેની ઉપર હાસ્ય-રતિ, શોક-અરતિ એ યુગલના સ્થાને બે મૂકવા. કારણકે એ બે યુગલનો ઉદય ક્રમપૂર્વક હોય છે; સાથે હોતો નથી. હાસ્યનો ઉદય હોય ત્યારે રતિનો ઉદય અવશ્ય હોય છે, એ પ્રમાણે શોકનો ઉદય હોય ત્યારે અરતિનો ઉદય અવશ્ય હોય છે, માટે હાસ્ય અને રતિ તથા શોક અને અરતિને સાથેજ લીધા છે. ત્યારપછી ત્રણ વેદોનો ક્રમપૂર્વક ઉદય થતો હોવાથી વેદના સ્થાને ત્રણ મૂકવા. ક્રોધ માન માયા અને લોભનો ક્રમપૂર્વક ઉદય થતો હોવાથી કષાયના સ્થાને ચાર મૂકવા.

જો કે દશ હેતુમાં અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલન એ ત્રણ કષાયના ભેદે ત્રણ હેતુ લીધા છે. પરંતુ અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધનો ઉદય ત્યારે તેની નીચેના પ્રત્યાખ્યાનાવરણાદિ ક્રોધનો ઉદય અવશ્ય હોય છે. એ પ્રમાણે માનાદિનો ઉદય હોય ત્યારે ત્રણે માનાદિનો એક સાથે ઉદય હોય છે, છતાં ક્રોધ માન આદિનો ઉદય ક્રમપૂર્વક થતો હોવાથી અંકસ્થાપનામાં કષાયના સ્થાને ચારજ મૂકાય છે. ત્યારપછી યોગની પ્રવૃત્તિ ક્રમપૂર્વક હોવાથી યોગના સ્થાને દશની[1] સંખ્યા મૂકવી. અંક સ્થાપના આ પ્રમાણે—

યો૦ ક૦ વે૦ યુ૦ ઈ૦ કા૦ મિ૦

૧૦—૪—૩—૨—૫—૬—૫. ૮.

આ પ્રમાણે અંકસ્થાપના કર્યા પછી ભંગસંખ્યાનું જેટલું નિશ્ચિત પ્રમાણ આવે છે તે કહે છે—

## जा बायरो ता घाओ विगप्प इइ जुगव बंधहेऊणं ।

### यावद्बादरस्तावद् घातः विकल्पा इति युगपद्बन्धहेतूनाम् ।

અર્થ—બાદરસંપરાય ગુણસ્થાનક પર્યંત પૂર્વોક્ત ક્રમે સ્થાપેલા અંકોનો ગુણાકાર કરવો. આ પ્રકારે ગુણાકાર કરતાં એક સાથે અનેક જીવ આશ્રયી થતા બંધહેતુના વિકલ્પો થાય છે.

ટીકાનુ૦—અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક પર્યંત પૂર્વોક્ત ક્રમે સ્થાપેલા અંકોનો સંભવ પ્રમાણે ગુણાકાર કરવો. આ પ્રમાણે ગુણાકાર કરતા એક સમયે અનેક જીવ આશ્રયી થતા બંધહેતુના વિકલ્પો થાય છે. હવે મિથ્યાદષ્ટિ ગુણઠાણે થતા ભાંગાની સંખ્યા કહે છે.- મિથ્યાદષ્ટિ ગુણઠાણે એક જીવને એક સમયે કહેલા દશ બંધહેતુના અનેક જીવ આશ્રયી છત્રીસ હજાર ભંગ થાય છે. તે આ પ્રમાણે—

અવાંતર ભેદની અપેક્ષાએ મિથ્યાત્વ પાંચ પ્રકારે છે, તે પાંચ ભેદો એક એક કાયનો ઘાત કરતાં સંભવે છે. જેમકે આભિગ્રહિક કોઈએક મિથ્યાત્વી પૃથ્વીકાયનો વધ કરે, કોઈ અપકાયનો વધ કરે એ પ્રમાણે કોઈ તેઉ, વાઉ, વણ કે ત્રસનો વધ કરે, આ પ્રમાણે આભિગ્રહિક મિથ્યાત્વી કાયની હિંસાના ભેદે છ પ્રકારે થાય છે, એ પ્રમાણે અન્ય મિથ્યાત્વ માટે પણ સમજવું. માટે પાંચ મિથ્યાત્વને છ કાયની હિંસા સાથે ગુણતા ત્રીશ ભેદ થાય.

આ સઘળા ભેદો એક એક ઇન્દ્રિયના અસંયમમાં હોય છે. જેમ કે પૂર્વોક્ત ત્રીશે ભેદવાળા સ્પર્શનેન્દ્રિયની અવિરતિવાળા હોય, બીજા ત્રીશ રસનેન્દ્રિયની અવિરતિવાળા હોય, એ પ્રમાણે ત્રીજા, ચોથા, અને પાંચમા ત્રીસ ત્રીસ જીવો ક્રમપૂર્વક ઘ્રાણ, ચક્ષુ, અને શ્રોત્રેન્દ્રિયની અવિરતિવાળા હોય માટે ત્રીસને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણતાં એકસો પચાસ ભેદ થાય.

---

૧ જો કે એક સમયે ક્રિયા ઘણી થઇ શકે છે છતાં જેની અંદર ઉપયોગ હોય તેજ યોગની વિવક્ષા થતી હોવાથી દશ યોગમાંથી એક યોગ એક સમયે લીધો છે.

તે એકસો પચાસ ભેદ હાસ્યરતિના ઉદયવાળા હોય, બીજા દોઢસો શોક અરતિના ઉદયવાળા હોય માટે તેને યુગલ સાથે ગુણતાં ત્રણસો ભેદ થાય.

આ ત્રણસો ભેદ પુરૂષવેદવાળા હોય, એમ બીજા અને ત્રીજા ત્રણસો ત્રણસો જીવો સ્રીવેદ અને નપુંસક વેદના ઉદયવાળા હોય. માટે ત્રણસોને ત્રણ વેદ સાથે ગુણતા નવસો ભેદ થાય.

આ નવસો ભેદો અપ્રત્યાખ્યાનાવરણાદિ ત્રણ ક્રોધાદિ યુક્ત હોય છે. એટલે કે નવસો ભેદો અપ્રત્યાખ્યાવરણાદિ ત્રણ ક્રોધવાળા એ પ્રમાણે બીજા, ત્રીજા, અને ચોથા નવસો નવસો અપ્રત્યાખ્યાનાવરણાદિ માન, માયા, અને લોભવાળા હોય છે. માટે નવસોને ચાર કષાયે ગુણતાં છત્રીસો ભેદ થાય.

તે છત્રીશો ભેદો દશમાંથી કોઇ ને કોઇ યોગ યુક્ત હોય છે, માટે છત્રીસોને દશ યોગે ગુણતાં છત્રીસ હજાર ભેદ થાય.

આ રીતે એક સમયે એક જીવને ઘટતા ઓછામાં ઓછા દશ બંધહેતુના તેજ સમયે અનેક જીવ આશ્રયી મિથ્યાત્વાદિ ભેદોને ફેરવતા બંધ હેતુના છત્રીસ હજાર ભાંગા થાય.

આ પ્રમાણે દશનો વિકલ્પ છત્રીસ હજાર પ્રકારે થયો. કેમકે દરેક વિકલ્પમાં દશની સંખ્યા કાયમ રહી છે; અગીઆર આદિ બંધહેતુમાં મિથ્યાત્વાદિના ભેદોને ફેરવી ફેરવી ગુણાકાર કરવાની આજ રીત છે.

હવે અગીઆર આદિ મધ્યમ બંધહેતુને પ્રતિપાદન કરવા ગાથાનું ઉત્તરાર્ધ કહે છે—

**अणबंधिभयदुगंछाण चारणा पुण विमज्झेसु ॥ ९ ॥**

**अनन्तानुबन्धिभयजुगुप्सानां चारणा पुनर्विमध्येषु ॥ ९ ॥**

અર્થ—મધ્યમ અગીઆર આદિ વિકલ્પોમાં અનંતાનુબંધિ, ભય, અને જુગુપ્સાની ચારણા કરવી એટલે ફેરવવા.

ટીકાનુ૦—અનંતાનુબંધિકષાય, ભય, અને જુગુપ્સાને ફેરવતાં અને કાયનો વધ વધારતાં વચલા અગીઆર આદિ બંધહેતુઓ થાય છે. તે આ પ્રમાણે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં ભય[1] નાખીએ એટલે અગીઆર હેતુ થાય, તેના ભાંગા પૂર્વે કહ્યા તે રીતે ૩૬૦૦૦ છત્રીસ હજાર જ થાય. અથવા જુગુપ્સા નાખીએ ત્યારે પણ અગીઆર થાય, અહિં પણ ભાંગા ૩૬૦૦૦

---

૧ ભય મેળવતાં અથવા જુગુપ્સા મેળવતાં અગીયાર બંધહેતુના તથા ભય જુગુપ્સા બંને સાથે મેળવતા બાર હેતુના ભાંગા છત્રીસ હજાર જ થશે, વધશે નહિ. કારણ કે ભય કે જુગુપ્સા પરસ્પર વિરોધી નથી. એટલે એક એક સાથે ગુણતાં છત્રીસ હજાર જ થાય. યુગલની જેમ પરસ્પર વિરોધિ હોય તો એટલે કે એક જીવને ભય હોય બીજા જીવને જુગુપ્સા હોય એટલે બેએ ગુણતાં ભાંગા વધે. પરંતુ ભય અને જુગુપ્સા બંનેનો એક સમયે એક જીવને ઉદય હોઇ શકે છે. તેથી તેના ભાંગા વધશે નહિ.

થાય. અથવા અનંતાનુબંધિના કોઈપણ ક્રોધાદિ મેળવીએ ત્યારે અગીઆર થાય. અનંતાનુબંધિનો જ્યારે ઉદય થાય ત્યારે યોગ તેર હોય છે કારણ કે મિથ્યાદષ્ટિને અનંતાનુબંધિનો ઉદય થયા પછી મરણનો સંભવ હોવાથી અપર્યાપ્તાવસ્થાભાવિ કાર્મણ ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્ર યોગો ઘટે છે. આ હકીકત પહેલાં યુક્તિપૂર્વક કહેવાઈ છે. તેથી કષાય સાથે ગુણતાં જે છત્રીસસો આવ્યા છે તેને દશને બદલે તેર યોગ સાથે ગુણતા ૪૬૮૦૦ થાય[1] તથા તે પૂર્વોક્ત જઘન્ય દશ બંધહેતુમાં પૃથ્વીકાયાદિ છકાયમાંથી કોઈપણ એકાયનો વધ ગણીએ ત્યારે અગીયારહેતુ થાય.

અહિં એ ધ્યાનમાં રાખવું કે દશ હેતુમાં એક કાયનો વધ છે અને એક કાયનો વધ મેળવવાનો છે. કુલ બે કાયનો વધ લેવાનો છે. છ કાયના દ્વિકસંયોગે ૧૫ ભંગ થાય માટે કાયઘાતસ્થાને પંદર મૂકવા, તેથી મિથ્યાત્વના પાંચ ભેદ સાથે એકાયની હિંસાના દ્વિક સંયોગે થતા પંદર ભાંગા સાથે ગુણતાં ૭૫ થાય, તેને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણતાં ૩૭૫ થાય; તેને બે યુગલ સાથે ગુણતાં ૭૫૦ થાય, તેને ત્રણ વેદ સાથે ગુણતાં ૨૨૫૦ થાય, તેને ચાર કષાય સાથે ગુણતાં ૯૦૦૦ થાય. તેને દશ યોગ સાથે ગુણતાં ૯૦૦૦૦ ભાંગાં થાય. સઘળા મળી મિથ્યાદષ્ટિ ગુણઠાણે અગીઆર બંધ હેતુના બે લાખ અઠાસીસો ૨૦૮૮૦૦ ભંગ થાય. આ પ્રમાણે અગીઆર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે બાર હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત જઘન્ય દશ બંધહેતુમાં ભય અને જુગુપ્સા બંને મેળવતાં બાર હેતુ થાય તેના પહેલાંની જેમ છત્રીશ હજાર ૩૬૦૦૦ ભંગ થાય. અનંતાનુબંધિ અને ભય મેળવતાં પણ બાર થાય. અહિં અનંતાનુબંધિના ઉદયે યોગો તેર લેવાના હોવાથી પહેલાંની જેમ છેતાલીસ હજાર અને આઠસો ૪૬૮૦૦ ભાંગા થાય. અથવા અનંતાબંધિ અને જુગુપ્સા મેળવતાં બાર થાય તેના પણ છેતાલીસ હજાર અને આઠસો ૪૬૮૦૦ ભાંગા થાય. અથવા એક કાયના સ્થાને ત્રણ કાયનો વધ લેતાં બાર હેતુ થાય

છ કાયના ત્રિક સંયોગે વીશ ભાંગા થાય માટે કાયઘાતના સ્થાને વીસ મૂકવા. પછી અનુક્રમે ગુણાકાર કરવો. તે આ પ્રમાણે-મિથ્યાત્વના પાંચ ભેદોને કાયની હિંસાના ત્રિક સંયોગે થતા વીશ ભાંગા સાથે ગુણતાં સો ૧૦૦ ભાંગા થાય, તેને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણતાં પાંચસો ૫૦૦ થાય. તેને યુગલ સાથે ગુણતાં એક હજાર ૧૦૦૦ થાય, તેને ત્રણ વેદ સાથે ગુણતાં ત્રણ હજાર ૩૦૦૦ થાય, તેને ચાર કષાય સાથે ગુણતાં બાર

[1] અહિં ભાંગા કરવા માટે ગુણાકારનો જે ક્રમ કહ્યો છે તે ક્રમે ગુણાકાર કરતાં ભંગ સંખ્યા આવે છે. એટલું ધ્યાનમાં રાખવું કે જ્યારે અનંતાનુબંધી મેળવવામાં આવે ત્યારે દશ યોગને બદલે તેર યોગે ગુણવા, અને જ્યારે કાયનો વધ મેળવવામા આવે ત્યારે જો બે કાય ગણીએ તો દ્વિક સંયોગે પંદર ભંગ થાય માટે કાયાના સ્થાને છને બદલે પંદર મૂકવા. કાય ત્રણ ગણીએ ત્યારે ત્રિક સંયોગે વીશ ભંગ થાય માટે વીશ મૂકવા. એ પ્રમાણે ચતુષ્ક સંયોગે પંદર, પંચ સંયોગે છ અને છ સંયોગે એક ભંગ થાય માટે તેટલા તેટલા મુકવા. અનંતાનુબંધિ તથા કાય એમ બંને જ્યારે મેળવ્યા હોય ત્યારે જેટલી કાયો લીધી હોય તેના ભાંગાની સંખ્યા કાયના સ્થાને મુકવી અને યોગ દશને બદલે તેર સુધી ગુણાકાર કરવો. આ લક્ષ્યમાં રાખવું.

હજાર થાય, તેને દશ યોગ સાથે ગુણતાં એક લાખ વીશ હજાર ૧૨૦૦૦૦ ભંગ થાય. અથવા ભય અને બે કાયની હિંસા લેતા બાર થાય તેના પૂર્વની જેમ નેવું હજાર ૯૦૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે જુગુપ્સા અને બે કાયની હિંસા લેતાં પણ નેવું હજાર ૯૦૦૦૦ ભંગ થાય.

અથવા અનંતાનુબંધિ અને બે કાયની હિંસા લેતાં પણ બાર થાય. અહિં કાયની હિંસાના સ્થાને દ્વિક સંયોગે થતા પંદર ભાગા મૂકવા અને અનંતાનુબંધિનો ઉદય હોવાથી યોગો તેર લેવા અને પૂર્વે કહેલ વિધિ પ્રમાણે પરસ્પર ગુણાકાર કરવો. ગુણાકાર કરતાં એક લાખ સત્તરહજાર ૧૧૭૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે બાર હેતુ સાત પ્રકારે થાય. તેના કુલ ભાંગા પાંચ લાખ છેતાલીસ હજાર અને છસો ૫૪૬૬૦૦ થાય. આ પ્રમાણે બાર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે તેર હેતુના ભાગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં ભય, જુગુપ્સા અને અનંતાનુબંધિ એ ત્રણ મેળવતાં તેર બંધહેતુ થાય.

અનંતાનુબંધિનો જ્યારે ઉદય હોય ત્યારે યોગો તેર ગણવાના હોવાથી પહેલાની જેમ છેતાલીસ હજાર અને આઠસો ૪૬૮૦૦ ભગ થાય

અથવા દશ બંધહેતુમાં જે એક કાય લીધેલી છે, તેને બદલે ચાર કાય લેતાં એટલે કે દશ હેતુમાં એક છે, અને ત્રણ મેળવતાં પણ તેર હેતુ થાય. છ કાયના ચતુષ્ક સંયોગી પંદર ભંગ થાય માટે કાયવધસ્થાને તે પંદર ભંગ મૂકવા, ત્યારપછી પૂર્વક્રમે વ્યવસ્થાપિત અંકોના ગુણાકાર કરતાં નેવુ હજાર ૯૦૦૦૦ ભગ થાય.

અથવા ભય અને ત્રણ કાયની હિંસા લેતાં પણ તેર હેતુ થાય. છકાયના ત્રિકસંયોગી વીશ ભાંગા થતા હોવાથી કાયવધસ્થાને વીશ મૂકવા અને ગુણાકાર કરવો. ગુણાકાર કરતા એક લાખ વીસ હજાર ૧૨૦૦૦૦ ભંગ થાય.

અથવા અનંતાનુબંધિ અને ત્રણ કાયનો વધ લેતા તેર હેતુ થાય. પૂર્વે કહેલ વિધિ પ્રમાણે અંકોનો ગુણાકાર કરતાં એક લાખ છપ્પન હજાર ૧૫૬૦૦૦ ભંગ થાય.

અથવા ભય જુગુપ્સા અને બેકાયની હિંસા લેતાં તેર હેતુ થાય તેના નેવું હજાર ૯૦૦૦૦ ભંગ થાય

અથવા ભય અનંતાનુબંધિ અને બે કાય લેતા પણ તેર હેતુ થાય તેના પૂર્વની જેમ એક લાખ સત્તર હજાર ૧૧૭૦૦૦ ભંગ થાય.

એ પ્રમાણે અનંતાનુબંધિ જુગુપ્સા અને બે કાયની હિંસા લેતાં પણ એક લાખ સત્તર હજાર ૧૧૭૦૦૦ ભંગ થાય.

આ પ્રમાણે તેર બંધહેતુ આઠ પ્રકારે થાય, તેના કુલ ભાંગા આઠ લાખ છપ્પન હજાર અને આઠસો ૮૫૬૮૦૦ થાય. આ પ્રમાણે તેર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે ચૌદ બંધહેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં પાંચ કાયનો વધ ગ્રહણ કરતાં ચૌદ બંધહેતુ થાય. છ કાયના પાંચના સંયોગે છ ભાંગા થાય માટે કાયના વધસ્થાને છ મૂકવા. ત્યારપછી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં છત્રીસહજાર ૩૬૦૦૦ ભાંગા થાય.

અથવા ભય અને ચાર કાયનો વધ લેતાં પણ ચૌદ હેતુ થાય. છ કાયના ચતુષ્ક સંયોગે પંદર ભાંગા થાય માટે કાયની હિંસાને સ્થાને પંદર મૂકવા. ત્યારપછી પૂર્વોક્ત ક્રમે અંકોનો પરસ્પર ગુણાકાર કરતાં નેવું હજાર ૯૦૦૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને ચાર કાયની હિંસા લેતાં પણ નેવું ૯૦૦૦૦ ભંગ થાય. અથવા અનંતાનુબંધિ અને ચાર કાયની હિંસા લેતાં પણ ચૌદ હેતુ થાય, અનંતાનુબંધિના ઉદયે યોગો તેર હોય છે માટે યોગના સ્થાને તેર મૂકવા. છ કાયના ચારના સંયોગે પંદર ભાંગા થાય માટે કાયની હિંસાના સ્થાને પંદર મૂકવા. ત્યારપછી પૂર્વોક્ત ક્રમે અંકોના ગુણાકાર કરતાં એક લાખ અને સત્તર હજાર ૧૧૭૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને ત્રણ કાયને ગ્રહણ કરતાં ચૌદ હેતુ થાય. કાયના ત્રિકસંયોગે વીશ ભંગ થાય, તેથી કાયની હિંસાના સ્થાને વીશ મૂકી અંકોનો ગુણાકાર કરતાં એક લાખ વીશ હજાર ૧૨૦૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, અનંતાનુબંધિ અને ત્રણ કાયની હિંસા લેતાં ચૌદ હેતુ થાય. તેના પૂર્વવત્ એક લાખ છપ્પન હજાર ૧૫૬૦૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા, અનંતાનુબંધિ અને ત્રણ કાયની હિંસાના પણ એક લાખ છપ્પન હજાર ૧૫૬૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા, અનંતાનુબંધિ. અને બે કાયની હિંસા લેતાં ચૌદ હેતુ થાય તેના પૂર્વની જેમ—પૂર્વોક્ત વિધિને અનુસારે ગુણાકાર કરતાં એક લાખ સત્તર હજાર ૧૧૭૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે ચૌદ બંધહેતુ આઠ પ્રકારે થાય. તેના કુલ ભાંગા આઠ લાખ બાશી હજાર ૮૮૨૦૦૦ થાય. આ રીતે ચૌદ બંધહેતુના ભાંગા કહ્યા.

હવે પંદર બંધહેતુના ભાંગા કહે છે—

પૂર્વોક્ત દશ બંધહેતુમાં છએ કાયની હિંસા ગ્રહણ કરતાં પંદર બંધહેતુ થાય. છ કાયનો છના સંયોગે એક જ ભંગ થાય માટે પૂર્વોક્ત અંકોમાં કાયની હિંસાને સ્થાને એક મૂકવો ત્યાર પછી અનુક્રમે અંકોનો ગુણાકાર કરતાં છ હજાર ભાંગા થાય.

અથવા ભય અને પાંચ કાયની હિંસા લેતાં પણ પંદર હેતુ થાય. તેના પૂર્વોક્ત ક્રમે ગુણાકાર કરતાં છત્રીસ હજાર ૩૬૦૦૦ ભાગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને પાંચ કાયની હિંસાના પણ છત્રીસ હજાર ૩૬૦૦૦ ભાંગા થાય.

અથવા અનંતાનુબંધિ અને પાંચ કાયની હિંસા લેતાં પણ પંદર હેતુ થાય. અહિં યોગો તેર લેવાના છે અને કાયની હિંસાના પાંચ સંયોગે છ ભાંગા લેવાના છે. યોગ અને કાયના સ્થાને તેર અને છ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં છેતાલીસ હજાર આઠસો ૪૬૮૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને ચાર કાયની હિંસા લેતાં પણ પંદર હેતુ થાય. તેના ભાંગા નેવુ હજાર ૯૦૦૦૦ થાય.

અથવા ભય, અનંતાનુબંધિ અને ચાર કાયની હિંસા લેતાં પણ પંદર હેતુ થાય તેના પહેલાની જેમ એક લાખ સત્તર હજાર ૧૧૭૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે જુગુપ્સા, અનંતાનુબંધિ અને ચાર કાયની હિંસા લેતાં પણ એક લાખ સત્તર હજાર ૧૧૭૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા, અનંતાનુબંધિ અને ત્રણ કાયની હિંસા લેતાં પંદર હેતુ થાય. તેના એક લાખ છપ્પન હજાર ૧૫૬૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે પંદર હેતુ આઠ પ્રકારે થાય તેના કુલ ભાંગા છ લાખ અને અડતાલીસસો ૬૦૪૮૦૦ થાય. આ પ્રમાણે પંદર બંધ હેતુના ભાંગા કહ્યા.

હવે સોળ બંધ હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધ હેતુમાં ભય અને છ કાયની હિંસા ગ્રહણ કરતાં સોળ બંધહેતુ થાય. તેના પૂર્વોક્ત ક્રમાનુસારે અંકોના ગુણાકાર કરતાં છ હજાર ૬૦૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને છ કાયનો વધ મેળવતાં પણ છ હજાર ભાંગા થાય.

અથવા અનંતાનુબંધિ અને છ કાયનો વધ મેળવતાં પણ સોળ હેતુ થાય. તેના ૫-૫-૧-૨-૩-૪-૧૩ આ ક્રમે અંકોનો ગુણાકાર કરતાં અઠ્ઠોતેરસો ૭૮૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને પાંચ કાયનો વધ મેળવતાં પણ સોળ હેતુ થાય. તેના પહેલાની જેમ છત્રીસ હજાર ૩૬૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, અનંતાનુબંધિ અને પાંચ કાયનો વધ મેળવતાં પણ સોળ હેતુ થાય. તેના છેતાલીસ હજાર અને આઠસો ૪૬૮૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા-અનંતાનુબંધિ અને પાંચ કાયનો વધ મેળવતાં પણ છેતાલીસ હજાર આઠસો ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા, અનંતાનુબંધિ અને ચાર કાયનો વધ મેળવતા પણ સોળ હેતુ થાય. તેના પહેલાની જેમ એક લાખ સત્તર હજાર ભાંગા થાય.

આ પ્રમાણે સોળ હેતુ સાત પ્રકારે થાય તેના કુલ ભાંગા બે લાખ છાસઠ હજાર અને ચારસો ૨૬૬૪૦૦ થાય. આ રીતે સોળ બંધ હેતુના ભાંગા કહ્યા.

હવે સત્તર હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ હેતુમાં ભય જુગુપ્સા અને છ કાયની હિંસા મેળવતાં સત્તર હેતુ થાય તેના પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં છ હજાર ૬૦૦૦ ભંગ થાય.

અથવા ભય, અનંતાનુબંધિ અને છ કાયની હિંસા મેળવતાં પણ સત્તર હેતુ થાય તેના પૂર્વવત્ અઠ્ઠોતેરસો ૭૮૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા, અનંતાનુબંધિ અને છ કાયનો વધ મેળવતાં પણ અઠ્ઠોતેરસો ૭૮૦૦ ભંગ થાય.

અથવા ભય, જુગુપ્સા, અનંતાનુબંધિ અને પાંચ કાયનો વધ મેળવતાં પણ સત્તર હેતુ થાય તેના છેતાલીસ હજાર અને આઠસો ૪૬૮૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે સત્તર બંધહેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા અડસઠ હજાર અને ચારસો ૬૮૪૦૦ થાય. આ પ્રમાણે સત્તર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે અઢાર હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં છ કાયનો વધ, ભય, જુગુપ્સા અને અનંતાનુબંધિ મેળવતા અઢાર હેતુ થાય. તેના ભાંગા અઠોતેરસો ૭૮૦૦ થાય.

અંકોનો ગુણાકાર કરતાં લક્ષ્યમાં રાખવા યોગ્ય હકીકત પહેલાં કહી છે તે પ્રમાણે લક્ષ્ય રાખી અંકોનો ગુણાકાર કરવો.

આ પ્રમાણે દશ હેતુથી આરંભી અઢાર હેતુના મિથ્યાદષ્ટિ ગુણઠાણે કુલ ભાંગા ચોત્રીસ લાખ સત્તોતેર હજાર અને છસો ૩૪૭૭૬૦૦ થાય. ૯

હવે અનંતાનુબંધિના ઉદય વિનાના મિથ્યાદષ્ટિને જેટલા યોગો સંભવે છે તે કહે છે—

**अणणुदयरहियमिच्छे जोगा दस कुणइ जन्न सो कालं ।**
**अणउदयो पुण तदुवलग सम्मदिट्ठिस्स मिच्छुदए ॥१०॥**

अनन्तानुबंध्युदयरहितमिथ्यादृष्टौ योगा दश करोति यतो न स कालम् ।
अनन्तानुबंध्यनुदयः पुनः तदुद्वलकसम्यग्दृष्टेः मिथ्यात्वोदये ॥१०॥

અર્થ—અનન્તાનુબંધિના ઉદય વિનાના મિથ્યાદષ્ટિને યોગો દશ હોય છે, કારણ કે તે તથાસ્વભાવે કાળ કરતો નથી. મિથ્યાત્વીને અનંતાનુબંધિના ઉદયનો અભાવ અનંતાનુબંધિના ઉવેલનાર સમ્યગ્દષ્ટિને જ્યારે મિથ્યાત્વમોહનો ઉદય થાય ત્યારે હોય છે

ટીકાનુ૦—અનંતાનુબંધિના ઉદય વિનાના મિથ્યાદષ્ટિને યોગો દશ જ હોય છે. શા માટે દશ યોગ હોય છે? મિથ્યાદષ્ટિને તો પૂર્વે તેર યોગો કહ્યા છે, તેનો ઉત્તર આપતા કહે છે—અનંતાનુબંધિના ઉદય વિનાનો મિથ્યાદષ્ટિ તથાસ્વભાવે મરતો નથી, અને મરણ ન માટે

નહિ હોવાથી વિગ્રહગતિમાં અને અપર્યાપ્તાવસ્થામાં જેનો સંભવ છે તે કાર્મણ, ઔદારિક-મિશ્ર અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગો તેને હોતા નથી માટે દશ યોગો જ હોય છે.

વળી કહે છે કે—મિથ્યાદૃષ્ટિને અનંતાનુબંધિનો અનુદય કેમ સંભવે? તેના ઉત્તરમાં કહે છે કે—અનંતાનુબંધિનો અનુદય અનંતાનુબંધિનો ઉદ્વલક—ઉખેડનાર—સત્તામાંથી નાશ કરનાર સમ્યગ્દૃષ્ટિને મિથ્યાત્વમોહનો જ્યારે ઉદય થાય ત્યારે હોય છે.

તાત્પર્ય એ કે—જેણે અનંતાનુબંધિની ઉદ્વલના કરી છે એવો સમ્યગ્દૃષ્ટિ જ્યારે મિથ્યાત્વ મોહના ઉદયથી પડી મિથ્યાત્વ ગુણઠાણે જાય અને ત્યાં બીજભૂત મિથ્યાત્વરૂપ હેતુ વડે અનંતાનુબંધિ બાંધે ત્યારે તેનો એક આવલિકા કાળ ઉદય હોતો નથી તેટલો કાળ દશ યોગ જ હોય છે. ૧૦

હવે સાસ્વાદન ગુણસ્થાનકે દશથી સત્તર સુધીના બંધહેતુઓનો વિચાર કરે છે. તેમાં સાસ્વાદને મિથ્યાત્વ સર્વથા સંભવતું નથી, માટે મિથ્યાદૃષ્ટિને જે જઘન્યથી દશ બંધહેતુ કહ્યા છે તેમાથી મિથ્યાત્વરૂપ પ્રથમ પદ કાઢી નાંખવું. શેષ પૂર્વે કહ્યા તેજ જઘન્ય પદ ભાવિ નવ હેતુઓ લેવા. તેમાં અનંતાનુબંધિ કષાય વધારવો એટલે સાસ્વાદને ઓછામાં ઓછા દશ હેતુ થાય. સાસ્વાદન ગુણસ્થાને અનંતાનુબંધિનો ઉદય અવશ્ય હોય છે કારણ કે તેના વિના સાસ્વાદન જ ઘટતું નથી, માટે. જ્યારે અનંતાનુબંધિનો ઉદય હોય ત્યારે યોગો તેર સંભવે છે. એ પહેલાં જ કહ્યું છે તેથી યોગના સ્થાને તેરનો અંક સ્થાપવો. એટલે અંકસ્થાપના આ પ્રમાણે કરવી.

ઇન્દ્રિયની અવિરતિના સ્થાને પાંચ, કાયના વધના સ્થાને તેના સંયોગી ભાંગાઓ, કષાયના સ્થાને ચાર, વેદના સ્થાને ત્રણ, યુગલના સ્થાને બે, અને યોગના સ્થાને તેર આ પ્રમાણે અંકો મૂકવા.

હવે અહિં જે વિશેષ છે તે કહે છે—

सासायणम्मि रूवं चय वेयहयाण नियगजोगाण ।
जम्हा नपुंसउदए वेउव्वियमीसगो नत्थि ॥ ११ ॥

सास्वादने रूपं त्यज वेदाहतेभ्यो निजकयोगेभ्यः ।
यस्मान्नपुंसकोदये वैक्रियमिश्रको नास्ति ॥ ११ ॥

અર્થ—સાસ્વાદન ગુણસ્થાનવર્તી યોગોને વેદ સાથે ગુણતાં જે આવે તેમાંથી એક રૂપ કાઢી નાંખવું કારણ કે નપુંસક વેદના ઉદયે વૈક્રિયમિશ્ર યોગ હોતો નથી.

ટીકાનુ૦—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જેટલા યોગો હોય તે યોગો-સાથે પહેલાં વેદોનો ગુણાકાર કરવો, જે સંખ્યા આવે તેમાંથી એક રૂપ ઓછું કરવું.

તાત્પર્ય એ કે એક એક વેદના ઉદયે ક્રમપૂર્વક તેરે યોગો પ્રાયઃ સંભવે છે. જેમકે

પુરુષવેદના ઉદયે ઔદારિક વૈક્રિય આદિ કાયાના યોગો તથા મનોયોગના ચાર અને વચન-યોગના ચાર ભેદો સંભવે છે. તેમજ સ્ત્રીવેદ અને નપુંસકવેદના ઉદયે પણ સંભવે છે. માટે ત્રણ વેદને તેર સાથે ગુણતાં ઓગણચાળીસ થાય. તેમાંથી એક રૂપ દૂર કરવું એટલે શેષ આડત્રીસ રહે.

હવે અહિં શંકા થાય કે પહેલાં વેદ સાથે યોગોનો ગુણાકાર કરી તેમાંથી એક સંખ્યા ઓછી કેમ કરી? તેના ઉત્તરમાં કહે છે કે—સાસ્વાદન ગુણસ્થાનકે વર્ત્તતા આત્માને નપુંસકવેદના ઉદયે વૈક્રિયમિશ્ર કાયયોગ હોતો નથી. કારણ કે અહિં વૈક્રિયમિશ્ર કાયયોગ કાર્મણ સાથે વિવક્ષ્યો છે. નપુંસક વેદનો ઉદય છતાં વૈક્રિય કાયયોગ નરકગતિમાં જ હોય છે. અન્યત્ર ક્યાંય હોતો નથી. સાસ્વાદન ગુણસ્થાનક લઇને કોઇપણ આત્મા નરકગતિમાં જતો નથી. માટે વેદ સાથે યોગોનો ગુણાકાર કરી એક સંખ્યા ઓછી કરવાનું કહ્યું છે.

એટલા જ માટે અહિં પહેલાં વેદ સાથે યોગોને ગુણી, તેમાંથી એક રૂપ ઓછું કરવું. અને ત્યાર પછી શેષ અંકોનો ગુણાકાર કરવો. જો એમ ન કરીએ તો જેટલા થતા હોય તેટલા નિશ્ચિત ભાંગાની સંખ્યાનું જ્ઞાન સુખપૂર્વક ન થાય.

અહિં અંકસ્થાપના આ પ્રમાણે સમજવી—પહેલાં ત્રણ વેદ મૂકવા, ત્યારપછી તેર યોગો મૂકવા, ત્યાર પછી છ કાય, ત્યાર પછી પાંચ ઇન્દ્રિયની અવિરતિ, ત્યાર પછી બે યુગલ, ત્યાર પછી ચાર કષાય મૂકવા. સ્થાપના આ પ્રમાણે-૪-૨-૫-૬-૧૩-૩.

આ અંકોનો ગુણાકાર આ પ્રમાણે કરવો—ત્રણ વેદ સાથે તેર યોગોને ગુણવા એટલે ઓગણચાલીસ ૩૯ થાય. તેમાંથી એક રૂપ ઓછું કરતાં આડત્રીસ ૩૮ રહે. તે આડત્રીસે ભાંગા છએ કાયના વધમાં ઘટે છે. જેમ કે—કોઇ સત્યમનોયોગી પુરુષવેદી પૃથ્વીકાયનો વધ કરનાર હોય, કોઇ સત્યમનોયોગી પુરુષવેદી અપ્કાયનો વધ કરનારા હોય, એ પ્રમાણે તેઉકાયાદિનો વધ કરનાર પણ હોય. એ પ્રમાણે અસત્યમનોયોગાદિ દરેક યોગ અને દરેક વેદ સાથે યોગ કરવો. તેથી આડત્રીસને છએ ગુણતાં બસો અઠ્ઠાવીસ ૨૨૮ થાય. તે બસો અઠ્ઠાવીસે એક એક ઇન્દ્રિયની અવિરતિવાળા હોય છે. માટે તેને પાંચે ગુણતાં અગીઆરસો ચાળીસ ૧૧૪૦ ભાંગા થાય. તે અગીઆરસો ચાલીસ હાસ્યરતિના ઉદયવાળા, બીજા તેટલા જ શોક-અરતિના ઉદયવાળા હોય છે માટે તેને બેએ ગુણતાં બાવીસસો અને એંશી ૨૨૮૦ ભાંગા થાય. તે બાવીસસો અને એંશી જીવો ક્રોધના ઉદયવાળા હોય, તેટલા જ બીજા માનના ઉદયવાળા હોય, તેટલા જ માયા અને લોભના ઉદયવાળા હોય છે, માટે તેને ચારે ગુણતાં એકાણુસો અને વીશ ૯૧૨૦ ભાંગા થાય.

આટલા ભાંગા સાસ્વાદન ગુણસ્થાનકે દશ બંધહેતુના થાય. હવે પછી પણ અંકોનો ક્રમપૂર્વક ગુણાકાર કહ્યો તે પ્રમાણે સમજવો.

હવે અગીઆર બંધ હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં જે એક કાયનો વધ ગણેલો છે તેને બદલે બે કાયનો વધ લેતા અગીઆર હેતુ થાય. છ કાયના દ્વિકસંયોગી

પંદર ભાંગા થાય. તેથી કાયના સ્થાને છને બદલે પંદર મૂકવા. ત્યારપછી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

અથવા તે પૂર્વોક્ત દશ હેતુમાં ભય ઉમેરતાં અગીઆર થાય. ભય ઉમેરતાં ભાંગાની સંખ્યા વધશે નહિ માટે પૂર્વવત્ એકાણુસો વીશ ૯૧૨૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં અગીઆર હેતુના પણ એકાણુસો વીશ ૯૧૨૦ ભાંગા થાય.

સરવાળે અગીઆર બંધ હેતુના એકતાલીસ હજાર અને ચાલીસ ૪૧૦૪૦ ભાંગા થાય. આ પ્રમાણે અગીઆર હેતુના ભાંગા કહ્યા.

હવે બાર હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં એક કાયના બદલે ત્રણ કાય લેતાં બાર હેતુ થાય. છ કાયના ત્રિક સંયોગે વીશ ભંગ થાય, તેથી કાયના સ્થાને છને બદલે વીશ મૂકવા. ત્યાર પછી પૂર્વવત્ અંકોને ગુણતાં ત્રીસ હજાર અને ચારસો ૩૦૪૦૦ ભાંગા થાય.

અથવા ભય અને બે કાયનો વધ લેતાં પણ બાર થાય તેના બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને બેકાયનો વધ લેતાં પણ બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભંગ થાય.

અથવા ભય, જુગુપ્સા એ બે મેળવતાં પણ બાર હેતુ થાય. તેના એકાણુસો અને વીશ ૯૧૨૦ ભાંગા થાય.

આ પ્રમાણે બાર હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા પંચાશી હજાર એકસો અને વીશ ૮૫૧૨૦ થાય. આ પ્રમાણે બાર હેતુના ભાંગા કહ્યા.

હવે તેર હેતુના ભાંગા કહે છે—તે પૂર્વોક્ત દશ બંધહેતુમાં એક કાયના સ્થાને ચાર કાયનો વધ લેતાં તેર બંધહેતુ થાય. છ કાયના ચતુષ્ક સંયોગે પંદર ભાંગા થાય છે તેથી કાયાના સ્થાને પંદર મૂકવા ત્યાર પછી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં બાવીશ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

અથવા ભય અને ત્રણ કાયનો વધ મેળવતાં પણ તેર હેતુ થાય તેના ત્રીસ હજાર અને ચારસો ૩૦૪૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને ત્રણ કાયના વધના તેર હેતુના પણ ત્રીસ હજાર અને ચારસો ૩૦૪૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને બે કાયની હિંસા લેતાં પણ તેર હેતુ થાય તેના પૂર્વવત્ બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે તેર બંધ હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા એક લાખ અને ચોસઠસો ૧૦૬૪૦૦ થાય. આ પ્રમાણે તેર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે ચૌદ હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં પાંચ કાયનો વધ ગ્રહણ કરતાં ચૌદ હેતુ થાય, છ કાયના પાંચના સંયોગે છ ભાંગા થાય. તે છ ભાંગા કાયવધના સ્થાને મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં એકાણુંસો અને વીસ ૯૧૨૦ ભાંગા થાય.

અથવા ભય અને ચાર કાયનો વધ મેળવતાં પણ ચૌદ હેતુ થાય. તેના પૂર્વવત્ બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં પણ ચૌદ હેતુ થાય. તેના પણ બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને ત્રણ કાયનો વધ મેળવતાં પણ ચૌદ હેતુ થાય. કાયવધના સ્થાને ત્રિકસંયોગે થતા વીશ ભંગ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ત્રીશ હજાર અને ચારસો ૩૦૪૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે ચૌદ બંધ હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા પંચાશી હજાર એક સો અને વીશ ૮૫૧૨૦ થાય. આ પ્રમાણે ચૌદ હેતુના ભાંગા કહ્યા.

હવે પંદર હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત દશ બંધહેતુમાં છ કાયનો વધ મેળવતાં પંદર હેતુ થાય. છ કાયના વધનો ભાંગો એક થાય તે એક ભાંગો કાયના વધસ્થાને મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં પંદરસો વીશ ૧૫૨૦ ભાંગા થાય.

અથવા ભય અને પાંચ કાયનો વધ મેળવતાં પણ પંદર હેતુ થાય. તેના પહેલાની જેમ એકાણુંસો વીશ ૯૧૨૦ ભાંગા થાય.

અથવા જુગુપ્સા અને પાંચ કાયનો વધ મેળવતાં પંદર હેતુ થાય તેના પણ એકાણુંસો વીશ ૯૧૨૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં પંદર હેતુ થાય. છ કાયના ચતુષ્કસંયોગે પંદર ભાંગા થાય. તે પંદર ભાંગા કાયવધસ્થાને મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં બાવીસ હજાર અને આઠસો ૨૨૮૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે પંદર બંધ હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા બેતાલીસ હજાર પાંચસો અને સાઠ ૪૨૫૬૦ થાય. આ પ્રમાણે પંદર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે સોળ બંધ હેતુના ભાંગા કહે છે—તે પૂર્વોક્ત દશ બંધહેતુમાં ભય અને છ કાયનો વધ મેળવતાં સોળ બંધહેતુ થાય. તેના પંદરસો વીશ ૧૫૨૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને છ કાયનો વધ મેળવતાં પણ પંદરસો વીશ ૧૫૨૦ ભાંગા થાય.

અથવા ભય જુગુપ્સા પાંચ કાયનો વધ મેળવતાં સોળ હેતુ થાય તે છ કાયના પંચ સંયોગી છ ભાંગા થાય. તે છ ભાંગા કાયની હિંસાના સ્થાને મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં એકાણુંસો વીશ ૯૧૨૦ ભાંગા થાય.

આ પ્રમાણે સોળ બંધ હેતુ ત્રણ પ્રકારે થાય. તેના કુલ ભાંગા બાર હજાર એકસો અને સાઠ ૧૨૧૬૦ થાય. આ પ્રમાણે સોળ બંધહેતુના ભાગા કહ્યા.

હવે સત્તર બંધ હેતુના ભાંગા કહે છે—તે પૂર્વોક્ત દશ બંધહેતુમાં ભય જુગુપ્સા અને છ કાયનો વધ મેળવતાં સત્તર બંધહેતુ થાય, તેના પૂર્વોક્ત ક્રમે ગુણાકાર કરતાં પંદરસો અને વીશ ૧૫૨૦ ભાંગા થાય.

સઘળા મળી સાસ્વાદન ગુણસ્થાનકના બંધહેતુના ભાંગા ત્રણ લાખ ત્યાસી હજાર અને ચાલીસ ૩૮૩૦૪૦ થાય.

આ પ્રમાણે સાસ્વાદન ગુણસ્થાનકના બંધ હેતુના ભાગા કહ્યા.

હવે મિશ્ર ગુણસ્થાનકના નવથી સોળ સુધીના બંધહેતુના ભાગા કહે છે—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જઘન્યપદે જે દશ બંધ હેતુ કહ્યા છે, તેમાથી અનંતાનુબંધિ કાઢી નાખતા શેષ નવ હેતુઓ સમ્યગ્‌મિથ્યાદૃષ્ટિ ગુણઠાણે ઓછામાં ઓછા હોય છે અનંતાનુબંધિનો ઉદય બેજ ગુણઠાણા સુધી હોય છે માટે અહિં તેને કાઢી નાખવામાં આવ્યો છે. તથા મિશ્રદૃષ્ટિ મરણ પામતો નહિ હોવાથી અપર્યાપ્તાવસ્થાસંભવિ ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર અને કાર્મણ એ ત્રણ યોગો પણ તેને ઘટતા નથી માટે અહિં દશ યોગો જ સંભવે છે.

એટલે અંકસ્થાપના આ પ્રમાણે સમજવી યોગસ્થાને દશ, કષાયસ્થાને ચાર, વેદ સ્થાને ત્રણ, યુગલસ્થાને બે, ઇન્દ્રિયની અવિરતિના સ્થાને પાંચ, કાયના વધના સ્થાને છ મૂકવા. ૧૦-૪-૩-૨-૫-૬ આ અંકોને ક્રમશઃ ગુણતાં મિશ્રદૃષ્ટિ ગુણઠાણે નવ બંધ હેતુના બહોંતેરસો ૭૨૦૦ ભાંગા થાય.

તેજ નવ હેતુમાં બે કાયનો વધ ગણતાં દશ હેતુ થાય. અહિં છ કાયના દ્વિકસંયોગે પંદર ભંગ થાય માટે કાયના વધના સ્થાને છને બદલે પંદર મૂકવા ત્યારપછી અંકોને અનુક્રમે ગુણતાં અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય.

અથવા [1]ભય મેળવતા પણ દશ થાય તેના પૂર્વવત્ બહોતેરસો ૭૨૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં દશ બંધહેતુના પણ બહોતેરસો ૭૨૦૦ ભાંગા થાય.

---

૧ ભય જુગુપ્સા મેળવતાં ભાગા વધશે નહિ, પરંતુ કાયો મેળવતા ભાંગા વધશે. જ્યારે બે કાય ગણવામાં આવી હોય ત્યારે તેના પંદર ભાંગા થાય માટે પૂર્વોક્ત અંકસ્થાપનામાં કાયની હિંસાને સ્થાને પંદર મૂકી અંકોનો ગુણાકાર કરવો એ પ્રમાણે જ્યારે ત્રણ ચાર પાંચ કે છ કાયો ગણવામા આવી હોય ત્યાં તેના અનુક્રમે વીશ પંદર છ અને એક ભાગા કાયની હિંસાને સ્થાને મૂકી અંકોનો અનુક્રમે ગુણાકાર કરવો. બીજા કોઇ અંકો આ ગુણઠાણે ફેરવવાના નથી.

આ પ્રમાણે દશ બંધ હેતુ ત્રણ પ્રકારે થાય તેના કુલ ભાંગા બત્રીસ હજાર અને ચારસો ૩૨૪૦૦ થાય. આ પ્રમાણે દશ હેતુના ભાંગા કહ્યા.

હવે અગીઆર હેતુના કહે છે.—તે પૂર્વોક્ત નવ બંધહેતુમાં ત્રણ કાયનો વધ મેળવતાં અગીઆર હેતુ થાય, છ કાયના ત્રિકસંયોગે વીશ ભાંગા થાય માટે કાયના વધના સ્થાને વીશ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ચોવીસ હજાર ૨૪૦૦૦ ભાંગા થાય.

અથવા ભય અને બે કાયનો વધ મેળવતાં અગીઆર થાય. છ કાયના દ્વિકસંયોગે પંદર ભાંગા થાય તે કાયના સ્થાને મૂકવા. ત્યારપછી અંકોનો ક્રમશઃ ગુણાકાર કરતાં અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય.

આ રીતે જુગુપ્સા અને બે કાયનો વધ મેળવતાં પણ અગીઆર હેતુના અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા મેળવતાં અગીયાર થાય તેના પૂર્વવત્ બહોંતેરસો ૭૨૦૦ ભાંગા થાય

આ પ્રમાણે અગીઆર હેતુ ચાર પ્રકારે થાય તેના કુલ ભાંગા સડસઠ હજાર અને બસો ૬૭૨૦૦ થાય. આ પ્રમાણે અગીઆર હેતુના ભાંગા કહ્યા.

હવે બાર હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ હેતુમાં [1]ચાર કાયનો વધ મેળવતાં બાર હેતુ થાય છ કાયના ચતુષ્ક સંયોગે પંદર હેતુ થાય માટે કાયની હિંસાના સ્થાને પંદર મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતા અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય

અથવા ભય અને ત્રણ કાયનો વધ મેળવતાં પણ બાર હેતુ થાય. છ કાયના ત્રિકસંયોગે વીશ ભંગ થાય માટે કાયસ્થાને વીશ મૂકી ક્રમશઃ અંકોને ગુણતાં ચોવીસ હજાર ૨૪૦૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને ત્રણ કાય મેળવતાં બાર હેતુના પણ ચોવીસ હજાર ૨૪૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને બે કાયનો વધ મેળવતાં પણ બાર થાય તેના પૂર્વવત્ અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે બાર હેતુ ચાર પ્રકારે થાય, તેના કુલ ભાગા ચોરાશી હજાર ૮૪૦૦૦ થાય. આ પ્રમાણે બાર હેતુના ભાંગા કહ્યા.

હવે તેર હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ બંધહેતુમાં પાંચ કાયનો વધ મેળવતાં તેર

---

૧ અહિં 'ચાર કાયનો વધ મેળવતા'નો તાત્પર્ય એ સમજવાનો છે કે પૂર્વોક્ત નવ આદિ હેતુમાં એક કાય તો છે અને નવી ત્રણ કાય મેળવવાની છે કુલ ચાર કાય ગણવાની છે પરંતુ ચાર નવી કાય મેળવી કુલ પાંચ ગણવાની નથી કારણ કે તેમ કરતા હેતુ વધી જાય આ પ્રમાણે સર્વત્ર સમજવું.

હેતુ થાય, છ કાયના પાંચના સંયોગે છ ભાંગા થાય. તે છ ભાગા કાયના વધસ્થાને મૂકી અંકોનો ક્રમપૂર્વક ગુણાકાર કરતાં બહોતેરસો ૭૨૦૦ ભાંગા થાય.

અથવા ભય અને ચાર કાયનો વધ મેળવતા પણ તેર હેતુ થાય ચારના સંયોગે કાયના પંદર ભાંગા થાય તે પંદર ભંગ કાયના વધસ્થાને મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય

એ પ્રમાણે જુગુપ્સા અને ચાર કાય મેળવતાં તેર હેતુના પણ અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને ત્રણ કાયનો વધ મેળવતાં પણ તેર હેતુ થાય, છ કાયના ત્રિક સંયોગે વીશ ભંગ થાય કાય વધસ્થાને તે વીશ ભગ મૂકી ક્રમશ અંકોને ગુણતાં ચોવીસ હજાર ૨૪૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે તેર હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા સડસઠ હજાર અને બસો ૬૭૨૦૦ થાય. આ પ્રમાણે તેર હેતુના ભાંગા કહ્યા.

હવે ચૌદ હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ બંધ હેતુમા છ કાયનો વધ મેળવતાં ચૌદ હેતુ થાય, છ કાયનો છના સંયોગે એકજ ભંગ થાય, કાયના વધના સ્થાને તે એક અંક મૂકી પૂર્વોક્ત ક્રમે અકોને ગુણતા બારસો ૧૨૦૦ ભાગા થાય.

અથવા ભય અને પાચ કાય મેળવતાં પણ ચૌદ થાય કાયના પચસયોગી છ ભાગા કાયની હિંસાને સ્થાને મૂકી ક્રમશઃ અંકોનો ગુણાકાર કરતાં બહોંતેરસો ૭૨૦૦ ભાગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને પાચ કાય મેળવતાં ચૌદ હેતુના પણ બહોંતેરસો ૭૨૦૦ ભાંગા થાય

અથવા ભય, જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં પણ ચૌદ હેતુ થાય, અહિં કાયના વધના સ્થાને પદરનો અંક મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં અઢાર હજાર ૧૮૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે ચૌદ હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા તેત્રીસ હજાર અને છસો ૩૩૬૦૦ થાય આ પ્રમાણે ચૌદ હેતુના ભાગા કહ્યા.

હવે પંદર હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ હેતુમાં ભય અને છ કાયનો વધ મેળવતાં પંદર હેતુ થાય, છ કાયનો છ સંયોગી એક ભંગ થાય. કાયની હિંસાના સ્થાને તે એક ભંગ મૂકી પૂર્વોક્ત અંકોનો ગુણાકાર કરતાં બારસો ૧૨૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને છ કાયનો વધ મેળવતાં પંદર હેતુના પણ ૧૨૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને પાંચ કાયનો વધ મેળવતાં પંદર થાય, છ કાયના પંચ સંયોગી છ ભાંગા થાય તે છ ભાંગા કાયની હિંસાના સ્થાને મૂકી અનુક્રમે અંકોનો ગુણાકાર કરતાં બહોંતેરસો ૭૨૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે પંદર હેતુ ત્રણ પ્રકારે થાય તેના કુલ ભાંગા છન્નુસો ૯૬૦૦ થાય. આ પ્રમાણે પંદર હેતુના ભાંગા કહ્યા.

હવે સોળ હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ બંધહેતુમાં ભય જુગુપ્સા અને છએ કાયનો વધ મેળવતાં સોળ હેતુ થાય. છ કાયનો છના સંયોગે એક ભંગ થાય તે એક ભંગ કાયની હિંસાના સ્થાને મૂકી ક્રમશઃ અંકોને ગુણતાં બારસો ૧૨૦૦ ભાંગા થાય.

મિશ્રદૃષ્ટિ ગુણઠાણે નવથી સોળ બંધહેતુના કુલ ભાંગા ત્રણ લાખ અને ચોવીસસો ૩૦૨૪૦૦ થાય. ૧૧.

આ પ્રમાણે મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકના બંધહેતુ કહ્યા. હવે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે નવથી સોળ બંધહેતુ હોય છે. તેના ભાંગા કહેવાની શરૂઆત કરતાં પહેલાં યોગ આશ્રયી વિશેષ છે તે કહે છે—

**चत्तारि अविरए चय थीउदए विउव्विमीसकम्मइया ।**
**इत्थिनपुंसगउदए ओरालियमीसगो नत्थि ॥ १२ ॥**

**चत्वारि अविरते त्यज स्त्रीउदये वैक्रियमिश्रकार्मणौ ।**
**स्त्रीनपुंसकोदये औदारिकमिश्रको नास्ति ॥ १२ ॥**

અર્થ—વેદ સાથે યોગોને ગુણી તેમાંથી ચાર રૂપ કાઢી નાખવાં. કારણકે સ્ત્રીવેદને ઉદયે વૈક્રિયમિશ્ર અને કાર્મણ યોગ હોતા નથી, અને સ્ત્રીવેદ તથા નપુંસકવેદના ઉદયે ઔદારિકમિશ્ર યોગ હોતો નથી.

ટીકાનુ૦—વેદ સાથે પોતાના યોગોનો ગુણાકાર કરવો એ પૂર્વની ગાથામાંથી લેવાનું છે. તેથી તેનો આ પ્રમાણે અર્થ થાય—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે પહેલાં વેદ સાથે યોગોને ગુણી જે સંખ્યા આવે તેમા ચાર રૂપ ઓછાં કરવાં.

ચારરૂપ શા માટે ઓછા કરવાં? તેનું કારણ કહે છે—આ ગુણસ્થાનકે સ્ત્રીવેદના ઉદયે વૈક્રિયમિશ્ર અને કાર્મણ એ બે યોગો હોતા નથી. કારણ કે વૈક્રિયમિશ્ર અને કાર્મણ કાય યોગી સ્ત્રીવેદીમાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કોઈપણ આત્મા ઉત્પન્ન થતો નથી, કેમકે ચતુર્થ ગુણસ્થાનક લઈને જનાર આત્મા પુરૂષ થાય છે, સ્ત્રી થતો નથી.

સપ્તતિકાચૂર્ણિમાં વૈક્રિયમિશ્ર કાયયોગી અને કાર્મણકાયયોગી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ સંબંધે વેદમાં ભાંગાનો વિચાર કરતાં કહ્યું છે કે—'આ બે યોગમાં ચોથે ગુણઠાણે સ્ત્રીવેદ હોતો નથી કારણકે તેઓ સ્ત્રીવેદિમાં ઉત્પન્ન થતા નથી' એટલે કે આ બે યોગમાં વર્તમાન સ્ત્રીવેદના ઉદયવાળા જીવને ચતુર્થ ગુણસ્થાનક હોતું નથી.

આ હકીકત ઘણા જીવોમાં સભવ આશ્રયી કહી છે, અન્યથા કોઈ વખતે સ્ત્રીવેદિમાં પણ તેઓની ઉત્પત્તિ થાય છે. સપ્તતિકાચૂર્ણિમાંજ કહ્યું છે કે-'કદાચિત્ સ્ત્રીવેદિમાં પણ ચોથે ગુણઠાણે આ બે યોગ ઘટે છે.'

તથા સ્ત્રીવેદનો અને નપુંસકવેદનો ઉદય છતાં ઔદારિકમિશ્ર કાયયોગ હોતો નથી. કારણકે સ્ત્રીવેદના અને નપુંસકવેદના ઉદયવાળા તિર્યંચ અને મનુષ્યોમાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્મા ઉત્પન્ન થતો નથી. આ પણ ઘણા જીવોમાં સંભવ આશ્રયી કહ્યું છે, એટલે કદાચ કોઇકમાં ન ઘટે તેથી કંઈ દોષ પ્રાપ્ત થતો નથી. સ્ત્રીવેદના ઉદયવાળા મલ્લિસ્વામી, બ્રાહ્મી, સુંદરી વિગેરે ચોથું ગુણઠાણું લઈ મનુષ્યગતિમાં ઉત્પન્ન થયા છે અને તેને વિગ્રહગતિમાં કાર્મણ અને અપર્યાપ્તાવસ્થામાં ઔદારિકમિશ્રયોગ પણ ઘટી શકે છે.

આ પ્રમાણે સ્ત્રીવેદે વૈક્રિયમિશ્ર, ઔદારિકમિશ્ર અને કાર્મણકાયયોગો ઘટતા નથી અને નપુંસક વેદે ઔદારિકમિશ્ર કાયયોગ ઘટતો નથી માટે વેદ સાથે યોગોને ગુણી તેમાંથી ચાર ઓછા કરવા.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે જઘન્યપદે નવ બંધહેતુઓ હોય છે. તે આ પ્રમાણે—છકાયમાંથી કોઈપણ એક કાયનો વધ, પાંચ ઇન્દ્રિયમાથી એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ, ત્રણ વેદમાથી એક વેદ, અપ્રત્યાખ્યાનાવરણાદિ કોઇપણ ક્રોધાદિ ત્રણ કષાય, તેર યોગમાંથી કોઈપણ એક યોગ, આ પ્રમાણે ઓછામાં ઓછા નવ બંધહેતુ એક સમયે એક જીવને હોય છે.

એક સમયે અનેક જીવ આશ્રયી ભાંગાની સંખ્યા લાવવા માટે અંક સ્થાપના આ પ્રમાણે કરવી. છ કાયના એક એકના યોગે છ ભાંગા થાય માટે કાયની હિંસાને સ્થાને છ મૂકવા, એ પ્રમાણે ઇન્દ્રિયની અવિરતિને સ્થાને પાંચ, વેદના સ્થાને ત્રણ, યુગલના સ્થાને બે, કષાયને સ્થાને ચાર, યોગને સ્થાને તેર મૂકવા તેમાં પણ પહેલાં વેદ સાથે યોગો ગુણી તેમાથી ચાર ઓછા કરી ત્યારપછી શેષ અંકો સાથે ગુણાકાર કરવો. એટલે ગુણાકાર કરવા માટે અંકો આ પ્રમાણે મૂકવા.-૪-૨-૫-૬-૧૩-૩.

હવે તેઓનો ગુણાકાર આ પ્રમાણે કરવો—ત્રણ વેદ સાથે તેર યોગને ગુણતાં ઓગણચાલીસ ૩૯ થાય તેમાથી ચાર ઓછા કરતા શેષ પાત્રીસ રહે તેને છ કાયે ગુણતાં બસો દશ ૨૧૦ થાય, તેને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણતાં એક હજાર અને પચાસ ૧૦૫૦ થાય, તેને બે યુગલ સાથે ગુણતાં એકવીસસો ૨૧૦૦ થાય, અને તેને ચાર કષાય સાથે ગુણતા ચોરાશીસો ૮૪૦૦ થાય. આ પ્રમાણે નવ બંધહેતુના અનેક જીવ આશ્રયી ચોરાશીસો ભાંગા થાય.

હવે દશ બંધહેતુના ભાંગા કહે છે—તે પૂર્વોક્ત નવ હેતુમાં બે કાયનો વધ મેળવતાં દશ હેતુ થાય. છ કાયના દ્વિકસંયોગે પંદર ભાગા થાય માટે કાયસ્થાને પંદર મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં એકવીસ હજાર ૨૧૦૦૦ ભાગા થાય.

અથવા ભય મેળવતાં દશ થાય તેના ભાંગા પૂર્વવત્ ચોરાશીસો ૮૪૦૦ થાય.

એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં પણ દશ બંધહેતુના ચોરાશીસો ૮૪૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે દશ બંધહેતુ ત્રણ પ્રકારે થાય. તેના કુલ ભાંગા સાડત્રીશ હજાર અને આઠસો ૩૭૮૦૦ થાય આ રીતે દશ બંધહેતુના ભાંગા કહ્યા.

હવે અગીઆર બંધ હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ બંધહેતુમાં ત્રણ કાયનો વધ લેતાં અગીઆર હેતુ થાય, છ કાયના ત્રિકસંયોગે વીશ ભાંગા થાય માટે કાયને સ્થાને વીશ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોને ગુણતાં અઠાવીસ હજાર ૨૮૦૦૦ ભાંગા થાય.

અથવા ભય અને બે કાયનો વધ મેળવતાં પણ અગીઆર થાય. બે કાયનો વધ ગણીએ ત્યારે કાય સ્થાને પંદર મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરવો તેના પૂર્વવત્ એકવીસ હજાર ૨૧૦૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને બે કાયનો વધ મેળવતાં અગીઆર હેતુના પણ એકવીસ હજાર ૨૧૦૦૦ ભાંગા થાય.

અથવા ભય અને જુગુપ્સા મેળવતાં અગીઆર થાય તેના પૂર્વવત્ ચોરાશીસો ૮૪૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે અગીઆર હેતુ ચાર પ્રકારે થાય તેના કુલ ભાંગા અઠોતેર હજાર અને ચારસો ૭૮૪૦૦ થાય. અગીઆર બંધ હેતુના ભાંગા કહ્યા.

હવે બાર હેતુના કહે છે—તે પૂર્વોક્ત નવ બંધહેતુમાં ચાર કાયનો વધ ગ્રહણ કરતાં બાર હેતુ થાય છ કાયના ચતુષ્ક સંયોગે પંદર ભાગા થાય માટે કાયસ્થાને પંદર મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં એકવીસ હજાર ૨૧૦૦૦ ભાંગા થાય.

અથવા ત્રણ કાયનો વધ અને ભય મેળવતા પણ બાર થાય. અહિં કાયસ્થાને વીશ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં અઠાવીશ હજાર ૨૮૦૦૦ ભાગા થાય.

એ પ્રમાણે ત્રણ કાયનો વધ અને જુગુપ્સા મેળવતાં બાર હેતુના પણ અઠાવીશ હજાર ૨૮૦૦૦ ભાંગા થાય.

અથવા ભય જુગુપ્સા અને બે કાયનો વધ મેળવતાં બાર હેતુ થાય. અહિં કાયસ્થાને પંદર મૂકી અંકોનો ગુણાકાર કરતાં પૂર્વવત્ એકવીશ હજાર ૨૧૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે બાર હેતુ ચાર પ્રકારે થાય તેના કુલ ભાંગા અઠાણું હજાર ૯૮૦૦૦ થાય. બાર બંધ હેતુ કહ્યા.

હવે તેર બંધ હેતુઓનો વિચાર કરે છે—તે પૂર્વોક્ત નવ બંધહેતુમાં પાચ કાયનો વધ લેતાં તેર હેતુ થાય, છ કાયના પંચસંયોગિ છ ભાંગા થાય. માટે કાયની હિંસાને સ્થાને છ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોને ગુણતાં ચોરાશીસો ૮૪૦૦ ભાંગા થાય

અથવા ચાર કાયનો વધ અને ભય મેળવતાં પણ તેર હેતુ થાય ત્યાં કાયસ્થાને પંદર મૂકી અંકોનો ગુણાકાર કરતાં એકવીશ હજાર ૨૧૦૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં તેર હેતુના પણ એકવીશ હજાર ૨૧૦૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને ત્રણ કાયનો વધ મેળવતાં પણ તેર હેતુ થાય. અહિં કાય-સ્થાને ત્રિકસંયોગી વીશ ભાંગા મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં અઠાવીશ હજાર ૨૮૦૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે તેર બંધહેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા અઠોતેર હજાર અને ચારસો ૭૮૪૦૦ થાય. આ પ્રમાણે તેર હેતુઓ કહ્યા.

હવે ચૌદ હેતુઓ કહે છે—તે પૂર્વોક્ત નવ હેતુમાં છ કાયનો વધ ગ્રહણ કરતાં ચૌદ હેતુ થાય, છ કાયનો છ સંયોગિ એકજ ભંગ થાય. કાયવધસ્થાને તે એક ભંગ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ચૌદસો ૧૪૦૦ ભાંગા થાય.

અથવા પાંચ કાયનો વધ અને ભય મેળવતાં ચૌદ હેતુ થાય. અહિં કાયસ્થાને છ મૂકી અંકોનો ગુણાકાર કરતાં ચોરાશીસો ૮૪૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને પાંચ કાયનો વધ મેળવતાં ચૌદ હેતુના પણ ચોરાશીસો ૮૪૦૦ ભાંગા થાય

અથવા ભય, જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં પણ ચૌદ થાય. અહિં કાયસ્થાને પંદર મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં એકવીશ હજાર ૨૧૦૦૦ ભાગા થાય.

આ પ્રમાણે ચૌદ બંધ હેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા ઓગણચાળીશ હજાર અને બસો ૩૯૨૦૦ થાય. ચૌદ હેતુ કહ્યા.

હવે પંદર હેતુઓ કહે તે—છે પૂર્વોક્ત નવ હેતુમાં ભય અને છ કાયનો વધ મેળવતાં પંદર થાય. અહિં કાયસ્થાને એક મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ચૌદસો ૧૪૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને છ કાય મેળવતાં પદર હેતુના પણ ચૌદસો ૧૪૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને પાચ કાયનો વધ મેળવતાં પણ પંદર હેતુ થાય. અહિં કાયની હિંસાને સ્થાને છ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ચોરાશીસો ભાંગા થાય.

આ પ્રમાણે પંદર હેતુ ત્રણ પ્રકારે થાય, તેના કુલ ભાંગા અગીઆર હજાર અને બસો ૧૧૨૦૦ થાય. પંદર હેતુઓ કહ્યા.

હવે સોળ હેતુઓ કહે છે—તે પૂર્વોક્ત નવ હેતુમાં ભય, જુગુપ્સા અને છ એ કાય મેળવતાં સોળ હેતુ થાય, અહિં છ કાયનો ષટ્કસંયોગી એક ભંગ થતો હોવાથી કાયની હિંસાના સ્થાને એક મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ચૌદસો ૧૪૦૦ ભાંગા થાય. આ પ્રમાણે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે નવ બંધહેતુથી આરંભી સોળ હેતુ સુધીના કુલ ભાંગા ત્રણ લાખ બાવન હજાર અને આઠસો ૩૫૨૮૦૦ થાય. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે બંધ હેતુઓના ભાંગા કહ્યા.

હવે દેશવિરતિ ગુણસ્થાનકના બંધ હેતુ કહે છે—દેશવિરતિ ગુણઠાણે જઘન્ય આઠ અને ઉત્કૃષ્ટ ચૌદ બંધહેતુ હોય છે.

તેમાં દેશવિરતિ શ્રાવક ત્રસકાયની અવિરતિથી વિરમ્યો હોવાથી હિંસા પાંચ કાયની હોય છે. તેના દ્વિકસંયોગે દશ, ત્રિક સંયોગે દશ, ચતુષ્કસયોગે પાંચ, અને પંચસંયોગે એક એ પ્રમાણે ભાંગા થાય છે. એટલે જેટલા કાયની હિંસા આઠ આદિ હેતુમાં લીધી હોય તેના સંયોગિ જેટલા ભાંગા થાય તેટલા ભાંગા કાયની હિંસાના સ્થાને મૂકવા.

તથા આ ગુણઠાણે ઔદારિકમિશ્ર, કાર્મણ અને આહારકદ્વિક એ ચાર યોગો નહિ હોવાથી શેષ અગીઆર યોગો હોય છે. આ ગુણસ્થાનક પર્યાપ્તાવસ્થામાં જ હોવાથી ઔદારિકમિશ્ર અને કાર્મણ યોગ હોતા નથી અને ચૌદ પૂર્વના અધ્યયનનો અભાવ હોવાથી આહારક અને આહારકમિશ્ર એ બે યોગ પણ હોતા નથી.

જઘન્યપદ ભાવિ આઠ બંધ હેતુ આ પ્રમાણે હોય છે—પાંચ કાયમાંથી કોઇ પણ એક કાયનો વધ, પાંચ ઇન્દ્રિયની અવિરતિમાંથી કોઇ પણ એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ, ત્રણ વેદમાથી કોઇ પણ એક વેદ, અપ્રત્યાખ્યાનાવરણીય કષાયના ઉદયનો અહિં અભાવ હોવાથી પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલનના કોઇ પણ ક્રોધાદિ બે કષાય, અને અગીઆર યોગમાંથી કોઇ પણ એક યોગ એમ એક સમયે એક જીવને આઠ બંધ હેતુ હોય છે.

તથા પાંચ કાયના એક એક સંયોગે પાંચ ભાંગા થાય છે માટે કાયની હિંસાને સ્થાને પાંચ સ્થાપવા, તેમ જ ઇન્દ્રિયની અવિરતિના સ્થાને પાંચ, યુગલના સ્થાને બે, વેદના સ્થાને ત્રણ, કષાયના સ્થાને ચાર અને યોગના સ્થાને અગીઆર ૧૧-૪-૩-૨-૫-૫ મૂકી અંકોનો ગુણાકાર કરતાં એક સમયે અનેક જીવ આશ્રયી ભાંગા ઉત્પન્ન થાય છે.

ગુણાકાર આ પ્રમાણે કરવો-કોઇ પણ ઇન્દ્રિયની અવિરતિવાળા કોઇપણ કાયનો વધ કરનારા હોય છે માટે પાચ ઇન્દ્રિયની અવિરતિ સાથે પાંચ કાયને ગુણતાં પચીસ ૨૫ થાય, તે પચીસ હાસ્ય-રતિના ઉદયવાળા અને બીજા પચીસ શોક-અરતિના ઉદયવાળા હોય છે માટે પચીસને બે યુગલ સાથે ગુણતાં પચાસ થાય, તે પચાસ પુરૂષવેદના ઉદયવાળા બીજા પચાસ સ્ત્રીવેદના અને ત્રીજા પચાસ નપુંસક વેદના ઉદયવાળા હોય છે માટે પચાસને ત્રણ વેદ સાથે ગુણતા એકસો પચાસ ૧૫૦ ભાંગા થાય. તે એકસો પચાસ ક્રોધ કષાયી બીજા તેટલા જ માન કષાયી તેટલા જ માયા અને તેટલા જ લોભ કષાયી હોય છે માટે એકસો પચાસને ચાર કષાય સાથે ગુણતાં છસો ભંગ થાય, તે છસો સત્યમનોયોગી બીજા છસો અસત્યમનોયોગી એ પ્રમાણે અગીઆર યોગો તેઓને હોવાથી છસો ને અગીઆર યોગો સાથે ગુણતાં છાસઠસો ૬૬૦૦ ભાંગા થાય.

આ રીતે આઠનો બંધહેતુ એક સમયે અનેક જીવો આશ્રયી છાસઠસે પ્રકારે થાય છે. આઠ બંધહેતુના ભાંગા કહ્યા.

હવે નવ હેતુના કહે છે—તે આઠ બંધહેતુમાં બેકાયનો વધ ગ્રહણ કરતાં નવ બંધહેતુ થાય. પાંચ કાયના દ્વિકસંયોગે દશ ભંગ થાય, માટે કાયવધસ્થાને દશ મૂકી ક્રમશઃ અંકોનો ગુણાકાર કરતાં તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભાંગા થાય.

અથવા ભય મેળવતાં પણ નવ થાય, અહિં તો કાયવધસ્થાને પાંચ જ મૂકતાં તેનાં ભાંગા પૂર્વવત્ છાસઠસો ૬૬૦૦ થાય.

એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં નવ બંધહેતુના પણ છાસઠસો ૬૬૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે નવ બંધહેતુ ત્રણ પ્રકારે થાય. તેના કુલ ભાંગા છવીસ હજાર અને અને ચારસો ૨૬૪૦૦ થાય. નવ બંધહેતુઓ કહ્યા.

હવે દશ બંધહેતુઓ કહે છે—તે પૂર્વોક્ત આઠ બંધહેતુમાં ત્રણ કાયનો વધ લેતાં દશ હેતુ થાય, પાંચ કાયના ત્રિકસંયોગે દશ ભાંગા થાય માટે કાયની હિંસાને સ્થાને દશનો આંક મૂકી પૂર્વોક્ત ક્રમે ગુણાકાર કરતાં તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભંગ થાય.

અથવા બે કાયનો વધ અને ભય મેળવતાં પણ દશ થાય. અહિં પણ કાયની હિંસાના સ્થાને પાંચ કાયના દ્વિકસંયોગિ દશ ભંગ થતા હોવાથી દશ ભાંગા મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને બે કાયનો વધ મેળવતાં દશ બંધહેતુના તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભાંગા થાય. અથવા ભય અને જુગુપ્સા મેળવતાં પણ દશ બંધ-હેતુ થાય તેના પૂર્વવત્ છાસઠસો ૬૬૦૦ ભાંગા થાય.

આ પ્રમાણે દશ બંધહેતુ ચાર પ્રકારે થાય. તેના કુલ ભાંગા છેતાલીસ હજાર અને બસો ૪૬૨૦૦ થાય. દશ બંધહેતુના ભાંગા કહ્યા.

હવે અગીઆર બંધહેતુના ભાંગા કહે છે—તે પૂર્વોક્ત આઠ બંધહેતુમાં ચાર કાયનો વધ લેતાં અગીઆર થાય. પાંચ કાયના ચતુષ્ક સંયોગિ પાંચ ભાંગા થતા હોવાથી કાયની હિંસાના સ્થાને પાચ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં છાસઠસો ૬૬૦૦ ભાંગા થાય.

અથવા ત્રણ કાયનો વધ અને ભય મેળવતાં અગીઆર થાય, અહિં કાયની હિંસાના સ્થાને દશ મૂકવા તેના પૂર્વવત્ તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે ત્રણ કાયનો વધ અને જાગુપ્સા મેળવતાં અગીઆર હેતુનાં પણ તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભાંગા થાય.

અથવા ભય, જુગુપ્સા અને બે કાયનો વધ મેળવતાં પણ અગીઆર થાય, અહિં

પણ કાયની હિંસાના સ્થાને દશ જ મૂકવા તેના પૂર્વવત્ તેર હજાર અને બસો ૧૩૨૦૦ ભાંગા થાય.

આ રીતે અગીઆર હેતુ ચાર પ્રકારે થાય તેના કુલ ભાંગા છેતાલીસ હજાર અને બસો ૪૬૨૦૦ થાય. અગીઆર બંધહેતુ કહ્યા.

હવે બાર હેતુ કહે છે—તે પૂર્વોક્ત આઠ હેતુમાં પાંચ કાયની હિંસા ગ્રહણ કરતાં બાર હેતુ થાય, પાંચ કાયનો પંચસંયોગિ એક જ ભંગ થતો હોવાથી કાયની હિંસાના સ્થાને તે એક મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોને ગુણતાં તેરસો અને વીશ ૧૩૨૦ ભાંગા થાય.

અથવા ચાર કાયનો વધ અને ભય મેળવતાં બાર થાય. અહિં પાંચ કાયના ચતુષ્ક સંયોગિ પાંચ ભંગ થતા હોવાથી કાયની હિંસાના સ્થાને પાંચ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં છાસઠસો ૬૬૦૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં બાર હેતુના પણ છાસઠસો ૬૬૦૦ ભાંગા થાય.

અથવા ત્રણ કાયનો વધ, ભય અને જુગુપ્સા મેળવતાં પણ બાર હેતુ થાય. પાંચ કાયના ત્રિકસંયોગે દશ ભંગ થતા હોવાથી કાયની હિંસાના સ્થાને દશ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં તેર હજાર અને બસો ભાંગા થાય.

આ પ્રમાણે બાર હેતુ ચાર પ્રકારે થાય તેના કુલ ભાંગા સત્તાવીસ હજાર સાતસો અને વીશ ૨૭૭૨૦ થાય. બાર બંધહેતુ કહ્યા.

હવે તેર બંધહેતુ વિચારે છે—પૂર્વોક્ત આઠ બંધહેતુમાં પાંચકાયનો વધ અને ભય મેળવતાં તેર બંધહેતુ થાય. પાંચકાયનો પાંચસંયોગિ એક ભંગ થતો હોવાથી કાયના સ્થાને એક મૂકી પૂર્વોક્ત અંકોનો ક્રમશઃ ગુણાકાર કરતાં ભાંગા તેરસો અને વીશ ૧૩૨૦ થાય.

એ પ્રમાણે જુગુપ્સા અને પાંચ કાયનો વધ મેળવતાં તેર બંધહેતુના પણ તેરસો વીશ ૧૩૨૦ ભાંગા થાય.

અથવા ભય જુગુપ્સા અને ચાર કાયનો વધ મેળવતાં તેર હેતુ થાય. અહિં કાયસ્થાને પાંચ મૂકી અંકોનો ગુણાકાર કરતાં છાસઠસો ભાંગા થાય.

આ પ્રમાણે તેર બંધહેતુ ત્રણ પ્રકારે થાય. તેના કુલ ભાંગા બાણુસો અને ચાળીસ ૯૨૪૦ થાય. તેર બંધહેતુના ભાંગા કહ્યા.

હવે ચૌદ હેતુના ભાંગા કહે છે—પૂર્વોક્ત આઠ બંધહેતુમાં પાંચ કાયનો વધ, ભય અને જુગુપ્સા મેળવતાં ચૌદ બંધહેતુ થાય. અહિં પાંચ કાયનો પંચસંયોગિ એક

ભંગ થતો હોવાથી કાયસ્થાને એક મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં ભાંગા તેરસો વીસ ૧૩૨૦ થાય.

આ પ્રમાણે દેશવિરતિ ગુણસ્થાનકે આઠથી ચૌદ સુધીના બંધહેતુના કુલ ભાંગા એક લાખ ત્રેસઠ હજાર છસો અને એંશી ૧૬૩૬૮૦ થાય. ૧૨

આ રીતે દેશવિરતિ ગુણસ્થાનકના બંધહેતુ કહ્યા. હવે પ્રમત્ત, અપ્રમત્ત ગુણસ્થાનકના પાચથી સાત સુધીના બંધહેતુના ભાંગા કહેતાં પહેલાં યોગના સંબંધમાં પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે જે વિશેષ છે તે કહે છે—

दोरूवाणि पमत्ते चयाहि एगं तु अप्पमत्तंमि ।
जं इत्थिवेयउदए आहारगमीसगा नत्थि ॥१३॥

द्वे रूपे प्रमत्ते त्यज एकं तु अप्रमत्ते ।
यस्मात् स्त्रीवेदोदये आहारकमिश्रकौ न स्तः ॥ १३ ॥

અર્થ—વેદ સાથે યોગનો ગુણાકાર કરી તેમાંથી પ્રમત્ત ગુણઠાણે બે રૂપનો અને અપ્રમત્ત ગુણઠાણે એક રૂપનો ત્યાગ કરવો. કારણ કે સ્ત્રીવેદનો ઉદય છતાં પ્રમત્તે આહારક અને આહારકમિશ્ર એ બે યોગ અને અપ્રમત્તે આહારક કાયયોગ હોતો નથી.

ટીકાનુ૦—જો કે આ ગાથામાં વેદ સાથે યોગોને ગુણવાનુ કહ્યું નથી છતાં પહેલાંની ગાથામાંથી તેની અનુવૃત્તિ લેવાની છે. તેથી અહિં પદોનો આ પ્રમાણે સમન્વય કરવો.

પ્રમત્તસંયત અને અપ્રમત્ત સંયત ગુણઠાણે પહેલાં વેદ સાથે તે તે ગુણઠાણે જેટલા યોગો હોય તેનો ગુણાકાર કરવો. ગુણીને જે આવે તેમાંથી પ્રમત્ત સંયતે બે રૂપ ઓછાં કરવા અને અપ્રમત્ત સંયતે એકરૂપ ઓછું કરવું.

બે અને એક રૂપ શા માટે ઓછું કરવું? તેનું કારણ કહે છે—સ્ત્રીવેદનો ઉદય છતાં આહારક કાયયોગ અને આહારકમિશ્ર એ બે યોગ હોતા નથી. કેમકે સ્ત્રીઓને ચૌદ પૂર્વના અધ્યયનનો અસંભવ છે, ચૌદપૂર્વના જ્ઞાન વિના કોઇને આહારકલબ્ધિ હોતી નથી.

ચૌદપૂર્વનું અધ્યયન શા માટે હોતું નથી? તો કહે છે–સ્ત્રીઓને દૃષ્ટિવાદના અધ્યયનનો નિષેધ કર્યો છે માટે.

શાસ્ત્રમાં કહ્યું છે કે–સ્ત્રીઓ સ્વભાવે તુચ્છ છે, અભિમાન બહુલતાવાળી છે. ચપળ છે, ધીરજ વિનાની છે એટલે જીરવી શકતી નથી. અથવા બુદ્ધિ વડે મંદ છે માટે અતિશયવાળાં જેની અંદર અધ્યયનો રહેલા છે, તે દૃષ્ટિવાદના અધ્યયનનો સ્ત્રીઓને નિષેધ કર્યો છે.'

માટે પ્રમત્ત સંયતને વેદ સાથે પોતાના યોગોનો ગુણાકાર કરી સ્ત્રીવેદે આહારક યોગ અને સ્ત્રીવેદે આહારકમિશ્ર એ બે ભાંગા કાઢી નાંખવા. તથા અપ્રમત્ત સંયતને સ્ત્રીવેદે આહારક કાયયોગ રૂપ એક ભંગ ઓછો કરવો.

વૈક્રિય અને આહારક લબ્ધિવાળા પ્રમત્ત સંયત મુનિઓ લબ્ધિનો પ્રયોગ અહિં કરતા હોવાથી તેને વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્ર એ બે યોગ હોય છે. પરંતુ તે લબ્ધિ પ્રમત્ત સંયત વિકુર્વી તે તે શરીર યોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરી અપ્રમત્ત સંયતે જતા હોવાથી ત્યાં વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્ર એ બે યોગો હોતા નથી. આરંભકાળે અને ત્યાગકાળે મિશ્રપણું હોય છે. તે બન્ને વખતે પ્રમત્ત ગુણઠાણું જ હોય છે. માટે અપ્રમત્તે એક ભંગ ઓછો કરવાનું કહ્યું છે.

પ્રમત્ત સંયતે જઘન્યપદે પાંચ બંધહેતુઓ આ પ્રમાણે હોય છે–અહિં સર્વથા પાપવ્યાપારના ત્યાગી મુનિઓ હોવાથી મિથ્યાત્વ અને અવિરતિ સર્વથા હોતી નથી. કષાય અને યોગ એ બે જ હેતુઓ હોય છે. માટે બે યુગલમાંથી એક યુગલ, ત્રણ વેદમાંથી એક વેદ, ચાર સંજ્વલન કષાયમાંથી એક ક્રોધાદિ કષાય અને કાર્મણ તથા ઔદારિકમિશ્ર એ બે યોગ વિના શેષ તેર યોગમાંથી એક યોગ એ પ્રમાણે પાંચ બંધહેતુઓ હોય છે.

માટે અહિં વેદના સ્થાને ત્રણ, યોગના સ્થાને તેર, યુગલના સ્થાને બે અને કષાયના સ્થાને ચારનો અંક મૂકી ક્રમશઃ અંકોનો ગુણાકાર કરવો.

ગુણાકાર આ પ્રમાણે કરવો–પહેલાં ત્રણ વેદ સાથે તેર યોગોને ગુણવા, ગુણતાં ઓગણચાલીસ ૩૯ થાય તેમાથી બે રૂપ ઓછાં કરવાં એટલે શેષ સાડત્રીશ ૩૭ રહે, તેને બે યુગલ સાથે ગુણવા એટલે ચુમ્મોત્તેર ૭૪ થાય, તેને ચાર કષાય સાથે ગુણવા એટલે બસો છન્નુ ૨૯૬ ભાંગા થાય. આ પ્રમાણે પાંચ બંધહેતુના અનેક જીવો આશ્રયી બસો છન્નુ ભાંગા થાય.

હવે છ બંધહેતુ કહે છે—તે પાંચમાં ભય મેળવતાં છ બંધહેતુ થાય ત્યાં પણ તે જ બસો છન્નુ ભાંગા થાય. એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં છ હેતુના પણ બસો છન્નુ ભાંગા થાય. કુલ છ બંધહેતુના પાંચસો બાણુ ૫૯૨ ભાંગા થાય.

હવે સાત બંધહેતુઓ કહે છે—પૂર્વોક્ત પાંચ હેતુમાં ભય અને જુગુપ્સા બંને મેળવતાં સાત હેતુ થાય તેના પણ બસો છન્નુ ૨૯૬ ભાંગા થાય. સઘળા મળી પ્રમત્ત સંયત ગુણઠાણે અગીઆરસો અને ચોરાશી ૧૧૮૪ ભાંગા થાય.

અપ્રમત્ત સંયત ગુણઠાણે પણ પાંચથી સાત સુધી બંધહેતુઓ હોય છે. તેમાં પાંચ આ પ્રમાણે–ત્રણ વેદમાંથી એક વેદ, કાર્મણ, ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્ર સિવાય અગીઆર યોગમાંથી કોઇપણ એક યોગ, બે યુગલમાંથી એક

યુગલ અને સંજ્વલન ચાર કષાયમાંથી કોઇપણ એક કષાય એમ ઓછામાં ઓછા પાંચ બંધહેતુઓ હોય છે.

અહિં વેદના સ્થાને ત્રણ યોગના સ્થાને અગીઆર, યુગલના સ્થાને બે અને કષાયના સ્થાને ચાર, ૪-૨-૧૧-૩ એ પ્રમાણે અંકો મૂકવા.

તેમાં પહેલાં વેદ સાથે યોગનો ગુણાકાર કરવો એટલે તેત્રીસ ૩૩ થાય તેમાંથી અહિં સ્રીવેદોદયે આહારક કાયયોગ નથી હોતો માટે એક ભાંગો ઓછો કરવો એટલે શેષ બત્રીસ ૩૨ રહે. તે બત્રીસ હાસ્યરતિના ઉદયવાળા અને બીજા બત્રીસ શોક અરતિના ઉદયવાળા હોવાથી બે યુગલ સાથે ગુણતાં ચોસઠ થાય તે ચોસઠ ક્રોધ કષાયી, બીજા ચોસઠ માન કષાયી એ પ્રમાણે ત્રીજા અને ચોથા ચોસઠ ચોસઠ માયા અને લોભ કષાયી હોવાથી ચોસઠને ચાર કષાય સાથે ગુણતાં બસો છપ્પન ૨૫૬ થાય. આટલા અપ્રમત્ત સંયતે પાંચ બંધહેતુના ભાંગા થાય.

તે પાંચમાં ભય મેળવતાં છ થાય ત્યાં પણ બસો છપ્પન ૨૫૬ ભાંગા જ થાય. અથવા જુગુપ્સા મેળવતાં પણ છ થાય તેના પણ તેટલા જ ૨૫૬ ભાંગા થાય. છ બંધહેતુના સઘળા મળી પાંચસો બાર ૫૧૨ ભાંગા થાય.

તથા તે પાંચમા ભય અને જુગુપ્સા બંને મેળવતાં સાત હેતુ થાય તેના પણ બસો છપ્પન ૨૫૬ ભાંગા થાય.

અપ્રમત્ત સંયત ગુણઠાણે સઘળા મળી એક હજાર અને ચોવીસ ૧૦૨૪ ભાંગા થાય. અપ્રમત્ત ગુણસ્થાનકના બંધહેતુ કહ્યા.

હવે અપૂર્વકરણ ગુણસ્થાનકના બંધહેતુઓ કહે છે—અપૂર્વકરણે યોગો નવ હોય છે કારણ કે અહિં વૈક્રિય અને આહારક એ બે કાયયોગ પણ હોતા નથી.

અહિં જઘન્યપદે પાંચ બંધહેતુઓ હોય છે અને તે આ—ત્રણ વેદમાંથી કોઈ પણ એક વેદ, નવ યોગમાંથી કોઇપણ એક યોગ, બે યુગલમાંથી એક યુગલ, અને સંજ્વલન ચાર કષાયમાંથી કોઈપણ એક ક્રોધાદિ કષાય, આ પ્રમાણે પાંચ હેતુઓ હોય છે.

અહિં વેદસ્થાને ત્રણ, યોગસ્થાને નવ, યુગલસ્થાને બે અને કષાયસ્થાને ચાર ૩-૯-૨-૪ એ પ્રમાણે અંકો સ્થાપવા તેમાં ત્રણ વેદ સાથે નવ યોગોને ગુણતાં સત્તાવીશ ૨૭ થાય તેને બે યુગલ સાથે ગુણતાં ચોપન ૫૪ થાય અને ચાર કષાય સાથે ગુણતાં બસો અને સોળ ૨૧૬ થાય. અપૂર્વકરણે પાંચ બંધહેતુના તેટલા ભાંગા થાય.

તે પાંચમાં ભય મેળવતાં છ હેતુ થાય, તેના પણ બસો સોળ ભાંગા થાય. અથવા જુગુપ્સા મેળવતાં છ હેતુના પણ બસો સોળ ભાંગા થાય. છ હેતુના કુલ ચારસો બત્રીસ ૪૩૨ ભાંગા થાય.

તે પાંચમાં ભય જુગુપ્સા બંને મેળવતાં સાત બંધહેતુ થાય તેના પણ બસો સોળ ભાંગા થાય.

સઘળા મળી અપૂર્વકરણ ગુણઠાણે આઠસો ચોસઠ ૮૬૪ ભાંગા થાય. આ રીતે અપૂર્વકરણના બંધહેતુના ભાંગા કહ્યા.

હવે અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે બંધહેતુના ભાંગા કહે છે—અનિવૃત્તિ બાદર સંપરાય ગુણઠાણે જઘન્યપદે બે બંધહેતુ હોય છે અને તે આ સંજ્વલન ચાર કષાયમાંથી કોઈ પણ એક ક્રોધાદિ કષાય અને નવ યોગમાંથી કોઈ પણ એક યોગ. ચાર કષાયને નવ યોગ સાથે ગુણતાં બે બંધહેતુના છત્રીસ ભાંગા થાય.

ઉત્કૃષ્ટપદે ત્રણ હેતુઓ હોય છે. તેમાં બે તો પહેલાં કહ્યા તે અને ત્રીજો કોઈ પણ એક વેદ. આ ગુણઠાણે જ્યાં સુધી પુરુષવેદ અને સંજ્વલનની ચાર એમ પાંચ પ્રકૃતિઓનો બંધ હોય છે ત્યાં સુધી વેદનો પણ ઉદય હોય છે માટે ત્રણ વેદમાંથી કોઈ પણ એક વેદ મેળવતાં ત્રણ બંધહેતુ થાય છે. તે ત્રણ હેતુના પૂર્વોક્ત છત્રીસને ત્રણે ગુણતાં એકસો આઠ ૧૦૮ ભાંગા થાય.

સઘળા મળી અનિવૃત્તિ બાદર સંપરાય ગુણઠાણે એકસો ચુમ્માલીસ ૧૪૪ ભાંગા થાય.

સૂક્ષ્મ સંપરાય ગુણઠાણે સૂક્ષ્મકિટ્ટિરૂપે કરાયેલ સંજ્વલન લોભરૂપ કષાય અને નવ યોગ એમ દશ બંધહેતુ હોય છે. એક જીવને એક સમયે લોભ કષાય અને એક યોગ એમ બે હેતુ હોય છે અને અનેક જીવ આશ્રયી તે એક કષાયને નવ યોગ સાથે ગુણતાં નવ ભાંગા થાય.

ઉપશાંતમોહ ગુણસ્થાને માત્ર યોગ જ બંધહેતુ છે અને તે નવમાંથી કોઈ પણ એક એક યોગ એક કાલે બંધહેતુ હોવાથી તેના નવ ભાંગા થાય છે.

એ પ્રમાણે ક્ષીણમોહ ગુણસ્થાનકે પણ નવ ભાંગા થાય છે.

સયોગિ કેવળી ગુણસ્થાનકે સાત યોગ થવાથી સાત ભાંગા થાય છે. ૧૩

હવે સઘળા ગુણસ્થાનકના બંધહેતુના ભાંગાની સંખ્યા કહે છે—

**सव्वगुणठाणगेसु विसेसहेऊण एत्तिया संखा ।**
**छायाललक्ख बासीइ सहस्स सय सत्त सयरी अ ॥१४॥**

सर्व्वगुणस्थानकेषु विशेषहेतूनामेतावती संख्या ।
षट्चत्वारिंशल्लक्षाः द्व्यशीतिसहस्राणि शतानि सप्त सप्ततिश्च ॥१४॥

અર્થ—સઘળા ગુણસ્થાનકોમાં એક સાથે સંભવતા દશાદિરૂપ વિશેષ બંધહેતુના સઘળા ભાંગાની સંખ્યા આટલી થાય અને તે આ પ્રમાણે-છેતાલીસ લાખ બ્યાશી હજાર સાતસો અને સિત્તેર ૪૬૮૨૭૭૦. ૧૪

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં યુગપત્ કાળભાવિ બંધહેતુઓ અને તેના ભાંગાની સંખ્યા કહી. હવે જીવસ્થાનકોમાં યુગપત્કાળભાવિ બંધહેતુની સંખ્યાનું પ્રતિપાદન કરવા કહે છે—

**सोलसट्ठारस हेऊ जहन्न उक्कोसया असन्नीणं ।**
**चोद्दसट्ठारसऽपज्जस्स सन्निणो सन्निगुणगहियो ॥ १५ ॥**

**षोडशाष्टादश हेतू जघन्योत्कृष्टकावसंज्ञिनाम् ।**
**चतुर्दशाष्टादशापर्याप्तकस्य संज्ञिनः संज्ञी गुणगृहीतः ॥ १५ ॥**

અર્થ—અસંજ્ઞિના બારે ભેદોમાં જઘન્ય સોળ અને ઉત્કૃષ્ટ અઢાર બંધહેતુ હોય છે. અપર્યાપ્ત સંજ્ઞિમાં જઘન્ય ચૌદ અને ઉત્કૃષ્ટ અઢાર હોય છે અને સંજ્ઞિને ગુણસ્થાનકના ગ્રહણથી જ ગ્રહણ કર્યો છે.

ટીકાનુ૦—સંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્ત-અપર્યાપ્ત સિવાય શેષ બારે જીવસ્થાનકોમાં દરેકમાં જઘન્યપદે સોળ બંધહેતુઓ અને ઉત્કૃષ્ટપદે અઢાર બંધહેતુઓ હોય છે. આ હેતુઓ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક આશ્રયીને જ કહ્યા છે એમ સમજવું. સાસ્વાદન સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે તો બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયોને જઘન્યપદે પંદર બંધહેતુઓ હોય છે. તથા સંજ્ઞિપંચેન્દ્રિય અપર્યાપ્તાને જઘન્યપદે ચૌદ અને ઉત્કૃષ્ટપદે અઢાર બંધહેતુઓ હોય છે અને જે સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તો છે તે તો ગુણસ્થાનકના ગ્રહણ વડે જ ગ્રહણ કર્યો છે. કારણ કે પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં જ ચૌદે ગુણસ્થાનકનો સંભવ છે તેથી ચૌદ ગુણસ્થાનકના ભાંગા કહેવા વડે પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં જ કહ્યા છે એમ સમજવું. માટે તેની અંદર અહિં ફરીથી ભાંગા કહેવામાં નહિ આવે. ૧૫.

હવે પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય વર્જીને, શેષ તેર જીવસ્થાનોમાં મિથ્યાત્વાદિના અવાંતર ભેદોમાંથી જે જે ભેદો સંભવે છે, તેને વિશેષથી નિર્ણય કરવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**मिच्छत्तं एगं चिय छक्कायवहो ति जोग सन्निम्मि ।**
**इंदियसंखा सुगमा असन्निविगलेसु दो जोगा ॥ १६ ॥**

**मिथ्यात्वमेकमेव षट्कायवधः त्रयो योगाः संज्ञिनि ।**
**इन्द्रियसंख्या सुगमा असंज्ञिविकलेषु द्वौ योगौ ॥ १६ ॥**

અર્થ—પર્યાપ્ત સંજ્ઞિ વિના તેરે જીવભેદોમાં મિથ્યાત્વ એક જ હોય છે. વધ છએ કાયનો હોય છે, અપર્યાપ્ત સંજ્ઞિમાં યોગ ત્રણ હોય છે, ઇન્દ્રિયની સંખ્યા સુગમ છે અને અસંજ્ઞિ તથા વિકલેન્દ્રિયમાં યોગ બબ્બે હોય છે.

ટીકાનુ૦—પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય વિના તેરે જીવભેદોમાં પાંચ મિથ્યાત્વમાંથી એક [1]અનાભોગિક મિથ્યાત્વ જ હોય છે, બીજા કોઇ મિથ્યાત્વના ભેદો સંભવતા નથી. માટે અંક સ્થાપનમાં મિથ્યાત્વના સ્થાને એક સ્થાપવો. તથા તે તેરે જીવભેદોમાં સામાન્ય રીતે છએ કાયોનો વધ હંમેશાં હોય છે. પરંતુ એક બે કાયાદિના ઘાતરૂપે ભાંગાની પ્રરૂપણાના વિષયભૂત હોતો નથી. કારણ કે તે અસંજ્ઞિ જીવો હંમેશાં છએ કાયો પ્રત્યે અવિરત પરિણામવાળા હોય છે. એટલે તેઓને સમયે સમયે છએ કાયની હિંસા હોય છે.

પ્રશ્ન—મિથ્યાદષ્ટિ આદિ ગુણઠાણે પૂર્વે જે કાયના ભાંગાની પ્રરૂપણા કરી તે શી રીતે સંભવે? કારણ કે જેમ અસંજ્ઞિ તે કાયોની હિંસાથી વિરમેલો નહિ હોવાથી સામાન્યતઃ છએ કાયનો હિંસક છે તેમ મિથ્યાદષ્ટિ પણ તે છએ કાયોની હિંસાથી વિરમેલો નહિ હોવાથી હિંસક છે જ. માટે કોઇ વખતે એક કોઇ વખતે બે આદિ કાયના હિંસક કેમ કહ્યા?

ઉત્તર—તમે જે દોષ આપ્યો તે દોષ પ્રાપ્ત થતો નથી. કારણ કે સંજ્ઞિ જીવો મનવાળા છે, અને મનવાળા હોવાથી તેઓને કોઈ કોઇ વખતે કોઈ કોઇ કાયપ્રત્યે તીવ્ર તીવ્રતર પરિણામ થાય છે. તે સંજ્ઞિ જીવોને એવો વિકલ્પ થાય છે કે મારે આ એક કાયની હિંસા કરવી છે, આ બે કાયની હિંસા કરવી છે, અથવા અમુક અમુક ત્રણ કાયનો ઘાત કરવો છે. આ રીતે બુદ્ધિપૂર્વક અમુક અમુક કાયની હિંસામાં તેઓ પ્રવર્ત્તે છે, માટે તે અપેક્ષાએ છ કાયના એક બે આદિ સંયોગથી કરેલા ભાંગાની પ્રરૂપણા ઘટે છે.

અસંજ્ઞિ જીવોને તો મનના અભાવે તેવા પ્રકારનો સંકલ્પ થતો નહિ હોવાથી સઘળી કાયો પ્રત્યે હંમેશાં એક સરખા પરિણામવાળા જ હોય છે એ હેતુથી તેઓને હંમેશાં છએ કાયના વધરૂપ એક ભંગ જ હોય છે. માટે કાયના સ્થાને પણ એકનો અંક જ મૂકવો.

તથા અપર્યાપ્ત સંજ્ઞિમાં કાર્મણ ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્ર એમ ત્રણ યોગો હોય છે, બીજા યોગો હોતા નથી માટે અપર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયના બંધહેતુના ભાંગાનો વિચાર કરતાં યોગના સ્થાને ત્રણ મૂકવા. તથા તેરે જીવભેદોમાં ઇન્દ્રિયની સંખ્યા પ્રસિદ્ધ હોવાથી સુગમ છે. તે આ પ્રમાણે—

---

૧ અહિ એકેન્દ્રિયાદિ સઘળા અસંજ્ઞિ જીવોને અનાભોગિક મિથ્યાત્વ કહ્યું છે. મૂળ ટીકામાં અનભિગૃહિત મિથ્યાત્વ કહ્યું છે. મૂળ ટીકા ચોથા દ્વારની પાંચમી ગાથાના અંતમાં આ પ્રમાણે કહ્યું છે-પર્યાપ્ત સંજ્ઞિ જીવસ્થાનમાં જ આ વિશેષો સંભવે છે શેષ સઘળાઓને એક અનભિગૃહિત મિથ્યાત્વ જ હોય છે, તેથી જ અનભિગૃહિતનો તેમાં આ પ્રમાણે અર્થ કર્યો છે-न अभिगृहीत अनभिगृहीतं यथैकद्वित्रिचतुरिन्द्रियैर्भद्रकैश्च.' સોળમી ગાથામાં પણ' मिथ्यात्वमेकमेवानभिगृहीतं द्वादशानामसंज्ञिनाम् એ પ્રમાણે કહ્યું છે તત્ત્વ જ્ઞાની જાણે

પંચેન્દ્રિયને પાંચ, ચૌરિન્દ્રિયને ચાર, તેઇન્દ્રિયને ત્રણ. બેઇન્દ્રિયને બે અને એકેન્દ્રિય જીવોને એક.

માટે તે તે જીવોના બંધહેતુના વિચાર પ્રસંગે ઇન્દ્રિયની અવિરતિના સ્થાને જેટલી ઇન્દ્રિયવાળા તેઓ હોય તે સંખ્યા મૂકવી.

તથા પર્યાપ્ત અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિય અને વિકલેન્દ્રિય જીવોમાં બબ્બે યોગ હોય છે. તેમાં અપર્યાપ્તાને કાર્મણ તથા ઔદારિકમિશ્ર એ બે યોગ હોય છે અને પર્યાપ્તાને ઔદારિક કાયયોગ તથા અસત્ય અમૃષા વચનયોગ એ બે યોગ હોય છે માટે તેઓના બંધહેતુ ગણતાં યોગના સ્થાને બબ્બે મૂકવા.

તથા સંજ્ઞિ અપર્યાપ્ત સિવાય બાર જીવભેદોમાં અનંતાનુબંધિ આદિ ચારે કષાયો હોવાથી કષાયના સ્થાને ચાર મૂકવા. વેદ એક નપુંસક જ હોવાથી વેદના સ્થાને એક મૂકવો. માત્ર અસંજ્ઞિ પંચેન્દ્રિયના ભાંગા ગણતાં તેઓને દ્રવ્યથી ત્રણે વેદ હોવાથી વેદના સ્થાને ત્રણ મૂકવા અને તે સઘળાને યુગલ બંને હોવાથી યુગલના સ્થાને બે મૂકવા.

તથા સંજ્ઞિ અપર્યાપ્તામાં તેઓની જો લબ્ધિ વડે વિવક્ષા કરવામાં આવે તો કષાયાદિ એકેન્દ્રિયાદિને જે પ્રમાણે કહ્યા તે પ્રમાણે જ કહેવા અને કરણ અપર્યાપ્ત સંજ્ઞિમાં પર્યાપ્ત સંજ્ઞિની જેમ અનંતાનુબંધિનો ઉદય નથી પણ હોતો, જ્યારે ન હોય ત્યારે કષાયના સ્થાને અપ્રત્યાખ્યાનાવરણાદિ ત્રણ કષાય મૂકવા અને ઉદય હોય ત્યારે ચાર મૂકવા, ત્રણ વેદનો ઉદય તેઓને હોવાથી વેદના સ્થાને ત્રણ મૂકવા અને યુગલના સ્થાને બે મૂકવા. ૧૬.

હવે એકેન્દ્રિય જીવોમાં જેટલા યોગો સંભવે છે તે કહે છે—

**एवं च अपज्जाणं बायरसुहुमाण पज्जयाण पुणो ।**
**तिण्णेक्क कायजोगा सण्णिअपज्जे गुणा तिन्नि ॥१७॥**

**एवं चापर्याप्तानां बादरसूक्ष्माणां पर्याप्तानां पुनः ।**
**त्रयः एकः काययोगाः संज्ञिन्यपर्याप्ते गुणास्त्रयः ॥१७॥**

અર્થ—અસંજ્ઞિની જેમ બાદર અને સૂક્ષ્મ એકેન્દ્રિય અપર્યાપ્તાને બે યોગ હોય છે. પર્યાપ્ત બાદર અને સૂક્ષ્મ એકેન્દ્રિયને અનુક્રમે ત્રણ અને એક યોગ હોય છે. તથા અપર્યાપ્ત સંજ્ઞિને ત્રણ ગુણસ્થાન હોય છે.

ટીકાનુ૦—જેમ અપર્યાપ્ત અસંજ્ઞિ અને વિકલેન્દ્રિયને બે યોગ કહ્યા છે, તેમ અપર્યાપ્ત બાદર અને સૂક્ષ્મ એકેન્દ્રિયને પણ કાર્મણ અને ઔદારિકમિશ્ર એ બે યોગ હોય છે.

તથા પર્યાપ્ત બાદર અને સૂક્ષ્મ એકેન્દ્રિયને અનુક્રમે ત્રણ અને એક યોગ હોય

છે. તેમાં પર્યાપ્ત બાદર એકેન્દ્રિયને ઔદારિક, વૈક્રિય અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગ હોય છે. અને પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયને ઔદારિકકાયયોગરૂપ એકજ યોગ હોય છે. માટે તે તે જીવોની અપેક્ષાએ બંધહેતુના ભાંગાનો વિચાર કરતાં યોગસ્થાને ત્રણ કે એક અંક મૂકવો.

તથા ગુણસ્થાનકનો વિચાર કરવામાં આવે તો કરણ અપર્યાપ્ત સંજ્ઞિને મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન, અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ એ ત્રણ ગુણસ્થાનક હોય છે.

તથા ગાથાની શરૂઆતમાં 'एवं च' એમાં એવં પછી મૂકેલ ચ શબ્દ અનુક્તનો સૂચક હોવાથી કરણ અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય, વિકલેન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય જીવોમાં મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન એમ બન્ને ગુણસ્થાન હોય છે એમ સમજવું.

તથા પર્યાપ્ત બાદર એકેન્દ્રિય, વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવોમાં મિથ્યાદૃષ્ટિરૂપ એકજ ગુણસ્થાનક હોય છે. જ્યારે બાદર એકેન્દ્રિયાદિ પૂર્વોક્ત જીવોમાં સાસ્વાદન ગુણસ્થાનક હોય ત્યારે ત્યાં મિથ્યાત્વ નહિ હોવાથી બંધહેતુ પંદર હોય છે.

તે વખતે યોગો કાર્મણ અને ઔદારિકમિશ્ર એ બે હોય છે. કારણ કે સંજ્ઞિ સિવાય અન્ય જીવોને સાસ્વાદનપણું અપર્યાપ્તાવસ્થામાંજ હોય છે, અન્યકાળે હોતું નથી. અને અપર્યાપ્તસંજ્ઞિ સિવાય શેષ જીવોને અપર્યાપ્તાવસ્થામાં બેજ યોગ હોય છે. અપર્યાપ્ત સંજ્ઞિમાં તો કાર્મણ, ઔદારિકમિશ્ર, અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગો હોય છે તે પહેલા કહ્યું જ છે.

પ્રશ્ન—સાસ્વાદનપણામાં પણ શેષ પર્યાપ્તિએ અપર્યાપ્તા અને શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઔદારિકકાયયોગ સંભવે છે માટે બાદર એકેન્દ્રિય, વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવોને સાસ્વાદન ગુણસ્થાનકે ત્રણ યોગો કેમ ન કહ્યા? બે યોગ કેમ કહ્યા?

ઉત્તર—ઉપરોક્ત શંકા અયોગ્ય છે, કારણ કે શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન ગુણસ્થાનક જ હોતું નથી, કેમ કે સાસ્વાદનપણાનો કાળ માત્ર છ આવલિકા છે અને શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા તો અંતર્મુહૂર્તકાળે થાય છે. તેથી શરીરપર્યાપ્તિ પૂર્ણ થતાં પહેલા જ સાસ્વાદનપણું ચાલ્યું જાય છે માટે તે જીવોને સાસ્વાદનપણામાં પૂર્વોક્ત બે જ યોગ હોય છે.

મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જ્યાં સુધી શરીરપર્યાપ્તિ પૂર્ણ કરી નથી હોતી ત્યાં સુધી કાર્મણ અને ઔદારિકમિશ્ર એ બે જ યોગ હોય છે અને શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી ઔદારિક કાયયોગ હોય છે માટે અપર્યાપ્તાવસ્થામાં ત્રણ યોગો ઘટે છે. ૧૭.

એ જ હકીકત કહે છે—

उरलेण तिन्नि छण्हं सरीरपज्जत्तयाण मिच्छाणं ।
सविउव्वेण सन्निस्स सम्ममिच्छस्स वा पंच ॥ १८ ॥

औदारिकेण त्रीणि पण्णां शरीरपर्याप्तकानां मिथ्यादृष्टीनाम् ।
सवैक्रियेण संज्ञिनः सम्यग्दृष्टेर्मिथ्यादृष्टेर्वा पञ्च ॥ १८ ॥

અર્થ—શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા મિથ્યાદૃષ્ટિ છ જીવભેદોને ઔદારિક કાયયોગ સાથે ત્રણ યોગ હોય છે અને સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા સંજ્ઞિ જીવોને વૈક્રિય અને ઔદારિક કાયયોગ સાથે પાંચ યોગ હોય છે.

ટીકાનુ૦—શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા અને શેષ પર્યાપ્તિએ અપર્યાપ્તા મિથ્યાદૃષ્ટિ સૂક્ષ્મ બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ છ જીવભેદોને ઔદારિક કાયયોગ સાથે ત્રણ યોગો હોય છે. તેથી અપર્યાપ્ત આ છ જીવભેદોના મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક આશ્રયી બંધહેતુના ભાંગાનો વિચાર કરતાં અંક સ્થાપનમાં યોગના સ્થાને ત્રણ મૂકવા.

તથા સંજ્ઞિ અપર્યાપ્ત મિથ્યાદૃષ્ટિ અથવા સમ્યગ્દૃષ્ટિ જીવોને શરીરપર્યાપ્તિ પૂર્ણ થતા પહેલાં પૂર્વોક્ત વૈક્રિયમિશ્ર અને કાર્મણરૂપ ત્રણ યોગો હોય છે અને શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા પછી દેવ અને નારકીની અપેક્ષાએ વૈક્રિય કાયયોગ અને મનુષ્ય તથા તિર્યંચોની અપેક્ષાએ ઔદારિક કાયયોગનો સંભવ હોવાથી કુલ પાંચ યોગો સંભવે છે. તેથી સંજ્ઞિને અપર્યાપ્તાવસ્થામા સમ્યગ્દૃષ્ટિપણાને અગર મિથ્યાદૃષ્ટિપણાને આશ્રયી બંધહેતુના ભાંગા કહેવાના અવસરે યોગના સ્થાને પાચ મૂકવા.

અહિં પહેલાં સંજ્ઞિ અપર્યાપ્તાને જઘન્યપદે ચૌદ બંધહેતુ અને ઉત્કૃષ્ટપદે અઢાર બંધહેતુ કહ્યા છે. તેનો હવે વિચાર કરે છે.

તેમાં જઘન્યપદે ચૌદ બંધહેતુઓ સમ્યગ્દૃષ્ટિને હોય છે. તે આ પ્રમાણે—છ કાયનો વધ; પાંચ ઇન્દ્રિયની અવિરતિમાંથી કોઇ પણ એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ, ત્રણ વેદમાંથી કોઈપણ એક વેદ, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન ક્રોધાદિ કષાયોમાંથી કોઈપણ ક્રોધાદિ ત્રણ કષાય, તથા યોગો અહિં પાંચ સંભવે છે. કહ્યું છે કે 'સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ સંજ્ઞિ અપર્યાપ્તને વૈક્રિય અને ઔદારિક કાયયોગ સાથે પાંચ યોગ હોય છે.' માટે પાંચ યોગમાંથી કોઈપણ એક યોગ. પ્રમાણે જઘન્યપદે ચૌદ હેતુ હોય છે.

અંક સ્થાપનમાં પર્યાપ્ત સંજ્ઞિ સિવાય શેષ સઘળા જીવોને હંમેશાં છ કાયના વધરૂપ એકજ ભાંગો હોય છે, માટે કાયસ્થાને એક, વેદના સ્થાને ત્રણ, યોગના સ્થાને પાંચ, ઇન્દ્રિયની અવિરતિના સ્થાને પાંચ, યુગલના સ્થાને બે, અને કષાયના સ્થાને ચાર. ૪-૨-૫-૫-૩-૧ મૂકવા. આ અંકોનો ગુણાકાર આ પ્રમાણે કરવો.

પહેલાં ત્રણ વેદ સાથે પાંચ યોગોનો ગુણાકાર કરવો એટલે પંદર ૧૫ થાય, તેમાંથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે ચાર રૂપ ઓછા કરવાનું પૂર્વે કહ્યું છે તે પ્રમાણે ચાર રૂપ ઓછાં કરવાં એટલે શેષ અગીઆર ૧૧ રહે. તેને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણાકાર કરવો એટલે પંચાવન ૫૫ થાય, તેની સાથે બે યુગલને ગુણતાં એકસો દશ ૧૧૦ થાય, તેને ક્રોધાદિ કષાયો સાથે ગુણતાં ચારસો અને ચાળીસ ૪૪૦ થાય. તેટલા સંજ્ઞિ અપર્યાપ્તા સમ્યગ્દૃષ્ટિને ચૌદ બંધહેતુના ભાંગા થાય.

તે ચૌદ બંધહેતુમાં ભય મેળવતાં પંદર થાય તેના પણ ચારસો ચાળીસ જ ૪૪૦ ભાંગા થાય.

અથવા જુગુપ્સા મેળવતાં પંદર હેતુના પણ ચારસો ચાળીસ ૪૪૦ ભાંગા થાય.

તથા તે ચૌદ બંધહેતુમાં ભય અને જુગુપ્સા એ બંને મેળવતાં સોળ હેતુ થાય તેના પણ ચારસો ચાળીસ જ ૪૪૦ ભાંગા થાય.

સઘળા મળી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ સંજ્ઞિ અપર્યાપ્તાને બંધહેતુના સત્તરસો અને સાઠ ભાંગા થાય.

સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ અપર્યાપ્તા સંજ્ઞિને કાર્મણ, ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગો હોય છે. માટે યોગના સ્થાને ત્રણ મૂકવા.

આ ગુણઠાણુવાળાને જઘન્યપદે પંદર બંધહેતુ હોય છે. કારણ કે અહિં અનંતાનુબંધિનો ઉદય અવશ્ય હોય છે. અંકસ્થાપનમાં શેષ અંકોની સ્થાપના પૂર્વવત્ કરવી. તે આ પ્રમાણે ૪–૨–૫–૩–૩–૧

તેમાં પહેલા ત્રણ વેદ સાથે ત્રણ યોગનો ગુણાકાર કરવો એટલે નવ ૯ થાય તેમાંથી સાસ્વાદન ગુણસ્થાનકે એક રૂપ ઓછું કરવા પૂર્વે કહ્યું છે તે પ્રમાણે એક રૂપ ઓછું કરવું એટલે શેષ આઠ રહે. તેને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણતાં ચાળીસ થાય, તેને બે યુગલ સાથે ગુણતાં એંશી થાય, તેને ચાર કષાય સાથે ગુણતાં ત્રણસો વીશ ૩૨૦ થાય, એટલા સાસ્વાદન ગુણઠાણે સંજ્ઞિ અપર્યાપ્તાના પંદર બંધહેતુના ભાંગા થાય.

તે પંદરમાં ભય મેળવતાં સોળ હેતુ થાય તેના પણ તે ત્રણસો વીશ ૩૨૦ ભાંગા જ થાય.

એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં સોળ હેતુના પણ ત્રણસો વીશ ૩૨૦ ભાંગા થાય.

ભય, જુગુપ્સા બંને મેળવતા સત્તર હેતુ થાય તેનાં પણ ત્રણસો વીશ ૩૨૦ ભાંગા થાય.

સઘળા મળી સાસ્વાદન ગુણઠાણે સંજ્ઞિ અપર્યાપ્તાના બંધહેતુના ભાંગા બારસો એંશી ૧૨૮૦ ભાંગા થાય.

મિથ્યાદષ્ટિ સંજ્ઞિ અપર્યાપ્તાને જઘન્યપદે સોળ બંધહેતુઓ હોય છે કારણ કે પૂર્વોક્ત પંદર હેતુમાં મિથ્યાત્વને ઉદય વધે છે. અહિં યોગો પાંચ હોય છે. કેમકે પહેલાં કહ્યું છે છે–સમ્યક્ત્વી અથવા મિથ્યાત્વી સંજ્ઞિ અપર્યાપ્તાને વૈક્રિય સહિત પાંચ યોગો હોય છે' માટે યોગના સ્થાને પાંચ મૂકવા. શેષ અંકસ્થાપના પૂર્વની જેમજ કરવી, માત્ર અહિં મિથ્યાત્વને ઉદય હોવાથી અને તે પણ એક અનાભોગિક મિથ્યાત્વ હોવાથી મિથ્યાત્વના સ્થાને એક મૂકવો. એટલે અંકસ્થાપના આ પ્રમાણે કરવી ૪–૨–૫–૫–૩–૧–૧

ગુણાકાર આ પ્રમાણે કરવો—ત્રણ વેદ સાથે પાંચયોગોને ગુણતાં પંદર ૧૫ થાય તેને પાંચ ઇન્દ્રિયની અવિરતિ સાથે ગુણતાં પંચોતેર ૭૫ થાય તેને બે યુગલ સાથે ગુણતાં એકસો પચાસ ૧૫૦ થાય અને તેને ચાર કષાય સાથે ગુણતાં છસો ૬૦૦ થાય. સંજ્ઞિ અપર્યાપ્ત મિથ્યાદષ્ટિને સોળ બંધહેતુના તેટલા ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ તેટલા જ ૬૦૦ ભાંગા થાય.

અથવા જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ છસો ૬૦૦ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા બંને મેળવતાં અઢાર બંધહેતુ થાય. તેના પણ છસો ૬૦૦ ભાંગા થાય.

સરવાળે સંજ્ઞિ અપર્યાપ્ત મિથ્યાદષ્ટિના ચોવીસસો ૨૪૦૦ ભાંગા થાય અને ત્રણે ગુણસ્થાનકેના સઘળા મળી ચોપનસો અને ચાલીસ ૫૪૪૦ ભાંગા થાય.

હવે અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયના બંધહેતુના ભાંગા કહે છે—અસંજ્ઞિ પંચેન્દ્રિય અપર્યાપ્તાને સાસ્વાદન ગુણઠાણે જઘન્યથી પંદર બંધહેતુ હોય છે. તે આ પ્રમાણે–છ કાયને વધ, પાંચ કાયની અવિરતિમાંથી કોઈ પણ એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ, ત્રણ વેદમાંથી કોઈ પણ એક વેદ, અનંતાનુબંધિ આદિ કષાયોમાંથી કોઇ પણ ક્રોધાદિ ચાર કષાય અને કાર્મણ તથા ઔદારિકમિશ્ર કાયયોગમાંથી એક યોગ. આ પ્રમાણે ઓછામાં ઓછા પંદર હેતુ હોય છે.

તેની અંક સ્થાપના ક્રમશઃ આ પ્રમાણે–છ કાયના વધના સ્થાને એક, ઇન્દ્રિયની અવિરતિના સ્થાને પાંચ, કષાયના સ્થાને ચાર, યુગલના સ્થાને બે, વેદના સ્થાને ત્રણ અને યોગના સ્થાને બે. ૧–૫–૪–૨–૩–૨ આ અંકોને અનુક્રમે ગુણાકાર કરતાં પંદર બંધહેતુના બસો ચાલીસ ૨૪૦ ભાંગા થાય.

તે પંદરમાં ભય મેળવતાં સોળ બંધહેતુ થાય તેના પણ બસો ચાળીસ ૨૪૦ ભાંગા થાય.

એ પ્રમાણે જુગુપ્સા મેળવતાં સોળ બંધહેતુના પણ બસો ચાલીસ ૨૪૦ ભાંગા થાય.

તથા ભય, જુગુપ્સા બંને મેળવતા સત્તર બંધહેતુ થાય તેના પણ બસો ચાળીસ ૨૪૦ ભાંગા થાય.

સઘળા મળી સાસ્વાદન ગુણસ્થાનકે વર્ત્તમાન અસંજ્ઞિ પંચેન્દ્રિયના બંધહેતુના નવસો અને સાઠ ૯૬૦ ભાંગા થાય.

મિથ્યાદૃષ્ટિ અસંજ્ઞિ પંચેન્દ્રિય અપર્યાપ્તાને મિથ્યાત્વમોહનો ઉદય વધવાથી જઘન્ય-પદે સોળ બંધહેતુઓ હોય છે. મિથ્યાત્વ ગુણઠાણે અપર્યાપ્તાવસ્થામાં યોગો ત્રણ હોય છે, માટે યોગના સ્થાને ત્રણ મૂકવા. ત્યારપછી પૂર્વવત્ અંકોનો ગુણાકાર કરતા સોળ બંધહેતુના ત્રણસો સાઠ ૩૬૦ ભાંગા થાય છે.

તે સોળમાં ભય મેળવતાં સત્તર બંધહેતુ થાય તેના પણ ત્રણસો સાઠ ૩૬૦ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર બંધહેતુના પણ ત્રણસો સાઠ ૩૬૦ ભાંગા થાય.

તથા ભય જુગુપ્સા બંને મેળવતાં અઢાર બંધહેતુ થાય તેના પણ ત્રણસો સાઠ ૩૬૦ ભાંગા થાય.

સઘળા મળી મિથ્યાદૃષ્ટિ અસંજ્ઞિ અપર્યાપ્તાને ચૌદસો અને ચાળીસ ૧૪૪૦ બંધ-હેતુના ભાંગા થાય. બંને ગુણસ્થાનકના મળી અસંજ્ઞિ અપર્યાપ્તાના બંધહેતુના ભાંગા ચોવીસસો ૨૪૦૦ થાય.

પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયને જઘન્યપદે સોળ બંધહેતુ હોય છે. તે આ પ્રમાણે-એક મિથ્યાત્વ, છ કાયનો વધ, પાંચ ઇન્દ્રિયની અવિરતિમાંથી કોઈ પણ એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ, અનંતાનુબંધિ આદિ કષાયોમાંથી કોઇપણ ક્રોધાદિ ચાર કષાય, ત્રણ વેદમાંથી એક વેદ અને ઔદારિક કાયયોગ તથા અસત્ય અમૃષા વચનયોગમાંથી એક યોગ.

અંક સ્થાપના આ પ્રમાણે—૧-૧-૫-૨-૪-૩-૨. ક્રમશઃ અંકોનો ગુણાકાર કરતાં સોળ બંધહેતુના બસો ચાળીસ ૨૪૦ ભાંગા થાય.

તે સોળ હેતુમાં ભય મેળવતાં સત્તર થાય તેના પણ બસો ચાળીસ ૨૪૦ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ બસો ચાળીસ ૨૪૦ ભાંગા થાય.

ભય તથા જુગુપ્સા બંને મેળવતાં અઢાર બંધહેતુ થાય તેના પણ બસો ચાળીસ ૨૪૦ ભાંગા થાય.

સઘળા મળી પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયના બંધહેતુના ભાંગા નવસો સાઠ ૯૬૦ થાય. આ પ્રમાણે અસંજ્ઞિ પંચેન્દ્રિયના બંધહેતુના ભાંગા કહ્યા.

હવે ચૌરિન્દ્રિયના બંધહેતુના ભાંગા કહે છે—અપર્યાપ્ત ચૌરિન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે જઘન્યપદે પંદર બંધહેતુઓ હોય છે. તે આ પ્રમાણે—છ કાયનો વધ, ચાર ઇન્દ્રિયની અવિરતિમાંથી એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ તથા

સંજ્ઞિ પંચેન્દ્રિય વિનાના શેષ સઘળા સંસારી જીવો પરમાર્થથી તો નપુંસકવેદી જ છે, માત્ર અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવોમાં સ્ત્રી અને પુરૂષનો આકાર હોય છે તે આકાર માત્રને આશ્રયી તેઓ સ્ત્રીવેદી અને પુરૂષવેદીમાં ઘટે છે, માટે અસંજ્ઞિમાં ત્રણ વેદ કહ્યા છે. ચૌરિન્દ્રિયાદિ જીવોને તો સ્ત્રી અને પુરૂષનો બાહ્ય આકાર પણ હોતો નથી માટે ચૌરિન્દ્રિયાદિ સઘળા જીવોમાં નપુંસકવેદ એક જ સમજવો. માટે વેદ એક તથા અનંતાનુબંધિ ક્રોધાદિમાંથી કોઈપણ ક્રોધાદિ ચાર કષાય, કાર્મણ અને ઔદારિકમિશ્ર યોગમાંથી એક યોગ.

અંકસ્થાપનામાં કાયસ્થાને એક, કારણ કે છએ કાયની હિંસાનો ષટ્સંયોગિ ભાંગો એક જ હોય છે તેથી. ઇન્દ્રિયની અવિરતિના સ્થાને ચાર, યુગલના સ્થાને બે, વેદના સ્થાને એક, કષાયના સ્થાને ચાર અને યોગના સ્થાને બે. ૨-૪-૧-૨-૪-૧ મૂકવા.

હવે આ અંકોનો ગુણાકાર આ પ્રમાણે કરવો—ચારે ઇન્દ્રિયની અવિરતિ એક એક યુગલના ઉદયવાળાને હોય છે માટે બે યુગલ સાથે ગુણવા એટલે આઠ ૮ થાય તે આઠે ક્રોધાદિ કોઈપણ એક એકના ઉદયવાળા હોય છે માટે આઠને ચારે ગુણતાં બત્રીસ ૩૨ થાય, તે બત્રીસ એક એક યોગવાળા હોય છે માટે તેને બએ ગુણતાં ચોસઠ ૬૪ થાય. આટલા અપર્યાપ્ત ચતુરિન્દ્રિયના સાસ્વાદન ગુણઠાણે પંદર બંધહેતુના ભાંગા થાય.

તે પંદરમાં ભય મેળવતાં સોળ થાય, તેના પણ ચોસઠ ૬૪ ભાંગા થાય.

એ રીતે જુગુપ્સા મેળવતાં પણ સોળ બંધહેતુના ચોસઠ ૬૪ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા બંને મેળવતાં સત્તર બંધહેતુ થાય, તેના પણ ચોસઠ ૬૪ ભાંગા થાય.

સઘળા મળી ચૌરિન્દ્રિય અપર્યાપ્તાના સાસ્વાદન ગુણઠાણે બંધહેતુના બસો છપ્પન્ન ૨૫૬ ભાંગા થાય.

તથા મિથ્યાદષ્ટિ અપર્યાપ્ત ચૌરિન્દ્રિયને જઘન્યપદે પૂર્વોક્ત પંદર હેતુમાં મિથ્યાત્વમોહનીય ઉમેરવાથી સોળ બંધહેતુ થાય છે. અહિં યોગો કાર્મણ ઔદારિકમિશ્ર અને ઔદારિક એમ ત્રણ હોય છે. કારણ કે અહિં શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા પછી ઔદારિકકાયયોગ ઘટે છે. એટલે યોગના સ્થાને ત્રણ મૂકી પૂર્વવત્ અંકોનો ગુણાકાર કરતાં છન્નુ ૯૬ ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતા સત્તર હેતુ થાય, તેના પણ છન્નુ ૯૬ ભાંગા થાય.

એ રીતે જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ છન્નુ ૯૬ ભાંગા થાય.

ભય અને જુગુપ્સા બન્ને મેળવતાં અઢાર હેતુ થાય, તેના પણ છન્નુ ભાંગા થાય.

સઘળા મળી અપર્યાપ્ત ચૌરિન્દ્રિય મિથ્યાદષ્ટિના ત્રણસો ચોરાશી ૩૮૪ ભાંગા થાય.

પર્યાપ્ત ચૌરિન્દ્રિયને જઘન્યપદે સોળ બંધહેતુઓ હોય છે, તે આ પ્રમાણે—એક મિથ્યાત્વ, છ કાયનો વધ, ચાર ઇન્દ્રિયની અવિરતિમાંથી કોઈપણ એક ઇન્દ્રિયની અવિરતિ, બે યુગલમાંથી એક યુગલ, અનંતાનુબંધિ ક્રોધાદિમાંથી કોઈપણ ક્રોધાદિ ચાર કષાય, નપુંસકવેદ અને ઔદારિક કાયયોગ તથા અસત્ય અમૃષા વચનયોગ એ બે યોગમાંથી એક યોગ.

અંકસ્થાપના આ પ્રમાણે—મિથ્યાત્વના સ્થાને એક, ઇન્દ્રિયની અવિરતિના સ્થાને ચાર, યુગલના સ્થાને બે, કષાયના સ્થાને ચાર, વેદના સ્થાને એક અને યોગના સ્થાને બે. ૧–૧–૪–૨–૪–૧–૨. ક્રમશઃ અંકોનો ગુણાકાર કરતાં સોળ બંધહેતુના ચોસઠ ૬૪ ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર થાય, તેના પણ ચોસઠ ૬૪ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ ચોસઠ ૬૪ ભાંગા થાય.

ભય અને જુગુપ્સા બંને મેળવતાં અઢાર હેતુ થાય તેના પણ ચોસઠ ૬૪ ભાંગા થાય.

આ પ્રમાણે ચૌરિન્દ્રિય પર્યાપ્ત મિથ્યાદૃષ્ટિના બંધહેતુના બસો છપ્પન ૨૫૬ ભાંગા થાય. ચૌરિન્દ્રિયના સઘળા મળી આઠસો અને છન્નુ ૮૯૬ ભાંગા થાય. આ રીતે ચૌરિન્દ્રિયના ભાંગા કહ્યા.

હવે તેઇન્દ્રિયના ભાંગા કહે છે—અપર્યાપ્ત તેઇન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે જઘન્યપદે ચૌરિન્દ્રિય પ્રમાણે પંદર હેતુ હોય છે. માત્ર ઇન્દ્રિયની અવિરતિના સ્થાને ત્રણ ઇન્દ્રિયની અવિરતિમાંથી એક ઇન્દ્રિયની અવિરતિ કહેવી.

પૂર્વની જેમ અંકોનો ગુણાકાર કરતાં પંદર બંધહેતુના અડતાલીસ ૪૮ ભાંગા થાય.

તે પંદરમાં ભય મેળવતાં સોળ થાય, તેના પણ અડતાલીસ ૪૮ ભાંગા થાય.

અથવા જુગુપ્સા મેળવતાં સોળ હેતુના પણ અડતાલીશ ૪૮ ભાંગા થાય.

ભય અને જુગુપ્સા બંને મેળવતાં સત્તર હેતુ થાય, તેના પણ અડતાલીસ ૪૮ ભાંગા થાય.

સઘળા મળી અપર્યાપ્ત તેઇન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે બંધહેતુના એકસો બાણું ૧૯૨ ભાંગા થાય.

પૂર્વોક્ત પંદરમાં મિથ્યાત્વરૂપ હેતુ મેળવવાથી મિથ્યાદૃષ્ટિ અપર્યાપ્ત તેઇન્દ્રિયને સોળ બંધહેતુ હોય છે. અહિં યોગો કાર્મણ, ઔદારિકમિશ્ર અને ઔદારિક એ ત્રણ હોય છે. માટે યોગને સ્થાને ત્રણ મૂકી પૂર્વવત્ અંકોનો ગુણાકાર કરતાં સોળ બંધહેતુના બહોંતેર ૭૨ ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર થાય તેના પણ બહોંતેર ૭૨ ભાંગા થાય.

એ જ રીતે જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ બહોતેર ૭૨ ભાગા થાય. ભય, જુગુપ્સા બંને મેળવતાં અઢાર હેતુ થાય. તેના પણ પૂર્વવત્ બહોતેર ૭૨ ભાંગા થાય.

બધા મળી અપર્યાપ્ત તેઇન્દ્રિય મિથ્યાદષ્ટિના બસો અઠ્ઠાશી ૨૮૮ ભાંગા થાય. બંને ગુણસ્થાને અપર્યાપ્ત તેઇન્દ્રિયના બંધહેતુના કુલ ભાંગા ચારસો અને એંશી ૪૮૦ થાય.

પર્યાપ્ત તેઇન્દ્રિયને પર્યાપ્ત ચૌરિન્દ્રિયની જેમ જઘન્યપદે સોળ બંધહેતુઓ હોય છે. માત્ર ત્રણ ઇન્દ્રિયની અવિરતિમાંથી કોઈપણ એક ઇન્દ્રિયની અવિરતિ કહેવી. શેષ સઘળું પૂર્વની જેમ સમજવુ. અહિં ભાંગા અડતાલીસ ૪૮ થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ અડતાલીશ ૪૮ ભાંગા થાય.

તે પ્રમાણે જુગુપ્સા મેળવતા સત્તર હેતુના પણ અડતાલીસ ૪૮ ભાગા થાય.

તથા ભય અને જુગુપ્સા બંને મેળવતા અઢાર હેતુ થાય તેના પણ અડતાલીસ ૪૮ ભાંગા થાય.

આ પ્રમાણે મિથ્યાદષ્ટિ ગુણઠાણે પર્યાપ્ત તેઇન્દ્રિયના બંધહેતુના સરવાળે એકસો બાણુ ૧૯૨ ભાંગા થાય. તેઇન્દ્રિયના બંધહેતુના કુલ ભાંગા છસો બહોતેર ૬૭૨ થાય. તેઇન્દ્રિયના બંધહેતુના ભાંગા કહ્યા.

હવે બેઇન્દ્રિયના બંધહેતુના ભાંગા કહે છે—અપર્યાપ્ત બેઇન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે ચૌરિન્દ્રિયની જેમ પંદર બંધહેતુ હોય છે, માત્ર બેઇન્દ્રિયની અવિરતિમાંથી કોઈ પણ એક ઇન્દ્રિયની અવિરતિ કહેવી. પૂર્વવત્ અંકોનો ગુણાકાર કરતાં પંદર હેતુના બત્રીસ ૩૨ ભાંગા થાય.

તે પંદરમાં ભય મેળવતાં સોળ હેતુ થાય તેના પણ બત્રીસ ૩૨ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સોળ હેતુના પણ બત્રીસ ૩૨ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા મેળવતાં સત્તર બંધહેતુ થાય તેના પણ બત્રીસ ૩૨ ભાંગા થાય.

સઘળા મળી અપર્યાપ્ત બેઇન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે એકસો અઠ્ઠાવીસ ૧૨૮ ભાંગા થાય.

મિથ્યાદષ્ટિ અપર્યાપ્ત બેઇન્દ્રિયને પૂર્વોક્ત પંદર હેતુમાં મિથ્યાત્વરૂપ હેતુ મળવાથી સોળ બંધહેતુ થાય. માત્ર અહિં યોગ કાર્મણ, ઔદારિકમિશ્ર અને ઔદારિક એ ત્રણ હોય માટે યોગના સ્થાને ત્રણ મૂકી પૂર્વની જેમ અંકોનો ગુણાકાર કરતાં અડતાલીસ ૪૮ ભાંગા થાય. મિથ્યાદષ્ટિ બેઇન્દ્રિય અપર્યાપ્તાના સોળ બંધહેતુના તેટલા ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર હેતુ થાય. તેના પણ અડતાલીસ ૪૮ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ અડતાલીસ ૪૮ ભાંગા થાય.

તથા ભય જુગુપ્સા બંને મેળવતાં અઢાર હેતુ થાય, તેના પણ અડતાલીસ ૪૮ ભાંગા થાય.

સઘળા મળી એકસો બાણુ ૧૯૨ ભાંગા થાય. બંને ગુણસ્થાનકે બેઇન્દ્રિય અપર્યાપ્તાને સઘળા મળી ત્રણસો વીશ ૩૨૦ ભાંગા થાય.

પર્યાપ્ત બેઇન્દ્રિયને જઘન્યપદે અનંતરોક્ત સોળ બંધહેતુઓ હોય છે. માત્ર અહિં ઔદારિકકાયયોગ અને અસત્ય અમૃષા વચનયોગ એ બે યોગમાંથી એક યોગ કહેવો. યોગના સ્થાને બે મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં સોળ બંધહેતુના બત્રીસ ૩૨ ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ બત્રીસ ૩૨ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ બત્રીસ ૩૨ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા એ બંને મેળવતાં અઢાર બંધહેતુ થાય તેના પણ બત્રીસ ૩૨ ભાંગા થાય.

સઘળા મળી પર્યાપ્ત બેઇન્દ્રિયના બંધહેતુના એકસો અઠ્ઠાવીશ ૧૨૮ ભાંગા થાય. બેઇન્દ્રિયના બંધહેતુના સઘળા મળી ચારસો અને અડતાલીસ ૪૪૮ ભાંગા થાય. બેઇન્દ્રિયના બંધહેતુના ભાંગા કહ્યા.

હવે બાદર એકેન્દ્રિયના ભાંગા કહે છે—અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે જઘન્યપદે પૂર્વની જેમ પંદર બંધહેતુઓ હોય છે. માત્ર અહિં એક સ્પર્શ ઇન્દ્રિયનીજ અવિરતિ કરવી.

અંકસ્થાપનામાં ઇન્દ્રિયની અવિરતિના સ્થાને એક, છ કાયના વધના સ્થાને એક, કષાયના સ્થાને ચાર, યુગલના સ્થાને બે, વેદના સ્થાને એક, અને યોગના સ્થાને બે ૧–૧–૪–૨–૧–૨ મૂકી અંકોનો ગુણાકાર કરતાં પંદર હેતુના સોળ ૧૬ ભાંગા થાય.

તે પંદરમાં ભય મેળવતાં સોળ હેતુ થાય તેના પણ સોળ ૧૬ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સોળ બંધહેતુના પણ ૧૬ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા બંને મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ સોળ ૧૬ ભાંગા થાય.

આ પ્રમાણે અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયને સાસ્વાદન ગુણઠાણે બંધહેતુના ચોસઠ ૬૪ ભાંગા થાય.

તથા મિથ્યાત્વરૂપ હેતુ મળવાથી અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય મિથ્યાદૃષ્ટિને સોળ બંધહેતુ થાય. માત્ર અહિં કાર્મણ, ઔદારિકમિશ્ર, અને ઔદારિક એ ત્રણ યોગમાંથી કોઈપણ

એક યોગ કહેવો. યોગના સ્થાને ત્રણ મૂકી પૂર્વવત્ અંકોનો ગુણાકાર કરતાં સોળ બંધહેતુના ચોવીસ ૨૪ ભાંગા થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ ચોવીસ ૨૪ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ ચોવીસ ૨૪ ભાંગા થાય.

તથા ભય જુગુપ્સા બંને મેળવતાં અઢાર હેતુ થાય, તેના પણ ચોવીસ ૨૪ ભાંગા થાય.

સઘળા મળી છન્નું ૯૬ ભાંગા થાય. બને ગુણઠાણે બાદર એકેન્દ્રિય અપર્યાપ્તાના સઘળા મળી એકસો સાઠ ૧૬૦ ભાંગા થાય.

પર્યાપ્ત બાદર એકેન્દ્રિયને જઘન્યપદે અનંતરોક્ત સોળ બંધહેતુઓ હોય છે માત્ર અહિં ઔદારિક, વૈક્રિય, અને વૈક્રિયમિશ્ર એ ત્રણ યોગમાંથી એક યોગ કહેવો કારણ કે પર્યાપ્ત બાદર વાયુકાયમાના કેટલાક જીવોને વૈક્રિય શરીર હોય છે. માટે યોગના સ્થાને ત્રણ મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતાં સોળ હેતુના ચોવીસ ૨૪ ભાંગા થાય.

તે સોળમા ભય મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ ચોવીસ ૨૪ ભાગા થાય.

જુગુપ્સા મેળવતા સત્તર હેતુ થાય તેના પણ ચોવીસ ૨૪ ભાંગા થાય.

ભય અને જુગુપ્સા બંને મેળવતાં અઢાર હેતુ થાય તેના પણ ચોવીસ ૨૪ ભાંગા થાય.

કુલ છન્નુ ભાગા થાય. સઘળા મળી બાદર એકેન્દ્રિયના બંધહેતુના બસો અને છપ્પન ૨૫૬ ભાગા થાય. બાદર એકેન્દ્રિયના ભાંગા કહ્યા.

હવે સૂક્ષ્મએકેન્દ્રિયના કહે છે—સૂક્ષ્મએકેન્દ્રિય અપર્યાપ્તાને જઘન્યપદે બાદર એકેન્દ્રિયની જેમ સોળ બંધહેતુઓ હોય છે. અહિં ભાંગા પૂર્વવત્ ચોવીસ ૨૪ થાય.

તે સોળમા ભય મેળવતાં સત્તર હેતુ થાય તેના પણ ચોવીસ ૨૪ ભાંગા થાય.

જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ ૨૪ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા બંને મેળવતા અઢાર બંધહેતુ થાય તેના પણ ચોવીસ ભાંગા થાય.

સરવાળે છન્નું ૯૬ ભાંગા થાય.

તથા પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયને જઘન્યપદે હમણાં કહ્યા તેજ સોળ બંધહેતુઓ હોય છે. માત્ર અહિં યોગ એક ઔદારિક કાયયોગજ હોય છે. માટે યોગના સ્થાને એક મૂકી પૂર્વોક્ત ક્રમે અંકોનો ગુણાકાર કરતા સોળ બંધહેતુના આઠ ભાંગા થાય. એટલે ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ સાથે ફેરવતાં સોળ બંધહેતુ આઠ પ્રકારે થાય.

તે સોળમાં ભય મેળવતાં સત્તર થાય તેના પણ આઠ ૮ ભાંગા થાય.

અથવા જુગુપ્સા મેળવતાં સત્તર હેતુના પણ આઠ ૮ ભાંગા થાય.

તથા ભય અને જુગુપ્સા મેળવતાં અઢાર હેતુ થાય તેના પણ આઠ ૮ ભાંગા થાય.

સઘળા મળી બત્રીસ ભાંગા થાય. સૂક્ષ્મ એકેન્દ્રિયના સઘળા મળી બંધહેતુના એકસો અઠાવીસ ૧૨૮ ભાંગા થાય. ૧૮

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં અને જીવસ્થાનકોમાં બંધહેતુના ભાંગા કહ્યા. હવે જે કર્મપ્રકૃતિઓ અન્વય વ્યતિરેકને અનુસરી જે બંધહેતુવાળી છે તેનું તે પ્રકારે પ્રતિપાદન કરે છે—

सोलस मिच्छनिमित्ता बज्झहि पणतीस अविरइए य।
सेसा उ कसाएहिवि जोगेहिवि सायवेयणीयं ॥ १९ ॥

षोडश मिथ्यात्वनिमित्ता बध्यन्ते पञ्चत्रिंशदविरत्या च।
शेषास्तु कषायैरपि योगैरपि सातवेदनीयम् ॥ १९ ॥

અર્થ—સોળ કર્મપ્રકૃતિઓ મિથ્યાત્વરૂપ હેતુવડે બંધાય છે. તથા પાંત્રીસ પ્રકૃતિઓ અવિરતિરૂપ હેતુવડે, શેષ પ્રકૃતિઓ કષાયોવડે, અને સાતવેદનીય યોગરૂપ હેતુવડે બંધાય છે.

ટીકાનુ૦—કારણનો સદ્ભાવ છતાં કાર્યનો સદ્ભાવ તે અન્વય, અને કારણના અભાવે કાર્યનો અભાવ તે વ્યતિરેક કહેવાય.

નરકગતિ. નરકાનુપૂર્વિ, નરકાયુ, એકેન્દ્રિયજાતિ, વિકલેન્દ્રિયજાતિત્રિક, મિથ્યાત્વ, નપુંસકવેદ, હુંડકસંસ્થાન, સેવાર્ત સંઘયણ. આતપનામ, સ્થાવરનામ, સૂક્ષ્મનામ, સાધારણનામ અને અપર્યાપ્તનામ એ સોળ પ્રકૃતિઓ અન્વય વ્યતિરેકવડે વિચારતાં મિથ્યાત્વનિમિત્તક છે. કેમકે એ સોળ પ્રકૃતિઓ મિથ્યાત્વરૂપ હેતુ છતાં અવશ્ય બંધાય છે, અને મિથ્યાત્વરૂપ હેતુનો અભાવ છતાં બંધાતી નથી.

આ કર્મપ્રકૃતિઓ મિથ્યાત્વ ગુણઠાણે બંધાય છે. અને મિથ્યાત્વ ગુણઠાણે તો ચારે બંધહેતુ હોય છે એટલે જો કે આ સોળ પ્રકૃતિઓ બંધાતાં અવિરતિ આદિ હેતુઓનો પણ ઉપયોગ થાય છે, તો પણ તેઓની સાથે અન્વય વ્યતિરેક બંધન ઘટતું નથી, પરંતુ મિથ્યાત્વ સાથેજ ઘટે છે. કારણ કે મિથ્યાત્વરૂપ હેતુ જ્યાં સુધી છે ત્યાં સુધીજ તે પ્રકૃતિઓ બંધાય છે, અને મિથ્યાત્વ દૂર થતાં અને અવિરતિ આદિ હેતુ હોવા છતાં પણ તેઓ બંધાતી નથી માટે વાસ્તવિક રીતે મિથ્યાત્વ જ તે પ્રકૃતિઓનો બંધહેતુ છે, અવિરતિ આદિ નથી. એટલે કે એ સોળ પ્રકૃતિઓના

બંધમાં મિથ્યાત્વ મુખ્ય હેતુ છે અને અવિરતિ આદિ ગૌણ છે. આ પ્રમાણે આગળ ઉપર પણ હેતુઓ માટે સમજવું.

તથા સ્ત્યાનર્ધિત્રિક, સ્ત્રીવેદ, અનંતાનુબંધિ ચતુષ્ક, તિર્યંચત્રિક, પહેલા અને છેલ્લા વિના ચાર સંસ્થાન, અને છેલ્લા વિના પાંચ સંઘયણ, ઉદ્યોત, અપ્રશસ્ત વિહાયોગતિ, દુર્ભગ, અનાદેય, દુઃસ્વર, નીચગોત્ર, અપ્રત્યાખ્યાન ચતુષ્ક, મનુષ્યત્રિક અને ઔદારિકદ્વિક, એ પાંત્રીસ કર્મપ્રકૃતિઓ અવિરતિ નિમિત્તે બંધાય છે. એટલે કે એ પ્રકૃતિઓનો ખાસ હેતુ અવિરતિ છે.

તથા સાત વેદનીય વિનાની શેષ અડસઠ પ્રકૃતિઓ કષાયોવડે બંધાય છે. તે અડસઠ પ્રકૃતિઓનો ખાસ બંધહેતુ કષાય છે. કારણ કે તેઓ કષાયો સાથે અન્વય વ્યતિરેકને અનુસરે છે.[1]

તથા જ્યાં સુધી યોગ છે ત્યાં સુધી બંધાય છે, અને યોગના અભાવે બંધાતી નથી, માટે સાત વેદનીયનો યોગ બંધહેતુ છે. ૧૯

**तित्थयराहाराणं बंधे सम्मत्तसंजमा हेऊ।**
**पयडीपएसबंधा जोगेहिं कसायओ इयरे ॥ २० ॥**

**तीर्थकराहारकाणां बन्धे सम्यक्त्वसंयमौ हेतू।**
**प्रकृतिप्रदेशबन्धौ योगैः कषायत इतरौ ॥ २० ॥**

અર્થ—તીર્થંકર અને આહારકદ્વિકના બંધમાં સમ્યક્ત્વ અને સંયમ હેતુ છે. તથા પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ યોગવડે, અને સ્થિતિબંધ અને રસબંધ કષાયવડે થાય છે.

ટીકાનુ૦—તીર્થંકર અને આહારકદ્વિકના બંધમાં અનુક્રમે સમ્યક્ત્વ તથા સંયમ હેતુ છે. એટલે કે તીર્થંકરના બંધમાં સમ્યક્ત્વ, અને આહારકદ્વિકના બંધમાં સંયમ હેતુ છે. આ પ્રમાણે તે પ્રકૃતિઓના બંધમાં જ્યારે સમ્યક્ત્વ અને સંયમ હેતુ તરીકે કહેવામાં આવ્યા ત્યારે અન્ય કોઈ આ હકીકત યુક્તિથી વિરૂદ્ધ છે એમ કહી પ્રશ્ન ઉત્પન્ન કરે છે. તે આ પ્રમાણે—

---

૧ આ સ્થળે કર્મગ્રંથની ટીકામાં સોળનો બંધહેતુ મિથ્યાત્વ, પાંત્રીસના મિથ્યાત્વ અને અવિરતિ એ બે, પાંસઠના યોગ વિના ત્રણ અને સાત વેદનીયના ચારે બંધહેતુ લીધા છે ટીકામાં તે તે પ્રકૃતિઓનો જે ગુણઠાણા સુધી બંધ થાય છે ત્યાં સુધીમાં અન્વય વ્યતિરેક સંબંધવડે ઘટતા બધા હેતુની વિવક્ષા કરી છે. અને અહિં એક જ હેતુ વિવક્ષ્યો છે. તથા ટીકામાં તીર્થંકરનામ અને આહારકદ્વિકનો કષાય બંધહેતુ છતાં પણ સમ્યક્ત્વાદિ બીજાં અંતરંગ કારણો હોવાથી ચારમાંથી કયા હેતુથી બંધાય છે તે કહ્યું નથી. અહિં કષાયરૂપ હેતુની વિવક્ષા કરી છે એટલે એમાં વિવક્ષા જ કારણ છે. મતભેદ જણાતો નથી

પ્રશ્ન—તીર્થંકર નામકર્મનો બંધહેતુ જો સમ્યકત્વ કહીએ તો શું ઔપશમિક સમ્યકત્વ હેતુ છે? અથવા ક્ષાયિક હેતુ છે? કે ક્ષાયોપશમિક હેતુ છે? દરેક સ્થળે દોષ છે. તે આ પ્રમાણે—તીર્થંકર નામકર્મના બંધમાં ઔપશમિક સમ્યકત્વ બંધહેતુ તરીકે કહેવામાં આવે તો ઉપશાંત મોહ ગુણઠાણે પણ તેનો બંધ પ્રાપ્ત થાય છે. કારણ કે ત્યાં પણ ઔપશમિક સમ્યકત્વનો સદ્ભાવ છે. જો ક્ષાયિકસમ્યક્ત્વ કહેવામાં આવે તો સિદ્ધોને પણ તેના બંધનો પ્રસંગ આવે. કારણ કે તેઓને પણ ક્ષાયિક-સમ્યકત્વ છે. જો ક્ષાયોપશમિક કહેવામાં આવે તો અપૂર્વકરણના પહેલે સમયે પણ તેના બંધના વિચ્છેદનો પ્રસંગ પ્રાપ્ત થાય. કારણ કે તે સમયે તેને ક્ષાયોપશમિક સમ્યકત્વ હોતું નથી. અને તીર્થંકર નામકર્મના બંધનો વિચ્છેદ તો અપૂર્વકરણના છઠ્ઠા ભાગે થાય છે. માટે કોઈપણ સમ્યકત્વ તીર્થંકર નામકર્મના બંધમાં હેતુરૂપ ઘટતું નથી. તથા આહારકદ્વિકનો બંધહેતુ સંયમ કહેવામાં આવે તો ક્ષીણમોહાદિ ગુણઠાણે પણ તેના બંધનો પ્રસંગ પ્રાપ્ત થાય કારણ કે ત્યાં વિશેષતઃ અતિનિર્મળ ચારિત્રનો સદ્ભાવ છે. અને ત્યાં બંધ તો થતો નથી, માટે આહારકદ્વિકનો પણ સંયમ બંધહેતુ નથી.

ઉત્તર—અમારા અભિપ્રાયનું અજ્ઞાન હોવાથી ઉપર જે શંકા ઉપસ્થિત કરી તે અયોગ્ય છે. કારણ કે—'तित्थयराहाराण बंधे सम्मत्तसंजमा हेऊ' એ પદ વડે સાક્ષાત્ સમ્યક્ત્વ અને સંયમ જ માત્ર તીર્થંકર અને આહારકદ્વિકના બંધહેતુરૂપે કહ્યા નથી, પરંતુ [1]સહકારી કારણભૂત વિશેષ હેતુરૂપે કહ્યા છે. મૂળ કારણ તો આ બંનેમાં કષાય વિશેષ જ છે. પહેલા જ કહ્યું છે કે—सेसाउ कसाएहिं' શેષ પ્રકૃતિઓ કષાયોવડે-કષાયરૂપ બંધહેતુવડે બંધાય છે. અને તીર્થંકર નામકર્મના બંધમાં હેતુરૂપે થતા તે કષાય વિશેષો ઔપશમિકાદિ કોઈપણ સમ્યકત્વ રહિત હોતા નથી એટલે કે ઔપશમિકાદિ કોઈપણ સમ્યક્ત્વ રહિત માત્ર કષાયવિશેષો જ તીર્થંકરના બંધમાં હેતુભૂત થતા નથી. તથા તે ઔપશમિકાદિ કોઈપણ સમ્યક્ત્વયુક્ત તે કષાયવિશેષો સઘળા જીવોને તે પ્રકૃતિઓના બંધમાં હેતુ થતા નથી. તેમ જ અપૂર્વકરણના છઠ્ઠા ભાગ પછી પણ બંધહેતુરૂપે થતા નથી. તથા અપ્રમત્ત ગુણસ્થાનકથી આરંભી અપૂર્વકરણના છઠ્ઠા ભાગ સુધીમાં જ સંભવતા કેટલાક પ્રતિનિયત [2]કષાય વિશેષો જ આહારકદ્વિકના બંધમાં હેતુ છે.

તાત્પર્ય એ કે ચોથાથી આઠમાના છઠ્ઠા ભાગ સુધીના કષાયવિશેષો ઔપશમિકાદિ કોઈપણ સમ્યકત્વ યુક્ત અને હમણાં જ કહેશે તેવી ભાવનાવાળા આત્માઓને

---

૧ સાથે રહી જે કારણરૂપે થાય, તે સહકારી કારણ કહેવાય. વિશિષ્ટ કષાયરૂપ હેતુની સાથે રહી સમ્યકત્વ અને સયમ તીર્થંકર અને આહારકદ્વિકના બધમા હેતુ થાય છે માટે સમ્યકત્વ અને સયમ સહકારી કારણ કહેવાય છે.

૨ અહિં પ્રતિનિયત શબ્દ મૂકી એમ જણાવે છે કે જ્ઞાનીની દૃષ્ટિમા નિશ્ચિત થયેલ અમુક જ કષાયવિશેષો અહિં બંધહેતુરૂપે લેવાના છે. સાતમાથી આઠમાના છઠ્ઠા ભાગ સુધીના, સઘળા નહિ.

તીર્થંકર નામકર્મના બંધમાં હેતુ થાય છે. અને આહારકદ્વિકના બંધમાં ઉપર કહ્યા પ્રમાણે વિશિષ્ટ કષાયો હેતુરૂપે થાય છે. માટે અહિં કોઈ દોષ પ્રાપ્ત થતો નથી.

પ્રશ્ન—ઔપશમિકાદિ કોઈપણ સમ્યક્ત્વ યુક્ત જે કષાયવિશેષો તીર્થંકર નામ-કર્મના બંધમાં હેતુ છે તેનું સ્વરૂપ શું? એટલે કે કેવા પ્રકારના કષાયવિશેષો તીર્થંકર નામકર્મના બંધમાં કારણ છે?

ઉત્તર—પરમાત્માના પરમ પવિત્ર અને નિર્દોષ શાસનવડે જગતવર્ત્તિ સઘળા જીવોનો ઉદ્ધાર કરવાની ભાવના આદિ પરમ ગુણના સમૂહ યુક્ત તે કષાયવિશેષો તીર્થંકર નામકર્મના બંધમાં કારણ છે. તે આ પ્રમાણે-

ભવિષ્યમાં જેઓ તીર્થંકર થવાના છે તેઓને ઔપશમિકાદિ કોઈપણ સમ્યક્ત્વ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે તેના બળથી સંપૂર્ણ સંસારના આદિ, મધ્ય અને અંતભાગમાં નિર્ગુણપણાનો-ગુણરહિતપણાનો નિર્ણય કરી એટલે કે સંપૂર્ણ સંસારમાં, ભલે પછી તેનો ગમે તે ભાગ હોય તેમાં આત્માને ઉન્નત કરનારૂં કોઈ તત્ત્વ નથી એવો નિર્ણય કરી તે મહાશય તથાભવ્યત્વના યોગે આ પ્રમાણે વિચાર કરે-

અહો! આ આશ્ચર્ય છે! કે સકળગુણસંપન્ન તીર્થંકરોએ પ્રરૂપેલ, સ્ફુરાયમાન તેજવાળું પ્રવચન વિદ્યમાન છતાં પણ મહામોહરૂપ અંધકાર વડે અવરાઈ ગયેલો છે સાચો માર્ગ જેની અંદર એવા આ ગહન સંસારમાં દુઃખથી ભરેલું છે અંતઃકરણ જેઓનુ એવા મૂઢમનવાળા આત્માઓ ભ્રમ્યાજ કરે છે માટે હું આ જીવોને આ સંસારમાંથી આ પવિત્ર પ્રવચનવડે યથાયોગ્ય રીતે પાર ઉતારૂં! આ પ્રમાણે વિચાર કરે.

અને એ પ્રમાણે વિચારીને પરાર્થવ્યસની કરૂણાદિ ગુણ યુક્ત અને પ્રત્યેક ક્ષણે પરોપકાર કરવામાંજ વધતી જતી છે ઇચ્છા જેની એવા તે મહાત્મા હંમેશાં જે જે રીતે બીજાનો ઉપકાર થાય, બીજાનું ભલું થાય એટલે તેઓના આત્માનો ઉદ્ધાર થાય તે તે રીતે પ્રવૃત્તિ કરે છે. માત્ર વિચાર કરી બેસી રહેતા નથી. આ પ્રમાણે પ્રાણીઓનું કલ્યાણ કરવાદ્વારા ઉપકાર કરતા તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરીને પરમ-પુરુષાર્થનું-મોક્ષનુ સાધન તીર્થંકરપણું પ્રાપ્ત કરે છે.

કહ્યું છે કે—'સમ્યક્ત્વના બળથી સંસારની નિર્ગુણતાને સમ્યક્પ્રકારે જોઇને તથાભવ્યત્વના યોગે તે મહાશય તેની વિચિત્રતાનો વિચાર કરે ૧.

વિચાર આ પ્રમાણે કરે—આ સર્વજ્ઞભાષિત ધર્મનું તેજ છતાં પણ મહામોહરૂપ અંધકારવડે ગહન આ સંસારમાં દુઃખ પામતા આત્માઓ પરિભ્રમણ કર્યાજ કરે છે. ૨,

માટે આ સઘળા જીવોને દુઃખથી ભરેલા આ સંસારમાંથી યથાયોગ્ય પણે કોઈ પણ રીતે આ પરમપવિત્ર પ્રવચનવડે પાર ઉતારૂં, એવો શ્રેષ્ઠ સમ્યક્ત્વ યુક્ત તે મહાત્મા વિચાર કરે. ૩

એ પ્રમાણે વિચાર કરીને કરૂણાદિ ગુણ યુક્ત, પરોપકાર કરવામાં વ્યસની અને અન્ય આત્માઓના કલ્યાણ કરવાની જ વધતી જતી છે ભાવના જેની એવા તે બુદ્ધિમાન્ મહાત્મા તે તે પ્રકારે પ્રવૃત્તિ કરે. ૪

આ પ્રમાણે પ્રાણીઓનું કલ્યાણ કરતા સત્ય અર્થવાળું અને પરમ પુરૂષાર્થનું સાધન તીર્થંકરપણું પ્રાપ્ત કરે. ૫

અહિં પહેલી ગાથામાં अनेन એ પદ વડે સમ્યકત્વનું ગ્રહણ કર્યું છે. આ પ્રમાણે સઘળા આત્માઓને સંસારમાંથી પાર ઉતારવાની તીવ્ર ભાવનાવડે આત્મા તીર્થંકરનામકર્મ બાંધે છે.

તથા સમ્યકત્વ પ્રાપ્ત કરીને પોતાના સ્વજનાદિના વિષયમાં યથોક્ત ચિંતા કરે એટલે માત્ર સ્વજનોનેજ તારવાનો વિચાર કરે અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરે તે ધીમાન્ આત્મા ગણધર [1]લબ્ધિ પ્રાપ્ત કરે છે.

જે આત્મા સમ્યકત્વ પ્રાપ્ત થયે છતે ભવની નિર્ગુણતાને જોઇને નિર્વેદ થવાથી માત્ર પોતાનો જ ઉદ્ધાર ઇચ્છે અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરે છે તે મુંડકેવળી થાય છે. કહ્યું છે કે—'

જે સ્વજનાદિ સંબંધે જ તારવાનો વિચાર કરે અને તે પ્રકારે પ્રવૃત્તિ કરે તે બુદ્ધિમાન્ આત્મા ગણધર થાય છે. ૧

તથા જે સંવિગ્ન સંસાર પર નિર્વેદ થવાથી પોતાનો જ ઉદ્ધાર ઇચ્છે અને તેટલા પુરતી જ પ્રવૃત્તિ કરે તે મુંડકેવળી થાય. ૨

આ પ્રમાણે ગણધરાદિ કોણ થાય તે પ્રસંગાગત કહ્યું.

સઘળી કર્મપ્રકૃતિઓનો પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ યોગથી થાય છે. તેમાં જ્ઞાનાચ્છાદકત્વાદિ જે સ્વભાવવિશેષ તે પ્રકૃતિબંધ છે, અને જે કર્મપરમાણુઓનો આત્મા સાથે ક્ષીરનીરવત્ સંબંધ થાય છે તે પ્રદેશબંધ છે.

તથા સ્થિતિબંધ અને રસબંધ કષાયવડે થાય છે. તેમાં કર્મોનું આત્મા સાથે ત્રીશ કોડાકોડી આદિ કાળપર્યંત રહેવું તે સ્થિતિબંધ છે, અને ઓછા વત્તા પ્રમાણમાં જ્ઞાનાદિ ગુણને દબાવનાર તથા ઓછા વત્તા પ્રમાણમાં સુખ–દુઃખાદિ ઉત્પન્ન કરનાર જેનું સ્વરૂપ પહેલાં કહેવામાં આવ્યું છે એવો એકસ્થાનકાદિ જે રસ છે તે અનુભાગબંધ છે. આ પ્રમાણે ચાદ ગુણસ્થાનકોમાં અને જીવભેદોમાં બંધહેતુના ભાંગા કહ્યા. ૨૦

---

૧ ગણધર અને આચાર્ય આદિ થવાનાં હેતુભૂત કર્મનો તીર્થંકરનામકર્મમા જ સમાવેશ થયેલ છે એમ સમજવુ.

બંધાયેલા કર્મોનો યથાયોગ્યરીતે ઉદય થાય છે, અને તેઓનો ઉદય થવાથી સાધુઓને અનેક પ્રકારના પરિષહો ઉપસ્થિત થાય છે. તેથી જે પરિષહોમાં જે કર્મનો ઉદય નિમિત્ત છે, તેઓનુ તથા તેનો વિજય કઇ રીતે કરવો તેનુ પ્રતિપાદન કરે છે—

**खुपिपासुण्हसीयाणि सेज्जा रोगो वधो मलो ।**
**तणफासो चरीया य दंसेक्कारस जोगिसु ॥ २१ ॥**

क्षुत्पिपासोष्णशीतानि शय्या रोगो वधो मलः ।
तृणस्पर्शश्चर्या च दश एकादश योगिषु ॥ २१ ॥

અર્થ—ક્ષુધા, પિપાસા, ઉષ્ણ, શીત, શય્યા, રોગ, વધ, મળ, તૃણસ્પર્શ, ચર્યા, અને દંશ એ અગીઆર પરિષહો સયોગિ કેવળિ ગુણસ્થાને હોય છે.

ટીકાનુ૦—અહિં ગાથામાં પરિષહ શબ્દ લખ્યો નથી છતા તેનું પ્રકરણ હોવાથી અર્થાત્ પ્રાપ્ત થાય છે. તે શબ્દ ગાથામાના દરેક પદ સાથે જોડવો. તે આ પ્રમાણે—ક્ષુત્પરિષહ, પિપાસાપરિષહ, ઉષ્ણપરિષહ, શીતપરિષહ, શય્યાપરિષહ, રોગપરિષહ, વધપરિષહ, મળપરિષહ, તૃણસ્પર્શપરિષહ, ચર્યાપરિષહ, અને દંશપરિષહ.

કર્મના ઉદયથી આવા આવા પરિષહો જ્યારે પ્રાપ્ત થાય થાય, ત્યારે મુનિઓએ પ્રવચનમા કહેલ વિધિ પ્રમાણે સમભાવે સહન કરી તેના પર જય મેળવવો જોઇએ. તેનો વિજય આ પ્રમાણે કરવો–

નિર્દોષ આહારની ગવેષણા કરતા, પરંતુ તેવા પ્રકારનો નિર્દોષ આહાર નહિ મળવાવડે અથવા અલ્પ મળવાવડે જેમની ક્ષુધાની શાંતિ થઈ નથી, અવસર વિના ગોચરી જવા પ્રત્યે જેમની ઇચ્છા વિરામ પામી છે, આવશ્યક ક્રિયામાં જરાપણ સ્ખલના થાય તેને જેઓ સહન કરતા નથી, સ્વાધ્યાય, ધ્યાન અને ભાવનામાં જેમનું ચિત્ત મગ્ન થયેલું છે, અને પ્રબળ ક્ષુધાજન્ય પીડા ઉત્પન્ન થવા છતાં પણ અનેષણીય આહારનો જેઓએ ત્યાગ કર્યો છે, એવા મુનિરાજે જરા પણ ગ્લાનિ વિના ભુખથી ઉત્પન્ન થયેલ પીડા સમભાવે સહન કરવી તે ક્ષુત્પરિષહવિજય.

એ પ્રમાણે પિપાસા પરિષહના વિજય માટે પણ સમજવું.

અત્યંત ઉગ્ર સૂર્યના કિરણના તાપવડે સૂકાઈ જવાથી જેનાં પાંદડાં ખરી પડેલ છે અને તેથીજ જેની છાયા દૂર થઈ છે એવા વૃક્ષવાળી અટવીમાં, અથવા અન્યત્ર કે જ્યાં ઉગ્ર તાપ લાગે ત્યા જતા કે રહેતા, તથા અનશનાદિ તપવિશેષવડે જેઓને પેટમાં અત્યંત દાહ ઉત્પન્ન થયેલ છે, તેમજ અત્યંત ઉષ્ણ અને કઠોર વાયુના સબંધથી જેઓને તાળવું અને ગળામાં શોષ પડેલ છે, તેવા મુનિરાજે જીવોને પીડા ન થાય એ ઇચ્છાથી કાચા પાણીમાં અવગાહ—ન્હાવા માટે પડવાની કે કાચા પાણીથી

સ્નાન કરવાની અગર તો કાચું પાણી પીવાની ઈચ્છા પણ નહિ કરતાં ઉષ્ણતાજન્ય પીડાને સમભાવે સહન કરવી તે ઉષ્ણપરિષહવિજય.

ઘણી થંડી પડવા છતાં પણ અકલ્પનીય વસ્ત્રનો ત્યાગ કરતા, અને પ્રવચનમાં કહેલ વિધિને અનુસરી કલ્પનીય વસ્ત્રનો ઉપભોગ કરતા, તથા પક્ષિની જેમ પોતાના એક ચોક્કસ સ્થાનનો નિશ્ચય નહિ કરતા, તેથી જ વૃક્ષની નીચે, શૂન્ય ગૃહમાં, અથવા એવાજ કોઇ અન્ય સ્થળે રહેતા ત્યાં બરફના કણવડે અત્યંત થંડા પવનનો સંબંધ થવા છતાં પણ તેના પ્રતિકારનું કારણ અગ્નિ આદિને સેવવાની ઇચ્છા પણ નહિ કરતા, તેમજ પૂર્વે અનુભવેલા થંડીને દૂર કરવાનાં કારણોને યાદ પણ નહિ કરતા શીતથી ઉત્પન્ન થયેલી પીડાને સમભાવે સહન કરવી તે શીતપરિષહવિજય.

કઠણ ધારવાળા અને નાના મોટા ઘણા કાંકરા વડે વ્યાપ્ત શીત અથવા ઉષ્ણ પૃથ્વી ઉપર અથવા કોમળ અને કઠિન આદિ ભેદવાળા ચંપકાદિની પાટ ઉપર નિદ્રાને અનુભવતા પ્રવચનોક્ત વિધિને અનુસરી કઠિનાદિ શય્યાથી થતી પીડા સમભાવે સહન કરવી તે શય્યાપરિષહવિજય.

કોઇપણ પ્રકારનો રોગ થાય ત્યારે નફા તોટાનો વિચાર કરી શાસ્ત્રમાં કહેલ વિધિને અનુસારે ચારિત્રમાં સ્ખલના ન થવા પામે તેવી રીતે, પ્રતિક્રિયા-ઔષધાદિ ઉપચાર કરવા તે રોગપરિષહવિજય.

તીક્ષ્ણ ધારવાળી તરવાર અથવા મુદ્ગરાદિ હથિયારના તાડનાદિવડે શરીર ચીરાતાં છતાં પણ ચીરનાર ઉપર અલ્પ પણ મનોવિકાર નહિ કરતાં એવો વિચાર કરે કે—મેં પૂર્વે બાંધેલા કર્મનું જ આ ફળ છે આ બિચારા રાંકડાઓ મને કંઇપણ કરી શકતા નથી એ તો નિમિત્તમાત્ર છે, વળી એવો પણ વિચાર કરે કે નાશ પામવાના સ્વભાવવાળા શરીરને આ લોકો પીડા ઉત્પન્ન કરે છે, પરંતુ મારા જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ અંતરંગ ગુણોને કોઇપણ પ્રકારની પીડા કરી શકતા નથી, એવી ભાવના ભાવતા વાંસલાથી છેદનાર અને ચંદનથી પૂજા કરનાર બંને પર સમદર્શિ મુનિરાજે વધથી થતી પીડા સમભાવે સહન કરવી તે વધપરિષહવિજય.

અપ્કાય આદિ જીવોને પીડા ન થાય માટે મરણપર્યંત સ્નાન નહિ કરવાના વ્રતને ધારણ કરનાર, ઉગ્ર સૂર્યકિરણના તાપથી ઉત્પન્ન થયેલ પરસેવાના જળ સંબંધથી પવનથી ઉડેલી પુષ્કળ ધુળ લાગવા વડે જેનું શરીર અત્યંત મલીન થયુ છે છતાં પણ જેઓના ચિત્તમાં તે મેલને દૂર કરવાનો સંકલ્પ પણ નથી, પરંતુ સમ્યગ્જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ નિર્મળ જળના પ્રવાહ વડે કર્મરૂપ મેલને જ દૂર કરવા જેઓ પ્રયત્નવંત છે તેવા મુનિરાજે મળથી થતી પીડાને સમભાવે સહન કરવી તે મળપરિષહવિજય.

ગચ્છમાં વસતા અગર ગચ્છમાં નહિ વસતા મુનિરાજને પોલાણ વિનાના દર્ભાદિ

ઘાસના ઉપભોગની પ્રભુએ આજ્ઞા આપી છે. તેમાં જે મુનિરાજને પોતાના ગુરુએ દર્ભાદિ ઘાસ ઉપર શયન કરવાની અનુજ્ઞા આપી છે તે જ મુનિરાજે દર્ભાદિ ઘાસ ઉપર સંથારો અને ઉત્તરપટ્ટો પાથરીને સૂઇ જાય છે, અથવા જેના ઉપકરણોને ચોરો ચોરી ગયા છે અગર તો અતિજીર્ણ થવાથી ફાટી ગયા છે તેવા મુનિઓ પોતાની પાસે સંથારો અને ઉત્તરપટ્ટો નહિ હોવાથી દર્ભ આદિ પાથરી સૂઇ જાય છે, તેવા ઘાસ પર સૂતા. પૂર્વે અનુભવેલ મખમલની શય્યા આદિને યાદ પણ નહિ કરતા તે ઘાસના અગ્રભાગાદિ ભોંકાવા દ્વારા થતી પીડાને સમભાવે સહન કરવી તે તૃણસ્પર્શ પરિષહવિજય.

જે મહાશયોએ બંધ અને મોક્ષનુ સ્વરૂપ જાણ્યુ છે, જેઓ પવનની જેમ નિઃસંગતા ધારણ કરે છે, જેઓ દેશ અને કાળને અનુસરી સંયમવિરોધી માર્ગમાં જવાનો ત્યાગ કરનારા છે, તથા જેઓ આગમમાં કહેલ માસકલ્પની મર્યાદાને અનુસરી વિહાર કરનારા છે. એવા મુનિરાજે કઠોર કાકરા અને કંટકાદિ વડે પોતાના પગમાં અત્યંત પીડા થવા છતાં પણ પૂર્વે પોતે સેવેલા વાહનાદિમા જવાનું સ્મરણ નહિ કરતાં ગ્રામાનુગ્રામ વિહાર કરવો તે ચર્યાપરિષહવિજય.

દંશપરિષહમાં દંશ શબ્દનું ગ્રહણ શરીરને ઉપઘાત કરનારા સઘળા જંતુઓને ગ્રહણ કરવા માટે છે. જેમ કાગડાથી ઘીનું રક્ષણ કરવું એમ કહેવામાં આવે ત્યાં કાગડા શબ્દનું ગ્રહણ ઘી ખાઈ જનાર કાગડા સિવાય અન્ય પક્ષિઓના ગ્રહણ માટે પણ કર્યું છે તેમ અહિં પણ સમજવું. તેથી ડાંશ, મચ્છર, માંખીઓ. માંકડ, કીડા, કીડીઓ અને વીંછી આદિ જંતુઓ વડે પીડા પામવા છતાં પણ તે સ્થાનથી અન્યત્ર નહિ જતા અને તે દંશ-મચ્છરાદિ જંતુઓને ત્રિવિધે ત્રિવિધે પીડા નહિ કરતા તેમ જ વીંજણા-આદિ વડે તેને દૂર પણ નહિ કરતા તે ડાંશ-મચ્છરાદિથી થતી બાધાને સમભાવે સહન કરવી તે દંશપરિષહવિજય.

આ અગીઆરે પરિષહો સયોગિ કેવલિ ભગવાનને સંભવે છે. ૨૧

હવે કયા કર્મના ઉદયથી આ અગીઆર પરિષહો ઉત્પન્ન થાય છે તે કહે છે—

**वेयणीयभवा एए पन्नानाणा उ आइमे ।**
**अट्ठमंमि अलाभोत्थो छउमत्थेसु चोद्दस ॥ २२ ॥**

वेदनीयभवा एते प्रज्ञाऽज्ञाने तु आदिमे ।
अष्टमे अलाभोत्थः छद्मस्थेषु चतुर्दश ॥ २२ ॥

અર્થ—પૂર્વોક્ત અગીઆર પરિષહો વેદનીયકર્મથી ઉત્પન્ન થયેલા છે. જ્ઞાનાવરણીય-કર્મનો ઉદય છતાં પ્રજ્ઞા અને અજ્ઞાન પરિષહ ઉત્પન્ન થાય છે અને અંતરાયનો ઉદય છતાં અલાભથી ઉત્પન્ન થયેલ પરિષહ થાય છે. છદ્મસ્થોને એ ચૌદ પરિષહો હોય છે.

ટીકાનુ૦—વીશમી ગાથામાં કહેલ અગીઆર પરિષહો વેદનીયકર્મથી ઉત્પન્ન થાય છે. જેમકે ક્ષુધાવેદનીયનો ઉદય થાય, ભૂખ સખ્ત લાગે તે અવસરે તે ભૂખને સહન કરવાનો અવસર આવે તેને આત્માના અણાહારિ આદિ સ્વભાવને યાદ કરી જો સમભાવે સહન કરે તો તેનો વિજય કર્યો કહેવાય, નહિ તો નહિ. જો વિકલતા થાય, દુર્ધ્યાન થાય તો પરિષહ ઉપર વિજય મેળવ્યો ન કહેવાય. એ પ્રમાણે અન્ય પરિષહો માટે પણ સમજવું. કહ્યું છે કે—

ક્ષુધા, પિપાસા, શીત, ઉષ્ણ, દંશ, ચર્યા, વધ, મલ, શય્યા, રોગ અને તૃણસ્પર્શ એ અગીઆર પરિષહો વેદનીય કર્મથી ઉત્પન્ન થાય છે, અને તે સઘળા સયોગિ કેવળીઓને સંભવે છે.

તથા જ્ઞાનાવરણીયકર્મનો ઉદય પ્રજ્ઞા અને અજ્ઞાન પરિષહ ઉત્પન્ન થવામાં હેતુ છે.

તેમાં અંગ, ઉપાંગ, પૂર્વ, પયન્ના વગેરે શાસ્ત્રોમાં વિશારદ તેમ જ વ્યાકરણ, ન્યાય અને અધ્યાત્મ શાસ્ત્રમાં નિપુણ એવા મારી સન્મુખ અન્ય સઘળા સૂર્યની પાસે ખજુઆની જેમ નિસ્તેજ છે એવા પ્રકારના અભિમાનજન્ય જ્ઞાનના આનંદનો નિરાસ કરવો-ત્યાગ કરવો તે પ્રજ્ઞાપરિષહવિજય.

તથા આ અજ્ઞ છે, પશુ સમાન છે, કંઇપણ સમજતો નથી એવા પ્રકારના તિરસ્કારના વચનોને સમ્યક્ પ્રકારે સહન કરતા, પરમ દુષ્કર તપસ્યાદિ ક્રિયામાં રક્ત-સાવધાન અને નિત્ય અપ્રમત્ત ચિત્તવાળા એવા મને હજી પણ જ્ઞાનાતિશય ઉત્પન્ન થતો નથી એ પ્રકારે જે વિચાર કરવો અને જરાપણ વિકળતા ઉત્પન્ન ન થવા દેવી તે અજ્ઞાન પરિષહ વિજય.

તથા આઠમા અંતરાયકર્મનો વિપાકોદય છતાં અલાભ પરિષહ સહન કરવાનો અવસર થાય છે.

તેમાં ભિન્ન ભિન્ન દેશમાં વિહાર કરતા, સંપત્તિની અપેક્ષાએ ઘણા ઉચ્ચ, નીચ ઘરોમાં ભિક્ષાને નહિ પ્રાપ્ત કરીને પણ સંક્લિષ્ટ ચિત્ત વિનાના અને દાતારની પરીક્ષા કરવામાં નિરૂત્સુક, 'અલાભ એ મને ઉત્કૃષ્ટ તપ છે' એવો વિચાર કરીને અપ્રાપ્તિને અધિક ગુણવાળી માનતા, અલાભજન્ય પીડાને જે સમભાવે સહન કરવી તે અલાભ-પરિષહવિજય.

પૂર્વની ગાથામાં કહેલ અગિયાર પરિષહો તથા પ્રજ્ઞા, અજ્ઞાન અને અલાભ મળી કુલ ચૌદ પરિષહો ઉપશાંતમોહ તથા ક્ષીણમોહ ગુણસ્થાનકે હોય છે. કારણ કે તે ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માઓએ સંપૂર્ણ મોહનીય કર્મનો ઉપશમ તથા ક્ષય કરેલ છે.

સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે પણ એ ચૌદ પરિષહો જ હોય છે. જો કે અહિં વર્ત્તતા આત્માઓ સંજ્વલન લોભની સૂક્ષ્મ કિટ્ટિઓને અનુભવે છે છતાં અત્યંત સૂક્ષ્મ લોભનો

ઉદય સ્વકાર્ય કરવા અસમર્થ છે માટે તેઓ પણ વીતરાગ છદ્મસ્થ સરખા જ છે. તેથી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે પણ મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલ અન્ય કોઇપણ પરિષહો સંભવતા નથી એટલે દશમા ગુણસ્થાનકે પણ ચૌદ પરિષહોનું કથન વિરુદ્ધ નથી.

કહ્યું છે કે–સૂક્ષ્મસંપરાયસહિત અરાગી છદ્મસ્થ જીવોને સંભવવડે આ ચૌદે પરિષહો જાણવા. ૨૨

હવે શેષ પરિષહો અને તે કયા કર્મના ઉદયથી થાય છે તે કહે છે—

**निसेज्जा जायणा कोसो अरइ इत्थि नग्गया ।**
**सक्कारो दंसणं मोहा बावीसा चेव रागिसु ॥ २३ ॥**

**निषद्या याचना आक्रोशः अरतिः स्त्री नग्नता ।**
**सत्कारः दर्शनं मोहात् द्वाविंशतिः चैव रागिषु ॥ २३ ॥**

અર્થ—નિષદ્યા, યાચના, આક્રોશ, અરતિ, સ્ત્રી, નગ્નતા, સત્કાર. અને દર્શન એ આઠ પરિષહો મોહના ઉદયથી થાય છે. રાગિ ગુણસ્થાનકોમાં એ બાવીસે પરિષહો હોય છે.

ટીકાનુ૦—અહિં સામર્થ્યલભ્ય પરિષહ શબ્દ દરેકની સાથે જોડવો. જેમ કે—નિષદ્યાપરિષહ યાંચાપરિષહ ઇત્યાદિ.

તેમાં 'निषीदन्ति अस्याम्' આ વ્યુત્પત્તિના બળથી સાધુઓ જેની અંદર સ્થાન કરે તે નિષદ્યા એટલે ઉપાશ્રય કહેવાય છે. તેમાં સ્ત્રી, પશુ અને નપુંસક વિનાના અને જેની અંદર પહેલાં પોતે રહ્યા નથી એવા શ્મશાન, ઉદ્યાન, દાનશાળા કે પર્વતની ગુફા આદિમાં વસતા અને સર્વત્ર પોતાના ઇન્દ્રિયજન્ય જ્ઞાનના પ્રકાશ વડે પરીક્ષા કરેલા પ્રદેશમાં અનેક પ્રકારના નિયમો અને ક્રિયા કરતા, સિંહ, વાઘ આદિ હિંસક પશુઓના ભયંકર અવાજને સાંભળવા છતાં પણ જેઓને ભય ઉત્પન્ન નથી થયો એવા મુનિરાજે આવી પડતા ચાર પ્રકારના ઉપસર્ગોને સહન કરવાપૂર્વક મોક્ષમાર્ગથી ચ્યુત ન થવું તે નિષદ્યાપરિષહવિજય.

બાહ્ય અને અભ્યંતર તપોનુષ્ઠાનમાં પરાયણ, દીન વચન અને મુખની ગ્લાનિનો–મોઢા પરના શોકનો પણ ત્યાગ કરીને આહાર વસતિ–સ્થાન વસ્ત્ર પાત્ર અને ઔષધાદિ વસ્તુઓને પ્રવચનમાં કહેલ વિધિ પ્રમાણે યાચના કરતા મુનિરાજે 'સાધુને સઘળું યાચેલું જ હોય છે યાચ્યા વિનાનું હોતું જ નથી' એ પ્રમાણે વિચાર કરી લઘુતાજન્ય અભિમાનને સહન કરવું એટલે કે મારી લઘુતા થશે એવું જરા પણ અભિમાન ઉત્પન્ન ન થવા દેવું તે યાંચાપરિષહવિજય.

ક્રોધરૂપ અગ્નિને ઉત્પન્ન કરવામાં કુશળ, મિથ્યાત્વમોહના ઉદયથી મદોન્મત્ત પુરુષોએ ઉચ્ચારેલા, ઈર્ષ્યાપ્રયુક્ત, તિરસ્કાર ઉત્પન્ન કરે તેવા અને નિંદાત્મક વચનો સાંભળવા છતાં પણ તેમ જ તેનો પ્રતિકાર કરવાની શક્તિ–છતાં પણ ક્રોધાદિ કષાયોદય-રૂપ નિમિત્તથી ઉત્પન્ન થયેલ પાપકર્મનો વિપાક અત્યંત દુરંત છે એમ ચિંતવન કરતા અલ્પમાત્ર કષાયને પણ પોતાના હૃદયમાં સ્થાન ન આપવું તે આક્રોશપરિષહવિજય.

સૂત્રના ઉપદેશને અનુસરી વિહાર કરતાં અગર રહેતાં કોઈ વખતે જો કે અરતિ ઉત્પન્ન થાય તો પણ સ્વાધ્યાય, ધ્યાન અને ભાવનારૂપ ધર્મમાં રમણતા વડે અરતિનો ત્યાગ કરવો તે અરતિ પરિષહ વિજય.

આરામ–બગીચો, ઘર કે કોઈ એવા જ પ્રકારના એકાંત સ્થળમાં વસતા યુવાવસ્થાનો મદ અને વિલાસ–હાવભાવ વડે પ્રમત્ત થયેલી મદોન્મત્ત અને શુભ મનઃસંકલ્પનો નાશ કરતી સ્ત્રીઓના વિષયમાં પણ અત્યંત દાબમાં–વશ રાખેલ છે ઇન્દ્રિયો અને મન જેમણે એવા મુનિરાજે 'આ અશુચિથી ભરપુર માંસનો પિંડ છે.' આવા પ્રકારની શુભ ભાવનાના વશથી તે સ્ત્રીઓના વિલાસ, હાસ્ય, મૃદુ ભાષણ, વિલાસપૂર્વક નિરીક્ષણ અને મોહ ઉત્પન્ન કરે તેવા પ્રકારની ગતિરૂપ કામનાં બાણોને નિષ્ફળ કરવાં અને જરા પણ વિકાર ઉત્પન્ન ન થવા દેવો તે સ્ત્રીપરિષહવિજય.

નગ્નતા–નગ્નપણું, અચેલકપણું. તે અચેલકપણું શાસ્ત્રના ઉપદેશ વડે અન્ય પ્રકારે વસ્ત્રને ધારણ કરવારૂપે કે જીર્ણ, અલ્પ મૂલ્યવાળા ફાટી ગયેલા અને આખા શરીરને નહિં ઢાંકવાવાળા વસ્ત્ર ધારણ કરવા સંબંધે જાણવું, કારણ કે લોકમાં તેવા વસ્ત્રો પહેર્યા હોય તો પણ નગ્નપણાનો વ્યવહાર થાય છે. જેમ કે—

નદી ઉતરતો પુરુષ નીચે પહેરવાની પોતડી માથે વીંટેલી હોય છતાં પણ 'નગ્ન' એવો વ્યવહાર થાય છે. તથા જેણે જીર્ણ વસ્ત્ર પહેરેલું છે એવી કોઈ સ્ત્રી વણકરને કહે છે કે વણકર જલદી કર, મને સાડી આપ, હું નાગી છું.

તે પ્રમાણે ફાટેલા, અલ્પમૂલ્યવાળા, શરીરના અમુક ભાગને ઢાંકનારા વસ્ત્રો ધારણ કરનારા મુનિઓ પણ અન્ય પ્રકારે ધારણ કરવાથી વસ્ત્ર સહિત છતાં પણ વાસ્તવિક રીતે અચેલક ગણાય છે.

"જેમ પાણીમાં પ્રવેશ કરતો અને બહુ વસ્ત્રવાળો છતાં મસ્તક ઉપર કેડે પહેરવાનું વસ્ત્ર જેણે વીંટેલું છે એવો મનુષ્ય અચેલક–વસ્ત્રરહિત કહેવાય છે તેમ વસ્ત્ર ધારણ કરનાર વસ્ત્રવાળા મુનિઓ પણ થોડા જીર્ણ, કુત્સિત વસ્ત્રવડે અચેલક કહેવાય છે.

જેમ કોઈ સ્ત્રી વણકરને કહે છે કે–હે વણકર ત્વરા કર, મને જલદી સાડી આપ. હું નાગી છું."

જ્યારે એમ છે તો ઉત્તમ ધૈર્ય અને સંઘયણાદિ રહિત તૃણગ્રહણ અને અગ્નિનો

ત્યાગ કરેલો હોવાથી સંયમ પાલન કરવા નિમિત્તે શાસ્ત્રોક્ત વસ્ત્રને ધારણ કરનારા આ યુગના સાધુઓને પણ અચેલક પરિષહનું સહન કરવું સમ્યક્ પ્રકારે જાણવું. કહ્યું છે કે–

સંયમના પાલન નિમિત્તે જીર્ણાદિ વસ્ત્રોને ધારણ કરનારા સદા મમત્વ રહિત યતિને પરિષહને સહન કરવાનું કેમ ન હોય ?"

અહીં પૂર્વપક્ષી કહે કે તમે જે પ્રકારે કહ્યું તે પ્રકારે અચેલકપણું ઔપચારિક થયુ, તેથી તેવા પ્રકારના અચેલકપણારૂપ પરિષહનું સહન કરવું તે પણ ઔપચારિક થયુ અને એમ હોય તો મોક્ષપ્રાપ્તિ શી રીતે થાય ? કારણ કે ઉપચરિત–આરોપિત વસ્તુ વાસ્તવિક અર્થક્રિયા કરી શકે નહિ. માણવકને વિશે અગ્નિનો આરોપ કરવાથી પાકક્રિયા થતી નથી.

ઉત્તર—જો એમ હોય તો નિર્દોષ આહારને પણ ખાનાર મુનિને સમ્યક્ પ્રકારે ક્ષુધાપરિષહનું સહન કરવું નહિ ઘટી શકે. કારણ કે તમે કહેલા ન્યાયથી તો આહારના સર્વથા ત્યાગથી જ ક્ષુધાપરિષહ સહન કરવો ઘટી શકે અને જો એમ માનીએ તો અરિહંત ભગવાન્ પણ ક્ષુધાપરિષહને જિતનારા ન થાય. કારણ કે ભગવાન્ પણ છદ્મસ્થાવસ્થામાં તમારા મતે પણ નિર્દોષ આહાર લે છે તો તે પ્રમાણે નિર્દોષ આહાર લેનાર ક્ષુધા પરિષહનો વિજેતા તમને ઇષ્ટ નથી એમ નથી. તેથી જેમ અનેષણીય અને અકલ્પનીય ભોજનના ત્યાગથી ક્ષુધાપરિષહનું સહન કરવું ઇષ્ટ છે તેમ મહામૂલ્ય, અનેષણીય અને અકલ્પનીય વસ્ત્રના ત્યાગથી અચેલક પરિષહનું સહન કરવું માનવું જોઇએ.

જો એમ હોય તો સુંદર સ્ત્રીના ઉપભોગનો ત્યાગ કરી કાણી, ખુંધવાળી અને બેડોળ અંગવાળી સ્ત્રીનો ઉપભોગ કરતાં સ્ત્રીપરિષહ સહન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થશે–એમ ન કહેવું, કારણ કે સૂત્રમાં સ્ત્રીનો ઉપભોગ સર્વથા પ્રતિષિદ્ધ છે. એ પ્રમાણે કોઇ પણ સૂત્રમાં જીર્ણ અને અલ્પમૂલ્યવાળા વસ્ત્રનો પ્રતિષેધ કર્યો નથી તેથી અતિપ્રસંગ દોષ પ્રાપ્ત થતો નથી કહ્યું કે—

જો વસ્ત્રના પરિભોગ માત્રથી અચેલક પરિષહનો જય ન થાય તો ભક્તાદિના ગ્રહણથી ક્ષુધાપરિષહનો પણ જય ન થાય. એ પ્રમાણે તો તમારે જિનેશ્વરદેવો પણ સર્વથા પરિષહને જીતનારા ન થયા, એમ સિદ્ધ થયુ અથવા ભોજનાદિમાં જે વિધિ-[ઇષ્ટ] છે તે વસ્ત્રમાં કેમ ઇષ્ટ નથી ? અહિં સ્ત્રીપરિષહના પ્રસંગથી અનિષ્ટની પ્રાપ્તિ થશે એમ કહે તો સૂત્રાન્તરનો બાધ થવાથી તે પ્રસંગનું નિવારણ થાય છે. જિનવરોએ મૈથુન સિવાય કોઇની સર્વથા અનુજ્ઞા આપી નથી તેમ પ્રતિષેધ પણ કર્યો નથી. કારણ કે તે (મૈથુન) રાગદ્વેષ સિવાય થતું નથી. જો એમ ન હોય તો પરિષહના સહન કરનારાએ પ્રાસુક છતાં પણ અશનાદિ કદાચિત્ પણ ન ખાવું જોઇએ તેમ પીવું ન જોઇએ.

વધારે પ્રસંગથી બસ છે. વિસ્તારથી તો ધર્મસંગ્રહણી ટીકામાં અપવાદનો વિચાર કર્યો છે ત્યાંથી જાણી લેવું.

તથા પદનો એક દેશ કહેવાથી આખા પદનું ગ્રહણ થતું હોવાથી ગાથામાં સત્કાર શબ્દ ગ્રહણ કર્યો છે છતાં 'સત્કાર પુરસ્કાર' ગ્રહણ કરવો.

તેમાં વસ્ત્ર, પાત્ર, આહાર, પાણી આદિ દેવા તે સત્કાર કહેવાય અને છતાં ગુણની પ્રશંસા કરવી અથવા પ્રણામ, અભ્યુત્થાન-સામે જવું, આસન આપવું વિગેરે પુરસ્કાર કહેવાય છે.

તેમાં લાંબા કાળથી બ્રહ્મચર્યનું પાલન કરનારા, મહા તપસ્વી, સ્વ-પર સિદ્ધાંતના રહસ્યને જાણનાર, વારંવાર પરવાદિઓને જિતનાર એવા મને કોઇપણ પ્રણામ કરતા નથી, ભક્તિ કે બહુમાન કરતા નથી, આદરપૂર્વક આસન આપતા નથી તેમજ આહાર, પાણી અને વસ્ત્રપાત્રાદિ પણ કોઇ આપતા નથી. એ પ્રકારના દુઃપ્રણિધાન-અશુભ સંકલ્પનો ત્યાગ કરવો તે સત્કાર પુરસ્કાર પરિષહ વિજય.

હું સઘળા પાપસ્થાનોનો ત્યાગી, ઉત્કૃષ્ટ તપસ્યાને આચરનાર અને નિઃસંગ છું. છતાં પણ ધર્મ અને અધર્મના ફલરૂપ દેવ અને નારકોને જોઇ શકતો નથી માટે ઉપવાસાદિ મહા તપસ્યા કરનારને પ્રાતિહાર્ય વિશેષ ઉત્પન્ન થાય છે એ પ્રલાપમાત્ર છે, આવો મિથ્યાત્વ મોહનીયના પ્રદેશો વડે જે અશુભ અધ્યવસાય થાય છે, તે દર્શન પરિષહ કહેવાય છે, તેનો જય આ રીતે કરવો—

દેવો મનુષ્યોની અપેક્ષાએ સુખી છે, વર્તમાન કાળમાં દુઃષમકાળના પ્રભાવથી તીર્થંકરાદિ મહાપુરુષો નથી તેથી પરમ સુખમાં આસક્ત હોવાથી અને મનુષ્યલોકમાં કાર્યનો અભાવ હોવાથી મનુષ્યોને દૃષ્ટિગોચર થતા નથી. નારકીઓ અત્યંત તીવ્ર વેદના વડે વ્યાપ્ત હોવાથી અને પૂર્વે બાંધેલા આકરા કર્મના ઉદય રૂપ બંધન વડે બદ્ધ થયેલા હોવાથી જવા આવવાની શક્તિ વિનાના છે માટે તેઓ પણ અહિં આવતા નથી. દુઃષમકાળના પ્રભાવ વડે ઉત્તમ સંઘયણ નહિ હોવાથી તેવા પ્રકારનું ઉત્કૃષ્ટ તપ કરવાની શક્તિ નથી કે તેવા પ્રકારનો ઉત્કૃષ્ટ ભાવનો ઉલ્લાસ પણ થતો નથી કે જે વડે જ્ઞાનાતિશય ઉત્પન્ન થવાથી તેના સ્થાનમાં રહેલા દેવ-નારકોને જોઈ શકાય. પૂર્વ મહાપુરૂષોને ઉત્તમ સંઘયણના વશથી તપોવિશેષની શક્તિ અને ઉત્તમ ભાવના હતી કે જેને લઇ ઉત્પન્ન થયેલા જ્ઞાનાતિશય વડે સઘળું જોઇ શકતા હતા, આ પ્રમાણે વિચાર કરી જ્ઞાનીના વચનમાં જરા પણ અશ્રદ્ધા થવા ન દેતાં ચિત્તને સ્થિર કરવું તે દર્શન પરિષહ વિજય કહેવાય છે.

આ નિષદ્યા આદિ આઠ પરિષહો મોહનીયના ઉદયથી ઉત્પન્ન થાય છે તે આ પ્રમાણે—ભયના ઉદયથી નિષદ્યાપરિષહ, માનના ઉદયથી યાંચા પરિષહ, ક્રોધના ઉદયથી આક્રોશ પરિષહ, અરતિના ઉદયથી અરતિપરિષહ, પુરુષવેદના ઉદયથી સ્ત્રીપરિષહ, જુગુપ્સામોહનીયના ઉદયથી નાગ્ન્યપરિષહ, લોભના ઉદયથી સત્કાર પુરસ્કાર પરિષહ અને દર્શનમોહના ઉદયથી દર્શનપરિષહ ઉત્પન્ન થાય છે.

આ પહેલેથી આરંભી બાવીશે પરિષહો રાગિઓને પહેલા ગુણસ્થાનકથી આરંભી નવમા ગુણસ્થાનક સુધીના સઘળા જીવોને હોય છે. એકી વખતે એક જીવને વીશ પરિષહો થાય છે. કારણ કે શીત અને ઉષ્ણ તથા નિષદ્યા અને ચર્યા એ પરસ્પર વિરૂદ્ધ હોવાથી એક સાથે હોતા નથી. આ પ્રમાણે બંધહેતુ નામનું દ્વાર સમાપ્ત થયું.

ચોથું બંધહેતુદ્વાર સમાપ્ત

## પંચસંગ્રહ–ચતુર્થદ્વાર સારસંગ્રહ

કાર્મણ વર્ગણાનાં પુદ્ગલોનો પાણી અને દૂધની જેમ આત્મપ્રદેશો સાથે એકાકાર સંબંધ થવો તે બંધ. તેના મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર સામાન્ય હેતુઓ છે.

(૧) અભિગૃહીત, (૨) અનભિગૃહીત, (૩) આભિનિવેશિક, (૪) સાંશયિક અને (૫) અનાભોગ એ પાંચ પ્રકારે મિથ્યાત્વ છે.

(૧) જૈનદર્શન સિવાયના દર્શનોમાંથી પોતે સ્વીકારેલ બૌદ્ધ આદિ કોઇપણ એક દર્શનને સત્ય માનવું તે અભિગૃહીત.

(૨) સર્વદર્શનો સત્ય માનવા તે અનભિગૃહીત મિથ્યાત્વ. આ મિથ્યાત્વમાં આંશિક મધ્યસ્થતા હોય છે.

(૩) જિનેશ્વર ભગવંતના વચનથી વિપરીત છે એમ સમજવા છતાં દિગંબર કે ગોષ્ઠામાહિલની જેમ કદાગ્રહથી પોતે પ્રરૂપણા કરેલ કે સ્વીકાર કરેલ કથનને જ વળગી રહેવું તે આભિનિવેશિક મિથ્યાત્વ.

(૪) ભગવંતે કહેલ અતીન્દ્રિય પદાર્થોમાંથી અમુક પદાર્થો છે કે કેમ ? એવો સંશય થવો તે સાંશયિક મિથ્યાત્વ.

(૫) વિશિષ્ટ મનશક્તિના અભાવે સત્યાસત્યનો વિચાર જ ન આવવો તે અનાભોગ મિથ્યાત્વ.

એકેન્દ્રિયાદિકને આ મિથ્યાત્વ હોય છે પરંતુ સ્વોપજ્ઞ ટીકાકારે સંજ્ઞિ–પર્યાપ્ત સિવાયના સર્વ જીવોને અનભિગૃહીત મિથ્યાત્વ કહેલ છે. અને આગમ અભ્યાસ ન કરવો–અજ્ઞાન જ સારું છે–એમ માનવું તેને અનાભોગ મિથ્યાત્વ કહેલ છે.

અભ૦ઓને અનભિગૃહીત અને અનાભોગ આ બેમાંથી જ કોઇ પણ એક મિથ્યાત્વ હોય છે એ પ્રમાણે ઉપા૦ શ્રી યશોવિજયજી મ૦ સાહેબે શ્રી ધર્મપરીક્ષા ગ્રંથમાં આચારાંગસૂત્રની ટીકાનો પાઠ આપી જણાવેલ છે.

પૃથ્વી આદિ છ કાયનો વધ અને મન તથા શ્રોત્ર વગેરે પાંચ ઇન્દ્રિયોનો અસંયમ એમ બાર પ્રકારે અવિરતિ છે.

પૂર્વે જણાવ્યા મુજબ પચીશ પ્રકારે કષાય તથા પંદર પ્રકારે યોગ છે.

આ પ્રમાણે આ ચારે સામાન્ય બંધહેતુઓના કુલ સત્તાવન પેટાભેદો એટલે કે ઉત્તરબંધહેતુઓ છે.

મિથ્યાત્વ ગુણસ્થાનકે ચારે બંધહેતુઓથી, સાસ્વાદન, મિશ્ર તથા અવિરતિ સમ્યગ્દષ્ટિ રૂપ ત્રણ ગુણસ્થાનકે મિથ્યાત્વના ઉદયનો અભાવ હોવાથી અવિરતિ આદિ ત્રણ બંધહેતુઓથી અને દેશવિરતિ ગુણસ્થાનકે ત્રસકાયની વિરતિ હોવાથી કંઈક ન્યૂન ત્રણ હેતુઓથી કર્મબંધ થાય છે.

દેશવિરતને ત્રસકાયની સર્વથા વિરતિ હોતી નથી, છતાં દયાના પરિણામ પૂર્વક જયણા હોવાથી અપેક્ષાએ ત્રસકાયની વિરતિ કહી શકાય છે.

પ્રમત્તથી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક સુધી કષાય અને યોગ એ બે બંધહેતુઓથી તથા ઉપશાંતમોહ આદિ ત્રણ ગુણસ્થાનકોમાં માત્ર યોગ હેતુથી કર્મબંધ થાય છે.

ગુણસ્થાનકોમાં સત્તામાત્રથી સંભવતા ઉત્તર બંધહેતુઓ આ પ્રમાણે છે.

મિથ્યાત્વ ગુણસ્થાનકે આહારકદ્વિક વિના પંચાવન, સાસ્વાદન ગુણસ્થાનકે પાંચ મિથ્યાત્વ વિના પચાસ અને મિશ્ર ગુણસ્થાનકે મરણનો સંભવ ન હોવાથી વિગ્રહગતિ તથા અપર્યાપ્ત અવસ્થામાં જ સંભવતા કાર્મણ, ઔદારિકમિશ્ર તથા વૈક્રિયમિશ્ર એ ત્રણ તથા અનંતાનુબંધિનો ઉદય બે જ ગુણસ્થાનક સુધી હોવાથી ચાર અનંતાનુબંધી એમ સાત વિના તેતાલીસ ઉત્તર બંધહેતુઓ હોય છે.

અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક વિગ્રહગતિ અને અપર્યાપ્તાવસ્થામાં પણ સંભવતું હોવાથી તે વખતે સંભવતા કાર્મણ, ઔદારિકમિશ્ર તથા વૈક્રિયમિશ્ર સહિત પૂર્વે જણાવેલ તેતાલીસ એમ કુલ છેતાલીસ બંધહેતુઓ આ ગુણસ્થાનકે હોય છે.

દેશવિરતિ ગુણસ્થાનકે વિગ્રહગતિ તથા અપર્યાપ્તાવસ્થાનો સંભવ ન હોવાથી કાર્મણ, ઔદારિકમિશ્ર, ત્રસકાયની અવિરતિ તેમજ ઉદયનો અભાવ હોવાથી ચાર અપ્રત્યાખ્યાનીય કષાય એમ સાત વિના ઓગણચાલીશ, અહિં વૈક્રિયદ્વિક વૈક્રિયલબ્ધિના ઉપયોગ સમયે હોય.

પ્રમત્તે ત્રીજા કષાયનો તથા અવિરતિનો સર્વથા અભાવ હોવાથી ત્રસકાય વિનાની અગિયાર અવિરતિ અને પ્રત્યાખ્યાનીય કષાય એ પંદર બાદ કરતાં અને આહારકદ્વિકનો સંભવ હોવાથી તે ઉમેરતાં છવીશ, અપ્રમત્તે લબ્ધિ ફોરવતા ન હોવાથી વૈક્રિયમિશ્ર તથા આહારકમિશ્ર વિના શેષ ચોવીશ અને અપૂર્વકરણ ગુણસ્થાનકે વૈક્રિય તથા આહારક કાયયોગ વિના શેષ બાવીશ બંધહેતુઓ હોય છે.

અનિવૃત્તિકરણ ગુણસ્થાનકે હાસ્યષટ્કના ઉદયનો અભાવ હોવાથી તે છ વિના

સોળ, સૂક્ષ્મસંપરાયે ત્રણ વેદ તથા સંજ્વલન ક્રોધાદિક ત્રણનો પણ ઉદય ન હોવાથી એ છ વિના દશ, ઉપશાન્ત તથા ક્ષીણમોહે સંજ્વલન લોભનો પણ ઉદય ન હોવાથી શેષ નવ અને સયોગિ-કેવલિ ગુણસ્થાનકે પહેલાં-છેલ્લાં બે મન, બે વચન, કાર્મણ તથા ઔદારિકદ્વિક એમ સાત બંધહેતુઓ હોય છે.

કેવલિ ભગવંતને કેવલિ-સમુદ્ઘાતમાં બીજા છઠ્ઠા અને સાતમા સમયે ઔદારિકમિશ્ર, ત્રીજા, ચોથા અને પાંચમા સમયે કાર્મણ અને શેષકાળે ઔદારિક કાયયોગ હોય છે. દેશનાદિ આપવામાં વચનયોગ અને અનુત્તર દેવાદિકે મનથી પૂછેલા પ્રશ્નોનો ઉત્તર આપવામાં મનોયોગ હોય છે.

અયોગિ-ગુણસ્થાનકે શરીર હોવા છતાં અત્યંત નિષ્કંપ અવસ્થા હોવાથી કોઈ પણ યોગ હોતો નથી. માટે સર્વસંવર ભાવ હોય છે.

મિથ્યાત્વાદિ ગુણસ્થાનકે એક જીવને એકી સાથે જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી અનુક્રમે આ પ્રમાણે બંધહેતુઓ હોય છે.

| ગુણસ્થાનક | જઘન્ય હેતુ | મધ્યમ હેતુ | ઉત્કૃષ્ટ હેતુ | ગુણસ્થાનક | જઘન્ય હેતુ | મધ્યમ હેતુ | ઉત્કૃષ્ટ હેતુ |
|---|---|---|---|---|---|---|---|
| મિથ્યાત્વ | ૧૦ | ૧૧થી ૧૭ | ૧૮ | અપૂર્વકરણ | ૫ | ૬ | ૭ |
| સાસ્વાદન | ૧૦ | ૧૧થી૧૬ | ૧૭ | અનિવૃત્તિ | ૨ | – | ૩ |
| મિશ્ર | ૯ | ૧૦થી૧૫ | ૧૬ | સૂક્ષ્મસંપરાય | ૨ | ૨ | ૨ |
| અવિરતિ | ૯ | ૧૦થી૧૫ | ૧૬ | ઉપશાન્તમોહ | ૧ | ૧ | ૧ |
| દેશવિરતિ | ૮ | ૯થી૧૩ | ૧૪ | ક્ષીણમોહ | ૧ | ૧ | ૧ |
| પ્રમત્ત | ૫ | ૬ | ૭ | સયોગિકેવળી | ૧ | ૧ | ૧ |
| અપ્રમત્ત | ૫ | ૬ | ૭ | અયોગિકેવળી | – | – | – |

## —: મિથ્યાત્વ ગુણસ્થાનક :—

આ ગુણસ્થાનકે જઘન્યથી દશ હેતુઓ હોય છે તે આ પ્રમાણે:—ત્રણ વેદમાંથી એક વેદ, ચાર મન, ચાર વચન, ઔદારિક તથા વૈક્રિય કાયયોગ એ દશમાંથી એક યોગ, હાસ્ય-રતિ અથવા શોક-અરતિ એમ બબ્બેનો ઉદય સાથે જ હોવાથી બેમાંથી એક યુગલ, પાંચમાંથી એક મિથ્યાત્વ, પાંચ ઇન્દ્રિયોના અસંયમમાંથી એક ઇન્દ્રિયનો અસંયમ, ક્રોધાદિ ચારમાંથી અપ્રત્યાખ્યાનીય વગેરે ત્રણ ક્રોધાદિ અને છ માંથી એક કાયનો વધ આ દશ હેતુઓ છે.

પ્રશ્ન:—બાર પ્રકારની અવિરતિમાં મનનો અસંયમ પણ ગણાવેલ છે. તો અહિં પાંચ ઇન્દ્રિયો અને મન એ છમાંથી એકનો અસંયમ ન બતાવતાં પાંચ ઇન્દ્રિયોના અસંયમમાંથી એક ઇન્દ્રિયનો અસંયમ કેમ બતાવ્યો ?

ઉત્તરઃ—મનના અસંયમથી જ ઇન્દ્રિયો સંયમ રહિત બને છે તેથી મનના અસંયમને અલગ ન બતાવતાં ઇન્દ્રિયના અસંયમની અંતર્ગત જ ગણેલ છે.

પ્રશ્નઃ—આ ગુણસ્થાનકે અનંતાનુબંધિ ઉદય ન હોય એવું કઈ રીતે બને?

ઉત્તરઃ—ક્ષયોપશમ સમ્યગ્દષ્ટિ ચતુર્થાદિ ગુણસ્થાનકે પ્રથમ અનંતાનુબંધિની ઉદ્વલના કરે પણ ત્યારબાદ તથાપ્રકારના વિશિષ્ટ અધ્યવસાયના અભાવે જો તેના બીજભૂત મિથ્યાત્વનો ક્ષય ન કરી શકે તો કાલાંતરે ફરીથી જ્યારે મિથ્યાત્વનો ઉદય થાય ત્યારે અનંતાનુબંધિનો ઉદય હોતો નથી, પરંતુ તેના નિમિત્તે અનંતાનુબંધિનો બંધ શરૂ થાય છે.

જો કે અહિં નવીન બંધાયેલ અનંતાનુબંધિ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી ચાર હજાર વર્ષ પ્રમાણ તેનો અબાધાકાળ વીત્યા પહેલાં ઉદયમાં આવે નહિ, પરંતુ જે સમયે અનંતાનુબંધિનો બંધ શરૂ થાય છે તે જ સમયથી સત્તામાં રહેલ શેષ અપ્રત્યાખ્યાનીય વગેરે બાર કષાયોનાં દલિક અનંતાનુબંધિમાં સંક્રમી અનંતાનુબંધિરૂપે બને છે અને તેનો સંક્રમાવલિકા કાળ વીત્યા બાદ અનંતાનુબંધિરૂપે ઉદય થાય છે. તેથી એવા જીવોને પ્રથમ ગુણસ્થાનકે આવે ત્યારે એક આવલિકા સુધી અનંતાનુબંધિનો ઉદય હોતો નથી શેષ મિથ્યાત્વીઓને અવશ્ય હોય છે.

પ્રશ્નઃ—આ ગુણસ્થાનકે ઉપર જણાવ્યા તે દશ તથા કાર્મણ, વૈક્રિયમિશ્ર અને ઔદારિકમિશ્ર એ ત્રણ એમ તેર યોગો હોય છે, છતાં અહિં દશ જ કેમ કહ્યા છે?

ઉત્તરઃ—સામાન્યથી અહિં તેર યોગ હોય છે, પરંતુ અનંતાનુબંધિના ઉદય વિનાનો મિથ્યાત્વી કાળ કરતો નથી તેથી વિગ્રહગતિ તથા અપર્યાપ્તાવસ્થામાં સંભવતા આ ત્રણ યોગો ઘટતા નથી, માટે દશ જ કહેલ છે. આ રીતે આ ગુણસ્થાનકે અનંતાનુબંધિનો ઉદય ન હોય ત્યારે દશમાંથી એક યોગ અને અનંતાનુબંધિનો ઉદય હોય ત્યારે તેરમાંથી એક યોગ સમજવો.

આ હેતુઓમાં વેદ વગેરે એકેક હેતુના ત્રણ વગેરે પેટાભેદો હોવાથી અનેક જીવાશ્રયી અનેક ભાંગાઓ સંભવે છે, તે સમજવા માટે ઉપર જણાવેલ હેતુઓના દરેકના જેટલા પેટાભેદો છે તે દરેક હેતુની નીચે તેટલી સંખ્યા મુકવી, સ્થાપના આ આ પ્રમાણે—વેદ યોગ યુગલ મિથ્યાત્વ ઇન્દ્રિયનો અસંયમ કષાય કાયવધ હવે સ્થા-
૩ ૧૦ ૨ ૫ ૫ ૪ ૬

પન કરેલ અંકોનો અનુક્રમે ગુણાકાર કરવાથી કુલ ભંગ સંખ્યા આવે છે તે આ પ્રમાણે—ત્રણ વેદ છે. તેને યોગ દશ હોવાથી દશે ગુણતાં ત્રીશ, યુગલ બે છે તેથી ત્રીશને બે એ ગુણતાં સાઠ, મિથ્યાત્વ પાંચ છે માટે સાઠને પાંચે ગુણતા ત્રણસો, તેને પાંચ ઇન્દ્રિયોના અસંયમની સંખ્યાથી ગુણતાં પંદરસો, તેને ક્રોધાદિ ચાર કષાયોથી ગુણતાં છ હજાર થાય, હવે અહિં છમાંથી એક કાયનો વધ હોવાથી અને છ કાયના એક

સંયોગી ભાંગા છ થાય છે તેથી છ હજારને છ એ ગુણતાં દશ બંધહેતુના કુલ છત્રીસ હજાર ભાંગા થાય છે.

ઉપર જણાવ્યા મુજબ દશમાં એકથી પાંચ સુધીની વધારે કાયનો વધ, અનંતાનુબંધી, ભય અને જુગુપ્સામાંથી એકાદિ હેતુ ઉમેરતાં અગિયાર વગેરે મધ્યમ બંધહેતુઓ થાય છે. અને આ બધા ઉમેરવાથી ઉત્કૃષ્ટથી અઢાર બંધહેતુઓ થાય છે. ત્યાં દશ અને અઢાર બંધહેતુનો એક એક, અગિયાર અને સત્તર બંધહેતુના ચાર ચાર, બાર અને સોલ બંધહેતુના સાત સાત તથા તેર, ચૌદ અને પંદર બંધહેતુના આઠ આઠ વિકલ્પો થાય છે.

એક એ પણ યાદ રાખવું કે જે વિકલ્પમાં અનંતાનુબંધી હોય ત્યાં યોગ તેર હોવાથી અંકસ્થાપનામાં યોગની જગ્યાએ દશને બદલે તેરની સંખ્યા મુકવી તેમજ છ કાય-વધના એક તથા પંચ સંયોગી છ છ, બે અને ચાર સંયોગી પંદર પંદર, ત્રિસંયોગી વીશ અને છ સંયોગી એક ભાંગો થાય છે. માટે જે બંધહેતુના જે વિકલ્પમાં જેટલી કાયનો વધ ગણેલ હોય ત્યાં તેટલી કાયના સંયોગના જેટલા ભાંગા હોય તેટલી સંખ્યા અંક સ્થાપનામાં કાયના સ્થાને મૂકવી. ત્યારબાદ ઉપર મુજબ અનુક્રમે અંકોનો ગુણાકાર કરવાથી તે તે બંધહેતુના તે તે વિકલ્પની ભંગસંખ્યા આવશે.

વળી આને સહેલાઇથી યાદ રાખવા માટે એક આ હકીકત પણ ધ્યાનમાં રાખવી કે જે બંધહેતુના જે વિકલ્પમાં અનંતાનુબંધી ન હોય અને છ એ કાયની હિંસા હોય ત્યાં છ હજાર, એક અથવા પાંચ કાયની હિંસા હોય ત્યાં એક અને પંચ સંયોગી ભાંગા છ હોવાથી છ હજારને છ એ ગુણતાં છત્રીસ હજાર જ્યાં બે અથવા ચાર કાયની હિંસા હોય ત્યાં બે અને ચાર કાયના પંદર પંદર ભાંગા થતા હોવાથી છ હજારને પંદરે ગુણતાં નેવુ હજાર અને જ્યાં ત્રણ કાયની હિંસા હોય ત્યાં છ કાયના ત્રિસંયોગી ભાંગા વીશ હોવાથી પૂર્વોક્ત છ હજારને વીશે ગુણતાં એક લાખ વીશ હજાર ભાંગા થાય છે.

એ જ પ્રમાણે જે બંધહેતુના જે વિકલ્પમાં અનંતાનુબંધી અને છએ કાયની હિંસા હોય ત્યાં છ કાયનો છ સંયોગી એક જ ભાંગો હોવાથી અઠ્ઠોત્તેરસોને એકે ગુણવાથી અઠ્ઠોત્તેરસો, જ્યાં એક અથવા પાંચ કાયની હિંસા હોય ત્યાં પૂર્વોક્ત અઠ્ઠોત્તેરસોને છ વડે ગુણતાં છેતાલીસ હજાર ને આઠસો, જ્યાં બે અથવા ચાર કાયની હિંસા હોય ત્યાં અઠ્ઠોત્તેરસોને પંદર વડે ગુણતાં એક લાખ સત્તર હજાર અને જ્યાં ત્રણ કાયનો વધ હોય ત્યાં અઠ્ઠોત્તેરસોને વીશ વડે ગુણતાં એક લાખ છપ્પન હજાર ભાંગા થાય.

ભય, જુગુપ્સા અથવા તે બન્ને ઉમેરવાથી પણ ભંગ સંખ્યામાં કંઈ ફેર પડતો નથી અર્થાત્ તેની તે જ સંખ્યા આવે છે.

## મિથ્યાત્વ ગુણસ્થાનકે બંધહેતુના વિકલ્પના ભાંગાઓ

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પવાર ભાગાઓ | કુલ ભંગ સંખ્યા |
|---|---|---|---|
| ૧૦ | ૧ વેદ. ૧ યોગ. ૧ યુગલ. ૧ મિથ્યાત્વ, ૧ ઇન્દ્રિય અસંયમ, અપ્રત્યા, આદિ૦ ત્રણ કષાય ૧ કાયવધ | ૩૬૦૦૦ | ૩૬૦૦૦ |
| ૧૧ | પૂર્વોક્ત દશ તથા બે* કાયનો વધ | ૯૦૦૦૦ | |
| ૧૧ | ,, ,, ,, અનંતાનુ૦ | ૪૬૮૦૦ | ૨૦૮૮૦૦ |
| ૧૧ | ,, ,, ,, ભય | ૩૬૦૦૦ | |
| ૧૧ | ,, ,, ,, જુગુપ્સા | ૩૬૦૦૦ | |
| ૧૨ | પૂર્વોક્ત દશ, ત્રણ કાય વધ | ૧૨૦૦૦૦ | |
| ૧૨ | ,, બે કાય વધ અનંતા૦ | ૧૧૭૦૦૦ | |
| ૧૨ | ,, ,, ભય | ૯૦૦૦૦ | |
| ૧૨ | ,, ,, જુગુપ્સા | ૯૦૦૦૦ | ૫૪૬૬૦૦ |
| ૧૨ | ,, અનંતા૦ ભય | ૪૬૮૦૦ | |
| ૧૨ | ,, ,, જુગુપ્સા | ૪૬૮૦૦ | |
| ૧૨ | ,, ભય જુગુપ્સા | ૩૬૦૦૦ | |
| ૧૩ | પૂર્વોક્ત દશ, ચાર કાય વધ | ૯૦૦૦૦ | |
| ૧૩ | ,, ત્રણ કાય વધ અનંતા૦ | ૧૫૬૦૦૦ | |
| ૧૩ | ,, ભય | ૧૨૦૦૦૦ | |
| ૧૩ | ,, જુગુપ્સા | ૧૨૦૦૦૦ | |
| ૧૩ | ,, બે કાય વધ અનંતા૦ ભય | ૧૧૭૦૦૦ | ૮૫૬૮૦૦ |
| ૧૩ | ,, ,, ,, જુગુ૦ | ૧૧૭૦૦૦ | |
| ૧૩ | ,, ,, ભય જુગુ૦ | ૯૦૦૦૦ | |
| ૧૩ | ,, અનંતા૦ ભય૦ જુગુ૦ | ૪૬૮૦૦ | |
| ૧૩ | ,, | | |
| ૧૪ | પૂર્વોક્ત દશ, પાંચ કાય વધ | ૩૬૦૦૦ | |
| ૧૪ | ,, ચાર કાય વધ અનંતા૦ | ૧૧૭૦૦૦ | |
| ૧૪ | ,, ભય | ૯૦૦૦૦ | |
| ૧૪ | ,, ,, જુગુ૦ | ૯૦૦૦૦ | |
| ૧૪ | ,, ત્રણ કાય વધ અનંતા૦ ભય | ૧૫૬૦૦૦ | ૮૮૨૦૦૦ |
| ૧૪ | ,, ,, જુગુ૦ | ૧૫૬૦૦૦ | |
| ૧૪ | ,, ,, ભય જુગુ૦ | ૧૨૦૦૦૦ | |
| ૧૪ | ,, બે કાય વધ અનંતા૦ ભય જુગુ૦ | ૧૧૭૦૦૦ | |
| ૧૪ | ,, | | |
| ૧૫ | પૂર્વોક્ત દશ, છ કાય વધ | ૬૦૦૦ | |
| ૧૫ | ,, પાંચ કાય વધ, અનંતા૦ | ૪૬૮૦૦ | |
| ૧૫ | ,, ,, ભય | ૩૬૦૦૦ | |
| ૧૫ | ,, ,, જુગુ૦ | ૩૬૦૦૦ | |
| ૧૫ | ,, ચાર કાય વધ, અનંતા૦ ભય | ૧૧૭૦૦૦ | ૬૦૪૮૦૦ |
| ૧૫ | ,, ,, જુગુ૦ | ૧૧૭૦૦૦ | |
| ૧૫ | ,, ,, ભય જુગુ૦ | ૯૦૦૦૦ | |
| ૧૫ | ,, ત્રણ કાય વધ અનંતા૦ ભય૦ જુગુ૦ | ૧૫૬૦૦૦ | |
| ૧૫ | ,, | | |

* અહિં દશમાં બે કાયવધ ઉમેરવાથી બાર થાય, પરંતુ દશ બંધહેતુમાં એક કાયનો વધ ગણાયેલ હોવાથી બે કાયનો વધ જણાવવા છતાં એક જ કાયનો વધ વધુ થાય, આરીતે સર્વત્ર સમજવું. જેમ

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પવાર ભાંગાઓ | કુલ ભંગ સંખ્યા |
|---|---|---|---|
| ૧૬ | પૂર્વોક્ત દશ, છ કાય વધ અનંતા૦ | ૭૮૦૦ | |
| ૧૬ | ,, ,, ભય | ૬૦૦૦ | |
| ૧૬ | ,, ,, જુગુ૦ | ૬૦૦૦ | |
| ૧૬ | ,, પાંચ કાય વધ અનંતા૦ ભય | ૪૬૮૦૦ | ૨૬૬૪૦૦ |
| ૧૬ | ,, ,, ,, જુગુ૦ | ૪૬૮૦૦ | |
| ૧૬ | ,, ,, ભય જુગુ૦ | ૩૬૦૦૦ | |
| ૧૬ | ,, ચાર કાય વધ અનંતા૦ ભય૦ જુગુ૦ | ૧૧૭૦૦૦ | |
| ૧૭ | પૂર્વોક્ત દશ, છ કાય વધ અનંતા૦ ભય | ૭૮૦૦ | |
| ૧૭ | ,, ,, ,, જુગુ૦ | ૭૮૦૦ | ૬૮૪૦૦ |
| ૧૭ | ,, ,, ભય જુગુ૦ | ૬૦૦૦ | |
| ૧૭ | ,, પાંચ કાય વધ અનંતા૦ ભય૦ જુગુ૦ | ૪૬૮૦૦ | |
| ૧૮ | પૂર્વોક્ત દશ, છ કાય વધ અનંતા૦ ભય૦ જુગુ૦ | ૭૮૦૦ | ૭૮૦૦ |

આ પ્રમાણે મિથ્યાત્વ ગુણસ્થાનકે સર્વ બંધહેતુના કુલ ભાંગા ચોત્રીસ લાખ સત્તોત્તેર હજાર અને છસો (૩૪૭૭૬૦૦) થાય.

## —: સાસ્વાદન ગુણસ્થાનક :—

અહિં પ્રથમ ગુણસ્થાનકે બતાવેલ જઘન્યપદભાવી દશ હેતુમાંથી મિથ્યાત્વનો ઉદય ન હોવાથી તેને બાદ કરતાં અને અનંતાનુબંધીનો ઉદય અવશ્ય હોવાથી તે ઉમેરતાં જઘન્યથી કુલ દશ હેતુઓ હોય છે. તે આ પ્રમાણે—

ત્રણ વેદમાંથી એક વેદ, આહારકદ્વિક સિવાય અહિં સંભવતા તેર યોગમાંથી એક યોગ, બે યુગલમાંથી એક યુગલ, પાંચ ઇન્દ્રિયોમાંથી એક ઇન્દ્રિયનો અસંયમ, ક્રોધ, માન, માયા, લોભ રૂપ ચાર કષાયમાંથી કોઇ પણ અનંતાનુબંધી આદિ ચાર ક્રોધાદિક, છ કાયની હિંસામાંથી એક કાયની હિંસા.

અહિં પણ જે જે હેતુના જેટલા જેટલા ભેદો હોય તે દરેક હેતુની નીચે તેટલી સંખ્યા મુકવી. સ્થાપના આ પ્રમાણે—વેદ યોગ યુગલ ઇન્દ્રિયનો અસંયમ કષાય કાયવધ
૩ ૧૩ ૨ ૫ - ૪ ૬
હવે સ્થાપન કરેલ અંકોનો પ્રથમથી આરંભી છેલ્લા અંક સુધી અનુક્રમે ગુણાકાર કરવાથી કુલ ભંગ સંખ્યા આવે છે. પરંતુ આ ગુણસ્થાનકે નપુંસકવેદીને વૈક્રિયમિશ્ર કાયયોગ હોતો નથી, અહિં કાર્મણ સાથે વૈક્રિયમિશ્ર કાયયોગની વિવક્ષા છે અને તે વૈક્રિયમિશ્ર નપુંસકવેદીને નરકમાં અપર્યાપ્તાવસ્થામાં જ હોય છે. જ્યારે સાસ્વાદન ગુણસ્થાનક લઇને જીવો તથા સ્વભાવે જ નરકમાં જતા નથી, માટે ત્રણ વેદને તેર

અઢાર બંધહેતુમાં છ કાય વધ બતાવેલ છે ત્યા દશમા એક કાય આવેલ હોવાથી છ ને બદલે પાચ કાય વધ, અનંતાનુબંધી, ભય તથા જુગુપ્સા એમ દશમાં આઠ ઉમેરવાથી અઢાર હેતુઓ થશે.

યોગે ગુણતા ઓગણચાલીસ થાય, તેમાંથી નપુંસકવેદે વૈક્રિયમિશ્ર કાયયોગ બાદ કરતાં આડત્રીસ રહે તે આડત્રીસને બે યુગલે ગુણતાં છોત્તેર, તેને પાંચ ઇન્દ્રિયના અસંયમે ગુણતાં ત્રણસો એંશી થાય, તેને ચાર કષાયે ગુણતાં પંદરસો વીશ થાય, છ કાયના એક સંયોગી ભાંગા છ હોવાથી પંદરસો વીશને છ એ ગુણતાં જઘન્યપદભાવી દશ બંધ હેતુના કુલ નવ હજાર એકસો વીશ ભાંગા થાય.

આ દશમાં એકથી પાંચ સુધીની વધારે કાયનો વધ, ભય અને જુગુપ્સામાંથી એકાદિ હેતુ ઉમેરતાં અગિયાર વગેરે મધ્યમ બંધહેતુઓ થાય છે અને આ બધા ઉમેરવાથી ઉત્કૃષ્ટથી સત્તર બંધહેતુઓ થાય છે. ત્યાં દશ અને સત્તરનો એક જ વિકલ્પ છે, અગિયાર અને સોળ બંધહેતુમાં ત્રણ ત્રણ વિકલ્પ અને બારથી પંદર સુધીના ચાર હેતુઓમાં ચાર ચાર વિકલ્પ થાય છે.

આ પણ ખાસ યાદ રાખવું કે-જે જે બંધહેતુના વિકલ્પમાં છ એ કાયનો વધ હોય ત્યાં છ કાય વધનો ષટ્સંયોગી એક જ ભાંગો હોવાથી ચાર કષાયથી ગુણા-યેલા પૂર્વોક્ત પંદરસો વીશ જ ભાંગા થાય, જ્યાં એક અથવા પાંચ કાયની હિંસા હોય ત્યાં એક અને પંચસંયોગી છ ભાંગા હોવાથી પંદરસો વીશને છએ ગુણતાં નવ હજાર એકસો વીશ થાય. જ્યાં બે અથવા ચાર કાયની હિંસા હોય ત્યાં છ કાયના દ્વિ અને ચતુઃસંયોગી ભાંગા પંદર હોવાથી પંદરસો વીશને પંદરે ગુણતાં બાવીશ હજાર આઠસો ભાંગા થાય અને જ્યાં ત્રણ કાયનો વધ હોય ત્યાં છ કાયના ત્રિસંયોગી ભાંગા વીશ હોવાથી પૂર્વોક્ત પંદરસો વીશને વીસે ગુણતાં ત્રણ હજાર ચારસો ભાંગા થાય.

## સાસ્વાદન ગુણસ્થાનકે બંધહેતુના વિકલ્પવાર ભાંગાઓ

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પ વાર ભાંગા | કુલ ભંગ સંખ્યા |
|---|---|---|---|
| ૧૦ | ૧ વેદ, ૧ યોગ, ૧ યુગલ ૧ ઇન્દ્રિયઅસંયમ, ૪ કષાય ૧ કાયવધ | ૯૧૨૦ | ૯૧૨૦ |
| ૧૧ | પૂર્વોક્ત દશ, બે કાય વધ | ૨૨૮૦૦ | ૪૧૦૪૦ |
| ૧૧ | ,, ભય | ૯૧૨૦ | |
| ૧૧ | ,, જુગુપ્સા | ૯૧૨૦ | |
| ૧૨ | પૂર્વોક્ત દશ, ત્રણ કાય વધ | ૩૦૪૦૦ | ૮૫૧૨૦ |
| ૧૨ | ,, બે કાય વધ. ભય | ૨૨૮૦૦ | |
| ૧૨ | ,, ,, જુગુપ્સા | ૨૨૮૦૦ | |
| ૧૨ | ,, ભય જુગુપ્સા | ૯૧૨૦ | |
| ૧૩ | પૂર્વોક્ત દશ, ચાર કાય વધ | ૨૨૮૦૦ | ૧૦૬૪૦૦ |
| ૧૩ | ,, ત્રણ કાય વધ, ભય | ૩૦૪૦૦ | |
| ૧૩ | ,, ,, જુગુપ્સા | ૩૦૪૦૦ | |
| ૧૩ | ,, બે કાય વધ ભય જુગુપ્સા | ૨૨૮૦૦ | |

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પવાર ભાગા | કુલ ભંગ સંખ્યા |
|---|---|---|---|
| ૧૪ | પૂર્વોક્ત દશ પાચ કાય વધ | ૬૧૨૦ | ૮૫૧૨૦ |
| ૧૪ | ,, ચાર કાય વધ ભય | ૨૨૮૦૦ | |
| ૧૪ | ,, ,, જુગુપ્સા | ૨૨૮૦૦ | |
| ૧૪ | ,, ત્રણ કાય વધ ભય જુગુપ્સા | ૩૦૪૦૦ | |
| ૧૫ | પૂર્વોક્ત દશ, છ કાયવધ | ૧૫૨૦ | ૪૨૫૬૦ |
| ૧૫ | ,, પાચ કાય વધ. ભય | ૬૧૨૦ | |
| ૧૫ | ,, ,, જુગુપ્સા | ૬૧૨૦ | |
| ૧૫ | ,, ચાર કાય વધ, ભય, જુગુપ્સા | ૨૨૮૦૦ | |
| ૧૬ | પૂર્વોક્ત દશ, છ કાય વધ ભય | ૧૫૨૦ | ૧૨૧૬૦ |
| ૧૬ | ,, ,, જુગુપ્સા | ૧૫૨૦ | |
| ૧૬ | ,, પાચ કાય વધ ભય જુગુપ્સા | ૬૧૨૦ | |
| ૧૭ | પૂર્વોક્ત દશ, છ કાય વધ ભય, જુગુપ્સા | ૧૫૨૦ | ૧૫૨૦ |

એમ આ ગુણસ્થાનકે કુલ ત્રણ લાખ ત્યાશી હજાર ને ચાલીશ ( ૩૮૩૦૪૦ ) ભાંગાઓ થાય છે.

## —: મિશ્ર ગુણસ્થાનક :—

અહિં અનંતાનુબંધીનો ઉદય હોતો નથી, માટે પૂર્વે જણાવેલ દશમાંથી તેને બાદ કરતાં જઘન્યથી નવ હેતુઓ થાય છે, અહિં યોગ માત્ર દશ જ હોય છે.

નવ બંધહેતુઓ આ પ્રમાણેઃ—ત્રણ વેદમાંથી એક વેદ, દશમાંથી એક યોગ. બેમાંથી એક યુગલ. પાંચમાંથી એક ઇન્દ્રિયનો અસંયમ, ચાર કષાયોમાંથી અપ્રત્યાખ્યાનીય વગેરે ત્રણ ક્રોધાદિક, છ કાયમાંથી એક કાયની હિંસા.

અહિં પણ જે જે હેતુના જેટલા જેટલા ભેદો હોય તે દરેક હેતુની નીચે તેટલી સંખ્યા મુકવી. સ્થાપના આ પ્રમાણેઃ—વેદ ૩ યોગ ૧૦ યુગલ ૨ ઇન્દ્રિય ૫ અસંયમ કષાય ૪ કાયવધ ૬. સ્થાપન કરેલ અંકોનો પ્રથમથી આરંભી છેલ્લા અંક સુધી પરસ્પર એક—એકનો ગુણાકાર કરવાથી કુલ ભંગ સંખ્યા આવે છે. ત્રણ વેદને દશ યોગે ગુણતાં ત્રીસ, ત્રીશને બે યુગલે ગુણતાં સાઠ, સાઠને પાચ ઇન્દ્રિયના અસયમે ગુણતાં ત્રણસો, તેને ચાર કષાયે ગુણતાં બારસો અને તેને છ કાય વધના એક સંયોગી ભાંગા છ હોવાથી છએ ગુણતાં સાત હજાર ને બસો ભાંગા થાય છે.

· 'આ નવમાં વધારાની પાંચ કાયની હિંસા, ભય તથા જુગુપ્સા ઉમેરતાં ઉત્કૃષ્ટથી સોળ હેતુઓ થાય, ત્યાં નવ અને સોળ એક જ રીતે થતા હોવાથી તેનો એક એક

વિકલ્પ, દશ અને પંદરના ત્રણ–ત્રણ, અને બારથી ચૌદના દરેકના ચાર–ચાર વિકલ્પ છે. કારણ કે મધ્યમના બંધહેતુઓમાં કાયવધની સંખ્યા, ભય અને જુગુપ્સામાં ફેરફાર થાય છે. અહિં પણ પૂર્વની જેમ જે કોઇ બંધહેતુ કે તેના વિકલ્પમાં છ કાયની હિંસા હોય ત્યાં બારસો, એક અથવા પાંચ કાયની હિંસા હોય ત્યાં સાત હજાર બસો, બે અથવા ચાર કાયની હિંસા હોય ત્યાં અઢાર હજાર અને ત્રણ કાયની હિંસા હોય ત્યાં ચોવીશ હજાર ભાંગાઓ થાય છે.

## મિશ્ર ગુણસ્થાનકે બંધહેતુના વિકલ્પવાર ભાંગાઓ

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પવાર ભાગા | કુલ ભંગ સંખ્યા |
|---|---|---|---|
| ૯ | ૧ વેદ, ૧ યોગ ૧ યુગલ, ૧ ઇન્દ્રિયનો અસંયમ, અપ્રત્યા૦ ત્રણ ક્રોધાદિ, ૧ કાયવધ | ૭૨૦૦ | ૭૨૦૦ |
| ૧૦ | પૂર્વોક્ત નવ, બે કાય વધ | ૧૮૦૦૦ | |
| ૧૦ | ,, ભય | ૭૨૦૦ | ૩૨૪૦૦ |
| ૧૦ | ,, જુગુપ્સા | ૭૨૦૦ | |
| ૧૧ | પૂર્વોક્ત નવ ત્રણ કાયનો વધ | ૨૪૦૦૦ | |
| ૧૧ | ,, બે કાયનો વધ, ભય | ૧૮૦૦૦ | |
| ૧૧ | ,, ,, જુગુપ્સા | ૧૮૦૦૦ | ૬૭૨૦૦ |
| ૧૧ | ,, ભય, જુગુપ્સા | ૭૨૦૦ | |
| ૧૨ | પૂર્વોક્ત નવ ચાર કાયનો વધ | ૧૮૦૦૦ | |
| ૧૨ | ,, ત્રણ કાયનો વધ, ભય | ૨૪૦૦૦ | |
| ૧૨ | ,, ,, જુગુપ્સા | ૨૪૦૦૦ | ૮૪૦૦૦ |
| ૧૨ | ,, બે કાયનો વધ, ભય જુગુપ્સા | ૧૮૦૦૦ | |
| ૧૩ | પૂર્વોક્ત નવ, પાંચ કાય વધ, | ૭૨૦૦ | |
| ૧૩ | ,, ચાર કાય વધ, ભય, | ૧૮૦૦૦ | |
| ૧૩ | ,, ,, જુગુપ્સા | ૧૮૦૦૦ | ૬૭૨૦૦ |
| ૧૩ | ,, ત્રણ કાય વધ, ભય જુગુપ્સા | ૨૪૦૦૦ | |
| ૧૪ | પૂર્વોક્ત નવ છ કાય વધ | ૧૨૦૦ | |
| ૧૪ | ,, પાંચ કાય વધ, ભય | ૭૨૦૦ | |
| ૧૪ | ,, ,, જુગુપ્સા | ૭૨૦૦ | ૩૩૬૦૦ |
| ૧૪ | ,, ચાર કાય વધ, ભય જુગુપ્સા | ૧૮૦૦૦ | |
| ૧૫ | પૂર્વોક્ત નવ છ કાય વધ, ભય | ૧૨૦૦ | |
| ૧૫ | ,, ,, જુગુપ્સા | ૧૨૦૦ | ૯૬૦૦ |
| ૧૫ | ,, પાંચ કાય વધ, ભય, જુગુપ્સા | ૭૨૦૦ | |
| ૧૬ | પૂર્વોક્ત નવ છ કાય વધ, ભય, જુગુપ્સા | ૧૨૦૦ | ૧૨૦૦ |

આ પ્રમાણે મિશ્ર ગુણસ્થાનકે કુલ ત્રણ લાખ, બે હજાર ને ચારસો (૩૦૨૪૦૦) ભાંગાઓ થાય છે.

## —: અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક :—

અહિં મિશ્ર ગુણસ્થાનકમા કહ્યા તે જ જઘન્યથી નવ, ઉત્કૃષ્ટથી સોળ અને મધ્યમથી દશથી પંદર સુધીના બંધહેતુઓ હોય છે.

નવ તથા સોળનો એક એક-દશ તથા પંદર બંધહેતુના ત્રણ-ત્રણ અને શેષ બંધહેતુઓમા ચાર-ચાર વિકલ્પો હોય છે.

આ ગુણસ્થાનકે સામાન્યથી આહારકદ્વિક સિવાય તેર યોગો હોય છે. તેથી અંક સ્થાપના આ રીતે થાય છે.—વેદ[૩] યોગ[૧૩] યુગલ[૨] ઇન્દ્રિયનો અસંયમ[૫] કષાય[૪] કાયવધ[૬]. સ્થાપન કરેલ અંકોનો પહેલાથી છેલ્લા સુધી પરસ્પર ગુણાકારથી નવ હેતુની ભંગ સંખ્યા આવે છે. પરંતુ ચતુર્થ ગુણસ્થાનક લઇને કોઇ પણ જીવ, કોઇ પણ ગતિમાં સ્ત્રીવેદી તરીકે ઉત્પન્ન થતો નથી તેથી ચતુર્થ ગુણસ્થાનકે સ્ત્રીવેદીને કાર્મણ, દેવીમાં ઉત્પન્ન થતો નથી તેથી વૈક્રિયમિશ્ર અને મનુષ્યણી તથા તિર્યંચ સ્ત્રીમાં ઉત્પન્ન થતો નથી માટે ઔદારિકમિશ્ર એમ આ ત્રણ યોગો ઘટતા નથી, વળી ચતુર્થ ગુણસ્થાનક લઇને કોઈ જીવ મનુષ્ય કે તિર્યંચમા પણ નપુંસકપણે ઉત્પન્ન થતો જ નથી તેથી નપુંસકવેદીને ઔદારિકમિશ્રયોગ ઘટી શકતો નથી. એટલે પુરુષ વેદીને તેર યોગ. નપુંસકવેદીને ઔદારિકમિશ્રવિના બાર અને સ્ત્રી વેદીને કાર્મણ, વૈક્રિયમિશ્ર તથા ઔદારિકમિશ્રવિના શેષ દશ યોગ ઘટે છે. માટે ત્રણ વેદને તેર યોગે ગુણી તેમાંથી ચાર ભાંગા બાદ કરતાં શેષ પાંત્રીસ, તેને બે યુગલે ગુણતાં સીત્તેર, તેને પાચ ઇન્દ્રિયોના અસંયમે ગુણતા ત્રણસો પચાસ, તેને ચાર કષાયે ગુણતાં ચૌદસો થાય, અહિં નવ બંધહેતુમાં એક કાયવધ છે અને છ કાયવધના એકસંયોગી ભાગા છ થાય છે તેથી ચૌદસોને છએ ગુણતા નવ બંધહેતુના કુલ આઠ હજાર ચારસો ભાંગા થાય છે. પરંતુ ત્યાં કાય સાથે ગુણાકાર કર્યા વિનાના ભાંગા ચૌદસો છે તે બરાબર યાદ રાખવા, અને જે જે બંધહેતુ કે જે જે વિકલ્પમાં છ કાયનો વધ હોય ત્યા તેનો ષટ્સંયોગી એક જ ભાગો હોવાથી ચૌદસો ભાગા જ સમજવા. જ્યાં એક અથવા પાંચ કાયનો વધ હોય ત્યાં તેના ભાંગા છ હોવાથી ચૌદસોને છએ ગુણતા આઠ હજાર ચારસો ભાંગા થાય, જ્યા બે અથવા ચાર કાયનો વધ હોય ત્યાં તેના પંદર-પંદર ભાંગા થતા હોવાથી ચૌદસોને પંદરવડે ગુણતાં એકવીશ હજાર ભાંગા, અને જેમાં ત્રણ કાયનો વધ હોય ત્યાં છ કાયના ત્રિસંયોગી ભાંગા વીસ હોવાથી ચૌદસોને વીસે ગુણતાં અઠ્ઠાવીશ હજાર ભાંગા આવે. એમ આ ગુણસ્થાને સર્વત્ર સમજવું. વળી અહિં પણ બે વગેરે કાયની વધ સંખ્યા, ભય અને જુગુપ્સા આ ત્રણનો મધ્યમ હેતુઓમાં વારવાર ફેરફાર થાય છે.

## અવિરતિ ગુણસ્થાનકે બંધહેતુના વિકલ્પવાર ભાંગાઓ

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પ વાર ભાંગા | કુલ ભંગ સંખ્યા |
|---|---|---|---|
| ૯ | ૧ વેદ, ૧ યોગ, ૧ યુગલ ૧ ઇન્દ્રિયઅસંયમ, ૩ કષાય ૧ કાયવધ | ૮૪૦૦ | ૮૪૦૦ |
| ૧૦ | પૂર્વોક્ત નવ, બે કાયનો વધ, | ૨૧૦૦૦ | ૩૭૮૦૦ |
| ૧૦ | ,, ભય | ૮૪૦૦ | |
| ૧૦ | ,, જુગુપ્સા | ૮૪૦૦ | |
| ૧૧ | પૂર્વોક્ત નવ, ત્રણ કાયનો વધ, | ૨૮૦૦૦ | ૭૮૪૦૦ |
| ૧૧ | ,, બે કાય વધ, ભય | ૨૧૦૦૦ | |
| ૧૧ | ,, ,, જુગુપ્સા | ૨૧૦૦૦ | |
| ૧૧ | ,, ભય જુગુપ્સા | ૮૪૦૦ | |
| ૧૨ | પૂર્વોક્ત નવ, ચાર કાયનો વધ | ૨૧૦૦૦ | ૯૮૦૦૦ |
| ૧૨ | ,, ત્રણ કાયનો વધ, ભય | ૨૮૦૦૦ | |
| ૧૨ | ,, ,, જુગુપ્સા | ૨૮૦૦૦ | |
| ૧૨ | ,, બે કાયનો વધ ભય જુગુપ્સા | ૨૧૦૦૦ | |
| ૧૩ | પૂર્વોક્ત નવ, પાંચ કાયનો વધ | ૮૪૦૦ | ૭૮૪૦૦ |
| ૧૩ | ,, ચાર કાયનો વધ, ભય | ૨૧૦૦૦ | |
| ૧૩ | ,, ,, જુગુપ્સા | ૨૧૦૦૦ | |
| ૧૩ | ,, ત્રણ કાયનો વધ, ભય, જુગુપ્સા | ૨૮૦૦૦ | |
| ૧૪ | પૂર્વોક્ત નવ, ૭ કાયનો વધ | ૧૪૦૦ | ૩૯૨૦૦ |
| ૧૪ | ,, પાચ કાયનો વધ, ભય | ૮૪૦૦ | |
| ૧૪ | ,, ,, જુગુપ્સા | ૮૪૦૦ | |
| ૧૪ | ,, ચાર કાયનો વધ, ભય, જુગુપ્સા | ૨૧૦૦૦ | |
| ૧૫ | પૂર્વોક્ત નવ, ૭ કાયનો વધ, ભય | ૧૪૦૦ | ૧૧૨૦૦ |
| ૧૫ | ,, ,, જુગુપ્સા | ૧૪૦૦ | |
| ૧૫ | ,, પાંચ કાયનો વધ, ભય, જુગુપ્સા | ૮૪૦૦ | |
| ૧૬ | પૂર્વોક્ત નવ, ૭ કાયનો વધ, ભય, જુગુપ્સા | ૧૪૦૦ | ૧૪૦૦ |

આ પ્રમાણે અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે કુલ ત્રણ લાખ, બાવન હજાર અને આઠસો (૩૫૨૮૦૦) ભાંગાઓ થાય છે.

આ નવાદિ બંધહેતુઓના અનેક જીવાશ્રયી ભાંગા કહ્યા તે બહુલતાએ છે, કારણ કે ચતુર્થ ગુણસ્થાનક લઈને સ્ત્રીવેદીપણે મલ્લિકુમારી, રાજીમતી, બ્રાહ્મી, સુંદરી આદિ ઉત્પન્ન થયાના ઉલ્લેખો મળે છે. એથી આ અપેક્ષાએ ચતુર્થ ગુણસ્થાનકે સ્ત્રીવેદીને વિગ્રહગતિમાં કાર્મણ અને ઉત્પત્તિસ્થાને ઔદારિકમિશ્ર એમ બે યોગ ઘટી શકે છે.

એટલે એ દૃષ્ટિએ સ્ત્રીવેદીને માત્ર વૈક્રિયમિશ્ર અને નપુંસકવેદીને પૂર્વે કહ્યા મુજબ ઔદારિકમિશ્ર એમ બે યોગો જ નથી હોતા, તેથી ત્રણ વેદને તેર યોગે ગુણી ચારને બદલે બે જ ભાંગા ઓછા કરતાં શેષ ૩૭ ભાંગા રહે અને પૂર્વોક્ત રીતે સ્થાપન કરેલ અંકોથી પરસ્પર ગુણવાથી કુલ નવ બંધહેતુની ભંગ સંખ્યા ૮૪૦૦ના બદલે

૮૮૮૦ થાય છે, અને કાયથી ગુણ્યા વિનાના જે પ્રથમ ચૌદસો ભાંગા કરેલા છે તેના બદલે ૧૪૮૦ કરવા અને પછી તે ૧૪૮૦ જ્યાં છ કાયવધ હોય ત્યાં તેટલાજ, જ્યાં એક અથવા પાંચ કાયનો વધ હોય ત્યાં તેને છ ગુણા, બે અથવા ચાર કાયનો વધ હોય ત્યાં પંદર ગુણા અને જ્યાં ત્રણ કાયનો વધ હોય ત્યાં વીશ ગુણા કરી ભંગ સંખ્યા સ્વયં વિચારી લેવી.

સપ્તતિકા ચૂર્ણિમાં કહ્યું છે કે– ચોથું ગુણસ્થાનક લઇને કયારેક દેવી પણે પણ ઉત્પન્ન થાય છે. તેથી તે મતે સ્ત્રીવેદી અને પુરુષવેદીને તેર–તેર, અને નપુંસકવેદીને ઔદારિકમિશ્ર વિના બાર યોગ હોવાથી પ્રથમ ત્રણવેદને તેરયોગે ગુણી તેમાંથી એક રૂપ બાદ કરતાં આડત્રીશ રહે અને તેની સાથે સ્થાપન કરાયેલા શેષ અંકોનો પરસ્પર ગુણાકાર કરવાથી દરેક બંધહેતુના અને તેના વિકલ્પના ભાંગાઓ થાય છે. તે ભાંગાઓ સાસ્વાદન ગુણસ્થાનકની જેમ જ થતા હોવાથી અહિં ફરીથી લખેલ નથી.

## –: દેશવિરતિ ગુણસ્થાનક :–

આ ગુણસ્થાનકે ત્રણમાંથી એક વેદ, આહારકદ્વિક, કાર્મણ તથા ઔદારિકમિશ્ર વિના અગિયારમાંથી એક યોગ, બે યુગલમાંથી એક યુગલ, પાંચ ઇન્દ્રિયના અસંયમમાંથી એક ઇન્દ્રિયનો અસંયમ, ચાર કષાયોમાંથી પ્રત્યાખ્યાનીય અને સંજ્વલન એ બે ક્રોધાદિક તેમજ અહિં ત્રસકાયની વિરતિ હોવાથી શેષ પાંચ કાયમાંથી એક કાયની હિંસા એમ જઘન્યથી આઠ બંધહેતુઓ છે. તેમાં ચાર કાય તથા ભય, જુગુપ્સા ઉમેરવાથી ઉત્કૃષ્ટથી ચૌદ બંધહેતુઓ થાય છે. આ બંને હેતુઓનો એક–એક જ વિકલ્પ છે. તથા બે કાયવધ આદિની સંખ્યા, ભય તથા જુગુપ્સા એ ત્રણના ફેરફારથી થતા નવથી તેર સુધીના મધ્યમ હેતુઓમાંથી નવ અને તેરના ત્રણ–ત્રણ અને શેષ હેતુઓના ચાર–ચાર વિકલ્પ થાય છે.

અહિં કાય પાંચ જ હોવાથી પાંચ કાયના પંચસંયોગી એક, એક અને ચતુઃસંયોગી પાંચ–પાંચ અને દ્વિસંયોગી તથા ત્રિસંયોગી દશ–દશ ભાંગા થાય છે. માટે જે જે બંધહેતુમાં જેટલી કાયનો વધ હોય તે તે બંધહેતુમાં કાયના સ્થાને તેટલા સંયોગી ભંગની સંખ્યા મુકવી.

અહિં આઠ બંધહેતુમાં અંકસ્થાપના આ રીતેઃ–વેદ ૩ યોગ ૧૧ યુગલ ૨ ઇન્દ્રિયનો અસંયમ ૫ કષાય ૪ કાયવધ ૫ સ્થાપન કરેલ અંકોને અનુક્રમે પહેલાથી છેલ્લા અંક સુધી ગુણાકાર કરવાથી કુલ ભંગ સંખ્યા આવે છે. જેમકે–ત્રણ વેદને અગિયાર યોગે ગુણતાં તેત્રીસ, તેને બે યુગલે ગુણતાં છાસઠ તેને પાંચ ઇન્દ્રિયના અસંયમે ગુણતાં ત્રણસો ત્રીશ, તેને ચાર કષાયે ગુણતાં તેરસો વીસ, અહિં પાંચ કાયના એક સંયોગી

પાંચ ભાંગા હોવાથી તેરસો વીસને પાંચે ગુણતાં જઘન્યપદભાવી આઠ બંધહેતુના છાસઠસો ભાંગા થાય.

જે બંધહેતુમાં ચાર કાયની હિંસા હોય ત્યાં પણ છાસઠસો, બે અથવા ત્રણ કાયની હિંસા હોય ત્યાં તેર હજાર બસો અને જ્યાં પાંચે કાયનો વધ હોય ત્યાં માત્ર તેરસો વીસ ભાંગા થાય છે.

## દેશવિરતિ ગુણસ્થાનકે બંધહેતુના વિકલ્પના ભાંગાઓ

| બંધ હેતુ | હેતુઓના વિકલ્પો | વિકલ્પવાર ભાગાઓ | કુલ ભગ સખ્યા |
|---|---|---|---|
| ૮ | ૧ વેદ. ૧ યોગ. ૧ યુગલ. ૧ ઇન્દ્રિયનો અસંયમ, ૨ કષાય ૧ કાયવધ | ૬૬૦૦ | ૬૬૦૦ |
| ૯ | પૂર્વોક્ત આઠ બે કાયનો વધ | ૧૩૨૦૦ | |
| ૯ | ,, ભય | ૬૬૦૦ | ૨૬૪૦૦ |
| ૯ | ,, જુગુપ્સા | ૬૬૦૦ | |
| ૧૦ | પૂર્વોક્ત આઠ ત્રણ કાય વધ | ૧૩૨૦૦ | |
| ૧૦ | ,, બે કાય વધ ભય | ૧૩૨૦૦ | |
| ૧૦ | ,, ,, જુગુપ્સા | ૧૩૨૦૦ | ૪૬૨૦૦ |
| ૧૦ | ,, ભય જુગુપ્સા | ૬૬૦૦ | |
| ૧૧ | પૂર્વોક્ત આઠ ચાર કાય વધ | ૬૬૦૦ | |
| ૧૧ | ,, ત્રણ કાય વધ ભય | ૧૩૨૦૦ | |
| ૧૧ | ,, ,, જુગુપ્સા | ૧૩૨૦૦ | ૪૬૨૦૦ |
| ૧૧ | ,, બે કાય વધ ભય જુગુ૦ | ૧૩૨૦૦ | |
| ૧૨ | પૂર્વોક્ત આઠ પાંચ કાય વધ | ૧૩૨૦ | |
| ૧૨ | ,, ચાર કાય વધ ભય | ૬૬૦૦ | |
| ૧૨ | ,, ,, જુગુ૦ | ૬૬૦૦ | ૨૭૭૨૦ |
| ૧૨ | ,, ત્રણ કાય વધ ભય જુગુ૦ | ૧૩૨૦૦ | |
| ૧૩ | પૂર્વોક્ત આઠ પાંચ કાય વધ, ભય | ૧૩૨૦ | |
| ૧૩ | ,, ,, જુગુ૦ | ૧૩૨૦ | ૯૨૪૦ |
| ૧૩ | ,, ચાર કાય વધ, ભય જુગુ૦ | ૬૬૦૦ | |
| ૧૪ | પૂર્વોક્ત આઠ, પાંચ કાય વધ, ભય, જુગુપ્સા | ૧૩૨૦ | ૧૩૨૦ |

આ પ્રમાણે દેશવિરતિ ગુણસ્થાનકે કુલ એક લાખ, ત્રેસઠ હજાર, છસો અને એંશી (૧૬૩૬૮૦) ભાંગાઓ થાય છે.

## પ્રમત્ત-અપ્રમત્ત અપૂર્વકરણ ગુણસ્થાનકે.

આહં મિથ્યાત્વ અને અવિરતિ એક પણ ભેદ હોતો નથી. ત્રણમાંથી એક વેદ, પ્રમત્ત ગુણસ્થાનકે કાર્મણ તથા ઔદારિકમિશ્ર સિવાય તેરમાંથી એક યોગ, અપ્રમત્ત

ગુણસ્થાનકે પૂર્વોક્ત બે, વૈક્રિયમિશ્ર તથા આહારકમિશ્ર સિવાય શેષ અગિયારમાંથી એક યોગ અને અપૂર્વકરણ ગુણસ્થાનકે ચાર મન, ચાર વચન, તથા ઔદારિક કાયયોગ એ નવમાંથી એક યોગ, ત્રણ ગુણસ્થાનકે એમાંથી એક યુગલ અને ચાર સંજ્વલનમાંથી એક ક્રોધ વગેરે એમ આ ગુણસ્થાનકોમાં જઘન્યથી પાંચ બંધહેતુ હોય છે તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે પ્રકારે છ અને બંન્ને ઉમેરવાથી સાત બંધહેતુઓ થાય છે.

પ્રમત્ત ગુણસ્થાનકે ત્રણ વેદને તેર યોગે ગુણતાં ઓગણચાલીસ, આવે તેમાંથી સ્ત્રીવેદીને આહારક અને આહારકમિશ્ર એ બે યોગ ન હોવાથી તે બાદ કરતાં સાડત્રીસ રહે, તેને બે યુગલે ગુણતાં ચુમ્મોત્તેર, તેને ચાર કષાયે ગુણતાં પાંચહેતુના બસો છન્નુ ભાંગા થાય, પૂર્વોક્ત પાંચમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી થયેલ છ હેતુના બન્ને વેકલ્પમાં અથવા ભય અને જુગુપ્સા બન્ને ઉમેરવાથી થયેલ સાતહેતુમાં પણ ભાંગા ો બસો છન્નુ જ થાય, એમ પ્રમત્ત ગુણસ્થાનકે કુલ અગિયારસો ચોરાશી (૧૧૮૪) ભાંગા થાય છે.

અપ્રમત્ત ગુણસ્થાનકે ત્રણવેદને અગિયાર યોગે ગુણી સ્ત્રીવેદીને આહારક કાયયોગ ન હોવાથી તેમાંથી એક ભાંગો ઓછો કરતાં બત્રીસ રહે, તેને બે યુગલે ગુણતાં ચોસઠ, તેને ક્રોધાદિ ચારવડે ગુણતાં પાંચ બંધહેતુના બસો છપ્પન ભાંગા થાય. તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી છના બે વિકલ્પ થાય અને બન્નેમાં બસો છપ્પન બસો છપ્પન ભાંગા થાય. તેમજ પાંચમાં ભય–જુગુપ્સા બન્ને ઉમેરતાં સાત હેતુ થાય અહિં પણ બસો છપ્પન ભાંગા થાય એમ આ ગુણસ્થાનકે કુલ એક હજાર ને ચોવીશ ભાંગા થાય.

અપૂર્વકરણ ગુણસ્થાનકે ત્રણવેદને નવ યોગે ગુણતાં સત્તાવીશ થાય, તેને બે યુગલે ગુણતાં ચોપ્પન, ચોપ્પનને ક્રોધાદિ ચારે ગુણતાં પાંચ હેતુના બસો સોલ ભાંગા થાય. તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી છના બે વિકલ્પ થાય. બન્ને વિકલ્પમાં બસો સોલ બસો સોલ ભાંગા થાય. તથા પાંચમાં એકી સાથે બન્ને ઉમેરતાં સાત બંધહેતુ થાય, અહિં પણ બસો સોળ ભાંગા થાય, એમ આ ગુણસ્થાનકે કુલ આઠસો ચોસઠ ભાંગાઓ થાય.

## –: અનિવૃત્તિકરણાદિ ગુણસ્થાનકો :–

અનિવૃત્તિ ગુણસ્થાનકે ચાર મન, ચાર વચન અને ઔદારિકકાય એ નવમાંથી એક યોગ અને ક્રોધાદિક ચારમાંથી એક કષાય એમ જઘન્યથી બે બંધહેતુઓ હોય છે. ત્યાં નવયોગને ક્રોધાદિ ચારે ગુણતાં તેના છત્રીસ ભાંગા થાય છે. વળી આ ગુણસ્થાનકની શરૂઆતમાં જ્યારે ત્રણમાંથી એક વેદનો પણ ઉદય હોય ત્યારે પૂર્વોક્ત

બે તેમજ ત્રણમાંથી એક વેદ એમ ત્રણ બંધહેતુઓ હોય છે. અહિં બે બંધહેતુના છત્રીસ ભાંગાને ત્રણ વેદે ગુણતાં એકસો આઠ ભાંગા એમ આ ગુણસ્થાનકે કુલ એકસો ચુમ્માલીસ ભાંગા થાય છે.

સૂક્ષ્મસંપરાયે ઉપર જણાવેલ નવમાંથી એક યોગ અને સૂક્ષ્મકિટ્ટિરૂપ સંજ્વલન લોભ એમ બે જ બંધહેતુઓ હોય છે. અહિં નવમાંથી કોઇ પણ એક યોગ હોવાથી નવ ભાંગા થાય છે. એ જ પ્રમાણે ઉપશાન્તમોહ તથા ક્ષીણમોહવીતરાગ ગુણસ્થાનકે ઉપરોક્ત નવ યોગમાંથી કોઇ પણ એક યોગ સ્વરૂપ એક-એક બંધહેતુ અને નવ-નવ ભાંગા થાય છે.

સયોગિકેવળી ગુણસ્થાનકે અહિં સંભવતા સાતમાંથી કોઇ પણ એક યોગ હોય તેથી એક બંધહેતુ અને તેના સાત ભાંગા થાય છે.

એમ સંજ્ઞિ-પર્યાપ્ત જીવસ્થાનકમાં આ તેર ગુણસ્થાનકોના સર્વ મળી છેતાલીસ લાખ, બ્યાસી હજાર સાતસો સિત્તેર (૪૬૮૨૭૭૦) ભાંગા થાય છે.

હવે સંજ્ઞિ-પર્યાપ્ત વિનાના શેષ તેર જીવસ્થાનકોમાં બંધહેતુઓનો વિચાર આ પ્રમાણે છે.

આ તેર જીવસ્થાનકોમાં એક અનાભોગ મિથ્યાત્વ જ હોય છે અને સ્વોપજ્ઞ ટીકાકારના મતે અનભિગૃહીત એ એક મિથ્યાત્વ હોય છે.

આ દરેક જીવોને વિરતિ ન હોવાથી તેમજ આ એક કાયનો વધ કરું કે બે કાયનો વધ કરું એવા સંકલ્પ રૂપ મનનો પણ અભાવ હોવાથી સામાન્યથી સર્વદા છએ કાયના વધ રૂપ એક જ ભાંગો હોય છે.

અહિં સર્વત્ર અપર્યાપ્ત એટલે લબ્ધિ પર્યાપ્ત રૂપ કરણ અપર્યાપ્ત સમજવા. અને તેથીજ બાદર અપર્યાપ્ત વગેરે પાંચ અપર્યાપ્તમાં મિથ્યાત્વ અને સાસ્વાદન એમ બે ગુણસ્થાનક કહ્યાં છે. તેમજ સંજ્ઞિ-અપર્યાપ્તમાં પહેલું બીજું તથા ચોથું એમ ત્રણ ગુણસ્થાનકો કહેલ છે.

અહિં સ્વોપજ્ઞટીકામાં દરેક જીવભેદોને ત્રણ વેદનો ઉદય માની ભાંગા કહ્યા છે એથી વેદની જગ્યાએ ત્રણનો અંક મુકયો છે. પરંતુ અન્ય ગ્રંથોમાં ચઉરિન્દ્રિય સુધીના જીવોને માત્ર નપુંસકવેદનો જ ઉદય કહેલ છે અહિં પણ એ જ પ્રમાણે વિચાર કર્યો છે. તેથી ચઉરિન્દ્રિય સુધીના ભાંગાઓ ગણવાના હોય ત્યારે વેદના સ્થાને એકનો જ અંક મુકવો. પરમાર્થથી તો અસંજ્ઞી-પંચેન્દ્રિય પણ નપુંસકવેદી જ હોય છે. પરંતુ બાહ્ય આકારની દૃષ્ટિએ તે ત્રણે વેદવાળા હોય છે, માટે અહિં અસંજ્ઞિના ભંગ વિચારમાં વેદના સ્થાને ત્રણ અંક મુકવો.

અહિં શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત જીવોને ઔદારિક કાયયોગ અને દેવનારકોને વૈક્રિય કાયયોગ કહેલ છે તેથી અન્ય આચાર્યોનો મત ગ્રહણ કર્યો હોય તેમ લાગે છે. અને તેથી જ સંજ્ઞિ–અપર્યાપ્તને પહેલા તથા ચોથા ગુણસ્થાનકે કાર્મણ, ઔદારિકદ્વિક તેમજ વૈક્રિયદ્વિક એમ પાંચ યોગ અને શેષ અપર્યાપ્ત જીવસ્થાનકોમાં મિથ્યાત્વ ગુણસ્થાને કાર્મણ તથા ઔદારિકદ્વિક એમ ત્રણ યોગો કહ્યા છે. જ્યારે આ દરેક જીવસ્થાનકોમાં સાસ્વાદન ગુણસ્થાનક શરૂઆતના માત્ર છ આવલિકા પ્રમાણ કાળ સુધી જ હોઈ શકે છે અને કાયયોગ શરીર–પર્યાપ્તિ પૂર્ણ થયા પછી આવે છે માટે સાસ્વાદન ગુણસ્થાનકે સંજ્ઞિ–અપર્યાપ્તને ત્રણ અને શેષ અપર્યાપ્તાઓને બે યોગો કહ્યા છે.

ઇન્દ્રિયોના અસંયમના સ્થાને પંચેન્દ્રિયોને પાંચ, ચઉરિન્દ્રિયોને ચાર, તેઇન્દ્રિયોને ત્રણ. બેઇન્દ્રિયોને બે અને એકેન્દ્રિયોને એકઇન્દ્રિય હોય છે માટે તે તે સ્થાને તે તે અંક સંખ્યા મુકવી.

બેઇન્દ્રિયાદિ સઘળા પર્યાપ્તાઓને ઔદારિક કાય અને અસત્યામૃષા એ બે. બાદર પર્યાપ્ત એકેન્દ્રિયને ઔદારિક કાય તથા વૈક્રિયદ્વિક એમ ત્રણ તેમજ સૂક્ષ્મ પર્યાપ્ત એકેન્દ્રિયને માત્ર ઔદારિક કાયયોગ જ હોય છે. માટે યોગના સ્થાને તે તે જીવોને તેટલી અંક સંખ્યા મુકવી.

સામાન્યથી સંજ્ઞિ–અપર્યાપ્તને ચૌદથી અઢાર બંધહેતુઓ હોય છે અને વિશેષથી વિચાર કરતાં પહેલા ગુણસ્થાનકે સોળથી અઢાર બંધહેતુઓ હોય છે, તે આ પ્રમાણે–ત્રણ વેદમાથી એક વેદ, પાંચમાંથી એક યોગ, બેમાંથી એક યુગલ. પાંચમાંથી એક ઇન્દ્રિયનો અસંયમ, અનંતાનુબંધી આદિ ચાર કષાયમાથી ક્રોધાદિ ચાર, અનાભોગ મિથ્યાત્વ અને છ કાયનો વધ આ સોળ બંધહેતુ જઘન્યથી હોય છે. તેની ભંગ સંખ્યા લાવવા અંકોની સ્થાપના કરવી. સ્થાપના:–વેદ ૩ યોગ ૫ યુગલ ૨ ઇન્દ્રિયનો અસંયમ ૫ કષાય ૪ મિથ્યાત્વ ૧ છ કાયવધ ૧. સ્થાપન કરેલ આ અંકોનો અનુક્રમે ગુણાકાર કરવાથી છસો ભાંગા થાય, તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે રીતે સત્તર બંધહેતુ અને ભય તથા જુગુપ્સા એમ બન્ને ઉમેરતાં ઉત્કૃષ્ટથી અઢાર બંધહેતુ થાય, આ દરેકના પણ પૂર્વોક્ત રીતે છસો–છસો ભાંગા થાય એમ પ્રથમ ગુણસ્થાનકે કુલ ચોવીસો (૨૪૦૦) ભાંગા થાય.

સાસ્વાદન ગુણસ્થાનકે મિથ્યાત્વનો અભાવ હોવાથી મિથ્યાત્વ ગુણસ્થાનકે બતાવેલ સોળ હેતુમાંથી શેષ પંદર બંધહેતુઓ જઘન્યથી હોય. અહિં યોગ ત્રણ હોવાથી પ્રથમ ત્રણ વેદને ત્રણ યોગે ગુણતાં નવ. તેમાંથી નપુંસકવેદીને વૈક્રિયમિશ્ર કાયયોગ ન હોવાથી શેષ આઠ, તેને બે યુગલે ગુણતાં સોળ. તેને પાંચ ઇન્દ્રિયના અસંયમે

ગુણતાં એંશી. તેને ચાર કષાયે ગુણતાં ત્રણસો વીશ ભાંગા થાય, તે પંદરમાં ભય અથવા જુગુપ્સા ઉમેરતાં બે રીતે સોળ હેતુ થાય અને ભય–જુગુપ્સા એ બન્ને ઉમેરતાં સત્તર બંધહેતુ થાય. આ દરેકના પણ ત્રણસો વીશ–ત્રણસો વીશ ભાંગા થાય, એમ સાસ્વાદને કુલ બારસો એંશી (૧૨૮૦) ભાંગા થાય.

ચોથા ગુણસ્થાનકે પૂર્વોક્ત પંદરમાંથી અનંતાનુબંધિ વિનાના શેષ ચૌદ બંધહેતુ જઘન્યથી હોય. ત્યાં પ્રથમ ત્રણ વેદને પાંચ યોગે ગુણતાં પંદર થાય, તેમાંથી સ્ત્રીવેદીને કાર્મણ, ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્ર અને નપુંસકવેદીને ઔદારિકમિશ્ર ન હોવાથી આ ચાર બાદ કરતાં શેષ અગિયાર રહે, તેને બે યુગલે ગુણતાં બાવીશ, તેને પાંચ ઇન્દ્રિયના અસંયમે ગુણતાં એકસો દશ, તેને ચાર કષાયે ગુણતાં ચારસો ચાલીસ ભાંગા થાય, તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરતાં બે રીતે પંદર હેતુ થાય, તેના ભાંગા ચારસો ચાલીસ, ચારસો ચાલીસ થાય અને ભય–જુગુપ્સા બન્ને ઉમેરતાં સોળ બંધહેતુ થાય ત્યાં પણ ચારસો ચાલીસ ભાંગા થાય. એમ ચોથા ગુણસ્થાને કુલ સત્તરસો સાઠ (૧૭૬૦) ભાંગા થાય અને મતાંતરે ભાંગાઓ સ્વયં વિચારી લેવા. તેમજ સંજ્ઞિ–અપર્યાપ્તના ત્રણે ગુણસ્થાનકના સર્વ મલી ચોપનસો ચાલીસ (૫૪૪૦) ભાંગા થાય.

અસંજ્ઞિ–પર્યાપ્તને એક મિથ્યાત્વ ગુણસ્થાનક જ હોય, ત્યાં ઉપર જણાવ્યા પ્રમાણે જઘન્યથી સોળ બંધહેતુઓ હોય છે. સ્થાપના:–વેદ ૩ યોગ ૨ યુગલ ૨ ઇન્દ્રિયનો અસંયમ ૫ કષાય ૪ મિથ્યાત્વ ૧ છ કાયવધ ૧. સ્થાપના કરાયેલ આ અંકોનો પૂર્વની જેમ પરસ્પર ગુણાકાર કરતાં કુલ બસો ચાલીસ ભાંગા થાય તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે રીતે સત્તર અને તે બન્ને ઉમેરવાથી અઢાર બંધહેતુ થાય. એ દરેકના બસો ચાલીસ–બસો ચાલીસ ભાંગા થાય, સર્વ મળી નવસો સાઠ (૯૬૦) ભાંગા થાય.

અસંજ્ઞિ–અપર્યાપ્તને પ્રથમ ગુણસ્થાનકે ઉપર મુજબ જ સોળ બંધહેતુ હોય પરંતુ અહિં કાર્મણ અને ઔદારિકદ્વિક એમ ત્રણ યોગો હોય છે. માટે યોગની જગ્યાએ ત્રણનો અંક મુકી સ્થાપના કરવી. સ્થાપના:–વેદ ૩ યોગ ૩ યુગલ ૨ ઇન્દ્રિયનો ૫ અસંયમ કષાય ૪ મિથ્યાત્વ ૧ છ કાયવધ ૧ સ્થાપન. કરેલ અંકોનો પૂર્વની જેમ અનુક્રમે ગુણાકાર કરવાથી ત્રણસો સાઠ ભાંગા થાય, તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે રીતે સત્તર અને બન્ને ઉમેરવાથી અઢાર બંધહેતુ થાય. દરેકના ત્રણસો સાઠ–ત્રણસો સાઠ ભાંગા થાય એમ પ્રથમ ગુણસ્થાનકે કુલ ચૌદસો ચાલીસ (૧૪૪૦) ભાંગા થાય.

સાસ્વાદન ગુણસ્થાનકે મિથ્યાત્વ વિના જઘન્યથી આ જ પંદર હેતુ હોય. પણ અહિં કાર્મણ અને ઔદારિકમિશ્ર એ બે જ યોગો હોય છે માટે યોગની જગ્યાએ બેની સંખ્યા મુકી પૂર્વોક્ત રીતે પરસ્પર અંકોનો ગુણાકાર કરતાં બસો ચાલીસ ભાંગા

થાય તેમા ભય અથવા જુગુપ્સા ઉમેરતાં બે રીતે સોળ અને બન્ને ઉમેરતાં સત્તર બંધહેતુ થાય ત્રણે સ્થળે બસો ચાલીસ–બસો ચાલીસ ભાંગા થાય. કુલ મલી સાસ્વાદન ગુણસ્થાનકે નવસો સાઠ (૯૬૦) ભાંગા થાય અને બન્ને ગુણસ્થાનકે મળી અસંજ્ઞિ પંચેન્દ્રિય અપર્યાપ્તના કુલ ચોવીસો (૨૪૦૦) ભાંગા થાય.

ચઉરિન્દ્રિય પર્યાપ્તને એક મિથ્યાત્વ ગુણસ્થાનક જ હોય, ત્યાં પૂર્વની જેમ જઘન્યથી સોળ. તેમા ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે રીતે સત્તર અને બન્ને ઉમેરવાથી અઢાર બંધહેતુ થાય, અહિં માત્ર નપુંસકવેદ જ હોય છે, ઇન્દ્રિયો ચાર હોય છે તેથી પૂર્વની જેમ અંકોનો ગુણાકાર કરતાં ચારે સ્થાને ચોસઠ–ચોસઠ ભાગા થવાથી કુલ બસો છપ્પન ભાંગા થાય.

ચઉરિન્દ્રિય અપર્યાપ્તને પણ પ્રથમ ગુણસ્થાનકે આ પ્રમાણે જઘન્યથી સોળ બંધહેતુઓ હોય છે તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે રીતે સત્તર અને બન્ને ઉમેરવાથી અઢાર બંધહેતુઓ થાય છે. પરંતુ અહિં યોગ ત્રણ હોય છે. માટે યોગના અંકની જગ્યાએ ત્રણનો અંક મુકી પૂર્વોક્ત રીતે અંકોનો ગુણાકાર કરતાં ચારે સ્થળે છન્નુ–છન્નુ ભાગા થવાથી પ્રથમ ગુણસ્થાનકે કુલ ત્રણસો ચોરાશી ભાગા થાય. સાસ્વાદન ગુણસ્થાનકે પણ જઘન્યથી મિથ્યાત્વ વિના તે જ પંદર બંધહેતુઓ હોય, તેમાં ભય અથવા જુગુપ્સા ઉમેરવાથી બે રીતે સોળ અને બન્ને ઉમેરવાથી સત્તર હેતુ થાય, પરંતુ અહિં કાર્મણ અને ઔદારિકમિશ્ર એ બે યોગો હોય છે. માટે યોગની જગ્યાએ બેનો અંક મુકી પૂર્વ પ્રમાણે અંકોનો ગુણાકાર કરતાં ચારે સ્થાને ચોસઠ–ચોસઠ ભાગા થવાથી કુલ બસો છપ્પન ભાંગા થાય, બન્ને ગુણસ્થાનકે મલી ચઉરિન્દ્રિય અપર્યાપ્તના કુલ છસો ચાલીશ ભાંગા થાય છે.

તેઇન્દ્રિય પર્યાપ્તને પણ ચઉરિન્દ્રિય પર્યાપ્તની જેમ બંધહેતુઓ હોય છે. પરંતુ અહિં ઇન્દ્રિયો ત્રણ હોવાથી ઇન્દ્રિયના સ્થાને ત્રણની સંખ્યા મુકી પૂર્વોક્ત રીતે ગુણાકાર કરતા ચારે સ્થાને અડતાલીસ–અડતાલીસ ભાંગા થતા હોવાથી કુલ એકસો બાણું ભાંગા થાય.

તેઇન્દ્રિય અપર્યાપ્તને પણ પહેલા તથા બીજા ગુણસ્થાને ચઉરિન્દ્રય અપર્યાપ્તની જેમજ બંધહેતુ જાણવા, માત્ર અહિં ઇન્દ્રિયો ત્રણ હોવાથી ઇન્દ્રિયના અસંયમના સ્થાને ત્રણને અંક મુકી ગુણાકાર કરવાનો હોવાથી ભગ સંખ્યા મિથ્યાત્વ ગુણસ્થાને ચારે સ્થાને બોત્તેર–બોત્તેર થતી હોવાથી કુલ બસો અઠ્યાસી અને સાસ્વાદને ચારે સ્થાને અડતાલીસ–અડતાલીસ હોવાથી કુલ એકસો બાણું થાય છે. બન્ને ગુણસ્થાને મલી કુલ ચારસો એંશી ભાંગા થાય.

બેઇન્દ્રિય પર્યાપ્તને એક પહેલું જ ગુણસ્થાન હોય છે ત્યાં પણ પૂર્વની જેમ સોળથી અઢાર બંધહેતુઓ હોય છે. માત્ર અહિં ઇન્દ્રિયોના અસંયમના સ્થાને બેની

સંખ્યા મુકી પૂર્વોક્ત રીતે અંકોનો ગુણાકાર કરવાથી ચારે સ્થળે બત્રીસ–બત્રીસ ભાંગા થવાથી કુલ એકસો અઠ્ઠાવીસ ભાંગા થાય.

બેઇન્દ્રિય અપર્યાપ્તને પણ મિથ્યાત્વે સોળથી અઢાર બંધહેતુ હોય, પરંતુ અહિં યોગ ત્રણ હોવાથી યોગની જગ્યાએ ત્રણનો અંક મુકી પૂર્વોક્ત રીતે ગુણાકાર કરવાથી ચારે સ્થળે અડતાલીસ–અડતાલીસ ભાંગા થવાથી કુલ મિથ્યાત્વે એકસો બાણું ભાંગા થાય, અને સાસ્વાદને મિથ્યાત્વ વિના પંદરથી સત્તર બંધહેતુ હોય પણ અહિં યોગ બે જ હોવાથી ચારે સ્થળે બત્રીસ–બત્રીસ ભાંગા થવાથી કુલ એકસો અઠ્ઠાવીસ ભાંગા થાય. એમ બેઇન્દ્રિય અપર્યાપ્તના બન્ને ગુણસ્થાનકે મલી કુલ ત્રણસો વીશ ભાંગા થાય.

બાદર પર્યાપ્ત એકેન્દ્રિયને પહેલું જ ગુણસ્થાનક હોય છે. ત્યાં પૂર્વની જેમ સોળથી અઢાર બંધહેતુઓ હોય પરંતુ ઇન્દ્રિય એક હોવાથી ઇન્દ્રિયના અસંયમના સ્થાને એક અને ઔદારિક કાયયોગ તથા વૈક્રિયદ્વિક એમ ત્રણ યોગ હોવાથી યોગના સ્થાને ત્રણનો અંક મુકી પ્રથમની જેમ ગુણાકાર કરવાથી ચારે સ્થળે ચોવીશ–ચોવીશ ભાંગા થાય, સર્વ મલી છન્નુ ભાંગા થાય.

બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયને મિથ્યાત્વે પૂર્વની જેમ સોળથી અઢાર બંધહેતુ હોય છે. અહિં કાર્મણ તથા ઔદારિકદ્વિક એ ત્રણ યોગ હોય છે, માટે પૂર્વની જેમ ગુણાકાર કરતાં ચારે સ્થાને ચોવીશ–ચોવીશ ભાંગા થતાં કુલ છન્નુ ભાંગા થાય, બીજે ગુણસ્થાને પણ પંદરથી સત્તર બંધહેતુના ચારે વિકલ્પોમાં સોળ–સોળ ભાંગા થતા હોવાથી કુલ ચોસઠ ભાંગા થાય એમ બન્ને ગુણસ્થાને મળી બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયના એકસો સાઠ ભાંગા થાય છે.

સૂક્ષ્મ પર્યાપ્તને પણ પહેલું એક જ ગુણસ્થાનક હોય ત્યાં સોળથી અઢાર બંધહેતુના ચારે વિકલ્પમાં માત્ર ઔદારિક કાય રૂપ જ એક જ યોગ હોવાથી આઠ–આઠ એમ કુલ બત્રીશ ભાંગા થાય.

સૂક્ષ્મ અપર્યાપ્તને પહેલું જ ગુણસ્થાનક હોય છે તેથી ત્યાં બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયના પહેલા ગુણસ્થાનકની જેમજ બંધહેતુ અને તેના ભાંગા થાય છે.

## –: પ્રકૃતિઓના બંધહેતુઓ :–

નરકત્રિક, એકેન્દ્રિયાદિ જાતિચતુષ્ક, સ્થાવર ચતુષ્ક, હુંડક સંસ્થાન, છેવઠું સંઘયણ, આતપ, મિથ્યાત્વ અને નપુંસકવેદ આ સોળ પ્રકૃતિઓનો મિથ્યાત્વ સાથે અન્વય વ્યતિરેક સંબંધ હોવાથી મુખ્ય બંધહેતુ મિથ્યાત્વ છે અને તે વખતે વર્ત્તમાન શેષ અવિરતિ આદિ ત્રણ હેતુઓ ગૌણ છે એમ આગળ પણ સમજવું.

કારણની વિદ્યમાનતામાં કાર્યની વિદ્યમાનતા તે અન્વય અને કારણના અભાવમાં કાર્યનો અભાવ તે વ્યતિરેક કહેવાય છે.

તિર્યંચત્રિક. દૌર્ભાગ્યત્રિક, થીણદ્ધિત્રિક, ચાર અનંતાનુબંધી તથા અપ્રત્યાખ્યાનીય, પ્રથમનાં પાંચ સંઘયણ, મધ્યનાં ચાર સંસ્થાન, સ્ત્રીવેદ, નીચગોત્ર, અશુભવિહાયોગતિ, ઉદ્યોત, મનુષ્યત્રિક અને ઔદારિકદ્વિક આ પાંત્રીસ પ્રકૃતિઓનો અન્વય વ્યતિરેકવડે અવિરતિ મુખ્ય હેતુ છે. સાતવેદનીય સિવાય શેષ અડસઠ પ્રકૃતિઓનો કષાય મુખ્ય હેતુ છે અને સાતાવેદનીયનો યોગ મુખ્ય હેતુ છે.

તીર્થંકર અને આહારકદ્વિકના બંધમાં કેવળ કષાય કારણ નથી પરંતુ સમ્યક્ત્વ અને અપ્રમત્તચારિત્રવિશિષ્ઠ તથાપ્રકારના પ્રતિનિયત કષાયવિશેષો જ કારણ છે, વળી જિનનામના કારણભૂત તેવા કષાયવિશેષો ચોથાથી અને આહારકદ્વિકના કારણભૂત કષાયવિશેષો અપ્રમત્તથી આઠમાના છઠ્ઠા ભાગ સુધી જ ઘટી શકે છે.

અનાદિ અનંત સંસારમાં અનેક પ્રકારનાં દુઃખોથી અત્યંત પીડાતા પ્રાણીઓને જોઈને પરોપકારી, પરાર્થવ્યસની એવા જે મહાત્માઓ પ્રવચનવડે એ સમસ્ત જીવોનો ઉદ્ધાર કરવાની ભાવના ભાવે અને તેવા પ્રકારનો પુરુષાર્થ પણ કરે તે મહાત્માઓ તીર્થંકર નામકર્મનો બંધ કરે છે. પોતાના જ કુટુંબીઓને તારવાની ભાવનાપૂર્વકનો જેઓ પ્રયત્ન કરે છે તે મહાત્માઓ ગણધર લબ્ધિ પ્રાપ્ત કરે છે અને જેઓ પોતાનું જ કલ્યાણ કરવાનો વિચાર અને પ્રયત્ન કરે તે મુંડકેવલિ થાય છે.

આ હેતુઓથી ચાર પ્રકારે બંધ થાય છે. તેમાં પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ યોગથી તેમજ સ્થિતિ તથા રસબંધ કષાયથી થાય છે. તેમાં સ્થિતિબંધ કેવળ કષાયથી અને રસબંધ લેશ્યાસહકૃત કષાયથી થાય છે, અહિં મિથ્યાત્વ તથા અવિરતિ બંધહેતુને કષાયની અન્તર્ગત ગણી માત્ર બે હેતુનું જ મુખ્યત્વે કથન છે.

બંધાયેલાં કર્મોનો ઉદય થવાથી મહાન ત્યાગી એવા મુનિઓને પણ પરિષહો પ્રાપ્ત થાય છે. તે પરિષહો મુખ્યપણે બાવીશ છે. તેમાં વેદનીય કર્મના ઉદયથી ક્ષુધા, પીપાસા, શીત, ઉષ્ણ, દંશ-મશક, ચર્યા, શય્યા, રોગ, વધ. તૃણસ્પર્શ અને મલ આ અગિયાર પરિષહો પ્રાપ્ત થાય છે અને તે તેરમા ગુણસ્થાનક સુધી હોય છે. જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી પ્રજ્ઞા અને અજ્ઞાન તથા લાભાન્તરાય કર્મના ઉદયથી અલાભ પરિષહ આવે છે. આ ત્રણે પરિષહો બારમા ગુણસ્થાનક સુધી હોય છે. દર્શન મોહનીયના ઉદયથી દર્શન અને ચારિત્ર મોહનીયના ઉદયથી નિષદ્યા, યાચના, આક્રોશ, અરતિ, સ્ત્રી, નગ્નતા અને સત્કાર એ સાત એમ કુલ આ આઠ પરિષહો નવમા ગુણસ્થાનક સુધી હોય છે.

કર્મના ઉદયથી આ પરિષહો પ્રાપ્ત થાય ત્યારે તે તે પરિષહોને દૂર કરવા માટે

દોષોના સેવનદ્વારા ચારિત્રને મલિન કરવાની ઇચ્છા ન કરતાં ચારિત્રમાર્ગમાં સ્થિર રહેવા માટે અને કર્મના ક્ષય માટે પ્રવચનમાં કહેલ વિધિ મુજબ આ રીતે તે તે પરિષહો ઉપર વિજય મેળવવો જોઇએ.

અત્યંત તપસ્વી હોય, ક્ષુધા પ્રબળ લાગી હોય, છતાં શુદ્ધ આહાર ન મળે અથવા અલ્પ આહાર મળે તો પણ અનેષણીય આહારને ગ્રહણ કરવાની લેશ માત્ર માત્ર પણ ઇચ્છા ન કરતાં, સ્વાધ્યાયાદિ આવશ્યક ક્રિયાઓમાં જરા પણ પ્રમાદ ન સેવતાં 'આહાર ન મળવાથી અનિચ્છાએ પણ તપનો લાભ થયો' એમ વિચારી ભૂખની પીડાને સમભાવે સહન કરવી તે ક્ષુધાપરિષહવિજય.

એ જ પ્રમાણે અત્યંત તૃષા લાગવા છતાં પણ દોષિત પાણી વાપરવાની ઇચ્છા ન કરતાં તૃષાને સહન કરવી તે પિપાસાપરિષહજય.

અત્યંત ગરમીમાં તડકામાં વિહારાદિ કરવાથી અને અતિઉષ્ણ વાયુથી તાળવું અને કંઠ સુકાતાં હોય છતાં પાણીમાં પડવાની કે ન્હાવા આદિની ઇચ્છા ન કરતાં, તેમજ તે ગરમીને દૂર કરવાના કોઇપણ ઉપાયો ન ચિંતવતાં ગરમીને સમ્યક્ પ્રકારે સહન કરવી તે ઉષ્ણપરિષહજય.

મહા મહિનાની અત્યંત ઠંડીમાં સવારમાં વિહારાદિ કરવાના કારણે શરીરના અવયવો પણ સ્તબ્ધ થઈ જતા હોય છતાં ઠંડીને દૂર કરવા માટે અગ્નિની કે ગૃહસ્થની જેમ ગરમ કપડાં આદિ પહેરવાની ઇચ્છા ન કરતાં ઠંડીની પીડાને સમ્યક્ પ્રકારે સહન કરવી તે શીતપરિષયજય.

ઊંચી, નીચી જમીન ઉપર અથવા કાંકરા આદિથી વ્યાપ્ત એવી ભૂમિ ઉપર શયન કરવા છતાં ખેદને ન કરતાં તેનાથી થતી પીડાને સમભાવે સહન કરવી તે શય્યાપરિષહવિજય.

શરીરમાં ગમે તેટલા રોગો થાય તો પણ ચારિત્રમાં ન કલ્પે તેવાં ઔષધાદિ દ્વારા રોગોને અટકાવવાનો વિચાર પણ ન કરતાં કલ્પી શકે તેવાં ઔષધોદ્વારા રોગ દૂર થાય તો ઠીક છે અન્યથા પૂર્વકૃત કર્મ ખપાવવાનો સુંદર અવસર છે એમ સમજી રોગોને સમભાવે સહન કરવા તે રોગપરિષહવિજય.

તલવાર, મુદ્ગર આદિથી કોઇ મારવા આવે તો પણ તેના ઉપર લેશમાત્ર પણ દ્વેષ ન કરતાં મારા પૂર્વકૃત કર્મનું જ આ ફળ છે, આ તો બિચારો નિમિત્ત માત્ર છે, અથવા તો આ તો આત્માથી પર એવાં શરીરાદિને જ હણે છે, પરંતુ મારા આત્માના જ્ઞાનાદિક પ્રાણો હણી શકતો નથી. એમ વિચારી વધથી થતી પીડાને સમભાવે સહન કરવી તે વધપરિષહજય.

શરીર ઉપર ઘણો મેલ થવા છતાં પૂર્વે અનુભવેલ મેલ દૂર કરવાનાં સાધનોને

સેવવાની ઈચ્છા પણ ન કરતાં આખું શરીર અશુચિમાંથી ઉત્પન્ન થયેલ છે અને અશુચિમય જ છે એમ વિચારી મળથી થતી પીડાને સહન કરવી તે પરિષહ વિજય છે.

સઘન પાથરેલ દર્ભાદિ ઘાસ ઉપર સંથારો અને ઉત્તરપટ્ટો પાથરીને અગર જેના સંથારાદિ ચોરાઈ ગયા હોય કે ફાટી ગયા હોય તેઓ પાથર્યા વિના પણ શયન કરતાં ઘાસના અગ્રભાગાદિથી પીડા પામવા છતાં તેને દૂર કરવાની કે સુંદર શય્યા પાથરવાની ઈચ્છા ન કરતાં તે પીડાને સમભાવે સહન કરે તે તૃણસ્પર્શપરિષહવિજય.

શાસ્ત્રોક્ત વિધિ મુજબ નવ કલ્પાદિ વિહાર કરતાં પગમાં કાંટા–કાંકરાદિ લાગવા છતાં અને ઠંડીમાં પગમાં પગ ઠરી જવા છતાં પૂર્વે ગૃહસ્થપણામાં ઉપયોગ કરેલ વાહન કે જોડાં આદિની મનથી પણ ઈચ્છા ન કરતાં તેનાથી થતી પીડાને સમભાવે સહન કરવી તે ચર્યાપરિષહવિજય.

શરીરને ઉપદ્રવ કરનાર ડાંશ, મચ્છર, માંકડ, કીડી, વિંછુ આદિ ક્ષુદ્ર જંતુઓથી પીડા પામવા છતાં પણ તે સ્થાનથી અન્યસ્થાને જવાની અગર પંખા આદિથી તે જંતુઓને દૂર કરવાની મનથી પણ ઈચ્છા ન કરવી અને તેનાથી થતા દુઃખને સમભાવે સહન કરવું તે દંશપરિષહવિજય.

અંગ–ઉપાંગ આદિ સ્વશાસ્ત્રોમાં અને વ્યાકરણ, ન્યાય. ષડ્દર્શન આદિ અન્યશાસ્ત્રોમાં પોતે સંપૂર્ણ કુશળ હોય, અનેક મુનિરાજો પ્રશ્નાદિ પુછી સમાધાનો મેળવતા હોય છતાં પણ 'પૂર્વના પૂર્વધર મહર્ષિઓની અપેક્ષાએ હું તો સૂર્ય આગળ ખજુઆ જેવો જ છું' ઈત્યાદિ વિચારોદ્વારા લેશમાત્ર પણ અભિમાનજન્ય જ્ઞાનના આનંદને ન થવા દે, તે પ્રજ્ઞાપરિષહવિજય.

પોતાની બુદ્ધિ બહુ અલ્પ હોય, ઘણી મહેનત કરવા છતાં થોડું પણ ભણી ન શકે તેથી 'આ તો પશુ છે કંઇ પણ સમજતો નથી' એ પ્રમાણે બીજાઓ કહેતા હોય છતાં ખેદ ન કરે તેમજ ભણવાના ઉદ્યમને પણ ન છોડે, પરંતુ મેં પૂર્વે ઘણું જ્ઞાનાવરણીય કર્મ બાંધ્યુ છે કે જેના યોગે આટલી મહેનત કરવા છતાં પણ મને જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ઈત્યાદિ વિચારદ્વારા જરા પણ દીનતાને ધારણ ન કરે અને ભણવામાં વિશેષ ઉદ્યમ કરે તે અજ્ઞાનપરિષહવિજય.

અનેક સ્થળે દાતાઓ પાસે યાચના કરવા છતાં પોતાની જરૂરિયાત પ્રમાણે કલ્પનીય વસ્તુઓ મેળવી ન શકે છતાં અકલ્પિત વસ્તુઓને ગ્રહણ કરવાની ઇચ્છા પણ ન કરે, તેમજ 'અલાભ એ પરમ તપ છે' એમ સમજી આવશ્યક વસ્તુઓ ન મળવા છતાં પણ ખેદને ધારણ ન કરે તે અલાભ પરિષહવિજય.

પોતાની ઇન્દ્રિયો દ્વારા બરાબર નિરીક્ષણ કરી જ્યાં સ્ત્રી, પશુ કે નપુંસકો ન રહેતા હોય અને જ્યાં સ્વાધ્યાયાદિ સુખપૂર્વક થઈ શકે તેમ હોય તેવા એકાન્ત

સ્થાને રહેવું અથવા સિંહાદિ હિંસક પશુઓના ભયંકર સ્થાનોમાં કાયોત્સર્ગાદિ કરતાં આવી પડતા ચારે પ્રકારના ઉપસર્ગોને સમભાવે સહન કરવા તે નિષદ્યા પરિષહ-વિજય છે.

મહાન તપસ્વી તથા જ્ઞાની એવા પણ મુનિરાજ દીનતા અને ગ્લાનિ વિના વસ્ત્ર, પાત્ર, આહારાદિ આવશ્યક વસ્તુઓની યાચના કરતાં લઘુતાજન્ય અભિમાનને સહન કરે તે યાચનાપરિષહવિજય.

ક્રોધાનલને ઉપજાવનાર અનેક પ્રકારનાં આક્ષેપ વચનો સાંભળે અને તેનો પ્રતીકાર કરવાની પોતાનામાં શક્તિ હોય છતાંય 'ક્રોધ એ કર્મબંધનું કારણ છે' એમ સમજી પોતાના હૃદયમાં લેશમાત્ર પણ ક્રોધને અવકાશ ન આપતાં જે ક્ષમા ધારણ કરવી તે આક્રોશપરિષહવિજય.

વસતિમાં કે વિહારાદિમાં અરતિનાં નિમિત્તો પ્રાપ્ત થાય તો પણ તેના કટુ-વિપાકને યાદ કરી અરતિ ન થવા દે તે અરતિપરિષહવિજય.

એકાન્ત સ્થળે હાવભાવાદથી યુક્ત અપ્સરા સમાન સ્ત્રીઓ કામબાણોને ફેંકે અથવા ભોગની પ્રાર્થના કરે તો પણ 'ભોગ એ દુર્ગતિનું કારણ છે, બહારથી મનોહર દેખાવા છતાં આ સ્ત્રીઓ મળ–મૂત્રાદિનો પિંડ જ છે' ઇત્યાદિ વિચાર દ્વારા મનમાં લેશમાત્ર પણ વિકાર ન થવા દે સ્ત્રીપરિષહવિજય છે.

અલ્પ મૂલ્યવાળાં, જીર્ણ અથવા લોકરૂઢિથી ભિન્ન રીતે નિર્મમત્વપણે માત્ર સંયમની રક્ષા માટે વસ્ત્રો ધારણ કરે, પરંતુ ઘણાં મૂલ્યવાળાં અથવા લોકવ્યવહાર પ્રમાણે સમત્વથી કોઇ પણ વસ્ત્રનો ઉપયોગ ન કરે તે અચેલકપરિષહવિજય કહેવાય.

વ્યવહારમાં જેમ ઘણાં કપડાં હોવા છતાં અધોવસ્ત્ર મસ્તકે વીંટી નદી પાર કરનાર મનુષ્યે નગ્નપણે નદી પાર કરી એમ કહેવાય છે અથવા 'કોઈ માણસ દરજીને કહે કે હું નગ્ન ફરું છું માટે જલદી કપડાં આપ' એવો પ્રયોગ કરાય છે તેમ અહિં પણ જીર્ણ, અલ્પ મૂલ્યવાળાં, અથવા અન્ય રીતે ધારણ કરેલ વસ્ત્રો હોવા છતાં પણ તે અચેલક કહેવાય છે.

દિગંબરઃ—આ રીતે તો અચેલકપણું ઉપચરિત થયું, જેમ ઉપચરિત ગાય દૂધ ન આપી શકે તેમ ઉપચરિત પરિષહનો જય પણ મોક્ષ કેમ આપી શકે?

આચાર્યઃ—આ રીતે અચેલકપણું ઉપચરિત માનો તો તમારા મતે પણ કલ્પનીય આહાર વાપરનારા છદ્મસ્થ ભગવંતને પણ ક્ષુધા પરિષહનો વિજય ઉપચરિત જ કહેવાય અને તેથી ઉપચરિત ક્ષુધાપરિષહનો વિજય મોક્ષાદિ અર્થક્રિયા ન જ કરી શકે.

દિગંબરઃ—જો એમ માનીએ તો વૃદ્ધ અને બેડોળ સ્ત્રીના ભોગમાં પણ સ્ત્રી પરિષહનો વિજય કેમ ન કહેવાય?

આચાર્ય:–મૈથુન સિવાય અન્ય કોઇ પણ પદાર્થો એકાન્તે અકલ્પનીય કહ્યા નથી તેમજ એકાન્તે ઉપયોગ કરવાની અનુજ્ઞા પણ આપેલ નથી, જ્યારે મૈથુનક્રિયા રાગ–દ્વેષ પૂર્વક જ થાય છે તેથી એકાન્તે વર્જ્ય છે. અન્યસૂત્રોમાં પણ તેનો અત્યંત નિષેધ જ કરેલ છે તેથી બેડોળ અને વૃદ્ધ સ્ત્રીને ભોગવવામાં સ્ત્રીપરિષહના વિજયનો પ્રસંગ આવતો નથી.

અનેક પ્રકારના તપને કરનાર, અનેક વાદીઓને જિતવામાં કુશળ, તેમજ વર્ત્તમાનકાલીન સર્વશાસ્ત્રોના પારંગત એવા પણ મારો કોઇ વસ્ત્ર–પાત્ર ઔષધાદિદ્વારા સત્કાર અને અભ્યુત્થાન તેમજ આસનપ્રદાન આદિદ્વારા પુરસ્કાર પણ કરતા નથી. એવો ખેદ ન થવા દે અને ઉપર જણાવેલ સત્કાર–પુરસ્કાર વધારે પ્રમાણમાં થાય તો પણ અભિમાન ન થવા દે તે સત્કાર–પુરસ્કાર પરિષહવિજય.

હું દીર્ઘકાળથી વિવિધ પ્રકારનાં અતિઉગ્ર તપ અને સુંદર ચારિત્રનું પાલન કરું છું છતાં શાસ્ત્રમાં બતાવેલ દેવ–નારકોને જોઇ શકતો નથી તેમજ આવાં ઉગ્ર અનુષ્ઠાનો કરવા છતા કોઇ દેવોને પ્રસન્ન થતા કે અહિં આવતા જોતો નથી તો આવા દેવ–નારકો વગેરે અતીન્દ્રિય પદાર્થો હશે કે કેમ? ઇત્યાદિ મિથ્યાત્વ મોહનીયના પ્રદેશોદયથી અશુભ વિચાર થાય તે દર્શન પરિષહ. તેનો જય આ પ્રમાણે થાય·—

વર્ત્તમાનકાળમાં અહિં સાક્ષાત્ તીર્થંકરો આદિ તેમજ ઉત્તમ પ્રકારના સંઘયણાદિના અભાવે એવા મહાન્ ત્યાગી કે તપસ્વીઓ પણ નથી કે જેઓનાં ઉગ્ર અનુષ્ઠાનોથી આકર્ષાઇ દેવો અહિં આવે, વળી તેવા પ્રકારનો ઉત્કૃષ્ટ તપ આદિ કરવાની શક્તિના અભાવે મને પણ અવધિ આદિ પ્રત્યક્ષજ્ઞાનો ઉપજતાં નથી કે જેથી પોતાના સ્થાને રહેલા દેવ–નારકો આદિને હું અહિંથી જોઈ શકું? વળી નારકો પરવશ હોવાથી અહિં આવી શકતા નથી. પણ એથી જ્ઞાનીઓના વચનમાં શંકા લાવવાનું કંઈ પણ કારણ નથી. ઇત્યાદિ વિચારણા દ્વારા ચિત્તને સ્થિર કરવું તે દર્શનપરિષહવિજય.

# પંચસંગ્રહ ચતુર્થદ્વાર–પ્રશ્નોત્તરી

પ્ર૦ ૧ આ દ્વારની પ્રથમ ગાથામાં સામાન્યથી મિથ્યાત્વાદિ ચાર બંધહેતુઓ કહ્યા અને આજ દ્વારની વીશમી ગાથામાં તેમજ પંચમ કર્મગ્રંથ ગાથા ૯૫ માં પ્રકૃતિ અને પ્રદેશબંધ યોગથી અને સ્થિતિબંધ તથા રસબંધ કષાયથી થાય છે એમ જણાવેલ છે, જ્યારે શ્રી તત્ત્વાર્થાધિગમ અ. ૮. સૂત્ર ૧ માં આ ચાર હેતુઓ ઉપરાંત પ્રમાદને પણ હેતુ તરીકે ગણાવેલ છે તો આ ભિન્નતાનું કારણ શું?

ઉ૦ મિથ્યાત્વ અને અવિરતિ પણ એક પ્રકારના તીવ્ર કષાયો જ છે અને તેથી જ

અનંતાનુબંધી કષાય ચારિત્ર મોહનીયની પ્રકૃતિ હોવા છતાં તેને દર્શન સપ્તકમાં ગણેલ છે. એટલે મિથ્યાત્વ તથા અવિરતિનો કષાયમાં અંતર્ભાવ કરી અહિં ગા. ૨૦ માં તેમજ પંચમ કર્મગ્રંથમાં બે જ હેતુઓ કહ્યા છે અને બાળજીવોને સમજાવવા માટે આ દ્વારની પ્રથમ ગાથામાં મિથ્યાત્વ તથા અવિરતિને અલગ બતાવી સામાન્યથી ચાર હેતુઓ કહ્યા છે. વળી પ્રમાદ પણ એક પ્રકારનો કષાય જ હોવાથી તેને અહિં અલગ બતાવેલ નથી. જ્યારે નયવાદની અપેક્ષાએ બાળજીવોને સમજાવવા માટે પ્રમાદને અલગ ગણી તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં પાંચ હેતુઓ કહ્યા છે. તેથી અહિં પરમાર્થથી કંઇ વિરોધ નથી.

પ્ર૦ ૨ એક જીવ એકી સાથે પાંચ અથવા છ કાયની હિંસા કેવી રીતે કરે ? તે દૃષ્ટાન્ત આપી સમજાવો.

ઉ૦ રસોઇ કરતી વખતે લીલાં શાક આદિ બનાવતાં પાંચ અથવા છએ કાયનો વધ સંભવી શકે છે તે આ પ્રમાણે–સળગતી સગડી કે ચૂલા આદિથી અગ્નિકાય, તેને સળગાવવા પંખા આદિથી હવા નાખતાં વાયુકાય, કાચા પાણીમાં લીલું શાક આદિ બનાવવામાં અપ્કાય અને વનસ્પતિકાય, મીઠું અને તેના જેવા પદાર્થમાં પૃથ્વીકાય તેમજ ચોમાસા આદિમાં કુંથુઆ આદિ અતિબારીક ત્રસજીવો વધુ પ્રમાણમાં હોવાથી તે પણ સળગતી સગડી આદિમાં પડે તેથી ત્રસકાય–એમ છએ કાયની હિંસા એકી સાથે સંભવી શકે છે. તે જ પ્રમાણે હોકો, ચલમ આદિના વપરાશમાં પણ છ કાયની હિંસા શાસ્ત્રમાં જણાવેલ છે.

પ્ર૦ ૩ કયા કયા જીવને કયુ કયુ મિથ્યાત્વ હોય ?

ઉ૦ બૌદ્ધાદિ અન્ય દર્શનકારોને અભિગૃહીત, જમાલી આદિ નિહ્નવોને અથવા તેવા કદાગ્રહી જીવોને આભિનિવેશિક, સંયમ સ્વીકાર્યા પહેલાં ઇન્દ્રભૂતિ આદિ ગણધરોને કે તેવા પ્રકારના સંશયવાળા અન્યજીવોને સાંશયિક, કોઇ પણ ધર્મના આગ્રહ વિનાના–સર્વ ધર્મને સમાન માનનારા–જીવોને અનભિગૃહીત અને એકેન્દ્રિયાદિ જીવોને અનાભોગ મિથ્યાત્વ હોય છે. બીજી રીતે અભવ્યોને અનભિગૃહીત અને અનાભોગ અને ભવ્યોને પાંચે મિથ્યાત્વ સંભવી શકે છે.

પ્ર૦ ૪ સંક્રમાવલિકા એટલે શું ? અને તેટલા કાળસુધી મિથ્યાત્વ ગુણસ્થાને અનંતાનુબંધિનો ઉદય કેમ ન હોય ?

ઉ૦ વિવક્ષિત કર્મદલિકનો જે સમયથી જે પ્રકૃતિમાં સંક્રમ થવાની શરૂઆત થાય એટલે કે બધ્યમાન પ્રકૃતિરૂપે પરિણામ પામવાની શરૂઆત થાય તે સમયથી આરંભી એક આવલિકા સુધીનો કાળ તે સંક્રમાવલિકા કહેવાય છે અને તે સંક્રમાવલિકામાં કોઈ પણ કરણ લાગી શકતું નથી તેમજ તેનો ઉદય પણ

થઇ શકતો નથી, સંક્રમાવલિકા વીત્યા બાદ જ ઉદય થાય છે માટે જ મિથ્યાદૃષ્ટિને સંક્રમાવલિકા સુધી અનંતાનુબંધીનો ઉદય ન હોય.

પ્ર૦ ૫ કોઇપણ જીવ ચોથું ગુણસ્થાનક લઇને કયા વેદે ઉત્પન્ન ન થાય ?

ઉ૦ ચોથું ગુણસ્થાનક લઇને કોઈ પણ જીવ મોટા ભાગે દેવ આદિ ત્રણે ગતિમાં સ્ત્રીપણે ઉત્પન્ન થતો નથી, પરંતુ મનુષ્યગતિમાં મલ્લિનાથ, બ્રાહ્મી, સુંદરી, રાજીમતી વગેરે કેટલાક આત્માઓ સ્ત્રીપણે ઉત્પન્ન થયા છે. એ રીતે કવચિત્ દેવભવમાં પણ સ્ત્રીપણે ઉત્પન્ન થાય છે. તેમજ ચોથું ગુણસ્થાનક લઇને મનુષ્ય કે તિર્યંચમાં નપુંસકપણે પણ કોઇ ઉત્પન્ન થતા નથી.

પ્ર૦ ૬ સાસ્વાદન ગુણસ્થાનક લઇને જીવ કઇ ગતિમાં ન જાય ?

ઉ૦ સાસ્વાદન ગુણસ્થાનક લઇને જીવ નરકગતિમાં જતો નથી તેથી જ સાસ્વાદન ગુણઠાણે નપુંસકવેદીને વૈક્રિયમિશ્ર કાયયોગ ગ્રહણ કરેલ નથી.

પ્ર૦ ૭ અનંતાનુબંધિના ઉદય વિનાના મિથ્યાદૃષ્ટિને તેર યોગમાંથી કેટલા યોગ ઘટે ? અને તેનુ કારણ શું ?

ઉ૦ પ્રથમ ગુણસ્થાને સંભવતા તેર યોગોમાંથી વિગ્રહગતિ અને અપર્યાપ્તાવસ્થામાં જ સંભવતા કાર્મણ, ઔદારિકમિશ્ર તથા વૈક્રિયમિશ્ર આ ત્રણ યોગ ઘટતા નથી. કારણ કે અનંતાનુબંધિના ઉદય વિનાનો મિથ્યાત્વી કાળ કરતો નથી માટે તે જીવને શેષ દશ યોગો ઘટે છે.

પ્ર૦ ૮ પહેલે ગુણસ્થાનકે વૈક્રિયલબ્ધિ ફોરવતાં અનંતાનુબંધિના ઉદય વિનાના જીવને વૈક્રિયશરીરના પ્રારંભ વખતે વૈક્રિયમિશ્ર કેમ ન ઘટે ?

ઉ૦ માત્ર એક આવલિકા કાળ હોવાથી તે વખતે લબ્ધિ ફોરવતો નહિ હોય અથવા ઉત્તરવૈક્રિયની વિવક્ષા ન કરી હોય–એમ લાગે છે. વિશેષ તો જ્ઞાનિ–ગમ્ય.

પ્ર૦ ૯ એક જીવને એકી સાથે બાવીશમાંથી વધુમાં વધુ કેટલા પરિષહો સંભવે ? અને ન સંભવે તેનું કારણ શું ?

ઉ૦ શીત અને ઉષ્ણ એ બે તેમજ ચર્યા તથા નિષદ્યા એ બે પરિષહો પરસ્પર વિરોધી હોવાથી આ ચારમાંથી ગમે તે વિરોધી બે પરિષહો ન ઘટે, માટે શેષ વીશ પરિષહો એકી સાથે સંભવી શકે અને કેટલાકના મતે ચર્યા, નિષદ્યા તથા શય્યા એ ત્રણે પરસ્પર વિરોધી હોવાથી આ ત્રણમાંથી પણ કોઇપણ એક સમયે એક જ હોય–માટે એકી સાથે ઓગણીસ પરિષહો ઘટી શકે, જુઓ તત્ત્વાર્થાધિગમ અ. ૯ સૂત્ર. ૧૭.

પ્ર૦ ૧૦ જિનનામ કર્મના બંધમાં કેવળ સમ્યક્ત્વને હેતુ માનીએ તો શું દોષ આવે ?

ઉ૦ જિનનામ કર્મના બંધનું કારણ કેવલ સમ્યક્ત્વ માનીએ તો દરેક સમ્યગ્દૃષ્ટિને અને સિદ્ધોને પણ જિનનામનો બંધ થવો જોઇએ પરંતુ કોઇકિ સમ્યગ્દૃષ્ટિ જ જિનનામ બાંધે છે અને તે પણ આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધી જ, માટે સમ્યક્ત્વ સહિત તથાપ્રકારના કષાયવિશેષો જ જિનનામના બંધનું કારણ છે.

પ્ર૦ ૧૧ મુંડ કેવલી એટલે શું ? અને તે શાથી થાય ?

ઉ૦ જીભ આદિ શારીરિક કોઈ પણ અવયવની એવી ખામી હોય કે જેથી તેઓ ઉપદેશ આદિ આપી ન શકે તે મુંડકેવલી કહેવાય છે. વળી સમ્યગ્દર્શન પામી પોતાનું જ કલ્યાણ કરવાની ભાવના ભાવે અને તેવી જ પ્રવૃત્તિ કરે તે મુંડ-કેવલી થાય છે.

પ્ર૦ ૧૨ છ કાયવધના એક સંયોગી આદિ ભાંગા કેટલા અને કયા કયા ?

ઉ૦ એક સંયોગી આદિ ભાંગા કુલ ૬૩ છે. તે આ પ્રમાણે–એક સંયોગી ભાંગા છ–(૧) પૃથ્વીકાય (૨) અપ્કાય (૩) તેઉકાય (૪) વાયુકાય (૫) વનસ્પતિ કાય (૬) ત્રસકાય.

દ્વિસંયોગી ભાંગા પંદર છે. (૧) પૃ૦ અ૦ (૨) પૃ૦ તે૦ (૩) પૃ૦ વા૦ (૪) પૃ૦ વન૦ (૫) પૃ૦ ત્રસ૦ (૬) અ૦ તે૦ (૭) અ૦ વા૦ (૮) અ૦ વન૦ (૯) અ૦ ત્રસ૦ (૧૦) તે૦ વા૦ (૧૧) તે૦ વન૦ (૧૨) તે૦ ત્રસ૦ (૧૩) વા૦ વન૦ (૧૪) વા૦ ત્રસ૦ (૧૫) વન૦ ત્રસ૦

ત્રિસંયોગી ભાંગા વીશ છે. (૧) પૃ૦ અ૦ તે૦ (૨) પૃ૦ અ૦ વા૦ (૩) પૃ૦ અ૦ વન૦ (૪) પૃ૦ અ૦ ત્રસ૦ (૫) પૃ૦ તે૦ વા૦ (૬) પૃ૦ તે૦ વન૦ (૭) પૃ૦ તે૦ ત્રસ૦ (૮) પૃ૦ વા૦ વન૦ (૯) પૃ૦ વા૦ ત્રસ૦ (૧૦) પૃ૦ વન૦ ત્રસ૦ (૧૧) અ૦ તે૦ વા૦ (૧૨) અ૦ તે૦ વન૦ (૧૩) અ૦ તે૦ ત્રસ૦ (૧૪) અ૦ વા૦ વન૦ (૧૫) અ૦ વા૦ ત્રસ૦ (૧૬) અ૦ વન૦ ત્રસ૦ (૧૭) તે૦ વા૦ વન૦ (૧૮) તે૦ વા૦ ત્રસ૦ (૧૯) તે૦ વન૦ ત્રસ૦ (૨૦) વા૦ વન૦ ત્રસ૦

ચતુઃસંયોગી ભાંગા પંદર છે. (૧) પૃ૦ અ૦ તે૦ વા૦ (૨) પૃ૦ અ૦ તે૦ વન૦ (૩) પૃ૦ અ૦ તે૦ ત્રસ૦ (૪) પૃ૦ અ૦ વા૦ વન૦ (૫) પૃ૦ અ૦ વા૦ ત્રસ૦ (૬) પૃ૦ અ૦ વન૦ ત્રસ૦ (૭) પૃ૦ તે૦ વા૦ વન૦ (૮) પૃ૦ તે૦ વા૦ ત્રસ. (૯) પૃ. તે. વન. ત્રસ. (૧૦) પૃ. વા. વન. ત્રસ. (૧૧) અ. તે. વા. વન. (૧૨) અ. તે. વા. ત્રસ. (૧૩) અ. તે. વન. ત્રસ. (૧૪) અ. વા. વન. ત્રસ. (૧૫) તે. વા. વન. ત્રસ.

પંચસંયોગી ભાંગા છ છે. (૧) પૃ. અ. તે. વા. વન. (૨) પૃ. અ. તે. વા. ત્રસ. (૩) પૃ. અ. તે. વન. ત્રસ. (૪) પૃ. અ. વા. વન. ત્રસ. (૫) પૃ. તે. વા. વન. ત્રસ. (૬) અ. તે. વા. વન. ત્રસ.

ષટ્સંયોગી ભાંગો એક છે. (૧) પૃ. અ. તે. વા. વન. ત્રસ.

પ્ર૦ ૧૩ દેશવિરતિને સંપૂર્ણ ત્રસજીવોની હિંસાની અપેક્ષાએ આઠમા ભાગની જ હિંસાનું પચ્ચક્ખાણ હોય છે છતાં તેમને ત્રસકાયની વિરતિ કેમ ગણાવેલ છે?

ઉ૦ તમે કહ્યું તે પ્રમાણે હોવા છતાં દેશવિરતિને કોઇ પણ કાર્યના આરંભમાં દયાના જ પરિણામ હોય છે અને તેથી તેમની પ્રવૃત્તિ જયણાપૂર્વક જ થાય છે એથી આ અપેક્ષાએ તેમને ત્રસકાયની વિરતિ ગણાવેલ છે.

પ્ર૦ ૧૪ પ્રજ્ઞા=વિશિષ્ટ પ્રકારનું અતિશય જ્ઞાન, તે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી થાય છે છતાં આ પ્રજ્ઞા પરિષહ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી હોય છે એમ કેમ કહ્યું?

ઉ૦ આ પરિષહ જ્ઞાનાવરણીય કર્મના ઉદયકાળે જ હોય છે. પરંતુ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થયા પછી કેવળીને હોતો નથી માટે જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી થાય છે, એમ કહેલ છે.

પ્ર૦ ૧૫ પરિષહ='પ્રતિકૂળતા કે કષ્ટનું સહન કરવું' પરંતુ વિશિષ્ટ જ્ઞાનની પ્રાપ્તિ, સ્ત્રી અને સત્કારના પ્રસંગમાં તો અનુકૂળતા જ મળે છે, પણ પ્રતિકૂળતા કે કષ્ટ નથી છતાં તે ત્રણને પરિષહ રૂપે કેમ ગણાવેલ છે?

ઉ૦ પરિષહ-'પ્રતિકૂળતા કે કષ્ટનુ સહન કરવું' એમ સામાન્યથી કહી શકાય પરંતુ વાસ્તવિક રીતે ગ્રહણ કરેલ વ્રતોનો ભંગ કે મલિનતા થવાના સંયોગો આવે ત્યારે તે વ્રતોની રક્ષા માટે ચિત્તની સ્થિરતાપૂર્વક તેવા સંયોગોને આધીન બની દોષોનું સેવન ન કરવું એ અર્થ છે. આ કારણે જ ઉપરોક્ત ત્રણે પ્રસંગોમાં અનુકૂળતા મળવા છતાં તેનાથી વ્રતોનો ભંગ કે મલિનતાનો સંભવ હોવાથી તે અનુકૂળ સંયોગોને આધીન ન થતાં સ્વસ્થ રહેવા માટે ચિત્તની એકાગ્રતા રૂપ કષ્ટ સહન કરવું પડે છે અને પ્રતિકૂળ સંયોગો કરતાં અનુકૂળ સંયોગોમાં સ્વસ્થ રહેવું વધુ મુશ્કેલ છે તેથી આ ત્રણને પણ પરિષહ રૂપે કહેલ છે.

પ્ર૦ ૧૬ ક્ષયોપશમ સમ્યક્ત્વ અપ્રમત્ત ગુણસ્થાનક સુધી જ હોય છે તેથી દર્શન પરિષહ પણ ત્યાં સુધી જ સંભવી શકે, પરંતુ આઠમા-નવમા ગુણસ્થાનકે દર્શન સપ્તકનો સર્વથા ક્ષય કે ઉપશમ જ કરેલ હોય છે. તેથી ત્યાં દર્શન પરિષહ

કેવી રીતે સંભવી શકે ? જો ન સંભવી શકે તો અહિં નવમા ગુણસ્થાનક સુધી બાવીશે પરિષહો કઇ રીતે બતાવ્યા ?

ઉ૦ આ પ્રશ્નનો ઉત્તર શ્રી ભગવતીસૂત્ર શતક ૮, ઉદ્દેશ ૮ સૂત્ર ૨૪૩ની ટીકામાં ટીકાકાર મહર્ષિ આ પ્રમાણે આપે છે.

यस्माद्दर्शनसप्तकोपशमस्योपर्येव नपुंसकवेदाद्युपशमकालेऽनिवृत्तिबादरसम्परायो भवति, स चावश्यकादिव्यतिरिक्तग्रन्थान्तरमतेन दर्शनत्रयस्य बृहति भागे उपशान्ते शेषे चानुपशान्ते एव स्याद्, नपुंसकवेदं चासौ तेन सहोपशमयितुमुपक्रमते,ʼनतश्च नपुंसक वेदोपशमावसरेऽनिवृत्तिबादरसम्परायस्य सतो दर्शनमोहस्य प्रदेशत उदयोऽस्ति न तु सत्तैव ततस्तत्प्रत्ययो दर्शनपरिषह· तस्यास्ति इति, ततश्चाष्टावपि भवन्तीति। ભા૦ ૨૦ પાનું ૩૯૧.

આનો ભાવ આ પ્રમાણે છે, જે કારણથી દર્શનત્રિકના ઉપશમની ઉપર નપુંસકવેદ વગેરેના ઉપશમકાળે અનિવૃત્તિબાદર સંપરાય હોય છે (અને) તે (અનિવૃત્તિ બાદર) આવશ્યક વગેરે અન્યગ્રંથોના મતે દર્શનત્રિકનો મોટો ભાગ ઉપશાંત થયે છતે અને શેષ ભાગ બાકી રહ્યે છતે જ હોય, અને આ (બાદર સંપરાય ગુણસ્થાનકવાળો) તે દર્શનત્રિકની સાથે જ નપુંસકવેદને ઉપશમાવવાની શરૂઆત કરે છે તેથી અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકવાળાને નપુંસકવેદના ઉપશમ સમયે એટલે કે ઉપશમ થાય તે કાળમાં દર્શન મોહનીયની કેવળ સત્તા નહિ પરંતુ પ્રદેશથી ઉદય પણ હોય છે, તેથી દર્શન મોહનીયના પ્રદેશોદયના નિમિત્તવાળો દર્શન પરિષહ નવમા ગુણસ્થાનકવાળા જીવને હોય છે, અને તેથી મોહનીયના ઉદયથી સંભવતા આઠે ય પરિષહો હોય છે.

પ્ર૦ ૧૭ માત્ર યોગ હેતુથી જ કયા ગુણસ્થાને કયા કર્મનો બંધ થાય ?

ઉ૦ ઉપશાન્તમોહાદિ ત્રણ ગુણસ્થાને માત્ર યોગ હેતુથી સાતાવેદનીયનો જ બંધ થાય છે.

પ્ર૦ ૧૮ સ્ત્રીવેદીને છઠ્ઠા ગુણસ્થાને આહારકદ્વિક અને સાતમા ગુણસ્થાને આહારક કાયયોગ કેમ ન ઘટે ?

ઉ૦ આહારક શરીર ચૌદ પૂર્વધરો જ બનાવી શકે, જ્યારે સ્ત્રીઓ તુચ્છ સ્વભાવવાળી, અભિમાની, ચપળ ઇન્દ્રિયોવાળી અને મંદ બુદ્ધિવાળી હોવાથી અતિશય અધ્યયનવાળાં ચૌદ પૂર્વો જેમાં છે તે દૃષ્ટિવાદ સૂત્ર ભણવાનો તેઓને નિષેધ છે માટે તેઓ આહારક શરીર બનાવી શકે તેમ ન હોવાથી આહારક અને આહારકમિશ્ર યોગ તેઓને ઘટતા નથી.

પ્ર૦ ૧૯ સ્ત્રીઓને ચૌદ પૂર્વના અધ્યયનના અભાવે આહારક લબ્ધિ ન હોય, એમ ઉપર

જણાવ્યું તો સ્ત્રીઓ કરતાં પણ નપુંસકો વધારે મલિન સ્વભાવવાળા હોવાથી તેઓને ચૌદ પૂર્વનું અધ્યયન અને તેથી પ્રાપ્ત થતી આહારક લબ્ધિ શી રીતે હોઇ શકે ?

ઉ૦ શાસ્ત્રોમાં નપુંસકો બે પ્રકારના કહ્યા છે, જન્મ નપુંસકો અને કૃત્રિમ નપું-સકો, તેમાં જેઓ જન્મથી નપુંસક હોય છે તેઓ અત્યંત મલિન વિચાર-વાળા અને તીવ્ર વેદોદયવાળા હોવાથી ચારિત્ર પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ પાછળથી ઔષધાદિના પ્રયોગથી થયેલ છ પ્રકારના કૃત્રિમ નપુંસકો મંદવેદો-દયવાળા હોવાથી અત્યંત મલિન વિચારવાળા હોતા નથી તેથી તેઓને ચૌદ પૂર્વનું અધ્યયન અને આહારક લબ્ધિ ઘટી શકે છે.

પ્ર૦ ૨૦ સર્વધર્મોને સમાન માનનારો મધ્યસ્થ કેમ ન કહેવાય ?

ઉ૦ માત્ર રાગ-દ્વેષ ન કરે અને સર્વ ધર્મોને સમાન માને તેટલા માત્રથી જ કોઇને મધ્યસ્થ ન કહેવાય. પરંતુ સત્યને સત્યસ્વરૂપે અને અસત્યને અસત્યસ્વરૂપે જાણવા છતાં જે રાગ-દ્વેષ ન કરે તેને જ મધ્યસ્થ કહેવાય, અન્યથા નીતિ અનીતિને સમાન માનનારને વિવેકશૂન્ય હોવા છતાં ય મધ્યસ્થ કહેવાનો પ્રસંગ આવે.

પ્ર૦ ૨૧ પ્રથમ ગુણસ્થાને એક જીવને એકી સાથે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી બંધહેતુ અને તેના ભાંગા કેટલા કેટલા હોય ?

ઉ૦ પ્રથમ ગુણસ્થાને જઘન્યથી દશ બંધહેતુ હોય અને તેના ભાંગા છત્રીશ હજાર થાય, ઉત્કૃષ્ટથી અઢાર બંધહેતુ અને તેના ભાંગા સાત હજાર ને આઠસો થાય છે.

પ્ર૦ ૨૨ મોહનીયકર્મની કઇ પ્રકૃતિના ઉદયથી સત્કારપરિષહ પ્રાપ્ત થાય ?

ઉ૦ લોભ મોહનીયના ઉદયથી સત્કાર પરિષહ પ્રાપ્ત થાય છે.

પ્ર૦ ૨૩ કયા કયા ગુણસ્થાનકે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એક જ પ્રકારના એટલે કે ભેદ ન પડે તેવા બંધહેતુઓ હોય ?

ઉ૦ દશમાથી તેરમા ગુણસ્થાનક સુધી જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એક જ પ્રકારના બંધહેતુ હોય છે. ત્યાં દશમે બે અને શેષ ત્રણ ગુણસ્થાને એક જ બંધહેતુ હોય છે.

પ્ર૦ ૨૪ કંઇક ન્યૂન ત્રણહેતુ પ્રત્યયિક બંધ કયા ગુણસ્થાને હોય અને તે કઇ રીતે ?

ઉ૦ કંઇક ન્યૂન ત્રણ હેતુ પ્રત્યયિક બંધ દેશવિરતિ ગુણસ્થાને હોય છે. ત્યાં બાર પ્રકારની અવિરતિમાંથી ત્રસકાયની અવિરતિનું જ પચ્ચક્ખાણ હોવાથી કંઇક ન્યૂન ત્રણ હેતુ કહેલ છે.

પ્ર૦ ૨૫ પ્રથમ કર્મગ્રંથની ગાથા ૫૪ થી ૬૧ સુધીમાં અને તત્ત્વાર્થાધિગમ અધ્યાય ૬નાં ૧૧ થી ૨૬ સુધીનાં સૂત્રોમાં દરેક કર્મના જુદા જુદા અનેક બંધહેતુઓ બતાવ્યા છે છતાં અહિં મિથ્યાત્વ વગેરે ચાર જ બંધહેતુઓ કેમ કહ્યા ?

ઉ૦ કર્મગ્રંથ અને તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં બતાવેલ દરેક કર્મના જુદા જુદા દરેક હેતુઓનો સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતાં મિથ્યાત્વાદિ ચારમાં જ સમાવેશ થઈ જાય છે પરંતુ બાળજીવોને હેય-ઉપાદેય રૂપે સમજાવવા કયાં કાર્યો યોગ્ય છે અને કયાં કાર્યો કરવા યોગ્ય નથી તે જણાવવા માટે અથવા કયાં કાર્યોથી તે તે કર્મમાં વિશેષ રસબંધ થાય છે તેનું જ્ઞાન કરાવવા દરેક કર્મના ભિન્ન-ભિન્ન બંધહેતુઓ જણાવ્યા છે.



॥ अर्हम् ॥



## પાંચમું બંધવિધિ દ્વાર

આ પ્રમાણે બંધહેતુનામનું ચોથું દ્વાર કહ્યું. હવે બન્ધવિધિનામના પાંચમા દ્વારને કહેવાનો અવસર છે, તેમાં બન્ધ, ઉદય, ઉદીરણા અને સત્તાનું સ્વરૂપ કહેવામાં આવશે.

અહિં એમ શંકા થાય કે बन्धस्य विधिः बन्धविधिः બન્ધની વિધિ-સ્વરૂપ-પ્રકાર તે, બન્ધવિધિ એવી વ્યુત્પત્તિ હોવાથી બન્ધના સ્વરૂપનુ પ્રતિપાદન કરવું એજ યુક્ત છે, ઉદય, ઉદીરણા અને સત્તાનું સ્વરૂપ અહિં કહેવુ તે યુક્તિયુક્ત નથી. તો શા માટે અહિં બન્ધ, ઉદય ઉદીરણા અને સત્તા એ ચારેના સ્વરૂપને કહેવાની પ્રતિજ્ઞા કરી ? તેનો ઉત્તર આપવા નીચેની ગાથા કહે છે—

**बद्धस्सुदओ उदए उदीरणा तदवसेसयं संतं ।**
**तम्हा बंधविहाणे भन्नंते इइ भणियव्वं ॥१॥**

बद्धस्योदयः उदये उदीरणा तदवशेषकं सत् ।
तस्मात् बन्धविधाने भण्यमाने इति भणितव्यम् ॥१॥

અર્થ—બાંધેલા કર્મનો ઉદય થાય છે, ઉદય હોય ત્યારે ઉદીરણા થાય છે, અને શેષની સત્તા હોય છે, આ પ્રમાણે પરસ્પર સંબંધ હોવાથી બંધવિધિ કહે છતે ઉદયાદિનું સ્વરૂપ પણ કહેવું જોઇએ.

ટીકાનુ૦—બાંધેલા કર્મનો તેનો જેટલો જેટલો અબાધાકાળ હોય તેનો ક્ષય થયા બાદ ઉદય થાય છે. ઉદય છતાં પ્રાયઃ[1] અવશ્ય ઉદીરણા હોય છે. અને જે કર્મને અદ્યાપિ ઉદય ઉદીરણાવડે ભોગવીને દૂર નથી કર્યું તે અવશેષ કર્મની સત્તા હોય છે.

આ પ્રમાણે પરસ્પર સંબંધ હોવાથી બંધનુ સ્વરૂપ જ્યારે કહેવામાં આવે ત્યારે ઉદયાદિકનું સ્વરૂપ પણ અવશ્ય કહેવું જોઇએ, એટલે અનુક્રમે ચારેનું સ્વરૂપ આ દ્વારમાં કહેવામાં આવશે. ૧

તેમાં પહેલા મૂળકર્મ આશ્રયી ગુણસ્થાનકોમાં બંધવિધિ કહે છે—

---

[1] અહિં પ્રાયઃ મૂકવાનું કારણ ઉદીરણા વિના એકલો ઉદય પણ હોય છે, એ જણાવવું છે, જેમકે જ્ઞાનાવરણાદિ એકતાલીસ પ્રકૃતિઓ.

जा अपमत्तो सत्तट्ठबंधगा सुहुम छण्हमेगस्स ।
उवसंतखीणजोगी सत्तण्हं नियट्टिमीसअनियट्टी ॥२॥

यावदप्रमत्तः सप्ताष्टबन्धकाः सूक्ष्मः षण्णां एकस्य ।
उपशान्तक्षीणयोगिनः सप्तानां निवृत्तिमिश्रानिवृत्तयः ॥२॥

અર્થ—અપ્રમત્ત ગુણસ્થાનક પર્યંત જીવો સાત કે આઠ કર્મના બંધક છે. સૂક્ષ્મ સંપરાયવર્ત્તિ છ કર્મના, ઉપશાંતમોહ, ક્ષીણમોહ—અને સયોગિ કેવળિ ગુણસ્થાનકવર્ત્તિ એક કર્મના, અને નિવૃત્તિ, મિશ્ર અને અનિવૃત્તિ ગુણસ્થાનકવર્ત્તિ સાત કર્મના બંધક છે.

ટીકાનુ૦—મિશ્ર ગુણસ્થાનક વર્જીને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અપ્રમત્ત ગુણસ્થાન સુધીના સઘળા જીવો સમયે સમયે સાત અથવા આઠ કર્મ બાંધે છે. તેમાં જ્યારે આયુનો બંધ કરે ત્યારે અંતર્મુહૂર્ત્ત પર્યંત આઠ બાંધે છે, અને શેષકાળ સાત બાંધે છે. મિશ્ર ગુણસ્થાનક માટે આગળ કહેશે માટે તેનું વર્જ્યું છે.

સૂક્ષ્મસંપરાયવર્તિ જીવો મોહનીય અને આયુ વિના સમયે સમયે છ કર્મ બાંધે છે. આ ગુણસ્થાનકવર્તિ જીવો અતિવિશુદ્ધ પરિણામવાળા હોવાથી આયુનો બંધજ કરતા નથી, અને બાદર કષાયના ઉદયરૂપ બંધનું કારણ નહિં હોવાથી મોહનીય કર્મનો પણ બંધ કરતા નથી.

ઉપશાંતમોહ ક્ષીણમોહ અને સયોગિ કેવળિ ગુણસ્થાનકે વર્ત્તતા આત્માઓ યોગનિમિત્તક એક માત્ર સાતા વેદનીયનો જ બંધ કરે છે. કષાયઉદય નહિં હોવાથી શેષ કોઇપણ કર્મ બાંધતા નથી.

તથા મિશ્ર, અપૂર્વકરણ અને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે આયુ વિના પ્રતિસમય સાત સાત કર્મ બંધાય છે. આઠમે અને નવમે ગુણસ્થાનકે અતિ વિશુદ્ધ પરિણામ હોવાથી અને મિશ્ર ગુણસ્થાનકે જીવસ્વભાવે આયુનો બંધ થતો નથી.[1]

આ પ્રમાણે મૂળકર્મો આશ્રયી ગુણસ્થાનકોમાં બંધવિધિ કહ્યો. ૨

---

૧ આયુનો બંધ ઘોલના પરિણામે થાય છે. ઘોલના પરિણામ એટલે પરાવર્ત્તમાન પરિણામ, ચડના ઉતરતા પરિણામ. ઉત્તરોત્તર સમયે પરિણામની ધારા ચડતી જતી હોય પછી ભલે તે શુભ હોય કે અશુભ હોય ત્યારે આયુકર્મ બંધાતુ નથી. આઠમા આદિ ગુણસ્થાનકોમાં ક્રમશઃ શુદ્ધપરિણામમા ચડતો જતો હોવાથી આયુ બંધાતું નથી. ત્રીજે ગુણસ્થાનકે પણ ઘોલના પરિણામનો અસંભવ હોય એમ લાગે છે. શેષ પહેલાથી છઠ્ઠા સુધીમા ઘોલના પરિણામનો સંભવ છે તેવા પરિણામે ત્યાં આયુનો બંધ થાય છે. સાતમે ગુણસ્થાનકે જો કે આયુ બંધાય છે ખરું, પણ ત્યાંનથી શરૂઆત થતી નથી. છઠ્ઠે આરંભેલુ સાતમે પુરું કરે છે એટલુ જ.

હવે ઉદય અને સત્તાવિધિ કહે છે—

जा सुहुमसंपराओ उइन्न संताइं ताव सव्वाइं ।
सत्तट्ठुवसंते खीणे सत्त सेसेसु चत्तारि ॥३॥

यावत्सूक्ष्मसंपरायः उदीर्णानि सन्ति तावत्सर्वाणि ।
सप्ताष्टौ उपशान्ते क्षीणे सप्त शेषेषु चत्वारि ॥३॥

અર્થ—સૂક્ષ્મસંપરાય પર્યંત સઘળાં આઠે કર્મનો ઉદય અને આઠે કર્મની સત્તા હોય છે. ઉપશાંતમોહે સાત કર્મનો ઉદય અને આઠ કર્મની સત્તા હોય છે. ક્ષીણમોહે સાતનો ઉદય અને સાતની સત્તા હોય છે. અને શેષ ગુણસ્થાનકોમાં ચાર કર્મનો ઉદય અને ચાર કર્મની સત્તા હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત આઠે કર્મનો ઉદય અને આઠે કર્મની સત્તા હોય છે. કારણ કે આ સઘળા ગુણસ્થાનકોમાં મોહનીયકર્મનો ઉદય અને સત્તા હોય છે.

ઉપશાંતમોહ ગુણસ્થાનકે ઉદયમાં સાત કર્મ હોય છે. કારણ કે મોહનીયકર્મનો સર્વથા ઉપશમ થયેલો હોવાથી તેનો ઉદય હોતો નથી. અને સત્તામાં આઠે કર્મ હોય છે. કેમકે મોહનીયકર્મ સત્તામાં તો પડયું જ છે.

ક્ષીણમોહ ગુણસ્થાનકે સાત કર્મનો ઉદય અને સાત કર્મની સત્તા હોય છે. કારણ કે મોહનીયકર્મનો સર્વથા ક્ષય થયેલો હોવાથી તે ઉદય કે સત્તામાં હોતું નથી.

તથા ઘાતિકર્મનો સર્વથા નાશ થયેલો હોવાથી સયોગિ અને અયોગિ કેવળી ગુણસ્થાનકે અઘાતિ ચાર કર્મનો જ ઉદય અને સત્તા હોય.

આ પ્રમાણે મૂળકર્મ આશ્રયી ઉદય અને સત્તાનું સ્વરૂપ કહ્યું. ૩

ઉદીરણાના સંબંધમાં ઘણું કહેવાનું હોવાથી તેનો વિધિ આગળ કહેશે, તેને બાકી રાખી હવે જીવસ્થાનકોમાં બંધ ઉદય અને સત્તા ઘટાવે છે—

बंधंति सत्त अट्ठ व उइन्न सत्तट्ठगा उ सव्वेवि ।
सत्तट्ठछेग बंधगभंगा पज्जत्तसन्निम्मि ॥४॥

बध्नन्ति सप्ताष्टौ वा उदीर्णसत्ताष्टकास्तु सर्व्वेऽपि ।
सप्ताष्टषडेकाः बन्धकभङ्गाः पर्याप्तसंज्ञिनि ॥४॥

અર્થ—સઘળા જીવો સાત અથવા આઠ કર્મ બાંધે છે. તથા સઘળા જીવોને

ઉદય અને સત્તામાં આઠે કર્મો હોય છે. માત્ર પર્યાપ્ત સંજ્ઞિમાં ગુણસ્થાનકના ભેદે સાત, આઠ, છ અને એક એમ બંધના ચાર ભાંગા હોય છે.

ટીકાનુ૦—પર્યાપ્ત સંજ્ઞિ સિવાય શેષ અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ તેરે ભેદ વાળા સઘળા જીવો પ્રતિસમય સાત અથવા આઠ કર્મ બાંધે છે. તેમાં પોતાના આયુના બે ભાગ ગયા પછી ત્રીજા આદિ ભાગની શરૂઆતમાં આયુ બાંધે ત્યારે અંતર્મુહૂર્ત્ત પર્યંત આઠ કર્મ બાંધે છે. શેષ કાળ નિરંતર સાત કર્મ બાંધે છે. તથા તેરે ભેદના સઘળા જીવોને ઉદય અને સત્તામાં આઠે કર્મો હોય છે.

પર્યાપ્ત સંજ્ઞિમાં સાત, આઠ, છ અને એક એમ ગુણસ્થાનકના ભેદે બંધના ચાર વિકલ્પો હોય છે. એટલે કે પર્યાપ્ત સંજ્ઞિ કોઈ વખતે સાત બાંધે છે; કોઇ વખતે આઠ બાંધે છે, કોઈ વખતે છ બાંધે છે, અને કોઈ વખતે એક બાંધે છે.

તેમાં મિથ્યાદૃષ્ટિથી આરંભી અપ્રમત્તસંયત પર્યંત સઘળા સંજ્ઞિ પંચેન્દ્રિયો આયુબંધકાળે આઠ કર્મ. અને શેષ સઘળો કાળ સાત કર્મ બાંધે છે. તથા મિશ્ર, અપૂર્વકરણ અને અનિવૃત્તિ બાદર સંપરાયવર્ત્તિ સઘળા જીવો આયુ વિના સાત કર્મ બાંધે છે. સૂક્ષ્મ સંપરાયે આયુ અને મોહનીય વિના છ કર્મ બાંધે છે. અને ઉપશાંત મોહથી આરંભી સયોગિ કેવળી સુધીના સઘળા આત્માઓ એક સાતા વેદનીય કર્મનો બંધ કરે છે. અયોગિ કેવળિ ભગવાન બંધહેતુના અભાવે એક પણ કર્મનો બંધ કરતા નથી.

ગાથામાં सत्तट्ठगा પછી ગ્રહણ કરેલ तु શબ્દ એ અધિક અર્થને સૂચવતો હોવાથી આઠ, સાત અને ચાર એ ત્રણે ઉદયના વિકલ્પો તથા આઠ, સાત અને ચાર એ ત્રણ સત્તાના વિકલ્પો પર્યાપ્ત સંજ્ઞિમાં સમજવા. અને તે ગુણસ્થાનક પરત્વે ઉદય અને સત્તાના વિધિમાં ત્રીજી ગાથામાં કહ્યા છે તે પ્રમાણે જાણવા. ૪

હવે ગુણસ્થાનકોમાં ઉદીરણાવિધિ કહે છે—

**जाव पमत्तो अट्ठण्हुदीरगो वेयआउवज्जाणं ।**
**सुहुमो मोहेण य जा खीणो तप्परओ नामगोयाणं ॥५॥**

यावत्प्रमत्तः अष्टानामुदीरकः वेदनीयायुर्वर्जानाम् ।
सूक्ष्मः मोहेन च यावत् क्षीणः तत्परतः नामगोत्रयोः ॥५॥

અર્થ—મિથ્યાદૃષ્ટિથી આરંભી પ્રમત્ત સંયત પર્યંત સઘળા જીવો આઠ કર્મના ઉદીરક હોય છે, અપ્રમત્તથી આરંભી સૂક્ષ્મ સંપરાય સુધીના સઘળા જીવો વેદનીય અને આયુ વિના છ કર્મના ઉદીરક હોય છે, મોહનીય વિના પાંચ કર્મના-ક્ષીણમોહ

પર્યંત ઉદીરક છે, અને તે પછીના સયોગિકેવળિ ગુણસ્થાનકવર્તી જીવો નામ અને ગોત્ર એ બે કર્મના ઉદીરક છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી પ્રમત્તસંયત ગુણસ્થાનકપર્યંત સઘળા જીવો આઠે કર્મના ઉદીરક હોય છે, એટલે કે તે સઘળા જીવોને સમયે સમયે આઠે કર્મની ઉદીરણા હોય છે. માત્ર પોતપોતાનું આયુ ભોગવતા એક આવલિકા પ્રમાણ શેષ રહે ત્યારે તેની ઉદીરણા થતી નથી. તે કાળે તેઓ સાત કર્મના ઉદીરક હોય છે.

'ઉદયાવલિકા ઉપરની સ્થિતિમાંથી દલિકો ખેંચી ઉદયાવલિકા સાથે ભોગવવા યોગ્ય કરવા તે ઉદીરણા કહેવાય છે.' અહિં માત્ર એક આવલિકા જ બાકી છે ઉપરની સઘળી સ્થિતિ ભોગવાઇને દૂર થયેલી છે એટલે ઉપરથી ખેંચવા યોગ્ય દલિકો નહિ હોવાથી તે એક આવલિકા કાળ આયુવિના સાત કર્મના ઉદીરક હોય છે.

સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે વર્તતા સઘળા જીવો સર્વદા આઠે કર્મના ઉદીરક હોય છે. કારણ કે આયુની છેલ્લી એક આવલિકા-શેષ રહે ત્યારે મિશ્રગુણસ્થાનકનો અસંભવ છે. કેમકે અંતર્મુહૂર્ત્ત આયુ શેષ રહે ત્યારે જ મિશ્રગુણસ્થાનકવર્તી સઘળા જીવો તથાસ્વભાવે ત્યાંથી પડી ચોથે કે પહેલે ગુણસ્થાનકે ચાલ્યા જાય છે, ત્રીજે ગુણસ્થાનકે રહેતા નથી.

અપ્રમત્ત ગુણસ્થાનકથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત સઘળા જીવો વેદનીય અને આયુ વિના છ કર્મના ઉદીરક છે. અપ્રમત્ત દશાના પરિણામવડે વેદનીય અને આયુકર્મની ઉદીરણા થતી નથી માટે એ બે કર્મનું વર્જન કર્યું છે.

સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે ક્ષપકશ્રેણિમાં મોહનીયકર્મનો ક્ષય કરતા કરતા સત્તામાં એક આવલિકા શેષ રહે ત્યારે તે છેલ્લી આવલિકામાં મોહનીય વિના પાંચ કર્મની ઉદીરણા થાય છે. ઉપશમશ્રેણિમાં તો મોહની સત્તા વધારે હોવાથી ચરમ સમય પર્યંત ઉદીરણા થાય છે. તેથી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકની ચરમ આવલિકાથી આરંભી ક્ષીણમોહ ગુણસ્થાનક પર્યંત મોહનીય, વેદનીય અને આયુકર્મ વિના શેષ પાંચકર્મની ઉદીરણા થાય છે.

માત્ર ક્ષીણમોહગુણસ્થાનકની ચરમાવલિકામાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અને અંતરાયની સ્થિતિ સત્તામાં એક આવલિકા જ શેષ રહેવાથી તેની ઉદીરણા થતી નથી, નામ અને ગોત્ર એ બે કર્મની જ ઉદીરણા થાય છે.

કોઈ પણ કર્મ સત્તામાં જ્યારે એક આવલિકા બાકી રહે ત્યારે તેની ઉદીરણા થતી નથી, કારણ કે ઉપરની સ્થિતિમાંથી ખેંચી શકાય તેવું દળ રહ્યું નથી.

ક્ષીણમોહગુણસ્થાનકની ચરમાવલિકાથી આરંભી સયોગિ કેવળિ ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત માત્ર નામ અને ગોત્ર એ બે કર્મની ઉદીરણા થાય છે.

સૂક્ષ્મ કે બાદર કોઈપણ પ્રકારનો યોગ નહિ હોવાથી અયોગિ કેવળિ ભગવાન કોઇપણ કર્મની ઉદીરણા કરતા નથી. ઉદીરણા યોગ હોય ત્યારે જ થાય છે. અયોગિ ગુણસ્થાને યોગ નથી માટે ઉદીરણા થતી નથી. કહ્યું છે કે—

'અયોગિ આત્મા કોઇપણ કર્મને ઉદીરતો નથી' ૫.

અહિં શંકા કરે છે કે ઉદય હોય ત્યારેજ ઉદીરણા પ્રવર્ત્તે છે, એ પ્રમાણે સિદ્ધાંતમાં તે તે સ્થાને કહ્યું છે. તો શું જ્યાં સુધી ઉદય હોય ત્યાં સુધી ઉદીરણા પ્રવર્ત્તે છે ? અથવા ઉદય હોય છતાં ઉદીરણા પ્રવર્તતી નથી એમ પણ બને છે ? તેનો ઉત્તર આપતાં આ ગાથા કહે છે—

**जावुदओ ताव उदीरणावि वेयणीयआउवज्जाणं ।**
**अद्धावलियासेसे उदए उ उदीरणा नत्थि ॥६॥**

**यावदुदयः तावदुदीरणाऽपि वेदनीयायुर्वर्जानाम् ।**
**अध्धावलिकाशेषे उदये तु उदीरणा नास्ति ॥६॥**

અર્થ—વેદનીય અને આયુકર્મવિના શેષ છ કર્મની જ્યાં સુધી ઉદય હોય છે ત્યાં સુધી ઉદીરણા પણ હોય છે. તથા કોઇપણ કર્મની સત્તામાં એક આવલિકા સ્થિતિ શેષ રહે ત્યારે ઉદીરણા હોતી નથી કેવળ ઉદય જ હોય છે.

ટીકાનુ૦—વેદનીય અને આયુવિના શેષ છ કર્મની જ્યાં સુધી ઉદય હોય છે ત્યાં સુધી ઉદીરણા પ્રવર્ત્તે છે. વેદનીય અને આયુકર્મની પ્રમત્ત ગુણસ્થાનક પર્યંત ઉદય હોય ત્યાં સુધી ઉદીરણા પ્રવર્ત્તે છે. અને પ્રમત્તગુણસ્થાનકથી આગળ વેદનીય અને આયુકર્મની ઉદીરણા દૂર થવા છતાં પણ દેશોન પૂર્વકોટિપર્યંત કેવળ ઉદય જ પ્રવર્ત્તે છે. અહિં દેશોન પૂર્વકોટિ કાળ સયોગિ કેવળિ ગુણસ્થાનકના કાળની અપેક્ષાએ સમજવો.

તથા સઘળાં કર્મોની અદ્ધાવલિકા શેષ રહે ત્યારે ઉદય પ્રવર્ત્તે છે છતાં ઉદીરણા થતી નથી. અદ્ધાવલિકાનો અર્થ આ પ્રમાણે છે–આવલિ એટલે પંક્તિ–શ્રેણિ. તે શ્રેણિ પ્રાયઃ દરેક પદાર્થની હોઇ શકે છે પરંતુ અહિં કાળનીજ પંક્તિ લેવાની હોવાથી અદ્ધા શબ્દનું ગ્રહણ કર્યું છે. અદ્ધા–કાળની આવલિકા–શ્રેણિ તે અદ્ધાવલિકા અર્થાત્ પ્રતિનિયત સંખ્યાવાળી–આવલિકાના સમયપ્રમાણ જે સમયરચના તે અદ્ધાવલિકા કહેવાય છે. તે અદ્ધાવાલકા અર્થાત્ એક આવલિકા જેટલા કાળમાં ભોગવવા યોગ્ય દલિકો સત્તામાં જ્યારે શેષ રહે ત્યારે ઉદય પ્રવર્ત્તે છે છતાં પણ ઉદીરણા નથી તે આ પ્રમાણે–

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અંતરાય, મોહનીય, અને આયુકર્મનો પોતપોતાની

પર્યંતાવલિકામાં ઉદય હોય છે છતાં પણ ઉદીરણા થતી નથી. કારણ કે ત્યાં તેનુ લક્ષણ ઘટતું નથી. ઉદીરણાનું લક્ષણ આ પ્રમાણે છે—

ઉદયસમયથી આરંભી એક આવલિકા જેટલા કાળમાં ભોગવાય એવી જે નિષેક રચના તે ઉદયાવલિકા કહેવાય છે. તે ઉદયાવલિકાથી ઉપરના સ્થિતિસ્થાનકોમાં રહેલા દલિકોને કષાયયુક્ત અગર કષાયવિનાના યોગસંજ્ઞક વીર્યવિશેષ વડે ખેંચી ઉદયાવલિકામાં રહેલા દલિકો સાથે ભોગવવા યોગ્ય કરવાં તે ઉદીરણા કહેવાય છે. કહ્યું છે કે—

'ઉદયાવલિકાથી ઉપરના સ્થિતિસ્થાનકોમાંથી કષાયસહિત કે કષાયવિનાના યોગસંજ્ઞક વીર્યવિશેષ વડે દલિકોને ખેંચી ઉદયાવલિકામાં પ્રવેશ કરાવવો—મેળવવા તે ઉદીરણા કહેવાય છે.'

જ્યારે કોઈપણ કર્મની સત્તામાંજ એક આવલિકા શેષ રહે ત્યારે તે આવલિકા ઉપર કોઈપણ સ્થિતિસ્થાનક નથી કે જેમાંથી દલિક ખેંચી તેને ઉદયાવલિકામાં પ્રવેશ કરાવે—મેળવે. માટે તે વખતે ઉદય હોય છે છતાં પણ ઉદીરણા થતી નથી.

તથા ગાથામાંનો તુ શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી નામ અને ગોત્રકર્મનો અયોગિ અવસ્થામાં ઉદય હોય છે છતાં યોગનો અભાવ હોવાથી ત્યાં ઉદીરણા થતી નથી. જો કે નામ, ગોત્ર અને વેદનીય કર્મની પર્યંતાવલિકા ચૌદમે ગુણસ્થાનકે શેષ રહે છે પરંતુ ત્યાં યોગનો અભાવ હોવાથી ઉદીરણા જ થતી નથી.

તેમાં નામ અને ગોત્રકર્મની ઉદીરણા તેરમાના ચરમસમયપર્યંત અને વેદનીયની ઉદીરણા પ્રમત્તપર્યંત પ્રવર્તે છે. આયુકર્મની પર્યંતાવલિકા ઉપશમશ્રેણિમાં ત્રીજું ગુણસ્થાનક વર્જી અગીઆર ગુણસ્થાનક સુધીમાં શેષ રહી શકે છે. કારણ કે ત્રીજું છોડી અગીઆર ગુણસ્થાનક સુધીમાં મરણ પામી શકે છે. અને ક્ષપકશ્રેણિમાં ચૌદમે ગુણસ્થાનકેજ શેષ રહે છે, પરંતુ તેની ઉદીરણા છઠ્ઠા સુધીજ પ્રવર્તે છે. આગળ ગુણઠાણે અધિક આયુ સત્તામાં હોય તો પણ ઉદીરણા થતી નથી. કારણ પૂર્વે કહ્યું છે.

આ પ્રમાણે મૂળકર્મ આશ્રયી ગુણસ્થાનકોમાં ઉદીરણાનો વિધિ કહ્યો. ૬.

હવે ઉત્તરપ્રકૃતિ આશ્રયી ઉદીરણાનો વિધિ કહેવો જોઇએ, તેમાં કઈ પ્રકૃતિની કયા ગુણસ્થાનક પર્યંત ઉદીરણા હોય છે? તેના નિરૂપણ માટે કહે છે—

**सायासायाऊणं जाव पमत्तो अजोगि सेसुदओ ।**
**जा जोगी उइरिज्जइ सेसुदया सोदयं जाव ॥७॥**

सातासातायुषां यावत्प्रमत्तोऽयोगिशेषोदयः ।
यावत् सयोगी उदीर्यते शेषोदयाः स्वोदयं यावत् ॥७॥

અર્થ—સાત, અસાતવેદનીય અને મનુષ્યાયુની ઉદીરણા પ્રમત્તસંયત પર્યંત થાય છે. આ ત્રણ પ્રકૃતિ સિવાય અયોગિ ગુણસ્થાનકે જેનો ઉદય છે તેની ઉદીરણા સયોગિગુણસ્થાનક પર્યંત થાય છે. અને ઉદયપ્રાપ્ત શેષ પ્રકૃતિઓની ઉદીરણા પોતાના ઉદય પર્યંત થાય છે.

ટીકાનુ૦—સાત, અસાતવેદનીય અને મનુષ્યાયુની ઉદીરણા પ્રમત્ત સંયત ગુણ-સ્થાનક પર્યંત થાય છે, અપ્રમત્તાદિ ગુણસ્થાનકે થતી નથી. કારણ કે એ ત્રણ પ્રકૃતિની ઉદીરણામાં પ્રમત્તદશાના પરિણામ હેતુ છે, છઠ્ઠા સુધી જ પ્રમત્ત દશા છે માટે ત્યાં સુધીજ ઉદીરણા થાય છે, આગળના ગુણસ્થાનકે અપ્રમત્તદશા હોવાથી થતી નથી.

સાત-અસાતવેદનીય અને મનુષ્ય આયુ વિના જે પ્રકૃતિઓનો અયોગિ કેવળિ-ગુણસ્થાનકે ઉદય છે તેની ઉદીરણા સયોગિકેવળિ ગુણસ્થાનક પર્યંત થાય છે. એટલે કે સાત-અસાત વેદનીય અને મનુષ્ય આયુ વિના શેષ જે ત્રસ, બાદર, પર્યાપ્ત, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, તીર્થંકરનામકર્મ, સૌભાગ્ય, આદેય, યશઃકીર્તિ અને ઉચ્ચગોત્ર એ દશ પ્રકૃતિઓનો અયોગિ કેવળિ ગુણસ્થાનકે ઉદય છે, પરંતુ તેઓની ઉદીરણા સયોગિ કેવળિગુણસ્થાનકના ચરમસમય પર્યંત થાય છે. અયોગિકેવળિ ભગવાન યોગના અભાવે કોઇપણ કર્મપ્રકૃતિને ઉદીરતા નથી.

તથા પૂર્વોક્ત તેર પ્રકૃતિ સિવાય શેષ પ્રકૃતિઓની ઉદીરણા તે તે પ્રકૃતિઓનો જ્યાં ઉદય હોય ત્યાં સુધી થાય છે. એટલે કે જે ગુણસ્થાનક પર્યંત તેનો ઉદય હોય ઉદીરણા પણ ત્યાં સુધી થાય છે. માત્ર ચરમાવલિકામાં ઉદીરણા થતી નથી, એટલે કે કોઈપણ કર્મપ્રકૃતિની ભોગવતા ભોગવતા સત્તામાં એક આવલિકાજ સ્થિતિ શેષ રહે ત્યારે ઉદીરણા થતી નથી.

હવે કયા ગુણસ્થાનક પર્યંત કઈ કઇ પ્રકૃતિઓની ઉદીરણા પ્રવર્ત્તે છે ? તે કહે છે ?

મિથ્યાત્વમોહનીય, આતપ, સૂક્ષ્મ, સાધારણ, અને અપર્યાપ્તનામરૂપ પાંચ પ્રકૃતિઓની મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક પર્યંત ઉદીરણા થાય છે. કારણ કે મિથ્યાત્વમોહનીયનો ઉદય પહેલાગુણસ્થાનકેજ છે અને આતપાદિ પ્રકૃતિઓના ઉદયવાળા જીવોને પહેલું જ ગુણસ્થાનક હોય છે.

અનંતાનુબંધિ ચતુષ્ક, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરેન્દ્રિયજાતિ સ્થાવર નામકર્મ એ નવપ્રકૃતિની ઉદીરણા સાસ્વાદન ગુણસ્થાનક પર્યંત થાય છે. કારણ કે અનંતાનુબંધિનો ઉદય બીજા ગુણસ્થાનક સુધી જ છે, અને શેષ એકેન્દ્રિય જાતિનામકર્માદિ પ્રકૃતિઓના ઉદયવાળા જીવોમાં કરણાપર્યાપ્તાવસ્થામાંજ બીજું ગુણસ્થાનક હોય છે. તે સિવાય હંમેશા પહેલું ગુણસ્થાનક હોય છે એટલે તે પ્રકૃતિઓને ઉદય બીજા ગુણસ્થાનક સુધી હોવાથી તેની ઉદીરણા પણ બીજા ગુણસ્થાનક સુધી જ થાય છે.

મિશ્રમોહમોહનીય કર્મનો ઉદય ત્રીજે ગુણસ્થાનકે જ હોવાથી તેની ઉદીરણા પણ પણ ત્રીજું ગુણસ્થાનક જ્યાં સુધી રહે ત્યાં સુધીજ થાય છે.

અપ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક, દેવાયુ, નારકાયુ, તિર્યંગાનુપૂર્વિ, મનુષ્યાનુપૂર્વિ, દેવદ્વિક, નરકદ્વિક, વૈક્રિયદ્વિક દુર્ભગ, અનાદેય અને અપયશકીર્તિરૂપ સત્તર પ્રકૃતિઓની ઉદીરણા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક સુધી થાય છે, તે પછી થતી નથી. કારણ કે અપ્રત્યાખ્યાનાવરણનો ઉદય ચોથા ગુણસ્થાનક સુધી જ હોય છે. ત્યારપછીના ગુણસ્થાનકે તેનો ક્ષયોપશમ થયેલો હોવાથી ઉદય હોતો નથી. તથા દેવત્રિક, નરકત્રિક અને વૈક્રિયદ્વિકનો ઉદય દેવતા નારકીને પહેલા ચાર ગુણસ્થાનક હોવાથી ચાર ગુણસ્થાનક સુધીજ હોય છે. અહિં ભવધારણીય વૈક્રિયશરીરની વિવક્ષા હોવાથી વૈક્રિયદ્વિકે ચાર ગુણસ્થાનક કહ્યા છે અન્યથા કૃત્રિમ વૈક્રિયશરીર નામનો ઉદય તો સાત ગુણસ્થાનક-સુધી હોય છે. તથા કોઇપણ આનુપૂર્વિનામકર્મનો ઉદય વિગ્રહગતિમાં હોય છે અને ત્યાં પહેલુ બીજું અને ચોથુ એ ત્રણ ગુણસ્થાનકજ હોય છે, બીજા કોઈ ગુણસ્થાનકો હોતા નથી માટે મનુષ્ય-તિર્યંચાનુપૂર્વિનો ઉદય પણ ત્રીજા વિના ચતુર્થ ગુણસ્થાનક સુધીજ હોય છે. તથા દૌર્ભાગ્ય, અનાદેય અને અપયશકીર્તિ નામકર્મનો ઉદય દેશવિરતિ આદિ ગુણસંપન્ન જીવોને ગુણનિમિત્તે જ હોતો નથી માટે સત્તર પ્રકૃતિઓની ઉદીરણા પણ ચોથા ગુણસ્થાનક સુધીજ થાય છે.

તથા પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક, તિર્યંગ્ગતિ, તિર્યંગાયુ, ઉદ્યોતનામકર્મ, અને નીચગોત્ર એ આઠ પ્રકૃતિની ઉદીરણા દેશવિરતિ ગુણસ્થાનક સુધી થાય છે. કારણ કે પ્રત્યાખ્યાનાવરણનો ઉદય પાંચમા ગુણસ્થાનક સુધી હોય છે આગળ તેનો ક્ષયોપશમ થયેલો હોવાથી ઉદય હોતો નથી. તથા તિર્યંચોને પાંચ ગુણઠાણા હોવાથી તિર્યંગ્ગતિ અને તિર્યંચાયુનો ઉદય પણ પાંચ ગુણસ્થાનક સુધીજ હોય છે. ઉદ્યોતનામકર્મ તિર્યંચગતિનું સહચારિ હોવાથી તેનો ઉદય પણ પાંચમા સુધીજ હોય છે. જો કે આગળ ઉપર સાધુ વૈક્રિય કે આહારક શરીર કરે ત્યારે ઉદ્યોતનો ઉદય થાય છે. પરંતુ તે મનુષ્યગતિની સહચારી નથી તેથી તથા અલ્પકાળપર્યંત તેમજ અલ્પને તેનો ઉદય હોવાથી વિવક્ષી નથી. તથા નીચગોત્રનો ઉદય પણ તિર્યંચો આશ્રયીનેજ પાંચમા ગુણસ્થાનકસુધી હોય છે માટે આ આઠે પ્રકૃતિઓની ઉદીરણા પણ પાંચમા ગુણસ્થાનકસુધીજ થાય છે.

સ્ત્યાનર્દ્ધિકત્રિક અને આહારકદ્વિકરૂપ પાંચ પ્રકૃતિની ઉદીરણા પ્રમત્ત ગુણસ્થાનક પર્યંત હોય છે. કારણ કે થીણદ્ધિ, નિદ્રાનિદ્રા અને પ્રચલાપ્રચલા એ ત્રણ નિદ્રાઓ સ્થૂલ પ્રમાદરૂપ હોવાથી અપ્રમત્તાદિ ગુણસ્થાનકે તેનો ઉદય હોઇ શકે નહિ માટે પ્રમત્તપર્યંત તેનો ઉદય હોય છે. તથા આહારક શરીર અને તેના અંગોપાંગનો ઉદય પ્રમત્ત ગુણસ્થાનકે આહારકશરીર કરનાર ચૌદ પૂર્વધરને હોય છે. જો કે આહારક-

શરીર કરી ઉદ્યોત નામકર્મ વિના ૨૯ અને ઉદ્યોતનામકર્મ સહિત ૩૦ના ઉદયે વર્તતા કોઇ સાધુ અપ્રમત્ત ગુણસ્થાનકે જાય છે અને ત્યાં આહારકદ્વિકનો ઉદય ઘટી શકે છે પરંતુ તેઓ અલ્પ હોવાથી તેની વિવક્ષા કરી નથી તેથી પ્રમત્ત ગુણસ્થાનકે તેનો ઉદય લીધો છે માટે એ પાંચે પ્રકૃતિઓની ઉદીરણા પ્રમત્તસંયત સુધીજ હોય છે.

તથા સાત અસાત વેદનીય અને મનુષ્યાયુનો અપ્રમત્તગુણસ્થાનકથી આરંભી ચૌદમા ગુણસ્થાનકના ચરમ સમયપર્યંત કેવળ ઉદય જ હોય છે ઉદીરણા હોતી નથી એ પહેલાં જ કહ્યું છે.

સમ્યક્ત્વમોહનીય, અર્ધનારાચ, કિલિકા અને છેવટ્ઠા સંઘયણની ઉદીરણા અપ્રમત્ત ગુણસ્થાનકપર્યંત થાય છે. આગળ ઉપર થતી નથી. કારણ કે આગળ ઉપર ચારિત્રમોહનીયના ઉપશમક કે ક્ષપક જીવોજ હોય છે તેઓને ક્ષાયિક કે ઔપશમિક સમ્યક્ત્વજ હોય છે, ક્ષાયોપશમિક સમ્યક્ત્વ હોતું નથી. સમ્યક્ત્વમોહનીયનો ઉદય ક્ષાયોપશમિક સમ્યક્ત્વીનેજ ચોથાથી સાતમા સુધીમાં હોય છે માટે તેની ઉદીરણા પણ ત્યાં સુધીજ કહી છે. અને છેલ્લા ત્રણ સંઘયણ વડે કોઈપણ શ્રેણિ પ્રારંભી શકતા નથી સાતમા ગુણસ્થાનક સુધીજ જઈ શકે છે તેથી તેનો ઉદય સાતમા સુધી હોય છે એટલે ઉદીરણા પણ સાતમા સુધીજ થાય છે.

હાસ્યષટ્કની ઉદીરણા અપૂર્વકરણ ગુણસ્થાનક સુધી હોય છે, આગળના ગુણસ્થાનકે અત્યંત વિશુદ્ધ પરિણામ હોવાથી ઉદય હોતો નથી માટે ઉદીરણા પણ હોતી નથી.

વેદત્રિક, સંજ્વલન ક્રોધ, માન અને માયા એ છ પ્રકૃતિની ઉદીરણા અનિવૃત્તિકરણ પર્યંત થાય છે. અહિં તેનો સર્વથા ક્ષય અથવા ઉપશમ થતો હોવાથી ઉપરના ગુણસ્થાનકે તેની ઉદીરણા હોતી નથી. તથા સંજ્વલન લોભની સૂક્ષ્મસંપરાયપર્યંત ઉદીરણા થાય છે. તેમાં ઉપશમશ્રેણિમાં સૂક્ષ્મસંપરાયના ચરમસમયપર્યંત અને ક્ષપકશ્રેણિમાં ચરમાવલિકા છોડી બાકીના કાળમાં થાય છે.

ઋષભનારાચ અને નારાચસંઘયણની ઉદીરણા ઉપશાંતમોહ ગુણસ્થાનક સુધી થાય છે. કેમકે આ બે સંઘયણવાળા ઉપશમશ્રેણિ માંડી અહિં સુધીજ આવી શકે છે.

તથા ચક્ષુ અચક્ષુ-અવધિ અને કેવળદર્શનાવરણ એ દર્શનાવરણ ચતુષ્ક, જ્ઞાનાવરણ પંચક, અને અંતરાય પંચક એ ચૌદ પ્રકૃતિઓની ક્ષીણમોહપર્યંત ઉદય અને ઉદીરણા પ્રવર્તે છે. માત્ર ચરમાવલિકામાં ઉદીરણા હોતી નથી.

કર્મસ્તવના પ્રણેતા તો ક્ષીણમોહના દ્વિચરમસમયપર્યંત નિદ્રા અને પ્રચલાનો ઉદય માને છે. કર્મસ્તવમાં કહ્યું છે કે-' નિદ્રા અને પ્રચલાનો ક્ષીણમોહના દ્વિચરમસમયે ઉદયવિચ્છેદ થાય છે.' તેથી તેમના મતે ક્ષીણમોહના દ્વિચરમસમયપર્યંત નિદ્રાદ્વિકનો ઉદય જાણવો. ઉદીરણા ચરમાવલિકા છોડીને સમજવી.

પંચસંગ્રહકારના મતે ઉપશાંતમોહ ગુણસ્થાનકના ચરમસમય પર્યંત ઉદય અને ઉદીરણા એ બંને હોય છે.

ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, તૈજસ, કાર્મણ, સંસ્થાનષટ્ક, વજ્રઋષભનારાચ સંઘયણ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, પ્રશસ્ત-અપ્રશસ્ત વિહાયોગતિ, પરાઘાત, ઉપઘાત, અગુરૂલઘુ, ઉચ્છ્વાસ, પ્રત્યેક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુસ્વર. દુઃસ્વર અને નિર્માણ રૂપ ઓગણત્રીસ પ્રકૃતિઓનો સયોગિકેવળિ ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત ઉદય અને ઉદીરણા હોય છે. અયોગિ ગુણસ્થાનકે ઉદય નહિ હોવાથી ઉદીરણા પણ હોતી નથી. યોગનો રોધ કરેલો હોવાથી ઉચ્છ્વાસ નામકર્માદિ પ્રકૃતિઓનો અને પુદ્ગલનો સંબંધ છોડ્યા હોવાથી શરીર નામકર્માદિ પુદ્ગલવિપાકિ પ્રકૃતિઓનો ઉદય હોતો નથી માટે ઉદીરણા પણ થતી નથી.

તથા ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્ત્તિ, મનુષ્યગતિ, પંચેન્દ્રિય-જાતિ, તીર્થંકર નામકર્મ અને ઉચ્ચગોત્રરૂપ દશ પ્રકૃતિઓની ઉદીરણા તેરમા ગુણસ્થાનકના ચરમસમય પર્યંત થાય છે, અને ઉદય અયોગિ ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત હોય છે. યોગના અભાવે અહિં ઉદીરણા હોતી નથી.

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં ઉદીરણાનો વિધિ કહ્યો.

હવે જે કર્મપ્રકૃતિઓનો ઉદય હોવા છતાં પણ ઉદીરણા ભજનાએ હોય છે તે બતાવે છે—

निद्दाउदयवईणं समिच्छपुरिसाण एगचत्ताणं ।
एयाणं चिय भज्जा उदीरणा उदए नन्नासिं ॥८॥

निद्रोदयवतीनां समिथ्यात्वपुरुषाणामेकचत्वारिंशताम् ।
एतासामेव भजनीयोदीरणोदये नान्यासाम् ॥८॥

અર્થ—પાંચ નિદ્રા, ઉદયવતી સંજ્ઞાવાળી પ્રકૃતિઓ, મિથ્યાત્વમોહનીય, અને પુરૂષવેદ એ એકતાલીસ પ્રકૃતિઓની ઉદય છતાં પણ ઉદીરણા ભજનીય જાણવી. અને તે સિવાય અન્ય પ્રકૃતિઓની જ્યાં સુધી ઉદય હોય છે ત્યાં સુધી ઉદીરણા હોય છે.

ટીકાનુ૦—પાંચ નિદ્રા, ત્રીજા દ્વારમાં કહેલ જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, ચક્ષુ-અચક્ષુ-અવધિ અને કેવળદર્શનાવરણીય એ દર્શનાવરણ ચતુષ્ક, સાત-અસાત વેદનીય, સ્ત્રીવેદ, નપુંસકવેદ, સમ્યક્ત્વમોહનીય, સંજ્વલન લોભ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્તિ, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, તીર્થંકરનામ, ઉચ્ચગોત્ર, ચાર આયુ એ ઉદયવતી સંજ્ઞાવાળી ચોત્રીસ પ્રકૃતિઓ, તથા મિથ્યાત્વમોહનીય અને પુરૂષ-

વેદ એ એકતાલીસ પ્રકૃતિઓની ઉદય છતાં પણ ઉદીરણા ભજનીય હોય છે. એટલે કે અમુક ટાઇમ એકલો ઉદયજ હોય છે ઉદીરણા નથી પણ હોતી તે આ પ્રમાણે—

પાંચ[1] નિદ્રાનો શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા પછીથી આરંભી જ્યાં સુધી ઇન્દ્રિય-પર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી કેવળ ઉદય જ હોય છે, ઉદીરણા હોતી નથી. શેષ કાળ ઉદય અને ઉદીરણા બંને સાથેજ હોય છે.

તથા ચારે આયુની પોતપોતાના ભવની છેલ્લી આવલિકા શેષ રહે ત્યારે કેવળ ઉદય હોય છે ઉદીરણા હોતી નથી.

જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક અને દર્શનાવરણ ચતુષ્કની ક્ષય થતા થતા સત્તામાં એક આવલિકા શેષ રહે ત્યારે બારમા ગુણસ્થાનકની છેલ્લી આવલિકામાં કેવળ ઉદય હોય છે, ઉદીરણા હોતી નથી.

ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકે સંજ્વલન લોભની એક આવલિકા શેષ રહે ત્યારે ઉદીરણા હોતી નથી કેવળ ઉદય જ હોય છે.

ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતાં ચરમાવલિકા શેષ રહે ત્યારે સમ્યક્ત્વ મોહનીયની ઉદીરણા થતી નથી. ઉદયજ માત્ર હોય છે.

ઉપશમસમ્યક્ત્વ ઉપાર્જન કરતાં અનિવૃત્તિકરણે પ્રથમ સ્થિતિની એક આવલિકા શેષ રહે ત્યારે મિથ્યાત્વમોહનીયનો કેવળ ઉદય હોય છે ઉદીરણા હોતી નથી.

ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્તિ, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, તીર્થંકર, અને ઉચ્ચગોત્ર એ દશ પ્રકૃતિઓની અયોગિ અવસ્થામાં યોગના અભાવે ઉદીરણા થતી નથી, ફક્ત ઉદય જ હોય છે.

સાત–અસાત વેદનીયની અપ્રમત્ત ગુણસ્થાનકથી તથાવિધ અધ્યવસાયના અભાવે ઉદીરણા હોતી નથી કેવળ ઉદય પ્રવર્તે છે.

સ્ત્રીવેદના ઉદયે ક્ષપકશ્રેણિ આરંભનારને સ્ત્રીવેદની, નપુંસકવેદના ઉદયે આરંભનારને નપુંસકવેદની અને પુરૂષવેદના ઉદયે આરંભનારને પુરૂષવેદની પોતપોતાની

૧ કોઈપણ કર્મપ્રકૃતિની સત્તામાં એક આવલિકા બાકી રહે ત્યારે ઉપરથી ખેંચવા લાયક કોઈ દલિક નહિ હોવાથી ઉદીરણા થતી નથી. જેમ કે—જ્ઞાનાવરણ પંચક, તથા પાંચ નિદ્રામાં સત્તામાં તેની વધારે સ્થિતિ હોવા છતાં શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા પછી અને ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા વચ-ગાળામાં સ્વભાવેજ ઉદીરણા થતી નથી મૂળ ટીકામાં ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થતાં સુધી નિદ્રાનો કેવળ ઉદય હોય છે એમ સામાન્ય કહ્યું છે. 'ઇન્દ્રિય પર્યાપ્તિથી આરંભી' એમ કહ્યુ નથી. એ અભિપ્રાયે વિગ્રહગતિથી આરંભી ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થતા સુધી નિદ્રાનો કેવળ ઉદય હોય એમ સંભવે છે. તેનો પાઠ આ પ્રમાણે 'निद्रां तृतीयपर्याप्ति यावदुदीरणाव्यपगमेनानुभवन्त्युदयेनुदीरणा.' મતાંતર હોય તેમ લાગે છે. તત્ત્વ કેવળી મહારાજ જાણે.

પ્રથમસ્થિતિની એક આવલિકા શેષ રહે ત્યારે ઉદીરણા થતી નથી કેવળ ઉદય જ પ્રવર્તે છે. માટે ઉપરોક્ત એકતાલીસ પ્રકૃતિઓનો ઉદય હોવા છતાં પણ ઉદીરણા ભજનીય સમજવી.

તથા અન્ય એકાશી પ્રકૃતિઓની ઉદય છતાં ઉદીરણા ભજનીય નથી. એટલે કે શેષ એકાશી પ્રકૃતિઓનો જ્યાં સુધી ઉદય હોય છે ત્યાં સુધી ઉદીરણા પણ હોય છે પરંતુ ઉદીરણા વિનાનો કેવળ ઉદય કોઈ કાળે પણ હોતો નથી. બંને સાથે જ થાય છે અને સાથે જ જાય છે. આ પ્રમાણે ઉદીરણા વિસ્તારપૂર્વક કહી. ૮

હવે બંધને વિસ્તાર પૂર્વક કહેવા ઇચ્છતા, પહેલા બંધના પ્રકારો જણાવે છે—

**होइ अणाइअणंतो अणाइसंतो य साइसंतो य ।**
**बंधो अभव्वभव्वोवसंतजीवेसु इइ तिविहो ॥९॥**

भवति अनाद्यनन्तः अनादिसान्तश्च सादिसान्तश्च ।
बन्धः अभव्यभव्योपशान्तजीवेषु इति त्रिविधः ॥९॥

અર્થ:—અભવ્ય, ભવ્ય અને ઉપશાંતમોહ ગુણસ્થાનકથી પડેલા જીવોમાં અનુક્રમે અનાદિ અનંત, અનાદિ સાંત, અને સાદિ સાન્ત બન્ધ હોય છે. એમ બન્ધ ત્રણ પ્રકારે છે.

ટીકાનુ૦—સાંપરાયિક કર્મનો બંધ અભવ્ય જીવોમાં અનાદિ અનંત છે. તેમાં ભૂતકાળમાં સર્વદા બંધ થતો હોવાથી અનાદિ, અને ભવિષ્યકાળમાં કોઈ પણ કાળે બંધનો નાશ નહિ થાય, સર્વદા બંધ કર્યા જ કરશે માટે અનંત.

ભવ્ય જીવોમાં અનાદિસાંત. તેમાં ભૂતકાળમાં હંમેશાં બંધ થતો હોવાથી અનાદિ અને ભવિષ્યકાળમાં મોક્ષમાં જતાં કોઈ કાળે બંધનો વિચ્છેદ થશે માટે સાન્ત.

તથા ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી પડેલા જીવોમાં સાદિ સાંત. તેમાં ઉપશાંત-મોહ ગુણસ્થાનકે બંધનો અભાવ હોવાથી અને ત્યાંથી પડે ત્યારે ફરી બંધ થતો હોવાથી સાદિ. એટલે કે ઉપશાંતમોહ ગુણસ્થાનકે સાંપરાયિક કર્મનો બંધ થતો નથી ત્યાંથી પડી દશમા આદિ ગુણસ્થાનકે આવે ત્યારે બાંધે માટે સાદિ, અને તેને ભવિષ્યકાળમાં વધારેમાં વધારે કઇંક ન્યુન અર્ધપુદ્ગલ પરાવર્ત્ત કાળે મોક્ષમાં જતા બંધનો નાશ થશે માટે સાંત.

આ પ્રમાણે બંધ ત્રણ પ્રકારે થાય છે. ૯

હવે આજ ત્રણ પ્રકારના બંધના ઉત્તરભેદો બતાવે છે—

पयडीठिईपएसाणुभागभेया चउव्विहेक्केक्को ।
उक्कोसाणुक्कोसगजहन्नअजहन्नया तेसिं ॥१०॥

ते वि हु साइअणाईधुवअधुवभेयओ पुणो चउहा ।
ते दुविहा पुण नेया मूलुत्तरपयइभेएणं ॥११॥

प्रकृतिस्थितिप्रदेशानुभागभेदात् चतुर्विध एकैकः ।
उत्कृष्टानुत्कृष्टकजघन्याजघन्यता तेषाम् ॥१०॥
तेऽपि हु साद्यनादिध्रुवाध्रुवभेदतः पुनश्चतुर्द्धा ।
ते द्विविधाः पुनर्ज्ञेया मूलोत्तरप्रकृतिभेदेन ॥११॥

અર્થ—પૂર્વોક્ત [1]અનાદિ અનંતાદિ એકેક બન્ધ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશના ભેદે ચાર ચાર પ્રકારે છે. તથા તે પ્રકૃતિબંધાદિ દરેકના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ જઘન્ય અને અજઘન્ય એમ ચાર ચાર ભેદ થાય છે. તે ઉત્કૃષ્ટ આદિ દરેક ભેદો સાદિ અનાદિ અનંત અને સાંત એમ ચાર ચાર પ્રકારે—ભેદે છે અને તે પ્રત્યેક મૂલ અને ઉત્તર પ્રકૃતિના ભેદે બબ્બે ભેદે છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં જે અનાદિ અનંત આદિ બંધના ભેદો કહ્યા, તે દરેક પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશના ભેદે ચાર ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ, અને પ્રદેશબંધ. એટલે પૂર્વોક્ત બંધના ત્રણ ભેદ પ્રકૃતિબંધાદિ ચારેમાં ઘટે છે. જેમકે—પ્રકૃતિબંધ અભવ્યને અનાદિ અનંત, ભવ્યને અનાદિ સાંત અને અહિં સાંપરાયિક બંધની વિવક્ષા હોવાથી અને ઉપશાંતમોહે સાંપરાયિક બંધ થતો નહિ હોવાથી ત્યાંથી પડતા પ્રકૃતિબંધ થાય માટે સાદિ સાંત એમ ત્રણે પ્રકાર પૂર્વે જેમ સામાન્ય બંધમાં ઘટાવ્યા છે તેમ અહિં પણ ઘટાવી લેવાના છે. એમ સ્થિતિબંધાદિ માટે પણ સમજવું.

તથા અનાદિ અનંતાદિ ભેદોની અપેક્ષા રાખ્યા વિના પ્રકૃતિબંધાદિ દરેકના સામાન્યથી ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એમ ચાર ચાર પ્રકાર છે.

તાત્પર્ય એ કે પ્રકૃતિબંધાદિ એક એક ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ જઘન્ય અને અજઘન્ય એમ ચાર ચાર ભેદે છે. તેમાં વધારેમાં વધારે જે બંધ તે ઉત્કૃષ્ટ, સમયાદિ ન્યૂન થતાં થતાં જઘન્ય સુધીનો જે બંધ તે અનુત્કૃષ્ટ. ઓછામાં ઓછો જે બંધ તે જઘન્ય, અને સમયાદિ વધતા વધતા ઉત્કૃષ્ટ સુધીનો જે બંધ તે અજઘન્ય.

---

[1] જેની અંદર શરૂઆત કે અંત ન હોય તે અનાદિ અનંત, જેની શરૂઆત ન હોય પરંતુ અંત હોય તે અનાદિ સાંત, જેની શરૂઆત હોય અને અંત ન હોય તે સાદિ અનંત, અને જેની શરૂઆત અંત એમ બંને હોય તે સાદિસાન્ત.

સામાન્ય રીતે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ત્રણ ભેદો હોય છે. અહિં જઘન્ય અજઘન્ય અને ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એમ બબ્બેની જોડી મળી ચાર ભેદ કહ્યા છે. તેમાં જઘન્ય પ્રકૃતિબંધાદિનો જઘન્યમાં અને મધ્યમ તથા ઉત્કૃષ્ટનો અજઘન્યમાં સમાવેશ થાય છે. આ રીતે જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યંત પ્રકૃતિબંધાદિના કુલ ભેદોનો બે ભેદમાં સમાવેશ કર્યો છે, તથા ઉત્કૃષ્ટ પ્રકૃતિબંધાદિનો ઉત્કૃષ્ટમાં, અને મધ્યમ તથા જઘન્યનો અનુત્કૃષ્ટમાં સમાવેશ થાય છે. આ રીતે ઉત્કૃષ્ટથી જઘન્યપર્યંત પ્રકૃતિબંધાદિના કુલ ભેદોનો પણ બે ભેદમાં સંગ્રહ કર્યો છે.

શંકાઃ પ્રકૃતિબંધાદિના સઘળા ભેદોનો જઘન્ય-અજઘન્યમાં અથવા ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એમ કોઈપણ બેમાં સંગ્રહ-સમાવેશ થાય છે તો ચાર ભેદ શા માટે લીધા? કોઇપણ બેજ લેવા જોઇતા હતા?

ઉત્તર-કોઇ વખતે અનુત્કૃષ્ટ ઉપર સાદિ અનાદિ ચાર ભાંગા ઘટે છે તો કોઈ વખતે અજઘન્ય ઉપર ચાર ભાગા ઘટે છે. કોઇ વખતે અનુત્કૃષ્ટ પર બે ભાંગા તો કોઇ વખત અજઘન્ય ઉપર બે ભાંગા ઘટે છે. આ રીતે ભાંગાની ઘટના ભિન્ન ભિન્ન રીતે થતી હોવાથી ચારે ભેદ લીધા છે. આની વિશેષ સ્પષ્ટતા મૂળ અને ઉત્તર પ્રકૃતિઓમાં જ્યારે તે ભાંગાઓ ઘટાવશે ત્યારે થશે.

તે ઉત્કૃષ્ટ આદિ દરેક ભેદો યથાસંભવ સાદિ આદિ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે-સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ. તેમાં જેની અંદર શરૂઆત હોય તે સાદિ, અને શરૂઆત ન હોય તે અનાદિ. તથા જેનો અંત હોય તે સાન્ત, અને જેનો અંત ન હોય તે અનંત.

અહિં ઉત્કૃષ્ટ આદિ સઘળા ભેદો કંઇ સાદિ આદિ ચાર ભેદે ઘટતા નથી માટે અમે યથાસંભવ એ પ્રમાણે કહ્યું છે. એને જ સ્ફુટ કરે છે.

જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસબંધાદિ ઉપરના ગુણસ્થાનકે થતા હોય, તેના અનુત્કૃષ્ટ ભેદ ઉપર સાદિ આદિ ચાર ભાંગા ઘટે છે. કારણ કે ઉપરના ગુણસ્થાનકે નહિ ગયેલા, નહિ જનારા અને જઇને પતિત થયેલા જીવો હોય છે.

એ રીતે જે પ્રકૃતિઓના જઘન્ય રસબંધાદિ ઉપરના ગુણસ્થાનકે થતા હોય તેના અજઘન્ય ભાંગામાં સાદિ આદિ ચાર ભાંગા ઘટે છે.

તથા જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસબંધાદિ પહેલા ગુણસ્થાને થતા હોય તેના અનુત્કૃષ્ટ ભાંગા પર સાદિ અને સાંત એ બે ભાંગા ઘટે છે. કારણ કે મિથ્યાત્વ ગુણસ્થાનકે વારાફરતી ઉત્કૃષ્ટ-અનુત્કૃષ્ટ બંનેનો સંભવ છે માટે.

એ પ્રમાણે જે પ્રકૃતિઓના જઘન્ય રસબંધાદિ પહેલા ગુણસ્થાનકે થતા હોય

તેના અજઘન્ય ભાંગા પર સાદિ અને સાંત એ બે ભાંગા ઘટે છે. જઘન્ય અને ઉત્કૃષ્ટ અમુક સમયજ થતા હોવાથી તેના પર તો સાદિ અને સાંત એ બેજ ભાંગા ઘટે છે.

તથા તે સાદિ આદિ ભાંગા મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના ભેદે બબ્બે પ્રકારે જાણવા. આ પ્રકૃતિબંધાદિ સઘળા ભેદો યથાવસરે સૂત્રકાર પોતેજ વિસ્તારપૂર્વક કહેશે માટે અમે અહિં તેનો વિચાર કર્યો નથી. ૧૦-૧૧

મૂળ અને ઉત્તર પ્રકૃતિઓમાં સંભવતા બંધના અન્ય પણ ચાર ભેદો છે. તેઓને હવે બતાવે છે—

भूओगारप्पयरग अव्वत्त अवट्ठिओ य विन्नेया ।
मूलुत्तरपगईबंधणासिया ते इमे सुणसु ॥१२॥

भूयस्कारोऽल्पतरकोऽव्यक्तोऽवस्थितश्च विज्ञेयाः ।
मूलोत्तरप्रकृतिबन्धनाश्रिताः तानिमान् शृणुत ॥१२॥

અર્થ—મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના બંધાશ્રિત ભૂયસ્કાર, અલ્પતર, અવક્તવ્ય. અને અવસ્થિત એ ચાર ભાંગા જાણવા. જેઓના સ્વરૂપને હવે પછી કહેશે તેને તમે સાંભળો.

ટીકાનુ૦—મૂળ પ્રકૃતિબંધ અને ઉત્તર પ્રકૃતિબંધ એ બંનેને આશ્રયીને રહેલા એટલે કે એ દરેકમાં ઘટતા અન્ય પણ ચાર ભેદો છે. તે આ પ્રમાણે-ભૂયસ્કાર, અલ્પ-તર, અવક્તવ્ય, અને અવસ્થિત. હવે તે દરેકનું સ્વરૂપ કહે છે—

જ્યારે થોડી પ્રકૃતિ બાંધી વધારે પ્રકૃતિ બાંધે, એટલે કે પહેલા જે બંધ થાય છે, તેનાથી એકાદિ પ્રકૃતિનો વધારે બંધ કરે, જેમ કે-સાત કર્મ બાંધી આઠનો બંધ કરે, તે બંધ ભૂયસ્કાર કહેવાય છે.

જ્યારે વધારે પ્રકૃતિ બાંધી પછી થોડી બાંધે એટલે કે પહેલાં જે બંધાય છે, તેનાથી એકાદિ ન્યૂન પ્રકૃતિ બાંધે, જેમ કે-આઠ કર્મ બાંધી, સાતનો બંધ કરે, તે બંધ અલ્પતર કહેવાય છે.

આ બંને બંધનો એક સમયનો કાળ છે. કારણ કે જે સમયે વધે કે ઘટે તેજ સમયે તે બંધ ભૂયસ્કાર કે અલ્પતર કહેવાય. પછીના સમયે તેનો તે બંધ રહે તો તે અવસ્થિત કહેવાય. અને જો કદાચ વધે કે ઘટે તો તે બંધ અન્ય ભૂયસ્કાર કે અલ્પતર સંજ્ઞાને યોગ્ય થાય છે.

જ્યારે સર્વથા અબંધક થઈને ફરી બંધનો આરંભ કરે ત્યારે તે બંધ અવક્તવ્ય કહેવાય છે. અવક્તવ્ય એટલે નહિ કહેવા યોગ્ય, એવો બંધ થાય કે જે બંધ ભૂય-

સ્કાર, અલ્પતર કે અવસ્થિત શબ્દવડે કહેવા યોગ્ય ન હોય તે બંધ અવક્તવ્ય કહેવાય. અબંધક થઈને નવો બંધ શરૂ કરે તેજ ભૂયસ્કારાદિ શબ્દવડે કહેવા યોગ્ય હોતો નથી માટે તે બંધ અવક્તવ્ય કહેવાય છે. તેનો પણ એક સમયનોજ કાળ છે. કારણ કે પછીના સમયે વધે ઘટે કે તેનો તેજ રહે તો તે બંધ ભૂયસ્કારાદિ સંજ્ઞાનો યોગ્ય થાય છે.

તથા જ્યારે જેટલી પ્રકૃતિ પૂર્વના સમયે બાંધી હતી, તેટલીજ પછીના સમયોમાં બાંધે ત્યારે તે બંધ અવસ્થિત કહેવાય. કારણ કે બંધસંખ્યામાં વૃદ્ધિ હાનિ થઈ નથી, તેટલીજ સંખ્યા છે.

હવે મૂળ તથા ઉત્તર પ્રકૃતિઓમાં તે ભૂયસ્કારાદિ કેવી રીતે ઘટે છે, તે તમે સાંભળો-તેમાં પહેલા મૂળ કર્મોમાં વિચારે છે.

મૂળ કર્મમાં ચાર બંધસ્થાનક છે તે આ પ્રમાણે-એક. છ. સાત. અને આઠ. તેમાં જ્યારે એક સાત વેદનીયરૂપ કર્મપ્રકૃતિ બાંધે ત્યારે એક અને તે ઉપશાંત મોહાદિ ગુણસ્થાનકે સમજવો. જ્યારે છ કર્મપ્રકૃતિ બાંધે. ત્યારે છનો બંધ. અને તે સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકે સમજવો. સાત કર્મ બાંધતા સાતનો બંધ અને તે મિશ્ર, અપૂર્વકરણ અને અનિવૃત્તિ બાદરે સમજવો. તથા શેષ મિથ્યાદષ્ટિથી આરંભી મિશ્ર વર્જિત અપ્રમત્ત સંયત સુધીના ગુણસ્થાનકવાળાને આયુ બંધકાળે આઠનો અને શેષ કાળે સર્વદા સાતનો બંધ સમજવો. ૧૨.

ટીકામાં મૂળ કર્મના જે બંધસ્થાનકો કહ્યા તેજ ગાથામાં કહે છે—

**इगछाइ मूलियाणं बंधट्ठाणा हवंति चत्तारि ।**

**एकषडादीनि मूलानां बन्धस्थानानि भवन्ति चत्वारि ।**

અર્થ—મૂળકર્મના એક અને છ આદિ ત્રણ કુલ ચાર બંધસ્થાનકો છે.

ટીકાનુ૦-મૂળ કર્મના એક અને છ આદિ ત્રણ, કુલ ચાર બંધસ્થાનકો છે. તે આ-એક, છ, સાત અને આઠ. આ ચારે બંધસ્થાનકો પૂર્વની ગાથામાં કહ્યા છે.

તેમાં ભૂયસ્કાર ત્રણ છે, તે આ પ્રમાણે-ઉપશાંતમોહ ગુણસ્થાનકે એક પ્રકૃતિ બાંધી, ત્યાંથી પડી, સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે છ પ્રકૃતિ બાંધતાં જે સમયે છનો બંધ કરે, તે સમયે ભૂયસ્કાર બંધ અને શેષ કાળે જ્યાં સુધી તેનો તેજ બંધ કરે ત્યાં સુધી અવસ્થિત બંધ હોય છે. આ પહેલો ભૂયસ્કાર બંધ કહેવાય. ત્યાંથી પડતા અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે મોહનીયકર્મ સહિત સાત કર્મ પ્રકૃતિ બાંધતાં પહેલે સમયે બીજો ભૂયસ્કાર બંધ અને શેષકાળે જ્યાં સુધી તેનો તેજ બંધ કરે ત્યાં સુધી અવસ્થિત બંધ હોય છે આ બીજો ભૂયસ્કાર કહેવાય. સાત બાંધીને પ્રમત્તાદિ ગુણ-

સ્થાનકોમાં આયુકર્મ સહિત આઠ બાંધતા પહેલે સમયે ત્રીજો ભૂયસ્કાર બંધ અને શેષ કાળે અવસ્થિત બંધ હોય છે આ ત્રીજો ભૂયસ્કાર કહેવાય. આ પ્રમાણે મૂળ-કર્મમાં ત્રણ ભૂયસ્કાર કહ્યા.

અલ્પતર પણ ત્રણ હોય છે. તે આ પ્રમાણે-આઠ કર્મ પ્રકૃતિ બાંધીને સાત બાંધતા પહેલે સમયે અલ્પતરબંધ અને શેષકાળે અવસ્થિત આ પહેલો અલ્પતરબંધ કહેવાય. જ્યારે સાતકર્મ બાંધીને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે છ કર્મપ્રકૃતિ બાંધે ત્યારે પહેલે સમયે બીજો અલ્પતરબંધ અને શેષકાળે અવસ્થિત બંધ હોય છે. આ બીજો અલ્પતર બંધ કહેવાય. છ બાંધીને ઉપશાંતમોહ ગુણસ્થાનકે અથવા ક્ષીણમોહ ગુણસ્થા-નકે એક કર્મપ્રકૃતિ બાંધતા પહેલે સમયે ત્રીજો અલ્પતરબંધ અને શેષકાળે અવસ્થિત બંધ હોય છે, આ ત્રીજો અલ્પતરબંધ કહ્યો. આ પ્રમાણે મૂળકર્મમાં ત્રણ અલ્પ-તરબંધ કહ્યા.

અવસ્થિત બંધ ચાર હોય છે. કારણ કે ચારે બંધસ્થાનકો અમુક કાળપર્યંત નિરંતર બંધાય છે માટે. તેનો કાળ આ પ્રમાણે-આઠના અવસ્થિત બંધનો કાળ આયુ અંતર્મુહૂર્ત્તજ બંધાતુ હોવાથી અંતર્મુહૂર્ત્ત છે. સાતકર્મનો કાળ અંતર્મુહૂર્ત્ત ન્યૂન પૂર્વકોટીના ત્રીજા ભાગ અધિક છ માસ ન્યૂન તેત્રીસ સાગરોપમ છે. ભાવના આ પ્રમાણે-કોઇ પૂર્વકોટીના આયુવાળો બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆ-તમાં નારકી કે દેવતાનું તેત્રીસ સાગરોપમ પ્રમાણ આયુ બાંધે. આઉખાનો બંધકાળ અંતર્મુહૂર્ત્ત છે. તેથી આઉખાનો બંધ કરી રહ્યા પછી અંતર્મુહૂર્ત્ત ન્યૂન પૂર્વકોટીના ત્રીજો ભાગ સાતકર્મનો બંધ કરે. દેવભવ નારકભવમાં છ માસ શેષ રહે ત્યારે પર-ભવના આયુનો બંધ કરે છે, છ માસ શેષ ન રહે ત્યાં સુધી આયુ વિના સાતકર્મજ બાંધે છે એટલે પૂર્વોક્ત બંધકાળ ઘટે છે. છના બંધનો કાળ અંતર્મુહૂર્ત્ત છે. કારણ કે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકનો તેટલોજ કાળ છે. અને એકના બંધનો કાળ દેશોન પૂર્વકોટી છે. સયોગિ ગુણસ્થાનકનો કાળ તેટલો છે. આ પ્રમાણે અવસ્થિત બંધ કહ્યો.

અન્યત્ર પણ ભૂયસ્કાર અલ્પતર અને અવસ્થિત બંધની ભાવના આ પ્રમાણે જ કરવી.

હવે અવક્તવ્ય બંધ કહે છે-મૂળકર્મમાં અવક્તવ્ય બંધ સંભવતો નથી કારણ કે સઘળી મૂળ કર્મપ્રકૃતિનો અબંધક થઇને ફરીવાર કર્મ બાંધતો નથી. સઘળી મૂળ કર્મપ્રકૃતિનો અબંધક અયોગિ ગુણસ્થાનકે થાય છે ત્યાંથી પડતો જ નથી એટલે અવક્તવ્યબંધ પણ ઘટતો નથી. એજ હકીકત કહે છે—

**अबंधगो न बंधइ इह अव्वत्तो अओ नत्थि ॥१३॥**

**अबन्धको न बध्नाति इहावक्तव्योऽतो नास्ति ॥१३॥**

અર્થ—સઘળી મૂળ કર્મપ્રકૃતિઓનો અબંધક થઇને તેઓને ફરી બાંધતો નથી માટે અહિં મૂળ કર્મપ્રકૃતિઓમાં અવક્તવ્ય બંધ ઘટતો નથી. ૧૩

હવે બંધની જેમ ઉદય, ઉદીરણા અને સત્તાસ્થાનોમાં પણ ભૂયસ્કારાદિને કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**भूओगारप्पयरगअव्वत्तअवट्ठिया जहा बंधे ।**
**उदए उदीरणाए संते जहसंभवं नेया ॥१४॥**

भूयस्कारात्पतरावक्तव्यावस्थिता यथा बन्धे ।
उदये उदीरणायां सत्तायां यथासंभवं ज्ञेयाः ॥१४॥

અર્થ—ઉદય ઉદીરણા અને સત્તામાં ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિત અને અવક્તવ્ય જેમ બંધમાં કહ્યા છે તેમ યથાસંભવ જાણવા.

ટીકાનુ૦—જેમ બંધમાં મૂળકર્મને આશ્રયી ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિત અને અવક્તવ્ય કહ્યા છે તેમ ઉદય, ઉદીરણા અને સત્તામાં પણ જેમ સંભવે તેમ જાણવા. અતિ સંક્ષેપમાં કહેલી આ હકીકતને વિશેષ વિચારે છે—

મૂળ પ્રકૃતિનાં ત્રણ ઉદયસ્થાનકો છે. તે આ પ્રમાણે—આઠ, સાત અને ચાર. પહેલા ગુણસ્થાનકથી દશમા ગુણસ્થાનપર્યંત આઠે કર્મનો ઉદય હોય છે. મોહનીયવિના અગીઆરમે અને બારમે સાત કર્મનો, ઘાતિકર્મ વિના તેરમે અને ચૌદમે ગુણસ્થાનકે ચાર કર્મનો ઉદય હોય છે.

અહિં ભૂયસ્કાર એક છે, તે આ પ્રમાણે—ઉપશાંતમોહ ગુણસ્થાનકે સાતનો વેદક થઇ ત્યાંથી પડે ત્યારે ફરી પણ આઠનો વેદક થાય છે. ચારનો વેદક થઇને સાત કે આઠ કર્મનો વેદક થતો નથી. કારણ કે ચારનો વેદક સયોગિ અવસ્થામાં હોય છે ત્યાંથી પ્રતિપાત થતો નથી માટે અહિં એકજ ભૂયસ્કાર ઘટે છે.

અલ્પતર બે છે તે આ—આઠના ઉદયસ્થાનેથી અગીઆરમા કે બારમા ગુણસ્થાનકે સાતના ઉદયસ્થાને, અને સાતના ઉદયસ્થાનેથી તેરમે ગુણસ્થાનકે જાય ત્યારે ચારના ઉદયસ્થાને જાય છે, માટે અલ્પતર બે ઘટે છે.

અવસ્થિત ત્રણ છે. ત્રણે ઉદયસ્થાનકો અમુક કાળ પર્યંત ઉદયમાં હોય છે. તેમાં આઠનો ઉદય અભવ્યને અનાદિ અનંત, ભવ્યને અનાદિસાંત અને અગીઆરમે ગુણસ્થાનકેથી પડેલાને દેશોન અર્ધ પુદ્ગલ પરાવર્તન પર્યંત હોય છે. સાતનો ઉદય અંતર્મુહૂર્ત પર્યંત હોય છે, અને ચારનો ઉદય દેશોન પૂર્વકોટિ પર્યંત હોય છે.

મૂળકર્મના ઉદયસ્થાનમાં અવક્તવ્ય ઘટતો નથી. કારણ કે સઘળા કર્મનો અવે-

દક થઇને ફરી કોઈપણ કર્મને વેદતો નથી. સઘળા કર્મનો અવેદક આત્મા સિદ્ધાવસ્થામાં થાય છે ત્યાંથી સંસારમાં આવવું નથી કે ફરી કર્મનો વેદક થાય. માટે અવક્તવ્યોદય નથી.

હવે ઉદીરણાસ્થાનકો કહે છે—ઉદીરણાનાં પાંચ સ્થાનકો છે. તે આ—આઠ, સાત, છ, પાંચ, અને બે. તેમાં જ્યાં સુધી આયુની પર્યંતાવલિકા શેષ ન રહી હોય ત્યાં સુધી પહેલાથી છઠ્ઠા ગુણસ્થાનકપર્યંત આઠે કર્મની ઉદીરણા હોય છે. અંતર્મુહૂર્ત્ત શેષ આયુ રહે ત્યારેજ આત્મા ત્રીજે ગુણસ્થાનકેથી પહેલે કે ચોથે ચાલ્યો જતો હોવાથી ત્યાં આઠ કર્મનીજ ઉદીરણા હોય છે. સાતમાથી દશમા ગુણસ્થાનક પર્યંત વેદનીય અને આયુવિના છ કર્મની ઉદીરણા થાય છે. અગીઆરમે અને બારમે ગુણસ્થાનકે મોહનીય વિના પાંચ કર્મની ઉદીરણા હોય છે. તેરમે ગુણસ્થાનકે નામ અને ગોત્ર એ બેજ કર્મની ઉદીરણા હોય છે.

આ પાંચ ઉદીરણાસ્થાનમાં ભૂયસ્કાર ત્રણ છે. તે આ પ્રમાણે—ઉપશાંતમોહ ગુણસ્થાનકે પાંચ કર્મનો ઉદીરક થઈ ત્યાંથી પડી સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકે આવે ત્યારે છ કર્મનો ઉદીરક થાય તે પહેલો ભૂયસ્કાર. ત્યાંથી પડતાં પ્રમત્ત સંયતાદિ ગુણસ્થાનકે આયુની આવલિકા શેષ રહે ત્યારે સાતનો ઉદીરક થાય એ બીજો ભૂયસ્કાર. ત્યારપછી પરભવે આઠનો ઉદીરક થાય એ ત્રીજો ભૂયસ્કાર. બેનો ઉદીરક ક્ષીણમોહ અને સયોગિ કેવલિ ગુણસ્થાનકે હોય છે આ બેમાંથી એક પણ પડતો નથી. માટે તેની અપેક્ષાએ ભૂયસ્કાર ઘટતો નથી. માટે ત્રણજ ભૂયસ્કાર ઘટે છે.

અલ્પતર ચાર થાય છે. તે આ—આઠનો ઉદીરક સાતના, સાતનો ઉદીરક [1]છના છનો ઉદીરક પાંચના અને પાંચનો ઉદીરક બેના ઉદીરણા સ્થાને જાય છે માટે અલ્પતર ચાર ઘટે છે.

તથા અવસ્થિત પાંચે સંભવે છે. તેમાં તેત્રીસ સાગરોપમના આયુવાળા દેવો કે નારકીઓ પોતાના આયુની શેષ એક આવલિકા ન રહે ત્યાં સુધી આઠે કર્મના ઉદીરક હોય છે માટે આઠ કર્મની ઉદીરણાનો ઉત્કૃષ્ટ કાળ આવલિકા ન્યૂન તેત્રીસ સાગરોપમ છે. આયુની જ્યારે એક આવલિકા શેષ રહે ત્યારે તે આવલિકામાં સાત કર્મની ઉદીરણા હોય છે માટે સાતકર્મની ઉદીરણાનો કાળ અંતર્મુહૂર્ત્ત છે. ક્ષપકશ્રેણિમાં દશમા ગુણસ્થાનકની પર્યંતાવલિકામાં અને અગીઆરમા ગુણઠાણે મોહનીય વિના પાંચ કર્મની ઉદીરણા હોય છે માટે પાંચની ઉદીરણા અંતર્મુહૂર્ત્ત માત્ર હોય છે. તથા સયોગિ ગુણસ્થાનકનો દેશોન પૂર્વ કોટિ કાળ હોવાથી અને ત્યાં બે કર્મની ઉદીરણા થતી હોવાથી બેની ઉદીરણાનો કાળ દેશોન પૂર્વકોટી છે, માટે અવસ્થિત પાંચ ઘટે છે.

---

[1] આયુની પર્યંતાવલિકામાં આયુ વિના સાતનો ઉદીરક આત્મા અપ્રમત્તે જાય તેને વેદનીય વિના છ કર્મની ઉદીરણા ઘટી શકે છે.

તથા અવક્તવ્ય અહિં પણ ઘટતો નથી. કારણ કે મૂળકર્મનો સર્વથા અનુદીરક થઈને ફરી ઉદીરક થતો નથી. કેમકે સર્વ કર્મના અનુદીરક ભગવાન અયોગિકેવળી હોય છે ત્યાંથી પ્રતિપાત થતો નથી માટે અવક્તવ્ય નથી.

સત્તાસ્થાનકો ત્રણ છે. તે આ પ્રમાણે-આઠ, સાત, ચાર. તેમાં અગીઆરમા ગુણસ્થાનક પર્યંત આઠે કર્મની સત્તા હોય છે. મોહવિના સાતની ક્ષીણમોહે, અને છેલ્લા બે ગુણસ્થાનકે ચાર અઘાતિ કર્મની સત્તા હોય છે.

તેની અંદર એક પણ ભૂયસ્કાર ઘટતો નથી કારણ કે સાતની સત્તાવાળો થઈ આઠની સત્તાવાળો કે ચારની સત્તાવાળો થઈ સાતની સત્તાવાળો થતોજ નથી. સાત આદિની સત્તાવાળો ક્ષીણમોહાદિ હોય છે તેનો પ્રતિપાત થતો નથી માટે.

અલ્પતર બે ઘટે છે. કેમકે આઠના સત્તાસ્થાનેથી સાતના, અને સાતના સત્તા-સ્થાનેથી ચારના સત્તાસ્થાને જાય છે માટે.

તથા અવસ્થિત આઠ, સાત અને ચાર એ ત્રણે હોય છે. તેમાં આઠની સત્તાનો કાળ અભવ્યને અનાદિ અનંત અને ભવ્યને અનાદિ સાંત છે. સાતની સત્તા ક્ષીણ-મોહ ગુણસ્થાનકે હોવાથી અને તેનો કાળ અંતર્મુહૂર્ત્ત હોવાથી તેની સત્તાનો કાળ અંતર્મુહૂર્ત્ત છે. તથા ચારની સત્તા છેલ્લા બે ગુણસ્થાનકે હોવાથી અને સયોગિ ગુણ-ઠાણાનો કાળ દેશોન પૂર્વકોટી હોવાથી ચારની સત્તાનો ઉત્કૃષ્ટ દેશોન પૂર્વકોટી કાળ છે.

તથા અવક્તવ્ય અહિં પણ ઘટતો નથી. કારણ કે સર્વથા સઘળા કર્મની સત્તાનો નાશ થયા પછી ફરી તેઓ સત્તામાં આવતાંજ નથી.

આ પ્રમાણે મૂળ કર્મના બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાસ્થાનકોમાં ભૂયસ્કા-રાદિ કહ્યા.

હવે ઉત્તરપ્રકૃતિઓમાં ભૂયસ્કારાદિને કહેવા ઈચ્છતા પહેલા દરેક કર્મના બંધ-સ્થાનકો કહે છે—

वंधट्ठाणा ति दसट्ठ दंसणावरणमोहनामाणं ।
सेसाणेगमवट्ठियवंधो सव्वत्थ ठाणसमो ॥१५॥

बन्धस्थानानि त्रीणि दशाष्टौ दर्शनावरणमोहनाम्नाम् ।
शेषाणामेकमवस्थितबन्धः सर्वत्र स्थानसमः ॥१५॥

અર્થ—દર્શનાવરણીય, મોહનીય અને નામકર્મના અનુક્રમે ત્રણ, દશ અને આઠ બન્ધસ્થાનકો છે અને શેષ કર્મમાં એક એક બન્ધસ્થાનક હોય છે. તથા અવસ્થિત-બંધ સર્વત્ર બન્ધસ્થાનકોની સમાન હોય છે.

ટીકાનુ૦—દર્શનાવરણ, મોહનીય અને નામકર્મના અનુક્રમે ત્રણ, દશ અને આઠ બન્ધસ્થાનકો છે. તથા શેષ જ્ઞાનાવરણીય, અંતરાય, વેદનીય, આયુ અને ગોત્ર એ દરેક કર્મનું એક એક બંધસ્થાન હોય છે.

તથા જે કર્મના જેટલા બન્ધસ્થાનકો હોય તે કર્મના તેટલા અવસ્થિત બંધ હોય છે. તેથીજ એમ કહેવામાં આવ્યુ છે કે અવસ્થિતબંધ સઘળા કર્મમાં બંધસ્થાનની સમાન હોય છે.

આ વિષયમાં વિશેષ વિચાર આ પ્રમાણે છે-દર્શનાવરણીય કર્મના ત્રણ બંધસ્થાનક છે. તે આ-નવ, છ, અને ચાર. તેમાં સઘળી પ્રકૃતિનો સમૂહ તે નવ, થીણદ્ધિત્રિક રહિત છ, અને નિદ્રાદ્વિકહીન ચાર એમ ત્રણ બંધસ્થાનક થાય છે. તેમાં બે ભૂયસ્કાર, બે અલ્પતર અને ત્રણ અવસ્થિતબંધ ઘટે છે. તે સઘળા સુગમ હોવાથી તેનું વ્યાખ્યાન કર્યું નથી. ચાર અને છના બંધરૂપ બે અવક્તવ્ય બંધ ઘટે છે તે આગળ કહેશે.

મોહનીયકર્મના દશ બંધસ્થાનકો છે. તે આ પ્રમાણે-બાવીસ, એકવીસ, સત્તર, તેર, નવ, પાંચ, ચાર, ત્રણ, બે અને એક. તેમાં બાવીસનું બંધસ્થાન મિથ્યાદૃષ્ટિને, એકવીસનું સાસ્વાદનીને, સત્તરનું મિશ્ર અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિને, તેરનું દેશવિરતને, નવનું પ્રમત્ત, અપ્રમત્ત અને અપૂર્વકરણે, અને પાંચથી એક સુધીનાં પાંચે બંધસ્થાનકો અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે હોય છે.

અહિં ભૂયસ્કાર નવ છે અને તે ઉપશમશ્રેણિથી પડતા સંજ્વલન લોભરૂપ એક પ્રકૃતિના બંધથી આરંભી અનુક્રમે જાણવા.

જેમ ઉપરના ગુણસ્થાનકેથી પડતાં ભૂયસ્કાર થાય છે તેમ પહેલે ગુણસ્થાનકેથી ઉપરના ગુણસ્થાનકે ચડતાં અલ્પ અલ્પ બંધ કરતા અલ્પતર થાય છે. પરંતુ તે આઠ જ થાય છે, કારણ કે બાવીસના બંધસ્થાનકેથી કોઇ પણ જીવ એકવીસના બંધસ્થાનકે જતો નથી, તેમજ એકવીશના બંધમાંથી સત્તરના બંધે જતો નથી. કેમકે બાવીસનો બંધ મિથ્યાદૃષ્ટિને હોય છે, એકવીસનો બંધ સાસ્વાદને હોય છે, અને સત્તરનો બંધ મિશ્રે અથવા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે હોય છે. મિથ્યાદૃષ્ટિ સાસ્વાદને જતો નથી, તેમજ સાસ્વાદન ગુણસ્થાનકેથી મિશ્ર કે સમ્યક્ત્વને પ્રાપ્ત કરતો નથી, પરંતુ સાસ્વાદનેથી અવશ્ય મિથ્યાત્વેજ જાય છે માટે બાવીસના બંધથી એકવીશના બંધે અથવા એકવીશના બંધથી સત્તરના બંધે જતો નહિ હોવાથી અલ્પતર આઠજ થાય છે.

અવસ્થિતબંધ સર્વત્ર બંધસ્થાનની સમાનજ હોવાથી દશ છે. તેમાં બાવીસનું બંધસ્થાન અભવ્યને અનાદિ અનંત, જે ભવ્યો હજી સુધી મિથ્યાત્વેથી આગળ વધ્યા

નથી પરંતુ હવે વધવાના છે તે આશ્રયી અનાદિસાંત, અને ઉપરના ગુણસ્થાનકેથી પડી મિથ્યાત્વને પ્રાપ્ત થયેલા જીવો આશ્રયી સાદિસાંત છે. અને શેષ બંધસ્થાનકોનો કાળ તે તે બંધસ્થાનક જે ગુણસ્થાનકે હોય તે તે ગુણસ્થાનકનો જેટલો કાળ હોય તેટલો છે.

તથા એક અને સત્તરપ્રકૃતિના બંધરૂપ બે અવક્તવ્યબંધ છે. તે ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી પડતાં જે રીતે સંભવે છે તે રીતે આગળ ઉપર વિચારશે.

નામકર્મના આઠ બંધસ્થાનકો છે. તે આ–ત્રેવીસ, પચીસ, છવ્વીસ, અઠ્ઠાવીસ, ઓગણત્રીસ, ત્રીસ, એકત્રીસ, અને એક. આ બંધસ્થાનકો નાના જીવો આશ્રયી અનેક પ્રકારે છે એટલે તેને સંક્ષેપમાં કહેવું બની શકે તેમ નથી. એટલે સૂત્રકાર પોતેજ આગળ સપ્તતિકાસંગ્રહમાં વિસ્તારથી કહેશે માટે ત્યાંથી તેમનું સ્વરૂપ જાણી લેવું.

આ આઠ બંધસ્થાનકમાં ભૂયસ્કાર છ છે–ત્રેવીસના બંધસ્થાનકેથી પચીસના તેમ પચીસના બંધસ્થાનેથી છવ્વીસના, એમ એકત્રીસના બંધસ્થાનક પર્યંત જવાનો સંભવ હોવાથી છ થાય છે.

અલ્પતર સાત છે. તે આ–આહારદ્વિક અને તીર્થંકરનામકર્મ સહિત દેવ પ્રાયોગ્ય એકત્રીસ પ્રકૃતિ બાંધી કાળધર્મ પામી દેવમાં જઈ તીર્થંકરનામ સહિત મનુષ્યગતિ પ્રાયોગ્ય ત્રીસ બાંધતાં પહેલો અલ્પતર, દેવમાંથી ચ્યવી મનુષ્યગતિમાં આવી તીર્થંકરનામ સહિત દેવગતિ પ્રાયોગ્ય ઓગણત્રીસ બાંધતાં બીજો અલ્પતર, તથા ક્ષપકશ્રેણિ કે ઉપશમશ્રેણિ ઉપર ચઢતાં અઠ્ઠાવીસ આદિ ચાર બંધસ્થાનેથી એક બાંધતાં ત્રીજો અલ્પતર, તથા મનુષ્ય કે તિર્યંચગતિ પ્રાયોગ્ય ઓગણત્રીસ બાંધી દેવ કે નરકગતિ યોગ્ય અઠ્ઠાવીસ બાંધતાં ચોથો અલ્પતર. અઠ્ઠાવીસના બંધેથી એકેન્દ્રિય પ્રાયોગ્ય છવ્વીસના બંધે જતાં પાંચમો અલ્પતર, તથા છવ્વીસના બંધેથી અનુક્રમે પચીસ અને ત્રેવીસના બંધે જતાં છઠ્ઠો અને સાતમો અલ્પતર. આ પ્રમાણે અલ્પતર બંધ સાત છે.

[1]અવસ્થિતબંધ બંધસ્થાનની જેટલા આઠ છે. તથા અવક્તવ્યબંધ ત્રણ છે તે આગળ ઉપર કહેશે. ૧૫

હવે પૂર્વની ગાથામાં કહેલ ભૂયસ્કાર અને અલ્પતરની સંખ્યા આ ગાથામાં બતાવે છે—

---

૧ નામકર્મના દરેક બંધસ્થાનકોનો કાળ પ્રાય: અંતર્મુહૂર્ત છે. પ્રાયઃ કહેવાનું કારણ યુગલીયા ત્રણ પલ્યોપમ પર્યંત દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ બાંધે છે, તેમજ અનુત્તરવાસી દેવો મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશ કે ત્રીશનો બંધ તેત્રીસ સાગરોપમ પર્યંત કરે છે. સાતમી નરકના મિથ્યાત્વી નારકીઓ તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશ કે ઉદ્યોત સહિત ત્રીશનો તેત્રીસ સાગરોપમ પર્યન્ત બંધ કરે છે એ છે. બાકીના બંધસ્થાનકોનો કાળ અંતર્મુહૂર્ત છે.

भूओगारा दो नव छ यप्पतरा दु अट्ठ सत्त कमा ।
मिच्छाओ सासणत्तं न एकतीसेक्कगुरु जम्हा ॥१६॥

भूयस्कारा द्वौ नव षट् चाल्पतरा द्वावष्टौ सप्त क्रमात् ।
मिथ्यात्वात् सासादनत्वं न एकत्रिंशत एको गुरुर्यस्मात् ॥१६॥

અર્થ— દર્શનાવરણ, મોહનીય અને નામકર્મના ભૂયસ્કાર અનુક્રમે બે નવ અને છ છે. અલ્પતર બે, આઠ અને સાત છે. મિથ્યાત્વેથી સાસાદને જતા નહિ હોવાથી મોહનીયના આઠજ અલ્પતર છે. અને એકત્રીસના બંધથી એકનો બંધ ગુરુ નથી માટે નામકર્મના છજ ભૂયસ્કાર થાય છે.

ટીકાનુ૦–દર્શનાવરણીય, મોહનીય અને નામકર્મના અનુક્રમે બે, નવ અને આઠ ભૂયસ્કાર છે, તથા બે આઠ અને સાત અલ્પતર છે. તાત્પર્ય એ કે દર્શનાવરણીયકર્મના બે ભૂયસ્કાર, અને બે અલ્પતર છે. મોહનીયકર્મના નવ ભૂયસ્કાર અને આઠ અલ્પ-તર છે, તથા નામકર્મના છ ભૂયસ્કાર, અને સાત અલ્પતર છે.

અહિં એમ શંકા થાય કે–મોહનીયકર્મના દશ બંધસ્થાનકમાં ભૂયસ્કાર જેમ નવ થાય છે તેમ અલ્પતર નવ કેમ ન થાય ? તેમજ નામકર્મના આઠ બંધસ્થાનકમાં જેમ સાત અલ્પતર થાય છે તેમ ભૂયસ્કાર સાત કેમ ન થાય ?

તેના ઉત્તરમાં જણાવે છે કે–કોઈપણ જીવ મિથ્યાત્વ ગુણઠાણેથી સાસ્વાદને જતો નથી તેથી એકવીશના બંધરૂપ અલ્પતર ઘટતો નથી માટે મોહનીયના અલ્પતર આઠજ થાય છે. તથા નામકર્મના એકત્રીશના બંધથી ઉતરી આઠમા ગુણસ્થાનકના સાતમા ભાગે જે એક પ્રકૃતિનો બંધ થાય છે તે એકત્રીશની અપેક્ષાએ મ્હોટો નથી માટે નામકર્મના ભૂયસ્કાર છજ થાય છે.

વળી એમ કહેવામાં આવે કે ઉપશમશ્રેણિથી પડતા યશઃકીર્તિરૂપ એક પ્રકૃતિ બાંધી આઠમાના છઠ્ઠા ભાગે આત્મા એકત્રીસના બંધે પણ જાય છે. અને તે એક-ત્રીસનો બંધ એક પ્રકૃતિની અપેક્ષાએ ભૂયસ્કાર છે માટે સાત ભૂયસ્કાર થાય છે અને તે યુક્તજ છે. 'અન્ય શાસ્ત્રોમાં પણ સાત ભૂયસ્કારો કહ્યા છે. શતકચૂર્ણિમાં કહ્યું છે કે- એકના બંધથી પણ એકત્રીસના બંધે જાય છે માટે ભૂયસ્કાર સાત છે.'

તેના ઉત્તરમાં કહે છે કે–તે અયોગ્ય છે. કારણ કે અઠ્ઠાવીશ આદિ બંધની અપે-ક્ષાએ એકત્રીસના બંધરૂપ ભૂયસ્કાર પહેલાંજ ગ્રહણ કર્યો છે. એકના બંધથી એકત્રી-સના બંધે જાય કે અઠ્ઠાવીસઆદિ પ્રકૃતિના બંધથી એકત્રીસના બંધે જાય એ બંનેમાં એકત્રીસના બંધરૂપ ભૂયસ્કારનું તો એકજ સ્વરૂપ છે. અવધિના ભેદે કંઇ ભિન્ન ભૂય-સ્કારની વિવક્ષા થતી નથી. જો અવધિના ભેદે ભિન્ન ભિન્ન ભૂયસ્કારની વિવક્ષા કરવામાં

આવે તો ઉક્ત સંખ્યાથી પણ ઘણા ભૂયસ્કાર થાય. તે આ પ્રમાણે-કોઇ વખતે અઠ્ઠાવીસના બંધથી એકત્રીસના બંધે જાય, એ રીતે કોઇ વખત ઓગણત્રીસના બંધથી, કોઇ વખત ત્રીસના બંધથી, તેમજ કોઇ વખત એક પ્રકૃતિના બંધથી એકત્રીસના બંધે જાય. તથા કોઇ વખત તેવીસના બંધથી અઠ્ઠાવીસના બંધે જાય એ રીતે કોઇ વખત પચ્ચીસ આદિના બંધથી અઠ્ઠાવીસના બંધે જાય આ પ્રમાણે અવધિના ભેદે ભિન્ન ભૂયસ્કારની વિવક્ષા કરવામાં આવે તો સાતથી પણ ઘણા વધારે ભૂયસ્કાર થાય. એ વસ્તુ તો ઇષ્ટ નથી તેથી અવધિના ભેદે ભૂયસ્કારનો ભેદ નથી, માટે છ જ ભૂયસ્કાર થાય છે.

તથા અવસ્થિતબંધ જેટલા બંધસ્થાનકો છે તેટલાજ છે એ પહેલાંજ કહ્યું છે. આ પ્રમાણે ભૂયસ્કારાદિની સંખ્યા કહી. ૧૬

હવે અવક્તવ્ય બંધ કહે છે—

**चउ छ बिइए नामंमि एग गुणतीस तीस अव्वत्ता।**
**इग सत्तरस य मोहे एक्केक्को तइयवज्जाणं ॥१७॥**

चत्वारः षड् द्वितीये नाम्नि एक एकोनत्रिंशत् त्रिंशदवक्तव्याः।
एकः सप्तदश च मोहे एकैकस्तृतीयवर्जानाम् ॥१७॥

અર્થ—બીજા દર્શનાવરણીય કર્મમાં ચાર અને છ એ બે અવક્તવ્ય બંધ છે. નામકર્મમાં એક, ઓગણત્રીસ અને ત્રીસના બંધરૂપ ત્રણ અવક્તવ્ય બંધ છે અને મોહનીયકર્મમાં એક અને સત્તરના બંધરૂપ બે અવક્તવ્ય બંધ છે. તથા વેદનીયકર્મ સિવાય શેષ કર્મમાં એક એકજ અવક્તવ્ય બંધ છે.

ટીકાનુ૦—બીજા દર્શનાવરણીયકર્મમાં ચાર પ્રકૃતિના બંધરૂપ અને છ પ્રકૃતિના બંધરૂપ બે અવક્તવ્ય બંધ છે. તે આ પ્રમાણે-જ્યારે સઘળી કર્મપ્રકૃતિઓનો બંધ વિચ્છેદ થયા પછી ફરી બંધ થાય ત્યારે પહેલા સમયે અવક્તવ્યબંધનો સંભવ છે એ પહેલાં કહ્યું છે.

દર્શનાવરણીયકર્મની સઘળી પ્રકૃતિઓનો બંધવિચ્છેદ ઉપશાંતમોહાદિ ગુણસ્થાનકોમાં સંભવે છે, અન્યત્ર સંભવતો નથી. ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી બે પ્રકારે પ્રતિપાત થાય છે. ૧ અદ્ધાક્ષયે, ૨ ભવક્ષયે. તેમાં અદ્ધાક્ષયે એટલે ઉપશાંતમોહ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ થાય અને પડે તે. અને ભવક્ષયે એટલે મરણ થાય અને પડે તે.

જે જીવ ઉપશાંતમોહ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ કરી પડે તે જે ક્રમે ચડયો હતો તેજ ક્રમે પડે છે. એટલે કે અગીઆરમાંથી દશમા, નવમા, આઠમા આદિ ગુણસ્થાનકોને સ્પર્શ કરતો કરતો પડે છે.

જે જીવ અગીઆરમે ગુણસ્થાનકે મરણ પામે છે તે દેવાયુના પહેલા જ સમયે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ દેવ થાય છે. એટલે કે મનુષ્યાયુના ચરમસમય પર્યંત અગીઆરમું ગુણસ્થાનક હોય છે અને દેવાયુના પહેલાજ સમયે ચોથું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. વચલા ગુણસ્થાનકની સ્પર્શના થતી નથી.

તેમાં જ્યારે ઉપશાંતમોહ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ કરી પડતો દશમા ગુણસ્થાનકમાં પ્રવેશ કરે ત્યારે પહેલેજ સમયે દર્શનાવરણીયની ચાર પ્રકૃતિ બાંધે તે ચાર પ્રકૃતિના બંધરૂપ પહેલો અવક્તવ્ય.

જ્યારે ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી ભવક્ષયે પડતા અનુત્તરદેવમાં જાય ત્યારે પહેલે જ સમયે ચોથા ગુણસ્થાનકે દર્શનાવરણીયકર્મની છ પ્રકૃતિ બાંધતાં છના બંધરૂપ બીજો અવક્તવ્યબંધ થાય છે.

આ પ્રમાણે દર્શનાવરણીય કર્મમાં બે અવક્તવ્ય બંધ થાય છે.

નામકર્મમાં એક, ઓગણત્રીસ અને ત્રીશના બંધરૂપ ત્રણ અવક્તવ્ય બંધ છે. તે આ પ્રમાણે—

જ્યારે ઉપશાંતમોહ ગુણસ્થાનકનો કાળ પૂર્ણ કરી પડી દશમા ગુણસ્થાનકે પ્રવેશ કરે ત્યારે પહેલે જ સમયે એક યશઃકીર્તિ બાંધતા એક પ્રકૃતિના બંધરૂપ પહેલો અવક્તવ્ય.

તથા જ્યારે ભવક્ષયે પડી દેવપણે ઉત્પન્ન થાય ત્યારે ત્યાં પહેલે જ સમયે મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતાં ઓગણત્રીશ પ્રકૃતિના બંધરૂપ બીજો અવક્તવ્ય.

તથા કોઇ જીવ તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ કરી ઉપશમશ્રેણિ પર આરૂઢ થઈ અગીઆરમે ગુણસ્થાનકે મરણ પામી દેવપણે ઉત્પન્ન થાય ત્યાં પહેલેજ સમયે તીર્થંકરનામકર્મ સહિત મનુષ્યગતિ પ્રાયોગ્ય ત્રીસ પ્રકૃતિ બાંધતાં ત્રીસ પ્રકૃતિના બંધરૂપ ત્રીજો અવક્તવ્ય બંધ થાય છે.

તથા મોહનીયકર્મમાં એક અને સત્તર પ્રકૃતિના બંધરૂપ બે અવક્તવ્ય બંધ છે. તે આ પ્રમાણે—

ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી તેનો કાળ પૂર્ણ કરી ક્રમશઃ પડતાં પડતાં બાદરસંપરાય ગુણસ્થાનકે સંજ્વલન લોભરૂપ એક પ્રકૃતિ બાંધતાં એકના બંધરૂપ પહેલો અવક્તવ્ય.

ભવક્ષયે પડી દેવપણું પ્રાપ્ત કરે ત્યારે પહેલે જ સમયે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ થાય ત્યાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ નિમિત્તક સત્તર પ્રકૃતિ બાંધતાં સત્તરના બંધરૂપ બીજો અવક્તવ્યબંધ.

આ રીતે મોહનીયકર્મમાં બે અવક્તવ્ય બંધ થાય છે.

તથા ત્રીજા વેદનીયકર્મ વિના શેષ જ્ઞાનાવરણીય, અંતરાય, આયુ અને ગોત્રરૂપ ચાર કર્મમાં એક એક અવક્તવ્ય બંધ છે.

તેમાં જ્ઞાનાવરણીય અને અંતરાયકર્મમાં ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી અદ્ધાક્ષયે કે ભવક્ષયે પડી પાંચ પાંચ પ્રકૃતિ બાંધતા પહેલે જ સમયે પાંચ પાંચ પ્રકૃતિના બંધરૂપ એક એક અવક્તવ્ય બંધ થાય છે.

તથા ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી બંને પ્રકારે પડતા ઉચ્ચગોત્ર બાંધતા પહેલેજ સમયે ઉચ્ચગોત્રના બંધરૂપ ગોત્રકર્મમાં એક અવક્તવ્ય બંધ થાય છે.

તથા આયુના બંધના આરંભમાં ચાર આયુમાંની કોઇપણ એક એક પ્રકૃતિ બાંધતાં પહેલેજ સમયે તે તે એક એક આયુના બંધરૂપ અવક્તવ્યબંધ થાય છે.

વેદનીયકર્મમાં અવક્તવ્યબંધ સર્વથા ઘટતો નથી. કારણ કે વેદનીયકર્મનો બંધવિચ્છેદ થયા પછી ફરી બંધ થતો નથી. વેદનીયકર્મનો બંધવિચ્છેદ અયોગિ અવસ્થામાં થાય છે. ત્યાંથી પ્રતિપાત થતો નથી કે જેથી ફરીવાર બંધના આરંભનો સંભવ હોય. આ પ્રમાણે સર્વથા બંધનો વિચ્છેદ થયા પછી બંધનો આરંભ થતો નહિ હોવાથી વેદનીયમાં અવક્તવ્યબંધ સંભવતો નથી. માટે તેનું વર્જન કર્યું છે.

તથા દર્શનાવરણીય, મોહનીય અને નામકર્મ વિના શેષ કર્મમાં એક એક બંધસ્થાનક હોવાથી ભૂયસ્કાર અને અલ્પતર બંધ ઘટતા નથી.

ઉપર કહ્યા પ્રમાણે જે સમયે નવો બંધ થાય તે સમયે અવક્તવ્ય અને શેષકાળ તેનો જ્યાં સુધી બંધ રહે ત્યાં સુધી અવસ્થિતબંધ ઘટે છે, અને વેદનીય કર્મમાં તો માત્ર અવસ્થિતબંધ જ ઘટે છે.

તેમાં જ્ઞાનાવરણીય, અંતરાય અને ગોત્રકર્મનો મૂળકર્મઆશ્રયી અવસ્થિત બંધ અભવ્ય આશ્રયી અનાદિ અનંત અને ભવ્ય આશ્રયી અનાદિ સાંત અને સાદિ સાંત છે.

વેદનીયકર્મનો પણ મૂળકર્મ આશ્રયી અવસ્થિતબંધ અભવ્ય આશ્રયી અનાદિ અનંત અને ભવ્ય આશ્રયી અનાદિ સાંત છે.

આયુકર્મનો અવસ્થિત બંધ માત્ર અંતર્મુહૂર્ત જ છે.

આ પ્રમાણે જ્ઞાનાવરણાદિ પ્રત્યેક કર્મોના બંધસ્થાનકોમાં ભૂયસ્કારાદિ કહ્યા. ૧૭

હવે સામાન્યતઃ સઘળી ઉત્તર પ્રકૃતિઓમાંના બંધસ્થાનકોમાં ભૂયસ્કારાદિ કહેવા ઇચ્છતાં પહેલાં તેઓના બંધસ્થાનકોનું પ્રતિપાદન કરે છે—

**इगसयरेगुत्तर जा दुवीस छव्वीस तह तिपन्नाई ।**
**जा चोवत्तरि बावट्ठिरहियबंधाओ गुणंतोसं ॥१८॥**

एका सप्तदश एकोत्तराणि यावत् द्वाविंशतिः षड्विंशतिः तथा त्रिपञ्चाशदादीनि । यावत् चतुःसप्ततिः द्वाषष्टिरहितबन्धस्थानानि एकोनत्रिंशत् ॥१८॥

અર્થ—એક, સત્તર, તેનાથી એક એક અધિક કરતાં બાવીશ સુધીના પાંચ તથા છવ્વીશ, અને ત્રેપનથી એક એક અધિક કરતાં અને બાસઠમું બંધસ્થાનક રહિત કરતાં ચુમ્મોત્તેર સુધીના એકવીશ, આ પ્રમાણે સઘળી ઉત્તર પ્રકૃતિઓના સામાન્યથી ઓગણુત્રીશ બંધસ્થાનકો થાય છે.

ટીકાનુ૦—સામાન્યતઃ સઘળી ઉત્તર પ્રકૃતિઓના ઓગણુત્રીશ બંધસ્થાનકો થાય છે. તે આ—

એક, સત્તર, સત્તરથી એક એક અધિક કરતાં બાવીસ સુધીના પાંચ. તે આ પ્રમાણે—અઢાર, ઓગણીશ, વીશ, એકવીશ, અને બાવીશ. તથા છવ્વીસ, તથા ત્રેપનથી આરંભી એક એક અધિક કરતાં વચમાં બાસઠમા બંધસ્થાન વિનાના ચુમોત્તેર સુધીના એકવીશ બંધસ્થાનકો. તે આ-ત્રેપન, ચોપન, પંચાવન, છપ્પન, સત્તાવન, અઠ્ઠાવન, ઓગણુસાઠ, સાઠ, એકસઠ, ત્રેસઠ, ચોસઠ, પાંસઠ, છાસઠ, સડસઠ, અડસઠ, ઓગણોતેર, સિત્તેર, એકોતેર, બહોંતેર, તહોંતેર, ચુમોત્તેર. ૧-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૬-૫૩-૫૪-૫૫-૫૬-૫૭-૫૮-૫૯-૬૦-૬૧-૬૩-૬૪-૬૫-૬૬-૬૭-૬૮-૬૯-૭૦-૭૧-૭૨-૭૩-૭૪.

આ ઓગણુત્રીશ બંધસ્થાનકોમાં ભૂયસ્કાર અઠ્ઠાવીશ થાય છે. તે આ પ્રમાણે—

એક પ્રકૃતિનું બંધસ્થાન ઉપશાંતમોહાદિ ગુણુસ્થાનકે હોય છે. જ્યારે ઉપશાંત મોહ ગુણુસ્થાનકેથી પડી સૂક્ષ્મ સંપરાય ગુણુસ્થાનકે આવે ત્યારે ત્યાં જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, દર્શનાવરણીય ચાર, યશઃકીર્તિ, અને ઉચ્ચગોત્ર એ સોળ પ્રકૃતિ અધિક બાંધતાં સત્તર કર્મપ્રકૃતિના બંધરૂપ પહેલો ભૂયસ્કાર. ત્યાંથી પડી અનિવૃત્તિ બાદર સંપરાય ગુણુસ્થાનકે પ્રવેશ કરતા શરૂઆતમાં સંજ્વલન લોભ અધિક બાંધતા અઢાર પ્રકૃતિના બંધરૂપ બીજો ભૂયસ્કાર. ત્યારપછી માયાનો પણ બંધ કરતાં ઓગણીશ પ્રકૃતિના બંધરૂપ ત્રીજો ભૂયસ્કાર. ત્યારપછી તેજ ગુણુસ્થાનકે માનનો અધિક બંધ કરતા વીશ પ્રકૃતિના બંધરૂપ ચોથો ભૂયસ્કાર. ત્યારપછી ત્યાંજ ક્રોધ અધિક બાંધતા એકવીશ પ્રકૃતિના બંધરૂપ પાંચમો ભૂયસ્કાર. ત્યાંથી પડતા તેજ ગુણુસ્થાનકે પુરુષવેદ અધિક બાંધતા બાવીશ પ્રકૃતિના બંધરૂપ છઠ્ઠો ભૂયસ્કાર. ત્યારપછી અનુક્રમે અપૂર્વકરણુ ગુણુસ્થાનકે પ્રવેશ કરતા ભય, જુગુપ્સા, હાસ્ય અને રતિ એ ચાર પ્રકૃતિ અધિક બાંધતા છવ્વીશ પ્રકૃતિના બંધરૂપ સાતમો ભૂયસ્કાર.

ત્યાંથી નીચે ઉતરતાં એજ ગુણુસ્થાનકે નામકર્મની દેવગતિ પ્રાયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિ બાંધતાં પરંતુ પૂર્વોક્ત છવ્વીશ પ્રકૃતિમાં યશઃકીર્તિ આવેલી હોવાથી તે એક

સિવાય સત્તાવીશ પ્રકૃતિ વધારતાં ત્રેપન પ્રકૃતિના બંધરૂપ આઠમો ભૂયસ્કાર. તીર્થંકર-નામકર્મ સહિત દેવગતિ પ્રાયોગ્ય ઓગણત્રીશ બાંધતા ચોપન પ્રકૃતિના બંધરૂપ નવમો ભૂયસ્કાર. આહારકદ્વિક સહિત દેવગતિ પ્રાયોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધતાં પંચાવન પ્રકૃતિના બંધરૂપ દશમો ભૂયસ્કાર. આહારકદ્વિક અને તીર્થંકરનામ સહિત એકત્રીશ બાંધતા છપ્પન પ્રકૃતિના બંધરૂપ અગીઆરમો ભૂયસ્કાર.

ત્યાર પછી નીચે ઉતરતા એજ ગુણસ્થાનકે નામકર્મની ત્રીશ પ્રકૃતિ સાથે નિદ્રા-દ્વિક બાંધતા સત્તાવન પ્રકૃતિના બંધરૂપ બારમો ભૂયસ્કાર. અને નામકર્મની એકત્રીશ પ્રકૃતિ સાથે નિદ્રાદ્વિક બાંધતાં અઠ્ઠાવન પ્રકૃતિના બંધરૂપ તેરમો ભૂયસ્કાર. ત્યારપછી અપ્રમત્ત ગુણસ્થાનકને પ્રાપ્ત થયેલા દેવાયુ સાથે તે અઠ્ઠાવન પ્રકૃતિ બાંધતાં ઓગણ-સાઠ પ્રકૃતિના બંધરૂપ ચૌદમો ભૂયસ્કાર. આ ઓગણસાઠ પ્રકૃતિઓ આ પ્રમાણે છે—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય એક, મોહનીય નવ, આયુ એક, ગોત્ર એક, અંતરાય પાંચ અને નામકર્મની એકત્રીસ.

ત્યાંથી દેશવિરતિ ગુણસ્થાનકે આવી નામકર્મની અઠ્ઠાવીસ બાંધતા અને પ્રત્યા-ખ્યાનાવરણ ચતુષ્ક અધિક બાંધતાં સાઠ પ્રકૃતિના બંધરૂપ પંદરમો ભૂયસ્કાર. તીર્થંકર સહિત નામકર્મની ઓગણત્રીસ બાંધતા એકસઠ પ્રકૃતિના બંધરૂપ સોળમો ભૂયસ્કાર. તે એકસઠ પ્રકૃતિ આ પ્રમાણે છે—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય એક, મોહનીય તેર, આયુ એક, ગોત્ર એક, અંતરાય પાંચ, અને નામકર્મની ઓગણત્રીશ.

ત્યાંથી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે આવી નામકર્મની અઠ્ઠાવીશ બાંધતા આયુનો બંધ નહિ કરતા અને અપ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક અધિક બાંધતા ત્રેસઠ પ્રકૃતિના બંધ-રૂપ સત્તરમો ભૂયસ્કાર. ત્રેસઠ પ્રકૃતિ આ પ્રમાણે—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય એક, મોહનીય સત્તર, ગોત્ર એક, અંતરાય પાંચ, અને નામકર્મની અઠ્ઠાવીસ.

અહિં પૂર્વોક્ત એકસઠમાંથી આયુ અને તીર્થંકરનામ એ બે ઓછી કરી અપ્રત્યા-ખ્યાન ચતુષ્ક વધારતાં ત્રેસઠ પ્રકૃતિ થાય છે. બીજી કોઇપણ રીતે પ્રકૃતિ ઓછી વત્તી થતી નહિ હોવાથી બાસઠ પ્રકૃતિનું બંધસ્થાનક સર્વથા સંભવતું નથી માટે બાસઠના બંધરૂપ ભૂયસ્કાર પણ સંભવતો નથી.

તેજ અવિરતિ સમ્યગ્દૃષ્ટિને નામકર્મની ઓગણત્રીશ બાંધતા ચોસઠ પ્રકૃતિના બંધરૂપ અઢારમો ભૂયસ્કાર. તથા દેવગતિમાં મનુષ્યગતિ પ્રાયોગ્ય નામકર્મની ત્રીશ બાંધતા તેજ અવિરતિ સમ્યગ્દૃષ્ટિને પાંસઠ પ્રકૃતિના બંધરૂપ ઓગણીશમો ભૂયસ્કાર. તેજ જીવને આયુ અધિક બાંધતા છાસઠ પ્રકૃતિના બંધરૂપ વીશમો ભૂયસ્કાર. છાસઠ પ્રકૃતિઓ આ પ્રમાણે છે—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય છ, વેદનીય એક, મોહ-નીય સત્તર, આયુ એક, ગોત્ર એક, અંતરાય પાંચ, અને નામકર્મની ત્રીશ.

ત્યાંથી પડી મિથ્યાત્વે ગયેલાને નામકર્મની ત્રેવીસ બાંધતા આયુનો પણ બંધ-

કરતા અને મિથ્યાત્વમોહનીય, અનંતાનુબંધિ ચતુષ્ક અને સ્ત્યાનર્દ્ધિત્રિક અધિક બાંધતા સડસઠ પ્રકૃતિના બંધરૂપ એકવીશમો ભૂયસ્કાર. તથા એજ મિથ્યાદષ્ટિને નામકર્મની પચીસ પ્રકૃતિ બાંધતા અને આયુનો બંધ નહિ કરતા અડસઠ પ્રકૃતિના બંધરૂપ બાવીસમો ભૂયસ્કાર. તથા તેજ પચીસના બંધકને આયુ અધિક બાંધતા ઓગણોતેર પ્રકૃતિના બંધરૂપ ત્રેવીસમો ભૂયસ્કાર. તથા મિથ્યાદષ્ટિને નામકર્મની છવ્વીસ પ્રકૃતિ બાંધતા સીત્તેર પ્રકૃતિના બંધરૂપ ચોવીસમો ભૂયસ્કાર. તથા નામકર્મની અઠાવીસ બાંધતા અને આયુનો બંધ નહિ કરતા એકોતેર પ્રકૃતિના બંધરૂપ પચ્ચીસમો ભૂયસ્કાર. તેને જ આયુનો બંધ કરતા બહોંતેર પ્રકૃતિના બંધરૂપ છવ્વીસમો ભૂયસ્કાર. તથા નામકર્મની ઓગણત્રીસ પ્રકૃતિ બાંધતા તહોંતેર પ્રકૃતિના બંધરૂપ સત્તાવીસમો ભૂયસ્કાર. તથા તે જ મિથ્યાદષ્ટિને નામકર્મની તિર્યંચગતિ પ્રાયોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધતા ચુમ્મોતેર પ્રકૃતિના-બંધરૂપ અઠ્ઠાવીસમો ભૂયસ્કાર.

તે ચુમ્મોતેર પ્રકૃતિ આ પ્રમાણે-જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, વેદનીય એક, મોહનીય બાવીસ, આયુ એક, ગોત્ર એક, અંતરાય પાંચ, અને નામકર્મની ત્રીસ. વધારેમાં વધારે એક સમયે એક જીવને ચુમ્મોતેર પ્રકૃતિ બંધાય છે.

અહિં કેટલાક ભૂયસ્કાર અન્ય અન્ય બંધસ્થાનકની અપેક્ષાએ ઘણીવાર થાય છે પરંતુ તેઓને એકવાર ગ્રહણ કરેલા હોવાથી અને અવધિના ભેદે ભૂયસ્કારના ભેદની વિવક્ષા થતી નહિ હોવાથી તેઓને અહિં ગણવામાં આવ્યા નથી. માત્ર એક ભૂયસ્કાર. અનેક પ્રકારે પણ થાય છે એટલું લક્ષ્ય રાખવું. તેથી ભૂયસ્કાર તો અઠ્ઠાવીશજ થાય છે.

તથા જે ક્રમે પ્રકૃતિઓ વધારી ભૂયસ્કાર કહ્યા તે ક્રમે પશ્ચાનુપૂર્વિએ પ્રકૃતિઓ ઓછી કરતા અલ્પતર પણ [1]અઠ્ઠાવીશજ થાય છે. અને તે પોતાની મેળેજ વિચારી લેવા.

---

૧ ઓગણત્રીશ બંધસ્થાનકોમા અઠ્ઠાવીસ અલ્પતર થાય છે તે આ પ્રમાણે-ઉત્કૃષ્ટ જ્ઞા-૫, દ-૯, વે-૧, મો-૨૨, આ-૧, ના-૩૦, ગો-૧ અને અં-૫ એ ચુમ્મોત્તેર પ્રકૃતિ બાંધી તેમાંથી આયુ કે ઉદ્યોત ઓછી બાંધતાં તહોતેર અને બંને ઓછી બાંધતા બહોતેર એમ બે અલ્પતર થાય તથા નામ-કર્મની અઠ્ઠાવીસ અને શેષ ૭ કર્મની તેતાલીસ કુલ એકોતેર બાંધતા ત્રીજો અલ્પતર, તથા એકેન્દ્રિય યોગ્ય છવ્વીસ, આયુ અને શેષ ૭ કર્મની તેતાલીસ એમ સિત્તેર બાંધતા ચોથો અલ્પતર. આયુ રહિત ઓગણોતેર બાંધતા પાંચમો અલ્પતર. તથા એકેન્દ્રિયાદિ યોગ્ય પચીસ અને શેષ ૭ કર્મની તેતાલીસ એમ સડસઠ બાંધતાં છઠ્ઠો અલ્પતર. તથા આયુ સાથે સાત કર્મની ચુમ્માલીસ અને એકેન્દ્રિયયોગ્ય ત્રેવીસ એમ સડસઠ બાંધતા સાતમો અલ્પતર. અને આયુ વિના છાસઠ બાંધતા આઠમો અલ્પતર. તે છાસઠ પ્રકૃતિઓ આ પ્રમાણે-જ્ઞા-૫, દ-૯, વે-૧, મો-૨૨, ના-૨૩, ગો-૧, અને અં-૫.

તથા ચોથે ગુણઠાણે જ્ઞા-૫, દ-૬, વે-૧, મો-૧૭, આ-૧, ગો-૧, અં-૫, અને નામકર્મની દેવગતિ યોગ્ય તીર્થંકર નામકર્મ સહિત ૨૯ એમ પાંસઠ બાંધતા નવમો અલ્પતર. તેમાંથી જિનનામ અને આયુ બેમાંથી એક એક ઓછી બાંધતા ચોસઠ અને બંને ઓછી બાંધતા ત્રેસઠના બંધરૂપ દશમો અને અગીઆરમો અલ્પતર.

'સર્વત્ર બંધસ્થાનની સમાન અવસ્થિત બંધ છે' એ વચનને અનુસરી અવસ્થિત ઓગણત્રીસ છે.

અવક્તવ્યબંધ અહિં સર્વથા ઘટતો નથી. કારણ કે સઘળી ઉત્તરપ્રકૃતિઓનો અબંધક થઈને ફરીવાર બંધક થતોજ નથી. સઘળી ઉત્તરપ્રકૃતિઓનો અબંધક અયોગિગુણસ્થાનકે થાય છે ત્યાંથી પ્રતિપાત થતો નથી માટે અવક્તવ્ય બંધ ઘટતો નથી.

આ પ્રમાણે જ્ઞાનાવરણાદિ કર્મની ઉત્તરપ્રકૃતિઓના અને સામાન્યથી સઘળી ઉત્તરપ્રકૃતિઓના બંધસ્થાનકોમાં ભૂયસ્કારાદિ કહ્યા.

હવે ઉદયસ્થાનકોમાં કહેવાનો અવસર છે. તેમાં પહેલા એક એક જ્ઞાનાવરણાદિ ઉત્તરપ્રકૃતિઓના ઉદયસ્થાનકોમાં વિચારે છે. તે આ પ્રમાણે–જ્ઞાનાવરણીય, વેદનીય, આયુ, ગોત્ર, અને અંતરાય એ પાંચે કર્મોમાં એક એક ઉદયસ્થાન છે તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીય અને અંતરાય એ બંને કર્મની પાંચે ઉત્તરપ્રકૃતિઓનો પ્રતિસમય ઉદય હોવાથી એ પાંચ પાંચ પ્રકૃતિના સમૂહરૂપ ઉદયસ્થાન છે.

વેદનીય, આયુ અને ગોત્રકર્મનું તેઓની એક એક પ્રકૃતિજ ઉદયપ્રાપ્ત હોવાથી એક એક પ્રકૃતિરૂપ ઉદયસ્થાન છે. કારણ કે તેઓની ઉત્તરપ્રકૃતિઓ પરસ્પર પરાવર્ત્તમાન હોવાથી એક સાથે બે ત્રણ ઉદયમાં આવતી નથી પરંતુ એક વખતે કોઈપણ એકનો જ ઉદય થાય છે.

---

તથા પાચમે ગુણઠાણે જ્ઞા–૫ દ–૬ વે–૧ મો–૧૩ આ–૧ ગો–૧ અં–૫ અને નામકર્મની ૨૯ એમ એકસઠ બાધતા બારમો અલ્પતર, તથા જિનનામ અને આયુમાંથી એક એક ઓછી કરતા સાઠ અને બને ઓછી કરતા ઓગણસાઠના બંધરૂપ તેરમો અને ચૌદમો અલ્પતર થાય.

સાતમે ગુણઠાણે જ્ઞા–૫, દ–૬ વે–૧ મો–૯ ગો–૧ અં–૫ અને નામકર્મની જિનનામ અને આહારકદ્વિક સાથે ૩૧ એમ અઠ્ઠાવન બાંધતા પંદરમો અલ્પતર, જિનનામના બધ વિના સત્તાવન બાંધતા સોળમો અલ્પતર. જિનનામ બાંધતા અને આહારકદ્વિક નહિં બાંધતા છપ્પનના બંધે સત્તરમો અલ્પતર. અને ત્રણે વિના પંચાવન બાંધતા અઢારમો અલ્પતર.

તથા આઠમે ગુણઠાણે જ્ઞા–૫, નિદ્રાદ્વિક વિના દ–૪, વે–૧, મો–૯, ગો–૧, અં–૫ અને નામકર્મની જિનનામ સાથે દેવગતિ યોગ્ય ૨૯ એમ ચોપન બાંધતા ઓગણીસમો અલ્પતર. જિનનામ વિના ત્રેપન બાંધતા વીશમો અલ્પતર. તથા આઠમા ગુણસ્થાનકના સાતમા ભાગે જ્ઞા–૫, દ–૪, વે–૧, મો–૯, ગો–૧, અં–૫, અને નામકર્મની યશઃકીર્તિ એક એમ છવ્વીસ બાંધતા એકવીસમો અલ્પતર.

તથા નવમે ગુણઠાણે જ્ઞા–૫, દ–૪, વે–૧, મો–૫, નામ–૧, ગો–૧, અને અં–૫, એમ બાવીસ બાંધતા બાવીસમો અલ્પતર, પુરુષવેદ વિના એકવીશ બાંધતા ત્રેવીસમો અલ્પતર. સંજ્વલન ક્રોધ વિના વીશ બાંધતા ચોવીસમો અલ્પતર. માનવિના ઓગણીસ બાંધતા પચીસમો અલ્પતર. માયા વિના અઢાર બાંધતા છવ્વીસમો અલ્પતર. અને લોભ વિના દશમે ગુણઠાણે સતર બાધતા સત્તાવીસમો અલ્પતર. અને અગીઆરમે ગુણઠાણે એક સાત વેદનીય બાંધતાં અઠ્ઠાવીસમો અલ્પતર. આ પ્રમાણે અઠ્ઠાવીશ અલ્પતર થાય છે.

દર્શનાવરણીયના બે ઉદયસ્થાન છે. તે આ-ચાર અને પાંચ, તેમાં ચાર હોય તો ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ દર્શનાવરણીય એ ચાર હોય છે. અને પાંચ હોય તો પાંચ નિદ્રામાંથી કોઇપણ એક નિદ્રાસહિત કરતા પાંચનો ઉદય હોય છે. ચક્ષુદર્શનાદિ ચાર ધ્રુવોદયિ હોવાથી તે ચારેનો એક સાથે ઉદય હોય છે. પરંતુ નિદ્રાઓ અધ્રુવોદયિ અને પરસ્પર વિરૂદ્ધ હોવાથી કોઇ વખતે નિદ્રાનો ઉદય નથી પણ હોતો અને જ્યારે હોય ત્યારે પાંચમાંથી કોઇપણ એકનો ઉદય હોય છે. માટે યથોક્ત બે જ ઉદયસ્થાનકો સંભવે છે.

અહિં ચારથી પાંચના ઉદયે જતા એક ભૂયસ્કાર થાય છે. પાંચથી ચારના ઉદયે જતા એક અલ્પતર થાય છે. અવસ્થિતોદય બે છે, કેમકે બંને ઉદયસ્થાનકો અમુક કાળપર્યંત ઉદયમાં વર્ત્તે છે. અવક્તવ્યોદય સર્વથા ઘટતો નથી. કારણ કે દર્શનાવરણીયકર્મની સર્વ પ્રકૃતિનો ઉદયવિચ્છેદ ક્ષીણમોહ ગુણઠાણે થાય છે, ત્યાંથી પડવાનો અભાવ હોવાથી ફરી તેની કોઇપણ પ્રકૃતિનો ઉદય થતો નથી.

તથા મોહનીયકર્મનાં નવ ઉદયસ્થાનકો છે. તે આ પ્રમાણે—એક, બે, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ અને દશ. ૧-૨-૪-૫-૬-૭-૮-૯-૧૦. આ સઘળા ઉદયસ્થાનકોને વિસ્તારથી સપ્તતિકા સંગ્રહમાં આચાર્યમહારાજ પોતેજ કહેશે માટે તેનો અહિં વિચાર કર્યો નથી.

એકના ઉદયસ્થાનેથી બે આદિના ઉદયસ્થાને ક્રમશઃ જતા આઠ ભૂયસ્કાર થાય છે, તથા દશના ઉદયસ્થાનેથી નવ આદિના ઉદયસ્થાનકે ક્રમશઃ જતા આઠ અલ્પતર થાય છે. અવસ્થિત નવે નવ છે. દરેક ઉદયસ્થાનક અમુક કાળપર્યંત ઉદયમાં હોઈ શકે છે.

અવક્તવ્યોદય પાંચ છે. તે આ-એક, છ, સાત, આઠ અને નવ.

તેમાં જ્યારે ઉપશાંતમોહ ગુણસ્થાનકથી અદ્ધાક્ષયે પડે ત્યારે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે પ્રવેશ કરતા પહેલા સંજ્વલન લોભ ઉદયમાં આવે છે. તેથી તેને પહેલે સમયે સંજ્વલન લોભરૂપ એક પ્રકૃત્યાત્મક અવક્તવ્યોદય થાય છે.

જ્યારે ઉપશાંતમોહ ગુણસ્થાનકથી ભવક્ષયે પડે ત્યારે પહેલેજ સમયે અવિરતિ સમ્યગ્દષ્ટિ દેવ થાય છે. તે જો ક્ષાયિક સમ્યગ્દષ્ટિ હોય અને તેને ભય જુગુપ્સા ઉદયમાં ન હોય તો પહેલે સમયે અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન ક્રોધાદિમાંથી કોઈ પણ ક્રોધાદિ ત્રણ, પુરૂષવેદ અને હાસ્યરતિ [1]યુગલ એ છ પ્રકૃતિઓ ઉદયમાં આવે છે. આ પ્રમાણે છ પ્રકૃતિના ઉદયરૂપ બીજો અવક્તવ્યોદય થાય છે.

---

૧ દેવગતિમાં ભવના પ્રથમ આરંભી અંતર્મુહૂર્ત પર્યંત અવશ્ય હાસ્ય-રતિનો જ ઉદય હોય છે એટલે હાસ્ય રતિ એ બે પ્રકૃતિ જ ગ્રહણ કરી છે.

જો તે ક્ષાયિકસમ્યગ્દષ્ટિ ન હોય તો [1]પહેલેજ સમયે સમ્યક્ત્વમોહનીય વેદે છે તેથી સમ્યક્ત્વમોહનીય સહિત સાત પ્રકૃતિના ઉદયરૂપ ત્રીજો અવક્તવ્યોદય થાય છે.

અથવા જો ક્ષાયિકસમ્યગ્દષ્ટિ હોય અને ભય કે જુગુપ્સા એ બેમાંથી કોઈપણ એકને અનુભવે તો પણ સાત પ્રકૃતિના ઉદયરૂપ ત્રીજો અવક્તવ્ય થાય છે.

જ્યારે ક્ષાયોપશમ સમ્યક્ત્વી ભય કે જુગુપ્સા એ બેમાંથી કોઇપણ એકને અનુભવે ત્યારે અથવા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ ભય અને જુગુપ્સા એ બંનેને અનુભવે ત્યારે આઠ પ્રકૃતિના ઉદયરૂપ ચોથો અવક્તવ્યોદય થાય છે.

તથા ક્ષાયોપશમિક સમ્યક્ત્વી ભય અને જુગુપ્સા એ બંનેને એક સાથે અનુભવતો હોય ત્યારે નવ પ્રકૃતિના ઉદયરૂપ પાંચમો અવક્તવ્યોદય થાય. આ પ્રમાણે મોહનીયકર્મના અવક્તવ્યોદય કહ્યા.

હવે નામકર્મના ઉદયસ્થાનકો કહે છે. તે બાર છે. તે આ પ્રમાણે—વીશ, એકવીશ. ચોવીસ, પચીસ, છવ્વીસ, સત્તાવીસ, અઠ્ઠાવીસ, ઓગણત્રીસ, ત્રીસ, એકત્રીસ, નવ અને આઠ. ૨૦–૨૧–૨૪–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧–૯–૮. આ દરેક ઉદય સ્થાનકોને સપ્તતિકા સંગ્રહમાં આચાર્ય મહારાજ પોતે જ વિસ્તારપૂર્વક કહેશે માટે અહિં તેઓનું વિવરણ કર્યું નથી, કદાચ અહિં કહેવામાં આવે તો પુનરુક્તિ થવાથી ગ્રંથગૌરવરૂપ દોષનો પ્રસંગ પ્રાપ્ત થાય.

અહિં એકવીસના ઉદયસ્થાનેકથી આરંભી યથાયોગ્ય રીતે સંસારમાં કે સમુદ્‌ઘાતમાં ચોવીસ આદિ ઉદયસ્થાનકે જાય છે માટે આઠ ભૂયસ્કાર થાય છે.

જો કે ઉદયસ્થાનક બાર છે છતાં વીશના ઉદયસ્થાનેથી એકવીસના તેમ જ આઠના ઉદયસ્થાનેથી નવના ઉદયસ્થાને અને નવના ઉદયસ્થાનેથી વીશના ઉદયસ્થાને કોઇ જીવો જતા નહિ હોવાથી આઠ જ ભૂયસ્કાર થાય છે. વીશ અને આઠનું ઉદયસ્થાન સામાન્ય કેવળીને હોય છે, એકવીસ અને નવનું ઉદયસ્થાન તીર્થંકર કેવળીને હોય છે. સામાન્ય કેવળિના ઉદયસ્થાનેથી તીર્થંકરના ઉદયસ્થાને અથવા તીર્થંકરના ઉદયસ્થાનેથી સામાન્ય કેવળીના ઉદયસ્થાને કોઇપણ જીવો જતા નહિ હોવાથી તેના ભૂયસ્કાર થતા નથી.

તથા અલ્પતરોદય નવ છે. કઇ રીતે નવ થાય છે? તે કહે છે—અહિં કોઇપણ

---

૧ અગીઆરમે ગુણસ્થાનકેથી જેઓ ભવક્ષયે પડે છે તેઓ અનુત્તરવિમાનમાં ઉત્પન્ન થાય છે અને ભવના પ્રથમ સમયે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, પૂર્વભવનું ઉપશમશ્રેણિનું ઉપશમસમ્યક્ત્વ અહિં લાવતા નથી એમ એક આચાર્ય મહારાજ માને છે તેથી ઉપર લખ્યું છે કે જો ક્ષાયિક સમ્યગ્દષ્ટિ ન હોય તો પહેલે જ સમયે સમ્યક્ત્વ મોહનીયકર્મ વેદે છે. એવો પણ એક મત છે કે ઉપશમશ્રેણિનું ઉપશમસમ્યક્ત્વ લઈ અનુત્તરવિમાનમાં ઉત્પન્ન થાય છે: તેમને મતે ઉદયસ્થાનકો અને અવક્તવ્ય ઉદય ક્ષાયિક સમ્યક્ત્વીની જેમ ઘટે છે.

આત્મા [1]નવના ઉદયથી આઠના ઉદયે, તેમ જ એકવીસના ઉદયથી વીશના ઉદયે જતો નથી. કારણ કે નવનું અને એકવીસનું ઉદયસ્થાન તીર્થંકરને હોય છે. તેઓ કંઇ સામાન્ય કેવળીના ઉદયસ્થાનકે જતા નથી, માટે એ બે અલ્પતર ઘટતા નથી. તથા કોઇ પચીસના ઉદયથી ચોવીસના ઉદયે જતા નથી. કારણ કે સંસારી આત્માઓ અપર્યાપ્તાવસ્થામાં ચોવીસના ઉદયથી પચીસના ઉદયસ્થાનમાં પ્રવેશ કરે છે પરંતુ પચીસના ઉદયસ્થાનથી ચોવીસના ઉદયે જતા નથી. માટે અલ્પતરોદય નવ જ થાય છે.

તે અલ્પતરોદયો તીર્થંકર અને સામાન્ય કેવળીઓને સમુદ્ઘાત અને અયોગિપણું પ્રાપ્ત થતાં કઇ રીતે થાય છે. તેનો વિચાર કરે છે.

તેમાં સ્વભાવસ્થ સામાન્ય કેવળીને મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદર નામ, અપર્યાપ્તનામ, સૌભાગ્યનામ, યશઃકીર્તિ, આદેય, અગુરુલઘુ, નિર્માણ, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, વજ્રઋષભનારાચ સંઘયણ, ઉપઘાત, પ્રત્યેક, ઔદારિકદ્વિક, છ સંસ્થાનમાંથી કોઇપણ એક સંસ્થાન, પરાઘાત, ઉચ્છ્વાસ, અન્યતર વિહાયોગતિ. સુસ્વર દુઃસ્વરમાંથી એક, એ ત્રીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે અને તીર્થંકરોને તીર્થંકરનામકર્મ સાથે એકત્રીસનો ઉદય હોય છે.

હવે જ્યારે તેઓ સમુદ્ઘાતમાં પ્રવૃત્ત થાય છે ત્યારે સમુદ્ઘાત કરતા સામાન્ય કેવળિને બીજે સમયે ઔદારિકમિશ્રયોગે વર્ત્તતા પરાઘાત, ઉચ્છ્વાસ, અન્યતરવિહાયોગતિ અને સુસ્વર દુઃસ્વરમાંથી એક એમ ચાર પ્રકૃતિઓના ઉદયનો રોધ થતા છવ્વીસનો ઉદય થાય છે. અને તીર્થંકરને પરાઘાત ઉચ્છ્વાસ પ્રશસ્તવિહાયોગતિ અને સુસ્વરનો રોધ થતા સત્તાવીસનો ઉદય થાય છે. આ પ્રમાણે ત્રીસ અને એકત્રીસના ઉદયથી છવ્વીસ અને સત્તાવીસના ઉદયે જતા છવ્વીસના અને સત્તાવીસના ઉદયરૂપ બે અલ્પતર થાય છે.

તથા સમુદ્ઘાતમાં પ્રવિષ્ટ અતીર્થંકર કેવળિને ત્રીજે સમયે કાર્મણકાયયોગે વર્ત્તતા ઉદય પ્રાપ્ત સંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, ઔદારિકદ્વિક, ઉપઘાત, અને પ્રત્યેક એ છ પ્રકૃતિનો રોધ થતા વીશનો ઉદય થાય છે. અને તીર્થંકર કેવળિને તે સમયે ઉક્ત છ પ્રકૃતિઓના ઉદયનો રોધ થતા એકવીશનો ઉદય થાય છે. આ પ્રમાણે છવ્વીસ અને સત્તાવીસના ઉદયથી વીશ અને એકવીસના ઉદયે જતા વીસ અને એક-

---

[1] અહિં કોઇપણ આત્મા નવના ઉદયથી આઠના ઉદયે તેમજ એકવીશના ઉદયથી વીશના ઉદયે જતો નથી, કારણ કે નવનું અને એકવીશનું ઉદયસ્થાન તીર્થંકરને હોય છે, તેઓ કંઇ સામાન્ય કેવળીને ઉદયસ્થાનકે જતા નથી માટે એ બે અલ્પતર ઘટતા નથી–એમ ટીકામાં જણાવ્યું છે પણ કઇ પ્રકૃતિ સ્વરૂપ અલ્પતર ઘટતા નથી તે સ્પષ્ટ લખ્યું નથી છતાં આઠ પ્રકૃતિરૂપ અને વીશ પ્રકૃતિરૂપ બે અલ્પતર ઘટતા નથી એવો ભાવ સમજાય છે. પરંતુ આ જ ગાથાની ટીકામાં આગળ આ બન્ને અલ્પતરો ઘટાવ્યા છે તેથી આ પંક્તિઓ લખવાનો ભાવ શું છે? તે બહુશ્રુતો જાણે.

વીસના ઉદયરૂપ બે અલ્પતર થાય છે. આ રીતે સમુદ્‌ઘાતમાં ચાર અલ્પતર થાય છે. તથા અયોગિપણાને પ્રાપ્ત કરતા તીર્થંકરકેવળિને યોગના રોધ કાળે પૂર્વોક્ત એકત્રીસ પ્રકૃતિમાંથી સ્વરનો ઉદય રોકાય ત્યારે ત્રીશનો ઉદય થાય છે, અને ત્યારપછી ઉચ્છ્‌વાસનો ઉદય રોકાય ત્યારે ઓગણત્રીસનો ઉદય થાય છે. તથા સામાન્ય કેવળિને પૂર્વોક્ત ત્રીસ પ્રકૃતિમાંથી સ્વરના ઉદયનો રોધ થાય ત્યારે ઓગણત્રીસ અને ઉચ્છ્‌વાસના ઉદયનો રોધ થાય ત્યારે અઠ્ઠાવીસનો ઉદય થાય છે. આ રીતે તીર્થંકરને આશ્રયી ત્રીશ અને ઓગણત્રીસના ઉદયરૂપ બે અલ્પતર અને સામાન્ય કેવળિને આશ્રયી ઓગણત્રીસ અને અઠ્ઠાવીસના ઉદયરૂપ બે અલ્પતર એમ ચાર અલ્પતર થાય છે.

અહિં ઓગણત્રીસનો અલ્પતર બન્નેમાં આવે છે પરંતુ અવધિના ભેદે ભિન્ન અલ્પતરની વિવક્ષા થતી નહિ હોવાથી તેને એક ગણી ત્રણ જ અલ્પતર થાય છે.

તથા અઠ્ઠાવીસના ઉદયવાળા અતીર્થંકર કેવળિને અયોગિપણાની પ્રાપ્તિના પ્રથમ સમયે પરાઘાત, વિહાયોગતિ, પ્રત્યેક, ઉપઘાત, અન્યતમ ઉદયપ્રાપ્ત સંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, ઔદારિકદ્વિક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ, તૈજસ. કાર્મણ, વર્ણાદિચતુષ્ક, અને નિર્માણ, એ વીશ પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થતા આઠનો ઉદય થાય છે, અને ઓગણત્રીશ પ્રકૃતિના ઉદયવાળા તીર્થંકરકેવળિને ઉક્ત વીશ પ્રકૃતિઓનો ઉદય વિચ્છેદ થાય ત્યારે નવનો ઉદય થાય છે, આ પ્રમાણે અઠ્ઠાવીસ અને ઓગણત્રીસના ઉદયથી આઠ અને નવના ઉદયે જતા આઠ અને નવના બે અલ્પતર થાય છે.

આ રીતે તીર્થંકર અતીર્થંકર કેવળી આશ્રયી સમુદ્‌ઘાત અને અયોગિપણું પ્રાપ્ત કરતાં થતા નવ અલ્પતરો વિચાર્યા.

તથા સંસારી જીવોને એકત્રીસ આદિ ઉદયસ્થાનેથી આરંભી એકવીશ સુધીના કેટલાએક અલ્પતર ઉદયસ્થાનોમાં સંક્રમણ થાય છે, જેમકે ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થયા પછી ૨૪ કે ૨૬ માંથી કોઈપણ ઉદયસ્થાને વર્ત્તતા મરણ પામી એકવીશના ઉદયે જાય એટલે એકવીશનો અલ્પતર થાય, તથા ઉદ્યોત સહિત ત્રીશના ઉદયે વર્ત્તતા ઉત્તરવૈક્રિયશરીરી દેવો વૈક્રિય શરીર વિખરાઇ જાય ત્યારે ઓગણત્રીશના ઉદયે જાય ત્યારે ઓગણત્રીશનો અલ્પતર થાય.

આ પ્રમાણે સંસારી જીવોને કેટલાએક અલ્પતરોનો સંભવ છે પરંતુ જે સંખ્યાવાળા અલ્પતરો તેઓને થાય છે તે અલ્પતરો પૂર્વોક્ત અલ્પતરોમાં આવી જાય છે. માત્ર એક અલ્પતર અનેક પ્રકારે થાય છે એટલું જ. પરંતુ અવધિના ભેદે અલ્પતરોનો ભેદ ગણાતો નહિ હોવાથી [1] નવથી અધિક એક પણ અલ્પતર થતો નથી.

[1] અહિં એકત્રીશ પ્રકૃતિના ઉદયથી અધિક નામકર્મની પ્રકૃતિઓનું ઉદયસ્થાન ન હોવાથી એકત્રીશ પ્રકૃતિના ઉદયરૂપ અલ્પતર થતો નથી તેથી એકત્રીશ તેમજ પચીશ તથા ચોવિશના ઉદય વિના નવ ઉદયસ્થાનના નવ અલ્પતર ગણાવ્યા અને કેવળીની અપેક્ષાએ તે બરાબર છે પરંતુ લબ્ધિ-

અવસ્થિત ઉદય સર્વત્ર સ્થાન તુલ્ય છે' આવું મૂળ ટીકાકાર—સ્વોપજ્ઞ ટીકાકારનું વચન હોવાથી જેટલા ઉદયસ્થાનકો છે તેટલા અવસ્થિતોદયો પણ છે.

અવક્તવ્યોદયનો સર્વથા અસંભવ છે કારણ કે નામકર્મની સઘળી ઉત્તરપ્રકૃતિઓનો ઉદય વિચ્છેદ થયા પછી ફરી ઉદય થતો જ નથી. સઘળી ઉત્તરપ્રકૃતિઓનો ઉદય વિચ્છેદ અયોગિ ગુણસ્થાનકના ચરમસમયે થાય છે ત્યાંથી પ્રતિપાત થતો નથી કે ફરી ઉદયનો સંભવ થાય માટે અવક્તવ્યોદય ઘટતો નથી.

આ પ્રમાણે જ્ઞાનાવરણાદિ દરેક ઉત્તરપ્રકૃતિઓના ઉદયસ્થાનોમાં ભૂયસ્કારાદિ કહ્યા. ૧૮

હવે સામાન્યતઃ સઘળી પ્રકૃતિઓના ઉદયસ્થાનોમાં ભૂયસ્કારાદિ કહેવા ઇચ્છતા પહેલાં ઉદયસ્થાનકો કહે છે—

**एक्कार बार तिचउक्कवीस गुणतीसओ य चउतीसा ।**
**चउआला गुणसट्ठी उदयट्ठाणाइं छव्वीसं ॥ १९ ॥**

एकादश द्वादश त्रिचतुर्विंशतिरेकोनत्रिंशतः च चतुस्त्रिंशत् ।
चतुश्चत्वारिंशत एकोनषष्टिरुदयस्थानानि षड्विंशतिः ॥ १९ ॥

અર્થ—અગીઆર, બાર, ત્રણ અને ચાર અધિક વીશ, ઓગણત્રીશથી ચોત્રીસ, અને ચુમ્માલીસથી ઓગણસાઠ આ રીતે છવ્વીસ ઉદયસ્થાનકો છે.

ટીકાનુ૦—સામાન્યતઃ સઘળી ઉત્તરપ્રકૃતિઓનાં છવ્વીસ ઉદયસ્થાનકો[2] છે. તે આ પ્રમાણે-

અગીઆર, બાર, ત્રણ અને ચાર અધિક વીશ, એટલે ત્રેવીસ અને ચોવીશ તથા ઓગણત્રીશથી આરંભી ચોત્રીશ અને ચુમ્માલીસથી આરંભી ઓગણસાઠ. તે આ—ઓગણત્રીશ, ત્રીશ, એકત્રીશ, બત્રીશ, તેત્રીશ અને ચોત્રીશ તથા ચુમ્માલીસ, પીસ્તાલીસ, છેતાલીસ, સુડતાલીસ, અડતાલીસ, ઓગણપચાસ, પચાસ, એકાવન, બાવન,

---

સંપન્ન મનુષ્યો અથવા તિર્યંચો વૈક્રિયશરીર બનાવે ત્યારે ત્રીશના ઉદયસ્થાનથી પચીશના ઉદયસ્થાને અને લબ્ધિસંપન્ન છવ્વીશના ઉદયમાં વર્તતો વાયુકાય વૈક્રિયશરીર બનાવે ત્યારે છવ્વીશના ઉદય સ્થાનથી ચોવીશના ઉદયસ્થાને જાય છે. અથવા યથાસંભવ એકત્રીસથી છવ્વીશ સુધીના ઉદયસ્થાનથી પંચેન્દ્રિય તિર્યંચ વગેરે કાળ કરી ઋજુશ્રેણિદ્વારા દેવ-નરકમાં ઉત્પન્ન થાય ત્યારે પચીશના અને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય ત્યારે ચોવીશના ઉદયસ્થાને જાય છે તેથી પચીશ અને ચોવીશ પ્રકૃતિના ઉદય સ્વરૂપ બન્ને અલ્પતરો સંસારી જીવોમાં ઘટી શકે છે. તેથી કુલ નવને બદલે અગિયાર અલ્પતરોદય ઘટી શકે છતાં ટીકામાં આ બે અલ્પતરો કેમ બતાવ્યા નથી? એનું કારણ બહુશ્રુતો જાણે.

૨ ઉદયસ્થાનક એટલે એક સમયે એક જીવને જેટલી પ્રકૃતિઓ ઉદયમાં હોય તે.

ત્રેપન, ચોપન, પંચાવન, છપ્પન, સત્તાવન, અઠ્ઠાવન અને ઓગણસાઠ. ૧૧-૧૨-૨૩-૨૪-૨૯-૩૦-૩૧-૩૨-૩૩-૩૪-૪૪-૪૫-૪૬-૪૭-૪૮-૪૯-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭-૫૮-૫૯.

હવે ઉક્ત ઉદયસ્થાનકોનું વિવરણ કરે છે—

મનુષ્યગતિ, મનુષ્યાયુ, પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, સુભગ, આદેય, યશ:કીર્તિનામ, અન્યતર વેદનીય અને ઉચ્ચગોત્ર એ અગીઆર પ્રકૃતિઓનો ઉદય સામાન્ય કેવળી ભગવાનને અયોગિ અવસ્થામાં હોય છે અને એ જ અવસ્થામાં તીર્થંકર ભગવાનને તીર્થંકર નામકર્મ સહિત બારનો ઉદય હોય છે.

આ અતીર્થંકર તીર્થંકર કેવળીના બંને ઉદયસ્થાનકો અનુક્રમે અગુરુલઘુ, નિર્માણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક એ બાર ધ્રુવોદયિ પ્રકૃતિ સાથે ત્રેવીસ અને ચોવીસ થાય છે. એ બંને ઉદયસ્થાનકો અનુક્રમે સમુદ્દ્ઘાત અવસ્થામાં કાર્મણ કાયયોગે વર્તતા સામાન્ય કેવળી અને તીર્થંકરને હોય છે.

આ ચાર ઉદયસ્થાનકોમાં એક પણ ભૂયસ્કાર ઘટતો નથી. કારણ કે કોઇપણ આત્મા અયોગિપણામાંથી સયોગિપણામાં જતો નથી તેમજ સામાન્ય કેવળી તીર્થંકરના ઉદયને પ્રાપ્ત કરતો નથી.

તે ત્રેવીસ અને ચોવીસના ઉદયસ્થાન સાથે પ્રત્યેક, ઉપઘાત, ઔદારિકદ્વિક, છ સંસ્થાનમાંથી કોઇપણ એક સંસ્થાન અને પ્રથમ સંઘયણ એ છ પ્રકૃતિઓ જોડતાં ઓગણત્રીશ અને ત્રીશ એ બે ઉદયસ્થાન થાય છે. આ બે ઉદયસ્થાનક અનુક્રમે ઔદારિકમિશ્રયોગે વર્તતા સામાન્યકેવળી તથા તીર્થંકર ભગવાનને હોય છે.

ઔદારિકકાયયોગે વર્તતા તથા સ્વભાવસ્થ તેઓને પરાઘાત, વિહાયોગતિ, ઉચ્છ્વાસ અને સ્વરના ઉદય સાથે અનુક્રમે તેત્રીસ અને ચોત્રીસનો ઉદય થાય છે.

યોગનો રોધ કરતાં જ્યારે સ્વરનો રોધ થાય એટલે કે સ્વરનો ઉદય બંધ પડે ત્યારે પૂર્વોક્ત તેત્રીસ અને ચોત્રીસમાંથી એ એક પ્રકૃતિ ઓછી થતા બત્રીસ અને તેત્રીશનો ઉદય થાય છે.

ત્યારપછી શ્વાસોચ્છ્વાસનો રોધ થતાં શ્વાસોચ્છ્વાસનો ઉદય રોકાય ત્યારે એકત્રીસ અને બત્રીસનો ઉદય થાય છે.

આ પ્રમાણે દશ ઉદયસ્થાનકો કેવળી મહારાજને હોય છે.

એ દશ ઉદયસ્થાનોમાં છ[1] ભૂયસ્કાર થાય છે અને તે સામાન્ય કેવળી અને

---

૧ અહિં ટીકામાં કેવળિ મહારાજના દશ ઉદયસ્થાનમાં ૨૯-૩૦-૩૧-૩૨-૩૩ અને ૩૪ રૂપ ભૂયસ્કાર કહ્યા છે, પરંતુ ચાર થાય છે તે આ પ્રમાણે—સમુદ્દ્ઘાત અવસ્થામાં કાર્મણ કાયયોગે વર્તતા

તીર્થંકરને આશ્રયી ઓગણત્રીશ અને ત્રીશ આદિ જાણવા. બીજા ત્રેવીસાદિ ભૂયસ્કાર સંભવતા નથી તેનું કારણ પહેલા કહ્યું છે.

તથા અલ્પતરોદય [2]નવ છે અને તે ચોત્રીસ વિના સઘળા સમજવા.

તથા વિગ્રહગતિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યક્ત્વી અવિરતિ સમ્યગ્દૃષ્ટિને ચુમ્માલીસનો ઉદય હોય છે. તે આ પ્રમાણે—જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, તથા નિદ્રાનો ઉદય ન હોય ત્યારે ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ એ દર્શનાવરણીય ચાર, અનંતાનુબંધિ વર્જિત અપ્રત્યાખ્યાનાવરણાદિ ક્રોધાદિ ત્રણ કષાય, ત્રણ વેદમાંથી એક વેદ અને બે યુગલમાંથી કોઈપણ એક યુગલ એ પ્રમાણે મોહનીયકર્મની છ, એમ ઘાતિકર્મની વીશ, તથા ચાર ગતિમાંથી કોઇ પણ એક ગતિ, ચાર આનુપૂર્વિમાંથી ગતિને અનુસરતી એક આનુપૂર્વિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ-દુર્ભગમાંથી એક, આદેય-અનાદેયમાંથી એક, યશઃકીર્તિ-અયશઃકીર્તિમાંથી એક, નિર્માણ, અગુરુલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, તૈજસ, કાર્મણ, વર્ણાદિક ચતુષ્ક એ રીતે નામકર્મની એકવીશ, ચાર આયુમાંથી એક આયુ, બે વેદનીયમાંથી એક વેદનીય, અને બે ગોત્રમાંથી એક ગોત્ર એ સઘળીનો સરવાળો કરતાં અઘાતિકર્મની ચોવીશ, સઘળી મળી ચુમ્માલીસ પ્રકૃતિઓ થાય.

ઓછામાં ઓછી એ ચુમ્માલીસ પ્રકૃતિઓનો ઉદય વિગ્રહગતિમાં વર્ત્તમાન ક્ષાયિક

---

સામાન્ય કેવળિ તથા તીર્થંકરને અનુક્રમે ત્રેત્રીસ અને ચોત્રીસનો ઉદય હોય છે તેમાં સાતમે સમયે ઔદારિક મિશ્રયોગે વર્ત્તતા તેઓને પ્રત્યેક આદિ છ પ્રકૃતિનો ઉદય વધે એટલે ઓગણત્રીસ અને ત્રીસનો ઉદય થાય છે. તથા તેઓને આઠમે સમયે ઔદારિક કાયયોગે વર્ત્તતા સ્વર વગેરે ચાર પ્રકૃતિનો ઉદય વધે એટલે તેત્રીસ અને ચોત્રીસનો ઉદય થાય છે. આ પ્રમાણે ઓગણત્રીશ, ત્રીશ, તેત્રીશ અને ચોત્રીશના ઉદયરૂપ ચાર ભૂયસ્કારોદય થાય છે, પરંતુ કોઇ રીતે એકત્રીશ અને બત્રીસના ઉદયરૂપ ભૂયસ્કાર ઘટતા નથી.

અલ્પતરોદય તો ઘટે છે. તેત્રીસ અને ચોત્રીસના ઉદયવાળા સ્વરનો રોધ કરે ત્યારે તેઓને બત્રીસ અને તેત્રીસનો ઉદય થાય અને ઉચ્છ્વાસનો રોધ થતાં એકત્રીસ અને બત્રીસનો ઉદય થાય, એટલે અહિં તેત્રીસ બત્રીસ અને એકત્રીસ એ ત્રણે અલ્પતરોદય થાય. આ રીતે એકત્રીસ અને બત્રીસ એ અલ્પતર થાય છે, પરંતુ ભૂયસ્કાર થતા નથી. પછી તો જ્ઞાનીમહારાજ જાણે.

૨ અલ્પતરોદય નવ આ પ્રમાણે—યોગના રોધ કાળે એકત્રીસ અને બત્રીસના ઉદયે વર્ત્તતા સામાન્ય કેવળિ અને તીર્થંકરો અયોગિપણાને પ્રાપ્ત કરે ત્યારે તેઓને અગીઆર અને બારનો ઉદય થાય છે. તથા જ્યારે સમુદ્ઘાત કરે ત્યારે તે બંનેને બીજે સમયે ઔદારિકમિશ્રયોગે વર્ત્તતા સ્વર આદિ પ્રકૃતિનો ઉદય ઓછો થાય ત્યારે ત્રીસ અને ઓગણત્રીશનો ઉદય થાય અને કાર્મણ કાર્મણ કાયયોગે વર્ત્તતા પ્રત્યેકાદિ છ પ્રકૃતિઓનો ઉદય ઓછો થાય ત્યારે ચોવીસ અને ત્રેવીસનો ઉદય થાય. અને યોગનો રોધ કરતાં પૂર્વે કહ્યા તે પ્રમાણે ત્રણ અલ્પતર થાય એટલે ૧૧-૧૨-૩૦-૨૯-૨૪-૨૩-૩૩-૩૨ અને ૩૧ એ નવ અલ્પતરોદય થાય છે.

સમ્યક્ત્વીને હોય છે. પાંત્રીસ આદિ કોઈ પણ ઉદયસ્થાનકો સંભવતાં નહિ હોવાથી ચુમ્માલીસથી શરૂઆત કરે છે.

તે ચુમ્માલીસમાં સમ્યક્ત્વમોહનીય, ભય અને જુગુપ્સામાંથી કોઇ પણ એક પ્રકૃતિ ઉમેરતાં પીસ્તાલીસનો ઉદય થાય. [1]સમ્યક્ત્વ મોહનીય અને ભય, અથવા સમ્યક્ત્વ-મોહનીય અને જુગુપ્સા, અથવા ભય અને જુગુપ્સા એમ બબ્બે પ્રકૃતિ ઉમેરતાં છેતાલીસનો ઉદય થાય તથા સમ્યક્ત્વમોહનીય ભય અને જુગુપ્સા એ ત્રણે ઉમેરતાં સુડતાલીસ પ્રકૃતિનો ઉદય થાય.

તથા ભવસ્થ ક્ષાયિક સમ્યક્ત્વી દેવ અથવા નારકીને પૂર્વે કહેલી ચુમ્માલીસ પ્રકૃતિમાંથી આનુપૂર્વિ દૂર કરતાં અને વૈક્રિયશરીર, વૈક્રિય અંગોપાગ, પ્રત્યેક, ઉપઘાત, અને સમચતુરસ્રસંસ્થાન એ પાંચ ઉમેરતાં અડતાલીસ પ્રકૃતિનો ઉદય થાય છે. તે અડતાલીસ પ્રકૃતિઓ આ પ્રમાણે—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, મોહનીયની પૂર્વે કહી તે છ, અને અંતરાય પાંચ, એમ ઘાતિકર્મની વીશ. તથા નામકર્મની વિગ્રહગતિમાં જે એકવીશ કહી છે તે વૈક્રિયદ્વિક આદિ યુક્ત કરતાં અને આનુપૂર્વિ કાઢતાં પચ્ચીસ, ગોત્ર એક, વેદનીયની એક, અને આયુ એક એમ અઘાતિકર્મની અઠ્ઠાવીસ, આ રીતે કુલ અડતાલીસ પ્રકૃતિનો ઓછામાં ઓછો ઉદય ભવસ્થ ક્ષાયિક સમ્યક્ત્વી દેવ કે નારકીને હોય છે.

અહિં નારકીઓને હુંડ સંસ્થાન આદિ અશુભ પ્રકૃતિઓનો જ ઉદય હોય એમ સમજવું.

તે અડતાલીસમાં ભય જુગુપ્સા અથવા સમ્યક્ત્વમોહનીય એ ત્રણમાંથી કોઇપણ એક ઉમેરતાં ઓગણપચાસનો ઉદય થાય, ભય–સમ્યક્ત્વમોહનીય, જુગુપ્સા–સમ્યક્ત્વ મોહનીય, અથવા ભય–જુગુપ્સા એમ કોઇપણ બબ્બે પ્રકૃતિ ઉમેરતાં પચાસનો ઉદય થાય, અને ભય–જુગુપ્સા અને સમ્યક્ત્વમોહનીય એ ત્રણે ઉમેરતાં એકાવનનો ઉદય થાય.

તથા પૂર્વે જે ચુમ્માલીસ કહી છે તેમાંથી આનુપૂર્વિ કહાડતાં અને ઔદારિક-દ્વિક,પ્રત્યેક, ઉપઘાત, સમચતુરસ્ર સંસ્થાન, અને વજ્રઋષભનારાચ સંઘયણ એ છ

---

૧ અહિં સમ્યક્ત્વમોહનીયનો ઉદય ક્ષાયોપશમ સમ્યક્ત્વીને જ હોય છે. એટલે જ્યાં જ્યાં સમ્યક્ત્વમોહનીયનો ઉદય લીધો હોય ત્યાં તે ઉદયસ્થાનવાળો ક્ષાયોપશમિક સમ્યક્ત્વી હોય છે તેમ સમજવું. તથા ભય-જુગુપ્સાનો ઉદય દરેકને હોય જ છે એમ નથી પરંતુ કોઇ વખતે બેમાંથી એકનો, કોઇ વખતે બંનેનો ઉદય હોય છે, અને કોઇ વખતે બેમાંથી એકનો પણ ઉદય હોતો નથી તેથી જ વારાફરતી ઉમેરવાના કહ્યા છે. દેવ, નારકીઓને અપર્યાપ્તાવસ્થામાં નિદ્રાનો ઉદય હોય તેમ લાગતું નથી. મનુષ્ય–તિર્યંચને સંભવે છે કેમકે તેના ઉદયમાં ગણેલ છે. ચુમ્માલીસનો ઉદય દેવ–નારક આશ્રયી લીધો હોય તેમ લાગે છે કારણ કે ચુમ્માલીસના ઉદયસ્થાનમાં નિદ્રા વધારીને ઉદયસ્થાન વધાર્યું નથી. પછી જ્ઞાની મહારાજ જાણે.

પ્રકૃતિઓ ઉમેરતાં ઓગણપચાસ પ્રકૃતિઓનો ઉદય ભવસ્થ ક્ષાયિક સમ્યકત્વી તિર્યંચ અથવા મનુષ્યોને હોય છે.

તેમાં સમ્યક્ત્વ મોહનીય, ભય અને જુગુપ્સા એ ત્રણમાંથી કોઈપણ એક એક ભય-સમ્યક્ત્વ મોહનીય અથવા જુગુપ્સા-સમ્યકત્વ મોહનીય કે ભય અને જુગુપ્સા એમ કોઈપણ બબ્બે અથવા સમ્યક્ત્વ મોહનીય, ભય અને જુગુપ્સા એમ ત્રણે ઉમેરતાં પચાસ એકાવન અને બાવનનો ઉદય થાય છે.

તથા નિદ્રાનો ઉદય ઉમેરતાં ત્રેપનનો ઉદય થાય.

અથવા પહેલાં દેવ અને નરકને યોગ્ય જે અડતાલીસ પ્રકૃતિઓ કહી તેમાં શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ દેવ અથવા નારકીને પરાઘાત અને અન્યતર વિહાયોગતિ ઉમેરતાં પચાસનો ઉદય થાય. તેમાં સમ્યકત્વમોહનીય, ભય અને જુગુપ્સા એ ત્રણમાંથી કોઈપણ એક ઉમેરતાં એકાવન, કોઈપણ બે ઉમેરતાં બાવન, અને ત્રણે ઉમેરતા ત્રેપનનો, ઉદય, થાય.

અથવા શરીરસ્થ ક્ષાયિક સમ્યગ્દષ્ટિ તિર્યંચ અને મનુષ્યને પૂર્વે જે ઓગણપચાસ કહી છે તેમાં શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત થયા પછી પરાઘાત અને પ્રશસ્તવિહાયોગતિ ઉમેરતાં એકાવનનો ઉદય થાય. ત્યારપછી તેમાં સમ્યકત્વમોહનીય, ભય, જુગુપ્સા, અને નિદ્રા એ ચારમાંથી કોઈપણ એક પ્રકૃતિ ઉમેરતાં બાવન, કોઈપણ બે ઉમેરતા ત્રેપન, કોઈપણ ત્રણ પ્રકૃતિ ઉમેરતાં ચોપન, અને ચારે ઉમેરતાં પંચાવનનો ઉદય થાય.

અથવા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ તિર્યંચ અને મનુષ્યને અનંતરોક્ત એકાવન પ્રકૃતિઓમાં પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તા થયા પછી શ્વાસોચ્છ્વાસનો ઉદય ઉમેરતાં બાવનનો ઉદય થાય. તેમાં સમ્યકત્વમોહનીય ભય જુગુપ્સા અને નિદ્રામાંથી કોઈપણ એક ઉમેરતાં ત્રેપન, કોઇપણ બે ઉમેરતાં ચોપન, ત્રણ ઉમેરતાં પંચાવન, અને ચારે ઉમેરતાં છપ્પનનો ઉદય થાય.

અથવા શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તા તિર્યંચ અને મનુષ્યને જે બાવન પ્રકૃતિઓ કહી તેમાં ભાષા પર્યાપ્તિએ પર્યાપ્તા થયા પછી સ્વરનો ઉદય ઉમેરતાં ત્રેપનનો ઉદય થાય. તેમાં સમ્યકત્વમોહનીય, ભય, જુગુપ્સા, અને નિદ્રા એ ચારમાંથી કોઇપણ એક ઉમેરતાં ચોપન, કોઇપણ બે ઉમેરતાં પંચાવન, ત્રણ ઉમેરતાં છપ્પન, અને ચારે ઉમેરતાં સત્તાવનનો ઉદય થાય. અને તિર્યંચ આશ્રયી ઉદ્યોતનામકર્મ ઉમેરતાં અઠ્ઠાવનનો ઉદય થાય. તે અઠ્ઠાવન પ્રકૃતિઓ આ પ્રમાણે-

જ્ઞાનાવરણીય પાંચ, ચક્ષુદર્શનાવરણીયાદિ ચાર અને એક નિદ્રા મળી પાંચ, મોહનીયની પ્રત્યાખ્યાનાવરણાદિ કોઈપણ ક્રોધાદિ ત્રણ કષાય, એક યુગલ, એક વેદ, સમ્યક્ત્વમોહનીય, ભય અને જુગુપ્સા મળી નવ. અંતરાય પાંચ, ગોત્ર એક, વેદનીય

એક, આયુ એક અને નામકર્મની વિગ્રહગતિ માંહેની આનુપૂર્વિ વિના વીશ તથા આહારિકદ્વિક, પ્રત્યેક, ઉપઘાત, એક સંઘયણ, એક સંસ્થાન, પરાઘાત, વિહાયોગતિ, ઉચ્છ્વાસ, સ્વર, અને ઉદ્યોત એ એકત્રીશ કુલ અઠ્ઠાવન પ્રકૃતિઓ થાય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિના આ સઘળા ઉદયસ્થાનો નિદ્રા, ભય, જુગુપ્સા અને ઉદ્યોત એ અધ્રુવોદયિ હોવાથી તેઓને ઓછી વત્તી કરતાં અલ્પતર અને ભૂયસ્કાર એમ બન્ને રૂપે સંભવે છે.

તથા મિથ્યાદૃષ્ટિને[1] છેતાલીસથી આરંભી ઓગણસાઠ સુધીના ઉદયસ્થાનકો હોય છે. તેઓને ભિન્ન ભિન્ન ગતિમાં રહેલા મિથ્યાદૃષ્ટિ જીવો આશ્રયી જેને સપ્તતિકા સંગ્રહમાં કહેશે તેના પૂર્વાપર ભાવનો વિચાર કરી નિદ્રા, ભય, જુગુપ્સા અને ઉદ્યોત એ પ્રકૃતિઓને ઓછી વત્તી કરી પોતાની મેળેજ સમજવા.

---

૧ મિથ્યાદૃષ્ટિના ઉદયસ્થાનકોનો સામાન્ય વિચાર આ પ્રમાણે-મિથ્યાદૃષ્ટિને વિગ્રહગતિમાં જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, વેદનીય એક. મોહનીય અનંતાનુબંધિ ક્રોધાદિમાથી ક્રોધાદિ ચાર, યુગલ એક, વેદ અને મિથ્યાત્વમોહનીય એ આઠ, આયુ એક, ગોત્ર એક, અંતરાય પાંચ, એમ સાતકર્મની પચીસ અને નામકર્મની એકવીસ કુલ છેતાલીસ પ્રકૃતિનો ક્રમમાં ક્રમ ઉદય હોય છે. તેમાં ભય અને જુગુપ્સા અને નિદ્રામાથી એક એક મેળવતાં સુડતાલીસનો અને બબ્બે મેળવતાં અડતાલીસનો અને ત્રણે મેળવતાં ઓગણપચાસનો ઉદય થાય છે. તથા ભવસ્થ એકેન્દ્રિયને પૂર્વોક્ત સાત કર્મની પચીસ અને નામકર્મની એકવીસ પ્રકૃતિમાંથી આનુપૂર્વિ કહાડતાં અને પ્રત્યેક, ઔદારિક શરીર, ઉપઘાત અને હુંડક સંસ્થાન એ ચાર મેળવતા ચોવીસ-કુલ ઓગણપચાસનો ઉદય થાય છે. તેમાં ભય, જુગુપ્સા અને નિદ્રા એ ત્રણમાંથી એક એક મેળવતા પચાસ, બબ્બે મેળવતા એકાવન અને ત્રણે મેળવતા બાવનનો ઉદય થાય છે. તથા પૂર્વોક્ત ઓગણપચાસમાં શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાતનો ઉદય વધે એટલે પચાસનો ઉદય થાય છે. તેમાં ભય જુગુપ્સા અને નિદ્રા એ ત્રણમાંથી એક એક મેળવતા એકાવન, બબ્બે મેળવતા બાવન અને ત્રણે મેળવતા ત્રેપનનો ઉદય થાય છે. તથા તે પચાસમા ઉચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તાને શ્વાસોચ્છ્વાસનો ઉદય વધે એટલે એકાવન પ્રકૃતિનો ઉદય થાય. તેમાં ભય, જુગુપ્સા અને નિદ્રામાંથી એક એક મેળવતા બાવન, બબ્બે મેળવતા ત્રેપન અને ત્રણે મેળવતા ચોપનનો ઉદય થાય તથા તે પૂર્વોક્ત એકાવનમા ઉદ્યોત અથવા આતપનો ઉદય વધે એટલે બાવનનો ઉદય થાય. તેમાં ભય, જુગુપ્સા અથવા નિદ્રામાથી એક એક મેળવતા ત્રેપન, બબ્બે મેળવતા ચોપન અને ત્રણે મેળવતા પંચાવનનો ઉદય થાય. તથા ભવસ્થ એકેન્દ્રિયને ઉદય યોગ્ય ચોવીસમા અંગોપાંગ અને સંઘયણ ઉમેરતાં ભવસ્થ બેઇન્દ્રિયાદિને નામકર્મની છવ્વીસ અને શેષ સાત કર્મની પચીસ કુલ એકાવન પ્રકૃતિઓનો ઉદય હોય છે. તેમાં ભય, જુગુપ્સા અને નિદ્રામાથી કોઇ પણ એક એક ઉમેરતાં બાવન, બબ્બે ઉમેરતા ત્રેપન અને ત્રણે ઉમેરતા ચોપનનો ઉદય થાય છે. તથા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા તેઓને પૂર્વોક્ત એકાવનમાં પરાઘાત અને વિહાયોગતિ ઉમેરતા ત્રેપનનો ઉદય થાય. તેમાં ભય, જુગુપ્સા અને નિદ્રામાંથી એક એક ઉમેરતા ચોપન, બબ્બે ઉમેરતા પંચાવન અને ત્રણે ઉમેરતા છપ્પનનો ઉદય થાય છે. તથા ઉચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તા તેઓને પૂર્વોક્ત ત્રેપનના ઉદયમાં શ્વાસોચ્છ્વાસ ઉમેરતાં ચોપનનો ઉદય થાય. તેમાં ભય, જુગુપ્સા અને નિદ્રામાથી એક એક ઉમેરતાં પંચાવન, બબ્બે ઉમેરતા છપ્પન, અને ત્રણે ઉમેરતા સત્તાવનનો ઉદય થાય છે. તથા ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને પૂર્વોક્ત ચોપનમાં સ્વરનો

પ્રશ્ન—મિથ્યાદષ્ટિને મોહનીયકર્મની સાત પ્રકૃતિનો ઉદય છતાં વિગ્રહગતિમાં નામકર્મની એકવીશ પ્રકૃતિના ઉદયે વર્ત્તમાન આત્માને પીસ્તાલીસ પ્રકૃતિનું ઉદયસ્થાનક કેમ ન સંભવે? છેતાલીસનું કેમ કહ્યું?

ઉત્તર—વસ્તુસ્વરૂપનું અજ્ઞાન હોવાથી ઉપરોક્ત શંકા અયોગ્ય છે. કારણ કે મિથ્યાદષ્ટિને સાતનો ઉદય અનંતાનુબંધિનો ઉદય ન હોય ત્યારે માત્ર એક આવલિકા સુધી હોય છે અને તે પર્યાપ્તાવસ્થામાં જ હોય છે. અને નામકર્મની એકવીશ પ્રકૃતિનો ઉદય તો વિગ્રહગતિમાં હોય છે. કોઇપણ મિથ્યાદષ્ટિ અનંતાનુબંધીના ઉદય વિના કાળ કરતો નથી એટલે વિગ્રહગતિમાં અનંતાનુબંધીના ઉદય વિનાનો કોઇપણ જીવ હોતો નથી. તેથી વિગ્રહગતિમાં આઠનો જ ઉદય હોય છે, અને તેને છેતાલીસ આદિ જ ઉદયસ્થાનકો હોય છે.

તથા તે મિથ્યાદષ્ટિને છેલ્લું ઓગણસાઠ પ્રકૃતિનું ઉદયસ્થાન મોહનીયની દશે પ્રકૃતિઓ ઉદયમાં હોય ત્યારે હોય છે. તે ઓગણસાઠ પ્રકૃતિઓ આ પ્રમાણે છે—અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણ, પ્રત્યાખ્યાનાવરણીય અને સંજ્વલન ક્રોધાદિમાંથી, કોઇપણ ક્રોધાદિ ચાર, ત્રણ વેદમાંથી એક વેદ, બે યુગલમાંથી એક યુગલ, ભય, જુગુપ્સા, અને મિથ્યાત્વ મોહનીય એ મોહનીયની દશ. તિર્યંચગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશઃકીર્ત્તિ અયશઃકીર્ત્તિમાંથી એક, વર્ણાદિ ચતુષ્ક, અગુરુલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, તૈજસ, કાર્મણ, નિર્માણ, ઔદારિકદ્વિક, કોઇપણ એક સંઘયણ, કોઇપણ એક સંસ્થાન, પ્રત્યેક, ઉપઘાત, પરાઘાત, કોઇપણ એક વિહાયોગતિ, બે સ્વરમાંથી એક સ્વર, ઉચ્છ્વાસ, અને ઉદ્યોત એમ નામકર્મની એકત્રીસ, જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, ચક્ષુદર્શનાવરણાદિ ચાર, પાંચ નિદ્રામાંથી કોઇપણ એક નિદ્રા, એક વેદનીય એક આયુ, અને એક ગોત્ર. આ આ રીતે વધારેમાં વધારે ઓગણસાઠ પ્રકૃતિનો ઉદય હોય છે.

---

ઉદય વધારતા પંચાવનનો ઉદય થાય. તેમાં ભય જુગુપ્સા અને નિદ્રામાંથી એક એક ઉમેરતા છપ્પન, બબ્બે ઉમેરતા સત્તાવન અને ત્રણે ઉમેરતા અઠ્ઠાવનનો ઉદય થાય. તથા પૂર્વોક્ત પંચાવન પ્રકૃતિઓ તિર્યંચો આશ્રયી ઉદ્યોતનો ઉદય વધારતાં છપ્પનનો ઉદય થાય. તેમાં ભય જુગુપ્સા અને નિદ્રામાંથી એક એક ઉમેરતા સત્તાવન, બબ્બે ઉમેરતા અઠ્ઠાવન અને ત્રણે ઉમેરતા ઓગણસાઠનો ઉદય થાય.

આ પ્રમાણે તિર્યંચોમાં એક સમયે એક જીવને વધારેમાં વધારે ઓગણસાઠ પ્રકૃતિઓનો ઉદય હોય છે. તેમાં જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય પાંચ, વેદનીય એક, મોહનીય દશ, આયુ એક, ગોત્ર એક, અંતરાય પાંચ અને નામકર્મની એકત્રીસ પ્રકૃતિઓ હોય છે. દેવાદિ ભિન્નભિન્ન જીવો આશ્રયી ઉદયસ્થાનકો ગણતા એક એક ઉદયસ્થાન અનેક પ્રકારે થાય તે તથા ક્રમશઃ વધારતા ભૂયસ્કાર અને ઓછી કરતાં અલ્પતર થાય તે સ્વયમેવ સમજવા. અહિં જે ભૂયસ્કાર અને અલ્પતરો થાય તેનો પૂર્વોક્ત સંખ્યામાં કંઇ ઉપયોગ નથી કારણ કે સંખ્યા વધશે નહિ. માત્ર એક ભૂયસ્કાર કે એક અલ્પતર અનેક રીતે થાય છે એટલું સમજાશે. અહિં ઉદયસ્થાનકોની દિશા માત્ર બતાવી છે તેથી ભિન્નભિન્ન જીવો આશ્રયી ઉદયસ્થાનકો સ્વયમેવ સમજી લેવા.

આ ઉદયસ્થાનકોની અંદર સાસ્વાદન, મિશ્ર અને દેશવિરતિ સંબંધી કેટલાક ઉદયસ્થાનકો ભિન્ન ભિન્ન રીતે પણ સંભવે છે તેઓને વક્ષ્યમાણ સપ્તતિકા સંગ્રહનો સમ્યક્‌રીતે વિચાર કરીને સ્વયમેવ કહેવા. અહિં તો ઉક્ત સંખ્યાવાળા ઉદયસ્થાનકોનો સંભવમાત્ર બતાવવો એજ પ્રયોજન છે તે સિદ્ધ કર્યું.

અહિં અવક્તવ્યોદય ઘટતો નથી કારણ કે સઘળી કર્મપ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થયા પછી તેના ઉદયનો ફરી સંભવ નથી.

અવસ્થિતોદય જેટલા ઉદયસ્થાનકો હોય તેટલા જ હોય છે એવું વચન હોવાથી છવ્વીસ છે.

કદાચ અહિં એમ શંકા થાય કે વિગ્રહગતિમાં કે સમુદ્‌ઘાતમાં જે ઉદયસ્થાનકો હોય છે તેમાં અવસ્થિતોદય કેમ સંભવે? કારણ કે તેનો ઘણો જ અલ્પ કાળ છે. તેના સમાધાનમાં એમ સમજવું કે-તે સ્થિતિમાં પણ બે ત્રણ સમય અવસ્થાન થાય છે. જે સમયે વધે કે ઘટે તે જ સમયે ભૂયસ્કાર કે અલ્પતરોદય થાય છે. ત્યારપછીના સમયે જો તેનો તે જ ઉદય રહે તો તે અવસ્થિતોદય કહેવાય છે. સમુદ્‌ઘાત કે વિગ્રહગતિમાંનું ઉદયસ્થાનક જો એક જ સમય રહેતું હોય તો ઉપરોક્ત શંકા યુક્ત છે, પરંતુ તે ઉદયસ્થાનક બે કે ત્રણ સમય પણ રહી શકે છે એટલે અવસ્થિતોદય છવ્વીસ સંભવે છે.

તથા ભૂયસ્કારોદય[1] એકવીસ અને અલ્પતરોદય[2] ચોવીસ થાય છે.

---

૧ છવ્વીસ ઉદયસ્થાનકોમાં કેવળીના ઉદયસ્થાનો આશ્રયી છ, અવિરતિના ચુમ્માલીસથી અઠ્ઠાવન સુધીના પંદર ઉદયસ્થાનકોમાં જે ક્રમે ઉદયમાં પ્રકૃતિઓ વધારી છે તે ક્રમે વધારતા ચૌદ અને છેલ્લું ઓગણસાઠનું-સરવાળે એકવીસ ભૂયસ્કાર થાય અને કેવળી મહારાજના ચાર ગણીએ તો ઓગણીશ ભૂયસ્કાર થાય.

૨ છવ્વીસ ઉદયસ્થાનકોમા કેવળી મહારાજના ઉદયસ્થાનો આશ્રયી નવ તથા અવિરતિના અઠ્ઠાવનથી ચુમ્માલીસ સુધીના પંદર ઉદયસ્થાનકોનાં પશ્ચાનુપૂર્વિએ પ્રકૃતિ ઓછી કરતાં ચૌદ અલ્પતર થાય. જેમ કે—અઠ્ઠાવન પ્રકૃતિના ઉદયમાંથી નિદ્રા, ભય અને જુગુપ્સામાંથી કોઇપણ એક ઓછી કરતા સત્તાવનનું, કોઇપણ બે ઓછી કરતાં છપ્પનનું અને ત્રણ ઓછી કરતા પંચાવનનું ઉદયસ્થાન થાય, એ પ્રમાણે અન્યત્ર પણ સમજવું. તથા ઓગણસાઠ પ્રકૃતિના ઉદયવાળાને નિદ્રા આદિ પ્રકૃતિ ઓછી થતાં અઠ્ઠાવનનું અલ્પતર થાય. આ રીતે કુલ ચોવીસ અલ્પતર થાય. અહિં એક જ ભૂયસ્કાર અને અલ્પતર અનેક રીતે થઇ શકે છે પણ અવધિના ભેદે ભૂયસ્કારાદિનો ભેદ નહિ ગણાતો હોવાથી તેઓની તેટલી જ સંખ્યા થાય છે. તથા ચુમ્માલીસનો ઉદય વિગ્રહગતિમાં વર્તમાન ક્ષાયિક સમ્યક્ત્વીને હોય છે અને તેમાં ભય વિગેરે ઉમેરતાં છેલ્લો સુડતાલીસનો ઉદય થાય છે અને અડતાલીસનો ઉદય ભવસ્થને હોય છે એટલે અડતાલીસના ઉદયથી સુડતાલીસના ઉદયસ્થાનકે જાય નહિ તેથી તેની અપેક્ષાએ અલ્પતર ન ઘટે તેમ લાગે છે, પરંતુ છેતાલીસના ઉદયવાળા મિથ્યાત્વીને ભય જુગુપ્સા વધે એટલે અડતાલીસનો ઉદય થાય તેમાંથી ભય કે જુગુપ્સાં કોઇપણ એક ઘટવાથી સુડતાલીસનું અલ્પતર થાય આ રીતે સુડતાલીસનું અલ્પતર સંભવે છે.

ઓગણીશમી ગાથામાં જે ઉદયસ્થાનકો કહ્યા તેમાં ભૂયસ્કાર અને અલ્પતરની સંખ્યા સકારણ આ ગાથામાં કહે છે—

**भूयप्पयरा इगिचउवीसं जन्नेइ केवली छउमं ।**
**अजओ य केवलित्तं तित्थयरियरा व अन्नोन्नं ॥२०॥**

भूयस्काराल्पतरा एकचतुर्विंशतिर्यस्मात् न एति केवली छद्म ।
अयतश्च केवलित्वं तीर्थकरेतरौ वाऽन्योन्यम् ॥२०॥

અર્થ—પૂર્વોક્ત છવ્વીસ ઉદયસ્થાનકોમાં ભૂયસ્કાર અને અલ્પતર અનુક્રમે એકવીશ અને ચોવીશ છે. કારણ કે કેવળી છદ્મસ્થના ઉદયસ્થાનોને પ્રાપ્ત કરતો નથી. તેમ જ અવિરતિ કેવળીપણાના ઉદયસ્થાનોને પ્રાપ્ત કરતો નથી. એ જ પ્રમાણે તીર્થંકર સામાન્યકેવળીના અને સામાન્યકેવળી તીર્થંકરના ઉદયસ્થાનકોને પ્રાપ્ત કરતા નથી.

ટીકાનુ૦—પૂર્વોક્ત છવ્વીસ ઉદયસ્થાનકોમાં ભૂયસ્કારોદય એકવીશ છે અને અલ્પતરોદય ચોવીસ છે. એમાંના એક પણ ઉક્ત સંખ્યાથી અધિક નથી. કારણ કે કેવળી ભગવાન છદ્મસ્થના ઉદયને પ્રાપ્ત કરતા નથી, અવિરતિ સમ્યગ્દષ્ટિ કેવળજ્ઞાનીના ઉદયસ્થાનકોમાં જતા નથી, તેમ જ સામાન્ય કેવળી અને તીર્થંકરો એક બીજાના ઉદયસ્થાનકે જતા નથી માટે પૂર્વે જે સંખ્યા કહી તેટલા જ ભૂયસ્કાર અને અલ્પતરોદય છે. આ કથનનું તાત્પર્ય આ છે—

કેવળી ભગવાન છદ્મસ્થના ઉદયસ્થાનોમાં જતા નથી જો જાય તો ચુમ્માલીસનું ઉદયસ્થાનક ભૂયસ્કારરૂપે થાય અને તેમ થવાથી તેની સંખ્યા વધે પરંતુ તેમ થતું નહિ હોવાથી ભૂયસ્કારની સંખ્યામાં વધારો થતો નથી. એ પ્રમાણે અતીર્થંકર તીર્થંકરના ઉદયને અને અયોગિ કેવળી સયોગિકેવળીના ઉદયને પ્રાપ્ત કરતા નથી. માટે અગીઆર, બાર, ત્રેવીસ, ચોવીસ અને ચુમ્માલીસ એ પાંચ ઉદયસ્થાનકો ભૂયસ્કારોદયરૂપે સંભવતા નથી. પરંતુ શેષ એકવીશ ઉદયસ્થાનકો જ ભૂયસ્કારોદયરૂપે સંભવે છે.

તથા અવિરતિ સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદષ્ટિ કેવળી ભગવાનના ઉદયસ્થાનકોને પ્રાપ્ત કરતા નથી માટે ચોત્રીસના ઉદયરૂપ અલ્પતરોદય ઘટી શકતો નથી.

પ્રશ્ન—ચોત્રીસનો ઉદય સ્વભાવસ્થ તીર્થંકર કેવળીને હોય છે. તેથી જ્યારે તીર્થંકર થનારા આત્મા કેવળીપણાને પ્રાપ્ત કરે, અને ચુમ્માલીસ આદિ કોઈપણ ઉદયસ્થાનેથી ચોત્રીસના ઉદયે જાય ત્યારે ચોત્રીસના ઉદયરૂપ અલ્પતર સંભવે છે તો પછી શા માટે ચોત્રીસના અલ્પતરનો નિષેધ કર્યો?

ઉત્તર—વસ્તુસ્વરૂપનું અજ્ઞાન હોવાથી ઉપરોક્ત શંકા અયોગ્ય છે કારણ કે કેવળીપણાને સઘળા આત્માઓ ગુણસ્થાનકના ક્રમે પ્રાપ્ત કરે છે. સીધા ચોથા પાંચમાથી

તેરમે જઇ શકતા નથી. પરંતુ છઠ્ઠા સાતમાથી આઠમા નવમા અને દશમા ગુણસ્થાનકને ક્રમશઃ પ્રાપ્ત કરી ત્યાંથી બારમાને સ્પર્શીને જ કેવળીપણાને પ્રાપ્ત કરે છે. તેમાં બારમા ક્ષીણમોહ ગુણસ્થાનકે [1] તેત્રીસ પ્રકૃતિનું એક જ ઉદયસ્થાનક હોય છે. અન્ય કોઈ ઉદયસ્થાન હોતું નથી.

તે તેત્રીસ પ્રકૃતિઓ આ પ્રમાણે છે—મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્તિ, તૈજસ, કાર્મણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, વર્ણાદિ ચતુષ્ક, અગુરુલઘુ, નિર્માણ, ઔદારિકદ્વિક, પ્રત્યેક, ઉપઘાત, અન્યતરવિહાયોગતિ, પરાઘાત, સુસ્વર દુઃસ્વરમાંથી એક, ઉચ્છ્વાસ, છ સંસ્થાનમાંથી એક સંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, સાત અસાતમાંથી એક વેદનીય, મનુષ્યાયુ, અને ઉચ્ચગોત્ર.

હવે જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય અને સયોગિકેવળી ગુણસ્થાનકને પ્રાપ્ત કરે ત્યારે તીર્થંકર થનારને તીર્થંકરનામકર્મનો ઉદય થવાથી ચોત્રીસના ઉદયસ્થાનને પ્રાપ્ત કરે તેથી ચોત્રીસનું ઉદયસ્થાનક ભૂયસ્કારરૂપે જ ઘટી શકે અલ્પતર રૂપે ઘટી શકે નહિ માટે ચોત્રીસના અલ્પતરનો નિષેધ કર્યો છે.

તથા ઓગણસાઠનું ઉદયસ્થાનક પણ પોતાનાથી અન્ય કોઇ મોટું ઉદયસ્થાનક નહિ હોવાથી અલ્પતરરૂપે થતું નથી જો કોઇ મોટું ઉદયસ્થાનક હોત તો તે મોટા ઉદયસ્થાનેથી ઓગણસાઠના ઉદયસ્થાને જતા તે અલ્પતર થાય પરંતુ તે તો નથી માટે ચોત્રીસ અને ઓગણસાઠ એ બે ઉદયસ્થાનકો અલ્પતરરૂપે થતા નથી તેથી ચોવીશ જ અલ્પતરોદયો થાય છે. આ પ્રમાણે સામાન્યતઃ સઘળી ઉત્તર પ્રકૃતિઓના ઉદયસ્થાનકોમાં ભૂયસ્કારાદિ કહ્યા.

હવે જ્ઞાનાવરણીયાદિ દરેક ઉત્તરપ્રકૃતિઓના અને સામાન્યથી સઘળી ઉત્તરપ્રકૃતિઓના સત્તાસ્થાનકોમાં ભૂયસ્કારાદિ કહે છે—તેમાં જ્ઞાનાવરણાદિની ઉત્તરપ્રકૃતિઓના ભૂયસ્કારાદિ પોતાની મેળે જ સમજવા. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીય અને અંતરાય એ બે કર્મનું પાંચ પાંચ પ્રકૃતિરૂપ એક જ સત્તાસ્થાનક છે. આ બે કર્મની પાંચ પાંચ જ પ્રકૃતિ હોવાની અને તે પાંચેની સત્તા ધ્રુવ

---

૧ અહિં એમ કહ્યું કે સઘળા આત્માઓ કેવળીપણાને ગુણસ્થાનકના ક્રમે પ્રાપ્ત કરે છે એટલે બારમે થઇને જ તેરમે જાય છે તે સિવાય જઇ શકતા નથી એ બરાબર છે. પરંતુ બારમે તેત્રીસનું જ ઉદયસ્થાન હોય એમ જે કહ્યું તે કેમ સંભવે? કારણ કે ચાર અઘાતિકર્મની જ તેત્રીસ પ્રકૃતિઓ થાય તેમાં જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર અને અંતરાય પાંચ એ ચૌદ મળવાથી સુડતાલીસનું ઉદયસ્થાનક થાય, કારણ કે ઘાતિ ત્રણ કર્મનો ઉદય હોય છે. તેથી તે સુડતાલીસના ઉદયસ્થાનેથી ઘાતીકર્મ ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી ચોત્રીસના ઉદયે જતા ચોત્રીસનું અલ્પતર પણ સંભવી શકે તો શા માટે તેનો નિષેધ કર્યો? એટલે કે બારમે ગુણઠાણે તેત્રીશનું જ ઉદયસ્થાનક કેમ કહ્યું? અને ચોત્રીસનું અલ્પતર કેમ ન કહ્યું? એ શંકાને અવકાશ છે તેનું સમાધાન બહુશ્રુત પાસેથી કરી લેવું.

હોવાથી બીજું નાનું મોટું કોઈ સત્તાસ્થાન નથી માટે ભૂયસ્કાર કે અલ્પતરપણાનો સંભવ નથી. તથા એ બે કર્મની સઘળી ઉત્તરપ્રકૃતિઓની સત્તાનો વ્યવચ્છેદ થયા પછી ફરી તેઓની સત્તાનો અસંભવ હોવાથી અવક્તવ્ય સત્તા પણ ઘટતી નથી. માત્ર અવસ્થિત સત્તા અભવ્યને અનાદિ અનંત અને ભવ્યને અનાદિ સાંત એ બે ભાંગે સંભવે છે.

તથા વેદનીયના બે અને એક પ્રકૃતિરૂપ એમ બે સત્તાસ્થાનક છે. તેમાં અયોગિ ગુણસ્થાનકના દ્વિચરમસમય પર્યંત બે પ્રકૃતિરૂપ, અને છેલ્લે સમયે એક પ્રકૃતિરૂપ, સત્તાસ્થાનક છે. અહિં એક પ્રકૃતિના સત્તાસ્થાનકથી બે પ્રકૃતિના સત્તાસ્થાનકે જતા નહિ હોવાથી ભૂયસ્કાર ઘટતો નથી. બે પ્રકૃતિના સત્તાસ્થાનેથી એક પ્રકૃતિના સત્તાસ્થાનકે જતો હોવાથી એક અલ્પતર સંભવે છે. બે પ્રકૃતિની સત્તારૂપ અભવ્યને અનાદિ અનંત અને ભવ્યને અનાદિ સાંત એમ એક અવસ્થિત સત્કર્મ સંભવે છે. એક પ્રકૃત્યાત્મક સત્તાસ્થાન માત્ર એક સમય જ રહેતું હોવાથી તે અવસ્થિતરૂપે ઘટતું નથી. અહિં પણ આ કર્મની સંપૂર્ણ સત્તાનો નાશ થયા પછી ફરી તેની સત્તા થતી નહિ હોવાથી અવક્તવ્ય સત્કર્મ સંભવતું નથી.

ગોત્ર અને આયુના બબ્બે સત્તાસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે—બે, અને એક. તેમાં જ્યાંસુધી ગોત્રકર્મની બંને પ્રકૃતિઓ સત્તામાં હોય ત્યાંસુધી બે પ્રકૃતિરૂપ સત્તાસ્થાન, અને તેઉવાયુના ભવમાં જઈ ઉચ્ચગોત્ર ઉવેલી નાંખે ત્યારે નીચગોત્રરૂપ એક પ્રકૃતિનું સત્તાસ્થાનક હોય છે. અથવા અયોગિ ગુણસ્થાનકના દ્વિચરમસમયે નીચગોત્રનો ક્ષય થાય ત્યારે છેલ્લે સમયે ઉચ્ચગોત્રની સત્તારૂપ એક પ્રકૃતિનું સત્તાસ્થાનક હોય છે. અહિં એક નીચગોત્રની સત્તાવાળો પૃથ્વીકાયાદિમાં આવી ઉચ્ચગોત્ર બાંધે ત્યારે બે પ્રકૃતિની સત્તારૂપ એક ભૂયસ્કાર થાય. અલ્પતર પણ ઉચ્ચગોત્ર ઉવેલે ત્યારે નીચગોત્રની સત્તારૂપ અથવા નીચગોત્રનો ક્ષય કરે ત્યારે ઉચ્ચગોત્રની સત્તારૂપ એક જ થાય. તથા અવસ્થિત સત્કર્મ બે છે. કારણ કે ઉચ્ચ નીચ એ બંને પ્રકૃતિની અને ઉચ્ચગોત્ર ઉવેલાયા બાદ એકલા નીચગોત્રની સત્તા ચિરકાળ પર્યંત સંભવે છે. તથા અવક્તવ્યસત્કર્મ ઉચ્ચગોત્રની સત્તા નષ્ટ થયા પછી ફરી તે સત્તામાં આવે છે તેથી તે તે એક પ્રકૃતિની અપેક્ષાએ ઘટે પરંતુ ગોત્રકર્મની અપેક્ષાએ ન ઘટે. કારણ કે ગોત્રકર્મની સત્તાનો નાશ થયા પછી ફરી સત્તામાં આવતું નથી.

તથા આયુની પણ જ્યાંસુધી પરભવનું આયુ ન બાંધે ત્યાંસુધી ભોગવાતા એકની સત્તા હોય. અને પરભવનું આયુ બાંધે ત્યારે બેની સત્તા થાય છે. અહિં ભૂયસ્કાર બે પ્રકૃતિની સત્તારૂપ એક થાય છે અને તે જે સમયે પરભવનું આયુ બાંધે તેજ સમયે થાય છે. એક પ્રકૃતિરૂપ એક અલ્પતર સત્કર્મ હોય છે અને તે અનુભૂયમાન ભવના આયુની સત્તાનો નાશ થયા પછી જે સમયે પરભવના આયુનો ઉદય થાય તે સમયે હોય છે. અવસ્થિત સત્કર્મસ્થાનો બંને હોય છે કારણ કે બંને સત્તાસ્થાનો

અમુક કાળપર્યંત હોય છે. અવક્તવ્યસત્કર્મ હોતું નથી. કારણ કે આયુકર્મની સત્તાનો નાશ થયા પછી ફરી તે સત્તામાં આવતું જ નથી.

દર્શનાવરણીયના ત્રણ સત્તાસ્થાનો છે. તે આ પ્રમાણે—નવ, છ અને ચાર. તેમાં ક્ષપકશ્રેણિ આશ્રયી અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગપર્યંત અને ઉપશમશ્રેણિ આશ્રયી ઉપશાંતમોહ ગુણસ્થાનક પર્યંત નવની સત્તા હોય છે. ક્ષપકશ્રેણિમાં બાદરસંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ પછીથી આરંભી ક્ષીણમોહગુણસ્થાનકના દ્વિચરમસમય પર્યંત છની સત્તા હોય છે અને છેલ્લે સમયે ચારની સત્તા હોય છે. અહિં ભૂયસ્કાર એક પણ ઘટતો નથી. કારણ કે ક્ષપકશ્રેણિમાં છ અને ચારની સત્તા થયા પછી પડતો નથી. અલ્પતર બે છે. ૧ છ, ૨ ચાર. નવથી છની, અને છથી ચારની સત્તાએ જતા હોવાથી તે બે અલ્પતર ઘટે છે. અવસ્થિત સત્કર્મ બે છે. ૧ નવ, ૨ છ. તેમાં નવની સત્તા અભવ્યને અનાદિ અનંત અને ભવ્યને અનાદિ સાંત હોય છે અને છની સત્તા અંતર્મુહૂર્ત માત્ર જ હોય છે. તથા ચાર પ્રકૃતિરૂપ ત્રીજું સત્તા-સ્થાન એક સમય માત્ર જ હોવાથી તે અવસ્થિતરૂપે હોતું નથી. તથા સઘળી ઉત્તર પ્રકૃતિનો વિચ્છેદ થયા પછી, ફરી સત્તાનો સંભવ નહિ હોવાથી, અવક્તવ્ય સત્કર્મ ઘટતું નથી.

મોહનીયનાં પંદર સત્તાસ્થાનો છે. તે આ પ્રમાણે—૨૮–૨૭–૨૬–૨૪–૨૩–૨૨–૨૧–૧૩–૧૨–૧૧–૫–૪–૩–૨–૧. તેમાં સઘળી પ્રકૃતિ સત્તામાં હોય ત્યારે અઠ્ઠાવીશ, તેમાંથી સમ્યક્ત્વમોહનીય ઉવેલે ત્યારે સત્તાવીસ. અને મિશ્રમોહનીય ઉવેલે ત્યારે, અથવા અનાદિ મિથ્યાદૃષ્ટિને છવ્વીસ તથા અઠ્ઠાવીશમાંથી અનંતાનુબંધિ ચાર કષાયનો ક્ષય થાય ત્યારે ચોવીસ, મિથ્યાત્વના ક્ષયે ત્રેવીશ, મિશ્રમોહનીયના ક્ષયે બાવીસ અને સમ્યક્ત્વમોહનીયનો ક્ષય થાય ત્યારે એકવીશ, ત્યારપછી ક્ષપકશ્રેણિમાં આઠ કષાયનો ક્ષય થાય ત્યારે તેર, નપુંસકવેદના ક્ષયે બાર, સ્ત્રીવેદના ક્ષયે અગીઆર, છ નોકષાયના ક્ષયે પાંચ, પુરૂષવેદના ક્ષયે ચાર, સંજ્વલન ક્રોધના ક્ષયે ત્રણ, સંજ્વલન માનના ક્ષયે બે અને સંજ્વલન માયાનો ક્ષય થાય ત્યારે એકની સત્તા હોય છે. અહિં અવસ્થિત સત્કર્મ પંદર છે કારણ કે સઘળા સત્તાસ્થાનકોમાં ક્રમમાં કમ અંતર્મુહૂર્ત પર્યંત અવસ્થાન–સ્થિર-તાનો સંભવ છે. અલ્પતર ચૌદ છે અને તે અઠ્ઠાવીસ છોડીને શેષ સઘળા સમજવા. તથા અઠ્ઠાવીસના સત્તાસ્થાનકરૂપ ભૂયસ્કાર સત્કર્મ એક જ છે. કેમકે ચોવીસના સત્તા-સ્થાનેથી અથવા છવ્વીસના સત્તાસ્થાનેથી અઠ્ઠાવીસના સત્તાસ્થાને જાય છે. શેષ સત્તા-સ્થાનો ભૂયસ્કારરૂપે હોઈ શકતા નથી. કારણ કે અનંતાનુબંધિ કષાય, સમ્યક્ત્વમોહ-નીય અને મિશ્રમોહનીય સિવાય અન્ય પ્રકૃતિની સત્તાનો નાશ થયા પછી ફરી તેઓની સત્તાનો અસંભવ છે. તથા મોહનીયકર્મની સઘળી પ્રકૃતિની સત્તાનો નાશ થયા પછી ફરી તેઓની સત્તા નહિ થતી હોવાથી અવક્તવ્ય સત્કર્મ ઘટતું નથી.

તથા નામકર્મના બાર સત્તાસ્થાનો છે. તે આ પ્રમાણે—૯૩–૯૨–૮૯–૮૮–૮૬–

૮૦-૭૯-૭૮-૭૬-૭૫-૯-૮. તેમાં સઘળી પ્રકૃતિ સત્તામાં હોય ત્યારે ત્રાણું. તીર્થંકરનામકર્મની સત્તા ન હોય ત્યારે બાણું, તીર્થંકરનામકર્મની સત્તા હોય અને આહારક શરીર, આહારક અંગોપાંગ, આહારકબંધન અને આહારક સંઘાતન એ ચાર પ્રકૃતિની સત્તા ન હોય ત્યારે નેવ્યાશી અને તીર્થંકરનામકર્મની પણ સત્તા ન હોય ત્યારે અઠ્ઠાશી. આ ચાર સત્તાસ્થાનકની પ્રથમ એવી સંજ્ઞા છે એટલે કે એ પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક કહેવાય છે.

આ ચાર સત્તાસ્થાનકમાંથી નામકર્મની તેર પ્રકૃતિ ક્ષય થાય ત્યારે દ્વિતીય સત્તાસ્થાનનું ચતુષ્ક થાય. તે આ-એંશી, ઓગણએંશી, છોત્તેર, અને પંચોતેર. આ દ્વિતીય સંજ્ઞક સત્તાસ્થાન ચતુષ્ક કહેવાય છે.

તથા પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક સંબંધી અઠ્ઠાશીના સત્તાસ્થાનમાંથી દેવદ્વિક અથવા નરકદ્વિક ઉવેલે ત્યારે છયાશી, દેવદ્વિક અથવા નરકદ્વિક કે જે ન ઉવેલાયુ હોય તે સાથે વૈક્રિય ચતુષ્ક ઉવેલે ત્યારે એંશી અને તેમાંથી મનુષ્યદ્વિક ઉવેલે ત્યારે અઠ્ઠોતેરનું સત્તાસ્થાન થાય છે. આ ત્રણ સત્તાસ્થાનોનો પ્રાચીન ગ્રંથોમાં અધ્રુવ એ સંજ્ઞાથી વ્યવહાર થાય છે.

તથા અયોગિ અવસ્થાના ચરમ સમયે તીર્થંકર પરમાત્માને નવ પ્રકૃતિનું અને સામાન્ય કેવળી મહારાજને આઠ પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે.

અહિં એંશીનું સત્તાસ્થાનક ક્ષપકશ્રેણિમાં તેરનો ક્ષય કર્યા પછી થાય છે, તેમ જ અઠ્ઠાશીમાંથી વૈક્રિય અષ્ટક ક્ષય કર્યા પછી પણ થાય છે પરંતુ બંનેમાં સંખ્યા એક સરખી હોવાથી એક જ ગણ્યુ છે. માટે બાર જ સત્તાસ્થાનકો છે.

આ બાર સત્તાસ્થાનકોમાં દશ અવસ્થિત સત્કર્મ છે. નવ અને આઠના સત્તાસ્થાનકનો એક સમયનો જ કાળ હોવાથી તે અવસ્થિતરૂપે નથી.

દશ અલ્પતર સ્થાનો છે. તે આ પ્રમાણે—પ્રથમ સત્તાસ્થાન ચતુષ્કથી બીજા સત્તાસ્થાન ચતુષ્કે જતાં ચાર અલ્પતર, બીજા ચતુષ્કથી અયોગિના ચરમસમયે નવ અને આઠના સત્તાસ્થાનકે જતા બે અલ્પતર, પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક માંહેના અઠ્ઠાશીના સત્તાસ્થાનેથી છયાસી અને અઠ્ઠોતેરના સત્તાસ્થાનકે જતા બે અલ્પતર. એંશીનું અલ્પતર નામકર્મની તેર ક્ષય કર્યા પછી પણ થાય છે અને વૈક્રિયાષ્ટક ક્ષય કર્યા પછી પણ થાય છે સંખ્યા તુલ્ય હોવાથી તેને એક જ ગણ્યુ છે. કેમકે અવધિના ભેદે અલ્પતરનો ભેદ ગણાતો નથી. તથા ત્રાણું અને બાણું સત્તાસ્થાનેથી આહારક ચતુષ્ક ઉવેલતા નેવ્યાશી અને અઠ્ઠાશીના સત્તાસ્થાને જતા બે અલ્પતર, સઘળા મળી દશ અલ્પતર થાય છે.

તથા ભૂયસ્કાર સ્થાનો છ થાય છે. તે આ પ્રમાણે—અઠ્ઠોતેરના સત્તાસ્થાનેથી મનુષ્યદ્વિક બાંધી એંશીના સત્તાસ્થાને જતાં પહેલો ભૂયસ્કાર, ત્યાંથી નરકદ્વિક અને

વૈક્રિય ચતુષ્ક અથવા દેવદ્વિક અને વૈક્રિય ચતુષ્ક બાંધી છયાશીના સત્તાસ્થાને જતાં બીજો ભૂયસ્કાર, ત્યાંથી દેવદ્વિક અથવા નરકદ્વિક બાંધી અઠ્ઠાશીના સત્તાસ્થાનકે જતાં ત્રીજો ભૂયસ્કાર, તીર્થંકરનામકર્મ બાંધી નેવ્યાશીના સત્તાસ્થાનકે જતાં ચોથો ભૂયસ્કાર, અથવા તીર્થંકરના બંધ વિના આહારક ચતુષ્ક બાંધી બાણુંના સત્તાસ્થાને જતાં પાંચમો ભૂયસ્કાર અને ત્યાંથી તીર્થંકર નામ બાંધી ત્રાણુંના સત્તાસ્થાને જતાં છઠ્ઠો ભૂયસ્કાર આ પ્રમાણે છ ભૂયસ્કાર થાય છે. શેષ સત્તાસ્થાનેથી બીજા મોટા સત્તાસ્થાને જવાનો અસંભવ હોવાથી અન્ય ભૂયસ્કાર થતા નથી માટે છ જ ભૂયસ્કાર થાય છે.

તથા નામકર્મની સઘળી ઉત્તર પ્રકૃતિઓની સત્તા નષ્ટ થયાં પછી ફરી સત્તાનો અસંભવ હોવાથી અવક્તવ્ય સ્થાન હોતું નથી. આ પ્રમાણે દરેક જ્ઞાનાવરણીયાદિ ઉત્તર પ્રકૃતિઓના સત્તાસ્થાનોમાં ભૂયસ્કારાદિ કહ્યા. ૨૦

હવે સામાન્યથી સઘળી ઉત્તર પ્રકૃતિઓના સત્તાસ્થાનોમાં ભૂયસ્કારાદિ કહેવા ઇચ્છતા પહેલા સત્તાસ્થાનકો કેટલા થાય છે કહે છે—

**एक्कार बारसासी इगिचउपंचाहिया य चउणउइ ।**
**एत्तो चउद्दहिय सयं पणवीसओ य छायालं ॥२१॥**

**बत्तीसं नत्थि सयं एवं अडयाल संत ठाणाणि ।**
**जोगिअघाइचउक्के भण खिविउं घाइसंताणि ॥२२॥**

एकादश द्वादशाशीतिः एकचतुःपञ्चाधिका च चतुर्नवतिः ।
अतः चतुर्दशाधिकं शतं पञ्चविंशाच्च षट्चत्वारिंशत् ॥२१॥

द्वात्रिंशं नास्ति शतं एवमष्टचत्वारिंशत् सत्तास्थानानि ।
योग्यघातिचतुष्के भण क्षिप्त्वा घातिसत्तास्थानानि ॥२२॥

અર્થ—અગીઆર, બાર. એંશી તથા એક, ચાર અને પાંચ અધિક એંશી, ચોરાણું અને ત્યારપછી એકસો ચૌદ પર્યંત સઘળા તથા એકસો પચીસથી આરંભી એકસો છેતાલીસ સુધીના સઘળા, વચમાં એકસો બત્રીસનું સત્તાસ્થાનક નથી. કુલ અડતાલીસ સત્તાસ્થાનકો છે, સયોગિકેવળીના અઘાતિકર્મના ચાર સત્તાસ્થાનોમાં ઘાતિ-કર્મના સત્તાસ્થાનકો ઉમેરી ઉપરોક્ત સત્તાસ્થાનકો કહેવા.

ટીકાનુ૦—સામાન્યતઃ સઘળી ઉત્તર પ્રકૃતિઓના અડતાલીસ સત્તાસ્થાનો થાય છે. તે આ પ્રમાણે—અગીઆર, બાર, એશી તથા અહિં પણ એંશીનો સંબંધ હોવાથી એક, ચાર અને પાંચ અધિક એંશી એટલે કે એકાશી, ચોરાશી અને પંચાશી, તથા ચોરાણુંથી આરંભી એક એક અધિક કરતાં એકસો ચૌદ સુધીના સઘળાં, તે આ

પ્રમાણે—ચોરાણું, પંચાણું, છન્નું, સત્તાણું, અઠ્ઠાણું, નવાણું, સો, એકસો એક, એકસો બે, એકસો ત્રણ, એકસો ચાર, એકસો પાંચ, એકસો છ, એકસો સાત, એકસો આઠ, એકસો નવ, એકસો દસ, એકસો અગીઆર, એકસો બાર, એકસો તેર અને એકસો ચૌદ તથા એકસો પચીસથી આરંભી વચમાં એકસો બત્રીસ વર્જીને એકસો છેતાલીસ સુધીના સઘળાં, તે આ પ્રમાણે—એકસો પચીસ, એકસો છવ્વીસ, એકસો સત્તાવીશ, એકસો અઠ્ઠાવીશ, એકસો ઓગણત્રીશ, એકસો ત્રીશ, એકસો એકત્રીશ, એકસો તેત્રીશ, એકસો ચોત્રીશ, એકસો પાંત્રીશ, એકસો છત્રીશ, એકસો સાડત્રીશ. એકસો આડત્રીશ, એકસો ઓગણચાળીશ, એકસો ચાળીશ, એકસો એકતાલીસ, એકસો બેતાલીસ, એકસો તેતાલીસ, એકસો ચુમ્માલીસ, એકસો પીસ્તાલીસ અને એકસો છેતાલીસ સરવાળે અડતાલીસ સત્તાસ્થાનો થાય છે. તે આ પ્રમાણે—૧૧-૧૨-૮૦-૮૧-૮૪-૮૫-૯૫-૯૬ ૯૭-૯૮-૯૯-૧૦૦-૧૦૧-૧૦૨-૧૦૩-૧૦૪-૧૦૫-૧૦૬-૧૦૭-૧૦૮-૧૦૯-૧૧૦-૧૧૧-૧૧૨-૧૧૩-૧૧૪-૧૨૫-૧૨૬-૧૨૭-૧૨૮-૧૨૯-૧૩૦-૧૩૧-૧૩૩-૧૩૪-૧૩૫ ૧૩૬-૧૩૭-૧૩૮-૧૩૯-૧૪૦-૧૪૧-૧૪૨-૧૪૩-૧૪૪-૧૪૫-૧૪૬.

આ સત્તાસ્થાનોનું જે રીતે જ્ઞાન થાય તે રીતે કહે છે—

સયોગિ કેવળીની અઘાતિપ્રકૃતિ સંબંધી એંશી આદિ જે ચાર સત્તાસ્થાનો છે તેમાં ઘાતિકર્મ સંબંધી સત્તાસ્થાનો અનુક્રમે ઉમેરીને અડતાલીસે સત્તાસ્થાનો શિષ્યોને કહેવા. હવે એ જ કથનનો વિચાર કરે છે—

સામાન્ય કેવળી મહારાજને અયોગિગુણસ્થાનકના ચરમ સમયે અગીઆર પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે. તે જ સમયે તીર્થંકર ભગવાનને બાર પ્રકૃતિનુ સત્તાસ્થાન હોય છે. તે બાર પ્રકૃતિઓ આ છે—મનુષ્યાયુ. મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, સુભગ, આદેય, યશઃકીર્તિ, તીર્થંકર, અન્યતર વેદનીય અને ઉચ્ચગોત્ર. આ જ બાર પ્રકૃતિઓ તીર્થંકર નામ રહિત અગીઆર અને તે સામાન્ય કેવળીને હોય છે.

સયોગિકેવળી અવસ્થામાં એંશી, એકાશી. ચોરાશી અને પંચાશી એમ ચાર સત્તાસ્થાનો હોય છે. તેમાં એંશી પ્રકૃતિઓ આ પ્રમાણે છે—દેવદ્વિક, ઔદારિક ચતુષ્ક, વૈક્રિય ચતુષ્ક, તૈજસ, કાર્મણ, તૈજસબંધન, કાર્મણબંધન, તૈજસસંઘાતન, કાર્મણસંઘાતન સંસ્થાન ષટ્ક, સંઘયણ ષટ્ક, વર્ણાદિવીશ, અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, વિહાયોગતિદ્વિક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુસ્વર, દુઃસ્વર, દુર્ભગ, અયશઃકીર્તિ, અનાદેય, નિર્માણ, પ્રત્યેક. અપર્યાપ્ત, મનુષ્યાનુપૂર્વિ, નીચગોત્ર અને અન્યતરવેદનીય, એ અગણોતેર તથા પૂર્વોક્ત અગીઆર સરવાળે એંશી થાય છે.

એ જ એંશી તીર્થંકરનામ સાથે એકાશી, આહારક ચતુષ્ક સાથે ચોરાશી તથા તીર્થંકર આહારક ચતુષ્ક બંને સાથે પંચાશી. તેમાં એંશી અને ચોરાશી એ બે સત્તાસ્થાન સામાન્ય કેવળીને અને એકાશી અને પંચાશી એ બે સત્તાસ્થાન તીર્થંકર કેવળીને હોય છે.

અહિં તીર્થંકર અતીર્થંકર એ બને એક બીજાના સત્તાસ્થાનોમાં નહિ જતા હોવાથી તથા તીર્થંકરાદિનો બંધ અહિં નહિ થતો હોવાથી એક પણ ભૂયસ્કાર થતો નથી અને એંશી અને ચોરાશીના સત્તાસ્થાનેથી અગીઆરના સત્તાસ્થાને જતાં તથા એકાશી અને પંચાશીના સત્તાસ્થાનેથી બારના સત્તાસ્થાને જતાં અગીઆર અને બારની સત્તારૂપ બે અલ્પતર થાય છે.

તથા પૂર્વોક્ત એંશી આદિ ચાર સત્તાસ્થાનો જ્ઞાનાવરણ પંચક, દર્શનાવરણ ચતુષ્ક અને અંતરાય પંચક એમ ચૌદ પ્રકૃતિઓ સાથે ચોરાણું પંચાણું અઠ્ઠાણું અને નવાણું એમ ચાર સત્તાસ્થાનો થાય છે આ સત્તાસ્થાનો ક્ષીણકષાય ગુણસ્થાનકના ચરમ સમયે નાના જીવો આશ્રયી હોય છે.

તથા ચોરાણું આદિ ચાર સત્તાસ્થાનો નિદ્રા અને પ્રચલા સાથે છન્નું, સત્તાણું સો અને એકસો એક એ પ્રમાણે ચાર સત્તાસ્થાનો થાય છે. આ સત્તાસ્થાનો ક્ષીણમોહ ગુણસ્થાનકના દ્વિચરમ સમય પર્યંત અનેક જીવોની અપેક્ષાએ ઘટે છે.

અહિં ઉપરના ગુણસ્થાનકેથી પડતા નહિ હોવાથી ભૂયસ્કાર એક પણ થતો નથી. તથા ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમ સમયવર્તિ ચોરાણુંના અને અઠ્ઠાણુંના સત્તાસ્થાનેથી એંશી અને ચોરાશીના સત્તાસ્થાને જતા અને પંચાણું તથા નવાણુંના સત્તાસ્થાનેથી એકાશી અને પંચાશીના સત્તાસ્થાને જતા એંશી, ચોરાશી, એકાશી અને પંચાશીની સત્તારૂપ ચાર અલ્પતર. એ જ પ્રમાણે છન્નુ અને સોના સત્તાસ્થાનેથી ચોરાણું અને અઠ્ઠાણુંના સત્તાસ્થાને જતા તથા સત્તાણું અને એકસો એકના સત્તાસ્થાનેથી પંચાણું અને નવાણુંના સત્તાસ્થાને જતાં ચોરાણું અઠ્ઠાણું પંચાણું અને નવ્વાણુંની સત્તારૂપ ચાર અલ્પતર થાય છે.

તથા તે છન્નું આદિ ચાર સત્તાસ્થાનોમાં સંજ્વલન લોભનો પ્રક્ષેપ કરતાં સત્તાણું, અઠ્ઠાણું એકસો એક અને એકસો બે એમ ચાર સત્તાસ્થાનો થાય છે. આ ચાર સત્તા-સ્થાનો સૂક્ષ્મસંપરાય ગુણઠાણે હોય છે.

એ જ ચારમાં સંજ્વલન માયા મેળવતાં અઠ્ઠાણું નવ્વાણું એકસો બે અને એકસો ત્રણ એ ચાર સત્તાસ્થાનો થાય. આ સત્તાસ્થાનો અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકના અંતે હોય છે.

તથા તે જ ગુણઠાણે સંજ્વલન માનનો પ્રક્ષેપ કરતા નવ્વાણું, સો, એકસો ત્રણ અને એકસો ચાર એ ચાર સત્તાસ્થાનો થાય છે.

એ જ ચાર સત્તાસ્થાનોમાં સંજ્વલન ક્રોધનો પ્રક્ષેપ કરતાં સો, એકસો એક, એકસો ચાર અને એકસો પાંચ એમ ચાર સત્તાસ્થાનો થાય છે.

એ જ ગુણસ્થાનકે પુરુષવેદનો પ્રક્ષેપ કરતાં એકસો એક, એકસો બે, એકસો પાંચ અને એકસો છ એમ ચાર સત્તાસ્થાનો થાય છે.

એ જ ગુણસ્થાનકે હાસ્યાદિષટ્કનો પ્રક્ષેપ કરતાં એકસો સાત, એકસો આઠ, એકસો અગીઆર અને એકસો બાર એ ચાર સત્તાસ્થાનકો થાય છે.

ત્યારપછી સ્ત્રીવેદનો પ્રક્ષેપ કરતાં એકસો આઠ, એકસો નવ, એકસો બાર અને એકસો તેર એ ચાર સત્તાસ્થાનકો થાય છે.

ત્યારપછી એ જ ગુણસ્થાનકે નપુંસકવેદનો પ્રક્ષેપ કરતાં એકસો નવ, એકસો દશ, એકસો તેર અને એકસો ચૌદ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

તથા એ જ ચાર સત્તાસ્થાનોમાં એ જ ગુણસ્થાનકે નરકદ્વિકાદિ નામકર્મની તેર પ્રકૃતિ અને થીણદ્ધિત્રિક એમ સોળ પ્રકૃતિનો પ્રક્ષેપ કરતાં એકસો પચીસ, એકસો છવ્વીસ, એકસો ઓગણત્રીસ અને એકસો ત્રીસ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

ત્યારપછી એ જ ગુણસ્થાનકે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એ આઠ કષાયનો પ્રક્ષેપ કરતાં એકસો તેત્રીસ, એકસો ચોત્રીસ, એકસો સાડત્રીશ અને એકસો આડત્રીસ એ ચાર સત્તાસ્થાનો થાય છે. આ સઘળા સત્તાસ્થાનો નવમા ગુણઠાણે હોય છે.

તથા પૂર્વે જે ક્ષીણમોહ ગુણસ્થાનક સંબંધી છન્નું, સત્તાણું, સો અને એકસો એક એ ચાર સત્તાસ્થાનકો કહ્યા છે તેમાં મોહનીયની બાવીશ, થીણદ્ધિત્રિક અને નામકર્મની તેર પ્રકૃતિઓનો પ્રક્ષેપ કરતાં એકસો ચોત્રીશ, એકસો પાંત્રીસ, એકસો આડત્રીસ અને એકસો ઓગણચાળીશ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

નવમા ગુણઠાણાના છેલ્લા ચાર સત્તાસ્થાનોમાં મોહનીય કર્મની બાર કષાય અને નવનોકષાય એ એકવીશ પ્રકૃતિ આવી જાય છે. અહિં જે મોહનીયની બાવીશ પ્રકૃતિ લીધી છે તેમાં સમ્યક્ત્વ મોહનીય વધારે લીધી છે.

જે ક્રમથી પ્રકૃતિઓનો ક્ષય કરે છે તેનાથી પશ્ચાનુપૂર્વિએ પ્રકૃતિઓનો પ્રક્ષેપ કરતાં ઉપરોક્ત સત્તાસ્થાનો થાય છે.

તથા તે ક્ષીણકષાય સંબંધી છન્નું આદિ ચાર સત્તાસ્થાનોમાં મિશ્રમોહનીય સહિત મોહનીયની ત્રેવીસ, નામ ત્રયોદશક અને થીણદ્ધિત્રકનો પ્રક્ષેપ કરતાં એકસો પાંત્રીસ, એકસો છત્રીસ, એકસો ઓગણચાળીશ અને એકસો ચાળીસ એ ચાર સત્તા-સ્થાનો થાય છે.

તથા તે છન્નું આદિ ચાર સત્તાસ્થાનોમાં મિથ્યાત્વમોહનીય સાથે મોહનીયની ચોવીસ, નામ ત્રયોદશક અને થીણદ્ધિત્રિકનો પ્રક્ષેપ કરતાં એકસો છત્રીસ, એકસો સાડત્રીશ, એકસો ચાળીસ અને એકસો એકતાલીસ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

તે જ છન્નુ આદિ ચાર સત્તાસ્થાનોમાં મોહનીયકર્મની છવ્વીસ, સ્ત્યાનર્દ્ધિત્રિક અને નામ ત્રયોદશકનો પ્રક્ષેપ કરતાં એકસો આડત્રીસ એકસો ઓગણચાલીસ, એકસો બેતાલીસ અને એકસો તેંતાલીસ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

તથા તે જ છન્નું આદિ ચાર સત્તાસ્થાનોમાં મોહનીયની સત્તાવીસ. નામ ત્રયોદશક અને સ્ત્યાનર્દ્ધિત્રિકનો પ્રક્ષેપ કરતાં એકસો ઓગણચાળીસ. એકસો ચાળીસ. એકસો તેતાલીસ અને એકસો ચુમ્માલીસ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

તથા તે જ છન્નું આદિ ચાર સત્તાસ્થાનોમાં મોહનીયની અઠ્ઠાવીશ. સ્ત્યાનર્દ્ધિત્રિક અને નામ ત્રયોદશકનો પ્રક્ષેપ કરતાં એકસો ચાળીસ, એકસો એકતાલીસ, એકસો ચુમ્માલીસ અને એકસો પીસ્તાલીસ એ ચાર સત્તાસ્થાનો થાય છે.

આ પ્રમાણે મોહનીયની બાવીસ આદિ પ્રકૃતિઓની પ્રક્ષેપ વડે થનારા એકસો ચોત્રીશ આદિ સત્તાસ્થાનોથી આરંભી એકસો પીસ્તાલીસ સુધીના સત્તાસ્થાનો અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપ્રમત્ત [1]ગુણસ્થાનક પર્યંત હોય છે એમ સમજવું.

તથા હમણાં જ જે એકસો પીસ્તાલીસનું સત્તાસ્થાન કહ્યું તે જ પરભવનુ આયુ બાંધે ત્યારે એકસો છેતાલીસનુ સત્તાસ્થાનક થાય છે. તથા જ્યારે તેઉ-વાયુના ભવમાં વર્ત્તમાન આત્માને નામકર્મની અઠ્ઠોતેર અને નીચગોત્ર સત્તામાં હોય ત્યારે જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ નવ, વેદનીય બે, મોહનીય છવ્વીસ, અંતરાય પાંચ, તિર્યંગાયુ, નામ અઠ્ઠોતેર અને નીચગોત્ર એ પ્રમાણે એકસો સત્તાવીસ પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે. તે જ પરભવ સંબંધી તિર્યંચનું આયુ બાંધે ત્યારે એકસો [2]અઠ્ઠાવીશનું સત્તા-સ્થાન થાય છે.

---

૧ સયોગિ ગુણસ્થાનકોના સત્તાસ્થાનોમાં જ્ઞાનાવરણાદિ ઘાતિ આદિ પ્રકૃતિઓના પ્રક્ષેપથી આરંભી મોહનીયકર્મની ચોવીસ પ્રકૃતિઓના પ્રક્ષેપપર્યંત જે જે સત્તાસ્થાનો કહ્યા તે તે સત્તાસ્થાનો ઉપરથી આત્મા પડે છે અને ઉત્પન્ન થાય છે એમ સમજવાનું નથી. કારણ કે મોહનીયની ચોવીસની સત્તા થયા પછી જે જે પ્રકૃતિઓની સત્તાનો નાશ થાય છે તેની ફરી સત્તા થતી જ નથી પરંતુ ભિન્નભિન્ન જીવોની અપેક્ષાએ નીચે નીચેના ગુણસ્થાનકે આવા પ્રકારના સત્તાસ્થાનકો હોય છે તેમ સમજવાનુ છે. તેથી આ સત્તાસ્થાનોમાં ભૂયસ્કાર થતા નથી. તથા મોહનીયની બાવીસ આદિ પ્રકૃતિઓના પ્રક્ષેપથી થનારા સત્તાસ્થાનોથી આરંભી એકસો પીસ્તાલીસ સુધીના સત્તાસ્થાનો ચતુર્થ ગુણસ્થાનકથી આરંભી અપ્રમત્ત પર્યંત હોય છે એમ જે કહ્યું ત્યાં એમ શંકા થાય છે કે—મોહનીયની છવ્વીસ ઉમેરતા જે ૧૩૮-૧૩૯-૧૪૨-૧૪૩ એ ચાર સત્તાસ્થાનો થાય છે તે આ ગુણસ્થાનકોમાં કેમ સંભવે? કારણ કે મોહનીયનુ છવ્વીસનું સત્તાસ્થાન આ ચાર ગુણઠાણે હોતું જ નથી ૨૮-૨૪-૨૩-૨૨-૨૧ એ પાંચમાંથી કોઈપણ સત્તાસ્થાન હોય છે છવ્વીસનું સત્તાસ્થાન તો મિથ્યાત્વ ગુણઠાણે હોય છે. આ પ્રમાણે સત્તાવીશ ઉમેરતા જે સત્તાસ્થાનો થાય ત્યાં પણ એ જ શંકા થાય છે. જો પહેલે ગુણઠાણે એ સત્તાસ્થાનો લેવામાં આવે તો તે સંભવે છે. તત્ત્વ જ્ઞાનીગમ્ય.

૨ અહિં તેઉકાય-વાઉકાયમાં વર્તતા એકસો સત્તાવીશની સત્તાવાળા જીવને પરભવ સંબંધી તિર્યંચા-

તથા વનસ્પતિકાય જીવોમાં સ્થિતિનો ક્ષય થવાથી જ્યારે દેવદ્વિક, નરકદ્વિક અને વૈક્રિય ચતુષ્ક એ આઠ કર્મપ્રકૃતિઓની સત્તાનો નાશ થાય અને નામકર્મની એંશી પ્રકૃતિઓ સત્તામાં હોય ત્યારે નામકર્મની એંશી, વેદનીય બે, ગોત્ર બે, અનુભૂયમાન તિર્યંચનું આયુ, જ્ઞાનાવરણ પંચક, દર્શનાવરણ નવક, મોહનીય છવ્વીસ અને અંતરાય પાંચ એ પ્રમાણે એકસો ત્રીશનું સત્તાસ્થાન હોય છે અને પરભવનું આયુ બાંધે ત્યારે એકસો એકત્રીસનું સત્તાસ્થાન થાય છે.

આ પ્રમાણે સત્તાસ્થાનોનો વિચાર કરતાં એકસો બત્રીસનુ સત્તાસ્થાન કોઇ રીતે સંભવતું નથી માટે સૂત્રકારે તેનું વર્જન કર્યું છે. અહિં જો કે સત્તાણું આદિ સત્તાસ્થાનો ઉક્ત પ્રકારે અન્ય અન્ય યોગ્ય પ્રકૃતિઓનો પ્રક્ષેપ કરવાથી અનેક પ્રકારે બીજી બીજી રીતે થાય છે, તોપણ સંખ્યા વડે તેઓ તુલ્ય હોવાથી એક જ વિવક્ષાય છે. એક જ સત્તાસ્થાન બીજી બીજી રીતે થાય તેથી સત્તાસ્થાનોની સંખ્યા વધતી નથી. માટે અડતાલીસ જ સત્તાસ્થાનો થાય છે વધારે ઓછા થતા નથી.

આ સત્તાસ્થાનોમાં સઘળી કર્મપ્રકૃતિઓની સત્તાનો વિચ્છેદ થયા પછી તેઓની સત્તા ફરી નહિ થતી હોવાથી અવક્તવ્ય સત્કર્મ ઘટતું નથી.

અવસ્થિતસ્થાન ચુમ્માલીશ છે કારણ કે અગીઆર અને બારનુ સત્તાસ્થાન અયોગિના ચરમસમયે તથા ચોરાણુંનું સત્તાસ્થાન ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમ સમયે જ હોય છે. એટલે એ ચાર સત્તાસ્થાનકો એક સમય પ્રમાણ જ હોવાથી અવસ્થિતપણે સંભવતા નથી માટે ચુમ્માલીસ થાય છે. તથા [3]અલ્પતર સુડતાલીશ છે અને [4]ભૂયસ્કાર સત્તર છે.

---

યુનો બંધ થાય ત્યારે એકસો અઠ્ઠાવીસનુ સત્તાસ્થાનક થાય એમ કહ્યું. જો કે આ જીવો તિર્યંચાયુ સિવાય અન્ય આયુ બાંધતા નથી એ વાત બરાબર છે. પરંતુ એકસો સત્તાવીશમાં તિર્યંચાયુની સત્તા હોવા છતાં ફરી પરભવ સંબંધી તિર્યંચાયુ લઇ એકસો અઠ્ઠાવીશની સત્તા કેમ કરી શકાય? તે વિચારણીય છે.

૩ સયોગિ કેવળી ગુણસ્થાનકના સત્તાસ્થાનોમાં ઘાતિકર્મની પ્રકૃતિઓનો ક્રમશઃ પ્રક્ષેપ કરતાં એકસો છેનાલીસ સુધીનાં જે સત્તાસ્થાનો કહ્યાં તે જ ક્રમે એકસો છેતાલીસમાંથી પશ્ચાનુપૂર્વિએ પ્રકૃતિઓ ઓછી કરતાં સુડતાલીસ અલ્પતરો થાય છે.

૪ ભૂયસ્કાર સત્તર થાય છે તે આ પ્રમાણે—તેઉવાયુમાં મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર ઉવેલાયા પછી જ્ઞા-૫, દ-૯, વે-૨, મો-૨૬, આ-૧, ગો-૧, અં-૫ અને નામ-૭૮ એ પ્રમાણે એકસો સત્તાવીસ પ્રકૃતિની સત્તા હોય છે, તે જ આયુના બંધે એકસો અઠ્ઠાવીસનું સત્તાસ્થાન થાય. એકસો સત્તાવીસની સત્તાવાળો પૃથ્વી આદિ મનુષ્યદ્વિક બાંધે ત્યારે એકસો ઓગણત્રીસનું, ઉચ્ચગોત્ર અથવા આયુના બંધે એકસો ત્રીસનું અને બંનેના બંધે એકસો એકત્રીસનું સત્તાસ્થાન થાય. તથા આયુ વિના એકસો ત્રીસની સત્તાવાળો પંચેન્દ્રિય વૈક્રિયષટ્ક બાંધે ત્યારે એકસો છત્રીસનું અને આયુ બાંધે ત્યારે એકસો સાડત્રીસનું સત્તાસ્થાન થાય. તથા એકસો છત્રીસની સત્તાવાળો દેવદ્વિક અથવા નરકદ્વિક બાંધે ત્યારે એકસો આડત્રીસનું અને તેને જ આયુના બંધે એકસો ઓગણચાળીસનું સત્તાસ્થાન થાય તથા આયુ-

આ ભૂયસ્કારો તેઉ-વાયુમાં જે એકસો સત્તાવીસનું સત્તાસ્થાન થાય છે ત્યાંથી આરંભી પછીના સત્તાસ્થાનોમાં જ સંભવે છે. તે પહેલાંના સત્તાસ્થાનો ક્ષપકશ્રેણિમાં હોવાથી અને ત્યાંથી પડવાનો અભાવ હોવાથી તેઓમાં ભૂયસ્કારો સંભવતા નથી. તેમાં પણ એકસો તેત્રીસનુ સત્તાસ્થાન ક્ષપકશ્રેણિમાં જ હોય છે અને ત્યાંથી પ્રતિપાત થતો નથી તેથી તે પણ ભૂયસ્કારરૂપે સંભવતું નથી. માટે સત્તર જ ભૂયસ્કાર થાય છે. ૨૨

આ પ્રમાણે બંધ આદિના ભૂયસ્કારાદિ ભેદો કહ્યા. હવે સાદિ આદિ ભેદો કહે છે. તે ભેદો આ પ્રમાણે છે—સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ. જે બંધાદિ આદિ-

---

વિના એકસો આડત્રીસની સત્તાવાળાને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીય સત્તામાં આવે ત્યારે એકસો ચાળીસનું સત્તાસ્થાન થાય. એકસો ચાળીસની સત્તાવાળો સમ્યક્ત્વી તીર્થંકરનામ બાંધે ત્યારે એકસો એકતાલીસનું, પરભવનું આયુ બાંધે ત્યારે એકસો બેતાલીશનું અને તે જ એકસો ચાલીશની સત્તાવાળો સમ્યક્ત્વી આહારક ચતુષ્ક બાંધે ત્યારે એકસો ચુમ્માલીસનું, તીર્થંકર અને આહારક ચતુષ્ક બંને બાંધે ત્યારે એકસો પીસ્તાલીસનું અને તેને દેવાયુના બંધે એકસો છેતાલીસનું સત્તાસ્થાન થાય

આ રીતે ૧૨૮-૧૨૯-૧૩૦-૧૩૧-૧૩૬-૧૩૭-૧૩૮-૧૩૯-૧૪૦-૧૪૧-૧૪૪-૧૪૫-૧૪૬-એટલા સત્તાસ્થાનો ભૂયસ્કારપણે પ્રાપ્ત થાય છે.

તથા ક્ષાયિક સમ્યક્ત્વીને જ્ઞા-૫, દ-૯ વે-૨, મો-૨૧, આ-૧ નામ-૮૮, ગો-૨ અને અ-૫ એમ એકસો તેત્રીસ પ્રકૃતિની સત્તા હોય છે. તેને તીર્થંકરના બંધે એકસો ચોત્રીસનું, આયુના બંધે એકસો પાંત્રીસનું તીર્થંકર અને આયુના બંધ વિના આહારક ચતુષ્કના બંધે એકસો સાડત્રીસનું, તીર્થંકરના બંધે એકસો આડત્રીસનું અને આયુના બંધે એકસો ઓગણચાળીસનુ સત્તાસ્થાન થાય છે. કૃષ્ણની જેમ ક્ષાયિક સમ્યક્ત્વીને આયુ અને તીર્થંકર નામકર્મનો બંધ થાય છે. આ પ્રમાણે અહિં ૧૩૪-૧૩૫-૧૩૭-૧૩૮-૧૩૯ એ પાંચ સત્તાસ્થાનો ભૂયસ્કારપણે પ્રાપ્ત થાય છે તેમાંના પહેલાના બે જ લેવાના છે. અન્ય સરખી સંખ્યાવાળા હોવાથી લેવાના નથી.

તથા અનંતાનુબંધિના વિસંયોજક ક્ષયોપશમ સમ્યક્ત્વીને જ્ઞા-૫, દ-૯, વે-૨, મો-૨૪, આ-૧, ના-૮૮, ગો-૨ અને અં-૫ એમ એકસો છત્રીસ પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે. તેને તીર્થંકરના બંધે એકસો સાડત્રીસનું, આયુના બંધે એકસો આડત્રીસનું, એકસો છત્રીસની સત્તાવાળાને આહારક ચતુષ્કના બંધે એકસો ચાળીસનું, તીર્થંકરના બંધે એકસો એકતાલીસનુ અને દેવાયુના બંધે એકસો બેતાલીસનું સત્તાસ્થાન થાય છે. અહિં ૧૩૭-૧૩૮-૧૪૦-૧૪૧-૧૪૨ એ પાંચ સત્તાસ્થાનો ભૂયસ્કારપણે પ્રાપ્ત થાય છે તેમાંથી છેલ્લો જ ભૂયસ્કાર લેવાનો છે, બીજા સમસંખ્યાવાળા હોવાથી લેવાના નથી. આ પ્રમાણે વિચારતાં ૧૪૩ નો ભૂયસ્કાર સંભવતો નથી. જો કે આહારક ચતુષ્કની ઉદ્વલનાનો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ મોટો હોય અને સમ્યક્ત્વ મોહનીયની ઉદ્વલનાનો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ નાનો હોય એટલે સમ્યક્ત્વ મોહનીયની ઉદ્વલના થયા પછી પણ આહારક ચતુષ્કની સત્તા રહેતી હોય તો જ્ઞા-૫, દ-૯, વે-૨, મો-૨૭, આ-૧, ના-૯૨, ગો-૨ અને અં-૫ એ પ્રમાણે ૧૪૩ પ્રકૃતિનું સત્તાસ્થાન સંભવી શકે પરંતુ તે ભૂયસ્કારરૂપે તો સંભવશે નહિ. કારણ કે મોહની અઠ્ઠાવીશ પ્રકૃતિ સાથે એકસો ચુમ્માલીસ પ્રકૃતિની સત્તાવાળો સમકિતમોહનીય ઉવેલી એકસો તેતાલીસના સત્તાસ્થાને જાય તેની તે અલ્પતરપણે ઘટી શકે. તત્ત્વ જ્ઞાની મહારાજ જાણે.

પ્રારંભ-શરૂઆત યુક્ત હોય તે સાદિ. જેની આદિ ન હોય તે અનાદિ. ભવિષ્યમાં જે બંધાદિ હંમેશા રહેનાર હોય જેનો કોઇ કાળે નાશ ન થાય તે ધ્રુવ-અનંત અને કાળાન્તરે જેનો વિચ્છેદ થાય તે અધ્રુવ-સાન્ત. આ ચાર ભેદોમાં જેના સદ્ભાવમાં જેનો અવશ્ય સદ્ભાવ હોય તે કહે છે—

**साइ अधुवो नियमा जीवविसेसे अणाई अधुववुधो ।**
**नियमा धुवो अणाई अधुवो अधुवो व साई वा ॥२३॥**

सादिरध्रुवः नियमात् जीवविशेषादनदिरध्रुवो ध्रुवः ।
नियमात् ध्रुवोऽनादिरध्रुवोऽध्रुवो वा सादिर्वा ॥२३॥

અર્થ—જે બંધાદિ સાદિ હોય છે, તે અવશ્ય અધ્રુવ હોય છે. જે બંધાદિ અનાદિ હોય છે, તે જીવવિશેષે અધ્રુવ હોય છે, ધ્રુવ પણ હોય છે. જે ધ્રુવ હોય છે. તે અવશ્ય અનાદિ હોય છે અને જે અધ્રુવ છે, તે અધ્રુવરૂપે રહે છે, અથવા સાદિ પણ થાય છે.

ટીકાનુ૦—અહિં જે બંધ સાદિ હોય છે તે અવશ્ય અધ્રુવ હોય છે. કારણ કે સાદિપણું ત્યારે જ ઘટે જ્યારે પૂર્વના બંધનો વિચ્છેદ થયા પછી નવા બંધનો પ્રારંભ થાય. તેથી સાદિ બંધના વિચ્છેદ પૂર્વક જ હોય છે માટે જ એમ કહ્યું કે જે બંધ સાદિ હોય તે અધ્રુવ-સાન્ત અવશ્ય હોય છે.

અભવ્ય અને ભવ્યરૂપ જીવો આશ્રયી અનાદિ બંધ બે પ્રકારે થાય છે. તે આ પ્રમાણે—અધ્રુવ, ધ્રુવ. તેમાં અભવ્યને જે બંધ અનાદિ હોય છે તે તેને ધ્રુવ-અનંત જ હોય છે અને ભવ્યને અનાદિ બંધનો પણ ભવિષ્યમાં નાશ થવાનો સંભવ હોવાથી સાન્ત થાય છે.

જે બંધ ધ્રુવ હોય છે તે અવશ્ય અનાદિ હોય છે. કારણ કે અનાદિ સિવાય અનંત હોઇ શકતો જ નથી. કોઈ કાળે સાદિ બંધ અનંતકાળ પર્યંત રહી શકે જ નહિ. કારણ કે ઉપરના ગુણસ્થાનકે જઈ પૂર્વના બંધનો વિચ્છેદ કરી પડી ફરી બંધનો આરંભ કરે ત્યારે સાદિ કહેવાય, પહેલે ગુણઠાણેથી ઉપરના ગુણસ્થાનકે ચડનાર આત્મા ભલે પહેલે ગુણઠાણે આવે, પરંતુ તે કંઇક ન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્તનથી વધારે સંસારમાં રહે જ નહિ. જ્યારે ઉપરના ગુણસ્થાનકે જાય ત્યારે બંધનો અંત કરે જ. માટે જે બંધ સાદિ હોય તે અવશ્ય સાન્ત હોય એમ કહ્યું છે.

તથા જે બંધનો અન્ત થાય છે તેની ફરી શરૂઆત થતી નથી એમ પણ બને છે. જેમ વેદનીયકર્મના બંધનો વિચ્છેદ થયા પછી તેનો ફરી બંધ થતો નથી અને કોઈ કર્મમાં બંધનો વિચ્છેદ થયા પછી ફરી બંધની શરૂઆત થાય પણ છે, જેમ જ્ઞાનાવરણીયકર્મના બંધનો વિચ્છેદ થયા પછી પડે ત્યારે ફરી તેના બંધની શરૂ-

આત થાય છે. તેથી જ એમ કહેવામાં આવ્યું છે કે જે બંધ અધ્રુવ હોય છે તે અધ્રુવ-રૂપે જ રહે છે તેમ જ તે બંધની સાદિ પણ થાય છે. ૨૩.

આ પ્રમાણે સાદિ આદિ બંધના ભેદોમાં જે છતાં જે અવશ્ય હોય છે અથવા જે છતાં નથી પણ હોતા તે કહ્યું. હવે સાદિ આદિ જઘન્ય, અજઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એમ ચાર ભેદે છે તેમાં અજઘન્ય અને અનુત્કૃષ્ટ કેટલાકને એકરૂપે જણાય છે તેથી તદ્‌ગત સાદિત્વ વિશેષને બતાવવા દ્વારા તે બંનેનો ભેદ બતાવે છે—

**उक्कोसा परिवडिए साइ अणुक्कोसओ जहन्नाओ ।**
**अबंधाओ वियरो तदभावे दो वि अविसेसा ॥२४॥**

उत्कृष्टात् परिपतिते सादिरनुत्कृष्टो जघन्यात् ।
अबन्धाद्वा इतरस्तदभावे द्वावपि अविशेषौ ॥२४॥

અર્થ—ઉત્કૃષ્ટ બંધથી જ્યારે પડે ત્યારે અનુત્કૃષ્ટબંધ સાદિ થાય અને જઘન્ય બંધથી પડે અથવા અબંધક થઈ ફરી બાંધે ત્યારે અજઘન્ય બંધ સાદિ થાય. તેના અભાવમાં તે બંને સરખા જ છે.

ટીકાનુ૦—અહિં જઘન્યથી આરંભી ઉત્કૃષ્ટ પર્યંત જે બંધ કે ઉદયાદિ હોય તે સઘળો અજઘન્ય કહેવાય છે. માત્ર ઓછામાં ઓછો જે બંધ કે ઉદયાદિ હોય તેનો તેમાં સમાવેશ થતો નથી.

ઉત્કૃષ્ટથી આરંભી જઘન્ય પર્યંત જે બંધ કે ઉદયાદિ હોય તે સઘળો અનુત્કૃષ્ટ કહેવાય છે. માત્ર વધારેમાં વધારે જે બંધ કે ઉદયાદિ હોય તેનો તેમાં સમાવેશ થતો નથી.

જો કે જઘન્ય અને ઉત્કૃષ્ટ વચ્ચેના તેમ જ ઉત્કૃષ્ટ અને જઘન્ય વચ્ચેના સ્થાનકો બંનેનાં સરખા છે પરંતુ એટલા માત્રથી આ બંનેમાં વિશેષ નથી એમ નથી. કારણ કે તદ્‌ગત સાદિત્વ વિશેષનો ભેદ હોવાથી બંનેમાં વિશેષ છે. તે જ વિશેષ—ભેદ બતાવે છે.

ઉત્કૃષ્ટથી જ્યારે પડે ત્યારે અનુત્કૃષ્ટ સાદિ થાય છે. એટલે કે જ્યારે પરિણામ વિશેષ વડે ઉત્કૃષ્ટ બંધ કરીને ત્યાર પછી પરિણામની મંદતા વડે ઉત્કૃષ્ટ બંધથી પડે ત્યારે અનુત્કૃષ્ટ બધની સાદિ થાય છે અને જઘન્ય બંધથી અથવા બંધાદિનો વિચ્છેદ કરીને પડે ત્યારે અજઘન્ય સાદિ થાય છે.

તાત્પર્ય એ કે જ્યારે તથાપ્રકારના પરિણામ વિશેષ વડે જઘન્ય બંધ કરીને ત્યાંથી પડે અથવા ઉપશાંતમોહ ગુણસ્થાનકે જઈ ત્યાં અબંધક થઈ પરિણામના પરાવર્તન વડે ત્યાંથી પડે ત્યારે અજઘન્ય બંધની સાદિ થાય છે. આ પ્રમાણે અજઘન્ય અને અનુત્કૃષ્ટની સાદિ ભિન્ન ભિન્ન કારણો વડે ઉત્પન્ન થયેલી હોવાથી અજઘન્ય અને અનુત્કૃષ્ટ એ બંને ભિન્ન છે, એક નથી.

તથા અજઘન્ય અને ઉત્કૃષ્ટ ભિન્ન ભિન્ન અવધિ—મર્યાદાથી ઉત્પન્ન થયેલા છે માટે પણ તે બંને ભિન્ન છે. તે આ પ્રમાણે—જઘન્યરૂપ મર્યાદાને આશ્રયી અજઘન્ય અને ઉત્કૃષ્ટરૂપ મર્યાદાને આશ્રયી અનુત્કૃષ્ટ પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે. એટલે કે જઘન્યથી અજઘન્યે અને ઉત્કૃષ્ટથી અનુત્કૃષ્ટે જાય છે. અવધિના ભેદે સ્વરૂપનો ભેદ જણાય છે. જેમ પૂર્વ અને પશ્ચિમ દિશાની મર્યાદા ભિન્ન ભિન્ન હોવાથી જેમ તે બંને સ્વરૂપે ભિન્ન છે તેમ અજઘન્ય અને અનુત્કૃષ્ટની મર્યાદા ભિન્ન ભિન્ન હોવાથી તે બંને પણ સ્વરૂપે ભિન્ન છે.

અહિં માત્ર સાદિત્વવિશેષના સ્વીકાર વડે જ એટલે સાદિત્વરૂપ વિશેષ હોવાને લઈને જ અજઘન્ય અને અનુત્કૃષ્ટમાં સ્પષ્ટ વિશેષ-ભેદ જણાય છે, માટે તેનું ગ્રહણ કર્યું છે. જ્યાં સાદિત્વરૂપ વિશેષનો અભાવ છે, ત્યાં તે બેની વચ્ચે કોઈ ખાસ વિશેષ જણાતો નથી. કારણ કે સાદિત્વરૂપ વિશેષનો અભાવ ત્યારે જ હોય કે જ્યારે મર્યાદાનો અભાવ થાય એટલે કે જઘન્યથી અજઘન્યે જાય ત્યારે અજઘન્યની સાદિ થાય અને ઉત્કૃષ્ટથી અનુત્કૃષ્ટે જાય ત્યારે અનુત્કૃષ્ટની સાદિ થાય એ મર્યાદા જ નષ્ટ થાય ત્યારે વચલા સ્થાનકો સરખા હોવાથી તે બંનેમાં કોઈ જાતનો ભેદ ઘટી શકે નહિ. માટે સાદિત્વ વિશેષ જ તે બંનેના ભેદમાં કારણ છે. સાદિત્વ વિશેષના અભાવે તે બંને સરખા છે.

જે કોઈ પણ સ્થળે સાદિત્વવિશેષ નહિ જણાવાથી અજઘન્ય અનુત્કૃષ્ટ વચ્ચે ભેદ ન જણાતો હોય ત્યાં પણ અજઘન્યની મર્યાદા જઘન્ય છે અને અનુત્કૃષ્ટની મર્યાદા ઉત્કૃષ્ટ છે, એમ પોતાના અંતઃકરણમાં વિચારી તે બન્ને વચ્ચે ભેદ છે એમ નિર્ણય કરી લેવો.

આ રીતે અજઘન્ય અને અનુત્કૃષ્ટનો વિશેષ કહ્યો. હવે અજઘન્યાદિમાં સામાન્યથી સાદિત્વાદિ ભંગની પ્રરૂપણા કરે છે—

**ते णाई ओहेणं उक्कोसजहन्नगो पुणो साई ।**

**तौ अनादी ओघेनोत्कृष्टजघन्यको पुनः सादी**

અર્થ—ઓઘે અજઘન્ય અને અનુત્કૃષ્ટ અનાદિ છે અને ઉત્કૃષ્ટ તથા જઘન્ય સાદિ છે.

ટીકાનુ૦—જેની અંદર સાદિત્વ વિશેષ અનુપલક્ષ્યમાણ છે—ઓળખી શકાતા નથી-સમજી શકાતા નથી એટલે કે સાદિત્વ વિશેષ વિનાના તે અજઘન્ય અથવા અનુત્કૃષ્ટનો કાળ અનાદિ છે.

શી રીતે અનાદિ છે? તો કહે છે—સામાન્યથી. એટલે પ્રકૃતિ અથવા સ્થિતિ આદિ વિશેષની અપેક્ષા રાખ્યા વિના સર્વત્ર અનાદિ છે. પ્રકૃતિ અને સ્થિતિ આદિને અપેક્ષીને તો હવે પછી કહેશે તે પ્રમાણે છે.

તથા નિયતકાળ ભાવિ હોવાથી એટલે કે અમુક નિર્ણીત સમય જ પ્રવર્તતા હોવાથી ઉત્કૃષ્ટ અને જઘન્ય સાદિ છે.

આ રીતે પ્રકૃતિ અને સ્થિતિ આદિની અપેક્ષા રાખ્યા વિના જઘન્યાદિમાં સાદિ-ત્વાદિની પ્રરૂપણા કરી હવે સામાન્યથી બંધ આશ્રયી કહે છે—

अधुवाण साइ सव्वे धुवाणणाई वि संभविणो ॥२५॥

अध्रुवाणां सादयः सर्वे ध्रुवाणामनादी अपि संभविनौ ॥२५॥

અર્થ—અધ્રુવબંધિ પ્રકૃતિઓના સઘળા ભાંગા સાદિ છે અને ધ્રુવબંધિ પ્રકૃતિઓના સંભવતા અજઘન્ય અને અનુત્કૃષ્ટ અનાદિ પણ હોય છે.

ટીકાનુ૦—સાતવેદનીયાદિ અધ્રુવબંધિ પ્રકૃતિઓના જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ સઘળા ભાગા સાદિ છે. સાદિ એ સાન્તનું ઉપલક્ષણ-સૂચક હોવાથી સાન્ત પણ છે. જે સાદિ હોય છે તે સાન્ત અવશ્ય હોય છે એ પહેલા કહ્યું છે. એટલે અહિં એકલો સાદિ ભાંગો કહ્યો છે છતા સાન્ત પણ લઈ લેવો.

વર્ણાદિ ધ્રુવબંધિ પ્રકૃતિઓમાં યથાયોગ્ય રીતે સંભવતા અજઘન્ય અને અનુત્કૃષ્ટનો કાળ અનાદિ છે. અહિં પણ અનાદિ શબ્દવડે અનન્ત પણ લઈ લેવાનો છે. કારણ કે જ્યારે અનાદિ હોય ત્યારે અનંતપણાનો પણ સંભવ છે. એટલે અનાદિ અને ધ્રુવ છે અને ગાથામાં ગ્રહણ કરેલા 'અપિ' શબ્દવડે સાદિ અને અધ્રુવ પણ છે.

તથા ધ્રુવબંધિ પ્રકૃતિઓના જે જઘન્ય અને ઉત્કૃષ્ટ ભેદ છે તે સાદિ સાન્ત જ હોય છે. કારણ કે એ બને કોઈ વખતે જ પ્રવર્તે છે. જ્યારે પ્રવર્તે ત્યારે સાદિ અને જે સાદિ હોય તે સાન્ત હોય જ એ પહેલાં કહ્યું છે માટે ધ્રુવબંધિ પ્રકૃતિઓના જઘન્ય અને ઉત્કૃષ્ટ સાદિ સાન્ત જાણવા. ૨૫

આ પ્રમાણે સામાન્યથી પ્રકૃતિબંધ આશ્રયી જઘન્ય આદિ ભાંગાઓ સાદિ આદિ રૂપે પ્રરૂપ્યા. હવે મૂળ અને ઉત્તર પ્રકૃતિઓમાં જ્યાં જ્યાં જે જે જઘન્યાદિ બંધનો સંભવ છે ત્યાં ત્યાં તે તે કહે છે—

मूलुत्तरपगईणं जहन्नओ पगइबन्ध उवसंते ।
तब्भट्ठा अजहन्नो उक्कोसो सन्नि मिच्छंमि ॥२६॥

मूलोत्तरप्रकृतीनां जघन्यः प्रकृतिबन्ध उपशान्ते ।
तद् भ्रष्टादजघन्य उत्कृष्टः सञ्ज्ञिनि मिथ्यादृष्टौ ॥२६॥

અર્થ—મૂળ અને ઉત્તર પ્રકૃતિનો જઘન્ય બંધ ઉપશાંતમોહ ગુણઠાણે થાય છે. ત્યાંથી પડવાથી અજઘન્ય બંધ થાય છે. તથા ઉત્કૃષ્ટ બંધ મિથ્યાદૃષ્ટિ સંજ્ઞિમાં હોય છે.

ટીકાનુ૦—મૂળ અને ઉત્તર પ્રકૃતિઓનો ઓછામાં ઓછો બંધ ઉપશાંતમોહ ગુણઠાણે થાય છે. કેમ કે ઉપશાંતમોહ ગુણઠાણે મૂળ પ્રકૃતિ અથવા ઉત્તર પ્રકૃતિ આશ્રયી એક સાતવેદનીયરૂપ પ્રકૃતિનો જ બંધ થાય છે અને તે એક પ્રકૃતિનો બંધ પ્રકૃતિબંધ આશ્રયી જઘન્ય કહેવાય છે.

અહિં સ્થિતિબંધાદિને આશ્રયી અજઘન્યાદિ વિચાર ઇષ્ટ નથી જેથી જઘન્ય સ્થિતિ આદિનો બંધ તે જઘન્ય બંધ એમ કહેવાય. અહિં તો માત્ર પ્રકૃતિબંધ આશ્રયી વિચાર કરવો એ જ ઇષ્ટ છે. સ્થિતિબંધ આશ્રયી આગળ કહેશે. તેથી જે અલ્પમાં અલ્પ પ્રકૃતિનો બંધ તે જઘન્ય બંધ કહેવાય. માટે જ એક પ્રકૃતિનો બંધ જઘન્યબંધ કહેવાય છે.

અહિં ગાથામાં ઉપશાંત શબ્દનું ગ્રહણ ઉપલક્ષણ છે. તેથી ક્ષીણમોહ અને સયોગિ કેવળી ગુણસ્થાનકે પણ જઘન્ય પ્રકૃતિબંધ સમજવો. માત્ર ઉપશાંતમોહ ગુણઠાણેથી પ્રતિપાત થાય છે અને ક્ષીણમોહાદિ ગુણઠાણેથી થતો નથી, પડે ત્યારે અજઘન્ય આદિ ભાંગાનો સંભવ થાય છે, માટે મુખ્ય વૃત્તિએ ઉપશાંતમોહનું ગ્રહણ કર્યું છે.

તે ગુણસ્થાનકેથી પડવાથી અજઘન્ય બંધ થાય છે. કારણ કે અગીઆરમેથી દશમા આદિ ગુણઠાણે આવે ત્યારે મૂળકર્મ આશ્રયી છ અને ઉત્તર પ્રકૃતિઓ આશ્રયી સત્તર આદિ પ્રકૃતિઓના બંધનો સંભવ છે.

મિથ્યાદૃષ્ટિ [1]સંજ્ઞિને ઉત્કૃષ્ટ પ્રકૃતિબંધ થાય છે. કારણ કે તેને મૂળ આઠે કર્મનો અને ઉત્તર ચુમ્મોતેર પ્રકૃતિઓનો બંધ થઇ શકે છે.

હવે તે ઉત્કૃષ્ટ બાંધી ત્યાંથી પડતા જે અલ્પ અલ્પ મૂળ અથવા ઉત્તર પ્રકૃતિઓનો બંધ થાય તે બંધ અનુત્કૃષ્ટ કહેવાય. એને ગાથામાં નથી કહ્યો છતાં સામર્થ્યથી જાણી શકાય છે.

અહિં સાદિત્વાદિ ભંગની યોજના સુગમ હોવાથી પોતાની મેળે કરવી. તે આ પ્રમાણે—મૂળ અથવા ઉત્તર પ્રકૃતિઓના જઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ બંધ કોઇ વખતે થતા હોવાથી સાદિ અને સાંત ભાંગે સમજવા. માત્ર અજઘન્યબંધ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે. તેમાં ઉપશાંતમોહ ગુણસ્થાનકથી પડે અને અજઘન્ય બંધ કરે ત્યારે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓને અનાદિ, અભવ્યને હમેશા અજઘન્ય બંધ થતો હોવાથી ધ્રુવ અને ભવ્યોને અમુક કાળે વિચ્છેદ થવાનો સંભવ હોવાથી અધ્રુવ છે. ૨૬

આ પ્રમાણે મૂળ અથવા ઉત્તર પ્રકૃતિ આશ્રયી જ્યાં જે જઘન્ય આદિ સંભવે

---

[1] એકેન્દ્રિયાદિ જીવો પણ આઠ મૂળ અને ચુમ્મોતેર ઉત્તરપ્રકૃતિ સ્વરૂપ ઉત્કૃષ્ટ પ્રકૃતિબંધ કરે છે. છતાં અહિં મૂળ ગાથા ટીકામાં સંજ્ઞી કેમ જણાવ્યા? તે વિચારણીય છે.

છે ત્યાં તેનું પ્રતિપાદન કર્યું. હવે મૂળકર્મ આશ્રયી એક એક કર્મમાં સાદિત્વાદિનો વિચાર કરે છે—

**आउस्स साइअधुवो बंधो तइयस्स साइ अवसेसो ।**
**सेसाण साइयाई भव्वाभव्वेसु अधुवधुओ ॥२७॥**

आयुषः सादिरध्रुवः बन्धः तृतीयस्य साद्यवशेषः ।
शेषाणां साद्यादिः भव्याभव्येषु अध्रुवध्रुवौ ॥२७॥

અર્થ—આયુનો બંધ સાદિ અને અધ્રુવ છે. ત્રીજા કર્મનો સાદિ વિના ત્રણ ભાંગે છે અને શેષ કર્મોનો સાદિ આદિ ચારે ભાંગે છે. તથા ભવ્યમાં અધ્રુવ અને અભવ્યમાં ધ્રુવ બંધ હોય છે.

ટીકાનુ૦—મૂળ કર્મની અંદર આયુનો બંધ તે અધ્રુવબંધિ હોવાથી સાદિ સાન્ત છે.

ત્રીજા વેદનીયકર્મનો બંધ સાદિ સિવાય અનાદિ, અધ્રુવ અને ધ્રુવ એમ ત્રણ ભાંગે છે. તેમાં સર્વદા તેનો બંધ થતો હોવાથી અનાદિ, ભવિષ્યમાં કોઈપણ કાળે વિચ્છેદનો અસંભવ હોવાથી અભવ્યને અનંત અને ભવ્યોને અયોગિ ગુણસ્થાનકે બંધનો વિચ્છેદ થતો હોવાથી અધ્રુવ-સાન્ત છે.

શેષ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, નામ, ગોત્રકર્મ તથા અંતરાયકર્મનો બંધ સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે. તેમાં ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી પડે અને બંધ કરે માટે સાદિ તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ બંધ છે. ૨૭

હવે ઉત્તર પ્રકૃતિઓ આશ્રયી એક એક પ્રકૃતિના બંધમાં સાદિત્વાદિનો વિચાર કરે છે—

**साई अधुवो सव्वाण होइ धुवबंधियाण णाइ धुवो ।**
**निययअबन्धचुयाणं साइ अणाई अपत्ताणं ॥२८॥**

सादिरध्रुवः सर्व्वासां भवति ध्रुवबन्धिनीनामनादि ध्रुवः ।
निजकाबन्धच्युतानां सादिरनादिरप्राप्तानाम् ॥२८॥

અર્થ—સઘળી ધ્રુવબન્ધિ પ્રકૃતિઓનો બંધ સાદિ, સાન્ત, અનાદિ અને અનન્ત એમ ચાર ભાંગે છે. પોતપોતાના અબંધસ્થાનથી પડે ત્યારે તેનો બંધ સાદિ થાય છે. તથા તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને તેનો બંધ અનાદિ છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, અંતરાય પાંચ, સોળ કષાય,

મિથ્યાત્વ, ભય, જુગુપ્સા અગુરુલઘુ, નિર્માણ, તૈજસ, કાર્મણ, ઉપઘાત અને વર્ણાદિ ચતુષ્ક એ સુડતાલીસે ધ્રુવબંધિ પ્રકૃતિઓનો બંધ સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે.

તેમાં સાદિ શી રીતે થાય છે? તે કહે છે—જ્યાં જ્યાં જે જે પ્રકૃતિનું અબંધસ્થાન હોય ત્યાંથી પડે ત્યારે તે તે પ્રકૃતિનો બંધ સાદિ થાય છે, જેમકે-મિથ્યાત્વ, સ્ત્યાનર્દ્ધિત્રિક અને અનંતાનુબંધિ એ આઠ પ્રકૃતિનું અબંધસ્થાન મિશ્રદૃષ્ટિ આદિ ગુણસ્થાનકો છે. એ પ્રમાણે અપ્રત્યાખ્યાનાવરણીય કષાયનું દેશવિરતિ આદિ ગુણસ્થાનકો, પ્રત્યાખ્યાનાવરણીય કષાયનું પ્રમત્તસંયતાદિ ગુણસ્થાનકો, નિદ્રા, પ્રચલા, અગુરુલઘુ, નિર્માણ, તૈજસ, ઉપઘાત, વર્ણચતુષ્ક, કાર્મણ, ભય અને જુગુપ્સા એ તેર પ્રકૃતિઓનું અનિવૃત્તિ બાદરાદિ ગુણસ્થાનકો, સંજ્વલન કષાયનું સૂક્ષ્મસંપરાયાદિ ગુણસ્થાનકો અને જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ અને દર્શનાવરણીય ચાર એ ચૌદ પ્રકૃતિઓનુ ઉપશાંતમોહાદિ ગુણસ્થાનકો અબંધસ્થાન છે.

તે તે મિશ્રદૃષ્ટિ આદિ અબંધસ્થાનેથી જ્યારે પડે ત્યારે મિથ્યાત્વાદિ પ્રકૃતિઓનો ફરી બંધ શરૂ થાય માટે સાદિ. સાદિપણું અધ્રુવપણા વિના હોતું નથી, જે બંધ સાદિ થાય તેનો અંત અવશ્ય થાય છે, તેથી જ્યારે મિશ્રદૃષ્ટિ આદિ ગુણસ્થાનકે જાય ત્યારે તે તે પ્રકૃતિઓના બંધનો અંત થાય માટે સાન્ત. તથા તે તે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકરૂપ અબંધસ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને તે પ્રકૃતિઓનો બંધ શરૂઆતનો અભાવ હોવાથી અનાદિ છે. અભવ્યોને કોઈપણ કાળે બંધ વિચ્છેદ ન થાય માટે અનંત અને ભવ્યો તે તે ગુણસ્થાનકને પ્રાપ્ત કરી ભવિષ્યમાં બન્ધનો નાશ કરશે માટે તેઓ આશ્રયી સાન્ત બન્ધ છે.

તથા ધ્રુવબન્ધિ-સુડતાલીસ સિવાય તહોંતેર અધ્રુવબંધિની પ્રકૃતિઓનો બંધ તેઓ અધ્રુવબંધિ હોવાથી જ સાદિ સાન્ત જાણવો. ૨૮

આ પ્રમાણે સાદિ આદિ ભાંગાની પ્રરૂપણા કરી. હવે સ્વામિત્વ કહેવું જોઈએ એટલે કયો જીવ કેટલી પ્રકૃતિના બંધનો અધિકારી છે તે કહેવું જોઈએ. તેમાં જે પ્રકૃતિઓ જે જીવોને બંધ આશ્રયી અયોગ્ય છે તે પ્રકૃતિઓના બંધના તે જીવો સ્વામિ નથી. એમ કહેવાથી તે સિવાયની બીજી પ્રકૃતિઓના બંધના તેઓ સ્વામિ છે એમ અર્થાત્ સમજી શકાય અને એવી બંધ આશ્રયી અયોગ્ય પ્રકૃતિઓ ચારે ગતિમાં થોડી હોય છે તેથી ગ્રંથલાઘવ માટે જે પ્રકૃતિઓ જે જીવોને અયોગ્ય છે, તેઓનુ પ્રતિપાદન કરવા ઈચ્છતાં પહેલાં તિર્યંચોને અયોગ્ય પ્રકૃતિઓનુ પ્રતિપાદન કરે છે—

**नरयतिगं देवतिगं इगिविगलाणं विउव्वि नो बंधे ।**
**मणुयतिगुच्चं च गईतसंमि तिरि तित्थआहारं ॥२९॥**

नरकत्रिकं देवत्रिकमेकविकलनां वैक्रियं न बन्धे ।
मनुजत्रिकोच्चं च गतित्रसे तिरश्चां तीर्थाहारम् ॥२९॥

અર્થ—એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોને નરકત્રિક, દેવત્રિક અને વૈક્રિયદ્વિક બંધમાં હોતું નથી, ગતિત્રસમાં મનુષ્યત્રિક, ઉચ્ચગોત્ર અને પૂર્વોક્ત આઠ પ્રકૃતિઓ બંધમાં હોતી નથી, તથા તીર્થંકરનામ અને આહારકદ્વિક સઘળા તિર્યંચોને બંધમાં હોતું નથી.

ટીકાનુ૦—નરકગતિ, નરકાનુપૂર્વિ અને નરકાયુ એ નરકત્રિક, દેવગતિ, દેવાનુપૂર્વિ અને દેવાયુ એ દેવત્રિક, તથા વૈક્રિય શરીર અને વૈક્રિય અંગોપાંગ એ આઠ કર્મપ્રકૃતિઓ એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોને બંધયોગ્ય હોતી નથી.

મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વિ અને મનુષ્યાયુ એ મનુષ્યત્રિક. ઉચ્ચગોત્ર અને ચ શબ્દ વડે પૂર્વોક્ત આઠ પ્રકૃતિઓ કુલ બાર પ્રકૃતિઓ ગતિત્રસ–તેઉકાય અને વાયુકાયના જીવોને બંધ આશ્રયી અયોગ્ય છે. અર્થાત્ તેઓ બાંધતા નથી.

તીર્થંકર નામ અને આહારકશરીર, આહારક અંગોપાંગરૂપ આહારકદ્વિકને સઘળા તિર્યંચો તથાભવસ્વભાવે બાંધતા નથી.

તાત્પર્ય એ કે—તીર્થંકરનામ અને આહારકદ્વિક વિના શેષ એકસો સત્તર પ્રકૃતિઓના સામાન્યથી પંચેન્દ્રિય તિર્યંચો બંધના સ્વામિ છે. એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયો આહારકદ્વિક. તીર્થંકરનામ, વૈક્રિયદ્વિક, નરકત્રિક અને દેવત્રિક વિના એકસો નવ પ્રકૃતિઓના બંધના સ્વામિ છે. તથા તેઉકાય અને વાઉકાય તીર્થંકરનામ, આહારકદ્વિક, વૈક્રિયદ્વિક, નરકત્રિક, દેવત્રિક, મનુષ્યત્રિક અને ઉચ્ચગોત્ર વિના શેષ એકસો પાંચ પ્રકૃતિઓના બંધના અધિકારી છે. ૨૯

હવે દેવો અને નારકીઓને આશ્રયી બંધને અયોગ્ય પ્રકૃતિઓ બતાવે છે—

**वेउव्वाहारदुगं नारयसुरसुहुम विगलजाइतिगं ।**
**बंधहि न सुरा सायवथावरएगिंदि नेरइया ॥३०॥**

वैक्रियाहारकद्विकं नारकसुरसूक्ष्मविकलजातित्रिकम् ।
बध्नन्ति न सुराः सातपस्थावरैकेन्द्रियं नैरयिकाः ॥३०॥

અર્થ—વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, નરકત્રિક, દેવત્રિક, સૂક્ષ્મત્રિક અને વિકલજાતિત્રિક એ સોળ પ્રકૃતિઓને દેવો બાંધતા નથી અને આતપ, સ્થાવર અને એકેન્દ્રિયજાતિ સાથે ઓગણીશ પ્રકૃતિઓને નારકીઓ બાંધતા નથી.

ટીકાનુ૦—વૈક્રિય શરીર અને વૈક્રિય અંગોપાંગરૂપ વૈક્રિયદ્વિક, આહારક શરીર અને આહારક અંગોપાંગરૂપ આહારકદ્વિક, ત્રિક શબ્દનો દરેકની સાથે યોગ હોવાથી નરકગતિ નરકાનુપૂર્વિ અને નરકાયુ એ નરકત્રિક, દેવગતિ દેવાનુપૂર્વિ અને દેવાયુ એ

દેવત્રિક, સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણ એ સૂક્ષ્મત્રિક, બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય એ જાતિત્રિક, સઘળી મળી સોળ પ્રકૃતિઓને તથાભવસ્વભાવે સઘળા દેવો બાંધતા નથી. તેથી શેષ એકસો ચાર પ્રકૃતિઓના બંધાધિકારી સમજવા.

તથા આતપ સ્થાવર અને એકેન્દ્રિયજાતિ સાથે પૂર્વોક્ત સોળ પ્રકૃતિઓ-કુલ ઓગણીશ પ્રકૃતિઓને તથાસ્વભાવે કોઇપણ નારકીઓ બાંધતા નથી, તેથી સામાન્યતઃ તેઓ એકસો એક પ્રકૃતિઓના [1]બંધાધિકારી છે. ૩૦

આ પ્રમાણે પ્રકૃતિબંધ કહ્યો. હવે સ્થિતિબંધનું કથન શરૂ કરે છે—તેમાં અગીઆર અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે-૧ સ્થિતિપ્રમાણ પ્રરૂપણા, ૨ નિષેક પ્રરૂપણા, ૩ અબાધાકંડક પ્રરૂપણા, ૪ એકેન્દ્રિયાદિ આશ્રયી ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધના પ્રમાણ સંબંધે પ્રરૂપણા, ૫ સ્થિતિસ્થાન પ્રરૂપણા, ૬ સંક્લેશસ્થાન પ્રરૂપણા, ૭ વિશુદ્ધિસ્થાન પ્રરૂપણા, ૮ અધ્યવસાયસ્થાનના પ્રમાણવિષયક પ્રરૂપણા, ૯ સાદ્યાદિ પ્રરૂપણા, ૧૦ સ્વામિત્વ પ્રરૂપણા, ૧૧ અને શુભાશુભત્વ પ્રરૂપણા. તેમાં પહેલાં સ્થિતિ પ્રમાણ પ્રરૂપણા કહે છે. સ્થિતિ પ્રમાણ પ્રરૂપણા એટલે મૂળ અને ઉત્તર દરેક પ્રકૃતિઓની ઓછામાં ઓછી અને વધારેમાં વધારે કેટલી સ્થિતિ બંધાય તેનો વિચાર. આ દ્વારમાં મૂળ અને ઉત્તર પ્રકૃતિઓની જઘન્ય અને ઉત્કૃષ્ટ જેટલી સ્થિતિ બંધાય તે કહેશે. તેમાં પહેલાં મૂળ કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ કહે છે—

**मोहे सत्तरी कोडाकोडीओ वीस नामगोयाणं ।**
**तीसियराण चउण्हं तेत्तीसयराइं आउस्स ॥३१॥**

मोहे सप्ततिकोटीकोटयो विंशतिर्नामगोत्रयोः ।
त्रिंशदितरेषां चतुर्णां त्रयस्त्रिंशदतराण्यायुषः ॥३१॥

અર્થ—મોહનીયકર્મની સિત્તેર કોડાકોડી, નામ અને ગોત્રની વીશ કોડાકોડી, ઇતર-જ્ઞાનાવરણાદિ ચાર કર્મની ત્રીસ કોડાકોડી અને આયુની તેત્રીસ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે.

ટીકાનુ૦—મોહનીયકર્મની ઉત્કૃષ્ટ બંધસ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. અહિં સ્થિતિ બે પ્રકારે છે. તે આ પ્રમાણે—કર્મસ્વરૂપે રહેનારી, અને અનુભવ યોગ્ય.

અહિં સ્થિતિનુ જઘન્ય અને ઉત્કૃષ્ટ પ્રમાણ કર્મસ્વરૂપે રહેનારી સ્થિતિને આશ્રયીને જ કહ્યું છે એમ સમજવું. એટલે કે જે સમયે જે કોઇ કર્મ બંધાય તે સમયથી આરંભી તેની જેટલી સ્થિતિ બંધાઇ હોય તેના ચરમસમય પર્યંત તે કર્મ આત્મા

[1] સામાન્યથી કયા કયા ગુણસ્થાનકે કેટલી બંધાય છે તે અને કયા કયા દેવો કે નારકીઓ કેટલી બાંધે છે તે સઘળું બીજા-ત્રીજા કર્મગ્રંથમાંથી જાણવું અહિં તો દિગ્દર્શન માત્ર કરાવ્યું છે.

સાથે કોઇ પણ કરણ ન લાગે તો તે રૂપે ટકી શકે છે અને અબાધાકાલહીન શેષ સ્થિતિ અનુભવ યોગ્ય છે.

જે કર્મની જેટલી કોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિ બંધાય તેનો તેટલા સો વરસનો અબાધાકાળ હોય છે. આ જ પ્રકરણમાં આગળ ઉપર કહેશે 'एवइया वाहवा-ससया' જે કર્મની જેટલી કોડાકોડી પ્રમાણ સ્થિતિ બંધાય તેટલા સો વરસનો અબાધાકાળ હોય છે.

જેમ કે—મોહનીયકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ બંધાતી હોવાથી તેનો સાત હજાર વરસનો [1]અબાધાકાળ છે. એટલે કે ઉત્કૃષ્ટ સ્થિતિવાળું બાંધેલું મોહનીય કર્મ સાત હજાર વરસ પર્યંત પોતાના ઉદય વડે જીવને કાંઈ પણ બાધા ઉત્પન્ન કરતું નથી. ત્યારપછી જ બાધા ઉત્પન્ન કરે છે. કારણ કે સાત હજાર વરસના જેટલા સમયો થાય તેમાં આત્મા તથાસ્વભાવે દલિકની રચના કરતો નથી. ત્યારપછીના સમયથી આરંભી સાત હજાર વરસે ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમના જેટલા સમયો થાય તેટલામાં રચના કરે છે. તેથી જ સાતહજાર વરસ પર્યંત ફળનો અનુભવ કરતો નથી અને સાત હજાર વરસ ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પર્યંત ફળ અનુભવે છે.

જેટલા સ્થાનકોમાં દલરચના થતી નથી તેને અબાધાકાળ કહે છે અને જેટલા સ્થાનકોમાં દલરચના થાય છે તેને નિષેક રચના કહે છે.

---

૧ જે સમયે જે કર્મ બંધાય તેના ભાગમાં જે દલિકો આવે તેઓ ક્રમશઃ ભોગવાય તેટલા માટે તેની વ્યવસ્થિત રચના થાય છે જે સમયે કર્મ બંધાયુ તે સમયથી આરભી કેટલાક સમયોમાં રચના થતી નથી, પરંતુ તેની ઉપરના સમયથી થાય છે. જેટલા સમયોમાં રચના થતી નથી, તેને અબાધાકાળ એટલે દલિક રચના વિનાનો કાળ. બંધ સમયથી આરંભી અમુક સમયમા દલરચના નહિ થવામાં કારણ જીવસ્વભાવ છે. અબાધાકાળના ઉપરના સમયથી આરંભી અમુક સમયે આટલા જ દલિક ફળ આપે, અમુક સમયે આટલા દલિકો ફળ આપે એ પ્રમાણે સ્થિતિના ચરમ સમયપર્યંત નિશ્ચિત રચના થાય છે. જે જે સમયોમા જે જે પ્રમાણે રચના થઇ હોય તે તે સમય પ્રાપ્ત થાય ત્યારે તેટલા તેટલા દલિકોના ફળને ભોગવે છે. તેથી જ અબાધાકાળ ગયા પછી એક સામટા દલિકો ફળ આપતા નથી, પરંતુ ગોઠવણ અનુસાર જ ફળ આપે છે. જેટલા સ્થાનોમાં રચના થઇ નથી તેને અબાધાકાળ કહે છે તેનું પ્રમાણ આગળ ઉપર કહેશે. ફળ ભોગવવા માટે થયેલી વ્યવસ્થિત 'દલિકરચનાને' નિષેક રચના કહે છે. અબાધાકાળમાં દલિક નહિ ગોઠવાયેલુ હોવાથી તેટલા 'કાળપર્યંત વિવક્ષિત સમયે બંધાયેલા કર્મના ફળને' અનુભવતો નથી. તેટલો કાળ ગયા પછી અનુભવે છે. અહિં જે સ્થિતિ કહી છે તે અબાધાકાળ સહિત કર્મસ્વરૂપે રહેનારી કહી છે. કારણ કે અબાધાકાળમા પણ 'તે કર્મનો સંબંધ તો જીવ સાથે છે જ. આયુ વિના સાતકર્મની સ્થિતિ સાથે અબાધાકાળ જોડીને તેઓની 'સ્થિતિ કહી છે કારણ કે તે કર્મોના અબાધાકાળનું પ્રમાણ ચોક્કસ છે આયુના અબાધાકાળનું પ્રમાણ ચોક્કસ નહિ હોવાથી તેની સ્થિતિ સાથે અબાધાકાળ જોડ્યો નથી.

નામ અને ગોત્રકર્મની વીસ કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, બે હજાર વરસનો અબાધાકાળ છે. અબાધાકાળહીન કર્મદલિકનો નિષેક—કાળ છે.

તથા ઇતર—જ્ઞાનાવરણ, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય એ ચાર કર્મની ત્રીસ કોડાકોડી સાગરોપમપ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, ત્રણ હજાર વરસનો અબાધાકાળ છે અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

આયુકર્મની પૂર્વકોટિના ત્રીજા ભાગ અધિક તેત્રીસ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, પૂર્વકોટિનો ત્રીજો ભાગ અબાધાકાળ છે અને અબાધાકાળહીન નિષેક કાળ છે.

આ રીતે મૂળકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ કહી. હવે જઘન્ય કહે છે—

**मोत्तुमकसाइ तणुया ठिइ वेयणीयस्स बारस मुहुत्ता ।**
**अट्ठट्ठ नामगोयाण सेसयाणं मुहुत्तंतो ॥३२॥**

**मुक्त्वाऽकषायिणः तनुका स्थितिः वेदनीयस्य द्वादश मुहूर्त्ताः ।**
**अष्टावष्टौ नामगोत्रयोः शेषकाणां मुहूर्त्तान्तः ॥३२॥**

અર્થ—અકષાયિ આત્માની સ્થિતિ મૂકીને વેદનીયકર્મની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્ત્ત છે, નામ અને ગોત્રકર્મની આઠ મુહૂર્ત્ત છે, અને શેષ કર્મોની અંતર્મુહૂર્ત્ત છે.

ટીકાનુ૦—જઘન્ય સ્થિતિના પ્રસંગમાં વેદનીયકર્મની સ્થિતિ બે પ્રકારે છે. ૧ સકષાયિ આત્માઓને દશમા ગુણસ્થાનકને અન્તે ઓછામાં ઓછી જે બંધાય તે. ૨ અને અકષાયિ આત્માઓને અગીઆરમેથી તેરમા પર્યંત બે સમય પ્રમાણ જે જઘન્ય-સ્થિતિ બંધાય છે તે. અહિં [1]અકષાયિ આત્માઓની સ્થિતિની વિવક્ષા નથી. તેથી તે સ્થિતિને છોડીને શેષ સકષાયિ આત્માઓને વેદનીયની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્ત્ત

---

૧ અહિં એમ શંકા થાય કે અગીઆરમા આદિ ગુણઠાણે વેદનીયકર્મની જ્યારે બે સમય પ્રમાણ જઘન્ય સ્થિતિ બંધાય ત્યારે તેની જઘન્ય સ્થિતિબંધ તરીકે વિવક્ષા કેમ ન કરી? તેના ઉત્તરમાં સમજવાનું કે કષાયરૂપ હેતુ વિના જે સ્થિતિ બંધાય છે તેમાં રસ નથી હોતો અને તેથી તેનું કંઇ ફળ અનુભવમાં આવતું નથી. ઓછામાં ઓછા કે વધારેમાં વધારે કષાય નિમિત્તથી જે કર્મ બંધાય છે તેનું જ ફળ અનુભવમાં આવે છે. અગીઆરમેથી ચૌદમા પર્યંત જે સુખ-દુઃખનો અનુભવ આત્મા કરે છે તે કષાય નિમિત્તે બંધાયેલા વેદનીયનો જ કરે છે. અગીઆરમે બંધાયેલી સાતાનો જો અનુભવ કરતો હોય તો હંમેશાં સાતાનો જ અનુભવ થાય અસાતાનો કદાપિ નહિ. કારણ કે અગીઆરમા આદિમાં સાતા જ બંધાય છે અને તે જે સમયે બંધાય તેના પછીના સમયે ભોગવાય છે. એટલે અગીઆરમાના બીજા સમયથી સાતાનો જ ઉદય રહેવાનો અને એમ તો નથી. તે ગુણસ્થાનકોમાં અસાતાનો પણ ઉદય થાય છે. વળી પરાવર્તમાન પ્રકૃતિ હોવાથી સાતા અસાતા બેનો ઉદય સાથે પણ હોઇ શકે નહિ તેથી જ કેવળ યોગનિમિત્તે બંધાયેલ સાતાની વિવક્ષા કરી નથી કેમકે તેનો ઉદય હોય કે ન હોય તે સરખું જ છે. દશમા સુધીની બંધાયેલી સાતા-અસાતાના જ ફળને ઉપરના ગુણઠાણાવાળા અનુભવે છે.

પ્રમાણ બંધાય છે, અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ છે અને અબાધાકાળહીન કર્મદળનો
નિષેક કાળ છે.

એ પ્રમાણે નામ અને ગોત્રકર્મની આઠ આઠ મુહૂર્ત્ત પ્રમાણ જઘન્યસ્થિતિ છે,
અન્તર્મુહૂર્ત્ત અબાધાકાળ છે અને અબાધાકાળહીન નિષેક કાળ છે.

શેષ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય અને આયુ એ પાંચે કર્મની
અન્તર્મુહૂર્ત્ત જઘન્યસ્થિતિ છે, અન્તર્મુહૂર્ત્ત અબાધાકાળ અને અબાધાકાળ હીન ભોગ્ય
કાળ છે. ૩૨

આ પ્રમાણે મૂળ કર્મની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ કહી. હવે દરેક ઉત્તર પ્રકૃ-
તિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ કહે છે—

**सुक्किलसुरभिमहुराण दस उ तह सुभ चउण्ह फासाणं ।**
**अड्ढाइज्जपवुड्ढी अंबिलहालिद्दपुव्वाणं ॥३३॥**

शुक्लसुरभिमधुराणां दश तु तथा शुभानां चतुर्णां स्पर्शानाम् ।
अर्धतृतीयप्रवृद्धा आम्लहारिद्रपूर्वाणाम् ॥३३॥

અર્થ—શુક્લવર્ણ સુરભિગંધ મધુરરસ અને શુભ ચાર સ્પર્શની દશ કોડાકોડી
ગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, તથા આમ્લરસ અને હારિદ્ર વર્ણાદિમાં અઢી અઢી કોડા-
ડી સાગરોપમની વૃદ્ધિ સહિત સ્થિતિ છે

ટીકાનુ૦—શુક્લવર્ણ, સુરભિગંધ, મધુરરસ તથા મૃદુ લઘુ સ્નિગ્ધ અને ઉષ્ણ એ
ચાર શુભ સ્પર્શ એમ સાત પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ કોડાકોડી સાગરોપમની છે,
એક હજાર વરસ અબાધાકાળ છે અને અબાધાહીન નિષેકકાળ છે.

આમ્લરસ અને પીતવર્ણ આદિ રસ અને વર્ણની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુક્રમે અઢી
અઢી કોડાકોડી સાગરોપમ અધિક છે. તે આ પ્રમાણે—

આમ્લરસ અને હારિદ્ર-પીતવર્ણની ઉત્કૃષ્ટ સ્થિતિ સાડા બાર કોડાકોડી સાગરો-
પ્રમાણ છે, સાડા બારસો વરસ અબાધા છે અને અબાધાહીન નિષેકકાળ છે તથા
ષાયરસ અને રક્તવર્ણની ઉત્કૃષ્ટ સ્થિતિ પંદર કોડાકોડી સાગરોપમ છે, પંદરસો વરસ
અબાધાકાળ છે અને અબાધાહીન નિષેકકાળ છે. કટુકરસ અને નીલવર્ણની ઉત્કૃષ્ટ
સ્થિતિ સાડા સત્તર કોડાકોડી સાગરોપમ છે, સાડા સત્તરસો વરસ અબાધાકાળ છે
અને અબાધાકાળહીન નિષેકકાળ છે. તિક્તરસ કૃષ્ણવર્ણ અને ગાથામાં મૂકેલ તુ શબ્દ અધિક
અર્થનો સૂચક હોવાથી દુરભિગંધ, ગુરુ કર્કશ રૂક્ષ અને શીત એ સ્પર્શ એ સઘળી
પ્રકૃતિઓની વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, બે હજાર વરસનો
અબાધાકાળ છે અને અબાધાકાળહીન નિષેકકાળ છે. ૩૩

હવે અસાતા આદિની ઉત્કૃષ્ટ સ્થિતિ કહે છે—

**तीसं कोडाकोडी असायआवरणअंतरायाणं ।**
**मिच्छे सयरी इत्थीमणुदुगसायाण पन्नरस ॥३४॥**

त्रिंशत् कोटीकोटयः असातावरणान्तरायाणाम् ।
मिथ्यात्वस्य सप्ततिः स्त्रीमनुजद्विकसातानां पंचदश ॥३४॥

અર્થ—અસાત વેદનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અન્તરાયની ત્રીશ કોડાકોડી, મિથ્યાત્વની સિત્તેર કોડાકોડી, તથા સ્ત્રીવેદ મનુષ્યદ્વિક અને સાત વેદનીયની પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ છે.

ટીકાનુ૦—અસાતવેદનીય, મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યવજ્ઞાનાવરણ અને કેવળજ્ઞાનાવરણ એ પાંચ જ્ઞાનાવરણીય તથા નિદ્રાપંચક, ચક્ષુ-અચક્ષુ-અવધિ અને કેવળદર્શનાવરણીય એ નવ દર્શનાવરણીય તથા દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય એ પાંચ અંતરાય કુલ વીશ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે, ત્રણ હજાર વરસનો અબાધાકાળ છે અને અબાધાકાળહીન નિષેક કાળ છે.

મિથ્યાત્વમોહનીયની સિત્તેર કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે, સાત હજાર વરસનો અબાધાકાળ છે અને અબાધાકાળહીન કર્મદળનો નિષેક કાળ છે.

સ્ત્રીવેદ, મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વિ અને સાતવેદનીય એ ચાર પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પંદર કોડાકોડી સાગરોપમની છે, પંદરસો વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે. ૩૪

હવે સંઘયણાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ કહે છે—

**संघयणे संठाणे पढमे दस उवरिमेसु दुगवुड्ढी ।**
**सुहमतिवामणविगले ठारस चत्ता कसायाणं ॥३५॥**

संहनने संस्थाने प्रथमे दश उपरितनेषु द्विकवृद्धिः ।
सूक्ष्मत्रिकवामनविकले अष्टादश चत्वारिंशत् कषायाणाम् ॥३५॥

અર્થ—પહેલા સંઘયણ અને પહેલા સંસ્થાનની દશ કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે અને ઉપર ઉપરનાં એક એક સંઘયણ અને એક એક સંસ્થાનમાં બબ્બે કોડાકોડીની વૃદ્ધિ કરવાની છે. તથા સૂક્ષ્મત્રિક, વામનસંસ્થાન અને વિકલત્રિકની અઢાર કોડાકોડી સાગરોપમની અને કષાયોની ચાળીસ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે.

ટીકાનુ૦—પહેલા વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાનની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ કોડાકોડી સાગરોપમ છે, એક હજાર વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેક કાળ છે અને ઉપરના સંઘયણ અને સંસ્થાનોમાં અનુક્રમે બબ્બે કોડાકોડી સાગરોપમની વૃદ્ધિ કરવાની છે તે આ પ્રમાણે—

બીજા ઋષભનારાચ સંઘયણ અને ન્યગ્રોધપરિમંડલ સંસ્થાનની બાર કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ, બારસોવરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

ત્રીજા નારાચ સંઘયણ અને સાદિ સંસ્થાનની ચૌદ કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ. ચૌદસો વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન ભોગ્યકાળ છે.

ચોથા અર્ધનારાચ સંઘયણ અને કુબ્જ સંસ્થાનની સોળ કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ. સોળસો વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન ભોગ્યકાળ છે.

પાંચમા કીલિકા સંઘયણ અને વામન સંસ્થાનની અઢાર કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ, અઢારસો વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

છઠ્ઠા છેવટ્ઠું સંઘયણ અને હુંડક સંસ્થાનની વીશ કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ, બે હજાર વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેક કાળ છે.

સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ એ સૂક્ષ્મત્રિક, વામન સંસ્થાન અને બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય એ વિકલત્રિક એમ સાત કર્મ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અઢાર કોડાકોડી સાગરોપમની છે, અઢારસો વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન કર્મદલિકોનો નિષેકકાળ છે.

અહિં વામનને કેટલાએક ચોથું સંસ્થાન માને છે અને તેથી તેમના મતે તેની ઉત્કૃષ્ટ સ્થિતિ સોળ કોડાકોડી સાગરોપમની થાય છે અને તેટલી તેની સ્થિતિ ઇષ્ટ નથી માટે આ સંસ્થાન પાંચમું જ છે ચોથું નથી એ પ્રકારના વિશેષ નિર્ણય માટે પહેલીવાર સંસ્થાનોની સ્થિતિ કહેવાના પ્રસંગે કહી ગયા છતા પણ ફરી તેનું ગ્રહણ કર્યું છે.

તથા અનંતાનુબંધિ, અપ્રત્યાખ્યાનાવરણીય. પ્રત્યાખ્યાનાવરણીય અને સંજ્વલન એ સોળે કષાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ચાલીસ કોડાકોડી સાગરોપમ છે. ચાર હજાર વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે. ૩૫

હવે પુરુષવેદાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ કહે છે—

**पुंहासरईउच्चे सुभखगतिथिराइछक्कदेवदुगे ।**
**दस सेसाणं वीसा एवइया बाह वाससया ॥३६॥**

पुंवेदहास्यरत्युच्चैर्गोत्रे शुभखगतिस्थिरादिषट्कदेवद्विके ।
दश शेषाणां विंशतिः एतावन्त्यबाधा वर्षशतानि ॥३६॥

અર્થ—પુરુષવેદ, હાસ્ય, રતિ, ઉચ્ચગોત્ર, શુભવિહાયોગતિ, સ્થિરાદિ ષટ્ક અને દેવદ્વિકની દશકોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે અને શેષ પ્રકૃતિઓની વીશ કોડાકોડી સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છે. જેટલા કોડાકોડી સાગરોપમની સ્થિતિ હોય તેટલા સો વરસનો અબાધાકાળ છે.

ટીકાનુ૦—પુરુષવેદ, હાસ્ય, રતિ, ઉચ્ચગોત્ર, શુભવિહાયોગતિ, સ્થિર, શુભ, સૌભાગ્ય, સુસ્વર, આદેય અને યશકીર્તિ એ સ્થિર ષટ્ક અને દેવગતિ તથા દેવાનુપૂર્વિ એ દેવદ્વિક એમ તેર પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ કોડાકોડી સાગરોપમ છે, એક હજાર વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

તથા જેટલી પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ કહી તે સિવાયની ભય, જુગુપ્સા, શોક, અરતિ, નપુંસકવેદ, નીચગોત્ર, નરકદ્વિક, તિર્યગ્દ્વિક, ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશઃકીર્તિ, સ્થાવર, આતપ, ઉદ્યોત, અશુભવિહાયોગતિ, નિર્માણ, એકેન્દ્રિયજાતિ, પંચેન્દ્રિયજાતિ, તૈજસ અને કાર્મણ એમ સાડત્રીશ કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોડાકોડી સાગરોપમ છે, બે હજાર વરસનો અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

હવે ઉક્ત સઘળી કર્મપ્રકૃતિઓની સ્થિતિ જ્યારે બંધાય ત્યારે કેટલો અબાધાકાળ હોય તેના પ્રમાણનું પ્રતિપાદન કરવા કહે છે—જે કર્મપ્રકૃતિની જેટલા કોડાકોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ કહી હોય તે પ્રકૃતિનો તેટલા સો વરસનો અબાધાકાળ હોય છે, જેમકે મિથ્યાત્વમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમ કહી છે તેથી તેનો સાત હજાર વર્ષ પ્રમાણ અબાધાકાળ છે. એ પ્રમાણે સર્વત્ર સમજવું. ૩૬

હવે આયુની ઉત્કૃષ્ટ સ્થિતિ કહે છે—

**सुरनारयाउयाणं अयरा तेत्तीस तिन्नि पलियाइं ।**
**इयराणं चउसुत्ति पुव्वकोडितंसो अबाहाओ ॥३७॥**

सुरनारकायुषोरतराणि त्रयस्त्रिंशत् त्रीणि पल्यानि ।
इतरयोः चतुर्ष्वपि पूर्वकोटित्र्यंशः अबाधा ॥३७॥

અર્થ—દેવ અને નરકાયુની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીસ સાગરોપમ છે અને ઈતર બે આયુની ત્રણ પલ્યોપમ છે. ચારે આયુનો પૂર્વકોટિનો ત્રીજો ભાગ અબાધાકાળ છે.

ટીકાનુ૦—દેવાયુ અને નારકાયુની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીસ સાગરોપમ છે. માત્ર પૂર્વકોટિનો [1]ત્રીજો ભાગ અધિક લેવો. તથા ઇતર-તિર્યંચ અને મનુષ્યના આયુની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્યોપમ છે. અહિં પણ પૂર્વકોટિનો ત્રીજો ભાગ અધિક લેવો.

અહિં ચારે આયુમાં જે પૂર્વકોટિનો ત્રીજો ભાગ વધારે લીધો છે તે અબાધા છે. તેટલા કાળમાં બધ્યમાન આયુના દલિકની નિષેક રચના કરતો નથી. કારણ કે એ

---

૧ અહિં પૂર્વકોટિનો ત્રીજો ભાગ લેવાનું કારણ એ કે પૂર્વક્રોડી વરસના આયુવાળા મનુષ્ય અને તિર્યંચો યથાયોગ્ય રીતે પોતાના આયુના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાં દેવ નારકીનું તેત્રીસ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુ બાંધી શકે છે. તેથી ઉત્કૃષ્ટ સ્થિતિ સાથે અબાધાકાળરૂપે પૂર્વકોટિનો ત્રીજો ભાગ લેવાનું કહ્યું છે. જેમ બીજા સઘળા કર્મો સાથે અબાધાકાળ જોડીને સ્થિતિ કહી છે તેમ અહિં અબાધાકાળ જોડીને સ્થિતિ કહી નથી કારણ તેનો અબાધા નિશ્ચિત નથી. અસંખ્ય વરસના આયુવાળા મનુષ્ય તિર્યંચો અને દેવો તથા નારકીઓ પોતાના આયુનો છમાસ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે છે. શેષ સંખ્યાતવરસના પરંતુ નિરૂપક્રમી આયુવાળા પોતાના આયુના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાં પરભવનું આયુ બાંધે છે અને સોપક્રમી આયુવાળા કુલ આયુના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાં બાંધે છે જો તે વખતે ન બાંધે તો જેટલું આયુ બાકી હોય તેના ત્રીજા ભાગની શરૂઆતમાં, તે વખતે જો ન બાંધે તો જેટલું બાકી હોય તેના ત્રીજા ભાગની શરૂઆતમાં બાંધે છે. તાત્પર્ય એ કે કુલ આયુના ત્રીજે ભાગે, નવમે ભાગે, સતાવીશમા ભાગે એમ યાવત્ છેલ્લું અંતર્મુહૂર્ત આયુ બાકી હોય ત્યારે પરભવનું આયુ બાંધે છે. પરભવનું આયુ બાંધ્યા પછી પોતાનું જેટલું શેષ આયુ રહે તેટલો અબાધાકાળ છે.

અબાધા જઘન્ય હોય અને આયુનો બંધ પણ જઘન્ય હોય છે. જેમ અંતર્મુહૂર્તના આયુવાળો અંતર્મુહૂર્ત પ્રમાણ આયુ બાંધે. અબાધા જઘન્ય હોય અને આયુનો બંધ ઉત્કૃષ્ટ હોય જેમ અંતર્મુહૂર્તના આયુવાળો તેત્રીસ સાગરોપમનું તંદુલીયામચ્છની જેમ નારકીનું આયુ બાંધે. ઉત્કૃષ્ટ અબાધા હોય અને આયુનો જઘન્ય બંધ હોય જેમ પૂર્વકોટિ વરસના આયુવાળો પોતાના ત્રીજા ભાગની શરૂઆતમાં અંતર્મુહૂર્ત આયુ બાંધે. તથા ઉત્કૃષ્ટ અબાધા હોય અને આયુનો બંધ પણ ઉત્કૃષ્ટ હોય, જેમ પૂર્વકોટી વરસના આયુવાળો ત્રીજા ભાગની શરૂઆતમાં તેત્રીસ સાગરોપમ પ્રમાણ દેવ કે નારકીનું આયુ બાંધે આ પ્રમાણે અબાધાના વિષયમાં આયુકર્મ માટે ચતુર્ભંગી છે. આ પ્રમાણે અબાધા અનિશ્ચિત હોવાથી આયુ સાથે જોડી નથી

તથા અન્ય કર્મો પોતાના સ્વજાતીય કર્મોના સ્થાનકોને પોતાના બંધવડે પુષ્ટ કરે છે અને જો તેનો ઉદય હોય તો તે જ જાતના બંધાયલા નવા કર્મની બંધાવલિકા ગયા પછી ઉદીરણા વડે તેનો ઉદય પણ થાય છે આયુકર્મમાં એમ નથી. બંધાતું આયુ ભોગવાતા આયુના એક પણ સ્થાનકને પુષ્ટ કરતુ નથી, તેમ જ મનુષ્ય આયુ ભોગવતા સ્વજાતીય મનુષ્યાયુ બંધે તો બંધાયલા તે આયુને અન્ય મનુષ્ય જન્મમાં જઇને જ ભોગવે છે. અહિં તેના કોઇ પણ દલિકનો ઉદય કે ઉદીરણા થતી નથી. તેથી પણ આયુ સાથે અબાધાકાળ જોડયો નથી.

અંતર્મુહૂર્તના આયુવાળો મનુષ્ય અનુત્તરવિમાનનું તેત્રીસ સાગરોપમ પ્રમાણ આયુ બાંધી શકે નહિ. કારણ કે અનુત્તરવિમાનનું આયુ મુનિઓને પ્રમત્ત અપ્રમત્ત ગુણઠાણે બંધાય છે. તે ગુણસ્થાનક લગભગ નવ વરસની ઉમરવાળાને જ પ્રાપ્ત થાય છે.

ભોગવાતું આયુ છે. ભોગવાતા આયુના બે ભાગ ગયા પછી ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવના આયુનો બંધ થાય છે માટે જ પૂર્વકોટિ વરસના આયુવાળો ત્રીજા ભાગની શરૂઆતમાં પરભવનું આયુ બાંધે તેને જ તેટલો ઉત્કૃષ્ટ અબાધાકાળ હોય છે. પૂર્વ-કોટિનો ત્રીજો ભાગ એ ઉત્કૃષ્ટ અબાધા છે. કારણ કે પૂર્વકોટિ કરતાં વધારે આયુ-વાળા પોતાનું છ માસ શેષ આયુ હોય ત્યારે જ પરભવનું આયુ બાંધે છે. ૩૭

હવે અહિં જે ભોગવાતા આયુના બે ભાગ જાય અને ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવના આયુનો બંધ કરે એમ જે કહ્યું તે સંબંધમાં અન્ય કોઈ પ્રશ્ન પૂછે છે—

**वोलीणेसुं दोसुं भागेसुं आउयस्स जो बंधो ।**
**भणिओ असंभवाओ न घडइ सो गइचउक्केवि ॥३८॥**

व्यतिक्रान्तयोर्द्वयोर्भागयोरायुषो यो बन्धः ।
भणितोऽसंभवात् न घटते स गतिचतुष्केऽपि ॥३८॥

અર્થ—ભોગવાતા આયુના બે ભાગ જાય અને ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પર-ભવના આયુનો જે બંધ કહ્યો છે તે અસંભવ હોવાથી ચારે ગતિમાં ઘટી શકશે નહિ.

હવે અસંભવ કઈ રીતે છે? તેનો જ વિચાર કરે છે—

**पलियासंखेज्जंसे बंधंति न साहिए नरतिरिच्छा ।**
**छम्मासे पुण इयरा तदाउ तंसो बहुं होइ ॥३९॥**

पल्यासंख्येयांशे बध्नन्ति न साधिके नरतिर्यञ्चः ।
षण्मासे पुनरितरे तदायुस्त्र्यंशः बहु भवति ॥३९॥

અર્થ—યુગલિક મનુષ્ય તિર્યંચો જ્યાં સુધી પલ્યોપમના અસંખ્યાતમા ભાગથી અધિક આયુ શેષ હોય ત્યાં સુધી પરભવના આયુનો બંધ કરતા નથી અને ઈતર-દેવો તથા નારકીઓ છ માસથી અધિક આયુ જ્યાં સુધી શેષ હોય ત્યાં સુધી પરભ-વનું આયુ બાંધતા નથી. કારણ કે તેઓનો આયુનો ત્રીજો ભાગ બહુ મોટો હોય છે.

ટીકાનુ૦—યુગલિયા મનુષ્યો અને તિર્યંચો પલ્યોપમના અસંખ્યાતમા ભાગથી અધિક પોતાનું આયુ જ્યાં સુધી શેષ હોય ત્યાં સુધી પરભવનું આયુ બાંધતા નથી, પરંતુ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે જ પરભવનું આયુ બાંધે છે. અહિં જેઓ યુગલિક મનુષ્ય અને તિર્યંચોને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અબાધા માને છે તેઓના મતે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે એમ કહ્યું છે. તથા ઇતર-દેવો અને નારકીઓ પોતાના આયુનો જ્યાં સુધી છ માસથી

અધિક ભાગ શેષ હોય ત્યાં સુધી પરભવના આયુનો બંધ કરતા નથી, પરંતુ છ માસ આયુ શેષ રહે ત્યારેજ પરભવનું આયુ બાંધે છે. કારણ કે યુગલિક મનુષ્ય તિર્યંચો અને દેવ નારકીઓને પોતાના આયુનો ત્રીજો ભાગ બહુ મોટો હોય છે. તેમાં યુગલિક મનુષ્ય તિર્યંચોને ત્રીજો ભાગ પલ્યોપમ પ્રમાણ, અને દેવો તથા નારકીઓને ત્રીજો ભાગ અગીઆર સાગરોપમ પ્રમાણ શેષ હોય છે. આટલો મોટો ભાગ શેષ હોય ત્યારે પરભવના આયુનો બંધ ઘટી શકતો નથી પરંતુ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ આદિ શેષ રહે ત્યારેજ બાંધે-એ ઘટી શકે છે. આ પ્રમાણે જ્યારે છે ત્યારે પોતાના આયુનો ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવાયુનો બંધ, અને પૂર્વ કોટિનો ત્રીજો ભાગ અબાધા એ જે કહ્યું છે તે સઘળું અસંગત છે. ૩૯

હવે ઉત્તર કહે છે—

**पुव्वाकोडी जेसिं आऊ अहिकिच्च ते इमं भणियं ।**
**भणियंपि नियअबाहं आउं बंधंति अमुयंता ॥४०॥**

पूर्वकोटी येषामायुरधिकृत्य तानिदं भणितम् ।
भणितमपि निजाबाधामायुः बध्नन्ति अमुञ्चतः ॥४०॥

અર્થ—જેઓનું પૂર્વકોડી વરસનુ આયુ છે તેઓને આશ્રયી બે ભાગ ગયા પછી ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવનુ આયુ બાંધે એમ કહ્યું છે. તેમજ પૂર્વકોટિના ત્રીજા ભાગરૂપ પોતાની અબાધાને નહિ છોડતા એટલે પૂર્વકોટીનો ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે એ જે કહ્યું છે તે પણ પૂર્વકોટી વરસના આયુવાળા જીવો આશ્રયી કહ્યું છે.

ટીકાનુ૦—જે સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યોનું પૂર્વકોટિ પ્રમાણ આયુ હોય અને પરભવનું આયુ બાંધે તેઓ આશ્રયીનેજ પોતાના આયુના બે ભાગ જાય અને ત્રીજા ભાગની શરૂઆતમાં પરભવનું આયુ બાંધે એમ કહ્યું છે.

તાત્પર્ય એ કે પોતાના આયુના બે ભાગ જાય અને ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવના આયુનો બંધ થાય એમ જે કહ્યું છે તે પૂર્વકોટિ વરસના આયુવાળા જીવો આશ્રયી કહ્યું છે. તેથી વધારે જેઓનું આયુ હોય તેઓ આશ્રયી આ નિયમ નથી. તેઓ તો છ[1] માસ શેષ આયુ રહે ત્યારે પરભવનું આયુ બાંધે છે.

૧ આયુમાં એવી પરિભાષા છે કે પૂર્વકોટિ વરસના આયુવાળા સંખ્યાત વરસના આયુવાળા અને તેથી એક સમય પણ અધિક યાવત પલ્યોપમ સાગરોપમાદિના આયુવાળા અસંખ્ય વરસના આયુવાળા કહેવાય છે પોતાના આયુના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાં આયુ બંધી શકે એ હકીકત સંખ્યાત વરસના આયુવાળા આશ્રયી ઘટે છે અસંખ્યાત વરસના આયુવાળા આશ્રયી

તથા પૂર્વ કોટિના ત્રીજા ભાગરૂપ ઉત્કૃષ્ટ અબાધા પણ પૂર્વકોટિ વરસના આયુવાળાનેજ ઘટે છે કારણકે તેઓ પોતાના આયુના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાં પરભવનું આયુ બાંધી શકે છે.

પરભવાયુનો ઉત્કૃષ્ટ બંધ અને ઉત્કૃષ્ટ અબાધા એ ભંગ પણ પૂર્વકોટિ વરસના આયુવાળા બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાંજ આયુ બાંધે અને તે પણ ઉત્કૃષ્ટ આયુ બાંધે એવા જીવોનેજ ઘટે છે.

તથા પૂર્વકોટિ વરસના આયુવાળા સઘળા જીવો કંઇ બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાંજ આયુ બાંધે છે એવો નિયમ નથી. કેટલાક ત્રીજે ભાગે, કેટલાએક ત્રીજા ભાગના ત્રીજા ભાગે એટલે કુલ આયુના નવમા ભાગે, કેટલાએક નવમા ભાગના ત્રીજા ભાગે એટલે કુલ આયુના સત્તાવીસમા ભાગે, યાવત્ કેટલાએક છેવટના અંતમુહૂર્તે પણ પારભવિક આયુ બાંધે છે. જેટલું પોતાનું આયુ શેષ રહે અને પારભાવક આયુ બાંધે તેટલો અબાધાકાળ છે. આ અબાધા ભોગવાતા આયુ સંબંધી સમજવાની છે પરભવાયુ સંબંધી નહિ.

તેમજ ભોગવાતું આયુ જે સમયે પૂર્ણ થાય તેના પછીના સમયેજ પરભવના આયુનો ઉદય થાય છે, વચમાં એક પણ સમયનું અંતર રહેતું નથી. જીવસ્વભાવે નિષેક રચનાજ એ રીતે થાય છે. ભોગવાતા આયુના એક પણ સ્થાનકમાં થતી નથી, પરંતુ પછીના સમયથી આરંભીને જ થાય છે એટલે ભોગવાતું આયુ પૂર્ણ થાય કે પછીના જ સમયે પરભવના આયુનો ઉદય થાય છે. આ રીતે બે ભાગ ગયા પછી ત્રીજા ભાગની શરૂઆતમાં આયુનો બંધ અને પૂર્વકોટિના ત્રીજા ભાગરૂપ ઉત્કૃષ્ટ અબાધા એ પૂર્વકોટી વરસના આયુવાળા આશ્રયી કહ્યું છે માટે ઉક્ત હકીકત સંગત થાય છે. ૪૦

આ પ્રમાણે પરભવનુ આયુ બાંધનારા પૂર્વકોટિ વરસના સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યોને પૂર્વકોટિના ત્રીજા ભાગરૂપ ઉત્કૃષ્ટ અબાધા કહી. હવે પરભવાયુ બંધક શેષ જીવોને જેટલી અબાધા હોય તે કહે છે—

**निरुवक्कमाण छमासा इगिविगलाण भवट्ठिईतंसो ।**
**पलियासंखेज्जंसं जुगधम्मीणं वयंतन्ने ॥४१॥**

**निरुपक्रमाणां षण्मासा एकविकलानां भवस्थितित्र्यंशः ।**
**पल्यासंख्येयांशः युगलधर्म्मिणां वदन्त्यन्ये ॥४१॥**

---

નહિ. અસંખ્યાત વરસના આયુવાળા તો પોતાનું ૭ માસ શેષ આયુ હોય ત્યારે પરભવનું આયુ બાંધે છે. મતાંતરે યુગલિયા પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે અને નારકીઓ અંતર્મુહૂર્ત આયુ બાકી હોય ત્યારે પરભવનું આયુ બાંધે છે.

અર્થ—નિરુપક્રમ આયુવાળાઓને છ માસ અબાધા છે. એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોને પોતાના આયુનો ત્રીજો ભાગ અબાધા છે. તથા યુગલિયાઓને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અબાધા છે એમ અન્ય આચાર્યો કહે છે.

ટીકાનુ૦—નિરુપક્રમ—[1]અનપવર્ત્તનીય આયુવાળા દેવો નારકીઓ અને અસંખ્યેય વરસના આયુવાળા તિર્યંચો તથા મનુષ્યોને છ માસ પ્રમાણ અબાધા છે. કારણકે તેઓ પોતાનું છમાસ આયુ શેષ હોય ત્યારે પરભવનું આયુ બાંધે છે.

---

૧ આયુષકર્મનાં પુદ્ગલોને દ્રવ્યાયુષ અને દેવાદિગતિમાં સ્થિતિકાલને કાલાયુષ કહે છે તેમાં કાલાયુષના અપવર્તનીય અને અનપવર્તનીય એવા બે ભેદ છે—૧ વિષશસ્ત્રાદિ બાહ્ય નિમિત્તથી અને રાગાદિ આંતરનિમિત્તથી જે આયુષની સ્થિતિ ઘટે તે અપવર્તનીય આયુષ કહેવાય છે, અને તેવા નિમિત્તથી જે આયુષની સ્થિતિ ન ઘટે તે અનપવર્તનીય આયુષ કહેવાય છે તેનો હેતુ આયુષના બન્ધની શિથિલતા અથવા મજબૂતાઈ છે બન્ધસમયે આયુષનો શિથિલ બન્ધ કર્યો હોય તો તેનું અપવર્તન થાય છે, અને સખ્ત બંધ કર્યો હોય તો અપવર્તન થતું નથી. તેમાં અનપવર્તનીય આયુષના સોપક્રમ અને નિરુપક્રમ એ બે ભેદ છે ઉપક્રમ એટલે આયુષને ઘટવાના નિમિત્તો તેવડે સહિત હોય. અર્થાત્ વિષ-શસ્ત્રાદિ નિમિત્તો મળવાથી જે આયુષ ન ઘટે પરંતુ આયુષ પૂર્ણ થયુ હોય ત્યારે તે નિમિત્તોથી મરણ થયુ જણાય, તે સોપક્રમ અનપવર્તનીય. અને મરણ સમયે જેને આયુષ ઘટવાના વિષશસ્ત્રાદિ નિમિત્તો પ્રાપ્ત જ ન થાય તે નિરુપક્રમ અનપવર્તનીય આયુષ કહેવાય છે. અપવર્તનીય આયુષ તો અવશ્ય સોપક્રમ હોય છે. કારણ કે જ્યારે જ્યારે અપવર્તનીય આયુષ હોય છે ત્યારે તેને વિષ-શસ્ત્રાદિ નિમિત્તો અવશ્ય પ્રાપ્ત થાય છે. અન્ય કર્મોમા પણ આ પ્રમાણે સમજવું (તથા નીચે પ્રશ્ન અને ઉત્તરમાં આપેલ હકીકત અહિં પ્રસ્તુત નથી છતા ઉપયોગી હોવાથી લીધી છે)

પ્ર૦—જો આયુષનુ અપવર્તન (સ્થિતિનુ ઘટવુ) થાય તો તે આયુષ ફલ આપ્યા સિવાય નાશ પામે તેથી તેમાં કૃતનાશ દોષનો પ્રસંગ પ્રાપ્ત થાય; તથા આયુષ કર્મ બાકી હોવા છતાં મરણ પામે છે, માટે અકૃત-અનિમિત મરણની અભ્યાગમ-પ્રાપ્તિ થવાથી અકૃતાભ્યાગમ દોષ પ્રાપ્ત થાય છે વળી આયુષ છતાં મરણની પ્રાપ્તિ થાય છે માટે આયુષ કર્મની નિષ્ફલતા પણ સિદ્ધ થાય છે.

ઉ૦—આયુષ કર્મને કૃતનાશ, અકૃતાભ્યાગમ અને નિષ્ફળતા એ દોષો ખરી રીતે લાગતા નથી કારણ કે જ્યારે આત્માને વિષ-શસ્ત્રાદિ ઉપક્રમ લાગે છે. ત્યારે આયુષ કર્મ બધુ એક સાથે ઉદયમાં આવે છે અને જલદીથી ભોગવાય છે, તેથી બાંધેલા આયુષનો ફલ આપ્યા સિવાય નાશ થતો નથી વળી સર્વ આયુષ કર્મનો ક્ષય થયા પછી જ મરણ પ્રાપ્ત થાય છે. માટે અકૃત (અનિમિત) મરણની પ્રાપ્તિ થતી નથી. તેથી અકૃતાભ્યાગમ દોષ પણ નથી. તથા આયુષ કર્મનો જલદીથી ઉપભોગ થાય છે અને બધું આયુષ ભોગવાયા પછી જ મરણ થાય છે માટે તે નિષ્ફળ પણ નથી. જેમકે ચારે તરફથી મજબૂત બાંધેલી ઘાસની ગંજીને એક તરફથી સળગાવી હોય તો તે અનુક્રમે ધીરે ધીરે બળે છે, પરન્તુ તેનો બંધ તોડી નાખી છૂટી કરી નાંખી હોય અને ચોમેર પવન વાતો હોય તો તે ચારે તરફથી સળગે છે અને જલ્દી બળી જાય છે; તેવી રીતે બંધ સમયે શિથિલ બાંધેલું આયુષ ઉપક્રમ લાગતાં બધું એક સાથે ઉદયમાં આવે છે અને શીઘ્ર ભોગવાઈ તેનો ક્ષય થાય છે. તેમાં ઔપપાતિક (દેવો તથા નારકો), અસંખ્ય વર્ષના આયુષવાળા (મનુષ્ય અને તિર્યંચો), ચરમ શરીરી (તેજ શરીર દ્વારા મોક્ષને પ્રાપ્ત થનારા) અને ઉત્તમ પુરુષો—(તીર્થંકર, ચક્રવર્ત્યાદિ) ને અવશ્ય અનપવર્તનીય આયુષ હોય છે બ કીના

એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયોને ભવસ્થિતિનો—જેનું જેટલું ઉત્કૃષ્ટ આયુ હોય તેનો ત્રીજો ભાગ ઉત્કૃષ્ટ અબાધા છે. કારણકે પોતપોતાના આયુના બે ભાગ ગયા પછી પરભવનું આયુ બાંધી શકે તેથી પોતપોતાના ઉત્કૃષ્ટ આયુનો ત્રીજો ભાગ ઉત્કૃષ્ટ અબાધા [1]ઘટે છે.

યુગલિયા—અસંખ્યેય વરસના આયુવાળા તિર્યંચો અને મનુષ્યોને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ પરભવાયુની અબાધા છે એમ અન્ય આચાર્યો કહે છે. તેમનાં મતે તેઓ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે એમ સમજવું. ૪૧

હવે તીર્થંકરનામ અને આહારકદ્વિકની ઉત્કૃષ્ટ સ્થિતિનું પ્રમાણ કહે છે—

**अंतो कोडाकोडी तित्थयराहार तोए संखाओ ।**
**तेत्तीसपलियसंखं निकाइयाणं तु उक्कोसा ॥४२॥**

**अंतःकोटीकोटी तीर्थकराहारकयोः तस्याः संख्यातः ।**
**त्रयस्त्रिंशत् पल्यासंख्यं निकाचितयोस्तु उत्कृष्टा ॥४२॥**

અર્થ—તીર્થંકર અને આહારકદ્વિકની ઉત્કૃષ્ટ સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમ છે અને અંતઃકોડાકોડીના સંખ્યાતમા ભાગથી આરંભી નિકાચિત થયેલી એ બંનેની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુક્રમે તેત્રીસ સાગરોપમ અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

ટીકાનુ—તીર્થંકરનામકર્મ અને આહારકદ્વિકની ઉત્કૃષ્ટ સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમની છે, અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ છે, અને અબાધાકાળ હીન કર્મદળનો નિષેકકાળ છે. આ ઉત્કૃષ્ટ સ્થિતિ અનિકાચિત તીર્થંકરનામ અને આહારકદ્વિકની કહી છે.

નિકાચિત એ બંને કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ આ પ્રમાણે છે—તેમાં તીર્થંકરનામ-

---

જીવોને અપવર્તનીય અને અનપવર્તનીય એ બન્ને પ્રકારનું આયુષ હોય છે. દેવો, નારકો તથા અસંખ્ય વર્ષના આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચો પોતાના આયુષના છ માસ બાકી રહે ત્યારે પરભવાયુષનો બંધ કરે છે. બાકીના નિરુપક્રમ આયુષવાળા તિર્યંચ અને મનુષ્યો પોતાના આયુષનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે પરભવાયુષનો બંધ કરે છે અને સોપક્રમ આયુષ્યવાળા પોતાના આયુષનો ત્રીજો, નવમો કે સત્યાવીશમો—એમ ત્રિગુણ કરતાં છેવટે અન્તર્મુહૂર્ત બાકી રહે ત્યારે પણ પરભવનું આયુષ બાંધે છે. જુઓ પંડિત ભગવાનદાસભાઇએ લખેલ નવતત્વ વિવેચન પૃ. ૬૭.

૧ અહિં એટલુ સમજવાનું કે પોતાના ઉત્કૃષ્ટ આયુનો ત્રીજો ભાગ શેષ રહે અને પરભવનું આયુ બાંધે તેઓને ઉત્કૃષ્ટ અબાધા ઘટે પરંતુ બધા ઉત્કૃષ્ટ આયુવાળા હોય અને ત્રીજો ભાગ શેષ રહે ત્યારે પરભવનું આયુ બાંધે એ કંઇ નિયમ નથી. કોઇ નવમે કોઇ સત્તાવીસ ઇત્યાદિ ભાગે પણ આયુ બાંધે છે તેને તેટલી અબાધા સમજવી.

કર્મની અંતઃકોડાકોડી સાગરોપમના સંખ્યાતમા ભાગથી આરંભી કંઇક ન્યૂન બે પૂર્વકોડી અધિક તેત્રીસ સાગરોપમ પ્રમાણ અને આહારકદ્વિકની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે.

તાત્પર્ય એ કે–તીર્થંકરનામ અને આહારકદ્વિકની અંતઃકોડાકોડી સાગરોપમના સંખ્યાતમા ભાગની સ્થિતિથી આરંભી નિકાચિત કરવાનો આરંભ કરે છે. જ્યારે સંપૂર્ણપણે ગાઢ નિકાચિત થાય છે ત્યારે તીર્થંકરનામની ઉત્કૃષ્ટસ્થિતિ કંઈક ન્યૂન બે પૂર્વકોડ અધિક તેત્રીસ સાગરોપમ થાય છે. તે આ પ્રમાણે—

જે જન્મમાં તીર્થંકર થવાના છે તે ભવથી ત્રીજે ભવે પૂર્વકોટિ વરસના આયુવાળો કોઇ મનુષ્ય તીર્થંકરનામકર્મને પહેલપહેલા નિકાચિત કરે, ત્યાંથી તેત્રીસ સાગરોપમના આયુવાળા અનુત્તર વિમાનવાસી દેવ થયા, ત્યાંથી ચ્યવી ચોરાસી લાખ પૂરવના આયુવાળા તીર્થંકર થાય. આ પ્રમાણે પૂર્વકોટી વરસના આયુવાળા તીર્થંકર થાય. આ પ્રમાણે પૂર્વકોટી વરસના આયુવાળો નિકાચિત કરે ત્યાંથી અનુત્તર વિમાનમાં ઉત્કૃષ્ટ આઉખે ઉત્પન્ન થાય અને ઉત્કૃષ્ટ આઉખે તીર્થંકર થાય તો ઉપર કહી તે પ્રમાણે નિકાચિત તીર્થંકરનામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સંભવે છે.[1] અને આહારકદ્વિકની અંતઃકોડાકોડી સાગરોપમના સંખ્યાતમા ભાગથી આરંભી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ ગાઢ નિકાચિત થાય છે.

આ રીતે બંનેની સ્થિતિ અનિકાચિત, અલ્પનિકાચિત અને ગાઢ નિકાચિત એમ ત્રણ પ્રકારે છે. બંનેની[2] અનિકાચિત ઉત્કૃષ્ટ સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમ, અને અલ્પનિકાચિત અંત.કોડાકોડીનો સંખ્યાતમો ભાગ છે. તથા ગાઢ નિકાચિત ઉપર કહ્યા પ્રમાણે તેત્રીસ સાગરોપમાદિ છે.

---

૧ પૂર્વકોટી વરસના આયુવાળો કોઇ મનુષ્ય તીર્થંકર નામકર્મ ગાઢ નિકાચિત બાંધી તેત્રીસ સાગરોપમના આઉખે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય અને ત્યાંથી ઉત્કૃષ્ટ ચોરાશી લાખ પૂર્વના આઉખે તીર્થંકર થાય તેઓ આશ્રયી ઉપરોક્ત ઉત્કૃષ્ટ ગાઢ નિકાચિત સ્થિતિ સંભવે છે. પૂર્વકોટિ વરસથી ઓછા આયુવાળા બાંધે અને ઓછા આયુવાળા વૈમાનિક દેવો કે નરકમાં ઉત્પન્ન થાય અને તીર્થંકરભવમાં ઓછું આયુ હોય તો ઉપરોક્ત સ્થિતિથી ઓછી પણ ગાઢ નિકાચિત થાય છે. સંખ્યાત વરસના આયુવાળો મનુષ્ય ગાઢ નિકાચિત કરી શકે છે ઓછામાં ઓછા કેટલા આયુવાળો કરી શકે તે જાણવામાં આવ્યું નથી. મનુષ્યમાંથી ઓછામાં ઓછા દશ હજાર વરસના આયુવાળી પ્રથમ નારકીમાં અગર પલ્યોપમ પ્રમાણ જઘન્ય આયુવાળા સૌધર્મ દેવલોકમાં ઉત્પન્ન થઇ શકે છે તીર્થંકરભવમાં ઓછામાં ઓછું બહોતેર વરસનું આયુ હોય છે. એટલે મનુષ્યભવમાં જેટલું આયુ શેષ હોય અને ગાઢ નિકાચિત કરે ત્યાંથી આરંભી જ્યાં ઉત્પન્ન થાય ત્યાં જેટલું આયુ હોય અને તીર્થંકરના ભવમાં જેટલું આયુ હોય તેટલી તીર્થંકર નામકર્મની સ્થિતિ ગાઢ નિકાચિત થાય એમ સમજવું.

૧ અનિકાચિત એ એવી સ્થિતિ છે કે જો તે નિકાચિતરૂપમાં પરિણામ ન પામે તો વધે, ઘટે અને કદાચિત્ સત્તામાંથી નીકળી પણ જાય. નિકાચિત ત્રીજે ભવે જ થાય છે. તે પણ અંતઃકોડાકો-

હવે અનિકાચિત અવસ્થામાં તીર્થંકરનામકર્મનું અંતઃકોડાકોડી સાગરોપમરૂપ સ્થિતિનું જે ઉત્કૃષ્ટ પ્રમાણ કહ્યું તે આશ્રયી અન્ય પ્રશ્ન કરે છે—

**अंतोकोडाकोडी ठिईए वि कहं न होइ ? तित्थयरे ।**
**संते कित्तियकालं तिरिओ अह होइ उ विरोहो ॥ ४३ ॥**

अन्तःकोटीकोटीस्थितिकेऽपि कथं न भवति ? तीर्थंकरे ।
सति कियत्कालं तिर्यग् अथ भवति तु विरोधः ॥ ४३ ॥

અર્થ—અંતઃકોડાકોડી સાગરોપમની સ્થિતિવાળું તીર્થંકરનામકર્મ સત્તામાં છતાં પણ કેટલાએક કાળપર્યંત તિર્યંચ કેમ ન થાય ? જો થાય એમ કહો તો આગમ વિરોધ આવે છે.

ટીકાનુ૦—અહિં શિષ્ય પ્રશ્ન કરે છે—અંતઃકોડાકોડી સાગરોપમની સ્થિતિવાળું તીર્થંકરનામકર્મ જ્યારે સત્તામાં હોય ત્યારે તેટલા કાળપર્યંત શું તે તિર્યંચ ન થાય ? કદાચ એમ કહેવામાં આવે કે ન થાય, તો એમ પણ હોઈ શકે નહિ, કારણકે ત્રસકાયની ઉત્કૃષ્ટ સ્વકાયસ્થિતિ બે હજાર સાગરોપમ કહી છે, ત્યાર પછી જીવ મોક્ષે ન જાય તો અવશ્ય સ્થાવર થાય છે. માટે તિર્યંચમાં ગયા વિના તેટલી સ્થિતિ પૂર્ણ

---

દીનો સંખ્યાતમો ભાગ જ થાય અને ગાઢ નિકાચિત તો જે ભવમાં નિકાચિત કરે છે તે ભવનું જેટલું આયુ શેષ હોય ત્યાંથી વૈમાનિક દેવોમાં કે ત્રીજી નરક સુધી જાય ત્યાં જેટલું આયુ હોય અને ત્યાંથી આવી મનુષ્ય થાય ત્યાં જેટલા આયુએ ઉત્પન્ન થાય તેટલી થાય છે. ઉપર ગાઢ નિકાચિત સ્થિતિનું ઉત્કૃષ્ટ પ્રમાણ બતાવ્યુ છે. કારણ કે ઉત્કૃષ્ટથી પૂર્વકોટિ વરસના આયુવાળો મનુષ્ય જ જિનનામ બાંધે છે. ત્યાંથી અનુત્તર વિમાનવાસી દેવ થાય અને ત્યાંથી આવી ચોરાશીલાખ પૂરવના આયુવાળા તીર્થંકર થાય. તીર્થંકરનું ઉત્કૃષ્ટ તેટલું જ આયુ હોય છે. એટલે કંઇક ન્યૂન બે પૂર્વકોટિ અધિક તેત્રીસ સાગરોપમ ગાઢ નિકાચિતનું ઉત્કૃષ્ટ પ્રમાણ થાય છે.

અલ્પ નિકાચિત અને ગાઢ નિકાચિતમાં એ તફાવત છે કે અલ્પનિકાચિત કરણ સાધ્ય છે અને ગાઢ નિકાચિત કરણ અસાધ્ય છે. અલ્પનિકાચિત સ્થિતિની અપવર્તના થઇ ઓછી થશે અને ગાઢ નિકાચિત જેટલી સ્થિતિ થઇ હશે તેટલી બરાબર ભોગવાશે. જો કે રસોદયે તો જે ભવમાં તીર્થંકર થવાના છે તે ભવમાં જેટલું આયુ બાકી હોય અને કેવળજ્ઞાન થાય તેટલી જ અનુભવે શેષ સઘળી સ્થિતિને પ્રદેશોદયે અનુભવે છે. પ્રદેશોદયે અનુભવાતી પ્રકૃતિનું ફળ બીજા જીવોની અપેક્ષાએ માન-મહત્ત્વ-પૂજા-સત્કાર વધારે હોય છે અષ્ટમહાપ્રાતિહાર્યાદિ ફળ તો રસોદય થાય ત્યારે જ પ્રાપ્ત થાય છે. ગમે તેવી તીવ્ર રસવાળી પ્રકૃતિ પણ જ્યાં સુધી સ્વસ્વરૂપે નથી અનુભવાતી ત્યાં સુધી તે યથાર્થરૂપે કાર્ય કરતી નથી, જ્યારે સ્વસ્વરૂપે અનુભવાય છે ત્યારે સંપૂર્ણપણે પોતાની શક્તિનો અનુભવ કરાવે છે. આહારકદ્વિકની પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ગાઢ નિકાચિત થાય છે. તેની સ્થિતિ ત્રીજે ભવે નિકાચિત થાય છે એ, કંઇ નિયમ નથી.

થઇ શકે નહિ. જો કદાચ તિર્યંચમાં જાય એમ કહેવામાં આવે તો આગમ વિરોધ આવે. કારણકે તીર્થંકરનામકર્મની સત્તાવાળા તિર્યંચગતિમાં ન જાય એમ આગમ ગ્રંથોમાં કહ્યું છે.

હવે ઉપરોક્ત પ્રશ્નનો ઉત્તર આપે છે—

**जमिह निकाइयतित्थं तिरियभवे तं निसेहियं संतं ।**
**इयरंमि नत्थि दोसो उवट्टणवट्टणासज्झे ॥ ४४ ॥**

यदिह निकाचिततीर्थं तिर्यग्भवे तत् निषिद्धं सत् ।
इतरस्मिन् नास्ति दोषः उद्वर्त्तनापवर्त्तनासाध्ये ॥४४॥

અર્થ—અહિં જે નિકાચિત તીર્થંકર નામકર્મ છે, તેની સત્તા તિર્યંચ ભવમાં નિષેધી છે. ઇતર ઉદ્વર્ત્તના–અપવર્ત્તના સાધ્ય અનિકાચિત જિનનામની સત્તા હોવામાં કોઇ દોષ નથી.

ટીકાનુ૦—જિનપ્રવચનમાં જે તીર્થંકર નામકર્મ ત્રીજે ભવે નિકાચિત કર્યું છે એટલે અવશ્ય ભોગવાય એ રીતે વ્યવસ્થિત કર્યું છે તેની સ્વરૂપસત્તા તિર્યંચ ભવમાં નિષેધી છે. પરંતુ જેની ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના થઇ શકે તે અનિકાચિત જિન-નામની સત્તા તિર્યંચભવમાં નિષેધી નથી. અનિકાચિત જિનનામની સત્તા તિર્યંચ ભવમાં હોય તેથી કોઈપણ દોષ નથી.

આ હકીકત સૂત્રકારે પોતાની બુદ્ધિથી કલ્પેલી નથી. વિશેષણવતિ નામના ગ્રંથમાં પણ તે જ પ્રકારનું કથન છે. તે ગ્રથ આ પ્રમાણે—' तिरिएसु नत्थि तित्थयरनाम सत्तंति देसियं समए । कह य तिरिओ न होही, अयरोवमकोडिकोडीए ॥ १ ॥ तंपि सुनिकाइयस्सेव तइयभवभाविणो विणिद्दिट्ठं । अणिकाइयम्मि वच्चइ सव्वगईओवि न विरोहो ॥२॥

તે બંને ગાથાનો અર્થ ટીકાકાર પોતે જ લખે છે. તે આ પ્રમાણે—તીર્થંકરનામ-કર્મની સત્તા તિર્યંચભવમાં નથી એમ જિનપ્રવચનમાં કહ્યું છે, પરંતુ તીર્થંકરનામ-કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ કહી છે તેટલી સ્થિતિમાં તીર્થંકરનામકર્મની સત્તાવાળો તિર્યંચ કેમ ન થાય? તેટલી સ્થિતિમાં તિર્યંચ અવશ્ય થાય જ. કારણ કે તિર્યંચભવમાં ભ્રમણ કર્યા વિના તેટલી સ્થિતિની પૂર્ણતા થવી જ અશક્ય છે.

હવે તેનો ઉત્તર આપે છે—તીર્થંકરનામકર્મની સત્તા તિર્યંચમાં નથી હોતી એમ જે સિદ્ધાંતમાં કહ્યું છે તે ત્રીજે ભવે થનાર [1]સુનિકાચિત જિનનામકર્મની સત્તા આશ્રયી કહ્યું છે, સામાન્ય સત્તા આશ્રયી કહ્યું નથી. તેથી અનિકાચિત જિનનામકર્મની સત્તા છતાં સઘળી–ચારે ગતિમાં જાય એમાં કોઇપણ પ્રકારનો વિરોધ નથી. ૪૪

આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિનું પ્રમાણ કહ્યું. હવે જઘન્ય સ્થિતિનું પ્રમાણ કહે છે. તેમાં મૂળકર્મની જઘન્ય સ્થિતિનું પ્રમાણ પહેલાંજ કહ્યું છે. એટલે ઉત્તર પ્રકૃતિઓની જઘન્યસ્થિતિનું પ્રમાણ કહેતાં પહેલાં સ્થિતિના સંબંધમાં નિયમ વિશેષ કહે છે—

**पुव्वकोडीपरओ इगिविगलो वा न बंधए आउं।**
**अंतोकोडाकोडीए आरउ अभव्वसन्नी उ॥ ४५॥**

पूर्वकोटीपरतः एकविकलो वा न बध्नात्यायुः।
अन्तःकोटीकोट्या आरतोऽभव्यसंज्ञी तु॥४५॥

અર્થ—પૂર્વકોડીથી અધિક આયુ એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયો બાંધતા નથી. અને અંતઃકોડાકોડી સાગરોપમથી ન્યૂન સાતે કર્મની સ્થિતિ અભવ્યસંજ્ઞિ બાંધતા નથી.

ટીકાનુ૦—અહિં ચોરાશી લાખને ચોરાશી લાખે ગુણતાં, સિત્તેર લાખ અને છપ્પન્ન હજાર ક્રોડ થાય. તેટલા વર્ષે એક પૂર્વ થાય. બૃહત્સંગ્રહણિમાં કહ્યું છે કે—'એક પૂર્વનું પ્રમાણ સિત્તેર લાખ અને છપ્પન્ન હજાર ક્રોડ વર્ષ થાય છે.' તેવા એક ક્રોડ પૂર્વથી અધિક પરભવનું આયુ એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો બાંધતા નથી. એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો પરભવનું ઉત્કૃષ્ટ આયુ એક ક્રોડ પૂર્વ વર્ષનું જ બાંધે છે.

તથા અભવ્યસંજ્ઞિ ગાથામાં મૂકેલ તુ શબ્દ અધિક અર્થને સૂચવતો હોવાથી આયુ વર્જિત સાતે કર્મની સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમથી હીન હીન બાંધતો નથી, પરંતુ જઘન્યથી પણ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિજ બાંધે છે.

આ ઉપરથી એમ સમજી લેવાનું કે પંચેન્દ્રિયો પૂર્વકોડીથી અધિક પણ આયુ બાંધે અને ભવ્યસંજ્ઞિઓ ગુણસ્થાનકે ગુણસ્થાનકે પરત્વે અંતઃકોડાકોડી સાગરોપમથી ન્યૂન પણ સાતકર્મની સ્થિતિ બાંધી શકે છે. ૪૫

આ પ્રમાણે સ્થિતિના સંબંધમાં નિયમ કહ્યો. હવે ઉત્તર પ્રકૃતિઓની જઘન્યસ્થિતિનુ પ્રમાણ કહેવા ઇચ્છતા નીચેની ગાથા કહે છે—

**सुरनारयाउयाणं दसवाससहस्स लघु सतित्थाणं।**
**इयरे अंतमुहुत्तं अंतमुहुत्तं अबाहाओ॥ ४६॥**

---

૧ તીર્થંકરનામકર્મની અલ્પનિકાચિત અને ગાઢનિકાચિત એમ બે પ્રકારની નિકાચિત સત્તા ત્રીજે ભવે થાય છે જો કે ઉપરની ગાથામાં સુનિકાચિત માટે જ કહ્યું છે છતાં તે બંને પ્રકારની સત્તા તિર્યંચ ગતિમાં ન હોય એમ લાગે છે. કારણ એ કે અલ્પ કે ગાઢ નિકાચના ત્રીજે ભવે થાય ત્યાંથી નરક કે વૈમાનિક દેવમા જાય એટલે તિર્યંચમાં જવાનો અવકાશ જ રહે નહિ. માત્ર ઘણા ભવ પહેલા જે જિનનામ બંધાય છે કે જે બિલકુલ નિકાચિત થયેલું હોતું નથી તેની સત્તા તિર્યંચગતિમા પણ હોઈ શકે છે.

सुरनारकायुषोः दशवर्षसहस्राणि लघुः सतीर्थयोः ।
इतरयोरन्तर्मुहूर्त्तमन्तर्मुहूर्त्तमबाधा ॥ ४६ ॥

અર્થ—તીર્થંકર નામકર્મ સહિત દેવ અને નારકાયુની જઘન્ય સ્થિતિ દશ હજાર વરસ પ્રમાણ છે અને ઈતર બે આયુની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત્ત છે અને અંતર્મુહૂર્તનો અબાધાકાળ છે.

ટીકાનુ૦—દેવાયુ, નરકાયુ અને તીર્થંકરનામકર્મની જઘન્ય સ્થિતિ દશ હજાર વરસ પ્રમાણ છે. તથા ઈતર મનુષ્યાયુ અને તીર્યંચાયુની જઘન્ય સ્થિતિ ક્ષુલ્લકભવ પ્રમાણ અંતર્મુહૂર્ત્ત છે.

એક ક્ષુલ્લક ભવનુ પ્રમાણ બસો છપ્પન્ન આવલિકા થાય છે, તથા એક મુહૂર્ત્ત એટલે બે ઘડી પ્રમાણકાળમાં હૃષ્ટપુષ્ટ અને યુવાન પુરુષના સાડત્રીસસો તહોંતેર શ્વાસોચ્છવાસ થાય છે. એક શ્વાસોચ્છવાસ જેટલા કાળમાં કંઈક અધિક સત્તર ભવ થાય છે અને એક મુહૂર્ત્તમાં પાંસઠ હજાર પાંચસો અને છત્રીસ ક્ષુલ્લકભવ—નાનામાં નાના ભવો થાય છે.

ચારે આયુ અને તીર્થંકર નામકર્મની અબાધા અંતર્મુહૂર્ત્ત છે. અબાધાકાળહીન નિષેક કાળ છે. એટલે કે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અબાધાકાળમાં દલરચના કરતો નથી ત્યારપછીના સ્થિતિસ્થાનકથી આરંભી કરે છે.

અહિં સૂત્રકારે તીર્થંકર નામની [1]દશ હજાર વરસ પ્રમાણ જઘન્ય સ્થિતિ કોઈ આચાર્યના મતે કહી છે. એમ ન હોય તો કર્મપ્રકૃતિ આદિ ગ્રન્થોમાં તો તીર્થંકર નામકર્મની જઘન્ય સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ કહી છે. માત્ર ઉત્કૃષ્ટ અંતઃકોડાકોડી સાગરોપમથી સંખ્યાતગુણહીન[2] સમજવી.

કર્મપ્રકૃતિ ચૂર્ણિમાં કહ્યું છે કે—'આહારકદ્વિક અને તીર્થંકર નામકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ છે અને તે ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી જઘન્ય સ્થિતિબંધ સંખ્યાત ગુણહીન છે. તે જઘન્ય સ્થિતિબંધ પણ અંતઃકોડાકોડી પ્રમાણ જ છે.

શતકચૂર્ણિમાં પણ કહ્યું છે—'આહારક શરીર, આહારક અંગોપાંગ અને તીર્થં-

---

૧ દશ હજાર વરસ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ પહેલી નરકમા દશ હજાર વરસના આઉખે જનાર જીવ આશ્રયી ઘટે છે. અહિં પણ પહેલા છેલ્લા મનુષ્યના ભવનું આયુ અધિક લેવું

૨ સંખ્યાત ગુણહીન એટલે સંખ્યાતમો ભાગ સમજવો. જ્યાં દ્વિગુણ ત્રિગુણ ઈત્યાદિ કહે ત્યાં બમણું ત્રણગણું આદિ લેવું અને તેની સાથે હીન શબ્દ જોડે ત્યારે તેટલામો ભાગ લેવો. જેમ દ્વિગુણહીન એટલે બે ભાગ કરી એક ભાગ લેવો. ત્રિગુણહીન એટલે ત્રણ ભાગ કરી એક ભાગ લેવો. એમ સંખ્યાત ગુણહીન એટલે સંખ્યાતા ભાગ કરી એક ભાગ લેવો. એ પ્રમાણે અસંખ્યાત ગુણહીન એટલે અસંખ્યાતમો ભાગ અને અનંતગુણહીન એટલે અનંતમો ભાગ સમજવો.

કર નામકર્મનો જઘન્ય સ્થિતિબંધ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ છે અને અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ છે. માત્ર ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી જઘન્ય સ્થિતિબંધ સંખ્યેયગુણ હીન છે.'

પુરુષવેદાદિની જઘન્ય સ્થિતિ કહે છે—

**पुंवेए अट्ठवासा अट्ठमुहुत्ता जसुच्चगोयाणं ।**
**साए बारस हारगविग्घावरणाण किंचूणं ॥४७॥**

पुंवेदेऽष्टौ वर्षाण्यष्टौ मुहूर्त्ता यशउच्चैर्गोत्रयोः ।
साते द्वादश आहारकविघ्नावरणानां किंचिदूनम् ॥४७॥

અર્થ—પુરુષવેદની જઘન્યસ્થિતિ આઠ વરસની, યશઃકીર્ત્તિ અને ઉચ્ચગોત્રની આઠ મુહૂર્ત્તની, સાતાવેદનીયની બાર મુહૂર્ત્તની, આહારકદ્વિક, અંતરાય, જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીયની કંઇક ન્યૂન મુહૂર્ત્તની જઘન્ય સ્થિતિ છે.

ટીકાનુ૦—આ અષ્ટ વર્ષાદિ જઘન્ય સ્થિતિ જે જે ગુણસ્થાનકે તે તે પ્રકૃતિઓનો બંધવિચ્છેદ થાય છે ત્યાં ત્યાં ક્ષપકશ્રેણિમાં બંધાય છે. એ જ જઘન્યસ્થિતિ કહે છે.

પુરુષવેદની જઘન્ય સ્થિતિ આઠ વરસ પ્રમાણ છે. અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ અને અબાધાકાળહીન કર્મદળનો નિષેકકાળ છે.

યશઃકીર્ત્તિ અને ઉચ્ચગોત્રની આઠ મુહૂર્ત્તની જઘન્યસ્થિતિ, અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

સાતવેદનીયની બાર મુહૂર્ત્ત જઘન્યસ્થિતિ, અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ અને અબાધાકાળહીન નિષેકકાળ છે.

આહારક શરીર, આહારક અંગોપાંગ, અંતરાય પાંચ, દર્શનાવરણીય ચાર, કુલ સોળ કર્મપ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ કંઇક ન્યૂન મુહૂર્ત્ત એટલે અંતર્મુહૂર્ત્તની છે, અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ અને અબાધાકાળહીન કર્મદળનો નિષેકકાળ છે.

કર્મપ્રકૃતિ આદિમાં આહારકદ્વિકની જઘન્યસ્થિતિ' અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ પહેલાં કહી છે છતાં અહિં જે અંતર્મુહૂર્ત્તની કહી તે અન્ય આચાર્યના મતે કહી છે એમ સમજવું. ૪૭

હવે સંજ્વલન ક્રોધાદિની જઘન્ય સ્થિતિ કહે છે—

**दोमास एग अद्धं अंतमुहुत्तं च कोहपुव्वाणं ।**
**सेसाणुक्कोसाओ मिच्छत्तठिईए जं लद्धं ॥४८॥**

द्वौ मासौ एकोऽर्द्धः अन्तर्मुहूर्त्तं च क्रोधपूर्व्वाणाम् ।
शेषाणामुत्कृष्टात् मिथ्यात्वस्थित्या यल्लब्धम् ॥४८॥

અર્થ—સંજ્વલન ક્રોધાદિ ચારની અનુક્રમે બે માસ, એક માસ, અર્ધ માસ અને અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. શેષ પ્રકૃતિઓની પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા જે આવે તેટલી છે.

ટીકાનુ૦—સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભની અનુક્રમે બે માસ, એક માસ, અર્ધ માસ અને અંતર્મુહૂર્ત્તની જઘન્ય સ્થિતિ છે. તાત્પર્ય એ કે નવમા ગુણસ્થાનકે જ્યાં તેઓનો બંધવિચ્છેદ થાય છે ત્યાં બંધવિચ્છેદ સમયે ક્ષપકશ્રેણિમાં સંજ્વલન ક્રોધની બે માસ, સંજ્વલન માનની એક માસ, સંજ્વલન માયાની અર્ધ માસ અને સંજ્વલન લોભની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જઘન્યસ્થિતિ બંધાય છે. દરેકમાં અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ છે અને અબાધાકાળહીન કર્મદળનો નિષેકકાળ છે.

શેષ-જેટલી કર્મપ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ કહી તે સિવાય અન્ય પ્રકૃતિઓની પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ વડે ભાગતાં જે આવે તે જઘન્ય સ્થિતિ છે. એ જ જઘન્ય સ્થિતિ બતાવે છે.

નિદ્રાપંચક અને અસાતાવેદનીય એ દરેક પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સિત્તેર કોડાકોડી પ્રમાણ સ્થિતિ વડે ભાગાકારની રીત પ્રમાણે ભાગવી. એ રીતે ભાગતાં શૂન્યને શૂન્ય વડે ઉડાડી નાખવી. એટલે નીચે જેટલા મીંડા ઉડાડવાના હોય તેટલા જ ઉપર ઉડાડવા, તાત્પર્ય એ કે નીચે જેટલા હોય તેટલી જ સંખ્યા વડે ઉપર ભાગી છેદ ઉડાડવો અહિં એ પ્રમાણે છેદ ઉડાડતા સાગરોપમના સાતીયા ત્રણ ભાગ આવે કારણ કે અહિં ઉપર ત્રીશ કોડાકોડી છે નીચે સિત્તેર કોડાકોડી છે તે બંને સંખ્યાને એક એક કોડાકોડીએ ભાગી છેદ ઉડાડતાં સાગરોપમના સાતીયા ત્રણ ભાગ આવે છે. સાતીયા ત્રણ ભાગ એટલે સાગરોપમના સાત ભાગ કરીએ તેવા ત્રણ ભાગ. તેટલી નિદ્રાપંચક અને અસાતાવેદનીયની જઘન્ય સ્થિતિ છે.

એ પ્રમાણે મિથ્યાત્વમોહનીયની સાતીયા સાત ભાગ એટલે પૂર્ણ એક સાગરોપમ જઘન્ય સ્થિતિ છે.

સંજ્વલન સિવાય બાર કષાયની સાતિયા ચાર ભાગ જઘન્ય સ્થિતિ છે.

સૂક્ષ્મત્રિક અને વિકલજાતિત્રિકની ઉત્કૃષ્ટ સ્થિતિ અઢાર કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિવડે ભાગતાં નીચેના જેટલા જ મીંડા ઉપર ઉડાડતાં ઉપર અઢાર અને નીચે સિત્તેર રહે અહિં બેએ છેદ ઉડશે તેથી ઉપર અને નીચેની

એમ બંને સંખ્યાને બે વડે ભાગતાં ઉપર નવ અને નીચે પાંત્રીસ રહે, એટલે પાંત્રી-સીયા નવ ભાગની સૂક્ષ્મત્રિકાદિ છ પ્રકૃતિની જઘન્ય સ્થિતિ આવે છે.

તથા સ્ત્રીવેદ અને મનુષ્યદ્વિકનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા નીચેના જેટલી જ શૂન્યને ઉપરની સંખ્યામાંથી ઉડાડી પાંચ વડે અપવર્ત્તના કરવી, એટલે ઉપલી અને નીચલી બંને સંખ્યાને પાંચ વડે ભાગી છેદ ઉડાડવો—પાંચ વડે ભાગી સંખ્યા નાની કરવી એટલે સાગરોપમના ચૌદિયા ત્રણ ભાગ આવે તેટલી સ્ત્રીવેદ અને મનુષ્યદ્વિકની જઘન્યસ્થિતિ છે.

હાસ્ય, રતિ, યશઃકીર્ત્તિ વર્જીને સ્થિરાદિ પાંચ, શુભવિહાયોગતિ, સુરભિગંધ, શુક્લવર્ણ, મધુરરસ, મૃદુ, લઘુ, સ્નિગ્ધ અને ઉષ્ણ સ્પર્શ, આદ્યસંસ્થાન, આદ્યસંઘયણ, એ સત્તર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે, તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા ઉપરની અને નીચેની બંનેની સંખ્યાની સરખી જ શૂન્યને દૂર કરતા સાગરોપમનો સાતીયો એક ભાગ આવે તેટલી હાસ્ય આદિ સત્તર પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ છે.

બીજા સંઘયણ અને બીજા સંસ્થાનની બાર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતાં નીચેની જેટલી જ શૂન્યને ઉપરથી દૂર કરતા અને પછી ઉપરની અને નીચેની બંને સંખ્યાને બે વડે છેદ ઉડાડતા પાંત્રીસીયા છ ભાગ રહે તેટલી બીજા સંઘયણ અને બીજા સંસ્થાનની જઘન્ય સ્થિતિ છે.

ત્રીજા સંઘયણ અને ત્રીજા સંસ્થાનનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ચૌદ કોડાકોડી સાગ-રોપમ પ્રમાણ છે. તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા શૂન્યને શૂન્ય વડે દૂર કરી ઉપલી નીચલી બંને સંખ્યાને ચૌદે ભાગતાં સાગરોપમનો પાંચીયો એક ભાગ આવે તેટલી તે બંનેની જઘન્ય સ્થિતિ છે.

ચોથા સંઘયણ અને ચોથા સંસ્થાનની ઉત્કૃષ્ટ સ્થિતિ સોળ કોડાકોડી સાગરો-પમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા શૂન્યને શૂન્ય વડે દૂર કરી બેએ છેદ ઉડાડતા સાગરોપમના પાંત્રીશીયા આઠ ભાગ આવે તેટલી તે બંનેની જઘન્ય સ્થિતિ છે.

પાંચમા સંઘયણ અને પાંચમા સંસ્થાનની ઉત્કૃષ્ટ સ્થિતિ અઢાર કોડાકોડી સાગ-રોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતાં અને બેએ છેદ ઉડાડતા સાગ-રોપમના પાંત્રીસીયા નવ ભાગ આવે તેટલી તે બંનેની જઘન્ય સ્થિતિ છે.

ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશઃકીર્ત્તિ, તિર્યગ્દ્વિક, ઔદારિકદ્વિક, હારિદ્ર, લોહિત, નીલ અને કૃષ્ણવર્ણ. દુરભિગંધ, કષાય, આમ્લ, કટુક અને તિક્તરસ, ગુરુ કર્કશ રૂક્ષ અને શીતસ્પર્શ, એકેન્દ્રિયજાતિ, પંચેન્દ્રિયજાતિ, નિર્માણ, આતપ, ઉદ્યોત,

અપ્રશસ્તવિહાયોગતિ, હુંડક સંસ્થાન, છેવટ્ઠુ સંઘયણ તૈજસ, કાર્મણ, નીચગોત્ર, અરતિ, શોક, ભય જુગુપ્સા, નપુંસકવેદ અને સ્થાવર એ અડતાલીસ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા શૂન્યને શૂન્ય વડે દૂર કરતા સાગરોપમના સાતીયા બે ભાગ આવે તેટલી એ અડતાલીસ પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ છે.

અહિં જો કે હારિદ્ર અને રક્તવર્ણાદિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સાડાબાર કોડાકોડી આદિ સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા સાગરોપમના કંઇક અધિક પાંત્રીસીયા છ ભાગ આદિ જઘન્ય સ્થિતિ આવે તો પણ પ્રાચીન શાસ્ત્રોમાં તે હારિદ્ર રક્ત વર્ણાદિ દરેક ભેદોનો સાગરોપમના સાતીયા બે બે ભાગ પ્રમાણ જ જઘન્ય સ્થિતિબંધ કહ્યો છે માટે અહિં પણ હારિદ્ર વર્ણાદિનો તેટલો જ સ્થિતિબંધ કહ્યો છે.

આ પ્રમાણે નિદ્રાપંચકથી આરંભીને સઘળી પ્રકૃતિઓના જઘન્ય સ્થિતિબંધનું પ્રમાણ આ ગ્રંથકાર મહારાજે મતાંતરને આશ્રયીને કહેલું હોય એમ સમજાય છે કારણ કે કર્મપ્રકૃતિ આદિમાં બીજી રીતે સ્થિતિબંધના પ્રમાણનું કથન[1] છે. કઇ રીતે કથન છે તે કહે છે—

---

૧ કર્મપ્રકૃતિકાર જે રીતે નિદ્રા આદિ પંચાશી પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ માને છે તે સ્પષ્ટ છે. તેઓ કહે છે કે—જે પ્રકૃતિ જે વર્ગની હોય તેની ઉત્કૃષ્ટ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગતા જે આવે તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તે નિદ્રા આદિ પંચાશી પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ છે એકેન્દ્રિય તેટલી જઘન્ય સ્થિતિ બાંધે છે, તેમાં ઓછો કરેલો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉમેરતાં એકેન્દ્રિય આશ્રયી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. તથા એકેન્દ્રિયના ઉત્કૃષ્ટ સ્થિતિબંધને અનુક્રમે પચ્ચીસ, પચાસ, સો અને એક હજાર ગુણો કરતાં જે આવે તે બેઇન્દ્રિયાદિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. તેમાંથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તે બેઇન્દ્રિયાદિ આશ્રયી જઘન્ય સ્થિતિ છે.

વૈક્રિયષટ્કની પોતાના વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ છેડે ભાગતાં જે આવે તેને હજારગુણો કરી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તે તેનો જઘન્ય સ્થિતિબંધ છે અને ઓછો કરેલો ઉમેરતા જે આવે તે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે. હજારગુણો કરવાનું કારણ વૈક્રિયષટ્કના બંધાધિકારી અસંજ્ઞિપંચેન્દ્રિયો છે અને તેઓ એકેન્દ્રિયોથી હજારગુણો બંધ કરે છે. જો કે અસંજ્ઞિઓ પોતાના ઉત્કૃષ્ટ બંધથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન સ્વબંધયોગ્ય પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ કરે છે તથાપિ વૈક્રિયષટ્ક માટે દરેક સ્થળે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરવા જણાવ્યું છે, વૈક્રિયષટ્કની જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિ વચ્ચે પંચસંગ્રહ કે કર્મપ્રકૃતિમાં મતભેદ નથી. સાર્ધ-શતકમાં ઉત્કૃષ્ટથી જઘન્ય પલ્યોપમના સંખ્યાતમે ભાગે ન્યૂન કહ્યો છે.

પંચસંગ્રહકાર નિદ્રા આદિ પંચાશી કર્મપ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ આ પ્રમાણે કહે છે—નિદ્રા આદિ પ્રકૃતિઓની પોતાની જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ હોય તેને સિત્તેર કોડાકોડીએ ભાગતા જે આવે તેટલી તેઓની જઘન્ય સ્થિતિ છે અને તેમાં પલ્યોપમનો. અસંખ્યાતમો ભાગ ઉમેરતા જે આવે તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ છે જો કે શુક્લવર્ણાદિની પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ કોડાકોડી આદિ છે અને

તેથી તેને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિએ ભાગતા સાતીયો એક ભાગ આદિ આવે છે છતાં જઘન્ય સ્થિતિના વિચારમાં તો શુક્લવર્ણ, સુરભિગંધ, મધુરરસ અને ચાર શુભસ્પર્શ એ સાત વિના શેષ હારિદ્રવર્ણ વગેરે તેરની સાતીયા બે ભાગ જઘન્ય સ્થિતિ કહી છે. દાખલા તરીકે નિદ્રાની ઉત્કૃષ્ટ ત્રીશ કોડાકોડી પ્રમાણ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગતા અને છેદ ઉડાડતાં સાતીયા ત્રણ ભાગ આવે તેટલી તેની જઘન્ય સ્થિતિ છે. એકેન્દ્રિયો તેટલી બાંધે છે. તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉમેરતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ અધિક સાતીયા ત્રણ ભાગ તેની ઉત્કૃષ્ટ સ્થિતિ છે. એકેન્દ્રિયો તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. તથા સાતીયા ત્રણ ભાગ આદિ જે એકેન્દ્રિયની જઘન્ય સ્થિતિ છે તેને પચીસ, પચાસ, સો અને હજારગુણી કરતાં જે આવે તેટલી અનુક્રમે બેઇન્દ્રિયાદિ જઘન્ય સ્થિતિ બાંધે છે અને એકેન્દ્રિયની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ અધિક સાતીયા ત્રણ ભાગ આદિ જે ઉત્કૃષ્ટ સ્થિતિ છે તેને પચીસ, પચાસ સો અને હજાર ગુણી કરતાં જે આવે તેટલી બેઇન્દ્રિયાદિ નિદ્રાની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. પાંચમા કર્મગ્રંથ ગા૦ ૩૬ ની ટીકામાં કહ્યું છે કે—પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગતાં જે આવે તે નિદ્રા આદિ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ છે અને પલ્યોપમના અસંખ્યાતમે ભાગે અધિક ઉત્કૃષ્ટ સ્થિતિ છે તેનો પાઠ આ—अयमेव जघन्यस्थितिबन्धः पल्योपमासंख्येयभागमात्राधिकः उत्कृष्टो भवतीति' આ વ્યાખ્યાન પંચસંગ્રહના અભિપ્રાયે સમજવું. એ પ્રમાણે ત્યાં કહ્યું છે. આ સંબંધમાં ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ પણ કર્મપ્રકૃતિ પાના ૭૭ માં આ પ્રમાણે લખે છે—पञ्चसंग्रहे तु वर्गोत्कृष्टस्थितिविभजनीयतया नाभिप्रेता किं तु ' सेसाणुक्कोसाओ मिच्छत्तठिइए जं लद्धं ' इति ग्रंथेन स्वस्वोत्कृष्टस्थितेर्मिथ्यात्वस्थित्या भागे हृते यल्लभ्यते तदेव जघन्यस्थितिपरिमाणमुक्तम् । तत्र निद्रापञ्चकस्यासातावेदनीयस्य च प्रत्येकमुत्कृष्टा स्थितिस्त्रिंशत् सागरोपमकोटाकोटीरिति, तस्या मिथ्यात्वोत्कृष्टस्थित्या भागे ह्रियमाणे शून्यं शून्येन पातयेदिति वचनाल्लभ्यास्त्रयः सागरोपमस्य सप्तभागाः, इयती निद्रापञ्चकासातवेदनीययोर्जघन्या स्थितिः ।

ભાવાર્થ એ કે—પંચસંગ્રહમા વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિને ભાગવાનું માન્યું નથી પરંતુ પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સ્થિતિએ ભાગતા જે આવે તેજ જઘન્ય સ્થિતિનું પ્રમાણ કહ્યું છે તે આ પ્રમાણે—નિદ્રાપંચક અને અસાતવેદનીયની ઉત્કૃષ્ટ ત્રીશ કોડાકોડી સાગરોપમ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગતાં સાતીયા ત્રણ ભાગ આવે તેટલી તેની જઘન્ય સ્થિતિ છે. અહિં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરવાનુ કહ્યું નથી પરંતુ ઉક્ત જઘન્ય પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ વધારતાં જે આવે તે ઉત્કૃષ્ટ છે એમ કહ્યું છે. આગળ બેઇન્દ્રિયાદિના જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અવસરે તે સ્પષ્ટ થાય છે. ત્યાં બેઇન્દ્રિયાદિની જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવતા જણાવે છે કે—' पञ्चसंग्रहे तु या जघन्यस्थितिरेकेन्द्रियाणां सा पल्योपमासंख्येयभागाभ्यधिकीकृता पञ्चविंशत्यादिना च गुणिता द्वीन्द्रियादिनामुत्कृष्टा, यथास्थितैव चैकेन्द्रियजघन्यस्थितिः पञ्चविंशत्यादिना गुणिता द्वीन्द्रियादीनां जघन्येत्युक्तमस्ति, तत्त्वं तु केवलिनो विदन्ति' ભાવાર્થ એ કે—પંચસંગ્રહમા સાતીયા ત્રણ ભાગ આદિ એકેન્દ્રિયની જે જઘન્ય સ્થિતિ કહી છે તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉમેરતા અને તેને પચીસ આદિએ ગુણતા જે આવે તે બેઇન્દ્રિયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ છે અને એકેન્દ્રિયની જેટલી જઘન્ય છે તેને જ પચીસ આદિએ ગુણતા જે આવે તેટલી બેઇન્દ્રિયાદિની જઘન્ય સ્થિતિ છે. તત્ત્વ તો કેવળી મહારાજ જાણે. જીવાભિગમ સૂત્રમાં પણ ચોસઠમા પાને બીજી બાજુમાં આ સંબંધે આ પ્રમાણે કહ્યું છે—' पञ्चसंग्रहमतेनापीदमेव ,जघन्यस्थितिपरिमाणं केवलं पल्योपमासंख्येयभागहीनं (न) वक्तव्यं, तन्मतेन ' सेसाणुक्कोसाओ मिच्छत्तठिइए जं लद्धं ' इत्येतावन्मात्रस्यैव जघन्यस्थित्यानयस्य करणस्य विद्यमानत्वात्' ભાવાર્થ એ કે—પંચસંગ્રહના મતે આજ જઘન્ય સ્થિતિનું પ્રમાણ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે હીન ન કહેવું. કારણ કે તેઓના મતે 'શેષ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિએ ભાગતા જે આવે તે જઘન્ય સ્થિતિ છે'

જઘન્ય સ્થિતિ લાવવાનું આજ ગણિત ત્યાં વિદ્યમાન છે માટે. આ પ્રમાણે વિચારતા નિદ્રા આદિની પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગતા જે આવે તે જઘન્ય છે અને તેટલી જઘન્ય સ્થિતિ એકેન્દ્રિયો બાંધે છે. તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક કરતા ઉત્કૃષ્ટ થાય છે, તેટલી ઉત્કૃષ્ટ બાંધે છે. એકેન્દ્રિયની જઘન્ય અને ઉત્કૃષ્ટને પચીસ આદિએ ગુણતા બેઇન્દ્રિયાદિની અનુક્રમે જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ આ પ્રમાણે પંચસંગ્રહકારનો અભિપ્રાય જણાય છે. જીવાભિગમ સૂત્રમાં જઘન્ય સ્થિતિ આ આ પ્રમાણે કહી છે—નિદ્રા આદિની પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગતા જે આવે તેમાંથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન તેઓની જઘન્ય સ્થિતિ છે અને ઓછી કરેલી ઉમેરતા જે આવે તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ છે. પ્રજ્ઞાપના સૂત્રના ત્રેવીસમા પદમાં ૪૭૬ મા પાને પણ તેટલી જ કહી છે. અહિં વર્ણાદિની દરેક ઉત્તર પ્રકૃતિની તેમ જ વૈક્રિયષટ્કમાંની દરેક પ્રકૃતિની પણ પોતાની જે ઉત્કૃષ્ટ સ્થિતિ છે તેને સિત્તેર કોડાકોડીએ ભાગવાનું કહ્યું છે. પહેલા જેમ વર્ણાદિ દરેકની સાતીયા બે ભાગ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન જઘન્ય સ્થિતિ કહી તેમ અહિં નહિ આવે પરંતુ સાતીયો એક ભાગ સવા ભાગ વિગેરે આવશે. દેવગતિની પણ સાતીયા એક ભાગને હજારે ગુણી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન કરતા જે રહે તે જઘન્ય સ્થિતિ આવશે. તથા એકેન્દ્રિયની ઉત્કૃષ્ટસ્થિતિને પચીસ, પચાસ, સો અને હજાર ગુણી કરતા જે આવે તેટલી બેઇન્દ્રિયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ છે અને તેમાંથી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન જઘન્ય સ્થિતિ છે. કર્મગ્રંથમાં બેઇન્દ્રિયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિથી જઘન્યસ્થિતિ પલ્યોપમના સંખ્યાતમે ભાગે ન્યૂન કહી છે. અહિં અસંખ્યાતમો ભાગ ન્યૂન કહ્યો છે. આ પ્રમાણે સ્થિતિબંધને અંગે ત્રણ મતો છે.

આ મતભેદ નિદ્રા આદિ પંચાશી પ્રકૃતિઓને અંગે કહ્યો તે બરાબર છે પરંતુ એકેન્દ્રિયો ૧૦૯ પ્રકૃતિઓ બાંધે છે. તો પંચાશી સિવાય શેષ પ્રકૃતિઓ માટે શું સમજવું ? એ શંકા અહિં થાય છે. ઉત્તરમાં એમ સમજવું કે—ચાર આયુ, વૈક્રિયષટ્ક, આહારકદ્વિક અને તીર્થંકરનામ સિવાય બાવીસ પ્રકૃતિઓના પોતપોતાના વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિને સિત્તેર કોડાકોડીએ ભાગી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન કરતા જે આવે તેટલી જઘન્ય સ્થિતિ એકેન્દ્રિયો બાંધે છે અને પરિપૂર્ણ તે સ્થિતિ ઉત્કૃષ્ટથી બાંધે છે. એકેન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિને પચ્ચીશ આદિએ ગુણી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તેટલી બેઇન્દ્રિયાદિ જઘન્યસ્થિતિ બાંધે છે. પરિપૂર્ણ તે સ્થિતિ ઉત્કૃષ્ટથી બાંધે છે. આ પ્રમાણે કર્મપ્રકૃતિકારને મતે સમજવું.

પંચસંગ્રહકારને મતે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સ્થિતિએ ભાગતા જે આવે તે એકેન્દ્રિયોની જઘન્ય અને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉમેરતાં જે આવે તે ઉત્કૃષ્ટ સ્થિતિ છે. એકેન્દ્રિયની જઘન્ય અથવા ઉત્કૃષ્ટ સ્થિતિને પચીસ આદિએ ગુણી જે આવે તે અનુક્રમે બેઇન્દ્રિયાદિની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે.

પ્રજ્ઞાપના અને જીવાભિગમ સૂત્રના અભિપ્રાયે બાવીશ પ્રકૃતિઓની પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સ્થિતિએ ભાગી જે આવે તેમાંથી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન કરતા જે રહે તેટલી એકેન્દ્રિયો જઘન્ય સ્થિતિ બાંધે છે અને પરિપૂર્ણ તે સ્થિતિ ઉત્કૃષ્ટથી બાંધે છે તથા એકેન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિને પચીસ આદિએ ગુણતાં જે આવે તેટલી બેઇન્દ્રિયાદિ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે અને પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન જઘન્યસ્થિતિ બાંધે છે.

ચાર આયુ આહારકદ્વિક અને તીર્થંકરનામકર્મની જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિબંધના અંગે કંઇ મતભેદ નથી.

વૈક્રિયષટ્કની સ્થિતિ સંબંધે પંચસંગ્રહ અને કર્મપ્રકૃતિમાં કંઇ મતભેદ નથી પરંતુ પ્રજ્ઞાપના સૂત્રમાં દેવદ્વિકની ૧/૭ સ્થિતિને હજારે ગુણી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન જઘન્ય સ્થિતિ કહી છે. તત્ત્વ કેવળી મહારાજ જાણે

કર્મપ્રકૃતિમાં નિદ્રાદિની જઘન્ય સ્થિતિના પ્રમાણના પ્રતિપાદન માટે જે ગાથા કહી છે તે આ—वग्गुक्कोसठिईणं मिच्छत्तुक्कोसगेण जं लद्धं । सेसाणं तु जहन्नो पल्लासंखेज्जगेणूणो ॥ १ ॥

એ ગાથાનો અક્ષરાર્થ આ પ્રમાણે છે—જે કર્મપ્રકૃતિ જે વર્ગની હોય તેની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ વડે ભાગતાં જે આવે તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તેટલો શેષ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ છે.

તેમાં વર્ગ એટલે સ્વજાતીય કર્મપ્રકૃતિઓનો સમૂહ. જેમ જ્ઞાનાવરણની પાંચ પ્રકૃતિઓનો જે સમૂહ તે જ્ઞાનાવરણીયવર્ગ. દર્શનાવરણીયની નવ પ્રકૃતિઓનો જે સમૂહ તે દર્શનાવરણવર્ગ. વેદનીયની બે પ્રકૃતિનો સમૂહ તે વેદનીયવર્ગ. દર્શનમોહનીયની પ્રકૃતિનો સમુદાય તે દર્શનમોહનીયવર્ગ. ચારિત્ર મોહનીયની પ્રકૃતિઓનો સમુદાય તે ચારિત્રમોહનીયવર્ગ. નોકષાય મોહનીય પ્રકૃતિઓનો [1]સમુદાય તે નોકષાય મોહનીયવર્ગ. નામકર્મની દરેક પ્રકૃતિઓનો જે સમુદાય તે નામકર્મવર્ગ. ગોત્રકર્મની પ્રકૃતિઓનો જે સમૂહ તે ગોત્રકર્મવર્ગ અને અંતરાયકર્મની પાંચે પ્રકૃતિઓનો જે સમૂહ તે અંતરાયવર્ગ.

અહિં માત્ર મોહનીયમાં ત્રણ વર્ગ છે બાકી દરેક કર્મનો એક એક જ વર્ગ છે, એ વર્ગોની પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિ જે ત્રીશ કોડાકોડી આદિ સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડી વડે ભાગતાં જે આવે તેમાંથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તે નિદ્રા આદિ શેષ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ સમજવો. તે આ પ્રમાણે—

દર્શનાવરણીયકર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા શૂન્યને શૂન્ય વડે દૂર કરતા સાગરોપમના સાતીયા ત્રણ ભાગ આવે તે પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન નિદ્રાપંચક અને અસાતવેદનીયની જઘન્ય સ્થિતિ છે.

એ પ્રમાણે મિથ્યાત્વમોહનીયની પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક સાગરોપમ જઘન્ય સ્થિતિ છે. સંજ્વલન સિવાય બાર કષાયની પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન સાતીયા ચાર ભાગ જઘન્ય સ્થિતિ છે. પુરુષવેદ વર્જિત આઠ નોકષાય, તથા વૈક્રિયષટ્ક, આહારકદ્વિક, તીર્થંકરનામ અને યશઃકીર્ત્તિ સિવાય નામકર્મની સઘળી પ્રકૃતિઓ અને નીચગોત્રની પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાતીયા બે ભાગ જઘન્ય સ્થિતિ છે.

જીવાંભિગમાદિમાં તો આ ગ્રંથકાર મહારાજે જે રીતે જઘન્ય સ્થિતિનું પ્રમાણ કહ્યું છે, તે જ પ્રમાણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન કહ્યું છે.

---

૧ અહિં ચારિત્ર મોહનીયથી કષાયમોહનીયની પ્રકૃતિઓ સમજવી.

ત્યાં સ્ત્રીવેદની જઘન્ય સ્થિતિને આશ્રયી આ સૂત્ર કહ્યું છે— इत्थिवेदस्स णं भंते ! कम्मस्स केवइयं कालं बंधठिई पन्नत्ता ? गोयमा ! जहन्नेणं सागरोवमस्स दिवड्ढा सत्तभागो पलिओवमस्स असंखेज्जइभागेण ऊणो ' હે પ્રભો ! સ્ત્રીવેદ મોહનીયની બંધસ્થિતિ કેટલા ળ પ્રમાણ કહી છે ? હે ગૌતમ ! જઘન્યથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન સાગરોપમનો સાતીયો દોઢ ભાગ કહી છે. ૪૮

અહિં વૈક્રિયષટ્કની જઘન્ય સ્થિતિ ઉક્ત પ્રકારે ઘટતી નથી તેથી તેની સ્થિતિને પૃથક્ પ્રતિપાદન કરવા ઈચ્છતા આ ગાથા કહે છે.

**वेउव्विछक्कि तं सहसताडियं जं असन्निणो तेसिं ।**
**पलियासंखंसूणं ठिई अबाहूणियनिसेगो ॥४९॥**

वैक्रियषट्के तत् सहस्रताडितं यत् असंज्ञिनस्तासाम् ।
पल्यासंख्यांशोनानं स्थितिः अबाधोना च निषेकः ॥४९॥

અર્થ—વૈક્રિયષટ્કની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતાં જે આવે તેને હજારે ગુણવા જે આવે તે પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન વૈક્રિયષટ્કની જઘન્ય સ્થિતિ છે. કારણ કે તેના બંધક અસંજ્ઞિ પંચેન્દ્રિયો છે. અબાધા કાળ ન્યૂન નિષેક કાળ છે.

ટીકાનુ૦—દેવદ્વિક વૈક્રિયદ્વિક અને નરકદ્વિક એ વૈક્રિયષટ્કની પોતાની ઉત્કૃષ્ટ થતિને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા જે સાગરોપમના સાતીયા બે ભાગ આવે ને હજારે ગુણી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન કરી જે રહે તે પૂર્વોક્ત વૈક્રિય ટ્કની જઘન્ય સ્થિતિ છે.

અહિં વૈક્રિયદ્વિક અને નરકદ્વિકની તો વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે એટલે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા બે ભાગ આવે, પરંતુ દેવદ્વિકની તો દશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે તેને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગતા સાતીયો એક ભાગ આવે, તેના સંબંધમાં કહે છે કે જો કે દેવદ્વિકની દશ કોડાકોડી સાગરોપમ માણ સ્થિતિ છે તો પણ તેની જઘન્ય સ્થિતિનું પરિમાણ લાવવા માટે વીશ કોડા-કોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિની વિવક્ષા કરી છે, કારણ કે અનિષ્ટ અર્થમાં શાસ્ત્રોની પ્રવૃત્તિ હોતી નથી એવું પૂર્વના મહાપુરુષોનું વચન છે. એટલે સાતીયા બે ભાગને હજારે ગુણી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન કરી જે રહે તેટલી જ દેવદ્વિકની પણ જઘન્ય સ્થિતિ છે. માટે જ અહિં વૈક્રિય આદિ છએ પ્રકૃતિ માટે વીશ કોડાકો-ડીને મિથ્યાત્વની સ્થિતિ વડે ભાગવાનું કહ્યું છે.

શતકચૂર્ણિમાં કહ્યું છે કે—'દેવગતિ, નરકગતિ, વૈક્રિયશરીર, વૈક્રિય અંગોપાંગ,

દેવાનુપૂર્વિ અને નરકાનુપૂર્વિનો હજારે ગુણાયેલ સાગરોપમના સાતીયા બે ભાગ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન જઘન્ય સ્થિતિબંધ છે.

વૈક્રિયષટ્કનું જઘન્ય સ્થિતિબંધનું પરિમાણ આટલું શા માટે?

ઉત્તર—વૈક્રિયષટ્કરૂપ છ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ અસંજ્ઞિ પંચેન્દ્રિયો જ કરે છે અને તેઓ તે પ્રકૃતિઓની તેટલી જ સ્થિતિ બાંધે છે, ન્યૂન બાંધતા નથી. કોઇપણ કર્મપ્રકૃતિઓનો અમુક પ્રમાણવાળો જઘન્ય સ્થિતિબંધ ત્યારે જ ઘટી શકે કે કોઇપણ જીવ તેટલી સ્થિતિનો બંધક હોય. અમુક કર્મપ્રકૃતિનો અમુક પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ કહે અને તેને કોઇ બાંધનાર ન હોય તો તે સ્થિતિબંધ તરીકે જ ઘટી શકે નહિ. અહિં વૈક્રિયષટ્કના સાતીયા બે ભાગ પ્રમાણ સ્થિતિ બંધક તો કોઈ જીવો નથી, પરંતુ તેને હજારે ગુણી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન કરી જે રહે તેટલો જઘન્ય સ્થિતિબંધ અસંજ્ઞિ પંચેન્દ્રિયો બાંધે છે, માટે હજારે ગુણવાનું કહ્યું છે.

તથા સઘળી કર્મપ્રકૃતિઓની જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિ પોતપોતાની અબાધા વડે ન્યૂન નિષેકના—દલરચનાના વિષયભૂત સમજવી. એટલે કે જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિનો જેટલો અબાધાકાળ હોય તેટલો કાળ છોડીને શેષ સ્થિતિમાં—સમયોમાં કર્મદળનો નિષેક—રચના થાય છે, અબાધાના સમયોમાં થતી નથી.

ભગવતિ સૂત્રમાં કહ્યું છે કે—'અબાધા ન્યૂન કર્મસ્થિતિ કર્મદળનો નિષેક છે.' ૪૯

આ પ્રમાણે જઘન્ય સ્થિતિનું પરિમાણ કહ્યું. હવે નિષેકનો વિચાર કરે છે. તેમાં બે અનુયોગદ્વાર છે. ૧ અનંતરોપનિધા, ૨ પરંપરોપનિધા. તેમાં પહેલા અનંતરોપનિધા વડે વિચાર કરે છે—

**मोत्तुमवाहासमये बहुगं तयणंतरे रयइ दलियं ।**
**तत्तो विसेसहीणं कमसो नेयं ठिई जाव ॥५०॥**

मुक्त्वाऽबाधासमयान् बहुकं तदनन्तरं रचयति दलिकम् ।
ततो विशेषहीनं क्रमशः ज्ञेयं स्थितिर्यावत् ॥५०॥

અર્થ—અબાધાના સમયોને છોડીને ત્યારપછીના સમયે ઘણું પુદ્ગલ દ્રવ્ય ગોઠવે છે. ત્યારપછીના સમયે ક્રમશઃ વિશેષહીન વિશેષહીન ગોઠવે છે. એ પ્રમાણે બધ્યમાન સ્થિતિના ચરમસમયપર્યંત જાણવું.

ટીકાનુ૦—કોઈપણ વિવક્ષિત સમયે બંધાતી કોઈપણ પ્રકૃતિરૂપે જેટલી કાર્મણ વર્ગણાઓ પરિણમે તે વર્ગણાઓ તે સમયે તે પ્રકૃતિની જેટલી સ્થિતિ બંધાય તેટલી સ્થિતિ પર્યંત ક્રમશઃ ફળ આપે તેટલા માટે વ્યવસ્થિત રીતે ગોઠવાય છે. તે નિષેક રચના કહેવાય છે.

માત્ર અબાધાકાળમાં દલરચના થતી નથી. જો આ પ્રમાણે રચના ન થાય તો અબાધાકાળ ગયા પછી કેટલી અને કઇ વર્ગણાઓના ફળનો અનુભવ કરવો તે નિશ્ચિત ન થાય અને તેથી અવ્યવસ્થા થાય. અને અવ્યવસ્થા થવાથી બંધાયલી અમુક પ્રમાણ સ્થિતિનો કંઇ જ અર્થ ન રહે. અહિં બંધ સમયે બંધાયલી વર્ગણાઓની નિશ્ચિતરૂપે રચના થતી હોવાથી જરા પણ અવ્યવસ્થા થતી નથી.

તે રચના કઈ રીતે થાય તે કહે છે—જ્યારે પણ કોઇ કર્મ બાંધે ત્યારે તેની જેટલી સ્થિતિ બંધાઈ હોય અને તે સ્થિતિના પ્રમાણમાં જેટલો અબાધાકાળ હોય તે અબાધાના સમયોને છોડીને દળરચના કરે છે. તેમાં અબાધાના સમયોથી પછીના સમયે ઘણું દળ ગોઠવે છે, ત્યારપછીના સમયે વિશેષહીન દલિક ગોઠવે છે. ત્યારપછીના સમયે તેનાથી પણ વિશેષહીન દલિક ગોઠવે છે, એ પ્રમાણે ઉત્તરોત્તર સમયે વિશેષ-હીન વિશેષહીન દલિક ગોઠવે છે. આ પ્રમાણે વિવક્ષિત સમયે બંધાયલી સ્થિતિના ચરમ સમય પર્યંત કહેવું.

આ પ્રમાણે રચના થતી હોવાથી અબાધાકાળ પછીના પહેલા સમયે ઘણા દલિ-કનું ફળ અનુભવે છે, ત્યારપછીના બીજે સમયે વિશેષહીન દલિકનુ ફળ અનુભવે છે, એ પ્રમાણે પછી પછીના સમયે પૂર્વ પૂર્વ સમયથી હીન હીન દલિકના ફળને અનુભવે છે. એ પ્રમાણે વિવક્ષિત સમયે બંધાયલી સ્થિતિના ચરમ સમય પર્યંત કહેવું.

જે સમયે જેટલા રસવાળી અને જેટલી વર્ગણાઓ ફળ આપવા નિયત થઈ હોય તે સમયે તેટલા રસવાળી અને તેટલી વર્ગણાઓ ફળ આપે છે અને ફળ આપી આત્મપ્રદેશથી છુટી જાય છે. આ પ્રમાણે કરણો ન પ્રવર્ત્તે ત્યારે સમજવું, કારણ કે કરણો વડે અનેક ફેરફારો થાય છે. ૫૦

હવે આયુના સંબંધમાં વિશેષ કહે છે—

**आउस्स पढमसमया परभविया जेण तस्स उ अबाहा ।**

आयुषः प्रथमसमयात् परभविका येन तस्य तु अबाधा ।

અર્થ—આયુના પ્રથમ સમયથી જ દળરચના થાય છે, કારણ કે તેની અબાધા પરભવના આયુ સંબંધી હોય છે.

ટીકાનુ૦—ચાર આયુમાંથી કોઇપણ આયુ બંધાય ત્યારે પ્રથમ સમયથી આરંભી પૂર્વક્રમે દલિકની રચના કરે છે. તે પ્રકારે—પ્રથમ સમયે ઘણું દલિક ગોઠવે છે. બીજે સમયે વિશેષહીન દલિક ગોઠવે છે, ત્રીજે સમયે તેથી પણ વિશેષહીન ગોઠવે છે. એ પ્રમાણે બધ્યમાન આયુના ચરમ સમયપર્યંત કહેવું.

શંકા:—આયુ વિના દરેક કર્મમાં અબાધાના સમયોને છોડીને દળરચના કરે

એમ કહ્યું છે તો પછી આયુકર્મમાં પ્રથમ સમયથી આરંભી દલિકની રચના કરે એમ શા માટે કહ્યું?

ઉત્તર—બંધાતા આયુની અબાધા પરભવ સંબંધી-ભોગવાતા આયુ સંબંધી છે, માટે તે અબાધા તે બંધાતા આયુની સત્તાના વિષયભૂત કહેવાતી નથી જ્યારે બીજા કર્મોમાં અબાધા બંધાતા કર્મની [1]સત્તાના વિષયભૂત કહેવાય છે. એ હેતુથી બધ્યમાન આયુના પ્રથમ સમયથી આરંભીને જ દલિકનો નિષેકવિધિ કહ્યો.

વળી અહિં શંકા થાય કે-બધ્યમાન આયુની અબાધા પરભવ સંબંધી કેમ કહેવાય છે? તેના ઉત્તરમાં કહે છે કે બધ્યમાન આયુની અબાધા ભોગવતા આયુને આધીન નથી. એ જ હકીકત સ્પષ્ટ કરે છે.

આયુનો એવો સ્વભાવ છે છે કે જ્યાં સુધી અનુભવાતા ભવનું આયુ ઉદયમાં વર્ત્તે છે ત્યાં સુધી બંધાતા ભવનું આયુ સર્વથા-પ્રદેશોદય કે રસોદયથી ઉદયમાં આવતું નથી પરંતુ અનુભવાતા ભવનું આયુ પૂર્ણ થયા પછી જ અવશ્ય ઉદયમાં આવે છે.

કોઇ વખતે અનુભવાતા ભવના આયુનો ત્રીજો ભાગ શેષ હોય ત્યારે કોઇ વખતે નવમો ભાગ શેષ હોય ત્યારે કોઇ વખતે સત્તાવીસમો ભાગ શેષ હોય ત્યારે અને કોઇ વખતે અંતર્મુહૂર્ત્ત શેષ હોય ત્યારે પરભવનું દીર્ઘ સ્થિતિવાળું પણ આયુ બાંધે છે. તેથી દીર્ઘ સ્થિતિવાળા પરભવાયુની પણ ભોગવાતા આયુના શેષ ભાગને અનુસારે જેટલો શેષ ભાગ હોય તેટલી તેટલી અબાધા પ્રવર્ત્તે છે માટે તે પરભવ સંબંધી કહેવાય છે, બધ્યમાન આયુ સંબંધી કહેવાતી નથી. તેથી જ બધ્યમાન આયુના પ્રથમ સમયથી દળરચના થાય એમ કહ્યું છે. આ પ્રમાણે અનંતરોપનિધા વડે દલરચનાનો વિચાર કર્યો.

હવે પરંપરોપનિધા વડે વિચાર કરે છે—

**पल्लासंखियभागं गंतुं अद्धद्धयं दलियं ॥५१॥**

**पल्यासंख्येयभागं गत्वा अर्द्धार्द्धं दलिकम् ॥५१॥**

અર્થ—પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા સ્થાનકો ઓળંગી ઓળંગી અર્દ્ધ અર્દ્ધ દલિક થાય છે.

---

૧ બીજા કર્મોમાં અબાધા બંધાતા કર્મની સત્તા કહેવાય છે અને તેથી જ અપવર્ત્તના વડે તે સ્થાનકો ભરી શકે છે અને અબાધા ઉડાડી નાખે છે. તથા સ્વજાતીય પ્રકૃતિનો જો ઉદય હોય તો બંધાવલિકા ગયા બાદ ઉદીરણા વડે તેનો ઉદય પણ થાય છે. આયુમાં તેમ નથી. આયુની અબાધા તે બંધાતા આયુની સત્તા નહિ હોવાથી અપવર્ત્તના વડે તે સ્થાનકો ભરી શકાતા નથી અને ભોગવાતા આયુના ઉદય સાથે સ્વજાતીય બંધાતા આયુનો ઉદય પણ થતો નથી.

ટીકાનુ૦—સઘળા કર્મોમાં અબાધા પછીના પહેલે સમયે જે દલિકોની રચના કરી છે તેની અપેક્ષાએ બીજા આદિ સમયોમાં વિશેષહીન વિશેષહીન દલિક ગોઠવાતું ગોઠવાતું પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનકો જાય ત્યારે તેના પછીના સ્થાનમાં અર્દ્ધ દલિક થાય છે.

એટલે કે અબાધાની પછીના સમયોમાં એવા ક્રમથી ઓછું ઓછું દલિક ગોઠવાય છે કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનકો ઓળંગી પછી જે સ્થાનક હોય તેમાં પહેલા સ્થાનકની અપેક્ષાએ અર્દ્ધ દલિક હોય છે. ત્યારપછી અગાડીના સ્થાનકોમાં પણ વિશેષહીન વિશેષહીન ગોઠવાતું ગોઠવાતું પહેલા જે સ્થાનમાં અર્ધદલિક થયુ છે તેની અપેક્ષાએ ફરી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થાનકો ઓળંગી પછી જે સ્થાનક આવે તેમાં અર્ધદલિક થાય છે.

એટલે કે પહેલીવાર જે સ્થાનકમાં અર્ધ થયા છે તેનાથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થાનકો ઓળંગી પછીના સ્થાનકમાં અર્ધ થાય છે. એ પ્રમાણે વળી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થાનકો ઓળંગી પછીના સ્થાનકમાં બીજીવાર જે સ્થાનકમાં અર્દ્ધ થયા છે તેની અપેક્ષાએ અર્દ્ધ થાય છે. એ પ્રમાણે તેટલા તેટલા સ્થાનકો ઓળંગી અર્દ્ધ અર્દ્ધ હીન ત્યાં સુધી કહેવું યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ આવે.

જે જે સમયે ઉત્કૃષ્ટ, મધ્યમ કે જઘન્ય જેટલી સ્થિતિ બંધાય તે તે સમયે તેના ભાગમાં જે વર્ગણાઓ આવે તેની અબાધાકાળ છોડી ઉત્કૃષ્ટ, મધ્યમ કે જઘન્ય સ્થિતિના ચરમ સમય પર્યંત જે રીતે વ્યવસ્થિત રચના થાય છે તે કહી. એ રચનામાં સંક્રમાદિ કરણો વડે ફેરફાર ન થાય તો રચના પ્રમાણે દલિકો ભોગવાય અને ફેરફાર થાય તો તે પ્રમાણે ભોગવાય છે. પ્રતિસમય કર્મ બંધાતું હોવાથી રચના પણ પ્રતિસમય થાય છે. ૫૧

હવે દળરચનામાં અર્દ્ધ અર્દ્ધ હાનિના સ્થાનકો કેટલા થાય તે કહે છે—

**पलिओवमस्स मूला असंखभागम्मि जत्तिया समया ।**
**तावइया हाणीओ ठिइबंधुक्कोसए नियमा ॥५२॥**

पल्योपमस्य मूलासंख्येयभागे यावन्तः समयाः ।
तावत्यो हानयः स्थितिबन्धे उत्कृष्टे नियमात् ॥५२॥

અર્થ—ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં પલ્યોપમના મૂળના અસંખ્યાતમા ભાગે જેટલા સમયો હોય તેટલા દ્વિગુણહાનિના સ્થાનકો છે.

ટીકાનુ૦—સઘળા કોઇપણ કર્મનો જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ત્યારે તેમાં નિષેક

આશ્રયી પૂર્વોક્ત ક્રમે જે અર્દ્ધ અર્દ્ધ હાનિ થાય છે તેની સંખ્યા પલ્યોપમના પહેલા વર્ગમૂળના અસંખ્યાતમા ભાગે જેટલા સમયો હોય તેટલી થાય છે.

પ્રશ્ન—મિથ્યાત્વમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોવાથી તેની અંદર નિષેક આશ્રયી પૂર્વે કહ્યા તેટલા દ્વિગુણહાનિના સ્થાનકો સંભવે. પરંતુ આયુકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ માત્ર તેત્રીસ સાગરોપમ પ્રમાણ હોવાથી તેની અંદર તેટલા સ્થાનકો કેમ સંભવે? અને લાગે છે તો સામાન્યતઃ સરખા જ.

ઉત્તર—જો કે સામાન્યતઃ દ્વિગુણહાનિના સ્થાનકો સરખા લાગે છે પરંતુ અહિં અસંખ્યાતમો ભાગ અસંખ્ય ભેદવાળો છે. કારણ કે અસંખ્યાતાના અસંખ્યાતા ભેદો છે. તેથી આયુના વિષયમાં પલ્યોપમના પ્રથમ મૂળનો અસંખ્યાતમો ભાગ અતિ નાનો[1] ગ્રહણ કરવો એટલે કોઇપણ પ્રકારના વિરોધનો અવકાશ રહેશે નહિ.

તથા અર્દ્ધહાનિના સ્થાનકો સઘળા મળી હવે કહેશે તે સંખ્યાની અપેક્ષાએ અલ્પ છે કારણ કે તેઓ પલ્યોપમના પહેલા વર્ગમૂળનો અસંખ્યાતમો ભાગ માત્ર છે. તેનાથી બે હાનિના એક આંતરામાં જે નિષેકસ્થાનો છે એટલે કે જેટલા સ્થાનો ઓળંગી પછીના સ્થાનકમાં અર્દ્ધ દલિકો થાય છે તે સ્થાનકો અસંખ્યાતગુણ છે. કારણ કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમય પ્રમાણ છે. આ પ્રમાણે પરંપરોપનિધા વડે વિચાર કર્યો. ૫૨

આ રીતે દળરચના સંબંધે વિચાર કર્યો. હવે અબાધા અને કંડકની પ્રરૂપણા કરે છે—

**उक्कोसठिईबंधा पल्लासंखेज्जभागमित्तेहिं ।**
**हसिएहिं समएहिं हसइ अबाहाए इग समओ ।**

उत्कृष्टस्थितिबन्धात् पल्यासंख्येयभागमात्रैः ।
ह्रसितैः समयैर्ह्रसत्यबाधाया एकः समयः ॥५३॥

અર્થ—ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી આરંભી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ માત્ર સમયો ઘટવા વડે અબાધાનો એક સમય ઘટે છે.

ટીકાનુ૦—ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી આરંભી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ માત્ર સમયોના ઘટવા વડે ઉત્કૃષ્ટ અબાધાનો એક સમય ઓછો થાય છે એટલે કે ઉત્કૃષ્ટ

---

૧ અહિં એટલું પણ સમજવું કે જેમ સ્થિતિ નાની તેમ દ્વિગુણહાનિ થોડી વાર થાય. જેમ જેમ સ્થિતિ વધારે તેમ તેમ દ્વિગુણહાનિ વધારે વાર થાય એટલે સ્થિતિ નાની હોય ત્યારે પલ્યોપમના પ્રથમ મૂળનો અસંખ્યાતમો ભાગ નાનો લેવો જેમ જેમ સ્થિતિ વધારે હોય તેમ તેમ મોટા લેવો.

અબાધા એક સમય ન્યૂન થાય છે. આ ક્રમે હીન હીન અબાધા ત્યાં સુધી કહેવી કે જઘન્ય સ્થિતિની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જઘન્ય અબાધા થાય. અહિં આ પ્રમાણે સંપ્ર-દાય-રીત છે—

ચાર આયુને છોડીને શેષ સઘળા કર્મોની ઉત્કૃષ્ટ અબાધામાં જ્યારે જીવ વર્ત્તતો હોય ત્યારે ઉત્કૃષ્ટ-પૂર્ણ સ્થિતિનો બંધ કરે, અથવા એક સમય હીન સ્થિતિનો બંધ કરે, અથવા બે સમયહીન સ્થિતિનો બંધ કરે, એ પ્રમાણે યાવત્ સમય સમય ન્યૂન કરતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગે હીન સ્થિતિનો બંધ કરે.

તાત્પર્ય એ કે ઉત્કૃષ્ટ અબાધા ત્યાં સુધી પડે કે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતા ભાગ ન્યૂન સુધી બંધાય. બીજી રીતે એમ પણ કહી શકાય કે પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતા સુધી ઉત્કૃષ્ટ અબાધા પડે.

હવે જ્યારે ઉત્કૃષ્ટ અબાધા એક સમય ન્યૂન હોય ત્યારે અવશ્ય પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ કરે.[1]

આ જ નિયમને અવલંબીને જ સૂત્રકારે કહ્યું કે—ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાંથી પલ્યો-પમના અસંખ્યાતમા ભાગ માત્ર સમયો ઓછા થવાથી અબાધાનો એક સમય ઓછો થાય છે. કારણ કે આ પ્રમાણે કહે છતે આવો અર્થ અર્થાત્ લબ્ધ થાય કે એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધામાં જીવ વર્ત્તતો હોય ત્યારે અવશ્ય પલ્યોપમના અસંખ્યાતમે ભાગે હીન ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. અહિંથી અગાડી પણ એ જ સંપ્રદાય-રીત છે— એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધામાં વર્ત્તતો પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અથવા સમયાધિક પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સ્થિતિ બાંધે, અથવા બે સમયાધિક પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે, યાવત્ પલ્યોપમના બે અસંખ્યાતમે ભાગે ન્યૂન સ્થિતિ બાંધે.

હવે જ્યારે બે સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધામાં વર્ત્તતો હોય ત્યારે પલ્યોપમના. અસંખ્યાતમા ભાગરૂપ બે કંડક ન્યૂન એટલે કે પલ્યોપમના બે અસંખ્યાતમે ભાગે

---

૧ અનેક જીવો છે. કોઈ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ બાંધે છે, કોઇ સમય ન્યૂન બાંધે છે, કોઇ બે સમય ન્યૂન બાંધે યાવત્ કોઇ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન બાંધે છે, કોઇ તેનાથી પણ ન્યૂન બાંધે છે. હવે અહિં અબાધાકાળનો નિયમ શો? એ નિયમ માટે ઉત્તર કહ્યું છે કે-ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ત્યારે ઉત્કૃષ્ટ અબાધા સમય ન્યૂન કરે ત્યારે પણ ઉત્કૃષ્ટ અબાધા, બે સમય ન્યૂન બંધ કરે ત્યારે પણ ઉત્કૃષ્ટ અબાધા યાવત્ જ્યાં સુધી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન બંધ ન કરે ત્યાં સુધી ઉત્કૃષ્ટ અબાધા પડે. પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન બંધ કરે ત્યારે સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધા પડે તે ત્યાં સુધી કે બીજીવાર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ બંધમાંથી ઓછો ન થાય. બીજીવાર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઓછો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય ત્યારે બે સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધા પડે. એ પ્રમાણે પ્રત્યેક પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અબાધાનો એક એક સમય ન્યૂન કરતા એક બાજુ જઘન્ય સ્થિતિબંધ અને બીજી બાજુ જઘન્ય અબાધા આવે.

ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે, તે પણ એક સમય ન્યૂન અથવા બે સમય ન્યૂન બાંધે યાવત્ ત્રીજીવાર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન સ્થિતિ થાય ત્યાં સુધીની સ્થિતિ બાંધે.

એમ જેટલા સમય અબાધા ન્યૂન થાય તેટલા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કંડક વડે ઓછો સ્થિતિબંધ થાય છે. એમ અબાધાનો સમય અને સ્થિતિબંધનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કંડક ઓછો કરતા ત્યાં સુધી જવું કે જઘન્ય અબાધાએ વર્ત્તતો જીવ જઘન્ય સ્થિતિબંધ કરે. ૫૩

આ પ્રમાણે અબાધાના સમયની હાનિ કરવા વડે સ્થિતિના કંડકની હાનિનો વિચાર કર્યો. હવે એકેન્દ્રિયાદિના જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધના પ્રમાણનો વિચાર કરવા ઈચ્છતા, પહેલા એકેન્દ્રિયના ઉત્કૃષ્ટ સ્થિતિબંધનું પ્રમાણ કહે છે—

**जा एगिंदि जहन्ना पल्लासंखंससंजुया सा उ ।**
**तेसिं जेट्ठा सेसाण संखभागहिय जा सन्नी ॥५४॥**

या एकेन्द्रियाणां जघन्या पल्यासंख्यांशसंयुता सा तु ।
तेषां ज्येष्ठा शेषाणामसंख्यभागाधिका यावदसंज्ञिनः ॥५४॥

અર્થ—એકેન્દ્રિયની જે જઘન્ય સ્થિતિ હોય તે પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયો વડે યુક્ત કરતા તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે, તથા શેષ બેઇન્દ્રિયથી આરંભી અસંજ્ઞિ સુધીની ઉત્કૃષ્ટ સ્થિતિ એકેન્દ્રિયની જઘન્ય સ્થિતિમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ મેળવતા અને તેને પચીસ આદિએ ગુણતા જે આવે તેટલી છે.

ટીકાનુ૦—એકેન્દ્રિય જીવો નિદ્રા આદિ પ્રકૃતિઓની જે જઘન્ય સ્થિતિ બાંધતા હોય તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉમેરતા જે થાય તેટલી એકેન્દ્રિય જીવો ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. એકેન્દ્રિય જીવો કેટલી જઘન્ય સ્થિતિ બાંધે છે એ પૂછતા હો તો કહે છે—

પોતાની મૂળ પ્રકૃતિની એટલે કે પોતાના વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ વડે ભાગતા જે આવે તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તેટલી જઘન્ય સ્થિતિ એકેન્દ્રિયો બાંધે છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અંતરાયની સ્થિતિ ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે તેને મિથ્યાત્વની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ વડે ભાગતા સાગરોપમના સાતીયા ત્રણ ભાગ આવે. તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઓછો કરવો. એટલે પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાતીયા ત્રણ ભાગ

પ્રમાણ જ્ઞાનાવરણ પંચક, દર્શનાવરણ નવક, સાત-અસાતવેદનીય અને અંતરાય પંચકની જઘન્ય સ્થિતિ એકેન્દ્રિયો બાંધે છે, તેનાથી ઓછી બાંધતા નથી.

એ પ્રમાણે મિથ્યાત્વની પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન એક સાગરોપમ પ્રમાણ, કષાય મોહનીયની પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાતીયા ચાર ભાગ પ્રમાણ, નોકષાયમોહનીયની તથા વૈક્રિયષટ્ક, આહારકદ્વિક અને તીર્થંકરનામકર્મ વર્જિત નામકર્મની શેષ પ્રકૃતિઓની તથા ઉચ્ચ નીચ ગોત્રકર્મની પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાતીયા બે ભાગ પ્રમાણ જઘન્ય સ્થિતિ બાંધે છે.

આ પ્રમાણે ઉપર જે જઘન્ય સ્થિતિ કહી તે કર્મપ્રકૃતિ-ચૂર્ણિકાર આદિના મતે કહી છે. સૂત્રકાર—પંચસંગ્રહકારના મતે તો નિદ્રાપંચકાદિ પ્રકૃતિઓની સાતીયા ત્રણ ભાગ આદિ જે પૂર્વે જઘન્ય સ્થિતિ કહી છે તે જ એકેન્દ્રિય યોગ્ય જઘન્ય સ્થિતિ સમજવી અને જ્ઞાનાવરણાદિ (બાવીસ) પ્રકૃતિઓની અંતર્મુહૂર્તાદિ જઘન્ય સ્થિતિ કર્મપ્રકૃતિ ચૂર્ણિકારાદિને સમ્મત જે પૂર્વે કહી છે તે જ જઘન્ય સ્થિતિ પંચસંગ્રહકારના મતે પણ સમજવી.

કર્મપ્રકૃતિ-ચૂર્ણિકારના મતે એકેન્દ્રિયોની જે જઘન્ય સ્થિતિ કહી તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ યુક્ત કરીએ ત્યારે એકેન્દ્રિયોનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણ પંચક, દર્શનાવરણ નવક, સાત અસાત વેદનીય અને અંતરાય પંચકનો સાગરોપમના પૂર્ણ સાતીયા ત્રણ ભાગ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે.

એ પ્રમાણે મિથ્યાત્વનો પૂર્ણ એક સાગરોપમ પ્રમાણ, કષાયમોહનીયનો સાતીયા ચાર ભાગ પ્રમાણ, નોકષાયમોહનીયનો તથા વૈક્રિયષટ્ક, આહારકદ્વિક અને તીર્થંકરનામ સિવાય શેષ નામકર્મની પ્રકૃતિઓનો અને ઉચ્ચ, નીચ ગોત્રનો સાતીયા બે ભાગ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. આ જઘન્ય સ્થિતિબંધ કર્મપ્રકૃતિની ચૂર્ણિને અનુસારે કહ્યો છે.

સૂત્રકાર—પંચસંગ્રહકારના મતે નિદ્રા પંચકાદિની સાતીયા ત્રણ ભાગ આદિ જે જઘન્ય સ્થિતિ કહી છે તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જોડતા એકેન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે એમ સમજવું, તથા શેષ બેઇન્દ્રિયથી આરંભી અસંજ્ઞિ પંચેન્દ્રિય સુધીના જીવોની પૂર્વે નિદ્રા આદિ પ્રકૃતિઓની સાતીયા ત્રણ ભાગાદિ પ્રમાણ જે જઘન્ય સ્થિતિ કહી છે તેમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઉમેરી હવે જે સંખ્યાએ ગુણાકાર કરવાનું કહેશે તે સંખ્યાએ ગુણાકાર કરવો, ગુણતા જે આવે તે ઉત્કૃષ્ટ સ્થિતિ છે.

એટલે કે જ્યારે બેઇન્દ્રિયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ લાવવાની-જાણવાની ઇચ્છા થાય

ત્યારે પૂર્વે કહેલી એકેન્દ્રિયની જઘન્ય સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ વડે અધિક કરવી અને તેને પચીસ આદિ સંખ્યાએ ગુણવા. ગુણતાં જે આવે તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે. ૫૪

ઉપરોક્ત અર્થને વ્યક્ત કરતા કહે છે—

**पणवीसा पन्नासा सय दससय ताडिया इगिंदि ठिई ।**
**विगलासन्नीण कमा जायइ जेट्ठा व इयरा वा ॥५५॥**

**पञ्चविंशतिपञ्चाशत्शतदशशतताडिता एकेन्द्रियस्थितिः ।**
**विकलासञ्ज्ञिनां क्रमात् जायते ज्येष्ठा वा इतरा वा ॥५५॥**

અર્થ—એકેન્દ્રિયની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિને પચીસ પચાસ સો અને દશ સોએ ગુણતા અનુક્રમે બેઇન્દ્રિયાદિની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ થાય છે.

ટીકાનુ૦—એકેન્દ્રિયોની જે ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ છે તેને પચીસ, પચાસ, સો અને હજારે ગુણતાં જે આવે તેટલી અનુક્રમે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિયની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ થાય છે.

તાત્પર્ય એ કે—જ્ઞાનાવરણીયાદિ કર્મની પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન સાગરોપમના સાતીયા ત્રણ ભાગ આદિરૂપ જે જઘન્ય સ્થિતિ[1] છે તેને પચીસે ગુણતા જે આવે તેટલી બેઇન્દ્રિયની જઘન્ય સ્થિતિ છે પચાસે ગુણતાં જે આવે તેટલી તેઇન્દ્રિયની જઘન્ય સ્થિતિ છે, સોએ ગુણતા જે આવે તેટલી ચૌરિન્દ્રિયની જઘન્ય સ્થિતિ છે અને હજારે ગુણતાં જે આવે તેટલી અસંજ્ઞિ પંચેન્દ્રિયની જઘન્ય સ્થિતિ છે.

---

૧ અહિં પલ્યોપમના સંખ્યાતમા ભાગે હીન સાતીયા ત્રણ ભાગ આદિરૂપ જે જઘન્ય સ્થિતિ કહી તેનો આશય જણાતો નથી. સૂત્રકારને મતે તો પૂર્ણ સાતીયા ત્રણ ભાગ જઘન્ય સ્થિતિ જણાય છે. આ જ હકીકત પંચાવનમી ગાથાની ટીકામાં મલયગીરીજી મહારાજે કહી છે તે પાઠ આ—सूत्रकारमतेन तु निद्रापञ्चकप्रभृतीना या पूर्वं जघन्या स्थितिरुक्ता सा तासामेकेन्द्रियप्रायोग्या जघन्या स्थितिरवसेया, ज्ञानावरणपञ्चकादीना तु प्रागुक्तैव कर्मप्रकृत्यादिचूर्णिकारसम्मतेति । स एव जघन्यस्थितिबन्धः पल्योपमासङ्ख्येयभागयुतः सन्नुत्कृष्ट· स्थितिबन्ध एकेन्द्रियाणा भवति । આગળ વળી લખે છે કે—सूत्रकारमतेन तु निद्रापञ्चकादीना प्रागुक्ता जघन्या स्थिति. पल्योपमासङ्ख्येयभागाभ्यधिका एकेन्द्रियाणामुत्कृष्टा स्थितिरवसेया । પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની સ્થિતિએ ભાગતાં જે આવે તે નિદ્રા આદિનો જઘન્ય સ્થિતિબંધ થાય છે. તેમાં પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન કરવા પહેલા કહ્યું નથી. આ ઉપરથી અને ઉપાધ્યાયજી મહારાજના કથન પરથી જણાય છે કે સૂત્રકારનો અભિપ્રાય નિદ્રા આદિ પંચાશી પ્રકૃતિઓનો તે તે પ્રકૃતિના ઉત્કૃષ્ટ સ્થિતિબંધને મિથ્યાત્વની સ્થિતિએ ભાગતાં જે આવે તેટલો જઘન્ય સ્થિતિબંધ છે અને તેટલો એકેન્દ્રિય જઘન્ય બાંધે છે. પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અધિક તેઓ ઉત્કૃષ્ટ બાંધે છે એકેન્દ્રિયની જઘન્ય સ્થિતિને પચીસ આદિએ ગુણતા બેઇન્દ્રિયાદિની જઘન્ય અને ઉત્કૃષ્ટને ગુણતાં ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે. અડતાલીસમી ગાથાના ટીપ્પનમાં પણ આ હકીકત કહી છે. તત્ત્વ જ્ઞાની જાણે.

તથા તે પૂર્વોક્ત એકેન્દ્રિયની જઘન્ય સ્થિતિમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ મેળવી તેને પચીસે ગુણતાં જે આવે તેટલી બેઇન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે. પચાસે ગુણતા તેઇન્દ્રિયની, સોએ ગુણતા ચૌરિન્દ્રિયની અને હજારે ગુણતા અસંજ્ઞિ પંચેન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ થાય છે.

આ વિષયમાં કર્મપ્રકૃતિકાર આદિ આ પ્રમાણે કહે છે—એકેન્દ્રિયના ઉત્કૃષ્ટ સ્થિતિબંધને પચીસે ગુણતા જે આવે તેટલો બેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. એ પ્રમાણે પચાસે ગુણતા તેઇન્દ્રિયનો, સોએ ગુણતા ચૌરિન્દ્રિયનો અને હજારે ગુણતાં જે આવે તેટલો અસંજ્ઞિ પંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે.

અને બેઇન્દ્રિયાદિનો પોતપોતાનો જે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે તેમાંથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન કરતા જે રહે તેટલો તેઓને જઘન્ય સ્થિતિબંધ થાય છે. અહિ તત્ત્વ અતિશય જ્ઞાની જાણે.

આ રીતે એકેન્દ્રિયોના જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધના પ્રમાણનો વિચાર કર્યો. સ્થિતિસ્થાનના વિચાર માટે કહે છે—

**ठिइठाणाइं एगिंदियाण थोवाइं होंति सव्वाणं ।**
**बेंदिण असंखेज्जाणि संखगुणियाणि जह उप्पि ।।५६।।**

स्थितिस्थानान्येकेन्द्रियाणां स्तोकानि भवन्ति सर्वेषाम् ।
द्वीन्द्रियाणामसंख्यानि संख्येयगुणानि यथोपरि ।।५६।।

અર્થ—સઘળા એકેન્દ્રિયોના સ્થિતિસ્થાનકો થોડા છે. તેનાથી બેઇન્દ્રિયના અસંખ્યાત ગુણા છે અને ઉપર ઉપરના તેઇન્દ્રિયાદિનાં સંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—એક સમયે એક સાથે જેટલી સ્થિતિનો બંધ[1] થાય તે સ્થિતિસ્થાનક કહેવાય. જઘન્ય સ્થિતિથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિના ચરમ સમય પર્યંત સમય સમય વધારતાં જેટલા સમયો થાય તેટલા સ્થિતિસ્થાનકો હોય છે, તે આ પ્રમાણે—

૧ એક સમયે એક સાથે જેટલી સ્થિતિનો બંધ થાય તે બદ્ધસ્થિતિ સ્થાનક કહેવાય જેમ કોઇ જઘન્ય સ્થિતિનો બંધ કરે તે પહેલું સ્થિતિસ્થાન, કોઇ સમયાધિક જઘન્ય સ્થિતિબંધ કરે તે બીજું સ્થિતિસ્થાન એમ કોઇ ત્રણ, ચાર, સંખ્યાતા, અસંખ્યાતા, સમયાધિક સ્થિતિનો બંધ કરે યાવત્ કોઇ ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ કરે તે છેલ્લું સ્થિતિસ્થાનક છે. આ તો બદ્ધ સ્થિતિસ્થાનકની વાત થઇ. હવે સત્તાગત સ્થિતિસ્થાનોનો વિચાર કરીએ. એક સમયે જઘન્ય મધ્યમ કે ઉત્કૃષ્ટ જેટલી સ્થિતિ બંધાઇ હોય તેના ભાગમાં આવેલ વર્ગણાઓની અબાધાકાળ છોડીને જેટલા સમયોમાં રચના થાય તે સઘળા સત્તાગત સ્થિતિસ્થાનો કહેવાય. સત્તાગત સ્થિતિસ્થાનક એટલે એક સમયે એક સાથે કાળભેદે જેટલા સમયોના બંધાયલા અને જેટલી વર્ગણાઓના ફળને અનુભવે તે.

કોઈ જઘન્ય સ્થિતિનો બંધ કરે તે પહેલું સ્થિતિસ્થાનક, સમયાધિક જઘન્ય સ્થિતિનો બંધ તે બીજું સ્થિતિસ્થાનક, બે સમયાધિક જઘન્ય સ્થિતિનો બંધ તે ત્રીજું સ્થિતિસ્થાનક, એમ સમય સમય વધારતા યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ તે છેલ્લું સ્થિતિસ્થાનક.

આવા પ્રકારના સ્થિતિસ્થાનકો સઘળા એકેન્દ્રિયો આશ્રયી વિચારતાં થોડા છે. કારણ કે તેઓના જઘન્ય સ્થિતિબંધ અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વચ્ચે પલ્યોપમના અસંખ્યાતમા ભાગનુ જ અંતર છે. તેઓનો જેટલો જઘન્ય સ્થિતિબંધ છે, તેનાથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અધિક છે, તેથી તેઓના સ્થિતિસ્થાનકો પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા જ છે, માટે સર્વથી થોડા છે. તેનાથી બેઇન્દ્રિયના સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણા છે અને ત્યાર પછી ઉત્તરોત્તર સંજ્ઞિ પર્યાપ્ત સુધીના સંખ્યાત સંખ્યાતગુણા છે. તાત્પર્ય આ પ્રમાણે—

સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિયના સ્થિતિસ્થાનકો સર્વથી અલ્પ[1] છે. તેનાથી અપર્યાપ્ત બાદરના સંખ્યાતગુણા છે, તેનાથી સૂક્ષ્મ પર્યાપ્તના સંખ્યાતગુણા છે, તેનાથી પર્યાપ્ત બાદર એકેન્દ્રિયના સંખ્યાતગુણા છે. આ સઘળા પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમય પ્રમાણ છે. પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ મોટો મોટો લેવાથી ઉપરોક્ત અલ્પ બહુત્વ સંભવે છે.

પર્યાપ્ત બાદર એકેન્દ્રિયના સ્થિતિસ્થાનોથી અપર્યાપ્ત બેઇન્દ્રિયના સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણા છે.

અસંખ્યાતગુણા કેમ? એ પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે—અપર્યાપ્ત બેઇન્દ્રિયના

---

૧ સંક્લેશ અને વિશુદ્ધિનો આધાર યોગ છે જેમ જેમ યોગવ્યાપાર વધારે હોય તેમ તેમ વધારે વધારે પ્રમાણમાં વિશુદ્ધિ કે સંક્લેશ હોઇ શકે. જેમ જેમ યોગ અલ્પ તેમ તેમ તે અલ્પ અલ્પ હોય અને સ્થિતિબંધનો આધાર સંક્લેશ કે વિશુદ્ધિ છે. જેમ જેમ સંક્લેશ વધારે તેમ તેમ સ્થિતિનો બંધ વધારે, જેમ જેમ સંક્લેશ ઓછો અને વિશુદ્ધિ વધારે તેમ તેમ સ્થિતિનો બંધ અલ્પ અલ્પ થાય. એકેન્દ્રિયોમાં બાદર પર્યાપ્ત એકેન્દ્રિયનો યોગ સર્વથી વધારે છે તેનાથી સૂક્ષ્મ પર્યાપ્તનો, તેનાથી બાદર અપર્યાપ્તનો અને તેનાથી સૂક્ષ્મ અપર્યાપ્તનો ઓછો ઓછો છે. સંક્લેશ અને વિશુદ્ધિમાં પણ આ જ ક્રમ છે. બાદર પર્યાપ્ત એકેન્દ્રિયનો સંક્લેશ કે વિશુદ્ધિ બીજા એકેન્દ્રિયોથી વધારે છે અને તેથી જ તેઓને સ્વયોગ્ય ઓછમાં ઓછો અને વધારેમાં વધારે સ્થિતિબંધ થઇ શકે છે. તેનાથી સૂક્ષ્મ પર્યાપ્તને સંક્લેશ પણ ઓછો અને વિશુદ્ધિ પણ ઓછી તેથી તે બાદર પર્યાપ્ત જેટલી જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી શકતા નથી. દાખલા તરીકે—બાદર પર્યાપ્ત ઉત્કૃષ્ટ સો વરસ અને જઘન્ય પાંચ વરસની સ્થિતિ બંધતા હોય તો સૂક્ષ્મ પર્યાપ્ત જઘન્ય પંદર અને ઉત્કૃષ્ટ નેવુની બાંધે. તેથી જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિની વચમાં અંતર ઓછું ઓછું રહે આ હેતુથી જ બાદર પર્યાપ્તથી સૂક્ષ્મ પર્યાપ્તના સ્થિતિસ્થાનકો ઓછા થાય આ પ્રમાણે બાદર અપર્યાપ્તાદિ માટે પણ સમજવુ.

સ્થિતિસ્થાનો પલ્યોપમના સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ છે.[1] કારણ કે તેઓની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિની વચ્ચે અંતર તેટલું જ છે અને પાછળનાં એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ છે. પલ્યોપમનો સંખ્યાતમો ભાગ અસંખ્યાતમા ભાગથી અસંખ્યાતગુણ મોટો હોવાથી અપર્યાપ્ત બેઇન્દ્રિયનાં સ્થિતિસ્થાનો એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનોથી અસંખ્યાતગુણા ઘટે છે.

તેનાથી પર્યાપ્ત બેઇન્દ્રિયનાં સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે. તેનાથી અપર્યાપ્ત તેઇન્દ્રિયનાં સંખ્યાતગુણા છે, તેનાથી પર્યાપ્ત તેઇન્દ્રિયનાં સંખ્યાતગુણા છે, તેનાથી અપર્યાપ્ત ચૌરિન્દ્રિયનાં અસંખ્યાતગુણા છે. તેનાથી પર્યાપ્ત ચૌરિન્દ્રિયના સંખ્યાતગુણા છે, તેનાથી અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયનાં સંખ્યાતગુણા છે, તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયના સંખ્યાતગુણા છે, તેનાથી અપર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયના સંખ્યાતગુણા છે, તેનાથી પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયના સંખ્યાતગુણા છે.

અહિં અસંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્ત સુધીના દરેક ભેદમાં જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિની વચ્ચે પલ્યોપમના સંખ્યાતમા ભાગનુ અંતર છે એટલે તેટલા સ્થિતિસ્થાનો કહ્યા છે અને પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ક્રમશઃ મોટો મોટો લેવાથી ઉપરોક્ત અલ્પ બહુત્વ ઘટે છે.

અપર્યાપ્ત સંજ્ઞિનો જઘન્ય સ્થિતિબંધ અંતઃકોડાકોડી અને ઉત્કૃષ્ટ પણ અંતઃકોડાકોડી સાગરોપમ છે પરંતુ જઘન્યથી ઉત્કૃષ્ટ સંખ્યાતગુણ મોટો છે એટલે સંખ્યાતગુણા ઘટે છે અને પર્યાપ્ત સંજ્ઞિને મિથ્યાત્વ ગુણઠાણે જઘન્ય સ્થિતિબંધ અંતઃકોડાકોડી સાગરોપમ અને ઉત્કૃષ્ટ દરેક પ્રકૃતિનો જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો તેટલો થાય છે માટે તેને પણ સંખ્યાતગુણ ઘટે છે.

અહિં આ અલ્પબહુત્વમાં અપર્યાપ્ત બેઇન્દ્રિયના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણ કહેવા અને શેષ સઘળાં સંખ્યાતગુણ કહેવાં. આ પ્રમાણે સ્થિતિસ્થાન સંબંધે વિચાર કર્યો.

હવે સંક્લેશસ્થાન અને વિશોધિસ્થાનોનો વિચાર કરવો જોઇએ, તેમાં ઉત્તરોત્તર દરેક જીવભેદમાં તે બંને પ્રકારના સ્થાનો અસંખ્યાત અસંખ્યાગુણા છે. તે આ પ્રમાણે—

---

૧ જો કે આ ગ્રંથમાં એકેન્દ્રિયના જઘન્ય સ્થિતિબંધને પચીસ, પચાસ આદિએ ગુણતાં જે આવે તેટલો બેઇન્દ્રિયાદિનો જઘન્ય અને એકેન્દ્રિયના ઉત્કૃષ્ટ સ્થિતિબંધને પચીસ, પચાસ આદિએ જે આવે તેટલો બેઇન્દ્રિયાદિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો છે કર્મગ્રન્થની જેમ એકેન્દ્રિયના ઉત્કૃષ્ટ સ્થિતિબંધને પચીસ આદિએ ગુણી તેમાંથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન જઘન્ય સ્થિતિબંધ કહ્યો નથી. છતાં પણ અહિં જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધની વચ્ચે પલ્યોપમના સંખ્યાતમા ભાગનું અંતર સંભવતું હોય તેમ લાગે છે તેથી ઉપર બેઇન્દ્રિયના પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતસ્થાનકો કહ્યાં જણાય છે, પરંતુ આ ગ્રંથકારના મત પ્રમાણે પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનોની અપેક્ષાએ અપર્યાપ્ત બેઇન્દ્રિયનાં સ્થિતિસ્થાનો પુરા પચીસગુણાં પણ નથી તો તે અસંખ્યાતગુણ કેમ થઇ શકે ? તે વિચારણીય છે.

| સંખ્યા | પ્રકૃતિઓ | પ્રકૃતિનો તથા સંજ્ઞિનો ઉત્કૃષ્ટસ્થિતિબંધ | ઉત્કૃષ્ટ અબાધા | જઘન્ય સ્થિતિબંધ | જઘન્ય અબાધા | એકેન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | એકેન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | બેઇન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | મતિજ્ઞાનાવરણીય આદિ પાંચ જ્ઞાનાવરણ | ૩૦ કોડાકોડી સાગરોપમ | ત્રણ હજાર વર્ષ | અંતર્મુહૂર્ત | અંતર્મુહૂર્ત | સાધિક ૩/૭ સાગરોપમ | ૩/૭ સાગર૦ | સાધિક ૧૦ ૫/૭ સાગ૦ |
| ૪ | ચક્ષુદર્શનાવરણાદિ ચાર દર્શનાવરણ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૫ | નિદ્રાપંચક | ,, | ,, | ૩/૭ સાગર૦ | ,, | ,, | ,, | ,, |
| ૧ | અસાતા વેદનીય | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧ | સાતા વેદનીય | ૧૫ કોડાકોડી સાગર૦ | ૧૫૦૦ વર્ષ | (૧૨) બાર મુહૂર્ત | ,, | સાધિક ૩/૧૪ સાગર૦ | ૩/૧૪ સા૦ | અધિક ૫ ૫/૧૪ સા૦ |
| ૧ | મિથ્યાત્વ મોહનીય | ૭૦ કોડાકોડી સાગર૦ | ૭ હજાર વર્ષ | ૧ સાગર | ,, | સાધિક ૧ સાગર૦ | ૧ સાગર૦ | સાધિક ૨૫ સા૦ |
| ૧૨ | અનંતાનુબંધી આદિ બાર કષાય | ૪૦ કોડાકોડી સાગર૦ | ૪ હજાર વર્ષ | ૪/૭ સાગર૦ | ,, | સાધિક ૪/૭ સાગ૦ | ૪/૭ સા૦ | સાધિક ૧૪ ૨/૭ સા૦ |
| ૧ | સંજ્વલન ક્રોધ | ,, | ,, | બે માસ | ,, | ,, | ,, | ,, |
| ૧ | ,, માન | ,, | ,, | એક માસ | ,, | ,, | ,, | ,, |
| ૧ | ,, માયા | ,, | ,, | ૧૫ દિવસ | ,, | ,, | ,, | ,, |
| ૧ | ,, લોભ | ,, | ,, | અંતર્મુહૂર્ત | ,, | ,, | ,, | ,, |
| ૨ | હાસ્ય–રતિ | ૧૦ કોડાકોડી સાગર૦ | ૧ હજાર વર્ષ | ૧/૭ સાગર૦ | ,, | સાધિક ૧/૭ સાગર | ૧/૭ સાગર૦ | સાધિક ૩ ૪/૭ સા૦ |
| ૫ | અરતિ, શોક, ભય, જુગુપ્સા, નપુંસકવેદ | ૨૦ કોડાકોડી સાગર૦ | ૨ હજાર વર્ષ | ૨/૭ સાગર૦ | ,, | સાધિક ૨/૭ સાગર | ૨/૭ સાગર૦ | સાધિક ૭ ૧/૭ સા૦ |

घन्यस्थितिबन्धादियन्त्रकम्

| બેઇન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | તેઇન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | તેઇન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | ચઉરિન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | ચઉરિન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | અસંજ્ઞિ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | અસંજ્ઞિ જઘન્ય સ્થિતિબંધ | સંજ્ઞિ જઘન્ય સ્થિતિબંધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦ ૫/૭ સાગર૦ | સાધિક ૨૧ ૩/૭ સાગર૦ | ૨૧ ૩/૭ સાગર૦ | સાધિક ૪૨ ૬/૭ સાગર૦ | ૪૨ ૬/૭ સા૦ | સાધિક ૪૨૮ ૪/૭ સા૦ | ૪૨૮ ૪/૭ સા૦ | અંતર્મુહૂર્ત |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | , |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | , | અંતઃ કોડાકોડી સાગર૦ |
| , | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | , | , | બાર મુહૂર્ત |
| ૫ ૫/૧૪ સાગર૦ | સાધિક ૧૦ ૧૦/૧૪ સા૦ | ૧૦ ૧૦/૧૪ સા૦ | સાધિક ૨૧ ૬/૧૪ સા૦ | ૨૧ ૬/૧૪ સા૦ | સાધિક ૨૧૪ ૪/૧૪ સા૦ | ૨૧૪ ૪/૧૪ સા૦ | બાર મુહૂર્ત |
| ૨૫ સાગર૦ | સાધિક ૫૦ સાગર | ૫૦ સાગર૦ | સાધિક ૧૦૦ સા૦ | ૧૦૦ સાગર૦ | સાધિક ૧૦૦૦ સા૦ | ૧૦૦૦ સા૦ | બાર મુહૂર્ત |
| ૧૪ ૨/૭ સા૦ | સાધિક ૨૮ ૪/૭ સા૦ | ૨૮ ૪/૭ સા૦ | સાધિક ૫૭ ૩/૭ સા૦ | ૫૭ ૩/૭ સા૦ | સાધિક ૫૭૧ ૩/૭ સા૦ | ૫૭૧ ૩/૭ સા૦ | અંતઃ કોડાકોડી સાગર૦ |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | બે માસ |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | એક માસ |
| ,, | ,, | , | ,, | ,, | . | ,, | ૧૫ દિવસ |
| ,, | ,, | , | ,, | ,, | ,, | . | અંતર્મુહૂર્ત |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | અંતઃ કોડાકો |
| ૩ ૪/૭ સાગર૦ | સાધિક ૭ ૧/૭ સાગર૦ | ૭ ૧/૭ સાગર૦ | સાધિક ૧૪ ૨/૭ સાગર૦ | ૧૪ ૨/૭ સાગર૦ | સાધિક ૧૪૨ ૬/૭ સા૦ | ૧૪૨ ૬/૭ સા૦ | ,, |
| ૭ ૧/૭ સાગર૦ | સાધિક ૧૪ ૨/૭ સાગર૦ | ૧૪ ૨/૭ સાગર૦ | સાધિક ૨૮ ૪/૭ સાગર૦ | ૨૮ ૪/૭ સાગર૦ | સાધિક ૨૮૫ ૫/૭ સા૦ | ૨૮૫ ૫/૭ સા૦ | ,, |

| સંખ્યા | પ્રકૃતિઓ | પ્રકૃતિની તથા સંજ્ઞી પં- ની ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | ઉત્કૃષ્ટ અબાધા | જઘન્ય સ્થિતિબંધ | જઘન્ય અબાધા | એકેન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | એકેન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | બેઇન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સ્ત્રીવેદ | ૧૫ કોડાકોડી સાગરોપમ | ૧૫૦૦ વર્ષ | ૩/૧૪ સાગર૦ | " | સાધિક ૩/૧૪ સાગર | ૩/૧૪ સા૦ | સાધિક ૫ ૫/૧૪ સા૦ |
| ૧ | પુરુષવેદ | ૧૦ કોડાકોડી સાગર૦ | ૧ હજાર વર્ષ | આઠ વર્ષ | અંતમુહૂર્ત | સાધિક ૧/૭ સાગર૦ | ૧/૭ સાગર૦ | સાધિક ૩ ૪/૭ સા૦ |
| ૨ | મનુષ્યાયુ, તિર્યંગાયુ | પૂર્વક્રોટિ ત્રિભાગાધિક ત્રણ પલ્યોપમ | પૂર્વક્રોડનો ત્રીજો ભાગ | સાધિક ક્ષુલ્લકભવ | " | સાધિક સાતહજારવર્ષ અધિક પૂર્વક્રોડ વર્ષ | સાધિક ક્ષુલ્લકભવ | ચાર વર્ષ અધિક પૂર્વક્રોડ વર્ષ |
| ૨ | દેવાયુ, નરકાયુ | પૂર્વક્રોટિ ત્રિભાગાધિક તેત્રીશ સા૦ | સાધિક દશ હજાર વર્ષ | " | × | × | × | × |
| ૪૬ | તિર્યંચદ્વિક, એકે૦ જાતિ, પંચે૦ જાતિ૦ ઔદારિક સપ્તક તૈજસ-કાર્મણ સપ્તક સેવાર્ત સંહનન, હુંડક સંસ્થાન, કૃષ્ણવર્ણ, દુરભિગંધ, તિક્તરસ, ગુરુ, કર્કશ, રુક્ષ અને શીત એ ચાર સ્પર્શ, અશુભ વિહાયોગતિ જિનનામ વિના સાત પ્રત્યેક પ્રકૃતિઓ, ત્રસ ચતુષ્ક, સ્થાવર, અસ્થિર ષટ્ક. | વીશ કોડાકોડી સાગર | બે હજાર વર્ષ | ૨/૭ સાગરોપમ | અંતમુહૂર્ત | સાધિક ૨/૭ સાગર | ૨/૭ સાગર૦ | સાધિક ૭ ૧/૭ સાગર૦ |
| ૯ | નરકદ્વિક, વૈક્રિય સપ્તક | " | " | દેશોન ૨૮૫ ૫/૭ સા૦ | " | × | × | × |
| ૮ | સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, પંચમસંહનન પંચમસંસ્થાન | ૧૮ કોડાકોડી સાગર૦ | ૧૮૦૦ વર્ષ | ૯/૩૫ સાગર૦ | " | સાધિક ૯/૩૫ સાગર૦ | ૯/૩૫ સા૦ | સાધિક ૬ ૩/૭ સા૦ |
| ૨ | નીલવર્ણ કટુરસ | ૧૭॥ કોડાકોડી સાગર૦ | ૧૭૫૦ વર્ષ | ૨/૭ સાગર૦ | " | સાધિક ૨/૭ સાગર૦ | ૨/૭ સાગર૦ | સાધિક ૭ ૨/૭ સા૦ |
| ૨ | લોહિતવર્ણ, કષાયરસ | ૧૫ કોડાકોડી સાગર૦ | ૧૫૦૦ વર્ષ | " | " | " | " | " |

| બેઇન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | તેઇન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | તેઇન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | ચઉરિન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | ચઉરિન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | અસંજ્ઞિ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | અસંજ્ઞિ જઘન્ય સ્થિતિબંધ | સંજ્ઞિ જઘન્ય સ્થિતિબંધ |
|---|---|---|---|---|---|---|---|
| $\frac{૫}{૨૧}$ સાગર૦ | સાધિક ૧૦$\frac{૧૦}{૨૧}$ સા૦ | ૧૦$\frac{૧૦}{૨૧}$ સા૦ | સાધિક ૨૧$\frac{૬}{૨૧}$ સા૦ | ૨૧$\frac{૬}{૨૧}$ સા૦ | સાધિક ૨૧૪$\frac{૪}{૨૧}$ સા૦ | ૨૧૪$\frac{૪}{૨૧}$ સા૦ | અંતઃ કોડાકોડી |
| ૩$\frac{૪}{૭}$ સાગર૦ | સાધિક ૭$\frac{૧}{૭}$ સાગર૦ | ૭$\frac{૧}{૭}$ સાગર૦ | સાધિક ૧૪$\frac{૨}{૭}$ સાગર૦ | ૧૪$\frac{૨}{૭}$ સા૦ | સાધિક ૧૪૨$\frac{૬}{૭}$ સા૦ | ૧૪૨$\frac{૬}{૭}$ સા૦ | આઠ વર્ષ |
| સાધિક ક્ષુલ્લકભવ | સાધિક સોલ દિવસ અધિક પૂર્વક્રોડ વર્ષ | સાધિક ક્ષુલ્લકભવ | બે માસ અધિક પૂર્વક્રોડ વર્ષ | સાધિક ક્ષુલ્લકભવ | પૂર્વક્રોડિ ત્રિભાગાધિક પલ્ય.નો અસંખ્યાતમો ભાગ | સાધિક ક્ષુલ્લકભવ | સાધિક ક્ષુલ્લકભવ |
| × | × | × | × | × | ,, | સાધિક દશહજાર વર્ષ | સાધિક દશહજાર વર્ષ |
| ૭$\frac{૧}{૭}$ સાગરોપમ | સાધિક ૧૪$\frac{૨}{૭}$ સાગર૦ | ૧૪$\frac{૨}{૭}$ સાગર૦ | સાધિક ૨૮$\frac{૪}{૭}$ સાગર | ૨૮$\frac{૪}{૭}$ સાગરોપમ | સાધિક ૨૮૫$\frac{૫}{૭}$ સાગર૦ | ૨૮૫$\frac{૫}{૭}$ સાગર૦ | અંતઃ કોડાકોડી સાગર૦ |
| × | × | × | × | × | ૨૮૫$\frac{૫}{૭}$ સા૦ | દેશોન ૨૮૫$\frac{૫}{૭}$ સા૦ | ,, |
| ૬$\frac{૧૫}{૩૫}$ સા૦ | સાધિક ૧૨$\frac{૩૦}{૩૫}$ સા૦ | ૧૨$\frac{૩૦}{૩૫}$ સા૦ | સાધિક ૨૫$\frac{૨૫}{૩૫}$ સા૦ | ૨૫$\frac{૨૫}{૩૫}$ સા૦ | સાધિક ૨૫૭$\frac{૫}{૩૫}$ સા૦ | ૨૫૭$\frac{૫}{૩૫}$ સા૦ | ,, |
| ૭$\frac{૧}{૭}$ સાગર૦ | સાધિક ૧૪$\frac{૨}{૭}$ સાગર૦ | ૧૪$\frac{૨}{૭}$ સાગર૦ | સાધિક ૨૮$\frac{૪}{૭}$ સાગર૦ | ૨૮$\frac{૪}{૭}$ સાગર૦ | સાધિક ૨૮૫$\frac{૫}{૭}$ સા૦ | ૨૮૫$\frac{૫}{૭}$ સા૦ | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |

| સંખ્યા | પ્રકૃતિઓ | પ્રકૃતિનો તથા સંજ્ઞિ.નો ઉત્કૃષ્ટસ્થિતિબંધ | ઉત્કૃષ્ટ અબાધા | જઘન્ય સ્થિતિબંધ | જઘન્ય અબાધા | એકેન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | એકેન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | બેઈન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | હારિદ્રવર્ણ, આમ્લરસ | ૧૨॥ કોડાકોડી સાગરોપમ | ૧૨૫૦ વર્ષ | ” | ” | ” | ” | ” |
| ૨ | ચતુર્થ સંહનન ચતુર્થ સંસ્થાન | ૧૬ કોડાકોડી સાગર૦ | ૧૬૦૦ વર્ષ | ૮/૩૫ સાગર૦ | ” | સાધિક ૮/૩૫ સાગર | ૮/૩૫ સા૦ | સાધિક ૫ ૨૫/૩૫ સાગર૦ |
| ૨ | મનુષ્યદ્વિક | ૧૫ કોડાકોડી સાગર૦ | ૧૫૦૦ વર્ષ | ૩/૧૪ સાગર૦ | ” | સાધિક ૩/૧૪ સાગર૦ | ૩/૧૪ સા૦ | સાધિક ૫ ૫/૧૪ સા૦ |
| ૭ | તૃતીય સંહનન તૃતીય સંસ્થાન | ૧૪ કોડાકોડી સાગર૦ | ૧૪૦૦ વર્ષ | ૧/૫ સાગર૦ | અંતર્મુહૂર્ત | સાધિક ૧/૫ સાગરોપમ | ૧/૫ સા૦ | સાધિક ૫ સાગર૦ |
| ૨ | દ્વિતીય સંહનન દ્વિતીય સંસ્થાન | ૧૨ કોડાકોડી સાગર૦ | ૧૨૦૦ વર્ષ | ૬/૩૫ સાગર૦ | ” | સાધિક ૬/૩૫ સાગર૦ | ૬/૩૫ સા૦ | સાધિક ૪ ૧૦/૩૫ સા૦ |
| ૨ | દેવદ્વિક | ૧૦ કોડાકોડી સાગર૦ | ૧૦૦૦ વર્ષ | દેશોન ૨૮૫ ૫/૭ સા૦ | ” | × | × | × |
| ૧૫ | પ્રથમ સંહનન, પ્રથમ સંસ્થાન, શુક્લવર્ણ, સુરભિગંધ, મધુરરસ, લઘુ આદિ ચાર શુભ સ્પર્શ, શુભ વિહાયોગતિ, સ્થિરપંચક | ” | ” | ૧/૭ સાગર૦ | ” | સાધિક ૧/૭ સાગર૦ | ૧/૭ સા૦ | સાધિક ૩ ૪/૭ સા૦ |
| ૮ | તીર્થંકર નામ આહારક સપ્તક | અંતઃ કોડાકોડી સાગર૦ | અંતર્મુહૂર્ત | સંખ્યાત ગુણહીન અંતઃ કોડાકોડી સાગરોપમ | ” | × | × | × |
| ૧ | યશઃ કીર્તિ | ૧૦ કોડાકોડી સાગર૦ | ૧૦૦૦ વર્ષ | આઠ મુહૂર્ત | ” | સાધિક ૧/૭ સાગર૦ | ૧/૭ સા૦ | સાધિક ૩ ૪/૭ સા૦ |
| ૧ | ઉચ્ચગોત્ર | ” | ” | ” | ” | ” | ” | ” |
| ૧ | નીચગોત્ર | ૨૦ કોડાકોડી સાગર૦ | ૨૦૦૦ વર્ષ | ૨/૭ સાગર૦ | ” | સાધિક ૨/૭ સાગર૦ | ૨/૭ સા૦ | સાધિક ૭ ૧/૭ સા૦ |
| ૫ | અંતરાય પાંચ | ૩૦ કોડાકોડી સાગર૦ | ૩૦૦૦ વર્ષ | અંતર્મુહૂર્ત | ” | સાધિક ૩/૭ સાગર૦ | ૩/૭ સા૦ | સાધિક ૧૦ ૫/૭ સા૦ |

| …ન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | તેઇન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | તેઇન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | ચઉરિન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | ચઉરિન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ | અસંજ્ઞિ પં. ઉત્કૃષ્ટ સ્થિતિબંધ | અસંજ્ઞિ પં. જઘન્ય સ્થિતિબંધ | સંજ્ઞિ પં. જઘન્ય સ્થિતિબંધ |
|---|---|---|---|---|---|---|---|
| ” | ” | ” | ” | ” | ” | ” | ” |
| …૨૫/૩૫ સાગર૦ | સાધિક ૧૧ ૧૫/૩૫ સા૦ | ૧૧ ૧૫/૩૫ સા૦ | સાધિક ૨૨ ૨૦/૩૫ સા૦ | ૨૨ ૨૦/૩૫ સા૦ | સાધિક ૨૨૮ ૨૦/૩૫ સા૦ | ૨૨૮ ૨૦/૩૫ સા૦ | ” |
| ૫ ૫/૧૪ સા૦ | સાધિક ૧૦ ૧૦/૧૪ સા૦ | ૧૦ ૧૦/૧૪ સા૦ | સાધિક ૨૧ ૬/૧૪ સા૦ | ૨૧ ૬/૧૪ સા૦ | સાધિક ૨૧૪ ૪/૧૪ સા૦ | ૨૧૪ ૪/૧૪ સા૦ | ” |
| ૫ સાગર૦ | સાધિક ૧૦ સાગર૦ | ૧૦ સાગર૦ | સાધિક ૨૦ સાગર૦ | ૨૦ સાગર૦ | સાધિક ૨૦૦ સાગર૦ | ૨૦૦ સાગર૦ | અંતઃ કોડાકોડી |
| ૪ ૧૦/૩૫ સાગર૦ | સાધિક ૮ ૨૦/૩૫ સાગર૦ | ૮ ૨૦/૩૫ સાગર૦ | સાધિક ૧૭ ૫/૩૫ સા૦ | ૧૭ ૫/૩૫ સા૦ | સાધિક ૧૭૧ ૧૫/૩૫ સા૦ | ૧૭૧ ૧૫/૩૫ સા૦ | ” |
| × | × | × | × | × | ૨૮૫ ૫/૭ સા૦ | દેશોન ૨૮૫ ૫/૭ સા૦ | ” |
| ૩ ૪/૭ સાગર૦ | સાધિક ૭ ૧/૭ સાગર૦ | ૭ ૧/૭ સાગર૦ | સાધિક ૧૪ ૨/૭ સાગર૦ | ૧૪ ૨/૭ સાગર૦ | સાધિક ૧૪૨ ૬/૭ સા૦ | ૧૪૨ ૬/૭ સા૦ | ” |
| × | × | × | × | × | × | × | સંખ્યાતગુણહીન અંતઃ કોડાકોડી સાગર૦ |
| … સાગર૦ | સાધિક ૭ ૧/૭ સાગર૦ | ૭ ૧/૭ સાગર૦ | સાધિક ૧૪ ૨/૭ સાગર૦ | ૧૪ ૨/૭ સાગર૦ | સાધિક ૧૪૨ ૬/૭ સા૦ | ૧૪૨ ૬/૭ સા૦ | આઠ મુહૂર્ત |
| ” | ” | ” | ” | ” | ” | ” | ” |
| ૭ ૧/૭ સાગર૦ | સાધિક ૧૪ ૨/૭ સાગર૦ | ૧૪ ૨/૭ સાગર૦ | સાધિક ૨૮ ૪/૭ સાગર૦ | ૨૮ ૪/૭ સાગર૦ | સાધિક ૨૮૫ ૫/૭ સા૦ | ૨૮૫ ૫/૭ સા૦ | અંતઃ કોડાકોડી સાગર૦ |
| ૧૦ ૫/૭ સાગર૦ | સાધિક ૨૧ ૩/૭ સાગર૦ | ૨૧ ૩/૭ સાગર૦ | સાધિક ૪૨ ૬/૭ સાગર૦ | ૪૨ ૬/૭ સાગર૦ | સાધિક ૪૨૮ ૪/૭ સા૦ | ૪૨૮ ૪/૭ સા૦ | અંતર્મુહૂર્ત |

સૂક્ષ્મ અપર્યાપ્તના સંક્લેશસ્થાનો સર્વથા અલ્પ છે, તેનાથી અપર્યાપ્ત બાદરનાં અસંખ્યાતગુણા છે, તેનાથી પર્યાપ્તસૂક્ષ્મના અસંખ્યાતગુણા છે, તેનાથી પર્યાપ્ત બાદરના અસંખ્યાતગુણા છે, તેનાથી અપર્યાપ્ત બેઇન્દ્રિયના અસંખ્યાતગુણા છે, એ પ્રમાણે પર્યાપ્ત બેઇન્દ્રિય, અપર્યાપ્ત પર્યાપ્ત તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિયનાં ઉત્તરોત્તર અસંખ્યાત અસંખ્યાતગુણા કહેવા.

અપર્યાપ્તસૂક્ષ્મ એકેન્દ્રિયાદિ સઘળા જીવભેદમાં ઉત્તરોત્તર સંક્લેશના સ્થાનકો અસંખ્યાતગુણા છે એમ કઈ યુક્તિથી જાણી શકાય ?

ઉત્તર—અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયને જઘન્ય સ્થિતિબંધ કરતાં જે સંક્લેશના સ્થાનકો છે તેનાથી સમયાધિક જઘન્ય સ્થિતિબંધ કરતાં વિશેષાધિક સંક્લેશના સ્થાનો હોય છે, તેનાથી પણ બે સમયાધિક જઘન્ય સ્થિતિબંધ કરતાં વિશેષાધિક હોય છે, એ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિબંધથી ઉત્તરોત્તર સ્થિતિબંધમાં અધિક સંક્લેશના સ્થાનો ત્યાં સુધી કહેવા કે તે અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયની ઉત્કૃષ્ટ સ્થિતિ આવે. એટલે કે અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પર્યંત કહેવાં.

અહિં ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરતા કુલ જે સંક્લેશના સ્થાનકો છે તે જઘન્ય સ્થિતિબંધ કરતા જે સંક્લેશસ્થાનકો હોય છે તેની અપેક્ષાએ અસંખ્યાતગુણા છે. હવે જ્યારે અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયના પોતાના જ જઘન્ય સ્થિતિબંધ યોગ્ય સંક્લેશ સ્થાનોથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ યોગ્ય સંક્લેશસ્થાનો અસંખ્યાતગુણા છે ત્યારે તેનાથી અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયના સંક્લેશસ્થાનો તો બહુ જ સહેલાઈથી અસંખ્યાતગુણા ઘટી શકે છે. તે આ પ્રમાણે—

અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયના સ્થિતિસ્થાનોની અપેક્ષાએ અપર્યાપ્ત બાદરના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે એ પહેલાં જ કહ્યું અને સ્થિતિસ્થાનની વૃદ્ધિએ સંક્લેશસ્થાનની વૃદ્ધિ થાય એ પણ કહ્યું છે. તેથી જ્યારે અપર્યાપ્ત સૂક્ષ્મના અતિ અલ્પ સ્થિતિસ્થાનોમાં પણ જઘન્ય સ્થિતિસ્થાન સંબંધી સંક્લેશસ્થાનની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનના સંક્લેશસ્થાનો અસંખ્યાતગુણા થાય તો સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિયથી [1]સંખ્યાતગુણા અધિક બાદર અપર્યાપ્ત એકેન્દ્રિયના સ્થિતિસ્થાનોમાં અસંખ્યાતગુણા સંક્લેશસ્થાનો બહુ સારી રીતે થાય જ આ જ યુક્તિથી ઉત્તરોત્તર પણ અસંખ્યાતગુણપણું વિચારી લેવું.

---

૧ અહિં કદાચ એમ શંકા થાય કે–જ્યારે સંખ્યાતગુણા સ્થિતિના સ્થાનો છે ત્યારે સંક્લેશના સ્થાનો સંખ્યાતગુણ કેમ ન થાય? અસંખ્યાતગુણ કેમ થાય? એના ઉત્તરમાં એમ સમજવું કે અમુક અમુક સ્થાનો ઓળંગી જે દ્વિગુણવૃદ્ધિ થાય છે તે એવી રીતે થાય છે કે અસંખ્યાતગુણા જ થાય, કારણ કે પૂર્વ પૂર્વવૃદ્ધિથી ઉત્તરોત્તરવૃદ્ધિ બમણી થાય છે તે વૃદ્ધિ તેટલા સ્થાનોમાં એટલી બધી વાર થાય છે કે ઉપરોક્ત હકીકત બરાબર સંગત થાય છે.

હવે જેમ સંકલેશસ્થાનો દરેકના અસંખ્યાતગુણુ કહ્યા, તેમ વિશુદ્ધિસ્થાનો પણ દરેકના અસંખ્યાતગુણુ કહેવા. કારણ કે સંકિલષ્ટ પરિણામવાળાના જે સંકલેશસ્થાનો તે જ વિશુદ્ધ પરિણામવાળાના વિશુદ્ધિના સ્થાનો [1]સંભવે છે. આ સંબંધે વિસ્તારપૂર્વક આગળ ઉપર વિચારાશે. માટે પૂર્વે સંકલેશના સ્થાનો જે ક્રમે અસંખ્યાતગુણા કહ્યા તે ક્રમે વિશુદ્ધિના સ્થાનો પણ અસંખ્યાતગુણુ કહેવા અને બંનેની સંખ્યા સરખી જ કહેવી. ૫૭

હવે એક એક સ્થિતિસ્થાનના બંધમાં હેતુભૂત નાના જીવોની અપેક્ષાએ કેટલા અધ્યવસાયો હોય છે? એ પ્રશ્નના નિરૂપણ માટે કહે છે—

**सव्वजहन्नावि ठिई असंखलोगप्पएसतुल्लेहिं ।**
**अज्झवसाएहिं भवे विसेसअहिएहिं उवरुवरिं ॥५७॥**

सर्वजघन्याऽपि स्थितिरसंख्यलोकप्रदेशतुल्यैः ।
अध्यवसायैर्भवेत् विशेषाधिकैरुपर्युपरि ॥५७॥

અર્થ—સર્વ જઘન્યસ્થિતિ પણ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો વડે બંધાય છે અને ઉપર ઉપરના સ્થાનકો વિશેષાધિક વિશેષાધિક અધ્યવસાયો વડે બંધાય છે.

ટીકાનુ૦—આયુવર્જિત સાતે કર્મની જે સર્વ જઘન્ય સ્થિતિ છે, તે પણ અનેક જીવો આશ્રયી અસંખ્યલોકાકાશ પ્રદેશ પ્રમાણુ અધ્યવસાયો વડે બંધાય છે. એટલે કે સર્વ જઘન્ય સ્થિતિબંધ થવામાં પણ અસંખ્યલોકાકાશ પ્રદેશ પ્રમાણુ અધ્યવસાયો હેતુ છે. કોઈ જીવને કોઈ અધ્યવસાય વડે, કોઇ જીવને કોઈ અધ્યવસાય વડે તે તે જઘન્ય સ્થિતિ બંધાય છે. સ્થિતિનું સ્થાન એક જ અને તેના બંધમાં હેતુભૂત અધ્યવસાયો અસંખ્ય છે. ત્રિકાળવર્ત્તિ અનેક જીવોની અપેક્ષાએ તે એક જ જઘન્યસ્થિતિ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણુ અધ્યવસાયો વડે બંધાતી કેવળજ્ઞાની મહારાજે જોઈ છે.

અહિં તીવ્ર અતિતીવ્ર મંદ અતિમંદ કષાયના ઉદયથી ઉત્પન્ન થયેલ જે આત્મપરિણામ તે અધ્યવસાય કહેવાય છે. જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યંત કષાયના અસંખ્ય સ્થાનો

---

૧ અહિં સંકલેશ અને વિશુદ્ધિ સાપેક્ષ છે. જે સંકલેશના સ્થાનો છે, તે જ વિશુદ્ધિના સંભવે છે. દાખલા તરીકે દશ સ્થાન છે, વિશુદ્ધિમાં પહેલેથી બીજું, બીજાથી ત્રીજું એમ ઉત્તરોત્તર ચઢીયાતું છે, તેમ દશમાંથી નવમું, નવમાંથી આઠમું એમ પશ્ચાનુપૂર્વિએ પડતું પડતું છે. ચડતા વિશુદ્ધિનું જે સ્થાન તે જ ઉતરતા અવિશુદ્ધિનું સંભવે છે. જેમ કોઇ બે જીવ ચોથે સ્થાનકે છે. તેમાં એક ચોથાથી પાંચમે જનાર છે, એક ચોથાથી ત્રીજે જનાર છે, જો કે અત્યારે તો બંને જીવ એક સ્થાનક પર છે, છતા ચડનારની અપેક્ષાએ શુદ્ધ અને તેજ પડનારની અપેક્ષાએ અશુદ્ધ છે. એમ સંકલેશ અને વિશુદ્ધિ સાપેક્ષ છે, તેથી જ જેટલા સંકલેશના તેટલા જ વિશુદ્ધિના સ્થાનો થાય છે.

છે તેથી તજ્જન્ય અધ્યવસાયો પણ અસંખ્ય છે. અમુકથી અમુક હદ સુધીના કષાયોદયજન્ય અધ્યવસાય વડે અમુક સ્થિતિનું સ્થાનક, અમુકથી અમુક હદ સુધીના કષાયોદય વડે અમુક સ્થિતિનું સ્થાનક બંધાય છે. આ પ્રમાણે એક કાર્યના અનેક કારણો છે.

તથા ઉપરના સ્થિતિસ્થાનો વિશેષાધિક વિશેષાધિક અધ્યવસાયો વડે બંધાય છે. એટલે કે આયુવર્જિત સાતે કર્મની જે જઘન્ય સ્થિતિ છે તે ત્રિકાળવર્તિ અનેક જીવો આશ્રયી અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો વડે બંધાય છે, ત્યારપછીની બીજી સ્થિતિ વિશેષાધિક અધ્યવસાયો વડે બંધાય છે, ત્યારપછીની ત્રીજી સ્થિતિ પૂર્વથી પણ વિશેષાધિક અધ્યવસાયો વડે બંધાય છે, એ પ્રમાણે પછી પછીના યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધીના દરેક સ્થાનો પૂર્વ પૂર્વથી અધિક અધિક અધ્યવસાયો વડે બંધાય છે.

આયુ કર્મ માટે આ પ્રમાણે સમજવું–આયુકર્મની જઘન્ય સ્થિતિ ભિન્ન ભિન્ન અનેક જીવોની અપેક્ષાએ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો વડે બંધાય છે. સમયાધિક બીજી સ્થિતિ પૂર્વથી અસંખ્યાતગુણા અધ્યવસાયોથી બંધાય છે. તેનાથી ત્રીજી સ્થિતિ અસંખ્યાતગુણ અધ્યવસાયોથી બંધાય છે. એમ પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર સ્થિતિનું સ્થાન અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ અધ્યવસાયો વડે બંધાય છે. ૫૮

એનો જ કંઇક વિચાર કરે છે—

**असंखलोगखपएसतुल्लया हीणमज्झिमुक्कोसा ।**
**ठिईबंधज्झवसाया तीए विसेसा असंखेज्जा ॥५८॥**

असंख्यलोकखप्रदेशतुल्या हीनमध्यमोत्कृष्टायाः ।
स्थितेर्बन्धाध्यवसायास्तस्या विशेषा असंख्येयाः ॥५८॥

અર્થ—જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ સ્થિતિના બંધમાં હેતુભૂત અધ્યવસાયો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. કારણ કે તે જઘન્યાદિ સ્થિતિના અસંખ્યાતા વિશેષો છે.

ટીકાનુ૦—સ્થિતિ શબ્દને ષષ્ઠીના અર્થમાં પ્રથમા વિભક્તિ પ્રાકૃતના નિયમને અનુસરી મૂકી છે. એટલે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એ દરેક સ્થિતિબંધના હેતુભૂત અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો છે. કારણ કે તે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એક એક સ્થિતિસ્થાનોમાં અસંખ્યાતા વિશેષો છે અને તે વિશેષો સ્થિતિબંધમાં હેતુભૂત અધ્યવસાયની વિચિત્રતામાં કારણ દેશ, કાળ, રસ વિભાગના વિચિત્રપણા વડે થાય છે એમ [1]જાણવું. અથવા જઘન્ય સ્થિતિ અસંખ્ય સમય પ્રમાણ છે, એ પ્રમાણે

૧ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અનુભાગ આદિ અનેક કારણોની આત્મા પર અસર થાય છે, જેને લઇ અધ્યવસાયની ભિન્નતા થાય છે. ઘણા જીવોએ એક સરખી સ્થિતિ બાંધવા છતાં તે સઘળા જીવો એક જ

મધ્યમ અને ઉત્કૃષ્ટ એ દરેક સ્થિતિ પણ અસંખ્ય સમય પ્રમાણ છે. તેમાં જઘન્ય સ્થિતિ સમય સમય પ્રમાણ ઓછી થવાથી પ્રતિ સમયે અન્યથા ભાવને-ભિન્ન ભિન્ન પ્રકારને-ભેદને પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે મધ્યમ અને ઉત્કૃષ્ટ સ્થિતિઓ પણ સમય સમય માત્ર ઓછી થવા વડે ભિન્નતાને પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે તે જઘન્યાદિ સ્થિતિ-ઓમાં અસંખ્ય વિશેષો રહેલા છે કે જે વિશેષોના કારણો પણ અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો છે. ૫૮

આ પ્રમાણે અધ્યવસાયસ્થાન આશ્રયી વિચાર કર્યો. હવે સાદિ અનાદિનો વિચાર છે. તે બે પ્રકારે છે ૧ મૂળ પ્રકૃતિ વિષયક, ૨ ઉત્તર પ્રકૃતિ વિષયક. તેમાં પહેલા મૂળ પ્રકૃતિવિષયક સાદિ અનાદિનો વિચાર કરવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**सत्तण्हं अजहन्नो चउहा ठिइबंधु मूलपगईणं ।**
**सेसा उ साइअधुवा चत्तारि वि आउए एवं ॥५९॥**

सप्तानामजघन्यश्चतुर्द्धा स्थितिबन्धो मूलप्रकृतीनाम् ।
शेषास्तु साद्यध्रुवाश्चत्वारोप्यायुष्येवम् ॥५९॥

અર્થ—મૂળ સાત કર્મનો અજઘન્ય સ્થિતિબંધ ચાર પ્રકારે છે અને શેષ બંધો સાદિ સાંત છે તથા આયુના ચારે બંધો સાદિ સાંત છે.

ટીકાનુ૦—આયુવર્જિત સાતે મૂળકર્મનો અજઘન્ય સ્થિતિબંધ ચાર પ્રકારે છે. સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ. તે આ પ્રમાણે—

મોહનીય વિના છ મૂળકર્મનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના ચરમસમયે થાય છે. તે જઘન્યબંધ ચરમ સમયે માત્ર એક સમય સુધી જ

---

ક્ષેત્રમા, એક જ કાળમા કે એક જ પ્રકારના સરખા સંયોગમાં અનુભવતા નથી, પરંતુ ભિન્ન ભિન્ન ક્ષેત્રકાળાદિ અને ભિન્ન ભિન્ન સંયોગમાં અનુભવે છે. આનું કારણ ભિન્ન ભિન્ન ક્ષેત્ર, કાળ અને અનુ-ભાગાદિ વડે થયેલી અધ્યવસાયની વિચિત્રતા છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન ક્ષેત્ર, કાળ આદિ અસંખ્ય કારણો ભિન્ન ભિન્ન અધ્યવસાયો થવામાં કારણ છે ક્ષેત્રાદિ અસંખ્ય હોવાથી અધ્યવસાયો પણ અસંખ્ય છે. આ અસંખ્ય અધ્યવસાયો વડે એક સરખી જ સ્થિતિ બંધાયા છતા એક સરખા સંયો-ગોમાં અનુભવાતી નથી. કોઇપણ એક સ્થિતિબંધનું એક અધ્યવસાયરૂપ એક જ કારણ હોય તો તે થતિને એક જીવ જે સામગ્રી પામી અનુભવે તે જ સામગ્રી પામી તે સ્થિતિને બાંધનાર સઘળા જીવોએ અનુભવવી જોઇએ, પરંતુ તેમ થતું નથી. એક સરખી સ્થિતિ બાધનાર અનેક જીવોમાંથી એક જીવ તે સ્થિતિને અમુક ક્ષેત્ર કે અમુક કાળમાં અનુભવે, બીજો જીવ તે જ સ્થિતિને બીજા ક્ષેત્ર કે કાળમાં અનુભવે છે. આ કારણથી એક જ સ્થિતિબંધ થવામાં અનેક અધ્યવસાયોરૂપ અનેક કારણો છે તે અનેક કારણો વડે સ્થિતિબંધ એક સરખો જ થાય છે, માત્ર તેમાં ભિન્ન ભિન્ન સયોગોમાં અનુભવવારૂપ તેમ જ અનેક કારણો વડે ફેરફાર થવારૂપ વિચિત્રતા રહેલી છે.

થતો હોવાથી સાદિ અને બીજે સમયે તે પ્રકૃતિઓના બંધનો વિચ્છેદ થતો હોવાથી તે જઘન્ય બંધનો પણ વિચ્છેદ થશે માટે સાંત. આ પ્રમાણે જઘન્ય સ્થિતિમાં સાદિ અને સાંત એ બે જ ભંગ ઘટે છે. આ પ્રકારના જઘન્ય સ્થિતિબંધથી અન્ય સઘળો સ્થિતિબંધ અજઘન્ય છે. તે અજઘન્ય સ્થિતિબંધ ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતો નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ કાળથી અજઘન્ય બંધ થાય છે. માટે અનાદિ, ભવ્યને કાળાંતરે અજઘન્ય બંધનો વિચ્છેદ થવાનો સંભવ હોવાથી સાન્ત અને અભવ્યને કોઈપણ કાળે વિચ્છેદ થવાનો સંભવ હોવાથી અનન્ત.

મોહનીયનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપકને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના ચરમસમયે થાય છે. તે એક સમય જ થતો હોવાથી સાદિ સાન્ત, તે સિવાયનો અન્ય સઘળો અજઘન્ય સ્થિતિબંધ કહેવાય છે. તે ઉપશમ શ્રેણિમાં સૂક્ષ્મસંપરાયે થતો નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને અનન્ત અને ભવ્યને સાન્ત છે.

જો કે વેદનીયનો બે સમયનો અતિ જઘન્ય સ્થિતિબંધ ઉપશાંતમોહાદિ ગુણસ્થાનકે થાય છે પરંતુ તે સામ્પરાયિક બંધ નથી. અહિં સામ્પરાયિક બંધ આશ્રયી સાદ્યાદિ ભાંગાનો વિચાર કરવાનો આરંભ કરેલો છે માટે અહિં તે સામ્પરાયિક બંધનુ ગ્રહણ કર્યું નથી.

તથા સાતે મૂળ કર્મના અજઘન્ય વર્જીત શેષ જઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિબંધ સાદિ સાંત ભાંગે ગણવા. તેનાં જઘન્ય સ્થિતિબંધ આશ્રયી સાદિ અને સાંત એ બે ભાંગા તો પહેલા વિચારી ગયા છે અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સર્વ સંક્લિષ્ટ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિને કેટલોએક [1]કાલ જ હોય છે ત્યાર પછી તેને જ અનુત્કૃષ્ટ થાય છે. વળી કાળાન્તરે સંક્લિષ્ટ પરિણામ થાય ત્યારે ઉત્કૃષ્ટબંધ થાય છે. આ પ્રમાણે એ બંને વારાફરતી પ્રવર્ત્તતા હોવાથી સાદિ સાંત ભાંગે છે.

આયુકર્મમાં જઘન્ય, અજઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ચારે સ્થિતિબંધ સાદિ સાંત ભાંગે જાણવા. કારણ કે આયુનો બંધ બે ભાગ ગયા પછી ત્રીજા આદિ ભાગની શરૂઆતમાં અંતર્મુહૂર્ત્ત સુધી જ થાય છે. માટે જ્યારે જઘન્યાદિ આયુ બંધની શરૂઆત થાય ત્યારે સાદિ અને આયુનો બંધ પૂર્ણ થાય ત્યારે સાન્ત એ રીતે બે જ ભાંગા ઘટે છે. ૫૯

આ પ્રમાણે મૂળ કર્મ વિષયક સાદિ આદિ ભંગનો વિચાર કર્યો. હવે ઉત્તર પ્રકૃતિ વિષયક વિચાર કરવા ઇચ્છતા કહે છે—

---

૧ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અંતર્મુહૂર્ત પર્યંત થઈ શકે છે. તેનાથી વધારે સમય પર્યંત થઈ શકતો નથી.

नाणंतरायदंसणचउक्कसंजलणठिई अजहन्ना ।
चउहा साई अधुवा सेसा इयराण सव्वाओ ॥६०॥

ज्ञानान्तरायदर्शनचतुष्कसंज्वलनानां स्थितिरजघन्या ।
चतुर्द्धा साद्यध्रुवाः शेषा इतरासां सर्वाः ॥६०॥

અર્થ—જ્ઞાનાવરણીય, અન્તરાય, દર્શનાવરણીય ચતુષ્ક અને સંજ્વલનની અજઘન્ય સ્થિતિ ચાર પ્રકારે છે અને શેષ ઉત્કૃષ્ટ આદિ સાદિ સાંત ભાંગે છે. તથા ઇતર સઘળી પ્રકૃતિઓની ઉત્કૃષ્ટાદિ સઘળી સ્થિતિઓ સાદિ-સાંત ભાંગે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, દર્શનાવરણીય ચાર અને સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભ એ અઢાર પ્રકૃતિઓની અજઘન્ય સ્થિતિ ચાર પ્રકારે છે. સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ અને દર્શનાવરણીય ચાર, એ ચૌદ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપકને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે થાય છે અને સંજ્વલન ચતુષ્કનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપકને અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકે જે જે સમયે તેઓનો બંધવિચ્છેદ થાય છે તે તે સમયે થાય છે. તેનો કાળ માત્ર એક સમયનો જ છે. માટે તે જઘન્ય સ્થિતિબંધ સાદિ સાન્ત ભાંગે છે. તે સિવાયનો અન્ય સઘળો સ્થિતિબંધ અજઘન્ય કહેવાય છે. તે અજઘન્ય સ્થિતિબંધ ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતો નથી, ત્યાંથી પડે ત્યારે ફરી થાય છે, માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્ય આશ્રયી ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે.

તથા શેષ જઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિ સાદિ સાંત ભાંગે છે. તેમાં જઘન્ય સંબંધે તો પહેલાં વિચારી ગયા. ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ તો સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિને વારાફરતી થાય છે તે આ પ્રમાણે—

જ્યારે જ્યારે સર્વ સંક્લિષ્ટ પરિણામ થાય ત્યારે ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થાય અને મધ્યમ પરિણામે અનુત્કૃષ્ટ સ્થિતિનો બંધ થાય, આ પ્રમાણે મિથ્યાત્વ ગુણઠાણે ક્રમપૂર્વક પ્રવર્તતા હોવાથી તે બંને સાદિ સાંત ભાંગે છે.

તથા ઉપરોક્ત અઢાર પ્રકૃતિ વિના શેષ સઘળી પ્રકૃતિઓની જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિ સાદિ સાંત ભાંગે છે.

સાદિ સાંત ભાંગે શી રીતે ઘટે છે તે કહે છે—નિદ્રાપંચક, મિથ્યાત્વ, આદિના બાર કષાય, ભય, જુગુપ્સા, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરુલઘુ, ઉપઘાત, નિર્માણ, એ ઓગણત્રીસ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ સર્વથી સર્વ વિશુદ્ધ પર્યાપ્ત બાદર

એકેન્દ્રિયને અંતર્મુહૂર્ત પર્યંત થાય છે. ત્યારપછી તે જ જીવને અધ્યવસાયનું પરાવર્તન થવાથી જ્યારે મંદપરિણામ થાય ત્યારે અજઘન્ય સ્થિતિબંધ થાય છે. ફરી પણ કાળાંતરે કે અન્ય ભવમાં વિશુદ્ધ પરિણામ થાય ત્યારે જઘન્ય સ્થિતિબંધ થાય છે. આ પ્રમાણે વારાફરતી થતા હોવાથી તે બંને સાદિ સાંત ભાંગે છે.

અને ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ સ્થિતિબંધ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિને ક્રમપૂર્વક થાય છે. સર્વ સંક્લિષ્ટ પરિણામે ઉત્કૃષ્ટ થાય અને મધ્યમ પરિણામે અનુત્કૃષ્ટ થાય માટે તે બંને સાદિ સાંત ભાંગે છે.

જે પ્રકૃતિઓનો જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પહેલે ગુણઠાણે થતો હોય તેના અજઘન્ય અને અનુત્કૃષ્ટ સ્થિતિબંધમાં તે બંને વારાફરતી થતા હોવાથી સાદિ અને સાંત એ બે જ ભાંગા ઘટે છે.

જે પ્રકૃતિઓનો જઘન્ય અથવા ઉત્કૃષ્ટ બંધ ઉપરના ગુણઠાણે થતો હોય તેના અજઘન્ય કે અનુત્કૃષ્ટ ઉપર ચાર ભાંગા ઘટે છે, કારણ કે ઉપરના ગુણઠાણે નહિ ચડેલા, નહિ ચડનારા અને ચડીને પડનારા જીવો હોય છે. આ નિયમને અનુસરી ભાંગા ઘટાવી લેવાના છે.

શેષ અધ્રુવબંધિ પ્રકૃતિઓના ચારે વિકલ્પો તેઓનો બંધ જ અધ્રુવ હોવાથી સાદિ સાંત ભાંગે જાણવા. ૬૧

હવે પૂર્વોક્ત ગાથામાં કહેલ જઘન્યાદિ ભાંગાનો મંદ બુદ્ધિવાળા શિષ્યોના ઉપકાર માટે વિશેષ વિચાર કરે છે—

**अट्ठारसण्ह खवगो बायरएगिंदि सेसधुवियाणं ।**
**पज्जो कुणइ जहन्नं साईअधुवो अओ एसो ॥६१॥**

अष्टादशानां क्षपको बादरैकेन्द्रियः शेषध्रुवबन्धिनीनाम् ।
पर्याप्तः करोति जघन्यं साद्यध्रुवोऽत एषः ॥६१॥

અર્થ—જ્ઞાનાવરણીયાદિ અઢાર પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપક કરે છે અને શેષ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો પર્યાપ્ત બાદર એકેન્દ્રિય કરે છે. આ હેતુથી એ સાદિ સાંત ભાંગે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણ પંચક, અંતરાય પંચક, દર્શનાવરણ ચતુષ્ક અને સંજ્વલન ચતુષ્ક, એ પૂર્વોક્ત અઢાર પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપક તે તે પ્રકૃતિઓના બંધવિચ્છેદ સમયે કરે છે. તેમાં સંજ્વલનચતુષ્કનો અનિવૃત્તિબાદર ગુણસ્થાનકે અને શેષ પ્રકૃતિઓનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે કરે છે. કારણ કે આ સઘળી પ્રકૃતિઓ અશુભ છે, અશુભ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ વિશુદ્ધ પરિણામ હોય ત્યારે

થાય છે, ક્ષપક આત્મા અત્યંત વિશુદ્ધ પરિણામવાળો હોય છે. માટે પૂર્વોક્ત અઢાર પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપકને જ થાય છે અન્યત્ર થતો નથી. તેનો કાળ એક સમયનો છે માટે તે સાદિ સાંત ભાંગે છે.

તથા શેષ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ પર્યાપ્ત પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાયરૂપ તદ્યોગ્ય વિશુદ્ધ પરિણામવાળો બાદર એકેન્દ્રિય કેટલોએક કાળ કરે છે. શેષ એકેન્દ્રિયો તથાભવસ્વભાવે કરતા નથી. અંતર્મુહૂર્ત્ત પછી તે જ જીવ અજઘન્ય સ્થિતિબંધ કરે છે. વારાફરતી તેઓને થતા હોવાથી તે બંને સાદિ સાંત ભાંગે છે. જઘન્ય બંધના સાદિ સાંત ભાંગાનું કારણ કહ્યું.

હવે અઢાર પ્રકૃતિઓના અજઘન્ય સ્થિતિબંધના ચાર પ્રકારનો, શેષ ધ્રુવબંધિની પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટાદિના સાદિ અને સાંત ભાંગાનો, તથા અધ્રુવબંધિની પ્રકૃતિઓના ચારે પ્રકારમાં સાદિ સાંત એ બે ભાંગાનો વિચાર કરે છે—

**अट्ठाराणऽजहन्नो उवसमसेढीए परिवडंतस्स ।**
**साई सेसविगप्पा सुगमा अधुवा धुवाणंपि ॥६३॥**

अष्टादशानामजघन्य उपशमश्रेण्याः प्रतिपततः ।
सादिः शेषविकल्पाः सुगमा अध्रुवाणां ध्रुवाणामपि ॥६२॥

અર્થ—અઢાર પ્રકૃતિઓનો અજઘન્ય સ્થિતિબંધ ઉપશમ શ્રેણિથી પડતા થાય છે માટે સાદિ. તથા તેના શેષ વિકલ્પો અને અધ્રુવ તથા શેષ ધ્રુવબંધિની પ્રકૃતિઓના પણ સઘળા વિકલ્પો સુગમ છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીયાદિ પૂર્વોક્ત અઢાર પ્રકૃતિઓના અજઘન્ય સ્થિતિબંધની શરૂઆત ઉપશમશ્રેણિથી પડતા થાય છે. માટે તે ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—ઉપશમશ્રેણિથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્ય આશ્રયી ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે.

એ જ અઢાર પ્રકૃતિઓના શેષ જઘન્યાદિ વિકલ્પો, તથા અધ્રુવબંધિની પ્રકૃતિઓના અને અઢાર સિવાય શેષ ધ્રુવબંધિની પ્રકૃતિઓના ચારે વિકલ્પો સાદિ સાંત ભાંગે છે. જેનો વિચાર પહેલા કરી આવ્યા છે. ૬૩.

આ પ્રમાણે સાદિ અનાદિની પ્રરૂપણા કરી. હવે એના જ વિશેષ સ્પષ્ટીકરણ માટે સ્વામિત્વ પ્રરૂપણા કરે છે—

**सव्वाणवि पगईणं उक्कोसं सन्निणो कुणंति ठिइं ।**
**एगिंदिया जहन्नं असन्नि खवगा य काणंपि ॥६३॥**

सर्वासामपि प्रकृतीनामुत्कृष्टां संज्ञिनः कुर्वन्ति स्थितिम् ।
एकेन्द्रिया जघन्यामसंज्ञिनः क्षपकाश्च कासामपि ॥६३॥

અર્થ—સઘળી કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંજ્ઞિઓ કરે છે, તથા જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયો કરે છે અને કેટલીએક પ્રકૃતિઓનો અસંજ્ઞિ તથા ક્ષપક કરે છે.

ટીકાનુ૦—શુભ-અશુભ સઘળી કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંજ્ઞિ જીવો કરે છે. માત્ર તીર્થંકરનામ, આહારકદ્વિક અને દેવાયુ વર્જિત એકસો સોળ પ્રકૃતિઓનો સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિ અને તીર્થંકરનામાદિ ચાર પ્રકૃતિઓનો સમ્યગ્દષ્ટયાદિ કરે છે.

આ શી રીતે સમજી શકાય કે જિનનામાદિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સમ્યગ્દષ્ટયાદિ કરે છે? તો કહે છે—અહિં તીર્થંકરનામકર્મનો બંધહેતુ સમ્યક્ત્વ અને આહારકદ્વિકનો વિશિષ્ટ સંયમ છે. કહ્યું છે કે—

'સમ્યક્ત્વગુણ રૂપ નિમિત્ત વડે તીર્થંકરનામકર્મ અને સંયમરૂપ હેતુ વડે આહારકદ્વિક બંધાય છે,'

તથા દેવાયુની ઉત્કૃષ્ટ સ્થિતિ સર્વાર્થસિદ્ધ વિમાનમાં હોય છે. ત્યાં વિશિષ્ટ સંયમના વશથી ઉત્પત્તિ થાય છે, એટલે તેના ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં પણ સંયમ હેતુ છે. માટે મિથ્યાદૃષ્ટિ જીવોને આ પ્રકૃતિઓનો મૂળથી જ બંધનો અસંભવ હોવાથી સમ્યગ્દૃષ્ટિ આદિ જીવો તે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક જાણવા.

માત્ર દેવાયુ સિવાય તે પ્રકૃતિઓના બાંધનારાઓમાં જે સંક્લિષ્ટ પરિણામી છે તે જીવો તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે એમ જાણવું. કહ્યું છે કે—'સઘળી કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ છે કારણ કે તે ઉત્કૃષ્ટ સંક્લેશ વડે બંધાય છે.'

હવે તે તીર્થંકરનામાદિ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કયો જીવ કરે તે કહે છે—પહેલાં જેણે નરકનું આયુ બાંધ્યુ હોય એવો કોઇ જીવ ક્ષયોપશમ[1] સમ્યક્ત્વ પ્રાપ્ત કરી વીશ સ્થાનકના આરાધન વડે તીર્થંકરનામ નિકાચિત કરે તે જીવ અંતર્મુહૂર્ત્ત શેષ આયુ રહે અને નરકમાં જવા અભિમુખ થાય ત્યારે સમ્યક્ત્વ વમી નાખે છે. જે સમયે સમ્યક્ત્વ વમી મિથ્યાત્વ ગુણસ્થાનકને પ્રાપ્ત કરશે તે ચોથા ગુણસ્થાનકના છેલ્લા સમયે તીર્થંકર નામકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. તીર્થંકરનામકર્મના બાંધનારાઓમાં આવો જ જીવ સર્વ સંક્લિષ્ટ પરિણામે વર્ત્તતો હોય છે.

---

૧ નરકમાં જનાર આત્મા ક્ષયોપશમ સમ્યક્ત્વ લઇને જતો નથી. એવો કર્મગ્રંથનો અભિપ્રાય છે એટલે નરકમા જવા અભિમુખ થાય ત્યારે તેને વમી નાખે છે. માટે ચોથાથી પહેલા ગુણઠાણે જતા ચોથાના ચરમ સમયે સંક્લિષ્ટ પરિણામે તીર્થંકરનામનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય અને તે ક્ષાયોપશમિક —આત્મા જ કરે એમ કહ્યું છે.

શતક ચૂર્ણિમાં કહ્યું છે કે—તીર્થંકરનામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિને અસંયત વેદક સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય કે જેણે પહેલાં નરકનું આયુ બાંધ્યુ છે અને નરકાભિમુખ થયો છતો મિથ્યાત્વને પ્રાપ્ત કરશે તે જીવ તીર્થંકરનામકર્મના અંતિમ સ્થિતિબંધમાં વર્ત્તતો છતો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે. તેના બાંધનારાઓમાં તે જ અતિ સંક્લિષ્ટ પરિણામી છે માટે. જે જીવ ક્ષાયિક સમ્યક્ત્વ સહિત નરકમાં જાય છે, તે સમ્યક્ત્વને વમતો નહિ હોવાથી વિશુદ્ધ પરિણામવાળો હોય છે માટે તેને તીર્થંકરનામકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતો નથી.

તથા આહારકદ્વિકનો પણ પ્રમત્તભાવને સન્મુખ થયેલો અપ્રમત્ત સંયત ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. કારણકે તેના બાંધનારાઓમાં તે જ સર્વ સંક્લિષ્ટ પરિણામી છે.

દેવાયુનો પણ પૂર્વકોટિ વર્ષના આયુવાળો પૂર્વકોટિના ત્રીજા ભાગના આદ્ય સમયે વર્ત્તમાન અપ્રમત્તભાવને સન્મુખ થયેલો પ્રમત્ત સંયત ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. અહિં એકાંતે સર્વ વિશુદ્ધ પરિણામવાળો અપ્રમત્ત સંયત આયુના બંધનો આરંભ જ કરતો નથી. માત્ર પ્રમત્તે આરંભેલો અપ્રમત્ત પૂર્ણ કરે છે. કહ્યું છે કે—

'અપ્રમત્ત આત્મા આયુના બંધનો આરંભ કરતો નથી, પ્રમત્તે આરંભેલાને અપ્રમત્ત બાંધે છે.'

દેવાયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પૂર્વકોટિ વર્ષના આયુવાળો પૂર્વકોટિના ત્રીજા ભાગના પ્રથમ સમયે એક સમય પર્યંત કરે છે. ત્યારપછીના સમયે અબાધાની હાનિનો સંભવ હોવાથી ઘટતો નથી અને તે વખતે પ્રમત્ત ગુણસ્થાનકે હોય છે. વળી આયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશુદ્ધ પરિણામે થાય છે માટે અપ્રમત્તભાવને સન્મુખ થયેલો પ્રમત્ત આત્મા આયુના ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધક કહ્યો છે.

તથા શેષ શુભ અથવા અશુભ સઘળી કર્મપ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક સર્વ સંક્લિષ્ટ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિ જીવો છે. તેમાં પણ આ વિભાગ છે—

દેવાયુ વર્જિત શેષ ત્રણ આયુ, નરકદ્વિક, દેવદ્વિક, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય જાતિ. વૈક્રિયદ્વિક, સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ એ પંદર પ્રકૃતિઓનો તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામવાળા મિથ્યાદૃષ્ટિ તિર્યંચ અને મનુષ્યો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. કારણ કે દેવો અને નારકીઓને તેના બંધનો અભાવ છે. તે આ પ્રમાણે—

તિર્યંચાયુ અને મનુષ્યાયુ છોડીને શેષ પ્રકૃતિઓને દેવો અને નારકીઓ ભવસ્વભાવે જ બાંધતા નથી, તથા તિર્યંચ અને મનુષ્યાયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ દેવકુરુ અને ઉત્તરકુરુના યુગલિકનુ આયુ બાંધતા થાય છે. દેવો અને નારકીઓ તથાભવસ્વભાવે ત્યાં ઉત્પન્ન થતા નથી. માટે તિર્યંચ અને મનુષ્યાયુના ઉત્કૃષ્ટ સ્થિતિબંધક દેવો અને નારકીઓ હોતા નથી, પરંતુ તિર્યંચો અને મનુષ્યો જ હોય છે. તે પણ

પૂર્વકોટિ વર્ષના આયુવાળા, પૂર્વકોટિના ત્રીજા ભાગના પ્રથમ સમયે વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિ અને તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામે વર્ત્તતા હોય તે જ હોય છે.

અહિં અત્યંત વિશુદ્ધ પરિણામવાળાને આયુનો બંધ થતો નહિ હોવાથી અત્યંત વિશુદ્ધ પરિણામવાળા ન કહેતાં તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામી કહ્યા છે.

સમ્યગ્દૃષ્ટિ તિર્યંચ મનુષ્યોને તિર્યંચ અને મનુષ્યનું આઉખું જ બંધાતું નહિ હોવાથી તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામવાળા મિથ્યાદૃષ્ટિ લીધા છે.

નરકાયુની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધનાર પણ તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિ તિર્યંચ અને મનુષ્યો હોય છે. અત્યંત સંક્લિષ્ટ પરિણામવાળાને આયુના બંધનો જ અસંભવ હોવાથી તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામિ લીધા છે.

તથા તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, ઉદ્યોત અને છેવટ્ઠું સંઘયણ એ છ પ્રકૃતિઓની અત્યંત સંક્લિષ્ટ પરિણામવાળા દેવો અથવા નારકીઓ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. આ છ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અત્યંત તીવ્ર સંકલેશ હોય ત્યારે થાય છે. જો કે તિર્યંચો અને મનુષ્યો આ છ પ્રકૃતિઓ બાંધે છે પરંતુ તેની મધ્યમ સ્થિતિ બાંધે છે, કારણ કે જે સંક્લેશે દેવો અને નારકીઓ ઉપરોક્ત છ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે તે સંક્લેશે મનુષ્ય અને તિર્યંચો નરક પ્રાયોગ્ય બંધ કરે છે, પરંતુ તિર્યંચ કે મનુષ્ય પ્રાયોગ્ય બંધ કરતા નથી માટે તે છ પ્રકૃતિઓના દેવો અથવા નારકીઓ ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક કહ્યા છે.

એકેન્દ્રિયજાતિ સ્થાવર અને આતપ એ ત્રણ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામવાળા ઈશાન સુધીના દેવો ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે.

બીજા કેમ બાંધતા નથી ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે– નારકીઓને અને સનત્કુમારાદિ દેવોને ભવસ્વભાવે જ એ પ્રકૃતિઓના બંધનો અસંભવ છે અને અતિ સંક્લિષ્ટ પરિણામવાળા તિર્યંચ–મનુષ્યોને નરકગતિ પ્રાયોગ્ય બંધનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને મંદ સંકલેશે ઉત્કૃષ્ટ સ્થિતિના બંધનો અસંભવ છે. માટે તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક માત્ર ઇશાન સુધીના દેવો જ કહ્યા છે.

તથા જે પ્રકૃતિઓ માટે કહી ગયા તે સિવાયની સઘળી પ્રકૃતિઓની ચારે ગતિના સર્વસંક્લિષ્ટ મિથ્યાદૃષ્ટિ સંજ્ઞિ જીવો ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક છે.

હવે ઉત્તરાર્દ્ધ વડે જઘન્ય સ્થિતિના બંધસ્વામિત્વ કહે છે–એકેન્દ્રિયો જઘન્ય સ્થિતિ બાંધે છે. માત્ર કેટલીક પ્રકૃતિઓની અસંજ્ઞિ અને ક્ષપક જીવો જઘન્ય સ્થિતિ બાંધે છે. તાત્પર્યાર્થ આ પ્રમાણે—

દેવત્રિક, નરકત્રિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, તીર્થંકરનામ, પુરૂષવેદ, સંજ્વલન ચતુષ્ક, જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, દર્શનાવરણ ચતુષ્ક, ઉચ્ચગોત્ર, સાતાવેદનીય

## उत्कृष्ट-जघन्यस्थितिबन्धस्वामि-यन्त्रकम्

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ સ્થિતિબંધના સ્વામી | જઘન્ય સ્થિતિબંધના સ્વામી |
|---|---|---|---|
| જ્ઞાનાવરણ-૫, અંતરાય-૫, દર્શનાવરણ-૪ | ૧૪ | અતિસંક્લિષ્ટ પરિણામી પર્યાપ્ત સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ | ક્ષપક, સૂક્ષ્મસંપરાય ચરમ સમયવર્તી |
| [illegible]પંચક | ૫ | „ | વિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય |
| [illegible]થ્યાત્વ, આદ્ય બાર કષાય | ૧૩ | „ | „ „ „ „ |
| [illegible]ંજ્વલન ચતુષ્ક | ૪ | „ | ક્ષપક સ્વબંધ ચરમ સમયવર્તી |
| હાસ્ય-રતિ | ૨ | તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પ૦ સં૦ મિ૦ | વિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય |
| અરતિ, શોક, ભય, જુગુ૦ નપુંસકવેદ | ૫ | અતિ. સં૦ પ૦ સં૦ મિથ્યા૦ | „ „ „ „ |
| [illegible]વેદ | ૧ | તત્પ્રાયો૦ સં૦ પ૦ સં૦ મિથ્યા૦ | „ „ „ „ |
| [illegible]રુષવેદ | ૧ | „ „ „ „ „ | ક્ષપક સ્વબંધ ચરમ સમયવર્તી |
| શાતા વેદનીય | ૧ | „ „ „ „ „ | „ „ „ „ |
| અશાતા વેદનીય | ૧ | અતિ સં૦ પ૦ સં૦ મિથ્યા૦ | વિશુદ્ધ બાદર પર્યા૦ એકેન્દ્રિય |
| દેવાયુ | ૧ | તત્પ્રાયો૦ વિશુદ્ધ અપ્રમત્તાભિમુખ પ્રમત્તયતિ | તત્પ્રાયો૦ સ૦ પર્યા૦ સંજ્ઞી અસંજ્ઞી મિથ્યાદૃષ્ટિ |
| [illegible]નુષ્યાયુ, તિર્યગાયુ | ૨ | મિથ્યા૦ તત્પ્રાયો૦ વિશુદ્ધ પર્યાપ્ત મનુષ્ય-તિર્યંચ | તત્પ્રાયો૦ સંક્લિ૦ મિથ્યાદૃષ્ટિ તિર્યંચ અને મનુષ્ય |
| નરકાયુ | ૧ | તત્પ્રાયો૦ સં૦ પ૦ સં૦ મિથ્યા૦ મનુષ્ય-તિર્યંચ | તત્પ્રાયો૦ વિશુદ્ધ મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત અસંજ્ઞી અને સંજ્ઞી |
| દેવદ્વિક | ૨ | તત્પ્રાયો૦ સં૦ પર્યા૦ મિથ્યા૦ મનુ૦ તિર્યગ્૦ | સર્વવિશુદ્ધ પર્યાપ્ત અસંજ્ઞી પંચેન્દ્રિય |

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ સ્થિતિબંધના સ્વામી | જઘન્ય સ્થિતિબંધના સ્વામી |
|---|---|---|---|
| વૈક્રિયદ્વિક | ૨ | અતિ સં૦ પર્યા૦ મિથ્યા૦ મનુ૦ તિર્ય૦ | સર્વવિશુદ્ધ પર્યાપ્ત અસંજ્ઞી ૫ ચેન્દ્રિય |
| નરકદ્વિક | ૨ | અતિ સં૦ પર્યા૦ મિથ્યા૦ મનુ૦ તિર્ય૦ | તત્પ્રાયો૦ વિશુદ્ધ પર્યાપ્ત અસંજ્ઞી ૫ ચેન્દ્રિય |
| મનુષ્યદ્વિક, આદ્ય પાંચ સંહનન, આદ્ય પાંચ સંસ્થાન, શુભ વિહાયોગતિ, સ્થિરપંચક | ૧૮ | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ પર્યા૦ સંજ્ઞી | વિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય |
| તિર્યંગ્દ્વિક, ઔદારિક શરીર, ઉદ્યોત | ૪ | અતિ સં૦ મિથ્યા૦ નારક તથા સહસ્રારાન્ત દેવ | ,, ,, ,, ,, |
| એકેન્દ્રિય, સ્થાવર, આતપ | ૩ | અતિ સ૦ ઇશાનાન્ત દેવ | ,, ,, ,, ,, |
| ઔદારિક અંગોપાંગ, સેવાર્ત સંહનન | ૨ | અતિ સં૦ મિથ્યા૦ નારક તથા સનત્કુમારથી સહસ્રાર સુધીના દેવ | ,, ,, ,, ,, |
| વિકલત્રિક, સૂક્ષ્મત્રિક | ૬ | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ મનુ૦ તિ૦ | ,, ,, ,, ,, |
| પંચેન્દ્રિય જાતિ, તૈજસ, કાર્મણ, હુંડક સંસ્થાન, વર્ણચતુષ્ક, અશુભ વિહાયોગતિ, પરાઘાત, ઉચ્છ્વાસ, અગુરુલઘુ, નિર્માણ, ઉપઘાત, ત્રસચતુષ્ક, અસ્થિરષટ્ક | ૨૪ | અતિ સંક્લિષ્ટ મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી | વિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય |
| આહારકદ્વિક | ૨ | પ્રમત્તાભિમુખ અપ્રમત્તયતિ | ક્ષપક સ્વબંધવિચ્છેદ સમયવર્તી |
| જિનનામ | ૧ | મિથ્યાત્વ—નરકાભિમુખ ક્ષયાપશમ સમ્યક્ત્વ ચરમસમયવર્તી મનુષ્ય | ,, ,, ,, |
| યશકીર્તિ, ઉચ્ચગોત્ર | ૨ | તત્પ્રાયો૦ સં૦ પર્યા૦ મિથ્યા૦ સંજ્ઞી | ક્ષપક સૂક્ષ્મસંપરાય ચરમસમયવર્તી |
| નીચગોત્ર | ૧ | અતિ સં૦ મિથ્યા૦ પર્યા૦ સંજ્ઞી | વિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય |

અને યશઃકીર્તિ એ તેત્રીસ પ્રકૃતિ વિના શેષ સત્તાશી[1] પ્રકૃતિઓની તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામવાળા એકેન્દ્રિય—પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિ-કાયના જીવો જઘન્ય સ્થિતિ બાંધે છે.

તથા દેવત્રિક, નરકત્રિક અને વૈક્રિયદ્વિક એ આઠ પ્રકૃતિઓની અસંજ્ઞિ પંચેંદ્રિયો જઘન્ય સ્થિતિ બાંધે છે.

આહારકશરીર, આહારક અંગોપાંગ અને તીર્થંકરનામકર્મની ક્ષપક અપૂર્વકરણ-વર્તિ જીવો જઘન્ય સ્થિતિ બાંધે છે.

સંજ્વલન ક્રોધાદિ ચાર અને પુરુષવેદની ક્ષપક અનિવૃત્તિ બાદરસંપરાય ગુણ-સ્થાનકવર્ત્તિ જીવો અને જ્ઞાનાવરણ પંચક, અંતરાય પંચક, દર્શનાવરણ ચતુષ્ક, સાતા-વેદનીય, ઉચ્ચગોત્ર અને યશઃકીર્ત્તિ એ સત્તર પ્રકૃતિઓની ક્ષપક સૂક્ષ્મસંપરાય ગુણ-સ્થાનકવર્ત્તિ જીવો જઘન્ય સ્થિતિ બાંધે છે. ૬૩.

આ પ્રમાણે સ્વામિત્વપ્રરૂપણા કરી. હવે શુભાશુભપણાનો વિચાર કરવા માટે કહે છે—

**सव्वाण ठिई असुभा उक्कोसुक्कोससंकिलेसेणं ।**
**इयरा उ विसोहिए सुरनरतिरिआउए मोत्तं ॥६४॥**

सर्वासां स्थितिरशुभा उत्कृष्टोत्कृष्टसंक्लेशेन ।
इतरा तु विशुद्ध्या सुरनरतिर्यगायूंषि मुक्त्वा ॥६४॥

અર્થ—દેવાયુ, મનુષ્યાયુ અને તિર્યંચાયુને છોડીને શેષ સઘળી કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ છે, કારણ કે ઉત્કૃષ્ટ સંક્લેશ વડે બંધાય છે અને ઈતર જઘન્ય સ્થિતિ શુભ છે કારણ કે વિશુદ્ધ પરિણામ વડે બંધાય છે.

ટીકાનુ૦—શુભ અથવા અશુભ સઘળી કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ છે.
અહિં પ્રશ્ન થાય છે કે સઘળી કર્મપ્રકૃતિઓની સ્થિતિ શા માટે અશુભ છે? તો કહે છે—કારણ અશુદ્ધ છે માટે. તે આ પ્રમાણે—

ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામ જ્યારે થાય ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થાય છે. કેમકે જેમ જેમ સંક્લેશની વૃદ્ધિ થતી જાય તેમ સ્થિતિબંધ વૃદ્ધિ થાય એમ પ્રતિ-પાદન કર્યું છે, કષાયના ઉદયથી ઉત્પન્ન થયેલ જે અશુભ અધ્યવસાય તે સંક્લેશ

૧ અહિં સત્યાશી પ્રકૃતિમાં મનુષ્યાયુ અને તિર્યંચાયુ એ બે આયુ પણ આવી જાય છે. પરંતુ તે બે આયુનો બસો છપ્પન આવલિકા પ્રમાણ જઘન્ય બંધ તો તત્પ્રાયોગ્ય સંક્લેશે વર્તતા દેવ, નારક વર્જિત એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના સર્વ જીવો કરી શકે એમ સંભવે છે.

કહેવાય છે. આ પ્રમાણે સંક્લિષ્ટ અધ્યવસાયરૂપ કારણ અશુદ્ધ હોવાથી તેનાથી ઉત્પન્ન થયેલ ઉત્કૃષ્ટ સ્થિતિના બંધરૂપ કાર્ય પણ અશુભ જ હોય છે.

વળી અપ્રશસ્ત કર્મમાં જેમ સંક્લેશની વૃદ્ધિ થાય તેમ રસ પણ પુષ્ટ થાય છે તેથી અશુભકર્મની જેમ સ્થિતિ વધે તેમ રસ વધે છે. આ હેતુથી પણ તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ છે એ પ્રસિદ્ધ છે.

તથા જે પ્રશસ્ત કર્મપ્રકૃતિઓ છે તેઓમાં જેમ જેમ સંક્લેશ વધે તેમ તેમ તેની સ્થિતિની વૃદ્ધિ અને રસ ઓછો થતો જાય છે. સ્વયોગ્ય ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામ થાય ત્યારે તેઓની પણ ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે, તે વખતે રસનો અત્યંત અલ્પ બંધ થાય છે માટે તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પણ જેની અંદરથી રસ કાઢી લીધો છે એવી શેલડીની જેમ નીરસ હોવાની અપ્રશસ્ત છે.

એ જ સ્વરૂપનો વિચાર કરવા માટે જે વડે ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે, અને જે વડે જઘન્ય સ્થિતિ બંધાય છે, તેનું નિરૂપણ કરે છે—

સઘળી કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉત્કૃષ્ટ સંક્લેશ વડે થાય છે, એટલે કે જે જે સંક્લેશ જે જે પ્રકૃતિના બંધમાં હેતુ છે, તેની અંદર જે ઉત્કૃષ્ટ સંક્લેશ છે તે સંક્લેશ તે તે પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિમાં હેતુ છે.

તથા સઘળી કર્મપ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ વિશુદ્ધ અધ્યવસાય વડે થાય છે. એટલે કે—જે વિશુદ્ધ પરિણામ જે પ્રકૃતિના બંધમાં હેતુ છે તેની અંદર જે સર્વ-વિશુદ્ધ પરિણામ છે તે, તે પ્રકૃતિની જઘન્ય સ્થિતિ ઉત્પન્ન કરે છે.

આ વિષયમાં અપવાદ કહે છે—દેવ, મનુષ્ય અને તિર્યંચના આયુને છોડીને શેષ કર્મપ્રકૃતિઓ માટે જઘન્ય, ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંબંધે ઉપરની પરિભાષા સમજવી. પરંતુ ત્રણ આયુ માટે વિપર્યાસ સમજવો. તે આ પ્રમાણે—

પૂર્વોક્ત ત્રણ આયુ બાંધનારા જીવોમાં જે સર્વસંક્લિષ્ટ[1] પરિણામવાળા હોય છે તે જીવો તે ત્રણ આયુની જઘન્ય સ્થિતિ બાંધે છે અને જે સર્વ વિશુદ્ધ પરિણામ-વાળા હોય છે તે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. વળી જેમ જેમ તેઓની સ્થિતિ વધે છે તેમ તેમ રસની પણ વૃદ્ધિ થાય છે, જેમ જેમ અલ્પ અલ્પ સ્થિતિનો બંધ થાય છે તેમ તેમ રસ પણ ઓછો ઓછો બંધાય છે. આ પ્રમાણે ત્રણ આયુનો શેષ પ્રકૃતિ-ઓથી વિપરીત ક્રમ છે. ૬૪

આ પ્રમાણે સ્થિતિબંધનું સ્વરૂપ કહ્યું. હવે રસબંધનું સ્વરૂપ કહે છે. તેમાં ત્રણ

---

૧ અહિં આયુનો બંધ ઘોલના પરિણામે થતો હોવાથી આયુ બંધાઈ શકે તેટલા પૂરતો સર્વ સંક્લેશ અને તેટલા પૂરતા સર્વ વિશુદ્ધ પરિણામ લેવાના છે. એ જ તાત્પર્યનો સૂચક આ શબ્દ છે.

અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—સાદિ અનાદિ પ્રરૂપણા, સ્વામિત્વ પ્રરૂપણા અને અલ્પબહુત્વ પ્રરૂપણા. સાદિ અનાદિ પ્રરૂપણા પણ બે પ્રકારે છે. ૧ મૂળપ્રકૃતિ સંબંધે, ૨ ઉત્તરપ્રકૃતિ સંબંધે. તેમાં પહેલા મૂળ પ્રકૃતિ સંબંધે સાદિ અનાદિ પ્રરૂપણા કરવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**अणुभागोणुक्कोसो नाम-तइज्जाण घाइ अजहन्नो ।**
**गोयस्स दोवि एए चउव्विहा सेसया दुविहा ॥६५॥**

**अनुभागोऽनुत्कृष्टो नामतृतीययोर्घातिनामजघन्यः ।**
**गोत्रस्य द्वे अप्येते चतुर्विधाः शेषा द्विविधाः ॥६५॥**

અર્થ—નામ અને વેદનીયનો અનુત્કૃષ્ટ અનુભાગબંધ, ઘાતિકર્મનો અજઘન્ય અનુભાગબંધ અને ગોત્રના બંને બંધ ચાર ભાંગે છે અને શેષ બંધ બે ભાંગે છે.

ટીકાનુ૦—નામકર્મ અને વેદનીયકર્મનો અનુત્કૃષ્ટ અનુભાગબંધ, તથા ઘાતિ-જ્ઞાનાવરણ દર્શનાવરણ મોહનીય અને અંતરાયકર્મનો અજઘન્ય અનુભાગબંધ સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

નામ અને વેદનીયકર્મનો ઉત્કૃષ્ટ અનુભાગબંધ ક્ષપકને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના ચરમસમયે થાય છે અને પછીના સમયે વિચ્છેદ થાય છે. એક સમયમાત્ર થતો હોવાથી તે સાદિ સાંત ભાંગે છે. તે સિવાયનો સઘળો રસબંધ અનુત્કૃષ્ટ છે. તે ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતો નથી. ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને આશ્રયી અધ્રુવ છે.

મોહનીયનો ક્ષપકને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે, તથા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાયનો ક્ષપકને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે જઘન્ય રસબંધ થાય છે. તે એક સમય જ થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો રસબંધ અજઘન્ય છે. તેમાં મોહનીયનો અજઘન્ય રસબંધ ઉપશમશ્રેણિમાં સૂક્ષ્મસંપરાય ગુણઠાણે અને જ્ઞાનાવરણાદિ ત્રણનો ઉપશાંતમોહ ગુણઠાણે થતો નથી. ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓ આશ્રયી અનાદિ અને ધ્રુવ અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

ગોત્રકર્મનો અજઘન્ય અને અનુત્કૃષ્ટ બંને પ્રકારનો અનુભાગબંધ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે, તે આ પ્રમાણે—ગોત્રકર્મનો ઉત્કૃષ્ટ અનુભાગબંધ, ક્ષપકને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે થાય છે, તે સમયમાત્ર થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો અનુભાગબંધ અનુત્કૃષ્ટ છે. તે અનુત્કૃષ્ટ રસબંધ ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતો નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે

સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ અને ધ્રુવ-અધ્રુવ, અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ ઘટે છે.

તથા ગોત્રકર્મનો જઘન્ય અનુભાગબંધ ઔપશમિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા સાતમી નરકપૃથ્વીના નારકીને અનિવૃત્તિકરણમાં અંતરકરણ કરીને મિથ્યાત્વની પ્રથમ સ્થિતિનો અનુભવ કરતા કરતા જ્યારે જ્યારે ક્ષય થાય ત્યારે તે પ્રથમ સ્થિતિના ચરમ સમયે નીચગોત્ર આશ્રયી થાય છે. તે એક સમયમાત્ર જ થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો ઉત્કૃષ્ટ ન થાય ત્યાં સુધીનો સઘળો અનુભાગબંધ અજઘન્ય છે. તે અજઘન્ય રસબંધ ઔપશમિક સમ્યક્ત્વનો લાભ થાય ત્યારે ઉચ્ચગોત્ર આશ્રયી પ્રવર્તે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અને ધ્રુવ, અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

તથા આ પૂર્વોક્ત સાતે કર્મના ઉક્તવ્યતિરિક્ત સઘળા વિકલ્પો સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે આ પ્રમાણે—

વેદનીય અને નામકર્મનો ઉત્કૃષ્ટ અનુભાગબંધ સાદિ સાંત ભાંગે પહેલા વિચારાઈ ગયો છે. જઘન્ય અને અજઘન્ય મિથ્યાદૃષ્ટિ અથવા સમ્યગ્દૃષ્ટિને વારાફરતી થાય છે. તે આ રીતે—

જ્યારે પરાવર્ત્તમાન મધ્યમ પરિણામ થાય ત્યારે મિથ્યાદૃષ્ટિ અથવા સમ્યગ્દૃષ્ટિને જઘન્ય અનુભાગ બંધ થાય છે. સંક્લિષ્ટ અથવા વિશુદ્ધ પરિણામ થાય ત્યારે અજઘન્ય થાય છે. આ પ્રમાણે ક્રમપૂર્વક થતા હોવાથી તે બંને સાદિ સાંત છે.

ઘાતિકર્મનો જઘન્ય અનુભાગબંધ સાદિ સાંત ભાંગે પહેલા વિચારી ગયા છે. ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ મિથ્યાદૃષ્ટિને અનુક્રમે થાય છે. જ્યારે સર્વ સંક્લિષ્ટ પરિણામ થાય ત્યારે ઉત્કૃષ્ટ અને મધ્યમ પરિણામ થાય ત્યારે અનુત્કૃષ્ટ રસબંધ થાય છે માટે તે બંને સાદિ સાંત ભાંગે છે.

ગોત્રકર્મના જઘન્ય અને ઉત્કૃષ્ટ એ બંને સાદિ સાંત ભાંગે વિચારાઈ ગયા છે.

તથા આયુ કર્મ અધ્રુવબંધિ હોવાથી તેના અજઘન્ય રસબંધાદિ ચારે વિકલ્પ આશ્રયી સાદિ અને સાંત ભંગ સુપ્રસિદ્ધ છે. ૬૫

આ પ્રમાણે મૂળ કર્મ આશ્રયી સાદ્યાદિ પ્રરૂપણા કરી. હવે ઉત્તરપ્રકૃતિઓ આશ્રયી કરવા ઇચ્છતા કહે છે—

**सुभधुवियाणणुक्कोसो चउहा अजहन्न असुभधुवियाणं ।**
**साई अधुवा सेसा चत्तारिवि अधुवबंधीणं ॥६६॥**

शुभध्रुवबन्धिनीनामनुत्कृष्टः चतुर्द्धाऽजघन्योऽशुभध्रुवबन्धिनीनाम् ।
साद्यध्रुवाः शेषाः चत्वारोऽप्यध्रुवबन्धिनीनाम् ॥६६॥

અર્થ—શુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ રસબંધ અને અશુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો અજઘન્ય રસબંધ ચાર પ્રકારે છે. શેષ બંધો સાદિ સાંત છે તથા અધ્રુવબંધિ પ્રકૃતિઓના ચારે સાદિ સાંત છે.

ટીકાનુ૦—શુભ ધ્રુવબંધિની-તૈજસ, કાર્મણ, પ્રશસ્ત વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અગુરુલઘુ અને નિર્માણ એ આઠ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ રસબંધ સાદિ, અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

એ આઠે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ ક્ષપકને અપૂર્વકરણે ત્રીશ કર્મપ્રકૃતિઓનો જે સમયે બંધવિચ્છેદ થાય છે તે સમયે એક સમય માત્ર થાય છે. એક સમય જ થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો રસબંધ અનુત્કૃષ્ટ છે. તે ઉપશમશ્રેણિમાં બંધવિચ્છેદ થયા પછી થતો નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓને અનાદિ અને ધ્રુવ અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

અશુભ ધ્રુવબંધિ-જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણનવક, મિથ્યાત્વ, સોળ કષાય, ભય, જુગુપ્સા, ઉપઘાત, અપ્રશસ્ત વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને અંતરાયપંચક એ તેંતાલીસ પ્રકૃતિઓનો અજઘન્ય અનુભાગબંધ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક અને દર્શનાવરણચતુષ્ક એ ચૌદ પ્રકૃતિઓનો જઘન્ય અનુભાગબંધ ક્ષપકને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે થાય છે. સંજ્વલન ચાર કષાયનો અનિવૃત્તિ બાદર ગુણસ્થાનકે વર્તતા ક્ષપકને તે તે પ્રકૃતિના બંધવિચ્છેદ સમયે થાય છે. નિદ્રા, પ્રચલા, ઉપઘાત, ભય, જુગુપ્સા અને અપ્રશસ્ત વર્ણ-ચતુષ્ક એ પ્રકૃતિઓનો ક્ષપકશ્રેણિમાં અપૂર્વકરણ ગુણસ્થાનકે તે તે પ્રકૃતિઓના બંધવિચ્છેદ સમયે થાય છે. પ્રત્યાખ્યાનાવરણીય ચાર કષાયનો સંયમને પ્રાપ્ત કરવા ઇચ્છતા દેશવિરતિને સ્વગુણસ્થાનકના ચરમ સમયે વર્તતા થાય છે. અપ્રત્યાખ્યાનાવરણીય ચાર કષાયનો ક્ષાયિક સમ્યક્ત્વ અને સંયમ એ બંનેને એકી સાથે—એક સમયે પ્રાપ્ત કરતા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવને થાય છે. કારણ કે તેના બાંધનારાઓમાં તેઓને જ અતિ વિશુદ્ધ અધ્યવસાય છે. સ્ત્યાનર્દ્ધિત્રિક, મિથ્યાત્વ અને અનંતાનુબંધિ કષાય એ આઠ પ્રકૃતિઓનો સમ્યક્ત્વ અને સંયમ એ બંનેને યુગપત્ એક જ સમયે પ્રાપ્ત કરવા ઇચ્છતા મિથ્યાદૃષ્ટિને ચરમસમયે જઘન્ય રસબંધ થાય છે. કારણ કે તે તે પ્રકૃતિ બાંધનારા જીવોમાં તે જ અતિ નિર્મળ પરિણામવાળા છે માટે તેઓ જ

જઘન્ય રસબંધના સ્વામિ છે. તે જઘન્ય રસબંધ માત્ર એક સમય થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો રસબંધ અજઘન્ય છે અને તે અજઘન્ય રસબંધ જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક અને દર્શનાવરણચતુષ્કનો ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતો નથી, એ પ્રમાણે સંજ્વલન ચતુષ્કનો ઉપશમશ્રેણિમાં સૂક્ષ્મસંપરાયે, નિદ્રા, પ્રચલા, ઉપઘાત, અપ્રશસ્ત વર્ણ ચતુષ્ક, ભય અને જુગુપ્સાનો ઉપશમ શ્રેણિમાં અનિવૃત્તિ બાદર સંપરાયે, પ્રત્યાખ્યાનાવરણનો પ્રમત્તસંયતે, અપ્રત્યાખ્યાનાવરણાદિનો દેશવિરતાદિ ગુણઠાણે અને થીણદ્ધિત્રિકાદિનો મિશ્રાદિ ગુણઠાણે બંધવિચ્છેદ થયેલો હોવાથી થતો નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અને ધ્રુવ અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

તથા શુભ અશુભ સઘળી ધ્રુવબંધિની પ્રકૃતિઓના ઉક્ત શેષ વિકલ્પો સાદિ સાંત છે. તે આ પ્રમાણે—

તૈજસાદિ શુભ આઠ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ સાદિ સાંત ભાંગે અનુત્કૃષ્ટના ભાંગા કહેવાના પ્રસંગે વિચારી ગયા છે. અને જઘન્ય અજઘન્ય સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિને પર્યાય વડે-ક્રમપૂર્વક થાય છે. તે આ પ્રમાણે—ઉત્કૃષ્ટ સંક્લેશે વર્તતા જઘન્ય અને વિશુદ્ધ પરિણામે વર્તતા અજઘન્ય રસબંધ થાય છે. આ પ્રમાણે મિથ્યાદૃષ્ટિને ક્રમપૂર્વક થતો હોવાથી સાદિ સાંત છે.

તેંતાલીસ અશુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો જઘન્ય અનુભાગબંધ પહેલાં વિચારી ગયા છે અને ઉત્કૃષ્ટ પર્યાપ્ત સર્વ સંક્લિષ્ટ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિને એક અથવા બે સમય પર્યંત થાય છે. ત્યારપછી મંદ પરિણામ થાય ત્યારે અનુત્કૃષ્ટ થાય છે. માટે આ બે પણ સાદિ સાંત ભાંગે છે.

અધ્રુવબંધિની પ્રકૃતિઓના જઘન્યાદ ચારે વિકલ્પો તેઓ અધ્રુવબંધિ હોવાથી જ સાદિ સાંત ભાંગે જાણવા. ૬૬

આ પ્રમાણે સાદિ અનાદિ સંબંધે વિચાર કર્યો. હવે તે પ્રરૂપણાને અતિ સ્પષ્ટ કરવા ઇચ્છતા સ્વામિત્વનો વિચાર કરે છે—

**असुभधुवाण जहन्नं बंधगचरमा कुणंति सुविसुद्धा ।**
**समयं परिवडमाणा अजहन्नं साइया दोवि ॥६७॥**

**अशुभध्रुवानां जघन्यं बन्धकचरमाः कुर्वन्ति सुविशुद्धाः ।**
**समयं प्रतिपतन्तः अजघन्यं सादी द्वे अपि ॥६७॥**

અર્થ—અશુભ ધ્રુવબન્ધિ પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ સુવિશુદ્ધ પરિણામવાળા

બંધના ચરમ સમયે વર્ત્તતા એક સમય માત્ર કરે છે. ત્યાંથી પડતા અજઘન્ય રસ-બંધ કરે છે, માટે તે બંને સાદિ છે.

ટીકાનુ૦—અશુભ ધ્રુવબંધિની પૂર્વે કહેલી તેંતાલીસ પ્રકૃતિઓનો અત્યંત વિશુદ્ધ પરિણામવાળા બંધના ચરમ સમયે વર્ત્તતા એટલે કે જે જે ગુણસ્થાનકના જે જે સમયે તેઓનો બંધવિચ્છેદ થાય તે સમયે વર્ત્તતા ક્ષપક આત્માઓ એક સમયમાત્ર જઘન્ય રસબંધ કરે છે. આ વિષયમાં પહેલા વિચાર કર્યો છે.

ઉપશમશ્રેણિમાં તે તે પ્રકૃતિનો બંધવિચ્છેદ કરીને અગાડી ઉપશાંતમોહે પણ જઇને ત્યાંથી જેઓ પડે છે તેઓ અજઘન્ય રસબંધ કરે છે. માટે જઘન્ય અજઘન્ય એ બંને સાદિ થાય છે. માત્ર અજઘન્ય અનુભાગબંધ સઘળા સંસારી જીવોને થાય છે તેથી જેઓ બંધવિચ્છેદ સ્થાનને પ્રાપ્ત નથી થયા તેઓ આશ્રયી અનાદિ, અભવ્યને અનન્ત અને ભવ્યને સાન્ત છે. આ રીતે પહેલાં ચાર પ્રકારે કહેલ છે. ૬૭

આ પ્રમાણે અશુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓના જઘન્ય અને અજઘન્ય અનુભાગ-બંધના સ્વામિ કહ્યા. હવે શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ રસબંધના સ્વામિ કહે છે.

**सयलसुभाणुक्कोसं एवमणुक्कोसगं च नायव्वं ।**
**वन्नाई सुभअसुभा तेणं तेयाल धुवअसुभा ॥६८॥**

**सकलशुभानामुत्कृष्टमेवमनुत्कृष्टं च ज्ञातव्यम् ।**
**वर्णादयः शुभा अशुभास्तेन त्रयश्चत्वारित् ध्रुवाशुभाः ॥६८॥**

અર્થ—સઘળી શુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ અનુભાગ બંધ એ પ્રમાણે જ કરે છે, એમ જાણવું. વર્ણાદિ ચાર શુભ અને અશુભ એમ બંને પ્રકારે હોવાથી ધ્રુવ-બંધિની અશુભ પ્રકૃતિઓ તેંતાલીસ થાય છે.

ટીકાનુ૦—સઘળી સાતવેદનીય, તિર્યંગાયુ, મનુષ્યાયુ, દેવાયુ, મનુષ્યદ્વિક, દેવદ્વિક, પંચેન્દ્રિયજાતિ, શરીર પંચક, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, અંગો-પાંગત્રિક, પ્રશસ્ત વર્ણ-ગંધ-રસ-સ્પર્શ, અગુરુલઘુ, પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસદશક, નિર્માણ, તીર્થંકરનામ અને ઉચ્ચગોત્ર એ બેંતા-લીસ શુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ અનુભાગબંધ પણ પૂર્વે કહ્યા એ જ પ્રમાણે કરે છે એમ જાણવું. એટલે કે તે પ્રકૃતિઓના બાંધનારાઓમાં જેઓ ચરમ —અત્યંત વિશુદ્ધ પરિણામવાળા છે તેઓ ઉત્કૃષ્ટ અનુભાગબંધ કરે છે અને જેઓ મંદ પરિણામવાળા છે તે અનુત્કૃષ્ટ અનુભાગબંધ કરે છે.

અહિં વર્ણાદિ ચારનો શુભ પ્રકૃતિના સમુદાયમાં અને અશુભ પ્રકૃતિના સમુદા-યમાં એમ બંનેમાં અંતર્ભાવ થાય છે માટે અશુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓ તેંતાલીસ

થાય છે અને શુભ ધ્રુવબંધિની આઠ થાય છે. વર્ણાદિને સામાન્ય ગણતાં ધ્રુવબંધિની સુડતાલીસ થાય છે. ૬૮.

આ રીતે શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ રસબંધના સ્વામિ કહ્યા. હવે અનંતરોક્ત શુભ પ્રકૃતિઓની અંદર કેટલીએક પ્રકૃતિઓના વિશેષ નિર્ણય માટે કેટલીએક શુભ પ્રકૃતિઓના અને અશુભ સઘળી પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસબંધના સ્વામિ કહે છે—

**सयलासुभायवाणं उज्जोयतिरिक्खमणुयआऊणं ।**
**सन्नी करेइ मिच्छो समयं उक्कोसअणुभागं ॥६९॥**

**सकलाशुभातपानामुद्योततिर्यग्मनुजायुषाम् ।**
**सञ्ज्ञी करोति मिथ्यादृष्टिः समयमुत्कृष्टानुभागम् ॥६९॥**

અર્થ—સઘળી અશુભ પ્રકૃતિઓનો અને આતપ, ઉદ્યોત, તિર્યંચ અને મનુષ્યનું આયુ એ પુન્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિ એક સમયમાત્ર કરે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણનવક, અસાતવેદનીય, મિથ્યાત્વ, સોળ કષાય, નવ નોકષાય, નરકત્રિક, તિર્યગ્દ્વિક, પહેલાને છોડી શેષ પાંચ સંઘયણ, પહેલાને છોડી શેષ પાંચ સંસ્થાન, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સ્થાવરાદિ દશક, અપ્રશસ્ત વર્ણ ગંધ રસ અને સ્પર્શ, ઉપઘાત, અપ્રશસ્ત વિહાયોગતિ, નીચગોત્ર અને અંતરાયપંચક એ સઘળી બ્યાશી અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ અતિસંક્લિષ્ટ પરિણામી સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિ [1]એક સમયમાત્ર કરે છે.

તેમાં પણ નરકત્રિક, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિયજાતિ, સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ એ નવ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અનુભાગબંધ [2]અતિ સંક્લિષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિ સંજ્ઞિ તિર્યંચ અથવા મનુષ્ય કરે છે. કેમકે દેવો કે નારકીઓ ભવસ્વભાવે જ આ પ્રકૃતિઓ બાંધતા નથી.

---

૧ અહિં મૂળ ગાથા તથા ટીકામાં બ્યાશી પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ એક સમયમાત્ર કરે એમ જે કહ્યું છે તે જઘન્યકાળની અપેક્ષાએ કહ્યું હોય તેમ લાગે છે. ઉત્કૃષ્ટથી તો બે સમય સુધી કરે એમ લાગે છે.

૨ અહિં નરકત્રિકાદિ નવ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ અતિસંક્લિષ્ટ પરિણામી મનુષ્ય-તિર્યંચો કરે એમ કહ્યું તે નરકદ્વિક માટે તો બરાબર છે, પરંતુ શેષ સાત પ્રકૃતિઓમાં ઘટતું નથી. કારણ કે અતિસંક્લિષ્ટ પરિણામે આયુષ્ય બંધાતુ જ નથી. વળી અતિસંક્લિષ્ટ પરિણામે મનુષ્ય તિર્યંચો વિકલત્રિક અને સૂક્ષ્મનો બંધ ન કરતાં નરકપ્રાયોગ્ય પ્રકૃતિઓનો જ બંધ કરે છે તેથી અતિસંક્લિષ્ટ પરિણામીથી તે તે પ્રકૃતિના બંધ પ્રાયોગ્ય અધ્યવસાય સ્થાનોમાં અતિસંક્લિષ્ટ પરિણામી લેવાના હોય તેમ લાગે છે. કારણકે પંચમ કર્મ. ગા. ૬૬ ની ટીકામાં આ સાતે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ મનુષ્ય તિર્યંચો કરે એમ કહ્યું છે અને તે આ રીતે જ સંગત થઇ શકે. પછી તો બહુશ્રુતો કહે તે પ્રમાણ.

એકેન્દ્રિયજાતિ અને સ્થાવર એ બે પ્રકૃતિના ભવનપતિથી આરંભી ઈશાન દેવલોકસુધીના દેવો જ ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. કેમકે જે અતિક્લિષ્ટ પરિણામે ભવનપત્યાદિ ઉત્કૃષ્ટ રસબંધ કરે તેવા પરિણામે તિર્યંચ અને મનુષ્યો નરકગતિ પ્રાયોગ્ય બાંધે છે. અને જ્યારે મંદસંક્લેશ હોય ત્યારે તે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસબંધનો સંભવ નથી, કારણ કે તે અશુભ છે. તથા નારકીઓ અને ઇશાન ઉપરના દેવતાઓ ભવસ્વભાવે એ પ્રકૃતિઓ જ બાંધતા નથી. માટે તે બે પ્રકૃતિઓના ઉપરોક્ત અતિ સંક્લિષ્ટ પરિણામિ દેવો જ ઉત્કૃષ્ટ અનુભાગબંધના સ્વામિ છે.

તિર્યંચગતિ. તિર્યંચાનુપૂર્વિ અને છેવટ્ઠું સંઘયણ એ ત્રણ પ્રકૃતિઓના અતિસંક્લિષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિદેવો અથવા નારકીઓ ઉત્કૃષ્ટ રસબંધના સ્વામિ છે. અતિસંક્લિષ્ટ પરિણામિ મનુષ્ય તિર્યંચોને નરકગતિ યોગ્ય બંધ થતો હોવાથી ઉપરોક્ત પ્રકૃતિઓના બંધનો અસંભવ છે.

તથા શેષ જ્ઞાનાવરણપંચક. દર્શનાવરણનવક. અસાતવેદનીય, મિથ્યાત્વ, સોળ કષાય, નપુંસકવેદ, અરતિ, શોક. ભય, જુગુપ્સા. હુંડસંસ્થાન. અપ્રશસ્ત વર્ણચતુષ્ક, ઉપઘાત, અપ્રશસ્તવિહાયોગતિ, દુર્ભગ. દુઃસ્વર, અશુભ, અસ્થિર, અનાદેય, અયશઃકીર્તિ, નીચગોત્ર, અને અંતરાયપંચક એ છપ્પન્ન પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ અતિસંક્લિષ્ટ પરિણામિ ચારે ગતિના મિથ્યાદૃષ્ટિ જીવો કરે છે.

હાસ્યરતિ, સ્ત્રીવેદ, પુરૂષવેદ પહેલા અને છેલ્લાને છોડી ચાર સંસ્થાન. પહેલા અને છેલ્લાને છોડી ચાર સંઘયણ, એ બાર પ્રકૃતિઓનો [1]તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામિ ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

તથા આતપ. ઉદ્યોત, તિર્યંચ અને મનુષ્યનું આયુ એ ચાર પ્રકૃતિઓનો 'सव्वसुभाणुक्कोसमेवं' સઘળી શુભપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ વિશુદ્ધ પરિણામી જીવો કરે એવા પહેલા વચનના સામર્થ્યથી સુવિશુદ્ધ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

અહિં એમ શી રીતે સમજી શકાય કે ઉક્ત ચાર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ મિથ્યાદૃષ્ટિ કરે છે? પરંતુ સમ્યગ્દૃષ્ટિ કરતા નથી? તેના ઉત્તરમાં કહે છે કે—તિર્યંચાયુ, આતપ અને ઉદ્યોત એ ત્રણ પ્રકૃતિઓ તો સમ્યગ્દૃષ્ટિને બંધમાજ આવતી નથી એટલે સમ્યગ્દૃષ્ટિમાટે તેના રસબંધનો વિચારજ શાનો હોય? અને મનુષ્યાયુનો ઉત્કૃષ્ટ રસબંધ તેનું ત્રણ પલ્યોપમ પ્રમાણ આયુ બાંધનારને થાય છે. તેનાથી ન્યૂન બાંધનાર અન્ય કોઈને થતો નથી. સમ્યગ્દૃષ્ટિ તિર્યંચ અથવા મનુષ્યો તો મનુષ્યાયુનો બંધજ

---

૧ અહિં તત્પ્રાયોગ્ય સંક્લેશ લેવાનો છે. અતિક્લિષ્ટ પરિણામે તો નરકગતિ આદિ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ થાય. માટે તેટલા પુરતો સંક્લેશ લેવો કે જેથી [illegible] પ્રકૃતિઓનો બંધ થાય અને તેનો ઉત્કૃષ્ટ રસબંધ પણ થાય.

કરતા નથી કારણકે તેઓ તો માત્ર દેવાયુનોજ બંધ કરે છે. સમ્યગ્દષ્ટિ દેવો અથવા નારકીઓ મનુષ્યનું આઉખુ બાંધે છે પરંતુ કર્મભૂમિયોગ્ય સંખ્યાત વર્ષ પ્રમાણુજ આયુ બાંધે છે, અકર્મભૂમિયોગ્ય—અસંખ્યાત વર્ષનું બાંધતા નથી; કારણકે ભવસ્વભાવે ત્યાં ઉત્પન્ન થતા નથી. માટે મનુષ્યાયુ આદિ ચાર પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગબંધના મિથ્યાદષ્ટિ જીવોજ સ્વામિ છે, સમ્યગ્દષ્ટિ જીવો નથી.

આ વિષયમાં પણ વિશેષ વિચાર કરીએ તો આતપનો તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામવાળો મિથ્યાદષ્ટિ દેવજ ઉત્કૃષ્ટ રસબંધ કરે, બીજા જીવો ન કરે. કારણ કે જે વિશુદ્ધ પરિણામે દેવો આતપનો ઉત્કૃષ્ટ રસબંધ કરે તેવા પરિણામે, મનુષ્ય અને તિર્યંચોને આતપના બંધનોજ અસંભવ છે. કારણ કે તેઓ તેવા પરિણામે એકેન્દ્રિય યોગ્ય કર્મબંધ જ કરતા નથી અને નારકને તથાસ્વભાવે આનો બંધ જ નથી.

તથા ઉદ્યોત નામકર્મનો સાતમી નરક પૃથ્વીમાં વર્ત્તમાન ઔપશમિક સમ્યક્ત્વને ઉત્પન્ન કરતો નારકી યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણપૂર્વક અંતરકરણ કરીને મિથ્યાત્વની પ્રથમ સ્થિતિ અનુભવતા તેના ચરમ સમયે ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. કારણકે ઉદ્યોતના બંધક જીવોમાં તેજ અત્યંત શુદ્ધ પરિણામિ છે. આવા વિશુદ્ધ પરિણામવાળા છ નરક સુધીના નારકીઓ અને દેવો મનુષ્ય પ્રાયોગ્ય, અને મનુષ્ય તિર્યંચો દેવ પ્રાયોગ્ય બંધ કરે છે. સાતમી નરક પૃથ્વીના નારકીઓ જ્યાં સુધી મિથ્યાત્વમોહના ઉદયવાળા છે ત્યાં સુધી ભવસ્વભાવે જ તિર્યંચગતિ પ્રાયોગ્ય બંધ કરે છે, અને તિર્યંચગતિ પ્રાયોગ્ય કર્મ બાંધતા તેની સાથે ઉદ્યોતનામકર્મ બંધાઈ શકે છે, એટલે અનિવૃત્તિકરણના ચરમ સમયે વર્ત્તમાન સાતમી નારકીના જીવો ઉદ્યાતનામના ઉત્કૃષ્ટ રસના બંધાધિકારી છે.

તથા તિર્યંચ અને મનુષ્યાયુનો તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામવાળો મિથ્યાદષ્ટિ ત્રણ પલ્યોપમ પ્રમાણ યુગલિકનું આયુ બાંધતા ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

[1]અગુરુલઘુ, તૈજસ, કાર્મણ, નિર્માણ, પ્રશસ્ત વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, દેવદ્વિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, પંચેન્દ્રિયજાતિ, સમચતુરસ્રસંસ્થાન, પરાઘાત, ઉચ્છ્વાસ,

---

૧ સારામાં સારા પરિણામે તીર્થંકરાદિ પ્રકૃતિઓનો આઠમે ગુણસ્થાનકે ઉત્કૃષ્ટ રસબંધ થાય અને યશઃકીર્ત્તિ આદિનો દશમે થાય એમ અહિં કહ્યું. ત્યારે અહિં શંકા થાય કે આઠમા ગુણસ્થાનકથી નવમા ગુણસ્થાનકે અનંતગુણ વિશુદ્ધ પરિણામ છે. દશમાથી અગીઆરમે અત્યંત નિર્મળતા છે તો ત્યા તેનો ઉત્કૃષ્ટ રસબંધ કેમ ન થાય? કદાચ અહિં એમ કહેવામા આવે કે ત્યાં તે બંધાતી નથી માટે ન થાય. પરંતુ શા માટે ન બંધાય? તેના ઉત્તરમાં સમજવું કે દરેક પુન્ય કે પાપ પ્રકૃતિઓના બંધ યોગ્ય પરિણામની તીર્થંકર પરમાત્માના જ્ઞાનમા મર્યાદા છે કે ઓછામાં ઓછા અમુક હદના સારા પરિણામથી આરંભી વધારેમા વધારે અમુક હદ સુધીના સારા પરિણામ પર્યંત અમુક અમુક પુન્ય પ્રકૃતિઓ બંધાય. તે જ પ્રમાણે ઓછામાં ઓછા અમુક હદના સંક્લિષ્ટ પરિણામથી આરંભી ઉત્કૃષ્ટ અમુક હદ સુધીના સંક્લિષ્ટ પરિણામ પર્યંત અમુક પાપ પ્રકૃતિ બંધાય. આ પ્રમાણે બંધમા પોત-

પ્રશસ્ત વિહાયોગતિ તીર્થંકર યશઃકીર્ત્તિ સિવાય ત્રસાદિ નવક એ પ્રમાણે ઓગણત્રીશ પ્રકૃતિઓનો મોહનીયકર્મને સર્વથા ખપાવવાની યોગ્યતાવાળો અપૂર્વકરણ ગુણસ્થાનક વર્ત્તિ આત્મા જ્યાં તેનો બંધવિચ્છેદ થાય છે ત્યાં ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

મનુષ્યદ્વિક, ઔદારિકદ્વિક અને પ્રથમ સંઘયણ એ પાંચ પ્રકૃતિઓનો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ દેવ ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

તથા પ્રમત્તે દેવાયુનો બંધ શરૂ કરી અપ્રમત્તે ગયેલો આત્મા તીવ્ર વિશુદ્ધિના યોગે તેનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

તથા સાત વેદનીય ઉચ્ચગોત્ર અને યશઃકીર્ત્તિ એ ત્રણ પ્રકૃતિઓનો ક્ષપક સૂક્ષ્મ-સંપરાય ગુણસ્થાનક વર્ત્તિ આત્મા અત્યંત તીવ્ર વિશુદ્ધિના યોગે ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. ૬૯

આ પ્રમાણે શુભ અને અશુભ પ્રકૃતિઓના વિશેષરૂપે ઉત્કૃષ્ટ રસબંધના સ્વામિ કહ્યા. હવે યથાયોગ્યપણે શુભ અશુભ પ્રકૃતિઓના જઘન્ય રસબંધના સ્વામિ કહે છે—

**आहार अप्पमत्ता कुणइ जहन्नं पमत्तयाभिमुहो ।**
**नरतिरिय चोद्दसण्हं देवाजोगाण साउण ॥७०॥**

**आहारकस्याप्रमत्तः करोति जघन्यं प्रमत्तताभिमुखः ।**
**नरतिर्यंचः चतुर्दशानां देवायोग्यानां स्वायुषोः ॥७०॥**

અર્થ—આહારકદ્વિકનો જઘન્ય રસબંધ પ્રમત્તપણાને સન્મુખ થયેલો અપ્રમત્ત કરે છે. તથા દેવોને અયોગ્ય ચૌદ પ્રકૃતિઓનો અને પોતાના બે આયુનો મનુષ્ય અને તિર્યંચો જઘન્ય રસબંધ કરે છે.

ટીકાનુ૦—આહારકદ્વિકનો પ્રમત્ત ગુણસ્થાનકને સન્મુખ થયેલો અપ્રમત્ત આત્મા જઘન્ય રસબંધ કરે છે. કારણ કે તેના બાંધનારાઓમાં તે જ ક્લિષ્ટ પરિણામિ છે કેમકે પડતાં ક્લિષ્ટ પરિણામ થાય છે અને પુન્ય પ્રકૃતિઓનો ક્લિષ્ટ પરિણામે જ જઘન્ય રસબંધ થાય છે.

---

પોતાની જે ઓછામાં ઓછી કે વધારેમાં વધારે સંક્લેશ કે વિશુદ્ધિની મર્યાદા છે તે કરતા ઓછા હોય કે વધી જાય તો તે પ્રકૃતિનો બંધ ન થાય. આ હેતુથી જ અમુક અમુક પ્રકૃતિ અમુક ગુણસ્થાનક સુધી બંધાય આગળ ન બંધાય એમ કહ્યું છે. જો આ પ્રમાણે મર્યાદા ન હોય અને ઉત્તરોત્તર ગુણસ્થાનકે બંધાયા જ કરે તો તેના બંધનો અંત જ ન આવે અને કોઇ જીવ મોક્ષમાં જ ન જાય. તેથી જ તીર્થંકરાદિનો આઠમે અને યશઃકીર્ત્તિ આદિનો દશમે ઉત્કૃષ્ટ રસબંધ કહ્યો અને બંધવિચ્છેદ પણ ત્યાં જ કહ્યો. કારણ કે તેના બંધને યોગ્ય ઉત્કૃષ્ટ વિશુદ્ધ પરિણામ ત્યાં જ છે. તે કરતા આગળના ગુણસ્થાનકે તેના બંધ યોગ્ય હદથી વધારે નિર્મળ પરિણામ છે. માટે ત્યાં ન બંધાય. આ પ્રમાણે દરેક પ્રકૃતિઓ માટે સમજવું.

તથા દેવના બંધને અયોગ્ય નરકત્રિક, દેવત્રિક, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય-જાતિ, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ અને વૈક્રિયદ્વિક એ ચૌદ પ્રકૃતિઓનો તથા તિર્યંચાયુ અને મનુષ્યાયુનો તત્પ્રાયોગ્ય વિશુદ્ધ અને સંક્લિષ્ટ પરિણામવાળા મનુષ્ય અને તિર્યંચો જઘન્ય રસબંધના સ્વામિ છે.

તેમાં નરકત્રિકનો દશ હજાર વર્ષપ્રમાણ નારકાયુને બાંધતા [1]તત્પ્રાયોગ્ય વિશુદ્ધ મનુષ્ય તિર્યંચો જઘન્ય રસબંધ કરે છે. કારણ કે અતિવિશુદ્ધ પરિણામવાળાને નરકપ્રાયોગ્ય બંધનો સંભવ જ નથી.

શેષ ત્રણ આયુની પોતપોતાની જઘન્યસ્થિતિ બાંધતા તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામી જઘન્ય રસબંધ કરે છે. અતિસંક્લિષ્ટ પરિણામે તેના બંધનો અસંભવ છે.

વૈક્રિયદ્વિકનો નરકગતિ યોગ્ય વીશકોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા અતિસંક્લિષ્ટ પરિણામના યોગે જઘન્ય રસબંધ કરે છે.

દેવદ્વિકનો દશકોડાકોડી પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામે જઘન્ય રસબંધ કરે છે. તેના બાંધનારાઓમાં આવા આત્માઓ જ અતિક્લિષ્ટ પરિણામી છે.

બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ એ છ પ્રકૃતિઓનો તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામી આત્મા જઘન્ય રસબંધ કરે છે. વધારે વિશુદ્ધિવાળાને તે પ્રકૃતિઓના બંધનો અસંભવ છે.

આ સોળે પ્રકૃતિઓને દેવો અને નારકીઓ ભવસ્વભાવે જ બાંધતા નથી. માટે મનુષ્ય અને તિર્યંચનું ગ્રહણ કર્યું છે. જો કે મનુષ્ય અને તિર્યંચનું આયુ દેવો અને નારકીઓ બાંધે છે, પરંતુ તેના મધ્યમાયુનો બંધ કરે છે, જઘન્યાયુનો નહિ. ૭૦

**ओरालियतिरियदुगे नीउज्जोयाण तमतमा छण्हं ।**
**मिच्छ-नरयाणभिमुहो सम्मद्दिट्ठि उ तित्थस्स ॥७१॥**

औदारिकतिर्यग्द्विकयोर्नीचैरुद्योतयोस्तमस्तमाः षण्णाम् ।
मिथ्यात्वनरकयोरभिमुखः सम्यग्दृष्टिस्तु तीर्थस्य ॥७१॥

અર્થ—ઔદારિકદ્વિક, તિર્યગ્દ્વિક, નીચગોત્ર અને ઉદ્યોતનામકર્મ એ છ પ્રકૃતિઓનો સાતમી નરક પૃથ્વીના નારકીઓ જઘન્ય રસબંધ કરે છે. તથા મિથ્યાત્વ અને નરકને સન્મુખ થયેલો સમ્યગ્દૃષ્ટિ તીર્થંકર નામકર્મનો જઘન્ય રસબંધ કરે છે.

---

૧ નરક પ્રાયોગ્ય બંધ કરતા જો કે ક્લિષ્ટ પરિણામ હોય છે પરંતુ દશ હજાર વર્ષથી વધારે આયુના બાંધનારની અપેક્ષાએ દશ હજાર વર્ષ પ્રમાણ આયુ બાંધનાર શુદ્ધ છે તેનાથી વધારે શુદ્ધ પરિણામે નરક પ્રાયોગ્ય બંધ જ ન થાય માટે તત્પ્રાયોગ્ય શુદ્ધ એમ કહ્યું છે.

ટીકાનુ૦—'શુભ પ્રકૃતિઓની સહચારિ શુભપ્રકૃતિઓ અને અશુભની સહચારિ અશુભ પ્રકૃતિઓ હોય છે. એટલે કે શુભની સાથે શુભપ્રકૃતિઓનો યોગ અને અશુભની સાથે અશુભનો યોગ થાય છે એવો ન્યાય હોવાથી ઔદારિકદ્વિક સાથે ઉદ્યોતનો યોગ કરવો અને તિર્યંગ્દ્વિક સાથે નીચગોત્રનો યોગ કરવો.

તાત્પર્ય એ કે ઔદારિકદ્વિક અને ઉદ્યોતનામકર્મ એ ત્રણ પ્રકૃતિઓનો વ્યાખ્યાનતો विशेषप्रतिपत्ति.' વ્યાખ્યાન-વિસ્તૃત ટીકા કરવા વડે વિશેષ અર્થનું જ્ઞાન થાય છે.' એવું વચન હોવાથી ગાથામાં જો કે–तमतमा' એ પદ વડે સાતમી નારકીના જીવો જ લીધા છે છતાં દેવો અથવા નારકીઓ તિર્યંચગતિની ઉત્કૃષ્ટ સંક્લેશે વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા જઘન્ય રસબંધ કરે છે. કારણ કે તે પ્રકૃતિઓના બાંધનાર જીવોમાં તેઓ જ સર્વસંક્લિષ્ટ અધ્યવસાયવાળા છે. આવા પ્રકારના અતિક્લિષ્ટ પરિણામી તિર્યંચ મનુષ્યોને નરકગતિ યોગ્ય બંધનો સંભવ હોવાથી ઉપરોક્ત પ્રકૃતિઓના બંધનો અસંભવ છે. તેમાં પણ ઔદારિક અંગોપાંગના ઈશાન દેવલોક પછીના દેવો જાણવા. કારણ કે અતિસંક્લિષ્ટ પરિણામે ઈશાન સુધીના દેવોને તો એકેન્દ્રિયયોગ્ય બંધનો સંભવ હોવાથી તે વખતે તેઓને ઔદારિક અંગોપાંગ નામકર્મ બંધાતું નથી.

તથા તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ અને નીચગોત્રનો સાતમી નરકપૃથ્વીમાં વર્ત્તમાન ઔપશમિક સમ્યક્ત્વને ઉત્પન્ન કરતો નારકી યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણ કરવાપૂર્વક અંતરકરણ કરીને પ્રથમ સ્થિતિને વિપાકોદય વડે અનુભવતા પ્રથમ સ્થિતિના ચરમ સમયે મિથ્યાદૃષ્ટિ છતો જઘન્ય રસબંધ કરે છે તે પ્રકૃતિઓના બંધકમાં તેની જ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ છે.

શતકચૂર્ણિમાં કહ્યું છે કે—'તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ અને નીચગોત્રનો સમ્યક્ત્વને સન્મુખ થયેલો સાતમી નરકનો ચરમસમયવર્તી મિથ્યાદૃષ્ટિ નારકી ત્રણ કરણ કરી પ્રથમ સ્થિતિનો અનુભવ કરતા તેના ચરમસમયે જ્યાં સુધી મિથ્યાત્વભાવ છે ત્યાં સુધી ભવસ્વભાવે એ ત્રણ પ્રકૃતિઓ બાંધે છે. માટે તેનો તેને જઘન્ય રસબંધ થાય છે. તેના બંધકમાં તે જ સર્વ વિશુદ્ધ પરિણામવાળો છે. આ પ્રમાણે ગાથામાં ગ્રહણ કરેલી છએ પ્રકૃતિઓનો મિથ્યાદૃષ્ટિ જઘન્ય રસબંધનો સ્વામિ છે.

તથા મિથ્યાત્વ અને નરકને સન્મુખ થયેલો અવિરતિ વેદક સમ્યગ્દૃષ્ટિ આત્મા તીર્થંકર નામકર્મના જઘન્ય રસબંધનો સ્વામિ છે. ચોથાથી પહેલે જતા ચોથાના ચરમ સમયે તેનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અને જઘન્ય રસબંધ કરે છે. કારણ કે તેના જઘન્ય રસબંધને યોગ્ય તે જ સર્વસંક્લિષ્ટ પરિણામી છે. ૭૧

**सुभधुव तसाइ चउरो परघाय पणिंदिसास चउगइया ।**
**उक्कडमिच्छा ते च्चिय थीअपुमाणं विसुज्झंता ॥७२॥**

शुभध्रुवाणां त्रसादीनां चतसृणां पराघातपञ्चेन्द्रियोच्छ्‌वासानां चतुर्गतिकाः ।
उत्कटमिथ्यादृष्टयस्ते एव स्त्र्यपुंसोर्विशुध्यन्तः ॥७२॥

અર્થ—શુભ ધ્રુવબંધિની આઠ, ત્રસાદિ ચાર, પરાઘાત, પંચેન્દ્રિયજાતિ અને ઉચ્છ્‌વાસનામ એ પંદર પ્રકૃતિઓનો ચારે ગતિના સંક્લિષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિ જીવો જઘન્ય રસબંધ કરે છે. તથા કંઈક વિશુદ્ધ પરિણામે વર્ત્તતા તે જ જીવો સ્ત્રીવેદ અને નપુંસક વેદનો જઘન્ય રસબંધ કરે છે.

ટીકાનુ૦—શુભ વર્ણાદિ ચતુષ્ક, અગુરુલઘુ, તૈજસ, કાર્મણ અને નિર્માણ એ શુભ ધ્રુવબંધિની આઠ, તથા ત્રસ, બાદર, પર્યાપ્ત અને પ્રત્યેક એ ત્રસાદિ ચાર, તથા પરાઘાત, પંચેન્દ્રિયજાતિ અને ઉચ્છ્‌વાસ નામકર્મ એ પ્રમાણે પંદર પ્રકૃતિઓનો ચારે ગતિમાં વર્ત્તતા સંક્લિષ્ટ પરિણામિ મિથ્યાદૃષ્ટિ જીવો જઘન્ય રસબંધ કરે છે. તે આ પ્રકારે—

નરકગતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા અતિક્લિષ્ટ પરિણામવાળા તિર્યંચો અને અને મનુષ્યો ઉપરોક્ત પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ કરે છે. નરકગતિ પ્રાયોગ્ય બંધ કરતા પણ ઉપરોક્ત પ્રકૃતિઓ બંધાય છે. વળી નરકગતિ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા સર્વોત્કૃષ્ટ સંક્લેશ પણ છે એટલે તે સઘળી પુન્ય પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ થાય છે.

તથા ઇશાન દેવલોક સુધીના દેવો સિવાય ત્રીજાથી આઠમા દેવલોક સુધીના ક્લિષ્ટ પરિણામિ દેવો અથવા નારકીઓ તિર્યંચગતિ અને પંચેન્દ્રિયજાતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતાં ઉપરોક્ત પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ કરે છે. ઇશાન સુધીના સર્વોત્કૃષ્ટ સંક્લેશે વર્ત્તતા દેવો તો પંચેન્દ્રિયજાતિ અને ત્રસનામ વર્જીને શેષ તેર પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ કરે છે. કારણ કે સર્વસંક્લિષ્ટ પરિણામે તેઓ એકેન્દ્રિયજાતિ અને સ્થાવરનામકર્મનો બંધ કરતા હોવાથી પંચેન્દ્રિયજાતિ અને ત્રસનામકર્મના બંધનો અસંભવ છે.

તથા તે જ ચારે ગતિના મિથ્યાદૃષ્ટિ જીવો કંઇક વિશુદ્ધ પરિણામે વર્ત્તતા સ્ત્રીવેદ અને નપુંસકવેદનો જઘન્ય રસબંધ કરે છે. માત્ર કંઇક અલ્પ શુદ્ધ પરિણામવાળા નપુંસકવેદનો અને તેનાથી અધિક વિશુદ્ધ પરિણામવાળા સ્ત્રીવેદનો જઘન્ય રસબંધ કરે છે, એમ સમજવું. તેનાથી પણ અધિક વિશુદ્ધ પરિણામવાળા તો પુરુષવેદ બાંધે છે માટે બે વેદના બંધમાં અલ્પ વિશુદ્ધિવાળા જીવો લીધા છે. વેદ એ પાપ પ્રકૃતિ હોવાથી તેના જઘન્ય રસબંધમાં વિશુદ્ધ વિશુદ્ધ પરિણામ હેતુ છે. ૭૨

थिरसुभजससायाणं सपडिवक्खाण मिच्छ सम्मो वा ।
मज्झिमपरिणामो कुणइ थावरेगिंदिए मिच्छो ॥७३॥

स्थिरशुभयशःसातानां सप्रतिपक्षाणां मिथ्यादृष्टिः सम्यग्दृष्टिर्वा ।
मध्यमपरिणामः करोति स्थावरैकेन्द्रिययोर्मिथ्यादृष्टिः ॥७३॥

અર્થ—સપ્રતિપક્ષ સ્થિર, શુભ, યશઃકીર્ત્તિ અને સાતવેદનીયનો મધ્યમ પરિણામવાળો સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ જઘન્ય રસબંધ કરે છે. તથા સ્થાવર અને એકેન્દ્રિય જાતિનો મિથ્યાદૃષ્ટિ જઘન્ય રસબંધ કરે છે.

ટીકાનુ૦—પોતાની પ્રતિપક્ષ પ્રકૃતિ અસ્થિર, અશુભ, અયશઃકીર્ત્તિ અને અસાતવેદનીય સાથે સ્થિર, શુભ, યશઃકીર્ત્તિ અને સાતવેદનીય–કુલ આઠ કર્મપ્રકૃતિઓનો મધ્યમ પરિણામે—પરાવર્ત્તમાન પરિણામે વર્ત્તતો સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ જઘન્ય રસબંધ કરે છે.

જે સ્થિતિસ્થાનકથી જે સ્થિતિસ્થાનક પર્યંત ઉપરોક્ત પ્રકૃતિઓ પરાવર્ત્તનપણે બંધાય છે તેટલા સ્થાનકમાં વર્ત્તતા આત્માઓ તે પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ કરે છે. કારણ કે સર્વવિશુદ્ધ પરિણામે કેવળ સાતવેદનીયાદિ શુભ પ્રકૃતિઓનો અને સર્વસંક્લિષ્ટ પરિણામે કેવળ અસાતવેદનીયાદિ અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ થાય છે, તે હેતુથી મધ્યમ પરિણામ યુક્ત સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ સપ્રતિપક્ષ ઉપરોક્ત પ્રકૃતિઓના જઘન્ય રસબંધનો સ્વામિ થાય છે.

તથા સ્થાવર અને એકેન્દ્રિયજાતિનો નારકી વિના શેષ ત્રણ ગતિનો મિથ્યાદૃષ્ટિ મધ્યમ પરિણામે વર્ત્તતો આત્મા જઘન્ય રસબંધનો સ્વામિ છે. કેમકે સર્વ વિશુદ્ધ પરિણામે વર્ત્તતો આત્મા પંચેન્દ્રિયજાતિ અને ત્રસનામકર્મ બાંધે છે અને સર્વસંક્લિષ્ટ પરિણામે સ્થાવર અને એકેન્દ્રિયજાતિનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. માટે મધ્યમ પરિણામયુક્ત આત્મા બંને પ્રકૃતિઓના જઘન્ય રસબંધનો સ્વામિ કહ્યો છે.

આતપ નામકર્મના સર્વસંક્લિષ્ટ પરિણામવાળા ઈશાન સુધીના મિથ્યાદૃષ્ટિ દેવો જઘન્ય રસબંધના સ્વામિ છે. તેના બાંધનારાઓમાં તેઓ સર્વસંક્લિષ્ટ પરિણામવાળા છે માટે. આતપ નામકર્મ માટે જો કે ગાથામાં નથી કહ્યું છતાં ગુરુમહારાજના વચનથી અને ગ્રંથાંતરથી જણાય છે. ૭૩

सुसराइ तिन्नि दुगुणा संठिइसंघयणमणुयविहजुयले ।
उच्चे चउगइ मिच्छा अरईसोगाण उ पमत्तो ॥७४॥

सुस्वरादीनां त्रयाणां द्विगुणानां संस्थानसंहननमनुजविहायोगतियुगलानाम् ।
उच्चैर्गोत्रस्य चतुर्गतिको मिथ्यादृष्टिररतिशोकयोस्तु प्रमत्तः ॥७४॥

અર્થ—સુસ્વરાદિ ત્રણને બમણી કરીએ એટલે સુસ્વરત્રિક અને દુઃસ્વરત્રિક એમ

છ પ્રકૃતિઓનો તથા સંસ્થાન ષટ્ક, સંઘયણ ષટ્ક, મનુષ્યદ્વિક, વિહાયોગતિદ્વિક અને ઉચ્ચગોત્રના ચારેગતિના મિથ્યાદૃષ્ટિ જીવો જઘન્ય રસબંધના સ્વામિ છે. તથા અરતિ અને શોકના જઘન્યરસનો પ્રમત્ત આત્મા સ્વામિ છે.

ટીકાનુ૦—બમણા સુસ્વરાદિ ત્રણ છ થાય છે. એટલે કે સુસ્વર, સુભગ અને આદેય, દુઃસ્વર, દુર્ભગ અને અનાદેય એ પ્રમાણે છ પ્રકૃતિઓ તથા છ સંસ્થાન, છ સંઘયણ, તથા યુગલ શબ્દનો મનુષ્ય અને વિહાયોગતિ બંનેની સાથે સંબંધ હોવાથી મનુષ્યગતિ અને મનુષ્યાનુપૂર્વિરૂપ મનુષ્યયુગલ, શુભ ને અશુભ વિહાયોગતિરૂપ વિહાયોગતિયુગલ તથા ઉચ્ચગોત્ર એમ સઘળી મળી ત્રેવીસ પ્રકૃતિઓનો મધ્યમ પરિણામવાળો ચારે ગતિનો મિથ્યાદૃષ્ટિ જઘન્ય રસબંધ કરે છે.

કારણ કે તે સઘળી પ્રકૃતિઓ જ્યારે પોતપોતાની પ્રતિપક્ષ પ્રકૃતિઓ સાથે પરાવર્ત્તન પામી પામીને—વારાફરતી બંધાય તે વખતે તેઓનો જઘન્ય રસબંધ થાય છે. પરાવર્ત્તનભાવ જ્યારે હોય, ત્યારે પરિણામમાં તીવ્રતા હોતી નથી, તેથી જઘન્ય રસબંધ થઈ શકે છે. માટે તેઓના જઘન્ય રસબંધમાં પરાવર્ત્તમાન પરિણામ બંધહેતુ તરીકે કહ્યો છે.

સમ્યગ્દૃષ્ટિ જીવોને આ પ્રકૃતિઓનો પરાવર્ત્તન થવાવડે બંધ થતો નથી. શા માટે થતો નથી? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે—સમ્યગ્દૃષ્ટિ દેવ અથવા નારકી મનુષ્યદ્વિક અને વજ્રઋષભનારાચસંઘયણ નામકર્મના બંધક થાય છે. તથાભવસ્વભાવે તેઓ દેવદ્વિક બાંધતા નથી. અને જે સમ્યગ્દૃષ્ટિ તિર્યંચ આદિ છે તે દેવદ્વિક બાંધે છે, મનુષ્યદ્વિક અને વજ્રઋષભનારાચ બાંધતા નથી. તેમ તેઓ સમ્યગ્દૃષ્ટિ હોવાથી ઉક્ત પ્રકૃતિઓની વિરોધિ અન્ય પ્રકૃતિઓ પણ બાંધતા નથી, તથા સમચતુરસ્રસંસ્થાન, પ્રશસ્તવિહાયોગતિ સુભગ, સુસ્વર આદેય અને ઉચ્ચગોત્રની પ્રતિપક્ષ પ્રકૃતિઓ સમ્યગ્દૃષ્ટિ જીવોને બંધાતી જ નથી, માટે ઉપરોક્ત ત્રેવીસ પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ મિથ્યાદૃષ્ટિ કરે છે એમ કહ્યું છે.

તથા અરતિ અને શોકનો પ્રમત્ત સંયત પ્રમત્તેથી અપ્રમત્તે જતા અતિવિશુદ્ધ પરિણામ હોવાથી જઘન્ય રસબંધ કરે છે.

ગાથામાં મૂકેલ તુ શબ્દ અનેક અર્થવાળો હોવાથી ગાથામાં નહિ કહેલ પ્રકૃતિઓના જઘન્ય રસબંધનો પણ આક્ષેપ કરે છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણચતુષ્ક અને અંતરાયપંચક એ ચૌદ પ્રકૃતિઓનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે વર્ત્તમાન ક્ષપક આત્મા બંધવિચ્છેદ સમયે એક સમયમાત્ર જઘન્ય રસબંધ કરે છે. તેથી તે તેના જઘન્ય રસબંધના સ્વામિ છે. કારણ કે તે પ્રકૃતિઓના બાંધનારા જીવોમાં તેને જ અત્યંત વિશુદ્ધ પરિણામ છે.

પુરુષવેદ અને સંજ્વલન ચતુષ્કનો અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનકે વર્ત્તમાન

## उत्कृष्ट-जघन्यरसबन्धस्वामि-यन्त्रकम्

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી | જઘન્ય રસબંધના સ્વામી |
|---|---|---|---|
| જ્ઞાનાવરણ-૫, દર્શનાવરણ-૪ અંતરાય-૫, (ચક્ષુ૦ આદિ) | ૧૪ | મિથ્યાદૃષ્ટિ, અતિસંક્લિષ્ટ પર્યાપ્ત સંજ્ઞી | ક્ષપક, સૂક્ષ્મસંપરાય ચરમ સમયવર્તી |
| નિદ્રા-પ્રચલા | ૨ | ,, | ક્ષપક અપૂર્વકરણવર્તી, સ્વબંધ વિચ્છેદ સમયે |
| થીણદ્ધિત્રિક મિથ્યાત્વ, અનંતાનુબંધી ચતુષ્ક | ૮ | ,, | ક્ષાયિક સમ્યક્ત્વ તથા સંયમને અનંતર સમયે પ્રાપ્ત કરનાર મિથ્યાત્વી |
| અપ્રત્યાખ્યાનીય ચતુષ્ક | ૪ | ,, | અનંતર સમયે સર્વવિરતિ પામનાર અવિરત સમ્યગ્દૃષ્ટિ |
| પ્રત્યાખ્યાનીય ચતુષ્ક | ૪ | ,, | અનંતર સમયે સર્વવિરતિ પ્રાપ્ત કરનાર દેશવિરત આત્મા |
| સંજ્વલન ચતુષ્ક | ૪ | ,, | ક્ષપક અનિવૃત્તિ બાદર સંપરાયી સ્વબંધ વિચ્છેદ સમયે |
| હાસ્ય, રતિ | ૨ | તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ, મિથ્યાત્વી પર્યાપ્ત સંજ્ઞી | ક્ષપક અપૂર્વકરણ ચરમ સમયવર્તી |
| અરતિ, શોક | ૨ | અતિ સં૦ મિથ્યા૦ પર્યા૦ સંજ્ઞી | અપ્રમત્તાભિમુખ પ્રમત્તયતિ |
| ભય, જુગુપ્સા | ૨ | ,, ,, ,, ,, ,, | ક્ષપક અપૂર્વકરણ ચરમ સમયવર્તી |
| નપુંસકવેદ | ૧ | ,, ,, ,, ,, ,, | તદ્યોગ્ય વિશુદ્ધ મિથ્યા૦ |
| સ્ત્રીવેદ | ૧ | તત્પ્રાયો૦ સં૦ | ,, ,, ,, |
| પુરુષવેદ | ૧ | ,, ,, ,, ,, | ક્ષપક અનિવૃત્તિ બાદર સંપરાય સ્વબંધવિચ્છેદ સમયે |
| અસાતા | ૧ | અતિ૦ સં૦ ,, ,, ,, | પરાવર્તમાન, મધ્યમપરિણામી |
| સાતા | ૧ | ક્ષપક-સૂક્ષ્મસંપરાય ચરમ-સમય વર્તી | ,, ,, |

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી | જઘન્ય રસબંધના સ્વામી |
|---|---|---|---|
| દેવાયુ | ૧ | તદ્યોગ્ય વિશુદ્ધ અપ્રમત્તયતિ | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ પર્યાપ્ત પચે૦ તિર્યંચ, મનુષ્ય |
| મનુષ્યાયુ, તિર્યગાયુ | ૨ | ,, મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત મનુષ્ય, તિર્યંચ, | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ તિર્યંચ મનુષ્ય |
| નરકાયુ | ૧ | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ પર્યા૦ મનુષ્ય તિર્યંચ | તત્પ્રાયો૦ વિશુદ્ધ મિથ્યા૦ પર્યાપ્ત મનુષ્ય તથા પંચે૦ તિર્યંચ |
| દેવદ્વિક, વૈક્રિયદ્વિક | ૪ | ક્ષપક અપૂર્વકરણે સ્વબંધ વિચ્છેદ સમયવર્તી | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ પર્યાપ્ત મનુષ્ય, પંચે૦ તિર્યંચ |
| મનુષ્યદ્વિક | ૨ | અતિવિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ દેવ | પરાવર્તમાન, મધ્યમ પરિણામી મિથ્યાત્વી |
| તિર્યંચદ્વિક | ૨ | અતિ સં૦ મિથ્યા૦ નારક તથા સહસ્રારાન્ત દેવ | ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર મિથ્યાત્વ ચરમ સમયવર્તી સપ્તમ નારક |
| નરકદ્વિક | ૨ | અતિ સં૦ મિથ્યા૦ પર્યા૦ મનુ૦ તિર્ય૦ | તત્પ્રાયો૦ વિશુદ્ધ મિથ્યા૦ પર્યા૦ મનુ૦ તથા પંચે૦ તિર્યંચ |
| આહારકદ્વિક | ૨ | ક્ષપક અપૂર્વકરણે સ્વબંધ વિચ્છેદ સમયે | પ્રમત્તાભિમુખ અપ્રમત્તયતિ |
| ઔદારિકદ્વિક | ૨ | અતિવિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ દેવ | અતિ સં૦ મિથ્યા૦ દેવ, નારક, |
| તૈજસ, કાર્મણ. શુભવર્ણ ચતુષ્ક, પંચેન્દ્રિય જાતિ, પરાઘાત, ઉચ્છ્વાસ, અગુરુલઘુ, નિર્માણ, ત્રસચતુષ્ક, | ૧૫ | ક્ષપક અપૂર્વકરણવર્તી સ્વબંધ વિચ્છેદ સમયે | અતિ સં૦ મિથ્યા૦ ચારે ગતિવાળા |
| સૂક્ષ્મત્રિક, વિકલત્રિક | ૬ | તત્પ્રાયો૦ સં૦ મિથ્યા૦ મનુષ્ય, તિર્યંચ, | તત્પ્રાયો૦ વિશુ૦ મિથ્યા૦ મનુ૦ તિર્યંચ |
| એકેન્દ્રિય, સ્થાવર | ૨ | અતિ સં૦ મિથ્યા૦ ઇશાનાન્ત દેવો | નરક સિવાય ત્રણ ગતિના મિથ્યાદૃષ્ટિ મધ્યમ પરિણામી જીવો |
| વજ્રઋષભનારાચ સંહનન | ૧ | સર્વવિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ દેવ | પરાવર્તમાન મધ્યમ પરિણામી મિથ્યાદૃષ્ટિ |
| મધ્યમ ચાર સંહનન ,, ચાર સંસ્થાન | ૮ | તત્પ્રાયો૦ સં૦ મિથ્યાદૃષ્ટિ | પરાવર્તમાન મધ્યમ પરિણામી મિથ્યાદૃષ્ટિ |

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી | જઘન્ય રસબંધના સ્વામી |
|---|---|---|---|
| ...ર્ત સંહનન | ૧ | અતિ સં૦ મિથ્યા૦ નારક તથા ઇશાનાન્ત દેવ | પરાવર્તમાન મધ્યમ પરિણામી મિથ્યાદૃષ્ટિ |
| ...મચતુરસ્ર, સ્થિરપંચક શુભવિહાયોગતિ, | ૭ | ક્ષપક, અપૂર્વકરણ સ્વબંધ વિચ્છેદ સમયવર્તી | પરાવર્તમાન-મધ્યમપરિણામી ,, ,, |
| હુંડક, અશુભવિહાયોગતિ, અસ્થિર ષટ્ક, | ૮ | અતિ સં૦ મિથ્યા૦ પર્યા૦ સંજ્ઞી | અપૂર્વકરણવર્તી ક્ષપક, સ્વબંધ વિચ્છેદ સમયે |
| અશુભ વર્ણચતુષ્ક, ઉપઘાત, | ૫ | ,, ,, ,, ,, | અતિ સં૦ મિથ્યા૦ ઇશાનાન્ત દેવ |
| ...પ | ૧ | તદ્યોગ્ય વિશુદ્ધ ઇશાનાન્ત દેવ | અતિ સં૦ નારક તથા સહસ્રારાન્ત દેવ, |
| ...દ્યોત | ૧ | ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર મિથ્યાત્વ ચરમ સમય વર્તી સાતમ નારક | મિથ્યાત્વ તથા નરક અભિમુખ થયેલ ક્ષાયોપશમ સમ્યક્ત્વ ચરમ સમયવર્તી મનુષ્ય, |
| તીર્થંકર નામકર્મ | ૧ | અપૂર્વ કરણવર્તી ક્ષપક, સ્વ-બંધવિચ્છેદ સમયે | પરાવર્તમાન-મધ્યમપરિણામી |
| યશઃ કીર્તિ | ૧ | સૂક્ષ્મસંપરાય ચરમ સમય વર્તી ક્ષપક | ,, ,, મિથ્યાદૃષ્ટિ |
| ઉચ્ચ ગોત્ર | ૧ | સૂક્ષ્મસંપરાય ચરમ સમય વર્તી ક્ષપક | ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર, મિથ્યાત્વ ચરમ સમયવર્તી સાતમ નારક |
| નીચગોત્ર | ૧ | અતિ સં૦ મિથ્યા૦ પર્યા૦ સંજ્ઞી | |



ક્ષપક તે તે પ્રકૃતિઓના બંધવ્યવચ્છેદ સમયે એક સમયમાત્ર જઘન્ય રસબંધ કરે છે. તેના બંધકમાં તેની જ અત્યંત વિશુદ્ધિ છે માટે.

અપ્રશસ્ત વર્ણ ચતુષ્ક, નિદ્રા, પ્રચલા, ઉપઘાત, હાસ્યરતિ, ભય, જુગુપ્સારૂપ અગીઆર પ્રકૃતિઓનો ક્ષપણાને યોગ્ય અપૂર્વકરણે વર્ત્તમાન આત્મા તે તે પ્રકૃતિઓના બંધવ્યવચ્છેદ સમયે એક સમયમાત્ર જઘન્ય રસબંધ કરે છે.

સ્ત્યાનર્દ્ધિત્રિક, મિથ્યાત્વ અને અનંતાનુબંધિ કષાય એ આઠ પ્રકૃતિઓનો સમ્યક્ત્વ અને સંયમ એ બંનેને યુગપત્—એક સાથે પ્રાપ્ત કરનાર મિથ્યાદૃષ્ટિ જીવ મિથ્યાત્વ ગુણસ્થાનકના ચરમ સમયે જઘન્ય રસબંધ કરે છે.

અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો સંયમને પ્રાપ્ત કરનાર અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, પ્રત્યાખ્યાનાવરણ કષાયનો સર્વવિરતિને પ્રાપ્ત કરવા ઇચ્છતો દેશવિરતિ જઘન્ય રસબંધ કરે છે. આ સઘળું ગાથામાં નથી કહ્યું છતાં સમજી લેવું. ૭૪

આ પ્રમાણે સ્વામિત્વ આશ્રયી વિચાર કર્યો. હવે અનુભાગબંધના અધ્યવસાયો અને અનુભાગના અવિભાગ પલિચ્છેદોના પ્રમાણના નિરૂપણ માટે અલ્પબહુત્વ કહે છે—

सेढिअसंखेज्जंसो जोगट्ठाणा तओ असंखेज्जा ।
पयडीभेआ तत्तो ठिइभेया होंति तत्तोवि ॥७५॥

ठिइबंधज्झवसाया तत्तो अणुभागबंधठाणाणि ।
तत्तो कम्मपएसा णंतगुणा तो रसच्छेया ॥७६॥

श्रेण्यसंख्येयांशो योगस्थानानि ततोऽसंख्येयाः ।
प्रकृतिभेदास्ततः स्थितिभेदा भवन्ति ततोऽपि ॥७६॥

स्थितिबन्धाध्यवसायास्ततोऽनुभागबन्धस्थानानि ।
ततः कर्म्मप्रदेशा अनन्तगुणास्ततो रसच्छेदाः ॥७६॥

અર્થ—સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ યોગસ્થાનકો છે, તેનાથી અસંખ્યાતગુણા પ્રકૃતિના ભેદો છે, તેનાથી અસંખ્યાતગુણા સ્થિતિબંધના અધ્યવસાયો છે, તેનાથી અસંખ્યાતગુણા રસબંધના અધ્યવસાયો છે, તેનાથી અનંતગુણા કર્મના પ્રદેશો છે અને તેનાથી અનંતગુણા રસાણુઓ છે.

ટીકાનુ૦—સાત રાજ પ્રમાણ ઘનીકૃત લોકાકાશની એક પ્રાદેશિકી જે પંક્તિ તે શ્રેણિ-સૂચિશ્રેણિ કહેવાય છે, તે સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશો છે તેટલા યોગસ્થાનકો છે. તેનાથી પણ અસંખ્યાતગુણા પ્રકૃતિના ભેદો છે. એક

એક પ્રકૃતિના તીવ્ર અને મંદપણા વડે ઉત્પન્ન થયેલા જે વિશેષો છે તેની અપેક્ષાએ અસંખ્યાતા ભેદો ઘટે છે. તે આ પ્રમાણે—

અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણના અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ[1] ભેદો છે. કારણ કે તે ભેદોના વિષયરૂપ ક્ષેત્ર અને કાળના તારતમ્ય વડે ક્ષયોપશમના તેટલા ભેદો આગમમાં કહ્યા છે. તથા ચાર આનુપૂર્વિ નામકર્મના બંધ અને ઉદયની વિચિત્રતા વડે લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ ભેદો છે.

અન્યત્ર પણ કહ્યું છે કે–'અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણની પ્રકૃતિઓ –ભેદો અસંખ્યાતા લોકાકાશપ્રમાણ છે. તેઓના ક્ષયોપશમના પણ તેટલા જ ભેદો છે. તથા ચાર આનુપૂર્વિ નામકર્મના ભેદો અસંખ્ય છે. લોકના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા છે.'

આ પ્રમાણે શેષ પ્રકૃતિઓના પણ તે તે પ્રકારના દ્રવ્ય, ક્ષેત્ર અને સ્વરૂપાદિરૂપ સામગ્રીની વિચિત્રતાને આશ્રયીને આગમાનુસારે અસંખ્યાતા ભેદો સમજી લેવા. માટે યોગસ્થાનોથી અસંખ્યાતગુણા પ્રકૃતિના ભેદો થાય છે. કારણ કે એક એક યોગસ્થાનકે બંધ આશ્રયી પ્રકૃતિના સઘળા ભેદો ઘટે છે એટલે કે એક એક યોગસ્થાનકે વર્ત્તતા અનેક જીવો વડે અથવા કાળભેદે એક જીવ વડે એ સઘળી પ્રકૃતિઓ બંધાય છે.

કહ્યું છે કે—'યોગસ્થાનોથી અસંખ્યાતગુણી પ્રકૃતિઓ–પ્રકૃતિના ભેદો છે. એક એક યોગસ્થાનકમાં વર્ત્તમાન આત્મા એ સઘળી પ્રકૃતિઓ બાંધે છે માટે.

તેનાથી પણ સ્થિતિના ભેદો–સ્થિતિવિશેષો અસંખ્યાતગુણા છે.

હવે સ્થિતિવિશેષ એટલે શું ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે–જઘન્ય સ્થિતિથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિ પર્યંત જેટલા સમયો છે તેટલા સ્થિતિ વિશેષો છે. એક સાથે જેટલી સ્થિતિનો બંધ થાય તે સ્થિતિસ્થાનક અથવા સ્થિતિવિશેષ કહેવાય છે. તે આ પ્રમાણે–

---

૧ ક્ષયોપશમ વિશેષે અવધિજ્ઞાનના અસંખ્યાતા ભેદો થાય છે. જેમકે કોઈને મંદ ક્ષયોપશમ હોવાથી અલ્પ અવધિજ્ઞાન હોય. કોઈને થોડો વધારે ક્ષયોપશમ હોવાથી થોડું વધારે અવધિજ્ઞાન હોય, એમ ક્ષયોપશમ વધતા વધતા અવધિજ્ઞાન વધતુ જાય છે. આ પ્રમાણે અસંખ્યાતા ભેદો થાય છે. તેથી તેના આવરણના પણ તેટલા જ ભેદો થાય. કારણ કે આવરણનો જ ક્ષયોપક્ષમ થતો હોવાથી જેટલા ક્ષયોપશમના ભેદો તેટલા જ તેના આવરણના ભેદો છે. તેથી જ અવધિજ્ઞાનાવરણ પ્રકૃતિઓના અસંખ્યાના ભેદો કહ્યા છે. એ પ્રમાણે અવધિદર્શનાવરણ તેમ જ મતિ શ્રુતાદિ આવરણના અને સઘળી પ્રકૃતિઓના ભેદો સમજવા, કોઈ પણ કર્મપ્રકૃતિ બાંધનારા જીવો કંઈ સરખા સ્વભાવવાળા હોતા નથી. એટલે સરખે સ્વભાવે કર્મપ્રકૃતિ બંધાતી પણ નથી. તેથી અસંખ્ય ભેદો થાય છે. જો કે જીવો અનંત છે માટે પ્રકૃતિના ભેદો અનંતા પણ થઈ શકે. વિશેષા૦ ભાષ્ય. ગા. ૩૧૧ માં મતિજ્ઞાનના અને ગા. ૫૭૧ માં અવધિજ્ઞાનના પણ અનંત ભેદો કહ્યા છે તેથી મતિજ્ઞાનાવરણ અને અવધિજ્ઞાનાવરણના અનંત ભેદો થઈ શકે, એ રીતે અન્ય પ્રકૃતિઓના પણ યથાસંભવ અનંત ભેદો થઈ શકે, પણ અહિં અનંતભેદોની વિવક્ષા ન કરતા સ્થૂલદષ્ટિએ એકેક પ્રકૃતિના અસંખ્યાતા ભેદોની વિવક્ષા કરી હોય તેમ લાગે છે.

જઘન્ય સ્થિતિ એ પહેલું સ્થિતિસ્થાન, સમયાધિક જઘન્ય સ્થિતિ એ બીજું સ્થિતિસ્થાન, બે સમયાધિક જઘન્ય સ્થિતિ એ ત્રીજું સ્થિતિસ્થાન, એ પ્રમાણે સમય સમય અધિક કરતા ત્યાં સુધી કહેવું કે ઉત્કૃષ્ટ સ્થિતિ એ છેલ્લું સ્થિતિસ્થાન કહેવાય. આ રીતે અસંખ્યાતા સ્થિતિવિશેષો થાય છે. તે સ્થિતિવિશેષો પ્રકૃતિના ભેદોથી અસંખ્યાતગુણા છે. કારણ કે દરેક પ્રકૃતિના ભેદે અસંખ્યાતા સ્થિતિવિશેષો ઘટે છે, એટલે કે એક એક પ્રકૃતિનો ભેદ બાંધતા અસંખ્ય સ્થિતિવિશેષો બંધાય છે. એક જ પ્રકૃતિના ભેદને કોઇક જીવ કોઇ સ્થિતિવિશેષ વડે બાંધે છે, તે જ પ્રકૃતિના ભેદને તે જ કે અન્ય જીવ અન્ય સ્થિતિવિશેષ વડે બાંધી શકે છે.

તેનાથી પણ સ્થિતિબંધમાં હેતુભૂત અધ્યવસાયો અસંખ્યાતગુણા છે. કારણ કે એક એક સ્થિતિસ્થાનનો બંધ થતા તેના હેતુભૂત અધ્યવસાયો અનેક જીવોની અપેક્ષાએ અસંખ્યાત લોકાકાશ પ્રદેશપ્રમાણ કેવલજ્ઞાની મહારાજે જોયા છે.

તેનાથી પણ રસબંધમાં હેતુભૂત અધ્યવસાયો અસંખ્યાતગુણા છે. અહિં સ્થાન શબ્દ આશ્રય વાચક છે, જેમકે આ મારૂં સ્થાન છે, એટલે કે આ મારો આશ્રય છે. એટલે અહિં તાત્પર્ય આ પ્રમાણે છે–અનુભાગબંધના આશ્રયરૂપ–હેતુરૂપ કષાયોદયમિશ્ર લેશ્યાજન્ય જે જીવના પરિણામ વિશેષ કે જેઓ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી આઠ સમય રહેનાર હોય છે તે પરિણામો સ્થિતિબંધના હેતુભૂત અધ્યવસાયોથી અસંખ્યાતગુણા છે. કારણ કે સ્થિતિબંધના હેતુભૂત એક એક અધ્યવસાયમાં તીવ્ર અને મંદત્વાદિ ભેદરૂપ કૃષ્ણાદિ લેશ્યાના પરિણામો કે જે અનુભાગબંધમાં હેતુ છે તે અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ હોય છે. માટે સ્થિતિબંધના હેતુભૂત અધ્યવસાયોથી રસબંધના હેતુભૂત અધ્યવસાયો અસંખ્યાતગુણા કહ્યા છે.

તેનાથી પણ કોઈ પણ વિવક્ષિત એક સમયે એક અધ્યવસાયથી ગ્રહણ કરાયેલ કર્મદલિકના પરમાણુઓ અનંતગુણા છે. કારણ કે એક એક વર્ગણામાં અભવ્યથી અનંતગુણા પરમાણુઓ હોય છે. તથા તેનાથી એક અધ્યવસાયથી ગ્રહણ કરાયેલ કર્મદલિકમાં રસાવિભાગપરિચ્છેદો એટલે રસાણુઓ અનંતગુણા છે. કારણ કે એક એક પરમાણુમાં સર્વજીવોથી અનંતગુણ રસાણુઓ હોય છે. આ પ્રમાણે અલ્પબહુત્વ કહ્યું. ૭૫–૭૬

આ પ્રમાણે રસબંધનું સ્વરૂપ કહ્યું. હવે ક્રમ પ્રાપ્ત પ્રદેશબંધનુ સ્વરૂપ કહેવું જોઇએ. તેમાં ત્રણ અનુયોગદ્વાર છે. તે આ–ભાગવિભાગ પ્રમાણ, સાદ્યાદિપ્રરૂપણા અને સ્વામિત્વપ્રરૂપણા. તેમાં ભાગવિભાગપ્રરૂપણાને કહેવા ઇચ્છતા પહેલા જે આકાશપ્રદેશ ઉપર રહેલી કર્મવર્ગણાઓને જેવી રીતે જીવ ગ્રહણ કરે છે તે કહે છે–

**एगपएसोगाढे सव्वपएसेहिं कम्मणो जोगे ।**
**जीवो पोग्गलदव्वे गिण्हइ साई अणाई वा ॥७७॥**

एकप्रदेशावगाढानि सर्व्वप्रदेशैः कर्म्मणः योग्यानि ।
जीवः पुद्गलद्रव्याणि गृह्णाति सादीन्यनादीनि वा ॥७७॥

અર્થ—અભિન્ન આકાશપ્રદેશમાં રહેલા કર્મને યોગ્ય પુદ્ગલદ્રવ્યોને આત્મા પોતાના સર્વ પ્રદેશો વડે ગ્રહણ કરે છે. તે પુદ્ગલો સાદિ અથવા અનાદિ હોય છે.

ટીકાનુ૦—જગત્‌માં પુદ્ગલ દ્રવ્યો બે પ્રકારના છે. તે આ પ્રમાણે-કર્મરૂપે પરિણમી શકે તેવા અને કર્મરૂપે ન પરિણમી શકે તેવા.

તેમાં છુટા પરમાણુ અને બે પ્રદેશ વડે બનેલા સ્કંધોથી આરંભી મનોવર્ગણા પછીની અગ્રહણપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા સુધીના સઘળા સ્કંધો કર્મોને અયોગ્ય છે, એટલે કે આત્મા તેવા સ્કંધોને ગ્રહણ કરી તેને જ્ઞાનાવરણાદિ કર્મરૂપે પરિણમાવી શકતો નથી.

ત્યારપછીના એક એક અધિક પરમાણુથી બનેલા સ્કંધોથી આરંભી તેની જ ઉત્કૃષ્ટ વર્ગણા સુધીના સ્કંધો યોગ્ય છે. તેવા સ્કંધોને ગ્રહણ કરી તેને જ્ઞાનાવરણાદિરૂપે પરિણમાવી શકે છે. ત્યારપછીના એક એક અધિક પરમાણુથી બનેલા સ્કંધોથી આરંભી મહાસ્કંધ વર્ગણા સુધીના તમામ સ્કંધો કર્મને અયોગ્ય છે.

અહિં કર્મ યોગ્ય જે પુદ્ગલ દ્રવ્યો છે તેને કર્મપણે પરિણમાવવા માટે આત્મા ગ્રહણ કરે છે. કેવા પ્રકારના તે પુદ્ગલોને ગ્રહણ કરે છે? તો કહે છે કે—

એક પ્રદેશાવગાઢ પુદ્ગલોને ગ્રહણ કરે છે. અહિં એક શબ્દ અભિન્ન અર્થનો વાચક છે. જેમ આપણા બંનેનું એક કુટુંબ છે. અહિં એક શબ્દ અભિન્ન અર્થનો વાચક હોવાથી જેમ તારૂં જે કુટુંબ તે જ મારૂં છે એવો અર્થ થાય છે, તેમ એક પ્રદેશાવગાઢ-એક પ્રદેશમાં અવગાહીને રહેલા એટલે કે જે આકાશપ્રદેશમાં આત્માના પ્રદેશો અવગાહીને રહેલ છે, તે જ આકાશપ્રદેશમાં જો કર્મયોગ્ય પુદ્ગલદ્રવ્ય અવગાહીને રહેલા હોય તો તે પુદ્ગલદ્રવ્યોને જીવ ગ્રહણ કરે છે, અન્યથા ગ્રહણ કરતો નથી. એ એક પ્રદેશાવગાઢનો અર્થ છે.

તાત્પર્ય એ કે-જે આકાશપ્રદેશને આત્મા અવગાહીને રહ્યો છે તે જ આકાશપ્રદેશને અવગાહીને રહેલ કર્મયોગ્ય વર્ગણાઓને ગ્રહણ કરી તેને કર્મપણે પરિણમાવી શકે છે. પરંતુ જે આકાશપ્રદેશને આત્માએ અવગાહ્યા નથી તે આકાશપ્રદેશને અવગાહીને રહેલ કર્મયોગ્ય વર્ગણાને ગ્રહણ કરવાની અને કર્મરૂપે પરિણમાવવાની શક્તિનો અસંભવ છે.

કર્મબંધ કરનારા દરેક આત્માઓ માટે એ સામાન્ય હકીકત છે કે-કોઈપણ આત્મા પોતે જે આકાશપ્રદેશને અવગાહી રહ્યો છે તે જ આકાશપ્રદેશને અવગાહીને રહેલ કર્મયોગ્ય વર્ગણા ગ્રહણ કરી તેને કર્મપણે પરિણમાવી શકે છે. અહિં કંઈક સરખાપણાને આશ્રયીને અગ્નિનું દષ્ટાંત પૂર્વ મહર્ષિઓ આ પ્રમાણે વર્ણવે છે—

જેમ અગ્નિ બાળવા યોગ્ય પોતાના ક્ષેત્રમાં રહેલા પુદ્ગલ દ્રવ્યોને જ અગ્નિરૂપે પરણુમાવી શકે છે પોતાના ક્ષેત્રમાં નાહ રહેલાને પરિણમાવી શકતો નથી તેમ જીવ પણ સ્વપ્રદેશાવગાઢ કર્મયોગ્ય પુદ્ગલ દ્રવ્યોને જ ગ્રહણ કરવાને અને કર્મરૂપે પરિણમાવવાને સમર્થ છે. પરંતુ જે આકાશપ્રદેશને અવગાહીને પોતે રહ્યો નથી તે આકાશપ્રદેશને અવગાહીને રહેલ કર્મપુદ્ગલોને ગ્રહણ કરી કર્મરૂપે પરિણમાવવા માટે સમર્થ નથી. કારણ કે તે પોતાના વિષયની બહાર રહેલા છે.

કહ્યું છે કે—'જેમ અગ્નિ તેના વિષય-ક્ષેત્રમાં રહેલ દહન યોગ્ય દ્રવ્યોને અગ્નિપણે પરિણમાવે છે. તેના વિષયમાં નહિ રહેલને અગ્નિપણે પરિણમાવતો નથી. તેમ જીવ પણ સ્વપ્રદેશાવગાઢ કર્મપુદ્ગલોને ગ્રહણ કરે છે અને કર્મપણે પરિણમાવે છે. જે સ્વપ્રદેશાવગાઢ નથી તેને ગ્રહણ કરી શકતો નથી અને કર્મપણે પરિણમાવી શકતો નથી.

આ પ્રમાણે આત્મા એક પ્રદેશાવગાઢ કર્મયોગ્ય પુદ્ગલ દ્રવ્યોને ગ્રહણ કરે છે. તે શી રીતે ગ્રહણ કરે છે? તો કહે છે કે-પોતાના સઘળા આત્મપ્રદેશો વડે. તેનો તાત્પર્યાર્થ આ પ્રમાણે—

જીવના સઘળા પ્રદેશો સાંકળના અવયવોની જેમ પરસ્પર સંકળાયેલા છે. માટે જીવનો એક પ્રદેશ જ્યારે સ્વપ્રદેશાવગાઢ કર્મયોગ્ય પુદ્ગલ દ્રવ્યને ગ્રહણ કરવા પ્રયત્ન કરે ત્યારે અન્ય પ્રદેશો પણ તે પુદ્ગલ દ્રવ્યોને ગ્રહણ કરવા માટે અનંતર પરંપરપણે પ્રયત્ન કરે છે. માત્ર તેનો પ્રયત્ન મંદ, વધારે મંદ અને તેનાથી પણ વધારે મંદ હોય છે.

જેમ સાંકળનો છેલ્લો અવયવ ચલાવીએ ત્યારે તેની નજીકનો અને અનુક્રમે દૂર દૂર રહેલો અવયવ એમ સઘળા અવયવો ચાલે છે. માત્ર નજીકનો વધારે ચાલે છે. દૂર દૂરના મંદ મંદ ચાલે છે તેમ જીવનો એક પ્રદેશ ગ્રહણક્રિયામાં પ્રયત્નવંત થાય ત્યારે તેની નજીકના અને ક્રમશઃ દૂર દૂર રહેલા સઘળા પ્રદેશો પ્રયત્નવંત થાય છે માત્ર નજીકના પ્રદેશમાં વધારે પ્રયત્ન હોય છે, દૂર દૂરના પ્રદેશોમાં અલ્પ અલ્પ પ્રયત્નો હોય છે.

જેમ ઘટાદિ કોઈ વસ્તુને ઉપાડવા હાથ પ્રયત્ન કરે ત્યારે ત્યાં વધારે ક્રિયા થાય અને દૂર દૂર રહેલા માણુબંધ કોણી ખભા વિગેરેમાં અનુક્રમે અલ્પ અલ્પ ક્રિયા થાય છે. એટલે ક્રિયા ઓછીવત્તી થાય છે પરંતુ પ્રયત્ન સઘળા પ્રદેશે થાય છે.

એ પ્રમાણુ જ્યારે સઘળાએ જીવપ્રદેશો સ્વપ્રદેશાવગાઢ કર્મયોગ્ય દ્રવ્યોને ગ્રહણ કરવા માટે પ્રયત્ન કરે ત્યારે સઘળાએ જીવ પ્રદેશો અનંતર પરંપરપણે સંપૂર્ણ રીતે પ્રયત્ન કરે છે. એટલે કે કોઇપણ પ્રદેશ યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાનો પ્રયત્ન કરે છે અને અન્ય નથી કરતા એમ નથી. પરંતુ દરેક સમયે સઘળા જીવપ્રદેશો પ્રયત્ન કરે છે. માટે ગાથામાં સર્વ પ્રદેશો વડે ગ્રહણ કરે છે. એમ કહ્યું છે.

હવે જીવ વડે ગ્રહણ કરાતાં તે [1]કર્મયોગ્ય પુદ્ગલ દ્રવ્યો જો નિયત દેશ, કાળ અને સ્વરૂપની અપેક્ષાએ વિચારીએ તો ગ્રહણ આશ્રયીને સાદિ છે. કારણ કે તેવા સ્વરૂપવાળા તે પુદ્ગલ દ્રવ્યો તે જ વખતે ગ્રહણ કરાયેલ છે અને જો માત્ર કર્મરૂપે પરિણામ આશ્રયી પ્રવાહની અપેક્ષાએ વિચારીએ તો અનાદિ છે. કારણ કે અનાદિ કાળથી જીવો કર્મપુદ્ગલોને ગ્રહણ કર્યા કરે છે.

તાત્પર્ય એ કે કર્મ પ્રતિસમય બંધાતું હોવાથી તે અપેક્ષાએ સાદિ અને પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે. ૭૭

આ પ્રમાણે જ્યાં અવગાહીને રહેલા કર્મદ્રવ્યોને જે રીતે ગ્રહણ કરે છે તેનું પ્રતિપાદન કર્યું. હવે એક અધ્યવસાય વડે ગ્રહણ કરાયેલ કર્મદલિકના ભાગવિભાગની પ્રરૂપણા માટે કહે છે—

**कमसो वुड्ढठिईणं भागो दलियस्स होइ सविसेसो ।**
**तइयस्स सव्वजेट्ठो तस्स फुडत्तं जओ णप्पे ॥७८॥**

**क्रमशो बृहत्स्थितीनां भागः दलिकस्य भवति सविशेषः ।**
**तृतीयस्य सर्वज्येष्ठस्तस्य स्फुटत्वं यतो नाल्पे ॥७८॥**

અર્થ—મોટી સ્થિતિવાળા કર્મોના દલિકનો ભાગ અનુક્રમે મોટો મોટો હોય છે. માત્ર ત્રીજા વેદનીયકર્મનો ભાગ સર્વથી વધારે છે, કારણ કે અલ્પ ભાગ હોય તો તેનું સ્ફુટપણું ન થાય.

ટીકાનુ૦—કોઈપણ વિવક્ષિત સમયે એક અધ્યવસાયથી ગ્રહણ કરાયેલ દલિકનો—કર્મપરમાણુના સમૂહનો ભાગ અનુક્રમે મોટો મોટો હોય છે.

કોનો મોટો હોય છે? મોટી સ્થિતિવાળા કર્મનો. અહિં પણ [2]કાકાક્ષિગોલક-

---

૧ અહિં એમ શંકા થાય કે જેમ વધારે યોગ હોય ત્યારે વધારે પુદ્ગલો ગ્રહણ કરે અલ્પ હોય ત્યારે અલ્પ ગ્રહણ કરે તેમ એમ કેમ ન બને કે જે જીવપ્રદેશે વધારે યોગ હોય ત્યાં વધારે કર્મનો સંબંધ થાય અલ્પ યોગ હોય ત્યા અલ્પ કર્મનો સંબંધ થાય? તેના ઉત્તરમા સમજવાનું કે જીવ એક અખંડ દ્રવ્ય છે એટલે ભલે પ્રયત્ન ઓછોવત્તો હોય છતાં કર્મનો સંબંધ ઓછોવત્તો હોતો નથી. જે એક પ્રદેશનું કર્મ તે સઘળાનું અને જે સઘળાનું તે એકનું હોય છે. એક પ્રદેશે જેટલો અને જેવા પ્રકારનો અનુભવ હોય તેટલો અને તેવા પ્રકારનો સંપૂર્ણ આત્મામાં અનુભવ થાય છે. આત્મપ્રદેશ કહીએ છીએ ત્યાં પ્રદેશની માત્ર કલ્પના છે વાસ્તવિક નથી. એટલે ઉપરોક્ત શંકાને સ્થાન નથી.

૨ લોકમાં એમ કહેવાય છે કે કાગડાને ડોળો એક હોય છે. જે બાજુ તે જુએ તે આંખ સાથે તેનો સંબંધ થાય છે એટલે એક ડોળાનો બે બાજુ સંબંધ થાય છે. એમ જ્યા એક શબ્દનો બે બાજુ સંબંધ હોય ત્યાં કાકાક્ષિગોલકન્યાય કહેવાય છે. અહિં વધતી સ્થિતિવાળા એ શબ્દ સાથે ક્રમશઃ શબ્દનો સંબંધ છે અને વિશેષાધિક શબ્દ સાથે પણ સંબંધ છે એટલે એવો અર્થ થાય છે કે અનુક્રમે વધતી સ્થિતિવાળા કર્મનો અનુક્રમે મોટો ભાગ હોય છે.

ન્યાયે ક્રમશઃ એ પદનો સંબંધ કરી આ પ્રમાણે અર્થ કરવો-અનુક્રમે મોટી મોટી સ્થિતિવાળા કર્મનો ભાગ અનુક્રમે વિશેષ વિશેષ હોય છે. તાત્પર્ય એ કે—

જેવા ક્રમથી કર્મની સ્થિતિ વધારે છે તેવા ક્રમથી તેઓનો ભાગ પણ મોટો છે. જેની સ્થિતિ નાની તેનો ભાગ નાનો અને જેની મોટી તેનો ભાગ પણ મોટો હોય છે.

તેમાં બીજા સઘળા કર્મોથી નાની સ્થિતિ હોવાથી આયુનો ભાગ સર્વથી અલ્પ હોય છે. કારણ કે તેની ઉત્કૃષ્ટથી પણ તેત્રીસ સાગરોપમ પ્રમાણ સ્થિતિ છે. તેનાથી નામ અને ગોત્રકર્મનો વિશેષાધિક ભાગ છે. કારણ કે તેની સ્થિતિ ઉત્કૃષ્ટથી વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. સ્વસ્થાને બંનેનો પરસ્પર સરખો છે. એટલે કે જેટલો ભાગ નામકર્મનો તેટલો જ ગોત્રનો છે.

શતકચૂર્ણિકાર મહારાજ કહે છે કે—'આયુનો ભાગ સર્વથી અલ્પ છે. નામ અને ગોત્ર એ બંનેનો તુલ્ય ભાગ છે, આયુના ભાગથી વિશેષાધિક છે.'

તેનાથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો ભાગ વિશેષાધિક છે. તેઓની સ્થિતિ ત્રીશકોડાકોડી સાગરોપમ પ્રમાણ છે માટે. સરખી સ્થિતિ હોવાથી સ્વસ્થાને તે ત્રણેનો ભાગ સરખો છે. કહ્યું છે કે-'જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય એ ત્રણેનો ભાગ સરખો છે, નામ અને ગોત્રથી વિશેષાધિક છે.'

તેનાથી પણ મોહનીયનો ભાગ મોટો છે, તેની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ છે માટે.

હવે અહિં અપવાદ કહે છે-ત્રીજું વેદનીયકર્મ જો કે જ્ઞાનાવરણીયાદિની સમાન સ્થિતિવાળું છે છતાં તેનો ભાગ સર્વથી વધારે છે.-સર્વોત્કૃષ્ટ છે.

મોહનીયથી અલ્પ સ્થિતિવાળું છે છતાં તેનો ભાગ સર્વોત્કૃષ્ટ કેમ? તેના ઉત્તરમાં કહે છે કે-ત્રીજા વેદનીયકર્મના ભાગમાં જો અલ્પ દલિક આવે તો સુખ-દુઃખના અનુભવને સ્પષ્ટ કરવાપણું ન થાય. એટલે કે વેદનીયકર્મ દ્વારા જે સ્પષ્ટપણે સુખ-દુઃખનો અનુભવ થાય છે તે તેના ભાગમાં અલ્પ દલિક આવે તો ન થાય. તે જ સમજાવે છે—

વેદનીયકર્મ જો ઘણા દળવાળું હોય તો જ તે તેના ફળરૂપ સુખ અથવા દુઃખનો સ્પષ્ટપણે અનુભવ કરાવવા માટે સમર્થ થાય, અલ્પ દળવાળું હોય તો સમર્થ ન થાય. આ પ્રમાણે થવામાં તેનો સ્વભાવ એ જ હેતુ છે. સ્પષ્ટપણે સુખ-દુઃખનો અનુભવ કરાવવા સમર્થ થાય એ માટે તેનો સર્વથી મોટો ભાગ પ્રાપ્ત થાય છે.

મૂળપ્રકૃતિના સંબંધમાં ભાગના વિભાગનો એટલે કોના કોના ભાગમાં કેટલું આવે તે વિચાર એક અધ્યવસાય વડે ગ્રહણ કરાયેલ કર્મ વર્ગણાઓ આશ્રયી સમજવો,

અને તે એક અધ્યવસાય ચિત્રતાગર્ભ હોય છે, જો એમ ન હોય તો કર્મમાં રહેલી વિચિત્રતા સિદ્ધ ન થાય. તે આ પ્રમાણે—

જો અધ્યવસાય એક જ સ્વરૂપવાળો હોય તો તેનાથી ગ્રહણ કરાયલું કર્મ પણ એક સ્વરૂપવાળું જ હોવું જોઇએ. કેમકે કારણના ભેદ વિના કાર્યનો ભેદ થતો નથી. જો કારણના ભેદ વિના કાર્યનો ભેદ થાય તો અમુક કાર્યનુ અમુક કારણ છે એ નિયત સંબંધ ન રહે. અહિં જ્ઞાનાવરણીયાદિના ભેદે કર્મમાં પણ અનેક પ્રકારની વિચિત્રતા છે માટે તેના હેતુભૂત અધ્યવસાયને પણ શુદ્ધ એક સ્વરૂપવાળો નહિ પરંતુ અનેક સ્વરૂપવાળો માનવો જોઈએ. તે [1]ચિત્રતાગર્ભ એક અધ્યવસાય તેવા તેવા પ્રકારની દ્રવ્ય ક્ષેત્ર કાળાદિ સામગ્રીને અપેક્ષીને સંક્લેશ અથવા વિશુદ્ધિને પ્રાપ્ત થયો છતો કોઇ વખતે આઠ કર્મનો બંધહેતુ થાય છે, કોઈ વખતે સાતકર્મનો બંધહેતુ થાય છે. કોઇ વખતે છ કર્મનો બંધહેતુ થાય છે, કોઇ વખતે એક કર્મનો બંધહેતુ થાય છે.

કહ્યું છે કે-'એક અધ્યવસાયથી ગ્રહણ કરાયેલું કર્મદલિક આઠ આદિ કર્મના બંધપણે શી રીતે પરિણમે? તેના ઉત્તરમાં કહે છે કે-તેનો-આત્માનો અધ્યવસાય જ તેવા પ્રકારનો હોય છે કે જે વડે એક અધ્યવસાયથી ગ્રહણ કરાયેલું કર્મદલિક આઠ આદિ પ્રકારના બંધપણે પરિણમે છે. જેમ કુંભાર માટીના પિંડ વડે સરાવ આદિ અનેકને પરિણમાવે છે, કેમકે તેનો તેવા પ્રકારનો પરિણામ છે. એ પ્રમાણે સર્વજ્ઞ પ્રભુએ જોયેલો જે પરિણામ છે તે પરિણામ વડે બંધાયેલું કર્મદલિક પણ આઠ આદિ બંધપણે પરિણામ પામે છે.'

અહિં આઠ પ્રકારના કર્મબંધમાં જે ભાગવિભાગનો વિધિ કહ્યો છે તે જ વિધિ સાતના બંધમાં અને છના બંધમાં અનુસરવો. એટલે કે જેની સ્થિતિ વધારે તેનો ભાગ વધારે અને જેની સ્થિતિ ઓછી તેનો ભાગ ઓછો સમજવો. ૭૮

એ જ હકીકત સમજાવે છે—

**जं समयं जावइयाइं बंधए ताण एरिसविहिए ।**
**पत्तेयं पत्तेयं भागे निव्वत्तए जीवो ॥७९॥**

---

૧ જેની અંદર અનેક પ્રકારના કાર્ય કરવારૂપ વિચિત્રતા રહેલી હોય તે ચિત્રતાગર્ભ કહેવાય. અહિં અધ્યવસાયને ચિત્રતાગર્ભ કહ્યો છે એટલે અનેક પ્રકારનું વિચિત્ર કાર્ય ઉત્પન્ન કરે તેવો હોય છે. જો એમ ન હોય તો કર્મમા ઓછીવત્તી સ્થિતિ, ઓછોવત્તો રસ, ઓછાવત્તા દલિક એવી વિચિત્રતા ન થાય. જો શુદ્ધ એક અધ્યવસાય હોય તો એક સરખું જ કાર્ય થાય. આવો ચિત્રતાગર્ભ અધ્યવસાય થવામાં પણ કર્મનો ઉદય જ કારણ છે. સમયે-સમયે આઠે કર્મનો ઉદય હોય છે તે કંઇ સરખી સ્થિતિ કે સરખા રસવાળા હોતા નથી. તે દરેકની તેમ જ વિચિત્ર દ્રવ્યક્ષેત્રાદિની અસર આત્મા પર થાય છે તેને લઇ અધ્યવસાય વિચિત્ર થાય છે અને તેનાથી કર્મબંધરૂપ કાર્ય પણ વિચિત્ર થાય છે.

यस्मिन्समये यावन्ति बध्नाति तेषामीदृशेन विधिना ।
प्रत्येकं प्रत्येकं भागान् निर्वर्त्तयति जीवः ॥७९॥

અર્થ—જે સમયે જેટલા કર્મ બાંધે છે તે સમયે તેમાંના દરેકને પૂર્વોક્ત વિધિ વડે જીવ ભાગ આપે છે.

ટીકાનુ૦—જે સમયે જેટલા આઠ, સાત કે છ કર્મોને તે તે પ્રકારના અધ્યવસાયના યોગે બાંધે છે તે સમયે તે બંધાતા આઠ, સાત કે છ કર્મોને પૂર્વે કહેલ વિધિ પ્રમાણે ભાગ આપે છે. તે આ પ્રમાણે—

સર્વત્ર વેદનીયનો ભાગ મોટો છે અને શેષ કર્મોમાં સ્થિતિની વૃદ્ધિને અનુસરી વધારે વધારે હોય છે. એટલે કે–જેની સ્થિતિ વધારે તેમાં ભાગ વધારે અને જેની સ્થિતિ અલ્પ તેમાં ભાગ અલ્પ હોય છે. તેમાં જ્યારે આઠ પ્રકારના કર્મબંધમાં હેતુભૂત અધ્યવસાય પ્રવર્ત્તે ત્યારે તેના વશથી ગ્રહણ કરેલા દલિકને જીવો આઠ ભાગે વહેંચે છે.

આઠ કર્મ બંધાય ત્યારે ભાગવિભાગ કેવી રીતે થાય? તેનો વિચાર તો પહેલા કરી ગયા છે. જ્યારે સાત કર્મના બંધમાં હેતુભૂત અધ્યવસાય પ્રવર્ત્તે ત્યારે તેના વશથી ગ્રહણ કરેલા કર્મના સાત ભાગ કરે છે, તેમાં નામ અને ગોત્રકર્મનો ભાગ સર્વથી અલ્પ અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તેનાથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો ભાગ વધારે છે. કારણ કે તેઓની સ્થિતિ મોટી છે અને સ્વસ્થાને પરસ્પર એક બીજાનો સરખો છે. તેનાથી મોહનીયનો ભાગ વિશેષાધિક છે, કારણ કે જ્ઞાનાવરણીયાદિથી તેની સ્થિતિ મોટી છે. તેનાથી પણ વેદનીયનો ભાગ વિશેષાધિક છે. વેદનીય કર્મમાં સર્વોત્કૃષ્ટ ભાગ હોવાનું કારણ પૂર્વે કહ્યું છે.

જ્યારે છ કર્મના બંધમાં હેતુભૂત અધ્યવસાય હોય ત્યારે તેના વશથી બાંધેલા કર્મદલિકના છ ભાગ કરે છે એટલે તેને છ ભાગે વહેંચી આપે છે–છપણે પરિણમાવે છે. તેમાં પણ ભાગનો વિભાગ પૂર્વની જેમ જ જાણવો. જેમ કે–નામ અને ગોત્રનો ભાગ અલ્પ, માંહોમાંહે તુલ્ય. તેનાથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો ભાગ વધારે, ત્રણેમાં માંહોમાંહે સરખો અને તેનાથી વેદનીયનો ભાગ મોટો છે.

જ્યારે માત્ર એક વેદનીય કર્મ બાંધે ત્યારે યોગના વશથી બાંધેલું જે કંઈ પણ દલિક હોય તે સઘળું તે બંધાતી સાતાવેદનીયરૂપે જ પરિણમે છે.

આ પ્રમાણે હોવાથી તાત્પર્ય આ આવ્યું કે–જેમ જેમ થોડી પ્રકૃતિ બાંધે તેમ તેમ બંધાતી પ્રકૃતિનો ભાગ મોટો મોટો હોય અને જેમ જેમ ઘણી પ્રકૃતિ બાંધે તેમ તેમ અલ્પ અલ્પ ભાગ હોય છે. ૭૯

એ જ વિષયને સ્પષ્ટ કરે છે.

**जह जह य अप्पपगईण बंधगो तहतहत्ति उक्कोसं ।**
**कुणइ पएसबंधं जहन्नयं तस्स वच्चासा ॥८०॥**

यथा यथा चाल्पप्रकृतीनां बन्धकस्तथा तथेति उत्कृष्टम् ।
करोति प्रदेशबन्धं जघन्यं तस्य व्यत्यासात् ॥८०॥

અર્થ—જેમ જેમ જીવ અલ્પ પ્રકૃતિઓનો બંધક હોય છે તેમ તેમ ઉત્કૃષ્ટ પ્રદેશ-બંધ કરે છે અને તેના વિપરીતપણાથી જઘન્ય પ્રદેશબંધ કરે છે. ૮૦

ટીકાનુ૦—જેમ જેમ અલ્પ મૂળ કે ઉત્તર પ્રકૃતિઓનો બંધક હોય તેમ તેમ બંધાતી તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. કારણ કે ભાગ અલ્પ છે. એટલે કે-જેમ જેમ થોડી થોડી પ્રકૃતિઓ બાંધે, તેમ તેમ જે જે પ્રકૃતિઓ બંધાતી નથી તેનો ભાગ બંધાતી તે તે પ્રકૃતિને પ્રાપ્ત થાય છે, માટે અલ્પ પ્રકૃતિઓ બંધાય ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

'जहन्नयं तस्स वच्चासा' પૂર્વે જે કહ્યું તેનાથી વિપરીતપણે જઘન્ય પ્રદેશબંધ કરે છે. એટલે કે-જેમ જેમ વધારે મૂળ કે ઉત્તરપ્રકૃતિઓનો બંધક હોય તેમ તેમ જઘન્ય પ્રદેશબંધ કરે છે. કારણ કે ભાગ ઘણા છે. ૮૦

આ પ્રમાણે ઉત્કૃષ્ટ અને જઘન્ય પ્રદેશબંધનો સંભવ કહ્યો. હવે જે પ્રકૃતિઓનો સ્વતઃ-અન્ય પ્રકૃતિઓનો ભાગ આવ્યા વિના પરતઃ-અન્ય પ્રકૃતિઓનો ભાગ આવીને અને ઉભયતઃ-બંને રીતે ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સંભવ પ્રાપ્ત થાય છે, તેને પ્રતિપાદન કરે છે-

**नाणंतराइयाणं परभागा आउगस्स नियगाओ ।**
**परमो पएसबंधो सेसाणं उभयओ होइ ॥८१॥**

ज्ञानान्तराययोः परभागादायुषो निजकात् ।
परमः प्रदेशबन्धः शेषाणामुभयतो भवति ॥८१॥

અર્થ—જ્ઞાનાવરણીય અને અંતરાયનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અન્ય કર્મના ભાગનો પ્રવેશ થવાથી થાય છે, આયુકર્મનો પોતાના ભાગથી જ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે અને શેષ કર્મોનો બંને રીતે થાય છે. ૮૧

ટીકાનુ૦—જ્ઞાનાવરણીયની અને અંતરાયકર્મની પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અન્ય પ્રકૃતિઓના ભાગનો પ્રવેશ થવાથી થાય છે. એટલે કે—

જ્યારે આયુ અને મોહનીયકર્મનો બંધવિચ્છેદ થાય ત્યારે મોહનીય યોગ્ય અને આયુયોગ્ય ભાગ જુદો પડતો નથી કારણ કે તે તે સમયે બંધાયેલ કાર્મણવર્ગણાનો

મોહનીય અને આયુપણે પરિણામ થતો નથી, પરંતુ જેટલા બંધાય છે તેટલા રૂપે જ પરિણામ થાય છે. માટે તે બે કર્મના ભાગનો પ્રવેશ થવાથી જ્ઞાનાવરણ અને અંતરાયકર્મની પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. સ્વજાતીય કોઇ ઉત્તરપ્રકૃતિના ભાગનો પ્રવેશ થવાથી આ બે કર્મની પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થતો નથી. કારણ કે જ્ઞાનાવરણીય અને અંતરાય એ બંને કર્મની દરેક ઉત્તર પ્રકૃતિઓનો એક સાથે જ બંધવિચ્છેદ થાય છે.

તથા આયુનો પોતાની સ્વજાતીય પ્રકૃતિને પ્રાપ્ત થયેલ ભાગના પ્રવેશ વડે જ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. તે આ પ્રમાણે—જ્યારે જીવ આયુ બાંધે છે ત્યારે આઠે મૂળ પ્રકૃતિનો બંધક હોય છે. માટે અન્ય પ્રકૃતિના ભાગનો પ્રવેશ થવાથી તેનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ હોતો નથી, પરંતુ સ્વજાતીય પ્રકૃતિ વડે લભ્ય ભાગના પ્રવેશ વડે જ થાય છે. કારણ કે આયુના અવાંતર ચાર ભેદ છે, એક વખતે ચારમાંથી કોઇપણ એક આયુ જ બંધાય છે, વધારે બંધાતા નથી તેનું કારણ તથાપ્રકારનો જીવસ્વભાવ છે. માટે શેષ ત્રણ આયુનો ભાગ બંધાતા કોઈપણ આયુને જાય છે તેથી પોતાની જ સ્વજાતીય પ્રકૃતિ વડે લભ્ય-મેળવવા યોગ્ય ભાગના પ્રવેશ વડે તેના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સંભવ છે.

તથા શેષ દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામ અને ગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અન્ય પ્રકૃતિઓના ભાગનો પ્રવેશ થવાથી અને પોતાની સ્વજાતીય પ્રકૃતિના ભાગનો પ્રવેશ થવાથી એમ બંને રીતે થાય છે. તે આ પ્રકારે—

મોહનીયકર્મની[1] કેટલીએક પ્રકૃતિઓનો આયુબંધના વિચ્છેદકાળે તે આયુના ભાગનો પ્રવેશ થવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે અને કેટલીએક પ્રકૃતિઓનો સ્વજાતીય પ્રકૃતિઓનો બંધવિચ્છેદ થયા બાદ વિચ્છેદ થયેલી તે પ્રકૃતિઓના ભાગનો પ્રવેશ થવાથી થાય છે. એ પ્રમાણે દર્શનાવરણીય, વેદનીય, નામ અને ગોત્રના ઉત્કૃષ્ટ પ્રદેશબંધ માટે પણ આગમને અનુસરીને સમજી લેવું. ૮૧

---

૧ જ્ઞાનાવરણીય અને અંતરાય સિવાય દરેક કર્મમાં સ્વજાતીય નહિ બંધાતી પ્રકૃતિના ભાગના દલિકો આવવા વડે અને બીજા નહિ બંધાતા કર્મના ભાગના દલિકો આવવા વડે પ્રદેશબંધમાં વૃદ્ધિ થાય છે. જ્ઞાનાવરણીય અને અંતરાયની પાંચ પાંચ જ પ્રકૃતિઓ હોવાથી અને સાથે જ બંધમાથી જતી હોવાથી સ્વજાતીય પ્રકૃતિના ભાગના દલિકો આવવા વડે પ્રદેશબંધમાં વધારો થતો નથી પરંતુ પરપ્રકૃતિના ભાગના દલિકો આવવા વડે જ વધારો થાય છે. આયુકર્મ સહિત આઠે કર્મ બંધાતા હોય તે વખતે મોહનીય, વેદનીય, નામ, ગોત્ર અને આયુમાં સ્વજાતીય નહિ બંધાતી પ્રકૃતિના ભાગના દલિકો આવવા વડે અને આયુ ન બંધાતું હોય ત્યારે નહિ બંધાતી સ્વ તથા પર પ્રકૃતિના ભાગના દલિકો આવવા વડે પ્રદેશબંધમાં વૃદ્ધિ થાય છે. દર્શનાવરણીયમાં જ્યારે તેની નવે પ્રકૃતિઓ બંધાતી હોય ત્યારે સ્વજાતિનો ભાગ પ્રાપ્ત થતો નથી પરંતુ જ્યારે છ કે ચાર બંધાય છે ત્યારે જ સજાતીય ભાગ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે મોહનીય માટે પણ સમજવું.

હવે આયુના વિષયમાં પરની શંકાનું નિરાકરણ કરવા ઇચ્છતા કહે છે—

**उक्कोसमाइयाणं आउम्मि न संभवो विसेसाणं ।**
**एवमिणं किंतु इमो नेओ जोगट्ठिइविसेसा ॥८२॥**

उत्कृष्टादीनां आयुषि न संभवः विशेषाणाम् ।
एवमिदं किन्तु अयं ज्ञेयो योगस्थितिविशेषात् ॥८२॥

અર્થ—ઉત્કૃષ્ટ આદિ વિશેષોનો આયુમાં સંભવ નથી કારણ કે આયુ બંધાય ત્યારે આઠે કર્મ બંધાતા હોવાથી મૂળ પ્રકૃતિની અપેક્ષાએ સર્વદા આઠમો ભાગ સરખી રીતે જ આવે છે. એવા શિષ્યના પ્રશ્નનો ઉત્તર આપતા કહે છે કે–એ પ્રમાણે જ એ છે પરન્તુ ઉત્કૃષ્ટ આદિ જે વિશેષ છે તે યોગ અને સ્થિતિના ભેદથી છે, માટે ઉત્કૃષ્ટ આદિ વિશેષોનો સંભવ છે. ૮૨

ટીકાનુ૦—અહિં શિષ્ય પ્રશ્ન કરે છે કે–આયુના સંબંધમાં ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ જઘન્ય અને અજઘન્યરૂપ વિશેષનો સંભવ નથી. કારણ કે–જ્યારે આયુ બંધાય ત્યારે આઠ કર્મનો બંધ થતો હોવાથી તેના બંધકાળે તેના ભાગમાં મૂળ પ્રકૃતિની અપેક્ષાએ હંમેશા આઠમો ભાગ આવે માટે ન્યાયની રીતે હમેશાં તેના ભાગમાં સરખી જ વર્ગણાઓ પ્રાપ્ત થાય, ઓછીવત્તી નહિ. તો પછી ઉત્કૃષ્ટાદિ વિશેષનો સંભવ કઈ રીતે હોઈ શકે?

આ પ્રમાણે શિષ્યે પ્રશ્ન કર્યો ત્યારે આચાર્ય મહારાજ ઉત્તર આપે છે કે–આયુ બંધાય ત્યારે આઠે કર્મ બંધાય છે અને મૂળ પ્રકૃતિની અપેક્ષાએ હંમેશાં આયુને આઠમો ભાગ પ્રાપ્ત થાય છે તેથી તેની અપેક્ષાએ ઉત્કૃષ્ટાદિ વિશેષનો સંભવ નથી એ પ્રમાણે તેં જે કહ્યું તે બરાબર છે. કારણ કે માત્ર આઠમા ભાગ આશ્રયીને હંમેશા તેનુ સરખાપણું અમે પણ કહ્યું જ છે, પરંતુ જે આ ઉત્કૃષ્ટાદિરૂપ વિશેષ છે તે યોગ અને સ્થિતિના ભેદથી છે એમ સમજવું. તે આ પ્રમાણે—

જ્યારે જીવ ઉત્કૃષ્ટ યોગે વર્ત્તતો હોય છે ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશ–વધારેમાં વધારે વર્ગણાઓનું ગ્રહણ કરે છે. મધ્યમયોગે મધ્યમ અને જઘન્યયોગે જઘન્ય એટલે ઓછામાં ઓછી વર્ગણાઓ ગ્રહણ કરે છે. આ પ્રમાણે હોવાથી આયુકર્મનો ઉત્કૃષ્ટાદિરૂપ ભાગ પણ તેને અનુસારે જ હોય છે. તેમ જ જ્યારે મોટી સ્થિતિવાળું આયુકર્મ બંધાય ત્યારે ભાગ મોટો હોય છે અને જઘન્ય સ્થિતિવાળું બંધાય ત્યારે ભાગ પણ જઘન્ય હોય છે. આ પ્રમાણે યોગ અને સ્થિતિના ભેદે ઉત્કૃષ્ટાદિરૂપ વિશેષ હોય છે માટે એ ચારે ભાંગાનો સંભવ છે. ૮૨

આ પ્રમાણે ભાગ વિભાગની પ્રરૂપણા કરી. હવે સાદ્યાદિ પ્રરૂપણા કરવી જોઇએ.

તે બે પ્રકારે છે. ૧ મૂળપ્રકૃતિ વિષયક, ૨ અને ઉત્તરપ્રકૃતિ વિષયક. તેમાં પહેલાં મૂળપ્રકૃતિ વિષયક પ્રરૂપણા કરવા ઇચ્છતા કહે છે—

**मोहाउयवज्जाणं अणुक्कोसो साइयाइओ होइ ।**
**साई अधुवा सेसा आउगमोहाण सव्वेवि ॥८३॥**

**मोहायुर्वर्ज्जानामनुत्कृष्टः साद्यादिको भवति ।**
**साद्यध्रुवाः शेषा आयुर्मोहनीययोः सर्व्वेऽपि ॥८३॥**

અર્થ—મોહ અને આયુ વર્જિત છ કર્મનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ આદિ ચાર ભેદે છે અને શેષ જઘન્યાદિ સાદિ સાંત ભાગે છે. તથા આયુ અને મોહનીયકર્મના ચારે ભેદો સાદિ સાંત ભાંગે છે. ૮૩

ટીકાનુ૦—મોહનીય અને આયુકર્મ સિવાય શેષ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, નામ, ગોત્ર અને અંતરાય કર્મનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

આ છ કર્મનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ મોહનીયકર્મનો બંધવિચ્છેદ થયા પછી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન ક્ષપક અથવા ઉપશમકને એક કે બે સમયપર્યંત થાય છે. માટે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ તો સાદિ સાંત જ હોય છે. આ સિવાયનો અન્ય સઘળો પ્રદેશબંધ અનુત્કૃષ્ટ છે. તે અનુત્કૃષ્ટ પ્રદેશબંધ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરી ત્યાંથી પડતા અથવા ઉપશાંતમોહ ગુણસ્થાનકે બંધવિચ્છેદ કરી ત્યાંથી પડતા મંદયોગસ્થાનકવર્ત્તિ આત્માને થાય માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

તથા એ છ કર્મના ઉત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય વિકલ્પો સાદિ સાંત ભાંગે છે. તેમાં ઉત્કૃષ્ટ તો સાદિ સાંત ભાંગે હમણાં જ વિચાર્યો. જઘન્ય પ્રદેશબંધ ઉત્પત્તિના પ્રથમ સમયે વર્ત્તમાન, લબ્ધિ અપર્યાપ્ત, સર્વથી અલ્પ વીર્યવાળા અને સાત કર્મના બંધક સૂક્ષ્મ નિગોદને એક સમયમાત્ર હોય છે. બીજે સમયે તેને જ અજઘન્ય હોય છે. વળી ફરી પણ સંખ્યાતો અથવા અસંખ્યાતો કાળ વીતી ગયા બાદ જઘન્ય યોગિપણું અને અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદપણું પ્રાપ્ત થાય ત્યારે પ્રથમ સમયે જઘન્ય પ્રદેશબંધ થઇ શકે છે. ત્યારપછીના સમયે અજઘન્ય થાય છે. આ પ્રમાણે અનેક વાર સંસારી જીવોને જઘન્ય અને અજઘન્ય પ્રદેશબંધમાં પરાવર્ત્તન થતું હોવાથી બંને સાદિ સાંત ભાંગે છે.

આયુ અને મોહનીય કર્મમાં જઘન્ય, અજઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ સઘળા ભેદો સાદિ સાંત ભાંગે છે. તેમાં આયુ અધ્રુવબંધિ હોવાથી તેના ચારે વિકલ્પોનુ તો સાદિ

સાંતપણું અત્યંત સ્પષ્ટ છે અને મોહનીયનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ ઉત્કૃષ્ટ યોગસ્થાનવર્ત્તિ સપ્તવિધ બંધક સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિને એક અથવા બે સમયપર્યંત હોય છે. શેષકાલ અનુત્કૃષ્ટ હોય છે, માટે એ બંને સાદિ સાંત ભાંગે છે. તથા જઘન્ય-અજઘન્યમાં સાદિ-સાંતપણાનો વિચાર જ્ઞાનાવરણીયાદિની જેમ જાણી લેવો. ૮૩

શિષ્યોના ઉપકાર માટે ઉપરોક્ત ગાથાનું વર્ણન કરતાં આચાર્ય મહારાજ કહે છે-

छव्बंधकस्स उक्कस्सजोगिणो साइअधुवउक्कोसो ।
अणुक्कोस तच्चुयाओ अणाइअधुवाधुवा सुगमा ॥८४॥

षड्बन्धकस्योत्कृष्टयोगिनः साद्यध्रुव उत्कृष्टः
अनुत्कृष्टस्तच्च्युतादनाद्यध्रुवध्रुवाः सुगमाः ॥८४॥

અર્થ—આ છ કર્મના બંધક ઉત્કૃષ્ટ યોગિને પ્રદેશબંધ સાદિ સાંત છે. ત્યાંથી પડે ત્યારે અનુત્કૃષ્ટ થાય છે. તથા અનાદિ અધ્રુવ અને ધ્રુવ સુગમ છે. ૮૪

ટીકાનુ૦—છ કર્મના બંધક ઉત્કૃષ્ટ યોગિ સૂક્ષ્મસંપરાયવર્ત્તિ ક્ષપક અથવા ઉપશમક આત્માને એક અથવા બે સમયપર્યંત મોહ અને આયુ વિના છ કર્મનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. તે તે જ વખતે થતો હોવાથી સાદિ અને બીજે અથવા ત્રીજે સમયે વિચ્છેદ થતો હોવાથી સાન્ત.

તે ઉત્કૃષ્ટ પ્રદેશબંધથી પડવા વડે અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય માટે તે સાદિ થાય, અથવા ઉપશાંતમોહ ગુણસ્થાનકે બંધવિચ્છેદને પ્રાપ્ત કરીને ત્યાંથી પડે ત્યારે મંદ યોગસ્થાનકે વર્ત્તતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધ પ્રવર્ત્તે એ રીતે પણ સાદિ થાય અને અનાદિ, ધ્રુવ અને અધ્રુવ તો સુગમ છે. તે આ પ્રમાણે-બંધવિચ્છેદ સ્થાનને અથવા ઉત્કૃષ્ટ પ્રદેશબંધ સ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ અનાદિ છે અને ધ્રુવ-અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ હોય છે. ૮૪

આ પ્રમાણે મોહ અને આયુ વિના શેષ કર્મના ઉત્કૃષ્ટ-અનુત્કૃષ્ટ પ્રદેશબંધનો વિચાર કર્યો. હવે જઘન્ય-અજઘન્યનો વિચાર કરે છે—

होइ जहन्नोऽपज्जत्तगस्स सुहुमनिगोयजीवस्स ।
तस्समउप्पन्नग सत्तबंधगस्सप्पविरियस्स ॥८५॥

एक्कं समयं अजहन्नओ तओ साइ अद्दुवा दोवि ।
मोहेवि इमे एवं आउम्मि य कारणं सुगमं ॥८६॥

भवति जघन्योऽपर्याप्तकस्य सूक्ष्मनिगोदजीवस्य ।
तत्समयोत्पन्नस्य सप्तबन्धकस्याल्पवीर्यस्य ॥८५॥
एकं समयमजघन्यस्ततः साद्यध्रुवौ द्वावपि ।
मोहेऽप्येतावेवमायुषि च कारणं सुगमम् ॥८६॥

અર્થ—પ્રથમ સમયોત્પન્ન જઘન્યયોગિ, સાત કર્મના બંધક, અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદ જીવને એક સમય પર્યંત જઘન્ય પ્રદેશબંધ થાય છે, ત્યારપછી અજઘન્ય થાય છે, માટે એ બંને સાદિ-સાંત છે. મોહનીયકર્મમાં પણ એ બે ભાંગા એમજ કહેવા અને આયુના સંબંધમાં તો કારણ સુગમ છે. ૮૫-૮૬

ટીકાનુ૦—તત્સમયોત્પન્ન એટલે ઉત્પત્તિના પ્રથમ સમયે વર્ત્તમાન, સર્વથી અલ્પ વીર્યવાળા સાતકર્મના બંધક, અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદીયા જીવને મોહ અને આયુ વિના શેષ છ કર્મનો [1]સામર્થ્યથી માત્ર એક જ સમય જઘન્ય પ્રદેશબંધ થાય છે. ત્યારપછીના સમયે અજઘન્ય થાય છે, ત્યારપછી કાળાન્તરે ફરી પણ જઘન્ય-અજઘન્ય પ્રદેશબંધ થાય છે આ પ્રમાણે વારાફરતી થતા હોવાથી એ બંને સાદિ સાંત છે.

મોહનીયકર્મના જઘન્ય અજઘન્યનો પણ એ જ પ્રમાણે વિચાર કરી લેવો.

તથા આયુના વિષયમાં જઘન્યાદિ ચારે વિકલ્પો સાદિ સાંત ભાંગે છે એ તો સુગમ છે, કારણ કે તેઓ સઘળા અધ્રુવબંધિ છે. ૮૫-૮૬

હવે મોહનીયના ઉત્કૃષ્ટ-અનુત્કૃષ્ટના સાદિ-સાંત ભાંગાનો વિચાર કરે છે.

मोहस्स अइकिलिट्ठे उक्कोसो सत्तबंधए मिच्छे ।
एक्कं समयं णुक्कोसओ तओ साइअधुवाओ ॥८७॥

मोहस्यातिक्लिष्टे उत्कृष्टः सप्तबन्धके मिथ्यादृष्टौ ।
एकं समयमनुत्कृष्टस्ततः साद्यध्रुवौ ॥८७॥

અર્થ—અતિક્લિષ્ટ પરિણામી સાતના બંધક મિથ્યાદૃષ્ટિ અથવા સમ્યગ્દૃષ્ટિને મોહનો એક સમયપર્યંત ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. ત્યારપછી અનુત્કૃષ્ટ થાય છે. માટે એ બંને સાદિ સાંત છે. ૮૭

૧ અહિં સામર્થ્યથી એક સમય એમ કહેવાનું કારણ સઘળા અપર્યાપ્તા અપર્યાપ્તાવસ્થામાં પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્યગુણ વધતા યોગસ્થાનકે જાય છે તેથી જઘન્ય યોગ માત્ર પહેલે જ સમયે હોય છે બીજા આદિ કોઇપણ સમયોમાં હોતો નથી. તેથી જઘન્ય પ્રદેશબંધ પણ એક સમય જ થાય છે. એ અર્થાત્ લેવાનું હોવાથી એમ કહ્યું છે.

ટીકાનુ૦—અતિસંક્લિષ્ટ પરિણામિ, અહિં અતિસંક્લેશનું ગ્રહણ માત્ર બળવાનપણું જણાવવા માટે છે. કારણ કે બળવાનને જ અતિસંક્લેશ હોય છે. નહિ તો પ્રદેશબંધના વિષયમાં સંક્લિષ્ટ પરિણામનું કંઇ પ્રયોજન નથી. ઉત્કૃષ્ટ વિશુદ્ધિવાળાને પણ ઉત્કૃષ્ટ યોગ હોય છે અને તેને ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. તેથી ગાથામાં 'अइकिलिट्ठे' એ પદ વડે બળવાન આત્માનું ગ્રહણ છે. એટલે કે ઉત્કૃષ્ટે યોગસ્થાને વર્ત્તમાન આત્મા લેવાનો છે, કેમકે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ તે જ કરી શકે છે, તથા સાતનો બંધક, ગાથામાં મૂકેલ 'मिच्छे' એ પદ સમ્યગ્દૃષ્ટિનું ઉપલક્ષણ–સૂચક છે માટે મિથ્યાદૃષ્ટિ અથવા સમ્યગ્દૃષ્ટિને એક અથવા બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. ત્યારપછી અનુત્કૃષ્ટ થાય છે. વળી કાળાન્તરે ઉત્કૃષ્ટ ત્યારપછી અનુત્કૃષ્ટ થાય છે. એ પ્રમાણે વારાફરતી થતા હોવાથી એ બંને સાદિ–સાંત ભાંગે છે. આ પ્રમાણે મોહનીયના વિષયમાં બે ભાંગા વિચાર્યા. ૮૭

આ પ્રમાણે મૂળપ્રકૃતિઓ આશ્રયી સાદ્યાદિ ભંગનો વિચાર કર્યો. હવે ઉત્તરપ્રકૃતિઓ આશ્રયી વિચાર કરવા ઇચ્છતા કહે છે—

**नाणंतरायनिद्दाअणवज्जकसायभयदुगंछाण ।**
**दंसणचउपयलाणं चउव्विगप्पो अणुक्कोसो ॥८८॥**

**ज्ञानान्तरायनिद्रानन्तानुबन्धिवर्जकषायभयजुगुप्सानाम् ।**
**दर्शनचतुष्कप्रचलानां चतुर्विकल्पोऽनुत्कृष्टः ॥८८॥**

અર્થ—જ્ઞાનાવરણીય, અન્તરાય, નિદ્રા, અનન્તાનુબન્ધિ વર્જ બાર કષાય, ભય, જુગુપ્સા, દર્શનાવરણ ચતુષ્ક અને પ્રચલાનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ ચાર પ્રકારે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, નિદ્રા, અનંતાનુબંધિ વર્જીને બાર કષાય, ભય, જુગુપ્સા, ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શનાવરણીયરૂપ દર્શનાવરણ ચતુષ્ક અને પ્રચલા એ ધ્રુવબંધિ ત્રીસ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ અને ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શનાવરણીયરૂપ દર્શનાવરણીય ચાર એ ચૌદ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન ક્ષપક અથવા ઉપશમક સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્માને એક કે બે સમયપર્યંત ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. કારણ કે ઉત્કૃષ્ટ યોગ વડે ઘણા દલિકો ગ્રહણ કરે છે અને આયુ તથા મોહનીયનો બંધવિચ્છેદ થયેલો હોવાથી તેના ભાગનો તેઓમાં પ્રવેશ થાય છે, એટલે કે તેનો ભાગ પણ મળે છે, વળી ચાર દર્શનાવરણીયમાં તો સ્વજાતીય નહિ બંધાતી પ્રકૃતિઓનો ભાગ પણ પ્રાપ્ત થાય છે. તે પ્રતિનિયત એક કે બે સમય જ થતો હોવાથી સાદિ સાંત છે. ત્યારપછી સમયાન્તરે મંદયોગસ્થાને વર્ત્તમાન તે જ આત્માને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય ત્યારે, અથવા ઉપશાંતમોહ ગુણસ્થાનકે બંધવિચ્છેદ કરીને

ત્યાંથી પડે અને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ કરે ત્યારે તેની સાદિ થાય. તે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ યોગ્ય સ્થાન અથવા વ્યવચ્છેદ સ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

નિદ્રા અને પ્રચલાનો ઉત્કૃષ્ટ યોગસ્થાને વર્ત્તમાન સાતકર્મના બંધક અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપૂર્વકરણ પર્યન્તવર્ત્તિ આત્માને એક અથવા બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. કારણ કે ઉત્કૃષ્ટ યોગસ્થાનનો સંભવ હોવાથી ઘણા દલિકો ગ્રહણ કરે છે અને નહિ બંધાતા આયુ તથા સ્ત્યાનર્દ્ધિત્રિકનો ભાગ પ્રાપ્ત થાય છે. તે એક કે બે સમય સુધી જ હોવાથી સાદિ સાંત છે. ત્યાર પછી સમયાન્તરે અનુત્કૃષ્ટ પ્રદેશ બંધ થાય એટલે તે પણ સાદિ થાય, અથવા બંધવિચ્છેદ સ્થાનને પ્રાપ્ત કરી ત્યાંથી પડે ત્યારે મંદ યોગસ્થાનકે વર્ત્તતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય તેથી પણ તે સાદિ થાય. ઉત્કૃષ્ટ પ્રદેશબંધ યોગ્ય સ્થાન અથવા બંધવિચ્છેદ સ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ અને ધ્રુવ-અધ્રુવ, અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

અપ્રત્યાખ્યાનાવરણ ચતુષ્કનો ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્માને એક કે બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. કારણ કે ઉત્કૃષ્ટ યોગસ્થાનકને પ્રાપ્ત થયેલ હોવાથી ઘણા દલિકો ગ્રહણ કરે છે અને સ્વજાતીય મિથ્યાત્વ તથા અનંતાનુબંધિ નહિ બંધાતી હોવાથી તેના ભાગનો તેમાં પ્રવેશ થાય છે. તે ઉત્કૃષ્ટ યોગસ્થાનેથી પડે ત્યારે અથવા બંધવિચ્છેદ સ્થાનને પ્રાપ્ત કરી ત્યાંથી પડે ત્યારે મંદ યોગસ્થાનકે વર્ત્તતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધનો આરંભ કરે ત્યારે તેની સાદિ થાય. તે ઉત્કૃષ્ટ બંધસ્થાન અથવા વ્યવચ્છેદ સ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, ધ્રુવ-અધ્રુવ, અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ ઘટે છે.

પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્કનો ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તતા દેશવિરતિ આત્માને એક અથવા બે સમયપર્યંત ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે, કારણ કે ઉત્કૃષ્ટ યોગના વશથી ઘણા દલિકો ગ્રહણ કરે છે તથા સ્વજાતીય બંધાતી મિથ્યાત્વ, અનંતાનુબંધિ અને અપ્રત્યાખ્યાનાવરણરૂપ પ્રકૃતિઓના ભાગનો તેમાં પ્રવેશ થાય છે, તે એક કે બે સમય જ થતો હોવાથી સાદિ સાંત છે. તે ઉત્કૃષ્ટથી પડતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય ત્યારે અથવા બન્ધવિચ્છેદ સ્થાનને પ્રાપ્ત કરી ત્યાંથી પડે ત્યારે મંદ યોગસ્થાને વર્ત્તતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય ત્યારે તેની સાદિ થાય, તે ઉત્કૃષ્ટ બંધ યોગ્ય સ્થાન અથવા બંધવિચ્છેદ સ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ અને ધ્રુવ-અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

ભય અને જુગુપ્સાનો ઉત્કૃષ્ટ યોગે [1]અપૂર્વકરણ ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માને

---

૧ અહિં અબધ્યમાન મિથ્યાત્વ તથા અનંતાનુબંધી આદિ બાર કષાયનો ભાગ મળતો હોવાથી ભય-જુગુપ્સાના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી અપૂર્વકરણ ગુણસ્થાનક વર્તી કહ્યા છે. પરંતુ અબધ્યમાન

એક અથવા બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. કારણ કે ઉત્કૃષ્ટ યોગના વશથી વર્ગણાઓ ગ્રહણ કરે છે તેમ જ મિથ્યાત્વ અને અનંતાનુબંધિ આદિ અબધ્યમાન સ્વજાતીય પ્રકૃતિઓના ભાગનો પ્રવેશ થાય છે. તે ઉત્કૃષ્ટથી પણ માત્ર બે સમય થતો હોવાથી સાદિ સાંત છે. તે ઉત્કૃષ્ટથી અનુત્કૃષ્ટે જતા અનુત્કૃષ્ટની સાદિ થાય, અથવા બંધવિચ્છેદ સ્થાનને પ્રાપ્ત કરી ત્યાંથી પડી અનુત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધનો આરંભ કરે ત્યારે તેની સાદિ થાય. તે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ યોગ્ય સ્થાન અથવા બંધવિચ્છેદ સ્થાનને જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓની અપેક્ષાએ અનાદિ અને ધ્રુવ-અધ્રુવ, અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ થાય છે.

સંજ્વલન ક્રોધનો ઉત્કૃષ્ટ યોગસ્થાને વર્ત્તમાન સંજ્વલન ચતુષ્કનો બંધક, અનુવૃત્તિ બાદર સંપરાયવર્ત્તિ આત્માને એક અથવા બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે કારણ કે ઉત્કૃષ્ટ યોગના વશથી ઘણા દલિકો ગ્રહણ કરે છે અને મિથ્યાત્વાદિ પ્રકૃતિઓના અને પુરુષવેદના ભાગનો પ્રવેશ થાય છે.

તથા માનાદિ ત્રણ પ્રકૃતિના બંધક ઉત્કૃષ્ટ યોગી તે જ અનિવૃત્તિ બાદર સંપરાયવર્ત્તિ આત્માને એક અથવા બે સમય સંજ્વલન માનનો સંજ્વલન ક્રોધના ભાગનો પણ પ્રવેશ થતો હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

તથા દ્વિવિધબંધક ઉત્કૃષ્ટ યોગિ તે જ અનિવૃત્તિબાદરસંપરાયવર્ત્તિ આત્માને એક કે બે સમય સંજ્વલન માયાનો સંજ્વલન માનના ભાગનો પણ પ્રવેશ થતો હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

તથા ઉત્કૃષ્ટ યોગિ એક પ્રકૃતિનો બંધક અનિવૃત્તિ બાદરસંપરાયવર્ત્તિ આત્માને એક કે બે સમય સંજ્વલન લોભનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. કારણ કે મોહનીયનો સઘળો ભાગ બંધાતી તે પ્રકૃતિરૂપે જ પરિણમે છે. માટે.

---

[1]મિથ્યાત્વાદિ તેર પ્રકૃતિઓનો ભાગ પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાને પણ મળે છે. તેથી આ બે ગુણસ્થાનક વર્તી આત્માઓને પણ ભય-જુગુપ્સાના ઉત્કૃષ્ટ પ્રદેશના સ્વામી કહેવા જોઈએ. છતાં અહિં કેમ કહ્યા નથી તે વિચારણીય છે. વળી પંચમ કર્મગ્રંથ ગા. ૯૨ અને ૯૪ ની ટીકામાં જણાવેલ છે કે-અબધ્યમાન કષાયોનો ભાગ બધ્યમાન કષાયોને જ મળે, પરંતુ નોકષાયોને મળે નહિ માટે આ બન્ને પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી અબધ્યમાન મિથ્યાત્વનો ભાગ મળતો હોવાથી ચોથાથી આઠમા ગુણસ્થાનક સુધીના જીવો છે.

તેથી પંચમ કર્મગ્રંથાદિના મતે અબધ્યમાન કષાયનાં દલિકો શેષ બધ્યમાન કષાયોને જ મળે છે પરંતુ બધ્યમાન નોકષાયોને મળતા નથી અને પંચસંગ્રહાદિના મતે અબધ્યમાન મિથ્યાત્વની જેમ અબધ્યમાન કષાયોનું દલિક પણ બધ્યમાન કષાય તથા નોકષાય એમ બન્નેને મળે છે. એમ સમજાય છે. પરંતુ જો એમ હોય તો હાસ્યાદિ બે યુગલમાં યથાસંભવ છઠ્ઠા આદિ ગુણસ્થાને મધ્યમના આઠ કષાયોનો ભાગ મળી શકે તેથી તે ગુણસ્થાનકવર્ત્તી જીવો જ આ ચારે પ્રકૃતિઓના સ્વામી કહેવા જોઈએ. છતા તેમ ન કહેતા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જ સ્વામી કેમ કહ્યા ? તે વિચારણીય છે.

આ પ્રમાણે તે સંજ્વલનની ચારે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ એક કે બે સમય જ થતો હોવાથી સાદિ સાંત છે તે સિવાયનો સઘળો પ્રદેશબંધ અનુત્કૃષ્ટ છે. તે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ યોગ્ય સ્થાનકથી પડતા અથવા બંધવિચ્છેદ સ્થાનને પ્રાપ્ત કરી ત્યાંથી પડતા મંદ યોગસ્થાનવર્ત્તિ આત્માને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય માટે સાદિ, ઉત્કૃષ્ટ પ્રદેશબંધ યોગ્ય સ્થાન અથવા બંધવિચ્છેદ સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ અને ધ્રુવ-અધ્રુવ, અભવ્ય અને ભવ્યને થાય છે. ૮૮

**सेसा साईअधुवा सव्वे सव्वाण सेसपगईणं ।**

**शेषाः साद्यध्रुवाः सर्वे सर्वासां शेषप्रकृतीनाम् ।**

અર્થ—ઉપરોક્ત પ્રકૃતિઓના શેષ વિકલ્પો તથા શેષ સઘળી પ્રકૃતિઓના સઘળા વિકલ્પો સાદિ સાંત ભાંગે છે.

ટીકાનુ૦—પૂર્વોક્ત ત્રીશ પ્રકૃતિઓના શેષ જઘન્ય, અજઘન્ય અને ઉત્કૃષ્ટરૂપ ત્રણે વિકલ્પો સાદિ સાંત ભાંગે છે. તેમાં ઉત્કૃષ્ટ તો સાદિ-સાંત ભાંગે હમણાં જ વિચારી ગયા અને જઘન્ય અત્યંત અલ્પ વીર્યવાળા, અપર્યાપ્ત, ભવ પ્રથમ સમયે વર્ત્તમાન, સૂક્ષ્મ નિગોદીયાને થાય છે. બીજા સમયે તેને જ અજઘન્ય થાય છે. ફરી પણ સંખ્યાતો કાળ અથવા અસંખ્યાતો કાળ ગયે છતે ઉક્ત સ્વરૂપવાળી નિગોદાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે જઘન્ય થાય માટે તે બંને સાદિ સાંત છે.

શેષ સઘળી મિથ્યાત્વ, અનંતાનુબંધિ કષાય, સ્ત્યાનર્દ્ધિત્રિક, અગુરુલઘુ, તૈજસ, કાર્મણ, ઉપઘાત, વર્ણચતુષ્ક અને નિર્માણરૂપ સત્તર ધ્રુવબંધિ પ્રકૃતિઓના અને સઘળી અધ્રુવબંધિ પ્રકૃતિઓના જઘન્ય, અજઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ચારે વિકલ્પો સાદિ સાંત ભાંગે છે.

કઇ રીતે સાદિ સાંત ભાંગે છે? તો કહે છે—

સ્ત્યાનર્દ્ધિત્રિક, મિથ્યાત્વ અને અનંતાનુબંધિનો સાતકર્મના બંધક, ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિને એક અથવા બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. આ આઠ પ્રકૃતિઓને સમ્યગ્દૃષ્ટિ જીવો બાંધતા જ નથી, માટે મિથ્યાદૃષ્ટિ ગ્રહણ કર્યા છે. ઉત્કૃષ્ટ યોગસ્થાનેથી મધ્યમયોગસ્થાનકે જતા અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય. ફરી પણ કાળાન્તરે ઉત્કૃષ્ટ યોગસ્થાન પ્રાપ્ત થતા ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. આ પ્રમાણે મિથ્યાદૃષ્ટિને તે બંને વારાફરતી થતા હોવાથી સાદિ સાંત છે.

તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, ઉપઘાત, વર્ણાદિ ચતુષ્ક અને નિર્માણ એ નામકર્મની ધ્રુવબંધિ નવ પ્રકૃતિઓનો તેવીસ પ્રકૃતિઓના બંધક ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિને એક અથવા બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. તે સિવાયના નામકર્મની

પચ્ચીસાદિ પ્રકૃતિના બંધકને ઘણા ભાગ થતા હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થતો નથી. કેવળજ્ઞાની મહારાજે તેમ જ દેખેલ છે. ત્યારપછી સમયાન્તરે અનુત્કૃષ્ટ થાય વળી ફરી કાળાન્તરે ઉત્કૃષ્ટ થાય. આ પ્રમાણે ક્રમશઃ થતો હોવાથી તે બંને સાદિ સાંત છે.

જઘન્ય-અજઘન્ય પ્રદેશબંધ ગાથાની શરૂઆતમાં જેમ ત્રીશ પ્રકૃતિ આશ્રયી ઘટાવ્યા તેમ અહિં પણ ઘટાવી લેવા.

તથા અધ્રુવબંધિની સઘળી પ્રકૃતિઓના ઉત્કૃષ્ટાદિ ચારે વિકલ્પો તેઓનો બંધ જ અધ્રુવ હોવાથી સાદિ સાંત ભાંગે જાણવા.

આ પ્રમાણે સાદ્યાદિ ભંગની પ્રરૂપણા કરી. હવે સ્વામિત્વનો વિચાર કરવો જોઇએ. તે બે પ્રકારે છે-૧ ઉત્કૃષ્ટ પ્રદેશવિષયક. ૨ જઘન્ય પ્રદેશવિષયક. વળી તે એક એક બબ્બે પ્રકારે છે-૧ મૂળપ્રકૃતિ વિષયક, ૨ ઉત્તરપ્રકૃતિ વિષયક. તેમાં પહેલા મૂળ અને ઉત્તર પ્રકૃતિવિષયક ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિત્વનો વિચાર કરે છે—

**जाण जहिं बंधंतो उक्कोसो ताण तत्थेव ॥८९॥**

**यासां यत्र बन्धान्त उत्कृष्टस्तासां तत्रैव ॥८९॥**

અર્થ—જે પ્રકૃતિઓના બંધનો જ્યાં અન્ત થાય ત્યાં પ્રાયઃ તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ સમજવો.

ટીકાનુ૦—જે પ્રકૃતિઓનો જે સ્થાને બંધવિચ્છેદ થાય છે તે પ્રકૃતિઓનો પ્રાયઃ ત્યાં જ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ સમજવો. તાત્પર્ય એ કે-જે સ્થાને બંધવિચ્છેદ થાય છે તે સ્થાનને પ્રાપ્ત થયેલા ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તતા આત્માઓ તે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ જાણવા.

અતિ સંક્ષેપમાં કહેલી ઉપરોક્ત હકીકતનો સવિશેષતઃ વિચાર કરે છે. તેમાં પણ મૂળપ્રકૃતિ વિષયક ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિત્વનો વિચાર કરે છે.

આયુકર્મના મિથ્યાદૃષ્ટિ, અવિરતિ સમ્યદૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્તસંયત અને અપ્રમત્તસંયત એ પાંચ ગુણસ્થાનકે વર્ત્તતા ઉત્કૃષ્ટ યોગસ્થાનવર્ત્તિ આત્માઓ ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ છે, કારણ કે આ સઘળા ગુણસ્થાનકવાળાઓને ઉત્કૃષ્ટ યોગસ્થાનક અને આયુના બંધનો સંભવ છે.

શંકા—સાસ્વાદન ગુણસ્થાનકવર્ત્તિ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ કેમ નથી હોતો ?

ઉત્તર—તેને ઉત્કૃષ્ટ યોગસ્થાનકનો જીવસ્વભાવે અસંભવ છે.

એ અસંભવને વિશેષતઃ પુષ્ટ કરે છે-જો સાસ્વાદન ગુણસ્થાનકવર્ત્તિ આત્માને

ઉત્કૃષ્ટ યોગ હોય તો અનંતાનુબંધિનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ સાસ્વાદને જ ઘટી શકે કારણ કે મિથ્યાત્વના ભાગની પણ પ્રાપ્તિ થાય અને જો એમ થાય તો અનંતાનુબંધિનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ આદિ ચાર ભાંગે ઘટી શકે. તે આ પ્રમાણે—

અનંતાનુબંધિનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ ઉક્ત નીતિએ સાસ્વાદને થાય, અન્યત્ર થાય. તે સાસ્વાદન ગુણસ્થાનકથી પડી મિથ્યાત્વે આવે ત્યારે અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય માટે સાદિ. જેઓએ સાસ્વાદન ગુણસ્થાનક પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને અનન્ત અને ભવ્યને સાન્ત. આ પ્રમાણે અનુત્કૃષ્ટ પ્રદેશબંધે ચારે ભાંગા ઘટી શકે

પરંતુ આ હકીકત શાસ્ત્રકારને ઇષ્ટ નથી. કારણ કે અનંતાનુબંધિનો અનુત્કૃ પ્રદેશબંધ સાદિ સાંત ભાંગે પહેલા જ કહી ગયા છે. માટે સાસ્વાદન ગુણસ્થાને ઉત્કૃષ્ટ યોગનો અસંભવ હોવાથી તે આયુના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ નથી.

મિશ્રદૃષ્ટિ તો આયુનો બંધ જ કરતો નથી માટે તેનો પણ નિષેધ કર્યો છે.

મોહનીયકર્મનો સાતના બંધક મિથ્યાદૃષ્ટિ, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત સંયત, અપ્રમત્તસંયત, અપૂર્વકરણ અને અનિવૃત્તિ બાદર સંપરાય એ સાત ગુણસ્થાનકવર્તિ આત્માઓ ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ છે. આ સઘળાઓને ઉત્કૃષ્ટ યોગસ્થાન અને મોહનીયના બંધનો સદ્ભાવ છે માટે.

શિવશર્મસૂરિ મહારાજ કહે છે કે—'આયુકર્મના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ પાંચ ગુણસ્થાનકવાળા અને મોહનીયકર્મના સાત ગુણસ્થાનકવાળા જીવો છે.'

અહિં શંકા કરે છે કે—સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ આત્માઓ મોહનીયના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ કેમ હોતા નથી? તેના ઉત્તરમાં કહે છે કે-તેઓને ઉત્કૃષ્ટ યોગ હોતો નથી માટે હોતા નથી. તેમાં સાસ્વાદને ઉત્કૃષ્ટ યોગ કેમ નથી હોતો તેની યુક્તિ હમણાં જ કહી ગયા અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિને પૂર્વસૂરિ મહારાજના પ્રવચનથી ઉત્કૃષ્ટ યોગ નથી હોતો એમ સમજવું. તે પૂર્વસૂરિ મહારાજનું વચન આ છે

'सासणसम्मामिच्छेसुक्कोसो जोगो न हवइत्ति' સાસ્વાદન અને મિશ્રદૃષ્ટિને ઉત્કૃષ્ટ યોગ હોતો નથી.

માટે ઉપરોક્ત સાત ગુણસ્થાનકવાળા જ મોહનીયના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ છે.

તથા જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, નામ, ગોત્ર અને અંતરાય એ છ કર્મનો ઉત્કૃષ્ટ યોગસ્થાનને પ્રાપ્ત થયેલો સૂક્ષ્મસંપરાયવર્તિ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. કારણ કે નહિ બંધાતા આયુ અને મોહનીયનો ભાગ પણ તેને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે મૂળપ્રકૃતિ વિષયક ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિત્વનો વિચાર કર્યો.

હવે ઉત્તર પ્રકૃતિવિષયક સ્વામિત્વનો વિચાર કરે છે—જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણચતુષ્ક અને અંતરાયપંચક એ ચૌદ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ યોગસ્થાનકને પ્રાપ્ત થયેલ સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. કારણ કે મોહનીય અને આયુના ભાગનો પણ તેમાં સમાવેશ થાય છે અને દર્શનાવરણચતુષ્કમાં સ્વજાતીય અબધ્યમાન નિદ્રાપંચકના ભાગનો પ્રવેશ થાય છે.

સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભનો ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન અનિવૃત્તિ બાદર સંપરાયવર્ત્તિ આત્મા અનુક્રમે ચાર ત્રણ બે અને એક પ્રકૃતિને જ્યારે બાંધતો હોય ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. બંધ આશ્રયી વિચ્છિન્ન થયેલી પ્રકૃતિઓના ભાગનો પ્રવેશ થાય છે માટે.

નિદ્રાદ્વિકના અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપૂર્વકરણ પર્યંતવર્તિ ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન સાતકર્મનો બંધક આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. આ સઘળા ગુણસ્થાનકોમાં ઉત્કૃષ્ટ યોગ અને તે પ્રકૃતિના બંધનો સંભવ છે અને થીણદ્ધિત્રિક અને આયુના ભાગનો પ્રવેશ થાય છે.

ભય અને જુગુપ્સાનો ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન અપૂર્વકરણ ગુણસ્થાનકવર્ત્તિ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. કારણ કે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરતા મિથ્યાત્વ, અનંતાનુબંધિ, અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણાદિ પ્રકૃતિઓના ભાગનો તેમાં પ્રવેશ થાય છે માટે.

અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો સાતનો બંધક ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. કેમકે આયુના ભાગનો તેમ જ મિથ્યાત્વ અને અનંતાનુબંધિના ભાગનો તેમાં પ્રવેશ થાય છે.

પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો સાતનો બંધક, ઉત્કૃષ્ટ યોગસ્થાનકને પ્રાપ્ત થયેલો દેશવિરતિ આત્મા, ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. મિથ્યાત્વ, અનંતાનુબંધિ, અપ્રત્યાખ્યાનાવરણ અને આયુના ભાગનો તેમાં પ્રવેશ થાય છે માટે.

તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, ઉપઘાત, વર્ણચતુષ્ક અને નિર્માણ એ નવપ્રકૃતિઓનો સાતકર્મનો બંધક, તેમાં પણ નામકર્મની એકેન્દ્રિયયોગ્ય ત્રેવીસ પ્રકૃતિ બાંધતો, ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન, મિથ્યાદૃષ્ટિ આત્મા એક કે બે સમય ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

મિથ્યાત્વ, અનંતાનુબંધિ અને સ્ત્યાનર્દ્ધિત્રિકરૂપ ધ્રુવબંધિ પ્રકૃતિઓના અને નામવાર દરેક અધ્રુવબંધિની પ્રકૃતિઓના લઘુ ઉપાય-સહેલી યુક્તિ બતાવવા દ્વારા ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ ગ્રંથકાર મહારાજ આગળ ઉપર પોતાની મેળે જ કહેશે. ૮૯

હવે પૂર્વોક્ત ત્રીશ પ્રકૃતિઓનો જે અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ આદિ ચાર પ્રકારે

કહ્યો છે તેના તથા અધ્રુવબંધિ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટાદિ ચાર પ્રકારના પ્રદેશબંધ સંબંધે જે સાદિ-સાંત ભંગ કહ્યો છે તેનો વિચાર કરવા માટે કહે છે—

**निययअबंधचुयाणं णुक्कोसो साइणाइ तमपत्ते ।**
**साई अधुवोऽधुवबंधियाणधुवबंधणा चेव ॥९०॥**

**निजकाबन्धच्युतानामनुत्कृष्टः सादिरनादिस्तमप्राप्तानाम् ।**
**सादिरध्रुवोऽध्रुवबन्धिनीनामध्रुवबन्धनादेव ॥९०॥**

અર્થ—પૂર્વોક્ત ત્રીશ પ્રકૃતિઓના પોતાના અબંધસ્થાનકથી પડેલાઓને તેનો અનુત્કૃષ્ટ થાય તેથી સાદિ અને તે સ્થાનકને નહિ પ્રાપ્ત થયેલાને અનાદિ છે. તથા અધ્રુવબંધિની પ્રકૃતિઓના ઉત્કૃષ્ટાદિ ચારે તેઓ અધ્રુવબંધિ હોવાથી જ સાદિ સાંત છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણષટ્ક, અંતરાયપંચક, અનંતાનુબંધિ વર્જીને બાર કષાય, ભય અને જુગુપ્સા એ ત્રીશ ધ્રુવબંધિની પ્રકૃતિઓના પોતપોતાના અબંધસ્થાનકથી અથવા ઉપલક્ષણ દ્વારા ઉત્કૃષ્ટ બંધસ્થાનકથી પડેલાઓને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ થાય ત્યારે તે બંધ સાદિ થાય અને તે અબંધસ્થાનને અથવા ઉત્કૃષ્ટ બંધસ્થાનને નહિ પ્રાપ્ત થયેલાને અનાદિ અને ધ્રુવ-અધ્રુવ, અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે.

તથા અધ્રુવબંધિ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટાદિ ચારે બંધ તેઓ અધ્રુવબંધિ હોવાથી સાદિ સાંત ભાંગે સમજવા. ૯૦

હવે અધ્રુવબંધિની પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિત્વના એટલે કે કયો જીવ તેનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરી શકે તેના જ્ઞાન માટે ટુંકો ઉપાય બતાવે છે—

**अप्पतरपगइबंधे उक्कडजोगी उ सन्नीपज्जत्तो । कुणइ पएसुक्कोसं**

**अल्पतरप्रकृतिबन्धे उत्कृष्टयोगी तु संज्ञिपर्याप्तः । करोति प्रदेशोत्कृष्टम्**

અર્થ—જ્યારે અલ્પ પ્રકૃતિઓનો બંધ થતો હોય ત્યારે ઉત્કૃષ્ટ યોગે વર્તમાન સંજ્ઞી પર્યાપ્તો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે.

ટીકાનુ૦—જ્યારે મૂળપ્રકૃતિઓનો અતિ અલ્પબંધ થતો હોય ત્યારે ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્તમાન પર્યાપ્ત સંજ્ઞી એક અથવા બે સમય અધ્રુવબંધિની પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે એટલે કે જ્યારે કોઇપણ વિવક્ષિત પ્રકૃતિના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો વિચાર કરવામાં આવે ત્યારે મૂળકર્મ તેમ જ તેની સ્વજાતીય અન્ય પ્રકૃતિઓ પણ જેટલી બની શકે તેટલી ઓછી બંધાતી હોય અને ઉત્કૃષ્ટ યોગસ્થાનક હોય ત્યારે પર્યાપ્ત સંજ્ઞિને તેનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. તે આ પ્રમાણે—

સાતવેદનીય, ઉચ્ચગોત્ર અને યશઃકીર્તિ એ ત્રણ પ્રકૃતિઓનો છ કર્મનો બંધક

ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. કારણ કે આયુના અને મોહનીયના ભાગનો અને યશઃકીર્ત્તિમાં અબધ્યમાન સ્વજાતીય પ્રકૃતિઓના ભાગનો પણ પ્રવેશ થાય છે.

પુરુષવેદનો અનિવૃત્તિ બાદર સંપરાયવર્ત્તિ ઉત્કૃષ્ટયોગી આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. કારણ કે મિથ્યાત્વ અને અનંતાનુબંધિ આદિ પ્રકૃતિઓના ભાગનો પણ પ્રવેશ થાય છે.

દેવગતિ પ્રાયોગ્ય તીર્થંકરનામકર્મ સાથે ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતો અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપૂર્વકરણના છઠ્ઠા ભાગ સુધીમાં ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન આત્મા તીર્થંકર નામકર્મના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન અપ્રમત્તસંયત તથા અપૂર્વકરણવર્તિ આહારકદ્વિક સહિત દેવગતિ યોગ્ય ત્રીશ પ્રકૃતિનો બંધક આત્મા આહારકદ્વિકના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

કહ્યું છે કે— આહારકદ્વિકના બંધમાં અપ્રમત્ત અને અપૂર્વકરણ બંને ગ્રહણ કર્યા છે. ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન તે બંનેને દેવગતિ યોગ્ય આહારકદ્વિક સાથે ત્રીશ બાંધતા ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. એકત્રીશના બંધમાં થતો નથી. કારણ કે ભાગો ઘણા થાય.'

તથા હાસ્ય, રતિ, અરતિ અને શોક મોહનીયના ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ[1] છે.

તથા તિર્યગ્દ્વિક, [2]અસાતવેદનીય, નીચગોત્ર, સ્ત્રીવેદ અને નપુંસકવેદનો સાત કર્મનો બંધક મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

- હુંડકસંસ્થાન, સ્થાવર, અયશઃકીર્ત્તિ, ઔદારિક, પ્રત્યેક, સાધારણ, સૂક્ષ્મ, બાદર, એકેન્દ્રિયજાતિ અને અપર્યાપ્તનામકર્મ એ સઘળી પ્રકૃતિઓના એકેન્દ્રિયયોગ્ય ત્રેવીસ પ્રકૃતિનો બંધક ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

---

૧ અહિં એકલા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ લીધા છે. પરંતુ કર્મગ્રંથની ટીકામાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી અપૂર્વકરણ સુધીના ઉત્કૃષ્ટ યોગે વર્ત્તતા સઘળા લીધા છે. પરંતુ અહિં એમ લાગે છે કે મોહનીયની સત્તર અને તેર પ્રકૃતિના બંધક ચોથા પાંચમાવાળા ન લેવા જોઇએ. પરંતુ નવ પ્રકૃતિના બંધક છઠ્ઠા સાતમા અને આઠમા ગુણસ્થાનકવાળા લેવા જોઇએ. કારણકે તેઓને અલ્પ પ્રકૃતિઓનો બંધ છે અને અબધ્યમાન મિથ્યાત્વ, અનંતાનુબંધિ અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણનો ભાગ પણ પ્રાપ્ત થાય છે. એટલે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ તેઓ જ કરી શકે એમ લાગે છે. તત્ત્વ કેવળીગમ્ય.

૨ તિર્યગ્દ્વિકાદિ પ્રકૃતિઓ સમ્યગ્દૃષ્ટિ બાંધતા નથી માટે મિથ્યાદૃષ્ટિ તેના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે તે બરાબર છે. પરંતુ અસાતવેદનીયને તો સમ્યક્ત્વી પણ બાંધે છે માટે તે પણ તેના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ હોવો જોઇએ. કર્મગ્રંથની ટીકામાં લીધો છે.

બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિયજાતિ, છેવટ્ઠું સંઘયણ, ઔદારિક અંગોપાંગ, મનુષ્યદ્વિક અને ત્રસનામકર્મનો અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિ યોગ્ય પચીસ પ્રકૃતિનો બંધક ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન મિથ્યાદષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

પરાઘાત, ઉચ્છ્વાસ અને પર્યાપ્તનામકર્મનો એકેન્દ્રિય યોગ્ય પચીસ પ્રકૃતિનો બંધક ઉત્કૃષ્ટ યોગિ મિથ્યાદષ્ટિ સ્વામિ છે.

આતપ અને ઉદ્યોતનો એકેન્દ્રિયયોગ્ય છવ્વિસનો બંધક સ્વામિ છે.

સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, સમચતુરસ્રસંસ્થાન, પ્રશસ્તવિહાયોગતિ, દેવદ્વિક, વૈક્રિયદ્વિક, [1]દુર્ભગ, અનાદેય, અશુભ અને અસ્થિર એ પંદર પ્રકૃતિઓનો દેવગતિપ્રાયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિનો બંધક ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

તથા નરકદ્વિક, અપ્રશસ્તવિહાયોગતિ અને દુઃસ્વરનામકર્મનો નરકગતિ પ્રાયોગ્ય અઠ્ઠાવીશનો બંધક ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

મધ્યમ ચાર સંઘયણ અને મધ્યમ ચાર સંસ્થાનનો તિર્યંચ અને મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધક અને [2]વજ્રઋષભનારાચસંઘયણનો મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધક ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન મિથ્યાદષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

દેવાયુનો ઉત્કૃષ્ટ યોગસ્થાનને પ્રાપ્ત થયેલો અપ્રમત્ત સંયત ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

તથા શેષ ત્રણ આયુનો ઉત્કૃષ્ટ યોગસ્થાનને પ્રાપ્ત થયેલો મિથ્યાદષ્ટિ ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે. આ પ્રમાણે મૂળપ્રકૃતિવિષયક અને ઉત્તરપ્રકૃતિવિષયક ઉત્કૃષ્ટ પ્રદેશબંધનું સ્વામિત્વ કહ્યું.

હવે જઘન્ય પ્રદેશબંધનુ સ્વામિત્વ કહેવું જોઇએ. તેમાં પહેલા મૂળપ્રકૃતિવિષયક કહે છે—

આયુ વિના સાતે મૂળપ્રકૃતિઓને ઉત્પત્તિના પ્રથમ સમયે વર્ત્તમાન, સર્વથી અલ્પ વીર્યવાળો લબ્ધિ અપર્યાપ્ત, સૂક્ષ્મ નિગોદ જીવ જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે.

ઉત્પત્તિના બીજા સમયે વર્ત્તતો તે સૂક્ષ્મ નિગોદ જીવ શા માટે જઘન્ય પ્રદેશ-

---

૧ દેવગતિ પ્રાયોગ્ય અઠ્ઠાવીશ બાંધતા દુર્ભગ અને અનાદેયનો બંધ થતો નથી છતાં અહિં લીધો છે તેનો આશય સમજાતો નથી, બાકી એ બે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ એકેન્દ્રિયયોગ્ય ત્રેવીસ બાંધતા સંભવે છે. ત્રેવીસનો બંધક મિથ્યાદૃષ્ટિ તેનો અધિકારી છે. અસ્થિર અને અશુભના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો પણ એ જ અધિકારી સંભવે છે અને સ્વોપજ્ઞ ટીકામાં પણ આ દુર્ભગ આદિ ચારેનો એકેન્દ્રિય પ્રાયોગ્ય ત્રેવીશનો બંધક સ્વામિ કહેલ છે.

૨ પ્રથમ સંઘયણના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો બંધાધિકારી તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીસનો બંધક પણ કર્મગ્રંથની ટીકામાં લીધો છે

બંધનો સ્વામિ નથી હોતો? તેના ઉત્તરમાં કહે છે કે-બીજે સમયે પહેલા સમયથી અસંખ્યગુણ વધતા યોગસ્થાનકે જાય છે. કારણ કે સઘળા અપર્યાપ્તા જીવો અપર્યાપ્તાવસ્થામાં પ્રતિસમય પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્યગુણ વધતા યોગસ્થાનકે જાય છે, માટે બીજે સમયે જઘન્ય પ્રદેશબંધ હોતો નથી.

શતકચૂર્ણિકાર મહારાજ કહે છે કે—'સઘળા અપર્યાપ્તા જીવો સમયે સમયે અસંખ્યગુણ યોગ વડે વધે છે માટે બીજા આદિ સમયોમાં જઘન્ય પ્રદેશબંધ ઘટી શકતો નથી.'

આયુનો પણ તે જ લબ્ધિ અપર્યાપ્તો અન્ય સૂક્ષ્મનિગોદની અપેક્ષાએ સર્વમંદ યોગસ્થાનવર્તિ સૂક્ષ્મ નિગોદનો આત્મા પોતાના આયુના ત્રીજા ભાગના પહેલે સમયે વર્તતો જઘન્ય પ્રદેશબંધ કરે છે. પરંતુ ત્યારપછીના સમયે કરતો નથી. કારણ કે અપર્યાપ્તો હોવાથી તેની પછીના સમયે અસંખ્યગુણ વધતા યોગસ્થાનકે જાય છે માટે ત્યાં જઘન્ય પ્રદેશબંધ ઘટતો નથી, તેથી પોતાના આયુના ત્રીજા ભાગના પહેલા સમયે જઘન્ય પ્રદેશબંધ કરે છે એમ કહ્યું છે.

શિવશર્મસૂરિ મહારાજ કહે છે કે—'ઉત્પત્તિના પહેલે સમયે જઘન્ય યોગે વર્તમાન અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદ સાતે કર્મનો જઘન્ય પ્રદેશબંધ કરે છે અને આયુનો બંધ કરતો તે જ સૂક્ષ્મનિગોદીઓ આયુનો જઘન્ય પ્રદેશબંધ કરે છે.'

આ પ્રમાણે મૂળપ્રકૃતિવિષયક જઘન્ય પ્રદેશનુ સ્વામિત્વ કહ્યું.

હવે ઉત્તરપ્રકૃતિ સંબંધે જઘન્ય પ્રદેશબધનું સ્વામિત્વ કહે છે—

**जहन्नयं तस्स वच्चासे ॥९१॥**

**जघन्यं तस्य व्यत्यासे ॥९१॥**

અર્થ—ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિત્વના વિષયમાં જે રીતે કહ્યું તેનાથી વિપર્યાસ કરતા જઘન્ય પ્રદેશબંધ થાય છે.

ટીકાનુ૦—ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિત્વ સંબંધે જે હકીકત કહી છે તેનો વિપર્યાસ કરવાથી જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ થાય છે. તે આ પ્રમાણે—

ઉત્કૃષ્ટ પ્રદેશબંધ તે આત્મા કરે છે કે જે મનોલબ્ધિસંપન્ન ઉત્કૃષ્ટ યોગસ્થાનકે વર્તમાન, સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો અને મૂળ તેમ જ ઉત્તરપ્રકૃતિઓની અલ્પ સંખ્યાનો બાંધનાર હોય.

શા માટે એ પ્રમાણે છે? તેના ઉત્તરમાં કહે છે કે—જે આત્મા મનોલબ્ધિ સંપન્ન છે તેની ચેષ્ટા–ક્રિયા શેષ જીવની અપેક્ષાએ અતિશય બળવાળી હોય છે કારણ કે વિચારપૂર્વક ક્રિયા કરનાર આત્માની ચેષ્ટા તીવ્ર હોય છે. પ્રબળ ચેષ્ટા યુક્ત તે આત્મા

ઘણા પુદ્ગલોને ગ્રહણ કરે છે માટે મનોલબ્ધિસંપન્ન એ વિશેષણ ગ્રહણ કર્યું છે. મનોલબ્ધિયુક્ત હોવા છતાં પણ પોતાની ભૂમિકાને અનુસારે મંદ મંદ યોગસ્થાનકવાળો પણ હોય છે. તેથી તેનો ત્યાગ કરવા માટે ઉત્કૃષ્ટયોગી એ વિશેષણ લીધું છે. તથા સંજ્ઞિ અપર્યાપ્તાને પણ પોતાની ભૂમિકાને અનુસારે ઉત્કૃષ્ટ યોગ છે, તે ઉત્કૃષ્ટ યોગનું અહિં પ્રયોજન નથી, કારણ કે તે ઉત્કૃષ્ટ યોગે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થતો નથી, માટે તેને દૂર કરવા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો એ વિશેષણ ગ્રહણ કર્યું છે.

આ ત્રણે વિશેષણ યુક્ત હોવા છતાં પણ જો ઘણી મૂળ કે ઉત્તરપ્રકૃતિઓનો બંધક હોય તો પણ વિવક્ષિત પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ ન થાય.' કારણ કે દલિકો ઘણા ભાગમાં વહેંચાઇ જાય, તે હેતુથી મૂળ અને ઉત્તર અલ્પતર પ્રકૃતિઓનો બંધક હોવો જોઇએ એમ કહ્યું છે. આ ચાર વિશેષણ યુક્ત આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે માટે પ્રદેશબંધના સ્વામિત્વના વિષયમાં સર્વત્ર આ નિર્દોષ સામાન્ય લક્ષણ છે. તેમાં જે કંઈ વિશેષ છે તે પૂર્વે બતાવેલ છે.

ઉપરોક્ત લક્ષણનો વિપર્યાસ એ જ પ્રાયઃ જઘન્ય પ્રદેશબંધના સ્વામિત્વના વિષયમાં લક્ષણ સમજવું. તે આ પ્રમાણે—

મનોલબ્ધિ હીન, જઘન્ય યોગસ્થાનકે વર્ત્તમાન, લબ્ધિ અપર્યાપ્તો, મૂળ અને ઉત્તર ઘણી પ્રકૃતિઓનો બાંધનાર આત્મા જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે.

કહ્યું છે કે—'સંજ્ઞી ઉત્કૃષ્ટ યોગિ, પર્યાપ્તો, અલ્પતર પ્રકૃતિનો બંધક, ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે, તેથી વિપરીત જઘન્ય પ્રદેશબંધ કરે છે.' આ તો બહુ સંક્ષેપમાં કહ્યું તેને જ મંદ મતિવાળા શિષ્યોના ઉપકાર માટે વિસ્તારથી વર્ણવે છે—

નરકગતિ, નરકાનુપૂર્વિ, નરકાયુ અને દેવાયુરૂપ ચાર પ્રકૃતિઓના સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો જઘન્ય યોગસ્થાનકે વર્ત્તમાન અસંજ્ઞિ પંચેન્દ્રિય જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે. અહિં અસંજ્ઞિ પર્યાપ્તાના જઘન્યયોગથી સંજ્ઞિ પર્યાપ્તાનો જઘન્યયોગ અસંખ્યાતગુણો હોય છે.

કહ્યું છે કે—'અસંજ્ઞિ પર્યાપ્તાના જઘન્યયોગથી સંજ્ઞિ પર્યાપ્તાનો જઘન્યયોગ અસંખ્યાતગુણો છે.'

માટે સંજ્ઞિને જઘન્ય પ્રદેશબંધ ઘટતો નથી તેથી અસંજ્ઞિ ગ્રહણ કર્યો છે અને અપર્યાપ્ત અસંજ્ઞિને વિવક્ષિત ચાર પ્રકૃતિઓનો બંધ થતો નથી માટે સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો એમ [1]કહ્યું છે.

---

1 જઘન્ય પ્રદેશબંધ થવામાં ચાર વિશેષણ મૂક્યા છે. પરંતુ વધારેમાં વધારે જેટલા ઘટે તેટલા ઘટાવવાના છે. જ્યાં ચારે ઘટે ત્યાં ચાર, ચારે ન જ ઘટતા હોય તો વધારેમાં વધારે ઘટી શકે તેટલા ઘટાવવાના છે.

આહારકદ્વિકનો મૂળ આઠે કર્મનો અને દેવગતિ પ્રાયોગ્ય એકત્રીશ પ્રકૃતિનો બંધક જઘન્યયોગે વર્ત્તમાન અપ્રમત્ત સંયત જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે.

દેવદ્વિક, વૈક્રિયદ્વિક અને તીર્થંકર નામકર્મ એ પાંચ પ્રકૃતિઓના ભવ પ્રથમ સમયે વર્ત્તમાન જઘન્ય યોગિ અવિરતિ સમ્યગ્દષ્ટિ, જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે.

તેમાં તીર્થંકર નામકર્મનો બંધક દેવ અથવા નારકી અનુક્રમે દેવભવમાંથી અથવા નરકભવમાંથી ચ્યવીને મનુષ્યભવમાં ઉત્પન્ન થતો ઉત્પત્તિના પ્રથમ સમયે વર્ત્તમાન મનુષ્ય દેવગતિપ્રાયોગ્ય તીર્થંકર નામકર્મ સહિત ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતો, જઘન્ય યોગિ, વૈક્રિયદ્વિક અને દેવદ્વિકનો જઘન્ય પ્રદેશબંધ કરે છે.

અહિં એમ શંકા થાય કે ઉક્ત ચાર પ્રકૃતિઓનો અસંજ્ઞિમાં શા માટે જઘન્ય પ્રદેશબંધ ન થાય? કારણ કે સંજ્ઞિથી અસંજ્ઞિમાં યોગ અલ્પ છે. તેના ઉત્તરમાં કહે છે કે—અહિં અસંજ્ઞિ બે પ્રકારનો છે. તે આ પ્રમાણે-૧ પર્યાપ્તો, ૨ અપર્યાપ્તો. તેમાં અપર્યાપ્તાને તો દેવગતિ પ્રાયોગ્ય કે નરકગતિ પ્રાયોગ્ય બંધ જ થતો નથી પર્યાપ્તાને જ થાય છે અને પર્યાપ્ત અસંજ્ઞિને અપર્યાપ્ત સંજ્ઞિના યોગસ્થાનકથી અસંખ્યાતગુણ યોગ હોય છે.

શતકચૂર્ણિકાર કહે છે કે-'સંજ્ઞિ અપર્યાપ્તાના યોગથી અસંજ્ઞિ પર્યાપ્તાનો યોગ અસંખ્યાતગુણો હોય છે.'

માટે અસંજ્ઞિમાં જઘન્ય પ્રદેશબંધ ઘટી શકતો નથી. તેથી ભવના પ્રથમ સમયે વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દષ્ટિ મનુષ્ય એ ચાર પ્રકૃતિઓના જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ કહ્યો છે.

આ કહેવા વડે કોઇ એમ કહે છે કે હીનબળવાળા અસંજ્ઞિમાં વૈક્રિયષટ્કનો જઘન્ય પ્રદેશબંધ થાય છે તેનું ખંડન કર્યું છે એમ સમજવું.

તીર્થંકરનામકર્મનો તીર્થંકરનામકર્મનો બાંધનાર મનુષ્ય કાળ કરીને દેવમાં ઉત્પન્ન થાય ત્યાં ભવના પ્રથમ સમયે જઘન્ય યોગસ્થાનકે વર્ત્તતો તીર્થંકર નામકર્મ સહિત મનુષ્યપ્રાયોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધનાર દેવ જઘન્ય પ્રદેશબંધ કરે છે. પૂર્વાચાર્યોએ તેમ જ પ્રતિપાદન કરેલું હોવાથી અન્યત્ર તેનો જઘન્ય પ્રદેશબંધ થતો નથી.

શતકચૂર્ણિમાં કહ્યું છે કે-'તીર્થંકરનામકર્મનો બંધક મનુષ્ય કાળ કરીને દેવમાં ઉત્પન્ન થાય તેને પ્રથમ સમયે મનુષ્યગતિ યોગ્ય તીર્થંકરનામકર્મ સહિત ત્રીશ પ્રકૃતિ બાંધતા સર્વ જઘન્ય યોગે વર્ત્તતાં તીર્થંકરનામકર્મનો જઘન્ય પ્રદેશબંધ થાય [1]અન્યત્ર ન થાય.'

---

૧ અહિં અન્યત્ર ન થાય એમ કહ્યું છે માટે તીર્થંકરનામકર્મ બાંધી નરકમાં જનારને તીર્થંકરનામકર્મ સાથે મનુષ્ય પ્રાયોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધતા તીર્થંકરનામકર્મનો જઘન્ય પ્રદેશબંધ ન થાય એમ સમજવું હેતુ એ જણાય છે કે દેવથી નરકમાં ભવના પ્રથમસમયે પણ યોગ વધારે હોવો જોઇએ.

તથા મનુષ્યાયુ અને તિર્યંચાયુ વર્જિત શેષ એક [1]સો નવ પ્રકૃતિઓનો સર્વથી જઘન્ય યોગે વર્ત્તમાન, લબ્ધિ અપર્યાપ્ત, ઉત્પત્તિના પ્રથમ સમયવર્ત્તિ, સૂક્ષ્મનિગોદિયો, જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે. તેમાં પણ અપર્યાપ્ત, સૂક્ષ્મ અને સાધારણ નામકર્મનો નામકર્મની પચીસ પ્રકૃતિનો બંધક સ્વામિ છે. એકેન્દ્રિય, આતપ અને સ્થાવર નામકર્મનો એકેન્દ્રિયયોગ્ય છવ્વીસનો બંધક સ્વામિ છે, મનુષ્યદ્વિકનો ઓગણત્રીશનો બંધક સ્વામિ છે. શેષ નામકર્મની પ્રકૃતિઓનો ત્રીશનો બંધક ઉક્ત વિશેષણવાળો સૂક્ષ્મ નિગોદિયો જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે.

મનુષ્યાયુ અને તિર્યંચાયુનો તે જ સૂક્ષ્મ નિગોદિયો પોતાના આયુના ત્રીજા ભાગના પ્રથમ સમયે વર્ત્તતો જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે. પોતાના આયુના ત્રીજા ભાગના બીજા આદિ સમયોમાં જઘન્ય પ્રદેશબંધ નહિ થવામાં કારણ પૂર્વે કહ્યું છે તે જ સમજવું, ૯૧

હવે મિથ્યાત્વ, અનંતાનુબંધિ અને સ્ત્યાનર્દ્ધિત્રિક એ આઠ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિ અને તૈજસાદિ નામ ધ્રુવબંધિની પ્રકૃતિઓના જઘન્ય પ્રદેશબંધના સ્વામિ જો કે સામાન્યથી પૂર્વે કહ્યા છે છતાં મંદ બુદ્ધિવાળા જીવોને સ્પષ્ટ રીતે બોધ થાય માટે વિશેષતઃ કહે છે—

**सत्तविहबन्धमिच्छे परमो अणमिच्छथीणगिद्धीणं ।**
**उक्कोससंकिलिट्ठे जहन्नओ नामधुवियाणं ॥९२॥**

**सप्तविधबन्धके मिथ्यादृष्टौ परमोऽनमिथ्यात्वस्त्यानर्द्धीनाम् ।**
**उत्कृष्टसंक्लिष्टे जघन्यो नामध्रुवबन्धिनीनाम् ॥९२॥**

અર્થ—ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામિ સાત કર્મના બંધક મિથ્યાદૃષ્ટિને અનંતાનુબંધિ ચતુષ્ક, મિથ્યાત્વ અને થીણદ્ધિત્રિકનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. તથા અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદને નામ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ થાય છે.

ટીકાનુ૦—સાત કર્મનો બંધક, ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામિ, અહિં સંક્લેશનું ગ્રહણ અતિશય બળનું ગ્રહણ કરવા માટે કર્યું છે. એટલે તાત્પર્ય એ કે—

સર્વોત્કૃષ્ટ યોગસ્થાને વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિને અનંતાનુબંધિ, મિથ્યાત્વ અને થીણદ્ધિત્રિકનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. એટલે કે સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો, સર્વોત્કૃષ્ટ યોગસ્થાનકે વર્ત્તમાન, સાતકર્મનો બંધક, સંજ્ઞિપંચેન્દ્રિય પૂર્વોક્ત અનંતાનુબંધિ આદિ આઠ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ પ્રદેશબંધનો સ્વામિ છે.

---

૧ અહિં ટીકામાં બે આયુ વિના એકસો નવ પ્રકૃતિઓ કહી, પરંતુ આ બે આયુ વિના એકસો સાત જ સંભવે છે. કારણ કે એકેન્દ્રિયો આ બે આયુષ્ય વિના એકસો સાત પ્રકૃતિઓ જ બાંધી શકે છે.

## उत्कृष्ट-जघन्यरसबन्धस्वामि-यन्त्रकम्

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી | જઘન્ય રસબંધના સ્વામી |
|---|---|---|---|
| જ્ઞાનાવરણ-પાંચ, પાંચ અંતરાય, દર્શનાવરણ ચાર | ૧૪ | સૂક્ષ્મસંપરાયી, ઉત્કૃષ્ટ યોગી | સર્વ અલ્પ વીર્યવાન્ લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદનો જીવ ભવાદ્ય સમય |
| નિદ્રા-પ્રચલા | ૨ | ઉત્કૃષ્ટયોગી, સપ્તવિધ બંધક ચોથાથી આઠમા ગુણસ્થાનકના પ્રથમ ભાગ સુધીના વર્તતા જીવો | ,, |
| થીણદ્ધિત્રિક, મિથ્યાત્વ, અનંતાનુબંધી ચતુષ્ક નપુંસકવેદ, સ્ત્રીવેદ | ૧૦ | ઉત્કૃષ્ટ યોગી, સપ્તવિધ બંધક પર્યાપ્ત સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ, | ,, |
| અપ્રત્યાખ્યાનીય ચતુષ્ક | ૪ | ચતુર્થ ગુણસ્થાનકવર્તિ | ,, |
| પ્રત્યાખ્યાનીય ચતુષ્ક | ૪ | પંચમ ગુણસ્થાનકવર્તિ | ,, |
| સંજ્વલન ક્રોધ | ૧ | નવમા ગુણ૦ ના દ્વિતીય ભાગવર્તિ | ,, |
| ,, માન | ૧ | ,, તૃતીય ભાગવર્તી | ,, |
| ,, માયા | ૧ | ,, ચતુર્થ ભાગવર્તી | ,, |
| ,, લોભ | ૧ | ,, પંચમ ભાગવર્તી | ,, |
| હાસ્ય, રતિ, શોક, અરતિ | ૪ | અવિરતિ સમ્યગ્દૃષ્ટિ | ,, |
| ભય, જુગુપ્સા | ૨ | અષ્ટમ ગુણસ્થાનકવર્તી | ,, |
| પુરુષવેદ | ૧ | નવમા ગુ૦ના પ્રથમ ભાગવર્તી | ,, |
| દેવાયુ | ૧ | અપ્રમત્ત સંયત | જઘન્યયોગી, પર્યાપ્ત અસંજ્ઞી પંચેન્દ્રિય |
| મનુષ્યાયુ-તિર્યંચાયુ | ૨ | મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી | સર્વાલ્પ વીર્યવંત, લબ્ધિ અપર્યાપ્ત, સૂક્ષ્મનિગોદ, સ્વાયુતૃતીય ભાગ પ્રથમ સમયવર્તી |

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી | જઘન્ય રસબંધના સ્વામી |
|---|---|---|---|
| નરકાયુ | ૧ | મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી | જઘન્યયોગી, પર્યાપ્ત અસંજ્ઞી પંચેન્દ્રિય |
| દેવદ્વિક, વૈક્રિયદ્વિક | ૪ | દેવપ્રાયોગ્ય અઠ્ઠાવીશનો બંધક | ભવાદ્ય સમયે દેવપ્રાયોગ્ય ઓગણત્રીશનો બંધક, સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય |
| નરકદ્વિક | ૨ | નરક પ્રાયોગ્ય ,, ,, | જઘન્યયોગી પર્યાપ્ત, અસંજ્ઞી પંચેન્દ્રિય, અષ્ટવિધ બંધક |
| મનુષ્યદ્વિક | ૨ | મનુષ્યપ્રાયોગ્ય પચ્ચીશનો બંધક | મનુષ્યપ્રાયોગ્ય ૨૯ ના બંધે |
| તિર્યંચદ્વિક, વર્ણચતુષ્ક, તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, નિર્માણ, ઉપઘાત, ઔદારિક શરીર, હુંડકસંસ્થાન, પ્રત્યેક, બાદર, અસ્થિર, અશુભ, દૌર્ભાગ્ય, અનાદેય, અયશ | ૨૦ | ત્રેવીશનો બંધક મિથ્યાદૃષ્ટિ મનુષ્ય-તિર્યંચ | તિર્યંચપ્રાયોગ્ય ત્રીશના બંધક |
| ઔદારિક અંગોપાંગ, પંચેન્દ્રિય જાતિ, છેવટ્ઠું સંઘયણ, ત્રસ, | ૪ | ત્રસપ્રાયોગ્ય પચ્ચીશના બંધક મનુષ્ય-તિર્યંચ | ,, ,, |
| પરાઘાત, ઉચ્છ્વાસ, પર્યાપ્ત | ૩ | એકેન્દ્રિય પ્રાયોગ્ય પચ્ચીસના બંધક નરક વિનાના ત્રણ ગતિના જીવો | ,, ,, |
| વિકલત્રિક | ૩ | સ્વપ્રાયોગ્ય પચ્ચીશના બંધક મનુષ્ય-તિર્યંચ | સ્વપ્રાયોગ્ય ત્રીશના બંધક |
| એકેન્દ્રિય, સ્થાવર | ૨ | ત્રેવીશના બંધક-મનુષ્ય તિર્યંચ | એકેન્દ્રિય પ્રાયોગ્ય છવ્વીશના બંધક |
| આતપ | ૧ | છવ્વીશના બંધક, નરક વિના ત્રણ ગતિના જીવો | ,, ,, |
| ઉદ્યોત | ૧ | નરક વિના ત્રણે ગતિના જીવો એકે૦ પ્રાયોગ્ય છવ્વીશના બંધે | તિર્યંચ પ્રાયોગ્ય ત્રીશના બંધક |
| મધ્યમના ચાર સંઘયણ ,, ,, સંસ્થાન | ૮ | તિર્યંચ અથવા મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશના બંધક | ,, ,, |
| વજ્રઋષભનારાચ | ૧ | મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશના બંધક | ,, ,, |
| સમચતુરસ્ર, શુભવિહાયોગતિ, સ્થિર, શુભ, સૌભાગ્ય, સુસ્વર, આદેય | ૭ | દેવપ્રાયોગ્ય અઠ્ઠાવીશનો બંધક | ,, ,, |

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી | જઘન્ય રસબંધના સ્વામી |
|---|---|---|---|
| અશુભ વિહાયોગતિ, દુઃસ્વર | ૨ | નરકપ્રાયોગ્ય અઠ્ઠાવીશના બંધક | તિર્યંચ પ્રાયોગ્ય ત્રીશના બંધક |
| સૂક્ષ્મ, સાધારણ | ૨ | ત્રેવીશના બંધક | પર્યા૦ એકે૦ પ્રાયો૦ પચ્ચીશના બંધક |
| અપર્યાપ્ત | ૧ | ,, | અપ૦ ત્રસ પ્રાયો૦ પચ્ચીશના બંધક |
| યશ | ૧ | સૂક્ષ્મસંપરાયવર્તિ | તિર્યંચ પ્રાયોગ્ય ત્રીશના બંધક |
| આહારકદ્વિક | ૨ | દેવપ્રાયોગ્ય ત્રીશના બંધક ઉત્તમ મુનિ | અષ્ટવિધ બંધક, દેવપ્રાયોગ્ય, એકત્રીશના બંધક અપ્રમત્તવતિ |
| જિનનામ | ૧ | દેવપ્રાયોગ્ય ઓગણત્રીશનો બંધક મનુષ્ય | મનુષ્ય પ્રાયોગ્ય ત્રીશનો બંધક સમ્યગ્દષ્ટિ દેવ, ભવાદ્ય સમયે |
| ઉચ્ચગોત્ર | ૧ | સૂક્ષ્મસંપરાયવર્તી | ભવાદ્ય સમયવર્તી, સર્વાલ્પયોગી, લબ્ધિ અપર્યાપ્ત, સૂક્ષ્મ નિગોદનો જીવ |
| નીચગોત્ર | ૧ | મિથ્યાદષ્ટિ | ,, |

(૧) અહિં ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામિમાં ચાર આયુ વિના સર્વત્ર ઉત્કૃષ્ટયોગી, સંજ્ઞીપર્યાપ્ત અને જ્યાં આયુબંધનો સંભવ હોય ત્યાં સપ્તવિધ બંધક જીવો સમજવા.

(૨) વૈક્રિયઅષ્ટક, આહારકદ્વિક, તીર્થંકર નામકર્મ, મનુષ્યાયુ તથા તિર્યંચાયુ વિના શેષ એકસો સાત પ્રકૃતિઓના જઘન્ય પ્રદેશબંધના સ્વામી સર્વ અલ્પ વીર્યવાન્ લબ્ધિ અપર્યાપ્ત, સૂક્ષ્મનિગોદના જીવ ભવાદ્ય સમયે સમજવા.



તથા તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, ઉપઘાત, વર્ણાદિ ચતુષ્ક અને નિર્માણ એ નામ ધ્રુવબંધિની નવ પ્રકૃતિઓનો સાતનો બંધક મિથ્યાદૃષ્ટિ અપર્યાપ્તો સર્વ જઘન્ય યોગસ્થાને વર્તમાન નામકર્મની તિર્યંચગતિ યોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધતો સૂક્ષ્મ નિગોદિઓ[1] જઘન્ય પ્રદેશબંધનો સ્વામિ છે. આ પ્રમાણે નેવ્યાશીમી ગાથામાં કહેવા માટે બાકી રાખેલા ઉપરોક્ત પ્રકૃતિઓના સ્વામિ કહ્યા. ૯૨

આ પ્રમાણે સ્વામિત્વ પ્રરૂપણા કરી છેવટે તે કરીને પ્રદેશબંધનું સ્વરૂપ પૂર્ણ કર્યું. હવે કઇ પ્રકૃતિઓ જઘન્યથી અથવા ઉત્કૃષ્ટથી કેટલા કાળ પર્યંત નિરંતર બંધાય? તેનું નિરૂપણ કરવા માટે કહે છે—

**समयादसंखकालं तिरिदुगनीयाणि जाव वज्झंति ।**
**वेउव्वियदेवदुगं पल्लतिगं आउ अंतमुहू ॥९३॥**

**समयादसंख्यकालं तिर्यग्द्विकनीचैर्गोत्रे यावत् वध्येते ।**
**वैक्रियदेवद्विकं पल्यत्रिकमायुरन्तर्मुहूर्त्तम् ॥९३॥**

અર્થ—તિર્યંગ્દ્વિક અને નીચગોત્ર જઘન્ય સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યકાળ પર્યંત, વૈક્રિયદ્વિક અને દેવદ્વિક ત્રણ પલ્યોપમ પર્યંત અને આયુ અંતર્મુહૂર્ત પર્યંત નિરંતર બંધાય છે.

ટીકાનુ૦—તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ અને નીચગોત્ર એ જઘન્યથી એક સમય પર્યંત બંધાય છે. કારણ કે બીજે સમયે તથાપ્રકારના અધ્યવસાયના યોગે તેની વિરોધિની પ્રકૃતિઓના બંધનો સંભવ છે. ઉત્કૃષ્ટથી અસંખ્ય લોકાકાશના પ્રદેશની જેટલી સંખ્યા થાય તેટલા સમય પર્યંત નિરંતર બંધાય છે. કારણ કે તેઉકાય અને વાઉકાયમાં ગયેલા આત્માને એ જ ત્રણ પ્રકૃતિઓ બંધાય છે, તથાભવસ્વભાવે તેની વિરોધિની મનુષ્યગતિ આદિ બંધાતી નથી. તે બંનેની સ્વકાયસ્થિતિ તેટલી જ છે તેથી ઉપરોક્ત ત્રણ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ તેટલો નિરંતર બંધકાળ કહ્યો છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે-'હે ભગવન્! તેઉકાયિક જીવ તેઉકાયપણે કાળથી કેટલો કાળ હોય? હે ગૌતમ! જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતો કાળ એટલે કાળ આશ્રયી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પર્યંત હોય અને ક્ષેત્ર આશ્રયી

---

૧ અહિં ગાથામા નામની ધ્રુવબંધિ નવ પ્રકૃતિનો બંધક સૂક્ષ્મનિગોદ છે એમ કહ્યું નથી છતાં-व्याख्यानतो विशेषप्रतिपत्तिः नहि सन्देहादलक्षणता-એ ન્યાયે લેવાનો છે. ન્યાયનો અર્થ આ-વ્યાખ્યાનથી વિશેષ અર્થનો નિર્ણય થાય છે. સંદેહથી-સંશયથી લક્ષણ અલક્ષણ થતુ નથી. તાત્પર્ય એ કે-સૂત્રના અર્થમા સંશય થવાથી તેના વિશેષાર્થનો નિર્ણય વ્યાખ્યાનથી થાય છે. પરંતુ જે લક્ષણ પ્રતિપાદક સૂત્ર છે તે અલક્ષણ થતું નથી.

અસંખ્યાતા લોકાકાશના જેટલા પ્રદેશ થાય તેટલા સમયપ્રમાણ હોય. એ પ્રમાણે વાયુકાય માટે પણ સમજવું.'

વૈક્રિયદ્વિક અને દેવદ્વિક જઘન્ય એક સમય બંધાય. કારણ કે તે પરાવર્ત્તમાન પ્રકૃતિઓ છે, બીજે સમયે તથાપ્રકારના અધ્યવસાયના યોગે તેની વિરોધિની પ્રકૃતિઓ બંધાઇ શકે છે. ઉત્કૃષ્ટથી ત્રણ પલ્યોપમ પર્યંત બંધાય છે. કારણ કે અસંખ્ય વર્ષના આયુવાળા તિર્યંચો અને મનુષ્યો જન્મથી આરંભી મરણપર્યંત એ જ પ્રકૃતિઓ બાંધે છે. તે યુગલિકો ઉત્કૃષ્ટથી ત્રણ પલ્યોપમના આયુવાળા જ હોય છે માટે તેનો ઉત્કૃષ્ટથી તેટલો નિરંતર બંધકાળ કહ્યો છે.

ચારે આયુ ઉત્કૃષ્ટથી નિરંતર અંતર્મુહૂર્ત્ત સુધી જ બંધાય છે અધિક કાળ બંધાતા નથી. તેમાં કારણ તથાપ્રકારનો જીવસ્વભાવ જ છે. ૯૩

**देसूणपुव्वकोडी सायं तह असंखपोग्गला उरलं ।**
**परघाउस्सासतसचउपणिंदि पणसिय अयरसयं ॥९४॥**

देशोनां पूर्वकोटीं सातं तथासंख्यपुद्गलातुरलम् ।
पराघातोच्छ्वासत्रसचतुष्कपञ्चेन्द्रियाणि पञ्चाशीतमतरशतम् ॥९४॥

અર્થ—સાતવેદનીય ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વકોટિ પર્યંત ઔદારિકશરીર નામકર્મ અસંખ્યાતા પુદ્ગલ પરાવર્ત્તન પર્યંત અને પરાઘાત, ઉચ્છ્વાસ, ત્રસચતુષ્ક, અને પંચેન્દ્રિયજાતિ નામકર્મ એકસો પંચાશી સાગરોપમ પર્યંત નિરંતર બંધાય છે.

ટીકાનુ૦—સાતવેદનીયકર્મ જઘન્યથી એક સમય બંધાય છે. કારણ કે પરાવર્ત્તમાન પ્રકૃતિ હોવાથી બીજે સમયે તથાપ્રકારના અધ્યવસાયરૂપ સામગ્રીના વશથી તેની વિરોધિ પ્રકૃતિનો બંધ થઇ શકે છે, તેથી સાતવેદનીયનો જઘન્ય એક સમયમાત્ર બંધકાળ ઘટે છે. પરાવર્ત્તમાન પ્રકૃતિઓનો જઘન્યથી એક સમયમાત્ર બંધકાળ હોવામાં આગળ પણ આ જ કારણ સમજવું. ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વકોટિ પર્યંત નિરંતર બંધાય છે. કારણ કે ઉત્કૃષ્ટથી સયોગિકેવળી ગુણસ્થાનકનો એટલો કાળ છે અને ત્યાં એકલી [1]સાતાનો જ બંધ થાય છે, અસાતાનો થતો નથી.

---

૧ તેરમા ગુણસ્થાનકનો દેશોનપૂર્વકોટીકાળ હોવાથી સાતાનો ઉત્કૃષ્ટ બંધકાળ તેટલો ઘટે છે. અન્યત્ર તો અંતર અંતર્મુહૂર્તે પરાવર્ત્તમાન પ્રકૃતિ હોવાથી પલટાયા કરે છે. આ પ્રમાણે દરેક પરાવર્ત્તમાન પ્રકૃતિ માટે સમજવું જ્યાં જ્યાં જે જે પરાવર્ત્તમાન પ્રકૃતિઓનો નિરંતર ત્રણ પલ્યોપમાદિ બંધકાળ કહ્યો હોય ત્યાં ત્યાં તેની વિરોધિની પ્રકૃતિઓ ગુણ પ્રત્યયે કે ભવ પ્રત્યયે બંધાતી નથી માટે કહ્યો છે. જ્યાં જ્યાં વિરોધી પ્રકૃતિઓ બંધાતી હોય ત્યા ત્યા તો અંતર્મુહૂર્ત્ત ઉત્કૃષ્ટ નિરંતર બંધકાળ સમજવો જઘન્ય સર્વત્ર સમય સમજવો.

ઔદારિકશરીર નામકર્મ જઘન્યથી એક સમય બંધાય છે અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા પુદ્ગલ[1] પરાવર્ત્તન પર્યંત બંધાય છે. કારણ કે સ્થાવરમાં ગયેલા જીવો ઔદારિકશરીર નામકર્મ જ બાંધે છે, વૈક્રિય બાંધતા નથી. કેમકે તેઓને ભવસ્વભાવે જ તે શરીર નામકર્મ બંધયોગ્ય અધ્યવસાયનો અસંભવ છે. સ્થાવરમાં ગયેલા વ્યવહાર રાશિના આત્માઓ ઉત્કૃષ્ટથી તેટલો જ કાળ ત્યાં રહે છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે કે–'હે પ્રભો! એકેન્દ્રિયનો એકેન્દ્રિયપણે કાળ આશ્રયી કેટલો કાળ હોય? હે ગૌતમ! જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ આશ્રયી હોય છે અને ક્ષેત્રથી અનંતા લોક, અસંખ્યાતા પુદ્ગલ પરાવર્ત્તન કાળ હોય છે. તે પુદ્ગલ પરાવર્ત્તન આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ લેવા.'

પરાઘાત, ઉચ્છ્વાસ, ત્રસ બાદર પર્યાપ્ત અને પ્રત્યેક એ ત્રસચતુષ્ક અને પંચેન્દ્રિયજાતિ એ સાત પ્રકૃતિઓ જઘન્યથી એક સમયમાત્ર બંધાય છે અને ઉત્કૃષ્ટથી એકસો પંચાશી સાગરોપમ પર્યંત નિરંતર બંધાય છે.

શી રીતે એકસો પંચાશી સાગરોપમ નિરંતર બંધાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે—

છઠ્ઠી નરક પૃથ્વીમાં રહેલી નારકીઓનું ઉત્કૃષ્ટથી બાવીસ સાગરોપમ આયુ છે. તેટલો કાળ ત્યા ભવસ્વભાવે ઉક્ત પ્રકૃતિઓ જ બંધાય છે, તેની વિરોધિની પ્રકૃતિઓ બંધાતી નથી. તે નારકી પોતાના ભવના અંતે સમ્યક્ત્વ પ્રાપ્ત કરી તે લઈને મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં પણ સમ્યક્ત્વના પ્રભાવથી વિવક્ષિત પ્રકૃતિઓની પ્રતિપક્ષ પ્રકૃતિઓ બંધાતી નથી. હવે તે મનુષ્ય [2]અનુત્તર સંયમનું પાલન કરી એકત્રીશ સાગ-

---

૧ અહિં નિગોદ જીવો ત્રણ પ્રકારના છે–૧ કેટલાક એવા જીવો છે કે નિગોદમાંથી નીકળ્યા નથી અને નીકળશે પણ નહિ. ૨ કેટલાક એવા જીવો છે જેઓ હજી હવે નીકળશે અને ૩ કેટલાક એવા જીવો છે કે નિગોદમાંથી નીકળી કરી નિગોદમાં ગયા છે. અહિં ઔદારિક શરીર નામનો નિરંતર બંધકાળ જે કહ્યો છે, તે ત્રીજા પ્રકારના જીવ આશ્રયી સમજવાનો છે. પહેલા બે પ્રકાર આશ્રયી તો અનુક્રમે અનાદિ અનંત અને અનાદિ સાંતકાળ સમજવો. સૂક્ષ્મનિગોદ ભાવને જેઓએ કોઈ દિવસ છોડ્યો નથી તે અવ્યવહાર રાશિના જીવો કહેવાય છે. શેષ સઘળા વ્યવહારરાશિના કહેવાય છે.

૨ આ ટીકામાં તેમ જ સ્વોપજ્ઞ ટીકામાં–'છઠ્ઠી નરકમાંથી સમ્યક્ત્વ સહિત નીકળી મનુષ્યપણામાં ઉત્તમ સંયમની આરાધના કરી નવમી ગ્રૈવેયકમાં જાય' એમ કહ્યું. પરંતુ છઠ્ઠી નરકમાથી નીકળેલ જીવ મનુષ્યપણામાં દેશવિરતિ પ્રાપ્ત કરી શકે છે, પણ સર્વવિરતિ પ્રાપ્ત કરી શકતો નથી' એમ બૃહત્સંગ્રહણી વગેરે ઘણા ગ્રંથોમાં કહ્યું છે. તેમ જ પંચમ કર્મગ્રંથ ગા૦ ૬૦ ની ટીકામા આ જ સાત પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ નિરંતર બંધકાળ બતાવતાં કહ્યું છે કે–'સમ્યક્ત્વ સહિત છઠ્ઠી નરકમાથી નીકળી મનુષ્યપણું પામી દેશવિરતિની આરાધના કરી સમ્યક્ત્વ સહિત ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવ થઈ ત્યાંથી મનુષ્યમાં આવી સર્વવિરતિ સંયમની આરાધના કરી નવમ ગ્રૈવેયકમાં જાય.' અને તેથી ચાર

રોપમના આઉખે ગ્રૈવેયકમાં દેવપણે ઉત્પન્ન થાય. તે દેવ તથાપ્રકારના અધ્યવસાયના યોગે જન્મ થયા પછી તરત મિથ્યાત્વભાવને પ્રાપ્ત કરે. ચ્યવનકાળે ફરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરી મનુષ્યમાં આવી ઉત્તમ શ્રાવકપણું પાળી બાવીસ બાવીસ સાગરોપમના આઉખે ત્રણવાર અચ્યુત દેવલોકમાં જવા વડે છાસઠ સાગરોપમ કાળ પૂર્ણ કરે. ક્ષાયોપશમિક સમ્યક્ત્વ તેટલો કાળ નિરંતર ટકી શકે છે. ત્યારપછી અંતર્મુહૂર્ત્ત મિશ્ર ગુણસ્થાનકે આવી ફરી ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી બે વાર તેત્રીશ સાગરોપમના આઉખે વિજયાદિ વિમાનમાં જવા વડે છાસઠ સાગરોપમ પૂર્ણ કરે. આ સ્થાનકોમાં આટલા કાળ પર્યંત ભવપ્રત્યયે અથવા ગુણપ્રત્યયે ઉક્ત પ્રકૃતિઓની વિપક્ષ પ્રકૃતિઓ બંધાતી નથી. માટે વિવક્ષિત પ્રકૃતિઓનો નિરંતર એકસો પંચાશી સાગરોપમનો બંધકાળ[1] ઘટે છે. ૯૪

**चउरंसउच्चसुभखगइपुरिससुस्सरतिगाण छावट्ठि ।**
**बिउणा मणुदुगउरलंगरिसहतित्थाण तेत्तीसा ॥९५॥**

चतुरस्रोच्चैर्गोत्रशुभखगतिपुरुषवेदसुस्वरत्रिकाणां षट्षष्टिः ।
द्विगुणा मनुजद्विकौदारिकाङ्गवज्रर्षभतीर्थानां त्रयस्त्रिंशत् ॥९५॥

અર્થ—સમચતુરસ્ર સંસ્થાન, ઉચ્ચગોત્ર, શુભ વિહાયોગતિ, પુરુષવેદ અને સુસ્વરત્રિકનો દ્વિગુણ છાસઠ સાગરોપમ નિરંતર બંધકાળ છે. તથા મનુજદ્વિક, ઔદારિક અંગોપાંગ, વજ્રઋષભનારાચ સંઘયણ અને તીર્થંકરનામકર્મનો તેત્રીસ સાગરોપમ નિરંતર બંધકાળ છે. ૯૫

ટીકાનુ૦—સમચતુરસ્રસંસ્થાન, ઉચ્ચગોત્ર, શુભવિહાયોગતિ, પુરુષવેદ સુસ્વર સુભગ અને આદેય એ સુસ્વરત્રિકનો નિરંતર બંધકાળ પરાવર્ત્તમાન પ્રકૃતિ હોવાથી જઘન્યથી એક સમયનો છે અને ઉત્કૃષ્ટથી દ્વિગુણ છાસઠ સાગરોપમ એટલે એકસો બત્રીસ સાગરોપમનો છે. આ સઘળી પ્રકૃતિઓ સમ્યગ્દૃષ્ટિ જીવોને અથવા મિશ્રદૃષ્ટિ જીવોને તો અવશ્ય બંધાય છે, કારણ કે તેની વિરોધિની પ્રકૃતિઓનો સાસ્વાદન ગુણસ્થાનકે બંધવિચ્છેદ થાય છે. એટલે ઉત્કૃષ્ટથી એટલો કાળ આત્મા સમ્યક્ત્વાદિ ગુણસ્થાનકે રહી શકે તેટલો કાળ નિરંતર ઉપરોક્ત સાત પ્રકૃતિઓ બંધાયા કરે છે.

---

પલ્યોપમ કાળ પણ અધિક થાય છે. "કર્મપ્રકૃતિ સંક્રમણકરણ ગા. ૧૦૮ ની મલયગિરિજી મ. ની તથા મહોપાધ્યાયજી મ ની ટીકા" મા પણ આ જ પ્રમાણે જણાવેલ છે. છતાં અહિં એમ કેમ કહ્યું ? તે બહુશ્રુતો જાણે.

૧ અહિં પરિભ્રમણનો જે ક્રમ કહેવામાં આવ્યો છે તે ક્રમે પરિભ્રમણ કરે તો તેટલો નિરંતર બંધકાળ ઘટે જ્ઞાનદૃષ્ટિ એ જ ક્રમ છે ત્યારપછી મોક્ષમાં ન જાય તો સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જાય અને ત્યાં વિરોધિની પ્રકૃતિઓનો અવશ્ય બંધ થાય.

અંતર્મુહૂર્ત પ્રમાણું મિશ્ર ગુણસ્થાનકના કાળથી અંતરિત એકસો બત્રીસ સાગરોપમનો સમ્યક્ત્વનો કાળ પૂર્વોક્ત પ્રકારે ઘટે છે. તે આ પ્રમાણે—

કોઈ એક મનુષ્ય ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ઉત્તમ શ્રાવકપણું પાળી બાવીશ સાગરોપમને આઉખે અચ્યુત દેવલોકમાં જાય. ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ ઉત્તમ શ્રાવકપણું પાળી અચ્યુત દેવલોકમાં જાય, વળી ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ અચ્યુત દેવલોકમાં જાય, ત્યાંથી ચ્યવી મનુષ્ય થાય. ક્ષયોપશમ સમ્યક્ત્વનો વચમાં થતા મનુષ્યના ભવ અધિક છાસઠ સાગરોપમનો કાળ હોવાથી અંતર્મુહૂર્ત મિશ્ર ગુણસ્થાનકે જઈ ફરી ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ઉત્તમ મુનિપણું પાળી તેત્રીશ સાગરોપમને આઉખે વિજયાદિ ચારમાંથી કોઈ મહાવિમાને ઉત્પન્ન થાય, ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ અનુત્તર મુનિપણું પાળી ફરી વિજયાદિ વિમાને ઉત્પન્ન થાય ત્યાંથી ચ્યવી મનુષ્ય થાય. હવે જો તે ભવમાં મોક્ષ ન જાય તો સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જાય. આ પ્રમાણે વચમાં થતા મનુષ્યના ભવોથી અધિક અને અંતર્મુહૂર્ત મિશ્ર ગુણસ્થાનકના કાળથી અંતરિત એકસો બત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વાદિ ગુણઠાણે રહી શકે છે અને ત્યાં ઉપરોક્ત સાત પ્રકૃતિઓ બાંધ્યા કરે છે. ત્યારપછી મોક્ષમાં ન જાય તો સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જઈ ઉક્ત પ્રકૃતિઓની વિરોધિ પ્રકૃતિઓ બાંધે છે.

તથા મનુષ્યદ્વિક ઔદારિક અંગોપાંગ અને વજ્રઋષભનારાચ સંઘયણનો જઘન્યથી [1]સમય અને તીર્થંકરનામકર્મનો જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી એ પાંચે પ્રકૃતિઓનો તેત્રીસ સાગરોપમ નિરંતર બંધકાળ છે. તે આ પ્રકારે—

અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયેલો આત્મા તીર્થંકરનામકર્મ વર્જીને શેષ પ્રકૃતિઓ તો નિયમપૂર્વક બાંધે છે અને પછીના જન્મમાં તીર્થંકર થનાર કોઈ આત્મા તીર્થંકર નામકર્મનો પણ બંધ કરે છે. માટે એ પાંચ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટથી તેટલો બંધકાળ ઘટે છે. માત્ર તીર્થંકરનામકર્મનો દેશોન બે [2]પૂર્વકોટિ વડે અધિક સમજવો. ૯૫

૧ અહિં જે જઘન્યથી સમયનો બંધકાળ કહ્યો છે, તે જ્યાં સુધી વિરોધિની પ્રકૃતિઓ બંધાતી હોય ત્યાં સુધી સમજવો. અને ઉત્કૃષ્ટ બંધકાળ વિરોધિની પ્રકૃતિનો બંધવિચ્છેદ થયા પછી એકલી જ્યાં સુધી બંધાય ત્યાં સુધીનો સમજવો. તીર્થંકરનામકર્મ જીવસ્વભાવે જઘન્યથી પણ આયુની જેમ અંતર્મુહૂર્ત જ બંધાય છે.

૨ દેશોન બે પૂર્વકોટિ અધિક કહેવાનું કારણ તીર્થંકરનામકર્મ ત્રીજે ભવે નિકાચિત કરે છે તે છે. તે આ પ્રમાણે-વધારેમાં વધારે પૂર્વકોટિ વર્ષના આયુવાળો કોઈ મનુષ્યે વીશ સ્થાનકનું આરાધન કરી તીર્થંકર નામકર્મ નિકાચિત કર્યું પોતાનું જેટલું આયુ શેષ હતું અને નિકાચિત કર્યું તેટલો કાળ, ત્યાંથી અનુત્તર વિમાનમાં તેત્રીસ સાગરોપમને આઉખે દેવ થાય તેટલો કાળ, ત્યાંથી ચ્યવી ઉત્કૃષ્ટ ચોરાશી લાખ પૂરવના આઉખે મનુષ્ય થાય ત્યાં જ્યાં સુધી આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગથી આગળ ન જાય તેટલો કાળ નિરંતર બંધાયા જ કરે છે. કેમકે તીર્થંકરનામકર્મ નિકાચિત થયા પછી પોતાની બંધયોગ્ય ભૂમિકામાં પ્રતિસમય બંધાવા જ કરે એવો નિયમ છે. તેથી કેટલાએક વર્ષ ન્યૂન બે પૂર્વકોડી અધિક કાળ કહ્યો છે.

सेसाणंतमुहुत्तं समया तित्थाउगाण अंतमुहू ।
बन्धो जहन्नओवि हु भंगतिगं निच्चबंधीणं ॥९६॥

शेषाणामन्तर्मुहूर्त्तं समयात् तीर्थायुषोरन्तर्मुहूर्त्तम् ।
बन्धो जघन्यतोऽपि हु भंगत्रिकं नित्यबन्धिनीनाम् ॥९६॥

અર્થ—શેષ અધ્રુવબંધિની પ્રકૃતિઓનો સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત પર્યંત બંધ હોય છે. તીર્થંકરનામ અને આયુનો અંતર્મુહૂર્ત્ત બંધ હોય છે અને નિત્યબંધિ પ્રકૃતિઓ આશ્રયી ત્રણ ભાગા છે.

ટીકાનુ૦—જે પ્રકૃતિઓ આશ્રયી પહેલાં નિરંતર બંધકાળ કહ્યો તે સિવાય પ્રથમ વર્જ સંસ્થાનપંચક, પ્રથમ વર્જ સંઘયણપંચક, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સ્થાવરદશક, હાસ્ય, રતિ, અરતિ, શોક, નરકદ્વિક, આહારકદ્વિક, આતપ, ઉદ્યોત, સ્ત્રીવેદ, નપુંસકવેદ, સ્થિર, શુભ, યશઃકીર્ત્તિ, અશાતવેદનીય અને અપ્રશસ્તવિહાયોગતિ એ એકતાલીસ પ્રકૃતિઓનો જઘન્ય સમયમાત્ર બંધ થાય છે અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત પર્યંત બંધાય છે. ત્યારપછી બન્ધ આશ્રયી અવશ્ય પરાવર્ત્તન પામે[1] છે. કારણ કે તે સઘળી અધ્રુવબંધિની પ્રકૃતિઓ છે.

તીર્થંકર નામકર્મ અને આયુકર્મનો જીવ સ્વભાવે જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત પર્યંત નિરંતર બંધ થાય છે. ઉત્કૃષ્ટથી બંધકાળનુ પ્રમાણ પહેલા કહ્યું છે.

નિત્યબંધિ—ધ્રુવબંધિ પ્રકૃતિઓના બંધકાળ આશ્રયી ત્રણ ભાંગા જાણવા. તે આ પ્રમાણે—અનાદિ અનંત, અનાદિ સાંત અને સાદિ સાંત.

તેમાં અભવ્ય આશ્રયી અનાદિ અનંત બંધકાળ છે. કારણ કે તેઓને અનાદિકાળથી બંધાયા કરે છે માટે અનાદિ અને ભવિષ્યકાળમાં કોઇ કાળે બંધનો વિચ્છેદ નહિ કરે માટે અનંત. તથા જે ભવ્યો હજી સુધી મિથ્યાત્વથી આગળ વધ્યા નથી પણ હવે પછી વધશે અને ધ્રુવબંધિની પ્રકૃતિઓના બંધનો વિચ્છેદ કરશે તેવા ભવ્ય જીવો આશ્રયી અનાદિ સાંત છે અને ઉપશમશ્રેણિથી પડેલા જીવો આશ્રયી સાદિ સાંત છે. આ પ્રમાણે બંધવિધિ કહ્યો.

બંધવિધિ સમાપ્ત.

---

૧ આ પ્રકૃતિઓમાંથી હાસ્યરતિ, અરતિશોક, આહારકદ્વિક, સ્થિર, શુભ, યશઃકીર્ત્તિ અને અશાતવેદનીય સિવાયની સઘળી પ્રકૃતિઓ પહેલા બે ગુણઠાણાં સુધી જ બંધાય છે ત્યાં તે પ્રકૃતિઓની વિરોધિની પ્રકૃતિઓ બંધાતી હોવાથી, અને તે પરાવર્ત્તમાન હોવાથી અંતર્મુહૂર્ત્તથી વધારે કાળ બંધાઇ શકતી નથી. તથા આહારકદ્વિક સિવાયની હાસ્યરતિ આદિ સઘળી પ્રકૃતિઓ છઠ્ઠા ગુણઠાણા સુધી પોતાની વિરોધિની પ્રકૃતિઓ સાથે પરાવર્ત્તમાનપણે બંધાયા કરે છે અને સાતમા આઠમા ગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્તથી અધિક કાળ નથી માટે આહારકદ્વિકનો અંતર્મુહૂર્ત્ત ઉત્કૃષ્ટ બંધકાળ છે તથા તેનો જઘન્ય એક સમય જે બંધકાળ કહ્યો છે તે સાતમા કે આઠમા ગુણઠાણે જઈ એક સમય બાંધી મરણ પ્રાપ્ત કરનારની અપેક્ષાએ ઘટે છે.

## उत्तरप्रकृति–उत्कृष्ट–जघन्यनिरन्तरबन्धकाल–यन्त्रकम्

| પ્રકૃતિઓ | સંખ્યા | ઉત્કૃષ્ટ બંધકાળ | જઘન્ય બંધકાળ |
|---|---|---|---|
| જ્ઞાનાવરણ–૫, દર્શનાવરણ ૯, અંતરાય–૫, મિથ્યાત્વ, સોલ કષાય, ભય, જુગુપ્સા | ૩૮ | અભવ્યાશ્રયી–અનાદિ અનંત ભવ્યાશ્રયી–અનાદિ સાંત પતિતાશ્રયી–દેશોનાર્ધ પુદ્ગ૦ પરા૦ | અંતર્મુહૂર્ત |
| હાસ્ય, રતિ, અરતિ, શોક, સ્ત્રીવેદ, નપુંસકવેદ | ૬ | અંતર્મુહૂર્ત | એક સમય |
| પુરુષવેદ | ૧ | સાધિક એકસો બત્રીસ સાગરો૦ | ,, |
| સાતા | ૧ | દેશોન પૂર્વક્રોડ | ,, |
| અસાતા | ૧ | અંતર્મુહૂર્ત | ,, |
| આયુષ્ય ચાર | ૪ | ,, | અંતર્મુહૂર્ત |
| દેવદ્વિક, વૈક્રિયદ્વિક | ૪ | ત્રણ પલ્યોપમ | એક સમય |
| મનુષ્યદ્વિક, ઔદારિક અંગોપાંગ, વજ્રઋષભનારાચ | ૪ | તેત્રીશ સાગરોપમ | ,, |
| તિર્યંચદ્વિક | ૨ | અસંખ્ય ઉત્સ૦ અવસર્પિણી | ,, |
| નરકદ્વિક, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, આહારકદ્વિક, અન્તિમ પાંચ સંઘયણ તથા અન્તિમ પાંચ સંસ્થાન, અશુભ, વિહાયોગતિ, આતપ, ઉદ્યોત, સ્થિર, શુભ, યશ, સ્થાવર દશક | ૩૪ | અંતર્મુહૂર્ત | ,, |
| પંચેન્દ્રિયજાતિ, પરાઘાત, ઉચ્છ્વાસ, ત્રસ ચતુષ્ક | ૭ | સાધિક ચાર પલ્યોપમ સહિત એકસો પંચાશી સાગરોપમ | ,, |
| ઔદારિક શરીર | ૧ | અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્ત | ,, |
| વર્ણચતુષ્ક, તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, નિર્માણ, ઉપઘાત. | ૯ | અભવ્યાશ્રયી–અનાદિ અનંત ભવ્યાશ્રયી–અનાદિ સાંત પતિતઆશ્રયી–દેશોનાર્ધ પુદ્. પરા. | અંતર્મુહૂર્ત |
| સમચતુરસ્ર, શુભ વિહાયોગતિ, સૌભાગ્ય, સુસ્વર, આદેય | ૫ | સાધિક એકસો બત્રીશ સાગ૦ | એક સમય |
| તીર્થંકર નામકર્મ | ૧ | દેશોન બે પૂર્વક્રોડ વર્ષ અધિક તેત્રીશ સાગરોપમ | અંતર્મુહૂર્ત |
| ઉચ્ચગોત્ર | ૧ | સાધિક એકસો બત્રીશ સાગ૦ | એક સમય |
| નીચગોત્ર | ૧ | અસં૦ ઉત્સ૦ અવસર્પિણી | ,, |

ઉદયવિધિ.

હવે ઉદયવિધિ—ઉદયનુ સ્વરૂપ કહે છે—

**होइअणाइअणंतो अणाइसंतो धुवोदयाणुदओ ।**
**साइसपज्जवसाणो अधुवाणं तहय मिच्छस्स ॥९७॥**

भवत्यनाद्यन्तोऽनादिसान्तो ध्रुवोदयानामुदयः ।
सादिसपर्यवसानोऽध्रुवाणां तथा च मिथ्यात्वस्य ॥९७॥

અર્થ—ધ્રુવોદયિ પ્રકૃતિઓનો ઉદય અનાદિ અનન્ત અને અનાદિ સાંત એમ બે પ્રકારે છે અને અધ્રુવોદયિ પ્રકૃતિઓનો તથા મિથ્યાત્વનો ઉદય સાદિ સાન્ત છે.

ટીકાનુ૦—અહિં પ્રકૃતિઓ બે પ્રકારે છે. તે આ પ્રમાણે-ધ્રુવોદયી અને અધ્રુવોદયી. તેમાં કર્મપ્રકૃતિના કર્ત્તા ઉદયાધિકારમાં એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓ માને છે.[1] અહિંથી આરંભી આઠ કરણના સ્વરૂપની સમાપ્તિ પર્યંત કર્મપ્રકૃતિકારના અભિપ્રાયે જ કહેવામાં આવશે. તેમના અભિપ્રાયે ધ્રુવોદયિ પ્રકૃતિઓ અડતાલીસ થાય છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, દર્શનાવરણીય ચાર, મિથ્યાત્વમોહનીય, વર્ણાદિ વીશ, તૈજસકાર્મણ સપ્તક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ અને નિર્માણ.

આ અડતાલીસ પ્રકૃતિઓનો ઉદય અનાદિ અનન્ત અને અનાદિ સાંત એમ બે પ્રકારે છે. તેમા અભવ્ય આશ્રયીને તે પ્રકૃતિઓનો ઉદય અનાદિ અનંત છે. કારણ કે તેઓને અનાદિ કાળથી ઉદય છે અને કોઇ દિવસ ઉદયવિચ્છેદનો સંભવ નથી. તથા ભવ્યો આશ્રયી અનાદિ સાંત છે, કારણ કે મોક્ષમાં જતાં તેઓને અવશ્ય ઉદય વિચ્છેદનો સંભવ છે.

અધ્રુવોદયિ શેષ એકસો દશ પ્રકૃતિઓનો ઉદય સાદિ સાંત છે. કારણ કે તેઓ સઘળી અધ્રુવોદયિ હોવાથી પરાવર્ત્તન પામી પામીને ઉદય થાય છે. કેવળ અધ્રુવોદયિ પ્રકૃતિઓનો ઉદય સાદિ સાંત છે એમ નથી પરંતુ મિથ્યાત્વનો ઉદય પણ સાદિ સાંત છે. તે આ પ્રમાણે—

---

[1] કર્મપ્રકૃતિકાર બંધન પંદર માનતા હોવાથી તેમના અભિપ્રાયે આઠે કર્મની ઉત્તરપ્રકૃતિઓની સંખ્યા ૧૫૮ થાય છે. પંચસંગ્રહકાર પાચ બંધન માનતા હોવાથી તેમના અભિપ્રાયે ૧૪૮ થાય છે. અહિં કર્મપ્રકૃતિકારના અભિપ્રાયથી કહ્યું છે. તથા ઉદયમા જો કે ૧૨૨ પ્રકૃતિઓ કહી છે. કારણ કે તેમાં વર્ણાદિના ઉત્તર ભેદો વિવક્ષ્યા નથી. અહિં ઉત્તર ભેદોની પણ વિવક્ષા કરી છે માટે એકસો અઠ્ઠાવન કહી છે. અહિં વિવક્ષાભેદ છે મતાંતર નથી.

સમ્યક્ત્વથી પડેલા જીવો આશ્રયી મિથ્યાત્વના ઉદયની સાદિ અને ફરી જ્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે મિથ્યાત્વનો ઉદયવિચ્છેદ થતો હોવાથી અધ્રુવ. આ પ્રમાણે ગ્રંથકારે મિથ્યાત્વનો ઉદય ત્રણ પ્રકારે જણાવેલો છે. ૧ અનાદિ અનન્ત, ૨ અનાદિ સાંત અને સાદિ સાંત. તેમાંના પહેલા બે ભંગ તો મિથ્યાત્વ ધ્રુવોદયિ હોવાથી અને ધ્રુવોદયિ પ્રકૃતિઓમાં બે ભંગ કહ્યા હોવાથી મિથ્યાત્વમાં પણ એ જ પ્રમાણે સમજી લેવા અને ત્રીજો ભંગ 'तइय मिच्छस्स' એ પદ વડે સાક્ષાત્ બતાવ્યો છે. ૯૭

હવે ઉદયના પ્રકૃત્યુદય સ્થિત્યુદય આદિ ભેદો કહે છે—

**पयडीठिइमाईया भेया पुव्वुत्तया इहं नेया ।**
**उदीरणउदयाणं जन्नाणत्तं तयं वोच्छं ॥९८॥**

**प्रकृतिस्थित्यादयो भेदाः पूर्वोक्ता इह ज्ञेयाः ।**
**उदीरणोदययोः यन्नानात्वं तद् वक्ष्ये ॥९८॥**

અર્થ—પ્રકૃતિ સ્થિતિ આદિ જે ભેદો પૂર્વે કહ્યા છે તે અહિં પણ જાણવા. માત્ર ઉદય ઉદીરણાના વિષયમાં જે ભેદ છે તે હું કહીશ.

ટીકાનુ૦—જે પ્રમાણે પહેલા બંધવિધિમાં પ્રકૃતિ, સ્થિતિ આદિ ભેદો કહ્યા છે, જેમ કે-પ્રકૃતિબંધ, સ્થિતિબંધ અને પ્રદેશબંધ તે સઘળા અહિં ઉદયાધિકારમાં પણ જાણવા. જેમ કે-પ્રકૃત્યુદય, સ્થિત્યુદય, અનુભાગોદય અને પ્રદેશોદય, તેમાં આચાર્ય મહારાજ પોતે જ ઉદીરણાનું સ્વરૂપ ઉદીરણાકરણમાં વિસ્તારપૂર્વક કહેશે.

અહિં એ શંકા થાય કે ઉદયનું સ્વરૂપ કહેવાના પ્રસંગે ઉદીરણાનું સ્વરૂપ આગળ ઉપર કહેશે એ શા માટે કહ્યું ? તેના ઉત્તરમાં સમજવાનું કે ઉદય અને ઉદીરણા સહભાવિ હોવાથી એ બંનેના સ્વામિત્વ સંબંધે પ્રાયઃ કંઈ ભેદ નથી. કેમકે જે પ્રકૃતિનો જ્યાં સુધી ઉદય હોય છે તેની ત્યાં સુધી ઉદીરણા હોય છે, એ પ્રમાણે જેની જ્યાં સુધી ઉદીરણા હોય છે તેનો ત્યાં સુધી ઉદય પણ હોય છે. આ પ્રમાણે હોવાથી જે પ્રકારે પ્રકૃતિ આદિ ભેદો ઉદીરણાના અધિકારમાં કહેવાશે તેમ જ જે કંઇપણ સ્વામિત્વ પ્રરૂપણાદિ કહેવાશે. તે સઘળું પૂર્ણ રીતે અહિં પણ જાણી લેવું. માત્ર ઉદય અને ઉદીરણાના પ્રકૃતિ આદિ ભેદના વિષયમાં જે ભિન્નતા છે તે અહિં હું કહીશ. શેષ સઘળું ઉદીરણાની જેમ સમજી લેવું. ૯૮

હવે ઉદય અને ઉદીરણામાં પ્રકૃતિભેદના વિષયમાં ભિન્નતા જણાવવા ઇચ્છતા કેટલીએક પ્રકૃતિઓનો ઉદીરણા સિવાય પણ કેટલોક કાળ ઉદય હોય છે તે જણાવનારી એ ગાથા કહે છે—

**चरिमोदयमुच्चाणं अजोगिकालं उदीरणाविरहे ।**
**देसूणपुव्वकोडी मणुयाउगवेयणीयाणं ॥९९॥**

तइयच्चियपज्जत्ती जा ता निद्दाण होइ पंचण्हं ।
उदओ आवलिअंते तेवीसाए उ सेसाणं ॥१००॥

चरमोदयोच्चैर्गोत्राणामयोगिकालमुदीरणाविरहे ।
देशोनां पूर्वकोटीं मनुजायुर्वेदनीयानाम् ॥९९॥

तृतीयां चैव पर्याप्तिं यावत्तावत् निद्राणां भवति पञ्चानाम् ।
उदय आवलिकान्ते त्रयोविंशतीनां तु शेषाणाम् ॥१००॥

અર્થ—અયોગિના ચરમ સમયે ઉદયવતી નામકર્મની નવ પ્રકૃતિઓ અને ઉચ્ચ-ગોત્રનો અયોગિ ગુણસ્થાનકનો કાળપર્યંત, મનુષ્યાયુ અને સાત-અસાત વેદનીયનો દેશોન પૂર્વકોટિ પર્યંત, પાંચ નિદ્રાનો ત્રીજી પર્યાપ્તિ પર્યંત અને શેષ ત્રેવીસ પ્રકૃતિઓનો છેલ્લી આવલિકા કાળ પર્યંત ઉદીરણા સિવાય કેવળ ઉદય પ્રવર્તે છે.

ટીકાનુ૦—અયોગિ કેવળી ગુણસ્થાનકના ચરમ સમયે જે નામકર્મની પ્રકૃતિઓ ઉદયમાં વર્તે છે તે પ્રકૃતિઓનો, તે પ્રકૃતિઓ આ પ્રમાણે-મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, સુભગનામ, આદેયનામ, યશઃકીર્તિનામ અને તીર્થંકર ભગવાનને તીર્થંકરનામ. એ નવ પ્રકૃતિઓનો અને ઉચ્ચગોત્રનો અયોગિ કેવળી ગુણ-સ્થાનકે તે ગુણસ્થાનકના કાળપર્યંત ઉદીરણા સિવાય કેવળ ઉદય જ પ્રવર્તે છે.

તથા મનુષ્યાયુ, સાતવેદનીય અને અસાતવેદનીય એ ત્રણ પ્રકૃતિઓનો પ્રમત્ત ગુણસ્થાનક પછીના શેષ ગુણસ્થાનકમાં વર્તમાન આત્માઓને દેશોન પૂર્વકોટિ પર્યંત ઉદીરણા સિવાય કેવળ ઉદય પ્રવર્તે છે. આ દેશોન પૂર્વકોટીકાળ સયોગિ કેવળી ગુણ-સ્થાનક આશ્રયી સમજવો. કારણ કે શેષ સઘળા ગુણસ્થાનકોનો તો અંતર્મુહૂર્ત પ્રમાણ જ કાળ છે.

સાત અસાતવેદનીય અને મનુષ્યાયુ એ ત્રણ પ્રકૃતિઓની પ્રમત્ત ગુણસ્થાનકથી પછીના ગુણસ્થાનકોમાં શા માટે ઉદીરણા થતી નથી? તે પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે—ઉક્ત ત્રણ પ્રકૃતિઓની ઉદીરણા જીવસ્વભાવે સંક્લિષ્ટ અધ્યવસાયના યોગે થાય છે અને અપ્રમત્ત સંયતાદિ ગુણસ્થાનકવાળા આત્માઓ તો વિશુદ્ધ-અતિવિશુદ્ધ અધ્યવસાયે વર્તતા હોય છે, માટે તેઓને તે ત્રણ પ્રકૃતિઓની ઉદીરણાનો અભાવ છે.

આત્મા જે સમયે શરીર પર્યાપ્તિએ પર્યાપ્તો[1] થાય છે તે પછીના સમયથી

[1] આ સ્થળે સ્વોપજ્ઞ ટીકાકાર મહારાજ આહારપર્યાપ્તિથી આરંભી ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થતા સુધી પાંચે નિદ્રાનો કેવળ ઉદય હોય છે ઉદીરણા હોતી નથી અને ત્યારપછી ઉદય ઉદીરણા સાથે હોય છે એમ કહે છે. તેનો પાઠ આ પ્રમાણે—'यावदाहारशरीरेन्द्रियपर्याप्तयस्तावन्निद्राणामुदय', एतदूर्ध्वं उदीरणासहचरो भवत्युदय'

આરંભી ત્રીજી ઇન્દ્રિય પર્યાપ્તિ જે સમયે પૂર્ણ થાય ત્યાં સુધી–તેટલા કાળ પર્યંત પાંચે નિદ્રાઓની તથાસ્વભાવે ઉદીરણા થતી નથી માત્ર ઉદય જ પ્રવર્ત્તે છે.

શેષ જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણચતુષ્ક, અંતરાયપંચક, સંજ્વલન લોભ, ત્રણ વેદ, સમ્યક્ત્વમોહનીય, મિથ્યાત્વમોહનીય. નરકાયુ, તિર્યંચાયુ અને દેવાયુ એ ત્રેવીસ પ્રકૃતિઓનો છેલ્લી આવલિકામાં કેવળ ઉદય જ હોય છે ઉદીરણા હોતી નથી. તે આ પ્રમાણે–

જ્ઞાનાવરણીયપંચક, દર્શનાવરણીયચતુષ્ક અને અંતરાયપંચક એ ચૌદ પ્રકૃતિઓનો ક્ષીણ કષાય ગુણસ્થાનકની પર્યંત આવલિકામાં કેવળ ઉદય જ પ્રવર્ત્તે છે ઉદીરણા થતી નથી. કારણ કે તે વખતે તે-સઘળી પ્રકૃતિઓની છેલ્લી એક ઉદયાવલિકા જ શેષ રહી છે. ઉદયાવલિકા ઉપર કંઈપણ દલિક રહ્યું નથી અને ઉદયાવલિકામાં તો કોઇ કરણ પ્રવર્ત્તતું જ નથી.

એ પ્રમાણે ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકની પર્યંત આવલિકામાં સંજ્વલન લોભનો કેવળ ઉદય હોય છે. મિથ્યાત્વ, સ્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ એ પ્રકૃતિઓનો અંતરકરણ કર્યા પછી પ્રથમ સ્થિતિની જ્યારે આવલિકા શેષ રહે ત્યારે કેવળ ઉદય જ પ્રવર્ત્તે છે. ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા સમ્યક્ત્વમોહનીયનો ક્ષય કરતાં કરતાં જ્યારે છેલ્લી એક આવલિકા શેષ રહે ત્યારે સમ્યક્ત્વમોહનીયનો પણ કેવળ ઉદય જ પ્રવર્ત્તે છે ઉદીરણા થતી નથી.

નારકાયુ, તિર્યંચાયુ અને દેવાયુ એ ત્રણ આયુનો પોતપોતાના ભવની છેલ્લી આવલિકામાં કેવળ ઉદય જ પ્રવર્ત્તે છે, ઉદીરણા થતી નથી. કારણ કે ઉદયાવલિકાની અંતર્ગત સઘળા કર્મો ઉદીરણાને અયોગ્ય છે.

અહિં મનુષ્યાયુનો ઉદીરણા વિના પણ કેવળ ઉદયકાળ દેશોન પૂર્વકોટી પ્રમાણ પહેલા કહ્યો છે. માટે મિથ્યાદૃષ્ટિ આદિ ગુણસ્થાનકવાળાઓને મનુષ્યાયુનો તેની છેલ્લી આવલિકામાં ઉદીરણાના અભાવે જે આવલિકામાત્ર ઉદયકાળ છે તે જુદો કહ્યો નથી પરંતુ તેની અંતર્ગત તેને પણ સમજી લેવાનો છે. કારણ કે પૂર્વકોટિનું જ્યારે કથન કરે ત્યારે આવલિકા માત્ર કાળ તો તેના એક અતિ નાના ભાગરૂપ છે તેથી પૃથક્ ન કહ્યું હોય છતાં સામર્થ્યથી જ સમજી લેવાનું હોય છે.

આ પ્રમાણે ઉક્ત એકતાલીસ પ્રકૃતિઓ સિવાય શેષ પ્રકૃતિઓનો જ્યાં સુધી ઉદય હોય છે ત્યાં સુધી ઉદીરણા હોય છે અને જ્યાં સુધી ઉદીરણા હોય છે ત્યાં સુધી ઉદય હોય છે બંને સાથે જ શરૂ થાય છે સાથે જ નાશ પામે છે. ૯૯–૧૦૦

આ પ્રમાણે પ્રકૃત્યુદયમાં ઉદીરણાથી જે વિશેષ છે તે બતાવ્યો, હવે સાદ્યાદિ પ્રરૂપણા કરવી જોઇએ, તે મૂળપ્રકૃતિ વિષયક અને ઉત્તરપ્રકૃતિ વિષયક એમ બે પ્રકારે છે. તે બંને વિષયક પ્રરૂપણા કરવા ઇચ્છતા કહે છે—

**मोहे चउहा तिविहोवसेस सत्तण्ह मूलपगईणं ।**
**मिच्छत्तुदओ चउहा अधुवधुवाणं दुविहतिविहा ॥१०१॥**

**मोहे चतुर्द्धा त्रिविधोऽवशेषाणां सप्तानां मूलप्रकृतीनाम् ।**
**मिथ्यात्वोदयश्चतुर्द्धाऽध्रुवध्रुवाणां द्विविधत्रिविधौ ॥१०१॥**

અર્થ—મોહનીયકર્મનો ઉદય ચાર પ્રકારે છે અને અવશેષ સાત મૂળપ્રકૃતિઓનો ઉદય ત્રણ પ્રકારે છે. તથા મિથ્યાત્વનો ઉદય ચાર પ્રકારે છે અને અધ્રુવોદયી તથા શેષ ધ્રુવોદયીનો ઉદય અનુક્રમે બે અને ત્રણ પ્રકારે છે.

ટીકાનુ૦—મોહનીયકર્મનો ઉદય સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

ઉપશાંતમોહ ગુણસ્થાનકે મોહનીયનો ઉદય હોતો નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, અગીઆરમું ગુણસ્થાનક જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને મોક્ષે જતાં ઉદય વિચ્છેદ થશે માટે અધ્રુવ હોય છે.

અવશેષ સાત મૂળકર્મનો ઉદય અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—

જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાયનો ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમ સમયપર્યંત ઉદય હોય છે, તથા વેદનીય, નામ, ગોત્ર અને આયુકર્મનો અયોગિ ગુણસ્થાનકના ચરમ સમયપર્યંત ઉદય હોય છે. તે તે ગુણસ્થાનકે તે તે કર્મોના ઉદયનો ક્ષય થયા પછી ત્યાંથી પડવાનો અભાવ હોવાથી ફરીવાર તેઓના ઉદયની શરૂઆત થતી નથી માટે એ સાતે કર્મનો ઉદય અનાદિ છે, તથા ભવ્યને જ્યારે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય અને ઉપરોક્ત ગુણસ્થાનકે જાય ત્યારે તેઓનો ઉદય વિચ્છેદ થાય માટે સાંત અને અભવ્યને કોઈ કાળે પૂર્વોક્ત કર્મનો ઉદયવિચ્છેદ નહિ થાય માટે અનંત.

આ પ્રમાણે મૂળકર્મવિષયક સાદિ વિગેરે ભાંગાની પ્રરૂપણા કરી. હવે ઉત્તરપ્રકૃતિની અંદર સાદિ વિગેરે ભાંગાની પ્રરૂપણા કરે છે—

મિથ્યાત્વમોહનીયનો ઉદય સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

સમ્યક્ત્વથી પડેલાને મિથ્યાત્વમોહનો ઉદય થાય માટે સાદિ. તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી એટલે અદ્યાપિ જેઓએ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ અભવ્યને અનંત અને ભવ્યને સાંત મિથ્યાત્વમોહનો ઉદય હોય છે.

સઘળી અધ્રુવોદયિ પ્રકૃતિઓનો સાદિ અને સાંત એમ બે પ્રકારે ઉદય હોય છે. કારણ કે તે સઘળી પ્રકૃતિઓનો ઉદય સ્થાયી નથી અધ્રુવ છે.

પૂર્વે જેનું સ્વરૂપ બતાવ્યુ છે તે મિથ્યાત્વમોહનીય વિના શેષ સુડતાલીસ ધ્રુવોદયિ પ્રકૃતિઓનો ઉદય અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—

ધ્રુવોદયિ ઘાતિ કર્મની પ્રકૃતિઓનો ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમસમયપર્યંત ઉદય હોય છે અને નામકર્મની ધ્રુવોદયિ પ્રકૃતિઓનો સયોગિ ગુણસ્થાનકના ચરમસમયપર્યંત ઉદય હોય છે. ત્યાંથી પડવાનો અભાવ હોવાથી તે પ્રકૃતિઓના ઉદયની સાદિ નથી: તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તે સઘળા સંસારી જીવોને પૂર્વોક્ત ધ્રુવોદયિ પ્રકૃતિઓનો ઉદય અનાદિ હોય છે, ધ્રુવ અને અધ્રુવ અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ છે. ૧૦૧

આ પ્રમાણે પ્રકૃતિ ઉદયના સંબંધમાં ઉદીરણાથી જે વિશેષ હકીકત હતી તે કહી, શેષ ઉદીરણા પ્રમાણે સમજવું. હવે સ્થિતિ ઉદય એટલે વધારેમાં વધારે અને ઓછામાં ઓછી કેટલી સ્થિતિનો ઉદય હોય તે, કહે છે.

**उदओ ठिइक्खएणं संपत्तीए सभावतो पढमो ।**
**सति तम्मि भवे बीओ पओगओ दीरणा उदओ ॥१०२॥**

**उदयः स्थितिक्षयेण सम्प्राप्त्या स्वभावतः प्रथमः ।**
**सति तस्मिन् भवेत् द्वितीयः प्रयोगत उदीरणोदयः ॥१०२॥**

અર્થ—(અબાધકાલ રૂપ) સ્થિતિનો ક્ષય થવાથી (દ્રવ્યાદિ હેતુઓ) પ્રાપ્ત થયે છતે (જે) વિપાકોદય થાય તે પહેલો સ્વભાવોદય; (અને તે સ્વભાવોદય) હોતે છતે (ઉદીરણાકરણ રૂપ) પ્રયોગથી (જે ઉદય) થાય (તે) બીજો ઉદીરણોદય છે.

ટીકાનુ૦—અહિં ઉદય બે પ્રકારે થાય છે. તે આ પ્રમાણે-સ્થિતિનો ક્ષય થવાથી અને પ્રયોગ વડે. તેમાં અહિં સ્થિતિ અબાધાકાળરૂપ છે. તે અબાધાકાળરૂપ સ્થિતિનો ક્ષય થવાથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવરૂપ ઉદયના [1]હેતુઓ પ્રાપ્ત થયે છતે પ્રયત્ન વિના સ્વાભાવિક રીતે જ તે સ્થિતિના ક્ષય વડે થયેલો ઉદય કહેવાય છે. તેનું બીજું નામ સંપ્રાપ્તોદય અથવા ઉદયોદય છે.

તે ઉદય જ્યારે પ્રવર્ત્તતો હોય ત્યારે ઉદીરણા કરણરૂપ પ્રયોગ વડે ઉદયાવલિકા ઉપરના સ્થાનોમાં રહેલા દલિકોને ખેંચી ઉદયાવલિકાના દલિકો સાથે જે અનુભવે તે

---

૧ અહિ એમ શંકા થાય કે અબાધાકાળ પૂર્ણ થાય ત્યારે કોઈ પણ કર્મ ઉદયમાં આવે જ. કારણ કે અબાધાકાળમાં વિવક્ષિત પ્રકૃતિના દલિકો ગોઠવાયા નથી. એટલે અબાધાકાળમાં તો ઉદય ન જ થાય પરંતુ તે ઉપરના સ્થાનકોમાં દલિકો ગોઠવાયેલા હોવાથી તે સ્થાનોમાં જ્યારે જીવ જાય ત્યારે તે દલિકોનો ઉદય જરૂર થાય તો પછી ઉપર જે હેતુઓ બતાવ્યા તેની જરૂર શી? તેના ઉત્તરમાં સમજવુ કે—અબાધાકાળ ઉપરના સ્થાનકોમાં જ્યારે જીવ જાય ત્યારે ઉપરના કારણોના અભાવે પ્રદેશોદય થાય, પરંતુ રસોદય તો ઉપરના કારણો મળ્યે જ થાય. ઉપરોક્ત કારણો રસોદયના છે એમ સમજવું.

બીજો પ્રયોગથી થયેલો ઉદય કહેવાય છે. તેનું બીજું નામ અસંપ્રાપ્તોદય અથવા ઉદીરણોદય છે.

તાત્પર્ય એ કે અબાધાકાળના ક્ષય થવા વડે સ્વાભાવિક રીતે થયેલો ઉદય અને તે ઉદય હોય ત્યારે ઉદીરણા કરણરૂપ પ્રયત્ન વડે થયેલો ઉદય એમ ઉદય બે પ્રકારે થાય છે.

અહિં સ્થિતિ ઉદયનું સ્વરૂપ કહેવાના પ્રસંગે ઉપર જે ઉદયના બે પ્રકાર બતાવ્યા તેનું કારણ એ કે જેટલા સ્થાનકોને ઉદીરણાથી અનુભવે છે તેનાથી ઉદયથી જે અનુભવે છે તે વધારે છે એ બતાવવું છે.

તે સ્થિતિનો ઉદય સામાન્ય રીતે જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારે છે. અહિં સ્થિતિનો ઉદય એટલે તે તે સ્થાનકોમાં રહેલા દલિકનો ઉદય એ અર્થ છે.

એટલુ ધ્યાનમાં રાખવું કે જે જે સ્થાનકોમાં ભોગવવા માટે દલિકની રચના થઇ છે તેમાંનુ કોઇપણ સ્થાનક ઉદીરણા વડે તદ્દન ખાલી કરતો નથી પરંતુ તે તે સ્થાનકોમાં દલિકોને યોગના પ્રમાણમાં ખેંચીને ઉદયાવલિકાના સ્થાનકોમા રહેલા દલિકો સાથે ભોગવવા યોગ્ય કરે છે. તેમાં વધારેમાં વધારે જેટલા સ્થાનકોમાંના દલિકને અનુભવે તે ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદય કહેવાય છે અને ઓછામાં ઓછા જેટલા સ્થાનકોમાંના દલિકને અનુભવે તે જઘન્ય સ્થિતિ ઉદય કહેવાય છે.

ઉદીરણાકરણ વડે જેટલા સ્થાનકોમાંના દલિકોને અનુભવે છે તેનાથી ઉદયથી જે અનુભવે છે તે વધારે છે તે નીચેની ગાથામાં સમજાશે. ૧૦૨

ઉદીરણાકરણ વડે વધારેમાં વધારે જેટલા સ્થાનકોમાંના દલિકોને અનુભવે છે તેનાથી ઉદય વડે એક વધારે સ્થાનકના દલિક અનુભવે છે તે કહે છે.

**उदीरणजोग्गाणं अब्भहियठिईए उदयजोग्गाओ ।**

उदीरणायोग्यास्योऽभ्यधिकाः स्थित्या उदययोग्याः ।

અર્થ—ઉદીરણા યોગ્ય સ્થિતિથી ઉદયયોગ્ય સ્થિતિ એક સ્થિતિસ્થાનક વડે અધિક છે.

ટીકાનુ૦—ઉદીરણાયોગ્ય ઉત્કૃષ્ટ સ્થિતિવાળી પ્રકૃતિઓની ઉદીરણાયોગ્ય જે સ્થિતિઓ છે, તેનાથી ઉદયયોગ્ય સ્થિતિઓ ઉદયપ્રાપ્ત એક સ્થિતિ વડે અધિક છે. એટલે કે ઉદીરણા વડે વધારેમાં વધારે જેટલા સ્થિતિસ્થાનકોમાંના દલિકોને અનુભવે તેનાથી ઉદય વડે એક સ્થિતિસ્થાનકનાં અધિક દલિકો અનુભવે છે. તે આ પ્રમાણે—

ઉત્કૃષ્ટ સ્થિતિ જ્યારે બંધાય ત્યારે અબાધાકાળમાં પણ પૂર્વે બંધાયેલું કે જેનો અબાધાકાળ વીતી ગયો હોય છે તે દલિક છે. કેમકે અબાધાકાળ તો વિવક્ષિત સમયે બંધાયેલી કર્મપ્રકૃતિઓનો હોય છે. સંપૂર્ણ કર્મલતાનો હોતો નથી. દાખલા તરીકે—જે સમયે મતિજ્ઞાનાવરણીયકર્મ ઉત્કૃષ્ટ સ્થિતિવાળું બંધાય ત્યારે તે સમયથી આરંભી

તેનો ત્રણ હજાર વરસનો અબાધાકાળ હોય છે. પરંતુ સંપૂર્ણ મતિજ્ઞાનાવરણીયનો હોતો નથી કેમકે પૂર્વે બંધાયેલ મતિજ્ઞાનાવરણીય કે જેનો અબાધાકાળ વીતી ગયો છે તેની દલરચના તો વિવક્ષિત સમયે બંધાયેલ મતિજ્ઞાનાવરણીયના અબાધાકાળમાં પણ હોય છે. તેથી જ જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય ત્યારે બંધાવલિકા પૂર્ણ થયા બાદ તેની પછીના સ્થિતિસ્થાનકને વિપાકોદય વડે અનુભવ કરતો આત્મા તે સમયથી આરંભી ઉદયાવલિકા ઉપરના સઘળા સ્થિતિસ્થાનકોની ઉદીરણા કરે છે અને ઉદીરીને અનુભવે છે. એટલે કે ઉત્કૃષ્ટ સ્થિતિનો જે સમયે બંધ થાય તે સમયથી આરંભી બંધાવલિકા જે સમયે પૂર્ણ થાય તેની પછીના સ્થાનકને રસોદયે અનુભવતો ઉદયાવલિકા ઉપરના [1]બંધાવલિકા [2]ઉદયાવલિકા હીન ઉત્કૃષ્ટ સ્થિતિના જેટલા સમયો થાય તે તમામ સ્થિતિસ્થાનકમાં રહેલા દલિકને યોગના પ્રમાણમાં ખેંચી તેને ઉદયાવલિકાના દલિકો સાથે મેળવી અનુભવે છે.

આ પ્રમાણે હોવાથી ઉદયાવલિકા હીન શેષ સઘળી સ્થિતિની ઉદય અને ઉદીરણા તુલ્ય છે. કેમકે જેટલા સ્થિતિસ્થાનોમાંથી દલિકો ખેંચ્યા તે દરેકનો અનુભવ તો થવાનો જ છે તેથી તે સ્થાનકોની અપેક્ષાએ ઉદય ઉદીરણા તુલ્ય છે. માત્ર ઉદયમાં એક સ્થાનક વધારે છે. કેમકે જે સ્થિતિસ્થાનને અનુભવતો ઉદયાવલિકા ઉપરના સ્થાનકોની ઉદીરણા કરે છે. તે સ્થાનક ઉદયાવલિકા અંતર્ગત હોવાથી તેની ઉદીરણા થતી નથી તેમાં તો માત્ર ઉદય જ પ્રવર્ત્તે છે તેથી ઉત્કૃષ્ટ સ્થિતિની ઉદીરણાથી ઉત્કૃષ્ટ સ્થિતિનો ઉદય વેદ્યમાન સમયમાત્ર સ્થિતિ વડે અધિક છે.

એક સમય જ અધિક કહેવાનું કારણ આત્મા પ્રતિસમય ઉદયાવલિકામાંના એક એક સ્થાનકને જ અનુભવે તે છે. કોઇ કાળે આખી ઉદયાવલિકાના સ્થાનોને એક સાથે અનુભવતો નથી. બંધાવલિકા–ઉદયાવલિકા હીન ઉત્કૃષ્ટ સ્થિતિનો ઉદય ઉદયબંધોત્કૃષ્ટા છયાસી પ્રકૃતિઓનો સમજવો. [3]શેષ પ્રકૃતિઓનો તો સત્તાગત સ્થિતિને અનુસરીને સમજવો, તેમાં પણ ઉક્ત ન્યાયે ઉદયપ્રાપ્ત એક સ્થિતિસ્થાનક વડે વધારે સમજવો.

---

૧ બંધાવલિકા એટલે જે સમયે બંધ થાય તે સમયથી આરંભી આવલિકા જેટલો જે કાળ તે.

૨ ઉદયાવલિકા એટલે ઉદય સમયથી આરંભી એક આવલિકા પ્રમાણ કાળમા ભોગવાય એવી જે દળરચના તે. જે સમયે કર્મ બંધાય તે સમયથી આરંભી એક આવલિકા પર્યંત તે બંધાયેલ કર્મમાં કોઇ કારણ પ્રવર્ત્તતુ નથી. તેમ જ ઉદય સમયથી આરંભી એક આવલિકાકાળમા ભોગવવા યોગ્ય કર્મદલોમા પણ કોઇ કરણ લાગતું નથી.

૩ ઉદય સંક્રમોત્કૃષ્ટા–મનુષ્યગતિ વગેરે ત્રીજા દ્વારની ૬૨ મી ગાથામા જણાવેલ ત્રીશ પ્રકૃતિઓમાંથી સમ્યક્ત્વ મોહનીય સિવાયની ઓગણત્રીશ પ્રકૃતિઓની પોતપોતાના ઉદયકાલે અન્ય પ્રકૃતિઓના સંક્રમથી એક આવલિકા ન્યૂન પોતાના મૂળકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે. અને તે આવલિકા ન્યૂન થયેલ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તામાંથી સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ ઉદયાવલિકાની ઉપરનાં સર્વ સ્થિતિસ્થાનો ગત દલિકો ઉદીરણાયોગ્ય હોવાથી ત્રણ આવલિકા ન્યૂન પોતાના મૂળકર્મના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પ્રમાણ ઉત્કૃષ્ટ ઉદીરણા યોગ્ય સ્થિતિઓ હોય છે.

હવે જઘન્ય સ્થિતિના ઉદય સંબંધે વિશેષ કહે છે—

**हस्सुदओ एगठिईणं निद्दुणा एगियालाए ॥१०३॥**

**ह्रस्वोदयः एकस्थितीनां निद्रोनानामेकचत्वारिंशतः ॥१०३॥**

અર્થ—પાંચ નિદ્રા હીન એકતાલીસ પ્રકૃતિઓનો છેલ્લી એક સ્થિતિનો જે ઉદય તે જઘન્ય ઉદય સમજવો.

ટીકાનુ૦—પહેલા જે પ્રકૃતિઓનો ઉદીરણાના કાળથી ઉદયનો કાળ વધારે કહ્યો છે તે એકતાલીસ પ્રકૃતિઓમાંથી પાંચ નિદ્રા બાદ કરતાં શેષ મનુષ્યગતિ, પંચેન્દ્રિય-જાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્તિ, તીર્થંકરનામ, ઉચ્ચગોત્ર, આયુ ચતુષ્ક, સાત અસાત વેદનીય, જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, અંતરાય પાંચ, સંજ્વલન લોભ, ત્રણ વેદ, સમ્યક્ત્વમોહનીય અને મિથ્યાત્વમોહનીય એ છત્રીસ પ્રકૃતિઓની છેલ્લી સમયમાત્ર સ્થિતિ રહે ત્યારે જઘન્ય સ્થિતિનો ઉદય સમજવો. એટલે કે અયોગિ ગુણસ્થાનકના ચરમસમયે જેનો ઉદય હોય છે તે પ્રકૃતિઓનો તથા આયુચતુષ્ક, જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, દર્શનાવરણચતુષ્ક, સંજ્વલનલોભ અને સમ્યક્ત્વમોહનીય એ સઘળી પ્રકૃતિઓની સ્થિતિનો ક્ષય થતાં થતાં સત્તામાં છેલ્લુ એક સ્થિતિસ્થાનક જ્યારે શેષ રહે ત્યારે તેને વેદતાં તેઓનો જઘન્યસ્થિતિનો ઉદય સમજવો.

ત્રણ વેદ તથા મિથ્યાત્વમોહનીયની પ્રથમ સ્થિતિને ભોગવતા ભોગવતા જ્યારે છેલ્લો એક સમય શેષ રહે ત્યારે તેને ભોગવતા તે પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિનો ઉદય સમજવો.

જો કે નિદ્રાપંચકનો શરીરપર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી વચગાળામાં કેવળ ઉદય જ હોય છે ઉદીરણા હોતી નથી. એટલે તેટલા કાળના છેલ્લે સમયે તે એક સ્થાનકને અનુભવતા જઘન્ય સ્થિતિનો ઉદય કેમ ન કહ્યો? એ શંકા અહિં થઇ શકે છે.

પરંતુ તે શંકા અસ્થાને છે કારણ કે અહિં જઘન્ય સ્થિતિનો ઉદય તેને કહે-વામાં આવ્યો છે કે કોઇપણ એવા એક સ્થાનકનો અનુભવ કરે કે જેને વેદતા તેની અંદર તે સમયે બીજા કોઇપણ સ્થાનકના દલિક મળી શકતા ન હોય. જેમ કે-બારમા

---

અનુદય બંધોત્કૃષ્ટા નરકગતિ આદિ વીશ તેમ જ જિનનામ તથા આહારક સપ્તક વિના અનુદય સંક્રમોત્કૃષ્ટા મનુષ્યાનુપૂર્વી વગેરે દશ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ ઉદીરણા યોગ્ય સ્થિતિઓ અંતર્મુહૂર્ત ન્યૂન પોતપોતાના મૂળકર્મના ઉત્કૃષ્ટ સ્થિતિબંધની સમાન છે

આહારક સપ્તકની અંતર્મુહૂર્ત ન્યૂન અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ અને જિનનામની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ઉત્કૃષ્ટ ઉદીરણા યોગ્ય સ્થિતિઓ છે. વિશેષ માટે આ જ ગ્રંથમાં ઉદીરણાકરણ જુઓ.

ગુણસ્થાનકના ચરમસમયે જ્ઞાનાવરણીયકર્મના છેલ્લા સ્થાનકને જ્યારે વેદે છે ત્યારે તે સમયે તેની અંદર અન્ય કોઈ સ્થાનકનું દલિક મળતું નથી.

અહિં પાંચ નિદ્રામાં[1] તો-જો કે શરીરપર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી કેવળ ઉદય હોય છે છતાં સત્તામાં ઘણી સ્થિતિ હોવાથી અપવર્ત્તના વડે ઉપરના સ્થાનકના દલિકો મળી શકે છે અને તેનો પણ ઉદય થાય છે. શુદ્ધ એક સ્થિતિનો ઉદય હોતો નથી. માટે તેનું વર્જન કર્યું છે.

શેષ પ્રકૃતિઓની ઉદય અને ઉદીરણા સાથે જ શરૂ થાય છે અનેસાથે જ બંધ થાય છે. તેથી તે પ્રકૃતિઓની જે જઘન્ય સ્થિત્યુદીરણા તે જ જઘન્ય સ્થિત્યુદય સમજવો, માત્ર ઉદયપ્રાપ્ત એક સ્થાનક વધારે લેવું.

તેમ જ સાદિ વિગેરેની પ્રરૂપણા આદિ જે અહિં નથી કહેવામાં આવ્યું તે સઘળું સ્થિતિ ઉદીરણામાં જેમ કહ્યું છે તેમ અહિં પણ સમજવું. ૧૦૩

આ રીતે સ્થિતિ ઉદયનું સ્વરૂપ કહ્યું. હવે અનુભાગોદયનું સ્વરૂપ કહે છે—

**अणुभागुदओवि उदीरणाए तुल्लो जहन्नयं नवरं ।**
**आवलिगंते सम्मत्तवेयखीणंतलोभाणं ॥१०४॥**

अनुभागोदयोऽप्युदीरणायास्तुल्यः जघन्यं नवरम् ।
आवलिकान्ते सम्यक्त्ववेदक्षीणान्तलोभानाम् ॥१०४॥

અર્થ—અનુભાગનો ઉદય પણ તેની ઉદીરણા તુલ્ય સમજવો. માત્ર સમ્યક્ત્વમોહનીય, ત્રણ વેદ, ક્ષીણમોહ ગુણસ્થાનકે જેનો અંત થાય છે તે પ્રકૃતિઓ અને સંજ્વલનલોભના જઘન્ય રસનો ઉદય તે તે પ્રકૃતિની છેલ્લી આવલિકાના ચરમસમયે જાણવો.

ટીકાનુ૦—અનુભાગના ઉદયનું સ્વરૂપ અનુભાગની ઉદીરણાની જેમ સમજવું: એટલે કે જે રીતે જઘન્ય ઉત્કૃષ્ટ રસની ઉદીરણા ઉદીરણાકરણમાં વિસ્તારપૂર્વક કહેશે તે રીતે અહિં જઘન્ય ઉત્કૃષ્ટ રસનો ઉદય પણ કહેવો.

શું ઉદીરણાકરણમાં કહ્યું છે તે પ્રમાણે સઘળું અહિં કહેવું કે તેમાં કંઈ વિશેષ છે? તો કહે છે કે આટલો વિશેષ છે. તે આ પ્રમાણે—

સમ્યક્ત્વમોહનીય, ત્રણ વેદ, ક્ષીણમોહગુણસ્થાનકે જેનો ઉદય વિચ્છેદ થાય તે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર અને અંતરાય પાંચ એ એ ચૌદ પ્રકૃતિઓ

---

૧ નિદ્રાનો ઉદય જેઓ બારમા ગુણસ્થાનક સુધી માને છે તેમના મતે બારમાના દ્વિચરમસમયે નિદ્રા અને પ્રચલાના છેલ્લા સ્થાનકને અનુભવતા તેનો જઘન્ય સ્થિત્યુદય સંભવે છે.

અને સંજ્વલન લોભ તેટલી પ્રકૃતિઓના જઘન્ય રસનો ઉદય પોતાની છેલ્લી આવલિકાના ચરમસમયે સમજવો.

તાત્પર્ય એ કે-જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, દર્શનાવરણચતુષ્ક, ત્રણ વેદ, સંજ્વલનલોભ અને સમ્યક્ત્વમોહનીય એ ઓગણીશ પ્રકૃતિઓના પોતપોતાના અંતકાળે ઉદીરણા નષ્ટ થયા બાદ સત્તામાં જ્યારે એક આવલિકામાત્ર સ્થિતિ શેષ રહે ત્યારે તે આવલિકાના ચરમસમયે જઘન્ય રસનો ઉદય સમજવો.

ઉપરોક્ત પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિનો ઉદય અને જઘન્ય રસનો ઉદય બંને સાથે જ થાય છે. ૧૦૪

આ રીતે ઉદીરણાની ભલામણ કરીને અનુભાગોદય કહ્યો. હવે પ્રદેશોદય કહેવો જોઇએ. તેમાં આ બે અર્થાધિકાર છે. સાદિ વિગેરે ભંગની પ્રરૂપણા અને સ્વામિત્વ પ્રરૂપણા.. તેમાં સાદિ વિગેરે ભંગની પ્રરૂપણા બે પ્રકારે છે. મૂળપ્રકૃતિ સંબંધી અને ઉત્તરપ્રકૃતિ સંબંધી. તેમાં પહેલાં મૂળપ્રકૃતિ સંબંધી સાદિ વિગેરે ભંગની પ્રરૂપણા કરવા આ ગાથા કહે છે—

**अजहन्नोऽणुक्कोसो चउह तिहा छण्ह चउव्विहो मोहे ।**
**आउस्स साइअधुवा सेसविगप्पा य सव्वेसिं ॥१०५॥**

अजघन्योऽनुत्कृष्टश्चतुर्द्धा त्रिधा षण्णां चतुर्विधो मोहे ।
आयुषः साद्यध्रुवाः शेषविकल्पौ च सर्व्वेषाम् ॥१०५॥

અર્થ—આયુ અને મોહનીય વિના શેષ છ કર્મનો અજઘન્ય પ્રદેશોદય ચાર પ્રકારે છે અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય ત્રણ પ્રકારે છે, મોહનીયકર્મના તે બંને ચાર પ્રકારે છે. તથા આયુના સઘળા વિકલ્પો અને સઘળા કર્મના શેષ વિકલ્પો સાદિ અને સાંત એમ બે પ્રકારે છે.

ટીકાનુ૦—મોહનીય અને આયુકર્મ વિના શેષ છ કર્મનો અજઘન્ય પ્રદેશોદય સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

કોઈ એક ક્ષપિત[1] કર્માંશ આત્મા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો[2] ત્યાં સંક્લિષ્ટ પરિણામવાળો થઇને ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતો ઘણા પ્રદેશની ઉદ્વર્ત્તના કરે. ઉદ્વર્ત્તના કરે

---

૧ ક્ષપિત કર્માંશ એટલે ઓછામાં ઓછા કર્માંશની સત્તાવાળો આત્મા. તે ભવ્ય જ હોય છે. તેનો ઉપાય સંક્રમણકરણમાં કહેશે

૨ ક્ષપિતકર્માંશ આત્મા સીધો એકેન્દ્રિયમાં ન જાય, પરંતુ દેવલોકમાં જાય માટે દેવલોકમાં જવાનું કહ્યું. જઘન્ય પ્રદેશોદય એકેન્દ્રિયમા હોય છે, કારણ કે યોગ અત્યંત અલ્પ હોવાથી વધારે ઉદીરણા કરી શકતો નથી. બેઇન્દ્રિયાદિમા યોગ વધારે હોવાથી ઉદીરણા વધારે થાય એટલે વધારે

એટલે નીચેના સ્થાનકોમાં રહેલા દલિકોને ઉપરના સ્થાનકોમાં ગોઠવે. ત્યારપછી બંધને અંતે કાળ કરીને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં પહેલે સમયે પૂર્વોક્ત છ કર્મનો જઘન્ય પ્રદેશોદય થાય તે જઘન્ય પ્રદેશોદય પહેલા સમયે એક સમય જ થતો હોવાથી સાદિ અને સાંત છે.

તે સિવાય અન્ય સઘળો પ્રદેશોદય અજઘન્ય છે. તે અજઘન્ય પ્રદેશોદય બીજા સમયે થતો હોવાથી સાદિ, તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. તથા તે જ છ કર્મનો અનુત્કૃષ્ટ પ્રદેશોદય અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રકારે—આ છ કર્મનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય જેનુ સ્વરૂપ આગળ ઉપર કહેવાશે તે ગુણિતકર્માંશ[1] આત્માને પોતપોતાના ઉદયને અંતે ગુણશ્રેણિના [2]શિરભાગમાં વર્ત્તતા હોય છે. તે ઉત્કૃષ્ટ પ્રદેશોદય માત્ર એક સમય જ હોય છે માટે સાદિ સાંત છે.

તે સિવાય અન્ય સઘળો અનુત્કૃષ્ટ પ્રદેશોદય છે અને તે સર્વદા પ્રવર્ત્તતો હોવાથી અનાદિ છે. કારણ કે જ્યાં સુધી આત્માએ જે ગુણસ્થાનકના જે સમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે તે ગુણસ્થાનકને પ્રાપ્ત કર્યું નથી ત્યાં સુધી અનુત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે, તથા અભવ્યને અનંત અને ભવ્યને સાંત છે.

મોહનીયકર્મનો અજઘન્ય અને અનુત્કૃષ્ટ એ બંને પ્રકારનો પ્રદેશોદય સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રકારે—

---

પ્રમાણમા ભોગવાય તેથી જઘન્ય પ્રદેશોદય ન થાય. માટે દેવલોકમાંથી એકેન્દ્રિયમા જવાનું કહ્યું. નીચેના સ્થાનકોના દલિકો ઉપરના સ્થાનકમાં જ્યારે ગોઠવાય ત્યારે નીચેના સ્થાનકોમા દલિકો ઓછા રહે તેથી જઘન્ય પ્રદેશોદય થઈ શકે માટે ઉદ્વર્ત્તના કરવાનુ જણાવ્યું. જે કર્મદલિકો બંધાય અને ઉદ્વર્તિત થાય તેની જો આવલિકા પૂર્ણ થાય તો તે ઉદીરણા યોગ્ય થાય અને જો ઉદીરણા થાય તો પણ જઘન્ય પ્રદેશોદય ન થાય માટે તે થતાં પહેલા અને અલ્પ યોગ પ્રથમ સમયે હોય માટે પ્રથમ સમયે જઘન્ય પ્રદેશોદય થાય એમ કહ્યું છે.

૧ ગુણિતકર્માંશ એટલે વધારેમા વધારે કર્માંશની સત્તાવાળો આત્મા.

૨ ગુણશ્રેણિનો શિરભાગ તેને કહે છે કે જે સ્થાનની અંદર વધારેમા વધારે દલિકો ગોઠવાયા હોય. સમ્યક્ત્વાદિ પ્રાપ્ત કરતાં અંતર્મુહૂર્તના સમય પ્રમાણ સ્થાનકોમાં પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયમા અસંખ્ય અસંખ્ય ગુણાકારે દળરચના થાય છે. આ ક્રમે અંતર્મુહૂર્તના છેલ્લા સમયમાં સર્વથી વધારે દલિક ગોઠવાય છે તેને ગુણશ્રેણિનું શિર કહેવામાં આવે છે. બારમા ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે ત્યારે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયની સ્થિતિને સર્વાપવર્ત્તના વડે અપવર્તી બારમા ગુણસ્થાનકની જેટલી સ્થિતિ શેષ રહી છે તેના જેટલી કરે છે અને ઉપરનાં દલિક ઉતારી તે અંતર્મુહૂર્તમાં ગુણશ્રેણિના ક્રમે ગોઠવે છે. તે અંતર્મુહૂર્તનો છેલ્લો સમય એ ગુણશ્રેણિનું શિર છે, તે જ બારમા ગુણસ્થાનકનો ચરમસમય છે. ત્યાં જ ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટે છે એ રીતે નામ ગોત્ર અને વેદનીયકર્મની તેરમાના ચરમસમયે ચૌદમા ગુણસ્થાનકના કાળ પ્રમાણ ગુણશ્રેણિ કરે છે એટલે ચૌદમા ગુણસ્થાનકનો છેલ્લો સમય એ ત્રણ કર્મની ગુણશ્રેણિનું શિર છે એટલે તે સમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે.

ક્ષપિત કર્માંશ આત્માને અંતરકરણ જ્યારે કરે ત્યારે અંતરકરણને અન્તે આવલિકા માત્ર કાળમાં જે ગોપુચ્છાકારે[1] દલરચના થાય છે તે [2]આવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય થાય છે. તે એક સમય જ થતો હોવાથી સાદિ સાંત છે.

તે સિવાયનો અન્ય સઘળો પ્રદેશોદય અજઘન્ય છે. તે બીજે સમયે થતો હોવાથી સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

ગુણિત કર્માંશ આત્માને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે તે માત્ર છેલ્લે સમયે જ થતો હોવાથી સાદિ સાંત છે.

તે સિવાયનો અન્ય સઘળો અનુત્કૃષ્ટ પ્રદેશોદય છે. તે ઉપશમશ્રેણિથી પડતા થાય માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

આયુના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ જઘન્ય અને અજઘન્ય એ ચારે ભેદો સાદિ અને સાંત ભાંગે છે. કારણ કે એ ચારે ભેદો યથાયોગ્ય રીતે નિયતકાળ પર્યંત પ્રવર્તે છે.

તથા પૂર્વોક્ત છ અને મોહનીય એ સઘળા કર્મોના ઉત્કૃષ્ટ અને જઘન્યરૂપ શેષ વિકલ્પો સાદિ સાંત ભાંગે છે. કેમકે અમુક નિયત સમયપર્યંત જ તે પ્રવર્તે છે. તેનો વિચાર અનુત્કૃષ્ટ અને અજઘન્ય કહેવાના પ્રસંગે કર્યો છે. આ રીતે મૂળ કર્મ સંબંધે સાદિ વિગેરે ભંગનો વિચાર કર્યો. ૧૦૫

હવે ઉત્તરપ્રકૃતિ સંબંધે સાદિ આદિ ભંગનો વિચાર કરે છે—

**अजहन्नोणुक्कोसो धुवोदयाणं चउह तिहा चउहा ।**
**मिच्छत्ते सेसासि दुविहा सव्वे य सेसाणं ॥१०६॥**

जघन्योऽनुत्कृष्टः ध्रुवोदयानां चतुर्द्धा त्रिधा चतुर्द्धा ।
मिथ्यात्वस्य शेषौ आसां द्विविधाः सर्व्वे च शेषाणाम् ॥१०६॥

---

૧ ઉદય સમયથી આરંભી ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાતગુણ જે દળરચના થાય છે તે ગુણશ્રેણિ કહેવાય છે. વળી ઉદયસમયમાં વધારે અને પછી પછીના સમયે અલ્પ અલ્પ જે નિષેક-રચના થાય તે ગોપુચ્છાકાર દલરચના કહેવાય છે.

૨ અંતરકરણનો સમધિક આવલિકાકાળ શેષ રહે ત્યારે બીજી સ્થિતિમાંથી દલિકો ખેંચી અંતરકરણની છેલ્લી આવલિકામાં તે દલિકોને ગોપુચ્છાકારે ગોઠવે છે. તે સમધિકકાળ પૂર્ણ થાય અને છેલ્લી આવલિકામાં પ્રવેશ કરે ત્યારે મોહનીયનો ઉદય થાય એટલે તે આવલિકાના છેલ્લા સમયે અલ્પ પ્રદેશો ગોઠવાયલા હોવાથી જઘન્ય પ્રદેશોદય થાય છે.

અર્થ—ધ્રુવોદયિ પ્રકૃતિઓનો અજઘન્ય પ્રદેશોદય ચાર પ્રકારે છે અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય ત્રણ પ્રકારે છે. મિથ્યાત્વના તે બંને વિકલ્પો ચાર ભાંગે છે. તથા આ સઘળી પ્રકૃતિઓના શેષ વિકલ્પો અને શેષ પ્રકૃતિઓના સઘળા વિકલ્પો સાદિ અને સાંત એ બે ભાંગે છે.

ટીકાનુ૦—મિથ્યાત્વ રહિત શેષ તૈજસકાર્મણસપ્તક, વર્ણાદિ વીશ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ, નિર્માણ, જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણચતુષ્ક અને અંતરાયપંચક એ સુડતાલીસ ધ્રુવોદયિ પ્રકૃતિઓનો અજઘન્ય પ્રદેશોદય સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે. તે આ પ્રકારે—

ઉત્કૃષ્ટ સંક્લેશે વર્તતા ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતો ક્ષપિતકર્માંશ કોઈ દેવ ઉત્કૃષ્ટ પ્રદેશની ઉદ્વર્તના કરે અને બન્ધને અંતે કાળ કરીને એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તે એકેન્દ્રિયને ઉત્પત્તિના પ્રથમ સમયે પૂર્વોક્ત સુડતાલીસ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય હોય છે. માત્ર અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણનો દેવતાઓને બંધાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય [1]સમજવો. તે જઘન્ય પ્રદેશોદય માત્ર એક સમય થતો હોવાથી સાદિ સાંત ભાંગે છે.

તે સિવાયનો અન્ય સઘળો પ્રદેશોદય અજઘન્ય હોય છે. તે એકેન્દ્રિયને ઉત્પત્તિના બીજે સમયે થતો હોવાથી સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી એટલે કે ક્ષપિતકર્માંશ થઇ દેવગતિમાંથી જેઓ એકેન્દ્રિયમાં નથી ગયા તેઓ આશ્રયી અનાદિ. અભવ્યને અનન્ત અને ભવ્યને સાંત અજઘન્ય પ્રદેશોદય હોય છે.

પૂર્વે કહી તે જ સુડતાલીસ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ પ્રદેશોદય અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રકારે—

ગુણશ્રેણિના શિરે વર્તમાન ગુણિતકર્માંશ આત્માને તે તે પ્રકૃતિઓના ઉદયને અંતે ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે. તે એક સમય થતો હોવાથી સાદિ સાંત છે.

તે સિવાય અન્ય સઘળો પ્રદેશોદય અનુત્કૃષ્ટ છે. તે સર્વદા થતો હોવાથી અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

મિથ્યાત્વનો અજઘન્ય અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

---

૧ આ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય એકેન્દ્રિયમા હોવાનું કારણ મૂળકર્મનો જઘન્ય પ્રદેશોદય કહેવાના પ્રસંગે કહ્યું છે તે પ્રમાણે જાણી લેવું. અવધિદ્વિકનો જઘન્ય પ્રદેશોદય દેવગતિમાં હોવાનું કારણ અવધિજ્ઞાનને ઉત્પન્ન કરતા તેઓ ઘણા પ્રદેશોને દૂર કરે છે અને સત્તામાં ઓછા રહે છે. બંધાવલિકાનો ચરમસમય એટલા માટે ગ્રહણ કર્યો છે કે બંધાએલાનો ઉદય ન થાય. બંધાવલિકાનો પહેલો સમય એટલા માટે ન લીધો કે તેટલો કાળ ઉદય ઉદીરણાથી વધારે પ્રદેશો દૂર કરી શકે

પ્રથમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા જેણે અંતરકરણ કર્યું છે, એવો ક્ષપિતકર્માંશ કોઇ આત્મા ઉપશમ સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જાય, તેને અંતરકરણનો કંઈક અધિક આવલિકાકાળ બાકી રહે ત્યારે છેલ્લી આવલિકામાં જે ગોપુચ્છાકાર-દળરચના થાય છે, તેના છેલ્લા સમયે વર્તતા જઘન્ય પ્રદેશોદય હોય છે. તે એક સમયમાત્ર થતો હોવાથી સાદિ અને સાંત છે.

તે સિવાયનો અન્ય સઘળો પ્રદેશોદય અજઘન્ય છે. તે તેનાથી બીજે સમયે પ્રવર્તતો હોવાથી સાદિ અથવા વેદક સમ્યક્ત્વથી પડતા પણ અજઘન્ય પ્રદેશોદય શરૂ થતો હોવાથી સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને અનંત અને ભવ્યને સાંત હોય છે.

તથા દેશવિરતિની ગુણશ્રેણિમાં વર્તમાન કોઇ ગુણિતકર્માંશ આત્મા સર્વવિરતિ પ્રાપ્ત કરે એટલે તેને નિમિત્તે ગુણશ્રેણિ કરે અને તે કરીને ત્યાં સુધી જાય, યાવત્ બંને ગુણશ્રેણિનો [1]શિરભાગ પ્રાપ્ત થાય. તે વખતે ત્યાંથી પડી કોઇ મિથ્યાત્વે જાય તેને તે બંને ગુણશ્રેણિના શિરભાગનો અનુભવ કરતાં મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે. તે માત્ર એક સમય થતો હોવાથી સાદિ સાંત છે.

તે સિવાયનો અન્ય સઘળો પ્રદેશોદય અનુત્કૃષ્ટ છે તે બીજે સમયે થતો હોવાથી સાદિ, અથવા વેદક સમ્યક્ત્વથી પડતા પણ અનુત્કૃષ્ટ પ્રદેશોદય શરૂ થતો હોવાથી સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

પૂર્વોક્ત સુડતાલીસ પ્રકૃતિઓના અને મિથ્યાત્વમોહનીયના શેષ જઘન્ય અને ઉત્કૃષ્ટ એ બે વિકલ્પ સાદિ સાંત ભાંગે છે. તે બંનેનો વિચાર અનુત્કૃષ્ટ અને અજઘન્યનો વિચાર કરવાના પ્રસંગે કર્યો છે.

તથા બાકીની અધ્રુવોદયિ એકસો દશ પ્રકૃતિઓના જઘન્ય-અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ સઘળા વિકલ્પો સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. કારણ કે તે સઘળી પ્રકૃતિઓ અધ્રુવોદયિ છે. ૧૦૯

આ પ્રમાણે સાદિ વિગેરે ભંગની પ્રરૂપણા કરી. હવે સ્વામિત્વનો વિચાર કરવો જોઇએ. તે બે પ્રકારે છે—ઉત્કૃષ્ટ પ્રદેશોદય સ્વામિત્વ અને જઘન્ય પ્રદેશોદય સ્વામિત્વ.

---

૧ જે સમયે દેશવિરતિ પ્રાપ્ત કરે ત્યારથી અંતર્મુહૂર્ત પર્યંત આત્મા પ્રવર્ધમાન પરિણામવાળો રહે છે. એટલે અંતર્મુહૂર્ત પર્યંત ચડતી ચડતી ગુણશ્રેણિ કરે છે. હવે તે દેશવિરતિની ગુણશ્રેણિમાં વર્તતો સર્વવિરતિ પ્રાપ્ત કરે અને તન્નિમિત્તક ગુણશ્રેણિ કરે. સર્વવિરતિ પ્રાપ્ત કરીને પણ અંતર્મુહૂર્ત પર્યંત અવશ્ય પ્રવર્દ્ધમાન પરિણામવાળો જ રહે છે અને ચડતી ચડતી ગુણશ્રેણિ કરે છે. તે બંને ગુણશ્રેણિના શિર ભાગને જે સમયે પહોચવાનો હોય તે પહેલા પડીને મિથ્યાત્વે જાય ત્યાં તે શિર ભાગનો અનુભવ કરતા મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

તેમાં ઉત્કૃષ્ટ પ્રદેશોદયનો સ્વામિ કોણ છે? તેને પ્રતિપાદન કરવા માટે સંભવતી સઘળી ગુણશ્રેણિઓ બતાવે છે—

**संमत्तदेससंपुन्नविरइउप्पत्तिअणविसंजोगे ।**
**दंसणखवगे मोहस्स समणे उवसंतखवगे अ ॥१०७॥**

**खोणाइतिगे असंखगुणिय गुणसेढिदलिय जहक्कमसो ।**
**सम्मत्ताईणेक्कारसण्ह कालो उ सखंसो ॥१०८॥**

सम्यक्त्वदेशसम्पूर्णविरत्युत्पत्त्यणविसंयोजनेषु ।
दर्शनक्षपके मोहस्य शमने उपशान्ते क्षपके च ॥१०७॥

क्षीणादित्रिके असंख्यातगुणितं गुणश्रेणिदलिकं यथाक्रमशः ।
सम्यक्त्वादीनामेकादशानां कालस्तु संख्येयांशः ॥१०८॥

અર્થ—સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ જ્યારે ઉત્પન્ન થાય ત્યારે અનંતાનુબંધિની વિસંયોજના કરતા, દર્શનમોહનીયનો ક્ષય કરતા, ચારિત્ર મોહનીયને ઉપશમાવતા, ઉપશાંતમોહ ગુણસ્થાનકે, ચારિત્રમોહનો ક્ષય કરતા અને ક્ષીણમોહાદિ ત્રણ ગુણસ્થાનકે એમ અગિઆર ગુણશ્રેણિ થાય છે. તથા તે સમ્યક્ત્વાદિ અગીઆર ગુણશ્રેણિઓમાં દળરચના અનુક્રમે અસંખ્ય અસંખ્ય ગુણ થાય છે અને કાળ અનુક્રમે સંખ્યાતમો સંખ્યાતમો ભાગ છે.

ટીકાનુ૦—ઉદયસમયથી આરંભી પછી પછીના સમયમાં અસંખ્ય અસંખ્ય ગુણાકારે જે દળરચના થાય તે ગુણશ્રેણિઓ અગીઆર છે. તે આ પ્રમાણે—

૧ સમ્યક્ત્વ ઉત્પન્ન થતા જે ત્રણ કરણ થાય છે તેમાં અપૂર્વકરણે તથા અનિવૃત્તિકરણે ગુણશ્રેણિ થાય છે અને સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આત્મા અંતર્મુહૂર્ત પર્યંત અવશ્ય ચઢતા પરિણામવાળો રહે છે, ત્યારે ગુણશ્રેણિ થાય છે તે સમ્યક્ત્વ નિમિત્તે થતી પહેલી ગુણશ્રેણિ.

૨-૩ દેશવિરતિ અને સર્વવિરતિ ઉત્પન્ન થયા પછી પણ આત્મા અંતર્મુહૂર્ત પર્યંત અવશ્ય ચઢતા પરિણામવાળો રહે છે અને ત્યારે જે ગુણશ્રેણિ થાય છે તે દેશવિરતિ અને સર્વવિરતિ નિમિત્તે થતી બીજી અને ત્રીજી ગુણશ્રેણિ. જો કે દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત થયા પછી જ્યાં સુધી તે ગુણ રહે ત્યાં સુધી ગુણશ્રેણિ થાય છે પરંતુ તે પરિણામાનુસાર થાય છે અને શરૂઆતના અંતર્મુહૂર્તમાં અવશ્ય પ્રવર્દ્ધમાન ગુણશ્રેણિ થાય છે. સર્વવિરતિ નિમિત્તક ગુણશ્રેણિ પ્રમત્ત અને અપ્રમત્ત બંને ગુણસ્થાનકે થાય છે.

૪ અપ્રમત્ત ગુણસ્થાનકે અનંતાનુબંધિની વિસંયોજના કરતા અપૂર્વ અનિવૃત્તિકરણે જે ગુણશ્રેણિ થાય છે તે ચોથી [1]ગુણશ્રેણિ.

૫ તથા સાતમે ગુણસ્થાનકે સમ્યક્ત્વ, મિશ્ર અને મિથ્યાત્વ એ ત્રણ દર્શનમોહનીયનો ક્ષય કરતા અપૂર્વ અનિવૃત્તિકરણે જે ગુણશ્રેણિ થાય તે પાંચમી ગુણશ્રેણિ.

૬ ચારિત્ર ઉપશમાવતા જે ગુણશ્રેણિ થાય તે છઠ્ઠી ગુણશ્રેણિ. (આ વિષયમાં પાંચમા કર્મગ્રંથની ગાથા ૮૨ ની ટીકામાં કહ્યું છે કે-મોહનીયકર્મનો ઉપશમ કરનાર ઉપશમશ્રેણિ પર ચડેલો અનિવૃત્તિબાદરસંપરાય અને સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્મા કહેવાય છે. તેને મોહ ઉપશમાવતા જે ગુણશ્રેણિ થાય છે તે છઠ્ઠી ગુણશ્રેણિ.)

૭ તથા ઉપશાંતમોહ ગુણસ્થાનકે જે ગુણશ્રેણિ થાય છે, તે સાતમી ગુણશ્રેણિ.

૮ ચારિત્રમોહનીયનો ક્ષય કરતા જે ગુણશ્રેણિ થાય છે તે આઠમી ગુણશ્રેણિ. (અહિં પણ તે જ ૮૨ મી ગાથાની ટીકામાં લખ્યું છે કે-મોહનીયનો ક્ષય કરનાર ક્ષપકશ્રેણિ પર ચડેલો અનિવૃત્તિબાદરસંપરાય અને સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્મા કહેવાય છે ત્યાં ક્ષય કરતા જે ગુણશ્રેણિ થાય તે આઠમી ગુણશ્રેણિ.)

૯ તથા ક્ષીણમોહગુણસ્થાનકે જે ગુણશ્રેણિ થાય તે નવમી ગુણશ્રેણિ.

૧૦ સયોગિ કેવળીગુણસ્થાનકે થતી જે ગુણશ્રેણિ તે દશમી ગુણશ્રેણિ.

૧૧ તથા અયોગિકેવળી સંબંધે જે ગુણશ્રેણિ થાય તે અગીઆરમી ગુણશ્રેણિ[2].

આ સમ્યક્ત્વાદિ સંબંધિ અગીઆર ગુણશ્રેણિઓમાં જે દળરચના થાય છે તે અનુક્રમે અસંખ્યાત અસંખ્યાત ગુણ થાય છે. તે આ પ્રમાણે—સમ્યક્ત્વ ઉત્પન્ન થતા જે ગુણશ્રેણિ થાય અને તેમાં જે દળરચના થાય તે પરિણામની મંદતા હોવાથી અલ્પ પ્રમાણમાં થાય છે, તેનાથી દેશવિરતિ નિમિત્તે થતી ગુણશ્રેણિમાં અસંખ્યાતગુણ દળરચના થાય છે. કારણ કે ત્યાં પરિણામ અનંતગુણ વિશુદ્ધ છે. તેનાથી પણ સર્વવિરતિ નિમિત્તે થતી ગુણશ્રેણિમાં અસંખ્યાતગુણ દળરચના થાય છે. એ પ્રમાણે

---

૧ અનંતાનુબંધિની વિસંયોજના જો કે ચોથાથી સાતમા પર્યંત થાય છે, પરંતુ સાતમા ગુણસ્થાનકવાળો આત્મા અનંતગુણ વિશુદ્ધ પરિણામવાળો હોવાથી અને સર્વવિરતિ નિમિત્તે થતી ગુણશ્રેણિથી અસંખ્યાતગુણ નિર્જરા અનંતાનુબંધિની વિસંયોજના કરનાર કરે છે એમ કહ્યું હોવાથી અપ્રમત્ત ગુણસ્થાનકે અનંતાનુબંધિની વિસંયોજના કરતા જે ગુણશ્રેણિ થાય છે તે અહિં ગ્રહણ કરવી. એ પ્રમાણે દર્શનમોહનીયની ક્ષપણાદિ નિમિત્તે સાતમે ગુણસ્થાનકે થતી ગુણશ્રેણિ જ ગ્રહણ કરવી.

૨ સયોગિના અંતે જે અયોગિ નિમિત્તે ગુણશ્રેણિ થાય છે, તે અયોગિની ગુણશ્રેણિ લેવાની છે. કારણ કે અયોગિ ગુણસ્થાનકે યોગના અભાવે ઉપરના સ્થાનકોમાંથી દળ ઉતારવા અને નીચેના સ્થાનકોમાં ગોઠવવા એ કોઇપણ પ્રકારની ક્રિયા થતી નથી. પરંતુ સયોગિને અંતે જે પ્રમાણે ગોઠવી રાખ્યા છે તેને તે જ પ્રમાણે એક પણ દળ ઉંચું નીચું કર્યા વિના ભોગવે છે

પછી પછીની ગુણશ્રેણિમાં ઉત્તરોત્તર અનંતગુણ વિશુદ્ધિ હોવાથી અસંખ્યાત અસંખ્યાતગુણ દળરચના અયોગિ નિમિત્તે થતી ગુણશ્રેણિ પર્યંત કહેવી.

તથા એ સમ્યક્ત્વાદિ ગુણશ્રેણિઓનો કાળ અનુક્રમે સંખ્યેયગુણહીન સંખ્યેય ગુણહીન કહેવો. તે આ પ્રમાણે—સમ્યક્ત્વ ઉત્પન્ન થતાં થતી ગુણશ્રેણિનો કાળ[1] સૌથી વધારે છે, તેનાથી દેશવિરતિ નિમિત્તે થતી ગુણશ્રેણિનો કાળ સંખ્યાતમો ભાગ છે. તેનાથી પણ સર્વવિરતિની ગુણશ્રેણિનો કાળ સંખ્યાતમો ભાગમાત્ર છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ સયોગિની ગુણશ્રેણિના કાળથી અયોગિની ગુણશ્રેણિનો કાળ સંખ્યાતગુણહીન છે.

તાત્પર્ય એ કે સમ્યક્ત્વ નિમિત્તે થતી ગુણશ્રેણિ દીર્ઘ અંતર્મુહૂર્ત પર્યંત ભોગવાય તેવી અને અલ્પ દળરચના-પ્રદેશપ્રમાણ જેની અંદર રહ્યું છે તેવી કરે છે. તેનાથી સંખ્યાતગુણ હીન અંતર્મુહૂર્તમાં ભોગવાય તેવી અને અસંખ્યાતગુણ અધિક દળરચનાવાળી દેશવિરતિનિમિત્તક ગુણશ્રેણિ કરે છે. એ પ્રમાણે સંખ્યાતગુણહીન સંખ્યાતગુણહીન અંતર્મુહૂર્તમાં વેદવા યોગ્ય અને અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ વધારે દલિક રચનાવાળી ઉત્તરોત્તર ગુણશ્રેણિ કરે છે.

અહિં કોઇ શંકા કરે કે—અનુક્રમે અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ દલિક કેમ ઘટે ? સરખું કે ન્યૂન કેમ નહિ ?

તેના ઉત્તરમાં કહે છે કે—સમ્યક્ત્વ ઉત્પન્ન કરતો આત્મા મિથ્યાદૃષ્ટિ હોય છે. તેને પરિણામની મંદતા હોવાથી અપૂર્વ અનિવૃત્તિકરણે જે દળરચના થાય, તેમાં દલિક અલ્પ પ્રમાણમાં હોય છે. અને સમ્યક્ત્વ ઉત્પન્ન થયા બાદ જે ગુણશ્રેણિ થાય છે તે પૂર્વોક્ત [2]ગુણશ્રેણિની અપેક્ષાએ અસંખ્યાતગુણ દળવાળી હોય છે કારણ અત્યંત વિશુદ્ધ પરિણામ છે. આ પ્રમાણે સમ્યક્ત્વ ઉત્પન્ન થતા અને થયા બાદ થતી ગુણશ્રેણિમા દલિકની રચનાનું તારતમ્ય હોય છે. તેનાથી પણ દેશવિરતિની ગુણશ્રેણિ અસં-

---

૧ ઉપરના સ્થાનકોમાથી અપવર્તના કરણ વડે દલિકો ઉતારી ઉદય સમયથી આરંભી જેટલા
અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થાનકોમાં પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર અસંખ્યાતગુણ ગોઠવાય છે તે અંતર્મુહૂર્તકાળ
અહિં લેવાનો છે. એટલે સમ્યક્ત્વ નિમિત્તે જેવડા અંતર્મુહૂર્તમા દળરચના થાય છે તેનાથી સંખ્યા-
તમા ભાગના અંતર્મુહૂર્તમાં દેશવિરતિ નિમિત્તે થતી ગુણશ્રેણિમાં દળરચના થાય છે. જો કે ઉત્તરોત્તર
અસંખ્યાતગુણ વિશુદ્ધિ હોવાથી દલિકો અસંખ્યાતગુણા વધારે ઉતારે છે અને ગોઠવે છે. એટલે
તાત્પર્ય એ આવ્યો કે સમ્યક્ત્વ નિમિત્તે જે ગુણશ્રેણિ થઇ તે મોટા અંતર્મુહૂર્તમાં થઇ અને દલિકો
ઓછા ગોઠવાયા અને દેશવિરતિ નિમિત્તે જે ગુણશ્રેણિ થઈ તે સંખ્યાતગુણહીન અંતર્મુહૂર્તમાં થઇ
અને દલિકો અસંખ્યાતગુણ ગોઠવાયા. આ પ્રમાણે થવાથી સમ્યક્ત્વની ગુણશ્રેણિ દ્વારા જેટલા કાળમાં
જેટલા દલિકો દૂર થાય તેનાથી સંખ્યાતમા ભાગના કાળમાં અસંખ્યાતગુણ વધારે દલિકો દેશવિરતિની
ગુણશ્રેણિમાં દૂર થાય આ પ્રમાણે પછી પછીની ગુણશ્રેણિ માટે સમજવું.

૨ આ ગુણશ્રેણિઓ અહિં બતાવવાનું કારણ ગુણશ્રેણિના શિરભાગે વર્તતા ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોઇ
શકે છે એ જણાવવું છે. અમુક ગતિમાં અમુક ગુણશ્રેણિ લઇ જાય છે એ બતાવવાનું કારણ પણ તે
ગતિમા ઉત્કૃષ્ટ પ્રદેશોદય સંભવે એ છે.

ખ્યાતગુણ અધિક દળરચનાવાળી હોય છે. કારણ કે સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ દેશવિરતિ આત્મા અત્યંત વધારે વિશુદ્ધ પરિણામવાળો છે. તેનાથી પણ સર્વવિરતિ ગુણશ્રેણિ અસંખ્યાતગુણ અધિક દળરચનાવાળી છે કારણ કે દેશવિરતિ આત્મા અતિવિશુદ્ધ પરિણામવાળો છે. તેનાથી પણ સંયતને અનંતાનુબંધિની વિસંયોજના કરતા થતી ગુણશ્રેણિ અસંખ્યાતગુણ અધિક દળરચનાવાળી છે. કારણ કે પૂર્વથી અત્યંત વિશુદ્ધિવાળો આત્મા છે.

આ પ્રમાણે ઉત્તરોત્તર વધતી વધતી વિશુદ્ધિ હોવાથી આગળ આગળની ગુણશ્રેણિમાં અસંખ્યાત અસંખ્યાતગુણ અધિક દળરચના થાય છે, પરંતુ સમાન કે ન્યૂન થતી નથી અને તેથી જ ઉત્તરોત્તર ગુણશ્રેણિમાં વર્તમાન જીવો અસંખ્યાત અસંખ્યાતગુણ અધિક કર્મની નિર્જરા કરનારા હોય છે. ૧૦૮

હવે કઈ ગુણશ્રેણિઓ કઇ ગતિમાં હોઈ શકે છે તેના નિરૂપણ માટે આ ગાથા કહે છે—

**झत्ति गुणाओ पडिए मिच्छत्तगयंमि आइमा तिन्नि ।**
**लंभंति न सेसाओ जं झीणासुं असुभमरणं ॥१०९॥**

झटिति गुणात् पतिते मिथ्यात्वं गते आद्यास्तिस्रः ।
लभ्यन्ते न शेषा यत् क्षीणास्वशुभमरणम् ॥१०९॥

અર્થ—આત્મા શીઘ્ર ગુણથી પડી મિથ્યાત્વે જાય અને તરતમાં જ મરણ પામે તો આદિની ત્રણ ગુણશ્રેણિઓ નારકાદિ ભવોમાં સંભવે છે. શેષ સંભવતી નથી. કારણ કે તેનો ક્ષય થયે છતે જ અશુભ મરણ થાય છે.

ટીકાનુ૦—કોઇ આત્મા સમ્યક્ત્વાદિ નિમિત્તે થતી ગુણશ્રેણિ કર્યા પછી તરતમાં જ સમ્યક્ત્વાદિ ગુણથી પડી મિથ્યાત્વે જાય અને ત્યાંથી પણ તરત જ અપ્રશસ્ત મરણ વડે મરણ પામી નારકાદિ ભવમાં જાય ત્યાં અલ્પ કાળ પર્યંત ઉદયને આશ્રયી શરૂઆતની [1]સમ્યક્ત્વ દેશવિરતિ અને સર્વવિરતિ નિમિત્તે થયેલી ત્રણ ગુણશ્રેણિઓ સંભવે છે. એટલે કે એ ત્રણ ગુણનિમિત્તે થયેલી દળરચનાનો નારકાદિ ભવોમાં સંભવ છે અને એ દળરચનાનો સંભવ હોવાથી તેનો ઉદય પણ સંભવે છે, બાકીની ગુણશ્રેણિઓ સંભવતી નથી. કારણ કે નારકાદિ ભવ અપ્રશસ્ત મરણ વડે મરણ પ્રાપ્ત કરતા થાય છે.

---

૧ સમ્યક્ત્વ નિમિત્તે થયેલી દળરચના કેટલીક બાકી હોય અને દેશવિરતિ પ્રાપ્ત કરી તેને નિમિત્તે ગુણશ્રેણિ કરે તેનો પણ અમુક ભાગશેષ હોય અને સર્વવિરતિ પ્રાપ્ત કરી તેને નિમિત્તે ગુણશ્રેણિ કરે ત્યાંથી તરતમાં જ પડી મિથ્યાત્વે જાય ત્યાંથી પણ તરતમાં જ મરણ પામી નરકાદિ ભવમાં જાય ત્યાં આત્મા એ ત્રણે ગુણ નિમિત્તે થયેલી દળરચના લઇને ગયેલો હોવાથી ઉદય આશ્રયી એ ત્રણે ગુણશ્રેણિઓના દલિકો સંભવે છે.

ઉક્ત ત્રણ વિના ગુણશ્રેણિઓ જ્યાં સુધી હોય ત્યાં સુધી અપ્રશસ્ત મરણ થતું નથી, પરંતુ તે ગુણશ્રેણિઓ દૂર થયા પછી જ થાય છે. માટે શરૂઆતની ત્રણ ગુણશ્રેણિઓ જ નારકાદિ ભવોમાં સંભવે છે, શેષ સંભવતી [1]નથી. ૧૦૯

આ પ્રમાણે ગુણશ્રેણિઓ કહી. હવે કોણ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે અને કોણ જઘન્ય કરે છે? તેનો વિચાર કરે છે—

**उक्कोस पएसुदयं गुणसेढीसीसगे गुणियकम्मो ।**
**सव्वासु कुणइ ओहेण खवियकम्मो पुण जहन्नं ॥११०॥**

**उत्कृष्टप्रदेशोदयं गुणश्रेणिशिरसि गुणितकर्म्मांशः ।**
**सर्व्वासां करोत्योघेन क्षपितकर्म्मांशः पुनः जघन्यम् ॥११०॥**

અર્થ—સામાન્ય રીતે સઘળી કર્મપ્રકૃતિઓનો ગુણશ્રેણિને શિરે વર્ત્તમાન ગુણિતકર્માંશ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે અને ક્ષપિતકર્માંશ આત્મા જઘન્ય પ્રદેશોદય કરે છે.

ટીકાનુ૦—ષષ્ઠી અને સપ્તમી વિભક્તિનો અર્થ પ્રત્યે અભેદ હોવાથી સઘળી કર્મપ્રકૃતિઓનો ગુણશ્રેણિના શિરે વર્ત્તમાન ગુણિતકર્માંશ આત્મા—ઓઘે—સામાન્યતઃ—ઘણે ભાગે ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે. એટલે કે ઘણે ભાગે ગુણશ્રેણિના શિરભાગે વર્ત્તતા ગુણિતકર્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે અને પ્રાયઃ સઘળી કર્મપ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય ક્ષપિતકર્માંશ આત્માને થાય છે. ગુણિતકર્માંશ અને ક્ષપિતકર્માંશ કોને કહેવા? તેનું સ્વરૂપ આગળ કહેવાશે, ૧૧૦

હવે સઘળી પ્રકૃતિઓના ભિન્ન ભિન્ન ઉત્કૃષ્ટ પ્રદેશોદયના સ્વામિ કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**सम्मत्तवेयसंजलणयाण खीणंत दुजिणअंताणं ।**
**लहु खवणाए अवहिस्स अणोहिणुक्कोसो ॥१११॥**

**सम्यक्त्ववेदसंज्वलनानां क्षीणान्तानां द्विजिनान्तानाम् ।**
**लघुक्षपणयाऽन्ते अवधेरनवधिकस्योत्कृष्टः ॥१११॥**

અર્થ—સમ્યક્ત્વમોહનીય, ત્રણ વેદ અને સંજ્વલ કષાયનો તથા ક્ષીણમોહ ગુણસ્થાનકે જેનો અંત થાય છે તે પ્રકૃતિઓનો તથા બે જિનેશ્વરને—સયોગિ કેવળી અને

---

[1] ઉપરના ગુણસ્થાનકેથી પડી પહેલે આવી અપ્રશસ્ત મરણ વડે મરણ પામી અન્ય નારકાદિ ભવોમાં ગુણશ્રેણિ લઇ જાય તો શરૂઆતની ત્રણ જ લઇ જાય છે. પરંતુ ઉપરના ગુણસ્થાનકે જ મરણ પામી ચોથુ ગુણઠાણું લઇ દેવલોકાદિમાં જાય તો અન્ય પણ ગુણશ્રેણિ લઇ જાય છે. જેમકે ઉપશમ શ્રેણિમાં મરણ પામી તેને નિમિત્તે થયેલી ગુણશ્રેણિ લઇ અનુત્તર વિમાનમાં જાય છે.

અયોગિ કેવળીને જેનો ઉદય વિચ્છેદ થાય છે તે પ્રકૃતિઓનો, લઘુક્ષપણા વડે ક્ષય કરતા તે તે પ્રકૃતિઓના ઉદયના અંતસમયે ગુણિતકર્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે. માત્ર અવધિદ્વિકનો જેને અવધિજ્ઞાન નથી થયુ તેને ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે.

ટીકાનુ૦—સમ્યક્ત્વમોહનીય, ત્રણ વેદ અને સંજ્વલન ચતુષ્ક એ આઠ પ્રકૃતિઓને લઘુક્ષપણા વડે ખપાવવા માટે ઉદ્યમવંત થયેલા ગુણિતકર્માંશ આત્માને તે તે પ્રકૃતિના ઉદયના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

અહિં ક્ષપણા બે પ્રકારે છે–૧ લઘુક્ષપણા અને ૨ ચિરક્ષપણા. તેમાં સાત માસ અધિક આઠ વરસની ઉમરનો કોઇ ભવ્યાત્મા સંયમનો સ્વીકાર કરે તે સ્વીકાર્યા બાદ અંતર્મુહૂર્ત્તકાળે જ ક્ષપકશ્રેણિનો આરંભ કરે, તેને જે કર્મનો ક્ષય થાય તે લઘુક્ષપણા કહેવાય છે અને જે ઘણા લાંબા કાળે સંયમને પ્રાપ્ત કરે અને સંયમ પ્રાપ્ત કર્યા પછી ઘણો કાળ ગયા બાદ ક્ષપકશ્રેણિનો આરંભ કરે તેને જે કર્મનો ક્ષય થાય તે ચિરક્ષપણા કહેવાય છે.

દીર્ઘકાળે જે સંયમને પ્રાપ્ત કરે અને ત્યારપછી દીર્ઘકાળે જે ક્ષપકશ્રેણિનો આરંભ કરે તેને ઉદય ઉદીરણા વડે ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે થોડા જ બાકી રહે છે તેથી ચિરક્ષપણા વડે ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટી શકતો નથી. માટે જ લઘુક્ષપણા વડે ખપાવવાને ઉદ્યમવંત થયેલાને ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય એમ કહ્યું છે. જે આત્મા ઓછામાં ઓછા જેટલા કાળે ચારિત્ર પ્રાપ્ત થાય તેટલા કાળે ચારિત્ર પ્રાપ્ત કરે અને ત્યારપછી અંતર્મુહૂર્ત્ત કાળે જ ક્ષપકશ્રેણિનો આરંભ કરે તેને ઉદય–ઉદીરણા વડે ઘણા કર્મપુદ્ગલો ઓછા કરવાનો સમય મળી શકયો હોતો નથી તેથી સત્તામાં વધારે કર્મપુદ્ગલો હોય છે એટલે તેવા ગુણિતકર્માંશ આત્માને તે પ્રકૃતિના ઉદયના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ઉપરોક્ત હકીકતને અનુસરી જે પ્રકૃતિઓનો જ્યાં ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે તે કહે છે.

ક્ષીણમોહ ગુણસ્થાનકે જે પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય છે તે જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક અને દર્શનાવરણચતુષ્કરૂપ ચૌદ પ્રકૃતિઓનો લઘુક્ષપણા વડે ખપાવવા ઉદ્યમવંત થયેલા ગુણશ્રેણિના શિરે વર્ત્તમાન ક્ષપક આત્માને ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

માત્ર અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય જેને અવધિજ્ઞાન અને અવધિદર્શન ઉત્પન્ન થયુ નથી તેને હોય છે. કારણ કે અવધિજ્ઞાનને ઉત્પન્ન કરતા ઘણા કર્મપુદ્ગલોનો તથાસ્વભાવે ક્ષય થાય છે, તેથી અવધિજ્ઞાનીને ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોતો નથી, માટે જ અવધિલબ્ધિ રહિત આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય એમ કહ્યું છે. તથા બે જિન એ પદ વડે સયોગિકેવળી અને અયોગિકેવળી એ બે લેવાના છે.

તેમાં સયોગિ કેવળીને જે જે પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય છે તે ઔદારિક સપ્તક, તૈજસકાર્મણ સપ્તક, સંસ્થાન ષટ્ક, પ્રથમ સંઘયણ, વર્ણાદિ વીશ, પરાઘાત, ઉપઘાત, અગુરુલઘુ, પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિ, પ્રત્યેક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ અને નિર્માણરૂપ બાવન પ્રકૃતિઓનો ગુણિતકર્માંશ સયોગિકેવળી ભગવાનને સયોગિકેવળી ગુણસ્થાનકના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે.

તથા સુસ્વર દુઃસ્વરનો સ્વરના નિરોધકાળે અને ઉચ્છ્વાસ નામકર્મનો ઉચ્છ્વાસના નિરોધકાળે ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે. સ્વર અને ઉચ્છ્વાસનો રોધ કરતા જે સમયે છેલ્લો ઉદય હોય, તે સમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય સંભવે છે.

અયોગિકેવળીને જે પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય છે તે અન્યતર વેદનીય, મનુષ્યગતિ, મનુષ્યાયુ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્તિ, તીર્થંકર અને ઉચ્ચગોત્રરૂપ બાર પ્રકૃતિઓનો ગુણિતકર્માંશ અયોગિકેવળીને ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. ૧૧૧

**पढमगुणसेढिसीसे निद्दापयलाण कुणइ उवसंतो ।**
**देवत्तं झत्ति गओ वेउव्वियसुरदुग स एव ॥११२॥**

**प्रथमगुणश्रेणिशिरसि निद्राप्रचलयोः करोत्युपशान्तः ।**
**देवत्वं झटिति गतः वैक्रियसुरद्विकस्य स एव ॥११२॥**

અર્થ—પ્રથમ ગુણશ્રેણિના શિરે વર્તમાન ઉપશાંત કષાય આત્મા નિદ્રા અને પ્રચલાનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે. તથા દેવપણાને શીઘ્ર પ્રાપ્ત થયેલો તે જ આત્મા વૈક્રિયસપ્તક અને સુરદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે.

ટીકાનુ૦—પોતાની [1]પ્રથમ ગુણશ્રેણિના શિરે વર્તતો ગુણિતકર્માંશ ઉપશાંત

---

૧ ગુણશ્રેણિ એટલે પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયમાં અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે જે દળરચના થાય છે તે. તે રચના અંતર્મુહૂર્તના સમય પ્રમાણ સ્થાનકોમાં થાય છે. પહેલે સમયે જે દલિકો ઉપરના સ્થાનકોમાંથી ઉતારે તેમાંના ઉદય સમયમાં થોડા, પછીના સ્થાનકમાં અસંખ્યાતગુણા, તેનાથી પછીના સ્થાનકમાં અસંખ્યાતગુણા, યાવત્ અંતર્મુહૂર્ત પ્રમાણ ગુણશ્રેણિના છેલ્લા સમયમાં અસંખ્યાતગુણા ગોઠવે છે. બીજે સમયે ઉપરના સ્થાનકોમાંથી પૂર્વ સમયથી અસંખ્યાતગુણા દલિક ઉતારે છે તેને પણ ઉદય સમયથી આરંભી અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે ગોઠવે છે એમ ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે ઉતારે છે અને ઉદય સમયથી આરંભી ઉત્તરોત્તર સ્થાનકમાં અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે ગોઠવે છે. અહિં એટલું સમજવાનું કે નીચે નીચેના સ્થાનકો ભોગવાઈને દૂર થાય એટલે શેષ શેષ સ્થાનકમાં રચના થાય પરંતુ ઉપર સ્થાનકો વધતા નથી. દાખલા તરીકે પહેલે સમયે ઉતારેલા દલિકોની ઉદય સમયથી આરંભી પાંચ હજાર સ્થાનકોમાં ગુણશ્રેણિ દ્વારા રચના થઇ તો બીજે સમયે ઓગણપચાસસો નવાણું સ્થાનકમાં રચના થાય. એ પ્રમાણે એક એક ન્યૂન-

કષાય આત્મા નિદ્રા અને પ્રચલાનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે. તથા તે જ ગુણિતકર્માંશ ઉપશાંત કષાય આત્મા જે સમયે પોતાની પ્રથમ ગુણશ્રેણિના શિરને પ્રાપ્ત કરશે તેની

---

ન્યૂન સ્થાનકમાં રચના થાય. લગભગ ઘણી ગુણશ્રેણિઓમાં દલિક ગોઠવવાનો આ ક્રમ છે. આની અંદર અંતર્મુહૂર્તનો છેલ્લો સમય અહિં અસત્કલ્પનાએ પાચ હજારમો સમય એ ગુણશ્રેણિનું શિર કહેવાય છે. કારણ કે તે સ્થાનકમાં બીજા કોઇપણ સ્થાનકોથી વધારેમા વધારે દલિકો ગોઠવાયા છે. આ સ્થાનકને જ્યારે અનુભવતો હોય ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટે છે

અહિં અગીઆરમે ગુણસ્થાનકે સ્થિર પરિણામ હોય છે એટલે કે અગીઆરમાના પહેલે સમયે જેવા પરિણામ તેવા જ બીજા સમયે યાવત્ તેવા જ છેલ્લા સમયે હોય છે. તેથી ઉપરના સ્થાનકોમાથી પહેલા સમયે જેટલા દલિકો ઉતારે તેટલા જ બીજા સમયે ઉતારે યાવત્ તેટલા જ છેલ્લા સમયે ઉતારે છે, અગીઆરમાના પહેલે સમયે ઉતારેલા દલિકને અંતર્મુહૂર્ત પ્રમાણ સમયોમાં-સ્થાનકોમાં ઉદય સમયથી આરંભી અસંખ્યાત ગુણાકારે ગોઠવે છે. બીજે સમયે જે ઉતારે છે તેને પણ તે જ ક્રમે ગોઠવે છે, માત્ર અહિં સરખા જ દલિકો ઉતારતો હોવાથી રચના સરખા જ પ્રમાણમાં થાય છે. તેમ જ અહિં એક એક સમય દૂર થાય તેમ ઉપર ઉપર એક એક સમય વધે છે એટલુ વિશેષ છે. દાખલા તરીકે અગીઆરમાના પહેલા સમયે ઉતરેલા દલિકો તેના પહેલા સમયથી આરંભી સો સ્થાનકોમાં ગોઠવાયા તેમ બીજે સમયે ઉતરેલા દલિકો પણ સોમા જ ગોઠવાય, ત્રીજે સમયે ઉતરેલા દલિકો પણ સોમાં જ ગોઠવાય. તથા પહેલે સમયે ઉતરેલા દલિકો ઉદય સમયમા, તેના પછીના સમયમાં, તેના પછીના સમયમાં જેટલા જેટલા ગોઠવાયા હોય એ જ પ્રમાણે બીજે સમયે ઉતરેલા દલિકો પણ ગોઠવાય છે. જેમકે પહેલા સમયે ઉતરેલા દલિકોમાંથી ઉદય સમયે સો દલિકો. બીજા સમયે પાંચસો, ત્રીજા સમયે પંદરસો ગોઠવાયા હોય તો બીજા સમયે ઉતારેલા દલિકોમાંથી પણ ઉદય સમયે સો દલિકો, પછીના સમયે પાંચસો, પછીના સમયે પંદરસો ગોઠવાય છે.

અહિં પ્રથમ ગુણશ્રેણિના શિરે વર્તમાન આત્મા નિદ્રા અને પ્રચલાનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે એમ કહ્યું છે. તેમાં પ્રથમ ગુણશ્રેણિનું શિર એટલે અગીઆરમા ગુણસ્થાનકના પહેલા સમયે ઉપરના સ્થાનકોમાથી દલિકો ઉતારી જેટલા સ્થાનકોમા ગોઠવે તેમાંનો જે છેલ્લો સમય તે તે સ્થાનકમાં અન્યની અપેક્ષાએ ઘણી રચના થયેલી હોય છે. દાખલા તરીકે પહેલા સમયે ઉતારેલા દલિકો સો સમયમાં ગોઠવાયા માટે અગીઆરમા ગુણસ્થાનકનો સોમો સમય એ પ્રથમ એટલે પહેલા સમયે કરાયેલી ગુણશ્રેણિનું શિર કહેવાય છે. તે સમયે આત્મા પહોચે એટલે નિદ્રાદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે અને નવાણુંમા સમયે કાળધર્મ પામી અનુત્તરવિમાનમાં જાય તે અનુત્તરદેવને દેવાયુના પહેલા જ સમયે વૈક્રિયદ્વિક અને દેવદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

આ ગુણસ્થાને અવસ્થિત પરિણામ હોવાથી જેમ જેમ પૂર્વ પૂર્વના સમયો જેટલા જેટલા ભોગવાઇને દૂર થાય તેમ તેમ આગળ આગળ તેટલા તેટલા અધિક સમયોમા ગુણશ્રેણિની રચના થતી હોવાથી આ ગુણસ્થાનકના પ્રથમ સમયે રચેલ ગુણશ્રેણિના મસ્તક સ્થાને જેટલાં દલિકો હોય છે તેટલા જ દલિકો બીજા આદિ સમયમાં કરેલ ગુણશ્રેણિના મસ્તકે પણ હોય છે. છતાં પૂર્વે બંધથી થયેલ દલિક રચનારૂપ નિષેક સ્થાનોમાં વિશેષ હીન હીન દલિકો ગોઠવાયેલ છે એથી પ્રથમ સમયે કરેલ ગુણશ્રેણિના મસ્તકે એટલે કે શિરભાગે બંધથી પ્રાપ્ત થયેલ નિક્ષેપનાં દલિકો વધુ પ્રમાણમાં હોવાથી ત્યાં જ ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. પરંતુ પછી પછીના સમયમાં ગુણશ્રેણિ નિક્ષેપના દલિકો સમાન સમાન હોવા છતાં પૂર્વ બંધથી પ્રાપ્ત થયેલ નિક્ષેપના દલિકો વિશેષહીન વિશેષહીન હોવાથી ત્યાં ઉત્કૃષ્ટ પ્રદેશોદય થતો નથી.

પહેલાના સમયે કાળધર્મ પામી દેવપણાને પ્રાપ્ત થાય તે આત્મા વૈક્રિયસપ્તક અને દેવદ્વિક એ નવ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કરે છે. ૧૧૨

**तिरिएगंतुदयाणं मिच्छत्तणमीसथीणगिद्धीणं ।**
**अपज्जत्तस्स य जोगे दुतिगुणसेढीण सीसाणं ॥११३॥**

**तिर्यगेकान्तोदयानां मिथ्यात्वानमिश्रस्त्यानर्द्धीनाम् ।**
**अपर्याप्तस्य च योगे द्वितीयतृतीयगुणश्रेणिशिरसोः ॥११३॥**

અર્થ—તિર્યંચગતિમાં જ એકાંતે જેઓનો ઉદય હોય છે તે પ્રકૃતિઓનો તથા મિથ્યાત્વ, મિશ્ર, અનંતાનુબંધિ અને થીણદ્ધિત્રિકનો તથા અપર્યાપ્તનામકર્મનો, બીજી અને ત્રીજી ગુણશ્રેણિનો જ્યાં યોગ થાય ત્યાં વર્તતા મિથ્યાદૃષ્ટિને ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ટીકા૦—જે કર્મપ્રકૃતિઓનો ઉદય કેવળ તિર્યંચોમાં જ હોય છે તે એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સ્થાવર, સૂક્ષ્મ અને સાધારણ નામકર્મ તથા મિથ્યાત્વમોહનીય, અનંતાનુબંધિ ચતુષ્ક, મિશ્રમોહનીય, થીણદ્ધિત્રિક અને અપર્યાપ્ત નામકર્મ, સઘળી મળી સત્તર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય બીજી અને ત્રીજી ગુણશ્રેણિના શિરનો યોગ જે સમયમાં થતો હોય તે સમયમાં વર્તમાન મિથ્યાદૃષ્ટિને થાય છે. માત્ર તે સમયે તે તે પ્રકૃતિનો ઉદય હોવો જોઇએ. તેનો તાત્પર્યાર્થ આ પ્રમાણે—

કોઈ એક આત્માએ દેશવિરતિ પ્રાપ્ત કરી દેશવિરતિ નિમિત્તે થતી ગુણશ્રેણિ કરી, ત્યારપછી સંયમ પ્રાપ્ત કરી સંયમ નિમિત્તે થતી ગુણશ્રેણિ કરી ત્યારપછી તે આત્મા સમ્યક્ત્વાદિ ગુણેથી પડી મિથ્યાત્વે ગયો અને ત્યાંથી અપ્રશસ્ત મરણ વડે મરણ પામી તિર્યંચમાં ઉત્પન્ન થયો. તે ગુણિતકર્માંશ તિર્યંચને જે સમયે દેશવિરતિ અને સર્વવિરતિ નિમિત્તે થયેલી બંને ગુણશ્રેણિના શિરભાગનો [1]યોગ થાય—એકત્ર મળે

---

૧ દેશવિરતિ અને સર્વવિરતિનો શિરભાગ કયો લેવો ? તેમ જ તે બંનેના યોગનો કયો સમય લેવો તે સંબંધમાં મને આ પ્રમાણે લાગે છે. જે સમયે દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરે તે સમયથી અંતર્મુહૂર્ત પર્યંત અવશ્ય પ્રવર્દ્ધમાન પરિણામવાળો આત્મા રહેતો હોવાથી ગુણશ્રેણિ પણ તેવી જ કરે છે. તેમાં દેશવિરતિના પહેલા સમયે જે દલિકો ઉતાર્યાં અને જેટલા સમયમાં તે દલિકોને ગોઠવ્યા તેમાનો જે છેલ્લો સમય તેને જ દેશવિરતિની ગુણશ્રેણિના શિર તરીકે લેવો અને સર્વવિરતિ ચારિત્ર જે સમયે પ્રાપ્ત કરે તે સમયે જેટલા સમયમાં રચના કરે તેના છેલ્લા સમયને સર્વવિરતિની ગુણશ્રેણિના શિર તરીકે લેવો. હવે તે બંનેના શિરભાગ એવી રીતે મળી શકે—દેશવિરતિની ગુણશ્રેણિ જ્યાં સર્વવિરતિ પ્રાપ્ત કરે. પરંતુ તે તેટલા કાળે પ્રાપ્ત કરે કે સર્વવિરતિના પહેલા સમયે જેટલા સ્થાનકોમાં દળરચના થાય છે તેટલા જ સમયો શેષ હોય. દાખલા તરીકે દેશવિરતિના પહેલા સમયે પંદરસો સમયમાં ગુણશ્રેણિ થાય છે અને સર્વવિરતિના પહેલા સમયે પાંચસો સમયમાં થાય છે તો પંદરસો સમયમાંના પહેલા હજાર સમય દેશવિરતિ ગુણઠાણે ગાળી સર્વવિરતિ ગુણઠાણે જાય. આ

તે સમયે તિર્યંચગતિમાં જ એકાન્તે જે પ્રકૃતિઓનો ઉદય હોય તે પૂર્વોક્ત સાત પ્રકૃતિઓનો અને અપર્યાપ્ત નામકર્મનો યથાયોગ્ય રીતે તે તે પ્રકૃતિનો ઉદય છતાં ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

તથા મિથ્યાત્વ અને અનંતાનુબંધિના સંબંધમાં મરણ પ્રાપ્ત કરીને [1]પણ જ્યારે દેશવિરતિ અને સર્વવિરતિની ગુણશ્રેણિના શિરભાગનો યોગ થાય તે કાળે ગુણિતકર્માંશ કોઈ આત્મા મિથ્યાત્વ પ્રાપ્ત કરે ત્યારે તેને મિથ્યાત્વ અને અનંતાનુબંધિનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ગુણશ્રેણિના શિરે વર્તતો કોઇ મિશ્ર ગુણસ્થાનક પ્રાપ્ત કરે તો મિશ્રમોહનીયનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

તથા મિથ્યાત્વે જાય કે ન જાય છતાં ગુણશ્રેણિના શિરે વર્તતા ગુણિતકર્માંશ આત્માને થીણદ્ધિત્રિકનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. કારણ કે થીણદ્ધિત્રિકનો પ્રમત્ત સંયત પર્યંત ઉદય હોય છે. તેથી જ બંને ગુણશ્રેણિના શિરે વર્તતો પ્રમત્ત હોય અને તેને થીણદ્ધિત્રિકમાંની કોઇપણ નિદ્રાનો ઉદય થાય તો તેને પણ ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટે છે. કદાચ પડીને મિથ્યાત્વે જાય તો ત્યાં પણ ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટે છે. માત્ર ગુણશ્રેણિના શિરભાગને જે સમયે પ્રાપ્ત થાય તે સમયે તેનો ઉદય હોવો જોઇએ. ૧૧૩

**से काले अंतरकरणं होही अमरो य अंतमुहु परओ ।**
**उक्कोसपएसुदओ हासाइसु मज्झिमडण्हं ॥११४॥**

तस्य काले अन्तरकरणं भविष्यत्यमरश्चान्तर्मुहूर्त्तात्परतः ।
उत्कृष्टप्रदेशोदयः हास्यादीनां मध्यमानामष्टानाम् ॥११४॥

અર્થ—જે સમયે અંતરકરણ થશે તેની પહેલાના સમયે મરણ પામી દેવ થાય

---

પ્રમાણે થવાથી દેશવિરતિ ગુણઠાણે પહેલે સમયે જે પંદરસો સમયોમાં રચના થઇ તેમાંનો પંદરસોમો સમય અને સર્વવિરતિ ગુણઠાણે પહેલે સમયે જે પાંચસો સમયમાં રચના થઈ તેમાંનો પાંચસોમો સમય એ બંને એક જ આવી શકે. દેશવિરતિ ગુણઠાણે જેટલા સમયમાં રચના થાય છે તેના સંખ્યાતમા ભાગના સમયમાં સર્વવિરતિ ગુણઠાણે રચના થાય છે. એટલે આવી રીતે બંનેના શિરભાગનો યોગ થવામાં કોઇ વિરોધ આવતો નથી. દેશવિરતિ અને સર્વવિરતિ ગુણઠાણે પહેલા સમયે જેટલા સમયમાં રચના થાય છે તેના છેલ્લા સમયને ગુણશ્રેણિનું શિર તેટલા માટે કહ્યું છું કે તે ગુણઠાણે નીચે નીચેના સમયો ભોગવાઇ દૂર થાય તેમ તેમ ઉપર ઉપર સમય વધે છે અને રચનાના સમયની સંખ્યા કાયમ રહે છે.

[1] મિથ્યાત્વ અને અનંતાનુબંધિનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય મરણ પામીને મિથ્યાત્વ પ્રાપ્ત કરનાર અથવા મરણ પામ્યા સિવાય મિથ્યાત્વ પ્રાપ્ત કરનાર એ બંનેને ઉત્કૃષ્ટ પ્રદેશોદય સંભવે છે એમ જણાવવા અહિં ટીકામા અપિ શબ્દ મૂકયો હોય તેમ લાગે છે.

તેને અંતર્મુહૂર્ત ગયા બાદ હાસ્યાદિ છનો અને વચલા આઠ કષાયનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—કોઈ આત્માએ ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરી, તેને અનિવૃત્તિકરણમાં જે સમયે અંતરકરણ થશે તેની પહેલાના સમયે મરણ પામી દેવ થાય તે દેવને ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્ત ગયા બાદ ગુણશ્રેણિના શિરે વર્ત્તતા હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા એ હાસ્યષટ્કનો તથા અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એ મધ્યમ કષાયાષ્ટકનો કુલ ચૌદ પ્રકૃતિઓનો તે તે પ્રકૃતિના ઉદયે વર્ત્તતા ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

[1]અંતર્મુહૂર્ત ગયા બાદ ગુણશ્રેણિનું શિર પ્રાપ્ત થાય છે માટે દેવમાં ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્ત ગયા બાદ, ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય એમ કહ્યું છે. ૧૧૪

हस्सट्ठिइं बंधित्ता अद्धाजोगाइठिइनिसेगाणं ।
उक्कोसपए पढमोदयम्मि सुरनारगाऊणं ॥११५॥

ह्रस्वस्थितिं बद्ध्वा अद्धायोगादिस्थितिनिषेकाणाम् ।
उत्कृष्टपदे प्रथमोदये सुरनारकायुषोः ॥११५॥

અર્થ—અદ્ધા, યોગ અને પહેલી સ્થિતિમાં દલિકનો નિષેક એ ત્રણેનું જ્યારે

---

૧ અંતર્મુહૂર્ત પછી ગુણશ્રેણિનું શિર પ્રાપ્ત થવાનું કારણ અપૂર્વ અનિવૃત્તિકરણના કાળથી વધારે કાળમાં ગુણશ્રેણિ થાય એ છે અને અંતરકરણ શરૂ થતા પહેલા મરણ થાય એમ કહેવાનું કારણ નીચે કહ્યું છે. એટલે અહિં જે સમયે મરણ પ્રાપ્ત કરવાનું કહ્યું ત્યારથી અંતર્મુહૂર્ત ગયા બાદ જ ગુણશ્રેણિનું શિર પ્રાપ્ત થાય. ગુણશ્રેણિનું શિર કયું કહેવાય? તે પહેલા કહેવાયું છે.

અહિં એ શંકા થાય કે અંતરકરણ ક્રિયા જે સમયે શરૂ થાય તે પહેલાના સમયે મરણ પ્રાપ્ત કરવાનું કેમ કહ્યું? ત્યાર પછી કેમ ન કહ્યું? તેના ઉત્તરમાં મને લાગે છે કે જેટલા સ્થાનકોનું અંતરકરણ અહિં થવાનું છે તેની અંદર જ ગુણશ્રેણિ જેટલા સ્થાનકોમાં થાય છે તે દરેક સ્થાનકો આવી જતા હોવા જોઈએ અને જો એમ હોય તો તેનો શિરભાગ પણ અંતરકરણના દલિકો સાથે દૂર થાય એટલે અંતરકરણ કર્યા પછી મરણ પ્રાપ્ત કરે તો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થઈ શકે નહિ. આંતરૂ પાડવાની ક્રિયા શરૂ હોય અને મરણ પામે તો પણ ઉત્કૃષ્ટ પ્રદેશોદય ન થાય કારણ કે આંતરૂ પાડતા નાની મોટી સ્થિતિ વચ્ચે જેટલા સ્થાનકોનું આંતરૂ પાડવાનું છે તે દરેક સ્થાનકમાંથી દલિકો ઉપાડે છે માટે દલિકો ઓછા થાય અને તેથી ગુણશ્રેણિના શિરભાગને પ્રાપ્ત કરવા છતાં પણ ઉત્કૃષ્ટ પ્રદેશોદય ન થાય. અહિં ઉત્કૃષ્ટ પ્રદેશોદય તો કહેવો છે માટે અંતરકરણ કર્યા પહેલા મરણ પામે એમ કહ્યું. ગુણશ્રેણિનો શિરભાગ જો અંતરકરણના દલિકો સાથે દૂર ન થતો હોય તો અંતરકરણ કરતા કે અંતરકરણ કર્યા પછી મરણ પામે તો પણ ઉત્કૃષ્ટ પ્રદેશોદય થઈ શકે, જો એમ હોય તો અંતરકરણ કરતા પહેલા મરણ પ્રાપ્ત કરે એમ કહેવાનું પ્રયોજન રહે નહિ તેથી ઉપરની કલ્પના મેં કરી છે.

ઉત્કૃષ્ટપદ હોય અને જઘન્ય સ્થિતિનો બંધ કરી મરણ પ્રાપ્ત કરી દેવ કે નારકી થાય, ત્યારે તેને પ્રથમ સ્થિતિસ્થાનમાં વર્ત્તતા દેવ અને નારકાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય.

ટીકાનુ૦— અદ્ધા-આયુનો બંધકાળ. યોગ-મન, વચન અને કાયા દ્વારા પ્રવર્ત્તતું આત્મવીર્ય અને પ્રથમ સ્થિતિ નિષેક એટલે બંધાતા આયુના પહેલા સ્થાનકમાં થતી દળરચના. એ ત્રણ જ્યારે ઉત્કૃષ્ટપદે હોય એટલે કે ઉત્કૃષ્ટ યોગે વર્ત્તતો વધારેમાં વધારે જેટલો કાળ આયુનો બંધ કરી શકે તેટલો કાળ આયુની જઘન્ય સ્થિતિનો બંધ કરીને તેમજ આયુના પ્રથમ સ્થાનકમાં ઉત્કૃષ્ટ દલિકનો નિક્ષેપ કરીને મરણ પામી દેવ કે નારકી થાય તે દેવને દેવાયુનો અને નારકીને નારકાયુનો આયુની પ્રથમ સ્થિતિનો અનુભવ કરતા ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય.

કારણ કે દીર્ઘ અંતર્મુહૂર્ત્ત પર્યંત ઉત્કૃષ્ટ યોગે ઘણા દલિકો ગ્રહણ કરાયા છે અને પ્રથમ સ્થિતિમાં ઘણા ગોઠવાયા છે, માટે પ્રથમ સ્થિતિનો અનુભવ કરતાં જ ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટી શકે છે. ૧૧૫

**अद्धा जोगुक्कोसे बंधित्ता भोगभूमिगेसु लहुं ।**
**सव्वप्पजीवियं वज्जइत्तु ओवट्टिया दोण्हं ॥११६॥**

**अद्धायोगोत्कृष्टेन बद्ध्वा भोगभूमिगेषु लघु ।**
**सर्वाल्पजीवितं वर्जयित्वा अपवर्त्त्य द्वयोः ॥११६॥**

અર્થ—ઉત્કૃષ્ટ બંધકાળ અને ઉત્કૃષ્ટ યોગ વડે ભોગભૂમિ સંબંધી આયુ બાંધીને મરણ પામી યુગલિયામાં ઉત્પન્ન થાય, ત્યાં અંતર્મુહૂર્ત્ત પ્રમાણ આયુ છોડી શેષ આયુની શીઘ્ર અપવર્ત્તના કરે, કરીને અપવર્ત્તના થયા બાદ પ્રથમ સમયે તિર્યંચ અને મનુષ્યને ક્રમશઃ તિર્યંચાયુ અને મનુષ્યાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—વધારેમાં વધારે જેટલો કાળ આયુ બાંધી શકે તેટલા કાળ વડે અને વધારેમાં વધારે જેટલા યોગ વડે આયુ બાંધી શકે તેટલા યોગ વડે ભોગભૂમિના તિર્યંચ અને મનુષ્ય સંબંધી કોઇ આત્મા તિર્યંચનું અને કોઇ આત્મા મનુષ્યનુ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમ પ્રમાણ આયુ બાંધીને મરણ પામે, મરણ પામીને એક ત્રણ પલ્યોપમના આયુવાળા તિર્યંચમાં ઉત્પન્ન થાય અને બીજો ત્રણ પલ્યોપમના આયુવાળા મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં ઉત્પન્ન થઇને શીઘ્ર સર્વાલ્પજીવિત-ઓછામાં ઓછું અંતર્મુહૂર્ત્ત પ્રમાણ આયુ વર્જીને શેષ પોતપોતાના સઘળા આયુની [1]અપવર્ત્તના કરણ વડે

---

૧ અપર્યાપ્તાવસ્થામાં યુગલિયાને આયુની અપવર્ત્તના થઇ શકે છે, પર્યાપ્તો થયા પછી થતી નથી તેમા પણ ઓછામા ઓછું અંતર્મુહૂર્ત્ત આયુ રાખી બાકીના આયુની જ અપવર્ત્તના થાય છે. એટલે જ અંતર્મુહૂર્ત્ત વર્જી શેષ આયુની અપવર્ત્તના કરવાનું કહ્યું છે. આ બે આયુનો આ રીતે ઉત્કૃષ્ટ

અપવર્ત્તના કરીને અપવર્ત્તના થયા પછીના પ્રથમ સમયે વર્ત્તતા તિર્યંચ અને મનુષ્યને અનુક્રમે તિર્યંચાયુ અને મનુષ્યાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. ૧૧૬

**नारयतिरिदुगदुभगाइनीयमणुयाणुपुव्विगाणं तु ।**
**दंसणमोहखवगो तइयगसेढी उ पडिभग्गो ॥११७॥**

**नारकतिर्यग्द्विकदुर्भगादिनीचैर्गोत्रमनुजानुपूर्व्विकाणां तु ।**
**दर्शनमोहक्षपकः तृतीयश्रेण्यास्तु प्रतिभग्नः ॥११७॥**

અર્થ—તૃતીય ગુણશ્રેણિથી પતિત દર્શનમોહના ક્ષપકને નારકદ્વિક, તિર્યંચદ્વિક, દુર્ભગ, અનાદેય અને અપયશકીર્ત્તિ, નીચગોત્ર અને મનુષ્યાનુપૂર્વિનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિને ખપાવવા માટે પ્રયત્નવંત અવિરતિ-સમ્યગ્દૃષ્ટિ આત્મા સમ્યક્ત્વ નિમિત્ત ગુણશ્રેણિ કરે, ત્યારપછી તે જ આત્મા દેશવિરતિ પ્રાપ્ત કરી દેશવિરતિ નિમિત્તે ગુણશ્રેણિ કરે, ત્યારપછી તે જ આત્મા સર્વવિરતિ પ્રાપ્ત કરી સર્વવિરતિ નિમિત્તે ગુણશ્રેણિ કરે. આ દેશવિરતિ અને સર્વવિરતિ સંબંધી ગુણશ્રેણિ સમ્યક્ત્વ નિમિત્તે જે કરણો કરે છે તેમાં જ કરે એટલે કે ચોથે ગુણઠાણે ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે થયેલા અપૂર્વ, અનિવૃત્તિ કરણમાં વર્ત્તતો દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરી તત્સંબંધી ગુણશ્રેણિ કરે. ત્યારપછી કરણની સમાપ્તિ થયા બાદ જેણે દર્શનમોહનીયત્રિકનો ક્ષય કર્યો છે અને જેણે ત્રીજી સર્વવિરતિ નિમિત્તે ગુણશ્રેણિ કરી ત્યાંથી પડી અવિરતિપણું પ્રાપ્ત કર્યું છે તે અવિરત આત્માને સમ્યક્ત્વ નિમિત્ત થયેલી દેશવિરતિ નિમિત્તે થયેલી અને સર્વવિરતિ નિમિત્તે થયેલી ત્રણે ગુણશ્રેણિનો શિરભાગ જે સ્થાનકમાં એકત્ર થતો હોય તે સ્થાનકમાં વર્ત્તતા તે જ ભવમાં દુર્ભગ, અનાદેય, અપયશકીર્ત્તિ અને નીચગોત્રમાંથી જેનો જેનો ઉદય હોય તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. સર્વવિરતિથી અવિરતિમાં આવવા છતાં તેને નિમિત્તે થયેલી દળરચના રહી જાય છે એટલે કોઈ વિરોધ આવતો નથી.

હવે જો તે આત્માએ નારકીનું આયુ બાંધ્યુ હોય અને તે ગુણશ્રેણિનું શિર પ્રાપ્ત થવા પહેલા મરીને નારકી થાય તો ગુણશ્રેણિના શિરભાગમાં વર્ત્તતા પૂર્વોક્ત દુર્ભગાદિ ચાર અને નરકદ્વિક એમ છ પ્રકૃતિનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

---

દેશોદય થઈ શકે છે. કારણ કે ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટ કાળ વડે ઉત્કૃષ્ટ આયુ બાંધ્યું છે અને અપવર્ત્તના થતા અંતર્મુહૂર્ત આયુ વર્જી ઉપરના સઘળા આયુના દલિકો અંતર્મુહૂર્ત કાળમાં ગોઠવાય. તેમાં પણ પહેલા સ્થાનકમાં વધારે ગોઠવાય એટલે અપવર્ત્તના થયા પછી પહેલા સમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થઈ શકે છે.

કદાચ અસંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચનું આયુ બાંધ્યુ હોય અને મરણ પામીને તિર્યંચ થાય તેને તિર્યંચદ્વિક સાથે પૂર્વોક્ત ચાર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય.

અને યુગલિયા મનુષ્ય સંબંધી આયુ બાંધ્યુ હોય અને મનુષ્ય થાય તો મનુષ્યાનુપૂર્વિ સાથે પૂર્વોક્ત પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય. ૧૧૭

**संघयणपंचगस्स उ बिइयादितिगुणसेढिसीसम्मि ।**
**आहारुज्जोयाणं अपमत्तो आइगुणसीसे ॥११८॥**

**संहननपञ्चकस्य द्वितीयादित्रिगुणश्रेणिशिरसि ।**
**आहारकोद्योतयोरप्रमत्तः आदिगुणशिरसि ॥११८॥**

અર્થ—પ્રથમવર્જ પાંચ સંઘયણનો દ્વિતીય આદિ ત્રણ ગુણશ્રેણિના શિરે વર્ત્તતા ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. તથા આહારકસપ્તક અને ઉદ્યોત નામકર્મનો પ્રથમ ગુણશ્રેણિના શિરે વર્ત્તતા અપ્રમત્તને ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—પ્રથમ સિવાય [2]પાંચ સંઘયણ નામકર્મનો દ્વિતીયાદિ ત્રણ ગુણશ્રેણિના શિરે વર્ત્તતા ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. તાત્પર્ય આ પ્રમાણે—

કોઇ એક મનુષ્ય દેશવિરતિ પ્રાપ્ત કરી દેશવિરતિ નિમિત્તે ગુણશ્રેણિ કરે, ત્યાર-

---

૧ ભવિષ્યનું કોઇ આયુ ન બાધ્યું હોય અગર ત્રણ નરકનું, વૈમાનિક દેવનું કે અસંખ્યાતવર્ષના આયુવાળા મનુષ્ય-તિર્યંચનું આયુ બાધ્યું હોય તે જ ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરે છે માટે 'યુગલિયા' એ વિશેષણ જોડયુ છે. તિર્યંચને ભવાશ્રિત નીચગોત્રનો જ ઉદય હોય છે. મનુષ્યને ચોથે ગુણઠાણે તેનો ઉદય હોઇ શકે છે પાચમે અને તેથી અગાડી તો મનુષ્યને ગુણપ્રત્યયે ઉચ્ચગોત્રનો જ ઉદય હોય છે. પહેલા નીચનો ઉદય હોય તો પણ તે પલટાઇ જાય છે. ત્યાંથી પડીને ચોથે આવે તો મૂળ હોય તે ગોત્રનો પણ ઉદય થઇ શકે છે માટે તેનો ચોથે ગુણઠાણે મનુષ્યાદિને ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઘટે છે. ક્ષાયિક સમ્યક્ત્વી વૈમાનિકમાં જતો હોવાથી અને ત્યાં દુર્ભગાદિનો ઉદય નહિ હોવાથી દેવગતિમાં તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કહ્યો નથી.

૨ અહિં પ્રથમ સિવાયના પાંચ સંઘયણનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય દેશવિરતિ આદિ સંબંધી ત્રણ ગુણશ્રેણિઓના શિરભાગે વર્ત્તતા મનુષ્યને કહ્યો પરંતુ બીજા અને ત્રીજા સંઘયણનો કર્મસ્તવ વગેરેમાં અગિયારમા ગુણસ્થાનક સુધી ઉદય કહેલ છે અને આ ત્રણ ગુણશ્રેણિઓ કરતા ઉપશાન્તમોહની ગુણશ્રેણિમા દલિકરચના અસંખ્યગુણ હોય છે. તેથી આ બે સંઘયણનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય ઉપશાન્તમોહ ગુણસ્થાને પ્રથમ સમયે કરેલ ગુણશ્રેણિના શિરભાગે વર્ત્તતા જીવને જ સંભવી શકે. છતાં આ ગ્રંથકર્તા તથા કેટલાક અન્ય ગ્રંથકારો 'ઉપશમશ્રેણિનો આરંભ પણ પ્રથમ સંઘયણવાળો જ કરે છે પણ બીજા ત્રીજા સંઘયણવાળા નહિ' એમ માને છે. જુઓ પંચસંગ્રહ-સપ્તતિકા ગા. ૧૨૯ ની ટીકા. તેથી અહિં પાંચે સંઘયણનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય દેશવિરતિ આદિ સંબંધી ત્રણ ગુણશ્રેણિના શિરભાગે વર્ત્તતા મનુષ્યને જ કહેલ છે.

પછી તે જ આત્મા તીવ્ર વિશુદ્ધિના યોગે સર્વવિરતિ પ્રાપ્ત કરી સર્વવિરતિ નિમિત્તે ગુણશ્રેણિ કરે, અને ત્યારપછી વળી તે જ આત્મા તથાપ્રકારની વિશુદ્ધિના યોગે અનંતાનુબંધિની વિસંયોજના કરવા માટે પ્રયત્નવંત થઇ તેને નિમિત્તે ગુણશ્રેણિ કરે. આ પ્રમાણે બીજી, ત્રીજી અને ચોથી એમ ત્રણ ગુણશ્રેણિ થાય. તે ત્રણે નિમિત્તે ત્રણે ગુણશ્રેણિઓ કરીને તે ત્રણેના શિરભાગનો જે સ્થાનકમાં યોગ થાય તે સ્થાનકમાં વર્ત્તમાન તે મનુષ્યને પ્રથમ સંઘયણ સિવાય પાંચ સંઘયણમાંથી જેનો ઉદય હોય તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

આહારક શરીરમાં વર્ત્તમાન અપ્રમત્ત સંયતને અપ્રમત્તના પહેલા સમયે જેટલા સ્થાનકોમાં ગુણશ્રેણિ–દળરચના થાય છે. તેમાંના છેલ્લે સમયે આહારકસપ્તક અને ઉદ્યોત નામકર્મનો અનુભવ કરતાં તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. ૧૧૮

**गुणसेढीए भग्गो पत्तो बेइंदिपुढविकायत्तं ।**
**आयावस्स उ तव्वेइ पढमसमयंमि वट्टंतो ॥११९॥**

**गुणश्रेण्या भग्नः प्राप्तो द्वीन्द्रियपृथ्वीकायत्वम् ।**
**आतपस्य तु तद्वेदी प्रथमसमये वर्त्तमानः ॥११९॥**

અર્થ—સમ્યક્ત્વ નિમિત્તે થયેલી ગુણશ્રેણિથી પડેલા કોઇ આત્માએ બેઇન્દ્રિયપણું પ્રાપ્ત કરી પૃથ્વીકાયપણું પ્રાપ્ત કર્યું. ત્યાં શરીરપર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી પહેલે સમયે વર્ત્તતા આતપના ઉદયવાળા તે પૃથ્વીકાયને તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય.

ટીકાનુ૦—ગુણિતકર્માંશ કોઈ પંચેન્દ્રિય આત્માએ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું અને સમ્યક્ત્વ નિમિત્તે ગુણશ્રેણિ કરી. ત્યારપછી ત્યાંથી પડી મિથ્યાત્વે ગયો. મિથ્યાત્વે જઇને મરણ પામી બેઇન્દ્રિયમાં ઉત્પન્ન થયો. ત્યાં બેઇન્દ્રિયને જેટલી સ્થિતિની સત્તા હોઈ શકે તે સિવાયની શેષ સઘળી સ્થિતિની અપવર્ત્તના કરે. અપવર્ત્તના કર્યા બાદ ત્યાંથી મરણ પામી ખરબાદર પૃથ્વીકાયપણું પ્રાપ્ત કરે. ત્યાં જેમ બને તેમ જલદીથી શરીરપર્યાપ્તિએ પર્યાપ્તો થાય. તે શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત થયા પછીના પહેલા સમયે આતપ નામકર્મનો તે પૃથ્વીકાય આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

આતપનો ઉદય ખરબાદર પૃથ્વીકાયને હોય છે માટે એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવાનું જણાવ્યું છે.

પંચેન્દ્રિયમાંથી સીધા એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવાનું ન કહેતાં અથવા પંચેન્દ્રિયમાંથી તેઇન્દ્રિયાદિમાં ઉત્પન્ન થવાનું ન કહેતાં બેઇન્દ્રિયમાં જઇ પૃથ્વીકાયમાં ઉત્પન્ન થાય એમ કહેવાનું કારણ બેઇન્દ્રિયમાંથી એકેન્દ્રિયમાં ગયેલો આત્મા તેની સ્થિતિને ઘટાડી સ્વયોગ્ય કરી શકે છે. પરંતુ પંચેન્દ્રિયમાંથી એકેન્દ્રિય થયેલો અથવા પંચેન્દ્રિયમાંથી

તેઇન્દ્રિયાદિમાં જઈ એકેન્દ્રિય થયેલો આત્મા એકદમ તેની સ્થિતિને સ્વયોગ્ય કરી શકતો નથી. માત્ર બેઇન્દ્રિયની સ્થિતિને જ શીઘ્રતાથી સ્વયોગ્ય કરી શકે છે. અહિં ઉત્કૃષ્ટ પ્રદેશોદયના અધિકારમાં શીઘ્રતાથી કરનાર આત્મા લેવાનો છે માટે પંચેન્દ્રિયમાંથી બેઇન્દ્રિયમાં જઈ એકદમ સ્થિતિની અપવર્ત્તના કરી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય અને ત્યાં પણ શીઘ્ર શરીરપર્યાપ્તિએ પર્યાપ્તો થાય એમ કહ્યું છે.

આતપનો ઉદય શરીરપર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી જ થાય છે માટે તે પૂર્ણ કર્યા પછીના પહેલા સમયે તેને વેદતાં ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય એમ કહ્યું છે. ૧૧૯

આ પ્રમાણે ઉત્કૃષ્ટ પ્રદેશોદયના સ્વામિ કહ્યા, હવે જઘન્ય પ્રદેશોદયના સ્વામિ કહે છે—

**देवो जहन्नयाऊ दोहुव्वट्टित्तु मिच्छअंतम्मि ।**
**चउनाणदंसणतिगे एगिंदिगए जहन्नुदयं ॥१२०॥**

देवो जघन्यायुर्दीर्घामुद्वर्त्य मिथ्यात्वं अन्ते ।
चतुर्ज्ञानदर्शनत्रिकयोरेकेन्द्रियं गते जघन्योदयः ॥१२०॥

અર્થ—કોઇ જઘન્ય આયુવાળો દેવ ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્ત્ત પછી સમ્યક્ત્વ ઉત્પન્ન કરી અંતે મિથ્યાત્વે જાય, ત્યાં દીર્ઘ સ્થિતિ બાંધીને અને સત્તાગત સ્થિતિની ઉદ્વર્ત્તના કરીને એકેન્દ્રિયમાં જાય, તે એકેન્દ્રિયને ચાર જ્ઞાનાવરણ અને ત્રણ દર્શનાવરણનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

ટીકાનુ૦—અહિં જઘન્ય પ્રદેશોદયના અધિકારમાં સર્વત્ર ક્ષપિતકર્માંશ આત્મા ગ્રહણ કરવાનો છે, એ હકીકત પહેલા કહી છે.

દશહજાર વરસના આયુવાળો ક્ષપિતકર્માંશ કોઈ દેવ ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્ત્ત ગયા પછી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. તથા તે સમ્યક્ત્વનું અંતર્મુહૂર્ત્ત ન્યૂન દશહજાર વરસ પર્યંત પાલન કરીને છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં મિથ્યાત્વે જાય. તે મિથ્યાત્વી દેવ અતિસંક્લિષ્ટ પરિણામવાળો થઇને પ્રસ્તુત મતિજ્ઞાનાવરણાદિ કર્મપ્રકૃતિઓની અંતર્મુહૂર્ત્ત પર્યંત ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને તે કાળે ઘણા દલિકોની ઉદ્વર્ત્તના કરે એટલે સત્તાગત દલિકોની સ્થિતિ વધારે-નીચેના સ્થાનકોના દલિકોને ઉપરના સ્થાનકોના દલિકો સાથે ભોગવાય તેવા કરે. ત્યારપછી સંક્લિષ્ટ પરિણામ છતાં જ કાળ કરીને તે દેવ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. તે એકેન્દ્રિય ઉત્પત્તિના પહેલે જ સમયે મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, મનઃપર્યવજ્ઞાનાવરણ અને કેવળજ્ઞાનાવરણ એ ચાર જ્ઞાનાવરણનો તથા ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ અને કેવળદર્શનાવરણ એ ત્રણ દર્શનાવરણનો કુલ સાત કર્મપ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય કરે છે.

પહેલે સમયે જઘન્ય પ્રદેશોદય કેમ થાય? તે પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે–પ્રાયઃ ઘણા દલિકની ઉદ્વર્ત્તના કરેલી હોવાથી પહેલે સમયે અલ્પ પ્રમાણમાં દલિક હોય છે. તથા ઉત્કૃષ્ટ સંક્લેશયુક્ત આત્માને પ્રદેશની ઉદીરણા અલ્પ થાય છે કેમકે તેને અનુભાગની ઉદીરણા વધારે થાય છે.

એવો સામાન્ય નિયમ છે કે–જ્યારે અનુભાગની વધારે પ્રમાણમાં ઉદીરણા થાય ત્યારે પ્રદેશોની અલ્પ પ્રમાણમાં ઉદીરણા થાય અને જ્યારે પ્રદેશોની વધારે પ્રમાણમાં ઉદીરણા થાય ત્યારે અનુભાગની અલ્પ પ્રમાણમાં ઉદીરણા થાય છે.

અહિં અતિ સંક્લિષ્ટ પરિણામી એકેન્દ્રિયને વધારે પ્રમાણમાં અનુભાગની ઉદીરણા થતી હોવાથી પ્રદેશોની ઉદીરણા અલ્પ પ્રમાણમાં થાય છે તેથી ઉદીરણાથી પણ વધારે દલિકો ઉદયમાં પ્રાપ્ત થતાં નથી માટે મિથ્યાત્વને પ્રાપ્ત થયેલા અતિસંક્લિષ્ટ પરિણામિ એકેન્દ્રિયને [1]પહેલે સમયે જઘન્ય પ્રદેશોદય થાય એમ કહ્યું છે.

**कुणइ ओहिदुगस्स उ देवत्तं संजमाउ संपत्तो ।**
**मिच्छुक्कोसुक्कट्टिय आवलिगंते पएसुदयं ॥१२१॥**

**करोत्यवधिद्विकस्य तु देवत्वं संयमात् सम्प्राप्तः ।**
**मिथ्यात्वमुत्कृष्टामुद्वर्त्यावलिकान्ते प्रदेशोदयम् ॥१२१॥**

અર્થ—સંયમના વશથી અવધિજ્ઞાન અને અવધિદર્શન ઉત્પન્ન કરી દેવપણાને પ્રાપ્ત થયેલો કોઈ આત્મા અંતર્મુહૂર્ત ગયા બાદ મિથ્યાત્વે જાય ત્યાં તેની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને ઘણા પ્રદેશોની ઉદ્વર્ત્તના કરે તે દેવ આવલિકાના અંતસમયે અવધિદ્વિકનો જઘન્ય પ્રદેશોદય કરે છે.

ટીકાનુ૦—ક્ષપિતકર્માંશ કોઈ આત્મા સંયમ પ્રાપ્ત કરે અને તે સંયમના પ્રભાવ વડે અવધિજ્ઞાન, અવધિદર્શન ઉત્પન્ન કરી તે અવધિજ્ઞાન અને અવધિદર્શનથી પડ્યા સિવાય દેવમાં જાય. ત્યાં અંતર્મુહૂર્ત ગયા બાદ મિથ્યાત્વે જાય, ત્યારપછી મિથ્યાત્વ નિમિત્તે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને ઘણા દલિકોની ઉદ્વર્ત્તના કરે. તે દેવ બંધાવલિકાના અંત સમયે અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણનો જઘન્ય પ્રદેશોદય[2] કરે છે. ૧૨૧

૧ અહિં પહેલા જ સમયે જઘન્ય પ્રદેશોદય થાય એમ કહેવાનું કારણ એમ પણ જણાય છે કે બીજા આદિ સમયોમાં યોગ વધારે હોવાથી પહેલા સમયથી કંઈક વધારે પ્રદેશોને ઉદીરી ભોગવે તેથી જઘન્ય પ્રદેશોદય ન થાય માટે પહેલો સમય ગ્રહણ કર્યો છે.

૨ અવધિજ્ઞાનને ઉત્પન્ન કરતો આત્મા ઘણા દલિકોને સત્તામાંથી દૂર કરે છે એટલે સત્તામાં અલ્પ રહે છે માટે અવધિજ્ઞાનીને જઘન્ય પ્રદેશોદય થાય છે, અવધિજ્ઞાન રહિત આત્માને થતો નથી. તેથી અવધિજ્ઞાનવાળો આત્મા અહિં લીધો છે. તથા ચારિત્રના પ્રભાવથી દેવપણાને પ્રાપ્ત થયેલો આત્મા અંતર્મુહૂર્ત પર્યંત ઉપરના ગુણઠાણે ટકી રહે છે ત્યારપછી મિથ્યાત્વે જાય છે માટે અંતર્મુહૂર્ત ગયા

**वेयणिय उच्चसोयंतराय अरईण होइ ओहिसमो ।**
**निद्दादुगस्स उदए उक्कोसठिईउ पडियस्स ॥१२२॥**

वेदनीयोच्चैर्शोकान्तरायारतीनां भवत्यवधिसमः ।
निद्राद्विकस्योदये उत्कृष्टस्थित्याः पतितस्य ॥१२२॥

અર્થ—વેદનીયદ્વિક, ઉચ્ચગોત્ર, શોક, અંતરાયપંચક અને અરતિનો જઘન્ય પ્રદેશોદય અવધિજ્ઞાનની જેમ થાય છે. તથા નિદ્રાદ્વિકનો ઉત્કૃષ્ટ સ્થિતિથી નિવૃત્ત થયેલાને તેનો ઉદય છતાં જઘન્ય પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—સાત, અસાતવેદનીય, ઉચ્ચગોત્ર, શોકમોહનીય, અંતરાયપંચક અને અરતિમોહનીય એ દશ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય અવધિજ્ઞાનાવરણની જેમ થાય છે. એટલે કે અવધિ જ્ઞાનાવરણનો જ્યાં અને જે રીતે જઘન્ય પ્રદેશોદય કહ્યો છે, ત્યાં અને તે રીતે એ દશ પ્રકૃતિઓનો પણ જઘન્ય પ્રદેશોદય થાય[1] છે.

---

બાદ મિથ્યાત્વે જવાનું જણાવ્યુ છે. મિથ્યાત્વે ગયા બાદ સંક્લેશના વશથી દીર્ઘ સ્થિતિ બાંધે અને સત્તાગત સ્થિતિની ઉદ્વર્તના કરે. તેમાં બંધ કરવાનું એટલા માટે લખ્યું છે કે બંધ હોય ત્યારે જ ઉદ્વર્તના થાય છે. ઉદ્વર્તના કરવાનુ કારણ નીચેના સ્થાનકોમાં દલિકો અલ્પ રહે તે છે. બંધાવલિકાના અંત સમયે જઘન્ય પ્રદેશોદય થાય એમ કહેવાનું કારણ બંધાવલિકા ગયા પછી ઉદીરણા વડે બંધાયેલા ઘણા પ્રદેશોનો ઉદય થાય તેથી જઘન્ય પ્રદેશોદય ન થાય માટે બંધાવલિકાનો અંતસમય જઘન્ય પ્રદેશોદય માટે લીધો છે

વળી અહિં એમ પણ શંકા થાય કે દેવપણામાં અંતર્મુહૂર્ત ગયા પછી મિથ્યાત્વે જઇ દીર્ઘ સ્થિતિ બાંધે અને ઉદ્વર્તના કરે એમ કહ્યું પરંતુ વરસ, બે વરસ કે તેનાથી વધારે કાળ ગયા પછી બાંધે એમ કેમ ન કહ્યું ? તેના ઉત્તરમાં સમજવાનું કે લાંબા કાળ ગયા પછી ક્ષપિતકર્માંશપણું ટકી શકે નહિ કારણ કે બંધ તો શરૂ છે. વળી બંધાવલિકા ગયા પછી ઉદીરણા વડે વધારે પ્રમાણમાં ઉદય થાય અને તેથી પણ જઘન્ય પ્રદેશોદય થઈ શકે નહિ.

વળી એમ પણ શંકા થાય કે શરૂઆતના અંતર્મુહૂર્તમાં શું બંધ નથી થતો ? તેના ઉત્તરમાં સમજવું કે તે અનિવાર્ય છે. કારણ કે સંયમના વશથી ઉત્પન્ન થયેલો આત્મા અંતર્મુહૂર્ત પર્યંત તો ઉપરના ગુણઠાણે ટકી રહે ત્યારપછી મિથ્યાત્વે જાય એટલે જ અંતર્મુહૂર્ત ગયા પછી વિગેરે હકીકત સંગત થાય છે. વળી શંકા થાય કે મિથ્યાત્વે જવાનો હેતુ શો ? તેના ઉતરમાં જાણવું જે ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ અને વધારે પ્રમાણમા ઉદ્વર્તના પહેલે જ ગુણઠાણે થાય છે

૧ ભાવના આ પ્રમાણે—કોઇ ક્ષપિતકર્માંશ આત્મા સંયમ પ્રાપ્ત કરે અને તેના વશથી દેવમાં જાય, ત્યાં અંતર્મુહૂર્ત ગયા પછી મિથ્યાત્વ પ્રાપ્ત કરે. તથા આટલા કાળમાં ઉદય ઉદીરણા વડે ઘણા દલિકો ઓછાં કરે મિથ્યાત્વે જઈ સંક્લેશના વશથી ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને ઘણા દલિકોની ઉદ્વર્તના કરે એટલે નીચેના સ્થાનકોમાં અલ્પ પ્રમાણમાં દલિકો રહે તે દેવને એ દશ પ્રકૃતિઓનો બંધાવલિકાના અંતસમયે જઘન્ય પ્રદેશોદય થાય છે. નિદ્રાદ્વિકનો પણ આવા સ્વરૂપવાળા દેવને જ જઘન્ય પ્રદેશોદય થાય. માત્ર ઉત્કૃષ્ટ બંધ કરી નિવૃત્ત થાય અને પછી તરત તેનો ઉદય થાય તેને કહેવો.

નિદ્રા અને પ્રચલાનો પણ તે પ્રમાણે જ જઘન્ય પ્રદેશોદય થાય છે. માત્ર ઉત્કૃષ્ટ બંધ કરી પાછા ફરેલા-પડેલા અને નિદ્રા તથા પ્રચલાના ઉદયે વર્ત્તતાને કહેવો.

ઉત્કૃષ્ટ બંધ કરી પાછા ફરેલા એમ કહેવાનું કારણ ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ અતિશય સંક્લિષ્ટ પરિણામવાળાને થાય છે અને અતિસંક્લિષ્ટ પરિણામ છતાં નિદ્રાદ્વિકના ઉદયનો સંભવ નથી. અહિં જઘન્ય પ્રદેશોદયનો તો વિચાર જ ચાલે છે માટે એમ કહ્યું છે.

**मइसरिसं वरिसवरं तिरिगई थावरं च नीयं च ।**
**इंदियपज्जत्तीए पढमे समयंमि गिद्धितिगे ॥१२३॥**

मतिसदृशं वर्षवरं तिर्यग्गतिं स्थावरं च नीचैर्गोत्रं च ।
इन्द्रियपर्याप्त्याः प्रथमे समये स्त्यानर्द्धित्रिकम् ॥१२३॥

અર્થ—જઘન્ય પ્રદેશોદયના વિષયમાં વર્ષવર-નપુંસકવેદ, તિર્યંચગતિ, સ્થાવર અને નીચગોત્રને મતિજ્ઞાનાવરણની જેમ તું સમજ અને થીણદ્ધિત્રિકનો ઇન્દ્રિયપર્યાપ્તિએ પર્યાપ્તાના પ્રથમ સમયે જાણ.

ટીકાનુ૦—જઘન્ય પ્રદેશોદયના સંબંધમાં નપુંસકવેદ, તિર્યંચગતિ, સ્થાવરનામકર્મ અને નીચગોત્રને મતિજ્ઞાનાવરણની સમાન તું સમજ. એટલે કે મતિજ્ઞાનાવરણનો જે રીતે એકેન્દ્રિયમાં જઘન્ય પ્રદેશોદય કહ્યો છે, તે રીતે એ ચાર પ્રકૃતિઓનો પણ તે એકેન્દ્રિયને જઘન્ય પ્રદેશોદય થાય છે એમ સમજવું.

તથા નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા અને થીણદ્ધિ એ ત્રણ નિદ્રાનો જઘન્ય પ્રદેશોદય પણ મતિજ્ઞાનાવરણની જેમ જ સમજવો. માત્ર ઇન્દ્રિયપર્યાપ્તિએ પર્યાપ્તાના પ્રથમ સમયે તેનો ઉદય છતાં કહેવો. ત્યારપછીના સમયથી એ ત્રણ નિદ્રાની ઉદીરણાનો સંભવ હોવાથી જઘન્ય પ્રદેશોદય સંભવી શકે નહિ. દેવલોકમાં થીણદ્ધિત્રિકના ઉદયનો અભાવ હોવાથી એકેન્દ્રિયમાં જઘન્ય પ્રદેશોદય કહ્યો છે. ૧૨૩

**अपुमित्थिसोगपढमिल्लअरइरहियाण मोहपगईणं ।**
**अंतरकरणाउ गए सुरेसु उदयावलीअंते ॥१२४॥**

अपुंस्त्रीशोकप्रथमारतिरहितानां मोहप्रकृतीनाम् ।
अन्तरकरणाद् गते सुरेषूदयावलिकान्ते ॥१२४॥

અર્થ—નપુંસકવેદ, સ્ત્રીવેદ, શોકમોહનીય, પ્રથમ કષાય, અરતિમોહનીય એ આઠ પ્રકૃતિ રહિત શેષ મોહનીયની પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય અંતરકરણ કરી દેવલોકમાં ગયેલાને ઉદયાવલિકાના ચરમસમયે થાય છે.

ટીકાનુ૦—નપુંસકવેદ, સ્રીવેદ, શોકમોહનીય, અનંતાનુબંધિ ચતુષ્ક અને અરતિમોહનીય એ આઠ પ્રકૃતિ સિવાય, દર્શનમોહનીયની ત્રણ, અપ્રત્યાખ્યાનાવરણાદિ બાર કષાય, પુરુષવેદ, હાસ્ય, રતિ, ભય અને જુગુપ્સા એ મોહનીયની વીશ પ્રકૃતિઓનો અંતરકરણથી-અંતરકરણ કરી દેવલોકમાં જ્યારે જાય ત્યારે ત્યાં ઉદયાવલિકાના ચરમ સમયે જઘન્ય પ્રદેશોદય થાય છે.

તાત્પર્ય આ પ્રમાણે—કોઇ ક્ષપિતકર્માંશ ઉપશમ સમ્યગ્દૃષ્ટિ આત્મા ઉપશમ સમ્યક્ત્વથી પડતા અંતરકરણનો સમધિક આવલિકા કાળ બાકી રહે ત્યારે બીજી સ્થિતિમાંથી સમ્યક્ત્વ મોહનીયાદિના દલિકો ખેંચીને અંતરકરણની છેલ્લી આવલિકામાં ગોપુચ્છાકારે ગોઠવે છે.

તે આ પ્રમાણે—પહેલા સમયમાં ઘણું દલિક ગોઠવે, બીજા સમયમાં વિશેષહીન, ત્રીજા સમયમાં વિશેષહીન, એમ યાવત્ ચરમસમયમાં વિશેષહીન ગોઠવે છે.

હવે સમધિક કાળ પૂર્ણ થાય અને જો મિથ્યાત્વમોહનીયનો ઉદય થાય તો તેનો, મિશ્રમોહનીયનો ઉદય થાય તો તેનો અને સમ્યક્ત્વ મોહનીયનો ઉદય થાય તો તેનો ઉદયાવલિકાના ચરમ સમયે જઘન્ય પ્રદેશોદય થાય છે.

દર્શનત્રિક સિવાય શેષ સત્તર પ્રકૃતિઓનું ઉપશમશ્રેણિમાં અંતરકરણ કરી શ્રેણિમાં જ કાળધર્મ પામી દેવલોકમાં જાય ત્યાં પહેલે જ સમયે બીજી સ્થિતિમાંથી દલિકો ખેંચી ઉદય સમયથી આરંભી ગોપુચ્છાકારે ગોઠવે. તે આ પ્રમાણે-ઉદય સમયમાં ઘણું ગોઠવે, બીજા સમયમાં વિશેષહીન, ત્રીજા સમયમાં વિશેષહીન; એ પ્રમાણે વિશેષહીન આવલિલિકાના ચરમસમય પર્યંત ગોઠવે. તે આવલિકાના ચરમસમયે વર્ત્તતાં પૂર્વોક્ત સત્તર પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય કરે છે. ૧૨૪

હવે દેવલોકમાં નપુંસકવેદાદિ આઠ પ્રકૃતિઓના નિષેધનું અને સત્તર પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય હોવાનું કારણ કહે છે—

**उवसंतो कालगओ सव्वट्ठे जाइ भगवइ सिद्धं ।**
**तत्थ न एयाणुदओ असुभुदए होइ मिच्छस्स ॥१२५॥**

उपशान्तः कालगतः सर्वार्थे याति भगवत्यां सिद्धम् ।
तत्र नैतासामुदयः अशुभस्य उदये भवति मिथ्यात्वस्य ॥१२५॥

અર્થ—કાળધર્મ પામેલો ઉપશાંત કષાય આત્મા સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં જાય એમ ભગવતિસૂત્રમાં કહ્યું છે. ત્યાં નપુંસકવેદાદિ આઠનો ઉદય હોતો નથી. તથા અશુભ મરણ વડે મરનાર કે નહિ મરનારને મિથ્યાત્વનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—જેણે મોહનો સર્વથા ઉપશમ કર્યો છે તે ઉપશાંતમોહ ગુણસ્થાનકવર્તી આત્મા અથવા ઉપશમ ક્રિયા કરનાર ઉપશમશ્રેણિમાં વર્તતો કોઇ આત્મા કાળધર્મ પામે તો સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં ઉત્પન્ન થાય એમ ભગવતીસૂત્રમાં સ્પષ્ટપણે કહ્યું છે, એમાં કોઈ વિસંવાદ નથી.

તે સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં નપુંસકવેદ, સ્ત્રીવેદ, અરતિ, શોક મોહનીય અને અનંતાનુબંધિ ચતુષ્ક એ આઠ પ્રકૃતિઓનો ઉદય હોતો નથી માટે ત્યાં તેના જઘન્ય પ્રદેશોદયનો નિષેધ કર્યો છે અને દર્શનત્રિક સિવાયની શેષ પ્રકૃતિઓનો ઉદય હોવાથી ત્યાં તે પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય કહ્યો છે.

[1]મિથ્યાત્વનો જઘન્ય પ્રદેશોદય અશુભ મરણ વડે મરણ પ્રાપ્ત કરે અથવા મરણ પ્રાપ્ત ન કરે તો પણ પૂર્વની ગાથામાં કહ્યું તે પ્રમાણે ઉદયાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય થાય છે.

એ પ્રમાણે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયનો પણ મરણ પામે કે ન પામે પરંતુ ઉદયાવલિકાના ચરમસમયે વર્તતાં જઘન્ય પ્રદેશોદય થાય છે. ૧૨૫

**उवसामइत्तु चउहा अन्तमुहु बंधिऊण बहुकालं ।**
**पालिय सम्मं पढमाण आवलिअंत मिच्छगए ॥१२६॥**

**उपशमय्य चतुर्धाऽन्तर्मुहूर्तं बद्ध्वा बहुकालम् ।**
**पालयित्वा सम्यक्त्वं प्रथमानामावलिकान्ते मिथ्यात्वं गतः ॥१२६॥**

અર્થ—ચાર વાર મોહનો ઉપશમ કરીને અને ત્યારબાદ મિથ્યાત્વે જઇ અંતર્મુહૂર્ત્ત પર્યંત અનંતાનુબંધિને બાંધી ત્યારપછી બહુ કાળ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરી મિથ્યાત્વે જાય ત્યાં અનંતાનુબંધિ બાંધે તેનો બંધાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—કોઇ આત્મા ચારવાર મોહનીયને ઉપશમાવી પછીથી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ મિથ્યાત્વ પ્રાપ્ત કરે, ત્યાં મિથ્યાત્વ નિમિત્તે અંતર્મુહૂર્ત્ત પર્યંત અનંતાનુબંધિ કષાય

૧ અહિં એટલું સમજવાનું કે અંતરકરણનો સમધિક આવલિકા કાળ બાકી રહે ત્યારે ત્રણે પૂંજના દલિકોને અંતરકરણની છેલ્લી આવલિકામાં ગોપુચ્છાકારે ગોઠવે છે તેમાં મિથ્યાત્વનો ઉદય થાય અને મરણ પામે તો ભવાંતરમાં અને ન મરણ પામે તો તે જ ભવમાં આવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય થાય છે. પરંતુ મિશ્રમોહનીયનો ઉદય થવાથી મિશ્રગુણઠાણે આવેલો આત્મા જ્યાં સુધી તે ગુણઠાણું હોય ત્યાં સુધી મરતો નથી માટે તેનો જઘન્ય પ્રદેશોદય જે ગતિમાં ઉપશમ સમ્યક્ત્વથી પડીને મિશ્રે આવે ત્યાં જ થાય. સમ્યક્ત્વ મોહનીયનો તે ગતિમાં અગર દેવલોકમાં પણ જઘન્ય પ્રદેશોદય થઇ શકે છે.

બાંધે. ત્યારપછી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. તે સમ્યક્ત્વનું એકસો બત્રીસ સાગરોપમ પર્યંત પાલન કરીને અને તે સમ્યક્ત્વના પ્રભાવ વડે અનંતાનુબંધિ કષાયના ઘણા પુદ્ગલો પ્રદેશસંક્રમ વડે ખપાવી ફરી મિથ્યાત્વે જાય. ત્યાં મિથ્યાત્વ નિમિત્તે અનંતાનુબંધિ બાંધે. તે બંધાવલિકાના ચરમસમયે પૂર્વે બંધાયેલા અનંતાનુબંધિ કષાયનો જઘન્ય પ્રદેશોદય કરે છે.

બંધાવલિકા પૂર્ણ થયા પછીના સમયે પહેલા સમયના બંધાયેલા દલિકોનો પણ ઉદીરણા વડે ઉદય થાય છે. માટે જઘન્ય પ્રદેશોદય ઘટતો નથી તેથી બંધાવલિકાનો ચરમસમય ગ્રહણ કર્યો છે.

તથા સંસારમાં એક જીવને ચાર વાર જ મોહનીય કર્મનો સર્વોપશમ થાય છે, વધારે વાર થતો નથી માટે ચાર વાર મોહનીયનો ઉપશમ કરે એમ કહ્યું છે.

અહિં એમ શંકા થાય કે-મોહનીયના ઉપશમનું જ અહિં શું પ્રયોજન છે? તો કહે છે કે-મોહને ઉપશમાવતો આત્મા પ્રત્યાખ્યાનાદિ કષાયોના ઘણા દલિકને અન્ય પ્રકૃતિઓમાં ગુણસંક્રમ વડે સંક્રમાવે છે. તેથી ક્ષીણપ્રાય થયેલા તેઓના દલિક ચાર વાર મોહનીયને ઉપશમાવી મિથ્યાત્વે આવ્યા બાદ મિથ્યાત્વ નિમિત્તે અંતર્મુહૂર્ત્ત પર્યંત જે અનંતાનુબંધિ બાંધે છે તેમાં ઘણા જ થોડા સંક્રમે માટે ચાર વાર મોહના ઉપશમનું ગ્રહણ કર્યું છે.

અંતર્મુહૂર્ત્ત પર્યંત બાંધી એકસો બત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વના કાળમાં તેના ઘણા દલિકો દૂર છે તેથી મિથ્યાત્વે આવ્યા બાદ બંધાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય સંભવે છે. ૧૨૬

**इत्थीए संजमभवे सव्वानिरुद्धंमि गंतु मिच्छं तो ।**
**देवी लहु जिट्ठठिई उव्वट्टिय आवलीअंते ॥१२७॥**

**स्त्रियः संयमभवे सर्व्वनिरुद्धे गत्वा मिथ्यात्वं ततः ।**
**देवी लघु ज्येष्ठस्थितिमुद्वर्त्य आवलिकान्ते ॥१२७॥**

અર્થ—કોઇ સ્રી સંયમના ભવમાં અંતર્મુહૂર્ત્ત આયુ શેષ રહે ત્યારે મિથ્યાત્વે જાય, ત્યાં કાળધર્મ પામી દેવીપણે ઉત્પન્ન થાય. તે દેવીના ભવમાં શીઘ્ર પર્યાપ્તિઓ પૂર્ણ કરી સ્રીવેદની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને સત્તાગત સ્થિતિની ઉદ્વર્ત્તના કરે. તેને બંધાવલિકાના ચરમસમયે સ્રીવેદનો જઘન્ય પ્રદેશોદય થાય.

ટીકાનુ૦—સંયમ વડે ઓળખાતો જે ભવ તે સંયમભવ એટલે કે જે ભવમાં પોતે ચારિત્રનું પાલન કર્યું છે તે ભવ અંતર્મુહૂર્ત્ત શેષ રહે ત્યારે કોઇ સ્રી મિથ્યાત્વે જાય, ત્યાં કાળધર્મ પામી પછીના ભવમાં દેવીપણે ઉત્પન્ન થાય, તે દેવીપણામાં જેમ

અને તેમ શીઘ્ર પર્યાપ્તિઓ પૂર્ણ કરી સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને સત્તામાં રહેલા ઘણા દલિકોની ઉદ્વર્ત્તના કરે. જે સમયે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અને ઘણા દલિકની ઉદ્વર્ત્તના થઈ તે સમયથી આરંભી બંધાવલિકાના ચરમસમયે સ્ત્રીવેદનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

તાત્પર્ય એ કે-ક્ષપિતકર્માંશ કોઇ સ્ત્રી દેશોન પૂર્વકોટી પર્યંત સંયમનું પાલન કરી અંતર્મુહૂર્ત્ત શેષ આયુ રહે ત્યારે મિથ્યાત્વે જઈ પછીના ભવમાં દેવીપણે ઉત્પન્ન થાય. ત્યાં શીઘ્ર પર્યાપ્તિઓ પૂર્ણ કરે. પર્યાપ્તાવસ્થામાં ઉત્કૃષ્ટ સંક્લેશે વર્ત્તતી તે સ્ત્રી સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને પૂર્વબદ્ધની ઉદ્વર્ત્તના કરે. તે ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી આરંભી આવલિકાના ચરમસમયે સ્ત્રીવેદનો જઘન્ય પ્રદેશોદય [1]થાય. ૧૨૭

**अप्पद्धाजोगसमज्जियाण आऊण जिट्ठठिइअंते ।**
**उवरिं थोवनिसेगे चिर तिव्वासायवेईणं ॥१२८॥**

**अल्पाद्धायोगसमर्जितानामायुषां ज्येष्ठस्थित्यन्ते ।**
**उपरि स्तोकनिषेके चिरं तीव्रासातवेदिनाम् ॥१२८॥**

અર્થ—અલ્પ કાળ અને યોગ વડે બાંધેલા ચારે આયુની ઉત્કૃષ્ટ સ્થિતિને અંતે કે જે સ્થાનમાં અલ્પ નિષેક થયેલો છે તે સર્વોપરિતન સ્થાનમાં વર્ત્તતાં ઘણો કાળ સુધી તીવ્ર અસાતવેદનીય વડે અભિભૂત આત્માને ચારે આયુનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—ક્રમમાં કમ જેટલા કાળ વડે અને ક્રમમાં કમ જેટલા યોગ વડે આયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થઇ શકે તેટલા કાળ અને યોગ વડે બંધાયેલા ઉત્કૃષ્ટ સ્થિતિવાળા ચારે આયુના જે સ્થાનકમાં ઓછામાં ઓછો નિષેક-દળરચના થઈ છે તે ચરમ સ્થિતિસ્થાનકમાં વર્ત્તતાં ઘણા કાળ સુધી તીવ્ર અસાતવેદનીયનાં ઉદય વડે વિહ્વળ થયેલા ક્ષપિતકર્માંશ આત્માને જે જે આયુનો ઉદય હોય તેનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

---

[1] દેશોન પૂર્વકોટિ પર્યંત ચારિત્રમાં સ્ત્રીવેદ બાંધે નહિ માત્ર પુરુષવેદ જ બાંધે અને તેમાં સ્ત્રીવેદ સંક્રમાવે એટલે સ્ત્રીવેદનું દળ ઓછું થાય એટલે દેશોન પૂર્વકોટી સંયમનું પાલન કરવાનું કહ્યું. ઉપરના ગુણસ્થાનકે મરણ પામે તો પછીના ભવમાં પુરુષ થાય, સ્ત્રી ન થાય માટે છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં મિથ્યાત્વે જવા સૂચવ્યું. અપર્યાપ્તાવસ્થામાં ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થતો નથી, તેથી અને વધારે કાળ ન ગુમાવે માટે પર્યાપ્તાવસ્થા થાય એમ કહ્યું. ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ એટલા માટે કહ્યો કે તે વખતે ઉદ્વર્ત્તના વધારે પ્રમાણમાં થાય. વધારે પ્રમાણમા ઉદ્વર્ત્તના થવાથી નીચેના સ્થાનકોમાં દલિકો બહુ જ અલ્પ પ્રમાણમાં રહે એટલે બંધાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય થાય. આવલિકાનો ચરમસમય એટલા માટે લીધો કે બંધાવલિકા પૂર્ણ થયા પછી બંધાયલા પણ ઉદીરણાથી ઉદયમાં આવે અને એમ થવાથી જઘન્ય પ્રદેશોદય ન થાય. માટે બંધાવલિકાનો ચરમસમય ગ્રહણ કર્યો છે.

અલ્પકાળ વડે બહુવાર આયુ બાંધી શકે નહિ અને અલ્પ યોગ વડે ઘણા દલિકો ગ્રહણ કરી શકે નહિ માટે અલ્પકાળ અને યોગનું ગ્રહણ કર્યું છે.

તીવ્ર અસાતવેદનીય વડે વિહ્વળ થયેલા આત્માઓને આયુના ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે, તેથી તીવ્ર અસાતને વેદનાર આત્માનું ગ્રહણ કર્યું છે.

છેલ્લા સ્થાનકમાં નિષેક રચના ઘણી જ અલ્પ પ્રમાણમાં થાય છે તેમ જ ઉદય-ઉદીરણાદિ વડે પણ ઘણા દલિકો દૂર થયેલા હોય એટલે ચરમસ્થાનકમાં ઘણા જ અલ્પ દલિકો રહે છે તેથી જઘન્ય પ્રદેશોદય માટે ચરમ સ્થાન લીધું છે. ૧૨૮

संजोयणा विजोजिय जहन्नदेवत्तमंतिममुहुत्ते ।
बंधिय उक्कोसठिइं गंतूणेगिंदियासन्नो ॥१२९॥

सव्वलहुं नरय गए नरयगई तम्मि सव्वपज्जत्ते ।
अणुपुव्वि सगइतुल्ला ता पुण नेया भवाइम्मि ॥१३०॥

संयोजनान् विसंयोज्य जघन्यदेवत्वान्तिममुहूर्त्ते ।
बद्ध्वोत्कृष्टस्थितिं गत्वा एकेन्द्रियासञ्ज्ञिषु ॥१२९॥

सर्वलघु नरकं गतः नरकगतेः तस्मिन् सर्व्वपर्याप्ते ।
आनुपूर्व्यः स्वगतितुल्याः ताः पुनः ज्ञेया भवादौ ॥१३०॥

અર્થ—અનંતાનુબંધિની વિસંયોજના કરી જઘન્ય દેવપણું પ્રાપ્ત કરે, તેના છેલ્લા મુહૂર્ત્તમાં એકેન્દ્રિય યોગ્ય ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને એકેન્દ્રિયમાં અને ત્યાંથી અસંજ્ઞિમાં જાય, ત્યાં જઇને ત્યાંથી શીઘ્ર નરકમાં જાય, સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તા તે નારકીને નરકગતિનો જઘન્ય પ્રદેશોદય થાય છે. તથા ચારે આનુપૂર્વિનો જઘન્ય પ્રદેશોદય પોતપોતાની ગતિની જેમ જ થાય છે. માત્ર પોતપોતાના ભવના પહેલે સમયે સમજવો.

ટીકાનુ૦—કોઇ આત્મા અનંતાનુબંધિની વિસંયોજના કરીને, અહિં અનંતાનુબંધિની વિસંયોજના કરીને એમ કહેવાનુ કારણ તેની વિસંયોજના કરતા શેષ સઘળા કર્મોના પણ ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે. ત્યારપછી જઘન્ય આયુવાળુ દેવપણું પ્રાપ્ત કરે ત્યાં છેલ્લા મુહૂર્ત્તમાં મિથ્યાત્વે જઇ એકેન્દ્રિય યોગ્ય પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને સંક્લિષ્ટ પરિણામ છતાં જ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. ત્યાં માત્ર અંતર્મુહૂર્ત્ત રહીને અસંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય.

દેવ સીધો અસંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થતો નથી માટે એકેન્દ્રિયમાં ઉત્પન્ન થઇ અસંજ્ઞિમાં ઉત્પન્ન થાય એમ જણાવ્યુ છે.

તે અસંજ્ઞિના ભવમાંથી અન્ય સઘળા અસંજ્ઞિ જીવોથી શીઘ્ર મરીને નરકમાં ઉત્પન્ન થાય ત્યાં શીઘ્ર સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો થાય. સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તા તે નારકીને નરકગતિનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

પર્યાપ્ત જીવને ઘણી પ્રકૃતિઓનો વિપાકોદય થાય છે. વિપાકોદયપ્રાપ્ત પ્રકૃતિઓ સ્તિબુકસંક્રમ વડે અન્યત્ર સંક્રમતી નથી માટે અન્ય પ્રકૃતિઓના દલિક સ્તિબુકસંક્રમ વડે સંક્રમતા નથી તેથી ઉદયપ્રાપ્ત નરકગતિનો જઘન્ય પ્રદેશોદય ઘટી શકે[1] છે.

તથા ચારે આનુપૂર્વિઓનો જઘન્ય પ્રદેશોદય પોતપોતાની ગતિની જેમ સમજવો એટલે કે જેવી રીતે ગતિના જઘન્ય પ્રદેશોદયની ભાવના-વિચારણા કરી છે તેમ ચારે આનુપૂર્વિની ભાવના પણ કરી લેવી. માત્ર ભવના પ્રથમ સમયે તેઓનો જઘન્ય પ્રદેશોદય કહેવો. કારણ કે વિહાયોગતિમાં જ તેનો ઉદય હોય છે અને તે પણ ત્રણ સમય સુધી જ હોય છે. તેમાં પણ ત્રીજે સમયે જેની બંધાવલિકા વ્યતીત થઇ છે તેવી અન્ય લતા પણ ઉદયમાં આવે છે તેથી જઘન્ય પ્રદેશોદય થતો નથી માટે ભવ પ્રથમ સમયનું ગ્રહણ કર્યું છે. ૧૨૯-૧૩૦

**देवगई ओहिसमा नवरं उज्जोयवेयगो जाहे ।**
**चिरसंजमिणो अन्ते आहारे तस्स उदयम्मि ॥१३१॥**

---

૧ અનંતાનુબંધિની વિસંયોજના કરનાર આત્મા અન્ય પ્રકૃતિઓની જેમ નરકગતિના પણ ઘણા પુદ્ગલો દૂર કરે છે માટે અહિં અનંતાનુબંધિની વિસંયોજના લીધી છે. જઘન્ય આયુવાળું દેવપણું પ્રાપ્ત કરવાનું કારણ એમ જણાય છે કે જઘન્ય આયુવાળો દેવ અંતર્મુહૂર્તના આયુવાળા એકેન્દ્રિયમાં ઉત્પન્ન થતો હોવો જોઇએ. દીર્ઘઆયુવાળું એકેન્દ્રિયપણું નહિ લેવાનું કારણ અન્ય બંધયોગ્ય નામકર્મની પ્રકૃતિઓ પણ બંધ વડે પુષ્ટ ન કરે તે છે. અન્ય પ્રકૃતિઓને જો પુષ્ટ કરે તો અસંજ્ઞિમાં નરકગતિ બાંધતા તે પ્રકૃતિઓના દલિકો સંક્રમે અને નરકગતિ પુષ્ટ થાય તેથી જઘન્ય પ્રદેશોદય ન થાય અને દેવ ઓછામાં ઓછા પર્યાપ્ત અંતર્મુહૂર્તના આયુવાળા એકેન્દ્રિયમાં જ ઉત્પન્ન થાય તેટલી સ્થિતિ તો ગ્રહણ કર્યા વિના છૂટકો જ નથી. એકેન્દ્રિયમાંથી અસંજ્ઞિમાં જઈ ત્યાં ઘણીવાર નરકગતિ પ્રાયોગ્ય બંધ ન કરે માટે જલદી મરી નરકમાં જાય એમ કહ્યું છે. નરકમાં પણ અપર્યાપ્તાવસ્થામાં જઘન્ય ઉદય ન કહ્યો. કારણ કે અપર્યાપ્તાવસ્થામાં ઘણી પ્રકૃતિઓનો વિપાકોદય નહિ હોવાથી સ્તિબુકસંક્રમ વધારે થાય તેથી પર્યાપ્તાવસ્થા લીધી છે. વળી નરકગતિમાં નરકગતિનો બંધ થતો નથી પરંતુ ઉદય ઉદીરણા વડે ઓછા કરે છે માટે પણ પર્યાપ્તાવસ્થા લીધી છે. સંજ્ઞિથી અસંજ્ઞિનો યોગ અલ્પ હોય તેથી ઓછા દલિકો ગ્રહણ કરે માટે અસંજ્ઞિ લીધો છે.

અહિં એમ શંકા થાય કે નારકીને પોતાના આયુના ચરમસમયે નરકગતિનો જઘન્ય પ્રદેશોદય થાય એમ કેમ ન કહ્યું ? ચરમસમયે થાય એમ કહેવું જોઇએ. કારણ કે ઉદય ઉદીરણા વડે ઘણા દલિકો ભોગવાઇ જવાથી ઓછા થાય. વળી બંધાતી મનુષ્ય તિર્યંચગતિમાં સંક્રમી જવાથી પણ ઓછા થાય વળી ઉપર ઉપરના સ્થાનકમાં નિષેક રચના પણ ક્રમ ક્રમ છે તેથી પોતાનાં આયુના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય લેવો જોઇએ. કેમ ન લીધો તે બહુશ્રુત પાસેથી જાણી લેવું

देवगतिरवधिसमा नवरमुद्योतवेदको यदा ।
चिरसंयमिनोऽन्ते आहारस्य तस्योदये ॥१३१॥

અર્થ—દેવગતિને જઘન્ય પ્રદેશોદય અવધિજ્ઞાનાવરણની જેમ સમજવો. માત્ર જ્યારે ઉદ્યોતનો વેદક હોય ત્યારે જાણવો. તથા ચિરકાળ પર્યંત સંયમનુ પાલન કરનાર ચૌદપૂર્વિને અંતે આહારકનો ઉદય થતા તેનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

ટીકાનુ૦—દેવગતિનો જઘન્ય પ્રદેશોદય અવધિજ્ઞાનાવરણીયનો જઘન્ય પ્રદેશોદય જે પ્રમાણે કહ્યો છે તે પ્રમાણે સમજવો. એટલું વિશેષ છે કે દેવગતિનો જઘન્ય પ્રદેશોદય જ્યારે ઉદ્યોતનો ઉદય હોય ત્યારે જાણવો.

ઉદ્યોતનો જ્યારે ઉદય હોય ત્યારે દેવગતિનો જઘન્ય પ્રદેશોદય થાય તેનુ કારણ શું ? તેના ઉત્તરમાં કહે છે કે—

જ્યાં સુધી ઉદ્યોતનો ઉદય થતો નથી ત્યાં સુધી સ્તિબુકસંક્રમ વડે દેવગતિમાં ઉદ્યોતનું દલિક સંક્રમે છે તેથી જઘન્ય પ્રદેશોદય સંભવતો નથી. જ્યારે ઉદ્યોતનો ઉદય થાય છે ત્યારે તેનો સ્તિબુકસંક્રમ થતો નથી માટે ઉદ્યોતનો જ્યારે ઉદય હોય ત્યારે દેવગતિનો જઘન્ય પ્રદેશોદય થાય છે એમ કહ્યું છે.

ઉદ્યોતનો ઉદય પર્યાપ્તાને થાય છે અપર્યાપ્તાને થતો નથી માટે પર્યાપ્તાવસ્થામાં દેવગતિનો જઘન્ય પ્રદેશોદય થાય છે એમ સમજવું.

તથા દેશોન પૂર્વકોટિ પર્યંત જેણે ચારિત્રનું પાલન કર્યું છે તેવા ચૌદપૂર્વિને અન્તિમકાળે-છેવટે આહારકશરીરી થઇને આહારકસપ્તક અને ઉદ્યોતના વિપાકોદયે વર્ત્તતાં આહારકસપ્તકનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

દીર્ઘકાળ પર્યંત ચારિત્રનુ પાલન કરતા ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે. માટે ચિરકાળ સંયમિને જઘન્ય પ્રદેશોદય કહ્યો છે. ઉદ્યોતના ઉદયનું ગ્રહણ કરવામાં કારણ ઉપર કહ્યું તે જ અહિં સમજવું. ૧૩૧.

**सेसाणं चक्खुसमं तंमिव अन्नंमि वा भवे अचिरा ।**
**तज्जोगा बहुयाओ ता ताओ वेयमाणस्स ॥१३२॥**

शेषाणां चक्षुःसमं तस्मिन्वाऽन्यस्मिन्वा भवेदचिरात् ।
तद्योग्या बह्वीस्तास्ताः वेदयमानस्य ॥१३२॥

અર્થ—ચક્ષુદર્શનાવરણીયની જેમ શેષ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય એકેન્દ્રિયના ભવમાં કહેવો. અથવા તે ભવમાં જેનો ઉદય નથી તેનો તે એકેન્દ્રિયના ભવમાંથી એકદમ નીકળી, તે તે પ્રકૃતિના ઉદય યોગ્ય અન્ય ભવમાં તે ભવને યોગ્ય ઘણી પ્રકૃતિ વેદતા જઘન્ય પ્રદેશોદય કહેવો.

ટીકાનુ૦—જે કર્મપ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય કહ્યો તે સિવાયની સઘળી પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય ત્યાં સુધી ચક્ષુદર્શનાવરણીયની જેમ કહેવો. એમ હોવાથી જે પ્રકૃતિઓનો એકેન્દ્રિયના ભવમાં ઉદય વર્ત્તે છે, તે પ્રકૃતિઓનો તે જ ભવમાં દીર્ઘકાળ પર્યંત વેદતા ક્ષપિતકર્માંશ આત્માને જઘન્ય પ્રદેશોદય કહેવો.

મનુષ્યગતિ, બેઇન્દ્રિયાદિ જાતિચતુષ્ક, પહેલા પાંચ સંસ્થાન, ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ, છ સંઘયણ, બે વિહાયોગતિ, ત્રસ, સુભગ, સુસ્વર, દુઃસ્વર અને આદેયરૂપ જે પચીસ પ્રકૃતિઓનો એકેન્દ્રિયમાં ઉદયનો સંભવ નથી તે પ્રકૃતિઓનો એકેન્દ્રિયના ભવમાંથી એકદમ નીકળી તે તે પ્રકૃતિઓના ઉદય યોગ્ય ભવોમાં ઉત્પન્ન થયેલા ક્ષપિતકર્માંશ આત્માને તે તે ભવયોગ્ય ઘણી પ્રકૃતિ વેદતાં જઘન્ય પ્રદેશોદય કહેવો.

તે તે ભવને યોગ્ય ઘણી પ્રકૃતિઓનો ઉદય પર્યાપ્તાને હોય છે અપર્યાપ્તાને હોતો નથી માટે સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તાને જઘન્ય પ્રદેશોદય હોય છે એમ સમજવું.

પર્યાપ્તા જીવને ઘણી પ્રકૃતિઓ ઉદયમાં આવે છે અને ઉદયપ્રાપ્ત પ્રકૃતિઓનો સ્તિબુકસંક્રમ થતો નથી માટે વિવક્ષિત પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય ઘટે છે.

જો કે પર્યાપ્તાને થાય એમ ગાથામાં કહ્યું નથી છતાં ઉપરોક્ત કારણથી સામર્થ્યથી વિવર્યું-કહ્યું છે.

તીર્થંકરનામકર્મનો જઘન્ય પ્રદેશોદય ક્ષપિતકર્માંશ તીર્થંકર પરમાત્માને ઉદયના પ્રથમ સમયે સમજવો. કારણ કે ત્યારપછીના સમયોમાં ગુણશ્રેણિ દ્વારા ગોઠવાયેલા ઘણા દલિકનો અનુભવ થતો હોવાથી જઘન્ય પ્રદેશોદય થતો નથી. ૧૩૨

આ પ્રમાણે પ્રદેશોદય કહ્યો, અને તે કહીને ઉદયાધિકાર પૂર્ણ કર્યો. હવે સત્તાના સ્વરૂપને કહેવાનો અવસર છે. તે સત્તા ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે-પ્રકૃતિસત્કર્મ, સ્થિતિસત્કર્મ, અનુભાગસત્કર્મ અને પ્રદેશસત્કર્મ. પ્રકૃતિ સત્તાના વિષયમાં બે અનુયોગદ્વાર છે-સાદિ વિગેરેની પ્રરૂપણા અને સ્વામિત્વ. તેમાં સાદિ વિગેરેની પ્રરૂપણા બે પ્રકારે છે. મૂળકર્મવિષયક, ઉત્તરપ્રકૃતિવિષયક.

તેમાં મૂળપ્રકૃતિ સંબંધે સાદિ વિગેરેનું નિરૂપણ કરે છે-મૂળ કર્મપ્રકૃતિઓની સત્તા અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તેમાં હંમેશા સદ્ભાવ હોવાથી મૂળકર્મની સત્તા અનાદિ છે, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

આ પ્રમાણે મૂળકર્મ આશ્રયી સાદિ વિગેરે ભંગનો વિચાર કર્યો, હવે ઉત્તરપ્રકૃતિઓ આશ્રયી સાદિ વિગેરે ભંગનો વિચાર કરવા માટે કહે છે—

पढमकसाया चउहा तिहा धुवं साइअद्धुवं संतं ।

प्रथमकषायाः चतुर्द्धा त्रिधा ध्रुवं साद्यध्रुवं सत्कर्म ।

અર્થ—પહેલા કષાયો ચાર પ્રકારે છે. શેષ ધ્રુવ સત્કર્મ ત્રણ પ્રકારે છે અને અધ્રુવ સત્કર્મ સાદિ અને સાંત છે.

ટીકાનુ૦—પહેલા અનંતાનુબંધિ કષાયો સત્તાની અપેક્ષાએ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

સમ્યગ્દૃષ્ટિ કોઇ આત્માએ અનંતાનુબંધિની વિસંયોજના કરી, ત્યારબાદ જ્યારે સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જઇ મિથ્યાત્વ નિમિત્તે બાંધે ત્યારે તેની સત્તાની શરૂઆત થાય માટે સાદિ, અનંતાનુબંધિની વિસંયોજના જ જેઓએ કરી નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્યને અનંત અને ભવ્યાત્મા ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરી અનંતાનુબંધિની સત્તાનો નાશ કરશે માટે સાંત.

અનંતાનુબંધિ સિવાય શેષ એકસો છવ્વીસ ધ્રુવસત્તાક કર્મપ્રકૃતિઓ સત્તા આશ્રયી અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તેમાં આ સઘળી કર્મપ્રકૃતિઓ ધ્રુવ સત્તાવાળી હોવાથી અનાદિકાળથી સત્તામાં હોય છે માટે અનાદિ, અભવ્યને કોઇ કાળે તે પ્રકૃતિઓની સત્તાનો નાશ નહિ થાય માટે ધ્રુવ અને ભવ્ય મોક્ષે જતાં તે સઘળી કર્મપ્રકૃતિઓનો નાશ કરશે માટે અધ્રુવ.

શેષ–અધ્રુવસત્કર્મપ્રકૃતિઓ સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે સાદિ–સાંતપણું તે સઘળી કર્મપ્રકૃતિઓની સત્તા અધ્રુવ હોવાથી સમજવું. તે અધ્રુવ સત્કર્મપ્રકૃતિઓ આ પ્રમાણે છે–સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, મનુષ્યદ્વિક, દેવદ્વિક નરકદ્વિક, વૈક્રિયસપ્તક, આહારકસપ્તક, તીર્થંકરનામ, ઉચ્ચગોત્ર અને ચાર આયુ, કુલ અઠ્ઠાવીશ છે.

આ પ્રમાણે સાદિ વગેરે ભંગનો વિચાર કર્યો. હવે કઇ કર્મપ્રકૃતિઓની સત્તાનો કોણ સ્વામિ છે? તે કહેવું જોઇએ. તે બે પ્રકારે છે–એક એક પ્રકૃતિ સંબંધે અને પ્રકૃતિના સમૂહ સંબંધે. એટલે કે એક એક પ્રકૃતિની સત્તાનો સ્વામિ કોણ? અને અનેક પ્રકૃતિના સમૂહની સત્તાનો સ્વામિ કોણ? તેમાં પહેલાં એક એક પ્રકૃતિની સત્તાનો સ્વામિ કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

दुचरिमखीणभवन्ता निद्दादुगचोद्दसाऊणि ॥१३३॥

द्विचरमक्षीणभवान्तानि निद्राद्विकचतुर्दशायूंषि ॥१३३॥

અર્થ—ક્ષીણમોહના દ્વિચરમસમય પર્યંત, ચરમસમય પર્યંત અને ભવના અંત-પર્યંત જેની સત્તા છે એવી અનુક્રમે નિદ્રાદ્વિક, જ્ઞાનાવરણાદિ ચૌદ અને ચાર આયુ છે.

ટીકાનુ૦—અહિં 'दुचरिम' આદિ પદનો સંબંધ અનુક્રમે કરવો. તે આ પ્રમાણે-

ક્ષીણમોહ ગુણસ્થાનકના દ્વિચરમ-ઉપાન્ત્ય સમય પર્યંત નિદ્રાદ્વિક સત્તામાં હોય છે, ત્યારપછી તેની સત્તા હોતી નથી. તેથી મિથ્યાદૃષ્ટિથી આરંભી ક્ષીણમોહ સુધીના સઘળા જીવો નિદ્રાદ્વિકની સત્તાના સ્વામિ સમજવા.

આ પ્રમાણે જે ગુણસ્થાનક સુધી જે પ્રકૃતિઓની સત્તા કહેવામાં આવે તેઓની સત્તાના સ્વામિ મિથ્યાદૃષ્ટિથી આરંભી તે ગુણસ્થાનક સુધીના સઘળા જીવો સમજવા.

એ પ્રમાણે ક્ષીણમોહગુણસ્થાનકના ચરમસમય પર્યંત જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક અને દર્શનાવરણચતુષ્ક એ ચૌદ પ્રકૃતિઓની સત્તા હોય છે, અગાડી હોતી નથી.

ચારે આયુની પોતપોતાના ભવના અંતસમય પર્યંત સત્તા હોય છે, આગળ હોતી નથી. ૧૩૩

तिसु मिच्छत्तं नियमा अट्ठसु ठाणेसु होइ भइयव्वं ।
सासायणंमि नियमा सम्मं भज्जं दससु संत ॥१२४॥

त्रिषु मिथ्यात्वं नियमादष्टसु स्थानेषु भवति भाज्यम् ।
सास्वादने नियमात् सम्यक्त्वं भाज्यं दशसु सत् ॥१३४॥

અર્થ—પહેલા ત્રણ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વ અવશ્ય સત્તામાં હોય છે. ત્યારપછીના આઠ ગુણઠાણે ભજનાએ છે. સાસ્વાદને સમ્યક્ત્વ મોહનીય અવશ્ય સત્તામાં હોય છે, દશ ગુણઠાણે ભજનાએ હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન અને મિશ્ર એ ત્રણ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વમોહનીયની સત્તા અવશ્ય હોય છે અને ચતુર્થ ગુણસ્થાનકથી આરંભી ઉપશાન્તમોહગુણસ્થાનક પર્યંત ભજનાએ હોય છે, એટલે કે સત્તામાં હોય છે અને નથી પણ હોતી. તે આ પ્રમાણે—

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ગુણસ્થાનકમાં ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા જેઓએ મિથ્યાત્વનો ક્ષય કર્યો હોય છે તેઓને સત્તામાં હોતી નથી અને ઉપશમાવેલી હોય તો એટલે કે ઉપશમ સમ્યક્ત્વીને સત્તામાં હોય છે. ક્ષીણમોહાદિ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વની સત્તાનો અવશ્ય અભાવ છે.

સાસ્વાદન ગુણસ્થાનકે સમ્યક્ત્વમોહનીય અવશ્ય સત્તામાં હોય છે. કારણ કે સાસ્વાદને મોહનીયની અઠ્ઠાવીસે પ્રકૃતિઓની સત્તા હોય છે અને મિથ્યાદૃષ્ટિથી આરંભી બીજા ગુણસ્થાનક વિના ઉપશાંતમોહ સુધીના દશ ગુણસ્થાનકોમાં ભજનાએ હોય છે. એટલે કે કોઈ વખતે સત્તામાં હોય છે કોઈ વખતે નથી હોતી. તે આ પ્રમાણે—

મિથ્યાદૃષ્ટિ ગુણઠાણે અભવ્યને અને અદ્યાપિ પર્યંત સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું નથી તેવા ભવ્યને સમ્યક્ત્વમોહનીય સત્તામાં હોતી જ નથી અને ઉપશમ સમ્યક્ત્વથી પડીને આવેલા ભવ્યને જ્યાં સુધી ઉવેલે નહિ ત્યાં સુધી જ સત્તામાં હોય છે. તથા ઉપરના ગુણસ્થાનકેથી પડીને મિશ્રપણું પ્રાપ્ત કરે તેને મિશ્રગુણસ્થાનકે સમ્યક્ત્વ મોહનીયની અવશ્ય સત્તા હોય છે અને પહેલે ગુણઠાણે સમ્યક્ત્વમોહનીય ઉવેલી મિશ્રપણું પ્રાપ્ત કરે તેને સત્તામાં નથી હોતી. ચોથાથી અગિઆરમા સુધીમાં ક્ષાયિક સમ્યક્ત્વીને સત્તામાં હોતી નથી, ઉપશમ-ક્ષયોપશમ સમ્યક્ત્વીને હોય છે. માટે દશ ગુણસ્થાનકોમાં સમ્યક્ત્વમોહનીયની સત્તા ભજનાએ કહી છે. બારમા આદિ ગુણસ્થાનકોમાં તો હોતી જ નથી. ૧૩૪

**सासणमीसे मीसं सन्तं नियमेण नवसु भइयव्वं ।**
**सासायणंत नियमा पंचसु भज्जा अओ पढमा ॥१३५॥**

**सास्वादनमिश्रयोर्मिश्रं सत् नियमेन नवसु भक्तव्यम् ।**
**सासादनान्ता नियमात् पञ्चसु भाज्या अतः प्रथमाः ॥१३५॥**

અર્થ—સાસ્વાદન અને મિશ્રગુણઠાણે મિશ્રમોહનીય અવશ્ય સત્તામાં હોય છે, નવ ગુણસ્થાનકમાં ભજનાએ હોય છે. તથા સાસ્વાદન પર્યંત પહેલા અનંતાનુબંધિ કષાય અવશ્ય સત્તામાં હોય છે અને ત્યારપછીના પાંચ ગુણસ્થાનકે ભજનાએ હોય છે.

ટીકાનુ૦—સાસ્વાદન અને મિશ્ર એ બે ગુણસ્થાનકમાં મિશ્રમોહનીય અવશ્ય સત્તામાં હોય છે. કારણ કે સાસ્વાદન ગુણસ્થાનકવર્ત્તિ આત્મા મોહનીયની અઠ્ઠાવીસે પ્રકૃતિની સત્તાવાળો હોય છે અને મિશ્રમોહનીયની સત્તા વિના મિશ્રગુણસ્થાનક ઘટી શકતું નથી, માટે સાસાદન અને મિશ્રગુણઠાણે અવશ્ય મિશ્રમોહનીય સત્તામાં હોય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી ઉપશાંતમોહ ગુણસ્થાનક પર્યંત ભજનાએ હોય છે. એટલે કે કદાચિત્ હોય, કદાચિત્ ન હોય. તે આ પ્રમાણે—

ક્ષાયિક સમ્યક્ત્વીને મિશ્રમોહનીયની સત્તા હોતી નથી, ઉપશમ-ક્ષયોપશમ સમ્યક્ત્વીને હોય છે, પહેલે ગુણઠાણે અભવ્યને અને જેઓએ હજુ સુધી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું નથી તેઓને મિશ્રમોહનીયની સત્તા હોતી નથી અને સમ્યક્ત્વ પ્રાપ્ત કરી મિથ્યાત્વે જાય તેઓ તે જ્યાં સુધી ઉવેલે નહિ ત્યાં સુધી સત્તામાં હોય છે. એટલે નવ ગુણઠાણે ભજનાએ મિશ્રમોહનીયની સત્તા કહી છે.

સાસ્વાદન ગુણસ્થાનક પર્યંત અનંતાનુબંધિ કષાયો અવશ્ય સત્તામાં હોય છે કારણ કે મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન ગુણસ્થાનકવર્ત્તિ જીવો અનંતાનુબંધિ અવશ્ય બાંધે છે માટે તે બે ગુણસ્થાનકમાં તો તેની અવશ્ય સત્તા હોય છે. ત્યારપછીના

મિશ્રગુણસ્થાનકથી આરંભી અપ્રમત્ત ગુણસ્થાનક સુધીના પાંચ ગુણસ્થાનકમાં ભજનાએ હોય છે. તેમાં ચોથાથી સાતમા સુધીમાં વિસંયોજેલા હોય તો સત્તા હોતી નથી અન્યથા હોય છે અને અનંતાનુબંધિની વિસંયોજના કરી ત્રીજે આવે તેને ત્રીજે ગુણઠાણે સત્તામાં ન હોય અન્યથા હોય છે. માટે અનંતાનુબંધિની સત્તા મિશ્રાદિ પાંચ ગુણઠાણે ભજનાએ કહી છે.

ઉપરના ગુણઠાણે પહેલા કષાયો સત્તામાં હોતા જ નથી. કારણ કે આ આચાર્ય મહારાજ અનંતાનુબંધિની વિસંયોજના કરીને જ ઉપશમશ્રેણિ પર આરૂઢ થાય એમ માને છે. ૧૩૫

**मज्झिल्लट्ठकसाया तो जा अणियट्टिखवगसंखेया ।**
**भागा ता संखेया ठिइखंडा जाव गिद्धितिगं ॥१३६॥**

मध्यमाष्टकषायास्तावत् यावदनिवृत्तिक्षपकस्य सङ्ख्येयाः ।
भागास्ततः सङ्ख्येयानि स्थितिखण्डानि तावत् स्त्यानर्द्धित्रिकम् ॥१३६॥

અર્થ—મધ્યમ આઠ કષાયો ક્ષપકને અનિવૃત્તિકરણ ગુણસ્થાનકના સંખ્યાત ભાગ પર્યંત સત્તામાં હોય છે. ત્યારપછી સંખ્યાતા સ્થિતિખંડ પર્યંત થીણદ્ધિત્રિક સત્તામાં હોય છે.

ટીકાનુ૦—વચલા અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એ આઠ કષાયો ક્ષપકને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ પર્યંત સત્તામાં હોય છે, ત્યારપછી હોતા નથી. કારણ કે તેઓનો ક્ષય થાય છે. ઉપશમશ્રેણિ આશ્રયીને તો ઉપશાંતમોહ ગુણસ્થાનક પર્યંત સત્તામાં હોય છે.

તથા ક્ષપકને અનિવૃત્તિ બાદરસંપરાય ગુણઠાણે જે સ્થાને આઠ કષાયનો ક્ષય થયો તે સ્થાનકથી સંખ્યાત સ્થિતિખંડો–સ્થિતિઘાત પર્યંત એટલે કે અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકના જે સમયે આઠ કષાયોનો ક્ષય થયો તે સમયથી આરંભી સંખ્યાતા સ્થિતિઘાતો જેટલા સમયમાં થાય તેટલા સમયપર્યંત નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા અને થીણદ્ધિ એ થીણદ્ધિત્રિક અને સ્થાવરાદિ નામકર્મની તેર પ્રકૃતિઓ સત્તામાં હોય છે, ત્યારપછી હોતી નથી. કારણ કે તેટલા કાળમાં તેઓનો ક્ષય થાય છે. નામકર્મની તેર પ્રકૃતિઓ હવે પછી કહેશે અને ઉપશમશ્રેણિ આશ્રયી ઉપશાંતમોહ ગુણસ્થાનક પર્યંત સત્તામાં હોય છે. ૧૩૬

હવે એ જ નામકર્મની સ્થાવરાદિ તેર પ્રકૃતિઓ કહે છે—

**थावरतिरिगइदोदो आयावेगिंदिविगलसाहारं ।**
**नरयदुगुज्जोयाणि य दसाइमेगंततिरिजोग्गा ॥१३७॥**

स्थावरतिर्यग्गतिद्विकमातपैकेन्द्रियविकलसाधारणम् ।
नरकद्विकोद्योते च दश आदिमा एकान्ततिर्यग्योग्याः ॥१३७॥

અર્થ—સ્થાવર અને સૂક્ષ્મનામરૂપ સ્થાવરદ્વિક, તિર્યંચગતિ અને તિર્યંચાનુપૂર્વિરૂપ તિર્યંચદ્વિક, આતપનામ, એકેન્દ્રિય જાતિનામ, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય જાતિરૂપ વિકલત્રિક, સાધારણનામ, નરકગતિ અને નરકાનુપૂર્વિરૂપ નરકદ્વિક અને ઉદ્યોતનામ એ નામકર્મની સ્થાવરાદિ તેર પ્રકૃતિઓ કહેવાય છે. તેમાંથી શરૂઆતની દશ પ્રકૃતિઓ એકાન્ત તિર્યંચ યોગ્ય છે એટલે કે તે દશ પ્રકૃતિઓનો ઉદય માત્ર તિર્યંચગતિમાં જ હોય છે. તેથી જે કોઇપણ સ્થળે તિર્યંગ્ એકાન્ત યોગ્ય પ્રકૃતિનું ગ્રહણ કર્યું હોય, ત્યાં આ દશ પ્રકૃતિઓ સમજવી.

**एवं नपुंस इत्थी संतं छक्कं च बायर पुरिसुदए ।**
**समऊणाओ दोन्निउ आवलियाओ तओ पुरिसं ॥१३८॥**

एवं नपुंसकः स्त्री सत् षट्कं च बादरे पुरुषोदये ।
समयोने द्वे आवलिके ततः पुरुषः ॥१३८॥

અર્થ—પુરુષવેદના ઉદયે શ્રેણિ આરંભનાર બાદરસંપરાય ગુણઠાણે એ પ્રમાણે અનુક્રમે નપુંસકવેદ, સ્ત્રીવેદ અને હાસ્યષટ્કનો ક્ષય કરે છે અને ત્યારપછી સમય ન્યૂન બે આવલિકા કાળે પુરુષવેદનો ક્ષય કરે છે.

ટીકાનુ૦—એ પ્રકારે એટલે આઠ કષાયનો ક્ષય કર્યા પછી સંખ્યાતા સ્થિતિઘાત ઓળંગી ગયા બાદ જેમ સોળ પ્રકૃતિનો ક્ષય કર્યો તેમ સોળ કર્મપ્રકૃતિનો ક્ષય કર્યા પછી સંખ્યાતા સ્થિતિઘાત વ્યતીત થયા બાદ નપુંસકવેદ નાશ પામે છે, જ્યાં સુધી તેનો નાશ ન થાય, ત્યાં સુધી તે સત્તામાં હોય છે.

નપુંસકવેદનો ક્ષય થયા પછી સંખ્યાતા સ્થિતિખંડો ઓળંગી ગયા બાદ સ્ત્રીવેદનો નાશ થાય છે. તે પણ જ્યાં સુધી નાશ ન પામે ત્યાં સુધી સત્તામાં હોય છે.

સ્ત્રીવેદે કે પુરુષવેદે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થનાર આશ્રયી આ ક્રમ સમજવો. નપુંસકવેદે ક્ષપકશ્રેણિ પર ચડનારને સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ બંને વેદનો એક સાથે ક્ષય થાય છે. જ્યાં સુધી તેનો ક્ષય ન થાય ત્યાં સુધી તે બંને વેદ સત્તામાં હોય છે, ઉપશમશ્રેણિ આશ્રયી તો ઉપશાંતમોહ ગુણસ્થાનક પર્યંત તે બંને વેદની સત્તા હોય છે.

સ્ત્રીવેદનો ક્ષય થયા પછી સંખ્યાતા સ્થિતિખંડો ઓળંગી ગયા બાદ હાસ્યાદિ ષટ્કનો ક્ષય થાય છે અને હાસ્યાદિ ષટ્કનો ક્ષય થયા પછી સમય ન્યૂન બે આવલિ-

ક્રમકાળે પુરુષવેદની સત્તાનો નાશ થાય છે. આ હકીકત પુરુષવેદના ઉદયે ક્ષપકશ્રેણિ સ્વીકાર કરનાર આશ્રયી પ્રતિપાદન કરેલી છે. ૧૩૮

હવે સ્ત્રીવેદ અને નપુંસકવેદના ઉદયે ક્ષપકશ્રેણિ સ્વીકાર કરનાર આશ્રયી વિધિ કહે છે—

इत्थीउदए नपुंसं इत्थीवेयं च सत्तगं च कमा ।
अपुमोदयंमि जुगवं नपुंसइत्थी पुणो सत्त ॥१३९॥

स्त्र्युदये नपुंसकं स्त्रीवेदश्च सप्तकं च क्रमात् ।
नपुंसकवेदे युगपत् नपुंसकस्त्रियौ पुनः सप्तकम् ॥१३९॥

અર્થ—સ્ત્રીવેદના ઉદયે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થનાર પહેલા નપુંસકવેદનો ક્ષય કરે છે, ત્યારપછી સંખ્યાતા સ્થિતિઘાત ઓળંગી ગયા બાદ સ્ત્રીવેદનો ક્ષય કરે છે અને ત્યારપછી પૂર્વોક્ત કાળ ગયા બાદ હાસ્યાદિષટ્ક અને પુરુષવેદનો એક સાથે ક્ષય કરે છે. નપુંસકવેદના ઉદયે ક્ષપકશ્રેણિ આરંભનાર સ્ત્રીવેદ અને નપુંસકવેદનો એક સાથે ક્ષય કરે છે અને ત્યારપછી પુરુષવેદ અને હાસ્યાદિષટ્ક એ સાત પ્રકૃતિઓનો સમકાળે ક્ષય કરે છે. જ્યાં સુધી તે તે પ્રકૃતિઓનો ક્ષય કર્યો હોતો નથી ત્યાં સુધી તેની સત્તા હોય છે, ત્યારબાદ હોતી નથી. ઉપશમશ્રેણિ આશ્રયી અગીઆરમા ગુણસ્થાનક પર્યંત સત્તા હોય છે. ૧૩૯

ત્યારપછી શું કરે ? તે કહે છે—

संखेज्जा ठिइखंडा पुणोवि कोहाइ लोभ सुहुमत्ते ।
आसज्ज खवगसेढी सव्वा इयराइ जा संतो ॥१४०॥

सङ्ख्येयानि स्थितिखण्डानि पुनरपि क्रोधादिः लोभः सूक्ष्मत्वे ।
आश्रित्य क्षपकश्रेणिं सर्वा इतरायां यावत् शान्तम् ॥१४०॥

અર્થ—સંખ્યાતા સ્થિતિખંડો ઓળંગી ગયા બાદ અનુક્રમે ક્રોધાદિનો ક્ષય થાય છે અને લોભનો સૂક્ષ્મસંપરાયપણામાં ક્ષય થાય છે. ક્ષપકશ્રેણિ આશ્રયી આ હકીકત કહી છે. ઉપશમશ્રેણિમાં તો સઘળી પ્રકૃતિઓ ઉપશાંતમોહગુણસ્થાનક પર્યંત સત્તામાં હોય છે.

ટીકાનુ૦—પુરુષવેદનો ક્ષય થાય પછી સંખ્યાતા સ્થિતિખંડો ઓળંગીને સંજ્વલન ક્રોધનો નાશ થાય છે, ત્યારપછી સંખ્યાતા સ્થિતિખંડો વ્યતીત થયા બાદ સંજ્વલન માનનો ક્ષય થાય છે, ત્યારપછી સંખ્યાતા સ્થિતિખંડો ગયા બાદ સંજ્વલન માયાનો ક્ષય થાય છે. સંજ્વલન લોભનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે ક્ષય થાય છે.

આ મધ્યમ કષાયાષ્ટક આદિ સઘળી પ્રકૃતિઓનો ક્ષય ક્ષપક આશ્રયી કહ્યો છે. જ્યાં સુધી ક્ષય થઈ ન હોય ત્યાં સુધી સત્તામાં હોય છે, ત્યારપછી હોતી નથી અને ઈતર ઉપશમશ્રેણિમાં તો ઉપશાંતમોહ ગુણસ્થાનક પર્યંત સત્તામાં હોય છે એમ સમજવું. ૧૪૦

હવે આહારકસપ્તક અને તીર્થંકરનામકર્મની સત્તાનો સંભવ ગુણસ્થાનકોમાં કહે છે—

**सव्वाणवि आहारं सासणमोसेयराण पुण तित्थं ।**
**उभये संति न मिच्छे तित्थगरे अंतरमुहुत्तं ॥१४१॥**

सर्व्वेषामपि आहारं सास्वादनमिश्रेतरेषां पुनः तीर्थम् ।
उभयोः सतोर्न मिथ्यादृष्टिस्तीर्थकरेऽन्तर्मुहूर्त्तम् ॥१४१॥

અર્થ—સઘળા ગુણસ્થાનકવાળા જીવોને આહારકસપ્તકની વિકલ્પે સત્તા હોય છે. સાસ્વાદન અને મિશ્ર સિવાય અન્ય ગુણસ્થાનકે તીર્થંકરનામની સત્તા ભજનાએ હોય છે. બંનેની સત્તા હોય તો મિથ્યાદૃષ્ટિ હોતો નથી. તીર્થંકરની સત્તા છતાં અંતર્મુહૂર્ત પર્યંત જ મિથ્યાદૃષ્ટિ હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિથી આરંભી અયોગિ કેવળી સુધીના સઘળા જીવોને આહારકસપ્તકની સત્તા ભજનાએ હોય છે. એટલે કે કદાચિત્ હોય છે. કદાચિત્ નથી પણ હોતી.

સાતમે અને આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધીમાં આહારકનામકર્મ બાંધીને ઉપરના ગુણસ્થાનકે ચડે, અગર તો પડી નીચેના ગુણસ્થાનકમાં જાય તો સઘળા ગુણસ્થાનકોમાં સત્તા સંભવે, ન બાંધનારને ન સંભવે.

સાસ્વાદન અને મિશ્ર ગુણસ્થાનક સિવાયના સઘળા જીવોને તીર્થંકર નામકર્મની સત્તા ભજનાએ હોય છે. તીર્થંકરનામકર્મનો બંધ કર્યો હોય તો હોય, નહિ તો ન હોય. પરંતુ સાસ્વાદન અને મિશ્રદૃષ્ટિને તો અવશ્ય હોતી નથી. કારણ કે જીવસ્વભાવે જ તીર્થંકરનામકર્મની સત્તાવાળો આત્મા બીજે અને ત્રીજે એ બે ગુણસ્થાનકે જતો નથી.

તથા આહારકનામકર્મ અને તીર્થંકરનામકર્મ એ બંનેની યુગપત્ એક જીવને જો સત્તા હોય તો તે જીવ મિથ્યાદૃષ્ટિ હોતો જ નથી—એટલે કે બંનેની સત્તાવાળો આત્મા મિથ્યાત્વે જતો જ નથી.

કેવળ તીર્થંકરનામકર્મની સત્તા મિથ્યાદૃષ્ટિને અંતર્મુહૂર્ત પર્યંત જ હોય છે, વધારે કાળ હોતી નથી. એનો સપ્તતિકા સંગ્રહમાં વિસ્તારપૂર્વક વિચાર કરશે, એટલે અહિં કર્યો નથી.

अन्नयरवेयणीयं उच्चं नामस्स चरमउदयाओ ।
मणुयाउ अजोगंता सेसा उ दुचरिमसमयंता ॥१४२॥

अन्यतरवेदनीयमुच्चैर्गोत्रं नाम्नश्चरमोदयाः ।
मनुजायुरयोग्यन्ताः शेषास्तु द्विचरमसमयान्ताः ॥१४२॥

અર્થ—અન્યતર વેદનીય, ઉચ્ચગોત્ર, નામકર્મની ચરમોદયવતી પ્રકૃતિઓ અને મનુષ્યાયુ અયોગિના ચરમસમય પર્યંત સત્તામાં હોય છે અને શેષ- પ્રકૃતિઓ દ્વિચરમ સમય પર્યંત સત્તામાં હોય છે.

ટીકાનુ૦—સાતા અગર અસાતા બેમાંથી એક વેદનીય. ઉચ્ચગોત્ર તથા અયોગીના ચરમસમયે નામકર્મની જે પ્રકૃતિઓનો ઉદય હોય છે તે નવ પ્રકૃતિઓ, તે આ પ્રમાણે-મનુષ્યગતિ પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, સુભગનામ, આદેયનામ, યશઃકીર્તિનામ અને તીર્થંકરનામ તથા મનુષ્યાયુ એ બાર પ્રકૃતિઓ અયોગિના ચરમસમય પર્યંત સત્તામાં હોય છે.

બાકીની અન્યતર વેદનીય, દેવદ્વિક. ઔદારિકસપ્તક, વૈક્રિયસપ્તક, આહારકસપ્તક, તૈજસકાર્મણસપ્તક, પ્રત્યેક, સંસ્થાનષટ્ક, સંઘયણષટ્ક, વર્ણાદિ વીશ, વિહાયોગતિદ્વિક, અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુભગ, દુર્ભગ, સુસ્વર, દુઃસ્વર, અનાદેય, અપયશકીર્તિ, મનુષ્યાનુપૂર્વિ, નિર્માણ, અપર્યાપ્ત અને નીચગોત્રરૂપ ત્યાસી પ્રકૃતિઓ અયોગિ કેવળી ગુણસ્થાનકના દ્વિચરમસમય પર્યંત સત્તામાં હોય છે. દ્વિચરમસમયે એ ત્યાસી પ્રકૃતિઓની સત્તાનો નાશ થાય છે એટલે ચરમસમયે તેઓની સ્વરૂપસત્તા હોતી નથી. ૧૪૨

આ પ્રમાણે એકેક પ્રકૃતિની સત્તાના સ્વામિ કહ્યા. હવે પ્રકૃતિ સત્કર્મ સ્થાનગત એટલે અનેક પ્રકૃતિઓના સમૂહની સત્તાના સ્વામિ કહેવા જોઇએ. પ્રકૃતિ સત્કર્મસ્થાનો અગાડી 'दो सन्त ट्ठाणाई' ઈત્યાદિ ગ્રન્થ વડે સપ્તતિકાસંગ્રહમાં કહેવામાં આવશે અહિં ગ્રન્થગૌરવના ભયથી કહેવાશે નહિ. માટે તેનો ત્યાંથી જ વિચાર કરી અહિં સ્વામિત્વ કહેવું. આ પ્રમાણે પ્રકૃતિ સત્કર્મ સંબંધી કહ્યું.

હવે સ્થિતિ સત્કર્મસત્તાના સંબંધમાં કહે છે. તેમાં બે અનુયોગદ્વાર છે-સાદિ વગેરેનું પ્રરૂપણ અને સ્વામિત્વ. સાદિ વગેરેનું પ્રરૂપણ પણ બે પ્રકારે છે-૧ મૂળકર્મ સંબંધી, ૨ ઉત્તરપ્રકૃતિ સંબંધી. તેમાં પહેલા મૂળકર્મ સંબંધી સાદિ વિગેરેનું પ્રરૂપણ કરવા આ ગાથા કહે છે—

मूलठिई अजहन्ना, तिहा ।

मूलानां स्थितिरजघन्या, त्रिधा ।

અર્થ—મૂળકર્મની અજઘન્ય સ્થિતિ ત્રણ પ્રકારે છે.

ટીકાનુ૦—મૂળકર્મ પ્રકૃતિઓની અજઘન્ય સ્થિતિની સત્તા અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—

મૂળકર્મપ્રકૃતિઓની જઘન્ય સ્થિતિની સત્તા પોતપોતાના ક્ષયને અંતે જ્યારે એક સમયમાત્ર શેષ રહે ત્યારે હોય છે. તે જઘન્ય સત્તા એક સમયમાત્ર હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી સ્થિતિની સત્તા અજઘન્ય છે. તે અજઘન્ય સ્થિતિની સત્તાનો સર્વદા સદ્ભાવ હોવાથી અનાદિ છે. અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

તથા ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિની સત્તા સાદિ સાંત છે. કારણ કે તે બંને પ્રકારની સત્તા ક્રમશઃ અનેકવાર થાય છે. (જઘન્યસ્થિતિની સત્તા પૂર્વે કહ્યા મુજબ સાદિ-અધ્રુવ છે.)

આ રીતે મૂળકર્મ સંબંધે સાદિ વિગેરે ભંગની પ્રરૂપણા કરી. હવે ઉત્તરપ્રકૃતિ સંબંધે પ્રરૂપણા કરવા ઇચ્છતા કહે છે—

चउद्धा उ पढमयाण भवे ।
धुवसंतीणंपि तिहा सेसविगप्पाऽधुवा दुविहा ॥१४३॥

चतुर्द्धा तु प्रथमानां भवेत् ।
ध्रुवसत्ताकानामपि त्रिधा शेषविकल्पा अध्रुवा द्विविधाः॥१४३॥

અર્થ—પહેલા અનંતાનુબંધિની અજઘન્ય સ્થિતિની સત્તા ચાર પ્રકારે છે અને શેષ ધ્રુવસત્તા પ્રકૃતિઓની પણ અજઘન્ય સ્થિતિની સત્તા ત્રણ પ્રકારે છે. તથા ઉક્ત પ્રકૃતિઓના શેષ વિકલ્પો અને અધ્રુવસત્તા પ્રકૃતિઓના સઘળા વિકલ્પો બે પ્રકારે છે.

ટીકાનુ૦—પહેલા અનંતાનુબંધિ કષાયની અજઘન્ય સ્થિતિની સત્તા સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રકારે—

ઉક્ત કષાયની જઘન્યસ્થિતિસત્તા પોતાના ક્ષયના ઉપાન્ત્ય સમયે-જે સમયે તેની સત્તાનો નાશ થાય તેની પહેલાના સમયે સ્વરૂપની અપેક્ષાએ એક સમય સ્થિતિ રૂપ, અન્યથા બે સમય સ્થિતિરૂપ છે. તે એક અથવા બે સમય પ્રમાણ હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી સત્તા અજઘન્ય છે. તે અજઘન્ય સત્તા અનંતાનુબંધિની ઉદ્વલના કર્યા પછી જ્યારે તેનો ફરી બંધ થાય ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારાઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ હોય છે.

અનંતાનુબંધિ સિવાય પૂર્વે કહેલી એકસો છવ્વીસ ધ્રુવસત્તા પ્રકૃતિઓની અજઘન્ય સ્થિતિ સત્તા અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે, તે આ પ્રમાણે—

તે પૂર્વોક્ત એકસો છવ્વીસે પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તા તે તે પ્રકૃતિઓના

ક્ષયને અંતસમયે એટલે કે જે સમયે તે તે પ્રકૃતિઓનો સત્તામાંથી નાશ થાય ત્યારે હોય છે. તેમાં ઉદયવતી પ્રકૃતિઓની માત્ર એક સમય સ્થિતિરૂપ અને અનુદયવતી પ્રકૃતિઓની સ્વરૂપને આશ્રયી સમય સ્થિતિરૂપ અન્યથા બે સમય સ્થિતિરૂપ જે સત્તા તે જઘન્ય સ્થિતિસત્તા છે. તે સમય અથવા બે સમય પ્રમાણ હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી સત્તા અજઘન્ય છે. તે અનાદિ છે. કારણ કે જ્યાં સુધી જઘન્ય સત્તા ન થાય ત્યાં સુધી તેનો સદ્ભાવ છે. ધ્રુવ અભવ્યને અને અધ્રુવ ભવ્યને હોય છે.

માત્ર અનંતાનુબંધિની વિસંયોજના થયા બાદ તેનો ફરી બંધ થતો હોવાથી સત્તામાં આવે છે માટે તેની અજઘન્ય સત્તા પર ચાર ભાંગા ઘટે છે. તે સિવાયની ધ્રુવસત્તાવાળી કોઈપણ કર્મપ્રકૃતિ સત્તામાંથી દૂર થયા પછી ફરી સત્તામાં આવતી જ નથી. માટે તેઓની અજઘન્ય સત્તામાં સાદિ સિવાયના ભાંગાઓ જ ઘટી શકે છે.

અનંતાનુબંધિ કષાય અને શેષ સઘળી ધ્રુવસત્તા પ્રકૃતિઓનાં શેષ ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અને જઘન્ય એ ત્રણ વિકલ્પો સાદિ સાંત ભાંગે છે. તેમાં જઘન્ય સ્થિતિસત્તાના વિષયમાં સાદિ સાંત ભંગનો તો પહેલા વિચાર કરી ગયા અને ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એ બંને પ્રકારની સ્થિતિસત્તા ક્રમશઃ અનેકવાર થાય છે માટે તે બંને સાદિ સાંત છે.

દેવદ્વિક, નરકદ્વિક, ઉચ્ચગોત્ર, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, વૈક્રિયસપ્તક, આહારકસપ્તક, મનુષ્યદ્વિક, એ ઉદ્વલન યોગ્ય ત્રેવીસ પ્રકૃતિઓ તથા ચાર આયુ અને તીર્થંકરનામકર્મ એ પ્રમાણે અઠ્ઠાવીશ અધ્રુવસત્તા પ્રકૃતિઓની જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એમ ચારે પ્રકારની સ્થિતિસત્તા સાદિ-સાંત ભાંગે છે. કારણ કે તે સઘળી પ્રકૃતિઓની સત્તા જ અધ્રુવ છે.

જેની સત્તા સર્વદા હોય કે જે સર્વદા રહેવાની હોય તેના પર જ અનાદિ અને અનંત ભંગ ઘટી શકે પરંતુ જેની સત્તાનો જ નિયમ ન હોય તેના પર સાદિ અને સાંત સિવાય અન્ય ભાંગાઓ ઘટી શકે નહિ. ૧૪૩

આ પ્રમાણે મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના વિષયમાં સાદિ વગેરે ભંગનો વિચાર કર્યો. હવે જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામિત્વ સંબંધે એટલે કે જઘન્ય સ્થિતિસત્તાનો અને ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાનો સ્વામિ કોણ? તે સંબંધે વિચાર કરવો જોઈએ. તેમાં પહેલા ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામિત્વ સંબંધે વિચાર કરતાં કહે છે—

**बंधुदउक्कोसाणं उक्कोस ठिईउ संतमुक्कोसं ।**
**तं पुण समयेणूणं अणुदयउक्कोसबंधीणं ॥१४४॥**

बन्धोदयोत्कृष्टानामुत्कृष्टा स्थितिस्तु सदुत्कृष्टम् ।
तत्पुनः समयेनोनमनुदयोत्कृष्टबन्धिनीनाम् ॥१४४॥

અર્થ—ઉદય છતાં બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની જે સ્થિતિ તે જ તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિ-સત્તા છે અને ઉદયના અભાવે બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની સમય ન્યૂન જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે.

ટીકાનુ૦—ઉદય હોય ત્યારે જે કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય તે બંધોદયોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહેવાય છે. તે પ્રકૃતિઓ આ પ્રમાણે છે–જ્ઞાનાવરણપંચક, ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળદર્શનાવરણરૂપ દર્શનાવરણચતુષ્ક, અસાતવેદનીય, મિથ્યાત્વ-મોહનીય, સોળ કષાય, પંચેન્દ્રિયજાતિ, તૈજસસપ્તક, હુંડકસંસ્થાન, વર્ણાદિ વીશ, અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, અપ્રશસ્તવિહાયોગતિ, ઉદ્યોત, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અપયશકીર્ત્તિ, નિર્માણ, નીચગોત્ર, અંતરાયપંચક અને તિર્યંચ મનુષ્ય આશ્રયી વૈક્રિયસપ્તક એ છયાસી બંધોદયોત્કૃષ્ટ પ્રકૃતિઓની જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે જ ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા છે એટલે કે તે પ્રકૃતિઓનો જે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે તે જ પૂર્ણ સ્થિતિબંધ તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે.

શંકા:—જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સિત્તેર કોડાકોડી વગેરે થાય ત્યારે તેનો અબાધાકાળ સાત હજાર વરસ વગેરે હોય છે અને અબાધાકાળમાં તો દલિકો હોતા નથી તેથી પૂર્ણ જે ઉત્કૃષ્ટ સ્થિબંધ તે જ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા શી રીતે કહી શકાય ?

ઉત્તર:—ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જ્યારે થાય ત્યારે પૂર્વે બંધાયેલું દલિક કે જેનો અબાધાકાળ વીતી ગયો હોય છે તે તો સત્તામાં હોય છે. વળી તેની પહેલી સ્થિતિ ઉદયવતી હોવાથી સ્તિબુકસંક્રમ વડે અન્ય પ્રકૃતિમાં સંક્રમતી નથી એટલે જેટલો ઉત્કૃષ્ટ સ્થિબંધ થાય તેટલી જ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહી શકાય તેમાં કોઇ વિરોધ નથી.

જે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પોતાનો ઉદય ન હોય ત્યારે થાય તે અનુદયબંધોત્કૃષ્ટ કહેવાય. તે પ્રકૃતિઓ આ પ્રમાણે—નિદ્રાપંચક, નરકદ્વિક, તિર્યગ્દ્વિક, ઔદારિકસપ્તક, એકેન્દ્રિય જાતિ, સેવાર્ત્ત સંઘયણ, આતપ અને સ્થાવરનામકર્મ. આ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ તે તે પ્રકૃતિનો ઉદય ન હોય ત્યારે બંધાય છે.

અહિં કોઇ કહે કે–એ પ્રકૃતિઓનો ઉદય ન હોય ત્યારે બંધ વડે ઉત્કૃષ્ટ સ્થિતિ કેમ થઇ શકે? તેના ઉત્તરમાં કહે છે કે–ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જ્યારે ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામ થાય ત્યારે થાય છે. તેવા ક્લિષ્ટ પરિણામ હોય ત્યારે પાંચમાંની કોઇપણ

૧ આ પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે જ તેઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે એમ સમજવાનું નથી પરંતુ ઉદય હોય ત્યારે પણ થાય છે એમ સમજવાનું છે. કારણ કે તેમાંની કેટલીએક પ્રકૃતિઓનો ઉદય ન હોય ત્યારે પણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થઇ શકે છે. જેમકે-ક્રોધના ઉદયવાળો માનનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી શકે છે. તેમ જ પ્રશસ્તવિહાયોગતિના ઉદયવાળો અપ્રશસ્તવિહાયોગતિનો, હુંડ સિવાય અન્ય સંસ્થાનના ઉદયવાળો હુંડકસંસ્થાનનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી શકે છે. અનુદયબંધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો તેઓનો ઉદય ન હોય ત્યારે જ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે.

નિદ્રાનો ઉદય જ હોતો નથી. તથા નરકદ્વિકનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તિર્યંચો કે મનુષ્યો કરે છે તેઓને કંઈ નરકદ્વિકનો ઉદય હોતો નથી અને શેષ તેર કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ યથાયોગ્ય રીતે દેવો કે નારકીઓ કરે છે, તેઓને તેરમાંની એક પણ પ્રકૃતિનો ઉદય હોતો નથી માટે તે વીશ પ્રકૃતિઓ અનુદયબંધોત્કૃષ્ટ કહેવાય છે.

આ અનુદયબંધોત્કૃષ્ટ વીશ પ્રકૃતિઓનો જે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તે એક સમય ન્યૂન તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય છે. તે આ પ્રમાણે—

આ પ્રકૃતિઓનો જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય ત્યારે જો કે અબાધાકાળમાં પૂર્વનું બંધાયેલું દલિક કે જેનો અબાધાકાળ વીતી ગયો છે, તે સત્તામાં છે તો પણ જે સમયે તેઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે તે ઉદયપ્રાપ્ત પ્રથમ સ્થિતિને ઉદયવતી સ્વજાતીય પ્રકૃતિમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમાવે છે માટે સમયમાત્ર તે પ્રથમ સ્થિતિ વડે ન્યૂન જે સર્વોત્કૃષ્ટ સ્થિતિ તે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય છે.

તાત્પર્ય એ કે-ઉદય છતાં બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો જે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તે જ પૂર્ણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય છે અને અનુદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની એક સમય ન્યૂન જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય છે. ઉદયવતી અને અનુદયવતીની સત્તામાં એક સમયનો ફરક છે. કારણ કે ઉદયવતી પ્રકૃતિનું ઉદયપ્રાપ્ત દલિક સ્તિબુકસંક્રમ વડે અન્યત્ર સંક્રમતુ નથી અને અનુદયવતીનું સંક્રમે છે. ૧૪૪

**उदसंकमउक्कोसाण आगमो सालिगो भवे जेट्ठो ।**
**संतं अणुदयसंकमउक्कोसाणं तु समऊणो ॥१४५॥**

उदयसंक्रमोत्कृष्टानामागमः सावलिकः भवेज्ज्येष्ठम् ।
सदनुदयसंक्रमोत्कृष्टानां तु समयोनम् ॥१४५॥

અર્થ—ઉદયસંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની તેમાં જેટલો આગમ થાય, તેને આવલિકા સહિત કરીએ તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે અને અનુદયસંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની તેનાથી એક સમય ન્યૂન છે.

ટીકાનુ૦—જ્યારે ઉદય હોય ત્યારે સંક્રમ દ્વારા જેઓની ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા થાય તે ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહેવાય. તે પ્રકૃતિઓ આ પ્રમાણે છે—

મનુજગતિ, સાતાવેદનીય, સમ્યક્ત્વમોહનીય, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્તિ, નવ નોકષાય, પ્રશસ્તવિહાયોગતિ, પ્રથમ સંઘયણપંચક, પ્રથમ સંસ્થાનપંચક અને ઉચ્ચગોત્ર.

ઉપરોક્ત એ પ્રકૃતિઓનો જ્યારે ઉદય હોય ત્યારે તેમાં સ્વજાતીય અન્ય પ્રકૃતિની સ્થિતિના સંક્રમ વડે બે આવલિકા ન્યૂન સ્થિતિનો જે આગમ-સંક્રમ થાય

તેમાં ઉદયાવલિકા મેળવતા જેટલી સ્થિતિ થાય, તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે. તાત્પર્ય એ કે—

સાતાવેદનીયને વેદતા કોઇ આત્માએ અસાતાની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી અને ત્યાર પછી સાતાવેદનીય બાંધવાને આરંભ કર્યો તે વેદાતી અને બંધાતી સાતવેદનીયમાં તેની ઉદયાવલિકા ઉપર જેની બંધાવલિકા વ્યતીત થઈ છે તેવી અસાતવેદનીયની ઉદયાવલિકા ઉપરની કુલ બે આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સઘળી સ્થિતિ સંક્રમાવે છે. તેથી સાતવેદનીયની ઉદયાવલિકા ઉપર સંક્રમ વડે જે બે આવલિકાન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો આગમ થયો તે આગમ ઉદયાવલિકા સહિત કરતાં જેટલો થાય તેટલી સાતવેદનીયની ઉત્કૃષ્ટ [1]સ્થિતિસત્તા કહેવાય છે.

આ પ્રમાણે સમ્યક્ત્વમોહનીય સિવાય શેષ અઠ્ઠાવીશ પ્રકૃતિઓની બે આવલિકા ન્યૂન સ્વજાતીય પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમ વડે જે આગમ થાય તે ઉદયાવલિકા સહિત કરતાં જેટલો થાય તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સમજવી.

સમ્યક્ત્વમોહનીયની અંતર્મુહૂર્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો જે આગમ થાય તે ઉદયાવલિકા સહિત કરતા જે થાય તે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સમજવી. કારણ આ પ્રમાણે—

મિથ્યાત્વમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી મિથ્યાદષ્ટિ ગુણઠાણે અંતર્મુહૂર્ત રહીને જ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી મિથ્યાત્વમોહનીયની ઉદયાવલિકા ઉપરની અંતર્મુહૂર્ત ન્યૂન સિત્તર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિને સમ્યક્ત્વમોહનીયમાં ઉદયાવલિકા ઉપર સંક્રમાવે તેથી અંતર્મુહૂર્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો

---

૧ બંધાવલિકા અને ઉદયાવલિકામાં કોઇ કરણ લાગતું નથી માટે બંધાવલિકા ગયા પછી ઉદયાવલિકા ઉપરની બે આવલિકા ન્યૂન ત્રીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બંધાતી સાતવેદનીયમાં સંક્રમાવે છે. સંક્રમાવે છે એટલે બે આવલિકા ન્યૂન જેટલા સ્થિતિસ્થાનકો છે. તેમાંના દલિકોને સાતવેદનીયરૂપે કરે છે.

અહિં એટલુ સમજવું કે અસાતવેદનીય સાતારૂપે થાય એટલે અસાતવેદનીયની સત્તા જ નષ્ટ થાય એમ નહિ પરંતુ બે આવલિકા ન્યૂન અસાતવેદનીયના દરેક સ્થાનકમાંના દલિકને યોગના પ્રમાણમાં સાતારૂપે કરે વળી જે સ્થાનકમાં દલિકો રહ્યા છે તે જ સ્થાનકમાં દલિકો રહે, નિષેક રચનામાં ફેરફાર ન થાય, માત્ર સ્વરૂપનો જ ફેરફાર થાય. એટલે કે અસાતા બંધાતા જે પ્રમાણે નિષેક રચના થઈ છે તે કાયમ રહી માત્ર સ્વરૂપનો ફેરફાર થયો. અસાતરૂપે ફળ આપનાર હતા તે સાતારૂપે થયા. એટલે ઉદયાવલિકા ઉપરનું અસાતાનું જે દલિક સાતામાં સંક્રમાવે તે સાતાવેદનીયની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે એમ કહ્યું છે.

આ પ્રમાણે હોવાથી જે સમયે અસાતાની બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સાતાવેદનીયમાં સંક્રમી તે સમયે સાતવેદનીયની ઉદયાવલિકા ઉપર બે આવલિકા ન્યૂન ત્રીસ કોડાકોડી પ્રમાણ સ્થિતિ થઇ. તેમાં તે ઉદયાવલિકા મેળવતાં કુલ એક આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સાતવેદનીયની થઈ. આ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

જે આગમ થાય તેમાં ઉદયાવલિકા મેળવતાં જે પ્રમાણ થાય તેટલી સમ્યક્ત્વમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા[1] કહેવાય છે.

જ્યારે ઉદય ન હોય ત્યારે સંક્રમ વડે જે પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ થાય તે અનુદયસંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહેવાય. તે પ્રકૃતિઓ આ પ્રમાણે—

દેવગતિ, દેવાનુપૂર્વિ, સમ્યગ્મિથ્યાત્વમોહનીય, આહારકસપ્તક, મનુજાનુપૂર્વિ, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સૂક્ષ્મ, સાધારણ, અપર્યાપ્ત અને તીર્થંકરનામ. આ અનુદયસંક્રમોત્કૃષ્ટ અઢાર પ્રકૃતિઓનો બે આવલિકા ન્યૂન સ્વજાતીય પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિનો જે સંક્રમ થાય તેમાં સમય ન્યૂન ઉદયાવલિકા સહિત કરતાં જે સ્થિતિ થાય તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય. તે આ પ્રમાણે—

કોઈ એક મનુષ્ય ઉત્કૃષ્ટ સંક્લેશના વશથી નરકગતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને પરિણામનું પરાવર્ત્તન થવાથી દેવગતિ બાંધવાનો આરંભ કરે. ત્યારપછી બંધાતી તે દેવગતિમાં જેની બંધાવલિકા વીતી ગઇ છે તે નરકગતિની ઉદયાવલિકા ઉપરની બે આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિને તેની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે, જે સમયે દેવગતિમાં નરકગતિની સ્થિતિ સંક્રમાવે તે સમયમાત્ર પ્રથમ સ્થિતિ વેદાતી મનુજગતિમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમે છે. કારણ કે દેવગતિનો રસોદય નથી માટે તે સમય પ્રમાણ સ્થિતિ વડે ન્યૂન આવલિકાથી અધિક બે આવલિકા ન્યૂન જે નરકગતિની સ્થિતિનો આગમ થયો તે દેવગતિની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા[2] સમજવી.

---

૧ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી અવશ્ય મિથ્યાદૃષ્ટિ ગુણઠાણે અંતર્મુહૂર્ત રહે છે ત્યારપછી જ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી શકે છે. તથા કરણ કર્યા સિવાય કોઇ આત્મા સમ્યક્ત્વ પ્રાપ્ત કરે તો અંતર્મુહૂર્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા લઈ ઉપરના ગુણઠાણે જાય છે એટલે મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી અંતર્મુહૂર્ત ગયા બાદ ચોથે જાય એટલે અંતર્મુહૂર્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા ચોથે ગુણઠાણે હોય. ઉદયાવલિકા ઉપરની તે સ્થિતિને સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમાવે એટલે અંતર્મુહૂર્ત અને ઉદયાવલિકા સિવાયની મિથ્યાત્વમોહનીયની સઘળી સ્થિતિ સમ્યક્ત્વમોહનીયરૂપે થાય તેમાં સમ્યક્ત્વમોહનીયની ઉદયાવલિકા મેળવતાં અંતર્મુહૂર્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સમ્યક્ત્વમોહનીયની થાય.

૨ આ અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓનો જ્યારે ઉદય હોય છે, ત્યારે તેમાંની કેટલીક તો બંધાતી જ નથી અને કેટલીક બંધાય છે તો તેની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાતી હોતી નથી, તેમ જ તેમાં ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થતો હોતો નથી, તથા જે સમયે બંધાતી દેવગતિમા બંધાવલિકા ઉદયાવલિકાહીન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિનો સંક્રમ થાય તે સમયનું દેવગતિનું દલિક ઉદયપ્રાપ્ત મનુજગતિમાં દેવગતિનો રસોદય નહિ હોવાથી સ્તિબુકસંક્રમ વડે સંક્રમી જાય છે માટે સમયન્યૂન ઉદયાવલિકા મેળવવાનું જણાવ્યુ છે. આવલિકા મેળવવાનું કારણ ઉદયાવલિકા ઉપર દલિક સંક્રમે છે, ઉદયાવલિકામાં સંક્રમતું નથી. માટે સ્વજાતીય પ્રકૃતિની જેટલી સ્થિતિ સંક્રમે તેમાં ઉદયાવલિકા જોડવામાં આવે છે. સ્વજાતીય પ્રકૃતિનું બે આવલિકાન્યૂન દલિક જ સંક્રમે છે કારણ કે બંધાવલિકા વીત્યા વિના કરણ યોગ્ય થતું નથી અને ઉદયાવલિકા ઉપરનું જ સંક્રમે છે. માટે ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની એક આવલિકા ન્યૂન જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય અને અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સમયાધિક આવલિકા ન્યૂન જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કહેવાય છે.

આ પ્રમાણે દેવાનુપૂર્વિ આદિ સોળ પ્રકૃતિના સંબંધમાં પણ સમજવું. માત્ર મિશ્રમોહનીયની અંતર્મુહૂર્ત ન્યૂન મિથ્યાત્વમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિનો જે સંક્રમ થાય તે સમયન્યૂન આવલિકા વડે અધિક કરતા જે પ્રમાણ થાય તે ઉત્કૃષ્ટ સ્થિતિ-સત્તા સમજવી. તેનો વિચાર પૂર્વોક્ત સમ્યક્ત્વ મોહનીયને અનુસરીને કરી લેવો.

જે આત્મા જે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે અને જે આત્મા જે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમાવે તે આત્મા તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાનો સ્વામિ સમજવો. ૧૪૫

આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામિ કહ્યા. હવે જઘન્ય સ્થિતિસત્તાના સ્વામિ કહે છે—

**उदयवईणेगठिई अणुदयवइयाणु दुसमया एगा ।**
**होइ जहन्नं सत्त दसण्ह पुण संकमो चरिमो ॥१४६॥**

**उदयवतीनामेकस्थितिरनुदयवतीनां द्विसमया एका ।**
**भवति जघन्या सत्ता दशानां पुनः संक्रमश्चरमः ॥१४६॥**

અર્થ—ઉદયવતી પ્રકૃતિઓની એક સમય પ્રમાણ જે સ્થિતિ તે, તથા અનુદયવતી પ્રકૃતિઓની બે સમય અથવા એક સમય પ્રમાણ જે સ્થિતિ તે જઘન્ય સત્તા છે. તથા દશ પ્રકૃતિઓનો જે ચરમ સંક્રમ તે જઘન્ય સત્તા છે.

ટીકાનુ૦—જે સમયે સત્તાનો નાશ થાય તે સમયે જે પ્રકૃતિઓનો રસોદય હોય તે ઉદયવતી કહેવાય, ઇતર અનુદયવતી કહેવાય.

ઉદયવતી-જ્ઞાનાવરણપંચક, અંતરાયપંચક, દર્શનાવરણચતુષ્ક, સમ્યક્ત્વમોહનીય, સંજ્વલનલોભ, ચાર આયુ, નપુંસકવેદ, સ્ત્રીવેદ સાત-અસાતવેદનીય, ઉચ્ચગોત્ર, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય, યશઃકીર્તિ અને તીર્થંકરનામકર્મરૂપ ચોત્રીસ પ્રકૃતિઓના પોતપોતાના ક્ષયના ચરમસમયે જે એક સમયમાત્ર સ્થિતિ તે તે પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તા કહેવાય.

તથા જે દશ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તા હવે પછી કહેશે તે દશ સિવાય અનુદયવતી એકસો ચૌદ પ્રકૃતિઓની જે સમયે તેઓનો નાશ થાય તેની પહેલાના સમયે સ્વરૂપની અપેક્ષાએ સમયમાત્ર જે સ્થિતિ અન્યથા-સ્વરૂપ અને પરરૂપની અપેક્ષાએ બે સમય પ્રમાણ જે સ્થિતિ તે જઘન્યસત્તા કહેવાય. કારણ કે અનુદયવતી પ્રકૃતિઓનું દલિક ચરમસમયે સ્તિબુકસંક્રમ વડે સ્વજાતીય ઉદયવતી પ્રકૃતિઓમાં સંક્રમી જાય છે અને તે રૂપે અનુભવે છે. માટે ચરમસમયે અનુદયવતી પ્રકૃતિઓનું દલિક સ્વસ્વરૂપે સત્તામાં હોતું નથી, પરંતુ પરરૂપે હોય છે. માટે સ્વરૂપની અપેક્ષાએ સમયમાત્ર અને સ્વ પર બંનેની અપેક્ષાએ બે સમયપ્રમાણ સ્થિતિને જઘન્યસત્તા કહી છે.

હાસ્યાદિ દશ પ્રકૃતિઓનો જે ચરમ સંક્રમ થાય છે તે તેઓની જઘન્ય સ્થિતિ સત્તા કહેવાય છે, કારણ કે તે દશ પ્રકૃતિઓનો બંધ અને ઉદયનો વિચ્છેદ થયા બાદ અન્ય પ્રકૃતિમાં સંક્રમવા વડે ક્ષય થાય છે, માટે જેટલી સ્થિતિનો ચરમસંક્રમ થાય તેટલી સ્થિતિ તે પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તા કહેવાય.

હવે તે જ દશ પ્રકૃતિઓના નામ કહે છે—

**हासाइ पुरिस कोहाइ तिन्नि संजलण जेण बंधुदए ।**
**वोच्छिन्ने संकामइ तेण इहं संकमो चरिमो ॥१४७॥**

हास्यादयः पुरुषः क्रोधादयः त्रयः संज्वलनाः येन बन्धोदये ।
व्यवच्छिन्ने सङ्क्रामन्ति तेन इह सङ्क्रमश्चरमः ॥१४७॥

અર્થ—હાસ્યાદિ છ, પુરુષવેદ અને સંજ્વલન ક્રોધાદિ ત્રણ એમ દશ પ્રકૃતિઓનો બંધ અને ઉદયનો વિચ્છેદ થયા બાદ સંક્રમ થાય છે માટે તેઓનો જે ચરમસંક્રમ તે જઘન્ય સ્થિતિસત્તા કહેવાય છે.

ટીકાનુ૦—અર્થ સુગમ છે. એટલે કે ઉપરોક્ત દશ પ્રકૃતિઓનો ચરમસંક્રમ તેઓનો બંધ અને ઉદયનો વિચ્છેદ થયા પછી થાય છે. માટે તેઓનો જેટલો ચરમસંક્રમ થાય, તેટલી જઘન્ય સ્થિતિસત્તા કહેવાય. આ પ્રમાણે જઘન્યસત્તા કેટલી હોય તે કહ્યું.

હવે સામાન્યતઃ સઘળી કર્મપ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તાના સ્વામિ કહે છે–

અનન્તાનુબંધિચતુષ્ક અને દર્શનત્રિકની જઘન્ય સ્થિતિસત્તાનો અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી આરંભી અપ્રમત્ત સંયત સુધીનો આત્મા સ્વામિ છે.

નારક, તિર્યંચ અને દેવાયુની જઘન્ય સ્થિતિસત્તાના પોતપોતાના ભવના ચરમસમયે વર્તતા નારકી, તિર્યંચ અને દેવો સ્વામિ છે.

અપ્રત્યાખ્યાનાવરણ-પ્રત્યાખ્યાનાવરણ એ આઠ કષાય, થીણદ્ધિત્રિક, નામકર્મની નવમે ગુણસ્થાનકે ક્ષય થતી તેર પ્રકૃતિ, નવ નોકષાય અને સંજ્વલનત્રિક એ છત્રીસ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તાનો અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકવર્ત્તિ આત્મા સ્વામિ છે.

સંજ્વલન લોભની જઘન્ય સ્થિતિસત્તાનો સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્મા સ્વામિ છે.

જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણષટ્ક અને અંતરાયપંચકની જઘન્ય સ્થિતિસત્તાનો ક્ષીણકષાય-ગુણસ્થાનકવર્ત્તિ આત્મા સ્વામિ છે.

બાકીની પંચાણું પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તાનો અયોગિકેવળી ગુણસ્થાનકવર્ત્તિ આત્મા સ્વામિ છે. ૧૪૭

આ પ્રમાણે જઘન્ય સ્થિતિસત્તાના સ્વામિ કહ્યા. હવે સ્થિતિના ભેદોનો વિચાર કરવા આ ગાથા કહે છે—

जावेगिंदि जहन्ना नियगुक्कोसा हि ताव ठिइठाणा ।
नेरंतरेण हेट्ठा खवणाइसु संतराइंपि ॥१४८॥

यावदेकेन्द्रियजघन्या निजकोत्कृष्टात् हि तावत्स्थितिस्थानानि ।
नैरन्तर्येणाधस्तात् क्षपणादिषु सान्तराण्यपि ॥१४८॥

અર્થ—પોતપોતાના ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનકથી આરંભી એકેન્દ્રિય યોગ્ય જઘન્ય સ્થિતિ સુધીના સ્થાનકો નાના જીવોની અપેક્ષાએ નિરંતર હોય છે અને તેની નીચેના સ્થિતિસ્થાનકો ક્ષપકાદિને સાન્તર પણ હોય છે.

ટીકાનુ૦—સઘળા કર્મોના પોતપોતાના ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનકથી આરંભી ત્યાં સુધી નીચે ઉતરવું, યાવત્ એકેન્દ્રિયયોગ્ય જઘન્ય સ્થિતિ આવે. તેટલી સ્થિતિમાં જેટલા સમયો હોય તેટલા સ્થિતિસ્થાનકો ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ સત્તામાં નિરંતરપણે ઘટે છે. એટલે કે તેટલા સ્થિતિસ્થાનકોમાંનું કોઇ સ્થિતિસ્થાનક કોઈ જીવને પણ સત્તામાં હોય છે. તેની ઉપર કહ્યા તેટલા સ્થિતિસ્થાનકો ભિન્ન ભિન્ન જીવો આશ્રયી સત્તામાં હોય છે.

સ્થિતિસ્થાનક એટલે એક સમયે એક સાથે જેટલી સ્થિતિ સત્તામાં હોય તે. કોઇ જીવને ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય તે પહેલું સ્થાનક, એ પ્રમાણે કોઈ જીવને સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય તે બીજું સ્થાનક, કોઇ જીવને બે સમયન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય એ ત્રીજું સ્થાનક, એ પ્રમાણે સમય સમયન્યૂન કરતાં ત્યાં સુધી જવું યાવત્ એકેન્દ્રિય યોગ્ય જઘન્ય સ્થિતિ આવે.

આ બધા સ્થિતિસ્થાનકો પંચેન્દ્રિયથી એકેન્દ્રિય સુધીના જીવોમાં યથાયોગ્ય રીતે નિરંતરપણે સત્તામાં હોય છે.

એકેન્દ્રિયયોગ્ય જઘન્ય સ્થિતિની નીચેના સ્થિતિસ્થાનકો ક્ષપકને અને ગાથામાં મૂકેલ આદિ શબ્દ વડે ઉદ્વલના કરનારને સાંતર હોય છે, ગાથામાં ગ્રહણ કરેલ અપિ શબ્દથી નિરંતર પણ હોય છે, એટલે કે સાંતર નિરંતર હોય છે. કેટલાક સ્થાનકો નિરંતર હોય છે, ત્યારપછી અંતર પડી જતું હોવાથી સાંતર સ્થાનકો હોય છે. તે આ પ્રમાણે—

એકેન્દ્રિય યોગ્ય જઘન્ય સ્થિતિના ઉપરના ભાગથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિખંડને ક્ષય કરવાનો આરંભ કરે, જે સમયે ક્ષય કરવાનો આરંભ કર્યો તે સમયથી આરંભી સમયે સમયે નીચેના સ્થાનકોમાંથી ઉદયવતી પ્રકૃતિઓની

સમય સમય પ્રમાણુ સ્થિતિ અનુભવવા વડે અને અનુદયવતી પ્રકૃતિઓની સમય સમય પ્રમાણુ સ્થિતિ સ્તિબુકસંક્રમ વડે ક્ષય થાય છે, આ પ્રમાણે એક એક સ્થિતિસ્થાનક સત્તામાંથી ઓછું થતું હોવાથી પ્રતિસમય ભિન્ન ભિન્ન સ્થિતિવિશેષો સત્તામાં ઘટે છે.

જેમકે તે એકેન્દ્રિયયોગ્ય જઘન્ય સ્થિતિ નીચેનો પહેલો ઉદય સમય ભોગવાઈ દૂર થાય એટલે સમયહીન થાય, બીજો સમય ભોગવાઇ દૂર થાય એટલે બે સમયહીન થાય, ત્રીજો સમય ભોગવાઈ દૂર થાય એટલે ત્રણ સમયહીન થાય, આ પ્રમાણે સમય સમયહીન થતાં અંતર્મુહૂર્તના સમય પ્રમાણ સ્થાનકો નિરંતર હોય છે. કારણ કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિનો ઘાત કરતા અંતર્મુહૂર્તકાળ જાય છે. અંતર્મુહૂર્ત ગયા બાદ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિખંડનો ઘાત થાય છે એટલે એટલી સ્થિતિનો સમકાળે ક્ષય થતો હોવાથી અંતર્મુહૂર્તના સમય પ્રમાણુ સ્થાનકોની પછીના સ્થાનકો નિરંતર હોતા નથી. કેમ કે એકેન્દ્રિયયોગ્ય જઘન્ય સ્થિતિ સમય સમય ન્યૂન થતાં અંતર્મુહૂર્ત ન્યૂન સુધીના સ્થિતિસ્થાનકો સત્તામાં નિરંતર હોઇ શકે. ત્યારપછી તો એક સાથે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિનો ક્ષય થયો એટલે અંતર્મુહૂર્ત અધિક પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એકેન્દ્રિયયોગ્ય જઘન્ય સ્થિતિની સત્તા સંભવે.

ત્યારપછી ફરી બીજા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિખંડને ક્ષય કરવાનો આરંભ કરે. અંતર્મુહૂર્તકાળે તેનો નાશ કરે. એટલે જે સમયથી બીજા ખંડનો ક્ષય કરવાનો આરંભ કર્યો તે સમયથી આરંભી અંતર્મુહૂર્તના સમય પ્રમાણ સ્થિતિસ્થાનકો નીચેની સમય સમય પ્રમાણુ સ્થિતિના ક્ષયની અપેક્ષાએ પૂર્વોક્ત પ્રકારે નિરંતર હોય છે. ત્યારપછી બીજા સ્થિતિખંડનો નાશ થયો એટલે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિ એક સાથે ઓછી થઇ તેથી અંતર્મુહૂર્ત પછીના પલ્યોપમના અસંખ્યાતમા ભાગ સુધીના સ્થિતિસ્થાનકો નિરંતર હોતા નથી પરંતુ તેટલા સ્થાનકનું અંતર પડે છે.

આ પ્રમાણે જ્યાં સુધી એક સ્થિતિખંડનો ઘાત ન થાય ત્યાં સુધીના અંતર્મુહૂર્તના સમયપ્રમાણ સ્થિતિસ્થાનકો નિરંતર સંભવે અને ત્યારપછી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિનો એક સાથે ક્ષય થતો હોવાથી તેટલા સ્થાનકોનું એક સાથે અંતર પડે. આ પ્રમાણે છેલ્લી ઉદયાવલિકા બાકી રહે ત્યાં સુધી કહેવું.

તે ઉદયાવલિકા રહી તેને જો તે ઉદયવતી પ્રકૃતિની હોય તો સમયે સમયે અનુભવવા વડે અને અનુદયવતી હોય તો પ્રતિસમય સ્તિબુકસંક્રમ વડે ક્ષય થાય છે. યાવત્ તેનું છેલ્લું સ્થિતિસ્થાનક આવે. આ [1]આવલિકાના સમય પ્રમાણુ સ્થિતિસ્થાનકો નિરંતર હોય છે. ૧૪૮

[1] અહિં અયોગિ ગુણસ્થાનકે સત્તાવાળી પ્રકૃતિઓના અયોગિ ગુણસ્થાનકના કાળ પ્રમાણુ છેલ્લા સ્થિતિસ્થાનો અયોગિ ગુણસ્થાને નિરંતર પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ ટીકામાં તેની વિવક્ષા કરી લાગતી નથી.

આ પ્રમાણે સત્તામાં સ્થિતિસ્થાનકના ભેદનું ઉપદર્શન કર્યું. હવે અનુભાગની સત્તાનો વિચાર કરવા માટે કહે છે—

**संकमतुल्लं अनुभागसंतयं नवरि देसघाईणं ।**
**हासाईरहियाणं जहन्नयं एगठाणं तु ॥१४९॥**

संक्रमतुल्यमनुभागसत्कर्म नवरं देशघातिनीनाम् ।
हास्यादिरहितानां जघन्यमेकस्थानकं तु ॥१४९॥

અર્થ—અનુભાગના સંક્રમ તુલ્ય અનુભાગની સત્તા સમજવી. માત્ર હાસ્યાદિ રહિત દેશઘાતિ પ્રકૃતિઓનો જઘન્ય અનુભાગ એક સ્થાનક સમજવો.

ટીકાનુ૦—આગળ ઉપર સંક્રમકરણમાં જેનું સ્વરૂપ કહેવામાં આવશે તે અનુભાગના સંક્રમની જેમ અનુભાગની સત્તા સમજવી. એટલે કે અનુભાગસંક્રમની અંદર જેવી રીતે એકસ્થાનકાદિ સ્થાનો, ઘાતિ, અઘાતિપણું, સાદિ વિગેરે ભાંગાઓ અને જઘન્ય ઉત્કૃષ્ટ અનુભાગ સંક્રમના સ્વામિ કહેવાશે તે રીતે અહિં પણ અનુભાગની સત્તાના વિષયમાં સ્થાન, ઘાતિ, અઘાતિપણું વિગેરે કહેવું.

માત્ર આટલું વિશેષ છે–હાસ્યાદિ છ પ્રકૃતિ વર્જિત બાકીની મતિ શ્રુત અવધિ જ્ઞાનાવરણ, ચક્ષુ અચક્ષુ અવધિદર્શનાવરણ, સંજ્વલન ચતુષ્ક, ત્રણ વેદ અને અંતરાયપંચક એ અઢાર દેશઘાતિની પ્રકૃતિઓની જઘન્યસત્તા સ્થાન આશ્રયી એક સ્થાનક અને ઘાતિત્વ આશ્રયી દેશઘાતિ સમજવી. એટલે કે એ અઢાર પ્રકૃતિઓની દેશઘાતી અને એક સ્થાનક રસની જઘન્ય સત્તા હોય છે. બાકીનું બધું અનુભાગસંક્રમની જેમ સમજવું. ૧૪૯

હવે મનઃપર્યવજ્ઞાન માટે વિશેષ કહે છે—

**मणनाणे दुट्ठाणं देसघाइ य सामिणो खवगा ।**
**अंतिमसमये सम्मत्तवेयखीणंतलोभाणं ॥१५०॥**

मनोज्ञाने द्विस्थानं देशघाति च स्वामिनः क्षपकाः ।
अन्तिमसमये सम्यक्त्ववेदक्षीणान्तलोभानाम् ॥१५०॥

અર્થ—મનઃપર્યવજ્ઞાનાવરણનું જઘન્ય અનુભાગ સત્કર્મ સ્થાન આશ્રયી બે સ્થાનક અને ઘાતિત્વ આશ્રયી દેશઘાતી સમજવું. તથા સમ્યક્ત્વમોહનીય, ત્રણ વેદ, ક્ષીણમોહગુણસ્થાને નષ્ટ થનારી પ્રકૃતિઓ અને સંજ્વલન લોભ, એ પ્રકૃતિઓનું જઘન્ય અનુભાગ સત્કર્મ પોતપોતાના અંતિમ સમયે સમજવું. તેના સ્વામિ ક્ષપક જાણવા.

ટીકાનુ૦—મનઃપર્યવજ્ઞાનાવરણની સ્થાન આશ્રયી બે સ્થાનક રસની અને ઘાતિત્વ

આશ્રયી દેશઘાતિ રસની જઘન્ય સત્તા સમજવી. તથા જેઓ ઉત્કૃષ્ટ અનુભાગ સંક્રમના સ્વામિ છે તેઓ જ ઉત્કૃષ્ટ અનુભાગની સત્તાના સ્વામિ સમજવા અને જેઓ જઘન્ય અનુભાગ સંક્રમના સ્વામિ છે, તેમાંની કેટલીએક પ્રકૃતિઓના જઘન્ય અનુભાગ સત્તાના સ્વામિ પણ તે જ જાણવા. કેટલોએક પ્રકૃતિઓના સંબંધમાં વિશેષ છે તે કહે છે–

સમ્યક્ત્વમોહનીય, ત્રણ વેદ, ક્ષીણમોહગુણસ્થાનકે જેનો ક્ષય થાય તે જ્ઞાનાવરણ પંચક, અંતરાયપંચક અને દર્શનાવરણષટ્ક એ સોળ પ્રકૃતિઓ અને સંજ્વલન લોભ, એ સઘળી મળી એકવીશ પ્રકૃતિઓની જઘન્ય અનુભાગસત્તાના સ્વામિ તે તે પ્રકૃતિઓના ક્ષય સમયે વર્તતા ક્ષપક જીવો સમજવા. એટલે કે જે સમયે તે પ્રકૃતિનો સત્તામાંથી નાશ થાય છે તે સમયે તેની જઘન્ય અનુભાગસત્તા સમજવી. ૧૫૦

ઉપર કહ્યું તે જ સંબંધમાં વિશેષ કહે છે—

**मइसुयचक्खुअचक्खु सुयसम्मत्तस्स जेट्ठलद्धिस्स ।**
**परमोहिस्सोहिदुगे मणनाणे विपुलनाणिस्स ॥१५१॥**

**मतिश्रुतचक्षुरचक्षुषां श्रुतसमाप्तस्य ज्येष्ठलब्धिकस्य ।**
**परमावधेरवधिद्विकस्य मनोज्ञाने विपुलज्ञानिनः ॥१५१॥**

અર્થ—ઉત્કૃષ્ટ લબ્ધિવાળા ચૌદ પૂર્વિને મતિ શ્રુત જ્ઞાનાવરણ અને ચક્ષુ, અચક્ષુ દર્શનાવરણની જઘન્ય અનુભાગસત્તા હોય છે. તથા પરમાવધિ જ્ઞાનિને અવધિજ્ઞાન અવધિદર્શનાવરણીના જઘન્ય રસની અને વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનિને મનઃપર્યવજ્ઞાનાવરણીયની જઘન્ય અનુભાગસત્તા હોય છે.

ટીકાનુ૦—શ્રુત સમાપ્ત-સંપૂર્ણ શ્રુતના પારગામિ, ઉત્કૃષ્ટ લબ્ધિવાળા-શ્રુતજ્ઞાનની ઉત્કૃષ્ટ લબ્ધિમાં વર્તતા ચૌદ પૂર્વધરને મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, ચક્ષુદર્શનાવરણ અને અચક્ષુદર્શનાવરણની જઘન્ય અનુભાગસત્તા હોય છે. એટલે કે ઉપરોક્ત મતિજ્ઞાનાવરણાદિ ચાર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ શ્રુતલબ્ધિસંપન્ન ચૌદ પૂર્વધર જઘન્ય અનુભાગસત્તાનો સ્વામિ છે.

પરમાવધિજ્ઞાન યુક્ત આત્માને અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણની જઘન્ય અનુભાગસત્તા હોય છે. એટલે કે-અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણની જઘન્ય અનુભાગસત્તાનો સ્વામિ પરમાવધિલબ્ધિસંપન્ન આત્મા છે.

વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનીને મનઃપર્યવજ્ઞાનાવરણની જઘન્ય અનુભાગસત્તા હોય છે. એટલે મનઃપર્યવજ્ઞાનાવરણની જઘન્ય અનુભાગસત્તાનો સ્વામિ વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનલબ્ધિસંપન્ન આત્મા છે.

ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનાદિ લબ્ધિસંપન્ન આત્માને મતિજ્ઞાનાવરણાદિના ઘણા રસનો ક્ષય

થાય છે. તેથી તે તે લબ્ધિસંપન્ન આત્માઓ તે તે પ્રકૃતિઓના જઘન્ય રસના સ્વામિ કહ્યા છે. ૧૫૧

હવે અનુભાગસત્તાના ભેદની પ્રરૂપણા માટે કહે છે—

**अणुभागट्ठाणाइं तिहा कमा ताण संखगुणियाणि ।**
**बंधा उव्वट्टोवट्टणाउ अणुभागघायाओ ॥१५२॥**

**अनुभागस्थानानि त्रिधा क्रमात् तान्यसंख्येयगुणितानि ।**
**बन्धादुद्वर्त्तनापवर्त्तनादनुभागघातात् ॥१५२॥**

અર્થ—બન્ધથી, ઉદ્વર્ત્તના-અપવર્ત્તનાકરણ વડે અને રસઘાત વડે ઉત્પન્ન થયેલા હોવાથી અનુભાગસ્થાનકો ત્રણ પ્રકારે છે અને અનુક્રમે અસંખ્યાત અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—પૂર્વે જેમ સત્તામાં સ્થિતિના ભેદો કહ્યા, તેમ સત્તામાં અનુભાગના ભેદો કહે છે.

સત્તાગત અનુભાગસ્થાનો ત્રણ પ્રકારે છે. કારણ કે ભિન્ન ભિન્ન ત્રણ રીતે સત્તામાં રસનો ભેદ થાય છે. તે આ પ્રમાણે-બંધ વડે, ઉદ્વર્ત્તના-અપવર્ત્તનાકરણ વડે અને રસઘાત વડે.

તેમાં બંધ વડે જેઓની ઉત્પત્તિ થાય છે તેઓ શાસ્ત્રમાં બંધોત્પત્તિક એ નામે પ્રસિદ્ધ છે. બંધોત્પત્તિક એટલે બંધ વડે ઉત્પત્તિ છે જેઓની, તે દરેક સમયે દરેક આત્માઓને કોઇ ને કોઇ રસસ્થાનક બંધાય છે તેમાં ઉદ્વર્ત્તના અપવર્ત્તના કે રસઘાત વડે ભેદ ન થાય ત્યાં સુધી તે બંધોત્પત્તિક રસસ્થાનક કહેવાય છે. તે અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ છે. કારણ કે તેના હેતુઓ અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ છે.

ઉદ્વર્ત્તના-અપવર્ત્તનારૂપ બે કરણના વશથી જેઓ ઉત્પન્ન થયેલા છે તેઓનો હતોત્પત્તિક એવા નામ વડે વ્યવહાર થાય છે. हतात् उत्पत्तिर्येषां तानि हतोत्पत्तिकानि–ઘાત થવાથી ઉત્પત્તિ છે જેઓની તે હતોત્પત્તિક એવો તેનો વ્યુત્પત્ત્યર્થ છે. તાત્પર્ય એ કે–

ઉદ્વર્ત્તના-અપવર્ત્તનારૂપ બે કરણ વડે બંધાવલિકા વીત્યા બાદ બંધાયેલા રસમાં જે વૃદ્ધિ હાનિ થાય છે અને વૃદ્ધિ-હાનિ થવા વડે પૂર્વાવસ્થાનો જે વિનાશ થાય અને તે પૂર્વાવસ્થાનો વિનાશ થવા વડે જેઓ ઉત્પન્ન થાય, તેઓ હતોત્પત્તિક અનુભાગ સ્થાનકો કહેવાય છે.

રસસ્થાન બંધાયા પછી બંધાવલિકા વીત્યા બાદ ઉદ્વર્ત્તના-અપવર્ત્તના વડે રસની અસંખ્ય પ્રકારે વૃદ્ધિ-હાનિ થાય છે. આ પ્રમાણે સત્તામાં ઉદ્વર્ત્તના અપવર્ત્તના વડે જે રસના ભેદો થાય છે તે હતોત્પત્તિક અનુભાગ સત્કર્મસ્થાનો કહેવાય છે. તેઓ બંધોત્પત્તિક અનુભાગ સત્કર્મ સ્થાનોથી અસંખ્યાતગુણા છે. કારણ કે બન્ધથી ઉત્પન્ન

થયેલા-બંધાયેલા એક એક રસસ્થાનકમાં અનેક જીવોની અપેક્ષાએ ઉદ્વર્ત્તના અપવર્ત્તના વડે અસંખ્યાતા ભેદો થાય છે.

અનુભાગનો ઘાત થવાથી એટલે કે રસઘાત થવા વડે સત્તાગત અનુભાગના સ્વરૂપનો જે અન્યથાભાવ થાય અને તે વડે જે અનુભાગસ્થાનકો થાય તેનો શાસ્ત્રોમાં હતહતોત્પત્તિક એવા નામે વ્યવહાર થાય છે. ઉદ્વર્ત્તના-અપવર્ત્તના વડે બદ્ધ રસસ્થાનકના સ્વરૂપનો અન્યથાભાવ થયા બાદ સ્થિતિઘાત રસઘાત વડે જેઓના સ્વરૂપનો અન્યથાભાવ થાય તે હતહતોત્પત્તિક રસસ્થાનકો કહેવાય છે.

અહિં પહેલા ઉદ્વર્ત્તના અપવર્ત્તના વડે બદ્ધ રસસ્થાનકના સ્વરૂપનો ઘાત-અન્યથાભાવ થયો, ત્યારપછી ફરી સ્થિતિઘાત રસઘાત વડે થયો. આ પ્રમાણે બે વાર ઘાત થયો અને તે વડે રસસ્થાનકો ઉત્પન્ન થયા એટલે તેઓનો હતહતોત્પત્તિક એવા નામથી વ્યવહાર થયો છે. તે રસસ્થાનકો ઉદ્વર્ત્તના અપવર્ત્તનાથી ઉત્પન્ન થયેલા સ્થાનકોથી અસંખ્યાતગુણા છે. કારણ કે ઉદ્વર્ત્તના અપવર્ત્તનાથી ઉત્પન્ન થયેલા એક-એક અનુભાગ સત્કર્મસ્થાનમાં ભિન્ન-ભિન્ન અનેક જીવોની અપેક્ષાએ સ્થિતિઘાત રસઘાત વડે અસંખ્ય ભેદો થાય છે. ૧૫૨

આ પ્રમાણે અનુભાગ સત્કર્મનું સ્વરૂપ કહ્યું. હવે પ્રદેશ સત્કર્મનું સ્વરૂપ કહેવું જોઇએ. તેમાં બે અર્થાધિકાર છે. તે આ પ્રમાણે-સાદિ વિગેરેની પ્રરૂપણા અને સ્વામિત્વ પ્રરૂપણા. તેમાં સાદિ વગેરેની પ્રરૂપણા મૂળપ્રકૃતિઓ સંબંધે અને ઉત્તરપ્રકૃતિઓ સંબંધે એમ બે પ્રકારે છે. તેમાં પહેલાં મૂળપ્રકૃતિ સંબંધે સાદિ વિગેરે ભંગની પ્રરૂપણા કરે છે-

**सत्तण्हं अजहन्नं तिविहं सेसा दुहा पएसंमि ।**
**मूलपगईसु आउस्स साइ अधुवा य सव्वेवि ॥१५३॥**

**सप्तानामजघन्यं त्रिविधं शेषा द्विविधाः प्रदेशे ।**
**मूलप्रकृतीनामायुषः साद्यध्रुवाश्च सर्व्वेऽपि ॥१५३॥**

અર્થ—સાત મૂળપ્રકૃતિઓના પ્રદેશના વિષયમાં અજઘન્ય પ્રદેશ સત્કર્મ ત્રણ પ્રકારે છે અને શેષ વિકલ્પો બે પ્રકારે છે. તથા આયુના સઘળા વિકલ્પો સાદિ સાંત એમ બે પ્રકારે છે. ૧૫૩

ટીકાનુ૦—આયુવર્જિત સાત મૂળકર્મની પ્રદેશ સંબંધી અજઘન્ય સત્તા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—

આયુવર્જિત સાત કર્મની પોતપોતાના ક્ષય સમયે ચરમસ્થિતિમાં વર્ત્તતા ક્ષપિતકર્માંશ આત્માને જઘન્ય પ્રદેશસત્તા હોય છે. તે સત્તા માત્ર એક સમય પ્રમાણ હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી પ્રદેશસત્તા અજઘન્ય છે. તે અજઘન્ય સત્તા સર્વદા હોવાથી અનાદિ છે. અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ હોય છે.

શેષ ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અને જઘન્ય એ ત્રણ વિકલ્પો સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તેમાં ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા જેનું સ્વરૂપ અગાડી કહેવાશે તે ગુણિતકર્માંશ સાતમી નરકપૃથ્વીમાં વર્ત્તમાન મિથ્યાદષ્ટિને હોય છે અને શેષકાળ તેને પણ અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે માટે તે બંને સાદિ સાંત ભાંગે છે. જઘન્યભંગ તો અજઘન્યનો વિચાર કરતા વિચાર્યો છે.

આયુના ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એ ચારે વિકલ્પો ચારે આયુની અધ્રુવસત્તા હોવાથી સાદિ અને સાંત એ બે ભાંગે છે. ૧૫૩

હવે ઉત્તરપ્રકૃતિ આશ્રયી સાદિ વગેરે ભંગની પ્રરૂપણા કરે છે—

सुभधुवबंधितसाई पणिंदिचउरंसरिसभसायाणं ।
संजलणुस्साससुभखगइपुंपराघायणुक्कोसं ॥१५४॥

चउहा धुवसंतीणं अणजससंजलणलोभवज्जाणं ।
तिविहमजहन्न चउहा इमाण छण्हं दुहाणुत्तं ॥१५५॥

शुभध्रुवबन्धिनीत्रसादिपञ्चेन्द्रियचतुरस्रऋषभसातानाम् ।
संज्वलनोच्छ्वासशुभखगतिपुंपराघातानामनुत्कृष्टम् ॥१५४॥

चतुर्द्धा ध्रुवसत्ताकानां अनयशःसंज्वलनलोभवर्ज्जानाम् ।
त्रिविधमजघन्यं चतुर्द्धा आसां षण्णां द्विधाऽनुक्तम् ॥१५५॥

અર્થ—ધ્રુવબંધિની શુભ પ્રકૃતિઓ, ત્રસાદિ દશક, પંચેન્દ્રિયજાતિ, સમચતુરસ્રસંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, સાતવેદનીય, સંજ્વલન ચતુષ્ક, ઉચ્છ્વાસ, શુભવિહાયોગતિ, પુરુષવેદ અને પરાઘાતની અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા ચાર પ્રકારે છે. તથા અનંતાનુબંધિ યશઃકીર્ત્તિ અને સંજ્વલન લોભ વર્જિત ધ્રુવસત્તા પ્રકૃતિઓની અજઘન્ય પ્રદેશસત્તા ત્રણ પ્રકારે છે. અનંતાનુબંધિ આદિ છ પ્રકૃતિઓની અજઘન્ય પ્રદેશસત્તા ચાર પ્રકારે છે, તથા જે જે પ્રકૃતિઓમાં જે જે વિકલ્પો નથી કહ્યા તે સઘળા વિકલ્પો બે પ્રકારે છે.

ટીકાનુ૦—ધ્રુવબંધિની શુભ પ્રકૃતિઓ-નિર્માણ અગુરુલઘુ શુભવર્ણાદિ અગીઆર, તૈજસકાર્મણસપ્તક એ પ્રમાણે વીશ, તથા ત્રસાદિ દશ, પંચેન્દ્રિયજાતિ, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રઋષભનારાચ સંઘયણ, સાતવેદનીય, સંજ્વલન ચતુષ્ક, ઉચ્છ્વાસ, શુભવિહાયોગતિ, પુરુષવેદ અને પરાઘાત સઘળી મળી બેતાલીસ પ્રકૃતિઓની અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

વજ્રઋષભનારાચ સંઘયણ વર્જિત શેષ એકતાલીસ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા

ક્ષપકશ્રેણિમાં પોતપોતાના બંધના અંતસમયે વર્ત્તતા ગુણિતકર્માંશ આત્માને હોય છે. તે માત્ર એક સમય હોવાથી સાદિ સાંતભાંગે છે. તે સિવાય અન્ય સઘળી પ્રદેશસત્તા અનુત્કૃષ્ટ છે. અનુત્કૃષ્ટ સત્તા ઉત્કૃષ્ટ સત્તાના પછીના સમયે થતી હોવાથી સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

વજ્રઋષભનારાચ સંઘયણની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સાતમી નરકપૃથ્વીમાં વર્ત્તતા મિથ્યાત્વ ગુણઠાણે જવા ઈચ્છતા-જવાની તૈયારી કરતા ગુણિતકર્માંશે સમ્યગ્દૃષ્ટિ નારકીને હોય છે. તે ઉત્કૃષ્ટ સત્તા સાદિ સાંત ભાંગે છે. તે સિવાય સઘળી પ્રદેશસત્તા અનુત્કૃષ્ટ છે. તે અનુત્કૃષ્ટ સત્તા ઉત્કૃષ્ટ સત્તાના પછીના સમયે થતી હોવાથી સાદિ, તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ હોય છે.

અનંતાનુબંધિ ચતુષ્ક, સંજ્વલન લોભ અને યશઃકીર્ત્તિ, એ છ પ્રકૃતિઓ સિવાય એકસો ચોવીસ ધ્રુવસત્તા પ્રકૃતિઓની અજઘન્ય પ્રદેશસત્તા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—

એ પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તા પોતપોતાના ક્ષયના ચરમસમયે ક્ષપિતકર્માંશ આત્માને હોય છે. તે એક સમયમાત્ર હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી સત્તા અજઘન્ય છે અને તે અનાદિ છે, કારણ કે તેનો સર્વદા સદ્ભાવ છે. અભવ્યને અનંત અને ભવ્યને સાંત છે.

તથા પહેલા કાઢી નાખેલી અનંતાનુબંધિ ચતુષ્ક, યશઃકીર્ત્તિ અને સંજ્વલન લોભ એ છ પ્રકૃતિઓની અજઘન્ય પ્રદેશસત્તા સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—

અનંતાનુબંધિની ઉદ્વલના કરતા ક્ષપિતકર્માંશ કોઈ આત્માને સત્તામાં તેની જ્યારે એક સ્થિતિ શેષ રહે ત્યારે જઘન્ય પ્રદેશસત્તા હોય છે. તેનો કાળ માત્ર એક સમય હોવાથી તે જઘન્ય પ્રદેશસત્તા સાદિ સાંત ભાંગે છે. તે સિવાય અન્ય સઘળી સત્તા અજઘન્ય હોય છે. તે અજઘન્ય સત્તા અનંતાનુબંધિની ઉદ્વલના કર્યા પછી મિથ્યાત્વ નિમિત્તે જ્યારે ફરી બાંધે ત્યારે થાય માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી એટલે કે અદ્યાપિ પર્યંત અનંતાનુબંધિની જેઓએ ઉદ્વલના કરી નથી તેઓને અજઘન્ય સત્તા અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્ય અધ્રુવ હોય છે.

સંજ્વલન લોભ અને યશઃકીર્ત્તિની અજઘન્ય પ્રદેશસત્તા ખપાવવા માટે ઉદ્યમવંત થયેલા ક્ષપિતકર્માંશ આત્માને ક્ષપકશ્રેણિના યથાપ્રવૃત્તિકરણના-અપ્રમત્ત ગુણસ્થાનકના ચરમસમયે હોય છે. તે માત્ર એક સમય હોવાથી સાદિ સાંત ભાંગે છે. તે સિવાય અન્ય સઘળી પ્રદેશસત્તા અજઘન્ય છે. અપૂર્વકરણ ગુણસ્થાનકના પ્રથમ સમયે ગુણસંક્રમ વડે અશુભ અન્ય પ્રકૃતિઓનું ઘણું દલિક પ્રાપ્ત થતું હોવાથી તે અજઘન્ય પ્રદેશ-

પ્રદેશસત્તા સાદિ છે. તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ હોય છે.

તથા સઘળી કર્મપ્રકૃતિઓના જે વિકલ્પો કહેવામાં આવ્યા નથી તે સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તેમાં શુભ ધ્રુવબંધિ પ્રકૃતિઓ અને ત્રસાદિ દશ વગેરે બેંતાલીસ પ્રકૃતિઓના નહિ કહેલા જઘન્ય, અજઘન્ય અને ઉત્કૃષ્ટ એ ત્રણ વિકલ્પ સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તેમાં ઉત્કૃષ્ટમાં સાદિ સાંત ભંગનો પહેલા વિચાર કરી ગયા છે અને જઘન્ય અજઘન્ય એ બે વિકલ્પમાં સાદિ સાંત ભંગનો જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામિ કોણ છે? તે જોઇ પોતાની મેળે વિચાર કરી લેવો.

ધ્રુવસત્તા એકસો ચોવીસ પ્રકૃતિઓના જઘન્ય, ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ત્રણ વિકલ્પ સાદિ સાંત એમ બે ભાંગે છે. તેમાં જઘન્યમાં સાદિ સાંત ભંગનો પહેલા વિચાર કરી ગયા છે અને પૂર્વોક્ત બેંતાલીસ પ્રકૃતિઓ સિવાય સઘળી કર્મપ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એ બે વિકલ્પ ગુણિતકર્માંશ મિથ્યાદૃષ્ટિમાં હોય છે માટે તે બંને સાદિ સાંત ભાંગે છે.

એ જ પ્રમાણે અનંતાનુબંધિ, સંજ્વલન લોભ અને યશઃકીર્તિના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એ બે વિકલ્પો પણ જાણી લેવા. જઘન્યનો તો પહેલા વિચાર કરી જ ગયા છે.

શેષ અધ્રુવસત્તા પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્ય એ ચારે વિકલ્પો તેઓની સત્તા અધ્રુવ હોવાથી સાદિ સાંત એમ બે ભાંગે છે. ૧૫૪-૧૫૫

આ પ્રમાણે સાદિ વગેરે ભંગનો વિચાર કર્યો. હવે સ્વામિત્વનો વિચાર કરવો જોઇએ. તે બે પ્રકારે છે—ઉત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મ સ્વામિત્વ અને જઘન્ય પ્રદેશ સત્કર્મ સ્વામિત્વ. તેમાં પહેલા ઉત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મ સ્વામિત્વ એટલે કે ઉત્કૃષ્ટ પ્રદેશની સત્તાનો સ્વામિ કોણ છે તે કહે છે—

**संपुन्नगुणियकम्मो पएसउक्कस्ससंतसामीओ ।**
**तस्सेव सत्तमीनिग्गयस्स काणं विसेसोवि ॥१५६॥**

सम्पूर्णगुणितकर्म्मा उत्कृष्टप्रदेशसत्स्वामी ।
तस्यैव सप्तमीनिर्गतस्य कासां विशेषोऽपि ॥१५६॥

અર્થ—સંપૂર્ણ ગુણિતકર્માંશ આત્મા પ્રાયઃ ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ છે. તથા સાતમી નરકપૃથ્વીમાંથી નીકળેલા તેને જ કેટલીક પ્રકૃતિઓના સંબંધમાં વિશેષ પણ છે.

ટીકાનુ૰—સાતમી નરકપૃથ્વીનો પોતાના આયુના ચરમસમયે વર્ત્તમાન સંપૂર્ણ-ગુણિતકર્માંશ નારકી પ્રાયઃ સઘળી કર્મપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ સમજવો. માત્ર સાતમી નરકપૃથ્વીમાંથી નીકળેલા તે જ ગુણિતકર્માંશ આત્માને કેટલીએક પ્રકૃતિઓના સંબંધમાં વિશેષ પણ છે. હવે પછી જે વિશેષ છે તે હું કહીશ. ૧૫૬

જે વિશેષ છે તે કહેવાની હવે શરૂઆત કરતા કહે છે—

**मिच्छमीसेहिं कमसो संपक्खित्तेहिं मीससम्मेसु ।**
**वरिसवरस्स उ ईसाणगस्स चरिमम्मि समयम्मि ॥१५७॥**

मिथ्यात्वमिश्राभ्यां क्रमशः संप्रक्षिप्ताभ्यां मिश्रसम्यक्त्वयोः ।
वर्षवरस्य तु ईशानगस्य चरमे समये ॥१५७॥

અર્થ—મિથ્યાત્વ અને મિશ્રમોહનીયને નાંખવા વડે અનુક્રમે મિશ્ર અને સમ્યક્ત્વમોહનીયની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય છે. ઇશાન દેવલોકમાં ગયેલાને ચરમસમયે નપુંસકવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય છે.

ટીકાનુ૦—જેનું સ્વરૂપ પહેલા કહેવાયુ છે તે ગુણિતકર્માંશ કોઈ આત્મા સાતમી નરકપૃથ્વીમાંથી નીકળી તિર્યંચમાં ઉત્પન્ન થાય ત્યાં અંતર્મુહૂર્તમાત્ર રહી સંખ્યાત વર્ષના આયુવાળા મનુષ્યમાં ઉત્પન્ન થાય ત્યાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરી દર્શનમોહનીયની સાત પ્રકૃતિ ખપાવવાનો પ્રયત્ન કરે. સાત પ્રકૃતિનો ક્ષય કરવાનો પ્રયત્ન કરનાર તે આત્મા અનિવૃત્તિકરણના જે સમયે મિથ્યાત્વમોહનીયને મિશ્રમોહનીયમાં સર્વસંક્રમ વડે સંક્રમાવે તે સમયે મિશ્રમોહનીયની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

તે મિશ્રમોહનીયને જે સમયે સમ્યક્ત્વમોહનીયમાં સર્વસંક્રમ વડે સંક્રમાવે તે સમયે સમ્યક્ત્વમોહનીયની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. (સાતમી નરકનો નારકી મનુષ્યમાં ઉત્પન્ન થતો નથી અને મનુષ્યમાં ઉત્પન્ન થયા સિવાય ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન થતું નથી માટે તિર્યંચમાં જઈ સંખ્યાતા વરસના આયુવાળા મનુષ્યમાં ઉત્પન્ન થવા કહ્યું છે.)

તે જ ગુણિતકર્માંશ કોઈ નારકી તિર્યંચ થઇ ઇશાન દેવલોકમાં દેવ થાય, ત્યાં અતિસંક્લિષ્ટ પરિણામવાળો થઈને વારંવાર નપુંસકવેદ બાંધ્યા કરે, તે નપુંસકવેદની પોતાના ભવના અંત સમયે વર્ત્તતા તે ઇશાન દેવલોકના દેવને ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

ઈશાનદેવલોકનું ઉત્કૃષ્ટ બે સાગરોપમ પ્રમાણ આયુ હોય છે. વળી તેઓ અતિક્લિષ્ટ પરિણામે એકેન્દ્રિય યોગ્ય કર્મ બાંધે છે અને તે બાંધતા નપુંસકવેદ બાંધે છે માટે તે દેવ તેની ઉત્કૃષ્ટ સત્તાનો અધિકારી થાય છે. ૧૫૭

**ईसाणे पुरित्ता नपुंसगं तो असंखवासीसु ।**
**पल्लासंखियभागेण पुरए इत्थीवेयस्स ॥१५८॥**

ईशाने पूरयित्वा नपुंसकं ततोऽसंख्यवर्षायुष्केषु ।
पल्यासंख्येयभागेन पूरिते स्त्रीवेदस्य ॥१५८॥

અર્થ—કોઈ આત્મા ઇશાન દેવલોકમાં નપુંસકવેદને પૂરીને ત્યાંથી સંખ્યાતવર્ષના આયુવાળામાં ઉત્પન્ન થઈ અસંખ્યાત વર્ષના આયુવાળા યુગલિયામાં ઉત્પન્ન થાય. ત્યાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ વડે બંધ અને નપુંસકવેદના સંક્રમ વડે સ્રીવેદ પૂરાય ત્યારે તેની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા તે યુગલિયાને થાય છે.

ટીકાનુ૦—ગુણિતકર્માંશ કોઇ સાતમી નરકપૃથ્વીનો નારકી ત્યાંથી નીકળી તિર્યંચ થઇ ઇશાન દેવલોકમાં દેવ થાય. ત્યાં અતિસંક્લિષ્ટ પરિણામે વારંવાર નપુંસકવેદ બાંધી તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંચય કરી સંખ્યાત વરસના આયુવાળામાં ઉત્પન્ન થાય. ત્યાંથી અસંખ્યાત વરસના આયુવાળા યુગલિયામાં ઉત્પન્ન થાય. ત્યાં સંક્લિષ્ટ પરિણામવાળો થઇને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ વડે વારંવાર બંધથી અને નપુંસકવેદના દલિકના સંક્રમથી સ્રીવેદને પુષ્ટ કરે. જ્યારે તે સ્રીવેદ સંપૂર્ણપણે પુષ્ટ થાય ત્યારે તેની તે યુગલિયાને ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સંભવે છે.

(અહિં યુગલિક સ્રીવેદની ઉત્કૃષ્ટ સત્તાનો અધિકારી કહ્યો છે. યુગલિયા દેવ યોગ્ય કર્મ જ બાંધે છે, તે બાંધતા અતિક્લિષ્ટ પરિણામે સ્રીવેદ બાંધે, નપુંસકવેદ નહિ. કારણ કે દેવગતિમાં નપુંસકવેદનો ઉદય હોતો નથી. વળી તેઓનુ આયુ પણ મોટું એટલે વધારે કાળ બાંધી શકે માટે તે તેનો અધિકારી છે. વળી જે ક્લિષ્ટ પરિણામે યુગલિયા સ્રીવેદ બાંધે તેવા પરિણામે ઇશાન દેવ નપુંસકવેદ બાંધે માટે પણ યુગલિક લીધો હોય તેમ જણાય છે.) ૧૫૮

**जो सव्वसंकमेणं इत्थी पुरिसम्मि छुहइ सो सामी ।**
**पुरिसस्स कम्म संजलणयाण सो चेव संछोभे ॥१५९॥**

यः सर्वसंक्रमेण स्त्रियं पुरुषे छुमति स स्वामी ।
पुरुषस्य क्रमात् संज्वलनानां स एव संछोभे ॥१५९॥

અર્થ—જે આત્મા સર્વ સંક્રમ વડે સ્રીવેદના દલિકને પુરુષવેદમાં સંક્રમાવે તે પુરુષવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ છે, તથા તે જ આત્મા અનુક્રમે પુરુષવેદાદિના દલિકને જ્યારે સંજ્વલન ક્રોધાદિમાં સર્વસંક્રમ વડે સંક્રમાવે ત્યારે સંજ્વલન ક્રોધાદિની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે.

ટીકાનુ૦—જે ગુણિતકર્માંશ ક્ષપક સ્રીવેદને સર્વસંક્રમ વડે પુરુષવેદમાં સંક્રમાવે તે પુરુષવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે. ત્યારપછી તે જ આત્મા અનુક્રમે પુરુષવેદાદિને સંજ્વલન ક્રોધાદિમાં સંક્રમાવે ત્યારે તે સંજ્વલનની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે. તાત્પર્ય એ કે—

જે આત્મા પુરુષવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ છે તે જ આત્મા પુરુષવેદને સર્વસંક્રમ વડે જ્યારે સંજ્વલન ક્રોધમાં સંક્રમાવે ત્યારે સંજ્વલન ક્રોધની ઉત્કૃષ્ટ પ્રદે-

શસત્તાનો સ્વામિ થાય છે. તે જ આત્મા જ્યારે સંજ્વલન ક્રોધને સર્વસંક્રમ વડે સંજ્વલન માનમાં સંક્રમાવે ત્યારે તે સંજ્વલન માનની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે. જ્યારે સંજ્વલન માનને સર્વસંક્રમ વડે સંજ્વલન માયામાં સંક્રમાવે ત્યારે તે સંજ્વલનમાયાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે. જ્યારે સંજ્વલન માયાને સર્વસંક્રમ વડે સંજ્વલન લોભમાં સંક્રમાવે ત્યારે તે જ આત્મા સંજ્વલન લોભની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ થાય છે. ૧૫૯

**चउरुवसामिय मोहं जसुच्चसायाण सुहुम खवगंते ।**
**जं असुभपगइदलियस्स संकमो होइ एयासु ॥१६०॥**

चतुरुपशमय्य मोहं यशउच्चसातानां सूक्ष्मस्य क्षपकान्ते ।
यदशुभप्रकृतिदलिकस्य संक्रमो भवति एतासु ॥१६०॥

અર્થ—ચાર વાર મોહને ઉપશમાવીને ખપાવવા માટે ઉદ્યમવંત થયેલા ક્ષપકને સૂક્ષ્મસંપરાયના ચરમસમયે યશઃકીર્ત્તિ, ઉચ્ચગોત્ર અને સાતવેદનીયની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. કારણ કે અશુભ પ્રકૃતિઓના દલિકનો એ પ્રકૃતિઓમાં સંક્રમ થાય છે.

ટીકાનુ૦—ચાર વાર મોહનીયને ઉપશમાવીને શીઘ્રપણે કર્મનો ક્ષય કરવા માટે કોઈ ગુણિતકર્માંશ આત્મા પ્રયત્ન કરે, તે ક્ષપકને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે યશઃકીર્ત્તિ ઉચ્ચગોત્ર અને સાતવેદનીયની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

કારણ કે એ પ્રકૃતિઓમાં ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થયેલો આત્મા ગુણસંક્રમ વડે અશુભ પ્રકૃતિઓના ઘણા દલિકો સંક્રમાવે છે માટે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે એ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સંભવે છે. ૧૬૦

**अद्धाजोगुक्कोसेहिं देवनिरयाउगाण परमाए ।**
**परमं पएससंतं जा पढमो उदयसमओ सो ॥१६१॥**

अद्धायोगोत्कृष्टैर्देवनारकायुषोः परमायाम् ।
परमं प्रदेशसत् यावत् प्रथम उदयसमयस्तयोः ॥१६१॥

અર્થ—ઉત્કૃષ્ટ યોગ અને કાળ વડે જ્યારે દેવાયુ અને નરકાયુની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય ત્યારે તે બંને આયુના ઉદયના પ્રથમ સમય પર્યંત તેની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

ટીકાનુ૦—કોઈ આત્મા ઉત્કૃષ્ટ બંધકાળ અને ઉત્કૃષ્ટ યોગ વડે દેવાયુ અને નારકાયુની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે, તે બંધાયા બાદ તે બંને આયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ત્યાં સુધી સંભવે કે તે બંનેના ઉદયનો પહેલો સમય પ્રાપ્ત થાય. એટલે કે બંધ સમયથી આરંભી ઉદયના પ્રથમ સમય પર્યંત ઉક્ત પ્રકારે બંધાયેલા દેવાયુ અને નારકાયુની

ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. ઉદય થયા પછી ભોગવાઇને દૂર થતા જાય છે માટે ઉદયના પ્રથમ સમય પર્યંત ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા કહી છે. ૧૬૧

सेसाउगाणि नियगेसु चेव आगंतु पुव्वकोडीए ।
सायबहुलस्स अचिरा बंधंते जाव नो वट्टे ॥११२॥

शेषायुषी निजकेषु एवागत्य पूर्वकोटिके ।
सातबहुलस्याचिरात् बन्धान्ते यावन्नापवर्त्तयति ॥१६२॥

અર્થ— શેષ બે આયુને પૂર્વકોટિ પ્રમાણ બાંધી ત્યારપછી પોતપોતાના ભવમાં આવીને સાતબહુલ છતો અનુભવે જ્યાં સુધી તેની અપવર્ત્તના ન કરે ત્યાં સુધી તે બે આયુના બંધને અંતે તે સાતબહુલ આત્માને તેની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં દેવાયુ અને નરકાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ક્યારે હોય તે કહ્યું. આ ગાથામાં તિર્યંચાયુ અને મનુષ્યાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ક્યારે હોય તે કહે છે—

કોઇ આત્મા તિર્યંચાયુ અને મનુષ્યાયુ એ બે આયુને ઉત્કૃષ્ટ બંધકાળ અને ઉત્કૃષ્ટ યોગ વડે પૂર્વકોટિ વર્ષ પ્રમાણ બાંધે, બાંધીને પોતપોતાને યોગ્ય ભવોમાં એટલે કે મનુષ્યાયુ બાંધનાર મનુષ્યમાં અને તિર્યંચાયુ બાંધનાર તિર્યંચમાં ઉત્પન્ન થઇને બહુ જ સુખપૂર્વક તે બન્ને પોતપોતાના આયુને યથાયોગ્ય રીતે અનુભવે, સુખી આત્માને આયુકર્મના ઘણા પુદ્ગલોનો ક્ષય થતો નથી માટે સાતબહુલનુ ગ્રહણ કર્યું છે

મનુષ્ય તિર્યંચમાં ઉત્પન્ન થયા બાદ માત્ર અંતર્મુહૂર્ત્તકાળ રહીને મરણ સન્મુખ થયો છતો ઉત્કૃષ્ટ બંધકાળ અને ઉત્કૃષ્ટ યોગ વડે પરભવનું સ્વજાતીય એટલે કે મનુષ્ય મનુષ્યાયુ અને તિર્યંચ તિર્યંચાયુ બાંધે, તે આયુના બંધના અંત સમયે ભોગવાતા આયુની અપવર્ત્તના થતા પહેલાં સુખપૂર્વક પોતાના આયુને ભોગવતા મનુષ્યને મનુષ્યાયુની અને તિર્યંચને તિર્યંચાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

તાત્પર્ય એ કે-કોઇ આત્મા પૂર્વકોટિ પ્રમાણ મનુષ્ય કે તિર્યંચનું આયુ બાંધી અનુક્રમે મનુષ્ય અને તિર્યંચમાં ઉત્પન્ન થાય, ત્યાં પોતાના આયુને માત્ર અંતર્મુહૂર્ત્ત સુખપૂર્વક અનુભવી મરણ સન્મુખ થાય. મરણ સન્મુખ થનારો તે આત્મા ભોગવાતા આયુની અપવર્ત્તના કરે જ, તે અપવર્ત્તના કરતાં પહેલા ઉત્કૃષ્ટ બંધકાળ અને ઉત્કૃષ્ટ યોગ વડે પરભવનુ સ્વજાતીય આયું બાંધે. સુખપૂર્વક પોતાના આયુને ભોગવતા આવા આત્માને ઉક્ત બે આયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

કારણ કે તેને તે વખતે પોતાનું ભોગવાતું આયુ કંઇક ન્યૂન દળવાળું છે કારણ કે માત્ર અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જ ભોગવ્યુ છે અને સમાનજાતીય પરભવનુ પૂર્ણ દળવાળું છે માટે મનુષ્યને મનુષ્યાયુની અને તિર્યંચને તિર્યંચાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

બંધના અંત સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે એમ કહેવાનું કારણ તેના પછીના સમયે ભોગવાતા આયુની અપવર્ત્તના થાય છે અને અપવર્ત્તના થાય એટલે શીઘ્રપણે આયુના દલિક ભોગવાઈ જાય તેની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સંભવે નહિ. ૧૬૨

**पूरित्तु पुव्वकोडीपुहुत्त नारयदुगस्स बंधंते ।**
**एवं पलियतिगंते सुरदुगवेउव्वियदुगाणं ।।१६३।।**

पूरयित्वा पूर्वकोटिपृथक्त्वं नरकद्विकस्य बन्धान्ते ।
एवं पल्यत्रिकान्ते सुरद्विकवैक्रियद्विकयोः ।।१६३।।

અર્થ—પૂર્વકોટિપૃથક્ત્વ પર્યંત બંધ વડે પૂરીને નરકાભિમુખ આત્માને બંધના અંતે નરકદ્વિકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. એ પ્રમાણે ત્રણ પલ્યોપમ પર્યંત બાંધીને અંતે સુરદ્વિક અને વૈક્રિયદ્વિકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

ટીકાનુ૦—પૂર્વકોટિપૃથક્ત્વ-સાત પૂર્વકોટિ વર્ષ પર્યંત સંક્લિષ્ટ અધ્યવસાય વડે નરકગતિ-નરકાનુપૂર્વિરૂપ નરકદ્વિકને વારંવાર બંધ વડે પુષ્ટ કરીને નરકમાં જવાને સન્મુખ થયેલો આત્મા બંધના અંત સમયે તે નરકદ્વિકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ છે.

આ જ પ્રમાણે પૂર્વકોટિ પૃથક્ત્વ પર્યંત સંખ્યાત વર્ષના આયુવાળામાં અને ત્રણ પલ્યોપમ પર્યંત ભોગભૂમિ-યુગલિયામાં વિશુદ્ધ અધ્યવસાય વડે વૈક્રિયદ્વિક અને દેવદ્વિકને બંધ વડે પુષ્ટ કરીને દેવગતિમાં જવા સન્મુખ થયેલો આત્મા વૈક્રિયદ્વિક અને દેવદ્વિકના બંધનાં અંતસમયે તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ છે.

(સંખ્યાત વરસના આયુવાળા મનુષ્ય કે તિર્યંચના ઉપરા ઉપરી સાત ભવ થઇ શકે છે અને તેમાં ક્લિષ્ટ પરિણામે ઘણીવાર નરકદ્વિક બાંધી શકે છે એટલે તેવા જીવો તેની ઉત્કૃષ્ટ સત્તાના અધિકારી છે. વૈક્રિયદ્વિક અને દેવદ્વિકના બંધનો યુગલિયાના ભવમાં વધારે ટાઇમ મળે છે. કેમકે આઠમો ભવ યુગલિકનો જ થાય છે અને તેઓ દેવયોગ્ય કર્મ જ બાંધે છે એટલે ચાર પ્રકૃતિની ઉત્કૃષ્ટ સત્તાના અધિકારી તેઓ લીધા છે.) ૧૬૩

**तमतमगो अइखिप्पं सम्मत्तं लभिय तंमि बहुगद्धं ।**
**मणुयदुगस्सुक्कोसं सवज्जरिसभस्स बंधंते ।।१६४।।**

तमस्तमगोऽतिक्षिप्रं सम्यक्त्वं लब्ध्वा तस्मिन् प्रभूताद्धाम् ।
मनुजद्विकस्योत्कृष्टं सवज्रर्षभस्य बन्धान्ते ।।१६४।।

અર્થ—તમસ્તમપ્રભા નારકીનો કોઈ આત્મા અતિશીઘ્ર સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને અને તેની અંદર દીર્ઘકાળ રહીને મનુજદ્વિક અને વજ્રઋષભનારાચ સંઘયણનો બંધ કરે, તે

નારકીનો આત્મા ઉક્ત ત્રણ પ્રકૃતિઓની તેઓના બન્ધના અંત સમયે ઉત્કૃષ્ટ પ્રદેશ-સત્તાનો સ્વામિ છે.

ટીકાનુ૦—તમસ્તમપ્રભા નામની સાતમી નરકનો કોઇ નારકી અતિશીઘ્ર ત્યાં ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ-પર્યાપ્તો થાય કે તરત જ સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને તે સમ્યક્ત્વમાં દીર્ઘકાળ-અંતર્મુહૂર્ત્ત ન્યૂન તેત્રીસ સાગરોપમ પર્યંત રહે એટલે કે તેટલો કાળ સમ્યક્ત્વનું પાલન કરે અને તેટલો કાળ મનુષ્યદ્વિક અને વજ્રઋષભનારાચ સંઘયણને બંધ વડે પુષ્ટ કરે. હવે તે સાતમી નરકનો જીવ જે પછીના સમયે મિથ્યાત્વ પ્રાપ્ત કરશે બંધકાળના અંતભૂત તે સમયે એટલે કે ચોથા ગુણઠાણાના ચરમસમયે તે નારકીને મનુજદ્વિક અને વજ્રઋષભનારાચ સંઘયણની ઉત્કૃષ્ટ [1]પ્રદેશસત્તા હોય છે. ૧૬૪

**वेछावट्ठिचियाणं मोहस्सुवसामगस्स चउखुत्तो ।**
**सम्मधुवबारसण्हं खवगंमि सबंधअंतम्मि ॥१६५॥**

द्वेषट्षष्टी चितानां मोहस्योपशमके चतुष्कृत्वः ।
सम्यक्त्वध्रुवद्वादशानां क्षपके स्वबन्धान्ते ॥१६५॥

અર્થ—બે છાસઠ સાગરોપમ પર્યંત પુષ્ટ કરેલી ચાર વાર મોહનીયને ઉપશમાવી ક્ષય કરનારને સમ્યક્ત્વ છતાં ધ્રુવબંધિ બાર પ્રકૃતિઓની પોતપોતાના બંધના અંત સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

ટીકાનુ૦—મિશ્રગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્તકાળ અધિક બે છાસઠ-એકસો બત્રીસ સાગરોપમ પર્યંત બંધ વડે અને અન્ય પ્રકૃતિઓના સંક્રમ વડે પુષ્ટ કરેલી સમ્યક્ત્વ છતાં જેઓનો અવશ્ય બંધ થાય છે તે-પંચેન્દ્રિયજાતિ, સમચતુરસ્રસંસ્થાન, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્ત વિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સુસ્વર, સુભગ અને આદેયરૂપ બાર પ્રકૃતિઓની ચાર વાર મોહનીયને ઉપશમાવી ત્યારપછી મોહનીયનો ક્ષય કરવા માટે ઉદ્યમવંત થયેલા આત્માને પોતપોતાના બંધના અંતસમયે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

---

[1] સાતમી નારકીમાં જનાર જીવો સમ્યક્ત્વ વમીને જ જાય છે અને નવું સમ્યક્ત્વ પર્યાપ્તાવસ્થામાં જ ઉત્પન્ન થાય છે માટે જન્મ પછી અંતર્મુહૂર્ત ગયા બાદ સમ્યક્ત્વ ઉત્પન્ન કરવાનું કહ્યું. અંતર્મુહૂર્ત ન્યૂન તેત્રીસ સાગરોપમ પર્યંત તેઓને સમ્યક્ત્વ ટકી શકે છે અને તેમાં નિરંતર ઉક્ત ત્રણ પ્રકૃતિનો બંધ તેઓ કરે છે માટે તે જીવ ઉક્ત ત્રણ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સત્તાના અધિકારી લીધા છે.

કદાચ અહિં શંકા થાય કે અનુત્તર દેવો પૂર્ણ તેત્રીસ સાગરોપમ પર્યંત ઉક્ત પ્રકૃતિઓ નિરંતર બાંધે છે તો તેઓને તેની ઉત્કૃષ્ટ સત્તાના અધિકારી કેમ ન લીધા? તેના ઉત્તરમાં સમજવું કે અનુત્તર દેવો કરતાં નારકીનો યોગ ઘણો વધારે છે એટલે તેઓ ઘણા દલિકો ગ્રહણ કરી ઉક્ત પ્રકૃતિઓને પુષ્ટ કરી શકે છે માટે તે લીધા છે.

મોહનીયને ઉપશમાવતો આત્મા અશુભ પ્રકૃતિઓના ઘણા દલિકોને ગુણસંક્રમ વડે પૂર્વોક્ત બાર પ્રકૃતિઓમાં સંક્રમાવે છે એટલે ચાર વાર ઉપશમાવી ત્યારપછી ક્ષય કરનાર આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામિ લીધો છે. ૧૬૫

**सुभथिरसुभधुवियाणं एवं चिय होइ संतमुक्कोसं ।**
**तित्थयराहाराणं नियनियगुक्कोसबंधंते ॥१६६॥**

**शुभस्थिरशुभध्रुवाणां एवमेव भवति सदुत्कृष्टम् ।**
**तीर्थंकराहारकयोर्निजनिजोत्कृष्टबन्धान्ते ॥१६६॥**

અર્થ—શુભ, સ્થિર અને શુભ ધ્રુવબંધિ પ્રકૃતિઓની પણ એ જ પ્રમાણે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. તથા તીર્થંકર અને આહારકનામકર્મની પોતપોતાના ઉત્કૃષ્ટ બંધકાળના અંતસમયે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

ટીકાનુ૦—શુભનામ, સ્થિરનામ અને ધ્રુવબંધિની શુભ વીશ પ્રકૃતિઓ-તૈજસ-કાર્મણસપ્તક, શુભવર્ણાદિ અગીઆર, અગુરુલઘુ અને નિર્માણ કુલ બાવીશ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પણ પૂર્વોક્ત પ્રકારે જ એટલે કે જે રીતે પંચેન્દ્રિયજાતિ આદિ બાર પ્રકૃતિઓની સત્તા કહી તે જ પ્રમાણે સમજવી. માત્ર ચાર વાર મોહનીયનો ઉપશમ કર્યા બાદ અતિશીઘ્ર મોહનીયનો ક્ષય કરવા માટે ઉદ્યમવંત થયેલાને હોય એટલું વિશેષ કહેવું.

તીર્થંકરનામ અને આહારકસપ્તકની પોતપોતાના ઉત્કૃષ્ટ બંધકાળના અંતસમયે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે.

એટલે કે ગુણિતકર્માંશ કોઈ આત્મા જ્યારે દેશોન બે પૂર્વકોડિ વર્ષ અધિક તેત્રીસ સાગરોપમ પર્યંત તીર્થંકરનામકર્મને બંધ વડે પુષ્ટ કરે ત્યારે તે તીર્થંકર-નામકર્મના બંધના અંતસમયે તેની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય[1] છે અને જેણે આહારક-સપ્તકને પણ દેશોન પૂર્વકોટિ પર્યંત વારંવાર બંધ વડે પુષ્ટ કરેલું હોય તેને તે આહારકસપ્તકની તેના બંધવ્યવચ્છેદ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. ૧૬૬

---

૧ તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ થવા પછી સમયે સમયે તેનો બંધ થયા જ કરે છે. તીર્થંકરનામકર્મ ત્રીજે ભવે નિકાચિત થાય છે પૂર્વકોટિ વર્ષનો કોઈ આત્મા પોતાનું ઓછામા ઓછું જેટલું આયુ ગયા બાદ નિકાચિત કરી શકે ત્યારે તેત્રીસ સાગરોપમના આઉખે અનુતર વિમાનમાં ઉત્પન્ન થાય ત્યાંથી ચ્યવી ચોરાશી લાખ પૂરવના આઉખે તીર્થંકર થાય. તીર્થંકરનું ઉત્કૃષ્ટ આયુ ચોરાશી લાખ પૂર્વનું જ હોય છે. તે ભવમાં જ્યાં સુધી આઠમું ગુણસ્થાનક પ્રાપ્ત ન કરે ત્યાં સુધી તેનો બંધ થયા કરે છે. એટલે ઉપરનો તેટલો કાળ જણાવ્યો છે. એ પ્રમાણે આહારકદ્વિકનો બંધ થવા પછી પણ પોતાની બંધયોગ્ય ભૂમિકામાં તે બંધાયા કરે છે. પરંતુ તેનો બંધ સાતમે ગુણઠાણે થાય અને તે ગુણસ્થાનક મનુષ્યગતિમાં જ હોય એટલે તેના માટે દેશોન પૂર્વકોટિમાંથી જેટલો વધારેમા વધારે કાળ હોઈ શકે તેટલો લીધો છે.

**तुल्ला नपुंसगेणं एगिंदियथावरायवुज्जोया ।**
**सुहुमतिगं विगलावि य तिरिमणुय चिरच्चिया नवरिं ॥१६७॥**

तुल्या नपुंसकेन एकेन्द्रियस्थावरातपोद्योतानि ।
सूक्ष्मत्रिकं विकला अपि च तिर्यग्मनुजैः चिरं चिताः नवरम् ॥१६७॥

અર્થ—એકેન્દ્રિયજાતિ, સ્થાવરનામ, આતપનામ અને ઉદ્યોતનામની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા નપુંસકવેદની તુલ્ય સમજવી. તથા તિર્યંચ અને મનુષ્યોએ દીર્ઘકાળ વડે સંચિત કરેલી સૂક્ષ્મત્રિક અને વિકલત્રિકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા તિર્યંચ અને મનુષ્યોને સમજવી.

ટીકાનુ૦—એકેન્દ્રિયજાતિ, સ્થાવરનામ, આતપનામ અને ઉદ્યોતનામની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા નપુંસકવેદની સમાન સમજવી. એટલે કે-જે રીતે ઇશાન દેવલોકને પોતાના ચરમસમયે નપુંસકવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા કહી છે, તે રીતે ઉપરોક્ત ચાર પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પણ ઈશાન દેવલોકને પોતાના ભવના ચરમસમયે સમજવી. કારણ કે નપુંસકવેદનો બંધ ક્લિષ્ટ પરિણામે થાય છે અને તેવા ક્લિષ્ટ પરિણામ જ્યારે થાય, ત્યારે તે દેવોને એકેન્દ્રિય યોગ્ય કર્મબંધ કરતા ઉપરોક્ત ચાર પ્રકૃતિઓનો પણ બંધ થાય છે.

સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ નામ એ સૂક્ષ્મત્રિક તથા બેઇન્દ્રિયજાતિ, તેઇન્દ્રિયજાતિ અને ચૌરિન્દ્રિયજાતિ એ વિકલત્રિક, એ છ પ્રકૃતિઓને તિર્યંચો અને મનુષ્યો જ્યારે પૃથક્ત્વ પૂર્વકોટિ વર્ષ પર્યંત વારંવાર બંધ વડે પુષ્ટ કરે ત્યારે તે તે પ્રકૃતિઓના બંધના અંતસમયે તે તિર્યંચો અને મનુષ્યોને ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય છે. કેમકે સૂક્ષ્મત્રિકાદિ છ પ્રકૃતિઓનો બંધ તિર્યંચ અને મનુષ્યોને જ હોય છે એટલે તેઓને જ વારંવાર બંધ વડે ઉત્કૃષ્ટ પ્રદેશનો સંચય થઇ શકે છે. ૧૬૭

આ પ્રમાણે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાના સ્વામિ કહ્યા. હવે જઘન્ય પ્રદેશસત્તાના સ્વામિ કહે છે—

**ओहेण खवियकम्मे पएससंतं जहन्नयं होइ ।**
**नियसंकमस्स विरमे तस्सेव विसेसियं मुणसु ॥१६८॥**

ओघेन क्षपितकर्म्मणि प्रदेशसत् जघन्यं भवति ।
निजसंक्रमस्य विरमे तस्यैव विशेषितं मुणसु ॥१६८॥

અર્થ—ઘણે ભાગે ક્ષપિતકર્માંશ આત્માને પોતપોતાના સંક્રમને અંતે જઘન્ય પ્રદેશસત્તા હોય છે. પરંતુ તે ક્ષપિતકર્માંશને વિશેષ યુક્ત સમજવી. એટલે કે તેના સંબંધમાં કેટલોએક વિશેષ છે કે જે નીચેની ગાથામાં કહેવાશે તે વિશેષ યુક્ત જઘન્ય પ્રદેશસત્તા સમજવી.

હવે જઘન્ય પ્રદેશસત્તાના સંબંધમાં જે વિશેષ છે તેનો વિચાર કરે છે—

**उव्वलमाणीणेगट्ठिई उव्वलणे जया दुसामइगा ।**
**थोवद्धमज्जियाणं चिरकालं पालिया अंते ॥१६९॥**

**उद्वलनानामेकस्थितिरुद्वलनायां यदा द्विसामयिकी ।**
**स्तोकाद्धामर्जितानां चिरकालं परिपाल्यान्ते ॥१६९॥**

અર્થ—અલ્પકાળ પર્યંત બંધ વડે પુષ્ટ થયેલી ઉદ્વલનયોગ્ય પ્રકૃતિઓની જ્યારે ઉદ્વલના થાય ત્યારે બે સમયપ્રમાણ જે એક સ્થિતિ તે જઘન્ય પ્રદેશસત્તા છે. એટલું વિશેષ છે કે ચિરકાળ પર્યંત સમ્યક્ત્વનું પાલન કર્યા બાદ છેવટે હોય છે.

ટીકાનુ૦—અલ્પકાળ પર્યંત બંધ વડે ઉપચિત-સંચિત કરેલી જે કર્મપ્રકૃતિઓની ઉદ્વલના થાય છે તે-આહારકસપ્તક, વૈક્રિયસપ્તક, દેવદ્વિક, મનુજદ્વિક, નરકદ્વિક, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, ઉચ્ચગોત્ર અને અનંતાનુબંધિચતુષ્કરૂપ સત્તાવીશ પ્રકૃતિઓની જ્યારે પોતપોતાની ઉદ્વલના થાય ત્યારે સ્વ અને પર બંનેની અપેક્ષાએ બે સમય સ્થિતિ અને સ્વરૂપની અપેક્ષાએ સમયમાત્ર એક સ્થિતિ શેષ રહે ત્યારે તેઓની જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

સામાન્ય સ્વરૂપે કહેલી આ હકીકતને વિશેષથી કહે છે-અલ્પકાળ પર્યંત બંધ વડે પુષ્ટ કરેલા અનંતાનુબંધિ ચતુષ્કની ચિરકાળ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરી ઉદ્વલના કરતા અંતે જઘન્ય પ્રદેશસત્તા હોય છે. તાત્પર્ય આ પ્રમાણે—

સમ્યગ્દૃષ્ટિ કોઈ ક્ષપિતકર્માંશ આત્માએ સમ્યગ્દૃષ્ટિ છતાં અનંતાનુબંધિ ચતુષ્કની ઉદ્વલના [1]કરી સત્તામાંથી નિર્મૂળ કરી નાખ્યા. ત્યારપછી સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વગુણઠાણે જઈ મિથ્યાત્વરૂપ હેતુ વડે અંતર્મુહૂર્તકાળ પર્યંત અનંતાનુબંધિ ચતુષ્ક બાંધી ફરી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે તે સમ્યક્ત્વનું બે વાર છાસઠ એટલે એકસો બત્રીસ સાગરોપમ પર્યંત પાલન કરીને છેવટે તે ખપાવવા માટે પ્રયત્નવંત થાય તે અનંતાનુબંધિ ચતુષ્કને ખપાવતા ખપાવતા જ્યારે સઘળા ખંડોનો ક્ષય થાય અને ઉદયાવલિકાને સ્તિબુકસંક્રમ વડે સંક્રમાવતા જ્યારે સ્વરૂપની અપેક્ષાએ સમયમાત્ર સ્થિતિ અને સામાન્યતઃ કર્મપણાની અપેક્ષાએ બે [2]સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે તેઓની જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

---

૧ અહિં પૂર્વના અનંતાનુબંધિ ચતુષ્કની ઉદ્વલના કરવાનું કહ્યું. કારણ કે ઘણા કાળના બંધાયેલા હોવાથી તેઓની વધારે પ્રદેશોની સત્તા હોય. અહિં જઘન્ય પ્રદેશસત્તા કહેવાની છે. તેથી જ મિથ્યાત્વગુણઠાણે જઈ ત્યાં માત્ર અંતર્મુહૂર્ત પર્યંત બાંધી સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનું કહ્યું અને તેને એકસો બત્રીસ સાગરોપમ પાલન કરવાનું કહ્યું. તેટલા કાળમાં સંક્રમકરણ અને સ્તિબુકસંક્રમ વડે ઘણી સત્તા ઓછી કરે છેવટે ઉદ્વલના કરતા અંતે જઘન્ય પ્રદેશસત્તા ઘટી શકે છે.

૨ અહિં જે બે સમય પ્રમાણ સ્થિતિ કહી. તે ઉદયાવલિકાનો સ્વરૂપ સત્તાની અપેક્ષાએ રહેલો

કોઈ ક્ષપિતકર્માંશ આત્મા એકસો બત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરી, પછી મિથ્યાત્વગુણસ્થાને જાય ત્યાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ વડે થતી મંદ ઉદ્વલના વડે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયને ઉવેલવાનો આરંભ કરે, ઉવેલતો તે આત્મા તે બંનેના દલિકને મિથ્યાત્વ મોહનીયમાં સંક્રમાવે. આ પ્રમાણે સંક્રમાવતા સંક્રમાવતા ઉદયાવલિકાની ઉપરના છેલ્લા ખંડના સઘળા દલિકને છેલ્લે સમયે સર્વસંક્રમ વડે સંક્રમાવી નાંખે. ઉદયાવલિકાના દલિકને સ્તિબુકસંક્રમ વડે સંક્રમાવે. એ રીતે સંક્રમાવતા જ્યારે સ્વરૂપની અપેક્ષાએ સમય પ્રમાણ સ્થિતિ અને સામાન્યતઃ કર્મપણાની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે તે બંનેની [1]જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

નરકદ્વિક, દેવદ્વિક અને વૈક્રિયસપ્તકરૂપ અગીઆર પ્રકૃતિઓને કોઈ એકેન્દ્રિય જીવ ક્ષપિતકર્માંશ છતાં ઉવેલી, ત્યારપછી સંજ્ઞિ તિર્યંચમાં આવી અંતર્મુહૂર્ત્ત કાળપર્યંત બાંધે, બાંધી સાતમી નારકીના અપ્રતિષ્ઠાન નરકાવાસમાં તેત્રીસ સાગરોપમને આઉખે ઉત્પન્ન થાય ત્યાં વિપાકોદય દ્વારા અને સંક્રમ વડે યથાયોગ્ય રીતે અનુભવે. ત્યારપછી તે નરકમાંથી નીકળી સંજ્ઞિ તિર્યંચમાં ઉત્પન્ન થાય, ત્યાં તથાપ્રકારના અધ્યવસાયના અભાવે પ્રસ્તુત અગીઆર પ્રકૃતિઓનો બંધ કર્યો વિના એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તે એકેન્દ્રિય જીવ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ વડે થતી ઉદ્વલના દ્વારા ઉવેલવાનો આરંભ કરે, ઉવેલતા જ્યારે સ્વરૂપની અપેક્ષાએ સમયમાત્ર સ્થિતિ અને કર્મત્વ સામાન્યની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે તે અગીઆર પ્રકૃતિની જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

તથા ક્ષપિતકર્માંશ કોઇ સૂક્ષ્મત્રસ–તેઉકાય અને વાઉકાયના જીવ મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રની ઉદ્વલના કરી, ત્યાંથી સૂક્ષ્મ એકેન્દ્રિય પૃથ્વીકાયાદિમાં ઉત્પન્ન થઈ ત્યાં અંતર્મુહૂર્ત્તકાળ પર્યંત ફરી એ ત્રણે પ્રકૃતિઓને બાંધી તેઉકાય–વાઉકાયમાં ઉત્પન્ન થાય. ત્યાં ચિરોદ્વલના વડે ઉદ્વલનાનો આરંભ કર્યો. ઉવેલતાં ઉવેલતાં સ્વરૂપની અપેક્ષાએ સમયમાત્ર સ્થિતિ અને કર્મત્વ સામાન્યની અપેક્ષાએ બે સમય સ્થિતિ જ્યારે શેષ રહે ત્યારે એ ત્રણ પ્રકૃતિની જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

---

જે છેલ્લો સમય સ્તિબુકસંક્રમ વડે અન્ય રૂપે થઇ જાય તે સમય ગણતાં કહી છે. કારણ કે–સ્તિબુક-સંક્રમ વડે સંક્રમેલી સ્થિતિ સંક્રમણકરણ વડે સંક્રમેલી સ્થિતિની જેમ સર્વથા પર સ્વરૂપને પ્રાપ્ત કરતી નથી. કંઇક સ્વરૂપે પણ રહે છે. એટલે તે સમય પણ સંક્રમ્યમાણ પ્રકૃતિનો ગણવામાં આવે છે, એટલે જ બે સમય પ્રમાણ સ્થિતિ કહી છે

[1] એ બનેની જઘન્ય પ્રદેશસત્તા આ પ્રમાણે જ ઘટે છે. જો કે ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા પણ તે બંનેનો ક્ષય થાય છે, પણ ત્યાં અંતર્મુહૂર્ત્તમાં જ ક્ષય થાય છે. વળી ગુણશ્રેણિ થતી હોવાથી સમયમાત્ર સ્થિતિ શેષ રહે ત્યારે જઘન્ય પ્રદેશસત્તા હોઇ શકતી નથી. માટે મિથ્યાત્વ ગુણઠાણે જ આ રીતે ઉદ્વલના થતા જઘન્ય પ્રદેશસત્તા સંભવે છે.

આહારકસપ્તકની જઘન્ય પ્રદેશસત્તા નીચેની ગાથામાં કહેશે. ૧૬૯

હવે લોભ વિગેરે પ્રકૃતિઓની અને આહારકસપ્તકની જઘન્ય પ્રદેશસત્તા કહે છે-

**अंतिमलोभजसाणं असेढिगाहापवत्तअंतंमि ।**
**मिच्छत्तगए आहारगस्स सेसाणि नियगंते ॥१७०॥**

**अन्तिमलोभयशसोः अश्रेणिगयथाप्रवृत्तकरणान्ते ।**
**मिथ्यात्वं गते आहारकस्य शेषाणां निजकान्ते ॥१७०॥**

અર્થ—ઉપશમશ્રેણિ કર્યા સિવાય ક્ષપકશ્રેણિ કરતા યથાપ્રવૃત્તકરણના અંતસમયે સંજ્વલન લોભ અને યશઃકીર્તિની જઘન્ય પ્રદેશસત્તા હોય છે. આહારકસપ્તકની મિથ્યાત્વે ગયેલાને જઘન્ય પ્રદેશસત્તા હોય છે અને શેષ પ્રકૃતિઓની પોતપોતાના ક્ષય સમયે જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

ટીકાનુ૦—જે ક્ષપિતકર્માંશ આત્મા પહેલા ઉપશમશ્રેણિ કર્યા સિવાય ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય, તે ક્ષપિતકર્માંશ આત્માને યથાપ્રવૃત્તકરણ-અપ્રમત્ત ગુણસ્થાનકના ચરમસમયે સંજ્વલન લોભ અને યશઃકીર્તિની જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

જો મોહનો સર્વથા ઉપશમ કરે તો ગુણસંક્રમ વડે અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનો ઉક્ત પ્રકૃતિમાં સંક્રમ થતો હોવાથી તેઓનું સત્તામાં ઘણું દલિક પ્રાપ્ત થાય અને તેમ થવાથી જઘન્ય પ્રદેશસત્તા ઘટી શકે નહિ. જઘન્ય પ્રદેશસત્તાના વિષયમાં તેનું કંઇ પ્રયોજન નથી માટે ઉપશમશ્રેણિ કર્યા સિવાય ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય એમ કહ્યું છે.

તેમાં અપ્રમત્ત ગુણસ્થાનકના ચરમસમયે જઘન્ય પ્રદેશસત્તા હોય છે. કારણ કે અપૂર્વકરણથી ગુણસંક્રમ શરૂ થતો હોવાથી જઘન્ય પ્રદેશસત્તા ઘટી શકતી નથી.

મિથ્યાત્વે ગયેલા આત્માને આહારકસપ્તકની જઘન્ય પ્રદેશસત્તા હોય છે. એટલે કે-કોઇ અપ્રમત્ત આત્મા અલ્પકાળ પર્યંત આહારકસપ્તક બાંધી મિથ્યાત્વે જાય અને ત્યાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળે તેની ઉદ્વલના કરે, ઉદ્વલના કરતા ચરમસમયે સ્વરૂપની અપેક્ષાએ સમય માત્ર સ્થિતિ અને કર્મત્વ સામાન્યની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે તે આહારકસપ્તકની જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

શેષ પ્રકૃતિઓની ક્ષપિતકર્માંશ આત્માને તે તે પ્રકૃતિના ક્ષય સમયે જઘન્ય પ્રદેશસત્તા હોય છે.

આ પ્રમાણે જઘન્ય પ્રદેશસત્તાનું સ્વામિત્વ કહ્યું. હવે પ્રદેશસત્તાના સ્થાનની પ્રરૂપણા માટે સ્પર્દ્ધકની પ્રરૂપણા કરે છે—

चरमावलिप्पविट्ठा गुणसेढी जासि अत्थि न य उदओ ।
आवलिगासमयसमा तासिं खलु फड्डगाइं तु ॥१७१॥

चरमावलिप्रविष्टा गुणश्रेणिर्यासामस्ति न चोदयः ।
आवलिकासमयसमानि तासां खलु स्पर्द्धकानि तु ॥१७१॥

અર્થ—જે કર્મપ્રકૃતિઓની ગુણશ્રેણિ છેલ્લી આવલિકામાં પ્રવેશેલી છે પરંતુ ઉદય હોતો નથી તે પ્રકૃતિઓના આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

ટીકાનુ૦—ક્ષયકાળે જે કર્મપ્રકૃતિઓની ગુણશ્રેણિ ચરમાવલિકામાં પ્રવેશેલી છે પરંતુ ઉદય હોતો નથી તે સ્ત્યાનર્દ્ધિત્રિક, મિથ્યાત્વમોહનીય, પહેલા અનંતાનુબંધિ આદિ બાર કષાય, નરકદ્વિક, તિર્યંગ્દ્વિક, પંચેન્દ્રિયજાતિ સિવાય શેષ જાતિચતુષ્ક, આતપ, ઉદ્યોત, સ્થાવર, સૂક્ષ્મ અને સાધારણરૂપ ઓગણત્રીશ પ્રકૃતિઓના આવલિકામાં જેટલા સમયો હોય, તેટલા [1]સ્પર્દ્ધકો થાય છે. એટલે કે આવલિકાના સમય પ્રમાણ કુલ સ્પર્દ્ધકો થાય છે. ભાવાર્થ આ પ્રમાણે છે—

---

૧ પહેલા વિવક્ષિત સમયે કોઇપણ એક જીવાશ્રિત જઘન્ય પ્રદેશસત્તા કે ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા કહી. હવે પ્રદેશ સત્કર્મ સ્થાનનું નિરૂપણ કરવા સ્પર્દ્ધક કહે છે તેમાં જઘન્ય પ્રદેશસત્તાથી આરંભી એક એક પરમાણુ વડે વધતા વધતા ભિન્ન ભિન્ન પ્રદેશ સંબંધી એ સત્તાસ્થાનકો થાય તે સઘળા પ્રદેશ સત્કર્મસ્થાનો કહેવાય અને એક એક સમયે જઘન્ય પ્રદેશસત્તાથી આરંભી ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંત જેટલા સ્થાનો થાય તેઓનો જે પિંડ તે સ્પર્દ્ધક કહેવાય છે. ઉદયવતી પ્રકૃતિઓની સત્તામાં છેલ્લી આવલિકા શેષ રહે તેના સમય પ્રમાણ અને અનુદયવતી પ્રકૃતિઓનાં એક સમયન્યૂન આવલિકા પ્રમાણ અને કેટલીએક પ્રકૃતિઓની ગુણશ્રેણિ અને સ્થિતિઘાત બંધ થયા પછી એટલે કે તે બન્ને અટકી ગયા પછી જેટલા સમયો રહે તેટલા સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. માત્ર તે દરેકમાં એક વધારે હોય છે. તથા ઉદયવતી અને અનુદયવતી પ્રકૃતિઓમાં એક સ્પર્દ્ધકનો તફાવત છે. ઉદયવતીમાં અનુદયવતીથી એક સ્પર્દ્ધક વધારે હોય છે. ગુણશ્રેણિ અને સ્થિતિઘાત બંધ થયા પછી જેટલા સમયો શેષ રહે તેમાં પ્રદેશની હાનિ વૃદ્ધિ થતી નથી જે પ્રમાણે ગોઠવાયેલા હોય છે તે પ્રમાણે પ્રાયઃ ભોગવવાના હોય છે એટલે તેના નિયત પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે દાખલા તરીકે ઉદયાવલિકાનો છેલ્લો સમય શેષ રહે ત્યારે જે જીવને ઓછામાં ઓછી પ્રદેશસત્તા હોય તે પહેલુ સત્કર્મસ્થાન, જે જીવને એક પરમાણુ વધારે સત્તામાં હોય તે બીજું સત્કર્મસ્થાન, જેને બે વધારે હોય તે ત્રીજું સ્થાન, એમ એક એક પરમાણુ વધારતાં જે જીવને ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય તે છેલ્લુ પ્રદેશ સત્કર્મસ્થાન. એ બધાનો સમુદાય તે ઉદયાવલિકાના ચરમસમયાશ્રિત સ્પર્દ્ધક કહેવાય. એ પ્રમાણે ઉદયાવલિકાના બે સમય શેષ હોય ત્યારે જે જીવને ઓછામાં ઓછી પ્રદેશસત્તા હોય તે પહેલુ પ્રદેશ સત્કર્મસ્થાન, એક પરમાણુ વધારે હોય તે બીજું, એમ એક એક વધારતાં જેને ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા હોય તે છેલ્લું સત્કર્મસ્થાન. તેનો જે સમુદાય તે ઉદયાવલિકાના છેલ્લા બે સમયાશ્રિત બીજું સ્પર્દ્ધક કહેવાય. એ પ્રમાણે ત્રણ સમયાશ્રિત ત્રીજું, ચાર સમયાશ્રિત ચોથું, યાવત્ ઉદયાવલિકાના સમય પ્રમાણ સમયાશ્રિત છેલ્લું સ્પર્દ્ધક કહેવાય. અનુદયવતી પ્રકૃતિઓમાં ઉદયવતીથી એક સ્પર્દ્ધક ઓછું હોય છે. કારણ કે તેનો છેલ્લો સમય સ્તિબુકસંક્રમ વડે અન્યત્ર સંક્રમી

અભવ્ય યોગ્ય જઘન્ય પ્રદેશસત્તાવાળો કોઇ આત્મા ત્રસમાં ઉત્પન્ન થયો, ત્યાં અનેકવાર સર્વવિરતિ અને દેશવિરતિ પ્રાપ્ત કરીને તેમ જ ચાર વાર મોહનીયને ઉપશમાવીને ફરી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં માત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ રહીને મનુષ્યમાં ઉત્પન્ન થાય, મનુષ્યપણામાં શીઘ્રપણે મોહનો ક્ષય કરવા માટે પ્રયત્નવંત થાય, ત્યાં ઉક્ત પ્રકૃતિઓને યથાયોગ્ય રીતે ક્ષય કરતાં કરતાં દરેકના છેલ્લા ખંડનો પણ ક્ષય થાય, માત્ર ઉદયાવલિકા શેષ રહે. તે ચરમ આવલિકાનો પણ સ્તિબુકસંક્રમ વડે ક્ષય થતાં થતાં જ્યારે તેઓની સ્વરૂપની અપેક્ષાએ એક સમય પ્રમાણ સ્થિતિ અને કર્મત્વ સામાન્યની અપેક્ષાએ બે સમય પ્રમાણ [1]સ્થિતિ રહે ત્યારે ઓછામાં ઓછી જે પ્રદેશસત્તા હોય તે પહેલું પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય.

એક પરમાણુનો પ્રક્ષેપ કરતાં બીજું પ્રદેશ સત્કર્મસ્થાન થાય. એટલે કે જે જીવને એક અધિક પરમાણુઓની સત્તા હોય તેનું બીજું પ્રદેશ સત્કર્મસ્થાન થાય, ત્રણ પરમાણુનો પ્રક્ષેપ કરતા ચોથું પ્રદેશ સત્કર્મસ્થાન થાય. એ પ્રમાણે એક એક [2]પરમાણુનો પ્રક્ષેપ કરતાં કરતાં ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ અનન્તા પ્રદેશ સત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા, યાવત્ તે જ ચરમ સ્થિતિ વિશેષમાં ગુણિતકર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મસ્થાન થાય.

---

જાય છે. એટલે કે ઉદયવતી પ્રકૃતિઓની જ્યારે એક આવલિકા બરાબર શેષ રહે ત્યારે અનુદયવતી પ્રકૃતિઓના સમયન્યૂન આવલિકા શેષ રહે છે. એટલે જ ઉદયવતી પ્રકૃતિઓના સ્પર્દ્ધકોથી અનુદયવતી પ્રકૃતિઓના એક ન્યૂન સ્પર્દ્ધકો થાય છે. આ પ્રમાણે જેઓની ચરમાવલિકા શેષ રહે અને અપવર્તના બંધ થાય તેઓના ચરમાવલિકા આશ્રિત સ્પર્દ્ધકો કહ્યા. તથા જેઓની ઉદયાવલિકાથી વધારે સ્થિતિ શેષ હોય અને સ્થિતિઘાત તથા ગુણશ્રેણિ બંધ થાય તેઓના જેટલા સમયો શેષ હોય તેટલા સ્પર્દ્ધકો થાય છે. માત્ર અનુદયવતીના એક ઓછા થાય છે. તથા જેટલા નિયત સ્પર્દ્ધકો થયા ત્યારપછીના ચરમ સ્થિતિઘાતથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિ પર્યંતનુ એક જ સ્પર્દ્ધક થાય છે. કારણ કે તેમાં ગુણશ્રેણિ આદિથી અનેક પ્રકારના ફેરફારો થાય છે. એટલે તેનું એક જ સ્પર્દ્ધક વિવક્ષ્યુ છે. એ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

અહિં જેઓની ગુણશ્રેણિ ઉદયાવલિકામાં પ્રવેશી છે તેનો અર્થ એ સમજવો કે જેઓના ગુણશ્રેણિ દ્વારા ગોઠવાયેલા દલિકો હવે ઉદયાવલિકા પૂરતાં જ રહ્યા છે, વધારે નથી. કારણ કે સત્તામાં માત્ર એક આવલિકા જ બાકી છે શેષ સર્વ નષ્ટ થયેલ છે. આ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

૧ અહિં ટીકામાં 'द्विसमयमात्रावस्थाना स्थितिः' એ પ્રમાણે લખ્યું છે આનો અર્થ 'બે સમયમાત્ર જેનું અવસ્થાન-સ્થિતિ છે' એ થાય છે. તેનો તાત્પર્ય એ છે કે સ્વરૂપની અપેક્ષાએ સમય સ્થિતિ અને કર્મત્વ સામાન્યની અપેક્ષાએ બે સમયસ્થિતિ. કારણ કે ઉદયાવલિકાના ચરમસમયે અનુદયાવલિકાની ચરમ સ્થિતિ સ્વરૂપ સત્તાએ હોતી નથી. પરરૂપે હોય છે અને ઉપાન્ત્ય સમયે સ્વરૂપ સત્તાએ હોય છે. એટલે ઉપાન્ત્ય સમય સ્વરૂપ સત્તાનો ચરમસમય પરરૂપ સત્તાનો એમ બે સમય લઈ બે સમય માત્ર જેનું અવસ્થાન છે એમ જણાવ્યું છે. કેમકે સ્પર્દ્ધકો તો સ્વરૂપ સત્તાએ રહેલી સ્થિતિનાં જ થાય છે.

૨ કર્મપ્રકૃતિ ચૂર્ણિ સત્તા પૃ. ૬૭/૨ મા એક એક પરમાણુના પ્રક્ષેપને બદલે એક એક કર્મસ્કંધની વૃદ્ધિ કરવાનું કહેલ છે.

હવે પછી એક પણ અધિક પરમાણુઓવાળું અન્ય પ્રદેશ સત્કર્મસ્થાન ન થાય. આ પ્રદેશ સત્કર્મસ્થાનોના સમૂહને સ્પર્દ્ધક કહેવાય છે. આ પહેલું સ્પર્દ્ધક છેલ્લી સમય પ્રમાણ સ્થિતિને આશ્રયી કહ્યું. એ રીતે બે સમય પ્રમાણ સ્થિતિનું બીજું સ્પર્દ્ધક કહેવું. ત્રણ સમય પ્રમાણ સ્થિતિનું ત્રીજું સ્પર્દ્ધક કહેવું, એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ સમય ન્યૂન આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય. આ પ્રમાણે ચરમાવલિકાના સ્પર્દ્ધકો થયાં.

તથા છેલ્લા સ્થિતિઘાતનો પરપ્રકૃતિમાં જે છેલ્લો પ્રક્ષેપ થાય ત્યાંથી આરંભી પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે વધતા વધતા પ્રદેશ સત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા યાવત્ પોતપોતાનું ઉત્કૃષ્ટ પ્રદેશ સત્કર્મસ્થાન થાય. આટલા પ્રમાણવાળું અનન્ત સત્કર્મસ્થાનોના સમૂહરૂપ આ પણ સંપૂર્ણ સ્થિતિ સંબંધી યથાસંભવ એક સ્પર્દ્ધક જ વિવક્ષાય છે. એટલે કે છેલ્લા સ્થિતિઘાતના છેલ્લા પ્રક્ષેપથી આરંભી અનુક્રમે વધતા સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંત જે અનન્ત પ્રદેશ સત્કર્મસ્થાનો થાય તેના સમૂહને એક જ સ્પર્દ્ધક વિવક્ષ્યું છે.

પૂર્વોક્ત સ્પર્દ્ધકોમાં તે એક સ્પર્દ્ધક મેળવતાં થીણદ્ધિત્રિક આદિ અનુદયવતી પ્રકૃતિઓનાં કુલ આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. ૧૭૧

પૂર્વની ગાથામાં કહ્યું તે જ સ્પર્દ્ધકનું લક્ષણ બતાવે છે—

**सव्वजहन्नपएसे पएसवुड्ढीए णंतया भेया ।**
**ठिइठाणे ठिइठाणे विन्नेया खवियकम्माओ ॥१७२॥**

**सर्व्वजघन्यप्रदेशे प्रदेशवृद्धयाऽनन्ता भेदाः ।**
**स्थितिस्थाने स्थितिस्थाने विज्ञेयाः क्षपितकर्म्मणः ॥१७२॥**

અર્થ—પ્રત્યેક સ્થિતિસ્થાનકમાં ક્ષપિતકર્માંશ આશ્રયી જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે, તેમાં ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ એક એક પરમાણુની વૃદ્ધિ વડે અનંતા ભેદો થાય છે એમ સમજવું.

ટીકાનુ૦—એક સમય પ્રમાણ સ્થિતિસ્થાનમાં, બે સમય પ્રમાણ સ્થિતિસ્થાનમાં, ત્રણ સમય પ્રમાણ સ્થિતિસ્થાનમાં, એમ યાવત્ સમય સમય વધારતા સમયન્યૂન આવલિકાના સમયપ્રમાણ સ્થિતિસ્થાનમાં ક્ષપિતકર્માંશ આત્માને જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે તેમાં એક એક પરમાણુની વૃદ્ધિ થતા ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ અનન્ત પ્રદેશ સત્કર્મસ્થાનો થાય છે. તે આ પ્રમાણે—

એક સમય પ્રમાણિ સ્થિતિ શેષ રહે ત્યારે ક્ષપિતકર્માંશ આત્માને જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય તે પહેલું પ્રદેશ સત્કર્મસ્થાન, એક અધિક પરમાણુવાળું બીજું

પ્રદેશ સત્કર્મસ્થાન, બે અધિક પરમાણુવાળું ત્રીજું પ્રદેશ સત્કર્મસ્થાન, એમ એક એક પરમાણુ અધિક કરતાં ગુણિતકર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ જે પ્રદેશ સત્કર્મસ્થાન તે છેલ્લું પ્રદેશ સત્કર્મસ્થાન છે.

આ પ્રમાણે એક સ્થિતિસ્થાનમાં અનન્ત પ્રદેશ સત્કર્મસ્થાનો થાય છે, તેના સમૂહને સ્પર્દ્ધક કહે છે.

એ જ રીતે બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે સર્વ જઘન્ય જે પ્રદેશસત્તા હોય તે પહેલું સત્કર્મસ્થાન, એક અધિક પરમાણુવાળું બીજું, એમ ગુણિતકર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ જે પ્રદેશ સત્કર્મસ્થાન તે છેલ્લું સત્કર્મસ્થાન છે. એ અનંત સત્કર્મસ્થાનોના સમૂહનું બે સમયસ્થિતિનું બીજું સ્પર્દ્ધક કહેવાય છે. એ પ્રમાણે ત્રણ સમયસ્થિતિનું ત્રીજું, ચાર સમય સ્થિતિનું ચોથું, એમ જેટલા એક સમય પ્રમાણાદિ સ્થિતિસ્થાનો હોય તેટલા સ્પર્દ્ધકો થાય છે. ૧૭૨

એ જ હકીકત કહે છે—

**एगट्ठियं एगाए फड्डगं दोसु होइ दोट्ठिइगं ।**
**तिगमाईसुवि एवं नेयं जावंति जासिं तु ॥१७३॥**

**एकस्थितिकमेकस्यां स्पर्द्धकं द्वयोर्भवति द्विकस्थितिकम् ।**
**त्र्यादिष्वप्येवं ज्ञेयं यावन्ति यासां तु ॥१७३॥**

અર્થ—એક સમય સ્થિતિ શેષ રહે ત્યારે એક સ્થિતિ સંબંધી સ્પર્દ્ધક થાય છે, બે સમય શેષ સ્થિતિ રહે ત્યારે બે સમયનું સ્પર્દ્ધક થાય છે, એ પ્રમાણે ત્રણ ચાર આદિ સમયો રહે ત્યારે ત્રણ ચાર આદિ સમયનું સ્પર્દ્ધક થાય છે. એ પ્રમાણે જે પ્રકૃતિઓના જેટલા સ્પર્દ્ધકો સંભવે છે તેટલા ત્રણ આદિ સ્થિતિના સ્પર્દ્ધકો થાય છે.

ટીકાનુ૦—ક્ષય થતા થતા જ્યારે એક સ્થિતિ શેષ રહે ત્યારે તે એક સ્થિતિમાં અનેક જીવોની અપેક્ષાએ પૂર્વે કહ્યા તે રીતે જે અનન્ત પ્રદેશ સત્કર્મસ્થાનો થાય છે તેના સમૂહરૂપ તે એક સ્થિતિનું સ્પર્દ્ધક થાય છે. જ્યારે બે સમય સ્થિતિ શેષ રહે ત્યારે તે બે સમય સ્થિતિમાં જઘન્ય પ્રદેશસત્તાથી આરંભી ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંત જે અનન્ત સત્કર્મસ્થાનો થાય તેના સમૂહરૂપ બે સ્થિતિનું બીજું સ્પર્દ્ધક થાય છે. એ પ્રમાણે ત્રણ સમય સ્થિતિ શેષ રહે ત્યારે તે ત્રણ સમય સ્થિતિમાં ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ જે અનન્ત પ્રદેશ સત્કર્મસ્થાનો થાય તેના સમૂહરૂપ ત્રણ સમય સ્થિતિનું ત્રીજું સ્પર્દ્ધક થાય છે.

એ પ્રમાણે ચાર આદિ સમય સ્થિતિ શેષ રહે ત્યારે સ્પર્દ્ધકો કહેવા. એમ જે પ્રકૃતિઓનાં જેટલાં સ્પર્દ્ધકો સંભવે તેના ત્રણ આદિ સ્થિતિ સંબંધી ઉક્ત પ્રકારે તેટલાં સ્પર્દ્ધકો કહેવાં. ૧૭૩

આ પ્રમાણે સ્પર્દ્ધકનું લક્ષણ કહ્યું. હવે 'જે પહેલા કહ્યું છે કે આવલિકાના સમય સમાન તે પ્રકૃતિઓના સ્પર્દ્ધકો હોય છે, તો તે કઈ કઈ પ્રકૃતિઓના હોય છે તેઓના નામના કથનપૂર્વક ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક કહે છે—

**आवलिमेत्तुक्कोसं फड्डुग मोहस्स सव्वघाईणं ।**
**तेरसनामतिनिद्दाणं जाव नो आवली गलइ ॥१७४॥**

आवलिकामात्रमुत्कृष्टं स्पर्द्धकं मोहस्य सर्वघातिनीनाम् ।
नामत्रयोदशत्रिनिद्राणां यावन्न आवलिर्गलति ॥१७४॥

અર્થ—મોહનીયની સર્વઘાતિ પ્રકૃતિઓ, નામકર્મની તેર પ્રકૃતિઓ અને ત્રણ નિદ્રાની ચરમાવલિકા જ્યાં સુધી અન્યત્ર પ્રક્ષેપ થવાથી ક્ષય ન થાય ત્યાં સુધી તેઓનું સમય ન્યૂન આવલિકા પ્રમાણ ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક ઘટે છે.

ટીકાનુ૦—મોહનીયકર્મની-મિથ્યાત્વ મોહનીય અને પહેલા બાર કષાય એમ સર્વઘાતિની તેર પ્રકૃતિઓ તથા નરકદ્વિક, તિર્યંગ્દ્વિક, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, સ્થાવર, આતપ, ઉદ્યોત, સૂક્ષ્મ અને સાધારણ એમ નામકર્મની તેર પ્રકૃતિઓ તથા થીણદ્ધિ નિદ્રાનિદ્રા અને પ્રચલાપ્રચલા એમ થીણદ્ધિત્રિક-સઘળી મળી ઓગણત્રીસ પ્રકૃતિઓની સત્તામાં રહેલી છેલ્લી આવલિકાનો અન્ય પ્રકૃતિઓમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમ થવાથી ક્ષય ન થાય ત્યાં સુધી તેનું સમય ન્યૂન આવલિકા પ્રમાણ[1] સ્પર્દ્ધક ઘટે છે.

તે આવલિકામાંનો સમય સ્તિબુકસંક્રમ વડે સંક્રમી જવાથી દૂર થાય ત્યારે બે સમય ન્યૂન આવલિકા પ્રમાણ સ્પર્દ્ધક થાય છે. એ પ્રમાણે જેમ જેમ સમય સમય સ્તિબુકસંક્રમ વડે દૂર થાય, તેમ તેમ સમય સમય ન્યૂન આવલિકા પ્રમાણ મધ્યમ સ્પર્દ્ધકો થાય છે. એમ યાવત્ સ્વરૂપસત્તાએ એક સમય સ્થિતિ શેષ રહે ત્યારે તે એક સમય પ્રમાણ જઘન્ય સ્પર્દ્ધક થાય છે.

આ પ્રમાણે અનુદયવતી ઉપરોક્ત મિથ્યાત્વાદિ ઓગણત્રીશ પ્રકૃતિઓના ચરમાવલિકાના સમય ન્યૂન આવલિકા પ્રમાણ સ્પર્દ્ધકો અને શેષ આખી સ્થિતિનું એક સ્પર્દ્ધક મળી સરવાળે આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

---

૧ ઉદયવતી પ્રકૃતિઓની ક્ષય થતા થતા જ્યારે સત્તામાં માત્ર એક આવલિકા પ્રમાણ સ્થિતિ રહે છે, ત્યારે અનુદયવતી-પ્રદેશોદયવતી પ્રકૃતિઓની સ્વરૂપસત્તા સમયન્યૂન આવલિકા શેષ રહે છે. તેથી જ ઉદયવતી પ્રકૃતિઓના છેલ્લા સમયે અનુદયવતી પ્રકૃતિઓની સ્વરૂપ સત્તા હોતી નથી તે હેતુથી જ ઉદયવતી પ્રકૃતિઓની ઉદયાવલિકા અને અનુદયવતી પ્રકૃતિઓની સ્વરૂપ સત્તાએ સમય ન્યૂન આવલિકા શેષ રહે અને તેમાંનો એક પણ સમય અન્યત્ર સંક્રમ વડે ક્ષય ન થાય, ત્યાં સુધી સમય ન્યૂન આવલિકા પ્રમાણ ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક ઉપરોક્ત પ્રકૃતિઓનું થાય છે અને શેષ આખી સ્થિતિનું એક સ્પર્દ્ધક થાય છે. એટલે જ ઉપરોક્ત પ્રકૃતિઓના સરવાળે આવલિકા પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

જેમ મોહનીયની સર્વઘાતિ તેર પ્રકૃતિઓ, નામકર્મની તેર, થીણદ્ધિત્રિક, એમ ઓગણત્રીશ પ્રકૃતિઓના આવલિકાના સમયપ્રમાણ સ્પર્ધકો થાય છે, તેમ ક્ષીણમોહ-ગુણસ્થાને જેઓનો ક્ષય થાય છે, તે ઉદયવતી પ્રકૃતિઓના ક્ષીણમોહ ગુણસ્થાનકનો જેટલો કાળ છે, તેના એક અધિક સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે અને નિદ્રા અને પ્રચલાના એક ન્યૂન સ્પર્દ્ધકો થાય છે. કારણ કે નિદ્રા અનુદયવતી પ્રકૃતિ છે. ઉદયવતી પ્રકૃતિઓની સ્વરૂપસત્તાએ જેટલી સ્થિતિ શેષ રહે, તેની અપેક્ષાએ અનુદયવતી પ્રકૃતિઓની સમય ન્યૂન સ્થિતિ શેષ રહે છે. તેથી જ ઉદયવતીની અપેક્ષાએ એક સ્પર્દ્ધક ઓછું થાય છે.

ક્ષીણકષાય ગુણસ્થાને જેઓની સત્તાનો નાશ થાય છે, તેના તે ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના કાળ પ્રમાણ સ્પર્દ્ધકો કેમ અને શી રીતે થાય છે તે કહે છે—

ક્ષીણકષાય ગુણસ્થાનકે વર્ત્તમાન કોઇ ક્ષપિતકર્માંશ આત્મા તે ગુણસ્થાનકનો જેટલો કાળ છે, તેના સંખ્યાતા ભાગ જાય અને અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સંખ્યાતમો એક ભાગ શેષ રહે ત્યારે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર અને અંતરાય પાંચ એમ ચૌદ પ્રકૃતિઓની તે વખતે સત્તામાં જેટલી સ્થિતિ હોય[1] તેને સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તીને-ઘટાડીને હવે ક્ષીણમોહ ગુણસ્થાનકનો જેટલો કાળ શેષ છે તેટલી કરે છે અને નિદ્રા તથા પ્રચલાની એક સમયહીન કરે છે. કારણ કે તે બંને પ્રકૃતિઓ અનુદયવતી હોવાથી ચરમસમયે સ્વસ્વરૂપે તેઓનું દળ સત્તામાં હોતું નથી, પરંતુ પરરૂપે હોય છે. માટે તે બંનેની સ્થિતિસત્તા સ્વરૂપની અપેક્ષાએ એક સમય ન્યૂન કરે છે.

જ્યારે સર્વાપવર્ત્તના વડે અપવર્તી ક્ષીણકષાય ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ શેષ રાખે ત્યારપછી તે પ્રકૃતિઓમાં સ્થિતિઘાત રસઘાત અને ગુણશ્રેણિ પ્રવર્ત્તતા નથી.

કોઇપણ પ્રકૃતિઓમાં જ્યાં સુધી સ્થિતિઘાત અને ગુણશ્રેણિ પ્રવર્ત્તતા હોય છે ત્યાં સુધી તે પ્રકૃતિઓની આખી સ્થિતિનું એક સ્પર્દ્ધક થાય છે અને સ્થિતિઘાત તથા ગુણશ્રેણિ બંધ થયા પછી જેટલી સ્થિતિ સત્તામાં શેષ રહે તે સઘળી સ્થિતિનું એક સ્પર્દ્ધક, એક સમય ઓછો થાય અને જેટલી સ્થિતિ રહે તેનું એક સ્પર્દ્ધક. વળી એક સમય ઓછો થાય અને જેટલી સ્થિતિ રહે તેનું એક સ્પર્દ્ધક, એ પ્રમાણે જેમ જેમ સમય ઓછો થતો જાય તેમ તેમ જેટલી જેટલી સ્થિતિ શેષ રહે તેનું તેનું એક એક સ્પર્દ્ધક થાય છે. યાવત્ ચરમસમય શેષ રહે ત્યારે તેનુ એક સ્પર્દ્ધક થાય છે. આ પ્રમાણે સ્પર્દ્ધક ઉત્પન્ન થવાની વ્યવસ્થા છે.

---

૧ ક્ષીણકષાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે ત્યારે એવા વિશિષ્ટ પરિણામ થાય છે કે જે વડે એકદમ સ્થિતિ ઘટાડી તે ગુણસ્થાનકનો જેટલો કાળ હોય તેટલા કાળમાં ભોગવાય તેટલી સ્થિતિ શેષ રાખે છે. જે વિશિષ્ટ પરિણામ વડે એ ક્રિયા થાય છે તેનું નામ સર્વાપવર્ત્તના કહેવાય છે. સર્વાપવર્ત્તના થયા પછી સ્થિતિઘાત, રસઘાત કે ગુણશ્રેણિ થતા નથી.

અહિં જ્ઞાનાવરણાદિ ચૌદ પ્રકૃતિઓના ક્ષીણમોહ ગુણસ્થાનકના કાળનો સંખ્યાતમો ભાગ શેષ રહ્યો અને સ્થિતિઘાત તથા ગુણશ્રેણિ બંધ થઈ તેથી તેના તે સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો અને શેષ કે જ્યાં સ્થિતિઘાતાદિ પ્રવર્ત્તે છે તે સંપૂર્ણ સ્થિતિનું એક સ્પર્દ્ધક કુલ એક અધિક સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ જ્ઞાનાવરણાદિ ચૌદ પ્રકૃતિઓના સ્પર્દ્ધકો થાય છે અને નિદ્રાદ્વિકમાં એક ઓછું થાય છે. એટલુ યાદ રાખવું કે ઉદયવતીની અપેક્ષાએ અનુદયવતી પ્રકૃતિઓનું સ્પર્દ્ધક એક ઓછું જ થાય છે. આ પ્રમાણે ક્ષીણમોહ ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો થયા તે કહ્યું.

હવે સ્પર્દ્ધક શી રીતે થાય છે તે કહે છે—

ક્ષીણકષાય ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગ જાય અને એક ભાગ શેષ રહે ત્યારે સત્તાગત સ્થિતિ ઘટાડીને જે સંખ્યાતમા ભાગપ્રમાણ રાખી તે પણ યથાસંભવ ઉદય ઉદીરણા વડે ક્રમશઃ ક્ષય થતા થતા ત્યાં સુધી કહેવું યાવત્ એક સ્થિતિ શેષ રહે. જ્યારે તે એક સ્થિતિ શેષ રહી ત્યારે તેમાં ક્ષપિતકર્માંશ કોઇ આત્માને ઓછામાં ઓછી જે પ્રદેશસત્તા હોય તે ચરમ સમયાશ્રિત પહેલું પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય. તેમાં એક પરમાણુનો પ્રક્ષેપ કરતા બીજું એટલે કે તે છેલ્લા સ્થાનકમાં વર્ત્તમાન એક અધિક પરમાણુની સત્તાવાળા ક્ષપિતકર્માંશ જીવ આશ્રયી બીજું પ્રદેશસત્કર્મસ્થાન. બે અધિક પરમાણુની સત્તાવાળા જીવ આશ્રયી ત્રીજું પ્રદેશસત્કર્મસ્થાન, એ પ્રમાણે એક એક પરમાણુ વધતા વધતા નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા યાવત્ ગુણિતકર્માંશ આત્માને તે ચરમ સ્થિતિમાં વર્ત્તતા સર્વોત્કૃષ્ટ પ્રદેશની સત્તાનું છેલ્લું પ્રદેશ સત્કર્મસ્થાન થાય. આ અનંત પ્રદેશસત્કર્મસ્થાનોના પિંડરૂપ ચરમ સ્થિતિસ્થાન આશ્રયી સ્પર્દ્ધક થયુ.

બે સ્થિતિ શેષ રહે ત્યારે ઉક્ત પ્રકારે બીજું સ્પર્દ્ધક થાય. એ પ્રમાણે સર્વાપવર્ત્તના વડે ક્ષીણકષાય ગુણસ્થાનકના કાળની સમાન કરાયેલ સત્તાગત સ્થિતિના જેટલા સ્થિતિ વિશેષો-સમયો હોય, તેટલા સ્પર્દ્ધકો થાય છે.

તથા ચરમ સ્થિતિઘાતના ચરમ પ્રક્ષેપથી આરંભી પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે વધતા વધતા ત્યાં સુધી કહેવું યાવત્ પોતપોતાની સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય, આ પણ સંપૂર્ણ સ્થિતિનુ એક સ્પર્દ્ધક થાય છે. આ એક સ્પર્દ્ધક અધિક થતું હોવાથી જ્ઞાનાવરણ પંચકાદિ ઉદયવતી પ્રકૃતિઓના એક સ્પર્દ્ધક વડે અધિક ક્ષીણકષાય ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના ચરમ સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. તથા નિદ્રા અને પ્રચલાની ક્ષીણકષાયગુણસ્થાનકના ચરમસમયે સત્તા નહિ હોવાથી દ્વિચરમ સ્થિતિ આશ્રયી સ્પર્દ્ધક થાય છે માટે તે ચરમ સ્થિતિ સંબંધી સ્પર્દ્ધક વડે હીન તે બંનેના સ્પર્દ્ધકો થાય છે. એટલે તે બંનેના કુલ સ્પર્દ્ધકો ક્ષીણકષાય ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ જ થાય છે. ૧૭૪

ટીકામાં જે જ્ઞાનાવરણાદિના સ્પર્દ્ધકોની સંખ્યા કહી તે જ ગાથામાં કહે છે—

**खीणद्धासंखंसं खीणंताणं तु फड्डुगुक्कोसं ।**
**उदयवईणेगहियं निद्दाणं एगहीणं तं ॥१७५॥**

**क्षीणाद्धासंख्येयांशः क्षीणान्तानां तु स्पर्द्धकोत्कर्षः ।**
**उदयवतीनामेकाधिकः निद्राणामेकहीनः सः ॥१७५॥**

અર્થ—ક્ષીણમોહ ગુણસ્થાનકે જેની સત્તાનો નાશ થાય છે તે ઉદયવતી પ્રકૃતિઓના એક અધિક ક્ષીણકષાય ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે અને નિદ્રાના એક હીન સ્પર્દ્ધકો થાય છે.

ટીકાનુ૦—ક્ષીણમોહગુણસ્થાનકે જેની સત્તાનો નાશ થાય છે તે જ્ઞાનાવરણપંચક, દર્શનાવરણચતુષ્ક અને અંતરાયપંચક એ ચૌદ પ્રકૃતિઓનો સ્પર્દ્ધકોત્કર્ષ–કુલ સ્પર્દ્ધકોની સંખ્યા ક્ષીણકષાયગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ હોય છે. માત્ર એક સ્પર્દ્ધક વડે અધિક છે. કયુ એક સ્પર્દ્ધક વધારે હોય છે ? તે કહે છે—

ચરમ સ્થિતિઘાતના ચરમ પ્રક્ષેપથી આરંભી પોતપોતાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંત સંપૂર્ણ સ્થિતિનું જે પહેલાં એક સ્પર્દ્ધક કહ્યું છે તે એક સ્પર્દ્ધક વડે અધિક ક્ષીણકષાયગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

નિદ્રા અને પ્રચલાની ક્ષીણકષાય ગુણસ્થાનકના ચરમસમયે સ્વરૂપ સત્તા નહિ હોવાથી તે ચરમસમય સંબંધી એક સ્પર્દ્ધક હીન તે બંનેના સ્પર્દ્ધકો થાય છે.

એટલે કે જ્ઞાનાવરણીયાદિ ચૌદે પ્રકૃતિનાં જેટલા સ્પર્દ્ધકો કહ્યા તેનાથી એક હીન નિદ્રાદ્વિકના સ્પર્દ્ધકો થાય છે. ૧૭૫

હવે અયોગિ ગુણઠાણે જેનો અંત થાય છે તેના સ્પર્દ્ધકો કહે છે—

**अजोगिसंतिगाणं उदयवईणं तु तस्स कालेणं ।**
**एगाहिगेण तुल्लं इयराणं एगहीणं तं ॥१७६॥**

**अयोगिसत्ताकानामुदयवतीनां तु तस्य कालेन ।**
**एकाधिकेन तुल्य इतरासामेकहीनः सः ॥१७६॥**

અર્થ—અયોગિ ગુણસ્થાનકે જેઓની સત્તા હોય છે તે ઉદયવતી પ્રકૃતિઓના એક સ્પર્દ્ધક વડે અધિક અયોગિ ગુણસ્થાનકના કાળ તુલ્ય સ્પર્દ્ધકો થાય છે અને ઇતર–અનુદયવતી પ્રકૃતિઓના એક ન્યૂન થાય છે.

ટીકાનુ૦—અયોગિકેવલિ ગુણસ્થાનકે જેઓની સત્તા હોય છે તે–મનુષ્યગતિ,

મનુષ્યાયુ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, સુભગ, આદેય, પર્યાપ્ત, બાદર, તીર્થંકર, યશઃકીર્ત્તિ, સાત અસાત એમાંથી અન્યતર વેદનીય અને ઉચ્ચગોત્રરૂપ બાર ઉદયવતી પ્રકૃતિઓનો સ્પર્દ્ધકોત્કર્ષ–કુલ સ્પર્દ્ધકોની સંખ્યા અયોગિકેવળી ગુણસ્થાનકના કાળ તુલ્ય છે. માત્ર એક સ્પર્દ્ધક વડે અધિક છે. એટલે કે અયોગિકેવળી ગુણસ્થાનકના કાળના જેટલા સમયો છે તેનાથી એક સ્પર્દ્ધક વડે અધિક સ્પર્દ્ધકો થાય છે. ભાવાર્થ આ પ્રમાણે છે—

ક્ષપિતકર્માંશ કોઇ આત્માને અયોગિકેવળીના ચરમસમયે જે સર્વજઘન્ય પ્રદેશસત્તા હોય છે તે પહેલું પ્રદેશસત્કર્મસ્થાન, એક પરમાણુ મેળવતાં બીજું પ્રદેશસત્કર્મસ્થાન, બે પરમાણુ મેળવતાં ત્રીજું પ્રદેશસત્કર્મસ્થાન, એ પ્રમાણે અયોગિ ગુણસ્થાનકના ચરમસમયે વર્ત્તતા અનેક જીવોની અપેક્ષાએ એક એક પરમાણુ મેળવતાં નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી જાણવા કે તે જ સમયે વર્ત્તતા ગુણિતકર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. આ પ્રમાણે ચરમસ્થિતિ આશ્રયી એક સ્પર્દ્ધક થાય.

એ જ પ્રમાણે બે સ્થિતિ શેષ રહે ત્યારે તે બે સ્થિતિનુ બીજું સ્પર્દ્ધક થાય. ત્રણ સ્થિતિ શેષ રહે ત્યારે તે ત્રણ સ્થિતિનું ત્રીજું સ્પર્દ્ધક થાય. એમ નિરંતર અયોગિના પહેલા સમયપર્યંત સમજવું. તથા સયોગિકેવળીના ચરમસમયે થતા ચરમ સ્થિતિઘાતના ચરમ પ્રક્ષેપથી આરંભી પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે વધતાં નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવાં. યાવત્ પોતપોતાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય. આ સંપૂર્ણ સ્થિતિ સંબંધી યથાસંભવ એક સ્પર્દ્ધક થાય છે. માટે તે એક સ્પર્દ્ધક વડે અધિક અયોગિના સમયપ્રમાણ ઉદયવતી પ્રકૃતિઓનાં સ્પર્દ્ધકો થાય છે.

ઇતર=અયોગિ ગુણસ્થાનકે જેઓની સત્તા હોય છે તે અનુદયવતી પ્રકૃતિઓના ઉદયવતી પ્રકૃતિઓથી એક ન્યૂન સ્પર્દ્ધક થાય છે. કારણ કે અયોગિકેવળી ગુણસ્થાનકના ચરમસમયે તે અનુદયવતી પ્રકૃતિઓની સ્વરૂપસત્તા હોતી નથી તેથી તે ચરમ સ્થિતિ સંબંધી સ્પર્દ્ધક વડે હીન છે. એટલે અનુદયવતી પ્રકૃતિઓના કુલ સ્પર્દ્ધકો અયોગિકેવળીના સમયપ્રમાણ થાય છે, એક પણ વધારે નહિ.

ક્ષીણમોહ ગુણસ્થાનકે જેઓનો અંત થાય છે તે તથા અયોગિગુણસ્થાનકે જેઓની સત્તા હોય છે તે ઉદયવતી પ્રકૃતિઓના યથોક્ત પ્રમાણયુક્ત જે સ્પર્દ્ધકો એક સ્પર્દ્ધક વડે અધિક કહ્યા છે, તથા અનુદયવતી પ્રકૃતિઓનાં ઉદયવતીથી એક ન્યૂન કહ્યા છે, તેનો વિચાર કરવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**ठिइखंडाणइखुड्डं खीणसजोगीण होइ जं चरिमं ।**
**तं उदयवईणहियं अन्नगए तूणमियराणं ॥१७७॥**

स्थितिखण्डानामतिक्षुल्लं क्षीणसयोगिनोः भवति यच्चरमम् ।
तदुदयवतीनामधिकमन्यगतं तूनमितरासाम् ॥१७७॥

અર્થ—ક્ષીણમોહ અને સયોગિકેવળી ગુણસ્થાનકે થતા સ્થિતિઘાતોમાંના ચરમ સ્થિતિઘાતનો જે અતિક્ષુલ્લક-અતિશય ન્હાનો ચરમ પ્રક્ષેપ ત્યાંથી આરંભી પોતપોતાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંત જે પ્રદેશસત્કર્મસ્થાનોનું સ્પર્દ્ધક થાય છે, તે સ્પર્દ્ધક ઉદયવતી પ્રકૃતિઓમાં અધિક હોય છે. તથા અનુદયવતી પ્રકૃતિઓમાં ચરમસમયે જે દલિક સ્તિબુકસંક્રમ વડે ઉદયવતી પ્રકૃતિઓમાં સંક્રમી જાય છે તે ચરમસમયાશ્રિત એક સ્પર્દ્ધક વડે ન્યૂન હોય છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણપંચકાદિ પ્રકૃતિઓનો ક્ષીણમોહકષાય ગુણસ્થાનકે અને અયોગિકેવળીને જે પ્રકૃતિઓની સત્તા છે તે પ્રકૃતિઓનો સયોગિકેવળી ગુણસ્થાનકે સ્થિતિઘાતાદિ કરતાં કરતાં છેલ્લા સ્થિતિખંડને ઉકેરતાં તે ખંડના દલિકોનો અન્ય પ્રકૃતિઓમાં જે પ્રક્ષેપ થાય છે તેની અંદર તે છેલ્લા સ્થિતિઘાતના ચરમસમયે અતિશય ન્હાનો જે ચરમ પ્રક્ષેપ થાય છે, ત્યાંથી આરંભી પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે વધતા પોતપોતાની સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંત જે પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે, તે પ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહરૂપ સંપૂર્ણ સ્થિતિનું જે એક સ્પર્દ્ધક થાય છે, તે એક સ્પર્દ્ધક ક્ષીણકષાય ગુણઠાણે જેઓનો અંત થાય છે તે પ્રકૃતિઓમાં, તથા અયોગિકેવળીને જેઓની સત્તા હોય છે તે ઉદયવતી પ્રકૃતિઓમાં વધારે હોય છે.

ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી આરંભી સંપૂર્ણ સ્થિતિનુ જે સ્પર્દ્ધક ઉદયવતીમાં થાય છે તે અનુદયવતીમાં પણ થાય છે, છતાં ઉદયવતીથી અનુદયવતીમાં એક ઓછું થાય છે. કારણ ઉદયવતી પ્રકૃતિઓનું ચરમસમયે સ્વસ્વરૂપે દલિક અનુભવાય છે. તેથી તેનું ચરમસમયાશ્રિત સ્પર્દ્ધક થાય છે પરંતુ અનુદયવતી પ્રકૃતિઓનું ઉદયવતી પ્રકૃતિઓમાં સ્તિબુકસંક્રમ વડે સંક્રમી જતું હોવાથી ચરમસમયે તેઓના દલિકો સ્વસ્વરૂપે અનુભવાતા નથી માટે ચરમસમયાશ્રિત એક સ્પર્દ્ધક તેઓનું થતું નથી તેથી તે એક સ્પર્દ્ધકહીન અનુદયવતી પ્રકૃતિઓનાં સ્પર્દ્ધકો થાય છે એમ સમજવું. ૧૭૭

એ જ હકીકતને સ્પષ્ટ કરે છે—

**जं समयं उदयवई खिज्जइ दुचरिमयन्तु ठिइठाणं ।**
**अणुदयवइए तम्मि चरिमं चरिमम्मि जं कमइ ॥१७८॥**

यस्मिन्समये उदयवत्याः क्षीयते द्विचरमं तु स्थितिस्थानम् ।
अनुदयवत्याः तस्मिन् चरमं चरमे यत् क्रामति ॥१७८॥

અર્થ—જે સમયે ઉદયવતી પ્રકૃતિઓના દ્વિચરમ સ્થિતિસ્થાનનો ક્ષય થાય છે, તે સમયે અનુદયવતી પ્રકૃતિઓના ચરમસ્થાનનો ક્ષય થાય છે. કારણ કે ચરમસમયમાં અનુદયવતી પ્રકૃતિઓનું દલિક સ્તિબુકસંક્રમ વડે સંક્રમી જાય છે.

ટીકાનુ૦—અનુદયવતી પ્રકૃતિઓનાં સ્પર્દ્ધકો ઉદયવતી પ્રકૃતિઓનાં સ્પર્દ્ધકોથી એક

ઓછા હોય છે તેનું કારણ કહે છે-જે સમયે ઉદયવતી પ્રકૃતિઓના દ્વિચરમ-ઉપાન્ત્ય-છેલ્લાની પહેલાંના સ્થિતિસ્થાનનો સ્વસ્વરૂપે અનુભવતાં ક્ષય થાય છે, તે સમયે અનુદયવતી પ્રકૃતિઓના ચરમ સ્થિતિસ્થાનનો ક્ષય થાય છે.

શા માટે એ પ્રમાણે થાય છે? એમ જો પ્રશ્ન થાય તો તેનો ઉત્તર કહે છે-કારણ કે ઉદયવતી પ્રકૃતિઓના ચરમસમયમાં અનુદયવતી પ્રકૃતિઓનું દલિક સ્તિબુક-સંક્રમ વડે સંક્રમી જાય છે. તેથી ઉદયવતી પ્રકૃતિઓના દ્વિચરમસમયે જ અનુદયવતી પ્રકૃતિઓનો ક્ષય થાય છે. તે હેતુથી ચરમસમયે અનુદયવતી પ્રકૃતિઓનું દલિક સ્વરૂપ સત્તાએ હોતું નથી માટે તે ચરમસમય સંબંધી એક સ્પર્દ્ધક વડે ન્યૂન તે અનુદયવતી પ્રકૃતિઓના સ્પર્દ્ધકો થાય છે. ૧૭૮

સંજ્વલન લોભ અને યશઃકીર્ત્તિનું બીજી રીતે પણ એક સ્પર્દ્ધક થાય છે, તે આ ગાથામાં બતાવે છે—

**जावइयाउ ठिईओ जसंतलोभाणहापवत्तंते ।**
**तं इगिफड्डुं संते जहन्नयं अकयसेढिस्स ॥१७९॥**

यावत्यस्तु स्थितयः यशोऽन्तलोभयोर्यथाप्रवृत्तान्ते ।
तदेकं स्पर्द्धकं सत्तायां जघन्यमकृतश्रेणिकस्य ॥१७९॥

અર્થ—જેણે શ્રેણિ કરી નથી એવા આત્માને યથાપ્રવૃત્તકરણના ચરમસમયે યશઃ-કીર્ત્તિ અને સંજ્વલન લોભની જેટલી સ્થિતિઓ સત્તામાં હોય છે તેનું એક જઘન્ય સ્પર્દ્ધક થાય છે.

ટીકાનુ૦—કોઈ એક અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિની સત્તાવાળો આત્મા ત્રસમાં ઉત્પન્ન થાય, ત્યાં ચાર વાર મોહનીયકર્મનો સર્વોપશમ કર્યા સિવાયની બાકીની ક્ષપિત-કર્માંશની-કર્મપુદ્ગલોની સત્તા ઓછી કરવા માટે થતી ક્રિયા વડે ઘણા કર્મપુદ્ગલોને ખપાવીને અને દીર્ઘકાળ પર્યંત સંયમનું પાલન કરીને મોહનીયનો ક્ષય કરવા માટે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય.

તે ક્ષપિતકર્માંશ આત્માને યથાપ્રવૃત્તકરણના-અપ્રમત્ત ગુણસ્થાનકના ચરમસમયે જેટલી સ્થિતિઓ-સ્થિતિસ્થાનકો સત્તામાં હોય અને તે સઘળા સ્થાનકમાં જે ઓછામાં ઓછા પ્રદેશોની સત્તા હોય તેના સમૂહનું પહેલું જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન, ત્યારપછી ત્યાંથી આરંભી ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ એક એક પરમાણુની વૃદ્ધિ થતા એ જ યથાપ્રવૃત્તકરણના ચરમસમયે નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા યાવત્ ગુણિત-કર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. એ સઘળા પ્રદેશસત્કર્મસ્થાનોના

સમૂહરૂપ એક સ્પર્દ્ધક સંજ્વલન લોભ[1] અને યશઃકીર્ત્તિ એ બે પ્રકૃતિમાં ઉપશમશ્રેણિ નહિ કરનારને થાય છે.

પહેલા યશઃકીર્ત્તિના અયોગિ ગુણઠાણાના એક અધિક સમયપ્રમાણ સ્પર્દ્ધકો કહ્યા છે. તેમાં આ રીતે એક સ્પર્દ્ધક અધિક થાય છે.

અહિં ત્રસના ભવોમાં શ્રેણિ કર્યા સિવાય એમ કહ્યું છે. કારણ કે ઉપશમશ્રેણિ કરે તો અન્ય પ્રકૃતિઓના ઘણા દલિકો ગુણસંક્રમ વડે ઉક્ત બે પ્રકૃતિઓમાં સંક્રમે અને તેથી જઘન્ય પ્રદેશસત્કર્મ ન ઘટે માટે શ્રેણિ નહિ કરનારને થાય, એમ કહ્યું છે. ૧૭૯

ઉદ્વલન યોગ્ય પ્રકૃતિઓના સ્પર્દ્ધકો કહે છે—

**अणुदयतुल्लं उव्वलणिगाण जाणिज्ज दीहउव्वलणे ।**

**अनुदयतुल्यं उद्वलनानां जानीहि दीर्घोद्वलने ।**

અર્થ—ઉદ્વલનયોગ્ય પ્રકૃતિઓના સ્પર્દ્ધકો તેઓની ચિરોદ્વલના કરતા અનુદયવતી પ્રકૃતિઓની તુલ્ય જાણ.

ટીકાનુ૦—ઉદ્વલનયોગ્ય ત્રેવીસ પ્રકૃતિઓની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ વડે ઉદ્વલના કરતા તેઓના સ્પર્દ્ધકો અનુદયવતી પ્રકૃતિઓની તુલ્ય તું જાણ.

---

૧ સંજ્વલન લોભનું એક સ્પર્દ્ધક કહ્યું છે. પરંતુ જેમ બારમા ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય ત્યારે સર્વાપવર્ત્તના વડે અપવર્તીને સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ જ્ઞાનાવરણાદિની રાખે છે અને તેથી તેઓના એક અધિક સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે તેમ દશમા ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ શેષ રહે ત્યારે લોભની સ્થિતિને સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તી તેને દશમા ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગ પ્રમાણ રાખે છે ત્યારે તેમાં સ્થિતિઘાતાદિ પ્રવર્ત્તતા નથી તેથી જ્ઞાનાવરણાદિની જેમ લોભના એક અધિક દશમા ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો ઉપરોક્ત એક સ્પર્દ્ધકથી અધિક થવા જોઇએ એમ ગાથા ૧૭૯ મીના અવતરણમાં સંજ્વલન લોભ અને યશઃકીર્તિનું અન્યથા બીજી રીતે પણ એક સ્પર્દ્ધક થાય છે એમ કહ્યું છે તે ઉપરથી લાગે છે. જો કે આગળ પાછળ ટીકામાં ક્યાંયે કહ્યું નથી.

પુરૂષવેદના બે સ્પર્દ્ધકો કહ્યા છે પરંતુ તે ઉપરાંત બંધ ઉદય વિચ્છેદ થયા પછી જે બે સમય ન્યૂન આવલિકા પ્રમાણ બંધાયલું દલિક રહે છે તેના બે સમય ન્યૂન બે આવલિકા પ્રમાણ સ્પર્દ્ધકો સંજ્વલન ક્રોધની જેમ થાય છે એટલે તેટલા અધિક લેવાના છે આ હકીકત કર્મપ્રકૃતિમાં અને આ જ દ્વારની છેલ્લી ગાથામાં કહી છે. હાસ્યષટ્કનું એક જ સ્પર્દ્ધક કહ્યું છે. તેનું કારણ એમ જણાય છે કે તેઓની પ્રથમ અને દ્વિતીય સ્થિતિ સાથે જ જતી હોવી જોઇએ. આ રીતે જેમ હાસ્યષટ્કનું એક સ્પર્દ્ધક થાય છે તેમ પુરૂષવેદને ઉદયે શ્રેણિ આરંભનારને સ્ત્રી કે નપુંસકવેદનું પણ એક સ્પર્દ્ધક થતું હોવું જોઇએ અને સ્ત્રી કે નપુંસકવેદના ઉદયે શ્રેણિ આરંભનારને નપુંસકવેદની જેમ પુરૂષવેદનું પણ એક સ્પર્દ્ધક થતું હોવું જોઇએ. અન્ય વેદના ઉદયે શ્રેણિ આરંભનારને અન્ય વેદનું આવું સ્પર્દ્ધક થતું હોવું જોઇએ. પછી બહુશ્રુત જાણે.

એટલે કે જે પહેલા અનુદયવંતી પ્રકૃતિઓના આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો કહ્યા છે તેમ ઉદ્વલનયોગ્ય પ્રકૃતિઓના પણ સમજવા.

તેમાં સમ્યક્ત્વ મોહનીયના સ્પર્દ્ધકો આશ્રયી ભાવના કરે છે-અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિની સત્તાવાળો કોઈ આત્મા ત્રસમાં ઉત્પન્ન થાય ત્યાં સમ્યક્ત્વ તથા દેશ-વિરતિ ચારિત્રને અનેકવાર પ્રાપ્ત કરીને તેમ જ ચારવાર મોહનીયનો સંર્વોપશમ કરીને અને એકસો બત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરીને મિથ્યાત્વે જાય ત્યાં ચિરોદ્વલના વડે-પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ વડે સમ્યક્ત્વ મોહનીયને ઉવેલતા જ્યારે છેલ્લો સ્થિતિખંડ સંક્રમી જાય અને એક આવલિકા શેષ રહે ત્યારે તેને પણ સ્તિબુકસંક્રમ વડે મિથ્યાત્વમોહનીયમાં સંક્રમાવતા બે સમયમાત્ર જેની અવસ્થિતિ છે એવી એક સ્થિતિ શેષ રહે ત્યારે ઓછામાં ઓછી જે પ્રદેશસત્તા હોય તે સમ્યક્ત્વમોહનીયનુ જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય છે.

ત્યાંથી આરંભી અનેક જીવોની અપેક્ષાએ એક એક પરમાણુની વૃદ્ધિ થતા નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા યાવત્ તે જ ચરમ સ્થિતિસ્થાનમાં ગુણિત-કર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. એ અનન્ત પ્રદેશસત્કર્મસ્થાનોનું પહેલું એક સ્પર્દ્ધક થાય.

સ્વરૂપસત્તાએ બે સમય સ્થિતિ શેષ રહે ત્યારે પૂર્વોક્ત ક્રમે બીજું સ્પર્દ્ધક થાય. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ સમયોન આવલિકા પ્રમાણ સ્પર્દ્ધકો થાય. તથા ચરમ સ્થિતિઘાતના ચરમ પ્રક્ષેપથી આરંભી પૂર્વે કહ્યું તે રીતે એક સ્પર્દ્ધક થાય. આ રીતે સમ્યક્ત્વમોહનીયના આવલિકાના સમય પ્રમાણ કુલ સ્પર્દ્ધકો થાય છે.

એ પ્રમાણે મિશ્રમોહનીયના પણ સ્પર્દ્ધકો કહેવા.

એ જ રીતે શેષ વૈક્રિયાદિ અગીઆર, આહારકસપ્તક, ઉચ્ચગોત્ર અને મનુષ્ય-દ્વિકરૂપ ઉદ્વલનયોગ્ય એકવીશ પ્રકૃતિઓના પણ સ્પર્દ્ધકો સમજવા. માત્ર એકસો બત્રીસ સાગરોપમ પ્રમાણ કાળ મૂળથી જ ન કહેવો. એટલે કે એકસો બત્રીસ સાગરોપમ પર્યંત જે સમ્યક્ત્વનુ પાલન કરવાનુ કહ્યું છે તે ન કહેવું.

આ સ્થળે કર્મપ્રકૃતિમાં સત્તાધિકાર ગા. ૪૭ માં ઉદ્વલન પ્રકૃતિઓનું જે એક સ્પર્દ્ધક કહ્યું છે તે ઉપલક્ષક સમજવું, પરંતુ શેષ સ્પર્દ્ધકનો નિષેધ કરનારૂં છે, એમ ન સમજવું. એટલે અહિં કહેલા સ્પર્દ્ધકો સાથે વિરોધ આવશે નહિ.

હવે હાસ્યષટ્કનુ સ્પર્દ્ધક કહે છે—

**हासाईणं एगं संछोभे फड्डुगं चरमे ॥१८०॥**

**हास्यादीनामेकं संछोभे स्पर्द्धकं चरमे ॥१८०॥**

અર્થ—હાસ્યાદિ પ્રકૃતિઓના ચરમપ્રક્ષેપથી આરંભી એક સ્પર્દ્ધક થાય છે.

ટીકાનુ૦—હાસ્યાદિ છ પ્રકૃતિઓનો જ્યારે ચરમક્ષેપ-સંક્રમણ થાય ત્યારે ત્યાંથી આરંભી એક સ્પર્દ્ધક થાય છે. તે આ પ્રમાણે—

અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિની સત્તાવાળો કોઇ આત્મા ત્રસમાં ઉત્પન્ન થાય ત્યાં સમ્યક્ત્વ અને દેશવિરતિ અનેકવાર પ્રાપ્ત કરીને અને ચારવાર મોહનીયને ઉપશમાવીને તથા સ્ત્રીવેદ અને નપુંસકવેદને વારંવાર બંધ વડે તથા હાસ્યાદિ દલિકના સંક્રમ વડે સારી રીતે પુષ્ટ કરીને મનુષ્ય થાય. મનુષ્યમાં દીર્ઘકાળ સંયમનું પાલન કરીને તે પ્રકૃતિઓનો ક્ષય કરવા માટે પ્રયત્નવંત થાય. ક્ષપકશ્રેણિમાં ક્ષય કરતા કરતા ચરમસમયે જે છેલ્લો ક્ષેપ થાય તે કાળે તે હાસ્યાદિ પ્રકૃતિઓની જે ઓછામાં ઓછી પ્રદેશસત્તા હોય તે પહેલું સર્વજઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન.

ત્યારપછી ત્યાંથી આરંભી નાના જીવોની અપેક્ષાએ એક એક પરમાણુની વૃદ્ધિ થતા નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવા યાવત્ ગુણિતકર્માંશ જીવને સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. તે અનંતા સત્કર્મસ્થાનોના સમૂહને સ્પર્દ્ધક કહેવાય છે. હાસ્યાદિ છ પ્રકૃતિઓમાં દરેકનું આ રીતે એક એક સ્પર્દ્ધક થાય છે. ૧૮૦

હવે સંજ્વલનત્રિકના સ્પર્દ્ધકનું પ્રતિપાદન કરવા કહે છે—

**बंधावलियाईयं आवलिकालेण बीइठिइहिंतो ।**
**लयठाणं लयठाणं नासेई संकमेणं तु ॥१८१॥**

**संजलणतिगे दुसमयहीणा दो आवलीण उक्कोसं ।**
**फड्डं बिईयठिइए पढमाए अणुदयावलिया ॥१८२॥**

**आवलियदुसमऊणा मेत्तं फड्डुं तु पढमठिइविरमे ।**

बन्धावलिकातीतं आवलिकाकालेन द्वितीयस्थितिभ्यः ।
लतास्थानं लतास्थानं नाशयति संक्रमेण तु ॥१८१॥

संज्वलनत्रिकस्य द्विसमयहीना द्व्यावलिकोत्कृष्टम् ।
स्पर्द्धकं द्वितीयस्थितौ प्रथमायामनुदयावलिका ॥१८२॥

आवलिका द्विसमयोना मात्रं स्पर्द्धकं तु प्रथमस्थितिविरमे ।

અર્થ—જે જે લતાની બંધાવલિકા વ્યતીત થઇ છે, તે તે સંજ્વલનત્રિકની લતાને બીજી સ્થિતિમાંથી અન્ય પ્રકૃતિમાં સંક્રમાવવા વડે નાશ કરે છે. તથા જ્યાં સુધી પ્રથમ સ્થિતિમાં અનુદયાવલિકા શેષ છે ત્યાં સુધી બીજી સ્થિતિમાં બે સમય ન્યૂન બે આવલિકા પ્રમાણ ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક થાય છે અને જ્યારે પ્રથમ સ્થિતિનો વિરામ—

નાશ થાય ત્યારે બે સમય ન્યૂન આવલિકા પ્રમાણ સ્પર્દ્ધક થાય છે. તેથી ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક બે સમય ન્યૂન બે આવલિકા પ્રમાણ થાય છે.

ટીકાનુ૦—સંજ્વલન ક્રોધ, માન અને માયાની પ્રથમ સ્થિતિની જ્યાં સુધી એક આવલિકા શેષ ન રહી હોય, ત્યાં સુધી તેઓમાં સ્થિતિઘાત રસઘાત બંધ ઉદય અને ઉદીરણા પ્રવર્ત્તે છે અને જ્યારે પ્રથમ સ્થિતિ એક આવલિકા પ્રમાણ બાકી રહે ત્યારે તે સ્થિતિઘાતાદિનો વિચ્છેદ થાય છે. ત્યારપછીના સમયે એટલે કે અબંધના પ્રથમ સમયે પ્રથમ સ્થિતિના સમય ન્યૂન એક આવલિકાના દલિક અને બે સમય ન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલા દલિક માત્ર સત્તામાં હોય છે, બીજા સઘળાં દલિકોનો ક્ષય થયેલો હોય છે.

તેમાં પ્રથમ સ્થિતિની સમય ન્યૂન આવલિકા પ્રમાણ દલિકના સ્પર્દ્ધકોનો વિચાર શ્રીણદ્ધિત્રિકાદિનો જેમ પહેલા કરી ગયા છે તેમ અહિં પણ કરી લેવો. પરંતુ બે સમયન્યૂન આવલિકાકાળમાં બંધાયેલું જે સત્તામાં છે તેની સ્પર્દ્ધક ભાવના બીજી રીતે કરાય છે કારણ કે પૂર્વોક્ત પ્રકારે સ્પર્દ્ધકો ઘટી શકતા [1]નથી.

પ્રશ્ન—અહિં એ કઇ રીતે જાણી શકાય કે, સ્થિતિઘાત, રસઘાત, બંધ, ઉદય અને ઉદીરણાનો જે સમયે વિચ્છેદ થાય છે, ત્યારપછીના સમયે બે સમય ન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલું બાકી રહે છે, વધારે સમયનુ બંધાયેલું બાકી રહેતું નથી ?

ઉત્તર—અહિં કોઇ પણ વિવક્ષિત એક સમયે બંધાયેલા કર્મદલિકની જે નિષેક-રચના તે લતાસ્થાન કહેવાય છે. હવે તે દરેક લતાસ્થાનની એટલે કે સમયે સમયે બંધાયેલા તે કર્મદલિકની જ્યારે બંધાવલિકા વ્યતીત-દૂર થાય ત્યારે તેને બીજી સ્થિતિમાંથી આવલિકા માત્ર કાળે સંક્રમાવવા વડે-અન્ય પ્રકૃતિરૂપે કરવા વડે નાશ કરે છે.

તાત્પર્ય એ કે જે સમયે કર્મ બંધાય, તે સમયથી એક આવલિકા ગયા બાદ તેને એક આવલિકાકાળે અન્ય પ્રકૃતિમાં સંક્રમાવી દૂર કરે છે. કોઇપણ એક સમયના બંધાયેલા દલિકને દૂર કરતાં એક આવલિકાકાળ જાય છે. એટલે જે સમયે કર્મ બંધાયું તે કર્મ તે સમયથી બીજી આવલિકાના ચરમસમયે દૂર થાય છે અને તેથી કોઇપણ સમયે બંધાયેલી કર્મની સત્તા બે આવલિકા રહે છે. તે જ હકીકતને સ્પષ્ટ કરે છે—

ક્રોધાદિનો અનુભવ કરતા ચરમસમયે-બંધવિચ્છેદ સમયે જે કર્મદલિક બાંધ્યુ

---

૧ અહિં પૂર્વે જેમ છેલ્લી ઉદયાવલિકાના સ્પર્દ્ધકોનો વિચાર કર્યો છે તે પ્રમાણે બે સમય ન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલા દલિકોના સ્પર્દ્ધકો ઘટી શકશે નહિ કારણ કે જેવા જેવા યોગસ્થાન વડે જેટલા જેટલા પ્રમાણમાં દલિકો બંધાયા છે, તે બંધાયેલા દલિકોના સ્પર્દ્ધકોનો વિચાર કરવાનો છે અને તેથી જ એક એક સમયે અનંત સત્કર્મસ્થાનો ઘટશે નહિ. પરંતુ જે જે સમયે બંધાય છે, તે તે સમયે અનેક જીવોની અપેક્ષાએ જેટલા યોગસ્થાનોનો સંભવ હોય, તેટલા જ પ્રદેશસત્કર્મસ્થાનો ઘટી શકશે.

તે બંધાવલિકા ગયા બાદ આવલિકામાત્ર કાળે અન્ય પ્રકૃતિરૂપે કરતાં કરતાં સંક્રમાવલિકાના ચરમસમયે સ્વરૂપસત્તાની અપેક્ષાએ તે કર્મદલિકનો નાશ કરે છે, દ્વિચરમસમયે ક્રોધાદિને વેદતાં જે કર્મ બાંધ્યુ તેને પણ બંધાવલિકા ગયા બાદ આવલિકામાત્ર કાળ વડે સંક્રમ કરતાં કરતાં સંક્રમાવલિકાના ચરમસમયે સ્વરૂપસત્તાની અપેક્ષાએ નાશ કરે છે.

આ પ્રમાણે જે કર્મ જે સમયે બંધાયુ તે કર્મ તે સમયથી આરંભી બીજી આવલિકાના ચરમસમયે સ્વરૂપની સત્તાની અપેક્ષાએ દૂર થાય છે એમ સિદ્ધ થયુ. આ પ્રમાણે હોવાથી બંધવિચ્છેદ સમયથી સમય ન્યૂન બે આવલિકાકાળે બંધાયેલા કર્મદલિકની સત્તાનો બંધાભાવના પહેલા સમયે નાશ થાય છે. તેથી બંધાદિના અભાવના પ્રથમ સમયે બે સમય ન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલા કર્મદલિકની જ સત્તા સંભવે છે, અન્ય કોઇપણ સમયના બંધાયેલા કર્મદલિકની સત્તા સંભવતી નથી એમ કહ્યું છે. આ જ હકીકતને મંદબુદ્ધિવાળા જીવોને સ્પષ્ટ બોધ થવા માટે કંઇક અસત્ કલ્પનાએ દૃષ્ટાંત આપી સમજાવે છે—

અહિં વાસ્તવિક રીતે અસંખ્યાતા સમયપ્રમાણ આવલિકા હોવા છતાં પણ તેને ચાર સમયપ્રમાણ કલ્પીએ. હવે જે સમયે બંધાદિનો વિચ્છેદ થાય છે તે સમયથી આરંભી પહેલાના આઠમા સમયે જે કર્મ બાંધ્યુ, તે કર્મ તે સમયથી માંડી ચાર સમય પ્રમાણ બંધાવલિકા ગયા બાદ ચાર સમયપ્રમાણ બીજી આવલિકા વડે અન્ય પ્રકૃતિમાં સંક્રમતું સંક્રમતું સંક્રમાવલિકાના ચરમસમયે કે જે સમયે બંધાદિનો વિચ્છેદ થાય છે તે સમયે સર્વથા સ્વસ્વરૂપે સત્તામાં રહેતું નથી કારણ કે સઘળું પરમાં સંક્રમી જાય છે. તેથી જે સમયે છેલ્લો બંધ થાય છે તે સમયે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલું કર્મદળ સત્તામાં હોય છે.

બંધવિચ્છેદ સમયથી સાતમા સમયે જે કર્મ બાંધ્યુ તે કર્મ ચાર સમયપ્રમાણ આવલિકા અતિક્રમી ગયા બાદ ચાર સમયપ્રમાણ અન્ય આવલિકા વડે અન્ય પ્રકૃતિરૂપે થતાં થતાં જે સમયે બંધાદિનો વિચ્છેદ થયો તે પછીના અર્થાત્ અબંધના પહેલા સમયે સ્વસ્વરૂપે સત્તામાં હોતું નથી, કારણ કે સઘળું પરપ્રકૃતિરૂપે થઈ ગયુ છે.

એટલે અબંધના પહેલા સમયે બંધવિચ્છેદ સમયથી છઠ્ઠા આદિ સમયનુ બંધાયલું કર્મદળ સત્તામાં હોય છે. અહિં આવલિકાના ચાર સમય કલ્પ્યા હોવાથી છ સમય એટલે બે આવલિકામાં બે સમય ન્યૂન કાળ થાય છે. માટે જ એમ કહેવામાં આવ્યુ છે કે બંધાદિનો વિચ્છેદ થયા બાદ અનન્તર સમયે બે સમય ન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલું કર્મ જ સત્તામાં હોય છે તે ઉપરાંત વધારે સમયનું બંધાયેલું સત્તામાં હોતું નથી.

તેમાં બંધાદિના વિચ્છેદ સમયે જઘન્યયોગે જે કર્મ બાંધ્યુ તે કર્મને તેની

બંધાવલિકા ગયા બાદ અન્ય આવલિકા વડે અન્યત્ર સંક્રમાવતાં સંક્રમાવલિકાના ચરમસમયે હજી પરમાં સંક્રમાવ્યું નથી પરંતુ જેટલું કર્મદળ પરમાં સંક્રમાવશે તેટલું સંજ્વલન ક્રોધનું જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય છે.

તથા બંધાદિના વિચ્છેદ સમયે યથાસંભવ જઘન્ય યોગ પછીના યોગસ્થાને વર્તતાં જે કર્મ બાંધ્યુ તેને બંધાવલિકા ગયા બાદ સંક્રમાવતાં સંક્રમાવતાં સંક્રમાવલિકાના ચરમસમયે જેટલુ સત્તામાં હોય તેને બીજું પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ ઉત્કૃષ્ટ યોગસ્થાને વર્તતા બંધાદિના વિચ્છેદ સમયે જે કર્મ બાંધ્યું તેને સંક્રમાવતાં સંક્રમાવતાં સંક્રમાવલિકાના ચરમસમયે જેટલું કર્મદળ સત્તામાં હોય તેને સંજ્વલન ક્રોધનું સર્વોત્કૃષ્ટ છેલ્લુ પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય.

આ પ્રમાણે નવમે ગુણઠાણે જે જઘન્ય યોગસ્થાનનો સંભવ હોય તે યોગસ્થાનથી આરંભી સંભવતા ઉત્કૃષ્ટ યોગસ્થાન પર્યંત જેટલા યોગસ્થાનો ઘટી શકે તેટલા પ્રદેશસત્કર્મસ્થાનો ચરમસમયે થાય છે. તે સઘળા પ્રદેશસત્કર્મસ્થાનના સમૂહનું પહેલું સ્પર્દ્ધક થાય છે. એ પ્રમાણે જે સમયે બંધાદિનો વિચ્છેદ થાય છે તે પહેલાના સમયે જઘન્યયોગ આદિ વડે જે કર્મ બંધાય છે તે કર્મદળના તે સમયથી આરંભી બીજી આવલિકાના ચરમસમયે પહેલા જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાનથી આરંભી ઉત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન પર્યંત ચરમસમયે બંધાયેલા દલિકના જે રીતે અને જેટલા પ્રદેશસત્કર્મસ્થાનો વિચાર્યા તે રીતે અને તેટલા પ્રદેશસત્કર્મસ્થાનો અહિં પણ સમજી લેવા. માત્ર બે સ્થિતિસ્થાનના થયેલા છે એમ સમજવું.

કારણ કે બંધવિચ્છેદરૂપ ચરમસમયે બંધાયેલા દલિકની પણ તે સમયે સત્તા છે. આ પ્રમાણે અસંખ્ય સત્કર્મસ્થાનોના સમૂહનું બીજું સ્પર્દ્ધક થાય છે. ચાર સમય પ્રમાણ અસત્કલ્પનાએ આવલિકા ગણતા બંધાદિવિચ્છેદ પછીના સમયે અર્થાત્ અબંધના પહેલા સમયે છ સમયના બંધાયેલા દલિકની સત્તા હોય છે, અબંધના બીજે સમયે પાંચ સમયના બંધાયેલા, અબંધના ત્રીજે સમયે ચાર સમયના બંધાયેલા, અબંધના ચોથે સમયે ત્રણ સમયનાં બંધાયેલા, અબંધના પાંચમા સમયે બે સમયના બંધાયેલા અને અબંધના છઠ્ઠે સમયે માત્ર બંધવિચ્છેદ સમયે બંધાયેલા દલિકની જ સત્તા હોય છે.

આ પ્રમાણે હોવાથી ત્રણ સમય સ્થિતિનું ઉપરોક્ત રીતે ત્રીજું સ્પર્દ્ધક, ચાર સમય સ્થિતિનું ચોથું સ્પર્દ્ધક પાંચ સમયસ્થિતિનું પાંચમું અને છ સમયસ્થિતિનું છઠ્ઠું સ્પર્દ્ધક થાય છે. એ જ હકીકત કહે છે—

એ પ્રમાણે બંધાદિવિચ્છેદના ત્રિચરમસમયે અર્થાત્ ચરમસમયથી ત્રીજે સમયે જઘન્ય યોગાદિ વડે જે બંધાય છે તેના તે બંધસમયથી આરંભી બીજી આવલિકાના ચરમસમયે પૂર્વની જેમ તેટલા જ પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે માત્ર તે ત્રણ સ્થિતિના થાય છે. કારણ

કે તે સમયે બંધાદિ વિચ્છેદ સમયે ત્રણ સમયની સ્થિતિવાળા દલિકની સત્તા હોય છે તેમ જ દ્વિચરમસમયે બંધાયેલાં બે સમયની સ્થિતિવાળા દલિકની સત્તા હોય છે.

આ રીતે અસંખ્ય પ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહનું ત્રીજું સ્પર્દ્ધક થાય છે. આ પ્રમાણે બે સમયન્યૂન બે આવલિકાના જેટલા સમયો તેટલા સ્પર્દ્ધકો થાય છે.

આ પ્રમાણે સંજ્વલન માનના તથા માયાના પણ તેટલા જ અને એ જ રીતિએ સ્પર્દ્ધકો કહેવા.

બંધવિચ્છેદ પછીના સમયે બે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલા દલિકની જ સત્તા હોવાથી તેટલી સ્થિતિનું ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક થાય છે.

શંકા:—અબંધના પ્રથમ સમયે પ્રથમ સ્થિતિની સમયન્યૂન એક આવલિકા અને બીજી સ્થિતિમાં બે સમયન્યૂન બે આવલિકા શેષ હોવાથી કુલ ત્રણ સમયન્યૂન ત્રણ આવલિકા પ્રમાણ ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક થવું જોઇએ. બે સમયન્યૂન બે આવલિકાપ્રમાણ ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક કેમ કહેવામાં આવે છે?

ઉત્તર:—આ શંકા ત્યારે જ થાય કે સત્તામાં રહેલ ત્રણ સમયન્યૂન ત્રણ આવલિકા અનુક્રમે દૂર થતી હોય. પરંતુ તેમ થતું નથી પ્રથમ સ્થિતિમાંથી અને બીજી સ્થિતિમાંથી સાથે જ ઓછું થતું જાય છે તેથી જ્યારે પ્રથમ સ્થિતિ દૂર થાય ત્યારે બે સમયન્યૂન એક આવલિકાપ્રમાણ બીજી સ્થિતિમાં સત્તામાં રહે છે. તેથી બે સમયન્યૂન બે આવલિકાના સમયપ્રમાણ જ ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક સંભવે છે, વધારે મોટું સંભવતું નથી.

હવે વેદોના સ્પર્દ્ધકો કહે છે—

**वेयाणवि बे फड्डा ठिईदुगं जेण तिण्हंपि ॥१८३॥**

वेदानामपि द्वे स्पर्द्धके स्थितिद्विकं येन त्रयाणामपि॥ १८३॥

અર્થ—વેદોના પણ બે સ્પર્દ્ધક થાય છે, કારણ કે તે ત્રણે વેદોની બે સ્થિતિ છે

ટીકાનુ૦—પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ ત્રણે વેદનાં જેનુ સ્વરૂપ હ પછી કહેવાશે એવા સ્પર્દ્ધક થાય છે.

શા માટે તે ત્રણ વેદના દરેકના બે સ્પર્દ્ધક થાય છે? તે પ્રશ્નના ઉત્તરમાં ક છે કે-તે ત્રણે વેદોની પ્રથમ સ્થિતિ અને બીજી સ્થિતિ એમ બે સ્થિતિ છે માટે દરેક વેદોનાં બે સ્પર્દ્ધક થાય છે.

એ જ બે સ્પર્દ્ધકો બતાવે છે—

**पढमठिईचरमुदए बिइयठिईए व चरमसंछोभे ।**
**दो फड्डा वेयाणं दो इगि संतं हवा एए ॥१८४॥**

प्रथमस्थितिचरमोदये द्वितीयस्थित्या वा चरमसंछोभे ।
द्वे स्पर्द्धके वेदानां द्वे एका सत्ता अथवा एते ॥१८४॥

અર્થ—પ્રથમ સ્થિતિના ચરમસમયનો જ્યારે ઉદય હોય ત્યારે અને બીજી સ્થિતિનો જ્યારે ચરમ ક્ષેપ થાય ત્યારે, એમ વેદના બે સ્પર્દ્ધક થાય છે. અથવા જ્યાં સુધી બંને સ્થિતિની સત્તા હોય તેનું એક સ્પર્દ્ધક અને પહેલી કે બીજી કોઇપણ એક સ્થિતિ શેષ રહે ત્યારે તેનું એક સ્પર્દ્ધક એમ બે સ્પર્દ્ધક દરેક વેદના થાય છે.

ટીકાનુ૦—પ્રથમ સ્થિતિનાં ચરમસમયનો જ્યારે ઉદય હોય ત્યારે તે ચરમ સ્થિતિનું એક સ્પર્દ્ધક થાય છે અને બીજી સ્થિતિના ચરમ ક્ષેપ-સંક્રમથી આરંભી પોતપોતાના ઉત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન પર્યંત બીજું સ્પર્દ્ધક, એ પ્રમાણે દરેક વેદના કુલ બે સ્પર્દ્ધક થાય છે.

ગાથાના બીજા પાદમાં મૂકેલ વા શબ્દ સ્પર્દ્ધક બનાવવાનો બીજો પ્રકાર સૂચવવા માટે છે. જે બીજો પ્રકાર ગાથાના ચોથા પાદમાં બતાવ્યો છે અને ટીકામાં અંતે કહ્યો છે. હવે એ સ્પર્દ્ધકોનો વિચાર કરે છે—

અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય પ્રદેશની સત્તાવાળો કોઇ આત્મા ત્રસમાં ઉત્પન્ન થાય ત્યાં ઘણીવાર દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરીને તેમ જ ચાર વાર મોહનીયને ઉપશમાવીને અને એકસો બત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરીને સમ્યક્ત્વથી પડ્યા સિવાય નપુંસકવેદના ઉદયે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય ત્યાં નપુંસકવેદની પ્રથમ સ્થિતિના દ્વિચરમ સમયે વર્ત્તતા બીજી સ્થિતિમાંનો ચરમ સ્થિતિખંડ અન્યત્ર સંક્રમી જાય અને તેમ થવાથી ઉપર બીજી સ્થિતિ સંપૂર્ણપણે નિર્લેપ થાય. માત્ર પ્રથમ સ્થિતિના ચરમસમયની જ સત્તા રહે. તે સમયે ઓછામાં ઓછી જે પ્રદેશસત્તા હોય તે પહેલું જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય.

એક પરમાણુ મેળવતાં બીજું પ્રદેશસત્કર્મસ્થાન, બે પરમાણુનો પ્રક્ષેપ કરતાં ત્રીજું પ્રદેશસત્કર્મસ્થાન, એ પ્રમાણે ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ એક એક પરમાણુની વૃદ્ધિએ થતાં પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવાં યાવત્ ગુણિતકર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. આ અનંત પ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહનું એક સ્પર્દ્ધક થાય.

તથા બીજી સ્થિતિના ચરમખંડને સંક્રમાવતાં ચરમસમયે પૂર્વોક્ત પ્રકારે જે સર્વજઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન હોય ત્યાંથી આરંભી ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ ઉત્તરોત્તર વૃદ્ધિએ થતાં નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવાં યાવત્ ગુણિતકર્માંશ આત્માને સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. આ સઘળા પ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહનું બીજું સ્પર્દ્ધક થાય.

આ પ્રમાણે નપુંસકવેદનાં બે સ્પર્દ્ધક થાય છે. સ્ત્રીવેદના પણ એ જ પ્રકારે બે સ્પર્દ્ધક સમજી લેવા. પુરુષવેદના બે સ્પર્દ્ધકો આ પ્રમાણે સમજવા.

ઉદયના ચરમસમયે જે સર્વજઘન્ય પ્રદેશની સત્તા હોય ત્યાંથી આરંભી ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ એક એક પરમાણુની વૃદ્ધિએ થતાં નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી કહેવાં યાવત્ ગુણિતકર્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશસત્કર્મસ્થાન થાય. આ અનંત પ્રદેશસત્કર્મસ્થાનોનું પહેલું સ્પર્દ્ધક થાય.

તથા બીજી સ્થિતિ સંબંધી ચરમખંડને સંક્રમાવતાં ઉદયના ચરમસમયે જે સર્વ જઘન્ય પ્રદેશની સત્તા હોય ત્યાંથી આરંભી પહેલાની જેમ બીજું સ્પર્દ્ધક થાય.

અથવા પ્રકારાંતરે બે સ્પર્દ્ધકની પ્રરૂપણા કરે છે. તે આ પ્રમાણે—

જ્યાં સુધી કોઇપણ વેદની પહેલી સ્થિતિ અને બીજી સ્થિતિ સત્તામાં હોય ત્યાં સુધી જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાનથી આરંભી ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા પર્યંતનું એક સ્પર્દ્ધક થાય અને એમાંથી કોઈપણ એક સ્થિતિનો ક્ષય થતાં પહેલી સ્થિતિ અથવા બીજી સ્થિતિ જ્યારે શેષ રહે ત્યારે તે આશ્રયી બીજું સ્પર્દ્ધક થાય.

તેમાં સ્ત્રીવેદ અને નપુંસકવેદની બીજી સ્થિતિના ચરમ સ્થિતિઘાતના ચરમ દળનો જ્યારે પ્રક્ષેપ થાય ત્યારે પ્રથમસ્થિતિનો એક ઉદય સમય જ શેષ રહે છે. તથા પુરુષવેદની પ્રથમ સ્થિતિને અનુભવતા જ્યારે ક્ષય થઈ જાય ત્યારે બે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલું બીજી સ્થિતિનુ દલિક સત્તામાં શેષ રહે છે તેનુ એક સ્પર્દ્ધક થાય છે.

આ પ્રમાણે પહેલી અને બીજી બંને સ્થિતિનું એક સ્પર્દ્ધક અને બેમાંથી એક સ્થિતિ શેષ રહે તેનું એક એમ વેદનાં બબ્બે સ્પર્દ્ધક થાય છે. ૧૮૪

એ જ હકીકત કહે છે—

**चरमसंछोभसमए एगाठिइ होइ इत्थीनपुंसाणं ।**
**पढमठिईए तदंते पुरिसे दोआलि दुसमूणं ॥१८५॥**

चरमसंछोभसमये एका स्थितिः भवति स्त्रीनपुंसकयोः ।
प्रथमस्थित्याः तदन्ते पुरुषे द्व्यावलिका द्विसमयोनम् ॥१८५॥

અર્થ—સ્ત્રીવેદ અને નપુંસકવેદના ચરમ સંછોભ સમયે પ્રથમ સ્થિતિનો એક સમય શેષ હોય છે અને પુરુષવેદની પ્રથમ સ્થિતિના અંતે બે સમયન્યૂન બે આવલિકા શેષ હોય છે.

ટીકાનુ૦—સ્ત્રીવેદ અને નપુંસકવેદની બીજી સ્થિતિના ચરમ-સ્થિતિઘાતના ચરમ સંછોભ-સંક્રમ સમયે પ્રથમ સ્થિતિનો એક સમયમાત્ર શેષ હોય છે અને પુરુષવેદની

પ્રથમ સ્થિતિનો ક્ષય થાય ત્યારે બીજી સ્થિતિનું બે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલું દળ શેષ રહે છે. બે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલું દળ જ્યારે શેષ રહે ત્યારે તેના અવેદી તે આત્માને સંજ્વલનત્રિકમાં જે પ્રકારે કહ્યા તે પ્રકારે બે સમયન્યૂન બે આવલિકાપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે એમ સમજવું. ઉપરની ગાથામાં પુરુષવેદની બીજી સ્થિતિનું જે એક સ્પર્દ્ધક કહ્યું છે તે માત્ર સામાન્ય વિવક્ષાએ કહ્યું છે. ૧૮૫

**श्रीमदाचार्यमलयगिरिविरचित पञ्चसंग्रहटीकाना अनुवादमां बन्धविधिद्वार समाप्त.**

**—[ प्रथम भाग समाप्त ]—**

## પંચસંગ્રહ પંચમદ્વાર સારસંગ્રહ

બંધવિધિ એટલે બંધના પ્રકાર. અબાધા પૂર્ણ થયે છતે બંધાયેલ કર્મનો જે અનુભવ કરવો તે ઉદય. ઉદય હોય ત્યારે ઉદયાવલિકાની બહારની સ્થિતિમાં રહેલ દલિકોને સકષાય તથા અકષાય વીર્યવિશેષથી ઉદયાવલિકામાં લાવી ઉદયાવલિકા સાથે જ ભોગવવા તે ઉદીરણા. ઉદય–ઉદીરણા તથા સંક્રમ વગેરેથી સંપૂર્ણ ક્ષય ન થાય ત્યાં સુધી કર્મસ્વરૂપે જે વિદ્યમાનતા તે સત્તા કહેવાય છે.

આ દ્વારનુ નામ બંધવિધિ છે તેથી બંધનું જ સ્વરૂપ કહેવું જોઇએ પરંતુ બંધાયેલ કર્મનો જ ઉદય, ઉદય હોય ત્યારે જ ઉદીરણા અને તેથી બાકી રહેલ તે સત્તા છે. તેથી બંધના સ્વરૂપમાં પણ ઉદયાદિ ત્રણેયનું સ્વરૂપ કહેવાનો અવસર છે અને તેથી જ અહિં કહેલ છે.

મિશ્ર સિવાય એકથી સાત ગુણસ્થાનક સુધી આયુષ્યનો બંધ થાય ત્યારે અન્તર્મુહૂર્તકાળ સુધી આઠનો અને શેષકાળે સાતકર્મનો તેમ જ મિશ્ર, અપૂર્વકરણ તથા અનિવૃત્તિકરણ ગુણસ્થાનકે આયુબંધનો અભાવ હોવાથી સાતનો જ બંધ હોય છે. તે સાતના બંધનો કાળ જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત ન્યૂન પૂર્વકોટિના ત્રીજા ભાગ સહિત છ માસહીન અને મતાંતરે અન્તર્મુહૂર્તહીન તેત્રીશ સાગરોપમ છે.

સૂક્ષ્મસંપરાયે મોહનીય તથા આયુ વિના છ કર્મનો બંધ હોય છે. તેનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત છે.

ઉપશાન્તમોહાદિ ત્રણ ગુણસ્થાને એક વેદનીય કર્મનો જ બંધ હોય છે. તેનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષ છે.

આ ચારે પ્રકારનો બંધ પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિયમાં જ પ્રાપ્ત થાય છે. શેષ તેર જીવભેદોમાં આઠ અથવા સાતનો જ બંધ હોય છે.

સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક સુધી આઠનો, ઉપશાન્ત તથા ક્ષીણમોહે સાતનો અને સયોગિ તથા અયોગિકેવળી ગુણસ્થાનકે ચાર કર્મનો ઉદય હોય છે.

આઠના ઉદયનો કાળ અભવ્ય આશ્રયી અનાદિ અનંત, ભવ્ય આશ્રયી અનાદિ સાન્ત અને ઉપશાન્તમોહથી પતિત આશ્રયી સાદિ સાન્ત—એમ ત્રણ પ્રકારે છે. સાતના ઉદયનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત તેમ જ ચારના ઉદયનો કાળ જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષ છે.

ઉપશાન્તમોહ ગુણસ્થાનક સુધી આઠની સત્તા હોય છે. તેનો કાળ અભવ્ય આશ્રયી અનાદિ-અનન્ત અને ભવ્ય આશ્રયી અનાદિ-સાન્ત છે. ક્ષીણમોહે સાતની સત્તા હોય છે. તેનો કાળ અન્તર્મુહૂર્ત છે. સયોગિ તથા અયોગિકેવળી ગુણસ્થાનકે ચારની સત્તા હોય છે. તેનો કાળ જઘન્યથી અન્તર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષ છે.

પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયને આ ત્રણે ઉદયસ્થાનો તથા સત્તાસ્થાનો હોય છે અને શેષ તેર જીવસ્થાનોમાં આઠનો જ ઉદય અને આઠની જ સત્તા હોય છે.

મિશ્ર સિવાય ૧ થી ૬ ગુણસ્થાનક સુધી મૃત્યુ સમયની ચરમાવલિકામાં આયુ સિવાય સાતની અને શેષકાળે આઠે કર્મની ઉદીરણા હોય છે. મિશ્ર ગુણસ્થાને કેવળ આઠની જ ઉદીરણા હોય છે. સાતની ઉદીરણાનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી એક આવલિકા છે, તેમ જ આઠની ઉદીરણાનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી એક આવલિકા ન્યૂન તેત્રીશ સાગરોપમ છે.

અપ્રમત્તથી સૂક્ષ્મસંપરાય સુધી વેદનીય અને આયુષ્યની ઉદીરણાને યોગ્ય સંક્લિષ્ટ અધ્યવસાયોનો અભાવ હોવાથી તે બે વિના શેષ છ કર્મની ઉદીરણા હોય છે. તેનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત છે.

ક્ષપકને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકની અન્તિમ આવલિકામાં તેમ જ ઉપશાન્તમોહ તથા ક્ષીણમોહ ગુણસ્થાને એક આવલિકા બાકી રહે ત્યાં સુધી મોહનીય, વેદનીય અને આયુ વિના શેષ પાંચ કર્મની ઉદીરણા હોય છે. તેનો કાળ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત છે.

ક્ષીણમોહની ચરમાવલિકામાં તેમ જ સયોગિ કેવળીએ નામ તથા ગોત્ર એ બેની જ ઉદીરણા હોય છે. તેનો કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષ છે. અયોગિ-ગુણસ્થાને યોગનો અભાવ હોવાથી ઉદીરણાનો પણ અભાવ જ છે.

પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિયમાં આ પાંચે ઉદીરણાસ્થાનો હોય છે. શેષ તેર જીવ-ભેદોમાં સાત અથવા આઠની જ ઉદીરણા હોય છે.

જે કર્મપ્રકૃતિઓનો ઉદય પોતાની સત્તાનાં અંત સમય સુધી હોય તે કર્મપ્રકૃતિઓનો ચરમાવલિકામાં માત્ર ઉદય હોય છે, પણ ઉદીરણા હોતી નથી.

ત્યાં ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધીમાં ઉપશમ અથવા ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરનારને સમ્યક્ત્વ મોહનીયના ઉદયની ચરમાવલિકામાં સમ્યક્ત્વ મોહનીયનો, જે જીવે નવમાં ગુણસ્થાને ત્રણ વેદમાંથી જે વેદે ક્ષપકશ્રેણિનો આરંભ કર્યો હોય તે જીવને તે વેદની ચરમાવલિકામાં તે તે વેદનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકની અન્ત્ય આવલિકામાં સંજ્વલન લોભનો, ક્ષીણમોહની છેલ્લી આવલિકામાં નવ આવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં મિથ્યાત્વની પ્રથમસ્થિતિની અન્તિમ આવલિકામાં મિથ્યાત્વનો તેમ જ મરણ સમયની અન્ત્ય આવલિકામાં યથાસંભવ ચારે આયુષ્યનો કેવળ ઉદય હોય છે. પરંતુ ઉદીરણા હોતી નથી. સાતા-અસાતા-વેદનીય તથા મનુષ્યાયુનો અપ્રમત્તથી અયોગિ ગુણસ્થાનક સુધી અને મનુષ્યગતિ, પંચેન્દ્રિય-જાતિ, ત્રસત્રિક, સૌભાગ્ય, આદેયદ્વિક, જિનનામ તથા ઉચ્ચગોત્રનો અયોગિ ગુણસ્થાનકે કેવળ ઉદય જ હોય છે. પરંતુ ઉદીરણા હોતી નથી. તેમ જ આહારક પર્યાપ્તિની શરૂઆતથી ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી અથવા શરીર પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી નિદ્રાપંચકનો કેવળ ઉદય હોય છે. પરંતુ તથાસ્વભાવે ઉદીરણા હોતી નથી.

આ ૪૧ પ્રકૃતિઓની શેષકાળમાં અને શેષ ૮૧ પ્રકૃતિઓની સર્વકાળમાં ઉદયની સાથે જ ઉદીરણા હોય છે.

સામાન્યથી બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા અનાદિ-અનંત, અનાદિ સાન્ત અને સાદિ-સાન્ત એ ત્રણ પ્રકારે છે. સાદિ-સાન્ત ભાંગાનો કાળ સર્વત્ર જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોનાર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્તન પ્રમાણ છે.

આ બંધાદિ ચારે પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશના ભેદથી ચાર ચાર પ્રકારે છે. વળી તે પ્રકૃતિ આદિ ચારે ઉત્કૃષ્ટ, અનુત્કૃષ્ટ, જઘન્ય અને અજઘન્યનાં ભેદથી ચાર-ચાર પ્રકારે છે.

ત્યાં પ્રકૃતિ બંધાદિમાં જે વધારેમાં વધારે હોય તે ઉત્કૃષ્ટ, તે સિવાય શેષ સર્વ અનુત્કૃષ્ટ (એટલે તેમાં જઘન્ય પણ આવી જાય) એ જ રીતે જે ઓછામાં ઓછો હોય તે જઘન્ય અને તે સિવાય શેષ સર્વ અજઘન્ય (અહિં અજઘન્યમાં ઉત્કૃષ્ટ પણ આવી જાય.)

આ રીતે ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટમાં અથવા જઘન્ય અને અજઘન્યમાં સર્વ આવી જાય છતાં આગળ કોઈ સ્થળે વિવક્ષાભેદે અનુત્કૃષ્ટ અને કોઇ સ્થળે અજઘન્ય ચાર-

ચાર પ્રકારે આવે છે, ત્યાં ઉત્કૃષ્ટની અપેક્ષાએ અનુત્કૃષ્ટની સાદિ વગેરે થઇ શકે અને જઘન્યની અપેક્ષાએ અજઘન્યની સાદિ વિગેરે થઈ શકે તેથી ઉત્કૃષ્ટાદિ ચાર ભેદો બતાવવામાં આવેલ છે. જ્યાં ઉત્કૃષ્ટ કે જઘન્યની વિવક્ષા ન હોય ત્યાં અનુત્કૃષ્ટ અજઘન્ય સમાન જ છે.

ઉત્કૃષ્ટ અને જઘન્ય સર્વ સ્થળે સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે તેમ જ અનુત્કૃષ્ટ તથા અજઘન્ય આગળ બતાવશે તે પ્રમાણે કેટલીક પ્રકૃતિઓમાં સાદ્યાદિ ચાર પ્રકારે, કેટલીક પ્રકૃતિમાં કેટલાક સ્થાને સાદિ વિના ત્રણ પ્રકારે અને કેટલીક પ્રકૃતિઓમાં સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે હોય છે.

જેની શરૂઆત હોય તે સાદિ, જેની શરૂઆત ન હોય તે અનાદિ, જેનો અંત ન હોય તે ધ્રુવ અને જેનો અંત હોય તે અધ્રુવ. આ સર્વ પ્રકારો મૂળ અને ઉત્તર પ્રકૃતિઓમાં યથાસંભવ ઘટાવી શકાય છે.

અહિં બંધ પ્રકરણ ચાલુ હોઈ પ્રકૃતિબંધાદિ ચારમાં ઘટાવશે, ઉદયાદિ શેષ ત્રણમાં ઉદયાદિના પ્રસંગે ઘટાવશે.

અહિં એટલું યાદ રાખવું કે–ઉપરના ગુણસ્થાનકથી પડીને નીચે આવેલા તેમ જ ઉપરના ગુણસ્થાનકે જવાની તૈયારી વિનાના પહેલા ગુણસ્થાને રહેલા જીવોને જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ કે જઘન્ય બંધાદિ થતા હોય તે પ્રકૃતિઓના અનુત્કૃષ્ટ કે અજઘન્ય પણ સાદિ–અધ્રુવ એમ બે પ્રકારે જ હોય છે. વળી ઉપરના ગુણસ્થાનોમાં રહેલા અથવા ઉપરના ગુણસ્થાનેથી પડીને પહેલા ગુણસ્થાને આવેલા કે પહેલા ગુણસ્થાનકથી ઉપરના ગુણસ્થાનકે જવાની તૈયારીવાળા જીવોને જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ કે જઘન્ય બંધાદિક થતા હોય તે પ્રકૃતિઓના અનુત્કૃષ્ટ કે અજઘન્ય બંધાદિ સાદ્યાદિ ચાર પ્રકારે હોય છે અને જ્યાંથી પડવાનો અભાવ છે એવા ક્ષપકશ્રેણિ અન્તર્ગત અપૂર્વકરણાદિ ત્રણ તથા ક્ષીણમોહે રહેલ જીવોને જ જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ કે જઘન્ય બંધાદિક થતા હોય તે પ્રકૃતિઓના અનુત્કૃષ્ટ કે અજઘન્ય બંધ સાદ્યાદિ ચાર પ્રકારે અને ઉદયાદિ સાદિ વિના ત્રણ પ્રકારે પણ હોય છે. આ સામાન્ય હકીકત છે. પરંતુ બંધમાં તથા મોહનીયકર્મના ઉદય અને ઉદીરણામાં તફાવત છે તે યથાસ્થાને બતાવવામાં આવશે.

બંધાદિ દરેક ભૂયસ્કાર, અલ્પતર, અવસ્થિત અને અવક્તવ્યના ભેદથી ચાર–ચાર પ્રકારે છે. ચાલુ બંધાદિ કરતાં એકાદિ પ્રકૃતિના બંધાદિ અધિક થાય ત્યારે પ્રથમ સમયે ભૂયસ્કાર, ચાલુ બંધાદિ કરતાં એકાદિ પ્રકૃતિના બંધાદિહીન થાય ત્યારે પ્રથમ સમયે અલ્પતર, પ્રથમ સમયે જેટલી પ્રકૃતિના બંધાદિ હોય તેટલી જ પ્રકૃતિના બંધાદિ બીજા વગેરે સમયમાં પણ હોય તે અવસ્થિત અને સર્વથા અબંધકાદિ થઈ ફરીથી બંધાદિ શરૂ કરે ત્યારે ભૂયસ્કારાદિ ત્રણમાંથી એકેયથી કહેવાય તેમ ન હોવાથી તે અવક્તવ્ય કહેવાય છે.

## મૂળ તથા ઉત્તર પ્રકૃતિઓના બંધસ્થાનકાદિ

મૂળકર્મના એક, છ, સાત અને આઠ પ્રકૃતિરૂપ ચાર બંધસ્થાનક છે. ત્યાં અવસ્થિત બંધાદિ પ્રાયઃ સર્વ સ્થળે બંધસ્થાનાદિની સમાન જ હોય છે. તેથી આ ચારે બંધસ્થાનો અવસ્થિત છે.

ઉપશાંતમોહે એક વેદનીયકર્મ બાંધતો સૂક્ષ્મસંપરાયે છ કર્મ બાંધે ત્યારે પ્રથમ સમયે પહેલો, ત્યાંથી પડતા નવમા ગુણસ્થાને મોહનીય સહિત સાત બાંધે ત્યારે પ્રથમ સમયે બીજો ત્યાંથી પડતો પ્રમત્તાદિ ગુણસ્થાનકે આવી આયુષ્ય સહિત આઠ બાંધે ત્યારે પ્રથમ સમયે ત્રીજો એમ ત્રણ ભૂયસ્કાર બંધ હોય છે.

એ જ પ્રમાણે આઠ બાંધતાં સાત બાંધે ત્યારે પ્રથમ સમયે પહેલો સાત બાંધતાં છ બાંધે ત્યારે પ્રથમ સમયે બીજો અને છ બાંધતાં એક બાંધે ત્યારે પ્રથમ સમયે ત્રીજો એમ ત્રણ અલ્પતર બંધ હોય છે.

અયોગિ ગુણસ્થાનકે સર્વ પ્રકૃતિઓનો અબંધક થઈ પડવાનો અભાવ હોવાથી ફરીથી બંધ કરતો નથી માટે મૂળપ્રકૃતિ આશ્રયી અવક્તવ્ય બંધ નથી.

એ જ પ્રમાણે આઠ, સાત અને ચાર પ્રકૃતિરૂપ ત્રણ ઉદયસ્થાન તથા સત્તાસ્થાન છે. એ ત્રણે ઉદયસ્થાન તથા સત્તાસ્થાન અવસ્થિત પણ થાય છે. વળી આઠથી સાતના અને સાતથી ચારના ઉદયસ્થાન તથા સત્તાસ્થાને જતાં પ્રથમ સમયે બે અલ્પતર થાય છે. ઉપશાંતમોહ ગુણસ્થાનેથી પડતાં સાતના ઉદયને બદલે આઠનો ઉદય થાય ત્યારે પ્રથમ સમયે એક ભૂયસ્કાર થાય છે. ચારના ઉદયસ્થાનથી સાત કે આઠના ઉદયસ્થાને અને ચાર તથા સાતના સત્તાસ્થાનથી આગળના સત્તાસ્થાને જવાનો અભાવ હોવાથી ત્યાં ભૂયસ્કાર થતા નથી. સર્વ પ્રકૃતિઓના ઉદય અને સત્તાના અભાવ પછી ફરીથી ઉદય કે સત્તા થવાનો અભાવ હોવાથી અવક્તવ્યોદય અને અવક્તવ્ય સત્તાસ્થાન સંભવતા નથી.

દર્શનાવરણીય કર્મનાં નવ, છ અને ચાર એમ ત્રણ બંધસ્થાન છે. તેથી અવસ્થિત બંધ પણ ત્રણ છે. નવથી છ અને છથી ચારના બંધસ્થાને જતાં પ્રથમ સમયે અનુક્રમે પહેલો તથા બીજો એમ બે અલ્પતર અને ચારથી છ તથા છથી નવના બંધસ્થાને જતાં પ્રથમ સમયે અનુક્રમે પહેલો તથા બીજો એમ બે ભૂયસ્કાર થાય છે. ઉપશાંતમોહ ગુણસ્થાનેથી કાલક્ષયે પડતાં સૂક્ષ્મસંપરાયે ચાર બાંધતાં અને ભવક્ષયે પડતાં અવિરતિ ગુણસ્થાને છ બાંધતાં પ્રથમ સમયે બે અવક્તવ્ય બંધ થાય છે.

બાવીશ, એકવીશ, સત્તર, તેર, નવ, પાંચ, ચાર, ત્રણ, બે અને એક પ્રકૃતિરૂપ મોહનીયનાં દશ બંધસ્થાનો છે. તેથી અવસ્થિત બંધ પણ દશ છે.

ઉપશમશ્રેણિથી કાલક્ષયે પડતાં નવમા ગુણસ્થાને એક સંજ્વલન લોભ બાંધે ત્યારે

પ્રથમ સમયે પહેલો અને ભવક્ષયે અનુત્તર વિમાનમાં (દેવલોકમાં) જઇ સત્તર બાંધે ત્યારે પ્રથમ સમયે બીજો એમ બે અવક્તવ્ય બંધ હોય છે.

નવમા ગુણસ્થાનકે સંજ્વલન લોભરૂપ એક પ્રકૃતિ બાંધતો આત્મા ત્યાંથી પડતાં અનુક્રમે ચોથા ગુણસ્થાનક સુધી આવી સાસ્વાદને થઇ પ્રથમ ગુણસ્થાને આવે ત્યારે અનુક્રમે બે ત્રણ, ચાર, પાંચ, નવ, તેર, સત્તર, એકવીશ અને બાવીશ પ્રકૃતિના બંધના પ્રથમ સમયે કુલ નવ ભૂયસ્કાર થાય.

મિથ્યાત્વેથી સાસ્વાદને જવાનો અભાવ હોવાથી એકવીશનો અને બાવીશથી મોટી સંખ્યા ન હોવાથી બાવીશનો એમ તે બે વર્જી ઉપરના ગુણસ્થાનકે જતાં બાવીશથી સત્તર, તેર, નવ, પાંચ, ચાર, ત્રણ, બે અને એક પ્રકૃતિ બાંધતાં પ્રથમ સમયે અનુક્રમે આઠ અલ્પતર બંધ થાય છે.

ત્રેવીશ, પચીશ, છવ્વીશ, અઠ્ઠાવીશ, ઓગણત્રીશ, ત્રીશ, એકત્રીશ અને એક એમ નામકર્મનાં આઠ બંધસ્થાનક હોવાથી અવસ્થિત બંધ પણ આઠ જ છે.

ઉપશાન્તમોહથી કાલક્ષયે પડતાં સૂક્ષ્મસંપરાયે આવી યશઃકીર્ત્તિ બાંધે ત્યારે પ્રથમ સમયે પહેલો તથા ભવક્ષયે પડતાં અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થઈ મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશ બાંધે ત્યારે પ્રથમ સમયે બીજો અને જિનનામ સહિત મનુષ્ય પ્રાયોગ્ય ત્રીશ બાંધે ત્યારે પ્રથમ સમયે ત્રીજો એમ કુલ ત્રણ અવક્તવ્યબંધ હોય છે.

ત્રેવીશ આદિ પ્રકૃતિ બાંધતાં અધ્યવસાયના પરાવર્ત્તનથી યથાસંભવ અનુક્રમે પચીશ, છવ્વીશ, અઠ્ઠાવીશ, ઓગણત્રીશ, ત્રીશ અને એકત્રીશનો બંધ કરે ત્યારે પ્રથમ સમયે એકથી છ સુધીના ભૂયસ્કાર થાય.

એકના બંધથી પડતાં અઠ્ઠાવીશથી એકત્રીશ સુધીની પ્રકૃતિઓનો બંધ કરતાં જે ભૂયસ્કાર થાય છે તે પ્રથમ જણાવેલ છ ભૂયસ્કારમાં જ આવી જાય છે તેથી અવધિના ભેદથી જુદા ભૂયસ્કાર ગણાતા નથી.

શ્રેણિમાં યથાસંભવ અઠ્ઠાવીશથી એકત્રીશ પ્રકૃતિ બાંધતા આઠમાના સાતમા ભાગે એકના બંધસ્થાને જાય ત્યારે પ્રથમ સમયે પહેલો ઉપશમશ્રેણિમાં એકત્રીશ પ્રકૃતિ બાંધતાં કાળ કરી અનુત્તર વિમાનમાં જઈ જિનનામ સહિત મનુષ્ય પ્રાયોગ્ય ત્રીશ બાંધતા પ્રથમ સમયે બીજો, ત્યાંથી મનુષ્યમાં આવી જિનનામ સહિત દેવપ્રાયોગ્ય ઓગણત્રીશ બાંધતાં પ્રથમસમયે ત્રીજો, મનુષ્ય કે તિર્યંચ પ્રાયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતાં અધ્યવસાયના અનુસારે અઠ્ઠાવીશ વગેરે બાંધે ત્યારે પ્રથમસમયે અઠ્ઠાવીશ, છવ્વીશ, પચીશ અને ત્રેવીશ પ્રકૃતિના બંધસ્વરૂપ ચારથી સાત સુધીના ચાર એમ કુલ સાત અલ્પતરબંધ હોય છે.

જ્ઞાનાવરણીય અને અંતરાયમાં પાંચ પ્રકૃતિ સ્વરૂપ અને વેદનીય, આયુષ્ય તથા

ગોત્રમાં એક જ પ્રકૃતિ સ્વરૂપ એકેક બંધસ્થાન હોવાથી આ પાંચે કર્મમાં એક એક અવસ્થિત બંધ હોય છે.

ઉપશાન્તમોહ ગુણસ્થાનકે અબંધક થઇ પડતાં વેદનીય સિવાય ચાર કર્મનો બંધ શરૂ કરે ત્યારે પ્રથમસમયે દરેકનો એક એક અવક્તવ્યબંધ થાય છે. ચૌદમા ગુણસ્થાનકે અબંધક થઇ ત્યાંથી પડવાનો અભાવ હોવાથી વેદનીયકર્મનો અવક્તવ્યબંધ થતો નથી.

આ પાંચે કર્મનું એક એક બંધસ્થાન હોવાથી ભૂયસ્કાર તથા અલ્પતર સંભવતા જ નથી.

## સર્વ ઉત્તરપ્રકૃતિઓનાં બંધસ્થાનાદિ

૧, ૧૭, ૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૬ અને ૬૨ વિના ૫૩ થી ૭૪ સુધી એમ કુલ ૨૯ બંધસ્થાનો છે. તેથી અવસ્થિત બંધસ્થાન પણ ઓગણત્રીશ (૨૯) છે.

સર્વ ઉત્તરપ્રકૃતિઓનો બંધવિચ્છેદ થયા પછી ફરીથી બંધનો અભાવ હોવાથી અવક્તવ્યબંધ નથી.

સત્તરથી ચુમ્મોત્તેર સુધીનાં બંધસ્થાનોના કુલ અઠ્ઠાવીશ ભૂયસ્કાર થાય છે. તે આ પ્રમાણે—

ઉપશાંતમોહ ગુણસ્થાને એક પ્રકૃતિનો બંધ કરતો સૂક્ષ્મસંપરાયે આવી મતિજ્ઞાનાવરણીય આદિ સોળ પ્રકૃતિ અધિક બાંધતાં પ્રથમસમયે સત્તરપ્રકૃતિના બંધસ્વરૂપ પહેલો ભૂયસ્કાર, ત્યાંથી પડતો નવમા ગુણસ્થાને આવી સંજ્વલન લોભાદિક ચાર તથા પુરુષવેદ એ પાંચમાંથી અનુક્રમે એક એક પ્રકૃતિ અધિક બાંધતાં અઢાર, ઓગણીશ, વીશ, એકવીશ અને બાવીશના બંધ વખતે પ્રથમસમયે બેથી છ સુધીના પાંચ ભૂયસ્કાર થાય. ત્યાંથી આઠમા ગુણસ્થાને આવતાં હાસ્યાદિ ચાર પ્રકૃતિ સહિત છવ્વીશ બાંધતાં પ્રથમ સમયે સાતમો, ત્યાંથી નીચે પડતાં તે જ ગુણસ્થાને દેવપ્રાયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિ બાંધે ત્યારે યશ વિના સત્તાવીશ પ્રકૃતિઓ વધતાં ત્રેપનના બંધે આઠમો, તે જ વખતે દેવપ્રાયોગ્ય અઠ્ઠાવીશના બદલે જિનનામ સહિત ઓગણત્રીશ, આહારકદ્વિક સહિત ત્રીશ તેમ જ જિનનામ તથા આહારકદ્વિક સહિત એકત્રીશ બાંધતાં અનુક્રમે ચોપન, પંચાવન અને છપ્પનના બંધસ્વરૂપ નવમો, દશમો અને અગિયારમો ભૂયસ્કાર થાય. વળી આહારકદ્વિક યુક્ત ત્રીશ પ્રકૃતિઓ સહિત પંચાવનનો બંધ કરનાર આઠમાના પહેલા ભાગે નિદ્રાદ્વિક બાંધે ત્યારે સત્તાવનના બંધે અને પૂર્વોક્ત છપ્પનનો બંધ કરનાર નિદ્રાદ્વિક સહિત બાંધે ત્યારે અઠ્ઠાવનના બંધે અનુક્રમે બારમો અને તેરમો ભૂયસ્કાર થાય.

પ્રમત્ત ગુણસ્થાને આહારક દ્વિક વિના પૂર્વોક્ત છપ્પન અને દેવાયુ—એમ સત્તાવન

બાંધતો અપ્રમત્ત આવી આહારકદ્વિકનો બંધ કરે ત્યારે ઓગણસાઠ પ્રકૃતિ બાંધતાં ચૌદમો ભૂયસ્કાર થાય. ત્યાંથી પડતો દેશવિરતિએ આવી દેવાયુ તથા આહારકદ્વિક વિના પૂર્વોક્ત છપ્પન તથા પ્રત્યાખ્યાનાવરણીય ચાર કષાય-એમ સાઠ અને દેવાયુ સહિત તે એકસઠ પ્રકૃતિ બાંધે ત્યારે અનુક્રમે પંદરમો તથા સોલમો ભૂયસ્કાર, ત્યાંથી અવિરતિ ગુણસ્થાને આવી જિનનામ તથા દેવાયુ વિના ઓગણસાઠ અને અપ્રત્યાખ્યાનીય ચાર-એમ ત્રેસઠ તેમ જ જિનનામ સહિત ચોસઠ બાંધે ત્યારે અનુક્રમે સત્તરમો તથા અઢારમો ભૂયસ્કાર થાય. તે જ આત્મા મનુષ્યમાંથી દેવ અથવા નરકમાં જઈ જિનનામ સહિત દેવપ્રાયોગ્ય ઓગણત્રીશના બદલે જિનનામયુક્ત મનુષ્યપ્રાયોગ્ય ત્રીશ સહિત પાંસઠ બાંધે ત્યારે ઓગણીસમો અને તે જ મનુષ્યાયુ સહિત છાસઠ બાંધે ત્યારે વીશમો ભૂયસ્કાર થાય.

મિથ્યાત્વ ગુણસ્થાનકે જ્ઞાના૦ ૫ દર્શના૦ ૯, વેદનીય ૧, મોહ૦ ૨૨ અપર્યાપ્ત એકેન્દ્રિય પ્રાયોગ્ય નામકર્મની ૨૩, ગોત્ર ૧ અને અંત૦ ૫ એમ છાસઠ બાંધતો તિર્યંચાયુ સહિત સડસઠ બાંધે ત્યારે પ્રથમ સમયે એકવીશમો, તિર્યંચાયુ વિના નામકર્મની ત્રેવીશને બદલે પચીશ તથા છવ્વીશ બાંધે ત્યારે અડસઠ અને ઓગણસીત્તેરના બંધે અનુક્રમે બાવીશમો તેમ જ ત્રેવીશમો અને તિર્યંચાયુ સહિત સિત્તેર બાંધે ત્યારે ચોવીશમો ભૂયસ્કાર થાય.

તિર્યંચાયુ વિના એકેન્દ્રિય પ્રાયોગ્ય છવ્વીશના બદલે દેવ કે નરકપ્રાયોગ્ય નામકર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિઓ સહિત ઇકોતેર બાંધતાં પચીશમો ભૂયસ્કાર થાય અને અઠ્ઠાવીશના બદલે તિર્યંચ પ્રાયોગ્ય નામકર્મની ઓગણત્રીશ સહિત બહોત્તેરનો બંધ કરે ત્યારે છવ્વીશમો, ઉદ્યોત સહિત તહોત્તેર તેમ જ તિર્યંચાયુ સહિત ચુમોત્તેર પ્રકૃતિના બંધે પ્રથમ સમયે અનુક્રમે સત્તાવીશમો તથા અઠ્ઠાવીશમો ભૂયસ્કાર થાય.

એ જ પ્રમાણે ઉલટા ક્રમે ચુમોત્તેરના બંધથી એકના બંધ સુધીમાં તહોત્તેરથી એક સુધીના બંધસ્વરૂપ અઠ્ઠાવીશ અલ્પતર થાય તે યથાસંભવ સ્વયં ઘટાવી લેવા.

આમાંના કેટલાક ભૂયસ્કારો તથા અલ્પતરો એક અથવા અનેક જીવ આશ્રયી અનેક પ્રકારે થાય છે, તે સ્વયં વિચારવા.

જ્ઞાનાવરણીય અને અંતરાયકર્મનું પાંચ-પાંચ પ્રકૃતિરૂપ તેમ જ વેદનીય, આયુ તથા ગોત્રકર્મનું એક એક પ્રકૃતિ સ્વરૂપ એક એક ઉદયસ્થાન છે. તેથી અવસ્થિતોદય પણ એક એક જ હોય છે. આ પાંચમાંના કોઇપણ કર્મની સર્વ ઉત્તરપ્રકૃતિઓનો વિચ્છેદ થયા બાદ ફરીથી ઉદય થતો નથી માટે અવક્તવ્યોદય નથી વળી ઉદયસ્થાન એક એક જ હોવાથી ભૂયસ્કાર તથા અલ્પતર પણ નથી.

દર્શનાવરણીયકર્મનાં ચક્ષુદર્શનાવરણાદિ ચાર પ્રકૃતિરૂપ અને પાંચમાંથી કોઇપણ

એક નિદ્રાનો ઉદય હોય ત્યારે પાંચ પ્રકૃતિરૂપ એમ બે ઉદયસ્થાન હોવાથી અવસ્થિતોદય બે તથા ભૂયસ્કારોદય અને અલ્પતરોદય એક એક છે. અવક્તવ્યોદય અહિં પણ નથી.

મોહનીયકર્મના એક, બે, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ અને દશ પ્રકૃતિરૂપ નવ ઉદયસ્થાન હોવાથી અવસ્થિતોદય નવ છે.

ઉપશાંતમોહથી કાલક્ષયે પડતાં સૂક્ષ્મસંપરાયે સંજ્વલન લોભનો ઉદય થાય ત્યારે પહેલો અવક્તવ્યોદય અને ભવક્ષયે અનુત્તર વિમાનમાં જતાં અપ્રત્યાખ્યાનીય વગેરે ત્રણ કષાયો, હાસ્ય, રતિ અને પુરુષવેદ એ છનો અથવા ભય, જુગુપ્સા કે સમ્યક્ત્વ મોહનીય એ ત્રણમાંથી કોઈપણ એક પ્રકૃતિ સહિત સાતનો, ત્રણમાંથી બે સહિત આઠનો અને ત્રણે સહિત નવનો ઉદય થાય ત્યારે પ્રથમ સમયે અનુક્રમે બીજો, ત્રીજો, ચોથો અને પાંચમો અવક્તવ્યોદય હોય છે. એમ કુલ પાંચ અવક્તવ્યોદય છે.

સૂક્ષ્મસંપરાયે એક સંજ્વલન લોભનો ઉદય હોય છે. ત્યાંથી પડી અનુક્રમે યથાસંભવ મિથ્યાત્વ ગુણસ્થાનક સુધી આવતાં ત્રણ વિના બેથી દશ સુધીની પ્રકૃતિઓનો ઉદય થાય ત્યારે અનુક્રમે પ્રથમ આદિ આઠ ભૂયસ્કાર અને મિથ્યાત્વેથી યથાસંભવ સૂક્ષ્મસંપરાય સુધી જતાં એ જ પ્રમાણે ઉલટા ક્રમે નવથી એકના ઉદય સુધીના આઠ અલ્પતરો થાય છે.

નામકર્મના આઠ, નવ, વીશ, એકવીશ અને ચોવીશથી એકત્રીશ પર્યંત આઠ એમ કુલ બાર ઉદયસ્થાન હોવાથી બાર અવસ્થિતોદય હોય છે. અવક્તવ્યોદય અહિં પણ નથી.

આઠ, નવ, વીશ અને એકવીશ એ ચાર સિવાય એકવીશના ઉદયસ્થાનથી ચોવીશથી એકત્રીશ પર્યંતના ઉદયસ્થાનોમાં જતાં સંસારી જીવોને આઠ ભૂયસ્કાર થાય છે. જો કે કેવલિ-સમુદ્ઘાતમાં વીશ અને એકવીશના ઉદયસ્થાનથી છવ્વીશ અને સત્તાવીશે જતાં તેમ જ છવ્વીશ તથા સત્તાવીશથી ત્રીશ અને એકત્રીશના ઉદયસ્થાને જતાં છવ્વીશ વગેરે તે તે ભૂયસ્કારો થાય છે. પરંતુ તે આ આઠમાં જ અંતર્ગત થઈ જાય છે તેથી ભિન્ન ગણાતા નથી.

અહિં અલ્પતર નવ છે, તે આ પ્રમાણે-ત્રીશના ઉદયવાળા સામાન્ય કેવળી અને એકત્રીશના ઉદયવાળા તીર્થંકર કેવલીને કેવલી-સમુદ્ઘાત અવસ્થામાં પરાઘાત, વિહાયોગતિ, ઉચ્છ્વાસ અને સ્વર આ ચાર પ્રકૃતિઓનો ઉદય અટકે ત્યારે સમુદ્ઘાતના બીજા સમયે છવ્વીશ અને સત્તાવીશના ઉદય સમયે અનુક્રમે પહેલો તથા બીજો, વળી તેમાંથી સંઘયણ, સંસ્થાન, પ્રત્યેક, ઉપઘાત અને ઔદારિકદ્વિક એ છનો ઉદય અટકે ત્યારે ત્રીજા આદિ સમયે વીશ અને એકવીશ પ્રકૃતિના ઉદયકાળે અનુક્રમે ત્રીજો તથા ચોથો અલ્પતર થાય, તીર્થંકર કેવલી તથા સામાન્ય કેવલીને એકત્રીશ અને ત્રીશના ઉદયમાંથી સ્વરનો રોધ થાય ત્યારે અને તેમાંથી ઉચ્છ્વાસનો રોધ થાય ત્યારે ત્રીશ, ઓગણત્રીશ અને અઠ્ઠાવીશના ઉદયકાળે ત્રીશ, ઓગણત્રીશ અને અઠ્ઠાવીશ પ્રકૃતિ સ્વરૂપ

ત્રણ તેમ જ ઓગણત્રીશ અને અઠ્ઠાવીશના ઉદયસ્થાનથી અયોગિ-ગુણસ્થાને અનુક્રમે નવ અને આઠના ઉદયે જાય ત્યારે નવ અને આઠના ઉદયરૂપ આ બે-એમ કુલ નવ અલ્પતરોદય છે અને ઋજુગતિથી ઉત્પન્ન થનાર સંસારી જીવને ૨૪-૨૫ નો અલ્પતર આવી શકે છે. પણ ટીકામાં જણાવેલ નથી.

સંસારી જીવોને આમાંના કેટલાક અલ્પતરો ઘટી શકે છે. પરંતુ બધા ઘટી શકતા નથી અને જે ઘટે છે તે આ નવમાં આવી જાય છે તેથી જુદા ગણાવેલ નથી.

સર્વકર્મની ઉત્તરપ્રકૃતિનાં અગિયાર, બાર, ત્રેવીશ, ચોવીશ, ઓગણત્રીશથી ચોત્રીશ સુધીનાં છ તથા ચુમ્માલીશથી ઓગણસાઠ પ્રકૃતિના ઉદય સુધીનાં સોલ એમ કુલ છવ્વીશ ઉદયસ્થાનો છે.

ત્રસત્રિક, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, સૌભાગ્ય, આદેયદ્વિક, એક વેદનીય, ઉચ્ચગોત્ર અને મનુષ્યાયુષ આ અગિયાર પ્રકૃતિનો ઉદય ચૌદમે ગુણસ્થાનકે સામાન્ય કેવલીને અને જિનનામ સહિત બારનો ઉદય તીર્થંકર કેવલિને હોય છે. અહિં તેમ જ તેરમે ગુણસ્થાને તીર્થંકરોને પ્રતિપક્ષી દરેક શુભ પ્રકૃતિઓનો જ ઉદય હોય છે એ ધ્યાનમાં રાખવું.

આ અગિયાર અને બાર પ્રકૃતિમાં નામકર્મની ધ્રુવોદયી બાર ઉમેરતાં કેવલિસમુદ્ઘાતમાં કાર્મણ કાયયોગે વર્તતાં અતીર્થંકર તેમ જ તીર્થંકર કેવલિને અનુક્રમે ઓગણત્રીશ અને ત્રીશ આ બે જ ઉદયસ્થાનો હોય છે, તેમાં પરાઘાત, એક વિહાયોગતિ, ઉચ્છ્વાસ અને એક સ્વર આ ચાર ઉમેરવાથી સ્વભાવસ્થ તેઓને અનુક્રમે તેત્રીશ અને ચોત્રીશ આ બે ઉદયસ્થાનો હોય છે.

તેઓને જ યોગનિરોધ સમયે સ્વર રોકયે છતે અનુક્રમે બત્રીશ અને તેત્રીશ તથા ઉચ્છ્વાસ રોકયે છતે એકત્રીશ અને બત્રીશ એમ ચાર ઉદયસ્થાનો હોય છે. પરંતુ અહિં બત્રીશ અને તેત્રીશ બે વાર ગણાવેલ હોવાથી નવાં ઉદયસ્થાનો બે જ એકત્રીશ અને બત્રીશ કહી શકાય. આ રીતે કેવલિ ભગવંતોને સામાન્યથી દશ જ ઉદયસ્થાનો હોય છે.

કોઇપણ અવિરતિ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવને વિગ્રહગતિમાં જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, વેદનીય એક, આયુષ્ય એક, ગોત્ર એક, અંતરાય પાંચ એમ છ કર્મની સત્તર, અપ્રત્યાખ્યાનીય વગેરે ત્રણ ક્રોધાદિ, એક યુગલ અને એક વેદ એમ મોહનીયની છ, તથા વિગ્રહગતિમાં ઘટતી નામકર્મની એકવીશ એમ કુલ ચુમ્માલીશ પ્રકૃતિનો જઘન્યથી ઉદય હોય છે. તેમાં ભય, જુગુપ્સા અને સમ્યક્ત્વ મોહનીય એ ત્રણમાંથી કોઈપણ એક ઉમેરતાં પીસ્તાલીશ, બે ઉમેરતાં છેતાલીશ અને ત્રણે ઉમેરતાં સુડતાલીશ પ્રકૃતિઓનો ઉદય થાય છે.

ઉત્પત્તિસ્થાને આવેલ અવિરત ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ દેવ અથવા નારકને પૂર્વોક્ત

ચુમ્માલીશમાંથી આનુપૂર્વિ બાદ કરતાં વૈક્રિયદ્વિક, ઉપઘાત, પ્રત્યેક તથા સંસ્થાન એમ પાંચ ઉમેરતાં અડતાલીશ, તેમાં ભય, જુગુપ્સા અને સમ્યક્ત્વ મોહનીય આ ત્રણમાંથી એક ઉમેરતાં ઓગણપચાસ, બે ઉમેરતાં પચાસ અને ત્રણ ઉમેરતાં એકાવનનો ઉદય થાય છે.

અથવા ચુમ્માલીશના ઉદયવાળા અવિરત ક્ષાયિક સમ્યગ્દષ્ટિ મનુષ્ય-તિર્યંચોને ઉત્પત્તિસ્થાને આનુપૂર્વિ બાદ કરી એમાં ઔદારિકદ્વિક, ઉપઘાત, પ્રત્યેક, પ્રથમ સંઘયણ અને એક સંસ્થાન એ છ ઉમેરતાં ઓગણપચાસનો ઉદય થાય. વળી શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત એવા તેઓને જ તે ઓગણપચાસમાં એક વિહાયોગતિ અને પરાઘાત ઉમેરતાં એકાવન, ઉચ્છ્વાસ ઉમેરતાં બાવન, સ્વર ઉમેરતાં ત્રેપન, સમ્યક્ત્વ મોહનીય, ભય, જુગુપ્સા અને એક નિદ્રા આ ચારમાંથી કોઈપણ એક ઉમેરતાં ચોપ્પન, બે ઉમેરતાં પંચાવન, ત્રણ ઉમેરતાં છપ્પન અને ચારે ઉમેરતાં સત્તાવનનો ઉદય થાય, તેમાં ઉદ્યોત ઉમેરતાં તિર્યંચોને અઠ્ઠાવનનો ઉદય થાય.

પૂર્વે દેવ તથા નરક આશ્રયી ઉત્પત્તિસ્થાને અડતાલીશનું ઉદયસ્થાન બતાવ્યું હતું તેમાં પણ મનુષ્ય-તિર્યંચોની જેમ પરાઘાત, વિહાયોગતિ, ઉચ્છ્વાસ, સ્વર, ભય, જુગુપ્સા, સમ્યક્ત્વ મોહનીય અને નિદ્રા ઉમેરવાથી યથાસંભવ અનેક રીતે સત્તાવન સુધીનાં ઉદયસ્થાનકો થઈ શકે છે.

મિથ્યાદષ્ટિને છેતાલીશથી ઓગણસાઠ સુધીનાં ઉદયસ્થાનો સંભવે છે. ત્યાં જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય પાંચ, વેદનીય એક, મોહનીય દશ, આયુ એક, નામકર્મ એકત્રીશ, ગોત્ર એક અને અંતરાય પાંચ એમ ઓગણસાઠ પ્રકૃતિનો ઉદય તિર્યંચોને જ સંભવે છે. શેષ ઉદયસ્થાનો સ્વયં વિચારી લેવાં.

સર્વોત્તર પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થયા પછી ફરીથી ઉદયનો સંભવ ન હોવાથી અવક્તવ્યોદય એક પણ નથી. અવસ્થિતોદય છવ્વીશ હોય છે.

ભૂયસ્કારોદય અગિયાર, બાર, ત્રેવીશ, ચોવીશ અને ચુમ્માલીશ વિના શેષ એકવીશ હોય છે.

ત્યાં તીર્થંકર તથા સામાન્ય કેવલિને અયોગિ ગુણસ્થાને બાર તથા અગિયારનો અને સયોગિ ગુણસ્થાને કેવલિ-સમુદ્ઘાતમાં કાર્મણ કાયયોગે વર્તતાં અનુક્રમે ચોવીશ તથા ત્રેવીશનો ઉદય હોય છે. તેમ જ ચુમ્માલીશનું ઉદયસ્થાન અવિરત ક્ષાયિક સમ્યગ્દષ્ટિને વિગ્રહગતિમાં જ ઘટે છે. આ પાંચે ઉદયસ્થાનો પ્રકૃતિઓની હાનિથી જ પ્રાપ્ત થાય છે. પણ પ્રકૃતિઓની વૃદ્ધિથી પ્રાપ્ત થતા નથી. માટે આ પાંચ ઉદયસ્થાનો ભૂયસ્કારરૂપે સંભવતાં નથી.

કેવલિ-સમુદ્ઘાતમાં કાર્મણ કાયયોગે વર્તતા સામાન્ય કેવલિ તથા તીર્થંકર કેવલિને અનુક્રમે ત્રેવીશ તથા ચોવીશનો ઉદય હોય છે. તેમને છઠ્ઠા સમયે ઔદારિક

મિશ્ર કાયયોગે વર્ત્તતાં ઔદારિકદ્વિક, ઉપઘાત, પ્રત્યેક, પ્રથમ સંઘયણ અને એક સંસ્થાન એ છ પ્રકૃતિ વધે ત્યારે અનુક્રમે ઓગણત્રીશ તથા ત્રીશના ઉદયરૂપ બે અને તેમને જ આઠમા સમયે ઔદારિક કાયયોગે વર્ત્તતાં પરાઘાત, વિહાયોગતિ, ઉચ્છ્વાસ અને સ્વર આ ચાર પ્રકૃતિઓ વધે ત્યારે અનુક્રમે તેત્રીશ અને ચોત્રીશ પ્રકૃતિના ઉદય-રૂપ બે-એમ કેવલિના દશ ઉદયસ્થાનોમાં માત્ર ચાર ભૂયસ્કાર ઘટે છે. ટીકામાં એક-ત્રીશ અને બત્રીશ પ્રકૃતિના ઉદય સ્વરૂપ બે ભૂયસ્કારો સહિત કુલ છ ગણાવ્યા છે. પરંતુ તે ભૂયસ્કારો શી રીતે ઘટી શકે તે અમે જાણતા નથી.

પીસ્તાલીસથી ઓગણસાઠના ઉદયસ્થાન સુધીના કુલ પંદર ભૂયસ્કારો યથાસંભવ અનેક જીવો આશ્રયી અનેક પ્રકારે ઘટી શકે છે. એથી કુલ એકવીશ ભૂયસ્કારો થાય છે.

ઓગણસાઠથી વધારે પ્રકૃતિઓનો ઉદય ન હોવાથી ઓગણસાઠ તથા ચોત્રીશનો ઉદય પણ ટીકાકારના જણાવવા મુજબ વૃદ્ધિથી થતો હોવાથી આ બે વિના શેષ ચોવીશ અલ્પતરોદય ઘટે છે. પરંતુ ક્ષીણમોહ ગુણસ્થાનકે રહેલ તીર્થંકરના આત્માને સુડતાલીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે, તેમાંથી પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ક્ષય થવાથી અને તીર્થંકર નામકર્મનો ઉદય થવાથી સયોગિ-ગુણસ્થાનકે ચોત્રીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે તેથી એ પણ અલ્પતર સ્વરૂપે સંભવી શકે છે. છતાં તેનું વર્જન કેમ કર્યું ? તે બહુશ્રુતો જાણે.

## સત્તાસ્થાનોમાં અવક્તવ્યાદિનો વિચાર

કોઈપણ એક કર્મની સર્વ ઉત્તરપ્રકૃતિઓની કે સર્વ કર્મની સર્વ ઉત્તરપ્રકૃતિ-ઓની સત્તાનો વિચ્છેદ થયા પછી ફરીથી સત્તા થતી નથી માટે કોઈપણ કર્મમાં અવક્તવ્ય સત્કર્મ ઘટતું જ નથી.

જ્ઞાનાવરણીય અને અંતરાયનું ક્ષીણમોહ ગુણસ્થાનક સુધી પાંચ-પાંચ પ્રકૃતિ સ્વરૂપ એક જ સત્તાસ્થાન હોય છે. તેથી અવસ્થિત સત્કર્મ એક થાય છે અને ભૂય-સ્કાર તથા અલ્પતર સત્કર્મ નથી.

વેદનીય, ગોત્ર અને આયુષ્યકર્મમાં બે અને એક પ્રકૃતિ સ્વરૂપ બે બે સત્તા-સ્થાનો હોય છે. ત્યાં વેદનીયમાં અયોગિના દ્વિચરમસમય સુધી બે અને ચરમસમયે એક પ્રકૃતિ સ્વરૂપ એમ બે સત્તાસ્થાન છે. એકનું સત્તાસ્થાન એક જ સમય રહેતું હોવાથી અવસ્થિત રૂપે પ્રાપ્ત થતું નથી, માટે બે પ્રકૃતિ સ્વરૂપ એક અવસ્થિત સત્તા-સ્થાન અને એક અલ્પતર સત્કર્મ થાય છે. પણ એકની સત્તામાંથી બેની સત્તા થવાનો સંભવ ન હોવાથી ભૂયસ્કાર સત્કર્મ નથી.

ગોત્રકર્મમાં ઉચ્ચગોત્ર ઉવેલે ત્યારે અથવા અયોગિના દ્વિચરમસમયે નીચગોત્રનો ક્ષય કરે ત્યારે એક પ્રકૃતિનું અન્યથા બે પ્રકૃતિનું સત્કર્મ હોય છે. બન્ને સત્તાસ્થાનો અવસ્થિત છે. ભૂયસ્કાર તથા અલ્પતર એક એક હોય છે.

ઉત્પત્તિના પ્રથમ સમયથી આયુબંધના પૂર્વ સમય સુધી એકનું અને આયુબંધના પ્રથમ સમયથી તે ભવના અંત સુધી બેનું-એમ આયુષ્યનાં બે સત્તાસ્થાનો હોય છે. માટે બન્ને અવસ્થિત સત્કર્મ છે. આયુબંધના પ્રથમ સમયે એક ભૂયસ્કાર અને ભવના પ્રથમ સમયે એક અલ્પતર થાય છે.

ઉપશમશ્રેણિમાં અગિયારમા ગુણસ્થાનક સુધી અને ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાનકના પ્રથમ ભાગ સુધી નવનું, થીણદ્ધિત્રિકનો ક્ષય થયા બાદ ક્ષીણમોહના દ્વિચરમસમય સુધી છનું અને નિદ્રાદ્વિકનો ક્ષય થવાથી ક્ષીણમોહના ચરમસમયે ચાર પ્રકૃતિનું-એમ દર્શનાવરણીયનાં ત્રણ સત્તાસ્થાન છે. ત્યાં ચારનું સત્તાસ્થાન એક સમય જ હોવાથી તે અવસ્થિતરૂપે ઘટતું નથી, તેથી શેષ બે અવસ્થિત અને છ તથા ચાર પ્રકૃતિ રૂપે બે અલ્પતર હોય છે. દર્શનાવરણીયની કોઈપણ પ્રકૃતિનો ક્ષય થયા પછી ફરીથી સત્તામાં આવતી ન હોવાથી એક પણ ભૂયસ્કાર થતો નથી.

મોહનીયકર્મનાં અઠ્ઠાવીશ, સત્તાવીશ, છવ્વીશ, ચોવીશ, ત્રેવીશ, બાવીશ, એકવીશ, તેર, બાર, અગિયાર, પાંચ, ચાર, ત્રણ, બે અને એક પ્રકૃતિરૂપ પંદર સત્તાસ્થાનો હોવાથી પંદર અવસ્થિત સત્કર્મ છે અને અઠ્ઠાવીશ વિનાના ચૌદ અલ્પતર સત્કર્મ છે.

અનંતાનુબંધિ, સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્ર મોહનીય સિવાયની કોઈ પણ પ્રકૃતિ ક્ષય થયા પછી ફરીથી સત્તામાં પ્રાપ્ત થતી ન હોવાથી ચોવીશ અથવા છવ્વીશના સત્તાસ્થાનથી અઠ્ઠાવીશના સત્તાસ્થાને જતાં અઠ્ઠાવીશની સત્તા રૂપ એક જ ભૂયસ્કાર થાય છે, શેષ કોઈપણ સત્તાસ્થાનો ભૂયસ્કાર રૂપે થતાં નથી.

નામકર્મનાં સત્તાસ્થાનો બાર છે. સર્વ પ્રકૃતિઓ સત્તામાં હોય ત્યારે ત્રાણું, જિનનામ વિના બાણું, આહારક ચતુષ્ક વિના નેવ્યાશી, જિનનામ તથા આહારક ચતુષ્ક વિના અઠ્ઠયાશી આ પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક કહેવાય છે. તેમાંથી ક્ષપકશ્રેણિમાં નામની તેર પ્રકૃતિઓનો ક્ષય થતાં અનુક્રમે એંશી, ઓગણએંશી, છોત્તેર અને પંચોતેરનું સત્તાસ્થાન થાય છે. આ બીજું સત્તાસ્થાન ચતુષ્ક કહેવાય છે. અયોગિના દ્વિચરમ સમયે એંશી અને ઓગણએંશીની સત્તાવાળાને એકોત્તેરનો ક્ષય થવાથી અથવા છોત્તેર અને પંચોત્તેરની સત્તાવાળાને સડસઠ પ્રકૃતિઓનો ક્ષય થવાથી નવ અને આઠ રૂપ બે સત્તાસ્થાનો થાય છે.

પૂર્વોક્ત અઠ્ઠાશીમાંથી દેવદ્વિક કે નરકદ્વિક વિના છયાશી તેમાંથી શેષ રહેલ દેવદ્વિક કે નરકદ્વિક સહિત વૈક્રિય ચતુષ્ક એ છ વિના એંશી અને તેમાંથી પણ મનુષ્યદ્વિકની ઉદ્વલના થાય ત્યારે અઠ્ઠોત્તેરનુ સત્તાસ્થાન થાય છે. પૂર્વાચાર્યોએ આ ત્રણ સત્તાસ્થાનોને અધ્રુવ સત્તાસ્થાનો કહેલ છે.

એંશીનુ સત્તાસ્થાન વૈક્રિયષટ્ક વિના અથવા ક્ષપકશ્રેણિમાં તેરનો ક્ષય થાય ત્યારે

એમ બે રીતે થાય છે, પરંતુ સંખ્યા એક જ હોવાથી તે બે વાર ગણાતું નથી તેથી બાર જ સત્તાસ્થાનો છે.

અહિં નવ અને આઠની સત્તા અયોગિના ચરમસમયરૂપ-એક જ સમય હોવાથી શેષ દશ સત્તાસ્થાનો અવસ્થિતરૂપે હોય છે. ત્રાણું અને બાણું વિના શેષ દશ અલ્પતરો હોય છે.

અઠ્ઠોતેરની સત્તાવાળાને બંધથી મનુષ્યદ્વિકની સત્તા વધે ત્યારે એંશીનું, તેમાં વૈક્રિયષટ્કની સત્તા વધે ત્યારે છયાશીનું, તેમાં શેષ દેવદ્વિક કે નરકદ્વિકની સત્તા વધે ત્યારે અઠ્ઠાશીનું, તેમાં જિનનામ વધે ત્યારે નેવ્યાશીનું, એ જ અઠ્ઠાશીમાં આહારક ચતુષ્ક વધે ત્યારે બાણુંનું અને તેમાં જિનનામ વધે ત્યારે ત્રાણુંનું, એમ આ છ સત્તાસ્થાનો ભૂયસ્કારરૂપે થાય છે. શેષ સત્તાસ્થાનો ક્ષપકશ્રેણિમાં જ પ્રાપ્ત થતાં હોવાથી ભૂયસ્કારરૂપે થતાં નથી અને ક્ષપકશ્રેણિ વિના અઠ્ઠોતેરથી ઓછી સત્તા ન હોવાથી અઠ્ઠોતેરનું સત્તાસ્થાન પણ ભૂયસ્કારરૂપે થતું નથી.

## સર્વ ઉત્તરપ્રકૃતિઓનાં સત્તાસ્થાનો અને તેમાં અવક્તવ્યાદિનો વિચાર

૧૧, ૧૨, ૮૦, ૮૧, ૮૪, ૮૫, ૯૪, ૯૫, ૯૬, ૯૭, ૯૮, ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૨, ૧૦૩ ૧૦૪, ૧૦૫, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯, ૧૩૦, ૧૩૧, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫ અને ૧૪૬ પ્રકૃતિરૂપ સર્વ ઉત્તરપ્રકૃતિઓનાં કુલ ૪૮ સત્તાસ્થાનો અનેક જીવ આશ્રયી હોય છે.

ત્રસત્રિક, સૌભાગ્ય, આદેયદ્વિક, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, મનુષ્યાયુ, ઉચ્ચગોત્ર અને એક વેદનીય આ અગિયાર પ્રકૃતિરૂપ અને જિનનામ સહિત બાર પ્રકૃતિરૂપ સત્તાસ્થાન અયોગિ-ગુણસ્થાનકના ચરમસમયે અનુક્રમે સામાન્ય કેવલી તથા તીર્થંકર કેવલિને હોય છે.

ઉપરોક્ત અગિયાર અને બારમાં સ્થાવરદ્વિક, તિર્યંચદ્વિક, નરકદ્વિક, આતપદ્વિક, એકેન્દ્રિયાદિ ચાર જાતિ અને સાધારણ નામકર્મ એ તેર તેમ જ જિનનામ તથા આહારક ચતુષ્ક એમ અઢાર વિના શેષ નામકર્મની સડસઠ, અન્યતર વેદનીય તથા નીચગોત્ર એમ કુલ ઓગણસિત્તેર પ્રકૃતિઓ ઉમેરતાં એંશી અને એકાશી તેમ જ આહારક ચતુષ્ક સહિત તે ઉમેરતાં ચોરાશી અને પંચાશી એમ ચાર સત્તાસ્થાન અનેક જીવોની અપેક્ષાએ સયોગિથી અયોગિના દ્વિચરમસમય સુધી હોય છે. ત્યાં એંશી અને ચોરાશીનું સામાન્ય કેવલિને તથા એકાશી અને પંચાશીનું સત્તાસ્થાન તીર્થંકર કેવલિને હોય છે.

આ એંશી આદિ ચાર સત્તાસ્થાનમાં નવ આવરણ અને પાંચ અંતરાય ઉમેરતાં ક્ષીણમોહના ચરમસમયે અનુક્રમે ચોરાણું, પંચાણું, અઠ્ઠાણું અને નવ્વાણું એ ચાર

સત્તાસ્થાનો હોય. આ જ ગુણસ્થાનકના દ્વિચરમસમય સુધી નિદ્રાદ્વિક સહિત છન્નુ, સત્તાણું, સો અને એકસો એક એ ચાર સત્તાસ્થાનો હોય છે.

સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે લોભ સહિત સત્તાણું, અઠ્ઠાણું, એકસો એક અને એકસો બે એમ ચાર સત્તાસ્થાનો હોય છે.

અનિવૃત્તિકરણ ગુણસ્થાને માયા સહિત અઠ્ઠાણું, નવ્વાણું, એકસો બે અને એકસો ત્રણ એ ચાર, ત્યારબાદ માન સહિત નવ્વાણું, સો, એકસો ત્રણ અને એકસો ચાર, ત્યારબાદ ક્રોધ સહિત કરતાં સો, એકસો એક, એકસો ચાર અને એકસો પાંચ, તેમાં પુરુષવેદ સહિત કરતાં એકસો એક, એકસો બે, એકસો પાંચ અને એકસો છ એ ચાર સત્તાસ્થાનો હોય છે. ત્યારબાદ હાસ્યષટ્ક ઉમેરતાં એકસો સાત, એકસો આઠ, એકસો અગિયાર અને એકસો બાર, ત્યારબાદ સ્ત્રીવેદ ઉમેરતાં એકસો આઠ, એકસો નવ, એકસો બાર અને એકસો તેર, તેમાં નપુંસકવેદ સહિત કરતાં એકસો નવ, એકસો દશ, એકસો તેર અને એકસો ચૌદ આ ચાર સત્તાસ્થાનો હોય છે. તે પછી તે જ ગુણસ્થાનકે સ્થાવરદ્વિકાદિ નામકર્મની તેર અને થીણદ્ધિત્રિક એમ સોલ ઉમેરતાં એકસો પચ્ચીશ, એકસો છવ્વીશ, એકસો ઓગણત્રીશ અને એકસો ત્રીશ એ ચાર સત્તાસ્થાનો હોય છે. ત્યારબાદ આ જ ગુણસ્થાનકે આઠ કષાયયુક્ત કરતાં એકસો તેત્રીશ, એકસો ચોત્રીશ, એકસો સાડત્રીશ અને એકસો આડત્રીશ આ ચાર સત્તાસ્થાનો થાય છે. તે અનેક જીવ આશ્રયી અહિંથી ચતુર્થ ગુણસ્થાનક સુધી હોય છે.

તેમાં સમ્યક્ત્વ મોહનીય સહિત-મોહનીયની બાવીશની સત્તાવાળાને એકસો ચોત્રીશ, એકસો પાંત્રીશ, એકસો આડત્રીશ અને એકસો ઓગણચાલીશ, તેમાં મિશ્ર-મોહનીય ઉમેરતાં એકસો પાંત્રીશ, એકસો છત્રીશ, એકસો ઓગણચાલીશ અને એકસો ચાલીશ તેમ જ મિથ્યાત્વ સહિત મોહનીયની ચોવીશની સત્તાવાળાને એકસો છત્રીશ, એકસો સાડત્રીશ, એકસો ચાલીશ અજે એકસો એકતાલીશ એ ચાર સત્તાસ્થાનો હોય છે.

મોહનીયની છવ્વીશની સત્તાવાળાને એકસો આડત્રીશ, એકસો ઓગણચાલીશ, એકસો બેતાલીશ અને એકસો તેતાલીશ, મોહનીયની સત્તાવીશની સત્તાવાળાને એકસો ઓગણચા-લીશ, એકસો ચાલીશ, એકસો તેતાલીશ અને એકસો ચુમ્માલીશ, તેમ જ મોહનીયની અઠ્ઠા-વીશની સત્તાવાળાને એકસો ચાલીશ, એકસો એકતાલીશ, એકસો ચુમ્માલીશ અને એકસો પીસ્તાલીશ આ ચાર સત્તાસ્થાનો હોય છે.

એકસો ચોત્રીશથી એકસો પીસ્તાલીશ સુધીનાં સર્વ સત્તાસ્થાનો ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધી ભિન્ન ભિન્ન જીવો આશ્રયી હોય છે. એમ ટીકામાં બતાવેલ છે, પણ આ ગુણસ્થાનકોમાં મોહનીયકર્મની છવ્વીશ કે સત્તાવીશની સત્તા હોતી જ નથી, તેથી આ સત્તાસ્થાનો કઈ રીતે ઘટી શકે તે સમજાતું નથી. પરંતુ કર્મપ્રકૃતિ સત્તા. ગાથા ૧૩ તથા તેની ટીકામાં અન્ય આચાર્યોના મતે પ્રથમ દર્શનત્રિકનો અને પછી અનંતા-

નુબંધિ ક્ષય કરે-એમ કહેલ છે તેથી તે મતે વિચારીએ તો મિથ્યાત્વનો ક્ષય કર્યા બાદ મોહનીયની સત્તાવીશની અને મિશ્રનો ક્ષય કર્યા બાદ છવ્વીશની સત્તા ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધી પણ સંભવી શકે. તત્ત્વ કેવલિગમ્ય.

આ સર્વ સત્તાસ્થાનો ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધી હોય એમ કહ્યું તે બહુલતાની દૃષ્ટિએ જાણવું. કેમકે આમાનાં કેટલાંક સત્તાસ્થાનો પ્રથમના ત્રણ ગુણસ્થાનકે અને કેટલાક આઠમા ગુણસ્થાનકે પણ ઘટી શકે છે.

તે જ એકસો પીસ્તાલીશની સત્તાવાળાને આયુબંધ થાય ત્યારે એકસો છેતાલીશની સત્તા હોય છે.

તેઉકાય-વાઉકાયમાં જ્ઞા૦ ૫, દ૦ ૯, વે૦ ૨. મો૦ ૨૬, (તિર્યંચ) આયુ ૧, અં૦ ૫, (મનુષ્યદ્વિક તથા ઉચ્ચગોત્રની ઉદ્વલના પછી) ના૦ ૭૮ અને (નીચ) ગોત્ર ૧, એમ કુલ એકસો સત્તાવીશની સત્તા હોય છે. તે જ જીવ પરભવનું તિર્યંચાયુ બાંધે ત્યારે એકસો અઠ્ઠાવીશની સત્તા હોય છે. અહિં પ્રકૃતિ સ્વરૂપે આયુ એક જ હોવા છતાં બે ભવની અપેક્ષાએ બે માની એકસો અઠ્ઠાવીશની સત્તા ટીકાકારે કરી હોય તેમ લાગે છે.

પૂર્વે જણાવેલ એકસો સત્તાવીશની સત્તાવાળો પૃથ્વીકાયાદિમાં આવી મનુષ્યદ્વિક બાંધે ત્યારે નામકર્મની એંશીની સત્તા થવાથી એકસો ઓગણત્રીશ, વળી ઉચ્ચગોત્ર બાંધે ત્યારે એકસો ત્રીશ અને મનુષ્યાયુ બાંધે એકસો એકત્રીશની સત્તા હોય છે.

પંચેન્દ્રિયમાં આવેલ પૂર્વોક્ત એકસો ત્રીશની સત્તાવાળાને દેવદ્વિક અથવા નરકદ્વિક તથા વૈક્રિયચતુષ્ક એ છ પ્રકૃતિ બાંધે ત્યારે એકસો છત્રીશ, ત્યારબાદ બાકી રહેલ દેવદ્વિક કે નરકદ્વિક બાંધે ત્યારે એકસો આડત્રીશની સત્તા થાય છે, પરંતુ એકસો બત્રીશનું સત્તાસ્થાન કોઇ પણ રીતે પ્રાપ્ત થઇ શકતું નથી.

અહિં બતાવેલ સત્તાસ્થાનો આ રીતે જ ઘટી શકે એમ સમજવાનું નથી પરંતુ ભિન્ન ભિન્ન ગુણસ્થાનકે ભિન્ન ભિન્ન જીવો આશ્રયી અનેક રીતે અનેક પ્રકૃતિઓના ફેરફારથી ભિન્ન ભિન્ન રીતે થાય છે પરંતુ વિસ્તારના ભયથી અહિં લખેલ નથી.

અહિં અવક્તવ્ય સત્કર્મ એક પણ નથી. વળી અયોગિના અન્ત્ય સમયે સંભવતાં અગિયાર તથા બાર. તેમ જ ક્ષીણમોહના ચરમસમયે જ સંભવતાં ચોરાણું અને પંચાણું પ્રકૃતિરૂપ-એમ ચાર સત્તાસ્થાનો વિના શેષ ચુમ્માલીશ સત્તાસ્થાનો અવસ્થિત સત્કર્મરૂપે સંભવે છે. તેમ જ એકસો છેતાલીશ વિના શેષ ચુમ્માલીશ અલ્પતર સત્કર્મ થાય છે.

અગિયારથી એકસો છવ્વીશ સુધીનાં સર્વ સત્તાસ્થાનો ક્ષપકશ્રેણિમાં જ પ્રાપ્ત થતાં હોવાથી તેમ જ એકસો તેત્રીશ તથા એકસો સત્તાવીશનું સત્તાસ્થાન પણ કેવળ

અલ્પતર સ્વરૂપે જ પ્રાપ્ત થતું હોવાથી કુલ આ એકત્રીશ સત્તાસ્થાનો ભૂયસ્કારરૂપે પ્રાપ્ત થતાં નથી. શેષ એકસો અઠ્ઠાવીશથી એકસો એકત્રીશ સુધીનાં ચાર અને એકસો ચોત્રીશથી એકસો છેતાલીશ સુધીનાં તેર-એમ સત્તર સત્તાસ્થાનો ભૂયસ્કારરૂપે પ્રાપ્ત થાય છે.

જ્ઞા૦ ૫, દ૦ ૨, મો૦ ૨૬, આ૦ ૧, ના૦ ૭૮, ગો૦ ૧ અને અંતરાય ૫, એમ એકસો સત્તાવીશની સત્તાવાળા તેઉકાય-વાયુકાયને પારભવિક તિર્યગાયુના બંધકાલે એકસો અઠ્ઠાવીશની સત્તા થાય, પૃથ્વીકાય આદિમાં ઉત્પન્ન થયેલ એ જ એકસો સત્તાવીશની સત્તાવાળાને મનુષ્યદ્વિકના બંધકાલે એકસો ઓગણત્રીશની, ઉચ્ચગોત્રના બંધકાળે એકસો ત્રીશની અને પરભવના આયુના બંધકાલે એકસો એકત્રીશની સત્તા થાય.

પૂર્વોક્ત એકસો ત્રીશની સત્તાવાળો જીવ પંચેન્દ્રિયમાં આવી દેવદ્વિક અથવા નરકદ્વિક સહિત વૈક્રિય ચતુષ્ક બાંધે ત્યારે એકસો છત્રીશની, તે જ જીવ શેષ રહેલ દેવદ્વિક કે નરકદ્વિક બાંધે ત્યારે એકસો આડત્રીશની અને આયુ બાંધે ત્યારે એકસો ઓગણચાલીશની સત્તા થાય છે.

એકસો તેત્રીશની સત્તાવાળો ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જિનનામ બાંધે ત્યારે એકસો ચોત્રીશ, આયુ બાંધે ત્યારે એકસો પાંત્રીશ, જિનનામ તથા આયુ વિના આહારક ચતુષ્ક બાંધે ત્યારે એકસો સાડત્રીશ, જિનનામ બાંધે ત્યારે એકસો આડત્રીશ અને આયુ બાંધે ત્યારે એકસો ઓગણચાલીશ-એમ પાંચ સત્તાસ્થાનો થાય છે.

જ્ઞા૦ ૫, દ૦ ૯, વે૦ ૨, મો૦ ૨૪, આ૦ ૧, ના૦ ૮૮, ગો૦ ૨ અને અંતરાય ૫, એમ એકસો છત્રીશની સત્તાવાળો આહારક ચતુષ્ક બાંધે ત્યારે એકસો ચાલીશ, જિનનામ બાંધે ત્યારે એકસો એકતાલીશ અને આયુ બાંધે ત્યારે એકસો બેતાલીશ-એમ ત્રણ સત્તાસ્થાન થાય છે.

જ્ઞા૦ ૫, દ૦ ૯, વે૦ ૨, મો૦ ૨૮, આ૦ ૧, ના૦ ૮૮, ગો૦ ૨ અને અં૦ ૫ એમ એકસો ચાલીશની સત્તાવાળો આહારક ચતુષ્ક બાંધે ત્યારે એકસો ચુમ્માલીશ, જિનનામ બાંધે ત્યારે એકસો પીસ્તાલીશ અને આયુ બાંધે ત્યારે એકસો છેતાલીશ એ ત્રણ સત્તાસ્થાનો થાય છે.

એમ આ કુલ સોલે સત્તાસ્થાનો પ્રથમ સમયે ભૂયસ્કારરૂપે પ્રાપ્ત થાય છે. એકસો તેતાલીશનું સત્તાસ્થાન તથા તે સ્વરૂપ ભૂયસ્કાર ટીકામાં જણાવેલ છે પણ તે કેવી રીતે ઘટી શકે તે બહુશ્રુતો જાણે.

## સાદ્યાદિ-ભંગવિચાર

જે બંધાદિ સાદિ હોય છે તે અધ્રુવ જ હોય છે અને જે અનાદિ હોય છે તે જીવવિશેષમાં ધ્રુવ અને અધ્રુવ પણ હોય છે. જે અધ્રુવ હોય છે તે અધ્રુવરૂપે રહે છે. અથવા સાદિ પણ થઈ શકે છે.

જે બંધાદિ વધારેમાં વધારે હોય તે ઉત્કૃષ્ટ અને તે સિવાયના સર્વ અનુત્કૃષ્ટ કહેવાય છે. જે ઓછામાં ઓછા હોય તે જઘન્ય અને તે સિવાયના સર્વ અજઘન્ય કહેવાય છે.

ઉત્કૃષ્ટ અને જઘન્ય સિવાયના સામાન્યથી બંધાદિ સઘળા અનુત્કૃષ્ટ અને અજઘન્ય બન્નેમાં આવી શકે છે. છતાં સાદિપણાની વિશેષતાથી તે બન્નેમાં ભેદ છે. જેમ બંધાદિને ઉત્કૃષ્ટ કરી તેથી ઓછા કરે ત્યારે અનુત્કૃષ્ટની સાદિ અને બંધાદિને જઘન્ય કરી તેથી વધારે કરે ત્યારે અજઘન્યની સાદિ, વળી જ્યાં અનુત્કૃષ્ટ કે અજઘન્યની સાદિ ન હોય ત્યાં પણ ઉત્કૃષ્ટની મર્યાદા કરી અનુત્કૃષ્ટ અને જઘન્યની મર્યાદા કરી શેષ બંધાદિ અજઘન્ય એમ સમજવું.

સામાન્યથી અજઘન્ય અને અનુત્કૃષ્ટ બંધાદિ અનાદિ અને ઉત્કૃષ્ટ તથા જઘન્ય સાદિ જ હોય છે.

બંધઆશ્રયી અધ્રુવબંધી સર્વ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટાદિ ચારે સાદિ, અધ્રુવ એમ બે પ્રકારે અને ધ્રુવબંધી પ્રકૃતિઓના અજઘન્ય તથા અનુત્કૃષ્ટ યથાસંભવ સાદિ, અનાદિ, ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે અને ઉત્કૃષ્ટ તથા જઘન્ય સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે.

ઉપશાન્તમોહ આદિ ત્રણ ગુણસ્થાને મૂળ એક વેદનીય અને ઉત્તર એક સાતવેદનીય કર્મપ્રકૃતિનો બંધ હોવાથી તે જઘન્ય પ્રકૃતિબંધ છે. તે સાદિ, અધ્રુવ એમ બે પ્રકારે છે ઉપશાન્તમોહથી પડતાં સૂક્ષ્મસંપરાયે છ મૂળકર્મ અને સત્તર ઉત્તરપ્રકૃતિઓનો બંધ કરે તે અજઘન્ય પ્રકૃતિબંધ છે અને તે વખતે તેની સાદિ થાય છે. ઉપશાન્તમોહાદિ ગુણસ્થાનકને નહિ પામેલાઓને તે અનાદિ છે, અભવ્ય જીવો ઉપશાંતમોહ વગેરે ગુણસ્થાનક પામવાના જ નથી માટે તેઓને ધ્રુવ અને ભવ્ય જીવો ઉપશાન્તમોહાદિ ગુણસ્થાનક પામી અજઘન્ય પ્રકૃતિબંધનો અંત કરશે માટે અધ્રુવ. આ રીતે અજઘન્ય પ્રકૃતિબંધ ચાર પ્રકારે છે.

સંજ્ઞિ પંચેન્દ્રિયાદિ જીવો આયુબંધકાળે મૂળ આઠ અને ઉત્તર ચુમ્મોત્તેર પ્રકૃતિનો બંધ કરે ત્યારે ઉત્કૃષ્ટ પ્રકૃતિબંધની સાદિ અને અન્તર્મુહૂર્ત બાદ તેથી ઓછી પ્રકૃતિ બાંધે ત્યારે ઉત્કૃષ્ટ અધ્રુવ અને અનુત્કૃષ્ટની સાદિ, ફરીથી ઉત્કૃષ્ટ કરે ત્યારે અનુત્કૃષ્ટ અધ્રુવ અને ઉત્કૃષ્ટની સાદિ એમ ક્રમ વડે ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ પ્રકૃતિબંધ થતાં હોવાથી બન્ને બંધ સાદિ અને અધ્રુવ છે.

આયુષ્યકર્મ અધ્રુવબંધી હોવાથી તે સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે.

ઉપશાંતમોહથી પડે ત્યારે સૂક્ષ્મસંપરાયે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, નામ, ગોત્ર અને અંતરાય એ પાંચ કર્મની અને અનિવૃત્તિ બાદર સંપરાયે આવે ત્યારે મોહનીયની સાદિ, આ ગુણસ્થાનકોને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ આ છ કર્મનો બંધ સાદ્યાદિ ચાર પ્રકારે છે.

અયોગિ-ગુણસ્થાનકે વેદનીયનો અબંધક થઈ ફરી બંધ કરતો ન હોવાથી વેદ-

નીચકર્મના બંધની સાદિ નથી. તેથી આ ગુણસ્થાનક નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ-એમ વેદનીયકર્મનો બંધ સાદિ વિના ત્રણ પ્રકારે છે.

ધ્રુવબંધી સુડતાલીશ પ્રકૃતિઓનો પ્રકૃતિબંધ સાદ્યાદિ ચાર પ્રકારે છે. ત્યાં મિથ્યાત્વ મોહનીય, થીણદ્ધિત્રિક તથા ચાર અનંતાનુબંધી એ આઠનો ત્રીજા આદિ ગુણસ્થાને, અપ્રત્યાખ્યાનીય ચારનો દેશવિરતિ આદિમાં, પ્રત્યાખ્યાનીય ચારનો પ્રમત્તાદિમાં, નિદ્રા, પ્રચલા, નામકર્મની ધ્રુવબંધી નવ, ભય તથા જુગુપ્સાનો અનિવૃત્તિ બાદર સંપરાયાદિમાં, ચાર સંજ્વલનનો સૂક્ષ્મસંપરાયાદિમાં, પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ઉપશાંતમોહાદિમાં અબંધ હોય છે, વળી તે તે ગુણસ્થાનકથી પડતાં તે તે પ્રકૃતિબંધની સાદિ, અબંધસ્થાનરૂપ ગુણસ્થાનક નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ છે.

તહોત્તેર અધ્રુવબંધી પ્રકૃતિઓનો બંધ અધ્રુવ હોવાથી સાદિ અને અધ્રુવ એમ બે જ પ્રકારે છે.

## પ્રકૃતિબંધના સ્વામી

પંચેન્દ્રિય તિર્યંચો જિનનામ અને આહારકદ્વિક સિવાય એકસો સત્તર, એકેન્દ્રિયો તથા વિકલેન્દ્રિયો એ ત્રણ તથા દેવત્રિક, નરકત્રિક અને વૈક્રિયદ્વિક-એમ અગિયાર વિના શેષ એકસો નવ, તેમ જ તેઉકાય તથા વાઉકાય ઉપરોક્ત અગિયાર તથા મનુષ્યત્રિક અને ઉચ્ચગોત્ર એમ પંદર વિના સામાન્યથી એકસો પાંચ પ્રકૃતિઓ બાંધે છે.

દેવતાઓ વૈક્રિય અષ્ટક, આહારકદ્વિક, વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક એ સોલ વિના એકસો ચાર અને નારકો પૂર્વોક્ત સોલ તથા એકેન્દ્રિય, સ્થાવર અને આતપ એમ ઓગણીશ વિના સામાન્યથી એકસો એક પ્રકૃતિઓ બાંધે છે, મનુષ્યો સામાન્યથી સર્વ (એકસો વીશ) પ્રકૃતિઓ બાંધે છે.

## સ્થિતિબંધ

અહિં અગિયાર અનુયોગદ્વારો છે. (૧) ઉત્કૃષ્ટ જઘન્ય સ્થિતિબંધ પ્રમાણ (૨) એકેન્દ્રિયાદિ આશ્રયી ઉત્કૃષ્ટ-જઘન્ય સ્થિતિબંધ પ્રમાણ, (૩) નિષેક, (૪) અબાધાકંડક, (૫) સ્થિતિસ્થાન, (૬) સંક્લેશ સ્થાન, (૭) વિશુદ્ધિ સ્થાન, (૮) સ્થિતિબંધ અધ્યવસાય સ્થાન પ્રમાણ, (૯) સાદ્યાદિ, (૧૦) સ્વામિત્વ, (૧૧) શુભાશુભત્વ, આ અગિયાર દ્વારોની ક્રમશઃ વિચારણા છે.

(૧) **સ્થિતિબંધ પ્રમાણ**—અવસ્થાનકાલ અને ભોગ્યકાલ એમ કર્મની સ્થિતિ બે પ્રકારે છે. ત્યાં વિવક્ષિત સમયે બંધાયેલ કર્મલતા (જો બંધ પછી તેમાં કોઈ ફેરફાર ન લાગે તો) ચરમસમયે ગોઠવાયેલ દલિકની અપેક્ષાએ આત્મા સાથે જેટલો સમય રહે તે તેનો અવસ્થાન કાળ અને વિવક્ષિત સમયે બંધાયેલ કર્મલતાના દલિકોની રચના જેટલા સમયોમાં થાય તે ભોગ્યકાળ અથવા નિષેક કહેવાય છે.

જે કર્મ જેટલા કોડાકોડી સાગરોપમનું બંધાય છે તે કર્મની તથાસ્વભાવે શરૂઆતના તેટલા સો વર્ષોના સમયપ્રમાણ સ્થાનો છોડી પછીના સમયથી ચરમસમય સુધી દલિકરચના થાય છે. એથી જેટલા સ્થાનોમાં દલિકરચના કરતો નથી તેટલો અબાધાકાળ અને શેષ ભોગ્યકાળ હોય છે. જેમ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ મિથ્યાત્વ મોહનીયકર્મ બંધાય છે ત્યારે સાત હજાર વર્ષ અબાધાકાળ અને સાત હજાર વર્ષ ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ નિષેકકાળ અથવા ભોગ્યકાળ હોય છે.

અહિં સૂત્રકાર મહર્ષિએ સર્વ પ્રકૃતિઓનો અવસ્થાનકાળ જણાવેલ છે અને ઉપર જણાવ્યા મુજબ અબાધાકાળ ન્યૂન શેષ ભોગ્યકાળ સ્વયં સમજવાનો છે. માત્ર આયુષ્ય કર્મમાં અબાધાકાળ નિયત ન હોવાથી તેનો ભોગ્યકાળ જ બતાવેલ છે.

કર્મના જઘન્ય સ્થિતિબંધમાં અબાધાકાળ સર્વત્ર અંતર્મુહૂર્ત્ત સમજવો. જ્યાં જઘન્ય સ્થિતિબંધ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જ હોય ત્યાં સ્થિતિબંધના અંતર્મુહૂર્ત્તથી અબાધાકાળનું અંતર્મુહૂર્ત્ત ઘણું જ નાનું હોય છે.

મોહનીયકર્મનો સિત્તેર કોડાકોડી, નામ તથા ગોત્રની વીશ કોડાકોડી, આયુષ્યનો પૂર્વ ક્રોડના ત્રીજા ભાગે અધિક તેત્રીશ અને જ્ઞાનાવરણ વગેરે શેષ ચાર કર્મનો ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે.

ઉપશાંતમોહાદિ ત્રણ ગુણસ્થાનકે રસ રહિત બે સમયપ્રમાણ સાતાવેદનીય બંધાય છે. તેને છોડી સકષાયી જીવની અપેક્ષાએ વેદનીયનો બાર, નામ તથા ગોત્રનો આઠ મુહૂર્ત્ત અને શેષ પાંચ કર્મની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ છે.

હાસ્ય, રતિ, પુરુષવેદ, દેવદ્વિક, પ્રથમ સંઘયણ, પ્રથમ સંસ્થાન, શુક્લવર્ણ, સુરભિગંધ, મધુર રસ, લઘુ, મૃદુ, સ્નિગ્ધ અને ઉષ્ણ એ ચાર સ્પર્શ, શુભવિહાયોગતિ, સ્થિરષટ્ક અને ઉચ્ચગોત્ર આ બાવીશ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. ત્યાં એક હજાર વર્ષ અબાધાકાળ અને શેષ ભોગ્યકાળ છે. આ રીતે સર્વ પ્રકૃતિઓમાં અબાધાકાળ તથા ભોગ્યકાળ સ્વયં વિચારી લેવો.

બીજા સંઘયણ તથા બીજા સંસ્થાનનો બાર કોડાકોડી, હાલિદ્રવર્ણ અને આમ્લરસનો સાડાબાર કોડાકોડી, ત્રીજા સંઘયણ તથા સંસ્થાનનો ચૌદ કોડાકોડી, સાતાવેદનીય, સ્ત્રીવેદ, મનુષ્યદ્વિક, રક્તવર્ણ તથા કષાય રસનો પંદર કોડાકોડી, ચોથા સંઘયણ-સંસ્થાનનો સોલ કોડાકોડી, નીલવર્ણ અને કટુરસનો સાડાસત્તર કોડાકોડી, પંચમ સંઘયણ-સંસ્થાન, સૂક્ષ્મત્રિક તથા વિકલત્રિક એ આઠનો અઢાર કોડાકોડી, અરતિ, શોક, ભય, જુગુપ્સા, નપુંસકવેદ, તિર્યંચદ્વિક, નરકદ્વિક, એકેન્દ્રિય-પંચેન્દ્રિય જાતિ, ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક, તૈજસ, કાર્મણ, છેવટ્ઠું સંઘયણ, હુંડક સંસ્થાન, કૃષ્ણવર્ણ, દુરભિગંધ, તિક્તરસ, ગુરુ, કર્કશ, રુક્ષ અને શીત એ ચાર સ્પર્શ, અશુભ વિહાયોગતિ, તીર્થંકર નામકર્મ વિના સાત પ્રત્યેક પ્રકૃતિ, ત્રસ ચતુષ્ક, સ્થાવર, અસ્થિરષટ્ક અને નીચગોત્ર આ છેતાલીશ પ્રકૃતિઓનો વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે.

પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, અસાતવેદનીય અને પાંચ અંતરાય-એ વીશનો ત્રીશ કોડાકોડી, સોલ કષાયનો ચાલીશ કોડાકોડી અને મિથ્યાત્વ મોહનીયનો સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે.

આયુષ્યમાં અન્યકર્મની જેમ અબાધાકાળ નિયત નથી, પરભવનું આયુ બાંધે ત્યારે ભોગવાતા ભવનું જેટલું આયુષ્ય બાકી હોય તેટલો અબાધાકાળ હોય છે. વળી ભોગવાતા ભવના આયુના છેલ્લા તૃતીયાંશ ભાગમાં અથવા તેના ત્રીજા ત્રીજા ભાગમાં ગમે ત્યારે જઘન્ય કે ઉત્કૃષ્ટ આયુષ્ય બાંધી શકે છે. તેથી પૂર્વક્રોડના આયુવાળા પોતાના ભવના બે ભાગ ગયા પછી તરત જ ઉત્કૃષ્ટ આયુષ્ય બાંધે અને જઘન્ય આયુ બાંધે ત્યારે અનુક્રમે ઉત્કૃષ્ટ સ્થિતિબંધે ઉત્કૃષ્ટ અબાધા અને જઘન્ય સ્થિતિબંધે ઉત્કૃષ્ટ અબાધા થાય. તે જ પ્રમાણે ભોગવાતું આયુષ્ય અંતર્મુહૂર્ત્ત બાકી રહે ત્યારે ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુષ્ય બાંધનારને અનુક્રમે ઉત્કૃષ્ટ સ્થિતિબંધે જઘન્ય અબાધા અને જઘન્ય સ્થિતિબંધે જઘન્ય અબાધા થાય છે. આ પ્રમાણે આયુષ્યની ચતુર્ભંગી થાય છે. તેથી જ મૂળગાથામાં આયુષ્યનો માત્ર ભોગ્યકાળ કહ્યો છે જે દેવ-નરક આયુષ્યનો તેત્રીશ સાગરોપમ અને મનુષ્ય-તિર્યંચાયુષ્યનો ત્રણ પલ્યોપમ પ્રમાણ છે.

કોઈપણ આયુષ્યને દેવ-નારકો અને યુગલિકો ઉત્કૃષ્ટ સ્થિતિએ બાંધતા નથી તેથી પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા જે મનુષ્ય-તિર્યંચો પોતાના આયુષ્યના બે ભાગ ગયા પછી તરત જ યથાસંભવ ચારે આયુષ્ય ઉત્કૃષ્ટ સ્થિતિએ બાંધે ત્યારે તેઓને ચારે આયુષ્યમાં પૂર્વક્રોડનો ત્રીજો ભાગ ઉત્કૃષ્ટ અબાધાકાળ હોય છે.

વિષ, શસ્ત્ર આદિ નિમિત્તો દ્વારા જેઓનું આયુષ્ય ઘટે નહિ અને જેમને મરણ સમયે તેવા નિમિત્તો પણ પ્રાપ્ત ન થાય-તે નિરુપક્રમી કહેવાય, સર્વ દેવો, નારકો અને યુગલિકો નિરુપક્રમી હોય છે. તે સર્વ પોતાના ભવનું આયુષ્ય છ માસ બાકી હોય ત્યારે જ પરભવનું આયુષ્ય બાંધે છે, મતાન્તરે યુગલિકો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ બાકી હોય ત્યારે અને નારકો અંતર્મુહૂર્ત્ત બાકી હોય ત્યારે પરભવનું આયુષ્ય બાંધે છે. તેથી નિરુપક્રમી જીવો આશ્રયી તેટલો જ અબાધાકાળ ઘટે છે.

સોપક્રમી જીવો અનુભવાતા આયુષ્યના ત્રીજા, નવમા, સત્તાવીશમા ભાગે કે યાવત્ અંતર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી રહે ત્યારે પરભવનુ આયુષ્ય બાંધે છે. તેથી જ પૂર્વક્રોડ વર્ષના આયુષ્યવાળા ત્રીજા ભાગના આરંભે પરભવનું ઉત્કૃષ્ટ આયુષ્ય બાંધે ત્યારે ઉત્કૃષ્ટ અબાધા સહિત ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે. પણ અન્યથા નહિ.

એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો મનુષ્યાયુ અને તિર્યંચાયુ એમ બે જ આયુષ્ય બાંધે છે અને તેઓ આ બન્ને આયુષ્યનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પોતાના ભવના ત્રીજા ભાગ સહિત પૂર્વક્રોડવર્ષ પ્રમાણ કરે છે. ત્યાં સ્વભવના આયુષ્યનો ત્રીજો ભાગ અબાધાકાળ અને પૂર્વક્રોડવર્ષ ભોગ્યકાળ છે.

અસંજ્ઞિ-પંચેન્દ્રિયો પૂર્વક્રોડના ત્રીજા ભાગ સહિત પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ચારે આયુષ્યનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. અહિં પણ પૂર્વક્રોડનો ત્રીજો ભાગ અબાધાકાળ અને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ભોગ્યકાળ સમજવો.

તીર્થંકર નામકર્મ અને આહારકદ્વિક એ ત્રણનો અનિકાચિત ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ છે અને અનિકાચિત જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણહીન અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. અબાધાકાળ અંતર્મુહૂર્ત્ત છે. અંતર્મુહૂર્ત્ત પછી આ ત્રણે પ્રકૃતિઓનો પ્રદેશોદય અવશ્ય થઇ જાય છે.

તીર્થંકર નામકર્મના પ્રદેશોદયવાળો પણ જીવ પોતાની સમાન કક્ષાવાળા અન્ય જીવોની અપેક્ષાએ ઐશ્વર્ય, સત્કાર, સમૃદ્ધિ આદિથી અધિક હોય છે, એમ કેટલાક આચાર્યો કહે છે. જુઓ પંચમ કર્મગ્રંથ ગા. ૩૩ ની ટીકા.

કોડાકોડી સાગરોપમમાં કાંઇક ન્યૂન હોય તે અંતઃકોડાકોડી સાગરોપમ કહેવાય છે. તેના અંતર્મુહૂર્ત્તની જેમ અસંખ્ય ભેદો થઈ શકે છે.

આ ત્રણે પ્રકૃતિઓની અલ્પનિકાચિત સ્થિતિ ઉત્કૃષ્ટથી સંખ્યાત ગુણહીન અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ અને ગાઢ નિકાચિત સ્થિતિ તીર્થંકર નામકર્મની કંઇક ન્યૂન એક ક્રોડ ચોરાશીલાખ પૂર્વ અધિક તેત્રીશ સાગરોપમ અને આહારકદ્વિકની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ઉત્કૃષ્ટથી હોય છે.

જેની ઉદ્વર્ત્તના-અપવર્ત્તના થઈ શકે તે અનિકાચિત અથવા અલ્પનિકાચિત કહેવાય તેવા જિનનામની સત્તાવાળો જીવ તિર્યંચમાં પણ જાય છે. અથવા તિર્યંચગતિમાં જતી વખતે અપવર્ત્તના દ્વારા અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ તીર્થંકર નામકર્મની સ્થિતિસત્તાનો ક્ષય કરી તિર્યંચગતિમાં જાય છે તેથી આગમ સાથે કોઇ વિરોધ આવતો નથી.

તીર્થંકર નામકર્મનો અલ્પનિકાચિત કે ગાઢનિકાચિત સ્થિતિબંધ તીર્થંકર થવાના ત્રીજા ભવમાં અને તે પણ મનુષ્યભવમાં જ થાય છે અને તેવી જિનનામની ગાઢનિકાચિત સત્તાવાળો તિર્યંચગતિમાં જતો નથી, પરંતુ બીજા ભવે દેવ કે નરકમાં જઇ ત્યાંથી મનુષ્યમાં આવી તીર્થંકર થાય છે. ગાઢનિકાચિત એટલે જે રીતે બાંધ્યુ હોય તે જ રીતે ભોગવવું પડે પણ તેમાં કોઇપણ કરણો દ્વારા કોઈપણ જાતનો ફેરફાર ન થાય.

તીર્થંકર નામકર્મની સાધિક પલ્યોપમ દેવની અપેક્ષાએ અથવા સાધિક ચોરાશી હજાર વર્ષ પ્રમાણ નારકની અપેક્ષાએ જઘન્યથી ગાઢનિકાચિત સ્થિતિ થાય છે.

મતાન્તરે જિનનામકર્મનો જઘન્ય સ્થિતિબંધ દશ હજાર વર્ષ પ્રમાણ અને આહારકદ્વિકનો અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કહ્યો છે. તે જે મતે તીર્થંકર નામકર્મની સત્તાવાળા ભવનપતિ આદિમાં ઉત્પન્ન થાય છે તેમની અપેક્ષાએ તીર્થંકર નામકર્મનો અને અપ્ર

અંતે અંતર્મુહૂર્ત પ્રમાણ આહારકદ્વિકનો બંધ કરી પ્રમત્ત ગુણસ્થાને આવી આહારક શરીર બનાવે તે અપેક્ષાએ આહારકદ્વિકનો જઘન્યબંધ ઘટી શકે એમ લાગે છે. પરંતુ સાસ્વાદનથી અપૂર્વકરણ ગુણસ્થાનક સુધી અંતઃકોડાકોડીથી ઓછો સ્થિતિબંધ જ નથી એમ આ જ ગ્રંથમાં કહ્યું છે અને આ ત્રણે પ્રકૃતિઓનો બંધ પણ અપૂર્વકરણના છઠ્ઠા ભાગ સુધી જ છે, છતાં મતાન્તરે આટલો સ્થિતિબંધ કહ્યો છે. જુઓ આચારાંગ ચૂર્ણિ जो अप्पमत्तो उवद्देति तस्स जहण्णेण अंतोमुहुत्तं, उक्कोसेण अट्ठसवच्छराइ (સ્થિતિબંધ થાય.)

ભવ્ય કે અભવ્ય સંજ્ઞિ-પંચેન્દ્રિય મિથ્યાદૃષ્ટિ તેમ જ સંજ્ઞિ-પંચેન્દ્રિય આયુષ્ય સિવાય સાસ્વાદનથી અપૂર્વકરણ ગુણસ્થાનક સુધી કોઈપણ કર્મનો અંતઃકોડાકોડી સાગરોપમથી હીન બંધ કરતા જ નથી તેથી સંજ્ઞિ-પંચેન્દ્રિયને અપૂર્વકરણ ગુણસ્થાનક સુધીમાં આયુષ્ય સિવાય જે પ્રકૃતિઓનો બંધવિચ્છેદ થાય છે તેમાંની જે પ્રકૃતિઓનો એકેન્દ્રિયમાં બંધ હોય છે તે પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયો જ કરે છે તેવી પ્રકૃતિઓ પંચાશી છે અને જે પ્રકૃતિઓનો એકેન્દ્રિય કે વિકલેન્દ્રિય બંધ કરતા નથી પરંતુ અસંજ્ઞિ કે સંજ્ઞિ-પંચેન્દ્રિયો જ કરે છે તે વૈક્રિયષટ્કનો જઘન્ય સ્થિતિબંધ અસંજ્ઞિ-પંચેન્દ્રિય અને અપૂર્વકરણ ગુણસ્થાનકથી આગળ સુધી બંધાતી બાવીશ પ્રકૃતિઓ તેમ જ સંજ્ઞિમાં જ બંધાતી આહારકદ્વિક અને જિનનામ એમ કુલ પચીશ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ સંજ્ઞિ-પંચેન્દ્રિય, તથા દેવ-નરકાયુનો સંજ્ઞિ-અસંજ્ઞિ પંચેન્દ્રિય અને શેષ બે આયુનો જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિય વગેરે સર્વ જીવભેદ કરે છે.

ચોરાશી લાખને ચોરાસી લાખે ગુણતાં સીત્તેર લાખ છપ્પન હજાર ક્રોડ થાય. તેટલા વર્ષનું એક પૂર્વ થાય છે. બસો છપ્પન આવલિકા પ્રમાણ નાનામાં નાનો ભવ તે ક્ષુલ્લકભવ. તેવા ક્ષુલ્લક ભવો અડતાલીશ મીનીટ પ્રમાણ એક મુહૂર્તમાં ૬૫૫૩૬ થાય છે. એક મુહૂર્તમાં ૩૭૭૩ શ્વાસોચ્છ્વાસ થાય છે અને એક શ્વાસોચ્છ્વાસમાં સાધિક સત્તર ક્ષુલ્લકભવ થાય છે.

એકેન્દ્રિય વગેરે ચૌદે પ્રકારના જીવો તિર્યંચ અને મનુષ્યાયુનો અંતર્મુહૂર્ત અધિક ક્ષુલ્લકભવ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ કરે છે. ત્યાં અંતર્મુહૂર્ત અબાધાકાળ અને ક્ષુલ્લકભવ ભોગ્યકાળ છે.

આવશ્યક ટીકા આદિના મતે ક્ષુલ્લકભવ પ્રમાણ આયુ માત્ર વનસ્પતિમાં જ હોય છે. શેષ તિર્યંચો તથા મનુષ્યનું આયુ અંતર્મુહૂર્ત પ્રમાણ છે.

અસંજ્ઞિ અને સંજ્ઞિ-પંચેન્દ્રિયો નરક અને દેવાયુનો અંતર્મુહૂર્ત અધિક દશ હજાર વર્ષ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ કરે છે.

ક્ષપક સ્વબંધ વિચ્છેદ સ્થિતિબંધે પુરુષવેદનો આઠ વર્ષ, સંજ્વલન ક્રોધનો બે

માસ, માનનો એક માસ, માયાનો પંદર દિવસ અને લોભ પાંચ જ્ઞાનાવરણ, પાંચ અંતરાય, તથા ચાર દર્શનાવરણ એ પંદરનો અન્તર્મુહૂર્ત પ્રમાણ, સાતાવેદનીયનો બાર મુહૂર્ત અને યશઃકીર્ત્તિ તથા ઉચ્ચગોત્રનો આઠ મુહૂર્ત પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ કરે છે.

પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિય વૈક્રિયષટ્કનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન $\frac{૧૦૦૦}{૭}$ સાગરોપમ પ્રમાણ અને સાર્ધશતક ગ્રંથના મતે પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન $\frac{૨૦૦૦}{૭}$ સાગરોપમ પ્રમાણ તેમ જ પ્રજ્ઞાપના સૂત્રના મતે દેવદ્વિકનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન $\frac{૧૦૦૦}{૭}$ સાગરોપમ જઘન્ય સ્થિતિબંધ કરે છે.

પંચસંગ્રહના મતે નિદ્રાપંચક વગેરે શેષ પંચાશી પ્રકૃતિઓનો પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિએ ભાગતાં જે આવે તે, પંચમ કર્મગ્રંથ તથા જીવાભિગમ આદિ સૂત્રના મતે ઉપર મુજબ ભાગતાં જે આવે તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન અને કર્મપ્રકૃતિના મતે પોતપોતાના વર્ગની ઉત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિએ ભાગતાં જે આવે તેમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન જઘન્ય સ્થિતિબંધ છે. આટલો જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયો જ કરે છે.

ત્યાં પંચસંગ્રહના મતે નિદ્રાપંચક અને અસાતાવેદનીય એ છનો $\frac{૩}{૭}$, મિથ્યાત્વ મોહનીયનો એક સાગરોપમ, અનંતાનુબંધી આદિ આદ્ય બાર કષાયનો $\frac{૪}{૭}$, હાસ્ય, રતિ, પ્રથમ સંઘયણ, પ્રથમ સંસ્થાન, શુભવિહાયોગતિ, શુક્લવર્ણ, સુરભિગંધ, મધુરરસ, લઘુ આદિ ચાર શુભ સ્પર્શ અને સ્થિરપંચક એ સત્તરનો $\frac{૧}{૭}$, દ્વિતીય સંહનન અને દ્વિતીય સંસ્થાનનો $\frac{૬}{૩૫}$, તૃતીય સંહનન તથા તૃતીય સંસ્થાનનો $\frac{૭}{૩૫}$, સ્ત્રીવેદ તથા મનુષ્યદ્વિક એ ત્રણનો $\frac{૩}{૧૪}$, ચતુર્થ સંહનન અને ચતુર્થ સંસ્થાનનો $\frac{૮}{૩૫}$, પંચમ સંહનન, પંચમ સંસ્થાન, વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક એ આઠનો $\frac{૯}{૩૫}$ અને શેષ અરતિ, શોક, ભય, જુગુપ્સા, નપુંસકવેદ, તિર્યંચદ્વિક, એકેન્દ્રિય, પંચેન્દ્રિય જાતિ, ઔદારિકદ્વિક, તૈજસ, કાર્મણ, છેવટ્ઠું સંઘયણ, હુંડક સંસ્થાન, હારિદ્રાદિ ચાર વર્ણ, આમ્લાદિ ચાર રસ, દુરભિગંધ, ગુરુ આદિ ચાર અશુભ સ્પર્શ, અશુભ વિહાયોગતિ, તીર્થંકર નામકર્મ વિના પરાઘાતાદિ સાત પ્રત્યેક પ્રકૃતિ, ત્રસ ચતુષ્ક, સ્થાવર, અસ્થિરષટ્ક અને નીચગોત્ર આ અડતાલીશ પ્રકૃતિઓનો $\frac{૨}{૭}$ સાગરોપમ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ છે.

પંચમ કર્મગ્રંથ તથા જીવાભિગમ આદિ સૂત્રના મતે ઉપર જે જે પ્રકૃતિઓનો જેટલો જઘન્ય સ્થિતિબંધ દર્શાવેલ છે તે જ સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન છે.

કર્મપ્રકૃતિના મતે નિદ્રાપંચક અને અસાતાવેદનીયનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન $\frac{૩}{૭}$, મિથ્યાત્વ મોહનીયનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક સાગરોપમ, પ્રથમના બાર કષાયનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન $\frac{૪}{૭}$ અને શેષ બાશી

પ્રકૃતિઓનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન ૢ સાગરોપમ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ છે.

## (૨) એકેન્દ્રિયાદિને વિષે જઘન્યાદિ સ્થિતિબંધ

એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો જિનનામ આદિ અગિયાર વિના શેષ એકસો નવ પ્રકૃતિ બાંધે છે. તેમાંથી મનુષ્ય તથા તિર્યંચાયુનો જઘન્ય તથા ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પ્રથમ જણાવ્યો છે, તેથી હવે શેષ એકસો સાત પ્રકૃતિઓનો બતાવવો જોઈએ.

ત્યાં ઉપર વર્ણચતુષ્કના જે પેટા ભેદો પણ ગણાવ્યા છે તેની વિવક્ષા ન કરીએ તો પંચાશી પ્રકૃતિઓનો ત્રણે મતે જે જઘન્ય સ્થિતિબંધ બતાવ્યો છે-તેટલો તે તે પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયો કરે છે. શેષ બાવીશ પ્રકૃતિઓમાંથી પંચસંગ્રહના મતે પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ૢ, સાતાવેદનીયનો ૢ, ચાર સંજ્વલનનો ૣ, પુરુષવેદ, યશઃકીર્તિ અને ઉચ્ચગોત્ર આ ત્રણેનો ૢ સાગરોપમ પ્રમાણ અને પંચમ કર્મગ્રંથ તથા જીવાભિગમ આદિ સૂત્રના મતે પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન ઉપર જણાવેલ છે તે જ અને કર્મપ્રકૃતિના મતે મતિજ્ઞાનાવરણાદિ ચૌદ અને સાતાવેદનીય એ પંદરનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન ૢ, ચાર સંજ્વલનનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન ૣ પુરુષવેદ, ઉચ્ચગોત્ર અને યશઃકીર્તિ એ ત્રણનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન ૢ સાગરોપમ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયો કરે છે.

ત્રણે મતે એકેન્દ્રિયોને ઉપર જે એકસો સાત પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ કહ્યો છે તે દરેકમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ યુક્ત કરતાં જેટલો થાય તેટલો તે તે મતે એકેન્દ્રિયો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે.

પંચસંગ્રહના મતે એકેન્દ્રિયો જેટલો જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે તેથી પચીશ, પચાસ, સો અને હજાર ગુણો એકસો સાતે પ્રકૃતિઓનો જઘન્ય તથા ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અનુક્રમે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિ-પંચેન્દ્રિયો કરે છે.

પંચમ કર્મગ્રંથ આદિના મતે તથા કર્મપ્રકૃતિના મતે એકેન્દ્રિયો જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે તેથી પચીશ, પચાસ, સો અને હજાર ગુણો અનુક્રમે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિ-પંચેન્દ્રિય ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે અને પોતપોતાના ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાંથી પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ન્યૂન કરતાં જેટલો રહે તેટલો બેઇન્દ્રિયાદિ જઘન્ય સ્થિતિબંધ કરે છે.

જ્યારે પ્રજ્ઞાપના સૂત્રના મતે પંચમ કર્મગ્રંથાદિના મતે બતાવેલ બેઇન્દ્રિયાદિના પોતપોતાના ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાંથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યૂન કરતાં જેટલો રહે તેટલો બેઇન્દ્રિયાદિનો જઘન્ય સ્થિતિબંધ છે.

અસંજ્ઞિ-પંચેન્દ્રિયો ઉપર જણાવેલ એકસો સાત પ્રકૃતિઓ ઉપરાંત વૈક્રિયષટ્ક પણ બાંધે છે અને તેનો પ્રથમ બતાવેલ જઘન્ય સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતમા ભાગથી યુક્ત કરતાં તેમ જ શતકચૂર્ણિના મતે પલ્યોપમનો સંખ્યાતમો ભાગ અધિક કરતાં જેટલો થાય તેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ છે.

સંજ્ઞિ-પંચેન્દ્રિયો પાંત્રીશ પ્રકૃતિઓમાંથી વૈક્રિયષટ્ક સિવાય શેષ ઓગણત્રીશ પ્રકૃતિઓનો પ્રથમ બતાવ્યો તે પ્રમાણે અને વૈક્રિયષટ્ક તથા શેષ પંચાશી પ્રકૃતિઓનો અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ અને ઉત્કૃષ્ટથી તે તે પ્રકૃતિઓનો પ્રથમ જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો છે તેટલો કરે છે.

જઘન્ય સ્થિતિબંધમાં અબાધાકાળ સર્વત્ર અંતર્મુહૂર્ત પ્રમાણ છે.

## (૩) નિષેક વિચાર

જે સમયે કર્મ બંધાય છે તે જ સમયે તેના અબાધાકાળના સમયો છોડી પછીના સમયોમાં દલિકની રચના થાય છે. એ વાત પ્રથમ સમજાવેલ છે. અહિં તે દલિકરચનાનો (૧) અનંતરોપનિધા અને પરંપરોપનિધા એમ બે પ્રકારે વિચાર કરેલ છે.

(૧) પૂર્વ પૂર્વના સમયની અપેક્ષાએ અનંતર પછી-પછીના સમયમાં કેટલી દલિક રચના કરે છે? એમ વિચારવું તે અનંતરોપનિધા.

(૨) પહેલા સ્થાનની અપેક્ષાએ કેટલા સ્થાનો પછી દલિકરચના અર્ધી અર્ધી થાય છે એમ વિચારવું તે પરંપરોપનિધા.

ત્યાં અનંતરોપનિધાથી વિચાર કરતાં અબાધાકાળ પછીના પ્રથમ સમયમાં સર્વથી વધારે અને તેની પછીના સમયથી તે સમયે બંધાયેલ સ્થિતિના ચરમસમય સુધી અનુક્રમે પછી પછીના સમયમાં વિશેષહીન-વિશેષહીન દલિકરચના થાય છે.

પરંપરોપનિધાથી વિચારતાં અબાધાકાળ પછીના પહેલા સમયમાં જે દલિકરચના થાય છે તેની અપેક્ષાએ ત્યાંથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમયો ઓળંગી પછીના સમયમાં અર્ધ દલિકની રચના થાય છે અને તેની અપેક્ષાએ ત્યાંથી પુનઃ પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયો ઓળંગી પછીના સમયમાં અર્ધ દલિકની રચના થાય છે. એમ જ્યાં અર્ધ હાનિ થાય છે તે તે સમયની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમયો ઓળંગી પછી-પછીના સમયમાં અર્ધ-અર્ધ દલિકરચના તે સમયે બંધાયેલ કર્મસ્થિતિના ચરમસમય સુધી થાય છે.

કોઈપણ કર્મના ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં આવી અર્ધ-અર્ધ હાનિઓ કુલ પલ્યોપમના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ થાય છે અને સર્વ અર્ધ અર્ધ હાનિઓથી બે હાનિ વચ્ચે રહેલ નિષેક સ્થાનો અસંખ્યાતગુણાં છે.

### (૪) અબાધા કંડક

કોઈપણ કર્મનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિબંધ ઘટે અથવા વધે ત્યારે અબાધાકાળમાંથી એક સમયની હાનિ અથવા વૃદ્ધિ થાય. દૃષ્ટાન્ત તરીકે જ્ઞાનાવરણીય કર્મનો ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય, અથવા સમય ન્યૂન, બે સમય ન્યૂન એમ યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય ત્યાં સુધી બરાબર ત્રણ હજાર વર્ષ પ્રમાણ અબાધાકાળ હોય છે અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂનથી આરંભી સમય-સમયની હાનિએ યાવત્ પલ્યોપમના બે અસંખ્યાતમા ભાગે ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ન થાય ત્યાં સુધી એક સમય ન્યૂન ત્રણ હજાર વર્ષ પ્રમાણ અબાધાકાળ હોય છે. એ પ્રમાણે અબાધાકાળમાંથી સમય સમયની હાનિ કરતાં પલ્યોપમના જેટલા અસંખ્યાતમા ભાગ ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય તેટલા સમય ન્યૂન ઉત્કૃષ્ટ અબાધા હોય છે. એ પ્રમાણે સ્થિતિબંધમાંથી પલ્યોપમનો એક એક અસંખ્યાતમો ભાગ અને અબાધાકાળમાંથી એક એક સમય ન્યૂન થતાં યાવત્ જ્ઞાનાવરણીય કર્મનો સંજ્ઞિ પંચેન્દ્રિયનો અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબંધ થાય ત્યારે અંતર્મુહૂર્ત પ્રમાણ જઘન્ય અબાધા હોય છે.

એક સમય અબાધાકાળની હાનિ અથવા વૃદ્ધિમાં જે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિબંધની હાનિ અથવા વૃદ્ધિ થાય છે તે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિઓનું એક અબાધાકંડક કહેવાય છે. એમ અન્તર્મુહૂર્ત ન્યૂન ત્રણ હજાર વર્ષના સમય પ્રમાણ જ્ઞાનાવરણીય કર્મના અબાધાકંડકો થાય છે. એમ દરેક કર્મમાં જઘન્ય અબાધા ન્યૂન પોતાની ઉત્કૃષ્ટ અબાધાના સમયો પ્રમાણ અબાધાકંડકો થાય છે.

### (૫) સ્થિતિસ્થાન દ્વાર

સ્થિતિસ્થાન-સ્થિતિના ભેદો, તે બંધ અને સત્તા આશ્રયી બે પ્રકારે છે.

ત્યાં જે સ્થિતિ સત્તામાં હોય તેમાંથી અનુભવવા દ્વારા અથવા સ્થિતિઘાતાદિથી સમય સમય પ્રમાણ આદિ સ્થિતિનો ક્ષય થવાથી જેટલી-જેટલી સ્થિતિ સત્તામાં રહે તે સત્તાગત સ્થિતિસ્થાનો કહેવાય. તેનો વિચાર આ જ દ્વારમાં આગળ સત્તા પ્રકરણમાં કરવામાં આવશે. તેથી અહિં બંધ આશ્રયી સ્થિતિસ્થાનો બતાવે છે.

એક સમયે જેટલો સ્થિતિબંધ થાય તે બંધ આશ્રયી સ્થિતિસ્થાન કહેવાય છે. ત્યાં જઘન્ય સ્થિતિબંધ તે પહેલું સ્થિતિસ્થાન, સમયાધિક જઘન્ય સ્થિતિબંધ તે બીજું, બે સમયાધિક જઘન્ય સ્થિતિબંધ તે ત્રીજું સ્થિતિસ્થાન. એમ સમય સમયની વૃદ્ધિએ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધી અસંખ્ય સ્થિતિસ્થાનો થાય છે.

જે કર્મની જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ હોય તેમાંથી અભવ્ય સંજ્ઞિ પંચે૦ પ્રાયોગ્ય

જઘન્ય સ્થિતિ બાદ કરી શેષ રહેલ સ્થિતિના સમયો પ્રમાણ તે તે કર્મના નિરંતર સ્થિતિસ્થાનો થાય છે અને અભવ્ય સંજ્ઞિ પંચેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબંધથી નીચે કેટલાંક સાન્તર સ્થિતિસ્થાનો હોય છે.

ત્યાં નામ અને ગોત્રકર્મના આઠ મુહૂર્ત ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમના સમય પ્રમાણ, મોહનીયનાં અંતર્મુહૂર્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમના સમય પ્રમાણ, આયુષ્યના અબાધારૂપ અંતર્મુહૂર્ત સહિત ક્ષુલ્લકભવ ન્યૂન પૂર્વકોડિના ત્રીજા ભાગે અધિક તેત્રીશ સાગરોપમના સમય પ્રમાણ, વેદનીયનાં બાર મુહૂર્ત ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમના સમય પ્રમાણ, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયનાં અંતર્મુહૂર્ત ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમના સમય પ્રમાણ બંધ આશ્રયી સ્થિતિસ્થાનો એટલે કે સ્થિતિબંધ સ્થાનો હોય છે. આ પ્રમાણે ઉત્તરપ્રકૃતિઓમાં પણ સ્વયં વિચારી લેવું. આ પ્રમાણે સામાન્યથી સ્થિતિસ્થાનો થાય છે, પરંતુ અભવ્ય સંજ્ઞિ પંચે૦ પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબંધથી નીચે નિરંતર નહિ પણ સાન્તર સ્થિતિસ્થાનો હોવાથી થોડા ઓછા સ્થિતિસ્થાનો થાય છે.

અપર્યાપ્ત સૂક્ષ્મનાં સ્થિતિસ્થાનો સર્વથી અલ્પ છે. તે થકી અપર્યાપ્ત બાદર, પર્યાપ્ત સૂક્ષ્મ અને પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનો અનુક્રમે સંખ્યાતગુણ છે. સામાન્યથી આ ચારે ભેદના સ્થિતિસ્થાનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ હોવા છતાં અસંખ્યાતમો ભાગ નાનો-મોટો ગ્રહણ કરવાનો હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વ ઘટી શકે છે.

પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનોથી અપર્યાપ્ત બેઇન્દ્રિયનાં સ્થિતિસ્થાનો અસંખ્યગુણ છે. કારણ કે-બેઇન્દ્રિયના ઉત્કૃષ્ટ તથા જઘન્ય સ્થિતિબંધ વચ્ચે પલ્યોપમના સંખ્યાતમા ભાગનું અંતર હોવાથી અપર્યાપ્ત બેઇન્દ્રિયનાં સ્થિતિસ્થાનો પલ્યોપમના સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ છે. જ્યારે પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ જ છે અને અસંખ્યાતમા ભાગથી સંખ્યાતમો ભાગ સામાન્યથી દરેક સ્થળે અસંખ્યગુણ મોટો જ લેવાનો હોય છે. તેથી પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનાં સ્થિતિસ્થાનોથી અપર્યાપ્ત બેઇન્દ્રિયનાં સ્થિતિસ્થાનો અસંખ્યગુણ છે.

અપર્યાપ્ત બેઇન્દ્રિયથી પર્યાપ્ત બેઇન્દ્રિય, અપર્યાપ્ત તથા પર્યાપ્ત તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિ અને સંજ્ઞિ-પંચેન્દ્રિયનાં સ્થિતિસ્થાનો અનુક્રમે એક એકથી સંખ્યાતગુણ છે. સામાન્યથી અપર્યાપ્ત બેઇન્દ્રિયથી પર્યાપ્ત અસંજ્ઞિ-પંચેન્દ્રિય સુધીના આઠ જીવભેદમાં ઉત્કૃષ્ટ-જઘન્ય સ્થિતિ વચ્ચે પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ અંતર હોવાથી પલ્યોપમના સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ સ્થિતિસ્થાનો છે છતાં પલ્યોપમનો સંખ્યાતમો ભાગ અનુક્રમે મોટો મોટો લેવાનો હોવાથી ઉપરોક્ત અલ્પબહુત્વ પ્રાપ્ત થાય છે.

અપર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિયને ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધ વચ્ચે સંખ્યાત ભાગ ન્યૂન અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ અંતર હોવાથી તેટલા સમય પ્રમાણ સ્થિતિસ્થાનો છે અને પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિયમાં મિથ્યાત્વ ગુણસ્થાનક આશ્રયી અંતઃકોડાકોડી સાગરોપમ ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિબંધના સમય પ્રમાણ સ્થિતિસ્થાનો છે.

## (૬) સંક્લેશસ્થાન અને (૭) વિશુદ્ધિસ્થાન દ્વાર

(૧) પતિત પરિણામી જીવના કષાયની તીવ્રતા રૂપ જે સંક્લિષ્ટ પરિણામો તે સંક્લેશસ્થાનો અને (૨) ચડતા પરિણામવાળા જીવના કષાયની મંદતા રૂપ જે વિશુદ્ધ પરિણામો તે વિશુદ્ધિસ્થાનો છે.

જેટલા સંક્લેશસ્થાનો હોય છે તેટલા જ વિશુદ્ધિસ્થાનો હોય છે. કેમકે છેલ્લા અને પહેલા સ્થાન સિવાય પડતા પરિણામવાળાને જે સંક્લેશસ્થાનો ગણાય છે તે જ ચડતા પરિણામવાળા જીવને વિશુદ્ધિસ્થાનો ગણાય છે.

તે બન્ને પ્રકારનાં સ્થાનો અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયને સર્વથી અલ્પ છે, તેનાથી અપર્યાપ્ત બાદર, પર્યાપ્ત સૂક્ષ્મ અને પર્યાપ્ત બાદર એકેન્દ્રિય. અપર્યાપ્ત તથા પર્યાપ્ત બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞિ-પંચેન્દ્રિય અને સંજ્ઞિ-પંચેન્દ્રિય જીવોને અનુક્રમે એક-એકથી અસંખ્યગુણ છે.

## (૮) અધ્યવસાયસ્થાન પ્રમાણ દ્વાર

એક એક સ્થિતિબંધના કારણભૂત આત્માના જે કષાયયુક્ત પરિણામો તે સ્થિતિબંધના અધ્યવસાયસ્થાનો કહેવાય છે. અનેક જીવો આશ્રયી પ્રત્યેક સ્થિતિબંધ સ્થાનમાં તે અધ્યવસાય સ્થાનો અસંખ્ય લોકાકાશના પ્રદેશ પ્રમાણ થાય છે.

ત્યાં આયુષ્યકર્મમાં જઘન્ય સ્થિતિબંધના કારણભૂત જે અસંખ્ય લોકાકાશ પ્રદેશ-પ્રમાણ અધ્યવસાયો છે તેનાથી સમયાધિક જઘન્ય સ્થિતિબંધમાં અસંખ્યગુણ. તેનાથી બે સમયાધિક, ત્રણ સમયાધિક જઘન્ય સ્થિતિબંધ આદિ યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધીના પ્રત્યેક સ્થિતિબંધમાં અનુક્રમે અસંખ્ય-અસંખ્યગુણ અધ્યવસાયસ્થાનો હોય છે.

શેષ સાત કર્મના જઘન્ય સ્થિતિબંધમાં જે અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો છે તે ઉત્તરોત્તર સમય-સમય અધિક સ્થિતિબંધસ્થાનમાં વિશેષાધિક વિશેષાધિક છે. એમ યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિબંધસ્થાનક સુધી સમજવું.

એક જ સાથે સમાન સ્થિતિવાળું જ કર્મ બંધાયુ હોવા છતાં તે સર્વ જીવોને એક જ સમયે, એક જ ક્ષેત્રમાં, એક જ પ્રકારના દ્રવ્યાદિક નિમિત્તથી એક સરખી રીતે ઉદયમા આવતું નથી. પરંતુ ભિન્ન ભિન્ન જીવોને. ભિન્ન ભિન્ન સમયે, જુદા જુદા સ્થાનમાં જુદા જુદા પ્રકારના દ્રવ્યાદિ નિમિત્તથી ભિન્ન ભિન્ન રીતે ઉદયમાં આવે છે. તેથી એકેક

સ્થિતિસ્થાનની અંદર, એક સમયે એક જીવને એક જ અધ્યવસાય હોવા છતાં અનેક જીવો આશ્રયી અસંખ્ય લોકાકાશના પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો ઘટી શકે છે.

## (૮) સાદ્યાદિ દ્વાર

આયુષ્ય વિના સાત મૂળકર્મના અજઘન્ય સ્થિતિબંધ સાદ્યાદિ ચાર પ્રકાર અને જઘન્યાદિ શેષ ત્રણ બંધ સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે હોવાથી એકેક કર્મના દશ એમ સાતકર્મના સિત્તેર અને આયુષ્યકર્મના જઘન્યાદિ ચારે બંધ સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે હોવાથી કુલ આઠ. એમ આઠે કર્મના કુલ અઠ્ઠોત્તેર ભાંગા થાય છે. તે આ પ્રમાણે-

મોહનીય કર્મનો જઘન્ય સ્થિતિબંધ ક્ષપક નવમા ગુણસ્થાનકના ચરમસમયે અને આયુષ્ય વિના શેષ છ કર્મનો સૂક્ષ્મસંપરાયના ચરમસમયે એક જ સમય પહેલી જ વાર કરે, પછી બંધવિચ્છેદ થાય. માટે સાદિ અધ્રુવ.

ક્ષપકશ્રેણિની અપેક્ષાએ ઉપશમશ્રેણિમાં ચડતી વખતે સામાન્યથી તે તે સ્થાને તે તે કર્મનો દ્વિગુણ અને ઉપશમશ્રેણિથી પડતી વખતે તે તે સ્થાને તે તે કર્મનો તેથી પણ દ્વિગુણ એટલે કે ક્ષપકશ્રેણિના બંધ કરતાં ચાર ગુણો સ્થિતિબંધ થાય છે.

જઘન્ય સિવાય સર્વ સ્થિતિબંધ અજઘન્ય કહેવાય, તે સાતે કર્મનો ઉપશાંત-મોહે અબંધ કરી ત્યાંથી પડતો દશમે ગુણસ્થાને આવી છ કર્મનો અને નવમે આવી મોહનીયકર્મનો પુનઃ બંધ શરૂ કરે ત્યારે અજઘન્ય સ્થિતિબંધની સાદિ, જેઓ અબંધ-સ્થાનને પામ્યા જ નથી તેઓને અનાદિ, અભવ્ય જીવોને બંધનો અંત જ થવાનો નથી માટે ધ્રુવ અને ભવ્ય જીવોને કાલાન્તરે બંધવિચ્છેદ થશે. માટે અધ્રુવ એમ અજ-ઘન્યબંધ ચાર પ્રકારે છે.

ઉપરોક્ત સાતે કર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અતિ સંક્લિષ્ટ પરિણામી સંજ્ઞિ-પંચે-ન્દ્રિય અન્તર્મુહૂર્ત્ત પર્યન્ત કરે, ત્યારબાદ સંજ્ઞિ અને અસંજ્ઞિ જીવો જઘન્યથી અન્ત-ર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી અનંતકાલ પર્યન્ત અનુત્કૃષ્ટ બંધ કરે, પુનઃ અતિસંક્લિષ્ટાવસ્થામાં સંજ્ઞિ-પંચેન્દ્રિય ઉત્કૃષ્ટ અને અન્યકાળે અનુત્કૃષ્ટ બંધ કરે. એમ વારાફરતી અનેકવાર પ્રાપ્ત થતા હોવાથી બન્ને સ્થિતિબંધો સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે હોય છે.

આયુષ્યકર્મ અધ્રુવબંધી જ હોવાથી તેના જઘન્યાદિ ચારે પ્રકારના બંધની જ્યારે શરૂઆત કરે ત્યારે સાદિ અને અંતર્મુહૂર્ત્ત પછી બંધ પૂર્ણ કરે ત્યારે અધ્રુવ એમ જઘન્યાદિ ચારે બંધ બે પ્રકારે છે.

પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ, પાંચ અંતરાય, ચાર સંજ્વલન આ અઢાર પ્રકૃતિઓનો અજઘન્ય સ્થિતિબંધ ચાર પ્રકારે અને શેષ જઘન્યાદિ ત્રણ સ્થિતિબંધો સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે હોવાથી એક એકના દશ એમ અઢાર પ્રકૃતિના (૧૮×૧૦=૧૮૦) એકસો એંશી અને શેષ એકસો બે પ્રકૃતિઓના જઘન્યાદિ ચારે સ્થિતિ-

બંધ સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે હોવાથી એક એકના આઠ ભાંગા થાય તેથી એકસો બેના કુલ (૧૦૨×૮=૮૧૬) આઠસો સોલ ભાંગા થાય. આ રીતે સર્વ ઉત્તર-પ્રકૃતિઓના નવસો છન્નુ (૯૯૬) ભાંગા થાય છે.

ત્યાં પાંચ જ્ઞાનાવરણ વગેરે ચૌદ પ્રકૃતિઓનો સૂક્ષ્મ સંપરાયના ચરમસમયે અને ચાર સંજ્વલનનો નવમા ગુણસ્થાને સ્વ-સ્વ બંધવિચ્છેદ સમયે ક્ષપક પહેલી જ વાર એક સમય જઘન્ય સ્થિતિબંધ કરે અને પછી બંધવિચ્છેદ થાય તેથી સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે જઘન્યબંધ થાય. તે સિવાયનો સર્વ અજઘન્ય સ્થિતિબંધ છે. તે અજઘન્ય સ્થિતિબંધની ઉપશમશ્રેણિમાં અબંધસ્થાનથી પડતા પોતપોતાના બંધના આદ્ય સમયે સાદિ થાય છે. અબંધસ્થાન નહિ પામેલાઓને અનાદિ છે. અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. એમ અજઘન્ય સ્થિતિબંધ ચાર પ્રકારે હોય છે.

શેષ ઓગણત્રીશ ધ્રુવબંધી પ્રકૃતિઓનો સર્વવિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય અંતર્મુહૂર્ત સુધી જઘન્ય સ્થિતિબંધ કરે છે. અને શેષકાળે અજઘન્ય સ્થિતિબંધ કરે છે. ફરી સર્વવિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિયપણામાં જઘન્ય અને શેષકાળે તે જ એકેન્દ્રિયો અને અન્યજીવો અજઘન્ય સ્થિતિબંધ કરે છે. તેથી આ બન્ને પ્રકારના સ્થિતિબંધ સાદિ-અધ્રુવ છે.

સુડતાલીશે ધ્રુવબંધી પ્રકૃતિઓનો સાત મૂળકર્મમાં જણાવ્યા મુજબ ફરી ફરી અનેકવાર ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ બંધ થતો હોવાથી તે બન્ને સાદિ અને અધ્રુવ એમ બે-બે પ્રકારે છે.

શેષ તોત્તેર પ્રકૃતિઓ અધ્રુવબંધી હોવાથી જ તેના જઘન્યાદિ ચારે બંધો સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે.

## (૧૦) સ્વામિત્વદ્વાર

પ્રથમ નરકાયુ બાંધી ક્ષયોપશમ સમ્યક્ત્વ પામી જે મનુષ્ય તીર્થંકર નામકર્મ બાંધી નરકમાં જતી વખતે અંતર્મુહૂર્ત પહેલાં મિથ્યાત્વ પામે તે મનુષ્ય મિથ્યાત્વ-પ્રાપ્તિના પૂર્વ સમયે એટલે કે સમ્યક્ત્વના ચરમ સમયે તીર્થંકર નામકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે. કેમકે તેના બંધમાં તે જ અતિસંક્લિષ્ટ છે. ક્ષાયિક સમ્યક્ત્વ લઈને નરકમાં જનારને આવા ક્લિષ્ટ પરિણામ ન હોવાથી તીર્થંકર નામકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતો નથી.

પ્રમત્તાભિમુખ અપ્રમત્તયતિ આહારકદ્વિકનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે, કારણ કે તેના બંધમાં તે જ અતિસંક્લિષ્ટ પરિણામી છે.

પૂર્વક્રોડ વર્ષના આયુવાળો અપ્રમત્તાભિમુખ પ્રમત્ત યતિ પોતાના આયુષ્યના ત્રીજા ભાગના પ્રથમ સમયે તેત્રીશ સાગરોપમ પ્રમાણ દેવાયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે.

પછી-પછીના સમયમાં અબાધામાંથી હાનિ થતી હોવાથી તે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહેવાય નહિ, અને અપ્રમત્ત ગુણસ્થાનકે આયુષ્યના બંધનો આરંભ થતો ન હોવાથી તેમજ તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામી મુનિ જ દેવાયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરતા હોવાથી અપ્રમત્તાભિમુખ પ્રમત્તયતિ કહેલ છે.

મનુષ્ય અને તિર્યંચાયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશુદ્ધ પરિણામી અને શેષ એકસો ચૌદ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંક્લિષ્ટ પરિણામી મિથ્યાદૃષ્ટિ સંજ્ઞિ-પંચેન્દ્રિયો કરે છે.

ત્યાં સૂક્ષ્મત્રિક, વિકલેન્દ્રિયત્રિક, નરકત્રિક, દેવદ્વિક, વૈક્રિયદ્વિક અને મનુષ્ય તિર્યંચાયુ એ પંદર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ મનુષ્ય-તિર્યંચો જ કરે છે. કારણકે-મનુષ્ય તિર્યંચાયુ સિવાય શેષ તેર પ્રકૃતિઓ દેવ-નારકો તથાસ્વભાવે બાંધતાં નથી, તેમાં નરકદ્વિક તથા વૈક્રિયદ્વિકનો અતિસંક્લિષ્ટ અને શેષ નવ પ્રકૃતિઓનો તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ મનુષ્ય-તિર્યંચો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. જ્યારે મનુષ્ય તિર્યં-ચાયુની ત્રણ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ દેવો તથા નારકો તથાસ્વભાવે જ બાંધતા નથી અને અતિવિશુદ્ધ પરિણામે આયુબંધનો નિષેધ હોવાથી આ બન્ને આયુ-ષ્યનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તત્પ્રાયોગ્ય વિશુદ્ધ મનુષ્ય-તિર્યંચો જ કરે છે.

નારકો તથા સનત્કુમારાદિ દેવો તેમાં ઉત્પન્ન ન થતા હોવાથી એકેન્દ્રિય, સ્થાવર અને આતપ નામકર્મનો બંધ કરતા નથી અને મનુષ્ય-તિર્યંચો અતિસંક્લિષ્ટ પરિ-ણામે નરક પ્રાયોગ્ય જ બંધ કરતા હોવાથી આ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરતા નથી. જ્યારે ભવનપત્યાદિ ઈશાન સુધીના દેવોને હલકામાં હલકું ઉત્પત્તિસ્થાન એકે-ન્દ્રિયમાં જ હોવાથી તેઓ આ ત્રણ પ્રકૃતિઓનો અતિસંક્લિષ્ટ પરિણામે ઉત્કૃષ્ટ સ્થિતિ-બંધ કરે છે.

અતિસંક્લિષ્ટ પરિણામી નારકો તથા સહસ્રાર સુધીના દેવો તિર્યંચદ્વિક, ઔદા-રિકદ્વિક, છેવટ્ઠું સંઘયણ અને ઉદ્યોત નામકર્મનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે, ત્યાં ઔદારિક અંગોપાંગ અને છેવટ્ઠા સંઘયણનો ઇશાન સુધીના દેવો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરતા નથી કારણ કે ઇશાન સુધીના દેવો એકેન્દ્રિયમાં પણ ઉત્પન્ન થતા હોવાથી અતિસંક્લિષ્ટ પરિણામે એકેન્દ્રિય પ્રાયોગ્ય બંધ કરે છે. તેથી તેની સાથે ઔદારિક અંગોપાંગ અને છેવટ્ઠું સંઘયણ બંધાતું નથી.

આ છએ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અતિસંક્લિષ્ટ પરિણામે જ થાય છે. મનુષ્ય તથા તિર્યંચો અતિસંક્લિષ્ટ પરિણામે નરક પ્રાયોગ્ય જ બંધ કરે છે અને મધ્યમ પરિણામ હોય તો આ પ્રકૃતિઓનો મધ્યમ સ્થિતિબંધ કરે છે પણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરતા નથી.

સાતાવેદનીય, હાસ્ય, રતિ, સ્ત્રીવેદ, મનુષ્યદ્વિક, પ્રથમનાં પાંચ સંઘયણ તથા પાંચ સંસ્થાન, શુભવિહાયોગતિ, સ્થિરષટ્ક અને ઉચ્ચગોત્ર આ પચીશ પ્રકૃતિઓનો

ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ ચારે ગતિના મિથ્યાદૃષ્ટિઓ કરે છે, કારણ કે અતિસંક્લિષ્ટ પરિણામે આ પ્રકૃતિઓ બંધાતી જ નથી.

શેષ અડસઠ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અતિસંક્લિષ્ટ પરિણામી ચારે ગતિના મિથ્યાદૃષ્ટિ જીવો કરે છે.

ક્ષપક સ્વ-સ્વ બંધ-વિચ્છેદ સમયે જિનનામ, આહારકદ્વિક, પુરુષવેદ, ચાર સંજ્વલન, પાંચ જ્ઞાનાવરણ. ચાર દર્શનાવરણ, સાતાવેદનીય, યશઃકીર્તિ, ઉચ્ચગોત્ર અને પાંચ અંતરાય-આ પચ્ચીશ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ કરે છે.

વૈક્રિયષટ્કનો તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પર્યાપ્ત અસંજ્ઞિ-પંચેન્દ્રિય, દેવાયુનો તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ અને નરકાયુનો તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પર્યાપ્ત અસંજ્ઞિ તથા સંજ્ઞિ પંચેન્દ્રિય તેમજ શેષ બે આયુષ્યનો તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ એકેન્દ્રિયાદિ સઘળા જીવો જઘન્ય સ્થિતિબંધ કરે છે.

શેષ પંચાશી પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ યથાસંભવ તત્પ્રાયોગ્યવિશુદ્ધ અથવા સર્વવિશુદ્ધ પર્યાપ્ત બાદર પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય જીવો કરે છે. કેમકે સંજ્ઞિ-પંચેન્દ્રિયો આ પંચાશી પ્રકૃતિઓનો અંતઃકોડાકોડી સાગરોપમથી ઓછો બંધ કરતા જ નથી. તેમજ બેઇન્દ્રિય વગેરે જીવો પણ એકેન્દ્રિયથી પણ પચીશગુણ વગેરે પ્રમાણ જ બંધ કરે છે.

## (૧૧) શુભાશુભત્વ

દેવ, મનુષ્ય અને તિર્યંચાયુ વિના શેષ એકસો સત્તર પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અતિસંક્લિષ્ટ પરિણામે બંધાય છે માટે આ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ છે. વળી અશુભપ્રકૃતિઓમાં ઉત્કૃષ્ટસ્થિતિબંધ વખતે રસ પણ ઉત્કૃષ્ટ બંધાય છે તે ઉત્કૃષ્ટ રસ પણ અશુભ છે. જ્યારે શુભપ્રકૃતિઓના ઉત્કૃષ્ટસ્થિતિબંધ વખતે રસ જઘન્ય બંધાય છે, પણ ઉત્કૃષ્ટ બંધાતો નથી, અને શુભપ્રકૃતિઓનો જઘન્ય રસ અશુભ ગણાય છે. માટે પણ ઉત્કૃષ્ટ સ્થિતિ અશુભ છે.

જઘન્યસ્થિતિ કષાયની મંદતા વડે બંધાતી હોવાથી તેમજ અશુભપ્રકૃતિઓના જઘન્યસ્થિતિબંધમાં જઘન્યરસ અને શુભપ્રકૃતિઓના જઘન્યસ્થિતિબંધમાં ઉત્કૃષ્ટરસ બંધાતો હોવાથી શુભ છે.

તિર્યંચાદિ ત્રણ આયુષ્યનો ઉત્કૃષ્ટસ્થિતિબંધ વિશુદ્ધિએ થાય છે અને તે વખતે તેમાં રસ પણ ઉત્કૃષ્ટ બંધાય છે માટે તે શુભ છે. અને જઘન્યસ્થિતિબંધ સંક્લિષ્ટ પરિણામે બંધાય છે તેમજ તે સમયે રસ પણ જઘન્ય બંધાય છે. માટે તે અશુભ છે.

### —: રસબંધ :—

આ વિષયમાં (૧) સાદ્યાદિ, (૨) સ્વામિત્વ, અને (૩) અલ્પબહુત્વ. આ ત્રણ સંબંધી વિચાર કરવાનો છે.

## (૧) સાદ્યાદિ.

સાદ્યાદિ પ્રરૂપણા મૂળ અને ઉત્તરકર્મ આશ્રયી બે પ્રકારે છે.

ત્યાં ચાર ઘાતીકર્મનો અજઘન્ય રસબંધ સાદ્યાદિ ચાર પ્રકારે અને શેષ જઘન્યાદિ ત્રણ બંધો સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે: તેથી આ ચારે કર્મના દશ, દશ ભાંગા છે, નામ અને વેદનીયકર્મનો અનુત્કૃષ્ટ રસબંધ સાદ્યાદિ ચાર પ્રકારે અને ઉત્કૃષ્ટાદિ શેષ ત્રણ સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે. તેથી એ બે કર્મના પણ દશ, દશ ભાંગા થાય છે. ગોત્રકર્મનો અનુત્કૃષ્ટ અને અજઘન્ય સાદિ-અધ્રુવ એમ બે-બે પ્રકારે હોવાથી તેના બાર તેમજ આયુષ્યના ચારે બંધ બે-બે પ્રકારે હોવાથી આઠ, એમ આઠે મૂળકર્મના મળી એંશી ભાંગા થાય છે.

શુભધ્રુવબંધી આઠ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ રસબંધ ચાર પ્રકારે અને શેષ ત્રણ બંધ બે-બે પ્રકારે હોવાથી એક એક પ્રકૃતિના દશ દશ ભાંગા થતાં કુલ એંશી. શેષ તેતાલીશ અશુભ ધ્રુવબંધી પ્રકૃતિઓનો અજઘન્ય રસબંધ ચાર પ્રકારે અને શેષ ત્રણ બે-બે પ્રકારે એમ એક એકના દશ દશ ભાંગા થવાથી કુલ ચારસો ત્રીશ.

ધ્રુવબંધી પ્રકૃતિઓ સુડતાલીશ જ છે, પરંતુ વર્ણચતુષ્ક શુભ-અશુભ બન્ને પ્રકારમાં ગણાવેલ હોવાથી અહિ એકાવન થાય છે.

તોત્તેર અધ્રુવબંધી પ્રકૃતિઓના ચારે રસબંધો બે બે પ્રકારે હોવાથી એક એકના આઠ આઠ ભાંગા થવાથી કુલ પાંચસો ચોરાશી ભાંગા થાય છે. આ રીતે કુલ એકસો ચોવીશ ઉત્તરપ્રકૃતિઓની અપેક્ષાએ કુલ એક હજાર ચોરાણું (૧૦૯૪) ભાંગા થાય છે.

ત્યાં ચારે ઘાતીકર્મનો જઘન્ય રસબંધ ક્ષપકને સ્વબંધના અન્ત્ય સમયે એક જ સમય પ્રમાણ થાય છે પછી બંધવિચ્છેદ થાય છે માટે તે સાદિ અધ્રુવ છે. તે સિવાયનો સઘળો રસબંધ અજઘન્ય છે. તેમાં સૂક્ષ્મસંપરાયે મોહનીયનો અને ઉપશાંતમોહે શેષ ત્રણ કર્મનો પણ બંધ નથી, ત્યાંથી પડતો બંધ શરૂ કરે ત્યારે અજઘન્ય સાદિ, અબંધ અથવા જઘન્ય રસબંધના સ્થાનને નહિ પામેલાને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ હોય છે.

આ ચારે કર્મનો મિથ્યાદૃષ્ટિ, સંજ્ઞિ-પંચેન્દ્રિય અતિસંક્લિષ્ટ પરિણામે એક બે સમય સુધી ઉત્કૃષ્ટ અને શેષકાળે અનુત્કૃષ્ટ એમ વારાફરતી બંને બંધો અનેકવાર કરતા હોવાથી સાદિ-અધ્રુવ છે.

નામ અને વેદનીયકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ ક્ષપક સૂક્ષ્મસંપરાયના ચરમસમયે કરે છે. ત્યારપછી બંધવિચ્છેદ થાય છે. માટે તે સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે. તે સિવાય સર્વકાલ અનુત્કૃષ્ટ રસબંધ કરે છે. ઉપશાંતમોહે રસબંધ કરતો નથી. ત્યાંથી પડતો અનુત્કૃષ્ટ કરે માટે સાદિ, અબંધસ્થાન અથવા ઉત્કૃષ્ટ રસબંધસ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ હોય છે.

આ બન્ને કર્મનો સમ્યગ્દૃષ્ટિને પરાવર્ત્તમાન મધ્યમ પરિણામે જઘન્ય અને સંક્લિષ્ટ કે વિશુદ્ધ પરિણામે અજઘન્ય, પુનઃ પરાવર્તમાન મધ્યમ પરિણામે જઘન્ય અને સંક્લિષ્ટ કે વિશુદ્ધ પરિણામે અજઘન્ય એમ વારાફરતી અનેકવાર થતા હોવાથી તે સાદિ-અધ્રુવ છે.

ગોત્રકર્મનો નીચગોત્ર આશ્રયી જઘન્ય રસબંધ ઉપશમસમ્યક્ત્વની પ્રાપ્તિના પૂર્વસમયે એટલે કે મિથ્યાત્વના ચરમસમયે સાતમી નરકનો નારક એક સમય જ કરે છે. માટે તે સાદિ અધ્રુવ છે. વળી સમ્યક્ત્વ પ્રાપ્ત કરી તેનો ઉચ્ચ-ગોત્રની અપેક્ષાએ અજઘન્ય રસબંધ કરે છે. ત્યારે અજઘન્યની સાદિ, જઘન્ય રસબંધના સ્થાનને અથવા બંધવિચ્છેદ સ્થાનને નહિ પ્રાપ્ત કરેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ છે.

ગોત્રકર્મના ઉત્કૃષ્ટ રસબંધના બે અને અનુત્કૃષ્ટ રસબંધના સાદ્યાદિ ચારે પ્રકારો વેદનીયકર્મની જેમ જ છે.

આયુષ્યકર્મ અધ્રુવબંધી હોવાથી તેના દરેક બંધો સાદિ અને અધ્રુવ એમ બે જ પ્રકારે છે.

તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, નિર્માણ અને શુભવર્ણચતુષ્ક એ આઠ શુભ ધ્રુવ-બંધી પ્રકૃતિઓનો સંજ્ઞિ-પંચેન્દ્રિય મિથ્યાદૃષ્ટિ અતિસંક્લિષ્ટ પરિણામે જઘન્ય અને શેષકાળે અજઘન્ય, પુનઃ અતિસંક્લિષ્ટ પરિણામે જઘન્ય અન્યથા અજઘન્ય એમ પર્યાયે રસબંધ કરતો હોવાથી બન્ને રસબંધ સાદિ-અધ્રુવ છે. આ આઠે પ્રકૃતિના ઉત્કૃષ્ટ રસબંધના બે અને અનુત્કૃષ્ટ રસબંધના ચાર પ્રકાર વેદનીયકર્મની જેમ જ સમજવા. માત્ર એ આઠનો ઉત્કૃષ્ટ રસબંધ ક્ષપક અપૂર્વકરણે સ્વબંધવિચ્છેદ સમયે એક સમય માત્ર કરે છે એટલી વિશિષ્ટતા છે.

મિથ્યાત્વ, થીણદ્ધિત્રિક અને અનંતાનુબંધી ચતુષ્ક એ આઠનો એકી સાથે સમ્યક્ત્વ અને સર્વવિરતિની પ્રાપ્તિ કરનાર મિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વના ચરમસમયે, અપ્રત્યાખ્યાનીય ચતુષ્કનો ક્ષાયિક સમ્યક્ત્વ સહિત સર્વવિરતિ પ્રાપ્ત કરનાર ચતુર્થ ગુણસ્થાનકના ચરમસમયે, પ્રત્યાખ્યાનીય ચતુષ્કનો સર્વવિરતિ પ્રાપ્ત કરનારને પંચમ ગુણસ્થાનકના ચરમસમયે, નિદ્રાદ્વિક, અશુભવર્ણ ચતુષ્ક, ઉપઘાત, ભય અને જુગુપ્સાનો ક્ષપક અપૂર્વકરણ ગુણસ્થાને સ્વ-સ્વબંધવિચ્છેદ સમયે, ચાર સંજ્વલનનો નવમા ગુણસ્થાને સ્વ-સ્વબંધવિચ્છેદ સમયે અને પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો દશમા ગુણસ્થાનકના ચરમસમયે સમયમાત્ર જઘન્ય રસબંધ કરે છે. પછી બંધવિચ્છેદ થાય છે તેથી તે સાદિ-અધ્રુવ છે. પોતપોતાના અબંધસ્થાનથી પડેલાને પુનઃ બંધ શરૂ થાય ત્યારે અજઘન્ય રસબંધની સાદિ, અબંધસ્થાનને અથવા જઘન્ય રસબંધના સ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ જઘન્ય રસબંધ ચાર પ્રકારે છે.

આ તેતાલીશે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ રસબંધ ચાર મૂળઘાતીકર્મોની જેમ મિથ્યાત્વી સંજ્ઞિ-પંચેન્દ્રિયોમાં વારંવાર થતા હોવાથી બન્ને સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે. શેષ તહોત્તેર પ્રકૃતિઓ અધ્રુવબંધી હોવાથી જ તેમના જઘન્યાદિ ચારે બંધો સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે.

## (૨) સ્વામિત્વદ્વાર.

ક્ષપક સૂક્ષ્મસંપરાય ચરમસમયે યશઃકીર્તિ, ઉચ્ચગોત્ર અને શાતાવેદનીય એ ત્રણનો અને આઠમા ગુણસ્થાને સ્વબંધ-વિચ્છેદ સમયે દેવદ્વિક પંચેન્દ્રિય જાતિ વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, તૈજસ, કાર્મણ, સમચતુરસ્ર સંસ્થાન, શુભવર્ણચતુષ્ક, શુભ-વિહાયોગતિ, પરાઘાત, ઉચ્છવાસ, અગુરુલઘુ, નિર્માણ, તીર્થંકર નામકર્મ અને ત્રસ, નવક એ ઓગણત્રીશનો એક સમય ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. કારણકે આ બધી પ્રકૃતિઓ શુભ છે અને શુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ વિશુદ્ધ પરિણામે જ થાય છે અને આ પ્રકૃતિઓના બંધમાં ઉપરોક્ત જીવો જ અતિવિશુદ્ધ છે.

ઔદારિકદ્વિક, મનુષ્યદ્વિક, વજ્રઋષભનારાચ સંઘયણ એ પાંચનો ઉત્કૃષ્ટ રસબંધ અતિવિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિ દેવો કરે છે. કારણકે-આ પાંચે પ્રકૃતિઓ શુભ હોવાથી તેનો ઉત્કૃષ્ટ રસ વિશુદ્ધ પરિણામે જ બંધાય. અને તેવી વિશુદ્ધિમાં વર્તતા સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય-તિર્યંચો દેવ-પ્રાયોગ્ય જ બંધ કરે છે. તેથી આ પ્રકૃતિઓનો તેઓને બંધ ન થાય અને નારકોને બંધ હોવા છતાં જિનેશ્વરોનાં કલ્યાણક વગેરેના પ્રસંગોમાં તેમજ સમવસરણાદિમાં પ્રભુની દેશના આદિના શ્રવણમાં તેમજ નંદીશ્વરદ્વીપ આદિનાં શાશ્વત તીર્થોની યાત્રા આદિમાં દેવોને જેવી વિશુદ્ધિ હોય છે તેવી વિશુદ્ધિ પરાધી-નતાના કારણે સ્વસ્થાને રહેલ સમ્યગ્દૃષ્ટિ નારકોને હોતી નથી તેમને ઉત્કૃષ્ટ રસબંધ થતો નથી માટે સમ્યગ્દૃષ્ટિ દેવો જ ઉત્કૃષ્ટ રસબંધ કરે છે

દેવાયુષનો ઉત્કૃષ્ટ રસબંધ તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામી અપ્રમત્ત મુનિજ કરે છે. કારણકે-અતિવિશુદ્ધ પરિણામે આયુષ્યનો બંધ જ થતો નથી. તેમજ આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય ત્યારે જ ઉત્કૃષ્ટ રસ બંધાય છે દેવાયુની તેત્રીશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ અનુત્તર વિમાનના દેવોને જ હોય છે અને અનુત્તર વિમાનમાં સંયમીઓ જ જઇ શકે છે. વળી પ્રમત્તથી પણ અપ્રમત્તની વિશુદ્ધિ વધારે હોય છે. અપૂર્વકરણાદિમાં આયુનો બંધ થતો નથી. માટે અન્ય કોઇ જીવો દેવાયુનો ઉત્કૃષ્ટ રસબંધ કરતા નથી.

અનંતર સમયે ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરનાર ચરમસમયવર્તી મિથ્યાત્વી સપ્તમ પૃથ્વીનો નારક ઉદ્યોત નામકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. કારણકે-આ પુણ્ય-પ્રકૃતિ હોવા છતાં તિર્યંચગતિ સાથે જ બંધાય છે. વળી આટલી વિશુદ્ધિએ વર્તતા અન્ય કોઇપણ જીવો તિર્યંચપ્રાયોગ્ય બંધ કરતા જ નથી માત્ર સપ્તમ પૃથ્વીના

દેવોને જ મિથ્યાત્વ અવસ્થામાં તિર્યંચગતિનો ધ્રુવબંધ હોવાથી તેવા વિશુદ્ધ પરિણામે તિર્યંચગતિ સાથે ઉદ્યોત નામકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ થાય છે. પણ બીજા કોઈ જીવોને થતો નથી.

અતિસંક્લિષ્ટ પરિણામી ઇશાન સુધીના દેવો એકેન્દ્રિય જાતિ અને સ્થાવર નામકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. આ બંને પાપપ્રકૃતિઓ હોવાથી અતિસંક્લિષ્ટ પરિણામે જ્યારે આ બન્નેની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય ત્યારે જ ઉત્કૃષ્ટ રસ બંધાય છે. મનુષ્ય તિર્યંચોને અતિસંક્લિષ્ટ પરિણામે નરક પ્રાયોગ્ય બંધ થતો હોવાથી આ પ્રકૃતિઓનો બંધ થતો નથી અને મધ્યમ પરિણામે અઢાર કોડાકોડી સાગરોપમ સુધીની મધ્યમ સ્થિતિ જ બંધાય છે અને રસ પણ મધ્યમ પડે છે. જ્યારે નારકો અને સનત્કુમારાદિ દેવો તો તથાસ્વભાવે આ બે પ્રકૃતિઓ બાંધતા નથી.

તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામી ઇશાન સુધીના દેવો આતપ નામકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. આ પ્રકૃતિઓ શુભ હોવા છતાં એકેન્દ્રિય જાતિ સાથે જ બંધાય છે અને અતિવિશુદ્ધિમાં વર્તતા આ દેવો પંચેન્દ્રિય પ્રાયોગ્ય બંધ કરે છે. માટે તત્પ્રાયોગ્ય વિશુદ્ધ ઇશાન સુધીના દેવો કહ્યા છે. વળી આતપ નામકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ થાય તેવા વિશુદ્ધ પરિણામે મનુષ્ય-તિર્યંચો એકેન્દ્રિય પ્રાયોગ્ય બંધ કરતા નથી, પરંતુ પંચેન્દ્રિય તિર્યંચાદિ પ્રાયોગ્ય જ બંધ કરે છે. તેમ જ નારકો તથા સનત્કુમારાદિ દેવો તથાસ્વભાવે જ આ પ્રકૃતિ બાંધતા નથી માટે ઉક્ત દેવો જ આનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે.

અતિસંક્લિષ્ટ પરિણામી નારકો તથા સહસ્રાર સુધીના દેવો તિર્યંચદ્વિક અને છેવટ્ઠા સંઘયણનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. આ ત્રણે પ્રકૃતિઓ અશુભ હોવાથી અતિસંક્લિષ્ટ પરિણામે જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય ત્યારે જ ઉત્કૃષ્ટ રસ બંધાય છે, મનુષ્યો અને તિર્યંચો અતિસંક્લિષ્ટ પરિણામે નરક પ્રાયોગ્ય જ બંધ કરતા હોવાથી આ પ્રકૃતિઓ બાંધતા નથી અને મધ્યમ સંક્લેશે મધ્યમ સ્થિતિ બંધાતી હોવાથી રસ પણ મધ્યમ જ બંધાય છે. તેમ જ આનતાદિ દેવો તથાસ્વભાવે જ તિર્યંચ પ્રાયોગ્ય બંધ કરતા નથી. માટે ઉક્ત જીવો જ એ ત્રણેનો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. એટલી વિશેષતા છે. છેવટ્ઠા સંઘયણના ઉત્કૃષ્ટ રસબંધના સ્વામી ઇશાન પછીના દેવો હોય છે.

વિકલત્રિક, સૂક્ષ્મત્રિક, નરકત્રિક તથા મનુષ્ય-તિર્યંચનું આયુ આ અગિયાર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ મિથ્યાદૃષ્ટિ મનુષ્ય અને તિર્યંચો જ કરે છે. કારણ કે પ્રથમની નવ પ્રકૃતિઓ દેવો અને નારકો ભવસ્વભાવે જ બાંધતા નથી. મનુષ્ય તિર્યંચાયુનો તેઓ બંધ કરે છે, પરંતુ તે બંને આયુષ્યનો ઉત્કૃષ્ટ રસબંધ ત્રણ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ત્યારે જ થાય છે. જ્યારે દેવો તથા નારકો તથાસ્વભાવે જ અસંખ્યાતવર્ષ પ્રમાણ મનુષ્ય-તિર્યંચાયુનો બંધ કરતા નથી માટે આ અગિયારેનો ઉત્કૃષ્ટ રસબંધ મનુષ્ય-તિર્યંચો જ કરે છે.

ત્યાં સૂક્ષ્મત્રિક, વિકલત્રિક અને નરકાયુ એ સાતનો અતિસંક્લિષ્ટ પરિણામે બંધ જ ન થતો હોવાથી તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામે, નરકદ્વિકનો અતિસંક્લિષ્ટ પરિણામે અને મનુષ્ય-તિર્યંચાયુ શુભ છે, છતાં અતિવિશુદ્ધ પરિણામે તેનો બંધ ન થતો હોવાથી તદ્યોગ્ય વિશુદ્ધ પરિણામે તે બંને આયુષ્યનો મિથ્યાદષ્ટિ મનુષ્ય-તિર્યંચો ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. એ વિશેષતા છે.

મધ્યમનાં ચાર સંઘયણ, ચાર સંસ્થાન, હાસ્ય, રતિ, સ્ત્રીવેદ અને પુરુષવેદ આ બાર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ ચારે ગતિના મિથ્યાદષ્ટિઓ કરે છે. આ સઘળી પ્રકૃતિઓ અશુભ હોવા છતાં પરાવર્ત્તમાન છે તેથી અતિસંક્લિષ્ટ પરિણામે તેનાથી પણ અશુભતર અન્તિમ સંઘયણાદિ પ્રતિપક્ષ પ્રકૃતિઓનો જ બંધ થતો હોવાથી તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામે ઉત્કૃષ્ટ રસબંધ કરે એમ કહ્યું છે.

શેષ પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, અસાતા વેદનીય, હાસ્ય, રતિ, સ્ત્રી તથા પુરુષવેદ વિના મોહનીયની બાવીશ, હુંડક સંસ્થાન, અશુભ વર્ણચતુષ્ક, અશુભ વિહાયોગતિ, ઉપઘાત, અસ્થિર ષટ્ક, નીચગોત્ર અને પાંચ અંતરાય-આ છપ્પન પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ અતિસંક્લિષ્ટ પરિણામી ચારે ગતિના મિથ્યાત્વીઓ કરે છે.

## જઘન્ય રસબંધના સ્વામી

સૂક્ષ્મ સંપરાય-ચરમસમયવર્તી ક્ષપક પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ, અને પાંચ અંતરાય એ ચૌદનો, અનિવૃત્તિ બાદર ગુણસ્થાનકવર્ત્તી ક્ષપક સ્વ-સ્વબંધ વિચ્છેદ સમયે પુરુષવેદ તથા સંજ્વલન ચતુષ્ક એ પાંચનો અને અપૂર્વકરણવર્ત્તી ક્ષપક સ્વ-સ્વબંધ વિચ્છેદ સમયે નિદ્રાદ્વિક, અશુભવર્ણ ચતુષ્ક, ઉપઘાત, હાસ્ય, રતિ, ભય, જુગુપ્સા-આ અગિયારનો એક સમયમાત્ર જઘન્ય રસબંધ કરે છે. કારણ કે આ સર્વ પ્રકૃતિઓ અશુભ છે. તેથી તે તે પ્રકૃતિના બંધમાં જે જીવ અતિવિશુદ્ધિવાળો હોય તે જ તેનો તેનો જઘન્ય રસબંધ કરે છે.

મિથ્યાત્વ મોહનીય, અનંતાનુબંધી ચતુષ્ક અને થીણદ્ધિત્રિક એ આઠનો એકી સાથે સમ્યક્ત્વ અને ચારિત્ર પ્રાપ્ત કરનાર ચરમસમયવર્ત્તી મિથ્યાત્વી, અપ્રત્યાખ્યાનીય ચતુષ્કનો એકી સાથે ક્ષાયિક સમ્યક્ત્વ અને સર્વવિરતિ પ્રાપ્ત કરનાર ચરમસમયવર્ત્તી અવિરતિ સમ્યગ્દષ્ટિ, પ્રત્યાખ્યાનીય ચતુષ્કનો સર્વવિરતિ પ્રાપ્ત કરનાર ચરમસમયવર્ત્તી દેશવિરતિ, અને અરતિ તથા શોકનો અપ્રમત્તાભિમુખ પ્રમત્તયતિ જઘન્ય રસબંધ કરે છે. કારણ કે આ પ્રકૃતિઓના બંધક જીવોમાં આ જ જીવો અતિવિશુદ્ધ છે.

તિર્યંચદ્વિક અને નીચગોત્રનો જઘન્ય રસબંધ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર મિથ્યાત્વના ચરમસમયે વર્ત્તતો સપ્તમ પૃથ્વીનો નારક કરે છે. કારણ કે-આ ત્રણે અશુભ પ્રકૃતિઓ છે. તેથી તેના બંધમાં અતિવિશુદ્ધ પરિણામી જીવો હોય છે. તે જ

તેનો જઘન્ય રસબંધ કરી શકે અને એટલી વિશુદ્ધિમાં વર્તતા અન્ય જીવો દેવ કે મનુષ્ય પ્રાયોગ્ય બંધ કરતા હોવાથી આ ત્રણ પ્રકૃતિઓ બાંધતા જ નથી. માત્ર સાતમી પૃથ્વીનો નારક મિથ્યાત્વાવસ્થામાં આ જ પ્રકૃતિઓ બાંધે છે. તેથી તે જ જઘન્ય રસબંધ કરે છે.

પ્રમત્તાભિમુખ અપ્રમત્તયતિ આહારકદ્વિકનો અને નરકાયુ બાંધી ક્ષયોપશમ સમ્યક્ત્વ પામી જિનનામનો બંધ કરનાર મનુષ્ય મિથ્યાત્વ અને નરકાભિમુખ અવસ્થામાં ચોથા ગુણસ્થાનકના ચરમસમયે જિનનામકર્મનો જઘન્ય રસબંધ કરે છે. આ ત્રણે પુણ્યપ્રકૃતિઓ છે અને પુણ્યપ્રકૃતિઓનો જઘન્ય રસબંધ તે તે પ્રકૃતિઓના બંધક જીવોમાં જે વધારેમાં વધારે સંક્લિષ્ટ પરિણામી હોય તે જ જીવો કરે છે. આ ત્રણે પ્રકૃતિના બંધમાં ઉપરોક્ત જીવો જ વધારેમાં વધારે સંક્લિષ્ટ પરિણામી છે. માટે તે જઘન્ય રસબંધના સ્વામી કહેલ છે. એમ સર્વત્ર સમજવું.

ઔદારિકદ્વિક અને ઉદ્યોત નામકર્મનો જઘન્ય રસબંધ અતિસંક્લિષ્ટ પરિણામે નારકો અને સહસ્રાર સુધીના દેવો કરે છે. કારણ કે-અતિસંક્લિષ્ટ પરિણામે મનુષ્ય-તિર્યંચો નરક પ્રાયોગ્ય બંધ કરતા હોવાથી આ પ્રકૃતિઓનો બંધ કરતા જ નથી અને આનતાદિ દેવો મનુષ્ય પ્રાયોગ્ય જ બંધ કરતા હોવાથી ઉદ્યોત નામકર્મનો બંધ કરતા નથી. તેમ જ ઔદારિકદ્વિકનો બંધ હોવા છતાં અતિસંક્લિષ્ટ પરિણામનો અભાવ હોવાથી તેનો જઘન્ય રસબંધ કરતા નથી. તેથી ઉપરોક્ત જીવો જ તિર્યંચ પ્રાયોગ્ય બંધ કરતા આ પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ કરે છે. તેમાં પણ ઇશાન સુધીના દેવો અતિસંક્લિષ્ટ પરિણામે એકેન્દ્રિય પ્રાયોગ્ય જ બંધ કરતા હોવાથી ઔદારિક અંગોપાંગનો જઘન્ય રસબંધ તેમને વર્જીને શેષ દેવો તથા નારકો કરે છે. એટલું વિશેષ સમજવું.

સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, ચાર આયુષ્ય અને વૈક્રિયષટ્ક આ સોલનો જઘન્ય રસબંધ મિથ્યાદૃષ્ટિ મનુષ્ય-તિર્યંચો જ કરે છે. દેવો અને નારકો મનુષ્ય તિર્યંચાયુ વર્જી શેષ ચૌદ પ્રકૃતિઓ ભવપ્રત્યયે જ બાંધતા નથી તેમ જ મનુષ્ય-તિર્યંચાયુનો જઘન્ય રસબંધ જઘન્ય સ્થિતિબંધ વખતે થાય છે અને ક્ષુલ્લકભવ પ્રમાણ જઘન્ય સ્થિતિવાળા મનુષ્ય-તિર્યંચોમાં દેવો અને નારકો ઉત્પન્ન થતા જ નથી. તેથી આ બે આયુષ્યનો પણ જઘન્ય રસબંધ દેવો કે નારકો કરતા નથી. તેથી ઉપરોક્ત જીવો જ આ સોલે પ્રકૃતિના જઘન્ય રસબંધના સ્વામી છે. ત્યાં સૂક્ષ્મત્રિક, વિકલત્રિક અને નરકત્રિક એ નવ પ્રકૃતિઓનો અશુભ હોવાથી તત્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામે વૈક્રિયદ્વિકનો શુભ હોવા છતાં તથાસ્વભાવે અતિસંક્લિષ્ટ પરિણામે અને શેષ પાંચ પ્રકૃતિઓનો શુભ હોવાથી તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ પરિણામે મનુષ્ય-તિર્યંચો જઘન્ય રસબંધ કરે છે. એમ સમજવું.

નરક વિના શેષ ત્રણ ગતિના પરાવર્ત્તમાન-મધ્યમ પરિણામી જીવો સ્થાવર અને

એકેન્દ્રિય જાતિનો એકથી ચાર સમય અને અતિસંક્લિષ્ટ પરિણામી ઇશાન સુધીના દેવો આતપ નામકર્મનો એકથી બે સમય જઘન્ય રસબંધ કરે છે.

પરાવર્ત્તમાન-મધ્યમ પરિણામી એટલે અંતઃકોડાકોડી સાગરોપમથી પ્રતિપક્ષી શુભ પ્રકૃતિના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધી વર્ત્તતા મિથ્યાદૃષ્ટિ અથવા સમ્યગ્દૃષ્ટિ જીવો એકથી ચાર સમય સુધી સ્થિર-અસ્થિર, શુભ, અશુભ, યશ-અયશ અને સાતા-અસાતા એ આઠનો જઘન્ય રસબંધ કરે છે. વધારે વિશુદ્ધ પરિણામે સ્થિરાદિ શુભ પ્રકૃતિઓનો અને વધારે સંક્લિષ્ટ પરિણામે અસ્થિરાદિ અશુભ પ્રકૃતિઓનો મધ્યમ અથવા ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. માટે પરાવર્ત્તમાન મધ્યમ પરિણામી કહેલ છે.

અતિસંક્લિષ્ટ પરિણામી ચારે ગતિના જીવો યથાસંભવ નારક અને તિર્યંચ પ્રાયોગ્ય પ્રકૃતિઓ સાથે ત્રસ ચતુષ્ક, શુભવર્ણ ચતુષ્ક, તૈજસ ચતુષ્ક, પરાઘાત ઉચ્છ્વાસ અને પંચેન્દ્રિય જાતિ એ પંદર પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ કરે છે, પરંતુ ઇશાન સુધીના દેવો અતિસંક્લિષ્ટ પરિણામે એકેન્દ્રિય પ્રાયોગ્ય બંધ કરતા હોવાથી પંચેન્દ્રિય જાતિ તથા ત્રસ નામકર્મનો જઘન્ય રસબંધ કરતા નથી.

તત્પ્રાયોગ્ય વિશુદ્ધ, ચારે ગતિના મિથ્યાદૃષ્ટિઓ નપુંસકવેદ અને સ્ત્રીવેદનો જઘન્ય રસબંધ કરે છે. કારણ કે તેથી વધારે વિશુદ્ધ પરિણામે ફક્ત પુરુષવેદનો જ બંધ કરે છે.

પરાવર્ત્તમાન-મધ્યમ પરિણામી ચારે ગતિના મિથ્યાદૃષ્ટિઓ મનુષ્યદ્વિક, બે વિહાયોગતિ, છ સંઘયણ, છ સંસ્થાન, સૌભાગ્યત્રિક, દૌર્ભાગ્યત્રિક અને ઉચ્ચગોત્ર આ ત્રેવીશ પ્રકૃતિઓનો એકથી ચાર સમય સુધી જઘન્ય રસબંધ કરે છે. તેથી વધારે વિશુદ્ધિએ વર્ત્તતા ઉપરોક્ત ત્રેવીશમાંની શુભ પ્રકૃતિઓનો અને વધારે સંક્લિષ્ટતામાં વર્ત્તતા અત્યંત અશુભ પ્રકૃતિઓનો જ મધ્યમ કે ઉત્કૃષ્ટ રસબંધ કરે છે. તેમ જ સમ્યગ્દૃષ્ટિઓ મનુષ્યદ્વિક, શુભ વિહાયોગતિ, પ્રથમ સંઘયણ, પ્રથમ સંસ્થાન, ઉચ્ચગોત્ર અને સૌભાગ્યત્રિક આ નવ સિવાયની ચૌદ પ્રકૃતિઓ બાંધતા જ નથી. તેમ જ આ નવ પ્રકૃતિઓ બાંધે છે પણ તેઓનો યથાસંભવ મધ્યમ કે ઉત્કૃષ્ટ જ રસ બંધાય છે માટે પરાવર્ત્તમાન-મધ્યમ પરિણામી મિથ્યાત્વી જ જઘન્ય રસબંધક કહ્યા છે.

આ પ્રમાણે ઉત્કૃષ્ટ તથા જઘન્ય રસબંધના સ્વામી કહ્યા. તેના પ્રસંગથી આ ઉત્કૃષ્ટ જઘન્ય રસબંધ કેટલા કાળ સુધી થાય તેનું સામાન્યથી વર્ણન કરે છે.

જે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અથવા જઘન્ય રસબંધ ગુણાભિમુખ અથવા દોષાભિમુખ અવસ્થામાં જ થતો હોય ત્યાં તે જઘન્યથી કે ઉત્કૃષ્ટથી એક જ સમય થાય છે. વળી જે પ્રકૃતિઓનો ગુણાભિમુખ કે દોષાભિમુખ અવસ્થા વિના માત્ર અતિસંક્લિષ્ટ કે અતિવિશુદ્ધ પરિણામે ઉત્કૃષ્ટ કે જઘન્ય રસબંધ થતો હોય ત્યાં તે જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી બે સમય થાય છે. જે પ્રકૃતિઓનો પરાવર્ત્તમાન મધ્યમ

પરિણામે જઘન્ય રસબંધ થતો હોય ત્યાં તે જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી ચાર સમય થાય છે.

## (૩) અલ્પબહુત્વ

એક સમયે એક જીવના સર્વ આત્મપ્રદેશોમાં થતો વીર્ય વ્યાપાર તે એક યોગ-સ્થાન કહેવાય છે. તે યોગસ્થાનો સર્વ જીવ આશ્રયી-ઘનીકૃતલોકની સાતરાજ પ્રમાણ એક શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશો છે તેટલા અર્થાત્ અસંખ્ય છે.

જીવો અનંત હોવા છતાં એકેક યોગસ્થાનમાં અનંતા સ્થાવર જીવો અને ઉત્કૃષ્ટથી અસંખ્ય ત્રસ જીવો હોય છે તેથી યોગસ્થાનો તો અસંખ્યાતા જ છે.

એકેક યોગસ્થાનમાં વર્ત્તતા જીવો લગભગ દરેક પ્રકૃતિઓ બાંધે છે, તેમ જ કર્મગ્રંથાદિમાં સ્થૂલદષ્ટિએ એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓ કહી છે પરંતુ સૂક્ષ્મદષ્ટિએ એક એક પ્રકૃતિના અસંખ્ય-અસંખ્ય ભેદો હોય છે. શાસ્ત્રોમાં જેમ ચારે આનુપૂર્વીઓના લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ પ્રદેશ પ્રમાણ અને અવધિ જ્ઞાનાવરણ તથા અવધિ દર્શનાવરણના અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ ભેદો કહ્યા છે. તેમ યથા-સંભવ દરેક પ્રકૃતિના હોય છે. એક એક પ્રકૃતિના રસની અપેક્ષાએ અનંત ભેદો પણ પડે છે. પણ અહિં તેની વિવક્ષા કરી નથી. તેથી યોગસ્થાનો કરતાં પ્રકૃતિ ભેદો અસંખ્યાતગુણા છે.

એકેક પ્રકૃતિના જઘન્ય સ્થિતિસ્થાનથી સમય-સમયની વૃદ્ધિએ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી પૂર્વે બતાવ્યા મુજબ અસંખ્યાતા સ્થિતિભેદો અથવા સ્થિતિસ્થાનો થતાં હોવાથી પ્રકૃતિભેદોથી સ્થિતિભેદો અસંખ્યગુણ છે અને એકેક સ્થિતિભેદના કારણભૂત પૂર્વે બતાવ્યા મુજબ કષાયજન્ય અધ્યવસાય સ્થાનો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ હોવાથી સ્થિતિભેદોની અપેક્ષાએ સ્થિતિબંધના અધ્યવસાયો અસંખ્યગુણ છે.

સ્થિતિબંધના એકેક અધ્યવસાયમાં રસબંધના કારણભૂત લેશ્યા સહકૃત કષાય-જન્ય રસબંધના અધ્યવસાય સ્થાનો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ છે. તેથી સ્થિતિ-બંધના અધ્યવસાયોથી રસબંધના અધ્યવસાયો અસંખ્યાતગુણ છે અને તે થકી પ્રતિસમયે જીવ વડે ગ્રહણ કરાતા અનંતપ્રદેશી સ્કંધો અનંતા હોવાથી કર્મ પરમા-ણુઓ અનંતગુણ છે.

એકેક કર્મપરમાણુમાં જઘન્યથી પણ સર્વ જીવરાશિથી અનંતગુણ રસાવિભાગો હોય છે તેથી કર્મપરમાણુઓથી પણ રસાવિભાગો અનંતગુણ છે.

## પ્રદેશબંધ

અહિં (૧) ભાગ-વિભાગ પ્રમાણ, (૨) સાદ્યાદિ અને (૩) સ્વામિત્વ એ ત્રણ દ્વારો છે.

## (૧) ભાગ–વિભાગ પ્રમાણ

જગતમાં છુટા છુટા પરમાણુઓ પણ હોય છે અને દ્વિપ્રદેશી સ્કંધથી યાવત્ અનંતાનંત પ્રદેશી સ્કંધ પણ હોય છે. પરંતુ તે દરેકને આત્મા કર્મસ્વરૂપે ગ્રહણ કરતો નથી. માત્ર અગ્રહણ મનોયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા પછી એકેક પરમાણુની વૃદ્ધિએ યાવત્ અનંતી જે કાર્મણ વર્ગણાઓ છે તેને જ ગ્રહણ કરી આત્મા કર્મસ્વરૂપે પરિણમાવે છે અને તે જ કર્મ કહેવાય છે.

અગ્નિ પોતાની અંદર રહેલ બાળવા યોગ્ય દ્રવ્યોને જેમ બાળી શકે છે, પરંતુ દૂર રહેલ દ્રવ્યોને બાળી શકતો નથી, તેમ જીવ જે આકાશપ્રદેશોમાં રહેલ હોય તે જ આકાશપ્રદેશોમાં રહેલ કાર્મણ વર્ગણાને પોતે યોગના અનુસારે ઓછી કે વધારે પ્રતિસમયે ગ્રહણ કરે છે અને કર્મપણે પરિણમાવે છે.

જીવના પ્રદેશો સાંકળના અવયવોની જેમ પરસ્પર જોડાયેલ હોવાથી અમુક આત્મપ્રદેશમાં રહેલ કાર્મણવર્ગણાને તે ગ્રહણ કરે છે ત્યારે ઓછા કે વધુ પ્રમાણમાં તે જીવના આઠ રૂચક પ્રદેશો સિવાયના સર્વપ્રદેશોમાં વીર્યવ્યાપાર થાય છે, તેથી તે કાર્મણવર્ગણાને પોતાના આઠ રૂચક પ્રદેશો સિવાયના સર્વપ્રદેશોમાં ગ્રહણ કરી કર્મરૂપે પરિણમાવે છે, પરંતુ પોતાના અમુક પ્રદેશોમાં રહેલ કાર્મણવર્ગણાને અમુક પ્રદેશોથી જ ગ્રહણ કરી અમુક પ્રદેશોમાં જ કર્મપણે પરિણમાવે છે એવું નથી.

જીવ સમયે સમયે કર્મ ગ્રહણ કરે છે તે અપેક્ષાએ કર્મબંધની સાદિ અને પ્રવાહની દૃષ્ટિએ અનાદિ છે.

એક જીવનો એક સમયે પ્રવર્ત્તમાન અધ્યવસાય એક હોવા છતાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવાદિની અપેક્ષાએ તે અનેક પ્રકારની વિચિત્રતાવાળો હોય છે, તેથી એકેક સમયે ગ્રહણ કરાયેલ કર્મમાં પણ મૂળ તથા ઉત્તરભેદોની અપેક્ષાએ અનેક જાતના વિચિત્ર સ્વભાવો ઉત્પન્ન થાય છે અને તેથી જ એક સમયે એક જ અધ્યવસાયથી ગ્રહણ કરાયેલ કર્મના મૂળભેદની અપેક્ષાએ આઠ, સાત, છ અને એક ભેદ પડે છે.

આયુષ્ય બંધાય ત્યારે આઠ, શેષકાલે સાત, સૂક્ષ્મસંપરાયે મોહનીય તથા આયુષ્યનો અબંધ હોવાથી છ અને ઉપશાંતમોહાદિ ત્રણ ગુણસ્થાને માત્ર યોગપ્રત્યયિક એક વેદનીય કર્મનો જ બંધ થતો હોવાથી એક જ ભાગ પડે છે.

જે સમયે જેટલા કર્મ બંધાય તેટલા ભાગ પડે છે, પરંતુ તે દરેક ભાગ સમાન હોતા નથી. ત્યાં વેદનીય સિવાય જે કર્મની સ્થિતિ ઓછી હોય તે કર્મને ઓછા અને જે કર્મની સ્થિતિ વધારે હોય તે કર્મને વધારે એમ કર્મની સ્થિતિને અનુસારે તે તે કર્મને ભાગ મળે છે. તથાસ્વભાવે જ અલ્પ પુદ્ગલોથી સુખ–દુઃખરૂપ વેદનીય કર્મપુદ્ગલોનો અનુભવ થતો નથી માટે વેદનીયને કર્મપુદ્ગલોનો સર્વની અધિક ભાગ મળે છે તે આ પ્રમાણે—

જ્યારે આઠ કર્મ બંધાય ત્યારે આયુષ્યકર્મની સ્થિતિ માત્ર તેત્રીશ સાગરોપમની હોવાથી તેને સર્વથી ઓછો, તેનાથી નામ તથા ગોત્રને અધિક અને પરસ્પર સમાન ભાગ મળે છે, તે થકી જ્ઞાનાવરણ, દર્શનાવરણ તથા અંતરાય એ ત્રણને અધિક અને પરસ્પર સમાન, તે થકી મોહનીયને અધિક ભાગ મળે છે અને તેનાથી સ્થિતિ અલ્પ હોવા છતાં પણ ઉપરોક્ત કારણથી વેદનીયને અધિક ભાગ મળે છે.

આયુષ્ય કરતાં નામ-ગોત્રનો સ્થિતિબંધ સંખ્યાતગુણ છે છતાં તથાસ્વભાવે જ આયુષ્ય કરતાં નામ-ગોત્રને સંખ્યાતગુણ નહિ પણ અધિક જ ભાગ મળે છે. એમ યથાસંભવ અન્ય કર્મના વિષયમાં પણ સ્વયં વિચારી લેવું.

એ જ પ્રમાણે સાત કે છ કર્મ બંધાય ત્યારે સ્થિતિને અનુસારે તે તે સમયે બંધાતા તે સાત કે છ કર્મને જ ભાગ મળે છે, પરંતુ અબધ્યમાન આયુષ્ય આદિને ભાગ મળતો નથી. એ જ રીતે જ્યારે માત્ર એક વેદનીય કર્મ જ બંધાય છે ત્યારે બધ્યમાન સર્વ કર્મદલિક તેને જ મળે છે.

ઉત્કૃષ્ટ યોગ હોય ત્યારે કર્મદલિક ઘણાં ગ્રહણ થાય છે. તે ઉત્કૃષ્ટ યોગ પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય જીવોને જ હોય છે. વળી જ્યારે મૂળ અને ઉત્તરપ્રકૃતિઓ ઓછી બંધાય ત્યારે ભાગો થોડા પડતા હોવાથી ઉત્કૃષ્ટ યોગી, પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય મૂળ અને ઉત્તરપ્રકૃતિઓ જ્યારે થોડી બાંધતો હોય ત્યારે તે તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે.

જઘન્યયોગ હોય ત્યારે કર્મદલિક થોડા ગ્રહણ થાય છે. તે સર્વથી જઘન્યયોગ લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદના જીવને ઉત્પત્તિના પ્રથમ સમયે જ હોય છે. વળી તેને યથાસંભવ જ્યારે મૂળ અને ઉત્તરપ્રકૃતિઓ ઘણી બંધાય ત્યારે કર્મદલિકના ભાગ ઘણા પડતા હોવાથી સર્વ જઘન્યયોગી, લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જીવને મૂળ અને ઉત્તરપ્રકૃતિઓ ઘણી બંધાતી હોય ત્યારે તે તે પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ થાય છે.

લબ્ધિ-અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદનો જીવ જે જે પ્રકૃતિઓ બાંધતો નથી તે તે પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ સ્વામિત્વદ્વારમાં કહેશે.

આયુષ્યકર્મને અન્ય કોઇ કર્મનો ભાગ મળતો ન હોવાથી અને એક કાળે ચારમાંથી એક જ આયુષ્ય બંધાતું હોવાથી જ્યારે ઉત્કૃષ્ટયોગે યથાયોગ્ય જઘન્ય સ્થિતિ બાંધે ત્યારે જ આયુષ્યનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

જ્ઞાનાવરણીય આદિ છ મૂળકર્મને મોહનીય તથા આયુષ્યનો ભાગ મળવાથી અને મોહનીયને માત્ર આયુનો ભાગ મળવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

ઉત્તરપ્રકૃતિઓમાં કેટલીક પ્રકૃતિઓનો કેવળ મૂળકર્મરૂપ પરપ્રકૃતિનો ભાગ મળ-

વાથી, કેટલીકને પોતાની સ્વજાતીય મૂળકર્મથી અભિન્ન અન્ય પ્રકૃતિઓનો ભાગ મળવાથી અને કેટલીકને તે બન્ને રીતે ભાગ મળવાથી તે તે પ્રકૃતિનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

મતિજ્ઞાનાવરણ આદિ પાંચ જ્ઞાનાવરણ અને દાનાન્તરાય આદિ પાંચ અંતરાય આ બધી પ્રકૃતિઓ હંમેશાં સાથે જ બંધાતી હોવાથી અને વેદનીય તથા ગોત્રની બન્ને પ્રકૃતિઓ એકી સાથે બંધાતી ન હોવાથી તેઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ મોહનીય અને આયુષ્યરૂપ પરપ્રકૃતિનો ભાગ મળવાથી જ થાય છે.

આયુષ્યકર્મની એકી સાથે બે–ત્રણ પ્રકૃતિઓ બંધાતી ન હોવાથી ઉત્કૃષ્ટયોગે યથાસંભવ બંધાતા ચારે આયુષ્યનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે.

શેષ ત્રણ કર્મની દરેક પ્રકૃતિઓનો સ્વ અને પર એમ બન્ને પ્રકારના ભાગ મળવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. જેમ દર્શનાવરણીયકર્મમાં નિદ્રાદ્વિકનો થીણદ્ધિત્રિક વિના છ પ્રકૃતિઓ બંધાતી હોય અને આયુષ્ય ન બંધાતું હોય ત્યારે તેને આયુષ્ય અને થીણદ્ધિત્રિકનો ભાગ મળવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. એમ સર્વ પ્રકૃતિઓમાં યથાસંભવ વિચારવું. માત્ર મિથ્યાત્વ, નપુંસક, સ્ત્રીવેદ તથા થીણદ્ધિત્રિકનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કેવલ આયુષ્યરૂપ પરપ્રકૃતિનાં જ દલિક મળવાથી થાય છે.

## (૨) સાદ્યાદિ પ્રરૂપણા

મૂળપ્રકૃતિ સંબંધી અને ઉત્તરપ્રકૃતિ સંબંધી–એમ સાદ્યાદિ પ્રરૂપણા બે પ્રકારે છે.

ત્યાં મોહનીય અને આયુષ્ય એ બે કર્મના ચારે બંધ સાદિ–અધ્રુવ એમ બે પ્રકારે હોવાથી એક–એકના આઠ એટલે બે કર્મના સોલ, તેમ જ શેષ જ્ઞાનાવરણીયાદિ છ કર્મનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ વગેરે ચાર પ્રકારે અને શેષ ત્રણ બંધો સાદિ અધ્રુવ એમ બે પ્રકારે હોવાથી એક એકના દશ એટલે છ કર્મના સાઠ, એમ સોલ તથા સાઠ મળી કુલ પ્રદેશ આશ્રયી આઠે કર્મના છોત્તેર ભાંગા થાય છે.

તથાસ્વભાવે જ સાસ્વાદન તથા મિશ્રગુણઠાણે ઉત્કૃષ્ટયોગ હોતો નથી. માટે જ મિથ્યાત્વનો ભાગ મળવા છતાં અનંતાનુબંધીનો સાસ્વાદન ગુણસ્થાનકે અને થીણદ્ધિત્રિકનો ભાગ મળવા છતાં નિદ્રાદ્વિકનો મિશ્રગુણસ્થાને ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કહ્યો નથી. એમ સર્વત્ર સમજવું.

જે પ્રકૃતિઓનો પર્યાપ્ત સંજ્ઞીને મિથ્યાત્વ ગુણસ્થાને ઉત્કૃષ્ટયોગે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થતો હોય તે પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ સાદિ અધ્રુવ જ હોય, તેમ જ આયુષ્ય વિના મૂળ કે ઉત્તર કોઈપણ પ્રકૃતિનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કહેવો હોય ત્યારે અષ્ટવિધ બંધક લેવો નહિ, કારણ કે તે વખતે બધ્યમાન આયુષ્યનો ભાગ પણ શેષ પ્રકૃતિઓને મળે છે.

પહેલા તથા ચોથાથી નવમા સુધીના કોઈપણ ગુણસ્થાનકે વર્ત્તમાન પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય ઉત્કૃષ્ટ યોગે મોહનીયકર્મનો એક કે બે સમય સુધી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે, ત્યારબાદ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અનંતકાળ સુધી અનુત્કૃષ્ટ પ્રદેશબંધ કરી પુનઃ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે, પછી ફરીથી અનુત્કૃષ્ટ કરે. એમ આ બન્ને બંધ વારાફરતી અનેકવાર થતા હોવાથી સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે.

સર્વથી અલ્પ વીર્યવાળો, લબ્ધિ-અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદનો જીવ ઉત્પત્તિના પ્રથમ સમયે મોહનીયકર્મનો એક જ સમય જઘન્ય પ્રદેશબંધ કરે, ત્યારબાદ અપ-ર્યાપ્ત-અવસ્થામાં પ્રતિસમયે અસંખ્યગુણ યોગની વૃદ્ધિ થતી હોવાથી બીજા સમયથી સંખ્યાત અથવા અસંખ્યાત કાળ સુધી તેનો અજઘન્ય પ્રદેશબંધ કરે, પુનઃ ઉપરોક્ત અવસ્થા પ્રાપ્ત કરી એક સમય જઘન્ય બંધ કરી અજઘન્ય પ્રદેશબંધ કરે. એમ જઘન્ય-અજઘન્ય પ્રદેશબંધ પણ સંસારમાં વારાફરતી અનેકવાર થતા હોવાથી સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે.

પહેલા તથા ચોથાથી સાતમા સુધીના કોઈપણ ગુણસ્થાનકે રહેલ પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય ઉત્કૃષ્ટ યોગે જ્યારે આયુષ્ય બાંધે ત્યારે તેનો ઉત્કૃષ્ટ અને પછી અનુત્કૃષ્ટ પ્રદેશબંધ કરે, આયુષ્યકર્મ અધ્રુવબંધી હોવાથી તેના આ બન્ને બંધ સાદિ અધ્રુવ એમ બે પ્રકારે છે.

સર્વથી અલ્પ વીર્યવાન, લબ્ધિ-અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદનો જીવ અનુભૂયમાન આયુષ્યના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગના પ્રથમ સમયે આયુષ્યનો બંધ કરે ત્યારે એક સમય જઘન્ય અને પછી અજઘન્ય પ્રદેશબંધ થતો હોવાથી તે બન્ને પણ સાદિ-અધ્રુવ છે.

દશમા ગુણસ્થાને ક્ષપક અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન કોઈપણ જીવ ઉત્કૃષ્ટ યોગે એક અથવા બે સમય સુધી શેષ છ કર્મનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે માટે તે સાદિ અધ્રુવ છે અને તે જ આત્મા જ્યારે ઉત્કૃષ્ટ યોગસ્થાનકથી પડી અથવા અગિયારમા ગુણસ્થાનકે અબંધક થઈ ત્યાંથી પડી દશમા ગુણસ્થાને આવી મંદયોગસ્થાને વર્ત્તતો હોય ત્યારે આ છ એ કર્મનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ કરે ત્યારે અનુત્કૃષ્ટ પ્રદેશબંધની સાદિ, દશમા ગુણસ્થાને ઉત્કૃષ્ટ યોગસ્થાને અથવા અબંધસ્થાનને નહિ પ્રાપ્ત કરેલ જીવને અનાદિ, અભવ્યને કોઈપણ કાલે અનુત્કૃષ્ટ પ્રદેશબંધનો વિચ્છેદ ન થતો હોવાથી ધ્રુવ અને ભવ્યોને કાલાન્તરે વિચ્છેદ થશે માટે અધ્રુવ. એમ અનુત્કૃષ્ટ પ્રદેશબંધ ચાર પ્રકારે છે.

આ છ કર્મનો જઘન્ય અને અજઘન્ય પ્રદેશબંધ પણ મોહનીયકર્મની જેમ સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે.

દશમા ગુણસ્થાને ક્ષપક અથવા ઉપશમશ્રેણિમાં ઉત્કૃષ્ટ યોગે વર્ત્તમાન આત્મા

પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ચોથા ગુણસ્થાને વર્તમાન સપ્તવિધ બંધક, ઉત્કૃષ્ટ યોગી પર્યાપ્ત સંજ્ઞિ–પંચેન્દ્રિય અપ્રત્યાખ્યાનીય ચતુષ્કનો, પંચમ ગુણસ્થાને વર્તમાન પ્રત્યાખ્યાનીય ચતુષ્કનો, ચોથાથી આઠમા ગુણસ્થાનકના પહેલા ભાગ સુધી વર્તમાન નિદ્રાદ્વિકનો, આઠમા ગુણસ્થાને વર્તમાન આત્મા ભય–જુગુપ્સાનો અને નવમા ગુણસ્થાને બીજા, ત્રીજા, ચોથા તથા પાંચમા ભાગે વર્તમાન આત્મા અનુક્રમે સંજ્વલન ક્રોધાદિ ચારનો ઉત્કૃષ્ટ યોગે એકથી બે સમય સુધી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. માટે તે સાદિ–અધ્રુવ છે.

ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરી અથવા બંધવિચ્છેદ સ્થાનથી આગળ જઇ ત્યાંથી પડતાં મંદ યોગસ્થાને વર્તતાં તે તે પ્રકૃતિઓના અનુત્કૃષ્ટ પ્રદેશબંધની સાદિ, ઉત્કૃષ્ટ પ્રદેશબંધ અથવા અબંધસ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ આ ત્રીશ ધ્રુવબંધી પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ પ્રદેશબંધ ચાર પ્રકારે છે.

સપ્તવિધ બંધક, પર્યાપ્ત સંજ્ઞિ, મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટ યોગ વડે એક–બે સમય સુધી મિથ્યાત્વ, થીણદ્ધિત્રિક અને અનંતાનુબંધિ ચતુષ્ક એ આઠનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે, પછી સંખ્યાત અથવા અસંખ્યાત કે અનંતકાળ સુધી અનુત્કૃષ્ટ કરે એમ મિથ્યાદૃષ્ટિને ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટબંધ વારાફરતી અનેકવાર થતા હોવાથી સાદિ અધ્રુવ છે.

સપ્તવિધ બંધક, પર્યાપ્ત સંજ્ઞી, મિથ્યાદૃષ્ટિ ઉત્કૃષ્ટ યોગે અપર્યાપ્ત એકેન્દ્રિય પ્રાયોગ્ય ત્રેવીશ પ્રકૃતિ બાંધતાં નામકર્મની નવ ધ્રુવબંધી પ્રકૃતિઓનો એકથી બે સમય સુધી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે, ત્યારબાદ સંખ્યાત અથવા અસંખ્યાત કે અનંતકાળ સુધી અનુત્કૃષ્ટ કરે, પછી પુનઃ ઉપરોક્ત અવસ્થા પામી ઉત્કૃષ્ટ કરે–એમ મિથ્યાદૃષ્ટિને અનેકવાર થતા હોવાથી આ બન્ને બંધ સાદિ–અધ્રુવ છે.

સર્વથી અલ્પ વીર્યવાળો લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદનો જીવ ઉત્પત્તિના પ્રથમ સમયે આ સુડતાલીશે પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ કરે, ત્યારબાદ દ્વિતીય સમયથી આરંભી સંખ્યાત અથવા અસંખ્યાતકાળ સુધી અજઘન્ય, ત્યારબાદ જઘન્ય. એમ જઘન્ય–અજઘન્ય વારાફરતી અનેકવાર થતા હોવાથી બન્ને બંધ સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે. અહિં નામકર્મની નવ ધ્રુવબંધી પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ તિર્યંચ પ્રાયોગ્ય ઉદ્યોત સહિત ત્રીશ પ્રકૃતિ બાંધતો હોય ત્યારે થાય છે. એ લક્ષ્યમાં રાખવું.

શેષ તહોતેર અધ્રુવબંધી પ્રકૃતિઓ અધ્રુવબંધી હોવાથી જ તેના જઘન્યાદિ ચારે બંધો સાદિ–અધ્રુવ એમ બે પ્રકારે છે.

## (૩) સ્વામિત્વ દ્વાર

આ દ્વારમાં મૂળ તથા ઉત્તરપ્રકૃતિઓના ઉત્કૃષ્ટ તથા જઘન્ય પ્રદેશબંધના સ્વામી કહેવાશે.

અહિં ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામીના વિચારમાં સર્વત્ર ઉત્કૃષ્ટ યોગી અને પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિય લેવા, તેમ જ સાતમા ગુણસ્થાનક સુધીમાં આયુષ્ય સિવાય જે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કહ્યો હોય ત્યાં સર્વત્ર સપ્તવિધ બંધક સમજવા. વળી ઉત્કૃષ્ટ યોગસ્થાનનો જઘન્યકાળ એક સમય અને ઉત્કૃષ્ટકકાળ બે સમય હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ પણ વધુમાં વધુ બે સમય થાય અને સર્વ યોગસ્થાનોનો જઘન્યકાળ એક સમય હોવાથી જઘન્યથી કોઇપણ પ્રદેશબંધ એક સમય જ થઇ શકે. તેમ જ અપર્યાપ્તાવસ્થામાં જ ઘટતાં યોગસ્થાનોનો ઉત્કૃષ્ટકાળ પણ એક સમય જ હોવાથી જે પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ અપર્યાપ્ત જીવો કરતા હોય તે પ્રકૃતિઓના જઘન્ય પ્રદેશબંધનો ઉત્કૃષ્ટકાળ પણ એક સમય જ અને તદ્યોગ્ય સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત જીવોના જઘન્ય યોગસ્થાનોનો કાળ ઉત્કૃષ્ટથી ચાર સમય છે તેથી જે પ્રકૃતિઓનો પર્યાપ્તાવસ્થામાં જઘન્ય પ્રદેશબંધ થતો હોય ત્યાં ઉત્કૃષ્ટથી ચાર સમય પ્રમાણ કાળ હોય છે. એમ સર્વત્ર સમજવું.

ત્યાં પ્રથમ ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી આ પ્રમાણે છે.

મિથ્યાત્વી અથવા સમ્યગ્દૃષ્ટિ આયુષ્યનો, પહેલા તથા ચોથાથી નવમા સુધીના ગુણસ્થાનકવર્તી મોહનીયનો અને દશમા ગુણસ્થાને રહેલ જીવ અબધ્યમાન આયુષ્ય તથા મોહનીયનો ભાગ પણ મળતો હોવાથી શેષ જ્ઞાનાવરણીય વગેરે છ કર્મનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે.

દશમ ગુણસ્થાનકવર્તી આત્મા પાંચ જ્ઞાનાવરણીય, ચાર દર્શનાવરણીય, પાંચ અંતરાય, સાતા વેદનીય, યશઃકીર્તિ અને ઉચ્ચગોત્ર એ સત્તરનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. કારણ કે આ સત્તર પ્રકૃતિઓને અબધ્યમાન મોહનીય તથા આયુષ્યનો અને ચાર દર્શનાવરણીયને તદુપરાંત પાંચ નિદ્રાનો તથા યશઃકીર્તિને શેષ નામકર્મની પ્રકૃતિઓનો પણ ભાગ મળે છે.

નવમા ગુણસ્થાને પ્રથમાદિ પાંચ ભાગમાં રહેલ આત્મા અનુક્રમે પુરુષવેદ અને સંજ્વલન ક્રોધાદિ ચારનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. કારણ કે આયુષ્યનો તથા તે તે કાલે અબધ્યમાન સર્વ મોહનીય પ્રકૃતિઓનો ભાગ પણ તેમને મલે છે.

ચોથા ગુણઠાણે હાસ્ય, રતિ, અરતિ અને શોકનો તથા આઠમા ગુણસ્થાને ભય, જુગુપ્સાનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે-એમ ટીકામાં કહેલ છે. પરંતુ અબધ્યમાન મિથ્યાત્વની જેમ અબધ્યમાન પ્રથમના બાર કષાયનો ભાગ પણ આ નોકષાયરૂપ છ પ્રકૃતિતિઓને મળતો હોય તો અરતિ-શોકનો છઠ્ઠે અને શેષ ચારનો છઠ્ઠાથી આઠમા ગુણસ્થાનક સુધી ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે એમ કહેવું જોઇએ, છતાં કેમ કહેલ નથી તેનું કારણ વિશિષ્ટ જ્ઞાનીઓ જાણે.

પંચમ કર્મગ્રંથાદિમાં તો આ છએ પ્રકૃતિઓનો ચતુર્થાદિ ગુણસ્થાને રહેલા જીવો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે એમ કહેલ છે.

ચોથા ગુણસ્થાને અપ્રત્યાખ્યાનીય ચતુષ્કનો, પાંચમા ગુણસ્થાને પ્રત્યાખ્યાનીય ચતુષ્કનો અને ચોથાથી આઠમા ગુણસ્થાનકના પ્રથમ ભાગ સુધી વર્ત્તમાન આત્મા નિદ્રાદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશ બંધ કરે, કારણકે આયુષ્ય તથા સ્વજાતીય અબધ્યમાન પ્રકૃતિઓનો વધુમાં વધુ ભાગ આ પ્રકૃતિઓમાં અહિં જ પ્રાપ્ત થાય છે.

ચોથાથી આઠમાના છઠ્ઠા ભાગ સુધી વર્ત્તતા મનુષ્યો દેવ પ્રાયોગ્ય જિનનામ સહિત ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતાં જિનનામનો અને સાતમાથી આઠમાના છઠ્ઠા ભાગ સુધી વર્ત્તતા મનુષ્યો દેવપ્રાયોગ્ય આહારકદ્વિક સહિત ત્રીશ પ્રકૃતિ બાંધતાં આહારકદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશ બંધ કરે.

અપ્રમત્તયતિ દેવાયુનો અને મિથ્યાદૃષ્ટિ અસાતાવેદનીય તથા મનુષ્યાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશ બંધ કરે-એમ અહિં ટીકામાં કહ્યું છે, પરંતુ પંચમ કર્મગ્રંથ ગા. ૯૧ તથા તેની ટીકામાં આ ત્રણેનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ કરે એમ કહ્યું છે.

વળી અહિં ટીકામાં મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતો મિથ્યાદૃષ્ટિ વજ્રઋષભનારાચ સંઘયણનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે એમ કહ્યું છે. જ્યારે પંચમ કર્મગ્રંથ ગા૦ ૯૧ ની ટીકામાં સમ્યક્ત્વી તથા મનુષ્ય-તિર્યંચ પ્રાયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતો મિથ્યાત્વી આનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે એમ કહેલ છે.

મિથ્યાદૃષ્ટિ-નરક-તિર્યંચાયુ, મિથ્યાત્વ, થીણદ્ધિત્રિક, સ્ત્રીવેદ, નપુંસક વેદ, અનંતાનુબંધી ચતુષ્ક તથા નીચગોત્ર એ તેર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે.

સમ્યગ્દૃષ્ટિ અથવા મિથ્યાદૃષ્ટિ દેવપ્રાયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિ બાંધતાં દેવદ્વિક, વૈક્રિયદ્વિક, શુભ વિહાયોગતિ, સમચતુરસ્ર સંસ્થાન અને સૌભાગ્યત્રિક એ નવનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે. અને વૈક્રિયદ્વિકનો નરક પ્રાયોગ્ય ૨૮ નો બંધક મિથ્યાદૃષ્ટિ પણ પણ ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે.

શેષ નામકર્મની ત્રેપન પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ મિથ્યાદૃષ્ટિ કરે છે.

ત્યાં એકેન્દ્રિયજાતિ, તિર્યંચદ્વિક, હુંડક સંસ્થાન, ઔદારિક શરીર, બાદર, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, પ્રત્યેક, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ, અનાદેય, અયશ, તૈજસ, કાર્મણ, અગુરુલઘુ, નિર્માણ, ઉપઘાત, અને વર્ણચતુષ્ક આ પચીશ પ્રકૃતિઓનો અપર્યાપ્ત એકેન્દ્રિય પ્રાયોગ્ય ત્રેવીશનો બંધક, પર્યાપ્ત, પરાઘાત અને ઉચ્છ્વાસ એ ત્રણનો પર્યાપ્ત એકેન્દ્રિય પ્રાયોગ્ય પચીશનો બંધક, બેઇન્દ્રિયાદિ ચાર જાતિ, મનુષ્યદ્વિક, ઔદારિક અંગોપાંગ, સેવાર્ત્ત સંહનન અને ત્રસ આ નવનો યથાસંભવ અપર્યાપ્ત બેઇન્દ્રિયાદિ પ્રાયોગ્ય પચીશનો બંધક, આતપ તથા ઉદ્યોતનો પર્યાપ્ત એકેન્દ્રિય પ્રાયોગ્ય

છવ્વીશનો બંધક, નરકદ્વિક, અશુભવિહાયોગતિ અને દુ:સ્વર આ ચારનો નરકપ્રાયોગ્ય અઠ્ઠાવીશનો બંધક, મધ્યમ ચાર સંહનન, અને મધ્યમ ચાર સંસ્થાન એ આઠનો તિર્યંચ અથવા મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશનો બંધક ઉત્કૃષ્ટ પ્રદેશબંધ કરે છે.

સ્થિર તથા શુભનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ બન્ને ટીકાઓમાં દેવ પ્રાયોગ્ય અઠ્ઠાવીશના બંધે કહેલ છે. પરંતુ પંચમકર્મગ્રંથ ગા. ૯૨ની ટીકામાં તથા બંધશતકમાં પણ પર્યાપ્ત એકેન્દ્રિય પ્રાયોગ્ય પચ્ચીશના બંધે કહેલ છે. અને વિચાર કરતાં તે જ વધુ ઠીક લાગે છે.

સર્વથી અલ્પવીર્યવાળો, લબ્ધિ અપર્યાપ્ત, સૂક્ષ્મ નિગોદીયો જીવ ઉત્પત્તિના પ્રથમ સમયે મૂળ સાતકર્મનો અને તે જ જીવ પોતાના ચાલુ ભવના આયુષ્યના બે ભાગ ગયા પછી અનંતર સમયે આયુષ્ય બંધ કરે ત્યારે પ્રથમ સમયે આયુષ્યનો જઘન્ય પ્રદેશબંધ કરે છે. પણ અનુભૂયમાન આયુષ્યના બે ભાગ ગયા પછી આયુષ્યનો તરત જ જો બંધ ન કરે તો અપર્યાપ્ત અવસ્થામાં પ્રતિસમયે અસંખ્યગુણ યોગવૃદ્ધિ થતી હોવાથી જઘન્ય પ્રદેશબંધ થતો નથી.

અષ્ટવિધ બંધક, અપ્રમત્તયતિ, દેવપ્રાયોગ્ય એકત્રીશ પ્રકૃતિ બાંધતાં આહારકદ્વિકનો જઘન્ય પ્રદેશબંધ કરે છે.

સ્વપ્રાયોગ્ય જઘન્યયોગે વર્તમાન પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિય દેવ તથા નરકાયુનો અને આયુબંધ કાલે નરકપ્રાયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિ બાંધતાં નરકદ્વિકનો જઘન્ય પ્રદેશબંધ કરે છે. કારણકે પર્યાપ્ત અસંજ્ઞિ કરતાં અપર્યાપ્ત અસંજ્ઞિ તથા અપર્યાપ્ત સંજ્ઞિને યોગ અસંખ્યગુણ હીન હોય છે, પરંતુ તેઓ આ ચાર પ્રકૃતિઓ બાંધતા જ નથી અને પર્યાપ્ત-સંજ્ઞિને યોગ અસંખ્યગુણ હોવાથી તેઓ પણ જઘન્ય પ્રદેશબંધ કરતા નથી.

જિનનામની સત્તાવાળો જીવ દેવ કે નરકમાંથી આવી મનુષ્યમાં ઉત્પન્ન થાય ત્યારે પ્રથમ સમયે જિનનામ સહિત દેવપ્રાયોગ્ય ઓગણત્રીશના બંધે દેવદ્વિક અને વૈક્રિયદ્વિકનો જઘન્ય પ્રદેશબંધ કરે છે. પર્યાપ્ત અસંજ્ઞિ કરતાં અપર્યાપ્ત સંજ્ઞિને ભવના પ્રથમ સમયે યોગ અસંખ્યગુણહીન હોય છે માટે 'ભવાદ્યસમયે મનુષ્ય જ કરે' એમ કહેલ છે.

જિનનામની સત્તાવાળો મનુષ્ય કાળ કરી દેવમાં જાય ત્યાં ભવનાં પ્રથમ સમયે જિનનામ સહિત મનુષ્ય પ્રાયોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધતાં જિનનામનો જઘન્ય પ્રદેશબંધ કરે. અહિં 'ભવના પ્રથમ સમયે' કેવળ દેવ કહેવાનું કારણ 'નારકને ભવના પ્રથમસમયે દેવથી અધિક યોગ હોય છે' એમ લાગે છે.

સર્વથી અલ્પ વીર્યવાળો, લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદીયો પોતાના ભવના આયુષ્યના બે ભાગ ગયા પછી ત્રીજા ભાગના પ્રથમસમયે આયુષ્યબંધ કરે ત્યારે

મનુષ્ય–તિર્યંચાયુનો જઘન્ય પ્રદેશબંધ કરે છે અને તે જ જીવ ઉત્પત્તિના પ્રથમસમયે શેષ એકસો સાત પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશબંધ કરે છે.

ત્યાં નામકર્મમાં નીચે જણાવ્યા મુજબ વિશેષતા જાણવી.

અપર્યાપ્ત, સૂક્ષ્મ અને સાધારણ એ ત્રણનો પચીશના બંધે, એકેન્દ્રિય, આતપ અને સ્થાવર એ ત્રણનો છવ્વીશના બંધે, મનુષ્યદ્વિકનો મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશના બંધે અને શેષ પચાસ પ્રકૃતિઓનો ઉદ્યોત સહિત તે તે તિર્યંચપ્રાયોગ્ય ત્રીશના બંધે યથાસંભવ ઉપરોક્ત જીવ જઘન્ય પ્રદેશબંધ કરે છે.

## નિરંતર બંધકાળ

જે પ્રકૃતિઓ જેટલો કાળ સતત બંધાય તેનો નિરંતર બંધકાળ કહેવાય છે.

ત્યાં ધ્રુવબંધી સુડતાલીશ પ્રકૃતિઓમાં સાદિ–અનંત વર્જી શેષ ત્રણ પ્રકારનો કાળ હોય છે. (૧) અભવ્યોને બંધ અનાદિકાળથી છે અને અનંતકાળ સુધી રહેવાનો છે. માટે અનાદિ અનંત, (૨) ભવ્યોને અનાદિકાળથી બંધ હોવા છતાં ભવિષ્યમાં વિચ્છેદ થવાનો છે માટે અનાદિ સાન્ત અને (૩) તે તે પ્રકૃતિઓના અબંધસ્થાનથી પડી પુનઃ બંધ શરૂ કરે ત્યારે સાદિ અને કાલાન્તરે મોક્ષે જતાં બંધ વિચ્છેદ થશે તેથી સાન્ત. આ સાદિ–સાન્ત ભાંગાનો કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી દેશોનાર્ધ પુદ્ગલ પરાવર્ત્તન છે.

ચાર આયુષ્ય અને જિનનામકર્મનો જઘન્યથી નિરંતર બંધકાળ અંતર્મુહૂર્ત છે. શેષ અડસઠ પ્રકૃતિમાંથી આહારકદ્વિકનો સાતમા અથવા આઠમા ગુણસ્થાને જઇ એક સમય આહારકદ્વિક બાંધી બીજે સમયે કાળ કરે તેથી બંધ અટકી જવાથી અને શેષ છાસઠ પ્રકૃતિઓનો જ્યાં તેમાંની પ્રતિપક્ષ પ્રકૃતિઓનો બંધ થઇ શકતો હોય તે ગુણસ્થાને અથવા તેવા જીવોને જઘન્યથી એક સમય તે તે પ્રકૃતિઓનો બંધ કરી અધ્યવસાયના પરાવર્ત્તનથી બીજા સમયે તેની પ્રતિપક્ષ પ્રકૃતિઓનો બંધ કરે ત્યારે. એમ આ અડસઠે પ્રકૃતિઓનો નિરંતર બંધકાળ જઘન્યથી એક સમય ઘટે છે.

દેવકુરુ તથા ઉત્તરકુરુના યુગલિયાઓ ત્રણ પલ્યોપમ સુધી નિરંતર દેવપ્રાયોગ્ય જ બંધ કરતા હોવાથી દેવદ્વિક અને વૈક્રિયદ્વિકનો ઉત્કૃષ્ટ નિરંતર બંધકાળ ત્રણ પલ્યોપમ પ્રમાણ આ ગ્રંથમાં તથા પંચમ કર્મગ્રંથમાં કહેલ છે. પરંતુ પૂર્વક્રોડવર્ષના આયુવાળો મનુષ્ય પૂર્વક્રોડના ત્રીજા ભાગના પહેલા અંતર્મુહૂર્ત્તમાં ત્રણ પલ્યોપમ પ્રમાણ યુગલિકનું આયુષ્ય બાંધી અંતર્મુહૂર્ત બાદ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામી ત્યારબાદ તરત જ ક્ષાયિક સમ્યક્ત્વ પામે તો અન્તર્મુહૂર્ત ન્યૂન પૂર્વક્રોડના ત્રીજા ભાગ સુધી અહિં મનુષ્યભવમાં અને ત્રણ પલ્યોપમ સુધી યુગલિકમાં પણ નિરંતર આ જ ચાર પ્રકૃતિઓ બાંધે, એ અપેક્ષાએ અંતર્મુહૂર્ત્ત ન્યૂન પૂર્વક્રોટિના ત્રીજા ભાગે અધિક ત્રણ

પલ્યોપમ આ ચારેનો ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ ઘટી શકે, પરંતુ અંતર્મુહૂર્ત ન્યૂન પૂર્વકોટિના ત્રીજા ભાગની અહિં અવિવક્ષા કરી હોય તેમ લાગે છે.

તિર્યંચદ્વિક અને નીચગોત્રનો તેઉકાય અને વાયુકાયમાં નિરંતર બંધ થાય છે તેઉકાય, વાયુકાયની સ્વકાયસ્થિતિ અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રમાણ છે. માટે આ ત્રણેનો ઉત્કૃષ્ટ નિરંતર બંધકાળ અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી કાલ પ્રમાણ છે.

સાતમાથી તેરમા ગુણસ્થાનક સુધીમાં અસાતાનો બંધ ન હોવાથી કેવળ સાતા જ બંધાય છે અને તેરમા ગુણસ્થાનકનો ઉત્કૃષ્ટકાળ દેશોન પૂર્વક્રોડવર્ષ હોવાથી સાતાવેદનીયનો ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ પણ તેટલો જ છે.

સ્થાવર ભવમાંથી બહાર આવી પુનઃ સ્થાવરમાં ગયેલ જીવો ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન સ્વરૂપ અનંતકાળ સ્થાવરમાં રહે છે, વળી ત્યાં વૈક્રિયશરીરનો બંધ જ ન હોવાથી અસંખ્ય પુદ્ગલ પરાવર્ત્તન કાળ સુધી ઔદારિક શરીર જ બાંધે છે. તેથી ઔદારિક શરીરનો ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ પણ તેટલો જ છે.

શુભવિહાયોગતિ, પુરુષવેદ; સૌભાગ્યત્રિક, સમચતુરસ્ર સંસ્થાન અને ઉચ્ચગોત્ર આ સાત પ્રકૃતિઓ સાસ્વાદન ગુણસ્થાનકથી આગળ બંધાતી જ નથી અને મિથ્યાત્વ તથા સાસ્વાદન ગુણસ્થાને ગયા વિના જીવ સંસારમાં કેટલાક મનુષ્યભવ અધિક એકસો બત્રીશ સાગરોપમ સુધી રહી શકે છે. પછી અવશ્ય મોક્ષે કે મિથ્યાત્વે જાય, માટે આ સાતેનો પાંચથી છ મનુષ્યભવ યુક્ત એકસો બત્રીશ સાગરોપમ ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ છે.

પરાઘાત, ઉચ્છ્વાસ, પંચેન્દ્રિય જાતિ અને ત્રસ ચતુષ્ક આ સાતનો ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ છ થી સાત મનુષ્યભવ યુક્ત એકસો પંચાશી સાગરોપમ છે તે આ પ્રમાણે—

છઠ્ઠી નરકમાં રહેલ આત્મા પ્રતિપક્ષ પ્રકૃતિઓનો બંધ ન હોવાથી બાવીશ સાગરોપમ સુધી સતત આ સાત પ્રકૃતિઓનો બંધ કરે અને મરણના અંતર્મુહૂર્ત પહેલા સમ્યક્ત્વ પામી સમ્યક્ત્વ સહિત નરકમાંથી નીકળી મનુષ્યભવમાં આવી ત્યાં સુંદર સંયમનું પાલન કરી એકત્રીશ સાગરોપમના આયુષ્યપણે નવમી ગ્રૈવેયકમાં ઉત્પન્ન થાય, ત્યાં ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્તે મિથ્યાત્વ પામે પણ ભવપ્રત્યયથી જ પ્રતિપક્ષ પ્રકૃતિઓના બંધનો અભાવ હોવાથી નિરંતર આ સાત પ્રકૃતિઓ જ બાંધે, ત્યાં પણ મરણના અંતર્મુહૂર્ત પહેલા સમ્યક્ત્વ પામી સમ્યક્ત્વ સહિત જ ત્યાંથી કાળ કરી મનુષ્યમાં આવે, મનુષ્યભવમાં દેશવિરતિ અથવા સર્વવિરતિનું પાલન કરી બાવીશ સાગરોપમના આયુષ્યવાળા અચ્યુત દેવલોકમાં ત્રણવાર દેવપણે ઉત્પન્ન થઈ છાસઠ

સાગરોપમ પ્રમાણ ક્ષયોપશમ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ કરી મનુષ્યભવમાં અંતર્મુહૂર્ત મિશ્રગુણસ્થાને જઈ પુનઃ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામી બે વાર વિજયાદિ ચારમાંથી કોઇ પણ અનુત્તર વિમાનમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો દેવ થાય. એ પ્રમાણે બીજી-વાર પણ છાસઠ સાગરોપમ પ્રમાણ ક્ષયોપશમ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ કરી મનુષ્ય-ભવમાં આવી મોક્ષે જાય અગર મિથ્યાત્વે જાય. આ રીતે આટલા કાળ સુધી કેટલેક ઠેકાણે ગુણપ્રત્યયથી અને કેટલેક સ્થાને ભવપ્રત્યયથી આ સાતની પ્રતિપક્ષ પ્રકૃતિઓનો બંધ ન હોવાથી આ સાતે પ્રકૃતિઓ નિરંતર બંધાય છે.

અહિં ટીકામાં છઠ્ઠી નરકમાંથી સમ્યક્ત્વ સહિત મનુષ્યભવમાં આવી અનુત્તર સંય-મનું પાલન કરી નવમી ગ્રૈવેયકમાં જાય. એમ કહ્યું છે. પરંતુ બૃહત્સંગ્રહણી ગા. ૨૩૯ તથા તેની ટીકામાં તેમ જ અન્ય ગ્રંથોમાં કહેલ છે કે પાંચમી નરકમાંથી આવેલ આત્મા મનુષ્ય થઈ સર્વવિરતિ સ્વીકારી શકે છે, પરંતુ છઠ્ઠી નરકમાંથી આવી મનુષ્ય થયેલ આત્મા દેશવિરતિ પામી શકે છે, પરંતુ સર્વવિરતિ પામી શકતો જ નથી. તેમ જ પંચમ કર્મગ્રંથ ગા. ૬૦ ની ટીકામાં આ સાત પ્રકૃતિઓનો નિરંતર કાળ જણાવતાં 'સમ્યક્ત્વ સહિત છઠ્ઠી નરકમાંથી નીકળી મનુષ્યપણામાં દેશવિરતિ ચારિત્રની આરાધના કરી સૌધર્મ દેવલોકમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવ થાય, ત્યાંથી સમ્યક્ત્વ સહિત મનુષ્યભવમાં આવી સંયમ પાળી નવમી ગ્રૈવેયકે જાય' એમ કહ્યું છે. કર્મપ્રકૃતિ સંક્રમણ કરણ ગા. ૧૦૮ ની ટીકામાં પૂ૦ મલયગિરિજી મ. તથા ઉપાધ્યાયજી મ. પણ તે જ પ્રમાણે જણાવે છે. વળી આ પ્રમાણે કરતાં એકસો પંચાશી સાગરોપમ ઉપરાંત ચાર પલ્યોપમ કાળ પણ વધે છે. છતાં અહિં આવી વિવક્ષા કેમ કરી છે? તે બહુશ્રુતો જાણે.

અનુત્તર વિમાનમાં મનુષ્યદ્વિક, ઔદારિક અંગોપાંગ અને વજ્રઋષભનારાચ સંઘ-યણ–આ ચાર પ્રકૃતિઓની પ્રતિપક્ષ પ્રકૃતિઓનો બંધ જ ન હોવાથી તેત્રીસ સાગરો-પમ સુધી નિરંતર આ જ પ્રકૃતિઓ બાંધે છે. માટે આ ચારેનો ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ તેત્રીશ સાગરોપમ છે.

જિનનામનો કંઇક ન્યૂન પૂર્વક્રોડવર્ષ અને ચોરાશીલાખ પૂર્વ અધિક તેત્રીશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ છે તે આ રીતે—

પૂર્વક્રોડના આયુષ્યવાળો ઓછામાં ઓછી જેટલી ઉમર થયા પછી વીશ સ્થાન-કની આરાધના દ્વારા જિનનામકર્મનો નિકાચિતબંધ કરે ત્યારથી તે ભવના અંત સુધી તેમ જ તેત્રીસ સાગરોપમ અનુત્તર વિમાનમાં અને ત્યાંથી નીકળી ચોરાશી લાખ પૂર્વના આયુષ્યવાળા તીર્થંકરના ભવમાં ક્ષપકશ્રેણિ માંડી બંધવિચ્છેદ ન કરે ત્યાં સુધી નિકાચિત કરેલ જિનનામનો સતત બંધ ચાલુ જ રહે છે. માટે ઉપરોક્ત કાળ ઘટી શકે છે.

ચારે આયુષ્યનો નિરંતર બંધકાળ ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત જ છે.

અન્તિમ પાંચ સંઘયણ, અન્તિમ પાંચ સંસ્થાન, એકેન્દ્રિયાદિ ચાર જાતિ. અશુભ વિહાયોગતિ, આહારકદ્વિક, આતપ, ઉદ્યોત, સ્થિર, શુભ, યશ. અસાતાવેદનીય. સ્રીવેદ, નપુંસકવેદ, હાસ્યાદિ બે યુગલ અને સ્થાવર દશક, આ એકતાલીશ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટથી નિરંતર બંધકાળ અંતર્મુહૂર્ત્ત છે. કારણકે–અંતર્મુહૂર્ત્ત પછી અધ્યવસાયના પરાવર્ત્તનથી પ્રકૃતિઓનો અવશ્ય બંધ થાય છે.

## ઉદયવિધિ

ગ્રંથકારે ઉદયથી આરંભી આઠ કરણની સમાપ્તિ સુધી એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓની વિવક્ષા કરી છે. તેથી અહિંયાં પણ તે જ પ્રમાણે બતાવવામાં આવશે.

પાંચ જ્ઞાનાવરણ. ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદ ઘાતીકર્મની પ્રકૃતિઓ, વર્ણાદિ વીશ, તૈજસ–કાર્મણ સપ્તક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ અને નિર્માણ આ તેત્રીશ નામકર્મની પ્રકૃતિઓ અને મિથ્યાત્વ મોહનીય, આ અડતાલીશ ધ્રુવોદયી પ્રકૃતિઓનો અભવ્યોને અનાદિકાળથી ઉદય છે અને અનંતકાળ સુધી રહેવાનો છે માટે અનાદિ અનંત, તેમજ ભવ્યોને અનાદિકાળથી ઉદય ।વા છતાં ભવિષ્યમાં વિચ્છેદ થવાનો હોવાથી અનાદિ સાન્ત. એમ બે પ્રકારે કાળ છે. વળી સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે ગયેલાને મિથ્યાત્વનો પુનઃ ઉદય થાય છે અને સમ્યક્ત્વ પામે ત્યારે ફરી ઉદયનો વિચ્છેદ થાય છે. માટે મિથ્યાત્વનો સાદિ–સાન્ત સહિત ત્રણ પ્રકારે કાળ છે. શેષ એકસો દશ પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી તેઓનો કાળ સાદિ–સાન્ત જ છે.

બંધની જેમ ઉદય પણ પ્રકૃતિ, સ્થિતિ. રસ અને પ્રદેશના ભેદથી ચાર પ્રકારે છે.

અમુક અપવાદ સિવાય ઉદય અને ઉદીરણા સર્વદા સાથે જ હોય છે. માટે આગળ ઉપર આચાર્ય મ. સા. ઉદીરણાકરણમાં જે પ્રમાણે પ્રકૃતિ આદિ ઉદીરણા. તેના સ્વામી અને સાદ્યાદિ બતાવશે તે પ્રમાણે ઉદયમાં પણ સમજવાના છે. આ પ્રકરણમાં માત્ર ઉદીરણાથી જે વિશેષતા છે, તે જ બતાવવામાં આવશે.

## પ્રકૃતિઉદય

ત્યાં પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ક્ષીણમોહ ગુણસ્થાનકની ચરમાવલિકામાં, સંજ્વલન લોભનો સૂક્ષ્મસંપરાયની ચરમ આવલિકામાં. ઉપર દલિકનો જ અભાવ હોવાથી કેવળ ઉદય હોય છે પરંતુ ઉદીરણા હોતી નથી.

સાતમાથી ચૌદમા ગુણસ્થાનક સુધી મનુષ્યાયુ અને બે વેદનીયના ઉદીરણા યોગ્ય સંક્લિષ્ટ અધ્યવસાયોનો અભાવ હોવાથી દેશોન પૂર્વક્રોડ કાલ પર્યન્ત આ ત્રણનો કેવળ ઉદય જ હોય છે. પરંતુ ઉદીરણા હોતી નથી.

મનુષ્યગતિ. પંચેન્દ્રિય જાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સૌભાગ્ય, આદેય, યશઃકીર્ત્તિ.

જિનનામ તથા ઉચ્ચગોત્ર આ દશનો અયોગિ-કેવલી ગુણસ્થાને કેવળ ઉદય હોય છે, પરંતુ યોગના અભાવે ઉદીરણા હોતી નથી.

તે તે વેદના ઉદયવાળાને પ્રથમ સ્થિતિ એક આવલિકા બાકી રહે ત્યારે તે તે વેદનો ઉદય જ હોય છે. પરંતુ ઉદીરણા હોતી નથી.

ક્ષાયિક અથવા ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતી વખતે ચોથાથી સાતમા ગુણસ્થાને સમ્યક્ત્વ મોહનીયની ચરમાવલિકા શેષ રહે છતે સમ્યક્ત્વ મોહનીયનો, પ્રથમ ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ વખતે મિથ્યાત્વની પ્રથમસ્થિતિની ચરમાવલિકામાં મિથ્યાત્વનો અને પોતપોતાના ભવની છેલ્લી આવલિકામાં પોતપોતાના આયુષ્યનો કેવળ ઉદય હોય છે પરંતુ ઉદીરણા હોતી નથી.

શરીરપર્યાપ્તિની સમાપ્તિના પછીના સમયથી ઇન્દ્રિયપર્યાપ્તિની સમાપ્તિ સુધી પાંચ નિદ્રાનો તથાસ્વભાવે કેવળ ઉદય જ હોય છે, પરંતુ ઉદીરણા હોતી નથી.

આ પ્રમાણે એકતાલીશ પ્રકૃતિઓ સિવાય શેષ સર્વ પ્રકૃતિઓની ઉદય-ઉદીરણા સાથે જ હોય છે.

## સાદ્યાદિ પ્રરૂપણા

અગિયારમા ગુણસ્થાને મોહનીયનો ઉદય હોતો નથી. ત્યાંથી પડે ત્યારે પુનઃ ઉદય થાય છે. માટે તેની સાદિ, દશમા ગુણસ્થાનકથી આગળ નહિ ગયેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ. એમ મોહનીયનો ઉદય ચાર પ્રકારે છે.

શેષ સાતે કર્મનો ઉદય અભવ્યોને અનાદિકાળથી છે અને અનંતકાળ સુધી રહેવાનો છે માટે અનાદિ તથા ધ્રુવ, ભવ્યોને ભવિષ્યમાં વિચ્છેદ થશે માટે અધ્રુવ. એમ સાત કર્મનો ઉદય ત્રણ પ્રકારે છે.

પૂર્વે જણાવેલ મિથ્યાત્વવર્જિત સુડતાલીશ ધ્રુવોદયી પ્રકૃતિઓનો અભવ્યોને અનાદિ તથા ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ ત્રણ પ્રકારે ઉદય છે.

મિથ્યાત્વનો ઉદય સાદિ, અનાદિ, ધ્રુવ તથા અધ્રુવ-એમ ચાર પ્રકારે છે. શેષ એકસો દશ પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી તેઓનો ઉદય સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે.

## સ્થિતિ ઉદય

સ્થિતિઉદય એટલે કોઈપણ સ્થિતિસ્થાનમાં રહેલ દલિકોનો ઉદય.

સ્થિતિઉદય સ્વાભાવિક અને ઉદીરણાકૃત એમ બે પ્રકારે છે.

ત્યાં જે સમયે જે કર્મ બંધાય છે તેનો પૂર્વે બતાવ્યા પ્રમાણે અમુક સમય પ્રમાણ અબાધાકાળ હોય છે, તે અબાધારૂપ સ્થિતિનો ક્ષય થવાથી દરેક કર્મનો પ્રદે-

શોદય તો શરૂ થઇ જ જાય છે, પરંતુ અહિં વિપાકોદયને જ ઉદય કહેવામાં આવે છે તે વિપાકોદય જ્યારે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવરૂપ હેતુઓને પ્રાપ્ત કરી પ્રવર્ત્તે છે ત્યારે તે સ્વાભાવિકોદય અથવા શુદ્ધોદય કે સંપ્રાપ્તોદય પણ કહેવાય છે.

તે સ્વાભાવિકોદય પ્રવર્ત્તતે છતે વીર્યવિશેષરૂપ ઉદીરણા કરણ વડે ઉદયાવલિકાથી બહારના સ્થિતિસ્થાનકોમાં રહેલા દલિકોને ખેંચીને ઉદયાવલિકામાં ગોઠવાયેલ દલિકના નિષેકસ્થાનોમાં નાંખીને ઉદયાવલિકાની અંદરના સ્થિતિસ્થાનમાં રહેલ દલિકોની સાથે રસોદયથી ભોગવવાં તે ઉદીરણાકૃત ઉદય અથવા અસંપ્રાપ્તોદય પણ કહેવાય છે.

ત્યાં સાદ્યાદિ પ્રરૂપણા અને સ્વામિત્વ પ્રરૂપણા.જેમ સ્થિતિઉદીરણામાં કહી છે તેમ અહિં પણ સમજવી, માત્ર ઉત્કૃષ્ટ સ્થિતિઉદીરણા કરતાં ઉત્કૃષ્ટ સ્થિતિઉદય એક સમય-પ્રમાણ એક સ્થિતિ જેટલો અધિક હોય છે. તે આ પ્રમાણે—

જે સમયે જે કર્મ બંધાય છે તે વિવક્ષિત સમયે બંધાયેલ કર્મલતાના અબા-ધાકાળમાં પણ તે પૂર્વે બંધાયેલ અને જેનો અબાધાકાળ પૂર્ણ થઇ ગયો છે તેવી તે જ પ્રકૃતિની કર્મલતાના દલિકો ગોઠવાયેલાં જ હોય છે. તેથી મતિજ્ઞાનાવરણીયાદિ છયાશી ઉદયબંધોત્કૃષ્ટા પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી થાય છે.

જે સમયે કર્મ બંધાય છે તે સમયથી આરંભી એક આવલિકા સુધી તેમાં કોઇપણ કરણ લાગતું નથી. અને તેને બંધાવલિકા કહેવામાં આવે છે. તે બંધાવલિકા વીત્યા પછી ઉદયાવલિકા ઉપરના સ્થિતિસ્થાનથી આરંભી યાવત્ ચરમ સ્થિતિસ્થાન સુધીમાં રહેલ દલિકોની ઉદીરણા કરે છે.

ઉદયાવલિકા એટલે ઉદયસમયથી આરંભી એક આવલિકાના સમય પ્રમાણ કાળમાં ભોગવવા માટે શરૂઆતનાં સ્થિતિસ્થાનોમાં ગોઠવાયેલ જે દલિકરચના

તે ઉદયાવલિકામાં પણ કોઈ કરણ લાગતું ન હોવાથી ઉદયાવલિકામાંના કોઇ-પણ સ્થિતિસ્થાનનો ભોગવટો કરતાં તે ઉદયાલિકાની ઉપરના સર્વ સ્થિતિસ્થાનમાં રહેલ દલિકની ઉદીરણા થાય છે. માટે બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ ઉદીરણા થાય છે. માત્ર ઉદયાવલિકાગત જે પ્રથમ ઉદય સમયે સ્થિતિસ્થાનનો ભોગવટો કરે છે તેનો ઉદય જ હોય છે, પરંતુ ઉદીરણા હોતી નથી, તેથી ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા કરતાં ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદય એક સમય અધિક હોય છે.

એ જ પ્રમાણે મનુષ્યગતિ વગેરે ઓગણત્રીશ ઉદયસંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિઓની ત્રણ આવલિકા ન્યૂન અને ઉદયસંક્રમોત્કૃષ્ટા હોવા છતાં સમ્યક્ત્વ મોહનીયની અંતર્મુહૂર્ત્ત ન્યૂન પોતપોતાના મૂળકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા હોય છે. ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદયમાં તેથી એક સમય અધિક હોય છે.

નરકગતિ આદિ વીશ અનુદયબંધોત્કૃષ્ટા અને જિનનામ વિના મનુષ્યાનુપૂર્વી આદિ સત્તર અનુદયસંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિઓની અંતમુહૂર્ત ન્યૂન પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા થાય છે અને જિનનામની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. અને ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદય આ દરેક પ્રકૃતિઓનો તેથી એક સમય અધિક હોય છે.

ઉદયબંધોત્કૃષ્ટાદિ ચારે પ્રકારની પ્રકૃતિઓનું સ્વરૂપ આ જ ગ્રંથમાં ત્રીજાદ્વારની ગાથા ૬૧ થી ૬૪ સુધીની ચાર ગાથામાં જણાવેલ છે.

પૂર્વે જે એકતાલીશ પ્રકૃતિઓમાં ઉદય અને ઉદીરણામાં તફાવત દર્શાવેલ છે, તેમાંથી નિદ્રાપંચક હીન શેષ છત્રીશ પ્રકૃતિઓનો ઉદીરણા અટક્યા બાદ પણ કેટલોક કાળ કેવળ ઉદય હોય છે–તેથી પોતપોતાની ચરમઉદયાવલિકાના અન્ત્ય સમયે એક સ્થિતિ પ્રમાણ જઘન્ય સ્થિતિ ઉદય હોય છે.

શેષ એકસો બાવીશ પ્રકૃતિઓની ઉદીરણાકરણમાં જેટલી જઘન્ય સ્થિતિ ઉદીરણા કહી છે તેનાથી તે જ સમયે ભોગવાતા સમય રૂપ એક સ્થિતિસ્થાન જઘન્યસ્થિતિ ઉદયમાં અધિક હોય છે.

જો કે નિદ્રાપંચકનો શરીરપર્યાપ્તિની સમાપ્તિ પછીના સમયથી ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી ઉદીરણા વિના કેવળ ઉદય કહ્યો છે પરંતુ તે વખતે અપવર્ત્તના ચાલુ હોવાથી અપવર્ત્તનાદ્વારા ઉદયાવલિકાની ઉપરનાં સત્તાગત સઘળાં સ્થિતિસ્થાનોમાંથી દલિકોને ઉદયાવલિકામાં નાખી ઉદયગત સ્થિતિસ્થાન સાથે ભોગવે છે. માટે તે વખતે પણ એક સ્થિતિસ્થાન પ્રમાણ જઘન્ય સ્થિતિ ઉદય હોતો નથી. તેથી ઉદીરણા કરણમાં બતાવેલ છે તેનાથી એક સમય અધિક જઘન્યસ્થિતિ ઉદય ઘટે છે.

## અનુભાગોદય

અનુભાગ, તેના હેતુઓ, સ્થાન, શુભાશુભ, સાદ્યાદિ અને સ્વામિત્વ વગેરે જે પ્રમાણે ઉદીરણાકરણમાં કહેલ છે તે પ્રમાણે અહિં પણ સમજવા, માત્ર જઘન્ય અનુભાગ ઉદયના સ્વામિમાં આ પ્રમાણે વિશેષતા છે.

પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ક્ષીણમોહના ચરમસમયે, સંજ્વલનલોભનો સૂક્ષ્મસંપરાયના ચરમસમયે, ત્રણે વેદનો પોતપોતાની પ્રથમસ્થિતિના ચરમસમયે ક્ષપકને અને સમ્યક્ત્વ મોહનીયનો ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત-કરતા ક્ષયોપશમ સમ્યક્ત્વીને ચરમસમયે જઘન્ય અનુભાગોદય હોય છે.

## પ્રદેશોદય

અહિં સાદ્યાદિ અને સ્વામિત્વ એ બે દ્વારો છે.

## (૧) સાદ્યાદિ પ્રરૂપણા

સાદ્યાદિ પ્રરૂપણા બે પ્રકારે છે. (૧) મૂળપ્રકૃતિવિષયક (૨) ઉત્તરપ્રકૃતિવિષયક.

(૧) ત્યાં મોહનીય તથા આયુષ્ય વિના જ્ઞાનાવરણીયાદિ શેષ છ કર્મના જઘન્ય અને ઉત્કૃષ્ટ સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે, અજઘન્ય સાદ્યાદિ ચાર પ્રકારે અને અનુત્કૃષ્ટ સાદિ વિના ત્રણ પ્રકારે હોવાથી એક-એક કર્મના અગિયાર-અગિયાર ભાંગા થવાથી કુલ ( ૧૧×૬=૬૬ ) છાસઠ. મોહનીયના જઘન્ય તથા ઉત્કૃષ્ટ સાદિ અને અધ્રુવ એમ બે-બે પ્રકારે, તેમજ અજઘન્ય તથા અનુત્કૃષ્ટ સાદ્યાદિ ચાર-ચાર પ્રકારે હોવાથી કુલ બાર અને આયુષ્યના જઘન્યાદિ ચારે પ્રદેશોદય સાદિ-અધ્રુવ એમ બે-બે પ્રકારે હોવાથી આઠ, એમ મૂળકર્મઆશ્રયી પ્રદેશોદયના કુલ ( ૬૬+૧૨+૮=૮૬ ) છયાસી ભાંગા થાય છે. તે આ પ્રમાણે—

જેને ઓછામાં ઓછા પ્રદેશકર્મની સત્તા હોય તે જીવ ક્ષપિતકર્માંશ કહેવાય છે. અને તે ભવ્ય જ હોય છે. તેનુ વિશેષસ્વરૂપ આ જ ગ્રંથના સંક્રમણકરણમાં બતાવશે.

તે ક્ષપિતકર્માંશ જીવ સીધો એકેન્દ્રિયમાં જતો ન હોવાથી પહેલા દેવલોકમાં જાય, ત્યાં અતિસંક્લિષ્ટ પરિણામી થઈ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે અને તે વખતે ઘણા પ્રદેશોની ઉદ્વર્ત્તના કરે, જે સમયે જેટલો નવિન સ્થિતિબંધ થતો હોય તે સમયે પૂર્વે બંધાયેલ તે કર્મના તેટલાં સ્થિતિસ્થાનોમાંના દલિકની જ ઉદ્વર્ત્તના થાય એટલે નીચેનાં સ્થિતિસ્થાનોમાં પહેલાં જે દલિકોની ગોઠવણ થયેલ છે ત્યાંથી દલિકો ગ્રહણ કરી કરી ઉપરનાં સ્થિતિસ્થાનોમાં ગોઠવે. છતાં નીચેનાં સ્થિતિસ્થાનો સર્વથા દલિક રહિત થતાં નથી પરંતુ પૂર્વે ઘણાં દલિકો હતાં તેને બદલે હવે ઓછાં થઈ જાય છે. જેથી ઉદય વખતે થોડાં દલિકો ઉદયમાં આવે. આ કારણથી અતિસંક્લિષ્ટ પરિણામે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી ઘણી ઉદ્વર્ત્તના કરે એમ કહેવામાં આવેલ છે.

ત્યારબાદ બંધને અંતે કાળ કરી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય ત્યારે પ્રથમ સમયે મોહનીય તથા આયુ વિના શેષ છ કર્મનો જઘન્યપ્રદેશોદય હોય છે.

અન્ય જીવોની અપેક્ષાએ એકેન્દ્રિયમાં અને અન્ય એકેન્દ્રિયોની અપેક્ષાએ ઉત્પત્તિના પ્રથમ સમયે એકેન્દ્રિયને યોગ ઘણો અલ્પ હોય છે. તેથી ઉદીરણાદ્વારા પણ ઉપરથી ઘણા અલ્પ પ્રદેશો જ ઉદયમાં આવે.

બંધાવલિકા વ્યતીત થયા પછી ઉદીરણા દ્વારા ઘણાં નવીન બંધાયેલ કર્મદલિકો પણ ઉદયમાં આવે માટે બંધના અંતે કાલ કરી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થયેલાને જ જઘન્ય પ્રદેશોદય હોય એમ કહેલ છે.

વળી તે એક જ સમય હોય છે માટે સાદિ-અધ્રુવ છે. તે સિવાયનો સઘળો પ્રદેશોદય અજઘન્ય છે, તે ઉપર જણાવેલ વિશેષણવાળા એકેન્દ્રિયને ઉત્પત્તિના બીજા

સમયથી શરૂ થતો હોવાથી સાદિ, જઘન્ય પ્રદેશોદયના સ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યો જઘન્ય પ્રદેશોદય કરવાના જ નથી માટે તેઓને ધ્રુવ અને ભવ્યોને પ્રદેશોદયનો વિચ્છેદ થવાનો હોવાથી અધ્રુવ-એમ અજઘન્ય પ્રદેશોદય ચાર પ્રકારે છે.

જેનું સ્વરૂપ આ જ ગ્રંથના સંક્રમણકરણમાં કહેવામાં આવશે તેવા સર્વથી વધારે પ્રદેશકર્મની સત્તાવાળા ગુણિતકર્માંશ જીવને બારમા ગુણસ્થાનકના ચરમસમયે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણનો તેમ જ ચૌદમા ગુણસ્થાનકના ચરમસમયે નામ, ગોત્ર અને વેદનીય એ ત્રણ કર્મનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે, તે એક જ સમય હોય છે માટે સાદિ અને અધ્રુવ, તે સિવાયનો સઘળો પ્રદેશોદય અનુત્કૃષ્ટ કહેવાય છે. પરંતુ આ છએ કર્મનો ઉદયવિચ્છેદ થયા પછી ફરીથી ઉદય થતો ન હોવાથી અનુત્કૃષ્ટ પ્રદેશોદયની સાદિ થતી નથી, જે જીવો આ ઉત્કૃષ્ટ પ્રદેશોદયના સ્થાનને પામ્યા જ નથી તેઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ અનુત્કૃષ્ટ પ્રદેશોદય ત્રણ પ્રકારે છે.

અંતરકરણની ક્રિયા કર્યા પછી અંતરકરણમાં રહેલ ક્ષપિતકર્માંશ આત્માને પહેલાં પહેલાં ઘણું અને પછી-પછીના સમયમાં અનુક્રમે હીન હીન એમ ગોપુચ્છાકારે અંતરકરણની જે ચરમાવલિકામાં દલિકરચના થાય છે તે આવલિકાના ચરમસમયે સર્વથી અલ્પ પ્રદેશોદય હોવાથી એક જ સમય મોહનીયકર્મનો જઘન્યપ્રદેશોદય થાય છે અને તે સાદિ-અધ્રુવ છે. તે સિવાયનો સઘળો પ્રદેશોદય અજઘન્ય છે. ઉપરોક્ત જીવને જઘન્યપ્રદેશોદયના પછીના સમયે તે નવીન થતો હોવાથી અજઘન્ય પ્રદેશોદયની સાદિ, જઘન્ય પ્રદેશોદયને અગર પ્રદેશોદય વિચ્છેદ સ્થાનને નહિ પામેલાને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ તે ચાર પ્રકારે છે.

ગુણિતકર્માંશ ક્ષપકને સૂક્ષ્મસંપરાયના ચરમસમયે એક જ સમય ઉત્કૃષ્ટ પ્રદેશોદય થતો હોવાથી તે સાદિ-અધ્રુવ છે. તે સિવાયનો સઘળો પ્રદેશોદય અનુત્કૃષ્ટ છે. ઉપશાન્તમોહ ગુણસ્થાનકથી પડેલાને તે પુનઃ શરૂ થાય છે, માટે સાદિ, સૂક્ષ્મસંપરાયના ચરમસમયને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ-એમ તે ચાર પ્રકારે છે.

આયુષ્યના જઘન્યાદિ ચારે ઉદયો નિયત કાળ સુધી જ થતા હોવાથી તે સાદિ અને અધ્રુવ એમ બે-બે પ્રકારે જ હોય છે.

મિથ્યાત્વ મોહનીયનો જઘન્ય તથા ઉત્કૃષ્ટ પ્રદેશોદય બે પ્રકારે અને અનુત્કૃષ્ટ તથા અજઘન્ય પ્રદેશોદય ચાર-ચાર પ્રકારે હોવાથી કુલ બાર, શેષ સુડતાલીશ ધ્રુવોદયી પ્રકૃતિઓના જઘન્ય તથા ઉત્કૃષ્ટ બે પ્રકારે, અજઘન્ય ચાર પ્રકારે અને અનુત્કૃષ્ટ પ્રદેશોદય સાદિ વિના ત્રણ પ્રકારે હોવાથી એકેકના અગિયાર-અગિયાર, તેમજ શેષ એકસો દશ અધ્રુવોદયી પ્રકૃતિના જઘન્યાદિ ચારે પ્રદેશોદય નિયત કાળે જ થતાં હોવાથી

સાદિ-અધ્રુવ એમ બે-બે પ્રકારે છે. તેથી એકેક પ્રકૃતિના આઠ-આઠ એમ પ્રદેશોદય આશ્રયી એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓના કુલ ચૌદસો નવ ભાંગા થાય છે.

ક્ષપિતકર્માંશ અનાદિ મિથ્યાદૃષ્ટિ ત્રણ કરણ પૂર્વક અંતરકરણની ક્રિયા કરી ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, ત્યારબાદ અંતરકરણમા રહેલ તે જ આત્માને મિથ્યાત્વે જતાં પહેલાં અંતરકરણની ચરમાવલિકામાં ગોપુચ્છાકારે દલિકરચના થતી હોવાથી તે આવલિકાના ચરમસમયે મિથ્યાત્વનો જઘન્ય પ્રદેશોદય થાય છે. તે એક જ સમય થતો હોવાથી સાદિ-અધ્રુવ છે. તે સિવાયનો સઘળો પ્રદેશોદય અજઘન્ય છે. તે જઘન્ય પ્રદેશોદયના બીજા સમયે અથવા ક્ષયોપશમ સમ્યક્ત્વથી પડતાં નવીન થાય છે માટે સાદિ, ઉદય-વિચ્છેદને નહિ પામેલાને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ એમ ચાર પ્રકારે છે.

ગુણિતકર્માંશ આત્મા પ્રથમ દેશવિરતિ પ્રાપ્ત કરી તે નિમિત્તે ગુણશ્રેણિ કરે અને તે ગુણશ્રેણિમાં વર્તવા છતાં સર્વવિરતિ પ્રાપ્ત કરી સર્વવિરતિની ગુણશ્રેણી પણ એવી રીતે કરે કે- તે બન્ને ગુણશ્રેણિઓનો મસ્તક રૂપ અન્ત્યભાગ એક સાથે જ પ્રાપ્ત થાય. અને તે જ સમયે મિથ્યાત્વ પામે તો તે વખતે ઉપરોક્ત બન્ને ગુણશ્રેણિના મસ્તકે વર્તતા આત્માને મિથ્યાત્વનો એક સમય ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. તે એક જ સમય થતો હોવાથી સાદિ-અધ્રુવ છે. તે સિવાયનો સઘળો અનુત્કૃષ્ટ પ્રદેશોદય છે. ઉત્કૃષ્ટ પ્રદેશોદયથી અથવા સમ્યક્ત્વથી પડતાને તેનો આરંભ થાય છે માટે સાદિ, ઉદયવિચ્છેદને નહિ પામેલાને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ-એમ તે ચાર પ્રકારે છે.

શેષ સુડતાલીશ ધ્રુવોદયી પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય બે પ્રકારે અને અજઘન્ય પ્રદેશોદય ચાર પ્રકારે છે. તે મૂળ છ કર્મનો એકેન્દ્રિયો આશ્રયી જે પ્રમાણે બતાવેલ છે તે જ પ્રમાણે છે, પરંતુ અવધિજ્ઞાનાવરણ તથા અવધિદર્શનાવરણનો દેવભવમાં જ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી તેની બંધાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય હોય છે. કારણ કે-અવધિજ્ઞાનને ઉત્પન્ન કરતાં ઘણાં પુદ્ગલોનો ક્ષય થઈ જાય છે. તેથી પછી ઉદયમાં અલ્પ આવે અને નવીન બંધાયેલ દલિકો ઉદીરણાદ્વારા ઉદયમાં ન આવે માટે બંધાવલિકાનો ચરમસમય કહેલ છે.

ગુણિતકર્માંશ જીવને ક્ષીણમોહના ચરમસમયે પાંચ જ્ઞાનાવરણ, પાંચ અંતરાય અને ચાર દર્શનાવરણ એ ચૌદનો અને સયોગિના ચરમસમયે નામકર્મની શેષ તેત્રીશ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. તે એક જ સમય થતો હોવાથી સાદિ-અધ્રુવ છે. તે સિવાયનો સઘળો પ્રદેશોદય અનુત્કૃષ્ટ છે. આ સર્વ પ્રકૃતિઓનો ઉદય-વિચ્છેદ થયા પછી પુનઃ ઉદય થતો ન હોવાથી અનુત્કૃષ્ટ પ્રદેશોદયની સાદિ થતી નથી. તેથી ઉત્કૃષ્ટ પ્રદેશોદય અથવા ઉદયવિચ્છેદસ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ તે ત્રણ પ્રકારે છે.

શેષ એકસો દશ અધ્રુવોદયી પ્રકૃતિઓ પોતે જ અધ્રુવોદયી હોવાથી નિયતકાલ-ભાવી તેઓના જઘન્યાદિ ચારે પ્રદેશોદય સાદિ અધ્રુવ છે.

## સ્વામિત્વ દ્વાર

ઉત્કૃષ્ટ પ્રદેશોદય અને જઘન્ય પ્રદેશોદયના ભેદથી સ્વામિત્વ બે પ્રકારે છે. ત્યાં પ્રાયઃ સર્વ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય ગુણશ્રેણિઓના શિરભાગે વર્ત્તતાં હોય છે. તેથી ગુણશ્રેણિઓ કેટલી અને કઇ કઈ છે તે બતાવે છે.

વિશુદ્ધિના વશથી અપવર્ત્તનાકરણ દ્વારા ઉપરના સ્થિતિસ્થાનોમાંથી ઉતારેલ દલિકોને જલદી ક્ષય કરવા માટે તે કાળે જે પ્રકૃતિઓનો વિપાકોદય હોય તે પ્રકૃતિઓના ઉદય સમયથી અને અન્ય પ્રકૃતિઓના ઉદયાવલિકા ઉપરના પ્રથમ સમયથી અંતર્મુહૂર્ત સુધીના સ્થિતિસ્થાનોમાં અસંખ્ય ગુણાકારે ગોઠવવાં તે ગુણશ્રેણિ કહેવાય છે.

તે ગુણશ્રેણિઓ અગિયાર છે.

(૧) સમ્યક્ત્વ પ્રાપ્ત કરતી વખતે અને પ્રાપ્ત થયા પછી પણ અંતર્મુહૂર્ત્ત-કાળ સુધી પ્રવર્ધમાન વિશુદ્ધ અધ્યવસાયથી જે ગુણશ્રેણિ કરે તે સમ્યક્ત્વ ગુણશ્રેણિ.

( ૨–૩ ) દેશવિરતિ પ્રાપ્ત કર્યા પછી અને અને સર્વવિરતિ પ્રાપ્ત કર્યા પછી અન્તર્મુહૂર્ત્ત કાળ સુધી પ્રવર્ધમાન વિશુદ્ધ અધ્યવસાયથી જે ગુણશ્રેણિ કરે છે તે દેશ-વિરતિને બીજી ( દેશવિરતિ ) અને સર્વવિરતિને ત્રીજી ( સર્વવિરતિ ) ગુણશ્રેણિ.

(૪) સાતમા ગુણસ્થાને અનંતાનુબંધિનો ક્ષય કરતી વખતે જે ગુણશ્રેણિ તે અનંતાનુબંધી વિસંયોજક ગુણશ્રેણિ.

(૫) દર્શનત્રિકના ક્ષય કાળે એટલે કે–ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરતાં દર્શનત્રિકના ક્ષય સંબંધી જે ગુણશ્રેણિ તે પાંચમી ગુણશ્રેણિ.

અનંતાનુબંધી અને દર્શનત્રિકનો ક્ષય ચોથાથી સાતમા ગુણસ્થાનકવર્ત્તી કોઇપણ આત્માઓ કરે છે ત્યાં છઠ્ઠા ગુણસ્થાનક સુધીના જીવોને અલ્પવિશુદ્ધિ હોવાથી સર્વ વિરતિ–ગુણશ્રેણિથી અલ્પ દલિકોની ગુણશ્રેણિ હોય છે તેથી સાતમા ગુણસ્થાને દર્શ-નત્રિકનો ક્ષય કરનાર આશ્રયીને જ આ બન્ને ગુણશ્રેણિઓ કહી છે.

(૬) ચારિત્ર મોહનીયનો ઉપશમ કરતી વખતે નવમા–દશમા ગુણસ્થાને જે ગુણ-શ્રેણિ તે છઠ્ઠી મોહોપશમક ગુણશ્રેણિ.

(૭) ઉપશાંતમોહગુણસ્થાને જે ગુણશ્રેણિ થાય છે તે ઉપશાંતમોહગુણશ્રેણિ.

(૮) ચારિત્ર મોહનીયનો ક્ષય કરતાં નવમા દશમા ગુણસ્થાને જે ગુણશ્રેણિ થાય છે તે મોહક્ષપક ગુણશ્રેણિ.

( ૯-૧૦-૧૧ ) ક્ષીણમોહ, અને સયોગિ ગુણસ્થાને જે ગુણશ્રેણિ થાય છે તે અનુક્રમે નવમી ક્ષીણમોહ સંબંધી, અને દશમી સયોગિ સંબંધી ગુણશ્રેણિ છે. અને અયોગિ ગુણસ્થાને ભોગવવા માટે સયોગિ ગુણસ્થાનકના અંતે જે ગુણશ્રેણિ થાય છે તે અગિયારમી અયોગિ સંબંધી ગુણશ્રેણિ છે.

આ અગિયારે ગુણશ્રેણિઓનો દરેકનો અલગ અલગ અંતર્મુહૂર્ત્ત કાળ હોવા છતાં પૂર્વ-પૂર્વની ગુણશ્રેણિ કરતાં પછી-પછીની ગુણશ્રેણિઓનો કાળ અનુક્રમે સંખ્યાતગુણ હીન-હીન એટલે સંખ્યાતમા ભાગ જેટલો જ છે અને દલિકની અપેક્ષાએ અનુક્રમે અસંખ્યગુણ અધિક-અધિક હોય છે. માટે ઉત્તરોત્તર ગુણશ્રેણિઓ દલિકની અપેક્ષાએ દીર્ઘ-દીર્ઘ અને કાળની અપેક્ષાએ હ્રસ્વ-ટુંકી હોય છે.

અહિં અગિયારે ગુણશ્રેણિઓનો અનુક્રમે સંખ્યાતગુણહીન-હીન જે કાળ કહ્યો છે તે તે-તે ગુણશ્રેણિની સમાપ્તિની દૃષ્ટિએ નથી, પરંતુ ઉપરથી ઉતારેલ દલિકોને અંતર્મુહૂર્ત્તના સમય પ્રમાણ જે સ્થિતિસ્થાનોમાં ગોઠવે છે તે સ્થિતિસ્થાનો પછી-પછીની ગુણશ્રેણિમાં સંખ્યાતગુણહીન સમય પ્રમાણ સમજવાનાં છે. પણ ગુણશ્રેણિઓ તેટલા કાળ સુધી જ કરે છે. એમ સમજવાનુ નથી કારણ કે- દેશવિરતિ, સર્વવિરતિની ગુણશ્રેણિઓ અને સયોગિ સંબંધી ગુણશ્રેણિ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વકોટિ કાળ સુધી પણ થાય છે.

અન્ય આઠ ગુણશ્રેણિઓ રચવાનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે પણ તે સંખ્યાત ગુણ હીન-હીન છે એમ ન સમજવું. કારણ કે- ઉપશાંતમોહ અને ક્ષીણમોહ સંબંધી ગુણશ્રેણિની રચનાનો કાળ તે તે ગુણસ્થાનકના કાળ પ્રમાણ અંતર્મુહૂર્ત્તનો છે. મોહોપશમક અને મોહક્ષપક આ બે ગુણશ્રેણિઓનો કાળ નવમા અને દશમા ગુણસ્થાનકનો મળીને જેટલો કાળ થાય તેટલો છે. તેમજ અયોગિસંબંધી ગુણશ્રેણિનો કાળ આયોજિકાકરણના પ્રથમ સમયથી સયોગિના ચરમસમય સુધીના અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે.

સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ સંબધી જે પ્રથમની ત્રણ ગુણશ્રેણીઓ કરી મિથ્યાત્વે જઈ અપ્રશસ્ત મૃત્યુ પામે તો જીવ નરકાદિ ચારે ગતિઓમાં આ પ્રથમની ત્રણ ગુણશ્રેણિ પ્રાપ્ત કરે છે.

અનંતાનુબંધી વિસંયોજનાની ગુણશ્રેણિ પણ ચારે ગતિમાં થાય છે, તેમજ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરતો આત્મા પણ કાલ કરી ચારે ગતિમાં જઇ ક્ષાયિક સમ્યક્ત્વની સમાપ્તિ કરે છે, તેથી આ બે ગુણશ્રેણિઓ પણ ચોથા ગુણઠાણે રહેલ આત્માને નરકાદિ ચારે ગતિઓમાં સંભવી શકે છે. પરંતુ મિથ્યાત્વ ગુણસ્થાનક લઇને નરકાદિ ગતિમાં જાય તો પ્રથમની ત્રણ જ ગુણશ્રેણિ સંભવે-એવી વિવક્ષા અહીં કરી હોય તેમ લાગે છે. વળી ઉપશમક મોહ સંબંધી અને ઉપશાન્ત મોહ સંબંધી ( આ ) બે

ગુણશ્રેણિઓ કરી કાળ કરી ચતુર્થ ગુણસ્થાનક લઈ અનુત્તર વિમાનમાં જાય તો ત્યાં આ બે ગુણશ્રેણિઓ પણ ઘટે છે.

સામાન્યતઃ પ્રાયઃ સર્વ પ્રકૃતિઓનો પ્રદેશોદય ગુણશ્રેણિના શિરભાગે વર્તતા ગુણિતકર્માંશ આત્માને અને જઘન્ય પ્રદેશોદય ક્ષપિતકર્માંશ આત્માને હોય છે.

## ઉત્તર પ્રકૃતિ આશ્રયી ઉત્કૃષ્ટ પ્રદેશોદયના સ્વામી.

સાત માસ અધિક આઠ વર્ષની ઉંમરે સંયમ લઈ અંતર્મુહૂર્ત્તમાં જ ક્ષપકશ્રેણિ માંડી કેવલજ્ઞાન પામે તે આત્માને લઘુક્ષપણાવાળો કહેવાય છે.

તેવા આત્માઓને પ્રથમ થોડા જ પ્રદેશો ક્ષય થાય છે અને ઉદયના અંતે સત્તામાં ઘણા પ્રદેશો હોવાથી ઉદયમાં પણ ઘણા પ્રદેશો આવે છે. એથી લઘુક્ષપણાએ કર્મનો ક્ષય કરવા તૈયાર થયેલ ગુણિતકર્માંશ જીવને ક્ષાયિક સમ્યક્ત્વનો ચરમ સમયે સમ્યક્ત્વ મોહનીયનો, અંતરકરણ કર્યા બાદ પ્રથમસ્થિતિના ચરમોદયે ત્રણ વેદનો, નવમા ગુણસ્થાને પોતપોતાના ઉદયના ચરમસમયે ક્રોધાદિ ત્રણ સંજ્વલનનો અને સૂક્ષ્મસંપરાયના ચરમસમયે સંજ્વલન લોભનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે.

તે જ આત્માને ક્ષીણમોહના ચરમસમયે પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ઉત્કૃષ્ટ-પ્રદેશોદય હોય છે. પરંતુ અવધિજ્ઞાન વિનાના આત્માને અવધિદ્વિકાવરણનાં ઘણાં પુદ્ગલો સત્તામાં હોવાથી ઉદયમાં પણ વધુ આવે તેથી તેને અવધિદ્વિકાવરણનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય સમજવો.

તેજ આત્માને સયોગિના ચરમસમયે ઔદારિકસપ્તક, તૈજસ-કાર્મણસપ્તક, સંસ્થાનષટ્ક, પ્રથમ સંઘયણ, વર્ણાદિ વીશ, પરાઘાત, ઉપઘાત, અગુરુલઘુ, પ્રશસ્ત-અપ્રશસ્ત વિહાયોગતિ, પ્રત્યેક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અને નિર્માણ રૂપ બાવન પ્રકૃતિઓનો તેમજ તે જ સયોગિ આત્માને સ્વરનિરોધના ચરમસમયે બે સ્વરનો, અને શ્વાસોચ્છ્વાસ-નિરોધના ચરમસમયે ઉચ્છ્વાસ નામકર્મનો વળી અયોગિના ચરમસમયે મનુષ્યગતિ, પંચેન્દ્રિય જાતિ, ત્રસત્રિક, સુભગ, આદેય, યશ, તીર્થંકર નામકર્મ, બે વેદનીય અને ઉચ્ચગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે.

ઉપશાંતમોહ ગુણસ્થાનકે પ્રથમ સમયે કરેલ ગુણશ્રેણિના શિરભાગે વર્તતા જીવને નિદ્રા અને પ્રચલામાંથી જેનો ઉદય હોય તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે. વળી તે જ ગુણશ્રેણિના શિરભાગના પૂર્વ સમયે કાલ કરી દેવમાં ઉત્પન્ન થયેલાને પ્રથમ સમયે ગુણશ્રેણિના શિરભાગે વર્તતાં દેવદ્વિક અને વૈક્રિયસપ્તક એ નવનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

કોઇક આત્મા દેશવિરતિ પામી દેશવિરતિ સંબંધી ગુણશ્રેણિ કરે અને તે ગુણશ્રેણિ કરતાં કરતાં જ વિશુદ્ધિના વશથી સર્વવિરતિ પામી સર્વવિરતિ સંબંધી ગુણશ્રેણિ પણ એવી રીતે કરે કે- તે બન્ને ગુણશ્રેણિના મસ્તકનો યોગ એક સમયે પ્રાપ્ત થાય. તેવો જીવ સર્વવિરતિથી પડી શીઘ્ર મિથ્યાત્વે જાય તેને ઉપરોક્ત બન્ને ગુણશ્રેણિના શિરભાગે વર્તતાં મિથ્યાત્વ તથા અનંતાનુબંધિનો અને થીણદ્ધિત્રિકના ઉદયવાળાને યથાસંભવ થીણદ્ધિત્રિકનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય છે. વળી થીણદ્ધિત્રિકનો ઉદય પ્રમત્તગુણસ્થાનક સુધી હોવાથી મિથ્યાત્વે ન ગયેલ આત્માને પણ તે બન્ને ગુણશ્રેણિઓના શિરભાગે વર્તતાં તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થઇ શકે છે.

વળી મિથ્યાત્વે જઈ મરણ પામી તે તે પ્રકૃતિને ઉદયયોગ્ય એકેન્દ્રિયાદિમાં ઉત્પન્ન થયેલ તે જ જીવને બન્ને ગુણશ્રેણિના શિરભાગે વર્તતાં એકેન્દ્રિયાદિ ચાર જાતિ, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ અને અપર્યાપ્ત, નામકર્મ એ આઠ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય છે.

ઉપશમશ્રેણિમાં નવમા ગુણસ્થાને જે સમયે અંતરકરણની ક્રિયા શરૂ કરવાની છે તેના પૂર્વ સમયે કાળ કરી દેવમાં ગયેલા જીવને અંતર્મુહૂર્ત પછી તે ગુણશ્રેણિના શિરભાગે વર્તતાં અનેક જીવ આશ્રયી ઉદયપ્રાપ્ત યથાસંભવ અપ્રત્યાખ્યાનીય ચતુષ્ક, પ્રત્યાખ્યાનીય ચતુષ્ક અને હાસ્યાદિ છ નોકષાયનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

આયુ બંધ વખતે જેટલો ઉત્કૃષ્ટ યોગ સંભવી શકે તેટલા ઉત્કૃષ્ટયોગે અને વધારેમાં વધારે જેટલો કાળ બાંધી શકાય તેટલા કાળ સુધી જઘન્ય આયુષ્ય બાંધી પ્રથમ ઉદય સ્થિતિમાં ઘણાં દલિકો ગોઠવી દેવ અને નરકમાં ગયેલા જીવને પ્રથમ સમયે અનુક્રમે દેવ અને નરકાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ઉત્કૃષ્ટ યોગવડે અને ઉત્કૃષ્ટ કાળવડે બંધ કરવાથી દલિકો ઘણાં ગ્રહણ થાય અને દશહજાર વર્ષ પ્રમાણ જઘન્ય આયુ બાંધવાથી તે બધાં દલિકો દશહજાર વર્ષ પ્રમાણ સ્થિતિસ્થાનોમાં ગોઠવાય એટલે દરેક સ્થિતિસ્થાનમાં દલિકો ઘણાં આવે વળી તેમાં પણ શકય હોય તેટલાં વધુમાં વધુ દલિકો પ્રથમ સ્થિતિસ્થાનમાં ગોઠવે તેથી ઉદયમાં આવતા પ્રથમ સમયે તે તે આયુષ્યના ઘણા પ્રદેશોનો ઉદય થાય, માટે ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટ કાળ વડે જઘન્ય આયુ બાંધે અને પ્રથમસ્થિતિમાં ઘણાં દલિકો ગોઠવે તેમ કહ્યું છે.

વધારેમાં વધારે કાળ સુધી બાંધી શકાય તેટલા મોટા અંતર્મુહૂર્ત પ્રમાણ કાળવડે અને સ્વયોગ્ય ઉત્કૃષ્ટ યોગથી યુગલિક મનુષ્ય કે તિર્યંચનુ ત્રણ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુ બાંધી મરણ પામી યુગલિક મનુષ્ય કે તિર્યંચમાં જઇ, અત્યંત શીઘ્ર અતિ જઘન્ય અંતર્મુહૂર્ત સિવાયના ત્રણ પલ્યોપમ આયુની અપવર્તના કરે, ત્યારપછીના સમયે મનુષ્યને મનુષ્યાયુનો અને તિર્યંચને તિર્યંચાયુનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

યુગલિકોને પર્યાપ્તાવસ્થામાં આયુની અપવર્ત્તના થતી નથી માટે અપર્યાપ્તાવસ્થામાં જઘન્ય અંતર્મુહૂર્ત્ત સિવાયના આયુની અપવર્ત્તના કરવાનું કહ્યું છે. વળી અપવર્ત્તના થયા બાદ ત્રણ પલ્યોપમ પ્રમાણ સ્થિતિસ્થાનોમાં ગોઠવાયેલા સર્વ દલિકો અન્તર્મુહૂર્ત્તના સમય પ્રમાણ સ્થિતિસ્થાનોમાં ગોઠવાઇ જાય છે. અને તેમાં પણ પ્રથમ સ્થિતિસ્થાનમાં સર્વથી વધારે દલિક હોય છે માટે અપવર્ત્તના થયા પછીના તરતના સમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય, એમ કહ્યું છે.

અવિરત ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિ પ્રથમ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં દર્શનમોહક્ષપક સંબંધી ગુણશ્રેણિ કરે, ત્યારબાદ વિશુદ્ધ પરિણામે દેશવિરતિ પ્રાપ્ત કરી દેશવિરતિ સંબંધી અને ત્યારબાદ સર્વવિરતિ પ્રાપ્ત કરી સર્વવિરતિ સંબંધી પણ ગુણશ્રેણિ કરે, આ ત્રણે ગુણશ્રેણિઓ એવી રીતે કરે કે-ત્રણેનો શિર ભાગ એક જ સમયે પ્રાપ્ત થાય અને તે પહેલાં ચોથે ગુણસ્થાને જાય તે આત્માને ત્રણે ગુણશ્રેણિઓના શિરભાગે વર્ત્તતાં દૌર્ભાગ્ય, અનાદેય, અયશ અને નીચગોત્ર આ ચારમાંથી જેનો ઉદય હોય તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

વળી અવિરતિ પામી શીઘ્ર કાલ કરી નરકમાં ગયેલ આત્માને પૂર્વોક્ત ચાર તથા નરકદ્વિક એમ છનો અને યુગલિક તિર્યંચમાં ગયેલાને યથાસંભવ પૂર્વોક્ત ચાર તથા તિર્યંચદ્વિક એમ છનો અને યુગલિક મનુષ્યમાં ગયેલાને મનુષ્યાનુપૂર્વી સહિત યથાસંભવ ઉદયપ્રાપ્ત પૂર્વોક્ત ચાર-એમ પાંચનો ત્રણે ગુણશ્રેણિના શિરભાગે વર્ત્તતાં ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

ઉપરોક્ત ત્રણ ગુણશ્રેણિઓનો કાલ અનુક્રમે સંખ્યાતગુણ હીન હીન હોવાથી ત્રણેનો શિરભાગ એક સમયે એકીસાથે પ્રાપ્ત થઈ શકે છે.

પૂર્વે ગુણશ્રેણિઓના વર્ણનમાં સર્વવિરતિની ગુણશ્રેણિ કરતાં દર્શનમોહ ક્ષપક સંબંધી ગુણશ્રેણિનો કાળ સંખ્યાતગુણહીન કહેલ છે તે સાતમા ગુણસ્થાને કરનારની અપેક્ષાએ છે પરંતુ અહિં ચોથા ગુણસ્થાને કરે છે તેથી ચોથા ગુણસ્થાને તેવી વિશુદ્ધિ ન હોવાથી દેશવિરતિની ગુણશ્રેણિથી પણ સંખ્યાતગુણ મોટા અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કાલના સમયોમાં દર્શનમોહ ક્ષપક સંબંધી ગુણશ્રેણિના દલિકની રચના થાય છે, એમ લાગે છે.

સંખ્યાત વર્ષ પ્રમાણ મનુષ્ય-તિર્યંચનું આયુષ્ય બાંધ્યા પછી ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થઈ શકતું ન હોવાથી 'કાળ કરી યુગલિક મનુષ્ય-તિર્યંચમાં ગયેલ' એમ કહ્યું છે.

'કોઇ આત્મા પ્રથમ દેશવિરતિ પામી દેશવિરતિ સંબંધી, ત્યારબાદ વિશુદ્ધિના વશથી સર્વવિરતિ પામી સર્વવિરતિ સંબંધી, વળી ત્યારબાદ અનંતાનુબંધિનો ક્ષય કરવા તત્પર થયેલ તે અનંતાનુબંધિની વિસંયોજના સંબંધી એમ ત્રણે ગુણશ્રેણિઓ તે એવી રીતે કરે કે- ત્રણેનો શિરભાગ એકજ સ્થાને એક જ સમયે પ્રાપ્ત થાય,

તેવા જીવને ઉદયપ્રાપ્ત યથાસંભવ પ્રથમ સિવાયના પાંચે સંઘયણનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

આહારક શરીર બનાવેલ જીવને અપ્રમત્તના પ્રથમ સમયે કરેલ ગુણશ્રેણિના શિરભાગે વર્ત્તતાં આહારકસપ્તક અને ઉદ્યોત એ આઠનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

સમ્યક્ત્વ પામી સમ્યક્ત્વ સંબંધી ગુણશ્રેણિ કરી તે ગુણશ્રેણિથી મિથ્યાત્વે જઈ કાળ કરી બેઇન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં અપવર્ત્તનાદ્વારા સત્તાગત સર્વ સ્થિતિની અપવર્ત્તના કરી બેઇન્દ્રિયને જેટલો બંધ થાય તેટલી સત્તા કરે, ત્યારબાદ કાળ કરી ખર બાદર પૃથ્વીકાયમાં ઉત્પન્ન થઈ અતિશીઘ્ર શરીરપર્યાપ્તિએ પર્યાપ્ત થયેલ તે જીવને આતપના ઉદયના પ્રથમ સમયે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય થાય છે.

આતપનો ઉદય ખર પૃથ્વીકાયને જ હોય છે. અને પંચેન્દ્રિયમાંથી બેઇન્દ્રિયમાં આવેલ આત્મા જ એકેન્દ્રિયમાં જઇ બેઇન્દ્રિય યોગ્ય સ્થિતિસત્તાને જલદી પોતાના બંધ જેટલી સ્થિતિસત્તા કરી શકે છે. માટે પંચેન્દ્રિયમાંથી બેઇન્દ્રિયમાં આવી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થયેલ ખર બાદર પૃથ્વીકાયજીવ ગ્રહણ કરેલ છે.

## જઘન્ય પ્રદેશોદયના સ્વામી

પ્રાયઃ સર્વ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય ક્ષપિતકર્માંશ જીવને જ હોય છે તેથી સર્વત્ર ક્ષપિતકર્માંશ આત્મા જ જઘન્ય પ્રદેશોદયનો સ્વામી સમજવો.

કોઈ ક્ષપિતકર્માંશ જીવ દશહજાર વર્ષ પ્રમાણ જઘન્યસ્થિતિવાળા દેવમાં ઉત્પન્ન થઇ અન્તર્મુહૂર્ત્ત પછી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, ત્યારબાદ અન્તર્મુહૂર્ત્ત આયુષ્ય બાકી રહ્યે છતે પુનઃ મિથ્યાત્વ પામી અતિસંક્લિષ્ટ પરિણામે તે તે પ્રકૃતિઓનો અન્તર્મુહૂર્ત્ત સુધી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે. સાથે સાથે નીચેનાં સ્થિતિસ્થાનોમાં રહેલ પૂર્વબદ્ધ ઘણાં દલિકોની ઉદ્વર્ત્તના કરે એટલે કે નીચે-નીચેનાં સ્થિતિસ્થાનોમાં રહેલ દલિકોને ઉપર-ઉપરનાં સ્થિતિસ્થાનકનાં દલિકો સાથે અનુભવવા યોગ્ય કરે ત્યારબાદ દેવભવનુ આયુષ્ય પૂર્ણ કરી અતિસંક્લિષ્ટ પરિણામ સાથે જ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થયેલ તે જીવને અવધિ વિના ચાર જ્ઞાનાવરણ, અવધિ વિના ત્રણ દર્શનાવરણ, નપુંસકવેદ, તિર્યંચદ્વિક, સ્થાવર નામકર્મ અને નીચગોત્ર આ બાર પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

અતિસંક્લિષ્ટ પરિણામ વિના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતો નથી. તેમજ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિના ઘણી ઉદ્વર્ત્તના થતી નથી. તેથી જ ' દેવભવનુ અન્ત્ય અન્તર્મુહૂર્ત્ત બાકી રહ્યે છતે મિથ્યાત્વ પામી અતિસંક્લિષ્ટ પરિણામે અન્તર્મુહૂર્ત્ત ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ' એમ કહ્યું.

ઘણી ઉદ્વર્તના કરવાથી નીચેનાં એટલે શરૂઆતનાં સ્થાનોમાં દલિકો તદ્દન અલ્પ રહે એથી જઘન્ય પ્રદેશોદય થઈ શકે માટે 'ઘણી ઉદ્વર્તના કરવાનું' કહ્યું.

અપર્યાપ્ત અવસ્થામાં પ્રતિસમયે યોગની અસંખ્યગુણ વૃદ્ધિ હોવાથી ઉદીરણા દ્વારા દલિકો અધિક ઉદયમાં આવે છે. વળી દેવભવમાં સમયન્યૂન આવલિકામાં બંધાયેલ તથા ઉદ્વર્તિતકર્મ પણ બંધાવલિકા અને ઉદ્વર્તનાવલિકા વ્યતીત થઇ જવાથી ઉદયમાં આવે છે. તેથી દ્વિતીયાદિ સમયોમાં જઘન્ય પ્રદેશોદય ન થાય માટે એકેન્દ્રિયને પ્રથમસમયે કહેલ છે.

અતિસંક્લિષ્ટ પરિણામથી અનુભાગની ઉદીરણા વધારે થાય છે. અને જ્યારે અનુભાગ-ઉદીરણા વધુ થાય ત્યારે તથાસ્વભાવે પ્રાયઃ પ્રદેશઉદીરણા અતિ-અલ્પ થાય છે. તેથી પ્રદેશ-ઉદીરણા દ્વારા પણ ઘણાં દલિકો ઉદયમાં ન આવે માટે 'અતિસંક્લિષ્ટ પરિણામી એકેન્દ્રિય' ગ્રહણ કરેલ છે.

ઉપર જણાવેલ એકેન્દ્રિયને જ જે સમયે ઇન્દ્રિય પર્યાપ્તિ પૂર્ણ થાય તે સમયે યથાસંભવ ઉદયપ્રાપ્ત થીણદ્ધિત્રિક સંબંધી નિદ્રાનો જઘન્ય પ્રદેશોદય થાય છે. પછીના સમયથી ઉદીરણાદ્વારા દલિક અધિક ઉદયમાં આવે છે તેથી જઘન્ય પ્રદેશોદય સંભવી શકતો નથી.

શરીરપર્યાપ્તિએ પર્યાપ્તને ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થાય ત્યાં સુધી યથાસંભવ નિદ્રાનો ઉદીરણા વિના કેવળ ઉદય જ હોય છે એથી એને તે સંબંધી કોઈપણ સમયે જઘન્ય પ્રદેશોદય કહેવો જોઇએ. પરંતુ તે કાલે પણ અપવર્ત્તના ચાલુ હોય છે અને અપવર્ત્તનાદ્વારા શરૂઆતના સ્થાનોમાં દલિકનિક્ષેપ વધારે વધારે અને પછી-પછીના સ્થાનોમાં હીન હીન થાય છે. તેથી ઇન્દ્રિયપર્યાપ્તિએ પર્યાપ્ત થાય તે સમયે અપવર્તનાકૃત નિક્ષેપથી પ્રાપ્ત થયેલ દલિકો ઘણાં ઓછાં હોય છે. માટે પૂર્વના સમયોમાં ન કહેતાં ઇન્દ્રિયપર્યાપ્તિએ પર્યાપ્તને જ પ્રથમ સમયે જઘન્ય પ્રદેશોદય કહેલ છે.

જે જીવ મનુષ્યભવમાં સંયમનો સ્વીકાર કરી સયમના પ્રભાવથી અવધિજ્ઞાન પ્રાપ્ત કરી આયુષ્ય પૂર્ણ થતાં કાળ કરી સમ્યક્ત્વ સહિત દેવલોકમાં ઉત્પન્ન થાય. વળી ત્યાં અન્તર્મુહૂર્ત્ત બાદ મિથ્યાત્વ પામી તે તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તથા ઘણાં દલિકોની ઉદ્વર્ત્તના કરે તે જીવને બંધાવલિકાના ચરમસમયે અવધિજ્ઞાનાવરણ, અવધિદર્શનાવરણ, બે વેદનીય, અરતિ, શોક, ઉચ્ચગોત્ર, પાંચ અંતરાય, દેવગતિ, નિદ્રા તથા પ્રચલા આ પંદર પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય થાય છે.

ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અતિસંક્લિષ્ટ પરિણામથી જ થાય છે. અને અતિસંક્લિષ્ટ પરિણામવાળા જીવને નિદ્રાદ્વિકનો ઉદય સંભવતો નથી, તેથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી

અતિસંક્લિષ્ટ પરિણામથી અટકી ગયા બાદ તે તે નિદ્રાના ઉદયકાલે નિદ્રાદ્વિકનો જઘન્ય પ્રદેશોદય હોય છે. વળી સ્તિબુક સંક્રમદ્વારા ઉદ્યોત નામકર્મના દલિકો દેવગતિમાં ન આવે માટે ઉદ્યોતના ઉદયવાળા દેવને દેવગતિનો જઘન્ય પ્રદેશોદય હોય છે. એટલુ વિશેષ સમજવું.

સંયમી આત્મા અવધિજ્ઞાન અને દર્શન પ્રાપ્ત કરે ત્યારે ઉપરોકત પ્રકૃતિઓનાં ઘણાં દલિકોનો ક્ષય થાય અને સત્તામાં ઘણાં ઓછાં રહે, વળી અવધિજ્ઞાન યુક્ત ચતુર્થ ગુણસ્થાનક લઈને દેવલોકમાં ગયા બાદ અન્તર્મુહૂર્ત પછી જ મિથ્યાત્વે જાય. મિથ્યાત્વે ગયા વિના કોઈપણ પ્રકૃતિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થઈ શકતો નથી. ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિના ઘણી ઉદ્વર્ત્તના પણ થતી નથી. ઘણી ઉદ્વર્ત્તના ન કરે તો શરૂઆતના સ્થાનોમાં દલિકો ઘણાં રહે, વળી બંધાવલિકા વીત્યા પછી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરેલ દલિકો પણ ઉદીરણાદ્વારા ઉદયમાં આવે તેથી જઘન્ય પ્રદેશોદય ન ઘટે–માટે ઉપર મુજબ કહેલ છે.

અંતરકરણમાં રહેલ ઉપશમ સમ્યક્ત્વી આત્મા પડતી વખતે કંઈક અધિક આવલિકા કાળ બાકી રહે ત્યારે દ્વિતીય સ્થિતિમાંથી દલિકોને ગ્રહણ કરી અંતરકરણની ચરમ આવલિકામાં પ્રથમ સમયથી ચરમ સમય સુધી ગોપુચ્છાકારે એટલે કે પ્રથમ ઘણાં અને પછી વિશેષહીન–હીન દલિકોની રચના કરે છે. તેને ઉદીરણોદય આવલિકા કહેવાય છે. તે આવલિકાના ચરમ સમયે યથાયોગ્ય ઉદયપ્રાપ્ત ત્રણે દર્શનમોહનીયનો તે આત્માને જઘન્ય પ્રદેશોદય હોય છે.

એ જ પ્રમાણે ઉપશમશ્રેણિના અંતરકરણમાં કાળ કરી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થયેલ દેવને ઉદીરણોદય આવલિકાના ચરમસમયે અત્યન્ત અલ્પ દલિકો ઉદયમાં આવતાં હોવાથી અપ્રત્યાખ્યાનીય વગેરે બાર કષાય, હાસ્ય, રતિ, ભય, જુગુપ્સા અને પુરુષવેદ એમ મોહનીયની ઉદયપ્રાપ્ત યથાસંભવ સત્તર પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

સંસારમાં પરિભ્રમણ કરતો જીવ ચારવાર મોહનીયનો ઉપશમ કરી, પ્રથમ ગુણસ્થાને આવી અંતર્મુહૂર્ત કાળ સુધી સ્વભૂમિકાનુસાર જઘન્ય યોગથી ચારે અનંતાનુબંધિનો બંધ કરી પુનઃ સમ્યક્ત્વ પામી, એકસો બત્રીશ સાગરોપમ સુધી સમ્યક્ત્વનુ પાલન કરી મિથ્યાત્વ ગુણસ્થાને આવે ત્યારે બંધાવલિકાના અન્ત્ય સમયે તે જીવને યથાસંભવ ચાર અનંતાનુબંધિનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

ચાર વાર મોહનો ઉપશમ કરવાથી સત્તામાં રહેલ અપ્રત્યાખ્યાનીય વગેરે કષાયનાં દલિકો પણ ઘણાં ક્ષય થાય છે. એથી જ્યારે મિથ્યાત્વ ગુણસ્થાને આવી અંતર્મુહૂર્ત કાળ સુધી અનંતાનુબંધિનો બંધ કરે ત્યારે તેમાં અન્યકષાયોનાં અલ્પ દલિકોનો જ સંક્રમ થાય વળી એકસો બત્રીશ સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વનાં કાળમાં અનંતાનુ-

બંધિનાં ઘણાં જ દલિકો અન્ય પ્રકૃતિઓમાં સંક્રમવાથી સત્તામાં અત્યંત થોડાં રહે છે. માટે 'ચાર વાર મોહનો ઉપશમ' અને 'એકસો બત્રીશ સાગરોપમ સુધી સમ્યક્ત્વનું પાલન કરવાનું' કહેલ છે.

પહેલા ગુણસ્થાને બંધાવલિકા વીત્યા પછી તો નવીન બંધાયેલ તથા સંક્રમથી પ્રાપ્ત થયેલ અનંતાનુબંધિનાં દલિકોની બંધાવલિકા તથા સંક્રમાવલિકા વ્યતીત થયેલ હોવાથી ઉદીરણા દ્વારા ઘણાં દલિકો ઉદયમાં આવે તેથી બંધાવલિકા વીત્યા બાદ જઘન્ય પ્રદેશોદય ન થાય.

પૂર્વે બંધાયેલ બંધ નિષેકસ્થાનોમાં અને અપવર્ત્તનાકૃત નિષેકસ્થાનોમાં પ્રથમના સમયો કરતાં પછી–પછીના સમયોમાં દલિકો હીન–હીન હોય છે. માટે બંધાવલિકાના પ્રથમાદિ સમયે ન કહેતાં બંધાવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય કહેલ છે.

સ્વભૂમિકાનુસાર જઘન્ય યોગસ્થાને વર્ત્તતા, ઓછામાં ઓછા જેટલા કાળમાં આયુષ્યનો બંધ થઈ શકે તેટલા ઓછા કાળમાં યથાયોગ્ય ચારે આયુષ્યનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી, છેલ્લા સ્થિતિસ્થાનમાં અત્યંત અલ્પ દલિકનો નિક્ષેપ કરી, આયુષ્ય પૂર્ણ કરી તે તે ભવમાં ઉત્પન્ન થયેલા, દીર્ઘકાલ પર્યન્ત તીવ્ર અસાતાવેદનીયના ઉદયવાળા જીવને–પોતપોતાના ભવના અન્ત્યસમયે યથાયોગ્ય ચારે આયુષ્યનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

અલ્પદલિકો ગ્રહણ થાય તેમજ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે ત્યારે દરેક સ્થિતિસ્થાનમાં થોડાં થોડાં દલિકોનો નિક્ષેપ થાય માટે 'જઘન્ય યોગ અને અલ્પકાલ વડે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરવાનું' કહ્યું છે.

ચરમસ્થિતિસ્થાનમાં દલિક રચના અત્યંત અલ્પ જ થાય છે. વળી દીર્ઘકાલ પર્યન્ત તીવ્ર અસાતાવેદનીયના ઉદયથી આયુષ્ય કર્મનાં ઘણાં દલિકોનો ક્ષય થઈ જાય છે તેથી પોતપોતાના ભવના ચરમ સમયે ઘણાં જ થોડાં દલિકો ઉદયમાં આવે છે. માટે 'દીર્ઘકાળ પર્યન્ત તીવ્ર અસાતાવેદનીયના ઉદયવાળા જીવને પોતપોતાના ભવના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય થાય' એમ કહ્યું.

ક્ષપિતકર્માંશ કોઈક સ્ત્રી દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધી સંયમનું પાલન કરે અને તેટલા કાળ સુધી પુરુષવેદનો જ બંધ હોવાથી ઉદય–ઉદીરણા તથા સંક્રમદ્વારા સત્તામાં રહેલ સ્ત્રીવેદનાં ઘણાં દલિકો ઓછાં કરે. ત્યારબાદ જો સમ્યક્ત્વ સહિત કાળ કરે તો દેવી પણે ઉત્પન્ન ન થાય માટે અન્તર્મુહૂર્ત્ત આયુષ્ય શેષ રહે ત્યારે મિથ્યાત્વ પામી કાળ કરી દેવીપણે ઉત્પન્ન થાય ત્યાં શીઘ્ર પર્યાપ્તિઓ પૂર્ણ કરી સ્ત્રીવેદનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ તથા ઉત્કૃષ્ટ ઉદ્વર્ત્તના કરી ઉત્કૃષ્ટ સ્થિતિબંધની બંધાવલિકાના ચરમસમયે સ્ત્રીવેદનો જઘન્ય પ્રદેશોદય કરે.

કોઇ ક્ષપિતકર્માંશ જીવ અનંતાનુબંધિની વિસંયોજના કરી જઘન્ય સ્થિતિવાળા દેવમાં ઉત્પન્ન થાય, ત્યાં અન્તર્મુહૂર્ત્ત બાકી રહ્યે છતે મિથ્યાત્વ પામી અતિસંક્લિષ્ટ પરિણામ દ્વારા એકેન્દ્રિય પ્રાયોગ્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે, ત્યારબાદ આયુ પૂર્ણ કરી અન્તર્મુહૂર્ત્તના આયુષ્યવાળા અતિસંક્લિષ્ટ પરિણામી પર્યાપ્ત એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાંથી કાળ કરી અન્ય અસંજ્ઞિ પર્યાપ્તાઓ કરતાં અત્યંત અલ્પ આયુષ્યવાળા અસંજ્ઞિ પર્યાપ્તમાં ઉત્પન્ન થઇ શીઘ્ર સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કરી શક્ય તેટલો જલ્દી નરકગતિનો બંધ કરી મૃત્યુ પામી નરકમાં ઉત્પન્ન થાય. ત્યાં શીઘ્ર સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કરનાર તે જીવને નરકગતિનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

અનંતાનુબંધિની વિસંયોજના કરતાં સત્તામાં રહેલ નરકગતિ વગેરે શેષ સઘળાં કર્મના પણ ઘણાં દલિકોનો ક્ષય થાય છે. માટે 'અનંતાનુબંધિની વિસંયોજના કરવાનું' જણાવેલ છે.

એકેન્દ્રિય પ્રાયોગ્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અતિસંક્લિષ્ટ પરિણામી મિથ્યાત્વી જ કરી શકે-માટે 'દેવભવનું અન્તર્મુહૂર્ત્ત બાકી રહ્યે છતે મિથ્યાત્વે જવાનું' વગેરે જણાવેલ છે.

દેવ સીધો પર્યાપ્ત અસંજ્ઞિમાં જઈ શકતો નથી માટે 'એકેન્દ્રિયમાં જવાનું' અને નામકર્મની અન્ય પ્રકૃતિઓ બંધાદિથી વધુ પુષ્ટ ન થાય માટે 'જઘન્ય-અન્તર્મુહૂર્ત્ત આયુષ્યવાળા એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવાનું' કહેલ છે.

સંજ્ઞિ કરતાં અસંજ્ઞિને યોગ અત્યંત ઓછો હોય છે. વળી વારંવાર બાંધવાથી બંધાદિ દ્વારા દરેક ગતિ ઘણી પુષ્ટ થાય છે. માટે 'અસંજ્ઞિ-પર્યાપ્તને શક્ય તેટલો જલ્દી નરકગતિનો બંધ કરી, મૃત્યુ પામી નરકગતિમાં ઉત્પન્ન થવાનું' જણાવેલ છે.

જે પ્રકૃતિઓનો વિપાકોદય પર્યાપ્તાવસ્થામાં જ થવાનો છે તે પ્રકૃતિઓનુ દલિક પણ સ્તિબુકસંક્રમથી અપર્યાપ્તાવસ્થામાં નરકગતિ આદિમાં પડે છે તેથી અપર્યાપ્તાવસ્થામાં જઘન્ય પ્રદેશોદય ન કહેતાં 'પર્યાપ્તાવસ્થામાં જ નરકગતિનો જઘન્ય પ્રદેશોદય થાય' એમ કહેલ છે.

ગતિઓની જેમ જ આનુપૂર્વીઓનો પણ જઘન્ય પ્રદેશોદય થાય છે. પરંતુ આનુપૂર્વીઓનો ઉદય વિગ્રહગતિમાં જ વધુમાં વધુ ત્રણ સમય સુધી જ હોય છે. માટે તે તે ગતિના પ્રથમ સમયે જ તે તે આનુપૂર્વીઓનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

કોઇ ક્ષપિતકર્માંશ ચૌદ પૂર્વધર મુનિ દેશોન પૂર્વક્રોડ વર્ષ સુધી સંયમનું પાલન કરી ઘણાં કર્મનો ક્ષય કરે, ત્યારબાદ અન્તિમકાળે આહારક શરીર બનાવે ત્યારે ઉદ્યોત સહિત ત્રીશના ઉદયે વર્તતા તેમને આહારકસપ્તકનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

ક્ષપિતકર્માંશ આત્માને પોતાના ઉદયના પ્રથમ સમયે તીર્થંકર નામકર્મનો પ્રદેશોદય હોય છે.

શેષ સત્યાશી પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય ચક્ષુદર્શનાવરણની જેમ કહેવો, પરંતુ તેમાંથી જે પ્રકૃતિઓનો ઉદય એકેન્દ્રિયમાં હોઇ શકે તે જ પ્રકૃતિઓનો એકેન્દ્રિયમાં કહેવો. શેષ પ્રકૃતિઓનો એકેન્દ્રિયમાંથી નીકળી શીઘ્ર તે તે પ્રકૃતિઓના ઉદય યોગ્ય ભવમાં ગયેલાં, સર્વ પર્યાપ્તિએ પર્યાપ્ત, તે તે ભવ યોગ્ય ઘણી પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે, તે તે પ્રકૃતિના ઉદયવાળા જીવને જઘન્ય પ્રદેશોદય હોય છે.

ત્યાં એકેન્દ્રિય જાતિ, ઔદારિકષટ્ક, વૈક્રિયષટ્ક, તૈજસ-કાર્મણસપ્તક, હુંડક સંસ્થાન, વર્ણાદિ વીશ, તીર્થંકર નામકર્મ વિના પ્રત્યેક પ્રકૃતિઓ સાત, દુઃસ્વર વિના સૂક્ષ્મઅષ્ટક, બાદરપંચક અને યશ નામકર્મ-આ બાસઠ પ્રકૃતિઓનો એકેન્દ્રિયમાં, બેઇન્દ્રિય જાતિ, સેવાર્ત્ત સંહનન, ઔદારિક અંગોપાંગ, અશુભ વિહાયોગતિ, ત્રસ, સુસ્વર અને દુઃસ્વર આ સાતનો બેઇન્દ્રિયમાં, તેઇન્દ્રિય જાતિનો તેઇન્દ્રિયમાં, ચઉરિન્દ્રિય જાતિનો ચઉરિન્દ્રિયમાં, પંચેન્દ્રિય જાતિનો પર્યાપ્ત અસંજ્ઞિમાં, મનુષ્યગતિ, વૈક્રિય અંગોપાંગ, આદ્ય પાંચ સંહનન, પાંચ સંસ્થાન, પ્રશસ્ત વિહાયોગતિ, સૌભાગ્ય તથા આદેય આ પંદર પ્રકૃતિઓનો પર્યાપ્ત સંજ્ઞિમાં જઘન્ય પ્રદેશોદય હોય છે.

## સત્તા અધિકાર

પ્રકૃતિ, સ્થિતિ, રસ તથા પ્રદેશના ભેદથી સત્તા ચાર પ્રકારે છે.

### પ્રકૃતિ સત્તા

અહિં સાદ્યાદિ અને સ્વામિત્વ-એમ બે અનુયોગદ્વાર છે. સાદ્યાદિ પ્રરૂપણા પણ મૂળપ્રકૃતિ વિષયક અને ઉત્તરપ્રકૃતિ વિષયક એમ બે પ્રકારે છે.

કોઇપણ મૂળકર્મ સંપૂર્ણ નાશ પામ્યા પછી ફરીથી સત્તામાં પ્રાપ્ત થતું નથી. માટે મૂળકર્મ આશ્રયી 'સાદિ' નથી. આઠે મૂળકર્મો અનાદિકાળથી સત્તામાં હોવાથી અનાદિ, મોક્ષગામી ભવ્યોને તેનો ક્ષય થશે માટે અધ્રુવ અને અભવ્યો તથા જાતિભવ્યોને કોઇપણ મૂળકર્મનો સર્વથા ક્ષય થવાનો જ નથી. માટે ધ્રુવઃ એમ મૂળકર્મ આશ્રયી સત્તા સાદિ વિના શેષ ત્રણ પ્રકારે છે.

ચાર અનંતાનુબંધિની સત્તા સાદ્યાદિ ચાર પ્રકારે છે. તે આ રીતે-અનંતાનુબંધિની વિસંયોજના કરી મિથ્યાત્વ ગુણસ્થાને જઇ ફરીથી બાંધે ત્યારે તેની સાદિ, જેઓએ સમ્યક્ત્વ પામી ક્ષય કર્યો જ નથી તેઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવિષ્યમાં ક્ષય કરનાર ભવ્યોને અધ્રુવ.

શેષ એકસો છવ્વીશ ધ્રુવસત્તા પ્રકૃતિઓમાંની કોઇપણ પ્રકૃતિ ક્ષય થયા પછી ફરીથી સત્તામાં આવતી નથી માટે તેઓના સાદિ વિના શેષ ત્રણ ભંગ આ પ્રમાણે છે. સર્વ જીવોને અનાદિકાળથી સત્તામાં હોવાથી અનાદિ, અભવ્યોને કોઇ કાળે ક્ષય થવાનો ન હોવાથી ધ્રુવ અને મોક્ષગામી ભવ્યોને ક્ષય થશે માટે અધ્રુવ.

મનુષ્યદ્વિક વગેરે અઠ્ઠાવીશ પ્રકૃતિઓ અધ્રુવ સત્તાવાળી જ હોવાથી તેઓની સત્તા સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે.

જે જે પ્રકૃતિઓની જે જે ગુણસ્થાનક સુધી સત્તા હોય તે તે ગુણસ્થાનક સુધીના જીવો તે તે પ્રકૃતિઓની સત્તાના સ્વામી છે. તેથી કઇ કઈ પ્રકૃતિઓ કયા કયા ગુણ-સ્થાનક સુધી સત્તામાં છે-તે બતાવે છે.

નિદ્રા અને પ્રચલાની ક્ષીણમોહના દ્વિચરમ સમય સુધી અને પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદ પ્રકૃતિઓની ક્ષીણમોહના ચરમસમય સુધી સત્તા હોય છે

તે તે આયુષ્યનો બંધ કરે તે સમયથી આરંભી તે તે ભવમાં ગયેલા જીવને તે તે ભવના અન્ત્ય સમય સુધી તે તે આયુષ્યની સત્તા હોય છે. ત્યાં ગુણસ્થાનક આશ્રયી વિચારીએ તો નરકાયુ અને તિર્યંચાયુની સાતમા ગુણસ્થાનક સુધી, દેવા-યુષ્યની અગિયારમા ગુણસ્થાનક સુધી તથા મનુષ્યાયુની ચૌદમાના ચરમસમય સુધી સત્તા સંભવી શકે છે.

મિથ્યાત્વ મોહનીયની પ્રથમના ત્રણ ગુણસ્થાનકોમાં અવશ્ય સત્તા હોય છે અને ચોથાથી અગિયારમા સુધીના આઠ ગુણસ્થાનકોમાં મિથ્યાત્વનો ક્ષય કરેલ જીવને સત્તા હોતી નથી, શેષ જીવોને હોય છે.

સાસ્વાદન ગુણસ્થાને મોહનીયકર્મનું અઠ્ઠાવીશનું એક જ સત્તાસ્થાન હોવાથી ત્યાં સમ્યક્ત્વ મોહનીયની અવશ્ય સત્તા હોય છે. અભવ્યો, અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્યો તેમ જ સમ્યક્ત્વથી પડી પહેલા ગુણસ્થાને આવી જેમણે સમ્યક્ત્વ મોહનીયની ઉદ્વલના કરેલ છે તેવા મિથ્યાત્વીઓને પણ સમ્યક્ત્વની સત્તા હોતી નથી અને જેમણે મિથ્યાત્વ ગુણસ્થાને આવવા છતાં હજુ સમ્યક્ત્વ મોહનીયની ઉદ્વલના કરી નથી તેવા જીવોને પહેલા ગુણસ્થાને સત્તા હોય છે. વળી મિથ્યાત્વે આવી ઉદ્વલના દ્વારા સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કર્યા પછી મોહનીયની સત્તાવીશની સત્તાવાળો જીવ મિથ્યાત્વથી મિશ્ર ગુણસ્થાનકે જાય ત્યારે તે જીવને મિશ્ર ગુણસ્થાને સમ્યક્ત્વ મોહનીયની સત્તા હોતી નથી અને શેષ જીવોને હોય છે.

ચોથાથી અગિયારમા ગુણસ્થાનક સુધી ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ જીવોને સમ્યક્ત્વ મોહ-નીયની સત્તા હોતી નથી અને અન્ય જીવોને હોય છે.

સાસ્વાદન ગુણસ્થાને અઠ્ઠાવીશની જ સત્તા હોવાથી અને મિશ્ર મોહનીયની સત્તા વિના મિશ્ર ગુણસ્થાનકનો જ અસંભવ હોવાથી આ બે ગુણસ્થાને મિશ્રમોહનીયની સત્તા અવશ્ય હોય છે.

છવ્વીશની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિઓને પહેલે ગુણસ્થાને મિશ્રમોહનીયની સત્તા હોતી નથી અને અઠ્ઠાવીશ તથા સત્તાવીશની સત્તાવાળા અન્ય જીવોને અવશ્ય હોય છે.

જે જીવોએ મિશ્રમોહનીયનો ક્ષય કરેલ છે તે જીવોને ચોથાથી અગિયારમા ગુણસ્થાનક સુધી મિશ્રમોહનીયની સત્તા હોતી નથી અન્ય જીવોને હોય છે.

આ ત્રણે દર્શન મોહનીયની સત્તા ક્ષપકશ્રેણિમાં વધુમાં વધુ સાતમા ગુણસ્થાનક સુધી જ હોય છે. પણ તેથી આગળ હોતી નથી.

પ્રથમનાં બે ગુણસ્થાનોમાં નિયતબંધ હોવાથી અનંતાનુબંધિની અવશ્ય સત્તા હોય છે અને ત્રીજાથી સાતમા સુધીનાં પાંચ ગુણસ્થાનોમાં અનંતાનુબંધીનો ક્ષય ક્ષય કરેલ જીવોને અનંતાનુબંધિની સત્તા હોતી નથી. શેષ જીવોને હોય છે.

અનંતાનુબંધિની વિસંયોજના કરીને જ ઉપશમશ્રેણિનો આરંભ કરી શકાય એવો આ ગ્રંથકર્તા મ. સા. વગેરેનો અભિપ્રાય છે. અન્યથા અન્ય આચાર્ય મ. સાહેબોના અભિપ્રાયે ત્રીજાથી અગિયારમા ગુણસ્થાનક સુધી અનંતાનુબધિની સત્તા હોઈ શકે છે. જુઓ પંચમ કર્મગ્રંથ ગા. ૧૧.

ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ સુધી મધ્યમના આઠ કષાયની, ત્યારબાદ સંખ્યાતા સ્થિતિઘાતો જેટલો કાળ વ્યતીત થાય ત્યાં સુધી થીણદ્ધિત્રિક, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, સ્થાવર, સાધારણ, આતપ, ઉદ્યોત, તિર્યંચદ્વિક અને નરકદ્વિક તથા સૂક્ષ્મ નામકર્મ એ સોળ પ્રકૃતિઓની, ત્યારબાદ સંખ્યાત સ્થિતિઘાતો થાય ત્યાં સુધી પુરુષવેદે કે સ્રીવેદે શ્રેણિનો આરંભ કરનારને નપુંસકવેદની. ત્યારબાદ તેટલા જ સ્થિતિઘાતો વ્યતીત થાય ત્યાં સુધી સ્રીવેદની અને નપુંસકવેદે શ્રેણિનો આરંભ કરનારને સોળ પ્રકૃતિઓના ક્ષય પછી સંખ્યાતા સ્થિતિઘાતો થાય ત્યાં સુધી નપુંસકવેદ અને સ્રીવેદની સત્તા હોય છે. પછી બન્નેની સત્તા હોતી નથી.

નપુંસક તથા સ્રીવેદે શ્રેણિ માંડનારને સ્રીવેદનો ક્ષય થયા પછી સંખ્યાતા સ્થિતિઘાતો વ્યતીત થાય ત્યાં સુધી હાસ્યષટ્કની અને પુરુષવેદની અને પુરુષવેદે શ્રેણિ માંડનારને સ્રીવેદનો ક્ષય થયા પછી સંખ્યાતા સ્થિતિઘાતો વ્યતીત થાય ત્યાં સુધી હાસ્યષટ્કની અને ત્યારબાદ સમયન્યૂન બે આવલિકાકાળ સુધી પુરુષવેદની સત્તા હોય છે. પછી હોતી નથી.

પુરુષવેદનો ક્ષય થયા પછી સંખ્યાતા સંખ્યાતા સ્થિતિઘાતો વ્યતીત થાય ત્યાં સુધી અનુક્રમે સંજ્વલન ક્રોધની, માનની, માયાની તેમ જ સૂક્ષ્મ સંપરાયના ચરમસમય સુધી સંજ્વલન લોભની સત્તા હોય છે. પછી હોતી નથી.

આઠ કષાય વગેરે આ સાડત્રીશે પ્રકૃતિઓની ઉપશમશ્રેણિમાં અગિયારમા ગુણસ્થાનક સુધી સત્તા હોય છે.

સાતમે–આઠમે ગુણસ્થાને આહારકસપ્તકનો બંધ કરી જો જીવ આગળ જાય તો તેને ચૌદમા ગુણસ્થાનકના દ્વિચરમસમય સુધી અને જો નીચેનાં ગુણસ્થાનકે જાય

અને ઉદ્વલના દ્વારા ક્ષય ન કરે તો યાવત્ પ્રથમ ગુણસ્થાનક સુધી તે આહારક સપ્તક સત્તામાં હોય છે. શેષ જીવોને સત્તામાં હોતું નથી.

કોઇ જીવ તથાપ્રકારના સમ્યક્ત્વ નિમિત્તથી જિનનામનો બંધ કરી ઉપર જાય તો તેને ચૌદમા ગુણસ્થાનકના ચરમસમય સુધી અને જો પહેલે ગુણસ્થાને આવે તો ત્યાં પણ અન્તર્મુહૂર્ત સુધી તેને જિનનામની સત્તા હોતી નથી તેમ જ જિનનામનો બંધ ન કરેલ જીવોને કોઈપણ ગુણસ્થાને જિનનામની સત્તા હોતી નથી.

જિનનામ અને આહારકસપ્તકની એકી સાથે સત્તા હોય એવો જીવ મિથ્યાત્વે તથા નરકમાં જતો નથી.

અન્યતર વેદનીય, ઉચ્ચગોત્ર, મનુષ્યગતિ, ત્રસત્રિક, સૌભાગ્ય, આદેય, યશકીર્તિ તથા પંચેન્દ્રિય જાતિ. આ દશની અયોગિના ચરમસમય સુધી, દેવદ્વિક, મનુષ્યાનુપૂર્વી, વૈક્રિયસપ્તક, ઔદારિકસપ્તક, તૈજસ-કાર્મણ સપ્તક, છ સંઘયણ, છ સંસ્થાન, વર્ણાદિ વીશ, બે વિહાયોગતિ, પરાઘાત, ઉચ્છ્વાસ, અગુરુલઘુ, નિર્માણ, ઉપઘાત, પ્રત્યેકત્રિક, અપર્યાપ્ત, અસ્થિરષટ્ક, સુસ્વર, નીચગોત્ર, અન્યતર વેદનીય આ છોતેર પ્રકૃતિઓની અયોગિના દ્વિચરમસમય સુધી સ્વરૂપે સત્તા હોય છે. પછી હોતી નથી.

## સ્થિતિસત્તા

સ્થિતિસત્તાના વિષયમાં સાદ્યાદિ, સ્વામિત્વ અને સત્તાગત સ્થિતિસ્થાનો એ ત્રણ અનુયોગદ્વાર છે.

ત્યાં મૂળપ્રકૃતિ વિષયક અને ઉત્તરપ્રકૃતિ વિષયક-એમ સાદ્યાદિ પ્રરૂપણા બે પ્રકારે છે.

આઠે મૂળકર્મની અજઘન્ય સ્થિતિસત્તા સાદિ વિના શેષ ત્રણ પ્રકારે અને જઘન્ય, ઉત્કૃષ્ટ તથા અનુત્કૃષ્ટ સ્થિતિસત્તા સાદિ અને અધ્રુવ એમ બે બે પ્રકારે હોવાથી એક એક કર્મના નવ નવ ભંગ થતા હોવાથી સ્થિતિસત્તા આશ્રયી આઠે કર્મના કુલ બહોતેર (૭૨) ભાંગા થાય છે. તે આ પ્રમાણે—

કોઇપણ મૂળકર્મની પોતપોતાના ક્ષયના અંતે જ્યારે એક સમયની સત્તા રહે ત્યારે તે જઘન્ય સ્થિતિસત્તા કહેવાય. તે એક જ સમય હોવાથી સાદિ-અધ્રુવ એમ બે પ્રકારે છે. જઘન્ય સત્તાના ઉપાન્ત્ય સમય સુધીની જે સત્તા તે સઘળી અજઘન્ય સ્થિતિસત્તા છે. તેની આદિ ન હોવાથી અનાદિ, ભવ્યોને ભવિષ્યમાં ક્ષય થવાનો હોવાથી અધ્રુવ અને અભવ્યોને કોઇપણ કાળે ક્ષય થવાનો જ ન હોવાથી ધ્રુવ એમ ત્રણ પ્રકારે છે.

સંસારમાં પરિભ્રમણ કરતાં જીવને ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિસત્તા વારંવાર અનેકવાર થતી હોવાથી તે બન્ને સાદિ-અધ્રુવ એમ બે-બે પ્રકારે છે.

અનંતાનુબંધિ કષાયની અજઘન્ય સ્થિતિસત્તા સાદ્યાદિ ચાર પ્રકારે અને શેષ

જઘન્યાદિ ત્રણ પ્રકારની સત્તા સાદિ–અધ્રુવ એમ બે–બે પ્રકારે હોવાથી એક–એક પ્રકૃતિના દશ–દશ ભાંગા છે. શેષ ધ્રુવસત્તાક એકસો છવ્વીશ પ્રકૃતિઓની અજઘન્ય સ્થિતિસત્તા સાદિ વિના ત્રણ પ્રકારે અને જઘન્યાદિ ત્રણ પ્રકારની સત્તા સાદિ–અધ્રુવ એમ બે–બે પ્રકારે હોવાથી એક–એક પ્રકૃતિના નવ નવ ભાંગા થાય છે.

અધ્રુવસત્તાવાળી અઠ્ઠાવીશ પ્રકૃતિઓની ચારે પ્રકારની સ્થિતિસત્તા સાદિ–અધ્રુવ એમ બે–બે પ્રકારે હોવાથી એક એક પ્રકૃતિના આઠ આઠ ભાંગા થાય છે.

ત્યાં અનંતાનુબંધિની પોતાના ક્ષયના ઉપાન્ત્ય સમયે જ્યારે સ્વરૂપ સત્તાની અપેક્ષાએ એક સમય અને કર્મપણાની અપેક્ષાએ બે સમય સ્થિતિસત્તા હોય છે ત્યારે તે જઘન્ય સ્થિતિસત્તા કહેવાય છે. તેનો કાળ એક જ સમય હોવાથી તે સાદિ–અધ્રુવ છે. તે સિવાયની સઘળી સ્થિતિ તે અજઘન્ય સ્થિતિસત્તા છે. તે અનંતાનુબંધિનો ક્ષય કરી પહેલા ગુણસ્થાને આવી બંધ દ્વારા ફરીથી સત્તામાં પ્રાપ્ત થાય ત્યારે તેની સાદિ, જઘન્ય સ્થિતિસત્તાના સ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને ભવિષ્યમાં અંત થવાનો હોવાથી અધ્રુવ છે.

શેષ એકસો છવ્વીશ ધ્રુવસત્તા પ્રકૃતિઓમાંથી પોતપોતાના ક્ષયના અંતે જે ઉદયવતી પ્રકૃતિઓ હોય તેની એક સમય પ્રમાણ અને અનુદયવતી પ્રકૃતિઓ હોય તેની સ્વરૂપની અપેક્ષાએ એક સમય અને કર્મપણાની અપેક્ષાએ બે સમય પ્રમાણ સત્તા હોય છે તે જઘન્ય સ્થિતિસત્તા છે. તે સમયમાત્ર હોવાથી સાદિ–અધ્રુવ એમ બે પ્રકારે છે, તે સિવાયની સઘળી સત્તા તે અજઘન્ય સ્થિતિસત્તા છે. તેની આદિ ન હોવાથી અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને નાશ થવાનો હોવાથી અધ્રુવ છે.

આ ધ્રુવસત્તાક એકસો ત્રીશ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિસત્તા વારાફરતી અનેકવાર થતી હોવાથી બન્ને સાદિ–અધ્રુવ છે.

મનુષ્યગતિ આદિ અઠ્ઠાવીશ પ્રકૃતિઓ તો સ્વરૂપથી જ અધ્રુવ સત્તાવાળી હોવાથી તેઓની ચારે પ્રકારની સ્થિતિસત્તા સાદિ–અધ્રુવ એમ બે જ પ્રકારે છે.

## ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાનું પ્રમાણ તથા તેના સ્વામી

જે પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે પણ પોતાના મૂળકર્મ જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થઈ શકે તે ઉદયબંધોત્કૃષ્ટા પ્રકૃતિઓ કહેવાય છે. તેવી પ્રકૃતિઓ (૮૬) છયાશી છે.

ત્યાં પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ, અસાતા વેદનીય અને પાંચ અંતરાય એ પંદરની ત્રીશ કોડાકોડી, મિથ્યાત્વ મોહનીયની સિત્તેર કોડાકોડી, સોળ કષાયની ચાલીશ કોડાકોડી, પંચેન્દ્રિય જાતિ, વૈક્રિયસપ્તક, તૈજસ–કાર્મણ સપ્તક, હુંડક સંસ્થાન, વર્ણચતુષ્કના વીશ, અપ્રશસ્ત વિહાયોગતિ, અગુરુલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, નિર્માણ, ઉદ્યોત, ત્રસચતુષ્ક, અસ્થિરષટ્ક અને નીચગોત્ર આ ચોપ્પન પ્રકૃતિઓની ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે.

જો કે નવીન કરેલ સ્થિતિબંધના અબાધાકાળમાં દલિકો હોતાં નથી છતાં જેનો અબાધાકાળ વ્યતીત થયેલ છે તેવા પૂર્વે બંધાયેલ કર્મદલિકો ત્યા હોય છે. માટે જેટલો સ્થિતિબંધ થાય તેટલી સ્થિતિસત્તા ઘટી શકે છે.

ત્યાં ઉદ્યોતના સહસ્રાર સુધીના દેવો, વૈક્રિયસપ્તકના વૈક્રિયશરીરી મનુષ્ય-તિર્યંચો, દુઃસ્વર, નીચગોત્ર, હુંડક સંસ્થાન તથા અશુભવિહાયોગતિ આ ચારના દેવ વિના ત્રણ ગતિના પર્યાપ્ત સંજ્ઞી અને શેષ છુમ્મોતેર પ્રકૃતિના ચારે ગતિના પર્યાપ્ત સંજ્ઞી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામી છે.

જે પ્રકૃતિઓનો ઉદય ન હોય ત્યારે જ પોતાના મૂળકર્મ જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય તે અનુદયબંધોત્કૃષ્ટા કહેવાય છે. તેવી પ્રકૃતિઓ વીશ છે.

આ પ્રકૃતિઓનો જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે, ત્યારે ઉદય ન હોવાથી બંધકાળના પ્રથમ સમય સંબંધી ઉદયસ્થાનમાં રહેલ દલિકો સ્તિબુકસંક્રમથી અન્યત્ર-ઉદયવતી પ્રકૃતિઓમાં સંક્રમી જાય છે તેથી બંધકાળના પ્રથમ સમયે દલિકનો અભાવ હોવાથી એક સમય ન્યૂન પોતાના મૂળકર્મ જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા હોય છે.

ત્યાં નરકદ્વિક, તિર્યંગ્દ્વિક, ઔદારિક સપ્તક, સ્થાવર, આતપ, છેવટ્ઠુ સંઘયણ અને એકેન્દ્રિય જાતિ આ પંદર પ્રકૃતિઓની સમયન્યૂન વીશ કોડાકોડી તેમ જ નિદ્રાપંચકની સમય ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે.

એકેન્દ્રિય, સ્થાવર અને આતપના ઇશાન સુધીના દેવો. તિર્યંચદ્વિક. ઔદારિક સપ્તક અને છેવટ્ઠા સંઘયણના પર્યાપ્ત દેવ તથા નારકો, નરકદ્વિકના પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચો અને મનુષ્યો તેમ જ નિદ્રાપંચકના ચારે ગતિના પર્યાપ્ત સંજ્ઞિ જીવો ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામી છે.

જે પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે જ અન્ય પ્રકૃતિઓના સંક્રમથી ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થઈ શકે તે ઉદયસંક્રમોત્કૃષ્ટા ત્રીશ પ્રકૃતિઓ છે.

સમ્યક્ત્વ મોહનીય સિવાય આ પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે જ પ્રતિપક્ષ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી તરત જ આ પ્રકૃતિઓનો બંધ શરૂ કરે ત્યારે પ્રતિપક્ષ પ્રકૃતિની બંધાવલિકા વીત્યા પછી ઉદયાવલિકા ઉપરનુ એટલે કે બે આવલિકા ન્યૂન મૂળકર્મ જેટલી સ્થિતિનું દલિક વેદાતી એવી આ પ્રકૃતિઓમાં ઉદયાવલિકા ઉપર સંક્રમાવે છે એથી બે આવલિકા ન્યૂન મૂળકર્મ જેટલી સ્થિતિમાં પોતાની એક ઉદયાવલિકા વધતી હોવાથી કુલ આવલિકા ન્યૂન પોતાના મૂળકર્મ જેટલી સ્થિતિસત્તા થાય છે.

મિથ્યાત્વ ગુણસ્થાને અતિસંક્લિષ્ટ પરિણામે મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી અન્તર્મુહૂર્ત બાદ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ઉદયાવલિકા ઉપરની આવલિકા અધિક અન્તર્મુહૂર્ત ન્યૂન મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિને સમ્યક્ત્વ મોહનીયની ઉદયાવલિકા ઉપર

સંક્રમાવે છે. તેથી સમ્યક્ત્વ મોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા અન્તર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ થાય છે.

સાતાવેદનીયની આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી, નવ નોકષાયની આવલિકા ન્યૂન ચાલીશ કોડાકોડી, મનુષ્યગતિ, સ્થિતિષટ્ક, પ્રશસ્ત વિહાયોગતિ, પ્રથમનાં પાંચ સંઘયણ, પ્રથમના પાંચ સંસ્થાન અને ઉચ્ચગોત્ર આ ઓગણીશ પ્રકૃતિઓની આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે.

ત્યાં પ્રથમના પાંચ સંઘયણ અને મધ્યમના ચાર સંસ્થાનના પર્યાપ્ત સંજ્ઞિ મનુષ્ય-તિર્યંચો, સાતાવેદનીય, સ્થિર, શુભ, હાસ્યષટ્ક આ નવના ચારે ગતિના પર્યાપ્ત સંજ્ઞિ જીવો, સમ્યક્ત્વ મોહનીયના ચારે ગતિના સમ્યગ્દૃષ્ટિ, મનુષ્યગતિના પર્યાપ્ત સંજ્ઞિ-મનુષ્ય, પ્રથમ સંસ્થાન, સૌભાગ્યચતુષ્ક, સ્ત્રીવેદ, પુરુષવેદ, ઉચ્ચગોત્ર અને પ્રશસ્ત વિહાયોગતિ. આ નવના નરક વિનાના ત્રણ ગતિના પર્યાપ્ત સંજ્ઞિ તેમ જ નપુંસકવેદના દેવ વિના ત્રણ ગતિના પર્યાપ્ત સંજ્ઞિ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામી છે.

ઉદય ન હોય ત્યારે સ્વજાતીય અન્ય પ્રકૃતિઓના સંક્રમથી જેઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે તે અઢાર પ્રકૃતિઓ અનુદયસંક્રમોત્કૃષ્ટા કહેવાય છે.

આ પ્રકૃતિઓમાં પણ ઉદયસંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિઓમાં જણાવ્યા મુજબ બે આવલિકા ન્યૂન પોતપોતાના મૂળકર્મ જેટલી પોતપોતાની સ્વજાતીય અન્ય પ્રકૃતિઓની સ્થિતિ આ પ્રકૃતિઓની ઉદયાવલિકા ઉપર સંક્રમે છે. તેથી ઉદયાવલિકા સહિત કરતાં પોતપોતાના મૂળકર્મથી એક આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે. માત્ર સમ્યક્ત્વ મોહનીયની જેમ મિશ્રમાં અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ મિથ્યાત્વની સ્થિતિનો સંક્રમ થવાથી તેની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે. આ પ્રકૃતિઓમાં જે વખતે અન્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ થાય છે. તે વખતે આ પ્રકૃઓનો ઉદય ન હોવાથી પ્રથમ સમયનુ દલિક સ્તિબુક સંક્રમથી અન્યત્ર સંક્રમી જાય છે. એથી ઉદયસંક્રમોત્કૃષ્ટા કરતાં આ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા એક સમય ન્યૂન હોય છે.

મનુષ્યાનુપૂર્વી, દેવદ્વિક, વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક આ નવની સમયાધિક આવલિકા ન્યૂન વીશ કોડાકોડી, મિશ્ર મોહનીયની સમયાધિક અન્તર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી, તીર્થંકર નામકર્મ અને આહારકસપ્તક આ આઠ પ્રકૃતિઓના બંધકાળે કોઇપણ કર્મનો અન્તઃકોડાકોડી સાગરોપમથી વધારે બંધ જ ન હોવાથી અને સત્તામાં પણ તેથી વધારે સ્થિતિ ન હોવાથી આ આઠની અન્તઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે.

દેવદ્વિક, વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક એ આઠના પર્યાપ્ત સંજ્ઞિ મનુષ્ય-તિર્યંચો,

મનુષ્યાનુપૂર્વીના ચારે ગતિના, મિશ્ર મોહનીયના ચારે ગતિના સમ્યગ્દૃષ્ટિ અને તીર્થંકર નામકર્મના તિર્યંચ વિના ત્રણ ગતિના સમ્યગ્દૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞિ-જીવો તેમ જ આહારકસપ્તકના અપ્રમત્ત યતિ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામી છે.

દેવ-નરકાયુની તેત્રીશ સાગરોપમ અને મનુષ્ય-તિર્યંચાયુની ત્રણ પલ્યોપમ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા છે. પણ ચારે આયુષ્યમાં અબાધાકાળ પૂર્વક્રોડ ત્રીજો ભાગ અધિક છે. વળી દેવાયુના મનુષ્યો અને શેષ ત્રણ આયુષ્યના પર્યાપ્ત સંજ્ઞિ-મનુષ્ય-તિર્યંચો ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાના સ્વામી છે.

## જઘન્ય સ્થિતિસત્તાનું પ્રમાણ તથા સ્વામી

પોતપોતાના ક્ષયના અન્ત્ય સમયે ઉદયવતી ચોવીશ પ્રકૃતિઓની એક સમય પ્રમાણ, ચરમસંક્રમસમયે હાસ્યષટ્કની સંખ્યાત વર્ષ પ્રમાણ, પુરુષવેદની એક સમય હીન બે આવલિકા ન્યૂન આઠ વર્ષ પ્રમાણ, સંજ્વલનત્રિકની એક સમયહીન બે આવલિકા ન્યૂન અનુક્રમે બે માસ, એક માસ અને પંદર દિવસ પ્રમાણ અને શેષ એકસો ચૌદ પ્રકૃતિઓનો ક્ષય વખતે અનુદય હોવાથી પોતપોતાના ક્ષયના અન્ત્ય સમયે સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમય અને સામાન્યથી કર્મપણાની અપેક્ષાએ બે સમય પ્રમાણ જઘન્ય સ્થિતિસત્તા હોય છે.

પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાયના ક્ષીણમોહના ચરમસમયવર્તી, નિદ્રાદ્વિકના ક્ષીણમોહના ઉપાન્ત્ય સમયવર્તી, મનુષ્ય વિના ત્રણ આયુષ્યના પોતપોતાના ભવના અન્ત્ય સમયવર્તી, દર્શનત્રિક અને અનંતાનુબંધિ ચતુષ્ક- આ સાતના પોતપોતાની સ્વરૂપસત્તાના ક્ષયના અન્ત્ય સમયવર્તી ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધીના જીવો જઘન્ય સ્થિતિસત્તાના સ્વામી છે.

પ્રત્યાખ્યાનીય વગેરે સંજ્વલન લોભ વિના અગિયાર કષાય, નવ નોકષાય, થીણદ્ધિત્રિક, નરકદ્વિક, તિર્યંચદ્વિક, સ્થાવરદ્વિક, એકેન્દ્રિયાદિ ચાર જાતિ, આતપ, ઉદ્યોત, અને સાધારણ નામકર્મ-આ છત્રીશ પ્રકૃતિઓના નવમા ગુણસ્થાનકવર્તી પોતપોતાની સ્વરૂપસત્તાના ક્ષયના અન્ત્ય સમયવર્તી ક્ષપક, સંજ્વલન લોભના સૂક્ષ્મ સંપરાયના ચરમસમવયર્તી ક્ષપક, મનુષ્યાયુ, મનુષ્યગતિ, બે વેદનીય, ઉચ્ચગોત્ર, ત્રસત્રિક, પંચેન્દ્રિય જાતિ, સૌભાગ્ય, આદેય, યશકીર્ત્તિ તથા તીર્થંકર નામકર્મ-આ તેરના અયોગિ ગુણસ્થાનકના ચરમસમયવર્તી અને શેષ (૮૨) બ્યાશી પ્રકૃતિઓના અયોગિ ગુણસ્થાનકના દ્વિચરમસમયવર્તી જીવો જઘન્ય સ્થિતિસત્તાના સ્વામી છે.

ટીકામાં મનુષ્યની જઘન્ય સ્થિતિસત્તા ચૌદમાના ચરમસમયે જ કહી, પરંતુ મરણ સંભવી શકે તેવા કોઇપણ ગુણસ્થાને ભવના ચરમસમયવર્તી મનુષ્ય જઘન્ય સ્થિતિસત્તાનો સ્વામી ઘટી શકે. તેમ જ પહેલા ગુણસ્થાને અવસ્થાવિશેષમાં જે પ્રકૃતિઓની

ઉદ્વલના થાય છે તે-સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય, મનુષ્યદ્વિક, ઉચ્ચગોત્ર, વૈક્રિય સપ્તક, દેવદ્વિક અને નરકદ્વિક આ સોલ પ્રકૃતિઓની એકેન્દ્રિયાદિ જીવો અને આહારકસપ્તકની અવિરતિપણામાં ઉદ્વલના થતી હોવાથી તે સાતના અવિરતિ જીવો પણ જઘન્ય સ્થિતિસત્તાના સ્વામી ઘટી શકે.

મનુષ્યગતિ, સમ્યક્ત્વ મોહનીય અને ઉચ્ચગોત્ર એ ત્રણ પ્રકૃતિઓ પ્રથમ ગુણસ્થાને ઉદ્વલના કરનાર જીવો આશ્રયી ઉદયવતી ન હોવાથી સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમય પ્રમાણ સ્થિતિ હોવા છતાં સામાન્ય કર્મપણાની અપેક્ષાએ બે સમય પ્રમાણ જઘન્ય સ્થિતિસત્તા હોય છે અને સમ્યક્ત્વીને પોતાના ક્ષયના અન્ત્ય સમયે સમ્યક્ત્વ મોહનીયની તેમ જ શેષ બેની ચૌદમા ગુણસ્થાનકનાં ચરમસમયે-એમ ત્રણેની એક જ સમયની સ્થિતિસત્તા હોવાથી કદાચ પહેલા ગુણસ્થાને જઘન્ય સ્થિતિસત્તા ન પણ ઘટે છતાં શેષ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિસત્તાના સ્વામી યથાસંભવ પહેલા તથા ચોથા ગુણસ્થાને રહેલ જીવો પોતપોતાના ક્ષયના ચરમસમયે પણ હોઇ શકે એમ લાગે છે. પરંતુ ટીકામાં આ હકીકતની વિવક્ષા કરી નથી એમ લાગે છે.

## સ્થિતિસ્થાનો

સ્થિતિસ્થાનો એટલે સ્થિતિના ભેદો, તે 'બંધથી થયેલ સ્થિતિસ્થાનો' અને 'સત્તાગત સ્થિતિસ્થાનો' એમ બે પ્રકારે છે. અહિ માત્ર સત્તાગત સ્થિતિનો જ વિચાર કરવાનો છે.

કોઇપણ એક જીવને એક સમયે સત્તામાં જેટલી સ્થિતિ હોય તે સત્તાગત એક સ્થિતિસ્થાન કહેવાય. જેમ-કોઇ જીવને ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા હોય તે પ્રથમ સ્થિતિસ્થાન કહેવાય. સમયન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા હોય તે બીજું. આ રીતે બે સમય ન્યૂન, ત્રણ સમય ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતસિત્તા હોય તે અનુક્રમે ત્રીજું, ચોથું સત્તાસ્થાન કહેવાય. એમ એક-એક સમયહીન કરતાં એક કાળે એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તા હોય ત્યાં સુધીનાં સત્તાગત સ્થિતિસ્થાનો પંચેન્દ્રિયથી એકેન્દ્રિય સુધીના ભિન્ન ભિન્ન જીવોને નિરંતરપણે પ્રાપ્ત થાય.

એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તાની નીચેનાં સત્તાસ્થાનો ક્ષપકશ્રેણિમાં અને કેટલીક પ્રકૃતિઓનાં ઉદ્વલના કરતી વખતે સાન્તર અને નિરંતર એમ બન્ને પ્રકારે પ્રાપ્ત થાય છે.

એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તાના ઉપરના ભાગથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસત્તાનો અન્તર્મુહૂર્તમાં એકી સાથે નાશ કરે ત્યારે અન્તર્મુહૂર્તના પહેલા સમયથી જ ઉદયવતી પ્રકૃતિઓની એક-એક સ્થિતિનો અનુભવવા દ્વારા અને અનુદયવતી પ્રકૃતિઓની એક-એક સ્થિતિનો સ્તિબુકસંક્રમ દ્વારા પ્રતિસમયે

ક્ષય થતો હોવાથી અન્તર્મુહૂર્ત્તના સમય પ્રમાણ સત્તાસ્થાનો નિરંતર પ્રાપ્ત થાય અને ત્યારબાદ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિનો એક સાથે ક્ષય થતો હોવાથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનોનું અંતર પડે છે. ત્યારબાદ પુનઃ અન્તર્મુહૂર્ત્તકાલમાં બીજો સ્થિતિઘાત કરે, ત્યારે પણ ઉપર મુજબ શરૂઆતમાં અન્તર્મુહૂર્ત્તકાલ પ્રમાણ નિરંતર અને પછી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અન્તરવાળું સ્થિતિસ્થાન પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ચરમસ્થિતિઘાત થાય ત્યાં સુધી સમજવું.

પછી એક આવલિકા પ્રમાણ સ્થિતિ સત્તામાં રહે છે. તેના એક–એક સ્થિતિસ્થાનનો ઉદયવતી પ્રકૃતિઓમાં અનુભવવા દ્વારા અને અનુદયવતી પ્રકૃતિઓમાં સ્તિબુકસંક્રમ દ્વારા પ્રતિસમયે ક્ષય થતો હોવાથી ઉદયવતી પ્રકૃતિઓનાં આવલિકાના સમય પ્રમાણ અને અનુદયવતી પ્રકૃતિઓનાં સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમય ન્યૂન આવલિકાના સમય પ્રમાણ સત્તાગત સ્થિતિસ્થાનો નિરંતરપણે પ્રાપ્ત થાય છે.

જો કે ચરમસ્થિતિઘાત પછી અયોગિ ગુણસ્થાને સત્તાવાળી પ્રકૃતિઓમાંથી ઉદયવતી પ્રકૃતિઓનાં અયોગિ–ગુણસ્થાનકના કાળ પ્રમાણ અને અનુદયવતીનાં એક સમય ન્યૂન અયોગિ ગુણસ્થાનકના કાળ પ્રમાણ અન્તર્મુહૂર્ત્તના સમય જેટલાં સત્તાગત સ્થિતિસ્થાનો નિરંતરપણે પ્રાપ્ત થઈ શકે, પરંતુ તે ટીકામાં જણાવેલ નથી. તેનું કારણ અહિં છદ્મસ્થ જીવોની વિવક્ષા કરી હોય તેમ લાગે છે.

અસત્કલ્પનાએ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા–એક લાખને પાંચ સમય પ્રમાણ, એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તા એક હજાર ને પાંચ સમય પ્રમાણ, પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં સ્થિતિસત્તા સ્થાનો નેવું, એક સ્થિતિઘાતનો અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ કાળ–દશ સમય પ્રમાણ અને ઉદયાવલિકા–પાચ સમય પ્રમાણ કલ્પીએ તો એક લાખ પાંચ સમયની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તાથી એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તા સુધીનાં નવાણું હજાર સત્તાસ્થાનો નિરંતરપણે પ્રાપ્ત થાય. ત્યારબાદ એક હજાર ને પાચથી નવસો છન્નુ સુધીનાં દશ સત્તાસ્થાનો નિરંતર, પછી નવસો પંચાણુંથી નવસો છ સુધીના નેવુ સત્તાસ્થાનો પ્રાપ્ત થતાં નથી. વળી. નવસો પાંચથી આઠસો છન્નુ સુધીનાં નિરંતર પ્રાપ્ત થાય છે. એમ પાંચ સમયની સ્થિતિસત્તા સુધી દરેક સ્થિતિઘાતમાં અન્તર્મુહૂર્ત્ત કાલ પ્રમાણ દશ–દશ સ્થાનો નિરંતર અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ નેવુ–નેવુ સ્થાનોના અંતરપૂર્વક સ્થિતિસ્થાનો પ્રાપ્ત થાય છે અને પાંચ સમય પ્રમાણ છેલ્લી ઉદયાવલિકામાં ઉદયવતી પ્રકૃતિઓમાં પાંચ અને અનુદયવતી પ્રકૃતિઓમાં ચરમસમય વિનાનાં ચાર સત્તાસ્થાનો નિરંતર પ્રાપ્ત થાય છે.

## અનુભાગ સત્તા

સંક્રમણ કરણમાં-એક સ્થાનક આદિ સ્થાન આશ્રયી, ઘાતિપણાને આશ્રયી, સાદ્યાદિ અને ઉત્કૃષ્ટ તથા જઘન્ય અનુભાગ સંક્રમના-સ્વામી જે પ્રમાણે કહેલ છે.

તે જ પ્રમાણે અહિં અનુભાગસત્તાના વિષયમાં પણ સમજવું. માત્ર ઓગણીશ પ્રકૃતિઓની જઘન્ય અનુભાગ સત્તાના વિષયમાં આ વિશેષતા છે.

મતિ, શ્રુત, અવધિ જ્ઞાનાવરણ, ચક્ષુ–અચક્ષુ–અવધિ દર્શનાવરણ, પાંચ અંતરાય, ચાર સંજ્વલન અને ત્રણ વેદ–એમ અઢાર પ્રકૃતિઓની સ્થાન આશ્રયી એક સ્થાનક અને ઘાતિપણાને આશ્રયી દેશઘાતિ રસની જઘન્ય અનુભાગ સત્તા હોય છે. જ્યારે સંક્રમણકરણમાં જઘન્ય અનુભાગ સંક્રમમાં આ અઢારમાંથી પુરુષવેદ અને ચાર સંજ્વલન સિવાય તેરનો અનુભાગ સંક્રમ દ્વિસ્થાનક અને સર્વઘાતી કહેલ છે.

મનઃપર્યવજ્ઞાનાવરણની સ્થાન આશ્રયી દ્વિસ્થાનક અને ઘાતિપણાને આશ્રયી દેશઘાતી રસની જઘન્ય અનુભાગ સત્તા હોય છે. જ્યારે જઘન્ય અનુભાગ સંક્રમમાં દ્વિસ્થાનક અને સર્વઘાતી રસનો સંક્રમ કહેલ છે.

વળી એકવીશ પ્રકૃતિઓમાં જઘન્ય અનુભાગ સત્તાના સ્વામિપણામાં આ વિશેષતા છે.

ક્ષીણમોહ ગુણસ્થાનકના ચરમસમયવર્તી જીવો કેવળજ્ઞાનાવરણ, કેવળદર્શનાવરણ અને પાંચ અંતરાયની, ઉત્કૃષ્ટ શ્રુતલબ્ધિસંપન્ન ચૌદ પૂર્વધર મહર્ષિઓ મતિ-શ્રુત–જ્ઞાનાવરણ તથા ચક્ષુ–અચક્ષુ દર્શનાવરણ એ ચારની, પરમાવધિવંત અવધિદ્વિકાવરણની અને વિપુલમતિ મનઃપર્યવજ્ઞાની મનઃપર્યવજ્ઞાનાવરણની જઘન્ય અનુભાગ સત્તાના સ્વામી છે.

ક્ષીણમોહના દ્વિચરમસમયવર્તી નિદ્રાદ્વિકની અને પોતપોતાના ક્ષયના ચરમસમયવર્તી જીવો ત્રણવેદ, સમ્યક્ત્વ મોહનીય તથા સંજ્વલન લોભની જઘન્ય અનુભાગ સત્તાના સ્વામી છે.

સત્તાગત સ્થિતિના ભેદોની જેમ સત્તાગત રસના પણ અનેક ભેદો છે. તે ભેદોને સત્તાગત અનુભાગસ્થાનો કહેવાય છે. તે ત્રણ પ્રકારે છે.

અસંખ્ય લોકાકાશના પ્રદેશ પ્રમાણ અધ્યવસાયસ્થાનોથી બંધસમયે બંધ દ્વારા કર્મમાં જે રસ ઉત્પન્ન થાય છે તે બંધોત્પત્તિક અનુભાગસ્થાનો કહેવાય છે. તેના કારણભૂત અધ્યવસાયસ્થાનો ભિન્ન ભિન્ન જીવો આશ્રયી અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ હોવાથી બંધોત્પત્તિક અનુભાગસ્થાનો પણ અસંખ્ય લોકાકાશના પ્રદેશ પ્રમાણ છે.

બંધાયેલ કર્મની બંધાવલિકા વીત્યા પછી ઉદ્વલના તથા અપવર્ત્તનારૂપ બે કરણોથી બંધાયેલ સત્તાગત રસને હણી એટલે કે તેમાં વૃદ્ધિ હાનિ કરી બંધ કરતાં નવીન પ્રકારના જે સત્તાગત અનુભાગસ્થાનો ઉત્પન્ન કરાય છે તે હતોત્પત્તિક સત્તાગત અનુભાગસ્થાનો કહેવાય છે.

બંધાયેલ સત્તાગત એક–એક અનુભાગસ્થાનમાં પણ ભિન્ન ભિન્ન જીવો આશ્રયી

ઉદ્વર્તના અપવર્તના દ્વારા અસંખ્ય પ્રકારના ફેરફારો થતાં હોવાથી બંધોત્પત્તિની અપેક્ષાએ હતોત્પત્તિક સત્તાગત અનુભાગસ્થાનો અસંખ્યગુણ છે.

ઉદ્વર્તના-અપવર્તનારૂપ બે કરણ-વિશેષથી ઉત્પન્ન થયેલ સત્તાગત એક-એક અનુભાગસ્થાનોને રસઘાત વડે હણવાથી જે નવીન સત્તાગત અનુભાગસ્થાનો ઉત્પન્ન થાય છે. તે હતહતોત્પત્તિક સત્તાગત અનુભાગસ્થાનો કહેવાય છે.

ઉદ્વર્તના-અપવર્તનારૂપ કરણ દ્વારા ઉત્પન્ન થયેલ એક-એક સત્તાગત અનુભાગ સ્થાનમાં રસઘાતથી ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી અસંખ્ય પ્રકારો થાય છે. તેથી હતોત્પત્તિક અનુભાગસ્થાનો કરતાં હતહતોત્પત્તિક સત્તાગત અનુભાગસ્થાનો અસંખ્યગુણ છે.

## પ્રદેશસત્તા

અહિં સાદ્યાદિ, સ્વામિત્વ અને પ્રદેશસત્કર્મસ્થાન આ ત્રણનો વિચાર કરવાનો છે.

તેમાં સાદ્યાદિ પ્રરૂપણા મૂળકર્મવિષયક અને ઉત્તરકર્મવિષયક એમ બે પ્રકારે છે.

ત્યાં આયુષ્ય સિવાય સાતકર્મની અજઘન્ય પ્રદેશસત્તા સાદિ વિના ત્રણ પ્રકારે અને જઘન્ય, ઉત્કૃષ્ટ તથા અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા 'સાદિ-અધ્રુવ' એમ બે બે પ્રકારે હોવાથી એક-એક કર્મના નવ-નવ, એમ સાતકર્મના ત્રેસઠ અને આયુષ્યની ચારે પ્રકારની પ્રદેશસત્તા 'સાદિ-અધ્રુવ' એમ બે-બે પ્રકારે હોવાથી આઠ ભંગ એમ મૂળકર્મ આશ્રયી કુલ એકોત્તેર ભંગ થાય છે.

ત્યાં ક્ષપિતકર્માંશ આત્માને પોતપોતાના ક્ષયના ચરમસમયે સાતે કર્મની જઘન્ય પ્રદેશસત્તા હોય છે. તે એક સમય માત્ર હોવાથી 'સાદિ-અધ્રુવ' છે. તે સિવાયની સઘળી પ્રદેશસત્તા તે અજઘન્ય પ્રદેશસત્તા છે. તેનો આરંભ ન હોવાથી અનાદિ છે. અભવ્યોને તેનો અન્ત થવાનો ન હોવાથી ધ્રુવ અને ભવ્યોને અંત થવાનો હોવાથી તે અધ્રુવ છે.

આ સાતે કર્મની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સંપૂર્ણ ગુણિતકર્માંશ સાતમી નરકના ચરમ-સમયવર્તી જીવને હોય છે. શેષ જીવોને અનુત્કૃષ્ટ હોય છે, માટે આ બન્ને સાદિ-અધ્રુવ છે.

ચારે આયુષ્ય અધ્રુવસત્તાવાળાં હોવાથી તેના જઘન્યાદિ ચારે 'સાદિ-અધ્રુવ' એમ બે પ્રકારે છે.

સાતાવેદનીય, સંજ્વલન ક્રોધાદિ ત્રણ, પુરુષવેદ, પંચેન્દ્રિય જાતિ, તૈજસ-કાર્મણ સપ્તક, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રઋષભનારાચ સંઘયણ, શુભ વર્ણાદિ અગિયાર, પ્રશસ્ત વિહાયોગતિ, અગુરુલઘુ, નિર્માણ, પરાઘાત, ઉચ્છ્વાસ અને ત્રસનવક-આ ચાલીશ પ્રકૃતિઓની અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા ચાર પ્રકારે, અજઘન્ય સાદિ વિના ત્રણ પ્રકારે અને ઉત્કૃષ્ટ તથા જઘન્ય 'સાદિ-અધ્રુવ' એમ બે-બે પ્રકારે હોવાથી એક-એક પ્રકૃતિના અગિયાર-અગિયાર ભાંગા થાય છે. એથી ચાલીશના કુલ ચારસો-ચાલીશ ભાંગા થાય છે.

યશઃકીર્તિ તથા સંજ્વલન લોભના અનુત્કૃષ્ટ તથા અજઘન્યના ચાર-ચાર અને ઉત્કૃષ્ટ તથા જઘન્યના બે-બે પ્રકાર હોવાથી એક-એકના બાર. એમ બેના ચોવીશ ભંગ થાય છે.

ચાર અનંતાનુબંધિના અજઘન્યના ચાર અને શેષ ત્રણના બે-બે એમ એક-એકના દશ-દશ જેથી ચારના ચાલીશ ભાંગા થાય છે.

શેષ ચોરાશી ધ્રુવસત્તા પ્રકૃતિઓની અજઘન્ય પ્રદેશસત્તા સાદિ વિના ત્રણ પ્રકારે અને શેષ જઘન્યાદિ ત્રણ પ્રદેશસત્તા 'સાદિ-અધ્રુવ' એમ બે-બે પ્રકારે હોવાથી એક-એકના નવ-નવ એમ ચોરાશી પ્રકૃતિઓના કુલ સાતસો છપ્પન્ન ભાંગા થાય છે.

અઠ્ઠાવીશ અધ્રુવસત્તા પ્રકૃતિઓના જઘન્યાદિ ચારે 'સાદિ-અધ્રુવ' એમ બે બે પ્રકારે હોવાથી એક-એકના આઠ-આઠ એમ અઠ્ઠાવીશના કુલ બસો ચોવીશ. આ પ્રમાણે પ્રદેશસત્તા આશ્રયી એકસો અઠ્ઠાવન પ્રકૃતિઓના કુલ ચૌદસો ચોરાશી ભાંગા થાય છે.

ત્યાં વજ્રઋષભનારાચ વિના પૂર્વોક્ત સાતાવેદનીયાદિ ઓગણચાલીશ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ગુણિતકર્માંશ આત્માને ક્ષપકશ્રેણિમાં પોતપોતાના બંધવિચ્છેદ સમયે માત્ર એક જ સમય હોવાથી 'સાદિ-અધ્રુવ' એમ બે પ્રકારે છે. બંધવિચ્છેદ પછીના સમયે ફરીથી અનુત્કૃષ્ટ પ્રદેશસસત્તા શરૂ થતી હોવાથી સાદિ, ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાના સ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ છે.

વજ્રઋષભનારાચ સંઘયણની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સાતમી નરકમાં રહેલ ગુણિત-કર્માંશ મિથ્યાત્વાભિમુખ જીવને સમ્યક્ત્વના ચરમસમયે માત્ર એક જ સમય હોય છે. તેથી 'સાદિ-અધ્રુવ' એમ બે પ્રકારે છે. વળી તે જ આત્મા મિથ્યાત્વે આવે ત્યારે પુનઃ અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય માટે સાદિ, ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાસ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ તથા ભવ્યોને અધ્રુવ છે.

આ ચાલીશે પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તા ક્ષપિતકર્માંશ જીવને પોતપોતાના ક્ષયના ચરમસમયે સમયમાત્ર હોવાથી 'સાદિ-અધ્રુવ' છે. વળી ક્ષયના ઉપાન્ત્ય સમય સુધીની સઘળી સત્તા તે અજઘન્ય પ્રદેશસત્તા છે. તેની આદિ ન હોવાથી અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ એમ તે ત્રણ પ્રકારે છે.

યશઃકીર્તિ તથા સંજ્વલન લોભની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ગુણિતકર્માંશ જીવને ક્ષપક-શ્રેણિમાં પોતપોતાના બંધવિચ્છેદ સમયે એક સમય માત્ર હોવાથી 'સાદિ-અધ્રુવ' છે. અનુત્કૃષ્ટ પ્રદેશસત્તા બંધવિચ્છેદ પછીના સમયે ફરીથી થાય છે. માટે તેની સાદિ, ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સ્થાનને નહિ પામેલા જીવોને અનાદિ, અભવ્ય આશ્રયી ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ એમ ચાર પ્રકારે છે.

આ બન્ને પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તા અપ્રમત્ત ગુણસ્થાને યથાપ્રવૃત્તકરણના

અન્ત્યસમયે ક્ષપિતકર્માંશ જીવને માત્ર એક સમય હોય છે તેથી 'સાદિ-અધ્રુવ' છે. તે સિવાયની સઘળી સત્તા અજઘન્ય છે. પૂર્વોક્ત જીવને ગુણસંક્રમ દ્વારા બન્ને પ્રકૃતિમાં ઘણાં દલિકો પ્રાપ્ત થવાથી અપૂર્વકરણ ગુણસ્થાનકના પ્રથમ સમયે અજઘન્ય પ્રદેશસત્તા ફરીથી પ્રાપ્ત થાય છે માટે તેની સાદિ, જઘન્ય પ્રદેશસત્તા સ્થાનને અથવા સત્તા-વિચ્છેદ સ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ છે.

ચારે અનંતાનુબંધિની જઘન્ય પ્રદેશસત્તા-સ્વરૂપસત્તાની અપેક્ષાએ પોતપોતાના ક્ષયના અન્ત્ય સમયે સમયમાત્ર હોવાથી 'સાદિ-અધ્રુવ' છે. તે સિવાયની સઘળી સત્તા અજઘન્ય છે. ઉપર જણાવેલ આત્મા પહેલા ગુણસ્થાને આવી ફરીથી અનંતાનુબંધિ બાંધે ત્યારે અજઘન્ય પ્રદેશસત્તાની સાદિ, જઘન્ય સત્તાસ્થાનને નહિ પામેલાઓને અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ છે.

શેષ ચોરાશી ધ્રુવસત્તા પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તા ક્ષપિતકર્માંશ જીવને પોતપોતાના ક્ષયના ચરમસમયે માત્ર એક સમય હોવાથી 'સાદિ-અધ્રુવ' છે તે સિવાયની સર્વ સત્તા અજઘન્ય છે. તેની આદિ ન હોવાથી અનાદિ, અભવ્યોને ધ્રુવ અને ભવ્યોને અધ્રુવ છે.

ચાર અનંતાનુબંધિ તથા આ ચોરાશી, એમ અઠ્ઠાશી પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ગુણિતકર્માંશ મિથ્યાદૃષ્ટિને હોય છે અને ઉત્કૃષ્ટ સિવાયના કાળે અનુત્કૃષ્ટ હોય છે. તેથી ઉત્કૃષ્ટ-અનુત્કૃષ્ટ એ બન્ને પ્રકારો 'સાદિ-અધ્રુવ' છે.

અધ્રુવસત્તાવાળી અઠ્ઠાવીશ પ્રકૃતિઓની સત્તા જ 'સાદિ-અધ્રુવ' હોવાથી તેઓના જઘન્ય પ્રદેશસત્તા આદિ ચારે પ્રકારો 'સાદિ-અધ્રુવ' એમ બે જ પ્રકારે હોય છે.

## ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાના સ્વામી

સાતમી નરકમાં વર્તમાન ગુણિતકર્માંશ આત્મા અન્ત્ય સમયે ઘણીખરી પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી છે. તેથી હવે જે પ્રકૃતિઓમાં વિશેષતા છે તે બતાવે છે.

ગુણિતકર્માંશ આત્મા સાતમી નરકમાંથી નીકળી પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પન્ન થઈ અન્તર્મુહૂર્ત્તમાં કાળ કરી સંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યમાં ઉત્પન્ન થાય. ત્યાં ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં ત્રણ કરણો કરે ત્યારે અનિવૃત્તિકરણમાં જ્યારે મિથ્યાત્વ મોહનીયને સર્વ સંક્રમ દ્વારા મિશ્રમાં સંક્રમાવે ત્યારે મિશ્ર મોહનીયની અને મિશ્ર મોહનીયને સર્વસંક્રમ દ્વારા સમ્યક્ત્વ મોહનીયમાં સંક્રમાવે ત્યારે સમ્યક્ત્વ મોહનીયની યથાસંભવ ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધીના જીવો ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાના સ્વામી છે.

સંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યો જ દર્શનમોહનીયના ક્ષયનો પ્રારંભ કરી શકે છે. વળી સાતમી નરકનો જીવ મૃત્યુ પામી મનુષ્ય થઈ શ[illegible] માટે 'સ[illegible]

નરકમાંથી નીકળી અંતર્મુહૂર્ત્ત આયુષ્યવાળા તિર્યંચમાં જઇ સંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યમાં ઉત્પન્ન થવાનું' કહેલ છે.

સાતમી નરકમાંથી નીકળેલ ગુણિતકર્માંશ આત્મા પંચેન્દ્રિય તિર્યંચમાં આવી ત્યાંથી કાળ કરી ઇશાન દેવલોકમાં ઉત્પન્ન થાય. ત્યાં અતિસંક્લિષ્ટ પરિણામે એકેન્દ્રિય પ્રાયોગ્ય બંધ કરતાં વારંવાર નપુંસકવેદ, એકેન્દ્રિયજાતિ, સ્થાવર, આતપ તથા ઉદ્યોત નામકર્મ. એ પાંચનો બંધ કરી, બંધ તથા સંક્રમ દ્વારા ઘણા પ્રદેશો વધારી મરણાન્ત સમયે વર્તમાન તે ઈશાનદેવ નપુંસકવેદ આદિ આ પાંચે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી છે.

નપુંસકવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળો ઇશાનદેવ કાળ કરી સંખ્યાત વર્ષના આયુષ્યવાળામાં ઉત્પન્ન થઇ ત્યાંથી મૃત્યુ પામી યુગલિકમાં ઉત્પન્ન થાય ત્યાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળ સુધી અતિસંક્લિષ્ટ પરિણામ વડે સ્ત્રીવેદનો બંધ કરી બંધ તથા સંક્રમ દ્વારા તેના ઘણા પ્રદેશો એકત્ર કરી પલ્યોપમના અસંખ્યાતમા ભાગના ચરમસમયે વર્તમાન તે યુગલિક સ્ત્રીવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી છે.

દેવ મૃત્યુ પામી યુગલિકમાં ઉત્પન્ન થતો ન હોવાથી 'સંખ્યાત વર્ષના આયુષ્યવાળામાં ઉત્પન્ન થવાનું' કહેલ છે.

ગુણિતકર્માંશ ક્ષપક જે સમયે સ્ત્રીવેદને સર્વસંક્રમ વડે પુરુષવેદમાં સંક્રમાવે તે સમયે પુરુષવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

જે સમયે પુરુષવેદની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળો આત્મા પુરુષવેદને સર્વસંક્રમ વડે સંજ્વલન ક્રોધમાં સંક્રમાવે તે સમયે સંજ્વલન ક્રોધની, સંજ્વલન ક્રોધની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળો આત્મા જે સમયે સંજ્વલન ક્રોધને સર્વસંક્રમદ્વારા સંજ્વલન માનમાં સંક્રમાવે તે સમયે સંજ્વલન માનની, સંજ્વલન માનની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળો આત્મા જે સમયે સંજ્વલન માનને સર્વસંક્રમ વડે સંજ્વલન માયામાં સંક્રમાવે તે સમયે સંજ્વલન માયાની અને સંજ્વલન માયાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળો આત્મા જે સમયે સંજ્વલન માયાને સર્વસંક્રમ વડે સંજ્વલન લોભમાં સંક્રમાવે તે સમયે સંજ્વલન લોભની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

જે ગુણિતકર્માંશ આત્મા ચાર વાર મોહનીયનો ઉપશમ કરી શીઘ્ર ક્ષપકશ્રેણિનો આરંભ કરે છે. તે આત્મા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે સાતાવેદનીય, યશઃકીર્ત્તિ અને ઉચ્ચગોત્રની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે. કારણ કે આવા આત્માને ગુણસંક્રમ દ્વારા અશુભ પ્રકૃતિઓનાં ઘણાં દલિકો પ્રાપ્ત થાય છે.

વધારેમાં વધારે જેટલા ઉત્કૃષ્ટ યોગ વડે અને વધારેમાં વધારે જેટલા મોટા અન્તર્મુહૂર્ત્ત સુધી આયુષ્ય બાંધી શકાય તેટલા ઉત્કૃષ્ટ બંધકાળ વડે તેત્રીશ સાગરોપમ પ્રમાણ દેવ અને નરકાયુષ્યનો જે આત્મા બંધ કરે તે આત્મા બંધના અન્તિમ

સમયથી આરંભી દેવ અને નરકભવમાં ઉત્પત્તિના પ્રથમ સમય સુધી અનુક્રમે દેવ અને નરકાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે. પછી-પછીના સમયે ઉદય દ્વારા સત્તામાંથી દલિકો ઓછાં થતાં હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સંભવી શકતી નથી.

ઉત્કૃષ્ટ યોગ વડે અને ઉત્કૃષ્ટ બંધકાળ વડે પૂર્વક્રોડવર્ષ પ્રમાણ તિર્યંચાયુનો બંધ કરી આયુ પૂર્ણ થયે પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા તિર્યંચમાં ઉત્પન્ન થઈ અતિ સુખપૂર્વક અંતર્મુહૂર્ત પ્રમાણ તિર્યંચાયુ ભોગવી મરણ સન્મુખ થયેલ છતાં હજુ જેણે અપવર્ત્તના કરી નથી એવો જીવ ઉત્કૃષ્ટયોગ અને ઉત્કૃષ્ટ બંધકાળથી આગામી ભવનું તિર્યંચાયુ બાંધે ત્યારે બંધના અન્તસમયે તે જીવ તિર્યંચાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે. કારણ કે તે જીવને તે સમયે જ અન્તર્મુહૂર્ત ન્યૂન સંપૂર્ણ બે આયુષ્યના પ્રદેશો સત્તામાં હોય છે. ત્યારબાદ તરત જ અપવર્ત્તના દ્વારા અનુભૂયમાન આયુષ્યનાં ઘણાં દલિકો દૂર થાય છે. માટે પછી ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા ઘટી શકતી નથી.

ઉપરોક્ત વિશેષતાવાળો મનુષ્ય મનુષ્યાયુની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે. પરંતુ ઉપર જ્યાં જ્યાં તિર્યંચાયુ કહેલ છે. તેના સ્થાને અહિં મનુષ્યાયુ સમજવું.

પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા મનુષ્ય કે તિર્યંચના નિરંતર સાત ભવમાં અતિસંક્લિષ્ટ અધ્યવસાયોથી વારંવાર નરકદ્વિકનો બંધ કરી નરકાભિમુખ થયેલો જીવ મરણના અન્ત્ય સમયે નરકદ્વિકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

જે જીવ પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા કે મનુષ્ય-તિર્યંચના નિરંતર સાત ભવમાં દેવદ્વિક તથા વૈક્રિયદ્વિકનો વારંવાર બંધ કરી આઠમા ભવે ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા યુગલિકમાં ઉત્પન્ન થાય. ત્યાં દેવપ્રાયોગ્ય જ બંધ હોવાથી નિરંતર આ ચારે પ્રકૃતિઓનો બંધ કરનાર તે જીવ યુગલિકભવના અન્ત્ય સમયે આ ચારે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

સાતમી નરકમાં ઉત્પન્ન થઈ અત્યંત શીઘ્ર પર્યાપ્ત થઈ તરત જ ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી મનુષ્યદ્વિક તથા વજ્રઋષભનારાચ સંઘયણ-આ ત્રણનો અન્તર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યાં સુધી એટલે કે-'બે અન્તર્મુહૂર્ત ન્યૂન તેત્રીશ સાગરોપમ પર્યન્ત' નિરંતર બંધ કરી મિથ્યાત્વાભિમુખ થયેલ જીવ સમ્યક્ત્વના અન્ત્યસમયે મનુષ્યદ્વિક તથા વજ્રઋષભનારાચની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

જે જીવ સાધિક એકસો બત્રીશ સાગરોપમ પર્યન્ત નિરંતર બંધ તથા અન્ય પ્રકૃતિઓના સંક્રમથી અત્યંત ઘણાં દલિકો સત્તામાં એકઠા કરે અને તે કાળની અંદર જ ચાર વાર મોહનીયનો ઉપશમ કરી અન્તે ક્ષપકશ્રેણિનો આરંભ કરે તે જીવ સ્વ-સ્વ બંધના અન્ત્યસમયે પંચેન્દ્રિય જાતિ, સમચતુરસ્ર સંસ્થાન, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્ત વિહાયોગતિ, ત્રસચતુષ્ક, સુસ્વર, સૌભાગ્ય અને આદેય-આ બાર પ્રકૃતિઓની, વળી એવો જ પરંતુ ચાર વાર મોહનીયનો ઉપશમ કર્યા પછી અતિશીઘ્ર

ક્ષપકશ્રેણિનો આરંભ કરનાર મનુષ્ય સ્વ–સ્વ બંધના અન્ત્ય સમયે તૈજસ–કાર્મણ સપ્તક, અગુરુલઘુ, નિર્માણ, સ્થિર, શુભ તથા શુભવર્ણએકાદશ–આ બાવીશ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

અહિં અપૂર્વકરણ ગુણસ્થાનકના પ્રથમ સમયથી જ ગુણસંક્રમ દ્વારા સ્વજાતીય અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનાં ઘણાં દલિકો આ પ્રકૃતિઓમાં પ્રાપ્ત થતાં હોવાથી અને સંસારચક્રમાં ચારથી વધુ વાર મોહનીયનો ઉપશમ ન થતો હોવાથી ચાર વાર મોહનીયનો ઉપશમ કરવાનું કહેલ છે.

પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળો જે ગુણિતકર્માંશ આત્મા અતિશીઘ્ર જિનનામનો નિકાચિત બંધ શરૂ કરે અને આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળા અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય, ત્યાંથી કાળ કરી ચોરાશી લાખ વર્ષના આયુષ્યવાળા તીર્થંકરપણે ઉત્પન્ન થાય તે આત્મા સ્વબંધવિચ્છેદ સમયે તીર્થંકર નામકર્મની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળો ગુણિતકર્માંશ મનુષ્ય આઠ વર્ષની વયે જ સંયમનો સ્વીકાર કરી આઠ વર્ષ ન્યૂન પૂર્વકોટિ વર્ષ પર્યન્ત વારંવાર બંધ તથા સંક્રમ દ્વારા અત્યંત પુષ્ટ કરી સ્વબંધના અન્ત્ય સમયે આહારકસપ્તકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા મનુષ્ય કે તિર્યંચના નિરંતર સાત ભવ કરે અને તેમાં સંક્લિષ્ટ પરિણામે વારંવાર બંધથી પુષ્ટ કરી તે તે સ્થાને ઉત્પન્ન થનાર મનુષ્ય કે તિર્યંચ સ્વભવના અન્ત્યસમયે સૂક્ષ્મત્રિક તથા વિકલત્રિકની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

## જઘન્ય પ્રદેશસત્તાના સ્વામી

સામાન્યથી પોતપોતાની સત્તાના ક્ષયના ચરમસમયે ક્ષપિતકર્માંશ આત્મા સઘળી પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે. પરંતુ ઓગણીશ પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તાના સ્વામીમાં આ પ્રમાણે વિશેષતા છે.

ક્ષપિતકર્માંશ સમ્યગ્દૃષ્ટિ પ્રથમ અનંતાનુબંધિની વિસંયોજના કરે, ત્યારબાદ મિથ્યાત્વે જઇ સ્વભૂમિકાનુસાર જઘન્ય યોગ વડે અન્તર્મુહૂર્તકાળ પ્રમાણ અનંતાનુબંધિનો બંધ કરી પુનઃ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે અને સાધિક એકસો બત્રીશ સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ કરી અન્તે ચોથાથી સાતમા ગુણસ્થાને રહેલ, ક્ષય કરનાર આત્મા સ્તિબુક સંક્રમ દ્વારા ઉદયાવલિકાનો ક્ષય કરતાં જ્યારે સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમય અને સામાન્ય કર્મપણાની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે અનંતાનુબંધિની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

દીર્ઘકાળ સુધી બંધાયેલ ઘણાં દલિકો સત્તામાં હોય તો ઉદ્વલના વખતે જઘન્ય પ્રદેશસત્તા ન થાય માટે સમ્યક્ત્વ પામી અનંતાનુબંધિની વિસંયોજના કરી મિથ્યાત્વ ગુણસ્થાને અન્તર્મુહૂર્ત માત્ર બંધ કરવાનું કહેલ છે. વળી અન્તર્મુહૂર્ત માત્ર બંધ કરી સાધિક એકસો બત્રીશ સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ કરતાં સ્તિબુક સંક્રમ તથા અન્ય સંક્રમ દ્વારા સત્તામાંથી ઘણાં દલિકો નાશ થાય માટે ઉપરોક્ત આત્મા જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી કહેલ છે.

અપ્રમત્ત ગુણસ્થાને સ્વભૂમિકાનુસાર જઘન્યયોગે વર્તતા સ્વબંધ યોગ્ય જઘન્ય અન્તર્મુહૂર્તકાળ પ્રમાણ આહારકસપ્તકનો બંધ કરી પ્રથમ ગુણસ્થાને આવેલ આત્મા ઉદ્વલના દ્વારા સંપૂર્ણ અન્તિમ સ્થિતિઘાતનો ક્ષય કરી સ્તિબુકસંક્રમ દ્વારા ઉદયાવલિકાનો ક્ષય કરતાં જ્યારે સ્વરૂપની અપેક્ષાએ એક સમય પ્રમાણ અને કર્મત્વની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે આહારકસપ્તકની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

સાધિક એકસો બત્રીશ સાગરોપમ કાળ પ્રમાણ સમ્યક્ત્વનું પાલન કરતાં યથાસંભવ ઉદય તથા સંક્રમ દ્વારા સત્તામાંથી ઘણાં દલિકો ઓછાં કરી મિથ્યાત્વે ગયેલ ક્ષપિતકર્માંશ જીવ ઉદ્વલના કરતાં જ્યારે સ્વરૂપની અપેક્ષાએ સમય પ્રમાણ અને કર્મત્વની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્રમોહનીયની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

ક્ષપિતકર્માંશ જે જીવ એકેન્દ્રિયપણામાં વૈક્રિય એકાદશનો ઉદ્વલના દ્વારા ક્ષય કરી સંજ્ઞિ-તિર્યંચમાં ઉત્પન્ન થઇ અન્તર્મુહૂર્તકાળ સુધી ઉપરોક્ત પ્રકૃતિઓનો બંધ કરી સાતમી નરકમાં અપ્રતિષ્ઠાન નરકાવાસમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળા નારકપણે ઉત્પન્ન થાય. ત્યાં ઉદય તથા સંક્રમ દ્વારા યથાસંભવ સત્તામાંથી ઘણા પ્રદેશો ઓછા કરી ત્યાંથી સંજ્ઞિ-તિર્યંચમાં ઉત્પન્ન થઇ તથાપ્રકારના અધ્યવસાયના અભાવે ત્યાં આમાંની એક પણ પ્રકૃતિનો બંધ કર્યા વિના જ કાળ કરી એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય તે જીવ ઉદ્વલના કરતાં જ્યારે સ્વરૂપની અપેક્ષાએ સમય પ્રમાણ અને કર્મત્વની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે વૈક્રિયસપ્તક, દેવદ્વિક તથા નરકદ્વિક આ અગિયાર પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

ઘણાં દલિકો સત્તામાં હોય તો જઘન્ય પ્રદેશસત્તા ન થાય. માટે પ્રથમ એકેન્દ્રિયપણામાં ઉદ્વલના કરવાનું અને અસંજ્ઞિ સાતમી નરકમાં જતો ન હોવાથી તેમ જ બંધ દ્વારા ઘણાં દલિકો ન આવે તેથી સંજ્ઞિ-તિર્યંચમાં ઉત્પન્ન થઇ અન્તર્મુહૂર્તકાળ પ્રમાણ બંધ કરવાનુ કહેલ છે.

અલ્પકાળમાં બંધાયેલ દલિકો પણ યથાસંભવ ઉદય તથા સંક્રમ દ્વારા સત્તામાંથી ઘણાં ઓછા થાય અને ફરીથી બંધ દ્વારા નવાં દલિકો સત્તામાં ન આવે તેથી

સાતમી નરકમાં તેત્રીશ સાગરોપમ પ્રમાણુ કાળ સુધી રહી તિર્યંચમાં આવીને પણ બંધ કર્યા વિના જ એકેન્દ્રિયમાં જાય-એમ કહેલ છે.

ક્ષપિતકર્માંશ તેઉકાય અથવા વાયુકાય ઉદ્વલના દ્વારા મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રનો ક્ષય કરી સૂક્ષ્મ પૃથ્વીકાય આદિમાં ઉત્પન્ન થઈ જઘન્યયોગે સ્વબંધયોગ્ય જઘન્ય અન્તર્મુહૂર્તકાળ સુધી તે ત્રણનો બંધ કરી ફરીથી તેઉકાય અથવા વાયુકાયમાં ઉત્પન્ન થઇ દીર્ઘ ઉદ્વલના કરે. ત્યાં છેલ્લી ઉદયાવલિકાનો ક્ષય કરતાં જ્યારે સ્વરૂપની અપેક્ષાએ એક સમય અને કર્મત્વની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે તે આત્મા મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે.

પહેલાંના ઘણા કાળનાં બંધાયેલ દલિકો સત્તામાં ન રહે માટે પહેલાં તેઉકાય કે વાયુકાયમાં ઉદ્વલના કરવાનું અને અન્ય જીવો કરતાં સૂક્ષ્મ પૃથ્વીકાયાદિને યોગ અલ્પ હોવાથી નવીન બંધ વખતે પણ ઘણાં જ અલ્પ દલિકો બંધાદિથી પ્રાપ્ત થાય તેથી સૂક્ષ્મ પૃથ્વીકાયાદિમાં જઘન્યયોગે અલ્પકાળ બંધ કરવાનું કહેલ છે.

જો મોહનીયનો ઉપશમ કરે તો અપૂર્વકરણ ગુણસ્થાનકથી અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનાં ઘણાં દલિકો ગુણસંક્રમદ્વારા પ્રાપ્ત થઇ જાય એથી જઘન્ય પ્રદેશસત્તા ન થાય. માટે મોહનીયના ઉપશમ સિવાયની ક્ષપિતકર્માંશની શેષ ક્રિયાઓ કરી ક્ષપકશ્રેણિનો પ્રારંભ કરતાં અપ્રમત્ત ગુણસ્થાનકના અન્ત્યસમયવર્તી આત્મા યથાપ્રવૃત્ત કરણના અન્તે યશઃકીર્તિ અને સંજ્વલન લોભની જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી થાય છે. પછી અપૂર્વકરણના પ્રથમ સમયથી ગુણસંક્રમ દ્વારા અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનાં ઘણાં દલિકો ઉપરોક્ત પ્રકૃતિઓમાં આવતાં હોવાથી જઘન્ય પ્રદેશસત્તા ઘટી શકતી નથી.

જો કે આ ગ્રંથમાં જિનનામકર્મની જઘન્ય પ્રદેશસત્તાના સ્વામીમાં કંઇ વિશેષતા બતાવેલ નથી, પરંતુ કર્મપ્રકૃતિ-સત્તાધિકાર ગા. ૪૩ ની ટીકામાં જિનનામકર્મની જઘન્ય પ્રદેશસત્તાના સ્વામી, સાધિક ચોરાશી હજાર વર્ષ પ્રમાણ જિનનામનો બંધ કરી કેવલજ્ઞાન પામી દેશોન પૂર્વક્રોડવર્ષ સયોગિ-ગુણસ્થાનકે રહી અયોગિ ગુણસ્થાનકના ચરમસમયવર્તી જણાવેલ છે અને કેટલાક આચાર્યોના મતે તત્પ્રાયોગ્ય જઘન્યયોગે જિનનામકર્મનો બંધ કરનાર ક્ષપિતકર્માંશ જીવ બંધના પ્રથમ સમયે જઘન્ય પ્રદેશસત્તાનો સ્વામી કહેલ છે.

## પ્રદેશસત્તાસ્થાન

પ્રદેશસત્તાસ્થાનની વિચારણા માટે સ્પર્દ્ધકની વિચારણા કરે છે.

ક્ષપિતકર્માંશ આત્માને કોઇપણ પ્રકૃતિના ક્ષયના ચરમસમયે એક સમયની સ્થિતિ પ્રમાણ સત્તા વખતે જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે તે પ્રથમ સત્કર્મસ્થાન કહેવાય છે. તેનાથી એક પરમાણુ અધિક સત્તાવાળા જીવને બીજું, બે પરમાણુ અધિક

સત્તાવાળા જીવને ત્રીજું, ત્રણ પરમાણુની સત્તાવાળા જીવને ચોથું-એમ એક-એક પરમાણુની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ આત્મા સુધીના ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી ક્ષયના ચરમસમયરૂપ એક જ સમયની સ્થિતિ પ્રમાણ કર્મસત્તા વખતે અનન્ત પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. આ અનન્ત પ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહને એક સ્પર્દ્ધક કહેવામા આવે છે.

કર્મપ્રકૃતિની ચૂર્ણિમાં અહિં એક-એક પરમાણુની વૃદ્ધિના સ્થાને એક-એક કર્મસ્કંધની વૃદ્ધિ કરવાનુ કહેલ છે.

આ જ પ્રમાણે ક્ષપિતકર્માંશ જીવને તે તે પ્રકૃતિના ક્ષયના ઉપાન્ત્ય સમયે બે સમય પ્રમાણ સ્થિતિસત્તા વખતે જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે તે બીજા સ્પર્દ્ધકનુ પ્રથમ પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય છે. તેનાથી એક પરમાણુ અધિક સત્તાવાળા જીવનું બીજું, બે પરમાણુ અધિક સત્તાવાળા જીવને ત્રીજું. એમ એક-એક પરમાણુની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ જીવ સુધીના ભિન્ન ભિન્ન જીવો આશ્રયી અનંત પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. આ પ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહને બીજું સ્પર્દ્ધક કહેવાય છે. એ જ પ્રમાણે ત્રણ સમય પ્રમાણ સ્થિતિસત્તા વખતે ત્રીજું, ચાર સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે ચોથું, પાંચ સમય પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે પાંચમું. એમ કેટલીક પ્રકૃતિઓનાં આવલિકાના સમય પ્રમાણ, કેટલીકનાં સમયાધિક આવલિકાના સમય પ્રમાણ અને કેટલીક પ્રકૃતિઓનાં તેથી વધારે તેમ જ કેટલીક પ્રકૃતિઓનાં તેથી પણ ઓછાં સ્પર્દ્ધકો થાય છે.

ત્યાં ઔદારિકસપ્તક, તૈજસ-કાર્મણ સપ્તક, સંઘયણષટ્ક, સંસ્થાનષટ્ક, વર્ણ-ચતુષ્કની વીશ, બે વિહાયોગતિ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, અગુરુલઘુ, નિર્માણ, અપર્યાપ્ત, અસ્થિરષટ્ક, પ્રત્યેક, સુસ્વર, અન્યતર વેદનીય અને નીચગોત્ર-આ છાસઠ પ્રકૃતિઓનાં અયોગિ-ગુણસ્થાનકના સમયોની સંખ્યા પ્રમાણ, ત્રસત્રિક, સૌભાગ્ય, આદેય, પંચેન્દ્રિય જાતિ, જિનનામ અને અન્યતર વેદનીય આ આઠ પ્રકૃતિઓનાં સમયાધિક અયોગિ ગુણસ્થાનકના સમય પ્રમાણ; મનુષ્યગતિ. યશઃકીર્ત્તિ, મનુષ્યાયુ અને ઉચ્ચગોત્રના સમયાધિક અયોગિ-ગુણસ્થાનકના સમય પ્રમાણ અથવા મનુષ્યાયુના મિશ્ર વિના ૧ થી ૧૧ ગુણસ્થાને સમયાધિક આવલિકાના સમય પ્રમાણ અને મનુષ્યગતિ તથા ઉચ્ચગોત્રનાં પ્રથમ ગુણસ્થાને આવલિકાના સમય પ્રમાણ તેમ જ યશઃકીર્ત્તિનું અપ્રમત્ત ગુણસ્થાનકના અંતે એક સ્પર્દ્ધક થાય છે.

વૈક્રિયસપ્તક, આહારકસપ્તક, દેવદ્વિક અને મનુષ્યાનુપૂર્વી આ સત્તરનાં અયોગિ ગુણસ્થાનકના સમય પ્રમાણ અથવા પ્રથમ ગુણસ્થાને આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. થીણદ્ધિત્રિક, મધ્યમ આઠ કષાય, તિર્યંચદ્વિક, પ્રથમની ચાર જાતિ, આતપ, ઉદ્યોત, સાધારણ અને સ્થાવરદ્વિક આ બાવીશ પ્રકૃતિઓના નવમા ગુણસ્થાને

આવલિકાના સમય પ્રમાણ અને નરકદ્વિકના નવમા તથા પહેલા ગુણસ્થાને પણ આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

ચોથાથી સાતમા ગુણસ્થાને ચાર અનંતાનુબંધિ અને મિથ્યાત્વ એ પાંચનાં અને પહેલા ગુણસ્થાને સમ્યક્ત્વ તથા મિશ્ર મોહનીયનાં આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

મનુષ્ય વિના શેષ ત્રણ આયુષ્યનાં ત્રીજા વિના યથાસંભવ એકથી પાંચ ગુણસ્થાને સમયાધિક આવલિકાના સમય પ્રમાણ, સંજ્વલન લોભનાં સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાને તે ગુણસ્થાનકના સમયાધિક સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ અથવા અપ્રમત્ત ગુણસ્થાનકના અન્તે એક સ્પર્દ્ધક થાય છે.

નિદ્રાદ્વિકના ક્ષીણમોહ ગુણસ્થાનકે પોતાના સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ અને પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ તેમ જ પાંચ અંતરાય એ ચૌદ પ્રકૃતિઓનાં સમયાધિક સંખ્યાતમા ભાગના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

નવમા ગુણસ્થાને હાસ્યષટ્કનું એક અને ત્રણ વેદના બે સ્પર્દ્ધકો તેમ જ બીજી રીતે પણ આ જ ગુણસ્થાને પુરુષવેદનાં તેમ જ સંજ્વલન ક્રોધાદિ ત્રણનાં બે સમય ન્યૂન બે આવલિકાના સમય પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

ત્યાં અયોગિ ગુણસ્થાને જેઓનો ઉદય નથી પરંતુ સત્તા છે તેમાંની ઔદારિકસપ્તક વગેરે અનુદયવતી છાસઠ પ્રકૃતિઓનું દલિક અયોગિના ચરમ સમયે ઉદયવતી પ્રકૃતિઓના ચરમસમયમાં સંક્રમી જતું હોવાથી ચરમસમયે અનુદયવતી પ્રકૃતિઓની સ્વરૂપે સત્તા હોતી નથી. વળી અહિં તથા અન્યત્ર સર્વસ્થલે ચરમસમયે અનુદયવતી પ્રકૃતિઓની સ્વરૂપસત્તા ન હોવાથી તે પ્રકૃતિઓનુ દલિક સ્વસ્વરૂપે હોતું નથી. તેથી ચરમસમયરૂપ એક સ્થિતિનુ સ્પર્દ્ધક થતું નથી. પરંતુ ઉપાન્ત્ય સમયે સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમય અને સામાન્ય કર્મપણાની અપેક્ષાએ બે સમય પ્રમાણ સ્થિતિનુ એક સ્પર્દ્ધક થાય છે.

ક્ષપિતકર્માંશ આત્માને અયોગિના દ્વિચરમસમયે જે સર્વથી જઘન્ય પ્રદેશસત્તા તે પહેલું પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય છે. તેમાં એક–એક પ્રદેશની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ આત્મા સુધીના ભિન્ન ભિન્ન જીવો આશ્રયી તે જ દ્વિચરમસમયે અનન્ત પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. આ અનંત પ્રદેશસત્કર્મસ્થાનોને એક સમયની સ્થિતિનું ચરમ સ્પર્દ્ધક કહેવાય છે. એ જ પ્રમાણે ભિન્ન ભિન્ન જીવો આશ્રયી અયોગિના ત્રિચરમસમયે બે સમયની સ્થિતિનુ બીજું, ચોથા ચરમસમયે ત્રણ સમયની સ્થિતિનું ત્રીજું–એમ અયોગિ ગુણસ્થાને અયોગિ ગુણસ્થાનકના સમયોની સંખ્યાથી એક સ્પર્દ્ધક ન્યૂન થાય છે અને સયોગિ ગુણસ્થાને ચરમસ્થિતિઘાતના ચરમ પ્રક્ષેપથી માંડી પશ્ચાનુપૂર્વીએ અનુક્રમે વૃદ્ધિ પામતાં નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો ત્યાં સુધી

કહેવાં યાવત્ પોતપોતાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય. સંપૂર્ણસ્થિતિસંબંધી આ યથાસંભવ એક સ્પર્દ્ધક થાય છે. તેથી આ છાસઠ પ્રકૃતિઓનાં કુલ સ્પર્દ્ધકો અયોગિ-ગુણસ્થાનકના સમય પ્રમાણ થાય છે.

અયોગિ-ગુણસ્થાને ઉદયવાળી ત્રસત્રિક વગેરે આઠ પ્રકૃતિઓનાં સ્પર્દ્ધકો પણ આ જ પ્રમાણે થાય છે. પરંતુ અયોગિ-ગુણસ્થાનકના ચરમસમયે પણ આ પ્રકૃતિઓની સ્વરૂપ સત્તા હોવાથી ચરમસમય સંબંધી એક સ્પર્દ્ધક અધિક થવાથી અયોગિના સમયો કરતાં એક સ્પર્દ્ધક અધિક થાય છે.

મનુષ્યગતિ વગેરે ચાર પ્રકૃતિઓનાં પણ ત્રણ વગેરેની જેમ અયોગિ-ગુણસ્થાનક આશ્રયી સમયાધિક અયોગિ-ગુણસ્થાનકના કાળ પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. તેમજ મનુષ્યગતિ તથા ઉચ્ચગોત્રનાં ઉદ્વલના વખતે ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપ પછી અનુદયાવલિકામાં સમયન્યૂન આવલિકા પ્રમાણ અને ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિ સુધીનુ એક-એમ કુલ આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. મનુષ્યાયુનાં ભવને અંતે સમયાધિક આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. વળી યશઃકીર્તિનું અપ્રમત્ત ગુણસ્થાને યથાપ્રવૃત્તકરણના અન્તે એક સ્પર્દ્ધક થાય છે. તે આ રીતે-મોહના સર્વોપશમ સિવાયની ક્ષપિતકર્માંશની સઘળી ક્રિયાઓ કરી દીર્ઘકાળ સંયમનું પાલન કરી ક્ષપકશ્રેણિ કરનાર આત્માને અપ્રમત્ત ગુણસ્થાનકે યથાપ્રવૃત્તકરણના ચરમસમયે જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે તે પહેલું પ્રદેશસત્કર્મસ્થાન છે. તેમાં એક-એક પરમાણુની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ આત્મા સુધીના ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી અનંત પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. તેઓનો સમુદાય તે એક સ્પર્દ્ધક છે.

વૈક્રિયસપ્તક વગેરે સત્તર પ્રકૃતિઓનાં અયોગિ-ગુણસ્થાનક આશ્રયી ઔદારિક સપ્તકની જેમ અયોગિના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. તેમજ ઉદ્વલના વખતે ચરમસ્થિતિઘાતનો ચરમપ્રક્ષેપ થયા બાદ જે માત્ર ઉદયાવલિકા રહે છે- તેનો પણ સ્તિબૂકસંક્રમદ્વારા ક્ષય કરતાં કરતાં જ્યારે સ્વરૂપસત્તાની અપેક્ષાએ એક સમય અને સામાન્ય કર્મત્વની અપેક્ષાએ બે સમયપ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે સર્વ જઘન્ય પ્રદેશસત્તાવાળા ક્ષપિતકર્માંશ આત્માને જે પ્રદેશસત્તા છે તે પહેલું પ્રદેશસત્કર્મસ્થાન, અને ત્યારબાદ એક-એક પરમાણુની વૃદ્ધિએ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ જીવ સુધીના ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી અનન્તા પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. તેઓનો સમુદાય તે એક સ્પર્દ્ધક. એ જ પ્રમાણે સ્વરૂપસત્તાની અપેક્ષાએ બે સમયની સ્થિતિ શેષ રહે ત્યારે બીજું. ત્રણ સમયની સ્થિતિ શેષ રહે ત્યારે ત્રીજું-એમ અનુદયાવલિકામાં ચરમસમયરૂપ એક સમય ન્યૂન આવલિકાના સમયો પ્રમાણ અને ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી આરંભી પોતપોતાની ઉત્કૃષ્ટસ્થિતિસત્તા સુધીનું યથાસંભવ એક-એમ કુલ આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

થીણદ્ધિત્રિક વગેરે બાવીશ અને નરકદ્વિક એમ ચોવીશ પ્રકૃતિઓનાં નવમા ગુણસ્થાને પોતપોતાના ક્ષય વખતે વૈક્રિયસપ્તકની જેમ આવલિકાના સમયપ્રમાણ અને નરકદ્વિકનાં પ્રથમગુણસ્થાને ઉદ્વલના અવસરે પણ આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

અનંતાનુબંધીચતુષ્ક તથા મિથ્યાત્વ એ પાંચનાં ચોથાથી સાતમા ગુણસ્થાને અને સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્રમોહનીયનાં પહેલા ગુણસ્થાને વૈક્રિયસપ્તકની જેમ આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

મનુષ્ય વિના શેષ ત્રણ આયુષ્યનાં પોતપોતાના ભવના અન્તે સમયાધિક આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

સંજ્વલન લોભનું પણ અપ્રમત્ત ગુણસ્થાનકે યથાપ્રવૃત્તકરણના અન્તે એક સ્પર્દ્ધક યશઃકીર્તિની જેમ થાય છે. તેમજ સમયાધિક સૂક્ષ્મસંપરાયના સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્પર્દ્ધકો આ રીતે થાય છે– ક્ષપિતકર્માંશ જીવને ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મસંપરાયના ચરમસમયે જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે તે પહેલું પ્રદેશસત્કર્મસ્થાન, ત્યારબાદ એક–એક પરમાણુની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ જીવ સુધીના ભિન્ન–ભિન્ન જીવો આશ્રયી તે જ ચરમસમયે અનન્તપ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. તેનો સમૂહ તે પહેલું સ્પર્દ્ધક, એ જ પ્રમાણે સૂક્ષ્મસંપરાયના દ્વિચરમસમયે ભિન્ન ભિન્ન જીવો આશ્રયી અનંત પ્રદેશસત્કર્મના સ્થાનરૂપ બે સમયની સ્થિતિનું બીજું, ત્રણ સમયની સ્થિતિ શેષ રહે ત્યારે ત્રીજું, ચાર સમયની સ્થિતિ શેષ રહે ત્યારે ચોથું એમ ક્ષપકશ્રેણીમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગો ગયા પછી એક સંખ્યાતમો ભાગ શેષ રહે અને સંજ્વલન લોભના સ્થિતિઘાતાદિ અટકી જાય તે સમયથી આ ગુણસ્થાનકના ચરમસમય સુધીના સંખ્યાતમા ભાગના કાળના જેટલા સમયો છે તેટલા સમયપ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. અને ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી પશ્ચાનુપૂર્વીએ પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા સુધીનું એક સ્પર્દ્ધક અધિક થાય છે.

પાંચ જ્ઞાનાવરણ, છ દર્શનાવરણ અને પાંચ અંતરાય એ સોળપ્રકૃતિઓનાં પણ જે પ્રમાણે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને સંજ્વલન લોભનાં સ્પર્દ્ધકો થાય છે, તે જ પ્રમાણે ક્ષીણમોહ ગુણસ્થાનકના સંખ્યાતા ભાગો ગયા પછી એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે આ સોલ પ્રકૃતિઓના સ્થિતિઘાતાદિ અટકી ગયા બાદ ક્ષીણમોહના શેષ રહેલ સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ અને ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી પશ્ચાનુપૂર્વીએ સંપૂર્ણસત્તા સુધીનું એક એમ કુલ સંખ્યાતમા ભાગના સમયોથી એક અધિક સ્પર્દ્ધક થાય છે. માત્ર ક્ષીણમોહના ચરમસમયે નિદ્રાદ્વિકની સ્વરૂપસત્તા ન હોવાથી શેષ ચૌદ પ્રકૃતિઓ કરતાં આ બે પ્રકૃતિઓનું ચરમસમયરૂપ એક સ્પર્દ્ધક ઓછું થાય છે.

હાસ્યષટ્કનું એક સ્પર્દ્ધક આ પ્રમાણે થાય છે. અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય પ્રદેશ સત્તાવાળો જે જીવ ત્રસના ભવોમાં ઉત્પન્ન થઇ અનેકવાર સમ્યક્ત્વ અને દેશવિરતિ પ્રાપ્ત કરી ચાર વાર મોહનીયનો સર્વોપશમ કરે, ત્યારબાદ નપુંસકવેદ અને સ્ત્રીવેદની વારંવાર બંધથી તેમજ હાસ્યાદિના દલિકના સંક્રમથી ઘણી પ્રદેશસત્તા કરી મનુષ્યમાં જઇ ચિરકાળ સંયમનું પાલન કરી ક્ષપકશ્રેણિનો આરંભ કરે, તે જીવને હાસ્યષટ્કના ચરમસંક્રમ વખતે જે જઘન્ય પ્રદેશસત્તા હોય છે તે પ્રથમ પ્રદેશસત્કર્મસ્થાન, તેમાં જ એક-એક પરમાણુની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટપ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ જીવ સુધીના ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી તે ચરમસમયે જે અનંતપ્રદેશસત્કર્મસ્થાનો થાય છે તેઓનો સમૂહ તે એક સ્પર્દ્ધક, આ રીતે હાસ્ય-ષટ્કનુ આ એક સ્પર્દ્ધક જણાવેલ છે. પરંતુ તેથી વધારે બીજાં પણ સ્પર્દ્ધકો સંભવી શકે છે. અને તે આ એક સ્પર્દ્ધકના ઉપલક્ષણથી લેવાનાં હોય એમ મને લાગે છે.

ત્રણ વેદોનાં બે-બે સ્પર્દ્ધકો આ પ્રમાણે છે-અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય પ્રદેશસત્તાવાળો જે આત્મા ત્રસમાં ઉત્પન્ન થઇ અનેકવાર દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરી ચાર વાર મોહનીયનો ઉપશમ કરે અને એકસો બત્રીશ સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ કરી સમ્યક્ત્વથી પડ્યા વિના જ ક્ષપકશ્રેણિ ઉપર આરુઢ થાય તે જીવને પોતપોતાના વેદના ઉદયના ચરમસમયે જે સર્વ જઘન્ય પ્રદેશસત્તા હોય છે તે સર્વ જઘન્ય પ્રથમ પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય. તેમાં તેમાં એક-એક પરમાણુની વૃદ્ધિએ યાવત્ સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તાવાળા ગુણિતકર્માંશ જીવ સુધીના ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી તે જ ચરમસમયે જે અનન્તપ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. તેઓનો સમૂહ તે પહેલું સ્પર્દ્ધક છે.

તે જ પ્રમાણે નપુસકવેદ અને સ્ત્રીવેદની બીજી સ્થિતિના ચરમસમયે ચરમપ્રક્ષેપથી આરંભી પોતપોતાની ઉત્કૃષ્ટ પ્રદેશ સત્તા સુધીનુ ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી અનન્તપ્રદેશસત્કર્મસ્થાનોના સમૂહરૂપ બીજુ સ્પર્દ્ધક થાય છે. અને પુરુષવેદમાં પ્રથમસ્થિતિના ચરમસમયે જે દ્વિતીયસ્થિતિ સબંધી ચરમપ્રક્ષેપ થાય છે તે દ્વિતીયસ્થિતિ સંબંધી સર્વ જઘન્ય પ્રદેશસત્કર્મસ્થાન કહેવાય છે. ત્યારબાદ પૂર્વોક્તરીતે ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સુધીનાં અનન્તપ્રદેશસત્કર્મસ્થાનોનું બીજું સ્પર્દ્ધક થાય છે.

અથવા પહેલી અને બીજી એમ બન્ને સ્થિતિઓની વિદ્યમાનતા વખતે સર્વ જઘન્ય પ્રદેશસત્તાથી આરંભી પોતપોતાની સર્વોત્કૃષ્ટ પ્રદેશસત્તા સુધીનું ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી એક અને બેમાંથી ગમે તે એક સ્થિતિનો ક્ષય થયા બાદ એક સ્થિતિ શેષ રહે ત્યારે બીજું એમ પણ બે સ્પર્દ્ધકો થાય છે. ત્યાં નપુંસકવેદ અને સ્ત્રીવેદના બીજી સ્થિતિના ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપ પછી પ્રથમસ્થિતિ માત્ર એક ઉદયસમય

પ્રમાણ રહે છે. અને પુરુષવેદની પ્રથમસ્થિતિના ક્ષય પછી બે સમયન્યૂન બે આવલિકા પ્રમાણ તેની બીજી સ્થિતિમાં રહેલ દલિકનાં સ્પર્દ્ધકો થાય છે. પણ તે સ્પર્દ્ધકોને અહિં સામાન્યથી એક સ્પર્દ્ધક કહેલ છે.

પુરુષવેદની પ્રથમસ્થિતિનો વિચ્છેદ થયા બાદ તેની દ્વિતીયસ્થિતિમાં રહેલ દલિકનાં બે સમયન્યૂન બે આવલિકા પ્રમાણ સ્પર્દ્ધકો આ પ્રમાણે થાય છે.

પુરુષવેદના બંધવિચ્છેદ સમયે તત્પ્રાયોગ્ય જઘન્ય યોગસ્થાનવડે જે દલિક બંધાય છે તે દલિક બંધાવલિકા વ્યતીત થયા બાદ સંક્રમે છે. અને તેને સંક્રમાવલિકા કહેવાય છે. તે સંક્રમાવલિકાના ચરમસમયે તે બંધવિચ્છેદસમયે બંધાયેલ દલિકનો સત્તામાંથી સંપૂર્ણ ક્ષય થઇ જાય છે, તેના ઉપાન્ત્યસમયે જે પ્રદેશસત્તા છે તે એક સમયની સ્થિતિરૂપ સર્વ જઘન્ય પ્રથમપ્રદેશસત્કર્મસ્થાન કહેવાય છે. અને બંધ–વિચ્છેદસમયે જ તેનાથી ચડીયાતા બીજા નંબરના યોગસ્થાન વડે બંધાયેલા દલિકના અન્તિમ સંક્રમ વખતે બીજું. ત્રીજા નંબરના યોગસ્થાનવડે બંધાયેલ દલિકના ચરમસંક્રમ વખતે ત્રીજું–એ પ્રમાણે બંધ-વિચ્છેદસમયે જ ઉત્તરોત્તર યોગસ્થાનની વૃદ્ધિવાળા ભિન્ન–ભિન્ન જીવો આશ્રયી બંધાયેલ દલિકના ચરમસંક્રમ વખતે અસંખ્ય પ્રદેશસત્કર્મસ્થાનો થાય. તે સઘળા પ્રદેશસત્કર્મસ્થાનોનો સમૂહ તે એક સમયની સ્થિતિવાળું એક સ્પર્દ્ધક કહેવાય છે.

એ જ પ્રમાણે બંધ–વિચ્છેદના પૂર્વના પ્રથમ સમયે જઘન્ય યોગસ્થાનથી ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ યોગસ્થાન સુધી વર્ત્તનારા ભિન્ન–ભિન્ન જીવો વડે બંધાયેલ કર્મદલિકના ચરમસંક્રમ વખતે અસંખ્ય પ્રદેશસત્કર્મસ્થાનોનું બીજું સ્પર્દ્ધક થાય છે. માત્ર આ સ્પર્દ્ધક વખતે બંધના ચરમસમયે બંધાયેલ દલિક પણ સત્તામાં વિદ્યમાન હોવાથી બે સમયની સ્થિતિવાળું કહેવાય છે. એ પ્રમાણે બંધ–વિચ્છેદથી પૂર્વના બીજા, ત્રીજા, ચોથા યાવત્ બે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલ દલિકના પોતપોતાના ચરમસંક્રમ વખતે અનુક્રમે પછી–પછીના સમયે બંધાયેલ દલિકની પણ વિદ્યમાનતા હોવાથી અનુક્રમે ત્રીજું સ્પર્દ્ધક ત્રણ સમયની સ્થિતિરૂપ, ચોથું સ્પર્દ્ધક ચાર સમયની સ્થિતિરૂપ, પાંચમું સ્પર્દ્ધક પાંચ સમયની સ્થિતિરૂપ, એમ બંધ–વિચ્છેદથી બે સમયન્યૂન બે આવલિકાના પ્રથમસમયે બંધાયેલ કર્મદલિકનું બંધ–વિચ્છેદ પછીના પ્રથમ સમયે બે સમયન્યૂન બે આવલિકાની સ્થિતિપ્રમાણ છેલ્લું ઉત્કૃષ્ટ સ્પર્દ્ધક થાય છે.

સંજ્વલન ક્રોધાદિ ત્રણનાં સ્પર્દ્ધકો પુરુષવેદની જેમ સામાન્યથી બીજી સ્થિતિમાં બે સમયન્યૂન બે આવલિકાના સમય પ્રમાણ થાય છે. પરંતુ ક્રોધાદિ ત્રણના સ્થિતિઘાત, રસઘાત, બંધ, ઉદય અને ઉદીરણા અટક્યા પછીના પ્રથમસમયે ક્રોધાદિ ત્રણની પ્રથમસ્થિતિ પણ સમયન્યૂન આવલિકા પ્રમાણ હોય છે. તેથી તે પ્રથમસ્થિતિમાં

સમયન્યૂન આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો પ્રથમ બતાવેલ થીણદ્ધિત્રિક આદિની જેમ થાય છે. પરંતુ તે વખતે બીજી સ્થિતિની પણ વિદ્યમાનતા હોવાથી તે અહીં ગણવામાં આવ્યાં નથી. ટીકામાં આટલી જ હકીકત મળે છે. પણ જેમ થીણદ્ધિત્રિક આદિ પ્રકૃતિઓમાં ચરમસ્થિતિઘાતના ચરમપ્રક્ષેપથી પોતપોતાની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા સુધીનું એક સ્પર્દ્ધક વધારે ગણી કુલ આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો કહ્યા છે તેમ અહિં પણ એક સ્પર્દ્ધક વધારે ગણી આવલિકાના સમયપ્રમાણ સ્પર્દ્ધકો કહેવાં જોઈએ. છતાં અહિં કેમ કહેલ નથી તે બહુશ્રુતો જાણે.

ઇતિ પંચસંગ્રહ-પંચમદ્વાર-સારસંગ્રહ સમાપ્ત.



## પંચમદ્વાર-પ્રશ્નોત્તરી.

પ્ર. ૧. આ દ્વારનુ નામ બંધવિધિ એટલે બંધના પ્રકારો છે. તેથી બંધના જ ચાર પ્રકારોનુ સ્વરૂપ કહેવું જોઈએ. પરંતુ ઉદય, ઉદીરણા અને સત્તાનુ સ્વરૂપ કેમ દર્શાવેલ છે ?

ઉ. બંધાયેલા કર્મનો જ ઉદય થાય છે. ઉદય હોય ત્યારે જ ઉદીરણા થાય છે. અને બંધાયેલ કર્મની જ જ્યાંસુધી આત્મા સાથે વિદ્યમાનતા હોય ત્યાં સુધી સત્તા કહેવાય છે. તેથી ઉદયાદિ ત્રણ પણ બંધના જ પ્રકારો હોવાથી બંધવિધિમાં ઉદયાદિ ત્રણનુ સ્વરૂપ કહેવુ તે યુક્ત જ છે.

પ્ર. ૨. સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્રમોહનીય બંધવિના જ ઉદયાદિત્રણમાં પ્રાપ્ત થાય છે. તો બંધાયેલ કર્મનો જ ઉદય થાય છે. એમ કેમ કહેવાય ?

ઉ. આ બે પ્રકૃતિઓ સ્વસ્વરૂપે બંધાતી નથી. પરંતુ બંધાયેલ મિથ્યાત્વના કર્મ- દલિકને જ ઔપશમિક સમ્યક્ત્વરૂપ વિશુદ્ધિના વશથી રસ ઘટાડીને સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયરૂપે બનાવે છે. તેથી બંધાયેલ કર્મનો જ ઉદય થાય છે. એમ કહેવામાં હરકત નથી.

પ્ર. ૩. એવું કયું કર્મ છે કે જેનો ઉદીરણા વિના કેવળ ઉદય કે બંધ મિશ્રગુણ- સ્થાને હોતો જ નથી ?

ઉ. આયુષ્યકર્મ.

પ્ર. ૪. એવાં કયાં મૂળકર્મો છે કે જેમની ઉદીરણા સાતમા ગુણસ્થાનકથી હોતી જ નથી. ?

ઉ. વેદનીય અને આયુષ્યકર્મ.

પ્ર. ૫. કેટલા કાળ સુધી કઇ કઇ પ્રકૃતિઓનો ઉદીરણા વિના પણ કેવળ ઉદય હોઇ શકે ?

ઉ. બે વેદનીય અને મનુષ્યાયુ એ ત્રણ પ્રકૃતિઓનો દેશોનપૂર્વક્રોડવર્ષ, પાંચ નિદ્રા, ત્રસત્રિક, મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ સૌભાગ્ય, આદેયદ્વિક, તીર્થંકર નામ-કર્મ અને ઉચ્ચગોત્ર એ પંદરનો અંતર્મુહૂર્ત, પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શના-વરણ, પાંચ અંતરાય, ત્રણવેદ, સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વ મોહનીય, મનુષ્યાયુવિના ત્રણ આયુ અને સંજ્વલન લોભ આ ત્રેવીશ પ્રકૃતિઓનો એક આવલિકા સુધી કેવળ ઉદય હોય છે.

પ્ર. ૬. શરૂઆતનાં મિથ્યાત્વાદિ ગુણસ્થાને ન બંધાય અને ઉપરનાં અમુક ગુણસ્થા-નકોમાં જ બંધાય એવી કઇ કર્મપ્રકૃતિઓ છે ?

ઉ. આહારકદ્વિક અને જિનનામ.

પ્ર. ૭. એવું કયું મૂળકર્મ છે કે જેનો સર્વથા ઉદયવિચ્છેદ થાય છતાં ફરીથી ઉદયમાં આવી શકે. ?

ઉ. મોહનીયકર્મ, તેનો ઉપશાંતમોહગુણસ્થાને સર્વથા ઉદયવિચ્છેદ થાય છે અને ત્યાંથી પડતાં દશમે અથવા ચોથે ગુણસ્થાનકે ફરી ઉદય શરૂ થાય છે.

પ્ર. ૮. બંધ આદિ ચારેના કયા ચાર પ્રકારો છે ?

ઉ. બંધ આદિ ચારેના પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ અથવા ભૂયસ્કાર, અલ્પ-તર, અવસ્થિત અને અવક્તવ્ય અથવા સાદિ વગેરે એમ ચાર પ્રકાર છે.

પ્ર. ૯. અજઘન્ય તથા અનુત્કૃષ્ટમાં શું તફાવત છે ?

ઉ. અજઘન્યમાં જઘન્ય સિવાય ઉત્કૃષ્ટ સુધીના દરેક ભેદોનો અને અનુત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સિવાય જઘન્ય સુધીના દરેક ભેદોનો સમાવેશ થઈ જાય છે. વળી ઉત્કૃષ્ટ અને જઘન્ય સિવાયના દરેક ભેદો અપેક્ષા-વિશેષથી અજઘન્ય અને અનુત્કૃષ્ટ બન્નેમાં ગણી શકાય છે.

પ્ર. ૧૦. ઉત્કૃષ્ટ અને જઘન્ય સિવાયના દરેક ભેદો અજઘન્ય અને અનુત્કૃષ્ટમાં આવી જાય તો અજઘન્ય કે અનુત્કૃષ્ટરૂપ એક જ ભેદ ન પાડતાં બે ભેદ પાડવાનું શું કારણ ?

ઉ. પ્રકૃતિ આદિનો વિચાર જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એમ મુખ્યત્વે બે પ્રકારે કરવામાં આવે છે. તેથી જ્યારે જઘન્યને લક્ષ્યમાં રાખીને વિચાર કરવામાં આવે ત્યારે શેષ સઘળા ભેદોને અજઘન્ય અને જ્યારે ઉત્કૃષ્ટને લક્ષ્યમાં રાખીને વિચાર કરવામાં આવે ત્યારે શેષ સઘળા ભેદોને અનુત્કૃષ્ટ કહેવાય છે. આ હકીકત ધ્યાનમાં રાખવા આ બે ભેદો પાડેલ છે. પણ જો જઘન્ય કે ઉત્કૃષ્ટને લક્ષ્યમાં ન રાખીએ તો જઘન્ય અને ઉત્કૃષ્ટ સિવાયના શેષ દરેક ભેદો ગમે તે એકમાં આવી શકે.

પ્ર. ૧૧. સર્વ ઉત્તર પ્રકૃતિઓનાં ઓગણત્રીશ બંધસ્થાનમાંથી ચતુર્થ ગુણસ્થાને કેટલાં બંધસ્થાનો ઘટી શકે? અને તે કઇ રીતે?

ઉ. ચતુર્થ ગુણસ્થાને ત્રેસઠથી છાસઠ સુધીનાં ચાર બંધસ્થાનો ઘટી શકે, ત્યાં જ્ઞાના૦ ૫, દર્શ૦ ૬, વેદ૦ ૧, મોહ૦ ૧૭, ગોત્ર (ઉચ્ચ) ૧, અને અંત૦ ૫ એમ છ કર્મની પાંત્રીસ સહિત દેવપ્રાયોગ્ય નામકર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિઓ બાંધે ત્યારે ત્રેસઠનું, તે જ ત્રેસઠ જિનનામ અથવા દેવાયુ સહિત બાંધે ત્યારે અથવા દેવપ્રયોગ્ય નામકર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિઓના બદલે મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીશ બાંધે ત્યારે એમ ત્રણ રીતે ચોસઠનું, તે જ પૂર્વોક્ત ત્રેસઠ જિન-નામ અને દેવાયુ એ બન્ને સહિત બાંધે ત્યારે, અથવા મનુષ્ય પ્રાયોગ્ય ચોસઠ મનુષ્યાયુ કે જિનનામ સહિત બાંધે ત્યારે-એમ ત્રણ રીતે પાંસઠનું, અને જ્યારે જિનનામ તથા મનુષ્યાયુ એ બન્ને સહિત પૂર્વોક્ત મનુષ્ય પ્રાયોગ્ય ચોસઠ બાંધે ત્યારે છાસઠનુ બંધસ્થાન થાય છે.

પ્ર. ૧૨. સર્વ ઉત્તર કૃતિઓનાં છવ્વીશ ઉદયસ્થાનોમાંથી આઠમા ગુણસ્થાને કેટલાં ઉદયસ્થાનો હોય? અને તે કઇ રીતે?

ઉ. આઠમા ગુણસ્થાને એકાવનથી ચોપન સુધીનાં ચાર ઉદયસ્થાનો હોય. ત્યાં જ્ઞા૦ ૫, દ૦ ૪, વે૦ ૧, મો૦ ૪. (મનુષ્ય) આયુ ૧, (મનુષ્ય પ્રાયોગ્ય) નામ-કર્મની ૩૦, (ઉચ્ચ) ગોત્ર ૧, અને અં૦ ૫, એમ ઓછામાં ઓછુ એકાવનનું, તેમાં ભય, જુગુપ્સા અને નિદ્રાદ્વિકમાંથી એક એ ત્રણમાંથી કોઇપણ એકનો ઉદય થાય ત્યારે ત્રણરીતે બાવનનુ, તે જ ત્રણમાંથી કોઈપણ બેનો ઉદય થાય ત્યારે ત્રણરીતે ત્રેપનનું અને ત્રણેનો ઉદય સાથે થાય ત્યારે એક રીતે ચોપનનું ઉદયસ્થાન થાય છે.

પ્ર. ૧૩. સર્વોત્તરપ્રકૃતિનાં અડતાલીશ સત્તાસ્થાનોમાંથી સાસ્વાદન ગુણસ્થાને કેટલાં અને કયા કયા સત્તાસ્થાનો હોય? તેમજ તેમાં કયા કર્મની કેટલી પ્રકૃતિઓ હોય?

ઉ. ૧૪૦, ૧૪૧, ૧૪૪, અને ૧૪૫ એ ચાર સત્તાસ્થાનો સાસ્વાદન ગુણસ્થાને હોય. ત્યાં જ્ઞા૦ ૫, દ૦ ૯, વે૦ ૨, મો૦ ૨૮, આ૦ ૧, ના૦ ૮૮, ગો૦ ૨ અને અં૦ ૫. એમ ઓછામાં ઓછું એકસો ચાલીશ પ્રકૃતિઓનું સત્તાસ્થાન હોય અને આહારક ચતુષ્કની સત્તા હોય ત્યારે એકસો ચુમ્માલીશનું, વળી તે બન્ને સત્તાસ્થાનોમાં પરભવના અન્ય આયુષ્યની સત્તા વધે ત્યારે અનુક્રમે એકસો એકતાલીશનું અને એકસો પીસ્તાલીશનું એમ કુલ ચાર સત્તાસ્થાનો હોય છે.

પ્ર. ૧૪. બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા આશ્રયી કયા કયા મૂળ કર્મનો અવક્તવ્ય સંભવતો નથી?

ઉ. બંધ આશ્રયી વેદનીયનો, ઉદય આશ્રયી મોહનીય સિવાય સાત કર્મનો, ઉદીરણા આશ્રયી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય, નામ તથા ગોત્ર કર્મ–એ પાંચનો અને સત્તા આશ્રયી એકપણ મૂળકર્મનો અવક્તવ્ય સંભવતો નથી.

પ્ર. ૧૫. કેવલિ–સમુદ્ઘાતમાં સામાન્ય કેવલી અને તીર્થંકર કેવલીને બીજા સમયે નામકર્મની છવ્વીશ અને સત્તાવીશ પ્રકૃતિઓનો ઉદય એક સમય જ હોય છે. અને તે અલ્પતરોદય કહેવાય છતાં તે બન્ને ઉદય અવસ્થિતોદય કેમ કહેવાય?

ઉ. કેવલિ–સમુદ્ઘાતના બીજા સમય આશ્રયી છવ્વીશ અને સત્તાવીશ પ્રકૃતિના અવસ્થિતોદય ઘટતા નથી પરંતુ કેવલિ–સમુદ્ઘાતમાં જ છઠ્ઠા અને સાતમા સમયે આ બન્ને ઉદયસ્થાનો બે સમય રહેતાં હોવાથી પહેલા સમયે ભૂયસ્કારરૂપે પ્રાપ્ત થાય છે અને બીજા સમયે અવસ્થિતોદયરૂપે પ્રાપ્ત થાય છે. તેમ જ છદ્મસ્થજીવોને પણ છવ્વીશ અને સત્તાવીશનાં ઉદયસ્થાનો અંતર્મુહૂર્ત તથા તેથી પણ અધિક ઘણા કાળસુધી ઘટતાં હોવાથી અવસ્થિતોદય કહી શકાય.

પ્ર. ૧૬. ચૌદમા ગુણસ્થાનકના દ્વિચરમ સમયે નીચગોત્રનો ક્ષય થવાથી ઉચ્ચગોત્રરૂપ એકનું સત્તાસ્થાન ચૌદમા ગુણસ્થાનકના ચરમસમયરૂપ એક જ સમય હોવાથી ગોત્રકર્મના બે અને એક પ્રકૃતિરૂપ બે અવસ્થિત સત્તાસ્થાનો કેમ કહેવાય? તેમજ ઉચ્ચગોત્રરૂપ એકની સત્તા ચૌદમા ગુણસ્થાનકના ચરમસમયે જ હોવાથી અને ત્યાંથી પડવાનો અભાવ હોવાથી બે પ્રકૃતિની સત્તારૂપ ગોત્રકર્મનો ભૂયસ્કાર પણ કેમ થાય?

ઉ. અહિં આ અપેક્ષાએ એક પ્રકૃતિની સત્તાસ્વરૂપ અવસ્થિત અને બે પ્રકૃતિની સત્તાસ્વરૂપ ભૂયસ્કાર જણાવેલ નથી. પરંતુ તેઉકાય અને વાયુકાયમાં ઉચ્ચ-

ગોત્રની ઉદ્વલના કર્યા પછી ઘણા કાળ સુધી કેવળ નીચગોત્રરૂપ એકની સત્તા હોય છે. તેથી નીચગોત્ર આશ્રયી એક પ્રકૃતિનું સત્તાસ્થાન અવસ્થિત રૂપે છે. અને તે જ જીવ તેઉકાય-વાયુકાયમાંથી નીકળી અન્ય એકેન્દ્રિયાદિકમાં જઇ ઉચ્ચગોત્રનો બંધ કરે ત્યારે એની સત્તારૂપ ભૂયસ્કાર પણ થાય છે.

પ્ર. ૧૭. એવું કયુ ગુણસ્થાનક છે કે જ્યાં જેટલી પ્રકૃતિઓનો ઉદય હોય તેટલી પ્રકૃતિઓની ઉદીરણા પણ હોય જ? તેમજ પહેલે ગુણસ્થાનકે ઉદય હોવા છતાં કેટલી અને કઈ કઇ પ્રકૃતિની ઉદીરણા ન પણ હોય એવું બની શકે?

ઉ. મિશ્રગુણસ્થાને જેટલી પ્રકૃતિઓનો ઉદય હોય છે, તે દરેક પ્રકૃતિઓની ઉદીરણા પણ હોય જ છે. અને પ્રથમ ગુણસ્થાનકે-ચરમાવલિકામાં ચાર આયુષ્યનો, પ્રથમસ્થિતિની ચરમાવલિકામાં મિથ્યાત્વનો તેમજ શરીર પર્યાપ્તિ પૂર્ણ થાય બાદ ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી નિદ્રાપંચકનો એમ દશ પ્રકૃતિઓનો ઉદીરણા વિના કેવળ ઉદય હોય છે.

પ્ર. ૧૮. ઉદયના ચરમસમય પછી પણ જે પ્રકૃતિઓની સત્તા હોય છતાં ચરમાવલિકામાં જેનો કેવળ ઉદય હોય પણ ઉદીરણા ન હોય તેવી પ્રકૃતિઓ કેટલી અને કઈ કઇ?

ઉ. મિથ્યાત્વ, પુરુષવેદ, અને સમ્યક્ત્વ મોહનીય એ ત્રણ અથવા સ્ત્રીવેદ, નપુંસકવેદ અને સંજ્વલન લોભ સહિત કુલ છ.

પ્ર. ૧૯. ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષ પર્યન્ત ઉદીરણા વિના જેનો કેવળ ઉદય પણ હોઇ શકે તેવી પ્રકૃતિઓ કઈ કઇ?

ઉ. બે વેદનીય અને મનુષ્યાયુ, એમ કુલ ત્રણ.

પ્ર. ૨૦. ઉદય તથા સત્તાનો એકી સાથે વિચ્છેદ થવા છતાં જે પ્રકૃતિઓનો ઉદીરણા વિના કેવળ ઉદય આવલિકા કરતાં પણ વધારે કાળ હોય તેવી પ્રકૃતિઓ કેટલી અને કઇ કઇ?

ઉ. મનુષ્યગતિ, મનુષ્યાયુ, ત્રસત્રિક, સૌભાગ્ય, આદેયદ્વિક, ઉચ્ચગોત્ર, તીર્થંકર નામકર્મ, પંચેન્દ્રિય જાતિ અને બે વેદનીય આ તેર પ્રકૃતિઓનો ચૌદમા ગુણસ્થાનકના ચરમસમયે ઉદય-સત્તાનો સાથે વિચ્છેદ હોવા છતાં ચૌદમા ગુણસ્થાનકના અંતર્મુહૂર્ત કાળ પ્રમાણ ઉદીરણા વિના કેવળ ઉદય હોય છે અને તે કાળ આવલિકાથી વધારે છે. વળી આ તેરમાંથી મનુષ્યાયુ અને બે વેદનીયનો ઉત્કૃષ્ટથી દેશોનપૂર્વક્રોડ વર્ષ સુધી પણ ઉદીરણા વિના ઉદય હોઇ શકે છે.

પ્ર. ૨૧. મિથ્યાદષ્ટિને અનંતાનુબંધિનો ઉદય ન હોય ત્યારે જઘન્યથી મોહનીય-સંબંધી સાત પ્રકૃતિનુ ઉદયસ્થાન હોય છે તેથી તેને વિગ્રહગતિમાં સર્વોત્તર પ્રકૃતિનુ પીસ્તાલીશનું ઉદયસ્થાન કેમ ન ઘટે ?

ઉ. મિથ્યાત્વગુણસ્થાને અનંતાનુબંધિના ઉદય રહિત જઘન્યથી મોહનીયનું સાત પ્રકૃતિનુ ઉદયસ્થાન પર્યાપ્ત સંજ્ઞિ–પંચેન્દ્રિયને જ હોય છે અને તે પ્રથમાવલિકામાં કાળ કરતો નથી એથી વિગ્રહગતિમાં સાતનો ઉદય ઘટતો ન હોવાથી સર્વોત્તરપ્રકૃતિનું પીસ્તાલીશનું ઉદયસ્થાન પણ ઘટતું નથી.

પ્ર. ૨૨. સર્વોત્તર પ્રકૃતિઓનાં છવ્વીશ ઉદયસ્થાનોમાં ટીકાકાર મહર્ષિએ દર્શાવેલ ચોવીશ અલ્પતરોદયથી વધારે કયો અલ્પતરોદય ઘટી શકે ?

ઉ॰ ટીકાકાર મહાર્ષિએ ઓગણુસાઠ અને ચોત્રીશ વિના શેષ ચોવીશ અલ્પતરોદય બતાવેલ છે. પરંતુ ભાવિ તીર્થંકરને બારમા ગુણસ્થાનકના ચરમસમયે સુડતાલીશના ઉદયમાંથી નવ આવરણ અને પાંચ અંતરાય એ ચૌદનો ઉદયવિચ્છેદ થવાથી અને પછીના સમયે તીર્થંકર નામકર્મનો ઉદય થવાથી તેરમા ગુણસ્થાનકના પ્રથમ સમયે ચોત્રીશ પ્રકૃતિના ઉદયસ્થાન સ્વરૂપ પચીશમો અલ્પતરોદય પણ ઘટી શકે છે. છતાં તે ન બતાવવાનું કારણ તો અતિશય જ્ઞાનીઓ જ જાણે.

પ્ર. ૨૩. નામકર્મનાં બાર સત્તાસ્થાનોમાં એવાં કયાં સત્તાસ્થાનો છે કે જે બે રીતે પ્રાપ્ત થાય ? અને તે કઈ રીતે ?

ઉ૦ ત્રસપણું નહિ પામેલ અથવા એકેન્દ્રિયમાં જઇ વૈક્રિયઅષ્ટકની ઉદ્વલના કરેલ એકેન્દ્રિયાદિ જીવોને વૈક્રિય અષ્ટક, આહારક ચતુષ્ક અને જિનનામ એ તેર વિના એંશીનુ અથવા ક્ષપકશ્રેણીમાં ત્રાણુંની સત્તાવાળાને નામકર્મની તેર પ્રકૃતિઓનો ક્ષય થયા પછી નવમા ગુણસ્થાનકના બીજા ભાગથી એંશીનું સત્તાસ્થાન હોય છે. આ રીતે એંશીનું સત્તાસ્થાન બે રીતે થાય છે. વળી એકેન્દ્રિયાદિમાંથી આવેલ એંશીની સત્તાવાળા પંચેન્દ્રિયને પર્યાપ્તાવસ્થામાં વૈક્રિયચતુષ્ક અને દેવદ્વિકના અથવા વૈક્રિયચતુષ્ક અને નરકદ્વિકના બંધકાલે છની સત્તા બે રીતે વધવાથી છયાસીનું સત્તાસ્થાન પણ બે રીતે થાય છે.

પ્ર. ૨૪. સર્વોત્તરપ્રકૃતિના અડતાલીશ સત્તાસ્થાનોમાં અગિયાર તથા બારનું સત્તાસ્થાન અયોગિના ચરમ સમયે અને ચોરાણું તથા પંચાણુંનુ સત્તાસ્થાન ક્ષીણમોહના ચરમ સમયે એક સમય માત્ર હોવાથી એ ચાર વર્જિત શેષ ચુમ્માલીશ સત્તાસ્થાનો અવસ્થિત કહ્યાં છે. ત્યાં ચોરાણું અને પંચાણુની જેમ અઠ્ઠાણુ અને નવ્વાણુનું સત્તાસ્થાન પણ ક્ષીણમોહના ચરમ સમયે એક સમયમાત્ર હોવાથી આ બે સત્તાસ્થાનો પણ અવસ્થિત કેમ કહેવાય ?

ઉ. અઠ્ઠાણું અને નવ્વાણું આ બે સત્તાસ્થાનો ક્ષીણમોહના ચરમસમયે એક સમયમાત્ર હોવાથી ત્યાં અવસ્થિત રૂપે ઘટતાં નથી, પરંતુ જે જીવોને ક્ષીણમોહના ચરમસમયે ચોરાણું અને પંચાણુની સત્તા થશે તે જીવોને ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાને જ્યારે માનનો ક્ષય થાય ત્યારે અંતર્મુહૂર્ત કાળ સુધી સંજ્વલન માયા, લોભ અને નિદ્રાદ્વિક એ ચારની સત્તા અધિક હોવાથી તે વખતે અઠ્ઠાણુ અને નવ્વાણું આ બે સત્તાસ્થાનો અવસ્થિતરૂપે પ્રાપ્ત થાય છે. માટે કોઇ દોષ નથી.

પ્ર. ૨૫. આ અડતાલીશ સત્તાસ્થાનોમાં એવું કયું સત્તાસ્થાન છે કે જેમાં એક જ પ્રકૃતિ બે વાર ગણવામાં આવેલ છે ?

ઉ. એકસો અઠ્ઠાવીશના સત્તાસ્થાનમાં ચાલુ ભવનું તિર્યંચાયુ અને આવતા ભવનું બંધાયેલ તિર્યંચાયુ એમ એક જ તિર્યંચાયુ રૂપ પ્રકૃતિ બે વાર ગણવામાં આવે છે.

પ્ર. ૨૬. મિથ્યાત્વ ગુણસ્થાને સર્વોત્તરપ્રકૃતિનાં કુલ કેટલાં અને કયાં કયાં સત્તાસ્થાનો હોય ?

ઉ. મિથ્યાત્વ ગુણસ્થાને ૧૨૭, ૧૨૮, ૧૩૦, ૧૩૧ આ ચાર તથા ૧૩૬ થી ૧૪૨ એ સાત તેમજ ૧૪૪ અને ૧૪૫ એમ કુલ તેર સત્તાસ્થાનો ટીકાકારશ્રીના લખવા મુજબ ઘટે છે. ૧૨૯ નું સત્તાસ્થાન ટીકાકારશ્રીએ માત્ર ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાને બતાવ્યું છે. પણ ૧૨૭ ની સત્તાવાળા તેઉકાય અને વાયુકાય ત્યાંથી કાળ કરી પૃથ્વીકાયાદિમાં જઇ મનુષ્યદ્વિકનો બંધ કરે ત્યારે ૧૨૯ નું સત્તાસ્થાન પણ પહેલે ગુણસ્થાને ઘટી શકે એમ મને લાગે છે. વળી ટિપ્પણીમાં જણાવ્યા મુજબ ૧૪૩ નુ સત્તાસ્થાન પણ પહેલા ગુણસ્થાને માનવામાં આવે તો કુલ પંદર સત્તાસ્થાનો ઘટે. પછી તો બહુશ્રુતો જાણે.

પ્ર. ૨૭. તે તે કર્મનો જે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ બતાવેલ છે તે બંધ તે તે વિવક્ષિત સમયે બંધાયેલ સંપૂર્ણ કર્મલતાની અપેક્ષાએ છે કે બીજી કોઈ રીતે ?

ઉ. વિવક્ષિત સમયે બંધાયેલ સંપૂર્ણ કર્મલતાની અપેક્ષાએ નહિ, પરંતુ તે સમયે બંધાયેલ કર્મદલિકના છેલ્લા નિષેકસ્થાનની અપેક્ષાએ હોય છે અને તેથી જ વિવક્ષિત સમયે બંધાયેલ તે તે કર્મનાં દલિકો પોતાના અબાધાકાળના સમયો છોડી પ્રથમ સમયથી ચરમ સમય સુધીનાં સ્થાનોમાં ગોઠવાય છે. અને અબાધાકાળ પૂર્ણ થતાં જ તે તે સમયમાં ગોઠવાયેલ દલિકો તે તે સમયે રસોદય કે પ્રદેશોદયથી ભોગવાઇ આત્માથી છુટાં પડી જાય છે. દૃષ્ટાન્ત તરીકેઃ– જે સમયે જ્ઞાનાવરણીય કર્મનો ત્રીશકોડાકોડી સાગરોપમ પ્રમાણ

સ્થિતિબંધ થાય છે ત્યારે તે બંધ સમયે જ ત્રણ હજાર વર્ષ પછીના ત્રણ હજાર વર્ષ ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ બધા સમયોમાં દલિકો ગોઠવાઇ જાય છે. અને અબાધાકાળનાં ત્રણ હજાર વર્ષ પૂર્ણ થતાં જ પહેલા સમયમાં ગોઠવાયેલ દલિક પહેલા સમયે બીજા સમયમાં ગોઠવાયેલ દલિકો બીજા સમયે ત્રીજા સમયમાં ગોઠવાયેલ દલિક ત્રીજા સમયે ભોગવાઈ આત્માથી છુટું પડે છે. એમ જો તે કર્મમાં કરણદ્વારા કોઇ ફેરફાર ન થાય તો યાવત્ ત્રીશ કોડાકોડી સાગરોપમના ચરમસમયે ગોઠવાયેલ દલિક બરાબર ત્રીશકોડાકોડી સાગરોપમના ચરમસમયે ભોગવાઇને છુટું પડે છે. અને આ રીતે ન માનતાં જો સંપૂર્ણ કર્મલતાની અપેક્ષાએ માનીએ તો જે સમયે ત્રીશકોડાકોડી સાગરોપમ પ્રમાણ કર્મ બંધાય તે સમયથી યાવત્ ત્રીશકોડાકોડી સાગરોપમ પ્રમાણ કાળ પૂર્ણ ન થાય ત્યાં સુધી તે કર્મનાં કોઈપણ દલિકો ભોગવાઇને છુટાં પડવાં ન જોઇએ, પણ તેમ નથી માટે જ જે સમયે જેટલો સ્થિતિબંધ થાય છે તે સ્થિતિબંધ તે સમયે બંધાયેલ ચરમસ્થિતિસ્થાનમાં ગોઠવાયેલ દલિકોની અપેક્ષાએ જ કહેવાય છે.

પ્ર. ૨૮. પ્રથમ સમયથી યાવત્ દશમા સમય સુધી પ્રત્યેક સમયે સીત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ મોહનીયકર્મનો બંધ કરે તો દશમા સમયે મોહનીય કર્મની કુલ કેટલી સ્થિતિસત્તા થાય ?

ઉ. પ્રતિ–સમયે બંધાયેલ કર્મલતાનાં દલિકો અલગ–અલગ ગોઠવાતાં નથી પરંતુ અબાધાકાળ પછીના દરેક સ્થાનોમાં સાથે–સાથે જ ગોઠવાય છે અને પૂર્વબદ્ધ દલિકોની સાથે જ રહી તેની સમાન યોગ્યતા કે વિસમાન યોગ્યતા પ્રાપ્ત કરે છે. એથી દશ સમય સુધી નિરંતર સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ બંધ થવા છતાં દશમા સમયે પણ મોહનીય કર્મની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ જ સ્થિતિસત્તા થાય છે. પણ તેથી વધારે થતી નથી.

પ્ર. ૨૯. કોઇ એક જીવ જ્ઞાનાવરણીય કર્મનો પ્રથમ અંતર્મુહૂર્તમાં પાંચ, બીજા અંતર્મુહૂર્તમાં દશ, ત્રીજા અંતર્મુહૂર્તમાં પંદર અને ચોથા અંતર્મુહૂર્તમાં વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ કરે તો તે જીવને ચોથા અંતર્મુહૂર્તમાં જ્ઞાનાવરણીયની કુલ સ્થિતિસત્તા કેટલી હોય ?

ઉ. અઠ્ઠાવીશમા પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યા મુજબ ચોથા અંતર્મુહૂર્તમાં જ્ઞાનાવરણીય કર્મની સ્થિતિસત્તા વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ જ હોય પણ તેથી વધારે નહિ.

પ્ર. ૩૦. ઉપશાન્તમોહાદિ ત્રણ ગુણસ્થાનકે બે સમયે પ્રમાણ શાતા વેદનીય બંધાય છે છતાં વેદનીય કર્મનો સકષાય જીવને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ-

સમયે જે બાર મુહૂર્ત પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ થાય છે તેને જ જઘન્ય સ્થિતિબંધ તરીકે કેમ ગણાવેલ છે ?

ઉ. કોઈપણ કર્મના સ્થિતિબંધ અને રસબંધ કષાયથી જ થાય છે. આ હકીકત આજ ગ્રંથના ચોથા દ્વારની ૨૦ મી ગાથામાં જણાવેલ છે. તેથી ઉપશાન્તમોહાદિ ત્રણ ગુણસ્થાનકોમાં માત્ર યોગના નિમિત્તથી જે સાતાવેદનીય બંધાય છે તે માત્ર પ્રકૃતિ અને પ્રદેશરૂપે જ બંધાય છે, પણ વાસ્તવિક સ્થિતિ રૂપે બંધાતું નથી. તેથી જ વિવક્ષિત સમયે બંધાયેલ તે દલિક પછી-પછીના સમયે ભોગવાઈ ક્ષય થઈ જાય છે માટે જ બે સમય પ્રમાણ સ્થિતિબંધ થાય છે. એમ કહેવાય છે. તેથી તે બે સમય પ્રમાણ સ્થિતિબંધને જઘન્યસ્થિતિબંધમાં ગ્રહણ કરવામાં આવેલ નથી.

પ્ર. ૩૧. આ ગ્રંથમાં ટીકાકાર મહર્ષિએ દેવો, નારકો અને યુગલિકોને નિરુપક્રમી કહ્યા છે. જ્યારે બૃહત્સંગ્રહણીની મૂળગાથામાં આ ઉપરાંત ત્રિષષ્ટિ શલાકા પુરુષો તથા તદ્ભવ મોક્ષગામીઓને પણ નિરુપક્રમી કહ્યા છે. તો આ ભિન્નતાનું કારણ શું ? વળી જો તે બરાબર હોય તો પ્રતિવાસુદેવો વાસુદેવોના શસ્ત્રોથી જ મૃત્યુ પામે છે અને ખંધક મુનિ, ગજસુકુમાલ મુનિ આદિ અનેક ચરમશરીરીઓ પણ શસ્ત્રાદિ નિમિત્તોદ્વારા જ આયુ પૂર્ણ કરી મોક્ષમાં ગયેલ છે, તો તેઓને નિરુપક્રમી કેમ કહેવાય ?

ઉ. અહિં ટીકાકારશ્રીએ 'જે જીવોને આયુષ્ય પૂર્ણ થવામાં એટલે કે મૃત્યુ પામવામાં શસ્ત્રાદિ નિમિત્તો બનતાં જ નથી' તેવા જીવોને જ નિરુપક્રમી તરીકે ગણાવેલ છે. ત્યારે બૃહત્સંગ્રહણી આદિમાં શસ્ત્રાદિ નિમિત્તો પ્રાપ્ત થવા છતાં જે જીવોનું આયુષ્ય ઘટતું નથી તેવા જીવોને પણ નિરુપક્રમી કહ્યા છે. તેથી જ પ્રતિવાસુદેવો અને ખંધક મુનિ આદિ ચરમશરીરી જીવોને જ્યારે પોતાનું આયુષ્ય પૂર્ણ થાય છે ત્યારે શસ્ત્રાદિક નિમિત્તો થાય છે પણ તે શસ્ત્રાદિક નિમિત્તોથી તેઓનું આયુષ્ય ઘટતું નથી તેથી તેઓ નિરુપક્રમી કહેવાય છે. આ પ્રમાણે વિવક્ષાભેદ હોવાથી પૂર્વાપર વિરોધ નથી.

પ્ર. ૩૨. "ત્રીજા આરાને અંતે એક યુગલિક મનુષ્યના તાડવૃક્ષતળે બેસેલ યુગલમાંથી પુરુષ તેની ઉપર ફળ પડવાથી મૃત્યુ પામ્યો, અને તે યુગલકન્યા નાભિરાજાદ્વારા સુનંદા સાથે પ્રથમ તીર્થાધિપતિ શ્રી ઋષભદેવ પ્રભુને પરણાવવામાં આવી" આ પ્રમાણે અનેક ગ્રંથોમાં આવે છે. તો યુગલિકો નિરુપક્રમી જ હોય એમ કેમ કહેવાય ?

ઉ. આવા બનાવો ક્વચિત્ જ બનતા હોવાથી આશ્ચર્યરૂપ ગણાય છે. તેથી તેમાં કંઈ દોષ નથી. અથવા આવા બનાવો યુગલિકકાળ નષ્ટ થવાનું સૂચવે છે. જુઓ કાલલોકપ્રકાશ.

પ્ર. ૩૩. અનપવર્ત્તનીય અને નિરુપક્રમી આયુષ્યમાં શું ફરક છે ?

ઉ. અનપવર્ત્તનીય આયુષ્ય નિરુપક્રમી જ હોય છે. ત્યારે નિરુપક્રમી આયુષ્ય અનપવર્ત્તનીય અને અપવર્ત્તનીય એમ બન્ને પ્રકારનું હોય છે. આ બન્નેમાં તફાવત છે.

પ્ર. ૩૪. વામન સંસ્થાનની સ્થિતિ બાબત શું મતાન્તર છે ?

ઉ. મૂળકારશ્રીએ પાંચમા સંસ્થાન અને પાંચમા સંઘયણની અઢાર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બતાવી છે. ત્યાં કર્મગ્રંથ તથા આ ગ્રંથના મતે પાંચમા સંસ્થાન તરીકે 'વામન' જણાવેલ છે. જ્યારે બૃહત્સંગ્રહણી આદિ કેટલાક ગ્રંથોમાં વામનને ચોથા સંસ્થાન તરીકે ગણાવેલ છે. તેથી તેમના મતે વામનની ઉત્કૃષ્ટ સ્થિતિ સોલ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે.

પ્ર. ૩૫. કર્મપ્રકૃતિના મતે પોતપોતાની પ્રકૃતિની વર્ગોત્કૃષ્ટ સ્થિતિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિએ ભાગતાં જેટલો આવે તેટલો તે તે પ્રકૃતિઓનો એકેન્દ્રિયને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો છે. ત્યાં વર્ગ એટલે શું ?

ઉ. અહિં સ્વજાતીય કર્મપ્રકૃતિઓના સમૂહને વર્ગ કહેવામાં આવે છે. જેમઃ– મતિજ્ઞાનાવરણ આદિ પાંચે પ્રકૃતિઓનો સમૂહ 'જ્ઞાનાવરણીય વર્ગ' કહેવાય છે એજ રીતે દર્શનમોહનીયની પ્રકૃતિ તે દર્શન મોહનીય વર્ગ, કષાય મોહનીય પ્રકૃતિઓનો સમૂહ તે કષાય મોહનીય વર્ગ અને નોકષાય પ્રકૃતિઓનો સમૂહ તે નોકષાય મોહનીય વર્ગ કહેવાય છે. આ પ્રમાણે દરેક કર્મમાં સ્વયં વિચારી લેવું.

પ્ર. ૩૬. શ્વાસોચ્છ્વાસ એટલે શું ? તે એક મિનીટમાં કેટલા થાય ?

ઉ. 'માનસિક ચિંતા અને શારીરિક વ્યાધિ રહિત નવયુવાન માનવને એક શ્વાસ લેવા–મૂકવામાં એટલે કે નાડીના એક ધબકારામાં જેટલો ટાઇમ લાગે તેટલા ટાઈમ પ્રમાણ' શ્વાસોચ્છ્વાસ કહેવાય છે. તે એક મિનીટમાં ૭૮ાા થી કંઇક અધિક થાય છે.

પ્ર. ૩૭. નવમા અને દશમા ગુણસ્થાને અનેક જીવ આશ્રયી પણ વિવક્ષિત સમયે એક–એક જ અધ્યવસાય હોય છે. તેથી આ બે ગુણસ્થાને આવેલ ત્રણે કાલવર્ત્તી સર્વ આશ્રયી અધ્યવસાયસ્થાનો પણ આ બે ગુણસ્થાનકના કાળના જેટલા સમયો હોય તેટલા જ હોય છે, પણ તેથી વધારે નહિ, અને તે ઘણા જ થોડા અસંખ્યાત પ્રમાણ છે. વળી મતિજ્ઞાનાવરણીય વગેરે કેટલીક પ્રકૃતિઓનો જઘન્યસ્થિતિબંધ ક્ષપકશ્રેણિમાં દશમા ગુણસ્થાનકના

ચરમ સમય આદિમાં જ થાય છે. અને તેમાંની અશુભ પ્રકૃતિઓનો જઘન્ય રસબંધ તથા શુભપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ પણ ત્યાંજ થાય છે. તેમજ ત્યાં અનેક જીવ આશ્રયી પણ એક જ અધ્યવસાય હોય છે. જ્યારે જઘન્ય આદિ પ્રત્યેક સ્થિતિબંધમાં તે તે સ્થિતિબંધના કારણભૂત કાષાયિક અધ્યવસાયો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ હોય છે અને પૂર્વ-પૂર્વ કરતાં પછી-પછીના સ્થિતિસ્થાનમાં તે અધિક-અધિક હોય છે. તેમજ જઘન્ય આદિ સ્થિતિબંધના કારણભૂત એક-એક કાષાયિક અધ્યવસાયમાં રસબંધના અધ્યવસાયો અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ કહ્યા છે.

તો ક્ષપકશ્રેણિમાં દશમા અને નવમા ગુણસ્થાને જ જે પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ અથવા જઘન્ય કે ઉત્કૃષ્ટ રસબંધ થાય છે ત્યાં અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો કેમ હોય ?

ઉ. જઘન્ય સ્થિતિબંધથી આરંભી પ્રત્યેક સ્થિતિસ્થાનમાં અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અને ઉત્તરોત્તર અધિક-અધિક સ્થિતિબંધના અધ્યવસાયો તેમજ સ્થિતિબંધના એક-એક અધ્યવસાયમાં રસબંધના અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો કહેલ છે. ત્યાં ક્ષપકશ્રેણિમાં દશમા ગુણસ્થાનકે આદિમાં થતા જઘન્ય સ્થિતિબંધ, જઘન્ય રસબંધ કે ઉત્કૃષ્ટ રસબંધ લેવાના નથી, પરંતુ અભવ્ય સંજ્ઞિ-પંચેન્દ્રિયને ઓછામાં ઓછો જે અન્તઃ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય છે અને તે વખતે જે જઘન્ય કે ઉત્કૃષ્ટ રસબંધ થાય છે તે જઘન્ય સ્થિતિબંધાદિ લેવાના છે. અને તેથી જ અનુકૃષ્ટિ, તીવ્ર-મંદતા આદિનો વિચાર પણ મોટાભાગે અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસ્થાન આદિ આશ્રયીને જ કરવામાં આવેલ છે.

પ્ર. ૩૮. જે સમયે કોઈપણ કર્મનો દશકોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય તે સમયે પ્રથમ નિષેકસ્થાનમાં ગોઠવાયેલ દલિકનો સ્થિતિસત્તા કાળ કેટલો હોય ?

ઉ. પ્રથમ નિષેકસ્થાનમાં ગોઠવાયેલ કર્મદલિક જો કોઇપણ કરણ ન લાગે તો એક હજાર વર્ષ પ્રમાણ અબાધાકાળ પૂર્ણ થતાં જ પ્રથમ સમયે ઉદયદ્વારા ભોગવાઇ આત્માથી છુટું પડે માટે તેનો સ્થિતિસત્તા કાળ એક સમય અધિક એક હજાર વર્ષ કહેવાય.

પ્ર. ૩૯. સંજ્ઞિ-પંચેન્દ્રિયો કેટલી અને કઈ કઇ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ કરે ?

ઉ. જ્ઞાનાવરણ ૫, દર્શનાવરણ ૪, સંજ્વલનચતુષ્ક, પુરુષવેદ, સાતાવેદનીય, યશઃકીર્તિ, આહારકદ્વિક, તીર્થંકર નામકર્મ, ઉચ્ચગોત્ર અને અંતરાયપંચક આ પચ્ચીશ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ સંજ્ઞિ-પંચેન્દ્રિયો જ કરે, તેમજ

ચાર આયુષ્યનો જઘન્ય સ્થિતિબંધ પણ સંજ્ઞિ-પંચેન્દ્રિયો કરી શકે એથી કુલ ઓગણત્રીશ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ સંજ્ઞિ-પંચેન્દ્રિય કરી શકે છે.

પ્ર. ૪૦. એવી કઇ પ્રકૃતિઓ છે કે જેનો જઘન્ય સ્થિતિબંધ પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયો જ કરી શકે ?

ઉ. વૈક્રિયષટ્ક.

પ્ર. ૪૧. એકેન્દ્રિયો જ જેનો જઘન્ય સ્થિતિબંધ કરી શકે એવી પ્રકૃતિઓ કઈ કઈ ?

ઉ. નિદ્રાપંચક, અસાતાવેદનીય, મિથ્યાત્વ, આદ્ય બાર કષાય, હાસ્યષટ્ક, સ્ત્રીવેદ, નપુંસકવેદ, (વૈક્રિયષટ્ક, જિનનામ, યશઃકીર્ત્તિ અને આહારકદ્વિક સિવાય શેષ) નામકર્મની સત્તાવન તથા નીચગોત્ર-આ પંચાશી પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ એકેન્દ્રિયો જ કરી શકે છે.

પ્ર. ૪૨. દેવ-નારક સિવાયના એકેન્દ્રિય આદિ સર્વ જીવો જેનો જઘન્ય સ્થિતિબંધ કરી શકે તેવી પ્રકૃતિઓ કઇ છે ?

ઉ. મનુષ્યાયુ તથા તિર્યંચાયુ.

પ્ર. ૪૩. કોઇપણ મૂળકર્મના ઉત્કૃષ્ટ તથા જઘન્ય સ્થિતિબંધનો કાળ કેટલો ?

ઉ. કોઈપણ કર્મના ઉત્કૃષ્ટ સ્થિતિબંધનો ઉત્કૃષ્ટ કાળ અંતર્મુહૂર્ત્ત અને જઘન્યકાળ એક સમય છે. વળી આયુષ્ય વિના સાતકર્મના જઘન્ય સ્થિતિબંધનો ઉત્કૃષ્ટ અને જઘન્ય એમ બન્ને પ્રકારે કાળ એક સમય જ છે. અને આયુષ્ય કર્મના જઘન્ય સ્થિતિબંધનો ઉત્કૃષ્ટ તથા જઘન્ય કાળ અંતર્મુહૂર્ત્ત છે. આયુષ્યના આ સ્થિતિબંધનો કાળ ભોગ્યકાળની અપેક્ષાએ લખેલ છે.

પ્ર. ૪૪. સર્વવિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય કઈ કઇ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ કરે ? શેષ પ્રકૃતિઓનો કેમ ન કરે ?

ઉ. સર્વવિશુદ્ધ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય પાંચ નિદ્રા, મિથ્યાત્વ, આદ્ય બાર કષાય, ભય, જુગુપ્સા અને નામકર્મની ધ્રુવબંધી નવ એમ કુલ ઓગણત્રીશ ધ્રુવબંધી તેમજ હાસ્ય, રતિ, મનુષ્યદ્વિક, તિર્યંચદ્વિક, પંચેન્દ્રિય જાતિ, ઔદારિકદ્વિક, પ્રથમ સંઘયણ, પ્રથમ સંસ્થાન, શુભવિહાયોગતિ, પરાઘાત, ઉચ્છ્વાસ, ત્રસનવક અને નીચગોત્ર એમ કુલ ત્રેપન પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ કરે, શેષ અસાતાવેદનીય આદિ બત્રીશ પ્રકૃતિઓ પરાવર્ત્તમાન અશુભ હોવાથી અતિવિશુદ્ધ પરિણામે બંધાતી ન હોવાથી તેઓના જઘન્ય સ્થિતિબંધ ન કરે.

પ્ર. ૪૫. અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ વખતે જેમ અંતરકરણ કરી મિથ્યાત્વની સર્વોપશમના કરે છે. તેમ અંતરકરણ કરી અનંતાનુબંધીનો ઉપશમ કરે કે ન કરે ?

ઉ. મિથ્યાત્વની જેમ અંતરકરણ કરી અનંતાનુબંધિનો પણ ઉપશમ કરે એમ લાગે છે, પરંતુ તેવા અક્ષરો ક્યાંય જોવામાં કે જાણવામાં આવેલ નથી. છતાં મિથ્યાત્વના ઉપલક્ષણથી અનંતાનુબંધિનો ઉપશમ કરે–એમ માનવામાં હરકત લાગતી નથી. વળી જો કદાચ ઉપશમ ન કરે તો ક્ષયોપશમ તો કરે જ. અન્યથા ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ જ ન થાય.

પ્ર. ૪૬. વેદનીય સિવાય સાથે બંધાતાં દરેક મૂળકર્મને સ્થિતિને અનુસારે દલિકનો ભાગ મળે છે. તો આયુષ્યકર્મ કરતાં નામકર્મ તથા ગોત્રકર્મનો સ્થિતિબંધ સંખ્યાતગુણ હોવાથી આ બન્ને કર્મને આયુષ્યકર્મ કરતાં સંખ્યાતગુણ દલિક મળવાં જોઇએ તો વિશેષાધિક કેમ કહેલ છે ?

ઉ૦ આયુષ્ય કરતાં નામ અને ગોત્રકર્મની સ્થિતિ સંખ્યાતગુણ હોવા છતાં આયુષ્યની પ્રધાનતા હોવાથી તથાસ્વભાવે જ આયુષ્યકર્મના સ્થિતિસ્થાનથી જ તેમાં દલિકો ઘણાં ઘણાં ગોઠવાય છે, જ્યારે નામ અને ગોત્રકર્મના પ્રથમાદિ સ્થિતિસ્થાનોમાં આયુષ્ય કરતાં ઘણાં ઓછાં ઓછાં દલિકો ગોઠવાય છે. માટે આયુષ્ય કરતાં આ બન્ને કર્મની સ્થિતિ સંખ્યાતગુણ હોવા છતાં દલિકો વિશેષાધિક જ પ્રાપ્ત થાય છે. આ તો પંચમ કર્મ૦ ગા. ૮૦ ની ટીકાનુસાર યુક્તિ માત્ર છે. પરંતુ તે જ ટીકામાં જણાવેલ છે કે–નિશ્ચયથી તો અહિં શ્રી જિનવચન જ પ્રમાણભૂત છે. આ જ પ્રમાણે પછીના પ્રશ્નોત્તરમાં સમજવું.

પ્ર. ૪૭. જ્ઞાનાવરણીય વગેરે ત્રણ કર્મો કરતાં મોહનીયનો સ્થિતિબંધ સંખ્યાતગુણ હોવા છતાં તેને દલિકો વિશેષાધિક જ કેમ મળે છે ?

ઉ૦ મોહનીયકર્મમાં માત્ર મિથ્યાત્વ મોહનીયનો જ સ્થિતિબંધ જ્ઞાનાવરણીય વગેરે ત્રણ કર્મો કરતાં સંખ્યાતગુણ છે. શેષ મોહનીયકર્મની સઘળી પ્રકૃતિઓનો સંખ્યાત ગુણ નથી. પરંતુ કેટલીક પ્રકૃતિઓનો વિશેષાધિક અને કેટલીકનો જ્ઞાનાવરણીય આદિ ત્રણથી પણ ઓછો સ્થિતિબંધ છે, તેથી જ્ઞાનાવરણીય આદિ ત્રણ કર્મ કરતાં મોહનીયને દલિકભાગ વિશેષાધિક જ મળે છે.

પ્ર. ૪૮. બીજા કર્મોની જેમ વેદનીયકર્મનાં પુદ્ગલો થોડાં હોય તો સ્પષ્ટ અનુભવ કેમ ન થાય ?

ઉ૦ વેદનીયકર્મનાં પુદ્ગલો ચાર પ્રકારના આહારમાંથી અશન જેવાં અને શેષ કર્મનાં પુદ્ગલો સ્વાદિમ આહાર જેવાં કહેલ છે તેથી જેમ–દાળ, ભાત, શાક,

રોટલી વગેરે અશનરૂપ આહાર પુરતા પ્રમાણમાં હોય તો જ તૃપ્તિરૂપ સ્વકાર્ય કરી શકે અને તજ, એલાયચી, સોપારી વગેરે સ્વાદિમ આહાર બહુ જ અલ્પ પ્રમાણમાં હોય તો પણ તૃપ્તિરૂપ સ્વકાર્ય કરી શકે છે. તે જ રીતે અહિં પણ સમજી લેવું.

પ્ર. ૪૯. તીર્થંકર નામકર્મના નિકાચિત બંધની શરૂઆત કોણ કરે? અને ક્યારે કરે?

ઉ. તીર્થંકર નામકર્મના નિકાચિત બંધની શરૂઆત મનુષ્ય જ કરે અને તે તીર્થંકરના ભવથી પહેલાંના ત્રીજા ભવમાં જ કરે. તે માટે જુઓ–આવશ્યક ચૂર્ણિ પૃષ્ઠ ૩૭૩, ગાથા નં. ૭૪૩, ૭૪૪.

પ્ર. ૫૦. એવી કઇ પ્રકૃતિઓ છે કે જેની ઉત્કૃષ્ટ સ્થિતિ વિશુદ્ધિએ બંધાય અને શુભ ગણાય?

ઉ. દેવ, મનુષ્ય અને તિર્યંચ એ ત્રણ આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ વિશુદ્ધિએ બંધાય અને તેથી તે શુભ ગણાય છે.

પ્ર. ૫૧. પુણ્યપ્રકૃતિઓમાં એવી કઇ કઇ પ્રકૃતિઓ છે કે જેઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધે ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધે જઘન્ય રસ બંધાય?

ઉ. દેવાયુ, મનુષ્યાયુ અને તિર્યંચાયુ આ ત્રણ આયુષ્યનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધે ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધે જઘન્ય રસબંધ થાય છે.

પ્ર. ૫૨. ઉપરના પ્રશ્નમાં જણાવેલ ત્રણ આયુષ્ય સિવાય શેષ સર્વ પુન્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંક્લિષ્ટ પરિણામથી થાય અને તેથી તે અશુભ ગણાય તેવી રીતે તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ સંક્લિષ્ટ પરિણામથી કેમ ન બંધાય? વળી તે અશુભ કેમ ન ગણાય?

ઉ. જેમ સુવર્ણ ઉત્તમ હોવા છતાં તેના બંધનમાં લાંબા સમય સુધી રહેવું ગમતું નથી તેમ તે પુન્યપ્રકૃતિઓ હોવા છતાં તેઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંસારમાં દીર્ઘકાળ સુધી પરિભ્રમણ કરાવનાર હોવાથી તત્ત્વજ્ઞાનીને ગમતો નથી તેમ જ તે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંક્લિષ્ટ પરિણામથી થાય છે માટે તે અશુભ ગણાય છે, જ્યારે પુન્યપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસ વિશુદ્ધિએ બંધાય છે. માટે તે શુભ ગણાય છે.

પ્ર. ૫૩. અશુભ પ્રકૃતિઓમાં એવી કઇ કઇ પ્રકૃતિઓ છે કે જેઓનો જઘન્ય સ્થિતિબંધ તથા જઘન્ય રસબંધ એક જ જીવ એકી સાથે અવશ્ય કરે?

ઉ. પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ અને પાંચ અંતરાય એ ચૌદ પ્રકૃતિઓનો ક્ષપક સૂક્ષ્મસંપરાયના ચરમસમયે અને પુરુષવેદ તથા ચાર સંજ્વલનનો ક્ષપક

નવમા ગુણસ્થાને પોતપોતાના બંધવિચ્છેદ સમયે એક જ જીવ એકી સાથે જઘન્ય સ્થિતિબંધ તથા જઘન્ય રસબંધ અવશ્ય કરે.

પ્ર. ૫૪. પુન્યપ્રકૃતિઓમાં એવી કઇ પ્રકૃતિઓ છે કે જેઓનો જઘન્ય સ્થિતિબંધ કરે ત્યારે જ ઉત્કૃષ્ટ રસબંધ થાય?

ઉ. સાતાવેદનીય, ઉચ્ચગોત્ર, યશઃકીર્ત્તિ, જિનનામ તથા આહારકદ્વિક આ છ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ થાય ત્યારે જ ઉત્કૃષ્ટ રસબંધ થાય.

પ્ર. ૫૫. ત્રણ આયુષ્ય સિવાય સર્વ પુન્યપ્રકૃતિઓના જઘન્ય સ્થિતિબંધમાં તેઓનો ઉત્કૃષ્ટ રસબંધ થાય, એમ કહેવાય છે. તો ઉપરના પ્રશ્નના ઉત્તરમાં છ પ્રકૃતિઓનો જ જઘન્ય સ્થિતિબંધ થાય ત્યારે ઉત્કૃષ્ટ રસબંધ થાય, એમ કેમ કહ્યું?

ઉ. ત્રણ આયુષ્ય સિવાય શેષ સર્વ પુન્યપ્રકૃતિઓના જઘન્યસ્થિતિબંધ વખતે ઉત્કૃષ્ટ રસબંધ થાય, એ સામાન્ય કથન છે. એટલે સંજ્ઞિ-પંચેન્દ્રિય પર્યાપ્તો જઘન્યમાં જઘન્ય સ્થિતિબંધ કરે તે વખતે શેષ પુન્યપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસબંધ પડે એમ સમજવાનું છે એથી સાતાવેદનીય આદિ છ પ્રકૃતિ સિવાય શેષ પુન્યપ્રકૃતિઓનો એકેન્દ્રિયો અને દેવદ્વિક તથા વૈક્રિયદ્વિકનો પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિય જઘન્ય સ્થિતિબંધ કરે છે. ત્યારે તેઓને તેવા પ્રકારની વિશુદ્ધિ ન હોવાથી તેઓનો ઉત્કૃષ્ટ રસબંધ એકેન્દ્રિયો કે પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિય કરતા નથી. પરંતુ કેટલીક પ્રકૃતિઓનો ક્ષપકશ્રેણિમાં વર્ત્તતા અને કેટલીક પ્રકૃતિઓનો અન્ય જીવો કરે છે.

પ્ર. ૫૬. કાર્મણવર્ગણા લોકમાં સર્વત્ર વ્યાપીને રહેલ છે. જ્યારે વિવક્ષિત કોઇ પણ એક જીવ લોકના અમુક ભાગમાં જ રહે છે તો તે વિવક્ષિત જીવ કઇ કાર્મણવર્ગણાને કેટલા પ્રમાણમાં ગ્રહણ કરે?

ઉ. જેમ અગ્નિની જ્વાળા તેનાથી દૂર રહેલ પદાર્થો દહનયોગ્ય હોવા છતાં તે પદાર્થોને અગ્નિરૂપે બનાવતી નથી, પરંતુ અગ્નિજ્વાળાની અંદર આવેલ પદાર્થોને જ અગ્નિરૂપે બનાવે છે. અર્થાત્ બાળે છે. તેમ વિવક્ષિત જીવ પણ તે જીવના આત્મપ્રદેશોને સ્પર્શેલ કે નહિ સ્પર્શેલ વર્ગણાઓને કર્મરૂપે બનાવતો નથી, પણ જીવપ્રદેશોની અંદર રહેલ કાર્મણવર્ગણાને યોગના અનુસારે અલ્પ કે વધુ પ્રમાણમાં અનંત સંખ્યામાં ગ્રહણ કરી કર્મરૂપે બનાવે છે.

પ્ર. ૫૭. જ્યારે આયુષ્યકર્મ બંધાય છે ત્યારે અવશ્ય આઠેય મૂળકર્મ બંધાય છે, એટલે આયુષ્યને અન્ય કોઈ પણ મૂળકર્મનો ભાગ મળતો નથી. વળી જ્યારે આયુષ્ય બંધાય ત્યારે ચારમાંથી એક જ બંધાય છે, એથી આયુષ્યકર્મને

પ્રાપ્ત થતો સર્વભાગ બધ્યમાન તે એક જ આયુષ્યને મળે છે તો બંધાતા આયુષ્યને સર્વદા સમાન ભાગ મળવા છતાં આયુષ્યકર્મના અથવા ચારે આયુષ્યના જઘન્ય પ્રદેશબંધ આદિ ચાર ભેદો શી રીતે ઘટી શકે ?

ઉ. આયુષ્યકર્મને કોઈપણ મૂળકર્મ કે સ્વજાતીય ઉત્તરપ્રકૃતિઓના ભાગ મળતા નથી, પરંતુ આયુષ્યબંધ વખતે જીવની ભૂમિકાને અનુસારે યોગ અલ્પ કે વધુ હોય છે અને એ યોગના અનુસારે કર્મદલિક ગ્રહણ થાય છે. એથી જઘન્યયોગે આયુષ્ય બાંધે ત્યારે જઘન્ય પ્રદેશબંધ અને ઉત્કૃષ્ટયોગે આયુષ્ય બાંધે ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશબંધ થાય છે. વળી તદનુસાર અજઘન્ય અને અનુત્કૃષ્ટ પ્રદેશબંધ પણ ઘટી શકે છે.

પ્ર. ૫૮. મૂળ આઠ કર્મમાંથી કયા કર્મનો સાદ્યાદિ ચારે પ્રકારે ઉદય હોય ? અને તે કઈ રીતે ?

ઉ. મોહનીયકર્મનો સાદ્યાદિ ચારે પ્રકારે ઉદય હોય છે તે આ રીતેઃ— ઉપશાંતમોહગુણસ્થાનકથી પડતાં મોહનીયનો પુનઃ ઉદય થાય ત્યારે સાદિ, દશમા ગુણસ્થાનકથી આગળ નહિ ગયેલાને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ.

પ્ર. ૫૯. મતિજ્ઞાનાવરણીયનો ઉત્કૃષ્ટ તથા જઘન્યસ્થિતિ ઉદય કેટલો હોય ? અને તે કઈ રીતે ?

ઉ. મતિજ્ઞાનાવરણીયનો ઉત્કૃષ્ટ સ્થિતિઉદય બે આવલિકા ન્યૂન એક સમય અધિક ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. તે આ રીતેઃ—જીવ ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે, ત્યારબાદ બંધાવલિકા વ્યતીત થતાં જ પ્રથમ ઉદયસ્થિતિસ્થાનમાં વર્તતા તે જીવને ઉદયાવલિકા ઉપરની બે આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિની ઉદીરણા થાય છે, અને તે ઉદીરણાથી કરાયેલ દલિક નિક્ષેપ ભોગવાતા પ્રથમ ઉદયસ્થિતિસ્થાનમાં પણ થાય છે. તેથી એક ઉદય સમય અધિક બે આવલિકા ન્યૂન ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદય હોય છે.

જઘન્ય સ્થિતિ ઉદય એક સમય પ્રમાણ છે, અને તે બારમા ગુણ-સ્થાનકના ચરમસમયે જ થાય છે.

પ્ર. ૬૦. ક્ષપિતકર્માંશ અને ગુણિતકર્માંશ આત્મા કોને કહેવાય ?

ઉ. જે આત્માને ઓછામાં ઓછા કર્મપ્રદેશોની સત્તા હોય તે ક્ષપિતકર્માંશ

અને જે આત્માને વધારેમાં વધારે કર્મપ્રદેશોની સત્તા હોય તે ગુણિતકર્માંશ આત્મા કહેવાય છે.

પ્ર. ૬૧. લઘુક્ષપક એટલે શું ? તેમજ પ્રાયઃ ઉત્કૃષ્ટ પ્રદેશોદય તેને જ કહેવાનુ કારણ શું ?

ઉ. લઘુ=જલદી, ક્ષપક=કર્મનો ક્ષય કરનાર, અર્થાત્ આઠ વર્ષની વયે સર્વવિરતિનો સ્વીકાર કરી અંતર્મુહૂર્ત્તમાં જ ક્ષપકશ્રેણી ઉપર આરુઢ થઈ કેવળજ્ઞાન પામે તે લઘુક્ષપક કહેવાય છે, તેમજ સંયમપ્રાપ્તિ પહેલાં નિર્જરા અલ્પ હોવાથી અને બંધ વધુ હોવાથી સત્તામાં પ્રદેશો ઘણા હોય છે. વળી અન્તર્મુહૂર્ત્તમાં જ તેઓનો ગુણશ્રેણિકૃત ઉદયદ્વારા ક્ષય કરવાનો હોવાથી તે આત્માને ઘણા પ્રદેશોનો ઉદય થાય છે. વળી તેને જ ઉત્કૃષ્ટ પ્રદેશોદય કહેલ છે.

પ્ર. ૬૨. ચિરક્ષપણા એટલે શું ?

ઉ. ચિર=લાંબા કાળે. ક્ષપણા=કર્મનો ક્ષય કરવો તે, એટલે કે પૂર્વક્રોડ વર્ષના આયુષ્યવાળો જે આત્મા ઘણા કાળ પછી સંયમનો સ્વીકાર કરે, વળી દીર્ઘકાળ સંયમ પાળી અલ્પ આયુષ્ય બાકી રહે ત્યારે ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે. તે આત્માને કર્મનો જે ક્ષય થાય છે, તે ચિરક્ષપણા કહેવાય છે.

પ્ર. ૬૩. અગિયારમાંથી કેટલી અને કઈ કઈ ગુણશ્રેણિઓ ઉદયદ્વારા સંપૂર્ણ ભોગવીને જ આત્મા કાળ કરી શકે ? પરંતુ તે પહેલાં નહિ ?

ઉ. મોહક્ષપક, ક્ષીણમોહ, સયોગિ અને અયોગિ એમ આ ચાર સંબંધી ગુણ-શ્રેણિઓ ઉદયદ્વારા સંપૂર્ણ ભોગવીને જ અયોગિના ચરમસમય બાદ કાળ કરે, પણ તે પહેલાં નહિ. શેષ સાત ગુણશ્રેણિઓ કાળ કરી અન્ય ભવમાં પણ ભોગવે.

પ્ર. ૬૪. પહેલે ગુણસ્થાને કેટલી ગુણશ્રેણિઓ પ્રાપ્ત થઈ શકે ?

ઉ. સમ્યક્ત્વ વગેરે સંબંધી પ્રથમની ત્રણ ગુણશ્રેણિઓ કરી શીઘ્ર મિથ્યાત્વ પામનાર આત્માને ઉદયની અપેક્ષાએ પહેલે ગુણસ્થાનકે આ ત્રણ ગુણશ્રેણિઓ પ્રાપ્ત થઇ શકે છે.

પ્ર. ૬૫. નરકાદિ ચાર ગતિમાં કેટલી અને કઇ કઇ ગુણશ્રેણિઓ કરી શકે ?

ઉ. નરક તથા દેવગતિમાં સમ્યક્ત્વ સંબંધી તેમજ અનંતાનુબંધિની વિસંયોજના સંબંધી એમ બે, તિર્યંચગતિમાં આ બે અને દેશવિરતિ સંબંધી એમ ત્રણ અને મનુષ્યગતિમાં અગિયારે અગિયાર ગુણશ્રેણિઓ કરી શકે છે.

પ્ર. ૬૬. નરકાદિ ચાર ગતિઓમાં કેટલી અને કઇ કઇ ગુણશ્રેણિઓ ઉદયમાં પ્રાપ્ત થાય ?

ઉ. નરક તથા તિર્યંચગતિમાં પ્રથમની પાંચ, દેવગતિમાં પ્રથમની સાત અને મનુષ્યગતિમાં અગિયારે-અગિયાર ગુણશ્રેણિઓમાં કરેલ દલિકરચનાનો અનુભવ હોઈ શકે છે.

પ્ર. ૬૭. એવી કઇ ગુણશ્રેણિઓ છે કે-જેમાં પ્રત્યેક સમયે ઉપરની સ્થિતિમાંથી સમાન દલિકો ઉતારી અસંખ્યાત ગુણાકારે ગોઠવે ? તે કારણ સાથે જણાવો.

ઉ. ઉપશાન્તમોહ તથા સયોગિ આ બે ગુણસ્થાનકોમાં સ્થિર પરિણામ હોવાથી તે બે ગુણસ્થાનકો સંબંધી ગુણશ્રેણિઓમાં પ્રતિસમયે ઉપરની સ્થિતિમાંથી સરખાં દલિકો ઉતારી અસંખ્ય ગુણાકારે ગોઠવે છે.

પ્ર. ૬૮. કઈ કઈ કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય કઈ કઈ ગતિમાં હોય ?

ઉ. વૈક્રિયસપ્તક, દેવત્રિક, મધ્યમ આઠ કષાય, અને હાસ્યષટ્ક-આ ચોવીશ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય દેવગતિમાં જ હોય. નરકત્રિકનો નરકગતિમાં જ હોય. એકેન્દ્રિયાદિ આદ્ય ચાર જાતિ, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, આતપ, અને તિર્યંચત્રિક. આ બાર પ્રકૃતિઓનો તિર્યંચગતિમાં જ, તેમજ જ્ઞાનાવરણ પાંચ, દર્શનાવરણ છ, વેદનીય બે, સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, ત્રણ વેદ, સંજ્વલનચતુષ્ક, મનુષ્યાયુ, મનુષ્યદ્વિક, પંચેન્દ્રિય જાતિ, ઔદારિકસપ્તક, આહારકસપ્તક, તૈજસ-કાર્મણ સપ્તક, સંસ્થાન-ષટ્ક, સંહનનષટ્ક, વર્ણચતુષ્કની વીશ, વિહાયોગતિદ્વિક, આતપ વિના પ્રત્યેક પ્રકૃતિ સાત, ત્રસદશક, અસ્થિર, અશુભ, દુઃસ્વર, ઉચ્ચગોત્ર અને અંતરાયપંચક-એમ કુલ એકસો સાત પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય મનુષ્યગતિમાં જ હોય છે. વળી થીણદ્ધિત્રિકનો મનુષ્યગતિમાં તેમજ મતાન્તરે મનુષ્ય અને તિર્યંચગતિમાં, દૌર્ભાગ્ય, અનાદેય, અપયશ અને નીચગોત્ર આ ચારનો દેવ સિવાય શેષ ત્રણ ગતિમાં તેમજ મિથ્યાત્વ મોહનીય તથા અનંતાનુબંધીચતુષ્ક એ પાંચનો ચારે ગતિમાં ઉત્કૃષ્ટ પ્રદેશોદય થઈ શકે છે.

પ્ર. ૬૯. યુગલિકો નિરુપક્રમી અનપવર્ત્તનીય આયુષ્યવાળા કહેવાય છે. છતાં ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા યુગલિકને ઉત્પત્તિ પછી અન્તર્મુહૂર્ત આયુ વર્જી શેષ અન્તર્મુહૂર્ત ન્યૂન ત્રણ પલ્યોપમ પ્રમાણ આયુષ્યની અપવર્ત્તના કરી ત્યારપછીના પ્રથમ સમયે તિર્યંચને તિર્યંચાયુનો અને મનુષ્યને મનુષ્યાયુનો

ઉત્કૃષ્ટ પ્રદેશોદય કહ્યો છે તો અનપવર્ત્તનીય આયુષ્યવાળા યુગલિકોને આયુષ્યની અપવર્ત્તના શી રીતે હોય ?

ઉ. યુગલિકોને અપર્યાપ્ત અવસ્થામાં આયુષ્યની અપવર્ત્તના થાય છે, પરંતુ પર્યાપ્ત થયા બાદ અપવર્ત્તના થતી નથી. માટે અનપવર્ત્તનીય આયુષ્યવાળા કહ્યા છે. આ હકીકત શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર તથા આચારંગ સૂત્રમાં પણ કહેલ છે.

પ્ર. ૭૦. જઘન્ય પ્રદેશોદય પ્રાયઃ કયા જીવને હોય ?

ઉ. આયુ સિવાયની સર્વ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય પ્રાયઃ ક્ષપિતકર્માંશ જીવને જ હોય છે.

પ્ર. ૭૧. અનંતાનુબંધિનો જઘન્ય પ્રદેશોદય કયા જીવને હોય ? તે કારણ સહિત સમજાવો.

ઉ. ક્ષપિતકર્માંશ જે કોઇ જીવ ચાર વાર મોહનીયનો ઉપશમ કરી પ્રથમ ગુણસ્થાને આવી સ્વભૂમિકા અનુસાર જઘન્ય યોગે વર્ત્તતાં અન્તર્મુહૂર્ત્તકાળ માત્ર અનંતાનુબંધિનો બંધ કરી તરત જ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી, સાધિક એકસો બત્રીશ સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વનો કાળ પૂર્ણ કરી પ્રથમ ગુણસ્થાને આવે તે જીવને મિથ્યાત્વના ઉદયની પ્રથમ આવલિકાના ચરમસમયે યથાયોગ્ય ચારે અનંતાનુબંધિનો જઘન્ય પ્રદેશોદય હોય છે.

ચાર વાર મોહનીયનો ઉપશમ કરવાથી સત્તામાં રહેલ અપ્રત્યાખ્યાનીય વગેરે શેષ કષાયનાં ઘણાં દલિકોનો ક્ષય થાય છે અને થોડાં જ દલિકો સત્તામાં શેષ રહે છે, તેથી મિથ્યાત્વ ગુણસ્થાને અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અનંતાનુબંધિના બંધ વખતે તેમાં સંક્રમ દ્વારા અન્ય કષાયોનાં ઘણાં જ ઓછાં દલિકો આવે. ત્યારબાદ સાધિક એકસો બત્રીશ સાગરોપમ સુધી સમ્યક્ત્વના કાળમાં સત્તામાં રહેલ જે અલ્પ પ્રમાણમાં અનંતાનુબંધિનાં દલિકો છે તે પણ અન્ય પ્રકૃતિઓમાં સંક્રમવાથી ઘણા જ ઓછાં સત્તામાં રહે છે. તેથી ચાર વાર મોહનો ઉપશમ કરનાર અને સાધિક એકસો બત્રીશ સાગરોપમ સુધી સમ્યક્ત્વનુ પાલન કરનાર જીવ ગ્રહણ કરેલ છે.

મિથ્યાત્વ ગુણસ્થાને આવતાં જ પ્રથમ સમયથી અનંતાનુબંધિનો બંધ શરૂ થાય છે. તેથી સંક્રમ દ્વારા અન્ય કષાયોનાં દલિક બંધસમયથી જ અનંતાનુબંધિમાં આવે છે અને બંધાવલિકાની સાથે જ સંક્રમાવલિકા પૂર્ણ થવાથી આવલિકા પછી બંધથી અને સંક્રમથી પ્રાપ્ત થયેલ ઘણાં દલિકો ઉદય તથા ઉદીરણા દ્વારા ભોગવાય છે. તેથી આવલિકા પછી જઘન્ય પ્રદેશોદય ન થાય માટે પ્રથમ આવલિકાના ચરમસમયે જઘન્ય પ્રદેશોદય કહેલ છે.

આવલિકાના ચરમસમય કરતાં આવલિકાના પ્રથમાદિ સમયોમાં બંધથી

તથા અપવર્ત્તનાકૃત નિક્ષેપથી પ્રાપ્ત થયેલ દલિક વધારે પ્રમાણમાં હોય છે. તેથી ઉદયમાં પણ વધુ પ્રાપ્ત થાય છે. માટે પ્રથમાદિ સમયે નહિ કહેતાં ચરમસમયે જ જઘન્ય પ્રદેશોદય કહેલ છે.

પ્ર. ૭૨. દેવમાંથી ચ્યવી એકેન્દ્રિયપણું પ્રાપ્ત કરનાર જીવને પ્રથમ સમયે કઈ કઇ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય થાય? વળી તે જ એકેન્દ્રિયને દ્વિતીયાદિ સમયમાં અથવા બેઇન્દ્રિયાદિ અન્ય જીવોને જઘન્ય પ્રદેશોદય કેમ ન હોય?

ઉ. અવધિજ્ઞાનાવરણ વિના ચાર જ્ઞાનાવરણ, અવધિદર્શનાવરણ, વિના ત્રણ દર્શનાવરણ, નપુંસકવેદ, તિર્યંચદ્વિક, સ્થાવર અને નીચગોત્ર આ બાર પ્રકૃતિઓનો ક્ષપિતકર્માંશ એકેન્દ્રિય જીવોને ઉત્પત્તિના પ્રથમ સમયે જઘન્ય પ્રદેશોદય હોય છે. પરંતુ તેઓને દ્વિતીયાદિ સમયમાં અથવા અન્યજીવોને યોગ અસંખ્યગુણ હોવાથી ઉદીરણા અધિક થતી હોવાથી ઉદીરણા દ્વારા ઉદયમાં અધિક પ્રદેશો આવે અને દેવભવની છેલ્લી આવલિકામાં અતિસંક્લિષ્ટ પરિણામે બંધાયેલ કર્મદલિકોની બંધાવલિકા વ્યતીત થઈ જાય. માટે તે દલિકો પણ ઉદીરણા દ્વારા અધિક પ્રમાણમાં ઉદયમાં આવે. માટે જઘન્ય પ્રદેશોદય ન થાય. વળી દલિકોની ઉદ્વર્ત્તના કરેલ હોવાથી પહેલા સમયમાં દલિક પણ ઘણાં ઓછાં હોય છે. માટે જ પ્રથમ સમયે જઘન્ય પ્રદેશોદય હોય છે.

પ્ર. ૭૩. એકેન્દ્રિયમાં કેટલી અને કઇ-કઈ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશોદય હોઇ શકે?

ઉ. અવધિ વિના ચાર જ્ઞાનાવરણ, અવધિ વિના ત્રણ દર્શનાવરણ, થીણદ્ધિત્રિક, નપુંસકવેદ, તિર્યંચદ્વિક, એકેન્દ્રિય જાતિ, ઔદારિકષટ્ક, તૈજસ-કાર્મણ સપ્તક, વૈક્રિયષટ્ક, હુંડક સંસ્થાન, વર્ણચતુષ્કના વીશ, તીર્થંકર નામકર્મ વિના પ્રત્યેક પ્રકૃતિઓ સાત, બાદર પંચક, યશઃ નામકર્મ, દુઃસ્વર વિના સ્થાવર નવક અને નીચગોત્ર-એમ કુલ સત્તોતેર પ્રકૃતિઓનો એકેન્દ્રિયમાં જ જઘન્ય પ્રદેશોદય હોય.

પ્ર. ૭૪. ધ્રુવસત્તા પ્રકૃતિઓમાં એવી કઇ પ્રકૃતિઓ છે કે-જેઓની સત્તા સાદ્યાદિ ચાર પ્રકારે હોય?

ઉ, ચાર અનંતાનુબંધિ કષાયો ધ્રુવસત્તાક હોવા છતાં તેઓની સત્તા સાદ્યાદિ ચાર પ્રકારે છે.

પ્ર, ૭૫. અનંતાનુબંધિની સત્તા વિષયક શું મતાન્તર છે?

ઉ. અહિં તેમ જ કર્મપ્રકૃતિ વગેરેમાં અનંતાનુબંધિની સત્તા સાત ગુણસ્થાનક કહી છે ત્યારે પંચમ કર્મગ્રંથ વગેરેમાં અગિયાર ગુણસ્થાનક સુધી કહેલ છે. આ મતાન્તર છે.

પ્ર. ૭૬. નરકગતિ વગેરે અનુદયબંધોત્કૃષ્ટા પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ મૂળકર્મ જેટલો જ અર્થાત્ વીશ કોડાકોડી આદિ સાગરોપમ પ્રમાણ હોવા છતાં તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા એક સમય ન્યૂન કેમ ?

ઉ. વિવક્ષિત સમયે ઉદયવતી પ્રકૃતિઓના ઉદયપ્રાપ્ત સ્થિતિસ્થાનના દલિકોમાં અનુદયવતી પ્રકૃતિઓના સમાન સમયના સ્થિતિસ્થાનમા રહેલ દલિક સ્તિબુક-સંક્રમ વડે સંક્રમી જાય છે. તેથી નરકગતિ વગેરે પ્રકૃતિઓનો જે સમયે વીશ કોડાકોડી વગેરે સાગરોપમના પ્રથમ સ્થિતિસ્થાનમાં રહેલ પૂર્વબદ્ધ નરકગતિ વગેરેના દલિકો ઉદયવતી મનુષ્યગતિ વગેરેના સમાન સમયમાં સ્તિબુક સંક્રમ દ્વારા સંક્રમી જાય છે. માટે જ બંધના પ્રથમસમયે નરકગતિ વગેરે અનુદયવતી પ્રકૃતિઓની સત્તામાં પ્રથમ સ્થિતિસ્થાનમાં દલિક ન હોવાથી બંધ કરતાં સત્તા એક સમય ન્યૂન હોય છે.

પ્ર ૭૭. ઉદયસંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા પોતાના મૂળકર્મથી એક આવલિકા ન્યૂન અને અનુદયસંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિઓની સમયાધિક આવલિકા ન્યૂન હોય છે. છતાં અંતર્મુહૂર્ત ન્યૂન પોતાના મૂળકર્મ જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ-સત્તા થાય એવી સંક્રમોત્કૃષ્ટા કઈ પ્રકૃતિઓ છે ? વળી તેઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તા અન્તર્મુહૂર્ત ન્યૂન જ કેમ થાય ? તે સમજાવો.

ઉ. અતિસંક્લિષ્ટ પરિણામી મિથ્યાદૃષ્ટિ સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ મિથ્યાત્વ મોહનીયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી તથાસ્વભાવે જ અંતર્મુહૂર્ત મિથ્યાત્વ ગુણસ્થાને રહી વિશુદ્ધિના વશથી સમ્યક્ત્વ પ્રાપ્ત કરી સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયની ઉદયાવલિકા ઉપર અંતર્મુહૂર્ત ન્યૂન ઉદયાવલિકા ઉપ-રની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ મિથ્યાત્વ મોહનીયનો સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયમાં સંક્રમ કરે. ત્યારે આ બન્ને પ્રકૃતિઓની અન્તર્મુહૂર્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે. માત્ર તે વખતે મિશ્રમોહનીયનો ઉદય ન હોવાથી ઉદય સમયનું દલિક સ્તિબુક-સંક્રમથી સમ્યક્ત્વ મોહનીયમાં સંક્રમી જાય છે. તેથી સમ્યક્ત્વ મોહનીય કરતાં મિશ્રમોહનીયની એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા હોય છે.

પ્ર. ૭૮. હાસ્યષટ્ક, પુરુષવેદ અને સંજ્વલન ક્રોધાદિક ત્રણની જઘન્ય સ્થિતિસત્તા કેટલી હોય ? વળી તે કયા ગુણસ્થાનકે હોય ?

ઉ. હાસ્યષટ્કની જઘન્ય સ્થિતિસત્તા સંખ્યાત હજાર વર્ષ પ્રમાણ, પુરુષવેદની સમયોન બે આવલિકા ન્યૂન આઠ વર્ષ પ્રમાણ અને સંજ્વલન ક્રોધાદિ ત્રણની અનુક્રમે સમયોન બે આવલિકા ન્યૂન બે માસ, એક માસ અને પંદર અહો-રાત્ર જઘન્ય સ્થિતિસત્તા ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાનકે પેતપોતાના ચરમ-

સંક્રમ સમયે હોય છે. પરંતુ પુરુષવેદાદિ ચારમાં દલિકનિષેકરૂપ સ્થિતિ-સત્તા અન્તર્મુહૂર્ત ન્યૂન હોય છે.

પ્ર. ૭૯. ઉદયબંધોત્કૃષ્ટા તથા ઉદયસંક્રમોત્કૃષ્ટા પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે જ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા શા માટે?

ઉ. ઉપરોક્ત પ્રકૃતિઓનો જ્યારે ઉદય ન હોય ત્યારે ઉદયના પ્રથમ સ્થિતિસ્થાનમાં રહેલ દલિક સ્તિબુક સંક્રમથી અન્ય પ્રકૃતિઓમાં સંક્રમી જાય છે. માટે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વખતે અથવા અન્ય પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સંક્રમ વખતે એક સમય ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા થાય છે અને ઉદય હોય ત્યારે પ્રથમ સ્થિતિ-સ્થાનનું દલિક સ્વરૂપે વિદ્યમાન હોવાથી એક સમય અધિક સ્થિતિસત્તા થાય છે. માટે આ બન્ને પ્રકારની પ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે જ ઉત્કૃષ્ટ સ્થિતિ-સત્તા થાય છે.

પ્ર. ૮૦. પ્રથમ ગુણસ્થાને જિનનામકર્મની સત્તા અન્તર્મુહૂર્ત જ કેમ હોય?

ઉ. પ્રથમ ગુણસ્થાને નરકાયુ બાંધી પછી ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી તેના પ્રભાવથી જિનનામનો નિકાચિત બંધ કરી મિથ્યાત્વ ગુણસ્થાને આવીને જ નરકમાં જાય છે અને નરકમાં જઈ સર્વ પર્યાપ્તિઓ પર્યાપ્ત થઈ અંતર્મુહૂર્તમાં જ સત્તામાં રહેલ જિનનામના પ્રભાવથી અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. એથી મિથ્યાત્વ ગુણસ્થાને અન્તર્મુહૂર્તથી વધારે જિનનામની સત્તા ઘટી શકતી નથી.

પ્ર. ૮૧. અનેક જીવો આશ્રયી કેટલાં સત્તાગત સ્થિતિસ્થાનો નિરંતરપણે જ પ્રાપ્ત થાય?

ઉ. એકેન્દ્રિય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસત્તાથી આરંભી તે તે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તા સુધીના સમયો પ્રમાણ સત્તાગત સ્થિતિસ્થાનો નિરંતરપણે જ પ્રાપ્ત થાય છે.

પ્ર. ૮૨. સત્તાગત અનુભાગસ્થાનના ત્રણ પ્રકારો કયા? અને તેનુ કારણ શું?

ઉ. બંધોત્પત્તિક, હતોત્પત્તિક અને હતહતોત્પત્તિક—એમ ત્રણ પ્રકારે સત્તાગત અનુભાગસ્થાનો છે. રસબંધના કારણભૂત અધ્યવસાયસ્થાનોથી જે રસસ્થાનો થાય છે તે બંધોત્પત્તિક, ઉદ્વર્ત્તના—અપવર્ત્તનારૂપ કરણવિશેષથી જે રસ-સ્થાનો થાય છે તે હતોત્પત્તિક અને રસઘાત દ્વારા જે ફરીથી સત્તાગત અનુ-ભાગસ્થાનો બને છે તે હતહતોત્પત્તિક અનુભાગસ્થાનો છે.

પ્ર. ૮૩. ચારિત્રમોહોપશમક અને ચારિત્રમોહક્ષપક સંબંધી ગુણશ્રેણિઓ નવમા દશમા ગુણસ્થાને કરે એમ જણાવેલ છે. પરંતુ અપૂર્વકરણ ગુણસ્થાનકે સ્થિતિ-ઘાતાદિ પાંચે અપૂર્વ પદાર્થો કરે છે. એથી અપૂર્વ ગુણશ્રેણિ પણ કરે છે. એમ નક્કી થાય છે. તો આ ગુણશ્રેણિનો અગિયારમાંથી કઈ ગુણશ્રેણિમાં સમાવેશ થાય?

આ ગુણશ્રેણિનો સમાવેશ ચારિત્રમોહોપશમક અને ચારિત્રમોહક્ષપક ગુણશ્રેણિમાં જ થાય. જો કે પંચમકર્મગ્રંથ ગા૦ ૮૨ ની ટીકામાં ઉપરોક્ત બન્ને ગુણશ્રેણિઓ નવમા-દશમા ગુણસ્થાને કહેલ છે. છતાં ઉપલક્ષણથી આઠમા ગુણસ્થાને પણ હોઈ શકે એમ લાગે છે.

પ્ર. ૮૪ ઉપશાન્તમોહ આદિ ત્રણ ગુણસ્થાને સાતા વેદનીયરૂપ માત્ર એક જ મૂળ અને ઉત્તરપ્રકૃતિનો બંધ હોવાથી બધ્યમાન સર્વ દલિક સાતાને જ મળે-માટે સાતાવેદનીયનો ઉત્કૃષ્ટ પ્રદેશબંધ ઉપશાન્તમોહથી સયોગિ-ગુણસ્થાનક સુધી કહેવો જોઈએ છતાં દશમા ગુણસ્થાને જ કેમ કહ્યો ?

ઉ. તમારી વાત સાચી છે. પરંતુ અહિં સર્વત્ર સકષાયી જીવને થતા કર્મબંધનીજ વિવક્ષા છે. તેથી ઉપશાન્તમોહાદિ ગુણસ્થાને કષાય ન હોવાથી ત્યાં ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી ન બતાવતાં દશમા ગુણસ્થાને જ બતાવેલ છે.

પ્ર. ૮૫ પુરુષવેદનો બંધ-વિચ્છેદ થયા બાદ તેનુ દ્વિતીયસ્થિતિમાં બે સમયન્યૂન બે આવલિકાકાળે બંધાયેલ દલિક જ સત્તામાં કેમ હોય ? તેથી ઓછા કે વધારે કાળમાં બંધાયેલ કર્મદલિક સત્તામાં કેમ ન હોય ?

ઉ. જે કર્મ જે વિવક્ષિત સમયે બંધાય છે તે વિવક્ષિત સમયથી એક આવલિકા સુધીના કાળને બંધાવલિકા કહેવાય છે. તે બંધાવલિકામાં કોઇ પણ કરણ લાગતું ન હોવાથી બંધાવલિકા વ્યતીત થયા બાદ બીજી આવલિકાના પ્રથમ સમયથી જ તેનો સંક્રમ શરૂ થાય છે. અને તે દલિકનો અન્ય પ્રકૃતિમાં સંપૂર્ણ સંક્રમ થતાં ઓછામાં ઓછો એક આવલિકા કાળ લાગે, એટલે સંક્રમાવલિકાના દ્વિચરમ સમય સુધી તે દલિક સ્વસ્વરૂપે વિદ્યમાન હોય છે. પરંતુ ચરમસમયે સ્વ-સ્વરૂપે રહેતું નથી. કેમકે તે સંપૂર્ણપણે અન્યપ્રકૃતિમાં સંક્રમેલ છે. ધારો કે- અસત્કલ્પનાએ અનિવૃત્તિકરણ ગુણસ્થાનકના આઠમા સમયે પુરુષવેદનો બંધ-વિચ્છેદ થાય છે. અને એક આવલિકાના અસત્કલ્પનાએ ચાર સમય કલ્પીએ તો બંધ-વિચ્છેદ રૂપ આઠમા સમયે બંધાયેલ કર્મદલિકની ચાર સમય રૂપ બંધાવલિકા અગિયારમા સમયે વ્યતીત થાય. ત્યારપછીના બારમા સમયથી સંક્રમ શરૂ થાય, ત્યાં બારથી પંદર સમય સુધીના ચાર સમય રૂપ સંક્રમાવલિકા હોય. તે સંક્રમાવલિકાના ઉપાન્ત્ય સમય સુધી એટલે કે-ચૌદમા સમય સુધી આઠમા સમયે બંધાયેલ દલિકની સ્વરૂપે સત્તા હોય. પરંતુ સંક્રમાવલિકાના ચરમસમય રૂપ પંદરમા સમયે સત્તા ન હોય, તેજ પ્રમાણે સાતમા સમયે બંધાયેલ દલિકની તેરમા સમય સુધી, છઠ્ઠા સમયે બંધાયેલ દલિકની બારમા સમય સુધી, એ જ રીતે પાંચમા સમયે બંધાયેલની અગિયારમા સમય સુધી. ચોથા સમયે બંધાયે-

લની દશમા સમય સુધી અને ત્રીજા સમય બંધાયેલ દલિકની નવમા સમય સુધી સ્વરૂપે સત્તા હોય છે પણ પછી-પછીના સમયે સ્વરૂપે સત્તા હોતી જ નથી. વળી આઠમા સમયે બંધ-વિચ્છેદ થતો હોવાથી નવમો સમય એ બંધ-વિચ્છેદ પછીનો પ્રથમ સમય કહેવાય. તે નવમા સમયે ઉપર બતાવ્યા મુજબ ત્રીજાથી આઠમા સમય સુધીના છ સમયે બંધાયેલ દલિકની જ સત્તા હોય છે. પણ આ ગુણસ્થાનકના પ્રથમના બે સમયોમાં બંધાયેલ દલિકોની સત્તા હોતી નથી. અને અસત્કલ્પનાએ ચાર સમયની આવલિકાની કલ્પના કરેલ હોવાથી અસત્કલ્પનાએ જે છ સમય છે એ બે સમયન્યૂન બે આવલિકા કહેવાય. તેથી જ બંધ-વિચ્છેદ પછીના એટલે કે નવમા સમયે બે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલ દલિકની જ સત્તા હોય પણ તેથી ઓછા કે વધારે કાળમાં બંધાયેલ દલિકની સત્તા હોઈ શકે જ નહિ.

પ્ર. ૮૬ કેટલાં પ્રદેશ સત્કર્મસ્થાનનું એક સ્પર્દ્ધક થાય ?

ઉ. સામાન્યથી વિવક્ષિત સમયે ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી એક-એક પરમાણુની વૃદ્ધિએ અનંતા પ્રદેશ સત્કર્મસ્થાનનું એક સ્પર્દ્ધક થાય છે. પરંતુ બંધ-વિચ્છેદ પછી પુરુષવેદ અને સંજ્વલન ક્રોધાદિ ત્રણ એ ચાર પ્રકૃતિઓનાં દ્વિતીય સ્થિતિગત દલિકનાં જે બે સમયન્યૂન બે આવલિકા પ્રમાણ સ્પર્દ્ધકો બતાવેલ છે, ત્યાં વિવક્ષિત સમયે ભિન્ન-ભિન્ન જીવો આશ્રયી એક-એક પરમાણુની વૃદ્ધિએ અનંત પ્રદેશસત્કર્મસ્થાનો થતાં નથી, પરંતુ યોગસ્થાનની વૃદ્ધિથી કર્મસ્કંધની વૃદ્ધિએ નિરંતર પ્રદેશસત્કર્મસ્થાનો થાય છે. વળી યોગસ્થાનો અસંખ્ય જ હોવાથી વિવક્ષિત સમયે પણ એક-એક કર્મસ્કંધની વૃદ્ધિએ અસંખ્ય પ્રદેશસત્કર્મસ્થાનો જ થાય. તેથી યોગસ્થાનના આધારે થતાં હોવાથી આ ચાર પ્રકૃતિઓની દ્વિતીયસ્થિતિમાં અસંખ્ય પ્રદેશસત્કર્મસ્થાનનું જ એક-એક સ્પર્દ્ધક થાય છે.



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૩ | कर्मं | कर्म |
| ૨ | ૬ | कर्मं | ,, |
| ૮ | ૨૮ | શબ્દ અર્થનું | અર્થનું |
| ૧૦ | ૨૯ | ગ્રહણ | આહારાદિ પુદ્ગલોના ગ્રહણ |
| ૧૧ | ૨૨ | સંપૂર્ણ | મન સંપૂર્ણ |
| ૧૧ | ૩૭ | કરે છે. | ગ્રહણ કરે છે. |
| ૧૭ | ૭ | પંચેન્દ્રિયમાં | અસંજ્ઞિ પંચેન્દ્રિયમાં |
| ૧૭ | ૨૭ | ग्रये | ग्रये |
| ૨૮ | ૩૧ | આહારરદ્વિક | આહારકદ્વિક |
| ૩૨ | ૪ | હણુ | હવે |
| ૩૩ | ૩૩ | જ્ઞાનાનો | જ્ઞાનોનો |
| ૩૬ | ૯ | અંશન | અંશને |
| ૩૭ | ૩૧ | પુદ્ગલોને | પુદ્ગલોનો |
| ૩૯ | ૧૦ | વ્યાપરથી | વ્યાપારથી |
| ૩૯ | ૩૧ | તથી | નથી |
| ૪૦ | ૩ | ઈચ્છતા | ઇચ્છતા |
| ૪૮ | ૨૯ | પ્રારભક | પ્રારંભક |
| ૫૦ | ૧૮ | ક્ષયક | ક્ષપક |
| ૫૦ | ૨૪ | પ્રાત્ત | પ્રાપ્ત |
| ૫૪ | ૩૨ | અંતકરણ | અંતરકરણ |
| ૫૫ | ૩૧ | કિટ્ટિઓનો | કિટ્ટિઓ |
| ૫૫ | ૩૫ | છે | છે તેથી |
| ૬૦ | ૬ | માટે એ | માટે જે |
| ૬૩ | ૨ | પર્યાપ્ત | પર્યાપ્ત, પ્રત્યેક, |
| ૬૪ | ૬ | અતંતા | અનંતા |
| ૬૪ | ૮ | અસંખ્યાતા | સંખ્યાતા |
| ૬૪ | ૧૪ | ,, | ,, |
| ૬૫ | ૪ | વ્યાપારનો | વ્યાપારને |
| ૬૬ | ૨૯ | કે એ | એ |
| ૬૭ | ૪ | અસખ્યાતમા | અસંખ્યાતા |
| ૭૫ | ૧૯ | મટે | માટે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૭ | ૨ | કેવાળ | કેવળી |
| ૭૮ | ૨૮ | સમ્બંધં | સંબંધ |
| ૮૦ | ૧૬ | અવિરિત | અવિરતિ |
| ૮૧ | ૧૩ | અપૂર્વકરાણુદિમાં | અપૂર્વકરણાદિમાં |
| ૮૨ | ૨૪ | તેઓને | જીવોને |
| ૮૨ | ૩૧ | યોગ | ઉપયોગ |
| ૮૭ | ૨૪ | કોડ, | કોડા, |
| ૮૯ | ૨૩ | કઇ ન્યૂન નવ પૂર્વના અભ્યાસી | ઉત્કૃષ્ટથી કંઇક ન્યૂન દશ પૂર્વના અને જઘન્યથી નવમા પૂર્વની ત્રીજી આચાર વસ્તુ સુધીના અભ્યાસી |
| ૯૦ | ૩ | કેવલિક | કૈવલિક |
| ૯૨ | ૧૮ | કંઇકિન્યૂન | × × |
| ૯૬ | ૨૪ | કરતી | કરતાં |
| ૧૦૦ | ૩૩ | રહેલ | કહેલ |
| ૧૦૧ | ૨૭ | મથન | મંથાન |
| ૧૦૧ | ૨૮–૨૯ | પાંચમા સમયે મંથાનનો, છઠ્ઠા સમયે કપાટનો, સાતમા સમયે દંડ રૂપે કરેલ આત્મ પ્રદેશોનો સંકોચ કરી આઠમા સમયે સ્વ. શરીરસ્થ થાય છે. | પાંચમા સમયે મંથાનના અંતરાનો, છઠ્ઠા સમયે મંથાનનો, સાતમા સમયે કપાટનો અને આઠમા સમયે દંડ રૂપે કરેલ આત્મપ્રદેશોનો સંકોચ કરી સ્વશરીરસ્થ થયા છે. |
| ૧૦૨ | ૩૩ | સ્થિતિવાળાં | સ્થિતિવાળી |
| ૧૦૩ | ૨૩ | દેશોન | દેશોનાર્ધ |
| ૧૦૫ | ૨૨ | ૦–૧ | ૧–૧ |
| ૧૦૮ | | ૦ | (મતિ અજ્ઞાનાદિ ત્રણ માર્ગણા તથા |
| ૧૦૯ | | ૦ | મિથ્યાત્વ, સાસ્વાદન અને અભવ્યમાર્ગણામા અવધિદર્શન હોય છે. |
| ૧૧૪ | ૧ | यन्त्रयम् | यन्त्रकम् |
| ૧૧૫ | ૧ | મિથ્યાદષ્ટિ ગુણ | મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક |
| ૧૨૨ | ૨ | તેમજ | તેનેજ |
| ૧૨૨ | ૩ | અને તે જ | અને |
| ૧૨૨ | ૪ | અનંતભાગ | અનંતમો ભાગ |
| ૧૨૩ | ૫ | चतुर्दशाधा | चतुर्दशधा |
| ૧૨૩ | ૧૮ | केवइ | केणइ |
| ૧૨૫ | ૭ | सर्व्वं | सर्व |
| ૧૨૬ | ૨૮ | ધકણૂ | અર્થમાં ધકણૂ |
| ૧૨૮ | ૨ | વીર્યાન્તરાત્વ | વીર્યાન્તરાયત્વ. |
| ૧૨૮ | ૨૩ | અંશને | અંશનો ક્ષય કરે છે અને સત્તાગત અંશને |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૯ | ૨૨ | આવો | ભાવો |
| ૧૨૯ | ૨૩ | પોતપોતાના | હંમેશાં પોતપોતાના |
| ૧૨૯ | ૩૩ | ૧. જ્યારે | ૩. જ્યારે |
| ૧૩૧ | ૭ | ચારિત્ર, દાનાદિ લબ્ધિ, ક્ષાયિક સમ્યક્ત્વ, સિદ્ધોને કેવળજ્ઞાન, દર્શન | સિદ્ધોને કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયિક સમ્યક્ત્વ, ચારિત્ર, દાનાદિ લબ્ધિ, |
| ૧૩૫ | ૨૮ | તે ભંગ | તે ભંગ સંખ્યા મેળવવી, એટલે જે પદના સંયોગની ભંગ સંખ્યા કાઢવા ઇચ્છા કરી હોય તે ભંગ |
| ૧૪૭ | ૧૧ | અહિ | અહિં મેં |
| ૧૫૦ | ૮ | દેવો અસંખ્યાત૰ | દેવો સંખ્યાત૰ |
| ૧૫૦ | ૩૧ | ૪૪ | ૪૩ તેથી સ્થલચર પંચેન્દ્રિયતિર્યંચ નપુંસકો સંખ્યાત ગુણા છે. ૪૪ |
| ૧૫૧ | ૩૧ | તેવી | તેથી |
| ૧૫૧ | ૩૨ | નિર્ણય | પ્રમાણના નિર્ણય |
| ૧૫૩ | ૨૮ | તેના અસંખ્યાતમો | તેનો સંખ્યાતમો |
| ૧૫૩ | ૨૮ | અસંખ્યાતગુણા | સંખ્યાગુણા |
| ૧૫૫ | ૪ | શ્રણ્યઃ | શ્રેણ્ય. |
| ૧૫૫ | ૯ | ભાગમાર હેલ | ભાગમા રહેલ |
| ૧૫૯ | ૨૭ | રશિ૰ | રાશિ૰ |
| ૧૬૩ | ૨૯ | સામ્યગ્૰ | સમ્યગ્૰ |
| ૧૬૬ | ૧૫ | કાળ | કાળ છે. |
| ૧૬૭ | ૬ | પહેલાં | પહેલા |
| ૧૭૪ | ૨૫ | ભવનાં | ભવના |
| ૧૭૫ | ૩૦ | દેશિવરિત જ | દેશવિરતિ જ |
| ૧૭૬ | ૨૯ | આવિલિકા | આવલિકા |
| ૧૭૭ | ૨ | બાવીસ, હજાર વર્ષ, | બાવીશ હજાર વર્ષ |
| ૧૭૮ | ૧૬ | રહેનારા | રહેનારા, તેમા દક્ષિણાર્ધભાગમાં રહેનારા |
| ૧૭૮ | ૨૧ | દક્ષિણ | ૨. દક્ષિણ |
| ૧૮૧ | ૩ | પુદ્ગલાર્ધ | પુદ્ગલાર્ધ |
| ,, | ૧૯ | સમય૰ | સમ્ય૰ |
| ,, | ૨૨ | વધારેનાં | વધારેમા |
| ૧૮૨ | ૧૭ | કાળને | કાળને બાદર |
| ૧૮૨ | ૨૮ | પરાવર્ત | પરાવર્ત્તન |
| ૧૮૩ | ૩૦ | પુદ્ગલ૰ | ૨ પુદ્ગલ૰ |
| ૧૮૪ | ૨૨ | પુદ્લ૰ | પુદ્ગલ૰ |
| ૧૮૫ | ૨૦ | પુદ્ગ૰ | ,, |
| ૧૮૭ | ૩૧ | મીશ્રો૰ | મિશ્રો૰ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૮ | ૯ | કહે છે | રહે છે. |
| ૧૯૧ | ૪ | મુનિનો | મુનિઓ |
| ૧૯૧ | ૩૧ | તેમ | તેમજ |
| ૧૯૨ | ૨ | અપ્રમત્ત | અપ્રમત્તે |
| ૧૯૨ | ૧૩ | દેશવિરતિની જેમ સયોગિ | ક્ષીણમોહ અને અયોગિ |
| ૧૯૨ | ૧૯ | અને | અન્ય |
| ૧૯૭ | ૩૧ | ભાવિનીભૂત૦ | ભાવિનિ ભૂત૦ |
| ૧૯૮ | ૩૧ | પ્રકાર | પ્રકારે |
| ૨૦૨ | ૨૭ | બાદ | બાદર |
| ૨૦૩ | ૭ | જઘન્ય | જઘન્યથી |
| ૨૦૩ | ૨૨ | બંને બાદર એ | બાદર એ બંને |
| ૨૦૫ | ૧૮ | જો કે | જો કે બાદર એ |
| ૨૦૬ | ૧૦ | પર્યાપ્ત | પર્યાપ્ત–અપર્યાપ્ત |
| ૨૦૬ | ૨૯ | વિરોધ | વિરોધવાળી |
| ૨૦૮ | ૧૩ | સંપરાય | સંપરાય તેમજ સૂક્ષ્મ સંપરાય. |
| ૨૦૮ | ૧૯ | સમય | એક સમય |
| ૨૧૭ | ૩ | વધારે | વધારેમાં વધારે |
| ૨૧૭ | ૪ | તેનો | તેના |
| ૨૧૮ | ૨૬ | શરીરિનો | શરીરનો |
| ૨૧૯ | ૨ | પ્રમાણે | પ્રમાણ |
| ૨૧૯ | ૩ | ,, | ,, |
| ૨૨૧ | ૧૦ | नरएसु | नरएसु |
| ૨૨૩ | ૩ | પ્રાપ્તિ | પ્રાપ્ત |
| ૨૨૩ | ૨૬ | આત્માએ | આત્મા |
| ૨૨૫ | ૧૪ | क्षपकानाम् | क्षपकाणाम् |
| ૨૨૮ | ૫ | અતિવૃત્તિ૦ | અનિવૃત્તિ૦ |
| ૨૨૯ | ૧૪ | કારણ | કરણ |
| ૨૩૧ | ૪ | અસંખ્યાત૦ | સંખ્યાત૦ |
| ૨૩૪ | ૧૭ | હોવોથી | હોવાથી |
| ૨૩૬ | ૧૬ | ચઉરિન્દ્રિય | પર્યાપ્ત ચઉરિન્દ્રિય |
| ૨૩૭ | ૧૮ | તેઓથી | તેઓથી જળચર પંચેન્દ્રિય નપુંસકો સંખ્યાત ગુણા છે. તેઓથી |
| ૨૪૩ | ૧૯ | માત્ર | × |
| ૨૫૦ | ૧૯ | તો | તો તે દલિકોને |
| ૨૫૧ | ૨૫ | આદિ | આદિ અને |
| ૨૫૨ | ૫ | પ્રરૂણુયા | પ્રરૂપણા |
| ૨૫૬ | ૬ | પ્રમાણે | પ્રમાણ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૭ | ૧૧ | શક્ય | શક્ય |
| ૨૬૧ | ૧૮ | સાત | સાધિક સાત |
| ૨૭૨ | ૨૪ | માનવસ્ત્રીઓ | માનવસ્ત્રીઓ સત્તાવીશ ગુણી અને |
| ૨૭૪ | ૨૯ | અસંખ્યાતગુણ | સંખ્યાત ગુણ |
| ૨૮૦ | ૭ | નરકમા | નરકે ૭ રાજ થાય છે તો ત્રીજી નરકમાં જતાં બે રાજ અને છઠ્ઠી નરકમા |
| ૨૮૦ | ૨૫ | અપર્યાપ્ત. | અપર્યાપ્ત તથા સૂક્ષ્મ પર્યાપ્ત. |
| ૨૯૧ | ૬ | સંઘયણી | સંઘયણીને |
| ૨૯૪ | ૨ | વડે | જે વડે |
| ૩૦૧ | ૩૦ | સંસ્થાન નામકર્મ શરીરમાં આકાર | સંસ્થાન—આકાર |
| ૩૦૪ | ૧૯ | જ | જે |
| ૩૦૫ | ૨૨ | અવવવડે | અવયવવડે |
| ૩૦૫ | ૨૮ | વઘુતા | લઘુતા |
| ૩૧૧ | ૨ | અવયવોના | અવયવોમાં |
| ૩૧૫ | ૧૪ | જોડાતાં | જોડાતાં |
| ૩૧૫ | ૧૮ | આહાર | આહારક |
| ૩૧૫ | ૩૦ | „ | „ |
| ૩૨૦ | ૧૧ | પણ | પણ સર્વ |
| ૩૨૨ | ૫ | આ | આગળ |
| ૩૨૩ | ૩ | મિથ્યાત્વ | મિથ્યાત્વં |
| ૩૨૬ | ૨૩ | ભય, | ભય, જુગુપ્સા |
| ૩૩૦ | ૭ | કરવા | કરવા દ્વારા |
| ૩૩૦ | ૧૫ | સુસ્વર, સૌભાગ્ય, | સુસ્વર, દુસ્વર, દૌર્ભાગ્ય, સૌભાગ્ય, |
| ૩૩૨ | ૬ | દુધની | દુધની જેમ |
| ૩૩૫ | ૧૧ | સત્તામાં | × |
| ૩૩૮ | ૧૨ | તીવરસ | તીવ્રતમરસ |
| ૩૩૯ | ૬ | દેશઘાતિનામ્ | દેશઘાતિનીનામ્ |
| ૩૪૫ | ૨ | ભવપ્રત્યાદિ | ભવપ્રત્યયાદિ |
| ૩૪૬ | ૨૫ | પ્રકૃતિઓના | પ્રકૃતિઓ |
| ૩૫૫ | ૨૯ | તેણ | તેમ |
| ૩૬૧ | ૧૫ | અને | ઉદયવતી અને |
| ૩૬૧ | ૨૩ | સમકવ્યવચ્છિમાન૦ | સમકવ્યવચ્છિદ્યમાન૦ |
| ૩૬૫ | ૩ | ચરમસમયે | ચરમસમયે અથવા અયોગિકેવલિના ચરમસમયે |
| ૩૬૫ | ૩૫ | જાણ | જાણે |
| ૩૬૯ | ૧૮ | પ્રાપ્ત | ઉદયપ્રાપ્ત |
| ૩૭૧ | ૧૯ | સ્થિરાદિષટ્ક | અસ્થિરષટ્ક |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૭૨ | ૧૪ | સ્વરવ૦ | સ્વસ્વ૦ |
| ૩૭૩ | ૧૯ | પ્રકૃતિઓ | પ્રકૃતિઓમાં |
| ૩૭૩ | ૨૮ | એકોત્તેર પ્રકૃતિઓ | એકોત્તેર પ્રકૃતિઓ અને નીચગોત્ર એ બહોત્તેર પ્રકૃતિઓને |
| ૩૭૪ | ૯ | ચાદે | ચૌદે |
| ૩૭૭ | ૩૦ | અવસ્થામાં | સ્વાપાવસ્થામાં |
| ૩૭૯ | ૨ | હોવથી | હોવાથી |
| ૩૭૯ | ૧૧ | જેન | જેના |
| ૩૭૯ | ૨૬ | ધણા | ઘણા |
| ૩૮૫ | ૩ | અસંખ્યા | અસંખ્ય જીવોનાં અસંખ્ય |
| ૩૮૬ | ૧૬ | જેમા | જેના |
| ૩૮૭ | ૨૪ | અરે | અને |
| ૩૮૮ | ૧૦ | ઔદારિક | ઔદારિકાદિ |
| ૩૮૪ | ૨૪ | પીત | શીત |
| ૩૯૦ | ૧૭ | ઉદય | ઉદયમા |
| ૩૯૦ | ૨૦ | બ | છે |
| ૩૯૦ | ૨૯ | ગુણ | અને કેવલદર્શન ગુણ |
| ૩૯૧ | ૯ | અને | અચક્ષુદર્શનાવરણ અને |
| ૩૯૨ | ૩૧ | અધ્રુ | અધ્રુવ- |
| ૩૯૫ | ૧૭ | વિપાક | વિપાકી |
| ૩૯૮ | ૨૨ | એક | એક ભાગ |
| ૪૧૧ | ૨ | ચક્ષુદર્શનાવરણીય | અચક્ષુદર્શનાવરણીય |
| ૪૧૪ | ૪ | પ્રકૃતિઓનો | કઇ પ્રકૃતિઓનો |
| ૪૨૨ | ૭ | અણું: | અર્થ: |
| ૪૨૨ | ૨૧ | प्रत्ययक्रो | प्रत्ययिकः |
| ૪૨૨ | ૨૨ | प्रत्ययकः | प्रत्ययिक. |
| ૪૩૩ | ૨૧ | ભંગ | ભંગ થાય. એ પ્રમાણે જુગુપ્સા અને ત્રણ કાય મેળવતાં પણ એક લાખ વીશ હજાર ( ૧૨૦૦૦૦) ભંગ થાય. |
| ૪૩૬ | ૨૧ | अणणुदय० | अणउदय० |
| ૪૩૬ | ૨૧ | अणउदयो | अणणुदयो |
| ૪૪૭ | ૧૮ | તે-છે | છે-તે |
| ૪૫૯ | ૧૫ | વૈક્રિયમિશ્ર, | વૈક્રિયમિશ્ર, ઔદારિક મિશ્ર, |
| ૪૬૧ | ૨૧ | કાયની | ઇન્દ્રિયની |
| ૪૬૪ | ૭ | ઇન્દ્રિયની | કાયસ્થાને એક ઇન્દ્રિયની |
| ૪૭૮ | ૬ | હ્રદયયાં | હ્રદયમાં |
| ૪૮૩ | ૧૬ | ૧૧ થી ૭ | ૧૧ થી ૧૭ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮૭ | ૧૬ | પ્રણાણે | પ્રમાણે |
| ૪૮૮ | ૧૯ | ત્રણહજાર, | ત્રીશ હજાર, |
| ૪૯૪ | ૩૪ | અવિરતિ | અવિરતિ સંબંધી |
| ૪૯૫ | ૧૨ | અથવા | તેમજ |
| ૪૯૯ | ૨૮ | ત્રણને | ત્રણનો |
| ૫૦૧ | ૨૭ | કર્મના ઉદયથી પ્રજ્ઞા | કર્મનો ઉદય હોતે છતે પ્રજ્ઞા |
| ૫૦૧ | ૩૦ | અરિત | અરતિ |
| ૫૦૩ | ૨ | પરિષહ વિજય | મળ પરિષહ વિજય |
| ૫૦૪ | ૧૭ | થવાદે | થવાદે તે |
| ૫૧૩ | ૩૬ | જ્ઞાનાવરર્ણાદ | મતિજ્ઞાનાવરણાદિ |
| ૫૨૦ | ૧૮ | જ્યાં | જ્યાં સુધી |
| ૫૨૧ | ૩ | પણ | × |
| ૫૨૭ | ૧૨ | અનાદિ | અનાદિ વગેરે |
| ૫૨૯ | ૫ | સંજ્ઞાનો | સંજ્ઞાને |
| ૫૩૦ | ૧૫ | સાતકર્મનો | સાતકર્મના બંધનો |
| ૫૩૫ | ૧૫ | આહારદિ | આહારકદિક |
| ૫૪૪ | ૪-૫ | ચક્ષુદર્શનાદિ | ચક્ષુદર્શનાવરણાદિ |
| ૫૪૬ | ૧૮ | તેમજે | તેમજ |
| ૫૪૯ | ૧૨ | ત્રેત્રીશ | ત્રેવીશ |
| ૫૬૧ | ૧૪ | चउणतुद | चउणउइ |
| ૫૬૫ | ૧૧ | પ્રકૃતિઓની | પ્રકૃતિઓના |
| ૫૬૭ | ૩૬ | તેની | તેથી |
| ૫૬૮ | ૮ | दनादि | द्नादि० |
| ૫૭૦ | ૭ | ઉત્કૃષ્ટ | અનુત્કૃષ્ટ |
| ૫૭૦ | ૨૫ | जघन्यको | जघन्यकौ |
| ૫૭૩ | ૨૪ | ध्रुव० | ध्रुव० |
| ૫૭૭ | ૨૧ | અબાધાકાળ | અબાધાકાળ કહે છે અબાધાકાળ |
| ૫૮૬ | ૧૩ | ભાવક | ભાવિક |
| ૫૮૮ | ૧૨ | अतः | अन्तः |
| ૫૮૯ | ૧૧ | થયા, | થાય. |
| ૫૮૯ | ૧૩-૧૪ | આ પ્રમાણે પૂર્વકોટિ વરસના આયુવાળા તીર્થંકર થાય. | × |
| ૫૯૨ | ૨૦ | ગુણસ્થાનક | × |
| ૫૯૪ | ૨૧ | અંતરાય પાંચ, | અંતરાય પાંચ, જ્ઞાનાવરણીય પાચ તથા |
| ૫૯૭ | ૨૪ | છેડે | વડે |
| ૫૯૯ | ૬ | સ્થિતિ | સ્થિતિ થાય છે. |
| ૬૦૦ | ૧૧ | ચારિત્ર | ૧. ચારિત્ર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૦૧ | ૧૨ | नान | नोनं |
| ૬૦૩ | ૨૮ | તે પ્રકારે | તે આ પ્રકારે |
| ૬૦૭ | ૨૭ | ઉતર | ઉપર |
| ૬૧૦ | ૨૦ | સંખ્યાતમા | અસંખ્યાતમા |
| ૬૧૦ | ૨૮ | સંખ્યાતમો | અસંખ્યાતમો |
| ૬૧૩ | ૨૭ | આદિએ | આદિએ ગુણતાં |
| ૬૧૪ | ૨૨ | ૩૩સાગર૦ | ૩૩સાગર૦ |
| ૬૧૬ | ૫ | × | દેવાયુ—નરકાયુની જઘન્ય અબાધા અંતર્મુહૂર્ત હોય છે. |
| ૬૨૪ | ૯ | સંભવ | સંભવ ન |
| ૬૨૪ | ૨૦ | તેનાં | તેમાં |
| ૬૨૭ | ૧૪ | ॥ ૬૩ ॥ | ॥ ૬૨ ॥ |
| ૬૩૩ | ૧૬ | मोत्तं | मोत्तुं |
| ૬૩૫ | ૯ | द्वे अप्येते | द्वावप्येतौ |
| ૬૩૬ | ૧૯ | ભવ્યને | ભવ્ય |
| ૬૩૬ | ૬ | જ્યારે | × |
| ૬૫૦ | ૫ | વૈક્રિયદ્વિકના જઘન્ય રસબંધના સ્વામી તત્પ્રાયોગ્ય સં. ના બદલે અતિ સંક્લિષ્ટ લેવા | |
| ૬૫૨ | ૨૫ | સ્થિતિબંધના | સ્થિતિના ભેદો છે. તેનાથી અસંખ્યાત ગુણા સ્થિતિબંધના |
| ૬૫૩ | ૯ | લોકાકાશપ્રમાણ | લોકાકાશ પ્રદેશ પ્રમાણ |
| ૬૫૬ | ૩ | પરણમાવી | પરિણમાવી |
| ૬૬૨ | ૩૪ | એ પ્રમાણે મોહનીય માટે પણ સમજવું. | × |
| ૬૬૫ | ૧૧ | પ્રદેશબંધ | ઉત્કૃષ્ટ પ્રદેશબંધ |
| ૬૬૯ | ૩ | વર્ગણાઓ | ઘણી વર્ગણાઓ |
| ૬૭૦ | ૧૮ | તજસ, | તૈજસ |
| ૬૭૩ | ૬ | ભાગનો | ભાગનો પણ |
| ૬૭૪ | ૭ | મધ્રુવ૦ | મધ્રુવ૦ |
| ૬૭૬ | ૨૪ | મૂળપ્રકૃતિઓને | મૂળપ્રકૃતિઓનો |
| ૬૮૦ | ૩ | સયયવર્તી | સમયવર્તી |
| ૬૮૧ | ૧ | રસબંધ૦ | પ્રદેશબંધ૦ |
| ૬૮૧ | × | × | સાતાવેદનીયના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી સૂક્ષ્મસંપરાયવર્તી અને અસાતાવેદનીયના ઉત્કૃષ્ટ પ્રદેશબંધના સ્વામી મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી છે. બન્નેના જઘન્યપ્રદેશબંધના સ્વામી ભવાદ્યસમયવર્તી સર્વાલ્પ- |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | વીર્યવંત લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જીવ છે. |
| ૬૮૭ | ૨૫ | એટલો | જેટલો |
| ૬૮૭ | ૩૧ | જ્ઞાનદષ્ટિ | જ્ઞાનિદષ્ટ |
| ૬૮૯ | ૨૦ | તેઓને | તેઓ |
| ૬૮૯ | ૨૭ | સ્થિર | અસ્થિરદ્વિક, અયશ, સ્થિર |
| ૬૯૨ | ૧૬ | અને | રસબંધ અને |
| ૬૯૭ | ૧૩ | સ્થાનકોમાં દલિકોને | સ્થાનકોમાના દલિકોને |
| ૭૦૫ | ૩૨ | ભાગને | ભાગે |
| ૭૦૭ | ૩૨ | તેને | છે તેને |
| ૭૦૯ | ૩ | સર્વવિરતિ | સર્વવિરતિની |
| ૭૦૯ | ૪ | દેશવિરતિ આત્મા | દેશવિરતિથી સર્વવિરત આત્મા |
| ૭૧૦ | ૯ | વકૃષ્ટ૦ | ઉત્કૃષ્ટ૦ |
| ૭૧૭ | ૨૦ | કરીને | × |
| ૭૨૧ | ૧૧ | દોહુ૦ | બીહુ૦ |
| ૭૨૯ | ૧૫ | સર્વ૦ | સર્વ૦ |
| ૭૩૪ | ૨૧ | ભજનાઓ | ભજનાએ |
| ૭૪૦ | ૧૬ | સુભગ | × |
| ૭૪૩ | ૧૬ | સ્થિબંધ | સ્થિતિબંધ |
| ૭૪૪ | ૨૦ | ज्येष्ठम् | ज्येष्ठः |
| ૭૪૪ | ૨૧ | समयोनम् | समयोनः |
| ૭૪૭ | ૧૨ | सत्त | सत्तं |
| ૭૫૬ | ૨૮ | અજઘન્ય | જઘન્ય |
| ૭૬૧ | ૫ | ॥ ૧૧૨ ॥ | ॥ ૧૬૨ ॥ |
| ૭૬૧ | ૬ | वत्तयति | वर्त्तयति |
| ૭૬૨ | ૪ | તેની | તેથી |
| ૭૬૨ | ૨૯ | તમસ્તપ્રભા | તમસ્તમપ્રભા |
| ૭૬૫ | ૨૭ | सुणसु | जानीहि |
| ૭૭૦ | ૧૨ | પરમાણુઓની | પરમાણુની |
| ૭૭૦ | ૧૩ | ત્રણુપર– | એ પ્રમાણે બે પરમાણુનો પ્રક્ષેપ કરતાં ત્રીજું પ્રદેશસત્કર્મસ્થાન થાય, ત્રણ પર– |
| ૭૭૦ | ૧૮ | પ્રકૃતિઓના | પ્રકૃતિઓની |
| ૭૭૦ | ૩૨ | ચરમસમય | અને ચરમસમય |
| ૭૮૨ | ૧૧ | વૃદ્ધિ | વૃદ્ધિએ |
| ૭૮૪ | ૮ | સ્વરૂપની | સ્વરૂપ |
| ૭૮૬ | ૨ | ત્રણ | બંધાયેલા ત્રણ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૮૬ | ૩ | દલિકની | દલિકની પણ |
| ૭૯૧ | ૧૬ | આહારક | આહાર |
| ૭૯૮ | ૧૮ | ઓગણત્રીશ | ત્રેવીશ અને ચોવીશ. વળી તેમાંજ ઔદા- રિકદ્વિક, ઉપઘાત, પ્રથમ સંઘયણ, એ- સંસ્થાન અને પ્રત્યેક આ ૭ પ્રકૃતિઓ ઉમેરતાં ઔદારિકમિશ્ર કાયયોગે તે- મને જ અનુક્રમે ઓગણત્રીશ |
| ૭૯૯ | ૨ | કરતાં | કરતાં તેમજ |
| ૭૯૯ | ૭ | એમાં | તેમાં |
| ૮૦૧ | ૧૧ | પ્રકૃતિનો | પ્રકૃતિ |
| ૮૦૪ | ૨૯ | ચુમ્માલીશ | સુડતાલીશ |
| ૮૦૮ | ૮ | આહ | અહિં |
| ૮૦૮ | ૧૪ | ગોત્રની | ગોત્રનો |
| ૮૦૮ | ૧૯ | કર્મની | કર્મનો |
| ૮૧૫ | ૧૪ | પચેન્દ્રિયનો | પંચેન્દ્રિયને |
| ૮૨૩ | ૨ | કર્મનો | કર્મના |
| ૮૨૪ | ૨૧ | નથી | નથી તેથી |
| ૮૩૧ | ૩૨ | પ્રકૃતિઓનો | પ્રકૃતિઓને |
| ૮૩૩ | ૨૭ | યોગસ્થાને | યોગસ્થાનને |
| ૮૩૮ | ૧૦ | તેનો | તેનો તેટલો |
| ૮૪૧ | ૩ | આતપ | નરકદ્વિક, આતપ. |
| ૮૪૧ | ૬ | પ્રકૃતિઓનો | અન્ય પ્રકૃતિઓનો |
| ૮૪૩ | ૨૪ | ઉદયાલિકાની | ઉદયાવલિકાની |
| ૮૬૨ | ૭ | છે | હોય છે. |
| ૮૫૭ | ૩૨ | પ્રદે- | જઘન્ય પ્રદે- |
| ૮૬૧ | ૨ | તે | તેને |
| ૮૬૧ | ૬ | હોતી નથી તેમજ | હોય છે. પરંતુ |
| ૮૬૪ | ૫ | સ્થિતિષટ્ક | સ્થિરષટ્ક |
| ૮૬૫ | ૧૦ | ચોવીશ | ચોત્રીશ |
| ૮૬૮ | ૨૭ | ઉદ્વલના | ઉદ્વર્તના |
| ૮૭૪ | ૨૪ | ઓગણીશ | ઓગણત્રીસ |
| ૮૮૫ | ૨૧ | ઉત્તરકૃતિઓનાં | ઉત્તરપ્રકૃતિઓનાં |
| ૮૯૫ | ૧૫ | સ્થિતિસ્થાનથી | પ્રથમ સ્થિતિસ્થાનથી |